# નિવેદન

સસ્કૃત સાહિત્યના કાવ્ય, નાટક, પુરાણ, ધર્મશાસ્ત્ર વગેરેમા ગૂથાયેલા અર્થસભર શ્રેષ્ઠ વાક્યો—અર્થાત્ સુભાષિતોનો આ ગ્રથમાં સંગ્રહ કરવામા આવ્યો છે આ સુભાષિતોની વિશેષ ખૂબી એ છે કે તેઓ બધા પદ્યબદ્ધ હોઈ સહેલાઈથી મોઢે કરી શકાય છે

આવા સુભાષિતો જાણવા અને મોઢે કરવાનુ મહત્ત્વ ઘણુ છે ઘણા સુભાષિતો એવાં નીતિપૂર્ણ અને કિંમતી હોય છે કે માણસની બધ અને સાકડી દૃષ્ટિને ખુલ્લી—વિકસિત કરી દે છે માણસને જિંદગીના ક્ષેત્રોમા કેમ વર્તવુ તેની સમજણ પાડી તેને ચતુર, વ્યવહારકુશળ અને વિચક્ષણ બનાવે છે કોની સાથે, કેવા પ્રસગે, કેમ વર્તવુ, શું કરવું, શુ બોલવુ વગેરેની હોશિયારી માણસમા ઉત્પન્ન થવામા સુભાષિતો ઘણા ઉપયોગી થાય છે

વળી સુભાષિતો વિનોદ, રમૂજ અને નીતિથી યુક્ત હોવાથી વિદ્યાર્થીઓ તો તેમને ખૂબ રસપૂર્વક ગ્રહણ કરી લે છે અને આજુબાજુના વ્યવહાર તથા પ્રસગોમા તેનો ઉપયોગ કરવા લાગી જાય છે આથી તેમનામા બુદ્ધિની તીવ્રતા, વ્યાવહારિક દક્ષતા અને નીતિની દૃષ્ટિનો જલદી વિકાસ થવા લાગે છે, જે તેમને જીવનમા ઠેઠ સુધી ઉપયોગી થાય છે.

હિતોપદેશ, પંચતત્ર, નીતિશતક વગેરે સસ્કૃત ગ્રંથોમા યુવકો અને સામાન્ય જનોને ઉપયોગી એવાં ઘણા સુભાષિતો છે એ ખૂબ ઉપયોગી થયેલા તથા લોકપ્રસિદ્ધિને પામેલા છે આ ઉપરાત વિશાળ સસ્કૃત સાહિત્યમા સ્થળે સ્થળે વેરાયેલા બીજા અનેક રત્નો સમાન સુભાષિતોનો લાભ લોકોને મળે તે માટે ઘણા વિદ્વાનોએ એનો સગ્રહ કરવાના પ્રયત્ન કરેલા છે એ બધા પ્રયત્નોના આધારે તૈયાર થયેલો મોટો સગ્રહ તે આ સુભાષિતરત્નભાડાગાર છે સુભાષિતોના જે રત્નો, તે રત્નોના જે ભાણ્ડ અર્થાત્ પાત્રો—સગ્રહો, તેનો આગાર એટલે ભડાર એવો એનો અર્થ છે

આ ગ્રથમા જુદા જુદા વિષયના ૬૩૦૦ જેટલા સુભાષિતોને પાચ પ્રકરણોમા આપવામા આવ્યા છે સામાન્ય નીતિથી લઈને લગભગ તમામ ક્ષેત્રોમા ઉપયોગી સુભાષિતોનો વિપુલ સગ્રહ આ એક જ ગ્રથમા આપણને મળી શકે છે એથી ઉપયોગિતાની દૃષ્ટિએ આ ગ્રથ મહત્ત્વનો બની રહ છે વળી આ સુભાષિતોના શ્લોકોમા સસ્કૃત ભાષાની મહત્તા, પ્રૌઢતા અને ગભીરતા જોવામાં આવ છે ઘણા શ્લોકો અનેક અર્થો, શ્લેષો, અલકારો, ભાષાચાતુર્ય, વ્યાજોક્તિઓ, કટાક્ષ અને વિનોદથી ભરેલા છે

સુભાષિતો મનનીય છે, એટલુ જ નહીં, કોઈ પણ માણસને આમાથી જ્ઞાન અને ચારિત્ર્ય સાથે વિનોદ મળી શકે છે ફુરસદનો વખત આનદ, તાજગી અને બુદ્ધિવિકાસ મળે એ રીતે પસાર કરવામા પણ આ સુભાષિતો એક ઉચ્ચ સાધન બની શકે એમ છે આ ગ્રથ વિદ્વાનોને વિદ્વત્સભામા ઉપયોગી છે અવિદ્વાનોને વિદ્વાન થવા માટે ઉપયોગી છે સુખી લોકોને પરમ સુખ માટે ઉપયોગી છે અને દુખી લોકોને દુખોનુ વિસ્મરણ કરાવી સુખાનુભવ લેવા માટે ઉપયોગી છે ટૂકમા આ ગ્રથ સર્વને સર્વ સમયમા ઉપયોગી છે

આ ગ્રથ સને ૧૮૯૯ મા સ્વ૦ વસનજી પરમાનદ ચાહેવાળા—મુંબઈ તરફથી પ્રસિદ્ધ થયેલો અને તેની પુનરાવૃત્તિના હક્ક આ સસ્થાને મળતા તેની પ્રથમ આવૃત્તિ સને ૧૯૫૭ મા બહાર પાડેલી તે પછી સુધારાવધારા સાથેની બીજી આવૃત્તિ સને ૧૯૬૫ મા બહાર પડી હતી તે પણ ખલાસ થતા આ ત્રીજી આવૃત્તિ બહાર પડે છે અગાઉ કરતા કાગળ, મજૂરી તેમ જ અન્ય ચીજોના ભાવમા થયેલા બેથી ત્રણ ગણા વધારાના કારણે આની કિંમત રૂ ૨૫—૦૦ રખાઈ છે આમ છતા અનેક પ્રકાશકોના ધોરણ કરતા તે ઘણી ઓછી હોવાનુ જણાયા વિના રહેશે નહિ

આ ગ્રંથમા સસ્કૃત ભાષાના રત્નરૂપ શ્લોકોનો મહાસગ્રહ છે આમા જીવનઘડતરની નીતિઓ અને ડગલે ને પગલે ઉપયોગી વિચારરત્નો સમાયેલા છે તેનુ મનન કરનારને સામાન્ય નરમાથી નરરત્ન બનાવવાનો પ્રભાવ તેમા રહેલો છે આ ગ્રંથ શાળા મહાશાળાના વિદ્યાર્થીઓએ આ અભ્યાસ કરવા યોગ્ય છે, તેમ જ સસ્કારપ્રિય કુટુંબોએ ઘરમા વસાવવા યોગ્ય છે હાઈસ્કૂલો તથા કૉલેજોના પુસ્તકાલયો, કસ્બા અને શહેરોના પુસ્તકાલયો આને વસાવી લેશે એવી આશા છે

આશા છે કે ગુજરાતના સામાન્ય શિક્ષિત તેમ જ સસ્કાર-સાહિત્યપ્રિય વર્ગ માટે આ ગ્રંથ ઉપયોગી અને આદરપાત્ર બની રહેશે.

| | |
|---|---|
| વલ્લભવિદ્યાનગર, | 'સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી |
| તા ૩૦—૧૦—'૭૫ | એચ. એમ. પટેલ ( પ્રમુખ ) |

# અનુક્રમ

## તૃતીય પ્રકરણ: રાજપ્રકરણ

# અનુક્રમ

## તૃતીય પ્રકરણ: રાજપ્રકરણ

## ચતુર્થ પ્રકરણ—ચિત્રપ્રકરણ

★



# सुभाषितरत्नभाण्डागार

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર સહિત

## प्रथम प्रकरण

### मङ्गलाचरण*

#### પરબ્રહ્મ

अथ स्वस्थाय देवाय नित्याय हतपाप्मने ।
त्यक्तक्रमविभागाय चैतन्यज्योतिषे नमः ॥१॥

સ્વસ્થ, નિત્ય, પાપરહિત હોવાથી સર્વ પ્રકારના પાપને દૂર કરનાર અને જે ચૈતન્યયુક્ત અને અખંડ હોવાને કારણે ક્રમ કે વિભાગરહિત છે એવા ચૈતન્ય-પ્રકાશસ્વરૂપ પરમાત્માને નમસ્કાર હો. ૧

दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ।
स्वानुभूत्येकमानाय नमः शान्ताय तेजसे ॥२॥

દિશાઓ, કાળ વગેરેની મર્યાદાઓ જેના સ્વરૂપને આંકતી નથી, જે અનંત અને ચૈતન્યમાત્ર સ્વરૂપ છે, પોતાનો અનુભવ એ એક જ જેને જણાવનારું પ્રમાણ છે, તે શાંત પ્રકાશસ્વરૂપ પરબ્રહ્મને નમસ્કાર ૨

मध्याह्नार्कमरीचिकास्विव पयःपूरो यदज्ञानतः
खं वायुर्ज्वलनो जलं क्षितिरिति त्रैलोक्यमुन्मीलति ।
यत्तत्त्वं विदुषां निमीलति पुनः स्रग्भोगिभोगोपमं
सान्द्रानन्दमुपास्महे तदमलं स्वात्मावबोधं महः ॥३॥

મધ્યાહ્નકાળના સૂર્યનાં કિરણોમાં મૃગજળ દેખાય છે. તેમ જેના અજ્ઞાનને લીધે આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીના આ પંચભૂતાત્મક ત્રૈલોક્યનો ભાસ થાય છે; અને એના તત્ત્વને જાણનારાઓ માટે રજ્જુના જ્ઞાનથી જેમ સર્પનો ભાસ લય પામે છે, તેમ આ જગતરૂપ આભાસ લય પામે છે, તે પોતાના જ આત્મ-સ્વરૂપ, નિર્મળ, પ્રકાશસ્વરૂપ આનંદઘન પરમાત્માને અમે ઉપાસીએ છીએ. ૩

यस्माद्विश्वमुदेति यत्र रमते यस्मिन्पुनर्लीयते
भासा यस्य जगद्विभाति सहजानन्दोज्ज्वलं यन्महः ।
शान्तं शाश्वतमक्रियं यमपुनर्भावाय भूतेश्वरं
द्वैतध्वान्तमपास्य यान्ति कृतिनः प्रस्तौमि तं पूरुषम् ॥

જે બ્રહ્મસ્વરૂપમાંથી આ વિશ્વ ઉદય પામે છે, જેમાં ખેલી રહ્યું છે અને જેમા ફરી પાછું લય પામે છે, જેના પ્રકાશથી આ સઘળું જગત પ્રકાશિત થાય છે, જેના સ્વરૂપનું તેજ સ્વાભાવિક આનંદને કારણે પરમ ઉજ્જ્વલ છે; મહાત્મા પુરુષો દ્વૈતરૂપી અંધકારને દૂર કરીને, જે શાંત, શાશ્વત, નિષ્ક્રિય અને સર્વના ઈશ્વર પરમાત્માને મુક્તિ( ફરી જન્મ લેવા ન પડે તે )ને માટે પ્રાપ્ત કરે છે; તે પરમાત્મા પુરુષોત્તમની હું સ્તુતિ કરું છુ.

यः सृष्टिस्थितिसंहृतीर्वितनुते ब्रह्मादिमूर्तित्रिकै-
र्यस्याधीनतया स्थितानि सदसत्कर्माण्यपि प्राणिनाम् ।
नित्येच्छाकृतिबुद्धिमानथ परो जीवात्परात्मा स्वयं
सोऽयं वो विदधातु पूर्णमचिराच्चेतोगतं यद्भवेत् ॥५॥

જે પરબ્રહ્મ પરમાત્મા બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણ મૂર્તિઓરૂપે સર્જન, પાલન અને સંહાર કરે છે, સર્વ પ્રાણીઓના સારા કે નરસાં કર્મો પણ જેને આધીન થઈને રહેલાં છે; જેના ઇચ્છા, કાર્ય અને જ્ઞાન નિત્ય છે; જે સ્વયં જીવાત્માથી પર પરમાત્માસ્વરૂપે રહે છે, તે પરમાત્મા તમારા મનમાં જે કોઈ મનોરથ હોય તે પૂરા કરો. ૫

शक्यं यन्न विशेषतो निगदितुं ब्रह्मणैव यच्चिन्तितं
मृद्वङ्गीवदनेन्दुमण्डलमिव स्वान्ते विधत्ते मुदम् ।
यन्मुग्धानयनान्तचेष्टितमिवाप्यक्ष्णोऽपि नो लक्षितं
तत्तेजो विनयादमन्दहृदयानन्दाय वन्दामहे ॥६॥

---

* કાર્યના આરંભમાં મંગલાચરણની પ્રથા શિષ્ટ જનોએ સ્વીકારેલી હોવાથી આ ગ્રંથમાં પણ પ્રારંભમાં સાત શ્લોકોથી પરબ્રહ્મનું મહત્ત્વ દર્શાવતું મંગલાચરણ કરવામાં આવ્યું છે.

જે પરબ્રહ્મને વિશેષે કરીને વાણીમાં ઉતારી શકાય એમ નથી, જેનાં મનન-ચિંતન પ્રેમપૂર્વક જ થઈ શકે છે, સુંદરીના મુખરૂપી ચંદ્રના મંડળની જેમ જે હૃદયમાં આનંદ આપે છે, જે અધ્યક્ષ તરીકે પાસે જ હાજર હોવા છતાં મુગ્ધા સ્ત્રીનાં નેત્રના કટાક્ષની જેમ તેની ચેષ્ટા જાણવામાં આવતી નથી, તે તેજસ્વરૂપ પરબ્રહ્મને અમે વિનયથી વંદન કરીએ છીએ કે જેથી હૃદયમાં અપાર આનંદ થાવ. ૬

विश्वेशो वः स पायात् त्रिगुणसचिवतां योऽवलम्ब्यानुवारं विश्वद्रीचीनसृष्टिस्थितिविलयमजः स्वेच्छया निर्मिमीते । यस्येयत्तामतीत्य प्रभवति महिमा काऽपि लोकव्यतीतस्त्यक्तो यश्चक्षुराद्यैरपि निपुणतमो वीक्षणादिक्रियासु ॥ ७ ॥

જે પોતે અજન્મા છે, છતાં પણ પોતાની ઇચ્છાથી વારંવાર ત્રણ ગુણોનાં અવલંબન લઈને સર્વ જગતનાં સર્જન, પાલન અને સંહાર કરે છે; જેનો મહિમા 'અમુક પ્રકારનો છે' એ રીતની મર્યાદાને ઓળંગીને જે કોઈ અલૌકિક સ્વરૂપે પ્રકાશી રહ્યો છે; જેને આંખ, કાન વગેરે ઇંદ્રિયો નથી તોપણ જોવું, સાંભળવું વગેરે ક્રિયાઓ કરવામાં જ અત્યંત નિપુણ છે, તે વિશ્વના ઈશ્વર પરબ્રહ્મ તમારું રક્ષણ કરો. ૭

## ગણેશ

वन्दे वन्दारुमन्दारमिन्दुभूषणनन्दनम् ।
अमन्दानन्दसन्दोहबन्धुरं सिन्धुराननम् ॥१॥

જે પ્રણામ કરનાર ભક્તજનોના કલ્પવૃક્ષ છે, જે ચંદ્રભૂષણ મહાદેવના પુત્ર છે અને જે અપાર આનંદના સમૂહથી ભરેલા છે, તે હાથીના જેવા મુખવાળા ગણપતિને હું પ્રણામ કરું છું. ૧

आलम्बे जगदालम्बे हेरम्बचरणाम्बुजे ।
शुष्यन्ति यद्रजः स्पर्शात्सद्यः प्रत्यूहवार्धयः ॥२॥

જેમનાં ચરણની રજ અડકતાંની સાથે જ સંકટરૂપી સમુદ્રો સુકાઈ જાય છે, તે જગતના આશ્રયરૂપ ગણપતિનાં ચરણકમળનો હું આશ્રય લઉં છું. ૨

गजाननाय महसे प्रत्यूहतिमिरच्छिदे ।
अपारकरुणापूरतरङ्गितदृशे नमः ॥३॥

જે વિઘ્નરૂપી અંધકારને દૂર કરે છે, જેમની દૃષ્ટિ અપાર કરુણાના સાગરથી ભરેલી છે, તે ગજાનન, પ્રકાશસ્વરૂપ ગણપતિને પ્રણામ કરું છું. ૩

नमस्तस्मै गणेशाय यत्कण्ठः पुष्करायते ।
मदाभोगघनध्वानो नीलकण्ठस्य ताण्डवे ॥४॥

જ્યારે નીલકંઠ મહાદેવ તાંડવ નૃત્ય કરે છે, ત્યારે ભરેલા મેઘની જેમ ઘનઘોર નાદ કરનાર, જેમનો કંઠ મૃદંગની જેમ નાદ કરે છે, તે ગણપતિને પ્રણામ કરું છું.

अगजाननपद्मार्कं गजाननमहर्निशम् ।
अनेकदं तं भक्तानामेकदन्तमुपास्महे ॥५॥

પાર્વતીના મુખકમળને વિકસિત કરવા માટે જે સૂર્યરૂપ છે, તે ગજાનનની અમે રાત-દિવસ ઉપાસના કરીએ છીએ; જે એક દાંતવાળા હોઈને પણ ભક્તોને અનેક વરદાન આપનાર છે. ૫

चलत्कर्णानिलोद्धूतसिन्दूरारुणिताम्बरः ।
जयत्यकालेऽपि सृजन्सन्ध्यामिव गजाननः ॥६॥

પોતાના લાંબા કાન ડોલવાથી જે પવન વાય છે, તેથી સિંદૂર ઊડીને આકાશને રાતું બનાવી દે છે, એટલે સંધ્યાકાળનો સમય નહિ હોવા છતાં જે સંધ્યાકાળને ઉત્પન્ન કરે છે તે ગણપતિ જય પામે છે. ૬

एकदन्तद्युतिसितः शम्भोः सूनुः श्रियेऽस्तु वः ।
विद्याकन्द इवोद्भिन्ननवाङ्कुरमनोहरः ॥७॥

જેઓ એક દાંતની શ્વેત કાંતિથી જાણે વિદ્યારૂપી કંદને નવીન અંકુર ફૂટ્યો હોય એવા મનોહર લાગે છે, તે સદાશિવના પુત્ર તમારું કલ્યાણ કરનાર થાઓ. ૭

दुरितसमूहवलाहकपटलीसंहरणपवमानम् ।
शिवयोरङ्काभरणं वन्दे किञ्चिद्गजाननं तेजः ॥ ८

જે પવનરૂપ બનીને પાપના સમૂહરૂપી વાદળોનાં મંડલને દૂર કરે છે અને જે શિવ-પાર્વતીના ખોળામાં આભૂષણરૂપે શોભે છે, તે પ્રકાશરૂપ ગજાननને હું વંદન કરું છું. ૮

अविरलविगलन्मदजलकपोलपालीनिलीनमधुपकुलः ।
उद्भिन्नवश्मश्रुश्रेणिरिव गणाधिपो जयति ॥९॥

ગંડસ્થલ પરથી નિત્ય નિરંતર ધારાની જેમ મદ ઝરી રહ્યો છે અને તેના પર ભમરાના સમૂહ જામ્યા છે, તેથી જાણે કે ગણપતિના મુખ પર તાજી ફૂટેલી દાઢી અને મૂછના વાળ હોય, તેવું લાગે છે, તે ગણપતિ વિજય પામો. ૯

एकरद द्वैमातुर निस्त्रिगुण चतुर्भुजापि पञ्चकर ।
जय षण्मुखनुत सप्तच्छदगन्धिमदाष्टतनुतनय ॥१०॥

જેને એક દાંત છે, જેને (પાર્વતી અને ગંગાજી એ) બે માતાઓ છે, જે ત્રણ ગુણથી રહિત છે, જે ચાર ભુજાવાળા છે, જેને સૂંઢ (કર) સાથે પાંચ હાથ છે, છ મુખવાળા કાર્તિકેય જેમનાં વખાણ કરે છે, સપ્તપર્ણના વૃક્ષના જેવી સુગંધી જેના મદમાં રહેલી છે,

જે આઠ મૂર્તિવાળા સદાશિવના પુત્ર છે, તે ગણપતિનો જય થાઓ. ૧૦

मङ्गलकलशद्वयमयकुम्भमदम्भेन भजत गजवदनम्।
यद्दानतोयतरलैस्तिलतुलनालम्बि रोलम्बैः ॥११॥

તે ગણપતિને નિષ્કપટ થઈને તમે ભજો; જેમનાં બે ગંડસ્થળ બે મંગલકળશ જેવાં લાગે છે. જેના મદરૂપી જલ પર રહેલા ચંચળ ભમરાઓ સંકલ્પજલમાં રાખેલા તલ જેવા લાગે છે. ૧૧

शिवयोः सुधाहरिद्रादीप्तमतोः सारभूज्जगत्पित्रोः ।
त्रिभुवनविघ्नध्वंसी करिकल्पः कश्चिदरुणिमा जयति ॥

જે જગતનાં માતાપિતા છે, જેમના શરીરની કાંતિ ચૂના જેવી સફેદ અને હળદર જેવી પીળી છે, તે શિવ–પાર્વતીના સારસ્વરૂપે લાલ કાંતિથી પ્રકટ થયેલી કોઈ હાથી જેવી સુંદર મૂર્તિ વિજય પામે છે, જે ત્રણે લોકના વિઘ્નોને દૂર કરે છે. ૧૨

युगपत्स्वगण्डचुम्बनलोलौ पितरौ निरीक्ष्य हेरम्बः ।
तन्मुखमेलनकुतुकी स्वाननमपनीय परिहसन्पायात् ॥

પોતાનાં માતાપિતાને પરસ્પર એકીસાથે ગાલ પર ચુંબન આપવાને લોલુપ થયેલા જોઈને, તે બંનેના મુખ ભેગા થાય, તે કુતૂહલ જોવાને જેણે પોતાનું મુખ આઘું કર્યું છે અને જે હસી રહ્યા છે, તે ગણપતિ રક્ષણ કરો. ૧૩

हस्तपङ्कजनिविष्टमोदकव्याजसञ्चरदशेषपुमर्थम् ।
नौमि किञ्चिदवधूनितशुण्डादण्डकुण्डलितमण्डित-गण्डम् ॥१४

જેમના હસ્તકમળમા રહેલા મોદક જાણે કે સર્વ પુરુષાર્થોના ફળને બતાવી રહ્યા છે તેમ જ જરાક ડોલાવેલ સુંઢરૂપી દંડના વળાંકથી જેમના ગંડસ્થળ શોભી રહ્યાં છે, તેવા કોઈ અદ્‌ભુત સ્વરૂપને હુ પ્રણામ કરું છું.

अन्तरायतिमिरोपशान्तये शान्तपावनमचिन्त्यवैभवम्।
तं नरं वपुषि कुञ्जरं मुखे मन्महे किमपि तुन्दिलं महः॥

જે શાંત અને પવિત્ર છે, જેમનો વૈભવ અચિંત્ય છે, જેમનું શરીર માનવનું છે અને જેમનું મુખ હાથીનું છે; એવા અલૌકિક મોટા પેટવાળા દેવનુ અમે ચિંતન કરીએ છીએ; જેથી અમારાં વિઘ્નોરૂપી અંધકાર શાંત થાય. ૧૫

अशेषविघ्नप्रतिषेधदक्षमन्त्राक्षतानामिव दिङ्मुखेषु ।
विक्षेपलीला करशीकराणां करोतु वः प्रीतिमिभाननस्य॥

જે ગણપતિ પોતાની સૂંઢથી દશે દિશાઓમાં જળના કણ ફેંકવાની લીલા કરી રહ્યા છે. તે જાણે કે આશીર્વાદના મંત્ર ભણીને બ્રાહ્મણોએ વિઘ્ન દૂર કરવા ફેંકેલા અક્ષત (ચોખા) હોય! તે ગણપતિની લીલા તમારી પ્રીતિને ઉત્પન્ન કરો. ૧૬

दन्ताग्रनिर्भिन्नहिमाचलोर्वीरन्ध्रोत्थिताहीन्द्रमणिप्रभौघे।
नागाननःस्तम्भधिया कपोलौ घर्षन्पितृभ्यां हसितः पुनातु॥

પોતાના દાંતની અણીથી હિમાલયની જમીન ખોદાઈ જતાં, તે પૃથ્વીના પાતાલ–છિદ્રમાંથી મોટા મોટા મણિધર નાગના મણિઓની કાંતિ સમૂહરૂપે ઉપર પ્રગટ થાય છે, તે કાંતિનો સમૂહને ભૂલથી થાંભલો સમજીને પોતાનાં ગંડસ્થળ ઘસવા જાય છે; તે જોઈને માતાપિતા હસી રહ્યાં છે, તેવા ગણપતિ સર્વને પવિત્ર કરો. ૧૭

दन्ताञ्चलेन धरणीतलमुन्नमय्य पातालकेलिषु धृतादिवराहलीलम् । उल्लाघनोत्कफणाधरगीयमान-क्रीडावदानमिभराजमुखं नमामः ॥१८॥

રમત દૂર કરવાની લીલાને બહાને જેમણે પોતાના દાંતની અણી પર પૃથ્વીને ઊંચકી છે, તેથી જાણે કે ગણપતિ આદિ વરાહ ભગવાનની લીલા કરી રહ્યા છે; તે રીતે પોતાની ફણા પર રહેલ પૃથ્વીનો ભાર ઓછો થતા ફણીધર નાગ જેમની લીલાઓના ગાન ગાય છે, તે ગણપતિને અમે નમીએ છીએ ૧૮

आनन्दमात्रमकरन्दमनन्तगन्धं योगीन्द्रसुस्थिर-मिलिन्दमपास्तबन्धम्। वेदान्तसूर्यकिरणैकविकासशीलं हेरम्बपादशरदम्बुजमानतोऽस्मि ॥१९॥

ગણપતિનું ચરણ તે તો શરદઋતુનું સુંદર કમળ છે, જેમાંથી આનંદરૂપી રસ (મકરંદ) ઝરી રહ્યો છે, જેની અનંત વિસ્તારવાળી કીર્તિરૂપી સુગંધી છે, જેની પર યોગીવરોરૂપી સ્થિર ભમરાઓ ભમે છે, જેને કોઈ જાતનુ બંધન (વિધિવિધાન) નથી, જે વેદાંતસ્વરૂપ સૂર્યના કિરણોથી ખીલી રહ્યુ છે, તે ગણપતિના ચરણોને હું પ્રણામ કરું છું. ૧૯

गण्डस्थलीगलदमन्दमदप्रवाहमाद्यद्द्विरेफमधुर-स्वरदत्तकर्णः हर्षादिवालसनिमीलितनेत्रयुग्मो विघ्नं-च्छिदे भवतु भूतपतिर्गणेशः ॥२०॥

પોતાનાં ગંડસ્થળ પરથી ઝરતા અપાર મદના પ્રવાહથી મદોન્મત્ત થતા ભમરાઓના મધુર સ્વરને સાંભળવા જેમણે કાન ધર્યા છે અને તે સ્વર સાંભળવાના આનંદથી જ જાણે કે જેમણે પોતાનાં નેત્રો ધીરે ધીરે બીડ્યાં છે, તે ભૂતો(સર્વ પ્રાણીઓ)ના પતિ ગણપતિ વિઘ્નને દૂર કરનારા બનો. ૨૦

लक्ष्मीं तनोतु सुतरामितरानपेक्षमङ्घ्रिद्वयं निगमशाखिशिखाप्रवालम् । हैरम्बमम्बुरुहडम्बरचौर्यनिघ्नं विघ्नाद्रिभेदशतधारधुरंधरं नः ॥२१॥

ગણપતિનાં બે ચરણકમળની જોડી ફળ આપવામાં અત્યંત સ્વતંત્ર છે (કોઈ બીજી પરવા કરતાં નથી). વેદરૂપી કલ્પવૃક્ષની ટોચ પર રહેલ કોમળ પલ્લવરૂપે છે; કમળની શોભાને હરી લેવામાં નિપુણ છે તેમ જ વિઘ્નરૂપી પહાડોને તોડી નાખવામાં સો ધારવાળા વજ્ર જેવા છે, તે બે ચરણકમળની જોડી અમારી લક્ષ્મીમાં ખૂબ વધારો કરો. ૨૧

अविरलमदधाराधौतकुम्भः शरण्यः, फणिवरवृतगात्रः सिद्धसाध्यादिवन्द्यः। त्रिभुवनजनविघ्नध्वान्तविध्वंसदक्षो, वितरतु गजवक्त्रः सन्ततं मङ्गलं वः ॥

જેમનાં ગંડસ્થળ નિત્ય નિરંતર ઝરતી મદની ધારાઓથી ધોવાયેલાં છે, જે પોતે શરણ આપવામાં કુશળ છે, જેમનાં અંગો પર ફણીધર સર્પ વીંટાયા છે, જે સિદ્ધ, સાધ્ય વગેરે ભક્તજનોને વંદવા લાયક છે, ત્રણ ભુવનોના ભક્તજનોના વિઘ્નરૂપી અંધકાર દૂર કરવામા જે કુશળ છે, તે ગજાનન ગણપતિ સદા સર્વદા અમારું મંગલ કરતા રહો. ૨૨

जेतुं यस्त्रिपुरं हरेण हरिणा व्याजाद्बलिं बध्नता स्रष्टुं वारिभवोद्भवेन भुवनं शेषेण धर्तुं धराम् । पार्वत्या महिषासुरप्रमथने सिद्धाधिपैः सिद्धये ध्यातः पञ्चशरेण विश्वजितये पायात्स नागाननः ॥

જે ગણપતિનું ધ્યાન મહાદેવે ત્રિપુરાસુરને જીતવા માટે, વિષ્ણુ ભગવાને છળકપટથી બલિને બાંધવા માટે, કમળમાંથી જન્મેલ બ્રહ્માએ સર્વ ભુવનોનું સર્જન કરવા માટે, શેષનારાયણે પૃથ્વીને ધારણ કરવા માટે, પાર્વતીજગદંબાએ મહિષાસુરનો સંહાર કરવા માટે, મોટા મોટા સિદ્ધજનોએ સિદ્ધિ મેળવવા માટે તેમ જ પાંચ બાણવાળા કામદેવે વિશ્વને જીતવા માટે ધર્યું તે ગણપતિ સર્વનું રક્ષણ કરો. ૨૩

विघ्नध्वान्तनिवारणैकतरणिर्विघ्नाटवीहव्यवाड् विघ्नव्यालकुलाभिमानगरुडो विघ्नेभपञ्चाननः । विघ्नोत्तुङ्गगिरिप्रभेदनपविर्विघ्नाम्बुधौ वाडवो विघ्नाघौघघनप्रचण्डपवनो विघ्नेश्वरः पातु वः ॥२४

જે વિઘ્નવિનાયક ગણપતિ મુખ્ય સૂર્યનારાયણરૂપે વિઘ્નરૂપી અંધકારને દૂર કરનાર બને છે, અગ્નિરૂપે વિઘ્નરૂપી જંગલોને બાળી મૂકે છે, ગરુડરૂપે વિઘ્નરૂપી સર્પોના કુળને હરી લે છે, સિંહરૂપે વિઘ્નરૂપી હાથીઓને મારી નાખે છે, વજ્રરૂપે વિઘ્નરૂપી ઊંચા પર્વતોને ભેદી નાખે છે, વડવાગ્નિરૂપે વિઘ્નરૂપી સમુદ્રનાં જળને શોષી લે છે, તેમ જ પ્રચંડ પવનરૂપે વિઘ્નરૂપી વાદળોના સમૂહને વિખેરી નાખે છે તે તમારું રક્ષણ કરો. ૨૪

उच्चैर्ब्रह्माण्डखण्डद्वितयसहचरं कुम्भयुग्मं दधानः प्रेङ्खन्नागारिपक्षप्रतिभटविकटश्रोत्रतालाभिरामः । देवः शम्भोरपत्यं भुजगपतितनुस्पर्धिवर्धिष्णुहस्तस्त्रैलोक्याश्चर्यमूर्तिः स जयति जगतामीश्वरः कुञ्जरास्यः॥

તે ગણપતિનાં બે વિશાળ ગંડસ્થળ જાણે કે બ્રહ્માંડના જ બે મોટા મોટા ખંડ ન હોય, એવા લાગે છે; તે તેમના પંખા જેવા બે પહોળા કાન ગરુડની બે ઊડતી પાંખો જેવા શોભી રહ્યા છે. જેમની લાંબી સૂંઢ શેષનાગના લાંબા શરીરની સાથે સ્પર્ધા કરે છે અને જેમની મૂર્તિ ત્રણે લોકોને આશ્ચર્ય પમાડનારી છે એવા તે મહાદેવના પુત્ર, સર્વ જગતોના સ્વામી, હાથી જેવા મુખવાળા ગણપતિ સદા વિજય પામે છે. ૨૫

दोर्योतद्दन्तखण्डः सकलसुरगणाडम्बरेषु प्रचण्डः सिन्दूराकीर्णगण्डः प्रकटितविलसच्चारुचान्द्रीयखण्डः। गण्डस्थानन्तगण्डः स्मरहरतनयः कुण्डलीभूतशुण्डो विघ्नानां कालदण्डः स भवतु भवतां भूतये वक्रतुण्डः॥

જેમનો દંતખંડ ભુજાના મૂળમાં શોભી રહ્યો છે, સઘળા દેવોના સ્વરૂપમાં જેમનું સ્વરૂપ પ્રચંડ છે, જેમના ગંડસ્થળ પર સિંદૂરનો લેપ કરવામાં આવ્યો છે, જેમના લલાટમાં સુંદર અર્ધગોળાકાર ચંદ્ર પ્રકાશી રહ્યો છે, જેમના ગંડસ્થળ પર અનેક ભમરાઓ રહેલા છે, જેમની સૂંઢ કુંડલના આકારમાં ગોળ રહેલી છે, જે વિઘ્નોને દૂર કરવામાં કાલદંડ જેવા છે; તે કામદેવને હરનાર મહાદેવના પુત્ર, વાંકા મુખવાળા ગણપતિ તમારી સંપત્તિઓ વધારનારા બનો. ૨૬

विघ्नेशो वः स पायाद्विहृतिषु जलधीन्यः कराग्रेण पीत्वा, तस्मिन्नुद्धृत्य विश्वं विसृजति सकलं दृश्यते व्योम्नि देवैः । क्वापीशः क्वापि विष्णुः क्वचन कमलभूः क्वाप्यनन्तः क्व च श्रीः, क्वाप्यौर्वः क्वापि शैलाः क्वचन मणिगणाः क्वापि नक्रादिचक्रम् ॥ २७ ॥

જે ગણપતિ જળવિહાર કરતી વખતે સૂંઢના આગળના ભાગથી સર્વ સમુદ્રોનાં જળ પી જાય છે અને પછી તે જળ ભરેલી સૂંઢને ઊંચી કરીને, તે બધું જળ પાછું ફેંકી દે છે, તે વખતે આકાશમાં ઊભેલા દેવો સમુદ્રના ખાલી વિસ્તારવાળા પ્રદેશોમાં કોઈ એક ઠેકાણે સદાશિવ, બીજે ઠેકાણે વિષ્ણુ, ત્રીજે ઠેકાણે બ્રહ્મા, ચોથે ઠેકાણે શેષનારાયણ, કોઈ ઠેકાણે લક્ષ્મી,

કોઈ ઠેકાણે વડવાનલ, કોઈ ઠેકાણે પર્વતો, કોઈ ઠેકાણે મણિઓના સમૂહો તેમ જ કોઈ ઠેકાણે મગરમચ્છ વગેરે જળચરોને જોઈ રહ્યા છે તે વિઘ્નનિવારક ગણપતિ તમારું રક્ષણ કરો. ૨૭

विघ्नेशः सर्वविघ्नान्परिहरतु स यत्कर्णतालादुदञ्च-
द्वायुव्याधूतगण्डस्थलयुगलगलद्भूरिसिन्दूरपूरैः ।
आरुण्याद्वैतभावं गतवति जगति क्वापि नो भाति भानु-
र्नैवासौ शीतभानुः क्वचिदपि नितरां भासते वा कृशानुः॥

જ્યારે વિશાળ કાનરૂપી પંખાથી વાયુ ચોમેર ફૂંકાય છે, તેને કારણે બંને ગંડસ્થલ પર રહેલ સિંદૂરના ગોટેગોટા દશે દિશાઓને ભરી દે છે, ત્યારે સઘળું બ્રહ્માંડ રાતું થઈ જતા એકરૂપ દેખાય છે અને તેથી સૂર્ય ક્યાંય દેખાતો નથી, ચંદ્ર પણ પ્રકાશતો નથી અને અગ્નિ પણ ક્યાંય પ્રગટ થતો નથી; તેવા ગણપતિ સર્વ વિઘ્નોને દૂર કરો. ૨૮

क्रोडं तातस्य गच्छन्विशदबिसधिया शावकं शीतभानो-
राकर्षन्भालवैश्वानरनिशितशिखारोचिषा तप्यमानः ।
गङ्गाम्भः पातुमिच्छुर्भुजगपतिफणाफूत्कृतैर्दूयमानो
मात्रा संबोध्य नीतो दुरितमपनयेद्बालवेशो गणेशः ॥

તે બાળસ્વરૂપ ગણપતિ સર્વનાં પાપોને દૂર કરો; જે બાળ ગણપતિ મહાદેવના ખોળામાં બેસીને મસ્તક પર રહેલા અર્ધચંદ્રને કમળનો વિશાળ બિસતંતુ સમજીને ખેંચી રહ્યા છે; પરંતુ તેમ કરવા જતાં લલાટમાં રહેલ અગ્નિની તીવ્ર જ્વાળાઓના તાપથી તે ગભરાવા લાગ્યા છે. તે તાપ દૂર કરવા માટે ગંગાજળ પીવા જાય છે, ત્યાં તો જટામાં રહેલા મોટા મોટા સર્પોના ફૂત્કારથી ગભરાઈ ગયા છે; એટલે તેમને માતા પાર્વતીએ સમજાવીને ત્યાંથી દૂર ખસેડી દીધા છે. ૨૯

उच्चैरुत्तालगण्डस्थलबहुलगलद्दानपानप्रमत्तस्फीता-
लिव्रातगीतिश्रुतिविधृतिकलोन्मीलितार्धाक्षिपक्ष्मा ।
भक्तप्रत्यूहपृथ्वीरुहनिवहसमुन्मूलनोच्चैरुदञ्चच्छुण्डा-
दण्डाग्र उग्रार्भक इभवदनो वः स पायादपायात् ॥

ઊંચાં અને વિશાળ ગંડસ્થળ પરથી જે ધારા–પ્રવાહથી મદ ઝરી રહ્યો છે, તેના પાનથી અત્યંત મસ્તીમાં આવી ગયેલા ભમરાના સમૂહો ગાન કરી રહ્યા છે; તે ગાનને કાન દઈને સુખેથી સાંભળતા જેમણે પોતાની આંખો અડધી ઉઘાડી છે અને અડધી આંખ પર પાંપણો બિડાઈ છે તેમ જ ભક્તોના વિઘ્નરૂપી વૃક્ષોના સમૂહને ઉખેડવા માટે જેમણે પોતાની સૂંઢ ઊંચી કરી છે, તેવા ઉગ્ર બાલ ગણપતિ તમારું વિઘ્નથી રક્ષણ કરો.

कल्याणं वो विधत्तां करटमदधुनीलोलकल्लोलमाला-
खेलद्रोलम्बकोलाहलमुखरितदिक्चक्रवालान्तरालम् ।
प्रत्नं वेतण्डरत्नं सततपरिचलत्कर्णतालप्ररोहद्वाता-
ङ्कूराजिहीर्षादरविवृतफणाशृङ्गभूषाभुजङ्गम् ॥३१॥

જેમનાં ગંડસ્થળ પર મદની નદી વહી રહી છે; તેના તરંગો પર ખેલી રહેલા ભમરાઓ જે નાદ કરે છે તેથી દિશાઓના ખૂણેખૂણા ભરપૂર બની જાય છે તેમ જ જેમના શરીરે આભૂષણરૂપે રહેલા સર્પો વારંવાર ડોલતા કાનરૂપી પંખાઓથી પ્રકટ થતા વાયુની લહરીઓનાં પાન કરવાની ઇચ્છાથી પોતાની ફણાઓ જરા જરા ઉઘાડી રહ્યા છે, તેવા પુરાતન ગજરત્નરૂપ ગણપતિ તમારું કલ્યાણ કરો. ૩૧

यः सिन्धौ फेनराशिर्भुवि कुमुदवनं व्योम्नि
नक्षत्रलक्ष्मीरब्धौ मुक्तासमूहस्तरुषु सुमनसो मानसे
हंससंघः । श्रीकण्ठे भूतिलेशः शिखरिषु मणयो दिक्षु
नीहारपातः पाण्डुः शुण्डाग्रजन्मा जयति गणपतेः
सीकराणां विलासः ॥ ६२ ॥

ગણપતિની વિશાળ સૂંઢની આગળ ફૂત્કારથી પ્રકટ થયેલ જલકણોના સમૂહનો વિલાસ સર્વ રીતે વિજય પામે છે. તે જલકણનો સમૂહ અત્યંત સ્વચ્છ છે એટલે ક્ષીરસાગરમાં રહેલા ફીણ જેવો લાગે છે; પૃથ્વી પર રહેલ કુમુદના વન જેવો લાગે છે; આકાશમાં સફેદ પ્રકાશવાળી નક્ષત્રમાળા જેવો લાગે છે; ખારા સમુદ્રમાં મોતીઓના સમૂહ જેવો લાગે છે; માનસ સરોવરમાં હંસોનાં ટોળાં જેવો લાગે છે; મહાદેવના અંગ પર રહેલી ભસ્મની શોભા જેવો લાગે છે; પર્વતોની ટોચે રહેલા મણિઓ જેવો લાગે છે; દશે દિશાઓમા સવારે પડેલા ઝાકળના કણ જેવો લાગે છે. ૩૨

सानन्दं नन्दिहस्ताहतमुरजरवाहूतकौमारबर्हि-
त्रासान्नासाग्ररन्ध्रं विशति फणिपतौ भोगसंकोचभाजि।
गण्डोड्डीनालिमालामुखरितककुभस्ताण्डवे शूलपाणे-
र्वैनायक्यश्चिरं वो वदनविधुतयः पान्तु चीत्कारवत्यः ॥

જ્યારે મહાદેવે તાંડવનૃત્યનો આરંભ કર્યો ત્યારે નંદિકેશ્વરે આનંદમાં આવીને મૃદંગ બજાવવા માંડ્યું; તેના શબ્દ સાંભળીને કાર્તિકેય સ્વામીનો મોર આવી પહોંચ્યો; તેને જોતાં જ મહાદેવનો નાગ ત્રાસ પામ્યો અને પોતાના શરીરને સંકોચી ગણપતિની સૂંઢને દર ધારીને તેમાં પેસવા લાગ્યો; તેથી ગભરાયેલા ગણપતિ ચિત્કાર કરવા લાગ્યા અને એથી ગંડસ્થળ પર રહેલી ભમરાઓની માળા ઊડીને દશે દિશાઓને ગુંજારવથી

ભરી દેવા લાગી; તે ગણપતિના ચિત્કાર કરતા મુખનાં કંપનો તમારું લાંબા કાળ સુધી રક્ષણ કરો. ૩૩

## સરસ્વતી

घातुश्चतुर्मुखीकण्ठशृङ्गाटकविहारिणीम् ।
नित्यं प्रगल्भवाचालामुपतिष्ठे सरस्वतीम् ॥१॥

જે બ્રહ્માનાં ચાર મુખ અને કંઠરૂપી ચૌટામાં વિહાર કરનારી છે અને જેની વાણી સદા ચતુરાઈથી ભરેલી છે, તે સરસ્વતીની હું સ્તુતિ કરું છું. ૧

सूक्ष्माय शुचये तस्मै नमो वाक्तत्त्वतन्तवे ।
विचित्रो यस्य विन्यासो विदधाति जगत्पटम् ॥

સરસ્વતી વાણીના તત્વસ્વરૂપ તાણાવાણાને નમસ્કાર છે; જે વાણીના તંતુઓ સૂક્ષ્મ અને પવિત્ર છે; જેની અત્યંત સુંદર ગોઠવણી થતા જગત–પદાર્થરૂપી વસ્ત્ર તૈયાર થાય છે. ૨

तद्दिव्यमव्ययं धाम सारस्वतमुपास्महे ।
यत्प्रसादात्प्रलीयन्ते मोहान्धतमसश्छटाः ॥३॥

જેની કૃપાથી મોહરૂપી અંધકારના સમૂહો નાશ પામે છે, તે દિવ્ય અને અવિનાશી સરસ્વતીના તેજની આપણે ઉપાસના કરીએ છીએ. ૩

पातु वो निकषग्रावा मतिहेम्नः सरस्वती ।
प्राज्ञेतरपरिच्छेदं वचसैव करोति या ॥४॥

જે સરસ્વતી બુદ્ધિરૂપી સુવર્ણ માટે કસોટીના પથ્થર જેવી છે; કારણ કે વાણી બોલતાંની સાથે જ તે ડાહ્યા અને મૂર્ખજન વચ્ચેનો તફાવત બતાવી આપે છે, તે સરસ્વતી તમારું રક્ષણ કરો. ૪

*शारदा शारदाम्भोजवदना वदनाम्बुजे ।*
सर्वदा सर्वदास्माकं सन्निधिं सन्निधिं क्रियात् ॥

જેનું મુખ શરદૃઋતુના કમળ જેવું છે, તે શારદા અમારા મુખકમળમાં સદા સર્વદા નિવાસ કરો, કે જે સર્વને આપનારાં અને સર્વ સુખોનાં ભંડાર છે. ૫

करबदरसदृशमखिलं भुवनतलं यत्प्रसादतः कवयः ।
पश्यन्ति सूक्ष्ममतयः सा जयति सरस्वती देवी ॥६॥

સૂક્ષ્મ બુદ્ધિવાળા કવિજનો જેની કૃપાથી સઘળા જગતને હાથમાં રહેલા બોર જેવું જુએ છે, તે સરસ્વતી દેવી સર્વ રીતે શ્રેષ્ઠ છે. ૬

शरणं करवाणि शर्मदं ते चरणं वाणि चराचरोपजीव्यम् । करुणामसृणैः कटाक्षपातैः कुरु मामम्ब कृतार्थसार्थवाहम् ॥७॥

હે વાણી સરસ્વતી ! તમારાં કલ્યાણકારી ચરણ સ્થાવર અને જંગમ સર્વ પદાર્થોના જીવનરૂપ છે અને સુખ આપનાર છે; તેને શરણે હું જાઉં છું. હે માતા, મને આપ કરુણાથી ભરેલી મધુર દૃષ્ટિથી જોઈ કૃતાર્થ જીવનવાળા માનવોમાં અગ્રેસર બનાવો. ૭

आशासु राशीभवदङ्गवल्ली भासैव दासीकृतदुग्धसिन्धुम् । मंदस्मितैर्निन्दितशारदेन्दुं वन्देऽरविन्दासनसुन्दरि त्वाम् ॥ ८ ॥

કમલાસન પર બિરાજમાન બ્રહ્માનાં પત્ની, હે સરસ્વતી ! તમારાં અંગ (ઉદર) પર પ્રગટ થતી સુંદર વલીઓ સર્વ દિશાઓમાં ફેલાઈ જાય છે અને તેની શોભાથી તમે ક્ષીરસાગરને પણ દાસ બનાવો છો; તેમ જ તમે મંદ હાસ્યો પ્રગટ કરીને શરદૃઋતુના ચંદ્રને પણ ઝાંખો પાડી દો છો. આપને મારાં વંદન છે. ૮

*वचांसि वाचस्पतिमत्सरेण साराणि लब्धुं ग्रहमण्डलीव ।*
मुक्ताक्षसूत्रत्वमुपैति यस्याः सा सप्रसादास्तु सरस्वती वः॥

તમારા હાથમાં રહેલી મોતીની માળા, જાણે કે ગ્રહનક્ષત્રોના સમૂહની માળા છે; અને વાચસ્પતિ પર ઈર્ષ્યા હોવાથી તે ગ્રહનક્ષત્રમાળા વધારે સારવાળાં વચનો મળે, એ કારણે જાણે કે તમારી સેવા કરી રહી હોય એવી લાગે છે, તે સરસ્વતી તમારી ઉપર કૃપા કરનારી થાઓ.

ज्योतिस्तमोहरमलोचनगोचरं तज्जिह्वादुरासदरसं मधुनः प्रवाहम् । दूरे त्वचः पुलकबन्धि परं प्रपद्ये सारस्वतं किमपि कामदुघं रहस्यम् ॥१०॥

તે સરસ્વતીનું દિવ્ય તેજ છે, જે આપણી નજરે આવે તેવું નથી છતા પણ આંખના અંધકારને દૂર કરે છે; જે આપણી જીભથી જાણી શકાય તેવા રસવાળું નથી છતા પણ મધના જેવા મધુર પ્રવાહથી ભરેલું છે; જે આપણી ચામડીને અડકે તેવું નથી તે છતાં શરીરને પુલકિત કરનારું છે, તેવા સઘળા મનોરથને આપનાર સરસ્વતીના દિવ્ય અદ્ભુત તેજને શરણે હુ જાઉં છુ. ૧૦

तव करकमलस्थां स्फाटिकीमक्षमालां नखकिरणविभिन्नां दाडिमीबीजबुद्ध्या । *प्रतिकलमनुकर्षन्येन कीरो निषिद्धः* स भवतु मम भूत्यै वाणि ते मन्दहासः ॥११॥

હે વાણી ! તમારા કરકમળમા સ્ફટિક મણિની માળા રહેલી છે, તે તમારા નખનાં કિરણોથી લાલ બની જાય છે અને તેને જ લીધે તેને દાડમના દાણા સમજીને પોપટ લેવા જાય છે; તેટલામાં તો તમારા મંદ હાસ્યનાં કિરણોથી તે માળા સફેદ થાય છે, તેથી પોતાની

ભૂલ સમજતાં પોપટ અટકી જાય છે; તે આપનાં મંદ હાસ્ય અને સુખવૈભવ આપો. ૧૧

तमोगणविनाशिनी सकलकालमुद्द्योतिनी
धरातलविहारिणी जडसमाजविद्वेषिणी ।
कलानिधिसहायिनी लसदलोलसौदामिनी
मदन्तरवलम्बिनी भवतु कापि कादम्बिनी ॥१२॥

જે અંધકારના સમૂહનો નાશ કરનારી છે, જેનો પ્રકાશ સર્વકાળ એકસરખો રહે છે, જે પૃથ્વી પર બધે વિહાર કરે છે, જેને જડ લોકના સમાજ સાથે દ્વેષ રહેલો છે, કલાના નિધિ જેવા કલાકારોને જે સહાય કરનારી છે અને જેના શરીરની કીર્તિ સ્થિર વીજળીની જેમ દીપી રહેલી છે, તે મેઘમાળાની જેવી શોભાવાળી સરસ્વતી મારા અંતઃકરણમાં નિવાસ કરો. ૧૨

या कुन्देन्दुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता
या वीणावरदण्डमण्डितकरा या श्वेतपद्मासना ।
या ब्रह्माच्युतशङ्करप्रभृतिभिर्देवैः सदा वन्दिता
सा मां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा ॥

જેના શરીરની સફેદ કાંતિ ડોલરનાં ફૂલ, ચંદ્ર, હિમ અને મોતીના હાર જેવી શુભ્ર છે, જેણે સફેદ વસ્ત્ર ધારણ કર્યાં છે, જેનો હાથ વીણાના ઉત્તમ દંડથી શોભી રહ્યો છે, જે સફેદ કમળ પર બિરાજમાન છે; બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ વગેરે દેવો જેને સદાકાળ વંદન કરે છે; તે સરસ્વતી ભગવતી મારું રક્ષણ કરો કે જે સંપૂર્ણ રીતે જડતાને હરી લેનારાં છે. ૧૩

## શિવ

नमस्तुङ्गशिरश्चुम्बिचन्द्रचामरचारवे ।
त्रैलोक्यनगरारम्भमूलस्तम्भाय शम्भवे ॥१॥

ઊંચા મસ્તકને અડકીને રહેલ ચંદ્રનાં કિરણોરૂપી ચામરથી જે મહાદેવ શોભી રહ્યા છે અને ત્રણ લોકરૂપી નગર રચવામાં મુખ્ય થાંભલારૂપે જે બનેલા છે, તે મહાદેવ શંભુને પ્રણામ હો. ૧

वामाङ्गीकृतवामाङ्गि कुण्डलीकृतकुण्डलि ।
आविरस्तु पुरा वस्तु भूतिभूत्यम्बराम्बरम् ॥२॥

તમારી સામે તે મહાદેવસ્વરૂપ પદાર્થ પ્રગટ થાઓ; જેમણે પોતાના ડાબા અંગ પર વામાંગી–પાર્વતીને રાખ્યાં છે, જેમણે વાંકા વળેલા સર્પોનાં કુંડળ બનાવ્યાં છે, જેમણે ભસ્મને પોતાના શરીરનો વૈભવ બનાવ્યો છે અને જેમણે આકાશરૂપી વસ્ત્રને ધારણ કર્યું છે. ૨

निरुपादानसम्भारमित्तावेव तन्वते ।
जगच्चित्रं नमस्तस्मै कलाश्लाघ्याय शूलिने ॥३॥

કોઈ પણ જાતની સાધનસામગ્રી વિના તેમ જ ભીંત વગેરે કંઈ જ આધાર વિના જેઓ આ જગતરૂપી ચિત્રને પ્રકટ કરે છે તે ઉત્તમ કલાકાર મહાદેવને નમસ્કાર હો. ૩

चन्द्राननार्धदेहाय चन्द्रांशुसितमूर्तये ।
चन्द्रार्कानलनेत्राय चन्द्रार्धशिरसे नमः ॥४॥

ચંદ્ર જેવા મુખવાળાં પાર્વતી જેમનો અડધો દેહ છે, જેની મૂર્તિ ચંદ્રના કિરણો જેવી સફેદ છે, જેનાં ત્રણ નેત્ર ચંદ્ર, સૂર્ય તથા અગ્નિ છે તેમ જ જેમણે મસ્તક પર અરધા ચંદ્રને ધારણ કર્યો છે, તે મહાદેવને નમસ્કાર હો. ૪

भुजङ्गकुण्डलीव्यक्तशशिशुभ्रांशुशीतगुः ।
जगन्त्यपि सदापायादव्याच्चेतोहरः शिवः ॥५॥

સર્પ જેમનાં કુંડળરૂપે રહેલા છે, પૂર્ણ ચંદ્રનાં સફેદ કિરણો જેવી જેમની શીતળ વાણી છે અને જે ચિત્તની ચંચળતાને હરી લેનાર છે, તે સદાશિવ આપત્તિથી જગતનું સદા રક્ષણ કરો. ૫

पिनाकफणिबालेन्दुभस्ममन्दाकिनीयुता ।
पवर्गरचिता मूर्तिरपवर्गप्रदास्तु वः ॥६॥

પિનાક નામનું ધનુષ, ફેણવાળા સર્પ, બાલચંદ્ર, ભસ્મ અને મંદાકિની–ગંગા એ રીતે પવર્ગવાળાં સાધનોથી રચાયેલી મૂર્તિ તમને અપવર્ગ–મોક્ષ આપનારી બનો. ૬

संसेवितभृगुतुङ्गं विद्योतितवेदवेदाङ्गम् ।
परिनर्तितभवरङ्गं मनसिजभङ्गं समाश्रये लिङ्गम् ॥

જે હિમાલયના ભૃગુ શિખર પર રહેલ છે, જેણે વેદ અને વેદનાં અંગોને પ્રકાશ આપ્યો છે; જે નૃત્યમય રંગભૂમિવાળા છે અને જેણે કામદેવને બાળી મૂક્યો છે, તે (મહાદેવના) તત્ત્વનો હું આશ્રય કરું છું.

स जयति हिमकरलेखा चकास्ति यस्योमयोत्सुकाञ्चिहिता। नयनप्रदीपकज्जलजिघृक्षया रजतशुक्तिरिव ॥

મહાદેવના મસ્તકમાં રહેલી ચંદ્રની રેખા રૂપાની છીપ જેવી લાગે છે; તેને કારણે પાર્વતી ત્રીજા નેત્રરૂપી દીવાનું કાજળ લેવાની ઇચ્છાથી ઉતાવળમાં આવીને રૂપાની છીપને બદલે ચંદ્રની રેખા લેવા લાગ્યાં; તેવા ચંદ્રશેખર જય પામે છે. ૮

पाणिग्रहे पुलकितं वपुरैशं भूतिभूषितं जयति ।
अङ्कुरित इव मनोभूर्यस्मिन्भस्मावशेषोऽपि ॥९॥

ભસ્મથી શોભતું મહાદેવ શંકરનું શરીર લગ્ન વખતે પાર્વતીનો હસ્તમેળાપ થતાં પુલકિત બનતું હતું;

તેને કારણે ભસ્મીભૂત બનેલો કામદેવ જાણે કે પાછો અંકુરરૂપે (રુવાંટાંમાં) પ્રગટ થયો ન હોય! તે મહાદેવનો દેહ વિજય પામે છે. ૯

मा वम संवृणु विषमिदमिति सातङ्कं पितामहेनोक्तः ।
प्रातर्जयति सलज्जः कज्जलमलिनाधरः शम्भुः ॥१०

પાર્વતીના આંખનું કાજળ અડવાથી મહાદેવનો અધર-ઓષ્ઠ કાળો થયો છે, તે પ્રભાતમાં જોઈને બ્રહ્માજીએ બીતાં બીતાં જણાવ્યું કે, 'હે શંકર! આ ઝેરને બહાર કાઢી નાખો નહિ; પણ અંદર શમાવી લો.' તે વચનથી લજ્જા પામેલ મહાદેવ વિજય પામે છે. ૧૦

जयति प्रियापदान्ते गरलग्रैवेयकः स्मरारातिः ।
विषमविशिखे विशन्निव शरणं गलबद्धकरवालः ॥

જેમણે કાળા ઝેરને આભૂષણ તરીકે ગળામાં ધારણ કર્યું છે અને જે કામદેવના શત્રુ છે; જે રિસાયેલાં પાર્વતીને મનાવવા તેમના ચરણકમળમાં પ્રણામ કરે છે, ત્યારે જાણે કે ગળામાં તલવાર બાંધીને કામદેવને શરણે ગયા હોય તેવા લાગે છે તે મહાદેવ વિજય પામે છે.

संध्यासलिलाञ्जलिमपि कङ्कणफणिपीयमानमविजानन् ।
गौरीमुखार्पितमना विजयाहसितः शिवो जयति ॥

સંધ્યાકાળે સૂર્યને અર્ઘ્ય આપતાં આપતાં જેમનું મન પાર્વતીના મુખમાં રત રહે છે, તેથી હાથ પર રહેલ કંકણનો સર્પ અંજલિમાંનું જળ પી જાય છે, તેની ખબર પણ મહાદેવને રહેતી નથી; તે જોઈને પાર્વતીની સખી વિજયા જેને હસે છે, તે સદાશિવ વિજય પામો.

प्रणयकुपितप्रियापदलाक्षासंध्यानुबन्धमधुरेन्दुः ।
तद्वलयकनकनिकनिकषग्रावग्रीवः शिवो जयति ॥

જેમના મસ્તકનો મધુર ચંદ્ર પ્રેમથી કોપેલ પ્રિયા પાર્વતીના ચરણની લાખથી (અળતાથી) સંધ્યા સમયે લાલ બન્યો છે; તે પછી રીઝેલાં પાર્વતી મહાદેવને આલિંગન આપે છે ત્યારે મહાદેવનો નીલકંઠ પાર્વતીનાં સોનાનાં કંકણની કસોટીના પથરારૂપ બનેલ છે; તેવા સદાશિવ વિજય પામો. ૧૩

अहिभूषणोऽप्यभयदः कवलितहालाहलोऽपि यो नित्यः
दिग्वसनोऽप्यखिलेशस्तं शशधरशेखरं वन्दे ॥१४॥

જેના આભૂષણ સર્પ છે, છતાં પણ જે અભયને આપનાર છે; જેણે હલાહલ વિષનો કોળિયો બનાવ્યો છે, છતાં પણ જે નિત્ય અવિનાશી છે; જે દિગંબર છે છતાં પણ સર્વ જગતના સ્વામી છે, તેવા ચંદ્રશેખર મહાદેવને હું નમું છું. ૧૪

जयति जटाकिञ्जल्कं गङ्गामधु मुण्डवलयबीजमयम् ।
गलगरलपङ्कसंभवमम्भोरुहमाननं शम्भोः ॥१५॥

મહાદેવ શંકરનું મુખ તો સાચે જ કમળ છે, જે હળાહળ ઝેરરૂપી કાદવમાંથી પ્રગટ થયેલું છે; ગળામાં રહેલી મુંડમાળા કમળકાકડીઓ છે, ગંગારૂપી મકરંદ (રસ) છે તેમ જ જટાઓરૂપી તે કમળનાં કેસર છે, તેવા મુખકમળવાળા મહાદેવ વિજય પામો. ૧૫

प्रतिबिम्बितगौरीमुखविलोकनोत्कम्पशिथिलकरगलितः
स्वेदभरपूर्यमाणः शम्भोः सलिलाञ्जलिर्जयति ॥१६॥

મહાદેવ શંકર જળની અંજલિ ભરીને સૂર્યને અર્ઘ્ય આપે છે, તે અંજલિમાં પડતા પાર્વતીના મુખની છાયાના દર્શનથી હાથ કંપતાં જળ ખાલી થઈ જાય છે. પરંતુ પ્રેમના પસીનાથી અંજલિ ભરાઈ જાય છે, તે શિવની અંજલિ વિજય પામે છે. ૧૬

आदाय चापमचलं कृत्वाहीनं गुणं विषमदृष्टिः ।
यश्चित्रमच्युतशरो लक्ष्यमभाङ्क्षीन्नमस्तस्मै ॥१७॥

અચલ ધનુષ લઈને, તેની દોરી શિથિલ કરીને, દૃષ્ટિને વિષમ રાખીને, બાણને અચ્યુત-સ્થિર રાખીને ત્રિપુરરૂપી નિશાનને વીંધવારૂપ મોટું આશ્ચર્યયુક્ત કાર્ય જેણે કર્યું એવા સદાશિવને પ્રણામ કરીએ છીએ. (આ વિરોધાભાસવાળો અર્થ થયો.) તે મહાદેવનું ધનુષ્ય અચલ (મેરુ પર્વત) છે, ધનુષ્યની દોરી અહીન (વાસુકિ નાગ) છે, પોતાની દૃષ્ટિ વિષમ (ત્રણ) છે, બાણ નહીં ખસે એવું-અચ્યુત (વિષ્ણુ ભગવાન) છે; આ રીતે બાણાવળીની ક્રિયાઓ વિરુદ્ધ હોવા છતાં તેમણે ત્રિપુરને ભેદી નાખ્યું, આ રીતે જેઓ આશ્ચર્ય પમાડે છે, તેમને નમસ્કાર. (આ વિરોધના પરિહારનો અર્થ છે.) ૧૭

उपहरणं विभवानां संहरणं सकलदुरितजालस्य ।
उद्धरणं संसाराच्चरणं वः श्रेयसेऽस्तु विश्वपतेः ॥१८

જે વૈભવોની ભેટ આપનાર, પાપના સઘળા સમૂહને હરી લેનાર અને સંસારમાંથી ઉદ્ધાર કરનાર છે, તે વિશ્વનાથનાં ચરણ તમારા બધાનું કલ્યાણ કરો. ૧૮

भिक्षुकोऽपि सकलेप्सितदाता प्रेतभूमिनिलयोऽपि पवित्रः
भूतमित्रमपि योऽभयसत्री तं विचित्रचरितं शिवमीडे ॥

તે મહાદેવ પોતે તો ભિક્ષુક છે, છતાં પણ સઘળી ઇચ્છાઓને પૂરી કરનારા છે; તે સ્મશાનમાં નિવાસ કરે છે, છતાં પણ અત્યંત પવિત્ર છે; તે ભયંકર ભૂતપ્રેતના મિત્ર છે, છતાં પણ અભય આપવાના વ્રતને ધારણ કરે છે, તેવા વિચિત્ર ચરિત્રવાળા શિવને હું ભજું છું. ૧૯

पाणिग्रहे पर्वतराजपुत्र्याः पादाम्बुजं पाणिसरोरुहाभ्याम् अश्मानमारोपयतः स्मरारेर्मन्दस्मितं मङ्गलमातनोतु ॥

લગ્નની વિધિ વખતે. મહાદેવ શંકર પોતાના બે કરકમળથી પાર્વતીનાં ચરણકમળને લઇને પથરા પર મૂકે છે; તે વખતનું એ કામદેવના શત્રુનું મંદ હાસ્ય સર્વેનું મંગળ કરો. ૨૦

पार्श्वस्थपृथ्वीधरराजकन्याप्रकोपविस्फूर्जथुकातरस्य । नमोऽस्तु ते मातरिति प्रणामाः शिवस्य संध्यामिषया जयन्ति ॥२१॥

પાસે બેઠેલાં પાર્વતીને થયું કે 'શિવે ગંગાને ધારી છે' તેથી શિવ પર પાર્વતીના કોપરૂપી વીજળી પડતાં ભયભીત મહાદેવે સંધ્યાવંદનને બહાને 'હે મા! તને પ્રણામ હો' એમ કહી પ્રણામ કર્યા. એ પ્રકારના શિવના પ્રણામો વિજય પામો. ૨'

क्व तिष्ठतस्ते पितरौ ममेवेत्यपर्णयोक्त परिहासपूर्वम् । क्व वा ममेव श्वशुरौ तवेति तामीरयन्सस्मितमीश्वरोऽव्यात् ॥२२॥

પાર્વતીએ હસતાં હસતા મહાદેવને પૂછ્યું કે, 'જેવી રીતે મારા માતાપિતા અહીં હાજર છે; તેવી રીતે તમારા માતાપિતા કયા છે? ત્યારે મહાદેવે તેમને હાસ્યપૂર્વક ઊલટો પ્રશ્ન પૂછ્યો કે, જેવી રીતે મારા સાસુસસરા અહીં હાજર છે, તેવી રીતે તમારા સાસુ–સસરા ક્યાં છે?' એ મહાદેવ તમારું રક્ષણ કરે. ૨૨

वक्त्राणि पञ्च कुचयोः प्रतिबिम्बितानि दृष्ट्वा दशानन समागमनभ्रमेण । भूयोऽपि शैलपरिवृत्तिभयेन गाढमालिङ्गितो गिरिजया गिरिशः पुनातु ॥२३॥

મહાદેવનાં પાંચ મુખના પ્રતિબિંબ પોતાની છાતી પર પડેલા જોઈને પાર્વતીને ભ્રમ થયો કે, 'દશાનન રાવણ આવ્યો અને ફરીથી કૈલાસ ઉઠાવશે' એ કારણે ભય પામેલા પાર્વતીએ મહાદેવને ગાઢ આલિંગન આપ્યું, તે મહાદેવ બધાને પવિત્ર કરો. ૨૩

संध्यानतौ नरपुरन्ध्रितनोः सरोषमुत्सारिते गिरिजया निजपाणिपद्मे । उत्सर्पिकङ्कणफणीन्द्रफणार्पणेन पूर्णोऽञ्जलिर्जयति बालमृगाङ्कमौलेः ॥२४॥

અર્ધનારીસ્વરૂપ મહાદેવ સંધ્યાસમયે અર્ઘ્ય આપવાને અંજલિ ભરીને જલ લઈ રહ્યા છે; પણ પાર્વતીને થયું કે, 'આ તો ગંગા છે.' એટલે તેમણે મહાદેવનો હાથ ખેંચી લેતાં અંજલિનું જલ ચાલી જવા લાગ્યું, પરંતુ મહાદેવના હાથ પર કંકણરૂપે રહેલ નાગે પોતાની ફણા ફેલાવીને અંજલિ પૂરી કરી આપી; તે બીજના ચંદ્રને મુગટમાં ધરનાર મહાદેવની અંજલિ વિજય પામે છે. ૨૪

यस्याहुरागमविदः परिपूर्णशक्तेरंशे कियत्यपि निविष्टममुं प्रपञ्चम् । तस्मै तमालरुचिभासुरकन्धराय नारायणीसहचराय नमः शिवाय ॥२५॥

તમાલપત્રની શ્યામ શોભા જેના કંઠમાં રહેલી છે અને જેમના સહવાસમાં નારાયણી–પાર્વતી રહે છે; જેની સંપૂર્ણ શક્તિના કોઈ એક નાના અંશમાં આ બધો માયાનો પ્રપંચ રહેલો છે, એમ વેદજ્ઞાનીઓ જણાવે છે, તે શિવ મહાદેવને નમસ્કાર. ૨૫

कुसुमशरविलासे भङ्गुरस्याद्रिपुत्रीकरतलवलयस्य क्ष्मागतस्यार्धमेकम् । निजमिव शशिखण्डं याचमानस्य शम्भोर्भवतु सह विवादः कान्तया कौतुकाय ॥

જ્યારે શિવ–પાર્વતી કામવિહાર કરતાં હતાં, ત્યારે પાર્વતીના હાથનું કંકણ નંદાઈ જતાં તેનો એક ટુકડો ધરતી પર પડી ગયો, તેથી જાણે કે પોતાના મસ્તકમા રહેલો ચંદ્રનો ટુકડો પડી ગયો છે કે શું એવો મહાદેવને ભ્રમ થતાં તેમણે પાર્વતી પાસે તેની માગણી કરી; તે વખતે મહાદેવને પાર્વતી સાથે વિવાદ થયો, તે સર્વને આશ્ચર્ય આપનાર બનો. ૨૬

कथयत कथमेषा मेनया विप्रदत्ता शिव शिव गिरिपुत्री वृद्धकापालिकाय । इति वदति पुरन्ध्रीमण्डले सिद्धिलेशव्ययकृतवरवेषः पातु वः श्रीमहेशः॥

લગ્ન સમયે ભેગી થયેલા સ્ત્રીઓ એકબીજીને વાતચીતમાં જ્યારે જણાવતી હતી કે, 'શિવ શિવ! મેના રાણીએ પોતાની આ પ્યારી પુત્રી આ બૂઢા કાપાલિક(ખોપરીવાળા)ને શા માટે આપી?' તે સાંભળીને જેમણે પોતાની સિદ્ધિના લવલેશથી સર્વોત્તમ વરરાજાનો વેશ ધારણ કર્યો છે; એવા શ્રીમહાદેવ તમારું રક્ષણ કરો. ૨૭

अरुणनयनं सभ्रूभङ्गं दरस्फुरिताधरं सुतनु शशिनः क्लिष्टां कान्तिं करोतु तवाननम् । कृतमनुनयैः कोपोऽयं ते मनस्विनि वर्ततामितिगदितयाश्लिष्टो देव्या शिवाय शिवोऽस्तु वः ॥

'હે પાતળા દેહવાળી માનિની! તમારું મુખ રાતાં નેત્રવાળું, ભ્રૂકુટીના વળાંકવાળું અને જરાક ફરકતા હોઠવાળું છે; તે મુખનાં દર્શન કરાવીને મારા ચંદ્રની કાંતિને ઝાંખી બનાવો અને તમારો આ કોપ તમારા મનમાં જ રહો' એ રીતે અનેક વિનયથી યુક્ત વાણીથી રાજી થયેલાં દેવી પાર્વતીએ જેમને આલિંગન આપ્યું છે; તે સદાશિવ તમારું કલ્યાણ કરો. ૨૮

प्रणयकुपितां दृष्ट्वा देवीं ससंभ्रमविस्मित-
स्त्रिभुवनगुरुर्भीत्या सद्यः प्रणामपरोऽभवत् ।
नमितशिरसो गङ्गालोके तया चरणाहता-
ववतु भवतस्त्र्यक्षस्यैतद्विलक्षमवस्थितम् ॥२९॥

'પ્રેમને કારણે દેવી પાર્વતી કોપ્યાં છે,' તે જોઈને અચાનક વિસ્મય પામેલ ત્રણ લોકના ગુરુ મહાદેવ ભયથી તરત જ પ્રણામ કરવા લાગ્યા. પરંતુ તેમનું મસ્તક નમતાં તો પાર્વતીની નજરે ગંગા પડ્યાં; તેથી તેમણે લાત મારી, તેને કારણે મહાદેવ ભોંઠા પડીને બેસી રહ્યા; તે અવસ્થાવાળા મહાદેવ તમારું રક્ષણ કરો. ૨૯

कस्त्वं शूली मृगय भिषजं नीलकण्ठः प्रियेऽहं
केकामेकां कुरु पशुपतिर्नैव दृश्ये विषाणे ।
स्थाणुर्मुग्धे न वदति तरुर्जीवितेशः शिवाया
गच्छाटव्यामिति हृतवचाः पातु वश्चन्द्रचूडः ॥३०॥

'તમે કોણ છો?', 'હું શર્નું(ત્રિશૂળ)વાળો છું' 'જો તમે શૂળ(ચૂંક)વાળા છો, તો વૈદ્યને શોધી કાઢો.' 'હે પ્રિયે હું નીલકંઠ છું.' 'જો તમે નીલકંઠ (મોર) હો તો એક ટહૂકો કરો.' 'હું પશુપતિ છું.' 'જો તમે પશુપતિ (આખલો) હો, તો માથે બે શીંગડાં કેમ નથી દેખાતાં?' 'અરે હે સુંદરિ! હું સ્થાણુ છું.' 'જો તમે સ્થાણુ (વૃક્ષનું થડ) હો, તો તે બોલે નહિ.' 'અરે હું તો શિવા(પાર્વતી)નો જીવનસ્વામી છું.' જો તમે શિવા(શિયાળવી)ના પતિ હો તો જંગલમાં ચાલ્યા જાવ' એ રીતે વાદવિવાદમાં પાર્વતીએ જેમને બોલતા બંધ કર્યા છે એવા ચંદ્રશેખર મહાદેવ તમારું રક્ષણ કરો. ૩૦

वन्दे देवं जलधिशरधिं देवतासार्वभौमं
व्यासप्रष्ठा भुवनविदिता यस्य वाहाधिवाहाः ।
भूषापेटी भुवनमधरं पुष्करं पुष्पवाटी
शाटीपालाः शतमखमुखाश्चन्दनद्रुर्मनोभूः ॥३१॥

ત્રિપુરના વિજય વખતે જે મહાદેવે વિષ્ણુને બાણરૂપ બનાવીને સમુદ્રને ભાથારૂપ[1] કર્યો છે, વેદોને ઘોડા બનાવીને જગતપ્રસિદ્ધ વ્યાસ વગેરે ઋષિઓને તેના રક્ષકરૂપ[2] બનાવ્યા છે; શરીરે સર્પોને આભૂષણરૂપ બનાવીને પાતાળને તેની તિજોરીરૂપ[3] બનાવ્યું છે; મસ્તકે ચંદ્રને ફૂલરૂપે ધરીને આકાશને ફૂલવાડી[1] બનાવી છે; દિશાઓને વસ્ત્રરૂપે બનાવીને દશ દિક્પાલને તેના રક્ષકો[2] તરીકે નીમ્યા છે, તેમ જ કામના દેહની ભસ્મ શરીરે ચંદનની જેમ લગાવીને કામદેવને ચંદનવૃક્ષ[3] તરીકે બનાવ્યો છે: તેવા દેવોના ચક્રવર્તી મહાદેવને હું પ્રણામ કરું છું. ૩૧

च्युतामिन्दोर्लेखां रतिकलहभग्नं च वलयं
द्वयं चैकीकृत्य प्रहसितमुखी शैलतनया ।
अवोचद्यं पश्येत्यवतु स शिवः सा च गिरिजा
स च क्रीडाचन्द्रो दशनकिरणैः पूरिततनुः ॥३२॥

વિહાર કરતાં કરતાં એક બાજુ મહાદેવના મસ્તકમાં રહેલી ચંદ્રની રેખા ખરી પડી અને બીજી બાજુએ પાર્વતીનું કંકણ રતિકલહને કારણે નંદાઈ ગયું, તે બંનેને એકઠાં કરીને હસતા મુખવાળાં પાર્વતીએ 'આ જુઓ' એમ જે સદાશિવને કહ્યું, તે સદાશિવ, તે પાર્વતી અને દાંતનાં કિરણોથી જેનું શરીર પૂર્ણ બન્યું છે, એવો તે ક્રીડાચંદ્ર સર્વનું રક્ષણ કરો. ૩૨

नमस्तुभ्यं देवासुरमुकुटमाणिक्यकिरण-
प्रणालीसम्भेदस्नपितचरणाय स्मरजिते ।
महाकल्पस्वाहाकृतभुवनचक्रेऽपि नयने
निरोद्धुं भूयस्तत्प्रसरमिव कामं हुतवते ॥३३॥

દેવો અને દાનવોના મુકુટમણિઓના કિરણોમાંથી નીકળતા તેજનો જેના ચરણો પર અભિષેક થાય છે, એટલે દેવ અને અસુર જેને પ્રણામ કરવા પોતાનાં મસ્તક નમાવે છે તેવા કામને જીતનાર આપ મહાદેવને નમસ્કાર; જેણે મહાપ્રલય પ્રસંગે ત્રીજું નેત્ર ખોલીને તેના અગ્નિથી ત્રણ લોકને ભસ્મ કરી નાખ્યા છે અને ત્યાર બાદ તે અગ્નિના વિસ્તારને રોકવા જેણે ફરીથી કામદેવને તેમાં હોમી દીધો છે એવા મહાદેવને નમસ્કાર.

असोढा तत्कालोल्लसदसहभावस्य तपसः
कथानां विश्रम्भेष्वपि च रसिकः शैलदुहितुः ।
प्रमोदं वो दिश्यात्कपटवटुवेषापनयने
त्वराशैथिल्याभ्यां युगपदभियुक्तः स्मरहरः ॥३४॥

જ્યારે મહાદેવ બટુકવેશે પાર્વતી પાસે આવી પહોંચ્યા, ત્યારે પાર્વતીના અત્યંત અસહ્ય એવા તપને

૧. ત્રિપુર નામના રાક્ષસના વધ માટે બાણરૂપ કરેલા વિષ્ણુનો નિવાસ સમુદ્રમાં છે; તેથી સમુદ્રને ભાથારૂપ ઠરાવ્યો છે. ૨ ત્રિપુરાસુરના પરાભવ માટે વેદોને ઘોડારૂપ બનાવ્યા હતા. તે અશ્વરૂપી વેદોનું ઋષિઓ રક્ષણ કરે છે તેથી ઋષિઓને ઘોડાઓના રક્ષકો કહ્યા છે ૩. સર્પો પાતાળમાં રહે છે તેથી પાતાળને આભૂષણોની પેટીરૂપ કહ્યું છે.

૧. ચંદ્રરૂપી પુષ્પ આકાશમાં ઊગે છે અને તે પુષ્પને મહાદેવ ધારણ કરે છે માટે આકાશને ફૂલવાડીની ઉપમા આપી છે. ૨ મહાદેવ દિગંબર એટલે દિશાઓરૂપી વસ્ત્રવાળા—નગ્ન છે તેથી દિક્પાલો ને વસ્ત્રોના રક્ષકો કહ્યા છે. ૩. ચંદનના લેપનને બદલે કામદેવની ભસ્મ શરીર પર લગાવે છે તેથી કામદેવને ચંદનના વૃક્ષરૂપ કહ્યો છે

દૂર કરવા માટે તે અધીરા બની ગયા છે; પાર્વતીની સાથે વાર્તાલાપ કરવામાં રસ મળતો હોવાથી પોતાનો કપટવેશ દૂર કરવામાં ઢીલાશ કરી રહ્યા છે. એ રીતે એક જ સમયે ઉતાવળ અને ઢીલાશથી યુક્ત એવા કામદેવના શત્રુ મહાદેવ તમને આનંદ આપો. ૩૪

सहस्रास्यो नागः प्रभुरपि मतः पञ्चवदनः
षडास्यो हन्तैकस्तनय इतरो वारणमुखः
सदाभैक्ष्यं श्वश्रुप्रभवतु कथं वर्तनमिति
श्वसन्त्यां पार्वत्यामथ जयति शम्भुः स्मितमुखः ॥

પાર્વતીએ મહાદેવને જણાવ્યું કે, 'તમારી પાસે નાગ છે, તેને હજાર મુખ છે. આપ સ્વામીને પણ પાંચ મુખ છે. એક મોટો છોકરો છે, તેને છ મુખ છે. બીજો પુત્ર છે, તેને હાથીનું મુખ છે અને આજીવિકામાં તો રોજબરોજ ભિક્ષા માગી લાવવાની છે; તો પછી નિભાવ શી રીતે થાય? એ રીતે બોલીને પાર્વતી નિસાસો લઈ રહ્યાં છે; ત્યારે પણ મહાદેવ તો મુખ પર હાસ્ય લાવી રહ્યા છે, તે શિવ સર્વનું રક્ષણ કરો.

मौनादस्तमितैव चाटुभणितिः स्रस्तैकहस्ताद्गतं
दूरेऽप्यञ्जलिबन्धनं प्रणमनं स्तब्धार्धमूर्ध्नः कुतः ।
इत्थं सङ्घटितैकविग्रहतया व्यग्रो गिरिग्रामणी-
र्जायां जातरुषं जयत्यनुनयन्देवस्त्रिलोकीगुरुः ॥

મહાદેવ અને પાર્વતીએ મળીને એક શરીર ધારણ કર્યું છે; તે અર્ધનારીશ્વર ત્રણ લોકના ગુરુ કૈલાસ પર નિવાસ કરતા મહાદેવ કોપવાળા પાર્વતીને રીઝવવામા ઘણી મુશ્કેલી અનુભવી રહ્યા છે; કારણ કે તેમને ખુશ કરવા મીઠાં વચન બોલવા માગે છે પણ મુખનો ડાબો ભાગ મૂંગો રહે છે. બે હાથ-જોડીને પ્રણામ કરવા ઇચ્છે છે પણ ડાબો હાથ સરી જાય છે એટલે અંજલિ શી રીતે રચાય? મસ્તક નમાવીને પગે પડવા જાય છે; ત્યા તો ડાબા ભાગનું મસ્તક અક્કડ રહી જાય છે; તે રીતે મુશ્કેલીથી વ્યગ્ર બનેલા મહાદેવ વિજય પામો. ૩૬

यस्मिन्बुद्बुदसङ्करा इव बहु ब्रह्माण्डखण्डाः क्वचिद् भान्ति क्वापि च सीकरा इव विरिञ्च्याद्याः स्फुरन्ति भ्रमात् । चिद्रूपा लहरीव विश्वजननी शक्तिः क्वचिद्द्योतते स्वानन्दामृतनिर्भरं शिवमहापाथोनिधिं तं नुमः ॥ ३७ ॥

જે આનંદરૂપ અમૃતથી ભરપૂર છે, જે સાગરમાં બ્રહ્માંડના અનેક ખડો પરપોટાના ઢગલા જેવા આમતેમ વિખરાયેલા પડ્યા છે; વિષ્ણુલોક, બ્રહ્મલોક વગેરે તો ભ્રમને કારણે નાનાં બિંદુઓ જેવા સ્ફુરતા લાગે છે તેમ જ જેમાં સર્વ વિશ્વ ઉત્પન્ન કરનારી 'માયાશક્તિ ચૈતન્યસ્વરૂપની લહેર જેવી લાગે છે, તે શિવલોકરૂપી મહાસાગરને અમે નમસ્કાર કરીએ છીએ. ૩૭

कल्पान्ते शमितत्रिविक्रममहाकङ्कालबद्धस्फुर-
च्छेषस्यूतनृसिंहपाणिनखरप्रोतादिकोलामिषः ।
विश्वैकार्णवताविशेषमुदितौ तौ मत्स्यकूर्मावुभौ
कर्षन्धीवरतां गतः स्यतु सतां मोहं महाभैरवः ॥

પ્રલયકાળે સર્વનો સંહાર થતાં; પ્રાણ વિનાના વિરાટના મોટા હાડપિંજરમાં શેષનાગના શબને બાંધી લીધુ છે; તે શેષનાગના શબથી નૃસિંહના શબને સીવી લીધુ છે; નૃસિંહના શબના નખમા આદિવરાહના શબને પરોવી દીધુ છે; એ રીતે સર્વ લોકો સમુદ્રમય બની જતાં ખૂબ રાજી થયેલ મત્સ્ય અને કૂર્મને ધીવર–માછીમાર (વાસ્તવિક પક્ષે જ્ઞાની) બનીને મહાભૈરવ સદાશિવ ખેંચી રહ્યા છે તેવા સદાશિવ સંતોના મોહને દૂર કરો.[1] ૩૮

भीतिर्नास्ति भुजङ्गपुङ्गवविषात्प्रीतिर्न चन्द्रामृता-
न्नाशौचं हि कपालदामलुलनाच्छौचं न गङ्गाजलात् ।
नोद्वेगश्चितिभस्मना न च सुखं गौरीस्तनालिङ्गना-
दात्मारामतया हिताहितसमः स्वस्थो हरः पातु वः ॥

તે સદાશિવ પોતે આત્મારામ છે; તેને કારણે તેમને હિત અને અહિત એકસરખા છે અને તેથી તે સ્વસ્થ છે, મસ્તક પર રહેલ શેષનાગના ઝેરથી તેમને ભય નથી અને ચંદ્રરૂપ અમૃતથી આનંદ નથી. મસ્તકની ખોપરીઓની માળાથી અપવિત્રતા નથી અને ગંગાજળથી પવિત્રતા નથી. શ્મશાનની ભસ્મ શરીરે ધારણ કરવાથી ખેદ નથી અને પાર્વતીના ગાઢ આલિંગનથી સુખ નથી; તે સદાશિવ તમારું રક્ષણ કરો. ૩૯

वेदान्तेषु यमाहुरेकपुरुषं व्याप्य स्थितं रोदसी
यस्मिन्नीश्वर इत्यनन्यविषयः शब्दो यथार्थाक्षरः ।
अन्तर्यश्च मुमुक्षुभिर्नियमितप्राणादिभिर्मृग्यते
सस्थाणुः स्थिरभक्तियोगसुलभो निःश्रेयसायास्तु वः ॥

વેદાંતના સિદ્ધાંતોને અનુસરીને જે મહાદેવને એક અદ્વિતીય પુરુષ કહેવામાં આવે છે; જે આકાશ અને પૃથ્વીમા સર્વવ્યાપક બનીને રહેલા છે; ભક્તજનો જેને ઈશ્વર કહે છે; આ ઈશ્વર શબ્દનો સર્વસત્તાધીશ એવો અર્થ જેમને વિષે યથાર્થ બને છે; યમ, નિયમ, આસન-

[1] આ શ્લોકનો સાર એ છે કે પ્રત્યેક વસ્તુ કાલાધીન હોવાથી નાશવંત છે, તેથી સત્પુરુષોએ જગતના અનિત્ય પદાર્થોમાં મોહ રાખવો નહિ; પણ અવિદ્યાને દૂર કરી નિત્ય જ્ઞાનીની સ્થિતિ પ્રાપ્ત કરવા યત્ન કરવો

પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ તથા અષ્ટાંગયોગની ક્રિયાઓ કરનારા અને મોક્ષને ઇચ્છનારા યોગીજન જે સદાશિવને પોતાના અંતઃકરણમાં શોધે છે; તે અચળ ભક્તિ અને યોગથી સુલભ એવા સ્થાણુ સદાશિવ તમારા કલ્યાણુ માટે હો. ૪૦

आनन्दश्लथिताः समाधिषु मुखे गौर्या विलासोल्लसाः
सम्भ्रान्ताः क्षणमुद्गताः क्षणमथ स्मेरा निजे वैकृते ।
क्रूराः कुसुमशरासने मनसिजे दग्धे घृणाकूणिता-
स्तत्कान्तारुदितेऽश्रुपूरतरला शंभोर्दृशः पान्तु वः ॥४१

સદાશિવની અનેક ભાવવાળી દૃષ્ટિએ તમારું રક્ષણ કરો. તે દૃષ્ટિએ સમાધિકાળે આનંદથી શિથિલ (નમિત) બનેલી છે; પાર્વતીના મુખ સામું જોતાં વિલાસથી ઉલ્લસિત થઈ છે; પોતાના શરીરમાં કામનો વિકાર પ્રગટ થયો છે, તે જોતા ઘડીભર કુતૂહલમા પડી ગઈ છે; વિકારનું કારણ શોધવામાં ચંચળ બની છે; વસંત વગેરે તેનું કારણ છે, તે જોતાં વિસ્મય પામી છે; મનુષ્ય પર બાણ ખેંચીને ઊભેલા કામદેવને જોતા ક્રૂર બની છે; કામદેવ ભસ્મીભૂત થતાં દયાને કારણે સંકોચાઈ છે તેમ જ રતિના રુદનને સાંભળીને કરુણાથી આંસુ ઊભરાઈ આવ્યાં, તેથી ભરાયેલી છે. ૪૧

स्वर्भानुः सुरवर्त्मनानुसरति ग्रासाभिलाषादसा-
विन्दोरिन्दुमुखि प्रसेत किमुत भ्रान्त्या भवत्या मुखम्।
इत्थं नाथगिरा नभोर्पितदृशो वक्त्रे भवान्या भृशं
मानिन्याः कृतचुम्बनस्त्रिनयनः स्यादिष्टसिद्धयै सताम्॥

માનને કારણે જેમણે મુખ નીચે ઢાળી દીધુ છે; તેવાં પાર્વતીને સદાશિવ જણાવે છે કે, 'હે ચંદ્રમુખિ! રાહુ ચદ્રને ગળી જવા માટે આકાશમાર્ગે જતો નથી પણ અહીં ઊભો છે, તેથી મને લાગે છે કે તે તમારા મુખને ચંદ્ર સમજીને ગળવા ઇચ્છતો હશે!' એ રીતે મહાદેવનું કથન સાંભળી, પાર્વતીએ આકાશમા સામી નજર કરી, તેથી તેમનું મુખ ઊંચું થયુ, એટલે મહાદેવે તેમને ચુંબન આપ્યું; એવા ત્રિનેત્રધારી સદાશિવ સજ્જનોના મનોરથોને પૂર્ણ કરો ૪૨

विष्णोरागमनं निशम्य सहसा कृत्वा फणीन्द्रं गुणं
कौपीनं परिधाय चर्म करिणः शम्भुः पुरो धावति ।
दृष्ट्वा विष्णुरथं सकम्पहृदयः सर्पोऽपतद्भूतले
कृत्तिर्विस्खलिता ह्रियानतमुखो नग्नो हरः पातु वः ॥

'ભગવાન વિષ્ણુ આવે છે, એમ સાભળતાં જ હાથીના ચામડાનું કોપીન સર્પની દોરીથી બાધીને ઉતાવળથી સદાશિવ તેમને મળવા દોડી ગયા; ત્યાં તો વિષ્ણુભગવાનના વાહન ગરુડને જોતાં જ નાગના હૃદયમાં કંપારી થઈ અને તે નીચે પડી ગયો; તેથી હાથીનું ચામડું પણ ખસી ગયું એટલે મહાદેવે દિગંબર થતાં શરમાઈને મુખ નીચે ઢાળી દીધું, તે સદાશિવ તમારું રક્ષણ કરો. ૪૩

भस्मान्धोरगफूत्कृतिस्फुटभवद्भालस्थवैश्वानर-
ज्वालास्विन्नसुधांशुमण्डलगलत्पीयूषधारारसैः ।
सञ्जीवद्गजचर्मगर्जितभयभ्राम्यद्वृषाकर्षण-
व्यासक्तः सहसाद्रिजोपहसितो नग्नो हरः पातु वः ॥

જટામાં રહેલી ભસ્મ આંખમાં પડવાથી બધા સર્પની આંખો મીંચાઈ ગઈ; તેથી તે ફુત્કાર કરવા લાગ્યા; તેમના ફુત્કારથી કપાળના અગ્નિમાંથી જ્વાળાઓ નીકળવા લાગી. તે જ્વાલાના તાપથી ચંદ્રમંડળ ગરમ થઈ જતાં તેમાંથી ગળી ગળી અમૃતની ધારાઓનો રસ વહેવા લાગ્યો; તેના સ્પર્શથી કેડ પર રહેલ ગજચર્મમાં જીવ આવવાથી તે હાથી ચિત્કાર કરવા લાગ્યો; તે સાંભળીને ભડકેલો પોઠિયો નાસવા લાગ્યો; તેને ઝાલી રાખવા માટે મહાદેવ ઉતાવળા થઈ ગયા; તેથી ગજચર્મ ખસી જવાથી તેઓ નગ્ન બન્યા. તેથી પાર્વતી તેમને હસવા લાગ્યાં; તેવા મહાદેવ તમારું રક્ષણ કરે. ૪૪

एकोऽन्ते द्विसमस्त्रिलोचन इति ख्यातश्चतुर्भिः स्तुतो
वेदैः पञ्चमुखः षडाननपिता सप्तर्षिभिर्वन्दितः ।
अष्टाङ्गो नवतुल्य आमरगणे वासो दशाशा दध-
त्त्वश्चैकादश सोऽवतान्न विजितो यो द्वादशात्मांशुभिः॥

મહાદેવ સદાશિવ પ્રલયકાળે એક સ્વરૂપે રહે છે; સુખદુઃખનાં જોડકાંમાં સમાન છે, ત્રણ નેત્રવાળા છે, તેમની ચાર વેદો સ્તુતિ કરે છે, તેમને પાંચ મુખ છે, છ મુખવાળા કાર્તિકેયના પિતા છે, સાત ઋષિઓ તેમને વંદન કરે છે, તેમની આઠ મૂર્તિઓ છે, નવનો આંકડો જેમ નવના ગુણાકારમાં બધે રહે છે, તેવી રીતે જે સર્વ દેવોમાં રહે છે, તેમને દશ દિશાઓરૂપી વસ્ત્ર છે, તેમને અગિયાર રૂપ છે અને બાર સૂર્યનાં કિરણોથી પણ અધિક પ્રકાશવાળા છે; તે સદાશિવ અમારું રક્ષણ કરો. ૪૫

लीलाद्यूतजितां कलाधरकलां मौलौ दृढं कीलितां
स्वीकर्तुं युगमुन्नमय्य भुजयोर्विश्लेषयन्त्यास्तदा ।
पार्वत्याः कुचकुम्भपार्श्वयुगले सप्रेमदत्तेक्षणः
कालक्षेपणमिन्दुमोचनविधौ देवः स नो रक्षतु ॥

જુગારની રમતમાં મહાદેવે હોડમાં પોતાની ચંદ્રકલા મૂકી, તેને પાર્વતીએ જીતી એટલે તે લેવા માટે

પાર્વતી બંને હાથ ઊંચા કરીને જટાના મુગટમાં બાંધેલી ચંદ્રકલાને છોડવા માંડ્યા. તે વખતે પાર્વતીનુ આપોઆપ આલિંગન થઈ જતાં; તેમના સુંદર સ્તનો અને પડખામા પ્રેમભરી નજર ફેંકતાં મહાદેવ ચંદ્રકલાને છૂટી પાડવામા વિલંબ કરી રહ્યા હતા; તે દેવ આપણુ રક્ષણ કરો. ૪૬

भूत्यालेपनभूषितः प्रविलसन्नेत्राग्निदीपाङ्कुरः
कण्ठे पन्नगपुष्पदामसुभगो गङ्गाजलैः पूरितः ।
ईषत्ताम्रजटाग्रपल्लवयुतो न्यस्तो जगन्मण्डपे
शंभुर्मङ्गलकुम्भतामुपगतो भूयात्सतां श्रेयसे ॥४७॥

'આ જગતરૂપી મંડપમાં મંગલકુંભ જેવી શોભાને ધારણ કરતા સદાશિવ સજ્જનોનું કલ્યાણ કરો. મંગલ કુંભને અબીલ હોય, તે રીતે શરીરને ભસ્મનો લેપ છે કુંભ પર દીવો હોય તે રીતે ત્રીજા નેત્રરૂપી અગ્નિનો દીવો છે. કુંભને પુષ્પની માળાઓ વીંટળાયેલી હોય છે, તેમ શંકરના ગળામા લટકતા સર્પોરૂપી પુષ્પની માળાઓ છે. કુંભ ગંગોદકથી પૂર્ણ હોય છે તેવી જ રીતે શંકરનું શરીર ગંગાજળથી ભરેલું છે તેમ જ મંગલકુંભ પર આંબા વગેરેના પાનની પાખડીઓ હોય, તે રીતે આછી લાલ જટાઓના અગ્રભાગથી શંકરનું શરીર શોભે છે. ૪૭

मल्लीमाल्यधिया सुधाकरकलां कण्ठश्रियं कज्जल-
भ्रान्त्या भालविलोचनानलशिखां सिन्दूरपूराशया ।
कैलासे प्रतिबिम्बितात्स्ववपुषो गृह्णन्हसन्त्या मुहुः
पार्वत्या प्रतिकर्मकर्मणि चिरं मुग्धो हरः पातु वः ॥

મહાદેવ પાર્વતીના શરીરે શણગાર રચી રહ્યા છે, તે વખતે કૈલાસમા તેમના દેહ પરના સર્વ પદાર્થોના પ્રતિબિંબ પડેલા છે, એટલે ચંદ્રકલાને મલ્લિકાનુ ફૂલ સમજીને, ગળાની નીલ શોભાને કાજળ સમજીને તેમ જ કપાળમા રહેલ નેત્રની અગ્નિજ્વાળાને સિંદૂર સમજીને મહાદેવ તે પદાર્થો લેવા જાય છે; પણ હાથમા કાંઈ આવતુ નથી; તેને કારણે પાર્વતી હસી રહ્યા છે; તેથી મુગ્ધ બનેલ મહાદેવ તમારું રક્ષણ કરો. ૪૮

दास्येऽहं परिरम्भणानि कितव द्यूते जितानि त्वया
धैर्यं धेहि यतः कृतः शतमहोरात्राणि तत्रावधिः ।
इत्युक्तः शिवया निशादिवसकृज्ज्योतिर्मयाक्षिद्वय
द्रागुन्मेषनिमेषकोटिघटनाव्यग्रो हरः पातु वः ॥४९

જુગારમાં આલિંગનની હોડ મૂકવામાં આવી હતી; તેમા પાર્વતી હાર્યાં એટલે સદાશિવે માગણી કરી તેનો ઉત્તર આપતાં પાર્વતી જણાવે છે કે, 'હે જુગારી! તમે જુગારમા જેટલા આલિંગન જીત્યા છો, તેટલા તમને આપીશ; પણ તે માટે ધીરજ રાખો, કેમ કે સો રાત્રિ-દિવસની મુદત આપવામા આવી છે.' તેવું પાર્વતીનુ વચન સાભળીને મહાદેવે વિચાર કર્યો કે મારા નેત્રોને મીંચવા અને ઉઘાડવા; તેથી જ રાત અને દિવસ થાય છે; તેથી સો રાતદિવસ પૂરાં કરવા માટે તેઓ પોતાના ચંદ્રસૂર્યરૂપી નેત્રોની નિમેષ અને ઉન્મેષની ક્રિયા જલદી કરવા લાગ્યા, તેવા કાર્યમાં રત મહાદેવ તમારું રક્ષણ કરો. ૪૯

मौलौ किं नु महेश मानिनि जलं किं वक्त्रमम्भोरुहं
किं नीलालकवेणिका मधुकरी किं भ्रूलता वीचिका ।
किं नेत्रे शफरौ किमु स्तनयुगं प्रेङ्खद्रथाङ्गद्वयं
साशङ्कामिति वञ्चयन्गिरिसुतां गङ्गाधरः पातु वः ॥

ગંગાને મસ્તકમા જોઈને શંકામા પડેલા પાર્વતી મહાદેવને પૂછવા લાગ્યા કે, 'હે મહાદેવ! તમારા મસ્તકમા શું છે?' મહાદેવે જણાવ્યું કે, 'હે માનિનિ! ત્યા પાણી છે' 'ત્યા મુખ જેવું શું છે?' 'એ તો કમળ છે.' 'કાળા વાળની વેણી છે ને!' 'ના, ના, તે તો ભમરાના સમૂહ છે' 'આ વાંકી ભ્રૂકુટી છે?' 'એ તો પાણીની લહરી છે.' 'આ બે નેત્ર શુ છે?' 'તે બે માછલીઓ છે.' 'આ બે સ્તનની જોડી છે?' 'તે તો ચક્રવાકની જોડી છે.' એ રીતે પાર્વતીના પ્રશ્નોને ઠગાઈથી ઉત્તર આપનાર ગંગાધર તમારું રક્ષણ કરો ૫૦

देव्याः प्राक्परिरम्भणे किल करौ द्वौ द्वौ पुनस्तत्करौ
रोद्धुं तन्मुखमुन्मुखं रचयितुं द्वौ चाधरास्वादने ।
द्वौ नेत्राञ्चलपालकापनयने मोक्तुं च नीवीं दृढां
द्वावित्थं सफलीकृताखिलकरः पायात्स वः शङ्करः ॥

પ્રેમવિલાસ વખતે બે હાથને પાર્વતીના આલિંગનમાં, બે હાથને પાર્વતીના હસ્તોને રોકવામા, બે હાથને અધરનુ ચુંબન કરવા પાર્વતીના મુખને ઊંચું કરવાના કામમાં, બે હાથને પાર્વતીના નેત્રોની પલકોને રોકવાના કામમા અને છેલ્લા બે હાથને નીવીની દૃઢ ગાંઠ છોડવાના કામમાં વાપરતા એટલે એ રીતે પોતાના દશે હાથોને સફળ કરતા સદાશિવ તમારું રક્ષણ કરો. ૫૧

न क्रोधः क्रियतां प्रिये स तु भवन्मौलिस्थगङ्गोदरे
मुग्धे मानसमूर्जितं त्यज कृतं युष्मन्नियोगद्वयम् ।
वक्रेश्लेषममुं निराकुरु कदाश्लिष्टासि वक्रो मया
वामाङ्गेयति हृतोत्तरः स्मरहरः स्मेराननः पातु वः ॥

મહાદેવે કહ્યુ કે પ્રિયે! न क्रोधः क्रियताम्–ક્રોધ ન કરો.' ત્યારે પાર્વતીએ જણાવ્યું કે, 'नक्रः अघः क्रियताम्–ગંગા તમારા મસ્તકની અંદર આવી ત્યારથી જ તમારું

નમ્રઃ—નાક અધઃ—નીચું જ છે.' મહાદેવે જણાવ્યું કે, 'मानसम् उर्जितं त्यज—માનની વૃદ્ધિને દૂર કરો;' ત્યારે પાર્વતીએ ઉત્તર આપ્યો કે, 'उर्जितं मानसं—વૃદ્ધિ પામેલ કામદેવને પહેલેથી જ છોડી બેઠી છું. ત્યારે મહાદેવે જણાવ્યું કે, 'वक्रे इम श्लेषं निराकुरु—હે વાંકાબોલી! આ શ્લેષ કરવાનો છોડી દો.' ત્યારે પાર્વતીએ જવાબ આપ્યો કે, તમારું શરીર वक्र—વાંકું હોય ત્યારે મેં તમને કયા આલિંગન આપ્યું છે.' એ રીતે પાર્વતીએ જવાબ આપીને જેમને બોલતા બંધ કર્યા છે, તેવા હસતા મુખવાળા કામદેવના શત્રુ સદાશિવ તમારું રક્ષણ કરો. ૫૨

अङ्गं येन रथीकृतं नयनयोर्युग्मं रथाङ्गीकृतं
पात्रं स्वं रथकर्मसारथिकृतं श्वासास्तुरङ्गीकृताः ।
कोदण्डीकृतमात्मवीर्यमचिरान्मौर्वीकृतं भूषणं
वामाङ्गं विशिखीकृतं दिशतु नः क्षेमं स धन्वी पुमान् ॥

ત્રિપુરાસુરનો સંહાર કરતી વખતે જેમણે પોતાના શરીરને જ રથ બનાવ્યો છે; બે આંખો રથના ચક્ર, પોતાની બુદ્ધિરૂપી પાત્રને રથ હાંકનાર સારથિ, શ્વાસોને ઘોડા, પોતાની શક્તિને ધનુષ્ય, ભૂષણરૂપ સર્પને ધનુષ્યની દોરી અને વામાંગ—ગૌરીને બાણ બનાવ્યા છે; એ રીતે બીજાં સાધનોની પરવા ન કરનાર ધનુષ્યધર પુરુષ અમારું કલ્યાણ કરો.[1] ૫૩

नृत्यारम्भरसत्त्रसद्गिरिसुतारिक्तार्धसंपूर्तये
निर्व्यूढभ्रमिविभ्रमाय जगतामीशाय तुभ्यं नमः ।
यच्चूडाभुजगेश्वरप्रभृतिभिस्तादृग्भ्रमन्तीर्दिशः
पश्यद्भिर्यैनघूर्णमाननयनैः शान्तोऽपि न श्रद्दधे ॥५४॥

તાંડવનૃત્યનો આરંભ થતા, તેનાથી ત્રાસ પામેલાં પાર્વતીએ શિવનું અડધું અંગ છોડી દીધું; તે અંગ પર પાર્વતીને ફરીથી બેસાડવા માટે મહાદેવે નૃત્યનું કાર્ય છોડી દીધું; પરંતુ જટામાં રહેલા નાગો વગેરે તો ભ્રમણના સંસ્કારથી દિશાઓને તેવી ને તેવી ભમતી જોતા હતા અને તેથી તેમની આંખો ચકળવકળ થતી હતી; તેથી પોતે તાંડવનૃત્ય બંધ કર્યું છે; તેવી જેમને ખાતરી થઈ નથી, તેવા આપ જગદીશ્વરને નમસ્કાર.

૧. આ શ્લોક દ્વિઅર્થી છે તેથી તેનો બીજો અર્થ આ છે:
ત્રિપુરાસુર સાથે થયેલા યુદ્ધમાં શ્રીસદાશિવે પૃથ્વી(અંગ)ને રથરૂપ, વિરાટ પુરુષના નયનયુગ્મ એટલે ચંદ્ર તથા સૂર્યને રથનાં, ચં. કહેતાં પૈડાંરૂપ સ્ત્ર એટલે સ્વયંભૂ બ્રહ્માને સારથિરૂપ, મહાપુરુષના શ્વાસરૂપ વેદોને ઘોડાઓ અને આત્મવીર્ય કાર્તિકેયને ધનુષરૂપ, પોતાના ભૂષણરૂપ એવા સર્પની પ્રત્યંચા બનાવી વિષ્ણુને બાણરૂપ બનાવ્યા હતા.

उद्दामभ्रमिवेगविस्तृतजटावल्लीप्रणालीपत-
त्स्वर्गङ्गाजलदण्डिकावलयितं निर्माय तत्पञ्जरम् ।
सम्भ्राम्यद्भुजदण्डपक्षपटलद्वन्द्वेन हंसायित-
स्त्रैलोक्यव्ययनाटिकानयनटः स्वामी जगत्त्रायताम् ॥

પ્રચંડ ભ્રમણના વેગથી જટાઓ વિખેરાઈને ચારે બાજુ ફેલાઈ છે; તે તો જાણે કે પરનાળ છે અને તેમાંથી ગંગાજળની ધારાઓ દંડાકાર પડી રહી છે; તેનું તો પાંજરું બની ગયું છે. બે હાથ ફેલાવીને નૃત્ય કરે છે; તે તો જાણે કે બે પાંખ છે અને તેથી પોતે પિંજરામાં રહેલા હંસ જેવા લાગે છે; તે રીતે ત્રણ લોકના પ્રલયરૂપી નાટકને ભજવી બતાવતા નટરાજ સદાશિવ જગતનું રક્ષણ કરો. ૫૫

यत्नाट्यभ्रमिघूर्णमानवसुधाचक्राधिरूढे भृशं
मेरौ पार्श्वनिवासिवासरनिशाचित्रे परिभ्राम्यति ।
तेजस्यस्तडितो भवन्तु शतशो दृष्टा हि तास्ताः कथं
तामस्योऽपि स वः पुनातु जगतामन्त्येष्टियज्वा विभुः ॥

જ્યારે પ્રલયકાળનું તાંડવનૃત્ય શરૂ થયું છે, ત્યારે મેરુ પર્વત પૃથ્વીરૂપી ચાકડા પર ચઢીને ભ્રમણ કરી રહ્યો છે અને ભ્રમણને કારણે વારંવાર રાતદિવસ પાસે આવવાથી તે મેરુ પર્વત કાબરચિતરો લાગે છે; તેના ભ્રમણથી પ્રલયના અંધકારવાળી રાત્રિઓથી ભરેલી સેંકડો વીજળીઓ પ્રકાશવાળી શાથી છે; એ રીતે વિસ્મય પામેલા અને સર્વ જગતોના અંત્યેષ્ટિસંસ્કાર કરનાર તે પરમેશ્વર મહાદેવ તમારું રક્ષણ કરો. ૫૬

तत्कालारभटीविधिजृम्भणपरित्रासादिव भ्रश्यता
वामार्धेन तदेकशेपकरणं बिभ्रद्वपुर्भैरवम् ।
तुल्यं चास्थिभुजङ्गभूषणमसौ भोगीन्द्रकङ्कालकै-
र्बिभ्राणः परमेश्वरो विजयते कल्पान्तकर्मान्तिकः ॥

પ્રલયકાળે શરૂ થયેલ તાંડવનૃત્ય જોશભેર ચાલુ થવાથી, ડાબા અંગરૂપ બનેલાં પાર્વતી જાણે કે ભય પામ્યાં હોય, તેથી ખસી ગયાં એટલે જમણી બાજુના અંગના અવયવો બાકી રહેતા, તે કાળભૈરવસ્વરૂપ ભયંકર લાગતા હતા તેમ જ શેષનારાયણનું હાડપિંજર અને બીજા સર્પોના હાડકાં આભરણ તરીકે ધારણ કર્યાં હતા, તે રીતે પ્રલયકાળના કર્મને કરનાર મહાદેવ શંકર વિજય પામે છે. ૫૭

चञ्चच्चन्द्रिकचन्द्रचारुकुसुमो माद्यज्जटापल्लवो
दृप्यद्दारुणदन्दशूकमणिमान्शाखायुतो बाहुभिः ।
स्थाणुर्मे फलदो भवत्वतितरां गौरीमुखेन्दुद्रव-
त्पीयूषद्रवदोहदादिव दधद्देवद्रुमत्वं सदा ॥५८॥

કલ્પવૃક્ષરૂપ બનેલ સ્થાણુ–મહાદેવ અમને અત્યંત ફળ આપનાર બની રહો. તે કલ્પવૃક્ષને ચમકતી ચાંદનીવાળા ચંદ્રની કલા ફૂલરૂપે છે, ઊલતી પીળી જટાઓ પાંદડાંરૂપે છે, ગર્વ ભરેલા ભયંકર સર્પો મણિરૂપે છે, દશ ભુજાઓ શાખાઓરૂપે છે તેમ જ પાર્વતીના મુખચંદ્રથી ઝરતા અમૃતરસનો દોહદભાવ મળેલ છે. ૫૮

वक्त्राम्भोरुहि विस्मिताः स्तवकिता वक्षोरुहि स्फारिताः
श्रोणीसीमनि गुम्फिताश्चरणयोरक्ष्णोः पुनर्विस्तृताः।
पार्वत्याः प्रतिगात्रचित्रगतयस्तन्वन्तु भद्राणि वो
विद्धस्यान्तिकपुष्पसायकशरैरीशस्य दृग्भङ्गयः ॥५९

જ્યારે પાસે ઊભેલ કામદેવના બાણોથી મહાદેવ વીંધાયા ત્યારે તેમની દૃષ્ટિના ચમકારા પાર્વતીના અંગો પર પ્રતિબિંબરૂપે જુદી જુદી આકૃતિઓને ધારણ કરતા હતા; તેમની દૃષ્ટિ મુખકમળ પર પડતાં પ્રફુલ્લિત બની હતી; છાતી પર પડતા ગોળ ગુચ્છારૂપે બની હતી; નિતંબ પર પડતાં ગૂંથણીવાળી બની હતી અને નેત્રમાં પડતા વિસ્તાર પામેલી બની હતી; તે રીતની વિવિધ નજરો તમારું કલ્યાણ કરો. ૫૯

शैलेन्द्रप्रतिपाद्यमानगिरिजाहस्तोपगूढोल्लस–
द्रोमाञ्चादिविसंष्ठुलाखिलविधिव्यासङ्गभङ्गाकुलः।
आः शैत्यं तुहिनाचलस्य करयोरित्यूचिवान्सस्मितं
शैलान्तःपुरमातृमण्डलगणैर्दृष्टोऽवताद्वः शिवः ॥६०

હિમાલયે પોતાની પુત્રી પાર્વતીનો હાથ મહાદેવના હાથમાં સોંપ્યો, તે વખતે પાર્વતીના હાથ સાથે પોતાનો હાથ દબાવાથી રોમાંચ, કંપ વગેરે સાત્ત્વિક ભાવો મહાદેવને પ્રગટ થયા અને તેથી લગ્નવિધિની ક્રિયાઓમાં તત્પર રહેવું જોઈએ, તેમાં ભંગ પડ્યો. તે ભાવ કોઈ જાણી ન જાય તેથી મહાદેવે હસતાં જણાવ્યું કે, 'અહો! હિમાલયની ઠંડી મારા હાથને ખૂબ લાગે છે;' પરંતુ રોમાંચનું ખરું કારણ હિમાલયની સ્ત્રીઓ અને યોગિનીઓ સમજી ગઈ હતી; તેથી તે મંદહાસ્ય કરીને મહાદેવને જોતી હતી; તે શિવ તમારું રક્ષણ કરો. ૬૦

दिक्कालात्मसमैव यस्य विभुता यस्तत्र विद्योतते
यत्रामुष्य सुधाभवन्ति किरणा राशेः स यासामभूत्।
यस्तद्विपत्तमुपःसु योऽस्य हविषे यस्तस्य जीवातवे
वोढा यद्गुणमेष मन्मथरिपोस्ताः पान्तु नो मूर्तयः ॥

દિશા, કાળ અને આત્માના જેવું જેનું સર્વવ્યાપકપણું છે; તે મહાદેવની આકાશમૂર્તિ, આકાશ જેમાં પ્રકાશે છે તે સૂર્યમૂર્તિ, જેમાં પડ્યાની સાથે જ સૂર્યનાં કિરણો અમૃતરૂપ થાય છે તે ચંદ્રમૂર્તિ, જેના સમૂહથી ચંદ્ર ઉત્પન્ન થાય છે તે જળમૂર્તિ, તે જળનાં પિત્તરૂપ અગ્નિમૂર્તિ, તે અગ્નિને સવારે હવિ આપનારી યજમાનમૂર્તિ, તે યજમાનને જીવન આપનાર વાયુમૂર્તિ, તે વાયુ જેના ગંધને લઈ જાય છે, તે પૃથ્વીમૂર્તિ એ રીતે સદાશિવની આઠ મૂર્તિઓ અમારું રક્ષણ કરો. ૬૧

जीर्णेऽप्युत्कटकालकूटगरले प्लुष्टे तथा मन्मथे
नीते भासुरभालनेत्रतनुतां कल्पान्तदावानले।
यः शक्त्या समलङ्कृतोऽपि शशिनं शैलात्मजां स्वर्धुनीं
धत्ते कौतुकराजनीतिनिपुणः पायात्स वः शङ्करः ॥६२

કાલકૂટ નામે ઉગ્ર ઝેર પચી જવા છતાં પણ તે ફરીથી પીડે નહિ તે કારણે મહાદેવ મસ્તકમાં અમૃતરૂપ ચંદ્રકલાને ધારણ કરે છે; કામદેવ બળી ગયો છે છતાં પણ તે જાગે તો તેને શાંત કરવા પાર્વતીને ધારણ કરે છે; પ્રલયકાળના દાવાનળને લલાટમાં પ્રકાશતા નેત્રના જેવો ઝીણો બનાવી દીધો છે, છતાં પણ પ્રગટે તો તેને ઓલવવા ગંગાજી ધારણ કરે છે; એ રીતે રાજનીતિની કૌતુકવાળી નીતિમાં કુશળ એવા શંકર મહાદેવ તમારું રક્ષણ કરો. ૬૨

किं गोत्रं किमु जीवनं किमु धनं का जन्मभूः किं वयः
किं चारित्र्यममुष्य के सहचराः के वंशजाः प्राक्तनाः।
का माता जनकः शिवस्य क इति प्रह्वेण पृथ्वीभृता
पृष्टाः सस्मितनम्रमूकवदनाः सप्तर्षयः पान्तु वः ॥

સપ્તર્ષિઓ મહાદેવનું માગું લઈને હિમાલય પાસે ગયા ત્યારે હિમાલયે નમ્ર થઈને પ્રશ્નો પૂછ્યા કે, 'વરનું ગોત્ર કયું? ધંધો શો? મિલકત કેટલી? જન્મભૂમિ કયા? ઉંમર શી? વર્તણૂક કેવી? તેમના સોબતી કેવા? કુળમાં કોણ કોણ વડીલો? માતા કોણ? પિતા કોણ?' વગેરે પ્રશ્નોના ઉત્તરો નહિ આપવાથી મંદહાસ્ય કરતા, નીચું મુખ ધારી મૂંગા રહેલા સપ્તર્ષિઓ તમારું રક્ષણ કરો. ૬૩

तादृक्सप्तसमुद्रमुद्रितमहीभूभृद्भिरभ्रङ्कषैः
स्रोतोभिः परिवारिता दिशि दिशि द्वीपैः समन्तादियम्।
यस्य स्फारफणावलीमणिचये मज्जत्कलङ्काकृतिः
शेषः सोऽप्यगमद्यदङ्गदपदं तस्मै नमः शम्भवे ॥६४

જે વિશાળ પૃથ્વી પર મોટા મોટા સાત સમુદ્રો અને આકાશ સુધી પહોંચેલ પર્વતો રહે છે; તેમ જ મોટા મોટા જળપ્રવાહો અને મહાદ્વીપો દશે દિશાઓમાં વીંટાઈને રહેલા છે; તે પૃથ્વી જેની વિસ્તારવાળી ફણાઓની પંક્તિની વચમાં રહેલા મણિઓના સમૂહમાં નાના ડાઘ જેવી લાગે છે; તેવો વિશાળ શેષનારાયણ

પણ જેના હાથ પર બાજુબંધરૂપ બની જાય છે, તે મહાદેવ શંકરને અમે પ્રણામ કરીએ છીએ. ૬૪

तारानायकशेखराय जगदाधाराय धाराधर-
च्छायाधारककन्धराय गिरिजासङ्गैकशृङ्गारिणे।
नद्या शेखरिणे दृशा तिलकिने नारायणेनास्त्रिणे
नागैः कङ्कणिने नगेन गृहिणे नाथाय नित्यं नतिः॥

જેમના મસ્તકની શોભારૂપે ચંદ્ર છે, જેમનો કંઠ મેઘની છાયા જેવો શ્યામ છે, જેમનો શૃંગાર એક ફક્ત પાર્વતીના સમાગમમાં રહેલો છે, જેમના મસ્તકના મુગટરૂપે ગંગાજી છે, લલાટમાં રહેલું ત્રીજું નેત્ર જેમનું તિલકરૂપે છે, જેમણે બાણરૂપે નારાયણ વિષ્ણુને ધારણ કર્યા છે, જેમણે હાથનાં કંકણરૂપે નાગોને પહેર્યા છે અને હિમાલય વડે જે ઘરવાળા બન્યા છે, એવા જગતના આધારસ્વરૂપ વિશ્વનાથ મહાદેવને સદા નમસ્કાર હો. ૬૫

केयूरीकृतकङ्कणीकृतजटाजूटावतंसीकृत-
ज्यावल्लीकृतकुण्डलीकृतकटीसूत्रीकृताहीश्वरः।
पायाद्वस्तिलकीकृतप्रियतमादर्शीकृताक्षीकृतः
द्यूतारम्भपणीकृतेन्दुशकलः कात्यायनीकामुकः॥

જેમણે શેષનાગને જ બાજુબંધરૂપે, કંકણરૂપે, જટામંડળના આભૂષણરૂપે, કાનનાં કુંડળરૂપે તેમ જ કેડ પર કંદોરારૂપે બનાવેલ છે અને ચંદ્રની કલાને તિલકરૂપે, પ્રિય પાર્વતીને જોવાના દર્પણરૂપે, જુગારના પાસારૂપે તેમ જ હોડમાં મૂકવાનો પદાર્થરૂપે બનાવેલ છે; તેવા પાર્વતીના કામુક પતિ તમારું રક્ષણ કરો. ૬૬

कान्तां कामपि कामयत्यनुदिनं ध्यानापदेशादयं
केनामुं मुनयोऽप्यनादिनिधनं ध्यायन्ति धौतस्पृहाः।
इत्यङ्कात्स्वकरे हृते गिरिजया पादे च पद्मासना-
द्विश्वं पातु पुरंध्रिनद्धवपुषः शम्भोः समाधिव्ययः॥

રાગ, સ્પૃહા વગેરેથી રહિત એવા મુનિવરો જે આદિ–અંતરહિત અવિનાશી મહાદેવનું ધ્યાન ધરે છે; તેવા અર્ધનારીશ્વર મહાદેવ જ્યારે સમાધિમાં બેઠા હોય છે, ત્યારે પાર્વતીના મનને શંકા થાય છે કે, 'આ મહાદેવ આત્માના ધ્યાનનું બહાનું કાઢીને રોજ કોઈ રમણીનું જ ધ્યાન ધરતા હોય છે.' તે શંકા થતાં જ પાર્વતીએ ખોળામાંથી પોતાનો હાથ અને પદ્માસનથી પોતાના પગ ખસેડી લીધા; તેથી મહાદેવની સમાધિનો ભંગ થયો; તે તમારી રક્ષા કરો. ૬૭

स्नातः स्वर्गतरङ्गिणीजलभरैर्नेत्रोत्पलेनाञ्चितः
पार्वत्याः सितभूतिचन्दनचयैरालिप्तगात्रोज्ज्वलः।
देवश्चन्द्रकलासुशोभितिलको गौरीविवाहोत्सवा-
रम्भे शैलकृतार्हणस्त्रिजगतामर्च्यो हरः पातु वः॥

સ્વર્ગંગાના ભરપૂર જળથી જેમણે સ્નાન કર્યું છે, પાર્વતીના નેત્રોરૂપી કમળથી જેમનું પૂજન થયું છે, સફેદ ભસ્મરૂપી ચંદનના સમૂહથી જેમણે લેપ કરીને અંગોને સ્વચ્છ બનાવ્યાં છે તેમ જ ચંદ્રરૂપી કલાનું જેમણે લલાટમાં તિલક કર્યું છે; એવા મહાદેવનું પાર્વતી સાથેના વિવાહસમારંભમાં હિમાલયે મધુપર્કથી પૂજન કર્યું હતું; તે ત્રણે લોકના પૂજ્ય મહાદેવ તમારું રક્ષણ કરો. ૬૮

उज्झित्वा दिशमम्बरं वरतरं वासो वसानश्चिरं
हित्वा वासरसं पुनः पितृवने कैलासहर्म्याश्रयः।
त्यक्त्वा भस्म कृताङ्गरागनिचयः श्रीखण्डसारद्रवै-
र्देवः पातु हिमाद्रिजापरिणयं कृत्वा गृहस्थः शिवः॥

મહાદેવ શંકર પાર્વતી સાથે લગ્ન કરીને સાચા ગૃહસ્થ બન્યા હતા. તેમણે દિગંબર રહેવાનું છોડી દીધું અને ઉત્તમ પીતાંબર ધારણ કર્યું; શ્મશાનવાસ છોડીને તેઓ કૈલાસ પર રાજમહેલમાં રહેવા લાગ્યા; ભસ્મ ચોળવાની છોડી દીધી અને ચંદનના રસથી શરીરે સુંદર અંગરાગ કર્યો છે; એવા ગૃહસ્થ મહાદેવ રક્ષણ કરો. ૬૯

क्रीडन्मन्दरकन्दरोदरवलन्मन्दारवृन्दावने
क्रोधान्धान्धकदानवासुहरणे जृम्भत्त्रिशूलोद्गमः।
त्रैलोक्याखिलसंकटोत्कटभयोद्वेलान्धकारांशुमा-
न्पायाद्वस्त्रिपुरप्रमाथनपटुर्देवो हि पञ्चाननः॥७०॥

જે મહાદેવ મંદરાચળ પર્વતની ખીણોમાં ઊગેલાં મંદારવૃક્ષોના સમૂહમાં ક્રીડા કરી રહ્યા છે; અંધક નામના દાનવના પ્રાણ લેવા માટે ક્રોધમાં આવીને જે ત્રિશૂળ ફેરવી રહ્યા છે; જ્યારે ત્રણેય લોક પર સઘળાં સંકટો અને ભયોનો ઉત્કટ અંધકાર ફેલાઈ ગયો, ત્યારે તેને દૂર કરવામાં જે સૂર્યની જેમ પ્રકાશી રહ્યા છે અને જેઓ ત્રિપુરાસુરનો સંહાર કરવામાં પૂરી કુશળતા બતાવી રહ્યા છે; એવા પાંચ મુખવાળા મહાદેવ તમારું રક્ષણ કરો. ૭૦

गर्जद्भीमभुजंगभीषणफणाफूत्कारभीतिप्रदः
क्रीडत्प्रेतपिशाचराक्षसगणः प्रत्यक्षतः प्रान्ततः।
भालस्थप्रलयानलोद्भटशिखः प्रव्यक्तहालाहलः
शार्दूलाजिनभृद्भयानकमयो भूयाद्भवो भूतये॥७१॥

ગર્જના કરતા ભયંકર સર્પોની ભયંકર ફણાઓના ફૂત્કારથી જે સર્વને ભયભીત બનાવી રહ્યા છે; જેમની સામે અને ચારે બાજુ પ્રેત, પિશાચ અને રાક્ષસોના

સમૂહો નાચ કરી રહ્યા છે; જેમના કપાળમાં રહેલા પ્રલયકાળના અગ્નિની જ્વાળાઓ પ્રગટ થઈ રહી છે; જેમના કંઠમાં હળાહળ ઝેર દેખાઈ રહ્યું છે અને જેમણે વ્યાઘ્રચર્મને ધારણ કર્યું છે; એવા મહાદેવ જે ભયાનક રસને પણ ભયરૂપ લાગે છે, તે કલ્યાણ માટે હો.

गौरीचुम्बनचञ्चलं परिचलद्रण्डभ्रमामण्डलं
व्यावल्गत्फणिकुण्डलं रतिरसप्रस्विन्नगण्डस्थलम् ।
प्रौढप्रेमपरम्परापरिचयप्रोत्फुल्लनेत्राञ्चलं
शंभोरस्तु विभूतये हि भवतामुन्मत्तगङ्गं शिरः ॥७२

જે મહાદેવનું મસ્તક ગૌરી–પાર્વતીને ચુંબન આપવા માટે ચંચળ બનેલ છે; ડોલતાં ગંડસ્થલ(ગાલ)ની કાંતિથી મંડલવાળું થયેલ છે; હાલતા ફણીધર સર્પોનાં કુંડલથી શોભીતું છે; રતિના રસથી જેના કપોલને પસીનો થયો છે; ખૂબ જ વધી ગયેલ પ્રેમની પરસ્પર આપ–લે કરવાથી જેમના નેત્રનો પ્રાન્તભાગ ચંચળ બનેલો છે. તેમજ જેના પર મદોન્મત્ત ગંગા ડોલી રહી છે, તેવું મહાદેવનું મસ્તક તમારા કલ્યાણને માટે બની રહો. ૭૨

पाणौ कङ्कणमुत्फणं फणिपतिर्नेत्रं लसत्पावकं
कण्ठः कुण्ठितकालकूटविषमो वस्त्रं गजेन્द्राजिनम् ।
गौरीलोचनलोभनाय सुभगो वेषो वरस्यास्ति मे
गण्डोल्लासविभावितः पशुपतेर्हासोद्गमः पातु वः ॥७३

'મારા હાથ પર ઊંચી ફણાવાળો નાગ કંકણરૂપે છે, મારું નેત્ર અગ્નિથી શોભી રહ્યું છે, શાંત થયેલ કાલકૂટની કાલિમાથી કંઠ વિષમ (નીલ) બન્યો છે અને ગજચર્મ વસ્ત્રરૂપે છે; એ રીતનો મારો પહેરવેશ વરરાજાને શોભે તેવો છે અને તેથી ગૌરી–પાર્વતીનાં નેત્ર લોભાઈ જશે' એમ સમજીને મહાદેવને આનંદ થયો છે; તે ગાલ ફૂલવાથી હસી રહ્યા હોય, તેમ લાગે છે; તેવા મહાદેવનુ તે પ્રકટ હાસ્ય તમારું રક્ષણ કરો. ૭૩

दिव्यं वारि कथं यतः सुरधुनी मौलौ कथं पावको
दिव्यं तद्धि विलोचनं कथमहिर्दिव्यं स चाङ्गे तव ।
तस्माद्दूयतविधौ त्वयाद्य मुषितो हारः परित्यज्यता-
मित्थं शैलभुवा विहस्य लपितः शंभुः शिवायास्तु वः ॥

ધર્મશાસ્ત્રમાં સોગંદ લેવા પાણી, અગ્નિ કે, સાપનું નિમિત્ત લેવામાં આવે છે; પરંતુ પાર્વતીએ મહાદેવને કહ્યું કે, 'પાણી લેવાનું તો રહેતું જ નથી; કારણ કે તમારા મસ્તકમાં સ્વર્ગગંગા છે; અગ્નિ લેવાનો રહેતો નથી, કારણ કે તમારા લલાટમાં નેત્રરૂપે અગ્નિ રહેલો છે અને સાપ લેવાનો રહેતો નથી, કારણ કે તે તો તમારાં અંગો પર છે. માટે શપથ લેવાનું છોડીને જુગારમાં તમે મારો હાર ચોરી લીધો છે, તે મને પાછો આપી દો.' એ રીતે હસીને પાર્વતીએ જેમને શપથ ખાતા રોકયા છે, તે મહાદેવ તમારા કલ્યાણ માટે હો. ૭૪

तातं तत्राततातं कथय हरकुलेऽलङ्कृते संप्रदाने
तच्छ्रुत्वा चन्द्रमौलिर्नतमुखकमलो जातलज्जो बभूव ।
ब्रह्मावादीत्तदानीं शृणुत हरकुलं वेदकण्ठोग्रकण्ठौ
श्रीकण्ठान्नीलकण्ठः प्रहसितवदनः पातु वश्चन्द्रचूडः ॥

પાર્વતીને કન્યાદાન આપતાં હિમાલયે પુરોહિત બ્રહ્માજીને જણાવ્યું કે, 'વરરાજાના પિતા, દાદા અને વડદાદાનાં નામ કહો; તે સાંભળીને મહાદેવ તો લજ્જા પામી ગયા અને મુખકમળ નીચું ઢાળીને બેસી રહ્યા; પરંતુ કુશળ બ્રહ્માજીએ સમયસૂચકતા વાપરીને જણાવ્યું કે, 'હું મહાદેવનું ગોત્ર કહું છું, તે તમે સાંભળો, પહેલાં વેદકંઠ હતા, પછી ઉગ્રકંઠ થયા, ત્યારબાદ શ્રીકંઠ થયા અને હવે આ નીલકંઠ છે.' તે સાંભળીને મુખ પર હાસ્ય પ્રગટ કરતા સદાશિવ તમારું રક્ષણ કરો. ૭૫

या सृष्टिः स्रष्टुराद्या वहति विधिहुतं या हविर्या च होत्री
ये द्वे कालं विधत्तःश्रुतिविषयगुणा या स्थिता व्याप्य विश्वम्
यामाहुः सर्वबीजप्रकृतिरिति यया प्राणिनः प्राणवन्तः
प्रत्यक्षाभिः प्रपन्नस्तनुभिरवतु वस्ताभिरष्टाभिरीशः ॥७६

ભગવાન સદાશિવ જગતના પદાર્થોરૂપે આઠ મૂર્તિઓ ધારણ કરે છે. જગત્કર્તાની પહેલી સૃષ્ટિ જળ (अप एव ससर्जादौ), વિધિપૂર્વક હોમેલાનું વહન કરનાર અગ્નિ, હોમ કરનાર પુરુષ (કર્તવ્યશીલ મનુષ્ય), સમયનું વિધાન કરે છે તે સૂર્ય–ચંદ્ર, કાનોથી શ્રવણ થતો શબ્દ જેનો ગુણ છે તે આકાશ કે જે સર્વમાં વ્યાપીને રહ્યું છે, જેને સર્વ બીજોની પ્રકૃતિ કહેવામાં આવી છે તે પૃથ્વી તથા જેનાથી સર્વ પ્રાણીઓ પ્રાણ ધારણ કરી રહ્યાં છે તે વાયુ–આ આઠ મૂર્તિઓવાળા સદાશિવ તમારું રક્ષણ કરો. ૭૬

एकैश्वर्यस्थितोऽपि प्रणतबहुफलो यः स्वयं कृत्तिवासाः
कान्तासंमिश्रदेहोऽप्यविषयमनसां यः पुरस्ताद्यतीनाम्
अष्टाभिर्यस्य कृत्स्नं जगदपि तनुभिर्बिभ्रतो नाभिमानः
सन्मार्गालोकनाय व्यपनयतु स नस्तामसीं वृत्तिमीशः॥

જેમને પોતાને પહેરવા માટે ફક્ત મૃગચર્મ છે, છતાં પણ જેની અંદર બધાં પ્રકારનાં ઐશ્વર્ય રહ્યાં છે અને તેથી ભક્તજનોને અનેક મનગમતાં ફળ આપે છે, જેમના પોતાના દેહમાં જ સર્વ વિષયરૂપ પાર્વતી રહેલાં

છે; છતાં પણ જેમનાં મન વિષયોમાં લોલુપ થતાં નથી એવા યોગી જનોમાં જે અગ્રેસર છે; જે પોતે આઠ મૂર્તિઓ દ્વારા આખા જગતને ધારણ કરે છે; છતાં પણ જેને કોઈ જાતનું અભિમાન નથી, તેવા મહાદેવ અમારા તમોગુણના અંધકારને દૂર કરો કે જેથી અમને સારો માર્ગ દેખાય. ૭૭

कैलासाद्रावुदस्ते परिचलति गणेपूल्लसत्कौतुकेषु
क्रोडं मातुः कुमारे विशति विषमुचि प्रेक्षमाणे सरोषम्।
पादावष्टम्भसीदद्वपुषि दशमुखे याति पातालमूलं
क्रुद्धोऽप्याश्लिष्टमूर्तिर्भयघनमुमया पातु हृष्टः शिवो नः॥

જ્યારે રાવણે આખો કૈલાસ પર્વત ઉઠાવ્યો, ત્યારે પાર્ષદ વગેરે ગણો કુતૂહલમાં પડી ગયા કાર્તિકેય સ્વામી માતાના ખોળામાં સંતાઈ જવા લાગ્યા તેમ જ નાગો પણ ક્રોધથી જોવા લાગ્યા. એટલે મહાદેવે ક્રોધમાં આવીને પોતાના અંગૂઠાથી કૈલાસને દબાવ્યો, તેથી રાવણ પાતાળમાં ચાલ્યો ગયો; પરંતુ કૈલાસ ડોલવાથી ભયભીત બનેલા પાર્વતીએ જોયું કે મહાદેવ ક્રોધાતુર છે; તે છતાં તેમણે ભયથી મહાદેવને ગાઢ આલિંગન આપ્યું, તેથી હર્ષ પામેલ મહાદેવ અમારું રક્ષણ કરો.

क्रोधेर्द्धर्दृष्टिपातैस्त्रिभिरुपशमिता वह्नयोमी त्रयोऽपि
त्रासार्ता ऋत्विजोऽधश्चपलगणहृतोष्णीषपट्टाः पतन्ति।
दक्षः स्तौत्यस्य पत्नी विलपति कृपणं विद्रुतं चापि देवैः
शंसन्नित्यात्तहासो मखमथनविधौ पातु देव्यै शिवो वः॥

મહાદેવ પાર્વતીને તેમના પૂર્વજન્મમાં બનેલ દક્ષના યજ્ઞધ્વંસની કથા કહેતા હતા કે, 'ગણોની અતિશય ક્રોધવાળી દૃષ્ટિઓ પડવાથી જ યજ્ઞના (દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય અને આહવનીય એ) ત્રણ અગ્નિઓ શાંત પડી ગયા હતા ,અટકચાળા પ્રમથગણોએ પાઘડીઓ અને દુપટ્ટા ફાડી નાખ્યા તેથી ત્રાસ પામેલા ઋત્વિજ બ્રાહ્મણો પડતાઆખડતા હતા; દક્ષપ્રજાપતિ હાથ જોડી સ્તુતિ કરતા હતા; દક્ષના પત્ની દયામણી રીતે રડતાં હતાં અને દેવો દોડાદોડ કરી રહ્યા હતા—એમ કહીને અટ્ટહાસ કરતા મહાદેવ તમારું રક્ષણ કરો. ૭૯

आसीने पूष्णि तूष्णीं व्यसनिनि शशिनि व्योम्नि कृष्णे सतृष्णे, दैत्येन्द्रे जातनिद्रे द्रवति मघवति क्रान्तकान्तौ कृतान्ते। अब्रह्मण्यं ब्रुवाणे कमलपुटकुटीश्रोत्रिये शान्त्युपाये, पायाद्वः कालकूटं झटिति कवलयँल्लीलया नीलकण्ठः॥ ८०॥

જ્યારે સમુદ્રમંથનથી કાલકૂટ ઝેર નીકળ્યું ત્યારે સૂર્ય શાંત બની ગયો, આકાશમાં રહેલ ચંદ્ર કષ્ટ પામવા લાગ્યો, લક્ષ્મીને મળવાની તૃષ્ણામાં વિષ્ણુ ઘેરાઈ ગયા બલિરાજાને ઊંઘ આવવા લાગી, ઇંદ્ર નાસવા લાગ્યો, યમરાજ ફિક્કો પડી ગયો અને કમળમાં બેઠેલ બ્રહ્માજી 'ભૂંડું થયું, ભૂંડું થયું' એમ પુકારવા લાગ્યા, ત્યારે રમત કરતાં જ કાલકૂટને અંજલિમાં લઈ, મહાદેવ તેનુ પાન કરી ગયા; તે મહાદેવ તમારું રક્ષણ કરો. ८०

केयं मूर्ध्न्यन्धकारे तिमिरमिह कुतः सुभ्रु कान्तेन्दुयुक्ते
कान्ताप्यत्रास्ति काचिन्ननु भवतु मया पृष्टमेतावदेव।
नाहं द्वन्द्वं करोमीत्यपनय शिरसस्तूर्णमेनामिदानी-
मित्थं प्रोक्तो भवान्या प्रतिवचनजितः पातु वश्चन्द्रचूडः॥

પાર્વતીએ મહાદેવને પૂછ્યું કે, 'હે अन्धकारे-અંધક દૈત્યના શત્રુ! તમારા મસ્તક પર આ કોણ છે? ત્યારે अंधकारे-અંધકારમાં એમ કપટભરી વાણીમાં મહાદેવે જણાવ્યું કે, 'હે સુંદરી! कान्तेन्दुयुक्ते-સુંદર ચંદ્રવાળા મસ્તકમાં અંધકાર ક્યાંથી? ત્યારે कांता અને इन्दुવાળું મસ્તક એવો અર્થ કરીને પાર્વતીએ પૂછ્યું કે શું તમારા કહેવા પ્રમાણે તમારા મસ્તકમાં ચંદ્ર સાથે કાંતા પણ છે? ત્યારે મહાદેવે કહ્યું કે, 'कांता અને इन्दु એવો દ્વન્દ્વ સમાસ મેં કર્યો નથી ત્યારે પાર્વતીએ द्वन्द्व=જોડું એવો અર્થ કરીને જણાવ્યું કે 'જો તમે મસ્તકમાં દ્વન્દ્વ રાખતા ન હો, તો ત્યાં રહેલી કાંતાને દૂર કરો.' એ રીતે વાદવિવાદમાં પાર્વતીથી જિતાયેલ મહાદેવ તમારું રક્ષણ કરો. ૮૧

धन्या केयं स्थिता ते शिरसि शशिकला किं नु नामैतदस्या, नामैवास्यास्तदेतत्परिचितमपि ते विस्मृतं कस्य हेतोः। नारीं पृच्छामि नेन्दुं कथयतु विजया न प्रमाणं यदीन्दुर्देव्या निह्नोतुमिच्छोरिति सुरसरितं शाठ्यमव्याद्विभोर्वः॥८२॥

પાર્વતીએ પૂછ્યું કે, 'આ તમારા મસ્તક પર કઈ ભાગ્યશાળી સ્ત્રી છે?' શિવ બોલ્યા કે, એ તો શશિકલા છે.' ત્યારે પાર્વતીએ જણાવ્યું કે, 'શું તે સ્ત્રીનું નામ શશિકલા છે.' શિવ બોલ્યા કે, 'તેનુ તે નામ તો તમારું જાણીતું છે; છતાં પણ શા કારણથી તમે ભૂલી ગયાં?' ત્યારે પાર્વતીએ જણાવ્યું કે, 'હું ચંદ્રની કલા વિષે પૂછતી નથી; હું તો મસ્તકમાં રહેલી સ્ત્રી વિષે પૂછું છું.' સદાશિવ બોલ્યા કે, 'જો ચંદ્ર છે, એ વાતની તમને ખાતરી થતી ન હોય, તો તમારી બહેનપણી વિજયાને તે વાત પૂછી જુઓ.' એ રીતે વાદવિવાદ કરીને મસ્તકમાં રહેલ ગંગાને છુપાવવા ઇચ્છતા મહાદેવની ઠગાઈ તમારું રક્ષણ કરો. ૮૨

हर्षादम्भोजजन्मप्रभृतिदिविपदां संसदि प्रीतिमत्या
श्वश्रा मौलौ पुरारेर्दुहितृपरिणये साक्षतं चुम्ब्यमाने ।
तद्वक्त्रं मौलिवक्त्रे मिलितमिति भृशं वीक्ष्य चन्द्रः सहासो
दृष्ट्वा तद्वृत्तमाशुस्मितसुभगमुखः पातु वः पञ्चवक्त्रः॥

જ્યારે પાર્વતીના વિવાહ સમયે બ્રહ્મા વગેરે દેવોને સમાજ ભેગો થયો હતો, ત્યારે પ્રસન્ન થયેલાં મેના સાસુએ ચોખાથી મહાદેવને વધાવી લીધા અને પછી મહાદેવનું માથું સૂંઘવા જતાં, તેમના પાંચમા મુખ સાથે મેનાનું મુખ મળી ગયું, તે જોઈને જટામાં રહેલો ચંદ્ર હસવા લાગ્યો; તે બાબત જાણીને પાંચ મુખવાળા સદાશિવ પણ હસવા લાગ્યા; તેવા હસમુખા મહાદેવ તમારું રક્ષણ કરો. ૮૩

कल्पान्तक्रूरकेलिः क्रतुकदनकरः कुन्दकर्पूरकान्तिः
क्रीडन्कैलासकूटे कलितकुमुदिनीकामुकः कान्तकायः।
कङ्कालक्रीडनोत्कः कलितकलकलः कालकालीकलत्रः
कालिन्दीकालकंठः कलयतु कुशलं कोऽपि कापालिको नः॥

પ્રલયકાળે જે વિકરાળ ક્રીડા કરી રહ્યા છે, જે દક્ષના યજ્ઞનો નાશ કરી રહ્યા છે, જે કૈલાસના શિખર પર ક્રીડા કરે છે, જે ચંદ્રની કલાને મુગટમા ધારણ કરવાની પ્રીતિવાળા છે, જેનું શરીર સુંદર છે, જે હાડપિંજર સાથે ક્રીડા કરવામાં ઉત્સાહ ધરાવે છે, જેમના મસ્તક પરની ગંગા કલકલ અવાજ કરી રહી છે, કાલરૂપ મહાકાલી જેના પત્ની છે, જેના કંઠનું વિષ યમુના જેવું શ્યામ છે, એવા કોઈ એક કપાલધારી (મહાદેવ) અમારું કુશળ કરો. ૮૪

दृष्टः सप्रेम देव्या किमिदमिति भयात्संभ्रमाच्चासुरीभिः
शांतांतस्तत्त्वसारैः सकरुणमृषिभिर्विष्णुना सस्मितेन ।
आदायास्त्रं सगर्वैरुपशमितवधूसम्भ्रमैर्दैत्यवीरैः
सानन्दं देवताभिर्मयपुरदहने धूर्जटिः पातु युष्मान् ॥

જ્યારે ત્રિપુરનો સંહાર કરવા મહાદેવે બધી તૈયારીઓ કરવા માંડી, ત્યારે પાર્વતીએ તેમને પ્રેમભરી નજરે જોયા હતા. અસુરોની સ્ત્રીઓએ 'આ તે શું થવાનું છે,' એવા ભ્રમ અને ભયની નજરથી જોયા. તત્ત્વના સારને જાણનાર ઋષિમુનિઓએ શાંત અંતઃકરણવાળી નજરે જોયા. વિષ્ણુ ભગવાને હાસ્યથી જોયા. પોતાની સ્ત્રીઓના ભ્રમો દૂર કરીને હથિયારો સજ્જ કરી તૈયાર થયેલ રાક્ષસોએ ગર્વપૂર્વક જોયા તેમ જ દેવોએ આનંદભરી નજરથી જોયા; તેવા મહાદેવ ધૂર્જટિ તમારું રક્ષણ કરો. ૮૫

क्षिप्तो हस्तावलग्नः प्रसभमभिहतोऽप्याददानोंऽशुकान्तं
गृह्णन्केशेष्वपास्तश्चरणनिपतितो नेक्षितः सम्भ्रमेण ।
आलिङ्गन्योऽवधूतस्त्रिपुरयुवतिभिः साश्रुनेत्रोत्पलाभिः
कामीवार्द्रापराधः स दहतु दुरितं शांभवो वः शराग्निः॥

ત્રિપુરનો સંહાર કરતી વખતે મહાદેવના બાણનો અગ્નિ આંસુથી ભરેલાં નેત્રોવાળી સ્ત્રીઓને હાથે વળગતો હતો; ત્યાંથી તરછોડતાં તે અગ્નિ બળાત્કારે સાડીના છેડાને વળગી રહેતો હતો તેમ જ કેશોમાં પડતાંની સાથે દૂર ફેંકાતાં ચરણોમાં લાગતો હતો; તેને ભયવશ થયેલી સ્ત્રીઓ જોતી ન હતી; છતાં પણ તે તેમને આલિંગન આપતો હતો; એ રીતે ત્રિપુરની સ્ત્રીઓએ તાજા અપરાધવાળા કામી પુરુષની જેમ જેનો તિરસ્કાર કર્યો છે, એવા મહાદેવના બાણનો અગ્નિ તમારાં પાપોને બાળી મૂકો. ૮૦

कल्याणं वः क्रियासुर्मिलदटनियुगस्थास्नुगीर्वाणभोगि-
स्त्रैणव्यत्यस्तकल्पद्रुमनवसुमनोनागहारावलीनि ।
नालीकाश्लिष्टलक्ष्मीकरतलकमलोद्वान्तमाध्वीकधारा-
ताम्यत्फालेक्षणानि त्रिपुरहरधनुर्ज्यालताकर्षणानि ॥

જ્યારે ત્રિપુરનો સંહાર કરવાનો હતો ત્યારે ધનુષની બે અણીઓ ભેગી થતા આકાશ અને પાતાળ બંને એક થઈ ગયાં એટલે અપ્સરાઓ અને નાગકન્યાઓને પોતપોતાના આભૂષણોરૂપે કલ્પવૃક્ષના પુષ્પો અને નાગહારની પંક્તિઓની અદલાબદલી કરવાનું સરળ બની ગયું હતું; તેમ જ બાણરૂપ બનેલ વિષ્ણુએ જેને આલિંગન આપ્યું છે, એવાં લક્ષ્મીજીના હાથમા જે કમળ હતાં, તેના મકરંદ રસની ધારાથી શિવના લલાટનો અગ્નિ ગ્લાનિ પામવા લાગ્યો; એ રીતે મહાદેવે ધનુષ્ય અને દોરીના ખેંચાણ કર્યાં હતા, તે તમારું કલ્યાણ કરો.

कल्पान्ते क्रोधनस्य त्रिपुरविजयिनः क्रीडया सञ्चरिष्णोः
कृत्स्नापि प्राणिजातैर्निजमुखकुहरातिथ्यमप्रसमैः ।
दिग्भित्तीः प्रेक्ष्य शून्याः प्रलयजलनिधिं प्रेक्ष्य चात्मीयमूर्ति
मासव्यासक्तमोघभ्रमजनितरुपः पान्तु वो गर्जितानि॥

જ્યારે ત્રિપુરારિ મહાદેવ મહા પ્રલયકાળે ક્રોધમાં આવીને તાંડવક્રીડાથી ચારેય તરફ ફરવા લાગ્યા, ત્યારે બધાં પ્રાણીઓની તેમના (કાલરૂપી) મુખની ગુફામાં પૂરેપૂરી મહેમાનગીરી કરવામાં આવી; તે છતાં પણ તેમને પૂરો સંતોષ થયો નહિ; એટલે શિવની તે ગર્જનાઓ દશે દિશાઓમાં ફરી વળી, પણ તે તો ખાલી જોવામાં આવી એટલે પ્રલયના સમુદ્ર પર ફરી વળી પણ તે તો પોતાની જ મૂર્તિ છે, એમ લાગ્યું

એટલે બધાંને ગળી જવા માટે જે પરિશ્રમ કરવામાં આવ્યો હતો તે નકામો જતાં મહાદેવ ક્રોધમાં આવી ગયા; તેથી તેમણે જે ગર્જનાઓ કરી તે તમારું રક્ષણ કરો. ૮૮

पर्यङ्कग्रन्थिबन्धद्विगुणितभुजगाश्लेषसंवीतजानो-
रन्तःप्राणावरोधव्युपरतसकलज्ञानरुद्धेन्द्रियस्य ।
आत्मन्यात्मानमेव व्यपगतकरणं पश्यतस्तत्त्वदृष्ट्या
शंभोर्वः पातु शून्येक्षणघटितलयब्रह्मलग्नः समाधिः॥

સમાધિ લેતી વખતે એક પગ પર બીજો પગ ચઢાવીને વીરાસન જમાવીને મહાદેવે સાપથી પોતાના બંને ગોઠણ બાંધી દીધા છે. પોતાની અંદર પ્રાણને રોકી લેવાથી સઘળી ઇંદ્રિયોનાં જ્ઞાન આપોઆપ રોકાઇ ગયાં છે તેમ જ ઇંદ્રિયો શાંત થવાથી તત્ત્વજ્ઞાનને કારણે પોતાના આત્માથી જ આત્માનાં દર્શન કરનાર મહાદેવની સમાધિ તમારું રક્ષણ કરો; જે સમાધિમાં ત્રીજા નેત્રના દર્શનરૂપી પ્રલયના અભાવવાળી કેવળ બ્રહ્મદૃષ્ટિ રહેલી છે.

घृत्ताभिख्यां हृतार्यां श्रितविविधगणां छन्दसां वर्णनीयां
यातां सर्वादिमत्त्वं सुरगणकलितां भासमत्त्वं दधानाम्।
युक्तं स्थानं नयन्तीं लघुमपि सकलं बिभ्रती मालयाया-
न्वन्दे वार्धीभवर्णां धृतमुनियतिकां स्रग्धरां शंभुमूर्तिम् ।।

(પહેલો અર્થ) જેનું વર્તન જાણીતું છે, જેમાં પાર્વતીનું મન હરાયું છે, જેના આશ્રયે અનેક ગણો રહેલા છે, જેનું વેદોએ વર્ણન કર્યું છે, જે સર્વના આદિમાં રહેલી છે, જેનું દેવોના ગણોએ ધ્યાન ધર્યું છે, જે પ્રકાશગુણને ધારણ કરે છે, અનેક ભક્તજનોને જે યોગ્ય સ્થાને પહોંચાડે છે, જે માળા પહેરીને શોભીતી વિધિઓ ધારણ કરે છે, જેનો વર્ણ ઐરાવત હાથી જેવો સફેદ છે અને જે મુનિઓ તેમ જ સંન્યાસીઓનું રક્ષણ કરે છે, તેવી સ્રગ્ધરા-માળાને ધારણ કરનારી શિવની મૂર્તિને વંદન કરું છું. (બીજો અર્થ, આ છંદનું સ્રગ્ધરા નામ છે, તેનું વર્ણન પણ શિવમૂર્તિની સાથે બેવડા અર્થમાં આવેલ છે; જેમ કે) જેની ગણના વૃત્તમાં થાય છે, જે આર્યા નામના છંદની શોભા હરી લે છે, જેમાં અનેક ગણ રહેલા છે, જેનું વર્ણન છંદમાં થાય છે, જે આરંભમાં મગણને રાખે છે, જેમાં સુંદર રગણ શોભી રહ્યા છે, જેના ત્રીજા સ્થાનમાં ભગણ છે, જેમાં સર્વ લઘુરૂપ નગણને યોગ્ય સ્થાન મળે છે; જેમાં સાથે સાથે ત્રણ યગણ રહેલા છે, જેમાં કુલ ચોર્યાસી વર્ણો છે; જેમાં સાત સાત અક્ષર પર વિરામ કરવામાં આવે છે તેમ જ જેની બાંધણી સુખ કરનારી છે, એવા સ્રગ્ધરા છંદને હું વંદન કરું છું. ૯૦

देहार्धानद्धकान्ताकचकुसुमचयो भालनेत्रानलार्चिः
पीनोष्मा मौलिखेलन्मुखरसुरनदीनीररम्यो जगन्ति ।
स्फीतोत्तंसेन्दुकान्तिर्द्विरदहतिदृढाच्छादनव्यक्तशीतः
शंभुर्भूपास्थिकुन्दप्रकरपरिवृतः पातु सर्वर्तुमूर्तिः ॥९१॥

સદાશિવના દેહમાં સર્વ ઋતુઓ 'નિવાસ કરે છે; ડાબા અંગમાં રહેલ પાર્વતીના કેશપાશમાં પુષ્પો છે; તેથી વસંતઋતુ જણાય છે. લલાટમાં રહેલ અગ્નિની જ્વાળાઓ છે, તેથી ગ્રીષ્મઋતુ થાય છે. મસ્તકમાં ખેલતી અને કલકલ કરતી ગંગા છે, તેથી વર્ષાઋતુ બને છે. મુગટમાં ચંદ્રની કલા વૃદ્ધિ પામી છે, તેથી શરદ-ઋતુ બને છે. હાથીનાં ચામડાંને સખત રીતે ઓઢે છે, તેથી જાણે ટંડી લાગતી હોય તેવી હેમંતઋતુ થાય છે તેમ જ ભૂષણરૂપે ધારણ કરેલ હાડકાંના કુંદનાં ફૂલ જાણે કે હિમના કરા લાગે છે, તેથી શિશિરઋતુ બને છે. એ રીતે સર્વ ઋતુઓની મૂર્તિવાળા શંકર રક્ષણ કરો.'

हेयोपादेयशून्यं मुनिगणमनसामद्वयानन्दहेतुः
सेतुः संसारवारांनिधिसुखतरणे श्रीमहेशानसंज्ञम् ।
प्रालेयं ज्योतिरन्तः परिणततिमिरव्यूहविच्छेददक्षं
किंचिद्वाचामधीशं स्फुरतु मम हृदि त्र्यक्षरं विश्वसाक्षि ॥

જેમાં ગ્રાહ્ય કે ત્યાજ્ય એવું કાંઈ નથી, જે મુનિઓના મનને અદ્વિતીય આનંદ આપવામાં કારણ છે, જે સંસારરૂપી સમુદ્રને સુખે તરી જવા માટે પુલની ગરજ સારે છે. જેનું પ્રસિદ્ધ નામ 'શ્રી મહેશાન' છે; જે અંતઃકરણની અંદર જામેલ અંધકારના સમૂહનો નાશ કરવામાં કુશળ છે, જે સર્વ વેદવાણીઓના અધ્યક્ષરૂપે છે અને જે વિશ્વનું સાક્ષીરૂપ છે; એવું પ્રલયકાળ વખતનું મહાદેવનું પરમ તેજ મારા હૃદયમાં સ્ફુરો. ૯૨

विभ्रत्प्रौढे कपर्दे सुरनगरनदीमिन्दुलेखां ललाटे,
नेत्रान्तःकालवह्निं गरलमपि गले व्याघ्रचर्माङ्गभागे ।
पञ्चास्यो वै त्रिनेत्रो वृषभगतिरतिर्वामभागस्थवामः
संदिश्यात्संपदं वः सह सकलगुणैरद्भुताकार ईशः ॥

જે મહાદેવ વધેલા જટાજૂટના એક ભાગમાં ગંગાજી અને બીજા ભાગમાં ચંદ્રની રેખા ધારણ કરે છે, કપાળમાં બે આંખની વચ્ચે કાળસ્વરૂપ અગ્નિને, ગળામાં હલાહલ ઝેર, કેડ પર વ્યાઘ્રચર્મ, પાંચ મુખ, ત્રણ નેત્ર અને ડાબા અંગ પર પાર્વતીને ધારણ કરે છે, તેમ જ પોઠિયા પર બેસવાની રુચિવાળા છે; એ રીતે વિવિધ સ્વરૂપો અને પદાર્થોથી જેમની આકૃતિ અદ્ભુત છે

એવા મહાદેવ તમને સંપત્તિ આપો. ૯૩

स धूर्जटिजटाजूटो जायतां विजयाय वः ।
यस्यैकपलितभ्रान्तिं करोत्यद्यापि जाह्नवी ॥ ९४ ॥

મહાદેવના મસ્તકમાં રહેલાં ગંગાજી અત્યાર સુધી જેના એક સફેદ વાળ જેવાં લાગે છે, તે મહાદેવની જટાઓનો સમુદાય તમારો વિજય કરનારો થાઓ. ૯૪

चूडापीडकपालसंकुलगलन्मन्दाकिनीवारयो
विद्युत्प्रायललाटलोचनपुटज्योतिर्विमिश्रत्विषः ।
पातु त्वामकठोरकेतकशिखासंदिग्धमुग्धेन्दवो
भूतेशस्य भुजङ्गवल्लिवलयस्रङ्नद्धजूटा जटाः ॥९५॥

જે જટાઓ પર ખોપરીની માળાઓ આડી બાંધેલી છે, તેના દબાણથી ગંગાના જળ ઝર્યા કરે છે; લલાટમાં રહેલ નેત્રની વીજળી જેવી જ્વાળાઓની કાંતિ સાથે જેની પીળી કાંતિ મળી ગયેલી છે; જેની અંદર રહેલ બાલચંદ્ર કોમળ કેવડાના ફૂલની કળી જેવી શોભા ધારણ કરે છે; એવી સર્પોરૂપી લતાઓના સમૂહથી બાંધેલી સદાશિવની જટાઓ તમારું રક્ષણ કરો. ૯૫

गङ्गावारिभिरुक्षिताः फणिफणैरुत्पल्लवास्तच्छिखा
रत्नैः कोरकिताः सितांशुकलया स्मेरैकपुष्पश्रियः ।
आनन्दाश्रुपरिप्लुताक्षिहुतभुग्धूमैर्मिलद्दोहदा
नाल्पं कल्पलताः फलं ददतु वोऽभीष्टं जटा धूर्जटेः ॥

જે જટારૂપી કલ્પલતાઓનું ગંગાજળ સિંચન કરે છે, જેને સર્પોની ફણાઓરૂપી પાંદડાં છે, સર્પની ફણાઓ પર રહેલ મણિઓ જેના અંકુરો છે, ચંદ્રની બીજ-કલારૂપે ખીલેલ પુષ્પની ઉત્તમ શોભા છે, આનંદના આંસુઓથી ભીંજાયેલા નેત્રમાં રહેલા અગ્નિમાંથી પ્રગટ થતા ધુમાડાના રંગ જેવી કલ્યાણકારી મહાદેવની જટાઓ તમને મનવાંછેલ ઘણાં ફળ આપો. ૯૬

ગંગા

पर्वतभेदि पवित्रं जैत्रं नरकस्य बहुमतङ्गहनम् ।
हरिमिव हरिमिव हरिमिव सुरसरिदम्भः पतन्नमत ॥

પર્વત પરથી પડતું તે ગંગાજળ પર્વતોને ભેદે છે, માટે ઇંદ્ર જેવું લાગે છે; પવિત્ર હોવાથી નરકને જીતનારું છે માટે વિષ્ણુ જેવું લાગે છે અને ગહન તથા બહુમાન્ય હોવાથી વહુ-મતગ-હનમ્ અનેક હાથીઓને મારનાર સિંહ જેવું છે, માટે તે ગંગાજળ હરિ (ઇંદ્ર) જેવું, હરિ (વિષ્ણુ) જેવું, અને હરિ (સિંહ) જેવું છે, તેને નમસ્કાર હો. ૯૭

इयं चिद्रूपापि प्रकटजडरूपा भगवती
यदीयाम्भोबिन्दुर्वितरति च शंभोरपि पदम् ।
पुनाना धुन्वानानिखिलमपि नानाविधमघं
जगत्कृत्स्नं पायादनुदिनमपायात्सुरधुनी ॥ ९८ ॥

તે ગંગા ચૈતન્યસ્વરૂપ છે; છતાં પણ પ્રત્યક્ષ જડ-(જળ)રૂપ બને છે; જે ગંગાજળનું એક બિંદુ પણ શિવ-મહાદેવના પદને અપાવે છે; તે સર્વને પવિત્ર કરનારી, અનેક પ્રકારના પાપોને દૂર કરનારી, ગંગા સમસ્ત જગતને વિનાશથી બચાવો. ૯૮

चूडाशीतकरस्तनंधयसुधानीरन्ध्रगन्धस्पृशः
क्रीडाकङ्कणपन्नगेश्वरफणापीतावशिष्टा मुहुः ।
अङ्कासीनगिरीन्द्रजास्तनतटीहारावलीलोलनाः,
संतापं शमयन्तु वो हरजटागङ्गातरङ्गानिलाः ॥ ९९ ॥

જે પવનોને મસ્તક પર રહેલ બાલચંદ્રના અમૃતના અખંડ ગંધનો સ્પર્શ થયો છે, ક્રીડા કરતા કંકણોરૂપે રહેલ મોટા સર્પોએ જેના પાન કર્યાં છે, છતાં પણ જે અવશેષ રહેલા છે, તેમ જ ખોળામાં બિરાજેલા પાર્વતીની છાતી પર રહેલ હારની પંક્તિઓને જે ડોલાવે છે, તે મહાદેવની જટાઓની અંદર રહેલ ગંગાજીના તરંગોથી પવિત્ર થયેલ પવનો તમારા સંતાપને દૂર કરો. ૯૯

वायौ वाति यदङ्गसंगमवशाच्छ्रीशंभुरूपप्रदे,
गौरी रुष्यति तुष्यति त्वहिपतिर्हालाहलः शोचते ।
चन्द्रस्त्रस्यति कुप्यते हरिरपि ब्रह्मा परं शङ्कते,
सा गङ्गा निखिलं कलङ्कनिचयं भङ्गं तरङ्गैर्नयेत् ॥१००॥

પવન વાતાંની સાથે જ ગંગાજીના તરંગોનો સ્પર્શ થતાં જ સર્વ લોકો સદાશિવરૂપ બની જાય છે; તેથી અનેક શિવને જોઈ પાર્વતી રોષે ભરાય છે, ઘણા સ્વામી છે જાણીને શેષનાગ રાજી થાય છે, જગતનું હલાહલ વિષ (પી જવાના ભયે) શોક કરે છે, પોતાના અનેક ટુકડા થશે જાણીને ચંદ્ર ત્રાસ પામે છે. પોતાના જેવા અનેક દેવો થવાથી વિષ્ણુ કોપે છે અને બ્રહ્માને અત્યંત શંકા થાય છે, તેવા ગંગાજી પોતાના તરંગોથી સર્વ પાપોના સમૂહનો નાશ કરો. ૧૦૦

शार्ङ्गी ब्रह्मकमण्डलोरधिगतैर्यैः प्रापि तीर्थाङ्घ्रितां
यैर्मृत्युंजयतामनायि गरलभ्रान्तो जटाजूटगैः । येभ्योऽशिक्षित माधुरीं मृदुजटाजूटे मठे चन्द्रमास्तानीमानि
पयांसि गौतमि तव श्रेयांसि यच्छन्तु नः ॥१०१॥

હે ગૌતમીગંગા ! તમારા જળ બ્રહ્માના કમંડળમાંથી નીકળીને વિષ્ણુનાં ચરણમાં ગયાં; તેથી વિષ્ણુના ચરણ તીર્થરૂપે બની ગયાં; ત્યાંથી તે મહાદેવની જટાસમૂહમાં ગયાં, તો હલાહલ વિષ પીનાર મહાદેવને પણ તેમણે

મૃત્યુંજય બનાવી દીધા તેમ જ શિવની, જટાઓના સમૂહરૂપી ગુરુકુલમાં નિવાસ કરીને ચંદ્ર જે જળ પાસેથી મધુરતા શીખ્યો, તે તમારાં પ્રસિદ્ધ જળ અમારાં કલ્યાણ કરો. ૧૦૧

यन्नाम्नः प्रथमाक्षरं विजयते भानौ द्वितीयाक्षरं,
नित्यं नृत्यति सत्कवीन्द्रवदने भूत्वान्त्यवर्णद्वयम् ।
रामो रावणमाजघान समरे शम्भोः शिरः शालिनी सा
सर्वाक्षरमालिनी भवतु मे भाग्याय भागीरथी ॥१०२॥

જે ભાગીરથી ગંગાના નામનો પહેલો અક્ષર ભાનુ-(સૂર્ય)માં રહે છે, બીજો અને ત્રીજો અક્ષર ગીરા-(વાણી)રૂપે સરસ્વતી બનીને ઉત્તમ કવિઓના મુખ-કમળમાં સદા નાચ કરે છે તેમ જ ત્રીજો અને ચોથો અક્ષર રથી (રથવાળા) બનીને યુદ્ધમાં રામે રાવણને માર્યો, એ રીતે શંભુના મસ્તકમાં શોભનારી ગંગા સર્વ અક્ષરોની માળારૂપે બની છે; તે ભાગીરથી ગંગા મારાં ભાગ્ય વધારનારી બની રહો. ૧૦૨

मुक्ताभा नृकपालशुक्तिषु जटावल्लीषु मल्लीनिभा,
वह्नौ लाजनिभा दृशो मणिनिभा भोगोत्करे भोगि-
नाम् । नृत्यावर्तविवर्तनेरितपयःसंमूर्छनोच्छालिताः
खेलन्तो हरमूर्ध्नि पान्तु भवतो गङ्गापयोबिन्दवः ॥१०३

જ્યારે મહાદેવ તાંડવનૃત્ય કરી રહ્યા હતા ત્યારે તેમનાં મસ્તક વગેરે અંગો આડાંઅવળાં ડોલી રહ્યાં છે; તેને કારણે મસ્તકમાં ખેલતાં ગંગાજળનાં બિંદુઓ નીચે ઉપર નાચ કરતાં ચારે બાજુ ઊછળી રહ્યાં છે; તે જ્યારે ગળામાં રહેલ માણસોની ખોપરીઓમાં પડે છે, ત્યારે મોતીના દાણા જેવાં લાગે છે; જટાઓની લતાઓમાં પડે છે ત્યારે મલ્લિકાના ફૂલ જેવાં લાગે છે; લલાટના અગ્નિમાં પડે છે ત્યારે સાળની ધાણી જેવા લાગે છે અને સર્પોની ફણાઓ પર પડે છે ત્યારે મણિ જેવા લાગે છે; તે ગંગાનાં બિંદુઓ તમારું રક્ષણ કરો. ૧૦૩

एषा धर्मपताकिनि तटतरुच्छायावसन्नाकिनी
शुष्यत्पातकिनी भगीरथतपःसाफल्यसंदायिनी।
प्रेमारूढपिनाकिनी गिरिसुतासाकेकरालोकिनी
पापाडम्बरडाकिनी त्रिभुवनानन्दाय मन्दाकिनी ॥१०४

આ મંદાકિની ગંગા ધર્મની ધજારૂપે છે, કિનારે છાયાવાળાં વૃક્ષોને લીધે દેવોના સ્વર્ગરૂપે છે, જલથી સર્વ પાપોને સૂકવી નાખનારી છે, ભગીરથે કરેલ તપને સંપૂર્ણ સફળતા આપનારી છે, પ્રેમને કારણે મહાદેવના મસ્તકે બિરાજમાન છે, પાર્વતીની સામે વાંકી દૃષ્ટિએ જોનારી છે તેમ જ ડાકિનીની જેમ પાપના સમૂહને ખાઈ જનારી છે; એ ગંગા ત્રણ લોકના આનંદ માટે હો. ૧૦૪

स्वच्छन्दोच्छलदच्छकच्छकुहरच्छातेतराम्बुच्छटा-
मूर्च्छन्मोहमहर्षिहर्षविहितस्नानाह्निकाहाय वः ।
भिंद्यादुद्यदुदारदर्दुरदरीदीर्घादरिद्रद्रुम-
द्रोहोद्रेकमहोर्मिमेदुरमदा मन्दाकिनी मन्दताम् ॥१०५॥

જેના કિનારાઓ પાસે રહેલા ગંભીર ખાડાઓમાં જળની છટાઓ સ્વચ્છંદ રીતે મહાવેગે ઊછળી રહી છે; તે ગંગાજળમાં સ્નાન કરતાં જ જેમના મોહ નાશ પામ્યા છે એવા મહર્ષિઓ જ્યાં સ્નાનસંધ્યા કરી રહ્યા છે; કિનારા પાસે રહેલ વિશાળ ગુફાઓ પરની ભેખડો પર મોટાં વૃક્ષો અને દેડકાઓ છે, તેને ઊખેડી નાખીને જેનાં જળ કલ્લોલ કરી રહ્યાં છે; એવાં મંદા-કિની ગંગા તમારી મંદતાને સત્વર દૂર કરો. ૧૦૫

शैवालश्रेणिशोभां दधति हरजटावल्लयो हन्त यस्या-
स्तद्धासोल्लासवेल्लद्वरशफरतुलां यत्र धत्ते कलावान् ।
उन्मीलद्भोगिभोगावलिसुभगसिताम्भोजसंभाविताम्भा
गङ्गानङ्गारिसङ्गा महति तव विधौ मङ्गलान्यातनोतु॥

મહાદેવની જટાઓરૂપી લતાઓ જે ગંગાજળની શેવાળની હાર જેવી શોભા ધારણ કરે છે; બીજની કલાવાળો ચંદ્ર મહાદેવના હાસ્યની શોભાવાળો બનીને જે જળમાં ચંચળ મત્સ્યરૂપે બને છે, તેમ જ આભૂષણ-રૂપે બનેલ નાગોની ફણાઓનો સમૂહ સુંદર સફેદ કમળરૂપે બને છે; તે મહાદેવના મસ્તકમાં રહેલાં ગંગાજી તમારાં આ મોટાં કાર્યોમાં મંગલનો વિસ્તાર કરો.

दृष्टाः संकष्टदाहाः श्रवणपथगताः पुण्यपुञ्जावगाहाः
स्पृष्टाः संसारपाथोनिधिपतितधरोद्धारधुर्या वराहाः ।
पीतास्तापोपशान्तिप्रजननपटवस्ते सुधावारिवाहाः
कल्याणं कल्पयन्तः कलिकलुषहरा विष्णुपद्याः प्रवाहाः ॥

જે ગંગાજળના પ્રવાહો, દર્શન કરવાથી સંકટ હરનાર બને છે. કાન પર પડવાથી પુણ્યના ઢગલારૂપ બને છે. જેમ વરાહે સમુદ્રમાંથી પૃથ્વીને બહાર કાઢી, તેમ સ્પર્શ કરવાથી સંસારરૂપી સમુદ્રમાથી ઉદ્ધાર કરનાર બને છે; તેનાં પાન કરવાથી સંતાપની અનુ-પમ શાંતિ કરનારા બને છે; તેવા વિષ્ણુપદી-ગંગા-જલના પ્રવાહો અમૃતના મેઘરૂપ બનીને કલિયુગનાં પાપોને હરી લેનારા બનો. ૧૦૭

तावत्कर्णाध्वयाता जनघनकलुषाधूनने गन्धवाहा
दृष्टाः किं हव्यवाहाः सकृदघदहने स्वगतौ पुण्यवाहाः

स्पष्टाः संहारहाहारवकटुकमहाम्भोधिमग्ने वराहाः
पीताः पीयूषधाराधिकतरमधुराः पान्तु गोदोदवाहाः ॥

જેનો મહિમા કાને પડતા જ મનુષ્યોનાં જમેલાં પાપોને હરી લેવામાં જે પવનરૂપ બને છે, દર્શન કરવાથી પાપોને તરત જ બાળી નાખવામાં જે અગ્નિરૂપ બને છે, સ્વર્ગમાં લઈ જવા માટે જે પવિત્ર વાહનોરૂપ બને છે, જે સ્પર્શ કરતાંની સાથે જ સંસારસમુદ્રમાં અકળાઈ ગયેલા અને હાહાકાર કરીને ડૂબતા માનવોનો ઉદ્ધાર કરવામાં આદિ વરાહરૂપ બને છે અને જેનાં પાન અમૃતની ધારાઓ કરતાં પણ વધારે મધુરાં લાગે છે; તે ગંગા-ગોદાવરીના જળપ્રવાહો અમારું રક્ષણ કરો.

**ચંદ્રની લેખા**

पूर्णनखेन्दुद्विगुणितविस्तारा प्रेमशृङ्खला जयति ।
हरशशिलेखा गौरीचरणाङ्गुलिगुल्फमध्येषु ॥१०९॥

પાર્વતીને રીઝવવા માટે જ્યારે મહાદેવ તેમનાં ચરણમાં પડ્યા, ત્યારે મસ્તકમાં રહેલી ચંદ્રની લેખા પાર્વતીનાં ચરણોની આંગળીઓ અને ઘૂંટીઓની વચમાં રહી છે, તે પાર્વતીના નખોની કાંતિથી વિશેષ કાંતિવાળી બની છે અને તેથી જાણે કે પ્રેમની સાંકળ પડી હોય તેવી લાગે છે, તે ચંદ્રલેખા વિજય પામો. ૧૦૯

जयति परिमुषितलक्ष्मा भयादनुपसर्पतेव हरिणेन ।
इह केसरिकरजाङ्कुरकुटिला हरमौलिविधुलेखा ॥

સદાશિવના મસ્તક પર ચંદ્રરેખા કલંક વિનાની છે; તે સિંહના નખના અંકુર જેવી વાંકી છે; તેથી જાણે કે ચંદ્રમાનું હરણ ભય પામીને નાસી ગયું ન હોય તેમ લાગે છે; તે કલંક વિનાની ચંદ્રલેખા વિજય પામો. ૧૧૦

श्रीकण्ठस्य कपर्दबन्धनपरिश्रान्तोरगग्रामणी-
संदष्टां मुकुटावतंसकलिकां वन्दे कलामैन्दवीम् ।
या बिम्बप्रतिपूरणाय परितो निष्पीड्य संदंशिका-
यन्त्रेणेव ललाटलोचनशिखिज्वालाभिरावर्त्यते ॥१११

તે શ્રીકંઠ મહાદેવના મુગટમાં ભૂષણરૂપ બનેલ ચંદ્રની કલાને હું વંદન કરું છું. જટાના ભારાને બાંધવાથી થાકી ગયેલા મોટા નાગો જે કલાના અમૃતને દંશ આપી રહ્યા છે; તેથી જાણે કે તે સર્પો પોતાના મુખરૂપી ચીપિયાઓથી મજબૂત પકડીને લલાટમાં રહેલ લોચનના અગ્નિની જ્વાળાઓથી એકરસ બનાવીને ચંદ્રની રેખાને બિંબરૂપે બનાવતા હોય, તેવું લાગે છે.

**શિવનું નેત્ર**

जयति ललाटकटाक्षः शशिमौलेः पक्ष्मलः प्रियाप्रणतौ
धनुषि स्मरेण निहितः सकण्टकः कैतकेषुरिव ॥११२

પાર્વતીને પ્રણામ કરતી વખતે જેની પાંપણના વાળ ઊંચા થયા છે, એવા લલાટના નેત્રનો કટાક્ષ વિજય પામો; તે કટાક્ષ જાણે કે કામદેવે પોતાના ધનુષ પર મૂકેલ કાંટાવાળા કેવડાના ફૂલનું બાણ હોય તેવો લાગે છે. ૧૧૨

अन्तर्नाडीनियमितमरुल्लङ्घितब्रह्मरन्ध्रं
स्वान्ते शान्तिप्रणयिनि समुन्मीलदानन्दसान्द्रम् ।
प्रत्यग्ज्योतिर्जयति यमिनः स्पष्टलालाटनेत्र-
व्याजव्यक्तीकृतमिव जगद्व्यापि चन्द्रार्धमौलेः ॥

તે સદાશિવનું પ્રત્યક્ષ બ્રહ્મસ્વરૂપ જ જાણે કે લલાટમાં રહેલ નેત્રની જ્યોતિરૂપે પ્રકટ થયું છે; તે બ્રહ્મતેજ સુષુમ્ણા નાડીમાં પવનનું નિયમન થવાથી બ્રહ્મરંધ્રને ઓળંગીને જાણે કે બહાર આવેલું છે; તેમ જ મહાદેવનું અંતઃકરણ સાત્ત્વિક પ્રેમવાળું થતાં તેમાંથી પ્રગટ થતા આનંદરસથી તે તેજભરપૂર બન્યું છે, અને જગતમાં વ્યાપીને રહેલું છે, તે નેત્રનું જ્યોતિરૂપ તેજ વિજય પામો. ૧૧૩

सानन्दा गणनायके सपुलका गौरीमुखाम्भोरुहे
सक्रोधा कुसुमायुधे सकरुणा पादानते वज्रिणि ।
सस्मेरा गिरिजासखीषु सनया शैलाधिनाथे वहन्
भूमीन्द्र प्रदिशन्तु शर्म विपुलं शंभुः कटाक्षच्छटाः ॥

હે રાજન્! મહાદેવની કટાક્ષભરી દૃષ્ટિઓ ગણપતિ પર પડતાં આનંદવાળી બને છે, પાર્વતીના મુખકમળ પર પડતાં રોમાંચિત થાય છે, કામદેવ પર પડતાં ક્રોધવાળી બને છે, ચરણોમાં પ્રણામ કરતા ઇંદ્ર પર પડતાં કરુણાભરી થાય છે, પાર્વતીની સખીઓ પર પડતાં પ્રફુલ્લિત બને છે અને હિમાલય પર પડતાં વિનયભરી બને છે; એ રીતે કટાક્ષની છટાઓને વહન કરનાર મહાદેવ તમને ઘણું કલ્યાણ આપો. ૧૧૪

एकं ध्याननिमीलनान्मुकुलितं चक्षुर्द्वितीयं पुनः
पार्वत्या वदनाम्बुजस्तनतटे शृङ्गारभारालसम् ।
अन्यद्दूरविकृष्टचापमदनक्रोधानलोद्दीपितं
शम्भोर्भिन्नरसं समाधिसमये नेत्रत्रयं पातु वः ॥

સમાધિ વખતે પણ જુદા જુદા રસને પોષતાં ત્રણ નેત્રમાંનું એક નેત્ર ધ્યાનમાં રત હોવાથી મીંચાયેલું રહે છે, બીજું નેત્ર પાર્વતીના મુખકમળ અને છાતીની શોભાને જોવામાં શૃંગારભાવથી ભરપૂર રહે છે અને ત્રીજું નેત્ર ધનુષ્યને કાન સુધી ખેંચીને પાસે ઊભેલા કામદેવની ઉપર ક્રોધરૂપી અગ્નિથી ભભૂકી રહ્યું છે; મહાદેવનાં તે ત્રણ નેત્રો તમારું રક્ષણ કરો. ૧૧૫

पक्ष्मालीपिङ्गलिम्न कण इव तडिता यस्य कृत्स्न समूहो यस्मिन्ब्रह्माण्डमीपद्विघटितमुकुले कालयज्वा जुहाव। अर्चिर्निःशेषचूडाशशिगलितसुधासारझांकारि कोण तार्तीयीक पुरारेस्तदवतु मदनप्लोषण लोचन व ॥

જેની જ્વાળાઓના તાપથી મુગટમા રહેલી ચદ્રની સપૂર્ણ કળા ઓગળી જતા, તેમાથી જે અમૃત રસ ટપકે છે, તે આખના ખૂણામા પડતાની સાથે જ છમ છમાટ કરે છે એ વીજળીઓના સઘળા સમૂહ તો ત્રીજા નેત્રની એક પાપણની પીળાશનો કણ હોય તેવા લાગે છે, તેમ જ મહાપ્રલયરૂપી યજ્ઞ કરનાર મહાદેવ જરાક જેટલી આખ મીચી દેતા તેમા સમસ્ત બ્રહ્માડ નો હોમ થઈ રહ્યા છે મહાદેવનુ તે કામદેવને બાળી નાખનારુ ત્રીજુ નેત્ર તમારુ રક્ષણ કરો ૧૧૬

શિવનો કઠ

पातु वो नीलकण्ठस्य कण्ठ श्यामाम्बुदोपम ।
गौरीभुजलता यत्र विद्युल्लेखेव राजते ॥११७॥

જેની ઉપર પાર્વતીની ભુજારૂપી લતા વીજળીની રેખા જેવી લાગે છે તેવા તે નીલકઠ મહાદેવનો શ્યામમેઘ જેવો કઠ વિજય પામો ૧૧૭

पातु व शितिकण्ठस्य तमालश्यामलो गल ।
ससक्तपार्वतीबाहुसुवर्णनिकषोपल ॥११८॥

આલિગન વખતે મૂકેલ પાર્વતીનો હાથ સુવર્ણ જેવો છે તેનો જાણે કે કસોટીનો પથ્થર ન હોય તેવો મહાદેવ નીલકઠનો કઠ તમાલના જેવો શ્યામ છે મહાદેવનો તે કઠ તમારુ રક્ષણ કરો ૧૧૮

कस्तूरीतिलकन्ति भालफलके देव्या मुखाम्भोरुहे रोलम्बन्ति तमालबालमुकुलोत्तसन्ति मौलिं प्रति। या कर्ण विकचोत्पलन्ति कुचयोरसे च कालागुरु स्थासन्ति प्रथयन्तु तास्तव शिव श्रीकण्ठकण्ठत्विप ॥

શ્રીકઠ મહાદેવના નીલકઠની કાતિઓ તમારા કલ્યાણનો વિસ્તાર કરો જે શ્યામ કાતિ પાર્વતીના કપાળમા કસ્તૂરીની બિદી જેવી લાગે છે મુખરૂપી કમળ પર ભમરા જેવી લાગે છે મસ્તક પર તમાલની નાની ડાળીના આભૂષણ જેવી લાગે છે પાર્વતીના કાનમા ખીલેલા નીલકમળ જેવી લાગે છે તેમ જ પાર્વતીના છાતી અને ખભા પર કાળા અગરુની ટીલડીઓ જેવી લાગે છે ૧૧૯

कस्तूरीयन्ति भाले तदनु नयनयो कज्जलीयन्ति कर्णप्रान्ते नीलोत्पलीयन्त्युरसि मरकतालङ्कृतीयन्ति देव्या । रोमालीयन्ति नाभेरुपरि हरिमणीमेखली यन्ति मध्ये कल्याण कुर्युरेते त्रिजगति पुरजित्कण्ठ भासा विलासा ॥१२०॥

તે શ્રીકઠ મહાદેવના કઠના શ્યામ કિરણો પાર્વતી ના કપાળમા કસ્તૂરીરૂપે, નેત્રોમા કાજળરૂપે, કાનના છેડા પર કાળા કમળરૂપે, છાતી પર મરકત મોતીના રૂપે, નાભિ પર રોમાવલીરૂપે અને કેડ પર લીના મણિની મેખલારૂપે બનીને શોભી રહ્યા છે તેવા તે ત્રિપુરાગ્નિના કઠ પર ભાસના કિરણો ત્રણે લોકમા કલ્યાણકર થાઓ ૧૨૦

શિરોમાલિકા

पित्रो पादार्चसेवागतगिरितनयापुत्रपत्रातिभीत क्षुभ्यद्भूपाभुजगश्वसनगुरुमरुद्दीप्तनेत्राग्नितापात् । स्विद्यन्मौलीन्दुखण्डस्रुतबहुलसुधासेकसजातजीवा पूर्वाधीत पठन्ती ह्यवतु विधिशिरोमालिका शूलिनो व ॥

મહાદેવે પ્રલયકાળે બ્રહ્માના મસ્તકની ખોપરીઓ ગળામા ધારણ કરી છે જ્યારે કાર્તિકેય સ્વામી માતા પિતાની સેવા કરવા માટે આવ્યા ત્યારે તેમના વાહન મોરથી મહાદેવના અગ પર આભૂષણરૂપે રહેલા સર્પો ભયભીત થઈને ફૂફાડા મારવા લાગ્યા તે ફુત્કારોથી ત્રીજા નેત્રનો અગ્નિ વધારે સળગવા લાગ્યો તેના તાપ થી મસ્તકનો ચદ્ર પીગળવા લાગ્યો અને તેમાથી અમૃતની મોટી ધારાઓ વહેવા લાગી તેનો અભિષેક થતા બ્રહ્માની ખોપરીઓ સજીવ બનીને પહેલાના સસ્કારને લીધે વેદપાઠ ભણવા લાગી, તેવી શિરોમાળા તમારુ રક્ષણ કરો ૧૨૧

ગણો

सध्याताण्डवडम्बरप्रणयिनो देवस्य चण्डीपते भ्रंशपाण्डुविशीर्णमुण्डचयन यस्मा गणा पान्तु व । यैरौत्सुक्यवशीकृतैर्ग्रहगणाद्राहौ गृहीते जवात् सूर्याचन्द्रमसोर्मिथ स्मितवतोर्नीत करास्फालनम् ॥

જ્યારે સધ્યાકાળે મહાકાળીના પતિ મહાદેવ તાડવ નૃત્ય ખેલવામા મસ્ત બન્યા છે ત્યારે તેમના ગળામા રહેલી ખોપરીઓ અથડાઈને છૂટી પડે છે ત ખોપરી ઓને વીણવામા મહાદેવના ગણો એટલા તો મશગૂલ છે કે નક્ષત્રગણમા રહેલ ખોપરીવાળા રાહુને પણ તેઓ પકડી લે છે અને તેથી સૂર્ય અને ચદ્ર મદ હાસ્ય કરીને એકબીજાને તાલી આપી રહ્યા છે તે ગણો તમારુ રક્ષણ કરો ૧૨૨

નંદી

कण्ठालङ्कारघण्टाघणघणरणिताध्मातरोद कटाह
कण्ठेकालाधिरोहोचितघनसुभग भावुकस्निग्धगग्र ।
साक्षाद्धर्मो वपुष्मान्धवलककुदनिर्धूतकैलासकूट
कूटस्थो व ककुद्मान्निबिडतरतम स्तोमतृण्या वितृण्यात्॥

જેણે આભરણરૂપે કંઠમાં મહા ઘંટ ધારણ કર્યો છે, તેના ઘણઘણાટ અવાજના રણકારથી આકાશ અને પૃથ્વીરૂપી કડાઇ ભરપૂર બની જાય છે, જેના વિશાળ અને સ્નિગ્ધ પીઠસ્થાન મહાદેવને બેસવાની સવારી માટે અત્યંત ઉપયોગી છે, જે પોતે પ્રત્યક્ષ ધર્મસ્વરૂપ છે અને જે પોતાની સફેદ ખૂંધથી કૈલાસના શિખરને પણ પરાજિત કરે છે, તેવો સર્વ બળદોનો મૂળ પુરુષ નંદી તમારા ગાઢ અંધકારવાળા અજ્ઞાનના સમૂહને દૂર કરો

देवा दिक्पतय प्रयात परत स मुञ्चताम्भोमुच
पाताल व्रज मेदिनि प्रविशत क्षोणीतल भूधरा ।
ब्रह्मन्नुन्नय दूरमात्मभवन नाथस्य नो नृत्यत
शभो सकटमेतदित्यवतु व प्रोत्सारणा नन्दिन ॥१२४

જ્યારે સદાશિવ તાંડવનૃત્ય કરી રહ્યા છે, ત્યારે નંદીગણ હાથમાં છડી લઈને બધા લોકોને ખસેડી રહ્યા છે અને જણાવે છે કે અમારા સ્વામીનાથને તાંડવનૃત્ય કરવામાં ઘણી સંકડાશ પડે છે માટે હે હે દશદિક્પાળ દેવો! તમે ઉપર ચાલ્યા જાઓ હે વાદળના મેઘો! તમે આકાશ છોડી જાવ હે પૃથ્વી! તમે પાતાળમાં જતા રહો. હે પર્વતો તમે પૃથ્વીની અંદર પેસી જાવ અને હે બ્રહ્માજી! તમારા બ્રહ્મલોક ને ઊંચે દૂર લઈ જાવ' એ રીતે ભીડને દૂર કરતા નંદીઓ તમારું રક્ષણ કરો ૧૨૪

તાંડવનૃત્ય

दोर्दण्डद्वयलीलया चलगिरिभ्राम्यत्तदुच्चैरव
ध्वानोद्गीतजगद्भ्रमत्पदभरालोलत्फणाग्र्योरगम् ।
भृङ्गापिङ्गजटाटवीपरिसरोद्गङ्गोर्मिमालाचल
चन्द्र चारु महेश्वरस्य भवता नि श्रेयसे ताण्डवम् ॥

મહાદેવે તાંડવનૃત્ય કરતાં બંને હાથ ઊંચા કર્યા છે, તેથી પર્વતો ચલાયમાન થાય છે ચોમેર ફેલાતા અનેક બાહુરૂપી દંડથી જે શબ્દ થાય છે, તેથી જગત ભયભીત બન્યું છે, ભ્રમણ કરતાં જે ચરણો પર ભાર અપાય છે, તેથી શેષનાગની ફેણ પણ લચી પડે છે તેમ જ ભમરાઓની પાંખો જેવી પીળી જટાઓરૂપી જંગલની અંદર ભમ્યા કરતા ગંગાજીના કલ્લોલ કરતા તરંગોથી ચંદ્રમા પણ ડોલી ઊઠ્યો છે, આવી રીતે ખેલાતું મહાદેવનું સુંદર તાંડવનૃત્ય તમારા કલ્યાણ માટે હો ૧૨૫

सध्याताण्डवडम्बरव्यसनिनो भर्गस्य चण्डभ्रमि
व्यानृत्यद्भुजदण्डमण्डलभुवो झञ्झानिला पान्तु व ।
येषामुद्धततताण्डवेन झटिति व्यूहेषु भूमीभृता
मुड्डीनेषु बिडौजसा पुनरसौ दम्भोलिरालोकित ॥१२६

સંધ્યા સમયે જ્યારે મહાદેવ તાંડવનૃત્ય ખેલવામાં ખૂબ જ મશગૂલ બની રહ્યા હતા, ત્યારે તેમના પ્રચંડ ભ્રમણથી તેમની ભુજાઓરૂપી દશ દંડ મંડલના આકારે ઘૂમી રહ્યા હતા, તેને લાગે જે તોફાની પવનો પ્રગટ થતા હતા, તેથી પર્વતોના સમૂહો ઊડવા લાગ્યા એથી ઇંદ્રને એમ લાગ્યું કે પર્વતોને ફરીથી પાંખો આવી છે, તે પાંખોને દૂર કરવા ફરીથી તેણે વજ્ર તરફ જોયું એવા તાંડવના તોફાની પવનો તમારું રક્ષણ કરો ૧૨૬

यस्या मौलिमिलत्सुधाशुकलया सपूर्णबिम्बार्पित
भालावस्थितलोचनेन सहसैवालातचक्रायितम् ।
आवर्तायितमाकपर्दममरस्रोतस्वतीधारया
पातु त्रीणि जगन्ति खण्डपरशो सा ताण्डवाङ्गभ्रमि ॥

જ્યારે મહાદેવે તાંડવનૃત્ય શરૂ કર્યું, ત્યારે મસ્તકમાં રહેલી ચંદ્રની કળા ચંદ્રના સંપૂર્ણ બિંબ જેવી લાગતી હતી લલાટમાં રહેલું નેત્ર ગોળ મંડલાકારે ફરતા અલાતચક્ર જેવું લાગતું હતું તેમ જ ગંગાની ધારા જટાના સંપૂર્ણ ભાગમાં ચકરી લેતી હોય તેવી લાગતી હતી તેવા સદાશિવના તાંડવના ભ્રમણ ત્રણ લોકનું રક્ષણ કરો ૧૨૭

पादस्याविर्भवन्तीमवनतिमवने रक्षत स्वैरपातै
सकोचेनैव दोष्णा मुहुरभिनयत सर्वलोकातिगानाम् ।
दृष्टि लक्ष्येषु नोग्रा ज्वलनकणमुच बध्नतो दाहभीते
रित्याधारानुरोधात् त्रिपुरविजयिन पातु वो दुःख
नृत्यम् ॥ १२८ ॥

ત્રણ પુરના વિજયના આનંદમાં આવીને જ્યારે મહાદેવ તાંડવનૃત્ય કરતા હતા ત્યારે પગના સ્વચ્છંદ પ્રચંડ ધમકારા થાય, તો પૃથ્વી નમી પડે એટલે પૃથ્વીને બચાવવાની ઇચ્છાથી મહાદેવ ઓછા ધમકારા કરે છે જો તેમના ભુજદંડ ખૂબ ફેલાઈને ભમવા લાગે તો સર્વ લોકોને તોડીને આગળ વધી જાય અને સર્વ લોકોનો નાશ થાય એટલે ધીરે ધીરે હાથના અભિનય કરી રહ્યા છે, આંખમાં રહેલા અગ્નિના કણોને વરસાવતી દૃષ્ટિ જે જે નિશાન પર પડશે તે બધા નિશાન

બની જશે, એ કારણે નિશાનો પર ઉગ્ર દૃષ્ટિ ફેંકતા નથી; એ રીતે આધારસ્થાનોને બચાવવાની ઇચ્છાથી જેને સંકોચ કરવો પડ્યો છે, તેવા સદાશિવનું સંકોચદુઃખને અનુભવતું તાંડવનૃત્ય તમારું રક્ષણ કરો. ૧૨૮

मूर्धव्याधूयमानध्वनदमरधुनीलोलकल्लोलजालोद्-
भूताम्भःक्षोदद्दम्भात्प्रसभमभिनभ क्षिप्तनक्षत्रलक्षम् ।
ऊर्ध्वन्यस्ताङ्घ्रिदण्डभ्रमिभवरभसोद्यन्नभस्वत्प्रवेश-
भ्रान्तब्रह्माण्डखण्डं प्रवितरतु शिवं शाम्भवं ताण्डवं वः ॥

જ્યારે મહાદેવ તાંડવનૃત્ય કરે છે, ત્યારે તેમના મસ્તક ડોલવાથી ગંગા ચપળ બનીને નાદ કરી રહી છે તેમ જ હિલોળા લેતા જળના તરંગોથી પ્રગટ થયેલ જલકણો દશે દિશાઓમાં વિખેરાય છે, તેથી જાણે કે લાખો નક્ષત્રો ફેંકાતાં આકાશમાં બળાત્કારે બીજું બ્રહ્માંડ બન્યું હોય, તેવું લાગે છે તેમ જ ઊંચા કરેલ પગરૂપી દંડના ભ્રમણ થઈ રહ્યા છે, તેથી જે વેગવાળા પવનો ચાલી રહ્યા છે, તેને કારણે બ્રહ્માંડના ટુકડે ટુકડા થઈ જતા હોય એમ લાગે છે, તેવા પ્રકારનું મહાદેવનું તાંડવનૃત્ય તમને કલ્યાણ આપો.

शर्वाणीपाणितालैश्चलवलयझणत्कारिभिः श्लाघ्यमानं
स्थाने सम्भाव्यमानं पुलकितवपुषा विष्णुना प्रेक्षकेण ।
खेलत्पिञ्छालिकेकाकलकलकलितं कौञ्चभिद्बर्हियूना
हेरम्बाकाण्डबृंहातरलितमनसस्ताण्डवं त्वा धिनोतु ॥

તાંડવનૃત્ય સમયે ચંચળ કંકણોવાળા હાથની તાળીઓ પાડીને પાર્વતી તેના વખાણ કરી રહ્યા છે; તાંડવનૃત્યને જોવા આવેલ વિષ્ણુભગવાનને શરીરે રોમાંચ પ્રગટ થાય છે અને 'વાહ! સારી રીતે શોભે છે, યોગ્ય છે' એમ વિષ્ણુભગવાન વખાણ કરી રહ્યા છે કાર્તિકેય સ્વામીનો યુવાન મોર પોતાની પાંખો ફેલાવીને અને ટહુકાર કરીને તે નૃત્ય સાથે કોલાહલ કરી રહ્યો છે અને અચાનક હરખમાં આવીને ગણપતિએ મેઘ જેવી ગર્જના કરી, તેથી મહાદેવનું મન ચપળ બન્યું છે, એવું તાંડવનૃત્ય તમને સંતોષ આપો ૧૩૦

पायादायासखेदक्षुभितफणिफणारत्ननिर्यत्ननिर्य-
न्च्छायामायापतङ्गद्युतिमुदितवियद्वाहिनीचक्रवाकम् ।
अश्रान्ताभ्रान्तचूडातुहिनकरकरानीकनालीकनाक-
न्छेदामोदानुधावद्भ्रमरमिव खर्गैर्धूर्जटेस्ताण्डवं नः ॥

તાંડવનૃત્યને કારણે થાકેલા જટાના સર્પોની ફણાઓના રત્નોમાંથી કાંતિ નીકળે છે, તેને સૂર્ય સમજીને આકાશગંગાના રાજી થયેલા ચક્રવાક પક્ષીઓ ચોમેર ઊડવા લાગે છે હવે તે ઊડતા પક્ષીઓથી આકાશના ખૂણે ખૂણે ફરી વળતા ચંદ્રના કિરણો ખંડિત થતા તે કમળના છેદાતા નાળદંડ જેવા લાગે છે; તેથી તેની સુગંધી લેવા માટે ભમરાઓ ઊડી રહ્યા છે એ રીતે ભ્રમ પેદા કરતું શંકરનું તાંડવનૃત્ય અમારું રક્ષણ કરો ૧૩૧

उन्चैरुत्तालखेलद्भुजवनपवनोद्धूतशैलौघपात
स्फारोद्गच्छत्पयोधिप्रकटितमुकुटस्वर्धुनीसङ्गमानि ।
जीयासुस्ताण्डवानि स्फुटविकटजटाकोटिसंघट्टभूरि
भ्राम्यन्नक्षत्रचक्रव्यपदिसितसुमनोवृष्टिपातानि शम्भोः ॥

તાંડવનૃત્ય વખતે ઊંચી થયેલી અને પ્રચંડ રીતે ખેલતી ભુજાઓના સમૂહથી જે પવનો પ્રગટ થયા છે, તેથી પર્વતો ઊડીઊડીને ગંગાની અંદર પડી ગયા છે, તેથી સમુદ્રની જેમ ગંગાના તરંગો ઊછળી રહ્યા છે, તેથી જાણે કે મસ્તક પર ગંગા અને સમુદ્રનો સંગમ થતો હોય તેવું લાગે છે તેમ જ સ્પષ્ટ રીતે વિકટ દેખાતી જટાઓની અણીઓના ઘસાવાથી નક્ષત્રોના સમૂહો વિખેરાઈ રહ્યા છે, તેથી જાણે કે પુષ્પની વૃષ્ટિ થતી હોય તેવું લાગે છે; તેવા સદાશિવના તાંડવો વિજય પામો ૧૩૨

देवस्त्रैगुण्यभेदात्सृजति वितनुते संहरत्येष लोकान्
अस्यैव व्यापिनीभिस्तनुभिरपि जगद्व्याप्तमष्टाभिरेव ।
वन्द्यो नास्येति पश्यन्निव चरणगतः पातु पुष्पाञ्जलिर्वः
शम्भोर्नृत्यावतारे वलयफणिफणाफूत्कृतैर्विप्रकीर्णः ॥

તે મહાદેવ પોતે જ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોના ભેદને આધારે આ જગતના સર્જન, પાલન અને સંહાર કરે છે તેમ જ તેમની સર્વવ્યાપક આઠ મૂર્તિઓથી આ જગત ભરપૂર છે એટલે તેમને વંદવા યોગ્ય બીજું કોઈ નથી એમ વિચારીને જ મહાદેવ જ્યારે તાંડવનૃત્ય કરતા હતા ત્યારે પુષ્પની માળા તેમના મસ્તક પર ચઢવાને બદલે ચરણમાં પડી છે, તેમ જ કંકણરૂપે રહેલ સર્પોની ફણાઓના ફુત્કારથી પુષ્પની માળા વિખેરાઈ ગઈ છે, તે પુષ્પની માળા તમારું રક્ષણ કરો ૧૩૩

चञ्चद्देवेन्द्रकुञ्ज्यश्खलितदशदिशाकीर्णकोटीरकोट्यः
सन्त्रस्यत्स्त्रैणधूस्य सरभसविनमत्सिद्धगन्धर्वघास्य ।
विश्लिष्यच्चर्मपट्यो विगलितशतपत्रासनोच्चत्करोत्थ
स्त्रुत्यत्कैलासतस्त्रस्त्रिपुरविजयिनः पान्तु मामारभट्यः ॥

જ્યારે મહાદેવે પ્રચંડ તાંડવનૃત્ય શરૂ કર્યું, ત્યારે મોટા મોટા દેવોના મંદિરો ઝૂંપડીઓની જેમ ડોલવા લાગ્યા; તેમના ઘુમ્મટની અસંખ્ય અણીઓ ડોલીને દશે દિશાઓ તરફ ઘૂમવા લાગી, દેવોની સ્ત્રીઓ ત્રાસ

પામવા લાગી; સિદ્ધ જનો અને ગંધર્વોનાં નિવાસ-સ્થાનોના ઘાટો વારંવાર નમી જવા લાગ્યા; શરીર પર ધારણ કરેલ ગજચર્મની પટ્ટીઓ ખસી જવા લાગી; ગળામાં ધારણ કરેલ બ્રહ્માનાં હાડપિંજર પડી જવા લાગ્યાં તેમ જ કૈલાસ પર્વતના કિનારાઓ તૂટવા લાગ્યા એવી તાડવની પ્રચંડતાઓ મારું રક્ષણ કરો. ૧૩૪

### અર્ધનારીશ્વર

चाम्पेयगौरार्द्धशरीरकायै कर्पूरगौरार्द्धशरीरकाय। धम्मिल्लितायै च जटाधराय नमः शिवायै च नमः शिवाय ॥१३५॥

જેના ડાબા અંગ પર પાર્વતી બિરાજમાન છે; જેમનો ડાબો દેહ ચંપાના ફૂલ જેવો ગૌર છે અને જેમનો જમણો દેહ કપૂરના જેવો ગૌર છે; જેણે ડાબા અંગના મસ્તક પર અંબોડો ધારણ કર્યો છે અને જેમણે જમણા અંગના મસ્તક પર જટાને ધારણ કરી છે, તેવાં અર્ધનારીસ્વરૂપ શિવા–પાર્વતીને અને શિવ–મહાદેવને નમસ્કાર હો. ૧૩૫

कस्तूरिकाचन्दनचर्चितायै श्मशानभस्माङ्गविलेपनाय । दिव्याम्बरायै च दिगम्बराय नमः शिवायै च नमः शिवाय ॥

જેમનું ડાબું અંગ કસ્તૂરીના ચંદનથી લેપાયું છે અને જેમનું જમણું અંગ શ્મશાનની ભસ્મથી લેપાયું છે, જેમણે ડાબા અંગ પર દિવ્ય પીતાંબર ધારણ કર્યું છે અને જેમનો જમણો દેહ દિગંબરસ્વરૂપ છે; તેવાં શિવા–પાર્વતીને નમસ્કાર અને શિવ–મહાદેવને નમસ્કાર.

मन्दारमालाकलितालकायै कपालमालाङ्कितशेखराय । सत्कुण्डलायै फणिकुण्डलाय नमः शिवायै च नमः शिवाय ॥

જેમણે ડાબા અંગના મસ્તક પર મંદાર–કલ્પવૃક્ષના ફૂલની રચના કરી છે અને જમણા અંગના મસ્તક પર ખોપરીની માળા ધારણ કરી છે; જેમણે ડાબા કાને દિવ્ય કુંડલ પહેર્યાં છે અને જમણા કાને નાગનાં કુંડળ પહેર્યાં છે; એવા શિવા–પાર્વતી તેમ જ શિવ–મહાદેવને નમસ્કાર. ૧૩૭

चलत्कणत्कङ्कणनूपुरायै मिलत्फणाभास्वरनूपुराय । हेमाङ्गदायै भुजगाङ्गदाय नमः शिवायै च नमः शिवाय॥

જેના ડાબા હાથનાં કંકણ ચલિત થાય છે અને પગનાં નૂપુર રણકી ઊઠે છે, તેમ જ જમણા હાથે અને પગે રહેલા સર્પોના કંકણ અને નૂપુર શોભી રહ્યાં છે; જેની ડાબી ભુજા પર સુવર્ણના બાજુબંધ છે અને જમણી ભુજા પર સર્પના ભુજબંધ છે એવાં શિવા અને શિવને નમસ્કાર. ૧૩૮

विलोलनीलोत्पललोचनायै विकाशिपङ्केरुहलोचनाय । समेक्षणायै विषमेक्षणाय नमः शिवायै च नमः शिवाय ॥

જેનાં નીલકમળ સમાન ડાબાં નેત્ર ચપળ બની રહ્યાં છે અને જેના કમળ સમાન જમણાં નેત્ર ખીલેલાં છે; એ રીતે જેનાં નેત્ર સમાન ભાવ ધારણ કરે છે; એવાં પાર્વતી અને જેના નેત્ર વિષમ ભાવ ધારણ કરે છે એવા મહાદેવને નમસ્કાર. ૧૩૯

प्रपञ्चसृष्ट्यै सुकृतोद्यमायै त्रैलोक्यसंहारकृतोद्यमाय । कृतस्मरायै विकृतस्मराय नमः शिवायै च नमः शिवाय ॥

સંસારપ્રપંચના સર્જનને માટે જે જગદંબાએ સારા કાર્યો માટે ઉદ્યમ કર્યો છે અને ત્રણેય લોકના સંહારને માટે જે મહાદેવે પરમ ઉદ્યમ કર્યો છે; જેણે કામદેવનું સ્મરણ કર્યું છે એવા પાર્વતીને તથા જેણે સ્મર–કામદેવનો સંહાર કર્યો છે, એવા મહાદેવને નમસ્કાર ૧૪૦

सदा शिवात्मप्रियभूषणायै सदा शवात्मप्रियभूषणाय । शिवान्वितायै च शिवान्विताय नमः शिवायै च नमः शिवाय ॥१४१॥

જે પાર્વતીને મંગલમય ભૂષણો અત્યંત પ્રિય છે, જે મહાદેવને હાડપિંજરના ભૂષણો અત્યંત પ્રિય છે, એ રીતે હોવા છતા પણ પાર્વતી સદા શિવની સાથે રહેલા છે અને મહાદેવ પોતે મંગલસ્વરૂપ છે; એવા પાર્વતી અને મહાદેવને નમસ્કાર. ૧૪૧

अम्भोधरश्यामलकुन्तलायै तडित्प्रभापिङ्गजटाधराय। जगज्जनन्यै जगदेकपित्रे नमः शिवायै च नमः शिवाय॥

જે પાર્વતીના કેશપાશ જળભરેલ મેઘ જેવા શ્યામ છે, અને જે મહાદેવ વીજળી જેવી પીળી જટાઓ ધારણ કરી છે; એવાં જગતના માતા અને જગતના એકમાત્ર પિતા શિવ–પાર્વતીને નમસ્કાર. ૧૪૨

एकः स्तनस्तुङ्गतरः परस्य वार्तामिव प्रष्टुमगान्मुखाग्रम् । यस्याः प्रियार्धस्थितिमुद्वहन्त्याः सा पातु वः पर्वतराजपुत्री ॥

તે અર્ધનારીશ્વર મહાદેવના ડાબા અંગ પર રહેલો સ્તન એટલો તો વિશાળ અને ઊંચો છે, તે જાણે કે જમણા અંગ પર રહેલ બીજા સ્તનની ખબર પૂછવા માટે તેના મુખ સુધી પહોંચી ગયો છે, એ રીતે જે પાર્વતી પોતાના પ્રિય પતિના ડાબા અંગ પર રહેલાં છે; તે તમારું રક્ષણ કરો. ૧૪૩

यस्योपवीतगुण एव फणावृतैकवक्षोरुहः कुचपटीयति वामभागे। तस्मै ममास्तु तमसामवसानसीम्ने, चन्द्रार्धमौलिशिरसे महसे नमस्या ॥१४४॥

જે મહાદેવે જનોઈ તરીકે સર્પ ધારણ કર્યો છે; તે સર્પ પોતાની ફણાથી ડાબા અંગને ઢાંકી દે છે અને તે રીતે તે સ્તન પર કંચુકી જેવો બન્યો છે; તેવા સર્પધારી મહાદેવ કે જે અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરનાર તેજસ્વરૂપ છે અને જેણે મુગટમાં અર્ધચંદ્રને ધારણ કર્યો છે, તેમને મારા પ્રણામ હો! ૧૪૪

स्वेदार्द्रवामकुचमण्डनपत्रभङ्गसंशोषिदक्षिणकराङ्गुलिभस्मरेणुः। स्त्रीपुंनपुंसकपदव्यतिलङ्घिनी वः, शम्भोस्तनुः सुखयतु प्रकृतिश्चतुर्थी ॥१४५॥

તે અર્ધનારીશ્વર મહાદેવના ડાબા અંગની છાતી પર ચંદન વગેરેની વેલ કરવામાં આવી છે. તે પસીનાથી ભીંજાઈ જાય છે, ત્યારે જમણા હાથની આંગળીઓની ભસ્મ તેને સૂકવી નાખે છે; એ રીતે અર્ધનારીશ્વર મહાદેવની કાયા સ્ત્રી, પુરુષ કે નપુંસકરૂપે નથી, પરંતુ ચોથી પ્રકૃતિસ્વરૂપ છે; તે મહાદેવની પ્રકૃતિ તમને સુખ આપો. ૧૪૫

संभोगानतिरिच्यमानविभवो यद्विप्रलम्भो रसस्तद्दिव्यं मिथुनं परस्परपरिस्यूतं नमस्कुर्महे।
एकस्याः प्रतिबिम्बसंभृतविपर्यासे मुहुर्दर्पणे
सव्याङ्गस्थितिकौतुकं शमयति स्वामी स यत्रापरः॥

તે અર્ધનારીશ્વર મહાદેવના પ્રતિબિંબ દર્પણમાં પડે છે, ત્યારે જાણે કે ડાબું અંગ જમણા અંગને અને જમણું અંગ ડાબા અંગને ફેરબદલીમા મળતું હોવાથી નાયક અને નાયિકાની ઉત્કંઠા શાંત કરે છે; એ રીતે એકમેકને આલિંગીને રહેલું તે દિવ્ય જોડકું છે; જેનો વિપ્રલંભ–શૃંગાર સંભોગ—શૃંગાર કરતાં અનેક રીતે ચઢી જાય છે; તે અર્ધનારીશ્વર મહાદેવને અમે નમસ્કાર કરીએ છીએ. ૧૪૬

स्वच्छन्दैकस्तनश्रीरुभयदलमिलन्मौलिचन्द्रः फणीन्द्रः
प्राचीनावीतवाही सुखयतु भगवानर्धनारीश्वरो वः।
यस्यार्धे विश्वदाहव्यसनविसृमरज्योतिरर्धे कृपोद्यद्
बाष्पं चान्योन्यवेगप्रहतिसिमसिमाकारि चक्षुस्तृतीयम्॥

જે અર્ધનારીશ્વર મહાદેવના કપાળમા જમણા ભાગની આંખમાં જગતને બાળવા માટે ફેલાતો અગ્નિ રહેલો છે અને ડાબા ભાગની આંખમાં કૃપાભાવે પ્રગટ થયેલ આંસુ રહેલાં છે; એ રીતે અગ્નિ અને આંસુઓનાં મિલનથી જેના ત્રીજા નેત્રમાં સદા છમછમ અવાજ થઈ રહેલો છે; જેમના દેહમાં એક જ વિશાળ સ્તનની શોભા છે, બંને બાજુએ મસ્તકમાં મુગટરૂપે ચંદ્ર શોભે છે તેમ જ જનોઈને ઠેકાણે સર્પ ધારણ કર્યો છે, એવા તે અર્ધનારીશ્વર મહાદેવ તમને સુખ આપો. ૧૪૭

## પાર્વતી

हरकण्ठमहानन्दमीलिताक्षीं नमाम्युमाम्।
कालकूटविषस्पर्शजातमूर्च्छागमामिव ॥ १ ॥

મહાદેવના કંઠના આલિંગનનું સુખ મળવાથી જેમણે પોતાની આંખો મીંચેલી છે એવાં પાર્વતી જાણે કે કાલકૂટ વિષ અડકવાથી મૂર્ચ્છા પામ્યાં ન હોય તેવાં લાગે છે. તે પાર્વતીને હું નમસ્કાર કરું છું. ૧

पार्वतीमोषधीमेकामपर्णां मृगयामहे।
शूलीहालाहलं पीत्वा यया मृत्युञ्जयोऽभवत् ॥२॥

પર્વતરાજનાં પુત્રી પાર્વતી તો એક અપર્ણા–પાન વિનાનાં ઔષધિરૂપે છે; જેનું સેવન કરવાથી મહાદેવે હલાહલ ઝેર પીધું, છતાં તે મૃત્યુંજય બન્યા; તે પાર્વતીને આ અમે શોધીએ છીએ. ૨

अपर्णैव लता सेव्या विद्वद्भिरिति मे मतिः।
ययावृत्तः पुराणोऽपि स्थाणुः सूतेऽमृतं फलम् ॥३॥

મારો એવો મત છે કે સમજુ માણસોએ પાન વિનાની–અપર્ણા (પાર્વતી) નામની લતાનું જ સેવન કરવું જોઈએ; જે લતાથી વીંટાયેલ પુરાણ સ્થાણુ (જૂનું વૃક્ષ અને પુરાતન મહાદેવ) પણ અમૃતફળ આપે છે. ૩

मृणालव्यालवलया वेणीबन्धकपर्दिनी।
हारानुकारिणी पातु लीलया पार्वती जगत् ॥४॥

પાર્વતીએ કમળના નાળરૂપ સર્પોનાં કંકણ પહેર્યાં છે, માથે વેણીનો અંબોડો છે, તે જટારૂપે લાગે છે એ રીતે મહાદેવનું અનુકરણ કરનારાં પાર્વતી પોતાની લીલાથી જગતનું રક્ષણ કરો. ૪

जन्मान्तरीयरमणस्याङ्गसङ्गसमुत्सुका।
सलज्जा चान्तिके सख्याः पातु नः पार्वती सदा ॥५॥

'શિવ–મહાદેવ પોતાના પહેલા જન્મના પતિ હતા; એટલે પાર્વતી તેમના શરીરના સંગને ઇચ્છતાં હતાં, છતાં સખીની પાસે હોવાથી જે લજવાઈ રહ્યાં છે, તે પાર્વતી અમારું સદા રક્ષણ કરો. ૫

तपस्वी कां गतोऽवस्थामिति स्मेराननाविव।
गिरिजायाः स्तनौ वन्दे भवभूतिसिताननौ ॥६॥

મહાદેવના શરીરની ભસ્મથી જેની આગળના ભાગ ધોળા થયા છે, એવા પાર્વતીના બે સ્તન 'આ તપસ્વી મહાદેવ હવે કેવા કામી બની ગયા છે' એમ વિચારી ને હસી રહ્યા છે તે સ્તનોને હુ પ્રણામ કરુ છુ ૬

चण्डीजङ्घाकाण्ड शिरसा चरणस्पृशि प्रिये जयति ।
शंकरपर्यन्तजितो वीरस्तम्भ स्मरस्येव ॥७॥

પાર્વતીની સાથળોરૂપી સ્તભ જ્યારે સદાશિવના ચરણનો સ્પર્શ કરે છે, ત્યારે તે શ કરને–મહાદેવને પણ જીતી લેનાર એવા કામદેવના વિજયના સ્તભ બની રહે છે, તે વિજય પામો ૭

उन्नालनाभिपङ्केरुह इव येनावभाति शंभुरपि ।
जयति पुरुषायितायास्तदाननं शैलकन्याया ॥८॥

મહાદેવના મિલન પ્રસગે પાર્વતી પુરુષના ભાવને પ્રાપ્ત કરે છે તેથી તે પાર્વતીનુ મુખ કમળ જેવુ લાગે છે એટલે મહાદેવ જાણે વિષ્ણુ હોય અને તેમની નાભિમાથી કમળ પ્રગટ થયુ હોય, તેવી શોભાવાળુ પાર્વતીનુ મુખ વિજય પામો ૮

कण्ठोचितोऽपि हुंकृतिमात्रनिरस्त पदान्तिके पतित ।
यस्याश्चन्द्रशिख स्मरभङ्गनिभो जयति सा चण्डी ॥९॥

પાર્વતીએ જ્યારે ક્રોધથી ચડીનુ સ્વરૂપ લીધુ છે, ત્યારે મહાદેવ પાર્વતીના કઠને આલિગન આપવા ને યોગ્ય હોવા છતા પણ હુ કારમાત્રથી તિરસ્કાર પામીને પગમા પડ્યા છે, તેથી જાણે કે કામદેવનુ અર્ધચદ્રાકાર બાણુ કઠમા પડવાને બદલે પગ પાસે પડેલ હોય, એમ લાગે છે, તેવા પાર્વતી વિજય પામે છે ૮

शिरसि धृतसुरापगे स्मरारावरुणमुखेन्दुरुचि गिरीन्द्रपुत्री । अथ चरणयुगानते स्वकान्ते स्मित-सरसा भवतोऽस्तु भूतिहेतु ॥ १० ॥

મહાદેવે મસ્તક પર ગગાને ધારણ કર્યા છે, તે જોઈને પાર્વતીના મુખની કાતિ લાલ બની ગઈ, પણ મહાદેવજી ચરણમા પડ્યા, તે સાથે ગગાજીને પણ નમેલા જોયા એટલે પાર્વતી મદહાસ્ય કરવા લાગ્યા, તે મદહાસ્ય તમારા કલ્યાણનુ કારણ બનો ૧૦

तद्व प्रमार्ष्टु विपद प्रणतार्त्तिहन्त्र्या
न्यस्त पद महिषमूर्धनि चण्डिकाया ।
वैरी यदीयनखरांशुपरीतशृङ्ग'
शक्रायुधाङ्कितनवाम्बुधरप्रभोऽभूत् ॥ ११ ॥

જ્યારે ચડિકા પાર્વતીએ મહિષાસુરના મસ્તક પર પોતાનો પગ મૂકયો, ત્યારે તેમના ચરણના નખની કાતિથી તે મહિષના શિગડા વિવિધ રગથી શોભવા લાગ્યા, તે મહિષાસુર જાણે કે ઇંદ્રધનુષથી શોભતો નવો મેઘ હોય તેવો લાગતો હતો, તેવા ભક્તજનોની આપત્તિને દૂર રનાર પાર્વતીના ચરણ તમારી આપત્તિને દૂર કરો ૧૧

श्रुत्वा षडाननजनुर्मुदितान्तरेण, पञ्चाननेन सहसा चतुराननाय । शार्दूलचर्म भुजगाभरण सभस्म दत्त निशम्य गिरिजाहसित पुनातु ॥ १२ ॥

જ્યારે ચાર મુખવાળા બ્રહ્માજીએ પાચ મુખવાળા મહાદેવને છ મુખવાળા કાર્તિકેયના જન્મની વધામણી આપી, ત્યાર મહાદેવ બ્રહ્માજીને ભેટમા વ્યાઘ્રચર્મ, સર્પરૂપી આભૂષણ અને ભસ્મ આપવા માડ્યા, તે જોઈને પાર્વતી હસવા લાગ્યા તે હાસ્ય બધાને પવિત્ર કરો ૧૨

पञ्चास्यपञ्चदशनेत्रपिधानदक्षा दाक्षायणीमृदुकरा कृतिन पुनन्तु । द्वौ वल्लकीं कथमकेति च वादयन्ता वष्टादशोऽपि घटयन्स्तुतिमौनमुद्राम् ॥ १३ ॥

વિહાર સમયે પાર્વતીના પદર હાથ મહાદેવના પદર નેત્ર ઢાકવાના કામમા આવે છે, બે હાથ 'કણુ કણુ કરતી વીણાને વગાડવાના કામમા આવે છે અને અઢારમો હાથ સ્તુતિ કરતા મૂગા રહેવાની મુદ્રાને બતાવે છે એ રીતે ઉપયોગી બનેલા એવા પાર્વતીના અઢાર હાથ બધાને પવિત્ર કરો ૧૩

आनन्दमन्थरपुरदरमुक्तमाल्य, मौलौ हठेन निहित महिषासुरस्य । पादाम्बुज भवतु वो विजयाय मञ्जु, मञ्जीरशिञ्जितमनोहरमम्बिकाया ॥ १४ ॥

તે જગદબા પાર્વતીના ચરણકમળ મહિષાસુરના મસ્તક પર બળાત્કારે મૂકવામા આવેલ છે, જેની ઉપર આનદથી મગ્ન બનેલ ઇંદ્રરાજ પુષ્પની માળા ચઢાવે છે અને જે સુદર ઝાંઝરોના ઝણકારથી સર્વના મનને આકર્ષે છે, તે ચરણો તમારા વિજય માટે બની રહો ૧૪

ब्रह्मादयोऽपि यदपाङ्गतरङ्गभङ्ग्या,
सृष्टिस्थितिप्रलयकारणता व्रजन्ति ।
लावण्यवारिनिधिवीचिपरिप्लुतायै,
तस्यै नमोऽस्तु सतत हरवल्लभायै ॥ १५ ॥

જે પાર્વતી જગદમાના કૃપાદષ્ટિરૂપ તરગોના સ્પર્શ વડે જ બ્રહ્મા વગેરે દેવો જગતના સર્જન, પાલન અને સહારના કારણ બને છે અને જે કૃપાકટાક્ષો-

લાવણ્યરૂપી સમુદ્રની લહરીઓથી ભીંજાયેલ છે, એવાં પાર્વતીને વારંવાર પ્રણામ હો. ૧૫

ज्याकृष्टिबद्धखटकामुखपाणिपृष्ठप्रेङ्खन्नखांशुचय-संवलितोऽम्बिकायाः, त्वां पातु मञ्जरितपल्लवकर्णपूर-लोभभ्रमद्भ्रमरविभ्रमभृत्कटाक्षः ॥ १६ ॥

જ્યારે પાર્વતી ધનુષ્યની દોરી ખેંચવા માટે પોતાના હાથને વળાંક આપી રહ્યાં છે, ત્યારે તે હાથના નખોનાં કિરણો સાથે દૃષ્ટિનો કટાક્ષ પણ મળી રહેલો છે; તેથી જાણે કે મંજરીવાળાં તાજાં પાનથી બનાવેલ કર્ણફૂલની સુગંધની લાલચથી તેની આસપાસ ભમરો ફરતો ન હોય તેવો તે કટાક્ષ લાગે છે, તે જગદંબાનો કટાક્ષ તમારી રક્ષા કરો. ૧૬

पौलस्त्यपीनभुजसंपदुदस्यमानकैलाससंभ्रमविलोल-दृशः प्रियायाः । श्रेयांसि वो दिशतु निह्नुतकोप-चिह्नमालिङ्गनोत्पुलकमासितमिन्दुमौलेः ॥१७॥

એક વખતે પાર્વતી માન ધરીને બેઠાં હતાં, તે સમયે અકસ્માત્ રાવણે આવીને પોતાની મજબૂત ભુજાઓથી કૈલાસને ઉઠાવ્યો; તે ભયને કારણે પાર્વતીનાં નેત્ર ચપળ બની ગયાં, તેમણે કોપનાં ચિહ્ન છોડી દીધાં અને મહાદેવને આલિંગન આપવા માટે તૈયાર થઈ ગયાં; તેથી મહાદેવનું ખોળારૂપી આસન પુલકિત થઈ ગયું, તે પાર્વતી તમારું કલ્યાણ કરો. ૧૭

रचयति सहसा यच्चित्रमेतत्प्रपञ्चं, प्रशमयति च तद्वत् केनचित्कौतुकेन । अविदितमपरैस्तच्चण्डमुण्डा-दिनानादनुजदलनदक्षं शर्वसर्वस्वमव्यात् ॥१८॥

જે કેવળ કૌતુકને લીધે આ સઘળા જગતોની રચના ક્ષણમાં કરે છે અને તેની જ રીતે પરમ વિસ્મયને વશ થઈ આ સઘળા જગતોને શમાવી દે છે; તે મહાદેવના સર્વસ્વ સારરૂપ–પાર્વતી મહાશક્તિ છે; જેને અજ્ઞાની જનો જાણી શકતા નથી અને જે ચંડ, મુંડ વગેરે અનેક રાક્ષસોના ચૂરેચૂરા કરવામાં પ્રવીણ છે, તે મહાદેવી તમારું રક્ષણ કરો. ૧૮

प्रचण्डचण्डमुण्डयोर्महाबलैकखण्डिनी, ह्यनेकरुण्ड-मुण्डयुग्मगे बलैकदायिनी । कचित्त्वशक्तिकारिणी रमा-विलासदायिनी, मुदेऽस्तु कालिका सदा समस्त-पापहारिणी ॥१९॥

ચંડ અને મુંડ નામના વિકરાળ રાક્ષસોની મોટી સેનાઓનો જે એકલાં જ સંહાર કરે છે, જે ગળામાં અનેક રૂંડ અને મુંડને ધારણ કરે છે, જે યુદ્ધમાં ... જ મહાબળને આપનારાં છે, જે શત્રુઓને અશક્તિ આપનારાં છે અને ભક્તજનોને લક્ષ્મીના ભોગવિલાસ આપનારાં છે; તેવાં સર્વ પાપને હરનારાં કાલિકા પાર્વતી તમને આનંદ આપો. ૧૯

पुरारितनुहारिणी दुरितसङ्घसंहारिणी
भजन्मतिविवर्धिनी प्रबलदानवोन्मर्दिनी ।
तुषारगिरिनन्दिनी मुनिहृदन्तरालम्बिनी
कुमारमुखचुम्बिनी हरनितम्बिनी पातु वः ॥२०

મહાદેવના ડાબા અંગને હરી લેનારાં, પાપોના સમૂહોને દૂર કરનારાં, ભક્તજનોની બુદ્ધિને વધારનાર બળવાન દાનવોનું મર્દન કરનારાં, મુનિજનોના હૃદયનાં આધારરૂપ બનેલાં અને કાર્તિકેયના મુખને ચુંબન આપનારાં એવાં હિમાલયનાં પુત્રી અને મહાદેવનાં પત્ની તમારું રક્ષણ કરો. ૨૦

सत्त्वादिस्थैरगणितगुणैर्हन्त विश्वं प्रसूय
व्यक्तं धत्ते प्रहसनकरीं या कुमारीति संज्ञाम् ।
मोहध्वान्तप्रसरविरतिर्विश्वमूर्तिः समन्ताद्
आद्या शक्तिः स्फुरतु मम सा दीपवद्देहगेहे ॥२१॥

જે સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોમાં રહેતી પોતાની અનંત શક્તિઓથી સઘળાં વિશ્વને જન્મ આપે છે; તે છતાં પોતે 'કુમારી' એવું નામ ધરાવે છે; તે ખરેખર સર્વને હાંસી કરાવે છે. જે મોહરૂપી અંધકારના વિસ્તારને શમાવે છે, જે સઘળાં વિશ્વની મૂર્તિ છે, એવાં આદ્યા શક્તિ પાર્વતી મારા દેહરૂપી ઘરમાં દીવાની જેમ ચોમેર પ્રકાશો. ૨૧

औत्सुक्येन कृतत्वरा सहभुवा व्यावर्तमाना ह्रिया
तैस्तैर्बन्धुवधूजनस्य वचनैर्नीताभिमुख्यं पुनः ।
दृष्ट्वाग्रे वरमात्तसाध्वसरसा गौरी नवे संगमे
संरोहत्पुलका हरेण हसता श्लिष्टा शिवायास्तु वः ॥

જ્યારે પાર્વતી અને પરમેશ્વરનાં લગ્ન થતાં પહેલી મુલાકાત લેવાની હતી, ત્યારે પાર્વતી ઉત્સુકતાને કારણે ત્વરા કરતાં હતાં, પણ સ્વાભાવિક લજ્જાને વશ થઈ પાછા ફરતાં હતાં; કુટુંબીજનોની સ્ત્રીઓએ મીઠાંમધુરાં વચનોથી સમજાવતાં તેઓ ફરી સ્વામી પાસે જવા તૈયાર થતાં હતા; પરંતુ સ્વામીને પાસે રહેલા જોઈને કાંઈક સંકોચ અને ભય પામતાં હતાં; અને ત્યાર બાદ નવીન સમાગમ થતાં શરીરે પુલકિત થતાં હતાં, તે જોઈને હાસ્ય કરતા મહાદેવ તેમને આલિંગન આપી રહ્યા હતા; તે પાર્વતી તમારા કલ્યાણ માટે હો. ૨૨

आदौ प्रेमकषायिता हरमुखव्यापारलोला शनै-
र्व्रीडाभारविघूर्णिता मुकुलिता धूम्रोद्गमव्याजतः ।

पत्युः संमिलिता दृशा सरभसव्यावर्तनव्याकुला
पार्वत्याः परिणीतिमङ्गलविधौ दृष्टिः शिवायास्तु वः॥

જ્યારે પાર્વતી અને પરમેશ્વરનો વિવાહવિધિ ચાલી રહ્યો હતો, ત્યારે પાર્વતીની દૃષ્ટિ પહેલા તો પ્રેમથી ભરપૂર બનીને સદાશિવના મુખના વ્યવહારને જોવામા ચંચળ બની હતી; પરંતુ શરમને કારણે નીચી નમી ગઈ હતી; ત્યાર બાદ હોમનો ધુમાડો આવવાથી મીંચાઈ ગઈ હતી અને છેવટે સદાશિવની નજર સાથે નજર મળતાં તુરત પાછી વળવા ઉતાવળ કરી હતી, તે પાર્વતીની દૃષ્ટિ તમારા કલ્યાણ માટે હો. ૨૩

प्रत्यासन्नविवाहमङ्गलविधौ देवार्चनव्यग्रया
दृष्ट्वाग्रे परिणेतुरेव लिखितां गङ्गाधरस्याकृतिम्।
उन्मादस्मितरोपलज्जितधिया गौर्या कथञ्चिच्चिराद्
वृद्धस्त्रीवचनात्प्रिये विनिहितः पुष्पाञ्जलिः पातु वः॥

જ્યારે વિવાહનો વિધિ કરવાનો સમય થયો, ત્યારે પાર્વતી દેવપૂજન કરવાને તૈયાર થયા, તો પોતાની સામે ગંગાને ધારણ કરનાર સદાશિવની મૂર્તિ જ દેવ તરીકે સામે ઊભેલી જોઈ; તેથી પાર્વતીના હૃદયમા એકીસાથે અનેક ભાવો પ્રકટ થયા. વરને જોઈને ભાન ભૂલી ગયા, વર પરિચિત છે જાણીને મંદહાસ્ય થયુ. ગંગાને જોઈને રોષ થયો અને લગ્ન થવાનુ છે જાણીને શરમ આવી; એટલે તે સ્થિર બની ગયા; ત્યારે વૃદ્ધ સ્ત્રીજનોએ ખૂબ સમજાવ્યા; તેથી પાર્વતીએ પોતાના પ્રિય-ઇષ્ટદેવને પુષ્પોની અંજલિ આપી; તે પુષ્પાંજલિ તમારી રક્ષા કરો. ૨૪

रामाद्याचय मेदिनीं धनपतेर्बीजं बलाल्लाङ्गलं
प्रेतेशान्महिषं तवास्ति वृषभः फालं त्रिशूलं तव।
शक्ताहं तव चान्नदानकरणे स्कन्दोऽस्ति गोरक्षणे।
खिन्नाहं हर भिक्षया कुरु कृषिं गौरीवचः पातु वः॥

ભિક્ષાના ધંધાથી થાકીને પાર્વતીએ મહાદેવને જણાવ્યું કે, 'હે શિવ! પરશુરામ પાસેથી ખેડ માટે જમીન માગો, કુબેર પાસેથી વાવવાના બીજ માગો, બલભદ્ર પાસેથી હળ માગો, યમરાજ પાસેથી પાડો માગો, તમારી પાસે બળદ છે, ખોદવાનું કામ તમારું ત્રિશૂળ કરશે, હું તમને બપોરે ભાત પહોંચાડવા આવીશ અને કાર્તિકેય તમારા બળદની રક્ષા કરશે; માટે ભીખ માગવાની છોડીને ખેતી શરૂ કરો; એ પ્રકારના પાર્વતીના વચન તમારી રક્ષા કરો. ૨૫

हे हेरम्ब किमम्ब रोदिषि कथं कर्णौ लुठत्यग्निभूः
किं ते स्कन्द विचेष्टितं मम पुरा संख्या कृता चक्षुषाम्।
नैतत्तेऽप्युचितं गजास्य चरितं नासां मिमीतेऽम्ब मे
तावेवं सहसा विलोक्य हसितव्यग्रा शिवा पातु वः॥

(ગણપતિ અને કાર્તિકેય ઝઘડો કરતા હતા, ત્યારે ગણપતિ રડી પડ્યા; એટલે પાર્વતીએ બોલાવ્યા કે) 'ઓ ગણપતિ!' 'શું કહો છો, માતાજી!' 'શા માટે તમે રડો છો?' 'કાર્તિકેય મારા કાન ખેંચે છે.' 'અરે કાર્તિકેય! ગણપતિએ તારું શું બગાડ્યું છે?' 'તેણે પહેલાં મારી આંખો ગણી હતી.' 'ગણપતિ! તારે એવું કરવું જોઈએ નહિ.' 'માતાજી! કાર્તિકેય મારા નાકની લંબાઈ ભરી જુએ છે.' એ રીતે એકમેકનો દોષ દેખાડતા ગણપતિ અને કાર્તિકેયને જોઈને હસવા લાગેલાં પાર્વતી તમારી રક્ષા કરો.

धूमव्याकुलदृष्टिरिन्दुकिरणैराह्लादिताक्षी पुनः
पश्यन्तीव समुत्सुका नतमुखी भूयो ह्रिया ब्रह्मणः।
सेर्ष्या पादनखेन्दुदर्पणगते गंगां दधाने हरे
स्पर्शादुत्पुलका करग्रहविधौ गौरी शिवायास्तु वः॥

વિવાહના મંગલ પ્રસંગે પાર્વતીની દૃષ્ટિ હોમના ધુમાડાથી અકળાઈ ગઈ છે; પરંતુ મહાદેવના મસ્તકમા રહેલા ચંદ્રના કિરણોથી તે દૃષ્ટિ ઠંડી પડી છે; હૃદયમા ઉમળકો જાગતાં મહાદેવને જોવામા તે દૃષ્ટિ ઉત્સુક બની છે; પરંતુ બ્રહ્માજી પાસે હોવાથી પાર્વતીને શરમ આવતા નીચુ મુખ કરી દીધું છે. પોતાના દર્પણ જેવા નિર્મળ ચરણના નખરૂપ ચંદ્રમા ગંગાને ધારણ કરનાર મહાદેવના પ્રતિબિંબને જોતા પાર્વતીને હૈયામા ઈર્ષ્યા જાગી છે; પરંતુ હસ્તમેળાપમા મહાદેવના હાથનો સ્પર્શ થતા શરીરે રોમાંચ થયો છે. એવા પાર્વતી તમારું કલ્યાણ કરો. ૨૭

गोनासाय नियोजितागदरजाः सर्पाय बद्धौषधिः
कण्ठस्थाय विषाय वीर्यमहतः पाणौ मणीन्बिभ्रती।
भर्तुर्भूतगणाय गोत्रजरतीनिर्दिष्टमन्त्राक्षरा
रक्षत्वद्रिसुता विवाहसमये प्रीता च भीता च वः॥

મહાદેવના સર્પ, વિષ, ભૂત વગેરે પાર્વતીને બાધા ન પહોંચાડે એ હેતુ મનમા રાખીને પાર્વતીના વૃદ્ધ કુટુંબીજનોએ તેને વિવિધ સાધનો આપ્યા છે. 'ગોનાસ નામનો નાગ કોઈ ઉપદ્રવ ન કરે, તે માટે વિષહર ઓષધનાં ચૂર્ણ આપ્યા છે, સર્પથી ઉપદ્રવ ન થાય માટે ભુજાઓ પર ઔષધિ–જડીબુટ્ટી બાંધી છે. ગળામાં રહેલ કાલકૂટથી બચવા માટે બંને હાથે મણિઓ ધારણ કર્યા છે. મહાદેવના ભૂતગણોથી કશી ધાસ્તી ન થાય માટે મંત્રાક્ષરો શીખવી રાખ્યા છે,' એ રીતે વિવાહ વખતે મહાદેવને મળવામાં અનુકૂળતા જોતાં પ્રસન્ન

થયેલાં અને મહાદેવનાં વિચિત્ર સાધનો જોતાં ભયભીત બનેલાં પાર્વતી તમારી રક્ષા કરો. ૨૮

स्वेदस्यन्दितसान्द्रचन्दनचयं दोर्वल्लिबन्धश्रमा-
दूर्ध्वश्वासपरिस्खलत्स्मरकथं संदष्टदन्तच्छदम् ।
सीत्काराञ्चितलोचनं सपुलकं भ्रान्तभ्रु नृत्यत्करं
पार्वत्यां सुरतं मुदे रसवतामास्तां मृडानीपतेः ॥२९॥

સદાશિવ જ્યારે પાર્વતી સાથે રમણ કરી રહ્યા હતા, ત્યારે પસીનો થવાથી ચંદનનો ભારે લેપ ધોવાઈ જતો હતો; ભુજાઓરૂપી લતાથી આલિંગનરૂપે દઢ બંધન થતાં ઊંચા શ્વાસ ચાલતા હતા, તેથી કામ સંબંધી કથાઓ બંધ પડતી હતી. ચુંબનથી અધરોષ્ઠને દાંત લાગેલા હતા, સિત્કારથી નેત્રો મીંચાઈ જતા હતાં, રોમાંચ ખડાં થતાં હતાં, ભ્રૂકુટીઓ ભમ્યા કરતી હતી અને હાથ નાચ્યા કરતા હતા; તે પાર્વતી સાથે મહાદેવની થયેલી રમણક્રિયા રસિકજનોને આનંદ આપો.

स्वेदस्ते कथमीदृशः प्रियतमे त्वन्नेत्रवह्नेर्विभो
कस्माद्वेपितमेतदिन्दुवदने भोगीन्द्रभीतेर्भव ।
रोमाञ्चः कथमेष देवि भगवन्गाङ्गाम्भसां सीकरै-
रित्थं भर्तरि भावगोपनपरा गौरी चिरं पातु वः ॥३०

'પ્રિયે! તમને આટલો બધો પસીનો શાથી?' 'નાથ! તમારા નેત્રમાંના અગ્નિની ગરમીથી થયો છે.' 'ઇંદુમુખી! તમારા શરીરે આટલી બધી કંપારી શાથી?' 'મહાદેવ! તમારા મોટા મોટા સર્પોના ભયથી કંપારી થાય છે.' 'દેવિ! તમારા શરીરે રોમાંચ કેમ?' 'ભગવન્! ગંગાજળનાં બિંદુઓ પડવાથી.' એ રીતે મહાદેવ હૃદયનો ભાવ જાણવા માગે છે, તેને ઢાંકવા માટે પાર્વતી જુદા જુદા ઉત્તરો આપે છે; તેવાં ગૌરી–પાર્વતી લાંબા કાળ સુધી તમારું રક્ષણ કરો. ૩૦

शम्याकस्य रजः प्रमृज्य चरणे दत्तो मया यावको
निर्मृज्य स्तनकुड्मले च भसितं पत्राङ्कुरो निर्मितः
स्वच्छन्दं विहरेति जल्पितगिरं साकूतमालीजनं
दृष्ट्वा केवलमाम्रती कुटिलया दाक्षायणी पातु वः ।

મહાદેવ પાસેથી વિહાર કરીને આવેલાં પાર્વતીને જોઈને, તેમની સખી ગૂઢ ભાવવાળાં વચન બોલી રહી છે કે, 'તમારાં ચરણોમાં ગરમાળાનો પરાગ લાગ્યો હતો, તેને લૂછી નાખીને મેં અળતાનો લેપ કર્યો છે. તમારાં સ્તનરૂપી પુષ્પકોશ પર ભસ્મ લાગી હતી; તે લૂછી નાખીને મેં પત્રવલ્લી દોરી છે; માટે હવે સંકોચ છોડીને વિહાર કરજો.' એ રીતે સખીજનનાં ગૂઢ અભિપ્રાય ભરેલાં વચન સાંભળીને જગદંબા ફક્ત કુટિલ દૃષ્ટિથી તેને પ્રહાર કરી રહ્યાં છે, તે જગદંબા તમારું રક્ષણ કરો.

वक्त्रं शीतकरोऽधरो घनरसः कामप्रदो विग्रहः
श्वासो गन्धवहः सरोरुहसुहृत्पाणिः स्मिताभा शुचिः ।
वक्षः पीनपयोधराविकरणं पृथ्वी नितम्बस्थली-
त्यष्टौ धूर्जटिमूर्तयः स्मरभयाद्दुर्गाश्रिताः पान्तु वः ॥३२

મહાદેવની પ્રસિદ્ધ આઠ મૂર્તિઓ જાણે કે કામદેવના ભયથી દુર્ગાનો આશ્રય કરતી હોય, તે રીતે દુર્ગા-પાર્વતીના અંગોનો આશ્રય કરતી હતી. જેમ કે ચંદ્ર મુખરૂપ બન્યો, જળ અધરરસરૂપ બન્યું, યજમાન પાર્વતીના શરીરરૂપ બનીને મહાદેવ–યાચકની કામનાને પૂરનારો થયો, પવન શ્વાસરૂપ બન્યો, કમળનો મિત્ર સૂર્ય (કમળ સમાન) હાથરૂપ બન્યો. શુચિતા (અગ્નિપણું અને શ્વેતપણું) સ્મિતની કાંતિને મળી; આકાશ ઊંચા અને વિશાળ સ્તનોના સ્થાનરૂપ વક્ષઃસ્થળને પ્રાપ્ત થયું અને પૃથ્વીપણું (ધરતીપણું અને પહોળાપણું) નિતંબસ્થાનને પ્રાપ્ત થયું, એ રીતે પાર્વતીના આશ્રયે રહેલી મહાદેવની આઠ મૂર્તિઓ તમારું રક્ષણ કરો. ૩૨

पादाग्रस्थितया मुहुः स्तनभरेणानीतया नम्रतां
शंभोः सस्पृहलोचनत्रयपथं यान्त्या तदाराधने ।
ह्रीमत्या शिरसोहितः सपुलकस्वेदोद्गमोत्कम्पया
विश्लिष्यन्कुसुमाञ्जलिर्गिरिजया क्षिप्तोऽन्तरे पातु वः ॥

પાર્વતી મહાદેવને પુષ્પાંજલિ ચઢાવવા માટે પગના આગલા ભાગ પર શરીરનો ભાર દઈને ઊભાં રહેતાં હતાં પણ સ્તનોના ભારથી નમી જતાં હતાં; પૂજા કરતાં કરતાં તેમને મહાદેવ ત્રણેય નેત્રોથી આતુરતાભરી નજરે જોઈ રહ્યા હતા તેથી પાર્વતીને લજ્જા આવતાં એકીસાથે રોમાંચ, પસીનો અને કંપારી પ્રગટ થતાં હતાં એટલે પુષ્પની અંજલિ મસ્તક પર ચઢાવવા છતાંય વચમાં જ પડીને વીખરાઈ જતી હતી; તે રીતે પાર્વતીએ અર્પેલી પુષ્પાંજલિ તમારી રક્ષા કરો. ૩૩

कैलासालयभाललोचनरुचा निर्वर्तितालक्तक-
व्यक्तिः पादनखद्युतिर्गिरिभुवः सा वः सदा त्रायताम् ।
स्पर्धाबन्धसमृद्धयेव सुदृढं रूढा यया नेत्रयोः
कान्तिः कोकनदानुकारसरसा सद्यः समुत्सार्यते ॥

કોપેલાં પાર્વતીને રીઝવવા માટે મહાદેવ તેમનાં ચરણમાં પડે છે, ત્યારે મહાદેવના કપાળમાં રહેલ નેત્રના અગ્નિની કાંતિથી તેમનાં ચરણ જાણે કે અળતો લગાડેલો હોય, તેવી રાતી કાંતિને ધારણ કરે છે. આ તરફ ક્રોધને કારણે પાર્વતીનાં નેત્રોની કાંતિ રાતા કમળના

જેવી ખૂબ લાલ બની ગઈ છે. એ નેત્રોની લાલાશની જાણે સ્પર્ધા કરી રહી હોય તેવી અધિક લાલ ચરણ-નખોની કાંતિ વડે તેમનાં નેત્રોની લાલાશ દૂર થઈ જાય છે. અર્થાત્ મહાદેવના ચરણમાં પડવાથી પાર્વતીનો કોપ દૂર થાય છે, એ પાર્વતીના ચરણનખોની કાંતિ તમારું કલ્યાણ કરો. ૩૪

लग्नः केलिकचग्रहश्लथजटालम्बेन निद्रान्तरे
मुद्राङ्कः शितिकन्धरेन्दुशकलेनान्तःकपोलस्थलम् ।
पार्वत्या नखलक्ष्मशङ्कितसखीनर्मस्मितव्रीडया
प्रोन्मृष्टः करपल्लवेन कुटिलाताम्रच्छविः पातु वः ॥

લીલા કરતાં પાર્વતીએ મહાદેવના કેશ હાથમાં લીધા તેથી જટા ઢીલી પડતાં, તેમાં રહેલો ચંદ્રખંડ ખસી ગયો હતો, તે નિદ્રા વખતે પાર્વતીના ગાલ પાસે આવી જતાં તેની છાપ પડેલી હતી. પાર્વતીની સખીએ તે છાપ જોઈ અને તેને શિવના નખની છાપ માની લીધી; એટલે ગૂઢ હાસ્ય કર્યું તેથી પાર્વતી શરમાઈ ગયાં અને પોતાના કરપલ્લવથી તે છાપને લૂછી નાખતાં હતાં પણ તે રાતી અને વાંકી ચંદ્રની છાપ ભૂંસાતી નહોતી તે ચંદ્રની છાપ તમારી રક્ષા કરો. ૩૫

सव्रीडा दयितानने सकरुणा मातङ्गचर्माम्बरे
सत्रासा भुजगे सविस्मयरसा चन्द्रेऽमृतस्यन्दिनि ।
सेर्ष्या जह्नुसुतावलोकनविधौ दीना कपालोदरे
पार्वत्या नवसंगमप्रणयिनी दृष्टिः शिवायास्तु वः ॥३६

જ્યારે લગ્ન પછી મહાદેવનું પહેલું મિલન થવાનું હતું, ત્યારે પ્રિયના મુખને જોઈ પાર્વતીની દૃષ્ટિ લજ્જા પામી. શરીર પર વસ્ત્રને બદલે હાથીના ચર્મને પહેરેલું જોઈ દયા પામી, સર્પને જોઈ ત્રાસ પામી, અમૃતઝરતા ચંદ્રને જોઈ વિસ્મય પામી, મસ્તક પર ગંગાને જોઈ ઈર્ષ્યા પામી અને ભિક્ષાનું ખપ્પર જોઈ દીન બની ગઈ; તેવી પાર્વતીની દૃષ્ટિ તમારું કલ્યાણ કરો. ૩૬

भिक्षुः क्वास्ति बलेर्मखे पशुपतिः किं नास्त्यसौ गोकुले ।
मुग्धे पन्नगभूषणः सखि सदा शेते च तस्योपरि ।
आर्ये मुञ्च विषादमाशु कमले नाहं प्रकृत्या चला
चेत्थं वै गिरिजासमुद्रसुतयोः संभाषणं पातु वः ॥ ३७

એક સમયે પાર્વતીને લક્ષ્મીજી મળ્યાં ત્યારે બંને એકબીજાની મશ્કરી કરવા લાગ્યાં. લક્ષ્મીજીએ પૂછ્યું કે, 'ભિક્ષુક ક્યાં ગયા છે?' 'બલિરાજાના યજ્ઞમાં (વામન)' 'હું તો પશુપતિ(મહાદેવ)ની ખબર પૂછું છું.' 'શું તે પશુપતિ (ગોવાળ) વૃંદાવનમાં નથી?' 'હે ભોળાં પાર્વતી! હું તો પૂછું છું કે, 'સર્પના આભૂષણવાળા ક્યાં છે?' 'શું જે સર્પ પર દરરોજ સૂએ છે, તેને પણ તમે જાણતાં નથી?' 'અરે પાર્વતી! હવે તો વિષાદ-(ચિંતા)ને છોડી દ્યો!' 'લક્ષ્મી! હું કાંઈ તમારા જેવી ચંચળ નથી કે વિષાદ(વિષ ખાનાર મહાદેવ)ને છોડી દઉં.' એ રીતે મશ્કરી કરતાં તે બંનેના સવાલ-જવાબો તમારું રક્ષણ કરો. ૩૭

हे गङ्गाधरपत्नि चक्रिवधु किं कुत्रास्त्यसौ नर्तको
वृन्दारण्यभुवि क्व सर्पकुतुकी स्यात्कालियस्य ह्रदे ।
भिक्षुः कुत्र गतोऽस्ति यज्ञसदने क्वासौ विषादी बकी
क्रोडे स्यादिति पद्मागिरिजयोर्वाग्भङ्गयः पान्तु वः ॥

એક સમયે પાર્વતી અને લક્ષ્મીજી પરસ્પર કટાક્ષ-વાણીથી સવાલ-જવાબ કરી રહ્યાં હતાં. લક્ષ્મીજીએ કહ્યું: 'હે ગંગાધરનાં પત્ની!' 'શું કહો છો? એ ચક્રી(કુંભાર)નાં પત્ની!' 'પેલો નાચનાર ક્યાં ગયો?' 'તે તો વૃંદાવનમાં કો'ક ઠેકાણે રખડતો હશે.' 'સર્પો-નાં કૌતુક (આભૂષણ) ધરનાર ક્યાં છે?' 'તે તો કાલિનાગના ધરામાં હશે?' 'ભિક્ષુક ક્યાં છે?' 'બલિરાજાના યજ્ઞમંડપમાં.' 'પેલો ઝેર ખાનાર ક્યાં?' 'એ તો પૂતનાના પડખામાં સૂતો હશે.' એ રીતે હાસ્યથી ભરેલી બંનેની કટાક્ષવાણીઓ તમારી રક્ષા કરો. ૩૮

वेणीबन्धकपर्दिनी सिततनुः श्रीखण्डपांशूत्करैः
केतक्येकदलेन्दुभृद्बिसलताव्यालोपवीतिन्यपि ।
प्राक्पाणिग्रहणाद्विनोदरभसा सख्याः पुरो लीलया
कुर्वाणानुकृतिं हरस्य दिशतु श्रेयांसि वः पार्वती ॥३९॥

મહાદેવ સાથે હજી લગ્ન થવાની વાર છે, છતાં પણ તેમની સાથે વિનોદ કરવાની રુચિવાળાં પાર્વતી પોતાની સખી આગળ સદાશિવનું અનુકરણ રમતથી કરી રહ્યાં છે, અર્થાત્ પોતાના મસ્તકની વેણીને જટા-રૂપે બાંધી રહ્યાં છે; ચંદનના ચૂર્ણના સમૂહથી મહા-દેવના શરીરની જેમ પોતાના શરીરને સફેદ બનાવી રહ્યાં છે, કેતકીના એક પત્રને ચંદ્રની કલારૂપે બનાવી પોતાના કેશપાશમાં ધારણ કરી રહ્યાં છે અને કમળના નાલ-દંડને સર્પની બનેલી જનોઈની જેમ છાતી પર ધારણ કરે છે; એ રીતે મહાદેવનું અનુકરણ કરતાં પાર્વતી તમારું કલ્યાણ કરો. ૩૯

यस्याङ्घ्रिद्वितयं नमन्ति विबुधाः स त्वेककः सर्ववित्
तं मृत्युञ्जयमामनन्ति मुनयः सोऽद्यापि यातिव्रतः ।
इत्याकर्ण्य कथां रहस्यपि यया पत्युर्विवाहात्पुरा
भङ्क्त्वाङ्गानि विजृम्भितं गिरिभुवो मोट्टायितं पातु वः ॥

મહાદેવ સાથે લગ્ન થતા પહેલાં પાર્વતી મહાદેવનાં

પ્રશંસાવચન સાંભળી રહ્યા છે કે, 'દેવો તે મહાદેવના બંને ચરણોમાં નમે છે, તે એકલા જ રહે છે, તે બધી બાબતના જાણકાર છે, મુનિઓ તેમને મૃત્યુંજયના નામે ઓળખે છે અને તેઓ હજી પણ યોગીઓના નિયમો પાળે છે' એ રીતે સાંભળીને મિલન પહેલા જ પાર્વતીને મિલનના ભાવો જાગે છે અર્થાત્ તે આળસ મરડી રહ્યા છે અને બગાસા ખાઈ રહ્યા છે, પાર્વતીનો તે મિલનભાવ તમારી રક્ષા કરો ૪૦

सध्या रागवती स्वभावकुटिला गङ्गा द्विजिह्व फणी
वक्राङ्गो मलिन शशी कपिमुखो नन्दी च मूर्खो भृप ।
इत्थ दुर्जनसंकटे पतिगृहे वस्तव्यमेतत्कथ
गौरीत्थ नृकपालपाणिकमला चिन्तान्विता पातु व ॥४१

પોતાના ઘરમાં બધા દુર્જનો જ ભેગા થતા છે એટલે ત્યાં મારે રહેવું શી રીતે, એમ વિચારી પાર્વતી પણ હાથમાં માણસની ખોપરી લઈને ચિંતાતુર બન્યા છે, જેમ કે 'સંધ્યા રંગવાળી છે, ગંગા સ્વભાવે જ વાંકી છે નાગ બે જીભવાળો (ચાડીખાઉ) છે, ચંદ્ર વાંકા અંગવાળો અને મલિન છે, નંદીગણ વાંદરાના જેવા મુખવાળો છે અને ભૃંગી-પોઠિયો મૂર્ખ છે—એ રીતે ચિંતા કરનારા પાર્વતી તમારી રક્ષા કરો ૪૧

भिक्षार्थी स क यात सुतनु बलिमखे ताण्डव
क्वाद्य भद्रे, मन्ये वृन्दावनान्ते क नु स मृगशिशु
नैव जाने वराहम् । बाले कच्चिन्न दृष्टो जरठवृष
पतिर्गोप एवास्य वेत्ता, लीलासलाप इत्थ जलनिधि
हिमवत्कन्ययोस्त्रायता व ॥४२॥

'હે પાર્વતી! તે ભિક્ષા માગનારા ક્યાં ગયા છે?' 'હે લક્ષ્મી! તે બલિરાજાના યજ્ઞમાં ગયા હશે' 'આજે તાંડવ નાચ ક્યાં થવાનો છે?' 'વૃંદાવનના કોઈક ખૂણામાં થશે એમ ધારું છું?' (શંકર હાથમાં મૃગના બચ્ચાને રાખે છે,) તે મૃગ-શિશુ ક્યાં છે?' 'મૃગ-શિશુ વરાહ ભગવાન ક્યાં છે, તેની મને ખબર નથી' 'બૂઢા બળદના ધણીને તમે જોયો કે?' તેને તો ગોવાળ જ જાણે ને!' એ રીતે પાર્વતી અને લક્ષ્મી જે વિનોદ-વાર્તાલાપ કરી રહ્યા છે તમારું રક્ષણ કરો'

दीप्तक्षुद्वेगयोगाद्दहनदलदलज्जिह्वालीढ-
ब्रह्माण्डक्षौद्रबिन्दुप्रबलतरभरज्जाठराग्निस्फुलिङ्गाम् ।
काली कङ्कालशेषामतुलगलचलन्मुण्डमालाकराला
गुञ्जासवाद्विनिर्मग्ननिजवसना नौमि पाशासिहस्ताम्॥

જે કાળી પ્રચંડ ભૂખનો વેગ વધી પડવાથી બ્રહ્માંડરૂપી મધના બિંદુઓને મુખમાં રહેલી લાંબી અને ચપળ જીભોથી ચાટી રહ્યા છે અને તેને કારણે જેના જઠરાગ્નિના તણખાઓ અનંત પ્રકાર બની રહ્યા છે, જે કાળીનું વિકરાળ શરીર કેવળ હાડપિંજરરૂપે જ અવશેષ રહેલ છે, વિશાળ ગળામાં મુંડમાળાઓ લટકવાથી જે ભયંકર લાગે છે, જેના ગાતા નેત્ર ચણોઠી જેવા છે, જેણે વસ્ત્રને બદલે ચામડું ધારણ કર્યું છે અને જેમના હાથમાં પાશ અને ખડ્ગ રહે છે એવા કાળીને હું નમું છું ૪૩

उद्वाहारोपिताक्षतनिजपदयो सङ्गतामिन्दुमौला-
वानम्रे या सुधांशोर्व्यधित किल कला तूर्णमेवान्नपूर्णाम् ।
भक्तानामक्षतानाममृतदृगनलोपाधित पक्वभावा
त्रानाधिरन्नपूर्णा प्रणतजनतते पूर्णतामातनोतु ॥४४॥

વિવાહના મંગલ પ્રસંગે પાર્વતીના ચરણોમાં ભીના અક્ષત ચઢાવ્યા હતા ત્યાર બાદ મહાદેવનું મિલન થતાં તેમણે નમ્રતાથી પોતાનું મસ્તક પાર્વતીના ચરણમાં મૂક્યું ત્યારે ચંદ્રકળામાં તે ચોખા ચોંટી જતાં તે ચંદ્ર પાત્ર અન્નથી પૂર્ણ બની ગયું હવે અમૃત અને લલાટના અગ્નિનો યોગ થતાં તે ચોખા રંધાઈ ગયા એ રીતે અન્નપૂર્ણા બનેલા મહાદેવી પોતાના ભક્ત જનોના સર્વ પ્રકારના પુરુષાર્થોને પૂર્ણ કરો ૪૪

जङ्घाकाण्डोरुनालो नखकिरणलसत्केसराली
कराल , प्रत्यग्रालक्तकाभाप्रसरकिसलयो मञ्जुमञ्जीर
भृङ्ग , भर्तुर्नृत्तानुकारे जयति निजतनुस्वच्छलावण्य
वापी, सभूताम्भोजशोभा विदधदभिनवो दण्डपादो
भवान्या ॥४५॥

નગરાજ મહાદેવના તાંડવનૃત્યનું જ્યારે પાર્વતી અનુકરણ કરી રહ્યા છે, ત્યારે તેમનું શરીર સ્વચ્છ-નિર્મળ વાવ જેવું લાગે છે અને દંડ જેવા આકારવાળા લાંબો પગ નવીન અભિનયથી ઊંચો કરેલો હોવાથી વાવમાં પ્રગટ થયેલ કમળની શોભાને ધારણ કરે છે, તેમની જાંઘ એ ચરણરૂપ કમળનો વિશાળ નાળદંડ છે નખના લાલ કિરણો તે એ કમળના કેસરોની લાંબી પંક્તિઓ છે, તાજો અળતો લગાવેલી પગની પાનીઓ એ કમળના લાલ પાંખડીઓ છે અને ભમરાઓના નાદ ઝાંઝરના ઝણકારરૂપે છે, તેવો તે પાર્વતીનો ચરણ વિજય પામે છે ૪૫

निद्राणे रुद्रवृन्दे सवितरि तरले वज्रिणि ध्वस्तवज्रे
जाताशङ्के शशाङ्के विरमति मरुति त्यक्तवैरे कुबेरे ।
वैकुण्ठे कुण्ठितास्त्रे महिषमतिरुष पौरुषोपघ्ननिघ्न
निर्विघ्न निघ्नती व शमयतु दुरित भूरिभावा भवानी॥

જ્યારે મહિષાસુર ખૂબ જ રોષમાં આવી ગયો, ત્યારે બધા દેવોના પુરુષાર્થને તે દૂર કરવા લાગ્યો અર્થાત્ રુદ્રોના ટાળાં ભાગવા લાગ્યાં, સૂર્ય પાતળો થઈ ગયો, ઇંદ્રનું વજ્ર તૂટી ગયું, ચંદ્ર ભયથી ઘેરાઈ ગયો. પવન શાંત થઈ ગયો, કુબેરે પોતાનું વૈર છોડી દીધું અને વિષ્ણુનું ચક્ર પણ કુંઠિત થઈ ગયું; તેવા વિકટ પ્રસંગે ભવાની મહાકાલીએ મહિષાસુરને નિર્વિઘ્ને હણી નાખ્યો; એવાં વિશાળ પ્રભાવવાળા તે મહાદેવી તમારાં પાપને શાંત કરો. ૪૬

वक्षःपीठे निरीक्ष्य स्फटिकमणिशिलामण्डल स्वच्छभासि, स्वच्छायां साभ्यसूया त्वमियमिति मुहुः सत्यमाश्वासितापि । वामे मे दक्षिणेऽस्या श्रवसि कुवलयं नाहमित्यालपन्ती, दत्ताश्लेषा सहासं मदनविजयिना पार्वती वः पुनातु ॥ ४७ ॥

મહાદેવ પાર્વતીને આલિંગન આપી રહ્યા છે તે વખતે મહાદેવનું વિશાળ વક્ષઃસ્થળ સ્ફટિક મણિની શિલાના મંડલ જેવું સ્વચ્છ કાંતિવાળું છે; તેમાં પાર્વતીનું પ્રતિબિંબ પડે છે; તે જોઈને 'આ તો કોઈ બીજી જ સ્ત્રી બેઠેલી છે' એવી શંકા જતાં પાર્વતીને ઈર્ષ્યા થાય છે. જ્યારે મહાદેવ તેમને આશ્વાસન આપતા સાચેસાચ કહે છે કે 'તે તો તમે જ છો.' ત્યારે પાર્વતી મદભરી વાણીવડે પૂછી રહ્યા છે કે, 'જો હું જ હોઉં તો મારા ડાબા કાનમાં કમળ છે ત્યારે તેના તો જમણા કાનમાં કમળ છે, એવો ફેરફાર શાથી?' તે સાંભળીને હાસ્ય કરતા મહાદેવ જેને ગાઢ આલિંગન આપી રહ્યા છે એવાં પાર્વતી તમને પવિત્ર કરો. ૪૭

रामार्चिताङ्घ्रिरभिरामाकृतिः कृतविरामा सुपर्वविपदां, कामार्तिहृत्सफलकामा निदेशरतकामादिनिर्जरवधूः । भामा हरस्य नुतभामा जपासदृशमा माननीयचरिता सा मामवत्वखिलसामादृतस्तुतिरसामतान्यमुक्तिसुखदा ॥ ४८ ॥

જેનાં ચરણ ગમે પૂજાય છે, જેની આકૃતિ મનોહર છે, જેમણે દેવોનાં કષ્ટોનો અંત આણ્યો છે, જેમણે કામપીડા હરી લીધી છે, જે ભક્તોની મનઃકામનાઓ સફળ કરે છે, જેમની આજ્ઞામાં કામદેવ વગેરે દેવોની સ્ત્રીઓ રહે છે, જેમને દૈત્યોને મારવા માટે ક્રોધ પેદા થયો છે, જેની કાંતિ જાસૂદના ફૂલ જેવી છે, જેનાં ચરિત સર્વને માન ઉપજાવે છે, સામના સઘળા મંત્રોથી જેની સ્તુતિ થાય છે, જે મુક્તિના અસામાન્ય સુખને આપનારાં છે, એવાં મહાદેવનાં પત્ની પાર્વતી મારું રક્ષણ કરો. ૪૮

वालीयुतश्रवणपालीयुगा ललितचूलीविराजिबकुला, केलीगतानुगमरालीकुला मधुरमालीभिरादृतकथा । नालीकहृत्कुसुमनालीकपाणिरिह कालीयशासिसहजा, तालीदलाभतनुमाली सदा भवतु काली शुभाय मम सा ॥ ४९ ॥

જેમની કાનોની બૂટીઓમાં સોનાની વાળીઓ છે, જેમના સુંદર કેશપાશમાં બોલસરી(બકુલ)ના પુષ્પોની માળા ગૂંથેલી છે, લીલા કરતી વખતે જેની પાછળ અનેક રાજહંસીઓ ફરી રહી છે, જેના વિહારની મધુર કથાઓ સરખી છે, જેના હાથમાં કામદેવ રમી રહ્યા છે, જે શ્રીકૃષ્ણના સગા બહેન થાય છે અને જેની કાળી કાયાની શોભા તાડીના પાન જેવી છે; એવા મહાકાળી પાર્વતી આ જગતમાં સદા મારું કલ્યાણ કરો

## કાર્તિકેય—ષણ્મુખ

विकसदमरनारीनेत्रनीलाब्जखण्डान्यधिवसति सदा यः संयमाधःकृतानि । न तु रुचिरकलापे वर्तते यो मयूरे, वितरतु स कुमारो ब्रह्मचर्यश्रियं वः ॥१॥

કાર્તિકસ્વામી સુંદર કળા કરેલા મોર પર બેસે છે એમ નથી, પણ ખરેખર તો તેઓ સદા અપ્સરાઓના વિકસેલા નેત્રરૂપી નીલકમળો પર બેસે છે. અને એ નેત્રકમળો સંયમને કારણે નીચા નમેલા છે; અર્થાત અપ્સરાઓ તેમને લાલચથી જુએ છે, છતાં કાર્તિકસ્વામીના સંયમને કારણે તેમનામાં આસક્ત નથી; એવા કુમાર કાર્તિકેય તમને બ્રહ્મચર્યની સંપત્તિ આપો. ૧

अर्चिष्मन्ति विदार्य वक्त्रकुहराण्यासृक्कतो वासुकेरङ्गुल्या विषकर्बुरान्गणयतः संस्पृश्य दन्ताङ्कुरान् । एकं त्रीणि च सप्त पञ्च षडिति प्रध्वस्तसंख्याक्रमा वाचः क्रौञ्चरिपोः शिशुत्वविकलाः श्रेयांसि पुष्णन्तु वः ॥ २ ॥

મહાદેવના શરીર પર રહેલ વાસુકિ નાગનાં જ્વાળાઓવાળા મુખોરૂપી ગુફાઓને ગલોફા સુધી ઉઘાડીને કાર્તિકેય સ્વામી ઝેરથી કાબરચીતરા દાંતોને આંગળી અડકાડી અડકાડીને ગણી રહ્યા છે; પરંતુ બાલપણાને લીધે સંખ્યાનો ક્રમ આવડતો નથી એટલે એક, ત્રણ, સાત, પાંચ, છ એમ ગણે છે, તેવા કાર્તિકેય સ્વામીની બાલ્યાવસ્થાની અશુદ્ધ વાણી તમારા કલ્યાણમય કાર્યોને પોષણ આપો. ૨

## હરિ અને હર

जाह्नवी मूर्ध्नि पादे वा कालः कण्ठे वपुष्यथ।
कामारिं कामतातं वा कंचिद्देवं भजामहे ॥१॥

અમે કોઈ એક એવા દેવને ભજીએ છીએ કે જેના એક(હરિ)ના ચરણમાં અને બીજા(હર)ના મસ્તકમાં ગંગાજી રહે છે; જે એકના શરીરે અને બીજાના ગળે કાલિમા રહે છે, તેમ જ એક કામદેવ(પ્રદ્યુમ્ન)ના પિતા છે અને બીજા કામદેવના શત્રુ છે. ૧

अबलाढ्यविग्रहश्रीरमर्त्यनतिरक्षमालयोपेतः।
पञ्चक्रमोदितमुखः पायात्परमेश्वरो मुहुरनादिः ॥२॥

જેના શરીરની મૂર્તિ અબલાના યોગથી (હર) શોભે છે કે બલના યોગથી (હરિ) શોભે છે; અમરો–દેવો કે મર્ત્ય–માનવો જેને નમે છે; જેના ગળે અક્ષની માલા છે કે જે ક્ષમા–પૃથ્વી પર નિવાસ કરે છે; જેમને પાંચ–ક્રમથી મુખ છે કે જે ચક્રથી રાજી થતા મુખવાળા છે; એવા જે પરમેશ્વર અને આદિ અક્ષર વિનાના દેવ પરમેશ્વર વારંવાર રક્ષણ કરો. ૨

गवीशपत्रो नगजार्तिहारी कुमारतातः शशिखण्डमौलिः। लङ्केशसंपूजितपादपद्मः पायादनादिः परमेश्वरो वः ॥ ३ ॥

જેનું વાહન ગવીશ–વૃષભ છે કે વીશ–ગરુડ છે, જે નગજા–પાર્વતીની કે ગજ–ગજેંદ્રની પીડાને હર છે; જે કુમાર–કાર્તિકેય કે માર–કામદેવના પિતા છે, જેના મસ્તકે શશિખંડ-ચંદ્રની કલા કે શિખંડ–મોરપિચ્છ રહે છે; જેના ચરણકમળનું પૂજન લંકેશ–રાવણે અથવા કેશ–બ્રહ્મા અને મહાદેવે કર્યું છે; એ રીતે આદિ વર્ણવાળા મહાદેવ અને આદિ વર્ણ વિનાના વિષ્ણુ ભગવાન તમારું રક્ષણ કરો. ૩

स्फटिकमरकतश्रीहारिणोः प्रीतियोगात्तदवतु वपुरेकं कामकंसद्विपोर्वः। भवती गिरिसुतायाः सार्धमम्भोधिपुत्र्यासदृशमहसि कण्ठे यत्र सीमाविवादः ॥

એકના દેહની મનોહર કાંતિ સ્ફટિક જેવી સ્વચ્છ છે અને બીજાની નીલમણિ જેવી શ્યામ છે; જે એક કામદેવના અને બીજા કંસના શત્રુ છે; એવા મહાદેવ અને વિષ્ણુના બન્ને દેહ પરસ્પર સ્નેહને કારણે એક બની ગયા છે; તે વખતે પાર્વતી અને લક્ષ્મીને શરીરના બીજા ભાગમાં વિવાદ થતો નથી; પરંતુ બંનેના કંઠ શ્યામ હોવાથી સીમાડાની બાબતમાં વાંધો ઊઠે છે; એવા તે બંનેનું એક શરીર તમારું રક્ષણ કરો. ૪

संप्राप्तं मकरध्वजेन मथनं त्वत्तो मदर्थे पुरा
तद्युक्तं बहुमार्गगां मम पुरो निर्लज्ज वोढुस्तव।
तामेवानुनयस्वभावकुटिलां हे कृष्णकण्ठग्रहं
मुञ्चेत्याह रुषा यमद्रितनया लक्ष्मीश्च पायात्स वः ॥५॥

'હે નિર્લજ્જ! પહેલાં મને મેળવવા માટે જ તમે મકરધ્વજ(કામદેવ કે સમુદ્ર)નું મથન કર્યું હતું; હવે મારી નજર સામે જ અનેક માર્ગે જનારી (ગંગા કે કુબ્જા)ને સ્વીકારો છો, તે તમને યોગ્ય લાગે છે? હે કૃષ્ણ–નીલકંઠ! (આ) ગ્રહ છોડી દો! કે હે કૃષ્ણ! કંઠગ્રહ–ગળે વળગવાનું છોડી દો અને તે સ્વભાવે કુટિલ (ગંગા કે કુબ્જા)ને મનાવી લો. એ રીતે પાર્વતી કે લક્ષ્મીજી જે દેવને ક્રોધથી કહી રહ્યાં છે, તે દેવ તમારું રક્ષણ કરો. ૫

यौ तौ शङ्खकपालभूषितकरौ मालास्थिमालाधरौ
देवौ द्वारवतीश्मशाननिलयौ नागारिगोवाहनौ।
द्वित्र्यक्षौ बलिदक्षयज्ञमथनौ श्रीशैलजावल्लभौ
पापं वो हरतां सदा हरिहरौ श्रीवत्सगङ्गाधरौ ॥६॥

એકના હાથમાં શંખ, તો બીજાના હાથમાં ખપ્પર શોભે છે; એકના ગળામાં વનમાળા, તો બીજાના ગળામાં હાડકાંની માળા છે; એક દ્વારકામાં, તો બીજા સ્મશાનમાં રહે છે; એકનું વાહન ગરુડ, તો બીજાનું પોઠિયો છે; એકને બે આંખો, તો બીજાને ત્રણ આંખો છે; એકે બલિરાજાના, તો બીજાએ દક્ષના યજ્ઞનો ધ્વંસ કર્યો; એકને લક્ષ્મી, તો બીજાને પાર્વતી પ્રિય છે; એક છાતીમાં શ્રીવત્સ(લક્ષ્મીના ચિહ્ન)ને, તો બીજા મસ્તકમાં ગંગાને ધારણ કરે છે; એવા હરિ અને હર તમારાં પાપો સદા હરી લો. ૬

लोले ब्रूहि कपालिकामिनि पिता कस्ते पतिः पाथसां
कः प्रत्येति जलादपत्यजननं प्रत्येति यः प्रस्तरात्।
इत्थं पर्वतसिन्धुराजसुतयोराकर्ण्यवाक्चातुरीं
संस्मेरस्य हरेर्हरस्य च मुदो निघ्नन्तु विघ्नं तु वः ॥७॥

'કેમ છો, ચપલા?' 'હા, બોલો, ખપ્પર ધરનારનાં પત્ની!' 'તમારા પિતા કોણ છે?' 'મારા પિતા સમુદ્ર છે.' 'જળથી સંતાન પેદા થાય, એ વાત કોણ માને?' 'પથ્થરથી સંતાન થાય, એ વાત જે માને, તે આ વાત પણ માને!' એ રીતે પાર્વતી અને લક્ષ્મીની બોલવાની ચાતુરી સાંભળીને મંદહાસ્ય કરતા મહાદેવ અને વિષ્ણુની આનંદભરી પ્રીતિ તમારાં વિઘ્ન દૂર કરો.

यस्मादासीत्कुमारः कुवलयदलवल्लीलयोवाह गङ्गां
वामा यस्याङ्गसङ्ग विहितजनचयो यो गरीशध्वजोऽपि।

लङ्केशाद्येकनाथो हिमकररुचिभृद् भूविशेषाश्रमोऽसौ
वर्णस्याद्यस्य लोपादपहरतु हरिः पातकं वः स्मरारिः ॥८

જે એકનો પુત્ર કુમાર-કાર્તિકેય છે ત્યારે બીજાનો કુમાર-પ્રદ્યુમ્ન છે, જે એકે કમલપત્રની જેમ લીલાથી ગંગાને ધારણ કરી છે, ત્યારે બીજાએ કમલદલની જેમ લીલાથી જ ગા-પૃથ્વીને ધારણ કરી છે; જેનાં અંગમા વામા-પાર્વતી છે, ત્યારે બીજાના' અંગમાં મા-લક્ષ્મી છે; જેણે પોતાના વિશાળ અંગમાં સર્વ જનોને પિહિત-ઢાંકી દીધાં છે, ત્યારે બીજા સર્વ જનોનું હિત કરી રહ્યા છે; જેનું વાહન ગવીશ-પોઠિયો છે, ત્યારે બીજાનુ વાહન વીશ-ગરુડ છે. જે લંકેશ-રાવણ વગેરેનો મુખ્ય સ્વામી છે, ત્યારે બીજા કેશ-બ્રહ્મા, મહાદેવ વગેરેના સ્વામી છે; જેની કાંતિ હિમકર-ચંદ્ર જેવી સફેદ છે, ત્યારે બીજાની મકર-મગર જેવી શ્યામ છે; જે ભુવિશેષ-કૈલાસમાં નિવાસ કરે છે, ત્યારે બીજા વિશેષ-સમુદ્રમાંથી ઊપસી આવેલ દ્વારકામાં નિવાસ કરે છે; એ રીતે આદિ વર્ણવાળા મહાદેવ તથા આદિ વર્ણ વિનાના વિષ્ણુ તમારું રક્ષણ કરો. ૮

## ત્રિમૂર્તિ

नमस्त्रिमूर्तये तुभ्यं प्राक्सृष्टेः केवलात्मने ।
गुणत्रयविभागाय पश्चाद्भेदमुपेयुषे ॥ १ ॥

સૃષ્ટિના સર્જન પહેલાં જે એક સ્વરૂપે રહેલા છે; ત્યાર બાદ ત્રણ ગુણના વિભાગ સ્વરૂપે ત્રણ ભેદ ધારણ કરે છે; એવા ત્રિમૂર્તિ ધારણ કરનાર ભગવાનને નમસ્કાર.

नमो विश्वसृजे पूर्वं विश्वं तदनु बिभ्रते ।
अथ विश्वस्य संहर्त्रे तुभ्यं त्रेधास्थितात्मने ॥ २ ॥

પહેલા વિશ્વનું સર્જન કરનાર, તે પછી વિશ્વનું પાલન-પોષણ કરનાર અને છેવટે વિશ્વનો સંહાર કરનાર એ રીતે ત્રણ સ્વરૂપોમા રહેલા આપને નમસ્કાર છે.

रजोजुषे जन्मनि सत्त्ववृत्तये स्थितौ प्रजानां प्रलये तमःस्पृशे । अजाय सर्गस्थितिनाशहेतवे त्रयीमयाय त्रिगुणात्मने नमः ॥ ३ ॥

પ્રજાઓના જન્મ માટે રજોગુણ ધારણ કરનાર, તે પ્રજાઓના રક્ષણ માટે સત્ત્વગુણ ધારણ કરનાર અને સર્વ પ્રજાજનોનો પ્રલય કરવામાં તમોગુણ ધારણ કરનાર એવા અજસ્વરૂપ હોવા છતાં સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયના કારણરૂપ બનનાર ત્રણ વેદસ્વરૂપ અને ત્રણ ગુણસ્વરૂપ એવા ભગવાનને નમસ્કાર ૩

श्यामश्वेतारुणाङ्गा जलधरणिधरोत्फुल्लपङ्केरुहस्था
मोमासावित्र्युपेता रथचरणपिनाकोग्रहुंकारशस्त्राः ।
देवा द्वित्र्यष्टनेत्रा जगदवनसमुच्छेदनोत्पत्तिदक्षाः
प्रीता वः पान्तु नित्यं हरिहरविधयस्तार्क्ष्यगोहंसपत्राः ॥

એક દેવનું શરીર શ્યામ, બીજાનું શ્વેત અને ત્રીજાનું લાલ છે; એક સમુદ્રમાં, બીજા કૈલાસમાં અને ત્રીજા કમળમાં નિવાસ કરે છે; એકનાં લક્ષ્મી, બીજાનાં પાર્વતી અને ત્રીજાનાં સાવિત્રી પત્નીઓ છે; એકનાં ચક્ર, બીજાનાં પિનાક ધનુષ્ય અને ત્રીજાનાં હુંકાર હથિયાર છે; એકને બે આંખ, બીજાને ત્રણ અને ત્રીજાને આઠ આંખો છે; એક જગતના રક્ષણ, બીજા સંહાર અને ત્રીજા સર્જન કાર્યમાં કુશળ છે; એકનું ગરુડ, બીજાનું પોઠિયો અને ત્રીજાનું હંસ વાહન છે; એવા વિષ્ણુ, મહાદેવ અને બ્રહ્મા એ ત્રણ દેવો તમારું રક્ષણ કરો. ૪

## વિષ્ણુ

आदिमध्यान्तरहितं दशाहीनं पुरातनम् ।
अद्वितीयमहं वन्दे मद्वस्त्रसदृशं हरिम् ॥ १ ॥

એક યાચક કવિ રાજાને જણાવે છે કે ભગવાન વિષ્ણુને આદિ, મધ્ય અને અંત નથી. તેવી રીતે મારું વસ્ત્ર પણ આદિ, મધ્ય અને અંતથી રહિત છે (અર્થાત્ બંને છેડાઓથી અને વચ્ચેથી ફાટી ગયેલું છે). ભગવાન વિષ્ણુ કોઈ પણ પ્રકારની દશા-અવસ્થાથી હીન-રહિત છે. મારું વસ્ત્ર પણ હીન દશાને પામેલું ચીંથરા જેવું થઈ ગયેલું છે. ભગવાન વિષ્ણુ પુરાતન છે. મારુ વસ્ત્ર પણ પુરાતન-પુરાણું-ખૂબ જૂનું થઈ ગયેલું છે. ભગવાન વિષ્ણુ અદ્વિતીય-કેવળ એક જ તત્ત્વરૂપ છે. મારું વસ્ત્ર પણ કેવળ એક જ છે (મારી પાસે આવું એક જ ફાટી ગયેલું વસ્ત્ર છે.) આવા મારા વસ્ત્ર જેવા ભગવાન વિષ્ણુને હું વંદન કરું છું. ૧

जयति स भगवान्कृष्णः शेते यः शेषभोगशय्यायाम् ।
मध्येपयः पयोधेरपर इवाम्भोनिधिः कृष्णः ॥ २ ॥

જે વિષ્ણુ ભગવાન શેષનારાયણની શરીરરૂપી શય્યા પર સૂતેલા છે, તે જાણે કે ક્ષીરસાગરની વચમા બીજા સમુદ્ર જેવા લાગે છે તે વિષ્ણુ ભગવાન વિજય પામો. ૨

अतिविपुलं कुचयुगलं रहसि करैरामृशन्मुहुर्लक्ष्म्याः ।
तदपहृतं निजहृदयं जयति हरिर्मृगयमाण इव ॥ ३ ॥

એકાંતમાં લક્ષ્મીના અત્યંત વિશાળ એવા સ્તનોના અગ્રભાગનું વિષ્ણુ મર્દન કરી રહ્યા છે; તેથી જાણે કે સ્તનોએ પોતાનું હૃદય હરી લીધું છે; તેને શોધવા લાગેલા વિષ્ણુ ભગવાન વિજય પામો. ૩

जयति स नाभिर्जगतां स्वनाभिरन्ध्रोद्भवज्जगद्बीजः ।
दामोदरो निजोदरगह्वरनिर्विष्टजगदण्डः ॥४॥

પોતાની નાભિના છિદ્રમાંથી જગતનાં બીજરૂપ કમળ ઉત્પન્ન થાય છે અને પોતાના પેટની ઊંડી ગુફાઓમાં જગતોરૂપી અનેક અંડ રહેલાં છે; એવા દામોદર—વિષ્ણુ ભગવાન વિજય પામો કે જે જગતના મૂળ પુરુષ છે. ૪

श्रीकरपिहितं चक्षुः सुखयतु वः पुण्डरीकनयनस्य ।
जघनमवेक्षितुमागतमब्जनिभं नाभिसुषिरेण ॥५॥

કમળ જેવા નેત્રવાળા વિષ્ણુ ભગવાનનું નેત્ર લક્ષ્મીના જઘનને જોવા માટે નાભિના છિદ્ર દ્વારા કમળનું રૂપ ધારણ કરીને જઈ પહોંચ્યું છે, તેને લક્ષ્મીએ પોતાના હાથથી ઢાંકી દીધું છે, તે નેત્ર તમને સુખ આપો. ૫

श्यामं श्रीकुचकुङ्कुमपिञ्जरितमुरो मुरद्विपो जयति।
दिनमुखनभ इव कौस्तुभविभाकरो यद्विभूषयति ॥

જેમ પ્રભાતકાળે આકાશને સૂર્ય શોભાવે છે, તેમ કૌસ્તુભમણિ જેની છાતીને શોભાવે છે; એવી વિષ્ણુ ભગવાનની છાતી લક્ષ્મીના સ્તન પર રહેલ કેસર લાગવાથી લાલ બનેલ છે, તે વિષ્ણુ ભગવાનની શ્યામ-લાલ છાતી વિજય પામો. ૬

प्रतिबिम्बितप्रियातनु सकौस्तुभं जयति मधुभिदो वक्षः।
पुरुषायितमभ्यस्यति लक्ष्मीर्यद्वीक्ष्य मुकुरमिव ॥७॥

જેમાં કૌસ્તુભમણિ છે, એવા વિષ્ણુ ભગવાનની છાતીમાં લક્ષ્મીનું શરીર પ્રતિબિંબિત થાય છે; જે છાતીને દર્પણની જેમ જોઈને લક્ષ્મીજી પોતે પુરુષના જેવા વિહારસુખનો અનુભવ કરે છે, તે છાતી વિજય પામો. ૭

केलिचलाङ्गुलिलम्भितलक्ष्मीनाभिर्मुरद्विषश्चरणः ।
स जयति येन कृता श्रीरनुरूपा पद्मनाभस्य ॥८॥

રમણક્રીડા કરતી વખતે લક્ષ્મીની નાભિને ચંચળ આંગળીઓવાળો વિષ્ણુ ભગવાનનો ચરણ સ્પર્શ કરે છે; તેથી નાભિમાં કમળવાળા વિષ્ણુ ભગવાનની જેમ લક્ષ્મીજી પણ નાભિમાં ચરણરૂપી કમળવાળાં બનીને ભગવાન જેવાં બને છે, તે ચરણ વિજય પામો. ૮

रोमावली मुरारेः श्रीवत्सनिवेशिताग्रभागा वः ।
उन्नालनाभिनलिनच्छायेवोत्तापमपहरतु ॥९॥

જેના ઉપરના ભાગે શ્રીવત્સ (લક્ષ્મીનું ચિહ્ન) ગોઠવાયેલું છે, તે વિષ્ણુ ભગવાનની રોમાવલી જાણે કે નાભિમાંથી ઊંચા નીકળેલા કમળની છાયા હોય એવી લાગે છે, તે તમારા સંતાપને દૂર કરો. ૯

कमलाकुचकनकाचलजलधरमाभीरसुन्दरीमदनम् ।
अधिगतशेषफणावलिकमलवनभृंगमच्युतं वन्दे ॥१०

જે લક્ષ્મીના કુચરૂપી સુવર્ણ પર્વત પર મેઘ સમાન લાગે છે, જે ગોપીજનોને કામદેવરૂપ લાગે છે અને જે શેષનાગની વિશાળ ફણાઓની હારરૂપી કમલવન પર ભ્રમર જેવા લાગે છે, તે વિષ્ણુ ભગવાનને હું પ્રણામ કરું છું. ૧૦

जीयादम्बुधितनयाधररसमास्वादयन्मुरारिरयम् ।
अम्बुधिमथनक्लेशं कलयन्विफलं च सफलं च ॥११॥

જ્યારે વિષ્ણુ ભગવાન સમુદ્રનાં પુત્રી લક્ષ્મીજીના અધરરસનું પાન કરી રહ્યા છે, ત્યારે (તે અધરામૃત આગળ અમૃતરસ તુચ્છ છે તેથી) અમૃત મેળવવા સમુદ્રમંથન કર્યું, તે પરિશ્રમને વ્યર્થ માને છે અને (સમુદ્રમંથનથી જે લક્ષ્મીજી પ્રાપ્ત થયાં છે તેથી) સફળ પણ માને છે; તે ભગવાન મુરારિ વિજય પામો. ૧૧

श्रीधाम्नि दुग्धोदधिपुण्डरीकेयञ्चञ्चरीकद्युति-
मातनोति । नीलोत्पलश्यामलदेहकान्तिः, स वोऽस्तु
भूत्यै भगवान्मुकुन्दः ॥१२॥

વિષ્ણુ ભગવાનની પોતાના શરીરની કાંતિ નીલકમળ જેવી શ્યામ છે અને જેમાં લક્ષ્મી નિવાસ કરે છે, તે ક્ષીરસાગરની શોભા સ્વચ્છ કમળ જેવી સફેદ છે; તેથી પોતે તે કમળના ભમરા જેવી કાંતિને ધારણ કરે છે; તે ભગવાન મુકુંદ તમને સંપત્તિ આપો. ૧૨

वक्षःस्थली रक्षतु सा जगन्ति जगत्प्रसूतेर्गरुड-
ध्वजस्य । श्रियोऽङ्गरागेण विभाव्यते या सौभाग्यहेम्नः
कषपट्टिकेव ॥१३॥

જગતનાં સર્જન કરનાર વિષ્ણુ ભગવાનની છાતી સર્વ જગતનું રક્ષણ કરો. જે છાતી હરિચંદનના લેપથી જાણે લક્ષ્મીના સૌભાગ્યરૂપી સુવર્ણની કસોટી હોય એવી લાગે છે. ૧૩

वृन्दारका यस्य भवन्ति भृङ्गा, मन्दाकिनी
यन्मकरन्दबिन्दुः । तवारविन्दाक्ष पदारविन्दं, वन्दे
चतुर्वर्गचतुष्पथं तत् ॥१४॥

હે કમળ સમાન નેત્રવાળા વિષ્ણુ ભગવાન! જેમ નગરને ચાર માર્ગનાં ચૌટાં હોય એ રીતે તમારાં ચરણ-કમળ ચાર પુરુષાર્થના ચૌટારૂપે છે; જેમાં દેવોરૂપી ભમરાઓ છે અને ગંગાજીરૂપી મકરંદ(રસ)નાં બિંદુ છે; તેને હું પ્રણામ કરું છું. ૧૪

जयत्युपेन्द्रः स चकार दूरतो, विभित्सया यः क्षणलब्धलक्ष्यया । दृशैव कोपारुणया रिपोरुरः, स्वयं भयाद्भिन्नमिवास्रपाटलम् ॥१५॥

હિરણ્યકશિપુની છાતી ભેદી નાખવાની ઇચ્છાથી નૃસિંહ ભગવાનની આંખ લાલ બની અને તે લાલ નજર શત્રુની છાતી પર ઘડીભર પડવાથી જાણે કે છાતી આપોઆપ ભેદાઈ ગઈ હોય તેવી લાલ બની; તેવી નજરવાળા નૃસિંહસ્વરૂપ વિષ્ણુ ભગવાન વિજય પામે છે. ૧૫

पद्मापयोधरतटीपरिरम्भलग्नकाश्मीरमुद्रितमुरो मधुसूदनस्य । व्यक्तानुरागमिव खेलदनङ्गखेदस्वेदाम्बुपूरमनुपूरयतु प्रियं वः ॥१६॥

મધુસૂદન વિષ્ણુ ભગવાનની છાતીએ લક્ષ્મીના સ્તનતટનું આલિંગન થવાથી કેસરની છાપ લાગેલી છે, તે લાલ છાપ જાણે કે હૃદયના ભાવને પ્રગટ કરી રહી છે; જે ભાવ રમણક્રીડાના પરિશ્રમથી તે લાલ છાતી પર પસીનાનાં પૂરરૂપે વહી રહ્યો છે, તે વિષ્ણુ ભગવાનની છાતી તમારા મનોરથોને પૂરા કરો. ૧૬

श्रेयः सदा दिशतु सालसपक्ष्मपाते, निद्रायिते अपि दृशौ भृशमुन्नमय्य । संवाह्यमानचरणाम्बुजजात हर्षो, लक्ष्मीमुखेक्षणपरः परमेश्वरो वः ॥ १७॥

જ્યારે લક્ષ્મીજી પોતાના કરકમળથી ભગવાનની પગચંપી કરી રહ્યા છે, ત્યારે હર્ષિત થયેલા ભગવાનને નિદ્રા આવી રહી છે; તેથી તેમની પાંપણોમાં આળસ ભરાયું છે, છતા પણ લક્ષ્મીજીના મુખને જોવાની લાલસા રહેલી છે, તેથી બંને આંખોને ઘણી ઊંચી કરી રહ્યા છે; તેવા વિષ્ણુ ભગવાન સદા તમારું કલ્યાણ કરો. ૧૭

सकलभुवनबन्धोर्वैरमिन्दोः सरोजैरनुचितमिति मत्वा यः स्वपादारविन्दम् । घटयितुमिव मायी योजयत्याननेन्दौ, वटदलपुटशायी मङ्गलं वः कृपीष्ट ॥

વડના પાંદડાના પડિયામાં પોઢી જનાર તે માયાવી મુકુંદ ભગવાન, જાણે કે સર્વ જગતની સાથે મિત્રતા રાખનાર ચંદ્ર સાથે કમળનું વેર હોય, તે યોગ્ય નથી એમ વિચારીને પોતાના ચરણકમળને પોતાના મુખરૂપી ચંદ્રમાં જોડી રહ્યા છે; તે મુકુંદ ભગવાન તમારું મંગલ કરો. ૧૮

विरमति महाकल्पे नाभिपथैकनिकेतनस्त्रिभुवन पुरः शिल्पी यस्य प्रतिक्षणमात्मभूः । किमधिकरणा कीदृक्कस्य व्यवस्थितिरित्यसावुदरमविशद्द्रष्टुं तस्मै जगन्निधये नमः ॥ १९॥

જ્યારે મહાપ્રલયની સમાપ્તિ થઈ, ત્યારે જેનું સ્થાન એક ફક્ત વિષ્ણુ ભગવાનનાં નાભિના માર્ગમાં રહેલું છે અને જે ત્રણેય ભુવનોના કારીગર છે એવા સ્વયંભૂ બ્રહ્મા જાણે કે ક્ષણે ક્ષણે કયા ત્રૈલોક્યની, કયા આધારમાં કેવા પ્રકારની વ્યવસ્થા થાય છે એ જોવાને ઇચ્છતા હોય એ રીતે વિષ્ણુના ઉદરમાં પ્રવેશ કરતા હતા; એવાં અનેક બ્રહ્માંડોને નિવાસ આપનાર વિષ્ણુ ભગવાનને પ્રણામ હો. ૧૯

लक्ष्मीपाणिद्वयविरचितं मूलमूर्धश्रुतीनां व्यक्तं वन्दे चरणकमलद्वन्द्वमाद्यस्य पुंसः । यत्रैकस्य व्यधित बलिना पाद्यतोयैर्वितीर्णै–रार्द्रस्यैव प्रणतितरलः क्षालनं पद्मयोनिः ॥ २०॥

લક્ષ્મીજી પોતાના હાથથી જેની પગચંપી કરી રહ્યાં છે અને જે શ્રુતિઓના મૂળ મસ્તકરૂપે રહેલ છે એવા આદિપુરુષ વિષ્ણુ ભગવાનના ચરણોને હાથ જોડીને સ્પષ્ટ રીતે હું નમસ્કાર કરું છું, જે ચરણોમાંનો એક ચરણ બલિરાજાએ અર્પણ કરેલ પાદ્યના જળથી ભીનો હતો; તે જ સમયે પ્રણામ કરવાને ઉતાવળા થયેલા બ્રહ્માએ બીજા ચરણને કમંડળુના જળથી ધોયો હતો. ૨૦

अनादृतचमूपतिप्रहितहस्तमस्वीकृतप्रणीत
मणिपादुकं किमिति विस्मितान्तःपुरम् ।
अवाहनपरिष्क्रियं पतगराजमारोहतः
करिप्रवरबृंहिते भगवतस्त्वरायै नमः ॥ २१॥

જ્યારે ગજેંદ્રે આર્તનાદ કર્યો, ત્યારે તેની સહાયે જવાને ભગવાને એટલી બધી ઉતાવળ કરી કે સહાય માટે સેનાપતિએ લાંબો હાથ કર્યો, તેને ગણકાર્યો નહિ; સેવકો મણિમય પાદુકાઓ લાવ્યા, તે સ્વીકારી નહિ; અંતઃપુરની રાણીઓને પણ વિસ્મય થયું કે, 'એવું તે શું કામ આવી પડ્યું હશે ?' તેમ જ કોઈ જાતનું આસન (પલાણ) વગેરે સજ્યા વિના જ ગરુડની પીઠ પર બેસી ગયા; એવા વિષ્ણુ ભગવાનની ઉતાવળને નમસ્કાર કરીએ છીએ. ૨૧

दृक्पातः कमलासनेऽस्तु भवतु ज्ञानं मनाग्मारुते श्रीकण्ठोऽयमितः सुरानिति नतांस्तार्क्ष्येण विज्ञापितः । प्रेयस्याः क तदासनं क च रुतं कण्ठः क चेत्युल्लसल्लक्ष्म्यावासितमानसो विजयते सुप्तप्रबुद्धो हरिः ॥२२

જ્યારે વિષ્ણુ ભગવાન નિદ્રામાંથી જાગ્યા, ત્યારે તેમના મનમા લક્ષ્મીજીના વિલાસોના સંસ્કારો હતા

એટલે પ્રણામ કરતા દેવો તરફ ધ્યાન દેવા ગરુડજીએ જણાવ્યું કે, 'કમલાસન (બ્રહ્મા) ઉપર નજર કરો, મારુત (વાયુ) ઉપર જરાક ધ્યાન આપો અને આ શ્રીકંઠ (મહાદેવ) ઊભા છે.' ત્યારે વિષ્ણુ ભગવાન પૂછવા લાગ્યા કે, 'કમલાનું આસન કયાં છે?' 'મા-રુત—કમલાની વાણી શું કહે છે? 'શ્રી-કંઠ-લક્ષ્મીનો કંઠ કયાં છે?' તેવા વિલાસપ્રિય વિષ્ણુ ભગવાન વિજય પામે છે. ૨૨

निर्मग्नेन मयाम्भसि स्मरभरादालि समालिङ्गिता
केनालीकमिदं तवाद्य कथितं राधे मुधा ताम्यसि।
इत्युत्स्वप्नपरम्परासु शयने श्रुत्वा वचः शार्ङ्गिणः
सव्याजं शिथिलीकृतः कमलया कण्ठग्रहः पातु वः॥२३

વૈકુંઠલોકમાં બિરાજમાન વિષ્ણુ ભગવાન પોતે કરેલી કૃષ્ણલીલાઓ ભૂલ્યા નહોતા; એટલે એક વખતે સ્વપ્નમાં કહેવા લાગ્યા કે, 'હે રાધા! કામદેવના ભારથી જળમાં ડૂબકી મારીને મેં સખીને આલિંગન આપ્યું, એવી ખોટી વાત તમારી પાસે કોણે કહી? મેં એવું કશું કર્યું નથી. તમે નકામાં ખેદ પામો છો' એ સાંભળીને લક્ષ્મીજીને ખોટું લાગ્યું એટલે કાંઈક બહાનું કાઢીને પોતાને શયન વખતે આપેલું આલિંગન લક્ષ્મીજીએ ઢીલું કર્યું; તે ઢીલું આલિંગન તમારું રક્ષણ કરો. ૨૩

यं शैवाः समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिनो
बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्तेति नैयायिकाः।
अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मीमांसकाः
सोऽयं वो विदधातु वाञ्छितफलं त्रैलोक्यनाथो हरिः॥

જેની 'શિવ' માનીને શૈવ (શિવ ભક્તો) ઉપાસના કરે છે, 'બ્રહ્મ' માનીને બૌદ્ધ લોકો ઉપાસના કરે છે, કર્તા માનીને પ્રમાણની ચાતુરીવાળા નૈયાયિકો જેનું ધ્યાન ધરે છે, 'અર્હત્' માનીને જૈન લોકો જેની પૂજા કરે છે અને 'કર્મ' માનીને મીમાંસકો જેની ઉપાસના કરે છે, જે ત્રણેય લોકના નાથ છે, એવા વિષ્ણુ ભગવાન તમારી ઇચ્છાનુસાર ફળ આપો. ૨૪

येनोत्थाप्य समूलमन्दरगिरिश्छत्रीकृतो गोकुले
राहुर्येन महाबलोऽसुररिपुः कायार्धशेषीकृतः।
कृत्वा त्रीणि पदानि येन वसुधा बद्धो बलिर्लीलया
सोऽयं पातु युगे युगे युगपतिस्त्रिलोक्यनाथो हरिः॥२५

જેણે કૃષ્ણ-અવતારમાં ગોકુલમાં મૂળ સહિત ગોવર્ધન પર્વત ઉપાડ્યો અને છત્રરૂપ બનાવ્યો; સમુદ્ર-મંથન વખતે અજિત અવતાર લઈને રાહુ નામના દૈત્યને ધડ વિનાનો કરી નાખ્યો અને વામન અવતારમાં પૃથ્વીને ત્રણ પગલાંમાં માપીને બલિરાજાને બાંધ્યો; તેવા ત્રણ લોકના નાથ અને યુગોના પતિ વિષ્ણુ ભગવાન પ્રત્યેક યુગમાં રક્ષણ કરો. ૨૫

मुग्धे मुञ्च विषादमत्र बलभित्कम्पो गुरुस्त्यज्यतां
सद्भावं भज पुण्डरीकनयने मान्यानिमान्मानय।
इत्थं शिक्षयतः स्वयंवरविधौ धन्वन्तरेर्वाक्छला-
दन्यत्र प्रतिषेधमात्मनि विधिं शृण्वन्हरिः पातु वः॥

ધન્વંતરિ (વિષ્ણુ ભગવાન) લક્ષ્મીજીના સ્વયંવરમાં છળભરેલી શિખામણ આપતાં બીજા દેવોનો નિષેધ કરે છે અને પોતાના વિષ્ણુ સ્વરૂપનો વિધિ બતાવે છે. તે જણાવે છે કે, 'હે બાળા! વિષાદ (ખેદ, શંકર) ને છોડી દ્યો; બળને ભેદનારા મોટા કંપને છોડી દ્યો (બલભિત્-ઈંદ્ર, ગુરુ-બૃહસ્પતિ, કંપ-વાયુ). હે કમળ સરખાં નેત્રવાળાં! સારો ભાવ રાખો (સદ્ભાવ-વિષ્ણુને ભજો) એ રીતે ધન્વંતરિનાં વચન સાંભળીને રાજી થતા વિષ્ણુ તમારી રક્ષા કરો. ૨૬

नाभीपद्मनिषण्णचतुर्मुखमुखोद्गीतस्तवाकर्णन-
प्रोन्मीलत्कमनीयलोचनकलाखेलन्मुखेन्दुद्युतिः।
सक्रोधं मधुकैटभौ सकरुणस्नेहं सुतामम्बुधेः
सोत्प्रासप्रणयं सरोजवसतिं पश्यन्हरिः पातु वः॥२७

મધુ-કૈટભથી બચવા માટે જ્યારે નાભિકમળમાં નિવાસ કરતા બ્રહ્માના મુખમાંથી નીકળતી સ્તુતિ સાંભળી, ત્યારે વિષ્ણુ ભગવાને નેત્ર ખોલ્યાં; તે સુંદર નેત્રની છટાથી તેમના મુખની કાંતિ ચંદ્રની જેમ શોભવા લાગી અને તેમની નજર મધુ-કૈટભ દૈત્ય તરફ ક્રોધથી ભરેલી હતી, લક્ષ્મી તરફ કરુણા અને સ્નેહથી ભરેલી હતી, બ્રહ્મા તરફ ઉપહાસ અને પ્રેમથી ભરેલી હતી તે રીતે વિવિધ નજરોથી જોતા વિષ્ણુ ભગવાન તમારું રક્ષણ કરો. ૨૭

निष्प्रत्यूहमुपास्महे भगवतः कौमोदकीलक्ष्मणः
कोकप्रीतिचकोरपारणपटुज्योतिष्मती लोचने।
याभ्यामर्धविबोधमुग्धमधुरश्रीरर्धनिद्रायितो
नाभीपल्वलपुण्डरीकमुकुलः कम्बोः सपत्नीकृतः॥२८

જેમણે કૌમોદકી ગદા ધારણ કરી છે એવા વિષ્ણુ ભગવાનનાં બે નેત્રો સૂર્ય અને ચંદ્રના જેવી કાંતિને ધરાવે છે. સૂર્ય સમાન નેત્રથી ચક્રવાક પક્ષીને પ્રીતિ કરાવે છે અને ચંદ્ર સમાન નેત્રથી ચકોર પક્ષીને પારણું (આનંદ) કરાવે છે; પરંતુ ભગવાનની નાભિરૂપી જળાશયમાં રહેલું કમળ સૂર્યને જોઈને અડધું

ખીલે છે અને ચંદ્રને જોઈને અડધું બીડાય છે; તેથી તે અડધી ખીલેલી અને અડધી બિડાયેલી કમળની કળી શંખના જેવી શોભાને ધારણ કરે છે, એવાં નેત્ર અને કમળ ધારણ કરનારા વિષ્ણુ ભગવાનને શંકારહિત થઈને અમે ભજીએ છીએ. ૨૮

भक्तिप्रह्वविलोकनप्रणयिनी नीलोत्पलस्पर्धिनी
ध्यानालम्बनतां समाधिनिरतैर्नीते हितप्राप्तये ।
लावण्यैकमहानिधी रसिकतां लक्ष्मीदृशोस्तन्वती
युष्माकं कुरुतां भवार्तिशमनं नेत्रे तनुर्वा हरेः ॥२९॥

ભગવાન વિષ્ણુના શરીરની મૂર્તિ અને બે નેત્રો સરખા ગુણો ધારણ કરે છે. તે બન્ને ભક્તિથી નમ્ર બનેલ જનોની નજરના પ્રેમને વધારે છે, બન્નેની શોભા નીલકમળથી પણ વધી જાય તેવી છે. સમાધિમાં લાગેલા યોગીજનોએ પોતાના કલ્યાણ માટે ધ્યાનના આધારરૂપે તે બંનેને ધારણ કર્યાં છે. તે બંને લાવણ્યના ભંડારરૂપ છે અને લક્ષ્મીજીના નેત્રોને રસિકતા આપનારા છે; એવા નેત્રો અને મૂર્તિ તમારા સંસારદુઃખનું શમન કરો. ૨૯

चत्वारः प्रथयन्तु विद्रुमलतारकाङ्गुलिश्रेणयः
श्रेयः शोणसरोजकोरकरुचस्ते शार्ङ्गिणः पाणयः ।
भालेष्वब्जभुवो लिखन्ति युगपद्ये पुण्यवर्णावलीः
कस्तूरीमकरीः पयोधरयुगे गण्डद्वये च श्रियः ॥३०॥

જે વિષ્ણુ ભગવાનના ચાર હાથ રાતા કમળની કળીઓ જેવા કાંતિવાળા છે, જેની આંગળીઓ પરવાળાની વેલના જેવી રાતી છે. એવા ચાર હાથ એકીસાથે બ્રહ્માના ચાર લલાટમાં પવિત્ર વર્ણમાળા લખે છે તેમ જ લક્ષ્મીજીના બે કુચ અને બે ગાલ પર કસ્તૂરીની પત્રરેખાઓ દોરે છે; તે ચાર હાથ કલ્યાણનો વિસ્તાર કરો. ૩૦

आकल्पं मुरजिन्मुखेन्दुमधुरोन्मीलन्मरुन्माधुरी-
धीरोदात्तमनोहरः सुखयतु त्वां पाञ्चजन्यध्वनिः ।
लीलालङ्घितमेघनादविभवो यः कुम्भकर्णव्यथा-
दायी दानवदन्तिनां दशमुखं दिक्चक्रमाक्रामति ॥३१

વિષ્ણુ ભગવાનનો પાંચજન્ય નામનો શંખ છે; તેનો ધ્વનિ ભગવાનના મુખરૂપી ચંદ્રમાથી મધુર રીતે નીકળતા પવનની માધુરીને લીધે ધીર, ઉદાત્ત અને મનોહર લાગે છે. તે શંખધ્વનિએ લીલાએ કરીને મેઘનાદ(ઇંદ્રજિત કે મેઘના નાદ)ના વૈભવનું ઉલ્લંઘન કર્યું છે, દાનવોરૂપી હાથીઓમાં મુખ્ય એવા કુંભકર્ણ(કુંભકર્ણ રાક્ષસ કે કુંભ-ઘડા જેવા કાન)ને પીડા આપી છે તેમ જ દશમુખ(રાવણ કે દશ દિશાઓના સમૂહ)ને ભરી દીધો છે; તેથી ભગવાન રામનાં પરાક્રમ કરે છે, એવો શંખધ્વનિ તમને કલ્પ પર્યંત સુખ આપો. ૩૧

भ्राम्यन्मन्दरकन्दरोदरदरीव्यावृत्तिभिर्वारिधेः
कल्लोलैरलमाकुलं कलयतो लक्ष्म्या मुखाम्भोरुहम् ।
औत्सुक्यात्तरलाः स्मराद्विकसिता भीत्या समाकुञ्चिताः क्रोधेन ज्वलिता मुदा मुकुलिताः शौरेर्दृशः पान्तु वः ॥३२॥

સમુદ્રમંથન કરતાં લક્ષ્મીજી પ્રગટ થયાં ત્યારે ભગવાન વિષ્ણુની દૃષ્ટિઓ અનેક ભાવોથી શોભતી હતી. મંદરાચળ ઘૂમવા લાગતાં, સમુદ્રના તરંગોનાં જલ ગુફાઓમાં જઈને પાછાં આવતાં હતાં; તેથી લક્ષ્મીજીનું મુખકમળ અત્યંત આકુળવ્યાકુળ થઈ રહ્યું હતું; તે ઉત્સુકતાની નજરે જોઈ રહ્યા હતા; તેથી નજર ચંચળ બનતી હતી, કામભાવ જાગવાથી વિકાસ પામતી હતી, માગણીના ભંગ થવાના ભાવથી સંકોચ પામતી હતી. સમુદ્રની બેકાળજીથી ક્રોધભરી બનતી હતી અને લક્ષ્મીના દર્શન થયાના આનંદથી મીંચાતી હતી તેવી ભગવાનની દૃષ્ટિ તમારું રક્ષણ કરો. ૩૨

पर्यङ्कीकृतनागनायकफणाश्रेणीमणीनां गणे
संक्रान्तप्रतिबिम्बसंवलनया बिभ्रद्वपुर्विक्रियाम् ।
पादाम्भोरुहधारिवारिधिसुतामक्ष्णां दिदृक्षुः शतैः
कायव्यूहमिवाचरन्नुपचिताकूतो हरिः पातु वः ॥३३॥

ભગવાન વિષ્ણુ શેષનારાયણને પલંગ બનાવીને તેના પર સૂતા છે; તે શેષનારાયણની ફણાઓમાં રહેલા મણિઓમાં અનેક પ્રતિબિંબો પડવાથી ભગવાન અનેક શરીરો ધારણ કરીને-જાણે કે પગચંપી કરતાં લક્ષ્મીજીને અનેક નેત્રોથી જોવાની ઇચ્છા ધરાવતા ન હોય, એવા લાગે છે અને તેથી જેનો કામભાવ વૃદ્ધિ પામ્યો છે એવા વિષ્ણુ ભગવાન મારી રક્ષા કરો. ૩૩

प्रत्यग्रोन्मेषजिह्मा क्षणमनभिमुखी रत्नदीपप्रभाणा-
मात्मव्यापारगुर्वी जनितजललवा जृम्भितैः साङ्गभङ्गैः ।
नागाङ्कं मोक्तुमिच्छोः शयनमुरु फणाचक्रवालोपधानं
निद्राच्छेदाभिताम्रा चिरमवतु हरेर्दृष्टिराकेकरा वः ॥३४

ફણાઓનો સમૂહ તે જેનું ઓશીકું છે એવા શેષનારાયણના શરીરરૂપી શયનને ભગવાન વિષ્ણુ જ્યારે છોડવા ઇચ્છે છે ત્યારે તેમની દૃષ્ટિ તાજી ખૂલવાને લીધે વાંકી બનેલી છે; શેષનાગની ફણાઓના મણિઓરૂપી દીવાઓની સામે પડતી નથી; પોતાના જ કામમાં ભરાયેલી છે; બગાસાં અને આળસ આવવાથી જેની

અંદર જલના કણો આવી ગયા છે તેમ જ નિદ્રાભંગ થતા રતાશવાળી અને સંકોચવાળી બનેની છે, એવી વિષ્ણુ ભગવાનની દષ્ટિ તમારું લાંબા કાળ સુધી રક્ષણ કરો.

श्रीराजीवाक्षवक्षःस्थलनिलयरमाहृत्सवास्तन्यलोल
लीलान्नाग्निः सरन्ती मधुरमधुझरी नाभिपद्मं मुरारेः ।
अस्तोकं लोकमाता द्वियुगमुखशिशोराननेष्वर्प्यमाणं
शङ्खप्रान्तेन दिव्यं पय इति विबुधैः शङ्क्यमाना पुनातु ॥

ભગવાન વિષ્ણુની છાતીમાં રહેલા લક્ષ્મીજી પોતાના હાથમાં રાખેલ લીલાના કમળને ડોલાવી રહ્યા છે તેથી તે લીલા કમળમાંથી મધુર મકરંદરસનું ઝરણ નીકળીને ભગવાનના નાભિકમળમાં પ્રવેશ કરે છે, તેથી દેવો એવી શંકા કરી રહ્યા છે કે "લોકમાતા લક્ષ્મીજી પોતાના હાથે શંખની અણી વડે બ્રહ્મારૂપી બાળકના ચાર મુખમાં દૂધ રેડી રહ્યા છે" એ પ્રકારના રસનું ઝરણું તમને પવિત્ર કરે. ૩૫

ગરુડ

सौवर्णाङ्कितपत्रमारुतहताहिव्रातकान्ताकुच
स्फूर्जन्मौक्तिकभूषणः खगपतिः पूर्णेन्दुबिम्बाननः ।
पद्माधीश्वरपादपद्मयुगलस्पर्शामलाङ्गानतः
पायाद्वो विनतासुतो हरिकृपालोकैकपात्रीकृतः ॥३६॥

જ્યારે ગરુડ નાગ પર આક્રમણ કરે છે ત્યારે તેમની સોના જેવી પાંખોના પવનથી નાગપત્નીઓના સ્તન પરના વસ્ત્ર ઊડી જાય છે અને તેમના સ્તન પર રહેલ મોતીના કિરણોથી ગરુડની શોભા વધી જાય છે જ્યારે વિષ્ણુ ભગવાન બેસવા માટે આવે છે ત્યારે તેમના ચરણકમળના સ્પર્શને માટે જેણે પોતાના નિર્મળ અંગ નીચે નમાવ્યાં છે અને ભગવાનની પરમ કૃપાના અધિકારી બનેલ છે, એવા પૂર્ણ ચંદ્ર સમાન મુખવાળા ગરુડ તમારું રક્ષણ કરો. ૩૬

શેષનારાયણ

ब्रह्माण्डकुम्भकारं भुजगाकारं जनार्दनं नौमि ।
स्फारे यत्फणचक्रे धरा शरावश्रियं वहति ॥ ३७ ॥

જે બ્રહ્માંડરૂપી ઘડાને રચવા કુંભાર બન્યા છે, જેમની વિશાળ ફણાઓના મંડલમાં પૃથ્વી એક કોડિયા જેવી લાગે છે એવા શેષનારાયણનું સ્વરૂપ ધારણ કરનાર વિષ્ણુ ભગવાનને નમું છું. ૩૭

## લક્ષ્મીજી

जयन्ति जगतां मातुः स्तनकुङ्कुमबिन्दवः ।
मुकुन्दाश्लेषसंक्रान्तकौस्तुभश्रीविडम्बिनः ॥ १ ॥

જગતોની માતા બનેલ લક્ષ્મીજીના સ્તન પર રહેલ કેસરના બિંદુઓ વિજય પામે છે કે જે ભગવાનના આલિંગન વખતે કૌસ્તુભનો સ્પર્શ થતાં, તેની શોભાને અનુસરે છે. ૧

पायात्पयोधिदुहितुः कपोलामलचन्द्रमाः ।
यत्र संक्रान्तबिम्बेन हरिणा हरिणायितम् ॥ २ ॥

લક્ષ્મીજીનો ગાલ એ તો નિર્મળ ચંદ્રમા છે જેમાં ભગવાનની છાયા પડે છે તે ચંદ્રમા રહેલા હરણ જેવી લાગે છે તે લક્ષ્મીજીનો કપોલચંદ્ર રક્ષણ કરો. ૨

देवेऽर्पितचरणत्वति बहुमाये वहति कपटमीरूपम् ।
जयति सुरासुरहसितालज्जानिह्नेक्षणा लक्ष्मीः ॥ ३ ॥

જ્યારે લક્ષ્મીજીએ અનેક માયાવાળા વિષ્ણુ ભગવાનને સ્વયંવરની માળા પહેરાવી ત્યારે વિષ્ણુ ભગવાને મોહિનીનું સ્વરૂપ ધારણ કર્યું તેથી દેવો અને દૈત્યો હસવા લાગ્યા એમને લક્ષ્મીજીના નેત્રો શરમથી સંકોચાઈ ગયા તે લક્ષ્મીજી વિજય પામે છે. ૩

तल्पीकृताहिरगणितगरुडो हाराभिहतविधिर्जयति ।
फणगतपीतश्वासो रागान्धाया श्रियः केलिः ॥४॥

જ્યારે લક્ષ્મીજી મદાતુર બનીને ભગવાન સાથે વિહાર કરી રહ્યા હતા ત્યારે શય્યારૂપે રહેલ નાગનાગ પાસે ઊભેલ ગરુડ અને કંઠમાં પહેરેલા હાર જેને માથામાં વાગે છે એવા બ્રહ્માજી તે બધાની લાજ તેમણે છોડી દીધી હતી અને તેમના પરિશ્રમથી ભરેલા શ્વાસોને નાગના સહસ્ર ફણાઓથી પીતો હતો તે લક્ષ્મીજીની વિહાર—લીલા વિજય પામે છે. ૪

स्मेराननेन हरिणा सस्पृहमाकारवेङ्गिताकलितम् ।
जयति पुरुषायितायाः कमलायाः कैटभीध्यानम् ॥५॥

જ્યારે લક્ષ્મીજી પોતે પુરુષની જેમ આચરણ કરીને ભગવાનના મોહિનીસ્વરૂપનું મનમાં ધ્યાન ધરતા હતા ત્યારે હાસ્ય કરતા વિષ્ણુ ભગવાને તેમના વિચિત્ર આકારથી જ તેમના મનની વાતને સારી રીતે જાણી લીધી હતી તેવા લક્ષ્મી વિજય પામે છે. ૫

कमलासनकमलेक्षणकमलारिकिरीटकमलभूद्वार्हैः ।
नुतपदकमला कमला करधृतकमला करोतु मे कमलम् ॥

જેમના ચરણકમળમાં બ્રહ્મા વિષ્ણુ શિવ ગરુડ વગેરેએ પ્રણામ કર્યા છે એવા અને જેમણે હાથમાં કમળ રાખ્યું છે એવા કમલા મને (कम् अलम्) પૂરી રીતે સુખી કરો. ૬

विभ्रालक्ष्मराजिरिव नीलसरोजलक्ष्मा, लेखेव काञ्चनमयी निकपोपलस्था । सौदामनी जलदमण्डलगामिनीव, पायादुरःस्थलगता कमला मुरारेः ॥७॥

નીલકમળમાં લાગેલી કેસરના રજની હાર જેવા, કસોટીના પથ્થરમાં રહેલી સોનાની રેખા જેવા અને મેઘમંડલમાં રહેલી વીજળી જેવા લાગતા ભગવાન વિષ્ણુની છાતીમાં રહેલા લક્ષ્મીજી રક્ષણ કરો ૭

दन्तैः कोरकिता स्मितैर्विकसिता भ्रूविभ्रमे पत्रिता
दोर्भ्यां पल्लविता नखैः कुसुमिता लीलाभिरुद्वेलिता ।
उत्तुङ्गस्तनमण्डलेन फलिता भक्ताभिलाषे हिता
काचित्कल्पलता सुरासुरनुता पायात्सुधाब्धेः सुता ॥८

જેને દેવો અને દૈત્યો પ્રણામ કરે છે એવા ક્ષીર સાગરમાં ઉત્પન્ન થયેલા લક્ષ્મીજી કોઈ એક કલ્પવૃક્ષની લતા જેવા લાગે છે, જે દાંતોથી કળીઓવાળી, મંદ હાસ્યોથી વિકાસવાળી, ભ્રકુટીના વિલાસોથી પાનવાળી, બે હાથથી મોટા પલ્લવવાળી, નખોથી પુષ્પોવાળી લીલાઓથી હાલતીચાલતી, ઊંચા સ્તનમંડલથી ફળવાળી બનેલી છે અને ભક્તજનોના મનોરથોને પૂરનારી છે તે હમેશાં રક્ષણ કરો ૮

उत्तुङ्गस्तनमण्डलोपरिलसत्प्रालम्बमुक्तामणे
रन्तर्बिम्बितमिन्द्रनीलनिकरच्छायानुकारिद्युति ।
लज्जाव्याजमुपेत्य नम्रवदना स्पष्टं मुरारेर्वपु
पश्यन्ती मुदिता मुदेऽस्तु भवतां लक्ष्मीर्विवाहोत्सवे ॥९

જ્યારે ભગવાન સાથે પોતાના લગ્ન થતા હતા ત્યારે લજ્જાને કારણે લક્ષ્મીજીએ પોતાનું મુખ નીચે ઢાળી દીધું હતું, પરંતુ પોતાના ઊંચા સ્તનમંડળ પર શોભતા હારના મોટા મોતીઓમાં વિષ્ણુભગવાનનું નીલમણિઓના સમૂહથી ભરેલ કાંતિવાળું શરીર છાયારૂપે સ્પષ્ટ દેખાતું હતું, તેનું અવલોકન કરતા અને તેથી પ્રસન્ન થતા લક્ષ્મીજી તમને આનંદ આપો ૯

आख्याते हसितं पितामह इति त्रस्तं कपालीति च
व्यावृत्तं गुरुरित्यय दहन इत्याविष्कृता भीरुता ।
पौलोमीपतिरित्यसूयितमथ व्रीडाविनम्रश्रिया
पायाद्वः पुरुषोत्तमोऽयमिति यो न्यस्त स पुष्पाञ्जलि ॥

સ્વયંવરમાં પોતાની સખીએ દેવોનું ઓળખાણ આપતાં જ્યારે જણાવ્યું કે, 'આ પિતામહ બ્રહ્મા છે' ત્યારે લક્ષ્મીજીએ હાસ્ય કર્યું, 'આ ખપ્પરધારી (શંકર) છે' ત્યારે મનમાં કંપારી અનુભવી, 'આ ગુરુ (બૃહસ્પતિ) છે' ત્યારે પીઠ બતાવી 'આ અગ્નિ છે' ત્યારે ભય અનુભવ્યો અને 'આ ઇંદ્રાણીના પતિ છે,' ત્યારે ઈર્ષ્યા બતાવી, પરંતુ 'આ પુરુષોત્તમ છે' ત્યારે લક્ષ્મીજીએ લજ્જાથી નમ્ર બનેલી કાંતિ વડે પોતાના હાથમાં રહેલી પુષ્પમાળા તેમને પહેરાવી, તે પુષ્પમાળા તમારું રક્ષણ કરો ૧૦

क्रीडाभिन्नहिरण्यशुक्तिकुहरे रक्तात्मनावस्थितान्
हार हारमुदारकुङ्कुमरसानव्याजभव्यान्नखे ।
वीरश्रीकुचकुम्भसीम्नि लिखतो वीरस्य पत्रावली
स्तत्कालोचितभावबन्धमधुरं मन्दस्मितं पातु व ॥११

નૃસિંહ ભગવાને હિરણ્યકશિપુના શરીરને રમતમાં ભેદી નાખ્યું હતું, તે ભાવને યાદ કરીને હિરણ્યકશિપુના હાડકાંઓરૂપી છીપોમાં લોહીરૂપી ઉત્તમ કેસરના રસો રહેલા છે, જે ચમકને કારણે ખરેખર ભવ્ય લાગે છે, તે રસને નખોથી લઈ લઈને વીર લક્ષ્મીના સ્તનોરૂપી ઘડાઓ પર પોતે પત્રરેખાઓ દોરી રહ્યા છે, એવા મહાવીર નૃસિંહનું મધુર લાગતું મંદહાસ્ય તમારી રક્ષા કરો ૧૧

पद्मायाः स्तनहेमसद्मनि मणिश्रेणीसमाकर्षके
किंचित्कञ्चुकसंनिधिगते शौरेः करे तस्करे ।
सद्यो जागृहि जागृहीति वलयध्वानैर्ध्रुवं गर्जता
कामेन प्रतिबोधिता प्रहरिका रोमाङ्कुराः पान्तु व ॥१२

જાણે કે વિષ્ણુનો હાથ ચોર બનીને લક્ષ્મીજીના સ્તનમંડલરૂપ સોનાના ઘરમાંથી મણિમય હાર ખેંચીને તેને કંચુકીના ખુણાના ભાગ સુધી ખેંચી લાવ્યો છે, ત્યાં તો કંકણોનો શબ્દ થવાથી તુરત 'જાગો, જાગો' એમ કામદેવે પોકાર કરીને જેમને જગાડ્યા છે, એવા પહેરેગીરો ન હોય તે રીતે લક્ષ્મીજીના રોમાંકુરો જાગી ગયા છે, તે તમારી રક્ષા કરો ૧૨

यावज्जानासि जाम्बूनदगिरिशिखरे कान्ति
रिन्दोः कलानामित्यौत्सुक्येन पत्यौ स्मितमधुरमुखा
म्भोरुह भावमाणे । लीलादोलायमानश्रुतिकमलमिलद्
भृङ्गसंगीतसाक्षी पायादम्भोधिजाया कुसुमशर
कलानाट्यनान्दीनकारः ॥ १३ ॥

લક્ષ્મીના સ્તનને મેરુની અને પોતાના હાથની કાંતિને ચંદ્રની કળાની કાંતિની ઉપમા આપતા ભગવાન વિષ્ણુ લક્ષ્મીજીને પૂછે કે, 'સુવર્ણના પર્વતના શિખર પર ચંદ્રની કળાઓની કાંતિ કેવી લાગે, તે તમે જાણો છો ?' એ રીતે વિષ્ણુ જ્યારે રમવાની ઉત્સુકતાથી મધુર મંદ હાસ્ય કરીને બોલી રહ્યા છે, ત્યારે લક્ષ્મીજીએ ઉચ્ચારેલો 'ન કાર' કામકળારૂપી નાટકના નાંદીપાઠ જેવો લાગે છે અને લીલાથી ડોલતા કાન પરના કમળમાં મળી રહેલો ભ્રમરોનો સંગીતનાદ સાક્ષીરૂપે લાગે છે તે લક્ષ્મીજીનો નકાર સર્વનું રક્ષણ કરો ૧૩

### સમુદ્ર

वत्से मा गा विषादं श्वसनमुरुजवं संत्यजोर्ध्वप्रवृत्तं कम्पः को वा गुरुस्ते किमिह बलभिदा जृम्भितेनात्र याहि । प्रत्याख्यानं सुराणामिति भयशमनच्छद्मना कारयित्वा यस्मै लक्ष्मीमदाद्वः स दहतु दुरितं मन्थमुग्धः पयोधिः ॥ १४ ॥

પોતાનું મંથન થતાં વિસ્મય પામેલા ક્ષીરસાગરે લક્ષ્મીજીના ભયને દૂર કરવા માટે બે અર્થવાળી કપટવાણીમાં જણાવ્યું હતું કે, 'હે પુત્રિ! વિષાદ (ખેદ કે શંકર) પાસે જા નહિ; ખેદ પામીશ નહિ, મોટા વેગવાળા ઊંચા શ્વસન(શ્વાસ કે વાયુ)ને છોડી દે. તને આટલો મોટો કંપ શા માટે થાય છે? (ગુરુ અને કંપ એટલે બૃહસ્પતિ અને વરુણ) બળને તોડે, તેવાં બગાસાં શા માટે ખાઓ છો? (અર્થાત્ મદોન્મત્ત ઇંદ્રનું શું પ્રયોજન છે?) આ (વિષ્ણુ) તરફ જાઓ' એ રીતે દેવોનો ત્યાગ કરાવી જે સમુદ્રે વિષ્ણુ ભગવાનને લક્ષ્મીજી આપ્યાં, તે સમુદ્ર તમારાં પાપ બાળી નાખો.

### બ્રહ્માજી

तं वन्दे पद्मसद्मानमुपवीतच्छटाछलात् ।
गङ्गास्रोतस्त्रयेणेव यः सदैव निषेव्यते ॥ १ ॥

જનોઈના ત્રણ તાંતણાને બદલે સાક્ષાત ગંગાજીના ત્રણ પ્રવાહને ધારણ કરે છે, તે કમળ પર બિરાજમાન બ્રહ્માને હું પ્રણામ કરું છું. ૧

कृतकान्तकेलिकुतुकश्रीशीतश्वाससेकनिद्राणः ।
घोरितविततालिरुतो नाभिसरोजे विधिर्जयति ॥ २ ॥

જ્યારે લક્ષ્મીજી વિષ્ણુ ભગવાન સાથે કામલીલાનું કૌતુક કરે છે, ત્યારે તેમના શ્વાસરૂપી શીતળ પવનો આવવાથી બ્રહ્માજી નાભિકમળમાં ઊંઘી જાય છે અને તેમનાં નસકોરાના ઘોરવાથી ભમરાઓના ગુંજારવના અવાજ વિશેષ લાગતા થયા છે, એવા બ્રહ્માજી વિજય પામે છે. ૨

### દશ અવતાર

वेदानुद्धरते जगन्निवहते भूलोकमुद्बिभ्रते
दैत्यं दारयते बलिं छलयते क्षत्रक्षयं कुर्वते ।
पौलस्त्यं जयते हलं कलयते कारुण्यमातन्वते
म्लेच्छान्मूर्छयते दशाकृतिकृते कृष्णाय तुभ्यं नमः ॥ १

જે વેદોનો ઉદ્ધાર કરે છે (મત્સ્ય); જે પીઠ પર જગતને ધારણ કરે છે (કૂર્મ); જે દાઢ પર પૃથ્વીને ધારણ કરે છે (વરાહ); જે હિરણ્યકશિપુને ચીરી નાખે છે (નૃસિંહ); જે બલિરાજાને છેતરે છે (વામન); જે ક્ષત્રિયોનો સંહાર કરે છે (પરશુરામ); જે રાવણને જીતી લે છે (રામ); જે હળને ધારણ કરે છે (બળરામ); જે કરુણાનો વિસ્તાર કરે છે (બુદ્ધ) અને જે મ્લેચ્છોનો નાશ કરે છે (કલ્કિ) એવા દશ અવતારધારી કૃષ્ણ! તમને નમસ્કાર. ૧

यस्यालीयत शल्कसीम्नि जलधिः पृष्ठे जगन्मण्डले
दंष्ट्रायां धरणी नखे दितिसुताधीशः पदे रोदसी ।
क्रोधे क्षत्रगणः शरे दशमुखः पाणौ प्रलम्बासुरो
ध्याने विश्वमसावधार्मिककुलं कस्मैचिदस्मै नमः ॥ २ ॥

જેની રુંવાંટીની મર્યાદામાં સમુદ્ર સમાઈ ગયો છે (મત્સ્ય); જેની પીઠ પર જગતનું મંડલ રહેલું છે (કૂર્મ); જેના દંતૂશળ પર પૃથ્વી ટકી છે (વરાહ); જેના નખમાં હિરણ્યકશિપુ સમાયો છે (નૃસિંહ); જેના ચરણોમાં પૃથ્વી અને આકાશ સમાયાં છે (વામન); જેના ક્રોધમાં ક્ષત્રિયોનો સમૂહ સમાયો છે (પરશુરામ); જેના બાણમાં રાવણ સમાયો છે (રામ); જેના હાથમાં પ્રલંબાસુર સમાયો છે (કૃષ્ણ); જેના ધ્યાનમાં જગત સમાયું છે (બુદ્ધ) અને જેના ખડ્ગમાં અધાર્મિક લોકો રહેલા છે (કલ્કિ) એવા કોઈ એક દેવને નમસ્કાર. ૨

पाठीनः कमठः किटिर्नरहरिः खर्वाकृतिर्भार्गवो
रामः कंसनिषूदनो दशबलः कल्की च नारायणः ।
युष्माकं स विभूतयेऽस्तु भगवान्सेतुर्भवाम्भोनिधा-
वुत्ताराय युगे युगे युगपतिस्त्रिलोक्यनाथो हरिः ॥ ३ ॥

મત્સ્ય, કચ્છપ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામચંદ્ર, શ્રીકૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ એ દશ અવતારો ધારણ કરનાર, યુગોના પતિ અને ત્રણ લોકના નાથ વિષ્ણુ ભગવાન તમને ઐશ્વર્ય આપો; કે જે યુગે યુગે સંસારરૂપી સાગર પાર કરવા માટે સેતુરૂપ બને છે. ૩

वेदा येन समुद्धृता वसुमती पृष्ठे धृताप्युद्धृता
दैत्येशो नखरैर्हतः फणिपतेर्लोकं बलिः प्रापितः ।
क्ष्माक्षत्रा जगती दशास्यरहिता माता कृता रोहिणी
हिंसा दोषवती धराप्ययवना पायात्स नारायणः ॥ ४ ॥

જે વિષ્ણુ નારાયણે દશ અવતારો ધારણ કરીને અનુક્રમે (મત્સ્યે) વેદોનો ઉદ્ધાર કર્યો છે, (કૂર્મે) પૃથ્વીને પીઠ પર ધારણ કરી, (વરાહે) પૃથ્વીનો ઉદ્ધાર કર્યો, (નૃસિંહે) નખથી હિરણ્યકશિપુને વિદાર્યો. (વામને) બલિરાજાને પાતાળમાં મોકલ્યો, (પરશુરામે) પૃથ્વીને ક્ષત્રિય વિનાની કરી, (રામે) રાવણનો નાશ કર્યો, (બળરામે) રોહિણીના પેટથી જન્મ લીધો, (બુદ્ધે)

હિંસાને દોષવાળી ઠરાવી અને (કલ્કિએ) પૃથ્વીને યવનો વિનાની કરી, તે નારાયણ રક્ષણ કરો. ૪

**મત્સ્ય-અવતાર**

मग्ने मेरौ पतति तपने तोयबिन्दाविवेन्दा-
वन्तर्लीने जलधिसलिले व्याकुले देवलोके ।
मात्स्यं रूपं मुखपुटतटाकृष्टनिर्मुक्तवार्धि
श्रीकान्तस्य स्थलजलगतं वेत्यलक्ष्यं पुनातु ॥ ५ ॥

જ્યારે મેરુપર્વત સમુદ્રના જળમા ડૂબવા લાગ્યો, સૂર્ય નીચે પડવા લાગ્યો, ચંદ્ર જળના બિંદુની જેમ અંદર લીન થવા લાગ્યો અને તેથી સર્વ દેવો આકુળ-વ્યાકુળ બની ગયા, ત્યારે વિષ્ણુ ભગવાને મત્સ્ય અવતાર ધારણ કર્યો, જે પોતાના મુખથી સમુદ્રના સર્વ જળને શોષી લેતો હતો તેમ જ થોડી વારમા બહાર કાઢતો હતો: તેથી સ્થળ છે કે જળ, એમ જણાતુ નહોતુ તે મત્સ્ય–અવતાર સર્વને પવિત્ર કરો. ૫

वियत्पुच्छातुच्छोच्छलितजलगर्भे निधिरपा
मपांनाथः पाथः पृथुललवदुःस्थो वियदभूत् ।
निधिर्भासामौर्वो दिनपतिरभूदौर्वदहन
श्वल्लकाये यस्मिन्स जयति हरिर्मीनवपुषा ॥ ६ ॥

જ્યારે તે મત્સ્ય ભગવાન પોતાનું પૂંછડું વીંઝતા હતા, ત્યારે સમુદ્રનું સર્વ જળ ઊડીને આકાશમા પહોચી જતુ હતુ, તેથી આકાશ સમુદ્રરૂપ બની જતુ હતુ અને સમુદ્ર ખાલી પડતા આકાશરૂપ બની જતો હતો તેમ જ આકાશરૂપી સમુદ્રમા સૂર્ય વાડવાગ્નિ જેવો લાગતો હતો અને સમુદ્રરૂપ આકાશમા વાડવાગ્નિ સૂર્ય જેવો લાગતો હતો, તેવા વિષ્ણુ ભગવાન મત્સ્યાવતારના ચપળ શરીરથી વિજય પામે છે. ૬

जीयासुः शकुलाकृतेर्भगवतः पुच्छच्छटाछोटना-
दुद्यन्तः शतचन्द्रितान्बरतलास्ते बिन्दवः सैन्धवाः ।
यैर्व्यावृत्य पतद्भिरौर्वशिखिनस्तेजोजटालं वपु
पानाध्मानवशादरोचकरुजां चक्रे चिरायास्पदम् ॥ ७ ॥

જ્યારે મત્સ્યાવતાર ભગવાન પ્રબળ છટાઓથી પોતાના પૂંછડાને પછાડતા હતા, ત્યારે તેથી ઊછળતા સમુદ્રના જળના બિંદુઓ આકાશમા અનેક ચંદ્રો જેવા બની જતા હતા અને તે બિંદુઓ ફરી પાછા સમુદ્રમા પડતા હતા; ત્યારે વડવાગ્નિના વિશાળ તેજોમય શરીરને ખૂબ જળ પાતા હતા; તેથી વડવાગ્નિને આફરો ચઢતો હતો અને તેને લાબા કાળ સુધી અરુચિ અને અજીર્ણ થઈ જતા હતા, તેવા મત્સ્યભગવાનના પૂંછડાથી ઊછળેલાં સમુદ્રના બિંદુઓ વિજય પામો. ૭

दिश्याद्वः शकुलाकृतिः स भगवाञ्श्रेयसीं संपदं
यस्य स्फूर्जदतुच्छशिखरप्रेङ्खोलनक्रीडनैः ।
क्षुभ्यद्वार्धिसमुच्छलज्जलभरैर्मन्दाकिनीसंगते
गङ्गासागरसंगमप्रणयिनी जाता विहाय स्थली ॥ ८ ॥

ભારે અવાજ કરતા એવા મત્સ્યાવતારના મોટા પૂંછડાના આગળના ભાગના ઊછળવાથી સમુદ્રના જલ ક્ષોભ પામીને ઊંચે આકાશમા પહોચી ગયા છે અને ત્યા આકાશગંગામા જઈને મળ્યા છે; તેથી આકાશનો પ્રદેશ પણ ગંગાસાગરના સંગમરૂપ તીર્થભૂમિ જેવો બની ગયો છે, તેવા મત્સ્યરૂપ નારાયણ તમને મોક્ષરૂપી સંપત્તિ આપો. ૮

मायामीनतनोस्तनोतु भवतां पुण्यानि पङ्कस्थितिः
पुच्छाच्छोटसमुच्छलज्जलगुरुप्राग्भाररिक्तोदधेः ।
पातालावटमध्यसंकटतया पर्याप्तकष्टस्थिते-
र्वेदोद्धारपरायणस्य सततं नारायणस्य प्रभोः ॥ ९ ॥

પોતે પૂંછડું પછાડ્યુ, તેથી સમુદ્રના જલ આકાશમા ચાલ્યા ગયા, એટલે સમુદ્ર ખાલી થઈ ગયો. સમુદ્રનો પાતાળ પ્રદેશ પોતાને રહેવા માટે ઘણો સાંકડો થઈ ગયો; છતા પણ વેદોનો ઉદ્ધાર કરવા માટે પોતે સાંકડામા અગવડ વેઠીને રહ્યા, એવા મત્સ્યાવતાર નારાયણની જે સમુદ્રના કાદવમા સ્થિતિ છે, તે તમારા પુણ્યોને વિસ્તાર કરો ૯

जृम्भाविस्तृतवक्त्रपङ्कजविधेर्हृत्वा श्रुतीः सागरे
लीनं त्रस्तसमस्तनक्रनिकरं शङ्खं जघानाजिरे ।
पुच्छोत्क्षिप्तजलोत्करैः प्रतिदिशं संतर्प्य यो वै धरां
पायात्स मृणालकोमलतनुर्मीनाभिधानो हरिः ॥१०

બગાસુ આવવાથી બ્રહ્માનુ મુખકમળ પહોળુ થયુ એટલે શંખાસુરે આવીને વેદોને હરી લીધા અને તે સમુદ્રમા છુપાઈ ગયો તેના આવવાથી જળચરોને ખૂબ ત્રાસ પડવા લાગ્યો તેને શોધવા માટે મત્સ્યાવતાર ભગવાને પૂંછડા પછાડીને સમુદ્રને ખાલી કરી નાખ્યો, તેના જળથી પૃથ્વી ખૂબ જ તૃપ્ત બની ગઈ. હવે તેમણે જળરહિત બનેલ સમુદ્રના ખાડામાથી શંખાસુરને શોધી કાઢ્યો અને તેની સાથે યુદ્ધ કરીને તેને મારી નાખ્યો; એ રીતે પરાક્રમ કરનાર અને કમળના નાળ સરખા કોમળ શરીરવાળા મત્સ્યાવતાર નારાયણ તમારી રક્ષા કરો ૧૦

हहो मीनतनो हरे किमुदधे किं वेपसे शैत्यत
स्विन्नः किं वडवानलात्पुलकितः कस्मात्स्वभावादहम् ।
इत्थं सागरकन्यकामुखशशिव्यालोकनेनाधिक-
प्राप्तकामजचिह्ननिह्नुतिपरः शौरिः शिवायास्तु वः ॥ ११

સમુદ્રની કન્યા-લક્ષ્મીના મુખરૂપી ચંદ્રને જોવાથી મત્સ્યાવતાર નારાયણને શરીરે કામ જાગતા કંપારી વગેરે સાત્ત્વિક ભાવો જાગ્યા; તે જોઈને સમુદ્ર પૂછવા લાગ્યો કે, 'હે મત્સ્યાવતાર નારાયણ,' 'હે સમુદ્ર! તમે શું કહો છો?' 'તમે કેમ ધ્રૂજો છો?' 'તમારા જળના સ્પર્શથી ટાઢી લાગે છે.' 'ત્યારે તમારે શરીરે આ પસીનો કેમ વળ્યો છે?' 'તમારી અંદર વાડવાગ્નિ છે, તેની ગરમીથી.' 'ત્યારે તમારાં રવાટાં કેમ ઊભાં થયાં છે?' 'એ તો માછલાંનો પ્રકૃતિસ્વભાવ છે.' એ રીતે શરમને લીધે સમુદ્રની આગળ પોતાના કામભાવથી પ્રગટ થયેલા ચિહ્નો જે છુપાવી રહ્યા છે, તે મત્સ્યાવતાર નારાયણ તમારું કલ્યાણ કરો. ૧૧

पुच्छं चेदहमुन्नयाम्यनवधिस्तुच्छो भवेदम्बुधिः
क्रीडां चेत्करवै मनागपि जले पीडा परं यादसाम् ।
निस्पन्दो भृशमामृशन्निति भरब्रह्माण्डभाण्डक्षय-
क्षोभाकुञ्चितवेष एष भगवान्प्रीणातु मीनाकृतिः ॥१२॥

'જો હું પૂછડું ઊંચુ કરીશ તો આ અપાર સમુદ્ર ખાલી થઈ જશે અને જો હું સમુદ્રમાં જરાક હિલચાલ કરીશ, તો જલજંતુઓને મોટી પીડા થશે' એ રીતે ખૂબ વિચાર કરીને મત્સ્યાવતાર નારાયણ જરા પણ હલનચલન કરતા નહોતા, તેમ જ પોતાના ભારથી બ્રહ્માંડનો નાશ થઈ જાય, એ ભયને કારણે પોતાના શરીરને સંકોચી રહ્યા હતા, એવા મત્સ્ય ભગવાન પ્રસન્ન થાઓ. ૧૨

चन्द्रादित्योरुनेत्रः कमलभवभवत्कारणप्रप्रतिष्ठो
भास्वत्कालाग्निजिह्वः पृथुलगलगुहादृष्टनिःशेषविश्वः ।
अद्भिः पुच्छोत्थिताभिश्चकितसुरवधूनेत्रसंसूचिताभि-
र्मत्स्यश्छिन्नाब्धिवेलं गगनतलमलं क्षालयन्वः पुनातु ॥

જેના નેત્ર સૂર્ય અને ચંદ્ર છે, જેની પીઠ બ્રહ્માંડ જેવડી મોટી છે, જેની જીભ કાલાગ્નિ જેવી પ્રજ્વલિત છે, જેના મોટા ગળારૂપી ગુફામાં સઘળું જગત જોવામાં આવે છે તેમ જ અપ્સરાઓએ વિસ્મયપૂર્વક જોયેલ, પોતાના પૂંછડાથી ઊછળેલા સમુદ્રના જળ પોતાની મર્યાદાને ઓળંગીને આકાશમાં પહોંચી ગયાં છે, તેથી જાણે કે આકાશને ધોઈ રહેલ હોય એવા મત્સ્યાવતાર નારાયણ તમને પવિત્ર કરો. ૧૩

यं दृष्ट्वा मीनरूपं स्फुरदनलशिखायुक्तसंरक्तनेत्रं
लोलद्विस्तीर्णकर्णक्षुभितजलनिधिं नीलजीमूतवर्णम् ।
श्वासोच्छ्वासानिलौघैः प्रचलितगगनं पीतवारिं मुरारिं
दिङ्मूढोऽभूत्स शङ्खः स भवतु भवतां भूतये मीनरूपः ॥

શંખાસુર રાક્ષસ જે મત્સ્યાવતાર નારાયણને જોઈને દિઙ્મૂઢ બની ગયો હતો, તે મત્સ્યનાં નેત્રો ચમકતા અગ્નિની જ્વાળાઓનો સંયોગ થતા લાલ બનેલાં હતાં, જેના વિશાળ કાનથી ડોલતાં સમુદ્રનાં જળ ઊછળી રહ્યા હતા, જેનો વર્ણ મેઘ જેવો શ્યામ છે, શ્વાસોચ્છ્વાસના પવનોથી જેણે આકાશને ચંચળ બનાવ્યું છે અને જે સમુદ્રને પી ગયા છે, તેના મત્સ્યાવતાર નારાયણ તમને સંપત્તિ આપો. ૧૪

दिङ्मूढं तं सुरारिं किल शितदशनैः पीड्यमानं रटन्तं हत्वा तीरे पयोधेः करतलकलितं पूरयामास शङ्खम् । नादेनाक्षोभ्य विश्वं प्रमुदितविबुधं त्रस्तदैत्यं स दैवैर्दत्तार्घः पद्मयोनेः प्रहसितवदनः पातु वो दत्तवेदः ॥ १५ ॥

મત્સ્યાવતાર ભગવાનને જોઈને જ્યારે શંખાસુર દિઙ્મૂઢ બની ગયો ત્યારે તેને મત્સ્ય ભગવાને તીક્ષ્ણ દાંતોથી પીડવા માંડ્યો અને બરાડા પાડતા એવા તે રાક્ષસને સમુદ્રને કિનારે ખેંચી લાવીને મારી નાખ્યો તેમ જ પોતાના હાથમાં રહેલ શંખને ફૂંક્યો; જેના નાદથી જગતને ક્ષોભ પમાડીને દેવોને રાજી કર્યા અને દૈત્યોને ત્રાસ આપ્યો. તે વખતે દેવોએ આપેલા અર્ઘ્યનો સ્વીકાર કર્યો અને બ્રહ્માને જોઈને મંદહાસ્ય કરીને તેમને સઘળા વેદો પાછા આપ્યા; તેવા મત્સ્યાવતાર નારાયણ તમારું રક્ષણ કરો. ૧૫

## કૂર્મ-અવતાર

निरवधि च निराश्रयं च यस्य स्थितमनिवर्तितकौतुकप्रपञ्चम् । प्रथम इह भवान्स कूर्ममूर्तिर्जयति चतुर्दशलोकवल्लिकन्दः ॥ १६ ॥

જેની સ્તુતિ અવધિ વગરની, આશ્રય વગરની અને હમેશાં કૌતુક ઉપજાવનારી છે; એવા કૂર્મ અવતાર નારાયણને નમસ્કાર કે જે ચૌદ લોકરૂપી લતાના આદિ મૂળરૂપ છે. ૧૬

नमस्कुर्मः कूर्मं नमदमरकोटीरनिकर
प्रसर्पन्माणिक्यच्छविमिलितमाञ्जिष्ठवपुषम् ।
जरीजृम्भडिम्भद्युमणिरमणीयांशुलहरी
परीरम्भस्फूर्जद्बलभिदुपलाद्रिप्रतिभटम् ॥ १७॥

નમસ્કાર કરતા દેવોના મુગટોના મણિઓમાંથી નીકળતી કાંતિથી જેના શરીરનો વર્ણ મજીઠિયા રંગનો બનેલો છે, તેમ જ બાલ સૂર્યનાં રમણીય કિરણોના સમૂહનો સંગ થતાં જેનું શરીર ચળકતા ઇંદ્રનીલમણિને પર્વત જેવું દેખાય છે, એવા કૂર્માવતાર નારાયણને અમે પ્રણામ કરીએ છીએ. ૧૭

निष्प्रत्यूहमनल्पकल्पचरितत्रैलोक्यरक्षागुरु
क्रीडाकूर्मकलेवरः स भगवान्दिश्य दमन्द मुदम् ।
कल्पान्तोदधिमध्यमज्जनवशाद्वथासपत्त सलुठन्
पृष्ठे यस्य बभूव सैकतकणच्छाय धरित्रीतलम् ॥१८॥

જે કૂર્મ ભગવાન પ્રલયકાળના મહાસમુદ્રમાં પેસીને ગતિ કરતા હતા ત્યારે તેમની પીઠ પર લોટતું પૃથ્વી તલ રેતીના એક કણ જેવું લાગતું હતું તેવી રીતે ઘણા ઘણા કલ્પોમાં નિર્વિઘ્ન ગતિ અને ચરિત્ર કરનારા તેમજ ત્રણ લોકના રક્ષણ કરવામાં મુખ્ય આચાર્ય બનનારા એવા માયાએ કરીને કૂર્મ અવતાર ધારણ કરનારા વિષ્ણુ ભગવાન અમોને ખૂબ આનંદ આપો

पृष्ठभ्राम्यदमन्दमन्दरगिरिग्रावाग्रकण्डूयनै-
र्निद्रालो कमठाकृतेर्भगवतः श्वासानिला पान्तु वः ।
यसस्कारकलानुवतनवशाद्वेलाछलेनाम्भसा
यातायातमतन्द्रितं जलनिधेर्नाद्यापि विश्राम्यति ॥१९॥

કચ્છપાવતાર નારાયણની પીઠ પર મહાવિશાળ મંદરાચળ પર્વત ઘૂમી રહ્યો હતો, તે તો જાણે કે તેમની ખજવાળ દૂર કરીને તેમને સુખ થાય તે રીતે ફરતો હતો. એથી તેમને ઘડીમાં નિદ્રા આવી ગઈ હવે તેમના શ્વાસના પવનો શરૂ થતા તેથી સમુદ્ર ડોલવા લાગ્યા અને તેના સંસ્કાર કાયમ રહેવાથી સમુદ્રને ભરતી ઓટનો નિત્ય નિરંતર આવ જાવ રહેવાનો નિયમ લાગુ પડી ગયો આજ પણ જે બંધ પડતા નથી તે ભગવાન કચ્છપના શ્વાસના પવનો તમારું રક્ષણ કરો ૧૯

यो धत्ते शेषनाग तदनु वसुमर्ती स्वर्गपातालयुक्ता
युक्ता सर्व समुद्रैर्हिमगिरिकनकप्रस्थमुख्यैर्नगेन्द्रैः ।
एतद्ब्रह्माण्डमस्यामृतघटसदृश भाति यस्य मुरारे
पायाद्वः कूर्मदेहः प्रकटितमहिमा माधवः कामरूपी ॥२०॥

જે કચ્છપાવતાર ભગવાન પોતાની પીઠ પર શેષ નારાયણને ધારણ કરે છે અને તે શેષનારાયણ પર રહેલી સ્વર્ગ અને પાતાલ સહિત સર્વ સમુદ્રો સહિત તેમજ મેરુ અને હિમાલય વગેરે સહિત પૃથ્વીને પણ ધારણ કરે છે એ રીતે જેના પીઠ ઉપર આ બ્રહ્માંડ અમૃતના કુંભ જેવડું લાગે છે તે રીતે જેનો મહિમા પ્રગટ છે, એવા યથેચ્છ સ્વરૂપ ધારણ કરનાર ભગવાન વિષ્ણુ તમારું રક્ષણ કરો ૨૦

**વરાહ અવતાર**

हरेर्लीलावराहस्य दंष्ट्रादण्डः स पातु वः ।
हेमाद्रिकलशा यत्र धात्री छत्रश्रियं दधौ ॥२१॥

જેની દંષ્ટ્રા અર્થાત્ દાઢરૂપી વિશાળ દંડ પર મેરુ પર્વત સહિત આ પૃથ્વી સુવર્ણના કળશવાળા છત્રની જેમ શોભી રહી છે, તેના રમતમાં વરાહરૂપ ધરનાર વિષ્ણુનો તે દંષ્ટ્રાદંડ તમારું રક્ષણ કરો ૨૧

स जयति महावराहो जलनिधिजठरे चिरं निमग्नोऽपि ।
येनान्त्रैरिव सह फणिगणैर्नलादुद्धृता धरणी ॥२२॥

ભગવાને વરાહરૂપે મહાસમુદ્રમાં ડૂબેલ શેષનારાયણ સહિત પૃથ્વીનો જ્યારે ઉદ્ધાર કર્યો ત્યારે તે શેષનારાયણ મહાસમુદ્રના આંતરડા જેવા લાગતા હતા અને તે પૃથ્વીને શોધવા માટે જેણે સમુદ્રના પેટમાં લાંબી ડૂબકી મારી હતી તે મહાવરાહ વિજય પામે છે

पातु वः कपटकोलकेशवो यस्य निःश्वसितमारुतोद्धता ।
उच्छलति प्रपतनैरचीक्लृपत्केलिकन्दुकतुलामिला मुहुः ॥

શ્વાસોચ્છ્વાસના પવનોથી ઊંચકાતી પૃથ્વી જ્યારે વારંવાર ઊછળી રહી હતી અને પડી રહી હતી ત્યારે તે પૃથ્વી રમવાના દડા જેવી લાગતી હતી એ રીતે માયાથી વરાહરૂપ થયેલા વિષ્ણુ તમારી રક્ષા કરો ૨૩

न पङ्कारलेपं कल्यति धरित्री यत्भयान्न मुस्ता
मादत्तेऽसुरगनगरभ्रंशभयतः । न धत्ते ब्रह्माण्डस्फुटन
सघृणो घर्घररवं, महाक्रोडः पायादिति सकलसंको
चितमुख ॥२४॥

પૃથ્વીની માટી ખૂંદી નાંખશે એ કારણે જેણે દાંતનો લેપ કર્યો નથી પાતાળની ભોગવતી નગરીના ઘર પડી જશે એ કારણે જેણે ખાવા માટે મોથ (જલનું ઘાસ) પણ ખેંચી નથી બ્રહ્માંડ ફાટી પડશે એ કારણે જ જેણે મોટો ઘર્ઘર અવાજ કર્યો નથી, એ રીતે ત્રણે લોક-પાતાલ, પૃથ્વી અને બ્રહ્માંડને બચાવવા માટે જેણે સઘળા મુખોનો સંકોચ કરેલો છે એવા મહાવરાહ ભગવાન રક્ષણ કરો ૨૪

पातु त्रीणि जगन्ति सततमकूपारात्समभ्युद्धरन्
धात्रीं कोलकलेवरः स भगवान्यस्यैकदंष्ट्राङ्कुरे ।
कूर्मः कन्दति नालति द्विरसनः पत्रन्ति दिग्दन्तिनो
मेरुः कोशति मेदिनी जलजति व्योमापि रोलम्बति ॥२५॥

જ્યારે વરાહ ભગવાન પોતાની દાઢના અંકુરથી પૃથ્વીને પાતાલ-સમુદ્રમાંથી કાઢતા હતા, ત્યારે પૃથ્વી કમળ જેવી લાગતી હતી કચ્છપ કંદ-મૂળ જેવો લાગતો હતો, શેષનાગ દંડ નાળ જેવો બનતો હતો, દિશાઓના દશ હાથીઓ પાંખડી જેવા બનતા હતા મેરુ પર્વત કોશ જેવો લાગતો હતો અને આકાશ ભમરા જેવું લાગતું હતું તેવી પૃથ્વીનો ઉદ્ધાર કરનાર મહાવરાહ ભગવાન સર્વદા ત્રણે લોકનું રક્ષણ કરો ૨૫

पातु श्रीस्तनपत्रभङ्गिमकरीमुद्राङ्कितोर स्थलो
देवो व स जगत्पतिर्मधुवधूवक्त्राब्जचन्द्रोदय ।
क्रीडाक्रोडतनोर्नवेन्दुविशदे दंष्ट्राङ्कुरे यस्य
भूर्भातिस्म प्रलयाब्धिपल्वलतलात्स्वातैकमुस्ताकृति ॥

જેણે લીલા કરવા માટે વરાહસ્વરૂપ ધારણ કર્યું હતું તેમની દાઢનો અંકુર નવીન ચંદ્ર જેવો શોભતો હતો અને તેની ઉપર રહેલી પૃથ્વી તો પ્રલયમળના નમુદ્રરૂપી ખાબોચિયામાંથી ઉખેડી નાખેલી મોથ જેવી લાગતી હતી, તેવા વિષ્ણુ ભગવાનની છાતી પર લક્ષ્મીજી ના સ્તનમંડન પર રહેલી કુંકુમ કેસરથી રચેલી પત્રરેખાઓની છાપ ઊઠેલી છે તેમ જ મધુ નામના દૈત્યની સ્ત્રીઓના મુખકમળોને કરમાવવામાં જે ચંદ્રના ઉદયની ઉપમા ધરાવે છે તેવા જગતના પતિ વિષ્ણુ ભગવાન તમારું રક્ષણ કરો ૨૬

दृप्यद्दैत्यनितम्बिनीजनमन सतोपसकोचन
कुर्याद्विश्वमनश्वर स भगवान्क्रोडावतारो हरि ।
यद्दंष्ट्राङ्कुरकोटिकोटरकुटीकोणान्तरस्थेयसी
पृथ्वी भात्यवदाततेतकदलालीनेव भृङ्गाङ्गना ॥२७॥

વરાહ ભગવાનની દાઢના અંકુરની અણીના કોતરના એક ખૂણામાં જે પૃથ્વી રહેલી છે તે ધોળા કેવડાના ફૂલના એક ખૂણામાં છુપાયેલી ભમરી જેવી દેખાય છે, તેવા મદોન્મત્ત દૈત્યોની સ્ત્રીઓના અંતઃકરણના આનંદને દૂર કરનારા વરાહાવતાર ભગવાન નશ્વર લોકનું રક્ષણ કરો ૨૭

अष्टौ यस्य दिशो दलानि विपुल कोश सुवर्णाचल
कान्त केसरजालमर्ककिरणा भृङ्गा पयोदावली ।
नाल शेषमहोरग प्रविततं वारानिधेर्लीलया
तद्व पातु समुद्धरन्कुवलय क्रोडाकृति केशव ॥२८॥

જે વરાહાવતાર ભગવાન રમત કરતા સમુદ્રમાંથી પૃથ્વીને કાઢે છે તે પૃથ્વી તો એક કમળ જેવી લાગે છે જેની આઠ દિશાઓ આઠ પાંખડીઓરૂપે છે, જેનો મેરુ પર્વત મોટા કોશરૂપે છે સૂર્યના કિરણો જેની કેસરની હારરૂપે શોભે છે, મેઘમંડળ જેની ભમરાઓરૂપે છે અને શેષનાગ જેના કમલદંડરૂપ છે તેવી પૃથ્વીનો ઉદ્ધાર કરતા વરાહ ભગવાન તમારું રક્ષણ કરો ૨૮

बिभ्राणोऽभिनवेन्दुकोटिकुटिल दंष्ट्राङ्कुर लीलया
क्रोडाकारधरो हरि स भगवान्भूयाद्विभूतिप्रद
यस्योल्लिङ्गितवत् क्षमाकमलिनीमालम्बमान क्षण
लोलद्वालमृणालनालतुलना भेजे भुजङ्गेश्वर ॥२९॥

જ્યારે વરાહ ભગવાન પૃથ્વીરૂપી કમલિનીને સમુદ્રમાંથી બહાર કાઢતા હતા, ત્યારે પૃથ્વીને વળગી રહેલ શેષનાગ ક્ષણભર ડોલતા નાના કમળ દંડની ઉપમાને ધારણ કરતા હતા એવા માયાએ કરીને વરાહસ્વરૂપ ધારણ કરનાર વિષ્ણુ ભગવાન સંપત્તિ આપનાર બનો કે જે નવીન ચંદ્રની અણી જેવા વાંકા દાઢરૂપી અંકુરને ધારણ કરે છે ૨૯

मुक्तिर्यास्यति कुत्रचिद्गमुमती दंष्ट्राङ्कुरस्थेयसी
कुक्षौ क्षोभमगात्स्यति त्रिभुवन रुद्धेरमीमि क्रमात् ।
इत्यस्वल्पविकल्पमीलितमते कण्ठे लुठन्तो मुहु
क्रोडाकारधरस्य कैटभजित श्वासानिला पान्तु व ॥३०

'જો મારા શ્વાસરૂપી પવનો બહાર મૂકીશ તો દાઢના અંકુર પર રહેલી પૃથ્વી ક્યાંય ઊડી જશે અને અંદર રોકી રાખીશ તો પેટમાં રહેલ ત્રણ ભુવન ખળભળી ઊઠશે ' એ રીતે વારંવાર સંકલ્પવિકલ્પ કરવાથી જેની મતિ ગભરાઈ ગઈ છે એવા વરાહસ્વરૂપ વિષ્ણુ ભગવાનના શ્વાસરૂપી પવનો તમારું રક્ષણ કરો કે જે પોતાના કંઠમાં જ વારંવાર ઘૂમ્યા કરે છે ૩૦

भूयादेष सता हिताय भगवान्कोलावतारो हरि
सिन्धो क्लेशमपास्य यस्य दशनप्रान्ते नटन्त्या भुव ।
तारा हारति वारिदस्तिलकति स्वर्वाहिनी माल्यति
क्रीडादर्पणति क्षपापतिरहर्देवश्च ताटङ्कति ॥ ३१॥

સમુદ્રના ભારને દૂર કરીને વરાહે પોતાની દાઢ પર પૃથ્વીને નચાવવા માંડી ત્યારે તારાઓ તેના હાર જેવા લાગતા હતા મેઘ તિલક જેમ શોભતો હતો, આકાશ ગંગા પુષ્પોની માળા જેમ શોભતી હતી ચંદ્ર ક્રીડા કરવાના દર્પણ જેવો લાગતો હતો અને સૂર્ય કાનની બુટ્ટી જેવો લાગતો હતો એવા વરાહ અવતારધારી ભગવાન સજ્જનોનું હિત કરનાર થાઓ ૩૧

लीने श्रीनैकदेशे नभसि नयनयोस्तेजसि क्वापि नष्टे
श्वासग्रासोपमुक्ते मरुति जलनिधौ पादरन्ध्रार्धपीते ।
पोत्रप्रान्तैकरोमान्तरविवरगता मार्गितक्ष्माकपाणे
क्रोडाकारस्य पृथ्वीमकलितविभव वैभव व पुनातु ॥

તે વરાહ ભગવાનના મનના એક ભાગમાં આકાશ છુપાઈ ગયું, બંને નેત્રોમાં સૂર્ય અને ચંદ્રનું તેજ વિલીન બની ગયું શ્વાસના ખેંચાણમાં પવન ગુમ થઈ ગયો ચરણના છિદ્રના એક ભાગમાં સમુદ્ર ડૂબી ગયો અને મુખના છેડાના એક ભાગમાં પૃથ્વી ક્યાંક લુપ્ત થઈ ગઈ તેથી તે પૃથ્વીને પોતે શોધવા લાગ્યા એવા વરાહાવતાર વિષ્ણુ ભગવાનનું અસ્ખલિત વૈભવથી ભરેલું સામર્થ્ય તમને પવિત્ર કરો ૩૨

सिन्धुष्वङ्गायगाहः खुरविवरविशलुच्छतोयेपु नाप्तः
प्राप्ताः पातालपङ्के न लुठितरुचयः पोत्रमात्रोपयोगात् ।
दंष्ट्राविष्टेपु नाप्तः शिखरिपु च पुनः स्कन्धकण्डूविनोदो
येनोद्धारे धरित्र्याः स जयति विभुताविघ्नितेच्छो वराहः॥

જે વરાહ ભગવાનના શરીરનું કદાવરપણું એટલું મોટું છે કે તેમની ખરીઓ આગળ સાવ તુચ્છ દેખાતું સમુદ્રોનું જળ ખરીઓ વચમાં જ સમાઈ ગયું; તો પછી તે જળમા કૂદવાની મઝા શી રીતે મળે? પાતાળના વિશાળ કાદવમાં પોતાના મુખની દાઢ જ ભરાઈ રહે એમ હતી એટલે તે કાદવમાં આળોટવાની મઝા શી રીતે મળે? બધા પર્વતો દાઢમાં જ આવી જતા હતા એટલે પોતાની કાંધ ઘસીને ખરજ મટાડવાનો આનંદ પણ શી રીતે મળે? એ રીતે પૃથ્વીના ઉદ્ધાર વખતે પોતાની વિભુતાને લીધે જ જેની ઇચ્છામાં પ્રતિબંધ આવેલો છે, એવા વરાહાવતાર વિષ્ણુ ભગવાન વિજય પામે છે. ૩૩

## નૃસિંહ અવતાર

शत्रोः प्राणानिलाः पञ्च वयं दश जयोऽत्र कः ।
इति कोपादिवाताम्राः पान्तु वो नृहरेर्नखाः ॥ ३४॥

શત્રુના પ્રાણવાયુઓ પાચ છે અને અમે દશ છીએ; એટલે દશ જણ પાંચને મારે; તેમાં શાનો વિજય? એ પ્રકારે કોપથી જ રાતા થયા હોય એવા નૃસિંહ ભગવાનના નખ તમારું રક્ષણ કરો. ૩૪

प्रोज्ज्वलज्ज्वलनज्वालाविकटोरुसटाच्छटः ।
श्वासक्षिप्तकुलक्ष्माभृत्पातु वो नरकेसरी ॥ ३५॥

જેની કેશવાળીની વિચિત્ર છટાઓ ઝળહળતા અગ્નિની જ્વાળાઓથી વિશેષ વિકટ લાગે છે અને જેમના શ્વાસનાં પવનો મોટા મોટા પર્વતોને ઉડાવી દે છે, એવા નૃસિંહ ભગવાન તમારું રક્ષણ કરો. ૩૫

व्याधूतकेसरसटाविकरालवक्त्रं, हस्ताग्रविस्फुरितशङ्खगदासिचक्रम् । आविष्कृतं सपदि येन नृसिंहरूपं, नारायणं तमपि विश्वसृजं नमामि ॥ ३६ ॥

કેશવાળીઓ ખંખેરવાથી જેનું મુખ ભયંકર લાગે છે, જેના ચાર હાથમાં શંખ, ચક્ર, ગદા અને ખડ્ગ રહેલાં છે; એ રીતે જેણે નૃસિંહ ભગવાનનું સ્વરૂપ શીઘ્ર પ્રગટ કર્યું છે, તેવા જગતોને સર્જનાર વિષ્ણુ-નારાયણને હું નમસ્કાર કરું છું. ૩૬

वपुर्दलनसंभ्रमात्स्वनखरं प्रविष्टे रिपौ
क यात इति विस्मयात्प्रहितलोचनः सर्वतः ।
घृथेति करताडनान्निपतितं पुरो दानवं
निरीक्ष्य भुवि रेणुवज्जयति जातहासो हरिः ॥ ३७॥

પોતાનું શરીર ચિરાઈ જશે એ ભયથી જ્યારે હિરણ્યકશિપુ નૃસિંહ ભગવાનના નખના છિદ્રોમાં પેસી ગયો, ત્યારે 'તે શત્રુ ક્યાં ગયો?' એ રીતે વિસ્મય પામીને જેણે ચારે તરફ નજરો ફેલાવી છે અને 'અવતાર ધરવાનું પ્રયોજન નકામું ગયું, એવો ખેદ ધારણ કરીને જેણે પૃથ્વી પર હાથ પછાડ્યો છે, તેવા નૃસિંહ ભગવાનની સામે રજની કણીની જેમ હિરણ્યકશિપુ પડેલો હતો; તેને જોઈને હાસ્ય કરતા નૃસિંહ ભગવાન વિજય પામે છે. ૩૭

चटचटिति चर्मणि च्छमिति चोच्छलच्छोणिते
धगद्धगिति मेदसि स्फुटरवोऽस्थिनि ष्ठागिति ।
पुनातु भवतो हरेरमरवैरिवीरोरसि
क्वणत्करजपञ्जरक्रकचघर्षजन्मानलः ॥ ३८॥

જ્યારે વીર હિરણ્યકશિપુની છાતીમા નૃસિંહ ભગવાનના નખસમુદાયની બનેલી કરવત ચાલતી હતી, ત્યારે તેમાંથી અગ્નિ પેદા થતો હતો; તેથી ચામડીમાં 'ચટચટ' લોહીમાં 'છમછમ,' મેદમા 'ધગધગ' અને હાડકામાં 'ટાક્ ટાક્' એવા પ્રકારના સ્પષ્ટ અવાજો થતા હતા; તેવો અગ્નિ પવિત્ર કરો. ૩૮

ससत्वरमितस्ततस्ततविहस्तहस्ताटवी-
निकृत्तसुरशत्रुहृत्क्षतजसिक्तवक्षःस्थलः ।
स्फुरद्वरगभस्तिभिः स्थगितसप्तसप्तिद्युतिः
समस्तनिगमस्तुतो नृहरिरस्तु नः स्वस्तये ॥ ३९॥

હિરણ્યકશિપુને હણી નાખવાની ઉતાવળને લીધે જેના ચંચળ હાથ આમતેમ દોડી રહ્યા છે; નખથી ફાડી નાખેલી શત્રુની છાતીમાથી નીકળતા લોહીથી જેની છાતી ખરડાઈ છે; પોતાના શરીરનાં ઉત્તમ કિરણોના પ્રકાશથી જેણે સૂર્યની કાંતિને ઢાંકી દીધી છે અને સઘળા વેદો જેની સ્તુતિ કરે છે; એવા નૃસિંહ ભગવાન અમારું કલ્યાણ કરો. ૩૯

चञ्चच्चण्डनखाग्रभेदविगलद्दैत्येन्द्रवक्षःशरद्
रक्ताभ्यक्तसुपाटलोद्भटसटासंभ्रान्तभीमाननः ।
तिर्यक्कण्ठकठोरघोषघटनासर्वाङ्गखर्वीभवद्
दिङ्मातङ्गनिरीक्षितो विजयते वैकुण्ठकण्ठीरवः ॥४०॥

જ્યારે હિરણ્યકશિપુની છાતી ચળકતા એવા પ્રચંડ નખોના અગ્ર ભાગથી ભેદાઈ જવા લાગી, ત્યારે નૃસિંહ ભગવાનની કેશવાળી તે લોહી છંટાવાથી ખરડાઈ ગઈ, તેવી કેશવાળીને લીધે ભયંકર મુખ વિશેષ ભય ઉપ-

જાવવા લાગ્યું; તેવા નૃસિંહ ભગવાન જ્યારે પોતાના વાંકા કંઠથી કઠોર નાદ કરતા હતા; તેને સાંભળીને દિગ્ગજો વાંકા અંગવાળા બની જતા હતા અને ભયભીત થઈને જોતા હતા; તેવા નૃસિંહ ભગવાન વિજય પામે છે. ૪૦

दंष्ट्रासंकटवक्त्रकन्दरलल्लज्जिह्वस्य हव्याशन-
ज्वालाभासुरभूरिकेसरसटाभारस्य दैत्यद्रुहः ।
व्यावल्गद्बलवद्धिरण्यकशिपुक्रोडस्थलास्फालन-
स्फारप्रस्फुटदस्थिपञ्जररवक्रूरा नखाः पान्तु वः ॥४१॥

હિરણ્યકશિપુનો નાશ કરનાર નૃસિંહ ભગવાનની જીભ દાઢોથી વિશેષ ભરાઈ ગયેલી મુખરૂપી ગુફામાં લબકારા મારી રહી છે અને મુખ પરની કેશવાળીઓનો સમૂહ અગ્નિની જ્વાળાએની જેમ ચમકતો હોવાથી પ્રચંડ લાગે છે; તેવા નૃસિંહ ભગવાને જ્યારે થાપટ મારીને તરફડતા બળવાન હિરણ્યકશિપુની છાતીને ફાડી નાખી, ત્યારે તે નખોના પછડાવાથી શત્રુના અસ્થિપંજરમાં ભયંકર અવાજ ઉત્પન્ન થયો; તેથી વિશેષ ભયંકર લાગતા એવા નખ તમારું રક્ષણ કરો. ૪૧

सोमार्धायितनिष्पिधानदशनः संध्यायितान्तर्मुखो
बालार्कायितलोचनः सुरधनुर्लेखायितभ्रूलतः ।
अन्तर्नादनिरोधपीवरगलस्त्वक्कूपनिर्यत्तडित्
तारस्फारसटावरुद्धगगनः पायान्नृसिंहः स वः ॥४२॥

જે નૃસિંહ ભગવાનની ઉઘાડી દાઢો અર્ધચંદ્ર જેવી બની છે, મુખનાં છિદ્રો સંધ્યાકાળ જેવાં લાગે છે, નેત્રો ઊગતા સૂર્ય જેવાં દેખાય છે, ભ્રૂકુટીઓ ઇંદ્રધનુષની રેખા જેવી લાગે છે, તેમ જ ગંભીર સ્વરને પોતાની અંદર રોકવાથી જેનું ગળું ભારે બન્યું છે અને ચામડીનાં રુવાંટાંરૂપી કૂવામાંથી નીકળતી વીજળીઓને લીધે જેની કેશવાળીઓ ઘણી લાંબી થયેલી છે; અને તેથી આકાશમાર્ગને રોકી રાખ્યો છે એવા નૃસિંહ ભગવાન તમારું રક્ષણ કરો. ૪૨

विद्युच्चक्रकरालकेसरसटाभारस्य दैत्यद्रुहः
शोणन्नेत्रहुताशडम्बरभृतः सिंहाकृतेः शार्ङ्गिणः ।
विस्फूर्जद्घनगर्जितर्जितककुम्मातङ्गदर्पोदयाः
संरम्भाः सुखयन्तु वः खरनखक्षुण्णद्विपद्वक्षसः ॥४३॥

જેમના મુખ પર રહેલ કેશવાળીઓનો જથ્થો વીજળીઓના મંડળ જેવો વિકરાળ લાગે છે, જેણે નેત્રોની લાલાશને લીધે અગ્નિનો આડંબર ધારણ કર્યો છે અને જેણે તીક્ષ્ણ નખથી શત્રુની છાતી ફાડી નાખી છે; એવા નૃસિંહ ભગવાનના ક્રોધથી પ્રગટ થયેલા વેગો તમને સુખી કરો કે જે વેગોને કારણે પ્રચંડ બનતી ગળાની ગર્જનાથી દિગ્ગજોના પ્રગટ થયેલા ગર્વો હરાઈ જતા હતા. ૪૩

दैत्यानामधिपे नखाङ्कुरकुटीकोणप्रविष्टात्मनि
स्फारीभूतकरालकेसरसटासंघातघोराकृतेः ।
सक्रोधं च सविस्मयं च सगुरुव्रीडं च सान्तःस्मितं
क्रीडाकेसरिणो हरेर्विजयते तत्कालमालोकितम् ॥४४

જ્યારે દૈત્યરાજ હિરણ્યકશિપુ નાશ થવાના ભયને કારણે નૃસિંહ ભગવાનના નખાંકુરરૂપી કોટડીના એક ખૂણામાં પેસી ગયો, ત્યારે શત્રુને નહિ જોવાથી તેમની નજર અસંત ક્રોધથી ભરાઈ ગઈ, વિસ્મય પામવા લાગી, અત્યંત લાજ પામવા લાગી તેમ જ અંદરથી મંદ હાસ્ય કરવા લાગી. એની નજરવાળા નૃસિંહ ભગવાન ખૂબ જ ફૂલીને પહોળી થયેલી વિકરાળ કેશવાળીના જથ્થાથી ઘોર આકાર ધારણ કરે છે. તેમનું તે તત્કાળ વિચિત્ર બનેલું નિરીક્ષણ વિજય પામે છે. ૪૪

किं किं सिंहस्ततः किं नरसदृशवपुर्देव चित्रं गृहीतो
नैतादृक्कापि जीवोऽद्भुतमुपनय मे देव संप्राप्त एषः ।
चापं चापं न चापीत्यहहहहहहा कर्कशत्वं नखाना-
मित्थं दैत्येन्द्रवक्षः खरमुखनखरैर्जघ्निवान्यः स वोऽव्यात्

'અરે શું છે, શું છે?' 'સિંહ છે.' 'તેથી શું થયું?' 'અરે! આ તો માણસના જેવા આકારનો વિચિત્ર સિંહ છે.' 'તેને પકડ્યો કે નહિ?' 'આપણે એવો કોઈ અદ્ભુત જીવને પકડ્યો નથી.' 'તેને અહીં ખેંચી લાવો!' 'મહારાજ! આ આવી પહોંચ્યો.' 'ધનુષ લાવ, ધનુષ લાવ.' 'તેની પાસે ધનુષ્ય નથી પણ અરેરે! હાય! હાય! તેના નખોની કર્કશતા જ કેટલી બધી છે?' એ રીતે બોલતા હિરણ્યકશિપુની છાતીમાં જેમણે તીક્ષ્ણ અગ્રભાગવાળા નખોથી થપાટ મારી છે; એવા નૃસિંહ ભગવાન તમારું રક્ષણ કરો.

भूयः कण्ठावधूतिव्यतिकरतरलोत्त्रसन्नक्षत्रमाला
बालेन्दुक्षुद्रघण्टारणितदशदिशादन्तिचीत्कारकारी ।
अव्याद्वो दैत्यराजप्रथमयमपुरीयानघण्टानिनादो
नादो दिग्भित्तिभेदप्रसरसरभसः कूटकण्ठीरवस्य ॥४६

જ્યારે નૃસિંહ ભગવાનનો વિશાળ કંઠ વારંવાર ડોલતાં આકાશનાં નક્ષત્રો સાથે અથડાતો હતો ત્યારે તે નક્ષત્રો ઊંચે જતાં બાલચંદ્ર સાથે ઘસાતાં હતાં; તેથી થતા ઘૂઘરીઓ જેવા અવાજોથી દશે દિશાઓના હાથીઓને જે બરાડા પડાવતો હતો; તેમ જ જેનો પ્રચંડ વેગ દશે દિશાઓની ભીંતોને તોડી નાખતો હતો,

તેવો નૃસિંહ ભગવાનનો નાદ તમારું રક્ષણ કરો કે જે નાદ હિરણ્યકશિપુને યમપુરી તરફ મોકલવા માટેના પ્રથમ પ્રયાણના ઘંટાનાદ જેવો લાગતો હતો. ૪૬

अन्तःक्रोधोज्जिहानज्वलनभवशिखाकारजिह्वावलीढ-
प्रौढब्रह्माण्डभाण्डः पृथुभुवनगुहागर्भगम्भीरनादः ।
दृप्यत्पारीन्द्रमूर्तिर्मुरजिदवतु वः सुप्रभामण्डलीभिः
कुर्वन्निर्धूमधूमध्वजनिचितमिव व्योम रोमच्छटानाम् ॥

જેની જીભ અંદર વધી રહેલ ક્રોધરૂપી અગ્નિની જ્વાળા જેવી લાગે છે; તેવી જીભથી જે બ્રહ્માંડરૂપી વિશાળ પાત્રને ચાટી રહેલ છે; જેનો નાદ બ્રહ્માંડરૂપી મોટી ગુફાની અંદર ગર્જના કરી રહ્યો છે અને તે પોતાની કેશવાળીની છટાથી ભરેલી કાંતિઓના મંડલોથી આકાશને ધુમાડા વિના પ્રકાશતા અગ્નિઓથી ભરપૂર બનાવી દે છે; એવા ગર્વ ભરેલ સિંહની આકૃતિને ધારણ કરનાર વિષ્ણુ ભગવાન તમારું રક્ષણ કરો.

पायान्मायामृगेन्द्रो जगदखिलमसौ यत्तनूजन्महार्चि-
र्ज्वालाजालावलीढं बत भुवि सकलं व्याकुलं किं न भूयात् ।
न स्याच्चेदाशु तस्याधिकविकटसटाकोटिभिः पाट्यमाना-
दिन्दोरानन्दकन्दात्तदुपरि तुहिनासारसंदोहवृष्टिः ॥४८

હિરણ્યકશિપુનો સંહાર કરવાને માટે જે ક્રોધ થયો; તેથી નૃસિંહ ભગવાનના શરીરમાંથી મોટી મોટી જ્વાળાઓ નીકળવા લાગી અને ખરેખર તેથી ઘેરાઈને આખું જગત ભડકે બળીને વિહ્વળ બની ગયું હોત; પરંતુ તે જ વખતે અત્યંત લાંબી અને વિકટ એવી કેશવાળીઓની અણીઓથી ચંદ્રમંડળ ફાટી પડવા લાગ્યું અને તેમાંથી હિમની ધારાઓની અખંડ વૃષ્ટિ થવા લાગી. જો એમ ન બન્યું હોત તો આખું જગત ભડકે બળી જાત; એવા માયાવી નૃસિંહ ભગવાન સર્વ જગતનું રક્ષણ કરો. ૪૮

### વામન અવતાર

अङ्घ्रिदण्डो हरेरूर्ध्वमुत्क्षिप्तो बलिनिग्रहे ।
विधिविष्टरपद्मस्य नालदण्डो मुदेऽस्तु नः ॥४९॥

જ્યારે બળિરાજાનો નિગ્રહ કરવા માટે વામન ભગવાને પોતાનો ચરણરૂપી દંડ ઊંચો કર્યો, ત્યારે તે બ્રહ્માજીના આસનરૂપી કમળના નાલદંડ જેવો લાગતો હતો; તે અમને આનંદ આપો. ૪૯

प्रत्यग्रोपनयप्रकाशि विलसद्वक्षःस्फुरत्कौस्तुभं
निर्यन्नाभिसरोजकुड्मलपुटीगम्भीरसामध्वनि ।
पात्रावाप्तिसमुत्सुकेन बलिना सानन्दमालोकितं
पायाद्वः क्रमवर्धमानमहिमाश्चर्यं मुरारेर्वपुः ॥५०॥

જ્યારે વામન ભગવાનનું શરીર ક્રમથી વધી રહ્યું હતું, ત્યારે છાતીમાં પ્રકાશ આપતો કૌસ્તુભમણિ વિશેષ શોભી રહ્યો હતો, નાભિકમળની કળી પ્રગટ થતાં, અંદર રહેલ બ્રહ્માજી સામગાન કરી રહ્યા હતા; એવા વામન ભગવાનને 'મને દાન માટે અત્યંત યોગ્ય પાત્ર મળ્યું' એ રીતે વિચારતા બલિરાજા આનંદપૂર્વક જોઈ રહ્યા હતા; તે વામન તમારું રક્ષણ કરો. ૫૦

हस्ते शस्त्रकिणाङ्कितोऽरुणविभाकिर्मीरितोरःस्थलो
नाभिप्रेङ्खदलिर्विलोचनयुगप्रोद्भूतशीतातपः ।
बाह्वाश्रितदेव एष तदिति व्याक्षिप्य वाक्यं कवे-
स्तैरध्ययनैर्हरन्बलिमनः पायाज्जगद्वामनः ॥५१॥

જ્યારે બલિના યજ્ઞમાં વામન ભગવાન આવ્યા ત્યારે શુક્રાચાર્ય કહેવા લાગ્યા કે, 'આ તો દેવતાઓએ જેમના બાહુઓનો આશ્રય લીધેલો છે તે વિષ્ણુ ભગવાન છે! જુઓ ને! તેના હાથમાં શસ્ત્રોના ઘસારાના ચિહ્ન છે, કૌસ્તુભમણિ છુપાયો છે, તેની રાતી પ્રભાથી છાતી કાબરચીતરી દેખાય છે, નાભિની અંદર કમળ છે તેથી ત્યાં ભમરા આવે છે તેમ જ બંને આંખોમાંથી ઠંડી અને ગરમી સાથે પ્રગટ થાય છે, માટે સૂર્ય અને ચંદ્રની ખાતરી કરાવે છે.' તે રીતના વાક્યો બલિરાજાએ સાભળ્યાં નહિ; કારણ કે વામન ભગવાને ઊંચા અવાજે વેદાધ્યયન કરવાથી બલિરાજાનું મન હરી લીધું હતું તે વામન ભગવાન જગતનું રક્ષણ કરો. ૫૧

स्वस्ति स्वागतमर्घ्यमेहं वद विभो किं दीयतां मेदिनी
का मात्रा मम विक्रमत्रयपदं दत्तं जलं दीयताम् ।
मा देहीत्युशनाब्रवीद्धरिरयं पात्रं किमस्मात्परं
चेत्येवं बलिनार्चितो मखमुखे पायात्स वो वामनः ॥५२

'કલ્યાણ!' 'ભલે પધાર્યા.' 'હું યાચક છું.' 'મહારાજ! કહો, હું શું આપું?' 'પૃથ્વી આપો.' 'કેટલી?' 'મારા ત્રણ પગલાં ભરાય તેટલી' 'આપી!' 'મારા હાથમાં પાણી આપો.' એ પ્રમાણે બલિરાજા અને વામનજી વચ્ચે વાર્તાલાપ થતો હતો, ત્યારે શુક્રાચાર્યે જણાવ્યું કે, 'આપીશ ના, આ તો વિષ્ણુ છે;' પરંતુ 'જો વિષ્ણુ હોય, તો પછી એનાથી વધારે સારો અધિકારી બીજો કોણ મળશે?' એમ જણાવીને બલિરાજાએ યજ્ઞમંડપમાં જેનું પૂજન કર્યું છે, એવા વામન ભગવાન તમારું રક્ષણ કરો. ૫૨

ब्रह्माण्डच्छत्रदण्डः शतधृतिभवनाम्भोरुहो नालदण्डः
क्षोणीनौकूपदण्डः क्षरदमरसरित्पट्टिकाकेतुदण्डः ।
ज्योतिश्चक्राक्षदण्डस्त्रिभुवनविजयस्तम्भदण्डोऽङ्घ्रिदण्डः
श्रेयस्त्रैविक्रमस्ते वितरतु विबुधद्वेषिणां कालदण्डः ॥

જ્યારે વામનજીએ એક પગલું ભર્યું, ત્યારે તેમનો તે ચરણદંડ બ્રહ્માંડરૂપી વિશાળ છત્રના દંડ જેવો, બ્રહ્માજીના નિવાસરૂપી કમળના નાલદંડ જેવો, પૃથ્વીરૂપી નાકાના સઢદંડ જેવો, આકાશમાંથી ઝરતી ગંગાજીના ધવલ વસ્ત્રરૂપ ધજાના દંડ જેવો, નક્ષત્ર જ્યોતિમંડલના ચાકડાના ખીલા જેવો, ત્રણેય લોકના વિજયસ્થંભ જેવો અને રાક્ષસોના કાલદંડ જેવો લાગતો હતો તે તમારું કલ્યાણ કરો. ૫૩

यस्मादाक्रामतो द्यां गरुडमणिशिलाकेतुदण्डायमाना-
दाश्च्योतन्त्यावभासे सुरसरिदमला वैजयन्तीव कान्ता।
भूमिष्ठो यस्तथान्यो भुवनगृहमहास्तम्भशोभां दधानः
पातामेतौ पयोजोदरललिततलौ पङ्कजाक्षस्य पादौ ॥५४

તે વામનજીનો એક પગ ઇંદ્રનીલમણિના ધ્વજદંડ જેવો શોભતો શોભતો ઊંચે ચઢીને છેવટના આકાશભાગને દબાવતો હતો અને તેમાંથી ઝરવા લાગેલી નિર્મળ ગંગા સુશોભિત પતાકા જેવી લાગતી હતી, અને બીજો પગ પૃથ્વી પર રહીને બ્રહ્માંડરૂપી ઘરના મોટા થાંભલાની શોભાને વધારતો હતો; તે રીતે કમળના ગર્ભ સરખાં તળિયાંવાળા વામનજીના તે બંને પગ રક્ષણ કરો. ૫૪

कस्त्वं ब्रह्मन्नपूर्वः क च तव वसतिर्याखिला ब्रह्मसृष्टिः, कस्ते नाथो ह्यनाथः क च तव जनको नैव तातं स्मरामि। किं तेऽभीष्टं ददामि त्रिपदपरिमिता भूमिरल्पं किमेतत्, त्रैलोक्यं भावगर्भं बलिमिदमवदद्वामनो वः स पायात् ॥५५॥

'મહારાજ! તમે કોણ છો?' 'હું અપૂર્વ (અદ્ભુત) છું.' 'તમારો નિવાસ ક્યાં છે?' 'બ્રહ્માની સઘળી સૃષ્ટિ મારા નિવાસરૂપ છે.' 'તમારા સ્વામી કોણ છે?' 'હું અનાથ છું.' 'તમારા પિતા ક્યાં છે?' 'મને મારા પિતા યાદ આવતા નથી.' 'કઈ મનગમતી ચીજ હું તમને આપું?' 'મારાં ત્રણ પગલાં જેટલી પૃથ્વી આપો.' 'આટલી થોડી પૃથ્વી શા માટે માગો છો?' 'અરે! એ તો મારે માટે ત્રણ લોક છે.' એ રીતે બલિરાજાને જેણે અભિપ્રાયવાળા ઉત્તરો આપ્યા છે તે વામનજી તમારું રક્ષણ કરો. ૫૫

### પરશુરામ

कुलाचला यस्य महीं द्विजेभ्यः प्रयच्छतः सीमदृषत्त्वमापुः। बभूवुरुत्सर्गजलं समुद्राः स रैणुकेयः श्रियमातनोतु ॥५६॥

પરશુરામે જ્યારે માંઆં સારે હિમાલય વગેરે મોટા મોટા પર્વતો જ સીમાડાના પથરારૂપ બની ગયા હતા અને સંકલ્પો કરીને પૃથ્વી પર જે જલ રેડ્યાં, તે જ સમુદ્રરૂપ બની ગયાં હતાં; તે પરશુરામ તમને સંપત્તિ આપો. ૫૬

किं दोर्भ्यां किमु कार्मुकोपनिषदा भर्गप्रसादेन किं किं वेदाधिगमेन भास्वति भृगोर्वंशे च किं जन्मना। किं वानेन ममाद्भुतेन तपसा पीडां कृतान्तोऽपि चेद्, विप्राणां कुरुते किमप्यनुशयो रामस्य पुष्णातु वः ॥५७॥

હવે જો કાળ પણ આવીને બ્રાહ્મણોને પીડા આપી શકે, તો પછી મારા આ બંને હાથનું કામ શું? મારો ધનુર્વેદનો અભ્યાસ નકામો જાય! મારી પર શિવે કૃપા કરી છે, તેનું પ્રયોજન શું? મેં જે વેદોનો અભ્યાસ કર્યો છે, તે પણ વૃથા જ ગણાય! પ્રખ્યાત ભૃગુવંશમાં મારો જન્મ થયો છે, તે પણ નિરર્થક બને! અને મેં જે અદ્ભુત તપ કર્યું છે, તે પણ નકામું જ બની જાય! આ રીતે પરશુરામના મનમાં જે ગંભીર વિચાર રહેલો છે, તે તમારું પોષણ કરો. ૫૭

नाशिष्यः किमभूद्भवः किमभवन्नापुत्रिणी रेणुका नाभूद्विश्वमकार्मुकं किमिति वः प्रीणातु रामत्रपा।
विप्राणां प्रतिमन्दिरं मणिगणोन्मिश्राणि दण्डाहते-नाब्धीनां स मया यमोऽपि महिषेणाम्भांसि नोद्वाहितः॥

પાડાઓ ઉપર મણિઓના સમૂહ લાદવામાં આવ્યા હોય અને સમુદ્રોનાં જલની પખાલો ભરવામાં આવી હોય; એવા પાડાઓને યમરાજ જાતે હાંકીને બ્રાહ્મણોને ઘેર લઈ જાય. એવી આજ્ઞા જો હું યમરાજને ન આપું તો પછી સદાશિવ શિષ્ય વિનાના રહે, તે સારું! રેણુકા પુત્ર વિનાની રહે, તે સારું! અને જગત ધનુષ્ય વિનાનું રહે તે સારું! એ રીતે જે પરશુરામના મનમાં લજ્જા ઉત્પન્ન થઈ છે, તે તમારું રક્ષણ કરો. ૫૮

पायाद्वो जमदग्निवंशतिलको वीरव्रतालङ्कृतो
रामो नाम मुनीश्वरो नृपवधे भास्वत्कुठारायुधः।
येनाशेषहताहिताङ्गरुधिरैः संतर्पिताः पूर्वजा
भक्त्या चाश्वमखे समुद्रवसना भूर्हन्तकारीकृता ॥

જેણે પોતાના હાથે મારી નાખેલા સર્વ શત્રુઓના લોહીથી પોતાના પૂર્વજોનું તર્પણ કર્યું છે અને અશ્વમેધ યજ્ઞ કરીને બ્રાહ્મણોને સમુદ્રરૂપી વસ્ત્રવાળી પૃથ્વી ભક્તિથી આપી દીધી છે, તેવા જમદગ્નિ વંશમાં તિલકરૂપ, વીરવ્રતથી શોભતા એવા અને જેણે ક્ષત્રિયોને મારવા માટે ચળકતા કુહાડાને આયુધ બનાવ્યું છે, એવા મુનિ પરશુરામ તમારું રક્ષણ કરો. ૫૯

द्वारे कल्पतरुं गृहे सुरगवीं चिन्तामणीनङ्गदे
पीयूषं सरसीषु विप्रवदने विद्याश्चतस्रो दश ।
एवं कर्तुमयं तपस्यति भृगोर्वंशावतंसो मुनिः
पायाद्वोऽखिलराजकक्षयकरो भूदेवभूषामणिः ॥

ભૃગુવંશમાં અગ્રેસર, બ્રાહ્મણોના શિરોમણિ અને બધા ક્ષત્રિયોનો ક્ષય કરનાર પરશુરામ એટલા માટે તપ કરી રહ્યા હતા કે, 'બ્રાહ્મણોને એકેએક ઘેર કલ્પવૃક્ષ રોપાય, દરેકના આંગણામાં કામધેનુ બંધાય, બ્રાહ્મણોનાં બધાં જ આભૂષણોમાં ચિંતામણિઓ જડાય, બ્રાહ્મણોનાં ઘરનાં તળાવમાં અમૃત ભરી દેવાય તેમ જ દરેક બ્રાહ્મણના મુખમાં ચૌદેય વિદ્યાઓ દાખલ થાય' એવા તપસ્વી પરશુરામ તમારું રક્ષણ કરો. ૬૦

नो संध्या समुपास्यते यदि तदा लोकापवादाद्भयं
सा चेत्स्वीक्रियते भविष्यति तदा राजन्यबीजे नतिः ।
इत्थं चिन्तयतश्चिरं भृगुपतेर्निश्वासकोष्णीकृतो
नेत्रान्तःप्रतिबिम्बशोणसलिलः संध्याञ्जलिः पातु वः ॥

'જો સંધ્યાની ઉપાસના કરવામાં આવે નહિ, તો લોકો નિંદા કરે. એ પ્રકારનો ભય રહ્યા કરે છે અને જો સંધ્યાનો સ્વીકાર કરવામાં આવે છે, તો ક્ષત્રિયોના મૂળ પુરુષ સૂર્યને નમસ્કાર કરવા પડે છે.' એ પ્રકારે જ્યારે પરશુરામ લાંબા વિચારમાં પડી ગયા ત્યારે અર્ધ્ય આપવા માટે તૈયાર કરેલ સંધ્યાની અંજલિ લાંબા નિઃશ્વાસને કારણે ગરમ થઈ ગઈ અને તેની અંદર પોતાનાં નેત્રોનું પ્રતિબિંબ પડવાથી રાતા જળવાળી થઈ ગઈ; એવી સંધ્યાંજલિ તમારું રક્ષણ કરો. ૬૧

**ભગવાન રામચંદ્ર**

वन्दामहे महेशानचण्डकोदण्डखण्डनम् ।
जानकीहृदयानन्दचन्दनं रघुनन्दनम् ॥ ६२ ॥

જેમણે મહાદેવના પ્રચંડ ધનુષ્યને ભાંગી નાખ્યું અને ચંદનરૂપ બનીને જાનકી–સીતાના હૃદયને આનંદ આપ્યો, એવા રઘુનંદન રામચંદ્રને અમે નમીએ છીએ.

नुमो रामपदाम्भोजं रेणवो यस्य संततम् ।
कुर्वन्ति कुमुदप्रीतिमरण्यगृहमेधिनः ॥ ६३ ॥

અરણ્યમાં ગૃહસ્થ બનીને રહેલા ગૌતમ વગેરે ઋષિઓ કુમુદના જેવી જેના પર પ્રીતિ કરે છે, જેના ચરણના રજકણો જંગલમાં સતત ફેલાય છે; એવા રામચંદ્રના ચરણકમળને નમસ્કાર છે. ૬૩

स्वर्णाजिनशयनो योजितनयनो दशास्यदिग्भागे ।
मुहुरवलोकितचापः कोऽपि दुरापः स नीलिमाशरणम् ॥

જેણે સોનાના મૃગચર્મ પર શયન કર્યું છે, જેની નજર રાવણની લંકા તરફ દોરેલી છે; જે વારંવાર પોતાના ધનુષ્યને જોયા કરે છે અને અલ્પ ભાગ્યવાળા જેને મેળવી શકે એમ નથી; એવા નીલવર્ણ (રામચંદ્ર) મારું શરણ છે. ૬૪

अधिपञ्चवटीकुटीरवर्तिस्फुटितेन्दीवरसुन्दरोरुमूर्तिम् । अपि लक्ष्मणलोचनैकसख्यं भजत ब्रह्म सरोरुहायताक्षम् ॥ ६५ ॥

જે પંચવટીની અંદર પર્ણશાળામાં રહે છે, વિકસેલ ઇંદીવર નામના શ્યામ કમળ જેવી જેની સુંદર અને વિશાળ મૂર્તિ છે. લક્ષ્મણનાં નેત્રોની સાથે જે મુખ્ય મિત્રતા ધરાવે છે અને જેનાં નેત્રો કમળ જેવાં વિસ્તીર્ણ છે; એવા પરબ્રહ્મ રામચંદ્રને ભજો. ૬૫

कनकनिकषभासा सीतयालिङ्गिताङ्गो
नवकुवलयदामश्यामवर्णाभिरामः ।
अभिनव इव विद्युन्मण्डितो मेघखण्डः
शमयतु मम तापं सर्वतो रामचन्द्रः ॥ ६६ ॥

જેની કાંતિ કસોટી પર પડેલી સોનાની રેખા જેવી છે; એવાં સીતાજીએ જેને આલિંગન આપ્યું છે અને જેનો શ્યામ, સુંદર વર્ણ નવા કુવલય નામનાં કમળોની માળા જેવો છે તેથી તે જાણે કે વીજળીથી શોભી રહેલો નવાં વાદળોનો ખંડ હોય, એવા લાગે છે; તે શ્રીરામચંદ્રજી મારા સઘળા સંતાપોને શાંત કરો. ૬૬

परिणयविधौ भुङ्क्त्वानङ्गद्विषो धनुरग्रतो
जनकसुतया दत्तां कण्ठे स्रजं हृदि धारयन् ।
कुसुमधनुषा पाशेनेव प्रसह्य वशीकृतोऽ-
वनतवदनो रामः पायात् त्रपाविनयान्वितः ॥ ६७॥

જ્યારે રામ સદાશિવના ધનુષ્યનો ભંગ કર્યા પછી સીતાજીએ કંઠમાં પહેરાવેલી માળાને હૃદયમાં ધારણ કરતા હતા; ત્યારે તે માળાને લીધે લગ્ન સમયે જાણે કે તેમને કામદેવે બળાત્કારથી ગળામાં પાશ નાખીને વશ કર્યા ન હોય અને તેથી લજ્જા અને વિનયથી જેનું મુખ નમ્ર બનેલ છે; એવા રામચંદ્રજી તમારું રક્ષણ કરો. ૬૭

उत्फुल्लामलकोमलोत्पलदलश्यामाय रामामनः-
कामाय प्रथमाननिर्मलगुणग्रामाय रामात्मने
योगारूढमुनीन्द्रमानससरोहंसाय संसारवि-
ध्वंसाय स्फुरदोजसे रघुकुलोत्तंसाय पुंसे नमः ॥६८॥

જેનો દેહ વિકસિત, નિર્મળ અને કોમળ એવા નીલ કમળના પાંદડા જેવો શ્યામ છે; જે સ્ત્રીઓનાં

અંતઃકરણોને કામદેવ જેવા લાગે છે; જે રાજહંસની જેમ યોગારૂઢ બનેલ મુનિવરોનાં અંતઃકરણોરૂપી સરોવરોમાં વિહાર કરે છે; ભક્તજનોના જન્મ–મરણરૂપ સંસારનો નાશ કરે છે અને જેનું તેજ અત્યંત પ્રકાશમાન છે; એવા રઘુકુલમાં ઉત્તમ પુરુષને નમસ્કાર. ૬૮

यो रामो न जघान वक्षसि रणे तं रावणं सायकै-
र्हृद्यस्य प्रतिवासरं वसति सा तस्या ह्यहं राघवः ।
यस्यास्ते भुवनावली परिवृता द्वीपैः समं सप्तभिः
स श्रेयो विदधातु नस्त्रिभुवनत्राणैकचिन्तापरः ॥ ६९ ॥

રાવણ સદા સીતાજીનો વિચાર કરે છે; માટે રાવણના હૃદયમાં સીતાજી વસે છે અને સીતાજીના હૃદયમાં હું વસું છું અને મારા હૃદયમાં સાતેય દ્વીપો સાથે લોકોની પંક્તિ વસે છે; એમ વિચાર કરીને જેણે યુદ્ધમાં બાણોથી રાવણની છાતી પર પ્રહાર કર્યો નથી અને એ રીતે સદા જેને ત્રણેય લોકોના રક્ષણની ચિંતા રહેલી છે; એવા રામચંદ્રજી અમારું કલ્યાણ કરો.

राज्यं येन पटान्तलग्नतृणवत्त्यक्तं गुरोराज्ञया
पाथेयं परिगृह्य कार्मुकवरं घोरं वनं प्रस्थितः ।
स्वाधीनः शशिमौलिचापविषये प्राप्तो न वै विक्रियां
पायाद्वः स विभीषणाग्रजनिहा रामाभिधानो हरिः ॥

વસ્ત્રને છેડે વળગી રહેલ ખડ ખંખેરી નંખાય એટલી સરળતાથી જેણે પિતાની આજ્ઞાથી રાજ્યને છોડી દીધું; જે ઘોર ભયંકર વનમાં ગયા; ત્યારે ભાથા તરીકે જેમણે ફક્ત ઉત્તમ ધનુષ્ય ધારણ કર્યું હતું; જે પોતે સ્વાધીન હતા; તે છતાં સદાશિવના ધનુષની બાબતમાં જરા પણ અહંકાર પામ્યા નહોતા, એવા રામાવતાર વિષ્ણુ ભગવાન તમારું રક્ષણ કરો, કે જેમણે વિભીષણના મોટા ભાઈ રાવણનો સંહાર કર્યો. ૭૦

कारुण्यामृतनीरमाश्रितजनश्रीचातकानन्ददं
शार्ङ्गाखण्डलचापमम्बुजभवाग्नीन्द्रादिबर्हीष्टदम् ।
चारुस्मेरमुखोल्लसज्जनकजासौदामिनीशोभितं
श्रीरामाम्बुदमाश्रयेऽखिलजगत्संसारतापापहम् ॥७१॥

સમસ્ત જગતના જન્મમરણરૂપ સંસારના સંતાપને હરી લેનાર તે ભગવાન રામચંદ્ર મેઘરૂપ બનેલ છે; જેનાં જળ દયારૂપી અમૃત છે, જે ભક્તલોકરૂપી ચાતકોને આનંદ આપે છે, જેણે શાર્ઙ્ગધનુષ્યરૂપી ઇંદ્રધનુષ્યને ધારણ કર્યું છે, જે બ્રહ્મા, અગ્નિ, ઇંદ્ર વગેરે દેવોરૂપી મયૂરોની મનગમતી ઇચ્છાઓ પૂરી કરે છે, જે સુંદર મંદહાસ્યથી શોભતા મુખવાળાં સીતાજી-રૂપી વીજળીથી શોભી રહ્યા છે; એવા ભગવાન રામચંદ્રનો હું આશ્રય લઉં છું. ૭૧

कूर्मो मूलवदालवालवदपांराशिर्लतावद्दिशो
मेघाः पल्लववत्प्रसूनफलवन्नक्षत्रसूर्येन्दवः ।
स्वामिन्व्योमतरुः क्रमे मम कियानित्युक्तवेति गां मारुतेः
सीतान्वेषणमादिशन्दिशतु वो रामः सलज्जः श्रियम् ॥७२

જ્યારે ભગવાન રામચંદ્રે સીતાજીની શોધ કરવા માટે હનુમાનને આજ્ઞા આપી, ત્યારે હનુમાને જણાવ્યું કે, 'હે ભગવન્! જેના મૂળરૂપે કાચબો છે, ક્યારારૂપે સમુદ્ર છે, લતાઓરૂપે દિશાઓ છે, પલ્લવોરૂપી મેઘો છે, ફૂલ–ફળરૂપે સૂર્ય, ચંદ્ર અને નક્ષત્રો છે; એવા વૃક્ષરૂપે બનેલ બ્રહ્માંડને ટેકવું, તે તો કોણમાત્ર છે?' એ રીતે હનુમાનની વાણી સાંભળીને લજ્જિત થયેલ રામચંદ્રજી તમને સંપત્તિ આપો. ૭૨

एतौ द्वौ दशकण्ठकण्ठकदलीकान्तारकान्तिच्छिदौ
वैदेहीकुचकुम्भकुङ्कुमरजःसान्द्रारुणाङ्काङ्कितौ ।
लोकत्राणविधानसाधुसवनप्रारम्भयूपौ भुजौ
देयास्तामुरुविक्रमौ रघुपतेः श्रेयांसि भूयांसि वः॥७३

જે ભગવાન રામચંદ્રની બે ભુજાઓ રાવણના દશ કંઠોરૂપી કેળનાં વનોની શોભાને કાપી નાખનારી બની છે; સીતાજીના કુચકુંભ પરના કેસરની ઘાટી રતાશથી ચિહ્નવાળી બની છે; 'જગતનું રક્ષણ કરવું' એ જ ઉત્તમ યજ્ઞ છે, એમ માનીને તેના યજ્ઞસ્તંભ–યૂપ બન્યા છે; એ રીતનાં અત્યંત પરાક્રમ કરનારી બંને ભુજાઓ તમને ઘણાં કલ્યાણ આપો. ૭૩

कल्याणानां निधानं कलिमलमथनं पावनं पावनानां
पाथेयं यन्मुमुक्षोः सपदि परपदप्राप्तये प्रस्थितस्य
विश्रामस्थानमेकं कविवरवचसां जीवनं सज्जनानां
बीजं धर्मद्रुमस्य प्रभवतु भवतां भूतये रामनाम ॥७४॥

ભગવાન રામચંદ્રનું નામ કલ્યાણોના ભંડારરૂપ છે, કળિયુગના મળોને વલોવી દૂર કરનાર છે, પવિત્ર વસ્તુઓથી પણ પવિત્ર પરમપદ મેળવવા માટે મોક્ષના માર્ગે પ્રસ્થાન કરનાર મુમુક્ષુજનોનું ભાથું છે; ઉત્તમ કવિઓની વાણીનું વિશ્રામસ્થાન છે, સજ્જનોના જીવનરૂપ છે અને ધર્મરૂપી વૃક્ષના બીજરૂપ છે; તે રામનામ તમને સંપત્તિ આપો. ૭૪

कल्याणोल्लाससीमा कलयतु कुशलं कालमेघाभिरामा
काचित्साकेतधामा भवगहनगतिक्लान्तिहारिप्रणामा ।
सौन्दर्यह्रीणकामा धृतजनकसुतासादरापाङ्गधामा
दिक्षु प्रख्यातभूमा दिविषदभिनुता देवता रामनामा ॥

એવા એક દેવ છે, જેમનું નામ રામ છે, તે કલ્યાણના ઉલ્લાસની સીમારૂપે છે, શ્યામ મેઘ સમાન સુંદર છે, 'સાકેત' અર્થાત્ અયોધ્યા નામની નગરીમાં રહેનાર છે, સંસારરૂપી જંગલમાં ભટકતા ભક્તજનોના પરિશ્રમને હરનારા છે, સૌંદર્યને કારણે કામદેવને પણ લજાવે છે, સીતાજીનાં પ્રેમભરેલાં કટાક્ષોને પાત્ર છે, તેમની કીર્તિ દિશાઓમા પ્રખ્યાત છે અને દેવો જેમની સ્તુતિ કરે છે, એવા રામ તમારું કલ્યાણ કરો. ૭૫

योऽद्धा योद्धावधीत्तान्सपदि पलभुजः संपराये परा ये
येनायेनाश्रितानां स्तुतिरवनमितेशानचापेन चापे ।
लङ्कालंकारहर्ता ककुभि ककुभि यः कान्तया सीतयासी-
दूनो दूनोऽथ दृष्टः स विभुरवतु वः स्वःसभार्यः सभार्यः ॥

સર્વની સાથે વેર રાખનાર રાક્ષસ જાતિના યોદ્ધાઓને જેણે યુદ્ધભૂમિમાં તુરત જ માર્યા ગયા હતા; સદાશિવના ધનુષ્યને નમાવીને જેણે આશ્રિત–ભક્તજનોની સ્તુતિ મેળવી હતી, લંકાના અલંકારો જેણે હર્યા હતા, ત્યારાં સીતાજીનો વિયોગ થવાથી જે ખૂબ જ દુઃખી થયા હતા અને દિશાદિશાએ રખડતા જોવામા આવ્યા હતા, એવા દેવોની સભાના સ્વામી ભગવાન રામચંદ્ર સીતાજી સહિત તમારું રક્ષણ કરો. ૭૬

ऋक्षाणां भूरिधाम्नां श्रितमधिपतिना प्रस्फुरद्भीमतारं
स्फारं नेत्रानलेन प्रसभनियमितोच्चापमीनध्वजेन ।
रामायत्तं पुरारेः कुमुदशुचि लसन्नीलसुग्रीवभङ्गं
प्लावङ्गं वापि सैन्यं दशवदनशिरश्छेदहेतु श्रियेऽस्तु ॥

(એક અર્થ) જેનો આશ્રય વિશાળ તેજવાળાં નક્ષત્રોના અગ્રેસર ચંદ્રે લીધો છે, જેના નેત્રની કીકીઓ ભયંકર રીતે ચમકી રહી છે, ધનુષ્યને સજ્જ કરનાર કામદેવને જેણે બળાત્કારે ઝડપમાં લીધો છે એવા ત્રીજા નેત્રના અગ્નિથી જે દીપી રહ્યા છે; જે પાર્વતીને આધીન છે, જેનો દેહ કુમુદ જેવો શ્વેત છે, જે નીલકંઠથી શોભી રહ્યા છે અને રાવણે પોતાનાં દશ માથા જેની કૃપા મેળવવા કાપી નાખ્યાં હતાં એવા સદાશિવનું અંગ તમારું કલ્યાણ કરો. (બીજો અર્થ) જેનો આશ્રય મોટી શક્તિવાળા રીંછોના અધિપતિ જાંબુવાને લીધો છે, જે સેનામાં 'તાર' નામનો ભયંકર વાનર દીપી રહ્યો છે, જેણે બળાત્કારે પુલ બાંધીને ઊંચા જળવાળા સમુદ્રને નિયમિત કર્યો છે, જે 'નલ' નામના સેનાપતિથી શોભી ઊઠે છે, જે રામને આધીન રહે છે, જે 'કુમુદ' નામના સેનાપતિથી સુંદર લાગે છે, જેમાં 'નીલ' તથા 'સુગ્રીવ' નામે વાનરો શોભી રહ્યા છે અને જે રાવણનાં મસ્તકો કાપવાને કારણરૂપ થયેલું છે એવું વાનરોનું સૈન્ય તમારું કલ્યાણ કરો.

यस्तीर्थानामुपास्त्या गलितमलभरं मन्यते स्म स्वमेव
नाज्ञासीज्जज्ञिरे यन्मम चरणरजः पादपूतान्यमूनि ।
पादस्पर्शेन कुर्वञ्झटिति विघटितग्रावभावामहल्यां
कौशल्यासूनुरूनं व्यपनयतु स वः श्रेयसा च श्रिया च ॥

ભગવાન રામચંદ્ર જ્યારે તીર્થયાત્રા કરતા હતા ત્યારે એમ માનતા હતા કે આ તીર્થોના સેવનથી મારા મળનો ભાર દૂર થયો છે; પણ એવું નહોતા માનતા કે, 'આ સઘળાં તીર્થો મારા ચરણના રજના સ્પર્શથી પવિત્ર થયેલાં છે' અને છતા પણ જેણે પોતાના ચરણના સ્પર્શની સાથે જ અહલ્યાને શિલાપણાથી મુક્ત કરી હતી, એવા કૌશલ્યાના પુત્ર ભગવાન રામચંદ્ર લક્ષ્મી કે કલ્યાણમા જે કાંઈ તમારી ઊણપ હોય તેને દૂર કરો. ૭૮

સીતાજી

उन्मृष्टं कुचसीम्नि पत्रमकरं दृष्ट्वा हठालिङ्गनात्
कोपो मास्तु पुनर्लिखाम्यमुमिति स्मेरे रघूणां वरे ।
कोपेनारुणितोऽश्रुपातदलितः प्रेम्णा च विस्तारितो
दत्तो मैथिलकन्यया दिशतु नः क्षेमं कटाक्षाङ्कुरः ॥

જ્યારે સીતાજી વિશેષ માન ધારણ કરતાં હતાં ત્યારે ભગવાન રામે તેમને બળાત્કારે આલિંગન આપ્યું તેથી તેમના કુચમંડલ પરની પત્રરેખા લુછાઈ ગઈ; તે જોઈને ભગવાને જણાવ્યું કે, 'દેવી! કોપ ન કરો; હું ફરીથી પત્રરેખા દોરી આપીશ' અને ભગવાન રામચંદ્ર હસવા લાગ્યા; તે સમયે તેમની પર સીતાજીએ કટાક્ષપાત કર્યો કે જે કોપને કારણે રાતો થયો હતો; આંસુને કારણે તૂટી ગયો હતો અને પ્રેમને કારણે વિસ્તાર પામ્યો હતો; તે કટાક્ષપાત તમારું કલ્યાણ કરો. ૭૯

હનુમાન

अशेषलंकापतिसैन्यहन्ता श्रीरामसेवाचरणैककर्ता ।
अनेकदुःखाहतलोकगोप्ता त्वसौ हनूमांस्तव सौख्यकर्ता ॥

જેણે રાવણના સઘળા સૈન્યને હણી નાખ્યું છે, જે ભગવાન રામચંદ્રની સેવામા સદા તત્પર રહે છે અને જે દુઃખોથી પીડાતા અનેક ભક્તજનોનાં કલ્યાણ કરે છે, એવા હનુમાન તમને સુખ આપો. ૮૦

कृतक्रोधे यस्मिन्नमरनगरी मङ्गलरवा
नवातङ्का लंका समजनि वनं धृष्यति सति ।
सदा सीताकान्तप्रणतिमतिविख्यातमहिमा
हनूमानव्याद्वः कपिकुलशिरोमण्डनमणिः ॥८१॥

અને એથી તો સરળ રીતે બની ગયેલી પત્રરેખાને પણ જે લૂછી નાખે છે એવા ગોપાનવેશધારી વિષ્ણુ ભગવાન વિજય પામે છે ૯૩

कठिनतरदामवेष्टनलेखासदेहदायिनो यस्य ।
राजन्ति वलिविभङ्गा स पातु दामोदरो भवत ॥९४

જેના ઉદર પર સ્વાભાવિક ત્રણ વલીઓ પડેલી છે, પરંતુ અત્યંત મજબૂત દોરી બાંધવાને કારણે જાણે કે તેનું રેખાઓ ન પડી હોય એવો સંદેહ આપે છે તે દામોદર ભગવાન તમારું રક્ષણ કરો ૯૪

खिन्नोऽसि मुञ्च शैल विभृमो वयमिति वदत्सु शिथिलभुज । भरभुग्नविनतबाहुषु गोपेषु हसन्हरि र्जयति ॥ ९५ ॥

જ્યારે ગોવાળોએ જણાવ્યું કે તમે થાકી ગયા હશો માટે ગોવર્ધન પર્વત છોડી દો થોડીવાર સુધી અમે ઉપાડી રાખીશું ત્યારે ભગવાને પોતાનો હાથ જરા પોચો કર્યો એટલામાં તો શિથિલ થયેલા ગોવાળોના હાથ ભારને લીધે નમી જવા લાગ્યા એથી જે હસી રહ્યા છે એવા શ્રીકૃષ્ણ ભગવાન વિજય પામે છે ૯૫

नीत नवनवनीत कियदिति पृष्टो यशोदया कृष्ण ।
इयदिति गुरुजनससदि करधृतराधापयोधर पातु ॥

જ્યારે યશોદાએ પૂછ્યું કે 'તમે તાજું માખણ કેટલું લઈ ગયા, ત્યારે સર્વે વડીલ જનોની હાજરીમાં ભગવાન કૃષ્ણે પોતાના હાથથી રાધાના સ્તનનો સ્પર્શ કરીને જણાવ્યું કે 'આટલું લીધું છે' એવા શ્રીકૃષ્ણ સર્વેનું રક્ષણ કરો ૯૬

राधामधुसूदनयोरनुदिनमुपचीयमानस्य ।
प्रणयतरोरिव कुसुम मिथोऽवलोकस्मित पायात् ॥९७

રાધા અને શ્રીકૃષ્ણનો પ્રેમ એ વૃક્ષરૂપે છે અને તે વૃક્ષ પ્રતિદિન વધતું જાય છે તેમાં બંને જે પરસ્પર જોઈને મંદહાસ્ય કરે છે તે તો પ્રેમરૂપી વૃક્ષનું ફૂલ છે તે સર્વેનું રક્ષણ કરો ૯૭

श्रुतिमपरे स्मृतिमपरे भारतमपरे भजन्तु भवभीता ।
अहमिह नन्द वन्दे यस्यालिन्दे पर ब्रह्म ॥ ९८ ॥

સંસારથી ભયભીત બનેલ કેટલાક જનો વેદોને કેટલાક ધર્મશાસ્ત્રને અને કેટલાક મહાભારતને સેવે છે, તો ભલે સેવે પણ હું તો નંદને જ પ્રણામ કરું છું કે જેના આંગણામાં સાક્ષાત્ પરબ્રહ્મ લીલા કરે છે ૯૮

तप कैर्न तपोभि फलित तद्गोपबालानाम् ।
लोचनयुगले यासामञ्जनमासीन्निरञ्जन ब्रह्म ॥ ९९ ॥

તપ તો ઘણાએ કર્યું હશે, પણ ગોપબાલિકાઓનું તપ ખરેખર સફળ થયું કારણ કે તેમના બંને નેત્રોમાં શ્યામસ્વરૂપ નિરંજન બ્રહ્મ અંજનરૂપ બની ગયા ૯૯

स्तनधयन्त जननीमुखाब्ज, विलोक्य मन्दस्मित मुज्ज्वलाङ्गम् । स्पृशन्तमन्य स्तनमङ्गुलीभिर्वन्दे यशोदाङ्कगत मुकुन्दम् ॥ १०० ॥

જ્યારે ભગવાન યશોદા માતાના ખોળામાં બિરાજીને એક સ્તનને ધાવી રહ્યા છે ત્યારે માતાના મુખને જોઈને મંદ મંદ હસી રહ્યા છે અને પોતાની આંગળીઓથી બીજા સ્તનનો સ્પર્શ કરે છે એવા સુશોભિત શરીરવાળા શ્રીકૃષ્ણને હું પ્રણામ કરું છું ૧૦૦

भुजप्रभादण्ड इवोर्ध्वगामी स पातु व कस रिपो कृपाण । य पाञ्चजन्यप्रतिबिम्बभङ्गया धारा म्भस फेनमिव व्यनक्ति ॥ १०१ ॥

કંસને મારવા માટે કૃષ્ણે પોતાનું ખડ્ગ ઊંચું કર્યું તે ખડ્ગ પોતાના વિશાળ ભુજની કાંતિથી શોભતા દંડ જેવું લાગતું હતું અને પાંચજન્ય નામના શંખમાં તેનું પ્રતિબિંબ પડતું હતું તેથી જાણે કે જલધારાનું વિશાળ ફીણ હોય તેવું તે ખડ્ગ લાગતું હતું તે તમારું રક્ષણ કરો ૧૦૧

विहाय पीयूषरस मुनीश्वरा, ममाङ्घ्रिराजीव रस पिबन्ति किम् । इति स्वपादाम्बुजपानकौतुकी स गोपबाल श्रियमातनोतु व ॥ १०२ ॥

મુનિવરો અમૃતના રસને છોડીને મારા ચરણકમળના રસને પીએ છે તો ભલા ! તેમાં કેવો સ્વાદ હશે ? એમ વિસ્મય પામીને જાણે કે પરીક્ષા લેવા ચાહતા હોય તેમ પોતાના ચરણકમળને મુખમાં મૂકીને ચૂસી રહ્યા છે એવા શ્રીકૃષ્ણ તમારી સંપત્તિનો વિસ્તાર કરો ૧૦૨

विलिख्य सत्या कुचकुम्भसीम्नि पत्रावलि न्यासमिषेण राधाम् । लीलारविन्देन तया सरोष पायाद्विभु कोऽप्यभिहन्यमान ॥ १०३ ॥

જ્યારે શ્રીકૃષ્ણ પત્રની રેખાઓ દોરવાને બહાને સત્યભામાના કુચ પર રાધાને દોરી રહ્યા હતા ત્યારે સત્યભામાએ રોષે ભરાયા હોય એવા મિષથી જે ભગવાનને કમળથી માર્યા તે સર્વેનું રક્ષણ કરો ૧૦૩

कुञ्चिताधरपुटेन पूरयन्वशिका प्रचलदङ्गुलिपङ्क्ति ।
मोहयन्निखिलवामलोचना पातु कोऽपि नवनीरदच्छवि ॥

જે બંને અધરમાં વાંસળીને રાખીને તેમાં સ્વર પૂરે છે અને તેની પર આંગળીઓ નચાવે છે તેમજ

ર્વ સ્ત્રીઓને મુગ્ધ કરે છે, તેવાં નવીન મેઘ જેવી ાંતિવાળા ભગવાન સર્વનું રક્ષણ કરો. ૧૦૪

अतसीकुसुमोपमेयकान्तिर्यमुनातीरकदम्बमूलवर्ती । नवगोपवधूविनोदशाली वनमाली वितनोतु मङ्गलं वः॥

જેની શ્યામ સુંદર કાંતિ અળસીનાં પુષ્પ જેવી છે, જે યમુનાને કિનારે રહેલ કદંબની નીચે ઊભા છે અને જુવાન ગોપીઓને વિનોદ કરાવી રહ્યા છે; એવા વનમાળી ભગવાન કૃષ્ણ તમારું મંગલ કરો. ૧૦૫

गायन्तीनां गोपसीमन्तिनीनां स्फीताकाङ्क्षाम क्षिरोलम्बमालाम् । निश्चाञ्चल्यामात्मवक्त्रारविन्दे कुर्वन्नव्याद्देवकीनन्दनो वः ॥ १०६ ॥

જે ગાન કરતા ગોપીજનોની પ્રબળ અભિલાષાથી ભરેલાં, નેત્રોરૂપી ભમરાઓની હારને પોતાના મુખરૂપી કમલમાં સ્થિર કરી રહ્યા છે, એવા શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો. ૧૦૬

पुञ्जीभूतं प्रेम गोपाङ्गनानां मूर्तीभूतं भागधेयं यदूनाम् । एकीभूतं गुप्तवित्तं श्रुतिनां श्यामीभूतं ब्रह्म मे संनिधत्ताम् ॥ १०७ ॥

જાણે કે ગોપીજનોનો પ્રેમ એકઠો કરવામાં ન આવ્યો હોય; જાણે કે યાદવોનું ભાગ્ય મૂર્તિરૂપ બન્યું ન હોય; અને જાણે કે શ્રુતિઓનું ગુપ્ત ધન એક ઠેકાણે રહેલું ન હોય, તેવા શ્યામ સ્વરૂપ પરબ્રહ્મ મારા હૃદયમાં નિવાસ કરો. ૧૦૭

आनन्दमादधतमायतलोचनानामानीलमावलित कन्धरमात्तवंशम् । आपादमामुकुटमाकलितामृतौघमाकारमाकलयताममुमान्तरं नः ॥ १०८ ॥

જે વિશાળ નેત્રવાળા ગોપીજનોને આનંદ આપે છે, જેનું આખું શરીર શ્યામ છે, જેની ગર્દન વળેલી છે, જેણે વાંસળીને ધારણ કરી છે, પગથી તે મસ્તક સુધીનું જેનું શરીર અમૃતના સમૂહરૂપ જ છે; એવો આકાર અમારા આ અંતઃકરણને આકલિત કરો. ૧૦૮

त्वां पातु नीलनलिनीदलदामकान्तेः कृष्णस्य पाणिसरसीरुहकोशबन्धः । राधाकपोलमकरीलिखनेषु योऽयं कर्णावतंसकमलं विपुलीचकार ॥ १०९ ॥

જેની કાંતિ નીલકમળનાં પત્રોની માળા જેવી શ્યામ છે; એવા શ્રીકૃષ્ણના હસ્તરૂપી કમળનો કોશબંધ તમારું રક્ષણ કરો; જેણે રાધાના ગાલ પર પત્રની રેખા દોરતા રાધાના કાનમાં આભૂષણ તરીકે રહેલ ને વિસ્તીર્ણ કર્યું હતું. ૧૦૯

अभिनवनवनीतप्रीतमाताम्रनेत्रं विकचनलिनलक्ष्मीस्पर्धि सानन्दवक्त्रम् । हृदयभवनमध्ये योगिभिर्ध्यानगम्यं नवगगनतमालश्यामलं कंचिदीडे ॥११०

જે તાજા માખણથી ખુશ થાય છે, જેનાં નેત્ર રાતાં છે, જેનું આનંદિત મુખ ખીલેલા કમળની શોભાને ધારણ કરે છે, જે યોગીઓને હૃદયની અંદરના ધ્યાન વડે પ્રાપ્ત થાય છે અને જેની શ્યામ સુંદર કાંતિ શરદઋતુના આકાશ જેવી તથા તમાલ જેવી છે; એવા શ્રીકૃષ્ણની હું સ્તુતિ કરું છું. ૧૧૦

अभिनवनवनीतस्निग्धमापीतदुग्धं
दधिकणपरिदिग्धं मुग्धमङ्गं मुरारेः ।
दिशतु भवनकृच्छ्रच्छेदितापिच्छगुच्छच्छवि
नवशिखिपिच्छालाञ्छितं वांछितं वः ॥ १११ ॥

જે તાજા માખણથી સ્નિગ્ધ બનેલું છે, જેણે સારી પેઠે દૂધ પીધેલું છે, જે દહીંની કણીઓથી ખરડાયેલું છે; જે ત્રણ લોકની કષ્ટને છેદનારું છે, જેની તમાલના ગુચ્છ સરખી કાંતિ છે, અને જેને મોરપિચ્છનું ચિહ્ન છે; એવું શ્રીકૃષ્ણનું સુંદર અંગ તમારા મનોરથોને પૂરા કરો. ૧૧૧

कनककलशस्वच्छे राधापयोधरमण्डले ।
नवजलधरश्यामामात्मद्युतिं प्रतिबिम्बिताम् ॥
असितसिचयप्रान्तभ्रान्त्या मुहुर्मुहुरुत्क्षिपञ्जयति ।
जनितव्रीडाहासः प्रियाहसितो हरिः ॥ ११२ ॥

રાધાના સ્તનમંડલ સુવર્ણના કળશ જેવાં સ્વચ્છ છે; તેમાં નવા મેઘ જેવી પોતાની શ્યામ કાંતિને પ્રતિબિંબિત થયેલી જોઈને શ્રીકૃષ્ણ તેને શ્યામ વસ્ત્ર સમજીને વારંવાર ઊંચી કરવા મથી રહ્યા છે; તે જોઈને રાધાએ તેમની મશ્કરી કરી એટલે જેને લાજ અને સ્મિત પેદા થયાં છે; એવા શ્રીકૃષ્ણ વિજય પામે છે. ૧૧૨

ललितगमना नार्यो राजन्मनोजनितान्तभाः ।
सुरतिसदृशस्ताः सन्मुख्यो भवानपि तद्गुवे ॥
वनभुवमितो गेहादेको न गच्छतु मां विने-
त्यसकृदुदितः पुत्रः पित्रा जयत्यनघो हरिः ॥११३॥

પિતા નંદરાયજી પોતાના પુત્ર શ્રીકૃષ્ણને વારંવાર ઉપદેશ આપતા હતા કે, 'તમે મારા વિના એકલા વનમાં કોઈ દિવસ જશો નહીં; કારણ કે ગોપીઓ લલિત ગમનવાળી છે, તેમની કાંતિ કામદેવથી પણ અત્યંત સુશોભિત છે: તે રતિના જેવી સુંદર છે અને તેમનાં મુખ સુકોમળ છે અને તમારું મન લલિત ગાનમાં

કુશળ છે, કામદેવથી પણ તમે વિશેષ શોભો છો અને તમે રમણક્રિયામાં યોગ્ય છો.' એમ વારંવાર કહેવામાં આવેલા નિર્દોષ શ્રીકૃષ્ણ કલ્યાણ કરો. ૧૧૩

देवः पायात्पयसि विमले यामुने मज्जतीनां
याचन्तीनामनुनयपदैर्वञ्चितान्यंशुकानि ।
लज्जालोलैरलसवलितैरुन्मिषत्पञ्चबाणै-
र्गोपस्त्रीणां नयनकुसुमैरञ्चितः केशवो नः ॥११४॥

ગોપીઓ યમુનાના નિર્મળ જળમાં કેડ સુધી ડૂબીને ઊભેલી હતી અને કૃષ્ણે હરી લીધેલાં વસ્ત્રોને કાલાવાલા-ભર્યાં વચનોથી પાછાં માગતી હતી; એવાં ગોપીજનોનાં લજ્જાથી ચપળ, સ્તંભ–સાત્વિક ભાવથી શોભતાં તેમ જ કામદેવને જગાડતાં એવાં નેત્રારૂપી પુષ્પોથી પૂજાયેલા શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો. ૧૧૪

वृन्दारण्ये तपनतनयातीरवानीरकुञ्जे
गुञ्जन्मञ्जुभ्रमरपटलीकाकलीकेलिभाजि ।
आभीराणां मधुरमुरलीनादसंमोहितानां
मध्ये क्रीडन्नवतु नियतं नन्दगोपालबालः ॥११५॥

વૃંદાવનમાં સુંદર ગુંજારવ કરતી ભમરોની હારના મધુર રવથી ગુંજી ઊઠતા એવા યમુનાના કિનારા પરના નેતરના કુંજમા શ્રીકૃષ્ણ ગોપીઓની વચ્ચે ક્રીડા કરી રહ્યા છે અને તેમને મુરલીના મધુર નાદથી મોહ પમાડી રહ્યા છે એવા શ્રીકૃષ્ણ બધાનું સદા રક્ષણ કરો. ૧૧૫

शिरश्छायां कृष्णः क्षणमकृतराधाचरणयो-
र्भुजावल्लिच्छायामियमपि तदीयप्रतिकृतौ ।
इति क्रीडाकोपे निभृतमुभयोरप्यनुनय-
प्रसादौ जीयास्तामपि गुरुसमक्षं स्थितवतोः ॥

રાધા અને કૃષ્ણ બંને વડીલજનો પાસે ઊભા હતા; પરંતુ રાધા પ્રેમને કારણે કોપ્યાં હતા; તેમને રીઝવવા શ્રીકૃષ્ણે પોતાના શિરની છાયા ઘડીભર તેમના ચરણમાં કરી: તે જોઈને રાજી થયેલાં રાધાએ શ્રીકૃષ્ણના પડછાયા પર પોતાની ભુજલતાની છાયા કરી, એ રીતે અરસપરસ કરેલ વિનય અને પ્રસાદ વિજય પામો. ૧૧૬

अवेमव्यापाराकलनमतुरीस्पर्शमचिरा
दनुन्मीलत्तन्तुप्रकरघटनायासमसकृत् ।
विपीदत्पाञ्चालीविपदपनयैकप्रणयिनः
पटानां निर्माणं पतगपतिकेतोरवतु नः ॥११७॥

જ્યારે કૌરવોની સભામાં દ્રૌપદીની લાજ લૂંટાવા લાગી, ત્યારે તેની વિપત્તિ દૂર કરવામાં તત્પર થયેલા શ્રીકૃષ્ણે નવા વસ્ત્ર બનાવવા માંડ્યા; તે બનાવટમાં વણવાના દંડનો કોઈ વ્યાપાર નહોતો, તુરી નામના વણવાના યંત્રનો સ્પર્શ પણ નહોતો તેમ જ વાણા-તાણાને ગોઠવવાનો કોઈ શ્રમ નહોતો; એવા શ્રીકૃષ્ણની બનાવટ તમારું રક્ષણ કરો. ૧૧૭

कपोले पत्रालीं पुलकिनि विधातुं व्यवसितः
स्वयं श्रीराधायाः करकलितवर्तिर्मधुरिपुः ॥
अभूद्वक्त्रेन्दौ यन्निहितनयनः कम्पितभुज-
स्तदेतत्सामर्थ्यं तदभिनवरूपस्य जयति ॥११८॥

રાધાના પુલકિત થયેલ ગાલ પર જ્યારે શ્રીકૃષ્ણ પત્રની રેખા દોરવા હાથમા પીંછી લઈને બેઠા, ત્યારે *તેમની દૃષ્ટિ રાધાના મુખચંદ્રમાં લાગી ગઈ અને તેમનો* હાથ કંપવા લાગ્યો; તેથી તે પત્રરેખા દોરી શક્યા નહિ; એ રીતનું રાધાનું અભિનવ રૂપવાળું સામર્થ્ય વિજય પામે છે. ૧૧૮

जयश्रीविन्यस्तैर्महित इव मन्दारकुसुमैः
स्वयं सिन्दूरेण द्विपरणभुवा मुद्रित इव ।
भुजापीडक्रीडाहतकुवलयापीडकरिणः ।
प्रकीर्णासृग्बिन्दुर्जयति भुजदण्डो मुरजितः ॥११९

જ્યારે શ્રીકૃષ્ણે લીલા કરતા કરતા હાથના દબાણથી કુવલયાપીડ હાથીને મારી નાખ્યો, ત્યારે તેમનો વિશાળ ભુજદંડ લોહીના બિંદુઓથી છંટાઈ ગયો; તે જાણે કે જયલક્ષ્મીએ વિખેરેલા કલ્પવૃક્ષના પુષ્પોથી પૂજાયો હોય અને જાણે કે હાથીની સાથે સંગ્રામ કરવાના આનંદને લીધે પોતે જ સિંદૂરથી રંગાયો ન હોય, તેવો દેખાતો હતો; તે ભુજદંડ વિજય પામે છે. ૧૧૯

सुपर्णस्वर्णाद्रौ रचितमणिशृङ्गं जलधिजा-
मुखाम्भोजे भृङ्गो निगमविलसत्पञ्जरशुकः ।
त्रिलोकीकस्तूरीतिलककमनीयो व्रजवधू-
विहारी श्रीकृष्णो दिशतु भवतां शर्म सततम् ॥१२०

જેમ સોનાના સુમેરુ પર્વત પર ઇંદ્રનીલમણિનું શિખર શોભે તેમ ગરુડ પર શ્રીકૃષ્ણ શોભતા હતા; જેમ કમળમાં ભમરો શોભે તેમ લક્ષ્મીના મુખકમલના રસનુ પાન કરતા શ્રીકૃષ્ણ શોભતા હતા; જેમ પિંજરામાં પોપટ શોભે તેમ વેદોમાં શ્રીકૃષ્ણ શોભતા હતા; તેવા ત્રણ લોકરૂપી નાયિકાના તિલકની જેમ શોભતા અને ગોપીજનો સાથે વિહાર કરતા શ્રીકૃષ્ણ તમારું અખંડ કલ્યાણ કરો. ૧૨૦

मेघैर्मेदुरमम्बरं वनभुवः श्यामास्तमालद्रुमै-
र्नक्तं भीरुरयं त्वमेव तदिमं राधे गृहं प्रापय ।

જેમણે ક્રોધ કરીને રાવણની અશોકવાડી ભાંગવા માંડી, ત્યારે દેવોની નગરીમાં દુંદુભિના નાદ થયા હતા અને લંકા નગરીમાં નવી પીડા ઊભી થઈ હતી; એવા હનુમાનજી કે જે સીતાપતિ રામના પ્રણામ અને ધ્યાનથી વિખ્યાત મહિમાવાળા બન્યા છે અને જે વાનરકુળના શિરોમણિ છે, તે તમારી રક્ષા કરો. ૮૧

**રામ અને કૃષ્ણ**

त्रातः काकोदरो येन द्रोग्धापि करुणात्मना ।
पूतनामारणख्यातः स मेऽस्तु शरणं प्रभुः ॥८२

જેણે દ્રોહ કરનાર(એવા કાગડાનો કે કાલિયનાગ)નો કરુણા કરીને ઉદ્ધાર કર્યો અને જે પવિત્ર નામવાળા ('પૂતનામાં') બનીને કે પૂતનાને મારીને રણમાં વિખ્યાત થયા; તેવા ભગવાન રામ કે કૃષ્ણ મારું શરણ હો. ૮૨

मर्दितरावणकंसौ सरयूयमुनाविहारिणौ देवौ ।
अर्पितविप्रकुमारौ हरिपतिहरिकेतनप्रियौ वन्दे ॥

રાવણ કે કંસનું મર્દન કરનારા, સરયૂમાં કે યમુનામાં વિહાર કરનારા, ફરી જીવતા કરીને બ્રાહ્મણને તેના પુત્ર આપનારા, એવા હનુમાનજી કે અર્જુન પર પ્રેમ કરનાર ભગવાન રામ કે કૃષ્ણને હું પ્રણામ કરું છું.

यः पूतनामारणलब्धकीर्तिः काकोदरो येन विनीतदर्पः।
यशोदयालंकृतमूर्तिरव्यात्पतिर्यदूनामथवा रघूणाम् ॥

જે પૂત (પવિત્ર) નામવાળા બનીને કે પૂતનાને મારીને રણમા કીર્તિ મેળવનારા છે, કાગડો કે કાલીય નાગનો ગર્વ જેણે ઉતાર્યો છે, જેની મૂર્તિ યશ અને દયાને કારણે કે યશોદા માતાને કારણે શોભી રહી છે. એવા રઘુકુલના કે યદુકુલના પતિ સર્વનું રક્ષણ કરો.

**શ્રીકૃષ્ણ**

इन्दीवरदलश्याममिन्दिरानन्दकन्दलम् ।
वन्दारुजनमन्दारं वन्देऽहं यदुनन्दनम् ॥८५॥

જે નીલકમળના પત્ર જેવા શ્યામસુંદર છે, લક્ષ્મીને પરમ આનંદ આપનાર છે અને ભક્તજનોને કલ્પવૃક્ષ સમાન છે એવા શ્રીકૃષ્ણને હું પ્રણામ કરું છું. ૮૫

देवः पायादपायान्नः स्मेरेन्दीवरलोचनः ।
संसारध्वान्तविध्वंसहंसः कंसनिषूदनः । ८६॥

જેના નેત્ર વિકસિત નીલકમળ જેવા સુંદર છે અને અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવામાં જે સૂર્યસ્વરૂપ છે, એવા કંસનો નાશ કરનાર શ્રીકૃષ્ણ અમને સર્વ દુઃખોથી બચાવો. ૮૬

पान्तु वो जलदश्यामाः शार्ङ्गज्याघातकर्कशाः ।
त्रैलोक्यमण्डपस्तम्भाश्चत्वारो हरिबाहवः ॥

જે મેઘના જેવા શ્યામ છે. શાર્ઙ્ગ ધનુષની દોરીના આઘાતોથી જે કઠોર થયા છે અને ત્રણ લોકરૂપી મંડપના જે સ્તંભરૂપ બનેલ છે; એવા શ્રીકૃષ્ણના ચાર બાહુઓ તમારું રક્ષણ કરો ૮૭

दर्पणार्पितमालोक्य मायास्त्रीरूपमात्मनः ।
आत्मन्येवानुरक्तो वः शिवं दिशतु केशवः ॥८८॥

પોતાનું મોહિનીસ્વરૂપ દર્પણમાં પ્રતિબિંબિત થયેલું જોઈને જે પોતામાં જ આસક્ત થયા હતા, એવા શ્રીકૃષ્ણ તમારું કલ્યાણ કરો. ૮૮

हृदयं कौस्तुभोद्भासि हरेः पुष्णातु वः श्रियम् ।
राधाप्रवेशरोधाय दत्तमुद्रमिव श्रिया ॥८९॥

લક્ષ્મીજીએ રાધાના પ્રવેશને અટકાવવા માટે રાખેલું જાણે કે સીલ ન હોય, તેવા કૌસ્તુભમણિથી જેનું હૃદય શોભી રહ્યું છે, તે શ્રીકૃષ્ણનું હૃદય તમારી લક્ષ્મીને વધારો. ૮૯

देहि मत्कन्दुकं राधे परिधाननिगूहितम् ।
इति विस्रंसयन्नीवीं तस्याः कृष्णो मुदेऽस्तु नः ॥९०

'રાધા' તમે તમારા વસ્ત્રમાં મારો દડો છુપાવી રાખ્યો છે, તે આપો,' એમ બોલીને જે રાધાનાં વસ્ત્ર ખેંચી રહ્યા છે, એવા શ્રીકૃષ્ણ તમને આનંદ આપો.

मीमांसार्णवसोमं लसदर्कं तर्कपद्मस्य ।
वेदान्तविपिनसिंहं वन्दे गोविन्दसाभिधं ब्रह्म ॥

મીમાંસાશાસ્ત્ર એ સમુદ્રરૂપે છે અને ભગવાન તેની વૃદ્ધિ કરનાર ચંદ્રરૂપ છે; તર્કશાસ્ત્ર એ કમળ છે અને ભગવાન તેનો વિકાસ કરનાર સૂર્યરૂપ છે; વેદાંત એ વનરૂપે છે અને ભગવાન તેમા વાસ કરનાર સિંહરૂપ છે; એવા ગોવિંદ નામના બ્રહ્મને હું વંદન કરું છું.

अवलोकितमनुमोदितमालिङ्गितमङ्गनाभिरनुरागैः ।
अधिवृन्दावनकुञ्जं मरकतपुञ्जं नमस्यामः ॥९२॥

વૃંદાવનની કુંજગલીઓની અંદર અનેક સ્ત્રીઓએ જેને પ્રેમથી જોયા છે, અનુમોદન આપ્યું છે અને આલિંગન આપ્યું છે; એવા ઇન્દ્રનીલમણિના પુંજસ્વરૂપ કૃષ્ણને અમે પ્રણામ કરીએ છીએ. ૯૨

मकरीविरचनभङ्ग्या राधाकुचकलशपीडनव्यसनी ।
ऋजुमपि रेखां लुम्पन्नलववेपो हरिर्जयति ॥ ९३ ॥

'લાવ, હું પત્રરેખા દોરું' એમ યુક્તિ કરીને જેને રાધાના કુચકુંભને દબાવવાનું વ્યસન પડ્યું છે

અને એથી તો સરળ રીતે બની ગયેલી પત્રરેખાને પણ જે લૂછી નાખે છે; એવા ગોપાનવેશધારી વિષ્ણુ ભગવાન વિજય પામે છે ૯૩

कठिनतरदामवेष्टनलेखासंदेहदायिनो यस्य ।
राजन्ति वलिविभङ्गाः स पातु दामोदरो भवतः ॥९४

જેના ઉદર પર સ્વાભાવિક ત્રણ વલીઓ પડેલી છે; પરંતુ અત્યંત કઠણ દોરી બાંધવાને કારણે જાણે કે ત્રણ રેખાઓ ન પડી હોય, એવો સંદેહ આપે છે, તે દામોદર ભગવાન તમારું રક્ષણ કરો. ૯૪

खिन्नोऽसि मुञ्च शैलं बिभृमो वयमिति वदत्सु शिथिलभुजः । भरभुग्नविनतबाहुषु गोपेषु हसन्हरिर्जयति ॥ ९५ ॥

જ્યારે ગોવાળોએ જણાવ્યું કે 'તમે થાકયા હશો માટે ગોવર્ધન પર્વત છોડી દો થોડીવાર સુધી અમે ઉપાડી રાખીશું.' ત્યારે ભગવાને પોતાનો હાથ જરા પોચો કર્યો એટલામાં તો ઊંચા કરેલા ગોવાળોના હાથ ભારને લીધે નમી જવા લાગ્યા એથી જે હસી રહ્યા છે, એવા શ્રીકૃષ્ણ ભગવાન વિજય પામે છે ૯૫

नीत नवनवनीतं कियदिति पृष्टो यशोदया कृष्णः ।
इयदिति गुरुजनसंसदि करधृतराधापयोधरः पातु ॥

જ્યારે યશોદાએ પૂછ્યું કે 'તમે તાજું માખણ કેટલું લઈ ગયા, ત્યારે સર્વે વડીલ જનોની વચમા ભગવાન કૃષ્ણે પોતાના હાથથી રાધાના સ્તનનો સ્પર્શ કરીને જણાવ્યું કે 'આટલુ લીધુ છે ' એવા શ્રીકૃષ્ણ સર્વનું રક્ષણ કરો. ૯૬

राधामधुसूदनयोरनुदिनमुपचीयमानस्य ।
प्रणयतरोरिव कुसुमं मिथोऽवलोकस्मितं पायात् ॥९७

રાધા અને શ્રીકૃષ્ણનો પ્રેમ એ વૃક્ષરૂપે છે અને તે વૃક્ષ પ્રતિદિન વધતું જાય છે. તે બંને જે પરસ્પર જોઈને મંદહાસ્ય કરે છે, તે તો પ્રેમરૂપી વૃક્ષનું ફૂલ છે તે સર્વનું રક્ષણ કરો ૯૭

श्रुतिमपरे स्मृतिमपरे भारतमपरे भजन्तु भवभीताः ।
अहमिह नन्दं वन्दे यस्यालिन्दे परं ब्रह्म ॥ ९८ ॥

સંસારથી ભયભીત બનેલ કેટલાક જનો વેદોને, કેટલાક ધર્મશાસ્ત્રને અને કેટલાક મહાભારતને સેવે છે, તો ભલે સેવે; પણ હું તો નંદને જ પ્રણામ કરું છું; કે જેના આંગણામાં સાક્ષાત્ પરબ્રહ્મ લીલા કરે છે. ૯૮

तप्तं कैर्न तपोभिः फलितं तद्गोपबालानाम् ।
लोचनयुगले यासामञ्जनमासीन्निरञ्जनं ब्रह्म ॥९९॥

તપ તો ઘણાએ કર્યું હશે, પણ ગોપબાલિકાઓનુ તપ ખરેખર સફળ થયું; કારણ કે તેમનાં બંને નેત્રોમાં શ્યામસ્વરૂપ નિરંજન બ્રહ્મ અંજનરૂપ બની ગયા ૯૯

स्तनंधयन्तं जननीमुखाब्जं, विलोक्य मन्दस्मितमुज्ज्वलाङ्गम् । स्पृशन्तमन्यं स्तनमङ्गुलीभिर्वन्दे यशोदाङ्कगतं मुकुन्दम् ॥ १०० ॥

જ્યારે ભગવાન યશોદા માતાના ખોળામાં બિરાજીને એક સ્તનને ધાવી રહ્યા છે; ત્યારે માતાના મુખને જોઈને મંદ મંદ હસી રહ્યા છે અને પોતાની આંગળીઓથી બીજા સ્તનનો સ્પર્શ કરે છે; એવા સુશોભિત શરીરવાળા શ્રીકૃષ્ણને હું પ્રણામ કરું છું. ૧૦૦

भुजप्रभादण्ड इवोर्ध्वगामी स पातु वः कंसरिपोः कृपाणः । यः पाञ्चजन्यप्रतिबिम्बभङ्ग्या धाराम्भसः फेनमिव व्यनक्ति ॥ १०१ ॥

કંસને મારવા માટે કૃષ્ણે પોતાનું ખડ્ગ ઊંચું કર્યું, તે ખડ્ગ પોતાના વિશાળ ભુજની કાંતિથી શોભતા દંડ જેવું લાગતુ હતુ અને પાંચજન્ય નામના શંખમાં તેનું પ્રતિબિંબ પડતુ હતુ. તેથી જાણે કે જલધારાનું વિશાળ ફીણ હોય; તેવું તે ખડ્ગ લાગતુ હતુ, તે તમારું રક્ષણ કરો. ૧૦૧

विहाय पीयूषरसं मुनीश्वरा, ममाङ्घ्रिराजीवरसं पिबन्ति किम् । इति स्वपादाम्बुजपानकौतुकी स गोपबालः श्रियमातनोतु वः ॥ १०२ ॥

મુનિવરો અમૃતના રસને છોડીને મારાં ચરણ-કમળના રસને પીએ છે, તો ભલા! તેમાં કેવો સ્વાદ હશે? એમ વિસ્મય પામીને જાણે કે પરીક્ષા લેવા ચાહતા હોય તેમ પોતાના ચરણકમળને મુખમાં મૂકીને ચૂમી રહ્યા છે, એવા શ્રીકૃષ્ણ તમારી સંપત્તિનો વિસ્તાર કરો ૧૦૨

विलिख्य सत्याः कुचकुम्भसीम्नि पत्रावलिन्यासमिषेण राधाम् । लीलारविन्देन तया सरोषं पायाद्विभुः कोऽप्यभिहन्यमानः ॥ १०३ ॥

જ્યારે શ્રીકૃષ્ણ પત્રની રેખાઓ દોરવાને બહાને સત્યભામાના કુચ પર રાધાને દોરી રહ્યા હતા ત્યારે સત્યભામાએ રોષે ભરાયા હોય એવા મિષથી જે ભગવાનને કમળથી માર્યો, તે સર્વનુ રક્ષણ કરો. ૧૦૩

कुञ्चिताधरपुटेन पूरयन्वंशिकां प्रचलदङ्गुलिपङ्क्तिः ।
मोहयन्निखिलवामलोचनाः पातु कोऽपि नवनीरदच्छविः॥

જે બંને અધરમાં વાંસળીને રાખીને તેમાં સ્વર પૂરે છે અને તેની પર આંગળીઓ નચાવે છે તેમજ

સર્વ સ્ત્રીઓને મુગ્ધ કરે છે, તેવાં નવીન મેઘ જેવી કાંતિવાળા ભગવાન સર્વનું રક્ષણ કરો. ૧૦૪

अतसीकुसुमोपमेयकान्तिर्यमुनातीरकदम्बमूलवर्ती ।
नवगोपवधूविनोदशाली वनमाली वितनोतु मङ्गलं वः॥

જેની શ્યામ સુંદર કાંતિ અળસીનાં પુષ્પ જેવી છે, જે યમુનાને કિનારે રહેલ કદંબની નીચે ઊભા છે અને જુવાન ગોપીઓને વિનોદ કરાવી રહ્યા છે; એવા વનમાળી ભગવાન કૃષ્ણ તમારું મંગલ કરો. ૧૦૫

गायन्तीनां गोपसीमन्तिनीनां स्फीताकाङ्क्षाम क्षिरोलम्बमालाम् । निश्चाञ्चल्यामात्मवक्त्रारविन्दे कुर्वन्नव्याद्देवकीनन्दनो वः ॥ १०६ ॥

જે ગાન કરતા ગોપીજનોની પ્રબળ અભિલાષાથી ભરેલાં, નેત્રોરૂપી ભમરાઓની હારને પોતાના મુખરૂપી કમલમાં સ્થિર કરી રહ્યા છે, એવા શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો. ૧૦૬

पुञ्जीभूतं प्रेम गोपाङ्गनानां मूर्तीभूतं भागधेयं यदूनाम् । एकीभूतं गुप्तवित्तं श्रुतिनां श्यामीभूतं ब्रह्म मे संनिधत्ताम् ॥ १०७ ॥

જાણે કે ગોપીજનોનો પ્રેમ એકઠો કરવામાં ન આવ્યો હોય; જાણે કે યાદવોનું ભાગ્ય મૂર્તિરૂપ બન્યું ન હોય; અને જાણે કે શ્રુતિઓનું ગુપ્ત ધન એક ઠેકાણે રહેલું ન હોય, તેવા શ્યામ સ્વરૂપ પરબ્રહ્મ મારા હૃદયમાં નિવાસ કરો. ૧૦૭

आनन्दमादधतमायतलोचनानामानीलमावलित-कन्धरमात्तवंशम् । आपादमामुकुटमाकलितामृतौघ-माकारमाकलयतामममुमान्तरं नः ॥ १०८ ॥

જે વિશાળ નેત્રવાળા ગોપીજનોને આનંદ આપે છે, જેનું આખું શરીર શ્યામ છે, જેની ગર્દન વળેલી છે, જેણે વાંસળીને ધારણ કરી છે, પગથી તે મસ્તક સુધીનું જેનું શરીર અમૃતના સમૂહરૂપ જ છે; એવો આકાર અમારા આ અંતઃકરણને આકલિત કરો. ૧૦૮

त्वां पातु नीलनलिनीदलदामकान्तेः कृष्णस्य पाणिसरसीरुहकोशबन्धः । राधाकपोलमकरीलिखनेषु योऽयं कर्णावतंसकमलं विपुलीचकार ॥ १०९ ॥

જેની કાંતિ નીલકમળનાં પત્રોની માળા જેવી શ્યામ છે; એવા શ્રીકૃષ્ણના હસ્તરૂપી કમળનો કોશબંધ તમારું રક્ષણ કરો; જેણે રાધાના ગાલ પર પત્રની રેખા દોરતા રાધાના કાનમાં આભૂષણ તરીકે રહેલ કમળને વિસ્તીર્ણ કર્યું હતું. ૧૦૯

अभिनवनवनीतप्रीतमाताम्रनेत्रं विकचनलिन-लक्ष्मीस्पर्धि मानन्दवक्त्रम् । हृदयभवनमध्ये योगि-भिर्ध्यानगम्यं नवगगनतमालश्यामलं कंचिदीडे ॥११०

જે તાજા માખણથી ખુશ થાય છે, જેનાં નેત્ર રાતાં છે, જેનું આનંદિત મુખ ખીલેલા કમળની શોભાને ધારણ કરે છે, જે યોગીઓને હૃદયની અંદરના ધ્યાન વડે પ્રાપ્ત થાય છે અને જેની શ્યામ સુંદર કાંતિ શરદઋતુના આકાશ જેવી તથા તમાલ જેવી છે; એવા શ્રીકૃષ્ણની હું સ્તુતિ કરું છું. ૧૧૦

अभिनवनवनीतस्निग्धमापीतदुग्धं
दधिकणपरिदिग्धं मुग्धमङ्गं मुरारेः ।
दिशतु भवनकृच्छ्रच्छेदितापिच्छगुच्छच्छवि
नवशिखिपिच्छालाञ्छितं वाञ्छितं वः ॥ १११ ॥

જે તાજા માખણથી સ્નિગ્ધ બનેલું છે, જેણે સારી પેઠે દૂધ પીધેલું છે, જે દહીંની કણીઓથી ખરડાયેલું છે; જે ત્રણ લોકની કષ્ટને છેદનારું છે, જેની તમાલના ગુચ્છ સરખી કાંતિ છે, અને જેને મોરપિચ્છનું ચિહ્ન છે; એવું શ્રીકૃષ્ણનું સુંદર અંગ તમારા મનોરથોને પૂરા કરો. ૧૧૧

कनककलशस्वच्छे राधापयोधरमण्डले ।
नवजलधरश्यामामात्मद्युतिं प्रतिबिम्बिताम् ॥
असितसिचयप्रान्तभ्रान्त्या मुहुर्मुहुरुत्क्षिपञ्जयति ।
जनितव्रीडाहासः प्रियाहसितो हरिः ॥ ११२ ॥

રાધાના સ્તનમંડલ સુવર્ણના કળશ જેવાં સ્વચ્છ છે; તેમાં નવા મેઘ જેવી પોતાની શ્યામ કાંતિને પ્રતિબિંબિત થયેલી જોઈને શ્રીકૃષ્ણ તેને શ્યામ વસ્ત્ર સમજીને વારંવાર ઊંચી કરવા મથી રહ્યા છે; તે જોઈને રાધાએ તેમની મશ્કરી કરી એટલે જેને લાજ અને સ્મિત પેદા થયાં છે; એવા શ્રીકૃષ્ણ વિજય પામે છે. ૧૧૨

ललितगमना नार्यो राजन्मनोजनितान्विभाः ।
सुरतिसदृशस्ताः सन्मुख्यो भवानपि तद्गुवे ॥
वनमुवमितो गेहादेको न गच्छतु मां विने-
त्यसकृदुदितः पुत्रः पित्रा जयत्यनघो हरिः ॥११३॥

પિતા નંદરાયજી પોતાના પુત્ર શ્રીકૃષ્ણને વારંવાર ઉપદેશ આપતા હતા કે, 'તમે મારા વિના એકલા વનમાં કોઈ દિવસ જશો નહીં; કારણ કે ગોપીઓ લલિત ગમનવાળી છે, તેમની કાંતિ કામદેવથી પણ અત્યંત સુશોભિત છે; તે રતિના જેવી સુંદર છે અને તેમનાં મુખ સુકોમળ છે અને તમારું મન લલિત ગાનમાં

કુશળ છે, કામદેવથી પણ તમે વિશેષ શોભો છો અને તમે રમણક્રિયામાં યોગ્ય છો.' એમ વારંવાર કહેવામાં આવેલા નિર્દોષ શ્રીકૃષ્ણ કલ્યાણ કરો. ૧૧૩

देवः पायात्पयसि विमले यामुने मज्जतीनां
याचन्तीनामनुनयपदैर्वञ्चितान्यंशुकानि ।
लज्जालोलैरलसवलितैरुन्मिषत्पञ्चबाणै-
र्गोपस्त्रीणां नयनकुसुमैरञ्चितः केशवो नः ॥११४॥

ગોપીઓ યમુનાના નિર્મળ જળમાં કેડ સુધી ડૂબીને ઊભેલી હતી અને કૃષ્ણે હરી લીધેલાં વસ્ત્રોને કાલાવાલા-ભર્યાં વચનોથી પાછાં માગતી હતી; એવાં ગોપીજનોનાં લજ્જાથી ચપળ, સ્તબ્ધ–સાત્ત્વિક ભાવથી શોભતાં તેમ જ કામદેવને જગાડતાં એવાં નેત્રોરૂપી પુષ્પોથી પૂજાયેલા શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો. ૧૧૪

वृन्दारण्ये तपनतनयातीरवानीरकुञ्जे
गुञ्जन्मञ्जुभ्रमरपटलीकाकलीकेलिभाजि ।
आभीराणां मधुरमुरलीनादसंमोहितानां
मध्ये क्रीडन्नवतु नियतं नन्दगोपालबालः ॥११५॥

વૃંદાવનમાં સુંદર ગુંજારવ કરતી ભમરોની હારના મધુર રવથી ગુંજી ઊઠતા એવા યમુનાના કિનારા પરના નેતરના કુંજમાં શ્રીકૃષ્ણ ગોપીઓની વચ્ચે ક્રીડા કરી રહ્યા છે અને તેમને મુરલીના મધુર નાદથી મોહ પમાડી રહ્યા છે એવા શ્રીકૃષ્ણ બધાનું સદા રક્ષણ કરો. ૧૧૫

शिरश्छायां कृष्णः क्षणमकृत राधाचरणयो-
र्भुजावल्लिच्छायामियमपि तदीयप्रतिकृतौ ।
इति क्रीडाकोपे निभृतमुभयोरप्यनुनय-
प्रसादौ जीयास्तामपि गुरुसमक्षं स्थितवतोः ॥

રાધા અને કૃષ્ણ બંને વડીલજનો પાસે ઊભાં હતાં; પરંતુ રાધા પ્રેમને કારણે કોપ્યાં હતાં; તેમને રીઝવવા શ્રીકૃષ્ણે પોતાના શિરની છાયા ઘડીભર તેમનાં ચરણમાં કરી: તે જોઈને રાજી થયેલાં રાધાએ શ્રીકૃષ્ણના પડ-છાયા પર પોતાની ભુજલતાની છાયા કરી, એ રીતે અરસપરસ કરેલ વિનય અને પ્રસાદ વિજય પામો. ૧૧૬

अवेमव्यापाराकलनमतुरीस्पर्शमचिरा-
दतुन्मीलत्तन्तुप्रकरघटनायासमसकृत् ।
विपीदत्पाञ्चालीविपदपनयैकप्रणयिनः
पटानां निर्माणं पतगपतिकेतोरवतु नः ॥११७॥

જ્યારે કૌરવોની સભામાં દ્રૌપદીની લાજ લૂંટાવા લાગી, ત્યારે તેની વિપત્તિ દૂર કરવામાં તત્પર થયેલા શ્રીકૃષ્ણે નવા વસ્ત્ર બનાવવા માંડ્યાં; તે બનાવટમાં વણવાના દંડનો કોઈ વ્યાપાર નહોતો, તુરી નામના વણવાના યંત્રનો સ્પર્શ પણ નહોતો તેમ જ વાણા-તાણાને ગોઠવવાનો કોઈ શ્રમ નહોતો; એવા શ્રીકૃષ્ણની બનાવટ તમારું રક્ષણ કરો. ૧૧૭

कपोले पत्रालीं पुलकिनि विधातुं व्यवसितः
स्वयं श्रीराधायाः करकलितवर्तिर्मधुरिपुः ॥
अभूद्वक्त्रेन्दौ यन्निहितनयनः कम्पितभुज-
स्तदेतत्सामर्थ्यं तदभिनवरूपस्य जयति ॥११८॥

રાધાના પુલકિત થયેલ ગાલ પર જ્યારે શ્રીકૃષ્ણ પત્રની રેખા દોરવા હાથમાં પીંછી લઈને બેઠા, ત્યારે તેમની દૃષ્ટિ રાધાના મુખચંદ્રમાં લાગી ગઈ અને તેમનો હાથ કંપવા લાગ્યો; તેથી તે પત્રરેખા દોરી શક્યા નહિ; એ રીતનું રાધાનું અભિનવ રૂપરાણું સામર્થ્ય વિજય પામે છે. ૧૧૮

जयश्रीविन्यस्तैर्महित इव मन्दारकुसुमैः
स्वयं सिन्दूरेण द्विपरणभुवा मुद्रित इव ।
भुजापीडक्रीडाहतकुवलयापीडकरिणः ।
प्रकीर्णासृग्बिन्दुर्जयति भुजदण्डो मुरजितः ॥११९

જ્યારે શ્રીકૃષ્ણે લીલા કરતાં કરતાં હાથના દબાણથી કુવલયાપીડ હાથીને મારી નાખ્યો, ત્યારે તેમનો વિશાળ ભુજદંડ લોહીનાં બિંદુઓથી છંટાઈ ગયો; તે જાણે કે જયલક્ષ્મીએ વિખેરેલા કલ્પવૃક્ષનાં પુષ્પોથી પૂજાયો હોય અને જાણે કે હાથીની સાથે સંગ્રામ કરવાના આનંદને લીધે પોતે જ સિંદૂરથી રંગાયો ન હોય, તેવો દેખાતો હતો; તે ભુજદંડ વિજય પામે છે. ૧૧૯

सुपर्णस्वर्णाद्रौ रचितमणिशृङ्गः जलधिजा-
मुखाम्भोजे भृङ्गो निगमविलसत्पञ्जरशुकः ।
त्रिलोकीकस्तूरीतिलककमनीयो व्रजवधू-
विहारी श्रीकृष्णो दिशतु भवतां शर्म सततम् ॥१२०

જેમ સોનાના સુમેરુ પર્વત પર ઇંદ્રનીલમણિનું શિખર શોભે તેમ ગરુડ પર શ્રીકૃષ્ણ શોભતા હતા; જેમ કમળમાં ભમરો શોભે તેમ લક્ષ્મીના મુખકમલના રસનું પાન કરતા શ્રીકૃષ્ણ શોભતા હતા; જેમ પિંજરામાં પોપટ શોભે તેમ વેદોમાં શ્રીકૃષ્ણ શોભતા હતા; તેવા ત્રણ લોકરૂપી નાયિકાના તિલકની જેમ શોભતા અને ગોપીજનો સાથે વિહાર કરતા શ્રીકૃષ્ણ તમારું અખંડ કલ્યાણ કરો. ૧૨૦

मेघैर्मेदुरमम्बरं वनभुवः श्यामास्तमालद्रुमै-
र्नक्तं भीरुरयं त्वमेव तदिमं राधे गृहं प्रापय ।

इत्थं नन्दनिदेशतश्चलितयोः प्रत्यध्वकुञ्जद्रुमं
राधामाधवयोर्जयन्ति यमुनाकूले रहःकेलयः ॥

નંદરાયે રાધાને જણાવ્યું કે, 'હે રાધા! આકાશ મેઘની ઘટાઓથી ઘેરાયેલું છે, વનના પ્રદેશો તમાલના વૃક્ષોથી શ્યામ બની ગયા છે, રાતનો વખત છે અને આ કૃષ્ણ બીકણ છે, માટે તું તેને ઘેર પહોંચાડી આવ' એ રીતે આજ્ઞા મળતાં જ રાધા અને કૃષ્ણ ચાલવા લાગ્યા તેમજ યમુનાના કિનારા પર રહેલ દરેક માર્ગમાં અને કુંજગલીમાં એકાંત વિહાર કરવા લાગ્યા તેવી તેમની તે લીલાઓ વિજય પામે છે ૧૨૧

कौन्तेयस्य सहायतां करुणया गत्वा विनीतात्मनो
येनोल्लङ्घितसत्पथः कुरुपतिश्चक्रे कृतान्तातिथिः ।
त्रैलोक्यस्थितिसूत्रधारतिलको देवः सदा संपदं
साधूनामसुराधिनाथमथनः स्ताद्देवकीनन्दनः ॥१२२॥

જે શ્રીકૃષ્ણે વિનયી પાંડવોની કૃપાપૂર્વક સહાયતા કરી અને નીતિમાર્ગને ઓળંગી જનાર દુર્યોધનને યમરાજનો અતિથિ બનાવ્યો, તે શ્રીકૃષ્ણ ત્રણે લોકની રક્ષા કરનારાઓના સૂત્રધાર અને તેમના તિલકરૂપ છે અને મોટા મોટા દૈત્યોનું મથન કરનારા છે, તે શ્રીકૃષ્ણ સજ્જનોને સદા સંપત્તિ આપનારા બની રહો ૧૨૨

आताम्रे नयने स्फुरत्कुचभरः श्वासो न विश्राम्यति
स्वेदाम्भःकणदन्तुरं तव मुखं हेतुस्तु नो लक्ष्यते ।
धिक्को वेद मनः स्त्रिया इति गिरा रुष्टा प्रिया भीषयन्
स्तस्यास्तत्क्षणकातरेक्षणपरिष्वक्तो हरिः पातु वः ॥

જ્યારે રાધાને રિસાયેલી જોઈ ત્યારે તેને વિશેષ બિવડાવવા માટે શ્રીકૃષ્ણે તેને જણાવ્યું કે 'તારાં નેત્રો ખૂબ જ લાલ થઈ ગયાં છે, તારો શ્વાસ શાંત જ થતો નથી અને તેની કુચમંડળ કંપી રહ્યાં છે. પસીનાના જળની કણીઓથી તારું મુખ પણ ભરાઈ ગયું છે પરંતુ તે બધાનું કારણ શું હશે, તે જાણવામાં આવતું નથી. ધિક્કાર છે કે સ્ત્રીના અભિપ્રાયને કોણ જાણી શકે! તે સાંભળતાં જ રાધા ભયચપળ નેત્રોથી જેને જોવા લાગી છે એવા શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો ૧૨૩

सस्पृक्तानिव पातुमौपनिषदान्याहारमाध्वीरसा-
नुन्मार्ष्टुं व्रजसुन्दरीकुचतटीपाटीररेणूनिव ।
उन्मीलन्मुरलीनिनादरहलामोदोपसीदद्गवी-
जिह्वालीढमलीकसत्वरशिशोः पादाम्बुजं पातु वः ॥

પ્રગટ થતા મુરલીના નાદના અત્યંત આનંદને લીધે ગાયો ભગવાનની પાસે આવતી હતી અને તેમના ચરણકમળને જીભથી ચાટતી હતી તે જાણે કે ઉપનિષદના સિદ્ધાંતરૂપી મધુર રસોને તે ગાયો પીવાને ચાહતી ન હોય અને તળિયે લાગેલી વ્રજવનિતાઓના કુચમંડળના ચંદનોની રજને લૂછી નાખતી ન હોય તેમ લાગતું હતું એ રીતે માયાભાવે બાલસમાન બનેલ શ્રીકૃષ્ણનું ચરણકમળ તમારું રક્ષણ કરો ૧૨૪

कृष्णो गोरसचौर्यमम्ब कुरुते किं कृष्ण मातः सुरा-
पानं न प्रकरोमि राम किमिदं नाहं परस्त्रीरतः ।
किं गोविन्द वदत्यसौ हलधरो मिथ्येति ता व्याहरन्
गोपीगोपकदम्बकं विहसयन्मुग्धो मुकुन्दोऽवतु ॥

'મા! શ્રીકૃષ્ણ ગોરસની ચોરી કરે છે' 'શ્રીકૃષ્ણ! આ વાત ખરેખર છે?' 'ભાઈ બલભદ્રની જેમ મદ્યપાન કરતો નથી' 'બલભદ્ર, શ્રીકૃષ્ણ આ વાત ખરી કહે છે?' 'હું કાંઈ પારકી સ્ત્રીઓમાં રત નથી' 'કેમ ગોવિંદ! બલભદ્ર આ શું કહે છે?' 'મા! જે બલભદ્ર કહે છે, તે ખોટું છે' એ રીતે યશોદાને ઉત્તર દેતા અને તે રીતે ગોપીઓના સમૂહને હસાવતા બાલકૃષ્ણ તમારું રક્ષણ કરો ૧૨૫

मातस्तर्णकरक्षणाय यमुनाकच्छं न गच्छाम्यहं
कस्माद्वत्स पिनष्टि पीवरकुचद्वन्द्वेन गोपीजनः ।
भ्रूसञ्ज्ञाविनिवारितोऽपि बहुशो जल्पन्यशोदाग्रतो
गोपीपाणिसरोजमुद्रितमुखो गोपीपतिः पातु वः ॥

ગોપીઓ વારંવાર ભ્રૂકુટીઓના ઇશારાઓ કરીને અટકાવતી હતી, તે છતાં પણ શ્રીકૃષ્ણ યશોદામાતાને વારંવાર કહેતા હતા કે 'મા! હવે હું વાછડાંઓ ચારવા માટે યમુનાની આસપાસના પ્રદેશમાં નહીં જાઉં' 'પુત્ર! શા માટે નહીં જાઓ?' 'ગોપીઓ પોતાના પુષ્ટ સ્તનમંડળોના દાબથી મને ભીંસી નાખે છે' એવું સાંભળીને ગોપીઓ પોતાના હસ્તકમળથી જેના મુખને બંધ કરતી હતી, તેવા શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો ૧૨૬

कासि त्वं वद चौर्यकारिणि कुतः कस्त्वं पुरो यामिकः
किं ब्रूषे मुषितौ सुवर्णकलशौ भूपस्य केन त्वया ।
कुत्र स्तः प्रकटौ तवाञ्चलतटे कुत्रेति तत्पश्यता-
मित्युक्ते धृतवल्लवीकुचयुगस्त्वां पातु पीताम्बरः ॥

હે ચોરી કરનારી! તું કોણ છે બોલ?' 'તું ક્યાંથી આવ્યો છે અને કોણ છે?' 'હું ગામનો પહેરેગીર છું' 'તમારે શું કહેવું છે?' 'રાજાના બે સુવર્ણકળશો ચોરાયેલા છે' 'કોણે ચોર્યા છે?' 'તમે ચોર્યા છે' 'તે ક્યાં પ્રગટ પામ્યા છે?' 'તારા વસ્ત્રમાં છે' 'જો હોય તો જોઈ લે' આ પ્રમાણે જ્યારે ગોપીએ જણાવ્યું, ત્યારે તેના બંને કુચયુગલ જેણે પકડી

લીધાં છે, એવા શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો. ૧૨૭

कृष्ण त्वं पठ किं पठामि ननु रे शास्त्रं किमु ज्ञायते
तत्त्वं कस्य विभोः स कस्त्रिभुवनाधीशश्च तेनापि किम्।
ज्ञानं भक्तिरथो विरक्तिरनया किं मुक्तिरेवास्तु ते
दध्यादीनि पठामि मातुरुदितं वाक्यं हरेः पातु वः ॥

'કૃષ્ણ! તમે ભણો.' 'મા! શું ભણું?' 'શાસ્ત્ર ભણો.' 'શાસ્ત્રથી શું જાણવામાં આવે?' 'તત્ત્વ જાણવામા આવે.' 'કોનું તત્ત્વ જાણવામા આવે?' 'પ્રભુનું તત્ત્વ જાણવામા આવે.' 'પ્રભુ કોણ છે?' 'તે ત્રણેય લોકનો સ્વામી છે.' 'પ્રભુને જાણવાથી શો લાભ થાય?' 'પ્રભુની કૃપાથી જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય પ્રાપ્ત થાય.' 'જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યથી શું થાય?' 'મુક્તિ થાય.' 'મુક્તિ તમને ભલે મળે, હું તો શાસ્ત્રપાઠ નહિ કરતા દહીં વગેરેના પાઠ જ કરીશ' એ પ્રમાણે યશોદાને ઉત્તર આપતા શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો.

कृष्ण त्वं नवयौवनोऽसि चपलाः प्रायेण गोपाङ्गनाः
कंसो भूपतिरब्जनालमृदुलग्रीवा वयं गोदुहः।
तद्याचेऽञ्जलिना भवन्तमधुना वृन्दावनं मद्विना
मा यासीरिति नन्दगोपवचसा नम्रो हरिः पातु वः ॥

જ્યારે નંદરાયે જણાવ્યું કે, 'હે કૃષ્ણ! તમે નવજુવાન છો, ગોપીઓ ઘણીખરી ચપળ છે, કંસ રાજા છે અને આપણે કમળોની નાળ સરખા કોમળ કંઠવાળા ગોવાળ છીએ; એટલા માટે હું હાથ જોડીને તમારી પાસે માગી લઉં છું કે હવેથી તમે મારા વિના વૃંદાવનમા કદી પણ એકલા જનો નહિ' તેવુ પિતાનુ વચન સાભળીને નમ્ર બનેલ શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો

कस्त्वं कृष्णमवेहि मां किमिहि ते मन्मन्दिराशङ्कया
युक्तं तन्नवनीतभाजनपुटे न्यस्तः किमर्थं करः।
कर्तुं तत्र पिपीलिकापनयनं सुप्ताः किमुद्बोधिता
बाला वत्सगतिं विवेक्तुमिति सञ्जल्पन्हरिः पातु वः॥

'તમે કોણ છો?' 'હું કૃષ્ણ છું.' 'તમે અહીં કેમ આવ્યા?' ભૂલથી મારું ઘર માનીને આવી પહોંચ્યો છું.' 'તે તો ઠીક પણ આ માખણના વાસણમાં તમે શા માટે હાથ નાખ્યો?' 'માખણમા કીડી ચઢી હતી, તેને બહાર કાઢવા માટે' ત્યારે આ સૂતેલા બાળકોને કેમ જગાડ્યાં?' 'વાછડાંની શોધ કરવા માટે જગાડ્યાં છે.' એ પ્રમાણે ગોપીઓને ઉત્તર દેતા શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો. ૧૩૦

स्वामी मुग्धतरो वनं घनमिदं बालाहमेकाकिनी
क्षोणीमावृणुते तमालमलिनच्छाया तमः संहतिः।
तन्मे सुन्दर कृष्ण मुञ्च सहसा वर्त्मेति गोप्या गिरः
श्रुत्वा तां परिरभ्य मन्मथकलासक्तो हरिः पातु वः ॥

'હે શ્યામસુન્દર કૃષ્ણ! મારો સ્વામી ઘણો જ ભોળો છે આ વન વૃક્ષોથી બહુ ઘાટું છે હું નાની અવસ્થાવાળી અને એકલી છું. તમાલ જેવી શ્યામ અધકારની ઘટા આખી પૃથ્વીને ઢાંકી દેવા લાગી છે; માટે તમે હવે મારા માર્ગને જલદી છોડી દો.' આ પ્રમાણે ગોપીની વાણી સાભળીને કૃષ્ણ તેનો અભિપ્રાય સમજી ગયા અને તે ગોપીને આલિંગન આપીને કામકળા કરવા લાગ્યા; એવા શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો. ૧૩૧

मातः किं यदुनाथ देहि चषकं किं तेन पातुं पय-
स्तन्नाद्यास्ति कदास्ति तन्निशि निशा का वान्धकारोदये।
आमील्याक्षियुगं निशाप्युपगता देहीति मातुः पुन
र्वक्षोजाम्बरकर्षणोद्यतकरः कृष्णः स पुष्णातु नः ॥

'મા,' 'શુ છે કૃષ્ણ?' પ્યાલો આપો.' 'તેને શું કરશો?' તેથી દૂધ પીવુ છે.' 'હમણા દૂધ નથી.' 'ત્યારે ક્યારે હોય?' 'રાતે' 'રાત ક્યારે કહેવાય?' 'જ્યારે અંધકાર થાય ત્યારે.' એ પ્રમાણે માતાની વાત સાભળીને શ્રીકૃષ્ણે પોતાની આંખો મીચી દીધી અને જણાવ્યું કે, 'મા! હવે રાત પડી ગઈ, માટે દૂધ આપો.' એમ બોલીને માતાના સ્તન પર રહેલ વસ્ત્રને દૂર કરતા શ્રીકૃષ્ણ તમારું પોષણ કરો ૧૩૨

अर्धोन्मीलितलोचनस्य पिबतः पर्याप्तमेकं स्तनं
सद्यः प्रस्नुतदुग्धदिग्धमपरं हस्तेन संमार्जतः।
मात्रा चाङ्गुलिलालितस्य चुबुके स्मेरायमाणे मुखे
विष्णोः क्षीरकणेन्दुधामधवला दन्तद्युतिः पातु वः ॥

શ્રીકૃષ્ણ પોતાની આંખોને અડધી મીચીને માતાના એક સ્તનનું સારી રીતે પાન કરતા હતા તેમ જ તુરત જ ઝરી જતા દૂધથી ખરડાયેલ બીજા સ્તનને પોતાના હાથથી સાફ કરતા હતા. માતાજી તેમની હડપચી પર આંગળી રાખી રાખીને તેમને રમાડતા હતા; એવા શ્રીકૃષ્ણના મંદહાસ્યથી ભરેલા મુખમા દેખાતી દૂધની કણીઓ જેવી તથા ચંદ્ર જેવી સફેદ દાંતની કાંતિ પોતાની સ્વાભાવિક છટાથી શોભી રહી હતી; તે તમારું રક્ષણ કરો. ૧૩૩

गच्छाम्यच्युत दर्शनेन भवतः किं तृप्तिरुत्पद्यते
किंत्वेवं विजनस्थयोर्हतजनः संभावयत्यन्यथा।
इत्यामन्त्रणभङ्गिसूचितवृथाप्रस्थानखेदालसा-
माश्लिष्यन्पुलकोत्कराञ्चितवपुर्गोपीं हरिः पातु वः ॥

'હે કૃષ્ણ! હવે તો જાઉં છું.' 'તમારા દર્શનથી સંતોષ થાવ કે?' 'પણ જુઓ ને! આપણે આ પ્રમાણે એકાંત જગામાં ઊભાં રહ્યાં છીએ; તેથી અભાગિયાં માણુસો જુદી જ કલ્પના કરે; એ પણ હરકત છે.' આ પ્રમાણે રજા લેવાની યુક્તિ કરીને પોતે નકામી ઊભી રહી છે, એમ ખેદની સૂચના આપીને જરા થોભેલી ગોપીને આલિંગન આપતા અને તેથી રોમાંચિત થતા શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો. ૧૩૪

रामो नाम बभूव हुं तदबला सीतेति हुं तौ पितु-
र्वाचा पञ्चवटीवने निवसतस्तामाहरद्रावणः ।
कृष्णेनेति पुरातनीं निजकथामाकर्ण्य मात्रेरितां
सौमित्रे क्व धनुर्धनुर्धनुरिति प्रोक्ता गिरः पातु वः ॥

'રામ નામના એક રાજકુમાર હતા.' 'હું...' 'તેમને સીતા નામે સ્ત્રી હતી.' 'હું...' પિતાના કહેવાથી તે પંચવટીમાં રહેતાં હતાં.' 'હું ..' 'તે સીતાને રાવણ હરી ગયો.' એ રીતે જ્યારે યશોદામાતા પોતાના પહેલાંના અવતારની કથા કહેતાં હતાં, તે સાંભળીને જેના મુખમાંથી ઉતાવળે શબ્દો નીકળી ગયા કે, લક્ષ્મણ! ધનુષ્ય ક્યાં છે? ધનુષ્ય લાવો, ધનુષ્ય લાવો.' તેવાં શ્રીકૃષ્ણનાં વચનો તમારું રક્ષણ કરો. ૧૩૫

कोऽयं द्वारि हरिः प्रयाह्युपवनं शाखामृगस्यात्र किं
कृष्णोऽहं दयिते बिभेमि सुतरां कृष्णादहं वानरात् ।
राधेऽहं मधुसूदनो व्रज लतां तामेव पुष्पान्विता-
मित्थं निर्वचनीकृतो दयितया ह्रीणो हरिः पातु वः ॥

'દરવાજા પર કોણ ઊભું છે?' 'હું હરિ છું?' 'હરિ એટલે વાનર, તેનું અહીં શું કામ છે? જા બગીચામાં.' 'હે પ્રિયે! હું તો કૃષ્ણ છું.' અરે! હું કાળા વાનરથી તો બહુ જ બીઉં છું.' 'હે રાધે! હું તો મધુસૂદન છું.' 'મધુસૂદન તો ભમરો; તે જાય પુષ્પોવાળી લતા પાસે, અહીં શું છે?' એ રીતે જેને રાધાએ બોલતા બંધ કરેલ છે, એવા લજાયેલા શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો. ૧૩૬

पीठे पीठनिषण्णबालकगले तिष्ठन्सगोपालको
यन्त्रान्तःस्थितदुग्धभाण्डमवभिद्यान्छाद्य घण्टारवम् ॥
वक्त्रोपान्तकृताञ्जलिः कृतशिरःकम्पं पिबन्यः पयः ।
पायादागतगोपिकानयनयोर्गण्डूषफूत्कारकृत् ॥१३७॥

બાજઠ પર ઊભેલા બાળકના ગળા પર જે બાળગોપાળ ચઢેલ છે તેમ જ જેણે શીકામાં રહેલ દૂધના પાત્રમાં કાણું પાડીને અને ઘૂઘરીઓના અવાજને બંધ કરીને જે ખોબો ધરીને માથું હલાવતાં હલાવતાં દૂધ પી રહ્યાં છે અને તે જ વખતે આવી પહોંચેલ ગોપીની આંખમાં દૂધના કોગળાનો ફૂત્કાર કરી રહ્યા છે; એવા ગોપાલબાલ તમારું રક્ષણ કરો. ૧૩૭

पद्मे त्वन्नयने स्मरामि सततं भावो भवत्कुन्तले
नीले मुह्यति किं करोमि महितैः क्रीतोऽस्मि ते विभ्रमैः ।
इत्युत्स्वप्नवचो निशम्य सरुषा निर्भर्त्सितो राधया
कृष्णस्तत्परमेव तद्व्यपदिशन्क्रीडाविटः पातु वः ॥

જ્યારે શ્રીકૃષ્ણ સ્વપ્નમાં લક્ષ્મીને જોઈને બકવાદ કરી રહ્યા હતા કે, 'હે પદ્મે! તારાં નેત્રોનું સ્મરણ કરું છું. તારા શ્યામ કેશપાશમાં મારું અંતઃકરણ સદા મોહ પામેલું રહે છે; શું કરું? તારા વિલાસોથી હું ખરીદાઈ ગયો છું.' ત્યારે પડખામાં સૂતેલ રાધાએ તેમનો તિરસ્કાર કર્યો, એટલે શઠ બનેલ શ્રીકૃષ્ણે જણાવ્યું કે, 'હું તો તને જ યાદ કરી રહ્યો હતો. જોને! તારાં કમળ જેવાં બે નેત્રોને હું યાદ કરું છું. તારા શ્યામ કેશમાં મારું અંતઃકરણ મોહ પામે છે. તારા ઉત્તમ વિલાસોથી હું ખરીદાયો છું.' એ રીતે રાધાને જ ઉદ્દેશીને કપટવચન કહેનાર શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો.

दृष्ट्या केशव गोपरागहृतया किंचिन्न दृष्टं मया ।
तेनात्र स्खलितास्मि नाथ पतितां किं नाम नालम्बसे ॥
एकस्त्वं विषमेषु खिन्नमनसां सर्वाबलानां गति-
र्गोप्यैवं गदितः सलेशमवताद्गोष्ठे हरिर्वश्चिरम् ॥१३९॥

'હે કેશવ! વ્રજમાં ગાયના પરાગથી મારી દૃષ્ટિ હરાઇ જતાં મેં કાંઈ જોયું નહિ; તેથી હું અહીં પડી ગઈ છું; તે તમે ટેકો કેમ આપતા નથી? વિષમ સંકટમાં પડીને મનને ખેદ ધરનારા સઘળા દીન જનોની ગતિરૂપ તમે એક જ છો.' એ રીતે ગોપીએ જે બાબત જણાવી તેમાં બીજો અભિપ્રાય એવો હતો કે, 'હે કેશવગોપ! તમારા પરના રાગને કારણે મારું મન હરાઈ જતાં મેં સારાસારનો વિચાર કર્યો નહિ; તેથી હું હવે ખેદ પામી રહી છું. હવે તમે મારું પતિપણું કેમ સ્વીકારતા નથી? તમે તો કામથી વ્યાકુળ બનેલ મનવાળી સઘળી સ્ત્રીઓની ગતિરૂપ જ છો;' એ રીતે જે કૃષ્ણને ગોપીએ જણાવ્યું છે, તે કૃષ્ણ તમારું લાંબા વખત સુધી રક્ષણ કરો. ૧૩૯

केयं भाग्यवती तवोरसि मणी ब्रूपेऽमवर्णं विना
कृत्वास्याः प्रथमं विना क्व सहजो वर्णो मणेस्तादृशः ॥
स्त्रीरूपं कथमस्य लिङ्गनियमात्पृच्छामि वध्याकृतिं
मुग्धे त्वत्प्रतिबिम्बमित्यपलपन्राधां हरिः पातु वः ॥

'તમારી છાતીમાં રહેલ આ ભાગ્યશાળી કોણ છે?' 'એ તો મણિ છે.' 'તેના પહેલા વર્ણને કેમ

કાઢી નાખો છો? અર્થાત્ રમણીને બદલે મણિ કેમ કહો છો?' 'આ મણિ પહેલા વર્ણ વિના ક્યાં છે? આ મણિનો વર્ણ તો પહેલાંથી જ એવો છે.' 'ત્યારે તે મણિનું સ્ત્રી જેવું રૂપ કેમ છે?' 'જાતિના નિયમ પ્રમાણે દીર્ઘ ઈકારાંત મણિ સ્ત્રીલિંગે હોય છે.' 'અરે! તમારી છાતીમાં જે સ્ત્રીનું રૂપ દેખાય છે, તે વિષે હું પૂછું છું.' 'અરે! ભોળા મનવાળી! એ તો તારું જ પ્રતિબિંબ છે.' એ રીતે રાધા આગળ બોલવામાં લક્ષ્મીને છુપાવતા શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો.

यां दृष्ट्वा यमुनापिपासुरनिशं व्यूहो गवां गाहते
विद्युत्वानिति नीलकण्ठनिवहो यां द्रष्टुमुत्कण्ठते ।
उत्तंसाय तमालपल्लवमिति च्छिन्दन्ति यां गोपिकाः
कान्तिः कालियशासनस्य वपुषः सा पावनी पातु वः ॥

કાલિયનાગનું દમન કરનાર શ્રીકૃષ્ણની શ્યામ કાંતિ એવી છે કે તેને કાળી યમુના જાણીને ગાયોનો સમૂહ તેની અંદર પ્રવેશ કરવા ચાહે છે. મોરોનો સમૂહ તેને વીજળીવાળો નવો મેઘ જાણીને વિશેષ જોવાની ઉત્કંઠા ધરાવે છે અને ગોપીઓ તેને તમાલનાં પત્ર જાણીને કાનના ભૂષણ માટે તોડી લેવા માગે છે, તે કાંતિ તમારું રક્ષણ કરો. ૧૪૧

श्रीमद्गोपवधूस्वयंग्रहपरिष्वङ्गेषु तुङ्गस्तन-
व्यामर्दाद्गलितेऽपि चन्दनरजस्यङ्गे वहन्सौरभम् ।
कश्चिज्जागरजातरागनयनद्वन्द्वः प्रभाते श्रियं ।
बिभ्रत् कामपि वेणुनादरसिको जाराग्रणीः पातु वः॥१४२

જેને સુંદરાંગી ગોપીઓએ પોતાની મેળે જ આલિંગન આપ્યું ત્યારે તેમના ઊંચા સ્તનોનું મર્દન થયું, એથી એ સ્તનો ઉપર લગાડેલ ચંદનની રજ જેના શરીરે લાગવાથી એની સુગંધને જે ધારણ કરે છે, જેના બંને નેત્ર રાતના ઉજાગરાને કારણે રાતાં થયેલાં છે અને તેથી જે પ્રભાતકાળે કોઈ અવર્ણનીય શોભાને ધારણ કરે છે; એવા વેણુનાદમાં રસિક બનેલ કોઈ મહા જાર પુરુષ તમારું રક્ષણ કરો. ૧૪૨

कण्ठालिङ्गनमङ्गलं घनकुचाभोगोपभोगोत्सवं
श्रोणीसंगमसौभगं च सततं मत्प्रेयसीनां पुरः ।
प्राप्तुं कोऽयमितीर्ष्ययेव यमुनाकूले बलाद्यः स्वयं
गोपीनामहरद्दुकूलनिवयं कृष्णः स पुष्णातु नः ॥१४३

મારા પહેલા જ મારી પ્રિયાઓના કંઠને મંગલ આલિંગન આપે, તેમનાં પુષ્ટ સ્તનમંડળના ઉપભોગનો ઉત્સવ કરે, તેમના નિતંબમંડળના સમાગમનું સૌભાગ્ય મેળવે, એવો તેમને શો અધિકાર છે? એવી રીતે જાણે કે ગોપીઓનાં વસ્ત્રો પ્રત્યે કૃષ્ણને ઈર્ષ્યા ન હોય અને તે જ કારણે જેમણે યમુનાને કિનારે રહેલ ગોપીઓનાં વસ્ત્ર બળાત્કારે હરી લીધાં હતાં, તે શ્રીકૃષ્ણ અમારી સંપત્તિઓને પોષો. ૧૪૩

कृष्णेनाम्ब गतेन रन्तुमधुना मृद्भक्षिता स्वेच्छया
सत्यं कृष्ण किमेवमाह मुसली मिथ्याम्ब पश्याननम् ।
व्यादेहीति विकासिते च वदने दृष्ट्वा समस्तं जगन्-
माता यस्य जगाम विस्मयपदं पायात्स वः श्रीपतिः ॥

'હે માતાજી! કૃષ્ણે રમવા જતાં હમણાં જ પોતાની મેળે માટી ખાધી.' 'હે કૃષ્ણ! આ બલરામ શું કહે છે? એ વાત ખરી છે?' 'મા! બલભદ્ર ખોટું બોલે છે. મારું મુખ જુઓ.' 'ત્યારે તારું મુખ ઉઘાડ.' એમ કહેવાથી કૃષ્ણે મુખ ઉઘાડ્યું; તો તેમાં સઘળાં જગતો જોવામાં આવ્યાં; તેથી માતાજી વિસ્મય પામ્યાં; એવા તે શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો.

अम्ब श्राम्यसि तिष्ठ गोरसमहं मथ्नामि मन्थानकं
प्रालम्ब्य स्थितमीश्वरं सरभसं दीनाननो वासुकिः ।
सासूयं कमलालया सुरगणः सानन्दमुच्चद्भयं
राहुः प्रैक्षत यं स वोऽस्तु शिवदो गोपालबालो हरिः ॥

'મા! તમે થાકી જાઓ છો, માટે ઊભાં રહો. હું જ ગોરસ વલોવી આપું,' એમ કહીને જ્યારે શ્રીકૃષ્ણ વેગપૂર્વક રવૈયો પકડીને ઊભા રહ્યા ત્યારે નેતરારૂપે પકડાઈ જવાની બીકે વાસુકિ નાગ દીન મુખે જોવા લાગ્યો; પોતાની શોક્ય ઉત્પન્ન થવાની બીકે લક્ષ્મીજી ઈર્ષ્યાથી જોવા લાગ્યાં, ફરી પણ અમૃત મળવાની આશાથી દેવો આનંદપૂર્વક જોવા લાગ્યા અને મૃત્યુના ભયથી રાહુ વિહ્વળ થઈને જોવા લાગ્યો; તેવા ગોપાળબાળ શ્રીકૃષ્ણ તમારા કલ્યાણ માટે હો.

कालिन्द्याः पुलिनेषु केलिकुपितामुत्सृज्य रासे रसं
गच्छन्तीमनुगच्छतोऽश्रुकलुषां कंसद्विषो राधिकाम् ।
तत्पादप्रतिमानिवेशितपदस्योद्भूतरोमोद्गते-
रक्षुण्णोऽनुनयः प्रसन्नदयितादृष्टस्य पुष्णातु वः ॥१४६

જ્યારે રાધા અને કૃષ્ણ યમુનાના કિનારા પર વિલાસ કરતાં હતાં ત્યારે રાધા પ્રણયથી કોપ્યાં અને રાસના રસને છોડીને ચાલી જવા લાગ્યાં; કોપને કારણે તેમનું મુખ આંસુઓથી ભરાઈ ગયું હતું; તેમને મનાવવા માટે શ્રીકૃષ્ણ તેમની પાછળ પાછળ જવા લાગ્યા. રાધાના પગનાં ચિહ્નવાળાં પગલાંમાં કૃષ્ણ પોતાનાં પગલાં માંડતા હતા; તેથી તેમના શરીરે રોમાંચ પ્રગટ થતાં હતાં; તે રાધાએ જોયું અને તેથી તે પ્રસન્ન થયાં એટલે શ્રીકૃષ્ણે બતાવેલો વિનય સફળ થયો; તે તમને પોષણ આપો. ૧૪૬

कंसं ध्वंसयते मुरं तिरयते हंसं तथा हिंसते
बाणं क्षीणयते बकं लघयते पौण्ड्रं तथा लुम्पते ।
भौमं क्षामयते बलाद्वलभिदो दर्पं पराकुर्वते
क्लिष्टं शिष्टगणं प्रणम्रमवते कृष्णाय तुभ्यं नमः ॥१४७॥

આપ કંસનો ધ્વંસ કરો છો, મુર રાક્ષસનો નાશ કરો છો, હંસ નામના રાજકુમારને હણો છો, બાણાસુરને ક્ષીણ કરો છો. બકાસુરનો ક્ષય કરો છો. મિથ્યા વાસુદેવનો નાશ કરો છો, નરકાસુરનો ક્ષય કરો છો, ઇંદ્રનો ગર્વ બળાત્કારે ઉતારો છો અને અનુરોધથી દુઃખી બનેલા નમ્ર શિષ્ટ લોકોનું પાલન કરો છો; તેવા આપ શ્રીકૃષ્ણને નમસ્કાર. ૧૪૭

रासोल्लासभरेण विभ्रमभृतामाभीरवामभ्रुवा-
मभ्यर्णे परिरभ्य निर्भरमुरः प्रेमान्धया राधया ।
साधु त्वद्वदनं सुधामयमिति व्याहृत्य गीतस्तुति-
व्याजादुद्भटचुम्बितः स्मितमनोहारी हरिः पातु वः ॥

જ્યારે રાસના ભરપૂર ઉલ્લાસથી સર્વ ગોપીજન પ્રેમઘેલાં બન્યાં હતાં ત્યારે પ્રેમથી અંધ બનેલ રાધાએ બધાંની પાસે રહેલ શ્રીકૃષ્ણની છાતીએ દૃઢ આલિંગન આપ્યું અને પછી 'અહો! તમારું મુખ અતિ ઉત્તમ પ્રકારના અમૃતથી ભરેલું છે,' એ રીતે ગાનની સ્તુતિના બહાને રાધાએ જેના મુખનું પ્રકટ ચુંબન કર્યું છે; અને તેથી મનોહર મંદ હાસ્ય કરતા શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો. ૧૪૮

साकूतस्मितमाकुलाकुलगलद्धम्मिल्लमुल्लासित-
भ्रूवल्लीकमलीकदर्शितभुजामूलार्धदृष्टस्तनम् ।
गोपीनां निभृतं निरीक्ष्य ललितं कांचिच्चिरं चिन्तय-
न्नन्तर्मुग्धमनोहरो हरतु वः क्लेशं नवः केशवः ॥१४९॥

ગોપીજનોનાં રહસ્ય ભરેલ લલિત વિલાસને શ્રીકૃષ્ણ જોતા હતા; તે લલિત વિલાસ અભિપ્રાયથી ભરેલ મંદ હાસ્યવાળો, અત્યંત વ્યાકુળ થતાં છૂટી જતાં કેશપાશવાળો, ભ્રૂકુટીઓરૂપી નાચતી લતાઓવાળો અને આળસ મરડવાને બહાને ભુજાઓના મૂળને બતાવીને અરધાં જોવામાં આવતાં સ્તનોવાળો હતો; તે જોઈને જે ઘણી વાર સુધી પોતાના મનમાં કોઈ એક (રાધા) ગોપીનું ચિંતન કરતા હતા. અને એ પ્રકારની મુગ્ધતાથી મનને હરતા હતા; એવા નવલકિશોર શ્રીકૃષ્ણ તમારા ક્લેશને દૂર કરો. ૧૪૯

तिर्यक्कण्ठविलोलमौलितरलोत्तंसस्य वंशोच्चर-
द्गीतस्थानकृतावधानललनालक्षैर्न संलक्षिताः ।
संमुग्धं मधुसूदनस्य मधुरे राधामुखेन्दौ मृदु-
स्पन्दं पल्लवितास्चिरं ददतु वः क्षेमं कटाक्षोर्मयः ॥१५०

જ્યારે શ્રીકૃષ્ણ વાંસળી બજાવતા હતા, ત્યારે તેમનો કંઠ વાંકો થયો હતો અને મુકુટ તેમ જ કર્ણનાં ભૂષણ ડોલી રહ્યાં હતાં, તે વાંસળીમાંથી નીકળતા ગાનના સ્વરોમાં લાખો ગોપીજનો એટલા તો એકાગ્ર બન્યાં હતાં કે તે ગોપીજનો તે વખતે રાધાના મધુર મુખચંદ્ર પર અવ્યક્ત રીતે પ્રસરેલી શ્રીકૃષ્ણના કટાક્ષોની લહરીઓને જાણી શકતાં નહોતાં; તે કટાક્ષની લહરીઓ તમારું કલ્યાણ કરો. ૧૫૦

वृष्टिव्याकुलगोकुलावनरसादुद्धृत्य गोवर्धनं
बिभ्रद्वल्लववल्लभाभिरधिकानन्दाच्चिरं चुम्बितः ।
कन्दर्पेण तदर्पिताधरतटीसिन्दूरमुद्राङ्कितो
बाहुर्गोपतनोस्तनोतु भवतां श्रेयांसि कंसद्विषः ॥१५१॥

જ્યારે અતિવૃષ્ટિથી કંટાળેલ ગોકુળને બચાવવાની ઇચ્છાથી શ્રીકૃષ્ણે પૃથ્વી પરથી પોતાના બાહુ પર ગોવર્ધનને ઉપાડી લીધો ત્યારે જે બાહુને ગોપીઓએ કામદેવથી વ્યાકુળ થઈને અધિક આનંદથી ઘણી વાર સુધી ચુંબન આપ્યું હતું તેમજ જેની પર ગોપીઓના અધર પર રહેલ સિંદૂરની છાપનાં ચિહ્ન હતાં, તેવો ગોપાલસ્વરૂપ શ્રીકૃષ્ણનો બાહુ તમારું રક્ષણ કરો. ૧૫૧

राधामुग्धमुखारविन्दमधुपस्त्रैलोक्यमौलिस्थली-
नेपथ्योचितनीलरत्नमवनीभारावतारक्षमः ।
स्वच्छन्दव्रजसुन्दरीजनमनस्तोषप्रदोषश्चिरं
कंसध्वंसनधूमकेतुरवतु त्वां देवकीनन्दनः ॥ १५२॥

જે શ્રીકૃષ્ણ રાધાના સુંદર મુખકમળના રસનું પાન કરવામાં ભમરારૂપે છે, જે ત્રણ લોકરૂપી મસ્તકને શણગાર સજાવવામાં નીલમણિરૂપે છે, જે પૃથ્વીના ભારને ઉતારવામાં સામર્થ્યવાળા છે, જે સ્વૈર વ્રજસુંદરીઓનાં અંતઃકરણોને સતત સંતોષ આપવામાં પ્રદોષકાળરૂપે છે અને જે કંસનો વિનાશ કરવામાં અગ્નિરૂપે છે, એવા શ્રીકૃષ્ણ ભગવાન તમારું રક્ષણ કરો. ૧૫૨

किं विभ्राम्यसि कृष्णभोगिभवने भाण्डीरभूमीरुहि
भ्रातर्यासि न दृष्टिगोचरमितः सानन्दनन्दास्पदम् ।
राधाया वचनं तदध्वगमुखान्नन्दान्तिके गोपतो
गोविन्दस्य जयन्ति सायमतिथिप्राशस्त्यगर्भा गिरः ॥

સમીસાંજે એક પથિકે નંદરાયને ઘેર આવીને જણાવ્યું કે, 'મને રાધાએ એમ પૂછ્યું કે, 'હે ભાઈ! જ્યાં કાળો સર્પ રહે છે એવા આ ભાંડીર વડ પાસે તું શા માટે ભમે છે? અહીંથી નજરે દેખાય છે એવા નંદરાયનું

આનંદ ભરેલું ઘર છે, ત્યાં શા માટે જતો નથી?' પથિકનાં તે વચનોને શ્રીકૃષ્ણ નંદરાય પાસે વખાણી રહ્યા છે; તે સાથે વચનમાં રહેલ રહસ્યને પણ સમજી ગયા કે, રાધા ભાંડીર વનનો સંકેત કરીને 'આ વિલાસી કૃષ્ણનું સ્થાન છે' એમ જણાવી રહી છે; એ રીતે પથિક દ્વારા રાધાના વચનની સ્તુતિ કરતી કૃષ્ણની વાણી વિજય પામે છે. ૧૫૩

सान्द्रानन्दपुरंदरादिदिविषद्वृन्दैरमन्दादरा-
दानम्रैर्मुकुटेन्द्रनीलमणिभिः संदर्शितेन्दीवरम् ।
स्वच्छन्दं मकरन्दसुन्दरगलन्मन्दाकिनीमेदुरं
श्रीगोविन्दपदारविन्दमशुभस्कन्दाय वन्दामहे ॥१५४॥

જ્યારે ઇંદ્ર વગેરે દેવો ગાઢ આનંદથી ભરપૂર બનીને અત્યંત આદરભાવે પોતાના મુગટો નમાવી રહ્યા છે, ત્યારે તેમના મુગટોમાં રહેલા ઇંદ્રનીલમણિઓમાં શ્રીકૃષ્ણના ચરણની છાયા પડે છે; તે શ્યામ કમળ જેવી લાગે છે તેમ જ સ્વચ્છંદ રીતે નીકળતી ગંગાની ધારારૂપી મકરંદના ઝરાથી જે ચરણકમળ ભરેલ છે, તેને અમે સઘળાં અશુભો દૂર કરવા માટે પ્રણામ કરીએ છીએ.

प्रातर्नीलनिचोलमच्युतमुरःसंवीतपीतांशुकं
राधायाश्चलितं विलोक्य हसति स्वैरं सखीमण्डले ।
व्रीडाचञ्चलमञ्चलं नयनयोराधाय राधानने
स्वादुस्मेरमुखोऽयमस्तु जगदानन्दाय नन्दात्मजः ॥१५५

સવાર થતાં શ્રીકૃષ્ણ પોતાનું પીતાંબર છાતી પર વીંટીને, શરીર પર શ્યામ વસ્ત્ર ઓઢીને રાધાના ઘરમાંથી નીકળ્યા; તેને રાધાની સખીઓ જોઈ ગઈ એટલે તે બધી હસવા લાગી. એટલે શ્રીકૃષ્ણ રાધાના મુખ પર લજ્જાથી ચંચળ થયેલ નેત્રોના કટાક્ષ ફેંકીને મંદહાસ્ય કરવા લાગ્યા, એવા શ્રીકૃષ્ણ સર્વ જગતને આનંદ આપો.

त्वामप्राप्य मयि स्वयंवरपरां क्षीरोदतीरोदरे
शङ्के सुन्दरि कालकूटमपिबन्मूढो मृडानीपतिः ।
इत्थं पूर्वकथाभिरन्यमनसो विक्षिप्य वासोञ्चलं
राधायाः स्तनकोरकोपरि लसन्नेत्रो हरिः पातु वः ॥१५६

'હે સુંદરી! હું તો ધારું છું કે સમુદ્રમંથન વખતે તમે લક્ષ્મીરૂપે પ્રગટ થઈને સ્વયંવરમાં મને પસંદ કર્યો; એ જ કારણે મૂઢ બનીને સદાશિવે હલાહલ ઝેરનાં પાન કર્યાં.' એ રીતે શ્રીકૃષ્ણે રાધાના ચિત્તને સમુદ્રના મંથનમાં જોડી દીધું અને તેના વસ્ત્રના છેડાને દૂર કરી, કળીઓ જેવા ગોળ સુંદર સ્તન પર પોતાનાં નેત્રોને જોડી દીધાં; એવા શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો.

वामांसस्थलचुम्बिकुण्डलरुचा जातोत्तरीयच्छविं
वंशीगीतिभवत्त्रिभङ्गवपुषं भ्रूलास्यलीलापरम् ।
किंचित्स्रस्तशिखण्डशेखरमतिस्निग्धालिनीलालकं
राधादिप्रमदाशतावृतमहं वन्दे किशोराकृतिम् ॥१५७॥

જેના ડાબા ખભા પર રહેલ ઉત્તરીય વસ્ત્રની શોભા લટકતાં કુંડલની કાંતિથી વધી રહી છે; બંસીનો નાદ કરતાં જેના શરીરે ત્રિભંગી(વળાંકવાળાં મુખ, છાતી અને પગ)ની રચના થયેલી છે; જેણે ભ્રૂકુટીને નચાવવાની લીલા કરી છે; જેના મસ્તક પરનો મયૂરપિચ્છ મુગટ જરા ખસેલો છે; જેના અતિશય સુંવાળા કેશ ભમરા જેવા શ્યામ છે અને જેની ચારે બાજુ રાધા વગેરે સેંકડો ગોપીઓ વીંટાઈને રહેલી છે; એવા નવલકિશોર શ્રીકૃષ્ણને હું વંદન કરું છું. ૧૫૭

अन्तर्मोहनमौलिघूर्णनवलन्मन्दारविस्रंसनः
स्तब्धाकर्षणदृष्टिहर्षणमहामन्त्रः कुरङ्गीदृशाम् ।
दृप्यद्दानवदूयमानदिविषद्दुर्वारदुःखापदां
भ्रंशः कंसरिपोर्व्यपोहयतु वोऽश्रेयांसि वंशीरवः ॥१५८

જે બંસીરવના અંદરના આનંદને કારણે જેનું મસ્તક ડોલી રહ્યું છે અને તેથી કલ્પવૃક્ષનાં પુષ્પોની માળામાંથી પુષ્પો ખરી રહ્યાં છે, જે બંસીરવ ગોપીજનોને સ્તબ્ધ બનાવી, આકર્ષિત કરી અને દૃષ્ટિને હરી લઈને મહામંત્ર જેવો બનેલ છે તેમ જ જે બંસીરવ અભિમાની દાનવોથી દુઃખ પામતા દેવોનાં અનિવાર્ય દુઃખો ને વિપત્તિઓને દૂર કરે છે; એવો શ્રીકૃષ્ણનો બંસીનાદ તમારા અમંગળને દૂર કરો. ૧૫૮

मौलौ केकिशिखण्डिनी मधुरिमाधाराधरे वंशिनी
पीनांसे वनमालिनी हृदि लसत्कारुण्यकल्लोलिनी ।
श्रोण्यां पीतदुकूलिनी चरणयोर्व्यत्यस्तविन्यासिनी
लीला काचन मोहिनी विजयते वृन्दावनावासिनी ॥१५९

જેણે મુગટમાં મયૂરપિચ્છ ધારણ કર્યાં છે; જેણે માધુર્યના આધારરૂપ હોઠ પર મુરલી ધારણ કરી છે; જેણે પરિપુષ્ટ ખભા પર વનમાલા ધારણ કરી છે; જેના હૃદયમાં કરુણાના કલ્લોલો ઊછળી રહ્યા છે; જેણે કેડ પર પીતાંબર પહેરેલું છે અને જેણે બંને પગને આંટી દઈને ત્રિભંગની રચના કરી છે, તેવી વૃંદાવનમાં નિવાસ કરતી શ્રીકૃષ્ણની મોહિની લીલામૂર્તિ વિજય પામે છે. ૧૫૯

मालाबर्हमनोज्ञकुन्तलभरां वन्यप्रसूनोक्षितां
शैलेयागुरुसक्तचित्रतिलकां शश्वन्मनोहारिणीम् ।

लीलावेणुरवामृतैकरसिका लावण्यलक्ष्मीमयी
बाला बालतमालनीलवपुष वन्दे परा देवताम् ॥१६०

જેનો મનોહર કેશપાશ માળારૂપે ગોઠવન મયૂર પિચ્છથી શોભી ઊઠે છે, જે વનના ફૂલોથી સદા ભરપૂર રહે છે, જેને શિવાજિત અને અગરના વિચિત્ર તિલક શોભે છે, જે નિત્ય નિરંતર મનોહર લાગે છે, ક્રીડા કરવા માટે રચેલ વેણુના સ્વરૂપી મધુર અમૃતમા જેને અત્યંત રસ છે, જે લાવણ્યની શોભાથી ભરપૂર છે તેમ જ જેનુ શ્યામ સુંદર શરીર નાના તમાલ વૃક્ષ જેવુ લાગે છે, એવા પરમ દૈવતસ્વરૂપ શ્રીકૃષ્ણને હુ પ્રણામ કરું છુ ૧૬૦

अंसालम्बितवामकुण्डलधरं मन्दोन्नतभ्रूलतं
किंचित्कुञ्चितकोमलाधरपुटं साचिप्रसारीक्षणम् ।
आलोलाङ्गुलिपल्लवैर्मुरलिकामापूरयन्तं मुदा
मूले कल्पतरोस्त्रिभङ्गललितं ध्याये जगन्मोहनम्॥१६१

જેના ડાબા ખભા પર સુંદર કુંડલ લટકી રહ્યું છે, જેણે ભ્રૂકુટીરૂપી લતાને જરાક ઊંચી કરેલી છે, કોમળ અધરોષ્ઠના પુટને જેણે કાંઈક મરોડ્યા છે જેણે નજરોને આડી ફેલાવી છે, જેણે આંગળીઓરૂપી પલ્લવથી મુરલીમા આનંદપૂર્વક સ્વરને પૂર્યા છે અને કલ્પવૃક્ષની નીચે ઊભા રહીને મુરલી વગાડતી વખતે જેણે ત્રણ પ્રકારે પોતાના શરીરને વળાંક (ત્રિભંગી-રચના) આપ્યો છે, એવા જગન્મોહન શ્રીકૃષ્ણનુ હુ ધ્યાન ધરુ છુ ૧૬૧

अस्मिन्कुञ्जे विनापि प्रचलति पवनादन्तरे कोऽपि नूनं
पश्याम किं न गत्वेत्यनुसरति गणे भीतभीतेऽर्भकाणाम्।
तस्मिन्राधासखो वे सुखयतु विलसल्लीलया कैटभारि-
र्व्यातन्वानो मृगारिप्रबलघुरघुरारावघोरान्निनादान् ॥

જ્યારે શ્રીકૃષ્ણ કુંજની અંદર રાધા સાથે વિહાર કરતા હતા ત્યારે ગોવાળના બાળકો અંદરો અંદર કહેતા હતા કે 'આ કુંજ પવન વિના પણ હાલેચાલે છે, માટે તેની અંદર કોઈ હોવુ જોઈએ આપણે અંદર જઈને શા માટે તપાસ ન કરવી ?' એમ નક્કી કરીને તે બાળકો બીતા બીતા અંદર આવવા લાગ્યા તેમને દૂરથી જ અટકાવવાને માટે શ્રીકૃષ્ણ સિંહના જેવી મોટી અને ભયંકર ઘુરઘુરાટી કરવા લાગ્યા, તેવા રાધાના મિત્ર શ્રીકૃષ્ણ તમને સુખ આપો ૧૬૨

अङ्गुल्या कः कपाटं प्रहरति कुटिले माधवः किं वसन्तो
नो चक्री किं कुलालो नहि धरणिधरः किं द्विजिह्वः फणीन्द्रः
नाहं घोराहिमर्दी किमुत खगपतिर्नो हरिः किं कपीन्द्र
इत्येवं सत्यभामाप्रतिवचनजितः पातु वश्चक्रपाणिः ॥

'આ આંગળીથી મારા કમાડને કોણ ઠોકે છે ?' 'અરે ઓ કુટિલ મનવાળી ! એ તો હુ માધવ છુ ' 'તુ માધવ છે, તો શુ વસંત આવ્યો છે કે ?' 'નહીં નહીં, આ માધવ તો ચક્રને ધારણ કરનારો છે ' 'ચક્રને ધારણ કરનાર તુ કુંભાર છે ?' 'નહિ નહિ, હુ તો પૃથ્વીને ધારણ કરનાર ઈશ્વર છુ ' 'શુ મોટી જીભો વાળો ફણીધર છે ?' 'ના રે ! હુ તો ભયંકર કાલીય નાગનુ દમન કરનારો છુ ' 'તુ શુ ગરુડ છે ?' 'અરે ના, હું તો હરિ છુ ' ત્યારે તો મોટા કપીન્દ્ર-વાનર હશે ' એ રીતે સવાલ-જવાબમા જે શ્રીકૃષ્ણ સત્યભામાએ ભગવાનને જીતી લીધા છે, તે તમારુ રક્ષણ કરો ૧૬૩

वृन्दारण्ये चरन्ती त्रिभुरपि सततं भूर्भुवः स्वः सृजन्ती
नन्दोद्भूताप्यनादिः शिशुरपि निगमैर्लक्षिता वीक्षितापि।
विद्युल्लेखावनद्धोन्नमदमलमहाम्भोदसच्छायकाया
माया पायादपायादविदितमहिमा कापि पीताम्बरा वः ॥

જે પોતે સર્વવ્યાપક હોવા છતા વૃંદાવનમા ફરી રહેલ છે, જે પોતે ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્ગલોકને સતત ઉત્પન્ન કરવા છતા નંદને ઘેર પ્રગટ થયેલ છે, જેનો કોઈ આદિ નથી તે છતા બાલસ્વરૂપ છે વેદોએ જેના લક્ષણો બનાવ્યા છે, તે છતા જે વારંવાર જોવામા આવે છે, જેની કાયાની કાંતિ વીજળીની રેખાઓથી શોભતા એવા ઊંચા નિર્મળ મેઘ જેવી છે અને જેનો સંપૂર્ણ મહિમા કોઈના પણ જાણવામા આવતો નથી, એવી પીતાંબરધારી માયાવી શ્રીકૃષ્ણની મૂર્તિ તમારુ વિનાશથી રક્ષણ કરો ૧૬૪

नामोदस्ताखिलामो दमनियमयुजां यः प्रकामोदवाह-
श्यामो दर्पाढ्यधामोदयमिलितयशोधारया मोदते यः ।
आमोदव्याप्तदामोदरतरलदृशा दत्तकामोदयो यः
सामोदं श्रीललामो दलयतु दुरितं सोऽत्र दामोदरो वः ॥

યમ-નિયમ પાળનાર યોગીજનોના યોગની કચાશને જે સંપૂર્ણ રીતે દૂર કરે છે, જેનુ શરીર અત્યંત જળથી ભરેલા મેઘ જેવુ શ્યામ છે, જે મદભર તેજના ઉદયથી મળેલી યશની ધારાથી અત્યંત આનંદ પામે છે જેના શરીરે સુગંધિત પુષ્પમાળાઓ રહેલી છે, જે વિશાળ અને ચપળ એવી દૃષ્ટિઓથી શોભતી વ્રજગોપીઓના હૃદયમા કામભાવના જગાડે છે જેની છાતીમા લક્ષ્મીનું ચિહ્ન છે અને જે પરમ આનંદથી ભરપૂર છે એવા શ્રીકૃષ્ણ તમારા પાપ દૂર કરો ૧૬૫

બલભદ્ર

निष्पात्याशु हिमांशुमण्डलमधः पीत्वा तदन्तः सुधां
कृत्वैनं चषकं हसन्निति हलापानाय कौतूहलात् ।
भो देव द्विजराजि मादृशि सुरास्पर्शोऽपि न श्रेयसे ।
मा मुञ्चेति तदर्थितो हलधरः पायादपायाज्जगत् ॥१६६

જ્યારે બલભદ્ર ચંદ્રમંડલને આકાશમાથી નીચે ખેંચી લાવીને તેમાં રહેલ અમૃતનું પાન કરી ગયા અને ત્યાર પછી ખાલી થઈ ગયેલ ચંદ્રમંડલને કુતૂહલને કારણે હસતા એવા બલભદ્ર સુરાપાત્ર બનાવીને સુરાપાન કરવા તેમાં સુરાને રેડવા લાગ્યા ત્યારે ચંદ્રે તેમને પ્રાર્થના કરી કે 'હે દેવ હું તો શ્રેષ્ઠ બ્રાહ્મણ છું એટલે સુરાનો સ્પર્શ થાય તે પણ મારે માટે યોગ્ય ગણાય નહિ માટે તમે મને છોડી દો' એ રીતે ચંદ્રની પ્રાર્થના સાંભળતા બલભદ્ર જગતને વિપત્તિમાથી બચાવો ૧૬૬

प्रेमोन्नामितरेवतीमुखगतामास्वाद्य कादम्बरी
मुन्मत्तः क्वचिदुत्पतत्क्वचिदपि भ्राम्यत्क्वचित्प्रस्खलत् ।
रक्तापाङ्गमधीरलाङ्गलमलिश्यामाम्बराडम्बरं
क्लेशान् कवलीकरोतु सकलं चन्द्राभिरामं महः ॥१६७

પ્રેમભાવે ઊંચા કરેલ રેવતીના મુખમાં રહેલી મદિરાનું પાન કરીને જે બલભદ્ર ઉન્મત્ત બનેલ છે અને તેથી જે કોઈ ઠેકાણે ઊછળી રહેલ છે, કોઈ ઠેકાણે ભમી રહેલ છે, કોઈ ઠેકાણે પડતા આખડે છે એવા બલભદ્રની આંખો રાતી થયેલ છે તેમ જ જેણે ભમરા જેવા શ્યામ વસ્ત્રનો ભપકો કરેલ છે અને તેમનું તેજ ચંદ્રના જેવું મનોહર છે તે બલભદ્ર અમારા સર્વ ક્લેશોને કોળિયો બનાવો ૧૬૭

उष्णालु क्वचिदर्कधामनि मनाङ्निद्रालु शीतानिले
हालानां गृहयालु चुम्बदसकृल्लज्जालु जायामुखम् ॥
नित्यं निष्पतयालु तिर्यगवनीशय्याशयालु क्षणं ।
गीतेभ्यः स्पृहयालु धाम धवलं दीने दयालु श्रये ॥१६८

સૂર્યના તાપમાં રહેવાથી જેને ગરમીનો અનુભવ થયો છે ઠંડો પવન વાવાથી જેને નિદ્રાનો અનુભવ થયો છે, જેને મદિરાપાન કરવાની ઇચ્છા જાગી છે લજ્જા અનુભવતા રેવતીના મુખનું જે વારંવાર ચુંબન કરી રહ્યા છે, મદિરાની મસ્તીમાં આવીને પૃથ્વી પર પડવા—આખડવાનો જેનો સ્વભાવ છે, કોઈ વખતે ઘામાં થઈને પૃથ્વીને શય્યા બનાવી સૂઈ જનારા છે, જેને વારંવાર ગાન સાંભળવા ગમે છે અને જે દીનજનો પર દયા કરે છે, એવા સ્વચ્છ સફેદ તેજધારી બલભદ્રનો આશ્રય કરું છું ૧૬૮

રુક્મિણી

श्लाघ्याशेषतनुं सुदर्शनकरः सर्वाङ्गलीलाजित
त्रैलोक्यां चरणारविन्दललितेनाक्रान्तलोको हरिः ।
बिभ्राणां मुखमिन्दुसुन्दररुचं चन्द्रात्मचक्षुर्दधत्
स्थाने यां स्वतनोरपश्यदधिकां सा रुक्मिणी वोऽवतात् ॥

શ્રીકૃષ્ણે પોતે હાથમાં જ સુદર્શન (ચક્ર) ધારણ કરતા હતા જ્યારે રુક્મિણી આખા શરીરે (સુદર્શન) શોભીતા હતા શ્રીકૃષ્ણે પોતે એક ચરણની લીલાથી જ ત્રૈલોક્યને જીતી લીધું હતું જ્યારે રુક્મિણીએ પોતાના સર્વ અંગોની લીલાથી ત્રણ લોકને જીતી લીધા હતા શ્રીકૃષ્ણ પોતે ડાબી આંખમાં ચંદ્રને રાખતા હતા, જ્યારે રુક્મિણીનું સંપૂર્ણ મુખ ચંદ્ર જેવી કાંતિવાળું હતું એ રીતે જે શ્રીકૃષ્ણ રુક્મિણીને પોતાના શરીરથી પણ વિશેષ લેખવામાં ન્યાયપુરઃસર હતા એવા રુક્મિણી તમારું રક્ષણ કરો ૧૬૯

રાધા

राधा पुनातु जगदच्युतदत्तचित्ता, मन्थान
माकलयती दधिरिक्तपात्रे । यस्याः स्तनस्तबकचञ्चुक
लोलदृष्टिर्देवोऽपि दोहनधिया वृषभं दुदोह ॥ १७० ॥

જેણે પોતાનું ચિત્ત શ્રીકૃષ્ણમાં જોડી દીધું છે, એવા રાધા દહીં વિનાના પાત્રમાં જ રવૈયો નાખીને દહીં વલોવી રહ્યા હતા અને જેની દૃષ્ટિ રાધાના સ્તનરૂપી ગુચ્છના આગળના ભાગમાં ચપળ બની હતી એવા શ્રીકૃષ્ણ બળદને ગાય સમજીને દોહવા લાગ્યા હતા તે રાધા જગતને પવિત્ર કરો ૧૭૦

सुधाधाम्नः कान्तिस्तव वदनपङ्केरुहगुणै
र्जितेव म्लानत्वं व्रजति सहसा प्राणदयिते ।
वदत्येवं कान्ते दिवसविरहातङ्कचकिता ।
तदङ्गे सल्लग्ना तव दिशतु राधा प्रियशतम् ॥१७१॥

હે પ્રાણપ્રિયે! તમારા મુખકમળના ગુણોને લીધે ચંદ્રની કાંતિ જાણે કે જિતાઈ ગઈ હોય તેથી તેની કાંતિ તરત જ મ્લાન બની રહી છે, એ રીતે જ્યારે શ્રીકૃષ્ણ રાધાને સવાર થવાની સૂચના આપનારા વચનો કહેતા હતા ત્યારે રાધાજી દિવસમાં થનારા વિરહના દુઃખથી ખિન્નતા પામીને શ્રીકૃષ્ણના શરીરે વળગી રહ્યા હતા એવા રાધા તમારા સેંકડો કલ્યાણ કરો ૧૭૧

નંદક

सान्द्रां मुदं यच्छतु नन्दको वः सोल्लासलक्ष्मी
प्रतिबिम्बगर्भः । कुर्वन्नजस्रं यमुनाप्रवाहसलीलराधा
स्मरणं मुरारेः ॥ १७२ ॥

જે ખડ્ગની અંદર અનેક વિલાસવાળા લક્ષ્મીનું પ્રતિબિંબ પડતું હતું, તેને કારણે શ્રીકૃષ્ણને યમુનાના પ્રવાહમાં ક્રીડા કરતા રાધાજીનું દરરોજ સ્મરણ થતું હતું, તેવું નંદક નામનું ખડ્ગ તમને ભરપૂર આનંદ આપો. ૧૭૨

**વેણુ**

केङ्कारः स्मरकार्मुकस्य सुरतक्रीडापिकीनां रवो
झङ्कारो रतिमञ्जरीमधुलिहां लीलाचकोरीध्वनिः ।
तन्व्याः कञ्चुलिकापसारणभुजाक्षेपस्खलत्कङ्कण-
क्वाणः प्रेम तनोतु वो नववयोल्लासाय वेणुस्वनः ॥१७३

શ્રીકૃષ્ણનો વેણુનાદ કામદેવના ધનુષ્યના ટંકાર જેવો છે, સુંદર રતિની ક્રીડાઓરૂપી કોકિલાઓના શબ્દ જેવો છે, રતિરૂપી મંજરી પર લાગેલ ભમરાઓના ઝંકાર જેવો છે, લીલારૂપી ચકોરીના ધ્વનિ જેવો છે અને જ્યારે સુંદર રમણી કાચળી દૂર કરતી વખતે તેનો હાથ આડો નાખે ત્યારે જે કંકણનો શબ્દ થાય, તેના જેવો છે; એવો વેણુનાદ તમોને યૌવનના વિલાસો કરવામા પ્રેમ આપો. ૧૭૩

**બુદ્ધ અવતાર**

षट्चक्रं क्रमभावनापरिगतं हृत्पद्ममध्यस्थितं
संपश्यञ्छिवरूपिणं लयवशादात्मानमध्याश्रितः ।
युष्माकं मधुसूदनो बुधवपुर्धारी स भूयान्मुदे
योऽतिष्ठत्कमलासने कृतरुचिर्बुद्धैकलिङ्गाकृतिः ॥१७४

જે મૂલાધાર વગેરે ૭ ચક્રોમાં અનુક્રમે ભાવના કરીને પરમ શિવરૂપ આત્માને પ્રાપ્ત કરતા હતા અને તેને જ હૃદયકમળની અંદર રાખીને જોવા કરતા હતા; ચિત્તની એકાગ્રતાને લીધે જેણે તે આત્માનો જ સંપૂર્ણ આશ્રય લીધો હતો તેમ જ જેની આકૃતિ મહાજ્ઞાની અને જ્ઞાનના સંપૂર્ણ ચિહ્નોવાળી હતી; એવા બુદ્ધ ભગવાન કે જે નિરંતર પદ્માસન લગાવીને જ બિરાજી રહેલા હતા; તે તમને આનંદ આપનાર બનો. ૧૭૪

रेतोरक्तमयान्यमूनि भविनां विण्मूत्रपूर्णोदरा-
ण्यालोक्येव कलेवराणि विगलत्तोयार्द्ररन्ध्राणि यः ।
मायाजालनियन्त्रितानि घृणया नोन्मीलयत्यक्षिणी
निर्व्याजप्रणिधाननिश्चलमतिर्बुद्धयै स बुद्धोऽस्तु वः ॥

જેનાં નેત્રો વાસ્તવિક આત્મસ્વરૂપમાં સમાધિ લાગી જવાથી મીંચાઈ ગયાં છે અને જેની બુદ્ધિ નિશ્ચલ બનેલી છે; એવા બુદ્ધ ભગવાન તમારું રક્ષણ કરો. આ બુદ્ધ ભગવાને જે આંખો મીંચી છે; તેથી એમ લાગે છે કે જે વીર્ય અને રુધિરથી ઉત્પન્ન થયેલ છે, જેનાં પેટ વિષ્ઠા અને મૂત્રથી ભરેલાં છે, જેનાં છિદ્રો નિરંતર સ્રવ્યા કરતા જળથી આર્દ્ર બનેલ છે અને જે માયાની જાળથી બંધાયેલ છે; એવાં શરીરોને જોઈને સુગ આવી હોય અને તેથી પોતાનાં નેત્રોને ઉઘાડતા ન હોય એવા જણાતા ભગવાન તમને જ્ઞાન આપો. ૧૭૫

ध्यानव्याजमुपेत्य चिन्तयसि कामुन्मील्य चक्षुः क्षणं
पश्यानङ्गशरातुरं जनमिमं त्रातापि नो रक्षसि ।
मिथ्याकारुणिकोऽसि निर्घृणतरस्त्वत्तः कुतोऽन्यः पुमा-
ञ्छश्वन्मारवधूभिरित्यभिहितो बुद्धो जिनः पातु वः ॥

'અરે! તમે ધ્યાનનું બહાનું કાઢીને આંખો મીંચી છે; તો કઈ સ્ત્રીનું ચિંતન કરો છો? જરા વાર નેત્રો ઉઘાડીને કામદેવનાં બાણોથી આતુર થયેલી આ અબળાઓને જુઓ. તમે રક્ષક હોવા છતાં અમારું રક્ષણ કરતા નથી; માટે ખોટી કરુણાવાળા લાગો છો; તમારા જેવો બીજો કયો પુરુષ આટલો નિર્દય હશે? એ રીતે અપ્સરાઓ જે ભગવાનને ઉદ્દેશીને વારંવાર કહી રહી હતી; છતાં પણ જે આત્મવિચારમાંથી ભ્રષ્ટ થયા નથી, એવા જિતેંદ્રિય બુદ્ધ ભગવાન તમારું રક્ષણ કરો. ૧૭૬

बद्ध्वा पद्मासनं यो नयनयुगमिदं न्यस्य नासाप्रदेशे धृत्वा, मूर्तौ च शान्तौ समरसमिलितौ चन्द्रसूर्याख्यवातौ । पश्यन्नन्तर्विशुद्धं किमपि च परमं ज्योतिराकारहीनं, सौख्याम्भोधौ निमग्नः स दिशतु भवतां ज्ञानबोधं बुधोऽयम् ॥ १७७॥

જે બુદ્ધ ભગવાન પદ્માસન લગાવીને બેઠા છે; જેમણે પોતાનાં બંને નેત્રોને નાકના ટેરવા પર રાખ્યાં છે; જે ચંદ્ર અને સૂર્ય નામની બે નાડીઓમાં વહેતા પ્રાણ અને અપાન નામના પવનોને ડાબા કે જમણા નાક દ્વારા બહાર નહિ કાઢતાં, શરીરની અંદર જ રોકી રાખે છે; જે અંતઃકરણની વૃત્તિથી કોઈ નિરાકાર પરમ જ્યોતિને જોતા જોતા અદ્વૈતસ્વરૂપ મહાસુખમાં જ સદા તલ્લીન રહે છે; એવા બુદ્ધ ભગવાન તમને જ્ઞાનનો બોધ આપો. ૧૭૭

कामेनाकृष्य चापं हतपटुपटहं वल्गुभिर्मारवीरै-
र्भ्रूभङ्गोत्क्षेपजृम्भास्मितमिलितदृशा दिव्यनारीजनेन ।
सिद्धैः प्रह्वोत्तमाङ्गैः पुलकितवपुषा विस्मयाद्वासवेन
ध्यायन्यो योगपीठादचलित इति वः पातु दृष्टो मुनीन्द्रः

કામદેવ ધનુષ્યને ખેંચીને ઊભા હતા, કામદેવના સુંદર યોદ્ધાઓ પટહ વગેરે વાજાંઓને સારી પેઠે બજા-

વતા હતા તેમ જ અપ્સરાઓ ભ્રુકુટીઓની ચેષ્ટા કરીને, બગાસાં ખાઈને અને મંદ હાસ્ય કરીને પોતાની નજરો ફેંકી રહી હતી, તે છતાં પણ જે યોગપીઠ પર ધ્યાન ધરવામાં અચલિત જ રહ્યા હતા એવા બુદ્ધ ભગવાનને નમ્ર મસ્તકવાળા સિદ્ધ લોકોએ અને વિસ્મયથી રોમાંચિત થયેલ શરીરવાળા ઇંદ્રે પણ જોયા હતા; તે બુદ્ધ ભગવાન તમારું રક્ષણ કરો. ૧૭૮

કલ્કિ અવતાર

उद्यतकरकरवालः शकतिमिरध्वंसने महानिपुणः ।
कल्किहरिर्वः पायादपायतः कलिनिशान्तोत्थः ॥१७९॥

ઉઘાડી તલવાર જેણે હાથમાં ઉગામી છે, જે શક નામના લોકોરૂપી અંધકારનો વિનાશ કરવામાં અત્યંત નિપુણ છે અને જે કલિયુગરૂપી રાત્રિના અંતે પ્રગટ થયેલા છે; એવા કલ્કિ ભગવાન તમારું વિનાશથી રક્ષણ કરો. ૧૭૯

यवनीनयनाम्बुधोरणीभिर्धरिणीनामपनीय तापवह्निम् ।
सुकृतद्रुमसेकमाचरन्तं हतकल्कं प्रणमामि कल्किमीशम् ॥

જેણે યવનજનોની સ્ત્રીઓના અશ્રુપ્રવાહો વહેડાવીને પૃથ્વીના સઘળા પ્રદેશોના તાપરૂપી અગ્નિને શાંત કર્યો છે અને તે દ્વારા પુણ્યરૂપી વૃક્ષોને પાણીનું સિંચન કરાવ્યું છે તેમ જ પાપોનો વિનાશ કર્યો છે; એવા કલ્કિ ભગવાનને હું પ્રણામ કરું છું. ૧૮૦

प्रेह्वद्वाजितरंगमुन्मदगजग्राहप्रगल्भं भट-
व्यावल्गत्स्फुटदानवैकनिलयं डिण्डीरपिण्डावलिम् ।
म्लेच्छानीकमहार्णवं सुविपुलं संग्रामकल्पावधौ
यश्चोर्वामिरिवापिबद् यतु स वः कल्कानि कल्किर्हरिः॥

જેમાં ઊછળતા ઘોડાઓરૂપી તરંગો છે, જેમાં મદોન્મત્ત હાથીઓરૂપી ઝૂડ (જલચર) ભરપૂર છે, યોદ્ધાઓરૂપી પ્રબળ અને ચંચળ એવા દાનવોનું જે મુખ્ય સ્થાનક છે, જેમાં અપાર શરીરોરૂપી ફીણોની પંક્તિઓ રહેલી છે અને એમાં સંગ્રામરૂપી પ્રલયકાળમાં મ્લેચ્છોના સૈન્યો અત્યંત વૃદ્ધિ પામેલાં છે; એવા મ્લેચ્છોનાં સૈન્યોરૂપ મહાસાગરનું જે કલ્કિ ભગવાન વાડવાગ્નિ બનીને પાન કરી ગયા છે, તે ભગવાન તમારાં પાપોને દૂર કરો. ૧૮૧

## સૂર્ય

खण्डितानेत्रकंजालिमञ्जुरञ्जनपण्डिताः ।
मण्डिताखिलदिक्प्रान्ताश्चण्डांशोः पान्तु भानवः ॥१॥

જેણે ખંડિતા નાયિકાનાં નેત્રોરૂપી કમળોની પંક્તિને સારી પેઠે રાતી કરવામાં પાંડિત્ય બતાવ્યું છે અને જેણે સઘળી દિશાઓના છેડાઓને શણગાર્યા છે; એવાં સૂર્યનાં તેજસ્વી કિરણો તમારું રક્ષણ કરો. ૧

शुकतुण्डच्छविसवितुश्चण्डरुचः पुण्डरीकवनबन्धोः ।
मण्डलमुदितं वन्दे कुण्डलमाखण्डलाशायाः ॥२॥

સૂર્યનારાયણનું મંડળ જે પોપટની ચાંચના જેવી કાંતિવાળું છે, જે પૂર્વદિશારૂપી નાયિકાના કુંડલ જેવું દેખાય છે જે કમળવનોને પરમ આનંદ આપનાર બંધુરૂપ છે, તેને હું પ્રણામ કરું છું. ૨

अतिविततगगनसरणिप्रसरणपरिमुक्तविश्रमानन्दः ।
मरुदुल्लासितसौरभकमलाकरहासकृद्रविर्जयति ॥३॥

અત્યંત વિશાળ એવા આકાશમાર્ગમાં નિત્ય નિરંતર જેને ચાલવું પડે છે અને તેથી જેણે વિશ્રામનો આનંદ છોડી દીધો છે; પવને ફેલાવેલ સુગંધીથી ભરેલ કમળના વનને જેણે હસતાં-ખીલતાં રાખ્યાં છે, એવા સૂર્યનારાયણ વિજય પામે છે. ૩

प्राचीकुङ्कुमतिलकं पूर्वाचलरोहणैकमाणिक्यम् ।
त्रिभुवनगृहैकदीपं वन्दे लोकैकलोचनं देवम् ॥४॥

જે પૂર્વ દિશાના કેસરી તિલકરૂપે છે, જે ઉદયાચળમાં ઊગતા મુખ્ય માણિક્યરૂપે છે, જે ત્રૈલોક્યરૂપી ઘરમાં મુખ્યદીવારૂપે છે અને જે સર્વ લોકના મુખ્ય નેત્રરૂપ છે, એવા સૂર્યદેવને હું પ્રણામ કરું છું. ૪

कटुभिरपि कठोरचक्रवाकोत्करविरहज्वरशान्तिशीतवीर्यैः । तिमिरहतमयं महोभिरञ्जयति जगन्नयनौघमुष्णभानुः ॥ ५ ॥

જેના તેજ ગરમીને લીધે કઠોર હોવા છતાં, ચક્રવાક પક્ષીઓના વિરહરૂપી પિત્તજ્વર( સંતાપ )ને શાંત કરવામાં શીતવીર્યની શક્તિ ધરાવે છે અને જે પોતે તિમિર અંધકાર( તિમિર નામના નેત્રરોગ )થી ઉપહત થયેલાં જગતના નેત્રોને અંજનરૂપ બને છે, તે સૂર્યનારાયણ વિજય પામે છે. ૫

यद्बिम्बमम्बरमणिर्यदपां प्रसूतिर्नक्तं निपिञ्चति यदग्निशिखासु भासः । ज्योत्स्ना निशासु हिमधाम्नि च यन्मयूखाः पूषा पुराणपुरुषः स नमोऽस्तु तस्मै ॥ ६ ॥

જેનું બિંબ આકાશમાં મણિની પેઠે દીપે છે, જે સૂર્યથી જળ ઉત્પન્ન થાય છે, જેનાથી રાત્રિઓમાં અગ્નિની જ્વાળાઓને તેજની પ્રાપ્તિ થાય છે અને જેનાં કિરણો રાત્રિઓમાં ચંદ્રમંડલની અંદર ચાંદનીરૂપ બને છે, તે મહાવિષ્ણુસ્વરૂપ સૂર્યદેવને મારા પ્રણામ હજો. ૬

यो रक्ततामतितरामतुलं दधानो दिक्प्रौढदारशुभसंगमकृत्क्रमेण। योपिद्दयीपतिविडम्बनभृत्स शश्वत्पायाद्-

पायसमुदायहरो रविर्नः ॥ ७ ॥

જેણે અત્યંત રક્તતા (રતાશ અને રાગીપણું) ધારણ કરી છે, જે પૂર્વ દિશા અને પશ્ચિમ દિશારૂપી નાયિકાઓનું નિત્ય અનુક્રમ પ્રમાણે શુભ કરે છે અને તેથી જે સ્ત્રીઓના પતિનું અનુકરણ કરનાર ગણાય છે અને જેણે દુઃખોના સમુદાયને હરી લીધા છે, એવા સૂર્યનારાયણ અમારું સર્વદા રક્ષણ કરો ૭

ब्रह्माण्डसपुटकलेवरमध्यवर्ति, चैतन्यपिण्डमिव मण्डलमस्ति यस्य । आलोकितोऽपि दुरितानि निह न्ति यस्त, मार्तण्डमादिपुरुष प्रणमामि नित्यम् ॥८॥

જે સૂર્યનું મંડળ બ્રહ્માંડના સંપુટરૂપી દેહની વચમાં જાણે કે ચૈતન્યના પિંડ જેવું લાગે છે અને જે પોતાના દર્શનથી જ લોકોના પાપોને દૂર કરે છે એવા તે આદિ પુરુષ સૂર્યનારાયણને હું નિત્ય પ્રણામ કરું છું ૮

सिन्दूरस्पृहया स्पृशन्ति करिणा कुम्भस्थमाधोरणा भिल्लीपल्लवशङ्कया विचिनुते सान्द्रद्रुमद्रोणिषु ।
कान्ता कुङ्कमकाङ्क्षया करतले मृद्नन्ति लग्न च यत् ।
तत्तेज प्रथमोद्भव भ्रमकर सौर चिर पातु व ॥९॥

પ્રભાતકાળે જ્યારે સૂર્યનું પ્રથમ પ્રકાશેલું તેજ પૃથ્વી પર પડે છે, ત્યારે તે અનેક ભ્રમોને પેદા કરે છે જ્યારે તે હાથીઓના કુંભસ્થળ પર પડે છે ત્યારે મહાવત લોકો તેને સિંદૂર સમજીને લેવા જાય છે જ્યારે તે વૃક્ષોની ગાઢ ઝાડીમાં પડે છે ત્યારે ભીલડી ઓ નવી તાજી કુંપળો સમજીને તેને ચૂંટવા જાય છે જ્યારે કામિનીઓના હાથના તળિયા પર પડે છે, ત્યારે તેને કેસર સમજીને કામિનીઓ પોતાના શરીર પર ચોળવા લાગે છે એ પ્રકારે અનેક ભ્રમો પેદા કરનાર સૂર્યનારાયણનું તેજ તમારું લાંબાકાળ સુધી રક્ષણ કરો

एकस्मिन्नयने भृश तपति य काले स दाहक्रमो
येनातन्यत यत्प्रकाशसमये नैषा पद दुर्लभम् ।
सा व्योमाचयरस्य यन्न विदिता लोके गति शाश्वती
श्रीसूर्य सुरसेवितोऽपि हि महादेव स नस्त्रायताम् ॥

(પહેલો અર્થ) જેની દેવોએ સેવા કરી છે એવા તે સૂર્યનારાયણ છે જે એક અયન(ઉત્તરાયણ)માં ખૂબ તપે છે, જેણે રોજના કાળ પ્રમાણે નિયમિત ગતિ કરી છે, જેના પ્રકાશથી કોઈને કોઈ પણ સ્થાન દુર્લભ રહેતું નથી અને જેની અખંડ ગતિ લોકમાં કોઈના પણ જાણવામાં આવતી નથી એવા આકાશમાં ગતિ કરતા સૂર્યદેવ અમારું રક્ષણ કરો ૧૦

(બીજો અર્થ) જેને દેવો સેવે છે, એવા સદાશિવ છે, કે જે એક નેત્રમાં (સૂર્યરૂપે) ખૂબ તપ્યા કરે છે, જેણે પ્રલયકાળે જગતનો દાહ કરવાનો ક્રમ સ્વીકાર્યો છે, જેનું જ્ઞાન થવાથી મુનિઓને બ્રહ્મસ્વરૂપ મેળવવું દુર્લભ રહેતું નથી અને જેની કાયમી સ્થિતિ લોકમાં કોઈના પણ જાણવામાં આવતી નથી અને જેની મૂર્તિ આકાશ જેવી વિશાળ છે, એવા સદાશિવ અમારું રક્ષણ કરો ૧૦

## સૂર્યના કિરણો

जम्भारातीभकुम्भोद्भवमिव दधत सान्द्रसिन्दूररेणु
रक्तै सिक्ता इवौघैरुदयगिरितटीधातुधाराद्रवस्य ।
आयान्त्या तुल्यकाल कमलवनरुचेवारुणा वो विभूत्यै ।
भूयासुर्भासयन्तो भुवनमभिनवा भानवो भानवीया ॥

જ્યારે પ્રભાતકાળે સૂર્યના પ્રથમ કિરણો જગતનો પ્રકાશ કરવા આવે છે, ત્યારે એમના તે રાતા અને નવીન હોય છે જાણે કે ઇંદ્રના ઐરાવત હાથીના કુંભ સ્થળો પર લાગેલા સિંદૂરના ઘાટા ચૂર્ણને ધરી રહ્યા ન હોય જાણે કે ઉદયાચળના શિખરોમાંથી ચાલી આવતી ધાતુઓની ધારાઓના રાતા પ્રવાહોના સિંચનને મેળવી ન રહ્યા હોય અને એક વખતે આવતી કમળ વનની કાંતિથી રાતા થઈ ગયા ન હોય એવા જણાય છે તે કિરણો તમને સંપત્તિ આપો ૧૧

भक्तिप्रह्वाय दातु मुकुलपुटकुटीकोटरक्रोडलीना
लक्ष्मीमाक्रष्टुकामा इव कमलवनोद्घाटन कुर्वते ये ।
कालाकारान्धकाराननपतितजगत्साध्वसध्वसकल्या ।
कल्याण व क्रियासु किसलयरुचयस्ते करा भास्करस्य ॥

અંધકારરૂપી વિશાળ મુખનો આકાર કાળ જેવો છે તેમાં આખું જગત પડેલું છે તેની અડચણો દૂર કર વાનું સામર્થ્ય જે સૂર્યના કિરણો ધરાવે છે, તેની કાંતિ કોમળ પાંદડાના જેવી છે જે કમળોના વનોને ઉઘાડી નાખે છે તે જાણે કે ભક્તિથી નમ્ર બનેલ ભક્તજનોને લક્ષ્મી આપવા માટે કમળોની કળીઓના અંદરના ભાગમાં છુપાઈ રહેલી લક્ષ્મીને ખેંચી લેવા ઇચ્છતી ન હોય તેવા લાગે છે તે સૂર્યના કિરણો તમારું કલ્યાણ કરો ૧૨

साटोप व्योमहट्टोपिवरजनिरणिङ्गनायिकोन्मुक्ततारा
मुक्ताहारापहारात्तरलसगरवप्रोत्थिताकीर्तिशान्त्यै ।
कर्पन्नम्भोजकुम्भोदरकुहरगहिर्नि सरत्षट्पदाली
कालव्याली करेणाकलयतु दिनकृत्कल्मषोन्मूलन व ॥

રાત્રિરૂપી બજારુ વેશ્યા કે જે આકાશરૂપી મોટા બજારમાં રહેલી છે અને જેણે તારાઓરૂપી મોતીના હારો પહેરેલા છે; તે હારને સૂર્યનાં કિરણો જ્યારે વિખેરી રહ્યાં છે, ત્યાં તેમને ચપળ બનેલા પક્ષીઓના કલરવ-રૂપી અપકીર્તિ મળી રહી છે; તેને જાણે દૂર કરવા માગતાં ન હોય, એ રીતે કમળરૂપી ઘડાના મધ્યભાગ-માંથી બહાર નીકળતી એવી ભમરોની કાળી પંક્તિરૂપ નાગણને પોતાના કરથી ખેંચીને સોગંદ લેતા ન હોય ? (સોગંદ લેવા હોય, ત્યારે હાથમાં સાપ[1] પકડવાનો રિવાજ છે.) એવા પ્રકારનાં સૂર્યનાં કિરણો તમારાં પાપોનો નાશ કરો. ૧૩

शीर्णघ्राणाङ्घ्रिन्व्रणीभिरपघनैर्घर्घराव्यक्तघोषा-
न्दीर्घाघ्रातानघोधैः पुनरपि घटयत्येक उल्लाघनैर्यः ।
घर्मांशोस्तस्य वोऽन्तःप्रगुणघनघृणानिघ्ननिर्विघ्नवृत्ते-
र्दत्तार्घाः सिद्धिसंघै विदधतु घृणयः शीघ्रमंहोविघातम् ॥

અનેક કાળનાં પાપોનો સમૂહ ભેગો થવાને કારણે જેનાં નાક, હાથ અને પગ ગળી ગયેલા છે, જેના શરીરે ખૂબ જ વ્રણ-ચાંદા પડેલા છે, ઘરઘર અવાજથી જેનું ગળું ખોખરું થયું છે અને જેનો અવાજ પણ અસ્પષ્ટ છે; એવા રક્તપિત્તિયા અને ગલત્ કુષ્ઠવાળાં પ્રાણીઓને પણ તે તરત જ ઉત્તમ આરોગ્ય આપે છે તેમ જ અત્યંત ગાઢ દયાને કારણે જેના અંતઃકરણની વૃત્તિ સરળ બનેલી છે એવા સૂર્યનારાયણના કિરણો તમારા સર્વ પાપાને તરત જ દૂર કરો, કે જે સૂર્યનારાયણને સિદ્ધ લોકોના સમૂહો અર્ધ્ય આપી રહ્યા છે. ૧૪

सिन्दूराणीव सीदत्कृपणकुलवधूमूर्ध्नि ये संचरन्तः
प्रेक्षन्ते दिक्षु शैलाः शिखरभुवि लसत्पद्मरागाङ्कुरा यैः ।
धुन्वन्ते ध्वान्तधाराः सह दुरितचयैर्दूरदृश्याः सदा ये ।
पान्तु त्वां पद्मबन्धोररुणसकिरणाः पूरणाः कामनानाम् ॥

કમલના પતિ સૂર્યનારાયણનાં તે અરુણ કિરણો જ્યારે પ્રગટ થાય છે, ત્યારે તે કિરણો ગરીબ કુળની સ્ત્રીઓના મસ્તકો પર ફેલાવેલ સિંદૂર જેવાં જણાય છે; જે કિરણોને લીધે પર્વતો જાણે કે શિખરોમાં ઉદય પામેલા માણેકનાં અંકુરોવાળા હોય, એમ લાગે છે; જે કિરણો પાપોના સમૂહોની સાથે સાથે જ અંધકારના સમૂહનો પણ નાશ કરી નાખે અને જે કિરણો દૂર હોય ત્યારે જ જોવા માટે અનુકૂળ થઈ પડે છે, તે રાતાં સુંદર કિરણો તમારું રક્ષણ કરો. ૧૫

चक्री चक्रारपङ्क्तिं हरिरपि च हरीन्धूर्जटि धूर्ध्वजान्ता ।
नक्षं नक्षत्रनाथोऽरुणमपि वरुणः कूबराग्रं कुबेरः ॥
रंहःसङ्घः सुराणां जगदुपकृतये नित्ययुक्तस्य यस्य ।
स्तौति प्रीतिप्रसन्नोऽन्वहमहिमरुचेः सोऽवतात्स्यन्दनो वः

જે સૂર્યનો રથ જગતનો ઉપકાર કરવા માટે સદા તૈયાર રહે છે. તે રથના ચક્રોને વિષ્ણુ, ઘોડાઓને ઇન્દ્ર, ધૂંસરી અને ધ્વજના છેડાઓને શિવ, ધરીને ચંદ્ર, અરુણ સારથિને વરુણ, કૂબર એટલે બેસવાની જગાના આગળપડતા ભાગને કુબેર અને વેગને બધા દેવો નિત્ય નિરંતર વખાણ્યા કરે છે, તે રવિનો રથ પ્રીતિપૂર્વક પ્રસન્ન થઈ તમારું રક્ષણ કરો. ૧૬

किं छत्रं किं नु रत्नं तिलकमुत तथा कुण्डलं कौस्तुभो वा
चक्रं वा वारिजं वेत्यमरयुवतिभिर्यद्वलिद्वेपिदेहे ।
ऊर्ध्वं मौलौ ललाटे श्रवसि हृदि करे नाभिदेशे च दृष्टं
पायात्तद्वोऽर्कबिम्बं स च दनुजरिपुर्वर्धमानः क्रमेण ॥

જ્યારે બલિરાજાના યજ્ઞમાં વામનજીનું સ્વરૂપ ધીરે ધીરે વધવા લાગ્યું ત્યારે સૂર્યનું મોટાથી નાનું નાનું દેખાવા લાગ્યું; પહેલાં તો દેવાંગનાઓએ જોયું કે 'આ સૂર્યમંડલ વામનના મસ્તક પર રહેલું છત્ર છે?' પછી જોયું કે, 'આ શુ મસ્તકમા રહેલો ચૂડામણિ છે?' પછી જોયું કે, 'આ શુ લલાટમા રહેલ તિલક છે?' પછી જોયું કે, 'આ શુ કાનમા રહેલ કુંડલ છે?' પછી જોયું કે, 'આ શું હૃદયમાં રહેલ કૌસ્તુભમણિ છે?' પછી જોયું કે, 'આ શુ હાથમા રહેલ ચક્ર છે?' પછી જોયું કે, 'આ શુ નાભિમાં રહેલ કમળ છે?' એ રીતે જેની અવસ્થા નાની નાની થતી જાય છે, એવા સૂર્ય અને જે ક્રમે ક્રમે વધવા લાગેલ છે; એવા વામન તમારું રક્ષણ કરો. ૧૭

**સૂર્યના ઘોડા**

अवतु नः सवितुस्तुरगावली समतिलङ्घिततुङ्गपयोधरा ।
स्फुरितमध्यगतारुणनायका मरकतैकलतेव नभःश्रियः ॥

જે સૂર્યના ઘોડાઓ આકાશની સુંદર નાયિકાના કંઠમાં રહેલ મરકત મણિઓની હારલતા જેવા લાગે છે; જેણે ખરેખર ઊંચા પયોધર (સ્તન કે મેઘ)ની ઉપર નિવાસ કર્યો છે અને જેના મધ્ય ભાગમાં અરુણ નાયક (સારથિ કે રાતા રંગનો મણિ) સ્ફુરી રહેલો છે, તે ઘોડા અમારું રક્ષણ કરો. ૧૮

[1] આ પ્રકાર પહેલાં અસ્તિત્વમાં હતો પણ હવે તે નાશ પામ્યો છે. આ ક્રિયાને 'દિવ્ય' એવું નામ આપવામાં આવ્યું છે અતિહાસિક દૃષ્ટિએ સમ્રાટ હર્ષવર્ધનના કાળ સુધી તે રિવાજ લોકપ્રચલિત હતો.

## ચંદ્ર

लालयन्तमरविन्दवनानि क्षालयन्तमभितो भुवनानि ।
पालयन्तमथ कोककुलानि ज्योतिषं पतिमहं महयामि ॥

જે કમલવનોને રમાડી રહેલ છે, જે ચારે તરફ રહેલ અંધકારને દૂર કરીને સર્વ ભુવનોને સ્વચ્છ કરે છે, જે ચક્રવાક પક્ષીઓનું પાલન કરે છે એવા અત્યંત તેજસ્વી દેવનું હું પૂજન કરું છું. ૧

रविमावसते सतां क्रियायै सुधया तर्पयते सुरान्पितॄंश्च ।
तमसां निशि मूर्छतां विहन्त्रे हरचूडानिहितात्मने नमस्ते ॥

અમાવાસ્યાને દિવસે દેવો અને પિતૃઓને તૃપ્ત કરવા માટે તમે સૂર્યમંડલમાં નિવાસ કરો છો અને તેમને અમૃતથી તૃપ્ત કરો છો. રાત્રિમાં વ્યાપીને રહેલ અંધકારનો તમે સમૂળગો નાશ કરો છો અને તમે મહાદેવના મસ્તકમાં એક કલારૂપે રહો છો, એવા ચંદ્રને હું નમસ્કાર કરું છું. ૨

स्वर्भानुप्रतिवारपारणमिलद्दन्तौघयन्त्रोद्भव-
श्वभ्रालीपतयालुदीधितिसुधासारस्तुषारद्युतिः ।
पुष्पेष्वासनतत्प्रियापरिणयानन्दाभिषेकोत्सवे
देवः प्राप्तसहस्रधारकलशश्रीरस्तु नस्तुष्टये ॥ ३ ॥

જ્યારે રાહુ ચંદ્રનું વારંવાર ભક્ષણ કરે છે ત્યારે તેનાં જડબાંના દાંતોના સમૂહરૂપી યંત્રમાં ચંદ્ર દબાય છે અને તેથી ચંદ્રમંડલમાં જે ખાડા પડે છે તેમાંથી ચંદ્રનાં કિરણોના અમૃતનો સાર ઝર્યા કરે છે; તેથી જાણે કે તે ચંદ્રને હજાર ધારવાળા કળશની શોભા મળી રહે છે; જેનાથી કામદેવ અને રતિના વિવાહપ્રસંગે આનંદપૂર્વક અભિષેક કરવામાં આવ્યો હતો એવા ચંદ્રદેવ અમને સંતોષ આપો. ૩

## પૃથ્વી

स्वर्गौकोभिरदोनिवासिपुरुषारब्धातिशुद्धाध्वर-
स्वाहाकारवषट्क्रियोत्थममृतं स्वादीय आदीयते ।
आम्नायप्रवणैरलंकृतिजुषेऽमुष्यैः मनुष्यैः शुभै-
र्दिव्यक्षेत्रसरित्पवित्रवपुषे देव्यै पृथिव्यै नमः ॥ १ ॥

વેદમાં જણાવેલ વિધિવિધાનોમાં તત્પર રહેનાર મુનિઓથી જેની શોભા વધી રહી છે તેમ જ દિવ્ય તીર્થક્ષેત્રો અને નદીઓથી જેનું શરીર પવિત્ર બનેલ છે તેમ જ આ પૃથ્વી પર નિવાસ કરનાર પુણ્યશાળી પુરુષો જ્યારે અત્યંત શુદ્ધ યજ્ઞ કરે છે ત્યારે તેમાંથી સ્વાહા અને વષટ્કારથી અમૃત ઉત્પન્ન થાય છે; તે અમૃતને દેવો પણ ગ્રહણ કરે છે; એવી પુણ્યશાળી પૃથ્વીદેવીને અમે પ્રણામ કરીએ છીએ. ૧

**प्रथम प्रकरण समाप्त**



# सुभाषितरत्नभाण्डागार

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર સહિત

## द्वितीय प्रकरण

## सामान्य

### સુભાષિતપ્રશંસા

भाषासु मुख्या मधुरा दिव्या गीर्वाणभारती ।
तस्माद्धि काव्य मधुर तस्मादपि सुभाषितम् ॥ १ ॥

સસ્કૃત ભાષા એ દેવવાણી છે તે સર્વ ભાષાઓમા મુખ્ય, મધુર અને દિવ્ય છે, તે ભાષા કરતા પણ સસ્કૃત કાવ્ય વિશેષ મધુર છે અને સુભાષિત તો તેથી પણ ચઢે તેવુ મધુર છે ૧

सुभाषितेन गीतेन युवतीना च लीलया ।
मनो न भिद्यते यस्य स योगी ह्यथवा पशु ॥ २ ॥

જ્યારે સુભાષિત ગવાય અને જ્યારે યુવતીઓ વિલાસ કરે, ત્યારે જેનુ મન ભેદાય નહિ, તે ખરેખર કાંતો યોગી હોય અથવા તો પશુ હોય २

सुभाषितमयद्रव्यसग्रह न करोति य ।
प्रस्तावयज्ञे सम्प्राप्ते का प्रदास्यति दक्षिणाम् ॥ ३ ॥

જે સુભાષિતરૂપી દ્રવ્યનો સગ્રહ કરતો નથી, તે જ્યારે વાર્તાલાપ, સભા, ચર્ચા વગેરે પ્રસગયજ્ઞ પ્રાપ્ત થશે ત્યારે કઈ દક્ષિણા આપશે ? ૩

ससारकटुवृक्षस्य द्वे फले ह्यमृतोपमे ।
सुभाषितरसास्वाद सगति सुजने जने ॥ ४ ॥

આ સસારરૂપી કડવા વૃક્ષના બે ફળો અમૃતતુલ્ય છે એક તો સુભાષિતનો રસાસ્વાદ અને બીજુ સજ્જનોનો સમાગમ ૪

सुभाषितरसास्वादजातरोमाञ्चकञ्चुका ।
विनापि कामिनीसङ्ग कवय सुखमासते ॥ ५ ॥

રસાસ્વાદથી પ્રગટ થતા સુભાષિતના રોમાચરૂપી કચુકને ધારણ કરનાર કવિજનો રમણીઓના સગ વિના પણ સુખ મેળવી શકે છે ૫

पृथिव्या त्रिणि रत्नानि जलमन्न सुभाषितम् ।
मूढै पाषाणखण्डेषु रत्नसज्ञाऽभिधीयते ॥ ६ ॥

પૃથ્વી પર સાચા રત્નો તો ત્રણ છે જલ, અન્ન અને સુભાષિત પથ્થરના ટુકડાઓને 'રત્ન' નામથી તો મૂઢ લોકો જ કહે છે ૬

धर्मो यशो नयो दाक्ष्य मनोहारि सुभाषितम् ।
इत्यादिगुणरत्नाना सग्रही नावसीदति ॥ ७ ॥

ધર્મ, યશ, નીતિ, ડહાપણ અને મનોહર સુભાષિત વગેરે ગુણોરૂપી રત્નોનો સગ્રહ કરનાર કદી દુખી થતો નથી ૭

सगीतमपि साहित्य सरस्वत्या स्तनद्वयम् ।
एकमापातमधुरमन्यदालोचनामृतम् ॥ ८ ॥

સગીત અને સાહિત્ય એ તો સરસ્વતી માતાના બે સ્તન છે સગીત એ સેવતાની સાથે જ મધુર લાગે છે અને બીજુ સાહિત્ય એ વિચારવાથી અમૃત સમાન લાગે છે ૮

शिशुर्वेत्ति पशुर्वेत्ति वेत्ति नागरस फणी ।
साहित्यरसमाधुर्यं शकरो वेत्ति वा न वा ॥ ९ ॥

અમૃતના રસને તો બાળક પણ જાણે છે, પશુ પણ જાણે છે અને સર્પ પણ જાણે છે જ્યારે સાહિત્યના રસની મધુરતાને તો શકર જ જાણે છે, અથવા કદાચ તે પણ પૂરેપૂરી નહિ જાણતા હોય! ૯

द्राक्षा म्लानमुखी जाता शर्करा चाश्मता गता ।
सुभाषितरसस्याग्रे सुधा भीता दिव गता ॥ १० ॥

સુભાષિતના રસની આગળ દ્રાક્ષનુ મુખ કરમાઈ ગયુ, સાકર પથરો બની ગઈ અને અમૃત પણ ભય પામીને આ લોક છોડીને સ્વર્ગમા ચાલ્યુ ગયુ. ૧૦

संसदि तदेव भूषणमुपकारकमवसरे धनं मुख्यम् ।
सूक्तं द्धति सुवर्णं कल्याणमनर्घ्यमिह धन्याः ॥११॥

સારાં વચનોરૂપી સુવર્ણને જે ધારણ કરે છે, તે પુરુષોને ધન્યવાદ ઘટે છે; કારણ કે સભામાં તે જ આભૂષણરૂપ બને છે, અવસર આવે તે જ ઉપકાર કરે છે, તે જ મુખ્ય ધન છે અને તે અમૂલ્ય તેમ જ કલ્યાણરૂપ છે. ૧૧

कथमिह मनुष्यजन्मा संप्रविशति सदसि विबुधगमितायाम् । येन न सुभाषितामृतमाह्लादि निपीतमात्मेः ॥ १२ ॥

જેણે મનુષ્યજન્મ મેળવીને અત્યંત આનંદ આપી શકે એવા સુભાષિતરૂપી અમૃતનું પાન સંતોષ થાય તેટલા પ્રમાણમાં કર્યું નથી, તે મનુષ્યો વિબુધ જનોની સભામા (પંડિતસભા કે સ્વર્ગમાં) શી રીતે પ્રવેશ કરી શકે ? ૧૨

अकलितशब्दालंकृतिरनुकूला स्खलितपदनिवेशापि ।
अभिसारिकेव रमयति सूक्तिः सोत्कर्षशृङ्गारा ॥ १३ ॥

શબ્દાલંકાર વિનાની, સરળ રીતે રસ પેદા કરનારી, કોમળ પદવાળી અને શૃંગાર રસથી ઉત્તમ બનેલી એવી સુભાષિત–વાણી અભિસારિકા[1] નાયિકાની જેમ સેવનારને આનંદ આપે છે. અભિસારિકાએ શબ્દ કરનાર અલંકાર પહેર્યા નથી, જે નાયકને અનુકૂળ રહે છે, જે નાયકને મળવા ગમે તેવા સ્થાનમાં પગ મૂકીને ચાલી જાય છે અને 'હું નાયકની છું અને નાયક મારો છે' એવા ઉત્કૃષ્ટ શૃંગારને પોષણ આપે છે. ૧૩

आस्वादितदयिताधरसुधारसस्यैव सूक्तयो मधुराः ।
अकलितरसालमुकुलो न कोकिलः कलमुदञ्चयति ॥१४

જેણે પ્રેમભરી રમણીના અધર અમૃતનું પાન કરેલું છે, તેવા કવિજનના મુખમાથી નીકળેલું સુભાષિત વચન જ મધુર લાગે છે; પણ જેણે આંબાની મંજરીનો રસ ચાખ્યો નથી એવી કોયલ મધુર અવાજ કરી શકતી નથી. ૧૪

यस्य वक्त्रकुहरे सुभाषितं नास्ति नाप्यवसरे प्रजल्पति ।
आगतः सदसि धीमतामसौ लेप्यनिर्मित इवावभासते ॥

જેના મુખરૂપી બખોલમાં કોઈ સુભાષિત રહેલું ન હોય, જે અવસર આવે બોલી શકતો ન હોય, તે તે માણસ ડાહ્યા પુરુષોની સભામાં કાદવનું પૂતળું હોય તેવો લાગે છે. ૧૫

[1] સંકેત સ્થળે પોતાના ઇષ્ટને ગુપ્ત રીતે મળવા માટે જનારી સ્ત્રી અભિસારિકા કહેવાય છે.

सुभाषितं हारि विशत्यधोगलान्न दुर्जनस्यार्करिपोरिवामृतम् । तदेव धत्ते हृदयेन सज्जनो हरिर्महारत्नमिवातिनिर्मलम् ॥ १६ ॥

જેમ રાહુના ગળાની નીચે અમૃત રહેતું નથી તેમ આ મનોહર સુભાષિત દુર્જનના ગળા નીચે ઊતરતું નથી; પરંતુ જેમ વિષ્ણુ ભગવાન અતિ નિર્મળ એવા કૌસ્તુભમણિને ધારણ કરે છે તેમ સજ્જન પુરુષો તે સુભાષિતને હૃદયથી ધારણ કરે છે. ૧૬

नायं प्रयाति विकृतिं विरसो न यः स्यान्न क्षीयते बहुजनैर्नितरां निपीतः । जाड्यं निहन्ति रुचिमेति करोति तृप्तिं, नूनं सुभाषितरसोऽन्यरसातिशायी ॥ १७॥

આ સુભાષિત રસ બીજા બધાય રસોથી ઉત્તમ છે. બીજા રસ તો બગડી જાય પણ આ રસ કદી બગડતો નથી, સુકાઈ જતો નથી, ગમે તેટલા માણસો પીએ તોપણ ખૂટી પડતો નથી; જડતાને જડમૂળથી દૂર કરે છે, રુચિ વધારે છે અને સર્વ તૃપ્તિ આપે છે. ૧૭

किं हारैः किमु कङ्कणैः किमसमैः कर्णावतंसैरलं
केयूरैर्मणिकुण्डलैरलमलं साडम्बरैरम्बरैः ।
पुंसामेकमखण्डितं पुनरिदं मन्यामहे मण्डनं
यन्निष्पीडितपार्वणामृतकरस्यन्दोपमाः सूक्तयः ॥१८॥

'અમૃતવર્ષી કિરણોવાળા પૂર્ણિમાના ચંદ્રને નિચોવીને કાઢવામા આવેલ સુધારસ જેવા સુભાષિતો જ સર્વ જનો માટે અખંડિત આભૂષણ છે;' એમ અમે માનીએ છીએ; બાકી મોટા મોટા હાર, કંકણ, ચિત્રવિચિત્ર કાનના ભૂષણ, બાજુબંધ, મણિજડિત કુંડલો અને વસ્ત્રના આડંબરો એ બધા ધારણ કરો કે ન કરો; તેથી શું. ૧૮

खिन्नं चापि सुभाषितेन रमते स्वीयं मनः सर्वदा
श्रुत्वान्यस्य सुभाषितं खलु मनः श्रोतुं पुनर्वाञ्छति ।
अज्ञाञ्ज्ञानवतोऽप्यनेन हि वशीकर्तुं समर्थो भवेत्
कर्तव्यो हि सुभाषितस्य मनुजैरावश्यकः संग्रहः ॥१९॥

જેમ ખેદ પામેલું આપણું મન સુભાષિત સાંભળવાથી સદા આનંદિત બને છે અને ફરી પણ તે સાંભળવા ઇચ્છે છે, તેવી જ અસર બીજાના મન પર પણ થાય છે. સુભાષિત વડે મનુષ્ય જ્ઞાની તેમ જ અજ્ઞાની સૌ કોઈને વશ કરવા સમર્થ બને છે માટે મનુષ્યોએ જરૂર સુભાષિતોનો સંગ્રહ કરવો જોઈએ.

## વિદ્યાની પ્રશંસા

अपूर्वः कोऽपि कोशोऽयं विद्यते तव भारति ।
व्ययतो वृद्धिमायाति क्षयमायाति सञ्चयात् ॥ १ ॥

હે સરસ્વતી માતા! તમારો આ ખજાનો તો ખરે-ખર કોઈ અપૂર્વ જ છે. તે વ્યય કરવાથી વૃદ્ધિ પામે છે અને સંચય કરી રાખવાથી ક્ષીણ થતો જાય છે.

अनेकसंशयोच्छेदि परोक्षार्थस्य दर्शकम् ।
सर्वस्य लोचनं शास्त्रं यस्य नास्त्यन्ध एव सः ॥ २ ॥

શાસ્ત્રરૂપી લોચન અનેક જાતની શંકા-કુશંકાઓને દૂર કરે છે, તેમ જ સ્થૂલ દૃષ્ટિએ ન જોઈ શકાય તેવા સૂક્ષ્મ પદાર્થોને પણ બતાવે છે, જેને આ શાસ્ત્રરૂપી લોચન ન હોય, તે છતી આંખે આંધળો જ છે. ૨

सर्वद्रव्येषु विद्यैव द्रव्यमाहुरनुत्तमम् ।
अहार्यत्वादनर्घ्यत्वादक्षयत्वाच्च सर्वदा ॥ ३ ॥

આ જગત પર અનેક પ્રકારનાં દ્રવ્યો છે; તેમાં વિદ્યારૂપી દ્રવ્ય જ સર્વોત્તમ છે; કારણ કે તે કોઈથી હરી શકાતું નથી, તેનું મૂલ્ય થઈ શકતું નથી અને તેનો કદી નાશ કે હાનિ થતા નથી. ૩

हर्तुर्न गोचरं याति दत्ता भवति विस्तृता ।
कल्पान्तेऽपि न या नश्येत्किमन्यद्विद्यया समम् ॥ ४॥

જે ચોરી કરનાર છે, તેની નજરે આ વિદ્યારૂપી દ્રવ્ય પડતુ નથી; અને વિદ્યારૂપી દ્રવ્યનુ દાન કરો તો તેનો વિસ્તાર થાય છે તેમ જ જેનો પ્રલયકાળે પણ નાશ થતો નથી તે વિદ્યાના જેવું બીજું કયું દ્રવ્ય હોઈ શકે?

ज्ञातिभिर्वण्ट्यते नैव चौरेणापि न नीयते ।
दाने नैव क्षयं याति विद्यारत्नं महाधनम् ॥ ५ ॥

આ વિદ્યારૂપી રત્ન એ તો મહાનમા મહાન ધન છે, જેની વહેંચણી જ્ઞાતિજનોથી થઈ શકતી નથી, જેને ચોરી લઈ જઈ શકતા નથી અને જેનું દાન કરવાથી ખૂટી જતુ નથી. ૫

संयोजयति विद्यैव नीचगापि नरं सरित् ।
समुद्रमिव दुर्धर्षं नृपं भाग्यमतः परम् ॥ ६ ॥

જેવી રીતે નીચા ઢોળાવમાં વહેતી નદી કોઈ પણ નાવમા બેસેલ માણસને ન પહોંચી શકાય તેવા સમુદ્ર સુધી પહોંચાડે છે, તેવી રીતે નીચ જાતિમાં ગયેલી વિદ્યા પણ તે પુરુષને રાજાનો સમાગમ કરી આપે છે અને રાજાનો સમાગમ થયા પછી તો તેનું ભાગ્ય ખીલી જ ઊઠે છે. ૬

विद्या शस्त्रं च शास्त्रं च द्वे विद्ये प्रतिपत्तये ।
आद्या हास्याय वृद्धत्वे द्वितीयाद्रियते सदा ॥ ७ ॥

શસ્ત્રવિદ્યા અને શાસ્ત્રવિદ્યા આ બે પ્રાપ્ત કરવા યોગ્ય વિદ્યાઓ છે. આમાં પહેલી વિદ્યા વૃદ્ધાવસ્થામાં હાસ્યાસ્પદ બનાવે છે, જ્યારે બીજી વિદ્યા સદા આદર અપાવે છે. ૭

शुनः पुच्छमिव व्यर्थं जीवितं विद्यया विना ।
न गुह्यगोपने शक्तं न च दंशनिवारणे ॥ ८ ।

વિદ્યા વિનાનું જીવન કૂતરાની પૂંછડીની જેમ વ્યર્થ છે. તે પૂંછડી ગુહ્ય ભાગને ઢાંકી શકતી નથી, તેમ માખી-મચ્છરને પણ ઉડાડી શકતી નથી. ૮

सद्विद्या यदि का चिन्ता वराकोदरपूरणे ।
शुकोऽप्यशनमाप्नोति हरे राम इति ब्रुवन् ॥ ९ ॥

જો સારી વિદ્યા મેળવી હોય, તો પછી આ બિચારા પેટને પૂરવાની ચિંતા શી? 'હરે, રામ,' એ પ્રકારે મીઠા શબ્દ બોલનાર પોપટ પણ ભોજન મેળવી લે છે.

वसुमतीपतिना नु सरस्वती बलवता रिपुणापि न नीयते।
समविभागहरैर्न विभज्यते विबुधबोधबुधैरपि सेव्यते ॥

પૃથ્વીનો રાજા કે બળવાન શત્રુ પણ આ સરસ્વતી-નું હરણ કરી શકે એમ નથી તેમ જ સરખા હિસ્સે ભાગ માગનાર ભાઈઓ પણ તેનો ભાગ પડાવી શકતા નથી; તે છતાં તેનામાં એક વિશેષતા એ છે કે, દેવો જેવા જ્ઞાની અને સમજુ જનોથી સરખી રીતે સરસ્વતી સેવી શકાય છે. ૧૦

श्रियः प्रदुग्धे विपदो रुणद्धि यशांसि सूते मलिनं प्रमार्ष्टि।
संस्कारशौचेन परं पुनीते शुद्धा हि बुद्धिः किल कामधेनुः॥

આ શુદ્ધ બુદ્ધિરૂપ સરસ્વતી એ ખરેખરી કામધેનુ છે; કારણ કે તે સંપત્તિઓનુ દોહન કરે છે, વિપત્તિઓને અટકાવી દે છે, યશ ઉત્પન્ન કરે છે, મલિનતાને ધોઈ નાખે છે અને સંસ્કારરૂપ પવિત્રતા વડે અન્યને પાવન કરે છે.

न चौरहार्यं न च राजहार्यं, न भ्रातृभाज्यं न च भारकारि ।
व्यये कृते वर्धत एव नित्यं विद्याधनं सर्वधनप्रधानम् ॥

વિદ્યારૂપી ધન સર્વ ધનોમા મુખ્ય ધન છે, એ ચોરોથી ચોરાય એવું નથી, રાજાઓથી હરાય એવું નથી, ભાગીદારોથી ભાગ પડાય એમ નથી તેમ જ જેનો જરા પણ ભાર લાગતો નથી અને એનો ખર્ચ કરાય તેમ તેમ તે વધતું જાય છે. ૧૨

मातेव रक्षति पितेव हिते नियुङ्क्ते, कान्तेव चापि रम-यत्यपनीय खेदम् । लक्ष्मीं तनोति वितनोति च दिक्षु कीर्तिं किं किं न साधयति कल्पलतेव विद्या ॥१३॥

વિદ્યા માતાની જેમ રક્ષા કરે છે, પિતાની જેમ હિતમાં જોડે છે, સુંદર સ્ત્રીની જેમ ખેદ ટાળીને આનંદ

આપે છે, લક્ષ્મીનો વિસ્તાર કરે છે અને સર્વ દિશાઓમાં કીર્તિનો ફેલાવો કરે છે; એ રીતે આ વિદ્યા કલ્પલતાની જેમ બનીને શું શું સાધી આપતી નથી?

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं
विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरूणां गुरुः ।
विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतं
विद्या राजसु पूज्यते नहि धनं विद्याविहीनः पशुः ॥

વિદ્યા પુરુષનું એક વિશેષ રૂપ છે, તે સંતાડીને રાખેલું ગુપ્ત ધન છે; તે ભોગ, યશ અને સુખને અપાવનારી છે, તે ગુરુની પણ ગુરુ છે, પરદેશમાં તે એક બંધુજન જેવું કામ કરે છે, તે પુરુષનું પરમ દૈવત છે. રાજાઓમાં પણ વિદ્યા પૂજાય છે–ધન નથી પૂજાતું, તેથી એવી વિદ્યાથી જે હીન છે તે પશુ જેવો છે.

विद्या नाम नरस्य कीर्तिरतुला भाग्यक्षये चाश्रयो
धेनुः कामदुघा रतिश्च विरहे नेत्रं तृतीयं च सा ।
सत्कारायतनं कुलस्य महिमा रत्नैर्विना भूषणं
तस्मादन्यमुपेक्ष्य सर्वविषयं विद्याधिकारं कुरु ॥१५॥

વિદ્યા એ તો પુરુષની અનુપમ કીર્તિ છે, ભાગ્યનો નાશ થાય ત્યારે તે આશ્રય આપે છે, તે કામધેનુ ગાય છે, વિરહમાં રતિ સમાન છે, પુરુષનું ત્રીજું નેત્ર છે, સત્કારનું મંદિર છે, કુલનો મહિમા છે અને રત્નો ન હોય છતાં આભૂષણરૂપ છે, માટે બીજા બધા વિષયોને છોડીને વિદ્યાનો અધિકારી થા. ૧૫

## કાવ્યની પ્રશંસા

कान्त्यच्छामः सुराः स्वर्गे निवसामो वयं भुवि ।
किं वा काव्यरसः स्वादुः किं वा स्वादीयसी सुधा ॥१

અમે પૃથ્વી પર રહીએ છીએ અને દેવતાઓ સ્વર્ગમાં વસે છે તેથી અમે કોને પૂછીએ કે કાવ્યરસ સ્વાદિષ્ટ છે કે અમૃત સ્વાદિષ્ટ છે? ૧

निरवद्यानि पद्यानि यद्यनाढ्यस्य का क्षतिः ।
भिक्षुकक्षे विनिक्षिप्तः किमिक्षुर्नीरसो भवेत् ॥ २ ॥

નિર્દોષ સુંદર કાવ્ય રચવાની શક્તિ છે, તો પછી નિર્ધનપણાથી શું નુકસાન થવાનું છે? ભિક્ષુકની બગલમાં શેરડીનો સાંઠો હશે તો ભલા તે નીરસ બનવાનો છે?

याता यान्ति च यातारो लोकाः शोकाधिका भुवि ।
काव्यसंबन्धिनी कीर्तिः स्थायिनी निरपायिनी ॥३॥

જેના હૃદયમાં વિશેષે કરીને શોકસંતાપ છે, તેવા તો કેટલાય માણસો ચાલ્યા ગયા, ચાલ્યા જાય છે અને ચાલ્યા જશે; પરંતુ કાવ્યની કીર્તિ તો અવિનાશીપણે સ્થિર રહેવાની છે. ૩

नवोऽर्थो जातिरग्राम्या श्लेषोऽक्लिष्टः स्फुटो रसः ।
विकटाक्षरबन्धश्च कृत्स्नमेकत्र दुष्करम् ॥ ४ ॥

નવીન અર્થ હોય, જાતિ પ્રાકૃત ન હોય, શિષ્ટ હોય, શ્લેષ સરળ હોય, રસ સ્ફુટ હોય તેમ જ મધુર અક્ષરની રચના (પદલાલિત્ય) હોય; તે બધા કાવ્યના ગુણો એક ઠેકાણે લાવવા મુશ્કેલ છે. ૪

सद्भिर्मान्ये हिते काव्ये वृथा दुर्जनगर्जनम् ।
चण्डीशाङ्गीकृते चन्द्रेऽरुंतुदः किं विधुंतुदः ॥ ५ ॥

ચંડીના પતિ મહાદેવે પોતાના મસ્તક પર ચંદ્રનો સ્વીકાર કર્યો એટલે તે ચંદ્રને ભલા રાહુ શી રીતે પીડા આપી શકે; એ રીતે સજ્જનોને જે કાવ્ય હિતકારી તરીકે ગમી ગયું છે, તે કાવ્ય માટે ભલેને દુર્જનો બકતા રહે તેની શી અસર થવાની છે? ૫

त एव पदविन्यासास्ता एवार्थविभूतयः ।
तथापि नव्यं भवति काव्यं ग्रथनकौशलात् ॥ ६ ॥

પદોની રચના તેની તે હોય અને અર્થની સમૃદ્ધિ પણ તે જ હોય; છતાં પણ ગૂંથણીની કુશળતાથી તે કાવ્ય નવું જ લાગે છે. ૬

नीरसापि कवेर्वाणी हरिनामाङ्किता यदि ।
सादरं गृह्यते तज्ज्ञैः शुक्तिर्मुक्तान्विता यथा ॥ ७ ॥

કવિજનની વાણી નીરસ હોવા છતાં પણ જો ભગવાનના નામથી અંકિત હોય, તો ભક્તજનો તેનો નકામી છીપની અંદર રહેલા મોતીની પેઠે આદરથી સ્વીકાર કરે છે. ૭

काव्यस्याम्रफलस्यापि कोमलस्येतरस्य च ।
बन्धच्छायाविशेषेण रसोऽप्यन्यादृशो भवेत् ॥८॥

જેમ આંબાની કલમ કરેલી હોય કે તેની ઉપર કોઈની છાયા પડી હોય, તો તેની કેરીમાં જુદા જ પ્રકારનો રસ હોય છે; તેમ કાવ્ય પણ સારી રીતે (બંધનપૂર્વક) ગૂંથાયું હોય કે તેમાં સારી છાયા (પ્રતિભા) પડી હોય, તો તેમાં જુદો જ રસ હોય છે.

शब्दशक्त्यैव कुर्वाणा सर्वदानवनिर्वृतिम् ।
काव्यविद्या श्रुतिगता स्यान्मृतस्यापि जीवनी ॥९॥

જેમ કાવ્ય(શુક્રાચાર્ય)ની સંજીવિની વિદ્યા સર્વ દાનવોને સુખ આપનારી બનીને મરેલાને સજીવન કરે છે, તેમ આ કાવ્ય–વિદ્યા પોતાની શબ્દશક્તિથી સર્વદા–નવનિર્વૃતિ (નવીન સુખ) આપનાર બનીને સાંભળનાર જનોને મરેલામાંથી બેઠાં કરે તેવી બને છે. ૯

श्लिष्टा सभङ्गा सद्वर्ण्या निर्दोषा सद्गुणा मृदुः ।
नानाभङ्गीविलासा चेत्कृतिर्विकृतिरन्यथा ॥ १० ॥

તે જ ખરેખરું કાવ્ય ગણાય છે, જેમાં શ્લેષ અલંકાર હોય, પદચ્છેદની વિચિત્રતાથી અનેક અર્થવાળાં પદ હોય, વર્ણનીય વસ્તુ સારી હોય, દોષથી રહિત હોય, સારા કાવ્યના ગુણો હોય, કોમળતા હોય, અને નાના પ્રકારની રચનાના વિલાસો જેમાં રહેલા હોય; આ સિવાયની જે કૃતિ છે તેને તો વિકૃતિ વિકારથી ભરેલી જ જાણવી. ૧૦

धर्मार्थकाममोक्षेषु वैचक्षण्यं कलासु च ।
करोति कीर्तिं प्रीतिं च साधुकाव्यनिषेवणम् ॥ ११ ॥

ઉત્તમ કાવ્યનું સેવન કરવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ તેમ જ અનેકવિધ કલાઓમાં વિચક્ષણતા આવે છે અને તે કાવ્ય કીર્તિ અને પ્રીતિ બંને પેદા કરે છે. ૧૧

अध्वनि पदग्रहपरं मदयति हृदयं न वा न वा श्रवणम् ।
काव्यमभिज्ञसभायां मञ्जीरं केलिवेलायाम् ॥ १२ ॥

જેવી રીતે ક્રીડા કરતી વખતે રમણીનું નૂપુર ધ્વનિ ન કરે અને પગે ચોંટી રહે, તો તે કાનને અથવા હૃદયને આનંદ આપતું નથી, તેવી રીતે ધ્વનિ વિનાનું કાવ્ય કે જેમાં કેવળ શબ્દોની જ ગોઠવણી છે, તે પંડિતોની સભામાં હૃદય કે કાનને આનંદ આપતું નથી. ૧૨

अविदितगुणापि सुकवेर्भणितिः कर्णेषु किरति मधुधाराम् ।
अनधिगतपरिमलापि हि हरति दृशं मालतीमाला ॥१३

જેમ માલતીના પુષ્પોની માલા તેની સુગંધી લીધા વિના આપણી નજરને હરી લે છે, તેમ સારા કવિની કૃતિ, ભલેને તેના ગુણ જાણવામાં ન આવ્યા હોય તોપણ સાંભળતાની સાથે જ તે કાનમાં મધુરતાની ધારા રેડે છે. ૧૩

ख्यातिं गमयति सुजनः सुकविर्विदधाति केवलं काव्यम् ।
पुष्णाति कमलमम्भो लक्ष्म्या तु रविर्नियोजयति ॥१४

જળ કમળને પોષણ આપે છે પરંતુ સૂર્ય તે કમળને લક્ષ્મી-શોભા સાથે જોડી દે છે; તે જ રીતે સારો કવિ કાવ્ય જ રચી જાણે છે, તેની ખ્યાતિને તો સુજન ફેલાવે છે. ૧૪

कृतमन्दपदन्यासा विकचश्रीश्चारुशब्दभङ्गवती ।
कस्य न कम्पयते कं जरेव जीर्णस्य सत्कवेर्वाणी ॥१५

જેમાં પગલાં મંદ મંદ ભરાય છે; જેમાં કેશની શોભા (વિ-કચ-શ્રી) ચાલી ગઈ છે અને સુંદર શબ્દો બોલવામાં ભંગ પડે છે, એવી વૃદ્ધાવસ્થા જેમ પુરુષના મસ્તકને કંપાવે છે તેમ જેમાં મંદ મંદ પદની રચના કરેલી છે, જેની શોભા પ્રફુલ્લિત છે અને જેમાં સુંદર શબ્દોની ભંગી (કટાક્ષરચના) કરવામાં આવી છે, એ પ્રકારની સારા કવિની વાણી કયા પુરુષના મસ્તકને ડોલાવતી નથી. ૧૫

सरसा सालंकारा सुपदन्यासा सुवर्णमयमूर्तिः ।
आर्या तथैव भार्या न लभ्यते पुण्यहीनेन ॥१६॥

રસવાળી, અલંકારથી શોભતી, સારી રીતે પદોને ગોઠવતી, જેની કાંતિ સુવર્ણમય છે એવી આર્યા (છંદની રચના) અને ભાર્યા પુણ્યરહિત પુરુષને મળતી નથી. ૧૬

सा कविता सा वनिता यस्याः श्रवणेन दर्शनेनापि ।
कविहृदयं विटहृदयं सरलं तरलं च सत्वरं भवति ॥१७

તેનું જ નામ કવિતા અને તેનું જ નામ વનિતા, જેના શ્રવણથી અને જેના દર્શનથી કવિજનનું હૃદય અને જાર પુરુષનું હૃદય સત્વર સરળ અને તરલ બની જાય. ૧૭

भ्रमरहिता सा कचवत्स्त्रीणां कुचवच्च सरसहिता ।
लसदक्षरपीयूषाधरवत्कविता महात्मनां जीयात् ॥१८॥'

જેમ સ્ત્રીના કેશ ભ્રમર-હિતા=ભમરાઓવાળા હોય, તેમ કવિતા ભ્રમ-રહિત હોય. જેમ સ્ત્રીનાં સ્તન સર-સહિત=મોતીના હારની સેર વડે શોભે, તેમ કવિતા સરસ અને હિતકર હોય. જેમ સ્ત્રીનો અધરોષ્ઠ શોભાયમાન, અક્ષર-ન નાશ પામે તેવા પીયૂષ-અમૃતથી ભરેલો હોય, તેમ કવિતા શોભાયમાન અક્ષરરૂપી અમૃતથી ભરેલી હોય. એ પ્રકારની મહાત્મા પુરુષોની કવિતા વિજય પામે છે. ૧૮

सत्पात्रोपनयोचितसत्प्रतिबिम्बाभिनववस्तु ।
कस्य न जनयति हर्षं सत्काव्यं मधुरवचनं च ॥१९॥

જેમાં સત્પાત્રને યોગ્ય એવા ઉપદેશના પ્રતિબિંબ સાથે નવીન વસ્તુ પણ રજૂ કરવામાં આવી છે, એવું સારું કાવ્ય અને મધુર વચન કોના હર્ષને ઉત્પન્ન કરતું નથી. ૧૯

सत्सूत्रसंविधानं सदलङ्कारं सुवृत्तमच्छिद्रम् ।
को धारयति न कण्ठे सत्काव्यं माल्यमर्घ्यं च ॥२०॥

જે સારી રીતે સૂત્ર(અલ્પશબ્દ કે દોરા)માં ગોઠવેલ છે, જેમાં સારા અલંકાર રહેલ છે; જેમાં સારું વૃત્ત (છંદ કે ગોળ મંડળ) રહેલ છે; જેમાં કોઈ જાતનું છિદ્ર નથી, એ પ્રકારનું કાવ્ય અને પૂજન માટે તૈયાર કરેલ પુષ્પમાળાને પોતાના કંઠમાં કોણ ધારણ ન કરે? ૨૦

यदसेवनीयमसताममृतप्रायं सुवर्णविन्यासम् ।
सुरसार्थमयं काव्यं त्रिविष्टपं वा समं विद्मः ॥२१॥

અસત્ પુરુષોથી જે સેવાય એવું નથી, જેમાં અમૃતરસ ભરવામાં આવ્યો છે, જેમાં સુવર્ણની રચના છે. જેમાં સુ-રસાર્થ=સારા રસવાળા અર્થ રહેલ છે એવું કાવ્ય અને જેમાં સુર-સાર્થમય=દેવોનો સમૂહ રહે છે એવું સ્વર્ગ તે બંને એકસરખાં છે. એમ અમે જાણીએ છીએ. ૨૧

सत्कविरसनाशूर्पीनिस्तुषतरशब्दशालिपाकेन ।
तृप्तो दयिताधरमपि नाद्रियते का सुधा दासी ॥२२॥

જે સુહૃદય જન ઉત્તમ કવિની વાણીથી પ્રગટ થયેલ નિર્દોષ શબ્દરૂપી શાલિપાકના રસથી તૃપ્ત થયેલો છે; તે જન પ્રિયાના અધર-ઓઠનો પણ આદર કરતો નથી; તો બિચારી સુધારૂપી દાસી તેની પાસે શા હિસાબમાં? ૨૨

काव्यस्याक्षरमैत्रीभाजो न च कर्कशा न च ग्राम्याः ।
शब्दा अपि पुरुषा अपि साधव एवार्थबोधाय ॥२३॥

જેમ કેટલાક પુરુષો મૈત્રી રાખતા હોય, તેમની વાણી કર્કશ ન હોય અને ગામડિયા ન હોય, તો ઉપદેશ આપવા માટે તે સારા જ ગણાય, તેમ કેટલાક શબ્દો (ભલે ઉત્તમ કાવ્ય ન હોય, પણ) કાવ્યના અક્ષરો સાથે મૈત્રી રાખતા હોય; તે સાથે કર્કશ કે ગ્રામ્ય ન હોય, તો તે અર્થબોધ માટે સારા ગણી શકાય! ૨૩

अन्तर्गूढानर्थानव्यञ्जयतः प्रसादरहितस्य ।
संदर्भस्य नदस्य च न रसः प्रीत्यै रसज्ञानाम् ॥२४॥

જેના જળમાં પ્રસાદ (પ્રસન્નતા) નથી અને જે નીચે રહેલા પદાર્થોને સ્પષ્ટ રીતે બતાવતા નથી એવા પાણીનાં ધરા કોઈની પ્રીતિ મેળવી શકતા નથી; એ રીતે જે કાવ્ય પોતાની અંદર ગૂઢ રહેલા અર્થોને બનાવતું નથી અને જેમાં પ્રસાદ નામનો ગુણ નથી એવા કાવ્યોનો રસ રસિક જનોની રુચિ મેળવી શકતો નથી. ૨૪

आन्तरमिव बहिरेव हि व्यञ्जयितुं रसमशेषतः सततम्।
असती सत्कविसूक्तिः काचघटीति त्रयं वेद ॥ २५ ॥

જે રસને સંપૂર્ણ રીતે બતાવી જાણે છે અર્થાત્ જેવી રીતે અંદર હોય તેવી જ રીતે બહાર પ્રગટ કરી જાણે છે; એવાં તો ત્રણ જણ છેઃ વેશ્યા, સારા કવિની વાણી અને કાચની ગાગર. ૨૫

न ब्रह्मविद्या न च राज्यलक्ष्मीस्तथा यथेयं कविता कवीनाम् । लोकोत्तरे पुंसि निवेश्यमाना, पुत्रीव हर्षं हृदये करोति ॥ २६ ॥

લોકોત્તર પુરુષ(પરમાત્મા)ને વિષે કરતી કવિઓની કવિતા તેમના હૃદયમાં એટલો બધો હર્ષ ઉત્પન્ન કરે છે કે જાણે તેમની પુત્રી લોકોત્તર પુરુષ-(લોકમાં ઉત્તમ-અસાધારણ પુરુષ)ને વરતી ન હોય. અને એટલો હર્ષ તો એમને નથી બ્રહ્મવિદ્યાથી થતો કે નથી રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થવાથી થતો. ૨૬

अनभ्रवृष्टिः श्रवणामृतस्य सरस्वतीविभ्रमजन्मभूमिः । वैदर्भरीतिः कृतिनामुदेति सौभाग्यलाभप्रतिभूः पदानाम् ॥ २७ ॥

જે વાદળો સિવાય જ કાન પર અમૃતની વર્ષા કરે છે; જે સરસ્વતીના વિલાસની જન્મભૂમિ છે અને જે પદની રચનાને સૌભાગ્યનો લાભ આપવા માટે સાક્ષીરૂપે બનેલ છે; એવા પ્રકારની સરળ કાવ્યરચના કૃતકૃત્ય કવિજનોના હૃદયમાં જ પ્રગટ થાય છે.[1]

रे रे खलाः शृणुत मद्वचनं समस्ताः, स्वर्गे सुधास्ति सुलभा न तु सा भवद्भिः । कुर्मस्तदत्र भवतामुपकारकारि, काव्यामृतं पिबत तत्परमादरेण ॥२८॥

અરે ઓ ખલ પુરુષો! તમે બધા મારું વચન સાંભળો! સ્વર્ગમાં અમૃત છે; પણ તે તમારા માટે સુલભ નથી; એટલે તમારા બધાનો ઉપકાર થાય, એ માટે હું આ કાવ્યરૂપી અમૃતની રચના કરું છું; માટે તમે આદર લાવીને તેનું પાન કરો. ૨૮

वाणी ममैव सरसा यदि रञ्जयित्री, न प्रार्थये रसविदामवधानदानम् । सायंतनीषु मकरन्दवतीषु भृङ्गाः, किं मल्लिकासु परमन्त्रणमारभन्ते ॥ २९ ॥

જેમ સમીસાંજે મકરંદની સુગંધ ફેલાવનાર મલ્લિકાનાં પુષ્પો પર ભમરાઓ જાય છે, તે કોઈનાં આમંત્રણની ભલા રાહ જુએ છે? એટલે મારી વાણી જો રસવાળી અને રંજન પેદા કરનારી હશે, તો રસિકોના ધ્યાન ખેંચવા માટે હું પ્રાર્થના કરીશ નહિ. ૨૯

आख्यातनामरचनाचतुरस्रसंधिसद्वात्वलङ्कृतिगुणं सरसं सुवृत्तम् । आसेदुषामपि दिवं कविपुङ्गवानां, तिष्ठत्यखण्डमिह काव्यमयं शरीरम् ॥ ३० ॥

જે સ્વર્ગમાં ચાલ્યા ગયા છે; એવા ઉત્તમ કવિઓનો કાવ્યમય દેહ આ લોકમાં અજર અમર

[1] ઘણા સમાસ, વિગ્રહ કે વ્યુત્પત્તિવાળા પદો ન હોય અથવા થોડાં હોય એવા પ્રકારની રીતે વૈદર્ભી રીતિ કહેવાય છે.

બનીને અખંડિત રહેલ છે; જેમાં ધાતુના પ્રયોગ, શબ્દાદિ નામની રચના, ચાર પ્રકારની સંધિ, ધાતુ તથા અલંકારના ગુણો રહેલા છે.[1] ૩૦

सरसपरिषत्कर्णश्राव्यं कवित्वरसायनं
विरसमनसां नेतुं नेहामहे श्रवणान्तिकम् ।
मृगमदरसं बिम्बोष्ठीनां कठोरकुचोचितं
जघननिकटे क्लिन्ने लिम्पेज्जरन्महिषस्य कः ॥३१॥

જે કસ્તૂરીનો રસ બિંબફળના જેવા હોઠવાળી રમણીઓના કઠોર સ્તનને લેપવા લાયક હોય, તે ભલા ઘરડા પાડાની ખરડાયેલ જઘનમાં કોણ ચોપડે? એ જ રીતે અમારું આ કાવ્યરૂપ રસાયન રસિક સભાજનોના કાનને સંભળાવવા લાયક છે એટલે જેમનાં મન રસિક નથી, તેવા પુરુષોના કાનને સંભળાવવા અમે ઇચ્છતા નથી. ૩૧

अमृतजलधेः पायं पायं पयांसि पयोधरः
किरति करकास्ताराकारा यदि स्फटिकावनौ ।
तदिह तुलनामानीयन्ते क्षणं कठिनाः पुनः
सततममृतस्यन्दोद्गारा गिरः प्रतिभावताम् ॥ ३२ ॥

જો મેઘ અમૃતમય સમુદ્રના જળનું પાન કરીને સ્ફટિક મણિની ભૂમિ પર તારા જેવા કરાઓને વરસાવે, તો તે કરા કઠોર હોવા છતા પણ ઘડીભર માટે કવિજનોની વાણીની સાથે સરખાવી શકાય; પણ કવિઓની વાણી તો અમૃતઝરાને સતત વહેવડાવતી હોય છે. ૩૨

समुल्लासो वाचां सरसमधुनिष्यन्दलहरी-
समुन्मेषद्वेषीसकलरसशोषोपजनकः ।
न केषामाधत्ते मनसि परितोषं नवनवै-
र्विलासैरुन्मीलद्विकचितमधूलीपरिमलः ॥ ३३ ॥

જેમ મુરવલ્લી નામનો સુગંધી વેલો પ્રફુલ્લિત બનીને પોતાના નવા નવા વિલાસો વડે સર્વના મનને સંતોષ આપે છે, તેમ સરસ મધુરતાથી ભરેલા ઝરાના તરંગોના વિલાસોને પણ ભુલાવી દે અને તેને ઇર્ષ્યા કરાવે; એ રીતે સર્વ રસોને પોષણ કરાવે એવો આ વાણીનો વિલાસ (કાવ્ય) કોના મનમાં સંતોષ જગાડતો નથી? ૩૩

यथा यूनस्तद्वत्परमरणीयापि रमणी, कुमाराणामन्तः-करणहरणं नैव कुरुते । मदुक्तिश्चेदन्तर्मदयति सुधीभूय सुधियां, किमस्या नाम स्यादरसपुरुषानादरभरैः ॥३४

ભલેને એક યુવતી પરમ રમણીય હોય, પણ તે જેમ યુવાન રસિકોના હૃદયોને હરી લે છે તેવી રીતે બાળકોના હૃદયોને હરી લેતી નથી; તેમ મારી આ કાવ્યરચના અમૃતરૂપ બનીને સુહૃદય જનોના હૃદયને આનંદ આપતી હોય, તો પછી બીજા અરસિક પુરુષો તેનો અનાદર કરે, તેથી શુ થવાનું છે? ૩૪

परिच्छिन्नः स्वादोऽमृतगुडमधुक्षौद्रपयसां
कदाचिच्चाभ्यासाद्व्रजति ननु वैरस्यमधिकम् ।
प्रियाबिम्बौष्ठे वा रुचिरकविवाक्येऽप्यनवधि-
र्नवानन्दः कोऽपि स्फुरति तु रसोऽसौ निरुपमः ॥३५

અમૃત, ગોળ, મીઠાઈ, મધ અને દૂધનો સ્વાદ માપી શકાય તેવો છે અને જો વધારે પડતા પ્રમાણમાં તે પદાર્થો લેવામાં આવે, તો તેના પર અરુચિ થઈ આવે! જ્યારે પ્રિયાના અધરબિંબ પર અને ઉત્તમ કવિના મનોહર કાવ્યમા એવો તો અવધિ વિનાનો અને નવીન આનંદવાળો રસ પ્રકટ થાય છે કે તે બેને માટે કોઈ જાતની ઉપમા પણ આપી શકાય તેમ નથી. ૩૫

प्रसत्तेर्यः पात्रं तिलकयति यं सूक्तिरचना
य आद्यः स्वादूनां श्रुतिचुलुकलेह्येन मधुना ।
यदात्मानो विद्याः परिणमति यश्चार्थवपुषा
स गुम्फो वाणीनां कविवृषनिषेव्यो विजयते ॥ ३६ ॥

આ વાણીની રચનાના સંગ્રહરૂપ કાવ્ય તો ઉત્તમ કવિઓને સેવવા યોગ્ય છે; કારણ કે જે કાવ્ય પ્રસન્નતાનુ પાત્ર છે, સુભાષિતની રચના જેને તિલકરૂપ કરે છે; સર્વ સ્વાદિષ્ટ પદાર્થોમા જે મુખ્ય છે, કારણ કે તેનો સ્વાદ કર્ણરૂપી અંજલિ વડે કરવો જોઈએ. જે કાવ્યના સ્વરૂપે જ બધી વિદ્યાઓ રહેલી છે અને પોતાના અર્થરૂપી દેહથી જે રૂપાંતરને પામે છે, તે વાણીની રચના વિજય પામે છે. ૩૬

सदा मध्ये यासामियममृतनिष्यन्दसरसा
सरस्वत्युद्दामा वहति बहुमार्गा परिमलम् ।
प्रसादं ता एता घनपरिचिताः केन महतां
महाकाव्यव्योम्नि स्फुरितमधुरा यान्तु रुचयः ॥ ३७॥

મહાપુરુષોની રુચિઓ કે જેમની વચ્ચે થઈને આ સરસ્વતી સદા અમૃતસ્રાવી રસ વડે મુક્ત ભાવથી અનેક પ્રવાહોમાં વહેતી પોતાની સુગંધ ફેલાવી,

[1] કવિઓના કાવ્યમા ધાતુ એટલે ક્રિયાપદના પ્રયોગો, શબ્દાદિની લલિત રચના, અચ-હલ, એટલે સ્વર-વ્યંજન અને વિસર્ગ, સંધિ અને અલંકાર તથા વૃત્તરચના રહેલી હોય છે, તેવી રીતે તેમના મરણ પછી પણ તેમનાં નષ્ટ શરીર બધી બ નુ ખ્યાતનામ, ચતુરસ્ર સંધિવાળા, સસ ધાતુયુક્ત જ હોય છે.

છે, તે સરસ્વતીની સાથે મહાકાવ્યરૂપી આકાશમાં ગાઢ પરિચય પામીને મધુર મધુર સ્ફુરતી તે મહાપુરુષોની રુચિઓને (આ જગતમાં કાવ્યરસ સિવાય બીજા) કોનાથી પ્રસન્ન કરી શકાય ? ૩૭

नैव व्याकरणज्ञमेति पितरं न भ्रातरं तार्किकं
दूरात्संकुचितेव गच्छति पुनश्चाण्डालवच्छान्दसात्।
मीमांसानिपुणं नपुंसकमिति ज्ञात्वा निरस्तादरा
काव्यालङ्करणज्ञमेत्य कविताकान्ता वृणीते स्वयम् ॥

આ કવિતારૂપી કાંતા છે, તે પોતે કાવ્ય અને અલંકાર જાણનાર કવિજન પાસે જઈને વરમાળા પહેરાવે છે. વ્યાકરણ જાણનારને તે પોતાને પિતા ગણે છે, તર્કશાસ્ત્ર જાણકારને પોતાનો ભાઈ ગણે છે, વેદ જાણનાર પુરુષ જાણે કે ચાંડાળની જેમ મારાથી અભડાઈ જશે એમ માનીને તેની પાસે જતી જ નથી અને મીમાંસકને તો નપુંસક ગણીને આદર જ આપતી નથી.

रम्यार्थोक्तितनूज्ज्वला रसमयप्राणा गुणोल्लासिनी
चेतोरञ्जकरीतिवृत्तिकवितापाकं वयो बिभ्रती ।
भावालङ्करणोचितागमवती सर्वत्र निर्दोषता
शय्यामञ्चति कामिनीव कविता कस्यापि पुण्यात्मनः ॥

બધી રીતે નિર્દોષ ભાવ ધારણ કરીને રહેલી રમણી જેમ કોઈક પુણ્યશાળી પુરુષને જ શય્યામાં પ્રાપ્ત થાય છે. તેમ આ કવિતા પણ પુણ્યશાળીને જ પ્રાપ્ત થાય છે. આ કવિતા રમણીની જેમ રમ્ય અર્થવાળાં વચનોરૂપી ઉજ્જવળ શરીરવાળી છે, રસમય પ્રાણ ધારણ કરનારી છે, ગુણોથી ઉલ્લાસ પામનારી છે, ચિત્તને રંજન કરનાર રીતિ અને વૃત્તિમય[1] કાવ્યફળ-રૂપે યૌવનવયને ધારણ કરનારી છે, તેમ જ ભાવ અને અલંકારને યોગ્ય એવા આગમવાળી છે. ૩૯

निर्ह्रादं क्रकचक्षतैः किरति किं कर्णामृतं वल्लकी
किंवा मुञ्चति मालती परिमलं पाषाणनिष्पेषणैः ।
इत्थं तारसकर्कशां धियमसौ जल्पैर्विकाल्याकुलै-
राकूटं कमनीयकान्तिदमितं कार्यं कथं स्यन्दते ॥४०

, ભલા વીણા પર કરવત મૂકવાથી કાનને અમૃત જેવો અવાજ આપે ખરી ? શું માલતીનાં પુષ્પોને પથરા વડે વાટી નાખવાથી સુગંધ આપે કે ? એવી રીતે ઘણી કઠોર એવી બુદ્ધિને ડોળા નાખીને જેવાતેવા બોલ કાઢવામાં આવે તો મનને ગમી જાય અને જેની ઇચ્છા કરી શકાય એવું અભિપ્રાયથી ભરેલું કાવ્યરૂપી કાર્ય શી રીતે ઉત્પન્ન થાય ? ૪૦

यन्त्राकृष्टसुवर्णसूत्रमिव यत्पद्यं सुमेरोस्तटा-
दुन्मीलत्स्वरविन्दकन्दल इव स्वच्छः पदार्थोदयः ।
तत्राप्युल्लसदंशुकान्तविलसत्कान्ताकुचान्तोपमं
व्यङ्ग्यं यत्र तदेव काव्यमितरद्वाग्देवतोपद्रवः ॥४१॥

યંત્રમાંથી સરળ રીતે ખેંચી કાઢેલા સોનાના વાળા જેવી જેની રચના હોય, મેરુ પર્વતના કિનારા પરથી ઉત્પન્ન થઈને વિકાસ પામેલા કમળના અંકુર જેવો જેના પદનો અર્થ સ્વચ્છ (ખુલ્લો) હોય, તેમાં પણ મનોહર વસ્ત્રના છેડાના ભાગમાં વિલાસ પામી રહેલ રમણીના સ્તનનાં આગળના ભાગના જેવો ચમત્કાર-જનક વ્યંગ્યાર્થ નીકળતો હોય, એવા પ્રકારની પદ્યરચનાને જ કાવ્ય કહેવામાં આવે છે; બાકીની રચનાઓ તો ફક્ત સરસ્વતીને ઉપદ્રવ[2] કરનાર બની રહે છે. ૪૧

गुम्फः पङ्कजकुड्मलद्युतिरुचस्तत्केसरोल्लासवा-
नर्थोऽप्यन्तरसौरभप्रतिनिभं व्यङ्ग्यं चमत्कारि यत् ।
द्वित्रैर्यद्रसिकैश्चिरं सहृदयैर्भृङ्गैरिवास्वाद्यते ।
तत्काव्यं न पुनः प्रमत्तकुकवेर्यत्किंचिदुज्जल्पितम् ॥४२

કમળની કળીની કાંતિ જેવી જે કાવ્યમાં રચના હોય, કમળના પરાગના ઉલ્લાસ જેવો જેમાં અર્થ હોય, કમળની અંદર રહેલ સુગંધના જેવો જેમાંથી ચમત્કારી વ્યંગ્યાર્થ નીકળતો હોય અને ભમરાઓની જેમ થોડાક બેચાર માણસો જ જેનો હૃદયપૂર્વક આસ્વાદ લઈ શકતા હોય તે જ ખરેખરું કાવ્ય છે; બાકી તો પ્રમાદી અને લેભાગુ કવિઓ જે કાંઈ બડબડે તેને થોડું કંઈ કાવ્ય કહેવાય ? ૪૨

निन्द्यन्ते यदि नाम मन्दमतिभिर्वक्राः कवीनां गिरः
स्तूयन्ते न च नीरसैर्मृगदृशां वक्राः कटाक्षच्छटाः ।
तद्वैदग्ध्यविदां सतामपि मनः किं नेहते वक्रतां
धत्ते किं न हरः किरीटशिखरे वक्रां कलामैन्दवीम् ॥४३

જેમ અરસિક જનો રમણીઓનાં વાંકાં કટાક્ષોને વખાણતા નથી તેમ હલકી મતિવાળાં જનો કવિઓની વક્રોક્તિ કે વ્યંગ્યાર્થથી ભરેલી કવિતાની નિંદા કરતા હોય, તો તેથી કરીને કવિજનોની ચાતુરીને જાણનાર રસિક પુરુષોનું મન વક્રતા–દોષદષ્ટિથી ભરેલું બનતું નથી. શંકર મહાદેવ પોતાના મુગટમાં વાંકી એવી ચંદ્રકળાને શું ધારણ કરતા નથી ? ૪૩

सानन्दप्रमदाकटाक्षविशिखैर्येषां न भिन्नं मनो
यैः संसारसमुद्रपातविधुरेष्वन्येषु पातायितम् ।

[1] વ્યાકરણની દૃષ્ટિએ સાધુપ્રયોગવાળી.

[2] વિઘ્ન–હરકત

दैर्दुर्वारसरस्वतीविलसितं द्विनैः पदैर्गुम्फितं
तेषामप्युपरि स्फुरन्ति मतयः कस्यापि पुण्यात्मनः ॥४४॥

આનંદના વિલાસોથી ભરેલ એવી પ્રમદાઓનાં કટાક્ષરૂપી બાણોથી જેનું મન ભેદાયું નથી, સંસારરૂપી સમુદ્રમાં પડવાથી અકળાઈ ગયેલા સંસારી જનોને ઉગારવા જે નૌકારૂપે બનેલા છે અને જેઓએ સરસ્વતીના અપ્રતિહત વિલાસને બેત્રણ પદોમાં ગોઠવી દીધો છે, એવા મહાત્મા પુરુષોથી પણ વિશેષ પુણ્યવાળા સુકવિજનો હોય છે; જેમની બુદ્ધિઓ સ્ફુરાયમાન થતાં તે કવિતારૂપે પ્રગટે છે. ૪૪

वाणि त्वत्पदपद्मरेणुकणिका या स्वान्तभूमिं सतां
संप्राप्ता कविताल्ता परिणता सैवेयमुज्जृम्भते ।
त्वत्कर्णेऽपि चिराय यत्किसलयं सूक्तापदेशं शिरः-
कम्पभ्रंशितपारिजातकलिकागुच्छे विधत्ते पदम् ॥४५॥

હે સરસ્વતી ! તમારા ચરણકમળના પરાગની કણિકા સુકવિઓની હૃદયરૂપી ભૂમિમા પ્રાપ્ત થાય છે; તે આ કવિતારૂપી લતા બનીને વૃદ્ધિ પામે છે. પછી તે કવિતારૂપી લતાનો પલ્લવ સુભાષિતના નામથી પ્રગટ થાય છે; તેને જ તમે લાંબા કાળ સુધી કાનના ભૂષણ તરીકે ધારણ કરો છો. ત્યાર બાદ તાનમા આવીને જ્યારે તમે મસ્તક ધુણાવો છો, ત્યારે તે પારિજાતની કળીનો ગુચ્છ નીચે પડી જાય છે; તેની ઉપર તમે તમારો પગ મૂકો છો. ૪૫

## નાટ્યપ્રશંસા

प्रत्यङ्कमङ्कुरितसर्वरसावतारनव्योल्लसत्कुसुमराजि-
विराजिबन्धम् । घर्मेतरांशुरिव वक्रतगातिरम्य, नाट्य-
प्रबन्धमतिमञ्जुलसंविधानम् ॥ १ ॥

નાટકની રચના પણ ચંદ્રની જેમ ઘણી રમણીય લાગે છે. ચંદ્રમાં અંક (કલંક) હોય છે તેમ નાટકમા અંક છે; ચંદ્રના રસથી અંકુરિત થયેલ સર્વ ઓષધિઓના રસના અવતારથી નવા પુષ્પોની શ્રેણીનો બંધ શોભે છે, તેમ નાટકની રચનામા પણ દરેક પ્રબંધમાં પ્રગટ થયેલ શૃંગાર વગેરે સર્વ રસોના અવતારરૂપે પુષ્પોની શ્રેણીનો બંધ શોભે છે અને જેમ ચંદ્ર પોતાની વાંકી કલાઓથી શોભે છે, તેમ નાટક પણ કટાક્ષ બાણોથી શોભે છે. ૧

देवानामिदमामनन्ति मुनयः कान्तं क्रतुं चाक्षुषं
रुद्रेणेदमुमाकृतव्यतिकरे स्वाङ्गे विभक्तं द्विधा ।
त्रैगुण्योद्भवमत्र लोकचरितं नानारसं दृश्यते
नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधनम् ॥२॥

આ નાટકને મુનિઓ નેત્રોને પ્રિય એવો યજ્ઞ કહે છે. પાર્વતીને પોતાના અંગમાં સ્થાન આપીને શિવે આ નાટકના નાયક અને નાયિકારૂપે બે ભેદ પાડ્યા. ત્રણ ગુણોના ઉત્કર્ષરૂપે થયેલી લોકસ્થિતિ આમાં અનેક રસોથી યુક્ત જોઈ શકાય છે. આ પ્રકારે આ નાટક અનેક પ્રકારની રુચિવાળા લોકોને એક જ પ્રકારે પ્રસન્ન કરવાનું મુખ્ય સાધન છે. ૨

## કુકાવ્યનિંદા

किं तेन किल काव्येन मृथ्यमानस्य यस्य ताः ।
उदधेरिव नायान्ति रसामृतपरम्पराः ॥ १ ॥

સમુદ્રનું મંથન કરવામાં આવતાં જેમ તેમાંથી એક પછી એક રત્નો નીકળ્યાં, તેમ (વિચાર વડે) મંથન કરવાથી જે કાવ્યમાથી અમૃત સમાન રસની પરંપરા નીકળે નહી તે કાવ્ય શા કામનું? ૧

यदा प्रकृत्यैव जनस्य रागिणो भृशं प्रदीप्तो हृदि
मन्मथानलः । तदात्र भूयः किमनर्थपण्डितैः कुकाव्य-
हव्याहुतयो निवेशिताः ॥ २ ॥

રાગી જનોના હૃદયમા કામદેવરૂપી અગ્નિ કુદરતી રીતે જ ખૂબ સળગતો હોય છે, તો પછી તેમાં વધારો કરીને અનર્થ કરનારા એવા ખરાબ કવિઓ કુકાવ્યરૂપી દ્રવ્યની આહુતિ શા માટે આપે છે? ૨

## સામાન્ય કવિપ્રશંસા

जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ॥ १ ॥

શૃંગાર, વીર આદિ રસોની યોજનામા જેઓ સિદ્ધ છે, એવા ઉત્તમ કૃતિ રચનારા શ્રેષ્ઠ કવિઓ વિજય પામે છે. તેમનો યશ એ તેમનું અજરામર શરીર છે. એ શરીરને ઘડપણ કે મરણનો ભય નથી. ૧

प्रस्तावे हेतुयुक्तानि यः पठत्यविशङ्कितः ।
स कविस्तानि काव्यानि काव्ये तस्य परिश्रमः ॥२॥

પ્રસંગને શોભે તે રીતે હેતુ સહિત કાવ્યો જે કોઈ પણ પ્રકારની શંકા વિના બોલે છે; તે જ કવિ, તે જ કાવ્યો અને કાવ્યમાં પરિશ્રમ પણ તેનો જ સફળ જાણવો. ૨

सुकवेः शब्दसौभाग्यं सुकविर्वेत्ति नापरः ।
फलादवन्न जानाति परः कङ्कणचित्रताम् ॥ ३ ॥

જેવી રીતે સોની જ કંકણની વિચિત્ર કારીગરીને જાણે છે, બીજો કોઈ જાણી શકતો નથી, તેવી જ રીતે

સારા કવિના શબ્દોની સુંદર રચના સારો કવિ જ જાણે છે. ૩

सन्ति श्वान इवासंख्या जातिभाजो गृहेगृहे ।
उत्पादका न बहवः कवयः कलभा इव ॥ ४ ॥

જેમ કૂતરાં પોતાની જાતિના સ્વભાવને અનુસરે છે, તેમ બીજાનાં અનુકરણ કરી કાવ્યો રચનારા નકલી કવિઓ તો ઘેર ઘેર હોય છે; પણ જેમ હાથીનાં બચ્ચાં ભાગ્યેજ જોવાને મળે છે, તેમ મૌલિક સર્જન કરનાર કવિજન વધારે હોતા નથી. ૪

कवयः परितुष्यन्ति नेतरे कविसूक्तिभिः ।
न ह्यकूपारवत्कूपा वर्धन्ते विधुकान्तिभिः ॥ ५ ॥

ચંદ્રની કાંતિથી જેમ સમુદ્ર વધે છે, તેમ કૂવા વધતા નથી. તેમ કવિઓનાં ઉત્તમ કાવ્યોથી કવિઓ જ સંતોષ પામે છે; બીજા જનોને તેની અસર થતી નથી. ૫

कवीनां मानसं नौमि तरन्ति प्रतिभाम्भसि ।
यत्र हंसवयांसीव भुवनानि चतुर्दश ॥ ६ ॥

હું કવિઓનાં મનરૂપી માનસ સરોવરને પ્રણામ કરું છું; જે માનસ સરોવરના પ્રતિભારૂપી જળમાં હંસપક્ષીઓની જેમ આ ચૌદ ભુવનો તર્યા કરે છે. ૬

अपूर्वो भाति भारत्याः काव्यामृतफले रसः ।
चर्वणे सर्वसामान्ये स्वादवित्केवलं कविः ॥ ७ ॥

સરસ્વતીનું જે કાવ્યરૂપી અમૃતફળ છે, તેનો રસ અપૂર્વ જ છે; કારણ તે ફળને બધા સરખી રીતે ચાવતા હોય છે; તોપણ તેના ખરા સ્વાદને તો કવિજન જ જાણે છે. ૭

उत्फुल्लगल्लैरालापाः क्रियन्ते दुर्मुखैः सुखम् ।
जानाति हि पुनः सम्यक्कविरेव कवेः श्रमम् ॥ ८ ॥

ખરાબ મુખવાળા દુર્જનો ભલેને ગાલ ફુલાવીને સુખેથી કવિતાના આલાપો લીધા કરે; પણ જે ખરો કવિ છે તે જ કવિના શ્રમને સારી રીતે જાણે છે. ૮

ते धन्यास्ते महात्मानस्तेषां लोके स्थिरं यशः ।
यैर्निबद्धानि काव्यानि ये च काव्येषु कीर्तिताः ॥९॥

જે કવિજનોએ કાવ્યો રચ્યાં છે અને જે વીર પુરુષોનાં વખાણો વડે કાવ્યો રચાયાં છે, તે જ આ જગતમાં ધન્ય છે અને તેઓનો જ યશ આ લોકમાં સ્થિર છે. ૯

अमृतोत्प्रेक्षणे रागं कुर्वन्त्युरगमञ्जनाः ।
कविर्गरुडवन्मान्यमिन्द्रवज्रादिवृत्तकृत् ॥ १० ॥

અમૃત મળે તેવી ભાવના સર્પ કરતા હોય છે, પરંતુ ગરુડના જેવી પ્રીતિ તેમનામાં હોતી નથી; એ રીતે સાધારણ જનોને કાવ્ય માટે અનુરાગ હોઈ શકે છે; પરંતુ તેના વિષેનો ખરેખરો પ્રેમ તો કવિજનને હોય છે અને જેમ વૃત્રાસુરને છેદનાર ઇંદ્રના વજ્ર પર માન થાય, તેવું માન કવિજન માટે થાય છે. ૧૦

काव्यमय्यो गिरो यावच्चरन्ति विशदा भुवि ।
तावत्सारस्वतं स्थानं कविरासाद्य तिष्ठति ॥ ११ ॥

જ્યાં સુધી પૃથ્વી ઉપર સ્વચ્છ કાવ્યમય-વાણી ફેલાઈને રહેલી છે, ત્યાં સુધી કવિજન સરસ્વતીના સ્થાનને પ્રાપ્ત કરીને રહેલો છે. ૧૧

अनन्तपदविन्यासरचना सरसा कवेः ।
बुधो यदि समीपस्थो न कुजन्मा पुरो यदि ॥१२॥

જ્યારે આકાશમાં કવિ(શુક્ર)નો ઉદય થાય તે વખતે તેની પાસે બુધનો તારો હોય અને કુ[1]-જન્મા (મંગળનો તારો) ન હોય તો વરસાદ સારો થાય; તે રીતે જો બુધજન પાસે રહ્યા હોય અને કુ[2]-જન્મા (નીચ માણસ) પાસે ન હોય તો કવિજનનાં અનંત પદોથી ભરેલી રચના સરસ રીતે દીપી ઊઠે. ૧૨

कविः करोति पद्यानि लालयत्युत्तमो जनः ।
तरुः प्रसूते पुष्पाणि मरुद्वहति सौरभम् ॥ १३ ॥

કવિજન કાવ્ય કરે છે અને તેને ઉત્તમ પુરુષ લાડ લડાવે છે. ખરેખર વૃક્ષ તો ફૂલને ઉત્પન્ન કરે છે, પણ તેની સુગંધીને તો પવન જ ફેલાવે છે. ૧૩

कविः करोति काव्यानि स्वादं जानन्ति पण्डिताः ।
सुन्दर्या अपि लावण्यं पतिर्जानाति नो पिता ॥ १४ ॥

કવિજન તો કાવ્ય કરે છે પણ તેના સ્વાદને પંડિતો જાણે છે. તેવી રીતે સુંદરીનું લાવણ્ય પણ તેનો પતિ જ જાણે છે, પિતા નથી જાણતો. ૧૪

कविः पिता पोषयति पालको रसिकः पतिः ।
कवितायुवतेर्नूनं सोदरास्तु विवेकिनः ॥ १५ ॥

કવિ એ તો પિતા છે; એટલે કવિતાને તે પોષણ આપે છે, પણ તેનું ખરું પાલન કરનાર તો તેનો રસિક પતિ છે; અને વિવેકી પુરુષો તો એ કવિતારૂપી યુવતીના સગા ભાઈઓ જેવા છે. ૧૫

तत्त्वं किमपि काव्यानां जानाति विरलो भुवि ।
मार्मिकः को मरन्दानामन्तरेण मधुव्रतम् ॥ १६ ॥

કાવ્યના ખરા તત્ત્વને જાણનારો તો પૃથ્વીમાં ક્યાંક વિરલ જ હોય છે. ભલા! પુષ્પના મર્મને (રસને) જાણનાર ભમરા સિવાય બીજો કોણ હોઈ શકે? ૧૬

---

[1] 'કુ'= એટલે પૃથ્વીથી જન્મેલો, [2] 'કુ'=કુત્સિત.

कतिपयनिमेषवर्तिनि जन्मजरामरणविह्वले जगति ।
कल्पान्तकोटिबन्धुः स्फुरति कवीनां यशःप्रसरः ॥

(પ્રકૃતિની) થોડીએક પળ સુધી રહેનાર અને જન્મ, જરા તેમ જ મરણથી વિહ્વળ બનેલ આ જગતમા કોટિ કલ્પાંત સુધી સ્થિર રહેનાર કવિજનોની કીર્તિનો વિસ્તાર સ્ફુર્યા કરે છે. ૧૭

कविवाक्यामृततीर्थस्नानैः पूता भृशं यशोदेहाः ।
येषां त एव भूपा जीवन्ति मृता वृथैवान्ये ॥ १८ ॥

કવિઓના વાકયોરૂપી અમૃતતીર્થની અંદર જે રાજાઓના કીર્તિરૂપ દેહ સ્નાન કરીને પવિત્ર થયેલા છે, તે રાજાઓ મરણ પામ્યા છતાં જીવી ગયા છે અને બાકીના બીજા રાજાઓ તો ફોગટ જ છે અને જીવતા છતાં પણ મરેલા જ છે ૧૮

काव्यप्रपञ्चचञ्चू रचयति काव्यं न सारविद्भवति
तरवः फलानि सुवते विन्दति सारं मतङ्गसमुदायः ॥

કાવ્યની રચના કરવામા ચતુર એવો કવિજન કાવ્યને તો રચે છે; પણ તે તેના સારને પારખનાર થતો નથી. વૃક્ષો ફળને પેદા કરે છે પણ હાથીઓનો સમૂહ જ તે ફળના સારને મેળવી જાણે છે. ૧૯

विगुणोऽपि काव्यबन्धः साधनामाननं गतः स्वदते ।
फूत्कारोऽपि सुवंशैरनूद्यमानः श्रुतिं हरति ॥ २० ॥

કાવ્યની રચના ગુણ વિનાની હોય તોપણ જો તે સજ્જનોના મુખ પર પહોચી ગઈ તો તેનો સ્વાદ વધી જાય છે. એક માત્ર મુખનો ફુતકાર હોય છે પણ તે જો સારા વંશ (વાસળી) દ્વારા પ્રકટ થાય તો તે સાંભળનારના શ્રવણને હરી લે છે. ૨૦

विद्वत्कवयः कवयः केवलकवयस्तु केवलं कपयः ।
कुलजा या सा जाया केवलजाया तु केवलं माया ॥

જે સમજુ-જાણકાર છે અને ઉપરાત કવિઓ છે, તે જ ખરા કવિઓ છે; બાકીના કવિઓ તો એક માત્ર કપિ (વાનરા) જેવા છે. જે જાયા (પત્ની) કુલીન હોય, તે જ ખરી જાયા છે અને બાકીની જાયા તો માયા જ છે.

अवयः केवलकवयः कीराः स्युः केवलं धीराः ।
वीराः पण्डितकवयस्तानवमन्ता तु केवलं गवयः ॥

જે એકલા કવિઓ છે તે તો અવિઓ (મેંઢા) છે, જે એકલા ધીર છે, તે તો કીર (પોપટ) જેવા છે, પરતુ જે પંડિત કવિઓ છે, અને વીર છે, તેમની નિંદા કરનારા તો ગવય (રોઝ) જેવા છે ૨૨

अहमपि परेऽपि कवयस्तथापि परमन्तरं परिज्ञेयम् ।
ऐक्यं रलयोरपि यदि तत्किं करभायते कलभः ॥२३

હું પણ કવિ છું અને બીજા પણ કવિઓ છે, પણ બને વચ્ચે રહેલો તફાવત જાણી લેવો જોઈએ. જોકે સંસ્કૃત ભાષામાં र અને ल ની એકતા બતાવવામા આવેલી છે; તોપણ બને વચ્ચે તફાવત છે જ; જેમકે कलभ એટલે હાથીનુ બચ્ચું અને करभ એટલે ઊંટનું બચ્ચું. શુ ઊંટનું બચ્ચું હાથીના બચ્ચાની સ્પર્ધા કરી શકે? ૨૩

दिवमप्युपयातानामाकल्पमनल्पगुणगणा येषाम् ।
रमयन्ति जगन्ति गिरः कथमिव कवयो न ते वन्द्याः ॥

જે કવિઓ સ્વર્ગમા ગયેલા છે તોપણ તેમની ઘણા ગુણવાળી વાણી ત્રણેય જગતને રમાડે છે; તે કવિઓ ખરેખર વંદન કરવા યોગ્ય નથી શુ? ૨૪

शीलाविज्जामारुलामोरिकाद्याः, काव्यं कर्तुं सन्तु विज्ञाः स्त्रियोऽपि । विद्यां वेत्तुं वादिनो निर्विजेतुं, दातुं वक्तुं यः प्रवीणः स वन्द्यः ॥ २५ ॥

શીલા, વિજ્જા, મારુલા અને મોરિકા વગેરે સ્ત્રીઓ પણ કાવ્ય કરવામા નિપુણ હતી; પરંતુ જે વિદ્યાનો જાણવાને, વાદીઓનો વિજય કરવાને, કોઈને વિદ્યાનું દાન કરવાને અને બોલવાને પ્રવીણ હોય, તે કવિજન જ વંદન કરવાને યોગ્ય છે. ૨૫

लङ्कापतेः संकुचितं यशो यद्यत्कीर्तिपात्रं रघुराजपुत्रः ।
स सर्व एवादिकवेः प्रभावो न कोपनीयाः कवयः क्षितीन्द्रैः

જેણે લંકાપતિ રાવણના યશને સંકોચ આપ્યો અને ભગવાન રામને યશના પાત્ર બનાવ્યા, તે બધો પ્રભાવ તો આદિકવિ વાલ્મીકિનો છે; માટે રાજાઓએ કવિઓને કોપાવવા નહિ ૨૬

जयन्ति ते पञ्चमनादमित्रचित्रोक्तिसंदर्भविभूषणेषु ।
सरस्वती यद्वदनेषु नित्यमाभाति वीणामिव वादयन्ती ॥

કવિજનોના મુખમા નિત્ય નિવાસ કરતી જે સરસ્વતી શોભી રહી છે; તે જાણે કે વીણાનો નાદ કરતી હોય તેમ લાગે છે અને કવિઓના આભૂષણરૂપ જે વિચિત્ર વચનોવાળી કાવ્યરચના છે, તે તો વીણા પર રમૂ થનાર પંચમનાદ[1] જેવી છે ૨૭

कुण्ठत्वमायाति गुणः कवीनां साहित्यविद्याश्रमवर्जितेषु ।
कुर्यादनार्द्रेषु किमङ्गनानां केशेषु कृष्णागुरुधूपवासः ॥

જેમણે સાહિત્ય વિદ્યા જાણવા-સમજવા માટે પરિશ્રમ કર્યો નથી, એવા લોકો પાસે કવિજનોના ગુણ કુંઠિત થઈ જાય છે; જો સ્ત્રીઓના કેશ ભીના ન હોય, તો કૃષ્ણ અગુરનો ધૂપ તેના શુ કરી શકે? ૨૮

[1] કોયલનો ટહુકારો

महीपतेः सन्ति न यस्य पार्श्वे, कवीश्वरास्तस्य कुतो यशांसि । भूपाः कियन्तो नु बभूवुरुर्व्यां, नामापि जानाति न कोऽपि तेषाम् ॥ २९ ॥

જે રાજા પાસે કવિજનો નથી, તેમની કીર્તિ પણ ક્યાંથી હોય! જુઓને! પૃથ્વી પર કેટકેટલા રાજાઓ થઈ ગયા; પરંતુ કોઈ તેમનું નામ જાણતું નથી. ૨૯

किं चारुचारित्र्यविलासशून्याः कुर्वन्ति भूपाः कविसंग्रहेण । किं जातु गुञ्जाफलभूषणानां सुवर्णकारेण वनेचराणाम् ॥ ३० ॥

જે વનેચરો ચણોઠીના ઘરેણાં પહેરતા હોય, તેમને ભલા સોની રાખવાનું શું કામ? એ રીતે જે રાજાઓ ઉત્તમ પ્રકારનાં ચારિત્ર્ય અને વિલાસથી રહિત હોય છે, તે રાજાઓ કવિજનો રાખીને શું કરવાના? ૩૦

तर्केषु कर्कशतराः स्युरथापि पुंसां, काले भवन्ति मृदवः कवितासु वाचः । दैत्येन्द्रशैलकुलिशं दयिताकपोले, नाथस्य कोमलमुदाहरणं नखं नः ॥ ३१ ॥

જે રીતે વિષ્ણુ ભગવાનના હાથનો નખ છે તેણે હિરણ્યકશિપુરૂપી પર્વતને વિદારવામાં વજ્રનું કામ કર્યું હતું. તે જ નખ લક્ષ્મીજીના ગાલ પર અડકે ત્યારે કોમળ બની જાય છે; એ રીતે એક જ વસ્તુ કઠોર અને કોમળ હોય, તેનું આ સુંદર દૃષ્ટાંત છે. કેટલાક પુરુષોની વાણી તર્કશાસ્ત્રમાં ઘણી કઠોર હોય છે, તોપણ તેઓ જ્યારે કવિતા રચે છે ત્યારે તે જ વાણી કોમળ બની જાય છે. ૩૧

आप मुदमुपयान्तो वाग्विलासैः स्वकीयैः,
परभणितिषु तृप्तिं यान्ति सन्तः कियन्तः ।
निजघनमकरन्दस्यन्दपूर्णालवालः
कलशसलिलमेकं नेहते किं रसालः ॥ ३२ ॥

રસથી ભરેલો આંબો પોતાના ગાઢ રસના પ્રવાહથી આંબો ક્યારો ભરી દે છે, તોપણ શું તે કલશમાં ભરેલા જલની ઇચ્છા કરતો નથી? તે જ પ્રમાણે કવિજનો પોતાની જ વાણીના વિલાસોથી આનંદ પ્રાપ્ત કરતા હોય છે; તોપણ શું તેઓ બીજાનાં સુભાષિતો સાંભળીને સંતોષ મેળવવાની ઇચ્છા નથી કરતા? ૩૨

पदव्यक्तिव्यक्तीकृतसहृदयानन्दसरणौ
कवीनां काव्ये न स्फुरति बुधमात्रस्य धिषणा ।
नवक्रीडावेशव्यसनपिशुनो यः कुलवधू-
कटाक्षाणां पन्थाः स खलु गणिकानामविषयः ॥३३॥

કવિઓના કાવ્યની જે પદરચનાથી ઉત્તમ ભાવવાળા હૃદયમાં આનંદનો પ્રવાહ રેલાઈ રહે છે, તેવા કાવ્યમાં સો કોઈ સામાન્ય જ્ઞાનવાળા માણસની બુદ્ધિ ચાલી શકતી નથી. ખરેખર, નવી નવી ક્રીડાઓના ભાવોને વ્યક્ત કરનારી કુળવધૂઓના કટાક્ષની રીત ગણિકાઓને તો અજ્ઞાત જ રહે છે. ૩૩

अयं मे वाग्गुम्फो विशदपदवैदग्ध्यमधुरः
स्फुरद्बन्धो वन्ध्यो जडहृदि कृतार्थः कविहृदि ।
कटाक्षो वामाक्ष्या दरदलितनेत्रान्तगलितः
किशोरे निःसारः स तु किमपि यूनः स्थगयति ॥३४॥

મારી આ શબ્દગૂંથણી–કાવ્યરચના સ્પષ્ટ પદો અને સુંદર ભાવોથી મધુર છે અને એના વિષયને સારી રીતે ચમકાવનારી છે, પણ આ રચના જડ હૃદયમાં નિષ્ફળ છે–ત્યાં તેની કંઈ પણ અસર નથી. અને કવિજનોનાં હૃદયમાં એ સફળ–કૃતાર્થ છે. કામવેદનાથી પીડિત સુંદરાંગીના નેત્રના ખૂણામાંથી નીકળેલો કટાક્ષ કિશોરવયના બાળક વિષે કંઈ પણ અસર કરનારો નથી હોતો, પણ તે યુવાનોને થંભાવી દે છે. ૩૪

मदुक्तिश्चेदन्तर्मदयति सुधीभूय सुधियः
किमस्या नाम स्यादरसपुरुषानादरभरैः ।
यथा यूनस्तद्वत्परमरमणीयापि रमणी
कुमाराणामन्तःकरणहरणं नैव कुरुते ॥ ३५ ॥

ભલેને રમણી સ્ત્રી અત્યંત રમણીય હોય, તોપણ તે કુમારોનાં અંતઃકરણને નહિ હરી શકે; તે તો યુવાનોનાં અંતઃકરણ જ હરી લેશે; તે રીતે મારી આ કવિતા જો અમૃતરૂપ બનીને બુધજનોનાં હૃદયને આનંદ આપી શકે છે તો પછી તેનો અરસિક પુરુષો અનાદર કરે; તેથી તે કવિતાને શું નુકસાન છે? ૩૫

भुजतरुवनच्छायां येषां निषेव्य महौजसां
जलधिरशना मेदिन्यासीदसावकुतोभया ।
स्मृतिमपि न ते यान्ति क्ष्मापा विना यदनुग्रहं
प्रकृतिमहते कुर्मस्तस्मै नमः कविकर्मणे ॥ ३६ ॥

એવા તો કેટલાય મહાન તેજસ્વી રાજાઓ થઈ ગયા છે કે, સમુદ્રરૂપી મેખલા(સીમા)વાળી પૃથ્વી જેમના વિશાળ હાથની છાયાને સેવતી હતી અને એમના રક્ષણથી ભયરહિત બની હતી; પરંતુ જો કવિજનોએ રાજાઓ પર કૃપા ન કરી હોત તો તેમની યાદ પણ કોઈને ન રહેત! એવા સ્વાભાવિક રીતે મહાન કવિના કર્મને–કાવ્યને અમે નમસ્કાર કરીએ છીએ. ૩૬

यदि प्रभुरुदारधीः सुरसकाव्यकौतूहल-
स्तथैव च सभासदः सदसि तद्गुणग्राहिणः ।

सुवर्णसदलंकृतिर्भवति तत्र नृत्योद्यता
मदीयरसनानटी रसघटीयमानन्दभूः ॥ ३७ ॥

જેવી રીતે જલની ભરેલી ઝારી સુંદર સુવર્ણના અલંકાર ધારણ કરીને રાજદરબારમાં ફરી રહી હોય, તો તે સર્વને આનંદ આપે છે; તેવી જ રીતે જો આપ મહારાજ ઉદાર બુદ્ધિના હો અને આપને સુરસ કાવ્ય સાંભળવામા કુતૂહલ હોય તેમ જ આ રાજ-દરબાર કાવ્યના ગુણને ગ્રહણ કરનારો હોય; તો મારી આ જીભરૂપી નટી નાચવાને માટે તૈયાર છે; તેણે સારા વર્ણ અને અલંકાર ધારણ કર્યા છે. તે રસથી ભરેલી ઝારી જેવી છે અને આનંદનું સ્થાન બની રહેશે. ૩૭

यदन्तु कतिचिद्धठात्खफछठेति वर्णाञ्छठा
घटः पट इतीतरे पटु रटन्तु वाक्पाटवात् ।
वयं बकुलमञ्जरीगलदमन्दमाध्वीझरी-
धुरीणपदरीतिभिर्भणितिभिः प्रमोदामहे ॥ ३८ ॥

કેટલાક (વૈયાકરણો) અત્યંત શ્રમપૂર્વક ख फ छ ठ વગેરે કઠોર વર્ણો (અક્ષરો) ભલે બોલ્યા કરે તે વૈયાકરણો ભલે શઠ છે, અને કેટલાક વાક્પટુ (નૈયાયિકો) ઘટ પટ વગેરે શબ્દો બબડ્યા કરે છે તે તેમની વાણીની ચતુરતા બતાવે છે, પણ અમે તો બોરસલીના વૃક્ષની માંજરોમાંથી મધુર રસ ઝરતો હોય છે તેમ મધુર રસથી ભરેલ પદની રીતિઓવાળી કવિતાઓથી આનંદ પામીએ છીએ. ૩૮

हे राजानस्त्यजत सुकविप्रेमबन्धे विरोधं
शुद्धा कीर्तिः स्फुरति भवतां नूनमेतत्प्रसादात् ।
तुष्टैर्बद्धं तदलघु रघुस्वामिनः सच्चरित्रं
क्रुद्धैर्नीतस्त्रिभुवनजयी हास्यमार्गं दशास्यः ॥ ३९ ॥

હે રાજાઓ! સારા કવિઓ સાથે સ્નેહ બાધવામાં વિરોધ છોડી દેજો; કારણ કે તે કવિજનોની કૃપાથી જ તમારી કીર્તિ શુદ્ધ રીતે ફેલાય છે. વાલ્મીકિ વગેરે કવિઓએ સંતોષ પામીને રામનું સુંદર ચરિત કવિતા-રૂપે બનાવ્યું છે અને તે જ કવિઓએ કોપ પામીને ત્રણે ભુવનો પર વિજય મેળવનાર અને દશમુખ ધારણ કરનાર એવા રાવણને હાસ્યાસ્પદ બનાવી દીધો છે. ૩૯

अर्थान्केचिदुपासते कृपणवत्केचित्त्वलंकुर्वते
वेश्यावत्खलु धातुवादिन इवोद्बध्नन्ति केचिद्रसान् ।
अर्थालंकृतिसद्रसद्रवमुचां वाचां प्रशस्तिस्पृशां
कर्तारः कवयो भवन्ति कतिचित्पुण्यैरगण्यैरिह ॥४०

કેટલાક કવિઓ કૃપણની જેમ અર્થને જ ભજતા હોય છે; વળી કેટલાક કવિઓ વેશ્યાની જેમ અલં-કારને જ ઇચ્છતા હોય છે અને ધાતુને મારીને પારાને (રસને) બાંધનાર વૈદ્યોની જેમ કેટલાક કવિઓ રસને બાંધ્યા કરે છે (રચે છે); પરંતુ અર્થ, અલંકાર અને રસ એ ત્રણેયને પ્રગટ કરનારી અને પ્રશંસાને પાત્ર બનેલી એવી વાણીની રચના કરનાર કવિઓ તો થોડા જ હોય છે અને તેમનો યોગ તો અગણિત પુણ્યોના કારણે જ થાય છે. ૪૦

मन्दं निक्षिपते पदानि परितः शब्दं समुद्वीक्षते
नानार्थाहरणं च काङ्क्षति मुदालंकारमाकर्षति ।
आदत्ते सकलं सुवर्णनिचयं धत्ते रसान्तर्गतं
दोषान्वेषणतत्परो विजयते चोरोपमः सत्कविः ॥४१॥

જેને ચોરની ઉપમા આપી શકાય, તેવો સત્કવિ આ જગતમાં વિજય પામે છે. જેમ ચોર ધીરે ધીરે પગલા મૂકે છે તેમ કવિ નામ અને ધાતુનાં પદ ધીરે ધીરે ગોઠવે છે; જેમ ચોર ચારેય તરફથી આવતા શબ્દની પરીક્ષા કરે છે; તેમ કવિ શુદ્ધ અને અશુદ્ધ શબ્દની પરીક્ષા કરે છે; જેમ ચોર અનેક પ્રકારના પદાર્થો લૂંટી જવા ચાહે છે તેમ કવિ પોતાની કૃતિમાં અનેક પ્રકારના અર્થોવાળા શબ્દોને હરી લાવે છે; જેમ ચોર આનંદ પામીને અલંકારો ખેંચી લે છે, તેમ કવિ અલંકારોને ખેંચી લાવે છે; જેમ ચોર સુવર્ણના (સોનાના) બનેલા બધા પદાર્થોને લઈ લે છે, તેમ કવિ સુવર્ણના (સારા વર્ણોના) સમૂહને એકઠા કરે છે; જેમ ચોર રસા-પૃથ્વીની અંદર બધા પદાર્થો સંતાડી દે છે, તેમ કવિ પોતાની કૃતિને શૃંગાર વગેરે રસની અંદર ભેળવી દે છે અને જેમ ચોર દોષા-રાત્રિને વખતે ચોરી કરવાને નીકળી પડે છે, તેમ કવિ પોતાની કૃતિમા રહેલ દોષ શોધવામાં તત્પર હોય છે. ૪૧

स्वेच्छाभङ्गुरभाग्यमेघतडितः शक्या न रोद्धुं श्रियः
प्राणानां सततं प्रयाणपटहश्रद्धा न विश्राम्यति ।
त्राणं येऽत्र यशोमये वपुषि वः कुर्वन्ति काव्यामृतै-
स्तानाराध्य गुरून्विधत्त सुकवीन्निर्गर्वमुर्वीश्वराः ॥४२

હે રાજાઓ! તમારી લક્ષ્મીઓ તો સ્વેચ્છાએ નાશ પામનાર એવા ભાગ્યરૂપી મેઘમાં વીજળીઓ જેવી છે, તેને તમે રોકી નહિ શકો; તેમ જ તમારા જે પ્રાણ છે, તે પણ જ્યારે જવાના સમયનાં નગારાં વાગશે ત્યારે ઘડીભર પણ રોકાવાના નથી; પરંતુ તમારા કીર્તિરૂપી શરીરને કાવ્યરૂપ અમૃતથી જેઓ બચાવી શકે છે, તેવા કવિજનોની ગર્વરહિત બનીને આરાધના

કરો અને તેમને તમારા ગુરુ બનાવો. ૪૨

कल्याणं भगवत्कथाकथनतः काव्यं विधातुः कवे-
स्तस्यैवाङ्गतया क्वचिद्रचयतः शृङ्गारवीरादिकम् ।
को दोषो भविता यदत्र कवितार्शालिः समाश्रीयते
पन्था व्यासवसुंधराश्रुतिभवग्रन्थादिपु प्रेक्षितः ॥४३

ભગવાનની કથા કહેવાથી, કાવ્ય રચનાર કવિનું કલ્યાણ થાય છે; પરંતુ જો કથાના પ્રસંગને અનુસરીને તેના અંગરૂપે શૃંગાર, વીર વગેરે રસનું વર્ણન કરવું પડે, તો તેમાં શો દોષ થવાનો છે? કારણ કે વ્યાસ, વાલ્મીકિ વગેરેના ગ્રંથોમાં જે માર્ગ જોયો છે, તેનો જ આશ્રય કવિતા રચનાર કવિજનો કરે છે. ૪૩

ते भूमीपतयो जयन्ति नतयो येषां द्विपद्भूभृतां
ते वन्द्या यतयो विशन्ति मतयो येषां परे ब्रह्मणि ।
ते श्लाघ्याः कवयो वयोमदभरव्याजृम्भमाणाङ्गना-
दृक्पाता इव तोषयन्ति हृदयं येषां गिरां संचयाः ॥४४

જેના ચરણે શત્રુ રાજાઓ નમે છે, એવા રાજાઓ જય પામે છે અને જેઓની બુદ્ધિઓ પરબ્રહ્મમાં પ્રવેશ કરે છે, તેવા સંન્યાસીઓ વંદન કરવા યોગ્ય છે. જેમ યૌવનના મદથી ભરેલ રમણીના કટાક્ષો આનંદ આપે છે, તેમ જેમની વાણીના સંચયો (કાવ્યો) હૃદયને સંતોષ આપે છે; તે કવિજનો પ્રશંસાને પાત્ર છે. ૪૪

भूतावेशनिवेशिताशय इव श्लोकं करोत्याशु यः
श्लाघन्ते कविरद्भुतोऽयमिति तं मिथ्या जना विस्मिताः।
द्विस्त्रीण्येव पुरः पदानि रचयन्पश्चात्समालोचयन्
दूरं यः कवितां निनीषति कविः कामीव स स्तूयताम् ॥

જેમ ભૂત વળગે અને તેનો ઘડીભર આવેશ આવે તેમ જે કવિજન તરત જ શ્લોક રચી લે છે તેને વિસ્મય પામીને લોકો કહે છે કે, આ તો અદ્ભુત કવિ છે; પરંતુ તે વાત બરોબર નથી. પહેલાં બે ત્રણ પદો ગોઠવીને પછી વિચાર કરીને જે કવિજન કવિતાને દૂર લઈ જવા ઇચ્છે છે, તે કામીજનની જેમ પ્રશંસા મેળવો.

सत्यं सन्ति गृहे गृहेऽपि कवयो येषां वचश्चातुरी
स्वे हर्म्ये कुलकन्यकेव लभते स्वल्पैर्गुणैर्गौरवम् ।
दुष्प्रापः स तु कोऽपि कोविदमतिर्यद्वाग्रसग्राहिणां
पण्यस्त्रीव कलाकलापकुशला चेतांसि हर्तुं क्षमा ॥४६॥

જેમ કુલીન કન્યા થોડા ગુણોથી પણ ગૌરવ મેળવે છે તેમ જેમનાં વચનોની ચતુરતા થોડા ગુણોને કારણે પોતાના મહેલમા આદર પામે છે, તેવા કવિજનો તો ઘેર ઘેર હોય છે; પરંતુ જેમ કળાઓના સમૂહને જાણવામાં કુશળ એવી વેશ્યા રસિક જનોનાં ચિત્તો હરી શકે છે તેમ જેની વાણી રસિક પુરુષોના ચિત્તને હરવાને સમર્થ છે; એવો ચતુર બુદ્ધિશાળી અલૌકિક કવિ દુર્લભ છે. ૪૬

धन्यास्ते कवयो यदीयरसनारूक्षाध्वसंचारिणी
धावन्तीव सरस्वती द्रुतपदन्यासेन निष्क्रामति ।
अस्माकं रसपिच्छिले पथि गिरां देवी नवीनोदयत्
पीनोत्तुङ्गपयोधरेव युवतिर्मान्थर्यमालम्बते ॥ ४७॥

જે કવિજનની સરસ્વતી જીભના લુખ્ખા માર્ગમાં સંચાર કરનારી હોવાથી ઉતાવળા પદન્યાસ કરીને દોડતી હોય તેમ જીભમાંથી બહાર નીકળી જાય છે, તેવા કવિઓને ધન્યવાદ ઘટે છે; પરંતુ અમારી સરસ્વતી તો જેને પરિપુષ્ટ રીતે ઊંચાં સ્તનો પ્રગટ થયાં છે, એવી કીચડવાળા માર્ગ પર ચાલતી યુવતીની જેમ વાણીના (શૃંગાર વગેરે) રસથી મંદ મંદ ગતિને અવલંબે છે. ૪૭

साहित्ये सुकुमारवस्तुनि दृढन्यासग्रहग्रन्थिले
तर्के वा मयि संविधातरि समं लीलायते भारती ।
शय्या वास्तु मृदूत्तरच्छदपटा दर्भाङ्कुरैरास्तृता
भूमिर्वा हृदयंगमो यदि पतिस्तुल्या रतिर्योषिताम् ॥

જેમાં અત્યંત કોમળ વિષય છે એવા સાહિત્યની રચનામાં અથવા જેમાં સખત અને કઠોર પદ ગોઠવવાનાં છે એવી તર્કની રચનામાં જ્યારે હું કવિતા બનાવવા બેસું છું ત્યારે મારી વાણી તો બંને વિષયોમાં સરખો આનંદ લૂંટી શકે છે; કારણ કે જો પતિ હૃદયને ગમે તેવો હોય, તો સ્ત્રીઓને કોમળ બિછાનાવાળી શય્યા હોય કે દર્ભના અંકુરોથી પથરાયેલી ભૂમિ હોય, તે બંનેમા સરખી પ્રીતિ થાય છે. ૪૮

येषां कोमलकाव्यकौशलकलालीलावती भारती
तेषां कर्कशतर्कवक्रवचनोद्गारेऽपि किं हीयते ।
यैः कान्ताकुचमण्डले कररुहाः सानन्दमारोपिता-
स्तैः किं मत्तकरीन्द्रकुम्भशिखरे नारोपणीयाः शराः ॥

કોમળ કાવ્યની રચના કરવામા જેમની વાણી લીલા કરે છે,-તે કવિજનોની વાણી જો કદી કઠોર તર્કથી ભરેલ વાંકાં વચનો પ્રગટ કરે, તો તેથી શું કંઈ નુકસાન થાય? ન જ થાય; કારણ કે પ્રિયાના સ્તનમંડળ પર જેઓ પોતાની આંગળીઓ આનંદથી ફેરવે છે, તેમણે મદોન્મત્ત હાથીના કુંભસ્થળ પર બાણોને શું નહિ આરોપવાં? ૪૯

तर्के कर्कशवक्रवाक्यगहने या निष्ठुरा भारती
सा काव्ये मृदुलोक्तिसारसुरभौ स्यादेव मे कोमला ।

या प्रायः प्रियविप्रयुक्तवनिताहृत्कर्तने कर्तरी
प्रेयोलालितयौवते न मृदुला सा किंप्रसूनावली ॥५०॥

કઠોર અને વાંકાં વચનોથી ગહન એવા તર્કના વિષયમાં જે સરસ્વતી–વાણી કઠોર લાગે છે, તે જ વાણી કોમળ વચનોના સારરૂપ એવા મનોહર કાવ્યમા કોમળ બની જાય છે, પોતાના પ્યારા પતિના વિયોગ-વાળી સ્ત્રીઓના હૃદયને કાતરવા માટે જે પુષ્પોની પંક્તિ કાતરરૂપ બની જાય છે, તે જ પ્રેમથી રમાડેલ સ્ત્રીઓને માટે શું કોમળ નથી બની જતી? ૫૦

मातङ्गीमिव माधुरीं ध्वनिविदो नैव स्पृशन्त्युत्तमां
व्युत्पत्तिं कुलकन्यकामिव रसोन्मत्ता न पश्यन्त्यमी ।
कस्तूरीघनसारसौरभसुहृद्व्युत्पत्तिमाधुर्ययो-
र्योगः कर्णरसायनं सुकृतिनः कस्यापि संजायते ॥

જે કેટલાક કવિજનો કાવ્યના નિર્માણમાં ધ્વનિને મુખ્ય જાણે છે, કાવ્યની મધુરતાને તેઓ ચાંડાળની સ્ત્રીની જેમ અડકતા પણ નથી; અને જે કેટલાક કવિજનો કાવ્યના રસમાં ઉન્મત્ત બનેલા છે, તે કુલીન કન્યાની જેમ વ્યુત્પત્તિની તરફ નજર પણ નાખતા નથી; પરંતુ કસ્તૂરી અને કપૂરની સુગંધની જેમ જેમાં વ્યુત્પત્તિ અને મધુરતાનો યોગ છે, એવી કાવ્યકૃતિ સાંભળવાથી કાનને અમૃત જેવી લાગે છે, તેવી કૃતિ તો કોઈ પુણ્યશાળી જન જ કરી શકે છે. ૫૧

यत्सारस्वतवैभवं गुरुकृपापीयूषपाकोद्भवं
तल्लभ्यं कविनैव नैव हठतः पाठप्रतिष्ठाजुषाम् ।
कासारे दिवस वसन्नपि पयःपूरं परं पङ्किलं
कुर्वाणः कमलाकरस्य लभते किं सौरभं सैरिभः ॥

આખો દિવસ સરોવરમાં રહેતો અને તેના જળને ખૂબ કાદવવાળું કરતો એવો પાડો શું કમળવનની સુગંધને મેળવી શકે છે? એવી રીતે ગુરુની કૃપારૂપી અમૃતના પાકમાથી પેદા થયેલ એવો સરસ્વતી(વાણી)નો જે વૈભવ કવિને મળી શકે છે, તે હઠ કરીને પાઠ કરનાર બીજા માણસોને મળતો નથી. ૫૨

मौलौ मन्दारदामभ्रमदलिपटलीकाकलीं श्रोणिबिम्बे
कूजत्काञ्चीकलापं चरणकमलयोर्मञ्जुमञ्जीरशिञ्जाम् ।
उत्सङ्गे कीरगीतिं स्तनभुवि मसृणं वल्लकीपञ्चमं वा
यत्काव्ये दत्तकर्णा शिव शिव मनुते भारती भारमेव ॥

સરસ્વતી પાસે જ્યારે કોઈ સારા કવિની કૃતિને સાંભળે છે, ત્યારે પોતાના મસ્તકમા રહેલ મંદારપુષ્પોની માળામા ભમતા ભમરાઓનો ગુંજારવ, પોતાના નિતંબ પર રહેલ કટિમેખલાનો મધુર અવાજ, પોતાના ચરણ-કમળમાં રહેલ સુંદર ઝાંઝરનો ઝણકાર, પોતાના ખોળામાં રહેલ રમાડવાને લાયક પોપટના ગીત અને પોતાની છાતી પર રહેલ વીણાના મધુર પંચમસ્વર–એ બધાંને ભારરૂપ ગણે છે. ૫૩

कस्यांचिद्वाचि कैश्चिन्ननु यदि विहितं दूषणं दुर्दुरूढैश्छिन्नं किं नस्तदा स्यात्प्रथितगुणवतां काव्य-कोटीश्वराणाम् , वाहाश्चेद्गन्धवाहाधिकविहितजवाः पञ्चषाश्चान्धखञ्जाः का हानिः शेरशाहक्षितिपकुलमणे-रश्वकोटीश्वरस्य ॥ ५४ ॥

ધારો કે કોઈ કવિતામા કોઈ અધૂરા કવિજનોએ દૂષણ શોધી કાઢ્યુ; તેથી કરીને જેનો ગુણ પ્રખ્યાત થયો છે અને જેણે કરોડો કવિતાઓ રચી છે; એવા શ્રેષ્ઠ કવિને શી હાનિ થવાની છે? કારણ કે જે પવન પણ વિશેષ ગતિવાળા કરોડો ઘોડાઓનો માલિક છે અને જે રાજકુળમાં મણિ જેવો છે; એવા શેરશાહ નામના રાજાને પાંચ છ ઘોડા આંધળા કે લંગડા થઈ જાય; તો તેથી તેને શી હાનિ થવાની છે? ૫૪

## [1]વિશિષ્ટ કવિપ્રશંસા

### અમરસિંહ

प्रयोगव्युत्पत्तौ प्रतिपदविशेषार्थकथने
प्रसत्तौ गाम्भीर्ये रसवति च काव्यार्थरचने
अगम्यायामन्यैर्दिशि परिणतावर्थवचसो-
र्मतं चेदस्माकं कविरमरसिंहो विजयते ॥ १ ॥

પ્રયોગોની વ્યુત્પત્તિ કરવામાં, દરેકે દરેક શબ્દના વિશેષ અર્થ કહેવામા, પ્રસાદ ગુણમા, અર્થની ગંભીરતા-માં રસવાળાં કાવ્યોના અર્થની રચનામા, અર્થ અને વચનના પરિણામમા; એ રીતે બીજાથી અગમ્ય એવા સર્વ પ્રદેશોમા જો કોઈ કવિ વિજય પામતો હોય તો તે 'અમરસિંહ' છે; એમ અમારો મત કોઈ પૂછે તેને અમે જણાવીએ છીએ. ૧

### કાલિદાસ

कवयः कालिदासाद्याः कवयो वयमप्यमी ।
पर्वते परमाणौ च पदार्थत्वं प्रतिष्ठितम् ॥ २ ॥

કાલિદાસ વગેરે પણ કવિઓ છે તેમ અમે પણ કવિઓ છીએ; જેવી રીતે પર્વત એ પણ એક પદાર્થ છે અને પરમાણુ એ પણ એક પદાર્થ છે; પણ તેમાં કેટલું મોટું અંતર છે, તેમ કાલિદાસ વગેરે કવિઓ

[1] અહીં કક્કાવારી પ્રમાણે કવિઓનાં નામ લેવામાં આવ્યા છે.

અને અમારે વિષે જાણવું ૨

निर्गतामलवाक्यस्य कालिदासस्य सूक्तिषु ।
प्रीतिर्मधुरसार्द्रासु मञ्जरीष्विव जायते ॥ ६ ॥

જેના મુખમાંથી નિર્મળ વાક્ય પ્રગટ્યા છે, એવાં કાલિદાસ કવિની મધુર રસથી ભીની થયેલી ઉક્તિઓમા પુષ્પરસથી ભીંજાયેલ મંજરીના જેવી પ્રીતિ થાય છે. ૩

कविरमरः कविरचलः कविरभिनन्दश्च कालिदासश्च ।
अन्ये कवयः कपयश्चापलमात्रं परं दधते ॥ ४ ॥

ખરેખરા કવિઓ તો અમરસિંહ, અચલ, અભિનંદ અને કાલિદાસ છે. બાકીના બીજા કવિઓ તો કપિ (વાનર) જેવા છે; જેઓ ફક્ત ચપળતા જ ધારણ કરે છે ४

साकूतमधुरकोमलविलासिनीकण्ठकूजितप्राये ।
शिक्षासमयेऽपि मुदे रतलीलाकालिदासोक्ती ॥ ५ ॥

વિલાસથી શોભતી રમણીના મુખમાથી પ્રગટ થયેલું વચન ગૂઢ અભિપ્રાયવાળું, મધુર અને કોમળ હોય છે અને તે રતિશિક્ષામાં ઉપયોગી બની આનંદ આપે છે; તેમ કાલિદાસ કવિની કવિતા અભિપ્રાયવાળી, રસનો ઉત્કર્ષ કરનાર અને કોમળ ગુણોથી ભૂષિત હોય છે અને તે નીતિશિક્ષામાં ઉપયોગી બનીને સર્વને આનંદ આપે છે ૫

पुरा कवीनां गणनाप्रसङ्गे कनिष्ठिकाधिष्ठितकालिदासाः ।
अद्यापि तत्तुल्यकवेरभावादनामिका सार्थवती बभूव ॥

પહેલા જ્યારે કવિઓની ગણના કરવામા આવી ત્યારે સૌથી પહેલાં કાલિદાસનુ નામ કનિષ્ઠિકા આંગળી ઉપર આવ્યું, હવે બીજો કવિ કોણ એમ ઇચ્છા થતાં બીજું કોઈ નામ જડયું જ નહિ એટલે કનિષ્ઠિકા આગળીની જોડેની આગળીનું નામ અનામિકા હતુ; તે નામ અનામિકા (અનામી—નામ વિનાની) રહેવાથી સફળ થયું. ૬

ગણેશ્વર

गणेश्वरकवेर्वचोविरचनैकवाचस्पतेः
प्रसन्नगिरिनन्दिनीचरणपल्लवं ध्यायतः ।
तथा जयति भारती भगवती यथा सा सुधा
सुधीभवति सुभ्रुवामधरमाधुरी म्लायति ॥ ७ ॥

જે ગણેશ્વર કવિ વચનની રચના કરવામાં બૃહસ્પતિ જેવા છે અને પ્રસન્ન થયેલા પાર્વતીના ચરણપલ્લવનું ધ્યાન કરે છે, તેમની ભગવતી વાણી જ્યારે વિજય પામે છે ત્યારે તેની પાસે અમૃત નિષ્ફળ બની જાય છે અને સુંદરીઓના હોઠની મધુરતા ગ્લાનિ પામી જાય છે. ૭

ગુણાઢય

शश्वद्वाणद्वितीयेन नमदाकारधारिणा ।
धनुषेव गुणाढयेन निःशेषो रञ्जितो जनः ॥ ८ ॥

ગુણાઢ્ય નામના કવિથી તો ખરેખર લોકો સંપૂર્ણ રીતે આનંદ પામે છે. ગુણાઢ્ય એટલે દોરીથી શોભતું ધનુષ્ય; તેની પર બાણ હોય અને તેનો આકાર નમેલો હોય તેમ જેમની સાથે બાણ કવિ છે અને જેમણે મદરહિત આકાર ધારણ કર્યો છે; એવા ગુણાઢ્ય કવિ છે. ૮

समुद्दीपितकन्दर्पा कृतगौरीप्रसाधना ।
हरलीलेव लोकस्य विस्मयाय बृहत्कथा ॥ ९ ॥

ગુણાઢ્યની રચેલી આ બૃહત્કથા ગૌરીને સાધન બનાવીને કામદેવને બાળી દેનારી (અથવા કામદેવને ઉદ્દીપન કરનારી) મહાદેવની લીલાની જેમ લોકોને વિસ્મય પમાડનારી છે. ૯

अतिदीर्घजीविदोषाद्व्यासेन यशोऽपहारितं हन्त ।
कैर्नोच्येत गुणाढ्यः स एव जन्मान्तरापन्नः ॥१०॥

'ઘણા લાબા કાળ સુધી જીવ્યા, એ દોષને લીધે વેદવ્યાસે પોતાની કીર્તિ ગુમાવી હતી; માટે તે વ્યાસ જ બીજા જન્મે ગુણાઢ્ય કવિ થયા હતા' એમ કોણ નહિ કહે ૧૦

જગન્નાથ પંડિત

कवयति पण्डितराजे कवयन्त्यन्येऽपि विद्वांसः ।
नृत्यति पिनाकपाणौ नृत्यन्त्यन्येऽपि भूतवेतालाः ॥११॥

પંડિતરાજ જગન્નાથ કવિ જ્યારે કવિતા કરે છે ત્યારે જ બીજા પંડિતો પણ કવિતા કરે છે; (એટલે કવિતા કેમ કરવી તે જગન્નાથ જ જાણે છે બીજાઓ તેની દોરવણી વગર તે કરી શકતા નથી) જેમ હાથમા ડમરુ ધારણ કરનાર શંકર જ્યારે નૃત્ય કરે છે, ત્યારે જ બીજા ભૂતવેતાલ નૃત્ય કરવા માડે છે. ૧૧

माधुर्यैरपि धुर्यैर्द्राक्षाक्षीरेक्षुमाक्षिकादीनाम् ।
वन्ध्यैव माधुरीयं पण्डितराजस्य कवितायाः ॥१२॥

મધુરતાની પાસે દ્રાક્ષ, દૂધ, શેરડી, મધ વગેરે મુખ્ય મધુર પદાર્થોના મધુર રસ હોવા છતા પંડિતરાજ જગન્નાથની કવિતાના મધુર રસની અપેક્ષાએ (મધુરતા) વંધ્યા (નિષ્ફળ) જ છે. ૧૨

गिरां देवी वीणागुणरणनहीनादरकरा
यदीयानां वाचाममृतमयमाचामति रसम् ।

वचस्तस्याकर्ण्य श्रवणसुभगं पण्डितपते
रघुन्वन्मूर्धानं नृपशुरथवायं पशुपतिः ॥ १३ ॥

જગન્નાથ પંડિતની વાણીના અમૃત રસનું પાન જ્યારે સાક્ષાત્ સરસ્વતીદેવી કરે છે, ત્યારે તેમનો હાથ વીણા વગાડવાની રુચિ છોડી દે છે. તે શ્રેષ્ઠ પંડિતનું કાનને મનોહર એવું વચન સાભળીને જે પોતાનું મસ્તક ધુણાવતો નથી, તે કાં તો પશુ જાણવો કે પછી પશુપતિ (મહાદેવ) સમજવો. ૧૩

मधु द्राक्षा साक्षादमृतमथ वामाधरसुधा
कदाचित्केषांचित्खलु हि विदधीरन्नपि मुदम् ।
ध्रुवं ते जीवन्तोऽप्यहह मृतका मन्दमतयो
न येषामानन्दं जनयति जगन्नाथभणितिः ॥ १४ ॥

મધ, દ્રાક્ષ, સાક્ષાત્ અમૃત અને રમણીનું અધરામૃત તે બધાં તો કોઈ વખત અને કોઈકને જ હર્ષ આપે છે; પણ જગન્નાથ કવિની વાણી જેને આનંદ આપતી નથી, તે તો જીવતાં છતા મરેલો જ છે. ૧૪

જયદેવ

साध्वी माध्वीक चिन्ता न भवति भवतः शर्करे कर्कशासि
द्राक्षे द्रक्ष्यन्ति के त्वाममृत मृतमसि क्षीर नीरं रसस्ते ।
माकन्द क्रन्द कान्ताधर धरणितलं गच्छ यच्छन्ति भावं
यावच्छृङ्गारसारस्वतमिह जयदेवस्य विष्वग्वचांसि ॥

જ્યા સુધી જયદેવ કવિના વચનો બધાને શૃંગાર રસની મધુરતાને આપે છે, ત્યા સુધી હે મધ! તારી ચિંતા ખાસ કંઈ થતી નથી. હે સાકર! તું કઠોર લાગે છે. હે દ્રાક્ષ! તારી સામું કોણ જોશે? હે અમૃત! તું મૃત્યુ પામેલ છે. હે દૂધ! તારો રસ પાણી જેવો છે. હે કેરી! તું પોકાર જ કર્યા કર અને હે સ્રીના અધર! તું પૃથ્વી નીચે ચાલ્યો જા. ૧૫

જ્યોતિરીશ

यश्चत्वारि शतानि बन्धघटनालङ्कारभाञ्जि द्रुतं
श्लोकानां विदधाति कौतुकवशादेकाहमात्रे कविः ।
ख्यातः क्ष्मातलमण्डलेष्वपि चतुष्षष्टेः कलानां निधिः
संगीतागमनागरो विजयते श्रीज्योतिरीशः कृती ॥१६॥

જે કવિએ સારી એવી શબ્દરચનાના પ્રબંધવાળો, સારા ભાવાર્થની ઘટનાવાળો અને અલંકારથી શોભતો એવો ચારસો શ્લોકનો ગ્રંથ રમતમા એક જ દિવસમાં રચીને તૈયાર કર્યો; અને એ રીતે ભૂમંડળ પર વિખ્યાત થયેલ ચોસઠ કળાના ભંડાર અને સંગીતશાસ્રમાં ચતુર એવા શ્રી જ્યોતિરીશ નામના કવિ વિજય પામે છે.

દંડી

जाते जगति वाल्मीकौ कविरित्यभिधाभवत् ।
कवीयति ततो व्यासे कवयस्त्वयि दण्डिनि ॥ १७ ॥

આ જગત જ્યારે ઉત્પન્ન થયું ત્યારે પહેલાં વાલ્મીકિ મુનિને માટે 'કવિ' એવી સંજ્ઞા થઈ, ત્યાર પછી વેદવ્યાસ થયા ત્યારે 'બે કવિઓ' ગણાયા અને હે દંડી! હવે જ્યારે તમે થયા ત્યારે 'ત્રણ કવિઓ' એમ કહેવાય છે. ૧૭

त्रयोऽग्नयस्त्रयो वेदास्त्रयो देवास्त्रयो गुणाः ।
त्रयो दण्डिप्रबन्धाश्च त्रिषु लोकेषु विश्रुताः ॥ १८ ॥

ત્રણ અગ્નિ, ત્રણ વેદ, ત્રણ ગુણ અને દંડી કવિના ત્રણ પ્રબંધો એટલા ત્રણ લોકમા પ્રખ્યાત છે. ૧૮

દ્રોણ

सरस्वतीपवित्राणां जातिस्तत्र न देहिनाम् ।
व्यासस्पर्धा कुलालोऽभूद्यद् द्रोणो भारते कविः ॥१९

જે મનુષ્યોને સરસ્વતીદેવીએ પવિત્ર કર્યા છે, તેમને માટે જાતિભેદ રહેતો નથી. દ્રોણ કવિ કુંભારજાતિમા થઈ ગયા, પરંતુ તે ભારતભરમાં વ્યાસની સ્પર્ધા કરે એવા થઈ ગયો છે. ૧૯

ધનદ

यथेयं वाग्देवी सुकविमुखवासव्यसनिनी
कुहूकण्ठीकण्ठे विलसति तथा चेदनवधि ।
तदा भूमीभागे निरुपमतमः किंचिदिव वा
समाधत्ते साम्यं धनदभणितीनां मधुरिमा ॥ २० ॥

જેવી રીતે સરસ્વતીદેવી સારા કવિજનોના મુખમાં રહેવાને ટેવાયેલી છે, તેવી જ રીતે જો તે કોયલના કંઠમાં રહીને અનહદ વિલાસ કરે તો ધનદ કવિના વચનોના માધુર્યની તે કાંઈક તુલના ધરાવી શકે; બાકી તો આ પૃથ્વી પર તેને માટે કોઈ ઉપમા છે જ નહિ.

નરહરિ

यशोधननिधेर्यदा नरहरेर्वचो वर्ण्यते
तदा गतमदा मदालसमरालबालारवाः ।
न विभ्रमचरीकरीभवति चाधरी माधुरी
सुधाकरसुधाझरीमधुकथा वृथा जायते ॥ २१ ॥

જ્યારે યશરૂપી ભંડાર એવા નરહરિ કવિની વાણીનું વર્ણન શરૂ થાય છે, ત્યારે મદઝરતી હંસણીઓના અવાજ ગર્વ વિનાના બની જાય છે, રમણીઓના અધરો મધુરતાની બાબતમાં કોઈને ભ્રમ ઉપજાવી શકતા નથી અને ચંદ્રના અમૃતથી ઝરતી મધુરતાની કથા તો નકામી જ બની જાય છે. ૨૧

પ્રવરસેન

कीर्तिः प्रवरसेनस्य प्रयाता कुमुदोज्ज्वला ।
सागरस्य परं पारं कपिसेनेव सेतुना ॥ २२ ॥

જેમ કુમુદ નામના વાનરથી શોભતી એવી વાનરોની સેના 'સેતુબંધ' બાંધીને સમુદ્રની પારે પહોંચી ગઈ હતી,તેમ કુમુદના ફૂલ જેવી ઉજ્જ્વળ પ્રવરસેનની કીર્તિ 'સેતુબંધ' નામનું કાવ્ય રચાયાથી સમુદ્રની પારે પહોંચી ગઈ છે. ૨૨

બાણ

हृदि लग्नेन बाणेन यन्मन्दोऽपि पदक्रमः ।
भवेत्कविकुरंगाणां चापलं तत्र कारणम् ॥ २३ ॥

હૃદયમાં બાણ વાગ્યા પછી, જો હરણાં ધીરાં પગલાં પણ ભરવાનું સાહસ કરે, તો તેમ થવું તે તેમની સ્વભાવગત ચપળતા જ છે; અન્યથા તેમ થઈ શકે નહિ. તે રીતે બાણ કવિનું કાવ્ય હૃદયમાં ઊતરી જાય, તે પછી પણ જો બીજા કવિરૂપી હરણનો થોડોક પણ પદક્રમ (પદ-રચના) થાય તો તેમાં તેના સ્વભાવની ચપળતા જ કારણ છે. ૨૩

शब्दार्थयोः समो गुम्फः पाञ्चाली रीतिरुच्यते ।
शीलाभट्टारिकावाचि बाणोक्तिषु च सा यदि ॥२४॥

શબ્દ અને અર્થનો સરખી રીતે છટાદાર પ્રબંધ ગોઠવવામાં આવે, તો તેને પાંચાલી રીતિ કહે છે; પરંતુ તે જો શીલા, ભટ્ટારિકા અને બાણભટ્ટની વાણીમાં હોય તો જ શોભે, બીજાની વાણીમાં નહિ! ૨૪

जाता शिखण्डिनी प्राग्यथा शिखण्डी तथावगच्छामि ।
प्रागल्भ्यमधिकमाप्तुं वाणी बाणो बभूवेति ॥ २५ ॥

જેવી રીતે પહેલાં શિખંડિની નામે કન્યા તપ કરીને શિખંડી નામે પુરુષ બનેલ; તેવી રીતે વિશેષ ચતુરતા મેળવવાને માટે તો સરસ્વતી વાણી બાણ-(બાણ-કવિ)રૂપે બની હતી, એમ હું જાણું છું. ૨૫

श्लेषे केचन शब्दगुम्फविषये केचिद्रसे चापरे-
ऽलंकारे कतिचित्सदर्थविषये चान्ये कथावर्णके ।
आः सर्वत्र गभीरधीरकविताविन्ध्याटवीचातुरी-
संचारी कविकुम्भिकुम्भभिदुरो बाणस्तु पञ्चाननः ॥२६

કેટલાક કવિજનો શ્લેષ અલંકારમાં, કેટલાક શબ્દરચનામાં, કેટલાક શૃંગાર વગેરેની રચનામાં, કેટલાક અલંકારમાં, કેટલાક સારા અર્થના વિષયમા અને કેટલાક કથાવર્ણનમાં ચતુર હોય છે; પરંતુ અહો! આ બાણ કવિરૂપી સિંહ, તો બધેય ગંભીર અને ધીર એવી કવિતારૂપી વિંધ્યાટવીમાં ચતુરાઈથી સંચાર કરે છે અને કવિરૂપી મોટા હાથીઓના ગંડસ્થળને ભેદી નાખે છે. ૨૬

બિલ્હણ

विन्दुद्वन्द्वतरङ्गिताग्रसरणिः कर्ता शिरोविन्दुकं
कर्मेति प्रतिबोधितान्वयविदो ये येऽपि तेभ्यो नमः ।
ये तु ग्रन्थसहस्रशाणकषणत्रुट्यत्कलङ्कैर्गिरा-
मुल्लेखैः कवयन्ति बिल्हणकविस्तेष्वेव संनह्यति ॥२७॥

'જે શબ્દ પાસે બે વિસર્ગ હોય, તેનું નામ કર્તા અને જેને માથે એક મીંડું આવ્યું હોય, તે 'કર્મ' એવા સામાન્ય બોધને અનુસરીને જે અન્વય જાણનાર કવિઓ છે, તેમને તો અમારા નમસ્કાર છે; પરંતુ જેમનાં કલંક હજારો ગ્રંથોરૂપી કસોટીથી તૂટી ગયેલાં છે, એવા વાણીના વિપુલ વિલાસોથી જેઓ કવિતા કરે છે, તેવા કવિઓમાં તો એક બિલ્હણ કવિ જ કવિતા રચનારો છે. ૨૭

ભટ્ટાર હરિચંદ્ર

पदबन्धोज्ज्वलो हारी कृतवर्णक्रमस्थितिः ।
भट्टारहरिचन्द्रस्य गद्यबन्धो नृपायते ॥ २८ ॥

ભટ્ટાર હરિચંદ્રનું જે ગદ્યકાવ્ય છે, તે રાજાના જેવું આચરણ કરે છે. જેમ રાજા પદબંધ=ચરણના બાંધાથી ઉજ્જ્વળ છે, તેમ આ કાવ્ય પદબંધ=નામ અને ધાતુની રચનાથી ઉજ્જ્વળ છે. જેમ રાજા હારી=મોતીના હારને ધારણ કરે છે તેમ આ કાવ્ય હારી=મનોહર છે. જેમ રાજા વર્ણક્રમ=ચાર વર્ણોની મર્યાદા સાચવે છે તેમ આ કાવ્ય વર્ણક્રમ=અક્ષરોના ક્રમની સ્થિતિને સાચવે છે. ૨૮

ભવભૂતિ

सुकविद्वितयं मन्ये निखिलेऽपि महीतले ।
भवभूतिः शुकश्चायं वाल्मीकिस्तु तृतीयकः ॥ २९ ॥

આ સમસ્ત પૃથ્વીમંડળ પર સારા કવિઓ હોય, તો તે બે જ છે: ભવભૂતિ અને શુક અને તેમાં વાલ્મીકિ કવિ ત્રીજા ગણી શકાય। ૨૯

भवभूतेः संबन्धाद्भूधरभूरेव भारती भाति ।
एतत्कृतकारुण्ये किमन्यथा रोदिति ग्रावा ॥ ३० ॥

જેમ પર્વતમાંથી થયેલા પાર્વતી ભવ-શંકરની ભૂતિ ઐશ્વર્યને કારણે શોભે છે તેમ ભવભૂતિ કવિના સંબંધે કરીને સરસ્વતી શોભે છે. જો એમ ન હોય તો ભવભૂતિએ રચેલ કરુણરસપ્રધાન ઉત્તરરામચરિત નાટકમાં પાષાણ કેમ રુદન કરે? ૩૦

रत्नावलीपूर्वकमन्यदास्तामसीममोगस्य वचोमयस्य ।
पयोधरस्येव हिमाद्रिजाया पर विभूषा भवभूतिरेव ॥

રત્નાવલી નાટક વગેરે બીજુ સાહિત્ય ભલે હોય પણ જેમ શિવનુ આલિંગન કરવાથી પાર્વતીના સ્તનોને લાગેલી ભસ્મ એ તેમની પરમ શોભા છે, તેવી જ રીતે વચનરૂપી અપાર ભોગ(આનદ)ની પરમ શોભા પણ ભવભૂતિ કવિ જ છે ૩૧

ભાસ

सूत्रधारकृतारम्भैर्नाटकैर्बहुभूमिकैः ।
सपताकैर्यशो लेभे भासो देवकुलैरिव ॥ ३२ ॥

જેમ કોઈ ગૃહસ્થ દેવાલય રચીને યશ મેળવે, તેમ ભાસ કવિએ નાટકો રચીને યશ મેળવ્યો છે દેવાલયોમા સત્રધાર (સુથાર કારીગર) વગેરે આરભ કરે, તેમ નાટકોમા સૂત્રધાર આરભ કરે છે જેમ દેવાલયોમા ઘણી ભૂમિ હોય છે તેમ નાટકોમા ઘણી ભૂમિકા હોય છે જેમ દેવાલયમા ધજાઓ ફરકે છે, તેમ નાટકોમા પતાકા નામના અગો હોય છે ૩૨

મયૂર

तावत्कविविहगाना ध्वनिर्लोकेषु शस्यते ।
यावन्नो विशते श्रोत्रे मयूरमधुरध्वनि ॥ ३३ ॥

જ્યા સુધી કાન પર મયૂર (મોર) કે મયૂર કવિનો અવાજ ન સભળાય, ત્યા સુધી લોકોમા બીજા કવિરૂપ પક્ષીઓનો ધ્વનિ વખણાય છે ૩૩

दर्पं कविभुजंगाना गता श्रवणगोचरम् ।
विषविद्येव मायूरी मायूरी वाङ्निकृन्तति ॥ ३४ ॥

જેમ માયૂરી નામની વિષવિદ્યાથી સર્પોના ગર્વ છેદાય છે, તેમ જો મયૂર કવિની વાણી કાને સાભળવા મા આવી હોય તો બીજા કવિરૂપી સર્પોના ગર્વ છેદાઈ જાય છે ૩૪

માતગ દિવાકર

अहो प्रभावो वाग्देव्या यन्मातङ्गदिवाकर ।
श्रीहर्षस्याभवत्सभ्य समो बाणमयूरयो ॥ ३५ ॥

અહોહો! આ સરસ્વતીદેવીનો પ્રભાવ તો જુઓ? કે જેથી માતગ દિવાકર જેવો કવિ શ્રીહર્ષ રાજાની સભામા બાણ અને મયૂર કવિના જેવો સભ્ય બન્યો

મુરારિ

भवभूतिमनादृत्य निर्वाणमतिना मया ।
मुरारिपदचिन्तायामिदमाधीयते मन ॥ ३६ ॥

મને તો મોક્ષની ઇચ્છા થઇ છે, એટલે હવે હુ ભવભૂતિ=શકરના ઐશ્વર્યનો અનાદર કરીને મારા મનને મુરાર=વિષ્ણુ ભગવાનના ચરણોમા જોડી દઉ છુ, અર્થાત્ હુ ભવભૂતિ કવિને છોડીને મુરારિ કવિનો આદર કરુ છુ ૩૬

मुरारिपदभक्तिश्चेत्तदा माघे रतिं कुरु ।
मुरारिपदभक्तिश्चेत्तदा माघे रतिं कुरु ॥ ३७ ॥

જો મુરારિ કવિના કાવ્યમા ભક્તિ હોય, તો માઘ કાવ્યમા પ્રીતિ કર અને મુરારિ=વિષ્ણુ ભગવાનના ચરણમા પ્રીતિ હોય તો તે મા-અઘે પાપમા પ્રીતિ કરતો નહિ ૩૭

देवीं वाचमुपासते हि बहव सार तु सारस्वत
जानीते नितरामसौ गुरुकुलक्लिष्टो मुरारि कवि ।
अब्धिर्लङ्घित एव वानरभटै किं त्वस्य गम्भीरता
मापातालनिमग्नपीवरतनुर्जानाति मन्थाचल ॥३८॥

વાણીદેવીની ઉપાસના તો ઘણા કવિઓ કરે છે, પણ સરસ્વતીના સાચા સારને તો મુરારિ કવિ જ જાણે છે કે જેણે ગુરુકુલમા ખૂબ કલેશ વેઠીને વિદ્યા મેળવી હતી ખરેખર મોટા મોટા વાનરોએ સમુદ્ર તો ઓળગી લીધો, પણ તે સમુદ્રની ગભીરતાને મદરાચળ પર્વત જ જાણે છે કે જેણે પાતાળ સુધી પોતાના પુષ્ટ શરીરને ડુબાડેલુ હતુ ૩૮

રત્નખેટ દીક્ષિત

विपश्चितामपश्चिमे विवादकेलिनिश्चले
सपत्नजित्ययत्नतस्तु रत्नखेटदीक्षिते
बृहस्पति क जल्पति प्रसर्पति क सर्पराड्
समुत्सरस्तु षण्मुख सुदुर्मुखश्चतुर्मुख ॥ ३९ ॥

જે વિદ્વાનોમા સૌથી પ્રથમ છે, જે વાદવિવાદની લીલામા દઢ છે અને જે પ્રયત્ન સિવાય શત્રુઓ પર જય મેળવે છે, એવા રત્નખેટ દીક્ષિત નામના કવિ આગળ બૃહસ્પતિ શુ બોલી શકે? શેષનાગ શુ ચાલી શકે? કાર્તિકેય સ્વામી શુ સામે આવે અને ચતુર્મુખ બ્રહ્મા તો દુર્મુખ જ બની જાય ને? ૩૯

રાજશેખર

बभूव वल्मीकभव कवि पुरा
तत प्रपेदे भुवि भर्तृमेण्ठताम् ।
स्थित पुनर्यो भवभूतिरेखया
स वर्तते सम्प्रति राजशेखर ॥ ४० ॥

પહેલા વાલ્મીકિ નામે એક કવિ થઈ ગયા, ત્યાર બાદ તેજ કવિ પૃથ્વી પર જન્મ લઈ 'ભર્તૃમેઠ'

કવિને નામે પ્રસિદ્ધ થયા અને તે જ આગળ જતાં ભવભૂતિની સંજ્ઞાથી જાણીતા થયા અને હવે તે જ વાલ્મીકિ મુનિ 'રાજશેખર' નામે પ્રસિદ્ધ થયા છે.

पातुं श्रोत्ररसायनं रचयितुं वाचः सतां संमता
व्युत्पत्तिं परमामवाप्तुमवधिं लब्धुं रसस्रोतसः।
भोक्तुं स्वादु फलं च जीविततरोर्यद्यस्ति ते कौतुकं
तद्भ्रातः शृणु राजशेखरकवेः सूक्तीः सुधास्यन्दिनीः ॥

હે ભાઈ! તારી જો એવી ઇચ્છા હોય કે, 'હું મારા કાનને અમૃતનું પાન કરાવું, સત્પુરુષો માન્ય કરે તેવી વાણીની રચના કરું, ઉત્તમ પ્રકારની વ્યુત્પત્તિ મેળવું, રસના પ્રવાહની અવધિ પ્રાપ્ત કરું અને જીવનરૂપી વૃક્ષનું સ્વાદિષ્ટ ફળ ચાખું, તો તું રાજશેખર કવિની અમૃત ઝરતી કવિતાને સાંભળ. ૪૧

### વાલ્મીકિ

कवीन्दुं नौमि वाल्मीकिं यस्य रामायणीं कथाम्।
चन्द्रिकामिव चिन्वन्ति चकोरा इव साधवः ॥ ४२ ॥

ચકોર પક્ષીઓ જેમ ચાંદનીને શોધે તેમ સારા કવિજનો જે કથાને શોધ્યા કરે છે, એવી રામાયણની કથાની જેમણે રચના કરી છે, એવા વાલ્મીકિ કવિવરને હું પ્રણામ કરું છું. ૪૨

सदूषणापि निर्दोषा सखरापि सुकोमला।
नमस्तस्मै कृता येन रम्या रामायणी कथा ॥ ४३ ॥

તે વાલ્મીકિ કવિવરને નમસ્કાર છે, જેમણે અદ્ભુત એવી રામાયણકથા રચી; જેમાં દૂષણ નામનો રાક્ષસ હોવા છતાં તે કથા નિર્દોષ છે, જેમાં ખર નામનો રાક્ષસ છે, છતાં પણ તે કોમળ છે. ૪૩

योगीन्द्रश्छन्दसां स्रष्टा रामायणमहाकविः।
वल्मीकजन्मा जयति प्राच्यः प्राचेतसो मुनिः ॥४४॥

જે યોગીઓમાં ઇંદ્ર જેવા છે, જેણે લોકમાં છંદોની રચના કરી છે, જે રામાયણના મહાકવિ છે અને જે પ્રચેતા નામના મુનિના પુત્ર છે; એવા રાફડામાંથી ઉત્પન્ન થયેલા વાલ્મીકિ નામના કવિ વિજય પામે છે. ૪૪

लौकिकानां हि साधूनामर्थं वागनुवर्तते।
ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति ॥ ४५ ॥

લૌકિક સત્પુરુષોની વાણી અર્થને અનુસરીને ચાલે છે; જ્યારે વાલ્મીકિ જેવા આદિ મુનિવર-દ્રષ્ટા કવિજનોની વાણીની પાછળ પાછળ અર્થ દોડતો હોય ૪૫

आदिकवी चतुरास्यौ कमलजवल्मीकजौ वन्दे।
लोकश्लोकविधात्रोर्ययोर्भिदा लेशमात्रेण ॥ ४६ ॥

કમળમાં ઉત્પન્ન થયેલ બ્રહ્મા અને રાફડામાં ઉત્પન્ન થયેલ વાલ્મીકિ બંને આદિકવિ છે. બ્રહ્માને ચાર મુખ છે અને વાલ્મીકિનું મુખ ચતુર છે; એકે લોકની રચના કરી ત્યારે બીજાએ શ્લોકની રચના કરી; એ રીતે બંને સરખા છે, પણ માત્ર લોક અને શ્લોક બંનેની રચનામાં શકારનો તફાવત પડ્યો છે. ૪૬

तमृषिं मनुष्यलोकप्रवेशविश्रामशाखिनं वाचाम्।
सुरलोकादवतारप्रान्तरखेदच्छिदं वन्दे ॥ ४७ ॥

સરસ્વતીને સ્વર્ગમાંથી નીચે ઊતરતાં જે થાક લાગ્યો, તેને જે કવિએ દૂર કર્યો તેમ જ જે કવિ મનુષ્યલોકમાં પ્રવેશ કરનાર સરસ્વતીને રહેવા માટે સુંદર વૃક્ષરૂપે થયા, તે ઋષિ-કવિ(વ્યાસ-વાલ્મીકિ)ને નમસ્કાર કરું છું. ૪૭

विहितघनालङ्कारं विचित्रवर्णावलीमयस्फुरणम्।
शक्रायुधमिव वक्रं वल्मीकभुवं मुनिं नौमि ॥ ४८ ॥

વલ્મીક-રાફડામાંથી થયેલ વાલ્મીકિ મુનિ ઇંદ્રના ધનુષ્ય (મેઘધનુષ્ય) જેવા છે. જે મેઘધનુષ્ય ઘન-મેઘને શોભા આપનાર છે, તેમ વાલ્મીકિ ઘન-ઘણા અલંકારો રચનારા છે; જેમ મેઘધનુષ્ય ચિત્રવિચિત્ર વર્ણોની શ્રેણિને કરનારું છે, તેમ વાલ્મીકિ મુનિ ચિત્ર-વિચિત્ર વર્ણોની ગોઠવણી કરનારા છે અને જેમ મેઘ-ધનુષ્ય વાંકું છે તેમ વાલ્મીકિ વક્રોક્તિ-કટાક્ષવાણીમાં કુશળ છે; એવા વાલ્મીકિને હું નમું છું. ૪૮

सति काकुत्स्थकुलोन्नतिकारिणि रामायणेऽपि किं काव्यम्। रोहति कुल्या गङ्गापूरे कं बहुरसे वहति ॥ ४९ ॥

જેણે રાઘવકુલની ઉન્નતિ કરી છે એવું રામાયણ નામે મહાકાવ્ય છે; તો પછી બીજા કાવ્યની જરૂર શી? જ્યાં ઘણા જળથી ભરેલું ગંગાનું પૂર વહી રહ્યું હોય ત્યાં નાની નદીને વહેવાની શી જરૂર છે? ૪૯

भास्वद्वंशवतंसकीर्तिरमणीरङ्गप्रसङ्गस्वन-
द्वादित्रप्रथमध्वनिर्विजयते वल्मीकजन्मा मुनिः।
पीत्वा यद्वदनेन्दुमण्डलगलत्काव्यामृताब्धेः किम-
प्याकल्पं कविनूतनाम्बुदमयी कादम्बिनी वर्षति ॥५०

જ્યારે સૂર્યવંશના આભૂષણરૂપ રામચંદ્રની કીર્તિ નટીરૂપે બનીને રંગભૂમિ પર પ્રવેશ કરી રહી હતી, ત્યારે વાલ્મીકિ મુનિના મુખની વાણી રંગભૂમિ પ્રસંગે પ્રથમ અવાજ કરનાર વાજિંત્રની જેમ શોભી રહી

હતી; જે વાલ્મીકિ કવિતા મુખચંદ્રથી ઝરતા કાવ્ય-રૂપી અમૃતના સમુદ્રનું કાંઈ પણ પાન કરીને, કવિઓ-રૂપી નવા મેઘોની માળા અનેક યુગો સુધી વરસ્યા કરે છે; તે વાલ્મીકિ કવિ વિજય પામે છે. ૫૦

**વિજયા**

सरस्वतीव कर्णाटी विजयाङ्का जयत्यसौ ।
या वैदर्भगिरां वासः कालिदासादनन्तरम् ॥ ५१ ॥

જે વિજયા કાળિદાસના સ્વર્ગવાસ પછી વૈદર્ભ-રીતિની વાણીના નિવાસરૂપ થયેલી છે, તે કર્ણાટ દેશની વિદુષી કવિ વિજય પામે છે; જે વિજયના ચિહ્નન-વાળી સાક્ષાત્ સરસ્વતી જેવી લાગે છે. ૫૧

**વિજ્જિકા**

नीलोत्पलदलश्यामां विज्जिकां मामजानता ।
वृथैव दण्डिना प्रोक्तं सर्वशुक्ला सरस्वती ॥ ५२ ॥

'આ વિજ્જિકા નામે સરસ્વતી નીલ કમળના પત્ર જેવી શ્યામ કાંતિવાળી છે;' એ રીતે મને જાણ્યા વિના જ દંડી કવિએ જે કહ્યું કે, 'સરસ્વતી બધી રીતે સફેદ વર્ણની છે,' તે મિથ્યા છે. (કારણ કે આ હું વિજ્જિકારૂપી પ્રત્યક્ષ સરસ્વતી શ્યામ વર્ણવાળી છું.) ૫૨

**વ્યાસ**

नमः सर्वविदे तस्मै व्यासाय कविवेधसे ।
चक्रे पुण्यं सरस्वत्या यो वर्षमिव भारतम् ॥ ५३ ॥

સરસ્વતી વડે જેણે આ ભરતખંડને પવિત્ર કરેલો છે, એવા સર્વજ્ઞ અને કવિઓના વિધાતા શ્રી વ્યાસ મુનિને નમસ્કાર છે. ૫૩

अचतुर्वदनो ब्रह्मा द्विबाहुरपरो हरिः ।
अभाललोचनः शंभुर्भगवान्बादरायणः ॥ ५४ ॥

ભગવાન બાદરાયણ વેદવ્યાસ અર્થાત્ ચાર મુખ વિનાના બ્રહ્મા છે; બે હાથવાળા બીજા વિષ્ણુ છે અને લલાટમાં નેત્ર વિનાના મહાદેવ છે. ૫૪

श्रवणाञ्जलिपुटपेयं विरचितवान्भारताख्यममृतं यः ।
तमहमरागमतृष्णं कृष्णद्वैपायनं वन्दे ॥ ५५ ॥

બે કાનરૂપી અંજલિ વડે પીવા લાયક મહા-ભારતરૂપી અમૃતની જેણે રચના કરી છે, એવા રાગરહિત અને તૃષ્ણારહિત શ્રીકૃષ્ણ દ્વૈપાયનને હું વંદું છું ૫૫

व्यासगिरां निर्यासं सारं विश्वस्य भारतं वन्दे ।
भूषणतयैव संज्ञां यदङ्कितां भारती वहति ॥ ५६ ॥

સરસ્વતી જે ભારતના ચિહ્નનને આભૂષણરૂપે માનીને પોતાનું 'ભારતી' એવું નામ ધારણ કરે છે, તેવા વિશ્વના સારરૂપ, મહાભારતને હું વંદન કરું છું; જે મહાભારત વ્યાસની વાણીના ઝરારૂપે છે. ૫૬

**શાકલ્લમલ્લ**

एकोऽभूत्पुलिनात्ततस्तु नलिनाच्चान्योऽपि नाकोरभूत्
प्राच्यास्ते त्रय एव दिव्यकवयो दीव्यन्तु देव्या गिरा ।
अर्वाचो यदि गद्यपद्यरचनाचातुर्यवागुद्धता-
स्तान्सर्वानतिशय्य खेलतितरां शाकल्लमल्लः कविः ॥

'જળાશયના કિનારા પરથી એક કવિ પેદા થયા તે વેદવ્યાસ,' બીજા એક કમળમાંથી કવિ પેદા થયા તે બ્રહ્માજી અને ત્રીજા કવિ રાફડામાંથી પ્રગટ થયા તે વાલ્મીકિ: એ ત્રણ પ્રાચીન કવિઓ દિવ્ય છે અને તે ભલે વાણીદેવીની સાથે ક્રીડા કરે; પરંતુ આ શાકલ્લમલ્લ કવિ તો એવી રીતે ખેલી રહ્યા છે કે જે અર્વાચીન કવિઓ ગદ્ય અને પદ્ય બન્ને પ્રકારની રચનાની ચતુરાઈ ભરેલી વાણીથી ઉદ્ધત બનેલા છે, તે બધાને ઓળંગી ગયા છે. ૫૭

**સાતવાહન**

अविनाशिनमग्राम्यमकरोत्सातवाहनः ।
विशुद्धजातिभिः कोशं रत्नैरिव सुभाषितैः ॥ ५८ ॥

જેમ કોઈ ગૃહસ્થ અખૂટ અને ઊંચી જાતનાં રત્નોનો ખજાનો રાખે, તેમ સાતવાહન કવિએ શુદ્ધ જાતિવાળા સુભાષિતોનો એક ભાંડાગાર રચ્યો છે; જે ભંડાર વિનાશ પામે એવો નથી. અને જે અગમ્ય-ઊંચી જાતનો છે. ૫૮

**સુદર્શન**

न मुग्धदयिताधरे न विषभाजि रत्नाकरे
न राहुमुखकोटरे न किल तार्क्ष्यपक्षान्तरे ।
सुदर्शनकवीश्वरे रसिकचक्रचूडामणौ
गुणौकसि सुधा बुधास्त्यजत सान्द्रचन्द्रभ्रमम् ॥

'હે સમજુ મનુષ્યો! અમૃત મુગ્ધા સ્ત્રીના અધર પર નથી, વિષથી ભરેલા સમુદ્રમાં નથી, રાહુના મુખની બખોલમાં નથી અને ગરુડ પક્ષીની પાંખની વચ્ચે પણ નથી, તેમ જ ગાઢ રસથી ભરેલો ચંદ્ર અમૃત સમાન છે, એવો ભ્રમ જો તમને હોય તો તે પણ છોડી દેજો. અમૃત તો વસે છે કવિવર સુદર્શનની અંદર; જે રસિકજનોના સમૂહમાં ચૂડામણિ અને જે સર્વ ગુણોનો નિવાસ છે. ૫૯

સુબંધુ

कवीनामगलद्दर्पो नूनं वासवदत्तया ।
शक्त्येव पाण्डुपुत्राणां गतया कर्णगोचरम् ॥ ६० ॥

જ્યારે ઇંદ્ર-વાસવે કર્ણને શક્તિ (હથિયાર) આપી ત્યારે પાંડવોનો ગર્વ ગળી ગયો હતો, તેમ જ્યારે વાસવદત્તા નામની કથા કાન પર પડી ત્યારે બધા કવિઓના અભિમાન ઓગળી ગયા હતાં. ૬૦

કવિઓનો સમૂહ

उपमा कालिदासस्य भारवेरर्थगौरवम् ।
दण्डिनः पदलालित्यं माघे सन्ति त्रयो गुणाः ॥ ६१ ॥

કાલિદાસની ઉપમા વખણાય છે, ભારવિ કવિનું અર્થગૌરવ અને દંડીનું પદલાલિત્ય વખણાય છે; પણ માઘ કાવ્યમા તે ત્રણેય ગુણો રહેલા છે. ૬૧

माघेन विघ्नितोत्साहा नोत्सहन्ते पदक्रमे ।
स्मरन्ति भारवेरेव कवयः कपयो यथा ॥ ६२ ॥

જેમ વાનરો માઘ માસ આવતા (ઠંડીને લીધે) પગલા ભરવાના ઉત્સાહને ધરાવતા નથી, એટલે મા-રવેઃ સૂર્યના પ્રકાશને યાદ કરે છે; તે માઘ કવિને કારણે ઉત્સાહ ભંગ થતાં, કવિજનો પદની રચના કરવાનો ઉત્સાહ ધરાવતા નથી એટલે તેઓ ભારવિ કવિને યાદ કરે છે. ૬૨

श्रीरामायणभारतबृहत्कथानां कवीन्नमस्कुर्मः ।
त्रिस्रोता इव सरसा सरस्वती स्फुरति यैर्भिन्ना ॥

જેમ ગંગા ત્રિવેણી બનીને ત્રણ પ્રવાહોમા વહે છે તેમ સરસ્વતીની વાણીરૂપી ગંગા ભિન્ન થઈને ત્રણ પ્રકારે વહે છે: વાલ્મીકિની રામાયણ કથા, વ્યાસની ભારતી કથા અને ગુણાઢ્યની બૃહત્કથા; તે ત્રણ કથાના કવિઓને અમે નમસ્કાર કરીએ છીએ. ૬૩

प्राचेतसव्यासपराशराद्याः प्राञ्चः कवीन्द्रा जगदर्चितास्ते । गोष्ठी नवीनापि महाकवीनां पूज्या गुणज्ञैर्भुवनोपकर्त्री ॥

વાલ્મીકિ, વ્યાસ અને પરાશર (સ્મૃતિકાર) જેવા પ્રાચીન કવિઓ જગતમા પૂજાયા છે, તે તો બરાબર છે; પરંતુ જે જગતનો ઉપકાર કરી રહી છે; એવી મહા કવિઓની નવીન કથાઓનો પણ ગુણજ્ઞ જનોએ આદર કરવો જોઈએ. ૬૪

धन्वन्तरिक्षपणकामरसिंहशङ्कु
वेतालभट्टघटखर्परकालिदासाः ।
ख्यातो वराहमिहिरो नृपतेः सभायां
रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥ ६५ ॥

વિક્રમ રાજાના દરબારમાં નવ રત્નો જેવા નવ પ્રખ્યાત કવિઓ હતા; ધન્વન્તરિ, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વેતાળભટ્ટ, ઘટખર્પર, કાલિદાસ, વરાહમિહિર અને વરરુચિ. ૬૫

यस्याश्चोरश्चिकुरनिकरः कर्णपूरो मयूरो
भासो हासः कविकुलगुरुः कालिदासो विलासः ।
हर्षो हर्षो हृदयवसतिः पञ्चबाणस्तु बाणः
केषां नैषा कथय कविताकामिनी कौतुकाय ॥ ६६ ॥

આ કવિતારૂપી કામિની સ્ત્રી કોને કૌતુક પેદા કરતી નથી! જેના કેશપાશરૂપે 'ચોર' નામના કવિ છે, કાનનું આભૂષણ 'મયૂર' કવિ છે, હાસ્ય 'ભાસ' કવિ છે, વિલાસ કવિકુલગુરુ કાલિદાસ છે, હર્ષ તો 'હર્ષ' કવિ છે અને હૃદયમાં રહેનાર કામદેવ બાણકવિ છે. ૬૬

भासो रामिलसोमिलौ वररुचिः श्रीसाहसाङ्कः कवि-
र्मेण्ठो भारविकालिदासतरलाः स्कन्दः सुबन्धुश्च यः ।
दण्डी बाणदिवाकरौ गणपतिः कान्तश्च रत्नाकरः
सिद्धा यस्य सरस्वती भगवती के तस्य सर्वेऽपि ते ॥

જેની ઉપર સાક્ષાત્ ભગવતી સરસ્વતી સિદ્ધ-પ્રસન્ન થયેલાં છે, કવિવરને આ બધા કવિઓ શા હિસાબના? ભાસ, રામિલ, સોમિલ, વરરુચિ, શ્રીસાહસની પદવીને પામેલ મેંઠકવિ, ભારવિ, કાલિદાસ, તરલ, સ્કંદ, સુબંધુ, દંડી, બાણ, દિવાકર, ગણપતિ, કાંત અને રત્નાકર વગેરે. ૬૭

वाचः पल्लवयत्युमापतिधरः संदर्भशुद्धिं गिरां
जानीते जयदेव एव शरणः श्लाघ्यो दुरूहद्रुतेः ।
शृङ्गारोत्तरसत्प्रमेयरचनैराचार्यगोवर्धन-
स्पर्धी कोऽपि न विश्रुतः श्रुतिधरो धोयीकविक्ष्मापतिः ॥

'ઉમાપતિધર' નામનો કવિ વાણીને નવપલ્લવિત કરે છે. જયદેવ વાણીની રચનાની શુદ્ધિને જાણે છે, અને જેમાં બીજો કવિ પ્રવેશ ન કરી શકે એવી શીઘ્ર કવિતા રચવામાં 'શરણ' કવિ પ્રખ્યાત છે, પરંતુ કાવ્યમા શૃંગાર રસ લાવીને સમજાય તેવી સુંદર રચના કરવામા 'ગોવર્ધનાચાર્ય'ની સ્પર્ધા કરનાર અને વેદોને ધારણ કરનાર 'ધોયી' નામનો કવિઓનો રાજા થઈ ગયો, તેવો બીજો કોઈ કવિ પ્રખ્યાત થયો નથી. ૬૮

माघश्चोरो मयूरो मुररिपुरपरो भारविः सारविद्यः
श्रीहर्षः कालिदासः कविरथ भवभूत्याह्वयो भोजराजः ।
श्रीदण्डी डिण्डिमाख्यः श्रुतिमुकुटगुरुर्भल्लटो भट्टबाणः
ख्याताश्चान्ये सुबन्ध्वादय इह कृतिभिर्विश्वमाह्लादयन्ति ॥

માઘ, ચોર, મયૂર, મુરારિ, ભારવિ, સારવિદ્ય, શ્રીહર્ષ, કાળિદાસ, ભવભૂતિ, ભોજરાજ, શ્રીદંડી, ડિંડિમ, શ્રુતિ, મુકુટગુરુ, ભલ્લટ, ભટ્ટબાણ અને સુબંધુ વગેરે ઘણા પ્રખ્યાત કવિઓ થઈ ગયા; જેમણે પોતાની કાવ્યકૃતિઓ રચીને આ વિશ્વને આનંદ પમાડ્યું છે. ૬૯

## કુકવિનિંદા

अप्रगल्भा पदन्यासे जननीरागहेतवः ।
सन्त्येके बहुलालापाः कवयो बालका इव ॥ १ ॥

જેમ નાના બાળકો પદન્યાસ=પગલાં ભરવામાં કુશળ નથી હોતા, જનની-માતા પ્રતિ રાગ બતાવનારાં હોય છે અને બહુલા-લાપા=વિશેષ લાળથી ભરેલાં હોય છે, તેમ કેટલાક કવિઓ પદન્યાસ=પદ ગોઠવવામાં કુશળ નથી હોતા, જન-નીરાગ=લોકોને માટે નીરસ બનનાર હોય છે અને બહુલ-આલાપ=વધારે પડતી લવરી કરનારા હોય છે. ૧

कविभिर्नृपसेवासु वित्तालङ्कारहारिणी ।
वाणी वेश्येव लोभेन परोपकरणीकृता ॥ २ ॥

જેમ ધન અને અલંકાર હરી લેવામા કુશળ એવી વેશ્યાએ લોભને વશ થઈ પોતાની જાતને પારકાને આપી દીધી હોય છે, તેમ કેટલાક કવિઓએ લોભને વશ થઈ, પોતાની વાણીને ધન અને અલંકાર હરી લેવામાં કુશળ બનાવીને રાજાઓ વગેરેનાં વખાણ કરનારી બનાવી દીધી હોય છે. ૨

अन्यवर्णपरावृत्त्या बन्धचिह्ननिगूहनैः ।
अनाख्यातः सतां मध्ये कविश्चोरो विभाव्यते ॥ ३ ॥

બીજાનાં કાવ્યોના અક્ષરોને હેરફેર કરીને કવિતાના પ્રબંધ ચિહ્નો વગેરે છુપાવીને જે કવિ કવિતા કરે છે, તેની સજ્જનોમા ખ્યાતિ થતી નથી અને તે કવિ ચોર ગણાય છે. ૩

प्रायः कुकवयो लोके रागाधिष्ठितदृष्टयः ।
कोकिला इव जायन्ते वाचालाः कामकारिणः ॥ ४ ॥

જેમ કોયલો રાગ પર જ અવલંબીને રહે છે; બાકી તે વાચાળ અને કામોત્તેજક હોય છે તેમ ખરાબ કવિઓ રાગ પર જ નજર રાખીને કાવ્યો કરતા હોય છે, એટલે તે કામોત્તેજક અને વાચાળ વાણીવાળા હોય છે. ૪

किं कवेस्तस्य काव्येन सर्ववृत्तान्तगामिनी ।
कथेव भारती यस्य न प्राप्नोति दिगन्तरम् ॥ ५ ॥

સર્વ પ્રકારનાં દષ્ટાંતોથી ભરેલી એવી મહાભારતની કથાની જેમ જેની ભારતી-વાણી દિશાઓના અંત સુધી પહોંચી ગઈ નથી, તે કવિના કાવ્યથી શું? ૫

किं कवेस्तस्य काव्येन किं काण्डेन धनुष्मतः ।
परस्य हृदये लग्नं न घूर्णयति यच्छिरः ॥ ६ ॥

તે કવિનું કાવ્ય અથવા ધનુષધારીનું બાણ શા કામનું; જે બીજાના હૃદયમા લાગતાંની સાથે જ તેના મસ્તકને ધુણાવતું નથી. (એટલે સારું કાવ્ય સાંભળીને મસ્તક ડોલવા માંડે છે તેમ ધનુષમાંથી છૂટેલા બાણથી મસ્તક છૂટું પડી પૃથ્વી પર ડોલે છે-રોળાય છે.) ૬

मुखमात्रेण काव्यस्य करोत्यहृदयो जनः ।
छायामच्छामपि श्यामां राहुस्तारापतेरिव ॥ ७ ॥

જેમ રાહુ સુંદર એવી ચંદ્રની છાયાને મુખમાં લેતાની સાથે જ મલિન કરે છે, તેમ અરસિક જન પોતાના મુખથી કાવ્યનું ઉચ્ચારણ કરે તેની સાથે જ કાવ્યની નિર્મળ છાયાને મલિન બનાવી દે છે. ૭

श्लोकार्थस्वादकाले तु शब्दोत्पत्तिविचिन्तकाः ।
नीवीविमोक्षवेलायां वस्त्रमौल्यविचिन्तकाः ॥ ८ ॥

જેમ અરસિક પુરુષો રમણીનું નાડું છોડતી વખતે વસ્ત્રના મૂલ્યનો વિચાર કરતા હોય છે, તેમ અરસિક જનો શ્લોકના ભાવાર્થને ચાખતી વખતે તેના શબ્દોની ઉત્પત્તિનો વિચાર કરતા હોય છે. ૮

अधिमिल्लपल्लिगलं बल्लवपल्लवोऽपि वाचालः ।
नागरनरवरपरिषदि कस्य मुखादक्षरं क्षरति ॥ ९ ॥

જ્યા ભીલ લોકોની ઝૂંપડીઓની ગલીઓ હોય છે, ત્યા તો એક ગોવાળનો બાળક પણ વાચાળ બની શકે છે; પરંતુ જ્યાં ચતુર અને ઉત્તમ સમજુ માણસોની સભા ભરાઈ હોય, ત્યા કોના મુખમાથી અક્ષર નીકળે છે? ૯

गणयन्ति नापशब्दं न वृत्तभङ्गं क्षयं न चार्थस्य ।
रसिकत्वेनाकुलिता वेश्यापतयः कुकवयश्च ॥ १० ॥

જેમ જાર પુરુષો વેશ્યાના સંગનો રસ ધરાવવામાં આકુળવ્યાકુળ બનીને અપશબ્દોને ગણકારતા નથી, ચારિત્ર્યના ભંગને જોતા નથી અને ધનનો ક્ષય પણ જોતા નથી; તેમ રસિકતાને કારણે આકુળવ્યાકુળ બનેલા એવા કુકવિઓ અપશબ્દોને, છંદોભંગને અને ભાવાર્થની હાનિ વગેરે કાવ્યોના દોષોને ગણકારતા નથી.

दुर्जनहुताशदग्धं काव्यसुवर्णं विशुद्धिमुपयाति ।
दर्शयितव्यं तस्मान्मत्सरिमनसः प्रयत्नेन ॥ ११ ॥

જેમ સોનું અગ્નિથી તપાવવાથી શુદ્ધ થાય છે તેમ

સ્ત્રી પ્રસવની ભારે વેદનાને જાણતી નથી ૫

प्राज्ञो हि जल्पता पुसा श्रुत्वा वाच शुभाशुभा ।
गुणवद्वाक्यमादत्ते हस क्षीरमिवाम्भस ॥ ६ ॥

હંસ જેમ પાણીમાથી દૂધ ગ્રહણ કરી લે છે તેમ માણસોની ગમે તેવી સારી-નરસી વાણી સાભળી તેમાથી ડાહ્યો માણસ ગુણયુક્ત વાક્યને ગ્રહણ કરે છે ૬

विद्वत्त्व च नृपत्व च नैव तुल्य कदाचन ।
स्वदेशे पूज्यते राजा विद्वान्सर्वत्र पूज्यते ॥ ७ ॥

વિદ્વાનપણુ અને રાજાપણુ એ કદી પણ સરખા નથી રાજા તો પોતાના દેશમા પૂજાય છે, જ્યારે વિદ્વાન બધે પૂજાય છે ૭

अलङ्करोति य श्लोक शुक एव न मध्यम ।
अल करोति य श्लोक शुक एव न मध्यम ॥ ८ ॥

તે કોઈ મધ્યમ-સાધારણ માણસ નથી પણ શુક દેવ પોતે જ છે, જે શ્લોકોને શોભાવે છે અને જે શ્લોકોનો તિરસ્કાર કરે છે તે વચનમા ન રાખનાર શુ-ક છે અર્થાત્ શુનક એટલે કૂતરો છે ૮

सदोषमपि निर्दोष भवत्यम्र विपश्चित ।
रामस्येवार्जुनवपु कवेश्च सरस वच ॥ ९ ॥

જેમ સહસ્રાર્જુનનુ સદોષ-હજાર હાથવાળુ શરીર પરશુરામ આગળ નિર્દોષ હાથ વિનાનુ થઈ ગયુ, તેમ કવિનુ રસયુક્ત વાક્ય દોષવાળુ હોય તોપણ વિદ્વાનની આગળ નિર્દોષ બની જાય છે ૯

गुणदोषौ बुधो गृह्णन्निन्दुक्ष्वेडाविवेश्वर ।
शिरसा श्लाघते पूर्वं पर कण्ठे नियच्छति ॥ १० ॥

જેમ મહાદેવ ચદ્ર અને ઝેર બને રાખે છે તેમ વિદ્વાન ગુણ અને દોષ બને સ્વીકારે છે પરતુ જેમ મહાદેવ મસ્તકમા ચદ્રને રાખીને તેને વખાણે છે અને ઝેરને ગળામા ઢાકી રાખે છે તેમ વિદ્વાન માણસ ગુણને વખાણે છે અને દોષને ઢાકી રાખે છે ૧૦

स्थिरा शली गुणवता खलबुद्धया न बाध्यते ।
रत्नदीपस्य हि शिखा वात्ययापि न नाश्यते ॥ ११ ॥

જેમ રત્નના દીવાની સ્થિર જ્યોતિ પવનના મોટા તોફાનથી પણ ઓલવાતી નથી તેમ ગુણવાન મનુષ્યોની સ્થિર પદ્ધતિ ખલ પુરુષની બુદ્ધિથી અટકી જતી નથી ૧૧

वेश्यानामिव विद्याना मुख क कैर्न चुम्बितम् ।
हृदयग्राहिणस्तासा द्वित्रा सन्ति न सन्ति वा ॥ १२

વેશ્યાઓની જેમ વિદ્યાઓના મુખ કોણે ચૂમ્યા નહિ હોય ? પરતુ વેશ્યાઓ કે વિદ્યાઓના હૃદયોને પકડી લેનાર તો બે ત્રણ હોય કે ન પણ હોય ૧૨

विदुषा वदनाद्वाच सहसा यान्ति नो बहि ।
याताश्चेन्न पराञ्चन्ति द्विरदाना रदा इव ॥ १३ ॥

વિદ્વાનોના મુખમાથી વાણી અચાનક પ્રગટ થતી નથી અને જો તે પ્રગટ થઈ તો હાથીના દાતની જેમ પાછી સમાઈ જતી નથી ૧૩

अर्थाहरणकौशल्य किं स्तुम शास्त्रवादिनाम् ।
अव्ययेभ्योऽपि ये चार्थान्निष्कर्षन्ति सहस्रश ॥ १४ ॥

શાસ્ત્રીઓની ધન મેળવવાની કુશળતાના અમે શુ વખાણ કરીએ ? તેઓ તો અવ્યયોમાથી પણ હજારો પ્રકારે અર્થો ખેચી કાઢે છે (બીજા અર્થમા અવ્યયો—કજૂસો પાસેથી પણ હજારોની સખ્યામા ધન ખેચી લે છે ) ૧૪

स एव रसिको लोके श्रुत्वा काव्य परै कृतम् ।
उत्पद्यते च युगपद्वदनेऽक्ष्णोश्च यस्य वा ॥ १५ ॥

ઉત્તમ કવિજનોએ રચેલ કાવ્ય સાભળીને એકીસાથે જેના મુખમાથી 'વાહ' શબ્દ નીકળે અને આખમાથી વાહ-આસુ નીકળે તે જ લોકમા સાચો રસિક છે ૧૫

श्रुते महाकवे काव्ये नयने वदने च वा ।
युगपद्यस्य नोदेति स वृषो महिषोऽथवा ॥ १६ ॥

મહાકવિનુ કાવ્ય સાભળતાની સાથે જ જેની આખમા અને મુખમા એકીસાથે 'વાહ' શબ્દ પ્રગટ થતો નથી તેને આખલો કે પાડો કહેવો, તે રસિક તો નથી જ ૧૬

विद्या विनयोपेता हरति न चेतासि कस्य मनुजस्य ।
काञ्चनमणिसयोगो नो जनयति कस्य लोचनानन्दम् ॥

જેમ સુવર્ણ અને મણિનો સયોગ થતો હોય, તે કોની આખને આનદ આપતો નથી, તેમ વિદ્યા જો વિનય સાથે શોભતી હોય તો તે કયા મનુષ્યના ચિત્તને હરતી નથી ? ૧૭

सत्य तपो ज्ञानमहिंसता च विद्वत्प्रणामश्च सुशीलता च । एतानि यो धारयते स विद्वान्न केवल य पठते स विद्वान् ॥ १८ ॥

જે એકના શાસ્ત્રો ભણે છે, તે જ વિદ્વાન કહેવાતો નથી પરતુ જે ગુણીજનો સત્ય તપ જ્ઞાન અહિસા ભાવ વિદ્વાનોને પ્રણામ અને સુશીલ સ્વભાવ વગેરેને ધારણ કરે છે, તે વિદ્વાન છે ૧૮

कवीश्वराणा वचसा विनोदैर्नन्दति विद्यानिधयो न चान्ये । चन्द्रोपला एव करैर्हिमांशोर्मध्ये शिलाना सरसा भवन्ति ॥ १९ ॥

જે ચદ્રકાત નામની મણિશિલાઓ છે, તે જ

ચંદ્રનાં કિરણોથી રસભરપૂર બનીને ઝરે છે; પણ બીજી શિલાઓ ઝરતી નથી. તેવી જ રીતે જેની પાસે વિદ્યાના ભંડારો ભરેલા છે એવા વિવેકી જનો મોટા કવિઓનાં વચનોના વિનોદોથી આનંદ કરી જાણે છે; બીજા લોકોને આનંદ આવતો નથી. ૧૯

शास्त्राण्यधीत्यापि भवन्ति मूर्खा यस्तु क्रियावान्पुरुषः स विद्वान्। सुचिन्तितं चौषधमातुराणां न नाममात्रेण करोत्यरोगम् ॥२०॥

ભલેને શાસ્ત્રો ભણ્યા હોય, તોપણ કેટલાક મનુષ્યો તો મૂર્ખ રહીજ જવાના. ખરો વિદ્વાન અને સમજુ તો તે જ કહેવાય કે જેણે વિચારને આચારમાં મૂક્યો છે. 'અમુક ઔષધ લેવા જેવું' છે' એમ ફક્ત ઔષધના નામનું જ સારી રીતે ચિંતન કરવાથી, તે રોગીઓના રોગને હરી લેતું નથી. ૨૦

न पण्डिताः साहसिका भवन्ति, श्रुत्वापि ते संतुलयन्ति तत्त्वम्। तत्त्वं समादाय समाचरन्ति, स्वार्थं प्रकुर्वन्ति परस्य चार्थम् ॥२१॥

પંડિતો કોઈ વખતે સાહસિક હોતા નથી, તેઓ જે કાંઈ સાંભળે છે; તેના તત્ત્વની તુલના કરે છે અને તે તત્ત્વને લઈને પોતાનો લાભ સાધી લે છે અને સાથે બીજાને પણ લાભ અપાવે છે. ૨૧

इभतुरगशतैः प्रयान्तु मूढा धनरहिता विबुधाः प्रयान्तु पद्भ्याम्। गिरिशिखरगतापि काकपङ्क्तिः, पुलिनगतैर्न समा हि राजहंसैः ॥२२॥

જેમ કાગડાની પંક્તિ ભલેને પર્વતની ઊંચી ટોચ પર જઈને બેઠી હોય, પણ જળાશયના કાંઠે રહેલ રાજહંસો સાથે તેની તુલના થઈ શકતી નથી; તેમ ભલેને મૂર્ખ પુરષો સેંકડો હાથી-ઘોડાઓ પર બેસીને ફર્યા કરે અને ધન વિનાના વિદ્વાનો ભલેને પગે ચાલતા હોય! ૨૨

सन्तश्चेदिह गुणबिन्दवो बुधस्तान्संतुष्टः कवलयति स्फुरेऽपि दोषे। संयुक्तानपि पयसः कणान्विविच्यन्नम्भस्तो ग्रसति हि मङ्क्षु मल्लिकाक्षः ॥२३॥

દૂધના કણ ભલેને પાણીમાં મળી ગયા હોય, તોપણ રાજહંસ તેને પાણીમાંથી શોધીને તરત ગળી જાય છે, તેમ આ ગ્રંથમાં જો કે દોષ તો દેખીતી રીતે રહેલો છે, પણ જો તેમાં સારા ગુણરૂપી થોડાં બિંદુઓ હશે, તો ડાહ્યો માણસ સંતોષ પામીને તેને સ્વીકારશે. ૨૩

अन्या जगद्धितमयी मनसः प्रवृत्तिरन्यैव कापि रचना वचनावलीनाम्। लोकोत्तरा च कृतिराकृतिरङ्गहृद्या, विद्यावतां सकलमेव गिरां दवीयः ॥२४॥

જગતનાં હિત કરનારી, વિદ્વાનોનાં મનની પ્રવૃત્તિ જુદી જ હોય છે; તેમનાં વચનોની પંક્તિની રચના પણ જુદી જ હોય છે; તેમની કૃતિ (કાર્ય કે કાવ્ય) પણ લોકથી વિલક્ષણ હોય છે અને તેમના શરીરના આકૃતિ પણ અંગે અંગે મનોહર હોય છે. એ રીતે તેમની બધી બાબતો આપણી વાણીથી દૂર જ હોય છે. ૨૪

अधिगतपरमार्थान्पण्डितान्मावमंस्थास्तृणमिव लघुलक्ष्मीर्नैव तान्संरुणद्धि। मदमिलितमिलिन्दश्यामगण्डस्थलानां न भवति बिसतन्तुर्वारणं वारणानाम् ॥

જેઓના ગંડસ્થળ મદને કારણે ભેગા થયેલા ભમરાઓથી શ્યામ થઈ ગયા છે, એવા હાથીઓને કમળનાળનો કોમળ તંતુ રોકી શકતો નથી; તે જ રીતે તણખલાની તોલે રહેલી લક્ષ્મી પંડિતોને વશ કરી શકતી નથી; માટે પરમાર્થને સમજનારા પંડિતોનું તું અપમાન કરીશ નહિ. ૨૫

शास्त्रोपस्कृतशब्दसुन्दरगिरः शिष्यप्रदेयागमा विख्याताः कवयो वसन्ति विषये यस्य प्रभोर्निर्धनाः। तज्जाड्यं वसुधाधिपस्य कवयो ह्यर्थं विनापीश्वराः। कुत्स्याः स्युः कुपरीक्षका न मणयो यैरर्घतः पातिताः ॥

જે કવિજનોની વાણી શાસ્ત્રના સંસ્કારોથી શુદ્ધ એવા શબ્દોથી સુંદર બની છે; અને જે શિષ્યોને શાસ્ત્રના દાન કરે છે એવા પ્રખ્યાત પંડિતો જે રાજાના પ્રદેશમાં નિર્ધન બનીને રહે છે; તે રાજાની જ મૂર્ખતા ગણાય છે; વિદ્વાનો તો ધન વિના રહીને પણ ઈશ્વર જ છે જે મણિઓ ઘણા ઉત્તમ છે, છતા પણ તેમની કિંમત જેમણે ઘટાડી દીધી છે, એવા હલકા ઝવેરીઓની જ મૂર્ખતા છે; તેમાં મણિઓને કાંઈ પણ હાનિ થતી નથી. ૨૬

हर्तुर्याति न गोचरं किमपि शं पुष्णाति सर्वात्मना ह्यर्थिभ्यः प्रतिपाद्यमानमनिशं प्राप्नोति वृद्धिं पराम्। कल्पान्तेष्वपि न प्रयाति निधनं विद्याख्यमेतद्धनं येषां तान्प्रति मानमुज्झत नृपाः कस्तैः सह स्पर्धते ॥२७

હે રાજા! હરી જનારા ચોરોની નજરે જે ચઢતું નથી, જે સર્વ પ્રકારે અચિંત્ય સુખને પોષણ આપે છે, યાચકોને આપવાથી જે દિનપ્રતિદિન વધતું જાય છે અને જે કલ્પાંતે પણ વિનાશ પામતું નથી; એ પ્રકારનું આ વિદ્યારૂપી સર્વોત્તમ ધન જેની પાસે છે; એવા વિદ્વાનો પાસે જઈને તમારાં અભિમાન દૂર કરો. ભલા! તેઓની સાથે કોણ સ્પર્ધા કરી શકે? ૨૭

## કુપંડિતનિંદા

यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोति किम् ।
लोचनाभ्यां विहीनस्य दर्पणः किं करिष्यति ॥ १ ॥

જેની પોતાની સહજ બુદ્ધિ ખીલી ન હોય, તેને ભલા શાસ્ત્ર શું કરી શકવાનું ? જેને બે આંખો નથી, તેને દર્પણ શું કરી શકશે ? ૧

मूर्खचिह्नानि षडिति गर्वो दुर्वचनं मुखे ।
विरोधी विषवादी च कृत्याकृत्यं न मन्यते ॥ २ ॥

ગર્વ, ખરાબ વચન, વિરોધ, ઝેર જેવાં કડવાં વચન, કરવા યોગ્ય હોય તે ન માનવું અને ન કરવા યોગ્ય હોય તેને માનવું, એ છ ચિહ્નો મૂર્ખજનનાં છે.

मूर्खो हि जल्पतां पुंसां श्रुत्वा वाचः शुभाशुभाः ।
अशुभं वाक्यमादत्ते पुरीषमिव सूकरः ॥ ३ ॥

જેમ ડુક્કર સારી વસ્તુ છોડી દઈ, વિષ્ટાને લે છે, તેમ મૂર્ખજન બોલનાર માણસની શુભ–અશુભ વાણીમાંથી શુભ છોડી દે છે અને અશુભ વાક્યને લે છે. ૩

उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शान्तये ।
पयःपानं भुजंगानां केवलं विषवर्धनम् ॥ ४ ॥

જેમ સાપને દૂધ પાઓ; તો તેથી સાપનું ઝેર જ વધવાનું છે, તેમ મૂર્ખજનને ઉપદેશ આપવામાં આવે, તો તેથી તેનો કોપ જ વધવાનો છે. ૪

वरं पर्वतदुर्गेषु भ्रान्तं वनचरैः सह ।
न मूर्खजनसंपर्कः सुरेन्द्रभवनेष्वपि ॥ ५ ॥

પર્વતો અને જંગલોમાં વનચરો સાથે ભમવું પડે તે સારું, પરંતુ મૂર્ખજનનો સમાગમ સારો નહિ; ભલેને ઇંદ્રના ભવનમાં રહેવાને મળતું હોય. ૫

मूर्खोऽपि मूर्खं दृष्ट्वा च चन्दनादपि शीतलः ।
यदि पश्यति विद्वांसं मन्यते पितृघातकम् ॥ ६ ॥

મૂર્ખ માણસ જ્યારે મૂર્ખ માણસને જુએ છે ત્યારે તેનું હૃદય ચંદનથી પણ વિશેષ ઠંડું થાય છે; પણ જો તે વિદ્વાનને જુએ છે, તો પોતાના પિતાને મારનાર શત્રુને તોલે તેને ગણે છે. ૬

अन्तःसारविहीनस्य सहायः किं करिष्यति ।
मलयेऽपि स्थितो वेणुर्वेणुरेव न चन्दनः ॥ ७ ॥

જેની અંદર જ કાંઈ સાર કે બળ ન હોય, તેને ગમે તેવી સહાય પણ શું કરી શકવાની છે ? પોલા વાંસનો છોડ મલયાચળમાં રહે, તોપણ તે વાંસ જ રહેવાનો છે; ચંદન નહિ બને. ૭

यस्य नास्ति विवेकस्तु केवलं यो बहुश्रुतः ।
न स जानाति शास्त्रार्थान्दर्वी पाकरसानिव ॥ ८ ॥

જેમ કડછી સર્વ પાકમાં રહે છે, પણ તેના રસોને જાણતી નથી, તેમ જે ફક્ત ઘણાં શાસ્ત્રો ભણ્યો છે, પણ જો વિવેકબુદ્ધિ તેનામાં જાગી ન હોય, તો તે શાસ્ત્રનાં રહસ્યો ઉકેલી શકતો નથી. ૮

रूपयौवनसंपन्ना विशालकुलसंभवाः ।
विद्याहीना न शोभन्ते निर्गन्धाः किंशुका इव ॥९॥

સ્વરૂપ અને યૌવનથી સારી રીતે શોભતા હોય અને વિશાળ કુળમાં પેદા થયા હોય, તોપણ જો તે પુરુષો વિદ્યા વિનાના હોય; તો ગંધ વિનાનાં કેસુડાંની જેમ શોભતા નથી. ૯

विद्याविधिविहीनेन किं कुलीनेन देहिनाम् ।
अकुलीनोऽपि यो विद्वान्दैवतैरपि पूज्यते ॥ १० ॥

ભલેને માણસ સારા કુળમાં પેદા થયો હોય પણ જો તેનામાં વિદ્યા અને આચાર ન હોય, તો તેથી શો લાભ ? તે સાથે જે વિદ્વાન છે, તે કુલીન ન હોય, તોપણ તે દેવોથી પણ પૂજ્ય છે. ૧૦

मदोपशमनं शास्त्रं खलानां कुरुते मदम् ।
चक्षुःप्रकाशकं तेज उलूकानामिवान्धताम् ॥ ११ ॥

તેજ આપણાં નેત્રોને પ્રકાશ કરનાર છે, પણ ઘુવડને તો આંધળાપણું જ આપે છે; તેમ શાસ્ત્ર ગર્વ અને મદને દૂર કરનાર છે પણ ખલ માણસોને તે મદ જ ઉત્પન્ન કરે છે. ૧૧

ज्ञानविद्याविहीनस्य विद्याजालं निरर्थकम् ।
कण्ठसूत्रं विना नारी अनेकाभरणैर्युता ॥ १२ ॥

સાચું જ્ઞાન આપનારી વિદ્યા ન હોય, તો વિદ્યાઓની મોટી મોટી પદવીઓ નકામી છે. જેમ એક રમણીએ આખા શરીરે આભૂષણો પહેર્યાં હોય પણ તેના કંઠમાં હાર ન હોય, તો તે શોભતી નથી. ૧૨

मूर्खः स्वल्पव्ययत्रासात्सर्वनाशं करोति हि ।
कः सुधीः संत्यजेद्भाण्डं शुल्कस्यैवातिसाध्वसात् ॥

'દાણ આપવું પડશે;' એ ભયથી કયો સમજુ માણસ બધા માલને છોડી દે ? પરંતુ મૂર્ખ માણસ તો થોડા ખર્ચના ભયથી સર્વનો નાશ કરે છે. ૧૩

माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः ।
न शोभते सभामध्ये हंसमध्ये बको यथा ॥ १४ ॥

જેણે પોતાના બાળકને ભણાવ્યો નથી, તે માતા શત્રુ છે અને પિતા વૈરી છે. હંસોની વચ્ચે બગલાની જેમ તે માણસ સભાની અંદર શોભતો નથી. ૧૪

पुस्तकेषु च नाधीतं नाधीतं गुरुसंनिधौ ।
न शोभते सभामध्ये हंसमध्ये बको यथा ॥ १५ ॥

જે પુસ્તકો દ્વારા ભણ્યો નહિ અને જે ગુરુ પાસે રહીને ભણ્યો નહિ તે માણસ, હંસોમા બગલાની જેમ તે સભાની અંદર શોભતો નથી. ૧૫

विद्यया शस्यते लोके पूज्यते चोत्तमैः सदा ।
विद्याहीनो नरः प्राज्ञः सभायां नैव शोभते ॥ १६ ॥

વિદ્યાને કારણે માણસ લોકમાં વખણાય છે અને ઉત્તમ માણસોથી પૂજાય છે; પરંતુ વિદ્યા વિનાનો માણસ ડાહ્યો હોય, છતાં પણ સભામાં શોભતો નથી. ૧૬

शोभते विदुषां मध्ये नैव निर्गुणमानसः ।
अन्तरे तमसां दीपः शोभते नार्कतेजसाम् ॥ १७ ॥

જેના મનમાં વિદ્યા વગેરે કોઈ ગુણ ન હોય, તે માણસ વિદ્વાનોની સભામા શોભતો નથી; કારણ કે દીવો અંધારામાં શોભે છે, પરંતુ તે સૂર્યના તેજમાં શોભતો નથી. ૧૭

बोद्धारो मत्सरग्रस्ताः प्रभवः स्मयदूषिताः ।
अबोधोपहताश्चान्ये जीर्णमङ्गे सुभाषितम् ॥ १८ ॥

સુભાષિતને સમજી શકે એવા લોકો ઈર્ષ્યાથી ભરેલા છે, સમર્થ સાહિત્યસ્વામીઓ ગર્વના દોષથી ભરેલા છે અને બાકીના માણસો અજ્ઞાનમા ડૂબેલા છે (સુભાષિતને કે સુભાષિતની ખૂબીઓને સમજવા જેટલું તેમનામાં જ્ઞાન નથી.) આથી (કોઈ તરફથી પોષણ ન મળવાથી) સુભાષિત જીર્ણ શરીરવાળું બની ગયું છે. ૧૮

अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः ।
ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि तं नरं न रञ्जयति ॥ १९ ॥

અજ્ઞાન માણસને સુખેથી સમજાવી શકાય છે, વિશેષ જાણકારને વધારે સરળતાથી સમજાવી શકાય છે; પણ જે જ્ઞાનના થોડાક અંશથી ગર્વિષ્ઠ થઈ ગયેલો છે અને પોતાની જાતને ભારે હોશિયાર માને છે, તેને તો ખુદ બ્રહ્મા પણ સમજાવી શકતા નથી. ૧૯

गुणिगणगणनारम्भे न पतति कठिनी सुसंभ्रमाद्यस्य ।
तेनाम्बा यदि सुतिनी वद वन्ध्या कीदृशी भवति ॥

ગુણવાનોના ગણની ગણતરી આરંભાય ત્યારે જેના સ્મરણથી એકદમ આંગળી પડતી નથી (અર્થાત્ ગુણવાનોની સંખ્યામાં જેનો આંકડો આવતો નથી), તેવા માણસથી પણ જો તેની માતાને પુત્રવતી ગણશો તો પછી કહો કે વંધ્યા કેવી હોય છે? ૨૦

निर्गुण इति मृत इति च द्वावेकार्थाभिधायिनौ विद्धि ।
पश्य धनुर्गुणशून्यं निर्जीवं यदिह शंसन्ति ॥ २१ ॥

જે નિર્ગુણ–ગુણરહિત હોય અને જે મરણ પામેલ હોય; તે બંને એક જ અર્થને બતાવનારા છે, એમ તું જાણ. જોને, ધનુષ્ય ગુણ (દોરી) વિનાનું હોય તો તેને ધનુષ્યધારીઓ નિર્જીવ (નકામું) જ કહે છે. ૨૧

अन्तर्भूतो निवसति जडे जडः शिशिरमहसि हरिण इव ।
अजडे शशीव तपने स तु प्रविष्टोऽपि निःसरति ॥ २२

જેમ શીતળ તેજવાળા જળરૂપ ચંદ્રમાં જડરૂપ હરણ કાયમ નિવાસ કરે છે, તેમ જડ માણસની અંદર જડ માણસ ભળી જાય છે; પરંતુ જળરહિત સૂર્યમાં જળ ભરેલ ચંદ્ર પેસીને પણ નીકળી જાય છે, તેમ જડતારહિત વિદ્વાન પાસે આવેલો જડ માણસ વખત આવે ચાલ્યો જાય છે. ૨૨

साहित्यसंगीतकलाविहीनः साक्षात्पशुः पुच्छविषाणहीनः । तृणं न खादन्नपि जीवमानस्तद्भागधेयं परमं पशूनाम् ॥ २३ ॥

જે સાહિત્ય, સંગીત અથવા કલાથી હીન છે. એવો માણસ પૂંછડું અને શીંગડા વિનાનો પ્રત્યક્ષ પશુ છે; તે ઘાસ ખાધા વિના જીવે છે એ પશુઓનું પરમ ભાગ્ય છે. (કારણ કે આવા મનુષ્યાકૃતિ પશુઓ પણ ઘાસ ખાઈને જીવવા લાગે તો બિચારા પશુઓના ભાગમા ખાવાનું ઘાસ પણ બચે નહીં.) ૨૩

जडेषु जातप्रतिभाभिमानाः खलाः कवीन्द्रोक्तिषु के वराकाः । प्राप्ताग्निनिर्वापणगर्वमम्बु रत्नाङ्कुरज्योतिषि किं करोति ॥ २४ ॥

જેને આગ ઓલવવાનું અભિમાન થયેલું છે; એવા પાણી રત્નના ફૂટતા અંકુરોવાળા પ્રકાશને ઓલવવા મથે, તો તે શું કરી શકવાના? એવી રીતે જે અજ્ઞાનીજનો 'જડ કવિઓમાં પ્રતિભા રહેલી છે;' એવા અભિમાનથી ભરેલા હોય, તેઓ મોટા કવિઓનાં વચનોમાં બિચારા શું સમજવાના? ૨૪

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः । ते मृत्युलोके भुवि भारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥ २५ ॥

જેમનામાં વિદ્યા, તપ, દાન, જ્ઞાન, શીલ, ગુણ કે ધર્મ નથી, તેઓ પૃથ્વી પર ભારરૂપ બનીને માણસના રૂપે ફરતા પશુઓ છે. ૨૫

मुक्ताफलैः किं मृगपक्षिणां च मृष्टान्नपानं किमु गर्दभानाम् । अन्धस्य दीपो बधिरस्य गीतं मूर्खस्य किं धर्मकथाप्रसङ्गः ॥ २६ ॥

પશુ–પક્ષીઓને મોતીઓથી શો અર્થ છે? મિષ્ટ

અન્નપાનથી ગધેડાંઓને શું ગુણ છે? આંધળાને દીવાથી શું ફાયદો છે? બહેરાને સંગીતનો શો અર્થ છે? અને મૂર્ખને ઉપદેશની વાતથી શું અસર થવાની છે? ૨૬

अज्ञातपाण्डित्यरहस्यमुद्रा ये काव्यमार्गे दधतेऽभिमानम् । ते गारुडीयाननधीत्य मन्त्रान्हालाहलास्वादनमारभन्ते ॥ २७ ॥

જેઓ પાંડિત્યનાં રહસ્યો અને લક્ષણો જાણતા નથી અને કાવ્યરચનામા અભિમાન ધારણ કરે છે, તેઓ જાણે ગારુડીમંત્રો ભણ્યા વિના હાલાહલ વિષનો આસ્વાદ લઈ રહ્યા છે. ૨૭

अवद्यजम्बालगवेषणाय कृतोद्यमानां खलसैरिभाणाम् । कवीन्द्रवाङ्निर्जरनिर्झरिण्यां संजायते व्यर्थमनोरथत्वम् ॥ २८ ॥

જેવી રીતે ગંગાના નિર્મળ જળમાં ગંદા કાદવને શોધી કાઢવાનો પ્રયત્ન કરનાર પાડાઓનો મનોરથ વ્યર્થ બને છે, તેવી રીતે શ્રેષ્ઠ કવિઓની વાણીરૂપી ગંગામાં દોષ શોધવાનો પ્રયત્ન કરનારા ખલોનો મનોરથ નિષ્ફળ બને છે. ૨૮

वरं दरिद्रः श्रुतिशास्त्रपारगो न चापि मूर्खो बहुरत्नसंयुतः । सुलोचना जीर्णपटापि शोभते न नेत्रहीना कनकैरलङ्कृता ॥ २९ ॥

સુંદર લોચનવાળી સ્ત્રી ફાટ્યાતૂટ્યાં કપડાંમાં પણ શોભે છે; પરંતુ કાણી, ફૂબડી કે આંધળી આભૂષણોથી મઢેલી હોય તોપણ શોભતી નથી. એ રીતે વેદો અને શાસ્ત્રોમાં પારંગત વિદ્વાન દરિદ્ર હોય તોપણ શોભે છે, પણ મૂર્ખ માણસ બહુ રત્નોથી લદાયેલો હોય છતાં શોભતો નથી. ૨૯

विविनक्ति न बुद्धिदुर्विधः स्वयमेव स्वहितं पृथग्जनः । यदुदीरितमप्यदः परैर्न विजानाति तदद्भुतं महत् ॥३०

જે બુદ્ધિમા કાચો છે, એવો સામાન્ય જન પોતાનું હિત પોતાની મેળે જ વિવેક કરીને જાણી શકે નહિ; તે તો બરોબર છે; પરંતુ સમજુ માણસોએ તેના હિતની વાત કરી હોય તેને પણ તે ન જાણી શકે; તે મોટું આશ્ચર્ય છે. ૩૦

विदुरेप्यदपायमात्मना परतः श्रद्दधतेऽथ वा बुधाः । न परोपहितं न च स्वतः प्रमिमीतेऽनुभवादृतेऽल्पधीः ॥

પોતાની ઉપર આવી પડનારી વિપત્તિને ડાહ્યા માણસો પોતાની મેળે જાણી લે છે અથવા તો બીજા પાસેથી જાણી લઈને તેની પર શ્રદ્ધા રાખે છે; પરંતુ જે ઓછી બુદ્ધિવાળો છે, તેને પોતાનો કડવો અનુભવ ન થાય ત્યાં સુધી પોતાની મેળે કે બીજા પાસેથી મળેલ હિતને સાચું માનતો નથી. ૩૧

अथ वामिनिविष्टबुद्धिपु व्रजति व्यर्थकतां सुभाषितम् । रविरागिपु शीतरोचिपः करजालं कमलाकरेष्विव ॥३२

જેને સૂર્ય પર પ્રેમ છે, એવાં કમળનાં વનો પર ચંદ્રની શીતળ ચાંદનીનાં કિરણોની જેમ જેની બુદ્ધિ દુરાગ્રહને વશ થઈ ગઈ છે; તેવા માણસને કહેલ સુભાષિત વ્યર્થ બને છે. ૩૨

इतरतापशतानि निजेच्छया वितर तानि सहे चतुरानन । अरसिकेपु कवित्वनिवेदनं, शिरसि मा लिख मा लिख मा लिख ॥ ३३ ॥

હે વિધાતા! મને તું તારી ઇચ્છા પ્રમાણે બીજાં સેંકડો દુઃખો આપ, તે હું સહન કરીશ; પણ રસહીણાઓ આગળ કવિત્વ નિવેદન કરવાનું મારા કપાળમાં કદી ન લખ, કદી ન લખ, કદીય ન જ લખ.

कतिचिदुद्धतनिर्भरमत्सराः, कतिचिदात्मवचःस्तुतिशालिनः । अहह केऽपि निरक्षरकुक्षयस्तदिह संप्रति कं प्रति मे श्रमः ॥ ३४ ॥

કેટલાકનાં હૃદયો તો ઉદ્ધતાઈ અને ઈર્ષ્યાથી ભરપૂર છે અને કેટલાક તો પોતાના કાવ્યોની સ્તુતિ સાંભળવામા જ મશગૂલ હોય છે; જ્યારે કેટલાક માણસોનાં પેટ અજ્ઞાનથી ભરાયેલા છે; એટલે હવે મારે આ કાવ્યરચનાનો પરિશ્રમ કોને માટે કરવો? ૩૪

ये के विचित्ररसशालिपु सत्कवीनां, सूक्तेपु कर्णपथगामिपु नाद्रियन्ते । ते मालतीपरिमलेष्वपि कन्दलत्सु, नासापुटं करतलेन पिदध्युरेव ॥ ३५ ॥

જેઓ ઉત્તમ કવિઓનાં વિવિધ રસથી ભરપૂર કાવ્યો સાંભળવાની તક મળે છતા તેમા આદર કરતા નથી, તેઓ ઉત્તમ માલતી પુષ્પોની મહેકી રહેલી સુવાસમાં પણ પોતાના નાક હાથ દબાવીને બંધ કરી દે છે, એમ કહી શકાય. ૩૫

भद्राणि मा कुरु विषादमनादरेण, मात्सर्यमग्नमनसां सहसा खलानाम् । काव्यारविन्दमकरन्दमधुव्रतानामास्येपु धास्यसितमां कियतो विलासान् ॥ ३६ ॥

હે મારી કાવ્યસ્વરૂપ વાણી! જેમનું મન ઈર્ષ્યાની અંદર મગ્ન બનેલ છે; એવા દુર્જનોના અનાદરથી તમે જરા પણ ખેદ કરશો નહિ! જે ડાહ્યાજનો કાવ્યરૂપી કમળના માધુર્યરસનું પાન કરવામાં ભમરા જેવા છે; તેમના મુખમાં નિવાસ કરીને તમે કેટલાય પ્રકારના વિલાસો કરશો. ૩૬

अरण्यरुदित कृत शवशरीरमुद्वर्तित
स्थलेऽजमवरोपित सुचिरमूषरे वर्षितम् ।
श्वपुच्छमवनामित बधिरकर्णजाप कृतो
धृतोऽन्धमुखदर्पणो यदबुधो जन सेवित ॥३७॥

જે મૂર્ખજન સેવવામા આવ્યો, તો જાણી લેવુ કે અરણ્યમા રુદન કર્યું, શબના દેહને સુગંધિત પદાર્થોથી સુવાસિત કર્યો, જમીન પર જળકમળને રોપ્યું, ઊષર ભૂમિમા લાબા કાળ સુધી વરસાદ થયો, કૂતરાની પૂછડીને સીધી કરી, બહેરાના કાને જપ કર્યા, તેમ જ આધળાના મુખ સામે દર્પણ ધર્યું, એ રીતે બધુ નકામુ ગયુ છે ૩૭

प्रसह्य मणिमुद्धरेन्मकरवक्त्रदंष्ट्रान्तरात्
समुद्रमपि सतरेत्प्रचलदूर्मिमालाकुलम् ।
भुजगमपि कोपित शिरसि पुष्पवद्धारयेत्
न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥ ३८ ॥

મગરના મુખની દાઢમા ગયેલ મણિ કદાચ બળાત્કારે પાછો લવાય, ઉછળતા તરંગોથી ખળભળતો સમુદ્ર તરી જવાય કોપેલા સાપને ફૂલની જેમ મસ્તક પર ધારણ કરી શકાય, પરતુ જેણે વિપરીત અર્થ પકડી લીધો છે એવા મૂર્ખજનના ચિત્તને રીઝવી શકાય નહિ ૩૮

लभेत सिकतासु तैलमपि यत्नत पीडयन्
पिबेच्च मृगतृष्णिकासु सलिल पिपासार्दित ।
कदाचिदपि पर्यटञ्छशविषाणमासादयेत्
न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥ ३९ ॥

રેતીને ઘાણીમા પીલવામા આવે તો કદાચ તેમાથી તેલ મેળવી શકાય, તરસથી પીડાતો માણસ કદાચ ઝાઝવાના જળ પી લે અને ભટકતો પુરુષ કદાચ સસલાના શીંગડાને શોધી કાઢે પરતુ જેણે વિપરીત અર્થ પકડી લીધા છે એવા મૂર્ખજનના ચિત્તને રીઝવી શકાય નહિ ૩૯

यदा किंचिज्ज्ञोऽह द्विप इव मदान्ध समभव
तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलिप्त मम मन ।
यदा किचित्किंचिद्बुधजनसकाशादवगत
तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो मे व्यपगत ॥४०॥

જ્યારે મે કાઈક થોડુ જાણી લીધુ, ત્યારે હુ હાથીની જેમ મદથી આધળો બની ગયો અને 'હુ સર્વજ્ઞ છુ' એમ મારુ મન ગર્વિષ્ઠ બની ગયુ, પરતુ જ્યારે હુ વિદ્વાનો પાસેથી થોડુ થોડુ સમજતો થયો ત્યારે 'હુ મૂર્ખ છુ,' એમ મને જણાઈ ગયુ અને તેની સાથે મારો મદ પણ તાવ ઊતરી જાય તેવી રીતે ચાલ્યો ગયો ૪૦

शिर शार्वं स्वर्गात्पशुपतिशिरस्त क्षितिधर
महीध्रादुत्तुङ्गादवनिमवनेश्चापि जलधिम् ।
अधोऽधो गङ्गेयं पदमुपगता स्तोकमधुना
विवेकभ्रष्टाना भवति विनिपात शतमुख ॥४१॥

સૌથી પહેલા તો ગગાનદી સ્વર્ગમાથી મહાદેવના મસ્તક પર આવ્યા, તે મસ્તક પરથી હિમાલય પર્વત પર આવ્યા, તે ઊચા પર્વત પરથી પૃથ્વી ઉપર અને પૃથ્વી ઉપરથી સમુદ્રમા ઊતરી પડ્યા, એ રીતે ધીરે ધીરે ગગા ઘણી હલકી દશાને પામ્યા છે જે વિવેકથી ભ્રષ્ટ થાય છે, તેની અધોગતિ સો બાજુથી થવા કરે છે ૪૧

वितरति गुरु प्राज्ञे विद्या यथैव तथा जडे
न तु खलु तयोर्ज्ञाने शक्ति करोत्युपहन्ति वा ।
भवति च पुनर्भूयान्भेद फल प्रति तद्यथा
प्रभवति शुचा बिम्बोद्ग्राहे मणिर्न मृदा चय ॥४२॥

ગુરુજન ચતુર શિષ્યને વિદ્યા આપે છે, તેવી રીતે જડ શિષ્યને પણ વિદ્યા આપે છે, પણ તે એકની જ્ઞાન ગ્રહણ કરવાની શક્તિમા વધારો કરે છે અને બીજાની શક્તિમાં ઘટાડો કરે છે, એમ બનતુ નથી. પરતુ તે બંનેના વિદ્યાના ફળમા ઘણો તફાવત પડે છે તેનુ કારણ એક જ છે કે, જેમ મણિ પોતાની અદર સૂર્યના કિરણો લે છે તેવી રીતે માટીનો પિંડ લઈ શકતો નથી ૪૨

अविनयभुवामज्ञानाना शमाय भवन्नपि
प्रकृतिकुटिलाद्विद्याभ्यास खलत्वविवृद्धये ।
फणिभयभृतामस्तच्छेदक्षमस्तमसामसौ
विषधरफणारत्नालोको भय तु भृशायते ॥ ४३ ॥

જેમ વિષધર સર્પની ફણા પર રહેલ રત્નનો પ્રકાશ સર્પથી ભય પામનાર પ્રાણીઓના અધકારને દૂર કરવામા સમર્થ હોય છે છતા પણ તેથી સર્પનો ભય વિશેષે કરીને વધે છે, તેમ જેની પ્રકૃતિ કુદરતી રીતે કુટિલ છે, એવા પુરુષે જો વિદ્યાભ્યાસ કર્યો હોય, તો તેથી તે વિદ્યાભ્યાસ તેની દુર્જનતાની અદર વધારો જ કરશે

व्यासादीन्कविपुगवाननुचितैर्वाक्यै सलील हस
न्नुच्चैर्नल्प निमील्य लोचनयुग श्लोकान्सगर्वं पठ ।
काव्य धिक्कुरु यत्परैर्विरचित स्पर्धस्व सार्धं बुधै
र्यद्यभ्यर्थयसे श्रुतेन रहित पाण्डित्यमाप्तु बलात् ॥४४

જો શાસ્ત્ર ભણ્યા વિના કેવળ બળાત્કારે જ તમે પડિતાઈ મેળવવાને માગતા હો તો વ્યાસ, વાલ્મીકિ

વગેરે શ્રેષ્ઠ કવિઓને અનુચિત વાક્યોથી હસી કાઢો; આંખો મીંચીને તેમના વિષે મોટેથી ગમે તેવા અભિપ્રાયોનો બળડાટ કરવા લાગો; પોતાના રચેલા શ્લોક ખૂબ ગર્વથી બોલ્યા કરો; બીજાઓએ રચેલા કાવ્યોનો તિરસ્કાર કરો અને પંડિતજનો સાથે સ્પર્ધા કરો. ૪૪

ये संसत्सु विवादिनः परयशःशूलेन शल्याकुलाः
कुर्वन्ति स्वगुणस्तवेन गुणिनां यत्नाद् गुणाच्छादनम् ।
तेषां रोषकषायितोदरदृशां कोपोष्णनिःश्वासिनां
दीप्ता रत्नशिखेव कृष्णफणिनां विद्या जनोद्वेजिनी ॥

જેમ સભામાં ખોટો વિવાદ કરનારા છે, જેઓનાં અંગોમાં અન્ય કવિઓના યશરૂપી શલ્ય શૂળની જેમ ભોંકાય છે, પોતાના મિથ્યા ગુણોની સ્તુતિ કરીને ગુણવાન જનોના ગુણોને પ્રયત્નથી ઢાંકી દેવામાં આવે છે, જેમની દૃષ્ટિ રોષથી રાતી છે અને જેઓ ગરમ શ્વાસ પ્રગટ કરે છે, તેવા દુષ્ટ પુરુષોની વિદ્યા, કાળા નાગના પ્રકાશમાન રત્નની જ્યોતિની જેમ લોકોને ઉદ્વેગ કરનારી બને છે. ૪૫

ग्रीवास्तम्भभृतः परोन्नतिकथामात्रे शिरःशूलिनः
सोद्वेगभ्रमणप्रलापविपुलक्षोभोभिभूतस्थितेः ।
अन्तर्द्वेषविषप्रवेशविषमक्रोधोष्णनिःश्वासिनः
कष्टा नूनमपण्डितस्य विकृतिर्भीमज्वरारम्भभूः ॥

જેમ શરીરમાં ભયંકર જ્વર દાખલ થયો હોય, તો ડોક પકડાઈ જાય છે, મસ્તકમાં શૂળ આવે છે, ખેદ સાથે ચકરી આવ્યા કરે છે, જેમતેમ લવરી થાય છે, ઘણો થાક લાગે છે, ધાતુ વિષમ બની જાય છે અને ગરમ શ્વાસ નીકળ્યા કરે છે, તેમ સારા કવિજનની ઉન્નતિ વિષેની ફક્ત વાત જ સાંભળવામાં આવે તે સાથે જ દુષ્ટ દ્વેષી જનની ડોક અક્કડ બની ઝલાઈ જાય છે, તેના મસ્તકમાં શૂળ પેદા થાય છે, તેનું આખું અંગ ઉદ્વેગ સાથે ભમ્યા કરે છે, તે લવરી કરવા માડે છે, ઘણા ક્ષોભથી તેની દશા હારી ગયા જેવી લાગે છે તેમ જ પોતાની અંદર જે દ્વેષરૂપી વિષ પેસી ગયું હોય છે, તેથી તેને અસહ્ય ક્રોધ થઈ આવે છે અને તેનો શ્વાસ ગરમ થઈ જાય છે. ૪૬

मूर्खत्वं सुलभं भजस्व कुमते मूर्खस्य चाष्टौ गुणा
निश्चिन्तो बहुभोजनोऽतिमुखरो रात्रिंदिवा स्वप्नभाक् ।
कार्याकार्यविचारणान्धबधिरो मानापमाने समः
प्रायेणामयवर्जितो दृढवपुर्मूर्खः सुखं जीवति ॥ ४७॥

હે ખોટી મતિના માનવી! તું મૂર્ખ બન, તે તારે માટે ઘણું સુલભ છે; કારણ કે મૂર્ખના આઠ ગુણો હોય છે, તેને કોઈ જાતની ચિંતા હોતી નથી, તે ખૂબ જ ભોજન કરે છે, ઘણો વાચાળ હોય છે, રાત ને દિવસ ઊંઘ્યા કરે છે, કરવા ને ન કરવાના વ્યવહારમાં આંધળા અને બહેરાની જેમ રહે છે. માન અને અપમાનમાં સરખો હોય છે, ઘણું કરીને તેને રોગ થતો નથી, તેનું શરીર મજબૂત હોય છે અને તે સુખેથી જીવે છે. ૪૭

व्यालं बालमृणालतन्तुभिरसौ रोद्धुं समुज्जृम्भते
छेत्तुं वज्रमणीञ्छिरीषकुसुमप्रान्तेन संनह्यते ।
माधुर्यं मधुबिन्दुना रचयितुं क्षाराम्बुधेरीहते
नेतुं वाञ्छति यः खलान्पथि सतां सूक्तैः सुधास्यन्दिभिः॥

અમૃત ઝરતાં સત્પુરુષોનાં વચનોથી જેઓ દુષ્ટ જનોને સારા માર્ગે લાવવા મથે છે, તેઓ કમળના કોમળ તંતુથી સાપને રોકવા મથે છે, શિરીષના ફૂલની અણીથી વજ્રમણિને ભેદવા ઇચ્છે છે અને મધના ટીપાથી ખારા સમુદ્રને મીઠો કરવાનો પ્રયત્ન કરે છે. ૪૮

शक्यो वारयितुं जलेन हुतभुक्छत्रेण सूर्यातपो
नागेन्द्रो निशिताङ्कुशेन समदो दण्डेन गोगर्दभौ ।
व्याधिर्भेषजसंग्रहैश्च विविधैर्मन्त्रप्रयोगैर्विषं
सर्वस्यौषधमस्ति शास्त्रविहितं मूर्खस्य नास्त्यौषधम् ॥

અગ્નિને જળથી વારી શકાય, સૂર્યના તડકાને છત્રથી નિવારી શકાય, મદવાળા હાથીને તીક્ષ્ણ અંકુશથી વશ કરાય, ગાય-ગધેડાં દંડાથી વશ થાય, રોગ ઓષધિઓના સંગ્રહ–સેવનથી દૂર કરાય અને વિષ પણ વિવિધ મંત્રોના પ્રયોગોથી ઉતારાય; એ રીતે બધાની દવા શાસ્ત્રમાં કહી છે; પણ મૂર્ખની કોઈ દવા નથી. ૪૯

तोयं निर्मथितं घृताय मधुने निष्पीडितः प्रस्तरः
पानार्थं मृगतृष्णिकोर्मितरला भूमिः समालोकिता ।
दुग्धा सेयमचेतनेन जरती दुग्धाशया सूकरी
कष्टं यत्खलु दीर्घया धनतृषा नीचो जनः सेवितः ॥

જો મોટી ધનની તૃષ્ણાથી કષ્ટ વેઠીને કોઈએ નીચ જનની સેવા કરી, તો તેની સેવા ફોગટ જવાની. તેણે તો ઘી લેવા માટે જળ વલોવ્યું છે, મધ મેળવવા માટે પથરો નિચોવ્યો છે, પાણી પીવા માટે ઝાંઝવાના જળથી ચપળ એવી ભૂમિ નજરમાં લીધી છે અને દૂધની આશાએ ઘરડી ડુક્કરીને દોહી છે. ૫૦

काव्ये भव्यतमेऽपि विज्ञनिवहैरास्वाद्यमाने मुहु-
र्दोषान्वेषणमेव मत्सरजुषां नैसर्गिको दुर्ग्रहः ।
कासारेऽपि विकासिपङ्कजचये खेलन्मराले पुनः
क्रौञ्चश्चञ्चुपुटेन कुञ्चितवपुः शम्बूकमन्वेषते ॥ ५१ ॥

જે સરોવરમાં કમળોનો સમૂહ વિકાસ પામ્યો છે

અને હંસપક્ષીઓ બેસી રહ્યાં છે, ત્યાં પણ ક્રૌંચ પક્ષી પોતાના શરીરનો સંકોચ કરીને પોતાની ચાંચથી શંબૂક નામના ઝીણા જંતુને શોધ્યા કરે છે; એ રીતે ઉત્તમ વિદ્વાનો જેનો સ્વાદ લઈ રહ્યા છે એવા અત્યંત ભવ્ય કાવ્યમાં પણ દોષ શોધી કાઢવા ઈર્ષ્યાવાળા પુરુષો સ્વાભાવિક રીતે જ દુરાગ્રહવાળા હોય છે. ૫૧

विद्ये हृद्यतरासि किं नु कृपणासंभावनैर्लज्जसे
सन्त्यन्ये तव तोषणाहितधियो धन्या वदान्या भुवि ।
कान्तानां कुचकुम्भकौशलरुचां नो हानिरेतावता
पण्ढानां हृदयेऽपि यत्प्रणयते नानङ्गरागोदयः ॥ ५२ ॥

જેના શરીરની કાંતિ સ્તનરૂપી કુંભોથી સુંદર લાગે છે, એવી સુંદર સ્ત્રીઓને જોઈને જો નપુંસક પુરુષોના હૃદયમાં કામભાવના પ્રગટ ન થાય, તો તેથી તે સુંદર સ્ત્રીઓને શી હાનિ થવાની છે? માટે હે વિદ્યાદેવી! તું ઘણી જ સુંદર છે; પરંતુ કૃપણ પુરુષો તારી સંભાવના ન કરે, તો તેથી શા માટે લજ્જા પામે છે? કારણ કે તને સંતુષ્ટ કરવામાં મગ્ન બુદ્ધિવાળા ઘણા ઉદાર અને ધન્ય પુરુષો પણ પૃથ્વી પર વસે છે. ૫૨

मीमांसा पठिता न यैरुपनिषन्नैव श्रुता तत्त्वतः
श्रीमच्छङ्करभाष्यतो भगवती गीताप्यधीता न यैः ।
सिद्धान्तापगतं शिरोमणिमतं ज्ञात्वापि किंचित्ततो
भट्टाचार्यपदं गताः कथमहो लज्जां लभन्ते न ते ॥५३

જેમણે મીમાંસાનો અભ્યાસ કર્યો નથી, જેમણે શ્રી શંકરાચાર્યના ભાષ્યવાળા ઉપનિષદો અને ગીતાનું યથાર્થ અધ્યયન કર્યું નથી અને જેઓ સિદ્ધાંતને સમજ્યા વિના જ સિદ્ધાંતશિરોમણિનો એકાદ મત વાંચીને ભટ્ટાચાર્ય (મોટા પંડિત) બની ગયા છે, તે લોકો શું લજવાતા નહિ હોય? ૫૩

पेटीचीवरपट्टवस्त्रपटलश्वेतातपत्रच्छटा-
शाटीहारकघोटकस्फुटघटाटोपाय तुभ्यं नमः ।
येनानक्षरकुक्षयोऽपि जगतः कुर्वन्ति सर्वज्ञता-
भ्रान्तिं येन विना तु हास्यपदवीं सन्तोऽपि कष्टं गताः॥

પેટી, ઊંચાં વસ્ત્ર, કસબી શાલ, શ્વેત છત્રની શોભા, દુપટ્ટા, હાર અને ઘોડા વગેરેના ઘટાટોપ—આડંબરને મારા નમસ્કાર છે; કારણ કે તે આડંબરને કારણે નિરક્ષર પુરુષો જગતને સર્વજ્ઞપણાની ભ્રાંતિ કરાવે છે અને જે આડંબરના અભાવે સારા કવિજનો પણ હાંસીને પાત્ર બને છે. ૫૪

प्रादुःष्यात्पण्डितानां कविवचसि कथं प्रत्ननूत्नत्वचिन्ता
विधिरन्ययुक्तवाच्यमिजहति तथा गृह्यते स्वगुणांश्चेत् ।
अन्यस्त्वन्यप्रमाणः परमवतनुते छिद्यते नावता किं
नायं रत्नस्य दोषो दृषदिति यदिदं क्षिप्रमन्धाः क्षिपन्ति॥

પંડિતોને કવિના કાવ્યમાં આ જૂનું કે આ નવું એની ચિંતા શા માટે ઉત્પન્ન થાય? કારણ કે તેઓ તો જે દોષયુક્ત જણાય તેને છોડી દે અને ગુણયુક્ત જણાય એને ગ્રહણ કરે છે. પરંતુ મૂર્ખ લોકો તો આમાં જુદી જ રીત ધારણ કરે છે તેઓ દોષને ગ્રહણ કરીને તેને વિસ્તારે છે અને ગુણોનું ખંડન કરી છોડી દે છે. પણ તેથી શું? આંધળા માણસો રત્નને આ તો પથ્થર છે એમ ગણીને ફેંકી દે તેમાં રત્નનો કંઈ દોષ નથી. ૫૫

## વેદપાઠીની પ્રશંસા

नाध्यापयिष्यन्निगमाञ्श्रमेणोपाध्यायलोका यदि शिष्यवर्गान् । निर्वेदवादं किल निर्वितानमुर्वीतलं हन्तः तदाभविष्यत् ॥ १ ॥

જો ઉપાધ્યાય–વેદપાઠીઓએ પ્રયત્ન કરીને પોતાના શિષ્યોને વેદ ભણાવ્યા નહોત, તો આ પૃથ્વી પરનો પ્રદેશ વેદપાઠ વિનાનો બની જાત અને યજ્ઞરહિત થઈ જાત.

## વેદપાઠીની નિંદા

आः कष्टमप्रहृष्टा शिष्टा अपि वित्तचापलाविष्टाः ।
अध्यापयन्ति वेदानादाय चिराय मासि मासि भृतिम्॥

જેના હૃદયમાં ધન મેળવવાની ચપળતાનો આવેશ આવેલો છે, એવા ઉત્તમ વેદપાઠીઓ ઉત્કૃષ્ટ આનંદને જતો કરીને પણ મહિને મહિને પગાર લઈ, વેદો ભણાવે છે; તે પણ ખરેખર કષ્ટની વાત છે. ૧

## વૈયાકરણપ્રશંસા

वैयाकरणकिरातादपशब्दमृगाः क यान्ति संत्रस्ताः ।
ज्योतिर्नटविटगायकभिषगाननगह्वराणि यदि न स्युः ॥

જો જોષીઓ, નટ, વિટ, ગાન કરનારા અને વૈદ્ય વગેરે પુરુષોના મુખરૂપી ગુફાઓ નહોત, તો અપશબ્દરૂપી મૃગલાઓ વૈયાકરણરૂપ ભીલ–શિકારીથી ત્રાસ પામીને ક્યાં છુપાઈ જાત? ૧

यद्यपि बहु नाधीषे तथापि पठ पुत्र व्याकरणम् ।
स्वजनः श्वजनो मा भूत्सकलं शकलं सकृच्छकृत् ॥२॥

હે પુત્ર! જો તારે વધારે ભણવું ન હોય, તો ન ભણ, પણ વ્યાકરણ જરૂર ભણ; કારણ કે તે ભણવાથી જ સ્વજન(પોતાનો માણસ)ને ઠેકાણે શ્વજન (કૂતરું), સકલ(સર્વ)ને ઠેકાણે શકલ (ટુકડો) અને સકૃત્(એક વાર)ને ઠેકાણે શકૃત (છાણ) એવા શબ્દો તારાથી લખાશે નહિ. ૨.

कृतदुरितनिराकरणं व्याकरणं चतुरधीरधीयानः ।
बुधगणगणनावसरे कनिष्ठिकायां परं जयति ॥ ३ ॥

જેણે અપશબ્દ બોલવારૂપી પાપનું નિરાકરણ કરેલું છે, એવા વ્યાકરણને ભણનાર ચતુર બુદ્ધિવાળો પુરુષ જ્યારે વિદ્વાનોની ગણના શરૂ થાય છે ત્યારે કનિષ્ઠિકા આંગળીમાં આવીને જ બીજાને જીતી લે છે અર્થાત્ તે પહેલો આવે છે. ૩

सूत्रं पाणिनिबद्धं कलयन्पुरुषः समुद्वहति सुदृशीम् ।
वर्णादीनां धर्मान्बुद्ध्वा विधिवत्प्रयुङ्क्तेऽसौ ॥ ४ ॥

જેમ સુવાન પુરુષ पाणि-निबद्धं હાથ પર બાંધેલ એવા સૂત્ર-મંગલ સૂત્રને ધારણ કરે છે અને सुदृशीम् સારાં નયનવાળી યુવતી સાથે લગ્ન કરે છે; ત્યાર બાદ વર્ણ અને આશ્રમના ધર્મોને જાણીને, તે પુરુષ વિધિવત્ આચરણ કરે છે તેમ पाणिनि-बद्धं सूत्रं પાણિનિ મુનિનાં રચેલા સૂત્રોને બરાબર ધારણ કરનાર પુરુષ सुदृशीम् શુદ્ધિ અને અશુદ્ધિને જોનારી વિવેકસરી દૃષ્ટિને ધારણ કરે છે અને વર્ણ વગેરેનાં લક્ષણો, ધર્મો જાણીને તેનો વિધિવત્ વાક્યમાં પ્રયોગ કરે છે. ૪

पातं जले विष्णुपदापगायाः पातञ्जले चापि नयेऽवगाहम् ।
आचक्षते शुद्धिदमाप्रसूतेराचक्षते रागमधोक्षजे च ॥५

વિષ્ણુના ચરણમાંથી નીકળેલ ગંગાજળમાં પડવું અને પતંજલિ મુનિએ રચેલ વ્યાકરણભાષ્યમાં સ્નાન કરવું, તેને વિદ્વાનો જન્મથી માંડીને શુદ્ધિ કરનાર અને મરણકાળ સુધી વિષ્ણુમાં રાગ આપનાર કહે છે. ૫

नृणामनभ्यस्तफणाभृदीशगिरां दुरापा बुधराजगोष्ठी ।
अबुद्धचापश्रुतिपद्धतीनां युद्धक्षमेवोद्धतयोद्धसार्था ॥६॥

ધનુર્વેદના અભ્યાસથી અજાણ્યા હોય તેવા લોકો જેમ અત્યંત ઉદ્ધત યોદ્ધાઓના સમૂહવાળી યુદ્ધભૂમિમાં જઈ શકતા નથી, તેમ પતંજલિની વાણીનો—વ્યાકરણ મહાભાષ્યનો અભ્યાસ ન કર્યો હોય તેવા લોકો મોટા વિદ્વાનોની સભામાં જઈ શકતા નથી. ૬

नाङ्गीकृतव्याकरणौषधानामपाटवं वाचि सुगाढमास्ते । कस्मिंश्चिदुक्ते तु पदे कथंचित्स्वैरं वपुः स्विद्यति वेपते च ॥ ७ ॥

જેમણે વ્યાકરણરૂપી ઉત્તમ ઔષધ લીધું ન હોય, તેમની વાણીમાં ગાઢ મંદતા રહેલી હોય છે; કારણ કે તે જ્યારે માંડ માંડ એકાદ પદનું ઉચ્ચારણ શરૂ કરે છે ત્યારે તેમના શરીર પર પસીનો આવી જાય છે અને તેમનું શરીર કંપવા લાગે છે. ૭

शब्दशास्त्रमनधीत्य यः पुमान्वक्तुमिच्छति वचः सभान्तरे । बद्धुमिच्छति वने मदोत्कटं हस्तिनं कमलनालतन्तुना ॥ ८ ॥

શબ્દશાસ્ત્ર-વ્યાકરણ ભણ્યા વિના જે સભામાં કાંઈ પણ વચન બોલવાને ઇચ્છે છે, તે વનમાં મદોન્મત્ત હાથીને કમળનાળના તાંતણાથી બાંધવા ઇચ્છે છે. ૮

## વૈયાકરણનિંદા

टिड्ढाणञ्द्वयसज्दघ्नञ्मात्रच्तयप्ठक्ठञ्कञ्क्वरपः... 

टिड्ढाणन्द्वयसज्चुट्टूडसिडसोस्तिप्तसृज्झिसिप्थस्थमिव्वस्मस्ताहृशिचष्टुनाष्टुरतङ्श्शश्छोऽन्यचोऽन्त्यादिटि ।
लोपाव्योर्वलिवृद्धिरेचियचिभं दाधाघ्वदाप्छेचटेरित्यब्दानखिलान्नयन्ति कतिचिच्छब्दान्पठन्तः कटून् ॥

કાનને અત્યંત કઠોર લાગે તેવા શબ્દોને બોલનારા વૈયાકરણ ઘણાં વર્ષો ગુમાવે છે; તે સૂત્રો આ રીતે છે:— टिड्ढाणन्द्वयसच्, चुटू, डसिङसोः, तितसृज्झिसिप्थस्थमिब्वस्मस्ता, हशि च, ष्टुना ष्टुः, अत इञ्, शश्छोऽटि, अचोऽन्त्यादिटि, लोपो व्योर्वलि, वृद्धिरेचि, यचि भम्, दाधाघ्वदाप्, छे च, टेः વગેરે. ૧

सूत्रैः पाणिनिनिर्मितैर्बहुतरैर्निष्पाद्य शब्दावलिं
वैकुण्ठस्तवमक्षमा रचयितुं मिथ्याश्रमाः शाब्दिकाः ।
पकान्नं विविधं श्रमेण विविधापूपाम्ब्यसूपान्वितं
मन्दाग्नीननुरुन्धते मितबलानाघ्रातुमप्यक्षमान् ॥ २ ॥

પાણિનિનાં રચેલાં બધાં સૂત્રો યાદ કરીને, જેમણે શબ્દોની શ્રેણિ તૈયાર કરી છે; એવા કોરા શાબ્દિકો વિષ્ણુનું સ્તોત્ર રચવાની શક્તિ પણ ધરાવતા નથી, તો પછી તેમનો શ્રમ નકામો છે. ખરેખર, ઉત્તમ માલપૂડા અને વડાં વગેરે જાતજાતનાં પકવાન ઘણા શ્રમથી બનાવ્યાં હોય; પણ જેમનામાં તેમને સૂંઘવાની પણ શક્તિ ન હોય તેવા અલ્પ બળવાળા અને મંદ જઠરાગ્નિવાળા મનુષ્યોને માટે તે નકામાં છે. ૨

कुप्वोः≍क≍पौचशेषोप्यसस्विससजुषोरुर्विरामोऽवसानं
शश्छोऽटीत्यादिशब्दैः सदसि यदि शठाः शाब्दिकाः पण्डिताः स्युः । तेषां को वापराधः कथयत सततं ये पठन्तीह थोन्त-त्थाथय्याथय्याधिगधिगधिगधिक्थय्य-थय्येति शब्दान् ॥ ३ ॥

कुप्वोः≍क≍पौ च, शेषोऽप्यसखि, ससजुषो रुः । विरामोऽवसानम् અને शश्छोऽटि વગેરે કઠોર શબ્દો સભામાં બોલીને જો શઠ વૈયાકરણો પંડિતો ગણાય, તો પછી थोन् તથા था, थय्या, थय्या, धिग, धिग, धिग, धिक्, थय्य, थय्या

વગેરે શબ્દોને સભામાં વારંવાર બોલ્યા કરનારા ગાયકોને કેમ પંડિતો નહિ કહેવા? તેમનો શો અપરાધ છે? ૩

## નૈયાયિકપ્રશંસા

अद्भुतस्तर्कपाथोधिरगाधो यस्य वर्धकः ।
अक्षपादोऽतमःस्पृष्टस्त्वकलङ्कः कलानिधिः ॥ १ ॥

તર્કશાસ્ત્ર એ તો અદ્ભુત અને અગાધ એવા સમુદ્ર જેવું છે; જેમ ચંદ્ર સમુદ્રમાં ભરતી લાવે છે, તેમ કલાનિધિ અક્ષપાદ ગૌતમ નામના આચાર્ય તેમાં ભરતી લાવે છે. પરંતુ ચંદ્ર અને અક્ષપાદમાં ફેર શો છે? બેમાં તફાવત એટલો જ કે ચંદ્ર કલંકવાળો છે અને તે ક્ષપાદ-રાત્રિને આપનાર છે-અંધકારના સ્પર્શવાળો છે, જ્યારે આચાર્ય કલંકરહિત છે, અંધકારરૂપ અજ્ઞાનના સ્પર્શથી રહિત છે અને અક્ષપાદ-રાત્રિને નહિ આપનાર છે. ૧

अपरीक्षितलक्षणप्रमाणैरपरामृष्टपदार्थसार्थतत्त्वैः ।
अवशीकृतजैत्रयुक्तिजालैरलमेतैरनधीततर्कविद्यैः ॥२॥

લક્ષણ અને પ્રમાણની પરીક્ષા જેમણે કરી નથી; પદાર્થોનાં યથાર્થ તત્ત્વો જેમણે જાણ્યાં નથી અને વાદીઓને જીતી લેવાની યુક્તિઓની જાળ જેમણે મેળવી નથી, એવા તર્કશાસ્ત્રના અભ્યાસરહિત પુરુષોની જગતને કાંઈ જરૂર નથી. ૨

मोहं रुणद्धि विमलीकुरुते च बुद्धिं
सूते च संस्कृतपदव्यवहारशक्तिम् ।
शास्त्रान्तराभ्यसनयोग्यतया युनक्ति
तर्कश्रमो न तनुते किमिहोपकारम् ॥ ३ ॥

જેણે તર્કશાસ્ત્રના અભ્યાસમાં શ્રમ ઉઠાવ્યો છે, તેના મોહનો તે નાશ કરે છે, બુદ્ધિને નિર્મળ કરે છે, સંસ્કૃત પદના વ્યવહારની શક્તિને આપે છે અને બીજાં શાસ્ત્રોના અભ્યાસની યોગ્યતા વધારી આપે છે, એ રીતે તર્કશાસ્ત્ર કયા ઉપકારો કરતું નથી? ૩

ज्ञानाब्धिरक्षिचरणः कणभक्षकश्च
श्रीपक्षिलोऽप्युदयनः स च वर्धमानः ।
गङ्गेश्वरः शशधरो बहवश्च नव्या
ग्रन्थैर्व्यरुन्ध्यत इमे हृदयान्धकारम् ॥ ४ ॥

જ્ઞાનના સાગર એવા અક્ષપાદ, કણાદ, શ્રી પક્ષિલ, ઉદયન, વર્ધમાન, ગંગેશ્વર, શશધર અને બીજા ઘણા નવીન પંડિતોએ પોતાના ગ્રંથોથી હૃદયના અંધકાર અવરોધ્યા છે, દૂર કર્યા છે. ૪

प्रायः काव्यैर्गमितवयसः पाणिनीयाम्बुराशेः
सारज्ञस्याप्यपरिकलितन्यायशास्त्रस्य पुंसः ।
वादारम्भे वदितुमनसो वाक्यमेकं सभायां
प्रह्वा जिह्वा भवति कियतीं पश्य कष्टामवस्थाम् ॥५॥

કાવ્યોના અભ્યાસથી જે પોતાનો વ્યવહાર સારી રીતે ચલાવતા હોય છે અને પાણિનિનાં વ્યાકરણસૂત્રો જાણવામાં જેની વય ચાલી ગઈ હોય છે, એવા પંડિતોએ જો ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કર્યો ન હોય, તો જ્યારે સભામાં વાદવિવાદ શરૂ થાય ત્યારે તેમને એકાદ વાક્ય પણ બોલવાનું મન થાય, તોપણ તેમની જીભ વાંકી થઈ જાય અને તે બોલી શકે નહિ; જુઓને તેમની અવસ્થા કેટલી કષ્ટકારી છે? ૫

## નૈયાયિકનિંદા

परामृशन्तो लिङ्गानि व्यभिचारविचारकाः ।
तार्किका यदि विद्वांसो विटैः किमपराध्यते ॥ १ ॥

જે વારંવાર લિંગ—પદાર્થ લક્ષણ વગેરેનો સાર જોનાર અને વ્યભિચાર—વ્યાપ્તિ, અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ દોષ વગેરેનો વિચાર કરનાર તાર્કિક પુરુષો વિદ્વાન કહેવાય; તો વારંવાર લિંગનો સ્પર્શ કરતા અને વ્યભિચારનો વિચાર કરતા એવા જાર પુરુષોને વિદ્વાન કેમ નહિ કહેવાય? ૧

कर्कशतर्कविचारव्यग्रः किं वेत्ति काव्यहृदयानि ।
ग्राम्य इव कृषिविलग्नः चञ्चलनयनावचोरहस्यानि ॥२

જેમ ચંચળ નયનવાળી સુંદરીના વચનનાં રહસ્યોને ખેતીમાં લાગેલો ગામડિયો સમજી શકે નહિ, તેમ જે કર્કશ તર્કશાસ્ત્રના વિચારમાં જ ડૂબેલ એવો નૈયાયિક છે તે કાવ્યનાં હૃદયોને શી રીતે ઓળખી શકે? ૨

गुरोर्गिरः पञ्च दिनान्यधीत्य वेदान्तशास्त्राणि दिनत्रयं च ।
अमी समाघ्रातवितर्कवादाः समागताः कुक्कुटपादमिश्राः ॥

ગુરુની વાણીને (મીમાંસાને) પાંચ દિવસમાં ભણી લઈને, વેદશાસ્ત્રોને ત્રણ દિવસમાં પૂરાં કરીને અને તર્કશાસ્ત્રના વાદવિવાદોને સૂંઘવામાત્રથી જાણી લઈને પંડિત બની ગયેલા અહો, આ તો કુક્કુટપાદ મિશ્રજી પધાર્યા છે! ૩

नैयायिकानां नलिनाम्बराणां जनुर्गतं रासभचिन्तयैव । तथापि वेश्यास्तनसंनिवेशस्तोतुः कवेः कोऽपि विशेष एव ॥ ४ ॥

કુંભાર અને નૈયાયિક એ બંનેની આખી જિંદગી રાસભ-ગધેડાંની ચિંતામાં ચાલી ગઈ, તો એના કરતાં વેશ્યાઓના સ્તનપ્રદેશની પ્રશંસા કરનાર કવિ કાંઈક ચઢે તો ખરો જ! ૪

कृतदुरितनिराकरणं व्याकरणं चतुरधीरधीयानः ।
बुधगणगणनावसरे कनिष्ठिकायां परं जयति ॥ ३ ॥

જેણે અપશબ્દ બોલવારૂપી પાપનું નિરાકરણ કરેલું છે, એવા વ્યાકરણને ભણનાર ચતુર બુદ્ધિવાળો પુરુષ જ્યારે વિદ્વાનોની ગણના શરૂ થાય છે ત્યારે કનિષ્ઠિકા આંગળીમાં આવીને જ બીજાને જીતી લે છે અર્થાત્ તે પહેલો આવે છે. ૩

सूत्रं पाणिनिबद्धं कलयन्पुरुषः समुद्वहति सुदृशीम् ।
वर्णादीनां धर्मान्बुद्ध्वा विधिवत्प्रयुङ्क्तेऽसौ ॥ ४ ॥

જેમ યુવાન પુરુષ पाणि–निबद्ध હાથ પર બાંધેલ એવા સૂત્ર–મંગલ સૂત્રને ધારણ કરે છે અને सुदृशीम् સારા નયનવાળી યુવતી સાથે લગ્ન કરે છે; ત્યાર બાદ વર્ણ અને આશ્રમના ધર્મોને જાણીને, તે પુરુષ વિધિવત્ આચરણ કરે છે તેમ पाणिनि–बद्ध सूत्रं પાણિનિ મુનિના રચેલા સૂત્રોને બરાબર ધારણ કરનાર પુરુષ सुदृशीम् શુદ્ધિ અને અશુદ્ધિને જોનારી વિવેકભરી દૃષ્ટિને ધારણ કરે છે અને વર્ણ વગેરેનાં લક્ષણો, ધર્મો જાણીને તેનો વિધિવત્ વાક્યમા પ્રયોગ કરે છે. ૪

पातं जले विष्णुपदापगायाः पातञ्जले चापि नयेऽवगाहम् ।
आचक्षते शुद्धिदमाप्रसूतेराचक्षते रागमधोक्षजे च ॥ ५

વિષ્ણુના ચરણમાંથી નીકળેલ ગંગાજળમાં પડવું અને પતંજલિ મુનિએ રચેલ વ્યાકરણભાષ્યમાં સ્નાન કરવુ, તેને વિદ્વાનો જન્મથી માંડીને શુદ્ધિ કરનાર અને મરણકાળ સુધી વિષ્ણુમા રાગ આપનાર કહે છે. ૫

नृणामनभ्यस्तफणाभृदीशगिरां दुरापा बुधराजगोष्ठी ।
अबुद्धचापश्रुतिपद्धतीनां युद्धक्षमेवोद्धतयोद्धसार्था ॥६॥

ધનુર્વેદના અભ્યાસથી અજાણ્યા હોય તેવા લોકો જેમ અત્યંત ઉદ્ધત યોદ્ધાઓના સમૂહવાળી યુદ્ધભૂમિમાં જઈ શકતા નથી, તેમ પતંજલિની વાણીનો–વ્યાકરણ મહાભાષ્યનો અભ્યાસ ન કર્યો હોય તેવા લોકો મોટા વિદ્વાનોની સભામા જઈ શકતા નથી. ૬

नाङ्गीकृतव्याकरणौषधानामपाटवं वाचि सुगाढमास्ते । कस्मिंश्चिदुक्ते तु पदे कथंचित्स्वैरं वपुः स्विद्यति वेपते च ॥ ७ ॥

જેમણે વ્યાકરણરૂપી ઉત્તમ ઔષધ લીધું ન હોય, તેમની વાણીમા ગાઢ મંદતા રહેલી હોય છે; કારણ કે તે જ્યારે માડ માડ એકાદ પદનું ઉચ્ચારણ શરૂ કરે છે ત્યારે તેમના શરીર પર પસીનો આવી જાય છે અને તેમનું શરીર કંપવા લાગે છે. ૭

शब्दशास्त्रमनधीत्य यः पुमान्वक्तुमिच्छति वचः सभान्तरे । बद्धुमिच्छति वने मदोत्कटं हस्तिनं कमलनालतन्तुना ॥ ८ ॥

શબ્દશાસ્ત્ર–વ્યાકરણ ભણ્યા વિના જે સભામાં કાંઈ પણ વચન બોલવાને ઇચ્છે છે, તે વનમાં મદોન્મત્ત હાથીને કમળનાળના તાંતણાથી બાંધવા ઇચ્છે છે. ૮

## વૈયાકરણનિંદા

टिड्ढाणञ्द्वयसच्चुटूडसिङसोस्तिप्रस्झिसिप्थस्थमिब्वस्मस्ताहशिचष्टुनाष्टुरतइञ्शश्छोऽन्यचोऽन्त्यादिटि ।
लोपाव्योर्वलिवृद्धिरेचियचिभं दाधाघ्वदाप्छेचटेरित्यब्दानखिलान्नयन्ति कतिचिच्छब्दान्पठन्तः कटून् ॥१

કાનને અત્યંત કઠોર લાગે તેવા શબ્દોને બોલનારા વૈયાકરણ ઘણાં વર્ષો ગુમાવે છે; તે સૂત્રો આ રીતે છેઃ– टिड्ढाणञ्द्वयसच्, चुट्, डसिङसो., तिप्तस्झिसिप्थस्थमिब्वस्मस्ता, हशि च, ष्टुना ष्टुः, अत इञ्, शश्छोऽटि, अचोऽन्त्यादिटि, लोपो व्योर्वलि, वृद्धिरेचि, यचि भम्, दाधाघ्वदाप्, छे च, टेः વગેરે. ૧

सूत्रैः पाणिनिनिर्मितैर्द्रुततरैर्निष्पाद्य शब्दावलिं
वैकुण्ठस्तवमक्षमा रचयितुं मिथ्याश्रमाः शाब्दिकाः ।
पक्वान्नं विविधं श्रमेण विविधापूपाद्यसूपान्वितं
मन्दाग्नीननुरुन्धते मितबलानाघ्रातुमप्यक्षमान् ॥ २ ॥

પાણિનિના રચેલા બધા સૂત્રો યાદ કરીને, જેમણે શબ્દોની શ્રેણિ તૈયાર કરી છે; એવા કોરા શાબ્દિકો વિષ્ણુનું સ્તોત્ર રચવાની શક્તિ પણ ધરાવતા નથી, તો પછી તેમનો શ્રમ નકામો છે ખરેખર, ઉત્તમ માલપૂડા અને વડા વગેરે જાતજાતનાં પકવાન્ન ઘણા શ્રમથી બનાવ્યા હોય; પણ જેમનામા તેમને સૂંઘવાની પણ શક્તિ ન હોય તેવા અલ્પ બળવાળા અને મંદ જઠરાગ્નિવાળા મનુષ્યોને માટે તે નકામા છે. ૨

कुप्वोः≍क≍पौ च शेषोऽप्यसखिससजुषोरुर्विरामोऽवसानं
शश्छोऽटीत्यादिशब्दैः सदसि यदि शठाः शाब्दिकाः पण्डिताः स्युः । तेषां को वापराधः कथयत सततं ये पठन्तीह थोन्तत्थाथय्याथय्याधिगधिगधिगधिक्थय्यथय्येति शब्दान् ॥ ३ ॥

कुप्वोः≍क≍पौ च, शेषोऽप्यसखि, ससजुषो रुः । विरामोऽवसानम् અને शश्छोटि વગેરે કઠોર શબ્દો સભામાં બોલીને જો શઠ વૈયાકરણો પંડિતો ગણાય, તો પછી થોન્ તથા થા, થય્યા, થય્યા, ધિગ, ધિગ, ધિગ, ધિક્, થય્ય, થય્યા

વગેરે શબ્દોને સભામાં વારંવાર બોલ્યા કરનારા ગાયકોને કેમ પંડિતો નહિ કહેવા? તેમનો શો અપરાધ છે? ૩

## નૈયાયિકપ્રશંસા

अद्‍भुतस्तर्कपाथोधिरगाधो यस्य वर्धकः।
अक्षपादोऽतमःस्पृष्टस्त्वकलङ्कः कलानिधिः॥ १॥

તર્કશાસ્ત્ર એ તો અદ્દ્ભુત અને અગાધ એવા સમુદ્ર જેવું છે; જેમ ચંદ્ર સમુદ્રમાં ભરતી લાવે છે, તેમ કલાનિધિ અક્ષપાદ ગોતમ નામના આચાર્ય તેમાં ભરતી લાવે છે. પરંતુ ચંદ્ર અને અક્ષપાદમાં ફેર શો છે? બેમાં તફાવત એટલો જ કે ચંદ્ર કલંકવાળો છે અને તે ક્ષપાદ-રાત્રિને આપનાર છે-અંધકારના સ્પર્શવાળો છે, જ્યારે આચાર્ય કલંકરહિત છે, અંધકારરૂપ અજ્ઞાનના સ્પર્શથી રહિત છે અને અક્ષપાદ-રાત્રિને નહિ આપનાર છે. ૧

अपरीक्षितलक्षणप्रमाणैरपरामृष्टपदार्थसार्थतत्त्वैः।
अवशीकृतजैत्रयुक्तिजालैरलमेतैरनधीततर्कविद्यैः॥२॥

લક્ષણ અને પ્રમાણની પરીક્ષા જેમણે કરી નથી; પદાર્થોનાં યથાર્થ તત્ત્વો જેમણે જાણ્યાં નથી અને વાદીઓને જીતી લેવાની યુક્તિઓની જાળ જેમણે મેળવી નથી, એવા તર્કશાસ્ત્રના અભ્યાસરહિત પુરુષોની જગતને કાંઈ જરૂર નથી. ૨

मोहं रुणद्धि विमलीकुरुते च बुद्धिं
सूते च संस्कृतपदव्यवहारशक्तिम्।
शास्त्रान्तराभ्यसनयोग्यतया युनक्ति
तर्कश्रमो न तनुते किमिहोपकारम्॥ ३॥

જેણે તર્કશાસ્ત્રના અભ્યાસમા શ્રમ ઉઠાવ્યો છે, તેના મોહનો તે નાશ કરે છે, બુદ્ધિને નિર્મળ કરે છે, સંસ્કૃત પદના વ્યવહારની શક્તિને આપે છે અને બીજાં શાસ્ત્રોના અભ્યાસની યોગ્યતા વધારી આપે છે, એ રીતે તર્કશાસ્ત્ર કયા ઉપકારો કરતું નથી? ૩

ज्ञानाब्धिरक्षिचरणः कणभक्षकश्च
श्रीपक्षिलोऽप्युदयनः स च वर्धमानः।
गङ्गेश्वरः शशधरो बहवश्च नव्या
ग्रन्थैर्व्यरुन्ध्यत इमे हृदयान्धकारम्॥ ४॥

જ્ઞાનના સાગર એવા અક્ષપાદ, કણાદ, શ્રી પક્ષિલ, ઉદયન, વર્ધમાન, ગંગેશ્વર, શશધર અને બીજા ઘણા નવીન પંડિતોએ પોતાના ગ્રંથોથી હૃદયના અંધકાર અવરોધ્યા છે, દૂર કર્યા છે. ૪

प्रायः काव्यैर्गमितवयसः पाणिनीयाम्बुराशेः
सारज्ञस्याप्यपरिकलितन्यायशास्त्रस्य पुंसः।
वादारम्भे वदितुमनसो वाक्यमेकं सभायां
प्रह्वा जिह्वा भवति कियतीं पश्य कष्टामवस्थाम्॥५॥

કાવ્યોના અભ્યાસથી જે પોતાનો વ્યવહાર સારી રીતે ચલાવતા હોય છે અને પાણિનિનાં વ્યાકરણસૂત્રો જાણવામાં જેની વય ચાલી ગઈ હોય છે, એવા પંડિતોએ જો ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કર્યો ન હોય, તો જ્યારે સભામાં વાદવિવાદ શરૂ થાય ત્યારે તેમને એકાદ વાક્ય પણ બોલવાનું મન થાય, તોપણ તેમની જીભ વાંકી થઈ જાય અને તે બોલી શકે નહિ; જુઓને તેમની અવસ્થા કેટલી કષ્ટકારી છે? ૫

## નૈયાયિકનિંદા

परामृशन्तो लिङ्गानि व्यभिचारविचारकाः।
तार्किका यदि विद्वांसो विटैः किमपराध्यते॥ १॥

જો વારંવાર લિંગ—પદાર્થ લક્ષણ વગેરેનો સાર જોનાર અને વ્યભિચાર-વ્યાપ્તિ, અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ દોષ વગેરેનો વિચાર કરનાર તાર્કિક પુરુષો વિદ્વાન કહેવાય; તો વારંવાર લિંગનો સ્પર્શ કરતા અને વ્યભિચારનો વિચાર કરતા એવા જાર પુરુષોને વિદ્વાન કેમ નહિ કહેવાય? ૧

कर्कशतर्कविचारव्यग्रः किं वेत्ति काव्यहृदयानि।
ग्राम्य इव कृषिविलग्नः चञ्चलनयनावचोरहस्यानि॥२

જેમ ચંચળ નયનવાળી સુંદરીના વચનનાં રહસ્યોને ખેતીમા લાગેલો ગામડિયો સમજી શકે નહિ, તેમ જે કર્કશ તર્કશાસ્ત્રના વિચારમાં જ ડૂબેલ એવો નૈયાયિક છે તે કાવ્યના હૃદયોને શી રીતે ઓળખી શકે? ૨

गुरोर्गिरः पञ्च दिनान्यधीत्य वेदान्तशास्त्राणि दिनत्रयं च।
अमी समाघ्रातवितर्कवादाःसमागताः कुक्कुटपादमिश्राः॥

ગુરુની વાણીને (મીમાંસાને) પાંચ દિવસમાં ભણી લઈને, વેદશાસ્ત્રોને ત્રણ દિવસમાં પૂરાં કરીને અને તર્કશાસ્ત્રના વાદવિવાદોને સૂંઘવામાત્રથી જાણી લઈને પંડિત બની ગયેલા અહો, આ તો કુક્કુટપાદ મિશ્રજી પધાર્યા છે! ૩

नैयायिकानां नलिनाम्बराणां जनुर्गतं रासभचिन्तयैव। तथापि वेश्यास्तनसंनिवेशस्तोतुः कवेः कोऽपि विशेष एव॥ ४॥

કુંભાર અને નૈયાયિક એ બંનેની આખી જિંદગી રાસભ-ગધેડાંની ચિંતામાં ચાલી ગઈ, તો એના કરતાં વેશ્યાઓના સ્તનપ્રદેશની પ્રશંસા કરનાર કવિ કાંઈક ચઢે તો ખરો જ! ૪

न जिघ्रत्याम्नायं स्पृशति न तदङ्गान्यपि सकृत्
पुराणं नादत्ते न गणयति किं च स्मृतिगणम् ।
पठञ्शुष्कं तर्कं परपरिभवार्थोक्तिभिरसौ
नयत्यायुः सर्वं निहतपरलोकार्थयतनः ॥ ५ ॥

'બીજા વાદીઓનો કેમ પરાભવ થાય' એ જ હેતુથી જે શુષ્ક તર્કશાસ્ત્રનો અભ્યાસ કરે છે, તે નૈયાયિક પોતાનું આખું આયુષ્ય એળે ગુમાવે છે અને તેનો પરલોક માટેનો પુરુષાર્થ પણ નષ્ટ થઈ જાય છે. તે વેદને તો સૂંઘતો જ નથી, વેદનાં ૭ અંગ (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ) ને અડકતો જ નથી. પુરાણને તો સ્વીકારતો જ નથી અને સ્મૃતિઓના સમૂહને પણ ગણતો નથી. ૫

प्रयत्नैरस्तोकैः परिचितकुतर्कप्रकरणाः
परं वाचोवश्यान्कतिपयपदौघान्विदधतः ।
सभायां वाचाटाः श्रुतिकटु रटन्तो घटपटान्
न लज्जन्ते मन्दाः स्वयमपि तु जिह्रेति विबुधः ॥३॥

જેમણે ઘણા પ્રયત્નો કરીને ખોટા તર્કનાં પ્રકરણો યાદ કરી લીધાં છે, બીજાની વાણીને વશ કરે એવાં પદોના સમૂહ જે સદા રચતા હોય છે અને જેઓ કાનને કડવા લાગે, તેવા 'ઘટ પટ' વગેરે શબ્દો સભામાં બોલે છે, એવા વાચાળ નૈયાયિકો જાતે લજવાતા નથી. સાચેસાચ જે વિદ્વાન હોય, તેને તો આ કાર્યથી આપોઆપ શરમ આવે. ૬

कर्मब्रह्मविचारणां विजहतो भोगापवर्गप्रदां
घोषं कंचन कण्ठशोषफलकं कुर्वन्त्यमी तार्किकाः ।
प्रत्यक्षं न पुनाति नापहरते पापानि पीलुच्छटा-
व्याप्तिर्नावति नैव पात्यनुमितिर्नो पक्षता रक्षति ॥

ભોગ અને મોક્ષને આપનાર એવાં પોતાનાં કર્તવ્યોની અને પરબ્રહ્મની ચિંતા જેમણે છોડી દીધી છે; એવા નૈયાયિક પુરુષો એવા શબ્દો રટ્યા કરે છે, જેનું કંઠશોષણ વિના બીજું કોઈ ફળ નથી. તે માણસો જાણતા નથી કે, 'પ્રત્યક્ષ પ્રમાણ કોઈને પવિત્ર કરતું નથી. પરમાણુઓનો સમુદાય પાપોને હરતો નથી. અવ્યાપ્તિ રક્ષણ કરતી નથી. અનુમિતિ પાલન કરતી નથી અને પક્ષતા કોઈને બચાવતી નથી. ૭

तुहेः कोऽपि विशिष्टधीरनुमितौ न ज्ञानयुग्मं मरु-
त्स्वाचो नेति च मोघवादमुखरा नैयायिकाश्चेद् बुधाः ।
मेषस्याण्डमियत्पलं वलिभुजो दन्ताः कियन्तस्तथे-
त्येवं संततचिन्तनैः श्रमजुषो न स्युः कथं पण्डिताः ॥

'વ્યાપ્તિ એટલે શું કે વિશિષ્ટ એવા પક્ષધર્મપણાનું જે જ્ઞાન, તેનાથી વિશિષ્ટ એવો હેતુ;' અનુમિતિમાં પહેલાં કહેલા એવા બે અંશ નથી આવતા અને તે ચામડી વગેરે ઇંદ્રિયોથી પ્રત્યક્ષ નથી;' આ રીતે જે લોકો નિષ્ફળ વાદ કરે છે, તે વાચાળ નૈયાયિકોને જો પંડિત ગણી શકાય તો પછી 'મેંઢાના અંડકોશનું વજન કેટલા પલનું હોય છે અને કાગડાને કેટલા દાંત હોય છે? એ રીતનો વિચાર કરવાના શ્રમવાળા પુરુષોને શા માટે પંડિત ન કહેવા? ૮

साधु व्याकरणं हिताय विशदं काव्यं पिकीगीतवन्
मीमांसा श्रुतितत्परा तदनुगं सांख्यं सपातञ्जलम् ।
त्वं तु न्यायविशुद्धवैदिकविधिव्याकोपबौद्धागम-
व्याघाताय निगूढतर्कगहन कामोदमाधास्यसि ॥ ९ ॥

વ્યાકરણ શબ્દ સાધવામાં ઉપયોગી છે, કાવ્ય કોયલના ગાનની જેમ ઉજ્જવળ બનીને હિતકારી છે, મીમાંસા વેદમાં તત્પર છે, પાતંજલ સહિત સાંખ્યશાસ્ત્ર પણ વેદને અનુસરનાર છે; પરંતુ જે બૌદ્ધશાસ્ત્ર શુદ્ધ વૈદિક વિધિના વિરોધને માટે રચાયું છે, તે શાસ્ત્રનું ખંડન કરવા માટે તમારો પ્રયત્ન છે; પરંતુ હે ગૂઢ તર્કને રચનાર નૈયાયિક! તેથી તમને શો આનંદ થવાનો છે? ૯

हे हे मित्र जिता मयातिबलिनो विप्रान् धनं चार्जितं
शेषेभ्यः शरयन्त्रदानमपि सत्संपादितं भूरिशः ।
ग्रन्थाश्चापि कृताः सुतर्कघटकाः शास्त्राणि संदूष्य वै
सोऽहं तर्कविभूषणोऽत्र गहने धात्रा शृगालः कृतः ॥

(શિયાળ કહે છે:) હે હે મિત્ર! અત્યંત બળવાન એવા ઘણા બ્રાહ્મણોને જીતી લઈને મેં ધન મેળવ્યું હતું; બાકી રહેલા કેટલાક બ્રાહ્મણો પાસેથી મેં ઘણી વાર શરયંત્રનું દાન પણ મેળવ્યું હતું. શાસ્ત્રોને દૂષિત કરે એવા તર્કોને ઘટાવનાર ઘણા ગ્રંથો પણ મેં રચ્યા હતા; પણ તે બધાના પરિણામે વિધાતાએ આ ગહન વનમા મને તર્કના આભૂષણરૂપ એવા શિયાળનો જન્મ આપ્યો છે. ૧૦

## મીમાંસકપ્રશંસા

भगवदनभ्युपगमनं दैवतचैतन्यनिह्नवश्चैषाम् ।
कर्मश्रद्धावर्धकतत्प्राधान्यप्रदर्शनायैव ॥ १ ॥

'લોકોની શ્રદ્ધા કર્મ કરવામાં વધે અને કર્મની પ્રધાનતા બતાવાય' એ બે સિદ્ધાંતની સ્થાપના કરવા માટે જ મીમાંસકો ભગવાનનો સ્વીકાર કરતા નથી અને 'દેવમાં ચૈતન્યનો લોપ છે' એમ બતાવે છે. ૧

आगमरूपविचारिण्यधिकरणसहस्रशिक्षितविपक्षे ।
स्वामिनि जैमिनियोगिन्युपरज्यति हृदयमस्मदीयमिदम् ॥

જેમણે વેદશાસ્ત્રના સ્વરૂપનો વિચાર કર્યો છે અને જેમણે હજારો અધિકરણોની રચના કરીને સામા પક્ષને શિક્ષા કરી છે, એવા સ્વામીશ્રી જૈમિનિ યોગીને વિષે અમારું હૃદય પ્રીતિ ધરાવે છે. ૨

शबरकुमारिलगुरवो मण्डनभवदेवपार्थसारथयः ।
अन्ये च विश्वमान्या जयन्ति संत्रायमाणतन्त्रास्ते ॥३

શબર, કુમારિલ ભટ્ટ, ગુરુ (પ્રભાકર), મંડનમિશ્ર, ભવદેવ, પાર્થસારથિ (શાસ્ત્રદીપિકાનો કર્તા) અને બીજા વિશ્વને માન્ય એવા આચાર્યો વિજય પામે છે; જેમણે તંત્રશાસ્ત્ર અને કર્મકાંડનું રક્ષણ કર્યું છે. ૩

नैयायिका वा ननु शाब्दिका वा त्रयीशिरःसु श्रमशालिनो वा, वादाहवे बिभ्रति जैमिनीयन्यायोपरोधे सति मौनमुद्राम् ॥ ४ ॥

જ્યારે વાદવિવાદનું યુદ્ધ શરૂ થાય, ત્યારે જો જૈમિનીય ન્યાયને અનુસરીને યુક્તિ-પ્રયુક્તિઓ આપવામા આવે તો તે વખતે બધા જ મૌન મુદ્રાને ધારણ કરે; પછી નૈયાયિકો હોય, શબ્દશાસ્ત્રી વૈયાકરણ હોય કે વેદોના મસ્તકરૂપ વેદાંતમા શ્રમ કરનાર હોય. ૪

आदौ धर्मे प्रमाणं विविधविधिभिदाशेषतां च प्रयुक्तिं पौर्वापर्याधिकारौ तदनु बहुविधं चातिदेशं तथोहम् ।
बाधं तन्त्रं प्रसङ्गं नयमनयशतैः सम्यगालोचयद्भ्यो भिन्ना मीमांसकेभ्यो विदधति भुवि के सादरं वेदरक्षाम् ॥

જેમણે સૌથી પહેલા વેદ અને ધર્મની રક્ષાને માટે, પ્રમાણ, જાતજાતની વિધિઓના સમગ્ર ભેદ, યુક્તિ અથવા પ્રયોગ, પૂર્વાપર અધિકાર, અનેક પ્રકારના અતિદેશ, ઊહ (તર્ક), બાધ, તંત્ર, પ્રસંગ અને નય એ રીતે સેંકડો અન્યાયો સાથે સારી રીતે જેમણે વિચાર કર્યો છે, એવા મીમાંસકો સિવાય બીજા કયા પુરુષોએ આ જગતમા વેદની રક્ષા કરી છે? ૫

## મીમાંસકનિંદા

ते मीमांसाशास्त्रलोकप्रसिद्धाः सर्वर्षीणां सेहिरे नैव सत्ताम् । चैतन्यस्यापह्नवं देवतानां चक्रुर्विश्वं नश्वरं मन्यमानाः ॥ १ ॥

જેમણે મીમાંસાશાસ્ત્રથી લોકમાં પોતાની પ્રસિદ્ધિ મેળવી છે, એવા મીમાંસક પુરુષો સર્વ ઋષિમુનિઓની સત્તાને સહન કરી શકયા નથી; એટલે તેઓ વિશ્વને નાશવંત માનનાર બનીને દેવો અને ચૈતન્યનો લોપ કરે છે. ૧

मीमांसकाः कतिचिदत्र मिलन्ति वेदप्रामाण्यसाधनकृतोऽपि न तेऽभिवन्द्याः ।
उद्घोषितोऽप्युपनिषद्भिरशेषशेषी ब्रह्मैव नाभ्युपगतः पुरुषोत्तमो यैः ॥ २ ॥

જેને ઉપનિષદોમાં સ્પષ્ટ રીતે જાહેર કરેલ છે અને સર્વ પ્રતીત થતા પદાર્થોને અંતે જે પોતે અવશેષરૂપે રહે છે; એવા પરબ્રહ્મ પુરુષોત્તમને જેમણે મેળવ્યા નથી અને છતાં પણ વેદના પ્રામાણ્યનો ફક્ત એક સાધન તરીકે ઉપયોગ કરે છે; એવા કેટલાક મીમાંસકો આ લોકમાં ભેગા થયેલા છે; પરંતુ તેઓ વંદન કરવાને યોગ્ય નથી. ૨

## વૈદ્યપ્રશંસા

गुरोरधीताखिलवैद्यविद्यः पीयूषपाणिः कुशलः क्रियासु । गतस्पृहो धैर्यधरः कृपालुः, शुद्धोऽधिकारी भिषगीदृशः स्यात् ॥ १ ॥

ગુરુ પાસેથી બધા પ્રકારની વૈદ્યવિદ્યાને જેણે જાણી છે, જે હાથમાં અમૃતને ધારણ કરનાર સાક્ષાત્ ધન્વંતરિ સમાન છે (એટલે આરોગ્ય આપી શકે છે), જે ચિકિત્સાની સર્વ ક્રિયાઓમાં કુશળ છે; જેને કોઈની સ્પૃહા નથી, જે ધૈર્ય ધારણ કરનારો છે, જે કૃપાથી ભરપૂર અને હૃદયથી શુદ્ધ છે, એ જ ખરો વૈદ્ય છે. ૧

रागादिरोगान्सततानुषक्तानशेषकायप्रसृतानशेषान् ।
औत्सुक्यमोहारतिदाञ्जघान, योऽपूर्ववैद्याय नमोऽस्तु तस्मै ॥ २ ॥

જે સદા માટે લાગુ પડેલા છે, જે આખા શરીરની અંદર ફેલાઈ ગયા છે, જે અવિચારી સાહસ, મોહ અને અસંતોષને વધારનારા છે; એ પ્રકારના સઘળા શરીરના અને મનના રોગોને જેણે દૂર કર્યા છે, એવા કોઈ અપૂર્વ વૈદ્યને અને ગુરુને નમસ્કાર હો. ૨

अन्यानि शास्त्राणि विनोदमात्रं, प्राप्तेषु वा तेषु न तैश्च किंचित् । चिकित्सितज्योतिषमन्त्रवादाः, पदे पदे प्रत्ययमावहन्ति ॥ ३ ॥

બીજાં બધાં શાસ્ત્રો તો વિનોદ કરવા પૂરતાં છે; તે ભણ્યાં હોય, તોપણ ભલે અને ન ભણે તેથી નુકસાન નથી; પરંતુ વૈદક, જ્યોતિષ અને મંત્રશાસ્ત્ર એ તો પગલે પગલે ઉપયોગી છે. ૩

मात्रोधि वैद्यकमथापि महामयेषु प्राप्तेषु यो भिषगिति प्रथितस्तमेव । आकारयत्यखिल एव विशेषदर्शी लोकोऽपि तेन भिषगेष न दूषणीयः ॥ ४ ॥

'વૈદ્યકશાસ્ત્ર જાણવું નહિ' એમ કહેવાય છે; પણ જ્યારે મોટા રોગો આવીને ઊભા રહે છે, ત્યારે બધા લોકો અને વિશેષ સમજુ માણસ પણ પ્રસિદ્ધ એવા વૈદ્યને જ બોલાવે છે; માટે કોઈએ વૈદ્યનો દોષ કાઢવો નહિ. ૪

मस्ते दुःसहवेदनाकवलिते मग्ने स्वरेऽन्तर्गले
तप्तायां ज्वरपावकेन च तनौ तान्ते हृषीकव्रजे ।
दूने बन्धुजने कृतप्रलपने धैर्यं विधातुं पुनः
कः शक्तः कलितामयप्रशमनो वैद्यात्परो विद्यते ॥५॥

અસહ્ય વેદનાથી મસ્તક ઘેરાયું હોય, સ્વર ગળાની અંદર બેસી ગયો હોય, જ્વરને કારણે શરીર તપી ગયું હોય, ઇંદ્રિયોનો સમૂહ ગ્લાનિ પામી રહ્યો હોય અને સગા-સંબંધીજનો ખેદથી વિલાપ કરતાં હોય; તે વખતે રોગને શમાવનાર વૈદ્ય વિના બીજો કયો પુરુષ ધૈર્ય આપવાને શક્તિમાન છે? ૫

भ्रान्ता वेदान्तिनः किं पठथ शठतयाद्यापि चाद्वैतविद्यां
पृथ्वीतत्त्वे लुठन्तो विमृशथ सततं कर्कशास्तार्किकाः किम् ।
वेदैर्नानागमैः किं ग्लपयथ हृदयं श्रोत्रियाः श्रोत्रशूलै-
र्वैद्यं सर्वानवद्यं विचिनुत शरणं प्राणसंप्रीणनाय ॥६॥

હે વેદાંતીઓ! તમે તો શઠતાને કારણે ભ્રાંત થયા છો અને છતાં કેમ હજી સુધી અદ્વૈતવિદ્યા ભણી રહ્યા છો? હે કઠોર તાર્કિકો પૃથ્વીના તત્ત્વમાં આળોટ્યા કરતા એવા તમે હમેશાં શું વિચારી રહ્યા છો? હે વેદિયાઓ! કાનને શૂળ પેદા કરે એવા અનેક પ્રકારના વેદમંત્રોથી તમે શા માટે હૃદયને દુઃખી કરો છો? હવે તો તમે, બધા કરતા નિર્દોષ એવા વૈદ્યને શરણે જાઓ; એ તમારા પ્રાણોને પ્રસન્ન કરશે. ૬

## કુવૈદ્યનિંદા

वैद्यराज नमस्तुभ्यं यमराजसहोदर ।
यमस्तु हरति प्राणान्वैद्यः प्राणान्धनानि च ॥ १ ॥

હે વૈદ્યરાજ! તમને નમસ્કાર, તમે તો યમરાજના સગા ભાઈ છો. યમરાજ તો એકલા જ પ્રાણ લઈ લે છે પણ તમે પ્રાણ તેમ જ ધન બન્નેને લઈ લો છો. ૧

वैद्यराज नमस्तुभ्यं क्षपिताशेषमानव ।
त्वयि विन्यस्तभारोऽयं कृतान्तः सुखमेधते ॥ २ ॥

હે વૈદ્યરાજ! તમને નમસ્કાર છે. તમે બધા માણસોનો નાશ કરનારા છો; અને એ જ કારણે તમારે માથે ભાર મૂકીને યમરાજ સુખેથી રહે છે. ૨

चितां प्रज्वलितां दृष्ट्वा वैद्यो विस्मयमागतः ।
नाहं गतो न मे भ्राता कस्येदं हस्तलाघवम् ॥ ३ ॥

ચિતાને સળગતી જોઈને બહારગામથી પાછા ફરતા વૈદ્યરાજ વિસ્મય પામી ગયા કે, 'હું પોતે ગયો નથી અને મારો ભાઈ પણ ગયો નથી ત્યારે આ કોની હાથચાલાકી? (અર્થાત્ અમે બે ભાઈ સિવાય બીજા કોની આ માણસનું મૃત્યુ થવામાં હાથચાલાકી હશે?)' ૩

कषायैरुपवासैश्च कृतामुल्लाघतां नृणाम् ।
निजौषधकृतां वैद्यो निवेद्य हरते धनम् ॥ ४ ॥

કવાથ વગેરે પીવાથી અને ઉપવાસ વગેરે કરવાથી જ્યારે લોકો નીરોગી બને ત્યારે વૈદ્ય જણાવે કે, 'આ તો મારી આપેલી દવાથી ફાયદો થયો' અને એમ કહીને તે એમનું ધન લૂંટી લે છે. ૪

अज्ञातशास्त्रसद्भावाञ्शस्त्रमात्रपरायणान् ।
त्यजेद्दूराद्भिषक्पापान्पाशान्वैवस्वतानिव ॥ ५ ॥

શાસ્ત્રના યથાર્થ તત્ત્વને નહિ જાણનારા અને ફક્ત શસ્ત્રક્રિયા એટલે વાઢકાપમાં જ હમેશા લાગેલા એવા ગળાના ફાંસારૂપ યમરાજના પાશ જેવા દુષ્ટ વૈદ્યોનો દૂરથી જ ત્યાગ કરવો. ૫

मिथ्यौषधैर्हन्त मृषाकषायैरसह्यलेहैरयथार्थतैलैः ।
वैद्या इमे वञ्चितरुग्णवर्गाः पिचण्डभाण्डं परिपूरयन्ति॥

નકામાં ઔષધોથી, ખોટા કાઢાથી, અસહ્ય ચાટણો-થી અને સારી રીતે નહિ બનેલાં એવાં તેલોથી રોગીઓના વર્ગને ઠગનારા વૈદ્યો પોતાનાં ઉદરરૂપી પાત્રને ભરી રહ્યા છે. ૬

नटोऽपि दद्याद्गणकोऽपि दद्यात्संप्रार्थितः पाशुपतोऽपि दद्यात् । वैद्यः कथं दास्यति याचमानो, यो मर्तुकामादपि हर्तुकामः ॥ ७ ॥

માગણી કરવાથી નટ પણ આપે, જોષી પણ આપે અને મેલી વિદ્યાનો સાધક કાપાલિક પણ આપે; પરંતુ પ્રાર્થના કરવા છતાં પણ વૈદ શાનો આપે? તે તો મરવા પડેલા પાસેથી પણ લેવાની ઇચ્છાવાળો હોય છે. ૭

न धातोर्विज्ञानं न च परिचयो वैद्यकनये
न रोगाणां तत्त्वावगतिरपि नो वस्तुगुणधीः ।
तथाप्येते वैद्या इति तरलयन्तो जडजना-
नमून्मृत्योर्भृत्या इव वसु हरन्ते गदजुषाम् ॥ ८ ॥

જેમને પારો વગેરે ધાતુનું જ્ઞાન નથી, વૈદ્યકની નીતિનો પરિચય નથી, રોગોના તત્ત્વનો બોધ નથી અને વસ્તુના ગુણનું પણ જ્ઞાન નથી; એવા જે વૈદ્ય જડ લોકોને ભમાવી રહ્યા છે, તે તો જાણે કે મૃત્યુના

દૂત તરીકે રોગીઓના પ્રાણ અને ધન બંને હરી રહ્યા છે. ૮

सत्कोणं लोलनेत्रं कुलयुवतिमुखं दृश्यते सानुकम्पं
रण्डानामर्धलज्जाञ्चितमविपुलकं स्पृश्यते पीनमङ्गम् ।
क्लीबानां खाद्यतेऽन्तश्चिरनिहितधनं काष्ठमूलाग्नितोयैः
पूर्वा सिद्धा कलानां सकलगुणनिधिर्वैद्यविद्याभिवन्द्याः॥

કુલીન સ્ત્રીનું મુખ, જે સારા કટાક્ષ અને ચપળ નેત્રવાળું છે, તે અનુકંપા સહિત જોવાય છે. અડધી લજ્જાથી સુંદર લાગતાં અને રોમાંચ અનુભવતાં એવાં રંડાઓનાં પુષ્ટ અંગોનો સ્પર્શ થઈ શકે છે તેમ જ લાંબા કાળ સુધી દાટી રાખેલું નપુંસકોનું ધન ખાઈ શકાય છે; આ રીતે કાષ્ઠ, મૂળ, અગ્નિ અને જળ વડે ઉપરની સર્વ કળાઓમા પ્રસિદ્ધ થયેલી અને સર્વ ગુણોની ભંડાર એવી વૈદ્યવિદ્યા તો ભાઈ બે હાથ જોડીને નમસ્કાર કરવા યોગ્ય છે. ૯

## ગણકપ્રશંસા

चतुरङ्गबलो राजा जगतीं वशमानयेत् ।
अहं पञ्चाङ्गबलवानाकाशं वशमानये ॥ १ ॥

જેની પાસે હાથી, ઘોડા, રથ અને પાયદળ એ ચાર અંગવાળી-ચતુરરંગ સેના છે, એવો રાજા તો આ જગતને વશ કરે છે; અને હું જોષી તો આકાશને વશ કરું છું; કારણ કે મારી પાસે તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ એ રીતના પાચ અંગ-પંચાંગ છે. ૧

एकासनस्था जलवायुभक्षा मुमुक्षवस्त्यक्तपरिग्रहाश्च ।
पृच्छन्ति तेऽप्यम्बरचारिचारं दैवज्ञमन्ये किमुतार्थचित्ताः

જેમણે દઢ આસન જમાવ્યું છે, જે જળ અને વાયુનું ભક્ષણ કરે છે, જેને મોક્ષની ઇચ્છા છે અને જે કાંઈ પણ સગ્રહ કરતા નથી; એવા ત્યાગી પુરુષો પણ જોષીને આકાશમા રહેલા ગ્રહો, નક્ષત્રો તથા તારાઓના રાશિભ્રમણ એટલે ફેરફારની વાત પૂછે છે; તો પછી જે લોકોના ચિત્ત પૈસો કમાવવામાં પડ્યા છે, તેમની શી વાત કરવી? ૨

न दैवं न पित्र्यं च कर्मावसिद्धिन्न यत्र देशोऽस्ति च ज्योतिषज्ञः । न तारा न चारा नवानां ग्रहाणां, न तिथ्यादयो वा यतस्तत्र बुद्धाः ॥ ३ ॥

જે પ્રદેશમા જ્યોતિષને જાણનાર પુરુષ ન હોય, તે પ્રદેશમા દેવો અને પિતૃઓ સંબંધી કોઈ કાર્ય સિદ્ધ થઈ શકે જ નહિ; કારણ કે ત્યા તારાઓ અને નવા ગ્રહના ફેરફારો તેમ જ તિથિ, નક્ષત્ર વગેરે જાણવામાં આવતાં નથી. ૩

दूतो न संचरति खे न चलेच्च वार्ता, पूर्वं न जल्पितमिदं न च संगमोऽस्ति । व्योम्नि स्थितं रविशशिग्रहणं प्रशस्तं, जानाति यो द्विजवरः स कथं न विद्वान् ॥४॥

આકાશમાં દૂત જઈ શકતો નથી, ત્યા વાર્તાલાપ પણ ચાલી શકતો નથી, અગાઉ કહી રાખ્યું હોય તેવુ પણ બનતું નથી અને મેળાપ પણ થાય તેમ નથી; તો આકાશમા રહેલ સૂર્ય અને ચંદ્રના ગ્રહણને જે પહેલેથી સારી રીતે કહી આપે છે, તે જ્યોતિષ જાણનારા દ્વિજ વિદ્વાન કેમ ન કહેવાય? ૪

वृद्धिह्रासौ कुमुदसुहृदः पुष्पवन्तोपरागः
शुक्रादीनामुदयविलयावित्यमी सर्वदृष्टाः ।
आविष्कुर्वन्त्यखिलवचनेष्वत्र कुम्भीपुलाक-
न्यायाज्ज्योतिर्नयगतिविदां निश्चलं मानभावम् ॥५॥

ચંદ્રના વૃદ્ધિ અને ક્ષય, સૂર્ય-ચંદ્રનાં ગ્રહણ, શુક્ર વગેરે ગ્રહોના ઉદય અને અસ્ત ઇત્યાદિ સર્વ ક્રિયાઓ આપણે બધાએ નજરે જોઈ છે; માટે જે લોકો સ્થાલી-પુલાકન્યાયે (આગળથી) જ્યોતિષની ગતિને જાણનારા છે, એવા જોષીઓ તેમના બધા જ વચનોમા આપણને સ્થિર આદરનો ભાવ ઉત્પન્ન કરે છે. ૫

भानोः शीतकरस्य वापि भुजगग्रासे पुरो निश्चिते
तीर्थानामटनं जनस्य घटते तापत्रयोद्घाटनम् ।
इष्टे प्रागवधारिते सति धृतेस्तुष्टेश्च लाभो भवेद्
दृष्टे तु व्यसनेऽत्र तत्परिहृतिः कर्तुं जपाद्यैः क्षमा ॥६॥

સૂર્ય અને ચંદ્રના ગ્રહણોનો જ્યોતિષને આધારે અગાઉથી નિશ્ચય થાય છે એટલે અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત એવા ત્રણ પ્રકારના સંતાપો દૂર થાય એવાં તીર્થાટન કરવા જઈ શકાય છે; ઇષ્ટ વસ્તુની ધારણા પહેલેથી કરી રાખી હોય તો ધૈર્ય અને સંતોષ રહે છે અને જો કોઈ દુઃખ આવવાનું જોવામા આવે તો ગ્રહના મંત્રો વગેરેના જપથી તેનું નિવારણ થઈ શકે; માટે જ્યોતિષશાસ્ત્ર ઘણુ ઉપયોગી છે. ૬

## કુગણકનિંદા

गणिकागणकौ समानधर्मौ निजपञ्चाङ्गनिदर्शकावुभौ ।
जनमानसमोहकारिणौ तौ विधिना वित्तहरौ विनिर्मितौ॥

ગણિકા અને ગણક (જોષી) એ બંનેના ધર્મો સરખા છે; કારણ કે બંને પોતપોતાનાં પંચાંગ[1] બતાવે છે અને સર્વ લોકોનાં મનને મોહ પમાડે છે; વિધાતાએ તેમને અન્યનું ધન હરી લેનારાં બનાવ્યાં છે. ૧

[1] ગણક-જોષી; તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ એ પાંચ જ્યોતિષનાં અંગ બતાવે છે અને ગણિકા બે સ્તન,

अमुखमथ सुखं वा कर्मणां पक्तिवेला
स्वहह नियतमेते भुञ्जते देहभाजः ।
तदिह पुरत एव प्राह मौहूर्तिकश्चेत्
कथय फलममीषामन्ततः किं ततः स्यात् ॥ २ ॥

કર્મના ફળનો જ્યારે પરિપાક થાય ત્યારે જ પ્રાણીઓ નિયમિત રીતે સુખ તથા દુઃખને ભોગવે છે. હવે જો જોષીઓ તે જ વાત પહેલેથી જ કહેતા હોય, તો કહો કે પછી તેનું શું પરિણામ આવે ? ૨

विलिखति सदसद्वा जन्मपत्रं जनानां
फलति यदि तदानीं दर्शयत्यात्मदाक्ष्यम् ।
न फलति यदि लग्नद्रष्टुरेवाह मोहं
हरति धनमिहैवं हन्त दैवज्ञपाशः ॥ ३ ॥

દુષ્ટ સ્વભાવવાળો જોષી જન્મપત્રિકામાં લોકોનાં સારા–નઠારાં ફળ લખે છે; તે લખ્યા પ્રમાણે જો બરાબર ફળે, તો તેને પોતાનું ચાતુર્ય બતાવે છે અને ન ફળે તો 'લગ્ન જોનારે બરોબર ઇષ્ટ ઘટી કાઢી નથી' એમ બીજાનો દોષ કાઢે છે; અને એ રીતે કહીને તે લોકો પાસેથી ધન હરી લે છે. ૩

प्रमोदे खेदे वाप्युपनमति पुंसो विधिवशा-
न्मयैवं प्रागेवामिहितमिति मिथ्या कथयति ।
जनानिष्टानिष्टाकलनपरिहारैकनिरता-
नसौ मेषादीनां परिगणनयैव भ्रमयति ॥ ४ ॥

પુરુષને પોતાના નસીબયોગે કરીને કોઈ વખત હર્ષ પણ થાય અને ખેદ પણ થાય; ત્યારે 'આ તો મેં તમને પહેલેથી કહ્યુ હતુ.' એમ જોષી ખોટું કહે છે. જે લોકો પોતાની ગમતી કે અણગમતી વાતને બરાબર ન સમજી શકે, તેવા ભોળા માણસોને મેષ વગેરે રાશિની ગણના કરાવીને ભ્રમમા નાખે છે. ૪

ज्योतिःशास्त्रमहोदधौ बहुतरोत्सर्गापवादात्मभिः
कल्लोलैर्निविडे कणान्कतिपयाँल्लब्ध्वा कृतार्था इव ।
दीर्घायुःसुतसंपदादिकथनैर्दैवज्ञपाशा इमे
गेहं गेहमनप्रविश्य धनिनां मोहं मुहः कुर्वते ॥ ५ ॥

સંપત્તિ વગેરેની વાતો કરે છે અને ધનિક લોકોને વારંવાર મોહ પમાડે છે. ૫

## સજ્જનપ્રશંસા

अहो किमपि चित्राणि चरित्राणि महात्मनाम् ।
लक्ष्मीं तृणाय मन्यन्ते तद्भारेण नमन्त्यपि ॥ १ ॥

અહો !, મહાત્મા પુરુષોનાં ચરિતો કેટલાં વિચિત્ર છે ! તેઓ લક્ષ્મીના ભારથી નમી પડે છે અને છતાં લક્ષ્મીને તૃણ સમાન ગણે છે. ૧

नाल्पीयसि निबध्नन्ति पदमुन्नतचेतसः ।
येषां भुवनलाभेऽपि निःसीमानो मनोरथाः ॥ २ ॥

ઉદાર ચિત્તવાળા પુરુષો થોડામાં પોતાનુ સ્થાન માની લેતા નથી; કારણ કે તેમને ત્રણ ભુવનોનો લાભ થાય તોપણ તેમના મનોરથોને મર્યાદા હોતી નથી. એટલે કે એમનામાં એવી ઉદારતા હોય છે કે તેમને ત્રણ ભુવન મળે તોપણ તે આપી દેવાના મનોરથ સેવે છે. ૨

अञ्जलिस्थानि पुष्पाणि वासयन्ति करद्वयम् ।
अहोसुमनसां वृत्तिर्वामदक्षिणयोः समा ॥ ३ ॥

જેમ અંજલિમાં (બે હાથના ખોબામાં) રહેલાં પુષ્પો જમણા અને ડાબા બંને હાથને સુવાસિત કરે છે, એ રીતે સારા મનવાળા મનુષ્યોની વૃત્તિ ડાબા અને જમણા અર્થાત્ પ્રતિકૂળ અને અનુકૂળ બંને પક્ષો માટે સમાન–એક પક્ષોનુ હિત કરવામા હોય છે. ૩

वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।
लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति ॥ ४ ॥

લોકોત્તર પુરુષો(અસામાન્ય મહાપુરુષો)નાં ચિત્ત વજ્રથી પણ કઠોર અને પુષ્પથી પણ કોમળ હોય છે. તેમને બરાબર કોણ જાણી શકે ? ૪

गवादीनां पयोऽन्येद्युः सद्यो वा जायते दधि ।
क्षीरोदधेस्तु नाद्यापि महतां विकृतिः कुतः ॥ ५ ॥

ગાય વગેરેનું દૂધ તો હમેશાં કે થોડા વખત પછી દહીં થઈ જાય છે, પણ ક્ષીરસાગરનું દૂધ હજી પણ દહીં થયું નથી; ખરેખર, જે મહાન હોય તેને વિકાર ક્યાથી થાય ? ૫

છાયાવાળાં, સર્પ (કે દુર્જન) રહિત, સારી રીતે પાસે જઈ શકાય એવાં અને સારાં ફળ આપનાર માર્ગ પરનાં વૃક્ષોની જેમ મહાન પુરુષો પણ બીજાની આબાદી માટે જ હોય છે. ૭

संपदो महतामेव महतामेव चापदः ।
वर्धते क्षीयते चन्द्रो न तु तारागणः क्वचित् ॥ ८ ॥

મોટા પુરુષોને જ સંપત્તિઓ હોય, તો આપત્તિ પણ મોટા પુરુષોને જ હોય છે. ચંદ્ર વધે છે ખરો અને ઘટે છે પણ ખરો; તારાઓના સમૂહને કાંઈ વધવાનું કે ઘટવાનું થતું નથી. ૮

अपकुर्वन्नपि प्रायः प्राप्नोति महतः फलम् ।
और्वं दहन्तमेवाग्निं संतर्पयति सागरः ॥ ९ ॥

મહાપુરુષનું ખરાબ કરનાર માણસ પણ મહાપુરુષ પાસેથી સારું જ ફળ મેળવે છે. વડવાનલ સાગરને બાળે છે, તોપણ સાગર તેને સંતોષ આપે છે. ૯

महतां प्रार्थनेनैव विपत्तिरपि शोभते ।
दन्तभङ्गो हि नागानां श्लाघ्यो गिरिविदारणे ॥ १० ॥

મોટા પુરુષો સાથે હરીફાઈમાં ઊતરતાં વિપત્તિ પણ શોભે છે. પર્વતને ખોદી નાખવામાં હાથીનો દાંત ભાંગી જાય, તોપણ તે વખાણાય છે. ૧૦

गुणग्रामाविसंवादि नामापि हि महात्मनाम् ।
यथा सुवर्णश्रीखण्डरत्नाकरसुधाकराः ॥ ११ ॥

મહાન પદાર્થોનાં નામ પણ ગુણને અનુસરીને શોભે છે; જેમ કે સારા વર્ણવાળું તે સુ-વર્ણ (સોનું), શોભાનો ખંડ તે શ્રી-ખંડ (ચંદન), રત્નોની ખાણ તે રત્નાકર (સમુદ્ર), અમૃતને કરનાર તે સુધા—કર (ચંદ્ર) વગેરે. ૧૧

वहन्ति शोकशङ्कुं च कुर्वन्ति च यथोचितम् ।
कोऽप्येष महतां हन्त गाम्भीर्यानुगुणो गुणः ॥ १२ ॥

મહાપુરુષો શોકરૂપી શંકુને ધારણ કરે છે અને યોગ્ય કાર્ય કરતા રહે છે. ખરેખર, આ તેમનામાં ગંભીરતાને અનુરૂપ કોઈ એક અસાધારણ ગુણ છે. ૧૨

नागुणी गुणिनं वेत्ति गुणी गुणिषु मत्सरी ।
गुणी च गुणरागी च विरलः सरलो जनः ॥ १३ ॥

ગુણરહિત માણસ ગુણવાન પુરુષને ઓળખી શકતો નથી અને એક ગુણવાન પુરુષ બીજા ગુણવાનનો દ્વેષ કરે છે; એટલે જાતે ગુણવાન હોય અને ગુણવાન પર પ્રેમ રાખનારો પણ હોય, એવા સરળ જનો તો વિરલ જ હોય છે. ૧૩

महात्मानोऽनुगृह्णन्ति भजमानान् रिपूनपि ।
सपत्नीः प्रापयन्त्यब्धिं सिन्धवो नगनिम्नगाः ॥१४॥

પોતાના શત્રુઓ હોય, છતાં પણ પોતાની પાસે આવે તો મહાપુરુષો તેમના પર કૃપા કરે છે; જેમ મોટી નદીઓ પોતાની શોક્ય તરીકે રહેલી એવી નાની નદીઓને પણ પોતાની સાથે રાખીને સમુદ્ર સાથે મેળાપ કરાવે છે. ૧૪

मुखेन नोद्गिरत्यूर्ध्वं हृदयेन न यात्यधः ।
जरयत्यन्तरे साधुर्दोषं विषमिवेश्वरः ॥ १५ ॥

જેમ મહાદેવ શંકર ઝેરને મુખથી બહાર કાઢી નાખતા નથી અને પોતાની અંદર પણ ઉતારતા નથી; પણ તેને વચમાં જીરવે છે, તેમ સાધુજન પારકાના દોષને વાણી વડે બહાર કાઢી નાખતા નથી તેમ જ પોતાના હૃદયમાં પણ ઉતારતા નથી, પણ વચમાં જ ક્ષીણ કરી દે છે. ૧૫

विकृतिं नैव गच्छन्ति सङ्गदोषेण साधवः ।
आवेष्टितं महासर्पैश्चन्दनं न विषायते ॥ १६ ॥

સાધુજનો ખરાબ સંગને કારણે પણ કોઈ જાતનો વિકાર કે દોષને પ્રાપ્ત થતા નથી. જેમ કે ચંદનનું વૃક્ષ મોટા ઝેરી સર્પોથી વીંટળાયેલ હોય છે તોપણ તે પોતે ઝેરી બનતું નથી. ૧૬

मान्या एव हि मान्यानां मानं कुर्वन्ति नेतरे ।
शंभुर्बिभर्ति मूर्ध्नीन्दुं स्वर्भानुस्तं जिघृक्षति ॥ १७ ॥

માન આપવા યોગ્ય ઉત્તમ પુરુષોનું માન ઉત્તમ પુરુષો જ કરે છે, બીજા કરતા નથી; જેમ મહાદેવ શંકર ચંદ્રની કલાને મસ્તક પર ધારણ કરે છે અને રાહુ તો તેને ગળી જાય છે. ૧૭

सुजनं व्यजनं मन्ये चारुवंशसमुद्भवम् ।
आत्मानं च परिभ्राम्य परतापनिवारणम् ॥ १८ ॥

જેમ સારા વાંસનો બનેલો પંખો પોતે ભમીને બીજાના તાપને દૂર કરે છે, તેમ સજ્જન પણ પંખારૂપે છે; તે પોતે ભમીને પણ બીજાઓના સંતાપ દૂર કરે છે.

उदये सविता रक्तो रक्तश्चास्तमये तथा ।
संपत्तौ च विपत्तौ च महतामेकरूपता ॥ १९ ॥

સૂર્ય ઉદયકાળે રાતો હોય છે, તેવો જ અસ્ત-કાળે પણ રાતો હોય છે. ખરેખર, સંપત્તિકાળે અને વિપત્તિકાળે મહાપુરુષોમાં એકરૂપતા જ રહે છે. ૧૯

आरभन्तेऽल्पमेवाज्ञाः कामं व्यग्रा भवन्ति च ।
महारम्भाः कृतधियस्तिष्ठन्ति च निराकुलाः ॥२०॥

જ્ઞાન વિનાના–કાર્યકુશળ ન હોય તેવા લોકો નાના કામનો જ આરંભ કરે છે અને તેમાં પણ પૂરેપૂરા આકુળવ્યાકુળ બની જાય છે. પરંતુ સ્થિર બુદ્ધિવાળા

જાણકાર લોકો ભારે કાર્યોને આરંભે છે અને જરા પણ વ્યગ્રતા વિનાના રહે છે. ૨૦

सद्भिस्तु लीलया प्रोक्तं शिलालिखितमक्षरम् ।
असद्भिः शपथेनापि जले लिखितमक्षरम् ॥ २१ ॥

સજ્જનો એક વાત રમતમાંય કહી દે તોપણ તે શિલાલેખના અક્ષર જેવી સ્થિર હોય છે, જ્યારે દુર્જનો મોટા સોગંદ ખાઈ ખાઈને કહે છતાં તેમના વચન પાણી પર લખેલ અક્ષર જેવા વ્યર્થ હોય છે. ૨૧

हरेः पदाहतिः श्लाघ्या न श्लाघ्यं खररोहणम् ।
स्पर्धापि विदुषा युक्ता न युक्ता मूर्खमित्रता ॥२२॥

સિંહને પગથી જરા ઠોકર લગાવવી તે પણ ભારે વીરતાનું કામ હોઈ વખાણવા યોગ્ય છે; પરંતુ ગધેડા પર સવારી કરવામાં આવે તોપણ તે વખાણવા યોગ્ય ગણાતું નથી. તેવી રીતે વિદ્વાનની સાથે સ્પર્ધા કરવી તે પણ (વખાણવા) યોગ્ય છે, પણ મૂર્ખની સાથે મિત્રતા કરવી તે યોગ્ય નથી. ૨૨

साधोः प्रकोपितस्यापि मनो नायाति विक्रियाम् ।
नहि तापयितुं शक्यं सागराम्भस्तृणोल्कया ॥ २३ ॥

સજ્જનને કોપાયમાન કરવામાં આવે તોપણ તેના મનમા-હૃદયમાં કોઈ જાતનો વિકાર ઉત્પન્ન થતો નથી. (તેનો કોપ ઉપર ઉપરનો જ રહે છે.) તણખલાંના ભડકાથી કંઈ સાગરના જળને તપાવી શકાતું નથી. ૨૩

नारिकेलसमाकारा दृश्यन्ते हि सुहृज्जनाः ।
अन्ये बदरिकाकारा बहिरेव मनोहराः ॥२४॥

સજ્જન પુરુષો બહારના દેખાવમાં નાળિયેર જેવા હોય છે પણ તેમનામાં અંદર જળ (સ્નેહ) અને મધુરતા હોય છે; જ્યારે દુર્જનો બોરના ફળ જેવા બહારથી જ સારા હોય છે. ૨૪

स्नेहच्छेदेऽपि साधूनां गुणा नायान्ति विक्रियाम् ।
भङ्गेनापि मृणालानामनुबध्नन्ति तन्तवः ॥ २५ ॥

સ્નેહસંબંધ છૂટી જાય તોપણ સાધુપુરુષોના ગુણો વિકાર પામતા નથી; કારણ કે કમળની નાળ ભાંગી જાય તોપણ તંતુઓ સંબંધ રાખે છે. ૨૫

परोपदेशे पाण्डित्यं सर्वेषां सुकरं नृणाम् ।
धर्मे स्वीयमनुष्ठानं कस्यचित्तुमहात्मनः ॥ २६ ॥

બીજાને ઉપદેશ આપવામાં પંડિતાઈ બતાવવી એ બધા માણસો માટે સહેલું છે; પરંતુ ઉપદેશના તે ધર્મ પ્રમાણે પોતે આચરણ કરતો હોય એવું તો કોઈ વિરલ મહાત્મામાં જ જોવામાં આવે છે. ૨૬

संपत्सु महतां चित्तं भवत्युत्पलकोमलम् ।
विपत्सु च महाशैलशिलासंघातकर्कशम् ॥ २७ ॥

સંપત્તિ વખતે મહાપુરુષોનું ચિત્ત કમળના જેવું કોમળ રહે છે અને વિપત્તિ વખતે (તેને સહન કરવા માટે) મોટા પર્વતની શિલાના જેવું કઠોર બને છે. ૨૭

पतति व्यसने दैवाद्दारुणे दारुणात्मनि ।
संवर्मयति वज्रेण धैर्येण महतां मनः ॥ २८ ॥

જ્યારે દૈવયોગે મોટું ભયંકર દુઃખ આવી પડે છે, ત્યારે મોટા પુરુષનું મન ધૈર્યરૂપી વજ્રનું બખતર પહેરે છે. ૨૮

सन्तः स्वतः प्रकाशन्ते गुणा न परतो नृणाम् ।
आमोदो नहि कस्तूर्याः शपथेन विभाव्यते ॥ २९

મનુષ્યોના સારા ગુણો હોય છે, તે આપમેળે જ પ્રકાશે છે, કોઈ બીજાથી નહીં; કસ્તૂરીની સુગંધ કોઈ બીજાના સોગંદ લઈને પોતાને પ્રકાશિત કરતી નથી. ૨૯

पातितोऽपि कराघातैरुत्पतत्येव कन्दुकः ।
प्रायेण साधुवृत्तानामस्थायिन्यो विपत्तयः ॥ ३० ॥

હાથના પ્રહારથી નીચે પછાડવા છતાં દડો ઊંચો ઊછળે જ છે; તેનું પતન વધુ વાર રહેતું નથી. તેવી રીતે સદાચારી લોકોની વિપત્તિઓ પણ થોડી જ વાર રહેનારી હોય છે. ૩૦

सकृत्कन्दुकपातेनोत्पतत्यार्यः पतन्नपि ।
तथा त्वनार्यः पतति मृत्पिण्डपतनं यथा ॥ ३१ ॥

જેમ દડો નીચે પડતાની સાથે ઊછળે છે, તેમ ઉત્તમ પુરુષ પડવા છતાં ફરીથી ઉન્નત થાય છે અને માટીનો પિંડ જેમ નીચે પડે કે ભાંગી જાય છે, તેમ દુર્જન પડ્યા પછી ફરીથી ઉન્નત થતો નથી. ૩૧

दन्तिदन्तसमानं हि निःसृतं महतां वचः ।
कूर्मग्रीवेव नीचानां पुनरायाति याति च ॥ ३२ ॥

મહાપુરુષોનું નીકળેલું વચન હાથીના બહાર નીકળેલા દાંતના સમાન હોય છે, દાંતની જેમ તે કદી પાછું પેસતું નથી. જ્યારે નીચ માણસોનાં વચન કાચબાની ડોકના જેવાં હોય છે. તે બહાર નીકળે છે અને ફરી અંદર પેસી જાય છે. ૩૨

श्लोकस्तु श्लोकतां याति यत्र तिष्ठन्ति साधवः ।
लकारो लुप्यते तत्र यत्र तिष्ठन्त्यसाधवः ॥ ३३ ॥

જ્યાં સારા માણસો રહેલા હોય ત્યાં (બોલાયેલો) શ્લોક શ્લોકતા(કીર્તિ)ને પામે છે. જ્યાં દુર્જનો હોય ત્યાં શ્લોકમાંથી લકારનો લોપ થઈ જાય છે

અર્થાત્ દુર્જનોમાં બોલાયેલો શ્લોક શોકરૂપ બની જાય છે. ૩૩

किमत्र चित्रं यत्सन्तः परानुग्रहतत्पराः ।
नहि स्वदेहशैत्याय जायते चन्दनद्रुमाः ॥ ३४ ॥

ચંદનનાં વૃક્ષો પોતાના દેહને શીતળ કરવા માટે ઉત્પન્ન થતાં નથી. તેમ સત્પુરુષો બીજા પર ઉપકાર કરવામાં તત્પર હોય તેમાં શું આશ્ચર્ય છે? ૩૪

काकैः सह प्रवृद्धस्य कोकिलस्य कला गिरः ।
खलसङ्गेऽपि नैष्ठुर्यं कल्याणप्रकृतेः कुतः ॥ ३५ ॥

કાગડાઓની સાથે મોટા થવા છતાં કોકિલમાં વાણીની કળા નષ્ટ થતી નથી. જેવી જ રીતે ખલનો સંગ થાય તોપણ પવિત્ર પ્રકૃતિવાળા સત્પુરુષમાં નિષ્ઠુરતા ક્યાંથી ઉત્પન્ન થાય? ૩૫

यथा चित्तं तथा वाचो यथा वाचस्तथा क्रियाः ।
चित्ते वाचि क्रियायां च साधूनामेकरूपता ॥ ३६ ॥

સત્પુરુષોને જેવું ચિત્તમા હોય તેવી જ વાણી બોલાય છે. અને જેવી વાણી બોલાઈ હોય તેવી જ ક્રિયાઓ થાય છે. ચિત્ત, વાણી અને ક્રિયામાં (વિચાર, વાણી અને વર્તનમા) સત્પુરુષો એકરૂપતાવાળા હોય છે.

विवेकः सह संयत्या विनयो विद्यया सह ।
प्रभुत्वं प्रश्रयोपेतं चिह्नमेतन्महात्मनाम् ॥ ३७ ॥

સંયમની સાથે વિવેક, વિદ્યાની સાથે વિનય અને પ્રભુત્વ(સત્તા)ની સાથે નમ્રતા એ મહાપુરુષોનું લક્ષણ છે. ૩૭

उपकर्तुं प्रियं वक्तुं कर्तुं स्नेहमकृत्रिमम् ।
सुजनानां स्वभावोऽयं केनेन्दुः शिशिरीकृतः ॥ ३८ ॥

ઉપકાર કરવો, પ્રિય બોલવું અને અકૃત્રિમ સ્નેહ રાખવો; એ સજ્જનનો સ્વભાવ જ છે; ચંદ્રને કોણે શીતળ બનાવ્યો છે? એ તેનો સ્વભાવ જ છે. ૩૮

निर्गुणेष्वपि सत्त्वेषु दयां कुर्वन्ति साधवः ।
नहि संहरते ज्योत्स्नां चन्द्रश्चाण्डालवेश्मनि ॥ ३९ ॥

ગુણહીન પ્રાણીઓ ઉપર પણ સાધુપુરુષો દયા કરે છે. ચંદ્ર ચાંડાલના ઘરમાંથી પણ પોતાની ચાંદનીને પાછી ખેંચી લેતો નથી. ૩૯

उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः ।
अपकारिषु यः साधुः स साधुः सद्भिरुच्यते ॥४०॥

ઉપકાર કરનાર સાથે જે સજ્જનતાથી વર્તે છે, તેનામાં સજ્જનતાનો શો ગુણ છે? અપકાર કરનાર ઉપર પણ જે સજ્જનતાથી વર્તે, તેને જ સારા માણસો સજ્જન કહે છે. ૪૦

हृदयानि सतामेव कठिनानीति मे मतिः ।
खलवाग्विशिखैस्तीक्ष्णैर्भिद्यन्ते न मनाग्यतः ॥ ४१ ॥

સજ્જનોનાં જ હૃદયો કઠોર હોય છે, એમ હું માનું છું; કારણ કે ખલ પુરુષોનાં વચનોરૂપી તીક્ષ્ણ બાણોથી તે જરા પણ ભેદાતાં નથી. ૪૧

अपेक्षन्ते न च स्नेहं न पात्रं न दशान्तरम् ।
सदालोकहितासक्ता रत्नदीपा इवोत्तमाः ॥ ४२ ॥

રત્નના (સ્વયંપ્રકાશિત) ઉત્તમ દીવાઓ તેલ, કોડિયું કે દિવેટની અપેક્ષા રાખતા નથી, તેવી જ રીતે સદા લોકહિતમાં જ રત રહેલા સજ્જનો લોકોના તરફથી સ્નેહ, યોગ્ય સન્માન કે ઊંચા પદની દરકાર રાખતા નથી. ૪૨

ब्रूतेऽन्यस्यासतोऽप्यार्यो गुणान्दोषांश्च दुर्जनः ।
तुल्येऽप्यसत्त्वे किं त्वेको गच्छेदूर्ध्वमधोऽपरः ॥ ४३ ॥

સજ્જન માણસ બીજામાં ન દેખાતા ગુણોને પણ કહી બતાવે છે અને દુર્જન બીજામાં ન દેખાતા દોષોને પણ કહી બતાવે છે. આમ ન દેખાતી વસ્તુને કહી બતાવવામા બંને સરખા છે, છતા એક ઉત્કર્ષને પામે છે અને બીજો અધોગતિને પામે છે. ૪૩

सन्तो मनसि कृत्वैव प्रवृत्ताः कृत्यवस्तुनि ।
कस्य प्रतिशृणोति स्म कमलेभ्यः श्रियं रविः ॥ ४४ ॥

સજ્જનો મનમા ઉત્તમ કર્તવ્યનો નિશ્ચય કરીને તેમાં જ પ્રવૃત્ત થાય છે. (પોતાનું કામ કરતાં પહેલાં કે કર્યા પછી કોઈને કહી બતાવતા નથી.) કમળોને શોભા આપવાનું—વિકસિત કરવા કામનું સૂર્ય કોને કહી બતાવે છે? ૪૪

आमरणान्ताः प्रणयाः कोपास्तत्क्षणभङ्गुराः ।
परित्यागाश्च निःसङ्गा भवन्ति हि महात्मनाम् ॥४५॥

મહાપુરુષોનો પ્રેમ મરણપર્યંત રહેનારો હોય છે, તેમનો કોપ તે જ ક્ષણમાં નાશ પામનારો હોય છે અને તેમનો ત્યાગ આસક્તિ વિનાનો (ફળની કામના વિનાનો) હોય છે. ૪૫

सन्त एव सतां नित्यमापदुद्धरणक्षमाः ।
गजानां पङ्कमग्नानां गजा एव धुरंधराः ॥ ४६ ॥

સજ્જનોની આપત્તિઓને દૂર કરવાની શક્તિ હમેશાં સજ્જનો જ ધરાવે છે. કાદવમાં ખૂંપી ગયેલા હાથીઓને બહાર ખેંચી લાવવા માટે મોટા હાથીઓ જ સમર્થ હોય છે. ૪૬

नूनं दुग्धाब्धिमन्थोत्थाविमौ सुजनदुर्जनौ ।
किं त्विन्दोः सोदरः पूर्वः कालकूटस्य चेतरः ॥४७॥

સજ્જન અને દુર્જન બંનેય ક્ષીરસમુદ્રના મંથનમાંથી જ ઉત્પન્ન થયેલા છે; પરંતુ એક ચંદ્રનો સહોદર (સગો ભાઈ) છે અને બીજો કાલકૂટ(ઝેર)નો સહોદર છે. ૪૭

गोत्रस्थितिं न मुञ्चन्ति सदा सन्नतिमाश्रिताः ।
उदन्वन्तश्च सन्तश्च महासत्त्वतया तथा ॥ ४८ ॥

સમુદ્ર અને સત્પુરુષો બંને સરખા છે. સમુદ્ર સદા સન્નતિ-પૃથ્વી કરતાં નીચાણવાળા સ્થાનમાં રહેલો છે. સત્પુરુષો સદા સન્નતિ-નમ્રતા ધારણ કરનારા છે. સમુદ્ર મહાસત્ત્વ-મોટાં મોટાં જળચર પ્રાણીઓવાળો છે, સત્પુરુષો મહાસત્ત્વ-મોટા ધૈર્ય અથવા મહા પ્રભાવવાળા છે. સમુદ્ર ગોત્રસ્થિતિ-પોતામાં રહેલા પર્વતોને છોડી દેતો નથી. સત્પુરુષો પોતાની ગોત્રસ્થિતિ-કુળમર્યાદાને છોડી દેતા નથી.

विगृहीतः पदाक्रान्तो भूयोभूयश्च खण्डितः ।
माधुर्यमेवावहति सुश्लोक इव सज्जनः ॥ ४९ ॥

જેમ સારો શ્લોક હોય; તેનો વારંવાર વિગ્રહ કરો (પદપદાર્થ છૂટા પાડો), પદને છૂટાં પાડો અને તેના વારંવાર ટુકડા પાડો; તોપણ તે મધુરતાને ધારણ કરે છે; તે રીતે જે સુજન હોય છે, તેની સાથે કલહ કરો; તેને લાત મારો કે તેનું વારંવાર અપમાન કરો, તો પણ તે મધુરતાને આપે જ છે. ૪૯

प्रकृतिप्रत्ययोपेतः सद्वृत्तः साधुसंमतः ।
अर्थार्पणसमर्थश्च सुश्लोक इव सज्जनः ॥ ५० ॥

જેમ કે સારો શ્લોક હોય, તે મૂળરૂપ-પ્રકૃતિ અને પ્રત્યય સહિત હોય છે, સારા વૃત્ત-છંદથી શોભતો હોય છે; સાધુ-શુદ્ધ બનાવેલ શબ્દો સહિત હોય છે અને સારા ભાવને આપવામાં સમર્થ છે તેમ જે પુરુષ સુજન હોય છે, તે પ્રકૃતિ-સ્વભાવ અને પ્રત્યય-વિશ્વાસથી યુક્ત હોય છે, સારા વૃત્ત-આચરણથી શોભતો હોય છે, સાધુજનોને માન્ય હોય છે અને બીજાને અર્થ-લાભ આપવામાં સમર્થ હોય છે. તેથી સત્પુરુષ અને સારા શ્લોક એ બંને સમાન ગુણવાળા છે. ૫૦

गुणोऽपि नूनं दोषाय दुष्पिधातोः खलस्य च ।
सन्मार्गसिद्ध्ये वृद्धिर्मृजेः साधुजनस्य च ॥ ५१ ॥

'દુષ' ધાતુને વ્યાકરણના નિયમ પ્રમાણે 'ઉ'ને 'ઓ' ગુણ કરો એટલે દોષ શબ્દ બને તેમ ખલને ગુણ કરો, એટલે દુર્જન ઉપર ઉપકાર કરો તોય દોષ બની જાય અને 'મૃજ'ને વ્યાકરણના નિયમ પ્રમાણે 'ઋ'નો 'આર' વૃદ્ધિ કરો, તો 'માર્જ' શબ્દ બને અને પછી પ્રત્યય લગાડતાં માર્ગ વાળવાના અર્થવાળો શબ્દ બને અને સન્માર્ગની સિદ્ધિ થાય તેમ સારા માણસની વૃદ્ધિ કરો, તો તેથી સારા માર્ગની જ સિદ્ધિ થાય છે. ૫૧

मुञ्चन्तश्चापलरसं प्रस्थिताः पावने पथि ।
घना इवार्द्रहृदयाः सन्तो जीवनहेतवः ॥ ५२ ॥

જે ચાપલ-વીજળી સહિત રસ-જળને છોડે છે, જે પવનના માર્ગે પ્રયાણ કરે છે અને જે જળથી ભરેલા બનીને સર્વ ઔષધિઓને જીવન આપનાર બને છે, એવા મેઘોની જેમ સજ્જન પુરુષો ચપળતાના રસને છોડી દે છે, પાવન માર્ગે પ્રયાણ કરે છે, હૃદયમાં કરુણ રસથી ભરપૂર બનીને જીવનના કલ્યાણરૂપ બને છે. ૫૨

धनिनोऽपि निरुन्मादा युवानोऽपि न चञ्चलाः ।
प्रभवोऽप्यप्रमत्तास्ते महामहिमशालिनः ॥ ५३ ॥

ધનિક હોવા છતાં મદ વિનાના છે, યુવાન હોવા છતાં ચંચળ નથી અને સત્તાવાળા હોવા છતાં પણ ઉન્મત્ત-ગર્વિષ્ઠ નથી, તેઓ મોટા મહિમાથી શોભતા હોય છે. ૫૩

साधुरेव प्रवीणः स्यात्सद्गुणामृतचर्वणे ।
नवचूताङ्कुरास्वादकुशलः कोकिलः किल ॥ ५४ ॥

આંબાના નવા મોરના અંકુરોનો સ્વાદ લેવામાં તો કોયલ જ કુશળ હોય છે, તેમ સદ્ગુણરૂપી અમૃતનાં પાન કરવામાં તો સાધુપુરુષ જ પ્રવીણ હોય છે. ૫૪

उत्तमः क्लेशविक्षोभं क्षमः सोढुं न हीतरः ।
मणिरेव महाशाणघर्षणं न तु मृत्कणः ॥ ५५ ॥

જેમ મોટા સરાણના ઘસારાને મણિ જ સહન કરી શકે છે; માટીનો કણ તેમાં તૂટી જાય, તેમ ઉત્તમ પુરુષ જ મોટા કલેશના ક્ષોભને સહન કરી શકે છે; હલકો માણસ તો ભાંગી પડે. ૫૫

सज्जना एव साधूनां प्रथयन्ति गुणोत्करम् ।
पुष्पाणां सौरभं प्रायस्तनुते दिक्षु मारुतः ॥ ५६ ॥

જેમ પુષ્પોની સુગંધને મોટે ભાગે પવન જ દિશાઓમાં ફેલાવે છે, તેમ સારા માણસો જ સંતોના ગુણોનો વિસ્તાર કરે છે. ૫૬

स्वभावं नैव मुञ्चन्ति सन्तः संसर्गतोऽसताम् ।
न त्यजन्ति रुतं मञ्जु काकसम्पर्कतः पिकाः ॥ ५७ ॥

કાગડાનો સંગ થાય, તેથી કોયલ પોતાનાં મધુર ગાન છોડી દેતી નથી તેમ દુર્જનોનો સંગ થાય, તેથી સુજનો પોતાના સરળ સ્વભાવને છોડી દેતા નથી. ૫૭

संपत्तौ कोमलं चित्तं साधोरापदि कर्कशम् ।
सुकुमारं मधौ पत्रं तरोः स्यात्कठिनं शुचौ ॥ ५८ ॥

જેમ ઝાડનું પાન વસંતઋતુમાં કોમળ હોય છે અને ઉનાળામાં કઠણ થાય છે, તેમ સારા માણસનું ચિત્ત સંપત્તિ વખતે કોમળ બને છે અને વિપત્તિ વખતે કઠણ બને છે. ૫૮

स्वभावं न जहात्येव साधुरापद्गतोऽपि सन् ।
कर्पूरः पावकस्पृष्टः सौरभं लभतेतराम् ॥ ५९ ॥

અગ્નિ સાથે પોતાનો સ્પર્શ થાય છે ત્યારે કપૂર વધારે સુગંધ ફેલાવે છે, તેમ આપત્તિમાં આવવા છતાં સાધુજન પોતાના સ્વભાવને છોડતો નથી. ૫૯

अप्यापत्समयः साधोः प्रयाति श्लाघनीयताम् ।
विधोर्विधुंतुदास्कन्दविपत्कालोऽपि सुन्दरः ॥ ६० ॥

જેમ કે ચંદ્રને રાહુ ગળી જાય છે, તે ચંદ્રની વિપત્તિ છે; છતાં દાનપુણ્ય માટે ચંદ્રગ્રહણ સારું ગણાય છે, તેમ સાધુપુરુષને આપત્તિનો સમય પણ પ્રતિષ્ઠા આપે છે.

विना परीक्षां नो तत्त्वं प्रसिद्धं ज्ञायते सतः ।
स्ववर्मबन्धान्नो शुद्धिर्ज्ञायते कर्षणं विना ॥ ६१ ॥

જેમ બખ્તરને શરીરે બાંધો, ધારણ કરો. પણ તેને ખેંચ્યા સિવાય તેની શુદ્ધિ (યોગ્યતા-ઉપયોગિતા) જાણવામાં આવતી નથી, તેમ પરીક્ષા થયા સિવાય સારા પુરુષનુ તત્ત્વ પ્રસિદ્ધ થઈને જણાતુ નથી. ૬૧

दृष्टदुर्जनदौरात्म्यः सज्जने रज्यते जनः ।
आरुह्य पर्वतं पान्थः सानौ निर्वृतिमेत्यलम् ॥ ६२ ॥

જેમ વટેમાર્ગુ પર્વત ઉપર ચઢીને પછી તેના શિખર ઉપર સંપૂર્ણ સુખ મેળવે છે, તેમ દુર્જનની દુષ્ટતા જોયા પછી માણસ સુજન પર વિશેષ પ્રેમ રાખે છે અને તેનાથી સુખ મેળવે છે. ૬૨

क्षणक्षयिणि सापाये भोगे रज्यन्ति नोत्तमाः ।
संत्यज्याम्भोजकिञ्जल्कं न प्रार्थयति शैवलम् ॥ ६३ ॥

ક્ષણ પછી નાશ પામનાર અને પીડા સહિત એવા ભોગોમા સારા માણસ રાગ-પ્રીતિ ધરતા નથી; કારણ કે કમળના પરાગને છોડી દઈને કોઈ શેવાળને ચાહતુ નથી. ૬૩

उत्तमं सुचिरं नैव विपदोऽभिभवन्त्यलम् ।
राहुग्रसनसंभूतक्षणो विच्छाययेद्विधुम् ॥ ६४ ॥

ઉત્તમ પુરુષને જે વિપત્તિઓ આવી પડે છે, તે તેનો લાંબા કાળ સુધી અને પૂરેપૂરો પરાભવ કરી શકતી નથી; કેમ કે રાહુનો ગ્રાસ ચંદ્રને ઘડીભર જ કાંતિરહિત બનાવે છે. ૬૪

प्रायः स्वभावं मुञ्चन्ति सन्तः संसर्गतोऽसताम् ।
चण्डाक्षुण्डातपातपादा हिमांशोरमृतस्रुजः ॥ ६५ ॥

કેટલીક વખતે એમ બને છે કે દુર્જનોના સંગને કારણે સુજનો પોતાના સ્વભાવને છોડી દે છે જેમ કે ચંદ્રનાં અમૃતઝરતાં કિરણો સૂર્યના સંસર્ગથી કઠોર બની જાય છે. ૬૫

तुल्यं परोपतापित्वं क्रुद्धयोः साधुनीचयोः ।
न दाहे ज्वलतोर्भिन्नं चन्दनेन्धनयोः क्वचित् ॥ ६६ ॥

સાધુજન હોય કે નીચ જન હોય, જ્યારે તે કોપે છે, ત્યારે બીજાને સરખી રીતે જ તપાવે છે. ચંદન હોય કે સાધારણ ઝાડ હોય પણ જ્યારે તે બળે છે, ત્યારે તેનો દાહ સરખો જ હોય છે. ૬૬

महतां तादृशं तेजो यत्र शाम्यन्त्यनौजसः ।
अस्तं यान्ति प्रकाशेन तारका हि विवस्वतः ॥ ६७ ॥

મોટા પુરુષોના તેજ એવા પ્રકારનાં હોય છે કે જેમાં હલકા માણસો આપોઆપ શમી જાય છે; જેમ સૂર્યના પ્રકાશથી તારાઓ અસ્ત પામી જાય છે. ૬૭

आस्थामालम्ब्य नीतेषु वशं क्षुद्रेष्वरातिषु ।
व्यक्तिमायाति महतां माहात्म्यमनुकम्पया ॥ ६८ ॥

હલકા સ્વભાવના શત્રુઓ હોય અને તેમને બંદીખાને જકડી રાખ્યા હોય, છતાં તેમની પર પણ સજ્જનો દયા કરે છે; અને એ રીતે તેમનું મોટાપણું પ્રકટ થાય છે. ૬૮

आपत्स्वेव हि महतां शक्तिरभिव्यज्यते न संपत्सु ।
अगुरोस्तथा न गन्धः प्रागस्ति यथाग्निपतितस्य ॥६९॥

અગરુનો ગંધ પહેલા બરોબર જણાતો નથી પણ જ્યારે તે અગ્નિમા પડે છે, ત્યારે તેની સુગંધ બરોબર પ્રસરે છે; તે રીતે સંપત્તિઓ વખતે સારા માણસની શક્તિ બરોબર પ્રગટ થતી નથી, પણ જ્યારે આપત્તિઓ આવે છે, ત્યારે તેમની શક્તિઓ બરાબર પ્રકટ થાય છે.

शून्येऽपि च गुणवत्तामातन्वानः स्वकीयगुणजालैः ।
विवराणि मुद्रयन्द्रागूर्णायुरिव सज्जनो जयति ॥ ७० ॥

જેમ કરોળિયો ખાલી જગામાં જાળ કરે છે અને છિદ્રો પૂરી દે છે, તેમ સારો માણસ ખાલી જગામા પણ ગુણોને વિસ્તારે છે અને પોતાના ગુણોના સમુદાયથી બીજાનાં છિદ્રો પૂરી દે છે. ૭૦

तरुमूलादिषु निहितं जलमाविर्भवति पल्लवाग्रेषु ।
निभृतं यदुपक्रियते तदपि महान्तो वहन्त्युच्चैः ॥७१॥

જેમ ઝાડના મૂળમા પાણી રેડવામાં આવે; પરંતુ તે પાણી જેમ તેની ટોચે પલવોમાં-પલ્લવો-પુષ્પો ફળરૂપે પ્રગટ થાય છે, એ રીતે જો સરળ જનોનો ખાનગીમાં ઉપકાર કર્યો હોય, તેને પણ તેઓ આગળ લાવીને રજૂ કરે છે. ૭૧

संपदि यस्य न हर्षो विपदि विषादो रणे च धीरत्वम् ।
तं भुवनत्रयतिलकं जनयति जननी सुतं विरलम् ॥७२॥

જેને સંપત્તિ વખતે હર્ષ નથી, વિપત્તિ વખતે

ભેદ નથી અને રણમાં ધીરજ છે, તે સજ્જન પુરુષ ત્રણે ભુવનોના તિલકરૂપે છે. કોઈક જ માતા એવા વિરલ પુત્રને જન્મ આપે છે. ૭૨

दुर्जनवचनाङ्गारैर्दग्धोऽपि न विप्रियं वदत्यार्यः ।
अगुरुरपि दह्यमानः स्वभावगन्धं परित्यजति किं नु ॥

અગુરુ પોતાની જાતે બળી રહેલ હોય છે, છતાં પણ તે પોતાની સ્વાભાવિક ગંધને શું છોડી દે છે? ના, બળીને પણ સુવાસ આપે છે. એ રીતે દુષ્ટ જનોનાં વચનોના અંગારાથી બળતો હોવા છતાં સત્પુરુષ ક્યારેય અપ્રિય અને ભૂંડું બોલતો નથી. ૭૩

अप्रियवचनदरिद्रैः प्रियवचनाढ्यैः स्वदारपरितुष्टैः ।
परपरिवादनिवृत्तैः क्वचित्क्वचिन्मण्डिता वसुधा ॥७४॥

જે અપ્રિય વચન બોલવામાં દરિદ્ર છે અને પ્રિય વચનોથી ભરેલો છે, જેને પોતાની સ્ત્રીથી સંતોષ છે અને જે બીજાની નિંદાથી દૂર રહે છે; એવા પુરુષોથી આ પૃથ્વી કોઈક કોઈક ઠેકાણે શોભતી હોય છે. ૭૪

पतितोऽपि राहुवदने तरणिर्बोधयति पद्मखण्डानि ।
भवति विपद्यपि महतामङ्गीकृतवस्तुनिर्वाहः ॥७५॥

રાહુના મુખમાં પડ્યો હોય તોપણ સૂર્ય કમળનાં વનોને વિકસિત કરે છે; એ રીતે સજ્જન વિપત્તિમાં પડેલો હોય તોપણ જે કાર્ય કરવાનું માથે લીધું હોય તે સારી રીતે પાર પાડે છે. ૭૫

छिन्नोऽपि रोहति तरुश्चन्द्रः क्षीणोऽपि वर्धते लोके ।
इति विमृशन्तः सन्तः संतप्यन्ते न ते विपदा ॥७६॥

કાપી નાખવામાં આવે તોપણ ઝાડ ફરીથી ઊગે છે; ચંદ્ર ક્ષીણ થયો હોય, તોપણ ફરીથી લોકમાં વૃદ્ધિ પામે છે; એ રીતે વિચાર કરનારા સજ્જનો વિપત્તિને કારણે સંતાપ પામતા નથી. ૭૬

वासरगम्यमनूरोरम्बरमवनी च वामनैकपदा ।
जलधिरपि पोतलङ्घ्यः सतां मनः केन तुलयामः ॥

સજ્જન પુરુષના મનની તુલના કોની સાથે કરી શકાય એમ છે? આકાશની ઉપમા આપીએ, તો તેને અરુણ સાથળ વિનાનો હોવા છતાં એક દિવસમાં ભ્રમણ કરી ફરી વળે છે; જો પૃથ્વીની ઉપમા આપીએ તો તેને વામને એક ચરણમાં માપી લીધી અને તેને સમુદ્રની ઉપમા આપીએ, તો તે નૌકાથી એક બાળક વડે પણ ઓળંગી શકાય એમ છે. તેથી સત્પુરુષોના મનની તુલના કોઈ સાથે કરી શકાય નહિ. ૭૭

गौरीपतेर्गरीयो गरलं गत्वा गले जीर्णम् ।
जीर्यति कर्णे महतां दुर्वादो नाल्पमपि विशति ॥७८

જેમ હળાહળ ઝેર મહાદેવ શંકરના ગળામાં જઈને પચી ગયું; પણ ગળાની નીચે ઊતર્યું નહિ; તેવી રીતે કોઈનું પણ દુષ્ટ વચન હોય, તો તે મહાત્મા પુરુષોના કાનમાં જઈને પચી જાય છે; તે અંદર ઊતરી જતું નથી.

निजपदगतिगुणरञ्जितजगतां करिणां च सत्कवीनां च ।
वहतामपि महिमानं शोभायै सज्जना एव ॥ ७९ ॥

પોતાના પદની ગતિના ગુણથી જે હાથીઓએ જગતને રંજિત કર્યું છે અને જેઓ મોટા દેહને ધારણ કરે છે તથા જે કવિઓએ પોતાનાં પદ-રચનાના ગુણોથી જગતને રંજિત કર્યું છે અને જેઓ મોટા મહિમાને ધારણ કરે છે, તે કવિઓ અને હાથીઓની શોભા સજ્જનો જ વધારે છે. ૭૯

बाणं हरिरिव कुरुते सुजनो बहुदोषमप्यदोषमिव ।
यावद्दोषं जाग्रति मलिम्लुचा इव पुनः पिशुनाः ॥८०

જેવી રીતે કૃષ્ણ ભગવાને ઘણા દોષ-હાથવાળા બાણાસુરને દોષ-હાથ વિનાનો કરી નાખ્યો; તેવી રીતે સારો માણસ દોષવાળા માણસને દોષ વિનાનો કરી નાખે છે; પરંતુ જેમ ચોરો અંધારી રાત (દોષ) શોધતા હોય છે, તેમ દુર્જનો બીજાના દોષ જ શોધતા હોય છે. ૮૦

महतोः सुवृत्तयोः सखि हृदयग्रहयोग्ययोः समस्थितयोः।
सज्जनयोः स्तनयोरपि निरन्तरं संगतं भवति ॥८१॥

હે સખિ! જેવી રીતે મોટા પ્રમાણના, સારા ગોળાકારના અને છાતી પર સરખી રીતે રહેલા એવા બે સ્તનોનો નિરંતર સમાગમ હોય છે, તેવી રીતે મોટાઈવાળા, સારા આચરણવાળા અને જેમને હૃદયમાં સરખાં આગ્રહ અને યોગ્યતા છે એવા સરખેસરખા બે સજ્જનોનો નિરંતર સમાગમ થયા કરે છે. ૮૧

महतोऽपि हि विश्वासान्महाशया दधति नाल्पमपि लघवः
संवृणुतेऽद्रीनुदधिर्निदाघतद्यो न भेकमपि ॥ ८२ ॥

જેમ મહાસાગર પર્વતોને ઢાંકી દે છે, પણ ઉનાળાની નદીઓ એક દેડકાને પણ ઢાંકી શકતી નથી, તેમ મોટા આશયવાળા જનો જ મહાન પુરુષોના વિશ્વાસને ધારણ કરે છે; પરંતુ નાના માણસો થોડો પણ વિશ્વાસ મેળવી શકતા નથી. ૮૨

वैगुण्येऽपि हि महतां विनिर्मितं भवति कर्म शोभायै।
दुर्वहनितम्बमन्थरमपि हरति नितम्बिनीनृत्यम् ॥८३

જેમ મોટા નિતંબવાળી સ્ત્રીનું નૃત્ય ભારે નિતંબને લીધે મંદ હોય, તોપણ તે મનને હરી લે છે; તેમ મોટા પુરુષો કદાચ ગુણરહિત કાર્ય કરે તોપણ તે કાર્ય શોભા આપે છે. ૮૩

सज्जन एव हि विद्या शोभायै भवति दुर्जने मोघा ।
न विदूरदर्शनतया केश्चिदुपादीयते गृध्र ॥ ८४ ॥

સજ્જનમા રહેલી વિદ્યા જ શોભા આપે છે અને દુર્જનમા તે નિષ્ફળ બને છે ગીધપક્ષીમા દૂરથી જોવાની વિદ્યા રહેલી છે તોપણુ તેને કોઈ પાળતુ નથી, કારણ કે તે દુર્જન સમાન છે ૮૪

भवति सुभगत्वमधिक विस्तारितपरगुणस्य सुजनस्य ।
वहति विकासितकुमुदो द्विगुणरुचिं हिमकरोद्योत ॥

બીજાના ગુણનો વિસ્તાર કરનારા સુજનની શોભા અધિક બને છે જેમ પોયણીના ફૂલોનો વિકાસ કરનાર ચંદ્રનો પ્રકાશ બમણી કાંતિને–શોભાને ધારણ કરે છે ૮૫

वदन प्रसादसदन सदय हृदय सुधामुचो वाच ।
करण परोपकरण येषा केषा न ते वन्द्या ॥ ८६ ॥

જેનુ મુખ પ્રસન્નતાનુ ઘર છે, હૃદય દયાથી ભરેલુ છે, વાણી અમૃત રસને વરસાવનારી છે અને કાર્ય પરોપકારને કરનારા છે, તેવા સુજન પુરુષો કોને માટે વંદનીય નથી? ૮૬

उपकारमेव तनुते विपद्गत सद्गुणो महताम् ।
मूर्च्छां गतो मृतो वा निदर्शन पारदोऽत्र रस ॥८७॥

જેમ પારાને મૂર્છિત કરો કે મારી નાખો તોપણુ તે બીજાનો ઉપકાર કરે છે, તેમ ઉત્તમ પુરુષોનો સમુદાય વિપત્તિમા હોય તોપણુ માણુસો પર ઉપકાર જ કરે છે ૮૭

गिरयो गुरुवस्तेभ्योऽप्युर्वी गुर्वा ततोऽपि जगदण्डम् ।
तस्मादप्यतिगुरव प्रलयेऽप्यचला महात्मान ॥ ८८ ॥

સર્વથી ભારે મોટા પર્વતો છે, તેથી ભારે પૃથ્વી છે, તેથી ભારે બ્રહ્માડ છે પણુ તેથી અત્યત ભારે તો મહાત્મા પુરુષો છે, જેઓ પ્રલયકાળે પણુ ચલિત થતા નથી ૮૮

अनवरतपरोपकरणव्यग्रीभवदमलचेतसा महताम् ।
आपातकटुकानि स्फुरन्ति वचनानि भेषजानीव ॥८९

જેમના નિર્મળ હૃદય હમેશા પરોપકાર કરવામા વ્યગ્ર બનેલા રહે છે તે મહાત્મા પુરુષોના વચન પ્રથમ ઔષધની જેમ કડવા લાગે છે, પરતુ અંતે મીઠા બને છે

न भवति भवति च न चिर भवति चिर चेत्फले विसवादी । कोप सत्पुरुषाणा तुल्य स्नेहेन नीचानाम् ॥ ९० ॥

સારા મનુષ્યોનો કોપ અને નીચ માણુસોનો સ્નેહ બને એક રીતે સરખા છે પહેલા તો સત્પુરુષને કોપ થતો નથી થાય તો લાબો કાળ ટકતો નથી, ટકે તો પરિણામે શૂન્યમા ફેરવાઈ જાય છે આ જ ગતિ નીચ લોકોના સ્નેહની હોય છે ૯૦

इक्षोरग्रात्क्रमश पर्वणि पर्वणि यथा रसविशेष ।
तद्वत्सज्जनमैत्री विपरीताना च विपरीता ॥ ९१ ॥

જેમ શેરડીની ટોચથી નીચે નીચેના ભાગમા રસ વધતો જાય છે તેમ સજ્જનની મૈત્રી ધીરે ધીરે વધતી જાય છે અને એથી વિપરીત ક્રમથી દુર્જનોની મૈત્રી ધીરે ધીરે ઘટતી જાય છે ૯૧

परिचरितव्या सन्तो यद्यपि कथयन्ति नो सदुपदेशम् ।
यास्तेषा स्वैरकथास्ता एव भवन्ति शास्त्राणि ॥९२॥

સજ્જન પુરુષો સદુપદેશ ન આપે, તોપણુ તેમની સેવા કરતા રહેવુ કારણુ કે સ્વાભાવિક રીતે જ તેઓ જે વાતો કરતા હોય છે, તે જ શાસ્ત્રના સિદ્ધાતો હોય છે

सुजनो न याति विकृतिं परहितनिरतो विनाश कालेऽपि । छेदेऽपि चन्दनतरु सुरभयति मुख कुठारस्य ॥ ९३ ॥

જે પરોપકારમા રત છે તે સજ્જન પુરુષ વિનાશ કાળે પણુ વિકાર પામતો નથી કારણુ કે જે પોતાને ઘા કરે છે, એવા કુહાડાના મુખને પણુ ચંદનવૃક્ષ સુગંધિત કરે છે ૯૩

अतिकुपिता अपि सुजना योगेन मृदुभवन्ति न तु नीचा । हेम्न कठिनस्यापि द्रवणोपायोऽस्ति न तृणानाम् ॥ ९४ ॥

સજ્જન પુરુષો અત્યત કોપ પામેના હોય, તોપણુ કોઈ ઉપાય વડે કોમળ થાય છે પરતુ દુર્જન પુરુષો કોમળ થતા નથી સુવર્ણ કણુ છે તોપણુ તેને ઓગાળવાનો ઉપાય છે પણુ તણુખનાને ઓગળવાનો કોઈ ઉપાય નથી ૯૪

अनुकुरुत खलसुजनावग्रिमपाश्चात्यभागयो सूच्या ।
विदधाति रन्ध्रमेको गुणवानन्यस्तु पिदधाति ॥९५॥

સોયની અણી કાણુ પાડે છે અને દોરો તે છિદ્રને ઢાકી દે છે, તેમ દુર્જન સોયની અણીની જેમ કાણુ જ પાડે છે પણુ ગુણવાન દોરાની જેમ તેને ઢાકી દે છે

आस्तामन्यत्सुजना परोपकारैककरणदुर्ललिता ।
सतापितपिशुनेषु स्वगुणेष्वपि हन्त खिद्यन्ते ॥९६॥

પરોપકાર કરવામા સુજનો એટલા બધા તત્પર હોય છે કે 'પોતાના વધતા જતા ગુણોથી દુર્જનોને દુ ખ થાય છે' એમ જાણીને પણુ પોતે દુ ખી થાય છે, ત્યા બીજુ તો શુ કહેવાનુ રહે છે? ૯૬

शरदि न वर्षति गर्जति वर्षति वर्षासु नि स्वनो मेघ ।
नीचो वदति न कुरुते न वदति सुजन करोत्येव ॥९७

શરદઋતુમા મેઘ ગર્જના કરે છે, પણ વરસતો નથી અને વર્ષાઋતુમા જે મેઘ વરસે છે તે ગર્જના કરતો નથી તેમ નીચ પુરુષ બોલે છે, પણ કરતો નથી અને ઉત્તમ પુરુષ બોલતો નથી પણ તે કરે છે જ

यदमी दशन्ति दशना रसना तत्स्वादुसौख्यमनुभवति ।
प्रकृतिरियं विमलाना क्लिश्यन्ति यदन्यकार्येषु ॥९८॥

જેમ આપણા દાત ચાવી આપવાનુ કામ કરે છે, પણ વસ્તુના સ્વાદના સુખનો અનુભવ તો જીભ કરે છે, તેમ બીજાના કાર્યો કષ્ટ વેઠીને પણ કરી આપવા અને બીજાને સુખ આપવુ તે સરળ પુરુષોનો સ્વભાવ હોય છે.

तदपकृत विधिनार्थिषु यत्सन्त स्वल्पसपदो विहिता ।
तुच्छे पयसि घनाना सीदत्यति जीवलोकोऽयम् ॥९९॥

સત્પુરુષોને થોડી સપત્તિવાળા કર્યા છે, તેમા વિધાતાએ અપકાર સત્પુરુષોનો નહી, પણ યાચકોનો જ કર્યો છે (સત્પુરુષોને ખૂબ સપત્તિ આપી હોત તો તેઓ માગનારાઓને ખૂબ આપત), મેઘની પાસે જળ થોડુ હોય છે તો તેથી મેઘ નહી પણ આ બધો જીવ લોક જ ખૂબ દુ ખી થાય છે ૯૯

अमृत किरति हिमाशुर्विषमेव फणी समुद्गिरति ।
गुणमेव वक्ति साधुर्दोषमसाधु प्रकाशयति ॥१००॥

ચદ્ર અમૃતને વરસાવે છે અને સર્પ ઝેરને બહાર કાઢે છે, એ રીતે સારો પુરુષ ગુણ બતાવે છે અને દુર્જન માણુસ દોષ પ્રગટ કરે છે ૧૦૦

गुणिनामपि निजरूपप्रतिपत्ति परत एव सभवति ।
स्वमहिमदर्शनमक्ष्णोर्मुकुरतले जायते यस्मात् ॥१०१॥

ગુણવાન પુરુષોને પોતાના સ્વરૂપની ખાતરી બીજાથી જ થાય છે, કારણ કે નેત્રને પોતાના મહિમાનુ દર્શન દર્પણથી જ થાય છે ૧૦૧

उत्कर्षवान्निजगुणो यथा यथा याति कर्णमन्यस्य ।
धनुरिव सुवशजन्मा तथा तथा सज्जनो नमति ॥१०२॥

સારા વાસનુ બનેલુ ધનુષ્ય જેમ જેમ પોતાની દોરી યોદ્ધાના કાન સુધી ખેચાતી જાય છે, તેમ તેમ નમે છે, તેવી રીતે સારા વશમા ઉત્પન્ન થયેલ સજ્જન તેના ઉત્કર્ષવાળા ગુણ જેમ જેમ બીજાને કાને જાય છે, તેમ તેમ નમે છે ૧૦૨

दुर्जनवदनविनिर्गतवचनभुजगेन सज्जनो दष्ट ।
तद्विषनाशननिमित्त साधु सतोषमौषध पिबति ॥१०३

જ્યારે સજ્જન પુરુષને દુર્જનના મુખમાથી નીકળેલા વચનરૂપી સર્પ કરડે છે, ત્યારે સજ્જન તે ઝેરનો નાશ કરવા માટે સતોષ(ક્ષમા)રૂપી ઔષધ પીએ છે.

कमठकुलाचलदिग्गजफणिपतिविधृतापि चलति वसुधेयम्
प्रतिपन्नममलमनसा न चलति पुसा युगान्तेऽपि ॥१०४

આ પૃથ્વીને કાચબો, કુલપર્વત, દિગ્ગજ અને શેષનાગે ધારણ કરી છે છતા તે ડોલી જાય છે, પણ નિર્મળ મનવાળા ઉત્તમ પુરુષોએ જેનો સ્વીકાર કર્યો છે, એવુ વચન પ્રલયકાળે પણ ચલાયમાન થતુ નથી ૧૦૪

अन्त कटुरपि लघुरपि सद्वृत्त य पुमान्न सत्यजति ।
स भवति सद्यो वन्द्य सर्षप इव सर्वलोकस्य ॥१०५

સરસવનો દાણો નાનો હોય છે અને કડવો હોય છે, છતા પણ પોતાની ગોળાશ છોડતો નથી, તે રીતે જે સજ્જન અદર કડવુ અને નાનુ એવુ પણ સદાચરણ છોડતો નથી, તે બધાને વદવા લાયક બને છે ૧૦૫

अद्यापि दुर्निवार स्तुतिकन्या भजति कौमारम् ।
सद्भ्यो न रोचते सा सन्तोऽप्यस्यै न रोचन्ते ॥१०६॥

સ્તુતિ અર્થાત્ પ્રશસારૂપ કન્યા હજુ સુધી કુવારી રહી છે અને તેનુ આ કુવારાપણુ નિવારી શકાય એમ નથી કારણ કે સજ્જનોને તે ગમતી નથી, સત્પુરુષોને તેની રુચિ નથી અને અસત્પુરુષોને–દુર્જનોને તેનુ આકર્ષણ છે, પણ દુર્જનો આ કન્યાને ગમતા નથી

मूक परापवादे परदारनिरीक्षणेऽप्यन्ध ।
पङ्गु परधनहरणे स जयति लोकत्रये पुरुष ॥१०७

પારકાની નિદા કરવામા જે મૂગો છે, પારકાની સ્ત્રીને જોવામા જે આધળો છે અને પારકાનુ ધન હરવામા જે પાગળો છે, તે સજ્જન ત્રણ લોકમા વિજય પામે છે ૧૦૭

पेशलमपि खलवचन दहतितरा मानस सुतत्त्वविदाम्
परुषमपि सुजनवाक्य मलयजरसवत्प्रमोदयति ॥१०८

શાસ્ત્રના રહસ્યને જાણનાર જે સમજુ માણસો છે, તેમના મનને તો દુર્જનનુ વચન કોમળ હોય, તોપણ બાળે છે અને સુજનનુ વચન કઠોર હોય, તોપણ મલયાચલમા ઊગેલ ચદનના રસની જેમ આનદ આપે છે

भक्तिर्भवे न विभवे व्यसन शास्त्रे न युवतिकामास्त्रे ।
चिन्ता यशसि न वपुषि प्राय परिदृश्यते महताम् ॥

ભક્તિ તો ભવ અર્થાત્ મહાદેવમા હોય, વૈભવ ભોગવવામા નહિ, વ્યસન અર્થાત્ અભ્યાસ શાસ્ત્રના સેવનમા હોય, યુવતીઓના કટાક્ષબાણમા નહિ ચિંતા યશ મેળવવામા હોય, શરીર વિષે નહિ, આ પ્રકારનો સ્વભાવ ખાસ કરીને મહાપુરુષોમા જોવા મળે છે ૧૦૯

उपरि करवालधाराकारा क्रूरा भुजङ्गमपुङ्गवा ।
अन्त साक्षाद्द्राक्षादीक्षागुरवो जयन्ति केऽपि जना ॥

કેટલાક સુજન પુરુષો દેખીતી રીતે તો ખડ્‌ગની ધાર જેવા અને નાગ જેવા ક્રૂર હોય છે; પણ અંદરથી એવા મીઠા મધુર હોય છે કે તેમની પાસેથી દ્રાક્ષને પણ મધુરતા શીખવી પડે; આવા પુરુષો વિજય પામે છે. ૧૧૦

स्वस्थानादपि विचलति मज्जति जलधौ च नीचमपि भजते । निजपक्षरक्षणमनाः सुजनो मैनाकशैल इव ॥ १११ ॥

મૈનાક પર્વતે પોતાની પાંખ બચાવવા, પોતાના સ્થાનથી ચલિત થઈને સમુદ્રમાં ડૂબીને નીચની સેવા કરી હતી; તેવી રીતે પોતાના પક્ષનું રક્ષણ કરવા ઇચ્છનારો સજ્જન પુરુષ પોતાના સ્થાનથી ચલાયમાન થાય છે, સમુદ્રમાં ડૂબી જાય છે અને નીચની સેવા પ કરે છે. ૧૧૧

दुर्जनसहवासादपि शीलोत्कर्षं न सज्जनस्त्यजति ।
प्रतिपर्व तपनवासी निःसृतमात्रः शशी शीतः ॥ ११२

સજ્જન પુરુષ દુર્જનનો સહવાસ કરે, તોપણ પોતાના શીલ—સ્વભાવને અને પ્રગતિને છોડતો નથી. જેમ કે દરેક અમાવાસ્યાના દિવસે ચંદ્ર ઉષ્ણ સૂર્યની સાથે નિવાસ કરે છે; તોપણ સહવાસ છૂટતાની સાથે જ તે શીતળ બની જાય છે. ૧૧૨

विप्रियमप्याकर्ण्य ब्रूते प्रियमेव सर्वदा सुजनः ।
क्षारं पिबति पयोधेर्वर्षत्यम्भोधरो मधुरमम्भः ॥ ११३ ॥

સારો માણસ કડવી વાણી સાંભળીને પણ હમેશાં પ્રિય જ બોલે છે. જેમ મેઘ સમુદ્રના ખારા જળનાં પાન કરીને મધુર જળ વરસાવે છે. ૧૧૩

खलसख्यं प्राङ्मधुरं वयोऽन्तराले निदाघदिनमन्ते ।
एकादिमध्यपरिणतिरमणीया साधुजनमैत्री ॥ ११४ ॥

ઉનાળાના દિવસની જેમ દુર્જનની મૈત્રી પહેલાં મધુરી હોય છે, પછી વચના મધ્યમાં અને અંતમાં આકરા તાપની જેમ સંતાપ આપનાર થાય છે, જ્યારે સજ્જન પુરુષની મૈત્રી પહેલાં, વચમાં અને છેવટમાં એમ ત્રણેય કાળે એકસરખી જ હોય છે. ૧૧૪

न विमोचयितुं शक्यः क्षमां महान्मोचितो यदि कथंचित् । मन्दरगिरिरिव हि तलं निवर्तते न तु स समवाप्य ॥ ११५ ॥

જેમ મંદરાચળ પર્વતને ક્ષમા—પૃથ્વીથી છૂટો પાડી શકાતો નથી અને સમુદ્રમંથન વખતે છૂટો પાડ્યો, તો પાતાળમાં પૃથ્વી પર જઈને બેઠો; તે રીતે મહાન પુરુષને ક્ષમાગુણથી છૂટો પાડી શકાતો નથી અને પ્રયત્ને કરીને તેને છૂટો પાડો, તોપણ પરિણામે ક્ષમાને મેળવીને જ આનંદ પામે છે. ૧૧૫

स्वाधीनैव समृद्धिर्जनोपजीव्यत्वमुच्छ्रयश्छाया ।
सत्पुंसो मरुभूरिव जीवनमात्रं समाशास्यम् ॥ ११६ ॥

જેમ મરુભૂમિમાં જીવન એટલે જળથી જીવવાની જ આશા રખાય, તેમ સુજન પુરુષો પણ પોતાના જીવનનિર્વાહ પૂરતું જ ઇચ્છતા હોય છે; ભલેને ઇચ્છા પ્રમાણે સમૃદ્ધિ પ્રાપ્ત કરવી એ તેમને સ્વાધીન વાત હોય. લોકો પાસેથી સારો વ્યવહાર નભતો હોય તેમ જ સારી ઉન્નતિ અને કીર્તિ હોય, તોપણ વધુ કંઈ પણ ઇચ્છતા નથી ૧૧૬

सर्वस्य सर्वदापि स्पर्शनयोगेन तापमपनेतुम् ।
सुजनस्य व्यजनस्य च शक्तिमसंगृह्णतः पश्य ॥ ११७ ॥

જે પોતાની પાસે કાંઈ પણ રાખતો નથી, એવા પંખા અને સજ્જનની શક્તિ તો જુઓ! બીજાને પવન આપીને કે દાન આપીને તે નિત્ય નિરંતર જનોના તાપ અને સંતાપને હરી લે છે. ૧૧૭

किं मधुना किं विधुना किं सुधया किं च वसुधयाखिलया ।
यदि हृदयहारिचरितः पुरुषः पुनरेति नयनयोरयनम् ॥

જેનું આચરણ હૃદયને હરી લે તેવું છે, તેવો સત્ પુરુષ જો આંખોને મળી જાય તો પછી મધ, ચંદ્ર, અમૃત અને આખી પૃથ્વીની શી જરૂર છે. ૧૧૮

किमपेक्ष्य फलं पयोधरान्ध्वनत प्रार्थयते मृगाधिपः ।
प्रकृतिः खलु सा महीयस: सहते नान्यसमुन्नतिं यया ॥

જ્યારે મેઘો ગર્જના કરતા હોય છે, ત્યારે સિંહ કયા ફળની ઇચ્છાથી તેની સામે સ્પર્ધા કરતો હોય છે? ખરેખર, તેજસ્વી વ્યક્તિનો એવો સ્વભાવ હોય છે કે તે બીજાની ચઢતીને સહન કરી શકતો નથી. ૧૧૯

सावलेपमुपलिप्सिते परैरभ्युपैति विकृतिं रजस्यपि । अर्थितस्तु न महान्समीहते जीवितं किमु धनं धनायितुम् ॥ १२० ॥

બીજાઓએ ગર્વને કારણે જેનો તિરસ્કાર કરેલ છે, એવી રજ પણ વિકારને પામે છે; તો પછી મહાપુરુષ કે જો યાચના કરવી પડતી હોય તો પોતાના જીવનને પણ ઇચ્છતો નથી, તો ધનને તે કેમ જ ઇચ્છે? ૧૨૦

वचनैरसतां महीयसो न खलु व्येति गुरुत्वमुद्धतैः ।
किमपैति रजोभिरौर्वरैरवकीर्णस्य मणेर्महार्घता ॥ १२१

મણિ પૃથ્વીનાં રજકણોથી ઢંકાઈ જાય તો તેથી કાંઈ તેનું મહામૂલ્યવાનપણું ચાલ્યું જતું નથી, તે રીતે મોટા પુરુષોની મહત્તા કાંઈ દુર્જનોના ઉદ્ધત વચનોથી ક્ષીણ થઈ જતી નથી. ૧૨૧

प्रकटान्यपि नैपुणं महत्परवाच्यानि चिराय गोपितुम् ।
विवरीतुमथात्मनो गुणान्भृशमाकौशलमार्यचेतसाम् ॥

બીજાના દોષો ઘણા પ્રગટ હોય, તોપણ તેને લાબા કાળ સુધી છુપાવી રાખવાની કુશળતા સજ્જનો પાસે હોય છે, પરતુ પોતાના ગુણોને પ્રગટ કરવાની નિપુણતા તેમનામા બિલકુલ હોતી નથી ૧૨૨

किमिवाखिललोककीर्तित कथयत्यात्मगुण महामना ।
वदिता न लघीयसोऽपर स्वगुण तेन वदत्यसौ स्वयम् ॥

મહાપુરુષ પોતાના ગુણને કહેતો નથી, તેનુ કારણ એ છે કે તેની તો સર્વ લોકો પ્રશસા કરે છે, પરતુ પોતાના ગુણોની બીજો કોઈ પ્રશસા નહિ કરે એમ ધારી હલકો માણસ જાતે જ પોતાના ગુણોને વખાણે છે ૧૨૩

विसृजन्त्यविकत्थिन परे विषमाशीविषवन्नरा क्रुधम्।
दधतोऽन्तरसाररूपता ध्वनिसारा पटहा इवेतरे ॥१२४

જેમ ક્રૂર સર્પ પોતાના ઝેરને પ્રગટ કરે છે તેમ જેને પોતાની પ્રશસા ગમતી નથી એવા કેટલાક સરળ માણસો ક્રોધને બહાર ફેંકી દે છે પરતુ જેમ સુદર અવાજ કરનાર ઢોલ પોતાની અદર પોલાણ ધારણ કરે છે તેમ કેટલાક સરળ માણસો ક્રોધને સાર વિનાનો સમજીને પોતાની અદર ધારણ કરે છે ૧૨૪

जितरोषरया महाधिय सपदि क्रोधजितो लघुर्जन ।
विनितेन जितस्य दुर्मतेर्मतिमद्भि सह कैर्विरुध्यते ॥

શ્રેષ્ઠ બુદ્ધિવાળા માણસોએ ક્રોધના વેગને જીતી લીધો છે, પરતુ હલકો માણસ ક્રોધથી જિતાઈ ગયો છે એટલે સજ્જને પોતે જેને જીતી લીધો છે એવા ક્રોધથી પણ જિતાયેલ હલકો માણસ કયા બુદ્ધિશાળી પુરુષ સાથે વિરોધ કરી શકે? ૧૨૫

इयमुन्नतसत्त्वशालिना महता कापि कठोरचित्तता ।
उपकृत्य भवन्ति दूरत परत प्रत्युपकारशङ्कया ॥१२६

ઉત્તમ સત્ત્વગુણથી શોભનારા મહાપુરુષોના ચિત્તમા કોઈ એક એવી કઠોરતા રહેલી છે કે, તેઓ બીજાઓના ઉપકાર કરીને પછી 'તેમના તરફથી રખે પાછો ઉપકાર થાય ' એવી શકા રાખીને તેમનાથી દૂર રહે છે

आदिमध्यनिधनेषु सौहृद सज्जने भवति नेतरे जने ।
छेदतापननिघर्षताडनैर्नान्यभावमुपयाति काञ्चनम् ॥

આદિમા, મધ્યમા અને અત સુધી સજ્જનમા જ મિત્રભાવ રહી શકે છે, દુર્જનમા રહી શકતો નથી ખરેખર, છેદવુ, તપાવવુ, ઘસવુ અને ટીપવુ વગેરે ક્રિયાઓથી સોનુ જ વિકારભાવને પ્રાપ્ત થતુ નથી

चातकस्त्रिचतुरान्पय कणान्याचते जलधर पिपासया ।
सोऽपि पूरयति विश्वमम्भसा हन्त हन्त महतामुदारता॥

ચાતક પક્ષીને જ્યારે તરસ લાગે છે, ત્યારે તે મેઘ પાસે ત્રણ ચાર જલના બિદુઓ માગે છે, પરતુ મેઘ તો જળથી આખા વિશ્વને ભરપૂર બનાવે છે અહો! મોટા પુરુષોની કેવી ઉદારતા છે? ૧૨૮

दोषजातमवधीर्य मानसे धारयन्ति गुणमेव सज्जना ।
क्षारभावमपनीय गृह्णते वारिधे सलिलमेव वारिदा ॥

જેમ મેઘ સમુદ્રના જલ ગ્રહણ કરે છે, ત્યારે તેની ખારાશને છોડી દે છે, તેમ સજ્જનો દોષને છોડી દઈને ગુણને જ પોતાના મનમા ગ્રહણ કરે છે ૧૨૯

सज्जनस्य हृदय नवनीत यद्वदन्ति कवयस्तदलिकम् ।
अन्यदेहविलसत्परितापात्सज्जनो द्रवति नो नवनीतम् ॥

'સજ્જન પુરુષનુ હૃદય માખણ જેવુ છે,' એમ જે કવિઓ કહે છે તે સાચુ નથી (મિથ્યા છે) કારણ કે સજ્જનનુ હૃદય તો બીજાના શરીરને થયેલ સતાપથી પીગળી જાય છે, પણ માખણ પીગળતુ નથી

तुङ्गात्मना तुङ्गतरा समर्था मनोरथान्पूरयितु न नीचा । धाराधरा एव धराधराणा निदाघदाह शमितु न नद्य ॥ १३१ ॥

મોટા પુરુષોના મનોરથ પૂરવાને માટે મોટા પુરુષો જ સમર્થ હોય છે, હલકા માણસોનુ કામ નહિ! પર્વતોને ઉનાળાના સમયમા જે દાહ લાગે છે, તેને શમાવવા માટે મેઘ જ સમર્થ છે નદીઓ કાઈ કરી શકતા નથી ૧૩૧

प्रकाममभ्यस्यतु नाम विद्या सौजन्यमभ्यासवशादलभ्यम् । कर्णौ सपत्न्य प्रविशालयेयुर्विशालयेदक्षियुग न कोऽपि ॥ १३२॥

ગમે તેટલી વિદ્યાઓનો અભ્યાસ કરો પરતુ સજ્જનતા એ અભ્યાસ વડે પ્રાપ્ત થઈ શકે એવી વસ્તુ નથી, સપત્નીઓ (શોક્ય) કાનને મોટા કરી શકે છે, પણ આખને વિશાળ કરી શકતા નથી ૧૩૨

सन्तोऽपि सन्त क किरन्तु तेज क च ज्वलन्तु क ननु प्रथन्ताम् । विधाय रुद्धा न तु वेधसैव ब्रह्माण्डकोणे घटदीपकल्पा ॥ १३३ ॥

આ જગતમા સતો તો છે પણ તેઓ પોતાનુ તેજ ક્યા ફેલાવે? પોતે ક્યા પ્રકાશિત થાય? અને કયે ઠેકાણે પ્રખ્યાત થાય? કારણ કે ઘડાઓની અદર રહેલા દીવાઓની જેમ વિધાતાએ તેમને બનાવીને બ્રહ્માડના એક ખૂણામા મૂકી દીધા છે ૧૩૩

प्रसादमाधुर्यगुणोपपन्ना यत्नादनौचित्यपराङ्मुखाणाम्।
अर्था कवीनामिव सज्जनाना सर्वस्य सर्वावसरोपयोगा ॥

જે ઔચિત્યનો જરા પણ ભંગ કરતા નથી, એવા પ્રસાદ અને મધુરતાના ગુણથી યુક્ત કવિઓના ભાવો બધા લોકોને સર્વ પ્રસંગે ઉપયોગી બને છે; એ રીતે જેમણે કોઈ પ્રકારની અયોગ્યતા આવવા દીધી નથી, એવા સજ્જનોને પ્રાપ્ત થયેલા લાભો પ્રસન્નતા અને મધુરતાથી શોભતા હોય છે; અને તે બધા લોકોને બધા પ્રસંગે ઉપયોગી બને છે. १३४

वनेऽपि सिंहा मृगमांसभक्षिणो बुभुक्षिता नैव तृणं चरन्ति । एवं कुलीना व्यसनाभिभूता न नीचकर्माणि समाचरन्ति ॥ १३५ ॥

મૃગના તાજા માંસને ખાનારા સિંહો ભૂખ્યા રહેવા છતાં પણ ઘાસને ખાતા નથી; તેમ કુલીન મનુષ્યો આપત્તિમાં આવી પડે છે તોપણ કદી નીચ કર્મોનું આચરણ કરતા નથી. १३५

अहो महत्त्वं महतामपूर्वं विपत्तिकालेऽपि परोपकारः । यथास्यमध्ये पतितोऽपि राहोः कलानिधिः पुण्यचयं ददाति ॥ १३६ ॥

મહાપુરુષોની આ મહત્તા તો જુઓ! તેઓ પોતે વિપત્તિમાં પડેલા હોવા છતાં, પરોપકાર કરતા હોય છે. જેમ કે રાહુના મુખમાં પડેલો ચંદ્ર પણ મનુષ્યોને પુણ્ય આપતો હોય છે. १३६

पिबन्ति नद्यः स्वयमेव नाम्भः, स्वयं न खादन्ति फलानि वृक्षाः । नादन्ति सस्यं खलु वारिवाहाः, परोपकाराय सतां विभूतयः ॥ १३७ ॥

નદીઓ જાતે જ તેમનું પાણી પી જતી નથી, વૃક્ષો પોતાનાં ફળ પોતે ખાઈ જતા નથી, વરસાદ કંઈ પોતે જ ધાન્ય ખાઈ જતા નથી, એવી જ રીતે સત્પુરુષોની શક્તિઓ પરોપકાર માટે હોય છે १३७

रत्नाकरः किं कुरुते स्वरत्नैर्विन्ध्याचलः किं करिभिः करोति । श्रीखण्डखण्डैर्मलयाचलः किं, परोपकाराय सतां विभूतयः ॥ १३८ ॥

રત્નાકર–સમુદ્ર પોતાનાં રત્નોથી શું કરે છે? વિંધ્યાચળ પોતાના હાથીઓનો શો ઉપયોગ કરે છે? મલયાચળ પોતાના ચંદનથી શું કરે છે? અર્થાત્ સત્પુરુષોની સર્વ વિભૂતિઓ પરોપકાર માટે હોય છે. १३८

श्लाघ्यः स एको भुवि मानवानां, स उत्तमः सत्पुरुषः स धन्यः । यस्यार्थिनो वा शरणागता वा, नाशाभिभङ्गाद्विमुखाः प्रयान्ति ॥ १३९ ॥

જેની પાસે આવેલા યાચકો અને જેને શરણે ગયેલા દીન જનો આશાભંગ થઈને પાછા ફરતા નથી, તે જ એક પુરુષ આ જગતમાં વખાણવા લાયક છે, તે જ ખરેખર ઉત્તમ પુરુષ છે અને તે જ સત્પુરુષ છે અને ધન્યવાદને પાત્ર છે. १३९

सन्तस्तृणोत्सारणमुत्तमाङ्गात्सुवर्णकोट्यर्पणमामनन्ति । प्राणव्ययेनापि कृतोपकाराः खलाः परे वैरमिहोद्वहन्ति ॥

સજ્જનના મસ્તક પર એકાદ તણખલું પડ્યું હોય, તેને દૂર કરીએ, તોપણ તે એમ માને કે 'મને એક કરોડ સોનામહોરો આપી.' જ્યારે આપણા પ્રાણને જોખમમાં મૂકીને દુર્જનોને ઉપકાર કરો તોપણ તે ઊલટાના વૈર રાખે છે. १४०

कटु क्वणन्तो मलदायकाः खलास्तुदन्त्यलं बन्धनशृङ्खला इव । मनस्तु साधुध्वनिभिः पदे पदे हरन्ति सन्तो मणिनूपुरा इव ॥ १४१ ॥

હાથેપગે પડેલી સાંકળ જેમ કાનને કઠોર લાગે તેવા અવાજ કરે છે, તેમ મેલી વાતોને અપનાવનાર દુર્જનો કાનને કડવા લાગે, તેવાં વેણ બોલે છે. અને જેમ મણિજડેલાં ઝાંઝર પદેપદે મધુર ધ્વનિ કરે છે, તેમ સાધુપુરુષો પોતાના મધુર ધ્વનિથી પગલે પગલે મનને હરી લે છે. १४१

क्षारं जलं वारिमुचः पिबन्ति तदेव कृत्वा मधुरं वमन्ति । सन्तस्तथा दुर्जनदुर्वचांसि पीत्वा च सूक्तानि समुद्गिरन्ति ॥ १४२ ॥

મેઘ સમુદ્રનું ખારું જળ પીએ છે અને પછી તેને જ મીઠું કરીને વરસાવે છે; તેવી રીતે સજ્જનો દુર્જનનાં દુર્વચનો પી જઈને ઉત્તમ વચનો બોલે છે.

अयं स्वभावः स्वत एव यत्परश्रमापनोदप्रवणं महात्मनाम् । सुधांशुरेषः स्वयमर्ककर्कशप्रभाभितप्तामवति क्षितिं किल ॥ १४३ ॥

સૂર્યનાં કઠોર કિરણોથી તપેલી પૃથ્વીને ચંદ્ર રક્ષણ આપે છે, તેમ બીજાના પરિશ્રમને દૂર કરવો તે મહાત્મા પુરુષોનો સ્વતઃસિદ્ધ સ્વભાવ છે १४३

कर्णेजपानां वचनप्रपञ्चान्महात्मनः क्वापि न दूषयन्ति । भुजंगमानां गरलप्रसङ्गान्नापेयतां यान्ति महासरांसि ॥

સર્પોનાં વિષોનું મિશ્રણ થવા છતાં પણ મોટાં સરોવરો પીવા લાયક નથી રહેતાં એમ નહિ, તેવી રીતે દુર્જન પુરુષો ચાડી–ચુગલી કરી ગયા હોય, તોપણ મહાત્મા પુરુષો પોતે દોષવાળા બનતા નથી. १४४

अपांनिधिं वारिभिरर्चयन्ति दीपेन सूर्यं प्रतिबोधयन्ति । ताभ्यां तयोः किं परिपूर्णता स्याद्भक्त्या हि तुष्यन्ति महानुभावाः ॥ १४५ ॥

લોકો સમુદ્રને જળના લોટાથી પૂજે છે અને સૂર્યને દીવો દેખાડીને પૂજે છે; તેથી કરીને જ શું સમુદ્ર કે સૂર્ય પરિપૂર્ણ થાય છે? ખરેખર, મહાનુભાવ જનો તો ભક્તિથી જ સંતોષ પામે છે. ૧૪૫

दानाय लक्ष्मीः सुकृताय विद्या चिन्ता परब्रह्मविनिश्चयाय । परोपकाराय वचांसि यस्य वन्द्यस्त्रिलोकीतिलकः स एव ॥ १४६ ॥

જેની લક્ષ્મી દાન આપવા માટે છે, વિદ્યા સારાં કાર્ય કરવા માટે છે, વિચાર પરબ્રહ્મના સાક્ષાત્કાર માટે છે અને વાણી પરોપકારને માટે છે, તે માણસ ત્રણે લોકના તિલકરૂપ અને વંદનીય છે. ૧૪૬

न दुर्जनानामिह कोऽपि दोषस्तेषां स्वभावो हि गुणासहिष्णुः । द्वेष्यैव केषामपि चन्द्रखण्डविपाण्डुरा पुण्ड्रकशर्करापि ॥ १४७ ॥

ચંદ્રના ટુકડાઓ જેવી 'પુંડ્રક' જાતની ઊંચી સાકર પણ કેટલાકને જોવી પણ ગમતી નથી; એ રીતે બીજાના ગુણોને સહન ન કરવા તે દુર્જન પુરુષોનો દોષ નથી; પણ તેમનો તે સ્વભાવ જ છે. ૧૪૭

किं चन्द्रमाः प्रत्युपकारलिप्सया करोति गोभिः कुमुदावबोधनम् । स्वभाव एवोन्नतचेतसां सतां परोपकारव्यसनं हि जीवितम् ॥ १४८ ॥

ચંદ્ર, પોતાનાં કિરણોથી જે કુમુદોને ખીલવે છે, તે શું તેમની પાસેથી સામો ઉપકાર મેળવવાની ઇચ્છાથી ખીલવે છે? ઉચ્ચ મનવાળા પુરુષોનો એ સ્વભાવ જ છે અને તેમનું જીવિત પરોપકાર કરવાની ટેવવાળું જ હોય છે. ૧૪૮

विपदि धैर्यमथाभ्युदये क्षमा. सदसि वाक्पटुता युधि विक्रमः । यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥ १४९ ॥

વિપત્તિ વખતે ધૈર્ય, અભ્યુદયની સ્થિતિમાં સભામાં વાણીની નિપુણતા, યુદ્ધમાં પરાક્રમ, યશમાં વિશેષ રુચિ અને વેદનો અભ્યાસ એ સર્વ તો મહાત્મા પુરુષોને સ્વભાવથી જ સિદ્ધ હોય છે. ૧૪૯

अविरतं परकार्यकृतां सतां मधुरिमातिशयेन वचोऽमृतम् । अपि च मानसमम्बुनिधिर्यशो विमलशारदपार्वणचन्द्रिका ॥ १५० ॥

જે મહાત્મા પુરુષો હમેશાં પરોપકારનાં કાર્યો કરે છે, તેમના વચનો અતિશય મધુરતાથી ભરેલાં હોવાને કારણે અમૃતરૂપ છે, તેમનું મન સમુદ્ર જેવું વિશાળ હોય છે અને તેમની કીર્તિ શરદઋતુના નિર્મળ અને પૂર્ણ એવા ચંદ્ર જેવી હોય છે. ૧૫૦

यदि दहत्यनलोऽत्र किमद्भुतं यदि च गौरवमद्रिषु किं ततः । लवणमम्बु सदैव महोदधेः प्रकृतिरेव सतामविषादिता ॥ १५१ ॥

વડવાનલ હમેશાં સમુદ્રને બાળે છે, તેમાં કાંઈ વિચિત્ર નથી. તેમાં રહેલા પર્વતોનો સાગરને મોટો બોજો છે, તેથી પણ શું? અને તેનું જળ હંમેશાં ખારું છે, તોપણ સમુદ્રને ખેદ થતો નથી હમેશાં ખેદ વિનાના હોવું એ તો સજ્જનોનો સ્વભાવ જ છે. ૧૫૧

आपद्गतः खलु महाशयचक्रवर्ती विस्तारयत्यकृतपूर्वमुदारभावम् । कालागुरुर्दहनमध्यगतः समन्ताल्लोकोत्तरं परिमलं प्रकटीकरोति ॥ १५२ ॥

મહાશય પુરુષોનો અગ્રેસર આપત્તિમાં આવી પડ્યો હોય, તોપણ પહેલા નહિ બતાવેલ એવી ઉદારતાને બતાવે છે. અગ્નિની વચમાં રહેલો અગુરુ ધૂપ અલૌકિક એવી સુગંધ ચારે બાજુથી પ્રગટ કરે છે. ૧૫૨

यः प्रीणयेत्सुचरितैः पितरं स पुत्रो
यद्भर्तुरेव हितमिच्छति तत्कलत्रम् ।
तन्मित्रमापदि सुखे च समक्रियं यत्
एतत् त्रयं जगति पुण्यकृतो लभन्ते ॥ १५३ ॥

પોતાનાં સારા આચરણોથી પિતાને પ્રસન્ન કરે તે પુત્ર, પોતાનાં સ્વામીનું હિત જ ઇચ્છે તે સ્ત્રી અને સુખકાળે અને દુઃખકાળે સમાન રીતે વર્તે તે મિત્ર—આવા સ્ત્રી, પુત્ર અને મિત્ર તો આ સંસારમાં પુણ્યશાળીઓને જ મળે છે. ૧૫૩

प्रेमैव मास्तु यदि चेत्पथिकेन सार्धं
तेनापि चेद्गुणवता न समं कदाचित् ।
तेनापि चेद्भवतु मास्तु कदापि भङ्गो
भङ्गोऽपि चेद्भवतु वश्यमवश्यमायुः ॥ १५४ ॥

આ જગતમાં કોઈની સાથે પ્રેમ જ થશો નહિ; જો કોઈની સાથે પ્રેમ થાય, તો વટેમાર્ગુ સાથે થશો નહિ; વટેમાર્ગુ સાથે થાય, તો તે ગુણવાન ન હશો; ગુણવાન સાથે પ્રેમ થાય તો પ્રેમનો ભંગ ન થશો અને જો પ્રેમનો ભંગ થાય, તો અવશ્ય આયુષ્ય વશ રહેજો કે જેથી જીવન હશે તો તે પ્રેમ ફરીથી સંધાશે. ૧૫૪

चन्द्रः क्षयी प्रकृतिवक्रतनुर्जडात्मा
दोषाकरः स्फुरति मित्रविपत्तिकाले ।
मूर्ध्ना तथापि विधृतः परमेश्वरेण
नैवाश्रितेषु महतां गुणदोषशङ्का ॥ १५५ ॥

એક તો શરીરે ક્ષયરોગી છે, સ્વભાવથી જ શરીરે વાંકો છે, તેનો આત્મા જડ (જળસ્વરૂપ) છે, દોષાકર ચંદ્ર અર્થાત્ દોષનો ભંડાર છે અને મિત્ર (સૂર્ય)-ની વિપત્તિ વખતે ઉદય પામે છે; એ રીતે દુષ્ટ જન જેવા સ્વભાવનો તે છે, મહાદેવ શંકરે તેને મસ્તકમાં ધારણ કર્યો છે, તોપણ ખરેખર! મોટા પુરુષો પોતાના આશ્રિતના ગુણદોષની શંકા કરતા નથી. ૧૫૫

दोषाकरोऽपि कुटिलोऽपि कलङ्कितोऽपि
मित्रावसानसमये विहितोदयोऽपि ।
चन्द्रस्तथापि हरवल्लभतामुपैति
नैवाश्रितेषु महतां गुणदोषशङ्का ॥ १५६ ॥

ચંદ્ર દોષની ખાણરૂપ, વાંકો, કલંકવાળો અને મિત્રના દુઃખ વખતે ઉદય પામનારો છે, તોપણ તે શંકર મહાદેવને પ્રિય થઈ પડ્યો છે; કારણ કે પોતે જેને આશ્રય આપ્યો છે, તેના ગુણ કે દોષની શંકા મોટા પુરુષો કરતા નથી. ૧૫૬

लज्जागुणौघजननीं जननीमिव स्वा-
मत्यन्तशुद्धहृदयामनुवर्तमानाम् ।
तेजस्विनः सुखमसूनपि संत्यजन्ति
सत्यव्रतव्यसनिनो न पुनः प्रतिज्ञाम् ॥ १५७ ॥

જેનો સ્વભાવ સત્ય વ્રત પાળવાનો છે, એવા તેજસ્વી પુરુષો સુખેથી પોતાના પ્રાણોને છોડી દે છે; પણ લજ્જા વગેરે ગુણોના સમુદાયને ઉત્પન્ન કરનારી અત્યંત શુદ્ધ હૃદયવાળી અને પોતાના સ્વભાવને અનુસરનારી એવી પ્રતિજ્ઞાને પોતાની માતાની જેમ ગણીને તેનો ત્યાગ કરતા નથી. (અર્થાત્ પ્રાણોના ભોગ આપીને પણ પ્રતિજ્ઞાને પાળે છે.) ૧૫૭

सत्पूरुषः खलु हिताचरणैरमन्द-
मानन्दयत्यखिललोकमनुक्त एव ।
आराधितः कथय केन करैरुदारै-
रिन्दुर्विकासयति कैरविणीकुलानि ॥ १५८ ॥

સત્પુરુષ કોઈના કહ્યા સિવાય પોતાની મેળે જ હિતનું આચરણ કરીને બધા લોકોને ઘણો આનંદ આપે છે. 'પોતાનાં ઉદાર કિરણોથી પોયણીનાં વનને વિકસિત કરો.' એ રીતે ચંદ્રને કોણે પ્રાર્થના કરી હતી?

दाता न दापयति दापयिता न दत्ते
यो दानदापनपरो मधुरं न वक्ति ।
दानं च दापनमथो मधुरा च वाणी
त्रीण्यप्यमूनि खलु सत्पुरुषे वसन्ति ॥ १५९ ॥

જે દાતા છે, તે પોતે આપે છે, પણ અપાવતો નથી; જે અપાવે છે, તે પોતે આપતો નથી અને જે પોતે આપે છે અને અપાવે છે, તે મધુર વાણી બોલતો નથી; પરંતુ આપવું, અપાવવું અને મધુર વાણીથી બોલવું એ ત્રણેય ગુણો સત્પુરુષમાં વસે છે. ૧૫૯

केनाञ्जितानि नयनानि मृगाङ्गनानां
को वा करोति रुचिराङ्गरुहान्मयूरान् ।
कश्चोत्पलेषु दलसंनिचयं करोति
को वा करोति विनयं कुलजेषु पुंसु ॥ १६० ॥

મૃગલીનાં નયનોને કોણે આંજ્યા છે? મોરનાં પીછાંને કોણ રંગવા ગયું છે? કમળમાં કોણે પાંખડીઓ રચી છે? અને એ જ રીતે કુળવાન પુરુષોને કોણે વિનયી કર્યા છે? અર્થાત્ તે બધું તેમને સ્વાભાવિક હોય છે.

अद्यापि नोज्झति हरः किल कालकूटं
कूर्मो बिभर्ति धरणीं खलु पृष्ठभागे ।
अम्भोनिधिर्वहति दुःसहवाडवाग्नि-
मङ्गीकृतं सुकृतिनः परिपालयन्ति ॥ १६१ ॥

મહાદેવે હજી સુધી કાલકૂટ વિષનો ત્યાગ કર્યો નથી. કાચબો પોતાની પીઠ પર પૃથ્વીને ધારણ કરે જ છે. સમુદ્ર અસહ્ય એવા વડવાનલને ધારણ કરે છે. ઉત્તમ પુરુષો જે વસ્તુ અંગીકાર કરી હોય તેનું બરાબર પાલન કરે છે. ૧૬૧

विश्वाभिरामगुणगौरवगुम्फितानां
रोषोऽपि निर्मलधियां रमणीय एव ।
लोकप्रियैः परिमलैः परिपूरितस्य
काश्मीरजस्य कटुतापि नितान्तरम्या ॥ १६२ ॥

વિશ્વને આનંદદાયક ગુણો ધારણ કરનારા નિર્મળ બુદ્ધિશાળી પુરુષો કદાચ ક્રોધ કરે; તોપણ તે રમણીય લાગે છે. જેમ લોકોમાં પ્રિય સુગંધીવાળા કેશરમાં કડવાશ હોય છે; તોપણ તે ઘણી સુંદર લાગે છે. ૧૬૨

किं जन्मना च महता पितृपौरुषेण
शक्त्या हि याति निजया पुरुषः प्रतिष्ठाम् ।
कुम्भा न कूपमपि शोषयितुं समर्थाः
कुम्भोद्भवेन मुनिनाम्बुधिरेव पीतः ॥ १६३ ॥

પુરુષ પોતાની શક્તિથી જ પ્રતિષ્ઠા પામે છે; જન્મને કારણે કે પોતાના પિતાના વિશેષ પરાક્રમને કારણે કોઈને પ્રતિષ્ઠા મળતી નથી. ઘડાઓ કૂવાના પાણીને શોષી શકતા નથી; પરંતુ ઘડામાંથી ઉત્પન્ન થયેલ અગસ્ત્ય મુનિ આખા સમુદ્રનું પાન કરી ગયા. ૧૬૩

आरभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः
प्रारभ्य चोत्तमजना न परित्यजन्ति ॥ १६४ ॥

'વિઘ્ન આવી પડશે' એ ભયે હલકા માણસો કોઈ નવા કાર્યનો આરંભ જ કરતા નથી; વચલા માણસો કાર્યનો આરંભ તો કરે છે, પણ વારંવાર વિઘ્ન આવી પડતાં તેને વચમાં જ છોડી દે છે. જ્યારે ઉત્તમ પુરુષો તો કાર્યનો આરંભ કર્યા પછી તેમાં વારંવાર વિઘ્ન આવે તોપણ તેને છોડતા નથી. ૧૬૪

सौजन्यधन्यजनुषः पुरुषाः परेषां
दोषानपास्य गुणमेव गवेषयन्ति ।
त्यक्त्वा भुजंगमविषाणि पटीरगर्भात्
सौरभ्यमेव पवनाः परिशीलयन्ति ॥ १६५ ॥

જેમનો જન્મ સુજનતાને કારણે પવિત્ર થયેલો છે, એવા પુરુષો બીજાના દોષોને દૂર કરીને ગુણને જ શોધ્યા કરે છે. જેમ ચંદનના વૃક્ષમાં રહેલા સર્પોના ઝેરને છોડીને પવન માત્ર સુગંધીને જ ફેલાવે છે.

आक्रोशितोऽपि सुजनो न वदत्यवाच्यं
निष्पीडितो मधुरमुद्वमतीक्षुदण्डः ।
नीचो जनो गुणशतैरपि सेव्यमानो
हास्येन तद्वदति यत्कलहेऽप्यवाच्यम् ॥ १६६ ॥

જેમ શેરડીના સાંઠા પીલીને નિચોવવામાં આવે તોપણ મધુર રસ આપે છે, તેમ સારા માણસને તિરસ્કારથી બોલાવ્યો હોય, તોપણ તે ન કહેવા લાયક વચન કહેતો નથી, પણ મધુર વચન જ બોલે છે. અને નીચ પુરુષને સેંકડો ગુણોથી સેવ્યો હોય તોપણ તે હસવામાં પણ એવું ખરાબ વચન બોલશે કે જે વચન કજિયા વખતે કહેવા લાયક નહિ હોય. ૧૬૬

यद्वञ्चनाहितमतिर्बहुचाटुगर्भं
कार्योन्मुखः खलजनः कृतकं ब्रवीति ।
तत्साधवो न विदन्ति विदन्ति किं तु
कर्तुं वृथा प्रणयमस्य न पारयन्ति ॥ १६७ ॥

જેની બુદ્ધિ બીજાને છેતરવામાં કુશળ છે, એવો દુર્જન જ્યારે પોતાનું કાર્ય સાધવું હોય છે, ત્યારે ઘણી ખુશામતથી ભરેલાં અને કૃત્રિમ વચનો બોલે છે. તે બનાવટી વચનોને સજ્જનો સમજતા નથી એમ નહિ; પરંતુ તેની માગણીને ફોગટ કરવા માટે તેઓ તૈયાર થઈ શકતા નથી. ૧૬૭

उदधिरवधिरुर्व्यास्तं हनूमांस्ततार
निरवधि गगनं चेत्कांण्डकोशे विलीनम् ।
इति परिमितिमन्तो भान्ति सर्वेऽपि भावाः
स तु निरवधिरेकः सज्जनानां विवेकः ॥ १६८ ॥

પૃથ્વીનો અવધિ (પાર) સમુદ્ર છે, તેને પણ હનુમાન તરી ગયા. આકાશનો કોઈ પાર નથી, તે પણ બ્રહ્માંડની અંદર ડૂબી જાય છે; એ રીતે બધા જ પદાર્થો પરિમિત છે; પરંતુ સજ્જન પુરુષોના વિવેકનો કોઈ અવધિ નથી. ૧૬૮

नहि भवति वियोगः स्नेहविच्छेदहेतु-
र्जगति गुणनिधिनां सज्जनानां कदाचित् ।
घनतिमिरनिबद्धो दूरसंस्थोऽपि चन्द्रः
किमु कुमुदवनानां प्रेमभङ्गं करोति ॥ १६९ ॥

આ જગતની અંદર ગુણના ભંડારરૂપ સજ્જન પુરુષોનો કદાચ વિયોગ થાય તોપણ તે તેમનો સ્નેહ તૂટવામાં કારણ બનતો નથી. જેમ દૂર રહેલો ચંદ્ર વાદળના અંધકારમાં ઘેરાઈ ગયો હોય, તોપણ પોયણીનાં વનના સ્નેહને તોડી નાખતો નથી; અર્થાત્ પોયણીનાં વન તો ખીલેલાં જ રહે છે. ૧૬૯

धवलयति समग्रं चन्द्रमा जीवलोकं
किमिति निजकलङ्कं नात्मसंस्थं प्रमार्ष्टि ।
भवति विदितमेतत्प्रायशः सज्जनानां
परहितनिरतानामादरो नात्मकार्ये ॥ १७० ॥

ખરેખર, આ ચંદ્ર સમસ્ત જીવલોકને પોતાની ચાંદનીથી સ્વચ્છ-શ્વેત બનાવી દે છે, તો પછી તે પોતાની અંદર રહેલ પોતાના જ કલંકને કેમ ધોઈ નાખતો નથી? એ તો જગજાહેર વાત છે કે ઘણુંખરું સજ્જનો પારકાનું હિત કરવામાં એટલા તો ડૂબેલા હોય છે કે તેમને પોતાનાં કાર્ય કરવામાં આદર હોતો નથી. ૧૭૦

प्रथमवयसि पीतं तोयमल्पं स्मरन्तः
शिरसि निहितभारा नालिकेरा नराणाम् ।
उदकममृतकल्पं दद्युराजीवितान्तं
नहि कृतमुपकारं साधवो विस्मरन्ति ॥ ॥७१

'પોતાની બાલ્યવયમાં માણસો તરફથી થોડું પાણી પીધું હતું;' એ વાત યાદ રાખીને નાળિયેરનાં વૃક્ષો પોતાના મસ્તકે જળ ભરેલાં ફળ રાખી મૂકે છે અને પછી પોતાને પાણી પાનારને જીવનભર અમૃત જેવું મધુર જળ આપ્યા કરે છે. ખરેખર, ઉત્તમ પુરુષો કરેલા ઉપકારને ભૂલી જતા નથી. ૧૭૧

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा-
स्त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ।
परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यं
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥१७२॥

જેમનાં મન, વચન અને શરીર પુણ્યરૂપી અમૃતથી ભરેલાં છે, જેઓ ઉપકારથી ત્રણે જગતને પ્રસન્ન કરે છે અને બીજાના પરમાણુ જેટલા ગુણોને પર્વત જેવડા ગણી હૃદયમાં પ્રસન્ન થતા રહે છે, એવા સજ્જનો કેટલા હોય છે? ૧૭૨

उदयति यदि भानुः पश्चिमे दिग्विभागे
प्रचलति यदि मेरुः शीततां याति वह्निः ।
विकसति यदि पद्मं पर्वताग्रे शिलायां
न भवति पुनरुक्तं भाषितं सज्जनानाम् ॥ १७३ ॥

ધારો કે સૂર્ય પશ્ચિમ દિશામાં ઊગે, મેરુ પર્વત ચલાયમાન થાય, અગ્નિ ઠંડો બને, પર્વતની ટોચ પરની શિલા પર કમળ ઊગે; એ બધું બની શકે, પણ સજ્જનોનું બોલેલું વચન ફરતું નથી. ૧૭૩

व्यतिकरितदिगन्ताः श्वेतमानैर्यशोभिः
सुकृतविलसितानां स्थानमूर्जस्वलानाम् ।
अकलितमहिमानः केतनं मङ्गलानां
कथमपि भुवनेऽस्मिंस्तादृशाः संभवन्ति ॥ १७४ ॥

જેમણે પોતાના સ્વચ્છ યશથી દિગંતોને પ્રકાશિત કર્યા છે; જેઓ સુકૃત્યોથી શોભતાં તેજસ્વી કાર્યોના સ્થાનરૂપ છે; જેમનો મહિમા કોઈ કહી શકે એમ નથી અને જે મંગલોના ચિહ્નરૂપ છે; એવા ઉત્તમ પુરુષો આ જગતમાં મુશ્કેલીથી જ ઉત્પન્ન થાય છે. ૧૭૪

वपुरविहितसिद्धा एव लक्ष्मीविलासाः
प्रतिजनकमनीयं कान्तिमल्केतयन्ति ।
अमलिनमिव रत्नं रश्मयस्ते मनोज्ञा
विकसितमिव पद्मं बिन्दवो माकरन्दाः ॥ १७५ ॥

જેમ મનોહર કિરણો નિર્મળ રત્નને અને મકરંદનાં બિંદુઓ વિકસિત કમળને કાંતિવાળાં કરે છે, તેમ સ્વભાવે સિદ્ધ એવા લક્ષ્મીના વિલાસો (સુજનતાના ગુણો) સજ્જનના શરીરને કાંતિવાળું કરે છે કે જેથી તે સર્વ જનોનું પ્રીતિપાત્ર આહ્લાદક બને છે. ૧૭૫

वहति भुवनश्रेणीं शेषः फणाफलकस्थितां
कमठपतिना मध्येपृष्ठं सदा स च धार्यते ।
तमपि कुरुते क्रोडाधीनं पयोनिधिरादरा-
दहह महतां निःसीमानश्चरित्रविभूतयः ॥ १७६ ॥

શેષનાગ આ ત્રણ ભુવનોના સમુદાયને પોતાની ફણા પર ધારણ કરે છે, તે શેષનાગને કાચબો પોતાની પીઠ પર ધારણ કરે છે, તે કાચબાને સમુદ્ર પોતાની અંદર આદરથી રાખે છે. અહાહા! મોટા લોકોનાં ચરિત્રની સમૃદ્ધિઓ કોઈ સીમા વિનાની હોય છે. ૧૭૬

घृष्टं घृष्टं पुनरपि पुनश्चन्दनं चारुगन्धं
छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुकाण्डम् ।
दग्धं दग्धं पुनरपि पुनः काञ्चनं कान्तवर्णं
न प्राणान्ते प्रकृतिविकृतिर्जायते चोत्तमानाम् ॥१७७॥

ચંદનકાષ્ઠ જેમ જેમ ઘસો તેમ તેમ સારી સુગંધ આપે છે; શેરડીનો સાંઠો જેમ કાપો તેમ વિશેષ સ્વાદ આપે છે અને સોનું જેમ તપાવો તેમ મનોહર ઉજ્જવળતા ધારણ કરે છે; તેમ ઉત્તમ પુરુષો પ્રાણાન્તે પણ સ્વભાવે વિકારી બનતા નથી. ૧૭૭

केनादिष्टौ कमलकुमुदोन्मीलने पुष्पवन्तौ
विश्वं तोयैः स्नपयितुमसौ केन वा वारिवाहः ।
विश्वानन्दोपचयचतुरो दुर्जनानां दुरापः
श्लाघ्यो लोके जयति महतामुज्ज्वलोऽयं निसर्गः ॥१७८

સૂર્ય અને ચંદ્રને કોણે આજ્ઞા આપી કે, 'તમે કમળ અને પોયણીને વિકસિત કરો?' મેઘને કોણે આદેશ કર્યો કે, 'તમે સર્વ જગતને જળ વડે સ્નાન કરાવો?' મહાપુરુષોનો આ ઉજ્જવળ સ્વભાવ જ છે. વિશ્વનો આનંદ વધારવામાં ચતુર, દુર્જનોને દુર્લભ અને લોકોમાં પ્રશંસાને પાત્ર તે સ્વભાવ વિજય પામે છે.

उदन्वच्छन्ना भूः स च निधिरपां योजनशतं
सदा पान्थः पूषा गगनपरिमाणं कलयति ।
इति प्रायो भावाः स्फुरदवधिमुद्रामुकुलिताः
सतां प्रज्ञोन्मेषः पुनरयमसीमा विजयते ॥ १७९ ॥

આ પૃથ્વી સમુદ્રની અવધિવાળી છે. તે સમુદ્રનું માપ સો યોજન જેટલું છે. રોજનો મુસાફર સૂર્ય આકાશનું માપ લીધા કરે છે; એ પ્રમાણે લગભગ જગતના બધા જ પદાર્થો અવધિની મહોરથી અંકિત થયેલા છે, પરંતુ એક સત્પુરુષોની બુદ્ધિનો વિકાસ અવધિ વિનાનો છે. ૧૭૯

यदेतन्नेत्राम्भस्तदपि च समासाद्य तरुणी
कपोले व्यासक्तं कुचकलशमस्याः कलयति ।
ततः श्रोणीबिम्बं व्यवसितविलासं तदचितं
स्वभावस्वच्छानां पतनमपि भाग्यं वितरति ॥१८०॥

તરુણ સ્ત્રીના નેત્રનું જળ (આંસુ) તેના ગાલ પર આવીને લાગી જાય છે, ત્યાંથી ખસીને સ્તનરૂપી

કલશમાં રોકાઈ જાય છે અને ત્યાંથી વિલાસ કરતું પાછળ થઈને નિતંબ પર જવાને યોગ્ય બને છે, એ રીતે જેમનો સ્વભાવ સ્વચ્છ છે, તેમનું પતન પણ તેમને સારું ભાગ્ય આપે છે. ૧૮૦

यदिन्दोरन्वेति व्यसनमुदयं वा निधिरपा-
मुपाधिस्तत्रायं जयति जनिकर्तुः प्रकृतिता ।
अयं कः संबंधो यदनुहरते तस्य कुमुदं
विशुद्धाः शुद्धानां ध्रुवमनभिसंधिप्रणयिनः ॥ १८१ ॥

ચંદ્રના દુઃખને અને ઉદયને સમુદ્ર અનુસરે છે, તેનુ કારણ તો એ છે કે, સમુદ્રે ચંદ્રને જન્મ આપ્યો છે; તે પિતાની પ્રકૃતિ હોય! પરંતુ પોયણીનું ફૂલ ચંદ્રને અનુસરે છે, તેમાં તેને શો સંબંધ છે? અર્થાત્ જે ખરેખરા શુદ્ધ પુરુષો હોય છે, તે શુદ્ધ પુરુષોના વગર સંબંધે પણ સ્નેહીજનો હોય છે. ૧૮૧

गुणायन्ते दोषाः सुजनवदने दुर्जनमुखे
गुणा दोषायन्ते तदिदमपि नो विस्मयपदम् ।
महामेघः क्षारं पिबति कुरुते वारि मधुरं
फणी क्षीरं पीत्वा वमति गरलं दुःसहतरम् ॥१८२॥

જ્યારે સુજનના વદનમાં દોષ જાય છે, ત્યારે તે ગુણ બની જાય છે અને જ્યારે દુર્જનના મુખમાં ગુણ જાય છે, ત્યારે તે દોષ બની જાય છે; એમાં વિસ્મય પામવા જેવું નથી. મહામેઘ સમુદ્રના ખારા જળનું પાન કરે છે, પણ તે જળને મધુર કરીને આપે છે; જ્યારે સાપ દૂધ પીએ છે પણ તેને હલાહલ ઝેર બનાવીને બહાર કાઢે છે. ૧૮૨

प्रियप्राया वृत्तिर्विनयमधुरो वाचि नियमः
प्रकृत्या कल्याणी मतिरनवगीतः परिचयः ।
पुरो वा पश्चाद्वा तदिदमविपर्यासितरसं
रहस्यं साधूनामनुपधि विशुद्धं विजयते ॥ १८३ ॥

સજ્જનોની વૃત્તિ પ્રેમયુક્ત હોય છે. તેમનામાં મધુર વિનય હોય છે, તેમની વાણી યથાયોગ્ય હોય છે, તેમની બુદ્ધિ સ્વભાવથી જ કલ્યાણકારી હોય છે, તેઓ કોઈનો પરિચય આપે તો એમા નિંદા હોતી નથી. આ રીતે તેમનુ જીવન આદિથી અંત સુધી એક જ પ્રકારનું, સત્ત્વમય રસથી ભરેલું, વિશુદ્ધ અને રહસ્યમય હોય છે, તે જગતમા વિજય પામે છે ૧૮૩

असाधुः साधुर्वा भवति खलु जात्यैव पुरुषो
न सङ्गाद्दौर्जन्यं नहि सुजनता कस्यचिदपि ।
प्ररूढे संसर्गे मणिभुजगयोर्जन्मजनिते
मणिर्नाहेर्दोषान्स्पृशति नहि सर्पो मणिगुणान् ॥१८४

જન્મથી જ માણસ સારો કે નઠારો હોય છે, સંગથી કોઈને દુર્જનતા આવતી નથી કે સુજનતા પણ આવતી નથી. મણિ અને નાગ બંનેનો જન્મથી જ ગાઢ સંસર્ગ હોય છે; પરંતુ મણિ નાગના દોષોને લેતો નથી અને નાગ મણિના ગુણોને લેતો નથી. ૧૮૪

न साधुः कुत्रापि व्रजति खलुदोषं न गुणतां
खलानां संसर्गैरपि कृतनिवासोऽपि निपुणः ।
यथा पक्षिव्यालैरपिहिततनुश्चन्दनतरु-
र्नवैकृत्यं याति क्षपयति च तापं सुमनसाम् ॥१८५॥

જોકે સારો માણસ દુષ્ટ જનોની સાથે નિવાસ કરતો હોય, તોપણ તે એવો તો નિપુણ હોય છે કે તેમનો સંગ થવા છતાં પણ તેમના ગુણ કે દોષને ગ્રહણ કરતો નથી. જેમ ચંદનનું વૃક્ષ પક્ષીઓ અને સર્પોના સંગથી ઘેરાયલું હોય છે છતા તેનામા કોઈ વિકાર આવતો નથી અને તે હમેશા સુજનોના તાપોને દૂર કરે છે. ૧૮૫

करे श्लाघ्यस्त्यागः शिरसि गुरुपादप्रणयिता
मुखे सत्या वाणी विजयिभुजयोर्वीर्यमतुलम् ।
हृदि स्वस्था वृत्तिः श्रुतमधिगतैकव्रतफलं
विनाप्यैश्वर्येण प्रकृतिमहतां मण्डनमिदम् ॥ १८६ ॥

પોતાના ઉચ્ચ સ્વભાવથી જ જેઓ ખરેખરા મહાપુરુષ છે, તેમની પાસે ભલે ઐશ્વર્ય ન હોય કે શરીર પર આભૂષણો ન હોય, તેમના હાથમાં રહેલી દાન આપવાની પ્રશંસનીય ક્રિયા એ તેમના હાથનું ભૂષણ છે. ગુરુજનોનાં ચરણોમાં પ્રણામ એ તેમના મસ્તકનું ભૂષણ છે. તેવી જ રીતે તેમના મુખમાં રહેલી સત્ય વાણી, વિજયશીલ બાહુઓમાં રહેલું અતુલ પરાક્રમ, હૃદયમાં રહેલી સ્વસ્થ–શાંત–નિર્વિકાર વૃત્તિ અને વ્રત અથવા આચરણમા ફલિત થયેલુ તેમનું જ્ઞાન–આ બધું એ સ્વાભાવિક મહાનતાવાળા પુરુષોને ઐશ્વર્ય અને આભૂષણો વિના પણ શોભાવનારું છે. ૧૮૬

अचिन्त्याः पन्थानः किमपि महतामन्धकरिपो-
र्यदक्ष्णोऽभूत्तेजस्तदकृत कथाशेषमदनम् ।
मुनेर्नेत्रादत्रेर्यदजनि पुनर्ज्योतिरहह
प्रतेने तेनेदं मदनमयमेव त्रिभुवनम् ॥ १८७ ॥

મહાન પુરુષોના માર્ગ આપણી બુદ્ધિમાં આવે તેવા નથી હોતા. જુઓ ને, શંકરના ત્રીજા નેત્રમાંથી જે તેજ પ્રગટ થયું, તેણે કામદેવને બાળીને ભસ્મ કરી દીધો અને અત્રિ મુનિના નેત્રમાંથી જે તેજ (ચંદ્ર) પ્રગટ થયું, તેણે તો ત્રણે જગતને કામદેવમય બનાવી દીધાં. ૧૮૭

इहानेके सन्तः सततमुपकारिण्युपकृतिं
कृतज्ञाः कुर्वन्तो जगति निवसन्तोऽपि सुधियः।
कियन्तस्ते सन्तः सुकृतपरिपाकप्रणयिनो
विना स्वार्थं येषां भवति परकृत्यव्यसनिता ॥ १८८॥

જે પુરુષો પોતાની ઉપર વારંવાર ઉપકાર કરનાર એવા માણસોની ઉપર બદલારૂપે ઉપકાર કરે છે, તેવા કૃતજ્ઞ અને સારી બુદ્ધિવાળા પુરુષો આ જગતમાં અનેક વસે છે; પરંતુ સ્વાર્થ વિના જ પારકાના કાર્યો કરવાનું જેમને વ્યસન છે, અને જે પુણ્યના પરિપાકમાં પ્રીતિ ધરાવે છે, એવા પુરુષો તો કેટલા થોડા હશે! ૧૮૮

अभेदेनोपास्ते कुमुदमुदरे वा स्थितवतो
विपक्षादम्भोजादुपगतवतो वा मधुलिहः।
अपर्याप्तः कोऽपि स्वपरपरिचर्यापरिचय-
प्रबन्धः साधूनामयमनभिसंधानमधुरः ॥ १८९ ॥

દિવસે વિકસનાર કમળ અને રાત્રીએ વિકસનાર કુમુદ બંને ભિન્ન પ્રકારનાં પુષ્પો છે. પોતાની પાસે આવનાર ભમરાને પોતાના ઉદરમા રાખીને સેવતી વખતે કુમુદનુ પુષ્પ એ નથી જોતું કે આ ભમરો સ્વપક્ષમાંથી આવ્યો છે કે વિપક્ષમાંથી આવ્યો છે. (અર્થાત્ કુમુદો ઉપરથી આવ્યો છે કે કમળો ઉપરથી આવ્યો છે.) પણ સમાન રીતે એ તેને સેવે છે. પોતાનો હોય કે પારકો હોય પણ નિરપેક્ષ ભાવે સમાન રીતે એની સેવા કરવાનો. સજ્જનોનો આ મધુર નિયમ કદી સમાપ્ત થનારો નથી, પણ અનંત કાળ સુધી રહેનારો છે. ૧૮૯

तृषार्तैः सारङ्गैः प्रतिजलधरं भूरि विरुतं।
घनैर्मुक्ता धाराः सपदि पयसस्तान्प्रति मुहुः॥
खगानां के मेघाः क इह विहगा मा जलमुचा-
मयाच्यो नार्तानामनुपकरणीयो न महताम् ॥ १९०॥

તરસથી પીડાયેલ પપૈયા પક્ષીઓએ વારંવાર મેઘની તરફ પુકાર કર્યો એટલે મેઘોએ તેમની તરફ જળની ધારાઓ છૂટી મૂકી દીધી. જોકે પક્ષીઓની આગળ મેઘ ઘણા મોટા છે અને મેઘની પાસે પક્ષીઓ કાંઈ નથી; તોપણુ જે પીડા પામેલ છે, તે 'કોની પાસે યાચના કરવી,' તેનો વિચાર કરતા નથી અને જે મોટા મનવાળા છે, તેઓને મન કોઈ પણ ઉપકાર કરવા યોગ્ય નથી, એમ નહિ. ૧૯૦

शिला बाला जाता चरणरजसा यत्कुलशिशोः
स एवायं सूर्यः सपदि निजपादैर्गिरिशिलाम्।
स्पृशन्भूयो भूयो न खलु कुरुते कामपि वधूं
कुले कश्चिद्धन्यः प्रभवति नरः श्लाघ्यमहिमा ॥१९१

જેના કુળના બાળકના ચરણની રજથી શિલા સ્ત્રી (અહલ્યા) બની ગઈ, એ સૂર્ય પોતે પોતાના ચરણ-(કિરણ)થી પર્વતની શિલાનો વારંવાર સ્પર્શ કરે છે; તોપણ તે કોઈને સ્ત્રી કરી શકતો નથી. માટે કુળમાં ધન્ય અને વખાણવા લાયક મહિમાવાળો પુરુષ કોઈક જ ઉત્પન્ન થાય છે. ૧૯૧

परार्थव्यासङ्गादुपजहदपि स्वार्थपरता-
मभेदैकत्वं यो वहति गुरुभूतेषु सततम्।
स्वभावादस्यान्तः स्फुरति ललितोदात्तमहिमा
समर्थो यो नित्यं स जयतितरां कोऽपि पुरुषः ॥१९२

બીજાનુ ભલું કરવાના કામમા રોકાઈ રહી જે પોતાની સ્વાર્થપરાયણતા છોડી દે છે; સર્વ પ્રાણીઓ પર જે હમેશાં એક અભેદભાવ રાખે છે અને જેના હૃદયમાંથી સ્વાભાવિક રીતે જ મનોહર ભવ્યતા પ્રકટ થઈ રહી છે, એવો જે નિત્ય સમર્થ પુરુષ છે તે વિજય પામે છે. ૧૯૨

तमांसि ध्वंसन्ते परिणमति भूयानुपशयः
सकृत्संवादेऽपि प्रथत इव चामुत्र च शुभम्।
अथ प्रत्यासङ्गः कमपि महिमानं वितरति
प्रसन्नानां वाचः फलमपरिमेयं प्रसुवते ॥ १९३ ॥

જો એક વખત સજ્જન સાથે વાતનો પ્રસંગ પડે, તો તે આપણા અંધકારોને દૂર કરે છે; તેનાથી ઘણું ઉપયોગી ફલ પ્રાપ્ત થાય છે તેમ જ તેનાથી આ લોક અને પરલોકમા શુભ થાય છે અને જો સંતોનો વારંવાર પ્રસંગ પડે, તો તે અનુપમ મહિમા આપે છે. અને તેઓ પ્રસન્ન થઈને જે વાણી બોલે છે તે અપાર ફળને ઉત્પન્ન કરે છે. ૧૯૩

प्रिया न्याय्या वृत्तिर्मलिनमसुभङ्गेऽप्यसुकरं
त्वसन्तो नाभ्यर्थ्याः सुहृदपि न याच्यः कृशधनः।
विपद्युच्चैःस्थेयं पदमनुविधेयं च महतां
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥ १९४ ॥

સત્પુરુષોને ન્યાયયુક્ત વૃત્તિ પ્રિય હોય છે. પ્રાણ જતા હોય તોપણુ મલિન કે અસત્ય આચરણ કરવું! તેમને માટે અશક્ય હોય છે. દુર્જનો પાસે તેઓ કદી યાચના કરતા નથી. અલ્પ ધનવાળા સુહૃદ કે સજ્જન માણસ પાસે પણ તેઓ માગણી કરતા નથી. વિપત્તિમા પણ પોતાના ઉચ્ચ ચારિત્ર્યમા તેઓ સ્થિર રહે છે. અને સદા મહાપુરુષોના માર્ગને અનુસરતા રહે છે.

આવું તલવારની ધાર પર ચાલવા સમાન આ જીવનવ્રત સત્પુરુષોને કોણે ઉપદેશ્યું હશે? ૧૯૪

प्रदानं प्रच्छन्नं गृहमुपगते संभ्रमविधिः
प्रियं कृत्वा मौनं सदसि कथनं नाप्युपकृतेः ।
अनुत्सेको लक्ष्म्या निरभिभवसाराः परकथाः
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥ १९५ ॥

સત્પુરુષોનું દાન ગુપ્ત હોય છે. કોઈ પણ અતિથિ ઘેર આવી ચડે તો તેના સત્કારમાં ગાંડાઘેલા થઈ જાય છે. કોઈનું પ્રિય કરીને (કહી ન બતાવતાં) મૌન રાખે છે. પોતે કરેલા ઉપકારો લોકોમાં કે સભામાં કહી બતાવતા નથી. લક્ષ્મીનો તેમનામાં ગર્વ હોતો નથી. બીજા વિષે વાત કરતા હોય ત્યારે તેને માટે હલકા શબ્દો કે નિંદા તેમાં હોતી નથી. આવું તલવારની ધાર પર ચાલવા સમાન વ્રત સત્પુરુષોને કોણે ઉપદેશ્યું હશે? ૧૯૫

विजेतव्या लङ्का चरणतरणीयो जलनिधि-
र्विपक्षः पौलस्त्यो रणभुवि सहायाश्च कपयः ।
तथाप्येको रामः सकलमवधीद्राक्षसकुलं
क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे ॥१९६॥

રામચંદ્રને લંકા જેવી નગરી જીતવાની હતી, વચ્ચે સમુદ્ર પણ પગેથી તરવાનો હતો. સામા પક્ષે રાવણ જેવો બળવાન શત્રુ હતો અને આમ છતાં રણભૂમિ ઉપર પોતાના સહાયકો તો વાનરો જ હતા. તોપણ એક રામે આખા રાક્ષસકુળનો નાશ કર્યો. ખરેખર, ક્રિયાની સિદ્ધિ માણસમાં રહેલા પરાક્રમ ઉપર આધાર રાખે છે, તેની પાસે સાધનો શું છે તે ઉપર નહીં. ૧૯૬

रथस्यैकं चक्रं भुजगयमिताः सप्त तुरगा
निरालम्बो मार्गश्चरणरहितः सारथिरपि ।
रविर्यात्येवान्तं प्रतिदिनमपारस्य नभसः
क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे ॥१९७॥

સૂર્યના રથને એક જ પૈડું છે. તેના સાત ઘોડાઓ તે પણ સાપથી બંધાયેલા છે. તેનો માર્ગ પણ કોઈ આધાર વિનાનો છે. તેનો સારથિ પણ પગ વિનાનો છે. છતાં સૂર્ય દરરોજ અપાર આકાશના છેડે પહોંચે જ છે. ખરેખર, ક્રિયાની સિદ્ધિ માણસમાં રહેલા પરાક્રમ ઉપર આધાર રાખે છે, તેની પાસે સાધનો શું છે તે ઉપર નહીં. ૧૯૭

धनुः पौष्पं मौर्वी मधुकरमयी चञ्चलदृशां
दृशां कोणो बाणः सुहृदपि जडात्मा हिमकरः ।
तथाप्येकोऽनङ्गस्त्रिभुवनमपि व्याकुलयति
क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे ॥१९८॥

ધનુષ પુષ્પનું છે, તેની દોરી પણ ભમરાઓની હારની છે. ચંચલનયની યુવતીઓની કટાક્ષ દૃષ્ટિ એ જ બાણ છે. મદદ કરનાર મિત્ર જે ચંદ્ર છે તે પણ જડ (જળ) સ્વરૂપ છે. આ પ્રમાણે હોવા છતાં એકલો કામદેવ ત્રણે ભુવનોને આકુળવ્યાકુળ કરી દે છે. ખરેખર, ક્રિયાની સિદ્ધિ માણસમાં રહેલા પરાક્રમ ઉપર આધાર રાખે છે, તેની પાસે સાધનો શું છે તે ઉપર નહીં. ૧૯૮

विपक्षः श्रीकण्ठो जडतनुरमात्यः शशधरो
वसन्तः सामन्तः कुसुममिषवः सैन्यमबलाः ।
तथापि त्रैलोक्यं जयति मदनो देहरहितः
क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे ॥१९९॥

શત્રુપક્ષમાં મહાદેવ છે. જડ (જળ) સ્વરૂપ ચંદ્ર પ્રધાન છે, વસંત સામંત–સાથી યોદ્ધો છે, બાણોરૂપે પુષ્પો છે અને સૈન્ય તરીકે અબળાઓ છે. આમ છતાં કામદેવ દેહ વિનાનો હોવા છતાં ત્રણે લોકને જીતી લે છે. ખરેખર, ક્રિયાની સિદ્ધિ માણસમાં રહેલા પરાક્રમ ઉપર આધાર રાખે છે, તેની પાસે સાધનો શું છે તે ઉપર નહીં. ૧૯૯

घटो जन्मस्थानं मृगपरिजनो भूर्जवसनं
वने वासः कन्दैरशनमपि दुःस्थं वपुरिदम् ।
अगस्त्यः पाथोधिं यदकृत कराम्भोजकुहरे
क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे ॥२००॥

પોતાનું જન્મસ્થાન ઘડો છે, મૃગલાં કુટુંબીજનો છે, ભોજપત્રો વસ્ત્ર છે, વનમાં નિવાસ છે, કંદમૂળનાં ભોજન છે તેમ જ ઘણું જ દુઃખ આપનારું શરીર છે; તોપણ અગસ્ત્ય મુનિએ પોતાના કરકમળરૂપી ખાડામાં સમુદ્રને સમાવી લીધો હતો. ખરેખર ક્રિયાની સિદ્ધિ માણસોના સત્ત્વ-પરાક્રમ ઉપર આધાર રાખે છે, તેમની પાસે સાધન-સામગ્રી શું છે તે ઉપર નહીં. ૨૦૦

ये जाते व्यसने निराकुलधियः संपत्सु नाभ्युन्नताः
प्राप्ते नैव पराङ्मुखाः प्रणयिनि प्राणप्रयोगैरपि ।
ह्रीमन्तः स्वगुणप्रकाशनविधावन्यस्तुतौ पण्डिता-
स्ते भूमण्डलमण्डनैकतिलकाः सन्तः कियन्तो जनाः ॥

દુઃખ આવી પડતા, જેની બુદ્ધિ આકુળવ્યાકુળ બનતી નથી; સંપત્તિમાં જે ઘણા ઉન્નત જણાતા નથી; પોતાનો જે સ્નેહાજન હોય, તેને માટે પ્રાણ આપવામાં પણ પાછું વાળીને જોતા નથી અને ગુણોનો પ્રકાશ કરવામાં જે લજ્જાવાળા છે પરંતુ બીજાની સ્તુતિ કરવામાં

જે પંડિત છે એવા કેટલાક વિરલ પુરુષો જ આ પૃથ્વીમંડળ પર આભૂષણરૂપ છે ૨૦૧

क्षुद्रा सन्ति सहस्रश स्वभरण व्यापारमात्रोद्यता
स्वार्थो यस्य परार्थ एव स पुमानेक सतामग्रणी ।
दुष्पूरोदरपूरणाय पिबति स्रोतःपति वाडवो
जीमूतस्तु निदाघतापितजगत्सतापविच्छित्तये ॥२०२

વડવાનલ તો ઘણા દુઃખથી પુરાનાર એવા પોતાના પેટ માટે જ સમુદ્રનું પાન કરે છે, પરંતુ મેઘ તો ઉનાળાના તાપથી પીડાયેલ જગતના તાપનો નાશ કરવા માટે સમુદ્રનું પાન કરે છે એ રીતે પોતાના ભરણપોષણની જ ચિંતામાં પડેલા હલકા માણસો તો ઘણા હોય છે, પરંતુ બીજા ઉપર ઉપકાર કરવો, એ જ જેનો સ્વાર્થ છે એવો સજ્જનોનો શિરોમણિ પુરુષ તો કોક જ હોય છે ૨૦૨

मज्जन्तोऽपि विपत्पयोधिगहने निःशङ्कधैर्यावृता
कुर्वन्त्येव परोपकारमनिश सन्तो यथाशक्ति वै ।
राहोरुग्रकरालवक्त्रकुहरग्रासाभिभूतोऽप्यल
चन्द्र किं न जन करोति सुखिन ग्रासावशेषे करै ॥

જેવી રીતે રાહુના મુખમાં કોળિયારૂપ થયેલ એવો ચંદ્ર રાહુના કોળિયામાંથી બાકી રહેલા પોતાના કિરણોથી મનુષ્યોને શું સુખી કરતો નથી? (કરે જ છે) તેવી રીતે સદા વિપત્તિરૂપી સમુદ્રમાં ડૂબેલા છતાં સજ્જનો શંકારહિત ધૈર્યવાળા બનીને પોતાની શક્તિ પ્રમાણે પરોપકાર કરે છે ૨૦૩

वाञ्छा सज्जनसगमे परगुणे प्रीतिर्गुरौ नम्रता
विद्याया व्यसन स्वयोषिति रतिर्लोकापवादाद्भयम् ।
भक्ति शूलिनि शक्तिरात्मदमने ससर्गमुक्ति खले
व्वेते येषु वसन्ति निर्मलगुणास्तेभ्यो नरेभ्यो नम ॥

સજ્જનના સમાગમની ઇચ્છા, પારકા ગુણમાં પ્રીતિ, ગુરુજનોમાં નમ્રતા, વિદ્યાભ્યાસની ટેવ, પોતાની સ્ત્રીમાં પ્રીતિ, લોકનિંદાથી ભય, શંકરમાં ભક્તિ, આત્માના દમન કરવાની શક્તિ અને દુર્જનના સંસર્ગથી મુક્તિ આ નિર્મળ ગુણો જેમનામાં વસે છે, તે પુરુષોને નમસ્કાર ૨૦૪

दृश्यन्ते भुवि भूरिनिम्बतरव कुत्रापि ते चन्दना
पाषाणै परिपूरिता वसुमती वज्रो मणिर्दुर्लभ ।
श्रूयन्ते करटारवाश्च सतत चैत्रे कुहूकूजित
तन्मन्ये खलसङ्कुल जगदिद द्वित्रा क्षितौ सज्जना ॥

આ પૃથ્વી પર લીંબડાનાં ઝાડ ઘણાં હોય છે અને ચંદનનાં વૃક્ષ તો કોક ઠેકાણે જ હોય છે આ પૃથ્વી ચારે બાજુ પથરાઓથી પથરાયેલી છે, પણ હીરામણિ દુર્લભ છે કાગડાઓના અવાજ હમેશાં સંભળાય છે અને કોયલનો અવાજ ચૈત્રમાસમાં જ સંભળાય છે, એટલે હું એમ માનું છું કે આ જગત દુર્જનોથી ભરેલું છે અને સજ્જન પુરુષો તો પૃથ્વી પર બે ત્રણ જ હોય છે ૨૦૫

घर्मार्तं न तथा सुशीतलजलै स्नान न मुक्तावलि-
र्न श्रीखण्डविलेपन सुखयति प्रत्यङ्गमप्यर्पितम् ।
प्रीत्यै सज्जनभाषित प्रभवति प्रायो यथा चेतस ।
सद्युक्त्या च पुरस्कृत सुकृतिनामाकृष्टिमन्त्रोपमम् ॥

તાપથી પીડાયેલ માણસને શીતળ જળથી કરેલું સ્નાન, મોતીની માળા અને આખા શરીરે લગાડેલ ચંદનનો લેપ જેટલું સુખ આપતા નથી, તેટલા સજ્જનના વચન ચિત્તને પ્રીતિ અને સુખ આપે છે, જે વચન સારી યુક્તિથી સુંદર અને પુણ્યશાળી પુરુષોને આકર્ષણ કરવા માટે મંત્ર જેવા હોય છે ૨૦૬

धर्मे तत्परता मुखे मधुरता दाने समुत्साहिता
मित्रेऽवञ्चकता गुरौ विनयिता चित्तेऽतिगम्भीरता ।
आचारे शुचिता गुणे रसिकता शास्त्रेऽतिविज्ञानिता
रूपे सुन्दरता हरौ भजनिता सत्स्वेव सदृश्यते ॥२०७

ધર્મમાં તત્પરતા, મુખમાં મધુરતા, દાનમાં ઉત્સાહભાવ, મિત્રમાં નિષ્કપટપણું, ગુરુમાં વિનયભાવ, ચિત્તમાં ગંભીરતા, આચારમાં પવિત્રતા, ગુણમાં રસિકતા, શાસ્ત્રમાં અત્યંત જ્ઞાનીપણું, સ્વરૂપમાં સુંદરતા અને હરિમાં ભક્તિભાવ એ બધા ગુણો સત્પુરુષોમાં જોવાને મળે છે

सौजन्यामृतसिन्धव परहितप्रारब्धवीरव्रता
वाचाला परवर्णने निजगुणालापे च मौनव्रता ।
आपत्स्वप्यविलुप्तधैर्यनिचया सपत्स्वनुत्सेकिनो
मा भूवन् खलवक्त्रनिर्गतविषम्लानानना सज्जना ॥

જે સૌજન્યરૂપી અમૃતના સમુદ્રરૂપ છે, જે પરહિતમાં જ વીરવ્રતને આચરનારા છે, જે બીજાના ગુણોના વર્ણન કરવામાં વાચાળ છે, જે પોતાના ગુણને કહેવામાં મૌનવ્રતવાળા છે, જે આપત્તિમાં પણ ધૈર્યને છોડતા નથી, જે સંપત્તિમાં ગર્વરહિત છે અને જે દુર્જનના મુખમાંથી નીકળેલ ઝેરથી પોતાના મુખ પર ગ્લાનિ પામતા નથી, તે સજ્જન પુરુષો છે ૨૦૮

ये दीनेषु दयालव स्पृशति यानल्पोऽपि न श्रीमदो
व्यग्रा ये च परोपकारकरणे हृष्यन्ति ये याचिता ।
स्वस्था सन्ति च यौवनोन्मदमहाव्याधिप्रकोपेऽपि ये
तै स्तम्भैरिव सुस्थिरै किल भरक्रान्ता धरा धार्यते ॥२०९

જે દીન પર દયાળુ છે, જેમને લક્ષ્મીનો થોડો પણ મદ સ્પર્શતો નથી, જે પરોપકાર કરવામાં સદા આતુર રહે છે, જે યાચના કરવાથી પ્રસન્ન થાય છે, જે યૌવનના મદરૂપી મહારોગનો કોપ થવા છતાં પણ સ્વસ્થ રહે છે. એ રીતે જે થાંભલાની જેમ સ્થિર રહેનારા છે, એવા સજ્જન પુરુષો જ આ ભારવાળી પૃથ્વીને ધારણ કરે છે, અર્થાત્ તે પૃથ્વીના સ્તંભ જેવા છે.

क्षारो वारिनिधिः कलङ्ककलुषश्चन्द्रो रविस्तापकृत्
पर्जन्यश्चपलाश्रयोऽभ्रपटलादृश्यः सुवर्णाचलः ।
शून्यं व्योम रसा द्विजिह्वविधृता स्वर्धामधेनुः पशुः
काष्ठं कल्पतरुर्दृषत्सुरमणिस्तत्केन साम्यं सताम् ॥२१०

સમુદ્ર ખારો છે, ચંદ્ર કલંકી છે, સૂર્ય તાપ કરનારો છે, મેઘ ચપળ વીજળીને ધારણ કરે છે, સોનાનો મેરુપર્વત વાદળાંથી અદૃશ્ય રહે છે, આકાશ શૂન્ય છે, પૃથ્વીને બે જીભવાળા (સાપ કે દુષ્પ્રાણીએ) ધારણ કરેલી છે, કામધેનુ પશુ છે, કલ્પવૃક્ષ લાકડું છે અને ચિંતામણિ પથ્થર છે; એ રીતે બધા પદાર્થો દોષવાળા હોવાને લીધે સજ્જનોની તુલના કોની સાથે થઈ શકે ?

कस्मादिन्दुरसौ धिनोति जगतीं पीयूषगर्भैः करैः
कस्माद्वा जलधारयैव धरणिं धाराधरः सिञ्चति ।
भ्रामं भ्राममयं च नन्दयति वा कस्मात् त्रिलोकीं रविः
साधूनां हि परोपकारकरणे नोपाध्यपेक्षं मनः ॥२११॥

પોતાનાં અમૃતમય કિરણોથી ચંદ્ર શા માટે જગતને પ્રસન્ન કરે છે ? પોતાના જળની ધારાથી મેઘ શા માટે પૃથ્વી પર સિંચન કરે છે ? સૂર્ય દરરોજ ભમી ભમીને ત્રણે લોકને શા માટે આનંદ આપે છે ? ખરેખર, સાધુજનો જ્યારે ઉપકાર કરતા હોય છે ત્યારે તેમનાં મન કોઈ કારણની ઇચ્છા રાખતાં નથી. તેમની પ્રવૃત્તિ સ્વાર્થરહિત હોય છે. ૨૧૧

अद्वैतं सुखदुःखयोरनुगतं सर्वास्ववस्थासु यद्
विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्नहार्यो रसः ।
कालेनावरणात्ययात्परिणते यत्स्नेहसारे स्थितं
भद्रं तस्य सुमानुषस्य कथमप्येकं हि तत्प्रार्थ्यते ॥२१२॥

જે સુખ કે દુઃખ બધા પ્રકારની અવસ્થાઓમા અદ્વૈતભાવે—સરખી રીતે રહે છે, હૃદય જેની અંદર વિશ્રામ કરીને રહે છે, વૃદ્ધાવસ્થાથી પણ જેનો રસ હરી લેવાતો નથી, જ્યારે કાળે કરીને અજ્ઞાનનો નાશ થાય છે, ત્યારે જે સ્નેહના સંપૂર્ણ ફળરૂપ સારમાં રહે છે; એવા સજ્જન પુરુષના કોઈ એક કલ્યાણકારી ગુણની ઘણા પ્રયત્ને પ્રાર્થના કરવામાં આવે છે. ૨૧૨

गर्वं नोद्वहते न निन्दति परान्नो भाषते निष्ठुरं
प्रोक्तं केनचिदप्रियं च सहते क्रोधं च नालम्बते ।
श्रुत्वा काव्यमलक्षणं परकृतं संतिष्ठते मूकव-
द्दोषांश्छादयते स्वयं न कुरुते ह्येतत्सतां लक्षणम् ॥२१३

પોતે ગર્વ કરે નહિ, બીજાની નિંદા કરે નહિ, કઠોર વચન બોલે નહિ, કોઈનું અપ્રિય વચન સહન કરે, ક્રોધને ધરે નહિ, બીજાનું કાવ્ય દોષવાળું હોય તોપણ સાંભળીને મૌન રાખે, બીજાના દોષને ઢાંકે અને પોતે દોષ કરે નહિ, એ બધાં સત્પુરુષનાં લક્ષણ છે.

किं कूर्मस्य भरव्यथा न वपुषि क्ष्मां न क्षिपत्येष यत्
किं वा नास्ति परिश्रमो दिनपतेरास्ते न यन्निश्चलः ।
किं चाङ्गीकृतमुत्सृजन्हि मनसा श्लाघ्यो जनो लज्जते ।
निर्वाहः प्रतिपन्नवस्तुषु सतामेतद्धि गोत्रव्रतम् ॥२१४

પોતાના શરીર પર રહેલ પૃથ્વીનો ભાર શું કાચબાને નહિ લાગતો હોય ? છતાં પણ તે પૃથ્વીને ફેંકી દેતો નથી. સતત ફરવાથી શું સૂર્યને થાક લાગતો નથી ? તોપણ તે સ્થિર બેસી રહેતો નથી. એ રીતે પોતે જેનો અંગીકાર કર્યો હોય છે, તેને છોડી દેતાં સજ્જન લજ્જા પામે છે; કારણ કે પોતાને પ્રાપ્ત થયેલ વસ્તુનું કામ ઉપાડી લેવું એ સજ્જનોનું એક કુળવ્રત છે. ૨૧૪

सेतूपक्रमकौतुकाहृतगिरिप्रक्षेपवेगोच्छल-
न्निःशेषाम्बुपरिस्फुटोदरदरीगम्भीरिमा सागरः ।
चक्रे गोष्पदवद्विलङ्घितवतोऽप्यन्तर्भयं मारुतेः
पूर्णत्वादतिरिच्यते हि महतस्तुच्छस्य दुर्लङ्घता ॥२१५

જ્યારે પુલ બાંધવાના આરંભમાં રમત કરીને પથ્થરોને લાવીને નાખવામાં આવ્યા, ત્યારે તેના વેગથી સર્વ જળ ઊછળવા લાગ્યાં અને તેથી સાગરના પેટની ગુફાનું ઊંડાણ સ્પષ્ટ રીતે જેવામાં આવ્યું હતું; પરંતુ હનુમાન ઓળંગવા લાગ્યા ત્યારે તે સમુદ્ર મનમા ભય પામીને ગાયના પગની ખરી બની ગયો હતો. ખરેખર ! મહાન પુરુષ પૂર્ણપણાને લીધે ઓળંગવા યોગ્ય બની જાય છે, પણ દુર્જન માણસ ઓળંગી શકાતો નથી.

शूराः सन्ति सहस्रशः प्रतिपदं विद्याविदोऽनेकशः
सन्ति श्रीपतयो निरस्तधनदास्तेऽपि क्षितौ भूरिशः ।
ये कर्मण्यनिरीक्ष्य चान्यमनुजं दुःखार्दितं यन्मनः
स्तादृप्यं प्रतिपद्यते जगति ते सत्पूरुषाः पञ्चषाः ॥२१६

આ પૃથ્વી પર શૂરવીર પુરુષો હજારો છે, વિદ્યાને જાણનાર પુરુષો અનેક છે, કુબેર કરતાં પણ ચડી જાય તેવા ધનાઢ્ય પુરુષો ઓછા નથી; પરંતુ બીજા માણસોને

દુઃખી જોઈને જેઓના મનને અત્યંત દુઃખ થાય છે, તેવા સુજન પુરુષો તો જગત પર ચારપાય હોય છે.

दीनानां कल्पवृक्षः सुगुणफलनतः सज्जनानां कुटुम्बी
आदर्शः शिक्षितानां सुचरितनिकषः शीलवेलासमुद्रः ।
सत्कर्ता नावमन्ता पुरुषगुणनिधिर्दक्षिणोदारसत्त्वो
ह्येकः श्लाघ्यः स जीवत्यधिकगुणतया चोच्छ्वसन्तीव चान्ये ॥ २१७ ॥

જે દીન જનોનું કલ્પવૃક્ષ છે, સુગુણોરૂપી ફળોથી નમેલ છે, સજ્જનોને માટે આદર્શ કુટુંબીજન છે, ભણેલા માણસો માટે કસોટીના પથ્થરરૂપે અને શીલ-સદાચારની મર્યાદામાં સમુદ્રરૂપે છે, સર્વનો સત્કાર કરનારો છે, પણ કોઈનું અપમાન કરતો નથી. મનુષ્યોચિત ગુણોના ભંડારરૂપે છે, કુશળ સ્વભાવવાળો અને ઉદાર છે; એ રીતે પોતાના અધિક ગુણોને કારણે જે પ્રશંસાને પાત્ર છે એવો તે સજ્જન જ ખરેખર જીવી રહ્યો છે, બાકીના જનો તો ફોગટ શ્વાસ લઈ રહ્યા છે.

नम्रत्वेनोन्नमन्तः परगुणकथनैः स्वान्गुणान्ख्यापयन्तः।
स्वार्थान्संपादयन्तो विततबहुतरारम्भयत्नाः परार्थे ॥
क्षान्त्यैवाक्षेपरूक्षाक्षरमुखरमुखान्दुर्मुखान्दुःखयन्तः ।
सन्तः साश्चर्यचर्या जगति बहुमताः कस्य नाभ्यर्थनीयाः॥

નમ્રતા વડે જેઓ ઉન્નતિ પામેલા છે, બીજાના ગુણોને કહે છે એમા જ જેમની પોતાની સૌજન્યતા-ગુણીપણું વ્યક્ત થતું હોય છે, બીજાઓના માટે અનેક જાતના કાર્યોમા પ્રયત્નશીલ રહે છે અને એમાં જ પોતાનાં કાર્યો જેઓ પ્રાપ્ત કરે છે, આક્ષેપો અને નિંદાથી વાચાળ દુર્મુખોને જેઓ પોતાની શાંતિ અને સહનશીલતાથી જ દૂષિત પુરવાર કરે છે એવા સત્પુરુષો આ જગતમા ખરેખર આશ્ચર્યમય આચરણવાળા છે. તેઓ કોને માટે પ્રીતિપાત્ર અને અનુકરણીય નથી હોતા?

वक्त्रे वल्गाप्रकर्षः समरभुवि तव प्राणरक्षापि दैवात्
स्वेच्छाचारो न चास्ते नहि भवति तथा भारवाहो नितान्तम्।
इत्युक्तोऽश्वः खरेण प्रहसितवदनो मूक एवावतस्थे
तस्माज्जात्या महान्तोऽधमजनविषये मौनमेवाश्रयन्ते ॥

એક ગધેડાએ ઘોડાને કહ્યુ કે, 'જો તારે રોજ બોજો ઉપાડવો પડતો નથી; તોપણ તને લગામથી જકડી રાખે છે. દૈવયોગે કરીને જ રણસંગ્રામમાં તારા પ્રાણની રક્ષા થાય છે, તું તારી ઇચ્છા પ્રમાણે ક્યાય રખડી શકતો નથી' આ પ્રમાણે કહેવા છતાં પણ ઘોડાએ મૌન જ રાખ્યું. ખરેખર, જેઓ સ્વભાવથી જ મહાન છે, તેઓ નીચ લોકો આગળ મૌન રાખીને જ રહે છે. ૨૧૯

## દુર્જનનિંદા

खलः सर्षपमात्राणि परच्छिद्राणि पश्यति ।
आत्मनो बिल्वमात्राणि पश्यन्नपि न पश्यति ॥ १ ॥

દુર્જન માણસ બીજાના દોષો સરસવ જેટલા નાના હોય, તે પણ જુએ છે અને પોતાના બીલા જેટના મોટા હોય, તેને જાણવા છતાં પણ જોતો નથી. ૧

न विना परवादेन रमते दुर्जनो जनः ।
काकः सर्वरसान्भुक्त्वे विनामेध्यं न तृप्यति ॥ २ ॥

પારકા સાથે ઝઘડો કર્યા વિના દુર્જન માણસ રાજી થતો નથી. કાગડો બધા રસવાળા પદાર્થો ખાય છે, પણ તેને ગંદા પદાર્થ (વિષ્ટા) વિના સંતોષ થતો નથી.

विशिखव्यालयोरन्त्यवर्णाभ्यां यो विनिर्मितः ।
परस्य हरति प्राणान्नैतच्चित्रं कुलोचितम् ॥ ३ ॥

ખલ કુળ કર્યુ? વિશિખ(બાણ)નો છેલો વર્ણ ख અને વ્યાલ(સર્પ)નો છેલ્લો વર્ણ ल; તે બંનેથી खल (દુર્જન) માણસ બન્યો છે. એટલે તે બીજાના પ્રાણને હરી લે, તેમાં વિસ્મય પામવા જેવું નથી. તેના કુળને તે યોગ્ય છે. ૩

विषमा मलिनात्मानो द्विजिह्वा जिह्मगा इव ।
जगत्प्राणहरा नित्यं कस्य नोद्वेजकाः खलाः ॥ ४ ॥

જેમ સાપની ગતિ વાકી હોય છે, તેમ દુર્જન વાકા હોય છે. જેમ સર્પ શરીરે કાળો હોય છે, તેમ દુર્જન સ્વભાવે મલિન હોય છે. જેમ સાપ બે જીભવાળો હોય છે, તેમ દુર્જન પણ બેબોલો (જુઠ્ઠો) હોય છે. જેમ સાપ દંશથી જગતના પ્રાણને હરે છે, તેમ દુર્જન કર્મથી જગતના પ્રાણ હરે છે, એ રીતે ખરાબ સ્વભાવના સર્પ અને દુર્જન કોને ઉદ્વેગ આપતા નથી? ૪

दुर्जनः परिहर्तव्यो विद्ययालङ्कृतोऽपि सन् ।
मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ॥ ५ ॥

વિદ્યાથી શોભતો હોય તોપણ દુર્જનનો ત્યાગ કરવો જોઈએ; કારણ કે સર્પ મણિથી શોભતો હોય તોપણ શું તે ભયંકર નથી? ૫

खलानां कण्टकानां च द्विविधैव प्रतिक्रिया ।
उपानन्मुखभङ्गो वा दूरतो वापि वर्जनम् ॥ ६ ॥

ખળ પુરુષ અને કાંટા, તેને નિવારવાના બે જ ઉપાય છે. પગના જોડાથી તેમનું મુખ ભાંગવું અથવા તેમને દૂરથી છોડી દેવા. ૬

अपूर्वः कोऽपि कोपाग्निः सज्जनस्य खलस्य च ।
एकस्य शाम्यति स्नेहाद्वर्धतेऽन्यस्य वारितः ॥ ७ ॥

સજ્જનનો અને દુર્જનનો કોપરૂપી અગ્નિ એક જુદા જ પ્રકારનો હોય છે; એકનો કોપ સ્નેહને કારણે શમી જાય છે, ત્યારે બીજાનો વારવા છતાં વધે છે. ७

ऊर्जितं सज्जनं दृष्ट्वा द्वेष्टि नीचः पुनः पुनः ।
कवलीकुरुते स्वस्थं विधुं दिवि विधुंतुदः ॥ ८ ॥

જેમ આકાશમાં ઉન્નતિ પામેલા ચંદ્રનો રાહુ કોળિયો કરી જાય છે, તેમ સજ્જનને ઉન્નતિ પામેલો જોઈને દુર્જન તેનો વારંવાર દ્વેષ કરે છે. ८

क्वचित्सर्पोऽपि मित्रत्वमीयान्नैव खलः क्वचित् ।
न शेषशायिनोऽप्यस्य वशो दुर्योधनो हरेः ॥ ९ ॥

કોઈક વાર સર્પને પણ મિત્ર બનાવી શકાય છે, પણ દુર્જનને કદી મિત્ર બનાવી શકાતો નથી. વિષ્ણુ ભગવાન શેષનાગને મિત્ર બનાવી તેના પર સૂઈ ગયા, પણ દુર્યોધન તેમનો મિત્ર ન બન્યો. ९

उपकारोऽपि नीचानामपकारो हि जायते ।
पयःपानं भुजंगानां केवलं विषवर्धनम् ॥ १० ॥

નીચ જનોનો ઉપકાર કરો, તોપણ તે અપકાર જ બની જાય છે. સર્પોને દૂધનું પાન કરાવો, પણ તેથી તેનું ઝેર જ વધે છે. १०

अलकाश्च खलाश्चैव मूर्धभिः सुजनैर्धृताः ।
उपर्युपरि संस्कारेऽप्याविष्कुर्वन्ति वक्रताम् ॥ ११ ॥

જેમ કેશને માથે ધારણ કરો અને તેમને સારી રીતે સંસ્કારો તેમ તે વાંકા થતા જાય છે; તેવી રીતે સુજન પુરુષો જેમ જેમ દુર્જનને માન આપે અને તેમને સંસ્કાર આપે, તેમ તેમ દુષ્ટતાને પ્રકટ કરે છે.

खलानां धनुषां चापि सद्वंशजनुषामपि ।
गुणलाभो भवेदाशु परहृद्भेदकारकः ॥ १२ ॥

જેમ સારા વાંસમાંથી પેદા થયેલ ધનુષ્યોને ગુણ-દોરી ચઢાવવામાં આવે, તો તે બીજાના હૃદયને ભેદનાર બને છે, તેમ સારા વંશમાં ઉત્પન્ન થયેલ હોવા છતાં જે દુર્જન છે, તેને જો કોઈ સારા ગુણનો લાભ થાય; તો તેથી તે એવું કાર્ય કરે છે કે જેથી બીજાનું હૃદય ભેદાય છે. १२

बहुनिष्कपटद्रोही बहुधान्योपघातकः ।
रन्ध्रान्वेषी च सर्वत्र दूषको मूषको यथा ॥ १३ ॥

દૂષક-દુષ્ટ અને મૂષક-ઉંદર બંને સરખા છે. ઉંદર નિષ્ક-પટ-દ્રોહી=અલંકાર અને વસ્ત્રને કાપી નાખનાર છે અને દુષ્ટ બહુ નિષ્કપટ-દ્રોહી=ઘણા કપટરહિત જનોનો દ્રોહ કરનાર છે. ઉંદર બહુ ધાન્યનો નાશ કરનાર છે અને દુષ્ટ બહુધા-અન્ય-ઉપઘાતક=જુદી રીતે બીજાનો નાશ કરનાર છે. ઉંદર છિદ્ર=કાણાંને શોધનાર છે અને દુષ્ટ છિદ્ર=દોષોને શોધનાર છે. १३

नौश्च दुर्जनजिह्वा च प्रतिकूलविसर्पिणी ।
परप्रतारणायैव दारुणा केन निर्मिता ॥ १४ ॥

દુર્જનની જીભ અને નૌકા બંને સરખાં છે. નાવ જેમ પ્રતિ-કૂળ=કિનારા તરફ જનારી છે, તેમ જીભ પ્રતિકૂળ-વિરુદ્ધ જનારી છે. જેમ નાવ પર-પ્રતારણાય=બીજાને તારવા માટે જ દારુણા=લાકડાની બનાવેલી છે, તેમ દુર્જનની જીભ પર-પ્રતારણાય=બીજાને છેતરવા માટે જ દારુણા-કોઈ કઠોર ભાવથી બનાવેલી છે. १४

यस्मिन्वंशे समुत्पन्नस्तमेव निजचेष्टितैः ।
दूषयत्यचिरेणैव घुणकीट इवाधमः ॥ १५ ॥

જેમ ઘુણ નામનો કીડો જે વાંસમાં પેદા થાય છે, તે જ વાંસને પોતાની ક્રિયાથી થોડા જ વખતમાં કોચી ખાય છે; તેમ અધમ પુરુષ જે વંશમાં પેદા થાય છે, તે જ વંશને પોતાનાં ખરાબ કાર્યોથી થોડા જ વખતમાં દૂષિત કરે છે. १५

स्वभावकठिनस्यास्य कृत्रिमां बिभ्रतो नतिम् ।
गुणोऽपि परहिंसायै चापस्य च खलस्य च ॥ १६ ॥

જેમ ધનુષ્ય સ્વભાવે કઠણ હોય છે, છતાં પણ બનાવટી નમ્રતાને ધારણ કરે છે (વાંકું નમે છે;) અને તેની દોરી (ગુણ) પણ બીજાની હિંસા કરે છે, તેમ સ્વભાવથી કઠણ અને બનાવટી નમ્રતાને ધારણ કરનાર દુષ્ટ જનનો સારો ગુણ પણ પારકાની હિંસા કરનાર બને છે. १६

अयःपिण्ड इवोत्तप्ते खलानां हृदये क्षणात् ।
पतिता एव नश्यन्ति गुणास्तोयकणा इव ॥ १७ ॥

તપેલા લોઢાના ગોળા પર જેમ જળનાં ટીપાં પડતાં જ નાશ પામે છે, તેમ દુર્જનોના હૃદયમાં આવેલા ગુણો ક્ષણવારમાં નાશ પામે છે. १७

वर्जनीयो मतिमता दुर्जनः सख्यवैरयोः ।
श्वा भवत्यपकाराय लिहन्नपि दशन्नपि ॥ १८ ॥

ડાહ્યા માણસે દુર્જનને મૈત્રી અને વેર બંનેથી દૂર રાખવો; કારણ કે કૂતરું ચાટે કે કરડે બંને રીતે આપણું ખરાબ જ કરે છે. १८

वक्रतां बिभ्रतो यस्य गुह्यमेव प्रकाशते ।
कथं च न समानः स्यात्पुच्छेन पिशुनः शुनः ॥ १९ ॥

જેમ કૂતરું પોતાની પૂંછડી વાંકી કરે છે ત્યારે તેનો ગુહ્યભાગ ઉઘાડો થાય છે, તેમ દુર્જન પોતાની દુષ્ટતા ધારણ કરે છે, ત્યારે તેનું ગુપ્ત રહેલું દુર્જન-

પણું જ ઉઘાડું પડે છે; એ રીતે દુર્જન કૂતરાના પૂંછડા જેવો કેમ ન કહેવાય? ૧૯

स्नेहेन भूतिदानेन कृतः स्वच्छोऽपि दुर्जनः ।
दर्पणश्चान्तिके तिष्ठन्करोत्येकमपि द्विधा ॥ २० ॥

જેમ દર્પણને તેલ અને ભસ્મ લગાડીને સ્વચ્છ કરો; તોપણ તેની પાસે ઊભા રહો, તો એકને બે પ્રકારે બતાવે છે; તેમ દુર્જનને પણ સ્નેહ અને વૈભવથી સારી રીતે રાખ્યો હોય, તોપણ તે એકતામાં ભેદ પડાવે છે. ૨૦

आजन्मसिद्धं कौटिल्यं खलस्य च हलस्य च ।
सोढुं तयोर्मुखाक्षेपमलमेकैव सा क्षमा ॥ २१ ॥

ખલ અને હલ એ બંનેનું કુટિલપણું જન્મથી જ સિદ્ધ થયેલું છે. તેમના મુખના ઘા એક ક્ષમા-પૃથ્વી અથવા સહિષ્ણુતા જ સહન કરી શકે છે. ૨૧

यथा यथैव स्नेहेन भूयिष्ठमुपचर्यते ।
धत्ते तथा तथा तापं महान्वैश्वानरः खलः ॥ २२ ॥

જેમ જેમ આપણે અગ્નિની ઘીથી વિશેષ સેવા કરીએ, તેમ તેમ તે અગ્નિ વિશેષ તાપ ધારણ કરે છે; તેવી રીતે દુર્જનને વિશેષ સ્નેહથી સેવીએ, તેમ તેમ તે હૃદયમા વિશેષ સંતાપ આપનાર બને છે. ૨૨

स्तोकेनोन्नतिमायाति स्तोकेनायात्यधोगतिम् ।
अहो नु सदृशी वृत्तिस्तुलाकोटेः खलस्य च ॥ २३ ॥

જરાકમા ઊંચે આવી જાય છે અને જરાકમાં નીચે આવી જાય છે; એ રીતે ત્રાજવાની દાંડી અને દુર્જનની વૃત્તિ સરખી હોય છે. ૨૩

दुर्जनः कृतशिक्षोऽपि सज्जनो नैव जायते ।
अपि गङ्गाजलस्नानान्नाधः केशः कुशायते ॥ २४ ॥

દુર્જનને ગમે તેટલી શિખામણ આપો, તોપણ તે સુજન બનતો નથી; જેમ ગંગાજળમા સ્નાન કરવા છતાં પણ નીચેના કેશ દર્ભ જેવા પવિત્ર બનતા નથી.

दह्यमानाः सुतीक्ष्णेन नीचाः परयशोऽग्निना ।
अशक्तास्तत्पदं गन्तुं ततो निन्दां प्रकुर्वते ॥ २५ ॥

બીજાના યશરૂપી તીક્ષ્ણ અગ્નિથી બળી રહેલા હલકા માણસો તેના સ્થાનને મેળવી શકતા નથી; એટલે તેની નિંદા કરે છે. ૨૫

खलः सत्क्रियमाणोऽपि ददाति कलहं सताम् ।
दुग्धधौतोऽपि किं याति वायसः कलहंसताम् ॥ २६ ॥

દુર્જન પુરુષનો ગમે તેટલો સત્કાર કરો, તોપણ તે સારા માણસને કલેશ જ આપે છે; કારણ કે કાગડાને ગમે તેટલા દૂધથી ધુઓ, તોપણ શું તે હંસ જેવો સ્વચ્છ બનવાનો છે? ૨૬

दुर्जनस्य विशिष्टत्वं परोपद्रवकारणम् ।
व्याघ्रस्य चोपवासेन पारणं पशुमारणम् ॥ २७ ॥

દુર્જન કોઈ ખાસ કામ કરે, ત્યારે પણ જાણવું કે તેમાં બીજાને ઉપદ્રવ થાય એવું હશે. જેમ કે વાઘ કદાચ ઉપવાસ કરે, તો તેનું પારણું પશુને મારવાથી જ થાય છે. ૨૭

संत्यज्य शूर्पवद्दोषान्गुणान्गृह्णाति पण्डितः ।
दोषग्राही गुणत्यागी पल्लोलीव हि दुर्जनः ॥ २८ ॥

જેમ સૂપડું નકામી ચીજ ફેંકી દઈ, સારી વસ્તુ રાખે છે તેમ સજ્જન દોષ દૂર કરી, ગુણનો સ્વીકાર કરે છે અને જેમ ચાળણી સારી વસ્તુ કાઢીને નકામી ચીજ રાખી મૂકે છે તેમ દુર્જન ગુણનો ત્યાગ કરી, દોષોને રાખી મૂકે છે. ૨૮

खलो न साधुतां याति सद्भिः संबोधितोऽपि सन् ।
सरित्पूरप्रपूर्णोऽपि क्षारो न मधुरायते ॥ २९ ॥

જેમ સર્વ સરિતાઓથી પૂરવામાં આવવા છતાં ખારો સમુદ્ર મીઠો થતો નથી, તેમ સજ્જનોએ ગમે તેટલો બોધ આપવા છતાં ખલ સાધુપણાને પામતો નથી.

सर्पदुर्जनयोर्मध्ये वरं सर्पो न दुर्जनः ।
सर्पो दशति कालेन दुर्जनस्तु पदे पदे ॥ ३० ॥

સર્પ અને દુર્જન બંનેમા સર્પ સારો; દુર્જન નહીં; કારણ કે સર્પ કોઈક કાળે જ ડસે છે; પરંતુ દુર્જન તો પગલે પગલે ડસે છે. ૩૦

अकस्मादेव कुप्यन्ति प्रसीदन्त्यनिमित्ततः ।
शीलमेतदसाधूनामभ्रं पारिप्लवं यथा ॥ ३१ ॥

જેમ ચપળ વાદળ ઘડીકમાં કોપે છે અને ઘડીકમાં વરસે છે, તેમ દુર્જન પુરુષોનો એ સ્વભાવ છે કે, તે ઘડીકમાં કોપે છે અને ઘડીકમાં રાજી થાય છે. ૩૧

अशक्ताः शक्तिमात्मीयां श्लाघयन्ते च दुर्जनाः ।
ते भवन्त्यपहासाय महतामेव सन्निधौ ॥ ३२ ॥

દુર્જનો શક્તિ વિનાના હોવા છતાં, પોતાની શક્તિઓનાં વખાણ કરે; પરંતુ મોટા પુરુષોની પાસે તે હાસ્યપાત્ર થાય છે. ૩૨

सर्पः क्रूरः खलः क्रूरः सर्पात्क्रूरतरः खलः ।
मन्त्रेण शाम्यते सर्पो न खलः शाम्यते कदा ॥ ३३ ॥

સર્પ ક્રૂર છે અને દુર્જન પણ ક્રૂર છે, પણ તેમાં સર્પ કરતા દુર્જન વધારે ક્રૂર છે; કારણ કે સર્પ

મ ત્રથી વશમા આવે છે, પણ દુર્જન કદી શાત થતો નથી ૩૩

दुर्जन प्रथम वन्दे सज्जन तदनन्तरम् ।
मुखप्रक्षालनात्पूर्वं गुदप्रक्षालन यथा ॥ ३४ ॥

જેમ મોઢુ ધોતા પહેલા-દાતણ કરતા પહેલા ગુદપ્રક્ષાલન-શૌચવિધિ કરવામા આવે છે, તેમ પહેલા હુ દુર્જનને પ્રણામ કરુ છુ અને તે પછી સજ્જનને પ્રણામ કરુ છુ ૩૪

दुर्जन सुजनो न स्यादुपायाना शतैरपि ।
अपान मृत्सहस्रेण धौत चास्य कथ भवेत् ॥ ३५ ॥

માટીથી હજાર વખત ધુઓ, તોપણ ગુદા તે મુખ બનતી નથી તેમ સેકડો ઉપાય કરવા છતા પણ દુર્જન સારો માણસ થતો નથી ૩૫

खलास्तु कुशला साधुहितप्रत्यूहकर्मणि ।
निपुणा फणिन प्राणानपहर्तुं निरागसाम् ॥ ३६ ॥

જેમ સર્પ નિરપરાધીઓના પ્રાણ હરવા માટે નિપુણ હોય છે, તેમ સાધુજનોના હિતકારી કાર્યોમા વિઘ્ન નાખવામા દુર્જનો કુશળ હોય છે. ૩૬

अहो बत महत्कष्ट विपरीतमिद जगत् ।
येनापत्रपते साधुरसाधुस्तेन तुष्यति ॥३७॥

જે કરવાથી ડાહ્યો માણસ લજ્જા પામે, તે કામ કરવાથી દુર્જન રાજી થાય છે આ કેવી મોટી દિલ ગીરીની વાત છે! અને આ જગત પણ કેવુ વિપરીત છે! ૩૭

तक्षकस्य विष दन्ते मक्षिकायाश्च मस्तके ।
वृश्चिकस्य विष पुच्छे सर्वाङ्गे दुर्जनस्य तत् ॥ ३८ ॥

સાપને દાતમા ઝેર હોય છે, માખીને માથામા અને વીંછીને પૂછડામા ઝેર હોય છે, પરતુ દુર્જન પુરુષને તો સર્વ અંગોમા વિષ હોય છે ૩૮

दुर्जनो नार्जव याति सेव्यमानोऽपि नित्यश ।
स्वेदनाभ्यञ्जनोपायै श्वपुच्छमिव नामितम् ॥ ३९ ॥

જેમ કૂતરાના પૂછડાને ગમે તેટલી બાફ આપો કે ચોળો અને સીધુ કરો, તોપણ તે વાકુ જ રહે છે તેમ દુર્જનની હરહમેશ સેવા કરો, તે છતા તે સરલ બનતો નથી ૩૯

वर्धन वाथ समान खलाना प्रीतये कुत ।
फलन्त्यमृतसेकेऽपि न पथ्यानि विषद्रुमा ॥४०॥

ઝેરના વૃક્ષને ગમે તેટલુ અમૃત સીંચવામા આવે, તોપણ તેના ફળ હિતકારી અને મીઠા થતા નથી, તેમ દુર્જનોની વૃદ્ધિ કરો કે સન્માન આપો, તોપણ તે તેમની પ્રીતિને વધારી શકતા નથી ૪૦

दुर्जनैरुच्यमानानि वचासि मधुराण्यपि ।
अकालकुसुमानीव भय सजनयन्ति हि ॥ ४१ ॥

જેમ અકાળે ફૂલ આવે, તેથી ચિતા થાય, તે રીતે દુર્જનો મધુર વચન કહે, તોપણ તે બધાને ભય પેદા કરે છે ૪૧

शत दद्यान्न विवदेदिति विज्ञस्य समतम् ।
विना हेतुमपि द्वन्द्वमेतन्मूर्खस्य लक्षणम् ॥ ४२ ॥

સમજુ માણસનો એવો મત છે કે 'સોની રકમ આપવી પડે, તો આપવી પણ વિવાદ કરવો નહિ,' પરતુ મૂર્ખજનનુ લક્ષણ એવુ છે કે, કારણ ન હોય, તો પણ કજિયો કરવો ૪૨

अहो खलभुजगस्य विपरीतो वधक्रम ।
अन्यस्य दशति श्रोत्रमन्य प्राणैर्वियुज्यते ॥ ४३ ॥

ખલ અને સર્પ બન્ને બીજાનો વધ કરે છે, પણ તેમનો ક્રમ ઊલટો છે સર્પ જેને કરડે છે, તેને જ મારી નાખે છે, પણ દુર્જન એકના કાનમા કરડે છે (ભભેરણી કરે છે) અને બીજાના પ્રાણ લઈ લે છે ૪૩

न यत्नकोटिशतकैरपि दुष्ट सुधीर्भवेत् ।
किं मर्दितोऽपि कस्तूर्या लशुनो याति सौरभम् ॥४४

ગમે કેટલી કસ્તૂરીનો લેપ કરો પણ લસણ સુગધીદાર બનવાનુ છે? એ રીતે સેકડો અને કરોડો ઉપાય કરો, તોપણ દુર્જન સદ્બુદ્ધિવાળો થવાનો નથી ૪૪

पाषाणो भिद्यते टङ्कैर्वज्र वज्रेण भिद्यते ।
सर्पोऽपि भिद्यते मन्त्रैर्दुष्टात्मा नैव भिद्यते ॥४५॥

ટાકણાથી પથરો ભેદાય છે, હીરાથી હીરો ભેદાય છે અને મ ત્રથી સર્પ ભેદાય છે, પરતુ દુષ્ટ પુરુષ કોઈથી ભેદાતો નથી ૪૫

दुर्जनो दोषमादत्ते दुर्गन्धिमिव सूकर ।
सज्जनश्च गुणग्राही हस क्षीरमिवाम्भस ॥ ४६ ॥

ભૂડ જેમ દુર્ગંધ શોધતુ ફરે છે, તેમ દુર્જન માણસ દોષને લે છે અને હસ જેમ પાણીમાથી દૂધ લઈ લે છે તેમ સજ્જન ગુણને જ ગ્રહણ કરે છે ૪૬

अपूर्वा रसनाव्याला खलाननबिलेशया ।
कर्णमूले स्पृशन्त्यन्य हरन्त्यन्यस्य जीवितम् ॥४७॥

આ દુર્જનોના મુખરૂપી રાફડામા રહેનારા જીભરૂપી સર્પો તો અલૌકિક છે તેઓ એકના કાનના મૂળમા કરડે છે અને બીજાના પ્રાણ હરી લે છે ૪૭

दुर्जनेन समं सख्यं वैरं चापि न कारयेत् ।
उष्णो दहति चाङ्गारः शीतः कृष्णायते करम् ॥४८॥

દુર્જનની સાથે મિત્રતા કરવી નહિ તેમ વૈર પણ રાખવું નહિ. અંગારો જ્યારે ગરમ હોય છે ત્યારે બાળે છે અને ઠંડો પડે છે ત્યારે હાથ કાળા કરે છે. ૪૮

दुर्जनः प्रियवादी च नैतद्विश्वासकारणम् ।
मधु तिष्ठति जिह्वाग्रे हृदि हालाहलं विषम् ॥४९॥

દુર્જન હોય અને તે મીઠું બોલનાર હોય, તોપણ તે વિશ્વાસલાયક બનતો નથી; કારણ કે તેની જીભ પર મધ રહે છે અને હૃદયમાં હળાહળ ઝેર રહે છે. ૪૯

मनस्यन्यद्वचस्यन्यत्कार्ये चान्यद्दुरात्मनाम् ।
मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम् ॥ ५० ॥

દુર્જનોના મનમાં જુદું, વચનમાં જુદું અને કાર્યમાં જુદું હોય છે; જ્યારે મહાત્મા પુરુષના મનમાં એક જ, વચનમાં એક જ અને કાર્યમાં પણ એક જ હોય છે. ૫૦

जीवनग्रहणे नम्रा गृहीत्वा पुनरुन्नताः ।
किं कनिष्ठाः किमु ज्येष्ठा घटीयन्त्रस्य दुर्जनाः ॥५१

જેમ રેંટના ઘડા પાણી લેતા નીચા નમે છે અને પાણી લઈને પાછા ઊંચા થઈ જાય છે તેમ દુર્જનો કોઈનો જાન લેતાં નમ્ર બની જાય છે અને ફરી પાછા ઊંચા થઈ જાય છે; માટે દુર્જનો રેંટના ઘડા કરતા નાના નથી તેમ મોટા પણ નથી. ૫૧

बिभ्राणा गरलं कण्ठे भुजंगपरिवेष्टिता ।
शांभवीव तनुः कस्य न वन्द्या दौर्जनी सभा ॥५२

કંઠમાં ઝેર ધારણ કરેલી અને ભુજંગોથી વીંટાયેલી શંકરની દેહમૂર્તિ કોને વંદ્ય નથી? (અર્થાત્ સર્વને છે.) તેવી રીતે ગળામાં દુર્વચનોરૂપ ઝેર ધારણ કરતી અને ભુજંગ (સર્પ જેવા ચોર, જાર, શઠ વગેરેથી) વીંટાયેલી ખલમંડળી કોને વંદન કરવા યોગ્ય નથી? (અર્થાત્ તેને દૂરથી નમસ્કાર કરી ત્યજવા યોગ્ય છે.) ૫૨

अक्षमालापवृत्तिज्ञा कुशासनपरिग्रहा ।
ब्राह्मीव दौर्जनी संसद्वन्दनीया समेखला ॥ ५३ ॥

બ્રહ્માની સભા જેમ અક્ષમાલા-રુદ્રાક્ષમાલાની અપવૃત્તિ-ભ્રમણ-ફેરવવાની કળાને જાણતી હોય છે અને કુશના આસન પર બેસનાર હોય છે તેમ જ બધાએ મેખલા ધારણ કરી હોય છે તેમ દુર્જનોની સભા અક્ષમા-ધીરજ વિનાના આલાપવૃત્તિ-ભાષણના સ્વભાવને જાણનાર, કુ-શાસન ખરાબ શિક્ષાને ગ્રહણ કરનાર અને સમે-સરલ માણસો માટે ખલા-દુષ્ટ સ્વભાવ રાખનારી હોય છે. ૫૩

खलः करोति दुर्वृत्तं नूनं फलति साधुषु ।
दशाननोऽहरत्सीतां बन्धनं च महोदधेः ॥ ५४ ॥

દુર્જન ખરાબ કર્મ કરે છે, પણ તેનું ફળ સાધુજનો પર આવી પડે છે. રાવણ સીતાને હરી ગયો પણ બંધાવું સમુદ્રને પડયું. ૫૪

कुर्वते स्वमुखेनैव बहुधान्यस्य खण्डनम् ।
नमः पतनशीलाय मुसलाय खलाय च ॥ ५५ ॥

પોતાના મુખથી જ જેમ સાંબેલું ખૂબ ધાન્યને ખાંડે છે અને વારંવાર પડ્યા કરે છે, તેમ પોતાના મુખથી જ ઘણું કરી બીજાનું ખંડન કરનાર અને પતનના સ્વભાવવાળા દુર્જનને અને સાંબેલાને નમસ્કાર છે. ૫૫

अपवादादभीतस्य समस्य गुणदोषयोः ।
असद्वृत्तेरहो वृत्तं दुर्विभाव्यं विधेरिव ॥ ५६ ॥

દૈવ(નસીબ)ની જેમ દુર્જનનું ચરિત ભાગ્યે જ જાણી શકાય તેવું છે. બન્ને નિંદાથી ડરે એમ નથી અને ગુણદોષને સરખા ગણે છે. ૫૬

न देवाय न धर्माय न बन्धुभ्यो न चार्थिने ।
दुर्जनस्यार्जितं वित्तं भुज्यते राजतस्करैः ॥ ५७ ॥

દુર્જનનું કમાયેલું ધન દેવ, ધર્મ, કુટુંબીજન કે યાચક માટે વપરાતું નથી; પણ તેને રાજા અને ચોર લોક જ ભોગવે છે. ૫૭

मुखं पद्मदलाकारं वाचा चन्दनशीतला ।
हृदयं क्रोधसंयुक्तं त्रिविधं धूर्तलक्षणम् ॥ ५८ ॥

કમળના પત્ર જેવું મુખ, ચંદન જેવી શીતળ વાણી અને ક્રોધથી ભરેલું હૃદય: ધુતારાના આ ત્રણ લક્ષણ છે

निष्णातोऽपि च वेदान्ते साधुत्वं नैति दुर्जनः ।
चिरं जलनिधौ मग्नो मैनाक इव मार्दवम् ॥ ५९ ॥

જેમ સમુદ્રના જળમાં લાખો વખત રહેવા છતાં મૈનાક પર્વત કોમળતા ધારણ કરતો નથી, તેમ વેદાંતની પાર ગયેલો હોય, છતાં પણ દુર્જન સારા સ્વભાવને પામતો નથી. ૫૯

खलः सज्जनकार्पासरक्षणैकहुताशनः ।
परदुःखाग्निशमनमारुतः केन वर्ण्यताम् ॥ ६० ॥

દુર્જન સારા માણસરૂપી કપાસને બાળવામાં અગ્નિ જેવો છે અને બીજાના દુઃખરૂપી અગ્નિને ધમવામાં પવન જેવો છે તેનું વર્ણન શી રીતે થઈ શકે? ૬૦

यशःसौरभ्यलशुनः शान्तिशैत्यहुताशनः ।
कारुण्यकुसुमाकाशः खलः सज्जनदुःखदः ॥ ६१ ॥

સજ્જનના યશરૂપી સુગંધીમાં જે લસણ જેવો બને છે, શાંતિરૂપી શીતળતામાં જે અગ્નિ જેવો બને છે અને કરુણારૂપી પુષ્પને માટે જે આકાશ (ખાલી જગા) રૂપ બને છે; તે રીતે દુર્જન સજ્જનને દુઃખ આપનાર હોય છે. ૬૧

अन्तर्मलिनदेहेन बहिराह्लादकारिणा ।
महाकालफलेनेव के खलेन न वञ्चिताः ॥ ६२ ॥

જેમ ધંતૂરાનું ફળ અંદરથી મલિન અને દેખાવમાં આનંદ આપનાર હોય છે તેમ અંદરથી મલિન અને બહાર હર્ષ પ્રગટ કરનાર દુર્જનથી કોણ છેતરાયું નથી?

अहो प्रकृतिसादृश्यं श्लेष्मणो दुर्जनस्य च ।
मधुरैः कोपमायाति कटुकेनैव शाम्यति ॥ ६३ ॥

ખરેખર! કફધાતુ અને દુર્જનના સ્વભાવની સરખામણી તો જુઓ. મીઠા પદાર્થથી કફ કોપે છે અને કડવા પદાર્થથી શાંત થાય છે, તેમ મીઠાં વચનથી દુર્જન કોપે છે અને કડવાં વચનથી શાંત થાય છે. ૬૩

ईषल्लब्धप्रवेशोऽपि स्नेहविच्छेदकारकः ।
कृतक्षोभो नरीनर्ति खलो मन्थनदण्डवत् ॥ ६४ ॥

રવૈયાને ગોળીમાં જરાક પ્રવેશ મળે કે તે દહીંને ઘીથી જુદું પાડે છે અને વલોવતાં (બન્ને વચ્ચે ભેદ પડાવા) નાચવા લાગે છે, તેમ જરાક પ્રવેશ મળતાં જ દુર્જન પ્રેમમાં વિચ્છેદ કરે છે અને એકબીજાને વિખવાદ થતા, નાચ્યા કરે છે (રાજી થાય છે). ૬૪

विवृण्वती पुरस्तैक्ष्ण्यं पृष्ठतः कुर्वती गुणम् ।
कर्णान्विध्यति लोकस्य सूचीवत्सूचकस्य वाक् ॥ ६५ ॥

સોય જેમ આગળ તીક્ષ્ણતાને પ્રકટ કરે છે, ગુણ એટલે દોરાને પછવાડે રાખે છે તેમ દુર્જનની વાણી સોય જેવી છે. તે આગળ તીક્ષ્ણતાને પ્રકટ કરે છે, બીજાના સારા ગુણને પછવાડે રાખે છે અને લોકના કાનને પોતાનાં કટુ વચનથી વીંધે છે. (તેથી સોય અને દુર્જનની વાણી એ સરખાં છે.) ૬૫

सर्वथा व्यवहर्तव्यं कुतो ह्यवचनीयता ।
यथा स्त्रीणां तथा वाचां साधुत्वे दुर्जनो जनः ॥ ६६ ॥

સર્વ રીતે વ્યવહાર ચોખ્ખો રાખવો જોઈએ; કારણ કે ક્યાંથી નિંદા થશે, તેની ખબર પડતી નથી. સ્ત્રીઓ અને વાણી બન્નેની શુદ્ધિ વિષે દરેક માણસ દુર્જનની જેમ વર્તે છે. ૬૬

कापुरुषः कुक्कुरश्च भोजनैकपरायणः ।
लालितः पार्श्वमायाति वारितो न च गच्छति ॥ ६७ ॥

દુર્જન અને કૂતરો એ બન્ને ભોજન માટે તૈયાર હોય છે. તેને લાડ લડાવો તો પાસે આવે છે અને વાર્યો હોય તો પણ જતો નથી. ૬૭

मालिन्यमवलम्बेत यदा दर्पणवत्खलः ।
तदैव तन्मुखे देयं रजो नान्या प्रतिक्रिया ॥ ६८ ॥

જ્યારે દર્પણ મેલું થાય, ત્યારે તેના મુખ પર રજ નાખવી; તે રીતે દુર્જન મલિન થાય, ત્યારે તેના મુખ પર ધૂળ નાખવી. તે સિવાય બીજો કોઈ ઉપાય નથી. ૬૮

दुर्जनः परिहर्तव्यः प्रत्यक्षो द्विपदः पशुः ।
विध्यते वा कुशल्येन अदृष्टः कण्टको यथा ॥ ६९ ॥

જેમ કાંટો જોવામાં આવે નહિ, તો તે પોતાની કઠોર અણીથી વીંધે છે, તેમ દુર્જન બે પગવાળો પ્રત્યક્ષ પશુ છે; તેનો ત્યાગ કરવો, નહિ તો તે વીંધી નાખે છે. ૬૯

यथा वृष्टिः समुद्रेषु भुक्तस्योपरि भोजनम् ।
एवं प्रीतिः खलैः सार्धमुत्पन्नेऽर्थेऽवसीदति ॥ ७० ॥

જેમ સમુદ્રમાં વૃષ્ટિ અને જમેલાને ભોજન નકામું છે, તેમ દુર્જન સાથે કરેલી પ્રીતિ કાંઈ લાભ કરતી નથી; પરંતુ તેનો સ્વાર્થ સધાતાં તે નાશ પામે છે.

कस्मिन्कार्यवशान्नीचोऽप्यलं भवति नो महान् ।
काचस्येव हि राज्ञोऽपि दर्पणः कनकस्य न ॥ ७१ ॥

કોઈક વાર કાર્યવશાત્ નીચ પણ શોભાને પ્રાપ્ત કરે છે, પણ એથી કંઈ તે મહાપુરુષ બની જતો નથી. રાજાનું દર્પણ પણ કાચનું જ હોય છે, સોનાનું હોતું નથી.

दुर्जनो दूषयत्येव सतां गुणगणं क्षणात् ।
मलिनीकुरुते धूमः सर्वथा विमलाम्बरम् ॥ ७२ ॥

જેમ ધુમાડો સ્વચ્છ આકાશને મલિન કરે છે, તેમ દુર્જન સજ્જનના નિર્મળ ગુણસમૂહને દૂષિત કરે છે. ૭૨

यथा दोषो विभात्यस्य जनस्य न तथा गुणः ।
प्रायः कलङ्क एवेन्दोः प्रस्फुटो न प्रसन्नता ॥ ७३ ॥

લોકોની નજરે દોષ જેટલો પ્રગટ થાય છે, તેટલો ગુણ પ્રગટ થતો નથી. ચંદ્રનું કલંક જેટલું જાણીતું છે, તેટલી તેની પ્રસન્નતા જાણીતી નથી. ૭૩

संपत्तौ कर्कशं चित्तं खलस्यापदि कोमलम् ।
शीतलं कठिनं प्रायस्तप्तं मृदु भवत्ययः ॥ ७४ ॥

જેમ લોઢું તપાવો ત્યારે કોમળ બને છે અને ઠંડું હોય ત્યારે કઠણ બને છે, તેમ દુર્જનનું ચિત્ત સંપત્તિમાં કઠોર રહે છે અને વિપત્તિમાં કોમળ બને છે. ૭૪

प्रायः प्रकुप्यत्यतितरां प्रीत्यैव प्रखलो जनः ।
नयनं स्नेहसंपर्कात्कालुष्यं समुपैत्यलम् ॥ ७५ ॥

જેમ આંખ (સ્નેહના સંયોગથી) મેશની કાળાશથી વિશેષ કાળી બને છે, તેમ ખલ પુરુષ સ્નેહ વધતાં વધારે કોપે છે. ૭૫

प्राप्य वित्तं जडास्तूर्णं निर्वृत्तिं यान्ति नान्यथा ।
तोयमासाद्य गर्जन्ति न रिक्ताः स्तनयित्नवः ॥७६॥

જેમ મેઘ જળથી ભરેલા હોય, ત્યારે ગાજે છે, તેમ ખાલી ગાજતા નથી, તેમ મૂર્ખ લોકો દ્રવ્ય મેળવીને જેટલા જલદીથી સુખ પામે છે, તેટલા બીજી કોઈ રીતે સુખી થતા નથી. ૭૬

नैवात्मनो विनाशं गणयति पिशुनः परव्यसनहृष्टः ।
प्राप्य सहस्रविनाशं समरे नृत्यति कबन्ध इव ॥७७॥

જેમ રણભૂમિમાં પોતાનો હજાર રીતે નાશ થયો હોવા છતાં યોદ્ધાનું ધડ નાચ્યા કરે છે, તેમ દુર્જન બીજાના દુઃખથી હર્ષ પામીને પોતાના નાશને પણ ગણતો નથી. ૭૭

रविरपि न दहति तादृग्यादृक्संदहति वालुकानिकरः ।
अन्यस्माल्लब्धपदो नीचः प्रायेण दुःसहो भवति ॥७८॥

સૂરજના તાપથી તપેલી રેતી જેટલી બાળે છે, તેટલો સૂર્ય પોતે બાળતો નથી; એવી રીતે બીજાને લીધે મોટું પદ પામેલો હલકો માણસ પેલાના કરતા પણ અત્યંત અસહ્ય બની જાય છે. ૭૮

त्यक्त्वापि निजप्राणान्परहितविघ्नं खलः करोत्येव ।
कवले पतिता सद्यो वमयति खलु मक्षिकान्नभोक्तारम् ॥

જેવી રીતે કોળિયામા આવી પડેલી માખ (પોતે મરણ પામે છે; તોપણ) ખાનારને ઊલટી કરાવે છે, એવી રીતે દુર્જન પોતાના પ્રાણ ત્યજીને પણ બીજાના હિતમાં વિઘ્ન કરે છે. ૭૯

कृतमपि महोपकारं पय इव पीत्वा निरातङ्कम् ।
प्रत्युत हन्तुं यतते काकोदरसोदरः खलो जगति ॥८०

નિઃશંક બનીને દૂધ પીવા છતાં સાપ ડસે છે; એ રીતે સાપના સગા ભાઈ જેવા દુર્જન અત્યંત ઉપકાર થયો હોવા છતાં પણ જરાક વાંધો આવતાં ઉપકારી જનનો નાશ કરવાને તૈયાર થઈ જાય છે. ૮૦

नलिकागतमपि कुटिलं न भवति सरलं शुनः पुच्छम् ।
तद्वत्खलजनहृदयं बोधितमपि नैव याति माधुर्यम् ॥८१

કૂતરાની વાંકી પૂંછડીને સીધી નળીમાં ઉતારો તો પણ તે સરલ-સીધી થવાની નથી; તે રીતે ગમે તેટલો બોધ આપવામાં આવે તોપણ ખલ જનનું હૃદય મધુરતાવાળું બનતું નથી. ૮૧

एते स्निग्धतमा इति मा मा क्षुद्रेषु यात विश्वासम् ।
सिद्धार्थानामेषां स्नेहोऽप्यश्रूणि पातयति ॥ ८२ ॥

'આ તો આપણા અત્યંત સ્નેહીજનો છે' એમ માનીને હલકા જનો પર વિશ્વાસ કરતા નહિ. જેવી રીતે સરસવનુ તેલ તેમાં રાંધેલા પદાર્થો ખાઈએ છીએ ત્યારે આસુ પડાવે છે, તેવી રીતે દુર્જન માણસોનાં કાર્યો સધાઈ જાય એટલે તેમનો સ્નેહ પણ આપણને આંસુ પડાવે છે. ૮૨

गुणिनां गुणेषु सत्स्वपि पिशुनजनो दोषमात्रमादत्ते ।
पुष्पे फले विरागी क्रमेलकः कण्टकौघमिव ॥८३॥

મોટા બગીચામાં રહેલ ઊંટ ફૂલ અને ફળમ વિરાગી બને છે અને કાટાની વાડ જ શોધતું હોય છે; તેમ ગુણવાન માણસોની અંદર ગમે તેટલા ગુણો હોય, છતા દુર્જન માણસ એકલા દોષને જ શોધી કાઢવાનો છે. ૮૩

सुजनानामपि हृदयं पिशुनपरिष्वङ्गलिप्तमिह भवति ।
पवनः परागवाही रथ्यासु वहन्रजस्वलो भवति ॥८४

બાગબગીચામાંથી પરાગની સુગંધીને લેનારો પવન જ્યારે શેરીમા વાય છે ત્યારે રજવાળો બને છે, તેમ દુષ્ટ જનોના સંગને કારણે સુજન માણસોના હૃદય પણ પણ દોષથી લેપાય છે. ૮૪

परिपूर्णेऽपि तडागे काकः कुम्भोदकं पिबति ।
अनुकूलेऽपि कलत्रे नीचः परदारलम्पटो भवति ॥८५

સુંદર સરોવર ભરેલું હોય તોપણ કાગડો તો ઘડાનું જળ પીએ છે, તેમ પોતાની સ્ત્રી અનુકૂળ હોય તોપણ દુષ્ટજન પારકી સ્ત્રીમા લંપટ બને છે. ૮૫

दुर्जनदूषितमनसां पुंसां सुजनेऽपि नास्ति विश्वासः ।
पाणौ पयसा दग्धे तक्रं फूत्कृत्य बालकः पिबति ॥८६

જ્યારે હાથ ગરમ દૂધથી દાઝી જાય છે, ત્યારે બાળક છાશ પણ ફૂંકીને પીએ છે; એ રીતે દુર્જનોને કારણે જેમનાં મન દૂષિત થયેલાં છે, એવા માણસો સુજન પર પણ વિશ્વાસ કરતા નથી. ૮૬

विषधरतोऽप्यतिविषमः खल इति न मृषा वदन्ति विद्वांसः । यदहिर्नकुलद्वेषी स्वकुलद्वेषी पुनः पिशुनः ॥ ८७ ॥

જાણકાર માણસો કહે છે કે ખલ પુરુષ તો વિષધર નાગથી પણ અત્યંત ઝેરીલો હોય છે, તે વાત ખોટી નથી; કારણ કે સાપ તો નકુલ(નોળિયો)નો દ્વેષ કરે છે; પરંતુ દુષ્ટ જન તો પોતાના કુળનો દ્વેષ કરે છે.

अतिमलिने कर्तव्ये भवति खलानामतीव निपुणा धीः ।
तिमिरे हि कौशिकानां रूपं प्रतिपद्यते दृष्टिः ॥८८॥

જેમ ઘુવડની નજર અંધકારમાં જ પદાર્થોના રૂપને જોઈ શકે છે, તેમ દુષ્ટ જનોની બુદ્ધિ અત્યંત ખરાબ કામ કરવા હોય ત્યારે જ ચતુર બને છે. ૮૮

लब्धोच्छ्रयो नीचः प्रथमतरं स्वामिनं पराभवति ।
भूमिरजो रथ्यादावुत्थापकमेव संवृणुते ॥ ८९॥

જેમ શેરી વગેરેમા જમીનથી ઊડેલો રજ ઉડાડનારના માથા પર પહેલી પડે છે, તેમ જેની સહાયથી પોતે ઊંચે આવ્યો હોય, તેવા પોતાના સ્વામીનો જ પરાભવ કરવા માટે નીચ જન તૈયાર થાય છે. ૮૯

उपकृतमनेन सुतरामित्यसतामस्ति न क चिदपेक्षा ।
होतुः स्वहस्तमाश्रितमुद्धतोऽग्निर्दहत्येव ॥ ९०॥

જેમ જ્વાળાથી ઊંચે આવેલો અગ્નિ પોતાને પોષણ આપનારના જ હાથને બાળે છે, તેમ 'આ પુરુષે મારો ઘણો ઉપકાર કર્યો છે;' એ પ્રકારના વિચાર કે કાળજી નીચ જનને હોતી નથી. ૯૦

परवादे दशवदनः पररन्ध्रनिरीक्षणे सहस्राक्षः ।
सद्वृत्तवित्तहरणे बाहुसहस्रार्जुनः पिशुनः ॥ ९१॥

દુર્જન પુરુષના અનેક સ્વરૂપ છે. બીજાની નિંદા કરવામા તે દશમુખવાળો રાવણ બને છે, બીજાના દોષ જોવામા હજાર નેત્રવાળો ઇંદ્ર બને છે અને સારા આચરણવાળા મનુષ્યનું ધન હરી લેવામાં હજાર હાથવાળો સહસ્રાર્જુન બને છે. ૯૧

परिशुद्धामपि वृत्तिं समाश्रितो दुर्जनः परान्व्यथते ।
पवनाशिनोऽपि भुजगाः परपरितापं न मुञ्चन्ति ॥९२

સર્પો એકલા પવનનું ભક્ષણ કરીને રહે છે (પવન ભક્ષણ કરીને રહેવું તે તપસ્વીના જેવી શુદ્ધ વૃત્તિ છે), છતા પણ તેઓ બીજાને સંતાપ આપવાનુ છોડતા નથી, તેમ દુર્જન અત્યંત નિર્મળ એવા ધંધામા રહ્યો હોય, છતાં બીજાને પીડા પહોચાડે છે ૯૩

प्रेरयति परमनार्यः शक्तिविहीनोऽपि जगदभिद्रोहे ।
तेजयति शस्त्रधारां स्वयमसमर्था शिलाः छेत्तुम् ॥९३

દુર્જન પોતે અશક્ત હોય, તોપણ જગતનો દ્રોહ કરવા, તે બીજાને પ્રેરણા આપે છે. જેમ બીજાને છેદવાની શક્તિ ન હોવા છતા પાષાણની શિલા શસ્ત્રની ધારને તીક્ષ્ણ બનાવે છે. ૯૩

शिरसि निहितोऽपि निरं यत्नादपि सेवितो बहुस्नेहैः । तरुणीकच इव नीचः कौटिल्यं नैव विजहाति ॥ ९४॥

જેવી રીતે સુંદરી સ્ત્રી પોતાના વાળને મસ્તક પર રાખે અને તેને સ્નેહ (તેલ)થી ખૂબ સારી રીતે સાચવી રાખે; તોપણ તે વાંકા જ રહેવાના; તેજ રીતે દુર્જનને માથા પર રાખો તેમ જ ખૂબ સ્નેહ રાખીને મહેનતથી તેની સેવા કરો; પણ તે સ્વભાવે વાંકો જ રહેવાનો. ૯૪

व्योम्नि स वासं कुरुते चित्रं निर्माति सुन्दरं पवने ।
रचयति रेखाः सलिले चरति खले यस्तु सत्कारम् ॥

ફળની ઇચ્છા રાખીને જે માણસ દુર્જનનો આદર-સત્કાર કરે છે, તે આકાશમાં નિવાસ કરે છે, પવનમાં સુંદર ચિત્ર દોરે છે અને પાણીમા રેખાઓ દોરે છે. ૯૫

अतिपेलवमतिपरिमितवर्णं लघुतरमुदाहरति शठः ।
परमार्थतः स हृदयं वहति पुनः कालकूटघटितमिव ॥

શઠ માણસ ઘણુ કોમળ, થોડા અક્ષરવાળું અને ઘણુ જ હલકું બોલે છે; પરંતુ ખરી રીતે તે જે હૃદયને ધારણ કરે છે, તે તો હલાહલ કાલકૂટથી ભરેલું હોય છે. ૯૬

मृद्घटवत्सुखभेद्यो दुःसंधानश्च दुर्जनो भवति ।
सुजनस्तु कनकघटवद्दुर्भेद्यश्चाशुसंधेयः ॥ ९७॥

માટીનો ઘડો જલદી ભાગી જાય છે અને ભાંગી ગયા પછી ફરીથી સાધી શકાતો નથી; તેવી રીતે દુર્જન જલદી ફૂટી જાય છે અને ફૂટી ગયા પછી ફરીથી જોડાતો નથી જ્યારે સોનાના ઘડાની જેમ સુજન જલદી ફૂટી જતો નથી અને કદાચ ફૂટી જાય, તોપણ તરત જ સાધી દઈ શકાય છે. ૯૭

मृगमीनसज्जनानां तृणजलसंतोषविहितवृत्तीनाम् ।
लुब्धकधीवरपिशुना निष्कारणवैरिणो जगति ॥९८॥

જેવી રીતે મૃગલાં ઘાસ પર જીવે છે; છતા વગર કારણે શિકારી તેમનો વૈરી હોય છે, તેમ જ માછલાં પાણીમાં જીવે છે છતા માછીમાર તેનો વૈરી હોય છે. એ રીતે સારો માણસ સંતોષથી જીવતો હોય છતા પણ વગર કારણે દુર્જન તેનો વૈરી હોય છે. ૯૮

रे खल तव खलु चरितं विदुषामग्रे विविच्य वक्ष्यामि ।
अथवालं पापात्मन्कृतया कथयापि ते हतया ॥ ९९॥

હે દુર્જન ! તારું ચરિત જાણકાર માણસો પાસે ઉઘાડું પાડીને જણાવીશ. અથવા હે દુરાત્મા ! તારી એ નઠારી વાત કરવાની કાંઈ જરૂર જ નથી. ૯૯

विध्वस्तपरगुणानां भवति खलानामतीव मलिनत्वम् ।
अन्तरितशशिरुचामपि सलिलमुचां मलिनिमाभ्यधिकः॥

જેવી રીતે વાદળો ચંદ્રની કાંતિને ઢાંકી દે છે

ત્યારે તેમની કાળાશ વધી જાય છે; તેવી રીતે જ્યારે દુર્જનો બીજાના ગુણોનો નાશ કરે છે ત્યારે તેમની મલિનતા ખૂબ જ વધી જાય છે. ૧૦૦

परगुह्यगुप्तिनिपुणं गुणमयमखिलैः समीहितं नितराम्।
ललिताम्बरमिव सज्जनमाखव इव दूषयन्ति खलाः ॥

જેવી રીતે સુંદર વસ્ત્ર નરનારીઓના ગુહ્ય ભાગને સારી રીતે ઢાંકે છે અને તે વસ્ત્રને બધા ચાહે છે; તોપણ ઉંદરો તેમાં કાણા પાડે છે; એ રીતે બીજાના દોષોને ઢાંકનાર ગુણવાન અને સર્વજનોને ઈચ્છવા લાયક સજ્જનને દુર્જન પુરુષો દૂષિત કરે છે. ૧૦૧

दूरस्थापितहृदयो गूढरहस्यो निकामसाशङ्कः।
आश्लेषो बालानां भवति खलानां च संभेदः ॥१०२॥

જેવી રીતે મુગ્ધા સુંદરીના આલિંગનમાં હૃદય છેટે રખાય છે, રહસ્ય ગૂઢ રહે છે અને વારે ઘડીએ શંકા રાખવામાં આવે છે. એ રીતે દુર્જનના સંબંધમા આવતાં અંતઃકરણ જુદું રહે છે, રહસ્ય ગૂઢ હોય છે અને વારે ઘડીએ શંકા રાખવામાં આવે છે. ૧૦૨

धर्मारम्भेऽप्यसतां परहिंसैव प्रयोजिका भवति।
काकानामभिषेकेऽकारणतां वृष्टिरनुभवति ॥ १०३ ॥

જોષીઓનુ એવુ કથન છે કે, 'જ્યારે કાગડા સ્નાન કરે, ત્યારે વરસાદ નહિ થાય, તેની આગાહી છે;' એ રીતે જ્યારે દુર્જન ધર્મ કરવા તૈયાર થાય, ત્યારે તેમાં બીજાની હિંસા જ થાય, એવુ જોવામા આવે છે. ૧૦૩

यद्वीक्ष्यते खलानां माहात्म्यं क्वापि दैवयोगेन।
काकानामिव शौक्ल्यं तदपि हि न चिरादनर्थाय ॥

જ્યારે કોક કાગડો ધોળો જોવામા આવે, ત્યારે થોડા જ વખતમા ક્યાંક નુકસાન થશે, એમ જોષીઓ આગાહી કરે છે; એ રીતે દૈવયોગે દુર્જન માણસોનો મહિમા વધી જાય ત્યારે જાણવુ કે થોડા વખતમા કાંઈક અનર્થ થશે. ૧૦૪

यत्खलु खलमुखहुतवहविनिहितमपि शुद्धिमेव परमेति।
तदनलशौचमिवांशुकमिह लोके दुर्लभं प्रेम ॥ १०५ ॥

વસ્ત્રને શુદ્ધ કરવા તેને અગ્નિમાં મૂકો અને જો તે શુદ્ધ થઈને પાછું આવે, તો જાણવુ કે દુર્જનના મુખ-રૂપી અગ્નિમા હોમેલો પ્રેમ શુદ્ધ થઈને પાછો આવે.

वंशावलम्बनं यद्यो विस्तारो गुणस्य या च नतिः।
तज्जालस्य खलस्य च निजाङ्कसुप्तप्रणाशाय ॥ १०६॥

જેમ જાળને વાંસનો ટેકો મળે, દોરીનો વિસ્તાર મળે અને નીચી નમાવવામાં આવે, તો તે પાણીની અંદર રહેલાં માછલાંને ફસાવવા માટે છે, એ રીતે દુર્જન જ્યારે કુલીનતાનો આધાર લે, પોતાના અને સામાના ગુણોને વર્ણવે અને નમી નમીને નમ્રતા બતાવતો હોય, તો જાણવુ કે પોતાના ખોળામાં સૂતેલાનો–પોતાની અંદર વિશ્વાસ રાખનારનો તે નાશ કરશે. ૧૦૬

सुगृहीतमलिनपक्षा लघवः परभेदिनस्तीक्ष्णाः।
पुरुषा अपि विशिखा अपि गुणच्युताः कस्य न भयाय॥

દુર્જન પુરુષો બાણ જેવા છે. જેમ બાણ મલિન (શ્યામ) પક્ષ (પીંછાં) ધારણ કરે છે તેમ દુર્જન મલિન પક્ષ ધારણ કરે છે. જેમ બાણ લઘુ (હલકું) હોય છે તેમ દુર્જન લઘુ–નીચ હોય છે અને જેમ બાણ શત્રુને ભેદનાર તેમ જ તીક્ષ્ણ હોય છે તેમ દુર્જનો પણ બીજામા ફાટફૂટ પાડનાર અને ક્રૂર હોય છે. એ બાણ જો ગુણ (દોરી) પરથી છૂટે અને દુર્જન જો ગુણથી છૂટી જાય, તો તે બન્ને કોને ભય પેદા ન કરે? ૧૦૭

स्वकपोलेन प्रकटीकृतं प्रमत्तत्वकारणं किमपि।
द्विरदस्य दुर्जनस्य च मदं चकारैव दानमपि ॥१०८॥

જેવી રીતે હાથી પોતાના ગંડસ્થલથી દાન(મદ)ને પ્રગટ કરે છે, તે તેના પ્રમાદનું કારણ બની રહે છે, તેવી રીતે દુર્જન પોતાના મુખથી 'દાન આપ્યું' એટલું બોલે; તોપણ તે તેના પ્રમાદનુ કારણ બને છે. ૧૦૮

संतापमोहकम्पान्संपादयितुं निहन्तुमपि जन्तून्।
सखि दर्जनस्य भूतिः प्रसरति दूरं ज्वरस्येव ॥१०९॥

હે મિત્ર! જેમ વિષમ જ્વર સંતાપ, મોહ અને કંપારી લાવીને પ્રાણીને મારી નાખે છે તેમ દુર્જનની સંપત્તિ બીજાને સંતાપ, મોહ અને કંપારી પેદા કરાવીને મારી નાખે છે. ૧૦૯

अर्थग्रहणे न तथा व्यथयति कटुकूजितैर्यथा पिशुनः।
रुधिरादानादधिकं दुनोति कर्णे क्वणन्मशकः ॥११०॥

જેમ મચ્છર લોહી ચૂસતાં જેટલું દુઃખ દે, તેથી વિશેષ તે કાને ગણગણાટ કરીને પીડા આપે છે; તેમ દુર્જન પૈસો લેતા એટલું દુઃખ નથી આપતો, જેટલું તે કડવાં વચનો બોલીને આપે છે. ૧૧૦

क्षुद्रोद्भवस्य कटुतां प्रकटयतो विदधतश्च मदमुच्चैः।
मधुनोऽधमपुरुषस्य च गरिमा लघिमा च भेदाय ॥१११

અધમ જન મધ જેવો છે, જેમ મધ ક્ષુદ્રા (મધ-પૂડા)માથી પેદા થાય છે તેમ અધમ ક્ષુદ્ર–હલકાથી પેદા થાય છે; જેમ મધુ કટુતા–લૂખા સ્વાદને પ્રાપ્ત કરે છે તેમ અધમ જન કટુતા–કડવાં વચન પ્રગટ કરે છે; જેમ મધ સારા મદને પેદા કરે છે તેમ અધમ જન મદ-ગર્વને પેદા કરે છે; એ રીતે મદની જેમ

अतिमलिने कर्तव्ये भवति खलानामतीव निपुणा धी ।
तिमिरे हि कौशिकाना रूप प्रतिपद्यते दृष्टि ॥८८॥

જેમ ઘુવડની નજર અધકારમા જ પદાર્થોના રૂપને જોઈ શકે છે, તેમ દુષ્ટ જનોની બુદ્ધિ અત્યત ખરાબ કામ કરવા હોય ત્યારે જ ચતુર બને છે ૮૮

लब्धोन्नत्यो नीच प्रथमतर स्वामिन पराभवति ।
भूमिरजो रथ्यादावुत्थापकमेव सवृणुते ॥ ८९ ॥

જેમ રોગી વગેરેમા જમીનથી ઊડેલો રજ ઉડાડનારના માથા પર પહેલી પડે છે, તેમ જેની સહાયથી પોતે ઊંચે આવ્યો હોય, તેવા પોતાના સ્વામીનો જ પરાભવ કરવા માટે નીચ જન તૈયાર થાય છે. ૮૯

उपकृतमनेन सुतरामित्यसतामस्ति न क्व चिदपेक्षा ।
होतु स्वहस्तमाश्रितमुद्धतोऽग्निर्दहत्येव ॥ ९० ॥

જેમ જ્વાળાથી ઊંચે આવેલો અગ્નિ પોતાને પોષણ આપનારના જ હાથને બાળે છે, તેમ 'આ પુરુષે મારો ઘણો ઉપકાર કર્યો છે,' એ પ્રકારના વિચાર કે કાળજી નીચ જનને હોતી નથી ૯૦

परवादे दशवदन पररन्ध्रनिरीक्षणे सहस्राक्ष ।
सद्वृत्तवित्तहरणे बाहुसहस्रार्जुन पिशुन ॥ ९१ ॥

દુર્જન પુરુષના અનેક સ્વરૂપ છે બીજાના નિદા કરવામા તે દશમુખવાળો રાવણ બને છે બીજાના દોષ જોવામા હજાર નેત્રવાળો ઇંદ્ર બને છે અને સારા આચરણવાળા મનુષ્યનુ ધન હરી લેવામા હજાર હાથવાળો સહસ્રાર્જુન બને છે ૯૧

परिशुद्धामपि वृत्ति समाश्रितो दुर्जन परान्व्यथते ।
पवनाशिनोऽपि भुजगा परपरिताप न मुञ्चन्ति ॥९२

સર્પો એકલા પવનનુ ભક્ષણ કરીને રહે છે (પવન ભક્ષણ કરીને રહેવુ તે તપસ્વીના જેવી શુદ્ધ વૃત્તિ છે), છતા પણ તેઓ બીજાને સતાપ આપવાનુ છોડતા નથી, તેમ દુર્જન અત્યત નિર્મળ એવા ધધામા રહ્યો હોય, છતા બીજાને પીડા પહોચાડે છે ૯૩

प्रेरयति परमनार्य शक्तिविहीनोऽपि जगदभिद्रोहे ।
तेजयति शस्त्रधारा स्वयमसमर्था शिला छेत्तुम् ॥९३

દુર્જન પોતે અશક્ત હોય, તોપણ જગતનો દ્રોહ કરવા, તે બીજાને પ્રેરણા આપે છે જેમ બીજાને છેદવાની શક્તિ ન હોવા છતા પાષાણની શિલા શસ્ત્રની ધારને તીક્ષ્ણ બનાવે છે ૮૩

शिरसि निहितोऽपि नित्य यत्नादपि सेवितो बहुस्नेहै । तरुणीकच इव नीच कौटिल्य नैव विजहाति ॥ ९४॥

જેવી રીતે સુદરી સ્ત્રી પોતાના વાળને મસ્તક પર રાખે અને તેને સ્નેહ (તેલ)થી ખૂબ સારી રીતે સાચવી રાખે, તોપણ તે વાકા જ રહેવાના, તેજ રીતે દુર્જનને માથા પર રાખો તેમ જ ખૂબ સ્નેહ રાખીને મહેનતથી તેની સેવા કરો; પણ તે સ્વભાવે વાકો જ રહેવાનો ૯૪

व्योम्नि स वास कुरुते चित्रं निर्माति सुन्दरं पवने ।
रचयति रेखा सलिले चराति खले यस्तु सत्कारम् ॥

ફળની ઇચ્છા રાખીને જે માણસ દુર્જનનો આદર સત્કાર કરે છે, તે આકાશમા નિવાસ કરે છે, પવનમા સુદર ચિત્ર દોરે છે અને પાણીમા રેખાઓ દોરે છે ૯૫

अतिपेलवमतिपरिमितवर्णं लघुतरमुदाहरति शठ ।
परमार्थत स हृदयं वहति पुन कालकूटघटितमिव ॥

શઠ માણસ ઘણુ કોમળ, થોડા અક્ષરવાળુ અને ઘણુ જ હલકુ બોલે છે, પરતુ ખરી રીતે તે જે હૃદયને ધારણ કરે છે, તે તો હલાહલ કાળકૂટથી ભરેલુ હોય છે. ૯૬

मृद्घटवत्सुखभेद्यो दु संधानश्च दुर्जनो भवति ।
सुजनस्तु कनकघटवद्दुर्भेद्यश्चाशुसंधेय ॥ ९७ ॥

માટીનો ઘડો જલદી ભાગી જાય છે અને ભાગી ગયા પછી ફરીથી સાધી શકાતો નથી, તેવી રીતે દુર્જન જલદી ફૂટી જાય છે અને ફૂટી ગયા પછી ફરીથી જોડાતો નથી જ્યારે સોનાના ઘડાની જેમ સુજન જલદી ફૂટી જતો નથી અને કદાચ ફૂટી જાય, તોપણ તરત જ સાધી દઈ શકાય છે ૯૭

मृगमीनसज्जनाना तृणजलसतोषविहितवृत्तीनाम् ।
लुब्धकधीवरपिशुना निष्कारणवैरिणो जगति ॥९८॥

જેવી રીતે મૃગના ઘાસ પર જીવે છે, છતા વગર કારણે શિકારી તેમનો વૈરી હોય છે, તેમજ માછલા પાણીમા જીવે છે છતા માછીમાર તેનો વૈરી હોય છે એ રીતે સારો માણસ સતોષથી જીવતો હોય છતા પણ વગર કારણે દુર્જન તેનો વૈરી હોય છે ૯૮

रे खल तव खलु चरित विदुषामग्रे विविच्य वक्ष्यामि ।
अथवाल पापात्मन्कृतया कथयापि ते हतया ॥ ९९॥

હે દુર્જન ! તારુ ચરિત જાણકાર માણસો પાસે ઉઘાડુ પાડીને જણાવીશ અથવા હે દુરાત્મા ! તારી એ નાગરી વાત કરવાની કાંઈ જરૂર જ નથી ૯૯

विध्वस्तपरगुणाना भवति खलानामतीव मलिनत्वम् ।
अन्तरितशशिरुचामपि सलिलमुचा मलिनिमाभ्यधिक ॥

જેવી રીતે વાદળો ચદ્રની કાતિને ઢાકી દે છે

ત્યારે તેમની કાળાશ વધી જાય છે, તેવી રીતે જ્યારે દુર્જનો બીજાના ગુણોનો નાશ કરે છે ત્યારે તેમની મલિનતા ખૂબ જ વધી જાય છે. ૧૦૦

परगुह्यगुप्तिनिपुणं गुणमयमखिलैः समीहितं नितराम्।
ललिताम्बरमिव सज्जनमाखव इव दूषयन्ति खलाः ॥

જેવી રીતે સુંદર વસ્ત્ર નરનારીઓના ગુહ્ય ભાગને સારી રીતે ઢાંકે છે અને તે વસ્ત્રને બધા ચાહે છે; તોપણ ઉંદરો તેમાં કાણાં પાડે છે; એ રીતે બીજાના દોષોને ઢાંકનાર ગુણવાન અને સર્વજનોને ઇચ્છવા લાયક સજ્જનને દુર્જન પુરુષો દૂષિત કરે છે. ૧૦૧

दूरस्थापितहृदयो गूढरहस्यो निकामसाशङ्कः ।
आश्लेषो बालानां भवति खलानां च संभेदः ॥१०२॥

જેવી રીતે મુગ્ધા સુંદરીના આલિંગનમાં હૃદય છેટે રખાય છે, રહસ્ય ગૂઢ રહે છે અને વારે ઘડીએ શંકા રાખવામાં આવે છે. એ રીતે દુર્જનના સંબંધમાં આવતાં અંતઃકરણ જુદું રહે છે, રહસ્ય ગૂઢ હોય છે અને વારે ઘડીએ શકા રાખવામાં આવે છે. ૧૦૨

धर्मारम्भेऽप्यसतां परहिंसैव प्रयोजिका भवति ।
काकानामभिषेकेऽकारणतां वृष्टिरनुभवति ॥ १०३ ॥

જોષીઓનું એવું કથન છે કે, 'જ્યારે કાગડા સ્નાન કરે, ત્યારે વરસાદ નહિ થાય, તેની આગાહી છે;' એ રીતે જ્યારે દુર્જન ધર્મ કરવા તૈયાર થાય, ત્યારે તેમાં બીજાની હિંસા જ થાય, એવું જોવામાં આવે છે. ૧૦૩

यद्वीक्ष्यते खलानां माहात्म्यं क्वापि दैवयोगेन ।
काकानामिव शौक्ल्यं तदपि हि न चिरादनर्थाय ॥

જ્યારે કોઈ કાગડો ધોળો જોવામાં આવે, ત્યારે થોડા જ વખતમાં ક્યાંક નુકસાન થશે, એમ જોષીઓ આગાહી કરે છે; એ રીતે દૈવયોગે દુર્જન માણસોનો મહિમા વધી જાય ત્યારે જાણવું કે થોડા વખતમાં કાંઈક અનર્થ થશે. ૧૦૪

यत्खलु खलमुखहुतवहविनिहितमपि शुद्धिमेव परमेति।
तदनलशौचमिवांशुकमिह लोके दुर्लभं प्रेम ॥ १०५॥

વસ્ત્રને શુદ્ધ કરવા તેને અગ્નિમાં મૂકો અને જો તે શુદ્ધ થઈને પાછું આવે, તો જાણવું કે દુર્જનના મુખરૂપી અગ્નિમાં હોમેલો પ્રેમ શુદ્ધ થઈને પાછો આવે.

वंशावलम्बनं यद्यो विस्तारो गुणस्य या च नतिः ।
तज्जालस्य खलस्य च निजाङ्कसुप्तप्रणाशाय ॥ १०६॥

જેમ જાળને વાંસનો ટેકો મળે, દોરીનો વિસ્તાર મળે અને નીચી નમાવવામાં આવે, તો તે પાણીની અંદર રહેલાં માછલાંને ફસાવવા માટે છે, એ રીતે દુર્જન જ્યારે કુલીનતાનો આધાર લે, પોતાના અને સામાના ગુણોને વર્ણવે અને નમી નમીને નમ્રતા બતાવતો હોય, તો જાણવું કે પોતાના ખોળામાં સૂતેલાનો-પોતાની અંદર વિશ્વાસ રાખનારનો તે નાશ કરશે. ૧૦૬

सुगृहीतमलिनपक्षा लघवः परभेदिनस्तीक्ष्णाः ।
पुरुषा अपि विशिखा अपि गुणच्युताः कस्य न भयाय॥

દુર્જન પુરુષો બાણ જેવા છે. જેમ બાણ મલિન (શ્યામ) પક્ષ (પીંછાં) ધારણ કરે છે તેમ દુર્જન મલિન પક્ષ ધારણ કરે છે. જેમ બાણ લઘુ (હલકું) હોય છે તેમ દુર્જન લઘુ-નીચ હોય છે અને જેમ બાણ શત્રુને ભેદનાર તેમ જ તીક્ષ્ણ હોય છે તેમ દુર્જનો પણ બીજામાં ફાટફૂટ પાડનાર અને ક્રૂર હોય છે. એ બાણ જો ગુણ (દોરી) પરથી છૂટે અને દુર્જન જો ગુણથી છૂટી જાય, તો તે બન્ને કોને ભય પેદા ન કરે? ૧૦૭

स्वकपोलेन प्रकटीकृतं प्रमत्तत्वकारणं किमपि ।
द्विरदस्य दुर्जनस्य च मदं चकारैव दानमपि ॥१०८॥

જેવી રીતે હાથી પોતાના ગંડસ્થલથી દાન(મદ)ને પ્રગટ કરે છે, તે તેના પ્રમાદનું કારણ બની રહે છે, તેવી રીતે દુર્જન પોતાના મુખથી 'દાન આપ્યું' એટલું બોલે; તોપણ તે તેના પ્રમાદનું કારણ બને છે. ૧૦૮

संतापमोहकम्पान्संपादयितुं निहन्तुमपि जन्तून् ।
सखि दुर्जनस्य भूतिः प્रसरति दूरं ज्वरस्येव ॥१०९॥

હે મિત્ર! જેમ વિષમ જ્વર સંતાપ, મોહ અને કંપારી લાવીને પ્રાણીને મારી નાખે છે તેમ દુર્જનની સંપત્તિ બીજાને સંતાપ, મોહ અને કંપારી પેદા કરાવીને મારી નાખે છે. ૧૦૯

अर्थग्रहणे न तथा व्यथयति कटुकूजितैर्यथा पिशुनः ।
रुधिरादानादधिकं दुनोति कर्णे क्वणन्मशकः ॥११०॥

જેમ મચ્છર લોહી ચૂસતાં જેટલું દુઃખ દે, તેથી વિશેષ તે કાને ગણગણાટ કરીને પીડા આપે છે; તેમ દુર્જન પૈસો લેતાં એટલું દુઃખ નથી આપતો, જેટલું તે કડવાં વચનો બોલીને આપે છે. ૧૧૦

क्षुद्रोद्भवस्य कटुतां प्रकटयतो विदधतश्च मदमुच्चैः ।
मधुनोऽधमपुरुषस्य च गरिमा लघिमा च भेदाय ॥१११

અધમ જન મધ જેવો છે, જેમ મધ ક્ષુદ્ર (મધપૂડા)માંથી પેદા થાય છે તેમ અધમ ક્ષુદ્ર-હલકાથી પેદા થાય છે; જેમ મધુ કટુતા-તૂખા સ્વાદને પ્રાપ્ત કરે છે તેમ અધમ જન કટુતા-કડવા વચન પ્રગટ કરે છે; જેમ મધ સારા મદને પેદા કરે છે તેમ અધમ જન મદ-ગર્વને પેદા કરે છે; એ રીતે મદની જેમ

હલકો માણસ મોટો કે નાનો બને, તે બીજાને ભેદ કરવા માટે જ થાય છે. ૧૧૧

त्यजति च गुणान्सुदूरं तनुमपि दोषं निरीक्ष्य गृह्णाति।
मुक्त्वालङ्कृतकेशान्यूकामिव वानरः पिशुनः ॥११२॥

જેમ વાનર શણગારેલા કેશને છોડીને જૂને જ પકડે છે તેમ દુર્જન માણસ ગુણને દૂર કરીને નાના એવા દોષને જ પકડે છે. ૧૧૨

दोषालोकननिपुणाः परुषगिरो दुर्जनाश्च घूकाश्च ।
दर्शनमपि भयजननं येषामनिमित्तपिशुनानाम् ॥११३

દોષા—રાત્રિમા જોનાર ઘુવડની જેમ દુર્જન માણસ દોષ જોવામાં નિપુણ અને કઠોર વાણી બોલનાર હોય છે, અને વગર કારણે અપશુકન જેવું બોલનાર ઘુવડની જેમ એ દુર્જનનું દર્શન પણ બીજાને ભય પેદા કરે છે. ૧૧૩

पिशुनत्वमेव विद्या परदूषणमेव भूषणं येषाम् ।
परदुःखमेव सौख्यं शिव शिव ते केन वेधसा सृष्टाः ॥

ચાડી ખાવી, એ જ જેની વિદ્યા—કળા છે, બીજાના દોષ જોવા, એ જ જેનાં ભૂષણ છે અને બીજાને દુઃખ દેવું, એ જ જેને સુખ આપનાર છે; તેવા દુર્જનોને ભલા કયા વિધાતાએ સર્જ્યા હશે! ૧૧૪

हस्त इव भूतिमलिनो लङ्घयति यथा यथा खलः सुजनम्।
दर्पणमिव तं कुरुते तथा तथा निर्मलच्छायम् ॥११५॥

હાથમાં રાખ લઈને દર્પણને ઘસો તેમ તેમ તે રાખ દર્પણની કાંતિને નિર્મળ કરે છે; તેવી રીતે વૈભવથી મલિન બનેલો દુર્જન જેમ જેમ સુજનની કસોટી કરે છે તેમ તે સુજન વિશેષ નિર્મળ બને છે. (અર્થાત્ જેમ જેમ દુર્જન સજ્જનને દુઃખ આપે છે તેમ તેમ સજ્જન પોતાના ક્ષમાગુણથી નિર્મળ થાય છે.) ૧૧૫

अन्यस्य लगति कर्णे जीवितमन्यस्य हरति बाण इव।
हृदयं दुनोति पिशुनः कण्टक इव पादलग्नोऽपि ॥११६

જેમ બાણ શિકારીના કાન સુધી ખેંચાય છે અને પછી બીજાના પ્રાણ હરી લે છે, તેમ દુર્જન એકના કાન ભંભેરે છે અને બીજાના પ્રાણ હરી લે છે, દુર્જન પગે લાગે છે તોપણ કાંટાની જેમ તે હૃદયને પીડા કરે છે.

स्वरसेन बध्नतां करमादाने कण्टकोत्करैस्तुदताम् ।
पिशुनानां पनसानां कोशाभोगोऽप्यविश्वास्यः ॥११७

જેમ પનસના ફળનાં કોડવાં માણસને પોતાના રસથી ખેંચે છે, પરંતુ હાથમાં લેતાં કાંટાથી પીડા કરે છે; તેમ દુર્જનોનો ખજાનો પોતાના રસથી ખેંચે છે, પણ કાંટા જેવી તીક્ષ્ણ પીડા કરે છે; એટલે તે ખજાનો ગમે તેટલો વધ્યો હોય, છતાં પણ તેનો વિશ્વાસ કરવા જેવો નથી.

वंशे घुण इव न विशति दोषो रसभाविते सतां मनसि । रसमपि तु न प्रतीच्छति बहुदोषः संनिपातीव ॥ ११८ ॥

જેમ રસથી ભરેલા વાંસમાં ઘુણ નામનો કીડો પ્રવેશ કરતો નથી, તેમ રસથી ભરેલા સજ્જનના મનમાં દોષ પ્રવેશ કરતો નથી; પરંતુ જેમ સંનિપાત જ્વરના રોગીને રસ પથ્ય આવતો નથી તેમ દુર્જન દોષોથી ભરેલો હોવાને કારણે રસને પકડતો નથી. ૧૧૮

परपरितापनकुतुकी गणयति नात्मीयमपि तापम् ।
परहतिहेतोः पिशुनः संदंश इव स्वपीडनं सहते ॥११९

જેવી રીતે સાણસો બીજા( લોઢા )ને ટિપાવવા માટે પોતે પણ પીડા સહન કરે છે; તેવી રીતે દુર્જન બીજાને તપાવવામાં આનંદ લેવા પોતાના કષ્ટનો વિચાર પણ કરતો નથી. ૧૧૯

सुगुणापि हन्त विगुणा भवति खलास्याद्विचित्रवर्णापि ।
आखुमुखादिव शाटी पदपरिपाटी कवेः कापि ॥१२०॥

જેમ સુંદર તંતુઓથી ભરેલી અને સારા રંગથી શોભતી સાડી ઉંદરના મુખમાં જતાં જ દોરા વગરની—છિદ્રવાળી થઈ જાય છે; એ રીતે કાવ્યના સઘળા ગુણ-વાળી અને સુંદર પ્રકારના વર્ણવાળી કવિની કૃતિ દુર્જનના મુખમા જતાં જ ગુણ વિનાની બની જાય છે. ૧૨૦

कतिपयदिनपरमायुषि मदकारिणि यौवने दुरात्मानः।
विदधति तथापराधं जन्मैव यथा वृथा भवति ॥१२१

યૌવન મદ કરનાર હોવા છતાં ગણ્યાગાંઠ્યા દિવસો સુધી રહે છે; તે છતાં દુર્જનો યૌવનકાળમાં એવા તો અપરાધ કરે છે કે જેથી તેમનો જન્મ જ નકામો થાય છે. ૧૨૧

दुश्चरितैरेव निजैर्भवति दुरात्मा विशङ्कितो नित्यम् ।
दर्शनपथमापन्ने पन्नगकुलमाकुलीभवति ॥ १२२ ॥

જેમ સાપનું કુળ ( પોતે કોઈની ) નજરે પડતાંની સાથે જ આકુળવ્યાકુળ બની જાય છે, તેમ દુર્જન પોતાનાં જ ખરાબ કાર્યોથી રોજ શંકાથી પીડિત રહે છે

स्वयमपि भूरिच्छिद्रश्चापलमपि सर्वतोमुखं तन्वन् ।
तितउस्तुपस्य पिशुनो दोषस्य विवेचनेऽधिकृतः ॥१२३

જેમ પોતાની અંદર જ ઘણાં કાણાં હોય અને આજુબાજુ હલનચલન કરતી હોય, એવી ચાળણી ફોતરાંને રાખી મૂકવાનું કામ કરે છે; એ રીતે જેની અંદર ઘણા દોષો રહેલા છે અને જે ચારે બાજુ પોતાની ચપળતા પ્રગટ કરે છે, એવો દુર્જન બીજાના જ દોષોનું વિવેચન કરવામાં અધિકારી બન્યો હોય છે. ૧૨૩

पिशुन खलु सुजनाना खलमेव पुरो निधाय जेतव्य ।
कृत्वा ज्वरमात्मीय जिगाय बाण रणे विष्णु ॥१२४॥

જેમ વિષ્ણુ ભગવાને જ્વરને આગળ કરીને રણમા બાણાસુરને જીતી લીધો હતો, તેમ સજ્જનોએ દુર્જનને આગળ કરીને ચાડિયાને જીતી લેવો જોઈએ ૧૨૪

वक्रा कपटस्निग्धा मलिना कर्णान्तिके प्रसज्जन्त ।
क भेदयन्ति न खले खलाश्च गणिकाकटाक्षाश्च ॥१२५॥

જેમ વેશ્યાઓના કટાક્ષ વાંકા, કપટ ભરેલા સ્નેહ વાળા, મલિન અને કાન સુધી પહોચેલા હોય છે તેમ દુર્જનો પણ વાંકા, કપટભરેલા સ્નેહવાળા, મલિન અને નિંદા કરવા કાન સુધી પહોચી જતા હોય છે, તે બને કોને ભેદી નાખતા નથી? (અથાત્ વેશ્યા સ્ત્રીના કટાક્ષો કોને ભેદીને વશ કરતા નથી અને દુર્જન કોનામા ભેદ પડાવતા નથી?) ૧૨૫

कस्तूरिकामृगाणामण्डाद्गन्धगुणमखिलमादाय ।
यदि पुनरह विधि स्या खलजिह्वाया निवेशयिष्यामि ॥

જો હુ પોતે વિધાતા બનુ, તો કસ્તૂરીમૃગોની દૂટીમા રહેલી બધી સુગધીને ભેગી કરીને દુર્જન પુરુષની જીભ પર મૂકું કે જેથી શિકારી, મૃગલાને બદલે દુર્જનોની જીભ કાપી નાખે (કારણ કે તેમની જીભથી અનેક જનોને હાનિ થાય છે) ૧૨૬

आचरति दुर्जनो यत्सहसा मनसोऽप्यगोचरा नर्थान् । तन्न न जाने जाने स्पृशति मन किं तु नैव निष्ठुरताम् ॥ १२७॥

મનથી પણ જે બાબત જાણી શકાય એમ નથી, તે બાબતને દુર્જન માણસ તરત જ આચરણમા મૂકે છે અને મારુ મન તો નિષ્ઠુરતાને અડકી શકતુ નથી એટલે તે ન જાણવાની બાબતને હુ જાણતો નથી ૧૨૭

परितोषयिता न कश्चन स्वगतो यस्य गुणोऽस्ति देहिन । परदोषकथाभिरल्पक स्वजन तोषयितु किलेच्छति ॥ १२८॥

પોતે બીજાને સતોષ આપી શકે, તેવો કોઈ ગુણ દુર્જન પાસે હોતો નથી, એટલે તે હલકો માણસ બીજાના દોષોની કથા કરીને પોતાના સબધીજનને સતોષવા ઇચ્છતો હોય છે ૧૨૮

सहजान्धदृश स्वदुर्नये परदोषेक्षणदिव्यचक्षुष ।
स्वगुणोच्चगिरोमुनिव्रता परवर्णग्रहणेष्वसाधव ॥१२९

દુર્જનો પોતાના દુષ્ટ અન્યાયો જોવામા સ્વાભાવિક રીતે જ આધળા હોય છે અને બીજાના દોષો જોવામા તો દિવ્ય ચક્ષુવાળા હોય છે, તેમ જ પોતાના ગુણો ગાવામા બરાડા પાડતા હોય છે અને બીજાની સ્તુતિ કરવામા મૌન સેવે છે ૧૨૯

सुकुमारमहो लघीयसा हृदय तद्गतमप्रियं यत ।
सहसैव समुद्गिरन्त्यमी क्षपयन्त्येव हि तन्मनीषिण ॥

હલકા એવા દુર્જનોનુ હૃદય ખરેખર અત્યત કોમળ હોય છે, કારણ કે પોતાની અદર જે કાઈ અપ્રિય લાગ્યુ હોય, તે તરત જ બહાર કાઢી નાખે છે, જ્યારે સજ્જનો બીજાની અપ્રિય બાબત પોતાની અદર સમાવી દે છે

उपकारपर स्वभावत सतत सर्वजनस्य सज्जन ।
असतामनिश तथाप्यहो गुरुहृद्रोगकरी तदुन्नति ॥

સર્વ માણસોનો સદા ઉપકાર કરતા રહેવુ, એ તો સજ્જનનો સ્વભાવ બની ગયો હોય છે, તે છતા પણ સજ્જનોની ઉન્નતિ જોઈને દુર્જનોને રાત-દિવસ હૃદયમા મોટુ દુખ રહ્યા કરે છે ૧૩૧

परितप्यत एव नोत्तम परितप्तोऽप्यपर सुसवृति ।
परवृद्धिभिराहित व्यथ स्फुटनिर्भिन्नदुराशयोऽधम ॥

ઉત્તમ માણસ તો કોઈ રીતે દુખી થતો નથી અને કદાચ દુખી થયો હોય, તો પોતાનુ દુખ ઢાકી રાખે છે અધમ પુરુષ તો બીજાની વૃદ્ધિ જોઈને દુખી થાય છે અને પોતાનો ખરાબ આશય તરત જાહેર કરે છે

अनिराकृततापसंपद फलहीना सुमनोभिरुज्झिताम् ।
खलता खलतामिवासतीं प्रतिपद्यत कथ बुधो जन ॥

જેમ ખ-લતા=આકાશની લતા હોતી નથી એટલે તેને શી રીતે માપી શકાય, એ રીતે દુષ્ટ માણસની ખલતા=દુષ્ટતાને સજ્જન પામી શકતો નથી ખ લતા અને ખલતા બીજાના તાપ-સતાપ દૂર કરતી નથી તે બનેને કોઈ ફળ હોતા નથી અને તે બને ફૂલ વિનાની હોય છે દુર્જનતા ઉપકારરૂપી ફળથી રહિત છે આકાશલતાને જેમ સુમન-પુષ્પોએ છોડી છે, તેમ દુર્જનતાને સુમન-વિદ્વાનોએ છોડેલી છે તેથી દુર્જનતા આકાશના જેવી ખોટી અને દુષ્ટ છે ૧૩૩

अपि वेत्ति षडक्षराणि चेदुपदेष्टुं शितिकण्ठमिच्छति ।
वसनाशनमात्रमस्ति चेद्धनदादप्यतिरिच्यते खल ॥

દુર્જન ભાગ્યવશાત્ છ-સાત અક્ષર જાણતો થયો, તો તે મહાદેવ-શકરને પણ ઉપદેશ આપવા ઇચ્છા કરે છે અને તેની પાસે જો ખાવા અને પહેરવાની સગવડ હોય તો તે કુબેરથી પણ પોતાને અધિક માનતો થઈ જાય છે

अहमेव गुरु सुदारुणानामिति, हालाहल मा स्म तात दृप्य । ननु सन्ति भवादृशानि भूयो, भुवनेऽस्मिन्वचनानि दुर्जनानाम् ॥ १३५॥

હે બાપ હળાહળ ઝેર! 'સર્વ કઠોર પદાર્થોમાં હું વિશેષ કઠોર છું' એવો ગર્વ તું રાખીશ નહિ; કારણ કે આ જગતમાં દુર્જનનાં વચનો તારા જેવાં જ કઠોર છે. ૧૩૫

वदने विनिवेशिता भुजंगी पिशुनानां रसनामिषेण धात्रा । अनया कथमन्यथावलीढा नहि जीवन्ति जना मनागमन्त्राः ॥ १३६ ॥

બ્રહ્માએ દુર્જનના મુખમાં જીભને બહાને ખરેખર સાપણ જ મૂકી દીધી છે; કારણ કે જેમ સાપણનો દંશ થયો હોય, તો તે મંત્ર ભણવાથી ઊતરી જાય છે, તેમ દુર્જનનાં વચનો નકામાં છે એમ વિચારો તો તે અસર કરતાં નથી અને જેમ મંત્ર વિના સાપણનો દંશ ઊતરતો નથી, તેમ મંત્ર અર્થાત્ વિચાર વડે શાંતિ ધારણ ન કરવામાં આવે તો દુર્જનની જીભ મારી નાખે છે. ૧૩૬

वहति विषधरान्पटीरजन्मा, शिरसि मषीपटलं दधाति दीपः । विधुरपि भजतेतरां कलङ्कं, पिशुनजनं खलु बिभ्रति क्षितीन्द्राः ॥ १३७ ॥

ચંદનવૃક્ષ સર્પને રાખે છે, દીવો માથા પર મેશ રાખે છે, ચંદ્રમા કલંક ધારણ કરે છે; તે રીતે રાજાઓ દુર્જનોને રાખે છે. ૧૩૭

मधुरिमरुचिरं वचः खलानाममृतमहो प्रथमं पृथु व्यनक्ति । अथ कथयति मोहहेतुमन्तर्गतमिव हालाहलं विषं तदेव ॥ १३८ ॥

ખલ પુરુષોનું વચન પહેલાં તો સ્પષ્ટ રીતે અમૃત જેવું મધુર લાગે છે; પરંતુ પાછળથી તેની અંદર મૂર્છાના કારણરૂપ હાલાહલ ઝેરની જેમ છળકપટ દેખાઈ આવે છે.

अन्तर्वाणिं मन्यमानः खलोऽयं, पौरोभाग्यं सूक्तिमुक्तासु धत्ते । सर्वानन्दिन्यङ्गके कामिनीनामीर्मं मार्गत्येव वै वम्भरालिः ॥ १३९ ॥

સર્વને આનંદ આપનાર એવી રમણીના શરીરમાં પણ માખ તો વ્રણ (ગૂમડું) શોધી કાઢે છે; એ રીતે ખલપુરુષ પોતાને સર્વ જાતની વાણીમાં નિષ્ણાત માનીને બીજાનાં સુભાષિતોરૂપી મોતીમાં પોતાની દોષદૃષ્ટિ પરોવે છે. ૧૩૯

बोधितोऽपि बहुसूक्तिविस्तरैः, किं खलो जगति सज्जनो भवेत् । स्नापितोऽपि बहुशो नदीजलैर्गर्दभः किमु हयो भवेत्कचित् ॥ १४० ॥

નદીનાં જળથી અનેક વાર નવડાવો, તેથી શું ગધેડો કોઈ વખત ઘોડો બની જવાનો છે? એ રીતે અનેક પ્રકારનાં બોધવચનો વડે વિસ્તારથી સમજાવો, તેથી શું ખલપુરુષ સજ્જન બનવાનો છે? ૧૪૦

विद्यया विमलयाप्यलंकृतो दुर्जनः सदसि मास्तु कश्चन । साक्षरा हि विपरीततां गताः केवलं जगति तेऽपि राक्षसाः ॥

ભલેને શુદ્ધ નિર્મળ વિદ્યાથી શોભતો હોય તોપણ દુર્જન કોઈ સભામાં ક્યારેય હોવો જોઈએ નહિ; કારણ કે જે સાક્ષર—ભણેલા માણસો છે, તે જ જ્યારે ઊલટા બનીને બેસે છે, ત્યારે જગતમાં તે રાક્ષસો બની જાય છે. (સાક્ષરા શબ્દને ઉલટાવીને વાંચીએ તો 'રાક્ષસા' થાય છે, તેમ દુર્જન સાક્ષર હોય તો તે 'રાક્ષસ' જેવો જ વિપરીત થાય છે) ૧૪૧

दोषपोषमभियाति परं यो बाधमेति बहुसज्जनयोगात् । संमतौ विमतिमात्रसहायो दुर्जनो भ्रम इवातिचकास्ति ॥

દુર્જન પોતાના દોષનું પોષણ કરતો હોય છે; તે કદાચ ઘણા સજ્જનોના સંગમાં આવી જવાથી ઘડીભર દોષ કરતો અટકી જાય, છતાં તે પોતાના સ્વભાવ પર ચાલ્યો જાય છે, તે જ રીતે જેમ ભ્રમ મતિને વિપરીત કરી નાખે છે, તેમ સાધુજનોના સારા વિચારમાં પણ દુર્જન પોતાની વિપરીત મતિની સહાયતા આપે છે. ૧૪૨

उन्नतं पदमवाप्य यो लघुर्हेलयैव स पतेदिति ब्रुवन् । शैलशेखरगतः पृषद्गणश्चारुमारुतधुतः पतत्यधः ॥ १४३ ॥

પર્વતના શિખર પર ગયેલાં જળનાં બિંદુઓ પવનના હલાવવાથી નીચે પડે છે, ત્યારે તે પડતાં પડતાં જણાવે છે કે, 'જે હલકો માણસ ઊંચા પદ પર ગયો હોય, તે ઘડીકમાં નીચે પડી જાય છે.' ૧૪૩

भग्नकुम्भशकलेन वै मलं बालकस्य जननी व्यपोहति । तद्वदोष्ठवदनेन दुर्जनो मातृतः शतगुणाधिको भवेत् ॥

ભાંગેલા ઘડાના ઠીકરાથી માતા પોતાના બાળકના મળને સાફ કરે છે; પરંતુ દુર્જન તો બીજાના મળ હોઠ અને મુખથી સાફ કરે છે; એ રીતે દુર્જન મા કરતાં સો ગણો ચઢે છે. ૧૪૪

अकरुणत्वमकारणविग्रहः परधने परयोषिति च स्पृहा । सुजनबन्धुजनेष्वसहिष्णुता, प्रकृतिसिद्धमिदं हि दुरात्मनाम् ॥ १४५ ॥

દુર્જન પુરુષોને આટલી બાબતો તો સ્વભાવસિદ્ધ જ હોય છે; નિર્દયતા, કારણ વિના કલહકંકાસ, પરધન અને પરસ્ત્રીમાં સ્પૃહા, તેમ જ સુજન અને સ્વજનોમાં અસહિષ્ણુતા. ૧૪૫

अकारणाविष्कृतवैरदारुणादसज्जनात्कस्य भयं न जायते। विषं महाहेरिव यस्य दुर्वचः सुदुःसहं संनिहितं सदा मुखे ॥ १४६ ॥

જેમ મોટા નાગના મુખમાં ઝેર રહે તેમ જેના મુખમાં ન સહન થાય તેવાં અસહ્ય કઠોર વચન રહેલાં છે અને જેણે કારણ વિના જ દારુણ વેર પ્રગટ કરેલું છે, એવા દુર્જનથી કોને ભય ન થાય? ૧૪૬

तथारिभिर्न व्यथते शिलीमुखैर्हतो दिगन्ते हृदये न दूरतः। यथा खलानां कुधियां दुरुक्तिभिर्दिवानिशं तप्यति मर्मताडितः ॥ १४७॥

દુષ્ટ બુદ્ધિવાળા ખલ પુરુષોનાં ખરાબ વચનોના માર્મિક આઘાતથી જે દુઃખ થાય છે અને રાતદિવસ પીડા થાય છે, તેવી પીડા શત્રુએ દૂરથી હૃદય પર મારેલાં બાણોથી થતી નથી. ૧૪૭

गुणापवादेन तदन्यरोपणाद् भृशाधिरूढस्य समञ्जसं जनम्। द्विधेव कृत्वा हृदयं निगूहतः स्फुरन्नसाधोर्विवृणोति वागसिः ॥ १४८ ॥

દુર્જનની વાણીરૂપી તલવાર તો હૃદયના બે ટુકડા કરીને જાણે કે ચકચકતી ન હોય, તેવી લાગે છે. એક તો સજ્જનના ગુણોને વગોવવા અને તેની ઉપર દોષોનું આરોપણ કરવું; એ રીતે તે હૃદયને ભેદી નાખે છે.

न दुर्जनः सज्जनतामुपैति बहुप्रकारैरपि सेव्यमानः। भूयोऽपि सिक्तः पयसा घृतेन न निम्बवृक्षो मधुरत्वमेति॥

લીમડાના ઝાડને દૂધ કે ઘીથી સિંચવામાં આવે તોપણ તે મધુર થતું નથી, તેમ દુર્જનની અનેક રીતે સેવાચાકરી કરવામાં આવે, તોપણ તે સજ્જન થતો નથી.

विद्या विवादाय धनं मदाय शक्तिः परेषां परिपीडनाय। खलस्य साधोर्विपरीतमेतज्ज्ञानाय दानाय च रक्षणाय ॥

દુર્જનને વિદ્યા પ્રાપ્ત થાય એ એને બીજાઓની સાથે વિવાદ કરવામાં કામ લાગે છે, ધન બીજાઓ ઉપર મદ (અભિમાન) કરાવનાર થાય છે. શક્તિ બીજાઓને પીડવામાં ઉપયોગી થાય છે; પણ સજ્જનો માટે આથી ઊલટું જ હોય છે. જેમકે વિદ્યા બીજાઓને જ્ઞાન આપવા માટે, ધન દાન આપવા માટે અને શક્તિ બીજાઓનું રક્ષણ કરવા માટે ઉપયોગી થાય છે. ૧૫૨

सद्वंशजातं गुणकोटियुक्तं धनुः कथं पार्थिववामहस्ते। शरः पराणविहारदक्षः सपक्षपातोऽप्यधमो गरीयान्॥

ધનુષ્ય સારા વંશ(વાંસ)માંથી થયું છે અને તેની કોટિએ (છેડે) ગુણ (દોરી) રહે છે, તોપણ તે રાજાના ડાબા હાથમાં હોય છે અને બાણ બીજાના પ્રાણ હરી લેવામાં કુશળ હોવાથી તેના તરફ પક્ષપાત (પૂંછડે પીછાં બાંધેલાં) હોય છે, તે રીતે જગતમાં સારા, કુલીન અને ગુણવાનો તરફ બેદરકારી હોય છે અને દુર્જન તરફ પક્ષપાત હોય છે, ત્યારે લાગે છે કે ખરેખર અધમ દુર્જન પણ મોટો માણસ બની જાય છે. ૧૫૧

एकः खलोऽपि यदि नाम भवेत्सभायां मोघीकरोति विदुषां निखिलप्रयासम्। एकापि पूर्णमुदरं मधुरैः पदार्थै-रालोड्य रेचयति हन्त न मक्षिका किम् ॥ १५२ ॥

સારા મિષ્ટ પદાર્થોથી પેટ ભરાયું હોય, પણ ખાવામાં જો એક માખ આવી જાય, તો તે પેટમાં ઘૂમરડી લઈને બધા પદાર્થોને ઓકાવી નાખે છે; તે રીતે સભામાં જો એક જ દુર્જન આવી ગયો હોય, તો સજ્જનોની બધી મહેનત નકામી બનાવે છે. ૧૫૨

हालाहलं खलु पिपासति कौतुकेन कालानलं परिचुचुम्बिषति प्रकामम्। व्यालाधिपं च यतते परिरब्धुमद्धा यो दुर्जनं वशयितुं कुरुते मनीषाम् ॥ १५३ ॥

જે માણસ દુર્જનને વશ કરવાની ઇચ્છા કરે છે, તો તેણે જાણી લેવું કે તે પોતે તરસ છિપાવવા હાલાહલ વિષનું પાન કરે છે; તે કાલરૂપી અગ્નિને ચૂમવાની ઇચ્છા કરે છે અથવા તો નાગરાજને ભેટવાની મહેનત કરે છે. ૧૫૩

ते दृष्टिमात्रपतिता अपि कस्य नात्र क्षोभाय पक्ष्मसदृशामलकाः खलाश्च। नीचाः सदैव सविलासमलीकलग्ना ये कालतां कुटिलतामपि न त्यजन्ति ॥ १५४ ॥

સ્ત્રીઓના કેશ અને ખલ પુરુષો નજરે પડતાંની સાથે જ કોના હૃદયને ક્ષોભ પમાડતા નથી? તે કેશની જેમ ખલ પુરુષો સદા નીચ હોય છે અને વિલાસની ખાતર કેશ જેમ લલાટ પર રહે તેમ ખલ પુરુષો જૂઠ (અલીક-કપાળ, જૂઠ) બોલતા હોય છે અને કેશ કાળા અને વાંકડિયા હોય તેમ ખલ પુરુષો મલિનતા અને કુટિલતા છોડતા નથી. ૧૫૪

प्राक्पादयोः पतति खादति पृष्ठमांसं कर्णे कलं किमपि रौति शनैर्विचित्रम्। छिद्रं निरूप्य सहसा प्रविशत्यशङ्कः सर्वं खलस्य चरितं मशकः करोति ॥ १५५ ॥

મચ્છર ખલ પુરુષના ચરિતને સારી રીતે અનુસરે છે; પહેલાં તો તે બંને પગમાં આવીને પડે છે; પછી પીઠ પર રહેલ માંસને ખાય છે, પછી કાન પાસે આવીને ધીરે ધીરે વિચિત્ર કલવર (ગણગણાટ) કરે છે અને જો છિદ્ર જુએ છે તો હિંમતથી બેધડક અંદર પેસી જાય છે. ૧૫૫

हित्वा मद सममसज्जनसज्जनौ तौ
वन्दे नितान्तकुटिलप्रगुणस्वभावौ ।
एकं भिया निरभिसंहितवैरिभावं
प्रीत्या परं परमनिर्वृतिपात्रभूतम् ॥ १५६ ॥

મારા અભિમાનને છોડીને હું એકીસાથે દુર્જન અને સજ્જન બંનેને પ્રણામ કરું છું, ખરેખર દુર્જન અત્યંત કુટિલ અને સજ્જન સદા માટે ગુણિયલ સ્વભાવનો છે; અર્થાત્ દુર્જનમાં પૂરેપૂરો વૈરભાવ રહેલો છે એટલે તેને ભયથી નમું છું અને સજ્જન સર્વોત્તમ સુખને આપનાર છે, માટે તેને પ્રેમથી નમન કરું છું.

पादाहतोऽपि दृढदण्डसमाहतोऽपि
यं दंष्ट्रया स्पृशति तं किल हन्ति सर्पः ।
हर्षादिवैष पिशुनोऽत्र मनुष्यधर्मा
कर्णे परं स्पृशति हन्त्यपरस्य मूलम् ॥ १५७ ॥

પગે ચગદાયેલો હોય કે, સખત દંડાથી હણાયેલો હોય, ત્યારે પણ સાપ જેને દંશ દે છે તેને મારી જ નાખે છે; પરંતુ માનવના વેશે આવેલા આ દુર્જન રૂપી સર્પ હર્ષથી બોલાવો, તોપણ એકના કાનને અડકે છે અને બીજાનું મૂળ ખોદી નાખે છે. ૧૫૭

उद्भासिताखिलखलस्य विशृङ्खलस्य
प्राग्जातविस्मृतनिजाधमकर्मवृत्तेः ।
दैवादवाप्तविभवस्य गुणद्विषोऽस्य
नीचस्य गोचरगतैः सुखमाप्यते कैः ॥ १५८ ॥

જેણે બધા કપટી જનોને જાહેર કર્યા છે, જે પોતે સર્વ મર્યાદાઓને ઓળંગનાર છે, જે પોતે પહેલાં કરેલ સર્વ અધમ કાર્યોની પ્રવૃત્તિને ભૂલી ગયો છે, જેને નસીબસંજોગે ધન વૈભવ મળ્યો છે, છતાં જે ગુણનો દ્વેષી છે એવા નીચની નજરે ચઢેલા કયા જનોને સુખ મળેલાં છે? ૧૫૮

संवर्धितोऽपि भुजगः पयसा न वश्य-
स्तत्पालकानपि निहन्ति बलेन सिंहः ।
दुष्टः परैरुपकृतस्तदनिष्टकारी
विश्वासलेश इह नैव बुधैर्विधेयः ॥ १५९ ॥

દૂધ પાઈને ઉછેરેલો સાપ પણ વશ રહેતો નથી, સિંહ તેનાં પાલનપોષણ કરનાર માણસોને પણ બળાત્કારે મારી નાખે છે; એ રીતે દુષ્ટજન બીજાઓના ઉપકાર નીચે આવ્યો હોય, તોપણ તેમનું ખરાબ કરે છે, માટે બુધજનોએ તેના પર જરા જેટલો પણ વિશ્વાસ કરવો નહિ. ૧૫૯

कस्तूरिकां तृणभुजामटवीमृगाणां
निक्षिप्य नाभिषु चकार च तान्वधार्हान् ।
मूढो विधिः सकलदुर्जनलोलजिह्वा-
मूले स्म निक्षिपति चेत्सकलोपकारः ॥ १६० ॥

કેવળ ઘાસ ખાઈને જંગલમાં ભટકનારાં એવાં મૃગલાંને તેમની નાભિમાં કસ્તૂરી મૂકીને વિધાતાએ તેમને વધ થાય એવાંજ બનાવી દીધાં છે, પણ એવો વિધાતા ખરેખર મૂઢ છે, એમ કહેવું પડે છે. જો તે વિધાતાએ બધા દુર્જનોની ચંચળ જીભ પર કસ્તૂરી મૂકી હોત, તો બધાનો ઉપકાર થાત; અર્થાત્ કસ્તૂરી માટે બધા તેમની જીભ કાપી નાખત. ૧૬૦

विसमलमशनाय स्वादु पानाय तोयं
शयनमवनिपृष्ठे वल्कले वाससी च ।
नवधनमधुपानभ्रान्तसर्वेन्द्रियाणा-
मविनयमनुमन्तुं नोत्सहे दुर्जनानाम् ॥ १६१ ॥

ખાવા માટે કમળના દાંડલા પૂરતા છે, પીવા માટે સ્વાદિષ્ટ જલ છે, પૃથ્વી પર સૂવાનું છે તેમ જ વૃક્ષની છાલ વસ્ત્રરૂપે છે; એટલે દુર્જનોના અવિનયને અનુસરવા હું તૈયાર નથી કે જે દુર્જનોની બધી ઇંદ્રિયો નવા મળેલા ધનરૂપી મદિરાપાનના ઘેનથી ભરેલી છે. (મારાથી દુર્જનોનો અવિનય સહન થતો નથી માટે એ વેઠવો ન પડે તે માટે બધું ત્યાગવા તૈયાર છુ.) ૧૬૧

मलयभुवि विरूढश्चन्दनेनाभिवृद्धो
न भजति किल वेणुः सौरभं चन्दनस्य ।
तदिह नहि विचित्रं सर्वदोषाकराणां
नहि भवति खलानां साधुतागन्धलेशः ॥ १६२ ॥

મલયાચળની ભૂમિ પર ઊગીને મોટા થયો હોય અને ચંદનના વૃક્ષની સાથે વધેલો હોય; તોપણ વાંસ ચંદનની સુગંધી મેળવતો નથી, તેથી મને આશ્ચર્ય થતું નથી. ખરેખર બધા દોષોની ખાણ જેવા દુર્જનને સારા માણસોની સોબત છતાં ગુણનો લવલેશ પણ પ્રાપ્ત થતો નથી. ૧૬૨

दिगन्ते खेलन्ती सरसहृदयानन्दजननी
मया नीता दुष्टप्रचुरनगरीं कापि कविता ।

अकस्मादुन्मीलत्खलवदनवल्मीकरसना-
भुजंगीदष्टाङ्गी शिवशिव समाप्ति गतवती ॥ १६३ ॥

જે દિગન્તો સુધી ખેલી રહી છે અને જે રસિક જનોના હૃદયને આનદ આપનારી છે, એવી કોઈ એક કવિતાને હું દુષ્ટ જનોની એક નગરીમાં લઈ ગયો; પરંતુ ત્યાં તો દુષ્ટ જનોના મુખરૂપી રાફડામાં રહેલી જીભરૂપી સાપણે અકસ્માત તે કવિતાનાં અંગોમા એવો તો ડંસ માર્યો કે અરે શિવ! શિવ! કવિતા પૂરી જ થઈ ગઈ! ૧૬૩

अभूदम्भोराशेः सह वसतिरासीत्कमलया
गुणानामाधारो नयनफलमिन्दुः प्रथयति ।
कथं सिंहसूनुस्तमपि तुदति प्रौढदशनै-
र्गुणानामास्वादं पिशुनरसना किं रसयति ॥ १६४॥

તે ચંદ્ર સમુદ્રમાથી થયો છે, તે કમલા-લક્ષ્મીની સાથે રહે છે, તે ગુણોની ખાણ છે અને તે બધાની આંખને સફળ બનાવે છે; તોપણ રાહુ પોતાના મોટા દાંતથી તેને પીડા આપે છે; ખરેખર દુષ્ટ જનની જીભ ગુણોના સ્વાદને શી રીતે ચાખી શકે! ૧૬૪

न विषममृतं कर्तुं शक्यं प्रयत्नशतैरपि
त्यजति कटुतां न स्वां निम्बः स्थितोऽपि पयोह्रदे ।
गुणपरिचितामार्यां वाणीं न जल्पति दुर्जन-
श्चिरमपि बलाध्माते लोहे कुतः कनकाकृतिः ॥१६५॥

સેંકડો પ્રયત્નો કરો, તોપણ ઝેરને અમૃત કરી શકાય એમ નથી, દૂધના ધરાની વચમાં રહ્યો હોય તોપણ લીમડો પોતાની કડવાશ છોડતો નથી; તે રીતે દુર્જન કદી ગુણથી યુક્ત સુંદર વાણી બોલતો નથી. ખરેખર! લોઢાને ધમણથી તેજ કરેલા અગ્નિમાં તપાવો, તોપણ તેમા સોનાનો આકાર આવતો નથી. ૧૬૫

यदि परगुणा न क्षम्यन्ते यतस्व तदर्जने
न हि परयशो निन्दाव्याजैरलं परिमार्जितुम् ।
विरमसि न चेदिच्छाद्वेषप्रसक्तमनोरथो
दिनकरकरान्पाणिच्छत्रैर्नुदन्श्रममेष्यसि ॥ १६६ ॥

જો તારાથી બીજા માણસોના ગુણો સહન ન થતા હોય, તો તે ગુણો મેળવવા પ્રયત્ન કર; પરંતુ નિંદાને બહાને બીજાના યશને ટાળવા મથતો નહિ તારો મનોરથ ઇચ્છા અને દ્વેષમાં લાગી જવાથી જો તું બીજાની નિંદા કરતાં વિરામ નહિ લે, તો સૂર્યનાં કિરણોને હાથ આડા કરીને ઢાંકવાની જેમ તને કેવળ પરિશ્રમ જ થશે. ૧૬૬

जिह्वो लोकः कथयति पुरा हन्त हित्वा गुणौघा-
नम्भः क्षारं गुणगणनिधेस्तस्य रत्नाकरस्य ।
विश्वे छिद्रानुसरणसमारूढसर्वेन्द्रियाणां
दोषे दृष्टिः पिशुनमनसां नानुरागो गुणेषु ॥१६७॥

આ સમુદ્ર કે જે ગુણોનો ભંડાર અને રત્નોની ખાણ છે, તેનો વિચાર કર્યા વિના લોકો 'સમુદ્રનું પાણી ખારું છે,' એ રીતે તેનો દોષ જુએ છે, તેથી લાગે છે કે 'ખરેખર લોકો વાંકા છે.' જેમની બધી ઇંદ્રિયો બીજાનાં છિદ્ર જોવામાં લાગેલી છે, એવા કુટિલ જનોની નજર દોષો જોવામાં રોકાયેલી હોય છે; તેમને ગુણોમાં અનુરાગ હોતો નથી. ૧૬૭

सन्तः सच्चरितोदयव्यसनिनः प्रादुर्भवद्यन्त्रणाः
सर्वत्रैव जनापवादचकिता जीवन्ति दुःखं सदा ।
अव्युत्पन्नमतिः कृतेन न सता नैवासता व्याकुलो
युक्तायुक्तविवेकशून्यहृदयो धन्यो जनः प्राकृतः ॥१६८॥

'પોતાનાં સારાં આચરણ પ્રગટ થાય' એ પ્રકારની મર્યાદાના દુઃખથી પીડાતા અને સ્વચ્છંદ વર્તન નહિ થવાથી યંત્રણા-કષ્ટમા રિબાતા સજ્જન પુરુષો લોકોના અપવાદથી ભયભીત બનીને દુઃખેથી જીવી રહ્યા હોય છે. પરંતુ જેની બુદ્ધિ સંસ્કારી નથી; સારું કે નરસું કામ થવાથી જે આકુળવ્યાકુળ થતો નથી અને જેનું હૃદય યોગ્ય કે અયોગ્ય બાબતના વિવેક વિનાનું શૂન્ય હોય છે તેવો પ્રાકૃત-હલકો માણસ સુખેથી સારી રીતે જીવે છે. ૧૬૮

या लोभात्मविधे खलस्य सुरसा वाणी बुधैर्नीयते
नो जानाति स तामचेतनतया सैव स्वयं लीयते ।
भर्तुः स्नेहचयात्प्रविश्य दहने भस्मीभवत्यङ्गना
गाढालिङ्गनतत्परेण मनसा प्रेतो न वेत्ति प्रियाम् ॥

પતિ પ્રત્યે ખૂબ સ્નેહ હોવાને લીધે, પતિવ્રતા સ્ત્રી પોતાના પતિને ગાઢ આલિંગન આપવામા તત્પર મન સાથે ચિતામાં પ્રવેશ કરે છે અને પોતાની જાતને ભસ્મીભૂત કરે છે, પરંતુ મરણ પામેલો પતિ પોતાની પ્રિયાને જાણતો નથી; એ રીતે ડાહ્યા જનો લોભને વશ થઈ, ખલ પુરુષો પાસે રસિક વાણી વાપરે છે; પરંતુ અજ્ઞાનપણાને લીધે તે વાણીને દુર્જન જાણતો નથી; એટલે તે વાણી આપોઆપ કાર્ય સાધ્યા વિના જ શાંત બને છે. ૧૬૯

नागच्छन्नुपहूयते न वचनोत्थानासनैः पूज्यते
नो पृच्छन्ननुभाष्यते न च दृशा सान्द्रादरं वीक्ष्यते ।
ईर्ष्याविशकषायिते हृदि घृणालेशोऽपि न सृज्यते
किं त्वेकः प्रवदन्समञ्जसमपि प्राज्ञः शठैर्हस्यते ॥१७०

સજ્જન પોતાની પાસે આવે, ત્યારે દુર્જન તેને બોલાવતો નથી; 'આવો' એ પ્રકારની વાણી, સામે જવાનો વિવેક કે આસન આપવાનો સત્કાર એવા કોઈ પણ પ્રકારે તેનો સત્કાર કરતો નથી. ડાહ્યો માણસ પૂછે તો તેનો ઉત્તર પણ આપતો નથી. આદર અને સ્નેહની નજરે જોતો પણ નથી, તેનું હૃદય ઈર્ષ્યાના આવેગથી ખરાબ થયું હોય છે, એટલે તેના હૃદયને જરા જેટલી દયા પણ અડકતી નથી, તેમ જ સજ્જન ફક્ત સારી જ વાણી બોલતો હોય તોપણ દુર્જનો તેની મશ્કરી કરતા હોય છે. ૧૭૦

दूरादुच्छ्रितपाणिरार्द्रनयनः प्रोत्सारितार्धासनो
गाढालिङ्गनतत्परः प्रियकथाप्रश्नेषु दत्तादरः ।
अन्तर्भूतविषो बहिर्मधुमयश्चातीव मायापटुः
को नामायमपूर्वनाटकविधिर्यः शिक्षितो दुर्जनैः ॥१७१

દુર્જન કોઈ માણસને દૂરથી જોતાની સાથે બે હાથ ઊંચા કરે છે, આખમા આસુ લાવે છે, પોતાનુ અરધુ આસન આપે છે, ગાઢ આલિંગન આપવા તત્પર થાય છે તેમ જ પ્રિયજનોની વાતો અને મંગળ-કુશળ પૂછવામા આદર બતાવે છે; એ રીતે દુર્જનનો બહારનો બધો જ વ્યવહાર મધુર હોય છે પરંતુ હૃદયની અદર ઝેર ભરેલુ હોય છે; અર્થાત્ દુર્જનોએ શીખેલો આ બધો વિધિ કોઈ જુદા જ પ્રકારના નાટક જેવો હોય છે. ૧૭૧

जाड्यं ह्रीमति गण्यते व्रतरुचौ दम्भः शुचौ कैतवं
शूरे निर्घृणता मुनौ विमतिता दैन्यं प्रियालापिनि ।
तेजस्विन्यवलिप्तता मुखरता वक्तर्यशक्तिः स्थिरे
तत्को नाम गुणो भवेत्स गुणिनां यो दुर्जनैर्नाङ्कितः ॥

સજ્જનમા લજ્જા હોય તેને દુર્જન જડતા ગણે છે, વ્રત-ઉપવાસ કરનારમા દંભ, પવિત્ર રહેવામા કપટ, શૂરવીર બનવામા નિર્દયતા, વિચાર કરવામા આદર કરે તેને બુદ્ધિરહિતપણુ, પ્રિય વચન બોલવામા દીનતા, તેજસ્વી બનવામા ગર્વનો ભાવ, સારો વક્તા બનવામા વાચાળપણુ, ઉતાવળ નહિ કરતા સ્થિર રહેવામા અશક્તપણુ વગેરે ગુણવાન જનોનો કોઈ એક પણ ગુણ એવો છે, જેના પર દુર્જનોએ દોષ તરીકે છાપ ન મારી હોય ! ૧૭૨

पोतो दुस्तरवारिराशितरणे दीपोऽन्धकारागमे
निर्वाते व्यजनं मदान्धकरिणां दर्पोपशान्त्यै सृणि ।
इत्थं तद् भुवि नास्ति यस्य विधिना नोपायचिन्ता कृता
मन्ये दुर्जनचित्तवृत्तिहरणे धातापि भग्नोद्यमः ॥१७३॥

દુસ્તર સમુદ્રને ઓળંગવા માટે નૌકા છે, અંધારું દૂર કરવા દીવો છે, પવન આવતો બંધ થાય, તેને લાવવા પંખો છે તેમ જ મદોન્મત્ત હાથીઓના ગર્વને શાંત કરવા માટે અંકુશ છે; એ રીતે આ જગતમા કોઈ પણ સંકટ એવું નથી, જેના ઉપાયનો બ્રહ્માએ વિચાર કર્યો ન હોય; પરંતુ મારું એવું માનવું છે કે, દુર્જનના હૃદયની વૃત્તિને દૂર કરવામા તો બ્રહ્માનો પ્રયત્ન પણ નકામો ગયો છે. ૧૭૩

घातस्तात तवैव दूषणमिदं यन्नाम कस्तूरिका
कान्तारान्तरचारिणां तृणभुजां यन्नाभिमूले कृता ।
यद्येवं पिशुनस्य हन्त रसनामूलेऽकरिष्यस्तदा
प्रायासेन विनाभविष्यदतुला कीर्तिश्च निर्दोषता ॥१७४

હે તાત ! હે વિધાતા ! તમે જંગલની અંદર ભટકતા અને ઘાસ ચરતાં મૃગલાની નાભિની અંદર કસ્તૂરીની રચના કરી છે, તે તમારો મોટો દોષ છે. જો તમે દુર્જનની જીભ પર કસ્તૂરીની રચના કરી હોત, તો તમને વગર પ્રયાસે ઘણી જ કીર્તિ મળત અને તમારી નિર્દોષતા જગતમા જાહેર થાત ! ૧૭૪

एते सत्पुरुषाः परार्थघटकाः स्वार्थं परित्यज्य ये
सामान्यास्तु परोपकारनिरताः स्वार्थाविरोधेन ये ।
तेऽमी मानुषराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये
ये निघ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥१७५

જેઓ પોતાના સ્વાર્થને છોડીને પરોપકાર કરતા હોય છે, તેઓ સત્પુરુષો છે; પોતાના સ્વાર્થને વાંધો ન આવે, તે રીતે જેઓ પરોપકાર કરવામા લાગેલા છે, તે સામાન્ય (મધ્યમ) જનો છે, જે પોતાના સ્વાર્થને સાધવા માટે પારકાનુ હિત બગાડતા હોય છે, તેઓ મનુષ્ય હોવા છતા રાક્ષસો છે; પરંતુ પોતાનો કોઈ જાતનો સ્વાર્થ ન હોય, તોપણ જેઓ પારકાના હિતને બગાડતા હોય છે, તેવા લોકો કોણ છે તે અમે જાણતા નથી. ૧૭૫

नारीणा वचनेन कर्म कुरुते दीनं वचो भाषते
नालस्यं विजहाति तिग्मकिरणे प्रौढे समुत्तिष्ठति ।
किंचित्क्वापि न साहसं वितनुते देहे चिरं दूयते ।
नो वा विन्दति पौरुषं कुपुरुषः कोऽप्येष निर्णीयताम् ॥

સ્ત્રીઓના કહ્યા પ્રમાણે કામ કરે છે, દીન વચન બોલે છે, આળસ છોડતો નથી, સૂર્ય જ્યારે બરાબર ઉપર આવે, ત્યારે પથારી છોડીને જાગે છે, કોઈ ઠેકાણે કોઈ જાતનું સાહસ કરતો નથી, કારણ વિના શરીરે દુઃખી રહ્યા કરે છે, પુરુષાર્થ કરતો નથી; આવા

પ્રકારનો માણસ હલકો છે, એમ ગમે તે કોઈ માણસ નિર્ણય કરી શકશે. ૧૭૬

वक्रत्वं ननु कुन्तलादिव मुखे तैक्ष्ण्यं कटाक्षादिव
क्रूरत्वं कुचमण्डलादिव सुनैर्घृण्यं स्वचित्तादिव ।
मालिन्यं नयनाञ्जनादिव किलाधैर्यं स्वभावादिव
स्वैरिण्यैव सुशिक्षितोऽसि खलु किं जातोऽस्यतोऽरुंतुदः ॥

હે દુર્જન! તું સ્ત્રીના કેશ પાસેથી વાંકાપણું, કટાક્ષ પાસેથી મુખમાં તીખાશ, સ્તનમંડલ પાસેથી ક્રૂરતા, ચિત્ત પાસેથી નિર્દયપણું, આંખની કાજળ પાસેથી મલિનતા અને સ્વભાવથી અધીરાઈ એ રીતે બધા દોષો દુષ્ટ સ્ત્રી પાસેથી જાણે કે શીખ્યો ન હોય તેમ લાગે છે. ૧૭૭

वाताहारतया जगद्विषधरैराश्वास्य निःशेषितं
ते ग्रस्ताः पुनरभ्रतोयकणिकातीव्रव्रतैर्बर्हिभिः ।
तेऽपि क्रूरचमूरुचर्मवसनैर्नीताः क्षयं लुब्धकै-
र्दम्भस्य स्फुरितं विदन्नपि जनो जाल्मो गुणानीहते ॥

'અમે ફક્ત પવનનો આહાર કરીએ છીએ;' એ પ્રમાણેનો દંભ કરીને વિષધર સર્પોએ જગતને વિશ્વાસમાં લઈને તેનો નાશ કર્યો છે; સર્પોને મોર ગળી ગયા કે જે વાદળનાં જળબિંદુઓનું ભક્ષણ કરવાના તીવ્ર મતવાળા છે; એટલે તેમનો નાશ શિકારીઓએ કર્યો છે કે, જેમણે મૃગના ચર્મનાં વસ્ત્ર ધારણ કર્યાં છે. આ રીતે પ્રકટ રીતે દંભનું ફળ જાણવામાં આવ્યું છે; છતાં પણ નીચ માણસ તેને ગુણ તરીકે ઇચ્છે છે!

कस्त्वं भद्र खलेश्वरोऽहमिह किं घोरे वने स्थीयते
शार्दूलादिभिरेव हिंस्रपशुभिः खाद्योऽहमित्याशया ।
कस्मात्कष्टमिदं त्वया व्यवसितं मद्देहमांसाशिनः
प्रत्युत्पन्ननृमांसभक्षणधियस्ते घ्नन्तु सर्वान्नरान् ॥१७९

'હે ભલા માણસ! તું કોણ છે?' 'હું દુર્જનોનો શિરોમણિ છું;' 'આવા ઘોર જંગલમાં તું શા માટે રહે છે?' 'સિંહ વગેરે હિંસક પ્રાણીઓ મને ખાઈ જાય, એ ઇચ્છાથી અહીં રહ્યો છું;' 'આવું કષ્ટ ઉઠાવવાનો તેં શા માટે નિશ્ચય કર્યો છે?' 'મારા દેહનું માંસ ખાનાર શિકારી પ્રાણીઓને માણસનું માંસ ખાવાની ઇચ્છા થાય અને એ રીતે તે હિંસક પ્રાણીઓ બધા માણસોને મારી ખાય;' એ ઇચ્છાથી હું આ કષ્ટ ઉઠાવી રહ્યો છું.' ૧૭૯

भिक्षो मांसनिषेवणं किमुचितं किं तेन मद्यं विना
मद्यं चापि तव प्रियं प्रियमहो वाराङ्गनाभिः सह ।
वेश्या द्रव्यरुचिः कुतस्तव धनं द्यूतेन चौर्येण वा
चौर्यद्यूतपरिग्रहोऽपि भवतो भ्रष्टस्य कान्या गतिः ॥

'હે ભિખારી! તું માંસ ખાય છે, તે સારું ગણાય કે?' 'અરે, પણ દારૂ વિના માંસ શા કામનું?' 'અહો! તને દારૂ પીવો પણ ગમે છે?' 'વારાંગનાઓ સાથે એ બધું મને ગમે છે.' 'પણ ભાઈ! વેશ્યાની તો ધન પર રુચિ હોય છે, તો તારી પાસે ધન ક્યાંથી આવે છે?' 'કાં તો જુગાર રમું કે પછી ચોરી કરું.' 'અરે! તું જુગાર પણ રમે છે અને ચોરી પણ કરે છે?' 'ભાઈ, જે માણસ સદાચારથી ભ્રષ્ટ થયો હોય, તેની બીજી શી ગતિ?' ૧૮૦

भिक्षो कन्था श्लथा ते न हि शफरिवधे जालमश्नासि-
मत्स्यांस्ते वै मद्योपदंशाः पिबसि मधु समं वेश्यया
यासि वेश्याम् । दत्त्वाङ्घ्रिं मूर्ध्न्यरीणां तव किमु
रिपवो भित्तिभेत्तास्मि येषां, चौरोऽसि द्यूतहेतो-
स्त्वयि सकलमिदं नास्ति भ्रष्टे विचारः ॥

'અરે હે ભિક્ષુક! આ તારી ઢીલીપોચી ગોદડી છે?' 'ના, ના, આ તો માછલાં મારવાની જાળ છે.' 'અરે! તું માછલાં ખાય છે?' 'માછલાં દારૂની સાથે ખાઉં છું.' 'અરે! તું દારૂ પણ પીએ છે?' 'હા, વેશ્યાની સાથે હું દારૂ પીઉં છું.' 'વેશ્યાની પાસે પણ જાય છે?' 'હા, હું શત્રુઓના માથે પગ મૂકીને જાઉં છું.' 'અરે, તારે શત્રુઓ ક્યાંથી?' 'હું જેમનાં ઘર ફોડીને—ભીંત કોચીને ચોરી કરું છું, તે મારા શત્રુઓ છે.' 'તું ચોર પણ છે?' 'હા જુગારમાં હારી જવાથી ચોરી કરવી પડે છે.' 'અરે તારામાં તો બધા દોષો ભરેલા છે.' ખરેખર, જે માણસ ભ્રષ્ટ થયેલો હોય, તેને બીજો વિચાર સૂઝતો નથી. ૧૮૧

दैवादप्युत्तमानामपहरति यदा दुर्जनो वा कथंचिन्
मानं नाप्नोति तेषामनुजनितगुणानेव कुत्राधिकत्वम् ।
स्वर्भानुर्भानवीयान्हरति यदि पुनः शीतरश्मेर्मरीची-
न्ब्रह्माण्डस्येह खण्डे तदपि नरपते किं ग्रहेशत्वमेति ॥

હે રાજન્! કોઈ દૈવયોગે દુર્જન ઉત્તમ પુરુષના માનને પણ મેળવી લે, તોપણ તે ઉત્તમ પુરુષોના સ્વાભાવિક ગુણોને તો મેળવી શકતો નથી. ખરેખર! રાહુ સૂર્ય અને ચંદ્રનાં કિરણો ગળી જાય છે, તોપણ આ બ્રહ્માંડમાં તે રાહુની ગણના નક્ષત્રોના અધિપતિ તરીકે થતી નથી. ૧૮૨

हे पक्षिन्नागतस्त्वं कुत इह सरसस्तत्कियद्भो विशालं
किं मद्धाम्नोऽपि बाढं तदतिविपुलतां पाप मा ब्रूहि मिथ्या।

इत्थं कूपोदकस्थः शपति तटगतं दुर्दुरो राजहंसं
नीचः प्रायः शठार्थो भवति हि विषमो नापराधेन दृष्टः॥

કૂવાના પાણીમાં રહેલો દેડકો કિનારે આવેલા રાજહંસને પૂછે છે કે, 'હે પક્ષી! તું ક્યાથી આવ્યો?' 'સરોવરેથી.' 'તે સરોવર કેવડું છે?' 'વિશાળ છે.' 'શું મારા આ ઘર કરતાં પણ એ વિશાળ છે?' 'અરે, તેથી તો ઘણું વિશાળ છે.' 'હે પાપી, તું જૂઠું બોલીશ નહિ.' એ રીતે તે દેડકો ક્રોધમાં આવીને રાજહંસને ગાળો ભાંડવા લાગ્યો. ખરેખર, હલકો માણસ અવળો હોય છે અને પોતાના અપરાધને જોતો નથી. ૧૮૩

## લક્ષ્મીનો સ્વભાવ

या स्वसद्मनि पद्मेऽपि संध्यावधि विजृम्भते।
इन्दिरा मन्दिरेऽन्येषां कथं स्थास्यति निश्चला॥ १॥

જે લક્ષ્મી પોતાના નિવાસરૂપ કમળમા પણ સંધ્યાકાળ સુધી જ ટકી રહે છે, તે લક્ષ્મી બીજાના ઘરમાં સ્થિર થઈને કેમ રહેશે? ૧

गुणिनं जनमालोक्य निजबन्धनशङ्कया।
राजँल्लक्ष्मीः कुरङ्गीव दूरं दूरं पलायते॥ २॥

હે રાજન્! ગુણીજનને જોઈને જાણે કે 'આ માણસ મને બંધનમા મૂકી દેશે;' એવી શંકાથી (ગુણી એટલે હાથમા પાશવાળા માણસને જોઈને) હરણીની જેમ લક્ષ્મી તેનાથી દૂર દૂર ભાગે છે. ૨

शूरं त्यजामि वैधव्यादुदारं लज्जया पुनः।
सापत्न्यात्पण्डितमपि तस्मात्कृपणमाश्रये॥ ३॥

હું લક્ષ્મી વિધવા થવાના ભયથી શૂરવીરને ત્યજું છું, લજ્જા પામીને ઉદાર જનને ત્યજું છું. (સરસ્વતી) મારી શોક્ય છે, તેથી પંડિતને ત્યજું છું અને તે કારણે હું કૃપણનો આશ્રય લઉં છું. ૩

गोभिः क्रीडितवान्कृष्णा इति गोसमबुद्धिभिः।
क्रीडत्यद्यापि सा लक्ष्मीरहो देवी पतिव्रता॥ ४॥

'કૃષ્ણે ગાયોની સાથે ક્રીડા કરી હતી,' એમ માનીને, જેની બુદ્ધિ બળદ જેવી છે, એવા મૂર્ખ માણસોની સાથે અત્યાર સુધી લક્ષ્મી ક્રીડા કરે છે. સાચે જ લક્ષ્મીદેવી કેવી પતિવ્રતા છે! ૪

अत्यार्यमतिदातारमतिशूरमतिव्रतम्।
प्रज्ञाभिमानिनं चैव श्रीर्भयान्नोपसर्पति॥ ५॥

જે માણસ ઘણો જ સજ્જન, દાતાર, શૂરવીર, સદાચારી કે બુદ્ધિનો અભિમાની હોય, તેની પાસે લક્ષ્મી ભયને કારણે જતી નથી. (અર્થાત્ લક્ષ્મીને એવો ભય લાગે છે કે તેવો પુરુષ કદી મને ગણશે નહિ)૫

अनागतविधातारमप्रमत्तमकोपनम्।
स्थिरारम्भमदीनं च नासौ श्रीरुपतिष्ठते॥ ६॥

જેનું નસીબ જાગ્યું નથી, જેણે પ્રમાદ-આળસને છોડ્યાં નથી, જે કોપ કરતો નથી. જે સ્થિર કાર્યનો આરંભ કરતો નથી અને જે દીનતા રાખતો નથી એટલે ઉદ્ધત હોય એવા માણસની પાસે લક્ષ્મી ઊભી રહેતી નથી. ૬

मन्ये सत्यमहं लक्ष्मीः समुद्राद्धूलिरुत्थिता।
पश्यन्तोऽपि न पश्यन्ति सन्तो विह्वललोचनाः॥७॥

હું માનું છું કે લક્ષ્મી ખરેખર સમુદ્રમાંથી ઊડેલી ધૂળ જેવી છે; કારણ કે તે લક્ષ્મીથી વિહ્વળ બનેલી આંખોવાળા લોકો આંખો હોવા છતાં આંધળા બની જાય છે. ૭

समायाति यदा लक्ष्मीर्नारिकेलफलाम्बुवत्।
विनिर्याति यदा लक्ष्मीर्गजभुक्तकपित्थवत्॥ ८॥

માણસ પાસે લક્ષ્મી નારિયેળમા પાણીની જેમ ધીરે ધીરે આવે છે (અર્થાત્ નારિયેળમાં પાણી ધીમે ધીમે એકત્ર થાય છે) અને જેમ હાથી કોઠું ખાઈ, તેને આખું ને આખું તરત છોડી દે છે, તેમ લક્ષ્મી માણસને તરત છોડી દે છે. ૮

लक्ष्मीर्यादोनिवेर्यादो नादो वादोचितं वचः।
बिभेति धीवरेभ्यो या जडेष्वेव निमज्जति॥ ९॥

'લક્ષ્મી તો સમુદ્રનું એક જળચર પ્રાણી છે;' આ વચનમાં કોઈ જાતનો વાદવિવાદ કરવાનો રહેતો નથી; કારણ કે જેમ જળચર ધીવર(માછીમાર)થી ભય પામી જળમા ડૂબી જાય છે, તેમ લક્ષ્મી ધી-વર (બુદ્ધિમાનો)થી ભય પામી જડ પુરુષોમા ડૂબી જાય છે. (અર્થાત્ મૂર્ખને હાથ જાય છે) ૯

कुटिला लक्ष्मीर्यत्र प्रभवति न सरस्वती वसति तत्र।
प्रायः श्वश्रूस्नुषयोर्न दृश्यते सौहृदं लोके॥ १०॥

જ્યા કુટિલ લક્ષ્મીની પ્રભુતા-સત્તા ચાલતી હોય, ત્યાં સરસ્વતી રહેતી નથી. ખરેખર લોકમા પણ સાસુ અને વહુની વચમાં પ્રેમભાવ હોતો નથી. ૧૦

अव्यवसायिनमलसं दैवपरं साहसाच परिहीनम्।
प्रमदा पतिमिव वृद्धं नेच्छति लक्ष्मीरूपस्थातुम्॥११॥

જેમ મદભર યુવાન સ્ત્રી વૃદ્ધજનને સેવતી નથી, તેમ લક્ષ્મી ઉદ્યોગ વિનાના, આળસુ, નસીબ પર આધાર રાખનાર અને સાહસ વિનાનાને સેવવા ઇચ્છતી નથી.

गुणवद्भिः सह संगममुचैः पदमाप्तुमुत्सुका लक्ष्मीः।
वीरकरवालवसतिर्ध्रुवमसिधाराव्रतं चरति॥ १२॥

ગુણવાનો સાથે સંગ રાખીને લક્ષ્મી ઊંચું પદ મેળવવાને ઉત્સુક હોય છે, તેને કારણે જ લક્ષ્મી વીરજનોની તલવાર પર રહીને અસિધારાવ્રતને પાળતી હોય છે અર્થાત્ લક્ષ્મી વીરજનોને જ વરે છે. ૧૨

श्रीपरिचयाज्जडा अपि भवन्त्यभिज्ञा विदग्धचरितानाम् ।
उपदिशति कामिनीनां यौवनमद एव ललितानि ॥१३॥

લક્ષ્મીનો સંચય થવાથી જડ પુરુષો પણ ચતુર પુરુષોનાં ચરિતોને જાણનારા બને છે. ખરેખર, યુવાવસ્થાનો મદ જ કામિની સ્ત્રીઓને લલિત ચેષ્ટાઓના પાઠ ભણાવે છે. ૧૩

वाक्चक्षुःश्रोत्रलयं लक्ष्मीः कुरुते नरस्य को दोषः ।
गरलसहोदरजाता तच्चित्रं यन्न मारयति ॥ १४ ॥

લક્ષ્મી જે પુરુષને સેવે છે, તે પુરુષનાં વાણી, આંખ, કાન વગેરેને તે લઈ લે છે; તેમા તે પુરુષનો શો દોષ છે? તે લક્ષ્મી તો હળાહળ ઝેરની સહોદર બહેન છે; એટલે તે માણસને મારી નાખતી નથી તે જ આશ્ચર્ય છે. ૧૪

अनुभवत ददत वित्तं मान्यान्मानयत सज्जनान्भजत ।
अतिपरुषपवनविलुलितदीपशिखाचञ्चला लक्ष्मीः ॥

પવનના ઝપાટાથી હાલી ઊઠતી દીવાની જ્યોતિની જેમ આ લક્ષ્મી પણ અત્યંત ચપળ અને ચંચળ હોવાથી ડગી જાય છે; માટે જ્યાં સુધી લક્ષ્મી રહે, ત્યાં સુધી તેનો ઉપભોગ કરો, દાન આપો, માન્ય જનોનો સત્કાર કરો તેમ જ તેના વડે સજ્જનોની સેવા કરો

रत्नाकरतनुजनुपि द्विजराजे राजनि श्रियो मित्रे ।
अमृतकरे च कलावति पद्मनि वा सा कुतो भवति ॥

રત્નોના ભંડાર સમુદ્રમાથી ચદ્રનો જન્મ થયો છે, એ ચંદ્ર બ્રાહ્મણોનો રાજા ગણાય છે, વળી તે સુંદરતાવાળો છે, નક્ષત્રોનો રાજા છે, શોભાનો મિત્ર છે. તેનાં કિરણો અમૃત સમાન છે અને તે પોતે પણ (સોળ) કળાઓથી યુક્ત છે. આવા ચંદ્રને પણ લક્ષ્મી (શોભા) અમાવાસ્યાને દિવસે છોડીને ચાલી જાય છે, વળી આ લક્ષ્મી જે કમળમા રહેનારી હોઈ કમલા કહેવાય છે તે (સૂર્યનો અસ્ત થતાં રાત્રે) કમળને પણ છોડીને ચાલી જાય છે, તે પછી બીજાની પાસે તો ક્યાંથી સ્થિર રહી શકે! ૧૬

पूरयति पूर्णमेषा तरङ्गिणीसंहतिः समुद्रमिव ।
लक्ष्मीरधनस्य पुनर्लोचनमार्गेऽपि नायाति ॥ १७॥

મોટી મોટી નદીઓના પ્રવાહો સમુદ્રમાં જ જળ ભર્યા કરે છે, તેમ લક્ષ્મી ધનથી ભરપૂર બનેલા માણસને જ ભરપૂર બનાવે છે અને તે નિર્ધન માણસને જોવા માટે પણ મળતી નથી. ૧૭

सुव्यवसायिनि शूरे क्लेशसहिष्णावनाकुलारम्भे ।
मयि पृष्ठतो विलग्ने यास्यसि कमले कियद्दूरम् ॥१८॥

હે લક્ષ્મી! હું સારી રીતે વ્યવસાય-ધંધામાં લાગેલો છું, શૂરવીર છું, કષ્ટ સહન કરનારો છું, તેમ જ થાક્યા વિના નવાં નવાં કાર્યોનો આરંભ કરું છું અને એ રીતે હું તારી પાછળ પડેલો છું; તો હવે તું કેટલે દૂર જવાની છે? ૧૮

अपि दोर्भ्यां परिबद्धा बद्धापि गुणैरनेकधा निपुणैः ।
निर्गच्छति क्षणादिव जलधिजलोत्पत्तिपिच्छला लक्ष्मीः॥

લક્ષ્મી સમુદ્રના જળમાંથી ઉત્પન્ન થઈ છે એટલે તે જળને કારણે લપસણી બની ગઈ છે; તેને ભલેને નિપુણ માણસો બે હાથથી બાંધી રાખે તેમ જ ગુણ-(દોરી)થી તેને સારી રીતે જકડી રાખે; તોપણ તે ક્ષણવારમા નીકળી જાય છે. ૧૯

हरिभामिनि सिन्धुसंभवे कमले किं कथयामि ते गुणान्।
अनुरज्यसि हा जडे जने गुणगौरे पुरुषे विरज्यसि ॥

હે વિષ્ણુનાં પત્ની! હે સમુદ્રનાં પુત્રી! હે કમલા! તમારા ગુણોના હું કેટલાં વખાણ કરું? ખરેખર તમે જડ એવા પુરુષો પર અનુરાગ કરો છો અને ગુણોથી ગૌરજનો પર વિરાગ પામો છો; અર્થાત્ વિષ્ણુના શ્યામ દેહને ભજનારી ગૌર વર્ણના સજ્જન પર પ્રીતિ ન કરે અને સમુદ્રના જળમા પેદા થયેલી, જડ પુરુષો સાથે જ પ્રીતિ કરે! ૨૦

वीक्षितानि तव वारिधिकन्ये यत्र पालितजगन्ति लगन्ति।
चित्रमत्र च परत्र च देही देहिशब्दमपहाय चकास्ति ॥

હે સમુદ્રની કન્યા! જગતનું પાલન કરનારી તમારી નજરો જેની પર પડે છે, તે દેહી અર્થાત્ દેહધારી મનુષ્ય આ લોકમા તથા પરલોકમાં 'દેહિ' (આપો) એવા (યાચનાના) શબ્દનો ત્યાગ કરીને દેવની જેમ પ્રકાશે છે, એ ખરેખર આશ્ચર્ય છે, ૨૧

यद्वदन्ति चपलेत्यपवादं नैव दूषणमिदं कमलायाः ।
दूषणं जलनिधेर्हि भवेत्तद्यत्पुराणपुरुषाय ददौ ताम् ॥

'લક્ષ્મી ચપલા છે' એવો અપવાદ તેને આપવામાં આવે છે; તેમાં લક્ષ્મીનો દોષ નથી, પણ સમુદ્રનો એ દોષ છે કે તેણે પુરાણ પુરુષ (નારાયણ-વૃદ્ધ)ને તે આપી; અર્થાત્ પુરાણ (વૃદ્ધ) પુરુષને આપેલ સ્ત્રી સદા ચપલા હોય છે. ૨૨

चाञ्चल्यमुच्चैः श्रवसस्तुरङ्गात्कौटिल्यमिन्दोर्विषतो

विमोहः । इति श्रियाशिक्षि सहोदरेभ्यो न वेद्मि कस्माद् गुणवद्विरोधः ॥२३॥

લક્ષ્મીએ પોતાની સાથે પ્રગટ થયેલ, ઉચ્ચૈઃશ્રવા નામના ઘોડા પાસેથી ચંચળતા, ચંદ્ર પાસેથી વાંકાપણું, તેમ જ ઝેર પાસેથી વિશેષ મોહ વગેરે શીખી લીધાં; પરંતુ ગુણવાનો સાથે વિરોધ રાખવો, તે કોની પાસેથી શીખી લીધું, તેની મને ખબર નથી. ૨૩

श्वश्रूं विना वृत्तिरिह स्वतन्त्रा प्रायः स्नुषाणामपवादहेतुः । यद्वाणि लोके रमया विहीनां सतीमपि त्वामसतीं वदन्ति ॥२४॥

આ લોકમા સાસુ વિના એકલી વહુ હોય તો ઘણુંખરું તેની એ સ્વતંત્ર વૃત્તિ નિંદાને પાત્ર થાય છે; તેવી રીતે હે વાણી (સરસ્વતી)! તું લક્ષ્મી વિનાની રહેલી છે, તેથી સતી હોવા છતાં, તેને લોકો અસતી (કુલટા, જીવન વિનાની) કહે છે. ૨૪

उत्साहसंपन्नमदीर्घसूत्रं क्रियाविधिज्ञं व्यसनेष्वसक्तम् । शूरं कृतज्ञं दृढसौहृदं च लक्ष्मीः स्वयं याति निवासहेतोः ॥२५॥

લક્ષ્મી જાતે જ તે પુરુષ પાસે વસવા માટે જાય છે કે, જે પુરુષ ઉત્સાહથી ભરેલો છે, પ્રમાદ કરતો નથી, ક્રિયા અને વિધિને સારી રીતે જાણે છે, દુઃખ-સંકટમા હારી જતો નથી, શૂરવીર છે, કરેલા કાર્યોને જાણનારો છે તેમ જ સારી રીતે મિત્રતા રાખનારો છે.

हालाहलो नैव विषं विषं रमा
जनाः परं व्यत्ययमत्र मन्वते ।
निपीय जागर्ति सुखेन तं शिवः
स्पृशन्निमां मुह्यति निद्रया हरिः ॥२६॥

હલાહલ કાલકૂટ એ વિષ નથી; લક્ષ્મી એ જ ખરું વિષ છે; પરંતુ લોકોએ ઊલટું માની લીધું છે. શિવ મહાદેવ વિષનું પાન કરી ગયા; છતા પણ તે સુખેથી જાગતા રહ્યા છે અને વિષ્ણુ ભગવાન લક્ષ્મીનો સ્પર્શ થતાં જ નિદ્રામા ઘોર્યા કરે છે. ૨૬

तापापहे सुहृदये रुचिरे प्रबुद्धे
मित्रानुरागनिरते धृतसद्गुणौघे ।
स्वाङ्गप्रदानपूरितषट्पदौघे
युक्तं तवेह कमले कमले स्थितिर्यत् ॥२७॥

હે કમલા—લક્ષ્મી! તુ કમલમાં નિવાસ કરે છે. તે બરોબર છે; કારણ કે કમળ અને તુ બન્ને તાપ અને સંતાપને હરી લો છો; કમલનો અંદરનો ભાગ (હૃદય) સારો છે, તેમ તારું હૃદય સારું છે, તમે બન્ને સુંદર અને વિકાસ પામનારાં છો. કમલ મિત્ર (સૂર્ય) પર પ્રીતિ રાખે છે, તો તે તું મિત્રજનો પર અનુરાગ રાખે છે. તમે બન્નેએ સારા ગુણો(કમલપક્ષે બિસ-તંતુઓ, ગુણો)ના સમૂહને ધારણ કર્યા છે તેમ જ પોતાના દેહનું બલિદાન આપીને તમારી પર અનુરાગ રાખનાર ષટ્પદ (ભમરા અને પુરુષાર્થી માણસ)ને પોતાથી પૂર્ણ બનાવો છો. ૨૭

रत्नाकरस्तव पिता कमले निवासो
भ्राता सुधामयतनुः पतिरादिदेवः ।
केनापरेण कमले वत शिक्षितानि
सारङ्गश्रृङ्गकुटिलानि विचेष्टितानि ॥२८॥

હે લક્ષ્મી! તારા પિતા સમુદ્ર છે, તારો નિવાસ કમળમા છે, તારો ભાઈ ચંદ્ર છે, જેનો દેહ અમૃતમય છે અને તારા પતિ આદિદેવ નારાયણ છે; તો પછી તને મૃગલાના શીંગડા જેવું કુટિલ વર્તન કરવાનું કોણે શીખવ્યું? ૨૮

लक्ष्मी क्षमस्व वचनीयमिदं दुरुक्त-
मन्धीभवन्ति पुरुषास्त्वदुपासनेन ।
नो चेत्कथं कमलपत्रविशालनेत्रो
नारायणः स्वपिति पन्नगभोगतल्पे ॥२९॥

હે લક્ષ્મી! તને ખોટુ લાગે એવુ આ વચન છે; પણ તેને માટે તુ માફ કરજે, 'તારી ઉપાસના કરવાથી લોકો આંધળા બને છે;' નહિ તો કમળની પાંખડી જેવા વિશાળ નેત્રવાળા નારાયણ વિષ્ણુ ભગવાન સાપના શરીરને શય્યા બનાવી, તેના પર તે શા માટે સૂઈ જાય? અર્થાત્ તને જોઈને આંધળા બનેલા વિષ્ણુ સાપને પણ જોતા નથી. ૨૯

असौभाग्यं धत्ते परमसुखभोगास्पदमयं
विचित्रं तद्गेहं भवति पृथुकार्तस्वरमयम् ।
निविष्टः पर्यङ्के कलयति स कान्तारतरणं
प्रसादं कोपं वा जननि भवती यत्र तनुते ॥३०॥

હે માતા લક્ષ્મી! જ્યાં તમારા કૃપા કે ક્રોધ હોય, ત્યા તે પ્રકારની દશા બની રહે છે જેની પર તમે કૃપા કરો છો, તેનું ઘર અત્યંત સુખ—ભોગનુ સાધન બને છે, ચિત્રવિચિત્ર સાધનોથી શોભે છે તેમ જ તે વિશાળ પલંગ પર બેસીને કાંતા સાથે રતિના સુદ્ધ (कान्ता-रतरणम्) કરે છે, પરંતુ તમે જેની પર કોપ કરો છો, તેનું ઘર સૌભાગ્ય વિનાનું બને છે, ભૂખતરસથી પીડાતા બાળકોના આર્તનાદથી ઘેરાયેલુ રહે છે તેમ જ માણસ પલંગ પર બેઠો હોય, છતા તેને (कान्तार-तरणम्) જંગલ ઊતરવા જેટલો થાક લાગે છે. ૩૦

समुद्रस्यापत्यं प्रथितमहिमामुद्रितमुर
स्वसा प्रालेयाशोस्त्रिनयनशिरोधामवसते ।
मुरारेर्योषित्सा सरसिरुहकिञ्जल्कनिलया
तथापि श्री स्त्रीत्वात्प्रकृतिचपला लिङ्गति खलान् ॥

જેના પ્રસિદ્ધ મહિમાની છાપથી પૃથ્વી અંકાયેલી છે, એવા સમુદ્રની જે પુત્રી છે, ત્રણ નેત્રવાળા મહાદેવના મસ્તકમા જેનો નિવાસ છે એવા શીતલ કિરણવાળા ચંદ્રની જે બ્હેન છે જે મુર રાક્ષસના શત્રુ વિષ્ણુ ભગવાનની પત્ની છે અને જે કમળના કેસરમા નિવાસ કરનારી છે એવી લક્ષ્મી પણ સ્ત્રીના સ્વભાવે કરીને ચપળ હોવાથી દુર્જનોને આલિંગન આપે છે ૩૧

तीक्ष्णादुद्विजते मृदौ परिभवत्रासान्न सतिष्ठते
मूर्खान्द्वेष्टि न गच्छति प्रणयितामत्यन्तविद्वत्स्वपि ।
शूरेभ्योऽप्यधिकं बिभेत्युपहसत्येकान्तभीरूनपि
श्रीर्लब्धप्रसरेव वेशवनिता दु खोपचर्या भृशम् ॥३२

અવસરને જોઈને કામ કરનારી વેશ્યાની જેમ આ લક્ષ્મી તો ઘણા દુ ખે મેળવી શકાય એવી છે તે તીખા સ્વભાવના માણસથી ઉદ્વેગ પામે છે, મારો પરાભવ થશે, એ ત્રાસે કોમળ માણસ પાસે ઊભી રહેતી નથી, મૂર્ખ સાથે દ્વેષ રાખે છે ઘણા જ વિદ્વાન જનો પર સ્નેહ કરતી નથી, શરવાર પુરુષોથી પણ ખૂબ ભય પામે છે, તેમ જ અત્યત બીકણ પુરુષોને હસી કાઢે છે ૩૨

कस्मैचित्कपटाय कैटभरिपूर पीठदीर्घालया
देवि त्वामभिवाद्य कुप्यसि न चेत्तत्किंचिदाचक्ष्महे।
यत्ते मन्दिरमम्बुजन्म किमिदं विद्यागृहं यच्च ते
नीचान्नीचतरोपसर्पणमपामेतत्किमाचार्यकम् ॥३३॥

હે લક્ષ્મીદેવી ! મનમા કોઈક કપટ રાખીને તમે વિષ્ણુ ભગવાનની છાતીમા લાબા કાળ સુધી નિવાસ કર્યો હોય એમ લાગે છે અને જો તમે કોપ ન કરો, તો તમને પ્રણામ કરીને અમે કાઈક કહેવાનુ ધારીએ છીએ, તે એ કે 'તમારુ રહેવાનુ મંદિર કમળ છે, તે તમારુ વિદ્યાધર (ગુરુકુલ) તો નથી ને ? તેમ જ નીચેથી પણ વિશેષ નીચે ઊતરીને વહેનારુ જલ એ તમારા આચાર્યગુરુ તો નથી ને ? અર્થાત્ કમળ જળમા રહે તે રીતે તમે જડ પુરુષોમા રહો છો તેમ જ જલની જેમ નીચામા નીચા માણસો પાસે તમે પહોચી જાઓ છો ૩૩

पद्मे मूढजने ददासि द्रविणं विद्वत्सु किं मत्सरो
नाहं मत्सरिणी न चापि चपला नैवास्ति मूर्खे रतिः ।
मूर्खेभ्यो द्रविणं ददामि नितरां तत्कारणं श्रूयतां
विद्वान्सर्वगुणेषु पूजिततनुर्मूर्खस्य नान्या गतिः ॥३४

'હે લક્ષ્મી ! તુ મૂઢ જનને દ્રવ્ય આપે છે, તો શુ ડાહ્યા માણસો પર તને દ્વેષ છે ?' (ત્યારે લક્ષ્મી જવાબ આપે છે કે,) 'મને વિદ્વાન પર દ્વેષ નથી, હુ ચંચળ નથી તેમ મૂર્ખજન પર મને પ્રેમ પણ નથી, તે છતા મૂર્ખજનોને હુ સદા દ્રવ્ય આપુ છુ, કારણ કે વિદ્વાન પાસે બધા ગુણો હોવાથી, તે સર્વ ઠેકાણે પૂજાય છે અને મૂર્ખની મારા વિના બીજી ગતિ નથી ૩૪

तिर्यक्त्वं भजतु प्रतारयतु वा धर्मक्रियाकोविदं
हन्तु स्वां जननीं पिबत्वपि सुरां शुद्धां वधूमुज्झतु।
वेदान्निन्दतु वा हिनस्तु जनतां किं वानया चिन्तया
लक्ष्मीर्यस्य गृहे स एव भजति प्रायो जगद्वन्द्यताम् ॥

જેને ઘેર લક્ષ્મી છે, તે માણસ જ ઘણુ ખરુ જગતને પૂજવા લાયક-વંદનીય બને છે પછી ભલેને તેનુ વર્તન પશુ-પક્ષી જેવુ હોય, ધર્માચરણને જાણનાર સત્પુરુષને તે છેતરતો હોય પોતાની માને મારી નાખતો હોય મદિરા પીતો હોય શુદ્ધ કુલીન સ્ત્રીનો ત્યાગ કરતો હોય વેદની નિંદા કરતો હોય કે પછી લોકોની હિંસા કરતો હોય, તે સર્વ દોષો તેને લાગતા નથી ૩૫

आलस्यं स्थिरतामुपैति भजते चापल्यमुद्योगितां
मूकत्वं मितभाषितं वितनुते मौढ्यं भवेदार्जवम् ।
पात्रापात्रविचारणाविरहिता यच्छत्युदारात्मतां
मातर्लक्ष्मि तव प्रसादवशतो दोषा अमी स्युर्गुणाः ॥

હે લક્ષ્મી માતાજી ! તમારી કૃપા થવાને કારણે તો દોષો પણ ગુણરૂપ બની જાય છે ધનિક માણસની આળસ સ્થિરતા ગણાય છે, ચપળતા ઉદ્યોગમા લેખાય છે, મૂગાપણુ મિતભાષિતા( ઓછાબોલા )મા ખપે છે, મૂઢતા સરળતામા ગણાય છે અને પાત્ર-કુપાત્રનો વિચાર ન હોય, તેને ઉદારતા ગણવામા આવે છે ૩૬

हे लक्ष्मि क्षणिके स्वभावचपले मूढे च पापेऽधमे
न त्वं चोत्तमपात्रमिच्छसि खले प्रायेण दुश्चारिणा ।
ये देवार्चनसत्यशौचनिरता ये चापि धर्मे रता
स्तेभ्यो लज्जसि निर्घृणे गतमतिर्नीचो जनो वल्लभ ॥

હે લક્ષ્મી ! તુ ઘડીભર રહેનારી, સ્વભાવથી ચપળ, મૂઢ, પાપી અધમ અને દુશ્ચરિત્રવાળી છે માટે તુ ઉત્તમ પાત્રને ઇચ્છતી નથી અને ઘણુ ખરુ દુર્જનમા નિવાસ કરે છે હે દયા વિનાની લક્ષ્મી ! જે લોક દેવપૂજન, સત્ય, શૌચ વગેરેમા પ્રેમ રાખે છે અને

જેમને ધર્મ પર સ્નેહ છે, તે લોકોથી તું લજ્વાય છે અને જેની બુદ્ધિ ચાલી ગઈ છે, એવો હલકો માણસ તને પ્રિય લાગે છે. ૩૭

नाहं दुश्चारिणी न चापि चपला मूर्खो न मे रोचते
नो शूरो न च पण्डितो न च शठो हीनाक्षरो नैव च ।
पूर्वस्मिन्कृतपुण्ययोगविभवो भुङ्क्ते स मे सत्फलं
लोकानां किमसह्यता सखि पुनर्दृष्ट्वा परां संपदम् ॥३८

(પોતાની નિંદા સાંભળીને લક્ષ્મી પોતાની સખીને જવાબ આપે છે કે,) હે સખિ! હું દુરાચારી નથી, ચંચળ પણ નથી, મૂર્ખ, શૂરવીર, પંડિત, શઠ કે નિરક્ષર એમાંનો કોઈ પણ મને રુચતો નથી; પરંતુ જેણે પૂર્વે સારાં કર્મ કર્યાં છે, તેના પુણ્ય પ્રભાવે સારું ફળ મેળવીને તે પુણ્યશાળી જન મને મેળવે છે; તે છતા લોકોમાં પારકાની સંપત્તિને જોઈને સહનશીલતા રહેતી નથી; તેથી તે લોકો મારી નિંદા કરે છે. (આ શ્લોકથી લક્ષ્મીએ ઉપરના શ્લોકનો જવાબ આપ્યો છે.) ૩૮

हन्तुर्बन्धुजनान्धनार्थमनघान्गन्तुः परस्त्रीशतं
रन्तुर्जन्तुविहिंसकैः सह जनैः सन्तुष्यतो वञ्चनैः ।
वक्तुस्तीक्ष्णमयुक्तमेव वचनं पक्तुर्मितं चौदनं
नित्यं नृत्यसि मन्दिरेषु कमले कल्यं तवैतन्मतम् ॥

નિર્દોષ કુટુંબીજનોને જે ધનને કારણે મારી નાખે છે; જે સેંકડો પરસ્ત્રીઓ સાથે ગમન કરે છે; પ્રાણીઓની હિંસા કરનાર, ઘાતકી જનો સાથે જે રમણ કરે છે; બીજાઓને છેતરીને, જે સંતોષ સેવે છે; જે તીખા અને અયોગ્ય વચન બોલે છે અને કંજૂસાઈને કારણે જે થોડા જ ચોખા રાંધે છે; એવા નીચજનોનાં મંદિરોમાં તું દરરોજ નાચ કરે છે, તો હે લક્ષ્મી! તને આવી બુદ્ધિ ક્યાંથી આવી? ૩૮

यत्राभ्यागतदानमानचरणप्रक्षालनं भोजनं
सत्सेवा पितृदेवतार्चनविधिः सत्यं गवां पालनम् ।
धान्यानामपि संग्रहो न कलहश्चित्तानुरूपा प्रिया
दृष्ट्वा प्राह हरिं वसामि कमला तस्मिन्गृहे निश्चला ॥

એક વખતે ખુશ થયેલા લક્ષ્મીજી પોતાના પતિ વિષ્ણુ ભગવાનને કહેવા લાગ્યા કે, 'જેના ઘરમાં આવેલા અતિથિનો દાન, માન, ચરણપ્રક્ષાલન, ભોજન વગેરેથી સત્કાર થાય છે, સારા જનોની સેવા થાય છે, પિતૃઓ અને દેવોના પૂજન થાય છે, સત્ય વર્તાતુ હોય છે, ગાયોના પાલન થાય છે, ધાન્યનો સંગ્રહ થાય છે, કોઈ પ્રકારનો કલહકંકાસ થતો નથી, તેમ જ સ્ત્રી ચિત્તને અનુકૂળ રહે છે; તેવા ઘરમાં હું નિશ્ચળ (સ્થિર) બનીને રહું છું.' ૪૦

येषामन्यकलत्रदर्शनकलाव्युत्पत्तिशून्ये दृशौ
मूढं हृच्च परार्थचिन्तनविधौ मिथ्यानभिज्ञं मुखम् ।
अप्रज्ञातपशून्बुभुक्षितशिशून्प्रोदकैस्ताम्यत-
स्तेषां लक्ष्मि गृहान्दृशापि भयभीतेवेह नो वीक्षसे ॥

હે લક્ષ્મી! બીજાઓની સ્ત્રીઓને જોવાની કલામાં જે લોકોની બે આંખો વ્યુત્પત્તિ (કુશળતા) વિનાની છે; બીજાનું ધન લઈ લેવાના વિચારમાં જેનું હૃદય અત્યંત મૂઢ છે એટલે કે બીજાનું ધન લેવાનો જેમને વિચાર પણ થતો નથી; તેમ જ જેનું મુખ મિથ્યા વાણીને જાણતું નથી અર્થાત્ પરસ્ત્રી, પરદ્રવ્ય અને મિથ્યાવાણીનું જેઓ સેવન કરતા નથી, અને તે જ કારણે જેમને ઘેર ગાય, ઘોડા વગેરે પશુઓની સંપત્તિ જણાતી નથી, બાળકો ભૂખથી પીડાય છે અને જેમનાં ઘર મેઘના જળ પડવાને કારણે અડી રહેલાં છે, તેમનાં ઘર તરફ તું જાણે કે ભય પામી હોય, તે રીતે નજર પણ માંડતી નથી. ૪૧

नो जानाति कुलीनमुत्तमगुणं सत्त्वान्वितं धार्मिकं
नाचारप्रवणं न कार्यकुशलं न प्रज्ञयालंकृतम् ।
नीचं क्रूरमपेतसत्त्वमदयं यस्मादियं सेवते
तद्वंशानुगुणं पयोधिसुतया लक्ष्म्या प्रमाणीकृतम् ॥४२

આ લક્ષ્મી કુળવાન, ઉત્તમ ગુણવાળા, સાત્ત્વિક અને ધાર્મિક જનને ઓળખતી નથી તેમ જ આચાર-પરાયણ, કર્મકુશળ અને બુદ્ધિથી શોભતા પુરુષને સેવતી નથી; તે તો નીચ, ક્રૂર, સત્ત્વરહિત અને નિર્દયજનને સેવે છે; તેથી ખરેખર સમુદ્રની પુત્રી લક્ષ્મી પોતાના વંશને શોભે એવા ગુણને અનુસરે છે; અર્થાત્ સમુદ્ર જલરૂપે છે અને જળ નીચે ઢોળાવમા જાય છે તેમ લક્ષ્મી નીચ–જડ–ને સેવે છે. ૪૨

पीतोऽगस्त्येन तातश्चरणतलहतो वल्लभोऽन्येन रोषा-
दाबाल्याद्विप्रवर्यैः स्ववदनविवरे धारिता वैरिणी मे ।
गेहं मे छेदयन्ति प्रतिदिवसमुमाकान्तपूजानिमित्तं
तस्मात्खिन्ना सदाहं द्विजकुलसदनं नाथ नित्यं त्यजामि॥

લક્ષ્મીજી પોતાના પતિ વિષ્ણુ ભગવાનને જણાવે છે કે, હે નાથ! અગસ્ત્યે મારા પિતા–સમુદ્રનું પાન કર્યું; ભૃગુ નામના બીજા એક બ્રાહ્મણે મારા પતિને પગથી લાત મારી; બીજા કેટલાક બ્રાહ્મણો બાળપણથી જ મારી સાથે વેર રાખનારી સરસ્વતીને મુખમાં રાખે છે તેમ જ ઉમાકાંત મહાદેવનું પૂજન કરવા

માટે મારા ઘરરૂપ કમળને દરરોજ તોડે છે; આ બધાં કારણોથી ખેદ પામીને હું બ્રાહ્મણોના કુલ અને ઘરનો સદા ત્યાગ કરું છું. ૪૩

## ધનપ્રશંસા

अहो कनकमाहात्म्यं वक्तुं केनापि शक्यते ।
नामसाम्यादहो चित्रं धत्तूरोऽपि मदप्रदः ॥१॥

અહો! આ કનક(સોના)નું માહાત્મ્ય કોઈનાથી કહી શકાય એમ છે? ધંતૂરાનું બીજું નામ છે કનક; એ રીતે નામના સરખાપણાથી ધંતૂરો પણ મદ ઉત્પન્ન કરે છે; અર્થાત્ ધંતૂરો ખાવાથી મદ (નશો) આવે છે, તો પછી સુવર્ણથી મદ (ધનનો નશો) ઉત્પન્ન થાય તેમાં શું આશ્ચર્ય? ૧

न वित्तं दर्शयेत्प्राज्ञः कस्यचित्स्वल्पमप्यहो ।
मुनेरपि यतस्तस्य दर्शनाच्चलते मनः ॥२॥

પોતાની પાસે થોડું ધન હોય, તે પણ ડાહ્યા માણસે કોઈને બતાવવું નહિ, કારણ કે તે ધનના દર્શન કરવાથી મુનિનું ચિત્ત પણ ચળી જાય છે ૨

धनमर्जय काकुत्स्थ धनमूलमिदं जगत् ।
अन्तरं नैव पश्यामि निर्धनस्य मृतस्य च ॥ ३ ॥

હે કાકુત્સ્થ રામચંદ્ર! આ જગતનું મૂળ ધન છે, માટે ધન પેદા કરો. નિર્ધન અને મરેલો માણસ એ બંનેમા કોઈ જાતનું અંતર હું જોતો નથી. ૩

ब्रह्मघ्नोऽपि नरः पूज्यो यस्यास्ति विपुलं धनम् ।
शशिना तुल्यवंशोऽपि निर्धनः परिभूयते ॥ ४ ॥

ભલેને બ્રહ્મહત્યા કરનાર હોય, પરંતુ જેની પાસે વિપુલ ધન છે. તે માણસ પૂજ્ય બને છે; અને ચંદ્રના જેવા સ્વચ્છ નિર્મળ વંશમાં પેદા થયો હોય પરંતુ નિર્ધન હોય, તેનો તિરસ્કાર થાય છે. ૪

कुत आगत्य घटते विघटय्य क नु याति च ।
न लक्ष्यते गतिश्चित्रा घनस्य च धनस्य च ॥५॥

ધન (મેઘ) અને ધન એ બંનેની ગતિ વિચિત્ર છે; તે બંને ક્યાંથી આવીને વાસ કરશે અને વાસ છોડીને ક્યાં ચાલ્યા જશે; તેની કોઈને ખબર પડતી નથી. ૫

स्त्रीरूपं मोहकं पुंसो यून एव भवेत्क्षणम् ।
कनकं स्त्रीबालवृद्धषण्ढानामपि सर्वदा ॥६॥

સ્ત્રીનું સ્વરૂપ મોહક છે; પરંતુ તે તો યુવાન પુરુષ માટે અને તે પણ ઘડીભર માટે, જ્યારે સોનું તો સ્ત્રી, બાળક, વૃદ્ધ અને નપુંસક બધાને સદા મોહ પમાડે છે.

न नरस्य नरो दासो दासश्चार्थस्य भूपते ।
गौरवं लाघवं वापि धनाधननिबन्धनम् ॥७॥

હે રાજન્! માણસ માણસનો દાસ નથી; પરંતુ દરેક માણસ ધનનો દાસ છે. માણસને મોટાઈ મળે છે, તે ધનને કારણે અને હલકાઈ મળે છે, તે નિર્ધનતાને કારણે. ૭

यस्यास्ति वित्तं स नरः कुलीनः
स पण्डितः स श्रुतवान्गुणज्ञः ।
स एव वक्ता स च दर्शनीयः
सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ॥८॥

જેની પાસે ધન છે, તે માણસ કુલીન છે; તે જ પંડિત, બહુશ્રુત અને ગુણોને જાણનાર છે; તે જ વક્તા અને દર્શનને યોગ્ય છે; એ રીતે બધા ગુણો પૈસાનો આશ્રય કરીને રહેલા છે. ૮

त्यजन्ति मित्राणि धनैर्विहीनं
पुत्राश्च दाराश्च सुहृज्जनाश्च ।
तमर्थवन्तं पुनराश्रयन्ति
ह्यर्थो हि लोके पुरुषस्य बन्धुः ॥९॥

મિત્રો, પુત્રો, સ્ત્રીઓ અને કુટુંબીજનો ધનથી રહિત માણસનો ત્યાગ કરે છે અને જ્યારે તે નિર્ધન પાસે ધન પાછું આવે છે, ત્યારે તે બધા લોકો તેનો ફરીથી આશ્રય લે છે. ખરેખર! આ લોકમાં ધન એ જ માણસનો બંધુજન છે. ૯

बुभुक्षितैर्व्याकरणं न भुज्यते
पिपासितैः काव्यरसो न पीयते ।
न च्छन्दसा केनचिदुद्धृतं कुलं
हिरण्यमेवार्जय निष्फला गुणाः ॥१०॥

ભૂખ્યા થયેલાઓથી વ્યાકરણ ખાઈ શકાતું નથી, તરસ્યા થયેલાઓથી કાવ્યોનો રસ પીને તૃષાશાન્તિ કરી શકાતી નથી, કેવળ વેદો અથવા શાસ્ત્રોના જ્ઞાનથી કોઈ કુળનો ઉદ્ધાર કરી શક્યો નથી; માટે હે ભાઈ! તું સોનું જ મેળવ; કારણ કે તે વિના બધા જ ગુણો નિષ્ફળ છે. ૧૦

धनैर्निष्कुलीनाः कुलीना भवन्ति
धनैरापदं मानवा निस्तरन्ति ।
धनेभ्यः परो बान्धवो नास्ति लोके
धनान्यर्जयध्वं धनान्यर्जयध्वम् ॥११॥

ધન મેળવીને અકુલીન લોકો પણ કુલીન બને છે; ધન વડે માનવો આપત્તિઓને તરી જાય છે; તેમ જ આ લોકમાં ધનથી અધિક બીજો કોઈ બાંધવ નથી; માટે ધન કમાઓ, ધન કમાઓ! ૧૧

दुन्दुभिस्तु सुतरामचेतनस्तन्मुखादपि धनं धनं धनम् ।
इत्थमेव निनदः प्रवर्तते किं पुनर्यदि जनः सचेतनः॥

નગારું તો પૂરેપૂરું જડ છે, છતાં તેના મુખથી પણ 'ધન' ધન' ધન'' એવો અવાજ નીકળે છે, ત્યારે માણસ તો સચેત છે, 'ધન ધન' કહે, તેમાં નવાઈ શી?

त्यक्त्वा युवा स्वयुवतिं सुविलासयोग्यां
दूरं विदेशवसतौ निवसन्धनार्थी ।
रात्र्यागमे स्मरति तां न समेति तस्मात्
कान्ताश्रमादपि वरः कनकश्रमोऽयम् ॥१३॥

સારા વિલાસ કરાવનારી યુવતી સ્ત્રીને છોડીને પણ યુવાન માણસ પૈસો કમાવા દૂર દેશમાં જઈને વસે છે. રાત પડતાં તે પોતાની સ્ત્રીને યાદ કરે છે, પણ તેની પાસે આવતો નથી; માટે કાંતાના શ્રમ (ભોગ-વિલાસ) કરતાં ધનનો શ્રમ વધારે અભીષ્ટ મનાયો છે.

जातिर्यातु रसातलं गुणगणस्तस्याप्यधो मज्जतां
शीलं शैलतटात्पतत्वभिजनः संदह्यतां वह्निना ।
शौर्ये वैरिणि वज्रमाशु निपतत्वर्थोऽस्तु नः केवलं
येनैकेन विना गुणास्तृणलवप्रायाः समस्ता इमे ॥१४॥

જાતિની ઉચ્ચતા રસાતળમાં ચાલી જાઓ. ગુણના સમૂહો તેથી ય નીચે ડૂબી જાઓ, શીલ–સદાચાર પર્વત પરથી ગબડી પડો, કુલીન જન અગ્નિથી બળી મરો; તેમ જ શૂરવીરતારૂપ શત્રુ પર તરત જ વજ્ર તૂટી પડો. અમને એકલો પૈસો જ મળો; કારણ કે પૈસા વિના આ બધા ગુણો તણખલાંને તોલે છે. ૧૪

माता निन्दति नाभिनन्दति पिता भ्राता न संभाषते
भृत्यः कुप्यति नानुगच्छति सुतः कान्ता च नालिङ्गते ।
अर्थप्रार्थनशङ्कया न कुरुते संभाषणं वै सुहृ-
त्तस्माद्द्रव्यमुपार्जयस्व सुमते द्रव्येण सर्वे वशाः ॥१५

માતા નિંદા કરે છે, પિતા વખાણ કરતા નથી, ભાઈ બોલતો નથી, નોકર ગુસ્સે થાય છે; પુત્ર આજ્ઞા પ્રમાણે અનુસરતો નથી, સ્ત્રી આલિંગન આપતી નથી, 'મારી પાસે ધન તો માગશે નહિ ને' એમ મનમાં વિચારી મિત્ર તેને બોલાવતો નથી; માટે હે બુદ્ધિશાળી પુરુષ! તું દ્રવ્ય મેળવ; કારણ કે બધા ધનને વશ છે.

## ધનનિંદા

अर्थार्थी जीवलोकोऽयं श्मशानमपि सेवते ।
जनितारमपि त्यक्त्वा निःस्वं गच्छति दूरतः ॥१॥

આ આખો જીવલોક દ્રવ્યની ઇચ્છાવાળો છે. દ્રવ્ય માટે તે સ્મશાનને પણ સેવે છે. ધન વિનાનાં પોતાના જન્મદાતા માતાપિતાને પણ છોડીને તે ધન માટે દૂર ચાલ્યો જાય છે. ૧

लक्ष्मीवन्तो न जानन्ति प्रायेण परवेदनाम् ।
शेषे धराभरक्रान्ते शेते नारायणः सुखम् ॥ २ ॥

લક્ષ્મીવાળાઓ મોટે ભાગે બીજાની વેદનાને જાણતા નથી. પૃથ્વીના ભારથી પીડાઈ રહેલા શેષનાગ ઉપર (લક્ષ્મીવાળા) નારાયણ સુખેથી સૂઈ રહે છે. ૨

वरं हालाहलं पीतं सद्यःप्राणहरं विषम् ।
न द्रष्टव्यं धनाढ्यस्य भ्रूभङ्गकुटिलं मुखम् ॥ ३ ॥

હલાહલ ઝેર પીવું પડે તે સારું, કારણ કે ઝેર તો તરત જ પ્રાણ હરી લે છે; પરંતુ ધનિકનું મુખ જોવું ન પડે, તો સારું, કે જે મુખ ક્રોધની ભ્રૂકુટિ ચઢતાં વાંકું થયેલું છે. ૩

भक्तद्वेषो जडप्रीतिः सुरुचिर्गुरुलङ्घने ।
मुखे कटुकता नूनं धनिनां ज्वरिणामिव ॥ ४ ॥

જ્વરવાળા અને ધનવાન માણસની દશા સરખી છે. તાવવા ને રાંધેલાં અન્ન (भक्त) ભાવતાં નથી, તો ધનિકને ભક્ત પર દ્વેષ હોય છે; તાવવાળાને જલ પીવાનું મન થાય છે, તો ધનિકને જડ માણસો પર પ્રીતિ હોય છે; તાવવાળાને મોટાં લંઘન કરવાની રુચિ થાય છે, તો ધનિકને ગુરુજનોની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની રુચિ થાય છે, તેમ જ તાવવાળાને મુખમાં કડવાશ રહ્યા કરે છે, તો ધનિકના મુખમાં કડવાં વચન હોય છે; અર્થાત્ જ્વર એટલે કે તાવના રોગી અને ધનવાન પુરુષની સ્થિતિ સરખી હોય છે! ૪

आलिङ्गिताः परैर्यान्ति प्रस्खलन्ति समे पथि ।
अव्यक्तानि च भाषन्ते धनिनो मद्यपा इव ॥ ५ ॥

દારૂ પીધેલ માણસો અને ધનિકોની દશા સરખી હોય છે. દારૂ પીધેલ માણસની જેમ ધનિકો બીજાના દોરવાયેલા દોરાય છે. સારા સીધા માર્ગે પર દારૂડિયો લથડિયાં ખાય તેમ ધનિક નીતિના સરળ માર્ગે વારંવાર ભૂલો કરે છે. તેમ જ દારૂડિયાની જેમ ધનિક એવાં વચન બોલે છે કે, જે બીજાને સમજાવતાં હોતા નથી.

आजन्मानुगतेऽप्यस्मिन्नाले विमुखमम्बुजम् ।
प्रायेण गुणपूर्णेषु रीतिलक्ष्मीवतामियम् ॥ ६ ॥

કમળદંડની નળી જન્મથી જ કમળ સાથે રહે છે; તોપણ કમળ તે નળી તરફ મુખ નહિ રાખતાં વિમુખ હોય છે; તેમ ગુણવાનો તરફ લક્ષ્મીવાનોની રીત વિમુખ હોય છે. ૬

धनं तावदसुलभं लब्धं कृच्छ्रेण रक्ष्यते ।
लब्धनाशो यथा मृत्युस्तस्मादेतन्न चिन्तयेत् ॥७॥

સૌથી પહેલાં તો ધન મળવું તે સુલભ નથી (દુર્લભ છે); તેમ છતાં જો મળે તો ઘણી મહેનતે તેનું રક્ષણ થાય છે અને જો મળેલા ધનનો નાશ થાય તો મરવા જેટલું દુઃખ થાય છે; માટે ધનની ચિંતા કરવી નહિ. ૭

जनयन्त्यर्जने दुःखं तापयन्ति विपत्तिषु।
मोहयन्ति च संपत्तौ कथमर्थाः सुखावहाः ॥८॥

ધન તેને મેળવવામાં દુઃખ આપે છે, અનેક વિપત્તિઓમાં તપાવે છે. વળી પ્રાપ્ત થયા પછી તે મોહ પમાડે છે. આથી ધનને સુખ આપનાર શી રીતે કહી શકાય? ૮

यथा ह्यामिषमाकाशे पक्षिभिः श्वापदैर्भुवि।
भक्ष्यते सलिले नक्रैस्तथा सर्वत्र वित्तवान् ॥९॥

માંસ આકાશમા હોય, તો તેને પક્ષીઓ ખાય છે, જમીન પર હોય, તો હિંસક પ્રાણીઓ ખાય છે અને જલમાં હોય તો મગર ખાય છે; એ રીતે પૈસાદારને બધે ઠેકાણે વિપત્તિ હોય છે. ૯

राजतः सलिलादग्नेश्चोरतः स्वजनादपि।
भयमर्थवतां नित्यं मृत्योः प्राणभृतामिव ॥१०॥

જેમ પ્રાણધારી જીવોને મૃત્યુનો ભય હમેશાં હોય છે, તે રીતે પૈસાદાર માણસને રાજા, જલ, અગ્નિ, ચોર અને કુટુંબીજનો વગેરેથી હમેશાં ભય રહે છે. ૧૦

धनाशया खलीकारः कस्य नाम न जायते।
दूरादामिषलोभेन वध्यते खेचरः खगः ॥११॥

ધન મળે, એ આશાથી કયો માણસ ખલપણું કરતો નથી? ખરેખર આકાશમાં વિચરનાર પક્ષી ઘણે દૂર હોય, તોપણ તેના માંસના લોભથી તેનો વધ થાય છે. ૧૧

बधिरयति कर्णविवरं वाचं मूकयति नयनमन्धयति।
विकृतयति गात्रयष्टिं संपद्रोगोऽयमद्भुतो राजन् ॥

હે રાજન્! આ સંપત્તિરૂપી રોગ તો અદ્ભુત છે. તે સંપત્તિરૂપી રોગ કાનના છિદ્રને બહેરાં કરે છે, વાણીને મૂંગી બનાવે છે, આંખને આંધળા કરે છે, તેમ જ શરીરરૂપી લાકડીને વિકારી કરી નાખે છે; અર્થાત્ ધનિક કોઈનું સાંભળતો નથી, કોઈની સાથે બોલતો નથી, કોઈ ને જોતો નથી તેમ જ અક્કડ ચાલતો હોય છે.

लक्ष्म्या परिपूर्णोऽहं न भयं मेऽस्तीति मोहनिद्रैषा।
परिपूर्णस्यैवेन्दोर्भवति भयं सिंहिकासूनोः ॥१३॥

'હું લક્ષ્મીથી પરિપૂર્ણ છું; એટલે મારે કોઈ નો ભય નથી; એ પ્રકારની માન્યતા છે; તે તો મોહનિદ્રા છે; સર્વ રીતે પરિપૂર્ણ ચંદ્રને પણ રાહુનો ભય રહ્યા કરે છે. ૧૩

अर्जुनीयति यदर्जने जनो वर्जनीयजनतर्जनादिभिः। मङ्क्षु नश्यति चिराय संचिता वञ्चिता जगति के न संपदा ॥१४॥

ધનિક જનોના તિરસ્કાર વગેરે ત્યજવા લાયક સ્થિતિ સહન કરીને પણ માણસ ધન પેદા કરવા માટે સહસ્રાર્જુન જેટલા પ્રયત્ન કરે છે અને તે રીતે લાંબા કાળ સુધી ભેગી કરેલી લક્ષ્મી ક્ષણમાં નાશ પામી જાય છે. તેની લક્ષ્મીથી આ જગતમાં કોણ છેતરાયુ નથી? ૧૪

वरमसिधारा तरुतलवासो वरमिह भिक्षा वरमुपवासः। वरमपि घोरे नरके पतनं न च धनगर्वितबान्धवशरणम् ॥१५॥

તરવારની ધાર સારી, ઝાડ નીચે વાસ કરવો સારો, ભીખ માગવી સારી, ઉપવાસ કરવા સારા, ઘોર નરકમાં પડવુ સારું; પરંતુ પૈસાથી ગર્વ પામેલ બાંધવને શરણે જવુ સારં નહિ. ૧૫

तानीन्द्रियाण्यविकलानि मनस्तदेव
सा बुद्धिरप्रतिहता वचनं तदेव।
अर्थोष्मणा विरहितः पुरुषः स एव
ह्यन्यः क्षणेन भवतीति विचित्रमेतत् ॥१६॥

તે જ ઇંદ્રિયો છે, જેને કોઈ ખોડખાંપણ નથી; મન પણ તે જ છે, તે બુદ્ધિ છે, જે બુટ્ઠી થઈ નથી અને વચન પણ તે જ છે; છતા પણ પૈસાની ગરમી વિનાનો બનેલો મનુષ્ય બધી રીતે સારો હોવા છતા ક્ષણવારમાં જુદો જ થઇ જાય છે, તે ખરેખર વિચિત્ર છે ૧૬

आपद्गतं हससि किं द्रविणान्धमूढ
लक्ष्मीः स्थिरा न भवतीति किमत्र चित्रम्।
एतान्प्रपश्यसि घटाञ्जलयन्त्रचक्रे
रिक्ता भवन्ति भरिता भरिताश्च रिक्ताः ॥१७॥

હે ધનથી અંધ બનેલ મૂઢ જન! આપત્તિમાં આવી પડેલા પુરુષને તું શા માટે હસે છે? લક્ષ્મી સ્થિર નથી, તેથી કોઈની લક્ષ્મી ચાલી જાય, તેમાં વિસ્મય જેવુ નથી આ જલયંત્ર(રેંટ)માં રહેલા ઘડાઓને તું જુએ છે કે, જે ઘડા ભરેલા છે, તે ખાલી થાય છે અને ખાલી ઘડા ભરાય છે. લક્ષ્મી પણ વારાફરતી આવે છે અને જાય છે. ૧૭

धनमपि परदत्तं दुःखमौचित्यभाजां
भवति हृदि तदेवानन्दकारीतरेषाम्।
मलयजरसबिन्दुर्बाधते न प्रसन्नं
नयति च रसबाहादेवमत्यन्तमत्र ॥१८॥

યોગ્ય એવા સુજન પુરુષોને બીજા લોકોએ ધન આપ્યાં હોય, તો તેમને હૃદયમાં દુઃખ થાય છે; પરંતુ બીજા માણસોએ આપેલ ધનથી દુર્જનોને તો આનંદ જ થાય છે. મલયાચળ પર ઊગેલા ચંદનના રસનું બિંદુ વધે છે. પણ તેથી ચંદન પ્રસન્ન થતું નથી; પરંતુ જ્યારે તેમાંથી રસનો પ્રવાહ વહે છે, ત્યારે તે અત્યંત પ્રસન્ન થાય છે. ૧૮

लभेतयदयुतं धनं तदधनं धनं यद्यपि
लभेत नियुतं धनं निधनमेव तज्जायते ।
तथा धनपरार्धकं तदपि भावहीनात्मकं
यदक्षरपदद्वयान्तरगतं धनं तद्धनम् ॥१९॥

જો અયુત=દશ હજાર જેટલું ધન મળે, તોપણ તે અ-યુત=અકારવાળું બની જતાં અધન (ગરીબાઈ) ગણાય છે; જો નિયુત=લાખની સંખ્યા જેટલું ધન મળે, તો તે પણ નિ-યુત=નિ સાથે જોડાતાં નિધન (મરણ) ગણાય છે; તેમ જ જો પરાર્ધ સંખ્યા જેટલું ધન મળે, તો તે પણ ધન શબ્દનો પરાર્ધક અર્થાત્ બીજા ન અક્ષરવાળું બને એથી નધન કહેવાય. ન-અભાવનો વાચક બને છે; તે રીતે ધન અયુત, નિયુત કે પરાર્ધ જેટલું બને, તોપણ તે નકામું છે; પરંતુ અક્ષરસ્વરૂપ પરમાત્માનાં બે ચરણકમળમાં જે મોક્ષરૂપી ધન રહેલું છે, તેજ ખરું ધન છે અર્થાત્ બે અક્ષર પ અને દને લો, તો દ પછીના બે અક્ષર ધ્ અને ન બને છે અને તે પછી ૫ આવે છે; માટે તે બે અક્ષરવાચક ધન જ ખરું ધન છે. ૧૯

दायादाः स्पृहयन्ति तस्करगणा मुष्णन्ति भूमिभुजो
दूरेण च्छलमाकलय्य हुतभुग्भस्मीकरोति क्षणात् ।
अम्भः प्लावयते क्षितौ विनिहितं यक्षा हरन्ति ध्रुवं
दुर्वृत्तास्तनया नयन्ति निधनं धिग्धिग्धनं तद्बहु ॥२०

વારસદાર કુટુંબીજનો લાલચ રાખે છે, ચોરલોક ચોરી જાય છે, રાજાઓ દૂરથી કપટ કરીને લઈ જાય છે, અગ્નિ તત્કાળ ભસ્મીભૂત કરે છે, પૃથ્વીમાં દાટ્યું હોય તો જલ તાણી જાય છે અથવા યક્ષ-ગંધર્વ હરી જાય છે તેમ જ દુષ્ટ આચરણવાળા પુત્રો ધનનો નાશ કરે છે; એ રીતે ખરેખર ! ધન ઘણું હોવું, તેને પણ ધિક્કાર છે. ૨૦

## ધનિક પ્રશંસા

धनवान्बलवांल्लोके सर्वः सर्वत्र सर्वदा ।
प्रभुत्वं धनमूलं हि राज्ञामप्युपजायते ॥ १॥

બધી રીતે અને બધે ઠેકાણે આ લોકમાં જો કોઈ બળવાન ગણાતો હોય, તો તે એક ધનવાન છે. રાજાઓની પ્રભુતા-સત્તા પણ ધનમૂલક હોય છે. ૧

वयोवृद्धास्तपोवृद्धा ये च वृद्धा बहुश्रुताः ।
सर्वे ते धनवृद्धानां द्वारि तिष्ठन्ति किंकराः ॥२॥

વયમાં વૃદ્ધ, તપથી વૃદ્ધ તેમ જ બહુશ્રુત અનુભવી તરીકે વૃદ્ધ; તેવા અનેક પ્રકારના વૃદ્ધ ગણાતા જનો ધનથી વૃદ્ધ લોકોને બારણે દાસ બનીને ઊભા રહે છે. ૨

न सा विद्या न तच्छीलं न दानं न च सा कला ।
अर्थार्थिभिर्न तच्छौर्यं धनिनां यन्न कीर्त्यते ॥ ३॥

પૈસાની યાચના કરનાર ગરજુ માણસોએ એવો એક પણ ગુણ ગાવામાં બાકી રાખ્યો નથી, જે ધનિક પાસે ન હોય અર્થાત્ એવી કોઈ વિદ્યા નથી, જે ધનિકે મેળવી ન હોય તેમ જ એવાં કોઈ શીલ, દાન, કળા કે શૌર્ય નથી, જે ધનિક પાસે ન હોય. ૩

पतन्ति खड्गधारासु विशन्ति मकरालयम् ।
किं न कुर्वन्ति सुभगे कष्टमर्थार्थिनो नराः ॥४॥

હે ભાગ્યશાળી લક્ષ્મી ! માણસો પૈસા કમાવા માટે તલવારની ધારા પર પડે છે તેમ જ મગરમચ્છથી ભરેલા સમુદ્રમાં પ્રવેશ કરે છે. ખરેખર પૈસાની ગરજે માણસો શું શું કષ્ટ ઉઠાવતા નથી ? ૪

एहि गच्छ पतोत्तिष्ठ वद मौनं समाचार ।
एवमाशाग्रहग्रस्तैः क्रीडन्ति धनिनोऽर्थिभिः ॥५॥

આશારૂપી મગરથી પકડાયેલ ગરજુ માણસોને ધનિક માણસો રમકડાની જેમ રમાડ્યા કરે છે અને હુકમો કરે છે કે, 'આવ, જા, પડ, ઊભો થા, બોલ,' તેમ જ 'ચૂપ રહે.' ૫

यस्यार्थास्तस्य मित्राणि यस्यार्थास्तस्य बान्धवाः ।
यस्यार्थाः स पुमाँल्लोके यस्यार्थाः स च पण्डितः ॥६॥

જેની પાસે ધન છે, તેને જ મિત્રો હોય છે; જેની પાસે પૈસો છે, તેને જ સગાંવહાલાં હોય છે; જેની પાસે ધન છે, તે જ લોકમાં 'પુરુષ' કહેવાય છે તેમ જ જેની પાસે પૈસો છે, તે જ પંડિત છે. ૬

को नाम नानुवृत्तिं सुमहानपि धनवतः कुरुते ।
वित्तेशभवनभित्तिः समीपमुपसेवते शंभुः ॥ ७ ॥

એવો કયો માણસ છે, જે મોટો હોવા છતાં પણ ધનવાનને અનુસરતો નથી ? ભગવાન શંકર પણ કુબેરના ભવનની ભીંતરૂપે રહેલ કૈલાસને સેવે છે. ૭

हेतुप्रमाणयुक्तं वाक्यं न श्रूयते दरिद्रस्य ।
अप्यतिपरुषमसत्यं पूज्यं वाक्यं समृद्धस्य ॥८॥

દરિદ્રનું વચન કોઈ સાંભળતુ નથી, ભલેને તે હેતુ અને પ્રમાણ સહિત હોય! પરંતુ સમૃદ્ધ માણસનું વાક્ય આદર પામે છે. પછી ભલે તે અત્યંત કઠોર અને અસત્ય હોય! ૮

वैभवभाजां दूषणमपि भूषणपक्ष एव निक्षिप्तम् ।
गुणमात्मनामधर्मं च गृणन्ति काणादाः ॥ ९ ॥

જેની પાસે વૈભવ છે, તેનું દૂષણ પણ ભૂષણ તરીકે ગણાય છે; કણાદ પક્ષના નૈયાયિકો અધર્મ અને દ્વેષ જેવા દોષોને પણ આત્માના ગુણ તરીકે માને છે. ૯

वाणी दरिद्रस्य शुभा हितापि ह्यर्थेन शब्देन च संप्रयुक्ता ।
न शोभते वित्तवतः समीपे भेरीनिनादोपहतेव वीणा ॥

ભેરીના મોટા અવાજ પાસે જેમ વીણા શોભતી નથી, તેમ દરિદ્રની વાણી ધનિક પાસે શોભતી નથી. ભલેને તે ગરીબની વાણી શુભ હિતકારી તેમ જ અર્થ અને શબ્દથી જોડાયેલી હોય! ૧૦

यादृशि तादृशि वित्तसनाथे पञ्च पिशाचशतानि वसन्ति यानि पुनर्निवसन्ति महीशे तानि न केनचिदाकलितानि ॥

જેવા તેવા ધનવાન માણસની સાથે પણ પાંચસો પિશાચો રહેતા હોય છે; તો પછી પૃથ્વીના માલિક રાજા પાસે કેટલા પિશાચો રહેતા હોય, તે તો કોઈથી ગણી પણ શકાય એમ નથી. ૧૧

न विद्यया नैव कुलेन गौरवं जनानुरागो धनिकेषु सर्वदा । कपालिना मौलिधृतापि जाह्नवी प्रयाति रत्नाकरमेव सत्वरम् ॥ १२ ॥

વિદ્યા કે કુળને લીધે માણસ ગૌરવ પ્રાપ્ત કરતો નથી, સાધારણ માણસને તો સદા ધનવાન પર જ અનુરાગ હોય છે, ગૌરવ ઉત્પન્ન થતુ નથી; ભગવાન શંકરે ગંગા નદીને પોતાના મસ્તક પર ધારણ કરી તોપણ તે વેગથી રત્નોના ભંડાર સમુદ્ર તરફ જ ચાલી જાય છે. ૧૨

गङ्गां च धारयति मूर्ध्नि सदा कपाली
सा तस्य चुम्बति मुखं न कदाचिदेव ।
रत्नाकरं प्रति चुचुम्ब सहस्रवक्त्रै
र्गङ्गादयो युवतयः सधनानुकूलाः ॥ १३ ॥

કપાલધારી મહાદેવ ગંગાને પોતાના મસ્તક પર હમેશાં ધારણ કરે છે; તોપણ તે ગંગા મહાદેવના મુખને ચુંબન આપતી નથી; પરંતુ ગંગા પોતાનાં હજાર મુખથી રત્નાકરને ચુંબન આપે છે. ખરેખર ગંગા વગેરેની જેમ યુવતીઓ હમેશાં ધનવાનને અનુકૂળ રહે છે. ૧૩

धिगस्त्वेतां विद्यां धिगपि कवितां धिक्सुजनतां
वयोरूपं धिग्धिग्धिगपि च यशो निर्धनवतः ।
असौ जीयादेकः सकलगुणहीनोऽपि धनवान्
बहिर्यस्य द्वारे तृणलवनिभाः सन्ति गुणिनः ॥१४

નિર્ધન પુરુષની વિદ્યાને ધિક્કાર છે, તેની કવિતાને ધિક્કાર છે, તેની સુજનતાને ધિક્કાર છે, તેનાં વય અને યશને પણ ધિક્કાર છે; ખરેખર ધનિક માણસ બધા ગુણોથી રહિત હોય, તોપણ તે એકલો જીવન જીવી રહ્યો છે; જેના ઘરને બારણે બધા ગુણવાન પુરુષો તણખલાની તોલે તુચ્છ બનીને ઊભા રહે છે. ૧૪

परिक्षीणः कश्चित्स्पृहयति यवानां प्रसृतये
स पश्चात्संपूर्णो गणयति धरित्रीं तृणसमाम् ।
अतश्चानैकान्त्याद् गुरुलघुतयार्थेषु धनिना-
मवस्था वस्तूनि प्रथयति च संकोचयति च ॥१५॥

પૈસા વિનાનો માણસ પહેલા તો ખોબો જવ—ધાન્ય માટે લાલચ રાખે છે અને પછી જ્યારે તે પૈસાથી ભરપૂર બને ત્યારે તે જ માણસ આખી પૃથ્વીને તણખલાની તોલે ગણે છે. એ માટે પદાર્થોની લઘુતા (હલકાઈ) કે ગુરુતા(મોટાઈ)નો કોઈ એક નિશ્ચિત નિર્ણય નથી; (ધનિકતા અને નિર્ધનતારૂપ) અવસ્થા જ પદાર્થને નાનો તેમ જ મોટો બનાવે છે. ૧૫

## દરિદ્રની નિંદા

उत्थाय हृदि लीयन्ते दरिद्राणां मनोरथाः ।
बालवैधव्यदग्धानां कुलस्त्रीणां कुचाविव ॥ १ ॥

બાળપણમાં જ વિધવાપણાથી બળેલી કુલીન સ્ત્રીઓના સ્તનોની જેમ દરિદ્ર જનોના મનોરથો હૃદયમા પ્રકટ થઈને જ પાછા લીન થઈ જાય છે. ૧

हे दारिद्र्य नमस्तुभ्यं सिद्धोऽहं त्वत्प्रसादतः ।
पश्याम्यहं जगत्सर्वं न मां पश्यति कश्चन ॥ २ ॥

હે દરિદ્રતારૂપ દેવ! તમને નમસ્કાર છે; તમારી કૃપાથી હું મોટો સિદ્ધ પુરુષ બની ગયો છુ; કારણ કે હું આખા જગતને જોઈ શકું છું; પણ મને કોઈ જોઈ શકતું નથી. ૨

इह लोकेऽपि धनिनां परोऽपि स्वजनायते ।
स्वजनोऽपि दरिद्राणां तत्क्षणाद्दुर्जनायते ॥ ३ ॥

આ લોકમાં એવું જોવા મળે છે કે ધનિક જનોને પારકો પણ કુટુંબી જન જેવો બની જાય છે અને દરિદ્રજનોને પોતાનો પણ ઘડીકમાં શત્રુ બની જાય છે. ૩

परीक्ष्य सत्कुलं विद्यां शीलं शौर्यं सुरूपताम् ।
विधिर्ददाति निपुणः कन्यामिव दरिद्रताम् ॥ ४ ॥

જેમ કન્યા આપવામાં સારું કુળ, વિદ્યા, શીલ, શૌર્ય, સ્વરૂપ વગેરે જોવાય છે તેમ પોતાની દરિદ્રતારૂપી કન્યાને આપવામાં વિધાતા કુશળ છે. એટલે તે સારાં કુળ વગેરેવાળા ગુણવાનને દરિદ્રતા આપે છે. ૪

येनैवाम्बरखण्डेन संवीतो निशि चन्द्रमाः ।
तेनैव च दिवा भानुरहो दौर्गत्यमेतयोः ॥५॥

જે એક અંબર(આકાશ, રેશમી વસ્ત્ર)ના કટકાથી રાતે ચંદ્રમા ઢંકાય છે, તેજ અંબરના કટકાથી દિવસે સૂર્ય ઢંકાય છે. અહોહો! તે બંનેની કેવી દુર્દશા છે?

चाण्डालश्च दरिद्रश्च द्वावेतौ सदृशाविह ।
चाण्डालोऽपि दरिद्रोऽपि सर्वकर्मसु निन्दितः ॥६॥

આ લોકમાં ચાંડાલ અને દરિદ્ર બંને સરખા છે; કારણ કે ચાંડાલની જેમ દરિદ્ર પણ દરેક કામમાં નિંદાય છે. ૬

अर्थेन तु विहीनस्य पुरुषस्याल्पमेधसः ।
क्रियाः सर्वा विनश्यन्ति ग्रीष्मे कुसरितो यथा ॥७॥

જેમ ઉનાળામાં નાની નદીઓ સુકાઈ જાય છે, તેમ પૈસા વિનાના અને ટૂંકી બુદ્ધિના માણસની બધી ક્રિયાઓ નાશ પામે છે. ૭

द्वाविमावम्भसि क्षेप्यौ गाढं बद्ध्वा गले शिलाम् ।
धनिनं चाप्रदातारं दरिद्रं चातपस्विनम् ॥८॥

જે ધનિક હોય છતાં દાતા ન હોય તેમ જ જે ગરીબ હોય છતાં (ઉન્નતિ માટે) કષ્ટ સહન કરનારો ન હોય; તે બંનેને ગળે સખત પથરો બાંધીને પાણીમાં નાખી દેવા જોઈએ. ૮

अत्यन्तविमुखे दैवे व्यर्थे यत्ने च पौरुषे ।
मनस्विनो दरिद्रस्य वनादन्यत्कुतः सुखम् ॥९॥

જ્યારે દૈવ અત્યંત વિપરીત હોય અને યત્ન તેમ જ પુરુષાર્થ બંને નકામાં થતાં હોય, ત્યારે મનસ્વી દરિદ્ર જનને વન છોડીને બીજે સુખ ક્યાંથી મળે? ૯

दूये कान्ताकरं वीक्ष्य मणिकङ्कणवर्जितम् ।
अतः परं परं दूये मणिकं कणवर्जितम् ॥१०॥

મણિઓથી મઢેલ કંકણ વિનાના સ્ત્રીના હાથ જોઈને હું ખેદ પામું છું; પરંતુ વધારે ખેદ તો મને એથી થાય છે કે મારા ઘરની કોઠી (મણિક) કણ વિનાની છે. ૧૦

रात्रौ जानुर्दिवा भानुः कृशानुः संध्ययोर्द्वयोः ।
पश्य शीतं मया नीतं जानुभानुकृशानुभिः ॥११॥

(વગર વસ્ત્રે પણ દરિદ્રજન ઠંડી દૂર કરે છે; જેમ કે) રાતે ટૂંટિયું વાળીને સૂઈ જાય છે, દિવસે સૂર્યનો તાપ સેવે છે અને બંને સંધ્યાકાળને ટાણે અગ્નિને સેવે છે;- એ રીતે દરિદ્ર જન જણાવે છે કે, 'મેં ઘૂંટણ (જાનુ), સૂર્ય (ભાનુ) અને અગ્નિ(કૃશાનુ)થી ટાઢને દૂર કરી છે.'

किं करोमि क्व गच्छामि कमुपैमि दुरात्मनां ।
दुर्भरेणोदरेणाहं प्राणैरपि विडम्बितः ॥१२॥

'આ મારું પેટ એવું તો ખરાબ છે કે તે ભરાતું જ નથી અને હવે તો પ્રાણને પણ હેરાન કરી રહ્યું છે; એમ જણાવીને દરિદ્ર જન કહી રહ્યો છે કે, હવે હું શું કરું, ક્યાં જાઉં અને કોને શરણે જાઉં? ૧૨

दुःखं दुःखमिति ब्रूयान्मानवो नरकं प्रति ।
दारिद्र्यादधिकं दुःखं न भूतं न भविष्यति ॥१३॥

*સામાન્ય માનવ નરકને માટે 'દુઃખ, દુઃખ' એમ* કહે છે; પરંતુ દરિદ્રતાના જેવું દુઃખ તો કદી થયું નથી અને થવાનું પણ નથી. ૧૩

किं चान्यैः सुकुलाचारैः सेव्यतामेति पूरुषः ।
धनहीनः स्वपत्नीभिस्त्यज्यते किं पुनः परैः ॥१४॥

કુળના બીજા સારા આચારો પાળવાથી માણસ બધાને સેવવા યોગ્ય થાય છે. પરંતુ જો તે માણસ ધનરહિત બની જાય, તો તેને પોતાની સ્ત્રીઓ જ છોડી દે; પછી બીજા છોડી દે તેમાં શી નવાઈ? ૧૪

किं वाच्यं सूर्यशशिनोर्दारिद्र्यं महतां पुरः ।
दिनरात्रिविभागेन परिधत्ते यदम्बरम् ॥१५॥

આ સૂર્ય અને ચંદ્ર બંને કેટલા દરિદ્ર છે; તેની વાત મોટા માણસો પાસે શી રીતે કહેવાય? તે બંને દિવસ અને રાતનો વિભાગ કરીને, એક જ અંબર-(આકાશ કે વસ્ત્ર)ને ધારણ કરે છે. ૧૫

शून्यमपुत्रस्य गृहं चिरशून्यं नास्ति यस्य सन्मित्रम् ।
मूर्खस्य दिशः शून्याः सर्वं शून्यं दरिद्रस्य ॥१६॥

જેને પુત્ર નથી, તેનું ઘર શૂન્ય છે; જેને સારો મિત્ર નથી, તે લાંબો વખત શૂન્ય છે અને મૂર્ખને બધી દિશાઓ શૂન્ય લાગે છે; પરંતુ દરિદ્ર જનને તો બધું જ શૂન્ય છે. ૧૬

पक्षविकलश्च पक्षी शुष्कश्च तरुः सरश्च जलहीनम् ।
सर्पश्चोद्धृतदंष्ट्रस्तुल्यं लोके दरिद्रश्च ॥१७॥

આ લોકમાં દરિદ્રની તુલના પાંખ વિનાના પક્ષી જેવી, સૂકા ઝાડ જેવી, પાણી વિનાના સરોવર જેવી તેમ જ ઝેરી દાઢ વિનાના સાપ જેવી છે. ૧૭

अम्बा तुष्यति न मया न स्नुषया सापि नाम्बया न मया ।
अहमपि न तया न तया वद राजन्कस्य दोषोऽयम् ॥

મારી માતા મારાથી કે મારી સ્ત્રીથી સંતુષ્ટ રહેતી

નથી, તેમજ મારી સ્ત્રી મારી માતા કે મારાથી સતુષ્ટ થતી નથી અને હું પણ મારી માતા કે મારી સ્ત્રીથી સતુષ્ટ થતો નથી, તો હે રાજન્ ! એ કોનો દોષ છે? અર્થાત્ કુટુબનો કલહ મારી ગરીબાઈને લીધે છે ૧૮

पृथुकार्तस्वरपात्र भूषितनि शेषपरिजन देव ।
विलसत्करेणुगहन सप्रति सममावयो. सदनम् ॥१९

હે રાજન્ ! અત્યારે તો આપણા બ નેના ઘર સરખા છે તમારુ ઘર पृथु-મોટા મોટા कार्तस्वर-સોનાના पात्र પાત્રથી ભરપૂર છે અને મારુ ઘર पृथुक-બાળકોના आर्त-स्वर-રુદનનુ સ્થળ છે તમારુ ઘર भूषित-ઘરેણાથી શોભતા नि शेष-સર્વ કુટુબીજનો જેમા છે એવુ છે અને મારુ ઘર भू-પૃથ્વી પર षित-સૂતેલા છે સર્વ કુટુબીજનો જેમા એવુ છે. તમારુ ઘર विलसत्-વિલાસ કરતી करेणु-હાથણીઓથી ભરેનુ છે અને મારુ ઘર विल-બિલમા सत्क-રહેલ रेणु-ધૂળથી ભરેલુ છે ૧૯

दारिद्र्यान्मरणाद्वा मरण सरोचते न दारिद्र्यम् ।
अल्पक्लेश मरण दारिद्र्यमनन्तक दु खम् ॥२०॥

ગરીબાઈ અને મરણ બ નેમાથી માણસને મરણ ગમે છે પણ ગરીબાઈ ગમતી નથી, કારણ કે મરણ ઘડીભર ક્લેશ કરાવે છે અને દારિદ્ર્ય તો અનતકાલ સુધી પીડે છે ૨૦

दारिद्र्य भोस्त्व परम विवेकि गुणाधिके पुसि सदानुरक्तम्
विद्याविहीने गुणवर्जिते च मुहूर्तमात्र न रतिं करोषि ॥

હે ગરીબાઈ ! ખરેખર તુ ઘણી જ વિવેકી છે, કારણ કે ગુણવાન માણસ પર તુ હમેશા પ્રેમ રાખે છે, પણ અભણ અને ગુણરહિત પુરુષ પર તુ એક ઘડી માટે પણ પ્રેમ કરતી નથી ૨૧

दारिद्र्य शोचामि भवन्तमेवमस्मच्छरीरे सुहृदि सुषित्वा । विपन्नदेहे मयि मन्दभाग्ये ममेति चिंता क गमिष्यसि त्वम् ॥२२॥

હે ગરીબાઈ ! મને તો તારો જ શોક રહ્યા કરે છે તુ મિત્ર બનીને મારા શરીરમા રહે છે, પરતુ વિપત્તિથી ગળેલો મારો આ અભાગિયો દેહ પડી જશે ત્યારે તુ ક્યા જઈશ એજ મને ચિતા છે ૨૨

एको हि दोषो गुणसन्निपाते, निमज्जतीन्दोरिति यो बभाषे । न तेन दृष्ट कविना समस्तं, दारिद्र्यमेक गुणकोटिहारि ॥२३॥

કવિ કાલિદાસે જણાવ્યુ છે કે, 'ચદ્રના કિરણોમા કલકની જેમ સર્વ ગુણોના ભડારરૂપ પદાર્થમા એક દોષ ડૂબી જાય છે,' પણ તે કવિ કાલિદાસે એક બાબત જોઈ નથી લાગતી કે, એક ગરીબાઈ તો સર્વ પ્રકારના ગુણોને હરનારી છે ૨૩

धनैर्विमुक्तस्य नरस्य लोके किं जीवितेनादित एव तावत् । यस्य प्रतीकारनिरर्थकत्वात्कोपप्रसादा विफलीभवन्ति ॥२४॥

જે માણસ ધનથી રહિત છે, તેણે આ લોકમા પહેલેથી જ જીવવુ નકામુ છે, કારણ કે તેનો કરેલો કોઈ પણ ઉપાય નિરર્થક જાય છે એટલે તે કોપ કરે કે પ્રસન્નતા રાખે, તે બ ને નિષ્ફળ જાય છે ૨૪

अहो नु कष्ट सततं प्रवासस्ततोऽतिकष्ट परगेहवास ।
कष्टाधिका नीचजनस्य सेवा ततोऽतिकष्ट धनहीनता च॥

હમેશા મુસાફરી કરવી પડે એ એક કષ્ટ છે, તેમાય પારકે ઘેર નિવાસ કરવો, તે વિશેષ કષ્ટ છે, તેમાય હલકા જનની સેવા તો અધિક કષ્ટ આપનારી છે અને ધનહીન હોવુ, તે તો સૌથીય વિશેષ કષ્ટકારક છે ૨૫

वर वन व्याघ्रगजेन्द्रसेवित द्रुमालय पत्रफलाम्बु भोजनम् । तृणानि शय्या वसन च वल्कल, न बन्धु मध्ये धनहीनजीवनम् ॥२६॥

વાઘ અને ગજરાજથી સેવાતા વનમા રહેવુ સારુ, ઝાડ નીચે વાસ કરીને પાન, ફળ અને જળના ભોજન કરવા સારા તણખલાની શય્યા અને વલ્કલના વસ્ત્ર સારા, પરતુ કુટુબીજનો વચ્ચે ધન વિના જીવવુ, તે સારુ નથી ૨૬

यदा तु भाग्यक्षयपीडिता दशा नर कृतान्तो पहिता प्रपद्यते । तदास्य मित्राण्यपि यान्त्यमित्रता, चिरानुरक्तोऽपि विरज्यते जन ॥२७॥

જ્યારે માણસ ભાગ્યના ક્ષયથી પીડાતી અને મૃત્યુથી ઘેરાયેલી એવી નિર્ધન દશાને પ્રાપ્ત થાય છે, ત્યારે તેના મિત્રો પણ વૈરીજન બની જાય છે અને લાબા કાળથી સ્નેહ કરનાર માણસ પ્રેમ વિનાના બની જાય છે ૨૭

अर्था न सन्ति न च मुञ्चति मा दुराशा
त्यागे रतिं वहति दुर्ललित मनो मे ।
याच्ञा हि लाघवकरी स्ववधे च पाप
प्राणा स्वय व्रजत किं प्रविलम्बितेन ॥ २८ ॥

પૈસો નથી, ભૂડી આશા મને છોડતી નથી, મારુ ખરાબ રીતે લડાવેલુ મન ધનના દાન કરવાની પ્રીતિ રાખે છે, યાચના કરવી તેમ હલકાપણુ લાગે

છે અને આત્મહત્યા કરવામા પાપ થાય છે; માટે હે પ્રાણો ! તમે આપોઆપ ચાલ્યા જાવ; તમે શા માટે વિલંબ કરો છો ? ૨૮

धनं यदि गतं गतं चरणयुग्मरेणूपमं
धरा यदि गता गता कथय मे किमेतावता ।
इदं पुनररुंतुदं धनिगणैरिदानींतनै
र्दरिद्रगणनाविधौ यदहमङ्कपाते धृतः ॥ २९ ॥

આ ધન મારી પાસેથી ચાલ્યુ ગયું, તો ભલે ચાલી ગયુ; ધન તો માત્ર બે પગની રજ જેવુ તુચ્છ છે; મારી જમીન ચાલી ગઈ, તો ભલે; તેથી મારું શુ બગડી ગયું છે ? પરંતુ મને એક જ વાત ખૂંચ્યા કરે છે અને તે એ છે કે, 'આજકાલના પૈસાદાર થઈ ગયેલા લોકોએ દરિદ્ર લોકોની ગણનામા મારો નબર પણ ઉમેરી દીધો છે ' ૨૯

निवासश्चिन्तायाः परपरिभवो वैरमपरं
जुगुप्सा मित्राणां स्वजनजनविद्वेषकरणम् ।
वनं गन्तुं बुद्धिर्भवति च कलत्रात्परिभवो
हृदिस्थः शोकाग्निर्न च दहति संतापयति च ॥३०

દરિદ્રતાની સાથે સાથે ચિંતાનો નિવાસ, પારકાથી તિરસ્કાર, સામાન્ય જનો સાથે વૈર, મિત્રોમા નિંદા, કુટુબી જનો સાથે દ્વેષ, વનમા જવાની બુદ્ધિ તેમજ પોતાની સ્ત્રી તરફથી તિરસ્કાર વગેરે લક્ષણો પેદા થયા છે અને તેને કારણે હૃદયમા જે શોકરૂપી અગ્નિ સળગે છે; તે બાળતો નથીઃ પરંતુ સંતાપ આપ્યા કરે છે. ૩૦

अये लाजानुच्चैः पथि वचनमाकर्ण्य गृहिणी
शिशोः कर्णौ यत्नात्सुपिहितवती दीनवदना ।
मयि क्षीणोपाये यदकृत दशावश्रुशबले
तदन्त शल्यं मे त्वमिह पुनरुद्धर्तुमुचितः ॥ ३१॥

હે રાજન્ ! 'લો, રે ! કોઈ ધાણી;' એ રીતે માર્ગ પર બોલાતા મોટા અવાજને સાભળી મારી ગૃહિણીએ બાળકના બન્ને કાન બરાબર બધ કરી દીધા અને દીન વદન કરી મારી સામું જોવા લાગી; ધાણી ખરીદવાના બધા ઉપાયો નાશ પામ્યા હતા એટલે મારી બન્ને આખમા આસુ ભરાઈ આવ્યા; તે રીતે મારા હૃદયમા જે શલ્ય ભોકાયુ છે, તેને દૂર કરવા માટે એક તમે જ અહીં યોગ્ય છો. ૩૧

विधातुर्द्वे कन्ये सुगतिरपरा दुर्गतिरभूत्
तयोराद्यां धाता गुणकुलविहीनाय स ददौ ।
तत' पश्चात्तापादिव सुगुणसज्ञातमधुना
कुलीनं विद्वांसं वरमिह वरेण्यं मृगयते ॥ ३२ ॥

વિધાતાને બે કન્યાઓ હતી: એકનું નામ સુગતિ અને બીજીનુ નામ દુર્ગતિ. સુગતિ મોટી હતી, તેને વિધાતાએ એવા પુરુષને આપી કે જે કુળ અને ગુણથી રહિત હતો; તેને કારણે વિધાતાને પશ્ચાત્તાપ થયો હોય તેમ તે પોતાની બીજી કન્યા દુર્ગતિને માટે વરવા લાયક (એવા) ઉત્તમ વરની શોધમા છે કે જે વર ગુણથી શોભતો હોય તેમ જ કુલીન અને વિદ્વાન હોય. ૩૨

न भिक्षा दुर्भिक्षे मिलति दुरवस्थाः कथमृणं
लभन्ते कर्माणि द्विजपरिवृढान्कारयतु कः ।
अदत्त्वैवं ग्रासं ग्रहपतिरसावस्तमयते
क यामः किं कुर्मो गृहिणि गहनो जीवनविधिः ॥

હે ગૃહિણી–સ્ત્રી ! આ દુકાળના વખતમા ભિક્ષા મળતી નથી, આપણી દશા ખરાબ છે એટલે કરજે નાણા શી રીતે મળે ? આપણી ગણના બ્રાહ્મણોમાં ઉત્તમ તરીકે થાય છે એટલે આપણી પાસે કોઈ કામ પણ શી રીતે કરાવે ? અને આપણને અન્નનો એકાદ કોળિયો આપ્યા વિના જ આ સૂર્ય તો આથમી જાય છે ! તો હવે આપણે ક્યા જઈએ અને શુ કરીએ ? ખરેખર, આજીવિકાનો વિધિ ઘણો ગહન છે. ૩૩

मा रोदीश्चिरमेहि वत्सरहितान्दृष्ट्वाद्य बालानिमा-
नायातस्तव वत्स दास्यति पिता ग्रैवेयकं वाससी ।
श्रुत्वैवं गृहिणीवचांसि, निकटे कुड्यस्य निष्किंचनो
नि श्वस्याश्रुजलप्लवप्लुतमुख' पान्थः पुनः प्रस्थितः ॥

'હે વત્સ ! તુ રડીશ નહી, થોડી વાર ધીરજ રાખ. આ દશામા તમને બધા બાળકોને જોઈને તારા પિતા ગયા છે, તે હમણા આવશે અને તમને કંઠી તેમ જ વસ્ત્રો લાવીને આપશે;' એ પ્રમાણે ભીંત પાસે છુપાયેલ પતિએ પોતાની સ્ત્રીના વચન સાભળ્યા; અને તે પોતે કાઈ લાવ્યો નહોતો તેથી ઊંડો નિસાસો નાખ્યો (અને) તેનું મુખ આસુના પ્રવાહથી ભરાઈ ગયું, અને તે ફરીથી પ્રવાસે ચાલ્યો ગયો અર્થાત્ ઘરમાં આવવાની તેની હિંમત ચાલી નહિ. ૩૪

कन्थाखण्डमिदं प्रयच्छ यदि वा स्वाङ्के गृहाणार्भकं
रिक्तं भूतलमत्र नाथ भवतः पृष्ठे पलालोच्चयः ।
दंपत्योरिति जल्पतोर्निशि यदा चोरः प्रविष्टस्तदा
लब्धं कर्पटमन्यतस्तदुपरि क्षिप्त्वा रुदन्निर्गत' ॥३५॥

પોતાના બાળકને ટાઢ લાગતી જોઈ, સ્ત્રીએ પોતાના પતિને કહ્યુ કે, 'હે નાથ ! ગોદડીનો ટુકડો નાખો અથવા આ બાળકને તમારા ખોળામા લો.' ત્યારે પતિએ જણાવ્યું કે, 'આ પૃથ્વી ખાલી છે, તેની

પર મે કાઈ પાથર્યું નથી ' 'ત્યારે આ નીચે પરાળ (ઘાસ)ની પથારી છે ને ?' જ્યારે મધરાતે સ્ત્રી-પુરુષ વાતો કરતા હતા, તેવામા ઘરમા જે ચોર પેઠો હતો તે બીજે ઠેકાણેથી એક કપડુ ચોરી લાવ્યો હતો તે બને પર ફેકીને ઘરની બહાર નીકળી ગયો ૩૫

वृद्धोऽन्ध पतिरेप मञ्चकगत स्थूणावशेप गृह
कालोऽभ्यर्णजलागम कुशलिनी वत्सस्य वार्तापि नो ।
यत्नात्सचिततैलविन्दुघटिका भग्नेति पर्याकुला
दृष्ट्वागर्भभरालसा निजवधू श्वश्रूश्चिर रोदिति ॥३६॥

આંધળો અને વૃદ્ધ એવો પતિ ખાટલે પડ્યો છે, ઘર એક થાભલા સાથે અડી રહ્યુ છે, ચોમાસાનો વખત નજીક આવી રહ્યો છે, પરદેશ ગયેલ પુત્રના કુશળ સમાચાર પણ નથી, ઘણી મહેનતે ટીપુ ટીપુ કરીને તેલની દોણી ભરી રાખી હતી તે ભાગી ગઈ છે, એ રીતે ચિંતા કરતી અને ગર્ભના ભારથી મંદ થયેલી પોતાની પુત્રવધૂને જોઈને સાસુ લાબા કાળ સુધી રુદન કરતી હતી ૩૬

नो सेवा विहिता गुरोरपि मनाङ् नो वा कृत पूजन
देवाना विधिवन्न वा शिव शिव स्निग्धादय सेविता ।
किं तु त्वच्चरणौ सरस्वति रसादाजन्मन सेवितौ
तस्मान्मा विजहाति सा भगवती शङ्के सपत्नी तव ॥

'વડીલ જનની જરા પણ સેવા કરી નથી દેવોનુ પૂજન પણ વિધિસર કર્યું નથી, તેમ જ હે શિવ! સ્નેહીઓનો સત્કાર પણ કર્યો નથી, હે સરસ્વતી! જન્મથી આરભીને મેં પ્રેમના રસથી તમારા ચરણની જ સેવા કરી છે, એટલે મને શકા થાય છે કે તમારી શોક્ય બનેલી લક્ષ્મી મારો ત્યાગ કરી રહી છે ' ૩૭

क्षुत्क्षामा शिशव शवा इव भृश मन्दाशया बान्धवा
लिप्ता जर्जरकर्करी जतुलवैर्नो मा तथा बाधते ।
गेहिन्या त्रुटितांशुक घटयितु कृत्वा सकाकु स्मित ।
कुप्यन्ती प्रतिवेशिलोकगृहिणी सूची यथा याचिता ॥

ભૂખથી પીડાતા બાળકો મડદા જેવા છે, કુટુબી જનો હલકો ભાવ રાખે છે તેમ જ ઘરની હાડલી લાખના કટાકાથી સાધેલી છે, તેનુ મને તેટલુ દુ ખ થતુ નથી, પરતુ ફાટી ગયેલા વસ્ત્રને સાધવા માટે મારી સ્ત્રીએ જ્યારે પાડોશણ પાસે સોય માગી ત્યારે તેણે મર્મના વચનથી હસીને જે કોપ કર્યો તે મને સોયની જેમ ખૂચે છે, ૩૮

दग्ध खाण्डवमर्जुनेन बलिना दिव्यैर्द्रुमै सेवित
दग्धा वायुसुतेन रावणपुरी लङ्का पुन स्वर्णभू ।
दग्ध पञ्चशर पिनाकपतिना तेनाप्ययुक्त कृत
दारिद्र्य जनतापकारकमिद केनापि दग्ध नहि ॥३९॥

બળવાન અર્જુને દિવ્ય વૃક્ષોવાળુ ખાડવ વન બાળી નાખીને શુ સારુ કર્યું ? હનુમાને રાવણની સોનાની લકા બાળીને પણ ઠીક કર્યું નથી, મહાદેવે કામદેવને બાળી દીધો તે પણ અયોગ્ય જ કર્યું છે, કારણ કે બાળી નાખવા યોગ્ય તો જનોને નિત્ય સતાપ આપનારી આ દરિદ્રતા છે પણ તેને તો કોઈ એવા સમર્થ પુરુષે બાળી નહી ૩૯

उत्तिष्ठ क्षणमेकमुद्वह सखे दारिद्र्यभार मम
श्रान्तस्तावदह चिरान्मरणज सेवे त्वदीय सुखम् ।
इत्युक्त धनवर्जितस्य वचन श्रुत्वा श्मशाने शवो
दारिद्र्यान्मरण वर वरमिति ज्ञात्वैव तूष्णीं स्थित ॥४०

'હે મિત્ર! એક ઘડી ઊભો થા અને મારી ગરીબાઈના ભારને ઉપાડ એટલામા થાકી ગયેલો હુ તારા મરણના સુખને સારી રીતે ભોગવુ,' એ પ્રમાણે જ્યારે ધનરહિત માણસે શબને જણાવ્યુ ત્યારે સ્મશાનમા સૂતેલા શબે કાઈ પણ જવાબ આપ્યો નહિ, કારણ કે 'ગરીબાઈ કરતા મરણ સારુ છે,' એમ જાણીને જ તેણે મૌન રાખ્યુ ૪૦

भद्रे वाणि ममानने कुरु दया वर्णानुपूर्व्या चिर
चेत स्वास्थ्यमुपैहि याहि करणे प्रज्ञे स्थिरत्व व्रज ।
लज्जे तिष्ठ पराङ्मुखी क्षणमहो तृष्णे पुर स्थीयता
पापा यावदह ब्रवीमि धनिना देहीति दीन वच ॥४१

હુ પાપી ધનિકોની પાસે જઈને 'આપો' એ રીતનુ દીન વચન બોલુ, ત્યા સુધી હે વાણી! મારા મુખમા તે માટેના અક્ષરો ગોઠવી દેવાની તુ દયા કર, હે ચિત્ત! તુ સ્વસ્થ થા, હે કરણો! તુ ચાલી જા, હે બુદ્ધિ! તુ સ્થિર થા, હે લજ્જા! ઘડીભર તુ મારાથી અવળુ મુખ કરી દૂર થા અને હે તૃષ્ણા! તુ આગળ આવ ૪૧

यो गङ्गामतरत्तथैव यमुना यो नर्मदा शर्मदा
का वार्ता सरिदम्बुलङ्घनविधौ यश्चार्णवास्तीर्णवान् ।
सोऽस्माक चिरमास्थितोऽपि सहसा दारिद्र्यनामा सखा
त्वद्दानाम्बुसरित्प्रवाहलहरीमग्नो न सभाव्यते ॥४२॥

હે રાજન્! દારિદ્ર્ય નામનો મારો મિત્ર છે, તે ગગાને તરી ગયો છે યમુનાને અને સુખ આપનારી નર્મદાને તરી ગયો છે નદીના જળને તરી ગયો, તેની તો શુ વાત કરુ, પણ તે સમુદ્રને પણ તરી ગયો છે અને તે લાબા કાળનો મારો મિત્ર બનીને રહ્યો હતો,

પરંતુ તમારા દાનના સંકલ્પના જળની નદીના પ્રવાહ-ના તરંગોમાં તે એવો તો ડૂબી ગયો છે કે તેમાંથી તે નીકળે તેવો હવે સંભવ નથી. ૪૨

दारिद्र्याद्ध्रियमेति ह्रीपरिगतः सत्त्वात्परिभ्रश्यते
निःसत्त्वः परिभूयते परिभवान्निर्वेदमापद्यते ।
निर्विण्णः शुचमेति शोकनिहतो बुद्ध्या परित्यज्यते
निर्बुद्धिः क्षयमेत्यहो निधनता सर्वापदामास्पदम् ॥

ગરીબાઈને લીધે માણસ લજ્જા પામે છે, લજ્જા પામવાથી તે પોતાના સત્ત્વથી રહિત બને છે, સત્ત્વ-વિનાનો થતાં તે તિરસ્કાર પામે છે, તિરસ્કાર પામતાં તે કંટાળી જાય છે, કંટાળો આવતાં તે શોક કરે છે, શોકથી હણાતાં બુદ્ધિ તેનો ત્યાગ કરે છે અને બુદ્ધિ વિનાનો થતાં, તેનો નાશ થાય છે. ખરેખર! ગરીબાઈ સર્વ આપત્તિઓનું મૂળ છે. ૪૩

शीतेनाध्युषितस्य माषशिमिवच्चिन्तार्णवे मज्जतः
शान्ताग्नेः स्फुटिताधरस्य धमतः क्षुत्क्षामकुक्षेर्मम ।
निद्रा क्वाप्यवमानितेव दयिता संत्यज्य दूरं गता
सत्पात्रप्रतिपादितेव वसुधा न क्षीयते शर्वरी ॥४४॥

અડદનાં વડાં( માષ-શિમિ )ની જેમ જે ટાઢથી ભીંજી ગયો છે, જે ચિંતાના સાગરમાં ડૂબેલો છે, જેનો જઠરાગ્નિ શાંત છે, જેના હોઠ ફાટી ગયા છે, જેની શ્વાસરૂપી ધમણ ચાલી રહી છે અને જેના પેટમાં ભૂખતરસથી પીડા છે એવા મને જોઈને, અપમાન પામેલી સ્ત્રીની જેમ નિદ્રા દૂર ચાલી ગઈ છે; પરંતુ સત્પાત્રે આપેલું પૃથ્વીનું દાન જેમ અક્ષય બને છે તેમ રાત ખૂટતી નથી. ૪૪

दारिद्र्यात्पुरुषस्य बान्धवजनो वाक्ये न संतिष्ठते
सुस्निग्धा विमुखीभवन्ति सुहृदः स्फारीभवन्त्यापदः ।
सत्त्वं ह्रासमुपैति शीलशशिनः कान्तिः परिम्लायते
पापं कर्म च यत्परैरपि कृतं तत्तस्य संभाव्यते ॥

ગરીબાઈને લીધે માણસનાં કુટુંબીજનો વચન પાળવા ઊભાં રહેતાં નથી, સ્નેહી-સંબંધીજનો પ્રેમાળ હોવા છતાં વિમુખ બને છે, આપત્તિઓ વિશાળ થાય છે, સત્ત્વગુણ નાશ પામતો જાય છે, શીલરૂપ શીતળ ચંદ્ર-ની કાંતિ મલિન બનતી જાય છે અને બીજાએ જે પાપકર્મો કરેલાં હોય, તે તેની પર ટોળી દેવામાં આવે છે.

सङ्गं नैव हि कश्चिदस्य कुरुते संभाष्यते नादरात्
संप्राप्तो गृहमुत्सवेषु धनिनां सावज्ञमालोक्यते ।
दूरादेव महाजनस्य विहरत्यल्पच्छदो लज्जया
मन्ये निर्धनता प्रकाममपरं षष्ठं महापातकम् ॥

ગરીબજનની કોઈ સોબત કરતું નથી, તેને આદર-થી કોઈ બોલાવતું નથી. ધનિકોને ઘેર આવેલ ઉત્સવો-માં જો તે જઈ ચડે તો તેના તરફ તિરસ્કારની નજરે સૌ જુએ છે. પોતાની પાસે કાંઈ ન હોવાથી, તે લજ્જાને લીધે મહાજનથી દૂર રહે છે; ખરેખર! મારું માનવું છે કે જેમ પાંચ મહાપાતક ગણાવવામાં આવ્યાં છે, તે રીતે ગરીબાઈ તે સૌથી મોટું છઠ્ઠું મહાપાતક છે.

पौरेभ्यो न भयं न दण्डपतनं त्रासो न वा भूपते-
र्निःसङ्गं शयनं निशासु गमनं दुर्गेषु मार्गेषु च ।
दारिद्र्यं सुखमेव केवलमहो दोषद्वयं वर्तते
जाया निन्दति चाङ्ग भोगसमये मुञ्चन्ति वै याचकाः ॥

ગરીબાઈ એક રીતે તો સુખકર જ છે, કારણ કે એથી નગરજનોનો ભય રહેતો નથી, દંડવેરો ભરવો પડતો નથી, રાજાનો ત્રાસ લાગતો નથી, સૂતી વખતે કોઈનો સંગ થતો નથી, તેમ જ દુર્ગમ માર્ગોમાં રાતે ભય વિના જવાય છે; પરંતુ ગરીબાઈમાં બે દોષ રહેલા છે: એક તો ભોગ ભોગવતાં સ્ત્રી નિંદા કરે છે અને માગનાર યાચકો છોડીને ચાલ્યા જાય છે. ૪૭

वासश्चर्म विभूषणं शवशिरो भस्माङ्गलेपः सदा
ह्येको गौः स च लाङ्गलाद्यकुशलः संपत्तिरेतादृशी ।
इत्यालोच्य विमुच्य शङ्करमगाद्रत्नाकरं जाह्नवी
कष्टं निर्धनिकस्य जीवितमहो दारैरपि त्यज्यते ॥

પહેરવાના વસ્ત્ર તરીકે એક ચામડું, ઘરેણા તરીકે શબનું મસ્તક (ખોપરી), શરીરના લેપ તરીકે ભસ્મ, તેમ જ સંપત્તિમાં એક બળદ કે જે હળ ખેડવાના કામમાં પણ નકામો છે; આટલી મહાદેવની સંપત્તિ છે; એ રીતની સંપત્તિ જોઈને ગંગા શંકરને છોડીને રત્નાકર સમુદ્ર પાસે ચાલી ગઈ છે; ખરેખર! નિર્ધનનું જીવન કષ્ટ ભરેલું છે કે જેથી સ્ત્રીઓ પણ તેને છોડીને ચાલી જાય છે. ૪૮

मद्गेहे मुसलीव मूषकवधूर्मूषीव मार्जारिका
मार्जारीव शुनी शुनीव गृहिणी वाच्यः किमन्यो जनः ।
इत्यापन्नशिशून्मुमूर्षुजहतो दृष्ट्वा तु झिल्लीरवै-
र्लूता तन्तुवितानसंवृतमुखी चुल्ली चिरं रोदिति ॥

મારે ઘેર મુસલીના જેવી ઉંદરડી છે, ઉંદરડીના જેવી બિલાડી છે, બિલાડીના જેવી કૂતરી છે, કૂતરીના જેવી ઘરની સ્ત્રી છે; તો પછી બીજાં પુત્રાદિની શું વાત કરવી? એ રીતે આપત્તિમાં ફસાયેલાં બાળકો જ્યારે પ્રાણ છોડી રહ્યાં છે, તેમને જોઈને જેનું મુખ કરોળિયાની જાળથી ઢંકાયેલું છે, એવી સગડી તમરાંના

શબ્દોથી રુદન કરે છે અર્થાત્ સગડી પર ઘણા વખતથી રંધાયું નથી તેથી કરોળિયા, તમરાં વગેરે તેમાં રહેલાં છે.

पीठाः कच्छपवत्तरन्ति सलिलं संमार्जनी मीनवद्-
दर्वी सर्पविचेष्टितानि कुरुते संत्रासयन्ती शिशून्।
शूर्पार्धावृतमस्तका च गृहिणी भित्तिः प्रपातोन्मुखी।
रात्रौ पूर्णतडागसंनिभमभूद्राजन्मदीयं गृहम् ॥५०॥

ઘરમાં મૂકેલા પાટલા કાચબાની જેમ જાણે કે જળ પર તરી રહ્યા છે, સાવરણી માછલાની જેમ રહેલી છે, કડછી સાપના જેવી વાંકી લાગતી બાળકોને બિવડાવી રહી છે, ઘરની નારી પોતાનું વસ્ત્ર વિનાનું અડધું મસ્તક સૂપડાથી ઢાંકે છે અને ઘરની ભીંત પડવાની તૈયારી કરે છે; એ રીતે હે રાજન્! રાતને વખતે મારું ઘર જળથી ભરેલા સરોવર જેવું લાગે છે. ૫૦

शीलं शातयति श्रुतं शमयति प्रज्ञां निहन्त्यादरं
दैन्यं दीपयति क्षमां क्षपयति व्रीडामपि ह्रासयति।
तेजो जर्जरयत्यपास्यति मतिं विस्तारयत्यर्थितां
पुंसः क्षीणधनस्य किं न कुरुते वैरं कुटुम्बग्रहः॥

ગરીબાઈ શીલ-સદાચારનો નાશ કરાવે છે, શાસ્ત્રને શમાવે છે, બુદ્ધિ અને આદરનો લોપ કરે છે, દીનતાનો વધારો કરાવે છે, ક્ષમાનો નાશ કરાવે છે, લાજ પણ લોપાવે છે, તેજને જીર્ણ કરે છે, બુદ્ધિનો ત્યાગ કરાવે છે; તેમ જ યાચકવૃત્તિનો વિસ્તાર કરે છે; એ રીતે જેનું ધન ખૂટી ગયું છે, એવા માણસની સાથે કુટુંબી-જનો શું વેર નથી કરતા? ૫૧

दारिद्र्येण समीरितापि बहुशः कण्ठं समालम्बते
कण्ठात्कष्टशतैः कथं कथमपि प्राप्नोति जिह्वातलम्।
जिह्वाकीलककीलितैव सुदृढं तस्मान्न निर्यात्यसौ
वाणी प्राणपरिक्षयेऽपि महतां देहीति नास्तीति च॥

દાતા પાસે જઈને 'આપો' અને યાચકને 'નથી' એ પ્રકારની વાણી પ્રાણનો નાશ થાય, તોપણ મહાન પુરુષોના મુખમાંથી નીકળતી નથી. પરંતુ ગરીબાઈને લીધે એ પ્રકારની વાણી હૃદયમાંથી ઘણા વિલંબે કંઠમાં આવીને રહી જાય છે; ત્યાર-બાદ ઘણા કષ્ટે તે વાણી જીભને ટેરવે આવીને અટકી જાય છે અને તે જીભરૂપી ખીલામાં એવી સખત રીતે ઠોકાઈ જાય છે કે પ્રાણ જતાં સુધી પણ તે બહાર નીકળતી જ નથી. ૫૨

## દાનપ્રશંસા

अनुकूले विधौ देयं यतः पूरयिता हरिः।
प्रतिकूले विधौ देयं यतः सर्वं हरिष्यति ॥१॥

જ્યારે નસીબ અનુકૂળ હોય, ત્યારે દાન આપવું; કારણ કે ભગવાન હરિ બધાંનું પૂરું કરનારા છે અને જ્યારે નસીબ પ્રતિકૂળ હોય, ત્યારે પણ દાન આપવું, કારણ કે હરિ બધું હરી લેનાર છે. ૧

यद्ददाति यदश्नाति तदेव धनिनो धनम्।
अन्ये मृतस्य क्रीडन्ति दारैरपि धनैरपि ॥२॥

ધનિકનું સાચું ધન તો તે જ છે કે 'જે પોતે આપે છે અને ભોગવે છે;' બાકી તો મરણ થયા પછી એ ધન અને સ્ત્રીઓની સાથે બીજા લોકો જ વિહાર કરે છે. ૨

यद्ददासि विशिष्टेभ्यो यच्चाश्नासि दिने दिने।
तत्ते वित्तमहं मन्ये शेषमन्यस्य रक्षसि ॥३॥

હે રાજન્! તમે જે ઉત્તમ પુરુષોને દાન આપો છો અને રોજ રોજ જેનો ઉપભોગ કરો છો, તે જ તમારું વિત્ત છે; તે સિવાયનું તમે જે ધન સાચવી રાખો છો તે તો બીજાનું જ છે, એમ મારું માનવું છે. ૩

त्याग एको गुणः श्लाघ्यः किमन्यैर्गुणराशिभिः।
त्यागाज्जगति पूज्यन्ते पशुपाषाणपादपाः ॥४॥

પોતાના ધનનો ત્યાગ-દાન તે જ એક વખાણવા યોગ્ય ગુણ છે; તે સિવાયના અનેક ગુણો હોય તેથી શું? ત્યાગને લીધે આ જગતમાં પશુ, પથ્થર અને વૃક્ષો પણ પૂજાય છે. ૪

भवन्ति नरकाः पापात्पापं दारिद्र्यसंभवम्।
दारिद्र्यमप्रदानेन तस्माद्दानपरो भवेत् ॥५॥

પાપને લીધે નરક ભોગવવાં પડે છે, ગરીબાઈને લીધે પાપ જન્મે છે, દાન નહિ આપવાથી ગરીબાઈ આવે છે; માટે સદા દાનપરાયણ રહેવું જોઈએ. ૫

ग्रासादपि तदर्धं च कस्मान्नो दीयतेऽर्थिषु।
इच्छानुरूपो विभवः कदा कस्य भविष्यति ॥६॥

ઘેર માગવા આવેલા યાચકોને પોતાના કોળિયા-માંથી અડધો કોળિયો પણ આપવો; કારણ કે આપણી ઇચ્છા પ્રમાણે વૈભવ મળે ત્યારે આપવાનું મુલતવી રાખવામાં તો એવો વૈભવ ક્યારે કોને મળવાનો છે? ૬

गौरवं प्राप्यते दानान्न तु वित्तस्य सञ्चयात्।
स्थितिरुच्चैः पयोदानां पयोधीनामधः स्थितिः ॥

ધનનો સંગ્રહ કરવાથી ગૌરવ વધતું નથી; પરંતુ દાન આપવાથી ગૌરવ વધે છે. જળ આપનાર મેઘોની સ્થિતિ ઊંચે છે. પરંતુ જળ સંચય કરનાર સાગર નીચે રહે છે. ૭

दारिद्रान्भर कौन्तेय मा प्रयच्छेश्वरे धनम् ।
व्याधितस्यौषध पथ्य नीरुजस्य किमौषधै ॥८॥

હે કુંતિપુત્ર યુધિષ્ઠિર મહારાજ! જે સાધનસંપન્ન છે, તેને દાન નહિ આપતા ગરીબોના ભરણપોષણ કરો, કારણ કે જેને રોગ થયો છે, તેને ઔષધ–દવા ફાયદાકારક છે, પરંતુ જે નીરોગી છે તેને ઔષધનો શો અર્થ છે? ૮

दातव्यमिति यद्दान दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दान सात्त्विक विदु ॥

દાન આપવું એ ફરજ છે એવી બુદ્ધિથી, બદલાની આશા વિના યોગ્ય સ્થળે, યોગ્ય સમયે યોગ્ય વ્યક્તિને જે અપાય છે, તેને સાત્ત્વિક દાન કહે છે ૯

उपार्जितानां वित्तानां त्याग एव हि रक्षणम् ।
तडागोदरसंस्थानां परिवाह इवाम्भसाम् ॥१०॥

જેમ તળાવના પેટાળમાં ખૂબ પાણી ભરાઈ ગયું હોય તો તે જળને વહેડાવી દેવું જોઈએ, તેમ કમાઈને ભેગા કરેલ ધનનું દાન કરવું, તે જ તેનું રક્ષણ છે

दानोपभोगवन्ध्या या सुहृद्भिर्या न भुज्यते ।
पुसा यदि हि सा लक्ष्मीरलक्ष्मी कतमा भवेत् ॥

જે લક્ષ્મી દાન અને ઉપભોગથી વાંઝણી રહેલી છે અને મિત્રો–સંબંધી જનો પણ જેનો ઉપયોગ કરતા નથી, તે લક્ષ્મીને જો લક્ષ્મી કહેવામાં આવે તો પછી અલક્ષ્મી કોને કહેવી? અર્થાત્ જેના દાન કે ભોગ ન થાય તે લક્ષ્મી જ નથી ૧૧

किं तया क्रियते लक्ष्म्या या वधूरिव केवला ।
या न वेश्येव सामान्या पथिकैरपि भुज्यते ॥

કુલની વધૂની જેમ જે લક્ષ્મી ઘરનો ખૂણો સેવતી હોય અને સામાન્ય પથિક જનો સામાન્ય વેશ્યાની જેમ જે લક્ષ્મીનો ઉપયોગ કરતા ન હોય, તે લક્ષ્મીથી કયું કાર્ય થઈ શકે? ૧૨

आयासशतलब्धस्य प्राणेभ्योऽपि गरीयस ।
गतिरेकैव वित्तस्य दानमन्या विपत्तय ॥१३॥

સેંકડો પ્રયત્ન પછી મળેલા અને પ્રાણથી પણ વિશેષ પ્રિય ધનની તો એક જ ગતિ છે કે તેનું દાન કરો બાકી તો આપત્તિઓ જ છે! ૧૩

दानेन श्लाघ्यतां यान्ति पशुपाषाणपादपा ।
दानमेव गुण श्लाघ्य किमन्यैर्गुणकोटिभि ॥

પશુ પથ્થર અને વૃક્ષ જેવા પદાર્થો પણ દાન આપવાને લીધે વખણાય છે દાન એ જ એક વખાણવા લાયક ગુણ છે, તે વિના બીજા કરોડો ગુણ શા કામના?

दान भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य ।
यो न ददाति न भुङ्क्ते तस्य तृतीया गतिर्भवति ॥

ધનને જવાના ત્રણ માર્ગ–ત્રણ ગતિ છે, દાન, ભોગ અને નાશ, જે આપતો નથી અને ભોગવતો નથી તેના ધનની ત્રીજી ગતિ–નાશ થાય છે ૧૫

यो न ददाति न भुङ्क्ते सति विभवे नेव तद् द्रव्यम् ।
तृणमयकृत्रिमपुरुषो रक्षति सस्य परस्यार्थ ॥१६॥

વૈભવ હોવા છતાં પણ જે આપતો નથી અને ભોગવતો નથી, તેનું દ્રવ્ય એ દ્રવ્ય જ નથી તે માણસ ખેતર સાચવવા બનાવેલા કૃત્રિમ પુરુષ–ચાડિયા જેવો છે ચાડિયાની જેમ તે અન્ન અને ધન બીજાને માટે સાચવી રાખે છે ૧૬

दातव्य भोक्तव्य सति विभवे सग्रहो न कर्तव्य ।
पश्यामि मधुकरीणा सचितमर्थं हरन्त्यन्ये ॥१७

જો વૈભવ હોય તો આપવું અને ભોગવવું જોઈએ, પરંતુ તેનો સંગ્રહ ન કરવો જોઈએ કારણ હું જોઉં છું કે મધમાખીઓએ ભેગું કરેલું મધ બીજા હરી જાય છે ૧૭

मीयता कथमभीप्सितमेषा दीयता द्रुतमयाचितमेव ।
त धिगस्तु कलयन्नपि वाञ्छामर्थिवागवसर सहते य ॥

યાચકોના મનની ઇચ્છાને કોઈ પણ રીતે જાણી લો અને તેઓ માગે તે પહેલાં જ તેમને તરત આપી દો યાચકના મનની ઇચ્છાને જાણી લેવા છતાં તેને બોલવાનો અવસર સહન કરનાર ધનિકને ધિક્કાર છે ૧૮

प्रापितेन चटुकाकुविडम्बं लम्भितेन बहुयाचनलज्जाम् ।
अर्थिना यदघमर्जति दाता तन्न लुम्पति विलम्ब्य ददान ॥

ખુશામતના વચનો બોલવામાં યાચક જે વિડંબણા ભોગવે છે તેમ જ ઘણી વખત યાચના કરવામાં જે શરમ અનુભવે છે તેવા યાચકને ઘણા વિલંબે દાન આપનાર દાતાને જે પાપ લાગે છે, તે પાપ આપવા છતાં પણ ધોવાતું નથી ૧૯

यत्प्रदेयमुपनीय वदान्यैर्दीयते सलिलमर्थिजनाय ।
याचनोक्तिविफलत्वविशङ्कात्रासमूर्छनचिकित्सितमेतत् ॥

આપવાનું દ્રવ્ય પાસે લાવીને દાતાઓ યાચકના હાથમાં જે સંકલ્પનું જળ આપે છે તે જળ તો યાચકની મૂર્છાને દૂર કરનાર ઔષધ જેવું છે અને તે યાચનાની માગણી નિષ્ફળ જશે એ ત્રાસથી આવેલ મૂર્છાને દૂર કરે છે ૨૦

अर्थिने न तृणवद्धनमात्र किंतु जीवनमपि प्रतिपाद्यम् ।
एवमाह कुशवज्जलदायी द्रव्यदानविधिरुक्तिविदग्ध ॥

'યાચના કરનારને તણખલાની જેમ તુચ્છ ગણીને ધન આપવુ, તે પૂરતુ નથી, પરંતુ તેને પોતાનુ જીવન પણ આપવાનુ છે' એમ કન્યાદાનના સંકલ્પનો શુદ્ધ વિધિ કહે છે, કારણ કે સંકલ્પમા દર્ભ સાથે જળ લેવાનો વિધિ છે, તે દર્ભ ધનનો અને જળ જીવનનો સૂચક છે ૨૧

पङ्कसकरविगर्हितमर्हं न श्रिय कमलमाश्रयणाय ।
अर्थिपाणिकमल विमल तद्वासवेश्म विदधीत सुधीस्तत् ॥

લક્ષ્મીને આશ્રય આપનાર કમળ કાદવનો સંગ કરે છે, તેથી નિંદવા યોગ્ય બનતું નથી, એમ વિચારીને ડાહ્યો ધનિક જન યાચક જનના હાથરૂપી કમળને લક્ષ્મીનુ નિવાસ-ઘર બનાવે છે અર્થાત્ યાચકને લક્ષ્મી આપે છે ૨૨

दानपात्रमधमर्णमिहैकग्राहि कोटिगुणित दिवि दायि ।
साधुरेति सुकृतैर्यदि कर्तुं पारलौकिककुसीदमसीदत् ॥

દાનને પાત્ર યાચક જન એવો કરજદાર છે કે જે આ લોકમા એક (રૂપિયો) લઈને પરલોકમા કરોડ (રૂપિયા) આપનાર છે તેથી જેણે પુણ્ય કર્યા હોય, તે ધનિક જન જ આ લોકમા દાન આપીને પરલોકમા વ્યાજ ધન મેળવે છે ૨૩

अर्थो विनैवार्थनयोपसीदन्नाल्पोऽपि धीरैरवधीरणीय ।
मान्येन मन्ये विधिनावितीर्णः स प्रीतिदायी बहुमन्तुमर्ह ॥

યાચના કર્યા સિવાય મળેલુ ધન દાન વગેરે કરવાથી ખૂટી જાય તો તથી પોતાની જાતનો જરા પણ તિરસ્કાર કરવો નહિ, કારણ કે માન આપવા યોગ્ય વિધિએ જે થોડુ ઘણુ ધન આપ્યુ છે, તે પ્રીતિ આપનાર હોવાથી તેને વિશેષ કરીને માની લેવુ એમ હુ માનુ છુ ૨૪

दानेन भूतानि वशीभवन्ति दानेन वैराण्यपि यान्ति नाशम् । परोऽपि बन्धुत्वमुपैति दानैर्दानं हि सर्वव्यसनानि हन्ति ॥२५॥

સર્વ પ્રાણીઓ દાન આપવાથી વશ થાય છે, દાનથી વેરી જનોના વેર પણ નાશ પામે છે, દાનથી પારકો પણ પોતાનો બંધીજન બની જાય છે, એ રીતે દાન સર્વ કષ્ટો હરી લે છે ૨૫

तुरगशतसहस्र गोगनाना च लक्ष
कनकरजतपात्र मेदिनीं सागरान्ताम् ।
विमलकुलवधूना कोटिकन्याश्च दद्या
न्नहि नहि सममेतैरन्नदान प्रधानम् ॥२६॥

હજારો ઘોડા આપો, લાખો ગાયો અને હાથીઓ આપો, સોનાચાંદીના વાસણ આપો, સમુદ્ર સુધીની પૃથ્વી આપો, સારા કુળની નવવધૂઓ અને કન્યાઓના કરોડો દાન કરો, પરંતુ સર્વ દાનોમા મુખ્ય અન્નદાન છે, તેની તોલે બીજુ કોઈ દાન નથી ૨૬

काम वाच कतिचित्फला सन्तु लोके कवीना
सन्त्येवान्या मधुरिपुकथा सततात्कामदोग्ध्य ।
वित्त काम भवतु विफल दत्तमश्रोत्रियेभ्य
पात्रे दत्तैर्भवति हि धनैर्धन्यता भूरिदातु ॥२७॥

કવિજનોની કેટલીક સામાન્ય કાવ્યવાણી ભલે આ લોકમાં નિષ્ફળ ન થાઓ, પરંતુ મધુસૂદન કૃષ્ણ ભગવાનની સ્તુતિ કરવાથી તેમની કેટલીક વાણી કામ ધેનુની જેમ સર્વ મનોરથ પૂરનારી બને છે, તેજ રીતે અશ્રોત્રિય કુપાત્રને દાન આપવાથી થોડુ ધન ભલે નિષ્ફળ જાઓ, પરંતુ તેમા કેટલાકવાર કોઈ અજ્ઞાત સુપાત્રને પણ દાન અપાઈ જાય છે અને એ ધનથી દાન આપનારની ધન્યતા થાય છે ૨૭

देय भो अधने धन सुकृतिभिर्ना सचित सर्वदा
श्रीकर्णस्य बलेश्च विक्रमपतेरद्यापि कीर्ति स्थिता ।
आश्चर्यं मधु दानभोगरहित नष्ट चिरात्सचित
निर्वेदादिति पाणिपादयुगल घर्षन्त्यहो मक्षिका ॥२८

હે ધનિક પુરુષો ! નિર્ધનને ધન આપવુ, કારણ કે પુણ્યશાળી જનોએ તેનો સંચય કર્યો નથી કર્ણ રાજા, બળિરાજા અને વિક્રમરાજાનો યશ અત્યાર સુધી સ્થિર રહ્યો છે આશ્ચર્યની વાત તો એ છે કે માખીએ મધનો લાંબા કાળ સુધી સંચય કર્યો અને તેનો દાન કે ભોગમા ઉપયોગ કર્યા નહિ, તોપણ તેમનુ તે મધ રૂપ ધન નાશ પામ્યુ અને તે ખેદથી મધમાખીઓ પોતાના હાથપગ ઘસે છે ૨૮

## લોભની નિંદા

लोभ प्रतिष्ठा पापस्य प्रसूतिर्लोभ एव च ।
द्वेषक्रोधादिजनको लोभ पापस्य कारणम् ॥ १ ॥

લોભ પાપનુ સ્થાન છે તેમ જ લોભ જ પાપને જન્મ આપનાર છે, લોભ દ્વેષ ક્રોધ વગેરેને ઉત્પન્ન કરનાર છે તેમ જ લોભ પાપનુ કારણ છે ૧

लोभात्क्रोध प्रभवति लोभात्काम प्रजायते ।
लोभान्मोहश्च नाशश्च लोभ पापस्य कारणम् ॥२॥

લોભથી ક્રોધ જન્મે છે, લોભથી કામ જન્મે છે, લોભથી મોહ અને નાશ પણ જન્મે છે, માટે લોભ પાપનુ કારણ છે ૨

लोभात्क्रोधः प्रभवति क्रोधाद् द्रोहः प्रवर्तते ।
द्रोहेण नरकं याति शास्त्रज्ञोऽपि विचक्षणः ॥ ३ ॥

લોભથી ક્રોધ જન્મે છે, ક્રોધથી દ્રોહ પ્રગટે છે અને દ્રોહથી શાસ્ત્રને જાણનાર વિચક્ષણ પુરુષ હોય તોપણ તે નરકને પામે છે. ૩

मातरं पितरं पुत्रं भ्रातरं वा सुहृत्तमम् ।
लोभाविष्टो नरो हन्ति स्वामिनं वा सहोदरम् ॥४॥

લોભથી ઘેરાયેલો માણસ માતા, પિતા, પુત્ર, ભાઈ, શ્રેષ્ઠ હિતેચ્છુ-મિત્ર અને સ્વામીને કે સહોદરને પણ મારી નાખે છે. ૪

लोभेन बुद्धिश्चलति लोभो जनयते तृषाम् ।
तृषार्तो दुःखमाप्नोति परत्रेह च मानवः ॥ ५ ॥

લોભથી બુદ્ધિ ચળે છે, લોભ તૃષ્ણા પેદા કરે છે અને તૃષ્ણાથી પીડાતો માણસ આ લોક કે પરલોકમાં દુઃખ પામે છે. ૫

लोभाविष्टो नरो वित्तं वीक्षते न स चापदम् ।
दुग्धं पश्यति मार्जारो यथा न लगुडाहतिम् ॥६॥

જેમ બિલાડી દુધને જુએ છે; પરંતુ પોતાને માથે ઉગામાયેલી લાકડીને જોતી નથી તેમ લોભિયો માણસ ધનને જુએ છે; પરંતુ આપત્તિને જોતા નથી. ૬

प्रायेण धनिनामेव धनलोभो निरन्तरम् ।
पश्य कोटिद्वयोपेतं लक्षाय प्रणतं धनुः ॥ ७ ॥

ઘણું ખરું તો જે ધનિકો છે, તેમને જ નિરંતર ધનનો લોભ રહ્યા કરે છે. જુઓને! ધનુષ્ય બે કોટિ-(છેડા, કરોડ)થી યુક્ત છે, છતાં તે લક્ષ (નિશાન, લાખ) માટે નમે છે, અર્થાત્ બે કરોડ રૂપિયા હોય, તે પણ લાખ રૂપિયા માટે ફાંફાં મારે છે. ૭

लोभः सदा विचिन्त्यो लुब्धेभ्यः सर्वतो भयं दृष्टम् ।
कार्याकार्यविचारो लोभविमूढस्य नास्त्येव ॥ ८ ॥

લોભ કરવા માટે સદા ચિંતા કરવાની હોય છે; તેમજ લોભિયા જનોથી દરેક રીતે ભય જોવામાં આવે છે; કારણ કે જે માણસ લોભથી મૂઢ બનેલ હોય તેને કરવું કે ના કરવું, તે વિષેનો વિવેક વિચાર રહેતો નથી.

सत्यप्रशमतपोभिः शस्त्रधनैः शास्त्रवेदिभिर्विजितः ।
लोभोऽवटं प्रविष्टः कुटिलं हृदयं किराटीनाम् ॥९॥

જ્યારે લોભ સત્ય, શમતા અને તપ આચરનાર તેમજ શસ્ત્રરૂપી ધનવાળા અને શાસ્ત્રને જાણકાર માણસોથી જિતાઈ ગયો, ત્યારે વણિક જાતિના કુટિલ હૃદયરૂપી વાડામાં જઈને પેસી ગયો. ૯

स्नेहोपपन्न इति पूर्णदशाविशेष-
शाली स्वमात्मनि वसुप्रकरं निधाय ।
लब्धोदये तमथ गृह्णति पद्मबन्धौ
दीपा भवन्ति कलुषा बलवान् हि लोभः ॥ १० ॥

રાત્રિના સમયે સૂર્યે જોયું કે દીવો સ્નેહ(તેલ)થી ભરપૂર છે અને તેમની દશા (દિવેટ,સ્થિતિ) પૂરેપૂરી સારી છે; ત્યારે તેણે પોતાનાં કિરણોરૂપી ધન(વસુ)નો સમૂહ તેને આપી દીધો; પરંતુ જ્યારે પોતાનો ઉદય થયો, ત્યારે કમળના મિત્ર બનેલા એવા સૂર્યે તે કિરણસમૂહ પાછો લઈ લીધો; તેથી દીવા ફીકા થઈ ગયા. ખરેખર લોભ તો બળવાન છે અર્થાત્ પોતાની દશા સુધરવા છતાં, બીજાને આપેલ ધન ધનિકો પાછું માગી લે છે, તે લોભનું કારણ છે. ૧૦

यद्दुर्गामटवीमटन्ति विकटं क्रामन्ति देशान्तरं
गाहन्ते गहनं समुद्रमथनक्लेशं कृषिं कुर्वते ।
सेवन्ते कृपणं पतिं गजघटासंघट्टदुःसंचरं
सर्पन्ति प्रधनं धनान्धितधियस्तल्लोभविस्फूर्जितम् ॥११

ધનથી જેની બુદ્ધિ આંધળી થયેલ છે, એવા લોકો ગહન જંગલમાં ભટકયા કરે છે, દેશવિદેશના વિકટ માર્ગો ખેડે છે, સમુદ્રને વલોવવાનો કલેશ સહીને પણ સમુદ્રમા પ્રવેશ કરે છે, ખેતી કરે છે, કંજૂસ સ્વામીની સેવા કરે છે તેમ જ હાથીઓનાં ગંડસ્થળોના ઘસારા-વાળા યુદ્ધના વિકટ માર્ગો પર ફર્યા કરે છે; ખરેખર! આ બધાં કાર્યો એ લોભના વિલાસો છે. ૧૧

## ઉદારની પ્રશંસા

शतेषु जायते शूरः सहस्रेषु च पण्डितः ।
वक्ता दशसहस्रेषु दाता भवति वा न वा ॥ १ ॥

સો પુરુષોમાં એક શૂરવીર પેદા થાય છે, હજારમાં એક વિદ્વાન થાય છે, દશ હજારમા એક વક્તા બને છે; પરંતુ દાતાર પુરુષ તો ભાગ્યેજ કોઈક થાય કે ન પણ થાય. ૧

दातारं कृपणं मन्ये मृतोऽप्यर्थं न मुञ्चति ।
अदाता हि धनत्यागी धनं हित्वा हि गच्छति ॥२॥

ખરી રીતે તો જે દાતા છે, તે જ કંજૂસ છે; કારણ કે તે પોતે મરણ પામે છે, છતાં પણ તે ધન છોડતો નથી અર્થાત્ દાનનું પુણ્ય તેની સાથે જ જાય છે; તેમ જ જે દાન આપતો નથી તે જ ખરેખર ધનનો ત્યાગી છે; કારણ કે તે ધન આ લોકમાં છોડીને ચાલ્યો જાય છે. ૨

रक्षन्ति कृपणाः पाणौ द्रव्य क्रव्यमिवात्मनः ।
तदेव सन्तः सततमुत्सृजन्ति यथा मलम् ॥३॥

ધનને પોતાના માંસ-રક્તની જેમ કંજૂસ લોકો તેને પોતાના હાથમા રાખી મૂકે છે; પરંતુ સત્પુરુષો એ ધનનો મળની જેમ ત્યાગ કરે છે. ૩

याचितो यः प्रहृष्येत दत्त्वा च प्रीतिमान्भवेत् ।
तं दृष्ट्वाप्यथवा श्रुत्वा नरः स्वर्गमवाप्नुयात् ॥४॥

કોઈ યાચના કરે, તો જે માણસ હરખાય અને તેને દાન આપીને પોતે પ્રીતિવાળો થાય, તે માણસને જોઈને અથવા સાભળીને પણ માણસ સ્વર્ગને મેળવે.૪

आकारमात्रे विज्ञाते संपादितमनोरथाः ।
ते धन्या ये न शृण्वन्ति दीनाः कामार्थिनां गिरः ॥

યાચકોની દીન વાણી ન સાભળતા જેઓ તેમની આકૃતિ માત્ર જોઈને, તેમના મનોરથોને પૂરા કરે છે તે ઉદાર માણસો ધન્ય છે ૫

कर्णलङ्घिगुणोत्कर्षास्त्यागिनो धन्विनस्तथा ।
निष्फलान्न विमुञ्चन्ति मार्गणान्संमुखे स्थितान् ॥६॥

જેમ કાન સુધી ગુણ(પણછની દોરી)ને ખેંચનારા ધનુર્ધારી ક્ષત્રિયો પોતાની સામે ધનુષ્ય પર રહેલા બાણોને નિષ્ફળ છોડતા નથી તેમ કાને સાભળેલા ગુણો વડે આકર્ષણ પામીને આવેલા યાચકોને ત્યાગી જનો નિષ્ફળ કરતા નથી. ૬

देहि देहीति जल्पन्ति त्यागिनोऽर्थिनोऽपि च ।
आलोकयन्ति भारं स्यादस्ति नास्तीति न कचित् ॥

ત્યાગી ઉદાર જનો અને યાચક જનો બને 'આપો-આપો' એ પ્રકારના શબ્દો બોલતા હોય છે તેમજ 'લોકો જુએ છે,' 'ભાર થઈ જશે,' 'છે' અને 'નથી' એ પ્રકારના શબ્દો બનેમાથી કાઈ બોલતા નથી

युध्यन्ते पक्षिपशवः पठन्ति शुकसारिकाः ।
दातुं शक्नोति यो वित्तं स शूरः स च पण्डितः ॥८॥

પક્ષીઓ અને પશુઓ પણ લડતા હોય છે તેમજ મેના-પોપટ પણ મીઠા શબ્દો ભણતા હોય છે; તેથી તે શરવીર કે પંડિત કહેવાતા નથી; પરંતુ જે ધન આપી શકે છે તે જ શૂરવીર છે અને તે જ પંડિત છે.

अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥९॥

જેનું ચિત્ત નાનું છે, એવા હલકા પુરુષોને આ પોતાનો અને આ પારકો એવી ગણના હોય છે; પરંતુ જેમના ચરિત ઉદાર છે, તેમને માટે તો આખી પૃથ્વી કુટુંબ જેવી છે. ૯

लक्ष्मीपयोधरोत्सङ्गकुङ्कुमारुणितो हरेः ।
धन्यो बलिः स येनास्य भिक्षापात्रीकृतः करः ॥१०॥

વિષ્ણુ ભગવાનનો હાથ લક્ષ્મીજીના સ્તન પર રહેલ કેસરથી લાલ થયેલો છે; તે હાથને જેણે ભિક્ષાના પાત્ર તરીકે બનાવ્યો, તે બળિરાજાને ધન્યવાદ છે. ૧૦

कर्णस्त्वचं शिबिर्मांसं जीवं जीमूतवाहनः ।
ददौ दधीचिरस्थीनि नास्त्यदेयं महात्मनाम् ॥

કર્ણરાજાએ પોતાની ચામડી સાથે જડાયેલ કવચ કુંડલ, શિબિરાજાએ પોતાના શરીરનુ માસ, જીમૂતવાહને પોતાનો જીવ અને દધીચિ ઋષિએ પોતાનાં હાડકાં આપી દીધા. ખરેખર મહાત્મા પુરુષો પાસે એવી કોઈ ચીજ નથી, કે જે તેઓ દાનમાં ન આપી શકે. ૧૧

दाता नीचोऽपि सेव्यः स्यान्निष्फलो न महानपि ।
जलार्थी वारिधिं त्यक्त्वा पश्य कूपं निषेवते ॥१२॥

નીચ માણસ પણ દાતાર હોય, તો તેની સેવા કરવી; પરંતુ મોટો માણસ નિષ્ફળ હોય, તો તેની સેવા કરવી નહિ. જુઓ, પાણી પીવાની ઇચ્છાવાળો માણસ મહાસાગરને છોડીને કૂવાને સેવે છે. ૧૨

सैव परं न विनश्यति तनुरपि या श्रीर्निवेशिता सत्सु ।
अवशिष्यते हिमांशोः सैव कला या स्थिरा शम्भौ ॥

ચંદ્રની એક કલા શંકરના મસ્તક પર હોવાથી કાયમ રહે છે, એ રીતે સજ્જનોમા જેણે નિવાસ કર્યો છે, એવી લક્ષ્મી થોડી હોય, તોપણ તે નાશ પામતી નથી ૧૩

कियती पञ्चसहस्री कियती लक्षाप्यकोटिरपि कियती ।
औदार्योन्नतमनसां रत्नवती वसुमती कियती ॥१४॥

જે દાતાર પુરુષોના મન ઉદારતાને કારણે ઉન્નત બનેલા છે, તેમને પાચ હજારની ગણનાનો શો હિસાબ, તેમને લાખ કે કરોડનો પણ શુ હિસાબ, તેમ જ રત્નથી ભરેલી પૃથ્વીનો પણ તેમને શુ હિસાબ? ૧૪

नाक्षराणि पठता किमपाठि पाठितोऽपि किमु विस्मृत एव । इत्थमर्थिजनसंशयदोलाखेलनां खलु चकार नकारः ॥१५॥

'ઉદાર પુરુષો બાળપણમા જ્યારે વર્ણમાળાના અક્ષરો ભણવા હતા ત્યારે તે લોકો 'નકાર' ભણ્યા નહિ હોય અથવા તો નકાર ભણ્યા હશે, તો શુ પાછળથી ભૂલી ગયા હશે?' એ રીતે દાતાના મુખે નકાર ન સાંભળનાર યાચક જનો સંશયરૂપી હીંચકા પર ઝૂલ્યા કરતા હોય છે. ૧૫

## કૃપણની નિંદા

कृपणेन समो दाता न भूतो न भविष्यति ।
अस्पृशन्नेव वित्तानि य परेभ्य प्रयच्छति ॥१॥

કંજૂસ જેવો દાતાર કોઈ થયો નથી અને થવાનો નથી, કારણ કે તે પોતાનુ બધુ ધન એને હાથ પણ અડાડ્યા વિના મરણ પછી બીજાને આપી દે છે ૧

यदर्ज्यते परिक्लेशैरर्जित यन्न भुज्यते ।
विभज्यते यदन्तेऽन्यै कस्यचिन्मास्तु तद्धनम् ।

ઘણા કલેશો વેઠ્યા પછી, જે ધનની કમાણી થાય છે, કમાણી થયા પછી જે ધન ભોગવી શકાતુ નથી અને છેવટ બીજાઓ જેને વહેચી લે છે, એવુ ધન કોઈને ન હજો ૨

यत्करोत्यरति क्लेश तृष्णा मोह प्रजागरम् ।
न तद्धन कदर्याणा हृदये व्याधिरेव स ॥३॥

જે ધન પ્રેમ છોડાવે તેમજ ક્લેશ, તૃષ્ણા, મોહ અને ઉજાગરો કરાવે તે ધન નથી, પરતુ કંજૂસ માણસોના હૃદયમા રહેલો તે રોગ જ છે ૩

मृत्यु शरीरगोप्तार धनरक्ष वसुन्धरा ।
दुश्चारिणी च हसति स्वपतिं पुत्रवत्सलम् ॥४॥

જે પોતાના શરીરને ઘણુ સાચવે છે, તેને જોઈને મૃત્યુ હસે છે, જે ધનની રક્ષા કરે છે, તેને પૃથ્વી હસે છે તેમજ પોતાના પુત્ર પર પ્રેમ રાખનાર પતિને જોઈને વ્યભિચારિણી સ્ત્રી હસે છે ૪

त्यागभोगविहीनेन धनेन धनिनो यदि ।
भवाम किं न तेनैव धनेन धनिनो वयम् ॥

જે ધનનો ત્યાગ કે ભોગમા ઉપયોગ થતો નથી, તે ધનથી જો કંજૂસ માણસ ધનિક ગણાતો હોય, તો પછી એ જ ધનથી અમે પણ શા માટે ધનિક ન ગણાઈએ ? ૫

दानोपभोगरहिता दिवसा यान्ति यस्य वै ।
स लोहकारभस्त्रेव श्वसन्नपि न जीवति ॥६॥

જેના દિવસો દાન કે ભોગથી રહિત ચાલ્યા જાય છે તે માણસ લુહારની ધમણની જેમ ફક્ત શ્વાસ લેનારો છે, તે જીવતો નથી ૬

अबुधैरर्थलाभाय पण्यस्त्रीभिरिव स्वयम् ।
आत्मा सस्कृत्य सस्कृत्य परोपकरणीकृत ॥७॥

ધનનો લાભ થાય એટલા માટે મૂર્ખ લોકોએ બજારુ વેશ્યાઓની જેમ પોતાની જાતને ટાપટીપથી સજાવી સજાવીને કેવળ બીજાના કામમા જ જોડી દીધી હોય છે ૭

कृपणेन शवेनेव मृतेनापि न दीयते ।
मास वर्धयता तेन काकस्योपकृति कृता ॥८॥

કૃપણ માણસ તો મરેલા શબ જેવો છે શબ જેમ કોઈને કઈ આપી શકતુ નથી તેમ આ કૃપણ પણ કોઈને કઈ આપતો નથી વળી કૃપણ કરતા તો શબ સારુ છે, કારણ કે કૃપણ તો પોતાના શરીરનુ માસ જ વધારી જાણે છે જ્યારે શબ તો પોતાના માસ વડે કાગડાઓ ઉપર પણ ઉપકાર કરે છે ૮

बोधयन्ति न याचन्ते भिक्षाद्वारा गृहे गृहे ।
दीयता दीयता नित्यमदातु फलमीदृशम् ॥९॥

ઘેર ઘેર ફરીને ભિક્ષા માગનારા યાચકો ખરી રીતે ભિક્ષા માગતા નથી, પણ ભિક્ષા માગવા દ્વારા બધાને ઉપદેશ આપે છે કે 'તમે આપો, આપો, કારણ કે નહિ આપનારને અમારા જેવુ (ભીખ માગવાનુ) ફળ ભોગવવુ પડે ૯

द्वार द्वार रटन्तीह भिक्षुका पात्रपाणय ।
दर्शयन्त्येव लोकानामदातु फलमीदृशम् ॥१०॥

જેના હાથમા ભિક્ષાનુ પાત્ર છે એવા ભિક્ષુકો બારણે બારણે ભટકે છે અને લોકોને બતાવે છે કે, 'જે દાન નહિ આપે, તેમને અમારા જેવુ ફળ ભોગવવુ પડશે' ૧૦

न दातु नोपभोक्तु च शक्नोति कृपण श्रियम् ।
किं तु स्पृशति हस्तेन नपुसक इव स्त्रियम् ॥११

જેમ નપુસક માણસ સ્ત્રીનો હાથથી સ્પર્શ કરે છે તેમ કંજૂસ માણસ લક્ષ્મીનો પોતાના હાથથી સ્પર્શ કરે છે તે લક્ષ્મીને આપી શકતો નથી તેમ પોતે ભોગવી પણ શકતો નથી ૧૧

किंशुके किं शुक कुर्यात्फलितेऽपि बुभुक्षित ।
अदातरि समृद्धेऽपि किं कुर्युरुपजीविन ॥१२॥

કેસૂડાના ઝાડ પર ફૂલ આવ્યા હોય, પણ એથી ભૂખ્યો પોપટ તેને શુ કરે ? કારણ કે તે ફૂલ ખવાતા નથી તેવી રીતે સ્વામી સમૃદ્ધિવાળા હોય તોપણ દાતાર ન હોય તો સેવકજનો તેને શુ કરે ? ૧૨

वर विभवहीनेन प्राणै सतर्पितोऽनल ।
नोपचारपरिभ्रष्ट कृपण प्रार्थितो जन ॥१३॥

જેની પાસે વૈભવ નથી એવા માણસે પોતાના પ્રાણ આપીને અગ્નિને તૃપ્ત કરવા તે સારુ છે, પરતુ જે આદરસત્કાર વગેરે જાણતો નથી એવા કંજૂસ માણસ પાસે પ્રાર્થના કરવી, તે સારુ નથી ૧૩

उदारचरितात्त्यागी याचित कृपणोऽधिक ।
एको धन तत प्राणानन्य प्राणास्ततो धनम् ॥

જેના ચરિત ઉદાર છે એવા દાતાર પુરુષ કરતા કંજૂસ ચડિયાતો છે, કારણ કે દાતાર પહેલા ધન આપીને પછી પ્રાણ ત્યજે છે અને કૃપણ તો પ્રાણ આપીને પછી ધનનો ત્યાગ કરે છે ૧૪

सोपभोक्तुमपि क्लीबो जानात्युपचितां श्रियम् ।
ग्राम्यो विरागयत्येव रमयन्नपि कामिनीम् ॥

નપુંસક મદમાતી સ્ત્રીને રમાડતો હોય તોપણ તેને રાગ વિનાની કરી મૂકે છે, તેવી રીતે ખૂબ જ વધેલી લક્ષ્મીને કંજૂસ પુરુષ ભોગવી શકતો નથી ૧૫

कृपण स्ववधूसङ्ग न करोति भयादिह ।
भविता यदि मे पुत्र स मे वित्त हरेदिति ॥

આ લોકમા જે કંજૂસ છે, તે પોતાની સ્ત્રીનો સગ પણ એવા ભયને કારણે નથી કરતો કે, 'જો મારે પુત્ર થશે તો તે મારા ધનને હરી લેશે ' ૧૬

यदधोऽध क्षितौ वित्त निचखान मितपच ।
तदधोनिलय गन्तु चक्र पन्थानमग्रत ॥१७॥

કંજૂસ માણસ જેમ જેમ નીચે અને નીચે ખોદીને ધનને દાટે છે તેમ તેમ તે નીચે નરકમા જવાનો માર્ગ આગળથી કરી રાખે છે ૧૭

निजसौख्य निरुन्धानो यो धनार्जनमिच्छति ।
परार्थं भारवाहीव क्लेशस्यैव हि भाजनम् ॥१८॥

પોતાના સુખસગવડ રોકી રાખનાર જે કંજૂસ પુરુષ ધન પેદા કરવાને ઇચ્છે છે, તે તો ભારને વહન કરનારો છે તેમ જ બીજાને માટે ક્લેશનુ જ પાત્ર બને છે ૧૮

असम्भोगेन सामान्य कृपणस्य च धन परैः ।
अस्येदमिति सम्बन्धो हानौ दु खेन गम्यते ॥

કંજૂસ પાસે જે ધન હોય છે તેને તે ભોગવતો ન હોઈ તે ધન તેને માટે પારકાના ધનના જેવુ જ છે એ ધન એનુ હતુ એ પ્રમાણેનો એ ધનની સાથેનો તેનો સબધ એ ધનનો નાશ થયે જ્યારે તે દુખી બને છે ત્યારે જ ફક્ત બીજાઓથી જાણવામા આવે છે કંજૂસને પોતાના ધન વડે સુખી થતો જોઈને એ ધન એનુ છે એવુ જાણવાનો બીજાઓને વખત જ આવતો નથી ૧૯

सति द्राक्षाफले क्षीरे मृदामास्वादन मुदे ।
अहो मातुरिय रीति कृपणे गर्भवर्तिनि ॥२०॥

ખરેખર, જ્યારે કંજૂસ માણસ માતાના ગર્ભમા આવ્યો હોય ત્યારે તેની માતાને ઘરમા દ્રાક્ષ અને દૂધ જેવા ભોગ્ય પદાર્થો હોવા છતા, માટીના સ્વાદથી આનંદ થાય છે ૨૦

अदातुर्मानस क्वापि न स्पृशन्ति कवेर्गिर ।
दोषायैवातिवृद्धस्य विलासास्तरुणीकृता ॥२१॥

જેમ યુવાન સ્ત્રીઓએ જે વિલાસો કર્યા હોય તે અત્યત વૃદ્ધ જન માટે દોષનુ જ કારણ બને છે, તેમ જે કંજૂસ માણસ છે, તેના મન સુધી કવિની વાણી પહોચી શકતી નથી ૨૧

शरण किं प्रपन्नानि विषवन्मारयन्ति किम् ।
न त्यजन्ते न भुज्यन्ते कृपणेन धनानि यत् ॥२२॥

આ બધા ધન શુ કંજૂસને શરણે ગયા હશે કે પછી ઝેરની જેમ તેને મારી નાખનારા હશે ? કારણ કે કંજૂસ માણસો ધનનો ત્યાગ કરતા નથી તેમ તેને ભોગવતા પણ નથી ૨૨

धन यदिह मे दत्से विधे मा देहि कर्हिचित् ।
औदार्य धनिनो देहि यन्मदीये हृदि स्थितम् ॥२३॥

હે વિધાતા ! તુ મને આ લોકમા ધન આપવા ઇચ્છતો હોય તો તે ધન મને આપતો નહિ પરતુ મારા હૃદયમા જે ઉદારતા રહેલી છે, તે ધનિકને આપજે ૨૩

वीणेव श्रोत्रहीनस्य लोलाक्षीव विचक्षुष ।
व्यसो कुसुममालेव श्री कदर्यस्य निष्फला ॥२४॥

બહેરાને વીણાની જેમ આંધળાને સુદર સ્ત્રીની જેમ અને મરેલાને પુષ્પની માળાની જેમ કંજૂસને મળેલી લક્ષ્મી નકામી છે ૨૪

लुब्धो न विसृजत्यर्थं नरो दारिद्र्यशङ्कया ।
दातापि विसृजत्यर्थं तयैव ननु शङ्कया ॥२५॥

દરિદ્રતા આવશે એ શકાથી કંજૂસ માણસ ધનનો ત્યાગ કરતો નથી પરતુ 'ધન નહિ આપુ તો દરિદ્રતા આવશે ' એ જ શકાથી દાતાર ધન આપે છે

दैववशादुत्पन्ने सति विभवे यस्य नास्ति भोगेच्छा ।
न च परलोकसमीहा स भवति धनपालको मूर्ख ॥२६

નસીબના સયોગે જેને વૈભવ મળેલો છે, છતા પણ જે કંજૂસ માણસને તેના ભોગની ઇચ્છા થતી નથી, તેમ જ દાન આપીને પરલોક મેળવી લેવાની ઇચ્છા પણ જાગતી નથી તે કેવળ ધનની ચોકી કરનારો મૂર્ખ છે

उपभोगकातराणा पुरुषाणामर्थसचयपराणाम् ।
कन्यामणिरिव सदने तिष्ठत्यर्थ परस्यार्थे ॥२७॥

જે પૈસા ભેગા કરવામા જ મશગૂલ છે અને તેને ભોગવવામા બીકણ છે, એવા ધનિક માણસોના ઘરમા રહેલી લક્ષ્મી ઉત્તમ કન્યાની જેમ પારકાને માટે જ હોય છે.

यदि भवति धनेन धनी क्षितितलनिहितेन भोगरहितेन ।
तस्माद्वयमपि धनिनस्तिष्ठति न पातालो मेरु ॥२८॥

જેણે પોતાનું ધન પૃથ્વીમાં દાટેલું છે અને તેનો ભોગ કરતો નથી; એવો કંજૂસ માણસ જો પોતાના ધનથી ધનિક કહેવાતો હોય, તો અમે પણ ધનિક છીએ; કારણ કે પૃથ્વીતલ પરનો સોનાનો મેરુ પર્વત અમારો પણ છે (જેનો ઉપભોગ થતો નથી). ૨૮

नन्दनरेन्द्रद्रविणैर्दुष्कृतमिह किमपि विहितमतिघोरम्।
वसुधातलोष्मपाको विरमति नाद्यापि यत्तेभ्यः ॥२९॥

(એમ કહેવાય છે કે પાટલીપુત્રના નંદ રાજાએ નવ કરોડ સોનામહોર પૃથ્વીમાં દાટી હતી, તે હજી પણ છે.) તે સોનામહોરોએ એવાં તે શા અતિઘોર પાપ કર્યાં હશે કે તેમનાથી જે પૃથ્વીના પેટાળમાં ગરમી થઈ છે, તેનો બાફ હજી સુધી શાંત થતો નથી. ૨૯

दृढतरनिबद्धमुष्टेः कोशनिषण्णस्य सहजमलिनस्य।
कृपणस्य कृपाणस्य च केवलमाकारतो भेदः ॥ ३० ॥

કૃપણ–કંજૂસ અને કૃપાણ–તલવાર એ બંનેમાં ફક્ત આકારનો ભેદ છે; બાકી બંનેમાં ખૂબ સરખાપણું છે, જેમ કે કૃપાણની મૂઠ મજબૂત રીતે બાંધેલી હોય છે, તેમ કૃપણની મૂઠી બીજાને આપવા માટે છૂટતી નથી; કૃપાણ જેમ મ્યાન (કોશ)માં પુરાઈ રહે છે, તેમ કૃપણ ખજાના(કોશ)માં જ ભરાયેલો રહે છે; કૃપાણ જેમ કુદરતી રીતે કાળી (મલિન) છે, તેમ કૃપણ સ્વભાવે મલિન હોય છે. ૩૦

कृपणस्य समृद्धीनां भोक्तारः सन्ति केचिदतिनिपुणाः।
जलसंपदोऽम्बुराशेर्यान्ति वशं शश्वदौर्वाग्नेः ॥३१॥

જેમ જળનો સંચય કરનાર સમુદ્રની જળસંપત્તિ કાયમ વાડવાગ્નિને વશ હોય છે, તેમ કંજૂસ માણસની સમૃદ્ધિઓને પોતાને વશ રાખી ભોગવનારા કેટલાક અતિ નિપુણ પુરુષો હોય છે. ૩૧

प्राप्तानपि न लभन्ते भोगान्भोक्तुं स्वकर्मभिः कृपणाः।
मुखपाकः किल भवति द्राक्षापाके बलिभुजां हि ॥३२

જ્યારે દ્રાક્ષ પાકીને ખાવાલાયક થાય છે, ત્યારે કાગડાનાં મુખ પાકી જાય છે; તેમ કંજૂસ માણસો પોતાને પ્રાપ્ત થયેલા ભોગોને પણ પોતાનાં કર્મોને કારણે ભોગવી શકતા નથી. ૩૨

अतिसाहसमतिदुष्करमत्याश्चर्यं च दानमर्थानाम्।
योऽपि ददाति शरीरं न ददाति स वित्तलेशमपि ॥

ધનનું દાન કરવું એ કંજૂસ માટે અત્યંત સાહસરૂપ, અત્યંત દુષ્કર અને અતિશય આશ્ચર્યજનક કામ હોય છે. એટલે તો કંજૂસ માણસ પોતાનું શરીર આપી દે છે, પણ જરાક જેટલું ધન આપતો નથી.

केचित्स्वभावलुब्धास्तीव्रतरां यातनामपि सहन्ते।
न तु संत्यजन्ति वित्तं मात्सर्यमिवाधमाः सततम् ॥

જેમ હલકા માણસો માત્સર્ય–ગર્વને કદી છોડતા નથી. તેમ સ્વભાવે કંજૂસ એવા માણસો અત્યંત તીવ્ર વેદનાને સહન કરશે; પરંતુ પૈસા છોડશે નહિ. ૩૪

मेघा इवातिलुब्धा भवन्ति धनलवणवारिबहुतृष्णाः।
तृणलवमिव निजदेहं त्यजन्ति लेशं न वित्तस्य ॥३५॥

જેમ મેઘોને ખારા જલની તૃષ્ણા ઘણી હોય છે, તેમ લોભિયા જનો ધનના ખૂબ જ તરસ્યા હોય છે; એટલે તે લોકો તણખલાની તોલે ગણીને પોતાના દેહનો ત્યાગ કરે છે, પરંતુ જરા જેટલા દ્રવ્યનો ત્યાગ કરતા નથી. ૩૫

अर्थिनि कवयति कवयति पठति च पठति स्तवोद्यते स्तौति। पश्चाद्यामीत्युक्ते कृपणः प्रणतोऽञ्जलिं कुरुते ॥ ३६ ॥

જ્યારે યાચક જન કવિતા ગાય છે, ત્યારે કંજૂસ ગાવા લાગે છે; જ્યારે યાચક કોઈ પાઠ ભણે છે, ત્યારે કંજૂસ પાઠ ભણવા લાગે છે; જ્યારે યાચક સ્તુતિ શરૂ કરે છે, ત્યારે કંજૂસ સ્તુતિ કરવા લાગે છે અને જ્યારે યાચક જન 'હું જાઉં છું' એમ કહે, ત્યારે તે કૃપણ નમ્ર થઈને બે હાથ જોડે છે (આપવાનું તો તે શીખ્યો જ નથી). ૩૬

याचमानजनमानसवृत्तेः पूरणाय बत जन्म न यस्य। तेन भूमिरतिभारवतीयं न द्रुमैर्न गिरिभिर्न समुद्रैः ॥ ३७ ॥

આ પૃથ્વી વૃક્ષો, પર્વતો અને સમુદ્રોથી ભારવાળી નથી; પરંતુ કંજૂસથી ઘણી જ ભારવાળી બની છે કે, જે માણસનો જન્મ યાચના કરનાર ગરીબના મનની વૃત્તિને સંતોષવા માટે થયો નથી. ૩૭

मा धनानि कृपणः खलु जीवंस्तृष्णयार्पयतु जातु परस्मै। तत्र नैष कुरुते मम चित्रं यत्तु नार्पयति तानि मृतोऽपि ॥

તૃષ્ણાને વશ થવાને કારણે કંજૂસ માણસ જીવતો હોય, ત્યારે બીજાને ધન ન આપે, તેમાં મને વિસ્મય થતું નથી; પરંતુ તે મરવા પડેલો હોય છે ત્યારે પણ ધન આપતો નથી એથી મને આશ્ચર્ય થાય છે. ૩૮

लोक एष परलोकमुपेता हा विधाय निधने धनमेकः।
इत्यमुं खलु तदस्य निनीषत्यर्थिबन्धुरुदयद्दयचित्तः ॥

પોતાનું ધન આ લોકમાં ખજાનામાં મૂકીને કંજૂસ માણસો પરલોક ચાલ્યા જાય છે. તેથી જેના ચિત્તમાં

દયા જાગેલી છે, એવો યાચક જન કંજૂસની સાથે તેનું ધન પણ પરલોકમાં જાય, એવું ઇચ્છે છે. અર્થાત્ યાચકને આપેલું દાન જ પરલોકમાં સાથે આવવાનું છે.

फलं स्वेच्छालभ्यं प्रतिवनमखेदं क्षितिरुहां
पयः स्थाने स्थाने शिशिरमधुरं पुण्यसरिताम् ।
मृदुस्पर्शा शय्या सुललितलता पल्लवमयी
सहन्ते संतापं तदपि धनिनां द्वारि कृपणाः ॥४०॥

વને વને ઊગેલાં વૃક્ષોનાં ફળ મરજી પ્રમાણે ખાવાને મળે છે; પવિત્ર નદીઓનાં મીઠાં અને ઠંડાં જળ ઠેકાણે ઠેકાણે હોય છે; તાજા પાનવાળી અને સુંદર લતાઓથી ભરેલી કોમળ સ્પર્શવાળી પથારી જંગલમાં હોય છે; તોપણ હીન માણસો ધનિકોને ત્યાં જઈને સંતાપ સહન કરે છે. ૪૦

यदेते साधूनामुपरि विमुखाः सन्ति धनिनो
न चेषावज्ञैषामपि तु निजवित्तव्ययभयम् ।
अतः खेदो नास्मिन्परममनुकम्पैव भवति
स्वमांसत्रस्तेभ्यः क इह हरिणेभ्यः परिभवः ॥४१॥

ધનિક જનો સારા માણસોથી વિમુખ હોય છે; તેમાં તેઓ સારા માણસોનો તિરસ્કાર કરે છે એમ ન સમજવું; પરંતુ તેમને ભય છે કે સજ્જનોને બોલાવવાથી પોતાના ધનનો વ્યય થશે. આથી સારા માણસોએ તે ધનિક જનો વિષે ખેદ ન કરવો; પરંતુ તેમના પર દયા લાવવી; કારણ કે હરણું પોતાનું માંસ હરાઈ જાય તે ત્રાસથી દૂર ભાગી જાય છે, તેને કોઈ અપમાન સમજતું નથી. ૪૧

जहाति सहसासनं झटिति पृच्छति स्वागतं
नमस्यति मुहुर्मुहुः श्रुतिमनोहरं भाषते ।
ददाति कुसुमं फलं शिथिलयत्यभीष्टां क्रिया-
महो न परिचीयते कृपणवञ्चनाचातुरी ॥ ४२ ॥

ખરેખર કંજૂસ માણસ બીજાને છેતરવામા જે ચતુરાઈ વાપરે છે, તે આપણી સમજણમાં આવતી નથી. આગંતુકને જોઈને તરત જ તે આસન છોડીને ઊભો થઈ જાય છે, આપણા ખબર–અંતર–સ્વાગત પૂછે છે, વારંવાર નમસ્કાર કરે છે, કર્ણને પ્રિય એવું વચન બોલે છે, ફળફૂલ આપે છે અને આવનારના મનની અભિલાષાને શિથિલ કરી દે છે. ૪૨

अयश्चणकचर्वणं फणिफणामणेः कर्षणं
करेण गिरितोलनं जलनिधेः पदा लङ्घनम् ।
प्रसुप्तहरिबोधनं निशितखड्गसंस्पर्शनं
कदाचिदखिलं भवेन्न च शठाद्धनस्यार्जनम् ॥ ४३ ॥

લોઢાના ચણા ચાવવા હોય, સર્પની ફણા પર રહેલ મણિને ખેંચી લેવો હોય, હાથથી પર્વતને તોળવો હોય, સમુદ્રને પગથી ઓળંગવો હોય, સૂતેલા સિંહને જગાડવો હોય તેમ જ તીક્ષ્ણ તલવારને અડકવું હોય; એ બધુ કદાચ બની શકે; પરંતુ કૃપણ પાસેથી ધન મેળવી શકાય એ અસંભવિત છે. ૪૩

## યાચકનિંદા

वेपथुर्मलिनं वक्त्रं दीना वाग्गद्गदः स्वरः ।
मरणे यानि चिह्नानि तानि चिह्नानि याचके ॥

શરીરે કંપારી. મલિન મુખ, દીનતાભરી વાણી, ગદ્‌ગદ સ્વર, એ રીતે જે ચિહ્નો મરતી વખતે જોવા મળે છે, તે જ ચિહ્નો યાચકના શરીરે જોવા મળે છે. ૧

विद्यावतः कुलीनस्य धनं याचितुमिच्छतः ।
कण्ठे पारावतस्येव वाकरोति गतागतम् ॥२॥

જેમ કબૂતરની વાણી ગળામા જ ઘોરાયા કરે છે, તેમ વિદ્વાન અને કુલીન માણસ ધનની યાચના કરવા ઇચ્છા કરે ત્યારે તેની વાણી ગળાની અંદર આવજા કરે છે; પણ તે વાણી બહાર નીકળતી નથી. ૨

दक्षिणाशाप्रवृत्तस्य प्रसारितकरस्य च ।
तेजस्तेजस्विनोऽर्कस्य ह्रियतेऽन्यस्य का कथा ॥

જેણે દક્ષિણ દિશા તરફ કિરણો ફેલાવ્યા છે એવા તેજસ્વી સૂર્યના તેજ પણ હણાય છે, તો તેણે દક્ષિણાની આશાથી પોતાનો હાથ ફેલાવ્યો છે, એવા તેજસ્વી પુરુષના તેજ પણ હરાઈ જાય છે, તો પછી બીજાની શુ વાત કહેવી ? ૩

साधुरेवार्थिभिर्याच्यः क्षीणवित्तोऽपि सर्वदा ।
शुष्केऽपि हि नदीमार्गे खन्यते सलिलार्थिभिः ॥

નદીનો માર્ગ સુકાઇ ગયો હોય તોપણ જલની ઇચ્છાવાળા માણસો નદીમા ખાડા ખોદે છે, તે રીતે યાચક જનોએ સાધુપુરુષ પાસે ધનની માગણી કરવી, ભલે તેનુ ધન ક્ષીણ થયુ હોય । ૪

तृणादपि लघुस्तूलस्तूलादपि च याचकः ।
वायुना किं न नीतोऽसौ मामेवं याचयिष्यति ॥५

તણખલાં કરતાં રૂ હલકું છે અને યાચક તો રૂ કરતાં પણ હલકો છે; તો પછી તેને વાયુ કેમ ઉડાડી જતો નથી ? તે પ્રશ્નનો ઉત્તર એ છે કે, 'વાયુએ વિચાર કર્યો કે, હું તેની પાસે જઈશ તો મારી પાસે પણ યાચના કરી તે મને શરમાવશે.' ૫

देहीति वचनं श्रुत्वा हृदिस्थाः पञ्चदेवताः ।
मुखान्निर्गत्य गच्छन्ति श्रीह्रीधीधृतिकीर्तयः ॥६॥

'આપો' એ પ્રકારનું વચન સાભળતાંની સાથે જ યાચકના હૃદયમાં રહેલા પાંચ દેવો : લક્ષ્મી, લજ્જા, બુદ્ધિ, ધીરજ અને કીર્તિ મુખમાં થઈને નીકળી આવ્યા જાય છે. ૬

नवीनदीनभावस्य याचकस्यातिमानिनः ।
वचोजीवितयोरासीत्पुरोनिःसरणे रणः ॥७॥

જે અત્યંત માની છે અને છતાં તેને દીનતા પહેલી જ વાર આવેલી છે, એવા યાચક જનને જ્યારે યાચના કરવી પડે છે, ત્યારે તેના મુખમાથી પહેલી વાણી નીકળે કે જીવન નીકળે તે માટે બન્ને વચ્ચે યુદ્ધ થાય છે અર્થાત્ તેને માગવુ અને મરવું બરાબર લાગે છે. ૭

अदृष्टमुखभङ्गस्य युक्तमन्धस्य याचितम् ।
अहो बत महत्कष्टं चक्षुष्मानपि याचते ॥८॥

આંધળો યાચના કરે છે તે વખતે ધનિક જે મુખ વાંકું કરે છે, તે જોવાની તે આંધળા યાચકને તક મળતી નથી; તેથી આધળો યાચના કરે તે તો જાણે બરાબર છે; પરંતુ મહાકષ્ટની વાત તો એ છે કે, નેત્રવાળો માણસ પણ યાચના કરે છે. ૮

गतेर्भङ्गः स्वरो हीनो गात्रे खेदो महद्भयम् ।
मरणे यानि चिह्नानि तानि चिह्नानि याचके ॥

ગતિમાં ભંગ પડે, સ્વર મંદ બને, શરીરે ખેદ થાય અને મહાન ભય લાગે; એ રીતે મરણ સમયે જેટલાં ચિહ્નો હોય છે, તે બધાં ચિહ્નો યાચકમા હોય છે. ૯

दारिद्र्यानलसंतापः शान्तः संतोषवारिणा ।
याचकाशाविघातान्तर्दाहः केनोपशाम्यते ॥१०॥

ગરીબાઈ રૂપ અગ્નિનો સંતાપ સંતોષરૂપી જળથી શાંત થાય છે, પરતુ યાચકની આશા ભંગ થવાથી તેના હૃદયમાં જે દાહ થાય છે, તે શાથી શાંત થાય ? ૧૦

दारिद्र्यस्य परा मूर्तिर्याञ्चा न द्रविणाल्पता ।
अपि कौपीनवाञ्शम्भुस्तथापि परमेश्वरः ॥११॥

શંકર એકલા લંગોટીવાળા છે, તોપણ તે પરમેશ્વર ગણાય છે; તેવી રીતે ઓછુ ધન હોવુ, તે ગરીબાઈ નથી; પરંતુ યાચના કરવી, તે ગરીબાઈની સાક્ષાત્ મૂર્તિ છે. ૧૧

वदनाच्च वहिर्यान्ति प्राणा याञ्चाक्षरैः सह ।
ददामीत्यक्षरैर्दातुः पुनः कर्णाद्विशन्ति हि ॥१२॥

'મને આપો' એ પ્રકારના યાચનાના અક્ષરોની સાથે દરિદ્રના પ્રાણ તેના મુખમાંથી બહાર નીકળે છે અને 'હું આપું છું' એ પ્રમાણે દાતાએ બોલેલા અક્ષરોની સાથે તે યાચકના બહાર નીકળેલા પ્રાણ કાન દ્વારા તેના શરીરમાં પાછા પ્રવેશ કરે છે. ૧૨

देहीति वस्तुकामस्य यद्दुःखमुपजायते ।
दाता चेत्तद्विजानीयाद्दद्यात्स्वपिशितान्यपि ॥१३॥

'આપો' એમ કહેવાની ઇચ્છાવાળા યાચકને જે દુઃખ થાય છે, તે દુઃખને જો દાતાર જાણે તો તે યાચકને પોતાનું માસ પણ આપી દે. ૧૩

काक आह्वयते काकान्याचको न तु याचकान् ।
काकयाचकयोर्मध्ये वरंकाको न याचकः ॥१४॥

કાગડો અને યાચક એ બન્નેની સરખામણીમાં 'કાગડો સારો છે, યાચક નહિ' એમ કહેવું પડે કારણ કે કાગડો કાગડાને બોલાવે છે, પણ યાચક યાચકને બોલાવતો નથી. ૧૪

तीक्ष्णधारेण खड्गेन वरं जिह्वा द्विधा कृता ।
न तु मानं परित्यज्य देहि देहीति भाषितम् ॥

તીણી ધારવાળા ખડ્ગથી આ જીભના બે કટકા કરી દેવા તે સારું; પરંતુ માન છોડીને 'આપો, આપો' એમ બોલવુ પડે, તે સારું નથી. ૧૫

पुरतः प्रेरयत्याशा लज्जा पृष्ठावलम्बिनी ।
ततो लज्जाशयोर्मध्ये दोलयत्यर्थिनां मनः ॥१६

આશા યાચકને આગળ જવા પ્રેરણા આપે છે; પરંતુ લજ્જા તેને પછવાડે અટકાવી રાખે છે; તેને કારણે યાચક જનોના મન લજ્જા અને આશાની વચમા ડોલ્યા કરે છે. ૧૬

करान्प्रसार्य रविणा दक्षिणाशावलम्बिना ।
न केवलमनेनात्मा दिवसोऽपि लघूकृतः ॥१७॥

દક્ષિણ દિશા તરફ જનાર સૂર્યે કિરણો ફેલાવી પોતાનો આત્મા જ અલ્પ બનાવ્યો એમ નથી, પરંતુ દિવસેય નાનો કર્યો છે; એ રીતે દક્ષિણાની આશાવાળા યાચકે પોતાના હાથ ફેલાવીને પોતાના આત્માને જ હલકો નથી પાડ્યો પરંતુ તે દિવસને પણ હલકો બનાવી દીધો છે. ૧૭

एकेन तिष्ठताधस्तादन्येनोपरि तिष्ठता ।
दातृयाचकयोर्भेदः कराभ्यामेव सूचितः ॥१८॥

દાતાર અને યાચક બન્નેમા મોટો-નાનો કોણ, તે ભેદ તો તેમના હાથ વડે જ સૂચવાય છે; અર્થાત્ દાતારનો હાથ ઉપર હોય છે અને યાચકનો નીચે રહે છે. ૧૮

हृदि लज्जोदरे वह्निः स्वभावादग्निरुच्छ्रितः ।
तेन मे दग्धलज्जस्य पुनरागमनं नृप ॥१९॥

હે રાજન્ ! મારા હૃદયમા લજ્જા છે અને પેટમાં ભૂખનો અગ્નિ છે. હવે કુદરતી રીતે જ અગ્નિ ઉપર તરફ જનારી જ્વાળાવાળો હોય એટલે તેના વડે

હૃદયમા રહેલી લજ્જા બળી જવાથી હુ તમારી પાસે ફરીથી આવ્યો છુ ૧૯

सेवेव मानमखिल ज्योत्स्नेव तमो जरेव लावण्यम् ।
हरिहरकथेव दुरित गुणशतमप्यर्थिता हरति ॥

જેમ સેવા-નોકરી બધુ માન હરી લે છે, ચાદની જેમ અધકારને હરી લે છે ઘડપણ જેમ લાવણ્યને હરી લે છે અને જેમ હરિહરની કથા પાપને હરી લે છે, તેમ યાચકપણુ સેકડો ગુણોને પણ હરી લે છે ૨૦

याचकवीरो धन्य करदानग्राहक स्वदातृभ्य ।
कुरुते पराङमुख वा ह्यतिनम्र वा हरत्यसौ पुण्यम् ॥

પોતાના દાતાર પાસેથી હાથમા દાન લેનાર યાચક વીરને ધન્યવાદ છે, કારણ કે દાન લઈને તે આપનારને પરાઙ્મુખ કરે છે અથવા જો દાતાર નથી આપી શકતો તો અત્યત નમ્ર બની જાય છે અને જો દાતાર યાચકનુ અપમાન કરી તેને પાછો કાઢે છે તોપણ યાચક તેનુ પુણ્ય તો લઈ જ લે છે ૨૧

अनुसरति करिकपोल भ्रमर श्रवणेन ताड्यमानोऽपि।
गणयति न तिरस्कार दानान्धविलोचनो नीच ॥

કાન ફફડાવવાથી ભમરાને હાથીના કાન વાગે છે તોપણ તે હાથીના ગડસ્થળ પર ભમ્યા કરે છે, એ રીતે દાન લેવામા જેના નેત્ર આધળા થયેલા છે, એવો યાચક તિરસ્કારને ગણતો નથી ૨૨

कतरत्पुरहर परुष हालाहलकवलयाचनावचसो ।
एकैव तव रसज्ञा तदुभयरसतारतम्यज्ञा ॥२३॥

હે મહાદેવ, ત્રિપુરારિ ! હળાહળનુ પાન અને યાચનાનુ વચન એ બન્નેના સ્વાદ તમારી જીભ જાણે છે, માટે તમે જણાવો કે હાલાહલ ઝેર ખરાબ છે કે યાચનાનુ વચન ? ૨૩

अग्रे लघिमा पश्चान्महत्तापि विधीयते नहि महिम्ना।
वामन इति त्रिविक्रममभिदधति दशावतारविद ॥

પહેલવહેલી હલકાઈ આવ્યા પછી મોટો મહિમા ફેલાવવામા આવે, તોપણ તે હલકાઈ ઢકાતી નથી ! પહેલા ભગવાન વામન થયા પછી ત્રિવિક્રમ-વિરાટ પુરુષ બન્યા, પરતુ દશ અવતારોને જાણનાર માટે તો તે 'વામનજી' છે ૨૪

गुरुतामुपयाति यन्मृत पुरुषस्तद्विदित मयाधुना।
ननु लाघवहेतुरर्थिता न मृते तिष्ठति सा मनागपि ॥

માણસ મરણ પામ્યા પછી ભાર બની જાય છે, તેનું રહસ્ય મે હવે જાણી લીધુ મરણ પામેલા માણસને હલકા પાડનારી યાચના કરવાની વૃત્તિ જરા પણ હોતી નથી ૨૫

याचना हि पुरुषस्य महत्त्व नाशयत्यखिलमेव तथाहि । सद्य एव भगवानपि विष्णुर्वामनो भवति याचितुमिच्छन् ॥२६॥

યાચના એ તો માણસના બધા જ મહિમાનો નાશ કરે છે કારણ કે માગણી કરવા ઇચ્છતા ભગવાન વિષ્ણુ પણ વામન બન્યા ! ૨૬

उत्तमर्णधनदानशङ्कया पावकोत्थशिखया हृदिस्थया ।
देव दग्धवसना सरस्वती नास्यतो वहिरुपेति लज्जया ॥

હે રાજન્ ! લેણદારને ધન આપવુ પડશે એ ચિંતારૂપી અગ્નિની શિખા મારા હૃદયમા પ્રગટ થઈ છે, તેથી સરસ્વતીના વસ્ત્ર બળી ગયા છે એટલે તે લજ્જાને વશ થઈ, મારા મુખમાથી બહાર પ્રગટ થતી નથી ૨૭

नीचतामनवलम्ब्य जन को याचनादवचिनोति फलानि।
हन्त वामनपद प्रतिपेदे भिक्षुतामुपगतो जगदीश ॥२८

હલકાપણુ મેળવ્યા વિના કયો માણસ યાચનાથી ફળ મેળવે છે ? ખરેખર, જગતના ઈશ્વર વિષ્ણુ ભગવાન ભિક્ષુકપણુ કરવાને લીધે વામનપદને પામ્યા ! ૨૮

अन्यतो यदि निजोपचिकीर्षा मानहानिरिति भीतिरनीति । श्रीधरोऽपिहि बले: श्रियमिच्छन्मान मातनुतवामनमेव ॥ २९॥

બીજાની પાસેથી પોતાનો ઉપકાર કરાવવાની જો ઇચ્છા હોય, તો 'માનની હાનિ થશે ' એ પ્રકારે ભય રાખવો, તે તો અનીતિ છે લક્ષ્મીને ધારણ કરનાર વિષ્ણુ ભગવાન પણ બલિરાજા પાસેથી લક્ષ્મી મેળવવાને ઇચ્છતા હતા ત્યારે તેમણે પોતાનુ માન વામન-હલકુ બનવી દીધુ ૨૯

सतापिताना मधुरैर्वचोभिर्मिथ्योपचारैश्च वशीकृतानाम् । आशावता श्रद्धता च लोके किमर्थिना वञ्चयितव्यमस्ति ॥

મીઠા મધુર વચનોથી જેમને સતાપ આપેલો છે, ખોટા માનપાનથી જેમને વશ કરવામા આવેલા છે, જેઓ કેવળ આશા અને શ્રદ્ધા રાખી રહેલા છે, એવા અર્થી( અભિલાષાવાળા-યાચક-સેવક )જનોને હવે આ લોકમા છેતરવાપણામા શુ બાકી રહ્યુ છે ? ૩૦

स्वार्थं धनानि धनिकात्प्रतिगृह्णतो यद्
आस्य भजेन्मलिनता किमिद विचित्रम् ।
गृह्णन्परार्थमपि वारिनिधे पयोऽपि
मेघोऽयमेति सकलोऽपि च कालिमानम् ॥३१॥

મેઘ બીજા પર ઉપકાર કરવા માટે સમુદ્ર પાસેથી જળ લે છે, તોપણ તેનુ બધુ શરીર કાલિમાવાળુ

બની જાય છે; તો પછી પોતાનો સ્વાર્થ સાધવા યાચક જન ધનિક પાસેથી ધન લે અને તેથી તેનું મુખ મલિન બની જાય, તેમાં આશ્ચર્ય શું ? ૩૧

जनस्थाने भ्रान्तं कनकमृगतृष्णाकुलतया
वचो वैदेहीति प्रतिपदमुदश्रु प्रलपितम् ।
कृतालंकाभर्तुर्वदनपरिपाटीषु रचना
मयाप्तं रामत्वं कुशलवसुता न त्वधिगता ॥ ३२ ॥

જેમ ભગવાન રામ સોનાના મૃગને શોધવા જનસ્થાન અરણ્યમા ભમ્યા હતા; તેમ હું પણ સોનાના મૃગ જેવા દ્રવ્યને માટે, ગામેગામ ભટક્યો છું. જેમ રામ 'વૈદેહી' નામનો પુકાર કરતા આંખમાં આંસુ લાવીને વિલાપ કરતા હતા, તેમ હું પણ વૈ-ખરેખર 'દેહિ' આપો એ રીતે પુકાર કરતો જ્યાંત્યાં આંસુ લાવી વિલાપ કરતો હતો; જેમ રામે લંકાપતિના દશ મુખ પર બાણોની રચના કરી હતી, તેમ મેં પણ (कृतालं-काभर्तुः) ખરાબ સ્વામીના મુખ પર વચનની યાચનાઓ કરી હતી; એ રીતે મેં ભગવાન રામની પદવી મેળવી છે; પણ તેમાં ઊણપ એટલી છે કે, ભગવાન રામને કુશ અને લવ પુત્રો મળ્યા છે; પરંતુ મને કુશલ એવી વસુતા-સારી ધનિક સ્થિતિ મળી નથી. ૩૨

क्व गन्तासि भ्रातः कृतवसतयो यत्र धनिनः
किमर्थं प्राणानां स्थितिमनुविधातुं कथमपि ।
धनैर्याच्ञालब्धैर्ननु परिभवोऽभ्यर्थनफलं
निकारोऽग्रे पश्चाद्धनमहह भोस्तद्धि निधनम् ॥३३॥

'હે ભાઈ ! તું ક્યાં જઈશ ?' 'જ્યાં ધની પુરુષો નિવાસ કરીને રહ્યા છે ત્યાં.' 'શા માટે જઈશ ?' 'કોઈ રીતે પણ મારા પ્રાણ રહે તે માટે.' યાચનાથી મેળવેલા ધનથી તારો પરાભવ નહિ થાય ? કારણ કે યાચનાના ફળરૂપે પહેલો નિકાર-તિરસ્કાર મળે છે અને પછી ધન મળે છે. જો ધન પહેલાં નિકાર (તિરસ્કાર) મળતો હોય, તો તેજ નિધન-મરણ છે. અર્થાત્ ધન મેળવવા જતા તો નિધન જ મળે છે. ૩૩

पङ्गो वन्द्यस्त्वमसि न गृहं यासि योऽर्थी परेषां
धन्योऽन्ध त्वं धनमदवतां नेक्षसे यन्मुखानि ।
श्लाघ्यो मूकत्वमपि कृपणं स्तौषि नार्थाशया यः
स्तोतव्यस्त्वं बधिर न गिरं यः खलानां शृणोषि ॥३४॥

હે લંગડા માણુસ ! તું યાચક બનીને પારકા માણુસને ઘેર જઈ શકતો નથી, માટે વંદવા લાયક છે. હે આંધળા માણુસ ! તું ધનના મદવાળા લોકોનાં મુખ જોતો નથી, માટે વંદવા લાયક છે. હે મૂંગા માણુસ ! પૈસાની લાલચથી તું કંજૂસની સ્તુતિ કરતો નથી. માટે તું પણ વખાણુવા લાયક છે તેમ જ હે બહેરા માણુસ ! તું કપટી જનોની વાણી સાંભળતો નથી, માટે તું પણ સ્તુતિ કરવા લાયક છે. ૩૪

भ्रातर्धातरशेषयाचकजने वैरायसे सर्वथा
यस्माद्विक्रमशालिवाहनमहीभृन्मुञ्जभोजादयः ।
अत्यन्तं चिरजीविनो न विहितास्ते विश्वजीवातवो
मार्कण्डेयध्रुवलोमशप्रभृतयः सृष्टाः प्रभूतायुषः ॥३५॥

હે ભાઈ વિધાતા ! ખરેખર તું સર્વ રીતે બધા યાચક જનો પર વેર રાખે છે; કારણ કે વિશ્વને આપનારા એવા વિક્રમ, શાલિવાહન, મુંજ, ભોજ જેવા રાજાઓને તેં લાંબા આયુષ્યવાળા-ચિરંજીવી બનાવ્યા નહિ; પરંતુ માર્કંડેય, ધ્રુવ, લોમશ જેવા મહાત્માઓને તેં ઘણા જ લાંબા આયુષ્યવાળા બનાવ્યા છે. ૩૫

उड्डीना गुणपत्रिणः सुखफलान्याराद्विकीर्णान्यधः
पर्यस्ताः परितो यशःस्तबकिताः संपल्लतापल्लवाः ।
प्रागेवापसृतप्रमोदहरिणच्छाया कथान्तं गता
दैन्यारण्यमतंगजेन सहसा भग्नेऽभिमानद्रुमे ॥ ३६ ॥

જેમ જંગલનો હાથી ઝાડ ભાંગી નાખે છે ત્યારે પક્ષીઓ ઊડી જાય છે, ફલ વેરાઈ જાય છે, લતાપાન વીખેરાઈ જાય છે અને હરણુ તો પહેલેથી જ નાસી જાય છે, તેમ ગરીબાઈરૂપી જંગલના હાથીએ માનરૂપી વૃક્ષને ભાંગી નાખ્યું ત્યારે ગુણરૂપી પક્ષીઓ ઊડી ગયાં, સુખરૂપી ફળ ચોતરફ વેરાઈ ગયાં, યશરૂપી ગુચ્છાવાળા સંપત્તિરૂપી લતાના પાન ચારે તરફ પથરાઈ ગયા તેમ જ હર્ષરૂપી હરિણુની છાયા તો પહેલેથી જ ચાલી ગઈ હતી. ૩૬

शूराः केऽपि पुरःस्थितां रिपुनरश्रेणिं सहन्ते सुखं
धीराः केचन पञ्चबाणसदृशं कान्तादृगन्ताहतिम् ।
केचित्क्रूररवांश्च यक्षवदनान्दन्तीचपेटान्भटा
नैवार्थिप्रकरं प्रसारितकरं कश्चिद्विसोढुं क्षमः ॥३७॥

કેટલાક શૂરવીર પુરુષો પોતાની સામે ઊભા રહેલા શત્રુઓના સમૂહને સુખે સહન કરે છે, કેટલાક ધીરજનો કામદેવનાં પાંચ બાણો જેવા કાંતાના કટાક્ષપાતને સહન કરે છે તેમ જ કેટલાક સુભટ યોદ્ધાઓ ક્રૂર શબ્દવાળા સિંહો અને હાથીઓની લપડાક સહન કરે છે; પરંતુ ધનિક પાસે યાચના કરવા માટે ફેલાયેલા હાથને સહન કરવા કોઈ ધનિક શક્તિમાન નથી. અર્થાત્ ધનિક કોઈ તેની આગળ હાથ લંબાવેલા યાચકને સહન કરી શકતો નથી. ૩૭

दौर्गत्येन समीरिता हृदयतः कण्ठं समालम्बते
कण्ठात्कष्टतरं कथं कथमपि प्राप्नोति जिह्वाञ्चलम् ।
लज्जाकीलककीलितेव निबिडं तस्मान्न निर्यात्यहो
वाचा प्राणपरीक्षयेऽपि महतां देहीति नास्तीति च ॥

ભલે ને પ્રાણનો નાશ થાય; તોપણ યાચક બનીને 'આપો' અને દાતાર બનીને 'નથી' એ પ્રકારની વાણી મોટા પુરુષોના મુખમાંથી નીકળતી નથી. ધારો કે દરિદ્રતાને લીધે આ પ્રકારની વાણી બોલવાની પ્રેરણા થાય તો તે વાણી હૃદયથી પ્રગટ થઈ કંઠ સુધી આવે છે; ત્યાંથી ઘણા કષ્ટે કરીને કદાચ તે વાણી જીભ સુધી આવે; પણ ત્યાં તો લજ્જારૂપી ખીલાથી તે એવી તો દઢ રીતે જકડાઈ જાય છે કે ત્યાંથી બહાર આવતી જ નથી. ૩૮

वक्त्रादुद्रस मे हठादधिवस त्वं वाणि वक्रं मना-
गीशानां तदनु क्रुधा भजतु मां लक्ष्मीरिमानुज्झतु ।
पश्चात्तेषु पठत्सु मां प्रति यशोगाथावलीस्तृष्णया
वक्त्रं मय्यथ वक्रयत्यनुभवन्त्वेतेऽपि तद्यातनाम् ॥

હે વાણી! તુ મારા મુખમાથી બહાર નીકળ અને ઘડીભરને માટે ધનિક લોકોના મુખમાં હઠ કરીને પ્રવેશ કર. ત્યાર બાદ લક્ષ્મી તે ધનિકોનો ત્યાગ કરો અને મારામાં ક્રોધ પ્રગટ થાવ; એટલે તે લોકો તૃષ્ણાને વશ થઈ મારા યશની ગાથાઓ ગાતા હોય ત્યારે હું મારા મુખને વાંકું કરીશ એટલે મુખ વાંકું કરવાથી, યાચકોને શી પીડા થાય છે, તેનો તે લોકો અનુભવ કરશે. ૩૯

तावत्सर्वगुणालयः पटुमतिः साधुः सतां वल्लभः
शूरः सच्चरितः कलङ्करहितो मानी कृतज्ञः कविः ।
दक्षो धर्मरतः सुशीलगुणवांस्तावत्प्रतिष्ठान्वितो
यावन्निष्ठुरवज्रपातसदृशं देहीति नो भाषते ॥४०॥

જ્યાં સુધી માણસ કઠોર વજ્રપાત જેવું વચન 'આપો' એમ બોલતો નથી, ત્યાં સુધી તે સર્વ ગુણોનો ભંડાર છે, ચતુર બુદ્ધિવાળો છે, સજ્જન છે, સાધુજનોને પ્રિય છે. શૂરવીર છે, સારા ચરિતવાળો છે, કલંકરહિત છે, માનવાળો છે, કરેલા સારાં કાર્યોનો જાણકાર છે, કવિ છે, ડાહ્યો છે, ધર્મપરાયણ છે, સુશીલ છે, ગુણવાન છે અને પ્રતિષ્ઠાવાળો છે. ૪૦

आस्वाद्य स्वयमेव वच्मि महतीर्मर्मच्छिदो वेदना
मा भूत्कस्यचिदप्ययं परिभवो याच्ञेति संसारिणः ।
पश्य भ्रातरियं हि यौवनजराधिक्कारकेलिस्थली
मानम्लानमसी गुणव्यतिकरप्रागल्भगर्वच्युतिः ॥

મર્મને અડકનારી એવી જે મહાન વેદના છે, તેનો સ્વાદ ચાખીને હું પોતે જ જણાવું છું કે, 'કોઈ પણ સંસારી જનને આ યાચનારૂપ પરિભવ–તિરસ્કાર પ્રાપ્ત થશો નહિ; કારણ કે આ યાચના તો યૌવન અને વૃદ્ધાવસ્થાને ધિક્કારનારી ક્રીડાભૂમિ છે તેમ જ માનની હાંસી કરવામાં કાજળરૂપ છે અને ગુણોના ચાતુર્યને તોડનારી છે.'

प्राणानां वत किं ब्रुवे कठिनतां तैरेव साविष्कृता
निष्क्रामन्ति कथञ्चिदेव हि न ये याच्ञावचोभिः समम् ।
आत्मानं पुनराक्षिपामि विदितस्थैर्योऽपि येषामहो
मिथ्याशङ्कितत्तद्वियोगविधुरो यत्प्रार्थये सर्वशः ॥४२॥

મારા જે પ્રાણો યાચનાનાં વચનોની સાથે જ કોઈ પણ રીતે બહાર નીકળી જતા નથી; તે પ્રાણોની કઠિનતા માટે હું શું કહું? કારણ કે તેમણે પોતે જ પોતાની કઠોરતા પ્રગટ કરી છે. તે સાથે હું તે પ્રાણોની સ્થિરતાને જાણું છું, તોપણ હું મારી જાતની નિંદા કરું છું તેમ જ તે પ્રાણોનો વિયોગ થતાં હું તે વિનાનો વિધુર બની જઈશ. એવી ખોટી શંકા કરીને હું બધાની પાસે યાચના કરું છું. ૪૨

वासो वल्कलमास्तरः किसलयान्योकस्तरूणां तलं
मूलानि क्षतये क्षुधां गिरिनदीतोयं तृषाशान्तये ।
क्रीडा मुग्धमृगैर्वयांसि सुहृदो नक्तं प्रदीपः शशी
स्वाधीने विभवे तथापि कृपणा याचन्त इत्यद्भुतम् ॥

વલ્કલના વસ્ત્ર, પાંદડાંનુ બિછાનું, વૃક્ષોની નીચે રહેવાનુ ઘર, ભૂખની શાંતિ માટે કંદમૂળ, તરસ છિપાવવા પર્વતના ઝરણા, મુગ્ધ મૃગલાઓની સાથે રમત–ગમત, પક્ષીઓ, તેમ જ રાતે દીવારૂપે ચંદ્ર, એ રીતે બધા પ્રકારના વૈભવ પોતાના હાથમાં છે; છતા પણ બિચારા દીન જનો યાચના કરે છે, તે અદ્દભુત છે. ૪૩

सन्ति स्वादुफला वनेषु तरवः स्वच्छं पयो नैर्झरं
वासो वल्कलमाश्रयो गिरिगुहा शय्या लतावल्लरी ।
आलोकाय निशासु चन्द्रकिरणाः सख्यं कुरङ्गैः सह
स्वाधीने विभवेऽप्यहो नरपतिं सेवन्त इत्यद्भुतम् ॥

વનજંગલોમાં સ્વાદિષ્ટ ફળવાળાં વૃક્ષો છે, ઝરણાંઓનું નિર્મળ જળ છે, વલ્કલનાં વસ્ત્રો છે, ગિરિની ગુફા એ નિવાસ છે, વેલ–પાંદડાની બનેલી શય્યા છે. પ્રકાશ માટે રાત્રે ચંદ્રનાં કિરણ છે તેમ જ હરણા સાથે મિત્રતા છે; એ રીતે વૈભવ પોતાને આધીન છે, છતાં લોકો રાજાની સેવા કરે છે, એ આશ્ચર્ય છે. ૪૪

निष्कन्दाः किमु कन्दरोदरभुवः क्षीणास्तरूणां त्वचः
किं शुष्काः सरितः स्फुरद्गिरिगुरुग्रावस्खलद्वीचयः ।

प्रत्युत्थानमितस्ततः प्रतिदिनं कुर्वद्भिरुद्ग्रीविभि-
र्यद्द्वारार्पितदृष्टिभिः क्षितिभुजां विद्वद्भिरप्यास्यते ॥

ગુફાઓની અંદરની ભૂમિ શું કંદમૂળ વિનાની થઈ ગઈ છે? વૃક્ષોની છાલ ખૂટી ગઈ છે? જેમના તરંગો પર્વતોની મોટી શિલાઓ સાથે અથડાય છે, તે નદીઓ સુકાઈ ગઈ છે? કે જેથી વિદ્વાનો પણ દરરોજ ઊઠને આમતેમ ફેરવી ઊંચી કરીને રાજાઓનાં બારણાં તરફ નજર નાખીને બેસી રહે છે. ૪૫

कामं जीर्णपलाशसंहतिकृतां कन्थां वसानो वने
कुर्यामम्बुभिरप्ययाचितसुखैः प्राणानुबन्धस्थितिम् ।
साङ्गग्लानि सवेपितं सचकितं स्वान्तर्निदाघज्वरं
वक्तुं न त्वहमुत्सहे सकृपणं देहीति दीनं वचः ॥

જૂનાં પતરાળાંના સમૂહથી બનાવેલી ગોદડી ઓઢીને હું વનમાં રહીશ તેમ જ યાચના કર્યા વિના જે સુખ મળે છે. તેને અનુભવી હું મારા પ્રાણોને કેવળ જળથી નિભાવી રાખીશ; પરંતુ આખા અંગે ગ્લાનિ, કંપ, ભય તેમ જ અંતરમાં સંતાપના જ્વરને વેઠતો હું 'આપો' એ પ્રમાણે કૃપણતા ભરેલું દીન વચન બોલવાનો ઉત્સાહ રાખતો નથી. ૪૬

द्वारे द्वारे परेषामविरलमटति द्वारपालैः करालै-
र्दृष्टो योऽप्याहतः सन्रणति गणयति स्वापमानं तु नैव ।
क्षन्तुं शक्नोति नान्यं स्वसदृशमितरागारमप्याश्रयन्तं
श्वात्यात्मोदरार्थे कथमहह शुना नो समो याचकः स्यात्

વિકરાળ દ્વારપાળોથી જોવાતો યાચક બીજાઓનાં બારણે બારણે ભટક્યા કરે છે. તેઓ મારે છે ત્યારે પોકાર કરે છે, છતાં પોતાના અપમાનને ગણતો જ નથી. બીજાને ઘેર પોતાના જેવો બીજો કોઈ યાચક જન આવે, તો તેને તે સહન કરી શકતો નથી અને પોતાના પેટનો ખાડો પૂરવા ઘણો જ પ્રયત્ન કરે છે. ખરેખર! આવા યાચકને કૂતરાની સાથે કેમ ન સરખાવવો જોઈએ? ૪૭

## પરોપકારપ્રશંસા

परोपकारः कर्तव्यः प्राणैरपि धनैरपि ।
परोपकारजं पुण्यं न स्यात्क्रतुशतैरपि ॥ १ ॥

પોતાના પ્રાણ અને ધન બંનેથી પરોપકાર કરવો જોઈએ. પરોપકાર કરવાથી જે પુણ્ય થાય છે, તે સો યજ્ઞોથી પણ થતું નથી. ૧

धनानि जीवितं चैव परार्थे प्राज्ञ उत्सृजेत् ।
तन्निमित्तो वरं त्यागो विनाशे नियते सति ॥२॥

ડાહ્યા માણસે પરોપકાર માટે પોતાનાં ધન અને જીવનનો ત્યાગ કરવો જોઈએ; કારણ કે ધન અને જીવનનો નાશ તો થવાનો જ છે, તો પછી પરોપકાર નિમિત્તે તેનો ત્યાગ કરવો સારો છે. ૨

रविश्चन्द्रो घना वृक्षा नदी गावश्च सज्जनाः ।
एते परोपकाराय युगे दैवेन निर्मिताः ॥ ३ ॥

સૂર્ય, ચંદ્ર, મેઘ, વૃક્ષ, નદીઓ, ગાયો અને સજ્જનો એ બધાને દૈવે આ યુગમાં પરોપકાર માટે બનાવ્યાં છે. ૩

तृणं चाहं वरं मन्ये नरादनुपकारिणः ।
घासो भूत्वा पशून्पाति भीरून्पाति रणाङ्गणे ॥४॥

ઉપકાર ન કરનાર માણસ કરતાં તણખલાને હું શ્રેષ્ઠ માનું છું; કારણ કે એ ઘાસ થઈને પશુઓનું પાલન કરે છે અને રણમાં બીકણ જનોનું રક્ષણ કરે છે અર્થાત્ મોંમાં તણખલું રાખવાથી તેને કોઈ મારતું નથી.

परोपकृतिकैवल्ये तोलयित्वा जनार्दनः ।
गुर्वीमुपकृतिं मत्वा ह्यवतारान्दशाग्रहीत् ॥ ५ ॥

વિષ્ણુ ભગવાને પરોપકાર અને મોક્ષપદ બંનેને તોલી જોયાં તો ઉપકારનું ત્રાજવું નમેલું જોયું; તેથી પરોપકાર કરવા માટે વિષ્ણુએ દશ અવતાર ધારણ કર્યા.

आत्मार्थं जीवलोकेऽस्मिन्को न जीवति मानवः ।
परं परोपकारार्थं यो जीवति स जीवति ॥ ६ ॥

આ જીવલોકમાં પોતાને માટે કયો માનવ જીવતો નથી; પરંતુ જે પરોપકાર માટે જીવે છે, તે જ ખરું જીવે છે.

परोपकारशून्यस्य धिङ्मनुष्यस्य जीवितम् ।
यावन्तः पशवस्तेषां चर्माप्युपकरिष्यति ॥ ७ ॥

આ જગતમાં જેટલાં પશુઓ છે, તેમનું ચામડું પણ બીજાના ઉપયોગમાં આવે છે, તો પછી જેણે પરોપકાર કર્યો નથી, એવા માણસના જીવનને ધિક્કાર છે.

रागिणि नलिनीलक्ष्मीं दिवसो निदधाति दिनकरप्रभवाम्।
अनपेक्षितगुणदोषः परोपकारः सतां व्यसनम् ॥ ८ ॥

પોતામાં જેને અનુરાગ છે, એવા કમળને દિવસ સૂર્યથી પેદા થયેલી શોભાને આપે છે અર્થાત્ પરોપકાર કરવો, તે તો સજ્જનોનું વ્યસન–ટેવ છે, તેમાં ગુણદોષની પરવા હોતી નથી. ૮

कृत्स्नानुवृत्तयोऽपि हि परोपकारं त्यजन्ति न महान्तः ।
तृणमात्रजीवना अपि करिणो दानद्रवार्द्रकराः ॥ ९ ॥

ફક્ત ઘાસ પર જીવનારા એવા હાથીઓ પણ મદનાં દાન આપીને પોતાની સૂંઢો ને ગંડસ્થળને ભીનાં રાખે છે; તેમ મોટા પુરુષો ઘણા કષ્ટથી આજીવિકા નભાવતા હોય છે, તોપણ બીજાના પર ઉપકાર કરવાનું છોડતા નથી.

परोपकाराय फलन्ति वृक्षाः परोपकाराय वहन्ति नद्यः ।
परोपकाराय दुहन्ति गावः परोपकारार्थमिदं शरीरम्॥

વૃક્ષો પરોપકાર માટે ફળ આપે છે, નદીઓ પરોપકાર માટે વધે છે, ગાયો પરોપકાર માટે દૂધ આપે છે; ખરેખર આ શરીર પરોપકાર માટે જ છે. ૧૦

भवन्ति नम्रास्तरवः फलोद्गमै-
र्नवाम्बुभिर्भूरिविलम्बिनो घनाः ।
अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः
स्वभाव एवैष परोपकारिणाम् ॥ ११ ॥

ફળો આવતા વૃક્ષો નમ્ર બને (નીચા નમે) છે. નવીન જળથી ભરાવાને લીધે વાદળો પૃથ્વી તરફ નીચે આવે છે. સમૃદ્ધિઓ પ્રાપ્ત થતા સત્પુરુષો ઉદ્ધત ન બનતા નમ્ર બને છે. બીજા ઉપર ઉપકાર કરનારાઓનો આ સ્વભાવ જ છે

श्रोत्रं श्रुतेनैव न कुण्डलेन दानेन पाणिर्न तु कङ्कणेन ।
विभाति कायः खलु सज्जनानां परोपकारैर्न तु चन्दनेन॥

સજ્જનોના કાન શાસ્ત્ર સાંભળવાથી શોભે છે, કુંડલથી નહિ; હાથ દાનથી શોભે છે, કંકણથી નહિ તેમ જ શરીર પરોપકાર કરવાથી શોભે છે, ચંદનના લેપથી નહિ ૧૨

पद्माकरं दिनकरो विकचीकरोति
चन्द्रो विकासयति कैरवचक्रवालम् ।
नाभ्यर्थितो जलधरोऽपि जलं ददाति
सन्तः स्वयं परहितेषु कृताभियोगाः ॥१३॥

સૂર્ય કમળોના સમૂહને પ્રફુલ્લ કરે છે, ચંદ્ર પોયણીના સમૂહને ખીલવે છે અને મેઘ પ્રાર્થના કર્યા વિના જ પાણી આપે છે; એ રીતે સારા માણસો આપોઆપ જ પારકાના કાર્યો કરવામાં તત્પર હોય છે. ૧૩

दातुः परोपकृतिनिर्भरचित्तवृत्ते
रासन्नदूरगणना न हि संश्रितेषु ।
भानुर्विकासयति हन्त सरोजखण्डं
पाणिस्थपङ्कजसमं भुवनान्तरेषु ॥१४॥

સૂર્ય બીજાં સ્થળોમાં રહેલા કમળોનો પણ પોતાનાં હાથમાં રહેલ કમળની જેમ વિકાસ કરે છે, એ રીતે પરોપકારપરાયણ ચિત્તવૃત્તિવાળા જનનો આશ્રય લેનારા પાસે હોય કે દૂર હોય, તેની ગણના હોતી નથી.

## કૃતઘ્નનિંદા

ब्रह्मघ्ने च सुरापे च चोरे भग्नव्रते तथा ।
निष्कृतिर्विहिता लोके कृतघ्ने नास्ति निष्कृतिः ॥१॥

બ્રહ્મહત્યા કરનાર, સુરાપાન કરનાર, ચોરી કરનાર કે વ્રતનો ભંગ કરનાર પાપી જન માટે શાસ્ત્રમાં પ્રાયશ્ચિત્તનું વિધાન છે; પરંતુ જે કૃતઘ્નનું અર્થાત્ બીજાના કરેલા ઉપકારને ભૂલીને તેનું કાર્ય હણનારનું પ્રાયશ્ચિત્ત બતાવવામાં આવ્યું નથી. ૧

उपकारिणि विश्रब्धे शुद्धमतौ यः समाचरति पापम् ।
तं जनमसत्यसंधं भगवति वसुधे कथं वहसि ॥२॥

હે ભગવતી પૃથ્વી! ઉપકારી, વિશ્વાસુ અને શુદ્ધ બુદ્ધિવાળા પુરુષને વિષે પાપાચરણ કરનાર અને અસત્ય પ્રતિજ્ઞાઓ કરનાર જનને તમે કેવી રીતે ઉપાડી રહ્યાં છો?

व्योमनि वासं कुरुते चित्रं निर्माति यत्नतः सलिले ।
स्नपयति पवनं सलिलैर्यस्तु खले चरति सत्कारम् ॥

જે માણસ દુર્જન પુરુષનો સત્કાર કરે છે, તે તો આકાશમાં ખેતી કરે છે, જળમાં પ્રયત્ન કરીને ચિત્ર દોરે છે તેમ જ પવનને જળથી નવડાવે છે, અર્થાત્ તેનું કાર્ય નિષ્ફળ છે. ૩

शोकं मा कुरु कुक्कुर सत्त्वेष्वहमधम इति मुधा साधो ।
कष्टादपि कष्टतरं दृष्ट्वा श्वानं कृतघ्ननामानम् ॥४॥

હે ભલા કૂતરા! 'બધાં પ્રાણીઓમાં હું અધમ છું' એવો વ્યર્થ શોક તું કરીશ નહિ; કારણ કે તારાથી પણ વિશેષ કષ્ટ આપનાર એવો કૃતઘ્ન નામનો એક કૂતરો છે.

## સંતોષપ્રશંસા

संतोषामृततृप्तानां यत्सुखं शान्तचेतसाम् ।
कुतस्तद्धनलुब्धानामितश्चेतश्च धावताम् ॥१॥

શાંત ચિત્તવાળા જનો જે સુખ અનુભવે છે, તે સુખ આમ તેમ દોડાદોડી કરી રહેલા ધનના લોભી જનોને ક્યાંથી મળે? ૧

अकृत्वा परसन्तापमगत्वा खलनम्रताम् ।
अनुत्सृज्य सतां वर्त्म यत्स्वल्पमपि तद्बहु ॥२॥

બીજાઓને સંતાપ પમાડ્યા વિના, ખલ માણસો આગળ નમ્રતા બતાવ્યા વિના અને સત્પુરુષોના માર્ગનો ત્યાગ કર્યા વિના જે કંઈ થોડું પણ પ્રાપ્ત થાય તેને ઘણું સમજવું. ૨

आगमिष्यन्ति ते भावा ये भावा मयि भाविताः ।
अहं तैरनुगन्तव्यो न तेषामन्यतो गतिः ॥३॥

મારે માટે જે કાંઈ ભાવિ બનવાનું છે, તે પ્રમાણે મારી પાસે બધા પદાર્થો આવીને ઊભા રહેશે તેમ જ તે પદાર્થો મને અનુસરવાના છે; તે વિના તેમની બીજી ગતિ નથી. ૩

यो मे गर्भगतस्यापि वृत्तिं कल्पितवान्प्रभुः ।
शेषवृत्तिविधानाय स किं सुप्तोऽथवा मृतः ॥४॥

હું ગર્ભમાં હતો ત્યારે પણ જે ભગવાને મારી આજીવિકાને નિભાવી હતી, તે પ્રભુ મારો જન્મ થયા પછી પણ મારી આજીવિકા નિભાવવાના જ છે; કારણ કે તે ભગવાન શું સૂઈ ગયા છે કે મૃત્યુ પામ્યા છે? ૪

अप्रार्थितानि दुःखानि यथैवायान्ति देहिनाम् ।
सुखान्यपि तथायान्ति दैन्यमत्रातिरिच्यते ॥५॥

પ્રાણીઓને જેમ માગ્યા વિના જ દુઃખો આવી પડે છે; તેવી જ રીતે સુખો પણ આપોઆપ આવી મળે છે. તે મેળવવા દીનતા બતાવવી, તે વધારે પડતું છે. ૫

पञ्चमेऽह्नि षष्ठे वा शाकं पचति स्वे गृहे ।
अनृणी चाप्रवासी च स वारिचर मोदते ॥६॥

હે જલચર પ્રાણી! જેને માથે ઋણ નથી અને જેને (ધન મેળવવા) પ્રવાસ કરવો પડતો નથી, તે માણસ આનંદ કરે છે; પછી ભલે તેના ઘરમાં પાંચમે કે છઠ્ઠે દિવસે પણ રાંધવા માટે એકલું શાક જ હોય! ૬

आत्माधीनशरीराणां स्वपतां निद्रया स्वया ।
कदन्नमपि मर्त्यानाममृतत्वाय कल्पते ॥७॥

જેમનાં શરીર પોતાને આધીન છે, તેમ જ જે પોતે સુખે નિદ્રા લે છે, તેવા મનુષ્યોને ખાવા માટે હલકું અન્ન મળતું હોય, તોપણ અન્ન અમૃતના જેવું બની જાય છે. ૭

सर्वत्र संपदस्तस्य सन्तुष्टं यस्य मानसम् ।
उपानद्गूढपादस्य ननु चर्मावृतेव भूः ॥८॥

પગને જોડાથી ઢાંક્યા હોય, તેને માટે આખી પૃથ્વી ચામડાથી ઢાંકેલી છે, તેમ જેનુ મન સંતોષી છે, તેને બધે ઠેકાણે સંપત્તિઓ રહેલી છે. ૮

ते धन्याः पुण्यभाजस्ते तैस्तीर्णः क्लेशसागरः ।
जगत्संमोहजननी यैराशाशीविषी जिता ॥९॥

જગતભરને મોહ પેદા કરાવનાર આશારૂપી ઝેરી નાગણને જેણે વશ કરી છે. તે મનુષ્ય ધન્ય છે, તે પુણ્યવાન છે તેમ જ કલેશરૂપી સાગરને તરી ગયો છે. ૯

अकिञ्चनस्य दान्तस्य शान्तस्य समचेतसः ।
सदा सन्तुष्टमनसः सर्वाः सुखमया दिशः ॥१०॥

જેના પાસે કાંઇ ધન નથી, જેણે ઇંદ્રિયો વશ કરી છે, જે શાંત છે. જેનું ચિત્ત સમાન છે તેમ જ જેનું મન સદા સંતુષ્ટ છે; તેને માટે બધી દિશાઓ સુખમય બને છે. ૧૦

न योजनशतं दूरं बाध्यमानस्य तृष्णया ।
सन्तुष्टे यत्करप्राप्तेऽप्यर्थे भवति नादरः ॥११॥

જે માણસ તૃષ્ણાથી પીડાતો હોય છે, તેને સો યોજન પણ દૂર લાગતા નથી; પરંતુ જેનું મન સંતુષ્ટ છે, તેને હાથમા પ્રાપ્ત થયેલા ધન માટે પણ આદર ઉત્પન્ન થતો નથી. ૧૧

अर्थी करोति दैन्यं लब्धार्थो गर्वपरितोषम् ।
नष्टधनश्च सशोकः सुखमास्ते निःस्पृहः पुरुषः ॥

ધનની ઇચ્છાવાળો દીનતા બતાવે છે, જેને ધન પ્રાપ્ત થયું છે, તે ગર્વથી વધારે પડતો સંતોષ સેવે છે અને જેનું ધન નાશ પામ્યું છે, તે પાછો શોકાતુર બને છે; જ્યારે ધનની સ્પૃહા વિનાનો માણસ સુખેથી રહે છે. ૧૨

तन्मूलं गुरुतायास्तत्सौख्यं तद्यशस्तदौर्जित्यम् ।
तत्सौभाग्यं पुंसां यदेतदप्रार्थनं नाम ॥१३॥

માણસને કોઈની પાસે પ્રાર્થના કે યાચના ન કરવી પડે, તે જ તેની મોટાઈનું મૂળ છે, તે જ તેનું સુખ છે, તે જ યશ છે, તે જ ઓજસ્વિતા છે અને તે જ સૌભાગ્ય છે.

सर्पाः पिबन्ति पवनं न च दुर्बलास्ते
शुष्कैस्तृणैर्वनगजा बलिनो भवन्ति ।
कन्दैः फलैर्मुनिवराः क्षपयन्ति कालं
सन्तोष एव पुरुषस्य परं निधानम् ॥१४॥

સર્પો વાયુ પીને રહે છે; છતાં તે દૂબળા નથી હોતા. વનના હાથીઓ સૂકા ઘાસથી પણ બળવાન હોય છે મુનિવરો ફળફૂલ અને કંદમૂળથી લાંબો કાળ પસાર કરે છે. ખરેખર! સંતોષ એ જ માણસનો મોટો ખજાનો છે.

चीराणि किं पथि न सन्ति दिशन्ति भिक्षां
नैवाङ्घ्रिपाः फलभृतः सरितोऽप्यशुष्यन् ।
रुद्धा गुहाः किमजितोऽवति नोपपन्नान्
कस्माद्भजन्ति कवयो धनदुर्मदान्धान् ॥१५॥

વનના માર્ગમાં શું વૃક્ષનાં ચીર–વલ્કલ નથી હોતાં? ફળવાળાં વૃક્ષો શું ભિક્ષા નથી આપતાં? નદીઓ શું સુકાઈ ગઈ છે? ગુફાઓ શું રોકાઈ ગઈ છે? અજિત–ભગવાન શું શરણાગતોને રક્ષણ નથી આપતા? (આ પ્રકારે સગવડ હોવા છતાં પણ) ધનના દુર્મદથી અંધ બનેલા ધનિકોની સેવા કવિજનો શા માટે કરતા હશે?

मन्निन्दया यदि जनः परितोषमेति
नन्वप्रयत्नसुलभोऽयमनुग्रहो मे ।
श्रेयोऽर्थिनोऽपि पुरुषाः परतुष्टिहेतो-
र्दुःखार्जितान्यपि धनानि परित्यजन्ति ॥१६॥

મારી નિંદા કરવાથી, જો માણસ સંતોષ મેળવતો હોય, તો તે માટે મારી કૃપા તેની ઉપર રહેલી જ છે; કારણ કે તે કૃપા કરવા માટે મારે કંઈ મહેનત તો કરવી જ પડતી નથી. વળી પોતાના કલ્યાણને ઇચ્છનારા જનો તો બીજાના સંતોષ માટે દુઃખથી કમાયેલા ધનનો પણ ત્યાગ કરે છે. ૧૬

वयमिह परितुष्टा वल्कलैस्त्वं च लक्ष्म्या
सम इह परितोषो निर्विशेषो विशेषः ।
स हि भवति दरिद्रो यस्य तृष्णा विशाला
मनसि च परितुष्टे कोऽर्थवान्को दरिद्रः ॥१७॥

અમે અહીં વનમાં રહેનારા વલ્કલોથી સંતોષ માનીએ છીએ અને તમો લક્ષ્મીથી સંતોષ માનો છો; એ રીતે બન્ને બાબતો જુદી હોવા છતાં પણ મનનો સંતોષ એકસરખો છે. ખરેખર જેને તૃષ્ણા વિશાળ હોય છે, તે માણસ જ દરિદ્ર ગણાય છે. જ્યારે મન સંતુષ્ટ હોય ત્યારે ધનવાન કોણ અને દરિદ્ર કોણ? ૧૭

गन्धाढ्यां नवमल्लिकां मधुकरस्त्यक्त्वा गतो यूथिकां
तां दृष्ट्वाशु गतः स चन्दनवनं पश्चात्सरोजं गतः ।
बद्धस्तत्र निशाकरेण सहसा रोदित्यसौ मन्दधीः
संतोषेण विना पराभवपदं प्राप्नोति सर्वो जनः ॥१८

નવી માલતીના સુગંધ ભરેલ ફૂલને છોડીને ભમરો જૂઈના ફૂલ પર ગયો. તેને જોઈને તે તરત જ ચંદનના વનમાં ગયો. ત્યાંથી તે કમલ પાસે ગયો. ચંદ્રનો ઉદય થવાથી એકદમ કમલ બિડાઈ ગયું, તેમાં તે બંધાઈ ગયો; ત્યારે તે મંદ બુદ્ધિવાળો ભમરો રડવા લાગ્યો. અર્થાત્ જો સંતોષ ન હોય, તો બધા જ માણસો પરાભવ પામે છે. ૧૮

मृत्युर्मार्द्यति मूर्ध्नि शश्वदुरगी घोरा जरा रूपिणी
त्वामेषा ग्रसते परिग्रहमयैर्गृध्रैर्जगद्ग्रस्यते ।
धृत्वा बोधजलैरबोधबहुलं तल्लोभजन्यं रजः
संतोषामृतसागराम्भसि चिरं मग्नः सुखं स्थास्यसि ॥

હે માનવ! તારે માથે મૃત્યુ ગર્વ કરતું ઊભું છે. ભયંકર વૃદ્ધ દશા સાપણના રૂપે તને ગળી રહી છે. પરિગ્રહરૂપી ગીધડાંથી આ બધું જગત ગળાઈ જાય છે. બોધરૂપી જલથી રજ(ધૂળ, રજોગુણ)ને ધોઈ નાખ કે જે અજ્ઞાનથી ભરેલા લોભથી પેદા થયો છે અને ત્યાર બાદ સંતોષરૂપી અમૃતના સમુદ્રના જલમાં ચિરકાળ ડૂબી જા કે જેથી તું સુખે રહી શકે. ૧૯

## *Craving* તૃષ્ણાની નિંદા *Desires*

तृष्णे देवि नमस्तुभ्यं धैर्यविप्लवकारिणि ।
विष्णुस्त्रैलोक्यपूज्योऽपि यत्त्वया वामनीकृतः ॥१॥

હે તૃષ્ણાદેવી! તું ધૈર્યનો નાશ કરનારી છે. તને નમસ્કાર છે; કારણ કે ત્રણેય લોકથી પૂજવાલાયક વિષ્ણુ ભગવાનને તેં વામન કરી દીધા. ૧

तृष्णे कृष्णेऽपि ते शक्तिर्दृष्टा मर्त्येषु का कथा ।
त्रैलोक्यव्यापि यद्रूपं तद्रूपं वामनीकृतम् ॥२॥

હે તૃષ્ણા! કૃષ્ણ ઉપર પણ તારી શક્તિ જોવામાં આવી તો પછી સામાન્ય માનવીઓ પર તો કહેવું જ શું? કારણ કે જે ભગવાનનું રૂપ ત્રણે લોકમાં વ્યાપીને રહેલું હતું, તે સ્વરૂપને તેં વામન કરી દીધું. ૨

तृष्णां चेह परित्यज्य को दरिद्रः क ईश्वरः ।
तस्याश्चेत्प्रसरो दत्तो दास्यं च शिरसि स्थितम् ॥

આ લોકમાં તૃષ્ણાને છોડી દીધા પછી દરિદ્ર કોણ કે શેઠ કોણ? અને જો તૃષ્ણાને અવસર આપ્યો, તો પછી બધાને માથે તેની ગુલામી રહેલી જ છે. ૩

वलिभिर्मुखमाक्रान्तं पलितैरङ्कितं शिरः ।
गात्राणि शिथिलायन्ते तृष्णैका तरुणायते ॥४॥

કરચલીઓથી મુખ કદરૂપું બની જાય છે. પળિયાંથી માથું ભરાઈ જાય છે તેમ જ શરીરનાં અંગો ઢીલાં પડી જાય છે; પરંતુ એક તૃષ્ણા જુવાન બનતી જાય છે. ૪

नास्त्यन्या तृष्णया तुल्या क्वचिदेव नितम्बिनी ।
या प्राणानपि मुष्णन्ती भवत्येवाधिकं प्रिया ॥५॥

સ્ત્રીઓ તો ઘણી છે, પણ તૃષ્ણા જેવી બીજી કોઈ સ્ત્રી નથી; કારણ કે તૃષ્ણા આપણા પ્રાણ ચોરી લે, તોપણ વધારે પ્રિય જ લાગે છે. ૫

च्युता दन्ताः सिताः केशा दृङ्निरोधः पदे पदे ।
पातसज्जमिमं देहं तृष्णा साध्वी न मुञ्चति ॥६॥

દાંત પડી ગયા, વાળ ધોળા થયા, નજર ટૂંકી બની ને પગલે પગલે અડચણ આવે છે; હે રીતે દેહ પડવાની તૈયારી કરતો હોય, તોપણ તૃષ્ણા એવી સતી–સાધ્વી છે કે દેહને છોડતી નથી. ૬

तृष्णे त्वमपि तृष्णान्धा त्रिषु स्थानेषु वर्तसे ।
व्याधितेष्वनपत्येषु जरापरिणतेषु च ॥७॥

હે તૃષ્ણા! તું પણ તૃષ્ણાને કારણે આંધળી બની ગઈ છે; કારણ કે તું ત્રણ સ્થાનોમાં રહે છે; એક તો રોગથી પીડાતા માણસોમાં, બીજું સંતાન વિનાના વાંઝિયાંઓમાં અને ત્રીજું ઘડપણથી ગળેલા માણસોમાં. ૭

धनेषु जीवितव्येषु स्त्रीषु भोजनवृत्तिषु ।
अतृप्ता मानवाः सर्वे याता यास्यन्ति यान्ति च ॥

માણસોને ચાર બાબતોમાં અસંતોષ રહ્યા કરે છે; ધન વિષે, જીવન વિષે, સ્ત્રી વિષે અને ભોજન વિષે. એ રીતના ઘણાય અસંતોષી જનો આ સંસારમાંથી ચાલ્યા ગયા છે, ચાલ્યા જાય છે અને ચાલ્યા જશે. ૮

तृष्णे देवि नमस्तुभ्यं या त्वं सर्वस्य सर्वदा ।
उत्पादयस्ययत्नेन गोष्पदे सागरभ्रमम् ॥९॥

હે તૃષ્ણાદેવી! તને તો નમસ્કાર છે; કારણ કે તું તો વિના પ્રયત્ને બધા માણસોને બધી વખતે ગાયના પગલામાં સાગરનો ભ્રમ પેદા કરાવે છે. ૯

अपि मेरूपमं प्राज्ञमपि शूरमपि स्थिरम् ।
तृणीकरोति तृष्णैका निमेषेण नरोत्तमम् ॥१०॥

મેરુ જેવા જ્ઞાની, શૂરવીર અને ગંભીર-સ્થિર ઉત્તમ મનુષ્યને પણ એક તૃષ્ણા ક્ષણ માત્રમાં તણખલા જેવો હલકો બનાવી દે છે. ૧૦

आशा नाम मनुष्याणां काचिदाश्चर्यशृङ्खला।
यया बद्धाः प्रधावन्ति मुक्तास्तिष्ठन्ति पङ्गुवत्॥

આશા એ તો મનુષ્યો મારની એવી વિચિત્ર પ્રકારની બેડી છે કે જે બેડીથી બંધાયેલા માણસો દોડવા લાગે છે અને તેથી છૂટેલા માણસો પાંગળાની જેમ ઊભા રહે છે.

तेनाधीतं श्रुतं तेन तेन सर्वमनुष्ठितम्।
येनाशाः पृष्ठतः कृत्वा नैराश्यमवलम्बितम्॥१२॥

તેણે સર્વ અધ્યયન કરી લીધું, કે તેણે સર્વ સાંભળી લીધું, તેણે સર્વ આચરી લીધું કે જેણે આશા-તૃષ્ણાને પાછળ મૂકીને આશારહિતતાના ભાવનો આશ્રય લીધો છે.

गिरिर्महान्गिरेरब्धिर्महानब्धेर्नभो महत्।
नभसोऽपि महद्ब्रह्म ततोऽप्याशा गरीयसी॥१३

પર્વત મોટો છે, પર્વતથી મોટો સાગર છે, સાગરથી મોટું આકાશ છે, આકાશથી મોટું બ્રહ્મ છે; પરંતુ આશા તો તે બધાથી મોટી છે. ૧૩

आशैव राक्षसी पुंसामाशैव विषमञ्जरी।
आशैव जीर्णमदिरा धिगाशा सर्वदोषभूः॥१४॥

આશા માણસોને માટે એક રાક્ષસી સમાન જ છે. આશા જ ઝેરની માંજર છે અને આશા જ જૂની મદિરા છે. આવી સર્વ દોષોના સ્થાનરૂપ આશાને ધિક્કાર છે.

क्षुत्तृडाशाः कुटुम्बिन्यो मयि जीवति नान्यगाः।
तासामाशा महासाध्वी कदाचिन्मां न मुञ्चति॥

ભૂખ, તરસ અને આશા એ ત્રણ તો મારી ઘરવાળી સ્ત્રીઓ છે; અને હું જીવું છું ત્યાં સુધી તે બીજાની પાસે જનારી નથી; તેમાં પણ આશા તો મોટી સતી-સાધ્વી છે, એટલે તે તો મને કદી પણ છોડતી નથી.

यौवनं जरया ग्रस्तमारोग्यं व्याधिभिर्हतम्।
जीवितं मृत्युरभ्येति तृष्णैका निरुपद्रवा॥१६॥

યૌવનને ઘડપણ ગળી જાય છે, આરોગ્યને રોગો હણી નાખે છે તેમ જ આયુષ્ય ઉપર મૃત્યુ આક્રમણ કરે છે, એક તૃષ્ણા જ એવી છે કે જેને કોઈ ઉપદ્રવ નથી.

यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम्।
तृष्णाक्षयसुखस्यैते कलां नार्हन्ति षोडशीम्॥१७॥

આ લોકમાં કામવિલાસનાં જે સુખ છે તેમ જ બીજાં જે મહાન દિવ્ય સુખો છે; તે બધાં તૃષ્ણા-ક્ષયથી થતા સુખની તોલે તો સોળમી કલાએ પણ આવતાં નથી.

आशाया ये दासास्ते दासाः सर्वलोकस्य।
आशा येषां दासी तेषां दासायते लोकः॥१८॥

જે લોકો આશાના દાસ છે, તે લોકો બધા લોકોના દાસ છે; પરંતુ આશા જે લોકોની દાસી બનેલી છે; તેમના તો બધા લોકો દાસ બની જાય છે. ૧૮

दन्ता विश्लथदन्ता केशाः काशप्रसूनसंकाशाः।
नयनं तमसामयनं तथापि चित्तं धनाङ्गनायत्तम्॥

દાંત મૂળમાંથી ઢીલા પડી ગયા છે; કેશો કાશનાં ફૂલ જેવા સફેદ બની ગયા છે અને આંખો અંધારાનું સ્થાન બની ગઈ છે, છતાં ચિત્ત તો ધનરૂપી સ્ત્રીને વળગેલું છે. ૧૯

त्वामुदर साधु मन्ये शाकैरपि यदसि लब्धपरितोषम्।
हतहृदयं ह्यधिकाधिकवांछाशतदुर्भरं न पुनः॥२०॥

હે પેટ, તને હું સારું માનું છું, કારણ કે તું શાક-ભાજી ખાઈને પણ સંતુષ્ટ થઈ જાય છે. આ પાપી હૃદય વધતી જતી સેંકડો આશાઓથી પણ ભરાતું નથી. ૨૦

अङ्गं गलितं पलितं मुण्डं दशनविहीनं जातं तुण्डम्।
वृद्धो याति गृहीत्वा दण्डं तदपि न मुञ्चत्याशापिण्डम्॥

અંગો ગળી ગયાં છે, માથું પળિયાંથી ભરેલું છે, મુખ દાંત વિનાનું બોખું થયું છે અને એવો ઘરડો માણસ હાથમાં લાકડી લઈને ચાલે છે; તોપણ તે આશાને પિંડ છોડતો નથી. ૨૧

दिनयामिन्यौ सायंप्रातः शिशिरवसन्तौ पुनरायातः।
कालः क्रीडति गच्छत्यायुस्तदपि न मुञ्चत्याशावायुः॥

આ દિવસ અને રાત, સાંજ અને સવાર, શિશિર (ઋતુ) અને વસંત વારંવાર આવી પહોંચે છે; આ રીતે કાળ રમી રહ્યો છે. પણ આયુષ્ય ચાલ્યું જાય છે; તોપણ માણસને આશારૂપી વાયુ છોડતો નથી. ૨૨

आशावलम्बोपचिता न कस्य तृष्णालतानर्थफलं प्रसूते।
दिने दिनेलब्धरुचिर्विवस्वान्मीनं च मेषं च वृषं च भुङ्क्ते॥

જે આશાના અવલંબનથી વધેલી છે, તે તૃષ્ણારૂપી લતા કોને અનર્થરૂપી ફળ નથી આપતી? જેમ કે દિવસે દિવસે જેની રુચિ(કાન્તિ-પ્રકાશ)માં વૃદ્ધિ થઈ છે; એવો સૂર્ય મીનરાશિ, મેષરાશિ અને વૃષભરાશિને ભોગવે છે; મતલબ કે દિવસ આણીને પહેલાં મીન (માછલું) ખાવા મળે, ત્યારે તે મેષ(બકરા)ની ઇચ્છા કરે છે, મેષ મળે ત્યારે વૃષભ(બળદ)ની ઇચ્છા કરે છે; એ રીતે આશા વધતી જાય છે. ૨૩

भिक्षाशनं तदपि नीरसमेकवारं
शय्या च भूः परिजनो निजदेहमात्रम्।

वस्त्रं सुजीर्णशतखण्डमयी च कन्था
हा हा तथापि विषयान्न जहाति चेतः ॥४२॥

એક તો ભીખ માગતાં ભોજન મળે છે; તેય રસ વિનાનું અને એક જ વાર. પૃથ્વી એ જ પથારી છે અને કુટુંબી જન તરીકે ફક્ત પોતાનો દેહ જ છે, અત્યંત જીર્ણ અને સો થીગડાંવાળી ગોદડી એ જ એક શરીરને ઢાંકવાનું વસ્ત્ર છે. આવી બૂરી હાલત હોવા છતાં પણ ચિત્ત વિષયોને છોડતું નથી. ૨૪

गदोन्ता दन्ताः पलितकलितः कुन्तलभरः
तमःक्षेत्रे नेत्रेऽविषयपटुनी नः श्रुतिपुटे ।
अभूदङ्गं रङ्गद्वलिवलयवल्लीविलुलितं
तथाप्येतच्चेतस्तरुण इव धावत्यनुदिनम् ॥२५॥

રોગને લીધે દાંત મૂળથી ખરી પડ્યા છે, વાળનો ભાર પળિયાંથી ભરાઈ ગયો છે, બે આંખો અંધારાનાં સ્થાન બની ગઈ છે, બંને કાન સાંભળવાના વિષયમાં મંદ બની ગયા છે; તેમ જ શરીરનાં બધાં અંગો આડી-અવળી કરચલીઓ અને વળીઓથી ઢીલાં પડી ગયાં છે; તોપણ આ ચિત્ત તરુણ પુરુષની જેમ દરરોજ દોડ્યા કરે છે.

गतं तत्तारुण्यं तरुणीहृदयानन्दजनकं
विशीर्णा दन्तालिर्निजगतिरहो यष्टिशरणा ।
जडीभूता दृष्टिः श्रवणरहितं कर्णयुगलं
मनो मे निर्लज्जं तदपि विषयेभ्यः स्पृहयति ॥

તે તરુણ દશા તો ચાલી ગઈ કે, જે તરુણીઓનાં હૃદયમાં આનંદ પેદા કરતી હતી. દાંતની હાર ઢીલી પડી ગઈ છે. પોતાને ચાલવાની શક્તિ હતી, તે લાકડીને શરણે ગઈ છે. નજર જડ જેવી બની ગઈ છે. બે કાન સાંભળવાની શક્તિ વિનાના થઈ ગયા છે. આવું હોવા છતાં પણ મારું મન એવું તો નિર્લજ્જ બની ગયું છે કે તે વિષયોની સ્પૃહા કરે છે. ૨૬

वपुः कुब्जीभूतं गतिरपि तथा यष्टिशरणा
विशीर्णा दन्तालिः श्रवणविकलं श्रोत्रयुगलम् ।
शिरः शुक्लं चक्षुस्तिमिरपटलैरावृतमहो
मनो मे निर्लज्जं तदपि विषयेभ्यः स्पृहयति ॥

આ શરીર કૂબડું થઈ ગયું છે. ચાલવાની ગતિ લાકડીનો ટેકો લે છે. દાંતની હાર ખરી પડી છે. બંને કાન સાંભળવાની શક્તિ વિનાના બની ગયા છે. માથું પળિયાંને લીધે ધોળું થઈ ગયું છે. આંખ અંધારા પડદાથી ઘેરાયેલ છે; આ પ્રમાણે બનવા છતાં પણ મારું મન એવું તો નિર્લજ્જ બન્યું છે કે તે વિષયોની સ્પૃહા કરે છે.

खलोल्लापाः सोढाः कथमपि तदाराधनतया
निगृह्यान्तर्बाष्पं हसितमपि शून्येन मनसा ।
कृतश्चित्तस्तम्भः प्रतिहतधियामञ्जलिरपि
त्वमाशे मोघाशे किमु परमितो नर्तयसि माम् ॥

અરે મેં ખલ–કપટી જનોનાં મિથ્યા વચનો સહી લીધાં; તે લોકોને ખુશ કરવા માટે, મેં આંસુને અંદર રોકી રાખીને શૂન્ય મનથી હસી લીધું; મારા ચિત્તના વેગને રોકી રાખ્યો અને બુદ્ધિરહિત માણસોને બે હાથે અંજલિ પણ જોડી; તોપણ હે નિષ્ફળ આશા! હવે પણ તું મને શા માટે વધારે નચાવે છે? ૨૮

निवृत्ता भोगेच्छा बहुपुरुषमानो विगलितः
समानाः स्वर्याताः सपदि सुहृदो जीवितसमाः ।
शनैर्यष्ट्युत्थानं घनतिमिररुद्धे च नयने
अहो दुष्टः कायस्तदपि मरणापायचकितः ॥२९॥

ભોગની ઇચ્છા ટળી ગઈ છે, ઘણા લોકો માન આપતા હતા, તે માન ગળી ગયું, સરખે સરખી વયના પ્રાણ સમાન મિત્રો વહેલા વહેલા સ્વર્ગે ચાલ્યા ગયા; લાકડીને ટેકે હળવે હળવે ઊભું થવાય છે, બે આંખો ગાઢ અંધકારથી રુંધાય છે; આવી બૂરી હાલત હોવા છતાં પણ આ દુષ્ટ કાયા મરણના વિઘ્નથી ભય પામે છે.

अमीषां प्राणानां तुलितबिसिनीपत्रपयसां
कृते किं नास्माभिर्विगलितविवेकैर्व्यवसितम् ।
यदाढ्यानामग्रे द्रविणमदनिःसंज्ञमनसां
कृतं म्लानव्रीडैर्निजगुणकथापातकमपि ॥३०॥

કમળના પાન પર રહેલા જલબિંદુઓની જેમ ક્ષણમાં નાશ પામનારા આ પ્રાણોને માટે, અમે વિવેક-રહિત થઈને શા શા ધંધા કર્યા નથી? કારણ કે ધનના મદથી અવિવેકી બની ગયેલા મનવાળા ધનિકોની આગળ અમે લજ્જાથી કરમાયેલા મુખે અમારા ગુણોની પ્રશંસા કરવાનાં પાપ પણ કરેલાં છે. ૩૦

समारम्भा भग्नाः कति कति न वारांस्तव पशो
पिपासोस्तुच्छेऽस्मिन्द्रविणमृगतृष्णार्णवजले ।
तथापि प्रत्याशा विरमति न ते मूढ शतधा
न दीर्णं यच्चेतो नियतमशनिग्रावघटितम् ॥३१

હે પશુ જેવા મૂર્ખ માનવી! જ્યારે તેં આ ધન-રૂપી ઝાંઝવાના જળના બનેલા સાગરનાં પાણી પીવાની ઇચ્છા કરી, ત્યારે તે ઝાંઝવાનાં જળ મેળવવા માટે તે કેટકેટલા પ્રયત્નો કર્યા હતા કે જે ભાંગીને ભુક્કા થઈ ગયા; તે છતાં હે મૂઢ! તારી આશા તો વિરામ પામતી નથી તેમ જ તારું ચિત્ત પણ તૂટીને સો ટુકડા થતું નથી,

તો ખરેખર ! તારું ચિત્ત વજ્રના પથ્થરથી જ બનેલું છે.

विवेकव्याकोशे विकसति शमे शाम्यति तृषा
परिष्वङ्गे तुङ्गे प्रसरतितरां सा परिणतिः ।
जराजीर्णैश्वर्यग्रसनगहनाक्षेपकृपण-
स्तृषापात्रं यस्यां भवति मरुतामप्यधिपतिः ॥३२॥

જ્યારે વિવેકનો સારી રીતે પ્રકાશ થાય છે, ત્યારે શાન્તિનો વિકાસ થાય છે અને તૃષ્ણા શમી જાય છે તેમ જ તે બધા સદ્‌ગુણોનું પરિણામ વધીને એટલી ઉત્કૃષ્ટ સ્થિતિએ પહોંચે છે કે જે સ્થિતિ દેવોના રાજા ઇંદ્રને માટે પણ તૃષ્ણાનું પાત્ર બની જાય છે—ઇચ્છવા યોગ્ય બની જાય છે, કે જે ઇંદ્ર વૃદ્ધાવસ્થાને કારણે મારાં ઐશ્વર્ય નાશ પામશે, એ રીતે ચિંતાતુર બનીને અત્યંત કૃપણ બની જાય છે. ૩૨

उत्खातं निधिशङ्कया क्षितितलं ध्माता गिरेर्धातवो
निस्तीर्णः सरितां पतिर्नृपतयो यत्नेन संतोषिताः ।
मन्त्राराधनतत्परेण मनसा नीताः श्मशाने निशाः
प्राप्तः काणवराटकोऽपि न मया तृष्णेऽधुना मुञ्च माम् ॥

દ્રવ્યના ભંડાર ભર્યા હશે, એ શંકાથી મેં પૃથ્વીનું તળિયું ખોદી નાખ્યું છે, પર્વતની ખનિજ ધાતુઓને ભઠ્ઠીમાં નાખીને ધમી નાખી છે, સમુદ્રને પાર કર્યો, ઘણી મહેનત કરીને રાજાઓને સંતોષ્યા તેમ જ મંત્રની આરાધના કરવામાં મનને પરોવીને સ્મશાનમાં કેટલીય રાતો પસાર કરી; તોપણ મને એક કાણી કોડી પણ મળી નથી; હવે તો હે તૃષ્ણા ! તું મારો પીછો છોડ. ૩૩

निःस्वोऽप्येकशतं शती दशशतं सोऽपीह लक्षं शतं
लक्षेशः क्षितिराजतां क्षितिपतिश्चक्रेशतां वांछति ।
चक्रेशः सुरराजतां सुरपतिर्ब्रह्मास्पदं वांछति
ब्रह्मा विष्णुपदं हरिः शिवपदं तृष्णावधिं को गतः॥

જેની પાસે કાંઈ નથી, તે માણસ સો(રૂપિયા)ની ઇચ્છા રાખે છે, સોવાળો હજારની, હજારવાળો લાખની, લક્ષાધિપતિ રાજા થવાની, તેમ જ રાજા ચક્રવર્તી થવાની ઇચ્છા રાખે છે. ચક્રવર્તી રાજા ઇંદ્ર થવાની, ઇંદ્ર બ્રહ્માનું પદ લેવાની, બ્રહ્મા વિષ્ણુનું સ્થાન લેવાની અને વિષ્ણુ શિવના પદને લેવાની ઇચ્છા રાખે છે. જગતમાં એ રીતે તૃષ્ણાની પાર કોણ ગયેલો છે? ૩૪

आशा नाम नदी मनोरथजला तृष्णातरङ्गाकुला
रागग्राहवती वितर्कविहगा धैर्यद्रुमध्वंसिनी ।
मोहावर्तसुदुस्तरातिगहना प्रोत्तुङ्गचिन्तातटी
तस्याः पारगता विशुद्धमनसो नन्दन्ति योगीश्वराः॥

આશા એ તો એક નદી જેવી છે, તેમાં મનોરથો-રૂપી જળ ભરેલાં છે, તૃષ્ણારૂપી તરંગોથી તે નદી ચંચળ છે, રાગરૂપી મગરો તેમાં રહે છે, તર્ક–વિતર્ક-રૂપી પક્ષીઓ તેના કિનારે બેસે છે, ધીરજરૂપી વૃક્ષોને તે જડમૂળથી ઉખેડી નાખે છે, મોહરૂપી વમળોથી તે ન તરી શકાય એવી તેમ જ ઘણી ઊંડી છે તેમ જ તેને ચિંતાઓરૂપી ઊંચા કિનારાઓ છે; એ પ્રકારની આશા નામની નદીને પેલે પાર ગયેલા તેમ જ અત્યંત શુદ્ધ મનના એવા યોગીવરો આનંદ પામે છે. ૩૫

माने नेच्छति वारयत्युपशमे क्ष्मामालिखन्त्यां ह्रियां
स्वातन्त्र्ये परिवृत्य तिष्ठति करौ व्याधूय धैर्यं गते ।
तृष्णे त्वामनुबध्नता फलमियत्प्राप्तं जनेनामुना
यः स्पृष्टो न पदा स एव चरणौ स्प्रष्टुं न संमन्यते ॥

હે તૃષ્ણા ! તારી ઇચ્છા અને અનુકૂળતા સાચવતાં આ લોકોએ એવું ફળ મેળવ્યું કે. 'મારું માન તે ફળને ઇચ્છતું નથી. મારી શાંતિ રોકે છે; તે ફળ જોતાં લજ્જા ધરતીને ખણવા લાગે છે; સ્વતંત્રતા પૂંઠ વાળીને ઊભી રહે છે; તેમ જ ધીરજ મારા હાથ તરછોડીને ચાલી જાય છે; એટલું જ નહિ પરંતુ જે માણસને હું મારા પગથી પણ અડકતો નહિ, તે માણસ પોતાના પગે અડકવા માટેની સંમતિ પણ મને આપતો નથી. ૩૬

दन्तैरुच्चलितं धिया तरलितं पाण्यङ्घ्रिणा कम्पितं
दृग्भ्यां कुड्मलितं बलेन गलितं रूपश्रिया प्रोषितम् ।
प्राप्तायां यमभूपतेरिह महाधाट्यां धरायामियं
तृष्णा केवलमेकिकैव सुभटी धीरा पुरो नृत्यति ॥

આ દાંત ચાલવા લાગ્યા, બુદ્ધિ ભમવા લાગી, હાથપગ કંપવા લાગ્યા, બંને આંખો બિડાવા લાગી, શરીરનું બળ ગળવા લાગ્યું, તેમ જ સ્વરૂપની શોભા દૂર ચાલી ગઈ; એ રીતે આ પૃથ્વી પર યમરાજની મોટી ધાડ આવી પડી છે, તોપણ આ તૃષ્ણા એક એવી ધીરજથી ભરેલ યુદ્ધ કરનારી છે કે જે તે બધાની આગળ નાચી રહી છે. ૩૭

भ्रान्तं याचनतत्परेण मनसा देहीति वाक्प्रेरिता
भुक्तं मानविवर्जितं परगृहे साशङ्कितं काकवत् ।
साक्षेपं भ्रुकुटीकटाक्षकुटिलं दृष्टं खलानां मुखं
तृष्णे देवि यदन्यदिच्छसि पुनस्तत्रापि सज्जा वयम्॥

મનથી યાચના કરવાનું ધારીને, હું ઘણું જ ભટક્યો; જેમાથી 'આપો આપો' એવી વાણી પણ હું બોલ્યો; કાગડાની જેમ ભયની શંકા રાખીને તેમ જ

માન છોડીને પારકે ઘેર મેં ઘણી વખત ખાધું; તિરસ્કાર બતાવતું તેમ જ ભ્રુકુટીના કટાક્ષે વાંકું વળેલું એવું ખલ-કપટી જનોનું મુખ મેં ઘણી વખત જોયું; આટઆટલું કર્યું છે, તે છતાં પણ હે તૃષ્ણાદેવી! તારે જે કાંઈ બીજું કરાવવાની ઇચ્છા હોય, તે બધું કરવા માટે અમે તૈયાર છીએ. ૩૮

भ्रान्तं देशमनेकदुर्गविषमं प्राप्तं न किंचित्फलं
त्यक्त्वा जातिकुलाभिमानमुचितं सेवा कृता निष्फला।
भुक्तं मानविवर्जितं परगृहेष्वाशङ्कया काकवत्
तृष्णे जृम्भसि पापकर्मनिरते नाद्यापि संतुष्यसि ॥

ન જઈ શકાય તેવા વિકટ માર્ગોવાળા અનેક પ્રદેશોમાં મેં ભ્રમણ કર્યા છતા પણ કાંઈ ફળ મળ્યાં નહીં. જાતિ અને કુળને યોગ્ય અભિમાન છોડીને પણ નીચ જનોની સેવા કરી, તે નિષ્ફળ ગઈ. કાગડાની જેમ ભયની શંકા રાખીને પારકે ઘેર માન છોડીને પણ ભોજન કર્યાં; તોપણ હે તૃષ્ણા! તું તો પાપકર્મ કરવામા રુચિ રાખે છે અને હજી પણ સંતોષ રાખતી નથી.

शांतेर्मातुर्विवेकात्पितुरपि कृपणं मद्वशु कृत्वा पृथङ्गा-
माशा योषा स्वतन्त्रा व्रजति परगृहान्सर्वदा वीतलज्जा।
सन्धत्ते मत्कृशत्वं मम यमनियमौ भ्रातरौ भर्त्सयन्ती
पुष्ट्वा चैवात्मबन्धूंस्तदपि पुनरहो हन्त वन्ध्यां श्रयामः॥

શાંતિરૂપી માતા અને વિવેકરૂપી પિતા એ બન્નેથી મને વિખૂટો પાડીને આ આશારૂપી સ્ત્રી સ્વતંત્ર બની નિર્લજ્જપણે પારકે ઘેર ભટકયા કરે છે. યમ અને નિયમરૂપ મારા બે ભાઈઓનો તિરસ્કાર કરીને અને પોતાના કુટુંબીજનોને પોષણ આપીને તે સ્ત્રી મને સૂકવી નાખે છે આટલુ બધું કરવા છતા પણ ખેદ છે કે અમે તે વાંઝણી નારીનો આશ્રય કરીએ છીએ. ૪૦

लज्जे त्वं मज्ज सिन्धौ गिरिवरशिखरे त्वं च तिष्ठ प्रतिष्ठे
शांते प्रांते दिशांते कुरु वसतिमहो गर्व खर्वो भवाशु।
तेजः पातालमूलं भज भुवि भगवान्मान मा नाम तेऽस्तु
प्रेम्णैकामाश्रयन्तीं सततमहमिमां तूर्णमाशां श्रयिष्ये॥

હે લજ્જા! તું દરિયામાં ડૂબી જા, હે પ્રતિષ્ઠા! તું મોટા પર્વતના શિખર પર જઈને ઊભી રહે. હે શાંતિ! દિશાઓના છેડા પર જઈને નિવાસ કર. હે ગર્વ! તું જલદી નાનો થઈ જા. હે તેજ! તું પાતાળના મૂળમાં જા. હે ભગવાન માન! આ પૃથ્વી પર તમારું નામ ન હો; કારણ કે હવે જલદી હું પ્રેમને લીધે મારો આશ્રય કરતી એવી આશાનો આશ્રય કરું છું. ૪૧

## ધીરપ્રશંસા

स एव धन्यो विपदि स्वशीलं न विमुञ्चति।
त्यजत्यर्ककरैस्तप्तं हिमं देहं न शीतताम् ॥१॥

વિપત્તિ વખતે જે મનુષ્ય પોતાના શીલનો-સદ્‌ગુણોનો ત્યાગ કરે નહિ, તે જ પુરુષ ધન્ય છે. સૂર્યનાં કિરણોથી તપેલું હિમ (બરફ) પોતાના સ્થૂળ દેહનો ત્યાગ કરે છે, પણ શીલતાને છોડતું નથી. ૧

चलन्ति गिरयः कामं युगान्तपवनाहताः।
कृच्छ्रेऽपि न चलत्येव धीराणां निश्चलं मनः ॥

પ્રલયકાળના પવનોના અથડાવાથી પર્વતો ભલેને ડોલવા લાગે; પરંતુ ધીર જનોનાં અડગ મન કષ્ટ આવી પડવા છતાં પણ ડગતાં નથી. ૨

कृतं पुरुषशब्देन जातिमात्रावलम्बिना।
योऽङ्गीकृतगुणैः श्लाघ्यः सविस्मयमुदाहृतः ॥३॥

'આ પુરુષ છે' એમ ફક્ત જાતિને અનુસરનાર પુરુષ શબ્દથી શું લાભ છે? પણ પોતે સ્વીકારેલા ગુણોથી જે પ્રશંસાને પાત્ર બનેલ છે, તે જ પુરુષનો દાખલો વિસ્મય સાથે લેવાય છે. ૩

ग्रसमानमिवौजांसि सहसा गौरवेरितम्।
नाम यस्याभिनन्दन्ति द्विषोऽपि स मतः पुमान् ॥४

જેનું નામ ગૌરવથી લેવામાં આવે, ત્યારે જે સર્વ પરાક્રમોને ગળી જતું હોય તેમ લાગે છે અને જેના નામને શત્રુઓ પણ વખાણે છે, તે પુરુષ માનને પામેલો છે.

सह परिजनेन विलसति धीरो गहनानि तरति पुनरेकः
विषमेकेन निपीतं त्रिपुरजिता सह सुरैरमृतम् ॥५॥

ધીર જન પોતાના સ્નેહીસંબંધીજનો સાથે આનંદ-વિલાસ કરે છે; પરંતુ ગહન વિપત્તિઓને તો તે એકલો જ તરી જાય છે. દેવોએ બધાએ ભેગા મળીને અમૃત પીધું; પરંતુ વિષ તો એકલા ત્રિપુરારિ મહાદેવે જ પીધું.

श्लाघ्या महतामुन्नतिरद्भुतमध्यवसितं च धीराणाम्।
कनकगिरिरनभिलङ्घ्यो रविरनिशमनुज्झितारम्भः ॥

મોટા પુરુષોની ઉન્નતિ વખાણવા લાયક છે, તે સાથે ધીરજનોના નિશ્ચય પણ અદ્‌ભુત હોય છે; સોનાનો સુમેરુ પર્વત ઓળંગાય તેવો નથી, તો સૂર્ય પોતાનો આરંભ પણ નિરંતર છોડે એમ નથી. ૬

अङ्गनवेदी वसुधा कुल्या जलधिः स्थली च पातालम्।
वल्मीकश्च सुमेरुः कृतप्रतिज्ञस्य धीरस्य ॥७॥

જે ધીર જને કાર્ય કરવાની પ્રતિજ્ઞા લીધી છે, તેને પછી પૃથ્વી આંગણાથી ઓટલી જેવી, સમુદ્ર નાની

નદી જેવો, પાતાળ સ્થલ જેવું અને મેરુ પર્વત રાફડા જેવો નાનો લાગે છે. ૭

कदर्थितस्यापि हि धैर्यवृत्तेर्न शक्यते धैर्यगुणः प्रमार्ष्टुम् । अधोमुखस्यापि कृतस्य वह्नेर्नाधः शिखा याति कदाचिदेव ॥८॥

ધૈર્યવૃત્તિવાળો ગરીબ બની ગયો હોય તોપણ તેનો ધૈર્યગુણ કોઈથી ભૂંસી શકાતો નથી. અગ્નિને અધોમુખ કરો તોપણ તેની જ્વાળા કદી પણ નીચેની બાજુએ જશે નહિ.

अर्थः सुखं कीर्तिरपीह मा भूदनर्थ एवास्तु तथापि धीराः । निजप्रतिज्ञामधिरूढमाना महोद्यमाः कर्म समारभन्ते ॥ ९ ॥

લાભ (અર્થ), સુખ કે કીર્તિ એમાંનું કાંઈ આ જગતમાં મળે નહિ અને એકલો અનર્થ (હાનિ) થતો હોય, તોપણ પોતાની પ્રતિજ્ઞાને અનુસરનાર ધીર જનો મોટા ઉદ્યમી બનીને કર્મો કર્યે જાય છે. ૯

रत्नैर्महार्हैस्तुतुषुर्न देवा न भेजिरे भीमविषेण भीतिम् । सुधां विना न प्रययुर्विरामं न निश्चितार्थाद्विरमन्ति धीराः ॥१०॥

(જ્યારે સમુદ્રમંથન કરવામાં આવ્યું ત્યારે) મોટાં કિંમતી રત્નો નીકળ્યાં તેટલાથી દેવો સંતોષ પામ્યા નહિ. ભયંકર વિષ નીકળ્યું તો તેથી ભય પામ્યા નહીં. જ્યાં સુધી અમૃત ન નીકળ્યું ત્યાં સુધી તેમણે એ કાર્ય છોડયું નહિ. ખરેખર ધીર જનો નિશ્ચય કરેલ વસ્તુને મેળવ્યા વિના જંપતા નથી. ૧૦

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥११

વ્યવહાર—નીતિમાં નિપુણ એવા પુરુષો ભલેને નિંદા કરે કે પછી સ્તુતિ કરે; લક્ષ્મી ભલે આવે કે મન ફાવે ત્યાં ચાલી જાય; જો મરણ થવાનું હોય, તો આજે જ થાય છે કે બીજા યુગમાં થાય; પરંતુ ધીર પુરુષો ન્યાયના માર્ગથી એક ડગલું પણ વિચલિત થતા નથી. ૧૧

कान्ताकटाक्षविशिखा न लुनन्ति यस्य
चित्तं न निर्दहति कोपकृशानुतापः ।
कर्षन्ति भूरिविषयाश्च न लोभपाशा
लोकत्रयं जयति कृत्स्नमिदं स धीरः ॥१२॥

નારી જનોનાં કટાક્ષરૂપી બાણો જેના ચિત્તને નથી; ક્રોધરૂપી અગ્નિનો તાપ જેના ચિત્તને બાળતો નથી; લોભરૂપી બંધનો જેને ઘણા વિષયો તરફ ખેંચી જતાં નથી; એવા માણસ ધીરપુરુષ છે અને તે ત્રણેય લોકને જીતી જાય છે. ૧૨

आपत्समुद्धरणधीरधियः परेषां
जाता महत्यपि कुलेन भवन्ति सर्वे ।
विन्ध्याटवीषु विरलाः खलु पादपास्ते
ये दन्तिदन्तमुसलोल्लिखनं सहन्ते ॥१३॥

મોટા કુળમાં ઉત્પન્ન થયેલાઓમાં પણ બધા જ કંઈ બીજાઓને આપત્તિમાંથી ઉદ્ધારવાની વૃત્તિવાળા હોતા નથી. વિંધ્યાચળના જંગલોમાં પણ એવાં વૃક્ષો બહુ થોડાં હોય છે કે જે બીજાં નાનાં વૃક્ષોને બચાવવા માટે મોટા હાથીઓનાં દાંતોના ઘસારા સહન કરતાં હોય.

विरम विरसायासादस्मद्दुरध्यवसायतो
विपदि महतां धैर्यध्वंसं यदीक्षितुमीहसे ।
अपि जडमते कल्पापाये व्यपेतनिजक्रमाः
कुलशिखरिणः क्षुद्रा नैते न वा जलराशयः ॥

જે જડ બુદ્ધિવાળા કાળ, મહાન પુરુષોનાં ધૈર્ય વિપત્તિ આવતાં નાશ પામે, તે તું જોવા ઇચ્છે છે, તો તારા તે ખોટા નિશ્ચયવાળા પ્રયાસથી તું વિરામ લે; કારણ કે આ મહાન પુરુષો પર્વતમાળાઓ કે સમુદ્રો જેવા તુચ્છ નથી કે જે કલ્પના અંતે પણ પોતાના ક્રમને છોડી દે. ૧૪

## વીરપ્રશંસા

एकेनापि हि शूरेण पदाक्रान्तं महीतलम् ।
क्रियते भास्करस्येव स्फारस्फुरिततेजसा ॥१॥

જેવી રીતે એક જ સૂર્યે પોતાના સ્ફુરાયમાણ તેજના ફેલાવાથી પૃથ્વીને ભરી દીધી છે, તેવી રીતે શૂરવીર પુરુષ એકલો હોય, તોપણ પોતાના પગથી આ પૃથ્વીતળને દબાવે છે. ૧

पल्लवतः कल्पतरोरेष विशेषः करस्य ते वीर ।
भूषयति कर्णमेकः परस्तु कर्णं तिरस्कुरुते ॥२॥

હે વીર ! કલ્પવૃક્ષના પલ્લવ કરતાં તારા હાથમાં એટલી વિશેષતા છે કે તે કલ્પવૃક્ષનુ પાન એકના કાનને શોભાવે છે અને તારો હાથ કર્ણ જેવા રાજાનો તિરસ્કાર કરે છે; અર્થાત્ તું એવો દાતાર છે. ૨

स्पृहयति भुजयोरन्तरमायतकरवालकररुहविदीर्णम् ।
विजयश्रीर्वीराणां व्युत्पन्नप्रौढवनितेव ॥३॥

જેવી રીતે ચતુર પ્રૌઢ વનિતા પતિની બે ભુજાઓના મધ્યભાગની ઇચ્છા કરે છે, તેવી રીતે વિજયલક્ષ્મી વીર જનોની ભુજાઓના મધ્યભાગની ઇચ્છા કરે છે, જે મધ્યભાગ લાંબી તલવારના જેવા નખથી ઘવાયેલ છે. ૩

विनाप्यर्थैर्वीरः स्पृशति बहुमानोन्नतिपदं
समायुक्तोऽप्यर्थैः परिभवपदं याति कृपणः ।
स्वभावादुद्भूतां गुणसमुदयावाप्तिविषयां
द्युतिं सैंहीं किं श्वा धृतकनकमालोऽपि लभते ॥

વીર મનુષ્ય ધન વિના પણ બહુમાન અને ઉચ્ચ પદ મેળવે અને કૃપણ મનુષ્ય ધનથી ભરેલો હોય છતાં તિરસ્કારને પાત્ર બને છે. સિંહને નિર્ભયતા, શૂરવીરતા વગેરે ગુણોના ઉત્કર્ષને લીધે જે સ્વાભાવિક તેજસ્વિતા પ્રાપ્ત થયેલી હોય છે, તે કૂતરો શું સોનાની માળાઓ ધારણ કરીને પણ કદી મેળવી શકે છે ? ૪

को वीरस्य मनस्विनः स्वविषयः को वा विदेशस्तथा
यं देशं श्रयते तमेव कुरुते बाहुप्रतापार्जितम् ।
यद्दंष्ट्रानखलाङ्गुलप्रहरणः सिंहो वनं गाहते
तस्मिन्नेव हतद्विपेन्द्ररुधिरैस्तृष्णां छिनत्त्यात्मनः ॥५॥

જે મનસ્વી વીર પુરુષ છે, તેને પોતાનો દેશ કયો અને પરદેશ કયો ? તે જે દેશમા જઈ પહોંચે છે, તે દેશને પોતાના બાહુના પ્રતાપથી વશ કરી લે છે; જેમ સિંહની પાસે હથિયાર તરીકે દાઢ, નખ અને પૂંછડું હોય છે, તોપણ તે જે વનમા પ્રવેશ કરે છે તે વનમાં જ પોતે મારેલા હાથીઓના લોહી વડે પોતાની તૃષા છિપાવે છે. ૫

## તેજસ્વીપ્રશંસા

बालस्यापि रवेः पादाः पतन्त्युपरि भूभृताम् ।
तेजसा सह जातानां वयः कुत्रोपयुज्यते ॥१॥

સૂર્ય (ઉદયકાળે) બાળક હોય છે, તોપણ તેના પગ (કિરણો) પર્વતો પર પડતા હોય છે. ખરેખર જેઓ તેજની સાથે જન્મ્યા હોય છે, તેમના વયનો ઉપયોગ રહેતો નથી. ૧

एकः स एव तेजस्वी सैंहिकेयः सुरद्विषाम् ।
शिरोमात्रावशेषेण जीयन्ते येन शत्रवः ॥२॥

રાક્ષસોમાં એકલો સિંહિકાનો પુત્ર-રાહુ જ તેજસ્વી છે. તેનુ ફક્ત મસ્તક જ બાકી રહ્યું છે, તોપણ તેનાથી શત્રુઓ જિતાઈ જાય છે. ૨

मौनी पादप्रहारेऽपि न क्षमी नीच एव सः ।
आक्रुश्यन्ते मित्रेऽपि न तेजस्वी खलो हि सः ॥

બીજાના પગનો પ્રહાર થાય, તોપણ જે મૌન રાખે, તેને ક્ષમાવાળો નહિ પરંતુ હલકો જાણવો; તેમ જ જે મિત્ર ઉપર પણ શસ્ત્ર ઉગામે, તેને તેજસ્વી નહિ પણ ખલ-કપટી સમજવો. ૩

तुल्येऽपराधे स्वर्भानुर्भानुमन्तं चिरेण यत् ।
हिमांशुमाशु ग्रसते तन्म्रदिम्नः स्फुटं फलम् ॥४॥

બન્નેના અપરાધો સરખા છે, તોપણ રાહુ સૂર્યને લાંબે કાળે ગળે છે અને ચંદ્રને વારંવાર ગળે છે; તે ચંદ્રની કોમળતાનું જ દેખીતું ફળ છે. ૪

स्वयं प्रणमतेऽल्पेऽपि परवायावुपेयुषि ।
निदर्शनमसाराणां लघुर्बहुतृणं नरः ॥५॥

વાયુ ઘાસનો શત્રુ છે, તે થોડો આવે તોપણ ઘાસ જાતે નમીને તેને પ્રણામ કરે છે. એવી રીતે હલકો માણસ સાર વિનાના માણસોના દૃષ્ટાંતરૂપે છે-તેમ જ તૃણ જેવો છે. ૫

तेजस्विमध्ये तेजस्वी दवीयानपि गण्यते ।
पञ्चमः पञ्चतपसस्तपनो जातवेदसाम् ॥६॥

જ્યારે તેજસ્વી પુરુષોની ગણના કરવામાં આવે, ત્યારે જ તેજસ્વી પુરુષ ઘણે દૂર હોય, તેની પણ ગણના થાય છે. ચાર અગ્નિઓની સાથે સૂર્યની પણ પાંચમા અગ્નિ તરીકે ગણના થાય છે (જોકે સૂર્ય ઘણો દૂર છે). ૬

अकृत्वा हेलया पादमुच्चैर्मूर्धसु विद्विषाम् ।
कथङ्कारमनालम्बा कीर्तिर्द्यामधिरोहति ॥७॥

જ્યાં સુધી શત્રુઓના ઊંચાં મસ્તકો પર તિરસ્કારથી પગ મૂકવામા ન આવે, ત્યાં સુધી કીર્તિ સ્વર્ગ સુધી કેવી રીતે ચડે; કારણ કે તેને (શત્રુઓના મસ્તક વિના) કોઈ આલંબન હોતું નથી. ૭

अङ्काधिरोपितमृगश्चन्द्रमा मृगलांछनः ।
केसरी निष्ठुरक्षिप्तमृगयूथो मृगाधिपः ॥८॥

ચંદ્રે પોતાના ખોળામા મૃગને લીધુ છે; તેને કારણે તે 'મૃગલાંછન' કહેવાય છે; પરંતુ સિંહ નિષ્ઠુર થઈને મૃગલાના ટોળા પર આક્રમણ કરે છે, તે 'મૃગાધિપ' કહેવાય છે. ૮

तेजस्विनि क्षमासारे नातिकार्कश्यमाचरेत् ।
अतिनिर्मथनादग्निश्चन्दनादपि जायते ॥९॥

જે તેજસ્વી પુરુષ ક્ષમાગુણવાળો હોય, તેની સાથે અત્યંત કર્કશતા રાખવી નહિ; કારણ કે ચંદનવૃક્ષ શીતલ છે, તોપણ તેનું વધારે મંથન કરવામાં આવે, તો તેમાંથી પણ અગ્નિ પેદા થાય છે. ૯

तेजोहीने महीपाले स्वे परे च विकुर्वते ।
निःशङ्को हि जनो धत्ते पदं भस्मन्यनूष्मणि ॥१०॥

જો રાજા તેજ વિનાનો હોય, તો તેના પોતાના અને બીજા પણ લોકો વિકૃત-દૂષિત થઈ જાય છે; તેના પર દરેક માણસ નિઃશંકપણે પગ મૂકે છે. ૧૦

एकचक्रो रथो यन्ता विकलो विषमा हयाः ।
आक्रमत्येव तेजस्वी तथाप्यर्को नभस्तलम् ॥११

રથને એક જ પૈડું છે, સારથિ લંગડો છે અને ઘોડા ચિત્રવિચિત્ર છે; તોપણ તેજસ્વી સૂર્ય આકાશને ઓળંગી જાય છે. ૧૧

साधनं सुमहद्यस्य यन्नान्यस्य विलोक्यते ।
तस्य धीशालिनः कोऽन्यः सहेतारालितां भ्रुवम् ॥

જેનું સાધન અત્યંત મહાન છે કે જે સાધન બીજાની પાસે જોવા મળતું નથી, એવા ધીર જનના ભ્રૂકુટી વાંકી થાય; તો તેને બીજો કોણ સહી શકે? ૧૨

सिंहः शिशुरपि निपतति मदमलिनकपोलभित्तिषु गजेषु
प्रकृतिरियं सत्त्ववतां न खलु वयस्तेजसो हेतुः ॥१३॥

સિંહ બચ્ચું હોય, તોપણ મદથી મલિન થયેલા ગંડસ્થળવાળા હાથીઓ પર તરાપ મારે છે. સામર્થ્યશાળીઓનો એ સ્વભાવ જ હોય છે. નાની કે મોટી ઉંમર એ કાંઈ તેજનું કારણ બનતી નથી. ૧૩

यदचेतनोऽपि पादैः स्पृष्टः प्रज्वलति सवितुरिनकान्तः।
तत्तेजस्वी पुरुषः परकृतविकृतिं कथं सहते ॥१४॥

સૂર્યકાંત મણિ જાતે જડ (પથ્થર) છે તોપણ સૂર્યના પગ (કિરણો) અડકતાંની સાથે જ તે પ્રજ્વલિત થાય છે; તો પછી તેજસ્વી પુરુષ બીજાના કરેલ વિકારને કેમ સહી લે છે! ૧૪

दर्शितत्तापोच्छ्रायैस्तेजोवद्भिः सुगोत्रसञ्जातैः ।
हीरैरप्स्विव धीरैरापत्स्वपि गम्यते नाधः ॥१५॥

જેમણે પોતાની કાંતિ બતાવેલી છે, જે જાતે તેજસ્વી છે અને જે સારા પર્વતો પર પેદા થયેલા છે એવા હીરાઓ જળની અંદર નીચે બેસતા નથી, તેવી રીતે ધનુષ્ય-બાણ ઉગામીને પોતાના પ્રતાપને બતાવનારા અને સારા કુળમાં પેદા થયેલા તેજસ્વી પુરુષો આપત્તિઓ આવતાં પણ નીચે જતા નથી. ૧૫

दीप्यन्तां ये दीप्त्यै घटिता मणयश्च वीरपुरुषाश्च ।
तेजः स्वविनाशाय तु भवति तृणानामिव मघूनाम् ॥

ઘાસના જેવા હલકા માણસોને જો તેજ મળે, તો તે તેમના વિનાશ માટે બને છે; પરંતુ વિધાતાએ ઘડેલા મણિઓની જેમ જે વીરપુરુષો છે, તે પોતાના પ્રકાશથી પ્રકાશતા રહો. ૧૬

मदसिक्तमुखैर्मृगाधिपः करिभिर्वर्तयते स्वयंहतैः ।
लघयन्खलु तेजसा जगन्न महानिच्छति भूतिमन्यतः॥

જેના મુખ પર મદ ઝર્યા છે એવા હાથીઓને જે હણીને તેનાથી સિંહ પોતાની આજીવિકા નભાવે છે. જે પોતાના તેજથી જગતને હલકું બનાવે છે, તેવો મહાન પુરુષ બીજા પાસેથી વૈભવ ઇચ્છતો નથી. ૧૭

तीव्रोष्णदुर्विषहवीर्यभृतः परेषां
तेजस्विनो न गणयन्ति वपुर्महत्त्वम् ।
यत्पद्मरागशकलाकृतिरद्रितुङ्गं
कार्त्स्न्येन भस्मयति काष्ठचयं स्फुलिङ्गः ॥१८॥

તીવ્ર, ઉષ્ણ અને અસહ્ય એવા વીર્યને ધારણ કરનારા જે તેજસ્વી પુરુષો છે, તે શત્રુઓનાં શરીરની મોટાઈને ગણતા નથી. જે અગ્નિનો તણખો પદ્મરાગ મણિના કટકા જેટલી નાની આકૃતિનો હોય છે, તે પર્વત જેટલા મોટા ઘાસના ઢગલાને બાળી મૂકે છે. ૧૮

न तेजस्तेजस्वी प्रसृतमपरेषां प्रसहते
स तस्य स्वो भावः प्रकृतिनियतत्वादकृतकः ।
मयूखैरश्रान्तं तपति यदि देवो दिनकरः
किमाग्नेयग्रावा निकृत इव तेजांसि वमति ॥

તેજસ્વી વ્યક્તિ બીજાઓના ફેલાયેલા તેજને સહન નથી કરતી. તેનો એ સ્વભાવ એની પ્રકૃતિમાં જ નિયત થઈ ગયેલો હોવાથી કૃત્રિમતા વિનાનો હોય છે. સૂર્ય એનાં કિરણો ફેલાવતો થાક્યા વિના સતત તપ્યા કરે છે ત્યારે સૂર્યકાંત મણિ (હીરો અથવા દર્પણ) એ કિરણોથી જાણે તિરસ્કાર પામ્યો હોય તેમ (અથવા સૂર્યના તેજને સહન ન કરી શકતો હોય તેમ) પોતે પણ તેજઃકિરણોને પ્રકટ કરે છે. ૧૯

हस्ती स्थूलतनुः स चाङ्कुशवशः किं हस्तिमात्रोऽङ्कुशो
वज्रेणाभिहताः पतन्ति गिरयः किं शैलमात्रः पविः ।
दीपे प्रज्वलिते विनश्यति तमः किं दीपमात्रं तम-
स्तेजो यस्य विराजते स बलवांस्थूलेषु कः प्रत्ययः ॥

હાથી સ્થૂળ શરીરનો છે, પણ તે અંકુશને વશ રહે છે, તો શું અંકુશ હાથી જેવડું છે? વજ્રથી હણાયેલા એવા પર્વતો તૂટી પડે છે, તો શું વજ્ર પર્વત જેવડું છે? જ્યારે દીવો સળગતો હોય છે, ત્યારે અંધકારનો નાશ થાય છે, તો શું દીવો અંધકાર જેવડો છે? માટે જેની પાસે તેજ હોય છે; તે જ બળવાન ગણાય છે. પદાર્થો મોટા હોય તેથી બળવાન જ હોય તેવી કંઈ ખાતરી નથી. ૨૦

स्वल्पस्नायुवसावशेषमलिनं निर्मांसमप्यस्थि गोः
श्वा लब्ध्वा परितोषमेति न तु तत्तस्य क्षुधः शांतये ।
सिंहो जम्बुकमङ्कमागतमपि त्यक्त्वा निहन्ति द्विपं
सर्वः कृच्छ्रगतोऽपि वांछति जनः सत्त्वानुरूपं फलम् ॥

જેમાં નહિ જેવાં જ નસ કે ચરબી રહેલાં હોય, એવા માંસ વિનાના પશુના મલિન હાડકાને મેળવી કૂતરું રાજી થઈ જાય છે; જોકે તે હાડકાથી તેની ભૂખ શાંત થતી નથી. જ્યારે સિંહ પોતાની નજીક આવી ગયેલા શિયાળને પણ છોડીને હાથીને મારે છે. એટલે બધા મનુષ્યો આપત્તિમાં આવી પડ્યા હોય તોપણ પોતાની યોગ્યતાને અનુસરીને ફળ મળે, એમ ઇચ્છતા હોય છે. ૨૧

शमयति गजानन्यान्गन्धद्विपः कलभोऽपि सन्
भवति सुतरां वेगोदग्रं भुजङ्गशिशोर्विषम् ।
भुवमधिपतिर्बालावस्थोऽप्यलं परिरक्षितुं
न खलु वयसा जात्या वायं स्वकार्यसहो नरः॥

મદની સુગંધીથી ભરેલો હાથી, નાનું બચ્ચું હોય તોપણ તે બીજા હાથીઓને શમાવી દે છે; નાગનું બચ્ચું નાનું હોય તોપણ તેનું ઝેર વેગને કારણે અત્યંત ઉગ્ર હોય છે, તેવી રીતે રાજા બાળક હોય તોપણ પૃથ્વીનું રક્ષણ કરવા માટે તે સમર્થ હોય છે. ખરેખર લોકો પોતાની વય કે જાતિને કારણે જ પોતાનું કામ ઉપાડી શકતા હોય છે એવું નથી. ૨૨

## મનસ્વી–પ્રશંસા

कामं प्रियानपि प्राणान्विमुञ्चन्ति मनस्विनः ।
इच्छन्ति न त्वमित्रेभ्यो महतीमपि सत्क्रियाम् ॥

પોતાના મન પ્રમાણે વર્તનાર મનસ્વી પુરુષો પોતાના પ્રિય પ્રાણ પણ સ્વેચ્છાપૂર્વક ત્યજી દે છે; પરંતુ શત્રુઓ પાસેથી ગમે તેવો મોટો આદરસત્કાર પણ ઇચ્છતા નથી. ૧

ब्रूत नूतनकूष्माण्डफलानां के भवन्त्यमी ।
अङ्गुलीदर्शनादेव विलीयन्ते मनस्विनः ॥२॥

(કહેવત છે કે કોળાને આંગળી બતાવો, તો તે વધે નહિ) એટલે આ મનસ્વી પુરુષો નવાં કોળાનાં ફળોમાંના કયા ફળરૂપે છે, કે જેઓ આંગળી બતાવતાંની સાથે જ ગ્લાનિ પામે છે? ૨

ब्रह्माण्डमण्डलीमात्रं किं लोभाय मनस्विनः ।
शफरीस्फुरितेनाब्धेः क्षुब्धता जातु जायते ॥३॥

ભલા! માછલાના ફરકવાથી સમુદ્રને ખળભળાટ થતો હોય છે? એ રીતે મનસ્વી જનને બ્રહ્માંડનું મંડળ લોભાવી શકે છે? ૩

कुसुमस्तबकस्येव द्वे वृत्ती स्तो मनस्विनः ।
मूर्ध्नि वा सर्वलोकस्य विशीर्येत वनेऽथवा ॥४॥

ફૂલના ગુચ્છાની જેમ મનસ્વી જનની વૃત્તિ બે પ્રકારની હોય છે: એક તો સર્વ લોકના મસ્તક પર રહે છે અથવા તો વનમાં કરમાઈને સુકાઈ જાય છે. ૪

पादाहतं यदुत्थाय मूर्धानमधिरोहति ।
स्वस्थादेवापमानेऽपि देहिनस्तद्वरं रजः ॥५॥

રજ પણ ચરણથી હણાય, તો તે મસ્તક પર ચઢી જાય છે. એટલે અપમાન થવા છતાં જેને કાંઈ થતું નથી, એવા હલકા માણસ કરતાં તો ધૂળ વધારે સારી છે. ૫

समूलघातमघ्नन्तः परान्नोद्यन्ति मानिनः ।
प्रध्वंसितान्धतमसस्तत्रोदाहरणं रविः ॥६॥

જ્યાં સુધી પોતાના શત્રુઓને મૂળ સહિત હણે નહિ ત્યાં સુધી મનસ્વી પુરુષો ઉદય પામતા નથી. જેણે અંધકારનો સંપૂર્ણ નાશ કર્યો છે, એવો સૂર્ય તેનો દાખલો છે. ૬

स पुमानर्थवज्जन्मा यस्य नाम्नि पुरःस्थिते ।
नान्यामङ्गुलिमभ्येति संख्यायामुद्यताङ्गुलिः ॥७

જ્યારે સારા માણસોની ગણના કરવામાં આંગળી તૈયાર થઈ હોય, ત્યારે જેનું નામ આગળ આવ્યા પછી આંગળી બીજી આંગળી ઉપર જતી નથી; અર્થાત્ જેની તુલનામાં બીજો કોઈ જડતો નથી, તે પુરુષનો જન્મ સાર્થક છે. ૭

स्थित्यतिक्रान्तिभीरूणि स्वच्छान्याकुलितान्यपि ।
तोयानि तोयराशीनां मनांसि च मनस्विनाम् ॥

જેવી રીતે મહાન સમુદ્રનાં જળ પોતાની મર્યાદા ઓળંગવામાં સંકોચ રાખે છે અને નદીઓ વગેરેથી ક્ષોભ પામ્યા છતાં સ્વચ્છ રહે છે, તેવી રીતે મનસ્વી પુરુષોનાં મન પોતાની મર્યાદા ઓળંગવામાં અત્યંત ભીરુ હોય છે તેમજ ક્ષોભ પામવા છતાં નિર્મળ હોય છે. ૮

शक्तिवैकल्यनम्रस्य निःसारत्वाल्लघीयसः ।
जन्मिनो मानहीनस्य तृणस्य च समा गतिः ॥

શક્તિ નહિ હોવાને કારણે નમ્ર અને કોઈ પણ સાર નહિ હોવાથી હલકા દેખાતા જન્મધારી માનવીની અને તણખલાની ગતિ એકસરખી છે. ૯

अलङ्घ्यं तत्तदुद्वीक्ष्य यद्यदुच्चैर्महीभृताम् ।
प्रियतां ज्यायसीं मा गान्महतां केन तुङ्गता ॥१०

પૃથ્વીને ધારણ કરનાર પર્વતોનાં જે જે શિખરો ઊંચાં હોય છે, તે તે ઓળંગાય એમ હોતાં નથી; તે રીતે મહાન પુરુષોની જે ઊંચી દશા છે, તે કોને વિશેષ લાગતી નથી? ૧૦

तावदाश्रीयते लक्ष्म्या तावदस्य स्थिरं यशः ।
पुरुषस्तावदेवासौ यावन्मानान्न हीयते ॥११॥

જ્યાં સુધી પુરુષ તેના માપ કરતાં હલકો ન બને, ત્યાં સુધી લક્ષ્મીથી આશ્રય મેળવે છે; ત્યાં સુધી તેનો યશ સ્થિર રહે છે અને ત્યાં સુધી તે પુરુષ ગણાય છે.

दुरासदवनज्यायान्गम्यस्तुङ्गोऽपि भूधरः ।
न जहाति महौजस्कं मानप्रांशुमलङ्घ्यता ॥१२

ઓળંગવું મુશ્કેલ બને એવા વન કરતાં પર્વત મોટો અને ઊંચો હોવા છતાં ઓળંગી શકાય છે; પરંતુ મહાતેજસ્વી અને સ્વમાનથી ઉન્નત બનેલ મનસ્વી પુરુષને અલંઘ્યતા (ન ઓળંગી શકાય એવી પ્રતિષ્ઠા) છોડતી નથી. ૧૨

गुरून्कुर्वन्ति ते वंश्यानन्वर्था तैर्वसुन्धरा ।
येषां यशांसि शुभ्राणि ह्रेपयन्तीन्दुमण्डलम् ॥

જેમના સ્વચ્છ નિર્મળ યશ ચંદ્રમંડળને પણ ઝાંખા પાડે છે, એવા પુરુષો પોતાના વંશજોને ગૌરવયુક્ત બનાવે છે અને તેવા પુરુષોને લીધે જ આ વસુંધરા–પૃથ્વી પોતાના નામને સાર્થક કરે છે. ૧૩

उदाहरणमाशीःषु प्रथमे ते मनस्विनाम् ।
शुष्केऽशनिरिवामर्षो यैररातिषु पात्यते ॥१४॥

જેમ સૂકા ઝાડ પર વીજળી તૂટી પડે, તેમ જે મનસ્વી પુરુષોએ શત્રુઓ પર પોતાનો ક્રોધ ફેંક્યો છે, એવા મનસ્વી પુરુષોની ગણના આશીર્વાદ આપવામાં પહેલી હોય છે અને તેઓ બીજાને દાખલારૂપ થાય છે.

तुङ्गत्वमितरा नाद्रौ नेदं सिन्धावगाधता ।
अलङ्घनीयताहेतुरुभयं तन्मनस्विनि ॥१५॥

પર્વતમાં ઊંચાણ છે, તો ઊંડાઈ નથી અને સમુદ્રમાં ઊંડાણ છે, તો ઊંચાઈ નથી. ઊંચાઈ અને ઊંડાણ (ગંભીરતા) એ બે નહિ ઓળંગી શકાવામાં કારણો છે, તે બંને મનસ્વી પુરુષમાં રહેલાં છે. ૧૫

न क्वचिद्‍ बहिर्यान्ति मानिनां प्रार्थनागिरः ।
यदि निर्यातुमिच्छन्ति तदा प्राणपुरःसराः ॥१६

મનસ્વી જનોની દીનતાભરી યાચનાની વાણી કદી પણ બહાર આવતી નથી અને જો કદાચ યાચનાની વાણી બહાર આવે છે તો પ્રાણને પહેલાં બહાર કાઢીને પછી તે બહાર આવે છે. ૧૬

असेवितेश्वरद्वारमदृष्टविरहव्यथम् ।
अनुक्तक्लीबवचनं धन्यं कस्यापि जीवितम् ॥१७॥

જેણે ધનિકોનાં બારણાં સેવ્યાં નથી, જેણે વિરહની કે દીનતાની વ્યથા જોઈ નથી અને જેણે કદી દીન વચન કહ્યાં નથી એવા કોઈ પણ મનુષ્યના જીવનને ધન્ય છે. ૧૭

मानिनो हृतमानस्य मानोऽपि न सुखप्रदः ।
जीवनं मानमूलं हि माने म्लाने कुतः सुखम् ॥

એક વખત જેનું માન હણાયું છે, તેવા મનસ્વી પુરુષને પછી માન પણ સુખ આપતું નથી; કારણ કે તેનું જીવન માનમૂલક હોય છે, એટલે માન ઝાંખું પડતાં સુખ ક્યાંથી મળે? ૧૮

मनस्वी म्रियते कामं कार्पण्यं न तु गच्छति ।
अपि निर्वाणमायाति नानलो याति शीतताम् ॥

મનસ્વી જન ઇચ્છાપૂર્વક મરવાનું સ્વીકારી લેશે, પણ તે દીનતા ધારણ નહીં કરે. અગ્નિ ઓલવાઈ જાય છે, પણ કદી શીતળ બનતો નથી. ૧૯

मनस्विहृदयं धत्ते रोपेणैव प्रसन्नताम् ।
भस्मना ज्वलदङ्गारः प्रसादं लभतेतराम् ॥२०॥

મનસ્વી પુરુષનું હૃદય રોષને કારણે જ પ્રસન્નતા ધારણ કરે છે, અંગારો ભસ્મની સાથે જલવામાં જ ખૂબ પ્રસન્નતા ધારણ કરે છે. ૨૦

कामाय स्पृहयत्यात्मा संयतोऽपि मनीषिणः ।
वीथीनियमितोऽप्युक्षा शष्पमासाद्य धावति ॥२१॥

મનસ્વી પુરુષનું મન સંયમિત હોય તોપણ તે ભોગની ઇચ્છા કરે છે. બળદ પોતાને માર્ગે નિયમિત ચાલ્યો જતો હોય તોપણ ઘાસ જોઈને (ખેતરમાં) દોડી જાય છે. ૨૧

मनस्विनो न मान्दन्ते परतः प्राप्य जीवनम् ।
बलिभुग्भ्यो न काकेभ्यः स्पृहयन्ति हि कोकिलाः॥

હલકા લોકો પાસેથી પોતાને જીવન મળેલું હોય તોપણ મનસ્વી પુરુષો તે હલકા લોકોને માન આપતા નથી. કોયલો બલિ ખાનારા કાગડાઓ પાસેથી જેમને જીવન (ઉછેર) મળ્યું હોય છે છતાં તેમની પરવા કરતી નથી. ૨૨

दूर्वाङ्कुरतृणाहारा धन्यास्तात वने मृगाः ।
विभवोन्मत्तचित्तानां न पश्यन्ति मुखानि यत् ॥

હે ભાઈ! દુર્વા, અંકુર અને ઘાસ ખાનારાં અને વનમાં રહેનારાં મૃગલાંને ધન્ય છે; કારણ કે તેમને વૈભવથી ઉન્મત્ત ચિત્તવાળા ધનિકોનાં મુખ જોવાં પડતાં નથી. ૨૩

सुखं जीवन्ति हरिणा वनेष्वपरसेविनः ।
अर्थैरयत्नसुलभैर्जलदर्भाङ्कुरादिभिः ॥२४॥

યત્ન વિના સુલભ રીતે મળતા જળ, દર્ભ, અંકુર વગેરે લાભોથી હરણો વનમાં સુખે જીવી રહ્યાં છે; કારણ કે તેમને પારકાની સેવા કરવાની હોતી નથી. ૨૪

सेयमप्रस्तुतैवात्र मृगवृत्तिः प्रशस्यते।
राजानुवर्तनक्लेशनिर्विण्णेन मनस्विना ॥

રાજાની વર્તણૂકના કલેશથી ખેદ પામેલ મનસ્વી જને કાંઈ પણ પ્રસંગ વિના આપોઆપ મૃગલાની વૃત્તિ વખાણેલી હોય છે. ૨૫

कामं वनेपु हरिणास्तृणेन जीवन्त्ययत्नसुलभेन ।
धनिपु न दैन्यं विदधति ते किल पशवो वयं सुधियः॥

ખરેખર, કોઈ પણ જાતના પ્રયત્ન વિના સુલભ રીતે મળતા ઘાસથી હરણાં વનમાં જીવી રહ્યાં છે; તે કોઈ ધનિકો આગળ દીનતા ધારણ કરતાં નથી. તે હરણાંને આપણે પશુઓ ગણીએ છીએ અને આપણને બુદ્ધિશાળી ગણીએ છીએ! ૨૬

प्रत्युपकुर्वन्बह्वपि न भवति पूर्वोपकारिणा तुल्यः ।
एकोऽनुकरोति कृतं निष्कारणमेव यत्परः कुरुते ॥

ઉપકારનો બદલો વાળનાર માણસ ઘણું કરે તોપણ પહેલાં ઉપકાર કરનારની તોલે તે આવતો નથી. બદલો વાળનારો તો પહેલાંનું અનુકરણ કરે છે અને પહેલો ઉપકાર કરનારે કોઈ કારણ વિના કાર્ય કર્યું હોય છે. ૨૭

न नटा न विटा न गायका न परद्रोहनिबद्धबुद्धयः ।
नृपसद्मनि नाम के वयं स्तनभारानमिता न योषितः॥

રાજદરબારમાં અમે તો કોણ હિસાબના? કારણ કે અમે નટ નથી કે વિટ (ચાડિયા) નથી, ગાયક નથી કે પારકાના દ્રોહમાં બુદ્ધિને જોડનારા નથી તેમ જ સ્તનભારથી નમેલી સ્ત્રીઓ પણ નથી. ૨૮

अभिमानधनस्य गत्वरैरसुभिः स्थास्नु यशश्चिचीषतः ।
अचिरांशुविलासचञ्चला ननु लक्ष्मीः फलमानुषङ्गिकम्॥

સ્વાભિમાનરૂપ ધનવાળા અને એક વાર ચાલ્યા જનારા પ્રાણો વડે સ્થિર યશ મેળવવા ઇચ્છનારા મનસ્વી જનને વીજળીના ચમકારા જેવી ચંચળ લક્ષ્મી પ્રાપ્ત થાય એ તો એને મન ગૌણ ફળ છે. (તેનું મુખ્ય ફળ તો યશપ્રાપ્તિ જ છે.) ૨૯

ज्वलितं न हिरण्यरेतसं चयमास्कन्दति भस्मनां जनः ।
अभिभूतिभयादसूनतः सुखमुज्झन्ति न धाम मानिनः॥

માણસો રાખના ઢગલા પર પગ મૂકે છે, પણ બળતા અગ્નિ પર પગ મૂકતા નથી; તે જ રીતે પરાજયના ભયે મનસ્વી પુરુષો પોતાના પ્રાણ ત્યજી દે છે, પણ પોતાના તેજનો ત્યાગ કરતા નથી. ૩૦

पुरो वा पश्चाद्वा वयमुपविशामः क्षितिभुजां
ततः किं नश्छिन्नं वचनरचनाक्रीतजगताम् ।
अगारे कान्तारे कुचकलशभारे मृगदृशां
मणेस्तुल्यं मूल्यं सहजसुभगस्य द्युतिमतः ॥३१॥

જેમણે પોતાનાં વચનોની રચનાઓથી જગતને ખરીદી લીધું છે, એવા અમે રાજાઓની આગળ બેસીએ કે પાછળ બેસીએ; તો તેથી અમારું કાંઈ ઓછું થઈ જતું નથી. જે કુદરતી રીતે સુંદર છે એવા અત્યંત તેજસ્વી મણિને ઘરમાં રાખો, જંગલમાં રાખો કે પછી નારીઓના મોટા સ્તનકલશો પર રાખો; તેનું મૂલ્ય સરખું જ છે. ૩૧

अभुक्तायां यस्यां क्षणमपि न यातं नृपशतै-
र्भुवस्तस्या लाभे क इव बहुमानः क्षितिभुजाम् ।
तदंशस्याप्यंशे तदवयवलेशेऽपि पतयो
विषादे कर्तव्ये विदधति जडाः प्रत्युत मुदम् ॥३२॥

એક ઘડીભર પણ આ પૃથ્વી કોઈના ભોગવ્યા વિનાની રહી નથી; સેંકડો રાજાઓ તેને ભોગવીને ચાલ્યા ગયા છે; રાજાઓને આવી તુચ્છ પૃથ્વીનો લાભ થાય છે, તેમાં તેઓ શું બહુમાન સમજતા હશે? પૃથ્વીના એકાદ અંશનોય એકાદ અંશ અને તેનાય એકાદ નાના ટુકડા જેવો પ્રદેશ જ્યારે મળે, ત્યારે તો રાજાઓએ ખેદ કરવો જોઈએ; તેને બદલે તેઓ હર્ષ પામે છે. ૩૨

क्वचिद्भूमौ शय्या क्वचिदपि च पर्यङ्कशयनं
क्वचिच्छाकाहारी क्वचिदपि च शाल्योदनरुचिः ।
क्वचित्कन्थाधारी क्वचिदपि च दिव्याम्बरधरो ।
मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम् ॥

કોઈ વખત પૃથ્વી પર સૂવાનું મળે તો કોઈ વાર પલંગ પર સૂવાનું મળે! કોઈ વખત શાક ખાઈને ચલાવવું પડે; તો કોઈ વાર શાલીના ઉત્તમ ચોખા ખાવાના હોય! કોઈ વખત એકલી કંથા જ ઓઢવાની મળે, તો કોઈ વાર અલૌકિક પીતાંબર પહેરવાનાં મળે; આ બધાથી પોતાના કાર્યની સિદ્ધિને જ ઇચ્છનારો મનસ્વી પુરુષ નથી સુખ ગણતો કે નથી દુઃખ ગણતો.

विपुलहृदयैर्धन्यैः कैश्चिज्जगज्जनितं पुरा
विधृतमपरैर्दत्तं चान्यैर्विजित्य तृणं यथा ।
इह हि भुवनान्यन्ये धीराश्चतुर्दश भुञ्जते
कतिपयपुरस्वाम्ये पुंसां क एष मदज्वरः ॥३४

જેમના હૃદયો વિપુલ છે એવા કેટલાક ધન્ય પુરુષોએ પહેલાં આ જગતની રચના કરી છે, બીજા કેટલાક પુરુષોએ આ જગતને ધારણ કર્યું છે; અન્ય કેટલાક પુરુષોએ આ જગતને જીતી લઈને તૃણની જેમ તુચ્છ ગણીને દાનમાં આપી દીધું છે, અને અત્યારે પણ

કેટલાક ધીર જનો છે, જેઓ આ ચૌદ ભુવનોને ભોગવે છે. આમ છતાં જેમને થોડાંઘણાં નગરોનું સ્વામીપણું મળેલું છે એવા પુરુષોને શાથી મદનો જ્વર થતો હશે ? ૩૪

वरमहिमुखे क्रोधाध्माते करो विनिवेशितो
विषमपि वरं पीत्वा सुप्तं कृतान्तनिवेशने ।
गिरिवरतटीमुक्तश्चात्मा वरं शतधा कृतो
न तु खलजनावाप्तैरर्थैः कृतं हितमात्मनः ॥३५॥

ક્રોધથી ફૂંફાડા મારતા સાપના મુખમાં હાથ મૂકવો તે સારું છે; ઝેર પીને મૃત્યુના ઘરમાં સૂઈ જવું, તે પણ સારું છે; મોટા પર્વતની ટોચ પરથી પડીને શરીરના સેંકડો ટુકડા થઈ જાય, તે પણ સારું છે; પરંતુ કપટી જનો પાસેથી મેળવેલા દ્રવ્યથી પોતાની જાતનું ભલું કરવું, તે સારું નથી. ૩૫

नानीयन्ते मधुनि मधुपाः पारिजातप्ररोहै-
र्नाभ्यर्थ्यन्ते तुहिनरुचिना चन्द्रिकायां चकोराः ।
अस्मद्वाचां धुरि मधुरिमा यद्यपूर्वावतारः
सोल्लासाः स्युः स्वयमिह बुधाः किं सुधाभ्यर्थनाभिः

પારિજાત વૃક્ષોએ પોતાનાં પુષ્પોના રસને માટે ભમરાઓને બોલાવ્યા નથી; પોતાની ચાંદનીને માટે ચંદ્રે ચકોર પક્ષીઓને પ્રાર્થના કરી નથી; એટલે જો અમારી વાણીમાં વિશેષ રીતે અપૂર્વ મધુરતા હશે, તો વિદ્વાનો આપોઆપ જ અત્યંત ઉલ્લાસ પામશે. અમારે તેમને ફોગટ પ્રાર્થના કરવી નહીં. ૩૬

मृत्पिण्डो जलरेखया वलयितः सर्वोऽप्ययं नन्वणू-
नङ्गीकृत्य स एव संयुगशतै राज्ञां गणैर्भुज्यते ।
तद्दद्युर्ददतेऽथवा न किमपि क्षुद्रा दरिद्रा भृशं
धिग्धिक्तान्पुरुषाधमान्धनकणं वांछन्ति तेभ्योऽपि ये॥

ખરેખર અણુઓનો સ્વીકાર કરીને જે માટીનો પિંડ બનાવેલો છે; તેની ચારેબાજુ જલની રેખા (સમુદ્ર) ફરી વળેલી છે, તેને પૃથ્વી કહે છે; જેને અનેક રાજાઓ સેંકડો યુદ્ધો વડે પ્રાપ્ત કરીને ભોગવે છે, તેમાંના કેટલાક રાજાઓ થોડી ભૂમિને આપે કે ન આપે એવા ક્ષુદ્ર કે દરિદ્ર હોય છે. પરંતુ તેવા રાજાઓ પાસેથી પણ જે ધનના એકાદ કણને ઇચ્છે છે, તેવા માગનાર પુરુષોને ધિક્કાર છે. ૩૭

त्वं चेन्नीचजनानुरागरभसादस्मासु मन्दादरः
का नो मानद मानहानिरियती भूः किं त्वमेकः प्रभुः।
गुञ्जापुञ्जपरंपरापरिचयाद्भिल्लीजनैरुज्झितं
मुक्तादाम न धारयन्ति किमहो कण्ठे कुरङ्गीदृशः॥

હે માનદ રાજા ! જો નીચ જનો સાથે પ્રેમ કરવાના વેગથી અમારા પર મંદ આદર હોય, તો તેથી અમારા માનની શું હાનિ થવાની છે ? શું તમારા રાજ્ય જેટલી જ પૃથ્વી છે અને તમે એકલા જ રાજા છો ? ભીલ જનોએ ચણોઠીઓના ઢગલાઓ મળવાથી મોતીઓની માળા છોડી દીધી હોય; તેથી શું સુંદર સ્ત્રીઓ તે મોતીઓની માળા પોતાના કંઠમાં ધારણ નહીં કરે ? ૩૮

त्वं राजा वयमप्युपासितगुरुप्रज्ञाभिमानोन्नताः
ख्यातस्त्वं विभवैर्यशांसि कवयो दिक्षु प्रतन्वन्ति नः ।
इत्थं मानद नातिदूरमुभयोरप्यावयोरन्तरं
यद्यस्मासु पराङ्मुखोऽसि वयमप्येकान्ततो निःस्पृहाः ।

હે માનદ રાજા ! તું રાજા છે તો અમે ગુરુજનોની સેવા કરવાથી મળેલી બુદ્ધિના અભિમાન વડે ઊંચા છીએ; તું વૈભવોથી પ્રખ્યાત છે, તો કવિજનો અમારા યશને દિશાઓમાં ફેલાવે છે. આ રીતે જોતાં આપણા બંનેમાં બહુ અંતર નથી; એટલે જો તું અમારાથી વિમુખ હો, તો અમે પણ સંપૂર્ણ રીતે નિઃસ્પૃહ છીએ. ૩૯

ब्रह्माण्डं कियदस्तु तत्र वसुधापिण्डं किमाचक्ष्महे
तत्राप्येकतरं तु खण्डममितास्तस्मिन्नृपाः केचन ।
तेभ्यो दैन्यशतोपनीतविभवा दृष्टानुकम्पास्तु ते
धिङ्मूढाः स्पृहयन्ति हन्त किमपि स्वार्थो न तेभ्योऽपि ये॥

આ બ્રહ્માંડ તે કેટલું નાનું છે, તેમાંય આ પૃથ્વીનો પિંડ, તેને વિષે તો કહેવું જ શું ? અને તેમાંનો એક નાનો ખંડ અને તેમાં કેટલા બધા રાજાઓ રહેલા છે ? તેવા રાજાઓની પાસે સેંકડો વખત દીનતા બતાવીને વૈભવો મેળવનારાઓને તો રાજાઓના કૃપાપાત્ર થયેલા જોઈ શકાય છે; પરંતુ જેમનો કોઈ પણ જાતનો સ્વાર્થ સધાય એમ નથી, એવા મૂઢ જનો પણ તે રાજાઓ પાસે સ્પૃહા રાખે છે, તેમને તો ધિક્કાર છે. ૪૦

पातालान्न विमोचितो बत बलिर्नीतो न मृत्युः क्षयं
नोन्मृष्टं शशिलांछनं तु मलिनं नोन्मूलिता व्याधयः ।
शेषस्यापि भरं विधृत्य न कृतो भारावतारः क्षणं
चेतः सत्पुरुषाभिमानमनिशं मिथ्या वहन्खिद्यसे ॥

હે ચિત્ત ! તેં જ્યાં સુધી બળિરાજાને પાતાળમાંથી છોડાવ્યા નથી, મૃત્યુનો નાશ કર્યો નથી, ચંદ્રનું મલિન કલંક દૂર કર્યું નથી, રોગોનો સમૂળ વિનાશ કર્યો નથી, ઘડીભર માથે મૂકીને, તેં શેષનારાપણુનો ભાર ઉતાર્યો નથી; ત્યાં સુધી તું સત્પુરુષના અભિમાનને ખોટી રીતે ધારણ કરી મિથ્યા ફુલાઈ રહ્યું છે. ૪૧

नास्माकं शिबिका न चास्ति कटकाद्यालंक्रियासत्क्रिया
नोत्तुङ्गस्तुरगो न कश्चिदनुगो नाप्यम्बरं सुन्दरम् ।
किं तु क्ष्मातलवर्त्यशेषविदुषां साहित्यविद्याजुषां
चेतस्तोषकरी शिरोनतकरी विद्यानवद्यास्ति नः ॥

અમારી પાસે પાલખી નથી; અમારે ઘેર કડાં, કંકણ વગેરે અલંકારો કે સાબખી નથી; ઊંચો ઘોડો નથી, કોઈ સેવક નથી તેમ જ ઘરમાં કોઈ સુંદર વસ્ત્ર નથી; પરંતુ સાહિત્યવિદ્યાની સેવા કરનારા પૃથ્વી પરના સમગ્ર વિદ્વાનોના ચિત્તને સંતોષ આપનારી અને બધાનાં મસ્તકોને નમાવનારી એવી નિર્દોષ વિદ્યા અમારી પાસે છે.

लक्ष्मीर्निर्धृतिमेति हीनचरितैर्यैरेव सच्छिक्षया
किं नद्यैव करोमि तामनुचरीं रामां सकामामिव ।
ब्रह्माण्डे निपतत्यपि स्खलति न प्रायेण येषां मन-
स्तेषामार्यमनस्विनामनुपदं गन्तास्मि नाहं यदि ॥

બ્રહ્માંડ તૂટી પડે, તોપણ જેમનું મન ચલિત થતું નથી; તેવા આર્ય મનસ્વી પુરુષોને અનુસરવાનું છોડી દઈને જે હીન ચરિતવાળા પુરુષોથી લક્ષ્મી આનંદ પામે છે, તેમની પેઠે ચાલવા લાગું તો હું લક્ષ્મીને સકામ સ્ત્રીની જેમ આજે જ દાસી બનાવી દઉં. ૪૩

पुण्ये ग्रामे वने वा महति सितपटच्छन्नपालीं कपाली-
मादाय न्यायगर्भद्विजवरहुतभुग्धूमधूम्रोपकण्ठम् ।
द्वारं द्वारं प्रवृत्तो वरमुदरदरीपूरणाय क्षुधार्तो
मानी प्राणी स्वदेशे न पुनरनुदिनं तुल्यकुल्येषु दीनः ।

ભૂખથી પીડાતો મનસ્વી પુરુષ પેટરૂપી ગુફાને પૂરવા માટે સફેદ વસ્ત્રથી ઢાંકેલ ભિક્ષાપાત્ર હાથમાં લઈને પવિત્ર ગામમાં કે મોટા વનમાં બ્રાહ્મણોને ઘેર ઘેર રોજ જશે કે જે નીતિવાળા બ્રાહ્મણોનાં ઘર અગ્નિહોત્રના ધુમાડાથી ઘેરાયેલાં છે; પરંતુ તે મનસ્વી જન દીન બનીને પોતાના સમાન કુળવાળાને ઘેર પોતાના વતનમાં નહીં જાય. ૪૪

अर्थानामीशिषे त्वं वयमपि च गिरामीश्महे यावदित्थं
शूरस्त्वं वादिदर्पज्वरशमनविधावक्षयं पाटवं नः ।
सेवन्ते त्वां धनाढ्य मतिमलहतये मामपि श्रोतुकामा
मय्यप्यास्था न चेत्तत्त्वयि मम सुतरामेष राजन्गतोऽस्मि ॥

હે રાજન્! તમે ધનના ઈશ્વર છો, તો અમે પણ વાણીના ઈશ્વર છીએ. તમે શૂરવીર છો, તો વાદ કરનારના ગર્વરૂપી તાવને શાંત કરવામાં અમારી ચતુરતા અખૂટ છે. ધનિક પુરુષો તમારી સેવા કરે છે, તો પોતાની બુદ્ધિના મળને દૂર કરવા માટે શ્રોતાઓ અમારી સેવા કરે છે; એટલે જો તમને અમારા પર આસ્થા ન હોય; તો તમારે વિષે મને જરાય આસ્થા નથી અને એટલે આ હું ચાલ્યો જાઉં છું. ૪૫

श्रेयस्वी यत्र मानं व्रजति दुरितकृच्चापमानं मनुष्यै-
रज्ञेयं यत्र दूतैः प्रभुमनु मनुजो नीयते चानपेक्षः ।
मृत्योर्गेहं वरं तन्न तु कुधनवतां यत्र सर्वापमानो
लोकैर्विज्ञायमानः स्वयमतिथितया यत्र चार्थी प्रयाति ॥

પવિત્ર પુરુષ જ્યાં સન્માન મેળવે છે, ત્યાં પાપી પુરુષ અપમાન પામે છે, પણ લોકોને તે બાબતની ખબર પડતી નથી. મનસ્વી પુરુષ નિઃસ્પૃહ હોય છે એટલે રાજાના દૂતો જ તેને રાજાની પાસે લઈ જાય છે. લોકોથી અનાદર પામતો યાચક સર્વ પ્રકારના અપમાનના સ્થળરૂપ હલકા ધનિકોને ઘેર જાય છે, પણ મનસ્વી જનો તો મૃત્યુના દરબારમાં જવું સારું માનશે, પરંતુ ખરાબ ધનિકને ત્યાં નહિ જાય. ૪૬

## અપૌરુષત્વનિંદા

मा जीवन्यः परावज्ञादुःखदग्धोऽपि जीवति ।
तस्याजननिरेवास्तु जननीक्लेशकारिणः ॥१॥

પારકાના તિરસ્કારરૂપી દુઃખથી બળતો એવો માણસ જીવતો હોય તેના કરતાં ન જીવે તો સારું! માતાને કલેશ આપનાર એવા સંતાન કરતાં, માતા તેને જન્મ ન આપે, તે સારું! ૧

असंपादयतः कश्चिदर्थं जातिक्रियागुणैः ।
यदृच्छाशब्दवत्पुंसः संज्ञायै जन्म केवलम् ॥२॥

પોતાનાં જાતિ, ક્રિયા કે ગુણોનો આધાર લઈને જે માણસ કોઈ પણ જાતનો લાભ મેળવે નહિ; તે માણસ ફક્ત આપોઆપ ગોઠવાઈ ગયેલા નિરર્થક નામની જેમ સંજ્ઞા ખાતર જ જન્મ્યો છે એમ જાણવું. ૨

## ગુણપ્રશંસા

गुणाः कुर्वन्ति दूतत्वं दूरेऽपि वसतां सताम् ।
केतकीं गन्धमाघ्राय स्वयं गच्छन्ति षट्पदाः ॥१॥

જેમ ભમરાઓ સ્વયં કેવડાના ફૂલની સુગંધી બીજે લઈ જાય છે; તેમ સારા પુરુષો દૂર વસતા હોય, તોપણ તેમના ગુણો જ તેમના દૂતપણાનું કામ કરે છે. ૧

गुणवज्जनसंसर्गाद्याति सर्वोऽपि गौरवम् ।
पुष्पमालाप्रसङ्गेन सूत्रं शिरसि धार्यते ॥२॥

ફૂલોની માળામાં જોડાવાથી જેમ સૂતરનો દોરો મસ્તક પર ધારણ કરાય છે, તેમ ગુણવાન જનોનો સંગ થવાથી બધાય માણસો ગૌરવ મેળવે છે. ૨

फलावतः सैव कला ययाधःक्रियते भवः ।
वह्वीभिश्च कलाभिः किं याभिरङ्कः प्रदर्श्यते ॥३॥

કલાવાન ચંદ્રની એક જ કલા સાચી છે કે જેથી મહાદેવ નીચે રહી જાય છે; ઘણી કલાઓથી શું? જેથી પોતાનું કલંક દેખાઈ જાય? અર્થાત્ ચોસઠ કલાઓમાંથી વિદ્વાન પાસે એક જ કલા એવી હોય છે, જેથી તે સંસારને તરી જાય છે. ૩

न पुत्रत्वेन पूज्यन्ते गुणैरासाद्यते पदम् ।
रवेर्व्यापारमादत्ते प्रदीपो न पुनः शशी ॥४॥

'હું અમુકનો પુત્ર છું' એમ કહેવાથી કોઈ પૂજાતું નથી; લોકમાં ઉત્તમ સ્થાન તો ગુણોથી પ્રાપ્ત થાય છે. સૂર્યનું કામ દીવો ઉઠાવે છે (તો લોકો તેને સત્કારે છે, પૂજે છે, પણ સૂર્યનો પુત્ર હોવા છતાં ચંદ્ર તે પ્રકારનું કામ ઉઠાવતો નથી) તો દીપપૂજનની પેઠે દરરોજ ચંદ્રપૂજન થતું નથી. ૪

गुणाः सर्वत्र पूज्यन्ते पितृवंशो निरर्थकः ।
वासुदेवं नमस्यन्ति वसुदेवं न ते जनाः ॥५॥

બધી જગાઓએ ગુણો પૂજાય છે, પિતાનો વંશ કાંઈ કામ આવતો નથી. લોકો વસુદેવ ભગવાનને નમે છે, પણ વસુદેવને નમતા નથી. ૫

यदि सन्ति गुणाः पुंसां विकसन्त्येव ते स्वयम् ।
नहि कस्तूरिकामोदः शपथेन प्रकाश्यते ॥६॥

માણસોમાં જો ગુણો છે તો તે આપોઆપ જ પ્રકાશમાં આવે છે. પોતામા સુગંધનો જે ગુણ છે તે કસ્તૂરી સોગંદ ખાઈને જાહેર કરતી નથી. ૬

किमाढ्यत्वगुरुत्वाभ्यां चरमोऽपि गुणैर्गुरुः ।
केतकीकुसुमे पश्य लघुपत्रेऽतिगौरवम् ॥७॥

ધનિકપણું કે મોટાપણું હોય, તેથી શું? હીન જાતિનો માણસ પણ ગુણોથી મોટા બને છે. જુઓ કેવડાનાં ફૂલ તેનાં પાન કરતાં નાનાં હોય છે; પણ તેમાં વિશેષ ગૌરવ રહેલું છે. ૭

केतकीकुसुमं भृङ्गः खण्ड्यमानोऽपि सेवते ।
दोषाः किं नाम कुर्वन्ति गुणापहृतचेतसः ॥८॥

ગુણોથી જેમના ચિત્ત હરાઈ ગયેલા છે; એવા પુરુષોને દોષો શું વિકાર પેદા કરવાના હતા? અપમાન પામેલો ભમરો પણ કેવડાના ફૂલને સેવે છે. ૮

शरीरस्य गुणानां च दूरमत्यन्तमन्तरम् ।
शरीरं क्षणविध्वंसि कल्पान्तस्थायिनो गुणाः ॥९॥

શરીર અને ગુણો એ બને વચ્ચે ઘણું જ અંતર છે. શરીર તો ક્ષણમાં નાશ પામવાનું છે અને ગુણો તો કલ્પકાળ સુધી રહેવાના છે. ૯

गुणेष्वेव हि कर्तव्यः प्रयत्नः पुरुषैः सदा ।
गुणयुक्तो दरिद्रोऽपि नेश्वरैरगुणैः समः ॥१०॥

પુરષોએ સદા ગુણો માટે જ પ્રયત્ન કરવો જોઈએ. ગુણવાન પુરષ ભલેને ગરીબ હોય; પરંતુ તે ગુણ વિનાના ધનિકો સમાન નથી હોતા. ૧૦

गुणैः सर्वज्ञकल्पोऽपि सीदत्येको निराश्रयः ।
अनर्घ्यमपि माणिक्यं हेमाश्रयमपेक्षते ॥११॥

ગુણો વડે માણસ સર્વજ્ઞ જેવો હોય તોપણ જો તે આશ્રય વિનાનો એકલો હોય તો દુઃખ પામે છે. માણેક અમૂલ્ય છે છતાં તે સોનાનો આશ્રયની અપેક્ષા રાખે છે ૧૧

गुणेषु क्रियतां यत्नः किमाटोपैः प्रयोजनम् ।
विक्रियन्ते न घण्टाभिर्गावः क्षीरविवर्जिताः ॥१२॥

હે ભાઈ, ગુણો મેળવવામાં પ્રયત્ન કરો; ખાલી આડંબર વધારવાથી લાભ શું? દૂધ વિનાની ગાયો હોય, તેને ભલેને ઘંટડીઓ બાંધો; તો તેથી તે કંઈ વેચાતી નથી. ૧૨

गुणैर्गौरवमायाति न महत्यापि संपदा ।
पूर्णेन्दुर्न तथा वन्द्यो निष्कलङ्को यथा कृशः ॥१३॥

કલંકરહિત અને અત્યંત પાતળો બીજનો ચંદ્ર જે રીતે વંદવાલાયક બને છે, એ રીતે પૂર્ણિમાનો ચંદ્ર વંદનીય બનતો નથી; અર્થાત્ માણસને ગુણોથી જે ગૌરવ મળે છે, તે મોટી સંપત્તિથી મળતું નથી. ૧૩

स्वयं स्वगुणविस्तारादूर्णनाभः पतत्यधः ।
तमेव संहरन्भूयः पदमुच्चैर्विगाहते ॥१४॥

જેમ કરોળિયો પોતાની જાળને લંબાવીને નીચે આવી પડે છે અને તે જાળને સંકેલી લેતાં પાછો ઊંચે ચઢી જાય છે તેમ જાતે પોતાના ગુણોની મહત્તા બતાવવાથી માણસ હલકી સ્થિતિને ભોગવે છે, તેમ જ તે આપવડાઈ સંકેલી લેતાં તે ફરી ઊંચા સ્થાનને મેળવે છે. ૧૪

गुणो दूषणतां याति दूषणं गुणतां क्वचित् ।
यथा हि नम्रता दोषः स्तनयोः स्तब्धता गुणः ॥१५॥

કેટલીક વાર ગુણ દોષરૂપ બની જાય છે અને દોષ ગુણરૂપ બને છે; જેમ કે નમ્રતા ગુણ છે, પણ સુંદરીનાં સ્તનોની નમ્રતા દોષરૂપ બને છે, તે જ રીતે સ્તબ્ધતા (અક્કડપણું) દોષ છે; પણ સ્તનોની સ્તબ્ધતા ગુણરૂપ છે.

गुणैर्गौरवमायाति नोच्चैरासनमास्थितः ।
प्रासादशिखरस्थोऽपि काकः किं गरुडायते ॥१६॥

ઉંચા આસન પર બેસવાથી કંઈ ગૌરવ પ્રાપ્ત થતું નથી; ગૌરવ તો ગુણોને કારણે આવે છે. કાગડો મહેલના શિખર પર બેઠો હોય, તોપણ તે ગરુડ કહેવાશે ખરો કે? ૧૬

अहो गुणानां प्राप्त्यर्थं यतन्ते बहुधा नराः ।
मुक्ता यदर्थं भग्नास्या इतरेषां च का कथा ॥१७॥

ગુણ(દોરા)માં પરોવવા માટે મોતીઓ છિદ્રવાળાં બને છે, જુઓ તો ખરા! તે પછી બીજાની શું વાત કરવી? ખરેખર બધા માણસો ગુણોને મેળવવા માટે પ્રયત્ન કરે છે. ૧૭

गुणेन स्पृहणीयः स्यान्न रूपेण युतो जनः ।
सौगन्ध्यवर्ज्यं न.देयं पुष्पं कान्तमपि स्वयम् ॥१८॥

ફૂલ ઘણુંય સુંદર હોય, પણ સુગંધી વિનાનું હોય, તો તેને કોઈ લેતું નથી, એ રીતે માણસ ગુણને કારણે સુંદર બને છે, સ્વરૂપને કારણે નહિ. ૧૮

प्रभुभिः पूज्यते लोके कलैव न कुलीनता ।
कलावान्मान्यते मूर्ध्नि सत्सु देवेषु शंभुना ॥१९॥

બીજા ઘણા દેવો હોવા છતાં ઘણું ચંદ્ર કલાપવાળો છે, માટે મહાદેવે તેને પોતાના મસ્તક પર ધારણ કર્યો છે; એ રીતે આ લોકમાં રાજાઓ કલાને પૂજતા હોય છે, કોઈ કુલીનતાને જોતું નથી. ૧૯

गुणयुक्तोऽपि पूर्णोऽपि कुम्भः कूपे निमज्जति ।
तस्य भारसहो नास्ति गुणकग्राहको यदि ॥२०॥

ઘડો ભરેલો હોય અને ગુણ (દોરડાથી) યુક્ત હોય; તોપણ તે દોરડાને ખેંચનાર કોઈ ન હોય તો ઘડો કૂવામાં ડૂબી જાય છે, એ રીતે માણસ સંપૂર્ણ અને ગુણયુક્ત હોય, તોપણ તેના ગુણનો કોઈ ગ્રાહક ન હોય, તો કોઈ તેનું ગૌરવ કરશે નહિ. ૨૦

अहो वैचित्र्यमेतस्य संसारस्य किमुच्यते ।
गुणोऽपि क्लेशहेतुः स्याद्विश्रान्तः कण्ठकन्दले ॥२१॥

આ સંસારની વિચિત્રતાનું શું કહેવું? કારણ કે દોરડાવાળો ઘડો હોય, તોપણ તે દોરડું કાંઠામાં ફસાઈ જાય, તો તે ક્લેશ આપનાર બને છે; એ રીતે ગુણી માણસનો ગુણ પણ જો તેના ગળામાં અટકી જાય, તો એ તેને ક્લેશકારક બને છે. ૨૧

जात्युत्कृष्टस्य हि मणेर्नोचितं शाणघर्षणम् ।
आदर्शे चित्रकारैः किं लिख्यते प्रतिबिम्बितम् ॥२२॥

જે મણિ પોતાની જાતમાં ચડિયાતો હોય, તેને સરાણ પર ચઢાવીને ઘસવાની જરૂર હોતી નથી. દર્પણમાં શું ચિતારાઓથી પ્રતિબિંબ દોરાય છે? ૨૨

गुणयुक्तोऽप्यधो याति रिक्तः कूपे यथा घटः ।
निर्गुणोऽपि भृतः पश्य जनैः शिरसि धार्यते ॥२३॥

ભલેને ઘડો ગુણ(દોરડું)યુક્ત હોય, પણ જો ખાલી હોય, તો તે નીચે કૂવાની અંદર જાય છે અને ગુણ ન હોય છતાં, ઘડો ભરેલો હોય, તો માણસો તેને શિર પર ધારણ કરે છે, તે જુઓ. ૨૩

गुणिनोऽपि हि सीदन्ति गुणग्राही न चेदिह ।
सगुणः पूर्णकुम्भोऽपि कूप एव निमज्जति ॥२४॥

આ લોકમાં જો ગુણગ્રાહી જનો ન હોય, તો ગુણી જનો પણ દુઃખી થાય છે. ઘડો પાણીથી ભરેલો હોય અને ગુણ સહિત હોય, તોપણ જો કોઈ તેને ઊંચે લાવનાર ન હોય, તો તે કૂવામાં ડૂબી જાય છે. ૨૪

गुणो गुणान्तरापेक्षी स्वरूपख्यातिहेतवे ।
स्वभावबालयं लावण्यं तारुण्येन मनोहरम् ॥२५॥

પોતાના સ્વરૂપને પ્રસિદ્ધ કરવા માટે એક ગુણ બીજા ગુણની અપેક્ષા રાખે છે. નારીનું લાવણ્ય સ્વભાવે કરીને બચપણથી જ હોય છે, પણ તે યૌવનને કારણે મનોહર લાગે છે. ૨૫

गुणैः पूजा भवेत्पुंसां नैकस्माज्जायते कुलात् ।
चूडारत्नं शशी शम्भोर्यानमुच्चैःश्रवा हरेः ॥ २६ ॥

કેવળ કુળને લીધે નહીં, પણ ગુણોને લીધે મનુષ્યોની પૂજા થાય છે. (ચંદ્ર અને ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો બન્ને એક જ કુળમાંથી-સમુદ્રમાંથી ઉત્પન્ન થયા છે છતાં) ચંદ્ર મહાદેવની જટાનું આભૂષણ થયો છે જ્યારે ઉચ્ચૈઃશ્રવા સૂર્યનું વાહન થયો છે. ૨૬

सर्वत्र गुणवानेव चकास्ति प्रथिते नरे ।
मणिर्मूर्ध्नि गले बाहौ पादपीठेऽपि शोभते ॥२७॥

પ્રતિષ્ઠિત જનસમુદાયમાં ગુણવાન હોય તે જ સારી રીતે શોભે છે. મણિ માથે, ગળે, બે હાથ પર કે પાદ-પીઠ પર ગમે ત્યાં મૂકયો હોય તોપણ શોભે છે. ૨૭

गुणानर्चन्ति जन्तूनां न जातिं केवलां क्वचित् ।
स्फाटिकं भाजनं भग्नं काकिन्यापि न गृह्यते ॥२८

માણસો પ્રાણીઓની એકલી જાતિને પૂજતા નથી; પરંતુ તેમના ગુણોને પણ પૂજે છે. સ્ફટિકનું વાસણ હોય, પણ જો તે ભાંગી ગયું હોય, તો કોઈ તેને કોડી આપીને પણ લેતું નથી. ૨૮

गुण आकर्षणयोग्यो धनुष इवैकोऽपि लक्ष्यलाभाय ।
लूतातन्तुभिरिव किं गुणैर्विमर्दासहैर्बहुभिः ॥२९॥

ધનુષને એક જ ગુણ (દોરી) હોય છે, પરંતુ તે ગુણ ખેંચવાને માટે યોગ્ય હોય છે તેથી ધારેલું લક્ષ

ભેદી શકાય છે. એ રીતે માણસમાં એક જ આકર્ષક ગુણ હોય તો તેથી ધારેલું લક્ષ્ય પ્રાપ્ત થાય છે; પરંતુ ઘસારો ખમી ન શકે તેવા કરોળિયાના જાળાના તાંતણા જેવા અનેક ગુણો હોય તોપણ તેમનાથી શો અર્થ છે ? ૨૯

अनवसरे गुणवानपि हृदयादवतार्यते स्त्रिया हारः ।
पश्य शलाकावसरे तृणाय भूपैः प्रसार्यते स्वकरः ॥

જેમ જરૂર ન હોય ત્યારે સ્ત્રી ગુણયુક્ત હારને છાતી પરથી ઉતારી દે છે, તેમ અવસર વિના આવેલ ગુણવાન માણસને પણ રાજા હૃદયથી દૂર કરે છે. પરંતુ જુઓ કે સળીની જરૂર પડે ત્યારે રાજાઓ ઘાસ લેવા માટે પણ પોતાનો હાથ લાંબો કરે છે. ૩૦

गुणवन्तः क्लिश्यन्ते प्रायेण भवन्ति निर्गुणाः सुखिनः ॥
बन्धनमायान्ति शुका यथेष्टसंचारिणः काकाः ॥३१॥

ઘણુંખરું ગુણવાનો ક્લેશ પામે છે અને નગુણા જનો સુખી થાય છે. પોપટ પિંજરના બંધનમાં આવે છે અને કાગડા તો મનગમતો વિહાર કરતા હોય છે. ૩૧

गुणिनि गुणज्ञो रमते नागुणशीलस्य गुणिनि परितोषः।
अलिरेति वनात्पद्मं न दर्दुरस्त्वेकवासोऽपि ॥ ३२ ॥

ગુણજ્ઞ જન ગુણવાનને જોઈ રાજી થાય છે, પણ ગુણહીનને ગુણવાનથી પ્રસન્નતા થતી નથી. ભમરો દૂર વનમાંથી કમળ પાસે દોડી આવે છે, પણ દેડકો કમળની સાથે જ નિવાસ કરતો હોવા છતાં તે કમળ પાસે જતો નથી. ૩૨

अवलम्बितविष्णुपदः कर्षितजनचक्षुरतुलगतिः ।
पत्रमयोऽपि पदार्थः पतङ्गतामेति गुणयोगात् ॥३३॥

કાગળનો બનેલો પદાર્થ પણ ગુણ(દોરી)નો યોગ થવાથી પતંગ-પક્ષીની જેમ ઊડવાની શક્તિ ધરાવે છે, તે વિષ્ણુપદ-અંતરિક્ષ સુધી પહોંચી જાય છે, માણસોની નજરને ખેંચે છે અને તેની ગતિની તુલના થતી નથી, તે રીતે ગુણિયલ માણસ ઊંચે જાય છે. ૩૩

अमितगुणोऽपि पदार्थो दोषेणैकेन निन्दितो भवति।
निखिलरसायनमहितो गन्धेनोग्रेण लशुन इव ॥३४

એક પદાર્થ અમાપ ગુણોથી ભરેલો હોય, પણ એક જ દોષથી તે નિંદાને પાત્ર બને છે. લસણ સર્વ પ્રકારના રસાયન ગુણથી યુક્ત છે તો તે પોતાની પણ ઉગ્ર ગંધથી નિંદિત બને છે. ૩૪

दोषमपि गुणवति जने दृष्ट्वा गुणरागिणो न खिद्यन्ते।
प्रीत्यैव शशिनि पतितं पश्यति लोकः कलङ्कमपि ॥३५

ગુણાનુરાગી જનો ગુણવાનમાં દોષ જોઈને પણ ખેદ પામતા નથી. ચંદ્રની અંદર કલંક હોય છે તોપણ લોકો ચંદ્રની સાથે કલંકને પણ પ્રેમથી જોતા હોય છે.

अन्तर्गतगुणः किं द्वित्रा अपि यत्र साक्षिणो विरलाः।
स गुणो गीतेर्यदसौ वनेचरं हरिणमपि हरति ॥३६॥

ભલેને માણસની અંદર અનેક ગુણો ભરેલા હોય; પણ જ્યાં તે ગુણોને જોનારા બેત્રણ માણસો પણ વિરલ હોય, તો તે ગુણોથી શું ? સંગીતનો એક જ ગુણ પણ જંગલનાં મૃગલાંનાં મનને પણ હરી લે છે.'

गुणा गुणज्ञेषु गुणीभवन्ति ते निर्गुणं प्राप्य भवन्ति दोषाः। सुस्वादुतोयाः प्रभवन्ति नद्यः समुद्रमासाद्य भवन्त्यपेयाः ॥३७॥

ગુણ જાણનાર માણસોની અંદર ગયેલા ગુણો બેવડા ગુણરૂપને બનીને વધે છે અને તે જ ગુણો નિર્ગુણને મેળવીને દોષ બની જાય છે. નદીઓ મીઠાં જળથી ભરેલી હોય છે; પણ તે જ જળ સમુદ્રને મળીને નહિ પીવાને લાયક (ખારું દવ) બની જાય છે. ૩૭

गुणेषु यत्नः पुरुषेण कार्यो न किञ्चिदप्राप्यतमं गुणानाम्। गुणप्रकर्षादुडुपेन शम्भोरलङ्घ्यमुल्लङ्घितमुत्तमाङ्गम् ॥३८॥

માણસે ગુણો મેળવવા પ્રયત્ન કરવો જોઈએ. ગુણોને માટે કંઈ પણ અપ્રાપ્ય રહેતું નથી. પોતાના ઉત્કૃષ્ટ ગુણરૂપ નૌકા વડે ચંદ્ર શિવના શરીરને પાર કરીને મસ્તક પર જઈને બેઠો કે જે સ્થાન કોઈથી પાર કરી શકાય એમ નથી. ૩૮

निष्कलङ्ककलयापि जनो यः संयुतः स खलु पूज्यते जनैः। भद्र पश्य जडजोऽपि धार्यते शङ्करेण शिरसा निशाकरः ॥३९॥

જે માણસ કલંકરહિત એવી કલાને ધારણ કરતો હોય, તે માણસોથી પૂજાય છે, હે સુજ્ઞ પુરુષ ! તું જો, ચંદ્ર જડ(જલ)થી ઉત્પન્ન થયો છે, તોપણ શંકર તેને શિર પર ધારણ કરે છે. ૩૯

वक्रोऽपि पङ्कजनितोऽपि दुरासदोऽपि
व्यालाश्रितोऽपि विफलोऽपि सकण्टकोऽपि ।
गन्धेन बन्धुरसि केतकपुष्पजेन
ह्येको गुणः खलु निहन्ति समस्तदोषान् ॥४०॥

હે કેવડા, તું વાંકો છે, કાદવથી જન્મ્યો છે, મુશ્કેલીથી પ્રાપ્ત થાય એવો છે, ભયંકર સર્પથી વીંટાયેલો છે, ફળ વિનાનો છે, કાંટાવાળો છે, છતાં પણ તારા ફૂલથી ઉત્પન્ન થયેલ સુગંધીથી તું બધાનો બંધુ બન્યો છે; ખરેખર, એક ગુણ પણ સઘળા દોષોને દૂર કરે છે।

न खनति खुरैः क्षोणीपृष्ठं न नर्दति सादरं
प्रकृतिपुरुषं प्रेक्ष्याप्यग्रे न कुप्यति गोवरः ।
वहति च धुरं धुर्यो धैर्यादनुद्धतकन्धरो
जगति गुणिनः कार्यौदार्यात्परानतिशेरते ॥४१

શ્રેષ્ઠ બળદ પોતાની ખરીઓથી પૃથ્વીના તળને ખોદતો નથી; વધારે પડતી ગર્જના કરતો નથી; કુદરતી રીતે માણસ સામો આવીને ઊભો રહે તોપણ કોપ કરતો નથી; પોતાની ગરદન ઊંચી કર્યા વિના ધુરંધર બનીને ધીરજથી ગાડાની ધૂંસરી ધારણ કરે છે; એ જ રીતે આ જગતમાં ગુણવાન પુરષો પોતાનાં ઉદાર કર્મોથી બીજા કરતાં ચઢી જાય છે. ૪૧

गुणानामज्ञाता प्रचुरधनदातापि न मुदे
मुदे विद्याज्ञाता भवति मितदातापि गुणिनाम् ।
दृशौ ग्राम्या दत्ते न पुनरवधत्ते च चतुरो
दृशः प्रान्तं दत्त्वा वशयति नितान्त पुरवधूः ॥४२

ભલેને ખૂબ ધન આપનારો હોય, પણ જો ગુણોનો જાણકાર ન હોય, તો તેવા દાતાથી હું આનંદ પામતો નથી; પરંતુ વિદ્યાનો જાણકાર હોય, તે થોડું દાન આપનાર હોય, તોપણ તેથી આનંદ થાય છે. ગ્રામીણ સ્ત્રીઓ પોતાની બે આંખોથી જુએ તોપણ ચતુર જન તેની તરફ જોતો નથી; પરંતુ નાગરિક રમણી નેત્રનો એક કટાક્ષ ફેંકે તોપણ તે ચતુર જનને વશ કરી લે છે.

उपादाता यावन्न भवति गुणानां गुणवता-
मसत्कल्पास्तावत् त्रिभुवनमहार्घा अपि गुणाः ।
अपि प्राग्दैत्यारेर्हृदयवसतेः कौस्तुभमणिः
स किं नासीदब्धौ श्रुतिरपि न यस्य क्वचिदभूत् ॥

જ્યાં સુધી ગુણવાન જનોના ગુણોનો ગ્રહણ કરનાર કોઈ ઉદાર જન ન હોય, ત્યા સુધી ત્રિભુવનમા અત્યંત કિંમતવાળા ગુણો હોય તોપણ તે ગુણો નહિ જેવા છે. કૌસ્તુભમણિને ભગવાન વિષ્ણુએ ધારણ કર્યો, તે પહેલાં તે શું સમુદ્રમાં નહોતો? તોપણ તે મણિનું કોઈએ નામ પણ સાંભળ્યું નહોતું. ૪૩

विवादप्रारम्भः प्रथयति परं दम्भमतुलं
गुणानां गाम्भीर्ये तव भवति साक्षी कलकलः ।
पयः पूर्णः कुम्भो ध्वनति न तथा वातवलितो
यथा रिक्तो भांभांध्वनिमनिभृतं मुञ्चति मुहुः ॥

જેવી રીતે ખાલી ઘડો પવનથી ભરેલો હોવાને કારણે ભં ભં એવો શબ્દ કરતો હોય છે, તેવી રીતે જળથી ભરેલો ઘડો કોઈ જાતનો શબ્દ કરતો નથી; એ રીતે વાદવિવાદની શરૂઆત કરનાર માણસ મોટો દંભ ફેલાવે છે; પરંતુ ગુણોની ગંભીરતા હોય, ત્યાં આરંભમાં જ કલકલ એવો મધુર શબ્દ સાક્ષીરૂપે બને છે. ૪૪

कौशेयं कृमिजं सुवर्णमुपलादिन्दीवरं गोमयात्
पङ्कात्तामरसं शशाङ्क उदधेर्गोपित्ततो रोचना ।
काष्ठादग्निरहेः फणादपि मणिर्दूर्वापि गोरोमतः
प्राकाश्यं स्वगुणोदयेन गुणिनो यास्यन्ति किं जन्मना॥

રેશમી વસ્ત્ર કીડાથી થાય છે. સોનું પથ્થરની ખાણમાંથી નીકળે છે, નીલકમળ, ગાયના છાણથી અને રાતું કમળ કાદવમાંથી પેદા થાય છે, ચંદ્ર સમુદ્રમાંથી અને ગોરોચન ગાયના પિત્તમાંથી થાય છે. અગ્નિ લાકડામાંથી અને મણિ સર્પની ફણામાંથી થાય છે, તેમ જ દૂર્વા ગાયનાં રુવાટાંમાંથી થાય છે; એ રીતે ગુણીજનો પોતાના ગુણોના ઉદયથી પ્રકાશમાં આવે છે; તેમાં સારા કે નરસા કુળમા જન્મ થવો, તે બાબત મુખ્ય નથી. ૪૫

## ઉદ્યમપ્રશંસા

उद्योगः खलु कर्तव्यः फलं मार्जारवद्भवेत् ।
जन्मप्रभृति गौर्नास्ति पयः पिबति नित्यशः ॥१

દરેક માણસે ઉદ્યોગ તો કરતા રહેવુ જોઈએ; તેમાં ફળ તો બિલાડીની જેમ મળવાનું જ. બિલાડીને જન્મથી લઈને ગાય હોતી નથી; પણ દરરોજ તે દૂધ પીએ છે. ૧

उद्यमः साहसं धैर्यं बुद्धिः शक्तिः पराक्रमः ।
षडेते यत्र वर्तन्ते तत्र देव सहायकृत् ॥२॥

ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બુદ્ધિ, શક્તિ અને પરાક્રમ એ ૭ બાબતો જ્યાં હોય છે, ત્યા દેવ સહાય કરનાર બને છે. ૨

उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ।
न हि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः ॥

ઉદ્યમથી જ કાર્યો સિદ્ધ થાય છે, મનોરથોથી થતાં નથી. સૂતેલા સિંહના મુખમાં મૃગલા સ્વયં કદી પ્રવેશ કરતાં નથી. ૩

न दैवमिति सञ्चिन्त्य त्यजेदुद्योगमात्मनः ।
अनुद्यमेन कस्तैलं तिलेभ्यः प्राप्तुमर्हति ॥४॥

'નસીબમાં હશે, તે થશે,' એમ વિચારીને માણસે પોતાનો ઉદ્યમ છોડવો જોઈએ નહિ. જો માણસ ઉદ્યમ ન કરે, તો તલમાંથી તેલ શી રીતે મેળવી શકશે? ૪

विहाय पौरुषं यो हि दैवमेवावलम्बते ।
प्रासादसिंहवत्तस्य मूर्ध्नि तिष्ठन्ति वायसाः ॥५॥

જે માણસ પુરુષાર્થ છોડીને દૈવ-નસીબ પર જ અવલંબન રાખે છે, તેની દશા મહેલના દ્વાર પર રાખેલા પથ્થરના સિંહ જેવી થાય છે, તેને માથે કાગડા બેસે છે. ૫

पूर्वजन्मकृतं कर्म तद्दैवमिति कथ्यते ।
तस्मात्पुरुषकारेण विना दैवं न सिध्यति ॥६॥

માણસે પોતાના પૂર્વજન્મમાં જે કામ કર્યું હોય તેને જ 'નસીબ' કહેવામાં આવે છે; માટે પુરુષાર્થ કર્યા સિવાય નસીબ સધાતું નથી. ૬

यथा ह्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत् ।
एवं पुरुषकारेण विना दैवं न सिध्यति ॥७॥

જેવી રીતે એક ચક્ર વડે રથની ગતિ થતી નથી; તેવી રીતે પુરુષાર્થ વિના દૈવ સિદ્ધ થતું નથી. ૬

यथा मृत्पिण्डतः कर्ता कुरुते यद्यदिच्छति ।
एवमात्मकृतं कर्म मानवः प्रतिपद्यते ॥ ८॥

જેવી રીતે કુંભાર માટીના બનાવેલા પિંડમાંથી જે જે આકારો ઘડવા ચાહે, તે તે બનાવે છે, તેવી રીતે માનવ પોતાના કરેલા કાર્યનું ફળ પોતે મેળવે છે. ૮

निपानमिव मण्डूकाः सरः पूर्णमिवाण्डजाः ।
सोद्योगं नरमायान्ति विवशाः सर्वसंपदः ॥९॥

જેમ દેડકાં તળાવમાં પ્રવેશ કરે છે અને પક્ષીઓ પૂર્ણ સરોવર પર જાય છે, તેમ ઉદ્યમશીલ માણસને બધી સંપત્તિઓ વશ થઈને આવી મળે છે. ૯

दैवं पुरुषकारेण साध्यसिद्धिनिबन्धनम् ।
योऽतिक्रमितुमिच्छेत स लोके नावसीदति ॥१०

જેમ સાધ્ય સાથે સિદ્ધિ બંધાયેલી છે તેમ પુરુષાર્થ સાથે નસીબ બંધાયેલું છે. જે પુરુષાર્થ કરીને નસીબને ઓળંગી જવા ઇચ્છે છે, તે માણસ લોકમા દુઃખી થતો નથી. ૧૦

योजनानां सहस्रं तु शनैर्गच्छेत्पिपीलिका ।
अगच्छन्वैनतेयोऽपि पदमेकं न गच्छति ॥ ११ ॥

કીડી ધીરે ધીરે ચાલતાં પણ હજારો યોજન પહોંચી જાય છે; પરંતુ ગરુડ હોય છતા જો તે ચાલવાની મહેનત ન કરે, તો તે એક ડગલું પણ આગળ જઈ શકે નહીં. ૧૧

कामपि श्रियमासाद्य यस्तद्वृद्धये न चेष्टते ।
तस्यायतिषु न श्रेयो बीजभोजिकुटुम्बवत् ॥१२॥

માણસને થોડીઘણી લક્ષ્મી મળે, પણ જો તેમાં વધારો કરવાનો એ પ્રયત્ન ન કરે, તો જેમ ચોમાસામાં વાવવાના બીજ પર ખેડૂતનું કુટુંબ જીવે, તેમ આગળ જતાં તે માણસનું કલ્યાણ થતું નથી. ૧૨

उद्योगिनः करालम्बं करोति कमलालया ।
अनुद्योगिकरालम्बं करोति कमलाग्रजा ॥ १३ ॥

કમળમાં નિવાસ કરતી લક્ષ્મી ઉદ્યોગી પુરુષના હાથને પકડે છે અને લક્ષ્મીની મોટી બહેન દરિદ્રતા ઉદ્યોગરહિત પુરુષના હાથને પકડે છે. ૧૩

काकतालीयवत्प्राप्तं दृष्ट्वापि निधिमग्रतः ।
न स्वयं दैवमादत्ते पुरुषार्थमपेक्षते ॥ १४ ॥

'કાગનું ઊડવું અને તાડનું પડવું' એ રીતે સહજભાવે પોતાની સામે ધનભંડાર આવીને પડ્યો હોય, તેને જોઈને પણ પુરુષાર્થ કરવાની જરૂર પડે છે. નસીબ પોતે આવીને ઘરમાં મૂકી જતું નથી. ૧૪

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महान्रिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः कृत्वायं नावसीदति ॥१५॥

આળસ એ માણસોના શરીરની અંદર રહેલો મોટામાં મોટો શત્રુ છે અને ઉદ્યમ જેવો બીજો કોઈ બંધુ નથી. એવા ઉદ્યમને કરવાથી માણસ દુઃખી થતો નથી. ૧૫

संपदा सुस्थितंमन्यो भवति स्वल्पयापि यः ।
कृतकृत्यो विधिर्मन्ये न वर्धयति तस्य ताम् ॥१६॥

જે માણસ થોડીઘણી સંપત્તિથી પણ પોતાને ઘણી સારી સ્થિતિનો માને છે, તેને જોઈને નસીબ પણ પોતાને કૃતાર્થ માને છે; એટલે તેની સંપત્તિને વધારતું નથી એમ હું માનું છું. ૧૬

न लभन्ते विनोद्योगं जन्तवः संपदां पदम् ।
सुराः क्षीरोदविक्षोभमनुभूयामृतं पपुः ॥ १७ ॥

પ્રાણીઓ ઉદ્યમ કર્યા વિના કોઈ સંપત્તિઓનાં સ્થાનને મેળવતા નથી; દેવોએ પણ સમુદ્રમંથનનો પરિશ્રમ અનુભવીને જ અમૃત પીધું. ૧૭

पूर्वजन्मजनितं पुराविदः कर्म दैवमिति संप्रचक्षते ।
उद्यमेन तदुपार्जितं चिराद्दैवमुद्यमवशं न तत्कथम् ॥

પ્રાચીન વિદ્યાના જાણકારો કહે છે કે, 'પૂર્વજન્મમાં કરેલું કર્મ પ્રગટ થાય, તેનું નામ દૈવ-નસીબ. ઘણા કાળથી કરેલા ઉદ્યમથી જે એકઠું કરેલું છે, તે જ દૈવ છે, તો પછી નસીબ ઉદ્યમને વશ નથી, એમ કેમ કહેવાય? ૧૮

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी-
र्दैवेन देयमिति कापुरुषा वदन्ति ।
दैवं विहाय कुरु पौरुषमात्मशक्त्या
यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ॥१९॥

સિંહ સમાન ઉદ્યોગી પુરુષને લક્ષ્મી પ્રાપ્ત થાય છે. નસીબ આપશે તો મળશે એવું તો કાયર પુરુષો જ કહેતા હોય છે. માટે નસીબ ઉપર આધાર રાખી બેસી રહેવાનું છોડી પોતાની શક્તિ પ્રમાણે પુરુષાર્થ કરો. યત્ન કરવા છતાં પણ જો કાર્ય સિદ્ધ ન થાય તો પછી એમાં શો દોષ છે? ૧૯

## સંહતિપ્રશંસા

संहतिः श्रेयसी पुंसां स्वकुलैरल्पकैरपि ।
तुषेणापि परित्यक्ता न प्ररोहन्ति तण्डुलाः ॥ १ ॥

પોતાના કુળના થોડા અથવા અલ્પ શક્તિવાળા માણસો સાથે પણ સંપ રાખવો એ મનુષ્યો માટે શ્રેયસ્કર છે. તુચ્છ એવાં ફોતરાંથી પણ ત્યજવાને લીધે તંડુલ (ચોખા વગેરે) ઊગી શકતા નથી. ૧

अल्पानामपि वस्तूनां संहतिः कार्यसाधिका ।
तृणैर्गुणत्वमापन्नैर्बध्यन्ते मत्तदन्तिनः ॥ २ ॥

હલકી વસ્તુઓનો સંઘ–સમુદાય પણ કાર્યસાધક બને છે. તણખલાં ભેગાં થઈને દોરડું તૈયાર થયા પછી તેનાથી મદોન્મત્ત હાથીઓ પણ બંધાય છે. ૨

बहूनामल्पसाराणां समवायो दुरत्ययः ।
तृणैर्विधीयते रज्जुर्बध्यन्ते तेन दन्तिनः ॥ ३ ॥

અલ્પ શક્તિવાળા એવાં ઘણાં પ્રાણીઓ ભેગાં થાય, તો તેમને દબાવવાં સહેલાં નથી. તણખલાં ભેગાં કરીને દોરડું બનાવવામા આવે છે અને તેનાથી હાથીઓ પણ બંધાય છે. ૩

## ક્ષમાપ્રશંસા

क्षमा शस्त्रं करे यस्य दुर्जनः किं करिष्यति ।
अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति ॥१॥

જેના હાથમાં ક્ષમારૂપી શસ્ત્ર છે, તેને દુર્જન શું કરી શકવાનો હતો? ઘાસ વિનાની જમીન પર પડેલો અગ્નિ આપોઆપ શમી જાય છે. ૧

नरस्याभरणं रूपं रूपस्याभरणं गुणः ।
गुणस्याभरणं ज्ञानं ज्ञानस्याभरणं क्षमा ॥ २ ॥

માણસનું આભૂષણ રૂપ છે, રૂપનું આભૂષણ ગુણ છે, ગુણનું આભૂષણ જ્ઞાન છે અને જ્ઞાનનું આભૂષણ ક્ષમા છે. ૨

क्षमा गुणो ह्यशक्तानां शक्तानां भूषणं क्षमा ।
क्षमा वशीकृतिर्लोके क्षमया किं न सिद्ध्यति ॥३॥

જે માણસો અશક્ત છે, તેમનો ક્ષમા એ ગુણ છે, પણ શક્તિશાળી માણસોનું ક્ષમા ભૂષણ છે. લોકમાં ક્ષમા એ એક વશીકરણ છે. ક્ષમાથી શું સિદ્ધ થતું નથી? ૩

## વિનયની પ્રશંસા

तिष्ठतां तपसि पुण्यमासृजन्संपदोऽनुगुणयन्सुखैषिणाम् । योगिनां परिणमन्विमुक्तये केन नास्तु विनयः सतां प्रियः ॥

જે વિનય તપ કરનારા તપસ્વીઓના પુણ્યને સર્જે છે, સુખને ઇચ્છનારા ગૃહસ્થીઓની સંપત્તિઓને વધારે છે તેમ જ યોગીજનોની મુક્તિને માટે જે ફળરૂપ બને છે, તે વિનય સત્પુરુષોને કેમ પ્રિય ન હોય? ૧

## સત્યની પ્રશંસા

सुनृतं सर्वशास्त्रार्थनिश्चितज्ञानशोभितम् ।
भूषणं सर्ववचसां लज्जेव कुलयोषिताम् ॥ १ ॥

સર્વ શાસ્ત્રોના અર્થ જાણીને જેણે નિશ્ચિત જ્ઞાન મેળવ્યું છે, તેવા જ્ઞાની જનોને શોભા આપનાર સત્ય છે. જેમ કુલીન સ્ત્રીઓની શોભારૂપે લજ્જા છે, તેમ સાચું બોલવું તે સર્વ વાણીઓનું ભૂષણ છે. ૧

अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम् ।
अश्वमेधसहस्राद्धि सत्यमेव विशिष्यते ॥ २ ॥

એક બાજુ હજાર અશ્વમેધનું પુણ્ય ત્રાજવામાં અને બીજી બાજુ સત્ય મૂકવામાં આવ્યાં તો જણાયું કે હજાર અશ્વમેધ કરતાં સત્ય જ વધે છે. ૨

गोभिर्विप्रैश्च वेदैश्च सतीभिः सत्यवादिभिः ।
अलुब्धैर्दानशूरैश्च सप्तभिर्धार्यते मही ॥ ३ ॥

ગાયો, બ્રાહ્મણો, વેદો, સતી સ્ત્રીઓ, સાચું બોલનારા, લોભ વિનાના સંતોષી પુરુષો તેમ જ દાન આપવામાં શૂરવીર એટલા માણસોથી આ પૃથ્વી ધારણ કરાય છે. ૩

## અસત્યની પ્રશંસા

नासत्यवादिनः सख्यं न पुण्यं न यशो भुवि ।
दृश्यते नापि कल्याणं कालकूटमिवाश्नतः ॥१॥

અસત્ય બોલનાર સાથે કોઈ મિત્રતા રાખતું નથી, તેને પુણ્ય પણ મળતું નથી તેમ જ પૃથ્વી પર યશ પણ મળતો નથી. જેમ કાલકૂટ–હળાહળ વિષ ખાનારનું કલ્યાણ થતું નથી તેમ જૂઠું બોલનારનું ભલું થતું નથી. ૧

असत्यमप्रत्ययमूलकारणं कुवासनासद्म समृद्धिवारणम् । विपन्निदानं परवञ्चनोर्जितं कृतापराधं कृतिभिर्विवर्जितम् ॥ २ ॥

અસત્ય વચન અવિશ્વાસનું મૂળ છે, કુવાસનાનું ઘર છે, સમૃદ્ધિઓને રોકનારું છે, વિપત્તિઓનું મૂળ કારણ છે, પારકાની છેતરામણીથી વૃદ્ધિ પામેલું છે. તે અસત્ય(બોલનાર)નો માણસો અપરાધીની જેમ ત્યાગ કરે છે. ૨

यशो यस्माद्भस्मीभवति वनवह्नेरिव वनं
निदानं दुःखानां यदवनिरुहाणामिव जलम् ।

पूर्वजन्मकृतं कर्म तद्दैवमिति कथ्यते ।
तस्मात्पुरुषकारेण विना दैवं न सिध्यति ॥६॥

માણસે પોતાના પૂર્વજન્મમાં જે કામ કર્યું હોય તેને જ 'નસીબ' કહેવામાં આવે છે; માટે પુરુષાર્થ કર્યા સિવાય નસીબ સધાતું નથી. ૬

यथा ह्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत् ।
एवं पुरुषकारेण विना दैवं न सिध्यति ॥७॥

જેવી રીતે એક ચક્ર વડે રથની ગતિ થતી નથી; તેવી રીતે પુરુષાર્થ વિના દૈવ સિદ્ધ થતું નથી. ૬

यथा मृत्पिण्डतः कर्ता कुरुते यद्यदिच्छति ।
एवमात्मकृतं कर्म मानवः प्रतिपद्यते ॥ ८॥

જેવી રીતે કુંભાર માટીના બનાવેલા પિંડમાંથી જે જે આકારો ઘડવા ચાહે, તે તે બનાવે છે, તેવી રીતે માનવ પોતાના કરેલા કાર્યનું ફળ પોતે મેળવે છે. ૮

निपानमिव मण्डूकाः सरः पूर्णमिवाण्डजाः ।
सोद्योगं नरमायान्ति विवशाः सर्वसंपदः ॥९॥

જેમ દેડકાં તળાવમાં પ્રવેશ કરે છે અને પક્ષીઓ પૂર્ણ સરોવર પર જાય છે, તેમ ઉદ્યમશીલ માણસને બધી સંપત્તિઓ વશ થઈને આવી મળે છે. ૯

दैवं पुरुषकारेण साध्यसिद्धिनिबन्धनम् ।
योऽतिक्रमितुमिच्छेत स लोके नावसीदति ॥१०

જેમ સાધ્ય સાથે સિદ્ધિ બંધાયેલી છે તેમ પુરુષાર્થ સાથે નસીબ બંધાયેલું છે. જે પુરુષાર્થ કરીને નસીબને ઓળંગી જવા ઇચ્છે છે, તે માણસ લોકમાં દુ:ખી થતો નથી. ૧૦

योजनानां सहस्रं तु शनैर्गच्छेत्पिपीलिका ।
अगच्छन्वैनतेयोऽपि पदमेकं न गच्छति ॥ ११॥

કીડી ધીરે ધીરે ચાલતાં પણ હજારો યોજન પહોંચી જાય છે; પરંતુ ગરુડ હોય છતાં જો તે ચાલવાની મહેનત ન કરે, તો તે એક ડગલું પણ આગળ જઈ શકે નહીં. ૧૧

कामपि श्रियमासाद्य यस्तद्वृद्धयै न चेष्टते ।
तस्यायतिषु न श्रेयो बीजभोजिकुटुम्बवत् ॥१२॥

માણસને થોડીઘણી લક્ષ્મી મળે, પણ જો તેમાં વધારો કરવાનો એ પ્રયત્ન ન કરે, તો જેમ ચોમાસામાં વાવવાનાં બીજ પર ખેડૂતનું કુટુંબ જીવે, તેમ આગળ જતાં તે માણસનું કલ્યાણ થતું નથી. ૧૨

उद्योगिनः करालम्बं करोति कमलालया ।
अनुद्योगिकरालम्बं करोति कमलाग्रजा ॥ १३ ॥

કમળમાં નિવાસ કરતી લક્ષ્મી ઉદ્યોગી પુરુષના હાથને પકડે છે અને લક્ષ્મીની મોટી બહેન દરિદ્રતા ઉદ્યોગરહિત પુરુષના હાથને પકડે છે. ૧૩

काकतालीयवत्प्राप्तं दृष्ट्वापि निधिमग्रतः ।
न स्वयं दैवमादत्ते पुरुषार्थमपेक्षते ॥ १४ ॥

'કાગનું ઊડવું અને તાડનું પડવું' એ રીતે સહજભાવે પોતાની સામે ધનભંડાર આવીને પડ્યો હોય, તેને જોઈને પણ પુરુષાર્થ કરવાની જરૂર પડે છે. નસીબ પોતે આવીને ઘરમાં મૂકી જતું નથી. ૧૪

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महान्रिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः कृत्वायं नावसीदति ॥१५॥

આળસ એ માણસોના શરીરની અંદર રહેલો મોટામાં મોટો શત્રુ છે અને ઉદ્યમ જેવો બીજો કોઈ બંધુ નથી. એવા ઉદ્યમને કરવાથી માણસ દુ:ખી થતો નથી. ૧૫

संपदा सुस्थितंमन्यो भवति स्वल्पयापि यः ।
कृतकृत्यो विधिर्मन्ये न वर्धयति तस्य ताम् ॥१६॥

જે માણસ થોડીઘણી સંપત્તિથી પણ પોતાને ઘણી સારી સ્થિતિનો માને છે, તેને જોઈને નસીબ પણ પોતાને કૃતાર્થ માને છે; એટલે તેની સંપત્તિને વધારતું નથી એમ હું માનું છું. ૧૬

न लभन्ते विनोद्योगं जन्तवः संपदां पदम् ।
सुराः क्षीरोदविक्षोभमनुभूयामृतं पपुः ॥ १७॥

પ્રાણીઓ ઉદ્યમ કર્યા વિના કોઈ સંપત્તિઓનાં સ્થાનને મેળવતા નથી; દેવોએ પણ સમુદ્રમંથનનો પરિશ્રમ અનુભવીને જ અમૃત પીધું. ૧૭

पूर्वजन्मजनितं पुराविदः कर्म दैवमिति संप्रचक्षते ।
उद्यमेन तदुपार्जितं चिराद्दैवमुद्यमवशं न तत्कथम् ॥

પ્રાચીન વિદ્યાના જાણકારો કહે છે કે, 'પૂર્વજન્મમાં કરેલું કર્મ પ્રગટ થાય, તેનું નામ દૈવ-નસીબ. ઘણા કાળથી કરેલા ઉદ્યમથી જે એકઠું કરેલું છે, તે જ દૈવ છે, તો પછી નસીબ ઉદ્યમને વશ નથી, એમ કેમ કહેવાય? ૧૮

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी-
र्दैवेन देयमिति कापुरुषा वदन्ति ।
दैवं विहाय कुरु पौरुषमात्मशक्त्या
यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ॥१९॥

સિંહ સમાન ઉદ્યોગી પુરુષને લક્ષ્મી પ્રાપ્ત થાય છે. નસીબ આપશે તો મળશે એવું તો કાયર પુરુષો જ કહેતા હોય છે. માટે નસીબ ઉપર આધાર રાખી બેસી રહેવાનું છોડી પોતાની શક્તિ પ્રમાણે પુરુષાર્થ કરો. યત્ન કરવા છતાં પણ જો કાર્ય-સિદ્ધ ન થાય તો પછી એમાં શો દોષ છે? ૧૯

## સંહતિપ્રશંસા

संहतिः श्रेयसी पुंसां स्वकुलैरल्पकैरपि ।
तुषेणापि परित्यक्ता न प्ररोहन्ति तण्डुलाः ॥ १ ॥

પોતાના કુળના થોડા અથવા અલ્પ શક્તિવાળા માણસો સાથે પણ સંપ રાખવો એ મનુષ્યો માટે શ્રેયસ્કર છે. તુચ્છ એવાં ફોતરાંથી પણ ત્યજવાને લીધે તંદુલ (ચોખા વગેરે) ઊગી શકતા નથી. ૧

अल्पानामपि वस्तूनां संहतिः कार्यसाधिका ।
तृणैर्गुणत्वमापन्नैर्बध्यन्ते मत्तदन्तिनः ॥ २ ॥

હલકી વસ્તુઓનો સંઘ–સમુદાય પણ કાર્યસાધક બને છે. તણખલાં ભેગાં થઈને દોરડું તૈયાર થયા પછી તેનાથી મદોન્મત્ત હાથીઓ પણ બંધાય છે. ૨

बहूनामल्पसाराणां समवायो दुरत्ययः ।
तृणैर्विधीयते रज्जुर्बध्यन्ते तेन दन्तिनः ॥ ३ ॥

અલ્પ શક્તિવાળા એવાં ઘણાં પ્રાણીઓ ભેગાં થાય, તો તેમને દબાવવાં સહેલાં નથી. તણખલાં ભેગાં કરીને દોરડું બનાવવામાં આવે છે અને તેનાથી હાથીઓ પણ બંધાય છે. ૩

## ક્ષમાપ્રશંસા

क्षमा शस्त्रं करे यस्य दुर्जनः किं करिष्यति ।
अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति ॥१॥

જેના હાથમાં ક્ષમારૂપી શસ્ત્ર છે, તેને દુર્જન શું કરી શકવાનો હતો? ઘાસ વિનાની જમીન પર પડેલો અગ્નિ આપોઆપ શમી જાય છે. ૧

नरस्याभरणं रूपं रूपस्याभरणं गुणः ।
गुणस्याभरणं ज्ञानं ज्ञानस्याभरणं क्षमा ॥ २ ॥

માણસનું આભૂષણ રૂપ છે, રૂપનું આભૂષણ ગુણ છે, ગુણનું આભૂષણ જ્ઞાન છે અને જ્ઞાનનું આભૂષણ ક્ષમા છે. ૨

क्षमा गुणो ह्यशक्तानां शक्तानां भूषणं क्षमा ।
क्षमा वशीकृतिर्लोके क्षमया किं न सिद्ध्यति ॥३॥

જે માણસો અશક્ત છે, તેમનો ક્ષમા એ ગુણ છે, પણ શક્તિશાળી માણસોનું ક્ષમા ભૂષણ છે. લોકમાં ક્ષમા એ એક વશીકરણ છે. ક્ષમાથી શું સિદ્ધ થતું નથી? ૩

## વિનયની પ્રશંસા

तिष्ठतां तपसि पुण्यमासृजन्संपदोऽनुगुणयन्सुखैषिणाम् । योगिनां परिणमन्विमुक्तये केन नास्तु विनयः सतां प्रियः ॥

જે વિનય તપ કરનારા તપસ્વીઓના પુણ્યને સર્જે છે, સુખને ઇચ્છનારા ગૃહસ્થીઓની સંપત્તિઓને વધારે છે તેમ જ યોગીજનોની મુક્તિને માટે જે ફળરૂપ બને છે, તે વિનય સત્પુરુષોને કેમ પ્રિય ન હોય? ૧

## સત્યની પ્રશંસા

सुनृतं सर्वशास्त्रार्थनिश्चितज्ञानशोभितम् ।
भूषणं सर्ववचसां लज्जेव कुलयोषिताम् ॥ १ ॥

સર્વ શાસ્ત્રોના અર્થ જાણીને જેણે નિશ્ચિત જ્ઞાન મેળવ્યું છે, તેવા જ્ઞાની જનોને શોભા આપનાર સત્ય છે. જેમ કુલીન સ્ત્રીઓની શોભારૂપે લજ્જા છે, તેમ સાચું બોલવું તે સર્વ વાણીઓનું ભૂષણ છે. ૧

अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम् ।
अश्वमेधसहस्राद्धि सत्यमेव विशिष्यते ॥ २ ॥

એક બાજુ હજાર અશ્વમેધનું પુણ્ય ત્રાજવામાં અને બીજી બાજુ સત્ય મૂકવામાં આવ્યાં તો જણાયું કે હજાર અશ્વમેધ કરતાં સત્ય જ વધે છે. ૨

गोभिर्विप्रैश्च वेदैश्च सतीभिः सत्यवादिभिः ।
अलुब्धैर्दानशूरैश्च सप्तभिर्धार्यते मही ॥ ३ ॥

ગાયો, બ્રાહ્મણો, વેદો, સતી સ્ત્રીઓ, સાચું બોલનારા, લોભ વિનાના સંતોષી પુરુષો તેમ જ દાન આપવામાં શૂરવીર એટલા માણસોથી આ પૃથ્વી ધારણ કરાય છે. ૩

## અસત્યની પ્રશંસા

नासत्यवादिनः सख्यं न पुण्यं न यशो भुवि ।
दृश्यते नापि कल्याणं कालकूटमिवाश्नतः ॥१॥

અસત્ય બોલનાર સાથે કોઈ મિત્રતા રાખતું નથી, તેને પુણ્ય પણ મળતું નથી તેમ જ પૃથ્વી પર યશ પણ મળતો નથી. જેમ કાલકૂટ–હળાહળ વિષ ખાનારનું કલ્યાણ થતું નથી તેમ જૂઠું બોલનારનું ભલું થતું નથી. ૧

असत्यमप्रत्ययमूलकारणं कुवासनासद्म समृद्धिवारणम् । विपन्निदानं परवञ्चनोर्जितं कृतापराधं कृतिभिर्विवर्जितम् ॥ २ ॥

અસત્ય વચન અવિશ્વાસનું મૂળ છે, કુવાસનાનું ઘર છે, સમૃદ્ધિઓને રોકનારું છે, વિપત્તિઓનું મૂળ કારણ છે, પારકાની છેતરામણીથી વૃદ્ધિ પામેલું છે. તે અસત્ય(બોલનાર)નો માણસો અપરાધીની જેમ ત્યાગ કરે છે. ૨

यशो यस्माद्भस्मीभवति वनवह्नेरिव वनं
निदानं दुःखानां यदवनिरुहाणामिव जलम् ।

न यत्र स्याच्छायातप इव तपःसंयमकथा
कथंचित्तन्मिथ्यावचनमभिधत्ते न मतिमान् ॥३॥

અગ્નિથી વનની જેમ જેનાથી યશ ભસ્મ થઈ જાય છે, વૃક્ષ-વનસ્પતિને ઉગાડનાર અને વૃદ્ધિ પમાડનાર જેમ જળ છે તેમ પૃથ્વી પર જે દુઃખોનાં વૃક્ષોનું મૂળ કારણ છે, તડકામાં શીતળ છાયા ન હોય તેમ જ્યાં તપ અને સંયમની વાત પણ સંભવી શકતી નથી, તેવું અસત્ય વચન બુદ્ધિમાન મનુષ્ય ગમે તેવી મુશ્કેલીમાં પણ બોલતો નથી. ૩

जिह्वैकैव सतामुभे फणवतां स्रष्टुश्चतस्रश्चता-
स्ताः सप्तैव विभावसोर्नियमिताः षट्कार्तिकेयस्य च।
पौलस्त्यस्य दशाभवन्फणिपतेर्जिह्वासहस्रद्वयं
जिह्वालक्षशतैककोटिनियमो नो दुर्जनानां मुखे ॥४॥

સજ્જનોને એક જ જીભ હોય છે, ફણાધારી સાપને બે, બ્રહ્માને ચાર, અગ્નિને સાત, કાર્તિકેય સ્વામીને છ, રાવણને દશ અને શેષનારાયણને બે હજાર જીભ હોય છે; પરંતુ દુર્જનના મુખમાં લાખ, દશ લાખ કે કરોડ હોય તેનો કોઈ નિયમ નથી. ૪

## આત્મશ્લાઘાનિંદા

परैः प्रोक्ता गुणा यस्य निर्गुणोऽपि गुणी भवेत्।
इन्द्रोऽपि लघुतां याति स्वयं प्रख्यापितैर्गुणैः ॥

જેના ગુણો બીજાથી ગવાય છે, તે ગુણ વિનાનો હોય, તોપણ ગુણવાન બને છે, પણ પોતે જ કહેલા પોતાના ગુણોથી તો ઇંદ્ર પણ હલકો બની જાય છે. ૧

न सुखं न च सौभाग्यं स्वयं स्वगुणवर्णने।
यथैव च पुरन्ध्रीणां स्वहस्तकुचमर्दनम् ॥२॥

જેમ સુંદર સ્ત્રીઓ પોતાનાં હાથે જ પોતાના સ્તનોનું મર્દન કરે, તેમ પોતે જ પોતાના ગુણોનું વર્ણન કરવા માંડે, તો તેથી કોઈ સુખ કે સૌભાગ્ય મળતાં નથી. ૨

स्वयं तथा न कर्तव्यं स्वगुणाख्यापनं पुनः।
स्वगुणाख्यापनं युक्त्या परद्वारा प्रयोजयेत् ॥३॥

વળી પોતાના ગુણોને કહેવાનું કામ પોતે ન કરવું જોઈએ; તે કામ યુક્તિપૂર્વક બીજાની દ્વારા યોજવું. ૩

न सौख्यसौभाग्यकरा गुणा नृणां
स्वयं गृहीताः सुदृशां स्तना इव।
परैर्गृहीता द्वितयं वितन्वते
न तेन गृह्णन्ति निजं गुणं बुधाः ॥४॥

જેમ સુનયનીઓએ જાતે પકડેલા પોતાના સ્તનો તેમને સુખ કે સૌભાગ્ય આપનારા થતા નથી, તેમ માણસોએ (બીજાની આગળ) જાતે કહેલા પોતાના ગુણો તેમને સુખ કે સૌભાગ્ય આપનારા થતા નથી, પણ બીજાઓએ ગ્રહણ કરવાથી એ બમણું સુખ અને સૌભાગ્ય વિસ્તારનારા બને છે; એથી સમજુ લોકો સ્વયં પોતાના ગુણોને કહી બતાવતા નથી. ૪

निजगुणगरिमा सुखाकरः स्यात्
स्वयमनुवर्णयतां सतां न तावत्।
निजकरकमलेन कामिनीनां
कुचकलशाकलनेन को विनोदः ॥५॥

કામિનીઓ પોતાનાં કરકમલથી કુચકલશનાં મર્દન કરે, તો તેથી તેમને શું વિનોદ થાય? તેવી રીતે સજ્જનો પોતાના ગુણોનાં વર્ણન પોતે જ કરવા બેસે તો તેથી તેમને એટલાં સુખ થતાં નથી, જેટલાં બીજાથી થાય છે. ૫

## સ્વભાવવર્ણન

सर्वस्य हि परीक्ष्यन्ते स्वभावा नेतरे गुणाः।
अतीत्य हि गुणान्सर्वान्स्वभावो मूर्ध्नि वर्तते ॥

સૌથી પહેલાં બધાના સ્વભાવની પરીક્ષા થાય છે; બીજા ગુણો જોવાતા નથી; કારણ કે બધા ગુણોને ઓળંગીને સ્વભાવ આગળ આવે છે. ૧

किं कुलेनोपदिष्टेन शीलमेवात्र कारणम्।
भवन्ति सुतरां स्फीताः सुक्षेत्रे कण्टकिद्रुमाः ॥२॥

'અમુકનું કુળ સારું છે,' એમ ઉપદેશ આપવાથી શું લાભ? કારણ કે શીલ-સ્વભાવ જ મુખ્ય કારણ હોય છે. સારા ખેતરમાં જો કાંટાળાં વૃક્ષો ઊગે, તો તે પણ ખૂબ સારાં દેખાય છે. ૨

यः स्वभावो हि यस्यास्ते स नित्यं दुरतिक्रमः।
श्वा यदि क्रियते राजा तत्किं नाश्नात्युपानहम् ॥

જે માણસનો જે સ્વભાવ હોય, તેને દૂર કરવો એ અત્યંત મુશ્કેલ છે. કૂતરાને રાજા બનાવવામાં આવે છતાં શું તે ખાસડું નથી ચાવતો? ૩

परोपदेशकुशला दृश्यन्ते बहवो जनाः।
धर्मे स्वीयमनुष्ठानं कस्यचित् सुमहात्मनः ॥४॥

બીજાઓને ધર્મનો ઉપદેશ આપવામાં કુશળ માણસો તો ઘણા જોવામાં આવે છે; પરંતુ ધર્મ પ્રમાણે પોતાનું આચરણ તો કોઈક મહાત્માનું જ હોય છે. ૪

किं कुलेन विशालेन शीलमेवात्र कारणम्।
कृमयः किं न जायन्ते कुसुमेषु सुगन्धिषु ॥५॥

વિશાળ કુળ હોય તેથી શું? શીલ-સ્વભાવ જ

મુખ્ય કારણ છે. સુગંધીદાર ફૂલોની અંદર કૃમિ—કીડાઓ શું નથી થતા ? ૫

सति शीले गुणा भान्ति पुंसां शौर्यादयो यथा ।
यौवते सदलङ्काराः शोभां बिभ्रति सुभ्रुवः ॥६॥

માણસની અંદર જો ઉત્તમ શીલ–સ્વભાવ હોય, તો જ તેના શૌર્ય વગેરે ગુણો શોભે છે. સુંદર સ્ત્રીને જ્યારે યૌવન હોય ત્યારે જ સારા અલંકારો તેની શોભા વધારે છે. ૬

रक्तत्वं कमलानां सत्पुरुषाणां परोपकारित्वम् ।
असतां च निर्दयत्वं स्वभावसिद्धं त्रिषु त्रितयम्॥

કમલમાં રાતાશ, સારા પુરુષોમાં પરોપકારી ગુણો અને દુર્જનોમાં નિર્દયતા; એમ ત્રણેમાં એ ત્રણ ગુણો સ્વભાવથી જ સિદ્ધ હોય છે. ૭

वचो हि सत्यं परमं विभूषणं गजाङ्गनायाः कटौ तथा द्विजस्य विद्यैव पुनस्तथा क्षमा शीलं हि सर्वस्य नरस्य भूषणम् ॥८॥

સત્ય વચન એ માણસનું પરમ આભૂષણ છે, પાતળી કમર એ ગજગામિની સુંદરીનું ઉત્તમ આભૂષણ છે, વિદ્યા અને ક્ષમા એ જ બ્રાહ્મણનું શ્રેષ્ઠ આભૂષણ છે અને સારો સ્વભાવ એ સર્વ જનોનું આભૂષણ છે.

न धर्मशास्त्रं पठतीति कारणं, न चापि वेदाध्ययनं दुरात्मनः । स्वभाव एवात्र तथातिरिच्यते, यथा प्रकृत्या मधुरं गवां पयः ॥९॥

ધર્મશાસ્ત્ર ભણે છે અને વેદાધ્યયન કરે છે એ જ કંઈ દુર્જન મનુષ્યને સજ્જન બનવા માટેનું કારણ બની જતું નથી. આમાં તો સ્વભાવ જ સૌથી વધારે ભાગ ભજવે છે; જેમ કે ગાયોનું દૂધ સ્વભાવથી જ મધુર હોય છે. ૯

निम्नोन्नतं वक्ष्यति को जलानां विचित्रभावं मृगपक्षिणां च माधुर्यमिक्षौ कटुतां मरीचे स्वभावतः सर्वमिदं हि सिद्धम् ॥१०॥

'સરિતાનાં જળ નીચે જાય અને મેઘનાં જળ ઊંચે ચઢે;' એમ કોણ કહેવા ગયું છે; પશુપક્ષીઓના ચિત્રવિચિત્ર સ્વભાવો; શેરડીમાં મીઠાશ અને લીમડામાં કડવાશ; એ બધુ પોતપોતાના સ્વભાવને લીધે જ સિદ્ધ થયેલું છે. ૧૦

वह्निस्तस्य जलायते जलनिधिः कुल्यायते तत्क्षणान्
मेरुः स्वल्पशिलायते मृगपतेः संघः कुरङ्गायते ।
व्यालो माल्यगुणायते विषरसः पीयूषवर्षायते
यस्याङ्गेऽखिललोकवल्लभतमं शीलं समुन्मीलति ॥११॥

જેના હૈયામાં સમગ્ર લોકને પ્રિય લાગનાર એવો શીલ–સ્વભાવ હોય છે, તેવા સુજન માટે તે જ ક્ષણે અગ્નિ જળ જેવો બની જાય છે, સમુદ્ર ખાબોચિયા જેવો બની જાય છે, સુમેરુ પર્વત નાની શિલા જેવો બની જાય છે, સિંહોના સંઘ હરણાં જેવા થઈ જાય છે, સાપ માળાની દોરી જેવો બની જાય છે તેમ જ ઝેરનો રસ અમૃતની વર્ષા જેવો બની જાય છે. ૧૧

ऐश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमो
ज्ञानस्योपशमः कुलस्य विनयो वित्तस्य पात्रे व्ययः ।
अक्रोधस्तपसः क्षमा बलवतां धर्मस्य निर्व्याजता
सर्वेषामपि सर्वकारणमिदं शीलं परं भूषणम् ॥

સુજનતા એ ઐશ્વર્યનું ભૂષણ છે, વાણીનો સંયમ તે શૂરવીરપણાનું ભૂષણ છે, શાંતિ તે જ્ઞાનનું ભૂષણ છે, વિનય તે કુળનું ભૂષણ છે, સારા પાત્રને દાન કરવું તે ધનનું ભૂષણ છે, ક્રોધ ન કરવો તે તપનું ભૂષણ છે, ક્ષમા તે બળવાન પુરુષોનું ભૂષણ છે તેમ જ નિષ્કપટપણું તે ધર્મનું ભૂષણ છે; એ રીતે દરેકનું ભૂષણ હોય છે. પણ શીલ–સારો સ્વભાવ એ તો સૌ કોઈનું પરમ ભૂષણ છે. ૧૨

काकः पद्मवने रतिं न कुरुते हंसो न कूपोदके
मूर्खः पण्डितसङ्गमे न रमते दासो न सिंहासने ।
कुस्त्री सज्जनसङ्गमे न रमते नीचं जनं सेवते
या यस्य प्रकृतिः स्वभावजनिता केनापि न त्यज्यते ॥

કાગડો કમલવનમાં રમવાની ઇચ્છા કરતો નથી, હંસ કૂવાના જળમા ખેલવા ઇચ્છતો નથી, મૂર્ખ હોય તે પંડિતનો સમાગમ કરતો નથી અને દાસ સિંહાસન પર બેસવાની ઇચ્છા કરતો નથી, ખરાબ સ્ત્રી સજ્જનના સંગમાં રમતી નથી, પરંતુ નીચ જનને સેવે છે અર્થાત્ જેનો જે સ્વભાવ ઘડાયો હોય, તેને તે ત્યજતો નથી. ૧૩

व्याघ्रः सेवति काननं सुगहनं सिंहो गुहां सेवते
हंसः सेवति पद्मिनीं कुसुमितां गृध्रः श्मशानस्थलीम् ।
साधुः सेवति साधुमेव सततं नीचोऽपि नीचं जनं
या यस्य प्रकृतिः स्वभावजनिता केनापि न त्यज्यते ॥

વાઘ ઊંડા જંગલમાં ફરતો હોય છે, સિંહ ગુફાને સેવતો હોય છે, હંસ કમલથી ભરેલા સરોવરને સેવતો હોય છે અને ગીધ શ્મશાનની ભૂમિમાં રખડે છે; તે જ રીતે સારો માણસ સારાને જ સેવતો હોય છે અને નીચ જન નીચને સેવતો હોય છે, એમ જેનો જે સ્વભાવ ઘડાયો હોય છે, તે કોઈથી ત્યજાતો નથી. ૧૪

## વાણીનું વર્ણન

यास्तु वाचः सभायोग्या याश्चित्ताकर्षणक्षमाः ।
स्वेषां परेषां विदुषां द्विषामविदुषामपि ॥ १॥

જે વાણી પોતાના માણસોનું, સામા પક્ષના માણસોનું, વિદ્વાનોનું, અવિદ્વાનોનું તેમ જ શત્રુઓનું પણ ચિત્ત આકર્ષિત કરવાની શક્તિવાળી હોય, તે જ સભા માટે યોગ્ય છે. (અર્થાત્ આવી વાક્શક્તિવાળો માણસ જ સભામાં પ્રવચન કરવા માટે યોગ્ય છે.) ૧

गानाब्धेस्तु परं पारं नोपेयाय सरस्वती ।
अतो निमज्जनभयात्तुम्बीं वहति वक्षसि ॥२॥

વાણીના સંગીતરૂપી મહાસાગરને પેલે પાર તો સાક્ષાત્ સરસ્વતી પણ પહોંચ્યાં નથી; એટલે તો અધવચ ડૂબી જવાના ભયથી તે છાતી પર તૂંબડી (તંબૂરો) ધારણ કરે છે.

प्रसन्नाः कान्तिहारिण्यो नानाश्लेषविचक्षणाः ।
भवन्ति कस्यचित्पुण्यैर्मुखे वाचो गृहे स्त्रियः ॥३॥

પ્રસન્ન સ્વભાવવાળી, મનોહર કાંતિવાળી અને અનેક પ્રકારે આલિંગન તથા હાસ્યવિનોદ કરવામાં ચતુર સ્ત્રી કોઈક જ માણસના ઘરમા પુણ્યયોગે આવી મળે છે, તેમ પ્રસન્ન, મનોહર, અનેક પ્રકારના શ્લેષ અર્થાત્ ગૂઢ અર્થોથી યુક્ત અને વિચક્ષણતાથી ભરેલી વાણી પણ કોઈક જ માણસના મુખને પુણ્યયોગે પ્રાપ્ત થાય છે. ૩

वर्णैः कतिपयैरेव ग्रथितस्य स्वरैरिव ।
अनन्ता वाङ्मयस्याहो गेयस्येव विचित्रता ॥४॥

જેમ સ્વર થોડા જ હોય છે, પણ ગીતની વિચિત્ર શૈલી અનંત હોય છે, તેમ થોડા જ વર્ણોથી ગૂંથાયેલી એવી વાણીના પણ અનેક અર્થ હોય છે. ૪

यद्यपि स्वेच्छया कामं प्रकीर्णमभिधीयते ।
अनुज्झितार्थसंबन्धः प्रबन्धो दुरुदाहरः ॥ ५ ॥

અસંગત વાણી તો મન ફાવે તેમ ઘણીય બોલી શકાય છે; પરંતુ અર્થના સંબંધને છોડ્યા વિના સળંગ ગ્રંથની રચના કરવી, તે અત્યંત અઘરું છે. ૫

म्रदीयसीमपि घनामनल्पगुणकल्पिताम् ।
प्रसारयन्ति कुशलाश्चित्रां वाचं पटीमिव ॥ ६ ॥

અત્યંત સુંદોમળ, ગડીબંધ વાળેલી તેમ જ ઘણા જ સુતરની બનેલી સાડીની જેમ અત્યંત મૃદુ હોવા છતાં અર્થથી ઘન બનેલી તેમ જ અનેક ગુણોની રચનાને અનુસરનારી વાણીનો કુશળ જનો વિસ્તાર કરે છે. ૬

सर्वालंकारयुक्तापि न श्लिष्टा वनितेव सा ।
वाणी मनोजातसुखं प्रौढानां न तनोति हि ॥७॥

જેમ સર્વ અલંકારોથી શોભતી એવી નારી આલિંગન આપે નહિ તો તે રસિકજનોનાં મનને સુખ આપતી નથી તેમ વાણી બધા પ્રકારના અલંકારોવાળી હોવા છતાં જો તેમાં શ્લેષ ન હોય તો તે વાચકજનોનાં મનને સુખ આપતી નથી. ૭

या कर्षति निजयोगादन्तर्गतजीवनानि सरसानाम् ।
वाणी सैव गुणवती घटीव यद्वा वधूटीव ॥८॥

જેમ દોરડાથી બંધાયેલ ઘટ પોતાની અંદર જળને ખેંચે છે અને જેમ ગુણવતી સુંદરી પોતાના યોગથી રસિકજનોનાં ચિત્તને ખેંચે છે, તેમ ગુણથી ભરેલી વાણી પોતાના યોગથી રસિકજનોના અંતર્ગત અભિપ્રાયને ખેંચી લાવે છે, તે જ ખરી વાણી છે. ૮

रतरीतिवीतवसना प्रियेव शुद्धापि वाङ्मुदे सरसा ।
अलसा सालंकृतिरपि न रोचते शालभञ्जीव ॥९॥

જેમ શુદ્ધ પ્રિયા પણ રીતિ પ્રમાણે રમણ કરતાં વસ્ત્રનો ત્યાગ કરે ત્યારે આનંદ આપે છે, તેમ વાણી શુદ્ધ હોય, તોપણ રસ અને રીતિને અનુસરીને આનંદ આપનારી બને છે; પરંતુ જેમ જડ ઘાસની પૂતળી અલંકારવાળી હોય તોપણ રુચિ પેદા કરતી નથી, તેમ વાણી અલંકારવાળી હોવા છતાં રસ વિનાની હોય તો રુચિ પેદા કરતી નથી. ૯

सुखयतितरां न रक्षति परिचयलेशं गणाङ्गनेव श्रीः ।
कुलकामिनीव नोज्झति वाग्देवी जन्मजन्मान्तरेऽपि ॥

ગણિકાની પેઠે લક્ષ્મી અત્યંત સુખ આપે છે, પણ જરા પણ પરિચય રાખતી નથી; પરંતુ જેમ કુલીન સ્ત્રી પોતાના પતિને છોડતી નથી, તેમ વાણીરૂપી દેવી પુરુષને જન્મજન્માતરે પણ ત્યજતી નથી. ૧૦

वाङ्माधुर्यान्नान्यदस्ति प्रियत्वं वाक्पारुष्याच्चोपकारोऽपि नष्टः । किं तद्द्रव्यं कोकिलेनोपनीतं को वा लोके गर्दभस्यापराधः ॥ ११ ॥

વાણીની મધુરતા કરતાં અધિક પ્રિય વસ્તુ બીજી કંઈ લાગતી નથી અને વાણીની કઠોરતાથી કરેલો ઉપકાર પણ નાશ પામી જાય છે, કોયલે લોકોને શું દ્રવ્ય આપ્યું છે અને ગધેડાએ લોકોનો શો અપરાધ કર્યો છે?

कामान्दुग्धे विप्रकर्षत्यलक्ष्मीं, कीर्तिं सूते दुष्कृतं या हिनस्ति । तां चाप्येतां मातरं मङ्गलानां धेनुं, धीराः सूनृतां वाचमाहुः ॥ १२ ॥

જે સર્વ મનોરથોને પૂર્ણ કરે છે, અલક્ષ્મીનો નાશ કરે છે, કીર્તિને ઉત્પન્ન કરે છે, પાપોને હણે છે તેમ જ જે સર્વ મંગલ કામનાઓની માતા છે, તેવી સત્ય વાણીને ધીર જનો કામધેનુ કહે છે. ૧૨

विविक्तवर्णाभरणा सुखश्रुतिः प्रसादयन्ती हृदयान्यपि द्विषाम्। प्रवर्तते नाकृतपुण्यकर्मणां प्रसन्नगम्भीरपदा सरस्वती ॥ १३ ॥

નવાન પ્રકારનાં આભૂષણોવાળી, સાંભળતાં સુખ ઊપજે એવી વાણીવાળી, શત્રુઓનાં હૃદયોને પણ આનંદિત કરનારી અને પ્રસન્ન-ગંભીર પદાવલીવાળી (અર્થાત્ પ્રસન્ન અને ગંભીર ગતિથી પગલાં ભરનારી-ચાલનારી) સ્ત્રી અને સ્પષ્ટ વર્ણોરૂપી આભૂષણોવાળી, સાંભળતાં સુખ ઉપજાવનારી, શત્રુઓનાં હૃદયોને પણ આનંદિત કરનારી અને પ્રસન્ન-ગંભીર પદરચનાવાળી સરસ્વતી અર્થાત્ વાણી પુણ્યકર્મો ન કર્યાં હોય તેવાઓને પ્રાપ્ત થતી નથી.

केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चन्द्रोज्ज्वला
न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मूर्धजाः।
वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते
क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥

બાજુબંધો પુરુષને શોભા આપતા નથી, ચંદ્ર જેવા ઉજ્જ્વળ હાર, સ્નાન, ચંદનના લેપ, ફૂલ, શણગારેલા કેશ વગેરે સાધનો પણ પુરુષને શોભા આપતા નથી. જે પુરુષો સંસ્કારી વાણીને ધારણ કરે છે, તે જ વાણી તેને અલંકારની જેમ શોભા આપે છે. બીજાં બધાં આભૂષણો તો નાશ પામે છે, પરંતુ વાણીનું ભૂષણ તો અક્ષય્ય ભૂષણ છે. ૧૪

अस्त्यद्यापि चतुःसमुद्रपरिखापर्यन्तमुर्वीतलं
वर्तन्तेऽपि च तत्र तत्र रसिका गोष्ठीषु सक्ता नृपाः।
एकस्तत्र निरादरो भवति चेदन्यो भवेत्सादरो
वाग्देवी वदनाम्बुजे वसति चेत्को नाम दीनो जनः ॥

આજે પણ પૃથ્વીનો વિસ્તાર ચાર સમુદ્રો સુધીની ખાડીઓ સુધી પહોંચેલો છે; જુદા જુદા પ્રદેશોમાં રસિક રાજાઓ રહેલા છે; જેમને મન વાર્તાલાપમાં રસ છે. ધારો કે તેમાં એકાદ રાજા વાણીનો અનાદર કરનારો હોય, પણ બીજો રાજા આદરવાળો હોય છે જ. એથી જેના મુખકમળમાં વાણી વસે છે, તે પુરુષ દીન જન શી રીતે ગણાય? ૧૫

ये सूकीन्दुकलाकलङ्कजनका ये गाढगर्वज्वरा
ये वा केवलतर्ककर्कशधियः साक्षाच्च ये श्रोत्रियाः।
ये वा द्वेषमषीमलीमसधियस्तान्प्राज्ञगोष्ठीरस-
प्रौढप्रायूढवग्रहान्परिहरन्वाचां प्रसारं कुरु ॥१६॥

જે લોકો સુભાષિતરૂપી ચંદ્રની કલામાં કલંક પેદા કરનારા છે, જેઓ ગાઢ ગર્વરૂપી જ્વરને ઉત્પન્ન કરનાર છે, જેઓ કેવળ તર્કરૂપી કર્કશ બુદ્ધિને પેદા કરનારા છે, જે ખરેખર વૈદિક કર્મ કરનાર કર્મઠજનો છે અને જેમણે પરસ્પર દ્વેષરૂપી મેંશથી પોતાની બુદ્ધિઓ મલિન કરી છે; એવા પ્રૌઢજનોની વાણીરૂપી કાદવમાં ખૂંચી ગયેલા બુદ્ધિમાનોના વાદવિવાદને છોડીને, તમે સારી વાણીનો પ્રચાર કરો. ૧૬

तथ्यं पथ्यं सहेतु प्रियमितमृदुलं सारवद्दैन्यहीनं
साभिप्रायं दुरापं सविनयमशठं चित्रमल्पाक्षरं च।
बह्वर्थं कोपशून्यं स्मितयुतघनदाक्षिण्यसंदेहहीनं
वाक्यं ब्रूयाद्रसज्ञः परिषदि समये सप्रमेयाप्रमत्तम् ॥

રસને જાણનાર કવિજને વિદ્વાનોની પરિષદ ભેગી થઈ હોય; ત્યાં પ્રમાણ સહિત અને પ્રમાદરહિત વાક્યને બોલવું કે જે વાક્ય સાચું, હિતકર, હેતુસર, પ્રિય, મિત, મૃદુ, સારથી ભરેલું, દીનતાથી રહિત, અભિપ્રાયથી ભરેલું, સાર સમજવામાં કઠણ, વિનયવાળું, ચિત્રવિચિત્ર, થોડા અક્ષરોવાળું, ખૂબ અર્થથી ભરેલું, કોપવિનાનું, હાસ્યથી શોભતું, અર્થઘન, દક્ષતાથી ભરેલું અને સંદેહરહિત હોય. ૧૭

## સારા વક્તાની પ્રશંસા

विरोधिवचसो मूकान्वागीशानपि कुर्वते।
जडानप्यनुलोमार्थान्प्रवाचः कृतिनां गिरः ॥१॥

પોતાનાથી વિરુદ્ધ વચન બોલનાર મોટા વક્તાઓ હોય, તેમને પણ બોલતા બંધ કરે છે અને પોતાને અનુકૂળ બોલનારા જડ હોય, તેમને પણ સારી ઉત્તમ વાણી બોલતા કરે છે, તે જ વક્તાઓની વાણી છે. ૧

तीक्ष्णा नारुंतुदा बुद्धिः कर्म शान्तं प्रतापवत्।
नोपतापि मनः सोष्म वागेका वाग्मिनः सतः ॥२॥

જે સારો વક્તા છે, તેની બુદ્ધિ તીક્ષ્ણ હોવા છતાં બીજાને કડતી નથી, તેનું કર્મ પ્રતાપી હોવા છતાં શાંત હોય છે અને તેનું મન ગરમ હોવા છતાં સંતાપ કરનારું હોતું નથી અને તેની વાણી મન-વચન-કર્મથી એક જ પ્રકારની હોય છે. ૨

प्रसादरम्यमोजस्वि गरियो लाघवान्वितम्।
साकाङ्क्षमनुपस्कारं विष्वगति निराकुलम् ॥३॥
न्यायनिर्णीतसारत्वान्निरपेक्षमिवागमे।
अप्रकम्प्यतयान्येषामाम्नायवचनोपमम् ॥४॥
अलङ्घ्यत्वाज्जनैरन्यैः क्षुभितोदन्वदूर्जितम्।
औदार्यादर्थसंपत्तेः शान्तं चित्तमृषेरिव ॥५॥
इदमीदृग्गुणोपेतं लब्धावसरसाधनम्।
व्याकुर्यात्कः प्रियं वाक्यं यो वक्ता नेदृगाशयः ॥६॥

પ્રસાદને કારણે રમ્ય, ઓજસ્વી, અર્થની ગુરુતા-

પણ સજ્જન પુરુષોનાં મસ્તક કંપાવે છે; એ રીતે શ્રોતાઓમાં અમૃત સમાન પ્રિય બનવાનો વક્તૃત્વનો ઉત્તમ ગુણ જે પોતામાં ધારણ કરે છે, તે ઉત્તમ વક્તા છે. ૧૪

तद्वक्ता सदसि ब्रवीतु वचनं यच्छृण्वतां चेतसः
प्रोल्लासं रसपूरणं श्रवणयोरक्ष्णोर्विकासश्रियम् ।
क्षुन्निद्राश्रमदुःखकालगतिहृत्कार्यान्तरप्रस्मृतिं
प्रोत्कण्ठामनिशं श्रुतौ वितनुते शोकं विरामादपि ॥१५

ઉત્તમ વક્તા સભામાં એવું વચન બોલે કે, જેને સાંભળનાર શ્રોતાઓનાં ચિત્ત ઉલ્લાસ સહિત રસથી ભરપૂર બની જાય; શ્રોતાઓના કાન અને આંખ બંને વિકાસને કારણે શોભવા લાગે; ભૂખ, નિદ્રા, થાક, દુઃખ, કાળ, ગતિ વગેરે બાબતો ભૂલી જવાય, બીજાં કાર્યો વીસરી જવાય, સાંભળવામાં ઉત્કંઠા જાગ્યા કરે અને જે વચન થંભી જતાં શ્રોતાઓને શોક પેદા થાય. ૧૫

## મૌનના ગુણો

आत्मनो मुखदोषेण बध्यन्ते शुकसारिकाः ।
बकास्तत्र न बध्यन्ते मौनं सर्वार्थसाधनम् ॥१॥

મેના અને પોપટ પોતાના મુખની વાણીને દોષે પાંજરામાં બંધાય છે; પરંતુ તેમાં બગલાં બંધાતાં નથી; માટે મૂંગા રહેવું તે સર્વ પ્રકારના અર્થોને સાધનાર બને છે. ૧

रूपवांश्चापि मूर्खोऽपि गत्वा च विपुलां सभाम् ।
संरक्षेच्च स्वकां जिह्वां भार्यां दुश्चारिणीं यथा ॥२॥

રૂપવાન હોય છતાં મૂર્ખ હોય તેણે મોટી સભામાં જઈને દુરાચારિણી પત્નીની જેમ પોતાની જીભનું બરાબર રક્ષણ કરવું. ૨

स्वायत्तमेकान्तगुणं विधात्रा विनिर्मितं छादनमज्ञतायाः । विशेषतः सर्वविदां समाजे विभूषणं मौनमपण्डितानाम् ॥ ३ ॥

બધી બાબતોનો જાણકાર પંડિતસમાજ એકઠો થયો હોય તેમાં અજ્ઞાનીઓને પોતાની અજ્ઞાનતાને ઢાંકવા માટે વિધાતાએ એક સંપૂર્ણપણે ગુણવાળું તદ્દન નિર્દોષ સાધન ખાસ બનાવી રાખ્યું છે. વળી આ સાધન કોઈની પાસે લેવા–માગવા જવું પડે એવું નથી, પણ હમેશાં તેમને સ્વાધીન જ છે તેમની પાસે જ રહેનારું છે. ઉપરાંત આ સાધન તેઓ અજ્ઞાની છતાં પણ તેમને શોભાવનારું બને છે, તે છે મૌન. ૩

कोलाहले काककुलस्य जाते विराजते कोकिलकूजितं किम् । परस्परं संवदतां खलानां मौनं विधेयं सततं सुधीभिः ॥ ४॥

કાગડાઓનો કોલાહલ થતો હોય, ત્યાં કોયલનો ટહુકાર શું શોભે? એ રીતે જ્યારે મૂર્ખ માણસો વાદવિવાદ કરતા હોય ત્યારે સમજુ માણસોએ સતત મૌન જ રાખવું જોઈએ. ૪

## સ્થાનનો મહિમા

नक्रः स्वस्थानमासाद्य गजेन्द्रमपि कर्षति ।
स एव प्रच्युतः स्थानाच्छुनापि परिभूयते ॥१॥

પોતાનું સ્થાન પ્રાપ્ત કરીને મગર મોટા હાથીને પણ ખેંચી જાય છે, તે જ મગર જો પોતાના સ્થાનથી ભ્રષ્ટ થાય, તો કૂતરાથી પણ પરાજય પામે છે. ૧

किंचिदाश्रयसंयोगाद्धत्ते शोभामसाध्वपि ।
कान्ताविलोचने न्यस्तं मलीमसमिवाञ्जनम् ॥२॥

કાજળ મેલું હોય છે, પણ સુંદર સ્ત્રીની આંખમાં આંજવાથી તેની શોભા વધે છે; એ રીતે વસ્તુ ખરાબ હોય, પણ તે કોઈ સારાનો આશ્રય કરે, તો સારી શોભા ધારણ કરે છે. ૨

कुस्थानस्य प्रवेशेन गुणवानपि पीड्यते ।
वैश्वानरोऽपि लोहस्थः कारुकैरभिहन्यते ॥ ३ ॥

ખરાબ સ્થાનમાં પ્રવેશ કરવાથી ગુણવાન પણ પીડા પામે છે; લોઢામાં રહેવાથી અગ્નિ પણ લુહારો વડે ટિપાય છે. ૩

पदस्थितस्य पद्मस्य मित्रे वरुणभास्करौ ।
पदच्युतस्य तस्यैव क्लेशदाहकरावुभौ ॥ ४ ॥

જ્યારે કમલ પોતાના સ્થાન (તળાવમાં) હોય છે, ત્યારે જલના દેવ વરુણ અને સૂર્ય બંને તેના મિત્રો હોય છે અને તે જ કમલ જ્યારે સ્થાનથી ભ્રષ્ટ થાય છે ત્યારે વરુણ અને સૂર્ય બંને તેને ક્લેશ અને દાહ કરનારા બને છે. ૪

राजा कुलवधूर्विप्रा मन्त्रिणश्च पयोधराः ।
स्थानभ्रष्टा न शोभन्ते दन्ताः केशा नखा नराः ॥५॥

રાજા, કુલીન સ્ત્રી, બ્રાહ્મણો, મંત્રીઓ મેઘ, સ્તન, દાંત, કેશ, પુરુષ અને નખ એ બધા પદાર્થો સ્થાનથી ભ્રષ્ટ થતાં શોભતા નથી. ૫

स्थानभ्रष्टा न शोभन्ते दन्ताः केशा नखा नराः ।
इति विज्ञाय मतिमान्स्वस्थानं न परित्यजेत् ॥६॥

દાંત, કેશ, નખ, પુરુષ વગેરે પદાર્થો સ્થાનથી ભ્રષ્ટ થતાં શોભતા નથી, એમ જાણીને બુદ્ધિમાન પુરુષે પોતાનું સ્થાન છોડવું નહિ. ૬

વાળું, ટૂંકા શબ્દોથી બનેલું, પરસ્પર પદોની આકાંક્ષા પૂરનારું, પદોના અધ્યાહારરહિત વ્યાપક ભાવને બતાવનારું, ક્લિષ્ટતા વિનાનું, શાસ્ત્રની જેમ યુક્તિ વડે તેની યથાર્થતાનો નિશ્ચય કરાવનારું હોવાથી બીજાં વાક્યોની જરૂર નહિ રાખનારું, જેમ વેદનાં વચન અન્ય પ્રમાણોના આધારને સેવતાં નથી તેમ અન્ય પ્રમાણોથી જેનો બાધ થતો નથી એવું દૃઢ, જેમ તોફાને ચઢેલો સમુદ્ર કોઈથી ઓળંગાતો નથી તેમ વક્તાના પ્રભાવથી અન્ય જનો જેના કથનને ઓળંગી શકતા નથી એવું ગંભીર, જેમ ઋષિઓનાં ચિત્ત ઉદારતાને કારણે શાંત હોય છે તેમ અર્થની સંપત્તિને કારણે ઉદારતા ભરેલું, શાંત, તેમ જ અવસર અને સાધન બન્નેનો સારી રીતે લાભ ઉઠાવનારું અને પ્રિય વાક્ય, જે વક્તા એ પ્રમાણેના આશયવાળો ન હોય તે કેમ બોલી શકે? ૩-૬

श्रुतिसिद्धान्तशूरस्य तद्विरुद्धान्निरुन्धतः ।
वल्गितं वावदूकस्य कृतिनः किं न शोभते ॥७॥

જે વેદવેદાંતના સિદ્ધાંતોને મક્કમપણે રજૂ કરે છે અને તેથી વિરુદ્ધ વચનોને જે રોકી લે છે; એવા ચતુર વક્તાનો વાણીવિલાસ કેમ ન શોભે? ૭

अल्पाक्षररमणीयं यः कथयति निश्चितं स खलु वाग्मी ।
बहुवचनमल्पसारं यः कथयति विप्रलापी सः ॥८॥

જે માણસ થોડાં વચનોથી શોભતું અને નિશ્ચયપૂર્વકનું વચન બોલે છે, તે જ સારો વક્તા છે. જે માણસ ઘણું વચનોવાળું અને થોડા અર્થવાળું બોલે છે, તે તો બબડનાર ગણાય છે. ૮

शुद्धकांस्यरचितापि लालिता, जिह्वया यदि न योजिता भवेत् । किं तया करणमस्ति घण्टया, जिह्वया ध्वनिमतां हि पूज्यता ॥ ९॥

ઘંટ ભલેને શુદ્ધ કાંસાનો બનાવેલો હોય; પણ જો તે ઘંટને વચમાં લટકતી જીભ ન બનાવી હોય, તો તે ઘંટ શું કામ કરી શકવાનો છે? કારણ કે અવાજ કરનારા ઘંટ લટકતી જીભથી પૂજાય છે; તે જ રીતે માણસ પણ સુંદર વચન બોલનાર હોય, તો જ પૂજાય છે

भवन्ति ते सभ्यतमा विपश्चितां, मनोगतं वाचि निवेशयन्ति ये । नयन्ति तेष्वप्युपपन्ननैपुणा, गभीरमर्थं कतिचित्प्रकाशताम् ॥ १० ॥

જેઓ પોતાના મનની અંદર રહેલી બાબતને વાણીમાં સારી રીતે ઉતારે છે, તે લોકો વિદ્વાનોમાં ઉત્તમ વક્તા ગણાય છે; અને તેમાં પણ જે લોકો ઊંડા રહસ્ય ભરેલા અર્થને પ્રકાશમાં લાવે છે, તેઓ તો ઉત્તમ વક્તાઓમાં પણ અત્યંત નિપુણ ગણાય છે. ૧૦

स्तुवन्ति गुर्वीमभिधेयसंपदं विशुद्धिमुक्तेरपरे विपश्चितः । इति स्थितायां प्रतिपूरुषं रुचौ सुदुर्लभाः सर्वमनोरमा गिरः ॥ ११ ॥

કેટલાક વિદ્વાન પુરુષો ભરપૂર અર્થસંપત્તિને કારણે વાણીને વખાણે છે, ત્યારે બીજા કેટલાક વિદ્વાનો વચનમાં રહેલી ઉત્તમ શુદ્ધિને વખાણે છે; આ પ્રમાણે દરેક વિદ્વાનને અનુસરીને રુચિમાં ભેદ હોવાને કારણે સર્વને મનોરમ લાગે એવી વાણી અત્યંત દુર્લભ હોય છે. ૧૧

पिकस्तावत्कृष्णः परमरुणया पश्यति दृशा
परापत्यद्वेषी स्वसुतमपि नो पालयति यः ।
तथाप्येषोऽमीषां सकलजगतां वल्लभतमो
न दोषा गण्यन्ते खलु मधुरवाचां क्वचिदपि ॥१२॥

કોયલ રંગે કાળી હોય છે અને તે બીજાને રાતી નજરે જુએ છે, તે બીજાનાં બચ્ચાં પર દ્વેષ કરનારી તો હોય છે જ. તે સાથે પોતાનાં બચ્ચાંને પણ પાળતી નથી; એ રીતે તેમાં દોષો હોવા છતાં પણ તે કોયલ બધા લોકોને અત્યંત પ્રિય લાગે છે. અર્થાત્ જે મધુર વાણી બોલનારા હોય છે, તેમના દોષો ક્યાંય ગણાતા નથી.

आस्वाद्यैव कषायमङ्कुरमुरुप्रेमानुबद्धाशयो
माकन्दस्य यशांसि कोकिलयुवा निर्माति दिग्भित्तिषु ।
माध्वीकानि निपीय तस्य मधुपास्तत्रैव गुञ्जन्त्यमी
को भूतामसतां सतां च वचसां वर्त्मातिगं चेष्टितम् ॥

આંબાના તૂરા અંકુરનો સ્વાદ લઈને પણ જેના હૃદયમાં આંબા માટે ખૂબ પ્રેમ ઉત્પન્ન થયો છે, એવી કોયલ દિશાએ દિશાએ તે આંબાના યશને ફેલાવે છે; પરંતુ તે જ આંબાના મોરનું મધ પીને પણ ભમરાઓ ત્યાં જ ગુંજારવ કરે છે. અર્થાત્ સારા કે નરસાં વચનો બોલનારા પુરુષોની ચેષ્ટાઓ સામાન્ય માર્ગને ઓળંગી ગયેલી હોય છે. ૧૩

श्रोतॄन्मूकयति ब्रुवन्स्थिरतमं कुर्वन्नमीषां मनो
निर्बाष्पः परबाष्पकृत्परदृशामेकाश्रयो नान्यदृक् ।
यस्त्यक्ताङ्गविकम्पनः प्रचलयन्नित्यं सतां मस्तकं
क्षीरं श्रोतृषु तुल्यमात्मनि गुणं धत्ते स वक्तोत्तमः ॥

જે બોલતી વખતે શ્રોતાઓને મૂંગા બનાવી દે છે, તેમનાં મનને સ્તબ્ધ કરી દે છે, પોતાની આંખમાં એક પણ આંસુ નહિ આવવા છતાં પણ શ્રોતાઓની આંખોમાં આંસુ છલકાવે છે; પોતાની નજર કોઈ બીજી તરફ નહિ જતાં, બીજા બધાંની નજર તેની તરફ ઢળે છે; જે પોતાના એક પણ અંગને કંપાવતો નથી, છતાં

પણ સજ્જન પુરુષોનાં મસ્તક કંપાવે છે; એ રીતે શ્રોતાઓમાં અમૃત સમાન પ્રિય બનવાનો વક્તૃત્વનો ઉત્તમ ગુણ જે પોતામાં ધારણ કરે છે, તે ઉત્તમ વક્તા છે. ૧૪

तद्वक्ता सदसि ब्रवीतु वचनं यच्छृण्वतां चेतसः
प्रोल्लासं रसपूरणं श्रवणयोरक्ष्णोर्विकासश्रियम् ।
क्षुन्निद्राश्रमदुःखकालगतिहृत्कार्यान्तरप्रस्मृतिं
प्रोत्कण्ठामनिशं श्रुतौ वितनुते शोकं विरामादपि ॥१५

ઉત્તમ વક્તા સભામાં એવું વચન બોલે કે, જેને સાંભળનાર શ્રોતાઓનાં ચિત્ત ઉલ્લાસ સહિત રસથી ભરપૂર બની જાય; શ્રોતાઓના કાન અને આંખ બંને વિકાસને કારણે શોભવા લાગે; ભૂખ, નિદ્રા, થાક, દુઃખ, કાળ, ગતિ વગેરે બાબતો ભૂલી જવાય, બીજાં કાર્યો વીસરી જવાય, સાંભળવામા ઉત્કંઠા જાગ્યા કરે અને જે વચન થંભી જતાં શ્રોતાઓને શોક પેદા થાય. ૧૫

## મૌનના ગુણો

आत्मनो मुखदोषेण बध्यन्ते शुकसारिकाः ।
बकास्तत्र न बध्यन्ते मौनं सर्वार्थसाधनम् ॥१॥

મેના અને પોપટ પોતાના મુખની વાણીને દોષે પાંજરામાં બંધાય છે; પરંતુ તેમાં બગલાં બંધાતાં નથી; માટે મૂંગા રહેવુ તે સર્વ પ્રકારના અર્થોને સાધનાર બને છે. ૧

रूपवांश्चापि मूर्खोऽपि गत्वा च विपुलां सभाम् ।
संरक्षेच्च स्वकां जिह्वां भार्यां दुश्चारिणीं यथा ॥२॥

રૂપવાન હોય છતાં મૂર્ખ હોય તેણે મોટી સભામાં જઈને દુરાચારિણી પત્નીની જેમ પોતાની જીભનું બરાબર રક્ષણ કરવું. ૨

स्वायत्तमेकान्तगुणं विधात्रा विनिर्मितं छादनमज्ञतायाः । विशेषतः सर्वविदां समाजे विभूषणं मौनमपण्डितानाम् ॥ ३ ॥

બધી બાબતોનો જાણકાર પંડિતસમાજ એકઠો થયો હોય તેમાં અજ્ઞાનીઓને પોતાની અજ્ઞાનતાને ઢાંકવા માટે વિધાતાએ એક સંપૂર્ણપણે ગુણવાળું તદ્દન નિર્દોષ સાધન ખાસ બનાવી રાખ્યું છે. વળી આ સાધન કોઈની પાસે લેવા–માગવા જવું પડે એવું નથી, પણ હમેશાં તેમને સ્વાધીન જ છે તેમની પાસે જ રહેનારું છે. ઉપરાંત આ સાધન તેઓ અજ્ઞાની છતાં પણ તેમને શોભાવનારું બને છે, તે છે મૌન. ૩

कोलाहले काककुलस्य जाते विराजते कोकिलकूजितं किम् । परस्परं संवदतां खलानां मौनं विधेयं सततं सुधीभिः ॥ ४॥

કાગડાઓનો કોલાહલ થતો હોય, ત્યાં કોયલનો ટહુકાર શું શોભે? એ રીતે જ્યારે મૂર્ખ માણસો વાદવિવાદ કરતા હોય ત્યારે સમજુ માણસોએ સતત મૌન જ રાખવું જોઈએ. ૪

## સ્થાનનો મહિમા

नक्रः स्वस्थानमासाद्य गजेन्द्रमपि कर्षति ।
स एव प्रच्युतः स्थानाच्छुनापि परिभूयते ॥१॥

પોતાનું સ્થાન પ્રાપ્ત કરીને મગર મોટા હાથીને પણ ખેંચી જાય છે, તે જ મગર જો પોતાના સ્થાનથી ભ્રષ્ટ થાય, તો કૂતરાથી પણ પરાજય પામે છે. ૧

किंचिदाश्रयसंयोगाद्धत्ते शोभामसाध्वपि ।
कान्ताविलोचने न्यस्तं मलीमसमिवाञ्जनम् ॥२॥

કાજળ મેલું હોય છે, પણ સુંદર સ્ત્રીની આંખમાં આંજવાથી તેની શોભા વધે છે; એ રીતે વસ્તુ ખરાબ હોય, પણ તે કોઈ સારાનો આશ્રય કરે, તો સારી શોભા ધારણ કરે છે. ૨

कुस्थानस्य प्रवेशेन गुणवानपि पीड्यते ।
वैश्वानरोऽपि लोहस्थः कारुकैरभिहन्यते ॥ ३ ॥

ખરાબ સ્થાનમાં પ્રવેશ કરવાથી ગુણવાન પણ પીડા પામે છે; લોઢામાં રહેવાથી અગ્નિ પણ લુહારો વડે ટિપાય છે. ૩

पदस्थितस्य पद्मस्य मित्रे वरुणभास्करौ ।
पदच्युतस्य तस्यैव क्लेशदाहकरावुभौ ॥ ४ ॥

જ્યારે કમલ પોતાના સ્થાન (તળાવમાં) હોય છે, ત્યારે જલના દેવ વરુણ અને સૂર્ય બંને તેના મિત્રો હોય છે અને તે જ કમલ જ્યારે સ્થાનથી ભ્રષ્ટ થાય છે ત્યારે વરુણ અને સૂર્ય બંને તેને કલેશ અને દાહ કરનારા બને છે. ૪

राजा कुलवधूर्विप्रा मन्त्रिणश्च पयोधराः ।
स्थानभ्रष्टा न शोभन्ते दन्ताः केशा नरा नखाः ॥५॥

રાજા, કુલીન સ્ત્રી, બ્રાહ્મણો, મંત્રીઓ મેઘ, સ્તન, દાંત, કેશ, પુરુષ અને નખ એ બધા પદાર્થો સ્થાનથી ભ્રષ્ટ થતાં શોભતા નથી. ૫

स्थानभ्रष्टा न शोभन्ते दन्ताः केशा नखा नराः ।
इति विज्ञाय मतिमान्स्वस्थानं न परित्यजेत् ॥६॥

દાંત, કેશ, નખ, પુરુષ વગેરે પદાર્થો સ્નાનથી ભ્રષ્ટ થતાં શોભતા નથી, એમ જાણીને બુદ્ધિમાન પુરુષે પોતાનું સ્થાન છોડવું નહિ. ૬

पात्रविशेषे न्यस्तं गुणान्तरं व्रजति शिल्पमाधातुः।
जलमिव समुद्रशुक्तौ मुक्ताफलतां पयोदस्य ॥७॥

જેમ મેઘનું જળ સમુદ્રની છીપમાં પડે, તે મુક્તાફળ બની જાય છે; તેમ જો કારીગર પોતાની કુશળતા સારા પાત્રમાં વાપરે, તો તે કુશળતા વિશેષ ગુણને ધારણ કરે છે. ૭

अतिमात्रभास्वरत्वं पुष्यति भानोः परिग्रहादनलः।
अधिगच्छति महिमानं चन्द्रोऽपि निशापरिगृहीतः॥

અગ્નિ સૂર્યના પ્રકાશને સ્વીકારવાથી પોતાના વિશેષ પ્રકાશને મેળવે છે, તેમજ ચંદ્ર પણ રાત્રિનો સ્વીકાર કરે છે ત્યારે તે વિશેષ મહિમાને મેળવે છે. ૮

प्रायो यत्किंचिदपि प्राप्नोत्यौत्कर्षमाश्रयान्महतः।
मत्तेभकुम्भतटगतमेति शृङ्गारतां भस्म ॥९॥

ભસ્મ જેવી હલકી ચીજ પણ મદોન્મત્ત હાથીના ગંડસ્થળ પર ચોપડવાથી શૃંગારસ્વરૂપ બની જાય છે, તે રીતે ગમે તેવી હલકી ચીજ હોય, તે જો મોટા પુરુષનો આશ્રય કરે, તો ઉત્તમ વૃદ્ધિને પામે છે. ૯

अश्वः शस्त्रं शास्त्रं वीणा वाणी नरश्च नारी च।
पुरुषविशेषं प्राप्ता भवन्ति योग्या अयोग्याश्च॥

ઘોડો, આયુધ, શાસ્ત્ર, વીણા, વાણી, પુરુષ, સ્ત્રી એ બધા પદાર્થો જેવા સારા કે નરસા પુરુષને મળે, તેવા યોગ્ય કે અયોગ્ય બની જાય છે. ૧૦

आश्रयवशेन सततं गुरुता लघुता च जायते पुंसाम्
विन्ध्ये विन्ध्यसमानाः करिणो बत दर्पणे लघवः॥

વિંધ્યાચળ પર્વત પર રહેલા હાથીઓ વિંધ્યાચળ જેવા મોટા લાગે છે અને તેજ હાથીઓ દર્પણમાં નાના લાગે છે, તે રીતે માણસોની મોટાઈ કે હલકાઈ આશ્રયને કારણે સદા બનતી હોય છે. ૧૧

जानामि नागेन्द्र तव प्रभावं, कण्ठे स्थितो गर्जसि शङ्करस्य। स्थानं प्रधानं न बलं प्रधानं, स्थाने स्थितः कापुरुषोऽपि शूरः ॥१२॥

(વિષ્ણુ શિવને મળવા ગયા ત્યારે ફૂંફાડા મારતા નાગને ગરુડે જણાવ્યું કે,) 'હે નાગરાજ! શંકરના ગળામાં રહીને તું ગર્જના કરે છે, બાકી તારા પ્રભાવને હું જાણું છું.' ખરેખર સ્થાનજ પ્રધાન છે, બળ પ્રધાન નથી. સ્થાનમાં રહેલો માણસ નિર્બળ હોય તોપણ તે શૂર બની જાય છે. ૧૨

उभौ पक्षौ श्वेतौ वियति विषयेऽवारितगतिः
सदा मीनं भुङ्क्ते वसति सकलस्थाणुशिरसि।
बके सर्वोऽप्यन्द्रो गुणसमुदयः कश्चिदधिको
गुणाः स्थाने मान्या नरवर न तु स्थानरहिताः॥

હે રાજન્! ચંદ્ર અને બગલો એ બેના ગુણો તપાસીએ, તો ચંદ્રનું તો એકજ પક્ષ (પખવાડિયું) ઊજળું છે, પણ બગલાની તો બંને પક્ષ (પાંખ) ઊજળી છે, આકાશમાર્ગે બંનેની ગતિ રોકાયા વિનાની છે, ચંદ્ર માછલાને રાખે છે, તો બગલો માછલાને ખાય છે, ચંદ્ર કલા વડે સ્થાણુ(શિવ)ના મસ્તક પર રહે છે, તો બગલો બધાંજ સ્થાણુ (વૃક્ષો) પર જઈને બેસે છે; એ રીતે બગલામાં ચંદ્રના ગુણો ચંદ્ર કરતાં પણ થોડા વધારે છે; પરંતુ સ્થાનને કારણે ચંદ્રના ગુણો માન્ય થાય છે, સ્થાન વિનાના ગુણો માન્ય થતા નથી. ૧૩

सिंहक्षुण्णकरीन्द्रकुम्भगलितं रक्ताक्तमुक्ताफलं
कान्तारे बदरीधिया द्रुतमगाद्भिल्लस्य पत्नी मुदा।
पाणिभ्यामवगृह्य शुक्लकठिनं तद्वीक्ष्य दूरे जहा-
वस्थाने पततामतीव महतामेतादृशी स्याद्गतिः॥

સિંહે મારી નાખેલા હાથીના ગંડસ્થળમાંથી ખરી પડેલા અને રુધિરથી લાલ થયેલા મોતીને જંગલમાં જોઈને ભીલની પત્નીએ તેને બોર સમજીને તરત હાથમાં લીધું; પછી બે હાથથી દબાવી જોતાં ધોળું અને કઠણ લાગતાં, તેને દૂર ફેંકી દીધું; એ રીતે વગર સ્થાને આવી પડેલા મહાન પદાર્થોની આવીજ હલકી ગતિ થાય છે. ૧૪

## સત્સંગતિપ્રશંસા

महानुभावसंसर्गः कस्य नोन्नतिकारकः।
रथ्याम्बु जाह्नवीसङ्गात्त्रिदशैरपि वन्द्यते ॥१॥

શેરીનું જળ ગંગાનો સંગ થવાથી દેવો વડે પણ વંદાય છે, એ રીતે મોટી ભાવનાવાળા-મહાનુભાવ પુરુષોનો સંસર્ગ કોને ઉન્નતિ કરનાર બનતો નથી? ૧

महाजनस्य संसर्गः कस्य नोन्नतिकारकः।
पद्मपत्रस्थितं वारी धत्ते मुक्ताफलश्रियम् ॥२॥

કમળના પાન પર રહેલું જલબિંદુ મોતીની શોભાને ધારણ કરે છે, એ રીતે મોટા માણસોનો સંગ કોને ઉન્નતિકારક નથી બનતો? ૨

महानुभावसंसर्गः कस्य नोन्नतिकारकः।
करिहस्तगतः शङ्खः पवित्रः प्रथितो भुवि ॥३॥

હાથીની સૂંઢમાં રહેલો શંખ પૃથ્વીમા પવિત્ર ગણાય છે, એ રીતે મહાનુભાવ જનોનો સંસર્ગ કોની ઉન્નતિ કરનાર નથી બનતો? ૩

मलयाचलगन्धेन त्विन्धनं चन्दनायते ।
यथा सज्जनसङ्गेन दुर्जनः सज्जनायते ॥४॥

મલયાચલની સુગંધથી ઇંધન પણ ચંદન બની જાય છે, તે રીતે સજ્જનના સંગથી દુર્જન પણ સજ્જન બની જાય છે. ૪

वीणावंशाश्रया तुम्बी चुम्बत्युच्चैः कुचौ स्त्रियः ।
पिबत्यनार्यसंयोगाद्रक्तं नक्तंचरो यथा ॥५॥

વીણાના વાંસના આધારે રહેલી તુંબડી સ્ત્રીનાં ઊંચાં સ્તનોને ચુંબન આપે છે અને તેજ તુંબડી અનાર્યનો સંગ થવાથી નિશાચર–રાક્ષસની જેમ લોહીનાં પાન કરે છે. ૫

चन्दनं शीतलं लोके चन्दनादपि चन्द्रमाः ।
चन्द्रचन्दनयोर्मध्ये शीतला साधुससंगतिः ॥६॥

આ લોકમા ચંદન શીતળ છે, ચંદન કરતાંય ચંદ્રમા વિશેષ શીતળ છે, અને તે ચંદ્ર તથા ચંદન કરતાંય સાધુ જનોની સંગતિ વિશેષ શીતળ છે. ૬

साधूनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधवः ।
कालेन फलते तीर्थं सद्यः साधुसमागमः ॥७॥

સાધુજનોનાં દર્શન પુણ્યકારક છે; કારણ કે સાધુજનો તીર્થ જેવા છે; તીર્થયાત્રા તો કાળે કરીને ફળે છે અને સાધુજનોનો સમાગમ તો તરત જ ફળ આપે છે. ૭

करोति निर्मलाधारस्तुच्छस्यापि महर्घताम् ।
अम्बुनो बिन्दुरल्पोऽपि शुक्तौ मुक्ताफलं भवेत् ॥

જળનું બિંદુ તુચ્છ હોવા છતા સાગરની છીપમાં પડતાં મોતી બની જાય છે, એ રીતે જે નિર્મલ-સ્વચ્છ પદાર્થનો આધાર લે છે, તે પોતે તુચ્છ હોવા છતાં કિંમતી બની જાય છે. ૮

हीयते हि मतिस्तात हीनैः सह समागमात् ।
समैश्च समतामेति विशिष्टैश्च विशिष्टताम् ॥९॥

હે ભાઈ ! હીન–હલકા જનોના સમાગમથી આપણી મતિ હલકી બની જાય છે, સરખે સરખાના સમાગમથી મધ્યમ રહે છે અને મોટા પુરુષોના સમાગમથી બુદ્ધિ ઉત્તમ બને છે. ૯

मन्दोऽप्यमन्दतामेति संसर्गेण विपश्चितः ।
पङ्कच्छिदः फलस्येव निकर्षेणाविलं पयः ॥१०॥

કાદવના મળને દૂર કરનાર કતકનું ફળ ડહોળા જળને પવિત્ર કરે છે, એ રીતે ડાહ્યા જનનો સંસર્ગ થવાથી મંદ જન પણ બુદ્ધિશાળી બની જાય છે. ૧૦

कीटोऽपि सुमनःसङ्गादारोहति सतां शिरः ।
अश्मापि याति देवत्वं महद्भिः सुप्रतिष्ठितः ॥११

ફૂલની સાથે રહેવાથી કીડો પણ મોટા પુરુષોના મસ્તક પર ચઢે છે તેમ જ મોટા પુરુષોએ જેને પ્રતિષ્ઠા આપી છે, તેવો પથ્થર પણ દેવરૂપ બની જાય છે. ૧૧

काचः काञ्चनसंसर्गाद्धत्ते मारकतीर्द्युतीः ।
तथा सत्सन्निधानेन मूर्खो याति प्रवीणताम् ॥

સોનાનો સંગ થવાથી કાચ મરકત મણિના જેવી કાંતિ ધારણ કરે છે; તેજ રીતે સત્પુરુષોની સાથે રહેવાથી મૂર્ખ પણ પ્રવીણતા ધારણ કરે છે. ૧૨

यथोदयगिरेर्द्रव्यं सन्निकर्षेण दीप्यते ।
तथा सत्सन्निधानेन हीनवर्णोऽपि दीप्यते ॥१३

જેમ ઉદયાચળ પર્વત પર રહેલો કોઈ પણ પદાર્થ સૂર્યની પાસે હોવાથી પ્રકાશે છે, તેમ સારા માણસોની સાથે રહેવાથી નીચ વર્ણનો માણસ પણ પ્રકાશે છે. ૧૩

भुक्तिमुक्तिकृदेकान्तसमादेशनतत्परः ।
कस्य नानन्दनिस्यन्दं विदधाति सदागमः ॥१४॥

સજ્જન પુરુષોનો સમાગમ તો ભોગ અને મોક્ષ બંનેને આપનારો છે, તેમજ સારું માર્ગદર્શન એ જ એનું મુખ્ય લક્ષ્ય હોય છે. તે સમાગમ કોના આનંદ રસને પ્રગટ કરતો નથી ? ૧૪

यदि सत्सङ्गविरतो भविष्यसि भविष्यसि ।
अथ दुर्जनसंसर्गे पतिष्यति पतिष्यति ॥१५॥

જો તું સારા જનોના સંગમાં તત્પર થઈશ તો ઉન્નતિ પામીશ અને દુર્જનના સંગમાં પડીશ તો પડીશ. ૧૫

अलब्ध्वापि धनं राज्ञः संश्रिता यान्ति संपदम् ।
महाह्रदसमीपस्थं पश्य नीलं वनस्पतिम् ॥१५॥

જેણે રાજાનો આશ્રય કરેલો છે, તે માણસોને રાજા પાસેથી ધન ન મળે, તોપણુ તેમને સંપત્તિ મળે છે; જેમ કે મોટા ધરાની પાસે રહેલી વનસ્પતિ હરિયાળી હોય છે, તે જો. ૧૬

सङ्गः सर्वात्मना त्याज्यः स चेत्यक्तुं न शक्यते ।
स सद्भिः सह कर्तव्यः सन्तः सङ्गस्य भेषजम् ॥

બધી રીતે સંગ અર્થાત્ આસક્તિનો ત્યાગ કરવો જોઈએ; પરંતુ સંગનો ત્યાગ થઈ શકતો ન હોય, તો સંતો સાથે સંગ કરવો; કારણ કે સંતોનો સમાગમ તે આસક્તિનું ઔષધ છે અર્થાત્ આસક્તિનો નિવારક છે.

क्षुद्रोऽपि तनुते तात तेजस्तेजस्विसङ्गतः ।
अर्कसंपर्कतः पश्य दर्पणे दहनद्युतिम् ॥१८॥

જુઓને, સૂર્યનો સંપર્ક થવાથી દર્પણમાં પણ બાળવાની શક્તિ આવે છે; એ રીતે તેજસ્વીનો સંગ થવાથી હલકો માણસ પણ તેજ પ્રગટ કરે છે. ૧૮

बृहत्सहायः कार्यान्तं क्षोदीयानपि गच्छति ।
संभूयाम्भोधिमभ्येति महानद्या नगापगा ॥१९॥

પર્વતની નાની નદી મોટી નદીઓની સાથે મળીને સમુદ્ર સુધી પહોંચી જાય છે; એ રીતે મોટા જનોને સહાયવાળો હલકો માણસ પણ કાર્યની સફળતા સુધી પહોંચી જાય છે. ૧૯

सज्जनसङ्गो मा भूद्यदि सङ्गो मास्तु ते पुनः स्नेहः ।
स्नेहो यदि मा विरहो यदि विरहो मास्तु जीवितस्याशा॥

પ્રથમ તો સજ્જનોનો સંગ જ ન થાઓ અને જો સંગ થાય તો પછી તેમનો સ્નેહ ન થાઓ. અને જો સ્નેહ થાય તો પછી તેમનો વિરહ ન થાઓ. અને જો વિરહ થાય તો પછી એમાં જીવવાની આશા ન રહો. (અર્થાત્ જો સજ્જનોનો સંગ થાય છે તો પછી તેમાંથી અપાર આત્મિક સ્નેહ થયા વગર રહેતો નથી. એવા સ્નેહમાં પછી વિરહ થાય તો એવું જીવન અસહ્ય થઈ પડે છે, તે મરણ કરતા પણ વધુ દુઃખકર બને છે,)

वंशभवो गुणवानपि सङ्गविशेषेण पूज्यते पुरुषः ।
न हि तुम्बीफलविकलो वीणादण्डः प्रयाति महिमानम्

વાંસનો બનેલો અને ગુણ(દોરી)વાળો વીણાનો દંડ, પણ જો તુંબડા વિનાનો હોય, તો તેનો મહિમા વધતો નથી; તે જ રીતે સારા વંશમાં જન્મેલો ગુણવાન માણસ પણ સારા જનોના સંગથી જ પૂજ્ય છે. ૨૧

गुरुरपि लघूपनीतो न निमज्जति नियतमाशये निहितः।
वानरकरोपनीतः शैलो मकरालयस्यैव ॥२२॥

જેમ પર્વતની શિલાઓ ભારે હતી, પણ વાંદરાઓએ હાથે ઉપાડીને સમુદ્રમાં નાખી, તો તે હલકી બની ગઈ; તેમ મોટા માણસને પણ હલકો માણસ લઈ જાય, તો પોતાના અંતઃકરણના ભાવમા અંદર સુધી ઊતરી જતો નથી. ૨૨

गवाशनानां स शृणोति वाक्यमहं हि राजन्वचनं मुनीनाम्। न चास्य दोषो न च मद्गुणो वा, संसर्गजा दोषगुणा भवन्ति ॥२३॥

હે રાજન્! તે પોપટ ગોભક્ષી મ્લેચ્છોનાં વચન સાંભળે છે અને હું મુનિજનોનાં વચન સાંભળું છું; એટલે તેનો દોષ નથી અને મારો ગુણ નથી; પરંતુ સંગને કારણે દોષ કે ગુણ ઉત્પન્ન થાય છે. ૨૩

कल्पद्रुमः कल्पितमेव सूते सा कामधुक्कामितमेव दोग्धि । चिन्तामणिश्चिन्तितमेव दत्ते सतां हि सङ्गः सकलं प्रसूते ॥२४॥

કલ્પવૃક્ષ કલ્પેલ પદાર્થ જ આપે છે, કામધેનુ કામના પ્રમાણે જ પદાર્થ આપે છે અને ચિંતામણિ ચિંતવેલી જ ચીજ આપે છે; પરંતુ સજ્જનોનો સમાગમ તો સકળ પદાર્થો આપે છે. ૨૪

असज्जनः सज्जनसङ्गिसङ्गात्करोति दुःसाध्यमपीह साध्यम् । पुष्पाश्रयाच्छम्भुशिरोऽधिरूढा पिपीलिका चुम्बति चन्द्रबिम्बम् ॥२५॥

દુર્જન પુરુષ સજ્જનોનો સંગ કરવાથી અસાધ્ય વસ્તુને પણ સાધ્ય બનાવે છે. ફૂલની સાથે સાથે મહાદેવના મસ્તક પર ગયેલી કીડી ચંદ્રની કલાનો આસ્વાદ લે છે. ૨૫

*सत्सङ्गाद्भवति हि साधुता खलानां*
*साधूनां न हि खलसङ्गमात्खलत्वम् ।*
*आमोदं कुसुमभवं मृदेव धत्ते*
*मृद्गन्धं नहि कुसुमानि धारयन्ति ॥२६॥*

સત્પુરુષોનો સંગ થવાથી, દુષ્ટ જનોને સજ્જનપણું પ્રાપ્ત થાય છે; પરંતુ દુર્જનોનો સંગ થવાથી સાધુ જનોને દુર્જનપણું આવતું નથી. જેમ ફૂલની પ્રગટ થયેલી સુગંધીને માટી ધારણ કરે છે, પણ તે ફૂલો માટીની દુર્ગંધને ધારણ કરતાં નથી. ૨૭

शाखोटकैश्चन्दनसङ्गतोऽपि वक्षोजयोः क्रीडितमायताक्ष्या । पयोपि मद्यं श्वपचे हि मन्यते संसर्गजा दोषगुणा भवन्ति ॥२७॥

શાખોટક ઝાડનો કટકો ચંદનની સંગતિમાં આવે, તો તે લેપરૂપ બનીને સુંદરીનાં સ્તનો પર આનંદ કરે છે; પરંતુ દૂધ જેવો નિર્મળ પદાર્થ પણ ચાંડાળ પાસે હોય, તો મદ્ય ગણાય છે; માટે દોષો કે ગુણો સંસર્ગથી જ થાય છે. ૨૭

किंवापरेण बहुना परिजल्पितेन
संसर्ग एव महतां महते फलाय ।
अम्भोनिधेस्तटरुहास्तरवोऽपि येन
*वेलाजलोच्छलितरत्नकृतालवालाः ॥२८॥*

આથી વધારે કહેવાથી ફાયદો શું? મહાન પુરુષોનો સંસર્ગ જ મોટા ફળને આપનાર બને છે. સમુદ્રને કિનારે જે વૃક્ષો ઊગેલાં હોય છે, તેમના ક્યારા ભરતીના જળથી ઊછળીને આવેલાં રત્નોથી ભરાઈ જાય છે. ૨૮

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं
मानोन्नतिं दिशति पापमपाकरोति ।

चेतः प्रसादयति दीक्षु तनोति कीर्तिं
सत्सङ्गतिः कथय किं न करोति पुंसाम् ॥२९॥

સારા માણસોની સોબત બુદ્ધિની જડતાને હરી લે છે, વાણીમાં સત્ય ભાવ રેડે છે. માન અને ઉન્નતિ પ્રાપ્ત કરાવે છે, પાપ દૂર કરે છે, ચિત્તને પ્રસન્નતા આપે છે તેમ જ દિશાઓમાં કીર્તિ ફેલાવે છે; કહો, સત્સંગતિ માણસોને શું નથી આપતી? ૨૯

दूरीकरोति कुमतिं विमलीकरोति
चेतश्चिरन्तनमघं चुलुकीकरोति ।
भूतेषु किं च करुणां बहुलीकरोति
सङ्गः सतां किमु न मङ्गलमातनोति ॥३०॥

સત્સંગ કુમતિને દૂર કરે છે, ચિત્તને નિર્મળ બનાવે છે, પાપનો કોળિયો કરી જાય છે, તેમ જ સર્વ પ્રાણીઓ પર કરુણાનો વિસ્તાર કરે છે; એ રીતે સજ્જનોનો સંગ ક્યાં મંગળ કાર્ય નથી કરતો? 

कान्तारभूमिरुहमौलिनिवासशीलाः
प्रायः पलायनपरा जनविक्षणेन ।
कूजन्ति तेऽपि हि शुकाः खलु रामनाम
सङ्गः स्वभावविपरीतविधौ निदानम् ॥३१॥

જંગલનાં વૃક્ષો પર નિવાસ કરનારા અને માણસને જોતાં જ ઊડીને દૂર ભાગનારા પોપટો પણ સત્સંગ થવાથી રામનામ લેતા થાય છે. સ્વભાવનો ફેરફાર કરવામાં સત્સંગ કારણ છે, તેનો આ દાખલો છે. ૩૧

एके केचिद्यतिकरगताः पात्रसंज्ञां लभन्ते
गायन्त्यन्ये सरसमधुरं वीणया संप्रयुक्ताः ।
एके तेषां सहगतिवशाद्दुस्तरं तारयन्ति
केचित्तेषां ज्वलितहृदया रक्तमेवापिबन्ति ॥३२॥

કેટલાક તુંબડા યતિ જનના હાથમાં રહીને 'જલ-પાત્ર'ના નામને ધારણ કરે છે; કેટલાંક વીણા સાથે જોડાઈને સરસ, મધુર ગાન કરે છે, કેટલાંક તુંબડાં તરાપા સાથે બંધાઈને ન તરાય તેવા સાગરને તરાવે છે અને કેટલાક તુંબડાં પોતાનાં હૃદયો બાળી મૂકીને લોહીને જ પીતા હોય છે; એ બધો સંગનો પ્રભાવ છે.

संतप्तायसि संस्थितस्य पयसो नामापि न श्रूयते
मुक्ताकारतया तदेव नलिनीपत्रस्थितं राजते ।
स्वात्यां सागरशुक्तिसंपुटगतं तज्जायते मौक्तिकं
प्रायेणाधममध्यमोत्तमगुणः संसर्गतो जायते ॥३३॥

જલનું બિંદુ તપેલા લોઢા પર પડતાં, તેનું નામ-નિશાન પણ રહેતું નથી, તે જ જલબિંદુ કમળના પાન પર રહેવાથી મોતી જેવું લાગે છે, તે જ જલબિંદુ સ્વાતિ નક્ષત્રમાં સમુદ્રની છીપના પડમાં રહેતાં મોતી બની જાય છે; એ રીતે ઘણુંખરું સંસર્ગને કારણે હલકા, મધ્યમ કે ઉત્તમ ગુણ પેદા થાય છે. ૩૩

गङ्गेवाघविनाशिनी जनमनःसंतोषसच्चन्द्रिका
तीक्ष्णांशोरपि सत्प्रभेव जगदज्ञानान्धकारावहा ।
छायेवाखिलतापनाशनकरी स्वर्धेनुवत्कामदा
पुण्यैरेव हि लभ्यते सुकृतिभिः सत्संगतिर्दुर्लभा ॥

સત્સંગતિ ગંગાની જેમ પાપનો નાશ કરનારી, ચાંદનીની જેમ જનનાં મનને સંતોષ કરનારી, સૂર્યની સ્વચ્છ પ્રભાની જેમ જગતના અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરનારી, છાયાની જેમ સર્વ તાપોનો નાશ કરનારી તેમ જ સ્વર્ગની કામદુધાની જેમ સર્વ કામનાઓને પૂરનારી હોય છે; એ રીતે ઘણાં જ પુણ્ય કરવાથી પુણ્ય-શાળી જનોને મળનારી સત્સંગતિ દુર્લભ હોય છે.

कीर्तिर्नृत्यति नर्तकीव भुवने विद्योतते साधुता
ज्योत्स्नेव प्रतिभा सभासु सरसा गङ्गेव संमीलति ।
चित्तं रञ्जयति प्रियेव सततं संपत्प्रसादोचिता
सङ्गत्या न भवेत्सतां किल भवेत्किं किं न लोकोत्तरम् ॥

સજ્જનોની સંગતિથી નાચનારીની જેમ જગતમાં કીર્તિ નાચ્યા કરે છે. ચાંદનીની જેમ સાધુભાવ પ્રકાશવા લાગે છે, ગંગાના પ્રવાહની જેમ સભાઓમાં રસ ઉત્પન્ન કરે છે, પ્રિય પત્નીની જેમ ચિત્તનું રંજન કરે છે, તેમ જ પ્રસન્નતાને યોગ્ય સંપત્તિ આપે છે; એ રીતે સત્સંગતિથી ક્યાં ક્યાં અલૌકિક કાર્યો થતાં નથી? ૩૫

बुद्धिं वर्धयति श्रियं वितनुते वैदग्ध्यमामुञ्चति
श्रेयः पल्लवयत्यघानि दलयत्युन्मीलयत्युन्नतिम् ।
विज्ञानं परिशोधयत्युपचिनोत्युच्चैः कलाकौशलं
किं किं नारभते हरेरिव कथाजय्यं सतां सङ्गतम् ॥

સત્સંગતિ બુદ્ધિને વધારે છે, લક્ષ્મીનો વિસ્તાર કરે છે, ચાતુર્ય ફેલાવે છે, કલ્યાણનો વિકાસ કરે છે, પાપને વિદારે છે, ઉન્નતિએ પહોંચાડે છે, વિજ્ઞાનની શુદ્ધિ કરે છે, ઉત્તમ પ્રકારની કલાના કુશળતાને વધારે છે; એ રીતે સત્સંગતિ હરિની કથાની જેમ અજર અમર બનેલી શું શું કાર્ય કરતી નથી? ૩૬

## દુર્જનસંગની નિંદા

अहो दुर्जनसंसर्गान्मानहानिः पदे पदे ।
पावको लोहसङ्गेन मुद्गरैरभिहन्यते ॥१॥

'અહો! દુર્જનના સંગથી પગલે પગલે માનહાનિ'

થાય છે. લોઢાના સંગે અગ્નિ ઘણના પ્રહાર ખાય છે.

अन्तर्मलिनसंसर्गाच्छ्रुतवानपि दुष्यति ।
यच्चक्षुःसंनिकर्षेण कर्णोऽभूत्कुटिलाश्रयः ॥२॥

જે માણસ અંદરથી મલિન હોય, તેનો સંગ થવાથી વિદ્વાન પણ દોષિત બને છે. જેમકે આંખની પાસે રહેવાથી કાન પણ વાંકા આશ્રયવાળો બને છે. ૨

दुष्टतां दुष्टसंसर्गाददुष्टमपि गच्छति ।
सुराबिन्दुनिपातेन पञ्चगव्यघटी यथा ॥३॥

દુષ્ટના સંગથી દોષ વિનાની વસ્તુ પણ દોષવાળી બને છે. પંચગવ્યનો ભરેલો ઘડો હોય, તેમાં દારૂનું એક ટીપું પડે, તોપણ તે અપવિત્ર થાય છે. ૩

अणुरप्यसतां सङ्गो सद्गुणं हन्ति विस्तृतम् ।
गुणरूपान्तरं याति तक्रयोगाद्यथा पयः ॥४॥

દુર્જનોનો સંગ થોડો હોય, તોપણ તે વિસ્તાર પામેલ સદ્ગુણને હણે છે, જેમકે જરાક છાશ પડવાથી દૂધ ગુણ અને રૂપને બદલી નાખે છે. ૪

दुर्वृत्तः क्रियते धूर्तैः श्रीमानात्मविवृद्धये ।
किं नाम खलसंसर्गः कुरुते नाश्रयाशवत् ॥५॥

ધુતારા પુરુષો પોતાની આબાદી માટે ધનવાનને દુરાચારી બનાવે છે. જેમ અગ્નિ જેનો આશ્રય લે છે તેનો સત્યાનાશ (ભસ્મ) કરી દે છે, તેમ ખલોનો સંસર્ગ તેમા સપડાનારનું શું અનિષ્ટ નથી કરતો ? ૫

आनन्दमृगदावाग्निः शीलशाखिमदद्विपः ।
ज्ञानदीपमहावायुरयं खलसमागमः ॥६॥

ખલ જનનો સમાગમ આનંદરૂપી મૃગલા માટે દાવાનળ જેવો છે, શીલરૂપી વૃક્ષને ઉખેડી નાખનાર મદોન્મત્ત હાથી જેવો છે, અને જ્ઞાનરૂપી દીવાને બુઝાવવા મહાવાયુ જેવો છે. ૬

असत्सङ्गाद् गुणज्ञोऽपि विषयासक्तमानसः ।
अकस्मात्प्रलयं याति गीतरक्तो यथा मृगः ॥७॥

જેમ સંગીતમા તલ્લીન થયેલો મૃગ નાશ પામે છે; તેમ ગુણવાન માણસ બીજું કોઈ કારણ ન હોય છતા કેવળ દુર્જનોના સંગથી વિષયાસક્ત મનવાળો બની નાશ પામે છે. ૭

आहृत्य रक्ष्यमाणापि यत्नेनात्यविरागिणी ।
असन्मैत्री च वेश्या च श्रीश्च कस्य कदा स्थिरा ॥

બલાત્કારથી હરણ કરી લાવીને સારી રીતે રક્ષણ કરો. તોપણ છેવટે વિરાગ પામીને દૂર થનારી એવી દુર્જનોની મૈત્રી, વેશ્યા અને લક્ષ્મી કોઈને કદી સ્થિર રહી છે ? ૮

पात्रमपात्रीकुरुते दहति गुणं स्नेहमाशु नाशयति ।
अमले मलं नियच्छति दीपज्वालेव खलमैत्री ॥

ખલ પુરુષની મૈત્રી દીવાની જ્વાળા જેવી છે. જેમ જ્યોત સારા પાત્રને ડાઘાવાળું કરે છે તેમ ખલની મૈત્રી સારાને નઠારો કરે છે. જેમ જ્યોત દિવેટ-(ગુણ)ને બાળી મૂકે છે તેમ ખલની મૈત્રી ગુણને બાળી મૂકે છે; જેમ જ્યોત તેલ (સ્નેહ)નો નાશ કરે છે તેમ ખલની મૈત્રી સ્નેહનો તત્કાળ નાશ કરે છે અને જેમ દીવાની જ્યોત નિર્મળ ઘરમાં મળ (મેશ) ભેગો કરે છે તેમ ખલની મૈત્રી નિર્મળ પુરુષમા દોષ આપે છે.

दुर्जनजनसंसर्गात्सज्जनपुरुषोऽत्र दोषमायाति ।
रावणकृतापराधाज्जलधेरपि बन्धनं प्राप्तम् ॥१०॥

દુર્જનના સંગથી સજ્જનને પણ દોષ આવી પડે છે. રાવણે અપરાધ કર્યો, પણ બંધન સમુદ્રને પ્રાપ્ત થયું.

सङ्गतिं स्वविपरीतगुणैस्त्वं, मा कृथाः खलु सखे समयेऽस्मिन् । पश्य पूर्वमपि कृष्णरूपतामर्जुनोऽपि समवाप निश्चितम् ॥११॥

હે મિત્ર, પોતાના કરતાં વિપરીત ગુણોવાળાની સોબત તું હાલના સમયમાં પણ ન કરીશ. જો પહેલાં અર્જુન પણ કૃષ્ણની સંગતિથી કૃષ્ણરૂપતાને પામ્યો છે એ નિશ્ચિત વાત છે. (અર્જુન શબ્દનો અર્થ ધોળો થાય છે. ધોળો રંગ પણ કાળા રંગની સોબતથી કાળો બની જાય.) ૧૧

दुर्वृत्तसङ्गतिरनर्थपरम्पराया हेतुः सतां भवति किं वचनीयमत्र । लङ्केश्वरो हरति दाशरथेः कलत्रं प्राप्नोति बन्धनमसौ किल सिन्धुराजः ॥१२॥

દુરાચારી જનોની સોબત સજ્જન માટે પણ અનર્થની પરંપરાનો વધારો કરે છે; તેમાં શું કહેવાનું હોય ? લંકાનો રાજા રાવણ રામની પત્નીને લઈ ગયો અને સમુદ્ર બંધનને પ્રાપ્ત થયો. ૧૨

हंसोऽध्वगः श्रममपोहयितुं दिनान्ते
कारण्डकाकबककोकुकुलं प्रविष्टः ।
मूकोऽयमित्युपहसन्ति लुनन्ति पक्षान्
नीचाश्रयो हि महतामपमानहेतुः ॥१३॥

માર્ગે જનારો હંસ પોતાનો થાક દૂર કરવા સમીસાંજે કારંડ, કાગડા, બગલા અને ચક્રવાક પક્ષીઓના ટોળામા જઈને બેઠો. તે વખતે બધાં પક્ષીઓ 'આ મૂગો છે' એમ કહીને તેને હસવા લાગ્યાં તેમ જ તેની પાંખો પીંખવા લાગ્યાં. સાચે જ જો નીચ

જનોનો આશ્રય કર્યો હોય તો તે મોટા માણસોને અપમાનનું કારણ બને છે. ૧૩

## સ્નેહવચન

सखि साहजिकं प्रेम दूरादपि विराजते ।
चकोरीनयनद्वन्द्वमानन्दयति चन्द्रमाः ॥१॥

હે સખિ! જે પ્રેમ કુદરતી હોય છે, તે તો દૂરથી પણ પ્રકટ થાય છે. ચંદ્રમા ચકોર પક્ષીના બંને નેત્રોને આનંદ આપે છે. ૧

केन्दोर्मण्डलमम्बुधिः क च रविः पद्माकरः क स्थितः
काभ्राः सन्ति मयूरपङ्क्तिरमला कालि क वा मालती·
हारः क स्थितहंसवृन्दममलं केदं सरो मानसं
यो यस्याभिमतः स तस्य निकटे दूरेऽपि सन्वल्लभः॥

ચંદ્રનું મંડળ ક્યા અને સમુદ્ર ક્યા? સૂર્ય ક્યા? અને કમલોનો સમૂહ ક્યા? મેઘની ઘટાઓ ક્યાં અને મોરની સુંદર પંક્તિઓ ક્યા? ભ્રમરો ક્યા અને માલતીના ફૂલનો હાર ક્યા? હંસનું નિર્મળ ટોળું ક્યા અને માનસ સરોવર ક્યા? આ બધા પદાર્થો એકમેકથી દૂર રહેલા છે છતા પણ જેને જે પ્રીતિથી પોતાનું લાગે છે. તે દૂર હોવા છતા પણ નિકટ રહેલું અને પ્રિય લાગે છે.

## સુમિત્રપ્રશંસા

करावित्र शरीरस्य नेत्रयोरिव पक्ष्मणी ।
अविचार्य प्रियं कुर्यात्तन्मित्रं मित्रमुच्यते ॥१॥

જેમ બે હાથ શરીરનું અને બે પાપણો આંખનું વિના કારણ રક્ષણ કરે છે, તેમ જે કારણનો વિચાર કર્યા વિના પ્રિય કરે તે જ ખરો મિત્ર કહેવાય છે. ૧

यस्य मित्रेण सम्भाषा यस्य मित्रेण संस्थितिः ।
मित्रेण सह यो भुङ्क्ते ततो नास्तीह पुण्यवान् ॥२

જેને મિત્રની સાથે વાતચીત કરવાની મળતી હોય, મિત્રની સાથે રહેવાનું મળતું હોય અને મિત્રની સાથે ભોજન કરવાનું હોય; તેનાથી બીજો કોઈ આ જગતમા વિશેષ પુણ્યશાળી નથી. ૨

शुचित्वं त्यागिता शौर्यं सामान्यं सुखदुःखयोः ।
दाक्षिण्यं चानुरक्तिश्च सत्यता च सुहृद्गुणाः

હૃદયની નિર્મળતા, ત્યાગવૃત્તિ, શૂરવીરતા, સુખ અને દુ:ખમાં સમાન ભાવ, ચતુરતા, અનુરાગ અને સચ્ચાઈ એટલા મિત્રના ગુણો છે. ૩

अन्यथैव हि सौहार्दं भवेत्स्वच्छान्तरात्मनः ।
प्रवर्ततेऽन्यथा वाणी शाठ्योपहतचेतसः ॥४॥

જેનો અંતરાત્મા સ્વચ્છ હોય છે, તેની મિત્રતા તો જુદા જ પ્રકારની હોય છે અને જેનાં ચિત્ત શઠતાથી હણાયાં છે; તેની વાણી જુદી જ ચાલ રમતી હોય છે.

उत्सवे व्यसने चैव दुर्भिक्षे राष्ट्रविप्लवे ।
राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बान्धवः ॥५

ઉત્સવમા, દુઃખના વખતમા, દુકાળમા, દેશ પાયમાલ થયો હોય તેવા અવસરમાં, રાજદરબારમા અને સ્મશાનમા-આવા વખતોમાં જે આવીને ઊભો રહે છે, તે બંધુ અને મિત્ર છે. ૫

स बन्धुर्यो विपन्नानामापदुद्धरणे क्षमः ।
न तु भीतपरित्राणवस्तूपालम्भपण्डितः ॥६॥

જે વિપત્તિઓમા પડેલા માનવીઓની આપત્તિઓ દૂર કરવામા સમર્થ હોય, તે મિત્ર છે; પરંતુ જે ભયમાં પડેલાને ભયથી બચાવનારી વસ્તુઓ બતાવીને તે પ્રમાણે ન કરવા બદલ ઠપકો આપવામાં હોશિયાર છે, તે મિત્ર નથી. ૬

औरसं कृतसंबन्धं तथा वंशक्रमागतम् ।
रक्षितं व्यसनेभ्यश्च मित्रं ज्ञेयं चतुर्विधम् ॥७॥

મિત્ર ચાર પ્રકારના હોય છે; એક તો માનો જણ્યો ભાઈ, જેની સાથે સંબંધ કર્યો હોય તે, વંશપરંપરાથી ચાલ્યો આવતો હોય તે તેમ જ જેને દુઃખોમાથી બચાવેલો હોય તે. ૭

याचते कार्यकाले यः स किं भृत्यः स किं सुहृत् ।
अकार्यकार्यकर्ता यस्त्वनादिष्टोऽप्यसौ सुहृत् ॥ ८ ॥

કામ કરવાનો વખત આવે ત્યારે જે યાચના કરવા બેસે, તે સેવક શાનો અને મિત્ર શાનો? પોતાના કહ્યા વિના જ જે ન થઈ શકે એવા મુશ્કેલ કાર્યને પણ કરે, તે જ સાચો સેવક અને તે જ સાચો મિત્ર છે. ૮

तदेवास्य परं मित्रं यत्र संक्रामति द्वयम् ।
दृष्टे सुखं च दुःखं च प्रतिच्छायेव दर्पणे ॥९॥

જેમ દર્પણની અંદર આપણી સાચેસાચી છાયા પડે છે, તેમ તે જ પરમ મિત્ર છે કે આપણને જોતાં જ જેને આપણા સુખ અને દુઃખ બંને આપોઆપ પ્રાપ્ત થાય છે.૯

व्याधितस्यार्थहीनस्य देशान्तरगतस्य च ।
नरस्य शोकदग्धस्य सुहृद्दर्शनमौषधम् ॥ १० ॥

રોગી, નિર્ધન, પરદેશમાં રહેનાર અને શોકથી બળતા માણસને માટે મિત્રના દર્શન એ જ મોટું ઔષધ છે.૧૦

दर्शने स्पर्शने वाऽपि श्रवणे भाषणेऽपि वा ।
यत्र द्रवत्यन्तरङ्गं स स्नेह इति कथ्यते ॥ ११ ॥

દર્શન, સ્પર્શન, શ્રવણ કે ભાષણ એમાંનું કાંઈ પણ કાર્ય થતાં જેમા હૃદય દ્રવીભૂત બની જાય, તેને જ સ્નેહ કહે છે. ૧૧

स्वाभाविकं तु यन्मित्रं भाग्येनैवाभिजायते ।
तदकृत्रिमसौहार्दमापत्स्वपि न मुञ्चति ॥ १२ ॥

માણસને સાચો સ્વાભાવિક મિત્ર તો ભાગ્યથી જ પ્રાપ્ત થાય છે; તેવો મિત્ર તેની અકૃત્રિમ સહૃદયતાને–મૈત્રીભાવને આપત્તિ વખતે પણ છોડી દેતો નથી. ૧૨

न मातरि न दारेषु न सोदर्ये न चात्मनि ।
विश्वासस्तादृशः पुंसां यादृङ्मित्रे स्वभावजे ॥१३॥

સ્વાભાવિક રીતે થયેલા મિત્રમા માણસોને જેટલો વિશ્વાસ હોય છે તેટલો વિશ્વાસ માતા, સ્ત્રી, ભાઈ કે પોતાની જાત ઉપર પણ હોતો નથી. ૧૩

शोकारातिभयत्राणं प्रीतिविश्रम्भभाजनम् ।
केन रत्नमिदं सृष्टं मित्रमित्यक्षरद्वयम् ॥ १४ ॥

મિ અને ત્ર આ રીતે બે અક્ષરનું બનેલું રત્ન કોણે સર્જ્યું હશે કે જે શોક, શત્રુ અને ભયમાંથી બચાવનાર તેમ જ પ્રેમ અને વિશ્વાસનું પાત્ર છે. ૧૪

उदयन्नेव सविता पद्मेष्वर्पयति श्रियम् ।
विभावयन्समृद्धीनां फलं सुहृदनुग्रहम् ॥ १५ ॥

મિત્રનો અનુગ્રહ થાય, તો સર્વ સમૃદ્ધિઓનું ફળ મળે છે. સૂર્ય ઊગતાની સાથે જ પોતાની શોભા કમલોમાં અર્પણ કરી દે છે. ૧૫

प्राणैरपि हिता वृत्तिरद्रोहो व्याजवर्जनम् ।
आत्मनीव प्रियाधानमेतन्मैत्रीमहाव्रतम् ॥ १६ ॥

મિત્રતા એ તો મહાવ્રત છે. એટલે (એમાં) પ્રાણ અર્પણ કરીને પણ હિત કરવાની વૃત્તિ રહેલી હોય છે, એમાં કોઈ દ્રોહ હોતો નથી, કોઈ જાતનું કપટ પણ હોતું નથી. આવી મૈત્રીમા મિત્ર પોતાની જાત પર હોય તેવા પ્રેમનું સ્થાન બને છે. ૧૬

पापान्निवारयति योजयते हिताय,
गुह्यानि गूहति गुणान्प्रकटीकरोति ।
आपद्गतं च न जहाति ददाति काले
सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः ॥ १७ ॥

જે પાપ કરતા અટકાવે છે, જે હિતમા જોડે છે, જે આપણી ગુપ્ત રાખવા યોગ્ય વાત ગુપ્ત રાખે છે અને ગુણોને પ્રકટ કરે છે, જે આપત્તિ વખતે પણ છોડતો નથી અને જે સમયે સમયે સલાહ આપતો રહે છે આ બધાં સારા મિત્રના લક્ષણો છે એમ સંતો કહે છે.

मित्रं प्रीतिरसायनं नयनयोरानन्दनं चेतसः
पात्रं यत्सुखदुःखयोः सह भवेन्मित्रेण तद्दुर्लभम् ।
ये चान्ये सुहृदः समृद्धिसमये द्रव्याभिलाषाकुला-
स्ते सर्वत्र मिलन्ति तत्त्वनिकषग्रावा तु तेषां विपत् ॥

જે પ્રીતિને વધારનારું–રસાયન છે, જે બે નેત્રને આનંદ આપનાર છે, જે ચિત્તનું સ્થાન બનેલ છે અને જે સુખમાં અને દુઃખમાં સાથે રહે છે, તેવા ગુણવાળો મિત્ર મળવો, તે દુર્લભ છે. દ્રવ્યની ઇચ્છાથી ભરેલા સમૃદ્ધિ વખતે આવી મળનારા મિત્રો તો બધે મળે છે, પણ મિત્રની કસોટી તો વિપત્તિ વખતે જ થાય છે.

क्षीरेणात्मगतोदकाय हि गुणा दत्ताः पुरा तेऽखिलाः
क्षीरे तापमवेक्ष्य तेन पयसा ह्यात्मा कृशानौ हुतः ।
गन्तुं पावकमुन्मनस्तदभवद्दृष्ट्वा तु मित्रापदं
युक्तं तेन जलेन शाम्यति सतां मैत्री पुनस्त्वीदृशी ॥१९

(ચૂલા ઉપર મૂકેલા)દૂધે પહેલાં પોતાની અંદર આવીને રહેલા જળને બધા ગુણો આપી દીધા; હવે દૂધમાં તાપ થતો જોઈને તે પાણીએ પોતાની જાત અગ્નિમાં હોમવા માંડી, પણ મિત્ર પર આવેલી આપત્તિને જોઈને દૂધ અગ્નિમાં પડવા માટે તૈયાર થયું, તેટલામાં બહારથી જળ છાંટવામાં આવતાં દૂધનો ઊભરો શાંત થયો. એ જ પ્રકારે સજ્જનોની મૈત્રી એકબીજાને ઉપકારક હોય છે.

## કુમિત્રનિંદા

परोक्षे कार्यहन्तारं प्रत्यक्षे प्रियवादिनम् ।
वर्जयेत्तादृशं मित्रं विषकुम्भं पयोमुखम् ॥ १ ॥

આપણી પાછળ આપણા કાર્યનો નાશ કરનાર અને પ્રત્યક્ષમા પ્રિય બોલનાર મિત્રને ઉપરથી દૂધથી ભરેલા દેખાતા ઝેરના ઘડાની જેમ છોડી દેવો જોઈએ. ૧

रहस्यभेदो याञ्चा च नैष्ठुर्यं चलचित्तता ।
क्रोधो निःसत्यता द्यूतमेतन्मित्रस्य दूषणम् ॥ २ ॥

છૂપી વાતને ઉઘાડી પાડે, યાચના કરે, નઠોરતા બતાવે, ચિત્તમાં ચંચળતા બતાવે, ક્રોધ કરે, જૂઠું બોલે અને જુગાર રમે, તે મિત્રના દૂષણ છે. ૨

## સંસાર

संसार तव निःसार पदवी न दवीयसी ।
अन्तरा दुस्तरा न स्युर्यदि रे मदिरेक्षणाः ॥ १ ॥

હે સંસાર, જોકે તું સાર વિનાનો છે અને એથી તારાં અંતરો ઓળંગી જવાં-તારો માર્ગ પૂરો કરવો–સરળ બની જાય; પણ એ તો ત્યારે જ બને કે જો તારી અંદર મદભર્યાં લોચનવાળી સ્ત્રીઓ ન હોય. ૧

संसारविषवृक्षस्य द्वे फले ह्यमृतोपमे ।
काव्यामृतरसास्वाद आलापः सज्जनैः सह ॥ २ ॥

આ સંસાર એ તો ઝેરનું ઝાડ છે, પણ તેની ઉપર બે ફળ અમૃત જેવાં મીઠાં છે, એક તો કાવ્યરૂપી અમૃતરસનો સ્વાદ અને બીજું સજ્જનો સાથેનો સમાગમ. ૨

दुःखाङ्गारकतीव्रः संसारोऽयं महानसो गहनः ।
इह विषयामृतलालस मानसमार्जार मा निपत ॥३॥

આ સંસાર તે ઊંડાણવાળું રસોડું છે; જેમાં દુ:ખના તીવ્ર અંગારાઓ ભર્યા છે. હે વિષયરૂપી અમૃતની લાલસાવાળા મનરૂપી બિલાડા! આ સંસારમા તું પડીશ નહિ. ૩

अदमविचारितचारुतया संसारो भाति रमणीयः ।
अत्र पुनः परमार्थदृशा न किमपि सारमपीयः ॥४॥

વગર વિચારે કલ્પેલા સૌંદર્યથી આ સંસાર રમણીય લાગે છે; પરંતુ જો વાસ્તવિક દૃષ્ટિએ જોવામાં આવે તો તેમાં અણુ જેટલો પણ સાર રહેલો નથી. ૪

क्वचिद्विद्वद्गोष्ठी क्वचिदपि सुर मत्तकलहः ।
क्वचिद्वीणावादः क्वचिदपि च हाहेति रुदितम् ।
क्वचिद्रम्या रामा क्वचिदपि जराजर्जरतनु-
र्नजाने संसारः किममृतमयः किं विषमयः ॥ ५ ॥

એક ઠેકાણે વિદ્વાનોની ગોષ્ઠી ચાલે છે, તો બીજી બાજુ દારૂડિયાના મદભર્યા કજિયા ચાલે છે; કોઈ એક ઠેકાણે વીણાનો વાદ થાય છે, તો બીજી બાજુ હાહાકાર સાથે રુદન થાય છે; કોઈ એક ઠેકાણે સુંદર રમણી જોવાને મળે છે; તો બીજે ઘડપણથી જીર્ણ થયેલું શરીર છે. એથી હુ સમજી શકતો નથી કે આ સંસાર શુ અમૃતથી ભરેલો છે કે વિષથી ભરેલો છે. ૫

कृच्छ्रेणामेध्यमध्ये नियमिततनुभिः स्थीयते गर्भगर्ते
कान्ताविश्लेषदुःखव्यतिकरविषमे यौवने विप्रयोगः ।
नारीणामप्यवज्ञा विलसति नियतं वृद्धभावोऽप्यसाधु
संसारे रे मनुष्या वदत यदि सुखं स्तोकमप्यस्ति किंचित् ॥

સૌથી પહેલા તો પ્રાણીઓ ઓરની અંદર શરીરોના જકડાવાથી અપવિત્ર એવા ગર્ભના ખાડામા પડ્યા રહે છે; પછી જ્યારે યૌવન આવે છે, ત્યારે રમણી સ્ત્રીના વિરહદુઃખ અને વિપરીત કષ્ટોમા વિયોગ ભોગવે છે અને વૃદ્ધાવસ્થામા સ્ત્રીઓના અપમાન પણ વેઠવાના અને ઘડપણની અવસ્થા પણ ખરાબ; આ રીતે હે મનુષ્યો! તમે કહો કે, આ સંસારમા જરા જેટલું પણ સુખ છે? ૬

## ગૃહસ્થાશ્રમ-પ્રશંસા

न्यायार्जितधनस्तत्त्वज्ञाननिष्ठोऽतिथिप्रियः ।
शास्त्रवित्सत्यवादी च गृहस्थोऽपि विमुच्यते ॥ १ ॥

જેણે ન્યાયથી ધન મેળવેલું છે, જેની નિષ્ઠા તત્ત્વજ્ઞાનમાં રહેલી છે, જેને અતિથિઓ પ્રિય છે; જે શાસ્ત્રને જાણનારો અને સત્યવાદી છે, તે ગૃહસ્થ જન પણ સંસારથી મુક્ત બને છે. ૧

यदि रामा यदि च रमा यदि तनयो विनयधीगुणोपेतः
तनये तनयोत्पत्तिः सुरवरनगरे किमाधिक्यम् ॥२॥

જો સારી સ્ત્રી હોય, લક્ષ્મી હોય અને વિનય, બુદ્ધિ ગુણોથી યુક્ત પુત્ર હોય, તેમ જ છોકરાને ઘેર છોકરાનો જન્મ હોય, તો પછી ઇંદ્રના નગરમા શુ અધિક હોય છે? ૨

सविप्रपादोदककर्दमानि सवेदशास्त्रध्वनिगर्जितानि । स्वाहास्वधाकारनिरन्तराणि स्वानन्दतुल्यानि गृहाणि तानि ॥३॥

અતિથિ બ્રાહ્મણના પગ ધોતાં જેના આંગણાં કાદવવાળાં છે, વેદો અને શાસ્ત્રોના ધ્વનિઓ જેમા સંભળાતા હોય છે અને જેમાં નિરંતર સ્વાહા અને સ્વધાનાં કાર્યો થાય છે, તે ઘર આત્માના આનંદ જેવાં છે. ૩

सानन्दं सदनं सुताश्च सुधियः कान्ता न दुर्भाषिणी
सन्मित्रं सुधनं स्वयोषिति रतिश्चाज्ञापराः सेवकाः ।
आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे
साधोः सङ्गमुपासते हि सततं धन्यो गृहस्थाश्रमः ॥४॥

ઘર આનંદથી ભરેલું હોય, પુત્રો બુદ્ધિશાળી હોય, સ્ત્રી કઠોર વચન બોલનારી ન હોય, સારો મિત્ર હોય, ઘરમા સારી રીતે પૈસો હોય, પોતાની સ્ત્રીમાં પ્રેમ હોય, આજ્ઞાંકિત સેવકો હોય, મહેમાનોનો આદરસત્કાર થતો હોય, શિવના પૂજન હોય, દરરોજ મિષ્ટાન્ન અને મધુરા પાન હોય, તેમ જ સારા સજ્જનોનો સમાગમ હોય તેવો ગૃહસ્થાશ્રમ ખરેખર ધન્ય છે. ૪

मानुष्यं वरवंशजन्म विभवो दीर्घायुरारोग्यता
सन्मित्रं सुसुतः सती प्रियतमा भक्तिश्च नारायणे ।
विद्वत्त्वं सुजनत्वमिन्द्रियजयः सत्पात्रदाने रति-
स्ते पुण्येन विना त्रयोदश गुणाः संसारिणां दुर्लभाः ॥

સંસારી જનોને પુણ્ય વગર આ તેર ગુણો મળવા દોહ્યલા હોય છે: મનુષ્યપણું, ઉત્તમ વંશમા જન્મ, વૈભવ, લાંબું આયુષ્ય, નીરોગીપણું, સારો મિત્ર, સારો પુત્ર, સતી સ્ત્રી, નારાયણમા ભક્તિ, વિદ્વત્તા, સુજનપણું, ઇંદ્રિયો પર જય તેમ જ સારા પાત્રને દાન કરવામા પ્રીતિ. ૫

वंशो विश्ववतंसो जनुरनुपहतं स्वान्तमौन्नत्यकान्तं
लीला शीलानुकूला क्षपितकलिमला कापि विद्यानवद्या ।
वाणी वेणी गुणानां समधिकयशसां साधिका सधिका श्रीः
श्रीमद्गौरीमयूरीमुदिर पुरहर त्वत्कृपाया विपाकः ॥

વિશ્વમાં આભૂષણરૂપ બને એવો વંશ 'ખોડખાંપણ વિનાનો જન્મ (દેહ), ઉન્નતિના ભાવે પ્રકાશનું અંતઃકરણ, શીલને અનુકૂળ સંસારની લીલા, કળિયુગના

મળને દૂર કરનાર નિર્દોષ વિદ્યા, ગુણોની વેણીરૂપ બનેલી વાણી અને સારી રીતે વધતા યશને સાધનારી લક્ષ્મી અધિક પ્રમાણમાં હોય; એ બધા ગુણો જે પ્રાપ્ત થાય છે, તે હે પાર્વતીરૂપી મયૂરીને મેઘ સમાન આનંદ આપનાર મહાદેવ! તમારી કૃપાનું પરિણામ છે.

## ગૃહસ્થાશ્રમની નિંદા

यत्र नास्ति दधिमन्थनघोषो यत्र नो हि लघवः शिशवश्च। यत्र नास्ति गुरुगौरवपूजा, तानि किं बत गृहाणि वनानि ॥१॥

જ્યાં દહીં વલોવવાના ઘોષ ન હોય, જ્યાં નાનાં નાનાં બાળકો ન હોય, જ્યાં ગુરુજનોનાં ગૌરવનાં પૂજન ન હોય, તેવાં ઘર ઘર નથી પણ વન છે. ૧

न विप्रपादोदकपङ्किलानि न वेदशास्त्रध्वनिगर्जितानि। स्वाहास्वधाकारविवर्जितानि श्मशानतुल्यानि गृहाणि तानि ॥२॥

જ્યાં બ્રાહ્મણના પગ ધોતાં કાદવ થયા ન હોય, જ્યાં વેદ અને શાસ્ત્રના ધ્વનિઓ ગાજતા ન હોય અને જ્યાં સ્વાહા કે સ્વધાની ક્રિયાઓ થતી ન હોય, તેવાં ઘર તો સ્મશાન જેવાં છે. ૨

क्रोशन्तः शिशवः सवारि सदनं पङ्कावृतं चाङ्गणं
शय्या दंशवती च रूक्षमशनं धूमेन पूर्णं गृहम्।
भार्या निष्ठुरभाषिणी प्रभुरपि क्रोधेन पूर्णः सदा
स्नानं शीतलवारिणा हि सततं धिग्धिग्गृहस्थाश्रमम् ॥

બાળકો રડતાં હોય, જલથી ભરેલું ઘર હોય, કાદવથી ભરેલાં આંગણાં હોય, માકડથી ભરેલા ખાટલા હોય, ભોજન લૂખાં હોય, ઘરમાં ચારે બાજુ ધુમાડા હોય, સ્ત્રી કઠોર વચન બોલનારી હોય, સ્વામી ક્રોધથી ભરેલો હોય અને રોજ ટાઢા પાણીથી નાહવાનું હોય; તેવા ગૃહસ્થાશ્રમને ધિક્કાર છે. ૩

तावद्विद्यानवद्या गुणगणमहिमा रूपसंपत्तिशौर्यं
स्वस्थाने सर्वशोभा परगुणकथने वाक्पटुस्तावदेव।
यावत्पाकाकुलाभिः स्वगृहयुवतिभिः प्रेषितापत्यवक्त्राद्
हे बाबा नास्ति तैलं न च लवणमपीत्यादिवाचांप्रचारः ॥

રસોઈમાં રોકાયેલી ઘરની સ્ત્રી છોકરાને મોકલીને તેના મુખે કહેવડાવે કે, 'હે બાપા! તેલ નથી અને મીઠું પણ નથી.' એ પ્રકારે જ્યાં સુધી ઘરની વાણી સાંભળવાની ન મળે, ત્યાં સુધી જ વિદ્યા નિંદારહિત હોય છે. ગુણોનો મહિમા વધે છે, સ્વરૂપ, સંપત્તિ અને શૌર્ય દેખાય છે, પોતાના સ્થાનમાં સર્વ પ્રકારની શોભા હોય છે, તેમ જ બીજાના ગુણો ગાવામાં વાણીની કુશળતા પણ હોય છે. ૪

## પુત્રપ્રશંસા

इदं तत्स्नेहसर्वस्वं सममाढ्यदरिद्रयोः।
अचन्दनमनौशीरं हृदयस्यानुलेपनम् ॥१॥

પુત્ર એ ગરીબ અને ધનવાન બંનેને ત્યાં સમાનરૂપે રહેતું સ્નેહનું સર્વસ્વ (સ્નેહનું સંપૂર્ણ ધન) છે. અને એ સુખડ તથા સુગંધી દ્રવ્યો વિનાનું હૃદયને આહ્લાદિત કરનારું લેપન છે. ૧

गृहे जानुचरः केल्यां मुग्धस्मितमुखाम्बुजः।
पुत्रः पुण्यवतामेव पात्रीभवति नेत्रयोः ॥२॥

ઘરની અંદર ઘૂંટણિયે ફરતો અને રમત કરતાં નિર્દોષ મુખકમલથી હસતો એવો પુત્ર પુણ્યશાળી જનોની નજરે જ જોવા મળે છે. ૨

स्वगर्भशुक्तिनिर्भिन्नं सुवृत्तं सुतमौक्तिकम्।
वंशश्रीतिलकीभूतं मन्दभाग्यस्य दुर्लभम् ॥३॥

પોતાની સ્ત્રીના ગર્ભરૂપી છીપમાંથી નીકળેલો, સારા આચારવાળો અને વંશની શોભાના તિલકરૂપ પુત્રરૂપી રત્ન એ મંદ ભાગ્યવાળાને દુર્લભ હોય છે. ૩

वर्धते न चिरं लोके वंशलक्ष्मीरसंततिः।
स्वल्पावशेषितस्नेहवर्तिमालेव दीपिका ॥४॥

જેમાં થોડું જ તેલ અને દિવેટ બાકી રહ્યાં હોય, એવો દીવો લાંબો વખત રહેતો નથી, તેમ સ્નેહ અને વર્તનથી પ્રાપ્ત થનારી સંતતિ ન હોય તો વંશની શોભા લોકમાં વધતી નથી. ૪

अन्तःकरणतत्त्वस्य दंपत्योः स्नेहसंश्रयात्।
आनन्दग्रन्थिरेकोऽयमपत्यमिति बध्यते ॥५॥

પતિ અને પત્નીના સ્નેહના આધારને કારણે અંતઃકરણના તત્ત્વની જે એક આનંદસ્વરૂપ ગાંઠ બંધાય છે, તેને જ સંતાન કહે છે. ૫

दिग्वाससं गतव्रीडं जटिलं धूलिधूसरम्।
पुण्याधिका हि पश्यन्ति गङ्गाधरमिवात्मजम् ॥

ગંગાને ધારણ કરનાર મહાદેવની જેમ દિગંબર (નાગાપૂગા), લજ્જા વિનાના, જટાવાળા અને ધૂળથી ખરડાયેલા બાળકને તો વિશેષ પુણ્યશાળી જનો જ જોઈ શકે છે. ૬

धूलिधूसरसर्वाङ्गो विकसद्दन्तकेसरः।
आस्ते कस्यापि धन्यस्य द्वारि दन्ती गृहेऽर्भकः ॥

જેનાં બધાં અંગો ધૂળથી ખરડાયાં છે અને જેના મુખમાં કળીઓ જેવા દાંત વિકાસ પામ્યા છે એવો હાથી અને એવો બાળક કોઈ પુણ્યશાળીને ઘેર જ હોય છે. ૭

निन्द्यते पितृभिस्तप्तैर्निरपत्यधनः पुमान् ।
अध्वनीनैरतिश्रान्तैरवकेशीव पादपः ॥८॥

અત્યંત થાકી ગયેલા વટેમાર્ગુઓ જેમ ફળ વિનાના વાંઝિયા ઝાડની નિંદા કરે છે તેમ જેને અપત્યરૂપી ધન નથી તેવા પુરુષની ઘણા જ તપી ગયેલા પિતૃઓ નિંદા કરે છે. ૮

किं मृष्टं सुतवचनं मृष्टतरं किं तदेव सुतवचनम् ।
मृष्टान्मृष्टतमं किं श्रुतिपरिपक्वं तदेव सुतवचनम् ॥९॥

'આ લોકમાં મીઠું શું ?' 'પુત્રનું વચન.' તેનાથી વિશેષ મીઠું શું ?'' 'તે પણ પુત્રનું વચન.' 'મીઠા પદાર્થોથી ચઢે તેવું ઉત્તમ મીઠું શું ?' 'તે પણ પુત્રનું વચન કે જે કાનને માટે પાકેલા મીઠા ફળ જેવું બની ગયું છે.' ૯

सरोरुहादुद्गमितैः पयोभिरापूर्यकेल्या निजमास्यगर्भम् ।
फूत्कृत्य मातुर्वदने हसन्तं तनूभवं पश्यति कोऽपि धन्यः॥

ધાવતું બાળક માતાના સ્તનમાંથી ઝરતા દૂધને પોતાના મુખની અંદર ભરીને પછી રમતથી ફુત્કાર કરીને હસવા લાગે છે, તેવા રમતા બાળકને કોઈ ભાગ્યશાળી જ જુએ છે. ૧૦

कृतचङ्क्रमणं गणेषु किञ्चित्कणत्किंकिणि रिङ्ग
दङ्घ्रिपद्मम् । यदि सन्महितं श्रितं स्यात्तदिदं सद्म
हितं भवेत्तदानीम् ॥११॥

ગોઠિયા મિત્રોમા ઘૂંટણિયે ફરનારો અને ઘૂઘરીઓના અવાજ કરતા ચરણકમળને ઘસડતો એવો પુત્ર જ્યારે ઘરમાં રહેલો હોય, ત્યારે તે ઘર કલ્યાણકારક બને છે. ૧૧

अहं किमम्बा किमभीष्टतापदे, तवेति मातु-
र्पुरि तातपृच्छया । प्रलोभ्य तुल्यं प्रवदन्तमर्भकं,
मुदा हसञ्जिघ्रति मूर्ध्नि पुण्यभाक् ॥१२॥

જ્યારે માતાની સમક્ષ પિતાએ પૂછ્યું કે, 'તને હું વહાલો લાગું છું કે તારી માતા ?' ત્યારે માતાપિતા બંનેને લોભાવીને 'બંને સરખાં વહાલાં લાગો છો.' એમ કહીને હસતા બાળકના મસ્તકને સૂંઘનાર ગૃહસ્થજન પુણ્યશાળી છે. ૧૨

आलक्ष्यदन्तमुकुलाननिमित्तहासै-
रव्यक्तवर्णरमणीयवचः प्रवृत्तीन् ।
अङ्काश्रयप्रणयिनस्तनयान्वहन्तो
धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति ॥१३॥

વગર કારણે હાસ્યો કરીને પોતાના દાંતની કળીઓને બતાવનાર તેમ જ અસ્પષ્ટ શબ્દથી મીઠાં લાગતાં વચનોને બોલનાર નાનાં બાળકો ખોળામાં બેસવાને માટે પ્રેમ કરતાં હોય, તેમને ખોળામાં બેસાડવાથી અને તેમનાં અંગોથી જે મલિન થયેલા છે, એવા પુરુષો ધન્ય છે.

आनन्दस्रुतिरात्मनो नयनयोरन्तः सुधाभ्यञ्जनं
प्रस्तारः प्रणयस्य मन्मथतरोः पुष्पं प्रसादो रतेः ।
आलानं हृदयद्विपस्य विषयारण्येषु सञ्चारिणो
दंपत्योरिह लभ्यते सुकृततः संसारसारः सुतः ॥

જે પુત્ર આત્માના આનંદનું ઝરણું છે, જે આંખોનું અમૃતરૂપી અંજન છે; જે પ્રેમના વિસ્તારરૂપે છે, જે કામદેવરૂપી વૃક્ષનું ફૂલ છે, જે રતિવિલાસની પ્રસાદી છે, જે વિષયરૂપી જંગલમાં ભટકતા હૃદયરૂપી હાથીને બાંધવાનું સ્થાન છે તેમ જ જે સંસારના સારરૂપ છે એવો પુત્ર પતિપત્નીના સારા પુણ્યકાર્યથી જ પ્રાપ્ત થાય છે.

## સત્પુત્રપ્રશંસા

एकोऽपि गुणवान्पुत्रो निर्गुणैः किं शतैरपि ।
एकश्चन्द्रो जगच्चक्षुर्नक्षत्रैः किं प्रयोजनम् ॥१॥

સો ગુણરહિત પુત્રો હોય, તેના કરતાં એક ગુણવાન પુત્ર સારો. એક ચંદ્ર જગતને પ્રકાશ આપનાર બને છે, પણ અનેક નક્ષત્રોથી શુ પ્રયોજન સિદ્ધ થાય છે ? ૧

एकेन हि सुवृक्षेण पुष्पितेन सुगन्धिना ।
वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा ॥२॥

પુષ્પોથી ભરેલા સુગંધીદાર એક સારા વૃક્ષથી આખું વન સુવાસિત બને છે; તેમ એક સારા પુત્રથી કુળ દીપે છે. ૨

प्रज्ञया वा विसारिण्या यो बलेन धनेन वा ।
धुरं वहति गोत्रस्य जननी तेन पुत्रिणी ॥३॥

વિસ્તાર પામતી બુદ્ધિથી, બળથી કે ધનથી પોતાના કુલગોત્રની ધુરાને જે ધારણ કરે છે, તે પુત્રની માતા પુત્રવાળી ગણાય છે. ૩

एकेनापि सुपुत्रेण विद्यायुक्तेन भासते ।
कुलं पुरुषसिंहेन चन्द्रेणेव हि शर्वरी ॥४॥

જેમ એક જ ચંદ્રથી રાત શોભે છે તેમ વિદ્યાવાળા અને પુરુષોમાં સિંહ જેવા એક સારા પુત્રથી પણ કુળ શોભે છે. ૪

को धन्यो बहुभिः पुत्रैः कुशूलापूरणाढकैः ।
वरमेकः कुलाम्बी यत्र विश्रयते पिता ॥५॥

કુશકાથી ભરેલી કોઠીઓ જેવા ઘણા પુત્રોથી કોણ પોતાને ધન્ય માને ? કુળનો આધાર બનનાર એક પુત્ર પણ શ્રેષ્ઠ છે, જેને લીધે પિતાની ખ્યાતિ વધે છે. ૫

पुण्यतीर्थे कृतं येन तपः क्वाप्यतिदुष्करम् ।
तस्य पुत्रो भवेद्वश्यः समृद्धो धार्मिकः सुधीः ॥

જેણે પવિત્ર તીર્થમાં જઈને અત્યંત દુષ્કર તપ કર્યાં હોય, તેનો પુત્ર આજ્ઞાંકિત, ધનિક, ધાર્મિક અને બુદ્ધિશાળી થાય છે. ૬

वरमेको गुणी पुत्रो न च मूर्खशतान्यपि ।
एकश्चन्द्रस्तमो हन्ति न च तारागणोऽपि च ॥७॥

સો મૂર્ખ પુત્રો કરતાં એક ગુણવાન પુત્ર સારો. એક જ ચંદ્ર અંધકારનો નાશ કરે છે, પણ તારાઓના સમૂહોથી અંધકાર દૂર થઈ શકતો નથી. ૭

एकेनापि सुपुत्रेण सिंही स्वपिति निर्भयम् ।
सहैव दशभिः पुत्रैर्भारं वहति गर्दभी ॥८॥

એક જ સારા પુત્ર વડે સિંહણ નિર્ભય બનીને સૂઈ જાય છે, જ્યારે દશ પુત્રો હોવા છતાં ગધેડી તેમની સાથે ભાર ઊંચકતી હોય છે. ૮

एकेनापि सुपुत्रेण जायमानेन सत्कुलम् ।
शशिना चैव गगनं सर्वदैवोज्ज्वलीकृतम् ॥९॥

એક જ ચંદ્ર પ્રગટતાં ગગન ઉજ્જવળ બને છે તેમ એક પણ સારો પુત્ર પેદા થાય, તેથી આખું કુળ ઉજ્જવળ બને છે. ૯

किं जातैर्बहुभिः पुत्रैः शोकसंतापकारकैः ।
वरमेकः कुलालम्बी यत्र विश्राम्यते कुलम् ॥१०

શોક અને સંતાપ કરાવનારા ઘણા પુત્રો હોય, તેથી શું ? કુળને આધાર આપનાર એક પુત્ર ઉત્તમ છે કે જ્યા કુળને વિશ્રાંતિ મળે છે. ૧૦

कुम्भः परिमितमम्भः पिबत्यसौ कुम्भसंभवोऽम्भोधिम् ।
अतिरिच्यते सुजन्मा कश्चिज्जनक निजेन चरितेन ॥११॥

ઘડો પોતાના માપ જેટલું જ જળ પીએ છે, પરંતુ ઘડામાંથી જન્મેલા અગસ્ત્યમુનિ સમુદ્રને પી જાય છે; એ રીતે પુત્ર પોતાના ચરિતથી પોતાના પિતા કરતાં બધી રીતે ચઢી જાય છે. ૧૧

विद्याविहीना बहवोऽपि पुत्राः, कल्पायुषः सन्तु पितुः किमेतैः । क्षयिष्णुना वापि कलावता वा, तस्य प्रमोदः शशिनेव सिन्धोः ॥१२॥

ચંદ્ર ક્ષયરોગથી પીડાય છે, છતાં કલાવાન છે, તેથી સમુદ્રને અત્યંત આનંદ થાય છે; તે રીતે એક ગુણવાન પુત્રથી પિતાને આનંદ થાય છે. પરંતુ વિદ્યા વિનાના ઘણા પુત્રો લાંબા આયુષ્યવાળા હોય, તેથી પિતાને શું ? ૧૨

पात्रं न तापयति नैव मलं प्रसूते
स्नेहं न संहरति नैव गुणान्क्षिणोति ।
द्रव्यावसानसमये चलतां न धत्ते
सत्पुत्र एव कुलसद्मनि कोऽपि दीपः ॥१३॥

કુળવાનના ઘરમાં પ્રગટ થયેલો પુત્ર એ તો એક વિલક્ષણ દીવો છે. દીવો તો કોડિયાને તપાવે છે પણ પુત્ર કુળને તપાવતો નથી. દીવો મેશ બહાર કાઢે છે, પણ પુત્ર મળ કાઢતો નથી. દીવો તેલ પી જાય છે પણ પુત્ર સ્નેહનો નાશ કરતો નથી. દીવો ગુણ( દિવેટ ) ઓછી કરે છે પણ પુત્ર ગુણ ઓછા કરતો નથી. દીવો સામગ્રી ખૂટી જતાં ચાલ્યો જાય છે, પણ પુત્ર દ્રવ્ય ઓછું થતાં ત્યજી જતો નથી. ૧૩

## કુપુત્રનિંદા

किं तेन जातु जातेन मातृयौवनहारिणा ।
आरोहति न यः स्वस्य वंशस्याग्रे ध्वजो यथा ॥

જેમ વાંસની ટોચે ધ્વજની જેમ જે પોતાના વંશમાં અગ્રેસર બનીને વિરાજતો નથી; તે પુત્રના જન્મથી શું ? તે તો ફક્ત માતાના યૌવનને હરનારો છે. ૧

किं तया क्रियते धेन्वा या न दोग्ध्री न गर्भिणी ।
कोऽर्थः पुत्रेण जातेन यो न विद्वान्न धार्मिकः ॥

જે ગાય દૂઝણી ન હોય કે ગર્ભિણી ન હોય, તે ગાયને શું કરવાની ? એ રીતે જે પુત્ર વિદ્વાન કે ધાર્મિક ન હોય, તે પુત્રથી શું લાભ ? ૨

एकेन शुष्कवृक्षेण दह्यमानेन वह्निना ।
दह्यन्ते तद्वनं सर्वं दुष्पुत्रेण कुलं तथा ॥३॥

એક સૂકું ઝાડ અગ્નિથી બળવા માંડતાં તેનાથી આખું વન બળવા માંડે છે, તે રીતે ખરાબ પુત્રથી કુળ બળવા લાગે છે. ૩

कोटरान्तःस्थितो वह्निस्तरुमेकं दहेत्खलु ।
कुपुत्रस्तु कुले जातः स्वकुलं नाशयत्यहो ॥४॥

થડના છિદ્રોમા રહેલો અગ્નિ એક જ વૃક્ષને બાળે છે; પરંતુ કુળમાં ઉત્પન્ન થયેલો કુપુત્ર પોતાના કુળનો નાશ કરે છે. ૪

अजातमृतमूर्खाणां वरमाद्यौ न चान्तिमः ।
सकृद्दुःखकरावाद्यावन्तिमस्तु पदे पदे ॥५॥

ન જન્મેલો, મરી ગયેલો અને મૂર્ખ આ ત્રણ પ્રકારના પુત્રોમાં પહેલા બે પુત્રો સારા, પણ છેલ્લો સારો નહિ; કારણ કે પહેલા બે પુત્રો તો એક જ વખત દુઃખ આપનારા હોય છે અને મૂર્ખ તો પગલે પગલે દુઃખ આપે છે. ૫

अजातमृतमूर्खेभ्यो मृतजातौ सुतौ वरौ ।
यतस्तावल्पदुःखाय यावज्जीवं जडो दहेत् ॥६॥

ન જન્મેલા, જન્મીને મરી ગયેલા અને મૂર્ખ પાકેલા આ ત્રણમાંથી પહેલા બે પ્રકારના પુત્રો સારા,

કારણ કે તે થોડો વખત દુઃખ આપે છે અને જડ તો જીવનભર બાળ્યા કરે છે. ૬

यस्य पुत्रो न वै विद्वान्न शूरो न च धार्मिकः ।
अप्रकाशं कुलं तस्य नष्टचन्द्रेव शर्वरी ॥७॥

જેમ ચંદ્ર વિનાની રાત્રિ અંધારી હોય છે, તેમ જેનો પુત્ર વિદ્વાન ન હોય, શૂરવીર ન હોય કે ધાર્મિક ન હોય, તેનું કુળ પ્રકાશ વિનાનું છે. ૭

अविनीतः सुतो जातः कथं न दहनात्मकः ।
विनीतस्तु सुतो जातः कथं न पुरुषोत્तमः ॥८॥

જે અવિ=ઘેટા પર નીત=બેઠેલ છે, એવો દેવ અગ્નિ કહેવાય છે; એ રીતે જે પુત્ર અવિનીત (વિનયરહિત) હોય, તેને અગ્નિરૂપ અર્થાત્ અગ્નિની જેમ બાળનારો કેમ ન કહેવાય? તેજ રીતે વિ=ગરૂડ પર નીત=બેઠેલ એવા દેવ પુરુષોત્તમ કહેવાય છે, તેમ જે પુત્ર વિનીત છે, તેને પુરુષોમાં ઉત્તમ કેમ ન કહેવો? ૮

दाने तपसि शौर्ये च यस्य न प्रथितं यशः ।
विद्यायामर्थलाभे च मातुरुच्चार एव सः ॥९॥

દાન, તપ, શૌર્ય, વિદ્યા અને અર્થલાભ એટલામાં જેનો યશ ફેલાયો નથી, તે પુત્ર માતાના મળરૂપે છે. ૯

निरुत्साहं निरानन्दं निर्वीर्यमरिनन्दनम् ।
मा स्म सीमन्तिनी काचिज्जनयेत्पुत्रमीदृशम् ॥

સૌભાગ્યવતી નારી એવા કોઈ પુત્રને જન્મ ન આપે કે જે ઉત્સાહ વિનાનો, આનંદ વિનાનો, પરાક્રમ વિનાનો અને શત્રુને આનંદ આપનારો હોય. ૧૦

वरं गर्भस्रावो वरमपि च नैवाभिगमनं
वरं जातप्रेतो वरमपि च कन्यैव जनिता ।
वरं वन्ध्या भार्या वरमपि च गर्भेषु वसति-
र्न चाविद्वान्रूपद्रविणगुणयुक्तोऽपि तनयः ॥११॥

રૂપ, દ્રવ્ય કે ગુણ વિનાના મૂર્ખ પુત્ર કરતા તો ગર્ભસ્રાવ થાય તે સારો, સ્ત્રીગમન ન કરાય તે સારું, જન્મીને મરી જાય તે સારું, કન્યા જ પેદા થાય તે સારી, સ્ત્રી વાંઝણી રહે તે સારું કે પછી ગર્ભમાં જ અટકી જાય, તે સારું ૧૧

पित्रोर्नैव वचः शृणोति दिवसत्यागे व्रजत्यालयं
यान्तीभिर्युवतीभिरध्वनि मुहुः कौतूहलं विन्दति ।
बन्धूनामुपदेशवाचि वदति क्रोधैकतानं वचः ।
साधूनिन्दति दुर्जनं च मनुते मित्रं कुपुत्रो जनः ॥१२

જે મૂર્ખ પુત્ર હોય છે, તે માતાપિતાનાં વચન સાંભળતો નથી, દિવસ આથમી જતાં રખડતો રખડતો ઘેર આવે છે, રસ્તે જતી સ્ત્રીઓથી થતાં કૌતુક-ચેષ્ટાઓ જોયા કરે છે, કુટુંબીજનો જ્યારે ઉપદેશના વચન કહે ત્યારે ક્રોધમાં આવીને બરાડા પાડે છે, સાધુજનોની નિંદા કરે છે અને દુર્જનને મિત્ર માને છે. ૧૨

## નસીબનો મહિમા

दैवमुल्लङ्घ्य यत्कार्यं क्रियते फलवन्न तत् ।
सरोम्भश्चातकेनात्तं गलरन्ध्रेण गच्छति ॥ १ ॥

જે કાર્ય નસીબને ઓળંગીને કરવામાં આવે છે, તે ફળવાળું થતું નથી, ચાતક સરોવરના જળને પીએ છે, પણ તે ગળાના છિદ્રમાંથી નીકળી જાય છે. ૧

भाग्यवन्तं प्रसूयेथा मा शूरं मा च पण्डितम् ।
शूराश्च कृतविद्याश्च वने सीदन्ति पाण्डवाः ॥ २ ॥

હે સ્ત્રી! તુ શૂરવીર કે પંડિતને જન્મ ન આપતાં, ભાગ્યશાળી પુત્રને જન્મ આપજે. પાંડવો શૂરવીર અને વિદ્વાન હોવા છતા વનમાં દુઃખ પામ્યા છે. ૨

न केवलं मनुष्येषु दैवं देवेष्वपि प्रभु ।
सति मित्रे धनाध्यक्षे चर्मप्रावरणो हरः ॥ ३ ॥

નસીબ માણસોમા જ મોટું છે, એમ નથી, તે તો દેવોમા પણ પ્રભાવશાળી છે, કુબેરભંડારી મિત્ર હોવા છતા, મહાદેવ શરીરે ચામડું પહેરે છે. ૩

सच्छिद्रो मध्यकुटिलः कर्णः स्वर्णस्य भाजनम् ।
धिग्दैवं निर्मलं चक्षुः पात्रं कज्जलभस्मनः ॥ ४ ॥

કાન છિદ્રવાળો અને વચમા વાંકો હોવા છતાં, સોનાના આભૂષણને યોગ્ય બને છે; પરંતુ આંખ નિર્મળ હોવા છતા, કાજળની ભસ્મને યોગ્ય ગણાય છે; માટે નસીબને ધિક્કાર છે. ૪

भगवन्तौ जगन्नेत्रे सूर्याचन्द्रमसावपि ।
पश्य गच्छत एवास्तं नियतिः केन लङ्घ्यते ॥ ५ ॥

સૂર્ય અને ચંદ્ર બંને ભગવાન છે અને જગતનાં નેત્ર છે, છતાં તે બને અસ્ત પામે છે; જુઓ કે નસીબને કોણ ઓળંગી શકે છે? ૫

किं करोति नरः प्राज्ञः शूरो वाप्यथ पण्डितः ।
दैवं यस्य फलान्वेषि करोति विफलाः क्रियाः ॥ ६ ॥

માણસ બુદ્ધિશાળી, શૂરવીર કે પંડિત હોય; પણ ફળને શોધીને લાવી આપનારું નસીબ જ જ્યારે તેની ક્રિયાઓને નિષ્ફળ બનાવતું હોય ત્યારે તે શું કરી શકે?

दैवे विमुखतां याते न कोऽप्यस्ति सहायवान् ।
पिता माता तथा भार्या भ्राता वाथ सहोदरः ॥७॥

પિતા, માતા, સ્ત્રી, કુટુંબીજન કે ભાઈ; એ બધાં હોવા છતા, જો નસીબ અવળું હોય, તો કોઈ સહાયક બનતું નથી. ૭

पिबन्ति मधु पद्मेषु भृङ्गाः केसरधूसराः ।
हंसाः शैवालमश्नन्ति धिग्दैवमसमञ्जसम् ॥ ८ ॥

કમળના કેસરથી રંગાયેલા ભમરા કમળની અંદરના મધુરસને પીએ છે અને રાજહંસો શેવાળ ખાય છે; આ રીતે અયોગ્ય કાર્ય કરનાર નસીબને ધિક્કાર છે. ૮

करोतु नाम नीतिज्ञो व्यवसायमितस्ततः ।
फलं पुनस्तदेवास्य यद्विधेर्मनसि स्थितम् ॥ ९ ॥

કાર્યની પદ્ધતિને–યોજનાને જાણનારો મનુષ્ય આમતેમ માથાં મારીને ગમે તેટલા ધંધા કરે, પરંતુ તેનું ફળ તો નસીબે પોતાના મનમાં જે ધાર્યું હશે, તે જ મળવાનું છે. ૯

दैवं फलति सर्वत्र न विद्या न च पौरुषम् ।
समुद्रमथनाद्देभे हरिर्लक्ष्मीं हरो विषम् ॥ १० ॥

નસીબ બધે ઠેકાણે ફળ આપતું હોય છે, વિદ્યા કે પુરુષાર્થ ફળતા નથી. સમુદ્રનું મંથન કરવામાં આવ્યું ત્યારે વિષ્ણુને લક્ષ્મી મળ્યાં અને મહાદેવને ઝેર મળ્યું.

दैवं फलति सर्वत्र न विद्या न च पौरुषम् ।
पाषाणस्य कुतो विद्या येन देवत्वमागतः ॥ ११ ॥

બધે ઠેકાણે નસીબ ફળતું હોય છે, વિદ્યા કે પુરુષાર્થ નહીં. જુઓને પથરાને વળી વિદ્યા ક્યાંથી? છતાં પણ તે દેવપણાને પામ્યો છે. ૧૧

यथा धेनुसहस्रेषु वत्सो विन्दति मातरम् ।
तथा पूर्वकृतं कर्म कर्तारमनुगच्छति ॥ १२ ॥

જેમ હજાર ગાયોમાં વાછડું પોતાની માને ઓળખી લે છે, એ રીતે પહેલાં કરેલા કર્મ પોતાના કર્તાની પાસે પહોંચી જાય છે. ૧૨

अप्रेर्यमाणानि यथा पुष्पाणि च फलानि च ।
स्व कालं नातिवर्तन्ते तथा कर्म पुरा कृतम् ॥१३॥

ફળ કે ફૂલ વગેરેને કોઈ કહેવા જતું નથી, તોપણ તે પોતપોતાના કાળને ઓળંગતાં નથી, (સમય પ્રમાણે ખીલે જ છે.) તે રીતે પહેલાં કરેલું કર્મ પોતપોતાના કાળને ઓળંગતું નથી. અર્થાત્ પોતાનો સમય થયે ફળ આપે જ છે. ૧૩

विपत्तौ किं विषादेन संपत्तौ हर्षणेन किम् ।
भवितव्यं भवत्येव कर्मणामीदृशी गतिः ॥ १४ ॥

આપત્તિ આવે ત્યારે ખેદ કરવાથી શું અને સંપત્તિ આવતાં હર્ષ પામવાથી શું? જે કાળે જે થવાનું છે, તે થવાનું જ! કર્મોની ગતિ જ એ પ્રકારની હોય છે. ૧૪

हरिणापि हरेणापि ब्रह्मणा त्रिदशैरपि ।
ललाटलिखिता रेखा न शक्या परिमार्जितुम् ॥ १५ ॥

લલાટમાં વિધાતાએ જે રેખા દોરી છે, તેને વિષ્ણુ, મહાદેવ, બ્રહ્મા કે દેવોમાંથી કોઈ ભૂંસવાને શક્તિમાન નથી. ૧૫

सुहृदो ज्ञातयः पुत्रा भ्रातरः पितरावपि ।
नानुस्मरन्ति स्वजनं यस्य दैवमदक्षिणम् ॥ १६ ॥

જેનું ભાગ્ય વાંકું છે, તેને મિત્રો, જ્ઞાતિજનો, પુત્રો, ભાઈઓ, માતાપિતા કે સ્વજન તેમાંનું કોઈ યાદ કરતું નથી. ૧૬

अचिन्तितानि दुःखानि यथैवायान्ति देहिनाम् ।
सुखान्यपि तथा मन्ये दैवमत्रातिरिच्यते ॥ १७॥

જેમ દેહધારી પ્રાણીઓને અણધાર્યાં દુઃખો આવી પડે છે, તેમ સુખ પણ અણધાર્યાં આવે છે, તેમ હું માનું છું; કારણ કે આમાં નસીબ જ ચઢી જાય છે. ૧૭

अयाचितः सुखं दत्ते याचितश्च न यच्छति ।
सर्वस्वं चापि हरते विधिरुच्छृङ्खलो नृणाम् ॥१८॥

માણસોનું નસીબ એવું તો ઉચ્છૃંખલ હોય છે કે, તેની યાચના કરો નહિ, તો તે સુખ આપે છે અને યાચના કરો તો સુખ આપતું નથી; એટલું જ નહિ, તે બધુંય હરી લે પણ ખરું! ૧૮

मनोरथान्करोत्युच्चैर्जनो दैवहृतानपि ।
सिद्धयसिद्धयोः समं कुर्याद्दैवं हि फलसाधनम् ॥१९॥

ભાગ્યથી નષ્ટ કરવામા આવેલા હોવા છતાં માણસ અનેક મોટા મનોરથો કરે છે; પરંતુ નસીબ તેને સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન બનાવી દે છે; કારણ કે નસીબ જ ફળ આપનારું સાધન છે. ૧૯

पिता रत्नाकरो यस्य लक्ष्मीर्यस्य सहोदरी ।
शङ्खो रोदिति भिक्षार्थी फलं भाग्यानुसारतः ॥२०॥

જેના પિતા રત્નાકર–સમુદ્ર છે અને જેની સગી બહેન લક્ષ્મી છે, એવો શંખ ભિક્ષાની યાચના કરતો રુદન કરે છે; માટે ફળ તો ભાગ્યને અનુસરીને મળે છે.

तादृशी जायते बुद्धिर्व्यवसायोऽपि तादृशः ।
सहायास्तादृशाश्चैव यादृशी भवितव्यता ॥ २१ ॥

જેવું નસીબમાં બનવાનું હોય, તેવી જ બુદ્ધિ થાય છે. કામધંધો પણ તેવો જ સૂઝે છે અને સહાય પણ તેવી જ હોય છે. ૨૧

भवितव्यं भवत्येव नारिकेलफलाम्बुवत् ।
गन्तव्यं गतमित्याहुर्गजभुक्तकपित्थवत् ॥ २२ ॥

નાળિયેરના કાચલામાંથી પાણી પસાર થઈ શકે તેમ હોતું નથી, છતાં નાળિયેરમાં પાણી ભરાઈ જાય છે. અને કોઠાના કાચલામાં થઈને તેમાંનો ગર બહાર

નીકળી શકે તેમ હોતું નથી, છતાં હાથીએ ખાધેલા (ખાઈને આખા જ કાઢેલા) કોઠામાં તે હોતો નથી. તેમ જે મળવાનું હોય છે તે (મળે એમ ન લાગતું હોય છતાં) મળે જ છે; અને જવાનું હોય છે તે (ગમે તેટલું સુરક્ષિત હોવા છતાં જાય છે જ. ૨૨

महतामाश्रयेऽपि स्यात् फलं भाग्यानुसारतः ।
ईशस्य कण्ठलग्नोऽपि वासुकिर्वायुभक्षकः ॥२३॥

મોટાઓનો આશ્રય કર્યો હોય તોપણ ફળ તો ભાગ્યને અનુસરીને જ મળવાનું છે. વાસુકિ નાગ મહાદેવના ગળે વીંટાયો હોવા છતાં તેને વાયુનું ભોજન કરવું પડે છે.

कर्मणा बाध्यते बुद्धिर्न बुद्ध्या कर्म बाध्यते ।
सुबुद्धिरपि यद्रामो हैमं हरिणमन्वगात् ॥२४॥

બુદ્ધિ કર્મસંજોગે હણાઈ જાય છે, બુદ્ધિથી કર્મ-સંજોગ બદલાતો નથી. સારી બુદ્ધિવાળા હોવા છતાં રામચંદ્ર સોનેરી મૃગની પાછળ ગયા હતા. ૨૪

गुणोऽपि दोषतां याति वक्रीभूते विधातरि ।
सानुकूले पुनस्तस्मिन्दोषोऽपि च गुणायते ॥२५॥

જ્યારે વિધાતા વાંકો બને છે, ત્યારે ગુણ પણ દોષરૂપ બની જાય છે અને જ્યારે વિધાતા અનુકૂળ હોય છે, ત્યારે દોષ પણ ગુણરૂપ બની જાય છે. ૨૫

अवश्यंभाविनो भावा भवन्ति महतामपि ।
नग्नत्वं नीलकण्ठस्य महाहिशयनं हरेः ॥२६॥

જે બનાવો બનવાના હોય છે, તે મોટા પુરુષોને માટે પણ બને જ છે. નીલકંઠ મહાદેવને નાગા રહેવાનું અને ભગવાન વિષ્ણુને શેષનારાયણ પર સૂવાનું નિર્માણ થયેલું જ છે. ૨૬

पुरुषः पौरुषं तावद्यावद्दैवं तु सन्मुखम् ।
विपरीतगते दैवे पुरुषो न च पौरुषम् ॥२७॥

જ્યાં સુધી દૈવ અનુકૂળ હોય, ત્યાં સુધી પુરુષ અને પુરુષાર્થ બંને સફળ થાય છે અને જ્યાં દૈવ વિપરીત બની ગયું કે તરત પુરુષ કે પુરુષાર્થ કાંઈ રહેતું નથી.૨૭

न देवसेवया याति कर्मबन्धः परिक्षयम् ।
जघास घासमेवासौ बलीवर्दः कपर्दिनः ॥२८॥

દેવોની સેવા કરવાથી પણ કર્મનાં બંધન નાશ પામતાં નથી, મહાદેવનો બળદ પણ ઘાસ જ ખાતો હોય છે.૨૮

अवश्यंभाविभावानां प्रतीकारो भवेद्यदि ।
तदा दुःखैर्न लिप्येरन्नलरामयुधिष्ठिराः ॥ २९॥

જે જે ભાવો અવશ્ય બનવાના છે, તેમને જો અટકાવી શકાતા હોત, તો નળ, રામ કે યુધિષ્ઠિર જેવા મહાપુરુષો દુઃખોથી લેપાત નહિ. ૨૯

भवितव्यं यथा येन नासौ भवति चान्यथा ।
नीयते तेन मार्गेण स्वयं वा तत्र गच्छति ॥३०॥

જે રીતે અને જે કારણથી જે બનવાનું છે, તે અન્યથા થવાનું નથી. દૈવ વડે માણસ સ્વયં તે જ માર્ગે દોરી જવાય છે અથવા જાતે ત્યાં પહોંચી જાય છે. ૩૦

किं करोति नरः प्राज्ञः प्रेर्यमाणः स्वकर्मणा ।
प्रागेव हि मनुष्याणां बुद्धिः कर्मानुसारिणी ॥३१

માણસ ગમે તેટલો બુદ્ધિશાળી હોય, પણ પોતાના કર્મથી પ્રેરાયેલો હોવાથી, તે બીજું શું કરવાનો હતો? માણસોની બુદ્ધિ પહેલેથી જ પોતાના કર્મને અનુસરનારી હોય છે. ૩૧

लिखिता चित्रगुप्तेन ललाटेऽक्षरमालिका ।
तां देवोऽपि न शक्नोति उल्लिख्य लिखितुं पुनः ॥

ચિત્રગુપ્તે માણસના લલાટમાં જે અક્ષરમાળા લખી છે તેને ભૂંસી નાખીને ત્યાં બીજા અક્ષરો લખવા માટે દેવ પણ શક્તિમાન નથી. ૩૨

येन यत्रैव भोक्तव्यं सुखं वा दुःखमेव वा ।
स तत्र बद्ध्वा रज्ज्वेव बलाद्दैवेन नीयते ॥३३॥

સુખ કે દુઃખ જે કાંઈ જેણે જ્યાં ભોગવવાનું હોય છે, ત્યાં નસીબ દોરડાથી બાંધીને બળાત્કારે તેને દોરી જાય છે.

सा सा संपद्यते बुद्धिः सा मतिः सा च भावना ।
सहायास्तादृशा एव यादृशी भवितव्यता ॥३४॥

જે પ્રમાણે બનવાનું હોય છે, તે પ્રમાણે જ બુદ્ધિ મળી આવે છે; મતિ અને ભાવના પણ તેવી થાય છે તેમ જ સહાય પણ તેવી જ મળી આવે છે. ૩૪

अनुरागवती सन्ध्या दिवसस्तत्पुरःसरः ।
अहो दैवगतिश्चित्रा तथापि न समागमः ॥३५॥

સંધ્યા અનુરાગ(રતાશ અને પ્રીતિ)વાળી છે અને દિવસ તેની આગળ ચાલનાર (આજ્ઞાધારી) છે તોપણ દિવસ અને સંધ્યાનો સમાગમ થતો નથી. ખરેખર! નસીબની ગતિ વિચિત્ર છે. ૩૫

अघटितघटितं घटयति सुघटितघटितानि दुर्घटीकुरुते । विधिरेव तानि घटयति यानि पुमान्नैव चिन्तयति ॥३६॥

જે ઘટના ઘટવાની ન હોય, તેને દૈવ ઘડે છે, જે ઘટના સારી રીતે ઘટવાની હોય તેને દૈવ જુદી રીતે બનાવે છે તેમ જ માણસ પોતે જેનો વિચાર પણ મનમાં ન લાવે, તેને નસીબ જ ઘટાવી લે છે. ૩૬

विकटाटव्यामटनं शैलारोहणमपांनिधेस्तरणम् ।
निगडं गुहाप्रवेशो विधिपरिपाकः कथं न संघार्यः ॥

વિકટ જંગલમાં ભટકવું, પર્વત પર ચઢવું, સમુદ્રને તરી જવું, કેદમાં પડવું અને ગુફામાં પ્રવેશ કરવો—આ બધું વિધિનો પરિપાક થતાં માણસે કોઈ પણ રીતે કર્યા વિના રહી શકાતું નથી. ૩૭

किं त्वं न वेत्सि जगति प्रख्यातं लाभकारणे मूलम् ।
विधिलिखिताक्षरमालं फलति कपालं न भूपालः ॥

આ જગતમા જે કોઈ પણ જાતનો લાભ થાય છે, તેમાં તેનું જે પ્રસિદ્ધ મૂળ કારણ છે, તે શું તું નથી જાણતો ? એ તો વિધિએ જેમા અક્ષરમાળા લખી છે, તે કપાળ (ભાગ્ય) જ ફળે છે; એમાં રાજા ફળતો નથી. ૩૮

द्वीपादन्यस्मादपि मध्यादपि जलनिधेर्दिशोऽप्यन्तात् ।
आनीय झटिति घटयति विधिरभिमतमभिमुखीभूतः ॥

બીજા દ્વીપમાથી સમુદ્રની વચમાથી, દિશાના છેડાથી એમ ગમે ત્યાથી વિધિ અભીષ્ટ પદાર્થને લાવીને તેને અનુકૂળ પદાર્થ સાથે તત્કાલ જોડી દે છે. ૩૯

अनुकूले सति धातरि भवत्यनिष्टादपीष्टमविलम्बम् ।
पीत्वा विषमपि शम्भुर्मृत्युञ्जयतामवाप तत्कालम् ॥

જો વિધાતા અનુકૂલ હોય, તો જ કાળે અનિષ્ટમાથી પણ ઇષ્ટ વસ્તુ બની જાય છે. શંકર મહાદેવ વિષનાં પાન કરીને પણ તત્કાળ મૃત્યુંજયપણાને પામ્યા હતા. ૪૦

अनुचितमेवाचरितं पशुपतिना यद्विधेः शिरश्छिन्नम् ।
छिन्नो न चास्य हस्तो येनायं दुर्लिपिं लिखति ॥

શકર મહાદેવે વિધાતાનું મસ્તક છેદી નાખ્યું પણ હાથ છેદી ન નાખ્યો, તે અયોગ્ય કાર્ય કર્યું છે; કારણ કે જે હાથે વિધાતા ખરાબ નસીબ લખે છે, તે હાથ છેદવો જોઈતો હતો. ૪૧

नहि भवति यन्न भाव्यं भवति च भाव्यं विनापि यत्नेन ।
करतलगतमपि नश्यति यस्य हि भवितव्यता नास्ति ॥

જે બનવાનું નથી, તે નથી થતું અને જે થવાનું છે, તે પ્રયત્ન વિના પણ થવાનું છે. જેની ભવિતવ્યતા હોતી નથી, તે હથેળીમા આવીને પણ નાશ પામે છે.

सर्वाङ्गमर्पयन्ती लीलासुप्तं क्रमेण शय्यायाम् ।
अलसमपि भाग्यवन्तं भजते पुरुषायितेव श्रीः ॥

ભાગ્યશાળી મનુષ્ય શય્યામાં મોજથી સુઈ રહ્યો હોય અને આળસુ હોય તોપણ જેમ પુરુષ સ્ત્રીની પાસે જાય છે, તેમ લક્ષ્મી સ્વયં પુરુષની જેમ તે ભાગ્યશાળીની પાસે જાય છે, અને ક્રમથી પોતાનાં બધાં અંગો તેને અર્પણ કરતી તેને સેવે છે. ૪૩

[illegible]तु गिरिशिखरं तरतु समुद्रं प्रयातुः पातालम् ।
[illegible] फलति कपालं न भूपालः ॥

પર્વતના શિખર પર ચઢો, સમુદ્રની પાર જાઓ કે પાતાળે પહોંચી જાઓ, પણ નસીબે જેમાં અક્ષરમાળા લખી છે, એવું કપાળ ફળે છે, રાજા ફળતો નથી. ૪૪

सृजति च जगदिदमवति च, संहरति च हेलयैव नियतम् । अवसरवशतः शफरो जनार्दनः, सोऽपि चित्रमिदम् ॥४५॥

જે વિષ્ણુ ભગવાન રમત માત્રમાં આ જગતનું સર્જન કરે છે, તેનું પાલન કરે છે અને તેનો સંહાર કરે છે; તે જનાર્દન વિષ્ણુને પણ અવસર આવી પડતાં માછલાનો અવતાર લેવો પડે, તે આશ્ચર્ય છે.

यन्मनोरथशतैरगोचरं न स्पृशन्ति च गिरः कवेरपि ।
स्वप्नवृत्तिरपि यत्र दुर्लभा लीलयैव विदधाति तद्विधिः ॥

જે બાબત સેંકડો મનોરથોથી કલ્પી શકાતી નથી, જેને કવિની વાણીઓ પણ અડકી શકતી નથી અને જ્યાં સ્વપ્નનો સંચાર પણ થતો નથી, એવી બાબતને પણ નસીબ રમતમાં જ કરી નાખે છે. ૪૬

अरक्षितं तिष्ठति दैवरक्षितं सुरक्षितं दैवहतं विनश्यति। जीवत्यनाथोऽपि वने विसर्जितः कृतप्रयत्नोऽपि गृहे विनश्यति ॥४७॥

જેને કોઈ રક્ષણ ન હોય, તેને દૈવનું રક્ષણ મળતાં તે સુરક્ષિત રહે છે અને જેનું સારી રીતે રક્ષણ થતું હોય તેને દૈવનું રક્ષણ ન મળતાં, તે નાશ પામે છે. માણુસ જંગલમાં કાંઈ પણ રક્ષણ વિનાનો અનાથ હોય છતાં દૈવસંજોગે જીવે છે અને ઘેર અનેક પ્રયત્ન કરવા છતાં પણ નાશ પામે છે. ૪૭

दाता बलिः प्रार्थयिता च विष्णुर्दानं भुवो वाजिमखस्य कालः । नमोऽस्तु तस्यै भवितव्यतायै, यस्याः फलं बन्धनमेव जातम् ॥ ४८ ॥

બલિરાજા જેવો દાતાર, વિષ્ણુ ભગવાન જેવો યાચક પૃથ્વીનું દાન અને અશ્વમેધનો પવિત્ર કાળ; એ બધું હોવા છતાં પરિણામે તો બલિ રાજાને બંધન આવી પડ્યું માટે તે ભવિતવ્યતા (દૈવ)ને નમસ્કાર છે. ૪૮

प्राप्तव्यमर्थं लभते मनुष्यो, देवोऽपि तं लङ्घयितुं न शक्तः । तस्मान्न शोचामि न विस्मयो मे, यदस्मदीयं नहि तत्परेषाम् ॥४९॥

જે લાભ મળવાનો છે, તેને માણુસ મેળવે છે; દેવ પણ તે બાબતને ઓળંગી શકતા નથી, એટલે હું શોક કરતો નથી અને મને કોઈ વિસ્મય પણ નથી, જે મારું છે, તે બીજા કોઈનું બનવાનું નથી. ૪૯

मा धाव मा धाव विनैव दैवं, नो धावनं साधनमस्ति लक्ष्म्याः। चेद्धावनं साधनमस्ति लक्ष्म्याः, श्वा धावमानोऽपि लभेत लक्ष्मीम् ॥ ५० ॥

હે પુરુષ! તું ભાગ્ય વિના દોડાદોડ ન કર; કારણ કે લક્ષ્મીને મેળવવાનું સાધન દોડાદોડ નથી, જો લક્ષ્મીને મેળવવાનું સાધન દોડાદોડ હોત, તો કૂતરું પણ દોડાદોડ કરે છે, તે પણ લક્ષ્મીને મેળવત. ૫૦

ईशः करस्थीकृतकाञ्चनाद्रिः कुबेरमित्रं रजताचलस्थः। तथापि भिक्षाटनमस्य जातं, विधौ शिरःस्थे कुटिले कुतः श्रीः ॥ ५१ ॥

સોનાનો સુમેરુ પર્વત મહાદેવે પોતાની હથેળીમાં રાખ્યો છે અને રૂપાના પર્વત કૈલાસ પર રહેનાર કુબેર તેમના મિત્ર છે, તોપણ મહાદેવને ભિક્ષા માટે રખડવું પડે છે; સાચે જ ચંદ્રની જેમ કુટિલ—વાંકું નસીબ માથા પર બેઠું હોય, તો લક્ષ્મી ક્યાથી હોય? ૫૧

स्वयं महेशः श्वशुरो नगेशः सखा धनेशस्तनयो गणेशः। तथापि भिक्षाटनमेव शंभोर्बलीयसी केवलमीश्वरेच्छा ॥ ५२ ॥

પોતે મોટા દેવ છે, સસરો પર્વતોનો રાજા છે, મિત્ર કુબેરભંડારી છે, પુત્ર ગણપતિ છે, તોપણ શંભુ-મહાદેવને ભિક્ષા માટે રખડવું પડે છે. સાચેજ કેવળ ઈશ્વરના ઇચ્છા જ બળવાન છે. ૫૨

असंभवं हेममृगस्य जन्म तथापि रामो लुलुभे मृगाय। प्रायः समासन्नविपत्तिकाले धियोऽपि पुंसां मलिनीभवन्ति ॥ ५३ ॥

સોનાના મૃગનો જન્મ જ અસંભવિત છે; તોપણ ભગવાન રામ એવા મૃગ માટે લોભાઈ ગયા. જ્યારે વિપત્તિકાળ આવી પડે છે, ત્યારે ઘણુંખરું માણસોની બુદ્ધિઓ મલિન થાય છે. ૫૩

न भूतपूर्वो न च केन दृष्टो, हेम्नः कुरंगो न कदापि वार्ता। तथापि तृष्णा रघुनन्दनस्य, विनाशकाले विपरीतबुद्धिः ॥ ५४ ॥

સોનાનો મૃગ પહેલા કદી થયો નહોતો, કોઈએ દીઠો નહોતો, તેની વાત પણ કોઈએ જાણી નહોતી; તોપણ ભગવાન રામચંદ્રને તેની તૃષ્ણા જાગી. ખરેખર જ્યારે વિનાશકાળ આવે છે ત્યારે બુદ્ધિ વિપરીત બની જાય છે. ૫૪

धनानि भूमौ पशवश्च गोष्ठे, भार्या गृहद्वारि जनः श्मशाने। देहश्चितायां परलोकमार्गे, कर्मानुगो गच्छति जीव एकः ॥ ५५ ॥

ધન પૃથ્વીમાં, પશુઓ કોઢમાં, સ્ત્રી ઘરના બારણે, કુટુંબી જન શ્મશાનમાં અને દેહ ચિતામાં રહી જાય છે; પરંતુ કર્મને અનુસરનાર એકલો જીવ પરલોકના માર્ગે જાય છે. ૫૫

वने जने शत्रुजलाग्निमध्ये महार्णवे पर्वतमस्तके वा। सुप्तं प्रमत्तं विषमस्थितं वा रक्षन्ति पुण्यानि पुरा कृतानि ॥ ५६ ॥

વનમા હોય કે લોકોમાં હોય; શત્રુ, જલ કે અગ્નિની વચ્ચે હોય; મોટા સમુદ્રમાં હોય કે પર્વતને શિખરે હોય તેમ જ સૂતેલો, પ્રમાદી કે વિષમ પરિસ્થિતિમાં રહેલો હોય; તોપણ પહેલાં કરેલાં પુણ્યો તેનું રક્ષણ કરે છે. ૫૬

सुखस्य दुःखस्य न कोऽपि दाता, परो ददातीति कुबुद्धिरेषा। अहं करोमिति वृथाभिमानः स्वकर्मसूत्रग्रथितो हि लोकः ॥ ५७ ॥

સુખ કે દુઃખ આપનાર કોઈ નથી; બીજો માણસ તે આપે છે, એ આપણી ગેરસમજ છે અને હું પોતે કરું છું, તે અભિમાન ખોટું છે. બધા લોકો પોતપોતાના કર્મરૂપી સૂત્રમાં ગૂંથાયા છે. ૫૭

यः सुन्दरस्तद्वनिता कुरूपा या सुन्दरी सा पतिरूपहीना। यत्रोभयं तत्र दरिद्रता च विधेर्विचित्राणि विचेष्टितानि ॥ ५८ ॥

જો પુરુષ સુંદર હોય, તો તેની સ્ત્રી કદરૂપી હોય છે, જો સ્ત્રી સુંદર હોય, તો તેનો પતિ રૂપ વિનાનો હોય છે અને જ્યાં બંને રૂપાળા હોય, ત્યાં ગરીબાઈ હોય છે. એ રીતે નસીબની ચેષ્ટાઓ વિચિત્ર હોય છે.

भ्रमन्वनान्ते नवमञ्जरीषु न षट्पदो गन्धफलिमजिघ्रत्। सा किं न रम्या स च किं न रन्ता, बलीयसी केवलमीश्वरेच्छा ॥ ५९ ॥

વનમાં વૃક્ષોની નવી નવી માંજરો પર ભમતો ભમરો ચંબેલીની કળીને સુંઘતો નથી! તો શું ચંબેલીની કળી રમણીય નથી કે ભમરો રસિક નથી! પણ ફક્ત ઈશ્વરની ઇચ્છા જ બળવાન છે. ૫૯

विधौ विरुद्धे न पयः पयोनिधौ, सुधौघसिन्धौ न सुधा सुधाकरे। न वाञ्छितं सिध्यति कल्पपादपे न हेम हेमप्रभवे गिरावपि ॥ ६० ॥

જો નસીબ વાંકું હોય, તો સમુદ્રમાં પણ જલ મળતું નથી, અમૃતના સાગર એવા સુધાકર ચંદ્રમાં પણ અમૃત મળતું નથી, કલ્પવૃક્ષ પર પણ મનોરથ સિદ્ધ થતો નથી અને સોનાના પર્વત પર પણ સોનું મળતું નથી.

अवश्यमन्येष्वनवमहमहा यया दिशा धावति वेधसः स्पृहा । तृणेन वात्येव तयानुगम्यते जनस्य चित्तेन भृशावशात्मना ॥ ६१ ॥

જે વસ્તુ નસીબયોગે જરૂર બનવાની હોય છે, તેમાં ગ્રહોનું પણ કાંઈ ચાલતું નથી. જે દિશાએ વિધાતાની ઇચ્છા દોડતી હોય છે, તે દિશાએ વંટોળિયો તણખલાને લઈ જાય તેમ માણસનું ચિત્ત પરવશ થઈને તે તરફ દોડે છે. ૬૧

निपतति किल दुर्बलेषु दैवं तदवितथं ननु येन कारणेन । बलवति न तथा यथाबलानां प्रभवति कृष्टशरासनो मनोभूः ॥ ६२ ॥

એ વાત સાચી છે કે નસીબ દુર્બળ જનો પર જે કારણથી પડે છે, તેવી રીતે બળવાન જનો પર પડતું નથી. જેમ કે ધનુષ ચઢાવેલો કામદેવ અર્થાત્ કામનો આવેગ અબલા જનોને જેટલો પીડે છે, તેટલો પુરુષોને પીડતો નથી. ૬૨

हरशिरसि शिरांसि यानि रेजुः, शिव शिव तानि लुठन्ति गृध्रपादे । अयि खलु विषमः पुराकृतानां, भवति हि जन्तुषु कर्मणां विपाकः ॥६३॥

મહાદેવના મસ્તક(ગળા)માં જેવાં મસ્તકો શોભતાં હોય છે, તેવા પ્રકારનાં મસ્તકો ગીધના ચરણમાં અથડાતાં હોય છે. ઓહો, ખરેખર પ્રાણીઓમાં પૂર્વકૃત કર્મોનો વિપાક વિષમ પ્રકારનો જોવા મળે છે. ૬૩

क्व च ननु जनकाधिराजपुत्री, क्व च दशकंधरमन्दिरे निवासः । अयि खलु विषमः पुराकृतानां, भवति हि जन्तुषु कर्मणां विपाकः ॥६४॥

જનક મહારાજની રાજપુત્રી સીતાજી ક્યાં અને તેમનો રાવણના ઘરમાં નિવાસ ક્યાં ? એ બન્ને બાબત ઘટતી નથી; છતાં પણ પહેલાં કરેલાં કર્મોનો વિપાક પ્રાણીઓને ભોગવવાનો હોય છે. તે ખરેખર વિષમ છે.

क्व नु कुलमकलङ्कमायताक्ष्या, क्व नु रजनीचरसंगमापवादः । अयि खलु विषमः पुराकृतानां, भवति हि जन्तुषु कर्मणां विपाकः ॥ ६५ ॥

વિશાળ નેત્રવાળાં સીતાજીનું કલંકરહિત કુળ ક્યાં અને તેમને માથે રાવણ સાથે રહેવાનો અપવાદ, એ બાબત ક્યાં ? છતાં પણ પૂર્વકૃત કર્મોનો વિપાક પ્રાણીઓને ભોગવવાનો હોય છે, તે ખરેખર વિષમ છે. ૬૫

क्व वनं तरुवल्कलभूषणं नृपलक्ष्मीः क्व महेन्द्रवन्दिता । नियतं प्रतिकूलवर्तिनो बत धातुश्चरितं सुदुःसहम् ॥६६

ઝાડની છાલ એ જ જેનાં ભૂષણ છે, એવું વન ક્યાં અને ઇંદ્ર જેને પ્રણામ કરે છે, એવી રાજલક્ષ્મી ક્યાં ? ખરેખર, પ્રતિકૂળ વર્તનાર વિધાતાનું ચરિત અત્યંત દુઃસહ છે. ૬૬

सृजति तावदशेषगुणाकरं पुरुषरत्नमलंकरणं भुवः । तदपि तत्क्षणभङ्गि करोति चेदहह कष्टमपण्डितता विधेः॥

વિધાતા પૃથ્વીના અલંકારસ્વરૂપ અને સમસ્ત ગુણોના ભંડાર પુરુષરત્નને સર્જે છે, પરંતુ તેવા ભૂષણને પણ એ તે જ ક્ષણે નાશ પામનાર-અલ્પજીવી બનાવે છે. ખરેખર વિધાતાની મૂર્ખતા કેવા પ્રકારની છે ? ૬૭

शशिदिवाकरयोर्ग्रहपीडनं गजभुजंगमयोरपि बन्धनम् । मतिमतां च विलोक्य दरिद्रतां, विधिरहो बलवानिति मे मतिः ॥ ६८ ॥

ચંદ્ર અને સૂર્ય જેવાને ગ્રહ(રાહુ)થી પીડાવાનું હોય છે, હાથી અને સાપ જેવાને બંધન હોય છે. બુદ્ધિશાળી જનોને પણ ગરીબાઈ હોય છે; આ બધું જોતાં ખરેખર વિધિ બળવાન છે, એવો મારો નિશ્ચય થાય છે. ૬૮

यदपि जन्म बभूव पयोनिधौ, निवसनं जगतीपतिमस्तके । तदपि नाथ पुराकृतकर्मणा पतति राहुमुखे खलु चन्द्रमाः ॥ ६९ ॥

જોકે ચંદ્રમાનો જન્મ ક્ષીરસાગરમાં થયો છે અને તેનો નિવાસ જગતના પતિ મહાદેવના મસ્તક પર છે, છતાં હે નાથ ! તે ચંદ્રમા પૂર્વકૃત કર્મને લીધે રાહુના મુખમાં પડે છે, તે પહેલાં કરેલાં કર્મનું ફળ છે. ૬૯

प्रतिकूलतामुपगते हि विधौ विफलत्वमेति बहुसाधनता । अवलम्बनाय दिनभर्तुरभून्न प्रतिष्यतः करसहस्रमपि ॥ ७० ॥

જ્યારે વિધિ પ્રતિકૂળ બની જાય છે ત્યારે ઘણાં સાધનો પણ નિષ્ફળ બની જાય છે. દિવાકર સૂર્ય જ્યારે સાંજે અસ્તાચળ પર પડવા લાગે છે ત્યારે તેનાં હજાર કિરણો (હાથ) પણ અવલંબન માટે ઉપયોગમાં આવતાં નથી. ૭૦

यस्माच्च येन च यथा च यदा च यच्च
यावच्च यत्र च शुभाशुभमात्मकर्म ।
तस्माच्च तेन च तथा च तदा च तच्च
तावच्च तत्र च विधातृवशादुपैति ॥ ७१ ॥

પોતે જે શુભ કે અશુભ કર્મ કર્યું હોય છે, તે જ નસીબસંજોગે આવી મળે છે. અર્થાત્ જે પ્રદેશથી, જે સાધન વડે, જેવી રીતે, જ્યારે, જે કર્મ, જેટલા પ્રમાણમાં કરવામાં આવ્યું હોય; તે જ કર્મ, તે પ્રદેશથી તે સાધન વડે, તે રીતે. ત્યારે અને તેટલા પ્રમાણમાં મળે છે.

नैवाकृतिः फलति नैव कुलं न शीलं
विद्यापि नैव न च यत्नकृतापि सेवा ।
भाग्यानि पूर्वतपसा किल संचितानि
काले फलन्ति पुरुषस्य यथैव वृक्षाः ॥ ७२ ॥

આકૃતિ, કુલ, શીલ, વિદ્યા કે યત્નપૂર્વક કરેલી સેવા એમાંનું કાંઈ પણ ફળીભૂત થતું નથી; પરંતુ જેમ વૃક્ષો કાળે કરીને ફળ આપે છે તેમ પૂર્વના તપથી સંચિત થયેલાં કર્મો સમય થયે પુરુષને ફળે છે. ૭૨

आकाशमुत्पततु गच्छतु वा दिगन्त-
मम्भोनिधिं विशतु तिष्ठतु वा यथेच्छम् ।
जन्मान्तरार्जितशुभाशुभकृन्नराणां
छायेव न त्यजति कर्मफलानुबन्धः ॥ ७३ ॥

આકાશમાં ઊડી જાઓ, દિશાઓના છેડે પહોંચી જાઓ, સમુદ્રની અંદર પ્રવેશ કરો, કે પછી મન આવે ત્યાં જઈને રહો; પરંતુ મનુષ્યોને જન્માન્તરમાં કરેલાં શુભ અને અશુભ કરનારાં કર્મફલોનો સંબંધ એની છાયાની માફક એને છોડતો નથી. ૭૩

भीमं वनं भवति तस्य पुरं प्रधानं
सर्वो जनः सुजनतामुपयाति तस्य ।
कृत्स्ना च भूर्भवति सन्निधिरत्नपूर्णा
यस्यास्ति पूर्वसुकृतं विपुलं नरस्य ॥ ७४ ॥

જે માણસે પૂર્વે ઘણું સુકૃત (પુણ્ય) કરેલું હોય, છે, તેને માટે ભયંકર વન પણ મોટું નગર બની જાય છે. બધા માણસો સુજન બની જાય છે તેમ જ સંપૂર્ણ પૃથ્વી તેને માટે રત્નોથી ભરપૂર બની જાય છે. ૭૪

कैवर्तकर्कशकरग्रहणच्युतोऽपि
जालान्तरे निपतितः शफरो वराकः ।
दैवात्ततो विगलितो गलितो बकेन
वक्रे विधौ वद कथं व्यवसायसिद्धिः ॥ ७५ ॥

માછીમારના કર્કશ હાથમાં આવી પડીને છૂટી ગયેલું બિચારું માછલું બીજી જાળમાં જઈને પડ્યું. નસીબ સંજોગે તેમાંથી બહાર નીકળી જતાં તેને એક બગલું ગળી ગયું. આમ જ્યારે નસીબ વાંકું હોય ત્યારે માણસને તેના પ્રયાસમાં કેવી રીતે સિદ્ધિ મળે ? ૭૫

दैवे समर्प्य चिरसंचितकर्मजालं
सुस्थाः सुखं वसत किं परयाचनाभिः ।
मेरुं प्रदक्षिणयतोऽपि दिवाकरस्य
ते तस्य सप्त तुरगा न कदाचिदष्टौ ॥ ७६ ॥

હે માણસો ! ચિરકાળથી સંચિત કરેલ કર્મની જાળ દૈવને સમર્પિત કરીને સ્વસ્થ થઈ સુખપૂર્વક નિવાસ કરો ! બીજા લોકો પાસે યાચનાઓ કરવાથી શું લાભ થવાનો છે ? સૂર્ય નિયમિત રીતે સુમેરુની પ્રદક્ષિણા કરે છે, પણ તેને જે સાત ઘોડા છે, તે વધીને કદી આઠ થવાના નથી. ૭૬

येनाञ्चलेन सरसीरुहलोचनाया-
स्त्रातः प्रभूतपवनादुदये प्रदीपः ।
तेनैव सोऽस्तसमयेऽस्तमयं विनीतः
क्रुद्धे विधौ भजति मित्रममित्रभावम् ॥ ७७ ॥

જ્યારે દીવો સળગાવવામાં આવે છે, ત્યારે સુંદરી સ્ત્રી પોતાના પાલવથી તેનું સખત પવનથી રક્ષણ કરે છે; તે જ દીવો જ્યારે બુઝાવવાનો હોય છે, ત્યારે તે જ પાલવ હલાવીને બુઝાવે છે; એટલે જ્યારે વિધાતા ક્રોધમાં આવેલ હોય છે ત્યારે મિત્ર પણ શત્રુભાવ ધારણ કરે છે. ૭૭

आधोरणाङ्कुशभयात्करिकुम्भयुग्मं
जातं पयोधरयुगं हृदयेऽङ्गनानाम् ।
तत्रापि वल्लभनखक्षतभेदभिन्नं
नैवान्यथा भवति यल्लिखितं विधात्रा ॥ ७८ ॥

હાથીનાં બે ગંડસ્થળ મહાવતના અંકુશના ભયથી બે સ્તનોરૂપે બનીને સુંદરીઓની છાતી પર જઈને બેઠાં; પરંતુ ત્યાંય પતિના નખક્ષતથી પ્રહાર પામ્યાં; અર્થાત્ વિધાતાએ જે લખેલું હોય છે, તે કોઈ કાળે પલટાતું નથી. ૭૮

संजातसान्द्रमकरन्दरसां क्रमेण
पातुं गतश्च कलिकां कमलस्य भृङ्गः ।
दग्धा निपत्य सहसैव हिमेन सैषा ।
वामे विधौ नहि फलन्त्यभिवाञ्छितानि ॥ ७९ ॥

ખૂબ પરાગ અને રસથી ભરેલી કમળની નવીન કળીને પીવા માટે ભમરો તેની પાસે ગયો; પરંતુ તે જ વખતે બરફ પડવાથી બળીને તે કળી નીચે પડી ગઈ અર્થાત્ જ્યારે નસીબ વાંકું હોય છે, ત્યારે ધારેલા મનોરથો પણ સફળ થતા નથી. ૭૯

सिंहो बली गिरिगुहागहनप्रवासी ।
वासोदरे वसति भूमिभृतां बिडालः ॥
नो पौरुषं कुलमपि प्रचुरा न वाणी ।
दैवं बलीय इति मुञ्च सखे विषादम् ॥ ८० ॥

સિંહ બળવાન હોવા છતાં પર્વતની ગુફાઓ અને વનોમાં રખડતો હોય છે અને બિલાડી રાજાઓના ઘરમાં નિવાસ કરતી હોય છે; માટે હે મિત્ર ! તું ખેદ કરવાનો

છોડી દે, કારણ કે પુરુષાર્થ, કુળકે ઉત્તમ વાણી કામમાં આવતી નથી; પરંતુ નસીબ જ બળવાન છે. ૮૦

सदसि विदुरभीष्मद्रोणशारद्वतानां ।
पतिभिरमरकल्पैः पञ्चभिः पालितापि ॥
अहह परिभवस्य द्रौपदी पात्रमासीद्
बलवति सति दैवे बन्धुभिः किं विधेयम् ॥ ८१ ॥

સભામાં વિદુર, ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય જેવા હાજર હતા છતાં ખેદની વાત છે કે, દેવો જેવા પ્રતાપી પાંચ સ્વામીઓ વડે રક્ષાયેલી દ્રૌપદી પણ તિરસ્કારને પાત્ર બની; ખરેખર જ્યારે દૈવ બળવાન હોય છે, ત્યારે બંધુજનો શું કરી શકવાના હતા? ૮૧

गुणवदगुणवद्वा कुर्वता कार्यमादौ
परिणतिरवधार्या यत्नतः पण्डितेन ।
अतिरभसकृतानां कर्मणामाविपत्ते-
र्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥ ८२ ॥

જ્યારે ગુણવાળું કે ગુણ વિનાનું કોઈ પણ કાર્ય કરતા પહેલા બુદ્ધિશાળી મનુષ્યે, પ્રયત્નપૂર્વક તેના પરિણામનો વિચાર કરી લેવો; કારણ કે જે કર્મ પરિણામનો વિચાર કર્યા વિના ખૂબ જ ઉતાવળથી કરવામા આવે છે, તેનું પરિણામ શરીર પડે ત્યાં સુધી હૃદયને બાળનાર શલ્યના જેવું હોય છે. ૮૨

स हि गगनविहारि कल्मषध्वंसकारी
दशशतकरधारी ज्योतिषां मध्यचारी ।
विधुरपि विधियोगाद्ग्रस्यते राहुणासौ
लिखितमिह ललाटे प्रोज्झितुं कः समर्थः ॥८३॥

આકાશમા વિહાર કરનાર, અંધકારનો નાશ કરનાર, હજાર હાથ(કિરણો)ને ધારણ કરનાર અને નક્ષત્રોની વચ્ચે ચાલનાર ચંદ્ર પણ નસીબના સંજોગે રાહુથી ગળાય છે. માટે લલાટમા જે લખેલું હોય છે, તેને ટાળવા માટે કોણ સમર્થ છે? ૮૩

अयममृतनिधानं नायकोऽप्योषधीनां
शतभिषगनुयातः शंभुमूर्ध्नोऽवतंसः ।
विरहयति न चैनं राजयक्ष्मा शशाङ्कं
हतविधिपरिपाकः केन वा लङ्घनीयः ॥ ८४ ॥

જે અમૃતનો ભંડાર છે, ઓષધિ-વનસ્પતિઓનો નાયક છે, શતભિષગ્ (શતભિષા નક્ષત્ર, સો વૈદ્યો) જેને અનુસરે છે અને જે મહાદેવના લલાટનું ભૂષણ છે, એવા ચંદ્રને પણ રાજયક્ષ્મા (ક્ષય) રોગ છોડતો નથી; માટે હીનભાગ્યનો પરિપાક કોણ ઓળંગી શકે એમ છે?

शशिनि खलु कलङ्कः कण्टकं पद्मनाले
युवतिकुचनिपातः पक्वता केशजाले ।
जलधिजलमपेयं पण्डिते निर्धनत्वं
वयसि धनविवेको निर्विवेको विधाता ॥ ८५ ॥

ચંદ્રમાં કલંક છે, કમળના દંડનાળમાં કાંટા છે, સ્ત્રીઓના સ્તન ઢીલા પડી જાય છે. સુંદર કેશ પાકી જાય છે, સમુદ્રનું જળ પીવા લાયક નથી, પંડિત નિર્ધન હોય છે, વય ચાલી જતાં ધન સંઘરવાનો વિવેક જાગે છે, એ રીતે અવળી બાબતોને ગોઠવનાર વિધાતા ખરેખર વિવેકરહિત છે. ૮૫

प्रियसखि विपद्दण्डप्रान्तप्रपातपरम्परा-
परिचयचले चिन्ताचक्रे निधाय विधिः खलः ।
मृदमिव बलात्पिण्डीकृत्य प्रगल्भकुलालवद्
भ्रमयति मनो नो जानीमः किमत्र करिष्यति ॥८६

હે પ્રિયસખિ! ચતુર કુંભાર જેમ માટીના પિંડને ચાક પર ચઢાવીને દંડાથી ઘુમાવી નવા નવા આકારો બનાવે છે, તેમ આ નઠારો વિધિ મારા મનને માટીનો પિંડ બનાવીને ચિંતારૂપી ચક્ર પર ગોઠવે છે અને પછી વિપત્તિઓરૂપી દંડાના છેડાથી તે ચિંતાને ચારે તરફ વારંવાર ઘુમાવે છે એમ કરીને તે વિધિ મારા મનને કયો આકાર આપવા ઇચ્છે છે, તેની મને ખબર નથી.

क्वचित्पाणिप्राप्तं घटितमपि कार्यं विघटय-
त्यशक्यं केनापि क्वचिदघटमानं घटयति ।
तदेवं सर्वेषामुपरि परितो जाग्रति विधा-
वुपालम्भः कोऽयं जनतनुधनोपार्जनविधौ ॥८७॥

નસીબ બધાની ઉપર બધી બાજુથી જાગતું જ બેઠું હોય છે; તે હાથમાં આવેલું અને તૈયાર થયેલું કાર્ય પણ નિષ્ફળ બનાવી મૂકે છે તેમ જ અશક્ય અને કોઈથી પણ ન બની શકે એવા કાર્યને પણ શક્ય બનાવે છે. શરીર અને ધન મેળવવા માટે પ્રયત્ન કરતા માણસોને શું આ ઠપકારૂપ નથી? ૮૭

नमस्यामो देवान्ननु हतविधेस्तेऽपि वशगा
विधिर्वन्द्यः सोऽपि प्रतिनियतकर्मैकफलदः ।
फलं कर्मायत्तं यदि किममरैः किं च विधिना
नमस्तत्कर्मभ्यो विधिरपि न येभ्यः प्रभवति ॥८८॥

અમે દેવોને નમસ્કાર કરીએ, પણ ખરેખર તે દેવો એ દુષ્ટ દૈવને આધીન છે ત્યારે શું દૈવ વંદવા લાયક છે? અરે દૈવ પણ નિયમપૂર્વક કર્મ પ્રમાણે જ ફળ આપનાર છે, એટલે જો ફળ કર્મને આધીન હોય, તો પછી દેવો અને દૈવને નમસ્કાર કરવાથી શો ફાયદો?

મનુષ્ય જે કર્મો કરે છે, તેને જ નમસ્કાર છે, કે જેના પર નસીબનું પણ કાંઇ ચાલતું નથી. ૮૮

त्रिलोकेशः शार्ङ्गी शबरशरलक्ष्यत्वमगमद्
विधाता लोकानामलभत शिरःकृन्तनविधिम् ।
प्रयातौ तौ राहोर्दिनकरशशाङ्कौ कवलतां
प्रभुर्नग्नः शंभुः शिरसि लिखितं लङ्घयति कः ॥८९॥

શાર્ઙ્ગધનુષ્યધારી વિષ્ણુ ભગવાન ત્રણ લોકના ઈશ્વર હોવા છતાં એક ભીલના બાણનું નિશાન બની ગયા. સર્વ લોકોના સર્જક વિધાતાને પણ (શંકરથી) માથાં કપાવવાનો યોગ આવી પડ્યો. સૂર્ય અને ચંદ્ર પણ રાહુના મુખનો કોળિયો બની ગયા તેમ જ શંકર મહાદેવ હોવા છતાં નગ્ન રહે છે. ખરેખર લલાટમાં લખાયેલાને કોણ ઓળંગી શકે એમ છે? ૮૯

सुधांशोर्जातेयं कथमपि कलङ्कस्य कणिका
विधातुर्दोषोऽयं न च गुणनिधेस्तस्य किमपि ।
स किं नात्रेः पुत्रो न किमु हरचूडार्चनमणि-
र्न वा हन्ति ध्वान्तं जगदुपरि किं वा न वसति ॥९०

ચંદ્ર શું અત્રિ મુનિનો પુત્ર નથી? મહાદેવના મુગટને શોભાવનારો મણિ નથી? તે શું અંધકારનો નાશ કરતો નથી? તેમ જ શું તે જગતથી ઉપર રહેતો નથી? આમ ચંદ્ર ગુણોનો જ ભંડાર હોવા છતાં તેને જે કલંકની કણી લાગી ગઈ છે, તે તો નસીબનો જ દોષ છે.

लुलायै गोमायौ मृगपरिषदि श्वापदकुले
करिष्यन्कार्पण्यं किमिह महिमानं गमयसि ।
निमग्नः पङ्केऽस्मिन्ननुभव करीन्द्राधिपदशा-
मभद्रं भद्रं वा विधिलिखितमुन्मूलयति कः ॥९१॥

હે હાથી! તું કાદવમાં ડૂબ્યો છે, છતાં પાડા, શિયાળ, મૃગલાના ટોળા કે શિકારી પ્રાણીઓની વચમાં રહીને તું દીનતા કરીશ તો તેથી તારો કયો મહિમા વધશે? તું મોટા ગજરાજની જ દશાનો અનુભવ કર; કારણ કે પ્રારબ્ધમાં જે સારું કે નરસું લખેલું હશે. તેને કોણ ઉખાડી શકે છે? ૯૧

धुनोति ध्वान्तानि व्यपनयति नीहारपटलं
कुलं राजीवानां दलयति रथाङ्गं रमयति ।
जगद्व्यापी देवः सुखयति जनानां च नयनं
न याति स्थेमानं यदि तदिह दैवं जयतु कः ॥९२॥

જે અંધકારને દૂર કરે છે, ઝાકળના પડદાને હરી લે છે, કમળના સમૂહને ખીલવે છે, ચક્રવાકને રમાડે છે તેમ જ માનવોનાં નયનોને સુખ આપે છે; તેવો સૂર્ય પણ સ્થિરતા મેળવી શકતો નથી; ખરેખર આ લોકમાં દૈવને કોણ જીતે એમ છે? ૯૨

त एवामी बाणास्तदपि हरलब्धं धनुरिदं
स एवाहं पार्थः प्रमथितमुरारातिनिचयः ।
इमास्तास्ता गोप्यो हरिचरणचित्तैकशरणा
ह्रियन्ते गोपालैर्विधिरिह बलीयान्न तु नरः ॥९३॥

આ તે જ બાણો છે, શિવ પાસેથી મેળવેલું તે જ ધનુષ્ય છે, હું અર્જુન પણ તે જ છું, કે જેણે અસુરોના સમૂહનો નાશ કર્યો હતો; આ બધી ગોપીઓ પણ તે જ છે કે જેમણે પોતાના ચિત્તને ભગવાનના ચરણના શરણ આપ્યા હતા; એ રીતે બધું અનુકૂળ હોવા છતાં પણ કાબા નામે ગોવાળિયાઓ (અર્જુનને હરાવી) ગોપીઓને હરી ગયા; માટે દૈવ બળવાન છે, પુરુષ બળવાન નથી. ૯૩

अलंकारः शङ्काकरनरकपालं परिजनो
विशीर्णाङ्गो भृङ्गी वसु च वृष एको बहुवयाः ।
अवस्थेयं स्थाणोरपि भवति सर्वामरगुरो-
र्विधौ वक्रे मूर्ध्नि स्थितवति वयं के पुनरमी ॥९४॥

જોતાં શંકા થાય તેવી માથાની ખોપરી જેના અલંકાર છે, જીર્ણ અંગવાળો ભૃંગી નામે ગણ જેનો સેવક છે અને પાકટ ઉંમરનો એક બળદિયો જેનું ધન છે; એ રીતે મહાદેવ બધા દેવોના ગુરુ હોવા છતાં હલકી દશા ભોગવી રહ્યા છે; કારણ કે તેમના મસ્તક પર ચંદ્રમા વાંકો રહેલો છે. અર્થાત્ વિધિ વાંકો હોવાથી મહાદેવની આ દશા થઈ છે, તો આપણે શા હિસાબમાં? ૯૪

पिता रत्नाधारः शुचिसहचरास्ते च मणयः
स्वसा स्निग्धा लक्ष्मीरयमवरजः कल्पविटपो ।
अहो काम्यं धातुस्तदपि खलु शङ्खः प्रतिपदं
रुदित्वा यदीर्घं दिशि दिशि वराटं मृगयते ॥९५॥

રત્નથી ભરપૂર સમુદ્ર જેનો પિતા છે, શુદ્ધ સ્વચ્છ મણિઓ જેના સહચર છે,' પ્રેમાળ લક્ષ્મી જેની બહેન છે, કલ્પવૃક્ષ જેનો નાનો ભાઈ છે છતાં એવો શંખ પણ વારંવાર રુદન કરીને દિશાએ દિશાએ કોડીને શોધ્યા કરે છે. અહો, એ પણ વિધાતાએ જ ઇચ્છેલું છે.

पत्रं नैव यदा करीरविटपे दोषो वसन्तस्य किं
नोलूकेन विलोक्यते यदि दिवा सूर्यस्य किं दूषणम् ।
धारा नैव पतन्ति चातकमुखे मेघस्य किं दूषणं
यद्धात्रा निजभालपट्टलिखितं तन्मार्जितुं कः क्षमः ॥

ડેરડાના ઝાડને એકેય પાન ન હોય, તેમાં વસંતનો શો વાંક? દિવસે જો ઘુવડને દેખાય નહિ, તો સૂર્યનો શો દોષ? અને ચાતકના મુખમાં ધારા પડે નહિ, તેમાં મેઘનો શો દોષ? વિધાતાએ લલાટમાં લખી રાખ્યું હોય, તેને ધોવાને કોણ સમર્થ છે? ૯૬

या साधूंश्च खलान्करोति विदुषो मूर्खान्हितान्द्वेषिणः
प्रत्यक्षं कुरुते परोक्षममृतं हालाहलं तत्क्षणात् ।
तामाराधय सत्क्रियां भगवतीं भोक्तुं फलं वाञ्छितं
हे साधो व्यसनिन्गुणेषु विपुलेष्वास्थां वृथा मा कृथाः॥

હે દુઃખમાં આવી પડેલા સજ્જન, સતક્રિયા અથવા સત્કર્મ દુર્જનોને પણ સુજન બનાવે છે; મૂર્ખાઓને સમજુ-વિદ્વાન બનાવે છે, દ્વેષીઓને હિતૈષી બનાવે છે, પરોક્ષ અથવા અદૃશ્ય લાભને પ્રત્યક્ષ-પ્રકટ બનાવે છે, હલાહલ ઝેરને પણ ક્ષણમાં અમૃતમાં પલટાવી દે છે. માટે જો તારે ઇચ્છા પ્રમાણે ફળ ભોગવવું હોય, તો એ ભગવતી સત્ક્રિયા અથવા સત્કર્મની આરાધના કર. અભીષ્ટ ફળ મેળવવા માટે સત્કર્મ સિવાયના બીજા ઘણા ગુણો-સાધનો છે. પણ તે બધા ઉપર આસ્થા રાખવી વૃથા છે; કારણ કે સત્કર્મ જ સદ્‌ભાગ્ય બનીને અભીષ્ટ ફળ આપનાર બને છે. ૯૭

ब्रह्मा येन कुलालवन्नियमितो ब्रह्माण्डभाण्डोदरे
विष्णुर्येन दशावतारगहने क्षिप्तः सदा संकटे ।
रुद्रो येन कपालपाणिपुटके भिक्षाटनं कारितः
सूर्यो भ्राम्यति नित्यमेव गगने तस्मै नमः कर्मणे ॥

આ બ્રહ્માંડરૂપી પાત્રને બનાવવા જેણે બ્રહ્માને કુંભારની જેમ નીમ્યા છે, દશ અવતાર લેવાના ઘોર સંકટમાં જેણે વિષ્ણુને ફેંકી દીધા છે, હાથમાં ખોપરીના પાત્રને લઈને જેણે મહાદેવને ભીખ માગતા કરેલા છે અને જેનાથી સૂર્ય રોજ ગગનમાં ભમે છે; તેવા કર્મ-(નસીબ)ને નમસ્કાર હો. ૯૮

यद्धात्रा निजभालपट्टलिखितं स्तोकं महद्वा धनं
तत्प्राप्नोति मरुस्थलेऽपि नितरां मेरौ ततो नाधिकम्।
तद्धीरो भव वित्तवत्सु कृपणां वृत्तिं वृथा मा कृथाः
कूपे पश्य पयोनिधावपि घटो गृह्णाति तुल्यं जलम् ॥

વિધાતાએ પોતાના લલાટપટ પર જે થોડું કે વધારે ધન લખેલું છે, તે ધન મરુભૂમિમાં રહેવાથી પણ જેટલું મળે છે, તેટલું જ સુમેરુ પર્વત પર રહેવાથી મળે છે; તેનાથી વધારે મળતું નથી. માટે તું ધીરો થા અને ધનવાનો પાસ દીનવૃત્તિ કરીશ નહિ. તું જો, ઘડો કૂવામાં કે સમુદ્રમાં નાખેલો હોય તોપણ પોતામાં સમાય તેટલું જ જલ લઈને આવે છે. ૯૯

नेता यस्य बृहस्पतिः प्रहरणं वज्रं सुराः सैनिकाः
स्वर्गो दुर्गमनुग्रहः किल हरेरैरावतो वारणः ।
इत्याश्चर्यबलान्वितोऽपि बलभिद्भग्नः परैः संगरे
तद्युक्तं वरमेव दैवशरणं धिग्धिग्वृथा पौरुषम् ॥१००॥

જેનો નેતા બૃહસ્પતિ છે, વજ્ર જેનું આયુધ છે, દેવો સૈનિકો છે, સ્વર્ગ દુર્ગરૂપે છે, ભગવાન વિષ્ણુની કૃપા છે અને ઐરાવત હાથી વાહન છે; એ રીતે વિસ્મય પમાડે તેવું બળ હોવા છતાં ઇંદ્રનો શત્રુઓથી રણમાં પરાજય થયો. માટે દૈવનું શરણ લેવું તે જ યોગ્ય છે; વૃથા એવા પુરુષાર્થને ધિક્કાર છે. ૧૦૦

जातः सूर्यकुले पिता दशरथः क्षोणीभुजामग्रणीः
सीता सत्यपरायणा प्रणयिनी यस्यानुजो लक्ष्मणः ।
दोर्दण्डेन समो न चास्ति भुवने प्रत्यक्षविष्णुः स्वयं
रामो येन विडम्बितोऽपि विधिना चान्ये जने का कथा ॥

સૂર્યકુળમાં જન્મ, રાજાઓમાં અગ્રેસર દશરથ પિતા છે, સત્યપરાયણ સીતા પ્રેમાળ પત્ની છે, લક્ષ્મણ જેમના ભાઈ છે, ત્રણે લોકમાં પોતાના જેવો કોઈ બાહુબળવાળો નથી અને પોતે સાક્ષાત્ વિષ્ણુ (હતા), તોપણ ભગવાન રામચંદ્રને નસીબે હેરાન કર્યા, તો પછી બીજા માણસોની તો વાત જ શું? ૧૦૧

जामाता पुरुषोत्तमो भगवती लक्ष्मी स्वयं कन्यका
दूतो यस्य बभूव कौशिकमुनिर्यज्वा वसिष्ठः स्वयम् ।
दाता श्रीजनकः प्रदानसमये चैकादशस्था ग्रहाः
किं ब्रूमो भवितव्यतां हतविधे रामोऽपि यातो वनम् ॥

જનક રાજાને ભગવાન પુરુષોત્તમ (રામ) જમાઈ બન્યા છે, સ્વયં લક્ષ્મીજી કન્યા બન્યાં છે, વિશ્વામિત્ર ઋષિ જેમના દૂત તરીકે છે, વિવાહયજ્ઞ કરાવનાર સ્વયં મહર્ષિ વસિષ્ઠ છે, શ્રીજનક પોતે કન્યાદાન કરનારા છે, કન્યાદાન વખતે (શુભકારક) અગિયારમા સ્થાનમાં ગ્રહો રહેલા છે; છતાં દુષ્ટ વિધિની ભવિતવ્યતાને અમે શું કહીએ? એવા રામ પણ વનમાં ગયા. ૧૦૨

आसाद्यापि महोदधिं न वितृषो जातो जलैर्वाडवो
मेघं प्राप्य न चातकोऽपि चरणौ भानुं न लेभेऽरुणः।
चन्द्रः शंकरशेखरेऽपि निवसन्पक्षक्षये क्षीयते
प्रायः सज्जनसंगतोऽपि लभते दैवानुरूपं फलम् ॥

મહાસાગરને મેળવીને પણ વાડવાનલની તરસ છીપી નહિ, તેમ જ મેઘને મેળવીને ચાતકની તરસ છીપી નહિ; અરુણ સારથિ હજાર પગપાળા સૂર્યને મેળવીને બે પગ પામ્યો નહિ તેમ જ ચંદ્ર મહાદેવના મસ્તકે રહેતો હોવા છતાં પક્ષનો ક્ષય થતાં ક્ષય પામે છે;

ખરેખર, સારા માણસોનો સગ થવા છતા પણ માણસ દૈવ અનુસાર જ ફળ મેળવે છે ૧૦૩

आहारे शुचिता ध्वनौ मधुरता वाचालता माधवे ।
बन्धौ निर्ममता जनेषु निरता नीडे पराधीनता ।
एतैरेव गुणैर्युता परभृतास्त्यक्त्वा किमेते जना
वन्दन्ते खलु खञ्जन कृमिभुज चित्रा गति कर्मणाम्॥

જેના આહારમા પવિત્રતા છે, ધ્વનિમા મધુરતા છે, વસતઋતુમા વાચાળપણુ છે, કુટુબીજનોમા મમતા વિનાનો ભાવ છે, સામાન્ય જનો પર તત્પરતા છે અને પોતાના માળામા પરાધીન દશા છે એ રીતે જેમનામા આ બધા જ ગુણો રહેલા છે, તેવા કોયલ પક્ષીઓને છોડીને, આ લોકો કીડાનુ ભક્ષણ કરનાર ખજન પક્ષીને વદન કરે છે ખરેખર કર્મોની ગતિ વિચિત્ર છે ૧૦૪

गीत कोकिल ते मुदा रसविद शृण्वन्ति कर्णामृत
नो किंचिद्वितरन्ति ते तरुदलैरेव स्वय जीवसि ।
कर्णायुर्हरमुद्गिरन्ति विरुत काकास्तु तेभ्यो बलिं
प्राज्ञा एव दिशन्ति हन्त धिगिद वैक्र विधे क्रीडितम्॥

હે કોકિલ! રસને પારખનાર પુરુષો કાનને અમૃત જેવુ લાગતુ તારુ ગીત પ્રેમથી સાભળે છે, પરતુ તેના બદલામા તને કાઈ આપતા નથી અને તુ વૃક્ષના તાજા પાનથી પોતાની મેળે આજીવિકા ચલાવે છે, પરતુ જે કાગડા કાનનો રસ હરી લે એવા નગારા શબ્દો કરે છે, તેમને ડાહ્યા માણસો બલિ આપે છે નસીબના આ વાકા ખેલને ધિક્કાર છે ૧૦૫

छित्वा पाशमपास्य कूटरचना भङ्क्त्वा बलाद्वागुरा
पर्यन्ताग्निशिखाकलापजटिलान्निःसृत्य दूर वनात् ।
व्याधाना शरगोचरादतिजवेनोत्प्लुत्य धावन्मृग
कूपान्त पतित करोति विमुखे किंवा विधौ पौरुषम्॥

વનનુ એક મૃગલુ પાશને છેદીને, કપટજાળને દૂર કરીને બળ કરીને વાગુરા (મૃગપાશ) તોડી નાખીને, ચારે તરફથી ફરી વળેલ અગ્નિની જ્વાળાઓમાથી નીકળીને વનમા દૂર ચાલ્યુ ગયુ, ત્યા તો શિકારી ઓના બાણુનુ લક્ષ્ય બન્યુ, તેને પણ ખૂબ વેગથી કૂદકો મારીને ચૂકાવ્યુ અને એ રીતે આગળ દોડતુ મૃગ તુ છેવટે કૂવામા પડ્યુ એમ જ્યારે નસીબ વાકુ હોય, ત્યારે પુરુષાર્થ કાઈ કામ આવતો નથી ૧૦૬

लब्ध जन्म सह श्रिया स्वयमपि त्रैलोक्यभूपाकर
स्थित्यर्थं परमेश्वराभ्युपगतस्तेनापि मूर्ध्ना धृत ।
वृद्धिं शीतकरस्तथापि न गत क्षीण पर प्रत्युत
आय प्राक्तनमेव कर्म बलवत् क कस्य कर्तुं क्षम ॥

જેને લક્ષ્મી સાથે જન્મ (મળ્યો) છે, જે ત્રણે લોકને શોભા આપે છે, તે પોતાના રક્ષણને માટે મહાદેવ પાસે ગયો, તો મહાદેવે તેને પોતાના શિર પર ધારણ કર્યો, આટલુ થવા છતા શીતળ ચદ્ર વૃદ્ધિ પામ્યો નહિ, પરતુ ઊલટો ક્ષય પામ્યો ખરેખર, પૂર્વના કરેલા કર્મ બળવાન છે, કોઈ કોઈનુ કાઈ કરી શકતુ નથી ૧૦૭

रामे प्रव्रजन बलेर्नियमन पाण्डो सुताना वन
वृष्णीना निधन नलस्य नृपते राज्यात्परिभ्रंशनम् ।
कारागारनिषेवण च मरण सचिन्त्य लङ्केश्वरे
सर्व कालवशेन नश्यति नर को वा परित्रायते ॥

ભગવાન રામનુ વનગમન, બળિરાજાનુ બધન, પાડવોનો વનવાસ, યાદવોનો કુલનાશ, રાજા નળનો રાજ્યભ્રશ તેમ જ લકાના રાજા રાવણનો કારાગારમા વાસ અને મરણ આ બધુ વિચારીને નિર્ણય થાય છે કે 'બધા માણસો કાળને વશ થઈ નાશ પામે છે, તેમા કોણ રક્ષણ કરી શકે એમ છે?' ૧૦૮

भग्नाशस्य करण्डपिण्डिततनोर्म्लानेन्द्रियस्य क्षुधा
कृत्वाखुर्विवर स्वय निपतितो नक्त मुखे भोगिन ।
तृप्तस्तत्पिशितेन सत्वरमसौ तेनैव यात प्रथा
लोका पश्यत दैवमेव हि नृणा वृद्धौ क्षये कारणम्॥

જેની ઇંદ્રિયો ભૂખથી શિથિલ બનેલી છે એવો એક નાગ આશાભગ થઈને ગૂચળુ વળીને કરડિયામા પડ્યો હતો રાતે એક ઉદર ખાવાની આશાથી કરડિયામા છિદ્ર કરીને અદર ગયો તો તે સાપના મુખમા જ જઈ પડ્યો તેને ખાઈને સર્પ ધરાયો અને પછી ઉદરે કરેલા માર્ગે જ તે બહાર નીકળી ગયો માટે હે જનો! જુઓ કે, માણસોની વૃદ્ધિ કે ક્ષયનુ કારણ દૈવ જ છે ૧૦૯

माता यस्य धराधरेन्द्रदुहिता तातो महेशस्तथा
भ्राता विघ्नकुलान्तक पितृसखो देवो धनाना पति ।
ख्यात क्रौञ्चविदारणे सुरपते सेनाग्रग षण्मुख
स्तद्दैवबलेन धुत्र घटते नाद्यापि पाणिग्रह ॥ ११०॥

ગિરિરાજ હિમાલયના પુત્રી પાર્વતી જેની માતા છે મહાદેવ જેના પિતા છે, સર્વ વિઘ્નોને દૂર કરનાર ગણપતિ જેના ભાઈ છે, ધનના પતિ કુબેર જેના પિતાના મિત્ર છે અને જે પોતે ક્રૌચ પર્વતને છેદવા મા પ્રખ્યાત છે, તેમ જ ઇદ્રની સેનાના અધિપતિ છે, છતા હજુ સુધી કાર્તિકસ્વામીનુ પાણિગ્રહણ થયુ નથી તેમા દુષ્ટ દૈવના બળ સિવાય બીજુ શુ કારણ હોઈ શકે એમ છે? ૧૧૦

कांश्चित्तुच्छयति प्रपूरयति वा कांश्चिन्नयत्युन्नतिं
कांश्चित्पातविधौ करोति च पुनः कांश्चिन्नयत्याकुलान्।
अन्योन्यं प्रतिपक्षसंहतिमिमां लोकस्थितिं बोधय-
न्नेष क्रीडति कूपयन्त्रघटिकान्यायप्रसक्तो विधिः ॥

આ વિધિ પોતે રેંટના ભરાતા અને ઠલવાતા ઘડાઓની જેમ માણુસો સાથે લીલા કરી રહ્યો છે; અર્થાત્ તે કેટલાક જનોને તુચ્છ બનાવે છે, તો કેટલાકને આશાથી પૂર્ણ બનાવે છે; કેટલાકને તે નીચે પાડે છે, તો કેટલાકને આકુળવ્યાકુળ બનાવીને ઊંચે લઈ જાય છે અને એ રીતે એકમેકથી સાવ ઊલટી રીતે જનારી એવી લોકોની ઊંચી–નીચી સ્થિતિનો તે વિધિ બોધ આપે છે. ૧૧૧

तुल्यं भूभृति जन्म तुल्यमुभयोर्मूल्यं च तुल्यं वपु-
स्तुल्यं दार्ढ्यमुदग्रटङ्कदलनं तुल्यं च पाषाणयोः
एकस्याखिलवन्दनाय विधिना देवत्वमारोपितं
तद्द्वारे विहिता परस्य तु पदाघातास्पदं देहली ॥११२

બે પથ્થરની શિલાઓ છે, તે બંનેનો સરખી રીતે એક પર્વતમા જન્મ થયો છે, બંનેનાં મૂલ્ય સરખાં છે, બંનેનાં કદ સરખાં છે, બંનેની મજબૂતાઈ સરખી છે તેમ જ બંને પથ્થરોને એકસરખી રીતે ટાંકીને ઘડીને તૈયાર કર્યા છે, તે છતાં નસીબે એક શિલામાં દેવપણું લાવીને સર્વલોકોને વંદન કરવા યોગ્ય બનાવી અને બીજી શિલાને તે જ મંદિરના બારણામા ઉંબરા તરીકે મૂકી કે જેથી તેને બધા જ પોતાના પગની ઠોકર મારે છે. ૧૧૨

यद्भग्नं धनुरीश्वरस्य समरे यज्जामदग्न्यो जित-
स्त्यक्ता येन गुरोर्गिरा वसुमती सेतुः पयोधौ कृतः।
एकैकं दशकंधरक्षयकृतो रामस्य किं वर्ण्यते
दैवं वर्णय येन सोऽपि सहसा नीतः कथाशेषताम् ॥

જે ભગવાન રામે શિવનું ધનુષ્ય તોડી નાખ્યું, રણસંગ્રામમાં પરશુરામને જીતી લીધા, પિતાના વચનને કારણે પૃથ્વીના રાજ્યનો ત્યાગ કર્યો, સમુદ્ર પર સેતુ બાંધ્યો અને દશમુખ રાવણનાં એકએક મસ્તક છેદી નાખ્યાં; તે રામચંદ્રનો મહિમા શું વર્ણવી શકાય એમ છે? છતાં દૈવે તેમને પણ કથાશેષ બનાવ્યા।

खल्वाटो दिवसेश्वरस्य किरणैः संतापितो मस्तके
वाञ्छन्देशमनातपं विधिवशात्तालस्य मूलं गतः।
तत्राप्यस्य महाफलेन पतता भग्नं सशब्दं शिरः
प्रायो गच्छति यत्र भाग्यरहितस्तत्रैव यान्त्यापदः ॥

ટાલવાળો માણુસ બપોરના સૂર્યનાં કિરણોથી માથું ખૂબ તપી જવાથી છાયાવાળી જગા શોધતા શોધતા દૈવયોગે એક તાડના ઝાડની નીચે જઈ ચઢ્યો; ત્યા તો તાડનું મોટું ફળ (નાળિયેર) તેના માથા પર પડ્યું. તેથી અવાજ સાથે તેનું માથું ફૂટી ગયું; ખરે-ખર ભાગ્યરહિત માણુસ જ્યાં જાય છે, ત્યાં જ આપત્તિઓ પણ જાય છે ૧૧૪

भूयिष्ठं द्रविणात्मजं जनयितुं लिप्सावता चेतसा
नार्यः पञ्च मया क्रमेण कुलजा काले समुद्वाहिताः।
सद्विद्या कविता विदेशवसतिः सेवा तथाभ्यर्थना
दैवेन प्रतिबन्धकेन युगपद्वन्ध्याः समस्ताः कृताः ॥

મારા મનમા એવી લિપ્સા હતી કે પુષ્કળ ધનરૂપી પુત્ર મારે ઘેર પેદા થાય, એટલે મેં કાળે કરીને ક્રમે ક્રમે પાંચ નારીઓ સાથે લગ્ન કર્યાં; અર્થાત્ સારી વિદ્યા, કવિતા, વિદેશવાસ, સેવા અને યાચના એ પાંચેય કરવા છતા, મારા પ્રતિકૂળ દૈવે એ પાંચે સ્ત્રીઓને એકી સાથે વાંઝણી બનાવી દીધી; અર્થાત્ મને ધન ન મળ્યું.

मज्जत्वम्भसि यातु मेरुशिखरं शत्रुञ्जयत्वाहवे
वाणिज्यं कृषिसेवनादि सकला विद्याः कलाः शिक्षतु।
आकाशं सकलं प्रयातु खगवत्कृत्वा प्रयत्नं परं
नोऽभाव्यं भवतीह कर्मवशतो भाव्यस्य नाशः कुतः ॥

તમે જળમાં ડૂબકી લગાવો, મેરુ પર્વતના શિખર પર ચડી જાઓ, રણસંગ્રામમાં શત્રુઓને જીતી લો; વેપાર, ખેતી, ચાકરી વગેરે તેમ જ સઘળી વિદ્યાઓ અને કળાઓ શીખી લો; ઘણો મોટો પ્રયત્ન કરીને પક્ષીની જેમ ઊડીને આખા આકાશમાં ગતિ કરો; પરંતુ દૈવવશાત્ જે અસંભવ છે, તે કદી બનવાનું નથી અને જે બનવાનું છે, તે મિથ્યા કરી શકાતું નથી. ૧૧૬

लक्ष्मीकौस्तुभपारिजातसहजः सूनुः सुधाम्भोनिधे-
र्दैवेन प्रणयप्रसादविधिना मूर्ध्ना धृतः शंभुना।
अद्याप्युज्झति नैव दैवविहितं क्षैण्यं क्षपावल्लभः
केनान्येन विलङ्घ्यते विधिगतिः पाषाणरेखासखी ॥

જે ચંદ્ર લક્ષ્મી, કૌસ્તુભમણિ અને પારિજાતનો ભાઈ થાય છે, જે ક્ષીરસાગરનો પુત્ર છે, જેને મહાદેવે પ્રેમથી મસ્તકે ધારણ કર્યો છે; આટલું હોવા છતાં તે ચંદ્ર પણ જો દૈવથી નક્કી થયેલી તેની ક્ષીણતા હજી સુધી દૂર કરી શકતો નથી તો પછી બીજા કોનાથી પથ્થર પરની રેખા સમી તે ભાગ્યની ગતિને ઓળંગી શકાય? ૧૧૭

अम्भोधिः स्थलतां स्थलं जलधितां धूलीलवः शैलतां
मेरुर्मृत्कणतां तृणं कुलिशतां वज्रं तृणप्रायताम्।
वह्निः शीतलतां हिमं दहनतामायाति यस्येच्छया
लीलादुर्ललिताद्भुतव्यसनिने दैवाय तस्मै नमः ॥११८

જેની ઇચ્છાથી મહાસાગરના જળ સ્થળરૂપે બની જાય છે અને સ્થળ મહાસાગરરૂપે બની જાય છે ધૂળનો ઢગલો મોટા પર્વતના શિખરરૂપ બની જાય છે અને સુમેરુ પર્વત માટીના કણરૂપ બની જાય છે, ઘાસનુ તણખલુ વજ્રરૂપ અને વજ્ર ઘાસરૂપ બની જાય છે, તેમ જ અગ્નિ શીતળતારૂપ અને હિમ અગ્નિરૂપ બની જાય છે, એ રીતે અદ્ભુત લીલાઓ કરવાની ટેવ વાળા તે દૈવને નમસ્કાર છે ૧૧૮

जन्म ब्रह्मकुलेऽग्रजो धनपतिर्य कुम्भकर्णाग्रज
सूनुर्वासवजित्स्वय दशशिरा दोर्दण्डका विंशति ।
अस्त्र कामगम विमानमजय मध्येसमुद्र पुरी
सर्वं निष्फलमेतदेव नियत दैव पर दुर्जयम् ॥११९॥

બ્રાહ્મણના કુળમા જેનો જન્મ છે ધનપતિ કુબેર જેના મોટાભાઈ છે, જે પોતે કુભકર્ણનો મોટો ભાઈ છે ઇન્દ્ર પર વિજય મેળવનાર ઇન્દ્રજિત જેનો પુત્ર છે જે પોતે દશ માથાવાળો છે અને વીસ ભુજાઓવાળો છે જેની પાસે અજય અસ્ત્ર અને કામના પ્રમાણે ગતિ કર નાર વિમાન છે તેમ જ સમુદ્રની વચમા જેની નગરી છે આ બધુ રાવણનુ નિષ્ફળ થયુ આ ઉપરથી નિયમ પૂર્વક એમ જ કહી શકાય છે કે દૈવ પરમ દુર્જય છે—કોઈથી જીતી શકાય એવુ નથી ૧૧૯

यत्रारावण्डलदन्तिदन्तमुसलान्याखण्डितान्याहवे
धारा यत्र पिनाकपाणिपरशोराकुण्ठितामागता ।
तन्मे तावदुरो नृसिंहकरजैर्व्यादीर्यते साम्प्रत
दैवे दुर्बलता गते तृणमपि प्रायेण वज्रायते ॥ १२० ॥

( હિરણ્યકશિપુ જણાવે છે કે ) રણભૂમિમા ઇંદ્રના ઐરાવત હાથીના દતૂશળ જ્યા ખ ડિત થઈ ગયા અને જ્યા મહાદેવના પરશુની ધાર પણ કુ ઠિત બની ગઈ, એવી આ મારી છાતી અત્યારે નૃસિંહના નખથી ભેદાઈ રહી છે, ખરેખર જ્યારે નસીબ દુર્બળ બની જાય છે, ત્યારે ઘણી વખત તણખલુ પણ વજ્રના જેવુ બની જાય છે ૧૨૦

दो सदेहवशवदत्रिभुवनश्रीगर्वसर्वंकप
कैलासोद्धरणप्रचण्डचरितो वीर कुबेरानुज ।
यत्राथ स्वयमस्ति सेयममरावत्यापि वन्द्या पुरी
नीता मर्कटकेन कामपि दशा धिग्दैवमावश्यकम् ॥

જેણે પોતાની ભુજાઓથી ત્રણ ભુવનોને વશ બનાવી દીધા અને લક્ષ્મીનો બધો ગર્વ હરી લીધા, કૈલાસને ઊ ચો કરવાની શક્તિવાળુ જેનુ પ્રચડ પરાક્રમ પ્રખ્યાત છે, જેનો ભાઈ ધનપતિ કુબેર છે અને જે નગરીમા પોતે રહે છે, તે નગરી દેવોની અમરાવતી નગરીને પણ વદવા લાયક છે, તે નગરીની દશા એક સાધારણ વાદરાએ ( હનુમાને ) બગાડી નાખી, તેવા અવશ્ય ભાવિ દૈવને ધિક્કાર છે ૧૨૧

येनाकारि मृणालपत्रमशन क्रीडा करिण्या सह
स्वच्छन्द भ्रमण च कन्दरगणे पीत पयो नैर्झरम् ।
सोऽय वन्यकरी नरेषु पतित पुष्णाति देह तृणे
र्यद्देवेन ललाटपत्रलिखित तत्प्रोज्झितु क क्षम ॥ १२२

જે હાથીએ કમળના પત્રોના ભોજન કર્યા છે જેણે હાથિણીની સાથે ક્રીડાઓ કરી છે, પર્વતની ગુફામા જેણે સ્વચ્છદે ગમન કરેલા છે અને જેણે ઝરણાના નિર્મળ જળ પીધા છે તેવો આ વનનો હાથી માણસોના હાથ મા આવી પડતા ઘાસ ખાતો થઈ ગયો છે ખરેખર દૈવે લલાટપટ પર લખેલી વાતને ભૂસી નાખવા માટે કણ શક્તિમાન છે ? ૧૨૨

दैवेन प्रभुणा स्वय जगति यद्यस्य प्रमाणीकृत
तत्तस्योपनमेन्मनागपि महान्नैवाश्रय कारणम् ।
सर्वाशापरिपूरके जलधरे वर्षत्यपि प्रत्यह
सूक्ष्मा एव पतन्ति चातकमुखे द्वित्रा पयोबिन्दव ॥

સમર્થ દૈવે આ જગતમા જેને માટે જે જે નક્કી કરેલુ છે, તે તે તેને આવી મળે છે એટલે તેમા નાના મોટાનો આશ્રય કારણ બનતો નથી, બધાની આશાને પૂરી કરનારો મેઘ રોજ વરસી રહ્યો હોય છે, તોપણ ચાતકના મુખમા તો પાણીના બેચાર જ ટીપા પડે છે

कान्त वक्ति कपोतिकाकुलतया नाथान्तकालोऽधुना
व्याधोऽधो धृतचापसज्जितशर श्येन परिभ्रामति ।
इत्य सत्यहिना स दष्ट इषुणा श्येनोऽपि तेनाहत
स्तूर्णं तौ तु यमालय प्रति गतौ दैवी विचित्रा गति ॥

એમ કબૂતરી અત્યત ગભરાઈને પોતાના પતિને કહે છે કે, ‘હે નાથ! હવે તો આપણો અતકાળ આવી પહોંચ્યો છે, કારણ કે નીચે શિકારી ધનુષ્ય પર બાણ ચઢાવીને ઊભો છે અને ઉપર બાજ પક્ષી ભમે છે ’ આ પ્રમાણે સ્થિતિ હતી, ત્યા તો શિકારીને સાપ કરડ્યો અને તેના ધનુષ્યમાથી છૂટેલા બાણ વડે બાજ હણાયો આમ તે બન્ને યમને ઘેર પહોચી ગયા ( કબૂતર–કબૂતરી બચી ગયા), ખરેખર, દૈવની ગતિ વિચિત્ર છે

रेवावारिणि वारणेन विपुले राजीवराजीरज
पुञ्जापिञ्जरितोर्मिणि प्रविगलद्दानाम्बुगन्धोत्कटे ।
धौत येन मृगारिरक्तमसकृद्दन्तान्तरालस्थित
कोण सोऽपि पय पपौ हृतविवे को गोचरे नागत ॥

જે હાથીએ નર્મદાના વિપુલ જલને કમળસમૂહના કેસરના રજકણોથી રંગબેરંગી તરંગોવાળાં બનાવ્યા તેમ જ પોતાના ગંડસ્થળથી ગળતા મદભર જલથી ભરી દીધાં, તે જ હાથીને પોતાના દંતૂશળમાં લાગેલા સિંહના લોહીને જળમાં ધોવું પડ્યું અને તેથી ગરમ થયેલ જળનાં પાન પોતાને કરવાં પડ્યાં; માટે તે કમભાગ્ય નસીબનું લક્ષ્ય કોણ થયું નથી ? ૧૨૫

केषांचिन्निजवेश्मनि स्थितवतामालस्यनिद्रावतां
दृश्यन्ते फलिता लता इव फलैराचूलमूलं श्रियः ।
अब्धिं लङ्घयतां गिरिं प्रयततां पृथ्वीतले धावता-
मुद्योगव्यवसायसाहसधियां तन्नास्ति यत्पच्यते ॥१२६

એવા પણ કેટલાક માણસો છે, જે ઘરમાં પડ્યા રહે છે તેમ જ આળસ અને પ્રમાદથી ભરેલા હોય છે; તેમને માટે ફળવાળી લતાની જેમ લક્ષ્મી પહેલેથી તે છેડા સુધી આબાદ ફળ આપે છે; પરંતુ જે લોકો સાગરને ઓળંગનારા છે, પર્વત પર ચઢનારા છે તેમ જ પૃથ્વી પર દોડાદોડ કરનારા છે, એવા ઉદ્યોગ, વ્યવસાય અને હિંમતે કામ કરનારા માણસોનાં ઘરમાં રાંધીને ખાવા જેટલું અનાજ પણ હોતું નથી ! ૧૨૬

स्थाल्यां वैदूर्यमय्यां पचति तिलकणांश्चान्दनैरिन्धनौघैः
सौवर्णैर्लाङ्गलाग्रैर्विलिखति वसुधामर्कमूलस्य हेतोः ।
छित्त्वा कर्पूरखण्डान्वृतिमिह कुरुते कोद्रवाणां समन्तात्
प्राप्येमां कर्मभूमिं न चरति मनुजो यस्तपो मन्दभाग्यः ॥

જે વૈદૂર્ય રત્નના પાત્રમાં તલના દાણા ભરીને ચંદનના લાકડાથી તેને રાંધે છે, જે આકડાના મૂળને માટે સોનાના હળની કોશથી પૃથ્વી ખોદે છે તેમ જ જે કપૂરના ટુકડા કરીને કોદરાના છોડની ચારે બાજુ તેની વાડ બનાવે છે; તેની જેમ જ જે મનુષ્ય આ કર્મભૂમિને પ્રાપ્ત કરીને તપ-પરિશ્રમ કરતો નથી તે મંદ ભાગ્યવાળો છે. ૧૨૭

पश्चैते पाण्डुपुत्राः क्षितिपतितनया धर्मभीमार्जुनाद्याः
शूराः सत्यप्रतिज्ञा दृढतरवपुषः केशवेनापि गूढाः ।
ते वीराः पाणिपात्राः कृपणजनगृहे भिक्षुचर्यां प्रवृत्ताः
को वा कार्ये समर्थो भवति विधिवशाद्भाविनी कर्मरेखा॥

યુધિષ્ઠિર, ભીમ, અર્જુન વગેરે પાંચ પાંડવો સમ્રાટ પાંડુના પુત્રો હતા બધા જ શૂરવીર, સાચી પ્રતિજ્ઞાવાળા, મજબૂત શરીરવાળા હતા અને તેમનું રક્ષણ શ્રીકૃષ્ણ કરતા હતા, તે છતા તે વીર પાંડવોને હાથમાં પાત્ર લઈ કૃપણ જનોને ઘેર ભિક્ષા માગવી પડી; ખરેખર, જે કર્મરેખા-કર્મમાર્ગ નક્કી થયો હોય છે. તેને ફેરવવા માટે કોણ સમર્થ થઈ શકે છે ? ૧૨૮

यत्र श्यामाकनीजान्यपि चटकवधूचञ्चुकोटिच्युतानि
प्रोञ्छीयन्ते स्ववेश्मन्यशनविरहिते निर्धनश्रोत्रियाणाम् ।
दैवे दातर्यकस्माच्चटुलशिशुकराकृष्टहारावलीतो
भ्रष्टास्तत्रैव दृष्टा युवतिभिरलसं चूर्णिता मौक्तिकौघाः॥

નિર્ધન વિદ્વાનોના ઘરમાં એક વખત એવો પણ હતો કે જ્યારે કશું ખાવાનું નહોતું અને તેથી ચકલીઓની ચાંચમાંથી ખરી પડતા સામાના દાણાને બધાં વીણતા હતા; પછી નસીબ જ્યારે અકસ્માત્ આપવા બેઠું ત્યારે તે જ ઘરમાં એવો સારો વખત પણ આવ્યો કે ચંચળ બાળકોના હાથથી મોતીના હારની ખેંચાખેંચી થતા, તેમાંથી જે મોતી ખરી પડ્યાં, તે ઘરની યુવતીઓએ કચરાઈ જતાં જોયાં છતાં આળસને કારણે તે મોતીને ઉપાડી લીધાં નહિ. ૧૨૯

यन्माता विष्णुनाभिः पतिरपि च सुतो यस्य साक्षात्प्रजानां
लक्ष्मीर्यत्संश्रयाभूद्यदपि करतले भारती संचचार ।
भानुर्यस्यास्ति मित्रं तदपि सरसिजं क्षीणमिन्दोर्मयूखै-
स्तातु नैवोत्सहन्ते गतसुकृतफलं प्राप्तकाले सहायाः ॥

વિષ્ણુની નાભિ જેની માતા છે, સાક્ષાત્ બ્રહ્મા જેના પુત્ર છે, લક્ષ્મી જેનો આશ્રય છે, સરસ્વતી જેને હાથમાં રાખે છે તેમ જ સૂર્ય જેનો મિત્ર છે, એવું કમળ પણ ચંદ્રના કિરણોથી નાશ પામ્યું સુકૃતોનું ફળ પૂરું થઈ જતાં જેને ખરાબ વખત આવી પડે છે, તેને મોટા સહાયકો પણ રક્ષણ કરવાનો ઉત્સાહ ધરાવતા નથી

कुत्रायोध्या क्व रामो दशरथवचनाद्दण्डकारण्यमागात्
क्वासौ मारीचनामा कनकमयमृगः क्व च सीतापहारः ।
सुग्रीवे राममैत्री क्व जनकतनयान्वेषणे प्रेषितोऽहं
योऽर्थोऽसंभावनीयस्तमपि घटयते क्रूरकर्मा विधाता ॥

(હનુમાન જણાવે છે કે,) અયોધ્યા ક્યાં અને દશરથના વચનને પાળવા માટે દંડકારણ્યમાં આવી પહોંચેલા રામ ક્યાં ? સોનેરી મૃગરૂપે બનેલો મારીચ રાક્ષસ ક્યાં અને સીતાનું અપહરણ ક્યાં ? સુગ્રીવ સાથે ભગવાન રામની મૈત્રી થવી તે ક્યાં અને સીતાજીને શોધવા અમને મોકલવામાં આવ્યા તે કાર્ય ક્યાં ? ખરેખર, જે બાબત બિલકુલ બનવાની હોતી નથી, તેને પણ ક્રૂર કર્મ કરનાર વિધાતા ઘડી આપે છે. ૧૩૧

## વૃદ્ધાવસ્થાનું વર્ણન

अलंकरोति हि जरा राजामात्यभिषग्यतीन् ।
विडम्बयति पण्यस्त्रीमल्लगायकसेवकान् ॥ १ ॥

રાજા, પ્રધાન, વૈદ્ય અને યોગી એટલા લોકોને વૃદ્ધાવસ્થા શોભાવે છે, પરંતુ વેશ્યા, મલ્લ, ગવૈયા અને સેવકોને પીડા આપે છે ૧

क्षणात्प्रबोधमायाति लङ्घयते तमसा पुनः ।
निर्वास्यतः प्रदीपस्य शिखेव जरतो मतिः ॥ २ ॥

બુઝાતા દીપકની જ્યોતિની જેમ વૃદ્ધ જનની મતિ ક્ષણવાર પ્રગટ થાય છે અને પછી અંધકાર તેને પોતાની અંદર આવરી લે છે. ૨

शशिनीव हिमार्तानां घर्मार्तानां रवाविव ।
मनो न रमते स्त्रीणां जराजीर्णेन्द्रिये पतौ ॥ ३ ॥

જેમ ટાઢથી પીડાતા જનોના મન ચંદ્રથી આનંદ પામતા નથી અને તાપથી પીડાતા જનોના મન સૂર્યથી આનંદ પામતા નથી તેમ સ્ત્રીઓનું મન વૃદ્ધાવસ્થાને કારણે જર્જરિત બનેલી ઇન્દ્રિયોવાળા પતિમાં રમણ કરતું નથી ૩

मलिनैरलकैरेतैः शुक्लत्वं प्रकटीकृतम् ।
तद्भीत्येव निर्याता वदनाद्रदनावलिः ॥ ४ ॥

ઘડપણ આવતા કાળા કેશોએ ધોળાપણું પ્રગટ કર્યું, તેથી જાણે ડરાયા હોય, એ રીતે મુખમાંથી દાંતોની હાર બહાર નીકળી આવી ૪

वृद्धत्वाचलदग्धस्य सारयौवनवस्तुनः ।
दृश्यते देहगेहेषु भस्मेव पलितच्छलात् ॥ ५ ॥

જેમ ઘરમાં અગ્નિ લાગતા સાર વસ્તુ બળી જતા એકલી ભસ્મ રહી જાય તેમ ઘડપણરૂપી અગ્નિથી યૌવન જેવી સાર વસ્તુ બળી જતા પળિયારૂપે એકલી ભસ્મ બાકી રહેલી દેખાય છે ૫

वीक्ष्यते पलितश्रेणिर्नैव वृद्धस्य मूर्धनि ।
मुधैव नीतं जन्मेति किं तु भस्म विधिर्न्यधात् ॥ ६ ॥

વૃદ્ધને માથે જે પળિયાની હાર જોવા મળે છે, તે ખરેખર પળિયા નથી, પરંતુ 'તે જન્મ ફોગટ જ ગુમાવ્યો' એ બતાવવા વિધિએ તેને માથે ભસ્મ નાખી છે ૬

इयत्यामपि सामग्र्यां सुकृतं न कृतं त्वया ।
इतीव कुपितो दन्तानन्तकः पातयत्यलम् ॥ ७ ॥

'તને આટલી બધી સામગ્રી આપવા છતાં તેં કાંઈ પુણ્ય કર્યું નહિ' એ રીતે જાણે કોપ્યો હોય એમ યમરાજ વૃદ્ધના દાંતને જ પાડી નાખે છે. ૭

यममिव करधृतदण्डं हरिमिव सगदं शशाङ्कमिव वक्रम् । शिवमिव च विरूपाक्षं जरा करोत्यकृतपुण्यमपि ॥ ८ ॥

વૃદ્ધાવસ્થા પુણ્યકર્મ ન કરનાર માણસને પણ દેવ બનાવે છે જેમ કે યમરાજની જેમ તે વૃદ્ધજન હાથમાં દંડ રાખે છે, ગદાધારી વિષ્ણુની જેમ તે વૃદ્ધજન સગદ (ગદ–રોગવાળો) હોય છે, વાંકા ચંદ્રની જેમ તે શરીરે વાંકો વળી ગયેલો હોય છે અને ત્રણ નેત્રવાળા શિવની જેમ તે વિરૂપાક્ષ–બેડોળ હોય છે ૮

वदनं दशनविहीनं वाचो न परिस्फुटा गता शक्तिः ।
अव्यक्तेन्द्रियशक्तिः पुनरपि बाल्यं कृतं जरया ॥ ९ ॥

મુખ દાંત વિનાનું થયું છે વાણી સ્પષ્ટ રીતે બોલાતી નથી, શક્તિ ચાલી ગઈ છે તેમ જ ઇન્દ્રિયોની શક્તિ દેખાતી નથી, એ રીતે વૃદ્ધાવસ્થાએ ફરીથી બાળપણું આપ્યું છે ૯

पटु रटति पलितदूतो मस्तकमासाद्य सर्वलोकस्य ।
परिभवति जरा मरणं कुरुत धर्मं विरमत पापेभ्यः ॥ १० ॥

પળિયા મૃત્યુનો ચતુર દૂત બની મસ્તકે ચઢીને બધા જનોને કહે છે કે 'ઘડપણ અને મરણ હવે આવવાની તૈયારી છે તે દરમિયાન ધર્મ કરો અને પાપથી વિરામ પામો' ૧૦

शतमन्युं दण्डधरं कुबेरमपि शूलिनं तथा गदिनम् ।
कुरुते जरा न सा किं कुर्यान्नीरूपनामकं मनुजम् ॥ ११ ॥

ઘડપણને કારણે રૂપ અને નામ વિનાના બનેલા માણસને વૃદ્ધાવસ્થા શા શા રૂપ અને નામ આપતી નથી ? તે માણસને શતમન્યુ (ક્રોધથી ભરેલો, ઇંદ્ર), દંડધર (હાથમાં લાકડી રાખનાર, યમરાજ), કુબેર (ખરાબ શરીરવાળો કુબેરભંડારી), શૂલધારી (પેટમાં ચૂંક આવનારો મહાદેવ) અને ગદાધારી (ગદ–રોગવાળો, વિષ્ણુ) બનાવી મૂકે છે ૧૧

कृष्णवर्त्मनि गुणान्गणयन्ती जीवनेऽपि जरयन्त्यनुरागम् । आगता बत जरेव हिमानी सेव्यतां सुरतरङ्गवतीयम् ॥ १२ ॥

જેમ હિમાલયમાંથી પ્રગટ થયેલ દેવોની નદી ગંગા કૃષ્ણા(યમુના)ને માર્ગે ગુણોને ગણતી જાય છે અને બીજા જળમાં રહેલા અનુરાગને દૂર કરે છે, માટે સેવવા લાયક બની છે, તેમ અગ્નિના માર્ગે (સ્મશાનમાં) જવાને ગુણોને ગણતી અને જીવનમાં રહેલા અનુરાગને ઓછા કરતી, એવી જે વૃદ્ધાવસ્થા આવી છે, તે બીજા પાસેથી સેવા લેવાને યોગ્ય બને છે ૧૨

कृतान्तस्य दूती जरा कर्णमूले, समागत्य वक्तीति लोकाः शृणुध्वम् । परस्त्रीपरद्रव्यवाञ्छां त्यजध्वं, भजध्वं रमानाथपादारविन्दम् ॥ १३ ॥

આ યમરાજની દૂતી વૃદ્ધાવસ્થા પળિયાંરૂપે સૌ જનોના કાન પાસે આવીને કહે છે કે, પારકી સ્ત્રી અને પારકા ધનમાંથી વાંછા દૂર કરો અને ભગવાનના ચરણકમળની સેવા કરો. ૧૩

वर्णं सितं सपदिवीक्ष्य शिरोरुहाणां
स्थानं जरा परिभवस्य यदेव पुंसाम् ।
आरोपितास्थिशकलं परिहृत्य यान्ति
चाण्डालकूपमिव दूरतरं तरुण्यः ॥ १४ ॥

માથાના વાળનું ધોળાપણું જોઈને વૃદ્ધાવસ્થા મનુષ્યોના તિરસ્કારનું સ્થાન બની છે, અને જેમ હાડકાથી ભરેલા ચંડાળના કૂવાને લોકો ત્યજે છે, તેમ તરુણી સ્ત્રીઓ વૃદ્ધ પુરુષને છોડીને દૂર ચાલી જાય છે.

श्रुतिः शिथिलतां गता स्मृतिरपि प्रनष्टाधुना
गतिर्विपथमागता विगलिता द्विजानां ततिः ।
गवामपि च संहतिः समुचितक्रियातश्च्युता
कृता नु जरया तया कलियुगस्य साधर्म्यता ॥१५॥

તે વૃદ્ધાવસ્થાએ તો કળિયુગના સર્વ ધર્મો સાથે સમાનતા સાધી છે. કળિયુગમાં શ્રુતિ( વેદો )ની જેમ ઘડપણમાં શ્રુતિ ( કાન ) શિથિલ બની જાય છે. કળિયુગમાં સ્મૃતિ( ધર્મશાસ્ત્ર )ની જેમ ઘડપણમાં સ્મૃતિ સ્મરણશક્તિ) નાશ પામે છે, કળિયુગમાં ગતિ( સદાચાર )ની જેમ ઘડપણમાં ગતિ( ચાલ ) અવળે માર્ગે ચાલે છે, કળિયુગમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોના સમૂહ( દ્વિજ )ની જેમ ઘડપણમાં દાંતની પંક્તિ ( દ્વિજ ) ગળી જાય છે, અને જેમ કળિયુગમાં ગાયોનો સમુદાય અત્યંત યોગ્ય કાર્યમાં આવે નહિ, તેમ વૃદ્ધાવસ્થામાં ઇંદ્રિયો ( ગો ) પોતપોતાની ક્રિયાથી શિથિલ બને છે. ૧૫

गात्रं संकुचितं गतिर्विगलिता भ्रष्टा च दन्तावलि-
र्दृष्टिर्नश्यति वर्धते बधिरता वक्त्रं च लालायते ।
वाक्यं नाद्रियते च बान्धवजनैर्भार्या न शुश्रूषते
हा कष्टं पुरुषस्य जीर्णवयसः पुत्रोऽप्यमित्रायते ॥१६॥

શરીર સંકોચ પામ્યું છે, ગતિ શિથિલ બની છે, દાંતની હાર પડી ગઈ છે, નજર નાશ પામી છે. બહેરાપણું વધે છે, મુખમાંથી લાળ પડે, કુટુંબી જનો વચનનો આદર કરતા નથી, સ્ત્રી સેવા કરતી નથી અને વિશેષમાં પોતાનો પુત્ર પણ શત્રુની જેમ વર્તે છે. ખરેખર ! વૃદ્ધ મનુષ્યનું જીવન કષ્ટમય છે ૧૬

स्थूलप्रावरणोऽतिवृत्तकथकः कासाश्रुलालाविलो
भग्नोरःकटिपृष्ठजानुजघनो मुग्धोऽतिथीन्वारयन् ।
शृण्वन्धृष्टवधूवचांसि धनुषा संत्रासयन्वायसा-
नाशापाशनिबद्धजीवविभवो वृद्धो गृहे ग्लायति ॥१७॥

જેણે જાડાં વસ્ત્ર ઓઢ્યાં છે, જે વીતી ગયેલી વાતોને કહ્યા કરે છે, જેના મુખ પર ખાસી, આંસુ અને લાળ ભરેલા છે, જેના છાતી, કેડ, પીઠ, જઘન વગેરે ભાગી ગયાં છે, જે સ્વભાવે ભોળો છે, જે પોતાના ઘેર આવતા અતિથિઓને રોકે છે, જે નિર્લજ્જ વહુઓના વચનને સાંભળી રહે છે, જે વાંસની કામઠી હાથમાં લઈને કાગડાઓને ત્રાસ આપીને ઉડાડે છે અને જેણે આશાના પાશમાં પોતાના જીવનો વૈભવ બાંધી રાખ્યો છે, એવો વૃદ્ધજન ઘરમાં પડ્યો પડ્યો ખેદ પામી રહ્યો છે. ૧૭

पादौ संस्तम्भयन्ती मुखमपि नमयन्त्यङ्गमाकुञ्चयन्ती
हस्तावुत्कम्पयन्ती प्रणयिजनवचो न श्रुतीः श्रावयन्ती ।
रत्यामुद्वेजयन्ती वलिततनुमती नूतनोढा जरा वा
तुल्या पूर्वा तु पुंसस्त्रसति बत परा भीतिहेतुर्नरस्य ॥

જેમ નવોઢા સ્ત્રી પતિ પાસે જતા ( સંકોચથી ) પગને અટકાવે છે તેમ વૃદ્ધાવસ્થા ( શિથિલતાથી ) પગને અટકાવે છે જેમ નવોઢા મુખ નમાવે છે, તેમ વૃદ્ધાવસ્થા મુખ નમાવી દે છે. જેમ નવોઢા ( લજ્જાથી ) અંગોનો સંકોચ કરે છે, તેમ વૃદ્ધાવસ્થા અંગોનો સંકોચ કરે છે જેમ નવોઢા હાથને કંપારી લાવે, તેમ વૃદ્ધાવસ્થા હાથ કંપાવે છે. જેમ નવોઢા પ્રણયીજનના વચન સાંભળતી નથી, તેમ વૃદ્ધાવસ્થા કાને સાંભળતી નથી. જેમ નવોઢા રમણ કરતા મોટો આવેગ ઉત્પન્ન કરે છે, તેમ વૃદ્ધાવસ્થા રતિમાં ઉદ્વેગ પમાડે છે. જેમ નવોઢા પોતાના શરીરને વાળે છે, તેમ વૃદ્ધાવસ્થા પોતાના શરીરે પળિયા લાવે છે. એ રીતે નવોઢા અને વૃદ્ધાવસ્થા પુરુષ સાથે સરખા આચરણ કરે છે. તફાવત એટલો છે કે નવોઢા પુરુષથી ભય પામે છે ત્યારે વૃદ્ધાવસ્થા પુરુષને બિવડાવે છે. ૧૮

## ભૂખનું વર્ણન

नास्ति क्षुधासमं दुःखं नास्ति रोगः क्षुधासमः ।
नास्त्याहारसमं सौख्यं नास्ति क्रोधसमो रिपुः ॥१॥

ભૂખ જેવું બીજું કોઈ દુઃખ નથી, ભૂખ જેવો બીજો કોઈ રોગ નથી, આહાર જેવું બીજું કોઈ સુખ નથી અને ક્રોધ જેવો બીજો કોઈ શત્રુ નથી. ૧

शय्या वस्त्रं चन्दनं चारु हास्यं, वीणा वाणी सुन्दरी या च नारी । न भ्राजन्ते क्षुत्पिपासातुराणां सर्वारम्भास्तण्डुलप्रस्थमूलाः ॥ २ ॥

શય્યા, વસ્ત્ર, ચંદન, મધુર હાસ્ય, વીણા, વાણી અને સુંદરી નારી એ બધા પદાર્થો ભૂખ અને તરસથી પીડાતા જનોને સારા લાગતા નથી, ખરેખર, બધી ક્રિયાઓનું–આનંદનું મૂળ શેર ચોખા છે. ૨

## ભિક્ષુક

प्रतिदिनमयत्नसुलभे भिक्षुकजननि साधुजन कल्पलते । नृपनमननरकतारिणि भगवति भिक्षे नमस्तुभ्यम् ॥ १॥

હે ભગવતી ભિક્ષા! કોઈ જાતની મહેનત વિના તું રોજ સુલભ હોય છે. તું ભિક્ષુકોની માતા અને સાધુઓની કલ્પલતા છે. તું મનુષ્યોએ નમસ્કાર કરવા યોગ્ય અને તેમને નરકમાંથી તારનાર છે. તને નમસ્કાર હો.

अगस्तितुल्याश्च घृताब्धिशोषणे, दम्भोलितुल्या वटकाद्रिभेदने । शाकावलीकाननवह्निरूपास्त एव भट्टा इतरे भटाश्च ॥ २ ॥

ઘીના સાગરને શોષી લેવામાં જે અગસ્ત્ય જેવા છે, વડાં–પૂરીના ઢગલારૂપી પર્વતનો નાશ કરવામાં વજ્ર જેવા છે, શાકભાજીનાં જંગલોને સાફ કરવામાં જે દાવાગ્નિરૂપે છે; તેઓ 'ભટ્ટ' કહેવાય છે અને બાકી બધા 'ભટ' (વીર પુરુષ) ગણાય છે. ૨

अग्र्यो भुक्तिमतां प्रयोगसमये मन्त्रेषु पृष्ठं गतः
पाकागारगतस्तु पाचकमनस्तोषाय वाचस्पतिः ।
उच्चायां निरतो रतोऽर्भकगणे पिण्डेषु दत्तादरो
नानाश्राद्धगणैकचालितमना भट्टोत्तमो राजते ॥३॥

જમનારા લોકોમાં અગ્રેસર, મંત્રો ભણવામાં પાછળ રહેનાર, રસોડાની ખબર લેતી વખતે રસોઇયાના મનને રીઝવવામાં બૃહસ્પતિ જેવા ચતુર, દક્ષિણા લેવામાં તૈયાર, બાળકોની સાથે ખેલકૂદ કરનાર તેમ જ જેનું મન અનેક શ્રાદ્ધો જમવામાં અત્યંત ચપળ બનેલું છે, એવા ભટ્ટ મહારાજ વિરાજે છે. ૩

उच्चैरध्ययनं पुरातनकथा स्त्रीभिः सहालापनं
तासामर्भकलालनं प्रतिनुतिस्तत्पाकमिथ्यास्तुतिः ।
आदेशस्य करावलम्बनविधिः पाण्डित्यलेखक्रिया
होरागारुडमन्त्रतन्त्रकविधिर्भिक्षोर्गुणा द्वादश ॥ ४॥

ઊંચા સ્વરથી મંત્રો ભણે, પુરાણોની કથાઓ કહે, સ્ત્રીઓ સાથે વાર્તાલાપ કરે, તેમનાં બાળકોને રમાડે, નમી નમીને 'હા, જી હા' કરે, તેમની રસોઈનાં ખોટાં વખાણ કરે, તેમના હુકમને હાથમાં ઝીલી લે, પંડિતાઈ અને લેખની ક્રિયામાં તૈયાર રહે; જન્મપત્રિકા, ગારુડી વિદ્યા, મંત્ર–તંત્રની વિધિ વગેરેમાં કુશળતા બતાવે–ભિક્ષુકમાં આ બાર ગુણો હોય છે. ૪

प्रातः क्षालितलोचनाः करतले चञ्चत्पवित्राङ्कुरा-
स्तत्तत्स्थाननिवेशितोर्ध्वतिलकाश्चैलान्तबद्धाक्षताः ।
को जातश्च मृतोऽथवा मृततिथिः कस्यालये वर्तते ।
चेत्थं हर्षशतैर्युताः प्रतिदिनं धावन्त्यहो भिक्षुकाः ॥५॥

સવારે જેણે આંખો ધોઈને નાહવાની ક્રિયા પૂરી કરી છે, જેણે હાથમાં દર્ભનાં પવિત્રાં લીધેલાં છે, શરીરના તે તે અંગો પર જેણે મોટા તિલક કરેલાં છે, જેણે પોતાના પછેડાના છેડે ચોખા બાંધી લીધા છે, 'આજે કોણ જન્મ્યો, કોણ મર્યો, કોની મરણતિથિ છે અને કોને ઘેર જવાનું છે' એ રીતે સેંકડો હર્ષનાં કારણોથી યુક્ત ભિક્ષુકો, અહો, દોડી રહ્યા છે! ૫

## પરગૃહવાસ

शिरसा धार्यमाणोऽपि सोमः सौम्येन शंभुना ।
तथापि कृशतां धत्ते कष्टः खलु पराश्रयः ॥ १ ॥

સૌમ્ય એવા મહાદેવ ચંદ્રને મસ્તક પર ધારણ કરે છે, તોપણ તે ચંદ્ર પાતળો બનતો જાય છે; ખરેખર! બીજાનો આશ્રય કષ્ટકારક છે. ૧

विना कार्येण ये मूढा गच्छन्ति परमन्दिरम् ।
अवश्यं लघुतां यान्ति कृष्णपक्षे यथा शशी ॥ २॥

જે લોકો વિના કારણ બીજાને ઘેર જાય છે. તેઓ કૃષ્ણપક્ષના ચંદ્રની જેમ હલકા બની જાય છે. ૨

कष्टं खलु मूर्खत्वं कष्टं खलु यौवनेषु दारिद्र्यम् ।
कष्टादपि कष्टतरं परगृहवासः परान्नं च ॥ ३ ॥

મૂર્ખતા એ કષ્ટ છે, યુવાવસ્થામાં દરિદ્રતા તે પણ કષ્ટ છે; પરંતુ પારકે ઘેર નિવાસ અને પારકાં અન્ન એ તો કષ્ટથી પણ વિશેષ કષ્ટકારક છે. ૩

उडुगणपरिवारो नायकोऽप्योषधीना-
ममृतमयशरीरः कान्तियुक्तोऽपि चन्द्रः ।
भवति विगतरश्मिर्मण्डलं प्राप्य भानोः,
परसदननिविष्टः को लघुत्वं न याति ॥४॥

નક્ષત્રોનો ગણ જેનો પરિવાર છે, જે પોતે ઔષધિ–વનસ્પતિઓનો સ્વામી છે; જેનું શરીર અમૃતમય છે, અને જેને ખૂબ કાંતિ છે, એવો ચંદ્ર પણ સૂર્યના મંડળમાં જતા તેજ વિનાનો બની જાય છે; ખરેખર બીજાના ઘરમાં પ્રવેશ કરનારો એવો કોણ હશે કે જે હલકાપણું પ્રાપ્ત કરતો નથી? ૪

## ઉદર ભરવાનો રોગ

अस्य दग्धोदरस्यार्थे किं न कुर्वन्ति पण्डिताः ।
वानरीमिव वाग्देवीं नर्तयन्ति गृहे गृहे ॥ १ ॥

વિદ્વાનો પણ આ બળેલા પેટ માટે શું શું કરતા નથી! તેઓ વાણીદેવીને વાનરીની જેમ ઘેરે ઘેર નચાવે છે

किमकारि न कार्पण्यं कस्यालङ्घि न देहली ।
अस्यपापोदरस्यार्थे किमनाटि न नाटकम् ॥२॥

આ પાપી પેટને માટે માણસે કઈ ક્ષુદ્રતા કરી નથી, કોનો ઉમરો ઓળંગ્યો નથી અને કયું નાટક ભજવ્યું નથી?

एक स एव जीवति हृदयविहीनोऽपि सहृदयो राहु ।
य सकललघिमकारणमुदर न बिभर्ति दुःपूरम् ॥३॥

ભલે રાહુને હૃદય ન હોય છતાં પણ તે જ એક યથાર્થ જીવી રહ્યો છે, માટે તેને સહૃદય (હૃદયવાળો) જાણવો, કારણ કે બધી હલકાઈનું કારણ અને કદી ન ભરાય એવા ઉદરને તે ધારણ કરતો નથી ૩

कधरा समपहाय क धरा प्राप्य सयति जहास कस्यचित् । मा किलानमयत स्वपूर्तये दुर्भरात्कि मुदराद्वियोगत ॥ ४ ॥

કોઈ એક વીર પુરુષનું મસ્તક ગળા(કંધરા)ને છોડીને પૃથ્વી પર પડ્યું ત્યારે તે એટલા માટે હસવા લાગ્યું કે, 'જેણે પોતે ભરાવા માટે મને વારંવાર બીજાની આગળ નમાવ્યું હતું અને છતાં જે ભરાયું નહોતું તે પેટથી મારે વિયોગ થયો છે' ૪

अहितहितविचारशून्यबुद्धे श्रुतिसमयैर्बहुभिस्तिर स्कृतस्य । उदरभरणमात्रकेवलेच्छो पुरुषपशोश्च पशोश्च को विशेष ॥ ५ ॥

જેની બુદ્ધિ હિત કે અહિતના વિચાર વિનાની બની ગઈ છે, શાસ્ત્રવિહિત સદાચારથી ભ્રષ્ટ થયો છે અને પેટ ભરવું એટલી જ જેની ઇચ્છા છે એવા પુરુષરૂપી પશુમાં અને પશુમાં તફાવત શો? ૫

इयमुदरदरी दुरन्तपूरा यदि न भवेदभिमान भङ्गभूमि । क्षणमपि न सहे भवादृशाना, कुटिल कटाक्षनिरीक्षण नृपाणाम् ॥ ६ ॥

આ ઉદરરૂપી ગુફા દુઃખથી પણ પૂરેપૂરી ભરી શકાય એવી નથી માણસના અભિમાનનો ભંગ આ ઉદરગુફાની ભૂમિ ઉપર જ થાય છે આ ઉદરગુફા જો ન હોત તો હું તમારા જેવા રાજાઓની કુટિલ કટાક્ષ દૃષ્ટિ ક્ષણ વાર પણ સહન ન કરું ૬

अपहरति महत्त्वं प्रार्थना किं न जाने
जनयति गुरुलज्जामित्यहं किं न वेद्मि ।
तदपि वद वदान्य त सदा प्रत्यहं मा
जठरपिठरवर्ती वह्निरर्थी करोति ॥ ७ ॥

કોઈની પાસે માગણી-યાચના કરવી તે મોટાઈને હરી લે છે તે શું હું નથી જાણતો? વળી તે ભારે લજ્જા ઉત્પન્ન કરે છે તે પણ શું હું નથી જાણતો? છતાં પણ હું રોજ રોજ દાતાની પાસે યાચના કરું છું, તો તમે એમ જ કહો કે એ હું યાચના નથી કરતો, પણ જઠરની ગુફામાં રહેલો અગ્નિ જ મને યાચક બનાવે છે

गङ्गातरगकणशीकरशीतलानि,
विद्याधराध्युषितचारुशिलातलानि ।
स्थानानि किं हिमवत प्रलय गतानि,
यत्सावमानपरपिण्डरतो मनुष्य ॥ ८ ॥

હિમાલયના જે સ્થાનો ગંગાના તરંગોના કણથી શીતળ થયેલાં છે અને જેની સુંદર શિલાઓ પર વિદ્યાધરો આવીને બેસે છે, તે સ્થાનો શું નાશ પામ્યાં છે કે જેથી માણસ અપમાન સહિત પારકાએ આપેલ ભોજન પર જીવે છે! ૮

अभिमतमहामानग्रन्थिप्रभेदपटीयसी
गुरुतरगुणग्रामाम्भोजस्फुटोज्ज्वलचन्द्रिका ।
विपुलविलसल्लज्जावल्लीवितानकुठारिका
जठरपिठरी दुष्पूरेयं करोति विडम्बनम् ॥ ९ ॥

માની જનોના મોટા માનરૂપી ગાંઠો ભેદી નાખવામાં કુશળ, અત્યંત મોટા ગુણોના સમૂહરૂપી કમળોના વિકાસમાં સ્વચ્છ ચાંદની શી શીતળ (અર્થાત્ ગુણનાશક) અને સારી રીતે વિસ્તાર પામેલી એવી લજ્જાળુ વેલીને છેદી નાખવામાં કુહાડી એવી આ ઉદરરૂપી તપેલી કદી પુરાય એમ નથી, એટલે માણસને વિટંબણા કરાવે છે ૯

ये वर्धन्ते धनपतिपुर प्रार्थनादुःखभाजो
ये चाल्पत्वं दधति विषयाक्षेपपर्यस्तबुद्धे ।
तेषामन्तस्फुरितहसितं वासराणां स्मरेयं
ध्यानच्छेदे शिखरिकुहरग्रावशय्यानिषण्ण ॥१०॥

આજે પર્વતની ગુફામાં પથ્થરની શય્યા પર બેસીને ધ્યાન તૂટી જતાં હું, પહેલાંના જે દિવસો ધનિક જનો પાસે પ્રાર્થના કરવાના દુઃખને લીધે મોટા લાગતા અને વિષયોની અંદર મારી બુદ્ધિ ગરકાવ થતાં ટૂંકા લાગતા હતા તે વાતને હૃદયમાં મંદ મંદ હસતો યાદ કરું છું ૧૦

मातर्नीतः परमनुचितं यत्खलानां पुरस्ता
दस्ताशङ्कं जठरपिठरीपूर्तये नर्तितासि ।
तत्क्षन्तव्यं सहजसरले वत्सले वाणि कुर्यां
प्रायश्चित्तं गुणगणनया गोपवेषस्य विष्णोः ॥११॥

હે પુત્રવત્સલા, સહજસરલા માતા વાણી! આ જઠરરૂપી પાત્રને પૂરવાને માટે મેં શંકારહિત થઈને દુર્જન પુરષો પાસે તને નચાવી છે; તેથી મોટું અનુચિત કાર્ય બીજું શું હોઈ શકે! માટે તે અપરાધ ક્ષમા કરો અને એવું કરો કે ગોપવેશધારી વિષ્ણુ ભગવાનના ગુણોની ગણના વડે તે અપરાધનું હું પ્રાયશ્ચિત્ત કરું. ૧૧

दीनां दीनमुखैस्तथैव शिशुकैराकृष्टजीर्णाम्बरां
क्रोशद्भिः क्षुधितैर्निरन्नविधुरां पश्येन्न चेद्गेहिनीम् ।
याञ्चाभङ्गभयेन गद्गदगलत्रुट्यद्विलीनाक्षरं
को देहीति वदेत्स्वदग्धजठरस्यार्थे मनस्वी जनः ॥१२

ભૂખ્યા થયેલાં અને રુદન કરતા એવા દીન મુખવાળા બાળકો જેના ફાટેલા વસ્ત્રો ખેંચી રહ્યાં છે, એવી અનાજ વિના બેહાલ થતી દીન ઘરવાળીને જો ન જુએ તો પોતાના બળેલા પેટને માટે કયો મનસ્વી જન નિષ્ફળ જવાના ભયને લીધે અસ્પષ્ટ અક્ષરોવાળી 'આપો' એવી ગદ્‌ગદ વાણી બોલે? ૧૨

हिंसाशून्यमयत्नलभ्यमशनं धात्रा मरुत्कल्पितं
व्यालानां पशवस्तृणाङ्कुरभुजः सृष्टाः स्थलीशायिनः
संसारार्णवलङ्घनक्षमधियां वृत्तिः कृता सा नृणां
यामन्वेषयतां प्रयान्ति सततं सर्वे समा तिगुणाः ॥१३

વિધાતાએ સર્પોને માટે પવનનું ભોજન તૈયાર કર્યું છે, જેમાં હોઈ હિંસા કરવી પડતી નથી અને તે વગર પ્રયત્ને મળી આવે છે તેમ જ જમીન પર સનારાં પશુઓને માટે ઘાસ અને તૃણના ભોજન બનાવ્યાં છે; પરંતુ સંસારસાગરને ઓળંગવામાં જેમની બુદ્ધિની કુશળતા રહેલી છે એવા મનુષ્યો માટે તો એવી આજીવિકા બનાવી છે કે જેને સતત શોધતા રહેવામાં માણસોના બધા ગુણો નાશ પામે છે. ૧૩

किं कन्दाः कन्दरेभ्यः प्रलयमुपगता निर्झरा वा गिरिभ्यः
प्रध्वस्ता वा तरुभ्यः सरसफलभृतो वल्कलिन्यश्च शाखाः ।
वीक्ष्यन्ते यन्मुखानि प्रसभमपगतप्रश्रयाणां खलानां
दुःखोपात्तात्पवित्तस्मयपवनवशान्नर्तितभ्रूलतानि ॥१४

શું ગુફાઓમાંથી કંદમૂળ નાશ પામી ગયાં છે? પર્વતો પરથી ઝરણા ખૂટી ગયા છે? સુંદર ફળ અને વલ્કલને ધારણ કરનાર ડાળીઓ શું વૃક્ષો પરથી તૂટી પડી છે? કે જેથી વિનય વિનાના ખલ પુરુષોનાં મુખ જોવાં પડે છે; કે જે મુખ દુઃખે મેળવેલ અલ્પ ધનના ગર્વરૂપી પવનને લીધે નાચતી ભ્રકુટીવાળાં બનેલાં છે.

## સેવકનિંદા

स्वाभिप्रायपरोक्षस्य परचित्तानुवर्तिनः ।
स्वयं विक्रीतदेहस्य सेवकस्य कुतः सुखम् ॥ १ ॥

જેને પોતાનો અભિપ્રાય અદૃશ્ય રહેલો છે, જેને બીજાના ચિત્તને અનુસરવાનું છે અને જેણે જાતે જ પોતાનો દેહ વેચી દીધો છે, એવા સેવકને સુખ ક્યાંથી?

चलेषु स्वामिचित्तेषु सुलभे पिशुने जने ।
यदि जीवन्त्यहो चित्रं क्षणमप्युपजीविनः ॥ २ ॥

માલિકોના ચિત્ત અસ્થિર હોય છે અને ચાડિયા-ભંભેરણી કરનારા માણસો તો સહજમાં મળી આવે છે; આમ છતાં સેવકજનો ક્ષણવાર પણ જીવી શકે છે. તે જ ખરેખર એક વિચિત્રતા છે. ૨

सेवा श्ववृत्तिर्यैरुक्ता न तैः सम्यगुदाहृतम् ।
स्वच्छन्दचारी कुत्र श्वा विक्रीतासुः क्व सेवकः ॥३॥

'સેવાવૃત્તિ એ કૂતરાની વૃત્તિ જેવી છે,' એમ જેમણે કહ્યું છે, તેમણે બરાબર કહ્યું નથી; કારણ કે કૂતરું તો ઇચ્છા પ્રમાણે ફરતું હોય છે અને સેવકે તો પોતાના પ્રાણ વેચી દીધા હોય છે ૩

सेवया धनमिच्छद्भिः सेवकैः पश्य यत्कृतम् ।
स्वातन्त्र्यं यच्छरीरस्य मूढैस्तदपि हारितम् ॥ ४ ॥

સેવા કરીને ધનની ઇચ્છા રાખનારા સેવકોએ જે કર્યું છે. તે જુઓ તો ખરા! તેમણે તો એમના શરીરની જે સ્વતંત્રતા હતી, તે પણ ગુમાવી દીધી. ૪

वरं वन वरं भैक्ष्यं वरं भारोपजीवनम् ।
पुंसां विवेकहीनानां सेवया न धनार्जनम् ॥ ५ ॥

વનમાં રહેવું સારું, ભિક્ષા માગવી સારી અને ભાર ઉપાડીને જીવવું પડે, તે સારું; પરંતુ વિવેક વિનાના પુરષોની નોકરી કરીને ધન કમાવું પડે, તે સારું નથી.

या प्रकृत्यैव चपला निपतत्यशुचावपि ।
स्वामिनो बहु मन्यन्ते दृष्टिं तामपि सेवकाः ॥६॥

સ્વભાવથી જ ચપળ અને અપવિત્ર-હલકી જાતોમાં પણ પડનારી પોતાના સ્વામીની દૃષ્ટિ જો પોતાના ઉપર પડે તો સેવકો એને મોટો આભાર થયો હોય એમ માને છે ૬

मनुष्यजातौ तुल्यायां भृत्यत्वमतिगर्हितम् ।
प्रथमो यो न तत्रापि स किं जीवत्सु गण्यते ॥७॥

મનુષ્ય જેવા જન્મની અંદર સેવકપણું તો અત્યંત નિંદ્ય છે; અને તેમાં પણ જે સેવક પહેલો ગણાતો નથી; તે પણ શું જીવનારાઓમા ગણાય છે ? ૭

तावज्जन्मातिदुःखाय ततो दुर्गतता सदा ।
तत्रापि सेवया वृत्तिरहो दुःखपरम्परा ॥ ८ ॥

પહેલાં તો આ સંસારમા જન્મ થવો તે જ અત્યંત દુઃખકારક છે; તેમાય ગરીબાઈ તો હમેશા વિશેષ દુઃખદાયક છે; તેમા પણ સેવા કરીને જીવવું, એ તો દુઃખોની પરંપરા જ છે. ૮

नाश्नाति सेवयौत्सुक्यादनिद्रो न प्रबुध्यते ।
न निःशङ्कं वचो ब्रूते सेवकोऽप्यत्र जीवति ॥ ९ ॥

સેવાની આતુરતાને લીધે જે સુખે ખાઈ શકતો નથી, જે પૂરી ઊંઘ પણ લઈ શકતો નથી અને જે નિઃશંકપણે-નિર્ભયતાથી વચન પણ બોલતો નથી; એવો સેવકજન પણ શું જીવી રહ્યો છે ? ૯

भूशय्या ब्रह्मचर्यं च कृशत्वं लघु भोजनम् ।
सेवकस्य यतेर्यद्वद्विशेषः पापधर्मजः ॥ १० ॥

પૃથ્વી પર શયન, બ્રહ્મચર્ય, શરીરની કૃશતા અને હલકું ભોજન; એ બધી બાબતો સેવક અને યોગી માટે સરખી છે. ફેર એટલો છે કે સેવક પાપને આધીન છે અને યોગી ધર્મને! ૧૦

शीतातपादिकष्टानि सहते यानि सेवकः ।
धनाय तानि चाल्पाय यदि धर्माय मुच्यते ॥११॥

ટાઢ-તડકો જે જે કષ્ટો સેવક સહન કરે છે, તે બધા થોડુંક ધન આપનારાં થાય છે પણ જો તે ધર્મ માટે સહન કરવામા આવે, તો માણસ મુક્ત બની જાય.

मृदुनार्तिसुवृत्तेन सुमृष्टेनातिहारिणा ।
मोदकेनापि किं तेन निष्पत्तिर्यस्य सेवया ॥ १२ ॥

કોમળ, અત્યંત ગોળાકાર, સફાઈદાર અને મનોહર એવો મોદક ( લાડુ ) પણ જો સેવા કરવાથી મળ્યો હોય, તો તેથી શો લાભ ? એ જ રીતે કોમળ, સારા આચરણવાળો, મીઠી વાણી બોલનાર અને મનોહર પુરુષ હોય, પણ તે જો સેવા કરતો હોય, તો તે પુરુષ શા કામનો ? ૧૨

स्वयं जहाति सेवकः सुखं च मानमेव च ।
यदर्थमर्थहिते तदेव तस्य हीयते ॥ १३ ॥

સેવક જન સુખ અને માનને માટે પૈસો મેળવવા ઇચ્છે છે; પરંતુ તે પોતે જ પહેલા તો સુખ અને માન છોડી દે છે અને પછી પણ તેનાં સુખ અને માન હણાતાં જાય છે. ૧૩

प्रणमत्युन्नतिहेतोर्जीवितहेतोर्विमुञ्चति प्राणान् ।
दुःखीयति सुखहेतोः को मूढः सेवकादन्यः ॥१४॥

પોતાની ઉન્નતિને માટે જે પ્રણામ કરે છે, પોતાના જીવનને માટે જે પ્રાણનો ત્યાગ કરે છે અને જે સુખ મેળવવા દુઃખ ભોગવે છે, તેના સેવક જન જેવો મૂઢ બીજો કોણ હશે ? ૧૪

मौनान्मूकः प्रवचनपटुर्वातुला जल्पको वा
धृष्टः पार्श्वे वसति च सदा दूरतस्त्वप्रगल्भः ।
क्षान्त्या भीरुर्यदि न सहते प्रायशो नाभिजातः
सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥ १५ ॥

સેવક મૌન રાખે તો મૂંગો, વાણીમા ચતુર હોય તો વાવડો કે બોલકો, પાસે રહેતો હોય તો ધીટ-નિર્લજ્જ અને દૂર રહેતો હોય તો ચતુરાઈ વિનાનો, ક્ષમા રાખે તો બીકણ તેમ જ જો સહન ન કરે, તો જાતવાન ગણાતો નથી, એ રીતે સેવાધર્મ એટલો તો ગહન છે કે, યોગી લોકો પણ તેને પહોચી શકતા નથી ૧૫

विज्ञैः स्निग्धैरुपकृतमपि द्वेषतामेति कश्चित्
साक्षादन्यैरपकृतमपि प्रीतिमेवोपयाति ।
चित्रं चित्रं किमथ चरितं नैकभावाश्रयाणां
सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥१६॥

સ્નેહી ડાહ્યા જનોએ ઉપકાર કર્યો હોય, તોપણ તેમને માટે દ્વેષભાવ જાગે છે અને પારકાજનોએ દેખીતો અપકાર કર્યો હોય, તોપણ તેમને માટે પ્રેમ જ જાગે છે એ રીતે જે સેવકજનો અનેક ભાવોને આધીન રહેલા છે, તેમના ચરિત ન સમજાય તેવા વિચિત્ર હોય, તેમા શું કહેવું; કારણ કે સેવાધર્મ તો અત્યંત ગહન છે, જેને યોગી જનો પણ પહોચતા નથી. ૧૬

भक्तानामुपकारिणां परहितव्यापारयुक्तात्मनां
सेवासंव्यवहारतत्त्वविदुषां द्रोहच्युतानामपि ।
व्यापत्तिः स्खलितान्तरेषु नियता सिद्धिर्भवेद्वा न वा
तस्मादम्बुपतेरिवावनिपतेः सेवा सदाशङ्किनी ॥१७॥

સેવકો સ્વામીના ભક્ત, ઉપકારી, પરોપકારના કામધંધામાં જોડાયેલા, સેવા ઉત્તમ રીતે કેમ કરવી તેના તત્ત્વને જાણનારા અને દ્રોહથી રહિત હોય તોપણ પોતાના કોઈ કોઈ કામોમાં ગફલત થવી એ તો નિશ્ચિત જ છે અને કામમા સિદ્ધિ મળે કે ન મળે એ અનિશ્ચિત જ હોય છે; માટે સાગરની જેમ રાજાની સેવા સદા શંકા ભરેલી છે. ૧૭

आहारे वडवानलश्च शयने यः कुम्भकर्णायते
संदेशे बधिरः पलायनविधौ सिंहः शृगालो रणे ।

अन्धो वस्तुनिरीक्षणेऽथ गमने खञ्जः प्रदुः क्रन्दने
भाग्येनैव हि लभ्यते पुनरसौ सर्वोत्तमः सेवकः ॥१८॥

જે આહારમાં વડવાનલ જેવો, નિદ્રામા કુંભકર્ણ જેવો, સંદેશો સાભળવામા બહેરો, નાસી જવામા સિંહ જેવો, લડાઈમા શિયાળવા જેવો, વસ્તુને જોવામા આંધળો, ચાલવામા લંગડો અને બરાડા પાડવામા હોશિયાર છે, એવો સર્વ ગુણોથી ઉત્તમ સેવક પરમ ભાગ્યથી જ મળે છે. ૧૮

## જીવનની સફળતા

यस्य जीवन्ति धर्मेण पुत्रा मित्राणि बान्धवाः ।
सफलं जीवितं तस्य नात्मार्थे को हि जीवति ॥१॥

જેના જીવવાથી પુત્ર, મિત્ર અને કુટુંબી જનો ધર્મથી જીવી શકે છે; તેનું જીવન સફળ છે. પોતાની જાત માટે તો કોણ જીવતું નથી ? ૧

यस्य मित्राणि मित्राणि शत्रवः शत्रवस्तथा ।
अनुकम्प्योऽनुकम्प्यश्च स जातः स च जीवति ॥२॥

જેના મિત્રો છે, તે મિત્ર બનીને રહે છે, શત્રુઓ છે, તે શત્રુઓ થઈને રહે છે અને દયા લાયક માણસ દયા લાયક રહે છે, તે જ પુરુષ જન્મ્યો છે અને તે જ જીવી રહ્યો છે. ૨

वाणी रसवती यस्य भार्या पुत्रवती सती ।
लक्ष्मीर्दानवती यस्य सफलं तस्य जीवितम् ॥३॥

જેની વાણી રસથી ભરેલી છે, જેની પત્ની પુત્રો વાળી અને સતી છે અને જેની લક્ષ્મી દાન આપવામા વપરાય છે, તેનું જીવન સફળ છે. ૩

स जीवति यशो यस्य कीर्तिर्यस्य स जीवति ।
अयशोऽकीर्तिसंयुक्तो जीवन्नपि मृतोपमः ॥४॥

જેને યશ અને કીર્તિ મળેલા છે, તે માણસ જ જીવે છે અને જેને અપયશ અને અપકીર્તિ મળેલાં છે, તે જીવતા છતા મર્યા જેવો છે. ૪

चलं वित्तं चलं चित्तं चले जीवितयौवने ।
चलाचलमिदं सर्वं कीर्तिर्यस्य स जीवति ॥५॥

ધન ચંચળ છે, ચિત્ત ચંચળ છે, જીવન અને યૌવન બંને ચંચળ છે અને જગતના બધા પદાર્થો થોડાક સ્થિર દેખાતા છતાં અસ્થિર છે. આમાં જે કીર્તિવાળો છે, તે જ સ્થિર જીવે છે. ૫

यस्मिञ्जीवति जीवन्ति बहवः स तु जीवति ।
काकोऽपि किं न कुरुते चञ्च्वा स्वोदरपूरणम् ॥६॥

જેના જીવવાથી અનેક માણસો જીવી રહ્યા છે. તે જ જીવતો છે. બાકી કાગડો પણ પોતાની ચાચથી પોતાનું પેટ નથી ભરતો ? ૬

स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ।
परिवर्तिनि संसारे मृतः को वा न जायते ॥७॥

જેના જન્મથી વંશની ઉન્નતિ થાય તે જ માણસ ખરેખર જન્મ્યો છે; તે સિવાય તો આ પરિવર્તનશીલ સંસારમા કોનું જન્મતું નથી અને કોણ મરતું નથી ?

अञ्जलिरकारि लोकैर्ग्लानिमनाप्यैव रञ्जिता जगती ।
संध्याया इव वसतिः स्वल्पापि सखे सुखायैव ॥८॥

હે મિત્ર ! સંધ્યાકાળ થોડો જ વખત રહે છે; તોપણ લોકો તેને અંજલિ આપે છે, તેમ જ તે સંધ્યા પોતે તેજ વિનાની થયા વિના સર્વ જગતોને રંગી દે છે, તે રીતે જેને લોકો અંજલિ આપીને સન્માને છે અને જે પોતે સામર્થ્ય-શક્તિનો ત્યાગ કર્યા વિના લોકોને અનુરંજન આપે છે, તેવા મનુષ્યો ભલેને આ લોકમા થોડો જ વખત નિવાસ કરે; તોપણ તે સર્વના સુખને માટે જ હોય છે. ૮

यज्जीवति क्षणमपि प्रथितं मनुष्यै-
र्विज्ञानविक्रमयशोभिरभज्यमानम् ।
तन्नाम जीवितमिह प्रवदन्ति तज्ज्ञाः
काकोऽपि जीवति चिराय बलिं च भुङ्क्ते ॥९॥

જેના વિજ્ઞાન, પરાક્રમ અને યશ નાશ પામ્યા નથી; એવા માણસો લોકોમાં સુપ્રસિદ્ધ થઈને ક્ષણભર પણ જીવતા હોય, તો તે જીવનને જ ડાહ્યા માણસો સાચું જીવન કહે છે; બાકી તો કાગડો લાંબા કાળ સુધી જીવે છે અને બલિ ખાધા કરે છે ૯

यो नात्मजे न च गुरौ न च भृत्यवर्गे
दीने दया न कुरुते न च बन्धुवर्गे ।
किं तस्य जीवितफलं हि मनुष्यलोके
काकोऽपि जीवति चिराय बलिं च भुङ्क्ते ॥१०॥

જે માણસ પોતાના પુત્ર, વડીલ જન, સેવકવર્ગ કે કુટુંબી જન પર દયા રાખતો નથી, તે માણસને આ લોકમા જીવવાથી ફાયદો શું ? કારણ કે કાગડો પણ લાબા કાળ સુધી જીવે છે અને બલિ ખાય છે.

जातः कूर्मः स एकः पृथुभुवनभरायार्पितं येन पृष्ठं
श्लाघ्यं जन्म ध्रुवस्य भ्रमति नियमितं यत्र तेजस्विचक्रम् ।
संजातव्यर्थपक्षाः परहितकरणे नोपरिष्टान्न चाधो
ब्रह्माण्डोदुम्बरान्तर्मशकवदपरे जन्तवो जातनष्टाः ॥

એક કૂર્મ ભગવાને જ ખરો જન્મ લીધો છે કે એમણે આ ભારે પૃથ્વીનો ભાર ઉપાડવા માટે પોતાની પીઠ અર્પણ કરી છે. તે સિવાય ધ્રુવનો જન્મ પણ વખાણવા યોગ્ય છે કે જેની આજુબાજુ આ ગ્રહ-નક્ષત્ર-તારા અને સપ્તર્ષિઓનું તેજસ્વી મંડળ નિયમિત ભમ્યા કરે છે. બાકી જેમણે ઉપર અથવા નીચે બીજાનું હિત કરવામાં પોતાની શક્તિ લગાડી નથી તેઓ તો આ બ્રહ્માંડરૂપી ઉંબરાના ફળમાં ઉત્પન્ન થતા પાંખોવાળા મચ્છરોની જેમ જન્મથી જ મરેલા જંતુઓ જેવા છે. ૧૧

## ઋણ

न विषं विषमित्याहुर्ब्रह्मस्वं विषमुच्यते ।
विषमेकाकिनं हन्ति ब्रह्मस्वं पुत्रपौत्रिकम् ॥१॥

ઝેર તે ઝેર નથી. પરંતુ બ્રાહ્મણનું ઋણ હોવું, તે જ ખરું ઝેર છે, ઝેર તો એકલા પીનારને જ હણે છે; પરંતુ બ્રાહ્મણનું ઋણ તો પુત્ર-પૌત્રોને પણ હણી નાખે છે.

पापं कर्तमृणं कर्तुं मन्यन्ते मानवाः सुखम् ।
परिणामोऽतिगहनो महतामपि नाशकृत् ॥२॥

માણસો પાપ કરવામાં અને ઋણ કરવામાં પોતાને સુખ થતું માને છે, પણ તેનું પરિણામ એટલું બધું ગહન-ભયંકર હોય છે કે એનાથી મોટામોટાઓનો પણ નાશ થઈ જાય છે. ૨

लोकद्वयप्रतिभयैकनिदानमेवद्
धिक्प्राणिनामृणमहो परिणामघोरम् ।
एकः स एव हि पुमान्परमस्ति लोके
क्रुद्धस्य येन धनिकस्य मुखं न दृष्टम् ॥३॥

માણસોને માથે ઋણ હોવું, તે બાબતને ધિક્કાર છે; કારણ કે તે ઋણ આ લોક અને પરલોક બંને સ્થળે ભય પેદા કરવામાં મુખ્ય કારણ છે અને તે પરિણામે અત્યંત ઘોર લાગે છે. આ લોકમાં જેણે ક્રોધમાં આવેલા ધનિકનું મુખ જોયું નથી, તે જ માણસ શ્રેષ્ઠ છે. ૩

## પ્રવાસ

यो न संचरते देशान्यो न सेवेत पण्डितान् ।
तस्य संकुचिता बुद्धिर्घृतबिन्दुरिवाम्भसि ॥ १ ॥

જે દેશપરદેશ ફરતો નથી અને જે પંડિતજનોને સેવતો નથી; તેની બુદ્ધિ જળમાં રહેલા ઘીના ટીપાની જેમ સંકુચિત થઈ (ઠરી) જાય છે. ૧

यस्तु संचरते देशान्यस्तु सेवेत पण्डितान् ।
तस्य विस्तारिता बुद्धिस्तैलबिन्दुरिवाम्भसि ॥ २ ॥

જે દેશપરદેશ ફરે છે અને જે પંડિતજનોને સેવે છે, તેની બુદ્ધિ જલની અંદર તેલના ટીપાની જેમ બધે પ્રસરે છે. ૨

व्यापारान्तरमुत्सृज्य वीक्षमाणो वधूमुखम् ।
यो गृहेष्वेव निद्राति दरिद्राति स दुर्मतिः ॥ ३ ॥

જે માણસ બીજા કામધંધા છોડીને પોતાની સ્ત્રીનું મોઢું જોયા કરતો ઘરમાં જ પડી રહે છે, તે બુદ્ધિહીન થઈને દરિદ્રતાને પામે છે. ૩

देशे देशे किमपि कुतुकादद्भुतं लोकमानाः
संपाद्यैवं द्रविणमतुलं सद्म भूयोऽप्यवाप्य ।
संयुज्यन्ते सुचिरविरहोत्कण्ठिताभिः सतीभिः
सौख्यं धन्याः किमपि दधते सर्वसंपत्समृद्धाः ॥४॥

જુદા જુદા દેશોમાં ફરીને કુતૂહલપૂર્વક અદ્‌ભુત પદાર્થોને જોનારા અને એ રીતે અવનવી વિવિધ વસ્તુઓના વેપારમાં પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કરીને પાછા આવી પોતાના ભવનમાં ચિરવિરહથી ઉત્કંઠિત પોતાની સતી સ્ત્રીઓને મળીને તેમની સાથે સર્વ સંપત્તિઓની સમૃદ્ધિના અનુપમ સુખને ભોગવનારા પુરુષો ધન્ય છે.

आकिंचन्यादतिपरिचयाज्जाययोपेक्ष्यमाणो
भूपालानामननुसरणाद्बिभ्यदेवाखिलेभ्यः ।
गेहे तिष्ठन्कुमतिरलसः कूपकूर्मैः सधर्मा
किं जानीते भुवनचरितं किं सुखं चोपभुङ्क्ते ॥५॥

નિર્ધનતાને લીધે અને ઘેર બેઠો રહેવાથી અતિ પરિચયને લીધે પોતાની સ્ત્રીથી પણ તિરસ્કાર પામતો, રાજપુરુષો અને આગેવાનોને ન અનુસરવાથી બધી બાજુથી ભય પામતો, કૂવાના કાચબાની જેમ જીવી રહેલો હીન બુદ્ધિવાળો આળસુ માનસ જગતની ગતિને સૃષ્ટિના સૌંદર્યને શું જાણે છે અને શું સુખ ભોગવે છે? (કંઈ જ નહીં.) ૫

तीर्थानामवलोकनं परिचयः सर्वत्र वित्तार्जनं
नानाश्चर्यनिरीक्षणं चतुरता बुद्धेः प्रशस्ता गिरः ।
एते सन्ति गुणाः प्रवासविषये दोषोऽस्ति चैको महान्
यन्मुग्धामधुराधराधरसुधापानं विना स्थीयते ॥ ६ ॥

તીર્થસ્થાનોનાં દર્શન, જુદા જુદા લોકોનો પરિચય, બધે ઠેકાણે ધનની કમાણી, અનેક આશ્ચર્યકારક પદાર્થોનું અવલોકન, બુદ્ધિની ચતુરતા અને ઉત્તમ ભાષાઓનું જ્ઞાન આ બધા ગુણો પ્રવાસ-તીર્થાટન કરવામાં રહેલા છે; પણ પ્રવાસમાં એક મોટો દોષ એ છે કે, પોતાની મુગ્ધ સ્ત્રીનાં મધુર અધરનાં પાન વિના રહેવું પડે છે.

### વ્યાપારીઓ

आसीत्सत्ययुगे बलिस्तदनु च त्रेतायुगे भार्गवो
राम सत्यपराक्रमोऽथ भगवान्धर्मस्तथा द्वापरे ।
दाता कोऽपि न चास्ति सप्रति कलौ जीवन्ति केनार्थिन
इत्येव कृतनिश्चयेन विधिना व्यापारिणो निर्मिता ॥१

સત્યયુગમા એક બળિરાજ દાનેશ્વરી થઈ ગયો, ત્રેતાયુગમા એમ પરશુરામ મહાદાની થઈ ગયા દ્વાપર યુગમા ભગવાન ધર્મરાજ દાની થઈ ગયા અને હવે આ કળિકાળમા કોઈ દાતા છે નહિ, જેથી યાચકજનો શેનાથી જીવી શકશે ? એથી તેમના નિર્વાહનો વિચાર કરી વિધાતાએ વ્યાપારીઓને બનાવ્યા છે, જે દાની છે

शक्रोद्याननिवासितामधिगतो दाता स कल्पद्रुम
पाताल किल कामधेनुरपि सा कामप्रसूरन्वगात् ।
इत्थ विश्वसृजा विचिन्त्य यवनागाराधिकारार्थिन
सद्विद्यानिधिरक्षणार्थमधुना व्यापारिणो निर्मिता ॥२

દાતા ગણાતુ કલ્પવૃક્ષ જઈને ઇંદ્રના નંદનવનમા વસ્યુ અને બધી કામનાઓને આપનારી કામધેનુ પાતાળમા ચાલી ગઈ એટલે હવે કોઈ દાન આપનાર રહ્યુ નથી એમ વિચારી સદ્‌વિદ્યાના ભડારરૂપી વિદ્વાનોના જીવન નિર્વાહ માટે વિશ્વકર્તાએ યવનોના ઘરમા પોતાના અધિકારને ઇચ્છનારા વપારીઓ બનાવ્યા છે ૨

कौपीन धृतवान्हरोऽपि भगवान्विष्णु प्रविष्टो जल
वारा राशिरपेयतामुपगत को नाम दातु क्षम ।
इत्थ विश्वसृजा विचिन्त्य यवनागाराधिकारार्थिन
सद्विद्यानिधिजीवनर्थमधुना व्यापारिणो निर्मिता ॥

શિવ–મહાદેવ લગોટી ધારણ કરી ભગવાન વિષ્ણુએ જળમા પ્રવેશ કર્યો તેમ જ જળના ભડાર સમુદ્રના પાણી ખારા થઈ ગયા એટલે હવે કોઈ દાન આપવાને યોગ્ય રહ્યુ નથી, એમ વિચારી વિધાતાએ સદ્‌વિદ્યાના ભડારરૂપી વિદ્વાનોના જીવનનિર્વાહ માટે યવનોના ઘરમા પોતાના અધિકારને ઇચ્છનારા વપારીઓને બનાવ્યા ૩

### કળિનો મહિમા

यवनैरवनि क्रान्ता हिन्दवो विन्ध्यमाविशन् ।
बलिना वेदमार्गोऽय कलिना कवलीकृत ॥ १ ॥

આ પૃથ્વીને યવનોએ દબાવી દીધી છે અને હિંદુ લોકો વિધ્યાચળમા ચાલ્યા ગયા છે તેમ જ વેદમાર્ગને–વૈદિક આચારવિચારને તો આ બળવાન કળિયુગ કોળિયો જ કરી ગયો છે ૧

सीदन्ति चाग्निहोत्राणि गुरुपूजा प्रणश्यति ।
कुमार्यश्च प्रसूयन्ते प्राप्ते कलियुगे सदा ॥ २ ॥

કળિયુગ આવી પહોચતા અગ્નિહોત્ર–અગ્નિના પૂજન નાશ પામે છે, ગુરુજનોના પૂજન થતા નથી અને કુમારી સ્ત્રીઓ બાળકને જન્મ આપે છે ૨

परान्नेन मुख दग्ध हस्तौ दग्धौ प्रतिग्रहात् ।
परस्त्रीभिर्मनो दग्ध कुत शाप कलौ युगे ॥ ३ ॥

આ કળિયુગમા કોઈને શાપ આપવાનુ બાકી રહ્યુ જ નથી, કારણ કે પારકા અન્ન ખાવાથી મુખ બળી ગયુ છે, દાન લેવાથી હાથ બળી ગયા છે અને પારકી સ્ત્રીઓથી મન બળી ગયા છે ૩

राक्षसा कलिमाश्रित्य जायन्ते ब्रह्मयोनिषु ।
ब्राह्मणानेव बाधन्ते तत्रापि श्रोत्रियान्कृशान् ॥ ४ ॥

કળિયુગનો આશ્રય લઈને રાક્ષસો બ્રાહ્મણ યોનિમા પેદા થાય છે અને પછી તે રાક્ષસો બ્રાહ્મણોને અને તેમા પણ ખાસ કરીને બિચારા વિદ્વાન સજ્જનોને પીડે છે

कुशला शब्दवार्ताया वृत्तिहीना सुरागिण ।
कलौ वेदान्तिनो भान्ति फाल्गुने बालका इव ॥५॥

ફાગણ માસમા બાળકો જેમ ગમે તેમ એલફેલ બોલવામા કુશળ, હીન વૃત્તિવાળા અને રગરાગ છટા યેતા જોવામા આવે છે તેમ કળિયુગમા વેદાતીઓ ગમે તેમ બોલાતા શબ્દોના ચાતુર્યથી કમાઈ ખાવામા કુશળ, હીન વૃત્તિવાળા અને રાગ–આસક્તિથી ભરેલા જોવામા આવે છે ૫

वागुच्चारोत्सव मात्र तत्क्रिया कर्तुमक्षमा ।
कलौ वेदान्तिनो भान्ति फाल्गुने बालका इव ॥६॥

ફક્ત વાણી ઉચ્ચારીને જ આનદ માનનારા અને તે વાણી પ્રમાણેની ક્રિયા કરવાને અસમર્થ એવા વેદાતીઓ કળિયુગમા ફાગણ માસમા તોફાન કરતા બાળકો જેવા લાગે છે ૬

कृते च रेणुका कृत्या त्रेताया जानकी तथा ।
द्वापरे द्रौपदी कृत्या कलौ कृत्या गृहे गृहे ॥ ७ ॥

સત્યયુગમા રેણુકા નામે કૃત્યા થઈ, ત્રેતાયુગમા જાનકી અને દ્વાપરમા દ્રૌપદી કૃત્યા થઈ, જેને કારણે મોટા યુદ્ધો થયા પણ કળિયુગમા તો ઘેરેઘેર કૃત્યા છે, જેને કારણે લડાઈ–ઝઘડા થયા જ કરે છે ૭

मद्यागमध्योत्पन्ना कृतयुगधर्मानुसारिण किमिति ।
इति रागादिव कलिना पीड्यन्ते साधवो बलिना ॥८॥

'માગ યુગમા ઉત્પન્ન થયેલા જનો શા માટે સત્યયુગના ધર્મોને અનુસરનારા છે ' એ રોષથી જ જાણે કે

બળવાન કળિયુગ સારા માણસોને વિશેષ પીડતો હોય છે. ૮

नाधीतेऽत्र जनो यदि कश्चिदधीते शते सहस्रे वा ।
दुस्तर्केषु श्राम्यति दूरीकुरुते श्रुतिस्मृतिसुतर्कान् ॥९॥

આ કળિયુગમાં કોઈ ભણતું જ નથી; સો કે હજાર-માં જે કોઈક ભણે છે, તેની બુદ્ધિ ખોટા તર્કો કરવા-માંજ થાકી જાય છે, એટલે વેદ અને ધર્મશાસ્ત્રના સારા તર્કો કરવા તો તેમને માટે દૂર જ રહ્યા. ૯

सीदन्ति सन्तो विलसन्त्यसन्तः
पुत्रा म्रियन्ते जनकश्चिरायुः ।
परेषु मैत्री स्वजनेषु वैरं,
पश्यन्तु लोकाः कलिकौतुकानि ॥ १० ॥

હે લોકો ! આ કળિયુગના આશ્ચર્યો તો જુઓ ! સારા પુરુષો દુ:ખી થાય છે અને દુર્જનો વિલાસ કરે છે; પુત્રો મરણ પામે છે અને પિતા લાંબા આયુષ્યવાળા હોય છે; પારકા જનોમા મૈત્રી થાય છે અને પોતાના જનોમાં વેર જાગે છે. ૧૦

एतादृशे कलियुगेऽपि शतेषु कश्चि-
ज्जातादरो जगति यः श्रुतिमार्ग एव ।
यत्किंचिदाचरतु पात्रमसौ स्तुतीनां
श्लाघ्यं मितापमपि किं न मरौ सरश्चेत् ॥११॥

આવા કળિકાળમા સેંકડોમાથી કોઈક એક માણસ પણ શાસ્ત્રવિહિત માર્ગમા આદરવાળો બની તેનુ થોડુંક પણ આચરણ કરે, તો તે પ્રશંસાપાત્ર છે. રણમા જો થોડાક પાણીવાળું સરોવર હોય તોપણ તે વખાણવા યોગ્ય બને જ છે ૧૧

उपनयनविवाहावुत्सवैकप्रधानौ
कलिविभवत एषां कालभेदानभिज्ञाः ।
विजहति न कदाचिद्वेदपाठैकयोग्ये
वयसि च यवनानीवाचनाभ्यासमेते ॥१२॥

કળિયુગના પ્રભાવથી આ લોકોમા ઉપનયન અને વિવાહ આ બે જ મુખ્ય ઉત્સવો રહ્યા છે. અને તેમાં પણ ઉપનયન પછી કેવળ વેદાભ્યાસ માટેની વયમાં પણ લોકો યવનભાષાઓનું વાચન-અભ્યાસ છોડતા નથી.

न देवे देवत्वं कपटपटवस्तापसजना
जनो मिथ्यावादी विरलतरवृष्टिर्जलधरः ।
प्रसक्तो नीचानामवनिपतयो दुष्टमनसो
जना भ्रष्टा नष्टा अहह कलिकालः प्रभवति ॥१३॥

દેવમા દેવપણું રહ્યું નથી, તપસ્વી જનો કપટ કરવામાં કુશળ છે, માણસ મિથ્યાવચની થયો છે, મેઘ અત્યંત ઓછો વરસાદ આપનાર બન્યો છે, નીચ જનો સાથે બધા સંગ રાખે છે, રાજાઓ દુષ્ટ મનના બની ગયા છે તેમ જ માણસો નષ્ટભ્રષ્ટ થઈ ગયા છે. ખરેખર! કળિયુગ કેવો સમર્થ છે ? ૧૩

गता गीता नाशं क्वचिदपि पुराणं व्यपगतं
विलीनाः स्मृत्यर्थो निगमनिवयो दूरमगमत् ।
इदानीं रैदासप्रभृतिवचनैर्मोक्षपदवी
तदेवं जानीमो कलियुग तवैवेष महिमा ॥१४॥

ગીતા નાશ પામી ગઈ છે, પુરાણો કોઈ ઠેકાણે છુપાઈ ગયાં છે, સ્મૃતિનાં વાક્યો નાશ પામ્યા છે અને વેદના મંત્રો દૂર ચાલ્યા ગયા છે, હમણા તે જે લક્ષ્મીના દાસ બનીને રહેલા છે, તેમનાં વચનોથી મોક્ષપદ મળશે, એમ મનાય છે. ખરેખર ! હે કળિયુગ ! તારો જ આ મહિમા છે, ૧૪

अपारैर्व्यापारैरहरिह नयन्तोऽशनदशा-
स्वथ स्नाताः संध्यां विदधति न जातु स्वसमये
त्यजन्तः स्वां वृत्तिं द्विजकुलभवग्रामगणकी-
भवन्तो हन्तामी कथमपि च जीवन्ति बहवः ॥१५॥

આ કળિયુગમાં બ્રાહ્મણકુળમા ઉત્પન્ન થવા છતાં પણ તેમને ઉદરપૂર્તિ માટે અનેક જાતની પ્રવૃત્તિઓ કરવી પડે છે. નાહ્યા પછી યથા સમયે તેઓ કદી સંધ્યા પણ કરવા પામતા નથી પોતાની વેદાધ્યયન અને અધ્યા-પનની વૃત્તિને છોડીને ભિક્ષા-સીધાં લેવા માટે ગામેગામ ટહેલનારા આ બધા બ્રાહ્મણો, ખેદની વાત છે કે, બહુ મુશ્કેલીથી જીવી રહ્યા છે, ૧૫

कुक्षेः पूर्त्यै यवनवितते भृत्यकृत्यानि कर्तुं
विक्रीणीते वपुरपि निजं वेतनैरेस्तदास्ताम् ।
विप्रो भूत्वाप्यहह गणनानैपुणैर्वञ्चयित्वा
स्वर्णस्तेयं रचयति जनः स्वामिनां पोषकाणाम् ॥१६

પોતાનુ પેટ ભરવા માટે યવન જનની પાસે ચાકરના કામ કરવાને માટે પોતાના શરીર પણ વેચવા તૈયાર થાય છે અને તેમણે આપેલા વેતનથી આજીવિકા ચલાવે છે, તેનો તો ખાસ વાંધો નથી; પરંતુ પોતે બ્રાહ્મણ હોવા છતા પણ હિસાબ ગણવામા ચાલાકી બતાવીને પોતાને પોષનાર માલિક જનોના દ્રવ્યો ચોરી લેવાના પેંતરા રચે છે, તે ખરેખર ઘણી જ ખેદની વાત છે.

वेदव्यासः स नव दश यो वेद वेदाक्षराणि
श्लोकं त्वेकं परिपठति यः स स्वयं जीव एव ।
आपस्तम्बः स इह कलयेत्सम्यगौपासनं यः
कष्टं शिष्टक्षतिकृति कलौ कार्श्यमृच्छन्ति विद्याः ॥

વેદના મંત્રના નવદશ અક્ષરો જાણે, તે તો 'વેદ-વ્યાસ' ગણાય છે અને જે એક શ્લોક ભણે, તે તો

સાક્ષાત્ 'બૃહસ્પતિ' બની જાય છે, અને જે સારી રીતે ઉપાસના કરે, તે તો 'આપરતંબ' ગણાય છે. ખરેખર! શિષ્ટ જનોનો ક્ષય કરનાર એવા કળિયુગમાં બધી વિદ્યાઓ કૃશ થઈ ગઈ છે. ૧૭

ये कायस्थजनाश्च ये नृपसुता ये च द्विजाः शास्त्रिण-
स्ते यत्नादनुसृत्य निर्दयतया शुश्रूषंस्तुरुष्काधिपान् ।
देवान्भूमिसुरांश्च पान्ति कृतिनस्ते चेन्मुधोदासते
ब्राह्मण्याय जलाञ्जलिः किल भुवि प्राज्ञः प्रदेयो भवेत् ॥

કાયસ્થજનો, રાજકુમારો અને શાસ્ત્ર ભણનારા બ્રાહ્મણો વગેરે જે ઊંચા કુળના છે, તે બધા ખૂબ મહેનત કરીને લુચ્ચા મ્લેચ્છ રાજાઓની નિર્દયપણે સેવા કરીને પણ તે લોકો દેવો અને બ્રાહ્મણોના રક્ષણ કરીને કૃતાર્થ થયા હોય, તો પછી તે નકામા ઉદાસીનના રાખે છે; કારણ કે જગતમા વિદ્વાનો બ્રાહ્મણત્વને સંમાન આપે તે યોગ્ય જ હોય છે. ૧૮

आक्रान्तासु वसुंधरासु यवनैरासेतुहेमाचलं
विद्राणे क्षितिभृद्गणे विकरुणे निद्राति नारायणे ।
निर्विघ्नप्रसरे कलावपि बलान्निष्कण्टकं वैदिकं
पन्थानं किल तत्र तत्र परिपात्येको हि लोकोत्तरः ॥

સમુદ્રથી હિમાલય સુધીના પ્રદેશો પર યવનોએ આક્રમણ કર્યાં છે, દુષ્ટ રાજાઓ નાશ પામવા લાગ્યા છે, નારાયણ પોતે નિદ્રા લઈ રહ્યા છે અને એ રીતે કળિયુગ વિઘ્નરહિત ફેલાઈ રહ્યો છે; એવે વખતે જે કોઈ વૈદિક માર્ગનું રક્ષણ કરે, તે માણસ પોતે અલૌકિક ગણાય!

अज्ञानामविरामलौकिकवचोभाजाममीषां पुन
र्मन्त्रोच्चारण एव पर्यवसितं मौनव्रतं कर्मसु ।
प्र.मायव्ययलेखनेन नयतां काल नशेषानहो
पारम्पर्यत ईदृशामिह नृणा ब्राह्मण्यमन्यादृशम् ॥२०

આ કળિયુગના બ્રાહ્મણો વિદ્યા ભણ્યા નથી, નિત્ય લૌકિક વાણીમા જ વ્યવહાર કરતા હોય છે (સંસ્કૃત ભાષા કે તેનો અર્થ જાણતા નથી હોતા), ઋષિમુનિઓના કર્મના આચરણ તરીકે ફક્ત બેચાર મંત્રો બોલી જાણવા જેટલી જ યોગ્યતા તેમનામા રહી છે, તેઓ ગામમા આવકજાવકના નામા લખવામાં પોતાનો બધો સમય ગુમાવે છે. તેમનામા જો કંઈ બ્રાહ્મણપણું હોય તો તે પરંપરાથી બ્રાહ્મણ કહેવાતા કુળમા જન્મ થયો એટલા પૂરતું જ છે. બાકીનું બધું તો તેમનું બીજા લોકોના જેવું જ છે. ૨૦

ये मुष्णन्ति निशि प्रविश्य भवनं यो वा बलात्कानने
नैवे स्वामिधनं हरन्ति ननु तान्निन्दन्ति चोरा इति ।
सद्यो हन्त हरन्ति पोषकधनं संख्यां विपर्यस्य ये
कष्टं तानपि वञ्चकानिह पुरस्कुर्वन्ति सर्वे जनाः ॥

જેઓ રાત્રે ઘરમાં પેસીને અથવા જંગલમા બળાત્કારે ધન ચોરી–લૂંટી લે છે, તેમને લોકો ચોર કહીને નિંદે છે. પરંતુ તેઓ સ્વામીનું ધન ચોરતા નથી. પણ જેઓ હિસાબ ગણવામાં ગોટાળો કરીને પોતાના પોષકનું ધન હરિ લે છે, તેઓ છેતરપિંડી કરનારા ચોર હોવા છતાં બધા લોકો તેમને કુશળ કહીને વખાણે છે. ૨૧

सौहार्दं शशशृङ्गवत्सुजनता वन्ध्यासुतस्पर्धिनी
किं ब्रूमो गुणिता गुणग्रहिलता व्योमप्रसूनोपमा ।
दृष्टिः शीलसुधाहलाहलमयी राज्ञां सुधामण्डले
लोके संप्रति यत्कले स जयति त्वद्दृष्टिलीलारसः ॥२२॥

હે કલિયુગ, આ લોક જોકે અમૃત સમાન મધુરતાનું–સુખનું સ્થાન છે, હાલમા અહીં સહૃદયતા સસલાના શિંગડા જેવી (અપ્રાપ્ય) બની ગઈ છે, સજ્જનતા વધ્યાના પુત્રની સ્પર્ધામા ઊતરી છે (જોવા મળવી પણ અસંભવિત બની છે) વધુ શું કહીએ? ગુણીપણું અને ગુણગ્રાહીપણું એ તો આકાશકુસુમવત્ બની ગયા છે. રાજાઓની દૃષ્ટિ પણ લોકોના શીલ–સદાચારરૂપ સુધાને માટે હલાહલનું કામ કરી રહી છે હે કળિયુગ, આ પ્રમાણે જે થઈ રહ્યું છે, તેમા તારી દૃષ્ટિનો જ લીલાવિલાસ વિજય પામી રહ્યો છે. ૨૨

निर्वीर्या पृथिवी निरोषधिरसा नीचा महत्त्वं गता
भूपाला निजकर्मधर्मरहिता विप्राः कुमार्गे रताः ।
भार्या भर्तृविरोधिनी परस्ता पुत्राः पितुर्द्वेषिणो
हा कष्टं खलु वर्तते कलियुगे धन्या नरा ये मृताः ॥

આ કળિયુગમા પૃથ્વી તેજ વિનાની બની છે, ઔષધિઓ રસ વિનાની થઈ છે, હલકા જનો મોટા પદને પામ્યા છે, રાજાઓ પોતાના કર્તવ્ય–ધર્મને ચૂક્યા છે, બ્રાહ્મણો કુમાર્ગે ગયા છે, પત્ની પતિનો વિરોધ કરનારી અને પરપુરુષમા રત છે તથા પુત્રો પિતા પર દ્વેષ કરે છે; તેથી આ કળિયુગમા ખરેખર કષ્ટ જ પ્રવર્તી રહ્યું છે. તેમાં જે મનુષ્યો મૃત્યુ પામ્યા છે, તેઓ તો ધન્ય જ બની ગયા છે. ૨૩

दूरादर्थिनमाकलय्य भजते मद्यो विरूपाक्षतां
सद्मे किं च विरोचनत्वमथ संस्थाने नृसिंहाकृतिम् ।
पाण्डित्योक्तिषु वक्रतुण्डरचनां दाने त्वगर्णात्मता-
मेकः पञ्चसुरात्मकः प्रभुरहो भाग्यैः कलौ लभ्यते ॥२४

કળિયુગમાં રહેલો માણસ પોતે એક હોવા છતાં પાંચ દેવોનાં સ્વરૂપોને ધારણ કરે છે; જેમ કે દૂરથી જ

યાચકને આવતા જોઈને, તે તરત જ વિરૂપાક્ષ(આંખો ફેરવીને વાતો કરનાર અથવા ત્રણ નેત્રોને ધારણ કરનાર શિવ)નો ભાવ ધારણ કરે છે; કોઈ પાસે આવે છે ત્યારે તે વિરોચન(રુચિ વિનાનો, સૂર્ય)નો ભાવ ધરે છે અને તે બેસે છે ત્યારે નૃસિંહ(ભયંકર આકૃતિવાળો ક્રોધી, નૃસિંહ–વિષ્ણુ ભગવાન)નો ભાવ બતાવે છે, જેથી કોઈ તેની પાસે આવે નહિ; પંડિતાઈની વાતો કરતી હોય ત્યારે તે વક્રતુંડ (વાંકા મુખવાળા, ગણપતિ)ની રચના કરે છે, તેમ જ દાન આપવું હોય ત્યારે તે અપર્ણા-(ઘરમાં પાંદડું પણ ન હોય તેવી દીનતા, અપર્ણા-પાર્વતી)નો ભાવ બતાવે છે. આવા પાંચ દેવોના ગુણવાળો માણસ, જેનાં ભાગ્ય ઊઘડી ગયાં હોય તેને જોવાને મળે છે. ૨૪

धर्मः प्रव्रजितस्तपः प्रचलितं सत्यं च दूरे गतं
पृथ्वी मन्दफला नराः कपटिनश्चित्तं च शाठ्योर्जितम् ।
राजानोऽर्थपरा न रक्षणपराः पुत्राः पितुर्द्वेषिणः
साधुः सीदति दुर्जनः प्रभवति प्राप्ते कलौ दुर्युगे ॥२५॥

આ દુષ્ટ કળિયુગ આવી પહોંચતાં ધર્મ દૂર નાસી ગયો છે, તપ ચલાયમાન થયું છે. સત્ય દૂર ગયું છે, પૃથ્વી થોડાં ફળ આપે છે, માણસો કપટી થયા છે. ચિત્ત શઠતાથી ભરેલું છે, રાજાઓ રક્ષણ કરવું છોડી દઈને પૈસો કમાવામા પડ્યા છે, પુત્રો પિતાનો દ્વેષ કરનારા થયા છે, સારા માણસ દુઃખી થાય છે અને દુષ્ટ જનો મોટા બને છે. ૨૫

सन्तः क्वापि न सन्ति सन्ति यदि वा दुःखेन जीवन्ति ते, विद्वांसोऽपि न सन्ति सन्ति यदि वा मात्सर्ययुक्ताश्च ते । राजानोऽपि न सन्ति सन्ति यदि वा लोभाद्धनग्राहिणो, दातारोऽपि न सन्ति सन्ति यदि वा सेवानुकूलाः कलौ ॥ २६ ॥

આ કળિયુગમાં સંતજનો ક્યાંય નથી અને જે થોડાઘણા છે, તો તે દુઃખથી જીવી રહ્યા છે. વિદ્વાનો ક્યાંય નથી અને જો થોડાઘણા છે, તો તે મદમત્સરથી ભરેલા છે. રાજાઓ ક્યાંય નથી અને જો થોડાઘણા છે, તો તે લોભને કારણે ધન લૂંટનારા છે તેમ જ દાતાઓ ક્યાંય નથી અને જો થોડાઘણા છે, તો તે સેવાચાકરી કરે તેમને જ દાન આપે છે. ૨૬

हर्म्यस्थानमधर्मकर्मविततेर्दुर्मानभूपासनं
शास्त्रस्तोमललाटभूलिपिलयः शान्ति सवानामपि ।
सर्वाम्नायवचःसमापनदिनं संस्थासदर्चाविधे-
र्द्रव्याशाजनिभूरभूदिह महानर्थावहोऽयं कलिः ॥२७॥

આ કળિયુગમાં મહેલોનાં સ્થાન અધર્મના કર્મનો વિસ્તાર કરનારાં છે, રાજસિંહાસન ખોટા માનથી ભરેલું છે, યજ્ઞયાગાદિ દ્વારા થતાં શાંતિનાં કર્મો પૃથ્વીરૂપી લલાટ પર લખેલ શાસ્ત્રો અને વેદોનાં વચનોરૂપી લિપિનો નાશ કરનારા હોય તેવાં બન્યાં છે. બધાં વેદવચનોનો જાણે કે સમાપ્તિનો દિવસ આવી ગયો છે અને સારા જનોનાં પૂજન કરવાની વિધિની સમાપ્તિ થઈ ચૂકી છે; તેમ જ તે રીતે નવા નવાં દ્રવ્યો કમાવાની આશાની માતા હોય તેવો આ કળિયુગ મોટા અનર્થોને લઈ આવનાર બન્યો છે. ૨૭

विद्वत्ता वसुधातले विगलिता पाण्डित्यधर्मो गतः
श्रोतॄणां हृदयेष्वबुद्धिरधिका ज्ञानं गतं चारणे ।
गाथागीतविनोदवाक्यरचनायुक्त्या जगद्रञ्जितं
ज्योतिर्वैद्यकशास्त्रसारमखिलं क्षुद्रेषु जातं कलौ ॥२८॥

વિદ્વત્તા પૃથ્વીની અંદર જતી રહી છે, પંડિતાઈ પણ ચાલી ગઈ છે, શ્રોતાજનોના હૃદયોમાં પણ હલકી બુદ્ધિ વધી ગઈ છે. ભાટચારણોમાં જ્ઞાન જતું રહ્યું છે; કથવાર્તા, ગીત, વિનોદનાં વાક્યો અને નાટક વગેરેની રચના તેમજ યુક્તિઓ બતાવવામાં જગતનું રંજન કરવું પડે છે તેમ જ આ કળિયુગમાં જ્યોતિષ અને વૈદક શાસ્ત્રનો બધો સાર હલકા માણસોની અંદર ચાલ્યો ગયો છે. ૨૮

धिक्त्वां रे कलिकाल याहि विलयं केयं विपर्यस्तता
हा कष्टं श्रुतिशालिनां व्यवहृतिर्म्लेच्छोचिता दृश्यते ।
एकैर्वाङ्मयदेवता भगवती विक्रेतुमानीयते
निःशङ्कपरैः परीक्षणविधौ सर्वाङ्गमुद्घाट्यते ॥२९॥

હે કલિકાલ! તને ધિક્કાર છે, તું હવે નાશ પામી જા. આ કેવા પ્રકારનું અવળું વર્તન જોવા મળે છે! શ્રુતિવચનોથી શોભતા બ્રાહ્મણોનાં મુખે આ મ્લેચ્છને યોગ્ય વાણી ક્યાંથી આવી? અરે! કેટલાક જનો વાણીરૂપી ભગવતી દેવીને વેચવા બજારમાં લાવ્યા છે, ત્યારે તેની પરીક્ષા કરવા માટે વાણીનાં એકેએક અંગ શંકારહિત ખુલ્લાં કરવામાં આવે છે. ૨૯

कन्यां कामयुदूह्य प्रविजहदुदयद्यौवनमज्ञ एनां
द्रव्याशापाशकृष्टो भ्रमति चिरतरं हन्त देशान्तरेषु ।
अन्योन्याश्लेषवाञ्छाविगलितवयसोरात्तम लिङ्गमत्यो-
र्दंपत्योर्व्यर्थं हतं वै हतविधिरुभयोर्लोकयोः शोकयोगम् ॥

દ્રવ્યરૂપી આશાના પાશથી ખેંચાયેલો એવો એક મૂર્ખ માણસ પોતાની યુવાન બનેલી કન્યાને સાથે લઈને લાંબા કાળ સુધી દેશપરદેશમાં ભટકયા કરે છે;

તેમ જ એકમેકને મળવાની ઇચ્છામાં જ જેમની વય વીતી ગઈ છે અને જેમની મતિ મલિન બનેલી છે એવાં પતિ અને પત્નીનાં હીનભાગ્ય આ લોક અને પરલોકના શોકનો યોગ કરાવે છે. ૩૦

## મદ્યપાનની નિંદા

वैकल्यं धरणीपातमयथोचितजल्पनम् ।
संनिपातस्य चिह्नानि मद्यं सर्वाणि दर्शयेत् ॥ १ ॥

શરીરમાં વિકળપણું આવે, પૃથ્વી પર પડી જાય તેમજ ગમેતેમ લવારો કરે એ રીતે સન્નિપાતનાં બધાં લક્ષણો દારૂ પીનારને પણ થાય છે. ૧

एकतश्चतुरो वेदा ब्रह्मचर्यं तथैकतः ।
एकतः सर्वपापानि मद्यपानं तथैकतः ॥ २ ॥

એક બાજુ ચાર વેદો રાખો અને બીજી બાજુ બ્રહ્મચર્ય મૂકો; તે જ રીતે એક બાજુ બધાં પાપો મૂકો અને બીજી બાજુ મદ્યપાન રાખો; તો તે બંને સરખે સરખાં થાય છે. ૨

मद्यपस्य कुतः सत्यं दया मांसाशिनः कुतः ।
कामिनश्च कुतो विद्या निर्धनस्य कुतः सुखम् ॥३॥

દારૂ પીનારમા સત્ય ક્યાથી હોય? માંસાહારીમાં દયા ક્યાથી હોય? કામનાવાળા માણસને વિદ્યા ક્યાંથી પ્રાપ્ત થાય અને ધન-હિતને સુખ ક્યાથી મળે? ૩

अयुक्तं बहु भाषन्ते यत्र कुत्रापि शेरते ।
नग्ना विक्षिप्य गात्राणि बालका इव मद्यपाः ॥ ४ ॥

મદ્યપાન કરનાર પુરુષો બાળકોની જેમ અયોગ્ય એવાં ઘણાં વચનો બોલે છે અને શરીરને નગ્ન સ્થિતિમા ફેંકીને ગમે ત્યાં સૂઈ જાય છે. ૪

मद्यो हिनस्ति सर्वं मिथ्या प्रलपति हि विकलया बुद्धया । मातरमपि कामयते सावज्ञं मद्यपानमत्तः सन् ॥ ५ ॥

જ્યારે મદ્યપાનથી માણસ ગાંડો બની જાય છે. ત્યારે બધી વસ્તુઓનો નાશ કરે છે, બુદ્ધિ વિકળ થતાં ગમે તે બકવાદ કરે છે અને તિરસ્કાર સાથે પોતાની માતાની પણ કામના કરે છે. ૫

चित्ते भ्रान्तिर्जायते मद्यपानाद्भ्रान्ते चित्ते पापचर्यामुपैति । पापं कृत्वा दुर्गतिं यान्ति मूढास्तस्मान्मद्यं नैव पेयं न पेयम् ॥ ६ ॥

મદ્યપાનથી ચિત્તમાં ભ્રમ-ઉન્માદ થાય છે અને ચિત્ત ભ્રાંત થવાથી માણસ પાપાચરણ કરે છે અને પાપથી કરીને મૂઢ મનુષ્યો નરકમાં પડે છે; માટે મદ્યપાન કરવું નહિ. ૬

## તમાકુ

तमाखुपत्रं राजेन्द्र भज माज्ञानदायकम् ।
तमाखुपत्रं राजेन्द्र भज माज्ञानदायकम् ॥ १ ॥

હે રાજાધિરાજ! મા-લક્ષ્મી અને જ્ઞાન-બોધ દાયકમ્-આપનાર એવા ગણપતિને ભજો; જેનું ચિહ્ન-ઉંદર (आखु-पत्रम्) છે; પરંતુ હે રાજેન્દ્ર! તે आखुपत्र-(તમાકુનાં પાન)ને સેવો મા (નહિ), જે अज्ञानदायकं= અજ્ઞાન આપનાર છે. ૧

दारिद्र्यशीलोऽपि नरस्तमाखुं नैव मुञ्चति ।
निवारितोऽपि मार्जारस्तमाखुं नैव मुञ्चति ॥ २ ॥

જેમ વારંવાર રોકવા છતાં પણ બિલાડો તે આખુ-(ઉંદર)ને છોડતો નથી, તેમ માણસ ગરીબ બની જાય તોપણ તમાખુ(તમાકુ)ને છોડતો જ નથી.

बिडौजाः पुरा पृष्टवान्पद्मयोनिं, धरित्रीतले सारभूतं किमस्ति । चतुर्भिर्मुखैरित्यवोचद्विरिञ्चिस्तमाखुस्तमाखुस्तमाखुस्तमाखुः ॥ ३ ॥

પહેલાં એક વખતે ઇંદ્રે બ્રહ્માને પૂછ્યું કે, આ પૃથ્વી પર સારવાળી ચીજ કઈ છે, ત્યારે બ્રહ્માએ પોતાનાં ચારેય મુખથી એક જ વાત કહી કે, 'તમાકુ, તમાકુ, તમાકુ અને તમાકુ.' ૩

न स्वादु नौषधमिदं न च वा सुगन्धि
नाक्षिप्रियं किमपि शुष्कतमाखुचूर्णम् ।
किं चाक्षिरोगजनकं च तदस्य भोगे
बीजं नृणां नहि नहि व्यसनं विनान्यत् ॥ ४ ॥

સૂકી તમાકુનું ચૂર્ણ (છીંકણી) એવી ચીજ છે કે, તે સ્વાદવાળી નથી, ઔષધ નથી, સુગંધીદાર નથી અને તે આંખને પ્રિય પણ નથી. તે આંખના રોગને પેદા કરનાર છે, એ રીતે જોતાં તમાકુમાં કંઈ જ ગુણ નથી અને અનેક દોષ છે, તે છતાં એક વ્યસન (કુટેવ) વિના તેને સેવવામાં બીજું કોઈ કારણ જોવાને મળતું નથી.

सुवर्णपरिसेवितस्तदनु साधुसङ्गान्वितो
द्विजावनमहापटुस्तदनु सारसंधानभाक् ।
सदैव सुधयाशनं भवति यस्य विष्णोः समस्तमाखुरिति सेव्यतां भवति वै यतो रागिता ॥५॥

જે તમાખુ વિષ્ણુભગવાનની સાથે સરખામણી કરે છે અને જેને સેવવાથી લાલાશ અને રાગિતા પેદા થાય છે. જેમકે વિષ્ણુને સુપર્ણ (ગરુડ) સેવે છે. તેમ તમાકુને સુપર્ણ (નાગરવેલ) સેવે છે. વિષ્ણુ સાધુજનોના સંગ સાથે રહે છે તો તમાકુ સારી

સોપારી સાથે હોય છે. વિષ્ણુ બ્રાહ્મણોના રક્ષણમાં (द्विजावन) મહાકુશળ છે. તેમ તમાકુ દાંત(द्विज)ના રક્ષણમા કુશળ છે. જેમ વિષ્ણુ સાર એવા મોક્ષનું અનુસંધાન કરાવે છે, તેમ તમાકુ કાથા(સાર)ની સાથે રહે છે અને જેમ વિષ્ણુ નિરંતર અમૃત(સુધા)-થી ભોજન કરે છે, તેમ તમાકુ ચૂના(સુધા)ની સાથે ખાવામા આવે છે; માટે વિષ્ણુની જેમ તમાકુનું સેવન કરો. વિષ્ણુને સેવવાથી જેમ તેમનામાં અનુરાગ-ભક્તિ ઉત્પન્ન થાય છે, તેમ તમાકુના સેવનથી પણ તેનામાં રાગ-પ્રેમ-લ્વ-વ્યસન ઉત્પન્ન થાય છે. ૫

श्रीकृष्णः पूतनायाः स्तनमरमपिबत्कालकूटेन पूर्णं
प्रस्कन्नं भूप्रदेशे किमपि च पिबतो यत्तदा तस्य वक्त्रात्।
तस्मादेषा तमाखुः सुरवरपरमोच्छिष्टमेतद्दुरापं
स्तुत्वा नत्वा मिलित्वा ह्यनिशमतिमुदा सेव्यते वैष्णवाद्यैः

હળાહળ કાલકૂટથી ભરેલા પૂતનાના સ્તનના પાન શ્રીકૃષ્ણ ભગવાને જ્યારે કર્યા ત્યારે તે ઝેર પીતાં પીતા તેમના મુખમાથી જે થોડું ઝેર નીચે પડી ગયું તે જ આ તમાકુરૂપે બન્યુ; માટે ભગવાનના મુખમાથી ઉચ્છિષ્ટ બનેલ આ તમાકુ છે, તે ઘણી મુશ્કેલીથી મળે એવી છે એટલે ઉત્તમ વૈષ્ણવો તે તમાકુને સ્તુતિ અને પ્રણામ કરીને બધા ભેગા મળી અત્યંત હર્ષ પામતા નિરંતર સેવે છે.

भ्रातः कस्त्वं तमाखुर्गमनमिह कुतो वारिधेः पूर्वपारात्, कस्य त्वं दण्डधारी नहि तव विदितं श्रीकलेरेव राज्ञः। चातुर्वर्ण्यं विधात्रा विविधविरचितं ब्रह्मणा धर्महेतो-रेकीकर्तुं बलात्तन्निखिलजगति ते शासनादागतोऽस्मि ॥ ७ ॥

એક માણુસ તમાકુને પૂછે છે કે, 'હે ભાઈ! તું કોણ છે? ત્યારે તેણે કહ્યુ કે 'હું તમાકું છું.' 'તારું અહીં આગમન ક્યાથી થયું?' સમુદ્રના પેલી તરફના કાંઠા પરથી.' 'તું કયા રાજાનો દંડધારક છે?' 'શું તમને ખબર નથી, હું તો શ્રી કલિરાજાનો દંડધારક છું, તેમ જ વિધાતા બ્રહ્માએ આ જગતમા ધર્મના રક્ષણને માટે જે ચાર વર્ણોની વિવિધ પ્રકારે રચના કરી છે, તે બધા વર્ણોને બળાત્કારે એક કરીને પછી આખા જગત પર કલિરાજાનું શાસન ચાલે, તે માટે હું આવ્યો છું.'

## સામાન્ય નીતિ

अनुगन्तुं सतां वर्त्म कृत्स्नं यदि न शक्यते ।
स्वल्पमप्यनुगन्तव्यं मार्गस्थो नावसीदति ॥ १ ॥

સત્પુરુષોના માર્ગને જો પૂરેપૂરું ન અનુસરી શકાય, તો થોડું પણ અનુસરવું; કારણ કે સન્માર્ગે રહેલો કદી પણ દુઃખી થતો નથી કે નાશ પામતો નથી. ૧

प्रत्यहं प्रत्यवेक्षेत नरश्चरितमात्मनः ।
किं नु मे पशुभिस्तुल्यं कि नु सत्पुरुषैरिति ॥२॥

માણસે પ્રતિદિન પોતાના આચરણનું અવલોકન કરતા રહેવું જોઈએ કે, શું તે પશુઓના જેવું છે કે સત્પુરુષોના જેવું? ૨

सद्भिरेव सहासीत सद्भिः कुर्वीत संगतिम्।
सद्भिर्विवादं मैत्रीं च नासद्भिः किंचिदाचरेत् ॥३॥

સજ્જનોની સાથે જ બેસવું, તેમની જ સંગતિ રાખવી. વાદવિવાદ અને મૈત્રી પણ સજ્જનોની સાથે જ કરવા. દુર્જનોની સાથે કંઈ પણ વ્યવહાર રાખવો નહીં.

न द्विषन्ति न याचन्ते परनिन्दां न कुर्वते ।
अनाहूता न चायान्ति तेनाश्मानोऽपि देवताः ॥४॥

દ્વેષ કરતા નથી, યાચના કરતા નથી, પારકાની નિંદા પણ કરતા નથી તેમ જ બોલાવ્યા વિના આવતા નથી, તેને કારણે પથ્થરો પણ દેવતાઓ છે. ૪

पठतो नास्ति मूर्खत्वं जपतो नास्ति पातकम्।
मौनिनः कलहो नास्ति न भयं चास्ति जाग्रतः ॥५॥

ભણનારને મૂર્ખપણું રહેતું નથી, વિચારપૂર્વક કામ કરનારને પતનનું કારણ રહેતું નથી, મૌન રાખનારને કજિયો થતો નથી અને જાગ્રત-સાવચેત રહેનારને ભય ઉત્પન્ન થતો નથી. ૫

गतेऽपि वयसि ग्राह्या विद्या सर्वात्मना बुधैः।
यद्यपि स्यान्न फलदा सुलभा सान्यजन्मनि ॥६॥

ઉંમર વીતી ગઈ હોય, તોપણ ડાહ્યાજનોએ પૂરી રીતે વિદ્યા મેળવવી જોઈએ. જો એ વિદ્યા આ જન્મમાં ફળ ન આપે, તોપણ આવતા જન્મમા તો એને માટે તે સુલભ બની જાય છે. ૬

यस्य चाप्रियमन्विच्छेत्तस्य कुर्यात्सदा प्रियम्।
व्याधा मृगवधं कर्तुं सम्यग्गायन्ति सुस्वरम् ॥७॥

જેનું આપણે નબળું ઇચ્છતા હોઈએ, તેનું પણ આપણે સદા પ્રિય કરવું; કારણ કે શિકારીઓ મૃગલાનો વધ કરવા માટે પણ પહેલા તો સારા સ્વરથી સુંદર ગાન કરે છે. ૭

प्रहरिष्यन्प्रियं ब्रूयात्प्रहृत्यापि प्रियोत्तरम्।
अपि चास्य शिरश्छित्त्वा रुद्याच्छोचेत्तथापि च ॥८॥

જેનો આપણે નાશ કરવો હોય, તેનું પણ પ્રિય બોલવું, તેનો નાશ કર્યા પછી પણ પ્રિય બોલવું, તેના મસ્તકનો

છેદ કરીને પણ રહવું અને તેને માટે શોક કરવો. ૮

सुमन्त्रिते सुविक्रान्ते सुकृते सुविचारिते ।
प्रारम्भे कृतबुद्धीनां सिद्धिरव्यभिचारिणी ॥ ९ ॥

પરિપકવ-સ્થિર બુદ્ધિવાળા માણસોએ પરસ્પર સારી રીતે મંત્રણા કરીને યોગ્ય ક્રમથી અને યોગ્ય પ્રયત્નથી વિચારપૂર્વક આરંભેલા કામમાં અચૂક સિદ્ધિ મળે જ છે

नालसाः प्राप्नुवन्त्यर्थान्न शठा न च मायिनः ।
न च लोकरवाद्भीता न च शश्वत्प्रतीक्षिणः ॥ १० ॥

આળસુ લોકો, શઠ, કપટી-માયાવી લોકો, લોકોના બોલવાથી ડરી જનારાઓ અને હમેશાં રાહ જોયા કરનારા લોકો કદી અર્થોને-કાર્યસિદ્ધિને, દ્રવ્યને અથવા કોઈ પણ જાતના લાભને પ્રાપ્ત કરી શકતા નથી. ૧૦

नोदन्वानर्थितामेति सदाम्भोभिः प्रपूर्यते ।
आत्मा तु पात्रतां नेयः पात्रमायान्ति संपदः ॥११॥

સમુદ્ર કોઈની પાસે યાચક બનીને પાણી માગવા જતો નથી; તોપણ તે સદા-નિરંતર જલના સમૂહોથી ભરાતો હોય છે. પોતાની જાતને યોગ્ય પાત્રરૂપે બનાવવી જોઈએ; કારણ કે સંપત્તિઓ પાત્રમા આવી પહોંચે છે.

काकतालीययोगेन यदनात्मवति क्षणम् ।
करोति प्रणयं लक्ष्मीस्तद्स्याः स्त्रीत्वचापलम् ॥१२॥

'કાગડાનું ઊડવું અને તાડનું પડવું' એ રીતે અકસ્માત્ કોક નિર્બળ માણસ સાથે લક્ષ્મી ઘડીક મિત્રતા કરી લે છે, તે તો લક્ષ્મીની અંદર રહેલ સ્ત્રીની કુદરતી ચપળતાનું દૃષ્ટાંત છે. ૧૨

यो यमर्थं प्रार्थयेत यदर्थं घटतेऽपि च ।
अवश्यं तदवाप्नोति न चेच्छ्रान्तो निवर्तते ॥ १३ ॥

જે માણસ જે વસ્તુને ઇચ્છતો હોય તેને માટે જો તે નિરંતર પ્રયત્ન પણ કરતો રહે અને છેવટ સુધી થાકીને-કંટાળીને પાછો ન પડી જાય તો અવશ્ય તે વસ્તુને પ્રાપ્ત કરે છે ૧૩

केचिदज्ञानतो नष्टाः केचिन्नष्टाः प्रमादतः ।
केचिज्ज्ञानावलेपेन केचिन्नष्टैस्तु नाशिताः ॥ १४ ॥

કેટલાક લોકો પોતાના અજ્ઞાનને લીધે નાશ પામ્યા છે-નિષ્ફળ થયા છે, કેટલાક આળસને લીધે અને કેટલાક જ્ઞાનના ખોટા અભિમાનને લીધે નિષ્ફળ થયા છે અને કેટલાકને તો નિષ્ફળ જનારાઓએ (પોતાના નિર્બળ અને નિરાશાવાદી અભિપ્રાયોથી) નાહિંમત બનાવીને નિષ્ફળ-નષ્ટ કર્યા છે. ૧૪

मित्रस्वजनबन्धूनां बुद्धेर्धैर्यस्य चात्मनः ।
आपन्निकपपाषाणे नरो जानाति सारताम् ॥ १५ ॥

મિત્રો, સ્વજનો, બંધુઓ, પોતાની બુદ્ધિ અને પોતાનું ધૈર્ય-આ બધામાં કેટલું સત્ત્વ છે એ માણસ આપત્તિરૂપ કસોટીના પથ્થર ઉપર જ જાણી શકે છે. ૧૫

दुष्टैरपि निजैरेव प्रावृतं सर्वमुत्तमम् ।
वरं जीर्णाम्बरं वापि हट्टे कर्पटमर्हति ॥ १६ ॥

પોતાના માણસો દુષ્ટ સ્વભાવના હોય, તોપણ તેમનાથી જે કાંઈ કાર્ય થાય છે, તે આપણને ઉત્તમ લાગે છે, ઘરનું જીર્ણ વસ્ત્ર પણ કાયા ઢાંકે છે; જોકે બજારની દુકાનમાં તે ચીંથરું ગણાય છે. ૧૬

चिन्तनीया हि विपदामादावेव प्रतिक्रिया: ।
न कूपखननं युक्तं प्रदीप्ते वह्निना गृहे ॥ १७ ॥

વિપત્તિઓને નિવારવાના ઉપાયો તેમના આવતા પહેલા જ વિચારી રાખવા જોઈએ. અગ્નિથી ઘર સળગી ઊઠે તે વખતે કૂવો ખોદવા લાગવું એ યોગ્ય નથી. ૧૭

वरं दारिद्र्यमन्यायप्रभवाद्विभवादिह ।
कृशताभिमता देहे पीनता न तु शोफतः ॥ १८ ॥

અન્યાયથી મળેલા વૈભવ કરતાં દરિદ્રતા વધારે સારી છે. સોજો ચડવાથી શરીરે પુષ્ટતા આવે તેના કરતા શરીર પાતળું હોય એ જ ઇચ્છવા યોગ્ય છે. ૧૮

स्त्री विनश्यति रूपेण ब्रह्मणो राजसेवया ।
गावो दूरप्रचारेण हिरण्यं लोभलिप्सया ॥ १९ ॥

રૂપને કારણે સ્ત્રીનો નાશ થાય છે, રાજાની સેવા કરવાથી બ્રાહ્મણનો નાશ થાય છે, દૂર દૂર રખડવા જવાથી ગાયોનો નાશ થાય છે અને લોભ કરવાની ઇચ્છાથી પૈસાનો નાશ થાય છે. ૧૯

अतिदानाद्बलिर्बद्धो ह्यतिमानात्सुयोधनः ।
विनष्टो रावणो लौल्यादति सर्वत्र वर्जयेत् ॥ २० ॥

અતિદાનથી બલિ બંધનમા પડ્યો, વધારે પડતું અભિમાન કરવાથી દુર્યોધન નાશ પામ્યો, (પરસ્ત્રીમાં) અતિલોલુપતાથી રાવણ હણાયો; માટે બધી બાબતમાં 'અતિ'નો ત્યાગ કરવો જોઈએ. ૨૦

धनमस्तीति वाणिज्यं किंचिदस्तीति कर्षणम् ।
सेवा न किंचिदस्तीति भिक्षा नैव च नैव च ॥२१॥

જો આપણી પાસે સારી રીતે ધન હોય, તો વેપાર-રોજગાર કરવો, થોડું ઘણું ધન હોય, તો ખેતી કરવી અને કાંઈ ન હોય, તો છેવટે સેવાચાકરી કરવી; પરંતુ ભીખ તો ન જ માગવી ૨૧

स्पृशन्नपि गजो हन्ति जिघ्रन्नपि भुजंगमः ।
हसन्नपि नृपो हन्ति मानयन्नपि दुर्जनः ॥ २२ ॥

હાથી માત્ર સ્પર્શ કરીને પણ મારી નાખે છે,

સર્પ માત્ર સૂંઘીને પણ મારી નાખે છે, રાજા હાસ્ય-મજાકમાં મારી નાખે છે અને દુર્જન તો માન આપી રહ્યો હોય છતાં પણ મારી નાખે છે. ૨૨

गीतशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणां निद्रया कलहेन वा ॥२३॥

બુદ્ધિશાળી માણસોનો સમય ગીત અને શાસ્ત્ર-વિનોદમાં જાય છે પણ મૂર્ખ જનોનો સમય વ્યસન, નિદ્રા તેમ જ કલહકંકાસમાં જાય છે. ૨૩

जानन्ति पशवो गन्धाद्वेदाज्जानन्ति पण्डिताः ।
चाराज्जानन्ति राजानश्चक्षुर्भ्यामितरे जनाः ॥२४॥

પશુઓ નાકથી સૂંઘીને વસ્તુ જાણે છે, પંડિતજનો વેદના આધારે વસ્તુને ઓળખે છે, રાજાઓ ગુપ્તચરોથી જાણે છે અને સામાન્ય માણસો પોતાની બે આંખોથી જાણે છે. ૨૪

युक्तियुक्तं प्रगृह्णीयाद्बालादपि विचक्षणः ।
खेरविषयं वस्तु किं न दीपः प्रकाशयेत् ॥२५॥

વિચક્ષણ મનુષ્યે ન્યાયયુક્ત વાતને તો બાળક પાસેથી પણ ગ્રહણ કરવી જોઈએ. જ્યાં સૂર્યનો પ્રકાશ પહોંચી શકતો ન હોય તેવી જગ્યાની વસ્તુ શું દીવો પ્રકાશિત નથી કરતો? ૨૫

वृथा वृष्टिः समुद्रेषु वृथा तृप्तस्य भोजनम् ।
वृथा दानं समृद्धस्य वृथा दीपो दिवापि च ॥२६॥

સમુદ્રોમાં વૃષ્ટિ વૃથા છે, તૃપ્ત થયેલાને ભોજન વૃથા છે, સમૃદ્ધ માણસને દાન આપવું વૃથા છે અને દિવસે દીવો બાળવો વૃથા છે. ૨૬

अजायुद्धमृषिश्राद्धं प्रभाते मेघडम्बरम् ।
दंपत्योः कलहश्चैव परिणामे न किंचन ॥२७॥

બે બકરા લઢે, ઋષિલોકો શ્રાદ્ધતર્પણ કરે, સવારના મેઘાડંબર થાય અને સ્ત્રીપુરુષો અંદરોઅંદર ઝઘડી પડે, તો તેના પરિણામે કાંઈ જ હોતું નથી. ૨૭

अर्थनाशं मनस्तापं गृहे दुश्चरितानि च ।
वञ्चनं चापमानं च मतिमान्न प्रकाशयेत् ॥२८॥

બુદ્ધિશાળી માણસે દ્રવ્યનો નાશ, મનનો સંતાપ, ઘરનાં ખરાબ ચરિત, ઉતરામણી કે અપમાન એટલી બાબતો જાહેર કરવી નહિ. ૨૮

अवृत्तिकं त्यजेद्देशं वृत्तिं सोपद्रवां त्यजेत् ।
त्यजेन्मायाविनं मित्रं धनं प्राणहरं त्यजेत् ॥२९॥

જ્યાં કામધંધો ન હોય, તે પ્રદેશ છોડી દેવો. જ્યાં ઘણો ઉપદ્રવ હોય, તે કામધંધો છોડી દેવો. કપટી હોય તેવા મિત્રનો ત્યાગ કરવો અને પ્રાણનો નાશ કરે તેવું ધન છોડી દેવું. ૨૯

सौहृदेन परित्यक्तं निःस्नेहं खलवत्त्यजेत् ।
सोदरं भ्रातरमपि किमुतान्यं पृथग्जनम् ॥३०॥

જેણે હૃદયની લાગણી છોડી હોય અને જેનામાં સ્નેહ ન હોય, તેવો માણસ પોતાનો સગો ભાઈ હોય, તોપણ તેનો કપટી જનની જેમ ત્યાગ કરવો; પછી બીજા માણસની તો વાત જ શું કરવી? ૩૦

यन्निमित्तं भवेच्छोको दुःखं वा त्रास एव च ।
आयासो वा यतः शूलस्तदेकाङ्गमपि त्यजेत् ॥३१॥

જેને લીધે શોક, દુઃખ, ત્રાસ, પ્રયાસ, ચૂંચ-ચૂંક વગેરે થયા કરતાં હોય, તે માણસ પોતાના અંગ (આત્મીય, કુટુંબી) જન હોય તોપણ તેનો ત્યાગ કરવો અથવા તેવા પોતાના એક અંગનો પણ ત્યાગ કરવો.

त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे ह्यात्मार्थे पृथिवीं त्यजेत् ॥३२॥

કુળના માટે એકનો ત્યાગ કરવો, ગામના રક્ષણ માટે કુળનો ત્યાગ કરવો, જનપદ(દેશ)ના માટે ગામનો ત્યાગ કરવો અને આત્માને માટે પૃથ્વીનો પણ ત્યાગ કરવો.

न गणस्याग्रतो गच्छेत्सिद्धे कार्ये समं फलम् ।
यदि कार्यविपत्तिः स्यान्मुखरस्तत्र हन्यते ॥३३॥

કોઈ પણ કામમાં જ્યારે ટોળાબંધ લોકો ભેગા થાય, ત્યારે તેમના આગળ પડીને કામ કરવું નહિ; કારણ કે જો કાર્ય સધાઈ જાય, તો ફળ બધાને સરખાં મળવાનાં છે; પરંતુ જો કાર્ય કરતાં વિપત્તિ આવી પડે, તો તેમાં અગ્રેસર થયેલો માણસ જ માર્યો જાય છે.

धनिकः श्रोत्रियो राजा नदी वैद्यस्तु पञ्चमः ।
पञ्च यत्र न विद्यन्ते न तत्र दिवसं वसेत् ॥

જે ગામમાં ધનિક, શ્રોત્રિય બ્રાહ્મણ, રાજા, નદી અને વૈદ્ય આ પાંચ રહેતાં ન હોય, ત્યાં એક દિવસ પણ રહેવું જોઈએ નહિ ૩૪

चलत्येकेन पादेन तिष्ठत्येकेन पण्डितः ।
नासमीक्ष्य परं स्थानं पूर्वमायतनं त्यजेत् ॥३५॥

બુદ્ધિશાળી માણસ એક પગે ચાલે છે અને એક પગે ઊભો રહે છે; બીજું સ્થાન સારી રીતે જોયા વિના પહેલાંનું સ્થાન છોડવું નહિ. ૩૫

अनायके न वस्तव्यं न वसेद्बहुनायके ।
स्त्रीनायके न वस्तव्यं न वसेद्बालनायके ॥३६॥

જે ગામમાં કોઈ નાયક ન હોય ત્યાં રહેવું નહિ; જ્યાં ઘણા નાયક હોય ત્યાં રહેવું નહિ. જ્યાં નાયક તરીકે સ્ત્રી અથવા બાળક હોય ત્યાં પણ રહેવું નહિ.

सर्वथां संत्यजेद्वादं न कञ्चिन्मर्मणि स्पृशेन्।
सर्वान्परित्यजेदर्थान्स्वाध्यायस्य विरोधिनः ॥३७॥

સર્વ પ્રકારનો ખોટો વાદ છોડી દેવો, કોઇને પણ મર્મભેદી વચન કહેવું નહિ, સ્વાધ્યાયમાં વિરોધ આવતો હોય તેવા બધા પ્રકારના લાભો પણ જતા કરવા. ૩૭

अनभिज्या परस्वेषु सर्वसत्त्वेषु सौहृदम्।
कर्मणां फलमस्तीति मनसा त्रितयं चरेत् ॥३८॥

પરદ્રવ્યો પ્રત્યે આકાંક્ષારહિતતા, સર્વ પ્રાણીઓ પ્રત્યે સહૃદયતા અને શુભાશુભ કર્મોનું તેવું ફળ મળે જ છે- આ ત્રણે બાબતો હૃદયપૂર્વક સમજી લઈને તે અનુસાર આચરણ કરવું જોઈએ. ૩૮

प्राणातिपातः स्तैन्यं च परदाराभिमर्शनम्।
त्रीणि पापानि कायेन नित्यशः परिवर्जयेत्॥

આત્મહત્યા, ચોરી અને પરસ્ત્રીગમન આ ત્રણ પાપોનો સદા આ શરીર વડે પરિત્યાગ કરવો. ૩૯

न कश्चिदपि जानाति किं कस्य श्वो भविष्यति।
अतः श्वः करणीयानि कुर्यादद्यैव बुद्धिमान्॥

આવતી કાલે કોનું શું થશે તેને કોઇ જાણતું નથી; માટે બુદ્ધિવાળા માણસ કાલે કરવાના કામ આજે જ કરવા.

अनेन मर्त्यदेहेन यल्लोकद्वयशर्मदम्।
विचिन्त्य तदनुष्ठेयं कर्म हेयं ततोऽन्यथा ॥४१

આ દેહ મર્ત્ય-મરણશીલ છે, તોપણ માણસે ખૂબ વિચાર કરીને તેના વડે એવું કામ કરવું કે જે આ લોક અને પરલોક બન્નેમાં સુખ આપનાર હોય. એથી વિરુદ્ધનું કામ છોડી દેવું જોઇએ ૪૧

उपकारः परो धर्मः परोऽर्थः कर्म नैपुणम्।
पात्रे दानं परः कामः परो मोक्षो वितृष्णता॥

ઉપકાર કરવો, એ શ્રેષ્ઠ ધર્મ છે, નિપુણતાપૂર્વક કામ કરવું, તે શ્રેષ્ઠ અર્થ (લાભ) છે, યોગ્ય પાત્રને દાન આપવું, એ શ્રેષ્ઠ કામ (ઇચ્છા-તૃપ્તિ) છે, સર્વ તૃષ્ણાઓ છોડી દેવી, તે શ્રેષ્ઠ મોક્ષ છે. ૪૨

अञ्जनस्य क्षयं दृष्ट्वा वल्मीकस्य तु सञ्चयम्।
अवन्ध्यं दिवसं कुर्याद्दानाध्ययनकर्मसु ॥४३॥

(રોજ જરા જરા આંજવામાં આવતી) મેશનો ક્ષય જોઇને અને રાફડાનો સંચય થયેલો જોઇને માણસે રોજ દાન, અધ્યયન અને સત્કર્મ કરતા રહી દિવસને સફળ કરવો જોઈએ. ૪૩

परदारा न गन्तव्याः सर्ववर्णेषु कर्हिचित्।
न हीदृशमनायुष्यं त्रिषु लोकेषु विद्यते ॥४४॥

કોઈ પણ વર્ણની પરસ્ત્રી સાથે ગમન કરવું નહિ. ત્રણે લોકમાં તેના જેવું આયુષ્યનો નાશ કરનારું બીજું કોઈ નથી. ૪૪

मात्रा स्वस्रा दुहित्रा वा नैकशय्यासनो भवेत्।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥४५॥

માતા, બહેન કે પુત્રી સાથે કોઈ કાળે પણ એક શય્યા પર સાથે બેસવું પણ નહિ; કારણ કે ઇંદ્રિયોનો સમૂહ બળવાન છે, તે વિદ્વાનને પણ આકર્ષિત કરે છે.

परदारपरद्रव्यपरद्रोहपराङ्मुखः।
गङ्गा ब्रूते कदागत्य मामयं पावयिष्यति ॥४६॥

પારકી નારી, પારકું દ્રવ્ય અને પારકાનો દ્રોહ આ ત્રણ બાબતોમાં જે વિમુખ છે, તેવો માણસ 'ક્યારે આવીને મને પવિત્ર કરશે' એમ ગંગા પોતે કહે છે. ૪૬

ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः।
महान्ति पातकान्याहुस्तत्संसर्गी च पञ्चमः ॥४७

બ્રાહ્મણની હત્યા, મદિરાપાન, ચોરી અને ગુરુજનની સ્ત્રી સાથે ગમન એ ચાર મોટાં પાપ કહ્યાં છે તેમ જ એ મોટા પાપો કરનાર સાથે સોબત રાખવી, તે પણ મહાપાપ છે. ૪૭

स्त्रीबालस्वामिमित्रघ्नो गोघ्नो विश्वासघातकः।
सुरापो ब्रह्महा चौरो यान्त्येते सर्वनारकान्॥

સ્ત્રી, બાળક, સ્વામી, મિત્ર અને ગાયની હત્યા કરનાર, વિશ્વાસઘાત કરનાર, સુરાપાન કરનાર અને ચોરી કરનાર-આ બધા નરકની ગતિને પામે છે. ૪૮

कूटसाक्षी मृषावादी यश्चासदनुशास्ति वै।
ते मोहमृत्यवः सर्वे तथा ये वेदनिन्दकाः ॥४९

ખોટી સાક્ષી આપનાર, મિથ્યા બોલનાર અને ખોટી શિખામણ આપનાર તેમ જ વેદની નિંદા કરનાર એ બધા ખરેખર જીવતા જ મોહરૂપી મૃત્યુમાં ડૂબી ગયેલા છે. ૪૯

न हीदृशं संवननं त्रिषु लोकेषु विद्यते।
दया मैत्री च भूतेषु दानं च मधुरा च वाक्॥

પ્રાણીમાત્ર પર દયા, મિત્રતા, દાન અને મધુર વાણી જેવું આ ત્રણે લોકમાં એક પણ વશીકરણ નથી. ૫૦

विवादो धनसम्बन्धो याचनं स्त्रीषु सङ्गतिः।
आदानमग्रतः स्थानं मैत्रीभङ्गस्य हेतवः ॥५१॥

ખોટો વિવાદ, પૈસાથી સંબંધ, માગણી, (મિત્રની) સ્ત્રીઓ સાથે સંસર્ગ, જે તે વસ્તુઓ લઇ જવી અને પોતાની બડાઈ હાંકવી-આટલાં કારણો મૈત્રીમાં ભંગ પડાવનારાં છે. ૫૧

दर्शितानि कलत्राणि गृहे भुक्तमशङ्कितम् ।
कथितानि रहस्यानि सौहृदं किमतः परम् ॥५२

જેમાં મિત્ર પોતાના પત્ની-પરિવારની સાથે ઓળખાણ કરાવે છે, તેના ઘરમાં નિઃશંકપણે ભોજન કરાવે છે અને પોતાની ગુપ્ત વાતો પણ કહે છે, એથી વિશેષ મિત્રતા શું હોય? ૫૨

दुःखेन श्लिष्यते भिन्नं श्लिष्टं दुःखेन भिद्यते ।
भिन्नश्लिष्टा तु या प्रीतिः सा दुःखैकप्रदायिनी ॥

ભેદ પડ્યા પછી દુઃખથી મળાય છે. મળ્યા પછી ભેદ પડતાં પણ દુઃખ અનુભવાય છે. આમ જેમાં ભેદમાંથી મિલન અને મિલનમાંથી ભેદ થાય છે એવી પ્રીતિ કેવળ એક દુઃખને જ આપનારી છે. ૫૩

ययोरेव समं वित्तं ययोरेव समं कुलम् ।
तयोर्मैत्री विवाहश्च न तु पुष्टविपुष्टयोः ॥५४॥

જે બેની વચ્ચે સરખાં ધનદોલત હોય અને જે બંનેનાં સરખાં કુલ હોય, તે બંને વચ્ચે મિત્રતા અને વિવાહનો સંબંધ યોગ્ય છે; સબળા અને નબળા વચ્ચે સંબંધ ટકતો નથી. ૫૪

उत्तमा आत्मना ख्याताः पितुः ख्याताश्च मध्यमाः ।
अधमा मातुलात्ख्याताः श्वशुराच्चाधमाधमाः ॥

પોતાની જાતે પ્રસિદ્ધિ મેળવવી તે ઉત્તમ છે, પિતાની ખ્યાતિએ પ્રસિદ્ધ થવું તે મધ્યમ છે, મામાની ખ્યાતિથી પ્રસિદ્ધ થવું તે અધમ છે અને સસરાની ખ્યાતિએ પ્રસિદ્ધ થવું તે તો અધમમાં પણ અધમ છે. ૫૫

ऋणशेषश्चाग्निशेषः शत्रुशेषस्तथैव च ।
पुनः पुनः प्रवर्तन्ते तस्माच्छेषं न रक्षयेत् ॥

બાકી રહેલું દેવું, બાકી રહેલો અગ્નિ અને બાકી રહેલો શત્રુ ફરી ફરીને વૃદ્ધિ પામે છે; માટે તેમને બાકી રાખવાં નહીં. ૫૬

कुभोज्येन दिनं नष्टं कुकलत्रेण शर्वरी ।
कुपुत्रेण कुलं नष्टं तन्नष्टं यन्न दीयते ॥५७॥

ખરાબ ભોજનથી દિવસને બગડેલો જાણવો. ખરાબ સ્ત્રીથી રાત્રી બગડેલી જાણવી, ખરાબ પુત્રથી કુળને હાનિ પહોંચેલી જાણવી અને જેનો દાન આપવામાં ઉપયોગ ન થયો તેને નષ્ટ થયેલું જાણવું. ૫૭

बर्बरश्च तपस्वी स्याच्छूरश्चाप्यकृतव्रणः ।
मद्यपा स्त्री सती राजन्निति न श्रद्दधामहे ॥

હે રાજન્, ઉગ્રમ હોય અને એ તપસ્વી હોય, શરવીર હોય અને શરીરે ઘા પડ્યા વિનાનો હોય અથવા જેણે કોઈને ઘા કર્યો ન હોય તેમજ મદિરા પીનારી સ્ત્રી હોય અને તે સતી હોય—આ ત્રણ વાતમાં અમને શ્રદ્ધા નથી. ૫૮

नाग्निस्तृप्यति काष्ठानां नापगानां महोदधिः ।
नान्तकः सर्वभूतानां न पुंसां वामलोचनाः ॥५९

કાષ્ઠોથી અગ્નિ, નદીઓથી સમુદ્ર, સર્વ પ્રાણીઓના નાશથી મૃત્યુ અને પુરુષોથી સ્ત્રીઓ તૃપ્ત થતી નથી. ૫૯

सा भार्या या प्रियं ब्रूते स पुत्रो यत्र निर्वृतिः ।
तन्मित्रं यत्र विश्वासः स देशो यत्र जिव्यते ॥६०॥

તે જ સ્ત્રી છે, જે પ્રિય વચન બોલે છે; તે જ પુત્ર છે, જેના લીધે આરામ મળે છે; તે મિત્ર છે, જેમાં વિશ્વાસ બેસે છે અને તે યોગ્ય દેશ છે, જ્યાં આજીવિકા મળતી રહે છે. ૬૦

व्रजत्यधः प्रयात्युच्चैर्नरः स्वैरेव चेष्टितैः ।
अधः कूपस्य खनक ऊर्ध्वं प्रासादकारकः ॥६१॥

માણસ પોતાનાં જ કાર્યોથી નીચે પડે છે અને ઉપર ચઢે છે. કૂવાને ખોદનારો દિવસે દિવસે નીચે જ ઊતરે છે અને મહેલ બનાવનારો દિવસે દિવસે ઉપર ચઢે છે,

कुर्यान्न परदारेच्छां विश्वासं स्त्रीषु वर्जयेत् ।
हतो दशास्यः सीतार्थी हतः पत्न्या विदूरथः ॥

પારકાની સ્ત્રીની ઇચ્છા કરવી નહિ. સ્ત્રીજનો પરથી વિશ્વાસ છોડી દેવો; કારણ કે સીતાની ઇચ્છા કરવાથી રાવણ મરાયો અને પત્ની પર વિશ્વાસ રાખવાથી વિદૂરથ રાજા મરાયો. ૬૨

न मद्यव्यसनी क्षीबः कुर्याद्वेतालचेष्टितम् ।
वृष्णयो हि ययुः क्षीबास्तृणैः प्रहरणैः क्षयम् ॥

જેને દારૂ પીવાની લત છે અને જે મદોન્મત્ત બને છે. તેણે વૈતાળના જેવી નકામી ચેષ્ટા કરવી નહિ; કારણ કે યાદવોને દારૂની લત હતી, તો તે ઘાસ જેવાં શસ્ત્રોથી પણ નાશ પામ્યા. ૬૩

दानं सत्त्वाश्रितं कुर्यान्न पश्चात्तापवान्भवेत् ।
बलिनात्मार्पितो बन्धे दानशेषस्य शुद्धये ॥६४॥

પોતાની શક્તિ પર આધાર રાખીને દાન કરવું, જેથી પશ્ચાત્તાપ ન થાય. બલિરાજા શક્તિ ઉપરાંત દાન કરવાથી બંધનમાં પડ્યો અને છેવટે દાનની શુદ્ધિ માટે તેને પોતાની જાત આપી દેવી પડી. ૬૪

न स्त्रीजितः प्रमूढः स्याद्गाढरागवशीकृतः ।
पुत्रशोकाद्दशरथो जीवं जायाजितोऽत्यजत् ॥६५॥

ગાઢ રાગથી જિતાઈને સ્ત્રીને વશ થયેલ માણસે એકદમ મૂઢ બની જવું નહિ; કારણ કે દશરથ પોતાની સ્ત્રીથી એવો તો જિતાઈ ગયો હતો કે પુત્રના શોકથી

તેને પોતાનો જીવ ખોવો પડ્યો. ૬૫

क्षिपेद्वाक्यशरान्घोरान्न पारुष्यविषप्लुतान् ।
वाक्पारुष्यरुषा चक्रे भीमः कुरुकुलक्षयम् ॥६६॥

કઠોરતારૂપી ઝેરથી પાયેલાં વાક્યોરૂપી કારમાં બાણ કોઈની પર ફેંકવાં નહિ; કારણ કે કઠોર વાણીના રોષને લીધે ભીમસેને કુરુકુળનો નાશ કરી નાખ્યો. ૬૬

परेषां क्लेशदं कुर्यान्न पैशुन्यं प्रभुप्रियम् ।
पैशुन्येन गतौ राहोश्चन्द्रार्कौ भक्षणीयताम् ॥६७

પોતાના સ્વામીને ગમતી હોય, તોપણ તેમની આગળ એવી ચાડી નહિ ખાવી કે જે બીજાને અત્યંત ક્લેશ પમાડે. સૂર્યે અને ચંદ્રે ચાડી ખાધી, તો તેથી તે બંને રાહુના ભક્ષ્ય બની રહ્યા છે. ૬૭

कुर्यान्नीचजनाभ्यस्तां न याच्ञां मानहारिणीम् ।
बलिप्रार्थनया प्राप लघुतां पुरुषोत्तमः ॥६८॥

હલકા લોકોએ જ જેને વારંવાર સેવી છે એવી યાચના માણસના માનને હરી લેનારી છે. બલિ પાસે યાચના કરવાથી પુરુષો.માં ઉત્તમ એવા ભગવાન પણ વામન (હલકા) બન્યા, માટે એવી યાચના કદી કરવી ન જોઈએ. ૬૮

वक्रैः क्रूरतरैर्लुब्धैर्न कुर्यात्प्रीतिसङ्गतिम् ।
वसिष्ठस्याहरद्धेनुं विश्वामित्रो निमन्त्रितः ॥६९॥

જે મનથી વાંકા હોય, ખૂબ ક્રૂર હોય અને લોભિયા હોય, તેમની સાથે પ્રેમ અને સોબત કરવાં નહિ રાજા વિશ્વામિત્રને નિમંત્રણ આપવામાં આવ્યું, તો તેણે વસિષ્ઠની ગાય હરી લીધી. ૬૯

तीव्रे तपसि लीनानामिन्द्रियाणां न विश्वसेत् ।
विश्वमित्रेऽपि सोत्कण्ठं कण्ठे जग्राह मेनकाम् ॥

આપણી ઇંદ્રિયો ભલેને તીવ્ર તપમાં ડૂબેલી હોય, તોપણ તેનો વિશ્વાસ કરવો નહિ; કારણ કે વિશ્વામિત્ર જેવા તપસ્વીએ પણ ઉત્કંઠાથી મેનકાના ગળામાં હાથ નાખ્યો.

भक्तं रक्तं सदासक्तं निर्दोषं न परित्यजेत् ।
रामस्त्यक्त्वा सतीं सीतां शोकशल्याकुलोऽभवत् ॥

જે આપણા ભક્ત, અનુરાગી, હમેશાં આસક્ત અને નિર્દોષ જન હોય, તેમનો ત્યાગ કરવો નહિ. રામચંદ્રે સતી સીતાનો ત્યાગ તો કર્યો; પણ પોતે શોકરૂપી શલ્યથી નિત્ય પીડાતા રહ્યા. ૭૧

वर्जयेदिन्द्रियजयी निर्जने जननीमपि ।
पुत्रीकृतोऽपि प्रद्युम्नः कामितः शम्बरस्त्रिया ॥

ઇંદ્રિયો પર જય મેળવ્યો હોય તેણે પણ એકાંતમાં પોતાની માતાનો સહવાસ ત્યજવો, કારણ કે શંબરાસુરની સ્ત્રીએ પ્રદ્યુમ્નને પુત્રની જેમ રાખ્યો, તોપણ તેને તેની પર કામના જાગી. ૭૨

प्रभुप्रसादे विश्वासं न कुर्यात्स्वप्नसंनिभे ।
नन्देन मन्त्री निक्षिप्तः शकटारोऽपि बन्धने ॥

પોતાના સ્વામી પોતાના પર પ્રસન્ન છે, એમ માનવું એ તો સ્વપ્ન જેવું છે; માટે તે વાત પર વિશ્વાસ રાખવો નહિ. નંદરાજાએ પોતાના પ્રિય શકટારને પણ જેલખાનામાં નાખ્યો હતો. ૭૩

अप्युन्नतपदारूढः पूज्यान्नैवापमानयेत् ।
नहुषः शक्रतां प्राप्य च्युतोऽगस्त्यावमाननात् ॥'

પોતે ભલે ગમે તેવા ઊંચા પદ પર ચઢેલો હોય, તોપણ પોતાના પૂજ્ય જનોનાં અપમાન કરવાં નહિ. નહુષ જાતે ઇંદ્રપદ પામ્યો, પરંતુ અગસ્ત્ય મુનિનું અપમાન કરવાથી તે નીચે પડ્યો હતો. ૭૪

हितोपदेशं शृणुयात्कुर्वीत च यथोदितम् ।
विदुरोक्तमकृत्वाभूत्कौरवः शोकशल्यभाक् ॥७५॥

પોતાનું હિત કરે, એવો ઉપદેશ સાંભળવો અને તે ઉપદેશ પ્રમાણે કાર્ય કરવું. વિદુરના ઉપદેશ પ્રમાણે નહિ કરવાથી કૌરવોને શોકરૂપી શલ્યનો ઘા ભોગવવો પડ્યો.

न पुत्रायत्तमैश्वर्यं कुर्यादार्यः कथञ्चन ।
पुत्रार्पितप्रभुत्वोऽभूद्धृतराष्ट्रस्तृणोपमः ॥७६॥

સમજુ માણસે પોતાનું ઐશ્વર્ય પુત્રને કદી પણ સોંપી દેવું નહિ. પોતાના પુત્ર દુર્યોધનને બધી સત્તા સોંપી દેવાથી ધૃતરાષ્ટ્ર તરણા જેવો બની રહ્યો. ૭૬

श्रुतिस्मृत्युक्तमाचारं न त्यजेत्साधुसेवितम् ।
दैत्यानां श्रीवियोगोऽभूत्सत्यधर्मक्रियामुचाम् ॥७७॥

સત્પુરુષોએ સેવેલા શ્રુતિ–સ્મૃતિ–કથિત આચારોનો ત્યાગ કરવો નહિ. સત્ય, ધર્મ અને ઉત્તમ ક્રિયાઓને છોડી દેનારા દૈત્યો ઐશ્વર્યથી ભ્રષ્ટ થયા હતા. ૭૭

नदीनां नखिनां चैव शृङ्गिणां शस्त्रपाणिनाम् ।
विश्वासो नैव कर्तव्यः स्त्रीषु राजकुलेषु च ॥७८॥

નદીઓ, નખવાળાં પ્રાણીઓ, શિંગડાંવાળાં પ્રાણીઓ અને શસ્ત્રધારી પુરુષોનો વિશ્વાસ કરવો નહિ તેમ જ સ્ત્રીજનો પર અને રાજકુળો પર વિશ્વાસ કરવો નહિ.

न कुर्यादभिचारोग्रवश्यादिकुहकक्रियम् ।
लक्ष्मणेनेन्द्रजित्कृत्याभिचारसमये हतः ॥ ७९ ॥

મારણ, ઉચ્ચાટન, વશીકરણ, ઇંદ્રજાલ જેવાં નિંદ્ય કર્મો કદી પણ કરવાં નહિ; કારણ કે જે વખતે ઇંદ્રજિત કૃત્યાને વશ કરવાનો અવિચારી પ્રયોગ કરતો હતો, તે જ વખતે લક્ષ્મણે તેનો નાશ કર્યો હતો. ૭૯

व्याकुलोऽपि विपत्पातैः स्मरेद्विष्णुं सदा हृदि ।
शरतल्पगतो भीष्मः सस्मार गरुडध्वजम् ॥८०॥

પોતાની ઉપર આપત્તિ આવી પડતાં, આકુળવ્યાકુળ બની જવાય, તોપણ હૃદયમાં વિષ્ણુનું સ્મરણ કરવું. જ્યારે ભીષ્મ પિતામહને શરશય્યા પર સૂવું પડ્યું ત્યારે પણ તેમણે ગરુડધ્વજ ભગવાન વિષ્ણુને યાદ કર્યા હતા.

चिन्ता जरा मनुष्याणामनध्वा वाजिनां जरा ।
असंभोगो जरा स्त्रीणां वस्त्राणामातपो जरा ॥८१॥

ચિંતા એ માનવોનું ઘડપણ છે, મુસાફરી નહિ કરાવતાં બાંધી રાખવો એ ઘોડાનું ઘડપણ છે; સંભોગ ન થાય તે સ્ત્રીનું ઘડપણ છે અને તાપમાં પડ્યાં રહેવાથી વસ્ત્રોને પણ ઘડપણ-જીર્ણતા આવે છે. ૮૧

प्रियवाक्यप्रदानेन सर्वे तुष्यन्ति जन्तवः ।
तस्मात्तदेव वक्तव्यं वचने का दरिद्रता ॥ ८२ ॥

પ્રિય વચન કહેવાથી સર્વે પ્રાણીઓ સંતુષ્ટ થાય છે, માટે તેવું જ બોલવું. બોલવામાં દરિદ્રતા શા માટે રાખવી જોઈએ? ૮૨

पञ्चभिः सह गन्तव्यं स्थातव्यं पञ्चभिः सह ।
पञ्चभिः सह वक्तव्यं न दुःखं पञ्चभिः सह ॥८३

(એકલા ન જતા) પાંચ માણસોની (સમુદાયની) સાથે જવું, પાંચ માણસોની સાથે બેસવું અને પાંચ માણસોના પીઠબળથી અથવા સંમતિથી બોલવું. એમ પંચની સાથે રહેવાથી દુઃખી થવું પડતું નથી. ૮૩

यान्ति न्यायप्रवृत्तस्य तिर्यञ्चोऽपि सहायताम् ।
अपन्थानं तु गच्छन्तं सोदरोऽपि विमुञ्चति ॥८४॥

જે માણસ ન્યાયને માર્ગે ચાલે છે, તેને તો પક્ષીઓ પણ સહાય કરે છે; જ્યારે આડે માર્ગે જનારને તો સગો ભાઈ પણ છોડી દે છે. ૮૪

विद्याभ्यासो विचारश्च समयोरेव शोभते ।
विवाहश्च विवादश्च समयोरेव शोभते ॥ ८५ ॥

કોઈ પણ વિદ્યા સંબંધી અભ્યાસ અને વિચાર એ સમાન યોગ્યતાવાળા માણસોની વચ્ચે જ શોભે છે તેમ જ વિવાહ અને વિવાદ (વાદવિવાદ અથવા કજિયો) પણ સરખેસરખાના જ શોભે છે ૮૫

लक्ष्मीर्वसति जिह्वाग्रे जिह्वाग्रे मित्रबान्धवाः ।
जिह्वाग्रे बन्धनं प्राप्तं जिह्वाग्रे मरणं ध्रुवम् ॥ ८६ ॥

લક્ષ્મી જિહ્વાગ્રે વસે છે, મિત્રો અને બંધુઓ પણ જિહ્વાગ્રે વસે છે, બંધન અથવા જેલ જિહ્વાગ્રે વસે છે અને મરણ પણ જિહ્વાગ્રે જ રહેલું છે. (અર્થાત્ આ બધું પ્રાપ્ત થવામાં માણસની વાણી ખૂબ જ ભાગ ભજવતી હોય છે.) ૮૬

यस्मिन्देशे न संमानो न प्रीतिर्न च बान्धवाः ।
न च विद्यागमः कश्चिन्न तत्र दिवसं वसेत् ॥ ८७॥

જે દેશમાં કોઈ જાતનું સમ્માન ન હોય, કોઈ જાતની પ્રીતિ-સોબત ન હોય, કોઈ બંધુ-મિત્ર ન હોય કે પછી કોઈ જાતની વિદ્યા મળતી ન હોય, ત્યાં એક દિવસ પણ રહેવું નહિ. ૮૭

वहेदमित्रं स्कन्धेन यावत्कालविपर्ययः ।
अथैवमागते काले भिन्द्याद्घटमिवाश्मनि ॥ ८८ ॥

જ્યાં સુધી સમય પ્રતિકૂળ હોય, ત્યાં સુધી શત્રુને પણ ખભે લઈને ફરવું; અને જ્યારે સમય આવે ત્યારે કાંકરો ઘડાને ફોડી નાખે, તેમ શત્રુને ભેદી નાખવો. ૮૮

सर्वनाशे समुत्पन्ने ह्यर्धं त्यजति पण्डितः ।
अर्धेन कुरुते कार्यं सर्वनाशो न जायते ॥ ८९ ॥

જ્યારે બધું જ નાશ પામવા પર હોય, ત્યારે ડાહ્યો માણસ અડધું જતું કરે છે અને બાકી રહેલા અડધાથી પોતાનું કામ સાધી લે છે; જેથી બધું નાશ પામે નહિ.

मूर्खशिष्योपदेशेन दुष्टस्त्रीभरणेन च ।
द्विषतां संप्रयोगेण पण्डितोऽप्यवसीदति ॥ ९० ॥

મૂર્ખ શિષ્યને ઉપદેશ આપવાથી, દુષ્ટ સ્ત્રીનું ભરણ-પોષણ કરવાથી અને શત્રુજનો સાથે મેળ કરવાથી ડાહ્યો માણસ પણ દુઃખી થાય છે. ૯૦

मित्रद्रुहः कृतघ्नस्य स्त्रीघ्नस्य पिशुनस्य च ।
चतुर्णामपि चैतेषां निष्कृतिर्नैव विश्रुता ॥ ९१ ॥

મિત્રનો દ્રોહ કરનાર, કરેલા પર પાણી ફેરવનાર (કૃતઘ્ની), સ્ત્રીની હત્યા કરનાર અને ચાડીચૂગલી કરનાર, એ ચાર પાપીઓના પાપનું કોઈ પ્રાયશ્ચિત (निष्कृतिः) શાસ્ત્રમાં કહ્યું નથી ૯૧

गतश्रीर्गणकान्द्वेष्टि गतायुश्च चिकित्सकान् ।
गतश्रीश्च गतायुश्च ब्राह्मणान्द्वेष्टि भारत ॥ ९२ ॥

લક્ષ્મી વિનાનો બનેલો જ્યોતિષીઓનો દ્વેષ કરે છે, રોગ વધી જવાથી આયુષ્ય વિનાનો થયેલો ચિકિત્સકોનો દ્વેષ કરે છે, અને જેના લક્ષ્મી તથા આયુષ્ય બંને ખૂટી ગયા છે તે બ્રાહ્મણોનો (સત્પુરુષોનો) દ્વેષ કરે છે. ૯૨

आत्मबुद्धिः सुखायैव गुरुबुद्धिर्विशेषतः ।
परबुद्धिर्विनाशाय स्त्रीबुद्धिः प्रलयावहा ॥ ९३ ॥

માણસને સ્વબુદ્ધિ સુખ આપનારી થાય છે, ગુરુજનની બુદ્ધિ વિશેષ સુખ આપનારી થાય છે, પારકી બુદ્ધિ વિનાશ કરનારી થાય છે અને સ્ત્રીની બુદ્ધિ તો પ્રલય કરાવનારી થાય છે. ૯૩

विस्मयः सर्वथा हेयः प्रत्यूहः सर्वकर्मणाम् ।
तस्माद्विस्मयमुत्सृज्य साध्यसिद्धिर्विधीयताम् ॥९४॥

ગર્વ એ બધાં કર્મોમાં વિઘ્નરૂપ છે. એથી ગર્વનો સર્વથા ત્યાગ કરીને સાધ્યની સિદ્ધિ કરી લેવી જોઈએ.

विषादप्यमृतं ग्राह्यममेध्यादपि काञ्चनम् ।
नीचादप्युत्तमां विद्यां स्त्रीरत्नं दुष्कुलादपि ॥ ९५ ॥

વિષમાંથી પણ અમૃત ગ્રહણ કરવું, અપવિત્ર પદાર્થમાંથી પણ સોનું લઈ લેવું, નીચ જન પાસેથી પણ ઉત્તમ વિદ્યા લઈ લેવી અને રત્નરૂપ સ્ત્રી તો હલકા કુળમાંથી પણ ગ્રહણ કરવી. ૯૫

लुब्धमर्थेन गृह्णीयात्क्रुद्धमञ्जलिकर्मणा ।
मूर्खंछन्दानुवृत्त्या च तत्त्वार्थेन च पण्डितम् ॥९६॥

લોભને દ્રવ્યથી વશ કરવો, ક્રોધને અંજલી કરીને-હાથ જોડીને, મૂર્ખને તેની મનગમતી રીતે અનુસરીને અને બુદ્ધિશાળીને વસ્તુનો સાચો અર્થ બતાવીને વશ કરવો. ૯૬

जानीयात्संगरे भृत्यान्बान्धवान्व्यसनागमे ।
आपत्कालेषु मित्राणि भार्यां च विभवक्षये ॥९७॥

સાચા સેવકો કોણ છે તે યુદ્ધ વખતે જણાય છે, બાંધવો-કુટુંબીજનો સાચા કેટલા તે દુઃખનો પ્રસંગ આવી પડે ત્યારે જણાય છે, મિત્રો સાચા કેટલા તે આપત્તિકાળે જણાય છે અને પત્નીની યોગ્યતા કેટલી છે, તે વૈભવનો ક્ષય થયે જણાય છે. ૯૭

खरं श्वानं गजं मत्तं रण्डां च बहुभाषिणीम् ।
राजपुत्रं कुमित्रं च दूरतः परिवर्जयेत् ॥ ९८ ॥

ગધેડો, કૂતરો, મદોન્મત્ત હાથી, બહુબોલી રંડા, રાજકુમાર અને ખરાબ મિત્ર-એટલાને તો દૂરથી જ છોડી દેવાં.

दूरस्थं जलमध्यस्थं धावन्तं धनगर्वितम् ।
क्रोधवन्तं मदोन्मत्तं नमस्कारेऽपि वर्जयेत् ॥९९॥

દૂર ઊભેલાને, જળની વચ્ચે રહેલાને, દોડતાને, ધનથી ગર્વિષ્ઠ થયેલાને, ક્રોધે ભરાયેલાને અને મદોન્મત્તને નમસ્કાર પણ ન કરવા. ૯૯

पिपीलिकार्जितं धान्यं मक्षिकासंचितं मधु ।
लुब्धेन संचितं द्रव्यं समूलं च विनश्यति ॥१००॥

કીડીઓએ ભેગું કરેલું ધાન્ય, મધમાખીઓએ એકઠું કરેલું મધ અને લોભિયાએ ભેગું કરેલું દ્રવ્ય મૂળ સાથે નાશ પામે છે. ૧૦૦

न सारणीया धीरेण रसना नीरसे जने ।
को नाम कुरुते फेरौ नायकः सायकक्षतिम् ॥१०१॥

ધીર મનુષ્યે પોતાની સારપૂર્ણ વાણીનો નીરસ માણસો આગળ વ્યર્થ કરવો નહીં એવો કયો વીર હશે કે જે શિયાળના શિકાર માટે પોતાનાં બાણો ખુટાડી દે!

धातुवादेषु वित्ताशा मोक्षाशा कौलिके मते ।
जामातरि च पुत्राशा त्रयमेतन्निरर्थकम् ॥१०२॥

કેવળ શબ્દોથી વાચાળ માણસો પાસે ધનની આશા, વામાચારી મત સ્વીકારીને મોક્ષની આશા અને જમાઈ વિષે પુત્રની (તે પોતાના પુત્રની જેમ વર્તે એવી) આશા-આ ત્રણ બાબતો નિષ્ફળ જ રહે છે. ૧૦૨

द्वाविमौ पुरुषौ लोके सुखिनौ न कदाचन ।
यश्चाधनः कामयते यश्च कुप्यत्यनीश्वरः ॥ १०३ ॥

આ લોકમાં બે માણસો કદી પણ સુખી નથી હોતા: એક તો જે નિર્ધન હોવા છતા મોટી મોટી ઇચ્છાઓ કર્યા કરે છે અને બીજો જે સામર્થ્ય વિનાનો હોવા છતાં કોપાયમાન થઈ જાય છે. ૧૦૩

द्वाविमौ पुरुषौ लोके परप्रत्ययकारकौ ।
स्त्रियः कामितकामिन्यो लोकः पूजितपूजकः ॥

આ જગતમા બે પ્રકારના માણસો બીજાને ભરોસે ચાલનારાં હોય છેઃ બીજાઓએ પસંદ કરેલી વસ્તુને (દેખાદેખી બીજાએ સ્વીકારેલી ફેશન, સાડી, શૃંગાર વગેરેને) પસંદ કરનારી સ્ત્રીઓ અને બીજાઓએ પૂજેલાને પૂજનારા (ગડરિયા પ્રવાહના) લોકો. ૧૦૪

द्वाविमौ पुरुषौ लोके सूर्यमण्डलभेदिनौ ।
परिव्राड्योगयुक्तश्च रणे चाभिमुखो हतः ॥

આ લોકમા બે પુરુષો સૂર્યમંડળને પણ પાર કરીને ઉચ્ચ ગતિ પામનારા છે. એક તો સર્વ વિષયોની તૃષ્ણાને ત્યજીને બ્રહ્મમા જોડાયેલો પરિવ્રાજક અને બીજો સંગ્રામમા સામી છાતીએ લડતા હણાયેલો યોદ્ધો. ૧૦૫

द्वाविमौ पुरुषौ लोके स्वर्गस्योपरि तिष्ठतः ।
प्रभुश्च क्षमया युक्तो दरिद्रश्च प्रदानवान् ॥१०६॥

આ લોકમાં બે પુરુષો સ્વર્ગની પણ ઉપર રહેલા છે: એક તો સત્તા અને સામર્થ્યવાળો હોવા છતાં દયાળુ અને બીજો નિર્ધન હોવા છતા દાન આપનારો.

द्वाविमौ पुरुषौ लोके न भूतौ न भविष्यतः ।
प्रार्थितं यश्च कुरुते यश्च नार्थयते परम् ॥१०७॥

આ લોકમા એવા બે પુરુષો છે, જેમના જેવા કોઈ થયા નથી અને થવાના નથી: જે બીજાની માગણી પૂરી કરે છે અને જે પોતે બીજાની પાસે માગતો નથી.

द्वाविमौ पुरुषौ लोके शिरःशूलकरावुभौ ।
गृहस्थश्च निरारम्भो यतिश्च सपरिग्रहः ॥१०८॥

જેમની વાત સાભળીનેય માથામાં શૂળ ઉત્પન્ન થાય એવા બે માણસો આ લોકમાં છે: એક તો ગૃહસ્થ

હોવા છતાં કોઈ જાતનાં કામ ન કરનારો અને બીજો સંન્યાસી હોવા છતાં દ્રવ્ય, ઘર, અનાજ વગેરેનો સંગ્રહ કરનારો. ૧૦૮

शत्रुर्दहति संयोगे वियोगे मित्रमप्यहो ।
उभयोर्दुःखदायित्वं को भेदः शत्रुमित्रयोः ॥१०९॥

જ્યારે સંયોગ થાય ત્યારે શત્રુ બાળે અને જ્યારે વિયોગ થાય ત્યારે મિત્ર બાળે, એ રીતે જો શત્રુ અને મિત્ર બન્ને દુઃખ આપનારા હોય, તો પછી શત્રુ અને મિત્રમાં ફરક શું રહ્યો ? ૧૦૯

दुष्टा भार्या शठं मित्रं भृत्यश्चोत्तरदायकः ।
ससर्पे च गृहे वासो मृत्युरेव न संशयः ॥

દુષ્ટ સ્ત્રી, શઠ મિત્ર, સામા ઉત્તર આપનાર નોકર અને સર્પવાળા ઘરમાં નિવાસ–આ સ્થિતિ મૃત્યુ જ છે, એમાં સંશય નથી. ૧૧૦

ददतो युध्यमानस्य पठतः पुलको न चेत् ।
आत्मनश्च परेषां च धिक्त्यागं पौरुषं श्रुतम् ॥

માણસ દાન આપતો હોય, યુદ્ધ કરતો હોય અને અધ્યયન કરતો હોય ત્યારે એને પોતાને અને બીજા-(જોનારા)ઓને ઉત્સાહ કે હર્ષથી રોમાંચ ન થાય તો એ દાનને, યુદ્ધના પ્રયાસને અને અધ્યયનને ધિક્કાર છે.

निःसारस्य पदार्थस्य प्रायेणाडम्बरो महान् ।
न सुवर्णे ध्वनिस्तादृग्यादृक्कांस्ये प्रजायते ॥११२॥

જે પદાર્થ સાર વિનાનો હોય છે, તેમાં આડંબર ઘણો મોટો હોય છે. જેવો ધ્વનિ કાંસાના પાત્રમાં છે, એવો સોનામાં ધ્વનિ થતો નથી. ૧૧૨

मासि मासि समा ज्योत्स्ना पक्षयोरुभयोरपि ।
तत्रैकः शुक्लपक्षोऽभूद्यशः पुण्यैरवाप्यते ॥११३॥

સુદ અને વદ એમ દર માસનાં બન્ને પખવાડિયાંમાં ચાંદની તો સરખી જ હોય છે; પણ તેમાં એક શુક્લ–અજવાળિયું કહેવાયો અને બીજો કૃષ્ણપક્ષ–અંધારિયું કહેવાયો સાચે જ ! યશ પુણ્યોથી જ મળે છે. ૧૧૩

मत्स्यादयोऽपि जानन्ति नीरक्षीरविवेचनम् ।
प्रसिद्धिरेव हंसस्य यशः पुण्यैरवाप्यते ॥११४॥

માછલાં વગેરે બીજાં જલચર પ્રાણીઓ પણ દૂધ અને પાણીને જુદાં પાડવાની ક્રિયાને જાણે છે; પરંતુ નીરક્ષીરન્યાયની પ્રસિદ્ધિ હંસને મળી છે. સાચે જ યશ પુણ્યોથી જ મળે છે. ૧૧૪

पञ्चभिः कामिता कुन्ती तद्वधूरपि पञ्चभिः ।
सती वदति लोकोऽयं यशः पुण्यैरवाप्यते ॥

કુંતીની કામના કરનારા પાંચ પતિઓ હતા. તેની વહુ–દ્રૌપદીને પણ પાંચ પતિઓ હોવા છતાં લોકો બંનેને સતીઓ કહે છે. સાચે જ યશ પુણ્યોથી જ મળે છે. ૧૧૫

सौभाग्यं विरलस्य स्यात्समकर्मगुणेष्वपि ।
षड्विंशदायुधा पृथ्वी खड्गायत्तैव दृश्यते ॥

કર્મો અને ગુણ સરખી રીતે હોય, એવા ઘણા માણસો જોવા મળે છે; પરંતુ યશનું સૌભાગ્ય તો વિરલ જનને જ મળે છે. પૃથ્વી પાસે છવ્વીસ આયુધો છે તોપણ તલવારને સ્વાધીન દેખાય છે. ૧૧૬

हस्तादपि न दातव्यं गृहादपि न दीयते ।
परोपकरणार्थाय वचने किं दरिद्रता ॥११७॥

પોતાના હાથથી કંઈ આપવાની શક્તિ કે હિંમત ન હોય અને ઘરમાંથી પણ કંઈ અપાતું ન હોય, છતાં પરોપકાર કરવો હોય તો વાણી દ્વારા પણ કરી શકાય છે. વાણીના દાનમાં તો દરિદ્રતા રાખવાનું શું કારણ હોય ?

वनानि दहतो वह्नेः सखा भवति मारुतः ।
स एव दीपनाशाय कृशे कस्यास्ति सौहृदम् ॥

અગ્નિ વનો બાળતો હોય છે ત્યારે પવન તેનો મિત્ર બની જાય છે; તે જ અગ્નિ જ્યારે દીવારૂપે હોય છે, ત્યારે પવન તેને ઓલવી નાખે છે. દૂબળાની સાથે કોની મિત્રતા હોય ? ૧૧૮

भोज्यं भोजनशक्तिश्च रतिशक्तिर्वरस्त्रियः ।
विभवो दानशक्तिश्च नाल्पस्य तपसः फलम् ॥

ભોજન કરવા માટે સારા પદાર્થો હોય અને પોતાની અંદર ભોજન કરીને પચાવવાની શક્તિ હોય, ઘણી જ સુંદર સ્ત્રીઓ હોય અને પોતાની કામભોગ કરવાની શક્તિ હોય, પોતાની પાસે દાન કરવાની શક્તિ હોય અને દાન કરી શકાય તેવો વૈભવ હોય, તો પછી જાણવું કે આ બધા પદાર્થો મળ્યા છે, તે ઓછા તપનું ફળ નથી. ૧૧૯

जानन्ति हि गुणान्वक्तुं तद्विधा एव तादृशम् ।
वेत्ति विश्वम्भरा भारं गिरीणां गरिमाश्रयम् ॥

ગુણવાનો જ ગુણવાનોના ગુણો જાણે છે અને કહી શકે છે. વિશાળ એવા પર્વતોમાં કેટલો ભાર રહેલો છે તે વિશ્વને ધારણ કરનારી પૃથ્વી જ જાણે છે. ૧૨૦

जीवन्तोऽपि मृताः पञ्च व्यासेन परिकीर्तिताः।
दरिद्रो व्याधितो मूर्खः प्रवासी नित्यसेवकः ॥

દરિદ્ર, રોગી, મૂર્ખ, પ્રવાસી અને નિત્યસેવક (ચોવીસ કલાકનો સેવક) એ પાંચ માણસોને વ્યાસે જીવતા હોવા છતાં મરેલા કહ્યા છે. ૧૨૧

अत्यासन्ना विनाशाय दूरस्थाश्चाफलप्रदाः ।
मध्यभावेन सेव्यन्ते राजा वह्निर्गुरुः स्त्रियः ॥

રાજા, અગ્નિ, ગુરુ અને સ્ત્રીજન એટલાની ઘણી નજીક જઈએ, તો તે આપણો વિનાશ કરે. જો ઘણે દૂર રહીએ, તો આપણને સારાં ફળ ન આપે, એટલે તેમની, અતિ સંપર્ક નહીં તેમ અતિ અતડાપણું નહીં એવા મધ્યમ ભાવથી સેવા કરવી. ૧૨૨

अमृतं दुर्लभं नृणां देवानामुदकं तथा।
पितॄणां दुर्लभः पुत्रस्तक्रं शक्रस्य दुर्लभम् ॥१२३॥

માણસોને દુર્લભ અમૃત છે. દેવોને દુર્લભ જલ છે. પિતૃઓને દુર્લભ પુત્ર છે અને ઇંદ્રને દુર્લભ છાશ છે.

शनैः पन्थाः शनैः कन्था शनैः पर्वतमस्तके।
शनैर्विद्या शनैर्वित्तं पञ्चैतानि शनैः शनैः ॥१२४॥

ધીરે ધીરે રસ્તો ઓછો થાય છે, ધીરે ધીરે ગોદડી વણાય છે, ધીરે ધીરે પર્વતને શિખરે ચઢાય છે, ધીરે ધીરે વિદ્યા મળે છે અને ધીરે ધીરે પૈસો મળે છે. આ પાંચ બાબતો ધીરે ધીરે સિદ્ધ થાય છે. ૧૨૪

अन्वयागतविद्यानामन्वयागतसम्पदाम्।
विदुषां च प्रभूणां च हृदयं नावलिप्यते ॥१२५॥

વંશપરંપરાથી પ્રાપ્ત થયેલ વિદ્યાવાળાઓને અને વંશપરંપરાથી પ્રાપ્ત સંપત્તિવાળાઓને (ગર્ભશ્રીમંતોને) એ વિદ્યા અને સંપત્તિથી હૃદય ગર્વિષ્ઠ કે અભિમાની થતું નથી. ૧૨૫

मक्षिका मशको वेश्या मूषको याचकस्तथा।
ग्रामणीर्गणकश्चैव सप्तैते परभक्षकाः ॥१२६॥

માખી, મચ્છર, વેશ્યા, ઉંદર, યાચક, ગામનો મુખી અને જોશી—એ સાત જણ પારકાનું ખાનારા હોય છે.

अकृतोपद्रवः कश्चिन्महानपि न पूज्यते।
अर्चयन्ति नरा नागं न तार्क्ष्यं न गजादिकम् ॥

કોઈ વ્યક્તિ ભલે ગમે તેટલી મહાન હોય, પણ જો તેણે કાંઈ ઉપદ્રવ (ઘાયલ) કર્યો ન હોય, તો તે પૂજાતી નથી. લોકો નાગને પૂજે છે, પણ ગરુડ કે હાથી વગેરેને પૂજતા નથી. ૧૨૭

शोभन्ते विद्यया विप्राः क्षत्रिया विजयश्रिया।
श्रियोऽनुकूलदानेन लज्जया च कुलाङ्गनाः ॥

બ્રાહ્મણો વિદ્યાથી શોભે છે, ક્ષત્રિયો વિજયની લક્ષ્મીથી શોભે છે, સંપત્તિઓ અનુકૂળ દાન આપવાથી શોભે છે અને કુલીન નારીઓ લજ્જાથી શોભે છે. ૧૨૮

ब्राह्मणा गणका वेश्याः सारमेयाश्च कुक्कुटाः।
दृष्ट्वान्येषु कुप्यन्ति न जाने तस्य कारणम् ॥

બ્રાહ્મણો, જોશીઓ, વેશ્યાઓ, કૂતરાં અને મરઘાં, એટલાં બીજાને જોતાં જ કુપિત થાય છે, તેનું કારણ શું હોય છે તે હું જાણતો નથી. ૧૨૯

पुत्रपौत्रवधूभृत्यैः संपूर्णमपि सर्वदा।
भार्याहीनगृहस्थस्य शून्यमेव गृहं मतम् ॥१३०॥

છોકરા હોય, છોકરાના છોકરા હોય, તેમની વહુઓ હોય, નોકરચાકર હોય અને એમ ઘર ભર્યું ભાદર્યું હોય તોપણ જો પોતાની પત્ની ન હોય, તો ગૃહસ્થને ઘર ખાલી જ લાગે છે. ૧૩૦

अक्षरद्वयमभ्यस्तं नास्ति नास्तीति यत्पुरा।
तदिदं देहि देहीति विपरीतमुपस्थितम् ॥ १३१ ॥

પૂર્વે (યાચક આગળ) 'નથી' 'નથી' એવા બે અક્ષરો વારંવાર બોલવાનો જે અભ્યાસ કરેલો, તેને જ લીધે હવે 'નથી, નથી'ને બદલે 'આપો, આપો' એવું વિપરીત બોલવાનું (યાચના કરવાનું) આવી પડ્યું.

नवे वयसि यः शान्तः स शान्त इति मे मतिः।
धातुषु क्षीयमाणेषु शान्तिः कस्य न जायते ॥१३२॥

જે માણસ યુવાવસ્થામાં શાંત હોય છે, તે જ માણસ શાંત છે, એમ મારું માનવું છે; બાકી બધી ધાતુઓ ક્ષીણ થવા લાગી હોય, તેવા ઘડપણમાં તો કોનામાં શાંતિ નથી આવતી ? ૧૩૨

धिग्गृहं गृहिणीशून्यं धिक्कलत्रमपुत्रकम्।
धिक्पुत्रमविनीतं च धिग्ज्योतिषमजातकम् ॥१३३॥

જે ઘરમાં ગૃહિણી નથી, તે ઘરને ધિક્કાર; જેને પુત્ર નથી, તે સ્ત્રીને ધિક્કાર; જે વિનયી નથી, તે પુત્રને ધિક્કાર અને જેમાં જાતક (ફલાદેશ) નથી, તે જ્યોતિષને ધિક્કાર. ૧૩૩

अश्वं नैव गजं नैव व्याघ्रं नैव च नैव च।
अजापुत्रं बलिं दद्याद्देवो दुर्बलघातकः ॥१३४॥

દેવતાને બલિ આપવાનો હોય ત્યારે ઘોડાનો નહીં, હાથીનો નહીં અને વાઘનો તો નહીં નહીં ને નહીં જ; પણ અજાપુત્રનો—બકરાનો બલિ અપાય છે. ખરેખર, દેવ પણ દુર્બળનો જ ઘાતક છે ૧૩૪

दुर्मन्त्री राज्यनाशाय ग्रामनाशाय कुञ्जरः।
श्यालको गृहनाशाय सर्वनाशाय मातुलः ॥१३५॥

ખરાબ મંત્રી રાજ્યનો નાશ કરનાર થાય છે, ખરાબ હાથી જનસમુદાયનો નાશ કરનાર થાય છે, (સલાહ આપનાર) સાળો ઘરનો નાશ કરનાર થાય છે અને મામો બધી રીતે નાશ કરનાર થાય છે. ૧૩૫

जले तैलं खले गुह्यं पात्रे दानं मनागपि।
प्राज्ञे शास्त्रं स्वयं याति विस्तारं वस्तुशक्तितः ॥१३६॥

જળમાં તેલ, ખલ માણસમાં ગુપ્ત વાત, યોગ્ય

વ્યક્તિમાં થોડું પણ દાન અને બુદ્ધિશાળી વ્યક્તિમાં શાસ્ત્ર-આ બધાં (જે વસ્તુમાં રહ્યાં હોય તે) વસ્તુની શક્તિથી વિસ્તાર પામે છે. ૧૩૬

उद्योगः कलहः कण्डूर्द्यूतं मद्यं परस्त्रियः ।
आहारो मैथुनं निद्रा सेवनात्तु विवर्धते ॥१३७॥

ઉદ્યોગધંધા, કલહકજિયો, ચળ-ખજવાળ, મદિરાપાન, પરસ્ત્રીસેવન, આહાર અને મૈથુન-આટલી બાબતો જેમ જેમ સેવન કરાય તેમ તેમ વધે છે. ૧૩૭

कृतार्थः स्वामिनं द्वेष्टि कृतदारस्तु मातरम् ।
जातापत्या पतिं द्वेष्टि गतरोगश्चिकित्सकम् ॥१३८॥

પોતાનું પ્રયોજન પૂરું થતાં સેવક સ્વામીનો દ્વેષ કરે છે, પરણ્યા પછી પુત્ર માતાનો દ્વેષ કરે છે, છોકરાં થયા પછી સ્ત્રી પતિનો દ્વેષ કરે છે અને રોગ દૂર થયા પછી માણસ વૈદ્યનો દ્વેષ કરે છે. ૧૩૮

दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् ।
सत्यपूतां वदेद्वाणीं मनःपूतं समाचरेत् ॥१३९॥

આંખથી જોઈને શુદ્ધ જણાય તેવી જગ્યામાં પગ મૂકવો, વસ્ત્રથી શુદ્ધ કરીને (ગાળીને) પાણી પીવું, સત્યથી પવિત્ર હોય તેવી વાણી બોલવી અને મનથી વિચારતાં જે પવિત્ર જણાય તેનું આચરણ કરવું. ૧૩૯

नास्ति यज्ञः स्त्रियः किंचिन्न व्रतं नोपवासकम् ।
या तु भर्तरि शुश्रूषा तया स्वर्गं जयत्यसौ ॥१४०॥

સ્ત્રીને માટે કોઈ યજ્ઞ નથી તેમ વ્રત કે ઉપવાસ પણ નથી, પણ પોતાના પતિમાં તેની જે સેવા અને સમર્પણ છે. તેનાથી જ તે સ્વર્ગને જીતી લે છે. ૧૪૦

शुचि भूमिगतं तोयं शुचिर्नारी पतिव्रता ।
शुचिः क्षेमकरो राजा संतोषी ब्राह्मणः शुचिः ॥१४१

જમીનમાં રહેલું (નવાણનું અથવા વહેતું) પાણી શુદ્ધ છે પવિત્ર છે, નારી પતિવ્રતા હોય તે પવિત્ર છે, શાંતિ અને સુરક્ષિતતા સ્થાપનારો રાજા પવિત્ર છે અને બ્રાહ્મણ સંતોષી હોય તે પવિત્ર છે. ૧૪૧

भर्ता देवो गुरुर्भर्ता धर्मतीर्थव्रतानि च ।
तस्मात्सर्वं परित्यज्य पतिमेकं भजेत्सती ॥ १४२ ॥

સ્ત્રીને તો પતિ એ જ દેવ છે, પતિ એ જ ગુરુ છે, પતિ એ જ ધર્મ, તીર્થ અને વ્રત છે; માટે બધું છોડીને સતી સ્ત્રીએ એક પોતાના પતિની જ સેવા કરવી જોઈએ. ૧૪૨

असारे खलु संसारे सारमेतच्चतुष्टयम् ।
काश्यां वासः सतां सङ्गो गङ्गाम्भः शंभुसेवनम् ॥१४३

: આ અસાર સંસારમાં ચાર બાબતો સારરૂપ છે: કાશીમાં નિવાસ, સજ્જનોનો સંગ, ગંગાજળ અને શિવનું સેવન. ૧૪૩

उदारस्य तृणं वित्तं शूरस्य मरणं तृणम् ।
विरक्तस्य तृणं भार्या निःस्पृहस्य तृणं जगत् ॥१४४॥

ઉદારને ધન તૃણ (સમાન) છે, શૂરવીરને મરણ તૃણ છે, વિરક્તને સ્ત્રી તૃણ છે અને નિઃસ્પૃહને આખું જગત તૃણવત્ છે. ૧૪૪

सप्तैतानि न पूर्यन्ते पूर्यमाणान्यनेकशः ।
ब्राह्मणोऽग्निर्यमो राजा पयोधिरुदरं गृहम् ॥१४५॥

બ્રાહ્મણ, અગ્નિ, યમરાજ, રાજા, સમુદ્ર, પેટ અને ઘર આ સાત એવાં છે કે અનેક વાર ભરવામાં આવે તોપણ પૂરેપૂરાં ભરાતાં નથી. ૧૪૫

कल्पान्तवाससंक्षोभलङ्घिताशेषभूभृतः ।
स्थैर्यप्रसादमर्यादास्ता एव हि महोदधेः ॥ १४६ ॥

કલ્પના અંતમાં પાણીના ઉછાળાથી જે સમુદ્રે તમામ વૃક્ષો અને પર્વતોને પણ ડુબાડી દીધેલાં, તેની સ્થિરતા, પ્રસન્નતા અને મર્યાદાઓ તેની તે જ (અવિચળ) રહે છે. ૧૪૬

संपत्सरस्वती सत्यं संतानं सदनुग्रहः ।
सत्ता सुकृतसंभारः सकाराः सप्त दुर्लभाः ॥१४७॥

સંપત્તિ, સરસ્વતી, સત્ય, સંતાન, સજ્જનની કૃપા, સત્તા અને સુકૃત-પુણ્યની સામગ્રી એ સાત સકાર માનવને દુર્લભ છે. ૧૪૭

अभ्रच्छाया खलप्रीतिर्नवसस्यानि योषितः ।
किंचित्कालोपभोग्यानि यौवनानि धनानि च ॥१४८॥

વાદળાની છાયા, ખલની પ્રીતિ, નવાં ધાન્ય, સ્ત્રીઓ, યૌવન અને ધન-આટલી બાબતો થોડા કાળ સુધી ભોગવી શકાય તેવી હોય છે. ૧૪૮

परोऽपि हितवान्बन्धुर्बन्धुरप्यहितः परः ।
अहितो देहजो व्याधिर्हितमारण्यमौषधम् ॥१४९॥

ભલેને પારકો જન હોય, પણ જો તે હિતકારી હોય, તો આપણો બંધુ છે અને આપણો પોતાનો બંધુ હોય પણ જો તે આપણું અહિત કરે, તો તે પારકો જન છે; દેહમાં ઉત્પન્ન થયેલો રોગ અહિતકર છે અને જંગલમાં ઉત્પન્ન થયેલું ઓષધ હિતકર છે. ૧૪૯

जलबिन्दुनिपातेन क्रमशः पूर्यते घटः ।
स हेतुः सर्वविद्यानां धर्मस्य च धनस्य च ॥१५०॥

જેમ એક એક જળનું બિંદુ પડવાથી ક્રમે કરીને ઘડો આખો ભરાઈ જાય છે, તેવી જ રીતે સર્વ વિદ્યાઓ, ધર્મ અને ધન એ પણ ધીરે ધીરે ભરાતાં હોય છે. ૧૫૦

सौवर्णानि सरोजानि निर्मातुं सन्ति शिल्पिनः।
तत्र सौरभनिर्माणे चतुरश्चतुराननः ॥ १५१ ॥

સોનાના વર્ણના કમળો બનાવનારા પણ કારીગરો છે, પણ એ કમળમાં સુગંધી ઉત્પન્ન કરવામાં તો એક બ્રહ્મા જ ચતુર (હોશિયાર-સમર્થ) છે. ૧૫૧

साक्षरं पुरुषं दृष्ट्वा यो नरो नाभिमन्यते।
बलीवर्दसमो लोके खुरशृङ्गविवर्जितः ॥ १५२ ॥

કોઈ વિદ્વાન સાક્ષરને જોઈને જે માણસને આનંદ થતો નથી તે માણસ આ લોકમાં ખરી અને શિંગડાં વિનાના બળદ જેવો છે. ૧૫૨

को न याति वशं लोके मुखे पिण्डेन पूरितः।
मृदङ्गो मुखलेपेन करोति मधुरध्वनिम् ॥ १५३ ॥

અન્નના કોળિયાથી મોઢું ભરી દેવાયેલો કયો માણસ આ જગતમાં વશ નથી થતો ? નિર્જીવ એવાં નરઘાં-તબલાં પણ મોઢા પર લેપન થવાને લીધે મધુર ધ્વનિ કરે છે. ૧૫૩

लुब्धानां याचकः शत्रुश्चौराणां चन्द्रमा रिपुः।
जारस्त्रीणां पतिः शत्रुर्मूर्खाणां बोधको रिपुः ॥१५४॥

લોભિયાઓનો શત્રુ યાચક છે, ચોરોનો શત્રુ ચંદ્રમા છે, જાર સ્ત્રીઓનો શત્રુ એમનો પતિ છે અને મૂર્ખાઓનો શત્રુ એમને ઉપદેશ આપનારો છે. ૧૫૪

अमन्त्रमक्षरं नास्ति नास्ति मूलमनौषधम्।
अयोग्यः पुरुषो नास्ति योजकस्तत्र दुर्लभः ॥१५५॥

મંત્ર બની શકે નહીં એવો કોઈ અક્ષર નથી, ઔષધ ન બની શકે એવું કોઈ મૂળ નથી, કોઈ પણ કાળ માટે યોગ્ય ન હોય એવો કોઈ માણસ નથી (દુનિયાની તમામ વસ્તુ ઉપયોગી થઈ શકે એવી છે), પણ એની યોજના કરનાર (એને ઉપયોગમાં લેનાર) જ દુર્લભ છે. ૧૫૫

परोपदेशवेलायां शिष्टाः सर्वे भवन्ति वै।
विस्मरन्तीह शिष्टत्वं स्वकार्ये समुपस्थिते ॥१५६॥

બીજાને ઉપદેશ આપતી વખતે બધા માણસો શિષ્ટ બની જાય છે; પણ પોતાને એ પ્રમાણે આચરણ કરવાનું આવે ત્યારે એ શિષ્ટપણાને ભૂલી જાય છે. ૧૫૬

गुणिनां निर्गुणानां च दृश्यते महदन्तरम्।
हारः कण्ठगतः स्त्रीणां नूपुराणि च पादयोः ॥१५७॥

ગુણવાનો અને ગુણહીનો વચ્ચે મોટું અંતર જણાઈ જ આવે છે. (ગુણવાનો કદી પોતાની જાતે પોતાના ગુણોને બોલતા નથી, જ્યારે ગુણહીનો પોતાની જાતે કહી બતાવે છે. પણ તેના પરિણામમાં એવો ફેર પડે છે કે જેમ) હાર સ્ત્રીઓના કંઠમાં ધારણ કરાય છે; અને નૂપુર પગમાં જ રહે છે. ૧૫૭

अलभ्यं लब्धुकामस्य जनस्य गतिरीदृशी।
अलभ्येषु मनस्तापः संचितार्थो विनश्यति ॥१५८॥

જે વસ્તુ મેળવી શકાય એવી ન હોય તેને મેળવવા ઇચ્છતા માણસની સ્થિતિ આવી થાય છે: ન મેળવી શકાય એવી વસ્તુઓ માટે તેના મનમાં સંતાપ રહ્યા કરે છે, અને એ ચિંતામાં અને એ માટેના ખોટા પ્રયત્નમાં તેણે મેળવેલ સંપત્તિ પણ નાશ પામે છે.

शत्रुवाक्यामृतं श्रुत्वा तेन सौहार्दमार्जवम्।
नहि धीरेण कर्तव्यमात्मनः शुभमिच्छता ॥१५९॥

પોતાનું શુભ ઇચ્છનારા ધીર મનુષ્યે શત્રુનાં અમૃત જેવાં વાક્યો સાંભળીને તેની સાથે નિખાલસતાભરી મિત્રતા કરી દેવી જોઈએ નહીં. ૧૫૯

शूराश्च कृतविद्याश्च रूपवत्यश्च योषितः।
यत्र यत्र गमिष्यन्ति तत्र तत्र कृतादराः ॥१६०॥

શૂરવીરો, ઉત્તમ વિદ્યાવાળાઓ અને રૂપવતી સ્ત્રીઓ જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં લોકોનો આદર પામે છે.

चत्वारो धनदायादा धर्माग्निनृपतस्कराः।
तेषां ज्येष्ठावमानेन त्रयः कुप्यन्ति बान्धवाः ॥१६१॥

ધર્મ, અગ્નિ, રાજા અને ચોર એ ચાર જણા ધનના ભાગીદાર છે. તેમાં સૌથી મોટા ભાઈ ધર્મની અવગણના કરવાથી બાકીના ત્રણે ભાઈઓ કુપિત થાય છે. ૧૬૧

शीलभारवती कान्ता पुष्पभारवती लता।
अर्थभारवती वाणी भजते कामपि श्रियम् ॥१६२॥

શીલના ગૌરવથી યુક્ત સુંદર સ્ત્રી, પુષ્પોથી ભરપૂર લતા અને અર્થગૌરવવાળી વાણી એ કોઈ અનુપમ શોભાને પામે છે. ૧૬૨

पूरोत्पीडे तडागस्य परीवाहः प्रतिक्रिया।
शोकक्षोभे च हृदयं प्रलापैरेव धार्यते ॥ १६३ ॥

પાણીના પૂરથી ભરાઈને તળાવ ખૂબ ફાટુંફાટું થતું હોય ત્યારે તેમાંથી થોડું પાણી વહેવડાવી દેવું એ જ તેને ફાટી જતું અટકાવવાનો ઉપાય છે. તેવી જ રીતે હૃદય જ્યારે શોકના ઊભરાથી ખૂબ જ ક્ષોભ પામ્યું હોય, ત્યારે તેને પ્રલાપોથી-મુક્ત રીતે રડવાથી બચાવી લેવું એ જ તેનો ઉપાય છે. ૧૬૩

उपभोक्तुं न जानाति श्रियं प्राप्यापि मानवः।
आकण्ठजलमग्नोऽपि श्वा लिहत्येव जिह्वया ॥१६४॥

લક્ષ્મી પ્રાપ્ત થયા છતાં (અયોગ્ય) માણસ તેનો ઉપભોગ કરી જાણતો નથી. કૂતરો ગળા સુધી પાણીમાં

ડૂબેલો હોય છતાં જળને તે ભયથી ચાટી જ જાણે છે.

आर्ता देवान्नमस्यन्ति तपः कुर्वन्ति रोगिणः ।
निर्धना दानमिच्छन्ति वृद्धा नारी पतिव्रता ॥१६५

દુઃખી માણસો દેવતાઓને નમસ્કાર કરનારા બને છે, રોગીઓ (રોગના કષ્ટને સહન કરવારૂપ) તપ કરે છે અને નિર્ધનો દાનની ઇચ્છા કરે છે. આ બધું વૃદ્ધાવસ્થામા પતિવ્રતા રહેતી નારીના જેવું છે. ૧૬૫

जामाता जठरं जाया जातवेदो जलाशयः ।
पूरिता नैव पूर्यन्ते जकाराः पञ्च दुर्भराः ॥१६६॥

જમાઈ, જઠર (પેટ), જાયા (સ્ત્રી), જાતવેદ (અગ્નિ) અને જળાશય (પાણીનાં સ્થાનો) એ પાંચ જકારવાળા પદાર્થો ગમે તેટલી વખત પૂરવામાં આવે તોપણ તે પુરાતા નથી. ૧૬૬

जननी जन्मभूमिश्च जाह्नवी च जनार्दनः ।
जनकः पञ्चमश्चैव जकाराः पञ्च दुर्लभाः ॥१६७॥

જનની (માતા), જન્મભૂમિ, જહ્નવી (ગંગા), જનાર્દન (ભગવાન) અને જનક (પિતા) એ પાંચ જકારવાળા પદાર્થો દુર્લભ હોય છે. ૧૬૭

सा श्रीर्या न मदं कुर्यात्स सुखी तृष्णयोज्झितः ।
तन्मित्रं यत्र विश्वासः पुरुषः स जितेन्द्रियः ॥१६८॥

તે જ સાચી લક્ષ્મી છે કે જે અભિમાન ઉત્પન્ન ન કરે, તે જ સાચો સુખી છે કે જે તૃષ્ણાથી મુક્ત છે, તે જ સાચો મિત્ર છે કે જેમાં વિશ્વાસ કરી શકાય અને તે જ સાચો પુરૂષ છે કે જે જિતેન્દ્રિય છે. ૧૬૮

सुलभं वस्तु सर्वस्य न यात्यादरणीयताम् ।
स्वदारपरिहारेण परदारार्थिनो जनाः ॥ १६९ ॥

સુલભ વસ્તુ મોટે ભાગે સૌને આદરપાત્ર નથી બનતી; જેમ માણસો પોતાની પત્ની છોડીને પરસ્ત્રીની ઇચ્છા કરનારા હોય છે. ૧૬૯

एकस्य कर्म संवीक्ष्य करोत्यन्योऽपि गर्हितम् ।
गतानुगतिको लोको न लोकः पारमार्थिकः ॥१७०

એક માણસના ખરાબ કામને જોઈને બીજો પણ તેવું કરવા લાગે છે. આ જનસમુદાય એકએકની પાછળ ચાલનાર ગાડરિયા પ્રવાહ જેવો છે. પોતે સાચી રીતે કેમ ચાલવું જોઈએ તેનો વિચાર કરીને તે પ્રમાણે ચાલનારો નથી. ૧૭૦

क्वचिद्रुष्टः क्वचित्तुष्टो रुष्टस्तुष्टः क्षणे क्षणे ।
अव्यवस्थितचित्तस्य प्रसादोऽपि भयंकरः ॥१७१॥

કેટલીક વાર રોષે ભરાઈ જાય અને કેટલીક વાર સંતુષ્ટ થઈ જાય એવા, ક્ષણમાં ક્રોધિત અને ક્ષણમાં રાજી થઈ જનારા અવ્યવસ્થિત ચિત્તવાળા માણસની પ્રસન્નતા પણ ભયંકર પરિણામ લાવનારી બની રહે છે.

गुरुपत्न्यां निशाधीशो ब्राह्मण्यां पाकशासनः ।
गतः पञ्चपुलक्ष्यत्वं का कथान्यस्य देहिनः ॥१७२॥

રાત્રિનો સ્વામી ચંદ્ર ગુરુની પત્ની તારા વિષે અને દેવરાજ ઇંદ્ર ગૌતમની પત્ની અહલ્યા વિષે કામાતુર થયો, તો પછી દેહધારી માનવીની તો વાત જ શું કરવી?

यस्मिन्रुष्टे भयं नास्ति तुष्टे नैव धनागमः ।
निग्रहानुग्रहौ न स्तः स रुष्टः किं करिष्यति ॥१७३

જેના ક્રોધિત થવાથી કોઈ જાતનો ભય ન હોય અને જેના સંતુષ્ટ થવાથી કંઈ ધનલાભ (ફાયદો) ન હોય, જેનામાં દંડ કે કૃપા કરવાનું કોઈ સામર્થ્ય નથી, એવો માણસ ક્રોધિત (નારાજ) થઈને પણ શું કરી શકવાનો છે? ૧૭૩

आलस्योपहता विद्या परहस्तगताः स्त्रियः ।
अल्पबीजं हतं क्षेत्रं हतं सैन्यमनायकम् ॥१७४॥

આળસને કારણે વિદ્યા નાશ પામે છે, પારકાના હાથે જવાથી સ્ત્રીઓ નાશ પામે છે, થોડાં બીજવાળું ખેતર નાશ પામ્યા જેવું જ છે અને નાયક વિનાનું સૈન્ય પણ નાશ પામેલા જેવું જ છે. ૧૭૪

निर्विषेणापि सर्पेण कर्तव्या महती फणा ।
विषमस्तु न चाप्यस्तु फटाटोपो भयंकरः ॥१७५॥

ઝેર વિનાના સાપે પણ ફેણ તો મોટી રાખવી જોઈએ. ભલેને તેનામાં ઝેર હોય કે ન હોય; પણ ફેણનો જે આટોપ (દેખાવ) છે, તે જ સામાને ભય ઉત્પન્ન કરનાર છે. ૧૭૫

एक एव पदार्थस्तु त्रिधा भवति वीक्षितः ।
कुणपः कामिनी मांसं योगिभिः कामिभिः श्वभिः ॥१७६

એક જ પદાર્થ જોનારાઓના દૃષ્ટિભેદને લીધે જુદા જુદા પ્રકારનો લાગે છે. જેમ કે સ્ત્રીનું શરીર યોગીઓને (યોગીઓ આત્માને શરીરથી જુદો જોતા હોવાથી) મડદું લાગે છે, કામીજનોને તે એક સુંદરી લાગે છે અને વરુ-કૂતરાં વગેરેને તે એક માંસના પિંડરૂપે દેખાય છે. ૧૭૬

नारी परमुखप्रेक्षी कविरव्यवहारवित् ।
अपथ्यसेवी रोगी च क्रियद्भिर्नोपहस्यते ॥१७७॥

પરપુરુષના મુખ તરફ જોઈ રહેનારી સ્ત્રી, વ્યવહારજ્ઞાનથી શૂન્ય (કેવળ કલ્પનાવિહારી) કવિ અને અપથ્યનું સેવન કરનાર રોગી-આ બધાં કોનાથી ઉપહાસપાત્ર નથી બનતાં? ૧૭૭

પતિવ્રતા અને પદ્મ (કમલ)ના જેવી આંખવાળી; એ રીતના પાંચ પ્રકારેથી નારી જગતમાં ગૌરવ મેળવે છે.

दातुरुन्नतवित्तस्य गुणयुक्तस्य चार्थिनः ।
दुर्लभः खलु संयोगः सद्बीजक्षेत्रयोरिव ॥ १९२ ॥

જેની પાસે પુષ્કળ ધન હોય એવો દાતા જોઈએ અને જે ઘણા સારા ગુણ ધરાવતો હોય, એવો યાચક જોઈએ; પરંતુ સારાં બીજ અને સારાં ખેતર એ બંનેનો સંયોગ દુર્લભ હોય તેમ આવા દાતા અને યાચકનો સંયોગ દુર્લભ છે. ૧૯૨

आज्ञामात्रफलं राज्यं ब्रह्मचर्यफलं तपः ।
परिज्ञानफला विद्या दत्तभुक्तफलं धनम् ॥ १९३ ॥

આજ્ઞાનું સારી રીતે પાલન થાય એ પોતાની પાસે રાજ્ય હોવાનું ફળ છે, જીવનમાં બ્રહ્મચર્ય અર્થાત્ ઇંદ્રિયજય સિદ્ધ થાય એ તપનું ફળ છે, અનુભવપૂર્વકનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય એ વિદ્યાનું ફળ છે અને સારી રીતે દાન આપી શકાય અને ઉપભોગ કરી શકાય એ ધનનું ફળ છે. ૧૯૩

आयुर्वित्तं गृहच्छिद्रं मन्त्रमौषधमैथुने ।
दानं मानापमानौ च नव गोप्यानि कारयेत् ॥१९४॥

આયુષ્ય, ધન, ઘરનાં છિદ્ર, મંત્ર, ઓસડ, મૈથુન, દાન, માન અને અપમાન-એ નવ બાબતોને ગુપ્ત રાખવી જોઈએ. ૧૯૪

अग्नौ दग्धं जले मग्नं हृतं तस्करपार्थिवैः ।
तत्सर्वं दानमित्याहुर्यदि क्लैब्यं न भाषते ॥ १९५ ॥

રક્ષણ કરવાના સામર્થ્યને અભાવે માણસનું જે ધન અગ્નિમાં બળી ગયું, જળમાં ડૂબી ગયું, ચોરો ચોરી ગયા અને રાજાઓએ લઈ લીધું, તેને જો માણસ પોતાની નપુંસકતાથી (રક્ષણ કરવાની અશક્તિથી) ગયું એમ ન કહે તો પછી તેણે એમ જ કહેવાનું રહ્યું કે એ તો દાન કરી દેવાયું છે. ૧૯૫

संभ्रमः स्नेहमाख्याति वपुराख्याति भोजनम् ।
विनयो वंशमाख्याति देशमाख्याति भाषितम् ॥१९६॥

એકબીજાને મળતાં થતો સંભ્રમ-ભાવની ઉત્કટતા સ્નેહનું પ્રમાણ બતાવે છે, માણસનું શરીર તેના ભોજનને કહી આપે છે. માણસમાં રહેલ વિનય તેના (ઉચ્ચ કે હલકા) વંશને કહી આપે છે અને માણસની ભાષા તે કયા દેશનો-પ્રદેશનો છે તે કહી આપે છે.૧૯૬

किं विद्यया किं तपसा किं योगेन श्रुतेन च ।
किं विविक्तेन मौनेन स्त्रीभिर्यस्य मनो हृतम् ॥१९७॥

જેનું મન સ્ત્રીઓથી હરાઈ ગયું છે, તેની વિદ્યા,

भमूलानि पापानि रसमूलानि व्याधयः ।
मूलानि शोकानि त्रीणि त्यक्त्वा सुखी भव ॥२११॥

સર્વ પાપોનું મૂળ લોભ છે, સર્વ રોગનું મૂળ (સ્વાદ) છે અને સર્વ શોકોનાં મૂળ ઇષ્ટ (ઇચ્છા ના પદાર્થો-વિષયભોગો) છે; માટે તે ત્રણેનો ત્યાગ ને સુખી થાઓ. ૨૧૧

पे दीपकश्चन्द्रः प्रभाते दीपको रविः ।
ोक्ये दीपको धर्मः सुपुत्रः कुलदीपकः ॥ २१२ ॥

સંધ્યાકાળ સમયે ચંદ્ર દીપક છે, સવારના સમયે દીપક છે, ત્રણ લોકમાં ધર્મ દીપક છે અને સારો તે કુળમાં દીપક છે. ૨૧૨

ार्थी त्यजते विद्यां विद्यादानमतः परम् ।
ार्थिनः कुतो विद्या कुतो विद्यार्थिनः सुखम् ॥२१३

જેને સુખની ઇચ્છા છે, તે વિદ્યા છોડી દે છે અને ને વિદ્યાની ઇચ્છા છે, તે સુખને છોડી દે છે; કારણ સુખની ઇચ્છાવાળાને વિદ્યા ક્યાંથી મળે અને વિદ્યા-ઇચ્છાવાળાને સુખ ક્યાંથી મળે? ૨૧૩

न्नदानात्परं दानं विद्यादानमतः परम् ।
न्नेन क्षणिका तृप्तिर्यावज्जीवं च विद्यया ॥ २१४ ॥

બીજાં દાનોમાં અન્નદાન શ્રેષ્ઠ છે; પણ તેનાથી શેષ વિદ્યાદાન છે; કારણ કે અન્નથી થોડો વખત તૃપ્તિ ય છે જ્યારે વિદ્યાથી તો જીવે ત્યાં સુધી તૃપ્તિ રહે છે.

स्थाः पर्वता रम्या वेश्या च मुखमण्डने ।
द्धस्य वार्ता रम्या च त्रीणि रम्याणि दूरतः ॥२१५॥

દૂર રહેલા પર્વતો સુંદર લાગે છે, મુખના શણગાર-વેશ્યા સુંદર લાગે છે અને યુદ્ધની વાતો સુંદર લાગે આ ત્રણે દૂરથી સુંદર લાગે છે. ૨૧૫

ता यदि विषं दद्याद्विक्रीणाति पिता सुतम् ।
जा हरति सर्वस्वं तत्र का परिदेवना ॥ २१६ ॥

જો માતા જને પોતાનાં છોકરાંને ઝેર આપે, પિતા તે પોતાનાં છોકરાંને વેચી દે અને રાજા જ બધું ટી લે, તો પછી તેની શોકવેદના કોની આગળ કહેવી?

हरिव गणाद्भीतः परान्नाच्च विषादिव ।
क्षसीभ्य इव स्त्रीभ्यः स विद्यामधिगच्छति ॥२१७॥

માણસોના સમૂહથી સાપની જેમ બીતો રહે, રકાના અન્નથી ઝેરની જેમ બીતો રહે અને સ્ત્રીઓથી ક્ષસીઓની જેમ બીતો રહે, તે માણસ વિદ્યા મેળવી કે છે. ૨૧૭

वक्षानुटितं प्रेम नवीकर्तुं क ईश्वरः ।
धिं न यानि स्फुटितं लाक्षालेपेन मौक्तिकम् ॥२१८॥

અવજ્ઞાને લીધે તૂટેલો પ્રેમ ફરી નવો બનાવવા માટે કોણ સમર્થ છે? એક વાર તૂટ્યા પછી મોતી લાખનો લેપ કરવાથી સંધાઈ જતું નથી. ૨૧૮

संनिकर्षोऽत्र मर्त्यानामनादरणकारणम् ।
गाङ्गं हित्वा यथान्याम्भस्तत्रत्यो याति शुद्धये ॥२१९॥

અત્યંત નિકટતા એ માણસોને અનાદરનું કારણ બની જાય છે. જેમ ગંગાકાંઠે વસતો માણસ શુદ્ધિ માટે ગંગાજળ છોડીને બીજે જાય છે. ૨૧૯

लेखनी पुस्तकं रामा परहस्ते गता गता ।
कदाचित्पुनरायाता भ्रष्टा मुष्टा च चुम्बिता ॥२२०॥

કલમ, પુસ્તક અને સ્ત્રી આ ત્રણ ચીજો બીજાના હાથે પડી તો ગઈ જ એમ સમજવું. અને કદાચ પાછી આવે તોપણ (લેખણ) ભાંગી ગઈ હોય, (પુસ્તક) ચૂંથાયું હોય કે (સ્ત્રી) ચુંબન પામી હોય. ૨૨૦

पूर्वदत्तेषु या विद्या पूर्वदत्तेषु यद्धनम्
पूर्वदत्तेषु या भार्या अग्रे धावति धावति ॥२२१॥

પૂર્વ(જન્મ)માં આપેલાં દાનોમાં જે વિદ્યાદાન અપાયું હોય, પૂર્વમાં આપેલાં દાનોમાં જે ધન અપાયું હોય અને પૂર્વમાં આપેલાં દાનોના પુણ્યથી જેવી સારી કે ખોટી સ્ત્રી પ્રાપ્ત થવાનું નિર્માણ થયું હોય તે જ વિદ્યા, ધન સ્ત્રી, માણસની આગળ ને આગળ દોડતાં તેને મળવા માટે તૈયાર રહે છે. ૨૨૧

श्रुत्वा धर्मं विजानाति श्रुत्वा त्यजति दुर्मतिम् ।
श्रुत्वा ज्ञानमवाप्नोति श्रुत्वा मोक्षं च विन्दति ॥२२२॥

સત્પુરુષોના ઉપદેશના શ્રવણથી માણસ પોતાના કર્તવ્યને યથાર્થ રીતે જાણે છે, એના શ્રવણથી એ પોતાની કુબુદ્ધિનો ત્યાગ કરે છે, એના શ્રવણથી તે સાચું જ્ઞાન પ્રાપ્ત કરે છે અને એ ઉપદેશશ્રવણથી એ મોક્ષને પણ પ્રાપ્ત કરે છે. ૨૨૨

मनो धावति सर्वत्र मदोन्मत्तगजेन्द्रवत् ।
ज्ञानाङ्कुशसमा बुद्धिरतस्य निश्चलते मनः ॥२२३॥

મદોન્મત્ત ગજરાજની જેમ મન સર્વત્ર દોડ્યા કરે છે; પણ જેની બુદ્ધિ જ્ઞાનરૂપ અંકુશના જેવી છે, તેનું મન નિશ્ચલ–સ્થિર બને છે. ૨૨૩

इच्छेच्चेद्विपुलां मैत्रीं त्रीणि तत्र न कारयेत् ।
वाग्वादमर्थसंबन्धं तत्पत्नीपरिभाषणम् ॥२२४॥

માણસ પોતે જેની સાથે ગાઢ મૈત્રી ઇચ્છતો હોય, તેની સાથે ત્રણ બાબતો ન કરવી; વાણીનો વાદ, પૈસાની લેવડદેવડ અને તેની પત્નીની સાથે વધારે પડતો વાર્તાલાપ.

अयुक्तं स्वामिनो युक्तं युक्तं नीचस्य दूषणम् ।
अमृतं राहवे मृत्युर्विषं रुद्रस्य भूषणम् ॥२२५॥

સમર્થ વ્યક્તિ અયોગ્ય કરે, તોપણ તે યોગ્ય બની રહે છે અને હલકો માણસ યોગ્ય કરે તોપણ તે દૂષણ બની રહે છે. અમૃત રાહુને માટે મૃત્યુ બન્યું અને ઝેર રુદ્ર–મહાદેવનું ભૂષણ બન્યું. ૨૨૫

पण्डिते चैव मूर्खे च बलवत्यपि दुर्जने ।
ईश्वरे च दरिद्रे च मृत्योः सर्वत्र तुल्यता ॥२२६॥

પંડિત કે મૂર્ખ, બળવાન કે દુર્જન, ઈશ્વર (રાજા) કે દરિદ્ર–સૌ કોઈને માટે મૃત્યુ તો સમાન જ છે. ૨૨૬

सङ्ग्रामे सुभटेन्द्राणां कवीनां कविमण्डले ।
दीप्तिर्वा दीप्तिहानिर्वा मूहुर्तादेव जायते ॥२२७॥

સંગ્રામમાં મોટા મોટા યોદ્ધાઓનો અને કવિમંડળમાં કવિઓનો પ્રભાવ અથવા પ્રભાવનો નાશ થોડી જ વારમાં પ્રકટ થઈ જાય છે. ૨૨૭

विषस्य विषयाणां हि दृश्यते महदन्तरम् ।
उपभुक्तं विषं हन्ति विषयाः स्मरणादपि ॥२२८॥

વિષ (ઝેર) અને વિષયો આ બંનેમાં મોટું અંતર દેખાય છે. ઝેર તો તેને ખાવાથી મારે છે, પણ વિષયો તો તેમનું સ્મરણ કરવાથી પણ માણસને હણે છે. (માણસની સ્વસ્થતાનો–વિવેકબુદ્ધિનો અને પરિણામે તેના જીવનનો નાશ કરે છે.) ૨૨૮

पुराणान्ते श्मशानान्ते मैथुनान्ते च या मतिः ।
सा मतिः सर्वदा चेत्स्यात्को न मुच्येत बन्धनात् ॥२२९॥

પુરાણ સાંભળ્યા પછી, શ્મશાનમાં ગયા પછી અને મૈથુન કર્યા પછી જે પ્રકારની સમજણ–બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તે બુદ્ધિ જો સદા કાયમ રહે, તો પછી કોણ બંધનથી મુક્ત ન થાય? ૨૨૯

आकारेणैव चतुरास्तर्कयन्ति परेङ्गितम् ।
गर्भस्थं केतकीपुष्पमामोदेनेव षट्पदाः ॥२३०॥

ચતુરજનો બીજાની ચેષ્ટાઓને આકારથી જ સમજી લે છે, કેતકી (કેવડા)નું પુષ્પ પત્રની અંદર રહેલું હોય છે, તોપણ તેની ગંધથી જ ભમરા તેને જાણી લે છે. ૨૩૦

न ज्ञातुं नाप्यनुज्ञातुं नेक्षितुं नाप्युपेक्षितुम् ।
स्वजनः स्वजनो जातुं विपत्पातं समीहते ॥२३१॥

સ્વજન એનું નામ છે કે જેનાથી પોતાના સ્વજન (બંધુ કે કુટુંબીજન) ઉપર આવી પડેલી વિપત્તિ સાંભળી જતી નથી, જાણ્યા પછી વિપત્તિ આવી પડી તો કંઈ નહીં, શું થાય, એમ કહીને એ ચલાવી લેતો નથી, તે એ વિપત્તિ જોઈ રહી શકતો નથી તેમ એની ઉપેક્ષા પણ કરી શકતો નથી, પણ પોતાનાથી બનતો બધો જ પ્રયત્ન કરે છે. ૨૩૧

प्रायो दुरन्तपर्यन्ताः संपदोऽपि दुरात्मनाम् ।
भवन्ति हि सुखोदर्का विपदोऽपि महात्मनाम् ॥२३२॥

દુર્જનોની સંપત્તિઓ પણ મોટે ભાગે ખરાબ અંતમાં પરિણમનારી થાય છે અને મહાપુરષોની વિપત્તિઓ પણ ઉચ્ચ પ્રકારના સુખને પ્રકટ કરનારી થાય છે.

उदर्कभूतिमिच्छद्भिः सद्भिः खलु न दृश्यते ।
चतुर्थीचन्द्रलेखेव परस्त्रीभालपट्टिका ॥ २३३ ॥

ઉત્તમ અભ્યુદયને ઇચ્છતા સજ્જનો વડે ચોથના ચંદ્રની કળાની જેમ પરસ્ત્રીના લલાટ પ્રદેશને (અર્થાત્ પરસ્ત્રીના મુખના સૌંદર્યને) જોવાતો નથી. ૨૩૩

अकाण्डपातजातानामार्द्राणां मर्मभेदिनाम् ।
गाढशोकप्रहाराणामचिन्तैव महौषधम् ॥ २३४ ॥

અકાળે અને ઓચિંતા આવી પડેલા મર્મોને ભેદનારા અને ગાઢ શોકને ઉત્પન્ન કરનારા આંતરિક આઘાતોને જીરવવાનું–શમાવવાનું મહાન ઔષધ તેમની ચિંતા (ચિંતન) ન કરવું એ જ છે. ૨૩૪

अनिर्लोडितकार्यस्य वाग्जालं वाग्मिनो वृथा ।
निमित्तादपराद्धेषोर्धानुष्कस्येव वल्गितम् ॥ २३५ ॥

જે લક્ષ્ય વીંધવાનું હોય તેનાથી બીજી જગ્યાએ બાણો લગાવ્યા કરનાર ધનુર્ધારીનો પ્રયત્ન જેમ વૃથા છે, તેમ પોતાને જે કાર્ય કરવાનું છે તે ન કરતાં તે વિષે મોટાં મોટાં ભાષણ આપનાર વાણીશ્વરાની તે વાગ્જાળ વૃથા છે. ૨૩૫

शंभुः श्वेतार्कपुष्पेण चन्द्रमा वस्त्रतन्तुना ।
अच्युतः स्मृतिमात्रेण साधवः करसंपुटैः ॥२३६॥

ધોળા આકડાના ફૂલથી શંભુ–મહાદેવ, વસ્ત્રના તાંતણાથી ચંદ્રમા, સ્મરણ કરવા માત્રથી વિષ્ણુ અને કેવળ હાથ જોડવાથી સત્પુરુષો પ્રસન્ન થાય છે. ૨૩૬

अकृत्वा पौरुषं या श्रीर्विकासिन्यपि किं तथा ।
जरद्गवोऽपि चाश्नाति दैवादुपगतं तृणम् ॥२३७॥

પરિશ્રમ કર્યા વિના પણ જે લક્ષ્મી વધ્યા કરતી હોય તેવી (વ્યાજ અને શેરોથી બેઠી આવક જેવી) લક્ષ્મીથી શું આનંદ થાય? ઘરડો થયેલો બળદ પણ શું દૈવથી પાસે આવી પડેલું અનાજ ખાઈને નથી જીવતો?

मन्दाकिनीपयःपानं मन्दाक्षीमुखचुम्बनम् ।
मन्दारोपवनक्रीडा मन्दानुष्ठानतः कुतः ॥ २३८ ॥

ગંગાજળનું પાન, કોમલાંગીના મુખનું ચુંબન અને મંદાર વૃક્ષના ઉપવનમાં ક્રીડા–આ બધું અલ્પ તપસ્યા અથવા અલ્પ પુણ્યથી ક્યાંથી મળે? ૨૩૮

दीपो भक्षयते ध्वान्तं कज्जलं च प्रसूयते ।
यदन्नं भक्षयेन्नित्यं जायते तादृशी प्रजा ॥ २३९ ॥

દીવો અંધકારને ખાય છે અને કાજળને ઉત્પન્ન કરે છે. માણસ રોજ જેવું અન્ન ખાય છે તેવી તેની પ્રજા થાય છે ૨૩૯

मौनं कालविलम्बश्च प्रयाणं भूमिदर्शनम् ।
भ्रुकुट्यन्यमुखी वार्ता नकारः षड्विधः स्मृतः ॥२४०॥

નકાર (અર્થાત્ ના પાડવાની રીત)ના ૭ પ્રકાર કહેલા છે: ૧. યાચકે માગણી કર્યા પછી આપનાર મૌન થઈ જાય. ૨. સમયનો વિલંબ જણાવે. ૩. ત્યાંથી ચાલવા માંડે. ૪. માગણી થયા પછી ભોંય સામું જોઈ રહે. ૫. એની ભ્રુકુટી બીજી તરફ ફરી જાય અને ૬. બીજી વાત કરવા માંડે. (આ લક્ષણો માગણીની ના પાડયાનું સૂચવનારાં છે.) ૨૪૦

अक्षराणि परीक्ष्यन्तामम्बराडम्बरेण किम् ।
शंभुरम्बरहीनोऽपि सर्वज्ञः किं न जायते ॥२४१॥

માણસની પરીક્ષા એનાં સ્થિર લક્ષણોથી કરવી જોઈએ. બહારના કે કપડાંના આડંબર–ભપકા ઉપરથી પરીક્ષા કેમ થઈ શકે? શંભુ–મહાદેવ વસ્ત્રો પણ પહેરતા નથી, છતાં શું તેઓ સર્વજ્ઞ નથી? ૨૪૧

दोषोऽपि गुणतां याति प्रभोर्भवति चेत्कृपा ।
अङ्गहीनोऽपि सूर्येण सारथ्ये योजितोऽरुणः ॥२४२॥

સમર્થ માણસની કૃપા હોય તો દોષ પણ ગુણ બની જાય છે. અંગહીન (પગ વિનાનો) હોવા છતાં અરુણને સૂર્યે સારથિ બનાવ્યો. (અને એનો દોષ ગુણરૂપ બની ગયો.) ૨૪૨

उत्तमं प्रणिपातेन शूरं भेदेन योजयेत् ।
नीचमल्पप्रदानेन इष्टं धर्मेण योजयेत् ॥ २४३ ॥

ઉત્તમ માણસને નમસ્કારથી અનુકૂળ કરી લેવો, શૂરવીરને ભેદ (ઉપાય) વડે, નીચ માણસને થોડુંક આપીને અને મંબંધી જનને ધર્મ બતાવીને કાર્યમાં જોડવો. ૨૪૩

अकुले पतितो राजा मूर्खपुत्रो हि पण्डितः ।
निर्धनस्य धनप्राप्तिस्तृणवन्मन्यते जगत् ॥ २४४ ॥

હલકા કુળમાંથી આવેલો રાજા, મૂર્ખનો પુત્ર હોવા છતાં વિદ્યા ભણીને થયેલો પંડિત (અર્થાત્ જે હલકું પાત્ર હોવા છતાં અદકું ભણ્યો છે) અને પૂર્વે નિર્ધન રહેલાને થઈ ગયેલ ધનપ્રાપ્તિ–આવા લોકો (અભિમાનમાં આવી જવાને લીધે) જગતને (બીજાને) તુચ્છ સમજે છે. ૨૪૪

लोकेषु निर्धनो दुःखी ऋणग्रस्तस्ततोऽधिकम् ।
ताभ्यां रोगयुतो दुःखी तेभ्यो दुःखी कुभार्यकः ॥२४५

આ જગતમાં નિર્ધન દુઃખી છે પણ દેવામાં ...

તેના કરતાં અધિક દુઃખી છે. અને આ બંને કરતાં રોગગ્રસ્ત વધારે દુઃખી છે જ્યારે આ બધાય કરતાં ખરાબ સ્ત્રીવાળો વિશેષ દુઃખી છે. ૨૪૫

आज्ञाभङ्गो नरेन्द्राणां विप्राणां मानखण्डनम् ।
पृथक्शय्या च नारीणामशस्त्रवध उच्यते ॥ २४६ ॥

આજ્ઞાભંગ એ રાજાઓનો, માનહાનિ એ પંડિતોનો અને જુદી શય્યા એ સ્ત્રીઓનો શસ્ત્ર વિના જ કરેલો વધ કહેવાય છે. ૨૪૬

प्रस्तावसदृशं वाक्यं सद्भावसदृशं प्रियम् ।
आत्मशक्तिसमं कोपं कुर्वाणो न विनश्यति ॥२४७॥

પ્રસંગને અનુરૂપ વચન બોલનારા, સદ્ભાવને અનુરૂપ પ્રિય કરનારા અને પોતાની શક્તિ જેટલો જ કોપ કરનારા—આ લોકો વિનાશ પામતા નથી, અભ્યુદય પ્રાપ્ત કરે છે.

पठकः पाठकश्चैव ये चान्ये शास्त्रपाठकाः ।
सर्वे व्यसनिनो ज्ञेया यः क्रियावान्स पण्डितः ॥२४८

શાસ્ત્ર ભણનાર અને ભણાવનાર તેમ જ બીજા પણ શાસ્ત્રનું પઠન-પાઠન કરાવનારા આ બધાને પંડિત નહીં પણ કેવળ શાસ્ત્રના વ્યસનીઓ જાણવા. પંડિત તો તે જ છે કે જે શાસ્ત્ર પ્રમાણે ક્રિયા (આચરણ) કરનારો છે. ૨૪૮

पण्डितैः सह सांगत्यं पण्डितैः सह संकथाः ।
पण्डितैः सह मित्रत्वं कुर्वाणो नावसीदति ॥२४९॥

પંડિતો સાથે સોબત, પંડિતો સાથે વાર્તાલાપ, અને પંડિતોની સાથે મિત્રતા—આટલું કરનાર માણસ નાશ પામતો નથી ૨૪૯

शीलं शौर्यमनालस्यं पाण्डित्यं मित्रसंग्रहः ।
अचोरहरणीयानि पञ्चैतान्यक्षयो निधिः ॥ २५० ॥

શીલ-સદાચાર, શૂરવીરતા, આળસ વિનાનો ઉદ્યોગ, પંડિતાઈ અને મિત્રોનો સંગ્રહ—આ પાંચ વસ્તુઓ નાશ ન પામે તેવો અક્ષય ખજાનો છે, જેને ચોર પણ ચોરી શકતા નથી. ૨૫૦

मातृवत्परदाराणि परद्रव्याणि लोष्ठवत् ।
आत्मवत्सर्वभूतानि यः पश्यति स पश्यति ॥२५१

પારકાની સ્ત્રીને માતાની જેમ, પારકાના દ્રવ્યને માટીના ઢેફાની જેમ અને સર્વ પ્રાણીઓને પોતાના આત્માની જેમ જે માણસ જુએ છે, તે જ ખરેખરું જુએ છે.

धर्मार्थकाममोक्षाणां यस्यैकोऽपि न विद्यते ।
अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥ २५२ ॥

ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાનો એક પણ પુરુષાર્થ જેની પાસે ન હોય, તેનું જીવન બકરાને ગળે લગડતા આંચળની જેમ નકામું છે. ૨૫૨

स जीवति गुणा यस्य धर्मो यस्य स जीवति ।
गुणधर्मविहीनो यो निष्फलं तस्य जीवितम् ॥२५३॥

જેની પાસે ગુણો છે, તે જીવે છે. જેની પાસે ધર્મ છે, તે જીવે છે. ગુણ અને ધર્મ બંને જેની પાસે નથી, તેનું જીવન નિષ્ફળ છે. ૨૫૩

गुरुशुश्रूषया विद्या पुष्कलेन धनेन वा ।
अथवा विद्यया विद्या चतुर्थं नोपलभ्यते ॥२५४॥

ગુરુની સેવાશુશ્રૂષાથી વિદ્યા પ્રાપ્ત થાય છે અથવા ખૂબ ધન આપવાથી વિદ્યા મેળવાય છે અથવા તો વિદ્યા આપીને વિદ્યા શિખાય છે; આ સિવાય વિદ્યાપ્રાપ્તિનું કોઈ ચોથું સાધન નથી. ૨૫૪

षट्पदः पुष्पमध्यस्थो यथा सारं समुद्धरेत् ।
तथा सर्वेषु शास्त्रेषु सारं गृह्णन्ति पण्डिताः ॥२५५॥

પુષ્પની અંદર રહેલ ભમરો જેમ સારરૂપ રસને લે છે, તેમ બુદ્ધિશાળી જનો સર્વ શાસ્ત્રોમાંથી સારને ગ્રહણ કરે છે. ૨૫૫

गुणान्भूषयते रूपं शीलं भूषयते कुलम् ।
सिद्धिर्भूषयते विद्या भोगो भूषयते धनम् ॥२५६॥

રૂપ ગુણોને શોભાવે છે, શીલ-સદાચાર કુળને શોભાવે છે, સિદ્ધિ વિદ્યાને શોભાવે છે અને ભોગ ધનને શોભાવે છે. ૨૫૬

अगुणस्य हतं रूपमशीलस्य हतं कुलम् ।
असिद्धेस्तु हता विद्या अभोगस्य हतं धनम् ॥२५७॥

ગુણહીનના રૂપને ધિક્કાર છે. શીલ-સદાચારથી હીન માણસના કુળને ધિક્કાર છે. જેણે કોઈ બાબતમાં સિદ્ધિ પ્રાપ્ત નથી કરી તેની વિદ્યાને ધિક્કાર છે. ઉપભોગ ન કરનારના ધનને ધિક્કાર છે. ૨૫૭

दिवा पश्यति नोलूको काको नक्तं न पश्यति ।
अपूर्वः कोऽपि कामान्धो दिवा नक्तं न पश्यति ॥२५८

ઘુવડ દિવસે જોતું નથી, કાગડો રાત્રે જોતો નથી. પણ કામથી અંધ માણસ તો એવો અપૂર્વ છે કે દિવસ કે રાત્રી કંઈ જ જોતો નથી. ૨૫૮

यौवनं धनसंपत्तिः प्रभुत्वमविवेकिता ।
एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ॥ २५९ ॥

યૌવન, ધનસંપત્તિ, સત્તા અને અવિવેકીપણું આ એક એક વસ્તુ પણ માણસને અનર્થકારક થાય છે; તો પછી જ્યાં આ ચારે વસ્તુ ભેગી મળી હોય, તેનું તો કહેવું જ શું? ૨૫૯

मुख्यमेकं पुरस्कृत्य शून्यात्मानोऽपि साधकः ।
भवन्ति तं विना नैव यथा संख्याङ्कबिन्दवः ॥२६०॥

જેમ એકડાને આગળ કરીને બધા મીંડાઓ સખ્યાને સિદ્ધ કરનારા થાય છે અને એકડા વિનાના ગમે તેટલા મીંડાઓ પણ શૂન્યરૂપ જ રહે છે, તેમ સત્ત્વવાળા એક માણસને અગ્રેસર બનાવીને શૂન્યાત્મા જેવા નિર્બળ માણસો પણ કાર્યને સિદ્ધ કરનારા થાય છે અને એવા અગ્રેસર વિના તેઓ બધા શૂન્યવત્ બની રહે છે ૨૬૦

वचस्तत्रैव वक्तव्य यत्रोक्त सफल भवेत् ।
स्थायीभवति चात्यन्त रङ्ग शुक्लपटे यथा ॥ २६१ ॥

જેમ સ્વચ્છ-શ્વેત વસ્ત્ર પર રંગ બરાબર સ્થિર થાય છે, તેમ વચન ત્યાં જ બોલવુ જોઈએ કે જ્યાં તે સફળ થાય ૨૬૧

पिण्डे पिण्डे मतिर्भिन्ना कुण्डे कुण्डे नव पय ।
जातौ जातौ नवाचारा नवा वाणी मुखे मुखे ॥२६२

પિંડે પિંડે (વ્યક્તિએ વ્યક્તિએ) જુદી જુદી બુદ્ધિ હોય છે, કુડે કુડે નવુ નવુ પાણી હોય છે, જાતિએ જાતિએ નવા નવા આચારો હોય છે અને મુખે મુખે (જુદી જુદી વ્યક્તિઓના મુખમા) નવી નવી (જુદી જુદી) વાણી હોય છે ૨૬૨

गान्धर्वं गन्धसयुक्त ताम्बूल भारती कथा ।
इष्टा भार्या प्रिय मित्रमपूर्वाणि दिने दिने । २६३ ॥

જાણે ગંધર્વના કંઠથી ગવાતુ હોય એવુ મધુર સંગીત ચાલતું હોય, સુગંધિત તાબૂલ ચવાતું હોય મહાભારત જેવી તેજ અને શૌર્યની, જ્ઞાન અને નીતિની કથા ચાલતી હોય, પ્રિય પત્ની અને પ્રિય મિત્રો સાથે એસ હોય-આ બધુ પ્રતિદિન અપૂર્વ આનંદ આપનારુ થાય છે અથવા આ બધામાંની એકેક વસ્તુ પણ પ્રતિદિન અપૂર્વ આનંદ આપનારી થાય છે ૨૬૩

विद्यया सह मर्तव्य कुशिष्याय न दापयेत् ।
तथापि दीयते विद्या पश्चात्सजायते रिपु ॥ २६४ ॥

વિદ્યાને સાથે લઈને જ મરી જવુ, પણ તે ખરાબ શિષ્યને ન આપવી આમ છતા જો ખરાબ શિષ્યને આપવામા આવે, તો વિદ્યા શીખ્યા પછી તે જ શિષ્ય એના શીખવનારનો શત્રુ બની બેસે છે ૨૬૪

मर्कटस्य सुरापान तस्य वृश्चिकदर्शनम् ।
तन्मध्ये भूतसचारो यद्वा तद्वा भविष्यति ॥२६५॥

વાદરુ સ્વભાવથી જ ચચળ અને તોફાની હોય છે, તેમા જો એને દારૂ પાવામા આવે, તે ઉપરાંત વીંછી કરડાવવામા આવે, તે ઉપરાંત તેનામા ભૂતનો સચાર થાય તો પછી તે વાદરુ કઈ ધાધલ નહી કરે? અર્થાત્ તે શુ નુ શુ કરી બેસશે તેવુ ચચળ ચિત્તવાળા ઉગ્ર માણસના સ્વભાવમા ઉત્તેજન આપ્યાથી સમજવુ

पुस्तकेषु च या विद्या परहस्तेषु यद्धनम् ।
सङ्ग्रामे च गृहे सैन्य तिस्र पुसा विडम्बना ॥२६६॥

જે વિદ્યા પુસ્તકોમા જ રહી ગઈ હોય (બુદ્ધિમા ઊતરી ન હોય), જે ધન બીજાના હાથમા પડ્યુ હોય (પોતાના કબજામા ન હોય) અને સગ્રામ સમયે જે સૈન્ય સાથે ન હોતા ઘેર રહી ગયેલુ હોય-આ ત્રણે વસ્તુઓ માણસોને વિટબણારૂપ છે ૨૬૬

असावधाने पाण्डित्यं क्रयक्रीतं च मैथुनम् ।
भोजन च पराधीन तिस्र पुसा विडम्बनम् ॥२६७॥

ધ્યાન ન આપનાર મનુષ્ય આગળ પાડિત્યનુ કથન અથવા અસાવધાન-ચચળ સ્વભાવવાળામા રહેલું પાડિત્ય, પૈસા ખરચીને મેળવેલુ મૈથુન અને પરાધીન ભોજન-આ ત્રણ પુરુષોને વિટબણારૂપ છે ૨૬૭

पादेन क्रम्यते पन्था मानहीन च भोजनम् ।
अविवेकिप्रभो सेवा पातक किमत परम् ॥२६८॥

રોજ પગે ચાલીને રસ્તો કાપવો પડતો હોય, રોજ અપમાનભરી રીતે ભોજન મળતુ હોય અને રોજ અવિવેકી-ઉદ્ધત સ્વામીની સેવા કરવી પડતી હોય; આથી અધિક પાતક બીજુ કયુ હોઈ શકે? ૨૬૮

तुष्यन्ति भोजनैर्विप्रा मयूरा घनगर्जितै ।
साधव परसतोषै खला परविपत्तिषु ॥ २६९ ॥

બ્રાહ્મણો ભોજનથી સતુષ્ટ થાય છે, મોર વાદળાની ગર્જનાથી રાજી થાય છે, સાધુજનો બીજાના સતોષથી રાજી થાય છે અને દુર્જનો બીજાની વિપત્તિઓમા રાજી રહે છે

प्रत्यक्षे गुरव स्तुत्या परोक्षे मित्रबान्धवा ।
कर्मान्ते दासभृत्याश्च पुत्रा नैव तथा स्त्रिय ॥२७०॥

ગુરુજનોની પ્રશસા તેમની પ્રત્યક્ષમા કરવી, મિત્રો અને બધુજનોની પ્રશસા તેમની પરોક્ષમા કરવી, નોકરો-સેવકોની પ્રશસા કામ પૂરુ થયા પછી કરવી અને પુત્રો તથા સ્ત્રીઓની પ્રશસા કરવી જ નહી

विनय राजपुत्रेभ्य पण्डितेभ्य सुभाषितम् ।
अनृत द्यूतकारेभ्य स्त्रीभ्य शिक्षेत कैतवम् ॥२७१॥

વિનય રાજવંશીઓ (ખાનદાન માણસો) પાસેથી શીખવો, સારા વચન કેમ બોલવા એ પડિતો પાસેથી, જૂઠ કેમ ચલાવવી તે જુગાર રમનારાઓ પાસેથી અને કપટ સ્ત્રીઓ પાસેથી શીખવુ ૨૭૧

धनधान्यप्रयोगेषु विद्यासग्रहणेषु च ।
आहारे व्यवहारे च त्यक्तलज्ज सुखी भवेत् ॥२७२॥

ધન-ધાન્યની (આર્થિક બાબતોની) લેવડદેવડમા, વિદ્યાનો સગ્રહ કરવામાં, આહાર અને વ્યવહારમા

દંભ ત્યજીને સ્પષ્ટતાથી વર્તનારો સુખી થાય છે.

मुहूर्तमपि जीवेत नरः शुक्लेन कर्मणा ।
न कल्पमपि कृष्णेन लोकद्वयविरोधिना ॥ २७३ ॥

શુદ્ધ-સત્ય-ન્યાયયુક્ત કર્મ કરવાથી એક ઘડી જીવી શકાય એમ હોય તો માણસે તેટલું જ જીવવું પણ વ્યક્તિ અને સમાજનાં વિરોધી એવાં દુષ્કૃત્યો વડે કલ્પ સુધી જીવવા મળતું હોય તોપણ તેવું જીવવું નહીં. ૨૭૩

गते शोको न कर्तव्यो भविष्यं नैव चिन्तयेत् ।
वर्तमानेन कालेन वर्तयन्ति विचक्षणाः ॥ २७४ ॥

થઈ ગયેલી બાબતમાં શોક ન કરવો અને ભવિષ્યમાં શું થશે એની ચિંતા ન કરવી; કારણ કે બુદ્ધિશાળી જનો વર્તમાન કાળને જોઈને જ તે અનુસાર વર્તન કરે છે.

स्वभावेन हि तुष्यन्ति देवाः सत्पुरुषाः पिता ।
ज्ञातयस्त्वन्नपानेन वाक्प्रदानेन पण्डिताः ॥२७५॥

દેવતાઓ, સત્પુરુષો અને પિતા માણસના સારા સ્વભાવથી જ સંતુષ્ટ થઈ જાય છે; જ્ઞાતિજનો ખવડાવવા-પિવડાવવાથી સંતુષ્ટ થાય છે અને વિદ્વાન માણસો તેમનો જે વાણી દ્વારા સત્કાર કરવામાં આવે છે, તેનાથી જ પ્રસન્ન થઈ જાય છે. ૨૭૫

नराणां नापितो धूर्तः पक्षिणां चैव वायसः ।
चतुष्पदां शृगालस्तु स्वेच्छाचारी तपस्विनाम् ॥२७६॥

માણસોમાં હજામ ધૂર્ત (શઠ) ગણાય છે, પક્ષીઓમાં કાગડો, ચોપગા પ્રાણીઓમાં શિયાળ અને તપસ્વીઓમાં (તપસ્વીપણાનો માત્ર દેખાવ કરીને), સ્વેચ્છાચાર કરનાર ધૂર્ત હોય છે. ૨૭૬

चाण्डालः पक्षिणां काकः पशूनां चैव कुक्कुरः ।
कोपो मुनीनां चाण्डालः सर्वचाण्डालनिन्दकः ॥२७७॥

પક્ષીઓમાં કાગડો ચાંડાલ છે, પશુઓમાં કૂતરું ચાંડાલ છે. મુનિજનો માટે ક્રોધ ચાંડાલ છે અને નિંદા કરનારો સર્વજનોમાં ચાંડાલ છે. ૨૭૭

भ्रमत्संपूज्यते चक्रं भ्रमन्संपूज्यते द्विजः ।
भ्रमन्संपूज्यते राजा स्त्री भ्रमन्ती विनश्यति ॥२७८॥

ઉદ્યોગનું, વ્યવસ્થાનું, તંત્રનું અથવા યંત્રનું ચક્ર (અટકી) ન પડતાં ચાલતું રહે તો તે પ્રશંસા પામે છે, બ્રાહ્મણ ઉપદેશ આદિ માટે લોકોમાં ફરતો રહે તો માનને પ્રાપ્ત કરે છે, રાજા પણ લોકપ્રવૃત્તિ જાણવા માટે અથવા રાજ્યના રક્ષણ માટે-સુવ્યવસ્થા માટે ફરતો રહે તો આદરમાન પામે છે, પણ સ્ત્રી જો જ્યાં ત્યાં ફરતી રહે તો વિનાશને પામે છે. ૨૭૮

न पश्यति च जन्मान्धः कामान्धो नैव पश्यति ।
न पश्यति मदोन्मत्तो ह्यर्थी दोषं न पश्यति ॥२७९॥

જન્મથી અંધ હોય તે જોતો નથી, કામથી અંધ થયેલો પણ જોઈ શકતો નથી, મદોન્મત્ત થયેલો પણ જોઈ શકતો નથી અને યાચક હોય તે પણ (યાચનામાં રહેલા પોતાનું પતન કરનારા) દોષને જોઈ શકતો નથી.

स्वयं कर्म करोत्यात्मा स्वयं तत्फलमश्नुते ।
स्वयं भ्रमति संसारे स्वयं तस्माद्विमुच्यते ॥२८०॥

જીવ સ્વેચ્છાએ જે કર્મ કરે છે તેનું જ ફળ તે ભોગવે છે, જીવ પોતાની ઇચ્છાથી જ (ભોગોમાં આસક્તિ કરવાથી) સંસારચક્રમાં ભમે છે અને પોતાની ઇચ્છાથી જ (ભોગો પ્રત્યે વિરક્ત-નિઃસ્પૃહ થવાથી) તેમાંથી છૂટી જાય છે.

खड्गमूलं भवेद्राज्यं मन्त्रीमूलं स्थिरं भवेत् ।
प्रजामूलं भवेद्वृद्धं वैरमूलं विनश्यति ॥

રાજ્ય તરવારના બળે મેળવાય છે, (મેળવાયા પછી રાજાઓની વચ્ચે) જો સ્ત્રીનું કારણ (સ્ત્રી માટેની લોલુપતા કે હરીફાઈ) ન ઉત્પન્ન થાય તો એ રાજ્ય સ્થિર થાય છે, (સ્થિર થયા પછી) જો એ રાજ્ય (રાજાના મોજશોખને બદલે) પ્રજાના હિતને લક્ષ્યમાં રાખીને ચલાવવામાં આવે તો સમૃદ્ધ થાય છે, (અને સમૃદ્ધ થયા પછી) જ્યારે તેની અંદર ઈર્ષ્યા, દ્વેષ, વેર, ઝઘડા (ફાટફૂટ થઈને યાદવાસ્થળી જેવું) થાય છે, ત્યારે તે વિનાશ પામે છે. ૨૮૧

ऋणकर्ता पिता शत्रुर्माता च व्यभिचारिणी ।
अविनीता रिपुर्भार्या पुत्रः शत्रुरपण्डितः ॥२८२॥

ઋણ કરનાર પિતા શત્રુ છે, વ્યભિચારિણી માતા શત્રુ છે, અવિનયી પત્ની શત્રુ છે અને વિદ્યા વિનાનો પુત્ર શત્રુ છે. ૨૮૨

नास्ति कामसमो व्याधिर्नास्ति मोहसमो रिपुः ।
नास्ति क्रोधसमो वह्निर्नास्ति ज्ञानात्परं सुखम् ॥२८३

કામ-વાસના જેવો વ્યાધિ નથી, મોહના જેવો કોઈ શત્રુ નથી, ક્રોધના જેવો કોઈ અગ્નિ નથી અને જ્ઞાનના જેવું કોઈ સુખ નથી. ૨૮૩

विद्या मित्रं प्रवासेषु भार्या मित्रं गृहेषु च ।
व्याधितस्यौषधं मित्रं धर्मो मित्रं मृतस्य च ॥२८४॥

પ્રવાસોમાં વિદ્યા મિત્ર છે. સાંસારિક કાર્યોમાં પત્ની મિત્ર છે રોગીને માટે ઔષધ મિત્ર છે અને મરણ પામેલાને માટે ધર્મ મિત્ર છે. ૨૮૪

नास्ति मेघसमं तोयं नास्ति चात्मसमं बलम् ।
नास्ति चक्षुःसमं तेजो नास्ति धान्यसमं प्रियम् ॥२८५

મેઘ સમાન કોઈ જળ નથી, આત્મબળ સમાન કોઈ બળ નથી, ચક્ષુ સમાન કોઈ તેજ નથી અને ધાન્ય સમાન કોઈ પ્રિય વસ્તુ નથી. ૨૮૫

अधना धनमिच्छन्ति वाद्मिच्छन्ति गर्विताः ।
मानवाः स्वर्गमिच्छन्ति मोक्षमिच्छन्ति देवताः ॥२८६

નિર્ધનો ધન ઇચ્છે છે, ગર્વવાળા માણસો વાદવિવાદ ઇચ્છે છે, સામાન્ય માણસો સ્વર્ગને અર્થાત્ સુખને ઇચ્છે છે અને દેવો અથવા ઉત્તમજનો મોક્ષને ઇચ્છે છે.

सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः ।
सत्येन वायवो वान्ति सर्वं सत्ये प्रतिष्ठितम् ॥२८७॥

સત્યથી પૃથ્વી ધારણ કરાય છે, સત્યથી સૂર્ય તપે છે, સત્યથી વાયુઓ વાય છે; માટે સર્વ કંઈ સત્યની અંદર જ રહેલું છે. ૨૮૭

हस्तस्य भूषणं दानं सत्यं कण्ठस्य भूषणम् ।
श्रोत्रस्य भूषणं शास्त्रं भूषणै किं प्रयोजनम् ॥२८८॥

હાથનું ભૂષણ દાન છે, કંઠનું ભૂષણ સત્ય છે, કાનનું ભૂષણ બહુશ્રુતતા અથવા શાસ્ત્રજ્ઞાન છે, પછી એથી બીજાં ભૂષણ(ઘરેણાં)ની જરૂર શી છે? ૨૮૮

युक्तमुक्तं पुराविद्भिश्चिन्ता जूर्तिः सुदारुणा ।
न भेषजैर्लङ्घनैर्वा न चान्यैरुपशाम्यति ॥ २८९ ॥

પુરાવિદોએ(પૂર્વકાળની ઘટનાઓને જાણનારાઓએ) ખરું જ કહ્યું છે કે ચિંતા એ એક એવો દારુણ જ્વર છે કે તે કોઈ પણ ઔષધોના ઉપચારોથી કે લંઘનોથી પણ શાંત થતો નથી. ૨૮૯

आवासः क्रियतां गाङ्गे पापहारिणि वारिणि ।
स्तनमध्ये तरुण्या वा मनोहारिणि हारिणि ॥२९०

આ સંસારમાં પાપહારી જળવાળા ગંગાના કિનારે (મોક્ષની ઇચ્છાથી પર્ણકુટીમાં) નિવાસ કરો અથવા તો પછી કંઠમાથી લટકી રહેલા મનોહર હીરાના હારથી શોભતા તરુણીનાં બે સ્તનો વચ્ચે નિવાસ કરો. ૨૯૦

सुभाषितरसास्वादः प्रौढस्त्रीसंगमस्तथा ।
सेवा विवेकिनो राज्ञो दुःखनिर्मूलनं त्रयम् ॥२९१॥

ઉત્તમ વાણીના રસનો આસ્વાદ, નવોઢા સ્ત્રી સાથેનો સંગમ તથા વિવેકી રાજાની નોકરી—આ ત્રણ દુઃખોને નિર્મૂળ કરનારા છે. ૨૯૧

ईर्ष्यी घृणी त्वसंतुष्टः क्रोधनो नित्यशङ्कितः ।
परभाग्योपजीवी च षडेते दुःखभागिनः ॥२९२॥

બીજાની ઈર્ષ્યા કરનારો, બીજાની ઘૃણા—તિરસ્કાર કરનારો, અસંતોષી, ક્રોધી, હમેશાં શંકાશીલ રહેનારો અને બીજાના ભાગ્ય પર જીવનારો—આ ૭ પ્રકારના માણસો દુઃખ ભોગવનારા છે ૨૯૨

नवं वस्त्रं नवं छत्रं नव्या स्त्री नूतनं गृहम् ।
सर्वत्र नूतनं शस्तं सेवकान्ने पुरातने ॥ २९३ ॥

નવું વસ્ત્ર, નવી છત્રી, યુવાન સ્ત્રી, નવું ઘર, આ બધામાં નવું સારું ગણેલું છે, પણ સેવક અને અન્ન આ બંને જૂનાં સારાં ગણેલાં છે. ૨૯૩

वृद्धस्य वचनं ग्राह्यमापत्काले ह्युपस्थिते ।
सर्वत्रैवं विचारेण नाहारे न च मैथुने ॥ २९४ ॥

આપત્તિનો સમય આવી પહોંચ્યો હોય ત્યારે વૃદ્ધ જનોનાં વચન ગ્રહણ કરવાં, બીજી બધી બાબતોમાં પણ તેમના જ વચન પ્રમાણે વિચારપૂર્વક વર્તવું, પણ આહારમાં અને મૈથુનમાં વૃદ્ધ જનોનું વચન ગ્રાહ્ય થઈ શકે નહીં.

अतिदूरपथश्रान्तारछायां यान्ति च शीतलाम् ।
शीतलाश्च पुनर्यान्ति का कस्य परिदेवना ॥२९५॥

ખૂબ દૂર સુધી માર્ગ ચાલવાથી થાકેલાઓ વૃક્ષની શીતળ છાયામાં જાય છે અને ત્યાં થાક અને તાપથી નિવૃત્ત થઈ ઠંડા—તાજા બની ફરી આગળ ચાલે છે, આમાં નથી મુસાફરોથી વૃક્ષને દુઃખ થતું કે નથી વૃક્ષથી મુસાફરોને દુઃખ થતું. (પણ બન્નેને સુખ અને સંતોષ જ થાય છે). ૨૯૫

अपमानं पुरस्कृत्य मानं कृत्वा च पृष्ठके ।
स्वकार्यमुद्धरेत्प्राज्ञः कार्यध्वंसो हि मूर्खता ॥२९६॥

માન મળશે કે નહીં તેની વાત બાજુ પર મૂકી દઈ અને અપમાન મળે તોપણ તેને વધાવી લેવા તૈયાર રહી ડાહ્યા માણસે પોતાનું કાર્ય સિદ્ધ કરી લેવું; કારણ કે માન યા અપમાન મેળવવામાં જ માણસનું ડાહ્યાપણું કે મૂર્ખપણું રહેલું નથી, પણ પોતાનું કાર્ય સિદ્ધ કરવામાં જ તેનું ડાહ્યાપણું રહેલું છે અને કાર્યનો નાશ થાય એમાં જ એની મૂર્ખતા રહેલી છે. ૨૯૬

कृतस्य करणं नास्ति मृतस्य मरणं तथा ।
गतस्य शोचनं नास्ति ह्येतद्वेदविदां मतम् ॥ २९७ ॥

એક વાર પૂર્ણ કરેલા કામને ફરી કરવાનું હોતું નથી. એક વાર મરણ પામેલાને ફરી મરવાનું હોતું નથી અને એવી રીતે ગયેલી વસ્તુ માટે શોક કરવાનું (યોગ્ય) હોતું નથી, આ વેદવિદ્ પંડિતોનો મત છે.

नाकाले म्रियते जन्तुर्विद्धः शरशतैरपि ।
कुशकण्टकविद्धोऽपि प्राप्तकालो न जीवति ॥२९८॥

પ્રાણી તેનો મરણકાળ આવ્યો ન હોય તો સેંકડો બાણોથી વીંધાવા છતાં મરતો નથી અને મરણકાળ આવી પહોંચ્યો હોય તો દર્ભનો કાંટો વાગવાથી પણ જીવતો નથી—મરણ પામે છે. ૨૯૮

निमग्नस्य पयोराशौ पर्वतात्पतितस्य च ।
तक्षकेणापि दृष्टस्य आयुर्मर्माणि रक्षति ॥ २९९

મોટા જળાશયમાં ડૂબી ગયો હોય, પર્વત પરથી પડી ગયો હોય અને તક્ષક દંશ દીધો હોય તોપણ પ્રાણીનું આયુષ્ય તેનાં મર્મસ્થાનોનું રક્ષણ કરે છે. ૨૯૯

नानृषिः कुरुते काव्यं नारुद्रः क्रमपाठकः ।
नादेवांशो ददात्यन्नं नाविष्णुः पृथिवीपतिः ॥३००॥

જે કાવ્યની રચના કરે છે, તે ઋષિ ન હોય તેમ ન બને; જે ક્રમસર પાઠ ભણે છે, તે કલ્યાણ કરનારો ન હોય તેમ ન બને; જે અન્નનું દાન કરે છે, તે દેવનો અંશ ન હોય તેમ ન બને; તેમ જ જે પૃથ્વીનો રાજા છે, તે વિષ્ણુનો અંશ ન હોય, તેમ ન બને. ૩૦૦

कवयः किं न पश्यन्ति किं न भक्षन्ति वायसाः ।
मद्यपाः किं न जल्पन्ति किं न कुर्वन्ति योषितः ॥

કવિઓ શું નથી જોઈ શકતા ? કાગડાઓ શું નથી ખાતા ? દારૂડિયાઓ શું નથી બબડતા અને સ્ત્રીઓ શું નથી કરતી ? ૩૦૧

वह्निज्वालेव गृहिणी रक्षणीया प्रयत्नतः ।
वृद्धिक्षयविकाराभ्यां स्वाश्रयक्षेममिच्छता ॥ ३०२ ॥

પોતાના આશ્રયની–ઘરની–કુટુંબની સુરક્ષિતતા ઇચ્છનારે પોતાની ગૃહિણીના વિકારો–દોષો દિવસે દિવસે વધે છે કે ઘટે છે, તેના ઉપર ધ્યાન રાખતા રહીને અગ્નિની જ્વાલાની જેમ તેનું પ્રયત્નપૂર્વક રક્ષણ કરવું જોઈએ. ૩૦૨

ददाति प्रतिगृह्णाति गुह्यमाख्याति पृच्छति ।
भुङ्क्ते भोजयते चैव षड्विधं प्रीतिलक्षणम् ॥३०३॥

જેમા માણસ પરસ્પર સારી વસ્તુ આપે છે અને લે છે, ગુપ્ત વાત કહે છે અને પૂછે છે તથા ભોજન કરે છે અને કરાવે છે; આ પ્રીતિનું ૭ પ્રકારનું લક્ષણ છે.

अस्थिरं जीवितं लोके अस्थिरे धनयौवने ।
अस्थिराः पुत्रदाराश्च धर्मः कीर्तिर्द्वयं स्थिरम् ॥३०४॥

આ લોકમાં આયુષ્ય અસ્થિર છે, ધન અને યૌવન અસ્થિર છે, પુત્રો અને સ્ત્રી પણ અસ્થિર છે, કેવળ ધર્મ અને કીર્તિ આ બે સ્થિર છે. ૩૦૪

लालयेत्पञ्च वर्षाणि दश वर्षाणि ताडयेत् ।
प्राप्ते षोडशवर्षाणि पुत्रे मित्रवदाचरेत् ॥ ३०५ ॥

પાંચ વર્ષ સુધી પુત્રનું લાલનપાલન કરવું; તે પછી દશ વર્ષ સુધી એને શિક્ષણ, સંસ્કાર વગેરે આપવા માટે અને સ્વચ્છંદી થતો અટકાવવા માટે જરૂર જણાય તેટલું તાડન પણ કરવું. પછી સોળમું વર્ષ શરૂ થાય એટલે તેની સાથે પોતાનો તે બરોબરિયો મિત્ર હોય એ રીતનું આચરણ કરવું. ૩૦૫

गणेशः स्तौति मार्जारं स्ववाहस्याभिरक्षणे ।
महानपि प्रसङ्गेन नीचं सेवितुमिच्छति ॥३०६॥

પોતાના વાહન ઉંદરનો નાશ ન કરી નાખવા માટે ગણપતિ પણ બિલાડાને પ્રાર્થના કરે છે. પ્રસંગ આવી પડતાં મોટો માણસ પણ નીચની સેવા કરવા ઇચ્છે છે.

श्यामा मन्थरगामिन्यः पीनोन्नतपयोधराः ।
महिष्यश्च महिष्यश्च सन्ति पुण्यवतां गृहे ॥३०७॥

મંદ મંદ ગતિવાળી અને પુષ્ટ ઊંચા સ્તનવાળી સુંદર સ્ત્રીઓ અને મોટા શરીરને લીધે મંદ ગતિવાળી પુષ્ટ અને મોટા આંચળવાળી કાળી ભેંસો પુણ્યશાળી જનોને ઘેર હોય છે. ૩૦૭

पदे पदे च रत्नानि योजने रसकूपिकाः ।
भाग्यहीना न पश्यन्ति वहुरत्ना वसुंधरा ॥३०८॥

આ વસુંધરા બહુ રત્નોથી ભરેલી છે. તેમાં પદે પદે (ડગલે ડગલે–સ્થળે) રત્નો છે અને યોજને યોજને રસની કૂપીઓ છે. પણ ભાગ્ય વિનાના માણસો તે જોતા નથી ૩૦૮

राजा वेश्या यमो वह्निः प्राघूर्णो वालयाचकौ ।
परदुःखं न जानाति ह्यष्टमो ग्रामकण्टकः ॥३०९॥

રાજા, વેશ્યા, યમ, અગ્નિ, મહેમાન, બાલક, યાચક અને આઠમો ગામનો માથાભારે કાંટા જેવો માણસ–એટલા લોકો બીજાનું દુઃખ જાણતા નથી. ૩૦૯

क्रोधो मूलमनर्थानां क्रोधः संसारबन्धनम् ।
धर्मक्षयकरः क्रोधस्तस्मात्क्रोधं विवर्जयेत् ॥३१०॥

ક્રોધ સર્વ હાનિઓનું મૂળ છે, ક્રોધ સંસારનું બંધન છે, ક્રોધ ધર્મનો ક્ષય કરનારો છે. માટે ક્રોધનો ત્યાગ કરવો જોઈએ. ૩૧૦

प्रेम सत्यं तयोरेव ययोर्योगवियोगयोः ।
वत्सरा वासरीयन्ति वासरीयन्ति वत्सराः ॥३११॥

તે બંનેનો જ પ્રેમ સાચો છે કે સંયોગમાં જેમનાં વર્ષો દિવસ જેવા બની જાય છે અને વિયોગમા જેમના દિવસો વર્ષો જેવા બની જાય છે. ૩૧૧

किं धनेन कुवेरस्य सुभाषितगुणेन किम् ।
वाचस्पतेश्च दीपेन रवेः सिन्धोश्च बिन्दुना ॥३१२॥

કુબેરને થોડુંક ધન મળવાથી શું ? વાણીના સ્વામીને એક સારું વાક્ય મળવાથી શું ? સૂર્યને એક દીવો મળવાથી શું ? અને સિંધુને એક બિંદુ મળવાથી શું ? ૩૧૨

मधुना सिञ्चयेन्निम्बं निम्बः किं मधुरायते ।
जातिस्वभावदोषोऽयं कटुकत्वं न मुञ्चति ॥ ३१३ ॥

મધ વડે રોજ સિંચન કરવામાં આવે, છતાં

લીમડો શું મધુર બને છે? લીમડો કડવાપણું નથી છોડતો એ તો એના જાતિસ્વભાવનો જ દોષ છે. ૩૧૩

कर्तव्यमेव कर्तव्यं प्राणैः कण्ठगतैरपि ।
अकर्तव्यं न कर्तव्यं प्राणैः कण्ठगतैरपि ॥ ३१४ ॥

જે કરવા યોગ્ય છે, તે તો (તેને કરતાં) પ્રાણ કંઠે આવ્યા હોય તોપણ કરવું જ જોઈએ. અને જે કરવા યોગ્ય નથી (તે ન કરવાને લીધે) પ્રાણ કંઠે આવ્યા હોય (જીવ ખોવો પડતો હોય) તોપણ ન જ કરવું જોઈએ. ૩૧૪

अग्निहोत्रं गृहं क्षेत्रं मित्रं भार्यां सुतं शिशुम् ।
रिक्तपाणिर्न पश्येत राजानं देवतां गुरुम् ॥३१५॥

અગ્નિહોત્ર, ઘર, ખેતર, મિત્ર, પત્ની, પુત્ર, બાળક, રાજા, દેવ અને ગુરુ આટલાનાં દર્શન ખાલી હાથે ન કરવાં (કાંઈક આપીને કરવાં.) ૩૧૫

उत्तमं स्वार्जितं भुक्तं मध्यमं पितुरर्जितम् ।
कनिष्ठं भ्रातृवित्तं च स्त्रीवित्तमधमाधमम् ॥३१६॥

પોતાનું કમાયેલું ભોગવવું તે ઉત્તમ છે, પિતાનું કમાયેલું ભોગવવું તે મધ્યમ છે, ભાઈના ધનને ભોગવવું તે અધમ છે અને સ્ત્રીના ધનને ભોગવવું તે અધમથી પણ અધમ છે. ૩૧૬

अलसस्य कुतो विद्या अविद्यस्य कुतो धनम् ।
अधनस्य कुतो मित्रममित्रस्य कुतः सुखम् ॥३१७॥

આળસુને વિદ્યા ક્યાંથી? વિદ્યા વિનાનાને ધન ક્યાંથી? ધન વિનાનાને મિત્રો ક્યાંથી અને મિત્રો વિનાનાને સુખ ક્યાંથી? ૩૧૭

अनर्घ्यमपि माणिक्यं हेमाश्रयमपेक्षते ।
अनाश्रया न शोभन्ते पण्डिता वनिता लताः ॥३१८॥

જેનું મૂલ્ય ન થઈ શકે એવું (અત્યંત મૂલ્યવાન) માણેક પણ સોનાના આશ્રયને ઇચ્છે છે—જરૂરી ગણે છે. એ રીતે પંડિતો, વનિતાઓ અને લતાઓ પણ આશ્રય વિનાના શોભતા નથી. ૩૧૮

विप्रार्थेषु धनक्षीणं स्वदारगतयौवनम् ।
स्वामिकार्ये हतप्राणमन्ते तिष्ठति माधवः ॥३१९॥

બ્રાહ્મણોનાં કાર્યોમાં ધન ક્ષીણ કરનારને, પોતાની પત્ની સાથે યૌવન વિતાવનારને અને સ્વામીનું કાર્ય કરતાં કરતાં જેના પ્રાણ ગયા હોય તેવા માણસને છેવટે ભગવાન સહાયમાં ઊભા રહે છે. ૩૧૯

न विश्वसेदमित्रस्य मित्रस्यापि न विश्वसेत् ।
कदाचित्कुपितं मित्रं सर्वं गुह्यं प्रकाशयेत् ॥३२०॥

આ મિત્ર (શત્રુ) ઉપર વિશ્વાસ ન રાખવો, તેમ મિત્ર ઉપર પણ વિશ્વાસ ન રાખવો; કારણ કે કોઈક વાર કુપિત થયેલો મિત્ર બધી ગુહ્ય વાત ઉઘાડી કરી દે.

अभ्रच्छाया तृणाग्निश्च खलप्रीतिः स्थले जलम् ।
वेश्यासक्तिः कुमित्रं च षडेते बुद्बुदोपमाः ॥३२१॥

વાદળાંની છાયા, તણખલાંનો અગ્નિ, કપટી માણસનો પ્રેમ, જમીન ઉપર પડેલું પાણી, વેશ્યાનો અનુરાગ અને હલકો મિત્ર—આ છ બાબતો પરપોટા જેવી છે.

प्रमदा मदिरा लक्ष्मीर्विज्ञेया त्रिविधा सुरा ।
दृष्ट्वैवोन्मादयत्येका पीता चान्याति संचयात् ॥३२२॥

પ્રમદા, મદિરા અને લક્ષ્મી આ ત્રણ પ્રકારની સુરા છે. પહેલી દર્શનથી જ માણસને ઉન્માદિત કરે છે, બીજી પીવાથી અને ત્રીજી વધારે સંચયથી. ૩૨૨

राजपत्नी गुरोः पत्नी भ्रातृपत्नी तथैव च ।
पत्नीमाता स्वमाता च पञ्चैता मातरः स्मृताः ॥३२३॥

રાજાની પત્ની, ગુરુપત્ની, ભાઈની પત્ની, પત્નીની માતા અને પોતાની માતા—આ પાંચેને માતાઓ કહેલી છે.

इक्षुदण्डास्तिलाः शूद्राः कामिनी हेममेदिनी ।
दधिचन्दनताम्बूलमर्दनं गुणवर्धनम् ॥ ३२४ ॥

શેરડીના સાંઠા, તલ, શૂદ્રો, સ્ત્રી, સોનું, પૃથ્વી, દહીં, ચંદન અને પાન આ વસ્તુઓનું જેમ જેમ મર્દન કરો, તેમ તેમ તેમનામાં ગુણ વધે છે. ૩૨૪

पराधीनं वृथा जन्म परस्त्रीषु वृथा सुखम् ।
परगेहे वृथा लक्ष्मीर्विद्या या पुस्तके वृथा ॥ ३२५ ॥

પરાધીન જન્મ વૃથા છે, પરસ્ત્રીઓમાં સુખ વૃથા (મિથ્યા) છે, પરગૃહે લક્ષ્મી હોય તે વૃથા છે અને જે વિદ્યા કેવળ પુસ્તકમાં રહી હોય (આવડતી ન હોય) તે વૃથા છે. ૩૨૫

असंमाने तपोवृद्धिः संमानाच्च तपःक्षयम् ।
पूजया पुण्यहानिः स्यान्निन्दया सद्गतिर्भवेत् ॥३२६॥

માણસનું સમ્માન ન થાય ત્યારે તેના તપની વૃદ્ધિ થાય છે, સમ્માનથી તપનો ક્ષય થાય છે, પૂજા થવા લાગે ત્યારે પુણ્યની હાનિ—નાશ થાય છે, પણ નિંદા વડે સદ્ગતિ થાય છે. ૩૨૬

ध्यानशस्त्रं बकानां च वेश्यानां मोहशस्त्रकम् ।
साधुत्वशस्त्रं मैन्दानां परप्राणार्थहारकम् ॥ ३२७ ॥

ધ્યાન (ધ્યાનનો દેખાવ) એ બગલાઓનું શસ્ત્ર છે. મોહ પમાડવો એ વેશ્યાઓનું શસ્ત્ર છે. (સજ્જનનાનો ડોળ કરવો) એ રાક્ષસોનું શસ્ત્ર છે. આ શસ્ત્રો બીજાઓના પ્રાણ અને ધનને હરી લેનારાં છે. ૩૨૭

ललितान्तानि गीतानि प्रसूतान्तं च यौवनम् ।
विवादान्तानि मैत्रानि तक्रान्तं खलु भोजनम् ॥३२८॥

લલિત–મધુર લાગે (કંટાળો ન આવે) ત્યાં સુધી ગીતમાં ગીતપણું રહે છે. પ્રસવ થાય ત્યાં સુધી શરીરમાં યૌવન રહે છે. સૂર્ય વિશાખા નક્ષત્રમાં આવે ત્યાં સુધી આકાશમાં મેઘો રહે છે (ચોમાસાનો વરસાદ આવવાનો સંભવ રહે છે. પછી વાદળો મટી જાય છે.) અને છેવટે છાશ પિવાય ત્યારે ભોજન બરાબર પૂરું થયું ગણાય છે. ૩૨૮

दातुः परीक्षा दुर्भिक्षे स्त्रीपरीक्षा च निर्धने ।
युद्धे शूरपरीक्षा च मृत्योरत्यन्तमापदि ॥ ३२९ ॥

દાતાની પરીક્ષા દુકાળ વખતે થાય છે. સ્ત્રીની પરીક્ષા નિર્ધનાવસ્થામાં થાય છે. શૂરવીરની પરીક્ષા યુદ્ધ વખતે થાય છે અને મૃત્યુની પરીક્ષા અત્યંત આપત્તિ વખતે થાય છે. [અર્થાત્ મૃત્યુ આવીને મારી નાખે છે કે બચાવી લે છે તેની પરીક્ષા (પ્રતીતિ) અત્યંત આપત્તિ વખતે થાય છે.] ૩૨૯

अन्यमाश्रयते लक्ष्मीस्त्वन्यमन्यं च मेदिनी ।
अनन्यगामिनी पुंसां कीर्तिरेका पतिव्रता ॥३३०॥

લક્ષ્મી એક માણસને છોડી બીજાનો આશ્રય કરે છે. પૃથ્વી પણ એક પછી એક જુદા જુદા માલિકોનો આશ્રય કરે છે; પણ એક કીર્તિ જ એવી પતિવ્રતા છે કે તે જે મનુષ્યને વરી હોય તેને છોડીને બીજાની પાસે જતી નથી. ૩૩૦

न कालः खड्गमुद्यम्य शिरः कृन्तति कस्यचित् ।
कालस्य बलमेतावद्विपरीतार्थदर्शनम् ॥ ३३१ ॥

કાળ કંઈ હાથમાં તલવાર ઉગામીને કોઈનું મસ્તક કાપી નાખતો નથી. કાળનું બળ એ પ્રકારનું છે કે જેને તે મારવા કે પછાડવા ઇચ્છે છે તેની બુદ્ધિને વિપરીત બનાવી દે છે. જેથી એ માણસ જેવી રીતે જોવું જોઈએ–વિચારવું જોઈએ એ રીતે જોઈ–વિચારી શકતો નથી. ૩૩૧

जानन्नपि जनो दैवात्प्रकरोति विगर्हितम् ।
न कर्म गर्हितं लोके कस्यचिद्रोचते कृतम् ॥३३२॥

આ જગતમાં કોઈને ખરાબ કામ કરવું ગમતું નથી, છતાં દૈવથી પ્રેરાઈને માણસ જાણવા છતાં ખરાબ કામ કરી જ બેસે છે. ૩૩૨

सद्भावेन जयेन्मित्रं सद्भावेन च बान्धवान् ।
स्त्रीभृत्यान्दानमानाभ्यां दाक्षिण्येनेतरं जनम् ॥३३३॥

સદ્‌ભાવ વડે મિત્રો અને બંધુઓનાં મન જીતી લેવાં, સ્ત્રીને તેની અભીષ્ટ વસ્તુઓ આપીને જીતી લેવી, ચાકરોને માન આપીને જીતી લેવા અને બીજા માણસોને પોતાના ચાતુર્ય વડે જીતી લેવા. ૩૩૩

संतोषस्त्रिषु कर्तव्यः स्वदारे भोजने धने ।
त्रिषु चैव न कर्तव्यो दाने तपसि पाठने ॥ ३३४॥

સ્ત્રી, ભોજન અને ધન એ ત્રણ બાબતમાં સંતોષ કરવો જોઈએ; પણ દાન, તપ અને વિદ્યાભ્યાસ આ ત્રણ બાબતમાં સંતોષ ન કરવો. ૩૩૪

न पुत्रात्परमो लाभो न भार्यायाः परं सुखम् ।
न धर्मात्परमं मित्रं नानृतात्पातकं परम् ॥३३५॥

પુત્રથી વધે તેવો કોઈ લાભ નથી, ભાર્યાથી વધે તેવું કોઈ સુખ નથી, ધર્મથી વધે તેવો કોઈ મિત્ર નથી અને જૂઠથી વધે તેવું કોઈ પાપ નથી. ૩૩૫

ज्यायांसमपि शीलेन विहीनं नैव पूजयेत् ।
अपि शूद्रं च धर्मज्ञं सद्वृत्तमभिपूजयेत् ॥ ३३६ ॥

ભલે માણસ મોટો હોય, પરંતુ શીલ–સદાચારથી રહિત હોય, તો તેનું માન–પૂજન કરવું નહિ; પરંતુ જો તે શૂદ્ર હોય છતાં સારા વર્તનવાળો અને ધર્મને જાણનાર હોય, તો તેનાં માન–આદર કરવાં. ૩૩૬

शत्रोरपि गुणा वाच्या दोषा वाच्या गुरोरपि ।
सर्वदा सर्वयत्नेन पुत्रे शिष्यवदाचरेत् ॥ ३३७ ॥

શત્રુના પણ ગુણ હોય તે કહેવા, ગુરુજનના પણ દોષ હોય તે કહેવા, તેમ જ પોતાના પુત્રની સાથે પણ બધી રીતે પ્રયત્નપૂર્વક પોતાના શિષ્યના જેવું જ નિત્ય આચરણ કરવું જોઈએ. ૩૩૭

सुकुले योजयेत्कन्यां पुत्रं विद्यासु योजयेत् ।
व्यसने योजयेच्छत्रुमिष्टं धर्मेण योजयेत् ॥३३८॥

કન્યાને સારા કુળ સાથે જોડવી, પુત્રને વિદ્યાઓમાં જોડવો, શત્રુને વ્યસનમાં જોડવો અને પ્રિય જનને ધર્મની સાથે જોડવો. ૩૩૮

नक्षत्रभूषणं चन्द्रो नारीणां भूषणं पतिः ।
पृथिवीभूषणं राजा विद्या सर्वस्य भूषणम् ॥३३९॥

નક્ષત્રોનું ભૂષણ ચંદ્ર છે, સ્ત્રીનું ભૂષણ એનો પતિ છે, પૃથ્વીનું ભૂષણ રાજા છે અને સૌ કોઈને માટે વિદ્યા એ ભૂષણ છે. ૩૩૯

लालने बहवो दोषास्ताडने बहवो गुणाः ।
तस्मात्पुत्रं च शिष्यं च ताडयेन्न तु लालयेत् ॥३४०॥

લાડ લડાવવામાં ઘણા દોષ છે અને તાડનમાં (શિક્ષા કરવામાં) ઘણા ગુણો છે. માટે પુત્રને તેમ જ શિષ્યને લાડ ન લડાવતાં જરૂર પ્રમાણે શિક્ષા કરવી જોઈએ.

दूरतः शोभते मूर्खो लम्बशाटपटावृतः ।
तावच्च शोभते मूर्खो यावत्किंचिन्न भाषते ॥३४१॥

લાંબી શાલ અને ખેસ વગેરે ધારણ કરેલો મૂર્ખ

દૂરથી શોભીતો દેખાય છે, પણ એ ત્યાં સુધી જ શોભે છે કે જ્યાં સુધી એ કંઈ બોલતો નથી. ૩૪૧

सकृद्दुष्टं च मित्रं यः पुनः संधातुमिच्छति ।
स मृत्युमुपगृह्णाति गर्भमश्वतरी यथा ॥ ३४२॥

એક વાર દૂષિત થયેલા (ફૂટી ગયેલા) મિત્રની સાથે જે ફરી સંધિ-સુમેળ કરવા ઇચ્છે છે, તે જાણે કે મૃત્યુને જ ગ્રહણ કરે છે; જેમ ખચરી ગર્ભને ધારણ કરી રાખે છે અને મૃત્યુ પામે છે તેમ. ૩૪૨

न कश्चित्कस्यचिन्मित्रं न कश्चित्कस्यचिद्रिपुः ।
स्वभावेन हि मित्राणि जायन्ते रिपवस्तथा ॥३४३॥

જગતમાં પહેલેથી કોઈ કોઈનો મિત્ર નથી કે શત્રુ નથી, જગતમાં મનુષ્યને જે મિત્રો અને શત્રુએ ઉત્પન્ન થાય છે, તે તેના સ્વભાવને લીધે જ થાય છે. ૩૪૩

हस्ती हस्तसहस्रेण शतहस्तेन वाजिनः ।
शृङ्गिणो दशहस्तेन स्थानत्यागेन दुर्जनः ॥३४४॥

હાથીથી એક હજાર હાથ દૂર રહેવું, ઘોડાથી એક સો હાથ દૂર રહેવું, શિંગડાંવાળા પ્રાણીથી દશ હાથ દૂર રહેવું તેમ જ જ્યાં દુર્જન રહેતો હોય, તે સ્થાન છોડીને ચાલ્યા જવું. ૩૪૪

आपदर्थे धनं रक्षेद्दारान्रक्षेद्धनैरपि ।
आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि ॥ ३४५ ॥

આપત્તિ વખતે કામ લાગે તે માટે ધનનું રક્ષણ કરવું. ધન વડે (અથવા ધનની અપેક્ષાએ, ધનને ભોગે પણ) સ્ત્રીઓનું રક્ષણ કરવું અને ધન તથા સ્ત્રીઓથી પણ પોતાની જાતનું (અથવા આત્માનુ) રક્ષણ કરવું.

परदारं परद्रव्यं परिवादं परस्य च ।
परिहासं गुरोः स्थाने चापल्यं च विवर्जयेत् ॥३४६॥

પરસ્ત્રી, પરદ્રવ્ય, પરનિંદા, કોઈની મશ્કરી અને ગુરુજનો બેઠાં હોય તે સ્થાને ચપળતા-તોફાન-આટલાંનો ત્યાગ કરવો જોઈએ. ૩૪૬

अप्रगल्भस्य या विद्या कृपणस्य च यद्धनम् ।
यच्च बाहुबलं भीरोर्व्यर्थमेतत् त्रयं भुवि ॥ ३४७॥

ગંભીરતા વિનાના માણસની વિદ્યા, કૃપણનું ધન, અને બીકણ માણસનું બાહુબળ આ ત્રણ પૃથ્વી પર વ્યર્થ છે. ૩૪૭

शरीरनिरपेक्षस्य दक्षस्य व्यवसायिनः ।
बुद्धिप्रारब्धकार्यस्य नास्ति किंचन दुष्करम् ॥३४८॥

જે શરીરની વધારે પડતી દરકાર રાખનારો નથી, કુશળતાવાળો છે. ઉદ્યમશીલ છે અને બુદ્ધિપૂર્વક કાર્યનો આરંભ કરનારો છે એને કોઈ પણ કામ સિદ્ધ કરવું મુશ્કેલ નથી. ૩૪૮

असूयया हतेनैव पूर्वोपायोद्यमैरपि ।
कर्तॄणां गृह्यते संपत्सुहृद्भिर्मन्त्रिभिस्तथा ॥ ३४९ ॥

પહેલાથી ઉપાય અને પ્રયત્ન કરીને મિત્રો અને મંત્રીઓને રાજાએ પોતાના પક્ષમાં લીધા હોય, પરંતુ તે ઈર્ષ્યાથી હણાયેલા હોય તો સારા પુરુષાર્થ કરનારની સંપત્તિને પણ તે બધા લઈ જાય છે. ૩૪૯

अतिदाक्षिण्ययुक्तानां शङ्कितानां पदे पदे ।
परापवादभीरूणां दूरतो यान्ति संपदः ॥ ३५०॥

જે લોકો વધારે પડતા ચાતુર્ય(ચાંપલાશ)વાળા હોય, વાતવાતમાં શંકાશીલ થઈ જનારા હોય અને બીજાઓ તરફથી ખરીખોટી નિંદાથી ડરી જનારા હોય, તેમની પાસેથી સંપત્તિઓ દૂરથી જ ચાલી જાય છે. ૩૫૦

आदानस्य प्रदानस्य कर्तव्यस्य च कर्मणः ।
क्षिप्रमक्रियमाणस्य कालः पिबति तद्रसम् ॥३५१॥

જે લેવાનું હોય, જે આપવાનુ હોય અને જે કામ કરવાનુ હોય તે તેજ કાળે તુરત જ ન કરી દેવામાં આવે તો તેનો રસ (તેનું સત્ત્વ, પુણ્ય અથવા અસર) કાળ પી જાય છે. (તે લેવાનું, આપવાનું અને કરવાનું રસહીન-નિઃસત્ત્વ બની જાય છે.) ૩૫૧

न स्वल्पस्य कृते भूरि नाशयेन्मतिमान्नरः ।
एतदेव हि पाण्डित्यं न स्वल्पाद्भूरिनाशनम् ॥३५२॥

બુદ્ધિમાન માણસે થોડાને માટે વધારેનો નાશ ન કરવો જોઈએ. સ્વલ્પને માટે અધિકનો નાશ ન કરવો એ જ પાંડિત્ય (બુદ્ધિમત્તા) છે. ૩૫૨

अफलानि दुरन्तानि समव्ययफलानि च ।
अशक्यानि च वस्तूनि नारभेत विचक्षणः ॥३५३॥

જે કામોમા કંઈ ફળ પ્રાપ્ત થાય એમ ન હોય, જે કામોનો ઘણી મહેનતે અને ઘણા વખત સુધી અંત આવે તેમ ન હોય, જે કામો કરવાથી તેમા ખર્ચ અને ફળ સરખા જ થવાના હોય અને જે કામો કરવાં અશક્ય હોય તેવા કામોનો બુદ્ધિમાન માણસે આરંભ જ ન કરવો. ૩૫૩

किं नु मे स्यादिदं कृत्वा किं नु मे स्यादकुर्वतः ।
इति संचिन्त्य मनसा प्राज्ञः कुर्वीत वा न वा ॥३५४॥

આ કરવાથી શું (લાભ) થશે અને આ ન કરવાથી શું (નુકસાન) થશે એનો મનથી સારી રીતે વિચાર કરીને ડાહ્યા માણસે તે કરવું અથવા ન કરવું. ૩૫૪

देहे पातिनि का रक्षा यशो रक्ष्यमपातवत् ।
नरः पतितकायोऽपि यशःकायेन जीवति ॥ ३५५ ॥

દેહ તો નાશ પામનારો જ છે. તેની વધારે પડતી

કાળજી નકામી છે, પણ યશની કાળજી તે નાશ ન પામવાનો હોય તેમ રાખવી જોઈએ; કારણ કે શરીર પડ્યા પછી પણ માણસ તેના યશરૂપી શરીર વડે જીવતો રહે છે. ૩૫૫

निमेषमात्रमपि ते वयो गच्छन्न तिष्ठति।
तस्माद्देहेष्वनित्येषु कीर्तिमेकामुपार्जय ॥ ३५६ ॥

તારું વહી રહેલું આયુષ્ય એક ક્ષણમાત્ર પણ અટકતું નથી. માટે દેહ વગેરે અનિત્ય (નાશવંત) પદાર્થોમાંથી (પદાર્થો વડે) નાશરહિત એવી એક કીર્તિને જ પ્રાપ્ત કરી લે. ૩૫૬

बुधाग्रे न गुणान्ब्रूयात्साधु वेत्ति यतः स्वयम्।
मूर्खाग्रेऽपि च न ब्रूयाद्बुधप्रोक्तं न वेत्ति सः ॥३५७

ડાહ્યા માણસ આગળ પોતાના ગુણો બોલવા નહીં; કારણ કે તે પોતાની મેળે જ સારી રીતે જાણી જાય છે. વળી મૂર્ખાની આગળ પણ પોતાના ગુણો બોલવા નહીં; કારણ કે ડાહ્યા માણસનું કહેલું તે સમજતો જ નથી.

यावत्स्वस्थमिदं देहं यावन्मृत्युश्च दूरतः।
तावदात्महितं कुर्यात्प्राणान्ते किं करिष्यसि ॥३५८॥

જ્યાં સુધી આ દેહ સ્વસ્થ છે અને મૃત્યુ દૂર છે ત્યાં સુધીમાં આત્મકલ્યાણ કરી લેવું જોઈએ. પ્રાણોના અંત પછી શું કરીશ? ૩૫૮

यः करोति वधोदर्का निःश्रेयसकरीः क्रियाः।
ग्लानिदोषच्छिदः स्वच्छाः स मूढः पङ्कयत्यपः ॥३५९

જે મનુષ્ય અપ્રસન્નતારૂપી દોષનો નાશ કરનારી પવિત્ર કલ્યાણકારક ક્રિયાઓને પાપ અને હિંસાથી ભરેલી બનાવી દે છે, તે સ્વચ્છ જળને ડહોળાને કાદવવાળું બનાવી રહ્યો છે. ૩૫૯

मूलं दोषस्य हिंसादेरर्थकामौ स्म मा पुषः।
तौ हि तत्त्वावबोधस्य दुरुच्छेदावुपप्लवौ ॥३६०॥

હિંસા, અસત્ય વગેરે દોષોનું મૂળ ધર્મથી રહિત એવા અર્થ અને કામ છે. માણસને (મોક્ષરૂપ) તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થવામાં આ બંને (અર્થ–કામ) જ મહામુશ્કેલીએ કાપી શકાય એવાં વિઘ્નો છે. ૩૬૦

अभिद्रोहेण भूतानामर्जयन्गत्वरीः श्रियः।
उदन्वानिव सिन्धूनामापदामेति पात्रताम् ॥३६१॥

પ્રાણીઓના દ્રોહ (પીડન) વડે જે માણસ ચાલી જનારી અસ્થિર સંપત્તિઓ મેળવે છે, તે માણસ બધી નદીઓને ભેગા મળવાનું સ્થાન જેમ સમુદ્ર છે, તેમ બધી આપત્તિઓને ભેગી થવાનું પાત્ર (સ્થાન) બની જાય છે.

या गम्याः सत्सहायानां यासु खेदो भयं यतः।
तासां किं यन्न दुःखाय विपदामिव संपदाम् ॥३६२॥

વિપત્તિઓ વખતે જેમ સારા માણસોની સહાયની જરૂર પડે છે, તેમ સંપત્તિઓ વખતે પણ સારા માણસોની સંગત–સોબતની જરૂર રહેલી છે. વિપત્તિઓ વખતે જેમ ખેદ અને ભય રહેલા હોય છે તેમ સંપત્તિઓ પ્રાપ્ત કરવામાં અને ભોગવવામાં પણ ખેદ (અને ભયનાં કારણો) રહેલ છે, વિપત્તિના કાળમાં જે જે વસ્તુઓ દુઃખકારક થાય છે તેમાંની એકે વસ્તુ એવી નથી કે જે સંપત્તિના કાળમાં દુઃખકારક થતી ન હોય. (તો પછી મનુષ્યે સંપત્તિઓનો લોભ શા માટે રાખવો જોઈએ અને વિપત્તિઓથી ડરવું શા માટે જોઈએ? નહીં જ.) ૩૬૨

दुरासदानरीनुग्रान्धृतेर्विश्वासजन्मनः।
भोगान्भोगानिवाहेयानध्यास्यापन्न दुर्लभा ॥३६३॥

વિશ્વાસથી ઉત્પન્ન થતી ધીરજ વડે જેઓ વશ ન કરી શકાય એવા શત્રુઓની વચ્ચે બેસી રહે છે તેમને આપત્તિ આવતાં વાર લાગતી નથી, તેવી જ રીતે જેઓ મુશ્કેલીથી મેળવી શકાય એવા, ઉગ્ર શત્રુઓ જેવા અને સાપની ફણાઓ જેવા ભોગોની વચ્ચે બેસીને તેમને સેવ્યા કરે છે. તેમને માટે આપત્તિ દુર્લભ નથી. (તેમના ઉપર પણ આપત્તિ આવતાં વાર લાગતી નથી.)

नान्तरज्ञाः श्रियो जातु प्रियैरासां न भूयते।
आसक्तास्तास्वमी मूढा वामशीला हि जन्तवः ॥३६४

લક્ષ્મી અથવા સંપત્તિઓ 'આ માણસ મારો અંગત (સગો છે) અથવા નજીકનો છે' એવું જાણનારી –માનનારી કદી હોતી નથી. વળી એમના કોઈ અમુક માણસો પ્રિય હોય છે એવું પણ હોતું નથી. છતાં આવી (પ્રેમભાવ વિનાની) લક્ષ્મીમાં–સંપત્તિઓમાં જેઓ આસક્ત છે તેઓ મૂર્ખાઓ જ છે. ખરેખર આવા પ્રાણીઓ વિરુદ્ધ આચરણવાળા, વામાચારી અથવા દુરાચારીઓ જ છે. (કારણ કે પોતાના ઉપર પ્રેમ વિનાની સંપત્તિઓ પર પણ તેઓ આસક્તિ–અનુરાગ –મોહ રાખનારા છે.) ૩૬૪

कोऽपवादः स्तुतिपदे यदशीलेषु चञ्चलाः।
साधुवृत्तानपि क्षुद्रा विक्षिपन्त्येव संपदः ॥ ३६५ ॥

આ સંપત્તિઓ શીલહીનો–દુરાચારીઓ પાસે પણ ચાલી જનારી અને ચંચળ છે. તેમની પ્રશંસા થઈ શકે એવો એક પણ ગુણ અપવાદરૂપે પણ તેમનામાં ક્યાં છે? કારણ કે આ સંપત્તિઓ એટલી ક્ષુદ્ર–અધમ છે કે સદાચારી માણસોને પણ તેઓ ફેંકી જ દે છે–ત્યજી દે છે.

कृतवानन्यदेहेषु कर्ता च विधुरं मनः।
अप्रियैरिव संयोगो विप्रयोगः प्रियैः सह ॥ ३६६ ॥

જે માણસ પોતાના સ્વચ્છંદ મનને (સ્વસ્ત્રી અને સ્વપુત્રાદિનો પ્રેમ છોડીને) અન્ય દેહોમાં લગાડયું છે અને વળી પણ એથી બીજા દેહોમાં તે લગાડશે, તેને માટે સમજી લેવું કે તેણે (વાસ્તવિક રીતે જેમને તે પ્રિય નથી એવા) અપ્રિય જનોની સાથે સંયોગ કર્યો છે અને (વાસ્તવિક રીતે જેમને તે પ્રિય છે એવા) પ્રિયજનોની સાથે વિયોગ કર્યો છે. ૩૬૬

शून्यमाकीर्णतामेति तुल्यं व्यसनमुत्सवैः ।
विप्रलम्भोऽपि लाभाय सति प्रियसमागमे ॥३६७॥

પ્રિય જનોનો સમાગમ થાય છે ત્યારે શૂન્યપણું ભર્યું ભર્યું થઈ જાય છે, દુઃખ પણ ઉત્સવો તુલ્ય બની જાય છે અને પોતાની ઠગાઈ-છેતરાયેલાપણું પણ લાભરૂપ બની જાય છે. ૩૬૭

सदा रम्याण्यरम्याणि प्रियाः शल्यं तदासवः ।
सदैकाकी सबन्धुः सन्निष्टेन रहितो यदा ॥३६८॥

માણસ જ્યારે પ્રિય જનથી રહિત થાય છે ત્યારે રમણીય પદાર્થો પણ કઠોર લાગે છે, પોતાના પ્રિય પ્રાણ પણ ત્યારે શલ્યની જેમ-શૂળની જેમ પીડાકારક બની રહે છે, બંધુ-બાંધવોની સાથે હોવા છતાં પોતે જાણે એકલવાયો હોય એવું તેને લાગે છે. ૩૬૮

युक्तः प्रमाद्यसि हितादपेतः परितप्यसे ।
यदि नेष्टात्मनः पीडा मा सञ्जि संपदर्जने ॥३६९॥

જો તું લક્ષ્મીથી-સંપત્તિઓથી યુક્ત થાય છે તો પોતાના હિતથી-કલ્યાણથી પ્રમાદી બની જાય છે અને જો સંપત્તિઓથી રહિત હોય છે તોપણ પરિતાપ-શોકસંતાપ પામે છે. (આમ સંપત્તિઓ બંને રીતે હાનિકારક જ છે. તેથી જો તું પોતાને માટે પીડા ન ઇચ્છતો હોય તો એવી સંપત્તિઓને ભેગી કરવામાં આસક્ત ન થા) ૩૬૯

जन्मिनोऽस्य स्थितिं विद्वांल्लक्ष्मीमिव चलाचलाम् ।
भवान्मा स वधीन्न्याय्यं न्यायाधारा हि साधवः ॥

હે રાજન્, જન્મ લેનાર પ્રાણીની સ્થિતિ પણ લક્ષ્મીની જેમ અસ્થિર છે તે તમે જાણો છો. કેવળ એક ન્યાયનો માર્ગ જ સ્થિર છે, તેથી તમે આ ન્યાયના માર્ગનો નાશ કરશો નહીં; કારણ કે આ જગતમાં સાધુપુરુષો કેવળ ન્યાયના જ આધારે રહેલા છે. ૩૭૦

अविज्ञातप्रबन्धस्य वचो वाचस्पतेरिव ।
व्रजत्यफलतामेव नयद्रुह इवेहितम् ॥ ३७१ ॥

બૃહસ્પતિના વચન જેવું અર્થયુક્ત વચન હોય તોપણ જો તે આજુબાજુનો સંબંધ જાણ્યા વિના બોલાયું હોય તો ન્યાયનો દ્રોહ કરનારની ક્રિયાઓની જેમ નિષ્ફળ જ જાય છે. ૩૭૧

कर्मायत्तं फलं पुंसां बुद्धिः कर्मानुसारिणी ।
तथापि सुधिया भाव्यं सुविचार्यैव कुर्वता ॥३७२॥

પુરુષોને મળનારું ફળ કર્મને (દૈવને) આધીન છે. પુરુષોની બુદ્ધિ પણ કર્મને (દૈવને) અનુસરનારી છે. આમ હોવા છતાં પણ ઉત્તમ બુદ્ધિવાળા માણસે સારી રીતે બુદ્ધિપૂર્વક વિચાર કરીને (પોતાનું કર્તવ્ય) કરતા જ રહેવું જોઈએ. ૩૭૨

मनसा चिन्तितं कर्म वचसा न प्रकाशयेत् ।
अन्यलक्षितकार्यस्य यतः सिद्धिर्न जायते ॥३७३॥

મનથી વિચારેલું કાર્ય (પૂરું કર્યા પહેલાં) વાણીથી પ્રકાશિત ન કરવું; કારણ કે જે કાર્યને (પૂરું થયા પહેલાં) બીજાઓ જાણી જાય છે તે સિદ્ધ થતું નથી અથવા જે માણસ કાર્યને 'કરવાના' લક્ષ્યમાંથી ચૂકીને કાર્યને 'જાહેર કરવાના' લક્ષ્યમાં જોડાય છે, તેનું કામ સિદ્ધ થતું નથી. ૩૭૩

कुदेशं च कुवृत्तिं च कुभार्यां कुनदीं तथा ।
कुद्रव्यं च कुभोज्यं च वर्जयेत्तु विचक्षणः ॥३७४॥

ડાહ્યા માણસે ખરાબ દેશ, નઠારો ધંધો, દુષ્ટ નારી, નાની નદી, ખરાબ દ્રવ્ય અને દૂષિત ભોજન છોડી દેવાં જોઈએ. ૩૭૪

अस्ति पुत्रो वशे यस्य भृत्यो भार्या तथैव च ।
अभावे सति संतोषः स्वर्गस्थोऽसौ महीतले ॥३७५

જેને પુત્ર, સેવક અને સ્ત્રી વશમાં હોય અથવા તે બધાં ન હોય તો તે સ્થિતિમા પણ જેને સંતોષ હોય; તે માણસ પૃથ્વી પર રહેવા છતાં સ્વર્ગમાં રહેલો છે.

माता यस्य गृहे नास्ति भार्या चाप्रियवादिनी ।
अरण्यं तेन गन्तव्यं यथारण्यं तथा गृहम् ॥३७६॥

જેના ઘરમાં માતા ન હોય અને સ્ત્રી કડવાં વેણ બોલનારી હોય, તે માણસે જંગલમાં જતા રહેવું; કારણ કે તેને માટે જેવું અરણ્ય છે તેવું જ ઘર છે. ૩૭૬

कोकिलानां स्वरो रूपं नारीरूपं पतिव्रतम् ।
विद्या रूपं कुरूपाणां क्षमा रूपं तपस्विनाम् ॥३७७॥

કોયલનું રૂપ તેનો સ્વર છે, નારીનું રૂપ તેનું પ્રતિવ્રતાપણું છે, કુરૂપોનું રૂપ તેમની વિદ્યા છે અને તપસ્વીઓનું રૂપ તેમનામાં રહેલી ક્ષમા (સહનશીલતા) છે.

अविद्यं जीवनं शून्यं दिक्शून्या चेदबान्धवा ।
पुत्रहीनं गृहं शून्यं सर्वशून्या दरिद्रता ॥ ३७८ ॥

વિદ્યા વિનાનું જીવન શૂન્ય છે, બંધુ-બાંધવો ન હોય તો તેની દિશાઓ શૂન્ય છે, પુત્રહીનનું ઘર શૂન્ય

છે અને દરિદ્રતા તો બધી રીતે (વિદ્યા, બંધુ, પુત્રો વગેરે હોવા છતાં પણ) શૂન્યરૂપ છે. ૩૭૮

अदाता वंशदोषेण कर्मदोषाद्दरिद्रता ।
उन्मादो मातृदोषेण पितृदोषेण मूर्खता ॥३७९॥

માણસ દાન કરનારો નથી હોતો (કૃપણ હોય છે) તે વંશના (કુળપરંપરાના) દોષને લીધે હોય છે, તેનામાં દરિદ્રતા હોય છે તે એના કર્મોના (નસીબના અથવા એનાં પૂર્વનાં કે વર્તમાન કર્મોના) દોષને લીધે હોય છે. માણસમાં ઉન્મત્તતા હોય છે તે (મોટે ભાગે) એની માતાના દોષને લીધે હોય છે અને મૂર્ખતા હોય છે તે પિતાના દોષને લીધે હોય છે. ૩૭૯

अतिदर्पे हता लङ्का अतिमाने च कौरवाः ।
अतिदाने बलिर्बद्धः सर्वमत्यन्तगर्हितम् ॥ ३८० ॥

વધારે પડતા (રાવણના) ગર્વને લીધે લંકા નાશ પામી. વધારે પડતા અભિમાનને લીધે કૌરવો નાશ પામ્યા, વધારે પડતા દાનને લીધે બલિરાજા બંધનમાં પડ્યો. માટે વધારે પડતી દરેક વસ્તુ નિંદ્ય છે. ૩૮૦

वस्त्रहीनस्त्वलंकारो घृतहीनं च भोजनम् ।
स्तनहीना च या नारी विद्याहीनं च जीवनम् ॥३८१॥

વસ્ત્ર વિનાના પહેરવામા આવેલા કેવળ અલંકારો (ઘરેણા), ઘી વિનાનું ભોજન, સ્તન વિનાની નારી અને વિદ્યા વિનાનું જીવન–આ બધાં શોભતા નથી.

पुत्रप्रयोजना दाराः पुत्रः पिण्डप्रयोजनः ।
हितप्रयोजनं मित्रं धनं सर्वप्रयोजनम् ॥ ३८२ ॥

પુત્રનો લાભ થાય, તે માટે સ્ત્રીઓ છે; પિતૃઓને પિંડદાન આપે, તે માટે પુત્ર છે; આપણા હિત અને લાભનો વિચાર કરે, તે માટે મિત્ર છે અને બધા પ્રકારના પ્રયોજન સધાય તે માટે ધન છે. ૩૮૨

दुर्लभं संस्कृतं वाक्यं दुर्लभः क्षेमकृत्सुतः ।
दुर्लभा सदृशी भार्या दुर्लभः स्वजनप्रियः ॥३८३॥

સંસ્કારયુક્ત વાક્ય દુર્લભ છે, કલ્યાણ કરનાર પુત્ર દુર્લભ છે, સમાન સ્વભાવની સ્ત્રી દુર્લભ છે અને પ્રિય સ્વજન દુર્લભ છે. ૩૮૩

अशोच्यो निर्धनः प्राज्ञोऽशोच्यः पण्डितबान्धवः ।
अशोच्या विधवा नारी पुत्रपौत्रप्रतिष्ठिता ॥३८४॥

નિર્ધન હોય છતા જ્ઞાની હોય તે માણસ શોચનીય નથી; બુદ્ધિશાળી વિદ્વાન માણસોને જેણે પોતાના બંધુ બનાવ્યા છે, તે શોચનીય નથી તથા સારા પુત્રો અને પૌત્રોથી પ્રતિષ્ઠા પામેલી નારી વિધવા હોય તોપણ શોક કરવા યોગ્ય નથી. ૩૮૪

अविद्यः पुरुषः शोच्यः शोच्यं मैथुनमप्रजम् ।
निराहाराः प्रजाः शोच्याः शोच्यं राज्यमराजकम् ॥

વિદ્યા વિનાનો પુરુષ શોક કરવા યોગ્ય છે. જેનાથી પ્રજોત્પત્તિ ન થાય તેવું મૈથુન શોચનીય છે, સમૃદ્ધિ વિનાની–ભૂખદુઃખ વેઠતી પ્રજા શોક કરવા યોગ્ય છે અને જેમાં અરાજકતા–અંધેર ચાલતું હોય તેવું રાજ્ય શોક કરવા યોગ્ય છે. ૩૮૫

कुलीनैः सह संपर्कं पण्डितैः सह मित्रताम् ।
ज्ञातिभिश्च समं मेलं कुर्वाणो न विनश्यति ॥३८६॥

કુલીનોની સાથે સંપર્ક, બુદ્ધિશાળી વિદ્વાનોની સાથે મિત્રતા અને જ્ઞાતિજનો સાથે સુમેળ કરનારો માણસ નાશ પામતો નથી. ૩૮૬

कष्टा वृत्तिः पराधीना कष्टो वासो निराश्रयः ।
निर्धनो व्यवसायश्च सर्वकष्टा दरिद्रता ॥ ३८७ ॥

વૃત્તિ (જીવનનિર્વાહનું સાધન) પારકાને આધીન હોય તે કષ્ટકારક છે, આશ્રય વિનાનો નિવાસ કષ્ટકારક છે, ધન પ્રાપ્ત ન થતું હોય તેવો ધંધો કષ્ટકારક છે અને દરિદ્રતા (નિર્ધન અવસ્થા) સર્વ પ્રકારે કષ્ટકારક છે.

तस्करस्य कुतो धर्मो दुर्जनस्य कुतः क्षमा ।
वेश्यानां च कुतः स्नेहः कुतः सत्यं च कामिनाम् ॥

ચોરને ધર્મ ક્યાથી હોય ? દુર્જનને ક્ષમા ક્યાથી હોય ? વેશ્યાઓમા સાચો સ્નેહ ક્યાંથી હોય ? અને કામીઓમાં સત્ય ક્યાથી હોય ? ૩૮૮

प्रेषितस्य कुतो मानं कोपनस्य कुतः सुखम् ।
स्त्रीणां कुतः सतीत्वं च कुतो मित्रो खलस्य च ॥३८९

જે માણસને (નોકર તરીકે) મોકલવામાં આવ્યો હોય, તેને માન ક્યાથી હોય ? કોપ કરનારને સુખ ક્યાંથી હોય ? (અધમ) સ્ત્રીઓમા સતીત્વ ક્યાંથી હોય ? અને કપટી માણસને મિત્ર ક્યાંથી હોય ? ૩૮૯

दुर्बलस्य बलं राजा बालानां रोदनं बलम् ।
बलं मूर्खस्य मौनित्वं चौराणामनृतं बलम् ॥३९०॥

નબળા માણસોનું બળ રાજા છે, બાળકોનું બળ રુદન છે. મૂર્ખ માણસનુ બળ મૌન છે અને ચોરનું બળ જૂઠ છે. ૩૯૦

यो ध्रुवाणि परित्यज्य अध्रुवं परिषेवते ।
ध्रुवाणि तस्य नश्यन्ति अध्रुवं नष्टमेव च ॥ ३९१ ॥

જે માણસ સ્થિરને છોડી અસ્થિરને સેવે છે, તેનાં સ્થિર નાશ પામે છે અને અસ્થિર તો નાશ પામનારું જ છે. અથવા જે માણસ નિશ્ચિત લાભોને (અથવા નિશ્ચિત લાભવાળાં કાર્યોને) છોડીને અનિશ્ચિત લાભોને

(અથવા અનિશ્ચિત લાભવાળાં કાર્યોને) સેવે છે, તેના નિશ્ચિત લાભો (નિશ્ચિત લાભવાળાં કાર્યો) નાશ પામે છે અને અનિશ્ચિત લાભો (અનિશ્ચિત ફ્ળો-અનિશ્ચિત ફળવાળાં કાર્યો) તો નાશ પામનારાં જ છે. ૩૯૧

शुष्कं मांसं स्त्रियो वृद्धा बालार्कस्तरुणं दधि ।
प्रभाते मैथुनं निद्रा सद्यः प्राणहराणि षट् ॥३९२॥

સુકાઈ ગયેલું માંસ, વૃદ્ધ વયની સ્ત્રીઓ, કન્યા રાશિનો સૂર્ય, તરતનું મેળવેલું દહીં તેમ જ સવારે મૈથુન અને નિદ્રા-એ ૭ વસ્તુઓ થોડા જ વખતમાં (અકાળે) પ્રાણ હરનારી છે. ૩૯૨

सद्योमांसं नवान्नं च बाला स्त्री क्षीरभोजनम् ।
घृतमुष्णोदकं चैव सद्यः प्राणकराणि षट् ॥३९३॥

તાજું માંસ, નવું અન્ન, યુવાન સ્ત્રી, દૂધનું ભોજન ઘી અને સ્નાન માટે ઉષ્ણ જલ-એ ૭ ચીજો (સેવન કરવાથી) તરત જ પ્રાણ (શક્તિ) આપે છે. ૩૯૩

सिंहादेकं बकादेकं षट् शुनस्त्रीणि गर्दभात् ।
वायसात्पञ्च शिक्षेच्च चत्वारि कुक्कुटादपि ॥३९४॥

સિંહ પાસેથી એક, બગલા પાસેથી એક, કૂતરા પાસેથી ૭ અને ગધેડા પાસેથી ત્રણ, કૂકડા પાસેથી ચાર અને કાગડા પાસેથી પાંચ ગુણો શીખી લેવા.

प्रभूतमल्पकार्यं वा यो नरः कर्तुमिच्छति ।
सर्वारम्भेण तत्कुर्यात्सिंहादेकं प्रकीर्तितम् ॥३९५॥

સિંહ શિકાર શોધવા નીકળે, તે શિકાર લઈને જ આવે; એમ માણસ નાનું કે મોટું ગમે તે કાર્ય કરવા માગતો હોય તો તેનો બધી બાજુથી વિચાર કરીને પૂરી શક્તિથી આરંભ કરી દેવો. આ એક ગુણ સિંહ પાસેથી શીખવાનો કહેલો છે. ૩૯૫

सर्वेन्द्रियाणि संयम्य बकवत्पतितो जनः ।
कालदेशोपपन्नानि सर्वकार्याणि साधयेत् ॥३९६॥

બગલો શાંત થઈને બધી ઇંદ્રિયો કાબૂમાં લઈને પડ્યો રહે છે. એ રીતે માણસે દેશ અને કાળથી પ્રાપ્ત થયેલાં બધાં કાર્યોને સિદ્ધ કરી લેવાં જોઈએ. આ એક ગુણ બગલા પાસેથી શીખવાનો કહ્યો છે. ૩૯૬

बह्वाशी स्वल्पसंतुष्टः सुनिद्रः शीघ्रचेतनः ।
प्रभुभक्तश्च शूरश्च ज्ञातव्याः षट् शुनो गुणाः ॥३९७॥

કૂતરાના ૭ ગુણ: ઘણું ખાનારો, થોડાથી રાજી રહેનારો, ગાઢ ઊંઘનારો અને તરત જાગી જનારો, પોતાના સ્વામીનો ભક્ત અને શૂરવીર; આ કૂતરાના ૭ ગુણો જાણવા. ૩૯૭

अविश्रामं वहेद्भारं शीतोष्णं च न विन्दति ।
ससंतोषस्तथा नित्यं त्रीणि शिक्षेत गर्दभात् ॥३९८॥

કોઈ પણ જગ્યાએ થાક લીધા વિના ભારને વહન કરે, ટાઢ અને તડકો જાણે નહિ અને નિત્ય સંતોષવાળો-આ ત્રણ ગુણો ગધેડા પાસેથી શીખવા. ૩૯૮

गूढमैथुनधार्ष्ट्यं च काले चालयसंग्रहम् ।
अप्रमादमनालस्यं पञ्च शिक्षेत वायसात् ॥३९९॥

કાગડાના પાંચ ગુણ: છૂપી રીતે મૈથુન, ધૃષ્ટતા, સમય આવે ત્યારે ઘર બાંધવું, અપ્રમાદ અને આળસ-રહિતપણું-આ પાંચ ગુણો કાગડા પાસેથી શીખવા.

युद्धं च प्रातरुत्थानं भोजनं सह बन्धुभिः ।
स्त्रीयमापद्गतां रक्षेच्चतुः शिक्षेत कुक्कुटात् ॥४००॥

લડવામાં હોશિયાર, સવારે વહેલા ઊઠી જવું, કુટુંબીજનો સાથે ભોજન અને આપત્તિ આવી પડતાં સ્ત્રીનું રક્ષણ-આ ચાર ગુણો કૂકડા પાસેથી શીખવા.

कोऽतिभारः समर्थानां किं दूरं व्यवसायिनाम् ।
को विदेशः सविद्यानां कः परः प्रियवादिनाम् ॥४०१

સમર્થ માણસો માટે અતિ ભારે એવું શું છે? નિશ્ચયપૂર્વક ઉદ્યમ કરનારાઓ માટે-આગળ વધનારાઓ માટે દૂર કે દુષ્પ્રાપ્ય એવું શું છે? વિવિધ વિદ્યાઓ પ્રાપ્ત કરેલી હોય તેમને માટે કયો દેશ વિદેશ છે? અને પ્રિય બોલનારાઓ માટે શત્રુ કે વિરોધી કોણ છે? ૪૦૧

आपदां कथितः पन्था इन्द्रियाणामसंयमः ।
तज्जयः संपदां मार्गो येनेष्टं तेन गम्यताम् ॥४०२॥

ઇંદ્રિયોના અસંયમને આપત્તિઓનો માર્ગ કહેલો છે અને ઇંદ્રિયોના જયને સંપત્તિઓનો માર્ગ કહેલો છે. જે માર્ગે જવાની ઇચ્છા હોય, તે માર્ગે જાઓ.

न च विद्यासमो बन्धुर्न च व्याधिसमो रिपुः ।
न चापत्यसमः स्नेहो न च दैवात्परं बलम् ॥४०३॥

વિદ્યા જેવો કોઈ બંધુ નથી, રોગ જેવો કોઈ શત્રુ નથી, સંતાન તુલ્ય કોઈ સ્નેહ નથી અને દૈવથી અધિક કોઈ બળ નથી. ૪૦૩

समुद्रावरणा भूमिः प्राकारवरणं गृहम् ।
नरेन्द्रावरणा देशाश्चरित्रावरणाः स्त्रियः ॥ ४०४ ॥

ભૂમિનું ઢાંકણ સમુદ્રો છે, ઘરનું ઢાંકણ કોટ છે, દેશનું ઢાંકણ રાજા છે અને સ્ત્રીઓનું ઢાંકણ તેમનું ચારિત્ર્ય છે. ૪૦૪

घृतकुम्भसमा नारी तप्ताङ्गारसमः पुमान् ।
तस्माद्घृतं च वह्निं च नैकत्र स्थापयेद्बुधः ॥४०५॥

નારી ઘીથી ભરેલા ઘડા જેવી છે અને પુરુષ તપેલા સળગતા અંગારા જેવો છે; માટે ડાહ્યા માણસે ઘી અને અગ્નિને એક જગ્યાએ સાથે રાખવાં નહિ. ૪૦૫

आहारो द्विगुणः स्त्रीणां बुद्धिस्तासां चतुर्गुणा ।
षड्गुणो व्यवसायश्च कामश्चाष्टगुणः स्मृतः ॥४०६

પુરુષ કરતાં સ્ત્રીનો આહાર બમણો, બુદ્ધિ ચારગણી, પરિશ્રમ છગણો અને કામ આઠગણો કહેલો છે.

जीर्णमन्नं प्रशंसीयाद्भार्यां च गतयौवनाम् ।
रणात्प्रत्यागतं शूरं सस्यं च गृहमागतम् ॥४०७॥

અન્નની પ્રશંસા તે પચી ગયા પછી કરવી, સ્ત્રીની પ્રશંસા તેનો યૌવનકાળ (શુદ્ધ ચારિત્ર્યથી) પસાર થઈ ગયા પછી કરવી, શૂરવીરની પ્રશંસા તે લડાઈમાંથી (વિજય મેળવીને) પાછો આવે તે પછી કરવી અને ખેતરમાં પાકેલા અનાજની પ્રશંસા તે સારી રીતે ઘરમાં આવી જાય તે પછી કરવી. ૪૦૭

असंतुष्टा द्विजा नष्टाः संतुष्टाश्च महीभुजः ।
सलज्जा गणिका नष्टा निर्लज्जाश्च कुलस्त्रियः ॥४०८॥

અસંતોષવાળા બ્રાહ્મણોને નાશ પામેલા સમજવા. સંતોષવાળા (વિશેષ સમૃદ્ધિ માટે-પ્રજાની આબાદી માટે પ્રયત્ન ન કરનારા) રાજાઓને નાશ પામેલા સમજવા, લજ્જાયુક્ત રહેવાને લીધે (ગ્રાહક ન મેળવી શકનારી) ગણિકાઓને નાશ પામેલી સમજવી અને લજ્જા છોડીને વર્તનારી કુળવાન સ્ત્રીઓને નાશ પામેલી સમજવી. ૪૦૮

अवंशपतितो राजा मूर्खपुत्रश्च पण्डितः ।
अधनेन धनं प्राप्तं तृणवन्मन्यते जगत् ॥ ४०९ ॥

નીચ વંશમાં જન્મેલો રાજા હોય, મૂર્ખનો પુત્ર પંડિત બન્યો હોય અને નિર્ધનને ધન મળ્યું હોય, તેઓ (અતિ અભિમાની થઇ જવાને લીધે) જગતને તણખલા જેવું ગણે છે. ૪૦૯

पुस्तकस्था तु या विद्या परहस्तगतं धनम् ।
कार्यकाले समुत्पन्ने न सा विद्या न तद्धनम् ॥४१०॥

જે વિદ્યા પુસ્તકમાં રહેલી હોય અને જે ધન પારકાના હાથે પડેલું હોય; તે બંનેનો ઉપયોગ કરવાનો ખરેખરો કાળ આવી પહોંચે ત્યારે તે વિદ્યા પણ કામ લાગતી નથી અને તે ધન પણ કામ લાગતું નથી.

पादपानां भयं वातात्पद्मानां शिशिराद्भयम् ।
पर्वतानां भयं वज्रात्साधूनां दुर्जनाद्भयम् ॥४११॥

વૃક્ષોને પવનથી ભય હોય છે, કમલોને શિયાળાના હિમથી ભય હોય છે, પર્વતોને વજ્રથી ભય હોય છે અને સજ્જનોને દુર્જનથી ભય હોય છે. ૪૧૧

यस्य क्षेत्रं नदीतीरे भार्या वापि परप्रिया ।
पुत्रस्य विनयो नास्ति मृत्युरेव न संशयः ॥४१२॥

જેનું રહેઠાણ અને ખેતર નદીના કિનારાની ઉપર છે, પત્ની બીજાની પ્રત્યે પ્રેમવાળી છે અને પુત્ર વિનય વિનાનો છે, તેની આ સ્થિતિ ખરેખર મૃત્યુ તુલ્ય જ છે.

असंभाव्यं न वक्तव्यं प्रत्यक्षमपि दृश्यते ।
शिला तरति पानीयं गीतं गायति वानरः ॥४१३॥

જે વસ્તુ બનવી અસંભવિત છે, તે નજરોનજર જોવામાં આવે તોપણ કહેવી નહીં. જેમ કે પથ્થર પાણી ઉપર તરે છે, વાનર ગીત ગાય છે, (કારણ કે આવી ઘટનામાં કોઈ જુદું જ કારણ હોય છે.) ૪૧૩

सुभिक्षं कृषके नित्यं नित्यं सुखमरोगिणि ।
भार्या भर्तुः प्रिया यस्य तस्य नित्योत्सवं गृहम् ॥४१४

ખેતી કરનારને નિત્ય સુકાળ હોય છે. નીરોગીને નિત્ય સુખ હોય છે અને જેની પત્ની પતિને પ્રિય હોય છે, તેનું ઘર નિત્ય ઉત્સવરૂપ હોય છે. ૪૧૪

हेला स्यात्कार्यनाशाय बुद्धिनाशाय निर्धनम् ।
याचना माननाशाय कुलनाशाय भोजनम् ॥४१५॥

વધારે પડતી ઠઠ્ઠામશ્કરી કાર્યનો નાશ કરનારી થાય છે, નાશ પામેલું ધન (અથવા નિર્ધનતા) બુદ્ધિનો નાશ કરનારું થાય છે, યાચના માનનો નાશ કરનારી થાય છે અને વધારે પડતા જમણવારો તે તે કુળો અથવા જ્ઞાતિઓનો નાશ કરનારા થાય છે. ૪૧૫

प्रथमे नार्जिता विद्या द्वितीये नार्जितं धनम् ।
तृतीये नार्जितं पुण्यं चतुर्थे किं करिष्यति ॥४१६॥

પહેલી અવસ્થામાં વિદ્યા ન મેળવી, બીજી અવસ્થામાં ધન ન મેળવ્યું અને ત્રીજી અવસ્થામાં પુણ્ય ન મેળવ્યું તે ચોથી (મૃત્યુકાળની) અવસ્થામાં શું કરી શકવાનો છે?

नदीकूले च ये वृक्षाः परहस्तगतं धनम् ।
कार्यं स्त्रीगोचरं यत्स्यात्सर्वं तद्विफलं भवेत् ॥४१७॥

નદીના કિનારાની લગોલગ રહેલાં વૃક્ષો, અન્યના હાથમાં ગયેલું ધન અને સ્ત્રીની નજરે ચઢેલું કાર્ય-આ બધું નિષ્ફળ થનારું હોય છે. ૪૧૭

कूपोदकं वटच्छाया श्यामा स्त्री चेष्टकालयम् ।
शीतकाले भवेदुष्णं ग्रीष्मकाले च शीतलम् ॥४१८॥

કૂવાનું જળ, વડલાની છાયા, તરુણ સ્ત્રી અને ઇંટોથી બનાવેલું ઘર-આ બધાં ઠંડીના વખતમાં ગરમ રહે છે અને ગરમીના વખતમાં શીતળ રહે છે. ૪૧૮

विषं चङ्क्रमणं रात्रौ विषं राज्ञोऽनुकूलता ।
विषं स्त्रियोऽप्यन्यहृदो विषं व्याधिरवीक्षितः ॥४१९॥

રાત્રે ખૂબ રખડવું તે વિષતુલ્ય છે, રાજાની વધારે પડતી અનુકૂળતા એ વિષતુલ્ય છે, બીજાની પ્રત્યે હૃદય

(પ્રેમ)વાળી સ્ત્રીઓ વિષતુલ્ય છે અને ઉપેક્ષા કરાયેલો રોગ વિષતુલ્ય છે. ૪૧૯

दुरधीता विषं विद्या अजीर्णे भोजनं विषम् ।
विषं गोष्ठी दरिद्रस्य वृद्धस्य तरुणी विषम् ॥४२०॥

દુષ્ટોએ ભણેલી ઉત્તમ વિદ્યા પણ વિષતુલ્ય (પરિણામવાળી બને) છે. અગાઉનું ખાધેલું પચ્યું ન હોય અને ભોજન કરાય તે વિષતુલ્ય છે. હલકા માણસની વાતચીત વિષતુલ્ય છે અને વૃદ્ધને તરુણ સ્ત્રી વિષતુલ્ય છે.

प्रदोषे निहतः पन्थाः पतिता निहताः स्त्रियः ।
अल्पबीजं हतं क्षेत्रं भृत्यदोषाद्धतः प्रभुः ॥४२१॥

વધારે દોષ ઉત્પન્ન થવાથી માર્ગ-પંથ (સંપ્રદાય) નાશ પામેલો સમજવો. અથવા અંધારું થયા પછી રસ્તો નાશ પામેલો સમજવો. પતિત થયેલી સ્ત્રીઓ નાશ પામેલી સમજવી. જેમાં થોડું અનાજ પાકતું હોય (કસ વિનાની ભૂમિવાળું) એવું ખેતર નાશ પામેલું સમજવું અને નોકરચાકરોના દોષથી માલિકને નાશ પામેલો સમજવો.

हतमश्रोत्रियं श्राद्धं हतो यज्ञस्त्वदक्षिणः ।
हता रूपवती वन्ध्या हतं सैन्यमनायकम् ॥४२२॥

વિદ્વાન સત્પુરુષ વિનાનું શ્રાદ્ધ (શ્રદ્ધાથી અપાતું ભોજન, દાન વગેરે) નાશ પામેલું સમજવું. દક્ષિણા (દ્રવ્યદાન) વિનાનો યજ્ઞ (પરોપકાર) નાશ પામેલો સમજવો. રૂપવતી હોય છતાં વંધ્યા હોય તેવી સ્ત્રીને નાશ પામેલી (નિષ્ફળ રૂપવાળી) સમજવી અને નાયક વિનાના સૈન્યને નાશ પામેલું સમજવું. ૪૨૨

किं करिष्यन्ति वक्तारः श्रोता यत्र न विद्यते ।
नग्नक्षपणके देशे रजकः किं करिष्यति ॥ ४२३ ॥

જ્યાં કોઈ શ્રોતા (સાંભળનાર) ન હોય, ત્યાં વક્તાઓ શું કરવાના છે? નગ્ન ભિક્ષુકોના દેશમાં ધોબી શું કરવાનો છે? ૪૨૩

अजरामरवत्प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत् ।
गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ॥ ४२४ ॥

ડાહ્યા માણસ પોતે અજર અને અમર (ઘડપણ અને મૃત્યુ વિનાનો) રહેવાનો હોય એ રીતે વિદ્યા અને સંપત્તિ પ્રાપ્ત કરવા માટે વિચારતા રહેવું જોઈએ અને મૃત્યુએ આવીને જાણે અત્યારે જ પોતાને લઈ જવા માટે કેશ પકડ્યા હોય એ રીતે (ક્ષણેક્ષણનો ઉપયોગ કરી લઈને) ધર્મનું-સત્કર્મનું આચરણ કરતા રહેવું જોઈએ.

आयुः कर्म च वित्तं च विद्या निधनमेव च ।
पञ्चैतान्यपि सृज्यन्ते गर्भस्थस्यैव देहिनः ॥४२५॥

આયુષ્ય, કર્મ (નોકરી-ધંધો), દ્રવ્ય, વિદ્યા અને મૃત્યુ-આ પાંચ વસ્તુઓ દેહધારી પ્રાણીને ગર્ભમાંથી જ નક્કી થઈને મળી હોય છે. ૪૨૫

यदभावि न तद्भावि भावि चेन्न तदन्यथा ।
इति चिन्ताविषघ्नोऽयमगदः किं न पीयते ॥४२६॥

'જે થવાનું નથી તે નથી જ થવાનું અને જે થવાનું છે તેમાં કશો જ ફેરફાર નથી થવાનો;' આ પ્રમાણેનું ઓષધ ચિંતારૂપ વિષથી હણાયેલો માણસ કેમ નથી પીતો?

नाद्रव्ये निहता काचित्क्रिया फलवती भवेत् ।
न व्यापारशतेनापि शुकवत्पाठ्यते बकः ॥४२७॥

જેમ સેંકડો પ્રયત્નોથી પણ બગલાને પોપટની જેમ બોલતો કરી શકાય નહીં, તેમ જ્યાં દ્રવ્યનો અભાવ હોય ત્યાં યોજવામાં આવેલી કોઈ પણ ક્રિયા ફળવતી થાય નહીં.

शोकस्थानसहस्राणि भयस्थानशतानि च ।
दिवसे दिवसे मूढमाविशन्ति न पण्डितम् ॥४२८॥

શોકનાં હજારો કારણો અને ભયનાં સેંકડો કારણો પ્રતિદિન મૂર્ખમાં પ્રવેશ કરે છે, બુદ્ધિશાળીમાં નહીં.

उत्थायोत्थाय बोद्धव्यं महद्भयमुपस्थितम् ।
मरणव्याधिशोकानां किमद्य निपतिष्यति ॥४२९॥

મરણ, વ્યાધિ અને શોકના મોટા ભયો આ સંસારમાં માણસથી કાંઈ દૂર નથી. એથી માણસે દરરોજ ઊઠીને, વારંવાર જાગ્રત રહીને વિચારી લેવું જોઈએ કે આ ભયોમાથી આજે શું આવી પડશે. (અને તેના સામના માટે, તેનો આઘાત ઝીલવા માટે અથવા તેના નિવારણ માટે પહેલેથી તૈયાર રહેવું જોઈએ.) ૪૨૯

अनिष्टादिष्टलाभेऽपि न गतिर्जायते शुभा ।
यत्रास्ते विषसंसर्गोऽमृतं तदपि मृत्यवे ॥४३०॥

અનિષ્ટ સાધનથી અથવા ખરાબ માર્ગથી ઇષ્ટ (ઇચ્છેલી) વસ્તુનો લાભ થાય તોપણ પરિણામ શુભ આવતું નથી. જ્યા વિષનો સંસર્ગ હોય (ભેગું વિષ ભળેલું હોય) તે અમૃત પણ મૃત્યુ કરનારું જ થાય છે.

न संशयमनारुह्य नरो भद्राणि पश्यति ।
संशयं पुनरारुह्य यदि जीवति पश्यति ॥४३१॥

સંશય ઉપર સવાર થયા વિના અર્થાત્ જોખમ ખેડ્યા વિના માણસ અભીષ્ટ સંપત્તિઓને જોઈ (મેળવી) શકતો નથી, (અર્થાત્ અભીષ્ટ સંપત્તિઓ મેળવવી હોય તેણે જોખમ ભરેલા માર્ગો અપનાવવા જ પડે છે. મરજીવાઓ દરિયાના ઊંડા પાણીમાં ડૂબકી માર્યા વિના મોતી જોઈ શકતા નથી.) વળી સંશય ઉપર સવાર થવાથી (જોખમ ખેડવાથી) એને અભીષ્ટ મળે જ એવું નથી. (કારણ કે कार्यन्तेषामिकान्ते न [illegible]

કદાચન-ફળ ઉપર અધિકાર તો દૈવનો જ-ઈશ્વરેચ્છાનો જ હોય છે. दैवं चैवात्र पञ्चमम्-દૈવની ઇચ્છાએ જ-ઈશ્વરેચ્છાએ જ કર્મ કરનારને ફળ મળે છે, તે સિવાય નહીં.) એથી સંશય ઉપર સવાર થયા પછી પણ (જોખમ ખેડ્યા પછી પણ) જો તે માણસ જીવતો રહે છે, તેમાંથી કુશળક્ષેમ પસાર થાય છે (વચ્ચે હિંમત હારી જતો નથી, તેનો વિશ્વાસ નાશ પામતો નથી, કામ પૂરું પાડે છે) તો જ એ (દૈવેચ્છાએ) અભીષ્ટ પદાર્થોને જોવા (ભોગવવા) પામે છે. ૪૩૧

गतानुगतिको लोकः कुट्टिनीमुपदेशिनीम् ।
प्रमाणयति नो धर्मे यथा गोघ्नमपि द्विजम् ॥४३२॥

માણસો ગતાનુગતિક (અર્થાત્ ગાડરિયા પ્રવાહ જેવા દેખાદેખી ચાલનારા) છે. ધર્મનો (યથાર્થ કર્તવ્યનો) ઉપદેશ આપનારી વેશ્યાને તેઓ જેટલી માન્ય નથી કરતા, પ્રમાણભૂત નથી ગણતા, તેટલો ગાયનો હણનારો હોય તોપણ બ્રાહ્મણને માન્ય કરે છે-પ્રમાણભૂત ગણે છે.

प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि ते तथा ।
आत्मौपम्येन भूतेषु दयां कुर्वन्ति साधवः ॥४३३॥

માણસને જેવા પોતાના પ્રાણ વહાલા હોય છે, તેવા જ દરેક પ્રાણીઓને પોતાના પ્રાણ વહાલા હોય છે. આથી સત્પુરુષો સર્વ પ્રાણીઓને પોતાના જ જેવાં ગણીને પોતાના ઉપર હોય છે તેવી જ લાગણી-દયા તેમના પર કરે છે. ૪૩૩

प्रत्याख्याने च दाने च सुखदुःखे प्रियाप्रिये ।
आत्मौपम्येन पुरुषः प्रमाणमधिगच्छति ॥४३४॥

કોઈનું ખંડન કરવામાં (અથવા કોઈની સાથે વાતચીત કરવામાં), કોઈને આપવામાં, કોઈને સુખ થશે કે દુઃખ તે જોવામાં, કોઈનું પ્રિય (હિતકર) થશે કે અપ્રિય તે વિચારવામાં માણસ પોતાની જ ઉપમા વડે પ્રમાણ* (માપ) મેળવી શકે છે અર્થાત્ આ વસ્તુઓ જેવી પોતાને અસર કરે છે, તેવી જ બીજાને પણ કરે. આથી માણસ પોતાને માટે જેવું ઉચિત ગણતો હોય, તેવું જ બીજાઓ પ્રત્યે પણ વર્તે. ૪૩૪

अवशेन्द्रियचित्तानां हस्तिस्नानमिव क्रियाः ।
दुर्भगाभरणप्रायो ज्ञानं भारः क्रियां विना ॥४३५॥

ઇન્દ્રિયો અને ચિત્ત વશ ન હોય તેવા લોકોની કરેલી ક્રિયાઓ (ધર્મવિધિઓ) હાથીએ કરેલા સ્નાન જેવી છે. (હાથી જળાશયમાં સ્નાન કરીને બહાર નીકળે પછી ધૂળ લઈને પોતાના આખા શરીર ઉપર ઉડાડે છે. તેવી જ રીતે ક્રિયામાં-આચરણમાં ઉતાર્યા વિનાનું જ્ઞાન કદરૂપી સ્ત્રીના ઉપર ઘરેણાંના જેમ કેવળ ભારરૂપ છે. ૪૩૫

शङ्काभिः सर्वमाक्रान्तमन्नं पानं च भूतले ।
प्रवृत्तिः कुत्र कर्तव्या जीवितव्यं कथं नु वा ॥४३६॥

આ જગતમાં ખાનપાનથી લઈને બધી જ બાબત શંકાઓથી ભરેલી છે, તો પછી ક્યાં પ્રવૃત્તિ કરવી અને જીવવું પણ શી રીતે? ૪૩૬

सुमहान्त्यपि शास्त्राणि धारयन्तो बहुश्रुताः ।
छेत्तारः संशयानां च क्लिश्यन्ते लोभमोहिताः ॥४३७॥

મોટાં મોટાં શાસ્ત્રોને જિહ્વાગ્રે ધારણ કરનારા અને બીજાઓના સંશયોને (શાસ્ત્રના સિદ્ધાંતોથી) છેદનારા ભારે વિદ્વાનો પણ લોભથી મોહિત થવાને લીધે ક્લેશ પામી રહ્યા હોય છે. ૪૩૭

षड्दोषाः पुरुषेणेह हातव्या भूतिमिच्छता ।
निद्रा तन्द्रा भयं क्रोधं आलस्यं दीर्घसूत्रता ॥४३८॥

અભ્યુદય ઇચ્છતા મનુષ્યે આ જગતમાં ૭ દોષો છોડી દેવા જોઈએ: (વધારે પડતી) નિદ્રા, તંદ્રા, ભય, ક્રોધ, આળસ અને દીર્ઘસૂત્રીપણું. ૪૩૮

माता मित्रं पिता चेति स्वभावात्त्रितयं हितम् ।
कार्यकारणतश्चान्ये भवन्ति हितबुद्धयः ॥४३९॥

માતા, મિત્ર અને પિતા આ ત્રણ તો (કોઈ પણ સ્વાર્થ વિના) સ્વભાવથી જ હિત કરનારાં હોય છે તે સિવાયના બીજા લોકો કોઈ પણ સ્વાર્થને કારણે (પોતાનું કાર્ય સાધવાના કારણે-મતલબને લીધે) હિત કરવાની બુદ્ધિવાળા થાય છે. ૪૩૯

जातिमात्रेण किं कश्चिद्धन्यते पूज्यते क्वचित् ।
व्यवहारं परिज्ञाय वध्यः पूज्योऽथवा भवेत् ॥४४०॥

(ઉચ્ચ કે હીન) જાતિમાં જન્મ લેવામાત્રથી જ શું ક્યાંય કદી કોઈ માણસ માન કે અપમાન (પૂજા કે તિરસ્કાર) પામે છે? (નહીં) માણસ તેનો વ્યવહાર બરાબર જાણવામાં આવ્યા પછી જ પૂજા કરવા યોગ્ય અથવા વધ (અપમાન) કરવા યોગ્ય બને છે. ૪૪૦

तृणानि भूमिरुदकं वाक्चतुर्थी च सूनृता ।
एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन ॥४४१॥

સત્પુરુષો દ્રવ્યથી ભલે ગમે તેટલા નિર્ધન હોય, છતાં અતિથિઓ માટે તેમના ઘરમાં ઓછામાં ઓછું ઘાસનું (દર્ભનું) આસન, બેસવા કે સૂવા માટે જગ્યા, જળ અને મધુર સત્ય વાણી-આ ચાર વસ્તુઓનો તો કદી અભાવ વર્તાતો નથી. ૪૪૧

आपत्सु मित्रं जानीयाद्युद्धे शूरमृणे शुचिम् ।
भार्यां क्षीणेषु वित्तेषु व्यसनेषु च बान्धवान् ॥४४२॥

મિત્રને આપત્તિ સમયે, શૂરવીરને યુદ્ધ સમયે, પવિત્ર

માણસને દેવાદાર અવસ્થામાં, પત્નીને નિર્ધનતાના કાળમાં અને બાંધવોને સંકટોના સમયમાં (તેઓ સાચા છે કે ખોટા–પોકળ છે તે) જાણી લેવા. ૪૪૨

सुहृदां हितकामानां यः शृणोति न भाषितम् ।
विपत्संनिहिता तस्य स नरः शत्रुनन्दनः ॥४४३॥

જે માણસ હિતૈષી સુહૃદોનું કહ્યું સાંભળતો નથી, તેને વિપત્તિ નજીક આવી ગયેલી સમજવી. તે માણસ શત્રુઓને આનંદ પમાડનારો થાય છે. ૪૪૩

अपराधो न मेऽस्तीति नैतद्विश्वासकारणम् ।
विद्यते हि नृशंसेभ्यो भयं गुणवतामपि ॥४४४॥

મારો કોઈ અપરાધ-ગુનો નથી (માટે મને શો વાંધો છે?–મને તેઓ શા માટે પીડશે?) આ જ કંઈ દુષ્ટ–ક્રૂર લોકો તરફથી (વિશ્વાસપૂર્વક નિશ્ચિંત રહેવાનું) કારણ નથી; કેમ કે તેવા લોકો તરફથી નિર્દોષ ગુણવાન જનોને પણ ભય થાય છે. ૪૪૪

दीपनिर्वाणगन्धं च सुहृद्वाक्यमरुन्धतीम् ।
न जिघ्रन्ति न शृण्वन्ति न पश्यन्ति गतायुषः ॥४४५

પૂરું થઈ ગયેલ આયુષ્યવાળા લોકો દીવો હોલવાયાની ગંધ, હિતેચ્છુઓનાં વચનો અને આકાશમાંના અરુંધતીના તારાને ક્રમથી સૂંઘી, સાંભળી અને જોઈ શકતા નથી. ૪૪૫

मार्जारो महिषो मेषः काकः कापुरुषस्तथा ।
विश्वासात्प्रभवन्त्येते विश्वासस्तत्र नो हितः ॥४४६॥

બિલાડો, પાડો, ઘેટું, કાગડો અને હલકો માણસ–આટલાં વિશ્વાસ રાખવાથી ચઢી બેસે છે, ફાવે તેમ વર્તવા લાગે છે; માટે તેમના પર વિશ્વાસ મૂકવો હિતકારક નથી. ૪૪૬

यदशक्यं न तच्छक्यं यच्छक्यं शक्यमेव तत् ।
नोदके शकटं याति न च नौर्गच्छति स्थले ॥४४७॥

જેને માટે જે ખરેખર અશક્ય હોય છે તે શક્ય નથી જ બનતું અને જે શક્ય (થઈ શકે એવું) હોય છે, તે જ તેને માટે શક્ય બને છે. પાણીમાં ગાડું ચાલી શકતું નથી અને જમીન ઉપર નાવ ચાલી શકતી નથી. (ગાડું જમીન ઉપર અને નાવ જળમાં જ ચાલી શકે છે.)

द्रवत्वात्सर्वलोहानां निमित्तान्मृगपक्षिणाम् ।
भयाल्लोभाच्च मूर्खाणां संगतं दर्शनात्सताम् ॥४४८॥

(લોઢું, તાંબું, પિત્તળ વગેરે) સર્વ ધાતુઓ ઓગળતી હોવાથી સંગત–ઉપયોગી બને છે. (ગાય, ભેંસ, ઘોડા, પોપટ વગેરે) પશુ–પક્ષીઓ (દૂધપ્રાપ્તિ, સવારી વગેરેના) નિમિત્તને લીધે સંગત–ઉપયોગી બને છે. મૂર્ખ (અર્થાત્ ઓછી બુદ્ધિવાળા) માણસોને ભય અથવા લોભ–લાલચ આપવાથી સંગત–ઉપયોગી બનાવી શકાય છે અને સારા માણસોને બતાવવાથી–માર્ગદર્શન આપવાથી–સમજાવવાથી સંગત–ઉપયોગી બનાવી શકાય છે. અથવા સત્પુરુષોનું ઉપયોગીપણું તો માણસને તેમના દર્શન અથવા સમાગમમાત્રથી પ્રાપ્ત થાય છે. ૪૪૮

पटुत्वं सत्यवादित्वं कथायोगेन बुध्यते ।
अस्तब्धत्वमचापल्यं प्रत्यक्षेणावगम्यते ॥ ४४९ ॥

માણસમાં રહેલ ચતુરાઈ અને સત્યવાદીપણું તેની સાથે વાતચીતના પ્રસંગથી જાણી શકાય છે; પરંતુ તેનામાં રહેલ ચંચળતા અથવા ગંભીરતા તો તેને નજરે જોતાં જ જણાઈ જાય છે. ૪૪૯

लोकयात्रा भयं लज्जा दाक्षिण्यं त्यागशीलता ।
पञ्च यत्र न विद्यन्ते न कुर्यात्तत्र संस्थितिम् ॥४५०॥

જે સ્થળમાં લોકોની અવરજવર ન હોય, જે સ્થળના લોકોમાં (ખરાબ કામ કરવાથી) ભય ન હોય, લજ્જા ન હોય, ચતુરાઈ ન હોય અને ઉદાર સ્વભાવ ન હોય (આ પાંચ વસ્તુઓનો અભાવ હોય) ત્યાં નિવાસ કરવો નહીં. ૪૫૦

अपुत्रस्य गृहं शून्यं सन्मित्ररहितस्य च ।
मूर्खस्य च दिशः शून्याः सर्वशून्या दरिद्रता ॥४५१॥

પુત્રહીનનું ઘર શૂન્ય જેવું છે, સારો મિત્ર ન હોય તેનું ઘર પણ તેવું જ છે, મૂર્ખને બધી દિશાઓ શૂન્ય છે (મૂર્ખને કોઈ દિશા સૂઝતી નથી, કાંઈ બારી, કોઈ માર્ગ સૂઝતો નથી.) અને દરિદ્રતા બધી બાબતોમાં શૂન્યરૂપ છે. ૪૫૧

परिच्छेदो हि पाण्डित्यं यदापन्ना विपत्तयः ।
अपरिच्छेदकर्तॄणां विपदः स्युः पदे पदे ॥ ४५२ ॥

વિપત્તિઓ આવી પડે તે જ વખતે તેમનો નાશ કરી દેવો એમાં ડહાપણ છે. જેઓ આ રીતે આવતી જ વિપત્તિઓનો નાશ કરી દેતા નથી અને ચલાવી લે છે, તેમને વારંવાર નવી નવી વિપત્તિઓ ઊભી થાય છે.

पानीयं वा निरायासं स्वाद्वन्नं वा भयोत्तरम् ।
विचार्य खलु पश्यामि तत्सुखं यत्र निर्वृतिः ॥४५३॥

કશો પ્રયાસ કર્યા વિના સરળ રીતે કેવળ જળ પીવા મળ્યું હોય અથવા ખૂબ ભય અને કલેશ વેઠ્યા પછી સ્વાદિષ્ટ અન્ન પ્રાપ્ત થયું હોય–આ બંને ઉપર વિચાર કરતાં હું જોઉં છું કે જેમાં શાંતિ અને સંતોષ છે તેમાં જ સુખ છે. (અર્થાત્ અસંત ભય–કલેશ–પરિશ્રમ વેઠ્યા પછી મળેલા મિષ્ટાન્ન કરતાં અનાયાસે મળેલ જળ પીને અથવા સરળતાથી મળેલ રોટલો–શાક ખાઈને

સંતોષથી શાંતિમાં રહેવું એ વધુ સુખકર છે.) ૪૫૩

जलमग्निर्विषं शस्त्रं क्षुद्व्याधिः पतनं गिरेः ।
निमित्तं किंचिदासाद्य देही प्राणान्विमुञ्चति ॥४५४॥

જળ, અગ્નિ, વિષ, શસ્ત્ર, ભૂખ, વ્યાધિ અથવા પર્વત પરથી પતન—આવું કંઈ ને કંઈ નિમિત્ત પ્રાપ્ત કરીને દેહધારી જીવ પ્રાણત્યાગ કરે છે. (સૌ કોઈ પ્રાણીઓ મૃત્યુ પામે છે, પણ મૃત્યુ પોતે મરણનું કારણ કે નિમિત્ત બનતું નથી; પણ ઉપરની કોઈ વસ્તુને નિમિત્ત બનાવીને મૃત્યુ પોતાનું કામ કરે છે.) ૪૫૪

नाप्राप्यमभिवाञ्छन्ति नष्टं नेच्छन्ति शोचितुम् ।
आपत्स्वपि न मुह्यन्ति नराः पण्डितबुद्धयः ॥४५५

ઉત્તમ બુદ્ધિવાળા માણસો પોતાનાથી પ્રાપ્ત ન થઈ શકે એવી વસ્તુની ઇચ્છા કરતા નથી, નાશ પામેલી વસ્તુનો શોક કરવો ઇષ્ટ ગણતા નથી તેમ જ આપત્તિઓમા મૂંઝાતા પણ નથી. ૪૫૫

सुखमापतितं सेव्यं दुःखमापतितं तथा ।
चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च ॥४५६॥

જેવી રીતે (હર્ષિત થયા વિના—છકી ગયા વિના) આવી પડેલું સુખ ભોગવવું જોઈએ તેવી જ રીતે (શોકયુક્ત કે વ્યાકુળ થયા વિના) આવી પડેલું દુઃખ પણ ભોગવવું જોઈએ; કારણ કે સુખો અને દુઃખો પૈડાની જેમ એક પછી એક જીવનમા ફરતાં જ રહેતા હોય છે. ૪૫૬

वृत्त्यर्थं नातिचेष्टेत सा हि धात्रैव निर्मिता ।
गर्भादुत्पतिते जन्तौ मातुः प्रस्रवतः स्तनौ ॥४५७॥

જીવનનિર્વાહ માટે અતિશય શ્રમ કરવો ન જોઈએ; કારણ કે દરેકની આજીવિકા વિધાતાએ નક્કી જ કરી દીધેલી હોય છે. બાળક ગર્ભમાંથી ઉત્પન્ન થાય છે તેની સાથે જ માતાના સ્તનમા દૂધ વહેવા લાગે છે.

येन शुक्लीकृता हंसाः शुकाश्च हरितीकृताः ।
मयूराश्चित्रिता येन स ते वृत्तिं विधास्यति ॥४५८॥

હે ભાઈ, (વિશ્વાસ રાખ, ધૈર્ય રાખ) જે વિધાતાએ હંસોને ધોળા બનાવ્યા છે, પોપટોને લીલા બનાવ્યા છે અને મયૂરોને ચિત્રવિચિત્ર બનાવ્યા છે, તે જ તારી વૃત્તિની (જીવનનિર્વાહની) ગોઠવણ કરી દેશે. ૪૫૮

धर्मार्थं यस्य वित्तेहा वरं तस्य निरीहता ।
प्रक्षालनाद्धि पङ्कस्य दूरादस्पर्शनं वरम् ॥ ४५९ ॥

જે માણસ ધર્મને—પરોપકારને માટે પૈસો મેળવવા પ્રયત્ન કરતો હોય, તેના કરતાં તો તે પ્રયત્ન ન કરે તે સારું. કાદવથી ખરડાઈને પછી તેને ધોઈ નાખવો તેના કરતાં દૂરથી જ તેનો સ્પર્શ ન કરવો તે વધારે સારું છે. ૪૫૯

जन्मनि क्लेशबहुले किं नु दुःखमतः परम् ।
इच्छासंपद्यतो नास्ति यच्चेच्छा न निवर्तते ॥४६०॥

માણસને આ ક્લેશથી ભરપૂર જન્મ મળ્યો છે એ જ એક મોટા દુઃખરૂપ છે. તેનાથી અધિક બીજું દુઃખ શું હોઈ શકે? વળી માણસની ઇચ્છાને તૃપ્ત કરી શકે એવી સંપત્તિ (દુનિયાભરમાં) કોઈ જ નથી; કારણ કે ઇચ્છા પોતે જ કદી તૃપ્ત થઈને નિવૃત્ત થતી નથી. (માટે ઇચ્છાનું શમન કરવું તે જ સાચી સંપત્તિ છે.) ૪૬૦

यद्यदेव हि वाञ्छेत ततो वाञ्छा प्रवर्तते ।
प्राप्त एवार्थतः सोऽर्थो यतो वाञ्छा निवर्तते ॥४६१॥

આપણે જે જે પદાર્થોની ઇચ્છા કરતા જઈશું, તે તે પદાર્થો મળતા જશે તેમ તેમ ઇચ્છા—વાસના નિવૃત્ત થવાને બદલે વધતી જશે. અને જે પદાર્થોના પ્રાપ્ત થવાથી ઇચ્છા—વાસના નિવૃત્ત થાય છે તે (આત્મરૂપ) પદાર્થ તો પ્રાપ્ત થયેલો જ છે. (માટે માણસે આત્મતૃપ્ત બની ઇચ્છાઓનું—વાસનાનું શમન કરવું જોઈએ.) ૪૬૧

अम्भांसि जलजन्तूनां दुर्गं दुर्गनिवासिनाम् ।
स्वभूमिः श्वापदादीनां राज्ञां मन्त्री परं बलम् ॥४६२

જળચર પ્રાણીઓનું બળ જળ છે, દુર્ગ (કિલ્લા) માં રહેનારાઓનું બળ દુર્ગ છે, વન્ય અને ગ્રામ્ય પશુઓનું બળ પોતાના રહેઠાણની જગ્યા છે અને રાજાઓનું મુખ્ય બળ મંત્રી છે. ૪૬૨

कायः संनिहितापायः संपदः पदमापदाम् ।
समागमाः सापगमाः सर्वमुत्पादि भङ्गुरम् ॥४६३॥

આ કાયા (જરા—વ્યાધિ—મૃત્યુરૂપ) વિનાશના કાંઠે જ રહેલી છે. તેને જે સંપત્તિઓ પ્રાપ્ત થાય છે તે સાથે વિપત્તિઓ આવનારી હોય છે (અથવા સંપત્તિઓ તેમને સ્થાને વિપત્તિઓ મૂકીને જાય છે) અને જે (પ્રિય જનો વગેરેના) સમાગમો છે તે પણ વિયોગમાં જ પરિણમનારા છે—આમ વિધાતાએ બધું નાશવંત જ ઉત્પન્ન કર્યું છે. ૪૬૩

अधोऽधः पश्यतः कस्य महिमा नोपचीयते ।
उपर्युपरि पश्यन्तः सर्व एव दरिद्रति ॥ ४६४ ॥

માણસ જેમ જેમ પોતાના કરતાં ઊતરતી સ્થિતિવાળાઓ તરફ જુએ છે તેમ તેમ તેને પોતાનું મોટાપણું વધારે ને વધારે જણાય છે અને માણસ જેમ જેમ પોતાના કરતાં ઉચ્ચ સ્થિતિવાળાઓ તરફ જુએ છે તેમ તેમ પોતાની સ્થિતિ તેને દરિદ્ર જણાય છે.

अलब्धं चैव लिप्सेत लब्धं रक्षेदवेक्षया ।
रक्षितं वर्धयेत्सम्यग्वृद्धं तीर्थेषु निक्षिपेत् ॥४६५॥

માણસે જે પ્રાપ્ત ન કર્યું હોય તે પ્રયત્નપૂર્વક પ્રાપ્ત કરતા રહેવું જોઈએ. પ્રાપ્ત કર્યું હોય તેનું કાળજીપૂર્વક રક્ષણ કરવું જોઈએ, રક્ષણ કર્યું હોય તેને સારી રીતે વધારતા રહેવું જોઈએ અને વૃદ્ધિ પમાડયું હોય તેને સન્માર્ગે વાપરવું જોઈએ. ૪૬૫

शीतवातातपक्लेशान्सहन्ते यान्पराश्रिताः ।
तदंशेनापि मेधावी तपस्तप्त्वा सुखी भवेत् ॥४६६॥

(બીજાની ચાકરી કરીને જીવનારા અલ્પ બુદ્ધિવાળા) પરાધીન માણસો ટાઢ, તડકો, પવન વગેરેના જે જે કલેશો (મોટા પ્રમાણમાં) સહન કરતા હોય છે, તેની અપેક્ષાએ બુદ્ધિમાન માણસ થોડા ભાગનું પણ તપ કરે (કષ્ટ સહન કરે) તો સુખી થાય છે. ૪૬૬

एतावज्जन्मसाफल्यं यदनायत्तवृत्तिता ।
ये पराधीनतां यातास्ते वै जीवन्ति के मृताः ॥४६७

જન્મની સફળતા એ જ છે કે માણસ સ્વતંત્ર રીતે જીવી શકે. આથી જેઓ પરાધીનપણે જીવી રહ્યા છે તેમને પણ જો આપણે 'જીવતા' કહીશુ તો પછી આ દુનિયામા 'મરેલા' કોણ છે? ૪૬૭

आश्रितानां भृतौ स्वामिसेवायां धर्मसेवने ।
पुत्रस्योत्पादने चैव न सन्ति प्रतिहस्तकाः ॥४६८॥

આશ્રિતોનું ભરણપોષણ કરવામા, પોતાના સ્વામીની સેવા કરવામા, ધર્મનું આચરણ કરવામાં અને સંતાનોત્પત્તિ કરવામાં પ્રતિનિધિ હોઈ શકતા નથી.

पृष्ठतः सेवयेदर्कं जठरेण हुताशनम् ।
स्वामिनं सर्वभावेन परलोकममायया ॥ ४६९ ॥

સૂર્યનુ સેવન પીઠથી કરવુ, અગ્નિનુ સેવન પેટથી કરવું, પોતાના સ્વામીનુ સેવન સર્વભાવથી કરવું અને પરલોકનુ સેવન માયા છોડીને કરવુ. ૪૬૯

पञ्चभिर्याति दासत्वं पुराणैः कोऽपि मानवः ।
कोऽपि लक्षैः कृती कोऽपि लक्षैरपि न लभ्यते ॥४७०

કોઈ માણસ પાચ રૂપિયા(પુરાણ)થી પણ નોકરી (નોકરપણું) સ્વીકારી લે છે અને કોઈ માણસને લાખ રૂપિયા આપવા પડે છે અને કોઈ અત્યંત નિષ્ણાત (અથવા કૃતકૃત્ય) માણસ લાખો રૂપિયા આપે પણ મેળવી શકાતો નથી. ૪૭૦

वाजिवारणलोहानां काष्ठपाषाणवाससाम् ।
नारीपुरुषतोयानामन्तरं महदन्तरम् ॥ ४७१ ॥

(કોઈ ઘોડા સો રૂપિયાનો હોય છે અને કોઈ હજાર કે લાખ રૂપિયાનો હોય છે. કોઈ પથ્થર એક રૂપિયાનો હોય છે અને કોઈ પથ્થર અથવા હીરો લાખ રૂપિયાનો હોય છે) આમ ઘોડા, હાથી, લોઢું, લાકડું, પથ્થર, વસ્ત્ર, સ્ત્રી, પુરુષ અને પાણી આ બધી વસ્તુઓમાં (ગુણવત્તામાં) ઘણું જ મોટું અંતર જોવામાં આવે છે. ૪૭૧

आरोप्यते शिला शैले यत्नेन महता यथा ।
निपात्यते क्षणेनाधस्तथात्मा गुणदोषयोः ॥४७२॥

જેમ પથ્થરની શિલાને મોટા પ્રયત્નથી પર્વત પર ચઢાવી શકાય છે, પણ ક્ષણમા વિના પ્રયત્ને જ નીચે પાડી શકાય છે, તેવી જ રીતે પોતાને માટે ગુણોથી ઉચ્ચ બનવા માણસને મોટો પ્રયત્ન કરવો પડે છે, પણ દોષોથી ક્ષણમાં જ વિના પ્રયત્ને માણસનું પતન થાય છે. ૪૭૨

अनाहूतो विशेद्यस्तु अपृष्टो बहु भाषते ।
आत्मानं मन्यते प्रीतं भूपालस्य स दुर्मतिः ॥४७३॥

'હું રાજાને ઘણો જ વહાલો છું' એમ માનીને જે માણસ વગર બોલાવ્યો રાજભવનમાં પ્રવેશ કરે છે અને વગર પૂછે ઘણું બોલે છે, તે માણસ ખરાબ મતિનો છે. ૪૭૩

किमप्यस्ति स्वभावेन सुन्दरं वाप्यसुन्दरम् ।
यदेव रोचते यस्मै भवेत्तत्तस्य सुन्दरम् ॥४७४॥

શું (દુનિયામાં) કોઈ પણ વસ્તુ સ્વયં સુંદર કે અસુંદર છે? (નથી જ.) જે વસ્તુ જેને રુચે–પ્રિય લાગે તે જ તેને માટે સુદર બની રહે છે. ૪૭૪

यस्य यस्य हि यो भावस्तेन तेन हि तं नरम् ।
अनुप्रविश्य मेधावी क्षिप्रमात्मवशं नयेत् ॥४७५॥

જે જે માણસનો જેવો જેવો ભાવ કે સ્વભાવ હોય તેના દ્વારા તે માણસને અનુસરીને, (અનુકૂળ થઈને) તેના હૃદયમાં પ્રવેશ કરીને (તેનો પ્રેમ મેળવીને) થોડા જ વખતમાં તેને પોતાને વશ કરી લેવો. ૪૭૫

दोषभीतेरनारम्भस्तत्कापुरुषलक्षणम् ।
कैरजीर्णभयाद्भ्रातर्भोजनं परिहीयते ॥ ४७६ ॥

કાર્ય સફળ થવામા મુશ્કેલી વિઘ્નો, નિષ્ફળતા આદિ દોષો(ઉત્પન્ન થવાના સંભવ)ને કારણે કાર્યનો આરંભ ન કરવો એ નિર્બળ અથવા હલકા પુરુષનું લક્ષણ છે. હે ભાઈ, 'ખાઈશું ને કદાચ અજીર્ણ થઈ જાય તો' એવા ભયથી કેટલા માણસો ખાવાનું છોડી દે છે? ૪૭૬

स्थान एव नियोज्यन्ते भृत्याश्चाभरणानि च ।
नहि चूडामणिः पादे नूपुरं मूर्ध्नि धार्यते ॥४७७॥

સેવકો અને ઘરેણાં તેમના ઘટતા સ્થાનમાં જ ઉપયોગમાં લેવાય છે, માથા પર ધારણ કરવાનો મણિ પગમાં પહેરાતો નથી અને પગનું નૂપુર માથે પહેરાતું નથી.

मुकुटे रोपितः काचश्चरणाभरणे मणिः ।
नहि दोषो मणेरस्ति किंतु साधोरविज्ञता ॥ ४७८ ॥

માથામાં મુકુટમાં કાચ જડવામાં આવ્યો હોય અને મણિને પગના ઘરેણામાં જડવામાં આવ્યો હોય, એમાં મણિનો દોષ નથી પણ જડનારની જ અજ્ઞાનતા જણાઈ આવે છે. ૪૭૮

बालादपि गृहीतव्यं युक्तमुक्तं मनीषिभिः ।
रवेरविषये किं न प्रदीपस्य प्रकाशनम् ॥ ४७९ ॥

સારી રીતે બોલાયેલું વચન બાળક પાસેથી પણ બુદ્ધિશાળી જનોએ સ્વીકારી લેવું જોઈએ. સૂર્યનો પ્રકાશ ન હોય, તે સ્થળે શું દીવો નથી પ્રકાશતો ?

बन्धुस्त्रीभृत्यवर्गस्य बुद्धेः सत्त्वस्य चात्मनः ।
आपन्निकषपाषाणे नरो जानाति सारताम् ॥४८०॥

બંધુઓ, સ્ત્રી, સેવકવર્ગ. પોતાની બુદ્ધિ અને પોતાના સત્ત્વમાં (ધૈર્ય, સહનશીલતા, ગંભીરતા, પ્રભાવ, સત્યનિષ્ઠા વગેરે પોતાના ગુણોમાં) કેટલો કસ છે તે માણસ આપત્તિના સમયરૂપ કસોટીના પથ્થર ઉપર જાણી શકે છે. ૪૮૦

आपद्युन्मार्गगमने कार्यकालात्ययेषु च ।
कल्याणवचनं ब्रूयादपृष्टोऽपि हितो नरः ॥४८१॥

માણસ આપત્તિમાં આવી પડ્યો હોય, અવળે માર્ગે જતો હોય, જે સમયે તેણે કામ કરવાનું હોય તેનો સમય વહી જતો હોય, ત્યારે જે એનો હિતેચ્છુ હોય તેણે પોતાને પૂછવામાં આવ્યું ન હોય તોપણ એના હિતનું વચન કહેવું જોઈએ. ૪૮૧

कुर्वन्नपि व्यलीकानि यः प्रियः प्रिय एव सः ।
अनेकदोषदुष्टोऽपि कायः कस्य न वल्लभः ॥४८२॥

ખોટાં કામ કરતો હોય તોપણ જે પ્રિય હોય છે, તે પ્રિય જ રહે છે. અનેક દોષોથી દૂષિત થયેલો હોય છતાં પોતાનો દેહ કોને પ્રિય નથી હોતો ? ૪૮૨

अप्रियाण्यपि कुर्वाणो यः प्रियः प्रिय एव सः ।
दग्धमन्दिरसारेऽपि कस्य वह्नावनादरः ॥४८३॥

અપ્રિય કામ કરતો હોય તોપણ જે પ્રિય હોય છે, તે પ્રિય જ રહે છે. ઘરના સારા સારા પદાર્થો બાળી નાખ્યા હોય છતાં અગ્નિ ઉપર કોને અનાદર થાય છે ?

अप्रियस्यापि पथ्यस्य परिणामः सुखावहः ।
वक्ता श्रोता च यत्रास्ति रमन्ते तत्र संपदः ॥४८४॥

અપ્રિય હોય છતાં હિતકારક હોય તેનું પરિણામ સુખકારક થાય છે. આવી અપ્રિય છતાં હિતકારક વાતોને કહેનારા અને સાંભળનારા જ્યાં હોય છે ત્યાં સંપત્તિઓ વિલસતી હોય છે. ૪૮૪

न परस्यापराधेन परेषां दण्डमाचरेत् ।
आत्मनावगतं कृत्वा बध्नीयात्पूजयेच्च वा ॥ ४८५ ॥

એકના અપરાધથી બીજાને દંડ ન કરવો જોઈએ. (ગુનેગાર અથવા નિર્દોષને) સ્વસ્થ મનથી બરાબર જાણી લીધા પછી જ તેને (ગુનેગાર હોય તો) દંડ દેવો (અથવા નિર્દોષ હોય તો) તેનો સત્કાર કરવો જોઈએ.

गुणदोषावनिश्चित्य विधिर्न ग्रहनिग्रहे ।
स्वनाशाय यथा न्यस्तो दर्पात्सर्पमुखे करः ॥४८६॥

ગુનેગાર–બિનગુનેગારનો નિશ્ચય કર્યા વિના કોઈને દંડ કે દમન કરવાનો વિધિ (નિયમ–કાયદો–વિધાન) નથી. નિશ્ચય કર્યા વિના આમ કરવું તે અભિમાનથી પોતાના નાશ માટે સાપના મોંમાં હાથ નાખવા બરાબર છે.

पराभवं परिच्छेत्तुं योग्यायोग्यं न वेत्ति यः ।
अस्तीह यस्य विज्ञानं स कृच्छ्रेऽपि न सीदति ॥४८७

પોતાનો પરાભવ શાથી થયો તેનો ક્યાસ કાઢવા માગનાર જે માણસ પોતાથી શું યોગ્ય થયું અને શું અયોગ્ય થયું તે સમજી ન શકે તો દુઃખી થાય છે; પણ જે માણસને આ વાતનું બરાબર જ્ઞાન હોય છે, તે મુશ્કેલીના સમયે પણ દુઃખી થતો નથી. ૪૮૭

ययोरेव समं वित्तं ययोरेव समं बलम् ।
तयोर्विवादो मैत्री वा नोत्तमाधमयोः क्वचित् ॥४८८॥

જે બે વ્યક્તિઓ પાસે સમાન જ્ઞાન, સમાન ધન અને સમાન બળ હોય, તે બંનેની વચ્ચે વિરોધ અથવા મૈત્રીને અવકાશ છે; પણ (જે બેની વચ્ચે આ બાબતોમાં ઘણું જ અંતર હોય) જે ખૂબ જ અધિક હોય અને જે ખૂબ જ ન્યૂન હોય, તે બન્નેની વચ્ચે કદી પણ ક્યાંય પણ વિરોધ અથવા મૈત્રીને અવકાશ નથી. ૪૮૮

बलवानपि निस्तेजाः कस्य नाभिभवास्पदम् ।
निःशङ्कं दीयते लोकैः पश्य भस्मचये पदम् ॥४८९॥

બળવાન હોય પણ નિસ્તેજ હોય તેવો માણસ કોના તિરસ્કારનું પાત્ર નથી બનતો ? (અગ્નિ વિનાનો) ભસ્મનો મોટો ઢગલો હોય છે તોપણ લોકો તેના પર નિઃશંકપણે પગ મૂકે છે (પણ નાના સરખા સળગતા અંગારા પર મૂકતા નથી.) ૪૮૯

बन्धुः को नाम दुष्टानां कुप्येत्को नातियाचितः ।
को न तृप्यति वित्तेन कुकृत्ये को न पण्डितः ॥४९०

દુષ્ટોને બંધુ કોણ હોય? વધારે પડતી યાચના કરવામાં આવતાં કોણ કુપિત ન થાય? પેસા વડે કોણ સંતુષ્ટ નથી થતો? અને ખોટું કામ કરવામાં કોણ હોશિયાર નથી હોતો? ૪૯૦

धर्मार्थकामतत्त्वज्ञो नैकान्तकरुणो भवेत् ।
नहि हस्तस्थमप्यन्नं क्षमावान्भक्षितुं क्षमः ॥४९१॥

ધર્મ, અર્થ અને કામને સિદ્ધ કરવાની રીતને જાણનારો અત્યંત દયાળુ થઈ શકે નહીં; કારણ કે એવો દયાળુ અને સહનશીલ માણસ તો પોતાના હાથમાં રહેલું અન્ન પણ ખાઈ શકતો નથી. (દયાથી પ્રેરાઈને બીજાને જ આપી દે.) ૪૯૧

क्षमा शत्रौ च मित्रे च यतीनामेव भूषणम् ।
अपराधिषु सत्त्वेषु नृपाणां सैव दूषणम् ॥४९२॥

શત્રુ અને મિત્ર ઉપર સમાન ભાવે ક્ષમા રાખવી એ યતિઓનુ ભૂષણ છે પરંતુ અપરાધી પ્રાણીઓ ઉપર ક્ષમા રાખવી એ રાજાઓ માટે દૂષણ છે. ૪૯૨

सेवितव्यो महावृक्षः फलच्छायासमन्वितः ।
यदि दैवात्फलं नास्ति छाया केन निवार्यते ॥४९३॥

ફળ અને છાયાથી યુક્ત મોટા વૃક્ષનો (અથવા મોટા માણસનો) આશ્રય લેવો જોઈએ. દૈવયોગે તેની પાસેથી ફળ પ્રાપ્ત ન થાય તોપણ તેની છાયા તો કોનાથી અટકાવી શકાય છે? ૪૯૩

हीनसेवा न कर्तव्या कर्तव्यो महदाश्रयः ।
पयोऽपि शौण्डिकीहस्ते वारुणीत्यभिधीयते ॥४९४॥

હલકા માણસોની સેવા ન કરવી. હમેશાં મોટાનો આશ્રય લેવો. (કારણ કે હલકા માણસની પાસે રહેલો સારો હોય તોપણ હલકો ગણાય છે.) કલાલની સ્ત્રીના હાથમા રહેલું દૂધ પણ 'દારૂ' જ કહેવાય છે. ૪૯૪

महानप्यल्पतां याति निर्गुणे गुणविस्तरः ।
आधाराधेयभावेन गजेन्द्र इव दर्पणे ॥ ४९५ ॥

જેમ હલકાનો આધાર લેનાર પણ હલકો ગણાય છે, તેમ મોટા ગુણોવાળો અથવા મોટા વિસ્તારવાળો પદાર્થ પણ ગુણહીનના સંપર્કમા અલ્પતાને પામે છે–જેમ મોટા શરીરવાળો હાથી નાના દર્પણમાં નાનો દેખાય છે.

वैद्यानामातुरः श्रेयान्व्यसनीमौनियोगिनाम् ।
विदुषां जीवनं मूर्खः सद्वर्णो जीवनं सताम् ॥४९६॥

વૈદ્યોનું શ્રેય (જીવનનિર્વાહ) રોગીથી છે, યોગી–મુનિઓનું શ્રેય (અર્થાત્ ભિક્ષા આદિનો પ્રબંધ) વ્યસનીઓથી–સંસારીઓથી છે, બુદ્ધિશાળીઓનો જીવનનિર્વાહ મૂર્ખાઓથી થાય છે અને સત્પુરુષોનો નિર્વાહ ઉચ્ચ વર્ણના લોકોથી થાય છે. ૪૯૬

तावद्भयाद्धि भेतव्यं यावद्भयमनागतम् ।
आगतं तु भयं वीक्ष्य प्रहर्तव्यमभीतवत् ॥४९७॥

ભયથી ત્યાં સુધી બીવું જોઈએ કે જ્યાં સુધી ભય આવી પહોંચ્યો ન હોય, ભયને આવી પહોંચેલો જોઈને તો નિર્ભયની પેઠે તેના પર પ્રહાર કરવા જોઈએ.

सुपूरा स्यात्कुनदिका सुपूरो मूषकाञ्जलिः ।
सुसंतुष्टः कापुरुषः स्वल्पकेनापि तुष्यति ॥४९८॥

નાની નદી જલદીથી ભરાઈ જાય છે–તેમાં જલદી પૂર આવે છે. ઉંદરનો ખોબો જલદી ભરાઈ જાય છે. તેમ હલકો માણસ થોડી વસ્તુથી (થોડી લાયરુશવતથી) પણ જલદી સંતુષ્ટ થઈ જાય છે. ૪૯૮

अम्भसा भिद्यते सेतुस्तथा मन्त्रोऽप्यरक्षितः ।
पैशुन्याद्भिद्यते स्नेहो वाचा भिद्येत कातरः ॥४९९॥

પુલ પાણીથી તૂટી જાય છે, મંત્ર ગુપ્ત ન રાખવાથી ફૂટી જાય છે, ચાડીચુગલી કરવાથી સ્નેહમા ભેદ પાડી શકાય છે અને ડરપોક માણસ માત્ર વાણીથી જ (દમદાટી આપવાથી) ફૂટી જાય છે. ૪૯૯

अन्यप्रतापमासाद्य यो दृढत्वं न गच्छति ।
जातुषाभरणस्येव रूपेणापि हि तस्य किम् ॥५००॥

બીજાનો પ્રતાપ–પ્રભાવ પ્રાપ્ત થયા પછી પણ જે માણસ દૃઢ–મજબૂત બનતો નથી, તેની શુ કિંમત છે? અગ્નિથી ઓગળવાથી બનેલા લાખના રમકડાં ગમે તેટલાં સુંદર દેખાય છે પણ (મજબૂતાઈ વિનાના હોવાથી) તેમની શી કિંમત છે? ૫૦૦

भये वा यदि वा हर्षे संप्राप्ते यो विमर्शयेत् ।
कृत्यं न कुरुते वेगान्न स संतापमाप्नुयात् ॥५०१॥

ભય અથવા હર્ષનું કારણ પ્રાપ્ત થયા પછી જે માણસ લાંબો વખત વિચાર કર્યા કરે છે, પણ સત્વર જે કરવું જોઈએ તે કરતો નથી, તે છેવટે સંતાપને પામે છે.

न वध्यन्ते ह्यविश्वस्ता बलिभिर्दुर्बला अपि ।
विश्वस्तास्त्वेव वध्यन्ते बलिनो दुर्बलैरपि ॥५०२॥

વિશ્વાસમા લીધા ન હોય તેવા નિર્બળોને બળવાનો પણ મારી શકતા નથી. અને વિશ્વાસમા લીધા હોય એવા બળવાનોને નિર્બળો પણ મારી નાખે છે. ૫૦૨

महामतिरपि प्राज्ञो न विश्वासं व्रजेद्रिपौ ।
विश्वासात् त्रिदशेन्द्रेण दितेर्गर्भो विदारितः ॥५०३॥

પોતે મહાબુદ્ધિવાળો હોય તોપણ ડાહ્યા માણસે શત્રુ પર વિશ્વાસ મૂકવો નહીં. દિતિએ વિશ્વાસ મૂક્યો એને લીધે જ ઇંદ્રે તેના ગર્ભના ટુકડે ટુકડા કરી દીધા.૫૦૩

मन्त्रिणां भिन्नसंधाने भिषजां सांनिपातिके ।
कर्मणि व्यज्यते प्रज्ञा स्वस्थे को वा न पण्डितः ॥५०४

મંત્રીઓની-સલાહકારોની બુદ્ધિની પરખ ભેદ પડેલાઓની વચ્ચે સંધિ-સુમેળ કરાવવામાં થાય છે અને ચિકિત્સકોની બુદ્ધિની પરખ ત્રિદોષથી થયેલા વ્યાધિઓને સાધ્ય કરવામાં થાય છે. એ સિવાય સ્વસ્થ ( સાજા અને સુમેળવાળા ) માણસોની સાથે કામ કરવામાં તો (કુશળ કે અકુશળ) કોણ બુદ્ધિશાળી નથી લાગતો?

अमृतं शिशिरे वह्निरमृतं प्रियदर्शनम् ।
अमृतं राजसंमानममृतं क्षीरभोजनम् ॥ ५०५ ॥

શિશિર ઋતુમાં અગ્નિ અમૃત(-તુલ્ય સુખકર) છે, પ્રિય પદાર્થનું દર્શન અમૃત(-તુલ્ય સુખકર) છે, રાજા તરફથી સમ્માન પ્રાપ્ત થાય તે અમૃત(તુલ્ય સુખકર) છે અને દૂધનું ભોજન અમૃત(તુલ્ય સુખકર) છે.

सर्पाणां च खलानां च परद्रव्यापहारिणाम् ।
अभिप्राया न सिध्यन्ति तेनेदं वर्तते जगत् ॥५०६॥

સર્પો(સર્પ જેવા ઝેરી-ક્રોધી-દ્વેષી-હિંસક લોકો)ના, કપટી લોકોના અને પરદ્રવ્યને હરનારા ચોર લોકોના અભિપ્રાયો ઇરાદાઓ સિદ્ધ થતા નથી, એને લીધે જ આ જગત ટકી રહ્યું છે. ૫૦૬

नाविदग्धः प्रियं ब्रूयात्स्फुटवक्ता न वञ्चकः ।
निःस्पृहो नाधिकारी स्यान्नाकामी मण्डनप्रियः ॥५०७

ચાતુર્ય વિનાનો માણસ પ્રિય બોલતો નથી. સ્પષ્ટવક્તા માણસ છેતરનાર હોતો નથી. નિઃસ્પૃહ માણસ અધિકારી બનતો નથી અને ઘરેણાં, ટાપટીપ પ્રિય હોય એવા માણસ અકામી( કામ વિનાનો ) હોતો નથી. ૫૦૭

औषधार्थसुमन्त्राणां बुद्धेश्चैव महात्मनाम् ।
असाध्यं नास्ति लोकेऽत्र यद्ब्रह्माण्डस्य मध्यगम् ॥

આ લોકમાં સારા મંત્રો માટે અને મહાન પુરુષોની બુદ્ધિને માટે બ્રહ્માડની અંદર રહેલ એવું કોઈ ઔષધ, એવો કોઈ ઉપાય કે એવો કોઈ પદાર્થ નથી કે જે અસાધ્ય હોય. ૫૦૮

न यस्य चेष्टितं विद्यान्न कुलं न पराक्रमम् ।
न तस्य विश्वसेत्प्राज्ञो यदीच्छेच्छ्रेयमात्मनः ॥५०९॥

જેનાં આચરણ, કુળ કે પરાક્રમ જાણવામાં આવ્યાં ન હોય, તેના ઉપર ડાહ્યા માણસે જો પોતાનું શ્રેય ઇચ્છતો હોય તો વિશ્વાસ ન કરવો. ૫૦૯

नष्टं मृतमतिक्रान्तं नानुशोचन्ति पण्डिताः ।
पण्डितानां च मूर्खाणां विशेषोऽयं यतः स्मृतः ॥५१०

બુદ્ધિશાળી માણસો અને મૂર્ખાઓ વચ્ચે જે આ ભેદ કહેવાયો છે તે એ જ કારણે કે ડાહ્યો માણસ નષ્ટ થયેલ, મૃત્યુ પામેલ કે વ્યતીત થઈ ગયેલ બાબતની પાછળ શોક કર્યા કરતા નથી. (પણ વર્તમાન કાળે શું કરવું જોઈએ, તેનો જ બરાબર વિચાર કરીને તે પ્રમાણે વર્તે છે.) ૫૧૦

अशोच्यानीह भूतानि यो मूढस्तानि शोचति ।
स दुःखे लभते दुःखं द्वावनर्थौ निषेवते ॥५११॥

આ સંસારમાં તમામ પ્રાણીપદાર્થો શોક કરવા યોગ્ય નથી, છતાં જે મૂઢ તેમનો શોક કરે છે તેની પાસે એક દુઃખ તો હોય છે તેમાં તે (શોકનું) બીજું દુઃખ ઉમેરે છે અને આ રીતે (એકને બદલે) બે અનર્થોને તે ભોગવે છે (કે જેનાથી તેણે મુક્ત રહેવું જોઈએ).

स सुहृद्व्यसने यः स्यात्स पुत्रो यस्तु भक्तिमान् ।
स भृत्यो यो विधेयज्ञः सा भार्या यत्र निर्वृतिः ॥५१२

જે દુઃખમાં સાથે રહે તે સાચો મિત્ર છે, જે માતા-પિતા પ્રત્યે સેવા અને પૂજ્યભાવવાળો હોય તે સાચો પુત્ર છે, પોતાને કરવાનું કામ જે પહેલેથી જાણી લઈને કરી દે છે તે સાચો સેવક છે અને જેની પાસે બધાં દુઃખો દૂર થઈ જઈને પરમ આનંદ મળે તે સાચી પત્ની છે. ૫૧૨

यत्र देशेऽथवा स्थाने भोगान्भुक्त्वा स्ववीर्यतः ।
तस्मिन्विभवहीनो यो वसेत्स पुरुषाधमः ॥ ५१३ ॥

જે દેશમાં અથવા સ્થાનમાં માણસે પોતાના પરાક્રમથી ભોગો-વૈભવો ભોગવ્યા હોય ત્યા જે વૈભવહીન દશામા પડી રહે તે અધમ પુરુષ છે. ૫૧૩

येनाहंकारयुक्तेन चिरं विलसितं पुरा ।
दीनं वदति तत्रैव यः परेषां स निन्दितः ॥ ५१४ ॥

જે સ્થળે માણસે ગર્વ અને અહંકારથી યુક્ત થઈ લાંબો સમય વૈભવ-વિલાસ માણ્યા હોય, તે જ સ્થળે જે માણસ બીજાઓની આગળ દીન વાણી બોલે છે ત્યારે તે નિંદિત બને છે. ૫૧૪

मूर्खाणां पण्डिता द्वेष्या निर्धनानां महाधनाः ।
व्रतिनः पापशीलानामसतीनां कुलस्त्रियः ॥ ५१५ ॥

મૂર્ખાઓ માટે દ્વેષ કરવા યોગ્ય બુદ્ધિશાળીઓ હોય છે, નિર્ધન માણસો માટે દ્વેષ કરવા યોગ્ય મોટા ધનિકો હોય છે, પાપનુ દ્વેષ કરવા યોગ્ય સદ્વ્રતીઓ-સદાચારીઓ હોય છે અને કુલટા-વ્યભિચારી સ્ત્રીઓ માટે દ્વેષ કરવા યોગ્ય કુલીન સતી સ્ત્રીઓ હોય છે.

मित्रद्रोही कृतघ्नश्च तथा विश्वासघातकः ।
ते नरा नरकं यान्ति यावच्चन्द्रदिवाकरौ ॥ ५१६ ॥

મિત્રનો દ્રોહ કરનારા, ઉપકાર પર અપકાર કરનારા, કૃતઘ્ન અને વિશ્વાસઘાતી-આટલા લોકો સૂર્ય અને ચંદ્ર રહે ત્યાં સુધી નરકમાં જાય છે. ૫૧૬

जिह्वालौल्यप्रसक्ताना जलमध्यनिवासिनाम् ।
अचिन्तितो वधोऽज्ञाना मीनानामिव जायते ॥५१७॥

જેઓ જીભની લોલુપતાને વશ બની ગયેલા છે (સ્વાદિષ્ટ વાનગીઓ ખાવામા આસક્તિવાળા છે) તેવા અજ્ઞાનીઓનો જીભની લોલુપતામા આસક્તિવાળા, જળમા રહેનારા માછલાની જેમ ઓચિંતો જ વધ થઈ જાય છે ૫૧૭

व्यसनेष्वेव सर्वेषु यस्य बुद्धिर्न हीयते ।
स तेषा पारमभ्येति तत्प्रभावादसशयम् ॥ ५१८ ॥

ગમે તેવા તમામ પ્રકારના દુ ખોમા જેની બુદ્ધિ ક્ષીણ થતી નથી—નાશ પામતી નથી, તે માણસ તેની એ બુદ્ધિના પ્રભાવથી એ દુ ખોની પાર પહોચી જાય છે, આમા કોઈ સ શય નથી ૫૧૮

मित्रवान्साधयत्यर्थान्दु साध्यानपि वै यत ।
तस्मान्मित्राणि कुर्वीत समानान्येव चात्मन ॥५१९॥

મિત્રોવાળો માણસ દુ સાધ્ય કાર્યોને પણ સાધી શકે છે માટે માણસે આત્મતુલ્ય પ્રેમવાળા મિત્રો કરવા

अपि सपूर्णतायुक्तै कर्तव्या सुहृदो बुधै ।
नदीश परिपूर्णोऽपि चन्द्रोदयमपेक्षते ॥ ५२० ॥

પોતે બધી રીતે સ પૂર્ણતાવાળા હોય તોપણ ડાહ્યા માણસોએ મિત્રો કરવા જોઈએ નદીઓનો સ્વામી સમુદ્ર પરિપૂર્ણ છે, તોપણ ચદ્રના ઉદયની અપેક્ષા રાખે છે

यो मित्र कुरुते मूढ आत्मनोऽसदृश कुधी ।
हीन वाप्यधिक वापि हास्यता यात्यसौ जन ॥५२१॥

જે પોતાને માટે સરખેસરખો ન હોય તેવો—પોતાના કરતા ઘણા ઊતરતા અથવા પોતાના કરતા ઘણા મોટા માણસને મિત્ર બનાવે છે તે માણસ કુબુદ્ધિવાળો, મૂર્ખ છે તે હાસ્યાસ્પદ બને છે ૫૨૧

कारणान्मित्रता याति कारणाद्याति शत्रुताम् ।
तस्मान्मित्रत्वमेवात्र योज्य वैर न धीमता ॥ ५२२ ॥

કોઈ પણ માણસ મિત્ર કે શત્રુ વિનાકારણે થતો નથી, પણ કારણને લીધે જ થાય છે, માટે માણસે સો કોઈ આપણુ મિત્ર થાય એ માટે મિત્રપણાથી જ વર્તવુ, પણ વૈરભાવથી ન વર્તવુ ૫૨૨

उपकाराच्च लोकाना निमित्तान्मृगपक्षिणाम् ।
भयाल्लोभाच्च मूर्खाणा मैत्री स्याद्दर्शनात्सताम् ॥५२३॥

સામાન્ય લોકોની મિત્રતા ઉપકારને કારણે થતી હોય છે, પશુ—પક્ષીઓની મિત્રતા નિમિત્તને લીધે થતી હોય છે (ગાય, ભેસ, ઘોડા વગેરેની મિત્રતા માણસો દૂધ, સવારી વગેરે નિમિત્તે કરે છે ) મૂર્ખ માણસોની મિત્રતા ભય અને લોભના કારણે થતી હોય છે અને સજ્જનોની મિત્રતા માત્ર તેમના દર્શનથી જ થતી હોય છે (સજ્જન જેને જુએ તેના પર સ્વાભાવિક રીતે જ મૈત્રીભાવ કરે છે અને સજ્જનને માત્ર જોવાથી જ તેના પર સ્વાભાવિક રીતે મૈત્રીભાવ ઉત્પન્ન થાય છે ) ૫૨૩

यस्य न ज्ञायते वीर्यं न कुल न विचेष्टितम् ।
न तेन सगतिं कुर्यादित्युवाच बृहस्पति ॥५२४॥

જેનુ તેજ કે પરાક્રમ, કુળ અને આચાર—વ્યવહાર જાણવામા ન હોય, તેની સોબત કરવી નહી, એમ બૃહસ્પતિએ કહ્યુ છે ૫૨૪

शनै शनैश्च भोक्तव्य स्वय वित्तमुपार्जितम् ।
रसायनमिव प्राज्ञैर्हेलया न कदाचन ॥ ५२५ ॥

પોતે પ્રાપ્ત કરેલુ દ્રવ્ય સમજુ માણસોએ રસાયનની જેમ ધીમે ધીમે ભોગવવુ જોઈએ કદી પણ ઉડાઉપણુ કરીને વેડફી ન મારવુ જોઈએ ૫૨૫

मृतो दरिद्र पुरुषो मृत मैथुनमप्रजम् ।
मृतमश्रोत्रिय श्राद्ध मृतो यज्ञस्त्वदक्षिण ॥ ५२६ ॥

દરિદ્ર માણસ મરેલા બરાબર છે, પ્રજોત્પત્તિ ન કરનારુ મૈથુન મરેલા બરાબર છે, જ્ઞાની સત્પુરુષ વિનાનુ શ્રાદ્ધ મરેલા બરાબર છે અને જેમા દ્રવ્ય આપવામા આવ્યુ ન હોય તેવો (દક્ષિણા વિનનો) યજ્ઞ (પરોપકાર) મરેલા બરાબર છે ૫૨૬

गुरो सुता मित्रभार्यां स्वामिसेवकगेहिनीम् ।
यो गच्छति पुमाल्लोके तमाहुर्ब्रह्मघातिनम् ॥५२७॥

ગુરુપુત્રી, મિત્રપત્ની, સ્વામીની પત્ની અને સેવકની પત્નીનો જે માણસ સમાગમ કરે છે, તેને આ લોકમા બ્રહ્મહત્યારો કહેલો છે ૫૨૭

अयश प्राप्यते येन येन चापगतिर्भवेत् ।
स्वर्गाच्च भ्रश्यते येन तत्कर्म न समाचरेत् ॥५२८॥

જેનાથી અપયશ પ્રાપ્ત થાય જેનાથી અધોગતિ—જીવનનુ પતન થાય અને જેનાથી માણસ સ્વર્ગમાથી (અથવા અત કરણની નિર્મળતામાથી) ભ્રષ્ટ થાય તેવુ કર્મ આચરવુ નહી ૫૨૮

य स्तोकेनापि सतोष कुरुते मन्दधीर्जन ।
तस्य भाग्यविहीनस्य दत्ता श्रीरपि मार्ज्यते ॥५२९॥

જેમ મદ બુદ્ધિવાળો માણસ થોડાથી પણ સ તોષ પામે છે (મહત્ત્વાકાક્ષા વિનાનો છે, અલ્પ પુરુષાર્થવાળો અને અલ્પ ધ્યેયવાળો છે,) તે ભાગ્યહીન છે વિધાતા તેના ભાગ્યમા લખેલી લક્ષ્મીને પણ ભૂસી નાખે છે.

कृतनिश्चयिनो वन्द्यास्तुङ्गिमा नोपभुज्यते ।
चातक को वराकोऽय यस्येन्द्रो वारिवाहक ॥५३०॥

જેમનો કરેલો નિશ્ચય ફરતો નથી એવા દૃઢ નિશ્ચયવાળા માણસો વંદ્ય છે–માન આપવા લાયક છે, જેમની ઊંચાઈ અથવા ઉચ્ચતા કોઈ કામમાં આવતી નથી એવા અનિશ્ચિત મનવાળા મોટા માણસો નહીં, બિચારું ચાતક પક્ષી કેટલું તુચ્છ છે, પણ તે (વરસાદનું જ પાણી પીવા માટે) કૃતનિશ્ચયી છે, તેથી ઇંદ્ર (અથવા મેઘ) પોતે જ તેને માટે પાણી લઈ આવે છે. ૫૩૦

तावत्स्यात्सर्वकृत्येषु पुरुषोऽत्र स्वयं प्रभुः ।
स्त्रीवाक्याङ्कुशविक्षुण्णो यावन्नोद्ध्रियते बलात् ॥५३१

માણસ ત્યાં સુધી જ સર્વ કાર્યો કરવામાં સમર્થ થઈ શકે છે કે જ્યાં સુધી તે સ્ત્રીનાં વાક્યોરૂપી અંકુશની બળપૂર્વક ઘવાઈને ઢળી પડતો નથી. ૫૩૧

अकृत्यं मन्यते कृत्यमगम्यं मन्यते सुगम् ।
अभक्ष्यं मन्यते भक्ष्यं स्त्रीवाक्यप्रेरितो नरः ॥५३२॥

સ્ત્રીનાં વાક્યોથી પ્રેરાયેલો માણસ ન કરવા યોગ્યને કરવા યોગ્ય માને છે, અસાધ્યને સાધ્ય માને છે અને ન ખાવા યોગ્યને ખાવા યોગ્ય માને છે. ૫૩૨

अग्निहोत्रफला वेदाः शीलवृत्तफलं श्रुतम् ।
रतिपुत्रफला दारा दत्तभुक्तफलं धनम् ॥ ५३३ ॥

વેદો ભણ્યાનું ફળ અગ્નિહોત્ર અથવા સ્વકર્તવ્યનું પાલન છે, શાસ્ત્રજ્ઞાનનું ફળ સદાચારી જીવન છે. પત્નીનું ફળ રતિસુખ અને પુત્રો–સંતાનો પ્રાપ્ત થાય એ છે અને દાન તથા ઉપભોગ તે ધનનું ફળ છે. ૫૩૩

आपन्नाशाय विबुधैः कर्तव्याः सुहृदोऽमलाः ।
न तरत्यापदं कश्चिद्योऽत्र मित्रविवर्जितः ॥ ५३४ ॥

વિપત્તિઓના નાશ માટે ડાહ્યા માણસોએ નિર્મળ–કપટરહિત મિત્રો કરવા જોઈએ. આ લોકમાં મિત્રોથી રહિત એવો કોઈ મનુષ્ય વિપત્તિઓને તરી શકતો નથી.

व्यसनं प्राप्य यो मोहात्केवलं परिदेवयेत् ।
क्रन्दनं वर्धयत्येव तस्यान्तं नाधिगच्छति ॥ ५३५ ॥

દુઃખ આવી પડ્યા પછી જે માણસો મૂઢતાથી કેવળ ખેદ જ કર્યા કરે છે, તે તેના દુઃખને જ–દુઃખની ઉગ્રતાને–જ વધારે છે. દુઃખના અંતને પામી શકતો નથી. ૫૩૫

केवलं व्यसनस्योक्तं भेषजं नयपण्डितैः ।
तस्योच्छेदसमारम्भो विषादपरिवर्जनम् ॥ ५३६ ॥

નીતિવિદોએ દુઃખનું ઔષધ કેવળ આ જ બતાવ્યું છે કે વિષાદનો ત્યાગ અને તેના (દુઃખના) ઉચ્છેદ (નાશ) માટેના કાર્યનો આરંભ. ૫૩૬

नदीनां च कुलानां च मुनीनां च महात्मनाम् ।
परीक्षा न प्रकर्तव्या स्त्रीणां दुश्चरितस्य च ॥५३७॥

નદીઓની, કુળોની, મુનિઓની, મહાત્માઓની, સ્ત્રીઓની અને દુરાચારીઓની કદી પરીક્ષા ન કરવી. (તેમાં અનર્થનો સંભવ રહેલો છે.) ૫૩૭

सद्भिः संबोध्यमानोऽपि दुरात्मा पापपूरुषः ।
घृष्यमाण इवाङ्गारो निर्मलत्वं न गच्छति ॥५३८॥

દુષ્ટ મનવાળો પાપી માણસ સત્પુરુષો વડે સારી રીતે બોધ આપવામાં આવે છતાં ઘસી ઘસીને સાફ કરવામાં આવતા કોલસાની માફક નિર્મળપણાને પામતો નથી.

जनिता चोपनेता च यश्च विद्यां प्रयच्छति ।
अन्नदाता भयत्राता पञ्चैते पितरः स्मृताः ॥५३९॥

જન્મ આપનાર, ઉપનયન (અર્થાત્ સંસ્કાર અને શિક્ષણ) આપનાર, વિદ્યા આપનાર, અન્ન વડે પોષણ કરનાર અને ભયમાંથી બચાવનાર–આ પાંચને પિતા (પિતાતુલ્ય) કહેલા છે. ૫૩૯

वरं वरयते कन्या माता वित्तं पिता श्रुतम् ।
बान्धवाः कुलमिच्छन्ति मिष्टान्नमितरे जनाः ॥५४०॥

કન્યા વરને (વરના રૂપને, પ્રભાવને, સ્વભાવને, મુખ્યત્વે) પસંદ કરે છે, માતા એની પાસેના પૈસાને મુખ્યત્વે પસંદ કરે છે. પિતા–એની વિદ્યાને પસંદ કરે છે. કુટુંબીજનો એના કુળને પસંદ કરે છે અને બાકીના માણસો (વર–કન્યાના લગ્નમાં જમવા મળતા) મિષ્ટાન્નને પસંદ કરે છે. ૫૪૦

यः पृष्ट्वा कुरुते कार्यं प्रष्टव्यान्स्वान्हितान्गुरून् ।
न तस्य जायते विघ्नः कस्मिंश्चिदपि कर्मणि ॥५४१॥

જેમને પૂછીને કામ કરવું જોઈએ તેવા પોતાના હિતૈષી ગુરુજનોને–વડીલોને પૂછીને જે કાર્ય કરે છે તેને કોઈ પણ કામમાં વિઘ્ન ઉત્પન્ન થતું નથી. ૫૪૧

कलहान्तानि हर्म्याणि कुवाक्यान्तं च सौहृदम् ।
कुराजान्तानि राष्ट्राणि कुकर्मान्तं यशो नृणाम् ॥५४२

મહેલોનો (કે મહેલોમાં રહેનારાઓના સુખનો) અંત અંદરોઅંદરના કજિયાથી છે, મિત્રતાનો અંત ખરાબ વચનોથી છે, રાષ્ટ્રોનો અંત ખરાબ રાજાઓથી (કે ખરાબ રાજ્યતંત્રોથી) છે અને માણસોના યશનો અંત ખરાબ કામ કરવાથી છે. ૫૪૨

कृते प्रतिकृतिं कुर्याद्धिंसिते प्रतिहिंसितम् ।
न तत्र दोषं पश्यामि दुष्टे दुष्टं समाचरेत् ॥५४३॥

જેણે આપણા પ્રત્યે સારું કે ખોટું વર્તન કર્યું હોય, તેના પ્રત્યે તેવું (સારું કે ખોટું) વર્તન કરવું, હિંસાભરી રીતે વર્તનારની પ્રત્યે હિંસાભર્યું વર્તન કરવું, આમ કરવામાં હું દોષ જોતો નથી; કારણ કે

દુષ્ટની સામે દુષ્ટ આચરણ કરવું જોઈએ. ૫૪૩

सर्वहिंसानिवृत्ता ये नराः सर्वसहाश्च ये ।
सर्वस्याश्रयभूताश्च ते नराः स्वर्गगामिनः ॥ ५४४ ॥

જે મનુષ્યો સર્વ પ્રકારની હિંસાથી નિવૃત્ત થયેલા છે. સર્વ કંઈ (સુખ-દુઃખ વગેરે) સહન કરનારા છે અને સર્વના આશ્રયરૂપ બનેલા છે, તેઓ સ્વર્ગે જનારા છે.

योऽस्ति यस्य यदा मांसमुभयोः पश्यतान्तरम् ।
एकस्य क्षणिका तृप्तिरन्यः प्राणैर्विमुच्यते ॥ ५४५ ॥

એક પ્રાણી બીજા પ્રાણીનું માંસ ખાય છે ત્યારે બંનેની સ્થિતિમા શુ અંતર છે તે જુઓ. એકને ક્ષણિક તૃપ્તિ થાય છે, જ્યારે બીજાને (કાયમ માટે) પ્રાણ છોડવા પડે છે.

मर्तव्यमिति यद्दुःखं पुरुषस्योपजायते ।
शक्यते नानुमानेन परेण परिवर्णितुम् ॥ ५४६ ॥

'મારે મરવાનું છે' એમ જાણ્યા પછી માણસને જે દુઃખ થાય છે, તે બીજા માણસથી અનુમાન કરીને વર્ણવી શકાય એવું હોતુ નથી. (એ દુઃખ તો માણસ જાતે જ અનુભવી-જાણી શકે) ૫૪૬

स्वच्छन्दवनजातेन शाकेनापि प्रपूर्यते ।
अस्य दग्धोदरस्यार्थे कः कुर्यात्पातकं महत् ॥५४७॥

વનમા આપોઆપ ઊગી નીકળેલા શાક-પાનથી પણ જેને ભરી શકાય તેવા આ પાપી પેટને માટે કયો (સમજુ) માણસ મોટા પાપ કરે? ૫૪૭

विद्यया विनयावाप्तिः सा चेदविनयावहा ।
किं कुर्मः कं प्रति ब्रूमो गरदायां स्वमातरि ॥५४८॥

વિદ્યા વડે વિનયની પ્રાપ્તિ થાય છે, તેજ વિદ્યા જો અવિનય ઉત્પન્ન કરનારી થાય તો તે પોતાની જ માતા ઝેર આપનારી થયા જેવું કહેવાય આમા અમે શું કરીએ અથવા કોના પ્રત્યે ફરિયાદ કરીએ? ૫૪૮

वेधा द्वेधा भ्रमं चक्रे कान्तासु कनकेषु च ।
तासु तेष्वप्यनासक्तः साक्षाद्भर्गो नराकृतिः ॥५४९॥

કામિની અને કાચન આવા બે પ્રકારના વિધાતાએ ભ્રમને-મોહને સર્જ્યો છે જે માણસ સ્ત્રીઓ અને સુવર્ણાદિ દ્રવ્યો બંનેમાય અનાસક્ત હોય, તે મનુષ્યના આકારમાં સાક્ષાત્ સૂર્યનારાયણ. અથવા સાક્ષાત્ પરબ્રહ્મ જ છે. ૫૪૯

द्विः शरं नाभिसंधत्ते द्विः स्थापयति नाश्रितान् ।
द्विर्ददाति न चार्थिभ्यो रामो द्विर्नैव भाषते ॥ ५५० ॥

રામ (એક લક્ષ્ય માટે) બે બાણ કદી વાપરતા નથી (અર્થાત્ રામ હમેશાં એક જ બાણથી લક્ષ્યને વીંધી દે છે.) આશ્રિતોને બે વાર આશ્રય આપતા નથી (અર્થાત્ એક વાર આશ્રય આપ્યો હોય તેમનો કદી ત્યાગ કરતા નથી). યાચકોને બે વાર દાન આપતા નથી (અર્થાત્ એક જ વાર આપેલા દાનથી યાચકને ફરીથી માગવાપણું રહેતું નથી.-યાચકની દરિદ્રતા કાયમ માટે મટી જાય છે) અને રામ (એક વાર બોલેલું વચન) બીજી વાર બોલતા નથી (અર્થાત્ એક વાર બોલેલા વચનને પ્રાણાતે પણ પાળે છે.) ૫૫૦

मुनेरपि वनस्थस्य स्वानि कर्माणि कुर्वतः ।
तत्रापि संभवन्त्येते मित्रोदासीनशत्रवः ॥ ५५१ ॥

વનમાં રહીને પોતાના કર્મ કરનાર મુનિને પણ વનમાંયે મિત્રો, તટસ્થો અને શત્રુઓ થાય છે; તો પછી સંસારની તો વાત જ શી? ૫૫૧

पञ्चैतानि विलिख्यन्ते गर्भस्थस्यैव देहिनः ।
आयुः कर्म च विद्या च वित्तं निधनमेव च ॥५५२॥

આયુષ્ય, કર્મ, વિદ્યા, ધન અને મૃત્યુ આ પાંચ શરીરધારીને ગર્ભમાંથી જ નક્કી થઈ જાય છે. ૫૫૨

नास्ति सत्यं द्यूतकारे न शौचं धृपलीपतौ ।
मद्यपे सौहृदं नास्ति धूर्तेषु त्रितयं नहि ॥ ५५३ ॥

જુગાર રમનારમાં સત્ય હોતું નથી, શૂદ્ર સ્ત્રીના પતિમાં પવિત્રતા હોતી નથી, દારૂ પીનારમાં સહૃદયતા-મિત્રભાવ હોતો નથી અને ધૂર્તમા આ ત્રણે હોતાં નથી.

सर्वंसहा वै ऋजवः प्रतिज्ञानार्थपालकाः ।
परोपकारिणः सेव्या निर्धना अपि ते जनाः ॥५५४॥

જે માણસો સર્વ કંઈ સહન કરનારા છે, સરળ સ્વભાવના છે, પ્રતિજ્ઞાના(પોતે બોલ્યા હોય તેના) અર્થનું પાલન કરનારા છે, બીજાના ઉપર ઉપકાર કરનારા છે, તેઓ નિર્ધન હોય તોપણ સેવા અને સમાગમ કરવાને યોગ્ય છે. ૫૫૪

शरणागतरक्षार्थं स्त्रीगोद्विजहिताय च ।
स्वाम्यर्थे यस्त्यजेत्प्राणांस्तस्य लोकाः सनातनाः ॥५५५॥

શરણે આવેલાઓની રક્ષા માટે, સ્ત્રીઓ, ગાયો અને સજ્જનોના હિતને માટે તેમ જ પોતાના સ્વામીને માટે જે પ્રાણત્યાગ કરે છે, તેને સનાતન લોકો (સ્વર્ગાદિના અક્ષય સુખભોગો) પ્રાપ્ત થાય છે. ૫૫૫

कृतघ्नस्य शिशुघ्नस्य स्त्रीघ्नस्य पिशुनस्य च ।
चतुर्णामपि चैतेषां निष्कृतिं नैव शुश्रुमः ॥ ५५६ ॥

ઉપકાર પર અપકાર કરનારો, બાળહત્યારો, સ્ત્રી-હત્યારો અને ચાડિયો-આ ચારને માટે તેમના પાપનું પ્રાયશ્ચિત્ત નથી જ એમ અમે સાંભળ્યું છે. ૫૫૬

परं पलितकायेन कर्तव्यः श्रुतसंग्रहः ।
न तत्र धनिनो यान्ति यत्र यान्ति बहुश्रुताः ॥५५७॥

! ધોળા વાળ થઈ ગયા હોય તેણે પણ જ્ઞાનનો સંગ્રહ કરવો જોઈએ. મોટા જ્ઞાની જનો જે સ્થિતિને પામે છે, તેને ધનિકો પામતા નથી. ૫૫૭

विश्वासप्रतिपन्नानां वचने का विदग्धता ।
अङ्कमारुह्य सुप्तानां हन्तुः किं नाम पौरुषम् ॥५५८॥

વિશ્વાસપૂર્વક આશ્રયે રહેલાઓને છેતરવામાં શી ચતુરાઈ છે? ખોળામાં આવીને સૂઈ રહેલાઓને હણવામાં શું પરાક્રમ છે? ૫૫૮

नाजारजः पितृद्वेषी नाजारा भर्तृवैरिणी ।
नालम्पटोऽधिकारी स्यान्नाकामी मण्डनप्रियः ॥५५९॥

જારથી (પરપુરુષથી) જન્મેલો ન હોય તે પિતાનો દ્વેષ કરનાર ન હોય, જાર સાથે સંબંધ રાખનારી ન હોય તે પતિની સાથે વૈર રાખનારી ન હોય, લંપટ ન હોય તે સ્ત્રીઓની બાબતમાં પડનારો ન હોય અને કામી ન હોય તે ઘરેણાંમા પ્રીતિવાળો ન હોય. ૫૫૯

अचला कमला कस्य कस्य मित्रं महीपतिः ।
शरीरं च स्थिरं कस्य कस्य वश्या वराङ्गनाः ॥५६०॥

લક્ષ્મી કોની સ્થિર છે? રાજા કોનો મિત્ર છે? શરીર કોનું સ્થિર (કાયમ ટકનારું) છે? અને વેશ્યાઓ કોને વશ રહે છે? ૫૬૦

गर्दभः पटहो दासी ग्रामण्यः पशवः स्त्रियः ।
दण्डेनाक्रम्य भुञ्जीयान्न ते संमानभाजनम् ॥५६१॥

ગધેડાં, ઢોલ, દાસી, પાળેલાં પશુઓ અને સ્ત્રીઓ–આ બધાંને દંડથી ભય બતાવીને ઉપયોગમાં લેવાં; કારણ કે તેઓ સંમાનને પાત્ર નથી. ૫૬૧

बहुभिर्न विरोद्धव्यं दुर्जनैः स्वजनैरपि ।
स्फुरन्तमपि नागेन्द्रं भक्षयन्ति पिपीलिकाः ॥५६२॥

દુર્જનો હોય કે સ્વજનો હોય, પણ ઘણાઓની સાથે વિરોધ કરવો નહીં; કારણ કે ફૂંફાડા મારી રહેલા મોટા સાપને પણ કીડીઓ કોરી ખાય છે. ૫૬૨

क्षन्तव्यो मन्दबुद्धीनामपराधो मनीषिणा ।
नहि सर्वत्र पाण्डित्यं सुलभं पुरुषे क्वचित् ॥५६३॥

મંદ બુદ્ધિવાળાઓના અપરાધો બુદ્ધિશાળીએ ક્ષમા કરી દેવા જોઈએ; કારણ કે બધા માણસોમાં બુદ્ધિમાનપણું ક્યાંય સુલભ નથી. ૫૬૩

राजा पश्यति कर्णाभ्यां युक्त्या पश्यन्ति पण्डिताः ।
पशुः पश्यति गन्धेन भूतैः पश्यन्ति बर्बराः ॥५६४॥

રાજા તેના બે કાનો વડે જુએ છે. (બીજાઓનું કહેલું સાચું માનીને ચાલે છે), પંડિતો યુક્તિથી–(પ્રત્યક્ષ, અનુમાન વગેરે) પ્રમાણોથી જુએ છે. (પ્રમાણોથી નિર્ણય કરીને ચાલે છે), પશુ ગંધથી જુએ છે (વાસ ઉપરથી પદાર્થને સમજે છે) અને મેલી વિદ્યાવાળા ભૂવાઓ ભૂતોથી (ભૂતો જે કહી બતાવે તે ઉપરથી) જુએ છે. ૫૬૪

प्रत्यूहः सर्वसिद्धीनामुत्तापः प्रथमः किल ।
अतिशीतलमप्यम्भः किं भिनत्ति न भूभृतः ॥५६५॥

ગરમ થઈ જવું અથવા ઉશ્કેરાઈ જવું એ સર્વ કાર્યોની સિદ્ધિમાં સૌથી પહેલું અને મુખ્ય વિઘ્ન છે. ઘણું શીતલ જળ પણ શું ક્રમે ક્રમે મોટા પર્વતોને નથી તોડી નાખતું? (કોઈ પણ કામ ઠંડા પેટે શાંતિથી કરવાથી સિદ્ધ થઈ શકે છે. ઉતાવળ, ઉશ્કેરાટ કે ગુસ્સો કરવાથી બગડે છે.) ૫૬૫

अव्यापारेषु व्यापारं यो नरः कर्तुमिच्छति ।
स तत्र निधनं याति कीलोत्पाटीव वानरः ॥५६६॥

પોતાનાથી ન કરી શકાય એવાં કામોમા જે માણસ પ્રવૃત્તિ કરવા ચાહે છે, તે (બે લાકડાં વચ્ચેથી) ખીલો કાઢનાર વાનરની જેમ તે એ કામમાં મૃત્યુ પામે છે.

हतं ज्ञानं क्रियाहीनं हताश्चाज्ञानिनो नराः ।
हतं चानायकं सैन्यमभर्तारो हताः स्त्रियः ॥५६७॥

જે જ્ઞાન ક્રિયામાં ઊતર્યું નથી તે નાશ પામેલા જેવું (નિર્જીવ–મૃતવત્) છે; જ્ઞાન વિનાના માણસો નાશ પામેલા જેવા (જીવતા મરેલા જેવા) છે, નાયક વિનાનું સૈન્ય મરેલા સૈન્ય બરાબર છે અને પતિ વિનાની સ્ત્રીઓ નાશ પામેલા જેવી છે. ૫૬૭

कन्या निष्कासिता श्रेष्ठा वधूः श्रेष्ठा प्रवेशिता ।
अन्नं संकलितं श्रेष्ठं धर्मः श्रेष्ठो दिने दिने ॥५६८॥

કન્યાને (યોગ્ય સમયે) ઘેરથી સાસરે મોકલવી સારી છે, (પુત્રની) વધૂને ઘરમાં લાવવી સારી છે, અનાજને એકઠું કરી રાખવું સારું છે અને ધર્મને પ્રત્યેક દિવસે આચરવો સારો છે. ૫૬૭

सत्यं सत्यं मुनेर्वाक्यं नादत्तमुपतिष्ठते ।
अम्बुभिः पूरिता पृथ्वी चातकस्य मरुस्थली ॥५६९॥

ઋષિમુનિઓનું આ વાક્ય ખરેખર સત્ય જ છે કે જે આપ્યું ન હોય તે પમાતું નથી. આ પૃથ્વી જળથી પૂર્ણ છે, પણ ચાતક માટે તે એ નિર્જળ રણ જેવી જ છે. ૫૬૯

न स्वप्नेन जयेन्निद्रां न कामेन स्त्रियं जयेत् ।
नेन्धनेन जयेद्वह्निं न पानेन सुरां जयेत् ॥५७०॥

કોઈ પણ ઊંઘ્યા કરવાથી નિદ્રાને જીતી શકે નહીં. કામભોગ (ભોગવ્યા કરવા) વડે સ્ત્રીને (સ્ત્રી માટેની

વાસનાને ) જીતી શકે નહીં, બળતણ ઊમેર્યા કરવાથી અગ્નિને જીતી (તૃપ્ત કે શાંત કરી) શકે નહીં અને દારૂ પીધા કરવાથી દારૂ પીવાના વ્યસનને જીતી શકે નહીં.

तद्गृहं यत्र वसतिस्तद्भोग्यं येन जीवति ।
यन्मुक्तये तदेवोक्तं ज्ञानमज्ञानमन्यथा ॥५७१॥

જે રહેનારાંઓથી અને સંપત્તિથી ભર્યું ભર્યું છે તે ઘર છે. ભોગવવા યોગ્ય પદાર્થ તે છે કે જેનાથી માણસ સારી રીતે (નીરોગી રહીને) જીવી શકે. જ્ઞાન તેજ છે કે જે માણસને (અજ્ઞાન અને આસક્તિથી) મુક્ત કરી શકે, એનાથી ભિન્ન તે અજ્ઞાન છે. ૫૭૧

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
पुत्रस्तु स्थाविरे भावे न स्त्री स्वातन्त्र्यमर्हति ॥५७२॥

બાલ્યાવસ્થામાં પિતા રક્ષણ કરે છે, યુવાવસ્થામાં પતિ રક્ષણ કરે છે અને ઘડપણમાં પુત્ર રક્ષણ કરે છે. સ્ત્રી સ્વતંત્રતા માટે યોગ્ય નથી. ૫૭૨

पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् ।
स्वप्नमन्यगृहे वासो नारीणां दूषणानि षट् ॥५७३॥

સુરાપાન, દુર્જનોનો સંસર્ગ, પતિથી જુદા રહેવું. જ્યાં ત્યાં રખડવું, બીજાને ઘેર રહીને ત્યાં જ સૂઈ જવું— આ ૭ સ્ત્રીઓના દૂષણો છે. ૫૭૩

हन्तुं मेषोऽपसरति मृगेन्द्रः संकुचत्यपि ।
बुद्धिमन्तः सहन्ते च निधाय हृदि किंचन ॥५७४॥

મારવા માટે ઘેટા તરત ધસી આવે છે, પરંતુ સિંહ મારતાં પહેલાં સંકોચ કરે છે. ખરેખર, બુદ્ધિશાળી માણસો હૃદયમાં કાંઈક વિચાર કરીને સહન કરે છે.

तदपथ्यवतामायुर्यदनीतिमतां श्रियः ।
तदेतत्काकतालीयं तदेतच्च घुणाक्षरम् ॥५७५॥

માણસ પથ્ય રાખે નહિ, છતાં લાંબું જીવે અને નીતિનિયમ પાળે નહિ, છતાં તેને લક્ષ્મી મળેલી હોય છે. તેનું જ નામ કાકતાલીય છે અને તેને જ ઘુણાક્ષર-(કીડો કોતરે અને અક્ષર લખાય)નો ન્યાય કહે છે; અર્થાત્ એ અકસ્માત્ છે, કુદરતી નથી. ૫૭૫

वस्त्रं गां च बहुक्षीरां जलपात्रमुपानहौ ।
औषधं बीजमाहारं संक्रीणीत यथाऽऽसुयात् ॥५७६॥

વસ્ત્ર, વધારે દૂધવાળી ગાય, જલપાત્ર, જોડા, ઓષધ, ધાન્યનાં બીજ અને આહારના પદાર્થો જેમ જેમ મળે તેમ તેમ ખરીદતા રહેવું જોઈએ. ૫૭૬

रागे द्वेषे च माने च द्रोहे पापे च कर्मणि ।
अप्रिये चैव कर्तव्ये चिरकारी प्रशस्यते ॥५७७॥

રાગ કે દ્વેષ, માન કે દ્રોહ, પાપકર્મ કે અપ્રિય કર્મ કરવામાં વિલંબ કરનાર પ્રશંસા પામે છે. ૫૭૭

बन्धूनां सुहृदां चैव भृत्यानां स्त्रीजनस्य च ।
अव्यक्तेष्वपराधेषु चिरकारी प्रशस्यते ॥५७८॥

ભાઈ, મિત્ર, સેવક, સ્ત્રીજન વગેરેના અપ્રકટ અપરાધોને બહાર પ્રગટ કરવામાં જે વિલંબ કરે છે, તે વખણાય છે. ૫૭૮

चिरेण मित्रं संधीयाच्चिरेण न कृतं त्यजेत् ।
चिरेण विहितं मित्रं चिरं धारणमर्हति ॥५७९॥

લાંબો કાળ વિચાર્યા પછી મિત્ર સાથે સંબંધ જોડવો અને સંબંધ બાંધ્યા પછી લાંબો કાળ વિચાર કરીને પણ મિત્રનો સંબંધ તોડવો નહિ; કારણ કે લાંબો કાળ વિચાર કર્યા પછી કરેલો મિત્ર તેની મૈત્રીનો ઇન્કાર પણ લાંબો કાળ વિચાર કર્યા પછી કરવામાં આવે તે માટે યોગ્ય હોય છે. ૫૭૯

लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः ।
येषां हृदिस्थो भगवान्मङ्गलायतनं हरिः ॥५८०॥

સર્વ મંગલોના સ્થાનરૂપ ભગવાન હરિ જે લોકોના હૃદયમાં રહેલા છે, તેમને હમેશાં લાભ જ છે અને તેમનો જય જ છે; તેમનો પરાજય ક્યાંથી હોય ? ૫૮૦

धनाशा जीविताशा च गुर्वी प्राणभृतां सदा ।
वृद्धस्य तरुणी भार्या प्राणेभ्योऽपि गरीयसी ॥५८१॥

પ્રાણીઓને હમેશાં ધનની આશા અને જીવવાની આશા ખૂબ જ હોય છે, પણ વૃદ્ધને તરુણ સ્ત્રી તો પ્રાણ કરતાં પણ વધારે હોય છે. ૫૮૧

चित्रास्वातिगता वर्षा प्रसूता गतयौवना ।
प्रवासी गतसौख्यश्च याचना गतगौरवा ॥५८२॥

સૂર્ય ચિત્રા અને સ્વાતિ નક્ષત્રમાં આવે એટલે વર્ષાઋતુ (પૂરી થઈ) ગયેલી સમજવી, પ્રસવ થયેલી સ્ત્રીને યૌવન વિનાની સમજવી, પ્રવાસ કરવો પડતો હોય તેને સુખ વિનાનો સમજવો અને યાચનાને ગૌરવ વિનાની સમજવી. ૫૮૨

शाखामृगस्य शाखायाः शाखां गन्तुं पराक्रमः ।
यदुल्लङ्घितो यदम्भोधिः प्रभावः प्राभवो हि सः ॥५८३॥

(કૂદકો મારીને) એક શાખા પરથી બીજી શાખા પર જવામાં વાનરનું પરાક્રમ છે, પણ એણે જે સમુદ્ર ઓળંગ્યો એ તો પ્રભુનો જ પ્રભાવ છે. ૫૮૩

राः पुण्यं च कलत्राणि पुत्रोत्पत्तिर्विभिस्तथा ।
सुकृतादपि लभ्यन्ते नैव पार्थ पराक्रमात् ॥५८४॥

હે અર્જુન, ધન, પુણ્ય, પત્ની, પુત્રપ્રાપ્તિ તથા સમૃદ્ધિ એ સત્કર્મના ફળરૂપે જ પ્રાપ્ત થાય છે. પરાક્રમથી નહીં. ૫૮૪

धर्महान्यर्जिते वित्तेऽनुभवन्ति सुखं परे।
स्वयं पापस्य पात्रं स्यात्सिंहो गजवधादिव ॥५८५॥

મોટા પ્રમાણમાં મેળવેલા ધનમાં (તે ગમે તેવી અયોગ્ય રીતે મેળવાયું હોય એટલે) ધર્મનો નાશ છે. જેમ સિંહ હાથીનો વધ કરે છે અને બીજાં પ્રાણીઓને ઉજાણી થાય છે, તેમ એ રીતે ધન મેળવનાર પોતે પાપનું પાત્ર બને છે અને બીજા લોકો તેનાથી સુખભોગ કરે છે. ૫૮૫

यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः।
तथा वेदं विना विप्रस्त्रयस्ते नामधारकाः ॥ ५८६ ॥

જેવો લાકડાનો હાથી અને ચામડાથી મઢેલો મૃગ છે, તેવો જ વેદાધ્યયન વિનાનો બ્રાહ્મણ છે. આ ત્રણે કેવળ નામધારી કહેવા પૂરતા જ છે (ખરેખરા અર્થમાં નથી).

वरं कृतध्वस्तगुणादत्यन्तमगुणः पुमान्।
प्रकृत्या ह्यगुणः श्रेयान्नालंकारयुतोपलः ॥ ५८७ ॥

પ્રાપ્ત થયેલા ગુણોને નષ્ટ કરનાર (પતિત) માણસ કરતાં ગુણહીન માણસ સારો છે. સ્વાભાવિક રીતે જ ગુણહીન હોય તે સારો લાગે છે; પણ ઘરેણાં પહેરાવેલો પથ્થર સારો લાગતો નથી. ૫૮૭

दूरस्थोऽपि समीपस्थो यो यस्य हृदि वर्तते।
यो यस्य हृदये नास्ति समीपस्थोऽपि दूरगः ॥५८८॥

જે માણસ જેના હૃદયમાં રહેલો છે (જેને માટે હૃદયમાં પ્રેમ છે) તે દૂર રહેલો હોય છતાં (હૃદયમાં રહેલો હોવાથી) પાસે જ રહેલો છે અને જે માણસ જેના હૃદયમાં નથી, તે પાસે રહેલો હોવા છતાં દૂર રહેલો છે. ૫૮૮

मद्यपाः किं न जल्पन्ति किं न भक्षन्ति वायसाः।
कवयः किं न पश्यन्ति किं न कुर्वन्ति योषितः ॥५८९

દારૂ પીનારા શું બબડતા નથી? કાગડા શું નથી ખાતા? (સારું-ખોટું બધું જ ખાય છે.) કવિઓ શું નથી જોતા? (ક્રાંતદર્શીઓ દરેક વસ્તુના તત્ત્વને જોતા હોય છે.) સ્ત્રીઓ શું નથી કરતી? (કામવાસનાઓથી પ્રેરાયેલી સ્ત્રીઓ જૂઠ, કપટ, વિશ્વાસઘાત અને બધો જ દુરાચાર કરે છે.) ૫૮૯

अशक्तः सततः साधुः कुरूपा च पतिव्रता।
व्याधितो देवभक्तश्च निर्धना ब्रह्मचारिणः ॥५९०॥

જે સારું કે ખોટું કંઈ પણ કામ કરવા અશક્ત છે, તે (એક રીતે) નિરંતર સાધુ (સજ્જન) છે (કારણ કે તે ખોટું કામ કરતો નથી), કુરૂપ સ્ત્રી પતિવ્રતા છે (કારણ કે કોઈ પુરુષને તેના પર દૃષ્ટિ પણ કરવાનું મન થતું નથી), રોગથી પીડાતો દેવનો ભક્ત બને છે અને નિર્ધન માણસ (વિવિધ વિષયોનો ઉપભોગ કરી શકતો ન હોવાથી) સંયમ પાળનાર બ્રહ્મચારી છે. ૫૯૦

तावन्महत्त्वं पाण्डित्यं कुलीनत्वं विवेकिता।
यावज्ज्वलति नाङ्गेषु स्वतः पञ्चेषुपावकः ॥५९१॥

જ્યાં સુધી માણસના અંગોમાં આપોઆપ કામાગ્નિ પ્રજ્વલિત થયો નથી, ત્યાં સુધી જ તેનામાં મોટાઈ, પંડિતાઈ, કુલીનતા અને વિવેકીપણું રહે છે. ૫૯૧

वाहितं चाश्ववाणिज्यं राजसेवा तपोवनम्।
धीराश्चत्वारि कुर्वन्ति कृषिं कुर्वन्ति कातराः ॥५९२॥

કોઈનો ભાર લઈ જવો, ઘોડાઓનો વેપાર કરવો, રાજાની સેવા કરવી અને તપોવન સેવવું, એ ચાર કામ હિંમતવાળા ધીર જનો કરે છે અને ડરપોક માણસો ખેતી કરે છે. ૫૯૨

न देवो विद्यते काष्ठे न पाषाणे न मृण्मये।
भावेषु विद्यते देवस्तस्माद्भावो हि कारणम् ॥५९३॥

દેવ (પરમાત્મા) કાંઈ લાકડા, પથ્થર કે માટીમાં રહેતો નથી; દેવ તો આપણા ભાવોની અંદર રહેલા છે, માટે ભાવ એ જ મુખ્ય કારણ (સાધન છે). ૫૯૩

अन्यायोपार्जितं द्रव्यं दशवर्षाणि तिष्ठति।
प्राप्ते चैकादशे वर्षे समूलं च विनश्यति ॥ ५९४ ॥

જે ધન અનીતિથી-અન્યાયથી મેળવેલું હોય છે, તે ધન દશ વર્ષ સુધી ટકે છે; અગિયારમું વર્ષ આવતાંની સાથે જ તે ધન મૂળ સહિત નાશ પામે છે. ૫૯૪

तृप्त्यर्थं भोजनं येषां संतानार्थं च मैथुनम्।
वाक्सत्यवचनार्थाय दुर्गाण्यतितरन्ति ते ॥५९५॥

જે માણસો (ભૂખની) તૃપ્તિ માટે ભોજન કરે છે, સંતાન માટે જ મૈથુન કરે છે અને સાચું વાક્ય બોલવા માટે વાણી બોલે છે, તે દુર્ગમ (અસાધ્ય-મુશ્કેલ) બાબતોને પણ પાર પાડી શકે છે. ૫૯૫

नित्यं क्रोधाच्छ्रियं रक्षेत्तपो रक्षेच्च मत्सरात्।
विद्यां मानापमानाभ्यामात्मानं तु प्रमादतः ॥५९६॥

ક્રોધથી માણસની લક્ષ્મી અથવા શોભા અથવા પ્રસન્નતા નાશ પામે છે તેને નિત્ય (ક્રોધ ન કરીને) બચાવતા રહેવું, ઈર્ષ્યા-અદેખાઈથી તપને (નાશ પામતું) બચાવતા રહેવું, માન અને અપમાનથી (થતા હર્ષ અને શોકને લીધે) નાશ પામતી વિદ્યાને અથવા વિવેકબુદ્ધિને બચાવતા રહેવું અને પોતાના મન તથા શરીરને પ્રમાદથી-જડતા-અભિમાનથી નિત્ય બચાવતા રહેવું. ૫૯૬

क्षमातुल्यं तपो नास्ति न संतोषात्परं सुखम्।
न च तृष्णापरो व्याधिर्न च धर्मो दयापरः ॥५९७॥

ક્ષમા—સહનશીલતા જેવું કોઈ તપ નથી, સંતોષથી અધિક કોઈ સુખ નથી, તૃષ્ણાથી અધિક કોઈ વ્યાધિ નથી અને દયાથી અધિક કોઈ ધર્મ નથી. ૫૯૭

दानेन भोगी भवति मेधावी वृद्धसेवया।
अहिंसया च दीर्घायुरिति प्राहुर्मनीषिणः ॥५९८॥

દાન આપવાથી માણસ ભોગોવાળો—સમૃદ્ધિવાળો થાય છે, વૃદ્ધોની સેવાથી બુદ્ધિશાળી થાય છે અને અહિંસાથી દીર્ઘાયુ થાય છે એમ જ્ઞાનીઓએ કહ્યું છે.

यच्छक्यं ग्रसितुं ग्रास्यं ग्रस्तं परिणमेच्च यत्।
हितं च परिणामे स्यात्तत्कार्यं भूतिमिच्छता ॥५९९॥

જે કોળિયો ખાઈ શકાય એવો હોય, ખાધા પછી પચી જાય તેવો હોય અને પચ્યા પછી હિતકારક હોય તે જ ખાવો જોઈએ. તેવી રીતે અભ્યુદયને ઇચ્છતા મનુષ્યે પોતે કરી શકે એવું હોય અને પરિણામ હિતકારક હોય તેવું જ કામ કરવું જોઈએ. ૫૯૯

बुद्धौ कलुषिभूतायां विकारे प्रत्युपस्थिते।
अनयो नयसंकाशो हृदयान्नापसर्पति ॥ ६०० ॥

બુદ્ધિ કલુષિત થઈ હોય અને વિકાર સામે આવીને ઊભો હોય તે વખતે અન્યાય પણ ન્યાય જેવો લાગવા માડે છે અને તે હૃદયમાંથી દૂર થતો નથી. ૬૦૦

यदैव भर्ता जानीयान्मन्त्रमूलपरां स्त्रियम्।
उद्विजेत तदैवास्याः सर्पाद्वेश्मगतादिव ॥ ६०१ ॥

જ્યારે પતિને ખબર પડે છે કે, મારી સ્ત્રી મલિન મંત્રો દ્વારા મારણ—મોહન—વશીકરણમાં લાગેલી છે (અને તે મારા ઉપર તેમ જ બીજા પુરુષો ઉપર પણ મોહન—વશીકરણના પ્રયોગ અજમાવી તેને વશ કરવા લાગશે) ત્યારે તે પોતાના ઘરમાં પેઠેલા સર્પથી ઉદ્વેગ પામે તેમ ઉદ્વેગવાળો બની જાય છે. ૬૦૧

न क्रोधयातुधानस्य धीमानाच्छेद्विधेयताम्।
निपीतभ्रातृरुधिरः प्रापः निन्दां वृकोदरः ॥६०२॥

બુદ્ધિશાળી માણસે ક્રોધરૂપી રાક્ષસને આધીન બનીને તેના આવેશમાં આવીને કોઈ કામ કરવું નહિ. પોતાના ભાઈ દુઃશાસનનું લોહી પીનાર ભીમસેન નિંદાને પાત્ર બન્યો હતો. ૬૦૨

न लोकायतवादेन नास्तिकः स्याद्दैवतः।
हरिर्हिरण्यकशिपुं जघान स्तम्भनिर्गतः ॥ ६०३ ॥

'ખાઓ, પીઓ અને મોજ કરો' એવા ચાર્વાક મતને અનુસરીને 'પરમાત્મા, ઈશ્વર, કર્માનુસાર ફળ, નસીબ, દૈવ,' ઇત્યાદિ કંઈ છે જ નહીં એમ માનનારા નાસ્તિક બની જવું નહીં. ભગવાને થાંભલામાંથી નૃસિંહરૂપે નીકળીને હિરણ્યકશિપુને માર્યો હતો. ૬૦૩

संदेहो वैष्णवे मार्गे न कार्योऽन्यैः कुदर्शनैः।
रामप्रभावमद्यापि पयोधौ पश्य सेतुना ॥ ६०४ ॥

બીજા હીન દર્શન(સંપ્રદાય)વાળાઓએ અથવા દૂષિત દૃષ્ટિવાળાઓએ વૈષ્ણવમાર્ગ ઉપર સંદેહ ન કરવો જોઈએ. જુઓ રામનો પ્રભાવ અત્યારે પણ સમુદ્ર પરના સેતુ વડે જોઈ શકાય છે. ૬૦૪

गौर्गौः कामदुघा सम्यक्प्रयुक्ता स्मर्यते बुधैः।
दुःप्रयुक्ता पुनर्गोत्वं प्रयोक्तुः सैव शंसति ॥६०५॥

સારી રીતે બોલવામાં આવેલી વાણીને જ્ઞાની જનો કામદુઘા (ઇચ્છા પ્રમાણે ફળ આપનારી) કહે છે, પણ તે જ વાણી જો ખોટી રીતે બોલવામાં આવે તો તે બોલનારનું બળદપણું (બોલનાર બળદ જેવો મૂર્ખ છે તે) જણાવી દે છે. ૬૦૫

न जातु कामः कामानामुपभोगेन शाम्यति।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ ६०६ ॥

ભોગ્ય પદાર્થોના ઉપભોગ વડે કામ (કામના—ઇચ્છા) કદાપિ શમતો નથી, પણ હવિષ નાખવાથી અગ્નિની જેમ વધારે ને વધારે વધે છે. ૬૦૬

नापृष्टः कस्यचिद् ब्रूयान्न चान्यायेन पृच्छतः।
जानन्नपि हि मेधावी जडवल्लोक आचरेत् ॥ ६०७ ॥

બુદ્ધિમાન માણસે પોતે જાણતો હોય તોપણ કોઈના પૂછ્યા વિના કંઈ જણાવવું નહીં, તેમ જ અન્યાયપૂર્વક (અયોગ્ય રીતે) પૂછનારને અથવા અનધિકારીને પણ કંઈ જણાવવું નહીં; પણ લોકમાં પોતે જડ (ન જાણનાર—અજ્ઞાની) હોય તેમ વર્તવું. ૬૦૭

धर्मार्थौ यत्र न स्यातां शुश्रूषा वापि तद्विधा।
तत्र विद्या न वक्तव्या शुभं बीजमिवोषरे ॥६०८॥

જેમનામાં ધર્મ (યોગ્ય આચરણ) ન હોય, અર્થ ન હોય (વિદ્યા આપનારને યોગ્ય રીતે જે આપવું જોઈએ તે આપનારા જેઓ ન હોય) અને જેમનામાં શુશ્રૂષા (વિદ્યા આપનાર પ્રત્યે) સેવાધર્મ ન હોય તેમને વિદ્યા આપવી નહીં; કારણ કે ઊષર (ખારી) જમીનમાં વાવેલ સારાં બીજની જેમ તે વિદ્યા નકામી બને છે.

विद्ययैव समं कामं मर्तव्यं ब्रह्मवादिना।
आपद्यपि हि घोरायां न त्वेनामिरिणे वपेत् ॥६०९॥

બ્રહ્મવાદીએ (ઉત્તમ વિદ્યા જાણનારે, બ્રહ્મજ્ઞાનીએ અથવા વેદજ્ઞ પુરુષે) વિદ્યાની સાથે જ મરવું એ અભીષ્ટ છે, પણ ઘોર આપત્તિમાં પણ આ વિદ્યાને ખારી

જમીનમાં (અયોગ્ય માણસોમાં–કુપાત્રોમાં) વાવવી નહીં.

सावित्रीमात्रसारोऽपि वरं विप्रः सुयन्त्रितः ।
नायन्त्रितश्चतुर्वेदः सर्वाशी सर्वविक्रयी ॥ ६१० ॥

સારી રીતે સંયમ—નિયમમાં રહેનારો (સદાચારી) બ્રાહ્મણ માત્ર ગાયત્રી જાણતો હોય તોપણ સારો છે, પણ સંયમ–નિયમમાં ન રહેનારો (દુરાચારી), સર્વ કંઈ ખાનારો અને બધી બાબતમાં વિક્રય (બદલાની કે લાભની દૃષ્ટિએ વેપાર) કરનારો બ્રાહ્મણ ચારે વેદને જાણનારો હોય છતાં સારો નથી. ૬૧૦

न हायनैर्न पलितैर्न वित्तेन न बन्धुभिः ।
ऋषयश्चक्रिरे धर्मं योऽनूचानः स नो महान् ॥६११॥

ઋષિઓએ માણસનાં વર્ષો (ઉંમર) ઉપરથી, માથા પર સફેદ થયેલા વાળ ઉપરથી, તેના ધન ઉપરથી કે તેના મોટા બંધુ--બાંધવોના પરિવાર ઉપરથી કોઈને મહાન નથી ગણ્યો; પણ જે ધર્મ અનુસાર બોલનારો છે અને તે પ્રમાણે આચરણ કરનારો છે તેને જ આપણા સૌમાં મહાન ગણ્યો છે. ૬૧૧

नारुन्तुदः स्यादार्तोऽपि न परद्रोहकर्मभिः ।
ययास्योद्विजते वाचा नालोक्यां तामुदीरयेत् ॥६१२॥

માણસ દુઃખી સ્થિતિમાં આવી પડ્યો હોય તોપણ તેણે પરદ્રોહકારક કર્મો વડે કોઈને માર્મિક પીડા પહોંચાડનારા ન થવું તેમ જ જેનાથી લોકોને ઉદ્વેગ થાય એવી અપયશ અને હીન ગતિ આપનારી વાણી બોલવી નહીં. ૬૧૨

यथा खनन्खनित्रेण नरो वार्यधिगच्छति ।
तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ॥६१३॥

જેમ કોદારીથી ખોદતાં ખોદતાં માણસ પાણીને મેળવે છે, તેમ સેવા કરનાર માણસ ગુરુમાં રહેલી વિદ્યાને પ્રાપ્ત કરે છે. ૬૧૩

यं मातपितरौ क्लेशं सहेते संभवे नृणाम् ।
न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥६१४॥

બાળકોના જન્મ અને ઉછેરમાં માતા અને પિતા જે ક્લેશ સહન કરે છે, તેનો બદલો માણસ સો વર્ષે પણ વાળી શકે નહીં. ૬૧૪

पित्रोर्नित्यं प्रियं कुर्यादाचार्यस्य च सर्वदा ।
तेषु हि त्रिषु तुष्टेषु तपः सर्वं समाप्यते ॥६१५॥

માતા, પિતા અને આચાર્ય એ ત્રણનું સદા પ્રિય કરતા રહેવું જોઈએ; કારણ કે એ ત્રણ સંતુષ્ટ થતાં માણસનું બધુ તપ સારી રીતે પૂર્ણ થાય છે. ૬૧૫

श्रद्दधानः शुभां विद्यामाददीतावरादपि ।
अन्त्यादपि परं धर्मं स्त्रीरत्नं दुष्कुलादपि ॥६१६॥

શ્રદ્ધાવાળો (ઉચ્ચ આશયવાળો) માણસ શુભ વિદ્યાને હલકા માણસ પાસેથી પણ ગ્રહણ કરે છે ઉત્તમ ધર્મ અંત્યજ(હરિજન) પાસેથી પણ ગ્રહણ કરે છે અને રત્નરૂપ સ્ત્રીને ખરાબ કુળમાંથી ગ્રહણ કરે છે. ૬૧૬

यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् ।
यद्यदात्मवशं तु स्यात्तत्तत्सेवेत यत्नतः ॥ ६१७ ॥

જે જે કામ સિદ્ધ કરવું પારકાને આધીન હોય, તેને યત્નપૂર્વક છોડી દેવું. પણ જે જે પોતાને આધીન હોય તેને યત્નપૂર્વક સેવવું. ૬૧૭

यत्कर्म कुर्वतोऽस्य स्यात्परितोषोऽन्तरात्मनः ।
तत्प्रयत्नेन कुर्वीत विपरीतं तु वर्जयेत् ॥ ६१८ ॥

જે કર્મ કરતાં માણસના અંતરાત્માને સર્વ રીતે સંતોષ થાય તે પ્રયત્નપૂર્વક કરતા રહેવું જોઈએ. અને એથી વિપરિત કર્મ છોડી દેવું જોઈએ. ૬૧૮

न द्रव्याणामविज्ञाय विधिं धर्म्यं प्रतिग्रहेत् ।
प्रातः प्रतिग्रहं कुर्यादवसीदन्नपि क्षुधा ॥ ६१९ ॥

દ્રવ્યોનો ધર્મયુક્ત વિધિ (ઉપયોગ) જાણ્યા વિના કોઈની પાસેથી તેમનો પ્રતિગ્રહ (દાન તરીકે સ્વીકાર) કરવો નહીં. પણ જો માણસ ભૂખથી પીડાઈ રહ્યો હોય અને પ્રતિગ્રહ કર્યા વિના છુટકો ન હોય તો (એક દિવસ ઉપવાસ કર્યા પછી) બીજે દિવસે સવારે પ્રતિગ્રહ કરવો. (અને બની શકે તો ત્યાં સુધીમાં તે દ્રવ્યોનો ધર્મયુક્ત વિધિ (ઉપયોગ) જાણી લેવો.) ૬૧૯

सर्वेषामेव शौचानामार्थशौचं परं स्मृतम् ।
योऽर्थे शुचिः स हि शुचिर्न मृद्वारिशुचिः शुचिः ॥६२०

બધી પવિત્રતાઓમાં આર્થિક પવિત્રતાને અધિક કહેલી છે; કારણ કે જે માણસ આર્થિક બાબતોમાં (દ્રવ્યને પ્રાપ્ત કરવામાં તથા લેવડ--દેવડ વગેરેમાં) પવિત્રપણે વર્તનારો છે, તે જ સાચો પવિત્ર છે; કેવળ પાણી અને માટીથી થયેલો પવિત્ર તે સાચો પવિત્ર નથી.

नास्ति विद्यासमं चक्षुर्नास्ति सत्यसमं तपः ।
नास्ति रागसमं दुःखं नास्ति त्यागसमं सुखम् ॥६२१

વિદ્યા સમાન કોઈ નેત્ર નથી, સત્ય(ના આચરણ) સમાન કોઈ તપ નથી, રાગ--આસક્તિ--મોહ સમાન કોઈ દુઃખ નથી અને ત્યાગ સમાન કોઈ સુખ નથી.

नात्यर्थमर्थार्थितया लब्धमुद्वेजयेज्जनम् ।
अब्धिर्देवाश्चरत्नं स्त्रीर्मथ्यमानोऽसृजद्विषम् ॥६२२॥

યાચકોએ જે દાતાને પ્રાપ્ત કર્યો હોય તેને વધારે પડતી માગણીઓથી વારંવાર ઉદ્વેગ પમાડવો નહીં. દેવો અને અસુરોએ મંથન (યાચના) કર્યું એટલે સમુદ્રે

ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો, કૌસ્તુભ મણિ, રંભા વગેરે રત્નો આપ્યાં; છતાં તેમણે મંથન ચાલુ રાખ્યું ત્યારે સમુદ્રે હળાહળ ઝેર બહાર કાઢ્યું. ६२२

न स्थातव्यं न गन्तव्यं क्षणमप्यधमैः सह ।
पयोऽपि शौण्डिकी हस्ते मदिरां मन्यते जनः ॥६२३॥

અધમોની સાથે ક્ષણ પણ ઊભા રહેવું કે ચાલવું નહીં. કલાલની સ્ત્રીના હાથમાં દૂધ હોય તેને પણ લોકો મદિરા માને છે. ६२३

अकिंचिदपि कुर्वाणः सौख्यैर्दुःखान्यपोहति ।
तत्तस्य किमपि द्रव्यं यो हि यस्य प्रियो जनः ॥६२४॥

પ્રિય જન એ તેના પ્રેમીનું કોઈ અનુપમ ધન છે. તે કંઈ પણ ન કરવા છતાં સુખદ ભાવો વડે પોતાના પ્રેમીના દુઃખો દૂર કરી દે છે. ६२४

अत्युष्णात्सघृतादन्नादच्छिद्राच्चैव वाससः ।
अपरप्रेष्यभावाच्च भूय इच्छन्पतत्यधः ॥ ६२५ ॥

અત્યંત ગરમ અને ઘીથી ભરેલું (ઉત્તેજક અને માદક) અન્ન વારંવાર જમવાથી, છિદ્ર વિનાના વસ્ત્રથી (ઢંકાયેલા રહેતા સ્ત્રીના અંગો) વારંવાર જોવા ઇચ્છવાથી અને હલકા દાસપણામાંથી (હલકી નોકરીમાંથી) વારંવાર વધારે લાભ મેળવવા ઇચ્છવાથી માણસનું અધઃપતન થાય છે. ६२५

आपदामापतन्तीनां हितोऽप्यायाति हेतुताम् ।
मातृजङ्घेव वत्सस्य स्तम्भो भवति बन्धने ॥६२६॥

વાછરડાને ધાવી જતો કે કૂદાકૂદ કરતો અટકાવવા માટે જેમ તેની માતાની જાંઘ જ તેને બાંધવાનો થાંભલો બની જાય છે, તેમ આપત્તિઓ આવવા પડતી હોય છે, ત્યારે હિતકારક વસ્તુ પણ આપત્તિના કારણરૂપ બની જાય છે. ६२६

भवत्येकस्थले जन्म गन्धस्तेषां पृथक्पृथक् ।
उत्पलस्य मृणालस्य मत्स्यस्य कुमुदस्य च ॥६२७॥

નીલકમળ, કમળ, માછલું અને પોયણું એ ચારે એક જ ઠેકાણે જન્મે છે, છતાં તેમની ગંધ જુદા જુદા પ્રકારની હોય છે અર્થાત્ એક ઠેકાણે જન્મ લેવા છતાં સ્વભાવમાં ફેરફાર થાય છે. ६२७

तत्र मित्र न वस्तव्यं यत्र नास्ति चतुष्टयम् ।
ऋणदाता च वैद्यश्च श्रोत्रियः सजला नदी ॥६२८॥

હે મિત્ર, જ્યાં આ ચાર ન હોય ત્યાં વસવું ન જોઈએ; પૈસા ધીરનાર, દવા કરનાર વૈદ્ય, વિદ્વાન માણસ અને જળયુક્ત નદી. ६२८

सच्छिद्रनिकटे वासो न कर्तव्यः कदाचन ।
घटः पिबति पानीयं ताड्यते झल्लरी यथा ॥ ६२९॥

છિદ્રવાળી વ્યક્તિ પાસે કદી રહેવું નહીં. કૂવામાંથી પાણી કાઢવાનો ઘડો કાણો હોય છે એને લીધે દોરડું આખું પાણીથી ભીંજાઈ જાય છે તેને પાણી નિતારી નાખવા માટે કૂટવામાં આવે છે. આમ છિદ્રયુક્ત ઘડો પાણી પીએ છે અને દોરડાને માર ખાવો પડે છે. ६२९

तृणं ब्रह्मविदः स्वर्गस्तृणं शूरस्य जीवितम् ।
जिताक्षस्य तृणं नारी निःस्पृहस्य तृणं जगत् ॥६३०॥

બ્રહ્મજ્ઞાનીને સ્વર્ગ તૃણવત્ છે, શૂરવીરને જીવન તણખલા બરાબર છે, જિતેન્દ્રિયને સ્ત્રી તૃણ જેવી છે અને સ્પૃહા વિનાના માણસને આખું જગત તૃણવત્ છે.

गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः ।
उत्पथप्रतिपन्नस्य न्याय्यं भवति शासनम् ॥६३१॥

જેનામાં અભિમાન આવી ગયું હોય, જે કરવા યોગ્ય અને ન કરવા યોગ્યને જાણતો ન હોય અને જે ખોટા માર્ગે જઈ રહ્યો હોય, તે ગમે તેટલો મોટો હોય કે ગુરુસ્થાને હોય તોપણ તેને કાબૂમાં લેવો અથવા કડી શિક્ષા કરવી તે ન્યાયયુક્ત થાય છે. ६३१

मनसैव कृतं पापं न शरीरकृतं कृतम् ।
येनैवालिङ्गिता कान्ता तेनैवालिङ्गिता सुता ॥६३२॥

પાપ મન વડે જ થાય છે, મન વિના કેવળ શરીર વડે કરાયેલું તે પાપ નથી. જે માણસ પોતાની પત્નીનું આલિંગન કરે છે. તે જ માણસ પોતાની પુત્રીનું પણ (વાત્સલ્યભાવે) આલિંગન કરે છે. ६३२

मित्रे चित्ते कुतः प्रीतिः स्याद्वा प्रीतिः कुतः सुखम् ।
त्वं च स्मरसि तं पुत्रं पुच्छच्छेदं स्मराम्यहम् ॥६३३॥

'જ્યાં બંનેનાં ચિત્ત જુદાં થઈ ગયાં, ત્યાં પ્રીતિ ક્યાંથી હોય? અને કદાચ પ્રીતિ થાય તોપણ સુખ ક્યાંથી થાય? તમે તમારા પુત્રને યાદ કરો છો અને હું મારા કપાયેલા પૂંછડાને યાદ કરું છું.' ६३३

[આ શ્લોકમાં એક કથા છે: કોઈ બ્રાહ્મણ એક સ્થળે બેસીને કથા વાંચે, પણ કોઈ શ્રોતા ન આવે. એક સાપ રોજ કથા સાંભળે અને સોનામહોર આપે. આ ક્રમ ઘણા દિવસ ચાલ્યો. બ્રાહ્મણને એક વખત બહારગામ જવાનું થયું. તેણે પુત્રને કથા વાંચવા મોકલ્યો. સાપે કથા સાંભળી અને સોનામહોર મૂકી. બ્રાહ્મણના દીકરાને થયું કે 'સાપને મારી નાખું તો બધી સોનામહોરો મળી જાય.' તેણે સાપને મારવા માટે પથ્થર નાખ્યો અને સાપની પૂંછડી કપાઈ ગઈ. છોકરો બીજે દિવસે આવ્યો. સાપે લાગ જોઈને દંશ દીધો અને છોકરો મરી ગયો. બહારગામથી બ્રાહ્મણ આવ્યો. તેણે છોકરાનાં કારજ વગેરે કર્યાં અને પાછો કથા વાંચવા

ગયો, પણ સાપ આવ્યો નહિ. બ્રાહ્મણે દર પાસે જઈને સાપની માફી માગી અને રોજનો ક્રમ ચાલુ રાખવા પ્રાર્થના કરી, ત્યારે સાપે ઉપર મુજબ જવાબ વાળ્યો. ]

मक्षिका व्रणमिच्छन्ति धनमिच्छन्ति पार्थिवः ।
नीचाः कलहमिच्छन्ति शान्तिमिच्छन्ति साधवः ॥

માખો ( ચાટવા માટે ) ઘા-ચાંદાં ઇચ્છતી હોય છે, રાજાઓ ધન ઇચ્છતા હોય છે, નીચ માણસો કજિયો થાય એમ ઇચ્છતા હોય છે અને સત્પુરુષો શાંતિ થાય એમ ઇચ્છતા હોય છે. ૬૩૪

हस्ती चाङ्कुशहस्तेन कशाहस्तेन वाजिनः ।
शृङ्गी लगुडहस्तेन खड्गहस्तेन दुर्जनः ॥ ६३५ ॥

હાથમાં અંકુશ રાખનારથી હાથી વશ થાય છે, હાથમાં ચાબુક રાખનારથી ઘોડા વશ થાય છે, હાથમાં લાકડી રાખનારથી શિંગડાંવાળાં પ્રાણીઓ વશ કરાય છે અને હાથમાં તરવાર-શસ્ત્ર રાખનારથી દુર્જન વશ કરાય છે. ૬૩૫

देशानुत्सृज्य गच्छन्ति सिंहाः सत्पुरुषा गजाः ।
तत्रैव निधनं यान्ति काकाः कापुरुषाः मृगाः ॥६३६॥

સિંહો, સત્પુરુષો અને હાથીઓ ( પરાક્રમી સાહસિક જનો ) એક દેશને છોડી જુદા જુદા દેશોમાં જાય છે ( અને ત્યાંનો લાભ લે છે ); પરંતુ કાગડાઓ, બીકણુ હલકા પુરુષો અને ગાય ભેંસ વગેરે પશુઓ જે દેશમાં જન્મ્યા હોય ત્યાં જ ( સુખ કે દુઃખવાળી જેવી પરિસ્થિતિમાં હોય તેમાં જ ) છેક સુધી સબડ્યા કરે છે અને મૃત્યુ પામે છે. ૬૩૬

वाग्वादमर्थसंबन्धं परोक्षे दारदर्शनम् ।
यदीच्छेद्विपुलां प्रीतिं त्रीणि तत्र न कारयेत् ॥६३७॥

જેની સાથે ગાઢ પ્રેમસંબંધ ઇચ્છતા હોઈએ, તેની સાથે આ ત્રણ ન કરવાં જોઈએ; વાણીનો વાદવિવાદ, પૈસાની લેવડદેવડનો સંબંધ અને તેની ગેરહાજરીમાં તેની સ્ત્રીનું દર્શન. ૬૩૭

अर्थानामर्जनं कार्यं वर्धनं रक्षणं तथा ।
भक्ष्यमाणो निरादाय सुमेरुरपि हीयते ॥ ६३८ ॥

પૈસાને એકઠો કરતા રહેવું જોઈએ; વધારતા રહેવું અને તેનું રક્ષણ કરતા રહેવું જોઈએ; પણ તેમ ન કરતાં અંદરથી કાઢીકાઢીને ખાધા જ કરવામાં આવે તો સુમેરુ જેટલો ખજાનો હોય તોપણ ક્ષીણ થઈ જાય છે.

आपदर्थं धनं रक्षेन्महतां कुत आपदः ।
कदाचित्कुपितो दैवः संचितं चापि नश्यति ॥६३९॥

એમ કહેવાય છે કે, ' આપત્તિ વખતે કામ લાગે એટલા માટે ધનનું રક્ષણ કરવું.' પણ મોટા શક્તિશાળીઓને-સમર્થ પુરુષોને આપત્તિઓ ક્યાંથી હોય? અને સંચિત કરી રાખેલું ધન પણ કેટલીક વાર રાજા કે દેવ કોપાયમાન થાય તો ( અતિવૃષ્ટિ, ભૂકંપ વગેરેથી ) નાશ પામે છે. ૬૩૯

युध्यन्ति पशवः सर्वे पठन्ति शुकसारिकाः ।
दातुं जानाति यो वित्तं स शूरः स च पण्डितः ॥६४०

યુદ્ધ તો બધાં પશુ-પક્ષીઓ પણ કરતાં હોય છે અને મેના પોપટ પણ પાઠ ભણતાં હોય છે, પણ ખરો શૂરવીર અથવા પંડિત તો એ છે કે જે દ્રવ્યને આપી જાણે છે. ૬૪૦

नदीतीरेषु ये वृक्षा यस्य नारी निरङ्कुशा ।
मन्त्रिहीनो भवेद्राजा तस्य राज्यं विनश्यति ॥६४१॥

જે વૃક્ષો નદીના ( પ્રવાહ પાસેના જ ) કિનારા ઉપર હોય છે, તે નાશ પામે છે; જેની સ્ત્રી નિરંકુશ (સ્વૈરાચારી) હોય છે તે પતિ ( તેનો ગૃહસ્થાશ્રમ ) નાશ પામે છે અને જે રાજા સારા મંત્રી વિનાનો હોય, તેનું રાજ્ય નાશ પામે છે. ૬૪૧

गुणं पृच्छस्व मा रूपं शीलं पृच्छस्व मा कुलम् ।
सिद्धिं पृच्छस्व मा विद्यां भोगो पृच्छस्व मा धनम् ॥

ગુણને પૂછો, રૂપને નહિ, શીલ-સ્વભાવને પૂછો, કુળને નહિ; સિદ્ધિને પૂછો, વિદ્યાને નહિ અને ભોગને (સુખને) પૂછો, ધનને નહિ. ૬૪૨

गुणो भूषयते रूपं शीलं भूषयते कुलम् ।
सिद्धिर्भूषयते विद्या भोगो भूषयते धनम् ॥ ६४३ ॥

ગુણ રૂપને શોભાવે છે, શીલ કુળને શોભાવે છે, સિદ્ધિ વિદ્યાને શોભાવે છે અને ભોગ ધનને શોભાવે છે.

यस्य न ज्ञायते शीलं कुलं विद्यां नरस्य च ।
कस्तेन सह विश्वासं पुमान्कुर्याद्विचक्षणः ॥६४४॥

જે માણસનાં શીલ-સ્વભાવ, કુળ વિદ્યા વગેરે જાણેલાં ન હોય, તેની સાથે કયો વિચક્ષણ ( સમજુ ) માણસ વિશ્વાસ કરે? ૬૪૪

का प्रीतिः सह मार्जारैः का प्रीतिरवनीपतौ ।
गणिकाभिश्च का प्रीतिः का प्रीतिर्भिक्षुकैः सह ॥६४५

બિલાડાંની સાથે પ્રીતિ શું? રાજા સાથે પ્રીતિ શું? ગણિકાઓ સાથે પ્રીતિ શું અને માગણ—ભિક્ષુકોની સાથે પ્રીતિ શું? ૬૪૫

धीराणां भूषणं विद्या मन्त्रिणां भूषणं नृपः ।
भूषणं च पतिः स्त्रीणां शीलं सर्वस्य भूषणम् ॥६४६॥

વિદ્યા ધીરજનોનું ભૂષણ છે. રાજા એ મંત્રીઓનું ભૂષણ છે. પતિ એ સ્ત્રીઓનુ ભૂષણ છે. શીલ-સ્વભાવ એ સર્વનુ ભૂષણ છે. ૬૪૬

महानदीप्रतरणं महापुरुषविग्रहम् ।
महाजनविरोधं च दूरतः परिवर्जयेत् ॥ ६४७ ॥

મોટી નદી તરી જવાનું, મોટા પુરુષ સાથે કલહ કરવાનું અને મહાજન સાથે વિરોધ કરવાનું—આ ત્રણ બાબતો દૂરથી જ છોડી દેવી. ૬૪૭

नारुहेद्विषमं वृक्षं जीर्णां नावं न चारुहेत् ।
कूपे नालोकयेत्तोयं न वात्मानं विनाशयेत् ॥६४८॥

વાકાચૂંકા ઝાડ પર ચઢવુ નહિ, જૂની નાવમા બેસવુ નહિ, કૂવામા પાણી જોવાં નહિ, અર્થાત્ પોતાનો નાશ કરવો નહિ. ૬૪૮

संकटे न च गन्तव्यं विषमे न कदाचन ।
महापथे न गन्तव्यं गन्तव्यं चात्मनः पथम् ॥६४९॥

કદી સંકટમાં ઊતરવું નહીં, કદી વિષમ કે અન્યાય-યુક્ત સ્થિતિમા જવું નહીં, મોટાઓના માર્ગે (તેમના કેવળ અનુકરણરૂપે) જવુ નહીં, પણ પોતાને અનુકૂળ અને હિતકર હોય તે માર્ગે જવું. ૬૪૯

अनादायी व्ययं कुर्यादसहायो रणप्रियः ।
आतुरः सर्वभक्षी च नरः शीघ्रं विनश्यति ॥६५०॥

કંઈ કમાતો ન હોય છતા જે ખર્ચ કરે, સહાયકો વિનાનો હોય છતા જે યુદ્ધ કરવામા પ્રીતિવાળો હોય, રોગી હોય છતા જે (પથ્ય-અપથ્ય) બધું જ ખાનારો હોય, તે માણસ જલદી નાશ નામે છે. ૬૫૦

सुसंदिग्धस्य भृत्यस्य दन्तस्य चलितस्य च ।
अमात्यस्य च दुष्टस्य मूलादुद्धरणं वरम् ॥६५१॥

જે સેવક ખૂબ જ શંકાસ્પદ હોય, જે દાત ખૂબ હાલી ગયો હોય અને તે અમાત્ય (મંત્રી) દુષ્ટ સ્વભાવનો હોય-તે બધા મૂળમાથી જ કાઢી નાખવા તે સારું છે.

दीर्घशृङ्गमनड्वाहं रण्डां च बहुभाषिणीम् ।
शूद्रमक्षरसंयुक्तं दूरतः परिवर्जयेत् ॥ ६५२ ॥

મોટા શિંગડાવાળા બળદને, વધારે પડતું બોલનારી રંડા સ્ત્રીને અને બે અક્ષર ભણવાથી થયેલા અભિમાનવાળા શૂદ્રને-એ ત્રણને દૂરથી જ છોડી દેવાં. ૬૫૨

सिद्धमन्त्रौषधं धर्मं गृहच्छिद्रं च मैथुनम् ।
कुभुक्तिं कुश्रुतं चैव वमनं न प्रकाशयेत् ॥६५३॥

સિદ્ધ થયેલો મંત્ર, ઔષધ, ધર્મ, ઘરનું છિદ્ર, મૈથુન, ખરાબ પદાર્થનું ભક્ષણ અને સાભળવામાં આવેલું ખરાબ વચન-આટલી બાબતો પ્રકાશિત કરવી નહિ.

धनेषु जीवितव्येषु स्त्रीषु भोजनवृत्तिषु ।
अतृप्ता मानवाः सर्वे याता यास्यन्ति यान्ति च ॥६५४

ધન વિષે, જીવન વિષે, સ્ત્રીભોગ વિષે અને ભોજનની ઇચ્છામા બધા માણસો અતૃપ્ત રહીને જ ભૂતકાળમા ગયા છે. આજે જઈ રહ્યા છે અને ભવિષ્યકાળમા જશે; અર્થાત્ આ બાબતોમાં કોઈને સંતોષ થયો નથી.

सौहार्दस्वर्णरेखाणामुच्चावचभिदाजुषाम् ।
परोक्षमिति कोऽप्यस्ति परीक्षानिकषोपलः ॥ ६५५ ॥

મિત્રતારૂપી સુવર્ણની રેખાઓ ઉચ્ચતાવાળી તેમ જ હીનતાવાળી હોય છે. તેમની પરીક્ષા માટે પરોક્ષતા અથવા ગેરહાજરી એ કસોટીનો કોઈ અનુપમ પથ્થર છે. (અર્થાત્ એક મિત્ર તેના મિત્રની ગેરહાજરીમા તેના વિષે જે અભિપ્રાય-પ્રશંસા કે નિંદા વ્યક્ત કરે, તે ઉપરથી તેમની મિત્રતાનું માપ નીકળી શકે છે.)

परोपकारनिरतैर्दुर्जनैः सह संगतिः ।
वदामि भवतस्तत्त्वं न विधेया कदाचन ॥ ६५६ ॥

હે ભાઈ, હુ તને એક તત્ત્વ (સારી વાત) કહું છું કે બીજાના પર અપકાર કરવામા લાગી રહેલા દુર્જનો સાથે કદી પણ સોબત ન કરવી. ૬૫૬

नरत्वं दुर्लभं लोके विद्या तत्र सुदुर्लभा ।
कवित्वं दुर्लभं तत्र शक्तिस्तत्र सुदुर्लभा ॥ ६५७ ॥

આ લોકમા મનુષ્યપણું પ્રાપ્ત થવું એ દુર્લભ છે. તેમા પણ વિદ્યા પ્રાપ્ત થવી એ વધારે દુર્લભ છે, તેમા પણ (વિદ્યા પ્રાપ્ત થયા છતા પણ) કવિત્વ (તત્ત્વદર્શન) પ્રાપ્ત થવું વધારે દુર્લભ છે અને કવિત્વ પ્રાપ્ત થાય છતા પણ શક્તિ—સામર્થ્ય પ્રાપ્ત થવું વિશેષ દુર્લભ છે. ૬૫૭

वारिजेनेव सरसी शशिनेव निशीथिनी ।
यौवनेनैव वनिता नयेन श्रीर्मनोहरा ॥ ६५८ ॥

જેમ કમળથી સરોવર, ચંદ્રથી રાત્રી અને યૌવનથી સ્ત્રી મનોહર લાગે છે. તેમ ન્યાય—નીતિથી લક્ષ્મી મનોહર લાગે છે. ૬૫૮

दानं वित्तादृतं वाचः कीर्तिधर्मौ तथायुषः ।
परोपकरणं कायादसारात्सारमाहरेत् ॥ ६५९

સંસારમા પ્રાપ્ત થયેલી અસાર અથવા નાશવંત વસ્તુઓમાંથી સાર અથવા અમર વસ્તુ મેળવી લેવી જોઈએ. જેમ કે દ્રવ્યથી દાન, વાણીથી સત્ય, આયુષ્ય વડે કીર્તિ અને ધર્મ તેમ જ શરીર વડે પરોપકાર સાધી લેવો જોઈએ. ૬૫૯

श्रुतं कृतधियां सङ्गाज्जायते विनयः श्रुतात् ।
लोकानुरागो विनयान्न किं लोकानुरागतः ॥६६०॥

ઉત્તમ બુદ્ધિવાળાઓ પાસેથી વિદ્યા પ્રાપ્ત થાય છે, વિદ્યાથી વિનય પ્રાપ્ત થાય છે, વિનયથી લોકાનુરાગ (લોકો પર પ્રેમ અને લોકોનો પ્રેમ) પ્રાપ્ત થાય છે અને લોકાનુરાગથી શું પ્રાપ્ત નથી થતું? ૬૬૦

किमाराध्यं सदा पुण्यं कश्च सेव्यः सदागमः ।
को ध्येयो भगवान्विष्णुः किं काम्यं परमं पदम् ॥६६१

માણસે સદા શું આરાધવું જોઈએ? પુણ્ય. સદા શાનું સેવન કરવું જોઈએ? સારા જ્ઞાનનું–સત્–શાસ્ત્રોનું સત્પુરુષોનું. સદા કોનું ધ્યાન કરવું જોઈએ? ભગવાન વિષ્ણુનું. સદા શાની ઇચ્છા રાખવી જોઈએ? પરમ ગતિની—મોક્ષની. ૬૬૧

एकामिषाभिलाषो हि बीजं वैरमहातरोः ।
तिलोत्तमाभिलाषो हि यथा सुन्दोपसुन्दयोः ॥६६२॥

એક જણને ખાવાના માંસની (અર્થાત્ એક જણ જેમાં મોહિત થયો હોય તેવા પદાર્થની) બીજાએ ઇચ્છા કરવી એ વૈરરૂપી મહાવૃક્ષનું બીજ છે; જેમ સુંદ અને ઉપસુંદની તિલોત્તમા માટેની ઇચ્છા (જેથી તેમની વચ્ચે વૈર થતા તેઓ એકબીજા વડે મરાયા.) ૬૬૨

हेतुर्नैसर्गिकः कोऽपि प्रीतेर्यद्धि न वर्तते ।
मालती मधुरास्तीति मधुपः केन शिक्ष्यते ॥६६३॥

પ્રેમ થવામાં કોઈ કુદરતી જ કારણ હોય છે, જો એમ ન હોત તો માલતી મધુર છે એવું ભમરાને કોણ શીખવે છે? ૬૬૩

देवे तीर्थे द्विजे मन्त्रे दैवज्ञे भेषजे गुरौ ।
यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ॥६६४॥

દેવ, તીર્થ, બ્રાહ્મણ, મંત્ર, દૈવજ્ઞ (ભાગ્ય જાણનાર) ઔષધ અને ગુરુમા જેની જેવી ભાવના તેને તેવી સિદ્ધિ મળે છે. ૬૬૪

न माता शपते पुत्रं न दोषं लभते मही ।
न हिंसां कुरुते साधुर्न देवः सृष्टिनाशकः ॥६६५॥

માતા કદી પુત્રને શાપ આપતી નથી. પૃથ્વી કદી કોઈના દોષ જોતી નથી, સજ્જન કદી હિંસા કરતો નથી અને દેવ કદી સૃષ્ટિનો નાશ કરતો નથી. ૬૬૫

प्रायः सन्त्युपदेशार्हा धीमन्तो न जडाशयाः ।
तिलाः कुसुमसौगन्ध्यवाहिनो न यवाः क्वचित् ॥६६६

મોટે ભાગે સમજુ માણસો ઉપદેશ માટે યોગ્ય હોય છે, જડ બુદ્ધિવાળા નહીં. પુષ્પોની સુગંધીને ધારણ કરનારા જેવા તલ હોય છે તેવા જવ કદી હોતા નથી. (જવ ઉપર કઠણ ફોતરાં હોવાથી તેમની અંદર ફૂલોની સુગંધીની અસર થઈ શકતી નથી.) ૬૬૬

संस्थितस्य गुणोत्कर्षः प्रायः प्रस्फुरति स्फुटम् ।
दग्धस्यागरुखण्डस्य स्फारीभवति सौरभम् ॥६६७॥

જેમ અગર (ધૂપ)નો કકડો બળવાથી બધે તેની સુગંધી ફેલાય છે, તેમ સારી રીતે રહેલા માણસના ગુણોની ઉત્કૃષ્ટતા મોટે ભાગે સ્પષ્ટ રીતે પ્રકટ થાય જ છે.

उपकर्तुं यथा स्वल्पः समर्थो न तथा महान् ।
प्रायः कूपस्तृषां हन्ति सततं न तु वारिधिः ॥६६८॥

નાનો માણસ ઉપકાર કરવા માટે જેટલો સમર્થ હોય છે, તેટલો ઘણું કરીને મોટો સમર્થ નથી હોતો; જેમ કૂવો હમેશ તરસ છિપાવે છે, પણ સમુદ્ર નહીં.

जडे प्रभवति प्रायो दुःखं बिभ्रति साधवः ।
शीतांशावुदिते पद्माः संकोचं यान्ति वारिणि ॥६६९॥

જેમ ચંદ્રનો ઉદય થાય છે ત્યારે કમળો સંકોચાઈ જાય છે, તેમ જડ માણસનો ઉદય થાય છે ત્યારે મોટે ભાગે સજ્જનો દુઃખ ભોગવે છે. ૬૬૯

कश्चित्कस्यचिदेव स्यात्सुहृद्विस्रम्भभाजनम् ।
पद्मं विकासयत्यर्कः संकोचयति कैरवम् ॥६७०॥

કોઈ પણ માણસનો વિશ્વાસપાત્ર મિત્ર અમુક જ માણસ બની શકે છે. જેમ કે સૂર્ય કમળને વિકસાવે છે અને પોયણાને સંકોચાવી દે છે. ૬૭૦

ईश्वराः पिशुनाञ्शश्वद्बिभ्रतीति किमद्भुतम् ।
प्रायो निधय एवाहीन्द्विजिह्वान्दधतेतराम् ॥ ६७१ ॥

મોટા સત્તાધારીઓ પોતાની પાસે કાયમને માટે ચાડિયા માણસોને રાખે છે, તેમા વિસ્મય જેવું શું છે? ઘણુંખરું ધનના ભંડારો જ બે જીભવાળા સર્પોને ધારણ કરતા હોય છે. ૬૭૧

संपद्यास्ते परैः सार्कं विपदि स्वजनैर्जडः ।
जृम्भत्यम्भोरुहं भृङ्गैः शुष्यत्युदकशैवलैः ॥६७२॥

મૂર્ખ માણસ સંપત્તિને સમયે બીજાઓની સાથે આનંદ-મજા માણે છે અને વિપત્તિ વખતે સ્વજનોની સાથે દુઃખ ભોગવે છે. જેમ કમળ વિકાસ પામેલું હોય છે ત્યારે ભમરાઓની સાથે રહે છે અને કરમાઈ જાય છે ત્યારે પાણીમા શેવાળોની સાથે રહે છે. ૬૭૨

नीचावमानमलिनां यो भुंक्ते संपदं पुमान् ।
लशुनाक्तां स कर्पूरचर्चां वितनुते तनौ ॥६७३॥

જે માણસ નીચ જનના અપમાનથી મલિન બનેલી સંપત્તિને ભોગવે છે, તે તો ખરેખર લસણની દુર્ગંધીથી ભરેલ કપૂરના તેલની સુગંધી શરીરે લેપન કરે છે.

व्यसनानन्तरं सौख्यं स्वल्पमप्यधिकं भवेत् ।
कापायरसमास्वाद्य स्वाद्वत्तीवाम्बु विन्दते ॥ ६७४ ॥

દુ:ખ ભોગવ્યા પછીનું સુખ થોડું હોય તોપણ વધારે લાગે છે, જેમ તૂરા રસને ચાખ્યા પછી પાણી પણ ખૂબ જ સ્વાદિષ્ટ લાગે છે. ૬૭૪

गुणानामन्तरं प्रायस्तज्ज्ञो जानाति नेतरः ।
मालतीमल्लिकामोदं घ्राणं वेत्ति न लोचनम् ॥६७५॥

ગુણોનો તફાવત, ગુણોનું તારતમ્ય ખાસ કરીને તે તે ગુણોનો જાણનાર જ જાણે છે, બીજો કોઈ નહીં, જેમ માલતીનાં પુષ્પોની સુગંધ નાક જ જાણે છે, આંખ જાણતી નથી. ૬૭૫

प्रभूतवयसः पुंसो धियः पाकः प्रवर्तते ।
जीर्णस्य चन्दनतरोरामोद उपजायते ॥ ६७६ ॥

પ્રૌઢ વયના માણસની બુદ્ધિ પણ પરિપક્વ બને છે, જેમ જૂના થયેલા ચંદનવૃક્ષમા સુગંધ ઉત્પન્ન થાય છે.

धनागमेऽधिकं पुंसां लोभमभ्येति मानसम् ।
निदाघकाले प्रालेयः प्रायः शैत्यं वहत्यलम् ॥६७७॥

ઉનાળાના વખતમા બરફ જેમ વધારે શીતળતા ધારણ કરે છે, તેમ ધન પ્રાપ્ત થતા માણસોનું મન મોટે ભાગે વધારે લોભી બનતું જાય છે. ૬૭૭

सहजोऽपि गुणः पुंसां साधुवादेन वर्धते ।
कामं सुरसलेपेन कान्तिं वहति काञ्चनम् ॥६७८॥

માણસમા સ્વાભાવિક રીતે રહેલો ગુણ પણ એની પ્રશંસા કરવાથી (શાબાશી આપવાથી) વધે છે. સુંદર એવું સોનું પણ સારા પદાર્થનો લેપ કરવાથી ઉત્કૃષ્ટ કાંતિને ધારણ કરે છે. ૬૭૮

निन्दां यः कुरुते साधोस्तथा स्वं दूषयत्यसौ ।
खे भूतिं यस्त्यजेदुच्चैर्मूर्ध्नि तस्यैव सा पतेत् ॥६७९॥

માણસ જેમ જેમ સજ્જનની નિંદા કરે છે, તેમ તેમ પોતાને જ દૂષિત કરે છે. જે આકાશમા રાખોડી ફેંકે છે, તેના માથા પર જ રાખોડી પડે છે. ૬૭૯

शुभं वाप्यशुभं कर्म फलकालमपेक्षते ।
शरद्येव फलत्याशु शालिर्न सुरभौ क्वचित् ॥६८०॥

સારું અથવા ખરાબ કામ તેનું ફળ આપવા માટે સમયની અપેક્ષા રાખે છે. ડાંગર શરદઋતુ આવતાં તરત જ પાકે છે, પણ વસંતમાં કદી નહીં. ૬૮૦

भोगेच्छा नोपभोगेन भोगिनां जातु शाम्यति ।
लवणेनान्तरालेन तृष्णा प्रत्युत जायते ॥ ६८१ ॥

ભોગો ભોગવનારાઓની ઇચ્છા ભોગોના ઉપભોગ વડે કદી શાંત થતી નથી. જેમ કે તરસ લાગી હોય, ત્યારે મીઠું ચૂસવાથી તો તરસ ઊલટી વધતી જ જાય છે.

दुर्लभोऽप्युत्तमः प्रायः स्वजातीयेन लभ्यते ।
कर्णकोटरगं वारि वारिणैवावकृष्यते ॥ ६८२ ॥

દુર્લભ એવો ઉત્તમ પુરુષ (અથવા પદાર્થ) પણ બીજા ઉત્તમ પુરુષ (અથવા પદાર્થ) વડે જ પ્રાપ્ત કરી શકાય છે. જેમ કાનના છિદ્રમાં ગયેલું પાણી બીજું પાણી નાખીને બહાર કાઢી શકાય છે. ૬૮૨

जन्तोर्निरुपभोगस्य दृश्यते भुवि रूक्षता ।
वाताशिनो द्विजिह्वत्वं विहितं पश्य वेधसा ॥६८३॥

જે માણસ પાસે ઉપભોગ કરવાની કોઈ વસ્તુ નથી અથવા જે ઉપભોગથી રહિત છે. તેને આ જગતમાં બધે રૂક્ષતા—નીરસતા જ દેખાય છે. (અને તેવાની પાસે જ ઉપભોગ કરવાની ઇંદ્રિયો સબળ અથવા વધારે હોય છે.) જુઓ કેવળ વાયુ પીને રહેનારા સર્પને વિધાતાએ બે જીભવાળો બનાવ્યો છે. ૬૮૩

आकरः कारणं जन्तोर्दौर्जन्यस्य न जायते ।
कालकूटः सुधासिन्धोः प्राणिनां प्राणहारकः ॥६८४॥

પ્રાણીની દુર્જનતાનું કારણ તે જેમાંથી ઉત્પન્ન થાય છે, તે સમુદાય (કુટુંબ, પરિવાર, વંશ, જાતિ આદિ) નથી હોતું. જેમ પ્રાણીઓને જીવન આપનાર સુધાના સમુદ્ર(ક્ષીરસાગર)માંથી પ્રાણીઓના પ્રાણ હરી લેનાર કાલકૂટ (ઝેર) ઉત્પન્ન થયું ૬૮૪

न व्याप्तिरेषा गुणिनो गुणवाञ्जायते ध्रुवम् ।
चन्दनोऽनलसंदग्धो न भस्म सुरभि क्वचित् ॥६८५॥

ગુણવાન માતાપિતાથી હમેશા ગુણવાન જ સંતાન ઉત્પન્ન થાય એવો ચોક્કસ નિયમ નથી. અગ્નિથી બળેલું લાકડું ચંદનનું હોય તોપણ તેમાથી થયેલી ભસ્મ કદી સુગંધવાળી હોતી નથી ૬૮૫

कार्यापेक्षी जनः प्रायः प्रीतिमाविष्करोत्यलम् ।
लोभार्थी शौण्डिकः शष्पैर्मेषं पुष्णाति पेशलैः ॥६८६॥

પોતાના કામને સાધી લેવાની અપેક્ષાવાળો માણસ વધારે પ્રેમ પ્રકટ કરે છે. વધારે પૈસા મેળવવાના લોભવાળો ખાટકી ઘેટાને સરસ કૂણું કૂણું ઘાસ ખવડાવીને પુષ્ટ કરતો હોય છે. ૬૮૬

दुर्जनो जीयते युक्त्या विग्रहेण न धीमता ।
निपात्यते महावृक्षस्तत्समीपक्षितिक्षयात् ॥ ६८७ ॥

બુદ્ધિશાળી વડે દુર્જન યુક્તિથી જીતી શકાય છે, તેની સાથે કજિયો કરીને નહીં; જેમ મોટા વૃક્ષને તેની આજુબાજુની જમીન ખોદી નાખીને પાડી શકાય છે.

स्वभावसुन्दरं वस्तु न संस्कारमपेक्षते ।
मुक्तारत्नस्य शाणाश्मघर्षणं नोपयुज्यते ॥ ६८८ ॥

જે વસ્તુ સ્વાભાવિક રીતેજ સુંદર હોય તેને સંસ્કારની (સુધારાની) જરૂર રહેતી નથી, જેમ ઉત્તમ મોતીને સરાણના પથ્થર ઉપર ઘસવામાં આવતું નથી.

येनात्मा पण्यतां नीतः स एवान्विष्यते जनैः ।
हस्ती हेमसहस्रेण क्रीयते न मृगाधिपः ॥६८९॥

જેણે પોતાની જાતને ખરીદવા—વેચવાની બજારુ વસ્તુ જેવી બનાવી હોય તેને જ લોકો ખરીદવા ઇચ્છતા હોય છે. હાથી હજાર સોનામહોરોથી ખરીદાય છે, પણ સિંહને કોઈ ખરીદવા ઇચ્છતું નથી. ૬૮૯

विक्रीतं निजमात्मानं वस्त्रैः संस्कुरुते जडः ।
परेभ्यः स्वशरीरस्य के वा भूषां वितन्वते ॥६९०॥

(નોકર તરીકે બજારથી) વેચી દીધેલા પોતાના શરીરને જડ માણસ જ વસ્ત્રોથી (ટાપટીપથી) સુશોભિત બનાવે છે. એ સિવાય કયા બુદ્ધિશાળી લોકો બીજાઓને માટે પોતાના શરીરની શોભા—શણગારને વધારે છે? (કોઈ નહીં).

असंभवगुणस्तुत्या जायते स्वात्मनस्त्रपा ।
कर्णिकारं सुगन्धीति वदन्को नोपहास्यते ॥ ६९१ ॥

પોતામા અથવા બીજામાં જે ગુણો ન હોય તે કહેવાથી (અર્થાત્ તે સંબંધી વખાણ કરવાથી) માણસની શોભા વધતી નથી; પણ ખરી રીતે તેનામાં લજ્જા (લજ્જિત થવાપણું) જ ઉત્પન્ન થાય છે. કણેરનું ફૂલ સુગંધીવાળું હોય છે એમ કહેનારો કયો માણસ હાંસીને પાત્ર નથી બનતો? ૬૯૧

तटस्थैः ख्यापिताश्चेतो विशन्ति गुणिनां गुणाः ।
उत्कोचितानां पद्मानां गन्धो वायुभिराहृतः ॥६९२॥

નિર્મળ વાયુ વડે લઈ જવાયેલી વિકસિત કમળોની સુગંધની જેમ નિઃસ્વાર્થ તટસ્થ પુરુષોએ કહેલા ગુણવાન માણસોના ગુણો લોકોના ચિત્તમાં ઊતરી જાય છે.

निजाशयवदाभाति पुंसां चित्ते पराशयः ।
प्रतिमा मुखचन्द्रस्य कृपाणे याति दीर्घताम् ॥६९३॥

માણસોના ચિત્તમાં તેમનો પોતાનો જેવો આશય (ભાવ) હોય છે, તેવો જ બીજાનો આશય દેખાય છે. ચંદ્ર જેવા સુંદર મુખનું પ્રતિબિંબ પણ તલવારમાં લાંબું (બેડોળ) થઈ જાય છે. (તલવાર જેવા ઘાતકી આશયવાળા ચિત્તમા બીજાનો ચંદ્ર જેવો સુંદર આશય પણ લાંબો—બેડોળ—વધ કરવા લાયક દેખાય છે.) ૬૯૩

अधमं बाधते भूयो दुःखवेगो न तूत्तमम् ।
पादद्वयं रुजत्याशु शीतस्पर्शो न चक्षुषी ॥ ६९४ ॥

દુઃખનો વેગ અધમ વ્યક્તિને પીડા કરે છે, ઉત્તમને નહીં. ટાઢનો સ્પર્શ બે પગને તરત પીડા કરે છે, (ઠંડીથી પગની આંગળીઓ ચમચમે છે) પણ આંખોને પીડા કરતો નથી. ૬૯૪

यत एवागतो दोषस्तत एव निवर्तते ।
अग्निदग्धस्य विस्फोटशान्तिः स्यादग्निना ध्रुवम् ॥६९५

દોષ જેનાથી આવ્યો હોય તેનાથી જ નિવૃત્ત થાય છે. અગ્નિથી દાઝવાથી થયેલો ફોલ્લો અગ્નિથી (શેક કરવાથી) શાંત થાય છે. ૬૯૫

बुद्धिमत्त्वाभिमानः को भवेत्प्रज्ञोपजीविनाम् ।
अन्यदीयैरलंकारैर्नाहंकारो विभूषणे ॥ ६९६ ॥

બીજા બુદ્ધિશાળી માણસની બુદ્ધિ પર જીવનારને પોતામાં બુદ્ધિશાળીપણાનું અભિમાન શી રીતે થાય? બીજાનાં ઘરેણાંથી પોતાની જાતને શણગારનારને ઘરેણાં પહેર્યાંનું અભિમાન નથી થતું. ૬૯૬

उत्तमोऽप्यधमस्य स्याद्याञ्चानम्रकरः क्वचित् ।
कौस्तुभादीनि रत्नानि ययाचे हरिरम्बुधिम् ॥६९७॥

કેટલીક વાર ઉત્તમ માણસ પણ હલકા માણસની પાસે યાચના માટે હાથ નીચો કરનારો બને છે. જેમ ભગવાન વિષ્ણુએ ક્ષીરસાગર પાસે કૌસ્તુભ વગેરે રત્નો માગ્યાં હતાં. ૬૯૭

प्रयत्ने समके केचिदेव स्युः फलभागिनः ।
क्षीरोदमथनाद्देवैरमृतं प्रापि नासुरैः ॥ ६९८॥

પ્રયત્ન સરખે સરખો કર્યો હોય, છતાં ફળ કેટલાકને જ મળે છે. ક્ષીરસાગરનું મંથન દેવો અને અસુરો બંનેએ કર્યું હતું, પણ તેના ફળરૂપે અમૃત દેવોએ જ પ્રાપ્ત કર્યું, અસુરોએ નહીં. ૬૯૮

भोगः परोपतापेनः पुंसां दुःखाय न स्थिरः ।
पानमप्यसृजः क्षिप्रं स्वपीडायै जलौकसाम् ॥६९९॥

બીજાઓને સંતાપ આપીને મેળવેલા ભોગો માણસને દુઃખ આપનારા થાય છે અને સ્થિર રહેતાં નથી. જેમ જળમાં રહેનાર જળો બીજાનું લોહી પીએ છે. પણ એ સત્વર તેને જ પીડા કરનારું થાય છે. ૬૯૯

नोपभोगपरानर्थान्कोऽपि संचिनुते चिरम् ।
आखवः किमलंकारानात्मन्याहृत्य कुर्वते ॥ ७०० ॥

ઉપભોગ માટે નિર્માણ થયેલા પદાર્થોને કોઈ પણ માણસ લાંબો કાળ સંઘરી રાખી શકતો નથી. ઉંદરો પોતાના દરમાં ઘરેણાં ખેંચી લાવીને તેનું શું કરી શકે છે? (અર્થાત્ છેવટે કાઢી જ નાખે છે. ઉપભોગ માટેની વસ્તુ ઉપભોગના જ કામમા આવે છે. સંઘરો કરનારના કામમાં આવતી નથી.) ૭૦૦

विवर्णवचनैर्मृत्युर्गूढोऽप्यन्तः प्रकाशते ।
इन्धनान्तरसंस्थश्च ज्वलत्यग्निः पयःकणैः ॥७०१॥

જેમ લાકડાની અંદર રહેલા જલકણો વડે અગ્નિ ભડભડ (અસ્પષ્ટ) અવાજ કરતો પ્રજ્વલિત થાય છે, તેમ માણસની અંદર અદૃશ્ય રહેલું મૃત્યુ પણ તેનાં (લવરી—બડબડાટ જેવાં) અસ્પષ્ટ વચનો વડે પ્રકાશિત થાય છે. (મૃત્યુ નજીક હોય તેની વાણી અસ્પષ્ટ બની જાય છે.) ૭૦૧

निकटस्थं गरीयांसमपि लोको न मन्यते।
पवित्रामपि यन्मर्त्या न नमस्यन्ति जाह्नवीम् ॥७०२

વધારે ગૌરવવાળી વસ્તુ પણ જો પાસે રહેલી હોય તો માણસો તેને માન આપતા નથી. પવિત્ર એવી ગંગા નદીને પણ તેની નજીક રહેનારા લોકો નમતા નથી.

स्वजनः स्वात्मवज्जन्तुर्ज्ञायते गुणवान्परैः।
गोपैर्गोपवदाज्ञायि हरिर्देवो जगत्पतिः ॥ ७०३ ॥

સ્વજન (પોતાનો સગો—સંબંધી માણસ) ગુણવાન હોય તોપણ એના બીજા સ્વજનો એને પોતાના જેવો જ સામાન્ય પ્રાણી સમજી લે છે. જગતના પતિ ભગવાનને ગોવાળોએ ગોવાળ જેવા જ જાણ્યા હતા.

उत्तमस्तोषमायाति तदङ्गं पोष्यते यदि।
वृक्षः प्रसीदति प्रायः पादाभ्यङ्गेन न स्वयम् ॥७०४॥

ઉત્તમ વ્યક્તિ તેના એક અંગને પોષવામાં આવે તોપણ સંતુષ્ટ થાય છે. વૃક્ષ તેના (આખા અંગ ઉપર નહીં પણ) કેવળ પગો (મૂળ) ઉપર જળસિંચન કરવાથી શું પ્રસન્ન નથી થતું? ૭૦૪

दुर्भगः स्यात्प्रकृत्या यो विभूत्यापि स तादृशः।
गोमयं श्रीनिवासोऽस्ति न तथापि मनोहरम् ॥७०५॥

જે પદાર્થ પ્રકૃતિથી જ કદરૂપો હોય છે તે વૈભવ મળે તોપણ તેવો જ રહે છે. સ્વભાવથી જ કદરૂપું ગોમય (ગાયનું છાણ) તેનામા લક્ષ્મીનો નિવાસ હોવા છતાં પણ મનોહર (સુંદર) નથી. ૭૦૫

आगच्छदुत्सवो भाति यथैव न तथा गतः।
हिमांशोरुदयः सायं चकास्ति न तथोषसि ॥७०६॥

ઉત્સવ આવતો હોય ત્યારે જેટલો શોભે છે તેટલો થઈ ગયા પછી શોભતો નથી. ચંદ્રનો ઉદય સાયંકાળે જેટલો પ્રકાશે (શોભે) છે, તેટલો સવારે ઉષઃકાળે પ્રકાશતો નથી. ૭૦૬

संतोषक्षतये पुंसामाकस्मिकधनागमः।
सरसां सेतुभेदाय वर्षौघः स च न स्थिरः ॥ ७०७ ॥

વર્ષાકાળે મોટું પૂર આવી ચડે એ સરોવરોની પાળોને તોડી નાખનાર થાય છે અને તે જળ (સરોવરમા) સ્થિર (થઈને) રહેતું નથી, તેમ અકસ્માત ધન આવી મળે એ માણસોના સંતોષની મર્યાદાને તોડી નાખનાર બને છે અને તે ધન સ્થિર રહેતું નથી. ૭૦૭

संतुष्यत्युत्तमः स्तुत्या धनेन महताधमः।
प्रसीदन्ति जपैर्देवा बलिभिर्भूतविग्रहाः ॥७०८॥

ઉત્તમ માણસ સ્તુતિથી જ સંતુષ્ટ થઈ જાય છે, અધમ માણસ પુષ્કળ ધન આપવાથી સંતુષ્ટ થાય છે. દેવો જપથી પ્રસન્ન થાય છે. અને ભૂત, પ્રેત, પિશાચ વગેરે બલિદાનથી પ્રસન્ન થાય છે. ૭૦૮

स्वजातीयविघाताय माहात्म्यं दृश्यते नृणाम्।
श्येनो विहंगमानेव हिनस्ति न भुजंगमान् ॥७०९॥

પોતાની જાતિનો વિનાશ કરવામાં જ માણસોને પોતાનું મોટાપણું દેખાય છે. બાજ (પક્ષી) પક્ષીઓને જ મારી નાખે છે, સર્પોને નહીં. ૭૦૯

गुरुं प्रयोजनोद्देशादर्चयन्ति न भक्तितः।
दुग्धदात्रीति गौर्गेहे पोष्यते न तु धर्मतः ॥ ७१० ॥

લોકો ગુરુને (મોટાને) મતલબને કારણે પૂજ્યતા—માન આપતા હોય છે, તેના પ્રત્યે ભક્તિને કારણે નહીં. દૂધ આપે છે એ કારણે ગાયને ઘેર પાળવામાં આવે છે, પણ ધર્મને કારણે નહીં. ૭૧૦

गुरुरग्निर्द्विजातीनां वर्णानां ब्राह्मणो गुरुः।
पतिरेको गुरुः स्त्रीणां सर्वस्याभ्यागतो गुरुः ॥७११॥

દ્વિજાતિનો (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનો) ગુરુ (પૂજ્ય) અગ્નિ છે. સર્વ વર્ણોનો ગુરુ બ્રાહ્મણ છે, સ્ત્રીઓનો ગુરુ એક તેમનો પતિ છે અને અતિથિ સર્વનો ગુરુ (પૂજ્ય) છે. ૭૧૧

बहुभिर्मूर्खसंघातैरन्योन्यं पशुवृत्तिभिः।
*प्रच्छाद्यन्ते गुणाः सर्वे मेघैरिव दिवाकरः* ॥ ७१२॥

પશુના જેવા સ્વભાવવાળા ભેગા થયેલા ઘણા મૂર્ખ જનો વડે એકબીજાના બધા ગુણો ઢાંકી દેવાય છે, જેમ મેઘો વડે સૂર્ય. ૭૧૨

मन्तागसभ्याशृत्त्या वा कामं क्षाम्यतु यः क्षमी।
क्रियासमभिहारेण विरोध्यन्तं क्षमेत कः ॥७१३॥

ક્ષમાશીલ માણસ તો તેની આગળ બીજાના ગુના વિષે અને પોતાની નિર્દોષતા વિષે કંઈ પણ ન કહેવામાં આવે અને કેવળ નમ્રતાભરી રીતે વર્તવામાં આવે એટલાથી પણ પૂરેપૂરી ક્ષમા આપી દે. પણ જે પોતાના નિર્દોષ વર્તન વિષે અને બીજાના દોષિત વર્તન વિષે વારંવાર બોલબોલ કરીને વિરોધ અને કજિયો ચાલુ જ રાખ્યા કરતો હોય એને કયો ક્ષમાશીલ માણસ ક્ષમા કરશે? ૭૧૩

कामाय स्पृहयत्यात्मा संयतोऽपि मनीषिणः ।
वीर्थीनियमितोऽप्युक्षा शष्पमासाद्य धावति ॥७१४॥
બુદ્ધિમાન માણસોનો સંયમી જીવ પણ કામનાઓની સ્પૃહા કરતો હોય છે. જેમ મુખ પર દોરડીની જાળી બાંધેલો બળદ પણ ઘાસ જોઈને દોડે છે. ૭૧૪

रोगशोकपरीतापबन्धनव्यसनानि च ।
आत्मापराधवृक्षाणां फलान्येतानि देहिनाम् ॥७१५॥
રોગ, શોક, પરિતાપ—ખેદ, બંધન અને દુઃખ આ બધાં મનુષ્યના પોતાના જ અપરાધોરૂપી વૃક્ષોનાં ફળો છે.

भूमिपतावर्थपतौ बाले वृद्धे तपोनिधौ विदुषि ।
योषिति मूर्खे गुरुषु च विदुषा नैवोत्तरं देयम् ॥७१६॥
રાજા, ધનવાન, બાળક, વૃદ્ધ, તપસ્વી, વિદ્વાન, સ્ત્રી, મૂર્ખ અને ગુરુજન—આટલાંની આગળ સમજુ માણસે સામો ઉત્તર ન આપવો. ૭૧૬

कटुकं वा मधुरं वा प्रस्तुतवाक्यं मनोहारि ।
वामे गर्दभनादश्चित्तप्रीत्यै प्रयाणेषु ॥ ७१७ ॥
કડવું હોય અથવા મધુર હોય, પણ યોગ્ય સમયે બોલાયેલું વાક્ય મનોહર લાગે છે. જેમ પ્રયાણ કરતી વખતે ડાબી બાજુએ ગધેડાનો નાદ. (ગધેડું ભૂંકે તે શકુન ગણાતું હોવાથી) ચિત્તને પ્રસન્ન કરનાર થાય છે.

अतिपरिचयादवज्ञा संततगमनादनादरो भवति ।
लोकः प्रयागवासी कूपे स्नानं समाचरति ॥७१८॥
વધારે પડતા પરિચયથી અવજ્ઞા (અવગણના) થાય છે. વધારે પડતું આવ—જા કરવાથી અનાદર—તિરસ્કાર ઉત્પન્ન થાય છે. પ્રયાગ (ત્રિવેણીસંગમ) પર વસનારા લોકો કૂવા ઉપર સ્નાન કરનારા હોય છે.

अतिपरिचयादवज्ञा संततगमनादनादरो भवति ।
मलये भिल्लपुरंध्री चन्दनतरुकाष्ठमिन्धनं कुरुते ॥७१९॥
વધારે પડતા પરિચયથી અવગણના થાય છે. વધારે પડતું આવ-જા કરવાથી અનાદર—તિરસ્કાર ઉત્પન્ન થાય છે, મલય પર્વત પર રહેનારી ભિલડી ચંદનવૃક્ષના લાકડાંને બળતણ તરીકે વાપરે છે. ૭૧૯

अतिपरिचयादवज्ञा इति यद्वाक्यं मृषैव तद्भाति ।
अतिपरीचितेऽप्यनादौ संसारेऽस्मिन्न जायतेऽवज्ञा ॥
'અતિપરિચયથી અવજ્ઞા (અવગણના) થાય છે' એવું જે આ વાક્ય છે, તે નકામું જ જણાય છે; કારણ કે અતિપરિચિત આ અનાદિ સંસાર વિષે લોકોને અનાદર કે તિરસ્કાર ઉત્પન્ન થતો નથી. ૭૨૦

अविधेयो भृत्यजनः शठानि मित्राण्यदायकः स्वामी ।
अविनयवती च भार्या मस्तकशूलानि चत्वारि ॥७२१॥
આજ્ઞા ન માનનારો ચાકર, શઠ (કપટી) મિત્રો, (દ્રવ્યને) ન આપનારો સ્વામી અને અવિનયી પત્ની—આ ચાર માથામાં શૂળ ઉત્પન્ન કરનારાં છે. ૭૨૧

वैद्यस्तर्कविहीनो निर्लज्जा कुलवधूर्यतिर्मूर्खः ।
कटके च प्राहुणिको मस्तकशूलानि चत्वारि ॥७२२॥
તર્ક (નિદાનજ્ઞાન) વિનાનો વૈદ્ય, લજ્જા વિનાની કુલવધૂ, મૂર્ખતાવાળો યતિ અને સૈન્યમાં જવાની વખતે ઘેર આવી પડેલો મહેમાન—આ ચાર માથામાં શૂળ ઉત્પન્ન કરનારા છે. ૭૨૨

शक्तिरहितोऽपि कुप्यति सेवासक्तोऽपि मानमुद्वहति ।
अधनोऽपि हि कामयते जानाति विधिर्विडम्बयितुम् ॥
શક્તિ વિનાનો છતાં જે કોપ કરે છે, સેવા કરવાની ઇચ્છાવાળો છતાં જે માનની ભૂખવાળો—માન મેળવવા માટે ઉત્કંઠિત છે અને ગર્વિષ્ઠ છે, નિર્ધન હોવા છતાં પણ જે મોટી મોટી કામનાઓ કરનારો છે—આ ચારેને વિધાતા વિપત્તિમાં મૂકવા યોગ્ય જાણે છે, વિપત્તિમાં મૂકવાનું વિચારી રહ્યો હોય છે. ૭૨૩

त्यजति भयमकृतपापं सुमित्रमयशः प्रमादिनं विद्या ।
ह्रीः कामिनमलसं श्रीः क्रूरं स्त्री दुर्जनं लोकः ॥७२४॥
પાપ ન કરેલાને ભય ત્યજી દે છે, સારા મિત્રોવાળાને અપયશ ત્યજી દે છે, પ્રમાદીને વિદ્યા, કામીને લજ્જા, આળસુને લક્ષ્મી, ક્રૂરને સ્ત્રી અને દુર્જનને જનસમુદાય ત્યજી દે છે. ૭૨૪

अनुचितकर्मारम्भः स्वजनविरोधो बलीयसा स्पर्धा ।
प्रमदाजनविश्वासो मृत्युद्वाराणि चत्वारि ॥७२५॥
અયોગ્ય કર્મોનો આરંભ, સ્વજનોની સાથે વિરોધ, બળવાનની સાથે સ્પર્ધા અને સ્ત્રીઓ પર વિશ્વાસ—એ ચાર મૃત્યુનાં દ્વાર છે. ૭૨૫

अन्यमुखे दुर्वादो यः प्रियवदने स एव परिहासः ।
इतरेन्धनजन्मा यो धूमः सोऽगुरुभवो धूपः ॥७२६॥
બીજાના મુખમાંથી નીકળે છે ત્યારે જે દુષ્ટ વચન કહેવાય છે, તે જ વચન પ્રિયજનના મુખમાંથી નીકળતાં હાસ્ય—વિનોદ કરનારું થાય છે બીજાં લાકડાંમાંથી નીકળેલાને ધુમાડો કહેવામા આવે છે જ્યારે અગરુના લાકડામાંથી નીકળેલા ધુમાડાને ધૂપ કહેવામા આવે છે.

अशठमलोभमजिह्मं त्यागिनमनुरागिणं विशेषज्ञम् ।
यदि नाश्रयति नरं श्रीः श्रीरेव हि वञ्चिता तत्र ॥७२७
જે માણસ શઠ નથી, લોભી નથી, કપટી નથી, સરળ છે, ત્યાગી—ઉદાર છે, પ્રેમી છે, અને વિશેષ જ્ઞાનવાળો છે, તેનો આશ્રય જો લક્ષ્મી ન લે તો તેમાં

લક્ષ્મી જ છેતરાઈ છે ૭૨૭

न्यथयतितरामुपेत स्वस्थप्रकृतेरवचलेशोऽपि ।
भृशमुद्विजते चक्षु सत्त्वेन रज कणेनापि ॥७२८॥

સ્વસ્થ-નિર્મળ સ્વભાવવાળાને નિંદાનો એક લેશ (જરાક અંશ) પણ ખૂબ જ વ્યથિત કરે છે નિર્મળ સ્વભાવવાળુ નેત્ર એક રજકણ લાગવાથી પણ ખૂબ જ ઉદ્વિગ્ન થઈ જાય છે ૭૨૮

शरदि समग्रनिशाकरकरशतहततिमिरसचया रजनी ।
जलदान्तरितार्कामपि दिवसच्छाया न पूरयति ॥७२९

શરદઋતુમા પૂર્ણ ચંદ્રના સેંકડો કિરણોથી નષ્ટ થયેલ અંધકારવાળી રાત્રિ મેઘથી ઢંકાયેલા સૂર્યવાળા દિવસના છાયામય પ્રકાશની બરોબરી પણ કરી શકતી નથી

यत्र न फलितास्तरवो विकसितसरसीरुहा सरस्यो वा ।
न च सज्जना स देशो गच्छतु निधन स्मशानसम ॥

જે દેશમા ફળ આપનારા વૃક્ષો ન હોય, ખીલેલા કમળો અને સરોવરો ન હોય તેમ જ સજ્જનો પણ ન હોય તે સ્મશાન જેવો દેશ ભલે નાશ પામો ૭૩૦

गुणमधिगतमपि धनवानचिरान्नाशयति रक्षति दरिद्री ।
मज्जयति रज्जुमम्भसि पूर्ण कुम्भो न खलु तुच्छ ॥

પ્રાપ્ત થયેલા ગુણને પણ ધનવાન થોડી જ વારમા નષ્ટ કરી દે છે અને દરિદ્ર માણસ તેનુ રક્ષણ કરે છે ભરેલો ઘડો પોતાની સાથે દોરડાને પણ પાણીમા ડુબાડે છે, પણ ખાલી ઘડો નહી ૭૩૧

अबुधा अजगमा अपि कथावि गत्या पर पदमावाप्ता ।
मन्त्रिणा इति कीर्त्यन्ते नयबलगुटिका इव जनेन॥७३२

જ્ઞાન વિનાના જડ માણસો પણ જો કોઇ રીતે ઉચ્ચ સ્થાન મેળવી ગયા હોય છે તો તેઓ શેતરંજના પ્યાદા-સોગઠાઓની માફક માણસો વડે 'મંત્રી' 'પ્રધાન' એમ કહેવાય છે ૭૩૨

स्वल्पा इति रामबलैर्य न्यस्ता नाशये पयोराशे ।
ते शैला स्थितिमन्तो हन्त लघिम्नैव बहुमान ॥७३३

રામની સેનાએ જે પર્વતોને આ તો હલકા છે એમ ગણીને સમુદ્રમા ન નાખ્યા તે પર્વતો હજુ પણ ત્યા રહેલા છે (ભારેપણાવાળાને રામની સેના સમુદ્રમા ડુબાડી દે છે જેઓ હલકા છે-ભારેપણાના અભિમાન વિનાના છે તેઓનુ અસ્તિત્વ હજુ પણ જેમનુ તેમ છે) ખરેખર, હલકાપણા (ગર્વરહિતતા) વડે જ માણસ બહુમાન પ્રાપ્ત કરે છે ૭૩૩

यत्रार्जवेन लघिमागरिमाण वक्रता तनुते ।
छन्द शास्त्र इवास्मिल्लोके सरल सखे किमसि ॥७३४

હે મિત્ર છંદશાસ્ત્રમા જેમ સીધી લીટી (—) લઘુતાવાળી (લઘુનુ ચિહ્ન) ગણાય છે અને વાંકી લીટી (⌣) ગુરુતાવાળી (ગુરુનુ ચિહ્ન) ગણાય છે તેમ આ લોકમા સરળતા—સીધાપણા વડે માણસ હલકો ગણાય છે અને વક્રતા (કુટિલતા-વાંકાપણા) વડે માણસ ગૌરવવાળો ગણાય છે તો તુ સરળ શા માટે છે?

सुहृदि निरन्तरचित्ते गुणवति भृत्ये प्रियासु नारीषु ।
स्वामिनि शक्तिसमेते निवेद्य दु खजन सुखी भवति ॥

ભેદભાવ વિનાના હૃદયવાળા મિત્રને, ગુણવાન સેવકને, પ્રિય સ્ત્રીવર્ગને અને શક્તિશાળી સ્વામીને પોતાનુ દુઃખ જણાવીને (દુઃખનો ભાર હળવો કરીને) માણસ સુખી થાય છે ૭૩૫

प्राप्य चलानधिकाराञ्छत्रुषु मित्रेषु बन्धुवर्गेषु ।
नापकृत नोपकृत न सत्कृत किं कृत तेन ॥७३६

ચંચળ અધિકારોને પ્રાપ્ત કરીને જેણે શત્રુઓ, મિત્રો અને બંધુજનો ઉપર અપકાર, ઉપકાર અને સત્કાર નથી કર્યો તેણે શુ કર્યુ છે? ૭૩૬

वित्त परिमितमधिकव्ययशील पुरुषमाकुलीकुरुते ।
ऊनाशुकमिव पीनस्तनजघनाया कुलीनाया ॥७३७॥

દ્રવ્યની આવક થોડી હોય અને ખર્ચ વધારે પડતો થયા કરતો હોય, તો તે બાબત માણસને આકુળવ્યાકુળ કરી નાખે છે જેમ કે જેના સ્તન અને જઘન ઘાટીના જાડા છે એવી કુલીન સ્ત્રીને ઊનનુ નાનુ વસ્ત્ર પીડા કરે છે

अप्रतिबुद्धे श्रोतरि वक्तुर्वाक्य प्रयाति वैफल्यम् ।
नयनविहीने भर्तरि लावण्यमिवेह खञ्जनाक्षीणाम् ॥७३८

અંધ પતિ આગળ ચંચળ નયનોવાળી સ્ત્રીઓના લાવણ્યની જેમ સમજણશક્તિ વિનાના શ્રોતા આગળ વક્તાનુ વાક્ય નિષ્ફળ જાય છે ૭૩૮

प्रतिगृहकोण गुणिनो लूताकीटा इव स्फुरन्ति शतम् ।
तद्भासक स्वगोभि को वा रविरिव गुणज्ञोऽस्ति ॥

ઘેર ઘેર અને ખૂણે ખૂણે કરોળિયા અને કીડી-મંકોડી સેંકડો ફરતા હોય છે, તેમને જેમ સૂર્ય પોતાના કિરણોથી બતાવે છે તેમ ગુણવાન જનો ઘેર ઘેર અને ખૂણે ખૂણે વિચરતા હોય છે, તેમને સૂર્યની જેમ પોતાની વાણી વડે પ્રકાશમા લાવનાર ગુણજ્ઞ કોણ છે?

रमणीय स हि पुम्सो रमणी यत्रैव रज्यते विदग्धा ।
श्लोक स एव सुभगश्चित्त सक्त हि यत्र रसिकस्य॥७४०॥

જેમા શ્રેષ્ઠ રમણી સ્વાભાવિક રીતે જ, જરા પણ ખિન્ન થયા વિના અનુરાગવાળી બની જાય છે, તે પુરુષ ખરેખર રમણીય છે તેવી જ રીતે તે જ શ્લોક સુંદર છે, જેમા રસિક જનનુ ચિત્ત ચોંટી ગયુ હોય છે

आपरितोषाद्विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम् ।
बलवदपि शिक्षितानामात्मन्यप्रत्ययं चेतः ॥ ७४१ ॥

શિક્ષણ પામેલાઓનું દૃઢ ચિત્ત જ્યાં સુધી પોતાની અંદર મારા શબ્દપ્રયોગના અથવા કાવ્યપ્રયોગના ઉત્કૃષ્ટ જ્ઞાનની પ્રતીતિ વિનાનું છે અને વિદ્વાનોને જ્યાં સુધી મારા પ્રયોગવિજ્ઞાનથી સંપૂર્ણ સંતોષ થયો નથી, ત્યાં સુધી હું મારા પ્રયોગવિજ્ઞાનને બરાબર સારું માનતો નથી.

अबला यत्र प्रबला शिशूरवनीशो निरक्षरो मन्त्री ।
नहि नहि तत्र धनाशा जीवितुमाशापि दुर्लभा भवति ॥

જ્યાં સ્ત્રીની પ્રબળતા હોય, રાજા બાળક હોય અને મંત્રી અશિક્ષિત હોય, ત્યાં ધનની આશા તો નથી જ નથી. પણ જીવતા રહેવાની આશા પણ દુર્લભ બની જાય છે.

ज्वलति चलितेन्धनोऽग्निर्विप्रकृतः पन्नगः फणां कुरुते ।
प्रायः स्वं महिमानं क्षोभात्प्रतिपद्यते जन्तुः ॥७४३॥

બળતણ સંકોરવાથી અગ્નિ વધારે સળગે છે, છંછેડવાથી નાગ ફેણ ઊંચી કરે છે. આ ઉપરથી જણાય છે છે કે પ્રાણીને ક્ષોભ થવાથી તે પોતાના મહિમાને–સામર્થ્યને–પ્રભાવને ધારણ કરી લે છે. ૭૪૩

राजनि विदुषां मध्ये वरसुरतानां समागमे स्त्रीणाम् ।
साध्वसदूषितहृदयो वाक्पटुरपि कातरो भवति ॥७४४

રાજાની આગળ, વિદ્વાનોની મધ્યે અને ઉત્તમ રતિક્રીડા કરનારી સ્ત્રીઓના સમાગમમા વાણીમાં કુશળ માણસ પણ ભયથી ગભરાયેલા હૃદયવાળો બની ડરપોક જેવો ઢીલો બની જાય છે. ૭૪૪

अलिरनुसरति परिमलं लक्ष्मीरनुसरति नयगुणसमृद्धिम् । निम्नमनुसरति सलिल विधिलिखितं बुद्धिरनुसरति ॥ ७४५ ॥

ભમરો સુગંધ તરફ જાય છે, લક્ષ્મી નીતિ તેમ જ ગુણોની સમૃદ્ધિ તરફ જાય છે, પાણી નીચાણના પ્રદેશ તરફ જાય છે અને બુદ્ધિ વિધાતાએ લખ્યું હોય તેને અનુસરે છે. ૭૪૫

स्वाधीनेऽपि कलत्रे नीचः परदारलम्पटो भवति ।
संपूर्णेऽपि तडागे काकः कुम्भोदकं पिबति ॥ ७४६ ॥

પોતાની સ્ત્રી પૂરેપૂરી આધીન હોય તોપણ હલકો માણસ પારકી સ્ત્રીમા લંપટ બને છે. જેમ તળાવ પૂરેપૂરું ભરેલું હોય તોપણ કાગડો ઘડાનું જળ પીતો હોય છે.

किं क्रूरं फणिहृदयं पुनरपि किं क्रूरमङ्गनाहृदयम् ।
क्रूरात्क्रूरतरं किं पतिसुतधनहीनकामिनीहृदयम् ॥७४७

'આ સંસારમાં ક્રૂર કોણ?' સાપનું હૃદય ''તેથી વધારે ક્રૂર કોણ?'' 'સ્ત્રીનું હૃદય.'' ક્રૂરથી પણ અત્યંત ક્રૂર કોણ?' 'તે સુંદર સ્ત્રીનું હૃદય કે જેને પતિ, પુત્ર, ધન વગેરે નથી.' ૭૪૭

अनुकूलां विमलाङ्गीं कुलजां कुशलां सुशीलसंपन्नाम् ।
पञ्चलकारां भार्यां पुरुषः पुण्योदयाल्लभते ॥ ७४८ ॥

પતિને બધી રીતે અનુકૂળ હોય, બધાં અંગોએ નિર્મળ હોય, સારા કુળમાં જન્મેલી હોય, કુશળ હોય અને સારાં શીલસદાચારવાળી હોય, એ રીતે જેમાં પાંચ લકાર છે, એવા ગુણોથી શોભતી સ્ત્રીને માણસ પુણ્યના ઉદયથી મેળવે છે. ૭૪૮

अरसिकजनभाषणतो रसिकजनैः सह वरं कलहः ।
लम्बकुचालिङ्गनतो लिकुचकुचापादताडनं श्रेयः ॥७४९

અરસિક જનો સાથે વાતચીત કરવી પડે તેના કરતાં રસિક જનો સાથે કજિયો થાય તે વધારે સારું. લટકતા સ્તનવાળી (વૃદ્ધા) સ્ત્રીના આલિંગન કરતાં પુષ્ટ સ્તનવાળી સ્ત્રીના પગની લાત ખાવી તે વધારે સારું.

आपदि मित्रपरीक्षा शूरपरीक्षा रणाङ्गणे भाति ।
विनये वंशपरीक्षा स्त्रियः परीक्षा तु निर्धने पुंसि ॥७५०

મિત્રની પરીક્ષા આપત્તિ વખતે થાય છે. શૂરવીરની પરીક્ષા રણક્ષેત્રમાં થાય છે, વંશની પરીક્ષા માણસના વિનય અથવા સંસ્કારિતા ઉપરથી થાય છે અને સ્ત્રીની પરીક્ષા તેના પતિની નિર્ધનાવસ્થામાં થાય છે. ૭૫૦

अनवसरे च यदुक्तं सुभाषितं तच्च भवति हास्याय ।
रहसि प्रौढवधूनां रतिसमये वेदपाठ इव ॥ ७५१ ॥

કસમયે બોલવામાં આવ્યું હોય, તે સારું વચન હોય તોપણ હાસ્યજનક થાય છે–એકાંતમાં વિવાહિત તરુણી પત્ની સાથે રતિકાળે (પ્રેમ કરવાને વખતે) વેદપાઠ કરાય એની જેમ. ૭૫૧

आरोग्यं विद्वत्ता सज्जनमैत्री महाकुले जन्म ।
स्वाधीनता च पुंसां महदैश्वर्यं विनाप्यर्थैः ॥ ७५२ ॥

આરોગ્ય, વિદ્વત્તા, સજ્જનો સાથે મૈત્રી, મોટા કુળમાં જન્મ અને સ્વાધીનતા આટલી બાબતો દ્રવ્ય વિના પણ માણસો માટે મોટા ઐશ્વર્યરૂપ છે. ૭૫૨

अवसरपठिता वाणी गुणगणरहितापि शोभते पुंसाम् ।
रतिसमये रमणीनां भूषाहानिर्विभूषणं भवति ॥७५३

પ્રસંગ અનુસાર બોલવામા આવેલી માણસોની વાણી ગુણોથી રહિત હોય તોપણ શોભે છે. જેમ રતિસમયે ભૂષણોને (ઘરેણાંને) કાઢી નાખવાં એ જ રમણીઓ માટે વિશેષ ભૂષણરૂપ બની જાય છે ૭૫૩

अव्याकरणमधीतं भिन्नद्रोण्या तरङ्गिणीतरणम् ।
भेषजमपथ्यसहितं त्रयमिदमकृतं वरं न कृतम् ॥७५४

વ્યાકરણ ભણ્યા વિનાનું અધ્યયન, ભાંગેલી હોડી વડે નદી તરવી અને અપથ્યની સાથે લેવામાં આવતું ઓષધ-આ ત્રણે વસ્તુઓ કરવા કરતાં ન કરવી સારી છે.

यः पठति लिखति पश्यति परिपृच्छति पण्डिता-मुपाश्रयति । तस्य दिवाकरकिरणैर्नलिनीदलमिव विकास्यते बुद्धिः ॥ ७५५ ॥

જે માણસ વાંચે છે, લખે છે, અવલોકન કરે છે-વિચારે છે, પ્રશ્નો પૂછે છે અને વિદ્વાનોનો આશ્રય કરે છે તેની બુદ્ધિ સૂર્યનાં કિરણોથી કમળની જેમ વિકાસ પામે છે. ૭૫૫

विरला जानन्ति गुणान्विरलाः कुर्वन्ति निर्धने स्नेहम् । विरलाः परकार्यरताः परदुःखेनापि दुःखिता विरलाः ॥ ७५६ ॥

ગુણોની પરખ (કદર) કરનારા (ગુણજ્ઞ જનો) વિરલ (બહુ થોડા) જ હોય છે, નિર્ધન ઉપર સ્નેહ કરનારા બહુ થોડા જ હોય છે, બીજાનું કાર્ય કરવામા આનંદ લેનારા બહુ થોડા જ હોય છે અને બીજાને દુઃખે દુઃખી થનારા બહુ થોડા જ હોય છે. ૭૫૬

उद्वेजयति दरिद्रं परमुद्राया झणत्कारः ।
गृहपतिरतिमिलितायाः कङ्कणनादो यथा जारम् ॥७५७

બીજાના રૂપિયા-સોનામહોરો (દ્રવ્યના સિક્કાઓ) નો રણકાર નિર્ધનને ઉદ્વેગ પમાડે છે, જેમ ઘરમાં પતિ સાથે રતિક્રીડા માટે મળેલી સુંદરીના કંકણોનો અવાજ બહાર ઊભેલા જાર પુરુષને ઉદ્વેગ પમાડે છે. ૭૫૭

कोऽन्धो योऽकार्यरतः को बधिरो यः शृणोति नैवार्तिम् ।
को मूको यः काले प्रियाणि वक्तुं न जानाति ।।७५८।।

'આંધળો કોણ છે?' 'જે ન કરવા યોગ્ય કાર્યમા લાગ્યો હોય તે.' 'બહેરો કોણ છે?' 'જે બીજાના દુઃખને સાંભળતો નથી.' 'મૂંગો કોણ છે?' 'જે વખત આવ્યે પ્રિય વાક્યો બોલી જાણતો નથી.' ૭૫૮

कुत्र विधेयो यत्नो विद्याभ्यासे सदौषधे दाने ।
अवधीरणा क्व कार्या खलपरयोषित्परधनेषु ॥७५९

'માણસે પ્રયત્ન કઈ બાબતમાં કરવો જોઈએ?' 'વિદ્યાભ્યાસમા, ઉત્તમ ઓષધ બનાવવામાં અને દાન આપવામા.' 'માણસે અનાદર શામાં કરવો જોઈએ?' 'ખલ જનો પર, પરસ્ત્રી પર અને પરદ્રવ્ય પર.' ૭૫૯

कुत्र विधेयो वासः सज्जनकण्ठे यथा काश्याम् ।
कः परिहार्यो देशः पिशुनयुतो लुब्धभूपश्च ॥७६०॥

'નિવાસ ક્યાં કરવો જોઈએ?' 'સજ્જનોની પાસે, કાશીની જેમ.' 'કયો દેશ છોડી દેવો જોઈએ?' 'જ્યા ચાડિયા માણસો અને લોભી રાજા હોય.' ૭૬૦

दधि मधुरं मधु मधुरं द्राक्षा मधुरा सुधापि मधुरैव ।
तस्य तदेव हि मधुरं यस्य मनो यत्र संलग्नम् ॥७६१

દહીં મધુર છે, મધ મધુર છે, દ્રાક્ષ મધુર છે અને સુધા અથવા અમૃત પણ મધુર જ છે. પણ માણસ માટે ખરેખરો મધુર (સૌથી મધુર) પદાર્થ તે જ છે કે તેનું મન જેમા સારી રીતે લાગ્યું હોય. ૭૬૧

अविदितपरमानन्दो वदति जनो विषयमेव रमणीयम् ।
तिलतैलमेव मृष्टं येन न दृष्टं घृतं क्वापि ॥७६२॥

જેણે (ભગવાનના-આત્મસ્વરૂપના) પરમ આનંદને જાણ્યો નથી તેવો માણસ તો વિષયને જ રમણીય (આનંદજનક) કહે છે. જેમ જેણે ઘી ક્યાય જોયું જ નથી (અને તેલ જ ખાધું છે) તે તલના તેલને જ મીઠું (સ્વાદિષ્ટ) કહે છે. ૭૬૨

रोगी चिरप्रवासी परान्नभोजी परावसथशायी ।
यज्जीवति तन्मरणं यन्मरणं सोऽस्य विश्रामः ॥७६३

રોગી, લાંબા કાળ સુધી પ્રવાસ કરનારો; પારકું અન્ન ખાનારો અને પારકા આશ્રયસ્થાનમાં (ધર્મ-શાળામા) સૂનારો માણસ જે (જીવન) જીવે છે તે મરણ (તુલ્ય) જ છે અને મરણ એ જ તેનો વિશ્રામ (શાંતિ—સુખ) છે. ૭૬૩

को धर्मो भूतदया किं सौख्यमरोगिता जगति ।
कः स्नेहः सद्भावः किं पाण्डित्यं परिच्छेदः ॥७६४॥

'આ જગતમા ધર્મ શું છે?' 'સર્વ પ્રાણીઓ પર દયા કરવી તે.' 'સુખ શું છે?' 'રોગરહિતપણું.' 'સ્નેહ શું છે?' 'સર્વ પ્રત્યે સદ્ભાવ.' 'પંડિતાઈ શું છે?' 'સત્ય—અસત્યનો વિવેક, દરેક પદાર્થોના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન.' ૭૬૪

दानं प्रियवाक्सहितं ज्ञानमगर्वं क्षमान्वितं शौर्यम् ।
वित्तं त्यागनियुक्तं दुर्लभमेतच्चतुर्भद्रम् ॥७६५॥

પ્રિય વાણી સહિત આપવામા આવતું દાન, ગર્વ વિનાનું જ્ઞાન, ક્ષમાથી યુક્ત શૌર્ય અને ત્યાગની સાથે જોડાયેલું ધન—આ ચાર કલ્યાણકારક વસ્તુઓ દુર્લભ હોય છે. ૭૬૫

कल्पयति येन वृत्तिं येन च लोके प्रशस्यते सद्भिः ।
स गुणस्तेन गुणिना रक्ष्यः संवर्धनीयश्च ॥७६६॥

જે ગુણ વડે માણસ તેનો નિર્વાહ ચલાવી શકે છે અને સમાજમાં સજ્જનોથી પ્રશંસા પામે છે, તે ગુણ તે ગુણવાળાએ રક્ષવો અને વધારવો જોઈએ. ૭૬૬

दुर्जनगम्या नार्यः प्रायेणापात्रभृद्भवति राजा ।
कृपणानुसारि च धनं मेघो गिरिजलधिवर्षी च ॥७६७

મોટે ભાગે સ્ત્રીઓ દુર્જનની પાસે જનારી હોય છે, રાજા અયોગ્ય લોકોને પોષનારો હોય છે, ધન કૃપણોની પાસે જનારું હોય છે અને મેઘ પર્વતો અથવા સમુદ્રમાં વરસનારો હોય છે. ૭૬૭

कृतशतमसत्सु नष्टं सुभाषितशतं च नष्टमबुधेषु ।
वचनशतमवचनकरे बुद्धिशतमचेतने नष्टम् ॥७६८॥

દુર્જનો પર કરેલા સેંકડો ઉપકારો નષ્ટ થયેલા છે, બુદ્ધિહીન લોકો આગળ સારી રીતે બોલાયેલું વચન નષ્ટ થયેલું છે, બોલેલું ફોક કરનારને સો વચનો પણ નષ્ટ થયેલાં છે અને સો વખત આપેલો ઉપદેશ જડ માણસ માટે નષ્ટ થયેલો છે. ૭૬૮

दक्षः श्रियमधिगच्छति पथ्याशी कल्पतां सुखमरोगी ।
उद्युक्तो विद्यान्तं धर्मार्थयशांसि च विनीतः ॥७६९

ચતુર માણસ લક્ષ્મીને પ્રાપ્ત કરે છે, પથ્ય ભોજન કરનાર સુખપૂર્વક નીરોગી બને છે, ઉત્સાહી માણસ (વિદ્યાર્થી) વિદ્યાના પારને પામે છે અને વિનયી માણસ ધર્મ, અર્થ તથા યશને પ્રાપ્ત કરે છે. ૭૬૯

निरतिशयं गरिमाणं तेन जनन्याः स्मरन्ति विद्वांसः ।
यत्कमपि वहति गर्भे महतामपि यो गुरुर्भवति ॥७७०

વિદ્વાનો (પિતા અને વિદ્યાગુરુના કરતાં પણ) માતાના ગૌરવને સૌથી વધારે કહે છે તેનું કારણ એ છે કે માતા જે ગર્ભને ધારણ કરે છે તેમાં કોઈ એવી વ્યક્તિ (પણ ઉત્પન્ન થવાનો સંભવ) હોય છે કે જે મહાપુરુષોનો પણ ગુરુ થઈ શકે. ૭૭૦

अप्रकटीकृतशक्तिः शक्तोऽपि जनस्तिरस्क्रियां लभते ।
निवसन्नन्तर्दारुणि लङ्घ्यो वह्निर्न तु ज्वलितः ॥७७१

જેણે પોતાની શક્તિને પ્રકટ કરી નથી, એવો માણસ શક્તિવાળો હોવા છતાં પણ તિરસ્કાર પામે છે. લાકડાની અંદર રહેલો અગ્નિ બધાંથી ઓળંગાય છે, પણ (તે જ અગ્નિ લાકડાની બહાર પ્રકટ થઈને) ભડભડ સળગતો હોય છે ત્યારે કોઈથી ઓળંગાતો નથી.

विषमस्थस्वादुफलग्रहणव्यवसायनिश्चयो येषाम् ।
उष्ट्राणामिव तेषां मन्येऽहं शंसितं जन्म ॥ ७७२ ॥

અયોગ્ય સ્થાનમાં રહેલ સુંદર ફળ મેળવવા પ્રયત્ન કરવાનો જેમણે નિશ્ચય કર્યો છે, તેમનો જન્મ ઊંટના જેવા વખાણવા યોગ્ય છે એમ હું માનું છું. (અર્થાત્ ઊંટ જેમ ઊંચા કાંટાવાળા ઝાડનાં ફળ કે પાંદડાં ખાતાં મોઢામાં લોહીલુહાણ થાય છે, અથવા નિષ્ફળ થાય છે તેવી સ્થિતિ અયોગ્ય સ્થળમાં રહેલ ફળ મેળવવા જનારની થાય છે.) ૭૭૨

दुरधिगमो दुर्भाग्यो यावत्पुरुषेण पौरुषं न कृतम् ।
जयति तुलामधिरूढो भास्वानपि जलदपटलानि ॥७७३

જ્યાં સુધી માણસે પ્રયત્ન કર્યો હોતો નથી, ત્યાં સુધી તેનું ભાગ્ય ખરાબ રહે છે અને તેને કંઈ પ્રાપ્ત થતું નથી. સૂર્ય પણ તુલા રાશિ પર સંક્રમણ કરીને જ વાદળોનાં બધાં જ દળોને જીતી લે છે, (તેમ માણસ પણ પુરુષાર્થ વડે જ બધા અવરોધોને દૂર કરી શકે છે.)

आपदि येनोपकृतं येन च हसितं दशासु चान्त्यासु ।
उपकृदपकृति च समो यस्तं पुरुषं परं मन्ये ॥७७४॥

માણસના આપત્તિકાળે જેણે ઉપકાર કર્યો છે અને હીન દશાઓમાં જેણે માણસની હાંસી ઉડાવી છે—આ બંને માણસો તે વિપત્તિગ્રસ્ત માણસ કરતાં જરૂર મોટા છે, પણ ઉપકાર કરનાર અને અપકાર (હાંસી) કરનાર આ બંને માણસો સાથે જે સમાન ભાવવાળો છે, તે ખરેખર સૌથી મોટો છે એમ હું માનું છું. ૭૭૪

असती भवति सलज्जा क्षारं नीरं च शीतलं भवति ।
दम्भो भवति विवेकी प्रियवक्ता भवति धूर्तजनः ॥७७५

સતી ન હોય તેવી સ્ત્રી વધારે લજ્જા બતાવતી હોય છે, જે પાણી ખારું હોય તે વધારે શીતળ હોય છે, જે વધારે પડતો વિવેક બતાવતો હોય છે તે દંભી હોય છે અને જે વધારે પડતું મીઠું મીઠું બોલતો હોય છે તે ધૂર્ત હોય છે. ૭૭૫

पश्यति परस्य युवतिं सकाममपि तन्मनोरथं कुरुते ।
ज्ञात्वैव तदप्राप्तं व्यर्थं मनुजो हि पापभाग्भवति ॥७७६

કામી મનુષ્ય બીજાની યુવતી સામે કામની ભાવનાથી જુએ છે પછી તેને મેળવવાનો મનોરથ સેવે છે, અને તે સ્ત્રી નહીં જ મળે, એવું જાણે છે, ત્યારે તે ખેદ પામે છે; આમ કાર્ય સધાયા વિના વ્યર્થ જ માણસ પાપનો ભાગી બને છે. ૭૭૬

स्त्रीणां हि साहचर्याद्भवन्ति चेतांसि भर्तृसदृशानि ।
मधुरापि हि मूर्च्छयते विषविटपसमाश्रिता वल्ली ॥

પોતાના પતિની સાથે રહેવાથી સ્ત્રીઓનાં (કોમળ) ચિત્ત પણ તેમના પતિ જેવાં (કઠોર) બની જાય છે. ઝેરી વૃક્ષને વીંટળાયેલી વેલ મધુર હોય તોપણ તે બીજાને મૂર્છિત કરી દે છે. ૭૭૭

सकृदपि दृष्ट्वा पुरुषं विबुधा जानन्ति सारतां तस्य ।
हस्ततुलयापि निपुणाः पलप्रमाणं विजानन्ति ॥७७८

બુદ્ધિશાળી જનો માણસને એક વાર જ જોઈને પણ તેની યોગ્યતા જાણી લે છે. નિપુણ માણસો પોતાના હાથરૂપી ત્રાજવાથી પણ પદાર્થનું વજન (નવટાંક છે કે

પાશેર અથવા શેર છે તે) જાણી લે છે. ૭૭૮

कविहृदयेष्वनसूया कस्तूरीकर्दमेष्वमालिन्यम् ।
अक्षारता पयोधाववनीपालेषु पाण्डित्यम ॥७७९॥

વિદ્વાનોના હૃદયમા જો અસૂયા—દ્વેષ ન હોય, કસ્તૂરીના લેપમાં જો મલિનતા—કાળાશ ન હોય, સમુદ્રમાં જો ખારાશ ન હોય તો રાજાઓમાં વિદ્વત્તા હોઈ શકે.

वस्तुनि चिराभिलषिते कथमपि दैवात्प्रसक्तसंघटने ।
प्राक्प्राप्तान्यपि बहुशो दुःखानि परं सुखानि जायन्ते ॥

ઘણા વખતથી અભિલાષા કરેલી કોઈ વસ્તુ કોઈ રીતે દૈવયોગે પ્રાપ્ત થઈ જાય છે ત્યારે તે વસ્તુ મેળવવા માટે પૂર્વે અનેક વાર વેઠેલાં દુઃખો પણ પછી સુખ બની જાય છે. ૭૮૦

विस्त्रब्धघातदोषः स्ववधाय खलस्य वीरप्रकोपकरः ।
नवतरुभङ्गध्वनिरिव हरिनिद्रातस्करो करिणः ॥७८१॥

ખલ માણસ પોતાના પર વિશ્વાસ મૂકનારનો ઘાત કરે છે (અથવા દગો દે છે) આ તેનો દોષ વીરપુરુષને કોપાયમાન કરનાર અને પરિણામે તેનો (ખલનો) પોતાનો જ નાશ કરનાર થાય છે. જેમ જંગલમાં હાથી (વિશ્વાસથી ફૂલીફાલીને ઊભેલા) મોટા ઝાડને તોડી પાડે છે ત્યારે તેના તૂટવાના કડકડાટ અવાજથી સિંહની નિદ્રા તૂટી જાય છે અને પરિણામે તે અવાજ હાથીનો વધ કરાવનાર થાય છે. ૭૮૧

सत्यपि च सुकृतकर्मणि दुर्नीतिश्चेच्छ्रियं हरत्येव ।
तैलैः सदोपयुक्तां प्रदीपशिखां दलति वातालिः ॥७८२

માણસ પુણ્યકર્મો કરતો હોય તોપણ જો તે અનીતિવાળો, દુષ્ટ નીતિવાળો હોય તો જેમ દીવામા તેલ ભરેલું હોય છતા તેની જ્યોતને વંટોળિયો બુઝાવી દે છે, તેમ તેના તે કર્મો પણ તેની લક્ષ્મી-શોભા–કીર્તિને હરનારાં જ થાય છે. ૭૮૨

उपचारः कर्तव्यो यावदनुत्पन्नसौहृदाः पुरुषाः ।
उत्पन्नसौहृदानामुपचारः कैतवं भवति ॥७८३॥

માણસોમાં જ્યાં સુધી પરસ્પર સુહૃદ્‌ભાવ (મિત્રતા) ઉત્પન્ન થયેલ ન હોય ત્યા સુધી બાહ્ય સભ્યતા (ઔપચારિક શિષ્ટતા) રાખવી જોઈએ; પણ સુહૃદ્‌ભાવ ઉત્પન્ન થઈ ગયા પછી ઔપચારિક શિષ્ટતા એ કેવળ કૃત્રિમતા, દંભ અથવા શઠતારૂપ બની રહે છે. ૭૮૩

स्नेहो हि वरमघटितो न वरं संजातविघटितस्नेहः ।
हृतनयनो हि विषादी न विषादी भवति जात्यन्धः ॥

સ્નેહ ન થાય તે સારું, પણ સ્નેહ થયા પછી તે તૂટી જાય તે સારું નથી. જેની આંખો નાશ પામે છે તે ખૂબ ખેદ કરે છે, પણ જે જન્મથી જ અંધ છે તે કંઈ ખેદ કરતો નથી. ૭૮૪

नलिनीदलगतजलवत्तरलं किं यौवनं धनं चायुः ।
कः शशधरकरनिकरानुकारिणः सज्जना एव ॥७८५॥

'કમળની પાંખડી પર પડેલા જલબિંદુ જેવું ચંચળ શું છે?' 'યૌવન, ધન અને આયુષ્ય.' 'ચંદ્રનાં કિરણોના સમૂહની જેમ શીતળતા આપનાર કોણ છે?' સજ્જનો જ.

किं क्रूरं स्त्रीहृदयं किं गृहिणः प्रियहिताय दारगुणाः ।
कः कामः संकल्पः किं दुष्करसाधनं प्रज्ञा ॥७८६॥

'આ જગતમાં ક્રૂર શું?' 'સ્ત્રીનું હૃદય,' 'ગૃહસ્થજનને પ્રિય અને હિતકર તે 'શું?' 'પોતાની સ્ત્રીના ગુણો.' 'કામ કોને ગણવો?' 'મનમાં જાગેલો સંકલ્પ,' મુશ્કેલીથી પ્રાપ્ત થઈ શકે એવું સાધન કયું?' સાચી બુદ્ધિ.'

वितरति यावद्दाताः तावत्सकलोऽपि भवति कलभाषी ।
विरते पयसि घनेभ्यः शाम्यन्ति शिखण्डिनां ध्वनयः ॥

જ્યાં સુધી દાન કરનાર આપતો હોય છે ત્યાં સુધી સૌ કોઈ મીઠું મીઠું બોલનાર થાય છે. (તે પછી નહિ.) વાદળોમાંથી પાણી વરસવાનુ બંધ થઈ જાય છે ત્યારે મયૂરોના ટહુકારો પણ શાંત થઈ જાય છે. ૭૮૭

व्यसने मित्रपरीक्षा शूरपरीक्षा रणाङ्गणे भवति ।
विनये भृत्यपरीक्षा दानपरीक्षा च दुर्भिक्षे ॥७८८॥

મિત્રની પરીક્ષા દુઃખ વખતે થાય છે, શૂરવીરની પરીક્ષા રણક્ષેત્રમા થાય છે, સેવકની પરીક્ષા તેના વિનયી વર્તનમાં થાય છે અને દાનની (ખરેખરા ભાવથી અપાયું છે કે નહીં તેની) પરીક્ષા દુષ્કાળ વખતે થાય છે ૭૮૮

आलस्यं स्त्रीसेवा सरोगता जन्मभूमिवात्सल्यम् ।
संतोषो भीरुत्वं षड् व्याघाता महत्त्वस्य ॥७८९

આળસ, સ્ત્રીની સેવા, રોગીપણું, વતનમાં જ બેસી રહેવાની આસક્તિ, (જે સ્થિતિ હોય તેમાં જ) સંતોષ અને ડરપોકપણું આ છ માણસને મહાન બનતો અટકાવનારાં છે. ૭૮૯

कोप्येकवंशजनुषो पश्यत पूर्णत्वतुच्छताभाजोः ।
ज्याकार्मुकयोः कश्चिद् गुणभूतः कश्चिदपि भर्ता ॥

કોઈ બે માણસો એક વંશમાં જન્મ્યા હોય, તોપણ તેમાંનો એક સંપૂર્ણ ગુણોને સેવે છે અને બીજો હલકા ગુણોને સેવે છે, જેમ કે પણછ અને ધનુષ્ય બંને એક-જ વાંસમાંથી પેદા થાય છે, તેમાં પણ છ ગુણ (દોરી, તુચ્છતા)રૂપ બને છે અને ધનુષ્ય તેને ધારણ કરનાર (ભર્તા-પતિ) બને છે. ૭૯૦

अन्धत्वमन्धसमये बधिरो बधिरकाल आलम्ब्य ।
श्रीकेशवयोः प्रणयी परमेष्ठी नाभिवास्तव्यः ॥७९१॥

વિષ્ણુની નાભિમાં વસનાર બ્રહ્મા લક્ષ્મી અને વિષ્ણુ બંનેના પ્રીતિપાત્ર રહ્યા છે, તે એવી રીતે રહેવાથી જ કે આંધળા રહેવાની વખતે તેઓ આંધળા રહે છે અને બહેરા રહેવાની વખતે તેઓ બહેરા રહે છે. (આથી દંપતીની સાથે રહેનાર કોઈ પણ માણસોએ જો એ દંપતીના અળખામણા ન બનવું હોય અને પ્રીતિપાત્ર રહેવું હોય તો સમય અનુસાર આંધળા અને બહેરા રહેવું જોઈએ–એમ જાણે એ બ્રહ્મા માણસોને સૂચવે છે.)

नियतैः पदैर्निपेव्यं स्खलितेऽनर्थावहं समाश्रयति ।
संभवदन्यगतिः कः संक्रमकाष्ठं दुरीशं च ॥७९२॥

બીજા સરળ માર્ગે જઈ શકાતું હોય તો જેમાં કાળજીપૂર્વક માપસરનાં ડગલાં મૂકવાં પડે અને એમ કરતાં સ્ખલન થાય તો અનર્થ થાય એવી નિસરણી અથવા ચાલવા કે ઓળંગવા માટે લાકડાનો કોણ આશ્રય લે? તેવી જ રીતે જો બીજે પ્રકારે નિર્વાહ થઈ શકતો હોય તો ખાંડાની ધાર પર ચાલવા સમાન અને તેમાં ભૂલચૂક થાય તો અનર્થ થાય એવા દુષ્ટ સ્વામીનો કોણ આશ્રય કરે? ૭૯૨

सम्यगनिष्पन्नः सन्योऽर्थस्त्वरया स्फुटीक्रियते ।
स व्यङ्ग्य एव भवति प्रथमो विनतातनूज इव ॥७९३

જે અર્થ વાણીમાં–શબ્દોમાંથી સીધે સીધો નીકળતો ન હોય છતાં તરત સ્પષ્ટ જણાઈ આવતો હોય તેને જ વ્યંગ્ય અર્થ કહે છે. જેમ કે 'વિનતાનો આ પહેલો છોકરો.' તો આની સાથે એ પણ સ્પષ્ટ થઈ જાય છે કે વિનતાને બીજાં સંતાન પણ છે. ૭૯૩

अधरस्य मधुरिमाणं कुचकाठिन्यं दृशोस्तथा तैक्ष्ण्यम् । कवितायाः परिपाकाननुभवरसिको विजानाति ॥ ७९४ ॥

અધરની મધુરતાને, સ્તનોની કઠિનતાને, કટાક્ષોની તીક્ષ્ણતાને અને કવિતાની પરિપકવતાને તેના રસનો અનુભવી જ વિશેષ રીતે જાણતો હોય છે. ૭૯૪

सविता विधवति विधुरपि सवितरति तथा दिनन्ति यामिन्यः । यामिनयन्ति च दिनानि सुखदुःखवशीकृते मनसि ॥ ७९५ ॥

જ્યારે સુખ હોય, ત્યારે માણસને સૂર્ય પણ ચંદ્ર જેવો શીતળ લાગે છે અને જ્યારે દુઃખ હોય ત્યારે ચંદ્ર પણ સૂર્ય જેવો સખત લાગે છે; તે જ રીતે જ્યારે સુખ હોય ત્યારે રાત પણ દિવસ જેવી પ્રેરક લાગે છે અને દુઃખ હોય ત્યારે દિવસો પણ રાત્રિ જેવા દુઃખદાયક લાગે છે. ૭૯૫

निजदोषावृतमनसामतिसुन्दरमेव भाति विपरीतम् ।
पश्यति पित्तोपहतः शशिशुभ्रं शङ्खमपि पीतम् ॥७९६

પોતાના દોષથી છવાયેલા મનવાળાઓને અત્યંત સુંદર પણ એથી ઊલટું (અત્યંત ખરાબ) લાગે છે, જેમ કમળાથી ગ્રસ્ત માણસ ચંદ્ર જેવા શ્વેત શંખને પણ પીળો જુએ છે. ૭૯૬

राज्ये सारं वसुधा वसुधायामपि पुरं पुरे सौधम् ।
सौधे तल्पं तल्पे वराङ्गनानङ्गसर्वस्वम् ॥ ७९७ ॥

એક રાજ્યમાં (પ્રદેશમાં) ફળદ્રુપ જમીન એ સારરૂપ છે, ફળદ્રુપ જમીનમાં ઉત્તમ નગર એ સારરૂપ છે, સારા નગરમા મોટા મહેલ અથવા રાજમહેલ એ સારરૂપ છે. મોટા મહેલમાં પલંગ અથવા સારી શય્યા એ સારરૂપ છે અને સારી શય્યામાં શ્રેષ્ઠ સૌંદર્યવાળી સુંદરાંગી અને એની સાથેના કામવિલાસ એ સર્વના સારરૂપ છે. ૭૯૭

वाप्यो भवन्ति विमलाः स्फुटन्ति कमलानि वापीषु ।
कमलेषु पतन्त्यलयः करोति संगीतमलिषु पदम् ॥

નિર્મળ જળથી ભરેલી વાવો હોય છે, તે વાવોમાં કમળો ખીલ્યા હોય છે. તે કમળો પર ભમરાઓ ઊડતા હોય છે અને ત્યારે એ ભમરાઓમાં સંગીત પોતાનું સ્થાન લે છે. (અર્થાત્ સંગીત ઉત્પન્ન થવામાં અનેક પ્રકારની સુંદરતા પૂર્વભૂમિકારૂપે જરૂરી હોય છે.)

संनिहितेऽपि दुरापे वस्तुनि मनसोऽनवाप्तविषयस्य ।
भवति न संशयनाशो बहुशोऽप्याश्वास्यमानस्य ॥७९९

જે વસ્તુ એટલી બધી દુષ્પ્રાપ્ય હોય કે તે પોતાને કદી મળશે એમ માણસનું મન માની પણ શકતું ન હોય, તે વસ્તુ પ્રાપ્ત થઈને માણસની પાસે જ રહી હોય, છતાં તે વસ્તુ પોતાને ખરેખર પ્રાપ્ત થઈ છે કે કેમ એ વિષેનો એનો સંશય એને વારંવાર સમજાવવા છતાં પણ નષ્ટ થતો નથી. ૭૯૯

स्ववशः करोति कर्म प्रमादयुक्तस्तु परवशो भवति ।
स्ववशो रोहति वृक्षं निपतत्यवशस्ततः पुरुषः ॥८००॥

જે માણસ પોતાની મેળે–સ્વેચ્છાએ કર્મ કરે છે તે સ્વાધીન–સ્વતંત્ર રહે છે. અને જે માણસ સ્વેચ્છાએ કર્મ કરવામાં પ્રમાદી બને છે તે પરાધીન બની જાય છે. સ્વાધીન માણસ વૃક્ષ ઉપર ચઢી શકે છે. (ઉન્નતિ પ્રાપ્ત કરી શકે છે) જ્યારે પરાધીન પ્રમાદી માણસ જે સ્થિતિમા હોય ત્યાંથી પણ પતન પામે છે.

भोगीक्षमस्य रक्षां दष्ट्रात्रेणैव कुर्वतोऽनभिमतस्य ।
वृद्धस्य प्रमदापि श्रीरपि भृत्यस्य भोगाय ॥८०१॥

વાન હોય છે; તે વખતે તારા(ચંદ્રની પત્ની)નું પ્રાધાન્ય જોવાતું નથી. પોતાની શક્તિ સાથે સ્વામી પોતે તૈયાર હોય, તો પછી સ્ત્રીઓનુ પ્રાધાન્ય ક્યાય જોવામા આવતું નથી. ૮૧૧

दाता दानस्यान्तरा स्यात्पृथिव्यां, गेहे गेहे याचकानां समूहः । चिन्तारत्नस्यास्ति सत्त्वे विवादो, मार्गे मार्गे रेणवः सन्त्यसंख्याः ॥ ८१२ ॥

દાન આપનાર દાતા તો આ પૃથ્વી પર જવલ્લે જ થાય છે; પરંતુ યાચકોના ટોળા તો ઘેર ઘેર જોવા મળે છે. જેમ સાચો ચિંતામણિ તો હશે કે કેમ એ પણ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી, પણ પથ્થરના કાકરાઓ તો પ્રત્યેક માર્ગમા અસંખ્ય જોવા મળે છે. ૮૧૨

मांसं मृगाणां दशनौ गजानां, मृगद्विपां चर्म फलं द्रुमाणाम् । स्त्रीणां सुरूपं च नृणां हिरण्यमेते गुणा वैरकरा भवन्ति ॥ ८१३ ॥

મૃગોની અંદર રહેલું માસ, હાથીઓના દંતૂશળ (બે હાથીદાંત), સિંહ અને વાઘને તેમનું સુંદર ચામડું, વૃક્ષોને તેમના ફળો, સ્ત્રીઓમા તેમનું સુંદર રૂપ અને માણસોની પાસે રહેલું ધન-આટલી વસ્તુઓ તેમને બીજાઓને સાથે વેર કરાવનારી થાય છે. ૮૧૩

शाठ्येन धर्मं कपटेन मित्रं, परोपतापेन समृद्धिभावम् । सुखेन विद्यां परुषेण नारीं, वाञ्छन्ति ये व्यक्तमपण्डितास्ते ॥ ८१४ ॥

જેઓ શઠતા વડે ધર્મને સિદ્ધ કરવા ઇચ્છે છે, કપટ વડે મિત્રો બનાવવા ઇચ્છે છે, સુખ ભોગવતાં ભોગવતા વિદ્યા પ્રાપ્ત કરવા ઇચ્છે છે અને કઠોર ભાવ વડે સ્ત્રીને (જીવતા-વશ કરવા-મેળવવા) ઇચ્છે છે, તેઓ ખરેખર મૂર્ખ જ છે. ૮૧૪

राजा घृणी ब्राह्मणः सर्वभक्षी, स्त्री चावशा दुष्टबुद्धिः सहायः । प्रेष्यः प्रतीपोऽधिकृतः प्रमादी, त्याज्या इमे यश्च कृतं न वेत्ति ॥ ८१५ ॥

ઘૃણા-તિરસ્કારયુક્ત રાજા, શુદ્ધ કે અશુદ્ધ સર્વ કંઈ ખાઈ જનારો બ્રાહ્મણ, વશ ન રહેનારી સ્ત્રી, દુષ્ટ (દગાવાળી) બુદ્ધિવાળો સહાયક, વિરુદ્ધ અભિપ્રાયવાળો દૂત, પ્રમાદયુક્ત અધિકારીજન અને કરેલાને ભૂલી જનારો કૃતઘ્ન માણુસ-આ બધા ત્યાગ કરવા યોગ્ય છે

मूर्खो द्विजातिः स्थविरो गृहस्थः, कामी दरिद्रो धनवांस्तपस्वी । वेश्या कुरूपा नृपतिः कदर्यो, लोकेऽपडेतानि विडम्बितानि ॥ ८१६ ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય જેવા ઉચ્ચ કુળમાં જન્મ્યો હોવા છતાં જે મૂર્ખ રહ્યો હોય, ઘરડો થવા છતાં જે ઘરમા નિવાસ કરી રહ્યો હોય (વાનપ્રસ્થ ન થયો હોય), નિર્ધન હોવા છતાં જે અનેક જાતની કામનાઓ-ઇચ્છાઓ કર્યા કરતો હોય, ધનવાન હોવા છતાં જે જાતે કષ્ટ સહન કરતો હોય, વેશ્યા કદરૂપી હોય અને રાજા કંજૂસ હોય-આ લોકમાં ૭ બાબતો હાસ્યાપદ બને છે. ૮૧૬

दानं दरिद्रस्य प्रभोश्च शान्तिर्यूनां तपो ज्ञानवतां च मौनम् । इच्छानिवृत्तिश्च सुखान्वितानां, दया च भूतेषु दिवं नयन्ति ॥ ८१७ ॥

નિર્ધન હોવા છતા જે દાન કરનારો હોય, સમર્થ હોવા છતાં જે શાન્તિ ધારણ કરનારો હોય, યુવાનોની વયનો હોવા છતાં જે કષ્ટ સહન કરનારો હોય, જ્ઞાની હોવા છતાં જેઓ મૌન રાખનારા હોય, બધી સુખસામગ્રીવાળો હોય છતાં જે ઈચ્છાઓ વિનાનો હોય અને જે પ્રાણીઓ ઉપર દયાવાળો હોય-આવા ગુણો માણસને સ્વર્ગે-શ્રેષ્ઠ સ્થિતિમાં-લઈ જાય છે. ૮૧૭

अर्थागमौ नित्यमरोगिता च, प्रिया च भार्या प्रियवादिनी च । वश्यश्च पुत्रोऽर्थकरी च विद्या षड् जीवलोकस्य सुखानि राजन् ॥ ८१८ ॥

નિત્ય ધનની આવક, રોગરહિત શરીર, પ્રીતિવાળી અને પ્રિય વાણી બોલનારી પત્ની, આજ્ઞાપાલક પુત્ર અને ધાર્યા પ્રમાણે ફળ આપનારી વિદ્યા-આ ૭ હે રાજન્, જીવોના સુખો ગણાયાં છે. ૮૧૮

आरोग्यमानृण्यमविप्रवासः सप्रत्यया वृत्तिरभीतिवासः । सद्भिर्मनुष्यैः सह संप्रयोगः, षड् जीवलोकस्य सुखानि राजन् ॥ ८१९ ॥

આરોગ્યવાળું શરીર, માથે દેવું ન હોવું, દૂર દેશમા કુટુંબથી જુદા રહેવુ પડતું ન હોય, ખાતરીપૂર્વક આજીવિકા, ભય વિનાનું રહેઠાણ અને સારા માણસો સાથે સમાગમ-આ છ હે રાજન્! જીવોનાં સુખો ગણાયા છે.

मृतस्य लिप्सा कृपणस्य दित्सा, विमार्गगायाश्च रुचिः स्वकान्ते । सर्पस्य शान्तिः कुटिलस्य मैत्री, विधातृसृष्टौ नहि दृष्टपूर्वा ॥ ८२० ॥

મરેલા માણસમા કોઈ વસ્તુ મેળવવાની ઇચ્છા, કંજૂસ માણસમા કોઈને દાન કરવાની ઇચ્છા, અવળે રસ્તે ગયેલી સ્ત્રીને પોતાના પતિમા પ્રેમ ઉત્પન્ન થવો, સાપની અંદર શાન્તિ પ્રકટ થવી અને કુટિલ માણસમાં સાચેસાચો મૈત્રીભાવ થવો-આટલી બાબતો વિધાતાની આ સૃષ્ટિમા અમે પૂર્વે કદી જોઈ નથી. ૮૨૦

आरम्भगुर्वी क्षयिणी क्रमेण, लघ्वी पुरा वृद्धिमती च पश्चात्। दिनस्य पूर्वार्धपरार्धभिन्ना, छायेव मैत्री खलसज्जनानाम् ॥ ८२१ ॥

દુર્જનો અને સજ્જનોની મૈત્રી દિવસના પ્રાતઃકાળ અને સાયંકાળની જુદા જુદા પ્રકારના છાયા જેવી (જુદી જુદી) હોય છે. (પહેલી) આરંભમાં લાંબી અને ધીમે ધીમે ઘટતી જાય છે. અને (બીજી) શરૂઆતમાં ટૂંકી અને પછી વધતી ચાલે છે. ૮૨૧

भार्यावियोगः स्वजनापवादो, ऋणस्य शेषं कृपणस्य सेवा। दारिद्र्यकाले प्रियदर्शनं च, विनाग्निना पञ्च दहन्ति कायम् ॥ ८२२ ॥

પોતાની પત્નીથી વિયોગ, સ્વજનો તરફથી દોષારોપણ, માથા ઉપર બાકી રહેલું દેવું, કૃપણ સ્વામીની નોકરી અને નિર્ધન અવસ્થામાં પ્રિયજનનું દર્શન—આ પાંચ અગ્નિ વિના જ શરીરને બાળનારા છે. ૮૨૨

अश्वप्लुतं वासवगर्जितं च, स्त्रीणां च, चित्तं पुरुषस्य भाग्यम्। अवर्षणं चाप्यतिवर्षणं च, देवो न जानाति कुतो मनुष्यः ॥ ८२३ ॥

ઘોડાનું કૂદવું, વરસાદનું ગાજવું, સ્ત્રીના ચિત્તનો ભાવ, પુરુષનું ભાગ્ય, અનાવૃષ્ટિ અને અતિવૃષ્ટિ—આટલી વસ્તુઓ વિષે દેવ (વિધાતા) પણ નથી જાણતો તો પછી માણસ તો ક્યાંથી જાણી શકે? ૮૨૩

राष्ट्रस्य चित्तं कृपणस्य वित्तं मनोरथं दुर्जनमानुषाणाम्। स्त्रियश्चरित्रं पुरुषस्य भाग्यं देवो न जानाति कुतो मनुष्यः ॥ ८२४ ॥

રાષ્ટ્રનો અભિપ્રાય, કૃપણનું ધન, દુર્જનના મનની મુરાદ, સ્ત્રીનું ચારિત્ર્ય અને પુરુષનું ભાગ્ય—આટલી વસ્તુઓને (દેવવિધાતા) પણ જાણતો નથી, તો પછી માણસ તો ક્યાંથી જાણી શકે? ૮૨૪

किं पौरुषं रक्षति यो न वार्तान्कि वा धनं नार्थिजनाय यत्स्यात्। सा किं क्रिया या न हितानुबद्धा, किंजीवितं साधुविरोधि यद्वै ॥ ८२५ ॥

જે માણસ ઉઘાડી ન કરવા જેવી વાતને પણ મનમાં રાખી શકતો નથી, તેનામાં પુરુષ તરીકેનું સામર્થ્ય શું હોઈ શકે? જે ધન યાચકજનોને મળી શકે નહીં તે શું ધન છે? (તે ધન નિષ્ફળ જ છે.) જે ક્રિયા કોઈનું પણ હિત કરનારી ન હોય તે શું ક્રિયા છે? અને જે જીવન સજ્જનોથી વિરુદ્ધનું હોય તે કંઈ જીવન છે? તે જીવન ખરેખર અધમ જ છે. ૮૨૫

अन्यायवित्तेन कृतोऽपि धर्मः, सव्याज इत्याहुरशेषलोकाः। न्यायार्जितार्थेन स एव धर्मो इत्यार्यजना वदन्ति ॥ ८२६ ॥

અન્યાયથી મેળવેલા ધનથી ધર્મ કરવામાં આવે તો પણ બધા લોકો તેને દંભ અથવા ધર્મનો દેખાવ જ કહે છે; પણ ન્યાયપૂર્વક મેળવેલા ધનથી એ જ પ્રમાણે ધર્મ કરવામાં આવે તો સજ્જનો એને ખરેખરો ધર્મ જ કહે છે. ૮૨૬

यशोऽधिगन्तुं सुखलिप्सया वा, मनुष्यसंख्यामतिवर्तितुं वा। निरुत्सुकानामभियोगभाजां, समुत्सुकेवाङ्कमुपैति सिद्धिः ॥ ८२७ ॥

નિરુત્સાહી જનોના પ્રતિપક્ષીઓ અર્થાત્ ઉદ્યોગશીલ ઉત્સાહી જનોની પાસે જાણે યશ મેળવવા માટે અથવા સુખ મેળવવા માટે અથવા સામાન્ય મનુષ્યમાંથી યોગી, ઋષિ કે સિદ્ધિની ખ્યાતિ પામવા માટે સિદ્ધિ સ્વયં ખૂબ ઉત્સાહપૂર્વક ચાલી આવે છે. ૮૨૭

शास्त्रेषु निष्ठा सहजश्च बोधः, प्रागल्भ्यमभ्यस्तगुणा च वाणी। कालानुरोधः प्रतिभानवत्त्वमेते गुणाः कामदुघाः क्रियासु ॥ ८२८ ॥

વિદ્યાકળામાં એકાગ્રતા, સ્વાભાવિક બુદ્ધિશાળીપણું, ગંભીરતા, કેળવાયેલી ઉત્તમ વાણી, સમયસૂચકતા અને પ્રતિભાશાળીપણું ગુણો બધાં કામોમાં અભીષ્ટ આપનારા થાય છે. ૮૨૮

न स्वल्पमप्यध्यवसायभीरोः करोति विज्ञानविधिर्गुणं हि। अन्धस्य किं हस्ततलस्थितोऽपि प्रकाशयत्यर्थमिह प्रदीपः ॥ ८२९ ॥

કોઈ પણ બાબતમાં એકનિશ્ચયી બનીને કામ કરવામાં જે માણસ પોચો અથવા ડરપોક હોય તેને એનું જ્ઞાન કે અનુભવ જરા પણ ફાયદો કરી શકતા નથી. દીવો આંધળાના હાથમાં જ રહ્યો હોય છતાં શું એને માટે કોઈ પણ પદાર્થને પ્રકાશિત કરી શકે છે? ૮૨૯

न कस्यचित्कश्चिदिह स्वभावाद्भवत्युदारोऽभिमतः खलो वा। लोके गुरुत्वं विपरीततां वा, स्वचेष्टितान्येव नरं नयन्ति ॥ ८३० ॥

આ લોકમાં કોઈ એક માણસ કોઈ બીજાને માટે ઉદાર, માન્ય કે ખલ બની જતો નથી; પરંતુ માણસમાં જે ગૌરવનો કે તુચ્છપણાનો ભાવ જાગે છે, તેમાં તો માણસોનાં પોતાનાં કર્મો તેને પ્રેરતાં હોય છે. ૮૩૦

अपायसंदर्शनजां विपत्तिमुपायसंदर्शनजां च सिद्धिम्। मेधाविनो नीतिविधिप्रयुक्तां पुरः स्फुर-

વાન હોય છે, તે વખતે તારા(ચંદ્રની પત્ની)નુ પ્રાધાન્ય જોવાતું નથી પોતાની શક્તિ સાથે સ્વામી પોતે તૈયાર હોય, તો પછી સ્ત્રીઓનુ પ્રાધાન્ય ક્યાય જોવામા આવતું નથી ૮૧૧

दाता दानस्यान्तरा स्यात्पृथिव्या, गेहे गेहे याचकाना समूह । चिन्तारत्नस्यास्ति सत्त्वे विवादो, मार्गे मार्गे रेणव सन्त्यसख्या ॥ ८१२ ॥

દાન આપનાર દાતા તો આ પૃથ્વી પર જવલ્લે જ થાય છે, પરતુ યાચકોના ટોળા તો ઘેર ઘેર જોવા મળે છે જેમ સાચો ચિંતામણિ તો હશે કે કેમ એ પણ નિશ્ચયપૂર્વક કહી શકાતુ નથી, પણ પથ્થરના કાકરાઓ તો પ્રત્યેક માર્ગમા અસખ્ય જોવા મળે છે ૮૧૨

मास मृगाणा दशनौ गजाना, मृगद्विपा चर्म फल द्रुमाणाम् । स्त्रीणा सुरूप च नृणा हिरण्यमेते गुणा वैरकरा भवन्ति ॥ ८१३ ॥

મૃગોની અદર રહેલુ માસ, હાથીઓના દતૂશળ (બે હાથીદાત), સિહ અને વાઘને તેમનુ સુદર ચામડુ, વૃક્ષોને તેમના ફળો, સ્ત્રીઓમા તેમનુ સુદર રૂપ અને માણસોની પાસે રહેલુ ધન–આટલી વસ્તુઓ તેમને બીજાઓને સાથે વૈર કરાવનારી થાય છે ૮૧૩

शाठ्येन धर्मं कपटेन मित्र, परोपतापेन समृद्धि भावम् । सुखेन विद्या परुषेण नारीं, वाञ्छन्ति ये व्यक्तमपण्डितास्ते ॥ ८१४ ॥

જેઓ શઠતા વડે ધર્મને સિદ્ધ કરવા ઇચ્છે છે, કપટ વડે મિત્રો બનાવવા ઇચ્છે છે, સુખ ભોગવતા ભોગવતા વિદ્યા પ્રાપ્ત કરવા ઇચ્છે છે અને કઠોર ભાવ વડે સ્ત્રીને (જીવતા–વશ કરવા–મેળવવા) ઇચ્છે છે, તેઓ ખરેખર મૂર્ખ જ છે ૮૧૪

राजा घृणी ब्राह्मण सर्वभक्षी, स्त्री चावशा दुष्ट बुद्धि सहाय । प्रेष्य प्रतीपोऽधिकृत प्रमादी, त्याज्या इमे यश्च कृत न वेत्ति ॥ ८१५ ॥

ઘૃણા–તિરસ્કારયુક્ત રાજા, શુદ્ધ કે અશુદ્ધ સર્વ કઈ ખાઈ જનારો બ્રાહ્મણ વશ ન રહેનારી સ્ત્રી, દુષ્ટ (દગાવાળી) બુદ્ધિવાળો સહાયક, વિરુદ્ધ અભિપ્રાયવાળો દૂત પ્રમાદયુક્ત અધિકારીજન અને કરેલાને ભૂલી જનારો કૃતઘ્ન માણસ–આ બધા ત્યાગ કરવા યોગ્ય છે

मूर्खो द्विजाति स्थविरो गृहस्थ, कामी दरिद्रो धनवास्तपस्वी । वेश्या कुरूपा नृपति कदर्यो, लोके षडेतानि विडम्बितानि ॥ ८१६ ॥

બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય જેવા ઉચ્ચ કુળમા જન્મ્યો હોવા છતા જે મૂર્ખ રહ્યો હોય, ઘરડો થવા છતા જે ઘરમા નિવાસ કરી રહ્યો હોય (વાનપ્રસ્થ ન થયો હોય), નિર્ધન હોવા છતા જે અનેક જાતની કામનાઓ–ઇચ્છાઓ કર્યા કરતો હોય, ધનવાન હોવા છતા જે જાતે કષ્ટ સહન કરતો હોય, વેશ્યા કદરૂપી હોય અને રાજા કજૂસ હોય–આ લોકમા છ બાબતો હાસ્યાપદ બને છે ૮૧૬

दान दरिद्रस्य प्रभोश्च शान्तिर्यूना तपो ज्ञानवता च मौनम् । इच्छानिवृत्तिश्च सुखान्विताना, दया च भूतेषु दिवं नयन्ति ॥ ८१७ ॥

નિર્ધન હોવા છતા જે દાન કરનારો હોય, સમર્થ હોવા છતા જે શાન્તિ ધારણ કરનારો હોય, યુવાન–નાની વયનો હોવા છતા જે કષ્ટ સહન કરનારો હોય, જ્ઞાની હોવા છતાં જેઓ મૌન રાખનારા હોય, બધી સુખસામગ્રીવાળો હોય છતા જે ઈચ્છાઓ વિનાનો હોય અને જે પ્રાણીઓ ઉપર દયાવાળો હોય–આવા ગુણો માણસને સ્વર્ગે–શ્રેષ્ઠ સ્થિતિમા–લઈ જાય છે ૮૧૭

अर्थागमो नित्यमरोगिता च, प्रिया च भार्या प्रियवादिनी च । वश्यश्च पुत्रोऽर्थकरी च विद्या षड् जीवलोकस्य सुखानि राजन् ॥ ८१८ ॥

નિત્ય ધનની આવક, રોગરહિત શરીર, પ્રીતિવાળી અને પ્રિય વાણી બોલનારી પત્ની, આજ્ઞાપાલક પુત્ર અને ધાર્યા પ્રમાણે ફળ આપનારી વિદ્યા આ છ હે રાજન્, જીવોના સુખો ગણાયા છે ૮૧૮

आरोग्यमानृण्यमविप्रवास सप्रत्यया वृत्तिरभीतिवास । सद्भिर्मनुष्यै सह सप्रयोग, षड् जीवलोकस्य सुखानि राजन् ॥ ८१९ ॥

આરોગ્યવાળુ શરીર માથે દેવુ ન હોવુ, દૂર દેશમા કુટુબથી જુદા રહેવુ પડવુ ન હોય, ખાતરીપૂર્વક આજીવિકા, ભય વિનાનુ રહેઠાણ અને સારા માણસો સાથે સમાગમ–આ છ હે રાજન્ ! જીવોના સુખો ગણાયા છે

मृतस्य लिप्सा कृपणस्य दित्सा, विमार्गगायाश्च रुचि स्वकान्ते । सर्पस्य शान्ति कुटिलस्य मैत्री, विधातृसृष्टौ नहि दृष्टपूर्वा ॥ ८२० ॥

મરેલા માણસમા કોઈ વસ્તુ મેળવવાની ઇચ્છા, કજૂસ માણસમા કોઈને દાન કરવાની ઇચ્છા, અવળે રસ્તે ગયેલી સ્ત્રીને પોતાના પતિમા પ્રેમ ઉત્પન્ન થવો, સાપની અદર શાન્તિ પ્રકટ થવી અને કુટિલ માણસમા સાચેસાચો મૈત્રીભાવ થવો–આટલી બાબતો વિધાતાની આ સૃષ્ટિમા અમે પૂર્વે કદી જોઈ નથી ૮૨૦

आरम्भगुर्वी क्षयिणी क्रमेण, लघ्वी पुरा वृद्धिमती च पश्चात्। दिनस्य पूर्वार्धपरार्धभिन्ना, छायेव मैत्री खलसज्जनानाम् ॥ ८२१ ॥

દુર્જનો અને સજ્જનોની મૈત્રી દિવસના પ્રાતઃકાળ અને સાયંકાળની જુદા જુદા પ્રકારના છાયા જેવી (જુદી જુદી) હોય છે. (પહેલી) આરંભમાં લાંબી અને ધીમે ધીમે ઘટતી જાય છે. અને (બીજી) શરૂઆતમા ટૂંકી અને પછી વધતી ચાલે છે. ૮૨૧

भार्यावियोगः स्वजनापवादो, ऋणस्य शेषं कृपणस्य सेवा। दारिद्र्यकाले प्रियदर्शनं च, विनाग्निना पञ्च दहन्ति कायम् ॥८२२॥

પોતાની પત્નીથી વિયોગ, સ્વજનો તરફથી દોષારોપણ, માથા ઉપર બાકી રહેલું દેવું, કૃપણ સ્વામીની નોકરી અને નિર્ધન અવસ્થામાં પ્રિયજનનું દર્શન-આ પાંચ અગ્નિ વિના જ શરીરને બાળનારા છે. ૮૨૨

अश्वप्लुतं वासवगर्जितं च, स्त्रीणां च, चित्तं पुरुषस्य भाग्यम्। अवर्षणं चाप्यतिवर्षणं च, देवो न जानाति कुतो मनुष्यः ॥ ८२३ ॥

ઘોડાનું કૂદવું, વરસાદનું ગાજવું, સ્ત્રીના ચિત્તનો ભાવ, પુરુષનું ભાગ્ય, અનાવૃષ્ટિ અને અતિવૃષ્ટિ-આટલી વસ્તુઓ વિષે દેવ (વિધાતા) પણ નથી જાણતો તો પછી માણસ તો ક્યાથી જાણી શકે? ૮૨૩

राष्ट्रस्य चित्तं कृपणस्य वित्तं मनोरथं दुर्जनमानुषाणाम्। स्त्रियश्चरित्रं पुरुषस्य भाग्यं देवो न जानाति कुतो मनुष्यः ॥ ८२४ ॥

રાષ્ટ્રનો અભિપ્રાય, કૃપણનું ધન, દુર્જનના મનની મુરાદ, સ્ત્રીનું ચારિત્ર્ય અને પુરુષનું ભાગ્ય-આટલી વસ્તુઓને (દેવવિધાતા) પણ જાણતો નથી, તો પછી માણસ તો ક્યાથી જાણી શકે? ૮૨૪

किं पौरुषं रक्षति यो न वार्तान्कि वा धनं नार्थिजनाय यस्स्यात्। सा किं क्रिया या न हितानुबद्धा, किंजीवितं साधुविरोधि यद्वै ॥ ८२५ ॥

જે માણસ ઉવાડી ન કરવા જેની વાતને પણ મનમાં રાખી શકતો નથી, તેનામાં પુરુષ તરીકેનું સામર્થ્ય શું હોઈ શકે? જે ધન યાચકજનોને મળી શકે નહીં તે શું ધન છે? (તે ધન નિષ્ફળ જ છે.) જે ક્રિયા કોઈનું પણ હિત કરનારી ન હોય તે શું ક્રિયા છે? અને જે જીવન સજ્જનોથી વિરુદ્ધનું હોય તે કંઈ જીવન છે? તે જીવન ખરેખર અધમ જ છે. ૮૨૫

अन्यायवित्तेन कृतोऽपि धर्मः, सव्याज इत्याहुरशेषलोकाः। न्यायार्जितार्थेन स एव धर्मो निर्व्याज इत्यार्यजना वदन्ति ॥ ८२६ ॥

અન્યાયથી મેળવેલા ધનથી ધર્મ કરવામાં આવે તો પણ બધા લોકો તેને દંભ અથવા ધર્મનો દેખાવ જ કહે છે; પણ ન્યાયપૂર્વક મેળવેલા ધનથી એ જ પ્રમાણે ધર્મ કરવામાં આવે તો સજ્જનો એને ખરેખરો ધર્મ જ કહે છે. ૮૨૬

यशोऽधिगन्तुं सुखलिप्सया वा, मनुष्यसंख्यामतिवर्तितुं वा। निरुत्सुकानामभियोगभाजां, समुत्सुकेवाङ्कमुपैति सिद्धिः ॥ ८२७ ॥

નિરુત્સાહી જનોના પ્રતિપક્ષીઓ અર્થાત્ ઉદ્યોગશીલ ઉત્સાહી જનોની પાસે જાણે યશ મેળવવા માટે અથવા સુખ મેળવવા માટે અથવા સામાન્ય મનુષ્યમાંથી યોગી, ઋષિ કે સિદ્ધિની ખ્યાતિ પામવા માટે સિદ્ધિ સ્વયં ખૂબ ઉત્સાહપૂર્વક ચાલી આવે છે. ૮૨૭

शास्त्रेषु निष्ठा सहजश्च बोधः, प्रागल्भ्यमभ्यस्तगुणा च वाणी। कालानुरोधः प्रतिभानवत्त्वमेते गुणाः कामदुघाः क्रियासु ॥ ८२८ ॥

વિદ્યાકળામા એકાગ્રતા, સ્વાભાવિક બુદ્ધિશાળીપણું, ગંભીરતા, કેળવાયેલી ઉત્તમ વાણી, સમયસૂચકતા અને પ્રતિભાશાળીપણુ ગુણો બધાં કામોમાં અભીષ્ટ આપનારા થાય છે. ૮૨૮

न स्वल्पमप्यध्यवसायभीरोः करोति विज्ञानविधिर्गुणं हि। अन्धस्य किं हस्ततलस्थितोऽपि प्रकाशयत्यर्थमिह प्रदीपः ॥ ८२९ ॥

કોઈ પણ બાબતમા એકનિશ્ચયી બનીને કામ કરવામા જે માણસ પોચો અથવા ડરપોક હોય તેને એનુ જ્ઞાન કે અનુભવ જરા પણ ફાયદો કરી શકતા નથી. દીવો આધળાના હાથમાં જ રહ્યો હોય છતા શુ એને માટે કોઈ પણ પદાર્થને પ્રકાશિત કરી શકે છે? ૮૨૯

न कस्यचित्कश्चिदिह स्वभावाद्भवत्युदारोऽभिमतः खलो वा। लोके गुरुत्वं विपरीततां वा, स्वचेष्टितान्येव नरं नयन्ति ॥ ८३० ॥

આ લોકમાં કોઈ એક માણસ કોઈ બીજાને માટે ઉદાર, માન્ય કે ખલ બની જતો નથી; પરંતુ માણસમાં જે ગૌરવનો કે તુચ્છપણાનો ભાવ જાગે છે, તેમા તો માણસોનાં પોતાનાં કર્મો તેને પ્રેરતાં હોય છે. ૮૩૦

अपायसंदर्शनजां विपत्तिमुपायसंदर्शनजां च सिद्धिम्। मेधाविनो नीतिविधिप्रयुक्तां पुरः स्फुर-

न्तीमिव दर्शयन्ति ॥ ८३१ ॥

જે ન્યાય અથવા જે ધોરણ સાથે વિપત્તિ અથવા સિદ્ધિ જોડાયેલી હોય છે, તેને જાણનારા બુદ્ધિશાળી માણસો મુશ્કેલીઓ કે પ્રતિકૂળતાઓ દેખાવા માડે તેની સાથે જ વિપત્તિ આવી પડવાની છે એમ પહેલેથી બતાવી શકે છે અને ઉપાયો અથવા અનુકૂળતાઓ દેખાવા માંડે એની સાથે જ કાર્યની અથવા મનોરથની સિદ્ધિ થવાની છે એમ પહેલેથી બતાવી શકે છે. ૮૩૧

दन्तस्य निर्घर्षणकेन राजन्कर्णस्य कण्डूयनकेन वापि । तृणेन कार्यं भवतीश्वराणां किमङ्गवाक्पाणिमता नरेण ॥

હે રાજન્, મોટા સામર્થ્યવાળાઓનું કામ તો દાંત કે કાન ખોતરવાના તણખલા જેવા નાના સાધનથી પણ થઈ જાય છે (અરે, મોટા માણસનું કામ તો એની આંખના ઇશારા માત્રથી પણ થઈ જાય છે), તો વાણી અને હાથવાળા (વાક્ચતુર અને કાર્યકુશળ) માણસની થાય એમાં તો કહેવાનું જ શું? (અર્થાત્ સમર્થ માણસોનુ કામ એમના સામર્થ્યની શક્તિથી જ સુખ્યત્વે થઈ જાય છે. એથી એમની પાસેનું એ કામ માટેનું સાધન ગમે તેવું નાનું—નબળું હોય એ મહત્ત્વનું રહેતું નથી.) ૮૩૨

त्यजेत्क्षुधार्तो महिलां सपुत्रां खादेत्क्षुधार्ता भुजगी स्वमण्डम् । बुभुक्षितः किं न करोति पापं क्षीणा नरा निष्करुणा भवन्ति ॥ ८३३ ॥

ભૂખથી પીડાતો માણસ સંતાનો સહિત પોતાની પત્નીનો પણ ત્યાગ કરી દે છે, ભૂખી થયેલી સર્પિણી પોતાના ઈંડાને પણ ખાઈ જાય છે. ખરેખર ક્ષુધાપીડિત પ્રાણી કયું પાપ નથી કરતુ? ભૂખથી દુર્બળ થયેલા માણસો દયા વિનાના થઈ જાય છે. ૮૩૩

दारेषु किंचित्स्वजनेषु किंचिद्गोप्यं वयस्येषु सुतेषु किंचित् । युक्तं न वा युक्तमिदं विचिन्त्य वदेद्विपश्चिन्महतोऽनुरोधात् ॥ ८३४ ॥

સ્ત્રીઓ વિષે, સ્વજનો વિષે, મિત્રો અને પુત્રો વિષે જે કંઈ બાબત ગુપ્ત રાખવા જેવી હોય તેમાં મોટા માણસોના અભિપ્રાય પ્રમાણે કેટલી બાબત કહેવાય છે અને કેટલી કહેવા યોગ્ય નથી તેનો બરાબર વિચાર કરીને પછી જ માણસે બોલવું જોઈએ. ૮૩૪

मृगा मृगैः सङ्गमनुव्रजन्ति गावश्च गोभिस्तुरगास्तुरंगैः । मूर्खाश्च मूर्खैः सुधियः सुधीभिः समानशीलव्यसनेषु सख्यम् ॥ ८३५ ॥

મૃગો મૃગનાં ટોળાઓની સાથે ચાલે છે, ગાયો ગાયોની સાથે જોડાઈને ચાલે છે, ઘોડાઓ ઘોડાઓની સાથે ચાલે છે. મૂર્ખાઓ મૂર્ખાઓની સોબતમાં ચાલે છે, બુદ્ધિશાળીઓ બુદ્ધિશાળીઓની સાથે ચાલે છે; કારણ કે મૈત્રી હંમેશાં સરખા સ્વભાવ અને સરખાં સુખ—દુઃખવાળાઓની સાથે થાય છે. ૮૩૫

त्याज्यं न धैर्यं विधुरेऽपि काले, धैर्यात्कदाचिद्गतिमाप्नुयात्स । यथा समुद्रेऽपि च पातभङ्गे, सांयात्रिको वाञ्छति तर्तुमेव ॥ ८३६ ॥

માણસ નિરાધાર અવસ્થામાં આવી પડે તોપણ એણે કદી ધૈર્ય ન છોડવું જોઈએ, કારણ કે ધૈર્યથી કેટલીક વાર તે સારી સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે. જેમ સમુદ્રમાં નાવ ભાંગી જાય ત્યારે સારા મુસાફરો (ધૈર્ય છોડી બેબાકળા થઈ ડૂબી જતા નથી, પણ) તરવાની જ ઇચ્છા, તરવાનો જ પ્રયત્ન કરે છે. ૮૩૬

दानेन तुल्यो विधिरस्ति नान्यो, लोभाच नान्योऽस्ति परः पृथिव्याम् । विभूषणं शीलसमं न चान्यत्संतोषतुल्यं धनमस्ति नान्यत् ॥ ८३७ ॥

આ પૃથ્વીમાં દાનના જેવી બીજી કોઈ ઉત્તમ ક્રિયા નથી, લોભના જેવો બીજો કોઈ શત્રુ નથી. શીલ-(સારો સ્વભાવ)ના જેવું બીજું કોઈ આભૂષણ નથી અને સંતોષના જેવું બીજું કોઈ ધન નથી. ૮૩૭

एकस्य दुःखस्य न यावदन्तं गच्छाम्यहं पारमिवार्णवस्य । तावद्द्वितीयं समुपस्थितं मे छिद्रेष्वनर्था बहुलीभवन्ति ॥

દરિયાને ઓળંગવા જેટલી મહેનતથી જ્યાં હું એક દુઃખને પાર કરતો નથી, એટલામાં તો બીજું દુઃખ મારી આગળ ઊભું જ થઈ ગયું હોય છે. ખરેખર, જ્યાં છિદ્ર, દોષ અથવા નિર્બળતા હોય છે ત્યાં વારંવાર અનર્થો (ન ઇચ્છવા યોગ્ય ઘટનાઓ) આવી પડે છે. ૮૩૮

क्षते प्रहारा निपतन्त्यभीक्ष्णं धनक्षये वर्धते जाठराग्निः । आपत्सु वैराणि समुद्भवन्ति छिद्रेष्वनर्था बहुलीभवन्ति ॥

ઘવાયેલી જગ્યાએ વારંવાર વાગ વાગ થાય છે. ધન ક્ષીણ થાય છે ત્યારે જઠરાગ્નિ વધી જાય છે. વિપત્તિઓના વખતે નવાં નવાં વેર જાગે છે. ખરેખર, છિદ્ર, દોષ અથવા નિર્બળતા હોય છે ત્યા વારંવાર અનર્થો (ન ઇચ્છવા યોગ્ય ઘટનાઓ) આવી પડે છે.

अर्थातुराणां न गुरुर्न बन्धुः कामातुराणां न भयं न लज्जा । विद्यातुराणां न सुखं न निद्रा क्षुधातुराणां न रुचिर्न वेला ॥ ८४० ॥

પૈસાના ભૂખ્યાઓને કોઈ પૂજ્ય વડીલ કે ગુરુજન નથી તેમ બંધુ પણ નથી. કામાતુરોને ભય કે લજ્જા

હોતાં નથી, વિદ્યા માટે ઉત્સાહવાળાઓને વિદ્યા સિવાય બીજામા નથી સુખ કે નથી નિદ્રા અને ભૂખથી પીડાતાઓને નથી સ્વાદની પડી હોતી કે નથી ભોજનકાળ છે કે નહીં તે જોવાની પડી હોતી. ૮૪૦

विवाहकाले ऋतुसंप्रयोगे प्राणात्यये सर्वधनापहारे।
विप्रस्य चार्थेऽप्यनृतं वदेयुः पञ्चानृतान्याहुरपातकानि॥

વિવાહના ઉત્સવમાં ઋતુકાળના સમાગમમા પ્રાણનાશ થાય એમ હોય તો, બધું ધન હરાઈ જાય તેમ હોય તો અને કોઈ બ્રાહ્મણનુ હિત થતુ હોય તો તેમાં માણસોએ જૂઠું બોલવુ. આ પાચ કારણે જૂઠું બોલવું પડે તો એને પતનકારક-પાપજનક કહેલું નથી. ૮૪૧

यत्रास्ति लक्ष्मीर्विनयो न तत्र, अभ्यागतो यत्र न तत्र लक्ष्मीः। उभौ च तौ यत्र न तत्र विद्या, नैकत्र सर्वो गुणसंनिपातः॥ ८४२॥

જ્યાં લક્ષ્મી હોય છે ત્યા વિનય નથી હોતો; જ્યાં મહેમાન માટે આદરસત્કાર હોય ત્યા લક્ષ્મી નથી હોતી; જ્યાં લક્ષ્મી અને વિનય બંને હોય ત્યા વિદ્યા નથી હોતી; એ રીતે એક ઠેકાણે બધા ગુણોનો સુમેળ જોવા મળતો નથી. ૮૪૨

द्वारि प्रविष्टः सहसा ततः किं, दृष्टः प्रभुः स्मेरमुखस्ततः किम्। कथा श्रुता श्रोत्ररसा ततः किं, व्यथा न शान्ता यदि जाठरीया॥ ८४३॥

રાજદરબારમા ધારો કે પ્રવેશ મળ્યો, તેથી શું? અને હસતા મુખવાળા રાજાના દર્શન થયા તેથી શું? કાનને પ્રિય લાગે તેવી વાતો સાભળી તેથી શું? જો આ બધાની છેવટે જઠરનો અગ્નિ (ભૂખ) શાત ન થાય તો બધું વ્યર્થ છે. ૮૪૩

सुपात्रदानाच भवेद्धनाढ्यो धनप्रभावेण करोति पुण्यम्। पुण्यप्रभावात्सुरलोकवासी पुनर्धनाढ्यः पुनरेव भोगी॥ ८४४॥

યોગ્ય વ્યક્તિને દાન આપવાથી માણસ ધનાઢ્ય બને છે. તે ધનના પ્રભાવથી ફરીથી પુણ્ય પુણ્યકર્મ કરે છે. પુણ્યના પ્રભાવથી તે સ્વર્ગલોકમા નિવાસ કરે છે. પછી ફરી તે ધનાઢ્યને ઘેર જન્મ લે છે અને ફરીથી ભોગો ભોગવે છે. ૮૪૪

कुपात्रदानाच भवेद्दरिद्रो दारिद्र्यदोषेण करोति पापम्।
पापप्रभावान्नरकं प्रयाति पुनर्दरिद्रः पुनरेव पापी॥८४५

અયોગ્ય વ્યક્તિને દાન આપવાથી દાન આપનાર દરિદ્ર થાય છે. દરિદ્રતારૂપ દોષને લીધે તે પાપ કરે છે. પાપના પ્રભાવથી તે નરકમા પડે છે. નરકમાંથી પાછો તે દરિદ્રને ઘેર જન્મ લે છે અને પાછો પાપી બને છે.

प्रभुर्विवेकी धनवांश्च दाता विद्वान्विरागी प्रमदा सुशीला। तुरंगमः शस्त्रनिपातधीरो भूमण्डलस्याभरणानि पञ्च॥ ८४६॥

સત્તા-સામર્થ્યવાળા હોવા છતાં વિવેકી હોય, ધનવાન હોય છતા દાન કરનારો હોય, વિદ્વાન હોય છતાં વૈરાગ્યવાળો હોય, સ્ત્રી યૌવનના મદવાળી હોવા છતાં પવિત્ર આચરણવાળી હોય, શ્રેષ્ઠ ઘોડો હોય અને તે શસ્ત્રોના પ્રહારોની વચ્ચે પણ ધૈર્યપૂર્વક ઊભો રહેતો હોય-આ પાંચ વસ્તુઓ ભૂમંડલના આભૂષણરૂપ છે.

स्वदेशजातस्य नरस्य नूनं गुणाधिकस्यापि भवेदवज्ञा। निजाङ्गना यद्यपि रूपराशिस्तथापि लोकः परदारसक्तः॥ ८४७॥

માણસ અધિક ગુણોવાળો હોય તોપણ એ પોતાના દેશમા જન્મેલો છે (આપણા પ્રદેશનો-ફલાણા ગામનો છે) એમ ગણીને લોકો તેની અવગણના જ કરશે; જેમ પોતાની સ્ત્રી રૂપનો ભંડાર હોય છતા માણસ બીજાની સ્ત્રી પર આસક્ત રહે છે. ૮૪૭

गन्धः सुवर्णे फलमिक्षुदण्डे नाकारि पुष्पं खलु चन्दनेषु। विद्वान्धनाढ्यो न तु दीर्घजीवी, धातुः पुरा कोऽपि न बुद्धिदोऽभूत्॥ ८४८॥

વિધાતાએ સોનું બનાવ્યું પણ તેમા સુગંધ મૂકી નહીં, ગેરડીના સાંઠા પર ફળ બનાવ્યા નહીં, ચંદન વૃક્ષને ફૂલ ઉત્પન્ન કર્યાં નહીં, વિદ્વાનને ધનાઢ્ય બનાવ્યો નહીં અને જ વિદ્વાનને ધનાઢ્ય બનાવ્યો તેને દીર્ઘાયુ ન બનાવ્યો અને જેને કેવળ ધનાઢ્ય બનાવ્યો તેને દીર્ઘજીવી-ઉદાર જીવવાળો, ઉદાર ભાવવાળો બનાવ્યો નહીં ખરેખર વિધાતાને પહેલા કોઈ બુદ્ધિ આપનારો ન હતો.

सर्पस्य रत्ने कृपणस्य वित्ते, सत्याः कुचे केसरिणश्च केशे। मानोन्नतानां शरणागते च मृतौ भवेदन्यकरप्रचारः॥ ८४९॥

સર્પના રત્ન ઉપર, કૃપણના ધન ઉપર, સતી સ્ત્રીના સ્તન ઉપર, કેસરી સિંહની કેશવાળી ઉપર અને માનથી રહેનારાઓને શરણે ગયેલા ઉપર બીજાઓનો હાથ તેમના મરણ પછી જ ફરી શકે છે. (અર્થાત્ તેમના જીવતાં તેમની આ વસ્તુઓને કોઈ હાથ પણ અડાડી શકતું નથી.) ૮૪૯

श्रुतिर्विभिन्ना स्मृतयश्च भिन्ना, नैको मुनिर्यस्य वचः प्रमाणम्। धर्मस्य तत्त्वं निहितं गुहायां, महाजनो येन गतः स पन्थाः॥ ८५०॥

શ્રુતિઓ જુદી જુદી છે (અર્થાત્ એક જ બાબત પર જુદા જુદા અભિપ્રાયવાળાં વેદવચનો મળી શકે છે) તેવી જ રીતે સ્મૃતિઓ (પુરાણ આદિ ધર્મશાસ્ત્રો) પણ જુદાં જુદાં છે (એક જ વિષય ઉપર જુદા જુદા અભિપ્રાયવાળાં શાસ્ત્રવચનો મળી શકે છે.)

તો પછી મતભેદગ્રસ્ત વિષયમાં મુનિઓનાં વચનને પ્રમાણભૂત ગણીએ. પણ તેમાંયે પ્રમાણશાસ્ત્રપ્રણેતા કોઈ એક જ મુનિ નથી. અને બધા મુનિઓના જુદા જુદા અભિપ્રાયો હોય તેવી બાબતમાં અમુક એક જ મુનિના વચનને પ્રમાણભૂત ગણવું એવો નિર્ણય પણ થયેલો નથી. આમ શ્રુતિ, સ્મૃતિ અને મુનિવચન–આ ત્રણે-માંથી કોઈની એકમતિ જ્યાં મળતી ન હોય ત્યાં માણસે બાકી કઈ વસ્તુને ધર્મ ગણી તે પ્રમાણે આચરણ કરવું? તેના ઉત્તરમાં કહે છે કે ધર્મનું મહતત્ત્વ ગુહા-માં અર્થાત્ હૃદયની શુદ્ધ લાગણીમાં રહેલું છે. એથી માણસે તેનો અંતરાત્મા શુદ્ધ લાગણીથી જે પ્રેરણા આપે તેને ધર્મ ગણીને તે પ્રમાણે આચરણ કરવું. પણ કલુષિત કે અવ્યવસ્થિત મનવાળો જે માણસ હૃદયના શુદ્ધ ભાવની પ્રેરણાને પણ મેળવી કે ઝીલી શકવા સમર્થ ન હોય તેણે શું કરવું? તો કહે છે કે તેણે મોટા માણસો જે પ્રમાણે વર્ત્યા હોય, પ્રતિષ્ઠિત પુરુષો-સત્પુરુષો જે માર્ગે ચાલ્યા હોય, તે માર્ગનું અનુસરણ કરવું. એ સ્થિતિમાં તેને માટે એ જ એક માર્ગ રહે છે.

प्रागल्भ्यहीनस्य नरस्य विद्या, शस्त्रं यथा कापुरुषस्य हस्ते। न तृप्तिमुत्पादयते शरीरे, वृद्धस्य दारा इव दर्शनीयाः ॥ ८५१ ॥

જેમ સુંદર રૂપવાળી સ્ત્રીઓ વૃદ્ધના શરીરમાં તૃપ્તિ ઉત્પન્ન કરી શકતી નથી, તેમ ગંભીરતા વિનાના માણસને તેની વિદ્યા અને ડરપોક માણસને તેના હાથમાં રહેલું શસ્ત્ર સંતોષ આપી શકતાં નથી. ૮૫૧

राजाश्रयस्तस्करताश्वपण्यमाथर्वणं चापि समुद्रयानम्। एतानि सिध्यन्ति महाफलानि विपर्यये प्राणहराणि पञ्च ॥ ८५२ ॥

રાજાનો આશ્રય ચોરી, ઘોડાનો વેપાર, અથર્વવેદના મંત્રો અને દરિયાઈ મુસાફરી–આ પાંચ વસ્તુઓ જો સિદ્ધ થાય તો મહાન ફળ આપનારી બને છે, પણ સિદ્ધ ન થાય તો પ્રાણ હરનારી બને છે. ૮૫૨

स्वर्गच्युतानामिह भूमिलोके, चत्वारि चिह्नानि वसन्ति देहे। दानप्रसङ्गो मधुरा च वाणी सुरार्चनं ब्राह्मणतर्पणं च ॥ ८५३ ॥

સ્વર્ગથી ભ્રષ્ટ થઈને આ પૃથ્વી પર આવેલા પુણ્ય-શાળી જનોના શરીરમાં આ ચાર લક્ષણો રહેતાં હોય છે; દાનમાં આસક્તિ, મધુર વાણી, દેવતાઓનું પૂજન અને બ્રાહ્મણોને સંતુષ્ટ કરવાપણું. ૮૫૩

निरक्षरे वीक्ष्य महाधनत्वं विद्यानवद्या विदुषा न हेया। रत्नावतंसा कुलटाः समीक्ष्य किमार्यनार्यः कुलटा भवन्ति ॥ ८५४ ॥

નિરક્ષર માણસોમાં ખૂબ ધનવાનપણું જોઈને સમજુ માણસે પોતાની પવિત્ર વિદ્યાનો ત્યાગ ન કરવો જોઈએ. કુલટા સ્ત્રીઓને રત્નોનાં ઘરેણાંવાળી જોઈને શું શીલવતી સ્ત્રીઓ કુલટા બની જાય છે? ૮૫૪

गीर्भिर्गुरूणां परुषाक्षराभिस्तिरस्कृता यान्ति नरा महत्त्वम्। अलब्धशाणोत्कषणा नृपाणां, न जातु मौलौ मणयो वसन्ति ॥ ८५५ ॥

વડીલ ગુરુજનોના કઠોર શબ્દો વડે તિરસ્કાર પામેલા માણસો મોટાઈને પામે છે. જે મણિઓ સરાણ ઉપર ઘર્ષણ પામ્યા નથી, તે કદી રાજાઓના મુકુટમાં સ્થાન પામતા નથી. ૮૫૫

किमिष्टमन्नं खरसूकराणां किं रत्नहारो मृगपक्षिणां च। अन्धस्य दीपो बधिरस्य गीतं, मूर्खस्य किं शास्त्रकथाप्रसङ्गः ॥ ८५६ ॥

ગધેડાં, ભૂંડ વગેરેને ઉત્તમ અન્નનો શો અર્થ છે? પશુઓ અને પક્ષીઓને રત્નના હારનો શો અર્થ છે? આંધળાને દીવાનો તેમ જ બહેરાને સંગીતનો શો અર્થ છે? તેવી જ રીતે મૂર્ખને શાસ્ત્રની વાત સંભળાવવાનો શો અર્થ છે? ૮૫૬

ये शान्तदान्ताः श्रुतिपूर्णकर्णा, जितेन्द्रियाः स्त्रीविषये निवृत्ताः। प्रतिग्रहे संकुचिताग्रहस्तास्ते ब्राह्मणास्तारयितुं समर्थाः ॥ ८५७ ॥

જેઓ શાંત અને સંયમી છે, જેમના કાન વિદ્યા અને શાસ્ત્રશ્રવણથી ભરેલા છે, જેઓ જિતેંદ્રિય છે. જેઓ સ્ત્રીઓ અને વિષયો પ્રત્યેથી નિવૃત્ત થયેલા છે, બીજાની પાસેથી લેવામાં જેમના હાથ સંકોચાતા હોય છે તેઓ બ્રાહ્મણો છે અને તેઓ અન્ય સૌને તારવા માટે સમર્થ છે. ૮૫૭

पतिव्रतायाः कुचकुम्भयुग्ममत्युग्रशार्दूलनखावलिश्च। वीरस्य शस्त्रं कृपणस्य वित्तं लभ्यानि चत्वारि तदन्तकाले ॥ ८५८ ॥

પતિવ્રતા સ્ત્રીના ઘડા જેવા પુષ્ટ સ્તનો, અત્યંત ઉગ્ર સિંહના પંજાના નહોર, વીર પુરુષ પાસેનું શસ્ત્ર અને કૃપણ મનુષ્ય પાસેનું ધન–આ ચારે વસ્તુઓ

તેમના અતકાળ પછી જ પ્રાપ્ત થઈ શકે છે ૮૫૮

देशाटन पण्डितमित्रता च वाराङ्गना राज सभाप्रवेश । अनेकशास्त्रार्थविलोकन च चातुर्य मूलानि भवन्ति पञ्च ॥ ८५९ ॥

જુદા જુદા દેશોનુ પર્યટન, પડિતોની સાથે મિત્રતા, વારાગનાઓની મુલાકાત, રાજાઓની સભાઓમા પ્રવેશ અને અનેક શાસ્ત્રોની વિગતોનુ અવલોકન–આ પાચ વસ્તુઓ માણસને તેના ચાતુર્યને લીધે પ્રાપ્ત થાય છે

न वेत्ति यो यस्य गुणप्रकर्षं, स त सदा निन्दति नात्र चित्रम् । यथा किराती करिकुम्भजाता, मुक्ता परित्यज्य बिभर्ति गुञ्जाम् ॥८६०॥

જે માણસ જેના ઉત્કૃષ્ટ ગુણોને જાણતો નથી તેને તે સદા નિંદે એમા આશ્ચર્ય નથી જેમ ભીલડી હાથીના કુભસ્થળમાથી નીકળેલા મોતીઓને છોડી દઈને ચણોઠીઓને પહેરે છે ૮૬૦

गिरौ मयूरा गगने पयोदा, लक्षान्तरेऽर्कश्च जलेषु पद्मम् । इन्दुर्द्विलक्ष कुमुदस्य बन्धुर्यो यस्य मित्र नहि तस्य दूरम् ॥ ८६१ ॥

મયૂરે પર્વતોમા હોય છે અને મેઘ આકાશમા હોય છે (છતા ચઢી આવેલા મેઘને જોઈ મયૂરો ગહેકે છે) સૂર્ય લાખો માઈલના અતરે હોય છે અને કમળ જળમા હોય છે (છતા સૂર્યને જોઈ કમળ ખીલે છે) કુમુદ(રાત્રિવિકાસી કમળ)નો બધુ ચદ્ર તેનાથી લગભગ બે માઈલ અતરે હોય છે (છતા ચદ્ર ઊગવાથી કુમુદ ખીલે છે) ખરેખર જે જેનો મિત્ર હોય છે, તે તેનાથી (ગમે તેટલો દૂર હોય છતા) દૂર નથી ૮૬૧

सुभाषितज्ञेन जनेन साक सभाषण सुप्रभुसेवन च । आलिङ्गन तुङ्गपयोधराणां प्रत्यक्षसौख्य त्रयमेव लोके ॥

સદ્વચનો, સારા શાસ્ત્રો જાણનારની સાથે વાતચીત, સારા સ્વામીની સેવા અને ઊચા સ્તનોવાળી તરુણીઓનુ આલિગન–સસારમા આ ત્રણ પ્રત્યક્ષ સુખો છે

अर्थो नराणा पतिरङ्गनाना, वर्षा नदीनामृतुराट् तरूणाम् । स्वधर्मचारी नृपति प्रजाना, गत गत यौवनमानयन्ति ॥ ८६३ ॥

ધર્મનુ આચરણ કરનાર રાજા માણસોના ગયેલા ધનને, સ્ત્રીઓના (કલહને લીધે તેમણે) ગુમાવેલા પતિઓને, નદીઓની વર્ષાઋતુને (અર્થાત્ ધર્મશીલ રાજા સુકાઈ ગયેલી નદીઓને બધો વગેરે દ્વારા જળપૂર્ણ બનાવી દે છે) વૃક્ષોની વસતઋતુને અને પ્રજાના યૌવનને (પ્રજાના ઉત્સાહ અને સમૃદ્ધિ–આબાદીને) ચાલ્યા ગયા હોય છતા પાછા લાવી દે છે ૮૬૩

जितेन्द्रियत्व विनयस्य कारण, गुणप्रकर्षो विनयादवाप्यते । गुणाधिके पुंसि जनोऽनुरज्यते जनानुराग प्रभवो हि संपद ॥ ८६४ ॥

માણસનુ જિતેંદ્રિયપણુ એ તેના વિનયનુ–સસ્કારિતાનુ કારણ બને છે માણસ પોતાના ગુણોની ઉત્કૃષ્ટતા વિનય–સસ્કારિતા–કેળવણી વડે પ્રાપ્ત કરે છે ઉત્કૃષ્ટ ગુણોવાળા માણસ પર જનસમાજ અનુરાગ–પ્રેમવાળો થાય છે. અને જનસમાજનો પ્રેમ એ સપત્તિ પ્રાપ્ત કરાવનાર થાય છે ૮૬૪

सपूर्णकुम्भो न करोति शब्दमर्धो घटो घोषमुपैति नूनम् । विद्वान्कुलीनो न करोति गर्वं, गुणैर्विहीना बहु जल्पयन्ति ॥ ८६५ ॥

ભરેલો ઘડો અવાજ કરતો નથી, પણ અધૂરો ઘડો જ અવાજ કરે છે એવી જ રીતે વિદ્વાન અને કુલીન માણસ ગર્વ કરતો નથી, પોતાને વિષે બણગા ફૂકતો નથી, પણ ગુણહીન માણસો જ ખૂબ બડબડાટ કરતા હોય છે. ૮૬૫

धिग्जीवित शास्त्रकलोज्झितस्य, धिग्जीवित चोद्यमवर्जितस्य । धिग्जीवित व्यर्थमनोरथस्य, धिग्जीवित ज्ञातिपराजितस्य ॥ ८६६ ॥

જેને શાસ્ત્ર કે કલાની આવડત નથી, તેના જીવનને ધિક્કાર છે જે ઉદ્યમ કરતો નથી તના જીવનને ધિક્કાર છે, જેના મનોરથો નિષ્ફળ રહ્યા હોય તેના જીવનને ધિક્કાર છે તેમ જ જેનો જ્ઞાતિજનોથી પરાજય થયો હોય, તેના જીવનને ધિક્કાર છે ૮૬૬

रूप जरा सर्वसुखानि तृष्णा, खलेषु सेवा पुरुषाभिमानम् । याञ्चा गुरुत्व गुणमात्मपूजा, चिन्ता बल हन्त्यदया च लक्ष्मीम् ॥ ८६७ ॥

વૃદ્ધાવસ્થા રૂપને હરી લે છે, તૃષ્ણા સર્વ સુખોને હરી લે છે, કપટીજનોની સેવા પુરુષના અભિમાનને હરી લે છે, યાચના મોટાઈને હરી લે છે, પોતાની પૂજા અને પોતાની પ્રશસા માણસના ગુણોને હરી લે છે, ચિંતા બળને હરી લે છે તેમ જ નિર્દયતા લક્ષ્મીને હરી લે છે ૮૬૭

शुष्केन्धने वह्निरुपैति वृद्धिं बालेषु शोकश्चपलेषु कोप । कान्तासु कामो निपुणेषु वित्त धर्मो दयावत्सु महत्सु धैर्यम् ॥ ८६८ ॥

સૂકા લાકડામા અગ્નિ, બાળકોમા શોક, ચપળ જનોમા કોપ, સ્ત્રીઓમા કામ, નિપુણ પુરુષોમા ધન,

દયાળુ મનુષ્યોમાં ધર્મ તેમ જ મહાપુરુષોમાં ધૈર્ય વૃદ્ધિ પામતાં હોય છે. ૮૬૮

निर्वाणप्रदीपे किमु तैलदानं, चौरे गते वा किमु सावधानम् । वयोगते किं वनिताविलासः, पयोगते किं खलु सेतुबन्धः ॥ ८६९ ॥

દીવો બુઝાઈ ગયા પછી તેલ પૂરો, તે શા કામનું? ચોરો ચોરી કરી ગયા પછી સાવધાન થાઓ તે શા કામનું? વય વહી ગયા પછી વનિતા સાથે વિલાસ કરો, તે શા કામનું? ચઢેલું પાણી ઊતરી જાય, તે પછી પુલ બાંધવામાં આવે, તે શા કામનું? ૮૬૯

त्रिविक्रमोऽभूदपि वामनोऽसौ, स शूकरश्चेति स वै नृसिंहः । नीचैरनीचैरतिनीचनीचैः, सर्वैरुपायैः फलमेव साध्यम् ॥ ८७० ॥

ત્રણે લોકમાં જેમનું વિક્રમ-પરાક્રમ-પ્રભાવશક્તિ વ્યાપેલાં છે એવા આ વિષ્ણુ ભગવાન ફળ સિદ્ધ કરવા માટે વામન (ઠીંગુજી), વરાહ (ભૂંડ) અને નરસિંહ (અર્ધા મનુષ્ય અને અર્ધા હિંસક પ્રાણી) બન્યા. ખરેખર, હલકા અથવા સારા અથવા અત્યંત હલકામાં હલકા-ગમે તેવા બધા જ ઉપાયોથી માણસે ફળને સિદ્ધ કરવુ જોઈએ. ૮૭૦

कुग्रामवासः कुजनस्य सेवा, कुभोजनं क्रोधमुखी च भार्या । मूर्खश्च पुत्रो विधवा च कन्या, विनाग्निना संदहते शरीरम् ॥ ८७१ ॥

ખરાબ સમુદાયમા નિવાસ, ખરાબ માણસની નોકરી, ખરાબ ભોજન, સદા ક્રોધથી ભરેલા મુખવાળી સ્ત્રી, મૂર્ખ પુત્ર અને વિધવા પુત્રી આટલી બાબતો અગ્નિ વિના પણ શરીરને બાળનારી છે. ૮૭૧

अल्पीयसामेव निवासभूमित्यागाद्विपत्तिर्महतां न जातु । रत्नाकरात्सन्मणयोऽभियान्ति राज्ञां शिरः काकमुखानि भेकाः ॥ ८७२ ॥

પોતાની જન્મભૂમિનો ત્યાગ કરવાથી અલ્પક્ષુદ્ર વ્યક્તિઓને જ વિપત્તિ આવે છે, મહાન વ્યક્તિઓને આવતી નથી. રત્નાકર(સમુદ્ર)માથી જે ઉત્તમ મણિઓ નીકળે છે, તે રાજાઓના શિર પર જઈને બેસે છે અને જે દેડકાંઓ બહાર નાકળે છે તે કાગડાઓના મુખમાં જાય છે. ૮૭૨

अनेकशास्त्रं बहु वेदितव्यमल्पश्च कालो बहवश्च विघ्नाः । यत्सारभूतं तदुपासितव्यं हंसो यथा क्षीरमिवाम्बुमध्यात् ॥ ८७३ ॥

શાસ્ત્રો અનેક છે અને તેમાં જાણવા જેવું ઘણું છે. વળી સમય (આયુષ્ય) ટૂંકો છે અને તેમાં પણ વિઘ્નો ઘણાં છે. માટે બધામાં જે સારભૂત હોય તેને સેવવું જોઈએ, જેમ હંસ નીરમાથી ક્ષીર લઈ લે છે. ૮૭૩

अनन्तपारं किल शब्दशास्त्रं स्वल्पं तथायुर्बहवश्च विघ्नाः । सारं ततो ग्राह्यमपास्य फल्गु, हंसो यथा क्षीरमिवाम्बुमध्यात् ॥ ८७४ ॥

શબ્દશાસ્ત્ર અનંત-અપાર છે. આયુષ્ય ટૂંકું છે અને તેમાં પણ વિઘ્નો ઘણાં છે. એથી તેમાથી નકામી બાબતો છોડી દઈને સારવસ્તુને ગ્રહણ કરવી જોઈએ, જેમ હંસ નીરમાંથી ક્ષીર લઈ લે છે. ૮૭૪

क्रोधो हि शत्रुः प्रथमो नराणां देहस्थितो देहविनाशनाय । यथा स्थितः काष्ठगतो हि वह्निः, स एव वह्निर्दहते शरीरम् ॥ ८७५ ॥

માણસોના દેહનો વિનાશ કરવા માટે તેમના દેહમાં જ રહેલો તેમનો મુખ્ય શત્રુ ખરેખર ક્રોધ જ છે. જેમ લાકડામાં રહેલો અગ્નિ પ્રકટ થઈને આખા લાકડાના કલેવરને બાળી નાખે છે, તેમ એ ક્રોધરૂપી અગ્નિ પણ શરીરને બાળી નાખે છે. ૮૭૫

यथा विहंगास्तरुमाश्रयन्ति नद्यो यथा सागरमाश्रयन्ति । यथा तरुण्यः पतिमाश्रयन्ति सर्वे गुणाः काञ्चनमाश्रयन्ति ॥ ८७६ ॥

જેમ પક્ષીઓ વૃક્ષનો આશ્રય લે છે, નદીઓ સાગરનો આશ્રય લે છે અને તરુણીઓ પતિનો આશ્રય લે છે, તેમ બધા ગુણો સોનાનો-ધનનો આશ્રય લે છે. ૮૭૬

यती व्रती चापि पतिव्रताश्च वीराश्च शूराश्च दयापराश्च । त्यागी च भोगी च बहुश्रुताश्च, सुसङ्गमात्रेण दहन्ति पापम् ॥ ८७७ ॥

યોગી, બ્રહ્મચારી, પતિવ્રતા સ્ત્રીઓ, વીર પુરુષો, શૂરવીરો, દયાળુજનો, ત્યાગીજનો, ભોગીજનો અને બહુશ્રુત વિદ્વાન જનો તેમને સારી રીતે સમાગમ થતાં જ માણસનાં પાપોને બાળી મૂકે છે. ૮૭૭

वसन्त्यरण्येषु चरन्ति दूर्वाः पिबन्ति तोयान्यपरिग्रहाणि । तथापि वध्या-हरिणा नराणां को लोकमाराधयितुं समर्थः ॥ ८७८ ॥

હરણાંઓ જંગલોમાં વસે છે (પોતાને રહેવા માટે મનુષ્યોપયોગી જગ્યાને રોકતાં નથી), ઘાસ ખાઈને રહે છે (ખાવા માટે મનુષ્યોપયોગી વસ્તુઓ વાપરતાં નથી), ઝરણાંના જળ પીએ છે (માણસોએ બંધાવેલા કૂવા વાવનો ઉપયોગ કરતાં નથી), અને આ હરણાંઓ કોઈ જાતનો પરિગ્રહ પણ રાખતાં નથી (કે જેથી

મનુષ્યના કામની કોઈ વસ્તુઓ તેમની પાસે રોકાઈ રહે), આમ છતા પણ માણસો હરણાઓને મારી નાખવા યોગ્ય ગણીને તેમનો શિકાર કરે છે ખરેખર આવા માણસોને રાજી કરવા માટે કોણ (કયું નિર્દોષ પ્રાણી) સમર્થ છે ? ૮૭૮

न सा सभा यत्र न सन्ति वृद्धा वृद्धा न ते ये न वदन्ति धर्मम् । धर्मो न वै यत्र च नास्ति सत्य, सत्य न तद्यच्छलनानुविद्धम् ॥ ८७९ ॥

જેમા જ્ઞાનવૃદ્ધ, સસ્કારવૃદ્ધ શીલવૃદ્ધ જનો નથી તેવી સભા નથી, જેઓ ધર્મયુક્ત વસ્તુ વિષે પોતાનો સાચો અભિપ્રાય બોલતા નથી, તેઓ વૃદ્ધ નથી જેમા સત્ય ન હોય એવો કોઈ ધર્મ હોઈ શકતો નથી અને જે છળકપટથી યુક્ત હોય તે કદી સત્ય હોઈ શકતુ નથી ૮૭૯

वर सखे सत्पुरुषावमानितो न नीचससर्ग गुणैरलकृत । वराश्वपादेन हतो विराजते न रासभस्योपरि सस्थितो नर ॥ ८८० ॥

હે મિત્ર, માણસ સત્પુરુષોની પાસે રહેતા તેમનાથી કદાચ અપમાનિત થાય એ વધારે સારુ છે, પણ નીચોના સસર્ગથી તેમની વચ્ચે ગુણવાન તરીકે શોભા પામે માન પામે, તે સારુ નથી માણસને ઉતમ ઘોડાની પાસે રહેતા તેની કદાચ લાત વાગી જાય તે સારુ છે, પણ ગધેડાઓની પાસે રહી તેમના ઉપર બેસવા છતા એ માણસ શોભતો નથી ૮૮૦

आदित्यचन्द्रावनलानिलौ च द्यौर्भूमिरापो हृदयं यमश्च । अहश्च रात्रिश्च उभे च सध्ये धर्मश्च जानाति नरस्य वृत्तम् ॥ ८८१ ॥

સૂર્ય, ચદ્ર, અગ્નિ, વાયુ, આકાશ પૃથ્વી, જલ, હૃદય, યમરાજ, દિવસ-રાત, બે સધ્યાઓ તેમ જ ધર્મ, આટલા પદાર્થો માણસના આચરણોને જાણે છે ૮૮૧

उपाधिभि सततसगतोऽपि नहि स्वभाव विजहाति भाव । आजन्म उन्मज्जति दुग्धसिन्धौ, तथापि काक किल कृष्ण एव ॥ ८८२ ॥

પ્રાણી ઉપાધિઓથી સતત પીડાતો રહે છે છતા (એના કારણભૂત) પોતાના સ્વભાવને છોડતો નથી કાગડો જન્મપર્યત દૂધના સમુદ્રમા નાહ્યા કરે છતા એ કાળો ને કાળો જ રહે છે ૮૮૨

किं वाससा तत्र विचारणीय, वास प्रधान खलु योग्यताया । पीताम्बर वीक्ष्य ददौ स्वकन्या, चर्माम्बर वीक्ष्य विष समुद्र ॥ ८८३ ॥

કોઈ કહેશે કે કપડા સારા પહેરવાથી શુ ? માણસમા સારા ગુણો હોય તો જ એની કિમત થાય છે પણ આ બાબતમાયે વિચાર કરવા જેવુ છે અને હુ તો એટલે સુધી કહુ છુ કે યોગ્યતા પ્રદર્શિત કરવામા કપડા જ મુખ્ય સાધન છે કારણ કે સમુદ્રે સુદર પીતામ્બર પહેરેલુ જોઈને (વિષ્ણુને) પોતાની કન્યા (લક્ષ્મી) આપી અને ચામડુ પહેરેલા જોઈને (શિવને) તેઓ અનેક મહાન ગુણોના ભડાર હોવા છતા વિષ આપ્યુ

करोति नोऽशेषजनातिरिक्ता संभावनामर्थवती क्रियाभि । ससत्सु जाते पुरुषाधिकारे न पूरणी त समुपैति संख्या ॥ ८८४ ॥

જે માણસ બીજા સર્વ કરતા ચઢી જાય એવા પોતાના શક્તિ-સામર્થ્યને અને પોતે આપેલી મોટી આશાઓને ક્રિયાઓ દ્વારા સાર્થક કરી બતાવતો નથી તે માણસને સભામા (લોકસભામા અથવા ધારાસભામા) પસદ કરવા માટે જ્યારે અધિકારી જનસમાજને મત આપવાનો હોય છે ત્યારે તેને પૂરતી સખ્યામા મત પ્રાપ્ત થતા નથી ૮૮૪

नरस्य चिह्नं नरकागतस्य विरोधिता बन्धुजनेषु नित्यम् । सरोगता नीचगतेषु सेवा हतीव दोष कटुका च वाणी ॥ ८८५ ॥

નરકમા રહીને આવેલા માણસના આ લક્ષણો છે પોતાના બધુઓ સાથે નિત્ય વિરોધીપણુ, નીચ માણસોની સેવા-સોબત, વર્તન-સ્વભાવમા અત્યત દોષો ભરેલા હોય અને કડવી કઠોર વાણી બોલનારો હોય ૮૮૫

स्थितो न खादामि हसन्न जल्पे, गत न शोचामि कृत न मन्ये । द्वयोस्तृतीयो न भवामि राजन्केनास्मि मूर्खो वद कारणेन ॥ ८८६ ॥

હુ ઊભો ઊભો ખાતો નથી, હસતા હસતા વાત કરતો કે બબડતો નથી, બની ગયેલી વાતનો શોક કરતો નથી, કરેલા ઉપકારનુ અભિમાન રાખતો નથી બે જણ વાત કરતા હોય ત્યારે હુ ત્રીજો (વધારાનો) થઈને તેમની વચ્ચે પડતો નથી, તો હે રાજન્, કયા કારણથી મૂર્ખ છુ, તે કહો ૮૮૬

यस्मिन्कुले य पुरुष प्रधान स सर्वयत्नेन हि रक्षणीय । तस्मिन्विनष्टे सकल विनष्ट, न नाभिभङ्गे ह्यरका वहन्ति ॥ ८८७ ॥

જે કુળમા જે માણસ મુખ્ય રીતે કાર્યભાર ચલાવતો હોય, તે માણસનુ બધી રીતે રક્ષણ કરવુ જોઈએ જો તે માણસ નાશ પામે તો તે બધુ કુળ નાશ પામી

જાય! જેમ કે પૈડાંની નાભી ભાંગી જાય, તો આરાઓ રથ વહી શકતા નથી. ૮૮૭

पुराणमित्येव न साधु सर्वं, न चापि काव्यं नवमित्यवद्यम् । सन्तः परीक्ष्यान्यतरद्भजन्ते, मूढः परप्रत्ययनेयबुद्धिः ॥ ८८८ ॥

જે કંઈ જૂનું હોય તે બધું જૂનું હોવાથી સારું અને સાચું હોય એમ કહેવું એ પણ પૂરેપૂરું બરાબર નથી અને જે કંઈ નવીન હોય તે બધું જ નવીન હોવાથી સારું, સાચું અને સુંદર હોય એમ કહેવું એ પણ પૂરેપૂરું યોગ્ય નથી. આથી સજ્જનો તો જૂના અને નવા બંનેની બરાબર પરીક્ષા કરીને જ તેમાંથી જે એક વધારે સારું હોય તેને સ્વીકારે છે. જ્યારે મૂઢ બુદ્ધિવાળો માણસ તો બીજાઓની માન્યતા પ્રમાણે જ પોતાની બુદ્ધિને દોરતો હોય છે. ૮૮૮

संचिन्त्य संचिन्त्य जगत्समस्तं, त्रयः पदार्था हृदयं प्रविष्टाः । इक्षोर्विकाराः कृतयः कवीनां, मुग्धाङ्गनापाङ्गतरङ्गितानि ॥ ८८९ ॥

આખા જગતનો વારંવાર વિચાર કર્યા પછી ત્રણ પદાર્થો હૃદયમાં વસી ગયા: શર્કરા વગેરે મધુર પદાર્થો, કવિઓની રસભરી રચનાઓ અને તરુણ સુંદરીઓના તરંગો જેવાં ચપળ નેત્રકટાક્ષો. ૮૮૯

बालसखित्वमकारणहास्यं स्त्रीषु विवादमसज्जनसेवा । गर्दभयानमसंस्कृतवाणी षट्सु नरो लघुतामुपयाति ॥

બાળક સાથે અથવા બાળક જેવી ટૂંકી બુદ્ધિવાળા સાથે મિત્રતા, વિના કારણે પણ હસ્યા કરવું—સ્ત્રીઓની સાથે વાદવિવાદ, દુર્જનોની સેવા—સોબત, ગધેડા ઉપર બેસવું અને અસંસ્કારી ખરાબ વાણી બોલવી—આ છ બાબતોથી માણસ હલકાપણાને પ્રાપ્ત થાય છે.

वयसि गते कः कामविकारः क्षीणे वित्ते कः परिवारः । शुष्के नीरे कः कासारो ज्ञाते तत्त्वे कः संसारः ॥८९१

વય ચાલી ગયા પછી કામવિકાર સારો લાગતો નથી, ધન ક્ષીણ થઈ ગયા પછી કુટુંબપરિવાર સારો લાગતો નથી, જળ સુકાઈ ગયા પછી સરોવર સારું લાગતું નથી અને તત્ત્વ જાણી લીધા પછી સંસાર પણ સારો લાગતો નથી.

जवो हि सप्तेः परमं विभूषणं, त्रपाङ्गनायाः कृशता तपस्विनः । द्विजस्य विद्या नृपतेरपि क्षमा पराक्रमः शस्त्रबलोपजीविनाम् ॥ ८९२ ॥

વેગ એ ઘોડાનું સૌથી મોટું આભૂષણ છે, લજ્જા એ સ્ત્રીનું પરમ આભૂષણ છે, શરીરની કૃશતા એ તપસ્વીનું, વિદ્યા એ દ્વિજનું (બ્રાહ્મણાદિનું), ક્ષમા એ રાજાનું અને પરાક્રમ એ શસ્ત્રબળ પર જીવનારા શૂરવીરોનું શ્રેષ્ઠ આભૂષણ છે. ૮૯૨

धनेन किं यो न ददाति याचके, बलेन किं यश्च रिपुं न बाधते । श्रुतेन किं यो न च धर्ममाचरेत्किमात्मना यो न जितेन्द्रियो भवेत् ॥८९३॥

જે યાચકોને કંઈ આપતો નથી તેના ધનનો શું અર્થ છે, જે શત્રુને દબાવી શકતો નથી તેના બળનો શો અર્થ છે, જે ધર્મનું આચરણ કરતો નથી તેના શાસ્ત્રજ્ઞાનનો શો અર્થ છે અને જે જિતેંદ્રિય થઈ શકતો નથી તેના શરીર ધારણ કર્યાનો અને આત્મબળનો શો અર્થ છે? ૮૯૩

श्रुतेन बुद्धिर्व्यसनेन मूर्खता, मदेन नारी सलिलेन निम्नगा । निशा शशाङ्केन धृतिः समाधिना, नयेन चालंक्रियते नरेन्द्रता ॥ ८९४ ॥

શાસ્ત્રજ્ઞાન, પાણ્ડિત્ય અથવા વિદ્વત્તાથી બુદ્ધિ શોભે છે, વ્યસનો અને દુ:ખોથી મૂર્ખતા શોભે છે, યૌવન—મદથી નારી શોભે છે, જળથી નદી શોભે છે, ચંદ્રથી રાત્રિ શોભે છે, સંતોષ અથવા સમાધાનથી ધૈર્ય શોભે છે અને ન્યાય-ઈન્સાફથી રાજા અને રાજ્ય શોભે છે.

प्रकीर्णकेशामनवेक्ष्यकारिणीं, सदा च भर्तुः प्रतिकूलभाषिणीम् । परस्य वेश्मामिरतामपत्रपामेवंविधां योषितमाशु वर्जयेत् ॥ ८९५ ॥

જે વિખરાયેલા—અવ્યવસ્થિત વાળવાળી હોય, વગર વિચાર્યે કામ કરનારી હોય, હમેશાં પતિથી વિરુદ્ધ બોલનારી હોય, બીજાના ઘરમાં આસક્તિવાળી હોય અને લજ્જા વિનાની હોય, એવી સ્ત્રીનો તરત જ ત્યાગ કરવો જોઈએ. ૮૯૫

सतीमपि ज्ञातिकुलैकसंश्रयां, यतोऽन्यथा भर्तृमतीं विशङ्कते । अतः समीपे परिणेतुरिष्यते, प्रियाप्रिया वा प्रमदा स्वबन्धुभिः ॥८९६ ॥

સ્ત્રી સારા ચારિત્ર્યવાળી—સતી હોય, જ્ઞાતિ અને કુળના જ આશ્રયમાં રહેલી હોય, પણ જો તે પરણેલી હોય છતાં પતિની પાસે ન રહેતી હોય તો લોકો તેને માટે જુદી જ શંકાઓ કરે છે. માટે એ સ્ત્રી એના પતિને પ્રિય હોય કે ન હોય તોપણ તેનાં કુટુંબીજનોએ એને એના પતિની પાસે જ રાખવી જોઈએ. ૮૯૬

मनीषिणः सन्ति न ते हितैषिणो, हितैषिणः सन्ति न ते मनीषिणः । सुहृच्च विद्वानपि दुर्लभो नृणां, यथौषधं स्वादु हितं दुर्लभम् ॥ ८९७ ॥

જેઓ બુદ્ધિમાન હોય છે, તે હિતૈષી હોતા નથી

અને જે હિતૈષી હોય છે, તે બુદ્ધિમાન હોતા નથી હિતૈષી અને બુદ્ધિમાન હોય એવો માણસ આ લોકોમા મળવો દુર્લભ હોય છે, જેમ સ્વાદિષ્ટ અને હિતકર ઔષધ દુર્લભ હોય છે ૮૯૭

परोऽवजानाति यदज्ञताजडस्तदुन्नताना न निहन्ति धीरताम् । समानवीर्यान्वयपौरुषेषु य, करोत्यतिक्रान्तिमसौ तिरस्क्रिया ॥ ८९८ ॥

અજ્ઞાનતાને લીધે જડ એવો પરાયો માણસ ઉન્નત જનોનુ અપમાન કરે એથી તે એમની ધીરતાનો નાશ નથી કરતો, પરંતુ જે માણસ વીર્ય–પરાક્રમ, વંશ અને પુરુષાર્થ વગેરેમા પોતાની સમાન છે, તે જો એ ઉન્નત જનોનુ અતિક્રમણ, ઉલ્લંઘન કે અપમાન કરે છે, તો એ તિરસ્કાર એમની ધીરતાનો નાશ કરી દે છે તેમને કોપાયમાન કરી મૂકે છે ૮૯૮

यदा विगृह्णाति हत तदा यश , करोति मैत्रीमथ दूषिता गुणा । स्थिति समीक्ष्योभयथा परीक्षक , करोत्यवज्ञोपहत पृथग्जनम् ॥ ८९९ ॥

વિચારશીલ સમજુ માણસ મૂર્ખ માણસની સાથે જો ઝઘડો કરે છે તો પોતાના યશને નષ્ટ કરે છે અને મૈત્રી કરે છે તો પોતાના ગુણોને દૂષિત કરે છે એટલે બન્ને બાજુએ આ સ્થિતિ જોઈને તે ડાહ્યો માણસ તેના પ્રત્યે ઉપેક્ષાવાળો અનાદરવાળો–બેદરકાર રહે છે

वनेषु दोषा प्रभवन्ति रागिणा, गृहेषु पञ्चेन्द्रिय निग्रहस्तप । अकुत्सिते कर्मणि य प्रवर्तते, निवृत्त रागस्य गृह तपोवनम् ॥ ९०० ॥

આસક્તિવાળા લોકોને વનમા પણ દોષો ઉત્પન્ન થાય છે અને ઘરમા રહીને પાચ ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો એ પણ તપ છે એથી જે માણસ રાગ–આસક્તિ વિનાનો છે અને શુદ્ધ–પવિત્ર કર્મોમા પ્રવૃત્ત થાય છે તેને તો ઘર જ તપોવન છે ૯૦૦

सुजीर्णमन्न सुविचक्षण सुत , सुशासिता स्त्री नृपति सुसेवित । सुचिन्त्यचोक्त सुविचार्य यत्कृत, सुदीर्घकालेऽपि न याति विक्रियाम् ॥९०१॥

સારી રીતે પચી ગયેલુ અન્ન, સારો કેળવાયેલો વિચક્ષણ પુત્ર, સારી રીતે આજ્ઞા માનનારી સ્ત્રી સારી રીતે સેવા કરાયેલો રાજા, સારી રીતે વિચાર કરીને બોલાયેલુ વચન અને સારી રીતે વિચાર કરીને કરાયેલુ કર્મ–આટલી બાબતો લાબા સમયે પણ વિકારને પ્રાપ્ત થતી નથી ૯૦૧

तृणानि नोन्मूलयति प्रभञ्जनो, मृदूनि नीचै प्रणतानि सर्वत । समुच्छ्रितानेव तरून्प्रबाधते महान्महत्स्वेव करोति विक्रमम् ॥ ९०२ ॥

જોરથી વાતો તોફાની પવન કૂણાં નીચા નમી ગયેલ તણખલાને ઉખેડી નાખતો નથી પણ મોટા અને ઊચા વૃક્ષોને ઉખેડી નાખે છે અથવા હાનિ કરે છે કારણ કે મોટા મોટાઓની ઉપર જ પરાક્રમ કરે છે

निमित्तमुद्दिश्य हि य प्रकुप्यति, ध्रुव स तस्यापगमे प्रसीदति । अकारणद्वेषि मनस्तु यस्य वै, कथ जनस्त परितोषयिष्यति ॥ ९०३ ॥

જે માણસ અમુક કારણને લીધે જ કોપાયમાન થાય છે, તે તો તે કારણ દૂર થતા જરૂર પાછો પ્રસન્નતામા આવી જાય છે, પણ જે માણસનુ મન કારણ વિના જ દ્વેષ (કોપ–ક્રોધ સતાપ) કરનારુ છે, તેને કોઈ પણ માણસ કેવી રીતે સતોષી શકશે ?

न साहसैकान्तरसानुवर्तिना, न चाप्युपायोपहतान्तरात्मना । विभूतय शक्यमवाप्तुमूर्जिता नये च शौर्ये च वसन्ति सपद ॥ ९०४ ॥

કેવળ આંધળા સાહસ કરવાના જ એકમાત્ર રસમા લાગ્યા રહેનારા અને બીજાને હાનિ પહોચાડવાના હિંસક ભાવથી હણાઈ ગયેલા અતરાત્માવાળા માણસથી ઉત્કૃષ્ટ વિભૂતિઓ (વૈભવો–ઐશ્વર્યો) પ્રાપ્ત કરવી શક્ય નથી એવી સપત્તિઓ કેવળ સાહસ કે શૌર્યમા નહી, પણ ન્યાય નીતિ સહિતના શૌર્યમા બુદ્ધિ નીતિ અને હિંમતપૂર્વકના પુરુષાર્થમા વસે છે ૯૦૪

मुद विषाद शरद हिमागमस्तमो विवस्वान्सुकृत कृतघ्नता । प्रियोपपत्ति शुचमापद नय , श्रिय समृद्धा अपि हन्ति दुर्नय ॥ ९०५ ॥

વિષાદ અથવા શોક માણસના આનદનો–હર્ષનો નાશ કરે છે, ટાઢી અથવા શિયાળાનુ આગમન શરદ ઋતુના તાપનો નાશ કરે છે, સૂર્ય અધકારનો નાશ કરે છે, કૃતઘ્નતા માણસના સત્કર્મોનો અથવા પુણ્યનો નાશ કરે છે, પ્રિય જનનુ મિલન માણસના શોકનો નાશ કરે છે નીતિ માણસની આપત્તિનો નાશ કરે છે અને અનીતિ અથવા ખરાબ નીતિ માણસની આપત્તિનો નાશ કરે છે અને અનીતિ અથવા ખરાબ નીતિ માણસની જામેલી અને સમૃદ્ધ થયેલી લક્ષ્મીનો (વૈભવોનો) પણ નાશ કરે છે ૯૦૫

उदीरितोऽर्थ पशुनापि गृह्यते, हयाश्च नागाश्च वहन्ति चोदिता । अनुक्तमप्यूहति पण्डितो जन, परेङ्गितज्ञानफला हि बुद्धय ॥ ९०६ ॥

સ્પષ્ટ રીતે કહેવામા આવેલો અર્થ તો પશુથી પણ ગ્રહણ કરાય છે ઘોડા અને હાથીઓ પણ હાંક્વાથી-પ્રેરવાથી ઇશારા પ્રમાણે સવારને લઈ જાય છે પણ બુદ્ધિશાળી માણસ તો કોઈએ ન કહેલી વાતને પણ તર્કથી જાણી લે છે ખરેખર, બુદ્ધિનુ ફળ એ જ છે કે તે બીજાની ચેષ્ટાઓને-ઇરાદાઓને પહેલેથી જ જાણી જાય છે

असत्यता निष्ठुरता कृतघ्नता भय प्रमादोऽलसता विषादिता । वृथाभिमानो ह्यतिदीर्घसूत्रता तथाङ्ग रौक्ष्यादि विनाशन श्रिय ॥ ९०७ ॥

સત્યરહિતતા, નિષ્ઠુરતા કૃતઘ્નતા, ભય, પ્રમાદ, આળસુપણુ, શોક અથવા ખિન્નતાવાળો સ્વભાવ, મિથ્યાભિમાન, ખૂબ દીર્ઘસૂત્રીપણુ-વિલબ કરવાનો સ્વભાવ અને શરીરની રૂક્ષતા-બરછટપણુ-લૂખાપણુ આ બધા લક્ષણો લક્ષ્મીનો વિનાશ કરનારા છે ૯૦૭

दरिद्रता धीरतया विराजते, कुरूपता शीलतया विराजते । कुभोजन चोष्णतया विराजते, कुवस्त्रता शुभ्रतया विराजते ॥ ९०८ ॥

માણસની દરિદ્રતા (ગરીબાઈ) તેનામા રહેલ ધીરતા-ગભીરતાથી શોભે છે માણસની કુરૂપતા તેનામા રહેલ સદાચારથી શોભે છે હલકુ અથવા ખરાબ ભોજન ગરમ અથવા તાજુ હોવાને લીધે શોભે છે અને ખરાબ વસ્ત્રો સ્વચ્છ ધોયેલા હોવાથી શોભે છે ૯૦૮

यथा चतुर्भि कनक परीक्ष्यते निघर्षणच्छेदन तापताडनै । तथा चतुर्भि पुरुष परीक्ष्यते श्रुतेन शीलेन कुलेन कर्मणा ॥ ९०९ ॥

જેમ (કસોટી પર) ઘસવાથી કાપવાથી અગ્નિમા તપાવવાથી અને ટીપવાથી સોનાની પરીક્ષા થાય છે, તેમ વિદ્વત્તા, શીલ (સ્વભાવ-સસ્કાર-સદાચાર), કુળ અને કર્મ આ ચાર વડે પુરુષની પરીક્ષા થાય છે ૯૦૯

कुदेशमासाद्य कुतोऽर्थसचय , कुपुत्रमासाद्य कुतो जलाञ्जलि । कुगेहिनीं प्राप्य गृहे कुत सुख, कुशिष्य मध्यापयत कुतो यश ॥ ९१० ॥

ખરાબ પ્રદેશમા આવી પડ્યા પછી ધનનો સચય ક્યાથી થાય? ખરાબ પુત્ર પામ્યા પછી જળની અજલિ (શ્રાદ્ધતર્પણ) ક્યાથી મળવાની હતી? ખરાબ પત્ની મળ્યા પછી ઘરમા ક્યાથી સુખ હોય? અને ખરાબ શિષ્યને ભણાવનારને યશ ક્યાથી મળે? ૯૧૦

मातासम नास्ति शरीरपोषण, चिन्तासम नास्ति शरीरशोषणम् । भार्यासम नास्ति शरीरतोषण, विद्या सम नास्ति शरीरभूषणम् ॥ ९११ ॥

માતા સમાન કોઈ શરીરને પોષણ આપનારુ નથી, ચિંતા સમાન કોઈ શરીરને સૂકવનારુ નથી, પત્ની સમાન કોઈ શરીરને સતુષ્ટ કરનારુ નથી અને વિદ્યા સમાન કોઈ શરીરને શોભાવનારુ નથી ૯૧૧

गुणी गुण वेत्ति न वेत्ति निर्गुणो, बली बल वेत्ति न वेत्ति निर्बल । पिको वसन्तस्य गुण न वायस , करी च सिंहस्य बल न मूषक ॥ ९१२ ॥

ગુણવાન જ ગુણને જાણે છે, ગુણ વિનાનો માણસ કોઈના ગુણોને જાણી-સમજી શકતો નથી, બળવાન જ બળને જાણે છે, નિર્બળ નહી, કોકિલ જ વસતને જાણી શકે છે, કાગડો નહી અને હાથી જ સિંહનુ બળ જાણે છે, ઉદર નહી ૯૧૨

सुख हि दु खान्यनुभूय शोभते, घनान्धकारेष्विव दीपदर्शनम् । सुखात्तु यो याति नरो दरिद्रता, धृत शरीरेण मृत स जीवति ॥ ९१३ ॥

દુ ખોનો અનુભવ કર્યા પછી મળેલુ સુખ ગાઢ અધકારમા દીવાના દર્શનની જેમ શોભે છે, વિશેષ સારુ લાગે છે પણ જે માણસ સુખનો અનુભવ કર્યા પછી દરિદ્રતાને પામે છે, તે શરીર ધારણ કરેલો હોવા છતા મરેલો છે, તે જીવે છે છતા મરેલો છે મરેલો હોવા છતા શરીર ધારણ કરવા માત્રથી જીવે છે ૯૧૩

स दीक्षितो य सकल सदीक्षते, स पण्डितो य करणैरखण्डित । तापसो य परतापकर्षण, स धार्मिको य परमर्म न स्पृशेत् ॥ ९१४ ॥

જે સર્વ કઈ સારા ભાવથી, પવિત્ર ભાવથી સત્ રૂપે જુએ છે તે દીક્ષિત છે-સદ્વ્રતની દીક્ષા લીધેલો છે, જે સર્વ ઇદ્રિયોથી અખડિત છે, જેની સર્વ ઇંદ્રિયો સ્વાધીન છે, જેના સર્વ સાધનો, સર્વ વિદ્યાઓ પૂર્ણ છે, તે પડિત છે જે બીજાના તાપ-સતાપને દૂર કરનારો છે તે તાપસ-તપસ્વી છે, અને જે બીજાના મર્મને આઘાત પહોચાડતો નથી, કોઈની લાગણીને દૂભવતો નથી તે ધાર્મિક છે ૯૧૪

यशस्करे कर्मणि मित्रसग्रहे प्रियासु नारीष्व धनेषु बन्धुषु । कृतौ विवाहे व्यसने रिपुक्षये धन व्ययस्वेषु न गण्यते बुधै ॥ ९१५ ॥

યશ આપનારુ કામ કરવામા, મિત્રોને ભેગા કરી પ્રસન્ન કરવામા, પોતાની પ્રીતિપાત્ર સ્ત્રીઓ-પત્ની, પુત્રી, માતા વગેરેને આપવામા ધનહીન બધુઓને આપવામા યજ્ઞ-પરોપકાર કરવામા, વિવાહના ઉત્સવમા દુ ખ, રોગ દૂર કરવામા અને શત્રુઓનો નાશ કરવામા-એટલી

બાબતોમાં જે ધનનો ખર્ચ કરવામાં આવે, તેને ડાહ્યા માણસો ગણતરીમાં લેતા નથી. ૯૧૫

विवादशीलां स्वयमर्थचोरिणीं, परानुकूलां बहुपाकपाकिनीम् । सक्रोधिनीं चान्यगृहेषु वासिनीं, त्यजन्ति भार्यां दशपुत्रमातरम् ॥ ९१६ ॥

વિવાદ–ઝઘડો કરવાના સ્વભાવવાળી, પોતે જ પૈસાની ચોરી કરનારી, બીજાઓને અનુકૂળ રહેનારી, જરૂર કરતાં વધારે પડતી રસોઈ બનાવનારી (રસોઈનો બગાડ કરનારી), નિત્ય ક્રોધમાં રહેનારી અને બીજાને ઘેર જઈને રહેનારી–એવી સ્ત્રી દશ સંતાનોની માતા હોય તોપણ પતિ તેનો ત્યાગ કરે છે. ૯૧૬

अतिप्रचण्डा बहुदुःखभागिनी, विवादशीला परगेहगामिनी । भर्तुः स्वयं निन्दति या च तस्करी, त्यजेत् स्वभार्यां दशपुत्रपुत्रिणीम् ॥ ९१७ ॥

જે અત્યંત પ્રચંડ–કઠોર સ્વભાવવાળી અને શરીરવાળી હોય, પોતાની ઘરની સ્થિતિમાં બહુ દુઃખ માનનારી હોય, વિવાદ–ઝઘડો કરવાના સ્વભાવવાળી હોય, બીજાને ઘેર ચાલી જનારી હોય, જાતે જ નિંદા કરનારી હોય અને ઘરમાંથી ચોરી કરનારી હોય, તેવી પત્ની દશ પુત્ર–પુત્રીઓની માતા હોય તોપણ તેનો ત્યાગ કરવો. ૯૧૭

कुले कलङ्कः कवले कदन्नता, सुतः कुबुद्धिर्भवने दरिद्रता । रुजः शरीरे कलहप्रिया प्रिया, गृहागमे दुर्गतयः षडेते ॥ ९१८ ॥

કલંકવાળું કુળ, ખરાબ અન્નનું ભોજન, દુર્બુદ્ધિવાળો પુત્ર, ઘરમાં દરિદ્રતા, શરીરમાં રોગ અને કજિયાખોર પત્ની આ ૭ બાબતો માણસ ઘેર આવે ત્યારે તેને દુર્ગતિમાં આવી પડ્યાનો અનુભવ કરાવનારી બને છે.

प्रकटं मृदु नाम जल्पतः पुरुषं सूचयतोऽर्थमन्तरा । शकुनादिव मार्गवर्तिभिः पुरुषाद्बुद्धिजितव्यमीदृशात् ॥ ९१९ ॥

જે માણસ ઉપર ઉપરથી મીઠું મીઠું બોલતો હોય અને અંદરખાનેથી ખરાબ સ્વભાવને સૂચવતો હોય, તેવા માણસથી ઉદ્વેગ પામીને દૂર રહેવું; જેમ રસ્તે જતા મુસાફરો મૃદુ–મીઠા શબ્દો બોલનાર અને અંદરથી અશુભ ભાવ સૂચવનાર પક્ષીથી અપશુકન ગણીને ઉદ્વેગ પામી તેનાથી દૂર રહે છે ૯૧૯

मतिरेव बलाद्गरीयसी यदभावे करिणामियं दशा । इति घोषयतीव डिण्डिमः करिणो हस्तिपकाहतः क्वणन् ॥ ९२० ॥

'બળ કરતાં બુદ્ધિ અધિક છે અને તે બુદ્ધિના અભાવને લીધે જ હાથીઓની આ દશા છે.' એમ હાથી ઉપરનું મહાવતથી વગાડાતું નગારું અવાજ કરીને જાણે જાહેર કરી રહ્યું હોય એમ લાગે છે. ૯૨૦

महतां यदि निन्दने रतिर्गुणसंख्यैव तदा विधीयताम् । असतामपि चेत्स्तवे रतिर्ननु तद्दूषणमेव गण्यताम् ॥

જો મહાપુરુષોની નિંદા કરવાની ઇચ્છા થાય તો તેમના ગુણોની જ ગણના કરવી (જેથી આપણને પણ તે ગુણો પ્રાપ્ત થાય) અને જો દુર્જનના વખાણ કરવાની ઇચ્છા થાય તો તેના દૂષણોને જ ગણાવવાં (જેથી આપણે પણ તે દોષોથી સભાન થઈને તેમાથી મુક્ત થઈએ.)

अवगच्छति मूढचेतनः प्रियनाशं हृदि शल्यमर्पितम् । स्थिरधीस्तु तदेव मन्यते कुशलद्वारतया समुद्धृतम् ॥

મૂઢ બુદ્ધિવાળો માણસ પ્રિય વસ્તુના નાશને હૃદયમા શલ્ય ભોંકાયુ હોય તેમ સમજે છે–અનુભવે છે; પરંતુ આ જ વસ્તુને ધીર બુદ્ધિવાળો માણસ પોતાના કલ્યાણના ખુલ્લા થયેલા દ્વાર તરીકે માને છે. ૯૨૨

महतस्तरसा विलङ्घयन्निजदोषेण कुधीर्विनश्यति । कुरुते न खलु स्वयेच्छया शलभानिन्धनमिद्धदीधितिः ॥

મહાપુરુષોનું વેગપૂર્વક ઉલ્લંઘન કરવા જનાર દુર્બુદ્ધિવાળો પ્રાણી પોતાના દોષને લીધે જ નાશ પામે છે. ઝળહળતો બળી રહેલો દીવો પોતાની ઇચ્છાથી પતંગિયાને પોતામા ઇંધન (બળતણ) બનાવતો નથી (પતંગિયા જાતે જ વેગથી આવીને તેમાં પડે છે).

क्रियते धवलः खलूच्चकैर्धवलैरेव सितेतरैरधः । शिरसौघमधत्त शंकरः सुरसिन्धोर्मधुजित्तमङ्घ्रिणा ॥

ધવલ અર્થાત્ શુદ્ધ–શ્વેત–નિર્મળ વ્યક્તિઓ વડે ધવલ–નિર્મળ વ્યક્તિને ઉચ્ચ બનાવાય છે; પરંતુ એ જ નિર્મળ વ્યક્તિને (सितेतरैः) કાળી અર્થાત્ અશુદ્ધ–મલિન વ્યક્તિઓ વડે અધમ–હીન બનાવાય છે. ધવલ–સ્વરૂપવાળા શંકરે ગંગાના ધવલ પ્રવાહને પોતાના મસ્તકે ધારણ કર્યો (ઉચ્ચ બનાવ્યો) ત્યારે એ જ પ્રવાહને કૃષ્ણ સ્વરૂપવાળા મધુસૂદને પોતાના ચરણ નીચે રાખ્યો. ૯૨૪

कृतिनामस्ती कथं कथं च [illegible] दुर्जनो यातु कृतैर्वचःप्रपञ्चैः । बहुनिर्मितैः [illegible] कलापैर्विधवा किं सधवोपमानमेति ॥ ९२५ ॥

ગમે તેટલા [illegible] કરે તોપણ તુચ્છ માણસ કોઈ [illegible] કરેલા પુરુષો અથવા પવિત્ર [illegible] કરી શકવાનો છે?

વિધવા સ્ત્રી વિવિધ રીતે પોતાના કેશકલાપને શણુગારીને ધારણ કરે તેપણ શું તે સધવા—સતીની તુલનામાં આવી શકવાની છે? ૯૨૫

अरुचिर्निशया विना शशी शशिना सापि विना महत्तमः। उभयेन विना मनोभवस्फुरितं नैव चकास्ति कामिनोः॥ ९२६॥

રાત્રિ વિના ચંદ્ર અરુચિકર લાગે છે અને ચંદ્ર વિના રાત્રિ પણ કેવળ ગાઢ અંધકાર જ છે. તેમ ચંદ્ર અને રાત્રિ બંનેના વિના કામી અને કામિનીના યુગલ ને થયેલી કામસ્ફુરણા બરાબર ઉદ્દીપ્ત થઈને શોભતી નથી.

उपकारकमायतेर्भृशं प्रसवः कर्मफलस्य भूरिणः। अनपायि निवर्हणं द्विषां न तितिक्षासममस्ति साधनम्॥

માણસની ઉન્નતિ અને વિકાસ થવામાં જે અત્યંત ઉપકારક છે, જેને લીધે માણસના કામનું ફળ ખૂબ જ મોટા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. જે કદી નાશ પામતું નથી અને જેને લીધે આપોઆપ જ શત્રુઓનો નાશ થઈ જાય છે, એવું એકમાત્ર સાધન તિતિક્ષા (સહનશીલતા) છે. એના જેવું બીજું સાધન પૃથ્વી ઉપર નથી.

जरा रूपं हरति हि धैर्यमाशा मृत्युः प्राणान्धर्मचर्यामसूया। कामो ह्रियं वृत्तमनार्यसेवा, क्रोधः श्रियं सर्वमेवाभिमानः॥ ९२८॥

વૃદ્ધાવસ્થા રૂપને હરી લે છે, આશા ધીરજને હરી લે છે, મૃત્યુ પ્રાણોને હરી લે છે, ઇર્ષ્યા ધર્મના આચરણને હરી લે છે, કામ લજ્જાને હરી લે છે, હીન માણસની નોકરી અથવા સેવા—સોબત સારા વર્તનને હરી લે છે, ક્રોધ લક્ષ્મીને હરી લે છે અને અભિમાન બધું જ હરી લે છે. ૯૨૮

गुणवानपि नोपयाति पूजां पुरुषः सत्पुरुषैरकथ्यमानः। न हि सौरमणिः स्वभावकान्तिं रविपादैरनधिष्ठितः करोति॥ ९२९॥

ગુણવાન માણસ પણ સત્પુરુષો વડે પ્રશંસા કરવામાં ન આવે ત્યાં સુધી સત્કારને પ્રાપ્ત થતો નથી. સૂર્યકાન્તમણિ (અથવા દર્પણ) પણ જ્યાં સુધી તેના પર સૂર્યનાં કિરણો પડતાં નથી ત્યાં સુધી પોતાની સ્વાભાવિક કાન્તિને પ્રકટ કરતો નથી. ૯૨૯

सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम्। वृणुते हि विमृश्यकारिणं गुणलुब्धाः स्वयमेव संपदः॥

કોઈ પણ કામ સાહસથી—અવિચારીપણે—ગુણદોષનો વિવેક કર્યા વિના ન કરવું. કારણ કે અવિવેક અથવા અવિચારીપણું એ જ આપત્તિઓનું સૌથી મોટું સ્થાન છે; જે માણસ વિવેક—વિચારપૂર્વક કામ કરનારો છે તેને સંપત્તિઓ જાતે જ પસંદ કરે છે, સંપત્તિઓ જાતે જ તેની પાસે જાય છે; કારણ કે સંપત્તિઓ ગુણો (અથવા ગુણવાનો) પ્રત્યે જ લોભાયેલી—આકર્ષાયેલી રહે છે. ૯૩૦

विना गोरसं को रसो भोजनानां विना गोरसं को रसो भूपतीनाम्। विना गोरसं को रसः कामिनीनां विना गोरसं को रसः पण्डितानाम्॥

ભોજનમાં જો ગાયથી ઉત્પન્ન થયેલા (દૂધ, દહીં, માખણ, ઘી વગેરે) ગોરસોનો રસ ન હોય તો પછી બીજો કયો રસ છે? રાજાઓને પૃથ્વી મેળવવાના રસ (ગો—રસ) સિવાય બીજો શેમાં અધિક રસ હોય છે? કામિનીઓને ઇંદ્રિયોના ભોગો ભોગવવાના રસ (ગોરસ) સિવાય બીજો કયો રસ હોય છે? અને પંડિતોને વાણીના રસ (ગોરસ) સિવાય બીજો કયો રસ હોય છે? ૯૩૧

सकलापि कला कलावतां विकला पुण्यकलां विना खलु। सकले नयने वृथा यथा तनुभाजां हि कनीनिकां विना। ९३२॥

કલાકારોની બધી કલા તેમનામાં જો પુણ્યકલા (માંગલ્યપ્રેરક કલા પવિત્ર કલા અથવા પુણ્યનો અંશ) ન હોય તો વિકલા (વિકળતારૂપ જ) છે. ખરેખર, પ્રાણીઓને આખા નયનો સુંદર હોય, પણ જો તેમાં કીકી ન હોય તો તે વૃથા છે. ૯૩૨

सुकुलजन्म विभूतिरनेकधा प्रियसमागमसौख्यपरम्परा। नृपकुले गुरुता विमलं यशो, भवति पुण्यतरोः फलमीदृशम्॥ ९३३॥

સારા કુળમાં જન્મ, અનેક પ્રકારની વિભૂતિઓ (વૈભવો-ઐશ્વર્યો), પ્રિયજનોનો સમાગમ, એક પછી એક વિવિધ પ્રકારનાં સુખોની પ્રાપ્તિ, રાજાના કુળમાં પોતાનું ગૌરવ અથવા ગુરુપણું અને નિર્મળ યશ—આ બધું પુણ્યરૂપી વૃક્ષનું ફળ હોય છે. ૯૩૩

कनकभूषणसंग्रहणोचितो यदि मणिस्त्रपुणि प्रणिधीयते। न स विरौति न चापि हि शोभते, भवति योजयितुर्वचनीयता॥ ९३४॥

સોનાના ભૂષણમાં જડવા યોગ્ય મણિ જો જસતમાં જડવામાં આવે તો એથી એ મણિ રોતો નથી તેમ શોભતો પણ નથી; પણ આમાં (એ મણિની નિંદા નથી થતી પણ) એને એ સ્થાને જડનારની જ નિંદા થાય છે.

सहजमलिनवक्रभावभाजां भवति भवः प्रभवात्मनाशहेतुः। जलधरपदवीमवाप्य धूमो ज्वलन-

विनाशमनुप्रयाति नाशम् ॥ ९३५ ॥

જેનો સ્વભાવ કુદરતી રીતે મલિન અને વાંકો છે, એવી વ્યક્તિઓની ઉન્નતિ પોતાને ઉત્પન્ન કરનારનો અને પછી પોતાનો નાશ કરવામાં કારણ બને છે. જેમ કે અગ્નિથી થયેલો ધુમાડો મેઘના પદને પામીને પોતાને પેદા કરનાર અગ્નિનો નાશ કરીને પછી પોતે નાશ પામે છે. ૯૩૫

परिहरत पराङ्गनानुषङ्गं बत यदि जीवितमस्ति वल्लभं वः । हरहर हरिणीदृशो निमित्तं दश दशकंधरमौलयो लुठन्ति ॥ ९३६ ॥

હે મિત્રો ! તમને જો તમારું જીવન વહાલું હોય, તો પરસ્ત્રીની આસક્તિ છોડી દો. હરહર, હરિણીના નેત્ર સમાન નેત્રવાળા સીતાને નિમિત્તે રાવણ જેવાના દશ માથાં પણ રોળાય છે-કપાઈને પૃથ્વી પર અથડાય છે.

शिशुरपि निपुणो गुरोर्गरीयान्न तु वपुषैव महान्महत्प्रतिष्ठः । मणिरणुरपि भूषणाय पुंसां, न तु पृथुलेव शिला विलासहेतुः ॥ ९३७ ॥

બાળક પણ જો નિપુણ હોય, તો તે મોટાથી પણ મોટો બની રહે છે. જે માણસ શરીરેજ મોટો હોય તેથી કાંઈ મોટા તરીકેની ગણના થતી નથી. મણિ નાનો હોય તોપણ જેમ માણસોના ભૂષણ તરીકે ઉપયોગમાં આવે છે; પરંતુ પથ્થરની શિલા ઘણી મોટી હોય તોપણ તે કાંઈ વિલાસપ્રદ બનતી નથી. ૯૩૭

अनुदिनमनुकूलमाचरन्तं विहितमतिः प्रतिकूलमाचरेत्कः । शमितगरलजातकण्ठदाहं शितिकण्ठः शशिनं शिरःसु धत्ते ॥ ९३८ ॥

દરરોજ અનુકૂળ આચરણ કરનાર પ્રત્યે કયો બુદ્ધિશાળી માણસ પ્રતિકૂળ આચરણ કરે ? હળાહળ વિષથી થયેલા ગળાના દાહને શમાવનાર ચંદ્રને ભગવાન નીલકંઠ પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે. ૯૩૮

नितम्बो विशालः कटिर्मध्यसूक्ष्मा कुचद्वन्द्वमत्यन्तभव्यं मुखं च । वचश्चेन्न किंचिद्रसालं रमण्यास्ततः किं ततः किं तत किं ततः किम् ॥ ९३९ ॥

રમણીનો નિતંબપ્રદેશ વિશાળ હોય છે, કમર વચ્ચેથી ખૂબ પાતળી હોય છે. બે સ્તનો અત્યંત ભવ્ય હોય અને મુખ પણ તેવું જ સુંદર હોય પણ જો એની વાણી સહજ પણ મધુર ન હોય (શરીરથી સુંદર રમણી પણ જો વાણીમાં કર્કશા હોય), તો પછી એ નિતંબ, કમર, સ્તન, મુખ વગેરેની સુંદરતાથી શું ફળ છે ? (તે બધું વ્યર્થ જ છે.) ૯૩૯

स्तब्धस्य नश्यति यशो विषमस्य मैत्री, नष्टक्रियस्य कुलमर्थपरस्य धर्मः । विद्याफलं व्यसनिनः कृपणस्य सौख्यं, राज्यं प्रमत्तसचिवस्य नराधिपस्य ॥

જડ બુદ્ધિવાળાનો યશ નાશ પામે છે, કુટિલ પક્ષપાતી માણસની મિત્રતા નષ્ટ થાય છે. આચારરહિત માણસનું કુળ નાશ પામે છે, અર્થપ્રાપ્તિને જ મુખ્ય માનનારનો ધર્મ નાશ પામે છે, વ્યસની માણસની વિદ્યાનું ફળ નાશ પામે છે, કૃપણનું સુખ નાશ પામે છે અને પ્રમાદી મંત્રીવાળા રાજાનું રાજ્ય નાશ પામે છે.

दुर्मन्त्रिणं कमुपयान्ति न नीतिदोषाः, संतापयन्ति कमपथ्यभुजं न रोगाः । कं श्रीर्न दर्पयति कं न निहन्ति मृत्युः, कं स्वीकृता न विषया ननु तापयन्ति ॥

દુષ્ટ મંત્રીવાળા કયા રાજાને ન્યાય-નીતિના દોષો પ્રાપ્ત થતા નથી ? કયા અપથ્ય ભોજીને રોગો કષ્ટ આપતા નથી ? લક્ષ્મી કોને અભિમાન નથી ઉત્પન્ન કરતી ? મૃત્યુ કોને હણતું નથી ? અને સ્વીકારેલા-ગ્રહણ કરેલા વિષયો કોને સંતાપ નથી પમાડતા ?

वित्तेन किं वितरणं यदि नास्ति दीने किं सेवया यदि परोपकृतो न यत्नः । किं संगमेन तनयो यदि नेक्षणीयः किं यौवनेन विरहो यदि वल्लभायाः ॥९४२

જો દીનજનોને આપવામાં ન આવે તો એવા ધનથી શું ? જેમાં બીજાના ઉપર ઉપકાર કરવાનો પ્રયત્ન ન હોય તો એવી સેવાથી શું ? જો સારા પુત્ર જોવા ન મળે તો એવા સ્ત્રીસમાગમથી શું ? અને જો પ્રિયાનો વિરહ વેઠવાનો હોય તો એવા યૌવનથી શું ? ૯૪૨

किंभूषणं सुदृढमत्र यशो न रत्नं, किंकार्यमार्यचरितं सुकृतं न दोषः । किं चक्षुरप्रतिहतं धिषणा न नेत्रं, जानाति कस्त्वदपरः सदसद्विवेकम् ॥९४३॥

આ લોકમાં સદા સ્થિર રહે એવું આભૂષણ શું છે ? યશ, નહીં કે રત્ન. સત્પુરુષોનું આચરવા યોગ્ય આચરણ કયું ? તેમનાં સુકૃતો, નહીં કે તેમના દોષો. જેની દૃષ્ટિ ક્યાય પણ અટકે નહીં એવું નેત્ર કયું ? બુદ્ધિ, નહીં કે આંખો ! અને સારા અને ખોટાનો વિવેક માણસના પોતાના સિવાય બીજો કોણ જાણે છે ? કોઈ નહીં. માણસ જાતે જ એ વિવેક જાણી શકે ૯૪૩

प्राप्ताः श्रियः सकलकामदुघास्ततः किं
दत्तं पदं शिरसि विद्विषतां ततः किम् ।
संप्रीणिताः प्रणयिनो विभवैस्ततः किं
कल्पं स्थितं तनुभृतां तनुभिस्ततः किम् ॥९४४॥

સકલ કામનાઓને પૂર્ણ કરનારી લક્ષ્મીઓને (સંપ-

ત્તિઓ) પ્રાપ્ત કરી એથી શું? શત્રુઓના મસ્તક પર પગ મૂક્યો (શત્રુઓને નમાવ્યા) એથી શું? વૈભવોથી પ્રિયજનોને પ્રસન્ન કર્યા એથી શું? અને દેહધારી જીવોને પોતાના દેહની સાથે કલ્પ પર્યંત રહેવા મળે (જીવવા મળે), કલ્પ સુધીનું આયુષ્ય મળે એથી શું? ૯૪૪

आदौ न वा प्रणयिनां प्रणयो विधेयो
दत्तोऽथवा प्रतिदिनं परिपोषणीयः ।
उत्क्षिप्य यत्क्षिपति तत्प्रकरोति लज्जां
भूमौ स्थितस्य पतनाद्भयमेव नास्ति ॥ ९४५ ॥

જો પ્રેમને નિભાવી શકાય એમ ન હોય તો પ્રથમ તો પ્રિયજનોની સાથે પ્રેમ જ ન કરવો જોઈએ. અને જો પ્રેમ કર્યો તો એને પ્રતિદિન પોષતા રહેવું જોઈએ. જે એક વાર કોઈ વ્યક્તિને ઊંચે સ્થાને સ્થાપીને (અથવા પ્રેમપાત્ર બનાવીને) પછી એને નીચે ફેંકે છે (પ્રેમને છેહ દે છે) તે પ્રેમ કરનાર અને પ્રેમપાત્ર બંનેને માટે ખૂબ શરમજનક છે, માટે ભૂમિ પર રહેલાને–સમાન સ્થિતિમાં રહેલાને પતનનો ભય જ હોતો નથી. ૯૪૫

वाञ्छैव सूचयति पूर्वतरं भविष्यं पुंसां यदन्यतनुजं त्वशुभं शुभं वा । विज्ञायते शिशुरजातकलापचिह्नः प्रत्युद्गतैरपसरन्सरसः कलापी ॥ ९४६ ॥

માણસની ઇચ્છા કે કામના (અભિલાષા) જ એના ભૂતને અને ભાવિને સૂચિત કરે છે (માણસ કેવો હતો અને કેવો થશે તે એનામાં રહેલી અભિલાષાઓ ઉપરથી જણાય છે). માણસથી બીજા (પૂર્વના) શરીર વડે થયેલું શુભાશુભ કર્મ અથવા એનું પાપ–પુણ્ય પણ એની કેવી કામનાઓ છે એ ઉપરથી જણાય છે. મોરના બચ્ચાને ભલે પીંછાનો કલાપ ઊગ્યો ન હોય, પણ સરોવર પત્યે ઊડતા મોરોની સાથે એ પણ ઊડવા લાગે છે અને એથી એ પણ કલાપને ધારણ કરનાર એવો મોર થશે એમ સૂચિત થાય છે. ૯૪૬

शस्त्रैर्हतास्तु रिपवो न हता भवन्ति
प्रज्ञाहताश्च नितरां सुहता भवन्ति ।
शस्त्रं निहन्ति पुरुषस्य शरीरमेकं
प्रज्ञा कुलं च विभवं च यशश्च हन्ति ॥९४७॥

શસ્ત્રોથી હણેલા શત્રુઓ હણાયેલા થતા નથી (કારણ કે એક શત્રુ હણાતાં તેની જગ્યા તેનો અનુગામી બીજો લે છે.) પણ બુદ્ધિથી હણેલા (વિચારપરિવર્તન કરાવેલા) શત્રુઓ જ વાસ્તવમાં સારી રીતે હણાયેલા બની જાય છે. શસ્ત્ર તો માણસના એક શરીરને જ હણે છે, પણ હણાયેલી બુદ્ધિ તો આખા સમુદાયને, એની સત્તાને અને એની કીર્તિને હણી નાખે છે. ૯૪૭

स्थानेषु शिष्यनिवहैर्विनियुज्यमाना
विद्या गुरुं हि गुणवत्तरमातनोति ।
आदाय शुक्तिषु बलाहकविप्रकीर्णै
रत्नाकरो भवति वारिभिरम्बुराशिः ॥ ९४८ ॥

શિષ્ય સમુદાય વડે યથાયોગ્ય રીતે ઉપયોગમાં લેવાતી વિદ્યા ગુરુની ગુણવત્તાને વધારી દે છે. વાદળો વડે સમુદ્ર પાસેથી જળ લઈને વરસાવવામાં આવે છે ત્યારે એ બિંદુઓ છીપોમાં પડતા તેમાથી થયેલાં મોતીઓને લીધે જળનો સાગર (સમુદ્ર) પણ રત્નાકર બની જાય છે.

वार्ता च कौतुककरी विमला च विद्या
लोकोत्तरः परिमलश्च कुरंगनाभेः ।
तैलस्य बिन्दुरिव वारिणि दुर्निवार-
मेतत्त्रयं प्रसरति स्वयमेव भूमौ ॥ ९४९ ॥

કૌતુક ઉપજાવનારી વાર્તા, નિર્મળ વિદ્યા અને હરણની નાભિમાથી નીકળતી કસ્તૂરીની લોકોત્તર સુગંધી —આ ત્રણ વસ્તુઓ તેલનું બિંદુ જેમ પાણીમા આપોઆપ જ અનિવાર્યપણે પ્રસરી જાય છે, તેમ આપોઆપ જ પૃથ્વી પર ફેલાઈ જાય છે. ૯૪૯

अत्यन्तमन्थनकदर्थनमुत्सहन्ते
मर्यादया नियमिताः किमु साधवोऽपि ।
लक्ष्मीसुधाकरसुधाद्यपनीय शेषे
रत्नाकरोऽपि गरलं किमु नोज्जगार ॥ ९५० ॥

અત્યંત મંથન (મથામણ) રૂપી ત્રાસ, મર્યાદા અને નિયમથી રહેતા સાધુ પુરુષોને પણ ખરાબ કામ કરવા તૈયાર કરી દે છે, સમુદ્રનું મંથન કરવામાં આવતાં સમુદ્રે લક્ષ્મી, ચંદ્ર, અમૃત વગેરે આપ્યા છતાં એનું મંથન ચાલુ રાખવામા આવતા રત્નો આપનાર અને રત્નોના ભંડાર એવા તે રત્નાકરે (સમુદ્રે) પણ શું ઝેર પ્રકટ કર્યું નહોતું? ૯૫૦

अर्था हसन्त्युचितदानविहीनलुब्धं
भूम्यो हसन्ति मम भूमिरिति ब्रुवाणम् ।
जारा हसन्ति तनयानुपलालयन्तं
मृत्युर्हसत्यवनिपं रणरङ्गभीरुम् ॥ ९५१ ॥

ઉચિત દાન ન આપનાર લોભીને તેની સંપતિ હસે છે, 'આ જમીન મારી છે' એમ બોલનારને તે ભૂમિ હસે છે, જાર પુરુષથી થયેલા પુત્રને પોતાનો માનીને રમાડતા (લાડ લડાવતા) પુરુષને જોઈને જાર પુરુષો હસે છે અને રણસંગ્રામમાં ડરપોક એવા રાજાને જોઈને મૃત્યુ હસે છે. ૯૫૧

वैद्या वदन्ति कफपित्तमरुद्विकारान्, ज्योतिर्विदो ग्रहगतिं परिवर्तयन्ति । भूताभिषङ्ग इति भूतविदो वदन्ति, प्रारब्धकर्म बलवन्मुनयो वदन्ति ॥९५२॥

જ્યારે માણસ કોઈ રોગમાં સપડાય છે, ત્યારે વૈદ્યો 'કફ, પિત્ત કે વાયુનો વિકાર છે,' એમ કહે છે; જોષીઓ 'ગ્રહ-નક્ષત્રના ગતિના ફેરફારો છે.' એમ બતાવે છે; ભૂત-પ્રેત કાઢનાર ભૂવા 'કોઈ ભૂત વળગ્યુ છે' એમ જણાવે છે, અને મુનિઓ કહે છે કે પ્રારબ્ધ કર્મ બળવાન હોય છે. ૯૫૨

कस्यापि कोऽप्यतिशयोऽस्ति स तेन लोके
ख्यातिं प्रयाति नहि सर्वविदस्तु सर्वे ।
किं केतकी फलति किं पनसः सुपुष्पः
किं नागवल्ल्यपि च पुष्पफलैरुपेता ॥ ९५३ ॥

લોકમાં ખ્યાતિ કોઈક જ માણસ પામે છે. અને તેનામાં કોઈક પ્રકારની એવી વિશેષતા હોય છે, તેને લીધે તે ખ્યાતિ પામે છે. બાકી ખ્યાતિ પામનારા બધા જ કંઈ સર્વજ્ઞ હોય એવું હોતું નથી, અને સર્વજ્ઞ હોય તેવા બધા જ કંઈ ખ્યાતિ પામે છે એવું પણ હોતું નથી. શું કેવડાના ઝાડને ફળ આવે છે? (નહીં જ.) શું ફણસના ઝાડને સારા ફૂલ હોય છે? (નહીં જ.) અને શું નાગરવેલ ફૂલો અને ફળોવાળી હોય છે? (નહીં જ.) છતા તેઓ એમની એક પ્રકારની વિશેષતાને લીધે લોકમા પ્રખ્યાત થયાં છે. ૯૫૩

शीलावलम्बनमहर्निशमिष्टचिन्तारिक्तानुरूपमशनाभरणादि कार्यम् । वार्यं च दुर्जनसमाजनिजप्रशंसाहास्यादि सज्जनवचो हृदये निधेयम् ॥९५४॥

નિત્ય શીલ-સદાચારનું અવલંબન કરવું જોઈએ, ઇષ્ટ (દેવ અથવા પદાર્થ)નું ચિંતન કરવું જોઈએ, પોતાની આર્થિક સ્થિતિ પ્રમાણે ખાન-પાન, આભૂષણ વગેરે રાખવા જોઈએ. દુર્જનોના સમાજમા પોતાની પ્રશંસા થાય અથવા મશ્કરી થાય તે બંને ખોટું છે એથી તેને રોકવું જોઈએ; અને સજ્જનોનાં વચનોને હૃદયમાં ધારણ કરવાં જોઈએ. ૯૫૪

पश्यन्ति नैव कवयो निजकाव्यदोषं
भक्षन्ति नो बलिभुजो निजजातिमांसम् ।
जल्पन्ति नैव मधुपा निजमर्मवाक्यं
कुर्वन्ति नो युवतयः पुरुषेषु बीजम् ॥ ९५५ ॥

કવિઓ પોતાના કાવ્યનો દોષ જોતા નથી, બલિ (બલિદાન, કર અથવા વેરો) ખાનારા (કાગડા, ક્ષત્રિયો, રાજપુરુષો વગેરે) પોતાની જાતિનું માંસ (અથવા દ્રવ્ય) ખાતા નથી, મદ્યપાન કરનારા (દારૂડિયા) લોકો પોતાની ગુપ્ત વાત કહેતા નથી અને સ્ત્રીઓ યુવાન હોય તોપણ પુરુષોમાં ગર્ભાધાન કરી શકતી નથી ૯૫૫

कीर्तिं मृणालकमनीयभुजामनिन्द्र-
चन्द्राननां स्मितसरोरुहचारुनेत्राम् ।
ज्योत्स्नास्मितामुपगतां दयितामिव स्वां
लब्धुं न कः परमुपक्रममातनोति ॥ ९५६ ॥

કમળની દાંડલી જેવા સુકોમળ હાથવાળી, પ્રકાશિત ચંદ્રના જેવા મુખવાળી, ખીલેલા કમળ જેવાં સુંદર બે નેત્રવાળી તેમ જ ચાંદનીના જેવા ધવલ હાસ્યવાળી પોતાની પાસે આવેલી સુંદર સ્ત્રીની જેમ કીર્તિને મેળવવા માટે કયો શૂરવીર બીજા પર આક્રમણ કરતો નથી?

शास्त्रं सुनिश्चलधिया परिचिन्तनीयं
सेव्यो नृपोऽपि सततं परिसेवनीयः ।
अङ्के स्थितापि युवतिः परिरक्षणीया
शास्त्रे नृपे च युवतौ च कुतः स्थिरत्वम् ॥९५७॥

અધ્યયન કરેલા શાસ્ત્રનું પણ સારી રીતે સ્થિર બુદ્ધિથી વારંવાર ચિંતન કરવું જોઈએ. સેવા કરવા યોગ્ય રાજાને પણ સતત સેવવો જોઈએ. યુવાન સ્ત્રી પાસેજ રહેલી હોય તોપણ બધી જ રીતે તેનું રક્ષણ કરવું જોઈએ. સંભાળ રાખવી જોઈએ; કારણ કે શાસ્ત્ર, રાજા અને યુવતી આમાં સ્થિરપણું ક્યાંથી હોય? (શાસ્ત્ર નિત્ય ચિંતનથી નવા નવા વિશેષ અર્થોને બતાવે છે, રાજાનું જો નિત્ય સેવન ન કરાય તો એ બીજા સેવકો તરફ વળી જાય છે, તેમ યુવતીની પણ નિત્ય સંભાળ ન રખાય તો તે દૂષિત થઈ જવાનો સંભવ રહે છે.) ૯૫૭

हंसो विभाति नलिनीदलपुञ्जमध्ये
सिंहो विभाति गिरिगह्वरकंदरासु ।
जात्यो विभाति तुरगो रणयुद्धमध्ये
विद्वान्विभाति पुरुषेषु विचक्षणेषु ॥ ९५८ ॥

હંસ કમળોના સમૂહમા શોભે છે. સિંહ પર્વતની ગુફામાં અને કંદરાઓમાં શોભે છે. ઉત્તમ જાતનો ઘોડો રણસંગ્રામમાં યુદ્ધ કરતી વખતે શોભે છે તેવી જ રીતે વિદ્વાન માણસ ચતુર પુરુષોની વચ્ચે શોભે છે. ૯૫૮

हंसो न भाति बलिभोजनवृन्दमध्ये
गोमायुमण्डलगतो न विभाति सिंहः ।
जात्यो न भाति तुरगः खरयूथमध्ये
विद्वान्न भाति पुरुषेषु निरक्षरेषु ॥ ९५९ ॥

જેમ હંસ બલિ ખાનાર કાગડાના ટોળામાં શોભતો

નથી, જેમ સિંહ શિયાળોના ટોળામાં શોભતો નથી અને જેમ ઉત્તમ જાતનો ઘોડો ગધેડાંના ટોળામાં શોભતો નથી, તેમ વિદ્વાન માણસ નિરક્ષર–મૂર્ખ માણસોમાં શોભતો નથી. ૯૫૯

विश्वेश्वरस्तु सुधिया गलितेऽपि भेदे
भावेन भक्तिसहितेन समर्चनीयः ।
प्राणेश्वरश्चतुरया मिलितेऽपि चित्ते
चैलाञ्चलव्यवहितेन निरीक्षणीयः ॥ ९६० ॥

જ્ઞાન પ્રાપ્ત થયા પછી ભેદ ગળી જઈને દૂર થાય તોપણ સુબુદ્ધિવાળા બુદ્ધિશાળી માણસે ભક્તિયુક્ત ભાવ વડે વિશ્વનાથનું પૂજન–અર્ચન કરવું જોઈએ; તે જ રીતે બંનેના ચિત્ત એકરૂપ બની જાય, તોપણ ચતુર સ્ત્રીએ પોતાના પ્રાણનાથનાં દર્શન સાડીના છેડાની આડથી કરવાં જોઈએ. ૯૬૦

किं कोकिलस्य विरुतेन गते वसन्ते, किं कातरस्य बहुशस्त्रपरिग्रहेण । मित्रेण किं व्यसनकाल पराङ्मुखेन, किं जीवितेन पुरुषस्य निरक्षरेण ॥९६१

વસંતઋતુ ચાલી ગયા પછી કોકિલનાં ગાનનો શો અર્થ છે? ડરપોક માણસ ઘણાં અસ્ત્રશસ્ત્ર ધારણ કરે, તેનો શો અર્થ છે? આપત્તિ વખતે જે પોતાનું મુખ પણ દેખાડે નહિ. એવા મિત્રનો શો અર્થ છે; તેમ જ માણસ નિરક્ષર–મૂર્ખ રહે, તો એને જીવવાથી શો અર્થ છે? ૯૬૧

हारः प्रलम्बितपयोधरमध्यवर्ती शुष्कस्तनान्तरगतो वरकञ्चुकश्च । काणेक्षणाञ्जनममूर्ध्नि च पुष्पमाला दीनाश्रयो बुधजनः खलु पञ्च दुःखम् ॥ ९६२ ॥

લબડી પડેલા સ્તનોની વચ્ચમાં મોતીનો હાર રહે, સુકાઈ ગયેલાં સ્તનો પર શ્રેષ્ઠ કાંચળી પહેરવામાં આવે, કાણી આંખમાં અંજન આજવામાં આવે, માથા વિનાના માનવીને ફૂલની માળા પહેરાવવામાં આવે તેમ જ ડાહ્યા જનને દીન પુરુષનો આશ્રય કરવો પડે; આ પાંચે બાબતો હૃદયને ખરેખર દુઃખ આપનારી છે. ૯૬૨

नीचं समृद्धमपि सेवति नीच एव
तं दूरतः परिहरन्ति पुनर्महान्तः ।
शाखोटकं मधुरपक्कफलैरुपेतं
सेवन्ति वायसगणा न तु राजहंसाः ॥ ९६३ ॥

હલકો માણસ જ હલકા ધનિક માણસનું સેવન કરે છે, પરંતુ ઉચ્ચ માણસો તો એવા હલકા ધનિક જનનો દૂરથી જ ત્યાગ કરે છે; કેમ કે શાખોટક વૃક્ષનાં મધુર પાકાં ફળોનું સેવન કાગડા જ કરતા હોય છે, રાજહંસો નહીં. ૯૬૩

माकन्दराजपरिरम्भणलालितापि मल्लीवधूर्मधुपरागवती बभूव । दृष्ट्वापि तत्कुटिलतां न जहाति चूतः, प्रायः कुजातिनिवहेषु कुतोऽभिमानः ॥९६४॥

જૂઈની વેલરૂપી સુંદરીને રસરાજ આંબો આલિંગન આપીને રમાડે છે, તોપણ તે જૂઈ ભમરા વિષે રાગ કરતી હોય છે; તેની આ કુટિલતા જોવા છતાં આંબો તેનો ત્યાગ કરતી નથી અને તે વેલને શરમ પણ આવતી નથી. ખરેખર! હીન જાતિમાં જન્મેલાઓને ઉચ્ચપણાનું અભિમાન ક્યાંથી હોય? ૯૬૪

कालक्रमेण परिणामवशादनव्या
भावा भवन्ति खलु पूर्वमतीव तुच्छाः ।
मुक्तामणिर्जलदतोयकणाऽप्यणीयान्
संपद्यते च चिरकीचकरन्ध्रमध्ये ॥ ९६५ ॥

નવીન સ્વરૂપને પ્રાપ્ત ન થયેલા કેટલાક પદાર્થો પહેલાં તો અત્યંત તુચ્છ સ્થિતિમાં હોય છે. વાંસના છિદ્રમાં ગયેલું મેઘનું જળબિંદુ પહેલાં તો ખૂબ નાનું–તુચ્છ હોય છે, પણ કાળક્રમે કેટલાક વખતે એનું એવું પરિણામ (પરિવર્તન) થાય છે, કે જેથી તે સુંદર મોતી બની જાય છે. ૯૬૫

यच्चिन्तितं तदिह दूरतरं प्रयाति
यच्चेतसापि न कृतं तदिहाभ्युपैति ।
इत्थं विधेर्विधिविपर्ययमाकलय्य
सन्तः सदा सुरसरित्तटमाश्रयन्ति ॥ ९६६ ॥

આ જગતમાં જેની ઝંખના કે ચિંતન કર્યું હોય છે, તે દૂર દૂર ચાલ્યું જાય છે અને જેને કદી ચિત્તમાંયે ન ધર્યું હોય (જેનો કદી વિચાર પણ ન કર્યો હોય), તે આવીને ઊભું રહે છે. આ પ્રમાણે વિધિનાં (દૈવનાં) વિપરીત વિધાનો જોઈને સત્પુરુષો સદા ગંગાના તટનો આશ્રય લઈને રહે છે. (બધી કામનાઓ છોડી દે છે.)

अन्तःप्रतप्तमरुसैकतदह्यमानमूलस्य चम्पकतरोः क्व विकासचिन्ता । प्रायो भवत्यनुचितस्थितिदेशभाजां, श्रेयः स्वजीवपरिपालनमात्रमेव ॥ ९६७ ॥

મરુભૂમિમાં ઊગેલા જે ચંપકવૃક્ષનાં મૂળ રેતીમાં તપીને બળી જતાં હોય, તે વૃક્ષને પોતાના વિકસવાનો (ખીલવા–વધવાનો) તો વિચાર જ ક્યાંથી કરવાનો હોય? ખરેખર, અયોગ્ય સ્થાનમાં રહેવાની દશા પ્રાપ્ત થઈ હોય એવા સારા માણસોએ પોતાનું શ્રેય એટલામાં જ સમજી લેવું કે જેટલાથી પોતાનું જીવન ટકી રહે. (એથી વધુ શ્રેયનો કે વધુ વિકાસનો સંભવ એ જગ્યાએ તેમને માટે હોતો નથી.) ૯૬૭

उचितमनुचितं वा कुर्वता कार्यजातं, परिणतिरवधार्या यत्नतः पण्डितेन । अतिरभसकृतानां कर्मणामाविपत्तेर्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥९६८॥

યોગ્ય કે અયોગ્ય કોઈ પણ કાર્ય કરતાં પહેલાં બુદ્ધિશાળી માણસે તેના પરિણામનો વિચાર કરવો જોઈએ. ખૂબ ઉતાવળથી કરી નાખેલાં કર્મોને લીધે જે વિપત્તિ આવી પડે છે, તેનું પરિણામ હૃદયમાં ભોંકાયેલા અને હૃદયને બાળનારા શલ્યના જેવું આવે છે.

व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुर्, न खलु बहिरुपाधीन्प्रीतयः संश्रयन्ते । विकसिति हि पतङ्गस्योदये पुण्डरीकं, द्रवति च हिमरश्मावुद्गते चन्द्रकान्तः ॥९६९

કોઈ આંતરિક હેતુ જ પદાર્થોને એકબીજાની સાથે પ્રીતિથી જોડી દે છે. ખરેખર, આવાં (આંતરિક કારણોથી થયેલાં) હેતપ્રીત બહારના કારણોનો આશ્રય લેતાં નથી; કારણ કે સૂર્યોદય થતાં કમળ વિકસે છે અને ચંદ્રોદય થતા ચંદ્રકાંતમણિ દ્રવે છે, (સુધા–પ્રકાશ વરસાવે છે), આમા એમનો પરસ્પરનો આંતરિક હેતુ જ કારણ હોય છે. ૯૬૯

प्रथमदिवसचन्द्रः सर्वलोकैकवन्द्यः स च सकलकलाभिः पूर्णचन्द्रो न वन्द्यः । अतिपरिचयदोषात्कस्य नो मानहानिर्नवनवगुणरागी प्रायशः सर्वलोकः ॥९७०॥

શુકલપક્ષમાં પહેલા દિવસનો (બીજનો) ચંદ્ર સર્વ લોકોને માટે વંદનીય થાય છે. અને એ જ ચંદ્ર સર્વ કળાઓથી પૂર્ણ થાય છે ત્યારે વંદનીય રહેતો નથી. ખરેખર, વધારે પડતા પરિચયને લીધે કોના માનની હાનિ થતી નથી? આ બધા લોકો તો મોટે ભાગે નવા નવા પદાર્થો ઉપર પ્રેમ કરનારા છે. તેમનો કોઈ એક વસ્તુ ઉપર સ્થિર પ્રેમ હોતો નથી. ૯૭૦

भवति हृदयहारी कोऽपि कस्यापि हेतु-
र्नखलु गुणविशेषः प्रेमबन्धप्रयोगे ।
किसलयितवनान्ते कोकिलारावरम्ये
विकसतिव सन्ते मालती कोऽत्र हेतुः ॥ ९७१ ॥

કોઈ પણ વ્યક્તિનો કોઈ પણ વ્યક્તિ સાથે પ્રેમ સંબંધ જોડાવામા હૃદયને હરી લેનારો કોઈ ખાસ ગુણ કારણરૂપ હોય છે; કારણ કે વસંતઋતુમાં આખું વન જ્યારે નવપલ્લવો અને કોકિલના ટહુકાઓથી રમ્ય બન્યું હોય છે ત્યારે માલતીને ફૂલ નથી આવતાં, તેમાં એ સિવાય બીજો શો હેતુ હોય? ૯૭૧

परीवादस्तथ्यो भवति वितथो वापि महता
तथाप्युच्चैर्धाम्नो हरति महिमानं जनरवः ।
तुलोत्तीर्णस्यापि प्रकटितहताशेषतमसो
रवेस्तादृक्तेजो नहि भवति कन्यां गतवतः ॥ ९७२ ॥

પરિવાદ અથવા કલંક તથ્યવાળું હોય કે ખોટું હોય તો પણ તે વિષેનો લોકાપવાદ મોટા તેજસ્વી માણસના મહિમાને પણ હરી લે છે. સૂર્ય કન્યારાશિમાં રહ્યો હોય છે, ત્યારે (કન્યાગામીપણાનું લોકાપવાદનું ખોટું કલંક પણ તેના ઉપર હોવાને લીધે) તે એટલું પ્રકાશી નથી શકતો, જેટલું તે તુલારાશિમાં જઈને પોતાની શુદ્ધતાની તુલા–કસોટી–પરીક્ષામાંથી પાર ઊતરીને બધાં વાદળો અને અંધકારનો નાશ કરતો પ્રકાશે છે. ૯૭૨

बहिः सर्वाकारप्रगुणरमणीयं व्यवहरन्
पराभ्यूहस्थानान्यपि तनुतराणि स्थगयति ।
जनं विद्वानेकः सकलमभिसंधाय कपटै-
स्तटस्थः स्वानर्थान्घटयति च मौनं च भजते ॥९७३

જે માણસ કેવળ બહાર (દેખાવમાં) સર્વ પ્રકારે ગુણયુક્ત અને રમણીય વ્યવહાર કરતો હોય તેને બીજાના તર્કવિતર્કો, વિઘ્નો અથવા વિક્ષેપોની નાની નાની બાબતો પણ કામ કરતો અટકાવી દે છે. પણ જે માણસ બીજાના કપટોથી બંધાયા વિનાનો તટસ્થ છે, તે બધી બાબતોનો વિચાર કરીને પોતાના અર્થોને (પોતાનાં કાર્યોને) સિદ્ધ કરે છે અને મૌન (શાંત) રહે છે. ૯૭૩

कलारत्नं गीतं गगनतलरत्नं दिनमणिः
सभारत्नं विद्वाञ्श्रवणपटुरत्नं हरिकथा ।
निशारत्नं चन्द्रः शयनतलरत्नं शशिमुखी
महीरत्नं श्रीमाञ्जयति रघुनाथो नृपवरः ॥ ९७४ ॥

સંગીત સર્વ કલાઓમાં રત્ન છે, સૂર્ય આકાશમંડલનું રત્ન છે, વિદ્વાન સભાનું રત્ન છે, હરિકથા એ શ્રવણકુશળ જિજ્ઞાસુઓનું રત્ન છે, ચંદ્ર એ રાત્રિનું રત્ન છે, ચંદ્રમુખી સુંદરી શયનસ્થાનનું રત્ન છે અને રાજાઓમા શ્રેષ્ઠ સર્વ ઐશ્વર્યવાળા શ્રીરઘુનાથ પૃથ્વી ઉપરનું રત્ન છે. તેઓ સદા સર્વત્ર વિજય પામે છે. ૯૭૪

नराः संस्कारार्हा जगति किल केचित्सुकृतिनः
समानायां जात्यामपि वयसि सत्यां परधियः ।
अयं दृष्टान्तोऽत्र स्फुटकरगतोऽस्त्यभ्यसनतः
शुकः श्लोकान्वक्तुं प्रभवति न काकः कचिदपि ॥९७५

સમાન જાતિ અને સમાન વય હોવા છતાં આ જગતમાં કેટલાક ઉત્તમ બુદ્ધિવાળા પુણ્યશાળીજનો જ સંસ્કાર અથવા શિક્ષણને માટે યોગ્ય હોય છે, આમાં આપણા હાથમાં દીવા જેવું સ્પષ્ટ દૃષ્ટાંત એ છે કે, ખૂબ અભ્યાસ કરાવવાથી પોપટ શ્લોકો બોલી શકે છે,

પણ કાગડો કદી પણ એ માટે સમર્થ થઈ શકતો નથી.

वरं तुङ्गाच्छृङ्गादगुरुशिखरिणः क्वापि पुलिने
पतित्वायं कायः कठिनदृषदन्तर्विदलितः ।
वरं न्यस्तो हस्तः फणिपतिमुखे तीव्रदशने
वरं वह्नौ पातस्तदपि न कृतः शीलविलयः ॥९७६॥

પર્વતના ઊંચા શિખર ઉપરથી કોઈ ખીણમાં પડીને તેના કઠિન પથ્થરોમાં શરીરને છિન્નભિન્ન કરી નાખવું સારું છે, અથવા તીવ્ર દાઢોવાળા મોટા સાપના મુખમાં હાથ નાખવો અથવા અગ્નિમાં પડવું સારું છે, પણ શીલ અથવા સદાચારનો નાશ કરવો એ યોગ્ય નથી.

विदेवज्ञं ग्रामं विबुधविधुरां भूपतिसभां
मुखं श्रुत्या हीनं मनुजपतिशून्यं च विषयम् ।
अनाचारान्दारानपहरिकथं काव्यमपि च
प्रवक्तृत्वापेतं गुरुमपि सुबुद्धिः परिहरेत् ॥९७७॥

વિધિ, દૈવ અથવા કુદરતના નિયમોના જ્ઞાનવિજ્ઞાન વિનાનું અથવા દૈવજ્ઞ–જ્યોતિષી વિનાનું ગામ, બુદ્ધિમાનજનો વિનાની રાજસભા, વેદવચનો વિનાનું મુખ, રાજા વિનાનો દેશ, અનાચારવાળી સ્ત્રીઓ, ભગવાનની કથા વિનાનું કાવ્ય અને સારા વક્તૃત્વ વિનાના (સમજાવી શકતા ન હોય તેવા) ગુરુ–આ વસ્તુઓનો બુદ્ધિમાન માણસે ત્યાગ કરવો જોઈએ. ૯૭૭

मणिः शाणोल्लीढः समरविजयी हेतिनिहतो
मदक्षीणो नागः शरदि सरितः श्यानपुलिनाः ।
कलाशेषश्चन्द्रः सुरतमृदिता बालवनिता
तनिम्ना शोभन्ते गलितविभवाश्चार्थिषु नृपाः ॥९७८॥

સરાણ પર ચઢાવી પાસા પાડેલો મણિ, શસ્ત્રોથી ઘાયલ થયેલો યુદ્ધવિજયી વીર, મદ ઝરવાથી ક્ષીણ થયેલો હાથી, શરદઋતુમાં પાણી ઊતરી ગયેલા કિનારાવાળી નદીઓ, એક જ કલા જેમાં બાકી છે એવો બીજનો ચંદ્ર, કામક્રીડામાં મર્દન કરાયેલી બાલા સ્ત્રી અને યાચકજનોને દાન આપવામાં ક્ષીણ થયેલ ધનવૈભવવાળા રાજાઓ–આ બધા પોતાની કૃશતાથી શોભે છે. ૯૭૮

किमासेव्यं पुंसां सविधमनवद्यं द्युसरितः
किमेकान्ते ध्येयं चरणयुगलं कौस्तुभभृतः ।
किमाराध्यं पुण्यं किमभिलषणीयं च करुणा
यदासक्त्या चेतो निरवधि विमुक्त्यै प्रभवति ॥९७९॥

'માણસોએ વિધિપૂર્વક સેવવા યોગ્ય નિર્મળ પવિત્ર વસ્તુ કઈ છે?' 'દેવનદી ગંગાનું તીર્થ.' 'એકાંતમાં ધ્યાન કરવા યોગ્ય શું છે?' 'કૌસ્તુભધારી ભગવાન કૃષ્ણનાં ચરણયુગલ.' 'સદા આરાધના કરવા યોગ્ય–વધારો કરવા યોગ્ય શું છે? 'પુણ્ય' અને સદા અભિલાષા કરવા યોગ્ય શું છે?' 'દયા.' આ બધી વસ્તુઓ (ગંગાતીર્થ, ભગવાનનાં ચરણકમળ, પુણ્ય અને દયા)માં આસક્ત થયેલું ચિત્ત અનંત અપાર સ્વરૂપવાળું બનીને મુક્તિમોક્ષને પ્રાપ્ત થાય છે. ૯૭૯

वरं मौनं कार्यं न च वचनमुक्तं यदनृतं
वरं क्लैब्यं पुंसां न च परकलत्राभिगमनम् ।
वरं प्राणत्यागो न च पिशुनवाक्येष्वभिरुचि-
र्वरं भिक्षाशित्वं न च परधनास्वादनसुखम् ॥९८०॥

માણસો જે વચન બોલે તે અનૃત–અસત્ય–જૂઠું હોય તેના કરતાં મૌન રાખવું સારું. માણસો પરસ્ત્રીગમન કરે તેના કરતાં તેમનામાં નપુંસકતા હોય તે સારી, માણસો ચાડી–ચૂગલી કરનારાઓનાં વચનોમાં રુચિવાળા થાય તેના કરતાં પ્રાણત્યાગ કરે એ વધારે સારું અને બીજાના ધનનો ઉપભોગ કરવાના સુખ કરતાં ભિક્ષા માગીને ખાય તે વધુ ઇચ્છવા યોગ્ય છે.

वरं शून्या शाला न च खलु वरो दुष्टवृषभो
वरं वेश्या पत्नी न पुनरविनीता कुलवधूः ।
वरं वासोऽरण्ये न पुनरविवेकाधिपपुरे
वरं प्राणत्यागो न पुनरधमानामुपगमः ॥ ९८१ ॥

પોતાના ઘેર ગૌશાળા ખાલી રહે તે સારું, પણ તેમાં દુષ્ટ આખલો બાંધવો એ સારું નથી; વેશ્યા પત્ની હોય તે સારી, પણ અવિનયી કુળવધૂ હોય તે સારી નહીં; અરણ્યમાં વાસ કરવો સારો, પણ અવિવેકી રાજાની (અંધેરી) નગરીમાં રહેવું સારું નહીં અને પ્રાણ ત્યાગ કરવો સારો, પણ અધમ માણસોની પાસે રહેવું સારું નહીં. ૯૮૧

दृढः प्रेमा भग्नः सदसिरिव संधिं न भजते
भजेतापि प्रायः स्खलति खलु यत्नैरपि धृतः ।
स्खलेन्नो चेत्साम्यं भजति न सजेद्वा न भवति
च्युताशङ्क्श्चेत्स्यात्स्मृतिमुपगतस्तु व्यथयति ॥९८२॥

દૃઢ પ્રેમ જો એક વખત ભાંગ્યો તો પછી એ ભાગેલી તલવારની જેમ સાંધી શકાતો નથી. કદાચ સાંધી શકાય તોપણ ઘણા પ્રયત્નોથી ધારણ કરી રાખવા છતાં તે સ્ખલિત થઈ જાય છે (તૂટી જાય છે, ઓછો થઈ જાય છે); ધારો કે કદાચ સ્ખલિત ન થાય, ન તૂટે, તોપણ તે પહેલાંના જેવો ફરી બની શકતો નથી. અને કદાચ પહેલાંના જેવો બને તોપણ તે વૃદ્ધિ પામી શકતો નથી; કારણ કે આ પ્રેમ ભૂતકાળમાં તૂટ્યો હતો

એની આશંકા થાય તોપણ તે સ્મરણમા આવીને વ્યથિત કરે છે. ૯૮૨

इयं प्रीतिर्वल्ली हृदयभुवि दैवात्समुदिता
तथा यत्नाद्रक्ष्या प्रकृतिमृदुलापायबहुला ।
यथा नैनां स्फीतां पिशुनजनदुर्वाग्यदहनो
दहत्यन्त शोषं व्रजति न पुनः सौहृदनिधेः ॥९८३॥

આ પ્રીતિરૂપી વેલ દૈવની કૃપાથી હૃદયભૂમિ ઉપર ઊગી છે. પ્રકૃતિથીજ એ મૃદુ છે અને તેના ઉપર વિઘ્નો અને હાનિઓ ઘણી રહેલી છે. આવાં જોખમો માથી પસાર થઈને આ વેલ મોટી થઈ હોય તેને દ્વેષી ચાડિયા માણસોના દુષ્ટ વચનોરૂપ અગ્નિ બાળી ન નાખે અથવા તે સૌહાર્દ(મિત્રતા)રૂપી નિધિની અદર ને અદર જ (શકાને લીધે) સુકાઈ ન જાય તે માટે તેનું પ્રયત્નપૂર્વક રક્ષણ કરવુ જોઈએ ૯૮૩

न रम्य नारम्य प्रकृतिगुणतो वस्तु किमपि
प्रियत्वं यत्र स्यादितरदपि तद्ग्राहकवशात् ।
रथाङ्गाह्वानाना भवति विधुरङ्गारशकटी
पटीराम्भःकुम्भ· स भवति चकोरीनयनयो ॥९८४

કોઈ પણ વસ્તુ તેના ગુણોથી (તેની પોતાની દૃષ્ટિએ) નથી રમ્ય કે અરમ્ય (નથી પ્રિય કે નથી અપ્રિય), આમ છતા જના પ્રિયત્વ કે અપ્રિયત્વ દેખાય છે તે એ વસ્તુ ન ગ્રહણ કરનારને લીધે દેખાય છે જે ચંદ્ર ચક્રવાક પક્ષીને અગારાની સગડી જેવો થઈ પડે છે તેજ ચદ્ર ચકોરીના નેત્રોને ચંદનના જળથી ભરેલા ઘડા જેવો લાગે છે ૯૮૪

अरण्यं सारङ्गैर्गिरिकुहरगर्भाश्च हरिभि
र्दिशो दिङ्मातङ्गै· सलिलमुषितं पङ्कजवनै· ।
प्रियाचक्षुर्मध्यस्तनवदनसौन्दर्यविजितै·
सता माने म्लाने मरणमथवादूरगमनम् ॥९८५॥

(એક પ્રેમી પોતાની પ્રિયાના સૌંદર્યનું વર્ણન કરતા કહે છે કે) જેમના ચક્ષુ સુદર ગણાય છે તે હરણો મારી પ્રિયાના ચક્ષુઓના સૌંદર્યથી પરાજિત થઈને અરણ્યમા જઈને રહ્યા, જેમની કમર પાતળી અને સુંદર ગણાય છે તે સિહો મારી પ્રિયાની કમરના સૌંદર્યથી પરાજિત થઈને પર્વતની ગુફાની અંદર જઈને રહેવા લાગ્યા. પુષ્ટતા અને મોટાઈની સુંદરતાવાળા દિશાઓના હાથીઓ મારી પ્રિયાના સ્તનોના મધ્યભાગના સૌદર્યથી પરાજિત થઈને દિશાઓના છેડે રહેવા લાગ્યા. અને એના વદનના સૌદર્યથી પરાજિત થઈને કમળોના વનો જળમા રહેવા ચાલ્યા ગયા. ખરેખર જ્યારે સજ્જનોનું માન ઘવાય છે અથવા મ્લાન બને છે ત્યારે તેઓનું મરણ થાય છે અથવા તેઓ દૂર ચાલ્યા જાય છે. ૯૮૫

नभोभूषा पूषा कमलवनभूषा मधुकरो
वचोभूषा सत्यं वरविभवभूषा वितरणम् ।
मनोभूषा मैत्री मधुसमयभूषा मनसिजः
सदोभूषा सूक्ति· सकलगुणभूषा च विनयः ॥९८६

આકાશનું ભૂષણ સૂર્ય છે, કમળવનનુ ભૂષણ ભ્રમર છે, વાણીનુ ભૂષણ સત્ય છે, ઉત્તમ વૈભવનું ભૂષણ દાન છે, નિર્મળ મનનું ભૂષણ મૈત્રી છે, વસત સમયનું ભૂષણ કામદેવ છે, સભાનું ભૂષણ સારી વાણી છે અને બધા ગુણોનુ ભૂષણ વિનય અથવા સસ્કારિતા છે ૯૮૬

कलासीमा काव्य सकलगुणसीमा वितरण
भये सीमा मृत्युः सकलसुखसीमा सुवदना ।
तप सीमा मुक्ति सकलकृतिसीमाश्रितभृति·
प्रिये सीमाह्लादो श्रवणसुखसीमा हरिकथा ॥९८७

સકલ કલાઓની સીમા—ઉત્તમતાની અવધિ કાવ્ય છે (એક ખરેખરા ઉત્તમ કાવ્યમા કળાની પરાકાષ્ઠા હોય છે) બધા ઉત્તમ ગુણોની અવધિ દાન આપવામા છે ભયની સીમા—અવધિ મૃત્યુ છે સકલ સુખોની સીમા તે સુંદર સુમુખી સ્ત્રી છે તપની સીમા મુક્તિ છે. સકલ સત્કાર્યોની સીમા તે પોતાના આશ્રિતોનુ ભરણ-પોષણ છે પ્રિય વસ્તુની હદ થતા આહ્લાદ છે અને શ્રવણે દ્રિયના સુખની સીમા તે ભગવાનની કથા છે ૯૮૭

शशी दिवसधूसरो गलितयौवना कामिनी
सरो विगतवारिज मुखमनक्षर स्वीकृतेः ।
प्रभुर्धनपरायण सततदुर्गतः सज्जनो
नृपाङ्गणगत खलो मनसि सप्त शल्यानि मे ॥९८८

દિવસને લીધે ઝાખો બનેલો ચદ્ર, યૌવનહીન સ્ત્રી, કમળ વિનાનું સરોવર, સુદર આકૃતિવાળાનુ અક્ષર-રહિત-વિદ્યા વિનાનુ મુખ, ધન મેળવવામા તત્પર રહેતો રાજા અથવા કંજૂસ અને લોભી શેઠ, હમેશા ગરીબાઈ-મા સબડતો સજ્જન અને રાજસભામા સ્થાન પામેલો દુર્જન આ સાત મારા હૃદયમા ભોંકાયેલા શૂળ છે (આ સાત બાબતો મારા મનમા શૂળની જેમ સાલે છે)

प्रसरति मन· कार्यारम्भे दृढीभवति स्पृहा
स्वयमुपनयन्नर्थान्मन्त्रो न गच्छति विप्लवम् ।
फलति सकल कृत्यं चित्तं समुन्नतिमश्नुते
भवति च रति· श्लाघ्ये कृत्ये नरस्य भविष्यतः ॥९८९

અભ્યુદય તરફ જઈ રહેલા મનુષ્યની સ્થિતિ આ પ્રકારની હોય છે : કાર્યનો આરંભ કરવામાં મન પ્રસરવા લાગે છે. અભિલાષાઓ દૃઢ થતી જાય છે, વિચારો–યોજનાઓ વિખેરાઈ કે ડહોળાઈ ન જતાં આપોઆપ. જ કાર્યને લગતા બધા પદાર્થોને એકઠા કરી દે છે. કાર્ય બધી બાજુથી સફળ થતું જાય છે. ચિત્ત ઉન્નતપણું અનુભવે છે અને યશઃપ્રદ કામોમાં રસ ઉત્પન્ન થાય છે. ૯૮૯

सरसि बहुशस्ताराच्छाये क्षणात्परिवञ्चितः
कुमुदविटपान्वेषी हंसो निशासु विचक्षणः ।
न दशति पुनस्ताराशङ्की दिवापि सितोत्पलं
कुहकचकितो लोकः सत्येऽप्यपायमपेक्षते ॥९९०॥

રાત્રે કુમુદ વનને શોધતાં સરોવરમાં ઘણા તારાઓનાં પ્રતિબિંબોને કુમુદવન સમજીને ચાંચ મારતાં ઠગાયેલો વિચક્ષણ હંસ દિવસે પણ સ્પષ્ટ દેખાતાં એ શ્વેત કુમુદોને તારાઓની આશંકાથી ચાંચ મારતો નથી. ખરેખર એક વખત કપટથી ઠગાઈને ચકિત થયેલો જનસમુદાય સાચી વસ્તુમાં પણ છેતરપિંડીને ધારી બેસે છે. ૯૯૦

स्वफलनिचयः शाखाभङ्गं करोति वनस्पते-
र्गमनमलसं बर्हाटोपः करोति शिखण्डिनः ।
चतुरगमनो जात्यो योऽश्वः स गौरिव बाह्यते
गुणवति जने प्रायेणैते गुणाः खलु दूषणम् ॥९९१॥

વનસ્પતિની ડાળીઓ તેના જ ફળના જથ્થાથી ભાંગી જાય છે, પીંછાંઓનો મોટો ભારો મોરની ગતિને ધીમી બનાવીન્દે છે, સારી ગતિવાળા ઉત્તમ જાતના ઘોડાને (ઘોડાગાડી વગેરેમાં) બળદની જેમ જોડવામાં આવે છે. ખરેખર, ગુણવાન જનોમાં પણ આવા ગુણો તેમને મોટે ભાગે દોષરૂપ (હાનિકારક) બની જાય છે.

कृमिकुलचितं लालाक्लिन्नं विगन्धि जुगुप्सितं
निरुपमरसं प्रीत्या खादन्नरास्थि निरामिषम् ।
सुरपतिमपि श्वा पार्श्वस्थं विलोक्य न शङ्कते
नहि गणयति क्षुद्रो जन्तुः परिग्रहफल्गुताम् ॥९९२

અનેક કીડાઓથી ખદબદતા, લાળ વડે પલળેલા, દુર્ગંધવાળા, ચીતરી ચડે એવા નિંદ્ય, તદ્દન નીરસ અને જેમાં માંસ પણ રહ્યું નથી એવા માણસના હાડકાને પ્રીતિપૂર્વક ખાતો કૂતરો પાસે ઊભેલા ઇંદ્રને જોઈને પણ શરમાતો નથી (લજ્જા પામતો નથી.) ખરેખર, ક્ષુદ્ર (વિષયી) પ્રાણી પોતે ગ્રહણ કરેલી વસ્તુની તુચ્છતા ઉપર ધ્યાન આપતો નથી. (અર્થાત્ વિષયી મનુષ્ય પોતાના વિષયપદાર્થની હીનતા અને એને ભોગવવામાં રહેલી પોતાની અધમતાને જોઈ શકતો નથી.)

मधुकरगणश्चूतं त्यक्त्वा गतो नवमल्लिकां
पुनरपि गतो रक्ताशोकं कदम्बवनं ततः ।
तदपि सुचिरं स्थित्वा तेभ्यः प्रयाति सरोरुहं
परिचितजनद्वेषी लोको नवं नवमीहते ॥ ९९३ ॥

ભ્રમરોનો સમૂહ આંબાને છોડીને નવમલ્લિકા ઉપર ગયો. ત્યાંથી પછી લાલ નવપલ્લવોવાળા અશોકવૃક્ષ પર ગયો. ત્યાંથી કદંબના વનમાં ગયો. ત્યાં સારો એવો વખત રહીને પછી તે સરોવરનાં કમળો ઉપર ગયો. ખરેખર, આ રીતે લોકો પણ પરિચિત જનનો દ્વેષ-અનાદર કરે છે અને નવા નવાની ઇચ્છા કરે છે. ૯૯૩

दद्यात्साधुर्यदि निजपदे दुर्जनाय प्रवेशं
तन्नाशाय प्रभवति ततो वाञ्छमानः स्वयं सः ।
तस्माद्देयो विपुलमतिभिर्नावकाशोऽधमानां
जारोऽपि स्याद् गृहपतिरिति श्रूयते वाक्यतोऽत्र ॥९९४

સજ્જન જો પોતાના સ્થાનમાં દુર્જનને પ્રવેશ કરવા દે છે, તો તે દુર્જન પોતે જ એ સ્થાનને ઇચ્છતો તે સજ્જનનો નાશ કરવા સમર્થ થાય છે. માટે ખૂબ બુદ્ધિશાળી જનોએ અધમ માણસોને પ્રવેશનો અવકાશ ન આપવો જોઈએ. આ વિષે કહેવાય છે કે એકવાર પ્રવેશ આપતાં જાર પુરુષ પણ ઘરધણી થઈ બેસે છે.

मौने मौनी गुणिनि गुणवान्पण्डिते पण्डितोऽसौ
दीने दीनः सुखिनि सुखवान्भोगिनि प्राप्तभोगः ।
मूर्खे मूर्खो युवतिषु युवा वाग्मिषु प्रौढवाग्मी
धन्यः कोऽपि त्रिभुवनविजयी योऽवधूतेऽवधूतः ॥९९५

મૌની–સંયમી સાથે જે સંયમી બને છે, ગુણવાનની સાથે ગુણવાન બને છે, પંડિતની સાથે પંડિત બને છે, દીનની સાથે દીન–સમદુઃખિયો થાય છે, સુખીની સાથે સુખવાળો થાય છે, ભોગીની સાથે ભોગ ભોગવનાર થાય છે, મૂર્ખની સાથે મૂર્ખ, યુવતીઓની સાથે યુવાન, વક્તાઓની સાથે ગંભીર વક્તા થાય છે તેમ જ અવધૂતની સાથે જે અવધૂત થાય છે–આવો ત્રણે લોક પર વિજય પ્રાપ્ત કરનાર ધન્ય મનુષ્ય કોઈક જ હોય છે.

विद्यातीर्थे जगति विबुधाः साधवः सत्यतीर्थे
गङ्गातीर्थे मलिनमनसो योगिनो ध्यानतीर्थे ।
धारातीर्थे धरणिपतयो दानतीर्थे धनाढ्या
लज्जातीर्थे कुलयुवतयः पातकं क्षालयन्ति ॥ ९९६॥

આ જગતમાં વિદ્વાન–જ્ઞાની માણસો વિદ્યારૂપી તીર્થમાં, સાધુજનો સત્યરૂપી તીર્થમાં મલિન મનવાળા

જનો ગગારૂપી તીર્થમા, યોગીજનો ધ્યાનરૂપી તીર્થમા, રાજાઓ પૃથ્વીના રાજ્યરૂપ લોકોના ધારણ-પોષણ-અભ્યુદય કરવારૂપ તીર્થમા, ધનિક જનો દાનરૂપી તીર્થમા તેમ જ કુલીન નારીઓ લજ્જારૂપી તીર્થમા પોતાના પાપ ધોઈ નાખે છે ૯૯૬

साध्वीस्त्रीणा दयितविरहे मानिना मानभङ्गे
सल्लोकानामपि जनरवे निग्रहे पण्डितानाम् ।
अन्योद्रेके कुटिलमनसा निर्गुणाना विदेशे
भृत्याभावे भवति मरण किं तु सभावितानाम् ॥९९७

સતી-સાધ્વી સ્ત્રીઓનુ મરણ પોતાના પ્રિય પતિનો વિરહ થવામા હોય છે, માનીઓનુ મરણ માનભગ થવામા હોય છે, સારી કીર્તિવાળાઓનુ મરણ તેમના પરના અપયશજનક લોકાપવાદમા હોય છે, પડિતો બુદ્ધિશાળીઓનુ મરણ શાસ્ત્રાર્થમા પરાસ્ત થવામા અથવા બીજાઓથી બુદ્ધિબળમા મહાત થવામા હોય છે, કુટિલખલ જનોનુ મરણ બીજાઓની ઉન્નતિ થવામા હોય છે, કશી પણ આવડત-અક્કલ વિનાના ગુણહીન લોકોનુ મરણ બીજા દેશમા જવાથી (ત્યા નભી ન શકવાથી) હોય છે અને મોટા સભાવિત જનોનુ મરણ તેમની આજ્ઞાનુ પાલન કરનાર કોઈ ન હોય-તેમની આજ્ઞા વ્યર્થ-નિષ્ફળ જતી હોય છે તેમા હોય છે

शीतेऽतीते वसनमशन वासरान्ते निशान्ते
क्रीडारम्भ कुवलयदृशा यौवनान्ते विवाहम् ।
सेतोर्बन्ध पयसि चलिते वार्धके तीर्थयात्रा
वित्तेऽतीते वितरणमतिं कर्तुमिच्छन्ति मूढा ॥९९८

જે મૂઢ જનો છે તે કાળ વહી ગયા પછી કાર્ય કરવા ઇચ્છતા હોય છે જેમકે શિયાળો વહી ગયા પછી વસ્ત્રો સિવડાવે, દિવસ પૂરો થયા પછી ભોજન તૈયાર કરાવે, રાત પૂરી થયા પછી સ્ત્રી સાથે ક્રીડા કરવા તૈયાર થાય, ચપળ નેત્રવાળી સ્ત્રીઓના યૌવન ગયા પછી વિવાહ કરાવે, પાણી વહી ગયા પછી પાળ બધાવે, વૃદ્ધાવસ્થા આવ્યા પછી તીર્થયાત્રા કરવા જાય તેમ જ પૈસો ખલાસ થયા પછી દાન કરવાની બુદ્ધિવાળા થાય છે

श्रेयो नूनं व्रजति स पुमाञ्शिक्षया वर्धितो य
स्वच्छन्द यश्चरति स पराभूतिमाप्नोति काले ।
पूज्यो वेणुर्भवति च नतिं प्रापितो भूपतीना
मन्य नृत्तोचितमिति करे नर्तका कल्पयन्ति ॥९९९

જેને શિક્ષણ આપીને ઉત્કૃષ્ટ બનાવ્યો હોય, તે માણસ ખરેખર કલ્યાણ પ્રાપ્ત કરે છે પરતુ જે માણસ સ્વચ્છદે ચડીને કોઈનુ માનતો નથી, તે વખત આવે અત્યત પરાભવ પામે છે જેમ કે 'રાજદડ' બનેલો વાસનો કટકો પૂજ્ય બને છે અને તેને રાજમહારાજાઓના નમન મળે છે, પણ જે બીજો વાસનો કટકો હોય છે, તે 'નાચતી વખતે કામ આવશે' એમ માનીને નાચનારા નટો તેને હાથમા રાખે છે ૯૯૮

बाले बाला विदुषि विबुधा गायने गायनेशा
शूरे शूरा निगमविदि वाङ्मायलीलागृहाणि ।
सिद्धे सिद्धा मुनिपु मुनय सत्सु सन्तो महान्त
प्रौढे प्रौढा किमिति वचसा तादृशा यादृशेपु ॥१०००॥

બાળક સાથે બાળક જેવા, વિદ્વાન સાથે વિદ્વાન જેવા, ગાયક સાથે ગાયકોમા રસિક, શૂરમા શૂરવીર, વેદને જાણનાર સાથે વેદોની વાતમા રસ લેનાર, સિદ્ધમા સિદ્ધજન, મુનિઓમા મુનિ જેવા, સત-સાધુઓમા સત-મહત, તેમજ પ્રૌઢજનોમા પ્રૌઢજન જેવા, વાણીથી વિશેષ શુ કહેવુ, પણ ટૂકમા એટલુ જ કે જેવાઓની સાથે તેવા બની જનારા વીરલા હોય છે ૧૦૦૦

चान्द्रीं लेखा दशति दशनैर्दारुण सैंहिकेयो
नव्या वल्लीं दवदहनकश्चान्दनीं दन्दहीति ।
अप्युन्मत्त कुवलयमयीं माल्किामालुनीते
मूलादुन्मूलयति नलिनीं दुष्टहस्ती करेण ॥१००१॥

સિહિકાનો પુત્ર (રાહુ) અત્યત ક્રૂર બનીને પોતાના દાતથી ચદ્ર સબધી રેખાને બચકા ભરે છે વનનો દાવાનળ ચદનની તાજી વેલને બાળી મૂકે છે ઉન્મત્ત બનેલ માનવ કુમળી નવી માલતી વેલને તોડી નાખે છે તેમ જ દુષ્ટ હાથી પોતાની સૂઢથી કમળના છોડને મૂળમાથી ઉખાડી નાખે છે અર્થાત તે બધાના કૃત્યો વિચાર વિનાના હોય છે ૧૦૦૧

यावत्स्वस्थमिद शरीरमरुज यावज्जरा दूरतो
यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत्क्षयो नायुप ।
आत्मश्रेयसि तावदेव विदुषा कार्य प्रयत्नो महान्
सदीप्ते भवने तु कूपखनन प्रत्युद्यम कीदृश ॥१००२

જ્યા સુધી પોતાનુ શરીર નીરોગી છે, જ્યા સુધી વૃદ્ધાવસ્થા દૂર છે, જ્યા સુધી ઇન્દ્રિયોની શક્તિ હણાયા વિનાની છે અને જ્યા સુધી આયુષ્યનો નાશ થયો નથી ત્યા સુધી સમજુ માણસે પોતાના કલ્યાણ માટે પ્રયત્ન કરવો જોઈએ, કારણ કે ઘર સળગ્યા પછી કૂવો ખોદવા બેસવુ એના જેવો વિપરીત ઉદ્યમ બીજો કયો છે ?

निष्पन्नाध्वरकृत्य ऋत्विजमहो तीर्णापगो नाविकं
युद्धान्ते सुभट च सिद्धविजयो वोढारमाप्तस्थल ।

वृद्धं वारवधूजनं च कितवो निर्धूष्टतद्यौवनो
ध्वस्तातङ्कचयश्चिकित्सकमपि द्वेष्टि प्रदेयार्थिनम् ॥१००३

યજ્ઞનું કાર્ય પૂરું થયા પછી યજમાન દક્ષિણા માગનાર ઋત્વિજો બ્રાહ્મણોનો દ્વેષ કરે છે. નદી પાર ઊતર્યા પછી માણસ પૈસા માગનાર નાવિકનો દ્વેષ કરે છે. યુદ્ધમાં વિજય સિદ્ધ કર્યા પછી રાજા ભેટ–સત્કાર ઇચ્છતા યોદ્ધાઓનો દ્વેષ કરે છે. સામાન સહિત પોતાને સ્થળે પહોંચી ગયા પછી માણસ ભાડુ માગનાર વાહનવાળાનો દ્વેષ કરે છે, યૌવનનો ઉપભોગ કરી લીધા પછી ઘરડી થયેલી વેશ્યાનો ધૂર્ત માણસ દ્વેષ કરે છે. રોગ નિર્મૂળ થયા પછી નીરોગી થયેલો માણસ ચિકિત્સકનો દ્વેષ કરે છે. (આમ મોટે ભાગે પોતાનું કામ થઈ ગયા પછી માણસ તેની કિંમત માગનારાઓનો દ્વેષ કરતો હોય છે.)

मित्रं स्वच्छतया रिपुं नयनवैर्लुब्धं धनैरीश्वरं
कार्येण द्विजमादरेण युवतिं प्रेम्णा शमैर्बान्धवान् ।
अत्युग्रं स्तुतिभिर्गुरुं प्रणतिभिर्मूर्खं कथाभिर्बुधं
विद्याभी रसिकं रसेन सकलं शीलेन कुर्याद्वशम् ॥

પોતાના હૃદયની નિર્મળતાથી મિત્રને વશ કરવો, નીતિના બળથી શત્રુને વશ કરવો, લોભિયાને ધનથી વશ કરવો, સ્વામીને કાર્યથી વશ કરવો, બ્રાહ્મણને આદરથી વશ કરવો, યુવતીને પ્રેમથી વશ કરવી, સ્નેહી બંધુજનોને શાંતિથી વશ કરવા, અસંત ઉગ્ર એવા ગુરુજનને સ્તુતિ, પ્રશંસા અને નમસ્કારોથી વશ કરવા, મૂર્ખને કથાઓથી વશ કરવો, ડાહ્યા માણસને વિદ્યાઓથી વશ કરવો, રસિક જનને રસભરી વાતોથી વશ કરવો તેમ જ બધા માણસોને શીલ સદાચારથી વશ કરવા.

दौर्मन्त्र्यान्नृपतिर्विनश्यति यतिः सङ्गात्सुतो लालना-
द्विप्रोऽनध्ययनात्कुलं कुतनयाच्छीलं खलोपासनात् ।
ह्रीर्मद्यादनवेक्षणादपि कृषिः स्नेहः प्रवासाश्रयात्
मैत्री चाप्रणयात्समृद्धिरनयात्त्यागात्प्रमादाद्धनम् ॥

દુષ્ટ મંત્રીની સલાહથી રાજા નાશ પામે છે. આસક્તિને લીધે તપસ્વી સાધક, લાડ લડાવી મોઢે ચડાવવાથી પુત્ર, વિદ્યા ન ભણવાથી–અધ્યયન ન કરવાથી બ્રાહ્મણ, ખરાબ પુત્રથી કુળ દુર્જનની સોબતથી સદાચાર, દારૂના સેવનથી લજ્જા, દેખરેખ ન રાખવાથી ખેતી, પ્રવાસમાં રહેવાથી વિયોગને લીધે સ્નેહ, પ્રેમ ન રાખવાથી મૈત્રી, અનીતિથી સમૃદ્ધિ અને ગમે તેમ વ્યય કરવાથી, બેદરકારીથી તથા આળસથી ધન નાશ પામે છે.

कोऽर्थान्प्राप्य न गर्वितो विषयिणः कस्यापदोऽस्तं गताः, स्त्रीभिः कस्य न खण्डितं भुवि मनः को नाम राज्ञां प्रियः । कः कालस्य न गोचरान्तरगतः कोऽर्थी गतो गौरवं, को वा दुर्जनवागुरासु पतितः क्षेमेण यातः पुमान् ॥ १००६ ॥

સંપત્તિઓ પ્રાપ્ત કરીને કયો માણસ ગર્વિષ્ઠ નથી બન્યો? કયા વિષયી માણસની આપત્તિઓ દૂર થઈ છે? આ પૃથ્વીમાં સ્ત્રીઓ વડે કોનું મન ખંડિત–ચલિત નથી કરાયું? કયો માણસ રાજાઓને હંમેશાં પ્રિય થઈ શક્યો છે? કાળની નજરમાં આવ્યો ન હોય એવો કયો પ્રાણી છે? યાચના કરનાર કોણ ગૌરવ પ્રાપ્ત કરી શક્યો છે? અને દુર્જનોની કપટજાળમા પડ્યા પછી કયો માણસ કુશળપૂર્વક તેમાંથી નીકળી જઈ શક્યો છે? (કોઈ જ નહીં). ૧૦૦૬

वैद्यं पानरतं नटं कुपठितं स्वाध्यायहीनं द्विजं योधं कापुरुषं हयं गतरयं मूर्खं परिव्राजकम् । राजानं च कुमन्त्रिभिः परिवृतं देशं च सोपद्रवं, भार्यां यौवनगर्वितां पररतां मुञ्चन्ति ते पण्डिताः ॥१००७॥

મદ્યપાન કરનાર વૈદ્યને, ખરાબ ઉચ્ચારણ કરનાર અને અધ્યયનથી રહિત બ્રાહ્મણને, બીકણ અને નિર્મળ યોદ્ધાને, વેગ વિનાના ઘોડાને, મૂર્ખ સંન્યાસીને, ખરાબ મંત્રીઓથી ઘેરાયેલા રાજાને ઉપદ્રવોથી ભરેલા પ્રદેશને, યૌવનના ગર્વવાળી અને પરપુરુષમાં પ્રીતિવાળી ભાર્યાને જેઓ ત્યજી દે છે તેઓ બુદ્ધિશાળી છે. ૧૦૦૭

वृक्षं क्षीणफलं त्यजन्ति विहगाः शुष्कं सरः सारसा, निर्द्रव्यं पुरुषं त्यजन्ति गणिका भ्रष्टं नृपं मन्त्रिणः । पुष्पं पर्युषितं त्यजन्ति मधुपा दग्धं वनान्तं मृगाः, सर्वः कार्यवशाज्जनोऽभिरमते तत्कस्य को वल्लभः ॥ १००८ ॥

ફળો નાશ પામેલા વૃક્ષને પક્ષીઓ ત્યજી દે છે, સુકાઈ ગયેલા સરોવરને સારસો ત્યજી દે છે, ધન વિનાના પુરુષને ગણિકાઓ ત્યજી દે છે, રાજ્યભ્રષ્ટ થયેલા રાજાને મંત્રીઓ ત્યજી દે છે, કરમાઈ ગયેલા ફૂલને ભમરાઓ ત્યજી દે છે, બળી ગયેલા વનપ્રદેશને મૃગો–પશુઓ ત્યજી દે છે, આમ બધો પ્રાણીસમુદાય કાર્યવશાત્ જ કોઈની સાથે પ્રીતિવાળો થાય છે. (તેથી નિરપેક્ષ રીતે જોતાં તો કોણ કોનો પ્રિય છે?) ૧૦૦૮

सन्तश्चेदमृतेन किं यदि खलस्तत्कालकूटेन किं
दातारो यदि कल्पशाखिभिरलं यद्यर्थिनः किं तृणैः ।
किं कर्पूरशलाकया यदि दृशः पन्थानमेति प्रियाः
संसारेऽपि सतीन्द्रजालमपरं यद्यस्ति तेनापि किम् ॥

જો સત્પુરુષો મળ્યા હોય તો પછી અમૃતની શી જરૂર છે? જો ખલજનની સાથે પાનું પડ્યું હોય તો પછી કાલકૂટ-ઝેરની શી જરૂર છે? પૃથ્વી પર જો દાતાર જનો છે તો પછી કલ્પવૃક્ષની શી જરૂર છે? અને જગતમાં જો યાચકો છે તો પછી તણખલાંની શી જરૂર છે? (યાચના કરનાર તણખલા બરાબર જ છે.) જો દષ્ટિપથમાં મનોહર સુંદરીઓ આવતી હોય તો પછી ઠંડક માટે કપૂર કે સુરમો આંજવાની શી જરૂર છે? અને આ સંસાર જ પ્રત્યક્ષ ઇન્દ્રજાળ (માયા—જાદુ) જેવો છે તો તેમાં પછી બીજો નકલી ઇન્દ્રજાળ—જાદુ હોય તો તેની શી જરૂર છે? ૧૦૦૯

लोभश्चेदगुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः सत्यं चेत्तपसा च किं शुचि मनो यद्यस्ति तीर्थेन किम् । सौजन्यं यदि किं गुणैः स्वमहिमा यद्यस्ति किं मण्डनैः, सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना ॥ १०१० ॥

જો માણસમાં લોભ હોય તો પછી બીજા અવગુણોની શી જરૂર છે? જો ચાડી—ચૂગલીની ટેવ હોય તો પછી બીજાં પાપોની શી જરૂર છે? જો સત્ય છે તો પછી તપની શી જરૂર છે? જો પવિત્ર મન હોય તો પછી તીર્થ-સેવનની શી જરૂર છે? જો સજ્જનતા હોય તો પછી બંધુજનની શી જરૂર છે? (સજ્જનને સૌ કોઈ બંધુ જ છે અને સૌ કોઈ સજ્જન પ્રત્યે બંધુજનની જેમ જ વર્તે છે.) જો પોતાની અંદર મોટાઈ, ખાનદાની, ઉદારતા હોય તો પછી આભૂષણોની શી જરૂર છે? જો સારી વિદ્યા હોય તો પછી ધનની શી જરૂર છે? અને જો અપયશ હોય તો પછી મૃત્યુની શી જરૂર છે? (અપયશ મૃત્યુ કરતાં પણ અધિક છે.) ૧૦૧૦

छेदश्चन्दनचूतचम्पकवने रक्षापि शाखोटके हिंसा हंसमयूरकोकिलकुले काकेषु नित्यादरः । मातङ्गेन खरक्रयः समतुला कर्पूरकार्पासयो रेषा यत्र विचारणा गुणिगणे देशाय तस्मै नमः ॥ १०११ ॥

જે દેશમાં ચંદન, આંબો, ચંપા વગેરે વૃક્ષોનાં વન કાપી નાખવામાં આવતાં હોય અને બાવળિયાની ઝાડીનાં રક્ષણ થતાં હોય; જ્યાં હંસ, મોર, કોયલ વગેરે પક્ષીઓની હિંસા થતી હોય અને કાગડાઓ વિષે નિત્ય આદર સેવાતો હોય; જ્યાં હાથીને ગધેડાના બદલામાં વેચવામાં આવતો હોય, તેમ જ કપૂર અને કપાસને સરખી રીતે તોળવામાં આવતાં હોય, એ રીતે જ્યાં ગુણીજનો વિષે વિચારણા થતી હોય, તેવા દેશને દૂરથી જ નમસ્કાર હો. ૧૦૧૧

या राका शशिशोभना गतघना सा यामिनी यामिनी, या सौन्दर्यगुणान्विता पतिरता सा कामिनी कामिनी । या गोविन्दरसप्रमोदमधुरा सा माधुरी माधुरी, या लोकद्वयसाधनी तनुभृतां सा चातुरी चातुरी ॥ १०१२ ॥

જે પૂર્ણિમા વાદળો વિનાની અને ચંદ્રથી સુશોભિત છે, તે જ સુંદર રાત્રિ છે; જે કામિની (યુવતી) સૌંદર્ય અને ગુણોથી યુક્ત છે તેમ જ પતિ પર પ્રેમવાળી છે, તે જ સાચી કામિની છે, જે મધુરતા ગોવિંદના રસાનંદથી મધુર છે, તે જ સાચી મધુરતા છે અને મનુષ્યોની જે ચતુરાઈ (ડહાપણ) આ લોક અને પરલોકને સિદ્ધ કરી આપનારી છે, તે જ ખરી ચતુરાઈ છે.

किं तीर्थं हरिपादपद्मभजनं किं रत्नमच्छा मतिः किं शास्त्रं श्रवणेन यस्य गलति द्वैतान्धकारोदयः । किं मित्रं सततोपकाररसिकं तत्त्वावबोधः सखे कः शत्रुर्वद खेददानकुशलो दुर्वासनासंचयः ॥१०१३॥

'હે મિત્ર, તીર્થ (પવિત્ર કરનારું) શું છે?' 'ભગવાનના ચરણકમળનું ભજન.' 'રત્ન શું છે?' 'પવિત્ર-નિર્મળ બુદ્ધિ જ સાચું (પ્રકાશિત) રત્ન છે.' 'શાસ્ત્ર શું છે?' 'જેના શ્રવણથી દ્વૈત-ભેદબુદ્ધિરૂપ અંધકારનો ઉદય-લય પામી જાય તે.' 'મિત્ર કોણ છે?' 'જે સતત ઉપકાર કરવામા રસવાળો છે તે, અને તત્ત્વજ્ઞાન એ પણ સાચો મિત્ર છે કે જેનાથી માણસનો સતત ઉપકાર—હિત થાય છે.' 'શત્રુ કોણ છે?' 'જે દુઃખ આપવામાં કુશળ છે તે. અને ખરી રીતે જોઈએ તો દુર્વાસનાઓનો સમુદાય એ જ માણસને નિત્ય દુઃખ આપનારો તેનો મોટો શત્રુ છે.' ૧૦૧૩

क्षान्तिश्चेद्वचनेन किं किमरिभिः क्रोधोऽस्ति चेद्देहिनां ज्ञातिश्चेदनलेन किं यदि सुहृद्दिव्यौषधैः किं फलम् । किं सर्पैर्यदि दुर्जनाः किमु धनैर्विद्यानवद्या यदि, व्रीडा चेत्किमु भूषणैः सुकविता यद्यस्ति राज्येन किम् ॥ १०१४ ॥

જો માણસની પાસે ક્ષમા હોય તો તેને કવચની (બખ્તરની) શી જરૂર છે? (અર્થાત્ ક્ષમા બખ્તરની પેઠે પુરુષનું રક્ષણ કરે છે. સામા માણસના ક્રોધથી કે કુવચનોથી ક્ષમાવાનની શાંતિનો ભંગ થતો નથી.) જો માણસમાં ક્રોધ છે તો પછી દુશ્મનોની શી જરૂર છે? (માણસમાં રહેલો ક્રોધ જ તેનો મોટો શત્રુ છે અને તેને અનેક રીતે નુકસાન પહોંચાડે છે.) જો જ્ઞાતિ (નાત,

સગાંવહાલાં) હોય તો પછી અગ્નિની શી જરૂર છે. (આ લોકો જેમ ઈર્ષ્યા, દુર્વાચનો-મહેણાં અને નિંદાથી માણસને અગ્નિની જેમ બાળે છે.) જો સાચા હૃદયનો મિત્ર હોય તો દિવ્ય ઔષધોની શું જરૂર છે? પાસે દુર્જનો રહેલા હોય તો પછી સાપની શું જરૂર છે? જો સારી વિદ્યા પ્રાપ્ત કરી હોય તો પછી ધનનું શું પ્રયોજન છે? જો લજ્જા (ખરાબ કામ કરતા સંકોચ) હોય તો ઘરેણાંની શી જરૂર છે? અને જો માણસમાં ઉત્તમ કવિત્વ, કવિપણું, પારદર્શીપણું હોય તો પછી એને રાજ્યની શી જરૂર છે? ૧૦૧૪

सूनुः सच्चरितः सती प्रियतमा स्वामी प्रसादोन्मुखः, स्निग्धं मित्रमवञ्चकः परिजनो निःक्लेशलेशं मनः। आकारो रुचिरः स्थिरश्च विभवो विद्यावदातं मुखं तुष्टे विष्टपकष्टहारिणी हरौ संप्राप्यते देहिनाम् ॥ १०१५ ॥

સારા આચરણોવાળો પુત્ર, પત્ની ખૂબ પ્રીતિવાળી, પ્રીતિપાત્ર અને સતી હોય, શેઠ પ્રસન્નતા અને ઉત્સાહથી ભરેલા મુખવાળો અને મહેરબાની કરવામાં તત્પર હોય-કૃપાશીલ અને ઉદાર હોય, મિત્રો પ્રેમાળ હોય, નોકર-ચાકરો છેતરનારા ન હોય, મન જરા પણ કલેશ કે ચિંતા વિનાનું હોય, આકૃતિ-રૂપ સુંદર હોય, સ્થિર વૈભવ (સ્થાયી પૈસોટકો) હોય અને વિદ્યા વડે પવિત્ર-બનેલું મુખ હોય-આટલી વસ્તુઓ પ્રાણીઓને જ્યારે સંસારના દુઃખો દૂર કરનાર શ્રીહરિ પ્રસન્ન હોય ત્યારે જ પ્રાપ્ત થાય છે. ૧૦૧૫

का श्लाघ्या गुणिनां क्षमा परिभवः को यः स्वकुलैः कृतः किं दुःखं परसंश्रयो जगति कः श्लाघ्यो यः आश्रीयते। को मृत्युर्व्यसनं शुचं जहति के यैर्निर्जिताः शत्रवः, कैर्विज्ञातमिदं विराटनगरे छन्नस्थितैः पाण्डवैः ॥ १०१६ ॥

'ગુણવાનોમા સૌથી પ્રશંસનીય શું છે?' 'તેમનામા જે ક્ષમાનો ગુણ છે તે.' 'સૌથી મોટો તિરસ્કાર કયો છે?' 'જે પોતાના કુલજનોથી થાય છે તે.' 'દુઃખ શું છે?' બીજાનો આશ્રય કરવો તે.' 'જગતમાં પ્રશંસા કરવા યોગ્ય કોણ છે? 'જે અનેક લોકોને આશ્રય આપનારો છે તે.' 'મૃત્યુ શું છે?' 'વ્યસન એ જ મૃત્યુ છે.' 'ક્યા લોકો શોકથી મુક્ત બને છે?' 'જેમણે શત્રુઓ જીતી લીધા છે તે.' 'તમે કહો છો તે આ બધી બાબતોનો અનુભવ કોણે લીધો છે?' 'વિરાટનગરમાં ગુપ્તવાસમાં રહેલા પાંડવોએ.' ૧૦૧૬

स स्निग्धोऽकुशलान्निवारयति यस्तत्कर्म यन्निर्मलं सा स्त्री यानुविधायिनी स मतिमान्यः सद्भिरभ्यर्च्यते। सा श्रीर्या न मदं करोति स सुखी यस्तृष्णया मुच्यते तन्मित्रं यदकृत्रिमं स पुरुषो यः खिद्यते नेन्द्रियैः ॥ १०१७ ॥

સાચો સ્નેહી જન તે છે કે જે અહિતકર બાબતોથી અટકાવે; સાચું કર્મ તે છે કે જે નિર્મળ, કપટ વિનાનું છે; સાચી સ્ત્રી તે છે જે પતિની ઇચ્છાનુસાર કામ કરનારી છે; ઉત્તમ બુદ્ધિશાળી તે છે જે સત્પુરુષોથી આદર કરાય છે; લક્ષ્મી તે છે કે જે માણસમાં મદ-અભિમાન ઉત્પન્ન કરતી નથી; સુખી તે છે કે જે તૃષ્ણાથી છૂટી જાય છે; મિત્ર તે છે કે જે કૃત્રિમતા-દંભ-કપટ વિનાનો છે; તેમ જ પુરુષ (ઉત્તમ મનુષ્ય) તે છે કે જે ઇન્દ્રિયોનાં સુખ-દુઃખોથી હર્ષશોક પામતો નથી

प्रायेणात्र कुलान्वितं कुकुलजाः श्रीवल्लभं दुर्भगा दातारं कृपणा ऋजूननृजवो वित्तान्वितं निर्धनाः। वैरूप्यापहताश्च कान्तवपुषं धर्माश्रयं पापिनो नानाशास्त्रविचक्षणं च पुरुषं निन्दन्ति मूर्खा जनाः ॥१०१८

આ લોકમાં ઘણું ખરું એમ જોવામા આવે છે કે, ખરાબ કુળમા જન્મેલા માણસો કુલીન પુરુષની નિંદા કરે છે. અભાગીજનો ભાગ્યવાળા ધનિકની નિંદા કરે છે. કંજૂસ દાન આપનારની નિંદા કરે છે કપટી જનો સરળ-ભોળા માણસની નિંદા કરે છે. નિર્ધન ધનિકોની નિંદા કરે છે. રૂપેરંગે ખરાબ દેખાતા માણસો સારા રૂપવાન માણસની નિંદા કરે છે. પાપીજનો ધાર્મિક જનની નિંદા કરે છે તેમ જ મૂર્ખ માણસો અનેક શાસ્ત્રોમા વિચક્ષણ પંડિત જનની નિંદા કરે છે. ૧૦૧૮

पौलस्त्यः कथमन्यदारहरणे दोषं न विज्ञातवान् रामेणापि कथं न हेमहरिणस्यासंभवो लक्षितः। अक्षैश्चापि युधिष्ठिरेण सहसा प्राप्तो ह्यनर्थः कथं प्रत्यासन्नविपत्तिमूढमनसा प्रायो मतिः क्षीयते ॥१०१९

અન્યની સ્ત્રીનું હરણ કરવામા રાવણને કેમ દોષ જણાયો નહીં? સોનાનો મૃગ હોય જ નહીં એ રામે પણ કેમ લક્ષ્યમા લીધું નહીં હોય? યુધિષ્ઠિર જેવાએ પણ જુગારનો દોષ વિચાર્યા વગર એકદમ જુગારરૂપ અનર્થને કેમ સ્વીકારી લીધો અને તેના પરિણામરૂપ રાજ્યથી વંચિત બનીને વનવાસરૂપ અનર્થને પામ્યા? ખરેખર એમ જ જણાય છે કે નજીક આવી ગયેલી વિપત્તિથી મૂઢ બનેલા મનવાળાઓની મતિ મોટે ભાગે ક્ષીણ થઈ જાય છે. ૧૦૧૯

सिंहो व्याकरणस्य कर्तुरहरत्प्राणान्प्रियान्पाणिने
र्मीमांसाकृतमुन्ममाथ सहसा हस्ती मुनिं जैमिनिम्।
छन्दोज्ञाननिधिं जघान मकरो वेलातटे पिङ्गलं ह्यज्ञाना-
वृतचेतसामतिरुषा कोऽर्थस्तिरश्चां गुणैः ॥ १०२०॥

વ્યાકરણશાસ્ત્રના કર્તા પાણિનિ મુનિના પ્રિય પ્રાણો-ને સિંહે હરી લીધા, મીમાંસાશાસ્ત્રની રચના કરનારા જૈમિનિ મુનિને એકદમ હાથીએ મારી નાખ્યા, છંદ શાસ્ત્રના જ્ઞાનના ભંડાર પિંગલ મુનિને નદીતટે મગરે મારી નાખ્યા ખરેખર, અજ્ઞાનથી ઘેરાયેલા ચિત્તવાળા-ઓને અને અત્યંત ક્રોધવાળાઓને અને આવા જ પશુ-પક્ષીની યોનિમાં જન્મેલા પ્રાણીઓને અથવા વક્ર સ્વભાવ વાળાઓને ગુણોની સાથે શું સંબંધ હોય? (અજ્ઞાની, ક્રોધી અને વક્ર બુદ્ધિવાળા જીવો ગમે તેવા શ્રેષ્ઠ ગુણવાનોને પણ મારી નાખતા વાર કરતા નથી) ૧૦૨૦

शक्तेनापि सता जनेन विदुषा कालान्तरप्रेक्षिणा
वस्तव्यं खलु वज्रपातविषमे क्षुद्रेऽपि पापे जने।
दर्वीव्यग्रकरेण धूममलिनेनायाससयुक्तेन किं
भीमेनातिबलेन मत्स्यभवनेऽपूपा न संघट्टिता ॥

ખરેખર, માણસ ગમે તેટલો શક્તિશાળી હોય, સાચો હોય અને વિદ્વાન હોય તોપણ તેણે પ્રતિકૂળ સમય દૂર થઈને અનુકૂળ સમય આવે તેની રાહ જોઈને વજ્ર સમાન કઠોર, હલકા અને પાપી માણસોમા રહેવું પડે છે અત્યંત બળવાન ભીમે પણ શું ધુમાડાથી મેલા થઈને ખૂબ શ્રમથી હાથમાં કડછી ઝારા લઈને વિરાટ રાજા ના રસોડામા માલપૂઆ, પૂરી વગેરે રસોઈ બનાવી નથી?

सिद्धिं वाञ्छयता जनेन विदुषा तेजो निगृह्य स्वकं
सत्त्वोत्साहवतापि दैवगतिषु स्थैर्यं प्रकार्यं क्रमात्।
देवेन्द्रद्रुहिणोपमैर्बहुगुणैरभ्यर्चितो भ्रातृभिः।
किं क्लिष्टः सुचिरं विराटभवने पूर्वं न धर्मात्मजः ॥

સિદ્ધિને ઇચ્છનાર માણસ મોટી યોગ્યતા અને સામર્થ્યવાળો હોય છતાં તેણે પોતાના તેજને દબાવી દઈને દૈવથી પ્રાપ્ત થયેલી સ્થિતિમા સ્થિર થઈને રહેવું પડે છે ઇંદ્ર અને બ્રહ્માના જેવા અનેક ગુણોથી પૂજા યેલા ધર્મરાજ યુધિષ્ઠિર પૂર્વે પોતાના ભાઈઓની સાથે વિરાટ રાજાના ભવનમા લાંબા કાળ સુધી શું દુઃખ નથી પામ્યા? ૧૦૨૨

रूपेणाप्रतिमेन यौवनगुणैः श्रेष्ठे कुले जन्मना
गन्त्यानि दिनानि दैववशतो भूयो धनं वाञ्छता।
सैरन्ध्रीति विगर्हिता युवतिभिः साक्षेपमाज्ञाभयाद्
द्रौपद्या किल मत्स्यराजभवने घृष्टं न किं चन्दनम् ॥

શ્રેષ્ઠ કુળમાં જન્મેલા અને અપ્રતિમ રૂપવાળા મનુષ્ય-ને પણ દ્રવ્યની ઇચ્છામાં દૈવને આધીન રહી પોતાના યુવાનીથી ભરપૂર ઘણા દિવસો વિતાવવા પડે છે દ્રૌપદી પણ એવી જ કુલીન અને રૂપ-ગુણ-યૌવનથી પૂર્ણ હતી, તોપણ વિરાટ રાજાના ભવનમાં યુવતીઓ વડે તે 'સૈરન્ધ્રી' (પરગૃહમાં રહેનારી) એવા નિંદ્ય આક્ષેપ-વાળી બની અને આજ્ઞાના લોપના ભયથી એણે પણ શું ચંદન નથી ઘસ્યું? ૧૦૨૩

किं चित्रं यदि राजनीतिकुशलो राजा भवेद्धार्मिकः
किं चित्रं यदि वेदशास्त्रनिपुणो विप्रो भवेत्पण्डितः।
तच्चित्रं यदि रूपयौवनवती साध्वी भवेत्कामिनी
तच्चित्रं यदि निर्धनोऽपि पुरुषः पापं न कुर्यात्क्वचित् ॥

રાજનીતિમાં કુશળ રાજા ધર્મયુક્ત-ન્યાયપરાયણ હોય એમાં શું આશ્ચર્ય છે? અને વેદશાસ્ત્રમાં નિપુણ બ્રાહ્મણ વિદ્વાન હોય તેમાં પણ શું આશ્ચર્ય છે? આશ્ચર્ય તો એ છે કે રૂપ અને યૌવનવાળી સ્ત્રી સાધ્વી સતી હોય અને બીજું આશ્ચર્ય એ છે કે માણસ નિર્ધન હોવા છતાં પણ કદી પાપ ન કરે ૧૦૨૪

वासांसि व्रजचारिवारिजदृशां हृत्वा हठादुच्चकैर्
यः प्राग्भूरुहमारुरोह स पुनर्वस्त्राणि विस्तारयन्।
व्रीडाभारमपाचकार सहसा पाञ्चालजायाः स्वयं
को जानाति जनो जनार्दनमनोवृत्तिः कदा कीदृशी ॥

જેઓ પૂર્વે માછલીના જેવા નેત્રોવાળી વ્રજબાળા-ઓના વસ્ત્રો લઈને સાહસથી વૃક્ષ પર ચઢી ગયા હતા અને પોતાની હઠથી વસ્ત્રો આપતા ન હતા, તે જ કૃષ્ણે પાંચાલીને એક પછી એક વસ્ત્રો આપ્યા જ કરીને પોતાને થયેલી તે લજ્જાનો ભાર દૂર કર્યો ખરેખર, ભગવાનના મનની વૃત્તિ ક્યારે કેવી હોય તે કયો માણસ જાણે છે? ૧૦૨૫

अर्थी लाघवमुच्छ्रितो निपतनं कामातुरो लाञ्छनं
निःस्वो वञ्चनमुन्मना विकलतां दोषाकुलः संशयम्।
लुब्धोऽकीर्तिमसंगरः परिभवं दुष्टोऽन्यदोषे रतिं
दुर्वाग्विप्रियतां दुरोदरवशः प्राप्नोति कष्टं मुहुः ॥

ભિખારી હલકાપણું પામે છે, ઊંચે ચઢેલો માણસ નીચે પડે છે, કામાતુર લાંછન (કલંક) પામે છે, નિર્ધન માણસ છેતરપિંડીમાં ફસાય છે, ઊંચા થયેલા મનવાળો માણસ વિકળ દશા પામે છે, દોષથી ભરેલો માણસ સંશય પામે છે, લોભિયો માણસ અપકીર્તિ પામે છે, યુદ્ધમાં નહિ લડનારો પરાજય પામે છે, દોષયુક્ત માણસ

બીજાના દોષો જોનારો થાય છે. દુષ્ટ વાણીવાળો અપ્રિય બને છે અને પાપી પેટને વશ થયેલો માણસ વારંવાર કષ્ટ ભોગવે છે. ૧૦૨૬

नीतिर्भूमिभुजां नतिर्गुणवतां ह्रीरङ्गनानां रतिर्दंपत्योः
शिशवो गृहस्य कविता बुद्धेः प्रसादो गिराम्।
लावण्यं वपुषः श्रुतं सुमनसः शान्तिर्द्विजस्य क्षमा
शक्तस्य द्रविणं गृहाश्रमवतां स्वास्थ्यं सतां मण्डनम् ॥

રાજનીતિ એ રાજાઓનું ભૂષણ છે. નમ્રતા એ ગુણીજનોનું ભૂષણ છે. લજ્જા એ સ્ત્રીઓનું ભૂષણ છે. રતિ-પ્રેમ એ પતિ-પત્નીનું ભૂષણ છે. બાળકો એ ઘરનું ભૂષણ છે. કવિપણું એ બુદ્ધિનું ભૂષણ છે. મધુરતા એ વાણીનું ભૂષણ છે. લાવણ્ય તે શરીરનું ભૂષણ છે. શાસ્ત્ર એ સારા માણસનું ભૂષણ છે. શાંતિ એ બ્રાહ્મણનું ભૂષણ છે, ક્ષમા એ શક્તિમાનનું ભૂષણ છે, દ્રવ્ય એ ગૃહસ્થાશ્રમમાં રહેનાર માણસનું ભૂષણ છે તેમ જ સ્વસ્થતા એ સજ્જનોનું ભૂષણ છે. ૧૦૨૭

कार्पण्येन यशः क्रुधा गुणचयो दम्भेन सत्यं क्षुधा
मर्यादा व्यसनैर्धनं च विपदा स्थैर्यं प्रमादैर्द्विजः
पैशुन्येन कुलं मदेन विनयो दुश्चेष्टया पौरुषं
दारिद्र्येण जनादरो ममतया चात्मप्रकाशो हतः ॥

કંજૂસાઈથી યશનો નાશ થાય છે, ક્રોધથી ગુણોનો સમૂહ નાશ પામે છે, દંભથી સત્ય નાશ પામે છે, ભૂખથી મર્યાદા નાશ પામે છે, વ્યસનોથી ધન નાશ પામે છે, વિપત્તિથી સ્થિરતા નાશ પામે છે, પ્રમાદથી બ્રાહ્મણ નાશ પામે છે, ચાડીચૂગલીથી કુલ નાશ પામે છે, મદથી વિનય નાશ પામે છે, ખરાબ કર્મોથી પરાક્રમસામર્થ્ય નાશ પામે છે, દરિદ્રતાથી લોકોનો આદર નાશ પામે છે તેમ જ મમતાને લીધે આત્માનો પ્રકાશ નાશ પામે છે. ૧૦૨૮

तारुण्यं तरुणीजने विकचता पुष्पे विधौ चन्द्रिका
कासारे कुमुदं वने पिचुवनं दानं द्विपेऽनर्गले।
आनृण्यं गृहिणां गृहस्य गृहिणी पित्रोः शुभा संतति-
र्लावण्यं तनुते द्विजेऽतिपलिते विद्वचतुर्थाश्रमः ॥१०२९

યુવતીઓમાં તેમનું તરુણપણું તેમના લાવણ્યને (શોભાને) વધારે છે, પુષ્પમાં તેનું વિકસિતપણું, ચંદ્રમાં તેની ચાંદની, તળાવમા પોયણાં, વનમાં પુષ્પવન અને બંધનરહિત હાથીમાં તેનો મદસ્રાવ તેની શોભાને વધારે છે. તેવી જ રીતે દેવ, પિતૃ અને અતિથિઓનો પૂજા-સત્કાર અને સમૃદ્ધિ ગૃહસ્થોની, ગૃહિણી ઘરની, સારી સંતતિ માતા-પિતાની અને વિદ્વત્-સંન્યાસ અત્યંત વૃદ્ધ બ્રાહ્મણની શોભાને વધારે છે. ૧૦૨૯

माधुर्यं प्रमदाजनेषु ललितं दाक्षिण्यमार्ये जने
शौर्यं शत्रुषु नम्रता गुरुजने धर्मिष्ठता साधुषु।
मर्मज्ञेष्वनुवर्तनं बहुविधं मानं जने पण्डिते
शाठ्यं पापिजने नरस्य कथिताः पर्यन्तमष्टौ गुणाः ॥

સ્ત્રીજનો સાથે સુંદર અને મધુર વર્તાવ, સજ્જનો સાથે શિષ્ટતા ભર્યો વ્યવહાર, શત્રુઓ પ્રત્યે શૌર્ય, ગુરુજનો પ્રત્યે નમ્રતા, સાધુ પુરુષો સાથે ધર્મિષ્ઠપણું, મર્મજ્ઞ નિષ્ણાતો સાથે તે કહે તે પ્રમાણે તેમને અનુસરવાપણું, પંડિતજનો પ્રત્યે માન અને પાપી દુષ્ટજનો સાથે શઠતા-આ પ્રમાણે જીવન પર્યંત રાખવા જેવા આઠ ગુણો છે. ૧૦૩૦

इन्दुं निन्दति तस्करो गृहपतिं जारो सुशीलं खलः
साध्वीमप्यसती कुलीनमकुलो जह्याज्जरन्तं युवा।
विद्यावन्तमनक्षरो धनपतिं नीचश्च रूपोज्ज्वलं
वैरूप्येण हतः प्रवुद्धमबुधो कृष्टं निकृष्टो जनः ॥१०३१

ચોર ચંદ્રની નિંદા કરે છે. જાર પુરુષ ઘરના સ્વામીની નિંદા કરે છે. ખલ-કપટી સુશીલની નિંદા કરે છે. કુલટા સતી સ્ત્રીની નિંદા કરે છે. હલકા કુળનો માણસ કુલીનની નિંદા કરે છે. જુવાન વૃદ્ધ માણસની નિંદા કરે છે, અભણ મૂર્ખ માણસ વિદ્વાનની નિંદા કરે છે. હીન સ્થિતિવાળો ધનિકની નિંદા કરે છે. કદરૂપો માણસ સુંદર પુરુષની નિંદા કરે છે. મૂર્ખ માણસ બુધ-વિદ્વાનની તેમ જ હલકો માણસ ઊંચે ચડેલ માણસની નિંદા કરે છે. ૧૦૩૧

विद्वान्संसदि पाक्षिकः परवशो मानी दरिद्रो गृही
द्रव्याढ्यः कृपणो यतिर्वसुमना वृद्धो विवाहोद्यतः।
राजा दुःसचिवप्रियः सुकुलजो मूर्खः पुमान्स्त्रीजितो
वेदान्ती हतसत्क्रियः किमपरं हास्यास्पदं भूतले ॥

માણસ વિદ્વાન છતાં સભામાં પક્ષપાતી હોય, સ્વાભિમાની છતાં પરાધીન હોય, ગૃહસ્થ છતાં નિર્ધન હોય, ધનાઢ્ય છતા કૃપણ-પામર-કંજૂસ હોય, યતિ-સંન્યાસી છતાં ધનમાં મનવાળો હોય, વૃદ્ધ છતાં વિવાહ માટે તૈયાર હોય, રાજા દુષ્ટ પ્રધાનો પ્રત્યે પ્રીતિવાળો હોય, ઉચ્ચ કુળમાં જન્મ્યો હોવા છતાં મૂર્ખ હોય, પુરુષ હોવા છતાં સ્ત્રી વડે જીતાઈ ગયેલો-સ્ત્રીવશ-બાયલો હોય, વેદાંતને ભણનારો હોવા છતા સત્કર્મોથી રહિત હોય-પૃથ્વી પર આથી બીજું હાસ્યાપદ શું હોઈ શકે? ૧૦૩૨

का विद्या कवितां विनार्थिनि जने त्यागं विना श्रीश्च का
को धर्मः कृपया विना क्षितिपतिः को नाम नीतिं विना।
कः सूनुर्विनयं विना कुलवधूः का स्वामिभक्तिं विना
भोग्यं किं रमणीं विना क्षितितले किं जन्म कीर्तिं विना॥

માણસમાં કવિત્વ (ક્રાંતદર્શીપણું) વિનાની વિદ્યા શી? (એ વિદ્યા નથી, અર્થાત્ તુચ્છ વિદ્યા છે.) યાચકજનોમાં ત્યાગ કરવામાં ન આવતી હોય એવી લક્ષ્મી શી? (એ હીન લક્ષ્મી છે) કૃપા અથવા દયા વિનાનો ધર્મ શો? જેનામાં ન્યાય નીતિ ન હોય તે રાજા શો? જેનામાં વિનય (સંસ્કારિતા) ન હોય એ પુત્ર શો? જેનામા પોતાના સ્વામી પ્રત્યે ભક્તિપ્રેમ ન હોય તે કુળવધૂ શી? સુંદરી સ્ત્રી વિના જગતમાં ભોગવવા યોગ્ય વસ્તુ શી? અને જન્મ લઈને જો કીર્તિ પ્રાપ્ત ન થઈ તો એ જન્મ શો? (એ બધું અધૂરં–તુચ્છ જેવું જ છે.) ૧૦૩૩

दाक्षिण्यं स्वजने दया परजने शाठ्यं सदा दुर्जने
प्रीतिः साधुजने नयो नृपजने विद्वज्जनेष्वार्जवम्।
शौर्यं शत्रुजने क्षमा गुरुजने नारीजने धूर्तता
ये चैवं पुरुषाः कलासु कुशलास्तेष्वेव लोकस्थितिः॥

પોતાના કુટુંબીઓ પ્રત્યે વિવેકયુક્ત ઉદાર વર્તન, નોકરચાકર તેમ જ આજુબાજુનાં પાડોશીઓ પ્રત્યે દયા–લાગણી, દુર્જનો પ્રત્યે શઠતા, સજ્જનો પ્રત્યે પ્રેમ, રાજાઓ સાથે નીતિ, વિદ્વાનો સાથે સરળતા, શત્રુઓ સાથે શૌર્ય, વડીલો પ્રત્યે ક્ષમાભાવ–સહનશીલતા, સ્ત્રીઓ સાથે ધૃષ્ટતા (અણનમપણું, બાયલાપણાનો અભાવ, તેજસ્વિતા, દઢતા)—જે પુરષો ઉપર પ્રમાણે કળાઓમાં કુશળ હોય છે, તેઓ જ સંસારવ્યવહાર સફળતાથી ચલાવી શકે છે. ૧૦૩૪

स्वाधीना दयिता सुतावधि सुतोऽसौ षोडशाब्दावधि
स्यात्कन्या करपीडनावधि सुतस्त्रीस्तद्दशत्वावधि।
जामाता बहुलार्पितावधि सखा साधुप्रलापावधि
शिष्यो गुह्यनिरूपणावधि परे चैते धनत्वावधि॥

વહાલી પત્ની પણ પુત્રો થાય ત્યાં સુધી પતિને સારી રીતે આધીન રહે છે. પુત્રો પણ સોળ વર્ષના થાય ત્યાં સુધી આધીન રહે છે. પુત્રીઓ લગ્ન થાય ત્યા સુધી આધીન રહે છે. પુત્રની સ્ત્રી પરણીને આવ્યા પછી તેની વયના દશમા ભાગના સમય જેટલું (અર્થાત્ વરસ–બે વરસ સુધી) તેના સસરાની આજ્ઞાંકિત રહે છે. જમાઈ તેને ખૂબ ખૂબ આપતા રહો ત્યાં સુધી આધીન રહે છે. મિત્ર તેની સાથે સારી રીતે બોલતા રહો–વાર્તાલાપ રાખો ત્યાં સુધી સારી રીતે આધીન રહે છે, શિષ્ય ગુરુ તેને ગુહ્ય જ્ઞાન કહી દે ત્યાં સુધી તેને આધીન રહે છે અને નજીકના તથા દૂરના માણસો જ્યાં સુધી માણસ ધનિક હોય ત્યાં સુધી તેને આધીન રહે છે.

स्त्रीणां यौवनमर्थिनामनुगमो राज्ञां प्रतापः सतां
स्वास्थ्यं स्वल्पधनस्य संहतिरसद्वृत्तेश्च वाडम्बरः।
स्वाचारस्य सदर्चनं परिणतेर्विद्या कुलस्यैकता
प्रज्ञाया धनमुन्नतेरतिनतिः शान्तेर्विवेको बलम्॥

યૌવન એ સ્ત્રીઓનુ બળ છે. ધનિકોની પાછળ પાછળ જવું એ યાચકોનુ બળ છે. પ્રભાવ, તેજસ્વિતા અથવા ઉગ્રતા એ રાજાઓનું બળ છે. સ્વસ્થતા-નિર્વિકારતા એ સત્પુરુષોનું બળ છે. સંઘ, સંપ અથવા સમુદાય એ ઓછા ધનવાળાઓનું બળ છે. વાણીનો આડંબર એ દુષ્ટ વૃત્તિવાળાનું બળ છે. સત્પુરુષો પ્રત્યે માન–આદર એ સદાચારીનું બળ છે. નમ્રતાનું અથવા (પરિણતિ) પરિપક્વ અવસ્થાનું બળ વિદ્યા અથવા અનુભવ છે. એકતા એ કુળનું બળ છે. ધન એ વિશેષ બુદ્ધિનું બળ છે. અત્યંત નમ્રતા એ ઉન્નતિનું બળ છે અને વિવેક (સારા અને ખોટાના ભેદનું જ્ઞાન) એ શાંતિનું બળ છે. ૧૦૩૬

नागो भाति मदेन कं जलरुहैः पूर्णेन्दुना शर्वरी
शीलेन प्रमदा जवेन तुरगो नित्योत्सवैर्मन्दिरम्।
वाणी व्याकरणेन हंसमिथुनैर्नद्यः सभा पण्डितैः
सत्पुत्रेण कुलं नृपेण वसुधा लोकत्रयं विष्णुना॥

હાથી મદ વડે શોભે છે, પાણી કમળો વડે, રાત્રિ પૂર્ણ ચંદ્ર વડે, સ્ત્રી શીલ વડે, ઘોડો વેગ વડે, ઘર અથવા મંદિર દરરોજના ઉત્સવો વડે, વાણી વ્યાકરણ વડે, નદીઓ હંસનાં જોડાથી, સભા પંડિતોથી, કુળ સારા પુત્રથી, પૃથ્વી રાજાથી તેમ જ ત્રણ લોક વિષ્ણુ (પરમેશ્વર) વડે શોભે છે. ૧૦૩૭

एहि स्वागतमाविशासनमिदं कस्माच्चिराद्दृश्यसे
का वार्ता परिदुर्बलोऽसि नितरां प्रीतोऽस्मि ते दर्शनात्।
इत्येवं समुपागतं द्विजवरं संभावयन्त्यादरात्
तेषां युक्तमशङ्कितेन मनसा गेहेषु गन्तुं सदा॥

જેઓ પોતાને ઘેર આવેલા ઉત્તમ બ્રાહ્મણોને આદર આપતાં જણાવે છે કે, 'આવો, ભલે પધાર્યા. આ આસન પર બેસો. કેમ કાંઈ ઘણા વખતે દેખાઓ છો; શું ચાલે છે? ઘણા દૂબળા થઈ ગયા છો. તમારાં દર્શનથી હું ઘણો જ પ્રસન્ન થયો છું.' જેઓ પોતાને ઘેર આવેલા

મહેમાનનું આ પ્રમાણે કહીને આદરપૂર્વક સન્માન કરે તેમને ઘેર સદા નિઃશંકપણે જવું યોગ્ય જ છે. ૧૦૩૮

को लाभो गुणिसंगमः किमसुखं प्राज्ञेतरैः संगतिः
का हानिः समयच्युतिर्निपुणता का धर्मतत्त्वे रतिः।
कः शूरो विजितेन्द्रियः प्रियतमा कानुव्रता किं धनं
विद्या किं सुखमप्रवासगमनं राज्यं किमाज्ञाफलम् ॥

'આ જગતમાં લાભ શો છે?' 'ગુણવાનજનો સાથેનો સંગમ.' 'દુઃખ શું છે?' 'મૂર્ખ માણસોની સોબત.' 'હાનિ શી છે?' 'સમયનો દુરુપયોગ.' 'નિપુણતા કઈ છે?' 'ધર્મના તત્ત્વજ્ઞાનમાં પ્રેમ હોવો તે.' 'શૂરવીર કોણ છે?' 'જેણે પોતાની ઇન્દ્રિયોને જીતી છે તે.' 'પ્રિય સ્ત્રી કોને ગણવી?' 'જે પતિને સારી રીતે અનુસરે તે.' 'ધન શું છે?' 'વિદ્યા એ જ ધન છે.' 'સુખ શું છે?' 'વારંવાર પ્રવાસમા જવું ન પડે તે.' રાજ્ય કોને કહેવું?' 'આજ્ઞા થતાંની સાથે જ જે સફળ થાય તે.' ૧૦૩૯

सस्यानि स्वयमत्ति चेद्वसुमती माता सुतं हन्ति चेद्
वेलामम्बुनिधिर्विलङ्घयति चेद्भूमिं दहेत्पावकः।
आकाशं जनमस्तके पतति चेदन्नं विषं चेद्भवे-
दन्यायं कुरुते यदि क्षितिपतिः कस्तं निरोद्धुं क्षमः ॥

પોતામાંથી ઉત્પન્ન થતાં ધાન્યોને જો પૃથ્વી જાતે જ ખાઈ જાય, સંતાનોને જો તેમની માતા જ મારી નાખે, સમુદ્ર જ જો તેના કિનારાઓને ઓળંગીને આગળ વધે (વસ્તીવાળા પ્રદેશો પર ફરી વળે), અગ્નિ પૃથ્વીને બાળી નાખે, આકાશ જો પ્રાણીઓના માથે તૂટી પડે, પ્રાણધારક અન્ન બનવાને બદલે જો પ્રાણુધારક ઝેર બની જાય અને પૃથ્વીનું રક્ષણ કરનાર રાજા પોતે જ જો અન્યાય કરવા લાગે તો તેને (આ બધાંને તેમ કરતાં) અટકાવવા માટે કોણ સમર્થ છે? ૧૦૪૦

वासः शुभ्रमृतुर्वसन्तसमयः पुष्पं शरन्मालती
धानुष्कः कुसुमायुधः परिमलः कस्तूरिकास्त्रं धनुः।
वाणी तर्करसोज्ज्वला प्रियतमा श्यामा वयो नूतनं
मार्गः शांभव एव पञ्चमलया गीतिः कविश्चिल्हणः ॥

વસ્ત્રોમાં શુભ્ર (કાંતિથી પ્રકાશતાં શ્વેત) વસ્ત્રો, ઋતુઓમા વસંતકાળ, પુષ્પોમાં શરદઋતુનું માલતીનું પુષ્પ, ધનુર્ધારીઓમાં પુષ્પોના ધનુષવાળો કામદેવ, સુગંધોમાં કસ્તૂરીનો ગંધ, અસ્ત્રોમાં ધનુષ, બધી વાણીઓમાં તર્કના રસથી પ્રકાશતી વાણી, પ્રિયતમામાં સોળ વરસની સુંદરી, વયમાં તરુણ વય, સાધનામાર્ગમાં શૈવમાર્ગ, સંગીતમાં પંચમ આલાપ અને કવિઓમાં બિલ્હણ શ્રેષ્ઠ છે.

रोलम्बैर्न विलम्बितं विघटितं धूमाकुलैः कोकिलै-
र्मायूरैश्चलितं पुरैव रभसात्कीरैरधीरैर्गतम्।
एकेनापि सुपल्लवेन तरुणा दावानलोपप्लवः
सोढः को न विपत्सु मुञ्चति जनो मूर्धापि यो लालितः ॥

સુંદર ફળ—ફૂલ-પલ્લવોથી ભરેલા વૃક્ષને જ્યારે દાવાનળ લાગ્યો ત્યારે ઊડી જવામાં ભમરાઓએ વિલંબ ન કર્યો, ધુમાડાથી વ્યાકુળ કોકિલો પણ તેનાથી જુદા પડી ગયા. મયૂરો પણ ચાલ્યા ગયા અને અધીરા પોપટો તો બધાંની પહેલાં જ જતા રહ્યા હતા. છેવટે તે એકલા જ ભલા વૃક્ષે દાવાનળની વિપત્તિ સહન કરી. શિરને સાટે જેમનું લાલનપાલન કર્યું હોય (અથવા માથા ઉપર બેસાડીને જેમને લાડ લડાવી પોષ્યા હોય) તેવાઓમાં પણ એવો કયો છે કે જે માણસને તેની વિપત્તિના વખતે છોડીને ચાલ્યો જતો નથી? ૧૦૪૨

क्षोणीशाश्रयिणां परोपकरणाभावादवाप्तश्रियां
कार्पण्यात्सुधियामनध्ययनतो यूनां प्रवासाश्रयात्।
ज्ञातॄणां जगदीशभक्तिविरहादायुर्वृथा गच्छती-
त्येवं कांस्यसमुद्भवः प्रतिदिनं नादो वदत्युच्चकैः ॥

રાજપુરુષોનું આયુષ્ય પરોપકાર ન કરવાને લીધે, ધનિકોનું આયુષ્ય કૃપણતાને લીધે, સારી બુદ્ધિવાળા જનોનું આયુષ્ય અધ્યયન ન કરવાને લીધે, યુવાન જનોનું આયુષ્ય પ્રવાસમાં વિરહ વેઠવાને લીધે અને જ્ઞાનીઓનું આયુષ્ય જગદીશ્વરનું ભજન ન કરવાને લીધે વ્યર્થ ચાલ્યું જાય છે, એમ કાંસાના બનેલા ઘંટનો નાદ (તેના સમય સૂચવનારા ડંકાઓ) જાણે નિત્ય ઊંચેથી ઘોષિત કરી રહ્યો છે. ૧૦૪૩

मानुष्ये सति दुर्लभा पुरुषता पुंस्त्वे पुनर्विप्रता
विप्रत्वे बहुविद्यतातिगुणता विद्यावतोऽर्थज्ञता।
अर्थज्ञस्य विचित्रवाक्यपटुता तत्रापि लोकज्ञता
लोकज्ञस्य समस्तशास्त्रविदुषो धर्मे मतिर्दुर्लभा ॥

મનુષ્યપણું પ્રાપ્ત થયું હોય તેમા પણ પુરુષપણું દુર્લભ છે, પુરુષપણામાં પણ બ્રાહ્મણપણું, બ્રાહ્મણપણામાં બહુ વિદ્યાવાળાપણું, બહુ વિદ્યાવાળાપણામાં બહુ ગુણવાળાપણું, વિદ્યા અને ગુણવાળાપણામાં અર્થજ્ઞતા—વાસ્તવિક અર્થને જાણનારા હોવાપણું, અર્થજ્ઞતામાં પણ આશ્ચર્યકારક સુંદર વાક્પટુતા, તેમાં પણ લોકસ્વભાવની પરખ, તેમાં પણ સમસ્ત શાસ્ત્રોને જાણવા-

પણું અને આ બધુંયે પ્રાપ્ત થયું હોય અને સાથે ધર્મમાં શુદ્ધિ હોય–આ વાત દુર્લભ હોય છે. ૧૦૪૫

आयाते च तिरोहितो यदि पुनर्दृष्टोऽन्यकार्ये रतो
वाचि स्मेरमुखो विषण्णवदनः स्वक्लेशवादे मुहुः ।
अन्तर्वेश्मनि वासमिच्छति भृशं व्याधीति यो भाषते
भृत्यानामपराधकीर्तनपरस्तन्मन्दिरं न व्रजेत् ॥१०४५॥

જે માણસ કોઈ મળવા આવે ત્યારે ઘરમા છુપાઈ જાય છે, જો જોવામાં આવી ગયો હોય તો તેનાં બીજાં કામમાં ડૂબી જાય છે, બોલવામાં હસમુખો હોય છતાં શોકિયા મોઢાવાળો થઈ જાય છે, વારંવાર પોતાની મુશ્કેલીઓ જ બતાવવા લાગે છે, ઘરના બીજા ઓરડામાં જવાની ઇચ્છા કરે છે, 'શરીર સારું નથી, મને ખૂબ દરદ થાય છે' એમ કહે છે અને જે આખો વખત પોતાના નોકરચાકરોના ગુનાઓ જ ગણાવ્યા કરે છે–એવાને ઘેર ન જવું. ૧૦૪૫

बन्दी विन्दति चेदमात्यपदवीं शिष्टैरलं भूरिभिः
पुंभिश्चेत्प्रतिपाद्यते रतिकला कैणीदृशामादरः ।
विश्रान्ता यदि वैखरीषु कविता काव्येन भव्येन किं
भूपाले यवने समस्तभुवने वैदग्ध्यमस्तं गतम् ॥१०४६

ભાટ–ચારણ (અથવા ભાટ–ચારણની જેમ ખુશામત કરનાર) જો અમાત્યનુ, મંત્રીનું—પ્રધાનનું સ્થાન મેળવે તો પછી મોટા નીતિવિદ્ શિષ્ટ પુરુષોની શી જરૂર છે? પુરુષો પોતે જ જો અંદરોઅંદર રતિકળા સિદ્ધ કરી લે તો પછી મૃગનયની સુંદરીઓનો આદર કરવાની શી જરૂર છે? જો કવિતાનું કાવ્યત્વ વાણીના સ્થૂળ શબ્દોમા જ પૂરું થઈ જતું હોય તો પછી ભવ્ય અને સૂક્ષ્મ ઉચ્ચ કાવ્યોની શી જરૂર છે? જો ચારિત્ર્ય-હીન અનાર્યઅધમ પુરુષ રાજા થયો હોય તો પછી સમસ્ત જગતમા નિર્મળતા, નિષ્કલંકતા, સંસ્કાર અને શુદ્ધ ચારિત્ર્ય અસ્ત પામી ગયેલું જ સમજવું. ૧૦૪૬

आहूतेषु विहंगमेषु मशको नायान्पुरो वार्यते
मध्येवारिधि वा वसंस्तृणमणिर्धत्ते मणीनां रुचम् ।
खद्योतोऽपि न कम्पते प्रविचलन्मध्येऽपि तेजस्विनां ।
धिक्सामान्यमचेतसं प्रभुमिवानामृष्टतत्त्वान्तरम् ॥

જ્યારે પક્ષીઓને બોલાવવામાં આવ્યાં હોય, ત્યારે સૌની આગળ મચ્છર આવવા લાગે તો એને કોઈ અટકાવતું નથી એવી જ રીતે રત્નોવાળા સમુદ્રની અંદર ચળકતું તણખલું પણ પોતે મણિની કાંતિ ધારણ કરે છે, એમ માને તો તેને કોઈ ના કહેવા જતું નથી. તેજસ્વી ગ્રહ—નક્ષત્ર—ચંદ્ર વગેરેવાળા આકાશમાં ચાલી રહેલો આગિયો પણ બેધડકપણે પોતાને આકાશમાં પ્રકાશ પાથરનાર માને તો તેનો કોઈ નિષેધ કરતું નથી. જેણે પોતાના કરતા મહાન કોઈ બીજા તત્ત્વોનો વિચાર કર્યો નથી, એવા કોઈ તત્ત્વને જાણ્યું—અનુભવ્યું નથી અને જે પોતાને જ શ્રેષ્ઠ અને સમર્થની તુલ્ય માનીને વર્તી રહ્યો છે એવા જડ પ્રાણીને ધિક્કાર છે. ૧૦૪૭

मूर्खोऽशान्तस्तपस्वी क्षितिपतिरलसो मत्सरो धर्मशीलो
दुःस्थो मानी गृहस्थः प्रभुरतिकृपणः शास्त्रवृद्धर्महीनः ।
आज्ञाहीनो नरेन्द्रः शुचिरपि सततं यः परान्नोपभोजी
वृद्धो रोगी दरिद्रः स च युवतिपतिर्धिग्विडम्बप्रकारान् ॥

તપસ્વી માણસ મૂર્ખ અને અશાંત–ચંચળ હોય, રાજા આળસુ હોય, પોતાને ધર્મનું આચરણ કરનાર–માનનાર માણસ ઈર્ષ્યા–દ્વેષવાળો હોય, સ્વમાની ગૃહસ્થ ખરાબ અવસ્થામા હોય, શેઠ અત્યંત કૃપણ–કંજૂસ હોય, શાસ્ત્ર જાણનારો ધર્મથી હીન હોય, રાજા સેવકોને આજ્ઞા આપી શકતો ન હોય, પવિત્ર માણસ નિત્ય પારકું અન્ન ખાનારો હોય, વૃદ્ધ હોય, રોગી હોય અને દરિદ્ર હોય છતાં તે તરુણ સ્ત્રીનો પતિ હોય—આ બધા વિટંબણાઓના નમૂના છે, તેમને ધિક્કાર છે. ૧૦૪૮

प्राणाघातान्निवृत्तिः परधनहरणे संयमः सत्यवाक्यं
काले शक्त्या प्रदानं युवतिजनकथामूकभावः परेषाम् ।
तृष्णास्रोतोविभङ्गो गुरुषु च विनयः सर्वभूतानुकम्पा
सामान्यः सर्वशास्त्रेष्वनुपहतविधिः श्रेयसामेष पन्थाः

કોઈની પ્રાણહત્યા કરવામાથી અથવા કોઈના પ્રાણોને આઘાત પહોંચાડવાથી નિવૃત્ત રહેવું, બીજાનું ધન હરી લેવામાં સંયમ, સત્ય વાણી બોલવી, સમય પર યથાશક્તિ દાન આપવું. પરસ્ત્રીઓની વાત ચાલતી હોય ત્યારે મૂંગા રહેવું, ચિત્તમાં રહેલી તૃષ્ણાના પ્રવાહને તોડવો, વડીલો પ્રત્યે વિનય અને સર્વ પ્રાણીઓ પ્રત્યે દયા—આટલી બાબતોના આચરણનું વિધાન સામાન્ય રીતે તમામ શાસ્ત્રોમા કરવામા આવેલું છે. કોઈ પણ શાસ્ત્ર એવું નથી કે જેણે આ વસ્તુઓનું વિધાન ન કર્યું હોય, એવો આ કલ્યાણનો માર્ગ છે. ૧૦૪૯

आविर्भूतानुरागाः क्षणमुदयगिरेरुज्जिहानस्य भानोः
पत्रच्छायैः पुरस्तादुपवनतरवो दूरमाश्वेव गत्वा ।
एते तस्मिन्निवृत्ताः पुनरितरककुप्प्रान्तपर्यस्तबिम्बे
प्रायो भृत्यास्त्यजन्ति प्रचलितविभवं स्वामिनं सेवमानाः॥

સૂર્ય ઉદયગિરિથી ઉપર આવી રહ્યો હોય છે તે વખતે વન-ઉપવનના તરુઓ પોતાનાં પાંદડાની છાયા વડે તે સૂર્ય પ્રત્યે અનુરાગ પ્રકટ કરે છે. (પોતાની છાયા સૂર્યથી દૂર હોય છે તેને જાણે સૂર્યના સત્કાર માટે સૂર્યની તરફ નજીક મોકલીને અનુરાગ પ્રદર્શિત કરે છે,) પણ એ જ સૂર્ય જ્યારે બીજી દિશામા અસ્તાચલ પ્રત્યે જનારા બિંબવાળો થાય છે, ત્યારે તરુઓ તરત જ (સૂર્યના પ્રત્યે મોકલેલી છાયાને સૂર્યથી વિરુદ્ધની સામેની દિશામાં મોકલીને) જાણે અનુરાગ ન બતાવતાં હોય તેમ એ સત્કારની ક્રિયામાંથી નિવૃત્ત થઈ જાય છે, ખરેખર, સ્વામીની સેવા કરી રહેલા સેવકો પણ જ્યારે એ સ્વામીની પાસેથી વૈભવ ચાલ્યો જવા લાગે છે, ત્યારે મોટેભાગે એનો ત્યાગ કરે છે. ૧૦૫૦

मणिना वलयं वलयेन मणिर्मणिना वलयेन विभाति करः । कविना च विभुर्विभुना च कविः कविना विभुना च विभाति सभा। शशिना च निशा निशया च शशी शशिना निशया च विभाति नभः। पयसा कमलं कमलेन पयः पयसा कमलेन विभाति सरः ॥ १०५१ ॥

મણિ વડે કંકણ અને કંકણ વડે મણિ શોભે છે અને મણિ તેમ જ કંકણથી હાથ શોભે છે. કવિથી રાજા અને રાજાથી કવિ શોભે છે; અને કવિ તેમ જ રાજાથી સભા શોભે છે. ચંદ્રથી રાત્રિ અને રાત્રિથી ચંદ્ર શોભે છે; અને ચંદ્ર તેમ જ રાત્રિથી આકાશ શોભે છે. પાણીથી કમળ અને કમળથી પાણી શોભે છે અને પાણી તેમ જ કમળથી સરોવર શોભે છે. ૧૦૫૧

## द्वितीय प्रकरण समाप्त



# सुभाषितरत्नभाण्डागार

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર સહિત

## तृतीय प्रकरण

## राजप्रकरण

### રાજસભાવર્ણન

सभाकल्पतरु वन्दे वेदशाखोपशोभितम् ।
शास्त्रपुष्पसमाकीर्णं विद्वद्भ्रमरमण्डितम् ॥१॥

હુ તે રાજસભાને નમન કરું છું, જે રાજસભા કલ્પવૃક્ષ જેવી છે, જેને વેદોરૂપી શાખાઓની શોભા છે, જે અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર વગેરે પુષ્પોથી ભરપૂર છે અને જે વિદ્વાનોરૂપી ભમરાઓથી શોભી રહી છે. ૧

विद्वांसः कवयो भट्टा गायकाः परिहासकाः ।
इतिहासपुराणज्ञाः सभा सप्ताङ्गसंयुता ॥२॥

આ રાજસભા તે વિદ્વાનો, કવિઓ, ભાટ-ચારણો, ગાનારાઓ, મશ્કરાઓ તેમ જ ઇતિહાસ-પુરાણને જાણનાર ડાહ્યા માણસો એ રીતના સાત અંગોની બનેલી હોય છે. ૨

धनदैर्धर्मराजैश्च कविभिर्गुरुभिर्वृता ।
सभा ते भाति भूमीन्द्र सुधर्मातोऽधिका क्षितौ ॥३॥

હે પૃથ્વીના પતિ! તારી સભા પૃથ્વી પર છે, તે 'સુધર્મા' નામની સ્વર્ગની સભા કરતા ચડિયાતી છે; કારણ કે સ્વર્ગની સભામા એક ધનદ-કુબેર, એક ધર્મરાજ, એક કવિ અને એક ગુરુ છે; પરંતુ તારી સભામા તો ઘણા જ ધનદ, ધર્મરાજ, કવિઓ અને ગુરુઓ છે. ૩

सुवर्णवर्णललिता पदविन्यासशालिनी ।
वाणीव भाति ललिता सभा ते जगतीपते ॥४॥

હે જગતના પતિ-રાજન્! તારી સભા વાણીની જેમ શોભે છે. વાણીને સુંદર વર્ણ છે, તો તારી સભાનો વર્ણ સુવર્ણ જેવો છે. વાણીમાં સુંદર પદ ગોઠવ્યા છે, તો તારી સભામા પદ-અધિકારો પ્રમાણે આસનોની ગોઠવણી છે. ૪

विबुधावलिसंपूर्णा सुखपूर्णदिगीश्वरा ।
चतुराननसंपूर्णा स्वर्गादपि सभाधिका ॥५॥

હે રાજન્! આ રાજસભા સ્વર્ગથી વિશેષ છે; કારણ કે સ્વર્ગની જેમ અહીં વિબુધજનોની મંડલી રહેલી છે. દિશાઓના દિક્પાલોની જેમ સભાના ખૂણે ખૂણે રાજાઓ બેઠેલા છે, સ્વર્ગમા એક ચતુરાનન-બ્રહ્મા છે, પરંતુ અહીં તો ચતુર મુખવાળા ડાહ્યા જનો ઘણા છે. ૫

गुरुरेकः कविरेकः सदसि मघोनः कलाधरोऽप्येकः ।
अद्भुतमत्र सभायां गुरवः कवयः कलाधराः सर्वे ॥६

ઇંદ્રની સભામા તો એક જ ગુરુ બૃહસ્પતિ, એક જ કવિ બ્રહ્મા અને એક જ કલાધર ચંદ્ર છે; પરંતુ આશ્ચર્ય તો એ છે કે આ રાજસભામા બધા જ ગુરુઓ, કવિઓ અને કલાધર છે. ૬

अनेकविद्वज्जनरत्नपूर्णां वेदोदकन्यायतरंगरम्यम् ।
अलङ्घनीयं गुरुतीर्थमेकं सभासमुद्रं शिरसा नमामि॥७

આ રાજસભા સમુદ્ર જેવી છે, તેમા અનેક વિદ્વાનોરૂપી રત્નો રહેલા છે, તેમા વેદોરૂપી જળ અને ન્યાયનીતિરૂપી તરંગોની રમણીયતા છે અને કોઈથી ઓળંગી ન શકાય તેવું તે મહાન તીર્થ છે. તે સભારૂપી સમુદ્રને હું શિરથી નમન કરું છું. ૭

सारस्वते स्रोतसि दूरमग्नैः सुधीवरैरुद्धृतसूक्तिरत्ने ।
न तत्किमप्युर्वरित यदेषामुपायनीकृत्य पुरो भवेयम् ॥८

સરસ્વતીના સાહિત્યરૂપી સરોવરમા છેક ઊંડે સુધી ગયેલા એવા સારા બુધજનોએ સુભાષિતરૂપી રત્નો ઘણાં

કાઢ્યાં છે; હવે તે સરોવરમાં કોઈ લાવવા જેવું રહ્યું નથી કે જે ભેટ તરીકે લઈને, તે વિદ્વાનોની પાસે આવીને હું ઊભો રહું. ૮

सद्वेदीमध्योत्तमहेमकुम्भरतना सुवर्णाधिकृता प्रसन्ना।
सद्रत्नभूषाविमला त्वयासौ कान्तेव संसन्नृप भाति रम्या

હે રાજન્! તારાથી આ રાજસભા સુંદર સ્ત્રીની જેમ શોભે છે. તે રાજસભાની મુખ્ય વેદી ઉપર જે બે સોનાના કળશ છે, તે સ્તનરૂપે છે, સ્ત્રીની જેમ તેના અંગ પર સુવર્ણ છે અને તે પ્રસન્ન લાગે છે તેમ જ સારાં રત્નો અને આભૂષણોથી તે સ્વચ્છ રીતે શોભે છે.

पद्मानना पद्मपलाशनेत्रा पद्मच्छविः पद्मकरामलांशुका । पद्मीशनाथैः परिशीलनीया लक्ष्मीरिवाभाति नरेश ते सभा ॥ १० ॥

હે નરેશ! તારી રાજસભા લક્ષ્મીના જેવી શોભે છે, તેનું મુખ કમળ જેવું છે, તેનાં નેત્ર કમળનાં પાંદડાં જેવાં લાલ છે, તેની કાંતિ કમળ જેવી છે, કમળને ઉઘાડનાર સૂર્યનાં કિરણો જેવી નિર્મળ, વસ્ત્રવાળી છે તેમ જ હાથીઓને રાખનાર રાજાઓથી સેવાય છે. ૧૦

साग्नयोऽपि किल शीतलशीला, विश्रुता अपि बहुश्रुतवन्तः । पण्डिता अपि जडाः परवादे, श्रोत्रिया इह सदा निवसन्ति ॥ ११ ॥

હે રાજન્! તારી આ સભામાં જે શ્રોત્રિય-ઘણું ભણેલા ડાહ્યા જનો સદા રહે છે, તે શ્રોત્રિય અગ્નિને ધારણ કરે છે (અગ્નિહોત્રી છે); છતાં પણ તે પોતે ઘણા જ શીતળ છે, તે કોઈની વાત સાંભળવામાં બહેરા છે, પણ તેમણે ઘણી સારી વાતો સાંભળેલ છે (બહુશ્રુત છે). તે પોતે પંડિતજનો છે, છતાં પણ બીજા સાથે વાદવિવાદમાં ઊતરવાની ઇચ્છા ન હોવાથી જડ જેવા લાગે છે. ૧૧

क्वचिच्चारुचामीकरारम्भरम्या, क्वचिद्रत्नविद्योतितध्वान्तदक्षा । क्वचिद्धीरकश्रेणिकैलासहासा, क्वचित्क्षीरनीरप्रवीरप्रकाशा ॥ १२ ॥

આ રાજસભા છે, કે જ્યાં કો'ક ઠેકાણે સુંદર ચામર ઢોળાઈ રહ્યાં છે, કો'ક ઠેકાણે રત્નોના પ્રકાશથી ખૂણાના અંધકાર દૂર થાય છે, કો'ક ઠેકાણે ધીર પંડિતજનોનાં મંદ હાસ્ય પ્રગટે છે અને કો'ક ઠેકાણે રાજાઓની દૂધ જેવી નિર્મળ કીર્તિનાં ગાન થાય છે ૧૨

नाहूतापि पुरः पदं रचयति प्राप्तापकण्ठं हठात्
पृष्टा न प्रतिवक्ति कम्पमयते स्तम्भं समालम्बते ।
वैवर्ण्यं स्वरभङ्गमञ्चति बलान्मन्दाक्षमन्दानना ।
कष्टं भोः प्रतिभावतोऽप्यभिसभं वाणी नवोढायते ॥१३॥

હે રાજન્! ખરેખર કષ્ટ છે કે આ રાજસભા આગળ જુદા જુદા વક્તાઓની વાણી નવોઢાની જેમ વર્તે છે. જેમ કે કેટલાક ભાટચારણોને બોલાવ્યા ન હોય તોપણ હઠ કરીને આગળ આવીને એક પછી એક પદની રચના કરે છે, તો કેટલાક ગુનો કરનાર માણસોને પૂછવામાં આવે તોપણ જવાબ આપતા નથી, દેહથી ધ્રૂજે છે અને થાંભલાના ટેકે ઊભા રહે છે અને કેટલાકના તો આંખ અને મુખ બન્ને ફિક્કાં અને ઢીલાં પડી જવાથી બોલતાં બોલતાં અક્ષરના સ્વરો તૂટી જાય છે અને સ્વરો રોકાઈ જાય છે; એ રીતે રાજસભા પ્રતિકૂળ હોવા છતાં વાણી તેની આગળ નવોઢા બની જાય છે. ૧૩

चिन्तासक्तनिमग्नमन्त्रिसलिलं दूतोर्मिशङ्खाकुलं
पर्यन्तस्थितचारनक्रमकरं नागाश्व हिंस्राश्रयम् ।
नानावाशककङ्कपक्षिरुचिरं कायस्थसर्पास्पदं
नीतिक्षुण्णतटं च राजकरणं हिंस्रैः समुद्रायते ॥१४॥

આ રાજાનું સ્થાન તો સમુદ્ર જેવું ભયંકર છે. જેમાં મંત્રીઓ રાજકારણની ચિંતામા ઊંડે ઊતરી ગયેલા જલ જેવા છે, દૂતોરૂપી ઊર્મિઓ અને સંધિ કરનારાઓથી જે આકુળવ્યાકુળ બનેલ છે; જેની ચારે બાજુ ગુપ્ત દૂતોરૂપી મગરમચ્છ ફર્યા કરે છે; જેમાં હાથી ઘોડારૂપી ઘાતક પ્રાણીઓ રહેલાં છે; જેમાં ચાડીચૂગલી ખાનારા કપટીજનોરૂપ કંકપક્ષીઓ છે; જેની કાયાની અંદર સર્પની જેમ ઝેરી માણસો રહેલા છે તેમ જ નીતિની મર્યાદાથી જેના કિનારા તૂટી ગયા છે; એવા આ રાજકારણને સમુદ્રની ઉપમા અપાય એમ છે. ૧૪

## રાજાના મિલન માટે

क्षुत्क्षामार्भकसंभ्रमोक्तिनिगडैः किर्मीरिता नर्मतो
भार्याक्रन्दितकुन्तकीलितहृदो गर्वाद्गुरुत्वं गताः ।
प्रभ्रष्टाः पदतः कदापि नहि ये तेऽद्य त्वदीयैर्गुणै-
राकृष्टा विदुषां वरा वयमहो त्वां द्रष्टुमभ्यागताः ॥१॥

હે રાજન્! વિદ્વાનોમાં શ્રેષ્ઠ એવા અમે તમારાં દર્શન કરવા આવ્યા છીએ. ભૂખને લીધે દૂબળા થયેલા બાળકોની ભયભરી વાણીરૂપી બેડીઓથી અમે જકડાયા છીએ અને અમારાં મર્મસ્થાનો વીંધાયાં છે, સ્ત્રીઓની રોકકળથી તેમના વાળ વીંખાઈ ગયા છે, તેથી અમારાં હૃદયો દુઃખી થયાં છે; અમે પોતે ગર્વને કારણે ઘણા મોટા ભારેખમ બનેલા છીએ અને અમારા સ્થાનથી

કોઈ દિવસ ભ્રષ્ટ થયા નથી પણ આજે તમારા ગુણોથી આકર્ષાઈને આવ્યા છીએ ૧

## સામાન્ય રાજપ્રશંસા

राजस्त्वद्दर्शनेनैव गलन्ति त्रीणि तत्क्षणात् ।
रिपो शस्त्र कवेर्दैन्य नीवीबन्धो मृगिदृशाम् ॥ १ ॥

હે રાજન્! તમારા દર્શન થતાની સાથે જ ત્રણ બાબતો ઢીલી બનીને નીચે પડે છે શત્રુનુ શસ્ત્ર, કવિજનનુ દૈન્ય અને મૃગનયની સ્ત્રીઓના નીવીબધ ૧

चिरायत्कौतुकाविष्ट कल्पवृक्षमुदीक्षितुम् ।
तन्मे सफलमद्यासीन्नेत्र त्वय्यवलोकिते ॥ २ ॥

હે રાજન્! કલ્પવૃક્ષ કેવુ હશે, તે જોવાનુ કૌતુક મને ઘણા વખતથી થતુ હતુ આજે તમારા દર્શન થયા, તેથી મારા નેત્ર સફળ થયા છે ૨

सर्वदा सर्वदोऽसीति मिथ्या सस्तूयसे जनै ।
नारयो लेभिरे पृष्ठ न वक्ष परयोषित ॥ ३ ॥

હે રાજન્! તુ સર્વદા સર્વ કાઈ આપનાર છે, એવુ જે લોકો કહે છે, તે વાત ખોટી છે, કારણ કે તુ શત્રુઓને પીઠ બતાવતો નથી તેમ જ પારકી સ્ત્રીઓને હૃદય આપતો નથી અર્થાત્ તુ શૂરવીર અને એકપત્નીવ્રતી છે ૩

त्वया वीर गुणाकृष्टा ऋजुदृष्ट्या विलोकिता ।
लक्ष लब्ध्वैव गच्छन्ति मार्गणा इव मार्गणा ॥ ४ ॥

હે વીર રાજન્! જેમ ધનુષ્ય પર ચઢેલ અને દોરીથી ખેચાયેલ બાણો (मार्गणा) લક્ષ્ય વીધીને ચાલ્યા જાય છે, તેમ તારા ગુણોથી ખેચાઈ આવેલા અને તારી સરળ નજરે જોવાયેલા ભિક્ષુકજનો લાખ સોના મહોરો લઈને જાય છે ૪

कल्पद्रुमो न जानाति न ददाति बृहस्पति ।
अय तु जगतीजानिर्जानाति च ददाति च ॥ ५ ॥

કલ્પવૃક્ષ પોતે દાતા છે પણ સમજુ નથી અને બૃહસ્પતિ પોતે સમજુ છે પણ દાતા નથી પણ આ તો જગતનો પતિ છે, તે જાણે છે અને આપે છે ૫

रवि करसहस्रेण दशाशापरिपूरक ।
त्वमेकेन करेणैव सहस्राशाप्रपूरक ॥ ६ ॥

હે રાજન્! સૂર્યને હજાર હાથ છે, છતા તે દશ દિશાઓની આશાઓ પૂરી કરે છે અને તુ એક જ હાથે હજારોની આશાઓ પૂરી કરે છે ૬

बलि पातालनिलयोऽध कृतश्चित्रमत्र किम् ।
अध कृतो दिविस्थोऽपि चित्र कल्पद्रुमस्त्वया ॥ ७ ॥

હે રાજન્! ભગવાન વામને પાતાળમા રહેનાર બલિરાજાને નીચે નાખ્યો, તેમા આશ્ચર્ય શુ છે! તે સ્વર્ગમા રહેનાર સર્વના મનોરથ પૂરનાર કલ્પવૃક્ષને નીચે પૃથ્વી પર ઉતાર્યુ તે આશ્ચર્ય છે ૭

आर्तानामिह जन्तूनामार्तिच्छेद करोति य ।
शङ्खचक्रगदाहीनो द्विभुज परमेश्वर ॥ ८ ॥

જે દીન-દુ ખીજનોના દુ ખોને દૂર કરે છે, એવા રાજાના હાથમા શ ખ, ચક્ર, ગદા કે પદ્મ નથી તેમ જ જેને બે હાથ છે છતા પણ તે સાક્ષાત્ પરમેશ્વર છે ૮

बहुधा राज्यलाभेन यस्तोषस्तव भूपते ।
बहुधाराज्यलाभेन स तोषो मम भूपते ॥ ९ ॥

હે રાજન્! ઘણા પ્રકારના (बहुधा-राज्य) રાજ્ય મળવાથી તમને જે સ તોષ થાય છે, તે જ સ તોષ મને બહુ ધારાવાળા ઘીના ભોજન (बहु-धारा-आज्य) મળવાથી થાય છે ૯

भुजगभोगसक्रान्ता कलत्र तव मेदिनी ।
अहकार परा कोटिमारोहति कुतस्तव ॥ १० ॥

હે રાજન્! સર્પની ફણાઓ ઉપર રહેની આ પૃથ્વી તમારી પત્ની છે તો પછી તમારો અહ કાર ઊ ચી કોટિ પર ક્યાથી ચઢે? અર્થાત્ તુ આખી પૃથ્વીનો ધણી છે, તેથી તને અહ કાર થતો નથી ૧૦

तुलामारुह्य रविणा वृश्चिके निहित पदम् ।
भवता शिरसि न्यस्तमयत्नेनैव भोगिनाम् ॥ ११ ॥

હે રાજન્! સૂર્યનારાયણે વૃશ્ચિક રાશિમા જવા માટે તુલા(રાશિ)મા પગ મૂકવા પર તુ તમે તો સરળતાથી ભોગીજનોરૂપી સર્પો પર પગ મૂક્યા છે ૧૧

किं कृतेन न यत्र त्व यत्र त्व किमसौ कलि ।
कलौ चेद्भवतो जन्म कलिरस्तु कृतेन किम् ॥ १२ ॥

જ્યા આપ ન હો ત્યા કૃતયુગ હોય તોપણ શા કામનો? અને જ્યા આપ હો ત્યા કળિયુગ શુ કરવાનો હતો? અને જો આપનો જન્મ કળિયુગમા થયો છે, તો તે કળિયુગ ભલે રહ્યો, સત્યયુગની શી જરૂર છે?

असिधारापथे नाथ शत्रुशोणितपिच्छले ।
आजगाम कथ लक्ष्मीर्निर्जगाम कथ यश ॥ १३ ॥

હે રાજન્! શત્રુના લોહીથી ખરડાયેલ એવા તલવારની ધાર જેવા માર્ગ પર લક્ષ્મી કેવી રીતે આવી અને યશ કેવી રીતે દૂર ગયો? એ ખરે જ અઘટિત ઘટના છે ૧૩

कोऽप्यन्य कल्पवृक्षोऽयमेकोऽस्ति क्षितिमण्डले ।
यत्पाणिपल्लवोऽप्येक क्षुरतेऽध सुरद्रुमम् ॥ १४ ॥

આ પૃથ્વીના મંડલ પર રાજારૂપી એક જ કલ્પ-વૃક્ષ એવું છે કે જેને એક જ હાથરૂપી પાન છે; છતાં પણ જે કલ્પવૃક્ષને નીચું પાડે છે ।૧૪

अपूर्वेयं धनुर्विद्या भवता शिक्षिता कुतः ।
मार्गणौघः समायाति गुणो याति दिगन्तरम् ॥१५॥

હે રાજન્ ! તમે આ પ્રકારની અજબ ધનુર્વિદ્યા ક્યાંથી શીખી લાવ્યા ? કારણ કે માગનારાઓના સમૂહો (मार्गणाः—બાણ અને માગનાર) તમારી પાસે આવે છે અને તમારા ગુણ (गुण—દોરી) દૂર દૂર દિશાઓમાં ફેલાય છે. ૧૫

युधिष्ठिरोऽसि भीमोऽसि चरितैरर्जुनो भवान् ।
प्रज्ञया सहदेवोऽसि वाच्यता नकुलस्य ते ॥ १६॥

તમે યુધિષ્ઠિર (યુદ્ધમાં સ્થિર રહેનાર) છો, ભીમ (શત્રુઓને ભય આપનાર) છો, અર્જુન (ઉજ્જ્વળ ચરિતથી સ્વચ્છ ધવલ) છો, બુદ્ધિને લીધે સહદેવ છો અને નકુલ છો અર્થાત્ તમારા કુળસંબંધી કાંઈ કહેવાપણું નથી. ૧૬

बलिकर्णदधीचाद्याः पुरा पञ्चत्वमागताः ।
पञ्चत्वं न गताश्चित्रं त्वयि जीवति पञ्चमे ॥ १७ ॥

બલિ, કર્ણ, દધીચિ, શિબિ વગેરે દાન આપનાર આ પહેલાં મરણ પામી ગયા છે; પરંતુ તમે પાંચમા દાનેશ્વરી જીવતા છો, તેથી તે બધા પંચત્વ(મરણ)ને પામ્યા નથી અર્થાત્ તમે તેમને પ્રસિદ્ધ કર્યા છે. ૧૭

एक एव महान्दोषो भवतां विमले कुले ।
लुम्पन्ति पूर्वजां कीर्तिं जाता जाता गुणाधिकाः ॥१८॥

હે રાજન્ ! તમારા આ નિર્મળ કુળમાં એક જ મોટો દોષ છે કે ગુણથી એકબીજાને ચઢે એવા રાજાઓ થયા, તેથી તે રાજાઓ પોતાની કીર્તિ વધારીને પૂર્વજોની કીર્તિનો લોપ કરે છે. ૧૮

भग्नासु रिपुसेनासु नरेन्द्र त्वं महामहाः ।
खड्गान्तर्निजमेवैकमद्राक्षीः संमुखं मुखम् ॥ १९ ॥

હે રાજન્ ! જ્યારે હારીને શત્રુઓની સેનાઓ નાસી જાય છે, ત્યારે તમે ફક્ત પોતાની સામે રહેલ તરવારમા તમારું પોતાનું મુખ જુઓ છો; અર્થાત્ સામે કોઈ હોતું નથી. ૧૯

किं वर्ण्यतां कुचद्वन्द्वमस्याः कमलचक्षुषः ।
आसमुद्रकरग्राही भवान्यत्र करप्रदः ॥ २० ॥

સમુદ્ર સુધીની પૃથ્વીનો કર લેનાર આપ પોતે જ્યારે દમયંતીને કર (હાથ) આપનાર બનો છો, ત્યારે તે કમલનયની દમયંતીનાં બે સ્તનોની શોભાનું વર્ણન શી રીતે થઈ શકે ? ૨૦

वेधा वेदनयाश्लिष्टो गोविन्दोऽपि गदान्वितः ।
शंभुः शूली विषादी च देव केनोपमीयसे ॥ २१ ॥

હે રાજન્ ! તમને કયા દેવની ઉપમા આપીએ ! બ્રહ્મા વેદનાથી ઘેરાયેલ છે. ગોવિંદ રોગ(ગદ)થી પીડાયેલ છે અને શંકર શૂલ (ચૂંક આવવાનો રોગ) અને વિષાદથી પીડાયેલ છે અર્થાત્ બ્રહ્મા વેદ અને નય—નીતિવાળા છે, ગોવિંદ ગદાને ધારણ કરે છે અને શંકર ત્રિશૂલધારી છે તેમ જ વિષને ખાનાર (વિષાદી) છે.

तृष्णापहारी विमलो द्विजावासो जनप्रियः ।
ह्रदः पद्माकरः किं तु बुधस्त्वं स जडाश्रयः ॥२२॥

હે રાજન્ ! તમે અને સરોવર બંને સરખાં છો; તમે બંને તૃષ્ણા અને તરસને દૂર કરો છો, નિર્મળ છો. બ્રાહ્મણો અને ભમરાઓને નિવાસ આપો છો, સર્વ જનોને પ્રિય છો, લક્ષ્મી અને કમળની ખાણ છો. તે ઉપરાંત તમારામાં વિશેષતા એ છે કે તમે સમજુ, ડાહ્યા છો અને સરોવર તો જડ(મૂર્ખજનો)ને આશ્રય આપે છે. ૨૨

सदाहंसालसं विभ्रन्मानसं प्रचलज्जलम् ।
भूभृन्नाथोऽपि नायाति यस्य साम्यं हिमालयः ॥२३॥

રાજહંસની શોભા જેમાં વધારે છે અને જેનાં જળ ચંચળ છે, એવા માનસસરોવરને ધારણ કરનાર હિમાલય સર્વ પર્વતોનો રાજા છે; છતાં પણ તે હિમાલય રાજાની સરખામણી કરી શકતો નથી; કારણ કે રાજા તો સ્થિર માનસસરોવરને ધારણ કરે છે. ૨૩

मीमांसको महीपोऽयमन्यथा शक्तिमान्कथम् ।
नैयायिकोऽपि स्यादेव परशक्तेस्तु खण्डनात् ॥२४॥

આ રાજા ખરેખર મીમાંસક છે, કારણ કે જેમ મીમાંસક પાસે શબ્દશક્તિ હોય, તેવી રીતે તે પણ શક્તિમાન છે. તે ઉપરાત આ રાજા નૈયાયિક પણ હોવો જ જોઈએ; કારણ કે તે બીજાની શક્તિનું ખંડન કરે છે.

राजन्दौवारिकादेव प्राप्तवानस्मि वारणम् ।
मदवारणमिच्छामि त्वत्तोऽहं जगतीपते ॥ २५ ॥

હે રાજન્ ! તમારી પાસે આવતાં પહેલાં, તમારા દ્વારપાળથી જ મને વારણ (હાથી, 'પાછા જાવ'ની વાણી) મળી ગયું છે. હવે તમારી પાસેથી મદ ભરેલ વારણ (હાથી) મળે એમ હું ઇચ્છું છું. ૨૫

राजन्कनकधाराभिस्त्वयि सर्वत्र वर्षति ।
अभाग्यछत्रसंछन्ने मयि नायान्ति बिन्दवः ॥२६॥

હે રાજન્ ! તમે સોનારૂપી જળની ધારાઓથી બધા પર વરસી રહ્યા છો, પરંતુ હું દુર્ભાગ્યરૂપી છત્રીથી

ઢંકાયેલો છું એટલે સોનાની ધારાનાં બિંદુઓ મારી પાસે આવતાં નથી. ૨૬

सर्वज्ञ इति लोकोऽयं भवन्तं भाषते मृषा ।
परमेकं न जानासि वक्तुं नास्तीति याचके ॥२७॥

હે રાજન્ ! આપ સર્વજ્ઞ છો, એમ જે બધા લોકો કહે છે, તે વાત ખોટી છે, કારણ કે આવેલ યાચકને 'મારી પાસે નથી.' એમ કહેવાનું આપ જાણતા નથી.

आश्वासस्नेहभक्तीनामेकमालम्बनं महत् ।
प्रकृष्टस्येव धर्मस्य प्रसादो मूर्तिसंचयः ॥२८॥

આશ્વાસન, સ્નેહ અને બુદ્ધિ એ ત્રણ ગુણોનું શ્રેષ્ઠ અવલંબન રાજા છે તેમ જ સર્વોત્કૃષ્ટ ધર્મની પ્રસન્નતાનુ મૂર્તિમંત સ્વરૂપ છે. ૨૮

सत्यभामासमाश्लिष्टः साधुवृन्दावने रतः ।
यशोदया समायुक्तस्त्वां पायात्त्वादृशो हरिः ॥२९॥

સત્યભામાએ જેને આલિંગન આપ્યું છે, જે વૃંદાવનમા સારી રીતે વિહાર કરે છે અને જે યશોદા સાથે છે, એવા ભગવાન શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરો; કારણ કે તમે પોતે પણ સત્ય, ભા-કાંતિ અને મા-લક્ષ્મી એ ગુણોથી જોડાયા છો, સાધુજનોના સમૂહમા તમે આનંદ આપો છો તેમ જ યશ અને દયા ( यशो दया ) તમારી પાસે રહેલા છે ૨૯

भवान्हि भगवानेव गतो भेदः परस्परम् ।
महत्या गदया युक्तः सत्यभामासमाश्रितः ॥३०॥

આપ–ભવાન તે ભગવાન જ છો, ફક્ત જે ગનો ભેદ છે, તે તો જતો રહ્યો છે; કારણ કે મોટી ગદા-(महत्या, गदया) થી ભગવાન શોભે છે, તો તમે મોટા ત્યાગ અને દયા વગેરે ગુણોથી શોભો છો, તે ભગવાને સત્યભામાનો આશ્રય લીધો છે, તો તમે પણ સત્ય, ભા અને મા(લક્ષ્મી)નો આશ્રય લીધો છે. ૩૦

एकमेव गुणं प्राप्य नम्रतामगमद्धनुः ।
तवाशेषगुणा राज्ञः स्तब्धतेति सुविस्मयः ॥३१॥

ધનુષ્ય એક જ ગુણ ( દોરી ) મેળવતાની સાથે જ નીચું નમી ગયુ, પરંતુ તમને તો સર્વ ગુણો મળી ગયા, છતા તમે સ્થિર અને સીધા છો એ ખરેખર વિસ્મય પમાડે છે. ૩૧

भूषणाद्युपभोगेन प्रभुर्न भवति प्रभुः ।
परैरपरिभूताज्ञस्त्वमिव प्रभुरुच्यते ॥३२॥

ભૂષણ–અલંકાર વગેરે પહેર્યાં, જેથી કાંઈ પ્રભુ (રાજા) પોતે પ્રભુ બની જતો નથી; પરંતુ શત્રુઓ જેની આજ્ઞાને ઓળંગતા નથી. એવા આપના જેવા રાજા જ ખરા પ્રભુ કહેવાય છે. ૩૨

कस्ते शौर्यमदो योद्धुं त्वय्येकं साम्रमाश्रिते ।
सप्तसप्तिसमारूढा भवन्ति परिपन्थिनः ॥३३॥

જ્યારે તમે ઘોડે ચડીને યુદ્ધ કરવા જાઓ છો, ત્યારે એવો કોણ શૂરવીર છે કે જે શૌર્યના મદને આધીન થઈને તમારી સામે લડવા આવે ? અને જે તમારા વૈરીઓ તમારી સામે લડવા આવે છે, તે તો સૂર્યમંડલ ભેદીને પરલોક ચાલ્યા જાય છે. ૩૩

हुतमिष्टं च तप्तं च धर्मश्चायं कुलस्य ते ।
गृहात्प्रतिनिवर्तन्ते पूर्णकामा यदर्थिनः ॥३४॥

'હોમ કરવો, ઇષ્ટદેવનું પૂજન કરવું અને તપ કરવું ' એ તો તમારા કુળનો ધર્મ છે અને તેને કારણે માગનારા લોકો પોતાના મનોરથોને પૂરા કરીને જ તમારા રાજમંદિરમાથી પાછા ફરે છે ૩૪

फणीन्द्रस्ते गुणान्वक्तुं लिखितुं हैहयाधिपः ।
द्रष्टुमाखण्डलः शक्तः काहमेष क ते गुणाः ॥३५॥

'હે રાજન્ ! તમારા ગુણો એટલા બધા છે કે સહસ્ર ફણાવાળો શેષનાગ તેને કહી શકે છે. હજાર હાથવાળો સહસ્રાર્જુન તેને લખી શકે છે અને હજાર આંખવાળો ઇંદ્ર તેને જોઈ શકે છે; એટલે હું ક્યાં અને તમારા ગુણો ક્યા ? ૩૫

अमितः समितः प्राप्तैरुत्कर्षैर्हर्षदः प्रभो ।
अहितः सहितः साधुयशोभिरसतामसि ॥३६॥

હે હર્ષ આપનાર સ્વામી ! યુદ્ધભૂમિમા મળેલા અત્યંત ઉત્કૃષ્ટ ગુણોથી તમારું માપ થઈ શકે એમ નથી; તેમ જ શુભ યશ વડે તમે એટલા બધા શોભો છો કે દુર્જનોને અહિતકર લાગો છો. ૩૬

स्वप्नेऽपि समरेषु त्वां विजयश्रीर्न मुञ्चति ।
प्रभावप्रभवं कान्तं स्वाधीनपतिका यथा ॥३७॥

પતિ જેને આધીન છે, એવી પતિવ્રતા સ્ત્રી સામર્થ્યવાળા પતિને છોડતી નથી, તે રીતે વિજયરૂપી લક્ષ્મી સ્વપ્નમાં યુદ્ધ થતુ હોય ત્યાં પણ તમને છોડતી નથી.

पश्यन्त्यसंख्यपथगां त्वद्दानजलवाहिनीम् ।
देव त्रिपथगात्मानं गोपयत्युग्रमूर्धनि ॥३८॥

હે રાજન્ ! તમે આપેલા દાનના જલની નદીને અનેક માર્ગો પર જતી જોઈને, ત્રણ માર્ગ પર જનારી ત્રિપથગા ગંગા શિવના મસ્તકમા પોતાની જાતને છુપાવે છે.

यद्वीर्यं कूर्मराजस्य यश्च शेषस्य विक्रमः ।
पृथिव्या रक्षणे राजन्नेकत्र त्वयि तत्स्थितम् ॥३९॥

હે રાજન્ ! પૃથ્વીનું રક્ષણ કરવા માટે કૂર્મ ભગવાનમાં જે તાકાત રહેલી છે અને શેષનારાયણમાં જે

પરાક્રમ રહેલું છે; તે બંને તાકાત અને પરાક્રમ તમારા એકમાં રહેલાં છે. ૩૯

त्वयि संगरसंप्राप्ते धनुषासादिताः शराः ।
शरैररिशिरस्तेन भूस्तया त्वं त्वया यशः ॥ ४० ॥

જ્યારે તમે યુદ્ધભૂમિ પર જઈને ઊભા રહ્યા ત્યારે બાણો ધનુષ્ય પર ચઢી ગયાં, બાણો પર વૈરીજનોનાં મસ્તક આવી ગયા, તેથી પૃથ્વી તમારા હાથમા આવી અને તમારો યશ વધ્યો. ૪૦

ययोरारोपितस्तारो हारस्तेऽरिवधूजनैः ।
निधीयन्ते तयोः स्थूलाः स्तनयोरश्रुबिन्दवः ॥४१॥

વૈરીજનોની સ્ત્રીઓ પહેલા જે સ્તનો પર લાંબા હાર ગોઠવતી હતી; તે સ્તનો પર હવે શત્રુજનો હણાતા તેમની સ્ત્રીઓ આસુના બિંદુઓ ગોઠવે છે. ૪૧

मधुपानप्रवृत्तास्ते सुहृद्भिः सह वैरिणः ।
श्रुत्वा कुतोऽपि त्वन्नाम लेभिरे विषमां दशाम् ॥ ४२॥

તમારા વૈરીજનો જ્યારે પોતાના મિત્રો સાથે આનંદપ્રમોદ કરતા મધુપાન કરતા હોય છે; તે વખતે કયાયથી તમારું નામ સાંભળતાં જ તેમની દશા કફોડી બની જાય છે. ૪૨

यस्य चेतसि निर्व्याजं द्वयं तृणकणायते ।
कोपे विरोधिनां सैन्यं प्रसादे कनकाचलः ॥ ४३ ॥

જેના ચિત્તમા સહજ રીતે બે બાબતો તણખલાં અને કાકરા જેવી બની જાય છે; એક તો જ્યારે ક્રોધ થાય છે, ત્યારે શત્રુઓના સૈન્ય તુચ્છ બને છે અને જ્યારે તમે પ્રસન્ન થાઓ છો, ત્યારે સોનાનો ઢગલો આપવામા તમને કણ જેવો લાગે છે. ૪૩

देव त्वद्दानपाथोधौ दारिद्र्यस्य निमज्जतः ।
न कोऽपि हि करालम्बं दत्ते मत्तेभदायक ॥ ४४ ॥

મદોન્મત્ત હાથીની જેમ હે દાન આપનાર રાજન્! તમારા દાનરૂપી પ્રવાહમાં ડૂબી જનાર દરિદ્ર જનને બીજો કોઈ હાથનો સહારો આપી શકતું નથી. અર્થાત્ તેનુ દારિદ્રય સદાને માટે નાશ પામે છે ૪૪

राजचन्द्रं समालोक्य त्वां तु भूतलमागतम् ।
रत्नश्रेणिमिषान्मन्ये नक्षत्राण्यप्युपागमन् ॥ ४५ ॥

હે રાજન્! તમે ચંદ્ર છો અને પૃથ્વી પર ઊતરી આવ્યા છો, એ જોઈને બીજાં નક્ષત્રો પણ જુદા જુદા રત્નોના રૂપે આ પૃથ્વી પર ઊતરી આવ્યા છે. ૪૫

धारयित्वा त्वयात्मानं महात्यागधनाधुना ।
मोचिता बलिकर्णाद्याः स्वयशोगुप्तकर्मणः ॥ ४६ ॥

જેણે ધનના મોટા દાન આપેલાં છે, એવા હે રાજન્! તેં તારી જાતને ધારણ કરીને ખરેખર પોતાના યશ માટે ગુપ્ત દાન આપનાર એવા બલિ, કર્ણ વગેરે દાનેશ્વરી જનોને મુક્ત કર્યા છે; અર્થાત્ તમારા દાન તે બધાથી વધી જાય એમ છે. ૪૬

क्षणमप्यनुगृह्णाति यं दृष्टिस्तेऽनुरागिणी ।
ईर्ष्ययेव त्यजत्याशु तं नरेन्द्र दरिद्रता ॥ ४७ ॥

હે નરેશ! તારી કૃપાભરેલી નજર જેની ઉપર એક ક્ષણ માટે પણ પડે છે; તે માણસની ઈર્ષ્યા કરતી હોય તેમ દરિદ્રતા તેને છોડીને ચાલી જાય છે ૪૭

योऽसकृत्परगोत्राणां पक्षच्छेदक्षणक्षमः ।
शतकोटिदतां बिभ्रद्विबुधेन्द्रः स राजते ॥ ४८ ॥

(પહેલો અર્થ) બુધજનોનો સ્વામી એવો તે રાજા સો કરોડના દાન આપનાર તરીકે શોભે છે; જે રાજા વૈરીજનોનાં કુલોના પક્ષને ઉડાવી દેવામાં સમર્થ છે.

(બીજો અર્થ) સો કરોડ આયુધો જેટલી શક્તિવાળા વજ્રને ધારણ કરનાર તે ઇંદ્ર રાજા શોભે છે; જે વારંવાર પર્વતોની પાંખોને કાપી નાખવા સમર્થ છે.

ताम्बूलेन विना राजञ्जडीभूता सरस्वती ।
न निःसरेन्मुखाद्वाणी गृहात्कुलवधूरिव ॥ ४९ ॥

હે રાજન્! જેમ કુલીન સ્ત્રી ઘરની બહાર નીકળતી નથી તેમ મારી વાણી મુખમાથી બહાર નીકળતી નથી. ખરેખર આપે તાંબૂલના દાન કર્યાં નથી; તેથી મારી સરસ્વતી જડ બની ગઈ છે. ૪૯

अर्थिप्रत्यर्थिलक्षैरप्यपराङ्मुखचेतसम् ।
त्वा पराङ्मुखतां निन्युः केवलं परयोषितः ॥ ५० ॥

હે રાજન્! તમારી પાસે લાખો યાચકો આવે, તોપણ તમારું મન પાછુ પડતું નથી, પરંતુ પારકા ઘરની સ્ત્રીઓ તમને નીચું જોવડાવે છે, અર્થાત્ પરસ્ત્રીને જોઈને તમે નીચું જુઓ છો. ૫૦

तव निर्वर्णयद्वर्णं स्वर्णं वर्णयतो गिरा ।
त्वत्कोशगृहान्निर्गत्य तीर्थेषु वसति ध्रुवम् ॥ ५१ ॥

હે રાજન્! તારા શરીરના વર્ણને પ્રગટ કરનાર સુવર્ણનાં જ્યારે વાણીથી વર્ણન કરવામા આવે છે; ત્યારે ખરેખર! તારા ભંડારમા રહેલું સુવર્ણ તેમાથી નીકળીને બધા તીર્થોમા નિવાસ કરે છે. ૫૧

न समासः समर्थस्य वसुव्याकरणस्य ते ।
विग्रहो नैव केनापि न परः सर्वनामभाक् ॥ ५२ ॥

વ્યાકરણમા સમર્થ પદોનો સમાસ થાય છે; પરંતુ દ્રવ્યની વહેંચણી (વ્યાકરણ) કરનાર તારો સમાસ કોઈ

ઠેકાણે થતો નથી. પદોનો વિગ્રહ થાય છે, પરંતુ તારે કોઈની સાથે વિગ્રહ (કજિયો) થતો નથી, સર્વનામ બીજાનો વાચક બને છે પણ તને જે પ્રસિદ્ધ નામ મળેલું છે, તેનો વાચક બીજો કોઈ નથી. પર

अर्थिनां कृपणा दृष्टिस्त्वन्मुखे पतिता सकृत् ।
तदवस्था पुनर्देव नान्यस्य मुखमीक्षते ॥ ५३ ॥

હે રાજન્! યાચક જનોની દીન દષ્ટિ એક વખત તારા મુખ પર પડ્યા બાદ તે યાચકની દષ્ટિ બીજાના મુખ સામું જોતી નથી; અર્થાત્ તું તેની દીનતા દૂર કરે છે.

धैर्यलावण्यगाम्भीर्यप्रमुखैस्त्वमुदन्वतः ।
गुणैस्तुल्योऽसि भेदस्तु वपुषैवेदृशेन ते ॥ ५४ ॥

ધીરજ, લાવણ્ય, ગાંભીર્ય વગેરે મુખ્ય ગુણોને અનુસરીને તું સમુદ્રના જેવો છે, બંનેના શરીરમાં જ માત્ર ફેર રહેલો છે અર્થાત્ સમુદ્ર જળમય છે અને તું આવો શરીરધારી છે. ૫૪

अलौकिकमहालोकप्रकाशितजगत्त्रयः ।
स्तूयते देव सद्वंशमुक्तारत्नं न कैर्भवान् ॥ ५५ ॥

હે રાજન્! સારા વંશરૂપી મોતીમા પ્રગટ થયેલ આપ રત્ન સમાન છો અને તે રત્નના અલૌકિક મહાલોકના પ્રકાશથી ત્રણેય જગત ઝળહળી ઊઠ્યા છે; તે માટે આપની સ્તુતિ કોણ ન કરે? ૫૫

शासति त्वयि हे राजन्नखण्डावनिमण्डलम् ।
न मनागपि निश्चिन्ते मण्डले शत्रुमित्रयोः ॥ ५६ ॥

હે રાજન્! આ અખંડ પૃથ્વીમંડળ પર જ્યારથી આપ શાસન કરી રહ્યા છો, ત્યારથી શત્રુ અને મિત્ર-(સૂર્ય)ના મંડલ ઠરીઠામ નિશ્ચિંત થઈને બેઠાં નથી.

मत्वा लोकमदातारं संतोषे यैः कृता मतिः ।
त्वयि राजनि ते राजन्न तथा व्यवसायिनः ॥ ५७ ॥

હે રાજન્! આ લોકમા કોઈ દાતાર નથી, એમ માનીને કેટલાક યાચકોએ તો સંતોષમાં મતિ પરોવી હતી; પરંતુ જ્યારે તમે જાણીતા થયા, ત્યારે તેમણે પોતાનો નિશ્ચય પાછો ખેંચી લીધો છે. ૫૭

पद्मोदयदिनाधीशः सदागतिसमीरणः ।
भूभृद्दावलिदम्भोलिरेक एव भवान्भुवि ॥ ५८ ॥

જેમ સૂર્ય કમલનો ઉદય કરે છે તેમ તમે લક્ષ્મીનો ઉદય કરવામાં સૂર્ય છો, જેમ પવન સદા-નિરંતર ગતિ કરે છે તેમ રાજ્યના વિકાસ માટે સદા ગતિ કરવામાં પવન જેવા છો અને જેમ પર્વતોના સમૂહનો નાશ કરવામાં વજ્ર ઉપયોગી થાય છે તેમ તમે વૈરી રાજાઓની સમૂહનો નાશ કરવામાં વજ્ર જેવા છો; એ રીતે તમે જ આ પૃથ્વી પર રહેલા છો. ૫૮

सन्नारीभरणोमा यमाराध्य विधुशेखरम् ॥
सन्नारीभरणोऽमायस्ततस्त्वं पृथिवीं जय ॥५९॥

હે રાજન્! પહેલાં સન્નારીના આભરણરૂપ ઉમાને પત્ની તરીકે સ્વીકારનાર ચંદ્રશેખર મહાદેવની આરાધના કરીને તું સન્નારીભરણ બન. એટલે કે સન્ના પાસે રહેલા અરિ+ઇભ-શત્રુઓના હાથીઓને રણે-રણમાં જીતનારો એવો અમાયઃ-કપટરહિત બનીને પૃથ્વીને જીતી લે. ૫૯

देव त्वमेव पातालमाशानां त्वं निबन्धनम् ।
त्वं चामरमरुद्भूमिरेको लोकत्रयात्मकः ॥ ६० ॥

હે દેવ! તમે જ પાતાળરૂપે છો, કારણ કે પાતા-રક્ષણ કરનાર અલં-ખરેખર તમે છો, તમે જ આશા એટલે કે દિશાઓની મર્યાદાને નિબન્ધનં-બાંધનારા છો; કારણ કે માણસોની આશાઓને બાંધનારા છો અને તમે અમર એવા મરુતોના રક્ષણ કરનાર ત્રણલોક-સ્વરૂપ વિષ્ણુ છો અર્થાત્ ત્રણલોકરૂપી ચામર ઢોળાતા હોય, તેના ભોક્તા છો. ૬૦

जितेन्द्रियतया सम्यग्विद्यावृद्धनिषेविणः
अतिगाढगुणस्यास्य नाब्जवद्भङ्गुरा गुणाः ॥ ६१ ॥

ઇંદ્રિયો પર વિજય મેળવેલો હોવાને કારણે જેમણે સારી રીતે વિદ્યા અને વૃદ્ધજનોની સેવા કરેલી છે અને જેના ગુણો ઘણા જ ઊંડે ગયેલા છે, તેવા આ રાજાના ગુણો કમળના ગુણોની જેમ નાશવંત નથી. ૬૧

अखण्डमण्डलः श्रीमान्पश्यैष पृथिवीपतिः ।
न निशाकरवज्जातु कलावैकल्यमागतः ॥ ६२ ॥

અખંડ મંડલવાળા આ પૃથ્વીપતિને જો નિશાકર ચંદ્ર પોતે અખંડ મંડલ ધારણ કરે છે અને પૃથ્વીનો પતિ છે; તોપણ પૂર્ણિમા ગયા પછી તેની કલાઓ ઘટવા લાગે છે; પરંતુ અખંડ ભૂમિના મંડલ જેના રાજ્યમાં છે તેવા આ રાજાની કળાઓ ઘટતી નથી. ૬૨

अरातिविक्रमालोकविकस्वरविलोचनः ।
कृपाणोद्ग्रदोर्दण्डः स सहस्रायुधीयति ॥ ६३ ॥

જે રાજા શત્રુઓ પર પરાક્રમ ભરેલાં દર્શનથી પોતાની આંખોને વિશાળ બનાવે છે અને જેણે પોતાના ભુજદંડમાં તીક્ષ્ણ કૃપાણ ધારણ કર્યું છે, તે આ રાજા હજાર યોદ્ધાઓ જેવો બન્યો છે. ૬૩

कानने सरिदुद्देशे गिरीणामपि कन्दरे ।
पश्यन्त्यन्तकसंकाशं त्वामेकं रिपवः पुरः ॥ ६४ ॥

જંગલમાં નદીઓના કિનારે કે પર્વતોની ગુફામાં ગમે ત્યાં નાસી ગયા હોય; તોપણ તમારા તે શત્રુઓ યમરાજની જેમ પાસે ને પાસે ઊભા રહેલા તમને જુએ છે. ૬૪

उद्दण्डे भुजदण्डे तव कोदण्डे परिस्फुरति ।
अरिमण्डलरविमण्डलरम्भाकुचमण्डलानि वेपन्ते ॥६५

હે રાજન્! જ્યારે અત્યંત ઊંચા કરેલા એવા તમારા ભુજદંડ પર ધનુષ્ય તૈયાર થઈને ગર્જના કરતું હોય છે ત્યારે શત્રુઓનાં મંડળ, રવિનું મંડળ અને રંભાનાં સ્તનમંડળ કંપવા લાગે છે. ૬૫

भवतामहमिव बहवो मम तु भवानिव भवानेव ।
कुमुदिन्यः कति न विधोर्विधुरिव विधुरेव कुमुदिन्याः ॥

ચંદ્રને માટે પોયણીઓ કેટલી બધી હોય છે પણ પોયણીને તો ચંદ્ર તે ચંદ્ર જ છે; તે રીતે તમારી પાસે આવનારા અમારા જેવા તો ઘણા જ હોય છે; પરંતુ મારે માટે તો તમે જ છો. ૬૬

लब्धार्धचन्द्र ईशः कृतकंसभयं च पौरुषं विष्णोः ।
ब्रह्मापि नाभिजातः केनोपमिमीमहे नृप भवन्तम् ॥

હે રાજન્! મહાદેવને તો અડધો ચંદ્ર મળેલો હતો, તમે પૂર્ણચંદ્ર જેવા છો, વિષ્ણુનો પુરુષાર્થ કંસના ભયથી દૂર રહેતો હતો અને તમારો પુરુષાર્થ કોઈથી ભય પામતો નથી. બ્રહ્મા તો નાભિમાંથી જન્મ્યા છે અને તમે કુલીન છો, તો પછી તમને કોની ઉપમા આપી શકાય એમ છે? ૬૭

सरलप्रियं गुणाढ्यं लम्बितमालं विचित्रतिलकं च ।
वनमिव वपुस्तवैतत्कथमवनं नृप जनस्यास्य ॥ ६८ ॥

હે રાજન્! તમારું શરીર વન જેવું હોવા છતાં દીનજનને અવન(રક્ષણ કરનારું) શી રીતે બન્યું? અર્થાત્ જેમ વનમાં સરલ (દેવદાર) અને પ્રિયંગુ વૃક્ષો છે તેમ તમારું શરીર સરળ અને પ્રિય ગુણોથી શોભે છે. જેમ વનમાં લાંબાં તમાલ વૃક્ષ છે તેમ રાજાના શરીરે લાંબી માળા રહેલી છે, જેમ વનમાં રંગબેરંગી તિલક નામનાં વૃક્ષો છે તેમ તમારા કપાળે કેસરકસ્તૂરીનું રંગીન તિલક છે. ૬૮

बाणकरवीरदमनकशतपत्रकबन्धुजीवकुसुमानि ।
नृप विविधविटपरूपस्तथापि विटपः कथं नासि ॥६९

હે રાજન્! બાણ તથા કરેણુ, દમનક, શતપત્ર, કબન્ધુ, જીવ વગેરે વિવિધ વૃક્ષોનાં પુષ્પોને ધારણ કરનાર વન વિવિધ વિટપ(વૃક્ષ)રૂપે હોય છે, તેમ તમે પણ વિવિધ પુષ્પોને ધારણ કરનાર વિટપ(વૃક્ષ)રૂપે હોવા છતાં વિટ(જાર પુરુષો)નાય પાલક કેમ નથી?

स्तनयुगमश्रुस्नातं समीपतरवर्ति हृदयशोकाग्नेः ।
चरति विमुक्ताहारं व्रतमिव भवतो रिपुस्त्रीणाम् ॥७०॥

તમારા વૈરીજનોની સ્ત્રીઓનાં બે સ્તન હૃદયમાં રહેલા શોકરૂપી અગ્નિની અત્યંત પાસે રહેનાર છે તેમ જ તૂટી ગયેલ મોતીના હાર જેવાં લાગતાં આંસુથી સ્નાન કરે છે. તેથી જાણે કે તેઓ પાસે અગ્નિ રાખીને આહારનો ત્યાગ કરીને તપ કરતા તપસ્વી જેવા લાગે છે. ૭૦

कल्पतरुकामदोग्ध्रीचिन्तामणिधनदशङ्खानाम् ।
रचितो रजोभरपयस्तेजःश्वासान्तराम्बरैरेषः ॥ ७१ ॥

આ રાજા કલ્પતરુની ભરેલી રજ, કામદુધાનાં દૂધ, ચિંતામણિનાં તેજ અને કુબેરભંડારીના શંખમાં પૂરવાના પવનનું આકાશ એટલા પદાર્થોનો બનેલો છે અર્થાત્ તે બધા પદાર્થોમાં જે એક એક ગુણ છે, તે બધા રાજામાં રહેલા છે. ૭૧

तिग्मरुचिरप्रतापो विधुरनिशाकृद्विभो मधुरलीलः ।
मतिमानतत्त्ववृत्तिः प्रतिपदपक्षाग्रणीर्विभाति भवान् ॥

હે રાજન્! તમારો પ્રતાપ તીક્ષ્ણ છતાં રુચિકર છે. શત્રુજનોનો સંહાર કરનાર હોવા છતાં તમારી લીલા મધુર છે; બુદ્ધિ અને પ્રમાણ બંને કારણે તમારી તત્ત્વ જાણવાની વૃત્તિ બરાબર હોય છે તેમ જ પગલે પગલે પોતાના પક્ષમાં અગ્રેસર થઈને તમે શોભો છો. ૭૨

शनिरशनिश्च तमुच्चैर्निहन्ति कुप्यसि नरेन्द्र यस्मै त्वम् ।
यत्र प्रसीदसि पुनः स भात्युदारोऽनुदारश्च ॥७३॥

હે રાજન્! તમે જેની પર કોપ કરો છો, તેને માટે તમે શનિ ગ્રહ અને અશનિ (વજ્ર) બનીને તેને હણી નાખો છો; અને જ્યાં તમે પ્રસન્ન થાઓ છો, ત્યાં તમે ઉદાર અને અનુ–દાર (જેને સ્ત્રીઓ અનુસરે છે, એવા મધુર) બનીને શોભો છો. ૭૩

क्षणदासावक्षणदा वनमवनं व्यसनमव्यसनम् ।
बत वीर तव द्विषतां पराङ्मुखे त्वयि पराङ्मुखं सर्वम् ॥

હે વીર રાજા! શત્રુઓ પર વિજય મેળવી, જ્યારે તેમનાથી તું પરાઙ્મુખ (પાછું ફરવું, તે) થયો, ત્યારે શત્રુઓની બધી બાબતો પરાઙ્મુખ (અવળી) બની ગઈ. ક્ષણદા–રાત્રીઓ લાંબા થઈ ગઈ, વન રક્ષણસ્થાન (અવન) બની ગયું, દ્યૂત, નૃત્ય વગેરે વ્યસનો વિસ્તાર વિનાનાં બની ગયા. ૭૪

प्रघनाध्वनि धीरधनुर्ध्वनिभृति विधुरैरयोधि तव दिवसम् । दिवसेन तु नरप भवानयुद्ध विधिसिद्धसाधुवादपदम् ॥ ७५ ॥

હે રાજન્! તૂટી ગયેલા માર્ગ પર તમે ધનુષ્યનો ટંકારવ કરીને દિવસભર જેમ શત્રુઓ સાથે યુદ્ધ કરો છો, તેમ યજ્ઞયાગાદિ વિધિ કરાવવામાં કુશળ સાધુજનો સાથે વાદવિવાદ કરતાં તમે દિવસભર યુદ્ધ કરો છો.

गिरयोऽप्यनुन्नतियुजो मरुदप्यचलोऽब्धयोऽप्यगम्भीराः ।
विश्वंभराप्यतिलघुर्नरनाथ तवान्तिके नियतम् ॥७६॥

હે રાજન્! તારી ઉન્નતિ આગળ પર્વતો પોતાની ઊંચાઈ છોડી દે છે, તારી ચંચળતા આગળ પવન સ્થિર થઈ જાય છે, તારી ગંભીરતા આગળ સાગર પણ છીછરો બને છે તેમજ વિશ્વંભરા પૃથ્વી પણ તારી આગળ અત્યંત નાની બની જાય છે. ૭૬

समदमतंगजमदजलनिस्यन्दतरङ्गिणीपरिष्वङ्गात् ।
क्षितितिलक त्वयि तटजुषि शंकरचूडापगापि कालिन्दी॥

હે પૃથ્વીના તિલકરૂપ રાજન્! જ્યારે તમે ગંગાને કિનારે પડાવ નાખો છો, ત્યારે મદભર હાથીઓના મદરૂપી જલના પ્રવાહવાળી નદીનો સંગમ થવાથી શંકરના મસ્તકે નિવાસ કરનારી ગંગા પણ યમુના બની જાય છે.

विदलितसकलारिकुलं तव बलमिदमभवदाशु विमलं च प्रखलमुखानि नराधिप मलिनानि च तानि जातानि ॥ ७८ ॥

હે રાજન્! જ્યારે તમે શત્રુઓનાં સર્વ કુળોનો વિનાશ કર્યો; ત્યારે તમારી સેના નિર્મળ બની ગઈ અને જે ખળ—દુષ્ટ પુરુષો હતા. તેમનાં મુખ પણ મલિન બની ગયાં. ૭૮

पल्लवतः कल्पतरोरेपा करस्य ते वीर ।
भूषयति कर्णमेकः परस्तु कर्णं तिरस्कुरुते॥७९॥

હે વીરજન! કલ્પવૃક્ષના નવપલ્લવ જેવો તારો હાથ સુકોમળ છે; પરંતુ તારા હાથમાં વિશેષતા એ છે કે, કલ્પવૃક્ષનું પાન કર્ણ(કાન)ને શોભાવે છે અને દાન કરીને પ્રતિષ્ઠા પામેલો તારો હાથ દાનવીર કર્ણ રાજાનો તિરસ્કાર કરે છે. ૭૯

हरवन्न विषमदृष्टिर्हरिवन्न विभो विधूतविततवृषः ।
रविवन्न चातिदुःसहकरतापितभूः कदाचिदसि ॥८०॥

હે રાજન્! મહાદેવ વિષમદષ્ટિ (ત્રણ નેત્રવાળા) છે પણ તમારી દષ્ટિ સમાન છે. વિષ્ણુએ ફાલેલા વૃષાસુરનો નાશ કર્યો છે પણ તમે તો નાશ પામતા એવા વૃષ(ધર્મ)નો વિસ્તાર કર્યો છે, સૂર્ય અત્યંત અસહ્ય કિરણોથી પૃથ્વીને તપાવે છે પણ તમે ક્યારેય અસહ્ય કરવેરો લેતા નથી, જેથી પૃથ્વીનાં પ્રજાજનો સંતાપ પામે.

स्तनयुगमुक्ताभरणाः कण्टककलिताङ्गयष्टयो देव ।
त्वयि कुपितेऽपि प्रागिव विश्वस्तास्ते रिपुस्त्रियो जाताः॥

હે રાજન્! તમે શત્રુઓ પર કોપ કરો છો, ત્યારે પણ વૈરીજનોની સ્ત્રીઓ પહેલાના વિશ્વાસની જેમ નિઃશ્વાસ કરનારી થઈ છે અર્થાત્ પહેલાં મોતીનાં આભરણ છાતી પર ધારણ કરતી હતી, હવે આંસુરૂપી મોતીથી સ્તનોને શોભાવે છે; પહેલાં કોમળતાને લીધે તેમની દેહયષ્ટિ પાતળી હતી, હવે શોકને કારણે કાંટાના જેવી પાતળી તેમની દેહયષ્ટિ બની છે. ૮૧

संततमुसलासङ्गाद्बहुतरगृहकर्मघटनया नृपते ।
द्विजपत्नीनां कठिनाः सति भवति कराः सरोजसुकुमाराः

હે રાજન્! જ્યારે તમે રાજ્ય કરો છો ત્યારે બ્રાહ્મણપત્નીઓ જે હાથ સાબેલાના સંગથી તેમજ ઘરનાં ઘણાં કામ કરવાથી કઠણ બની ગયા હતા; તે હવે અસંત સુકુમાર કમળ જેવા બની ગયા છે અર્થાત્ તમારા દાનથી તેમને મહેનત—મજૂરી કરવી પડતી નથી. ૮૨

कमलेव मतिर्मतिरिव कमला तनुरिव विभा विभेव तनुः । धरणीवधृतिर्धृतिरिव धरणी सततं विभाति यस्य तव ॥८३॥

હે રાજન્! તમારી મતિ કમલા—લક્ષ્મી જેવી સમૃદ્ધ છે અને લક્ષ્મી મતિ જેવી નિર્મળ છે, તમારા દેહ જેવી દેહની કાંતિ છે અને કાંતિના જેવો દેહ છે, ધરણીની જેમ તમારી ધીરજ છે અને ધીરજની જેમ તમારી ધરણી સતત શોભી રહી છે. ૮૩

रत्नसानुशिखराङ्गणफुल्लत्कल्पपादपतलेषु निषण्णाः ।
उद्‌गृणन्ति नृपहंस सुवर्णं त्वद्यशः प्रवरकिंनररामाः ॥८४

હે રાજાઓમાં હંસ! તમારા સારા વર્ણવાળા યશને કિન્નરોની શ્રેષ્ઠ સ્ત્રીઓ ગાય છે; જે રત્નનાં શિખરોની આગળ ભૂમિમાં વિકાસ પામેલા કલ્પવૃક્ષ નીચે બેઠેલી છે. ૮૪

गाढकान्तदशनक्षतव्यथासंकटादरिवधूजनस्य यः ।
ओष्ठविद्रुमदलान्यमोचयन्निर्दशन्युधि रुषा निजाधरम् ॥

હે રાજન્! તું જ્યારે યુદ્ધભૂમિ પર ક્રોધમાં આવીને પોતાના અધરને કરડે છે ત્યારે શત્રુજનોની સ્ત્રીઓનાં હોઠરૂપી વિદ્રુમનાં પાદડાને તે વ્યથાના સંકટમાંથી છોડાવે છે; કે જે ગાઢ આલિંગન આપનાર પતિના દંતક્ષતની વ્યથા હતી. અર્થાત્ શત્રુજનો હણાતાં તેમની સ્ત્રીઓની તે વ્યથા ચાલી જાય છે. ૮૫

बलमार्तभयोपशान्तये विदुषां संमतये बहुश्रुतम् ।
वसु तस्य न केवलं विभोर्गुणवत्तापि परप्रयोजनम् ॥

તે રાજાનું એકલું ધન જ પારકાના લાભને માટે વપરાય છે એવું નથી; તેનું બળ દુઃખી જનોના ભયની શાંતિને માટે તેમ જ તેમનું બહુશ્રુતપણું (વિદ્યાનો અનુભવ) વિદ્વાનોની સંમતિ માટે વપરાય છે. ૮૬

तावका कति न सन्ति मादृशा मादृशास्तु भवदेकजीवनः । अम्बुदस्य कवि वा न चातकाश्चातकस्य पुनरेक एव सः ॥ ८७ ॥

હે રાજન્! મારા જેવા તારી પાસે આવનારા કેટલા નથી હોતા? પરંતુ મારા જેવાને માટે તમે એક જ જીવનના આધારરૂપ છો. મેઘને કેટલાં બધાં ચાતક પક્ષીઓ હોય છે, પરંતુ ચાતકને તો તે એક જ મેઘ છે.

निखिलेषु गुणेषु चित्रता ते मनसो वैभवमद्भुतं तवैव। न च ते परतः प्रमाणभावस्तदपि न्यायनिविष्टतातिचित्रम् ॥ ८८ ॥

સકળ ગુણોમાં તારા મનનો વૈભવ વિચિત્ર રીતે જોવાને મળે છે તેમ જ તે મનનો વૈભવ પણ અદ્ભુત હોય છે. તારા તે વૈભવ માટે કોઈ બહારના પ્રમાણની જરૂર હોતી નથી, તોપણ તારું મન ન્યાયની અંદર પ્રવેશ કરવાને ચાહતું હોય છે, તે અત્યંત આશ્ચર્ય છે.

स्फुरदद्भुतरूपमुत्प्रतापज्वलनं त्वां सृजतानवद्यविद्यम्। विधिना ससृजे नवो मनोभूर्भुवि सत्यं सविता बृहस्पतिश्च ॥ ८९॥

તારું સ્વરૂપ અત્યંત અદ્ભુત રીતે પ્રગટ થાય છે; તેથી જાણે કે બ્રહ્માએ બીજો કામદેવ સર્જ્યો છે; તારો પ્રતાપ એવો તો પ્રકાશિત થાય છે કે, જાણે બીજો સવિતા–સૂર્ય રચવામાં આવ્યો હોય તેમ જ તારામાં એવી તો નિર્મળ વિદ્યા છે, કે જાણે બીજો બૃહસ્પતિ હોય; એ રીતે રૂપ, પ્રતાપ અને વિદ્યાના ગુણોથી બ્રહ્માએ તને નવી રીતે સર્જ્યો છે. ૮૯

कलुषं च तवाहितेष्वकस्मात्सितपङ्करुहसोदरश्रि चक्षुः। पतितं च महीपतीन्द्र तेषां वपुषि प्रस्फुटमापदां कटाक्षैः॥

હે રાજાઓમાં શ્રેષ્ઠ! ધોળા કમળની સાથે ભાઈના જેવી સરખામણી કરનારી જેની શોભા છે એવું તારું નેત્ર જે વખતે શત્રુજનો પર કલુષિત થઈને પડેલું હોય છે; તે જ વખતે તે શત્રુજનોનાં શરીરો પર આપત્તિઓના કટાક્ષો અકસ્માત્ પડેલા હોય છે. ૯૦

गुणभेदविदग्रिमप्रसङ्गे व्यवधानादनुपस्थितं पुरस्तात्। अपि वाजिनमात्रशेषमिष्टौ घटयन्वाजिभिरर्थ्यसे विधिज्ञैः ॥ ९१ ॥

હે રાજન્! ગુણના ભેદને જાણનારા ઉત્તમજનોના પ્રસંગમાં કોઈ વ્યવધાન આવવાને કારણે પ્રત્યક્ષ હાજર રહી શકયો ન હોય તેમ જ અશ્વમેધ યજ્ઞ જેવા કાર્યમાં ફક્ત એક જ ઘોડો બાકી રહ્યો હોય; તોપણ નસીબને જાણનાર જોષીઓ અનેક ઘોડાઓ દ્વારા તમારી પ્રાર્થના કરે છે. ૯૧

यदि वै मनसि प्रशान्तिरुच्चैः कुरु कल्पद्रुप्रदानकौशलम्। न भवेदिति वा वद स्फुटं कलिकर्ण प्रतियामि मन्दिरम् ॥ ९२ ॥

હે કળિયુગના કર્ણરાજા! જો તારામાં મનમાં ઘણી શાંતિ હોય તો કલ્પદ્રુમ દાન આપે છે, તે પ્રકારની કુશળતા બતાવ અને જો મનની શાંતિ ન હોય તો એમ ચોખ્ખું કહી દે, તેથી હું મારે ઘેર પાછો ચાલ્યો જાઉં.

नानन्वयस्ते न च ते विरोधोऽलंकारकोटौ तव नोपमापि। क्षितीश नो ते विषमं न किंचित्साहित्यसौहित्यनिधिस्तथापि ॥ ९३ ॥

હે રાજન્! સાહિત્યમાં ગણાયેલા અલંકારોની કોટિમાં કોઈ અલંકાર તને લાગુ પડતો નથી. જેમકે અનન્વય–તારા સરખો કોઈ નથી. વિરોધ–તારો વિરોધી કોઈ નથી, ઉપમા–તારા જેવો કોઈ નથી તેમ જ વિષમ–વિરુદ્ધ ગુણોનો સમૂહ તારામાં નથી; એ રીતે હોવા છતાં પણ સાહિત્ય અને સારાં હિતકર કાર્યોનો તું ભંડાર છે. ૯૩

अविरलकरवालकम्पनैर्भ्रुकुटीतर्जनगर्जनैर्मुहुः। ददृशे तव वैरिणां मदः स गतः क्वापि तवेक्षणे क्षणात् ॥

જે શત્રુઓ ચપળ તરવારો કંપાવતા હતા અને ભ્રકુટીઓ ફેરવીને ગર્જના કરતા હતા અને એ રીતે પોતાનો મદ પ્રગટ કરતા હતા; તે મદ તારાં દર્શન થતાંની સાથે જ કયાંય ચાલ્યો ગયો છે. ૯૪

तवाहवे साहसकर्मशर्मणः, करं कृपाणान्तिकमालिनीपतः। भटाः परेषां विशरारुतामगुर्दधत्यवाते स्थिरतां हि पांशवः ॥ ९५ ॥

હે રાજન્! સાહસકર્મમાં પ્રખ્યાત થયેલ તું જ્યારે યુદ્ધભૂમિ પર જઈને તારા હાથને ખડ્ગ પાસે લાવવાને ઇચ્છે છે, તે જ વખતે ગૌરીજનોના યોદ્ધાઓ ક્રૂરતાનો ભાવ છોડીને જેમ પવન વિનાના પ્રદેશમાં રજકણ સ્થિર બની જાય, તેમ હલનચલન વિનાના બની જાય છે. ૯૫

विशांपते विस्तरतो न वक्तुं जानामि जानन्नपि ते गुणौघान्। यस्यैव योऽसि प्रथमानकीर्ते स एव तद्वानिति निर्निरूढिः ॥ ९६ ॥

હે પ્રજાઓના રાજા! તારા ગુણસમુદાયને હું જાણતો હોવા છતાં પણ તેને વિસ્તારથી કહેવાને હું જાણતો નથી. જેની કીર્તિ ફેલાયેલી છે એવા હે રાજન્! હું એટલું જાણું છું કે જે ગુણોને કારણે જ જે વખણાયો છે, તેના તે ગુણો તેની સાથે રહેવાના છે; તે તો રૂઢિ છે.

यशोदयामण्डितकान्तदेहो, बाल्येऽपि गोपालजनस्य नेता। गोमण्डलं पासि बलेन युक्तः, कथं न

राजन्पुरुषोत्तमोऽसि ॥ ९७ ॥

હે રાજન્! તું પુરુષોત્તમ કૃષ્ણ કેમ ન કહેવાય; કારણ કે જેમ ગોપાલકૃષ્ણનો સુંદર દેહ યશોદાથી શોભતો હતો, તેમ તારો દેહ યશ અને દયાથી શોભે છે. જેમ કૃષ્ણ બાળપણમાં ગોવાળિયાઓના નેતા હતા, તેમ તમે પણ ગોપાલ અર્થાત્ રાજાઓના નેતા છો. જેમ કૃષ્ણ ગોમંડળ(ગોધણ)નુ રક્ષણ કરનાર હતા, તેમ તમે ગોરૂપીમંડળનું પ્રયત્નથી રક્ષણ કરો છો. ૯૭

नक्षत्रभूः क्षत्रकुलप्रसूतेर्युक्तो नभोगैः खलु भोगभाजः। सुजातरूपोऽपि न याति यस्य समानतां काञ्चनकाञ्चनाद्रिः ॥ ९८ ॥

ક્ષત્રિયકુળમાં પેદા થયેલ તું નક્ષત્રોની ઉત્પત્તિનું કારણ છે, તું નભોગ=અંતરિક્ષમાં રહેલ ગાંધર્વો સાથે ભોગો ભોગવે છે તેમ જ કાંચન પર્વત સુવર્ણનો હોવા છતાં, તારા સુંદર વર્ણવાળા સ્વરૂપની સાથે કોઈ જાતની સરખામણી કરી શકતો નથી. ૯૮

अखण्डिता शक्तिरथोपमानं न स्वीकृतं न च्छलरीतिरस्ति। अस्पृष्टसंदेहविपर्ययस्य कोऽयं तव न्यायनये निवेशः ॥ ९९ ॥

જેની શક્તિ અખંડિત છે, જેણે કોઈ પણ પ્રકારના ઉપમાનનો સ્વીકાર કર્યો નથી, જેણે છળની રીતિ અજમાવી નથી તેમ સંદેહ કે વિપર્યય એ બંનેનો જેણે સ્પર્શ કર્યો નથી; એવા તારા ન્યાયશાસ્ત્રના માર્ગમાં કોનો પ્રવેશ થાય? ૯૯

स्वतः प्रकाशो मनसो महत्त्वं, धर्मेषु शक्तिर्न तथान्यथा धीः। भूपाल गोपालपदैकभक्तेरन्यैव नैयायिकता तवेयम् ॥ १०० ॥

હે રાજન્! તારો પ્રકાશ આપમેળે છે, મનનુ મહત્ત્વ છે, સર્વ ધર્મોમાં શક્તિ રહેલી છે. બુદ્ધિ વિપરીત નથી તેમ જ ગોપાળના ચરણમાં તારી અનેરી ભક્તિ રહેલી છે, એ રીતે તારી ન્યાયશાસ્ત્રની રીતિ જુદી જ છે. ૧૦૦

यस्येषवः संयुगयामिनीषु प्रोतप्रतिक्ष्मापतिमौलिरत्नाः। गृहीतदीपा इव भिन्दते स्म खड्गान्धकारे रिपुचक्रवालम् ॥ १०१ ॥

હે રાજન્! યુદ્ધભૂમિરૂપી રાત્રીઓમાં જ્યારે તલવારોના અંધકારો ફેલાઈ ગયા હોય, ત્યારે શત્રુરાજાઓના મુગટમાં પરોવાયલા રત્નો દીવાઓની જેમ બનતા તારાં બાણ શત્રુઓરૂપી મંડળને ભેદી નાખે છે. ૧૦૧

लब्ध्वा यदन्तःपुरसुन्दरीणां लावण्यनिःस्यन्दमुपान्तभाजाम्। गृहीतसारस्त्रिदशैः पयोधिः पीयूषसंदर्शनसौख्यमाप ॥ १०२ ॥

જેમ દેવોએ સર્વના સારરૂપ અમૃતને ગ્રહણ કર્યું, તે અમૃતના દર્શનનું સુખ સમુદ્રે મેળવેલું હતું તેમ પોતાની સમીપ રહેનારી અંતઃપુરની સુંદરીઓનાં લાવણ્યરૂપી અમૃતને મેળવીને રાજા પરમ સુખ પામે છે. ૧૦૨

यदि त्रिलोकी गणनापरा स्यात्तस्याः समाप्तिर्यदि नायुषः स्यात्। पारे परार्धं गणितं यदि स्याद्गुणेषु निःशेषगुणोऽपि स स्यात् ॥ १०३ ॥

જો ત્રણ લોકની ગણના કરવામાં આવે, તે લોકનાં આયુષ્યની સમાપ્તિ થાય કે પછી પરાર્ધની પાર સુધી ગણિત કરવામાં આવે; તોપણ તમારા ગુણો ગણતાં તેની શેષ બાકી રહે નહિ. ૧૦૩

एतद्यशः क्षीरधिपूरगाहि पतत्यगाधे वचनं कवीनाम्। एतद्गुणानां गणनाङ्कपातः प्रत्यर्थिकीर्तिः खटिकाः क्षिणोति ॥ १०४ ॥

તે રાજાના યશરૂપી ક્ષીરસાગરના પૂરમાં પ્રવેશ કરતા કવિજનોના વચનો છેક ઊંડાણમાં પ્રવેશ કરે છે; તેમ જ તે રાજાના ગુણોની ગણનાની સંખ્યા કરવામાં આવે છે ત્યારે તે ગણતરી વૈરીજનોના યશરૂપી ખડીની રેખાઓને ક્ષીણ કરે છે. ૧૦૪

देवाधिपो वा भुजगाधिपो वा, नराधिपो वा यदि हैहयः स्याम्। संदर्शनं ते गुणकीर्तनं ते, सेवाञ्जलिं ते तदहं विदध्याम् ॥ १०५ ॥

જો હું દેવરાજ ઇન્દ્ર, નાગરાજ તક્ષક, મનુષ્યનો રાજા કે રાક્ષસોનો રાજા હૈહય થાઉં; તો તારા દર્શન, ગુણના કીર્તન કે સેવાની અંજલિ કરી શકું. ૧૦૫

अत्यादराद्ध्ययनं द्विजानामर्थोपलब्ध्या फलवद्विधाय। क्रतूनतुच्छानवितुं तवैषा मीमांसकाधाधिकृतः प्रसिद्धा ॥ १०६ ॥

બ્રાહ્મણો અત્યંત આદરથી વેદોનું અધ્યયન કરે છે; તેમાં ધનની પ્રાપ્તિ થાય, તે હેતુ રહેલો છે, તેને તમે ધન આપીને સફળ કરો છો, તેજ રીતે મીમાંસા–કર્મશાસ્ત્રનો અધિકાર યજ્ઞને સફળ કરવાનો છે; તો તમે વિશાળ એવા યજ્ઞયાગના રક્ષણ કરવા માટે મીમાંસાશાસ્ત્રમાં જાણીતી એવી ફળ આપવાની અધિકારવૃત્તિ સ્વીકારેલી છે. ૧૦૬

गुप्तान्तराख्यासमसंनिकृष्टमध्यक्षमत्यन्तमनिच्छतस्ते। अख्यातिसख्यानुगतद्विषश्च ख्यातिस्थितानिर्वचनीयरूपा

બૌદ્ધો અખ્યાતિને, મીમાંસકો સત્ખ્યાતિને અને વેદાંતીઓ અનિર્વચનીય ખ્યાતિને માને છે, તે રીતે તમારી ખ્યાતિ એટલી પ્રસિદ્ધ છે કે જ્યાં મિત્રભાવ

કે શત્રુભાવ નાશ પામેલ છે; જેની અંદર કોઈ તુચ્છ અધ્યાસ નથી તેમ જ દૂર રહેલ અધ્યક્ષને પણ જે ઇચ્છતો નથી, એવી તારી ખ્યાતિ અનિર્વચનીય મનવાણીથી પર રહેલી છે. ૧૦૭

अन्यार्थमङ्गीकृतवारिपाणौ विशङ्कमानास्तव दाननीरम् । परस्परं दीनमुखा न के वा देवाः सुमेरुं शुशुचुः स्वभूमिम् ॥ १०८ ॥

જ્યારે તમે યાચકોને દાન આપવા માટે હાથમાં જળ લો છો, ત્યારે બધા દેવો દીનમુખ બનીને એકમેકની સામે શંકાની નજરથી જોઈ રહે છે. તેમને એમ થાય છે કે, 'આ રાજા દાનમાં સુમેરુ પર્વતને અથવા તો અમારી સ્વર્ગભૂમિને તો નહીં આપી દે ?'

तवाग्रतो वीर महीमहेन्द्र मन्दं गजा शृङ्खलिनो विभान्ति । आवासदानादरिभूपतीनामाशान्तशैला इव सापराधाः ॥ १०९ ॥

હે વીર! હે પૃથ્વીના અધિપતિ! તારી આગળ સાંકળવાળા હાથીઓ શત્રુરાજાઓના આવાસના દાનથી અપરાધ કરનારા દિશાના પ્રાંત ભાગોના પર્વતની જેમ મંદ રીતે શોભે છે. ૧૦૯

कामं नृपाः सन्ति सहस्रशोऽन्ये, राजन्वतीमाहुरनेन भूमिम् । नक्षत्रतारग्रहसंकुलापि ज्योतिष्मती चन्द्रमसैव रात्रिः ॥ ११० ॥

ભલે બીજા હજારો રાજાઓ હોય, પણ પૃથ્વી આ રાજાથી જ શોભે છે. જેમકે અનેક નક્ષત્રો અને ગ્રહોથી ઘેરાયેલી રાત્રિ હોય, પણ ચાંદની રાત તો ચંદ્રથી જ ગણાય છે. ૧૧૦

दारिद्र्यदायादगणाघमेन, दीनो द्विजोऽर्थणपदातिसात्कृतः । जागर्ति नाथे त्वयि भो द्विजानां, विदेहि तथेन सुखं भजे नृप ॥ १११ ॥

દરિદ્ર જમાઈઓના ગણોએ ભેગા થઈને આ બ્રાહ્મણને અત્યંત દેવાદાર બનાવી દીધો છે, તમારા જેવા રાજા અમારે માથે જાગતા બેઠેલા છે, તો હવે આ બ્રાહ્મણનું એવું કલ્યાણ કરો કે જેથી હું સુખી થાઉં. ૧૧૧

कमलभूतनया वदनाम्बुजे वसतु ते कमला करपल्लवे । वपुषि ते रमतां कमलाङ्गजः, प्रतिदिनं हृदये कमलापतिः ॥ ११२ ॥

હે રાજન્! કમળમાં જન્મેલ બ્રહ્માનાં પુત્રી સરસ્વતી તમારા મુખકમળમાં નિવાસ કરો, તમારા કોમળ કરમાં કમલા–લક્ષ્મી નિવાસ કરો, તમારા શરીરમાં કમલાના પુત્ર કામદેવ નિવાસ કરો તેમ જ તમારા હૃદયમાં નિરંતર કમલાના પતિ વિષ્ણુ ભગવાન નિવાસ કરો.

उदेति पूर्वं कुसुमं ततः फलं घनोदयः प्राक्तदनन्तरं पयः । निमित्तनैमित्तिकयोरयं विधिस्तव प्रसादस्य पुरस्तु संपदः ॥ ११३ ॥

પહેલાં ફૂલ આવે ત્યાર પછી ફળ થાય છે, તે જ રીતે પહેલાં મેઘ ચડી આવે ત્યાર પછી વરસાદ પડે છે; આ રીતે નિમિત્ત–કારણ અને નૈમિત્તક–કાર્યનો ક્રમ જગતમાં ગોઠવાયેલો હોય છે; પરંતુ તમારી કૃપા થતાં પહેલાં બધી સંપત્તિઓ મળે છે. ૧૧૩

अनेन सर्वार्थिकृतार्थताकृता हृतार्थिनौ कामगवीसुरद्रुमौ । मिथः पयःसेचनपल्लवाशने प्रदाय दानव्यसनं समाप्नुतः ॥ ११४ ॥

આ રાજાએ બધા યાચકજનોને દાન આપીને તેમને એવા તો સફળ બનાવી દીધા કે કામધેનુ અને કલ્પવૃક્ષ પાસે કોઈ દાન માગવા ગયું નહીં. છેવટે કામધેનુએ પોતાના દૂધનાં દાન આપીને કલ્પવૃક્ષનાં સિંચન કર્યાં અને કલ્પવૃક્ષે પાંદડાં આપીને કામધેનુને તૃપ્ત કરી; અને એ રીતે પોતાને દાન આપવાનું પડેલું વ્યસન તે બંનેએ સફળ કર્યું. ૧૧૪

मयि स्थितिर्नम्रतयैव लभ्यते, दिगेव तु स्तब्धतया विलङ्घ्यते । इतीव चापं दधदाशुगं क्षिपन्नयं नयं सम्यगुपादिशद् द्विषाम् ॥ ११५ ॥

જ્યારે રાજા ધનુષ્યને નમ્ર ( નીચું ) કરીને તેની પરથી બાણ ફેંકે છે, ત્યારે તે પોતાના શત્રુજનોને એક જ નીતિનો માર્ગ બતાવે છે અને જણાવે છે કે, 'નમ્રતાને લીધે જ મારી આ ઉત્તમ દશા થયેલી છે તેમ જ ધીરજને કારણે જ મેં દિશાઓ ઓળંગી છે.'

नृपः कराभ्यामुदतोलयन्निजे नृपानयं यान्पततः पदद्वये । तदीयचूडाकुरुविन्दरश्मिभिः स्फुटेयमेतत्करपादरञ्जना ॥ ११६ ॥

પોતાના ચરણોમાં પડેલા બીજા રાજાઓને જ્યારે આ રાજા પોતાના બે હાથ આપીને ઊભા કરે છે, ત્યારે તે રાજાઓના મુગટમાં જડેલાં પદ્મરાગમણિનાં કિરણોથી તેનાં ચરણોમાં સ્પષ્ટ રીતે લાલિમા જણાઈ આવે છે. ૧૧૬

इदं नृपप्रार्थिभिरुज्झितोऽर्थिभिर्मणिप्ररोहेण विवृध्य रोहणः । कियद्दिनैरम्बरमावरिष्यते मुधा मुनिर्विन्ध्यमरुद्ध भूधरम् ॥ ११७ ॥

રાજા પાસે યાચના કરતા રાજી થયેલા યાચક જનોએ જેના મણિ લેવાનો ત્યાગ કર્યો છે એવો આ વિંધ્યાચળ પોતાના મણિઓના શિખર વધારીને આકાશમાર્ગ રોકી લેશે, તેથી તેને અગસ્ત્ય મુનિએ રોકી

રાખ્યો; તે કાર્ય કરવા જેવું નહોતું; કારણ કે યાચકો નહિ જવાથી જેની પ્રગતિ અટકી ગઈ છે, એવો વિંધ્યાચળ વધી વધીને કેટલો વધત! ૧૧૭

कृतं च गर्वाभिमुखं मनस्त्वया किमन्यदेवं निहताश्च नो द्विषः। तमांसि तिष्ठन्ति हि तावदंशुमान्न यावदायात्युदयाद्रिमौलिताम् ॥ ११८ ॥

જ્યાં સુધી સૂર્ય ઉદયાચળ પર્વત પર પ્રગટ થતો નથી, ત્યાં સુધી જગત પર અંધકાર રહે છે, એ જ રીતે તમે જ્યાં મનથી ગર્વને ભરી દીધુ, ત્યાં તો અમારા શત્રુઓ નાશ પામ્યા, એટલે તમારે વિશેષ કરવાનુ શું રહ્યુ?

अनेन पर्यासयताश्रुबिन्दून्मुक्ताफलस्थूलतमान्स्तनेषु। प्रत्यर्पिताः शत्रुविलासिनीनामाक्षेपसूत्रेण विनैव हाराः॥

મોતીના જેવાં અસંત સ્થૂલ (શત્રુની સ્ત્રીઓનાં) આંસુઓનાં બિંદુઓને વિસ્તારતા આ રાજાએ શત્રુઓની સ્ત્રીઓનાં સ્તન ઉપર સૂત્રવાળા હારોને બદલે સૂત્ર વગરના હારો આપ્યા હતા. ૧૧૯

अधीतिबोधाचरणप्रचारणैर्दशाश्चतस्रः प्रणयन्नुपाधिभिः। चतुर्दशत्वं कृतवान्कुतः स्वयं न वेद्मि विद्यासु चतुर्दशस्वयम् ॥ १२० ॥

જે ચૌદ વિદ્યાઓ છે, તેમા અભ્યાસ, સમજણ, આચાર અને પ્રચાર એ પ્રકારની ઉપાધિઓથી આ રાજાએ દરેક વિદ્યાને ચાર દશાઓ આપીને પોતે ચૌદ વિદ્યાઓમા ચતુર્દશપણું (ચૌદ વિદ્યાઓ, ચાર દશા) કરેલુ છે કે નહિ; તે હું જાણતો નથી અર્થાત્ વિદ્યાઓ ચૌદ છે, તે જાણીતી વાત છે પણ દરેક વિદ્યાને ચતુર્દશ (ચાર દશા) આપીને પોતે ચાર દશા મેળવી છે.

अमुष्य विद्या रसनाग्रनर्तकी त्रयीव नीताङ्गगुणेन विस्तरम्। अगाहताष्टादशतां जिगीषया नवद्वयद्वीपपृथग्जयश्रियाम् ॥ १२१ ॥

જે ત્રણ વેદોને છ અંગથી ગુણવામા આવે, તો વેદોની સંખ્યા અઢાર થાય, એ રીતે આ રાજાની જીભને ટેરવે નાચતી વિદ્યા અઢાર દ્વીપ પર રહેલી જુદી જુદી વિજયશોભાને જીતવાની ઇચ્છાથી અઢાર સ્વરૂપોને ધારણ કરે છે. ૧૨૧

दिगीशवृन्दांशविभूतिरीशिता दिशां स कामप्रसरावरोधिनीम्। बभार शास्त्राणि दृशं द्वयाधिकां निजत्रिनेत्रावतरत्वबोधिकाम् ॥ १२२ ॥

જે રાજા આઠ દિક્પાળ દેવોના અંશની વિભૂતિરૂપે છે અને જે સર્વ દિશાઓના સ્વામી છે, તેણે શાસ્ત્રોરૂપી ત્રીજું નેત્ર ધારણ કર્યું છે; તેથી તે રાજા ત્રણ નેત્રને ધારણ કરનાર મહાદેવના અવતારરૂપે બનીને પોતાની શાસ્ત્રદષ્ટિથી કામના ફેલાવાને રોકી દે છે. ૧૨૨

पदैश्चतुर्भिः सुकृते स्थिरीकृते कृतेऽमुना के न तपः प्रपेदिरे। भुवं यदेकाङ्घ्रिकनिष्ठया स्पृशन्दधावधर्मोऽपि कृशस्तपस्विताम् ॥ १२३ ॥

સત્ય, દયા, તપ અને શૌચ એ ધર્મના ચાર પાયાઓને સ્થિર કરીને તે રાજાએ સત્યયુગની સ્થાપના કરી ત્યારે કોણે કોણે તપનાં આચરણ કર્યાં નહોતાં? એક પગની ટચલી આંગળીથી પૃથ્વીનો સ્પર્શ કરનાર અધર્મ પણ કૃશ બનીને તપસ્વી(દુઃખી)પણાને પામ્યો હતો અર્થાત્ જે અધર્મ બધે ફેલાયો હતો, તે અધર્મ તેના રાજ્યમાં કૃશ થયો હતો. ૧૨૩

स्फुरद्धनुर्निस्वनतद्घनाशुगप्रगल्भवृष्टिव्ययितस्य संगरे। निजस्य तेजःशिखिनः परःशता वितेनुरङ्गारमिवायशः परे ॥ १२४ ॥

જ્યારે આ રાજાએ યુદ્ધની ભૂમિ પર ચમકતી વીજળી જેવા ધનુષ્યના ટંકારરૂપી ગડગડાટથી બાણોરૂપી વિશાળ વૃષ્ટિ કરવા માંડી, ત્યારે તે રાજાના તેજરૂપી અગ્નિથી સેંકડો શત્રુઓનો અપયશ ફેલાવા લાગ્યો, જે બળેલા કોયલા જેવો લાગતો હતો. ૧૨૪

अनल्पदग्धारिपुरानलोज्ज्वलैर्निजप्रतापैर्वलयं ज्वलद्भुवः। प्रदक्षिणीकृत्य जयाय सृष्टया रराज नीराजनया स राजघः ॥ १२५ ॥

વૈરી રાજાઓનો નાશ કરનાર તે રાજા પોતાના પ્રતાપોથી જ્યારે વૈરી જનોના અનેક નગરોને બાળી મૂકતો હતો, ત્યારે તે અગ્નિઓની જ્વાળાઓથી પૃથ્વીમંડળ પ્રકાશતુ હતું; તેથી જાણે કે પૃથ્વીની પ્રદક્ષિણા કરીને વિજયને સૂચવનાર આરતીથી તે રાજા શોભતો ન હોય, તેવો લાગતો હતો. ૧૨૫

सितांशुवर्णैर्वयति स्म तद्गुणैर्महासिवेम्नः सह कृत्वरीवहुम्। दिगङ्गनाङ्गाभरणं रणाङ्गणे यशःपटं तद्भटचातुरीतुरी ॥ १२६ ॥

તે રાજાઓના યોદ્ધાની કુશળતા, તે તો–વસ્ત્ર વણવાના સાધનરૂપ તુરી (સાંપી) છે, મોટી તલવારો તે વેમા (વણવાનો દંડ) છે, સફેદ ચંદ્રના વર્ણ જેવા તેના ગુણો દોરારૂપે છે અને યશરૂપી વસ્ત્ર છે અર્થાત્ આ રાજાના યોદ્ધાઓ રણભૂમિમાં તલવારો લઈને ઊતરી પડે છે, ત્યારે તેનો યશ બધે ફેલાય છે, જે વસ્ત્રરૂપે દિશાઓરૂપી સ્ત્રીઓનાં અંગોનાં આભૂષણ બને છે.

प्रतीपभूपैरिव किं ततो भिया विरुद्धधर्मैरपि

भेत्तृतोज्झिता । अमित्रजिन्मित्रजिदोजसा स यद्विचारदृक्चारदृगप्यवर्तत ॥ १२७ ॥

જેમ વિરોધી રાજાઓએ તે રાજાથી ભય પામીને ભેદનીતિ છોડી દીધી હતી, તેમ એકમેકના વિરોધી એવા ટાઢ–તડકો, સુખ–દુઃખ વગેરે ધર્મોએ પણ પરસ્પર ભેદભાવ છોડી દીધો હતો. તે રાજા પોતાના પ્રતાપથી અમિત્ર(શત્રુઓ)ની જેમ મિત્ર (સૂર્ય)ને પણ જીતી લેતો હતો તે પોતે વિચારરૂપી દૃષ્ટિવાળો હોવા છતાં ચાર(દૂત)ની નજરે જોવાની વૃત્તિવાળો હતો.

अयं दरिद्रो भवितेति वैधसीं लिपिं ललाटेऽर्थिजनस्य जाग्रतीम् । मृषा न चक्रेऽल्पितकल्पपादपः प्रणीय दारिद्र्यदरिद्रतां नृपः ॥ १२८॥

જેણે પોતાની દાનવૃત્તિથી કલ્પવૃક્ષને હલકું બનાવ્યું છે, એવા આ રાજાએ યાચકજનના લલાટમાં બ્રહ્માએ લખેલી 'આ દરિદ્ર થશે' એ પ્રકારની લિપિને ખોટી પાડી નહોતી; કારણ કે તે યાચકની દરિદ્રતા લઈ લેતાં, તે માણસ દરિદ્રતાનો જ દરિદ્ર બની ગયો હતો. ૧૨૮

विभज्य मेरुर्न यदर्थिसात्कृतो न सिन्धुरुत्सर्गजलव्ययैर्मरुः । अमानि तत्तेन निजायशोयुगं द्विफालबद्धाश्चिकुराः शिरःशितम् ॥ १२९ ॥

પોતાના માથાની બે બાજુએ બાંધેલાં વાળનાં ગુચ્છાંને તે રાજાએ મસ્તકે રહેલ પોતાની બે અપકીર્તિઓ માની. એક તો પોતે યાચકજનોને દાન આપતાં સુમેરુ પર્વતના ટુકડા કર્યા નહિ; અને બીજી દાન આપવાના સંકલ્પનાં જળ લઈને સમુદ્રને ખાલી કરી મરુભૂમિ જેવો નિર્જળ બનાવ્યો નહિ. ૧૨૯

अजस्रमभ्यासमुपेयुषा समं मुदैव देवः कविना बुधेन च । दधौ पटीयान्समयं नयन्नयं दिनेश्वरश्रीरुदयं दिने दिने ॥ १३० ॥

જેમ સૂર્ય શુક્ર અને બુધ એ બે ગ્રહોની સાથે રહેવાથી વિશેષ ઉદય પામે છે, તેમ સૂર્ય જેવી શોભાવાળો આ રાજા નિત્ય નિરંતર અભ્યાસ કરતા કવિજન અને બુધજનની સાથે આનંદથી નિવાસ કરીને પોતાના સમયનો ડહાપણભરી રીતે ઉપયોગ કરે છે અને તેથી નિરંતર ઉદય પામે છે. ૧૩૦

अधोविधानात्कमलप्रवालयोः शिरःसु दानादखिलक्ष्मभुजाम् । पुरेदमूर्ध्वं भवतीति वेधसा पदं किमस्याङ्कितमूर्ध्वरेखया ॥ १३१ ॥

'આ રાજાના ચરણ પોતાની કોમળતાથી કમળ અને તાજા નવા પાનને હલકાં બનાવી દે છે તેમ જ સર્વ રાજાઓનાં મસ્તકો પર મૂકવામાં આવશે ત્યારે તે ચરણ ઊંચો કરવામાં આવશે.' એ રીતે વિચારીને જ જાણે કે વિધાતાએ રાજાના ચરણમાં ઊર્ધ્વરેખાનું ચિહ્ન દોરેલું હોય, તેમ લાગે છે. ૧૩૧

सदुत्तंस दैवादयं कोऽपि दीनो ऋणार्त्यौ विलीनो विहीनो गुणेन । भवत्संनिधिं सन्निधिं प्राप्य पीनो बभूवाशु मीनो यथा नीरपूरम् ॥ १३२ ॥

હે સારા કુળમાં પેદા થયેલ રાજા! જેમ માછલું ભરપૂર પાણી મળતાં પીન(જાડું) બને છે તેમ દૈવના સંજોગે જે માણસ અત્યંત દીન, દેવામાં ડૂબેલો અને ગુણથી રહિત હતો, તે તમારી પાસે આવતાં સારો ધનભંડાર મેળવીને હૃષ્ટપુષ્ટ બન્યો છે. ૧૩૨

कति नो विषया निभालिताः कति वा भूमिभुजो न शीलिताः । धरणीधर तावकान्गुणानवधार्याजगणं गुरुं लघुम् ॥ १३३ ॥

હે ધરણીધર! તમારી પાસે આવતા પહેલાં મેં કયા પ્રદેશો જોવા બાકી રાખ્યા હતા? અને કયા રાજાઓની સેવા નહોતી કરી? પરંતુ હવે તમારા ગુણોનો નિશ્ચય કર્યા પછી તો હું ગુરુ(બૃહસ્પતિ)ને પણ લઘુ (હલકો) ગણવા લાગ્યો છું. ૧૩૩

तव नित्यमुत्सवपरम्परा भवत्वनिशं त्वमित्थमुपकारसादरः । निजकीर्तिकान्तिकलितोज्ज्वले जगत्यथ सत्सुतादिभिरलं सुखं भज ॥ १३४ ॥

હે રાજન્! તમારે ત્યાં રોજ ઉત્સવમંગલની પરંપરા ચાલુ રહો; તમે નિત્ય ઉપકારનાં કાર્યોમાં આદરવાળા બનો. તમારી કીર્તિની કાંતિથી જે અત્યંત ઉજ્જ્વલ બનેલું છે એવા આ જગતમાં તમે સારાં પુત્ર–પૌત્ર મેળવીને તેમને સુખે સેવતા રહો. ૧૩૪

अभ्युद्धृता वसुमती दलितं रिपूरः, क्रोडीकृता बलवता बलिराजलक्ष्मीः । एकत्र जन्मनि कृतं यदनेन राज्ञा, जन्मत्रये तदकरोत्पुरुषः पुराणः ॥ १३५ ॥

વિષ્ણુએ વરાહ અવતારમાં પૃથ્વીનો ઉદ્ધાર કર્યો, નૃસિંહ અવતારમાં શત્રુની છાતી ભેદી નાખી અને વામન અવતારમાં બળિરાજાની સંપત્તિ હાથ કરી લીધી, એ રીતે પુરાણપુરુષ વિષ્ણુએ જે કાર્યો કરવામાં ત્રણ અવતાર લીધા, તે ત્રણેય કાર્યો આ રાજાએ એક જન્મમાં જ કરી લીધાં; અર્થાત્ તે રાજાએ પૃથ્વીનો ઉદ્ધાર કર્યો, શત્રુની છાતીઓ ભેદી નાખી અને બળવાન (બળિ) રાજાઓની લક્ષ્મી પોતાના કબજામાં લઈ લીધી. ૧૩૫

एकक्रिया वससि चेतसि चित्रमत्र देव द्विषां

च विदुषां च मृगीदृशां च। तापं च संमदरसं च रतिं च पुण्यञ्शौर्योष्मणा च विनयेन च लीलया च ॥ १३६॥

હે રાજન્! આશ્ચર્ય છે કે તમે એક જ હોવા છતાં શૌર્યની ગરમીથી સંતાપ કરાવીને શત્રુઓના હૃદયમાં નિવાસ કરો છો, વિનયથી સારા મદરસને પોષીને વિદ્વાનોના હૃદયમાં નિવાસ કરો છો અને લીલાથી રતિ પોષીને નારીઓના હૃદયમાં નિવાસ કરો છો. ૧૩૬

शक्तिं प्रमापयति वीर तवोपमाने प्रामाण्यमाप्त वचनेषु परेव जातिः। जातौ गुणा गुणगणाश्रयिणो विशेषा वैशेषिकं किमपि दर्शनमद्भुतं ते ॥ १३७॥

તમારું વૈશેષિક (વિશેષ કરીને શોભતું) દર્શન વૈશેષિક દર્શન કરતાં અદ્ભુત લાગે છે. વૈશેષિક દર્શન શક્તિના પ્રમાણ માટે વ્યાકરણ વગેરે અનેક સાધનો સ્વીકારે છે, ત્યારે તમારી શક્તિ ઉપમાન. દ્વારા જ સાબિત થાય છે, તે દર્શન પ્રત્યક્ષ, અનુમાન ઉપમાન અને શબ્દ એ ચાર પ્રમાણો માને છે, ત્યારે તમે આપ્તજનના વચનને જ પ્રમાણ ગણો છો. તે શાસ્ત્ર પરા અને અપરા બે જાતિ સ્વીકારે છે, ત્યારે તમે શ્રેષ્ઠ જાતિ જ સ્વીકારો છો. વૈશેષિક દર્શન દ્રવ્યમાં ગુણો માને છે, ત્યારે તમારા ગુણો જાતિમા રહેલા છે, વૈશેષિકમાં વિશેષ-પરમાણુઓ નિત્ય દ્રવ્યમા રહેલા છે, ત્યારે તમારી વિશેષતાઓ ગુણસમૂહને આશ્રયે રહેલી છે ૧૩૭

किं कारणं सुकविराज मृगा यदेते व्योमोत्पतन्ति विलिखन्ति भुवं वराहाः। देव त्वदस्त्रचकिताः श्रयितुं स्वजातिमेके मृगाङ्कमृगमादिवराहमन्ये ॥१३८॥

રાજા કવિને પૂછે છે કે, 'હે કવિરાજ! આ મૃગલા છલંગ મારતા આકાશ તરફ ઊછળે છે અને સુવર પૃથ્વીને ખોતરે છે, તેનુ કારણ શું? તેનો જવાબ આપતા કવિએ જણાવ્યુ કે, 'હે રાજન્! તમારા અસ્ત્રથી ભય પામેલાં આ મૃગલા ચંદ્રમા ચિહ્ન તરીકે રહેલા પોતાની જાતિના મૃગરાજનો આશ્રય લેવા આકાશ તરફ ઊછળે છે. અને સુવર પોતાની જાતિના આદિ વરાહનું રક્ષણ લેવા પૃથ્વી ખોતરે છે. ૧૩૮

संभाव्यमिष्टभुवनाभयदानपुण्यसंभारमस्य वपुरत्र हि विस्फुरन्ति। लक्ष्मीश्च सात्त्विकगुणज्वलितं च तेजो धर्मश्च मानविजयौ च पराक्रमश्च ॥ १३९॥

પોતાને ઇષ્ટ એવાં લોકોને અભયના દાન આપ્યાં; તેના પુણ્યના ભારથી આ રાજાનુ શરીર શોભી રહ્યું છે; કારણ કે આ શરીરમાં લક્ષ્મી રહેલી છે, સાત્વિક ગુણોથી પ્રકાશિત છે; તેમ જ તેજ, ધર્મ, માન, વિજય અને પરાક્રમ એટલા ગુણો તે શરીરમા નિવાસ કરે છે.

प्रत्यक्षरस्रुतसुधारसनिर्विषाभिराशीभिरभ्यधिकभूषितभोगभाजः। गायन्ति कञ्चुकविनिह्नुतरोमहर्षस्वेदोर्मयस्तव गुणानुरगेन्द्रकन्याः ॥ १४०॥

તમારા ગુણ ગાતા દરેક અક્ષરે જે સુધારસ ઝરે છે; તેથી જેના વિષ દૂર થયા છે એવી ફણાઓથી જેના શરીરનો વિસ્તાર વિશેષ શોભે છે એવા તેમ જ કાંચળીની અંદર ઢંકાયેલ શરીરના રુવાટાં પર હર્ષના પરસેવાની ઊર્મિઓ પ્રગટ થઈ છે એવી નાગરાજની કન્યાઓ તમારા ગુણોને ગાય છે. ૧૪૦

भद्रात्मनो दुरधिरोहतनोर्विशालवंशोन्नतेः कृतशिलीमुखसंग्रहस्य। यस्यानुपप्लुतगतेः परवारणस्य दानाम्बुसेकसुभगः सततं करोऽभूत् ॥ १४१॥

તે રાજા અને ઉત્તમ હાથી બંને ભદ્ર સ્વભાવના અને ભદ્ર જાતિના છે, બંનેના શરીર જલદી આક્રમણ કરી કે ચઢી શકાય તેવાં નથી, બંને વિશાળ વંશની ઉન્નતિવાળા છે. બંનેએ શિલીમુખ(બાણ, ભમરાએ)નો સંગ્રહ કર્યો છે તેમ જ બંનેની ગતિને કોઈ ઓળંગી જાય તેમ નથી. એવા પર-વારણ=ઉત્તમ હાથીની જેમ પર-વારણ=શત્રુઓને યુદ્ધમા રોકી રાખનાર રાજા છે. તેમ જ મદના દાનનાં જલ ઝરવાથી જેમ હાથીનો કર (સૂંઢ) સુભગ છે, તેમ જ રાજાનો કર (હાથ) દાનના જલના અભિષેકથી સુભગ છે. ૧૪૧

साकं कुरंगकदृशा मधुपानलीलां कर्तुं सुहृद्भिरपि वैरिणि ते प्रवृत्ते। अन्याभिधायि तव नाम विभो गृहीतं केनापि तत्र विषमामकरोदवस्थाम् ॥ १४२॥

હે રાજન્! જે વખતે તમારો શત્રુ મૃગનયની સ્ત્રી અને પોતાના મિત્રપરિવાર સાથે સુરાપાનની લીલા કરવા તૈયાર થયો હતો; તે જ વખતે તમારા નામરાશિ એવા કોઈ બીજા માણસનુ નામ લેવાતાં જ, તે રાજાની હાલત અત્યંત વિષમ બની ગઈ. ૧૪૨

अत्यायतैर्नियमकारिभिरुद्धतानां, दिव्यैः प्रभाभिरनपायमयैरुपायैः। शौरिर्भुजैरिव चतुर्भिरदः सदा यो लक्ष्मीविलासभवनैर्भुवनं बभार ॥ १४३॥

જેમ વિષ્ણુ ભગવાન ઘણા લાંબા, ઉદ્ધત જનોને નિયમમાં રાખનાર, દિવ્ય પ્રભાવવાળા અને રક્ષણ કરનાર એવા ચાર હાથથી લક્ષ્મીના વિલાસસ્થાન બનીને લોકનું રક્ષણ કરે છે તેમ આ રાજા અત્યંત વિસ્તારવાળા સામ ઉપાયથી, ઉદ્ધત જનોને નિયમમાં રાખનાર

દામ ઉપાયથી, દિવ્ય પ્રભાવવાળા દંડ ઉપાયથી તેમ જ સર્વનું રક્ષણ કરનાર ભેદ ઉપાયથી જાણે કે ચાર હાથ હોય તે રીતે જગતનું રક્ષણ કરે છે કે જે ઉપાયો લક્ષ્મીના વિલાસના સ્થાનરૂપ બનેલા છે. ૧૪૩

नानाविधप्रहरणैर्नृप संप्रहारे, स्वीकृत्य दारुणनिनादवतः प्रहारान् । दृप्तारिवीरविसरेण वसुंधरेयं निर्विप्रलम्भपरिलम्भविधिर्वितीर्णा ॥ १४४ ॥

હે રાજન્! સમરાંગણમાં અનેક પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્રોથી દારુણ અવાજ કરતા એવા પ્રહારો ઝીલીને, તમારા ગર્વિષ્ઠ વીર વૈરીજનો આ પૃથ્વીની સાથે વિપ્રલંભ (વિયોગ)ના સંયોગનો વિધિ જોડતા નથી અર્થાત્ તમારા પ્રહારોથી મરણ પામતા વીરજનો નિરંતર પૃથ્વી સાથેનો સંયોગ સાધે છે. ૧૪૪

अन्तःपुरीयसि रणेषु सुतीयसि त्वं, पौरं जनं तव सदा रमणीयते श्रीः । दृष्टः प्रियाभिरमृतद्युतिदर्शमिन्द्रसंचारमत्र भुवि संचरसि क्षितीश ॥ १४५ ॥

હે રાજન્! તમે રણભૂમિ પર અંતઃપુરમાં ફરતા હો, તે રીતે નિર્ભય થઈને ફરો છો; તમે પ્રજાજનોને પોતાનાં સંતાનની જેમ પોષો છો; તમારી પાસે રહેલી લક્ષ્મી સતી સ્ત્રીની જેમ નિવાસ કરે છે; તમારી પ્રિયપત્નીઓ તમને અમૃત ઝરતા ચંદ્રની જેમ જુએ છે તેમ જ આ પૃથ્વી પર તમે ઇંદ્રની જેમ ફરતા રહો છો.

राजन्विभान्ति भवतश्चरितानि तानि, इन्दोर्द्युतिं दधति यानि रसातलेऽन्तः । धीदोर्बले अतितते उचितानुवृत्ती आतन्वती विजयसंपदमेत्य भातः ॥ १४६ ॥

હે રાજન્! રસાતલમાં જ્યાં ચંદ્રનાં કિરણો પહોંચતાં નથી, ત્યાં તમારાં ચરિતો ચંદ્રનાં કિરણોને ધારણ કરીને પ્રકાશી રહ્યાં છે; તેમ જ અત્યંત વિશાળ અને યોગ્ય કાર્યને અનુસરનારાં એવાં તમારાં બુદ્ધિબળ અને બાહુબળ વિજયની સંપત્તિને પ્રાપ્ત કરીને શોભે છે. ૧૪૬

पौरं सुतीयति जनं समरान्तरेऽसावन्तःपुरीयति विचित्रचरित्रचञ्चुः । नारीयते समरसीम्नि कृपाणपाणेरालोक्य तस्य चरितानि सपत्नसेना ॥ १४७ ॥

જેનાં અનેક ચરિતો વિચિત્ર છે, એવો આ રાજા પુરજનોને પોતાનાં સંતાનોની જેમ સાચવે છે તેમ જ સમરાંગણમાં યુદ્ધ કરતી વખતે અંતઃપુરની જેમ નિર્ભય રીતે ફરે છે. જેના હાથમાં ખડ્ગ છે એવા આ રાજાનાં ચરિત જોઈને શત્રુજનોની સેના સ્ત્રીના જેવી ભીરુ બનીને ભાગી જાય છે. ૧૪૭

दोर्भ्यां तितीर्षति तरङ्गवतीभुजंगमादातुमिच्छति करे हरिणाङ्कबिम्बम् । मेरुं लिलङ्घयिषति ध्रुवमेष देव यस्ते गुणान्गदितुमुद्यममादधाति ॥ १४८ ॥

હે રાજન્! તારા ગુણોના ગાન ગાવાનો જે જનો પ્રયત્ન સેવે છે, તે તો બે હાથે નદીઓના પતિ સાગરને તરવા ઇચ્છે છે, હાથમાં ચંદ્રનું બિંબ પકડવા ઇચ્છે છે કે પછી મેરુપર્વતને ઓળંગી જવા ઇચ્છે છે. ૧૪૮

हिमशिशिरवसन्तग्रीष्मवर्षाशरत्सु
स्तनतपनवनाम्भोहर्म्यगोक्षीरपानैः ।
सुखमनुभव राजंस्त्वद्द्विषो यान्तु नाशं
दिवसकमललज्जाशर्वरीरेणुपङ्कैः ॥ १४९ ॥

હે રાજન્! હેમંતઋતુમાં સ્ત્રીઓનાં સ્તન, શિશિરમાં અગ્નિનો તાપ, વસંતમાં ઉપવન, ગ્રીષ્મમાં જલ, વર્ષામાં મહેલ અને શરદમાં ગાયનાં દૂધ વગેરે સેવીને તમે સુખ ભોગવો; તેમ જ તમારા વૈરી રાજાઓ હેમંતમાં દિવસ, શિશિરમાં કમળ, વસંતમાં લજ્જા, ગ્રીષ્મમાં રાત્રિ, વર્ષામાં ધૂળ અને શરદમાં કાદવ નાશ પામે તે રીતે નાશ પામો. ૧૪૯

विदधतु धरणीशा दानमुच्चैर्धरायां
प्रभवतु सुजनस्तत्प्रेरकः पुण्यशीलः ।
निजपरमतिहीनः केवलं सत्स्वदीन-
स्त्वमिह नृप कुलीनः कार्यकर्ता विभासि ॥ १५० ॥

હે રાજન્! આ પૃથ્વી પર પૃથ્વીના પતિઓ ભલે ઘણાં મોટાં દાન આપે તેમ જ તે રાજાને પ્રેરણા આપનાર સાધુજન ભલે પુણ્યશાળી બને; પરંતુ દાન *આપતી વખતે જેને પોતાનો કે પારકો એવી હીન મતિ* નથી અને જે સજ્જનોમાં દીનતા છોડીને જ ફક્ત વર્તાવ કરે છે; એવા કુલીન કાર્યકર્તા તો તમે એકલા જ છો. ૧૫૦

कवीनां संतापो भ्रमणमभितो दुर्गतिरिति
त्रयाणां पञ्चत्वं रचयसि न तच्चित्रमधिकम् ।
चतुर्णां वेदानां व्यरचि नवता वीर भवता
द्विपत्सेनालीनामयुतमपि लक्षं त्वमकृथाः ॥ १५१ ॥

હે રાજન્! કવિજનોના સંતાપ, ચારે તરફનાં ભ્રમણ અને ખરાબ ગતિ એ ત્રણે બાબતોને તમે પંચત્વ (પાંચગણી, મરણ) આપો છો; તેમાં કાંઈ વિશેષ નવાઈ નથી; કારણ કે જે ચાર વેદો છે, તેમાં પ્રવેશ કરીને તમે વેદોમાં નવતા (નવગણા, નવીન ભાવો) લાવ્યા છો તેમ જ શત્રુઓની જે સેનાઓ દશ હજાર હતી, તેને તમે લક્ષ (લાખ, બાણનું લક્ષ્ય) બનાવો છો.

समाजे सम्राजा सदसि विदुषा धाम्नि धनिना
निकाये नीचानामपि च तरुणीना परिषदि ।
वय यत्रैव स्म क्षणमतिथयस्तत्र शृणुम
स्फुरद्रोमोद्भेदा सुभग भवत पौरुषकथा ॥१५२॥

હે ભાગ્યશાળી રાજા! રાજાના સમાજમા, વિદ્વાનોની સભામા, ધનિકોના ધામમા, નીચ જનોના ટોળામા કે પછી રમણીઓની મડળીમા જ્યા જ્યા અમે ગયા અને ઘડીભર અતિથિ તરીકે રહ્યા છીએ, ત્યા ત્યા તમારા પુરુષાર્થની કથાઓ સાભળી છે કે જેથી રોમાચ ખડા થઈ જાય છે ૧૫૨

न लोपो वर्णाना न खलु परत प्रत्ययविधि
र्निपातो नास्त्येव क्वचिदपि न भग्ना प्रकृतय ।
गुणो वा वृद्धिर्वा सततमुपकाराय जगता
मुनेर्दाक्षी पुत्रादपि तव समर्थ पदविधि ॥ १५३॥

[ समर्थ -पदविधि એ વ્યાકરણના રચયિતા પાણિનિનુ સૂત્ર છે બે પદોનો સમાસ કરવામા, તે બનેના પ્રાતિપદિક વગેરે અર્થોની યોગ્યતા હોવી જોઈએ, એવો તેનો ભાવ છે આ શ્લોકમા પાણિનિના વ્યાકરણને અને રાજાના રાજ્યશાસનને ઘટાવવામા આવ્યા છે ] પાણિનીય વ્યાકરણમા વર્ણોનો લોપ થાય છે, પરતુ રાજાના પદવિધિ-રાજ્ય કરવાના પ્રકારમા બ્રાહ્મણ વગેરે વર્ણોનો લોપ થતો નથી, પાણિનીય વ્યાકરણમા પ્રકૃતિની પછી પ્રત્યય આવે છે, પણ રાજાના રાજ્યમા પરત - બીજાની પાસે પ્રત્યય વિશ્વાસ કરવામા આવતો નથી, વ્યાકરણમા અવ્યય વગેરે નિપાતો ઘણા હોય છે પણ રાજ્યમા ક્યાય નિપાત-કોઈનુ પતન થતુ નથી, વ્યાકરણમા પ્રકૃતિ-મૂલ સ્વરૂપમા ઘણા વિકારો-ભગ થાય છે પણ રાજ્યમા કોઈ પ્રકૃતિના અગોમા ભગ થતો નથી વ્યાકરણમા ગુણ કે વૃદ્ધિ શબ્દનો જ ઉપકાર કરે છે પણ રાજ્યમા રાજાના ગુણ કે વૃદ્ધિ જગતના સર્વ લોકોનુ સતત કલ્યાણ કરે છે ૧૫૩

न मिथ्यावादस्ते न च विगुणचर्चास्वभिरति
र्न वावाच्य किंचिद्वचसि न मनाङ्मायिनि मति ।
तथाप्येतच्चित्र यदसि जगतीजानिरधुना
त्वमेवैको लोके निगमपरमार्थनिपुण ॥ १५४ ॥

વેદાતીઓ જગતને મિથ્યા કહેનાર મિથ્યાવાદને અનુસરે છે, પરમાત્માના નિર્ગુણ-સગુણની ચર્ચામા તેમની રુચિ હોય છે, જગતના કારણને અવાચ્ય-અનિર્વચનીય કહે છે, માયાવી પરમેશ્વરમા તે રતિ રાખે છે અને હે રાજન્! તમે મિથ્યાવાદ-અસત્ય ભાષણને અનુસરતા નથી, વિગુણ-ગુણ વિનાના જનોની ચર્ચા કરતા નથી, ખોટા વચન (અવાચ્ય) કહેતા નથી અને માયાવી-કપટી જનમા પ્રીતિ રાખતા નથી, તોપણ આશ્ચર્ય એ છે કે આ લોકમા અત્યારે તમે એકલા જ વેદાતશાસ્ત્રના અર્થમા પ્રવીણ છો ૧૫૪

चकोराणा चन्द्र कुसुमसमय काननभुवा
सरोजाना भानु कुवलयकदम्ब मधुलिहाम् ।
मयूराणा मेघः प्रथयति यथा चेतसि सुख
तथास्माकं प्रीतिं जनयति तवालोकनमिदम् ॥१५५॥

હે રાજન્! ચદ્ર ચકોર પક્ષીઓને, વસતઋતુ કમલોના વનોથી ભરેલી ભૂમિને, પોયણીઓનો સમૂહ ભમરાઓને અને મેઘ મોરના સમૂહને જેમ ચિત્તની અદર આનદ આપે છે, તેમ હે રાજન્! તમારા આ દર્શન અમારી પ્રીતિને પ્રગટ કરાવે છે ૧૫૫

यश स्तोमानुच्चैरुपचिनु चकोरप्रणयिनी
रसज्ञापाण्डित्यच्छिदुरशशिधामभ्रमकरान् ।
अपि त्वत्तेजोभस्तमसि शमिते रक्षति दिशा
मसौ यात्रामैत्रीं नभसि नितरामम्बरमणि ॥ १५६॥

હે રાજા! તમારા તેજથી દિશાઓના અધકાર શાત થયા છે, તે છતા આકાશનો મણિ-સૂર્ય દિશાઓ સાથે કરેલી યાત્રાની મૈત્રી છોડતો નથી, સૂર્યની આ ખોટી મુસાફરી અટકી જાય એટલા માટે તમે યશના સમૂહને ચોમેર ખૂબ વધારો ચકોરની પ્રેમભરી જીભની પડિતાઈ દૂર કરવામા કુશળ એવા ચદ્રના કિરણોની ભ્રાતિ પેદા કરાવે, એવો તમારો યશસમૂહ છે ૧૫૬

सुराणा पातासौ स पुनरतिपुण्यैकहृदयो
महस्तस्याख्याने गुरुरुचितमार्गे स निरत ।
करस्तस्यात्यर्थं वहति शतकोटिप्रणयिता
स सर्वस्व दाता तृणमिव सुरेश विजयते ॥ १५७॥

ઇદ્ર પોતે सुराणा पाता (સુરાપાન કરનાર, દેવોનો રક્ષક) છે અને રાજાનું હૃદય તો અત્યત પુણ્યથી ભરેલુ છે ઇદ્ર જ્યારે અયોગ્ય માર્ગે જાય, ત્યારે તેને અટકાવવા બૃહસ્પતિને મહેનત કરવી પડે છે, ત્યારે રાજા સદા ઉચિત માર્ગે રહેલો હોય છે ઇદ્રનો હાથ શતકોટિ (વજ્ર, સો કરોડ સોનાની મુદ્રાઓ) પર પ્રેમ રાખે છે અને રાજા પોતાનુ સર્વસ્વ દાનમા આપી દે છે, એ રીતે રાજા ઇદ્રને તણખલાની જેમ જીતી લે છે ૧૫૭

मनोभूर्मुग्धासु क्षिपति यदि बाणावलिमसौ
कथ तामि क्षिप्तास्त्वयि नयनविक्षेपविशिखा ।

अथ ज्ञातं ब्रूमः शृणु सुभग शृङ्गारनलिनी-
वनक्रीडाहंसं स्मरमिव विदुस्त्वां मृगदृशः ॥ १५८॥

'આ કામદેવ જો મુગ્ધા સ્ત્રીઓ પર બાણનો સમૂહ ફેંકતો હોય, તો પછી તે મુગ્ધાઓ પોતાનાં નયનનાં કટાક્ષોરૂપી બાણ કામદેવને બદલે તમારા પર શા માટે ફેંકે છે?' હે રાજન્! તેનું કારણ હવે મેં જાણી લીધું છે, તે કહું છું, તમે સાંભળો! તે મૃગનયની સ્ત્રીઓ તમને કામદેવના જેવા સમજે છે કે જે તમે શૃંગારરૂપી કમલોના વનમાં ક્રીડા કરનાર રાજહંસ છો. ૧૫૮

यशःश्चन्द्रैरुद्यत्सुकृतनरकल्पद्रुमकरैः
परं लक्ष्मीगर्भैर्द्विरदहयरत्नादिफलदैः ।
निर्जदानाम्भोभिर्नियततुलितक्षीरजलधि-
श्चिरं जीयाज्जीयादधिधरणि सोऽयं नरपतिः ॥१५९॥

જેમ ક્ષીરસાગર ચંદ્ર, કલ્પવૃક્ષ, લક્ષ્મી, હાથી, ઘોડા, રત્ન, જલ વગેરેથી ભરેલો છે તેમ આ રાજા યશરૂપી ચંદ્રથી, ભાગ્યશાળી પુરુષો માટે કલ્પવૃક્ષથી, ખજાનામાં ખૂબ લક્ષ્મી રાખવાથી, હાથી, ઘોડા, રત્ન વગેરે ફળ આપનાર સાધનોથી તેમ જ પોતે દાન આપવાને હાથમાં લીધેલા જળથી ક્ષીરસાગર સમાન બનેલો છે, તેવો આ રાજા પૃથ્વી પર લાંબા કાળ સુધી વિજય મેળવો, વિજય મેળવો. ૧૫૯

अयं मार्तण्डः किं सः खलु तुरगैः सप्तभिरितः
कृशानुः किं सर्वाः प्रसरति दिशो नैष नियतम् ।
कृतान्तः किं साक्षान्महिषवहनोऽसाविति चिरं
समालोक्याजौ त्वां विदधति विकल्पान्प्रतिभटाः ॥

વૈરી યોદ્ધાઓ જ્યારે તમને સમરાંગણમાં ઘૂમતા જુએ છે, ત્યારે તમારે વિષે અનેક સંકલ્પવિકલ્પ કરે છે. જેમ કે 'શું આ સૂર્ય હશે?' 'ના, ના, તે તો સાત ઘોડાઓથી આગળ વધે છે.' ત્યારે શું અગ્નિ હશે?' 'ના, ના, અગ્નિ તો બધી દિશાઓમાં ફેલાય છે અને આ તો નિશ્ચિત દિશા તરફ ધસે છે.' 'ત્યારે શું યમરાજ હશે?' 'ના, ના, યમરાજને તો પાડાનું વાહન છે અને આ તો ઘોડેસવાર છે.' ૧૬૦

तुलाधारो धाता वहति वसुधा शूर्पपदवीं
फणीशः स्यात्सूत्रं कनकशिखरी मानपलिका ।
तुलादण्डः सत्यं यदि भवति दामोदरगदा
तथाप्येषोऽशक्यस्तव गुणसमूहस्तुलयितुम् ॥ १६१॥

વિધાતા બ્રહ્મા પોતે તોલ કરવાનાં ત્રાજવાંને ઉપાડનાર હોય, તો પૃથ્વી ત્રાજવાનાં બે પલ્લાં બની જાય, શેષનાગ કાંટાની દોરીરૂપે બને, સોનાનો મેરુ પર્વત તોલનાં કાટલાં બને અને ભગવાન વિષ્ણુની ગદા ત્રાજવાંની દાંડીરૂપે બને તોપણ તમારા ગુણોના સમૂહને તોલવાને કોઈ સમર્થ થાય એમ નથી. ૧૬૧

न तूणादुद्धारे न गुणघटने नाश्रुतिशिखं
समाकृष्टौ दृष्टिर्न वियति न लक्ष्ये न च भुवि ।
नृणां पश्यत्यस्य क च न विशिखान् किंतु पतित-
द्विपद्वक्षःश्वभ्रैरनुमितिरभूद्गोचरयति ॥ १६२ ॥

આ રાજાનાં બાણ ભાથામાંથી ક્યારે કાઢવામાં આવ્યાં, તેને દોરી પર ક્યારે મૂકવામાં આવ્યાં, દોરીને કાન સુધી ખેંચીને ક્યારે બાણ તાણવામાં આવ્યાં તેમ જ તે બાણ ક્યારે આકાશમાં થઈ લક્ષ્ય બનેલા યોદ્ધાઓની છાતી ભેદી જમીન પર પડ્યાં; તેમાંની એક પણ ક્રિયા યુદ્ધ પરના માણસોના જોવામાં આવતી નહોતી, તેટલી ઝડપથી તે બધી ક્રિયાઓ થઈ ગઈ હતી; પરંતુ ભૂમિ પર પડેલા શત્રુઓની છાતીમાં પડેલાં કાણાંથી તે બાણોનાં અનુમાન થતાં હતાં. ૧૬૨

अमुष्योर्वीभर्तुः प्रसृमरचमूसिन्धुरभवैः
रवैमि प्रारब्धे वमथुभिरवश्यायसमये ।
न कम्पन्तामन्तः प्रतिनृपभटा म्लायतु न तद्
वधूवक्त्राम्भोजं भवतु न स तेषां कुदिवसः ॥ १६३

આ રાજાની આગળ વધતી સેનાઓના હાથીઓની સૂંઢોના ફૂત્કારથી ઊછળેલાં જળો વડે ચોમેર તુષારનાં બિંદુઓ ફેલાતાં, ઝાકળ પડેલું હોય તેવો દિવસ થઈ ગયો ત્યારે વૈરી યોદ્ધાઓ કેમ હૈયાથી કંપે નહિ! તેમજ વૈરીજનોની સ્ત્રીઓનાં મુખકમળ કેમ કરમાઈ જાય નહીં? તેમને માટે આ દુર્દિન (ખરાબ દિવસ, ચોમાસાનો દિવસ) નથી શું? ૧૬૩

यशःपूरं दूरं तनु सुतनुनेत्रोत्पलवनी-
तमस्तन्द्राचन्द्रातप तप सहस्राणि शरदाम् ।
इयं चास्तां युष्मद्गुणकथनपीयूषपटल-
श्रितोत्सङ्गानन्दत्सुरनरभुजङ्गा त्रिजगती ॥ १६४ ॥

સુંદરીઓનાં નેત્રોરૂપી પોયણીઓનાં વન પર જામેલ અંધકારરૂપી તંદ્રાને દૂર કરવામાં ચંદ્રના પ્રકાશરૂપ બનેલ હે રાજન્! તમે યશના પૂરનો ખૂબ લાંબે સુધી વિસ્તાર કરો અને હજાર શરદો (વર્ષો) સુધી રાજ્યાસન પર તપો; તેમ જ દેવો, મનુષ્યો અને નાગો તમારાં ગુણકથનરૂપી અમૃતના પૂરથી ઉત્પન્ન થયેલ ગાઢ આનંદને અનુભવતા હોય, એ રીતે આ ત્રણ લોક ભરપૂર થાઓ. ૧૬૪

स्वसुखनिरभिलाषः खिद्यसे लोकहेतोः
प्रतिदिनमथवा ते वृत्तिरेवंविधैव ।
अनुभवति हि मूर्ध्ना पादपस्तीव्रमुष्णं
शमयति परितापं छायया संश्रितानाम् ॥ १६५ ॥

હે રાજન્! તમે પોતાનાં સુખ માટે દરકાર રાખતા નથી અને પ્રજાજનોનાં કારણે તમે નિરંતર ખેદ પામો છો; ખરેખર એ પ્રકારની તમારી ભલી વૃત્તિ જ રહેલી છે. જેમ કે મોટું વૃક્ષ પોતાના મસ્તક પર સૂર્યનો તીક્ષ્ણ તાપ અનુભવે છે પરંતુ પોતાના આશ્રયે આવેલા મુસાફરોને શીતળ છાયા આપી તેમનો તાપ શમાવે છે.

नियमयसि कुमार्गप्रस्थितानात्तदण्डः
प्रशमयसि विवादं कल्पसे रक्षणाय ।
अतनुषु विभवेषु ज्ञातयः सन्तु नाम
त्वयि तु परिसमाप्तं बन्धुकृत्यं प्रजानाम् ॥ १६६ ॥

જ્યારે સુખવૈભવનાં સાધનો ખૂબ વધી ગયાં હોય ત્યારે જ્ઞાતિજનો ભલે મોજમજા કરે; પરંતુ સાચા કુટુંબીજન તરીકે જે મદદ કરવાની હોય છે, તે બધી મદદ કરીને તમે પ્રજાજનોના કુટુંબીજન તરીકેની ફરજ પૂરી કરો છો; કેમકે તમે હાથમાં દંડ ધારણ કરીને ખોટે માર્ગે ગયેલા જનોને નિયમમાં રાખો છો, એકબીજાના વિવાદોને શમાવો છો તેમ જ બધાંનું રક્ષણ કરવા માટે તમે તૈયાર રહો છો. ૧૬૬

अभिमतफलदाता त्वं च कल्पद्रुमश्च
प्रकटमिह विशेषं कंचनोदाहरामः ।
कथमिव मधुरोक्तिप्रेमसंमानमिश्रं
तुलयति सुरशाखी देव दानं त्वदीयम् ॥ १६७ ॥

હે રાજન્! તમે અને કલ્પવૃક્ષ બંને મનગમતાં ફળને આપનારાં છો. એ રીતે સરખા હોવા છતાં, જે તમારામા વિશેષ ભાવ રહેલો છે, તે હું જણાવું છું. તમે જ્યારે દાન આપો છો ત્યારે મીઠાં વચન અને પ્રેમભર્યાં સન્માન આપો છો, તેની તુલના કલ્પવૃક્ષ શી રીતે કરી શકે? ૧૬૭

अकाण्डधृतमानसव्यवसितोत्सवैः सारसै-
रकाण्डपटुताण्डवैरपि शिखण्डिनां मण्डलैः ।
दिशः समवलोकिताः सरसनिर्भरप्रोल्लसद्
भवत्पृथुवरूथिनीरजनिभूरजः श्यामलाः ॥ १६८ ॥

હે રાજન્! તમારા રસથી ભરેલા ઉત્સાહથી પ્રેરાઈને જ્યારે તમારી વિશાળ સેનાઓ ચાલવા લાગી, ત્યારે તેના સંચારથી ઊડેલી રજની પ્રબળ ડમરીઓથી બધી દિશાઓ ઘેરાઈને શ્યામ બની ગઈ, તેથી અકાળે વર્ષા આવશે એમ માનીને સારસપક્ષીઓ માનસ સરોવર પર જવાનો નિશ્ચય કરીને આનંદમાં આવી ગયાં તેમ જ મોરનાં મંડળો પણ નૃત્ય કરવાને તૈયાર થઈ ગયાં. એ રીતે સારસ અને મોર પક્ષીઓ ઉત્કંઠા ધરીને દિશાઓ તરફ જોવા લાગ્યાં. ૧૬૮

सहस्रकपूरणान्निखिलजन्तुवक्त्राम्बुज-
प्रकाशकरणादथ प्रबलवैरितेजोवधात् ।
दरिद्रतिमिरोद्धतेरखिलभूपचूडामणि-
र्जगन्मणिरहर्मणिर्जगदिदं च धत्तः समम् ॥ १६९ ॥

જેમ સૂર્ય હજાર કર(કિરણો)થી પૂર્ણ છે તેમ આ રાજા યાચકોના હજાર હાથને દાનથી પૂર્ણ કરે છે, જેમ સૂર્ય પોતાના પ્રકાશથી કમળોને વિકસિત કરે છે, તેમ આ રાજા પોતાના પરાક્રમથી સર્વ જનોનાં મુખકમળને વિકસિત કરે છે, જેમ સૂર્ય અન્ય ગ્રહોનાં તેજ હરી લે છે, તેમ આ રાજા પ્રબળ શત્રુઓનાં તેજ હરી લે છે અને જેમ સૂર્ય અંધકારને દૂર કરે છે તેમ આ રાજા દરિદ્રતારૂપી અંધકારને દૂર કરે છે; એ રીતે જગતના મણિરૂપ બનેલ સૂર્યનારાયણ અને બધા રાજાઓનો શિરોમણિ બનેલ આ રાજા જગતને સમાન રીતે ધારણ કરે છે. ૧૬૯

यशःकिरणधोरणीतुलितरोहिणीवल्लभ
त्वया क्षणमुदीक्ष्यते जगति यो दरिद्रो जनः ।
पयोधरमहीधरे नटति तस्य वामभ्रुवां
रणत्कनककिङ्किणीकलरवेण देव स्मरः ॥ १७० ॥

યશરૂપી કિરણોની પંક્તિને લીધે ચંદ્રની ઉપમાને ધારણ કરનાર હે રાજન્! આ જગતમાં જે કોઈ દરિદ્ર જન ઘડીભર માટે તમારી નજરે ચઢે છે, તેની સ્ત્રીઓના સ્તનરૂપી પર્વત પર કામદેવ વસે છે કે જે શબ્દ કરતી સુવર્ણની ઘૂઘરીઓના મનોહર શબ્દથી નૃત્ય કરે છે. ૧૭૦

यमः प्रतिमहीभृतां हुतवहोऽसि तन्निघ्नतां
सतां खलु युधिष्ठिरो धनपतिर्धनाकाङ्क्षिणाम् ।
गृहं शरणमिच्छतां कुलिशकोटिभिर्निर्मितं
त्वमेक इह भूतले बहुविधो विधात्रा कृतः ॥ १६१ ॥

હે રાજન્! પ્રતિકૂળ રાજાઓના તમે યમરાજ છો, વિરોધી રાજાઓના તમે અગ્નિ છો, સજ્જનો માટે તમે યુધિષ્ઠિર છો, ધનની ઇચ્છા રાખનાર યાચકો માટે તમે કુબેરભંડારી છો અને શરણે આવવા ઇચ્છનારા માટે તમે ઘર જેવા નિવાસસ્થાનરૂપે છો કે જે

ઘર કરોડો વજ્રોનું બનેલું છે. એ રીતે વિધાતાએ આ જગત પર તમને અનેક સ્વરૂપે બનાવ્યા છે. ૧૭૧

आलोकान्तप्रतिहततमोवृत्तिरासां प्रजानां
तुल्योद्योगस्तव च सवितुश्चाधिकारो मतो नः ।
तिष्ठत्येकः क्षणमधिपतिर्ज्योतिषां व्योममध्ये
षष्ठे काले त्वमपि लभसे देव विश्रान्तिमह्नः ॥१७२॥

હે રાજન્! તમારા અને સૂર્યના અધિકાર સરખા છે એમ અમારું માનવું છે; કારણ કે જેમ સૂર્ય લોકાલોક પર્વત સુધી રહેલા પ્રજાજનોના અંધકારને દૂર કરે છે. તેમ તમે પણ લોકમાં બધે ફેલાઈને રહેલાં પ્રજાજનોનો અંધકાર (દુઃખો) દૂર કરો છો; જેમ સૂર્ય સર્વ નક્ષત્રોના આકાશની વચ્ચે ક્ષણ માત્ર વિસામો લેવા ઊભો રહે છે તેમ તમે પણ દિવસના છઠ્ઠા ભાગમાં રાજકાર્યમાંથી વિસામો લો છો, એ રીતે તમારા અને સૂર્યના ઉદ્યોગો સરખા છે. ૧૭૨

अध्याक्रान्ता वसतिरमुनाप्याश्रमे सर्वभोग्ये
रक्षायोगादयमपि तपः प्रत्यहं संचिनोति ।
अस्यापि द्यां स्पृशति वशिनश्चारणद्वन्द्वगीतः
पुण्यः शब्दो मुनिरिति मुहुः केवलं राजपूर्वः ॥ १७३॥

જેમ મુનિ પવિત્ર આશ્રમમાં વસે છે, તપ કરે છે અને ઇંદ્રિયોને વશ રાખે છે તેથી ચારણો તેના પુણ્યને ગાય છે; તેવી રીતે આ રાજા સર્વ લોકોને સુખ આપે તેવા ગૃહસ્થાશ્રમમાં નિવાસ કરે છે; પ્રજાનું રક્ષણ કરવાના યોગથી તે રાજા નિયમિત રીતે તપનો સંચય કરે છે અને પોતાની ઇંદ્રિયોને વશ રાખે છે, તેથી ચારણ–ચારણીઓનાં જોડાં તેનો જે પુણ્ય યશ ગાય છે, તે સ્વર્ગ સુધી પહોંચી જાય છે; માટે આ રાજા 'મુનિ' છે; તફાવત એટલો છે કે મુનિના પહેલાં 'રાજ' શબ્દ જોડવાથી તે 'રાજમુનિ' કહેવાય છે.

नैतच्चित्रं यदयमुदधिश्यामसीमां धरित्री-
मेकः कृत्स्नां नगरपरिघप्रांशुबाहुर्भुनक्ति ।
आशंसन्ते समितिषु सुराः सक्तवैरा हि दैत्ये-
रस्याधिज्ये धनुषि विजयं पौरुहूते च वज्रे ॥१७४॥

જેના બાહુ નગરના દરવાજાના ભોગળો જેવા પુષ્ટ અને લાંબા છે; એવો આ રાજા એકલો જ સમુદ્રથી શ્યામ થયેલી સીમાવાળી પૃથ્વીને ભોગવે છે; તેમાં કાંઈ આશ્ચર્ય નથી; કારણ કે દૈત્યો સાથે જેનાં વેર બંધાયેલાં છે, એવા દેવો યુદ્ધભૂમિ પર વિજય માટે બે વસ્તુ પર દૃઢ વિશ્વાસ રાખે છે; એક તો જેણે ધનુષ્ય પર દોરી ચઢાવી છે એવા રાજા પર, અને બીજા ઇંદ્રના વજ્ર પર.

त्रातुं लोकानिव परिणतः कायवानस्त्रवेदः
क्षात्रो धर्मः श्रित इव तनुं ब्रह्मकोषस्य गुप्त्यै ।
सामर्थ्यानामिव समुदयः संचयो वा गुणाना-
माविर्भूय स्थित इव जगत्पुण्यनिर्माणराशिः ॥१७५॥

બધા લોકોનું રક્ષણ કરવાને માટે જાણે કે ધનુર્વેદ પોતે શરીરને ધારણ કરીને આવ્યો ન હોય અથવા તો બ્રાહ્મણોરૂપી ખજાનાનું રક્ષણ કરવા માટે ક્ષાત્ર ધર્મ પોતે શરીરનો આશ્રય કરીને રહેલો ન હોય; એ રીતે મૂર્તિમાન ધનુર્વેદ કે ક્ષાત્ર ધર્મ જેવો આ રાજા સર્વ સામર્થ્યોના પ્રકટ સ્વરૂપ, ગુણોના સંચયરૂપ તેમ જ જગતનાં પુણ્યકર્મોના સમુદાયરૂપ બનીને રહેલો છે. ૧૭૫

क्षिपन्ते यज्जितजलधरध्वानमेते तुरंगा
भूमिं पादैर्यदपि च मुहुर्दक्षिणैरालिखन्ति ।
यानौत्सुक्यं यदपि चलनाद्वालधेर्व्यञ्जयन्ति
त्वद्दोर्दण्डद्वितयवशगा तत्समग्रा जयश्रीः ॥ १७६ ॥

હે રાજન્! યુદ્ધ માટે તમે પ્રયાણ કરો છો તે વખતે મેઘની ગર્જનાઓને ઢાંકી દે એ રીતે ઘોડાઓ હણહણાટી કરે છે, પોતાના જમણા પગથી વારંવાર ધરતીને ઉખેડે છે તેમ જ પોતાની કેશવાળી અને પૂછડાને ખંખેરીને પ્રમાણમાં ઉત્સુકતા બતાવે છે; એ બધાં શુભ લક્ષણો જોતાં નક્કી થાય છે કે વિજયલક્ષ્મી તમારા બે બાહુરૂપી દંડને વશ થયેલી છે. ૧૭૬

दृष्टः साक्षादसुरविजयी नाकिनां चक्रवर्ती
मात्स्यो न्यायः कथयति यथा वारुणीदण्डनीतेः ।
पातालेन्द्रादहिभयमथास्त्येव नित्यानुषक्तं
तन्नः पुण्यैरजनि भवता वीर राजन्वती भूः ॥१७७॥

દેવોનો ચક્રવર્તી એવો ઇંદ્ર પણ દૈત્યો પર વિજય મેળવવા મથતો હોય છે, તે અમે નજરે જોયું છે. વરુણલોકમાં તો મત્સ્યન્યાય એ જ દંડનીતિ છે અર્થાત્ મોટું માછલું નાના માછલાને ગળી જાય, એવો ન્યાય છે. પાતાલ લોકમાં સર્પોને નાગરાજથી સદા માટે ભય લાગેલો હોય છે; માટે હે રાજન્! અમારાં કોઈ પુણ્યોના યોગે તમારાથી આ પૃથ્વી રાજન્વતી–રાજાથી સુરક્ષિત છે.

यत्कीर्त्या धवलीकृतं त्रिभुवनं मूर्त्या जगन्मोहितं
भक्त्येशः परितोषितः सुचरितैरानन्दिताः सज्जनाः ।
पूर्णाशा बहवः कृता वितरणैर्येन त्वया याचका-
स्तस्मै सर्वगुणाश्रयाय भवते दीर्घायुराशास्महे ॥१७८॥

ત્રણ ભુવનોને જેણે પોતાની કીર્તિથી ઉજ્જવળ કર્યાં છે, જગતને પોતાની મૂર્તિથી મુગ્ધ કર્યું છે, મહાદેવને ભક્તિથી રાજી કર્યા છે, સજ્જનોને પોતાનાં

સારા ચરિતથી આનંદિત કરેલા છે તેમ જ દાન આપીને યાચકોની બધી આશાઓને સંપૂર્ણ કરેલી છે, એવા હે રાજન્! સર્વ ગુણોના આશ્રયરૂપ તમને લાંબુ આયુષ્ય પ્રાપ્ત થાઓ એમ આશીર્વાદ આપીએ છીએ ૧૭૮

दाने कल्पतरुर्नये सुरगुरु काव्ये कविस्तेजसि
प्रौढमीष्मरविर्धने धनपति सत्ये दयाया शिबि ।
गाम्भीर्य सरितापतिर्निरुपमे शौर्ये सुभद्रापति
श्रीमान्धर्मरतिर्महीपतिरय जीयात्सहस्र समा ॥१७९

દાન આપવામા કલ્પવૃક્ષ જેવા નીતિમા બૃહસ્પતિ જેવા, કાવ્ય રચવામા શુક્રાચાર્ય જેવા તેજમા ઉનાળાના સૂર્ય જેવા, ધનમા કુબેર જેવા, સત્ય અને દયામા શિબિરાજા જેવા, ગભીરતામા સમુદ્ર જેવા અને અનુપમ શૂરવીરતામા અર્જુન જેવા, આ શ્રીમાન રાજા ધર્મમા રતિ રાખનાર છે, તે હજાર વર્ષ સુધી જીવો

विद्वन्मानसहस वैरिकमलासकोचचन्द्रद्युते
दुर्गामार्गणनीललोहित समित्स्वीकारवैश्वनर ।
सत्यप्रीतिविधानदक्ष विजयप्राग्भावभीम प्रभो
साम्राज्य वरवीर वत्सरशत वैरिञ्चमुच्चै क्रिया ॥१८०

જેમ માનસસરોવરને હંસ શોભાવે છે તેમ જે વિદ્વાનોના મનને હંસની જેમ શોભાવે છે જેમ ચંદ્ર કમળને મુરઝાવે છે તેમ જે શત્રુઓરૂપી કમળોને મુરઝાવવામા ચંદ્રના કિરણ જેવા છે જેમ નીલલોહિત –મહાદેવ દુર્ગા–પાર્વતીને શોધતા હોય છે તેમ જ દૂર જનાર બાણોને ફેકવામા જે ધનુષ્યધારી મહાદેવ જેવા છે, જેમ વૈશ્વાનર અગ્નિ સમિધાઓનો સ્વીકાર કરે છે તેમ જે વિદ્વાનોની સમિતિઓમા વૈશ્વાનર–સર્વવ્યાપક માનવ જેવા છે જેમ કમકાડ કરવામા દક્ષ પ્રજાપતિ કુશળ છે તેમ જે સત્ય અને પ્રીતિના કાર્યોમા દક્ષ–કુશળ છે, જેમ ભીમસેનને એવુ વરદાન હતુ કે જ્યા જાય, ત્યા તેને પહેલો વિજય મળે, તે રીતે જે પ્રથમ વિજય મેળવવામા ભીમસેન જેવા છે એવા હે ઉત્તમ વીર રાજન્! બ્રહ્માના સો વર્ષો સુધી તમે ચક્રવર્તી રાજ્યનુ શાસન કરતા રહો ૧૮૦

हस्तन्यस्तकुशोदके त्वयि न भू सर्वसहा वेपते
देवागारतया स काञ्चनगिरिश्चित्त न धत्ते भयम् ।
अज्ञातद्विपभिक्षभिक्षुककुलावस्थानदुस्थाशया
वेपन्ते मददन्तिन परममी भूमीपते तावका ॥१८१॥

દાન આપવા માટે જ્યારે તમે હાથમા કુશ અને જળ લો છો, ત્યારે આ પૃથ્વી 'બધી અપાઈ જઈશ' એ ભયે કપવી જોઈએ પણ તે સર્વ બોજન સહન કરનારી હોવાથી કપતી નથી તેમ જ આ સુમેરુ પર્વત પણ ભય પામવો જોઈએ, પરંતુ તેની ઉપર સર્વ દેવો નિવાસ કરતા હોવાથી તે કપતો નથી, પરંતુ હે રાજન્! તારા આ મદઝરતા હાથીઓ એટલા માટે કપી રહ્યા છે કે હાથીઓના પુષ્કળ ખોરાકને નહિ જાણતા એવા અજાણ્યા ભિક્ષુકોને ઘેર અમારા દાન કરવામા આવશે, તો અમારી ખરાબ દશા થવાની છે ૧૮૧

अर्थिभ्रशबहुभवत्फलभरव्याजेन कुब्जायित
सत्यस्मिन्नलिदानभाजि कथमप्यास्ता स कल्पद्रुम ।
आस्ते निर्व्ययरत्नसपदुदयोदम कथ याचक
श्रेणीवर्जनदुर्यशोनिविडितव्रीडस्तु रत्नाचल ॥१८२॥

જ્યારે આ રાજા યાચકોને અત્યત દાન આપવા લાગ્યા ત્યારે યાચકો ખૂટી જવાથી કલ્પવૃક્ષને માથે ઘણા ફળોનો ભાર વધવા લાગ્યો, તેથી જાણે કે લજાઈને વળી ગયુ હોય તેવુ તે કલ્પવૃક્ષ ગમે તે કારણે પોતાની લાજ ઢાકતુ હતુ પરંતુ યાચકના ગણો પોતાની પાસે નહિ આવવાથી અપયશને કારણે જેને લજ્જા આવેલી છે, તેવો સુમેરુ–રત્નાચળ પર્વત ખર્ચ વગરના રત્નોની સંપત્તિને વધારવામા રત થયેલો પોતાની લજ્જાને શી રીતે ઢાકે? અર્થાત્ કલ્પવૃક્ષે નમીને લાજ ઢાકી પણ સુમેરુએ તો વધીને લાજ ઉઘાડી પાડી છે ૧૮૨

देव त्वत्करनीरदे दिशि दिशि प्रारब्धपुण्योन्नतौ
चञ्चत्कङ्कणरत्नकान्तितडिति स्वर्णामृत वर्षति ।
स्फीता कीर्तितरगिणी समभवत्तत्रा गुणग्राममू
पूर्णं चार्थिसर शशाम विदुषा दारिद्र्यदावानल ॥

જેમ નવલો મેઘ ઉદય પામતા, વીજળી ઝબૂકે વર્ષા આવે, નદી ઊભરાય ધરતી સંતોષાય, સરોવર ભરાય અને દાવાનળ શાત થાય તેમ હે રાજન્! તમારો દાનશીલ આ હાથ મેઘરૂપ બનીને દિશા દિશાએ પૂર્વના પુણ્યોથી ઉદય પામે છે, ત્યારે ચળકતા કંકણોના રત્નો ભરેની કાતિઓરૂપી વીજળીઓ ઝબૂકે છે, સુવર્ણરૂપી અમૃત વરસે છે, કીર્તિરૂપી નદી ભરપૂર બને છે ગુણરૂપી ગામડાની ધરતી તૃપ્ત થાય છે, યાચકો રૂપી સરોવર પૂર્ણ બને છે તેમ જ વિદ્વાનોનો દાવાનળ શાત થાય છે ૧૮૩

देव त्वामसमानदाननिहितैरर्थे म्नार्थीकृत
त्रैलोक्य फलभारभङ्गुरशिरा कल्पद्रुमो निन्दति ।
टङ्कच्छेदनवेदनाविरमणात्सजातसौम्यस्थिति
प्राचीनत्रणिताङ्गरोहणतया श्रीरोहण स्तौति च ॥

હે રાજન્! જ્યારે તમે સર્વ યાચ.કોને અનુ

પમ દાનોમા બધા પદાર્થ આપી દીધા અને એ રીતે ત્રણેય લોકોને કૃતાર્થ કર્યા, ત્યારે પોતાના ફળના ભરથી જેનુ મસ્તક ભાગી ગયું છે, એવુ કલ્પવૃક્ષ તમારી નિંદા કરે છે, પરંતુ પોતાના શિખરે થતા ટાંકણાની છેદની વેદના શાંત થવાથી જેને પરમ સુખની દશા મળેલી છે, એવો સુમેરુ પર્વત જૂના પડેલા વ્રણો રુઝાવવાથી નવા અંગો ફૂટવા લાગ્યા, તેને લીધે સ્તુતિ કરવા લાગ્યો અર્થાત્ કલ્પવૃક્ષ નમી પડીને નિંદા કરે છે પણ સુમેરુ ખનિત્ર-ઘા નહિ થવાથી ઉન્નત બની સ્તુતિ કરે છે ૧૮૪

गण्डौ पाण्डिमसात्तनूस्तनिमसात्पक्ष्मावली बाष्पसात्
कीरः पञ्जरसान्मनोऽपि हरसात्कण्ठोऽपि कैवल्यसात् ।
आसन्देव चमूवरेण्य भवतः प्रत्यर्थिवामभ्रुवा
कोदण्डे परिवेषभाजि विजयश्रीसाधने योधने ॥१८५॥

હે સેનાનાયક રાજા! વિજયરૂપી લક્ષ્મીને મેળવવા માટે સાધનરૂપ થયેલ તમારું ધનુષ્ય જ્યારે કાન સુધી ખેંચાતા મંડલાકાર બની જાય છે ત્યારે (વૈરીજનો હણાતા) વૈરીજનોની સ્ત્રીઓના ગાલ ફિક્કાશ ધરે છે, શરીર પાતળું બની જાય છે, આંખની પાંપણો આંસુઓથી ભરાઈ જાય છે, પોપટ પાંજરાને આધીન બને છે, મન પણ મહાદેવ જેવું બની જાય છે અને કંઠ પણ ઘરેણા વિનાનો બનતા કૈવલ્યમુક્તિને ભજે છે

देव त्वं मलयाचलोऽसि भवतः श्रीखण्डशाखीभुज
स्तस्मिन्कालभुजंगमो निवसति स्फूर्जत्कृपाणच्छलात् ।
एष स्वाङ्गमनर्गलं रिपुतरुस्कन्धेषु संघट्टयन्
दीर्घव्योमविसारि निर्मलयशोनिर्मोकमुन्मुञ्चति ॥

જેમ મલયાચલ પર્વત પરના ચંદનવૃક્ષમા રહેતો કાળોતરો નાગ થડની સાથે પોતાના શરીરને ઘસીને કાંચળી છૂટી પાડે છે તેમ હે રાજન્! તમે પોતે મલયાચલ પર્વત છો તમારો હાથ ચંદનવૃક્ષ છે, તેમા રહેલ તલવારો કાળોતરો નાગ છે, તે શત્રુઓરૂપી વૃક્ષના થડ૫ર પડતા અને ઘસાતા નિર્મલ યશરૂપી કાંચળીને પ્રગટ કરે છે કે જેનો વિસ્તાર દીર્ઘ આકાશ સુધી ફેલાયો છે

कर्पूरप्रतिपन्थिनो हिमगिरिग्रावाग्रसर्वंकषा
क्षीराम्भोनिधिमध्यगर्भजयिनो गङ्गौघसर्वंकषाः ।
स्वच्छन्दं हरिचन्दनद्युतिनुदः कुन्देन्दुसंवादिन
स्तस्यासन्नरविन्दकन्दरुचयोऽनेके गुणाः केचन ॥१८७॥

તે રાજાના કમળની કળીઓ જેવા રુચિકર ગુણો એટના અપરિમિત હતા કે તે કપૂરને સુવાસમા જીતી લે, હિમાલયના સ્વચ્છ પથ્થરની અણીઓ સાથે ઘર્ષણમા આવે, ક્ષીરસાગરના મધ્ય પેટાળને જીતી લે, ગંગાના પ્રવાહને હરાવી દે, હરિચંદનની કાંતિને સ્વચ્છંદ રીતે તોડી નાખે તેમ જ મોગરા અને ચંદ્રની તુલનામા સરખે સરખા ઊતરી શકે તેવા છે ૧૮૭

मन्ये स्पर्शमणिं तवैनमतुलं पाणिं द्विजाभ्यर्चने
दुर्वर्णान्यपि भिक्षुभालफलकान्यासन्सुवर्णानि यत् ।
तच्चित्रं परमत्र मित्र भवता दत्ता स्वहस्तादिमा
दुर्वर्णा न सुवर्णतामुपगता क्षुद्रास्तु मुद्राः कथम् ॥

હે રાજન્! તારા આ વિશાળ હાથને હું તો સ્પર્શમણિ સમજું છું, કારણ કે જ્યારે તમે બ્રાહ્મણોના પૂજન કરો છો, ત્યારે જે ભિક્ષુકોના લલાટો ખરાબ લેખ(દુર્વર્ણ)થી ભરેલા હોય છે, તે સુવર્ણ (ચંદનના લેપવાળા, સોનાના સારી રેખાવાળા) બની જાય છે પરંતુ હે શ્રેષ્ઠ મિત્ર! તમે મારું પૂજન કરીને તમારે હાથે જે આ રૂપાની (દુર્વર્ણા) મુદ્રાઓ આપી, તે હલકી મુદ્રાઓ દુર્વર્ણા (રૂપાની) જ રહી ગઈ, પણ સુવર્ણરૂપ બની નહિ તે એક આશ્ચર્ય છે ૧૮૮

संतप्तश्रमहारिशीतलतले पुण्याश्रमालङ्कृता
दुर्दैवदवानलेन कलिते विद्वत्तरूणां चये ।
सद्यो वर्ष सुवर्णवारिद विभो स्वर्णाम्बुधारास्ततो
विश्वव्यापियशाः शिरोऽरिनिभृतामाक्रम्य नन्दानिशम् ॥

હે સુવર્ણના મેઘરૂપ રાજા! આ વિદ્વાનોરૂપી જે વૃક્ષોનો સમૂહ છે, તે સંસારના સંતાપ અને શ્રમને હરનાર શીતલ તનવાળા અને પુણ્યશાળી આશ્રમોથી શોભીતા છે પરંતુ ખરાબ દૈવરૂપી દાવાનળ લાગવાથી તે વૃક્ષો બળવા લાગ્યા છે, માટે તમે સુવર્ણરૂપી જળની ધારાઓની વૃષ્ટિ કરો તેથી તમારો યશ વિશ્વમા વ્યાપક બનશે અને શત્રુઓના મસ્તકોને ઓળંગીને તમે નિરંતર આનંદ કરો ૧૮૮

इन्दुस्त्वद्यशसा जितोऽरविपते भासानिधिस्तेजसा
कन्दर्पो वपुषा सुधाजलनिधिर्वाचोविलासेन च ।
तच्चैते जयशीलमेतदधुना त्वद्दानमद्दैन्ययो
र्मध्ये कं नु विजेष्यतीति विषये दोलायते मे मनः ॥

હે રાજન્! તમારા યશથી ચંદ્ર, તેજથી સૂર્ય, શરીરથી કામદેવ અને વાણીના વિલાસથી અમૃતસાગર જિતાઈ ગયા છે અને એ રીતે તમારી બધી બાબતો વિજય મેળવે તેવી છે પરંતુ અત્યારે તમારા દાન અને મારી દીનતા એ બંને લડવા તૈયાર થયા છે, તેમા કોણ કોને જીતશે, એ બાબતમા મારુ મન ચલિત થઈને ડોલ્યા કરે છે ૧૯૦

यः पृष्ठं युधि दर्शयत्यरिभटश्रेणीषु यो वक्रता-
मस्मिन्नेव बिभर्ति यश्च किरति क्रूरध्वनिं निष्ठुरः ।
दोषं तस्य तथाविधस्य भजतश्चापस्य गृह्णन्गुणं
विख्यातः परमेष एव नृपतिः सीमा गुणग्राहिणाम् ॥

ધનુષ્ય કે જે વૈરી યોદ્ધાઓની સામે પોતાની પીઠ (વાંસાવાળો ભાગ) બતાવે છે અને પોતાને ધારણ કરનાર રાજાની સામે પોતાની વક્રતા (વાંકાપણું) ધારણ કરે છે તેમ જ નઠોર બનીને ક્રૂર-કર્કશ અવાજ કર્યા કરે છે. વળી તે ધનુષ્ય દોષ(દોઃ એ હાથ)ને જ ભજ્યા કરે છે; તેમ હોવા છતાં પણ આ રાજા ધનુષ્યના ગુણ (દોરી)ને જ ધારણ કરે છે અને એ રીતે ગુણ ગ્રહણ કરનારા ગુણિયલ પુરુષોની સીમારૂપે આ રાજા પ્રખ્યાત છે. ૧૯૧

देव त्वं जय यस्य राजति महाराष्ट्रीकुचोच्चं कुलं
लाटीवाङ्मृदु नर्म चेदिवनितानाभीगभीरं मनः ।
आभीरीकटिविस्तृता मतिरसिर्गौडीकचश्यामला
कर्णाटीरतिनिष्ठुरो रणरसः कीरीमुखाभं यशः ॥१९२

હે રાજન્! તમારું કુળ મહારાષ્ટ્રની સ્ત્રીઓના સ્તનમંડળ જેવું ઊંચું છે, હાસ્યવચન લાટ દેશની સ્ત્રીઓની વાણી જેવું કોમળ છે, મન ચેદીદેશની સ્ત્રીઓની નાભિ જેવું ગંભીર છે, મતિ આભીર દેશની સ્ત્રીઓની કમ્મર જેવી વિશાળ છે, તલવાર ગૌડદેશની સ્ત્રીઓના કેશ જેવી શ્યામ છે, યુદ્ધનો રસ કર્ણાટક દેશની સ્ત્રીઓની રતિ જેવો કઠોર છે તેમ જ યશ કીરદેશની સ્ત્રીઓના મુખ જેવો ઉજ્જવળ છે; એ રીતે હે દેવ! તમે વિજય પામો. ૧૯૨

ते कौपीनधनास्त एव हि परं धात्रीफलं भुञ्जते
तेषां द्वारि नदन्ति वाजिनिवहास्तैरेव लब्धा क्षितिः ।
तैरेतत्समलंकृतं निजकुलं किंवा बहु ब्रूमहे
ये दृष्टाः परमेश्वरेण भवता रुष्टेन तुष्टेन वा ॥ १९३ ॥

હે રાજન્! તમે સર્વસત્તાધીશ-પરમેશ્વર છો એટલે તમે જેની પર રોષભરી કે સંતોષભરી નજરે જુઓ છો, તેમને તેવાં ફળ મળે છે; અર્થાત્ તમે જેની પર રોષભરી નજરે જુઓ છો, તે લોકો कौपीनधनाः-લંગોટીભર બની જાય છે, તેમને धात्रीफल-આંબળાં ખાવાને મળે છે, તેમને ઘેર ન दंतवाजिनिवहाः-હાથી કે ઘોડા રહેતા નથી, તેમની પૂરી क्षितिः (क्षति-હાનિ) થાય છે તેમ જ તેમનાં કુલ स-मलंकृत-મલિન કરનારાં થઈ જાય છે અને તમે જેની પર સંતોષ ભરી નજરે જુઓ છો, તે લોકો-धात्री-પૃથ્વી પર, [illegible] ધનવાળા થાય છે, તેમને धात्री-પૃથ્વીનાં સર્વ फल-ફળ ભોગવવાને મળે છે, તેમને ઘેર वाजिनिवहाः नदन्ति-ઘોડાઓના સમૂહ નાદ કરે છે તેમને પૂરેપૂરી क्षितिः-(પૃથ્વી) મળે છે તેમ જ તેમનાં કુલ શણગારેલાં બની જાય છે, માટે અમે વિશેષ શું કહીએ? ૧૯૩

साशङ्कस्य समाकुलीकृतमतेरत्यन्तनिस्तेजस-
श्छिन्नाङ्गस्य विकम्पमानहृदयस्यारूढमन्योर्भृशम् ।
लज्जां संत्यजतः क्रमं विमृशतो विघ्नान्बहून्पश्यतः
क्लेशो योऽर्थिजनस्य वक्तुमनसो मा भूत्स ते विद्विषाम् ॥

યાચક જન જ્યારે કાંઈ બોલવાનું મન કરે છે, ત્યારે તેને જે કલેશ ભોગવવા પડે છે, તે કલેશ તો તમારા વૈરી જનોને પણ ન હજો. યાચકના કલેશ કેવા છે કે જ્યારે તે બોલવાનું મન કરે છે, ત્યારે હૈયામાં શંકા થાય છે, મતિમાં આકુળતા થઈ આવે છે, એકદમ તેજ ઊડી જાય છે, અંગો ઢીલાં પડી જાય છે, હૃદય કંપવા લાગે છે, મનમાં વારે ઘડીએ ક્રોધ આવે છે, લાજને છોડી દેવી પડે છે, યુક્તિઓ ગોઠવવી પડે છે અને અનેક વિઘ્નો જોવાં પડે છે. ૧૯૪

नो कामः प्रतिहन्यते प्रणयिषु स्वप्नेऽपि नाथ त्वया
नैवाधःकुरुषे वृषं द्विरसना व्याला न ते वल्लभाः ।
नो बह्वयस्तव मूर्तयो न च तनुर्नित्यं जडानुग्रह-
व्यग्रा नो विषमा च दृक्त्वमथ च ख्यातः क्षितावीश्वरः ॥

હે રાજન્! આ પૃથ્વી પર તમે સર્વસમર્થ-ઈશ્વર તરીકે પ્રસિદ્ધ છો; છતાં પણ તમારાં ચરિત ઈશ્વર-મહાદેવ જેવાં નથી. જેમ કે મહાદેવે તો કામનો નાશ કર્યો છે, પરંતુ તમે સ્નેહીજનોના કામ(મનોરથો)નો સ્વપ્ને પણ નાશ કર્યો નથી; મહાદેવ બેસવા માટે વૃષ(પોઠિયા)ને નીચો નમાવે છે, પરંતુ તમે વૃષ(ધર્મ)ને કદી નીચો પાડ્યો નથી; મહાદેવને બે જીભવાળા સાપ વહાલા લાગે છે. પરંતુ તમે બે જીભવાળા (ચાડિયા) દુષ્ટ જનોને વહાલા ગણ્યા નથી; મહાદેવને અનેક મૂર્તિઓ છે, પરંતુ તમારી મૂર્તિ એક જ છે; મહાદેવનું શરીર જડ (જલરૂપ ગંગા) પર કૃપા કરવાને આતુર હોય છે, પરંતુ તમારું શરીર જડ (મૂર્ખ) પર કૃપા કરવાને આતુર રહેતું નથી તેમ જ મહાદેવ વિષમ (ત્રણ) નેત્ર ધારણ કરે છે પરંતુ તમારી નજર વિષમ (ભેદભાવવાળી) નથી. ૧૯૫

[illegible]तेन भवता चापे समारोपिते
[illegible] येन येन सहसा यद्यत्समासादितम् ।
[illegible] शरैररिशिरस्तेनापि भूमण्डलं
[illegible] भवता च कीर्तिरतुला कीर्त्या च [illegible]

હે રાજન્! તમે જ્યારે રણભૂમિના મેદાનમાં આવી પહોંચ્યા અને ધનુષ્ય પર બાણ ચઢાવ્યાં, તે જ વખતે જેણે જેણે જે જે મેળવી લીધું. તે હું કહું છું, સાંભળો; પહેલાં તો ધનુષ્યને બાણ મળ્યાં, બાણોને વૈરીઓનાં મસ્તક મળ્યાં, મસ્તકોને પૃથ્વીમંડળ મળ્યું, પૃથ્વીમંડળને તમે રાજા તરીકે મળ્યા, તમને અતુલ કીર્તિ મળી અને તમારી કીર્તિને ત્રણે લોક મળ્યા. ૧૯૬

हारान्नाहर देव चन्द्रधवलान्सा चेत्पयोधेस्तटीं
संप्राप्ते त्वयि सैन्यवारणगणैर्मज्जद्भिरक्षोभितम् ।
सिन्दूरारुणमम्बु मेघपटलीपीतोज्झितं शुक्तिषु
स्वल्पैरेव दिनैः करिष्यसि महीमाताम्रमुक्ताफलाम् ॥

હે રાજન્! ચંદ્રના જેવા ધોળાં મોતીઓના હારને અત્યારે તમે એકઠા કરી લો; કારણ કે જ્યારે તમે (સર્વ સેનાઓ સાથે) સમુદ્રને કિનારે જશો, ત્યારે તમારી સેનાના હાથીઓના ગણ સમુદ્રમાં નાહશે અને તેમનાથી ડોળાયેલું જળ સિંદૂર જેવું લાલ બની જશે. તે જલને મેઘનાં મંડળ પીશે અને તે લાલ પાણી વરસાવશે, તે છીપોમાં જઈને પડશે અને એ રીતે થોડા જ દિવસમા આખી પૃથ્વીને રાતાં મોતીઓથી ભરપૂર કરશે. ૧૯૭

कृष्णत्वं घनमण्डलस्य गलितं लग्नं मुखे त्वद्द्विषां
विद्युद्दाम जगाम तावकमतिं गर्जिर्भवद्दुन्दुभिम् ।
दृष्टिस्त्वत्परिपन्थिपार्थिववधूनेत्रेषु चक्रे स्थितिं
चापं ते वसुधाधिनाथ बलभित्कोदण्डकान्तिः श्रिता ॥

(વર્ષાઋતુ ગઈ અને શરદઋતુ આવી ત્યારે વર્ષાઋતુની સમૃદ્ધિ ક્યાં ચાલી ગઈ, તેના ઉત્તરમાં કવિજન જણાવે છે કે,) હે રાજન્! મેઘમંડળની કાળાશ ગળી ગઈ, તે તમારા વૈરીજનોનાં મુખ પર લાગી ગઈ; વીજળીના ચમકારા તમારી મતિમાં આવી ગયા; મેઘની ગર્જના તમારાં દુંદુભિઓ પર આવી ગઈ; વરસાદે તમારા વૈરી રાજાઓની સ્ત્રીઓનાં નેત્રોમાં સ્થિત કરી તેમ જ ઇંદ્રધનુષ્યની ચિત્રવિચિત્ર કાંતિએ તમારા ધનુષ્યનો આશ્રય કર્યો છે. ૧૯૮

नालिङ्गन्ति कुचद्वयं भवदिभप्रोत्तुङ्गकुम्भद्वय-
त्रासाद्वेणिलतासु नैव दधति प्रीतिं तवासिभ्रमात् ।
भ्रूभङ्गान्भवदीयदुर्धरधनुर्भ्रान्त्या भजन्ते न ते
वैरिक्षोणिभुजो निजाम्बुजदृशां भूमण्डलाखण्डल ॥१९९

હે ભૂમંડળ પરના ઇંદ્રરાજા! તમારા વૈરી રાજાઓ તમારા હાથીઓનાં બે કુંભસ્થળથી એટલા તો ત્રાસ પામી ગયા છે કે પોતાની સ્ત્રીઓનાં સ્તનની જોડીને આલિંગન આપતા નથી. તમારી તલવારની ચમકતી કાંતિથી એવા ત્રાસ પામ્યા છે કે પોતાની સ્ત્રીઓની કેશવેણીઓમાં પ્રીતિ રાખતા નથી; તમારાં વિકટ ધનુષ્યોની ભ્રાંતિ તેમના હૃદયમાં એવી તો પેસી ગઈ છે કે પોતાની કમળનયની સ્ત્રીઓના કટાક્ષોને સેવતા નથી. ૧૯૯

अस्य क्षोणिपतेः परार्धपरया लक्षीकृताः संख्यया
प्रज्ञाचक्षुरवेक्ष्यमाणबधिरश्राव्याः किलाकीर्तयः ।
गीयन्ते स्वरमष्टमं कलयता जातेन वन्ध्योदरा-
न्मूकानां प्रकरेण कूर्मरमणीदुग्धोदधे रोधसि ॥२००॥

આ રાજાની અપકીર્તિઓ ગણવામાં આવે તો પરાર્ધથી પણ આગળની સંખ્યા લક્ષ્યમાં લેવી પડે; તેને આંધળાઓ જોઈ શકે, બહેરાઓ સાંભળી શકે અને વાંઝણીના પેટથી જન્મેલાં મૂંગા પ્રાણીઓના સમૂહે કાચબીઓના દૂધથી ભરેલા સમુદ્રને કિનારે રહીને આઠમા સ્વરથી તે અપકીર્તિનાં ગાન કરેલાં છે અર્થાત્ રાજાની એવી કોઈ અપકીર્તિ નથી, જેને જગતની ગણનામાં સમાવાય! ૨૦૦

द्वारं खड्गिभिरावृतं बहिरपि प्रस्विन्नगण्डैर्गजै-
रन्तः कञ्चुकिभिः स्फुरन्मणिधरैरध्यासिता भूमयः ।
आक्रान्तं महिषीभिरेव शयनं त्वद्विद्विषां मन्दिरे
राजन्सैव चिरंतनप्रणयिनी शून्येऽपि राजस्थितिः ॥२०१

હે રાજન્! તારા શત્રુઓનાં રાજમંદિરો એકદમ ઉજ્જડ થઈ જવા છતાં પણ રાજ્યની પરિસ્થિતિ તો લાંબા કાળના સ્નેહને લીધે પહેલાં જેવી હતી તેવી જ છે. જેમ કે પહેલાં તલવારધારી અંગરક્ષકો (ખડ્ગધારી) દરવાજે ઊભા રહેતા હતા, હવે ગેંડાઓ (ખડ્ગી) ઊભા રહે છે; પહેલા આગણામાં મદઝરતા હાથીઓ રહેતા હતા, હવે જંગલી હાથીઓ રહે છે; પહેલાં અંતઃપુરમાં ચળકતા મણિઓને ધારણ કરનાર સ્ત્રી-અંગરક્ષકો (કંચુકીઓ) રહેતા હતા, હવે કાંચળીધારી સર્પો રહે છે, પહેલાં રાજમહિષીઓએ શયનખંડ રોક્યો હતો, હવે જંગલી મહિષીઓ (ભેંસો)એ શયનખંડ રોક્યો છે. ૨૦૧

शौर्यं केसरिणा परोपकरणं कल्पद्रुमेणार्पितं
लावण्यं मकरध्वजेन च शरच्चन्द्रेण शुभ्रं यशः
धैर्यं ते कमठाधिपेन विपुलं गाम्भीर्यमम्भोधिना
सौभाग्यं तु तथैव केवलमिदं तत्केन नो विद्महे ॥२०२

હે રાજન્! કેસરી સિંહે તમને શૂરવીરતા આપી છે. કલ્પવૃક્ષે પરોપકાર, કામદેવે સૌંદર્ય, શરદઋતુના ચંદ્રે

ધવલ યશ, કાચબાનો અવતાર લેનાર વિષ્ણુ ભગવાને ધીરજ અને સમુદ્રે ગંભીરતા આપેલાં છે; પરંતુ તમારામાં જે આ અસાધારણ સૌભાગ્ય રહેલાં છે, તે કોણે આપ્યાં છે; તે અમે જાણતા નથી. ૨૦૨

कामं कामसमस्त्वमत्र जगति ख्यातोऽसि यत्सर्वदा
रूपेणैव महीपते तव धनुःपाण्डित्यमन्यादृशम्
त्वं यस्मिन्विशिखं विमुञ्चसि तमेवोद्दिश्य मुक्तत्रप
त्रुट्यत्कञ्चुकमुद्गतस्पृहमहो धावन्ति देवाङ्गनाः ॥२०३॥

હે રાજન્! તમે સ્વરૂપને લીધે કામદેવસ્વરૂપે લાગો છો અને એ રીતે જગતમાં તમારી ખ્યાતિ સદા રહેલી છે; પરંતુ તમે જે ધનુષ્ય છોડવાની કુશળતા ધારણ કરો છો, તે તો (કામદેવ કરતાં પણ ચડે એવી) જુદા પ્રકારની છે; કારણ કે તમે જે વીર પુરુષ પર બાણ ફેંકો છો, તેને જ ઉદ્દેશીને લજ્જાનો ત્યાગ કરીને અને તૂટી જતી કાંચળીઓની સંભાળ નહિ લેતી અપ્સરાઓ અત્યંત ઉત્કંઠાથી દોડે છે. ૨૦૩

सर्वं लुण्ठितमुद्भटैस्तव भटैस्तेन द्विषत्सुभ्रुव-
स्त्राणाय त्वयि योजिताञ्जलिपुटं काकूक्तिमातन्वते ।
त्राणं दूरत एव तिष्ठतु मनस्तासां त्वया लुण्ठितं
तद्गम्भीर वदामि कुप्यसि न चेत्साधोरयं कः क्रमः ॥

હે રાજન્! તમારા પ્રબળ યોદ્ધાઓએ વૈરીજનોનું બધું લૂંટી લીધું; તેથી શત્રુઓની સુંદર સ્ત્રીઓ રક્ષણ માટે તમારી પાસે હાથ જોડીને અનેક કાલાવાલા કરે છે; પરંતુ હે ગંભીર પુરુષ! જો તમે કોપ કરો તો તમને હું જણાવું છું કે, તે ન સ્ત્રીઓનાં રક્ષણ કરવાં તો દૂર રહ્યાં; પરંતુ તમે તો તે સ્ત્રીઓનાં મનને લૂંટી લીધાં છે, તે તમારા જેવા સારા સ્વભાવના રાજાની પદ્ધતિ કેવી ગણવી ? ૨૦૪

कोदण्डस्तव हस्तगो हृदि वलत्यर्तिस्तव द्वेषिणां
त्वं दाता रभसेन मार्गणगणस्तानेव संसेवते ।
देव त्वं तु जयस्यमित्रमनिशं ते यान्ति वैकुण्ठतां
संग्रामे तव भूपते महदिदं चित्रं समालोक्यते ॥२०५॥

હે રાજન્! તમે જ્યારે સંગ્રામભૂમિ પર હો છો, ત્યારે તમારે વિષે આ એક અત્યંત વિચિત્ર ઘટના જોવાને મળે છે અને તે એ કે, તમારા હાથમાં ધનુષ્ય હોય છે અને તેની અર્તિ (દોરી, પીડા) તમારા શત્રુઓનાં હૃદયમાં પરોવાય છે. તમે પોતે દાતા (દાન આપનાર શત્રુઓનાં મસ્તક કાપનાર) છો છતાં પણ માર્ગણ (બાણ, માગણ)ના ગણો તમારા શત્રુઓને સેવે છે. તમે જય (વિજય, અર્જુન)ના મિત્ર (વિષ્ણુભગવાન) છો, તોપણ તમારા શત્રુઓ વૈકુંઠની ગતિને મેળવે છે.

मेदिन्यां विषमेषुरित्यनुदिनं शृङ्गारवीरोद्भटा-
चार्यः श्रीजगतीपतिः कमलदृक्कैर्नाम नो गीयते ।
शय्यायां च रणाङ्गणे च पतिताः सीदन्ति निश्चेतनाः
कामिन्यश्च विरोधिनश्च शतशो येनामुना खण्डिताः ॥

લક્ષ્મી અને જગતના પતિ, કમલ સમાન નયનવાળા તેમ જ શૃંગારરસ અને વીરરસમાં જે પ્રગટ આચાર્યરૂપે છે; એવા આ રાજા પૃથ્વી પર વિષમ-ઇષુ (કામદેવ, વિકટ બાણવાળો) એ રીતે નિરંતર ગવાય છે; કારણ કે આ રાજાએ જેને (અન્ય સ્ત્રીઓના સંભોગથી) ખંડિત કરેલી છે એવી સેંકડો સ્ત્રીઓ ચેતના વિનાની મૂર્છિત થઈને શય્યામાં પડી રહીને દુઃખી થાય છે, તેમ જ આ રાજાએ જેમને બાણોથી ખંડિત કરેલા છે, એવા સેંકડો વૈરી જનો ચેતન વિનાના બની રણભૂમિ પર પડ્યા રહીને દુઃખી થાય છે.

दोर्दण्डद्वयकुण्डलीकृतलसत्कोदण्डचण्डांशुग-
ध्वस्तोद्दण्डविपक्षमण्डलमथ त्वां वीक्ष्य मध्येरणम् ।
वल्गद्गाण्डिवमुक्तकाण्डवलयज्वालावलीताण्डव-
भ्रश्यत्खाण्डवरुष्टपाण्डवमहो को न क्षितीशः स्मरेत् ॥

હે રાજન્! જેના બે બાહુદંડમાં મંડળના આકારે ધનુષ્ય શોભી રહ્યું છે અને તેમાંથી નીકળતાં પ્રચંડ બાણો વડે જેણે ઉદ્દંડ શત્રુઓને કાપી નાખેલા છે એવા આપને રણભૂમિમાં જોઈને કયો રાજા અત્યંત પરાક્રમી અર્જુનને યાદ ન કરે ? કે જે અર્જુને ગોળ આકારે બનેલા ગાંડિવ ધનુષ્યમાંથી નીકળતી બાણોરૂપી જ્વાલાઓની હારથી તાંડવનૃત્ય કરતા એવા અગ્નિથી ખાંડવવનને બાળી મુકાવ્યું હતું. ૨૦૭

को दण्डं न ददाति देव भवते कोदण्डमातन्वते
को नारातिमुपैति पारमुदधेः कोणारुणे लोचने ।
का कुञ्जान्तरमेत्य वैरितरुणी काकुं न वा भाषते
राजन्गर्जति वारणे तव पुरः को वा रणे वर्तताम् ॥२०८

હે રાજન્! તમે જ્યારે ધનુષ્યને ગોળાકારે જોડો છો, ત્યારે કયો તમને દંડ આપતો નથી ? તમારાં લોચનનો ખૂણો લાલ થતાં કયો શત્રુજન સમુદ્રના પારે ચાલ્યો જતો નથી ? કયા વૈરીજનની તરુણી એકાંત કુંજગલીમાં મળીને તમારી પાસે કાકલૂદી વાણી કહેતી નથી ? તેમ જ જ્યારે તમારો હાથી ગર્જના કરતો રણમાં આવી ચડે, ત્યારે કયો યોદ્ધો તમારી સામે ઊભો રહે છે ?

दृष्ट्वा मण्डलमध्यलग्नमधुलिड्वेतण्डलक्ष्मस्फुर-
त्कोदण्ड त्वसहृतेपुलहरीः को न क्षमासण्डले ।

स्वारात्ताण्डवमानकाण्डवनभुग्धाराज्वलत्ताण्डव-
क्रुध्यत्पाण्डवकाण्डवर्षमतुलं ब्रह्माण्डवर्त्म स्मरेत् ॥२०९

આ પૃથ્વીમંડળ પર તે રાજાના ધનુષ્યરૂપી ચળકતી લતામાંથી પ્રગટ થતી બાણરૂપી લહરીઓ હાથી હાથીઓના ગંડસ્થળમાં લાગેલી છે કે જ્યાં મધ્યભાગમાં ભમરાઓ લાગેલા હોય છે, તેને જોઈને કોને તે બ્રહ્માંડના માર્ગનું સ્મરણ ન થાય? કે જે ક્રોધ પામેલ અર્જુન અતુલ બાણોની વૃષ્ટિથી સમય વગર પ્રકટ થયેલી અગ્નિની જ્વાલાઓથી ખાંડવવનને બાળે છે. ૨૦૯

आलानं जयकुञ्जरस्य दृषदां सेतुर्विपद्वारिधेः
पूर्वाद्रिः करवालचण्डमहसो लीलोपधानं श्रियः ।
संग्रामामृतसागरप्रमथनक्रीडाविधौ मन्दरो
राजन्राजति वैरिराजवनितावैधव्यदस्ते भुजः ॥२१०॥

હે રાજન્! તમારો આ ભુજદંડ વિજયરૂપી હાથીને બાંધવાનો થાંભલો છે, વિપત્તિરૂપી સમુદ્રને ઓળંગવા માટે પથ્થરોનો પુલ છે, તલવારરૂપી સૂર્યનો ઉદય થવા માટે પૂર્વનો પર્વત છે, લક્ષ્મીને આરામ કરવા માટે ઓશીકારૂપે છે અને સંગ્રામરૂપી ક્ષીરસાગરને વલોવવાની લીલા કરવા માટે મંદરાચળ પર્વત છે; તેમ જ વૈરી રાજાઓને વૈધવ્ય આપનાર એવો તમારો ભુજદંડ શોભી રહ્યો છે. ૨૧૦

लावण्यौकसि सप्रतापगरिमण्यग्रेसरे त्यागिनां
देव त्वय्यवनीभरक्षमभुजे निष्पादिते वेधसा ।
इन्दुः किं घटितः किमेष विहितः पूषा किमुत्पादितं
चिन्तारत्नमहो मुधैव किममी सृष्टाः कुलक्ष्माभृतः ॥

હે રાજન્! વિધાતાએ જ્યારે તમને પ્રગટ કર્યા; કે જે લાવણ્યના સ્થાનરૂપે, પ્રતાપની મહત્તાવાળા અને દાની જનોમાં અગ્રેસર છો તેમ જ તમારી ભુજાઓ પૃથ્વીનો બોજો ઉઠાવવામાં સમર્થ છે; ત્યારે તે વિધાતાએ શા માટે ચંદ્રને ઘડ્યો હશે? આ સૂર્યને શા માટે રચ્યો હશે? ચિંતામણિને શા માટે પેદા કર્યો હશે? તેમ જ શા માટે આ કુલ પર્વતોને નકામા સર્જ્યા હશે? ૨૧૧

नानाभूषणभूषितः प्रतिभयापात्रं प्रभूता स्थिति-
र्भारासक्तकरो भवाधिकरुचिर्भूरिकृताश्वद्विपः ।
शश्वत्संगतभासमानमुकुटो भिक्षुप्रवृद्धादरः
स्त्वं राजेन्द्र रिपुस्तथापि नितरां भेदः परं भेदकृत् ॥

હે રાજેન્દ્ર! તમે અને તમારો શત્રુ બંને સરખાં વિશેષણવાળા છો; ફરક માત્ર એટલો છે કે જ્યાં તમારાં વિશેષણોમાં મકાર હોય છે, ત્યાં શત્રુના વિશેષણમાં દકાર હોય છે. જેમ કે તમે નાના-ભૂષણભૂષિત અનેક અલંકારોથી શોભો છો; ત્યારે તમારો શત્રુ નાના-દૂષણ-દૂષિત અનેક દોષોથી ખરાબ છે, તમે પ્રતિમય-અપાત્ર-દરેક ભયને દૂર કરનાર છો; ત્યારે તમારો શત્રુ પ્રતિ-દયા-પાત્ર દરેક દયાને પાત્ર છે; તમે પ્રમૂતા-સ્થિતિઃ-જેની સ્થિતિ ઘણી સારી છે એવા છો અને તમારો શત્રુ પ્રદૂતા-સ્થિતિઃ-બગડી ગઈ છે સ્થિતિ જેની એવો છે; તમે ભાર-આસક્ત-કરઃ-જેનો હાથ રાજ્ય કારભારમાં લાગેલો છે, એવા છો અને તમારા શત્રુ દારા સક્ત-કરઃ-જેનો હાથ સ્ત્રીના સંગમાં લાગેલો છે, એવો છે; તમે મવ-અધિક-રુચિઃ-મહાદેવમાં અધિક રુચિ કરનારા છો અને તમારો શત્રુ દવ-અધિક રુચિઃ-દાવાનળમાં બળી મરવાની રુચિવાળો છે; તમે ભૂરીકૃત-અશ્વદ્વિપઃ-ઘોડા-હાથીઓનો વધારો કરનાર છો અને તમારો શત્રુ દૂરીકૃત અશ્વદ્વિપઃ-જેણે ઘોડા-હાથી દૂર કર્યા છે, એવો છે; તમે સંગત-માસમાન-મુકુટ-માથા પર નિત્ય મુગટ રહેવાથી શોભીતા છો અને તમારો શત્રુ સં-ગત-દાસમાન-મુકુટ જેનાં દાસ, માન અને મુગટ ચાલ્યાં ગયાં છે, એવો છે; તમે ભિક્ષુ-પ્રવૃદ્ધ-આદરઃ-જેને યાચકો પર વધારે આદર છે, એવા છો અને તમારો શત્રુ દિક્ષુ-પ્રવૃદ્ધ-આદરઃ-જેને ભાગી જવા માટે દિશાઓ તરફ આદર વધેલો છે, એવો છે; એ રીતે મે-મકારમાં દઃ-દકાર આવતાં ભેદ પડી જાય છે. ૨૧૨

प्रत्यावासकसज्जतां प्रथमतस्त्वां योद्धुमुत्कण्ठिता
योधास्तेऽभिसृता मनागरिचमूः स्वाधीननाथा स्थिता ।
भीत्या प्रोषितभर्तृका समभवत्त्वत्सायकैः खण्डिता
दूराद्न्तरिता विधाय कलहं हा विप्रलब्धा विधे ॥२१३

હે રાજન્! તમારા શત્રુઓની સેનાએ આઠ નાયિકાઓનાં ચરિત કરી બતાવ્યાં છે. યુદ્ધ કરવાને હિંસે શત્રુસેના બધી રીતે સજ્જ થઈ, વાસકસજ્જાના ચરિતને આચરે છે, પછી તે સેના યુદ્ધ કરવાને ઉત્કંઠાવાળી થઈ, ઉત્કંઠિતા (પતિને મળવાની ઇચ્છાવાળી) બની, પછી તે સેના તમારા યોદ્ધાઓની સામે આવી. અભિસારિકા (પતિને મળવા જનારી) બની, પલભર તે સેના પોતાના સ્વામીને આધીન થઈ સ્વાધીનપતિકા બની, ત્યારબાદ ભયને લીધે તે સેનાનો સ્વામી ભાગી જતાં, પ્રોષિતભર્તૃકા (જેનો પતિ પ્રવાસે ગયો છે. તે) બની, પછી તમારાં બાણોથી ઘવાતાં, ખંડિતા (પતિથી અપમાન પામેલી) બની, પછી બાણો સહન નહિ થતાં દૂર ભાગી જતાં, કલહાંતરિતા (કલહને કારણે પતિથી દૂર ગયેલી) બની; તેમ જ છેવટે દૈવગતિથી તે સેના છેતરાઈ જતાં, વિપ્રલબ્ધા (પતિથી ઠગાયેલી) બની ગઈ. ૨૧૩

प्रामाण्य स्वत एव नैव परतो विज्ञायते मानता
शब्दस्यापि यथार्थता स्तुतिवचोराशेर्मनोवृत्तय ।
विश्वव्यापकता गतो न च महानन्या भ्रम क्वापि ते
नास्ते देव मतं किमस्ति भवत शास्त्रेपु न ज्ञायते ॥

હે રાજન્ ! મીમાંસકો વેદના મંત્રોને સ્વત પ્રમાણ-પોતાનું સ્વત પ્રમાણ માને છે, વેદના મંત્રોના રચનાર જુદા છે, એમ પરત પ્રમાણ માનતા નથી, પરંતુ તમારા આજ્ઞાવચનોને તો જે રીતે પોતાના પ્રજાજનો સ્વીકારે છે, તેજ રીતે પારકા વૈરીજનો પણ સ્વીકારે છે, એ રીતે તમે મીમાંસક કરતાં વધો છો, વૈયાકરણો શબ્દની યથાર્થતા-સત્યપણાને સ્વીકારે છે, મનની વૃત્તિરૂપે નહિ, પરંતુ તમારા માટે બોલાયેલા સ્તુતિવચનો શબ્દના સત્યપણાને સ્વીકારતા હોવા છતાં પણ, કવિજનોની મનની વૃત્તિઓરૂપે રહેલા છે એ રીતે તમે વૈયાકરણ કરતાં વધો છો, તેમ જ વેદાંતીઓ પરબ્રહ્મને પરમાત્મા-વિશ્વવ્યાપકરૂપે મહાન માને છે, તે સાથે વિશ્વને ભ્રમરૂપે જાણે છે પરંતુ તમે પરાક્રમ અને યશને કારણે વિશ્વવ્યાપકરૂપે મહાન હોવા છતાં તમારા વિષે કોઈ ભ્રમ પેદા થતો નથી, એ રીતે તમે વેદાંતી કરતાં વધો છો અર્થાત્ તમારો મત કયા શાસ્ત્રને આધારે રહેલો છે, તે વિષે કાંઈ જાણવામાં આવતું નથી

प्रामाण्य परत स्वतोऽपि भवतो विज्ञायते सन्मते
भूमीन्द्र प्रचुरक्षणस्थिरतया वर्णाश्चिर स्थापिता ।
सर्वज्ञैकसदीश्वरोऽपि न पर ब्रूते भवानीश्वर
तन्नैयायिकनायकस्य भवतो मीमांसकत्व कुत ॥२१५

હે ઉત્તમ બુદ્ધિવાળા પૃથ્વીપતિ ! મીમાંસકો વેદને સ્વત પ્રમાણ માને છે પરંતુ તમારો અભિમત સિદ્ધાંત પોતાનાથી તેમ જ પારકાથી સારી રીતે જણાય છે તેમજ મીમાંસકો શબ્દના વર્ણો એક ક્ષણથી બીજી ક્ષણ સુધી રહેતા નથી, એમ માનીને તેને અનિત્ય ગણે છે, પરંતુ તમે બ્રાહ્મણ વગેરે વર્ણોને ઘણાં વર્ષો સુધી ચિરજીવ રાખીને સ્થિર બનાવ્યા છે, એ રીતે તમે મીમાંસક મતને અનુસરતા નથી. હવે નૈયાયિકો ઈશ્વરને સર્વજ્ઞ, એક અને સત્ય માનીને તેને જીવથી પર-શ્રેષ્ઠ રીતે સ્વીકારે છે, પરંતુ તમે પોતે જ પૃથ્વીના અધિપતિ સત્ય સર્વજ્ઞ ઈશ્વર છો, એટલે તમે બીજા કોઈ ને ઈશ્વર તરીકે સ્વીકારતા નથી, તેથી તમે નૈયાયિકમતને પણ અનુસરતા નથી અને છતાં આશ્ચર્ય એ છે કે તમે નૈયાયિકો-ન્યાયમાર્ગે ચાલનાર રાજાઓમાં નાયક છો, તે છતાં તમારામાં મીમાંસકપણું-વિચારશીલતા ક્યાંથી આવી, તે સમજાતું નથી ૨૧૫

एक वस्तु यदस्ति विश्वजनतानन्दप्रमोदात्मक
सत्य तत्त्वमसीति वाक्यमखिल त्वय्येव विश्राम्यति ।
त्वामाकर्ण्य न किंचिदन्यदवनीशृङ्गार भो मन्यते
त्वय्याप्ते जनकादिकीर्तिजनके किं ज्ञानमीमांसया ॥

હે પૃથ્વીના શણગારસ્વરૂપ રાજન્ ! સર્વ લોકોને આનંદ અને પ્રમોદ આપનાર જે એક સાચી વસ્તુ છે, 'તે તમે છો-तत्त्वमसि એ કારણે तत्त्वमसि એ વેદાંતવાક્ય સંપૂર્ણ રીતે તમારે વિષે જ સફળતાને પામે છે, માટે તમારું નામ સાંભળીને (तत्त्वमसि વાક્યના શ્રવણની જેમ) એથી અધિક બીજો કાંઈ લાભ માનવામાં આવતો નથી જેમ જનક વગેરેની કીર્તિ છે, તેવી રીતે જનક-પિતા સ્વરૂપ તમારી કીર્તિને પેદા કરનાર તમારા સ્વરૂપનો લાભ થયા પછી વેદાંતમીમાંસા-વેદાંતની ચર્ચા કરનાર શાસ્ત્રનું શું પ્રયોજન છે ? ૨૧૬

त्वद्बाणेषु यमो जयेषु नियमो याते स्थिर चासन
भ्रान्तौ श्वासविनिग्रहो गुणगणे प्रत्याहृति श्रीमत ।
ध्यान शूलिनि धारण च धरणेर्धर्म समाधिर्यत
स्तन्निर्विण्णहृद किमीश्वरपरे वाञ्छन्ति पातञ्जले ॥

હે રાજન્ ! પતંજલિના યોગશાસ્ત્રમાં આઠ અંગ માન્યાં છે, પણ ઈશ્વરને માન્યો નથી, પરંતુ તમે પોતે ઈશ્વર હોઈને આઠ અંગો પણ તમારામાં રહેલાં છે, જેમ કે તમારા બાણો વિષે યમ (શત્રુને વધ કરવાનું સાધન) રહેલ છે, તમારા વિજયમાં નિયમ (પરાજય થાય જ નહિ એ રીતે) રહેલ છે, રણભૂમિ પર તમે જાઓ છો, ત્યારે તમારું આસન સ્થિર (ડગે નહિ તેવું) હોય છે તમે યુદ્ધભૂમિ પર ઘૂમી વળો છો, ત્યારે શ્વાસને વશમાં લઈને પ્રાણાયામ સેવો છો, તમારા ગુણોના સમૂહમાં લોકોના મન એવા તો સમાઈ જાય છે કે જાણે તમે સર્વ ઇંદ્રિયોની પ્રત્યાહાર શક્તિ કેળવી હોય, તમારું ધ્યાન મહાદેવમાં લાગેલું હોય છે, તમે પૃથ્વીની ધારણા કરો છો તેમ જ ધર્મમાં તમારી ચિત્તની એકાગ્રતા-સમાધિ રહેલી છે માટે યોગીજનો શા માટે નિરીશ્વર પાતંજલ યોગને સેવે છે ? ૨૧૭

दृष्टान्तो न तवास्ति वाचि न च ते संदेहलेश क्वचिद्
व्याजोक्तिर्न कदापि शास्त्रकलने नैवानुमाने रुचि ।
सामान्य च विशेषवन्न मनुषे नाक्षेपबुद्धिर्मनाग्
व्याघातोऽपि न वा गुणेऽप्यथ कथ साहित्यतर्कक्षमा ॥

સાહિત્યરસિકે દૃષ્ટાંત, સંદેહ, વ્યાજોક્તિ વગેરે અનંકારો જાણવા જોઈએ તેમ જ તર્કશાસ્ત્રીએ અનુમાન,

સામાન્ય, વિશેષ, આક્ષેપ, વ્યાઘાત વગેરે બાબતો જાણવી જોઈએ, પરંતુ હે રાજન્! તમે સાહિત્યના જાણકાર હોવા છતાં, વાણીમાં તમારું દૃષ્ટાંત જણાતું નથી તમારે વિષે કોઈનો જરા પણ સંદેહ થતો નથી, તમે પોતે શાસ્ત્રના સિદ્ધાંતોમાં વ્યાજોક્તિ (કપટભરી વાણી) સ્વીકારતા નથી તેમ જ તમે તર્કશાસ્ત્રી હોવા છતાં તમને અનુમાનમાં રુચિ થતી નથી તમે પ્રજાજનોમાં સામાન્ય કે વિશેષતાવાળો એવો ભેદ માનતા નથી, તમારી બુદ્ધિમાં આક્ષેપ (બીજાના પક્ષને તોડી પાડવાની વૃત્તિ) નથી, તેમ જ તમારી વાણીમાં વ્યાઘાત (પરસ્પર વિરુદ્ધ વચન) જોવાને મળતું નથી તો પછી તમે સાહિત્ય અને તર્કશાસ્ત્રના જાણકાર શી રીતે?

मेघो भाति जलेन गौस्तु पयसा विद्वन्मुखं भाषया
तारुण्येन च कामिनी मधुरया वाण्या पिकः खं जलात् ।
मालिन्यान्नयनं श्रिया च सदनं ताम्बूलरागान्मुखं
ब्रह्माण्डं सकलं त्वया नरपते भाति स्म चित्रं महत् ॥

હે રાજન્! મેઘ જલથી શોભે છે, ગાય દૂધથી શોભે છે, વિદ્વાનનું મુખ વાણીથી શોભે છે કામિની યૌવનથી શોભે છે કોયલ મધુર સ્વરથી શોભે છે, આકાશ જલથી શોભે છે નેત્ર કાજળથી શોભે છે, ઘર લક્ષ્મીથી શોભે છે તેમ જ મુખ પાનની રતાશથી શોભે છે, પરંતુ આ સકલ બ્રહ્માંડ તમારા એકલાથી શોભે છે તે એક મહાન આશ્ચર્ય છે ૨૧૯

दारिद्र्योपहतो यथा घनधनं चान्द्रीं चकोरः प्रभां
कामार्तस्तरुणीं क्षुधापरिगतः सद्व्यञ्जनं भोजनम् ।
सच्छिष्यः सुगुरुं वियोगविधुरो वत्सो यथा मातरं
तद्वद्‌ सततं स्मरामि मनसा मद्वत्सलाङ्घ्रीमतः ॥२२०

જેમ દરિદ્રતાથી પીડાતો માણસ ખૂબ ધન ઇચ્છે છે ચકોર પક્ષી ચાંદની પ્રભાને ચાહે છે કામાતુર પુરુષ યુવતીને ચાહે છે, ભૂખ્યો માણસ સાગ શાકવાળા ભોજન માગે છે સારો શિષ્ય યોગ્ય ગુરુને શોધે છે અને વિયોગથી દુઃખી થતું વાછરડું પોતાની માતાને યાદ કરે છે, તેમ જેનો મારી પર વિશેષ પ્રેમ છે, એવા આપને હું વારંવાર યાદ કરું છું ૨૨૦

लक्ष्मीस्ते सदने सदा विहरतां चित्ते च चिन्तामणिः
स्वर्धेनुस्तव गोकुले सुरतरुश्चारामभूमौ तव ।
वाणी ते वदने दया नयनयोर्दानं करे चान्वहं
विष्णुश्चेतसि ते मतिश्च वसतां कीर्तिश्च लोकत्रये ॥

હે રાજન્! લક્ષ્મી તમારા રાજમંદિરમાં, ચિંતામણિ ધનના ભંડારમાં, કામધેનુ ગૌશાળામાં કલ્પવૃક્ષ બાગબગીચામાં, વાણી મુખમાં, દયા નયનમાં દાન હાથમાં વિષ્ણુ ભગવાન અને સારી મતિ અંતઃકરણમાં તેમ જ કીર્તિ ત્રણે લોકમાં નિત્યનિરંતર નિવાસ કરો

गङ्गायत्यसितापगा फणिगणः शेषीयति श्रीपतिः
श्रीकण्ठीयति कैरवीयति कुलं नीलोत्पलानां च वै ।
कर्पूरीयति कज्जलं पिककुलं लीलामरालीयति
स्वः कुम्भीयति कुम्भिनामपि घटा त्वत्कीर्तिसंघट्टतः ॥

હે રાજન્! તમારી સ્વચ્છ ઉજ્જવલ કીર્તિ બીજા પદાર્થોમાં ભળી જતાં કાળા પદાર્થો ધોળા સફેદ બની જાય છે, જેમકે કાળી યમુના ગંગા જેવી ધોળી બની જાય છે, કાળા સર્પો શેષનારાયણ જેવા સફેદ વર્ણના બને છે, શ્રીવિષ્ણુભગવાન શ્રીકંઠ–મહાદેવ જેવા બની જાય છે, નીલકમળના સમૂહ પોયણી જેવા સફેદ બની જાય છે કાજળ કપૂર જેવું ધોળું બને છે, કોયલોનાં કુલ રમતા રાજહંસો જેવા ધોળા બની જાય છે તેમ જ હાથીઓની કાળી ઘટાઓ ઐરાવત હાથીની જેમ સફેદ બની જાય છે ૨૨૨

लक्ष्मीस्ते हृदि भारती च वदने मौलौ सदा केशवः
श्चण्डी ते भुजदण्डयोर्गुणनिधे गेहे कुबेरस्थितिः ।
चित्तं नाथ तवास्तु धर्मसदने दानप्रसङ्गः करे
सर्वास्ते विपदः प्रयान्तु विपिने त्वं दीर्घजीवी भव ॥

હે ગુણનિધિ રાજન્! તમારા હૃદયમાં લક્ષ્મી મુખમાં સરસ્વતી–વાણી મસ્તક પર વિષ્ણુભગવાન બંને હાથમાં ચંડિકા અને રાજમંદિરમાં કુબેરભગવાન નિવાસ કરો હે નાથ તમારું ચિત્ત ધર્મના મંદિરમાં વસો અને દાનના પ્રસંગો તમારા હાથમાં રહે તેમ જ તમારી બધી વિપત્તિઓ જંગલમાં જતી રહો અને તમે દીર્ઘ જીવન જીવનાર થાઓ ૨૨૩

आयुस्ते नरवीर वर्धतु सदा हेमन्तरात्रिर्यथा
लोकानां प्रियवर्धनो भव सदा हेमन्तसूर्यो यथा
लोकानां भयवर्धनो भव सदा हेमन्ततोयं यथा
नाशं यान्तु तवारयोऽपि सततं हेमन्तपद्मं यथा ॥२२४

(હેમંતઋતુ–શિયાળાના ગુણદોષોને ગજામાં ઘટાવતા કવિજન કહે છે કે) હે રાજન્! હેમંતમાં રાત્રિ વધે તે રીતે તમારા આયુષ્યની વૃદ્ધિ થાઓ હેમંતમાં સૂર્ય લોકોને પ્રીતિ વધારનાર બને છે તે રીતે તમે પ્રીતિ વધારનાર થાઓ જેમ હેમંતનાં શીતળ જળ કંપારી લાવે છે તેમ તમે શત્રુઓના ભયનો વધારો કરનાર થાઓ તેમ જ હેમંતમાં ઠંડીથી કમળ નાશ પામે છે તેમ તમારા શત્રુઓ સદા નાશ પામતા રહો

यद्बाहू वहतः पराक्रमहृतां प्रत्यर्थिसीमन्तिनी-
चक्षुःकज्जलकालिकामिव धनुर्मौर्वीकिणश्यामिकाम् ।
यद्दोर्दुर्मदकर्मकार्मुकगुणप्रोत्तालकोलाहलै-
र्वैरिस्त्रीकलमेखलाकलकला पीता इवास्तंगताः ॥२२५

જે રાજાના બાહુઓ ધનુષ્યની દોરીના કણુની કાળાશને ધારણ કરે છે, તે વૈરી જનોની સ્ત્રીઓનાં નેત્રોમાં રહેલી કાજળની કાળાશ પરાક્રમથી હરણ કરાયેલી હોય તેવી લાગે છે; તેમ જ જે રાજાના હાથમાં રહેલ દુર્મદ કર્મ કરનાર ધનુષ્યની દોરીનો ઊંચો ટંકારવ થાય છે તેમાં શત્રુજનોની સ્ત્રીઓની કટિમેખલાઓના સુંદર શબ્દો પિવાયા હોય તે રીતે લય પામી ગયા છે. ૨૨૫

सौन्दर्यं मदनादपि प्रथयति प्रौढिप्रकर्षं पुरां
भेत्तारं मदनारिमप्यधरयत्युद्दामदोःक्रीडितम् ।
मुग्धत्वं मदनारिमौलिशशिनोऽप्युत्कर्षमालम्बते
मूर्तैस्तत्किमसौ रसैर्विरचितः शृङ्गारवीराद्भुतैः ॥

આ રાજાનું સૌંદર્ય કામદેવના સૌંદર્ય કરતાં પણ અત્યંત અધિક શ્રેષ્ઠતાને ધારણ કરે છે; આ રાજાના પ્રચંડ બાહુઓની લીલા ત્રણ પુરને ભેદનાર મહાદેવની લીલાને પણ હલકી બનાવી દે છે તેમ જ આ રાજાનું મુગ્ધપણું મહાદેવના મસ્તકમાં રહેનાર ચંદ્ર કરતાં પણ વિશેષ અદ્ભુતતા ધારણ કરે છે; માટે શું આ રાજાને શૃંગાર, વીર અને અદ્ભુત એ ત્રણ રસોથી રચવામાં આવ્યો હશે ? ૨૨૬

आदाय प्रतिपक्षकीर्तिनिवहान्ब्रह्माण्डमूपान्तरे
निर्विघ्नं धमता नितान्तमुदितैः स्वैरेव तेजोमिभिः ।
तत्तादृक्पुटपाकशोधितमिव प्राप्तं गुणोत्कर्षिणा
पिण्डस्थं च महत्तरं च भवता निःक्षारतारं यशः ॥

હે રાજન્ ! વિરોધી જનોની કીર્તિના સમૂહને લઈ તેને બ્રહ્માંડનાં બે પડ વચ્ચે મૂકવામાં આવ્યો હોય અને પછી નિરંતર ઉદય પામતા પોતાના પ્રતાપરૂપી અગ્નિઓથી તે સમૂહને વિઘ્નરહિત થઈને ધમવા માંડ્યો હોય એ રીતે જેમ પુટપાકની અંદર રૂપાને શોધવામાં આવે તેમ ગુણોના ઉત્કર્ષથી એકરૂપ બનીને મૂલ્યવાન બનેલ યશને તમે સારી રીતે શોધી મલરહિત બનાવ્યો છે.

व्यास्यं नैकतयास्थितं श्रुतिगणं जन्मी न वल्मीकतो
नाभौ नाभवमच्युतस्य सुमहद्भाष्यं च नाभाषिषम् ।
चित्रार्थां न बृहत्कथामचकथं सुत्राम्णि नासं गुरु-
र्देवत्वद्गुणवृन्दवर्णनमहं कर्तुं कथं शक्नुयाम् ॥२२८

હે રાજન્ ! ઉપનિષદોના એક ઠેકાણે રહેલાં સિદ્ધાંત-વચનોનો મેં વ્યાસવિસ્તાર કર્યો નથી ( હું વેદવ્યાસ નથી ); મારો જન્મ વલ્મીક–રાફડામાંથી થયો નથી ( હું વાલ્મીકિ નથી ); હું ભગવાન વિષ્ણુની નાભિમાંથી જન્મ્યો નથી ( હું બ્રહ્મા નથી ); મેં મહાભાષ્યની-રચના કરી નથી ( હું પતંજલિ નથી ); મેં ચિત્ર-વિચિત્ર સ્વરૂપવાળી બૃહત્કથા કહી નથી ( હું ગુણાઢ્ય કવિ નથી ) તેમ જ હું ઇંદ્રનો ગુરુ ( બૃહસ્પતિ ) નથી; તો પછી તમારા ગુણોના સમૂહનાં વર્ણન હું શી રીતે કરી શકું ? ૨૨૮

एकामूत्कुसुमायुधेषुधिरिव प्रव्यक्तपुङ्खावली
जेतुर्मङ्गलपालिकेव पुलकैरन्या कपोलस्थली ।
लोलाक्षीं क्षणमात्रभाविविरहक्लेशासहां पश्यतो
द्रागाकर्णयतश्च वीर भवतः प्रौढाहवाडम्बरम् २२९॥

હે વીર રાજન્ ! ( તમે જ્યારે સમરાંગણમાં જવાને તૈયાર થાવ છો; તે વખતે ) તમારા ક્ષણભર થનાર વિરહના કલેશને જે રાણી સહન કરી શકતી નથી, તેને તમે જુઓ છો; તેથી તમારા એક ગાલની રોમાવલિ જાણે કે પ્રકટ થયેલ પૂંખોની પંક્તિવાળો કામદેવનો ભાથો હોય, તેવી લાગે છે; ત્યારે તે જ વખતે સંગ્રામમાં જવા માટે જે દુંદુભિઓના પ્રૌઢ નાદ થઈ રહ્યા હતા, તેને તમે સાંભળો છો; તેથી તમારા બીજા ગાલની રોમાવલિ જાણે કે વિજયના શકુનને માટે બાંધેલી તોરણની પંક્તિ હોય, તેવી લાગે છે. ૨૨૯

येषां दौर्बलमेव दुर्बलतया ते संमतास्तैरपि
प्रायः केवलनीतिरीतिशरणैः कार्यं किमुर्वीश्वरैः ।
ये क्ष्माशक्र पुनः पराक्रमनयस्वीकारकान्तकमा-
स्ते स्युर्नैव भवादृशास्त्रिजगति द्वित्राः पवित्राः परम् ।

હે પૃથ્વી પરના ઇંદ્ર ! કેટલાક રાજાઓ પોતાના બાહુબળને કારણે જ બીજા રાજાઓની નબળાઈને લીધે સંમત થયેલા હોય છે; ત્યારે કેટલાક રાજાઓ ( બાહુ-બળ નહીં હોવાને લીધે ) નીતિની રીતિને શરણે ગયેલા હોય છે; તે બંને પ્રકારના રાજાઓનું આ પૃથ્વી પર શું કામ છે ? પરંતુ આ ત્રણ જગતો પર તમારા જેવા પવિત્ર રાજાઓ નહિ હોય અને હશે તો બે ત્રણ જ હશે; જેમણે પોતાનાં કર્તવ્યકર્મોમાં પરાક્રમ અને નીતિની રીતિ એ બંનેનો સ્વીકાર કર્યો હોય. ૨૩૦

अत्युच्चाः परितः स्फुरन्ति गिरयः स्फारास्तथाम्भोधय-
स्तानेतानपि बिभ्रती किमपि न क्लान्तासि तुभ्यं नमः ।
आश्चर्येण मुहुर्मुहुः स्तुतमिति प्रस्तौमि यावद् भुवं-
स्तावद्बिभ्रदिमां स्मृतस्तव भुजो वाचस्ततो मुद्रिताः ॥

'હે પૃથ્વી ! તારી પર ચારે બાજુ ઊંચા પર્વત રહેલા છે અને વિશાળ સમુદ્રો પણ રહેલા છે; તે

બધાને ધારણ કરવા છતાં તું જરા પણ થાકતી નથી; માટે તને નમસ્કાર છે,' એ રીતે વિસ્મય પામીને હું વારંવાર પૃથ્વીની સ્તુતિ કરતો હતો. તેવામાં વિશાળ પૃથ્વીને ધારણ કરનાર તમારો ભુજદંડ યાદ આવ્યો; તેની સાથે જ મારાં વચનો બંધ થઈ ગયાં. ૨૩૧

येषां कण्ठपरिग्रहप्रणयितां संप्राप्य धाराधर-
स्तीक्ष्णः सोऽप्यनुरज्यते च कमपि स्नेहं पराप्नोति च।
तेषां संगररङ्गसक्तमनसां राज्ञां त्वया भूपते
पांसूनां पटलैः प्रसाधनविधिर्निर्वर्त्यते कौतुकम् ॥२३२

હે રાજન્! તમારું તીક્ષ્ણ ધારવાળું ખડ્ગ જે વૈરી જનોના કંઠના આલિંગનમાં પ્રેમભાવ ધારણ કરતાં; પોતે તીક્ષ્ણ હોવા છતાં અનુરાગ (લોહીથી ખરડાયેલ, પ્રેમ) પામે છે તેમ જ સ્નેહ (માંસ-મજ્જા) મેળવે છે, તે વૈરી જનો રણભૂમિરૂપી રંગભૂમિમાં મનથી આસક્ત બનતાં. તેમનાં અંગોને રજકણના સમૂહથી શણગારનાં સાધનોવાળાં કરવામાં આવે છે, તે શૃંગારનું કૌતુક છે.

द्वेष्याकीर्तिकलिन्दशैलसुतया नद्यास्य यद्दोर्द्वयी
कीर्तिश्रेणिमयी समागममगाद्गङ्गा रणप्राङ्गणे।
तत्तस्मिन्विनिमज्य बाहुजभटैरारम्भि रम्भापरी-
रम्भानन्दनिकेतनन्दनवनक्रीडादराडम्बरः ॥ २३३॥

વૈરી જનોની અપકીર્તિરૂપી યમુનાનદીની સાથે આ રાજાના બે બાહુદંડથી પ્રાપ્ત થયેલી કીર્તિરૂપી ગંગાનો રણભૂમિ પર સમાગમ થતાં જે પ્રયાગતીર્થ પેદા થાય છે, તેમાં ડૂબીને ઉત્તમ ક્ષત્રિય યોદ્ધાઓ રંભા વગેરે અપ્સરાઓનાં આલિંગનના આનંદને આપનાર નંદનવનની ક્રીડાઓના વૈભવમાં આદર ધરાવે છે. ૨૩૩

अस्मिन्दिग्विजयोद्यते पतिरयं मे स्तादिति ध्यायति
कम्पं सात्त्विकभावमञ्चति रिपुक्षोणीन्द्रदारा धरा।
अस्यैवाभिमुखं निपत्य समरे यास्यद्भिरूर्ध्वं निजः
पन्था भास्वति दृश्यते बिलमयः प्रत्यर्थिभिः पार्थिवैः॥

જ્યારે આ રાજા દિગ્વિજય કરવા માટે તૈયાર થાય છે, ત્યારે વૈરી રાજાઓની પૃથ્વીરૂપી સ્ત્રી 'આ રાજા મારો પતિ થાવ' એમ ધ્યાન ધરતાં, ધ્રુજારીને નિમિત્તે સાત્ત્વિક ભાવ પ્રગટ કરે છે; તેમ જ વિરોધી રાજાઓ તે રાજાની સામે યુદ્ધભૂમિમાં ચાલ્યા આવે છે ત્યારે તેમને સૂર્યમંડળમાંથી મોટા છિદ્રરૂપે રહેલો ઉત્તમ લોકમાં જવાનો પોતાનો માર્ગ દેખાય છે; અર્થાત્ શત્રુઓ રણભૂમિમાં તમારી સામે લડતાં સૂર્યમંડળ ભેદી ઉત્તમ લોકમાં જવા માટે તૈયારીઓ કરે છે. ૨૩૪

विद्राणे रणचत्वरादरिगणे त्रस्ते समस्ते पुनः
कोपात्कोऽपि निवर्तते यदि भटः कीर्त्या जगत्युद्भटः।
आगच्छन्नपि संमुखं विमुखतामेवाधिगच्छत्यसौ
द्रागेतच्छरिकारयेण ठणिति छिन्नापसर्पच्छिराः ॥२३५

જ્યારે યુદ્ધભૂમિ પરથી બધા જ શત્રુઓ ત્રાસ પામીને વિમુખ થઈ ભાગવા લાગે છે, ત્યારે જગતમાં જેની મોટી કીર્તિ પ્રસિદ્ધ છે. એવા વીર યોદ્ધા લડવા માટે રાજાની સન્મુખ આવે છે; તો સન્મુખ આવતાંની સાથે જ આ રાજાનાં બાણોની પંક્તિના વેગથી તેનું મસ્તક 'ઠનન્' કરતાં છેદાઈ જાય છે અને તે રીતે તે વિમુખપણાને પામે છે. ૨૩૫

हित्वा दैत्यरिपोरुरः स्वभवनं शून्यत्वदोषस्फुटा-
सीदन्मर्कटकीटकृत्रिमसितच्छत्रीभवत्कौस्तुभम्।
उज्झित्वा निजसद्म पद्ममपि तद्दत्यक्तावनद्धीकृतं
लूतातन्तुभिरन्तरस्य भुजयोः श्रीरस्य विश्राम्यति ॥२३६

આ રાજાની ભુજામાં આવીને રહેલી લક્ષ્મીએ પાછળથી પોતાના રહેઠાણરૂપ વિષ્ણુની છાતીને, ઘણા દિવસો સુધી ઉજ્જડ રહેવાથી કરોળિયાઓએ બનાવેલાં જાળાથી સફેદ છત્ર જેવા લાગતા કૌસ્તુભમણિવાળું જોઈ તેમ જ પોતાના કમળરૂપ ઘરને પણ ઘણા દિવસો સુધી ઉજ્જડ રહેવાથી કરોળિયાનાં જાળાથી ધાટું બંધાયેલું જોઈને હવે તેમાં રહેવાની ઇચ્છા છોડી દઈને આ રાજાના બે ભુજદંડ પર જ કાયમ રહેવાનું નક્કી કર્યું છે. ૨૩૬

सिन्धोर्जैत्रमयं पवित्रमसृजत्तत्कीर्तिपूर्तादभूतं
यत्र स्नान्ति जगन्ति सन्ति कवयः के वा न वाचंयमाः।
यद्विन्दुश्रियमिन्दुरञ्चति जलं चाविश्य दृश्येतरो
यस्यासौ जलदेवतास्फटिकभूर्जागर्ति यागेश्वरः॥२३७

આ રાજાએ પોતાની કીર્તિરૂપી એવો અદ્ભુત સાગર બનાવ્યો છે, કે જે આ મહાસાગરને પણ જીતી જાય છે તેમ જ જેમાં ત્રણેય જગતો સ્નાન કરવા લાગે છે; તે કીર્તિનાં વર્ણન કરનાર કવિજનો તો વાણીનો સંયમ જ સેવે; તેમાં નવાઈ શું? જે કીર્તિસાગરની તુલનામાં ચંદ્ર પણ બિંદુ જેવો લાગે છે; પરંતુ તે કીર્તિજળમાં પ્રતિબિંબરૂપે પ્રવેશ કરતાં, તે ચંદ્ર વરુણદેવની પૃથ્વીમાં પ્રગટ થયેલ યજ્ઞેશ્વર મહાદેવના સ્ફટિકના લિંગરૂપે લાગે છે. ૨૩૭

युद्ध्वा चाभिमुखं रणस्य चरणस्यैवादसीयस्य वा
युद्ध्वान्तः स्वपरान्तरं निपततामुन्मुच्य बाणावलीः।

छिन्नं वाचनतीभवन्निजभियः स्विन्नं भरेणाथवा
राज्ञानेन हठाद्विलोठितमदूभूद्भूमावरीणां शिरः॥

જે વૈરીજનોએ સામે યુદ્ધ કરીને રણ અને રાજાના ચરણના આશ્રયમાં મોટું અંતર છે એમ જાણીને બાણોની પંક્તિઓ છોડી દીધી છે અને રાજાના ચરણમાં તેઓ પડેલા છે; તે વૈરીજનોનાં મસ્તકોને જોઈને 'આ કપાઈને પડેલાં છે કે મારા ભયના બોજાથી નમી ગયાં છે.' એ જાણવા માટે આ રાજા તે મસ્તકોને જોરથી પોતાના ચરણ વડે હલાવી જુએ છે ૨૩૮

राज्ञामस्य शतेन किं कलयतो हेतिं शतघ्नीं कृतं
लक्षैर्लक्षभिदो दृशैव जयतः पद्मानि पद्मैरलम् ।
कर्तुं सर्वपरच्छिदः किमपि नो शक्यं परार्धेन वा
तत्संख्यापगमं विनास्ति न गतिः काचिद्धनैतद् द्विषाम्॥

'આ રાજાને સેંકડો સોનામહોરો આપવાથી શું ? કારણ કે સેંકડોને મારનારી–શતઘ્ની તોપ તેની પાસે છે. તેને લક્ષનો પણ હિસાબ નથી; કારણ કે તે લક્ષ-(બાણના લક્ષ્ય)ને ભેદી નાખનારો છે. પદ્મને પણ તે ગણે એમ નથી; કારણ કે તે પોતાની નજરથી જ પદ્મ-(કમલ)નો વિકાસ કરે છે, તેમ જ પરાર્ધનો પણ હિસાબ નથી; કારણ કે જેટલા પર–પારકા વૈરીજનો છે, તે બધાનો તે નાશ કરે છે.' આ રાજા પાસે કોઈ સંખ્યાની ગણના થાય એમ નથી (સંખ્યાપગમ) એમ વિચારીને વૈરી જનો સંખ્ય=યુદ્ધભૂમિ પરથી અપગમ=પલાયન કરી જાય છે, તેમને માટે બીજી કોઈ ગતિ રહી નથી. ૨૩૯

क्षीरोदन्वदपः प्रमथ्य मथिता देवैऽमरैर्निर्मिते
स्वाक्रम्य सृजतस्तदस्य यशसः क्षीरोदसिंहासनम् ।
केषां नाजनि वा जनेन जगतामेतत्कवित्वामृत-
स्रोतःप्रोतपिपासुकर्णकलसीभाजाभिषेकोत्सवः ॥२४०

જ્યારે દેવોએ સમુદ્રમંથન કરીને ક્ષીરસાગરના જલનો નાશ કરી નાખ્યો, ત્યારે આ રાજાએ પોતાના પરાક્રમને બળે યશનાં સર્જન કરીને ક્ષીરસાગરરૂપી સિંહાસન તૈયાર કરી દીધું અને ત્યારબાદ તેના યશની કવિતાઓરૂપી અમૃતના પ્રવાહના પૂરને પીવામાં ઉત્કંઠિત એવા પિપાસુજનોના કર્ણરૂપી કલશોથી અભિષેકનો ઉત્સવ કરવામાં આવ્યો; તે આ ત્રણે જગતમાં રહેલા ક્યા જને જાણ્યો નથી ? ૨૪૦

निस्त्रिंशत्रुटितारिवारणघटाकुम्भास्थिकूटावट-
स्थानस्यायुकमौक्तिकोत्करकिरः कैरस्य नायं करः ।
उन्नीतश्चतुरङ्गसैन्यसमरत्वङ्गत्तुरंगक्षुर-
क्षुण्णासु क्षितिषु क्षिपन्निव यशःक्षोणीजबीजव्रजम् ॥

આ રાજાનો હાથ જાણે કે હાથીઓનાં મોતીઓને પૃથ્વી પર વેરીને યશરૂપી વૃક્ષના બીજને વાવતો હોય તેમ લાગે છે. તે મોતીઓનો સમૂહ ખડ્ગથી તોડેલાં શત્રુઓના હાથીઓના ગાઢ કુંભસ્થલના હાડકાંના ખાડામાંથી પૃથ્વી પર વેરાય છે; તેમ જ ચતુરંગ (હાથી, ઘોડા, રથ, પાયદળ) સેનાના યુદ્ધમાં કૂદના ઘોડાઓની ખરીઓથી પૃથ્વી ખોદાઈ ગઈ છે, તે રીતે મોતીઓ ખોદેલી પૃથ્વી પર વેરાતાં યશરૂપી બીજ વવાતું હોય, તેમ લાગે છે. ૨૪૧

यत्कस्यामपि भानुमान्न ककुभि स्थेमानमालम्बते
जातं यद्वनकाननैकशरणप्राप्तेन दावाग्निना ।
एवैतद्भुजतेजसा विजितयास्तावत्तयोरौचिती
धिक्त वाडवमम्भसि द्विषिभिया येन प्रविष्टं पुनः ॥

જે સૂર્ય આ રાજાના બાહુના તેજથી હાર પામતાં કોઈ એક દિશામાં સ્થિર બનીને રહી ગયો છે તેમ જ દાવાનળ પણ બાહુના તેજથી જિતાઈ જતાં ઘાટાં વનોમાં જ જઈને ભરાયો છે; એ બાબત તે બંનેને ઉચિત છે; પરંતુ બાહુના પ્રતાપે જિતાયેલો વાડવાગ્નિ ભય પામીને પોતાના શત્રુ જેવા જળમાં જઈને ભરાયો; તે વાડવાગ્નિને ધિક્કાર છે. ૨૪૨

आत्मन्यस्य समुचितीकृतगुणस्याहोतरामौचिती
यद्वात्रान्तरवर्जनाद्जनयद्भुजानिरेष द्विषाम् ।
भूयोऽहंक्रियते स्म येन च हृदा स्कन्धो न यच्चानमत्
तन्मर्माणि दलंदलं समिदलंकर्मीणबाणव्रजः॥२४३॥

(પહેલો અર્થ) યુદ્ધના કાર્યમાં સંપૂર્ણ સમર્થતા ધરાવનાર એવા બાણોનો સમૂહ જેની પાસે છે, એવા આ સમર્થ રાજાની યોગ્ય વર્તણૂક તો જુઓ; કારણ કે તેણે શત્રુના બીજા અવયવોને છોડી દઈને, તેમના ખભાના મર્મભાગના જ ટુકડે ટુકડા જ કરી નાખ્યા છે કે જે ખભા અભિમાનને લીધે બીજાને નમતા નહોતા.

(બીજો અર્થ) જેની પાસે ગુણોનો મોટો સમૂહ રહેલો છે એવા આ સમર્થ રાજાની યોગ્ય વર્તણૂક તો જુઓ કે જેણે શત્રુઓના હૃદયના મર્મ ભાગના ટુકડે ટુકડા જ કરી નાખ્યા છે કે જે હૃદય પૂરા અહંકારથી સદા ભરેલાં રહેતાં હતાં. ૨૪૩

यद्भर्तुः कुरुतेऽभिषेणनमयं शक्रो भुवः सा ध्रुवं
दिग्दाहैरिव भस्मभिर्मघवता सृष्टैर्धृतोद्धूलना ।
शंभोर्मा यत सांध्यवेलनटनं भाजि ध्रुवं द्रागिति
क्षौणी नृत्यति मूर्तिरष्टवपुषोऽसृग्नदिसंध्याधिया॥

પૃથ્વી પરના ઈંદ્ર જેવો આ રાજા જે દેશના રાજા પર ચડાઈ કરે છે તે દેશની પૃથ્વી યોદ્ધાઓના લોહીની વૃષ્ટિ થવાથી સંધ્યાકાળ થયો સમજીને દિશાઓના દાહરૂપે અને ઉત્પાતોના કંપરૂપે નાચવા લાગે છે; તે પૃથ્વી જાણે કે આઠ મૂર્તિવાળા સદાશિવની પોતે એક મૂર્તિ બનીને સંધ્યાકાળે સદાશિવને તાંડવ કરવારૂપી નિયમનો ભંગ કરવો ન પડે એ રીતે ઈંદ્રના પ્રભાવથી પેદા થયેલ દિશાઓના દાહરૂપી ભસ્મને ઉખેડીને નાચવા લાગી હોય એમ જણાય છે. ૨૪૪

प्रागेतद्वपुराननेन्दु सृजतः स्रष्टुः सममस्त्विषां
कोषः शोषमगादगाधजगतीशिल्पेऽप्यनल्पायितः ।
निःशेषद्युतिमण्डलव्ययवशादीषन्मषीभैरेष वा
शेषः केशमयः किमन्धतमसस्तोमैस्ततो निर्मितः ॥

બ્રહ્માનો જે કાંતિનો ખજાનો બ્રહ્માંડની સઘળી રચનામાં ખૂટી પડતો ન હતો, તે કાંતિનો ખજાનો આ રાજાના દેહના મુખરૂપી ચંદ્ર સુધીની રચનામાં જ પૂરી રીતે વપરાઈ ગયો; એટલે પછી કાંતિના અભાવને લીધે મળેલા અંધકારના સમૂહથી જ રાજાનો બાકી રહેલો કેશપાશ રચી લીધો ન હોય તેવો શ્યામ લાગતો હતો.

अस्यारिप्रकरः शरश्च नृपतेः संख्ये पतन्तावुभौ
सीत्कारं च न संमुखौ रचयतः कम्पं च न प्राप्नुतः ।
तद्युक्तं न पुनर्निवृत्तिरुभयोर्जागर्ति यन्मुक्तये
एकस्तत्र भिनत्ति मित्रमपरश्चामित्रमित्यद्भुतम् ॥२४६

જ્યારે આ રાજાનાં બાણ યુદ્ધભૂમિ પર પડવા લાગે છે, તેની સાથે જ શત્રુઓના સમૂહ પણ યુદ્ધભૂમિ પર પડવા લાગે છે, ત્યારે બાણ અને શત્રુઓ બન્ને સિત્કાર પણ કરતાં નથી અને કંપ પણ અનુભવતાં નથી તે તો બરાબર છે; પરંતુ તેમનામાંનો એક અર્થાત્ શત્રુનો સમૂહ પોતે પ્રાણ વિનાનો બનતાં જ્યારે મુક્ત થઈ જાય છે ત્યારે તે મિત્ર(સૂર્ય)ના માર્ગને ભેદીને સ્વર્ગમાં ચાલ્યો જાય છે અને બાણના સમૂહ પોતાના ભાથામાંથી છૂટીને યુદ્ધભૂમિ પર મુક્ત વિહાર કરતાં, આ મિત્ર(શત્રુઓ)ને ભેદી નાખે છે, એ બાબત અદ્ભુત છે. ૨૪૬

एतस्योन्नतसर्वकर्मकृतिनस्त्रैलोक्यचूडामणेः
शंभुब्रह्मपुरंदरप्रभृतयः स्तुत्यै न शक्ता यदि ।
देवः पन्नगनायको भगवती वाणी स्वयं चेज्जडा
सौन्दर्यस्य निरूपणे वद कथं शक्तो भवेन्मानवः ॥२४७

જેના સઘળાં કર્મો અને કૃતિઓ અત્યંત ઊંચાં છે અને જે ત્રણે લોકના ચૂડામણિ છે; એવા આ રાજાની સ્તુતિ કરવા માટે મહાદેવ, બ્રહ્મા, ઈંદ્ર વગેરે દેવો પણ શક્તિમાન નથી તેમ જ જે રાજાના સૌંદર્યનું વર્ણન કરવા માટે શેષનારાયણ અને ભગવતી સરસ્વતી પણ જડ બની જાય તેમ છે, તે રાજાનું વર્ણન કરવામાં માણસ શી રીતે શક્તિમાન બની શકે? ૨૪૭

अर्धं दानववैरिणा गिरिजयाप्यर्धं हरस्याहृतं
देवेत्थं भुवनत्रये स्मरहराभावे समुन्मीलति ।
गङ्गा सागरमम्बरं शशिकला शेषश्च पृथ्वीतलं
सर्वज्ञत्वमधीश्वरत्वमगमत्त्वां मां च भिक्षाटनम् ॥२४८

હે રાજેંદ્ર! મહાદેવના શરીરનો જમણો ભાગ વિષ્ણુ ભગવાને લઈ લીધો અને ડાબો ભાગ પાર્વતીએ હરી લીધો; એ રીતે ત્રણે લોકમાં જ્યારે કામદમન મહાદેવનું શરીર રહ્યું નહિ, ત્યારે મસ્તક પરની ગંગા સાગરમાં મળી ગઈ, ચંદ્રની કલા આકાશમાં ચાલી ગઈ, શેષનાગ પાતાળમાં પહોંચી ગયો, સર્વજ્ઞપણું અને ઈશ્વરપણું તમારી પાસે રહ્યું અને બાકી રહેલું ભિક્ષાટન (ભીખ માગવાનો ધંધો) મારી પાસે આવી પહોચ્યું છે. ૨૪૮

अन्यास्ता गुणरत्नरोहणभुवो धन्या मृदन्यैव सा
संभाराः खलु तेऽन्य एव विधिना यैरेष सृष्टो युवा ।
श्रीमत्कान्तिजुषां द्विषां करतलात्स्त्रीणां नितम्बस्थला-
द्दृष्टे यत्र पतन्ति मूढमनसामस्त्राणि वस्त्राणि च ॥२४९

બ્રહ્મા-વિધાતાએ આ યુવાન રાજાને ઉત્પન્ન કર્યો છે; તે રાજાના ગુણોરૂપી રત્નોને પ્રગટ થવાની ભૂમિ જુદી જ, તેના શરીરને રચનારી માટી પણ જુદી જ તેમ જ શરીરની વેષભૂષાની સામગ્રી પણ જુદી જ હોવી જોઈએ; કારણ કે તે રાજા નજરે પડતાંની સાથે જ વિશાળ સંપત્તિથી શોભતા વૈરી રાજાઓનાં મન મૂઢ બની જતાં તેમના હાથમાંથી શસ્ત્રો પડી જાય છે તેમ જ તેનાં દર્શન થતાં જ સુંદર સ્ત્રીઓ મૂઢ બની જતાં તેમની કેડ પરથી વસ્ત્રો ખસી જાય છે. ૨૪૯

यैर्दृष्टोऽसि तदा ललाटपतितप्रासप्रहारो युधि
स्फीतासृक्स्रुतिपाटलीकृतपुरोभागः पदान्दारयन् ।
तेषां दुःसहकामदेहदहनप्रोद्भूतनेत्राञ्चल-
ज्वालालीभरभासुरे पुररिपावस्त गतं कौतुकम् ॥२५०

હે રાજન્! યુદ્ધની ભૂમિ પર શત્રુઓનો વિનાશ કરનાર આપ જ્યારે ઘૂમો છો, ત્યારે આપના લલાટમાં (શત્રુએ નાખેલ) 'પ્રાસ' નામના શસ્ત્રનો ઘા થતાં, ઘાટા લોહીનાં વહેવાથી આગળનો ભાગ અત્યંત રાતો બની જાય છે; તે વખતે જે શત્રુઓએ આપનાં દર્શન

કર્યા હોય છે, તેમને સદાશિવ મહાદેવના દર્શનનું કુતૂહલ શાંત થાય છે, કે જેમણે દુસહ કામદેવને બાળી નાખવા માટે ત્રીજું નેત્ર ખોલતા, અગ્નિની જ્વાળાઓની હારથી લલાટ પ્રકાશિત થયું હતું ૨૫૦

चेऽणुत्व मनसि स्वके विघृणते रीत्या कयापि स्फुट
काणादाचरणस्य तत्समुचित मन्ये प्रतिक्ष्माभृताम् ।
न्यायाभिज्ञतमोऽपि यत्प्रथयसे चित्ते महत्त्व निजे
मीमासामतपक्षपातत इद मन्ये त्वयाङ्गीकृतम् ॥२५१

જે વિરોધી રાજાઓ કોઈ પણ રીતે પોતાના મન મા અણુપણાનો સ્વીકાર કરે છે, તે મારી માન્યતા પ્રમાણે કાણાદ (નૈયાયિક, કાચુ અન્ન ખાનારા ગરીબ) મતનુ આચરણ કરે છે અને તે યોગ્ય છે પરંતુ તમે ન્યાયશાસ્ત્રના મોટા જાણકાર હોવા છતા મનમા મહત્તાને ફેલાવો છો, તે તો મીમાંસાના મત તરફ પક્ષપાત હોવાનો તમે અંગીકાર કરો છો એમ હુ માનુ છુ, અર્થાત વૈરી જનો કંજૂસ હોવાથી મનનો સંકોચ રાખે છે અને તમે નૈયાયિક હોવા છતા, તેમના સિદ્ધાંત પ્રમાણે મનના અણુ(સંકોચ)પણાનો સ્વીકાર કરતા નથી, પરંતુ મીમાંસક પ્રમાણે મનની મહત્તા સ્વીકારો છો ૨૫૧

ये लब्ध्वाश्रयमायत फलभृत कुर्वन्ति किंचिद्गुण
वार्धौ वारिमुचो न कस्य विदितास्ते कर्ममीमासका ।
आलोच्यैव निराश्रयान्फलभरै सबन्धयत सद्गुणान्
श्रीमद्राम तवाद्भुत पुनरिद मीमासकत्व स्तुम ॥२५२

હે શ્રીમાન રામચંદ્ર! કેટલાક કર્મનો વિચાર કરનાર મીમાંસકો છે કે જે પુણ્ય વગેરે ગુણોના આશ્રય તરીકે અદૃષ્ટ વિધિને માનીને કર્મફળને ધારણ કરનારા હોય છે એમ માને છે જેમ સમુદ્રમા મેઘ વરસવો નકામો છે તેમ તે કર્મમીમાંસકોની માન્યતા નિષ્ફળ છે, પરંતુ તમે તો એ વસ્તુની આલોચના ધરી છે કે સારા ગુણોને આશ્રય આપનાર કોઈ નથી, માટે તે સદ્ગુણો ને સારા ફળથી ભરપૂર બનાવ્યા છે અને એ રીતે તમે જે મીમાંસકની વિચારસરણી ધારણ કરો છો, તે અદ્ભુત છે, તેની અમે પ્રશંસા કરીએ છીએ ૨૫૨

त्रैलोक्याभयलग्नकेन भवता वीरेण विस्मारित
सज्जीभूतमुहूर्तमण्डलधनु पाण्डित्यमाखण्डल ।
किं चाजस्रमखार्पितेन हविषा सपुष्टमासोल्लसत्
सर्वाङ्गीणवलीविलग्ननयन यूह कथ वर्तते ॥ २५३ ॥

હે રાજન્! તમે અત્યંત વીર બનીને ત્રણેય લોકને અભય આપવાના જામીન (સાક્ષી) બન્યા છો, તેથી ઇંદ્રને મુહૂર્ત માટે જે ધનુષ્ય ચડાવવાની કુશળતા વાપરવી પડતી હતી, તેને તમે ભુલાવી દીધી છે તે સાથે તમે જે નિત્ય નિરંતર યજ્ઞયાગ કરીને દેવરાજ ઇંદ્રને હવિ આપેલા છે, તેના ભક્ષણ કરવાથી તે ઇંદ્રના શરીરના સર્વ અંગો માંસના ભરાવાથી પ્રફુલ્લ બનતા હજાર આંખોની પાપણો દબાઈ જાય છે, તેથી હવે ઇંદ્ર પોતાના હજાર નેત્રથી શી રીતે જોઈ શકશે, તેની મને ચિંતા થાય છે. ૨૫૩

कल्पक्षोणिरुहोऽयमित्यनुदिन भूमीसुरैर्भाव्यसे
कामोऽसाविति कामिनीभिरभितश्चित्त चिर चिन्त्यसे।
श्रीनारायण एव केवलमिति प्रेम्णा श्रिया ध्यायसे
त्व कालोऽयमिति प्रतिक्षितिधरैरेकोऽप्यनेकात्मभूत् ॥

હે રાજન્! તમારે માટે ભૂદેવ બ્રાહ્મણો નિરંતર એવી ભાવના કરે છે કે, 'આ રાજા પોતે કલ્પવૃક્ષ છે' કામિની સ્ત્રીઓ પોતાના મનમા એવુ લાંબુ ચિંતન કરે છે કે, 'આ રાજા સાક્ષાત્ કામદેવ છે' લક્ષ્મી પોતે પ્રેમથી એવી ધારણા બાંધે છે કે, 'આ રાજા શ્રીમાન નારાયણ પોતે જ છે,' તેમ જ વૈરી રાજાઓ એમ ધારે છે કે, 'આ રાજા કાળ-મૃત્યુરૂપે છે,' એ રીતે તમે દૃઢ કરીને એક હોવા છતા જુદી જુદી નજરે અનેક સ્વરૂપે રહેલા છો ૨૫૪

नीतिस्त्रीमुकुरो जयध्वजनवस्तम्भ प्रतापाशुमत्
पूर्वादिक्परिपन्थिभूपतिमहासपन्मृगीवागुरा ।
उद्यत्पुण्यलतालवालमतनून्मत्तद्विपालानक
य श्रीकेलिनिकेतन गुणमणिश्रेणीनवीनाकर ॥२५५॥

આ રાજા નીતિરૂપી સ્ત્રીને માટે દર્પણ છે, જયરૂપી ધજાને માટે નવા થાંભલારૂપે છે, પૂર્વની દિશા માટે પ્રતાપી સૂર્યરૂપે છે, વૈરી રાજાઓની વિશાળ સંપત્તિઓ માટે મૃગલાની રચેની વિશાળ જાળરૂપે છે, પ્રગટ થતી પુણ્યરૂપી લતાને માટે ક્યારારૂપે છે, મોટા મદથી ભરેલા હાથીઓ માટે બાંધવાના થાંભલારૂપે છે, લક્ષ્મીને માટે ક્રીડાઘરરૂપે છે તેમ જ ગુણોરૂપી મણિઓના સમૂહને માટે નવી ખાણરૂપે છે ૨૫૫

रत्नान्यम्बुधितोयगर्भमगमन्मेरु सुराद्रिश्रिये
स्त्रीयाङ्के कमला निधाय निदधे निद्रा हरिर्नारयौ ।
यस्मिन्दित्सति भूरि दातरि नृणा भालस्थले दुर्लिपिं
व्रीडानम्रशिरा कमण्डलुमय जग्मह मृष्टुं विधि ॥२५६

જે સમયે આ રાજા સર્વ મનુષ્યોને દાન આપવા લાગ્યો છે, તે સમયે 'પોતે અપાઈ જશે' એ ભયે બધા રત્નો સમુદ્રના જળની અંદર ચાલ્યા ગયા, મેરુ

પર્વત દેવોના આશ્રયે ચાલ્યો ગયો. ભગવાન વિષ્ણુ લક્ષ્મીજીને પોતાના ખોળામાં લઈને સમુદ્રની અંદર સૂઈ ગયા તેમ જ લજ્જાને કારણે માથું નીચું રાખીને, બ્રહ્માજીએ માણસોના લલાટમાં રહેલા દરિદ્રતાના લેખને ધોઈ નાખવા માટે હાથમાં કમંડલ ધારણ કર્યું. ૨૫૬

लक्ष्मीश्चेन्न सरस्वती तदुभयं यद्यस्ति नोदारता
सा चैतत् त्रितयं भवेच्च कुहचित्पुण्यैरगण्यैरपि ।
सौजन्यं न विजृम्भते तदपि चेन्नास्तेऽव्यकृष्टा मति-
स्तत्सर्वं परमेश्वरस्य कृपया त्वय्येव संभाव्यते ॥२५७

કેટલેક ઠેકાણે લક્ષ્મી હોય છે, તો ત્યાં સરસ્વતી હોતી નથી, કેટલેક ઠેકાણે લક્ષ્મી અને સરસ્વતી બંને હોય છે, તો ઉદારતા હોતી નથી. કોક પૂર્વજન્મનાં અગણિત પુણ્યોને લીધે લક્ષ્મી, સરસ્વતી અને ઉદારતા હોય, તો ત્યાં સુજનતા હોતી નથી. અને જો ભાગ્યવશાત્ એ ચારેય બાબતો હોય, તો ત્યાં વિચારશીલ બુદ્ધિ હોતી નથી; પરંતુ હે રાજન્! પરમેશ્વરની કૃપાથી એ પાંચેય બાબતો તમારામાં જ જોવા મળે છે. ૨૫૭

शत्रूणां यमदण्डतां मृगदृशां कंदर्पकोदण्डतां
गीर्वाणद्रुमभावमर्थिविदुषां मध्ये त्रयाणामिति ।
आश्चर्यं मनुजेन्द्ररत्न भवतो यद्वाहुदण्डद्वयं
नानात्वं गतमेकमेव जगतां मध्ये त्रयाणामिति ॥२५८

હે રાજાઓમાં રત્ન સમાન! આશ્ચર્ય છે કે તમારા બે વિશાળ બાહુની જોડી એક જ હોવા છતાં તે જોડી શત્રુઓને માટે યમના દંડ જેવી લાગે છે. રમણી સ્ત્રીઓને માટે કામદેવના ધનુષ્ય જેવી લાગે છે, તેમ જ, યાચકો અને વિદ્વાનોને માટે કલ્પવૃક્ષ જેવી લાગે છે; એ રીતે એક જ બાહુની જોડી ત્રણ સ્વરૂપે લાગે છે. એ વાત ત્રણેય લોકમાં ફેલાઈ ગઈ છે. ૨૫૮

रक्तेनैव विलोचनेन करुणारत्नाकरेण त्वया
दृश्यन्ते नरदेवरत्न सुहृदो विद्वेषिणोऽन्ये नृपाः ।
किं सिक्ताः प्रथमे सुधाभिरभवन्दावानलैः किं परे
पूर्वं पल्लवितैः कुतस्तदमपरैर्भामत्वमासादितम् ॥२५९

હે રાજાઓમાં રત્નસ્વરૂપ! કરુણાના સાગરથી ભરેલા એવા તમે પોતાના મિત્રજનો, દુષ્ટજનો અને વિરોધી રાજાઓ તરફ એક જ પ્રકારના રક્ત (રાગથી ભરેલ, ક્રોધની લાલાશથી ભરેલ અને લોહીથી ભરેલ) નેત્રથી તમે જુઓ છો; પરંતુ તે રક્ત (રાગથી ભરેલ) નજરથી મિત્રજનો જાણે કે અમૃતથી સીંચાયા ન હોય! તે રક્ત (ક્રોધથી ભરેલ), નજરથી દુષ્ટ જનો જાણે કે દાવાનળના અગ્નિથી બળેલા ન હોય! તેમ જ તે રક્ત (લોહીથી ભરેલ) નજરથી વિરોધી રાજાઓ પહેલાં તો પ્રફુલિત બનીને પછી ભસ્મરૂપ બની ગયા ન હોય, તેમ લાગે છે. ૨૫૯

या लाक्षावलयानि बाहुयुगले कण्ठे च का काचस्रजं
मन्यन्ते बहुभूषणानि वनिता दीनद्विजानां पुरा ।
ता माणिक्यचितानि हेमवलयान्युज्झन्ति मुक्तास्रजं
यद्वाराद्बहुदानशीलनृपते त्वत्त्यागलीलायितम् ॥२६०॥

જેનો સ્વભાવ ઘણું દાન આપવાનો છે એવા હે રાજન્! દરિદ્ર બ્રાહ્મણોની જે સ્ત્રીઓ પહેલાં પોતાના હાથ પર લાખનાં કંકણો અને ગળામાં કાચની માળા પહેરીને પોતે ઘણાં ભૂષણો પહેર્યાં છે એમ માનતી હતી, તે જ સ્ત્રીઓ હવે હાથમાં માણેકથી જડેલાં સોનાનાં કંકણ અને ગળામાં રહેલી મુક્તામણિની માળાને 'આ તો ઘણો ભાર લાગે છે' એમ માનીને ઉતારી નાખે છે; તે તો ખરેખર! તમે આપેલાં દાનની લીલા જ છે ૨૬૦

मेरुर्दूरगतो हिमालयगिरिः प्रालेयरूपोऽभव-
च्चन्द्रे श्रीमहजेऽपि याचकभयात्क्षीणत्वमुन्मीलति ।
कौपीनं कृतवान्हरोऽपि भगवान्विष्णुर्जले सेवते
वारां राशिरपेयतामुपगतः को नाम दातुं क्षमः ॥२६१

હે રાજન્! યાચકોને દાન આપવાના ભયથી મેરુ પર્વત દૂર ચાલ્યો ગયો છે; હિમાલય પર્વત હિમરૂપ બની ગયો છે; ચંદ્ર લક્ષ્મીનો ભાઈ હોવા છતાં કૃશ બની ગયો છે; હર–મહાદેવે લંગોટી ધારણ કરી છે, ભગવાન વિષ્ણુ પોતે જળમાં સૂઈ ગયા છે અને જળનો ભંડાર સમુદ્ર ખારો બની ગયો છે; એટલે હવે યાચકોને દાન આપવામાં કોણ શક્તિશાળી છે? ૨૬૧

कल्याणं भवतां यशः प्रसरतां धर्मः सदा वर्धतां
संपत्तिः प्रथतां प्रजा प्रणमतां शत्रुक्षयो जायताम् ।
वाक्यं संवदतां वपुः प्रभवतां लक्ष्मीपतिः प्रीयता-
मायुस्ते शरदां शतं विजयतां दानाय दीर्घायुषे ॥२६२

હે રાજન્! તમારું કલ્યાણ થાઓ, યશ ફેલાઓ, ધર્મ સદા વધતો રહો, સંપત્તિ વિસ્તાર પામો, પ્રજાજનો નમતાં રહો, શત્રુઓનો નાશ થાઓ, નીતિનાં સારાં વાક્ય બોલતા રહો, શરીર પ્રભાવશાળી બનો. લક્ષ્મીના પતિ ભગવાન વિષ્ણુ પ્રસન્ન થાઓ; તેમ જ દાન આપવાને માટે જેનાં આયુષ્ય લાંબાં થયેલાં છે, એવા તમારું જીવન સો શરદ સુધી વિજય પામતું રહો.

दर्पणवाङ्कुशसुत्रया निगडितो दारिद्र्यदन्तावलो
वाचा सुन्दरयार्चया मम कृतो गङ्गावगाहोत्सवः ।

अभ्युत्थाननमस्क्रियार्घघटनैर्मानोऽपि लोकोत्तरो
लीलेयं भवता वयं तु विदुषां मूर्धानमध्यासिताः ॥

હે રાજન્! તમારી નજરરૂપી અંકુશની મુદ્રા પડવાની સાથેજ મારો ગરીબાઈરૂપી હાથી બંધનમાં આવી પડ્યો છે, તમે સુંદર વાણીથી મારા પૂજનસત્કાર કર્યો, તેથીજ મને ગંગાના સ્નાન જેવો આનંદ થયો છે, તેમજ ઊભા થવું, નમસ્કાર કરવા અને અર્ઘ્ય આપવા, એથી મારું મન અલૌકિક રીતે વધી ગયું છે જોકે આ બધી ક્રિયાઓ તમને લીલા જેવી સરળ લાગે છે, પરંતુ અમે તો તેને કારણે વિદ્વાનોના શિરોમણિ જેવા બની ગયા છીએ ૨૬૩

पद्मा सद्मनि केशवस्य गहने रत्नानि रत्नाकरे
हेमाद्रिर्हिमसानुना व्यवहितः स्वर्गं सुराणां तरुः ।
जम्बुद्वीपधरासु भूमिपतयो जाम्बूनदैर्दुर्मदाः
स्त्वं तावत्सकलाग्रगेऽसि सुलभो मार्गैर्द्विजानामिह ॥

હે રાજન્! લક્ષ્મી પોતે ભગવાન વિષ્ણુના ઘરમાં રહે છે રત્નો ઊંડા સાગરમાં પડ્યા છે, સોનાનો સુમેરુ પર્વત હિમાલયની આડે ઢંકાયો છે, કલ્પવૃક્ષ સ્વર્ગમાં જઈને બેઠું છે, તેમજ જાંબૂનદ જેવા સોનાના પ્રવાહથી મદભર બનેલા રાજાઓ દૂર દૂર જંબુદ્વીપના પ્રદેશો પર જઈને વસ્યા છે, એવા વિકટ સમયમાં બ્રાહ્મણોને સઘળી ચીજો પ્રાપ્ત થાય એ માટે આ જગતમાં ભાગ્યને કારણે તમે જ એકલા સુલભ બનીને રહ્યા છો ૨૬૪

राजन्नभ्युदयोऽस्तु जीव शरदां साग्रं शतं तेऽरयो
रोगैर्यान्तु लयं यशःशशधरः काष्ठासु देदीप्यताम् ।
शिष्टान्पाहि बुधान्नय प्रणतिभिर्देह्यर्थिनां स्वं सदा
वाणी ते वदने रमा प्रतिदिनं गेहे भुजे त्वा जयः ॥

હે રાજન્! તમારો વિશેષ ઉદય થાઓ સો શરદો કરતાં વધારે જીવતા રહો તમારા શત્રુઓ રોગથી પીડાઈને નાશ પામો તમારા યશરૂપી ધવલ ચંદ્ર બધી દિશાઓમાં પ્રકાશિત થાઓ, શિષ્ટજનોનું પાલન કરો બુધજનોને નમસ્કાર વગેરેથી વિનયમાં લો યાચકજનોને પોતાના ધન આપતા રહો તેમજ તમારા મુખમાં વાણી, રાજમંદિરમાં લક્ષ્મી અને બંને હાથ પર વિજય શ્રી શોભી રહો ૨૬૫

प्रभ्रश्यच्छ्रुतिमस्तकं प्रविगलत्सद्वर्णविप्रस्थिति
नेदयत्ताङ्गबलं प्रनष्टवचनप्राग्भारपूर्वस्मृति ।
वृद्धोऽत्यन्तमयं वृषः कलिमहाम्लेच्छेन निर्मूलितो
धर्मः सम्प्रति धार्यते तव करालम्बेन भूमीपते ॥२६६

હે રાજન્! શ્રુતિ-વેદરૂપી મસ્તક જેનું નાશ પામવા લાગ્યું છે, શરીરના સારા વર્ણની જેમ શોભતા સારા બ્રાહ્મણોની દશા ગળવા લાગી છે, શરીરના અંગોની જેમ વેદના અંગો જેના નાશ પામ્યા છે, પહેલાં અત્યંત ભાર પૂર્વક જેનું પાલન થતું હતું એવા સ્મૃતિના વચનોરૂપી મનની સ્મૃતિ જેની નાશ પામી છે, એવો આ અત્યંત વૃદ્ધ બનેલો ધર્મરૂપી બળદ કળિયુગરૂપી મોટા મ્લેચ્છથી સમૂળ હણાઈ રહ્યો છે, ત્યારે તમે જ તેને પોતાના હાથની સહાય આપી ધારણ કરો છો ૨૬૬

मुख्ये त्वय्युपरोधशून्यमनसां मन्ये न युक्तिः परा
लज्जावर्जनमन्तरेण न रमामन्यत्र सदृश्यते ।
यस्त्यागं तनुपेतरां मुखशतैरेत्याश्रितायाः श्रियः
प्राप्य त्यागकृतावमाननमपि त्वय्येव यस्याः स्थितिः ॥

હે રાજન્! જેમના મન અસમ્મિત વગરના છે, એવા ધીર જનોમાં તમે મુખ્ય છો, પરંતુ તમારી આગળ લક્ષ્મીને પણ લાજ છોડી દીધા સિવાય બીજી કોઈ યુક્તિ શોધી જડતી નથી કારણ કે સેંકડો મુખથી તમારી પાસે આશ્રય લેવા માટે આવેલી લક્ષ્મીને તમે દાનમાં આપી દો છો, આ રીતે લક્ષ્મીનો ત્યાગ થવાથી તેનું અપમાન થાય છે, તોપણ તે લક્ષ્મી તમારી પાસે જ હાજર રહે છે ૨૬૭

धर्मं पालय नन्दय द्विजगणान्रामं समाराधय
प्रत्यर्थिक्षितिपालभूरुहवनं निर्मूलमुन्मूलय ।
कान्ताचित्तसरोजसौभगवने भृङ्गत्वमासादय
स्फीतां कीर्तिमशेषलोकजयिनीमाकल्पमाकल्पय ॥

હે રાજન્! ધર્મનું પાલન કરો બ્રાહ્મણોને રાજી રાખો, ભગવાન રામની ભક્તિ કરો, વિરોધી રાજાઓરૂપી જમીનના વૃક્ષોના વનને મૂળથી ઉખેડી નાખો સુંદર સ્ત્રીઓના ચિત્તોરૂપી સુભગ વનમાં ભમરાની જેમ ફરતા રહો, તેમજ સર્વ લોકો પર વિજય મેળવનારા એવી સ્વચ્છ કીર્તિને કલ્પ સુધી ટકાવી રહો ૨૬૮

ऐश्वर्यं नहुषस्य शम्भुविषयश्रद्धा दशास्यस्य सा
शौर्यं श्रीरघुनायकस्य सहजं गाम्भीर्यमम्भोनिधेः ।
दातृत्वं बलिकर्णयोरिह जयत्येकत्र चेद्यत्तदा
श्रीवीरक्षितिपालमौलिनृपते साम्यं कथंचिद्भवेत् ॥

નહુષ રાજાના ઐશ્વર્ય, રાવણની શિવવિષયક શ્રદ્ધા, ભગવાન રામના શૌર્ય, સમુદ્રનું કુદરતી ગંભીરપણું તથા બલિ અને કર્ણની દાનવૃત્તિ એ બધા ગુણો જો એકત્ર કરવામાં આવે તો સર્વ વીર રાજાઓના શિરોમણિ એવા આ રાજાની કંઈક સમાનતા આ જગતમાં થઈ શકે એમ છે ૨૬૯

भिक्षुद्वारि सदानवारिमधुपश्रेणीमिभान्दूभ्रमा
द्बत्तयत्तु वधूर्वधूकरतल शोणाम्बुजाशङ्कया ।
सेवान्वेति पलायितेति चकिता हस्ताग्रमाधुन्वती
मुग्धा वीरमहीपते तदखिल त्वद्दानलीलायितम् ॥२७०

હે વીર મહીપતિ ! ભિક્ષુકોના દ્વાર પર જે મદ ઝરતા હાથીઓ બાધેલા છે, તેમના મદરૂપી જળ પર ભમરાઓની પ ક્તિ જામી છે, તેને તે ભિક્ષુકની મુગ્ધ સ્ત્રીઓ હાથીઓની સાકળ સમજીને ઉપાડે છે હવે તે ફેલાયેના હાથને રાતુ કમળ સમજીને ભ્રમથી ભમરાઓ તેની ચારે બાજુ ફરી વળે છે, તેથી તે મુગ્ધા સ્ત્રી ચકિત થઈને પોતાના હાથને તરછોડતી અને ભમરા થી ભય પામતી દૂર દોડી જાય છે એ બધી લીનાઓ આપે આપેના દાનને કારણે થઈ રહી છે ૨૭૦

श्रीवीर क्षितिपाल ते सुललित दानोद्यमे यद्वच
क्वास्ते सर्वहिरण्यमित्युदभवत्तत्कालमाकर्ण्य तत् ।
ताप प्राप हिरण्यरेतसि जनि जाड्य हिरण्याचले
स्वेदाम्भोऽपि हिरण्यगर्भवपुषि स्नापायसत्रासत ॥

હે વીર પૃથ્વીપતિ ! તમે જ્યારે દાન આપવાને તૈયાર થઈને પોતાના સેવકોને પૂછો છો કે, 'આપણુ બધુ સોનુ કયા છે?' ત્યારે તે વચન સાભળી પોતે સોનાને બદલે અપાઈ જશે એ ભયે હિરણ્યરેતા (અગ્નિ)મા તાપ પેદા થયો, સુમેરુપર્વતમા જડતા ઊભી થઈ તેમ જ હિરણ્યગર્ભ (બ્રહ્મા)ના શરીરમા પરસેવો પ્રગટ થયો ૨૭૧

राजान शशिभास्करान्वयभुव के के न सजज्ञिरे
भर्तार पुनरेकमेव हि भुवस्त्वा वीर मन्यामहे ।
येनाङ्ग परिमृद्य कुन्तलमथाकृष्य व्युदस्यायत
चोल प्राप्य च मध्यदेशमसकृत्काञ्च्या कर प्रापित ॥

હે વીર રાજા! ચદ્ર અને સૂર્યના વ શમા પેદા થયેલા કેટકેટના રાજાઓ થઈ ગયા છે, પરતુ આ પૃથ્વીના ભર્તારૂપે એક તમે જ છો, એમ અમે માનીએ છીએ, કારણ કે તમે પૃથ્વીરૂપી સ્ત્રીના અ ગ (શરીર, અ ગદેશ )નુ મર્દન કરીને, વિશાળ કુ તલ ( ચોટલો, કુ તલ દેશ )ને ખેચીને, ચોલ (સ્તનનુ વસ્ત્ર, ચોલદેશ)ને ઉતારીને મધ્યપ્રદેશ સુધી પહોચીને છેક કાચી (કટિમેખલા, કાચી નગરી ) સુધી કર ( હાથ, કરવેરો ) ફેલાવ્યો છે ૨૭૨

स्वान्ते वैभवमस्ति नैव परत प्रामाण्यनिर्धारण
नैयात्तद्वति तत्प्रकारकमतिर्नैवोपमान तव ।
त्वद्देशेषु विभाति न च्छलकथा नो वा क्वचित्सशय
श्रीवीर प्रथिता कथ पुनरिय नैयायिकत्वप्रथा ॥ २७३

હે વીર રાજન્ ! નૈયાયિકો મનને અણુ માને છે; પરતુ તમારા મનમા વિભુતા (વ્યાપકપણુ ) રહેલ છે, નૈયાયિકો પ્રત્યક્ષ વગેરે અન્યને પ્રમાણ ગણે છે, પરતુ તમે બીજાને પ્રમાણરૂપ ગણતા નથી, નૈયાયિકો તે પ્રકારના અભાવમા તે પ્રકારની મતિ હોવી તેને ભ્રમ ગણે છે પરતુ આપ તો જે પ્રકાર ન હોય તેને તે સ્વીકારવા તૈયાર નથી નૈયાયિકો ઉપમાનને પ્રમાણ ગણે છે, પરતુ આપનુ ઉપમાન ક્યાય મળતુ નથી નૈયાયિકો તર્કના પ્રદેશમા છળની મતિને સ્વીકારે છે, પરતુ આપના પ્રદેશમા ક્યાય છળકપટની કથા રહેતી નથી, તેમ જ નૈયાયિકો સશયને સ્વીકારે છે, પરતુ આપને કોઈ બાબતનો સશય નથી એ રીતે નૈયાયિકના કોઈ સિદ્ધાન્તને તમે સ્વીકારતા નથી તોપણ ન્યાય–નીતિને અનુસરનારા નૈયાયિક તરીકે તમારી પ્રસિદ્ધિ છે, તેનુ શુ કારણ? ૨૭૩

वीर क्षीरसमुद्रसान्द्रलहरीलावण्यलक्ष्मीमुष
स्त्वत्कीर्तेस्तुलना मृगाङ्कमलिनो धत्ता कथ चन्द्रमा
स्यादेतत्त्वदरातिसौधशिखरप्रोद्भूतदूर्वाङ्कुर
ग्रासव्यग्रमति पतेद्यदि पुनस्तस्याङ्कशायी मृग ॥२७४

હે વીર રાજન્ ! જે તમારો યશ ક્ષીરસાગરની ગાઢી લહરીઓના સ્વચ્છ લાવણ્યની શોભાને હરી લે છે, તે યશની સાથે મૃગરૂપી ચિહ્નથી મલિન બનેલ ચદ્રની શી રીતે તુલના થઈ શકે? એક બાબત સભવે તેવી છે, તે એ કે જો ચદ્રના ખોળામા સૂનાર મૃગ તમારા શત્રુઓના રાજમહેલના શિખરો પર ઊગેલી ધરોના અ કુરોને ખાવામા આસક્ત બની જાય, તો ચદ્ર તમારી કીર્તિની તુલના કરી શકે! ૨૭૪

श्रीमद्वीर महीमहेन्द्र भवत प्रस्थानकालोद्भव
द्वादित्रध्वनिभीतभानुहरयो द्राक्सभ्रम प्रागमन् ।
तस्मिन्नेवमुपद्रवे किल विपर्यस्त समस्त रवे
र्युग्या सप्तरथाङ्गमेकमपद सूतश्चिरादुत्क्रम ॥

પૃથ્વી પરના ઇંદ્ર સમાન હે શ્રીમાન વીર રાજન્! તમે યુદ્ધ માટે પ્રસ્થાન કરવા માડયુ, તે સમયે જે વાજિ નના નાદ થયા, તેથી સૂર્યના ઘોડાઓ ભયને કારણે પહેલેથી જ મોટા ગોટાળામા પડી ગયા અને તે કાળથી સૂર્યની બધી બાબતો ઊલટીસૂલટી થઈ ગઈ, અર્થાત્ સૂર્યના ઘોડાઓ સાત થઈ ગયા, રથનુ પૈડુ એક રહી ગયુ, અરુણ સારથિ પગ વિનાનો બની ગયો તેમ જ ઉદયકાળ મોડો પડી ગયો ૨૭૫

गर्वमन्थिलगुर्जरज्वरकर कर्णाटकर्णाटवी
दावाग्निर्द्रविडेन्द्रवीर्यदलनो गौडेन्द्रनिद्राहर ।

हम्मीरप्रमदामदालसलसद्भ्रूनर्तनस्तम्भनः
प्रस्थाने तव वीर डिण्डिमचमत्कार समुज्जृम्भते ॥

હે વીર રાજન્! લડાઈ માટે તમે જ્યારે પ્રસ્થાન કરો છો, ત્યારે જે નગારા પર ડંકાઓના નાદના ચમત્કાર પ્રગટ થાય છે, તે ચમત્કાર ગર્વની ગાંઠથી જોડાયેલા ગુર્જર રાજાના ચિત્તમાં જ્વર પેદા કરે છે, કર્ણાટક રાજાના કાનરૂપી જંગલમાં દાવાનળ સળગાવે છે, દ્રવિડ રાજાના પરાક્રમનો નાશ કરે છે, ગૌડ રાજાને નિદ્રા પેદા કરાવે છે તેમ જ હમ્મીર રાજાની પ્રમદા—રાણીઓની મદથી ચલિત બનેલી સુશોભિત ભ્રૂકુટીઓના નૃત્યને થંભાવી દે છે ૨૭૬

चिन्तागम्भीरकूपादनवरतचलद्भूरिशोकारघट्ट-
व्याकृष्ट नि श्वसन्त्य पृथुनयनघटीयन्त्रनिर्मुक्तधारम् ।
नासावंशप्रणालीविषमपथपतद्बाष्पपानीयमेता
देव त्वद्वैरिनार्य कुचकलशयुगेनान्वह सवहन्ति ॥

હે રાજન્! ચિંતારૂપી ઊંડા કૂવામાંથી નિરંતર ચાલતા પ્રબળ શોકરૂપી રેંટથી ખેંચાતા જળ વિશાળ નયનોરૂપી ઘડાઓની હારમાંથી ધારારૂપે પડતા નાકરૂપી ધોરિયાના વાંકા માર્ગમાં આવી પડતા આંસુરૂપી જલને, વારંવાર નિસાસા મૂકતી તમારા વૈરી જનોની સ્ત્રીઓ પોતાના સ્તનરૂપી જોડકા ઘડાથી નિરંતર ધારણ કરે છે

त्वत्प्रारब्धप्रचण्डप्रधननिधनितारातिवीरातिरेक
क्रोडत्कीलालकुल्यावलिभिरलभत स्यन्दमास्कन्दमुर्वी ।
दम्भोलिस्तम्भभास्वद्भुज भुजगजगद्भर्तुराभर्तुरेना
तेनाद्य मूर्ध्नि रत्नद्युतिततिमिषत शोभते शोणभार ॥

જેની બંને ભુજાઓ વજ્રમણિના થાંભલાની જેમ શોભે છે, તેવા હે રાજન! જ્યારે તમે આરંભેલા પ્રચંડ રણસંગ્રામમાં વૈરી જનોના વીર યોદ્ધાઓ નાશ પામે છે, ત્યારે તેમના લોહીની નદીઓની ધારાઓ વડે આ પૃથ્વી છેક તળિયા સુધી પલળીને લોહીના રસને ઝરાવવા લાગે છે, અને તેને કારણે પૃથ્વીને ધારણ કરનાર શેષનાગના મસ્તક પર રહેલ રત્નોની કાંતિના રેલાવાથી જાણે કે લોહીની રતાશ ધારણ કરાતી હોય, એ રીતે શોભે છે. ૨૭૮

आसीदासीमभूमीवलयमलयजालेपनेपथ्यकीर्ति
सप्ताकूपारपारीसदनजनघनोद्गीतचापप्रताप ।
वीरादस्मात्पर क पदयुगयुगपत्पातिभूपातिभूय
श्चूडारत्नोडुपत्नीकरपरिचरणामन्दनन्दन्नखेन्दु ॥२७९

જેની કીર્તિની શોભા પૃથ્વીના મંડલના છેક છેડા સુધી પહોંચેલ ચંદનના લેપ જેવી શણગારરૂપે છે, જેના ધનુષ્યનો પ્રતાપ સાત સમુદ્રોના સામા કિનારાઓ પર નિવાસ કરતા લોકોએ સારી રીતે ગાયો છે, તેમ જ એકીસાથે નમન કરવાને પડેલા રાજાઓના મુકુટના રત્નો નક્ષત્રોરૂપી પત્નીઓના કિરણોથી જે રાજાના બે ચરણોના નખના પ્રકાશરૂપી ચંદ્રની શોભાને ધારણ કરે છે, એવા આ વીર રાજા સિવાય બીજો કયો રાજા થયો છે? ૨૭૯

एतेनोत्कृत्तकण्ठप्रतिसुभटनटारब्धनाट्याद्भुताना
कष्ट द्रष्टैव नाभूद् भुवि समरसमालोकिलोकारपदेऽपि ।
अश्वैरस्त्रैरवेगै क्षतखुरखुरलीमण्डक्षुसंक्षुद्यमान
क्ष्मापृष्ठोत्तिष्ठदन्धकरणरणधरारेणुधारान्धकारात् ॥

આ રાજાના તીવ્ર વેગવાળા ઘોડાઓ વડે તેમના પગના ડાબલા પડવાથી ખરીઓને કારણે પૃથ્વીનું તળિયું ખોદાવા લાગતા તેમાંથી જે ધૂળની ડમરી ઊડવા લાગે છે, તેને કારણે સર્વ લોકોમાં અંધકાર ફેલાઈ ગયો છે, એટલે યુદ્ધને જોવા માટે ઘણા લોકો ભેગા થતા છે, તોપણ આ રાજાએ જેમના મસ્તક સાથેના કંઠ ઉડાવી દીધા છે એવા વિરોધી રાજાઓના ધડ અદ્ભુત તાંડવ નૃત્ય કરવા લાગે છે, તેને કોઈ નજરે નજર જોનાર રહ્યું નથી, એ ખરેખર કષ્ટ છે.

मन्दोद्धूतै शिरोभिर्मणिभरगुरुभि प्रौढरोमाञ्चदण्ड
स्फायन्निर्मोकसधिप्रसरदविगलत्समदस्वेदपूरा ।
जिह्वायुग्माभिपूर्णाननविषमसमुद्गीर्णवर्णाभिराम
वेलाशैलाङ्कभाजो भुजगयुवतयस्त्वद्गुणानुद्गृणन्ति ॥

હે રાજન! મણિઓના ભારથી નમેલા મસ્તકોરૂપી ફણાઓને જે ધીરે ધીરે ડોલાવી રહ્યા છે; એવી નાગરાજની યુવતીઓ સમુદ્રને કિનારે રહેલ પર્વતની ગુફામાં નિવાસ કરતા, બે બે જીભથી ભરેલા મુખોને કારણે અસ્પષ્ટ અક્ષરોથી તમારા યશને સુંદર રીતે ગાય છે અને તે યશના ગાનથી તેમના શરીરમાં જે કામદેવનો ઉદય થાય છે તેથી પરસેવો પ્રકટ થાય છે, પરંતુ તેનો પ્રવાહ રુંવાટાં પ્રગટ થતા જુદી પડેલી કાંચળીની અંદર પુરાઈ જતા બહાર નીકળતો નથી અને તે રીતે એની લજ્જા ઢંકાઈ જાય છે ૨૮૧

आशैलेन्द्राच्छिलान्त स्खलितसुरधुनीशीकरासारशीता
दातीराक्रूरागस्फुरितमणिरुचो दक्षिणस्यार्णवस्य ।
आगत्यागत्य भीतिप्रणतनृपशतै शश्वदेव क्रियन्ते
चूडारत्नांशुगर्भास्तव चरणयुगस्याङ्गुलीरन्ध्रभागा ॥

હે રાજન! શિલાઓની અંદર ખળખળ વહેતી ગંગાના જળકણોથી જે હિમાલય અત્યંત શીતળ બનેલ છે, તે ઉત્તરદિશાથી તેમ જ જેની અંદર રહેલા મણિ-

ઓની કાંતિ અનેક રંગોથી ચળકે છે, એવા દક્ષિણ સમુદ્રના પ્રદેશથી આવી પહોંચતા ભય અને પ્રેમને વશ થયેલા સંકડો રાજાઓ પ્રણામ કરીને તમારા બંને ચરણોની આંગળીઓના છિદ્રના ભાગોને મુગટ–મણિઓના કિરણોથી ભરપૂર બનાવી દે છે ૨૮૨

श्रावश्राव त्वदीय गुणगणमखिल सर्वदा याचकेभ्य
स्त्वत्प्राप्तामीप्सितेभ्य सकलविषयज भूपवर्गं विहाय ।
त्वत्तोऽहं प्राप्तुमिच्छुर्विबुधतिलकता त्वत्समीपेऽतिदूरा
दायातस्त्व शतायुर्भव कुरु च तथा येन नान्य भजेऽहम् ॥

હે રાજન્ ! જેની સર્વ ઇચ્છાઓ તમારાથી પરિપૂર્ણ બનેલી છે, એવા યાચકોનેથી તમારા સંપૂર્ણ ગુણોના ગુણને વારંવાર સાંભળીને, હું જાતે સઘળા પ્રદેશના રાજાઓના સમૂહને દૂર કરીને, ઘણેક દૂરથી હું તમારી પાસે આવ્યો છું સર્વ ડાહ્યા જનોમાં હું તિલકરૂપ બનું, એવો લાભ મેળવવા માટે હું આવ્યો છું, તો આપ સો વર્ષના આયુષ્યવાળા થાવ અને મારે માટે એવું કામ કરો કે જેથી મારે બીજા રાજાની સેવા કરવી પડે નહિ ૨૮૩

विद्यावन्तो विनीता प्रसममसिसभ वाक्प्रपञ्चेषु जीव
के चानेवारमन्ते त्रिजगति वितता कीर्तिवल्लीमतल्लीम् ।
तेषामाधारभाव भुवनभरभृतो बिभ्रतो ये लसन्ते
ते तु त्रैलोक्यतुङ्गा विमलफलजुष स्व पतिं स्वल्पयन्ति ॥

વિદ્યા અને વિનયથી શોભતા એવા કયા વિદ્વાનો છે કે જેમણે સભામાં વાણીઓના પ્રપંચનો વિનાય વિસ્તાર કરીને નવું જગતમાં વધેલી એવી પોતાની કીર્તિરૂપી મોટી વલ્લિને વિસ્તારી નથી? પરંતુ ભુવનના ભારને ધારણ કરનારા જે રાજાઓ આ વિદ્વાનોના આધારરૂપ બનીને શોભી રહ્યા છે તે રાજાઓ વિમલ ફલ–પુણ્યને ભોગવનારા બનીને ત્રણે લોકમાં એટલા તો ઉત્તમ ગણ્યા છે કે તેઓ સ્વર્ગના પતિ ઇંદ્ર રાજાને પોતાના મહિમાથી હલકો બનાવે છે ૨૮૪

वक्त्राम्भोजे सरस्वत्यधिवसति सदा शोण एवा
धरस्ते बाहु काकुत्स्थवीर्यस्मृतिकरणपटुर्दक्षिणस्ते
समुद्र । वाहिन्य पार्श्वमेता क्षणमपि भवतो नैव
मुञ्चन्त्यभीक्ष्ण स्वच्छेऽन्तर्मानसेऽस्मिन्कथमवनिपते
तेऽम्बुपानाभिलाष ॥ २८५ ॥

હે રાજન્! તમારા મુખમાં સરસ્વતી (વાણી) રહે, તે રીતે તમારા મુખ્ય પ્રદેશમાં સરસ્વતી (નદી) વહે છે તમારો નીચલો હોઠ શોણ (રાતો) છે, તે રીતે તમારા નીચેના પ્રદેશમાં શોણ (નદ) વહે છે ભગવાન રામચંદ્રના પરાક્રમને યાદ કરવામાં કુશળ તેવો તમારો જમણો હાથ સમુદ્ર (શોભિતી મુદ્રાઓ વાળો) છે, તેજ રીતે તમારા પ્રદેશના જમણા હાથે સમુદ્ર રહેલો છે તમારા બંને પડખાઓ પર રહેતી વાહિની(સેના)ઓ તમને ઘડીભર છોડતી નથી, તે રીતે તમારા પ્રદેશની બંને બાજુએ રહેતી વાહિની (નદીઓ) તમને છોડતી નથી તેમ જ સ્વચ્છ નિર્મલ માનસ સરોવર તમારા પ્રદેશમાં રહેલું છે, તેજ રીતે તમારું માનસ–અંતઃકરણ પણ સ્વચ્છ છે, તો પછી તમને જળ પીવાની ઇચ્છા શાથી થાય છે? ૨૮૫

केचिद्बद्धा सहेल निजभवनगता मोचिता केऽपि केचिद्
गेहाद्गेहान्तराणि क्षणमपि गमिता केऽपि नीतानियम्य ।
हत्वा हत्वा च केचित्प्रतिपदमदय प्रापिता व्यर्थभाव
क्षोणीनाथस्य तस्योन्नतभुजपरिघेनारय सारयश्च ॥

તે રાજાએ પોતાની ભુજારૂપી ઊંચા પરિઘના બળે બાજીના સોગઠાની જેમ કેટલાક શત્રુઓને રમતમાં પોતાના ઘરમાં કબજે કર્યા છે, કેટલાક સોગઠાની જેમ કેટલાક શત્રુઓને છૂટા કરી દીધા છે, કેટલાક સોગઠાની જેમ કેટલાક શત્રુઓને ઘડીભરમાં એક ઘેરથી બીજા ઘેર મોકલી દીધા છે કેટલાક સોગઠાની જેમ કેટલાક શત્રુઓને અટકાવી દીધા છે, તેમ જ કેટલાક સોગઠાની જેમ બીજા કેટલાક શત્રુઓને પગલે પગલે નિર્દય રીતે માર મારીને નકામા કરી દીધા છે ૨૮૬

उच्चै कल्याणग्राही करजितवसुध सर्वदा पूर्णकामो
विख्यात कर्णवृत्त्या न च वचसि कटुश्चित्रपाकानुभावी ।
कोपापेक्षी परस्माद्रुचितबहुकथस्तत्पर पुण्यलोके
चित्र राजाधिराज त्वमिव तव रिपुक्षत्र कन्न प्रतीम ॥

હે રાજાધિરાજ ! આશ્ચર્ય એ વાતનું છે કે જે વિશેષણો તમે ધારણ કરો છો તે જ વિશેષણો તમારા શત્રુ પણ ધારણ કરે છે ફેર એટલો છે કે જ્યાં તમારા વિશેષણોમાં ક વપરાયો છે ત્યાં તમારા શત્રુઓના વિશેષણોમાં ખ વપરાયો છે જેમકે તમે ઊંચી રીતે કલ્યાણને ધારણ કરો છો કર(હાથ)થી વસુધાને જીતી લો છો સર્વ રીતે પૂર્ણકામ છે, કર્ણ રાજાની જેમ દાનવૃત્તિમાં પ્રખ્યાત છો, આપ વચનમાં કટુ (કડવા) નથી, ચિત્રવિચિત્ર પાક(રસોઈ)ને ચાખનારા છો પાકા શત્રુના કોપ(બળના)ને સેવાની અપેક્ષા રાખો છો યોગ્ય એવી અનેક કથાઓના અભ્યાસી છો તેમ જ પુણ્યલોકમાં જવાની તૈયારી ધરાવો છો પરંતુ તમારા શત્રુઓ ઊંચા પલાણ (ઘોડાના જીન) ધારણ કરે છે, તેમની વસુધા પર

(શત્રુઓ)થી જિતાઇ છે, તેઓ પૂરેપૂરા પામ(પ્રસનાદર્દ)થી ભરેલા છે, તેઓ-પર્ણવૃત્તિ પર જીવનારા છે, બીજા પાસેથી પોષણની અપેક્ષા રાખે છે; યોગ્ય એવા અનેક પથ પર નાસી જનારા છે, તેમ જ પુણ્યનો લોપ કરવાને તૈયાર છે. ૨૮૭

उत्पत्त्युत्पन्नशिष्टा विविधगुणगणा यत्र यान्ति प्रतिष्ठां
बाधेन प्राक्तनानां न च नियमविधिर्नापि संख्यार्थदाने।
ऊहः सर्वत्र यस्य स्फुरति च सकलः सत्य एवार्थवादो
मीमांसाभावमञ्चत्यभिनवमधुना मूर्तिरेषा त्वदीया॥

હે રાજન્! મીમાંસામાં અનાદિકાળથી સિદ્ધ એવા વિવિધ ગુણો રહેલા છે, પરંતુ તમારા વિવિધ ગુણો તો ઉત્પત્તિની સાથે જ શિષ્ટભાવને અનુસરીને પ્રતિષ્ઠા પામે છે; મીમાંસામાં પૂર્વ(પહેલાં રહેલ સિદ્ધાંતો)નો બાધ કરીને નિયમવિધિ રચવામાં આવે છે, પરંતુ તમે જે નિયમોની રચના કરો છો, તેમાં પૂર્વજોના સિદ્ધાંતોનો બાધ કરતા નથી, મીમાંસામાં અર્થ સ્વીકારવામાં પરિસંખ્યા માનવામાં આવી છે; પરંતુ અર્થ(ધન)ના દાનમાં તમે કોઈ સંખ્યાનો સ્વીકાર કર્યો નથી; મીમાંસામાં દરેક રીતે ઊહ(તર્ક)નો સ્વીકાર નથી, પરંતુ તમે દરેક બાબતમાં ઊહ સ્વીકારો છો; મીમાંસામાં અર્થવાદને સાચો ઠરાવવામાં આવ્યો નથી. પરંતુ તમે અર્થ(લેવડદેવડ)ના વાદમાં સત્યનો સ્વીકાર કરો છો; એ રીતે મીમાંસાના જૂની મૂર્તિનો ત્યાગ કરીને તમે મીમાંસાના નવીન મૂર્તિ ધારણ કરીને મીમાંસાના નવીન સિદ્ધાંતને સ્વીકારો છો. ૨૮૮

हेलाप्रस्थानवेलाहतपृथुपृतनादुन्दुभिध्वानधारा-
धारावाहिप्रसङ्गादसमनृपसङ्कसंभ्रमभ्रान्तचित्ताः।
दैवादाकुञ्चिताङ्गं विगलितनयनस्पन्दमिन्दीवराक्ष्यो
लीयन्ते त्वद्रिपूणां निजगृहवलभीचारुचित्राङ्गनासु॥

હે રાજન્! તમે સાધારણ લીલાની જેમ ચઢાઈ કરો છો, તે સમયે તમારી જે મોટી સેનામાં દુંદુભિઓના શબ્દો થાય છે, તેને નિરંતર સાંભળતાં તમારા શત્રુઓની સ્ત્રીઓ ભય પેદા થવાથી ભ્રમિત ચિત્તવાળી બને છે અને તેથી દૈવગતિને વશ થઈ, પોતાની જાતને છુપાવવા પોતાના અંગો સંકોચી લે છે તેમ જ પોતાના નયનનાં ચલનને પણ બંધ કરી દે છે અને એ રીતે પોતાના મંદિરના ગોખમાં રહેલી સુંદર ચિત્રવિચિત્ર વર્ણવાળી પૂતળીઓમાં ભરાઈ જાય છે. ૨૮૯

श्रीकण्ठासक्तहस्तोऽविगतमणिगणः शैशवाभ्यस्तविद्यो
लावण्यध्वस्तकामो कविजनमिलितो यौवनाप्तप्रकामः।
आदत्तक्षोणिदण्डो द्विजवशकृतधीः कङ्कणाहारयुक्तः
स श्रीमान्वीर वीर त्वमिव तव रिपुस्तत्र मुक्तादिवर्णैः

હે વીર રાજન્! તમારે માટે જે વિશેષણો વપરાયાં છે; તેજ વિશેષણો તમારા વિરોધી રાજા માટે પણ વપરાય એમ છે; ફેર એટલો છે કે તમારાં જે વિશેષણો છે, તેમાં પહેલો વર્ણ કાઢી લેવામાં આવે, તો તે શત્રુને લાગુ પડે. જેમ કે श्रीकंठासक्तहस्तः–જેનો હાથ શ્રીકંઠ–મહાદેવના પૂજનમાં લાગેલ છે, अविगतमणिगण.–જેની પાસે અગણિત મણિઓના સમૂહ છે; शैशवाभ्यस्तविद्यः–જેણે બધી વિદ્યાઓને બાલ્યવયમાં જ મેળવી છે; लावण्यध्वस्तकामः–જેણે પોતાના લાવણ્યથી કામદેવનો ગર્વ હરી લીધો છે; कविजनमिलितः–જેણે કવિજનો સાથે મેળાપ રાખ્યો છે; यौवनाप्तप्रकाम.–યૌવનમાં જેણે સર્વ કામનાઓ મેળવી લીધી છે; आदत्तक्षोणिदंडः–જેણે પૃથ્વી પરના સમસ્ત રાજાઓ પાસેથી રાજદંડ પોતાના હાથમાં લીધો છે; द्विजवशमितधीः–જેની બુદ્ધિ બ્રાહ્મણોને વશ છે; ककणाहारयुक्तः–જેના દેહના અવયવો પર કંકણ અને હાર રહેલા છે, હવે ઉપરનાં વિશેષણોના આદિ વર્ણ લઈ લેતાં તે શત્રુનાં વિશેષણો બને છે. જેમકે कंठासक्तहस्तः–જેણે ગળામાં પોતાનો હાથ નાખ્યો છે, विगतमणिगणः–જેના મણિઓના સમૂહ લૂંટાઈ ગયા છે; शवाभ्यस्तविद्यः–જેની ભણેલી વિદ્યા શબની જેમ નકામી છે, वन्यध्वस्तकामः–જેના મનોરથો જંગલીઓએ હરી લીધા છે; विजनमिलितः–જે વિજન જંગલમાં મળે છે; वनाप्तकामः–જેના આહારવિહાર વનમાં પૂરા પડે છે; दत्तक्षोणिदंडः–જેણે પોતાની પૃથ્વીનો રાજદંડ બીજાને આપી દીધો છે, जवशमित धीः–વેગને કારણે જેની બુદ્ધિ નાશ પામી છે; તેમ જ कणाहारयुक्तः–જેના ખોરાકમાં અનાજના કાચા કણ છે. ૨૯૦

लोकानां मानपात्रं मनुजजनरतिस्त्वंसमस्तस्वरक्षो
राज्ञामात्तसत्त्वदक्षः कृतसमयरुचिर्मण्डितो वीरवर्गैः।
कायत्वङ्मीनकेतुः करकलितमदः कोपमानैर्विहीनः
श्रीमद्वीराधिराज त्वमिव तव रिपुस्तत्र मन्दं प्रतीमः॥

હે શ્રીમાન વીર મહારાજ! તમારાં વિશેષણો જ તમારા વૈરી રાજાને લાગુ પડે છે; પરંતુ તેમાં મંદ બાબત છે અર્થાત્ તમારાં વિશેષણોમાં જ્યાં म હોય ત્યાં વૈરી રાજાને માટે द વપરાય છે; જેમ કે તમે લોકોને માનપાત્ર છો, મનુજ જનમાં રતિ રાખો છો, તમે સમસ્ત સ્વજનોની રક્ષા કરો છો, राज्ञाम् आत्तसत्त्व–दक्षः–રાજાઓનાં સત્ત્વ હરી લેવામાં દક્ષ છો, તમે પોતાના ઠરાવેલા સમયમાં રુચિ રાખો છો, વીર જનો-

થી મંડિત-સુશોભિત છો, તમે દયાની કાંતિથી મીન-કેતુ-કામદેવ જેવા લાગો છો, કરવેરો એકઠો કરીને તમે મદવાળા બનો છો તમારો કોશ-ખજાનો માન-માપ વગેરથી રહિત છે જ્યારે તમારો શત્રુ દાનને પાત્ર છે, દનુજ-રાક્ષસજનોમાં રતિ રાખે છે, તેની રક્ષા સમસ્ત સજ્જનોએ છોડી દીધી છે-રાજ્ઞા दासत्वदक्ष - રાજાઓનું દાસપણું કરવામાં કુશળ છે સદય-દયા લાવનાર પર રુચિ રાખનાર છે, વીરજનોથી દંડિત છે, શરીરના વર્ણથી દીનજનોમાં શોભે છે, કરવેરામાં બધું દંડ આપી દેનાર છે તેમ જ કોષ અને દાનથી રહિત છે.

वादानाशानुयुक्तो नगरकृतमतिर्यौवनाक्रान्तदेहः
संग्रामप्राप्तधैर्यो न विदलितरुची राजलक्ष्म्याविहीनः ।
नित्यं दारासभस्थः प्रचरतनुनिभो यः सुभिक्षानुवर्ती
श्रीमद्वीराधिराज त्वमिव तव रिपुस्तत्र मुक्तादिवर्णे ॥

હે શ્રીમાન વીર મહારાજ! તમારા જેવા વિશેષણો થી તમારો વૈરી જન પણ શોભે છે, ફેર એટલો છે કે તમારા વિશેષણોમાં પહેલા વર્ણો છોડી દેવા જોઈએ, જેમ કે, वादानाशानुयुक्त -તમે વાદનો નાશ કરવામાં યુક્ત છો, તો તમારો શત્રુ दानाशा-દાનની આશામાં જોડાયેલ છે, नगरकृतमति-તમે નગર રચવાની મતિ કરો છો, તો તે गर-ઝેર પીવાની મતિ કરે છે, यौवनाक्रान्तदेह -તમારો દેહ યૌવનથી ભરપૂર છે, તો તે वनाक्रान्त-વનમાં રહી દુખી શરીરવાળો છે, संग्रामप्राप्तधैर्य -તમે સંગ્રામમાં ધીરજવાળા છો, તે ग्राम-ગામડામાં સંતાઈ રહેવાની ધીરજવાળા છે, न विदलितरुचि - તમારી કાંતિ ભ્રષ્ટ થતી નથી, તેની કાંતિ ભ્રષ્ટ થાય છે, राजलक्ष्म्या अविहीन -તમે ગજલક્ષ્મીથી રહિત નથી, તે રાજલક્ષ્મીથી વિહીન છે, दारासभस्थ -તમે રાણીઓ અને સભાની વચમાં બેસો છો, તે रासभ-ગધેડા પર બેસે છે, प्रचरतनुनिभ -તમે પ્રચંડ શરીરવાળા છો, તે ગધેડા જેવો છે, सुभिक्षानुवर्ती-તમે સુકાળને ફેલાવનાર છો, તે ભિક્ષાને ફેલાવનાર છે ૨૯૨

श्रीवीर त्वद्रिपूणां रणशिरसि शरैर्भिन्नशीर्षाङ्गकाणां
वीरावेशाहृतानां दिवमधिकरुपान्योन्यशौण्डीर्यभाजाम् ।
स्कन्धे दिव्याङ्गनानां भुवि कचनिचयो द्राक्स्वकेशपाशा
सीपुश्चान्यारिवीरभ्रमकुटिलहृदामाजिरावर्तते स्म ॥

હે શ્રીમાન વીર રાજા! જ્યારે રણસંગ્રામની મોખરે રહેલા તમારા વિરોધી વીર યોદ્ધાઓના મસ્તકો અને અંગો ભેદાઈ જાય છે અને વીરતાનો આવેશ પ્રગટ થતા રોષે ભરાઈને એકબીજાની સ્પર્ધા કરતા તે વીર જનો સ્વર્ગમાં પહોચી જાય છે, ત્યારે તેઓ અપ્સરાઓને આલિંગન આપતાની સાથે જ તેમની ભ્રુકુટીઓમાં ધનુષ્યોની, કેશપાશમાં ખડ્ગની તેમ જ કટાક્ષોમાં બાણોની ભ્રાંતિ કરે છે અને તેથી તેમને સ્વર્ગમાં પણ યુદ્ધનું વાતાવરણ જોવા મળે છે ૨૯૩

## વિશિષ્ટ રાજપ્રશંસા

**અકબર**

हस्ताम्भोजालिमाला नखशशिकिरश्यामलच्छायवीचि-
स्तेजोऽग्नेर्धूमधारा वितरणकरिणो गण्डदानप्रणाली ।
वैरिस्त्रीवेणिदण्डो लवणिमसरसीशालशैवालवल्ली
वेल्लत्यम्भोधरश्रीरकबरधरणीपालपाणौ कृपाणः ॥१॥

અકબર નામના ધરણીપતિના હાથમાં જે કૃપાણ (તલવાર) રહેલ છે, તે હસ્તરૂપી કમળની અંદર રહેનાર ભમરાઓની પંક્તિ જેવો, નખરૂપી ચંદ્રની અંદર પડેલ સુંદર શ્યામળ કાંતિના તરંગ જેવો, તેજરૂપી અગ્નિના ધુમાડાની પંક્તિ જેવો, મદોન્મત્ત હાથીના ગંડસ્થળમાંથી વહેતા મદના પ્રવાહ જેવો, શત્રુઓની સ્ત્રીઓના કેશપાશ જેવો તેમ જ લાવણ્યરૂપી સરોવરમાં રહેતી શેવાળની પંક્તિ જેવો શોભી રહ્યો છે ૧

वीर त्वं कार्मुकं चेदकबर कलयस्युग्रटङ्कारघोषं
दूरे सद्यः कलङ्का इव धरणिभृतो यान्ति कङ्कालशेषाः ।
शङ्कापन्नश्च किं कारणमिति मनसा भ्रान्तिपङ्कायितेन
त्यक्त्वाहङ्कारमङ्काद्विसृजति गृहिणीं किं च लङ्काधिनाथः ॥

હે વીર! અકબર! પ્રચંડ ટંકારવ કરનાર ધનુષ્યને તમે જ્યારે ધારણ કરો છો, ત્યારે તેનો અવાજ સાંભળીને તમારે માટે કલંક જેવા લાગતા દૂર રહેલા રાજાઓ કંગાળ જેવા બની જાય છે, તેમ જ લંકાનો રાજા પણ એમ શંકામાં પડી જાય છે કે, 'આ તે શાનો ટંકારવ થાય છે' અને એમ વિચારી તેનું મન ભ્રમરૂપી કાદવથી ઘેરાય છે અને તે લંકાનો રાજા 'મારું રાજ્ય ચાલ્યું જશે' એ ભયથી અહંકાર છોડી પોતાના ખોળામાં બેઠેલી પોતાની રાણીને નીચે ઉતારી દે છે ૨

कर्णाट देहि कर्णाधिकविधिविहितत्याग लाट ललाट
प्रोत्तुङ्ग द्राविडं वा प्रचलभुजबलप्रौढिमागाढराढम् ।
मत्पृजेद् गुर्जरं वा दलितरिपुवधूगर्भ वैदर्भकं वा
गाजी राजीवनेत्रे कुशशतमथवा शाहजल्लालदीन ॥३॥

કર્ણથી પણ વિશેષ દાન આપવામાં કુશળ હે અકબર! મને કર્ણાટ દેશ આપો, હે ઊંચા લલાટવાળા! મને લાટ દેશ આપો કે દ્રવિડ દેશ આપો, યુદ્ધમાં ઘૂમી બળતા હાથના બળની પ્રૌઢિને ગાઢ રીતે ધારણ કરતા હે રાજન્! મને રાઢ દેશ આપો, કે

સ્ફૂર્તિવાળો ગુર્જર દેશ આપો, શત્રુઓની સ્ત્રીઓના ગર્ભ જેણે દૂર કર્યા છે, એવા હે ગાજીરાજ! મને વૈદર્ભ દેશ આપો અથવા હે શાહ જલ્લાલુદ્દીન, હે કમળ સરખાં નેત્રવાળા! મને કુશસ્થ દેશ આપો ૩

गाजीजल्लालुदीन क्षितिपकुलमणे द्राक्प्रयाणे प्रतीते
प्रेयस्य प्रारभन्ते तरलतरगतिव्याकुला मङ्गलानि ।
नेत्राम्भः पूरपूर्णस्तनकलशमुरस्यस्तबालप्रवाला
स्रुग्व्यन्मुक्ताकलापच्युतकुचकुसुमच्छद्मनाकीर्णलाजा ॥

રાજાઓના કુલમા મણિ એવા હે ગાજીરાજ જલ્લાલુદ્દીન! તમે શત્રુઓ પર ચઢાઈ કરવાના છો તેની ખબર પડતાની સાથે જ પહેલા વૈરી જનોની સ્ત્રીઓ કામ કાજની ઉતવળ કરતા મંગળ કાર્યોનો આરંભ કરે છે તેમના નેત્રના આંસુઓથી સ્તનરૂપી મંગળકળશ ભરાય છે અને ઉપર વાળરૂપી કુમળા અંકુર ફૂટેલા છે તેમજ મોતીઓ અને પુષ્પોના હાર તૂટી જતા કુચ પરથી વિખેરાતા પુષ્પોરૂપી લાજા(ધાણી)થી વધાવી લે છે

અનંગભીમ

पृथ्वी श्रीमदनङ्गभीम महती तद्वेष्टनं वारिधि
पीतोऽसौ कलशोद्भवेन मुनिना स व्योम्नि खद्योतवत् ।
तद्विष्णोर्दनुजाधिनाथजयिनः पूर्णं पदं नाभवद्
देवश्चेतसि वर्तते तव सदा त्वत्तो महान्नापर ॥५॥

હે અનંગભીમ રાજન્! આ પૃથ્વી મોટી છે તેને વીંટનાર સમુદ્ર તેના કરતા મોટો છે તે સમુદ્રને અગસ્ત્ય મુનિ પી ગયા તે મુનિ આકાશમા પતંગિયા જેવા લાગે છે, માટે તે આકાશ મોટું છે તે આકાશ વિષ્ણુના એક પગલાથી પણ મપાયું નહોતું, જે વિષ્ણુએ વામન રૂપે બલિરાજા પર વિજય મેળવ્યો હતો તે વિષ્ણુ ભગવાન નિત્ય નિરંતર તમારા ચિત્તમા નિવાસ કરે છે માટે તમારાથી મહાન આ જગતમા બીજુ કોઈ નથી

અર્જુનેન્દ્ર

आयातस्ते समीपं तव गुणनिचयं सम्यगाकर्ण्य लोके
वैद्योऽहं सर्वरोगापहरणपटुता मादृशा परेकम् ।
नाहं जाने चिकित्सां सकलगुणनिधे दुर्दरिद्रत्वरोगे
श्रीमद्राजार्जुनेन्द्र प्रबलमपि यते कल्पिता सा चिकित्सा

સઘળા ગુણોના ભંડારરૂપ હે અર્જુનેન્દ્ર મહારાજ! લોકમા તમારા ગુણસમૂહને સારી રીતે સાંભળીને હું તમારી પાસે આવ્યો છું રોગોને દૂર કરવામા ચતુર એવો હું વૈદ્ય છું, પરંતુ મારો પોતાનો દરિદ્રતારૂપી ખરાબ રોગ છે, તેની ચિકિત્સા કરવાનું હું જાણતો નથી, મે તે માટે ઘણી મહેનત કરી જોઈ પણ તે દરિદ્રતાની ખરી ચિકિત્સા તમે કરી છે ૬

કર્ણ

मुखे हारावाप्तिर्नयनयुगले कङ्कणभरो
नितम्बे पत्राली सतिलकममूत्पाणियुगलम् ।
अरण्ये श्रीकर्ण त्वदरियुवतीनां विधिवशा
दपूर्वोऽयं भूषाविधिरहह जात किमधुना ॥७॥

હે શ્રીકર્ણ રાજન્! વન-જંગલમા નિવાસ કરતી તમારા વૈરીજનોની સ્ત્રીઓએ નસીબને વશ થવાથી કોઈ નવા જ પ્રકારના શણગારની રચના કરી છે તેમના હાર કંઠમા શોભવાને બદલે મુખમા હા(હાકા)ર શોભે છે, કંકણ હાથમા શોભવાને બદલે બે આંખમા કં-(જલના)કણ શોભે છે છાતી પર પત્રાલી (છૂંદણા) હોવાને બદલે નિતંબ પર સુકા પાનના વસ્ત્ર (પત્રાલી) છે તેમ જ લલાટે તિલક હોવું જોઈએ, તેને બદલે બે હાથમા પોતાના મૃત પતિઓના શ્રાદ્ધ કરવા માટે તલ રહેલા છે ખેદ છે કે એમના શણગાર હવે બદલાઈ ગયા છે

त्वं द्वित्राणि पदानि गच्छसि महीमुल्लङ्घ्य यान्ति द्विष
स्त्वं बाणान्दशपञ्च मुञ्चसि परे सर्वाणि शस्त्राण्यपि।
ते देवीपतयस्त्वदस्त्रनिहतास्त्वं मानुषीणां पति-
र्निन्दा तेषु कथं स्तुतिस्तव कथं श्रीकर्ण निर्णीयताम् ॥

હે શ્રીકર્ણ! યદ્ધ પર તમે તો બે ત્રણ પગલા ચાલો છો તેટલામા તમારા શત્રુઓ આખી ભૂમિ ઓળંગીને ચાલ્યા જાય છે, તમે તો પાંચ કે દશ બાણ છોડો છો તેટલામા તમારા શત્રુઓ બધાય શસ્ત્રો છોડી દે છે તમારા શસ્ત્રથી હણાયેલ તે રાજાઓ દેવાંગનાઓના પતિ બની ગયા છે અને તમે તો માનવી રાણીઓના પતિ રહ્યા છો તો પછી તમારા વૈરીઓની નિંદા કરીએ અને તમારી સ્તુતિ કરીએ, તે બાબત કેમ બને તેનો તમે નિર્ણય કરો ૮

लोकेश कर्णराजाद्भुतकनकमयस्तावकीनप्रतापाद्
ब्रह्माण्डानां समूहो द्रव इव भवितेत्येव सभाव्य यत्नात्।
तस्यापि प्लावनार्थं जलनिधिनिकरं व्यर्थतामत्र याते
द्रव त्वद्वैरिनारीनयननयनैर्निर्ममे नीरधीन ॥ ९ ॥

હે કર્ણરાજ! પરમેશ્વરે આ બ્રહ્માંડના સમૂહને સુવર્ણમય બનાવ્યો છે, તે તમારા પ્રતાપથી પીગળી જશે એમ ધારીને, તે બ્રહ્માંડોને પાણીમા ડૂબાડવા માટે સમુદ્રની રચના કરી, તો તે પણ તમારા પ્રતાપથી સુકાઈ ગયો એટલે પછી તમામ વૈરીજનોના સ્ત્રીઓના નયનોમાથી પેદા થતા જળથી પરમેશ્વરે જાણે કે સમુદ્ર

બનાવ્યો ન હોય, એમ લાગે છે. ૯

श्रीकर्ण प्रौढतेजाः प्रबलरिपुबलासह्यसंतापदक्षो
नायं श्रीमत्प्रतापो जगति विलसति श्रीमहाराज किंतु ।
मन्येऽहं कौशिकेनानुपमितमहसा नूतनस्वर्गसृष्टा-
वुत्कृष्टः सृष्ट एष प्रखरतरकरो भास्करोऽसौ द्वितीयः ॥

હે મહારાજ! હે શ્રીકર્ણ રાજા! ગાઢ તેજવાળો તેમ જ બળવાન શત્રુઓની સેનાને અસહ્ય સંતાપ આપવામાં કુશળ એવો આપનો આ પ્રતાપ જગતમાં શોભી રહ્યો છે, તે સાચેસાચ પ્રતાપ નથી; પરંતુ મારું માનવું છે કે, અનુપમ મહિમાને ધારણ કરનાર વિશ્વામિત્ર મુનિએ જ્યારે નવું સ્વર્ગ પેદા કર્યું, ત્યારે જે અતિ તીક્ષ્ણ કિરણોવાળો બીજો સૂર્ય પેદા કર્યો હતો, તે જ આ તમારા પ્રતાપરૂપે શોભી રહ્યો છે. ૧૦

**કર્ણાટ રાજા**

मागाः प्रत्युपकारकातरधिया वैवर्ण्यमाकर्णय
श्रीकर्णाटवसुंधराधिपसुधासिक्तानि सूक्तानि नः ।
वर्ण्यन्ते कति नाम नार्णवनदीदावाग्निविन्ध्याटवी-
संध्यामारुतनिर्झरप्रभृतयस्तेभ्यः किमाप्तं मया ॥११॥

કર્ણાટ દેશના હે મહારાજ! અમારાં સ્તુતિવચનોને બદલે ઉપકાર કરવો પડશે, એવી સમજણથી તમે વિવર્ણ–ફિક્કા બની જશો નહિ; પરંતુ અમૃત જેવાં મીઠા અમારા સુવચનો સાંભળો. અમે સમુદ્ર, નદી, દાવાનળ, વિંધ્યાચળનાં જંગલો, સંધ્યા, પવન, ઝરણાં વગેરેનાં કેટકેટલાં વર્ણનો કર્યાં છે, પણ તે બધાંએ અમને શું આપ્યું છે? ૧૧

**કલિંગનો રાજા**

आयुर्दानमहोत्सवस्य विनतक्षोणीभृतां मूर्तिमान्
विश्वासो नयनोत्सवो मृगदृशां कीर्तेः प्रकाशः परः ।
आनन्दः कलिताकृतिः सुमनसां वीरश्रियो जीवितं
धर्मस्यैष निकेतनं विजयते वीरः कलिङ्गेश्वरः ॥१२॥

કલિંગ દેશનો આ વીર રાજા વિજય પામે છે, જે પોતે દાનરૂપી મહોત્સવના સાક્ષાત્ આયુષ્યરૂપે છે; નમન કરતા રાજાઓના વિશ્વાસની મૂર્તિરૂપે છે; કામિની સ્ત્રીઓનાં નેત્રો માટે ઉત્સવરૂપે છે; કીર્તિના પરમ પ્રકાશરૂપે છે; સારા મનના માનવીઓના આનંદની રચેલી આકૃતિરૂપે છે; વીરતાથી મળેલી લક્ષ્મીના જીવનરૂપે છે તેમ જ ધર્મના સ્થાનરૂપે છે ૧૨

धम्मिल्ले नवमल्लिकासमुदयो हस्ते सिताम्भोरुहं
हारः कण्ठतटे पयोधरयुगे श्रीखण्डलेपो घनः ।
एकोऽपि त्रिकलिङ्गभूमितिलक त्वत्कीर्तिराशिर्ययौ
नानामण्डनतां पुरंदरपुरीवामभ्रुवां विग्रहे ॥ १३ ॥

ત્રિકલિંગ દેશના તિલકરૂપ હે રાજા! તારી સ્વચ્છ કીર્તિઓનો સમૂહ ઇંદ્રની નગરીની અપ્સરાઓનાં શરીર પર અનેક પ્રકારનાં ભૂષણરૂપ બનીને રહે છે, જેમ કે તેમના કેશના અંબોડામાં મોગરાનાં પુષ્પોના સમૂહરૂપ બને છે, હાથમાં સફેદ કમળરૂપ બને છે, ગળામાં મોતીના હારરૂપ બને છે તેમ જ સ્તનમંડળ પર ચંદનના લેપરૂપ બને છે. ૧૩

**કલ્યાણદાસ**

कीर्तिस्वर्गतरंगिणीहिमगिरिर्विद्यानटीरङ्गभू-
र्लावण्यामृतभाजनं रसिकतावल्लीरसालद्रुमः ।
कान्तापाङ्गमृगस्थली तरुणतालक्ष्मीविलासाम्बुजं
जीयाद्विश्वविभूषणं नरपतिः कल्याणदासाभिधः ॥१४॥

કલ્યાણદાસ નામે આ જે રાજા છે, તે પોતે કીર્તિરૂપી સ્વર્ગની ગંગા પ્રગટ કરનાર હિમાલયરૂપે છે, વિદ્યારૂપી નટીને નાચવા માટે રંગભૂમિરૂપે છે, લાવણ્યરૂપી અમૃતને ભરવા માટેના પાત્રરૂપે બને છે, રસિકતારૂપી વેલને ચઢવા માટે આંબાના વૃક્ષરૂપે છે, કાંતાનાં કટાક્ષોરૂપી મૃગલાને વિહાર કરવા વનરૂપે છે તેમ જ યૌવનરૂપી લક્ષ્મીને વિહાર કરવા માટે કમળરૂપે છે; એ રીતે જગતના વિભૂષણરૂપ બનેલ આ રાજા વિજય પામો.

**કાબિલનો રાજા**

विस्फार्य व्योमगङ्गावलदुरुलहरीकैतवात्केसराली-
रुच्चैर्मस्तिष्कदेशे हिमकरकपटान्मण्डलीकृत्य पुच्छम् ।
दिङ्नागारब्धलम्भस्तव विशदयशः केसरी काबिलेन्द्र
ब्रह्माण्डारण्यवीथीगिरिगहनदरीसंभ्रमी बंभ्रमीति ॥१५

હે કાબિલના રાજા! અત્યંત વિસ્તાર પામેલો તારો યશ કેસરીસિંહ જેવો છે, આકાશગંગાની ડોલતી અને ઊંચીનીચી થતી સફેદ લહરીઓ તેની કેશવાળી જેવી છે તેમ જ ચંદ્રનો ગોળ આકાર તેના વાંકા વાળેલા પૂંછડા જેવો છે; અર્થાત્ કેશવાળી ખંખેરીને વાંકું પૂંછડું કરીને જેમ કેસરીસિંહ હાથી પર આક્રમણ કરે તેમ તારા યશરૂપી કેસરીસિંહ દશ દિગ્પાળ હાથીઓ પર આક્રમણ કરવાની તૈયારી કરે છે. તેમ જ બ્રહ્માંડરૂપી ઘોર જંગલના પર્વતોની ગહનગુફાઓમાં વિચરવાને માટે ફરી રહ્યો છે. ૧૫

वेलामुल्लङ्घ्य हेलादलितधरणिभृद्वाहिनीकोटिपूरै-
रुद्वेलत्काबिलेन्द्र प्रबलजलनिधिः प्लावनायोज्जजृम्भे ।

स्यान्मग्ना मेदिनीयं प्रबलभुजबलप्रौढचन्द्रहास-
ज्वालाभिः संततं चेन्न दहति वडवावीतिहोत्रोतिवृद्धः॥

હે કાબિલના રાજા ! તમે રમતમાં મારી નાખેલ રાજાઓની સેનાઓનાં લોહીનાં ભરપૂર પૂરથી હિલોળા લેતો એવો પ્રબળ સમુદ્ર પોતાની મર્યાદાને ઓળંગીને પૃથ્વીને ડુબાડી જ દેત; પરંતુ તમારા મજબૂત ભુજાઓના બળથી ઘૂમતી એવી તલવારની જ્વાળાઓથી અત્યંત વૃદ્ધિ પામેલો એવો વડવાનલ તે સમુદ્રનાં જળને બાળી રહ્યો છે. તમારી તલવારની જ્વાળાઓથી સમુદ્ર શોષાયો ન હોત, તો તે જરૂર પૃથ્વીને ડુબાડી દેત! ૧૬

કાર્તવીર્ય

काष्ठानुषङ्गात्परिवर्धमाने जाग्रत्प्रतापज्वलने त्वदीये।
श्रीकार्तवीर्य प्रसभं पतन्ति प्रत्यर्थिपृथ्वीपतयः पतङ्गाः॥

હે શ્રીમાન કાર્તવીર્ય રાજા ! જેમ લાકડાં(કાષ્ઠ)નો સંગ થવાથી વ્યાપક બનતા અગ્નિમાં બધા પ્રાણીઓ પતંગની જેમ હોમાઈ જાય છે, તેમ દિશાઓ (કાષ્ઠા)ના સંગથી વ્યાપક બનતો એવો તમારો પ્રતાપરૂપી અગ્નિ જાગ્રત બનતાં વિરોધી રાજાઓ પતંગિયાંની જેમ તેની અંદર બલાત્કારે ખેંચાઈને પડે છે. ૧૭

કુસુમન્દસાહિ

वीर श्रीकुसुमेन्द्रसाहिनृपतेः प्रौढप्रतापो वरः
कन्या काचनमालवक्षितिपतेः साम्राजलक्ष्मीरियम्।
तस्या वेपकरग्रहस्य समये तत्कुम्भसंस्थापनं
कर्तुं मण्डपबन्धनं विरचितुं विप्रा वयं प्रेषिताः॥१८॥

કુસુમેન્દ્રસાહિ નામે જે વીર રાજા છે, તેનો અત્યંત વૃદ્ધિ પામેલ એવા પ્રતાપ તે વરરાજા છે તેમ જ માળવાના રાજાની તે અદ્ભુત સામ્રાજ્યની લક્ષ્મી કન્યા છે. તે કન્યાના પાણિગ્રહણ કરવાના છે, તે સમયે મંગલકુંભની સ્થાપના કરવા માટે તેમ જ માંડવો બાંધવા માટે અમને બ્રાહ્મણો તરીકે મોકલ્યા છે. ૧૮

કૃષ્ણ રાજા

श्रीकृष्ण त्वत्प्रतापेन प्रतप्ताङ्गीर्दिगङ्गनाः।
दिग्गजा वीजयन्त्येव कर्णतालैः पुनः पुनः॥१९॥

હે શ્રીકૃષ્ણ રાજા ! દિશાઓરૂપી અંગનાઓનાં શરીરના અવયવો તમારા પ્રતાપરૂપી અગ્નિથી તપી જાય છે; તે કારણે દશ દિગ્પાળ હાથીઓ પોતાના કાનરૂપી પંખાથી તેમની પર વારંવાર પવન ઢોળે છે. ૧૯

मन्येऽरण्ये कुलगिरिगुहागह्वरे पर्यटन्ती
विद्धा दर्भैः किमपि चरणे वासुदेवस्य कीर्तिः।
इन्दौ कुन्दे कुमुदमुकुले चामरे चन्दने वा
दत्त्वा दत्त्वा मृदुनि पुरतः पादमेषा प्रयाति॥२०॥

આ વાસુદેવ શ્રીકૃષ્ણની કીર્તિ છે, તે કુલપર્વતોની ગહન ગુફાઓમાં ફરવા માટે નીકળેલી છે, પરંતુ દર્ભની અણીઓથી તેના ચરણો વીંધાઈ જતાં, તે કીર્તિ ચંદ્ર, મોગરો, કુમુદની કળી, ચામર, ચંદન વગેરે કોમળ પદાર્થો પર પગલાં મૂકી મૂકીને તે દૂર દૂર સુધી પહોંચી જાય છે.

क्षीरक्षालितपाञ्चजन्यकिरणश्रीगर्वसर्वंकषाः
श्रीकृष्णार्जुनसारथेऽसुररिपो त्वत्कीर्तिविस्फूर्तयः।
कैलासन्ति हिमाचलन्ति विकसत्कुन्दन्ति कन्दन्ति च।
क्षीरोदन्ति हलायुधन्ति विबुधाहारन्ति हीरन्ति च॥

અસુરોના શત્રુ અને અર્જુનના સારથિ એવા હે શ્રીકૃષ્ણ ! ક્ષીરસાગરથી ધોવાયેલ એવો તમારો જે પાંચજન્ય શંખ છે, તેનાં કિરણોની શોભાથી બીજા બધાની શોભાને હરી લેતી એવી તમારી કીર્તિના ચળકાટો સ્વચ્છ, સફેદ બનતા કૈલાસના જેવાં, હિમાલય જેવાં, ખીલેલા મોગરા જેવાં, કમળ જેવાં, ક્ષીરસાગર જેવા, બળભદ્ર જેવા, દેવોના આહાર-અમૃત જેવા તેમ જ હીરાના જેવા આચરણ કરે છે. ૨૧

त्वद्वाहोद्धूतधूल्यः करिकरनिकरैः सीकराश्च प्रयुक्ता, व्योम व्यापुः समन्ताद्यदुमुकुटमणे तत्र पङ्कोद्गमोऽभूत्। आगच्छद्भिः सुरैः क्ष्मां तव भजनकृते स्फाटिकीभिः शिलाभिर्बद्धः पन्थास्तदानीं सुरसरिदिति तं मानवा मानयन्ति॥२२॥

હે યદુકુળના શિરોમણિ ! તમારા ઘોડાઓએ જે ધૂળ ઉડાડી તેમ જ હાથીઓના સમૂહે ફુત્કારથી જે જલના સમૂહ ફેંક્યા, તે ધૂળ અને જળ ચારે બાજુ આકાશમાં પહોંચી ગયાં અને ત્યાં અદ્ભુત કાદવ જામી ગયો; પછી તો તમારા ભજન કરવા માટે દેવો પૃથ્વી પર આવવા લાગ્યા; તેથી ત્યાં સ્ફટિકની શિલાઓથી જે માર્ગ તૈયાર થઈ ગયો, તેને જ માનવો 'આકાશગંગા' તરીકે માનવા લાગ્યા. ૨૨

ગુર્જરાધીશ

कालिन्दि ब्रूहि कुम्भोद्भव जलधिरहं नाम गृह्णासि कस्माच्छत्रोर्मे नर्मदाहं त्वमपि कथमहो मत्सपत्न्याश्च नाम। मालिन्यं ब्रूहि किं ते प्रविरलविगलत्कज्जलैर्मालवीनां नेत्राम्भोभिः किमासां समजनि कुपितो गुर्जराणामधीशः॥

(સમુદ્ર અને નર્મદાનો સંવાદ) સમુદ્રે પૂછ્યું કે, 'હે યમુના !' ત્યારે નર્મદાએ જણાવ્યું કે, 'હે અગસ્ત્ય !'

તે સાભળીને સમુદ્રે કહ્યું કે, 'હું સમુદ્ર છું. મારા શત્રુ અગસ્ત્યનું નામ તું શા માટે લે છે?' ત્યારે નર્મદાએ કહ્યુ કે, 'હુ નર્મદા છું. તમે મારી શોક યમુનાનુ નામ શા માટે લો છો?' ત્યારે સમુદ્રે પૂછ્યું કે, 'તારા જળમા યમુનાની જેમ આટલી બધી કાળાશ શાથી?' ત્યારે નર્મદાએ જણાવ્યું કે, 'માળવાના રાજાની રાણીઓની આખમા રહેલ કાજળ સાથે આંસુ પ્રગટ થયાં, તે મારા જળમાં ભળી ગયા, તેને કારણે મારું જળ કાળું છે.' ત્યારે સમુદ્રે પૂછ્યું કે, 'શું ગુર્જર દેશનો રાજા તેમની પર કોપ્યો છે?' ૨૩

**ચોલના રાજા**

त्वत्खड्गखण्डितसपत्नविलासिनीनां
मूपा भवन्त्यभिनवा भुवनैकवीर ।
नेत्रेपु कङ्कणमथोरुपु पत्त्रवल्ली
चोलेन्द्रसिंह तिलक करपल्लवेपु ॥ २४ ॥

ત્રણ લોકમા એકલવીર એવા હે ચોલ દેશના રાજા! જ્યારે તમારા ખડ્ગે શત્રુઓને કાપી નાખ્યા, ત્યારે તેમની સ્ત્રીઓના અંગો પર વિચિત્ર પ્રકારે આભૂષણો ગોઠવાઈ ગયા; જે કંકણ હાથ પર હોવા જોઈએ, તે કં (જલના) કણ આખમા રહ્યા હતા જે છૂંદણાની વેલ (પત્રવલ્લી) છાતી પર હોવી જોઈએ, તે પત્ર (પાદડા) અને વેલ શરીર ઢાકવા સાથળ પર રહી છે તેમ જ જે તિલક કપાળમા હોવું જોઈએ તે તિલના કણ પોતાના પતિઓના શ્રાદ્ધ માટે હાથમા રહેલા છે. ૨૪

सिञ्जानैर्मञ्जरीति स्तनकलशयुगं चुम्बितं चञ्चरीकै-
स्तत्त्रासोल्लासलीलाः किसलयमनसा पाणय: कीरदष्टाः ।
तल्लोपायालपन्त्य पिकनिनदधिया ताडिता' काकलोकै-
रित्थं चोलेन्द्रसिंह त्वदरिमृगदृशां नाप्यरण्यं शरण्यम् ॥

હે ચોલદેશના રાજા! તારા હણાયેલા શત્રુઓની સ્ત્રીઓને અરણ્ય પણ શરણ આપતું નથી; કારણ કે તે સ્ત્રીઓના યુગલ સ્તનોને આમ્રની માંજર સમજીને ભમરાઓ ગુંજારવ કરતા વળગી પડે છે, તેમના ત્રાસને દૂર કરવા તે સ્ત્રીઓ પોતાના હાથ હલાવે છે; તે હાથને નવા પલ્લવ–પાન સમજીને પોપટો ચાચ મારે છે, તે દૂર કરવા માટે આ સ્ત્રીઓ મોટેથી વિલાપ કરે છે, ત્યારે 'જાણે કે કોયલો બોલી,' એમ માનીને કાગડાઓ ચાચો મારીને તેમને હેરાન કરે છે ૨૫

**જગદેવ**

चक्रं' पप्रच्छ पान्थं कथय मम सखे नास्ति स क्वापि देशो
यस्तुं नो यत्र रात्रिर्भवति भुवि खगायेति स प्रत्युवाच ।
नीते मेरौ समाप्तिं कनकवितरणैः श्रीजगद्देवनाम्ना
सूर्येऽनन्तर्हितेऽस्मिन्कतिपयदिवसैर्वासराद्वैतसृष्टिः ॥

(રાત્રિથી ભય પામતા) ચક્રવાક પક્ષીએ એક વટેમાર્ગુને પૂછ્યું કે, 'ભાઈ! શું પૃથ્વી પર એવો કોઈ દેશ નથી, જ્યાં રાત્રિ પડે જ નહીં અને પક્ષીથી સુખે રહી શકાય?' ત્યારે તે મુસાફરે જણાવ્યું કે, 'જગદેવ નામના રાજાએ સોનાના દાન આપવા માડ્યા છે; એટલે થોડા વખતમા સોનાના પર્વત સુમેરુનો નાશ થઈ જશે અને ત્યારબાદ સૂર્ય આથમશે જ નહિ એટલે થોડા દિવસ પછી જગતભરમાં રાત્રિ વિનાના દિવસ જ રહેશે

**જનક**

ज्याघातः कार्मुकस्य श्रयति करतलं कण्ठमोंकारनाद-
स्तेजो भाति प्रतापाभिधमवनितले ज्योतिरात्मीयमन्तः ।
राज्यं सिंहासनश्री' शममपि परमं वक्ति पद्मासनश्री-
र्येषां ते यूयमेते निमिकुलकुमुदानन्दचन्द्रा नरेन्द्राः ॥

જેમના હાથના તળિયામા ધનુષ્યની દોરીના આઘાત શોભે છે, જેમના કંઠમા ઓકારનો નાદ પ્રગટ થાય છે, તેમના પ્રતાપસ્વરૂપે રહેલું તેજ પૃથ્વી પર પ્રકાશે છે; જેમના અંતઃકરણમા આત્મતત્ત્વ દીપે છે, જેમના સિંહાસનની શોભા રાજ્યની મહત્તા વધારે છે અને જેમણે યોગ કરવા માટે પદ્માસન લગાવ્યું છે, તેની શોભા પરમ શાંતિને જણાવે છે, તે આપ જનક રાજા છો; જે નિમિના કુલરૂપી કુમુદોને ખીલવવા માટે ચંદ્રરૂપે પ્રગટ્યા છો. ૨૭

**દલપતિરાયની રાણી**

चन्द्रं चन्द्रार्धचूडं चतुरुदधिचयं चन्द्रिकां चन्द्रकान्तं
चार्वङ्गीलोचनान्तं चमरसहचरीवालभारोच्चयं च ।
सर्वीकुर्वन्ति दर्वीकरतिलकमपि ध्वस्तगुर्वीतिभीति
स्वर्वीथिप्रस्थितास्ते दलपतिगृहिणि त्वद्यशस्तोमसोमाः ॥

અનાવૃષ્ટિ જેવી ઇતિઓની જેમ જે શત્રુઓની સેના છે, તેના ભયને દૂર કરનાર હે દલપતિરાયની રાણી! જ્યારે તમારા યશના સમૂહરૂપી અનેક ચંદ્રો આકાશ માર્ગે ગતિ કરે છે, ત્યારે ચંદ્ર, ચંદ્રશેખર મહાદેવ, ચાર સમુદ્રોના સમૂહ, ચાંદની, ચંદ્રકાંતમણિ, સુંદરીના નેત્રોનો છેડો, ચમરી ગાયોના પૂંછડાઓનો સમૂહ તેમ જ ફણાધર શેષનાગ તે બધા પદાર્થોને તે ચંદ્રસમૂહ તુચ્છ કરી નાખે છે ૨૮

**દશરથ**

चिरादक्ष्णोर्जातं शमयति समस्तासुरवधू
कचाकृष्टिक्रीडाप्रसभसुभगभावुकभुजः ।

त्रिलोकीजङ्घालोज्ज्वलसहजतेजामनुकुल-
प्रसूतिः सुत्राम्णो विजयसहकृत्वा दशरथः ॥ २९ ॥

જેની વિશાળ ભુજાઓ બધા રાક્ષસોની સ્ત્રીઓના કેશ ખેંચવાની લીલા કરતા ભાગ્યશાળી બનેલી છે, જેનું કુદરતી ઉજ્જ્વળ તેજ ત્રણ લોકના તેજને ઓળંગે છે, તેમ જ જેણે ઇંદ્રને વિજય આપવામા સહકાર આપ્યો છે, તેવા દશરથ રાજા આજે ઘણે દિવસે નેત્રોની જડતાને શાંત કરે છે. ૨૯

यस्योद्यद्भुजदण्डचण्डिमवलत्कोदण्डलीलायिते-
र्निष्पीते दनुजेन्द्रचन्द्रवदनाभ्रूवल्लरीविभ्रमे ।
लक्ष्मीमस्त्रविपाटलक्षतमयीम्लम्भते केवलं
पौलोमीकरजाङ्कुरव्यतिकरादाखण्डलीयं वपुः ॥३०

જ્યારે દશરથ રાજાના ઊંચા કરેલા ભુજદંડના પ્રચંડપણાને લીધે ધનુષ્ય કુંડલાકારે વળી જઈને લીલાને ધારણ કરતું હતુ ત્યારે તે ધનુષ્યની લીલા દૈત્યરાજની સુંદરીઓના ભ્રકુટીના કટાક્ષોના પાન કરી જતી હતી; એટલે પછી ઇંદ્રના શરીર પર શત્રુઓના શસ્ત્રના ઘાની લાલાશભરી શોભા તો રહી નહોતી; પરંતુ ઇંદ્રાણીના નખના ઘાથી ઇંદ્રનું શરીર લોહીના રાતા જખમોની શોભાને ધારણ કરે છે. ૩૦

દિલ્લીન્દ્રચૂડામણિ

राजेति क्षणदाकरं विजयते दानोरुलक्ष्मीरिति
स्वर्नागं बहुवाहिनीपतिरिति क्षिरोदमास्कन्दति ।
दुर्गाधीश इति स्फुटं पुररिपुं विद्वेष्टि भोगोद्भट-
श्रीरित्यर्हति वासुकिं स्वयशसा दिल्लीन्द्रचूडामणिः ॥३१

દિલ્હીના રાજાઓમા ચૂડામણિરૂપ બનેલો આ રાજા પોતાના 'રાજા' એ શબ્દથી ચંદ્રને જીતે છે, તેની શોભા દાન(ધન વગેરેના તેમ જ મદ વગેરે) ને કારણે ઐરાવતને જીતે છે, અનેક વાહિની(સેના, નદીઓ)ના પતિ હોવાને લીધે ક્ષીરસાગરને જીતે છે, દુર્ગ (કિલ્લા)-ના માલિક હોવાથી દુર્ગાધીશ (મહાદેવ) બનીને મહાદેવને જીતી લે છે, તેમ જ પોતાના યશથી જે અનેક ભોગ-વૈભવની શોભા મેળવે છે, તેને લીધે ભોગ-ફણાને ધારણ કરનાર વાસુકિનાગને જીતી જાય છે ૩૧

નાના સાહેબ

जयश्रियः कृपाणीयं वेणी नानाख्यभूपतेः ।
अस्यां करगृहीतायामसावभिमुखी तव ॥ ३२ ॥

નાના સાહેબ નામને ધારણ કરનાર આ રાજાના હાથની તલવાર એ તો વિજયલક્ષ્મીની વેણીરૂપે છે; કારણ કે જ્યારે તે તલવારને તે રાજા હાથમા પકડે છે, ત્યારે વિજયલક્ષ્મી તેમની સામે આવીને ઊભી રહે છે.

નિજામશાહ

नृपतिनिजाम तवाद्भुतचरणार्पणवहलपीडाभिः ।
रचयति वहिरिव रसनामरुणध्वजकैतवाद्धनिः ॥३३॥

હે નિજામશાહ રાજા! તમારા અદ્ભુત ચરણોને મૂકવાથી આ પૃથ્વીને જાણે કે ઘણી પીડાઓ થતી હોય છે અને તેથી લાલ ધજાને નિમિત્તે તે પૃથ્વી પોતાની જીભને બહાર કાઢતી હોય તેમ લાગે છે. ૩૩

धरणिधर निजामशाह युष्मत्
करकरवालकरालकालसर्पः ।
द्विपदसुपवनं निपीय पीनो
दिशि दिशि मुञ्चति कञ्चुकं यशस्ते ॥ ३४ ॥

હે નિજામશાહ રાજા! તમારા હાથમા રહેલ તલવાર એ તો વિકરાળ કાળરૂપી સર્પ છે અને તે કાળસર્પ શત્રુઓના પ્રાણરૂપી પવનના પાન કરીને હૃષ્ટપુષ્ટ બને છે અને ત્યાર બાદ દશે દિશાઓમા જ્યા જ્યાં ફરે છે, ત્યા ત્યા તમારી યશરૂપી કાચળીને તે ઉતારે છે-મૂકે છે ૩૪

अटत्कटकघोटकप्रकटचापटङ्कारव
चटचटदिति स्फुटं स्फुटति मेदिनीकर्परम् ।
निजामधरणीपतौ वलति कौतुकाडम्बरा-
दिदं भुवनमण्डल दरदरीदरीदर्यहो ॥ ३५ ॥

જ્યારે આ નિજામશાહ રાજા કુતૂહલના આડંબરને કારણે આ પૃથ્વીમંડળ પર ફરતા હોય છે, ત્યારે તેમની સેનામા રહેલા ઘોડાઓના પગના ડાબલા જોરથી પડે છે અને તેને કારણે પૃથ્વીરૂપ ઠીકરું પ્રહારથી તૂટી જાય છે તેમ જ બ્રહ્માંડમંડળ પણ સ્પષ્ટ રીતે ફાટી પડતા તેના કટકા થઈ જાય છે. ૩૫

क्षोणीकाम निजामशाह भवतः प्रौढैः प्रतापानलै-
र्दागेव द्रवरूपतामुपगते चामीकराणां चये ।
भ्रश्यद्वासवधोमधोरणि मुहुर्मज्जद्ग्रहमामणि त्रस्यत्का-
मिनि नि-पतद्वनितलं मेरोः समुन्मीलति ॥ ३६ ॥

પૃથ્વી પર કામદેવ જેવા હે નિજામશાહ! તમારા વિસ્તાર પામેલા પ્રતાપરૂપી અગ્નિઓથી મેરુ પર્વત પરના સોનાના ઢગલા પહેલેથી જ રસરૂપ બની જાય છે, એટલે પછી મેરુ પર્વત પર રહેલી ઇંદ્રનગરીની ઇમારતો નાશ પામવા લાગે છે તેમ જ મોટા મોટા ગ્રહો અસ્ત પામે છે. દેવાંગનાઓ ત્રાસ પામે છે અને મેરુ પર્વતનાં જંગલો પડવા લાગે છે. ૩૬

क्षोणीकाम निजाम तावकमुजं लब्ध्वा भुजंगीश्वरं
जानीमः करवालकालभुजगी किं नाम गर्भिण्यभूत्।
मत्तेभेन्द्रविभिन्नकुम्भविदलन्मुक्ताकलापच्छला-
दच्छामण्डपरम्परामधिरणं सूते स्फुरन्ती मुहुः ॥३७॥

હે પૃથ્વી પર કામદેવ જેવા નિજામશાહ! તમારા વિશાળ ભુજરૂપી નાગરાજને મેળવીને આ તલવારરૂપી કાલસર્પિણી શું ગર્ભિણી તો થઈ નથી ને! કારણ કે તે વારંવાર ચમકારા કરે છે; તેથી રણભૂમિ પર રહેલ મદોન્મત્ત હાથીઓનાં ગંડસ્થળ ફાટી પડે છે અને તેમાંથી મોતીઓના સમૂહરૂપે અનેક સ્વચ્છ ઈંડાંઓને જન્મ આપે છે! ૩૭

वाहव्यूहखुरक्षतां वसुमतीं संवीक्ष्य मूर्च्छावतीं
भेरीझाङ्कृतिचञ्चलेन पयसा वारांनिधिः सिञ्चति।
दिग्बाला तनुते निजामनृपतेर्वातं पताकांशुकै-
र्धूलीधोरणिरश्विनीसुतमिव प्रष्टुं दिवं धावति ॥३८॥

આ નિજામશાહ રાજના ઘોડાઓના ડાબલાના ઘા વાગતાં, પૃથ્વી મૂર્છિત બની જાય છે, તે જોઈને સમુદ્ર પોતાનાં ચંચળ બનેલાં જળરૂપી દુંદુભિઓના નાદ કરીને તેની પર સિંચન કરે છે; દિશાઓરૂપી કન્યાઓ ધ્વજના વસ્ત્રથી તેની પર પવન ઢોળે છે તેમ જ પવનથી ઊંચી ચડેલી ધૂળની ડમરી અશ્વિનીકુમારને ઔષધ માટે પૂછવા સ્વર્ગમાં જાય છે. ૩૮

विद्वद्गोष्ठगरिष्ठो प्रतिभटदमन श्रीनिजामः प्रतीमः
कृत्वात्वत्कीर्तिगाथां वहति गणविधिं पद्मयोनिः कठिन्या।
वक्रालेखा गुरूणाममृतकरकलां कञ्जमहीमरालाः
शुद्धा लेखा लघूनां बिसभुजगनभोनिम्नगादन्तिदन्ताः ॥

વિદ્વાનોની ચર્ચાસભામાં ગુરુપદે વિરાજમાન અને શત્રુઓના દમન કરનાર હે નિજામશાહ! અમે એમ ધારીએ છીએ કે, 'બ્રહ્માએ તમારી કીર્તિરૂપી કથાને કવિતામાં રચી છે અને પછી ખડી લઈને તે કવિતાની ગુરુ-લઘુની ગણના કરી છે, તેમાં ગુરુમાત્રાની જે વાંકી (ˇ) રેખા છે, તે ચંદ્રની કળારૂપે, કાંચળીરૂપે, મોગરાની કળીરૂપે તેમ જ રાજહંસરૂપે પ્રગટ થાય છે અને જે લઘુમાત્રાઓની (–) શુદ્ધ રેખાઓ છે, તે કમળના તંતુરૂપે, સર્પરૂપે, આકાશગંગારૂપે તેમ જ હાથીદાંતરૂપે દેખાય છે. ૩૯

अङ्गाः संजातभङ्गाघनवनवसतिप्राप्तरङ्गाः कलिङ्गा-
स्तैलङ्गाः स्वर्गगङ्गामिषवणमतयः शीर्यदङ्गाश्च वङ्गाः।
लाटाः स्विद्यल्ललाटाः पदगमनदला श्वासलोलाश्च चोला
जायन्ते श्रीनिजाम प्रधुरण भवतः प्रौढनिःसाणनादात् ॥

વિશાળ રણભૂમિ પર ખેલનાર હે નિજામશાહ! તમારાં ગંભીર નગારાંના નાદ સાંભળીને અંગદેશના રાજાઓ ભાંગેલા ઉત્સાહવાળા થાય છે, કલિંગદેશના રાજાઓ ગાઢ જંગલમાં નિવાસ કરવાની રુચિવાળા બને છે, તૈલંગદેશના ક્ષત્રિયો આકાશગંગામાં સ્નાન કરવાની ઇચ્છા રાખે છે, બંગાળના ક્ષત્રિય રાજાઓ શિથિલ અંગવાળા બને છે, લાટદેશના રાજાઓ લલાટ પરના પરસેવાવાળા બને છે તેમ જ ચોલદેશના રાજાઓ પગપાળા દોડવાને લીધે શ્વાસથી હાંફવા લાગે છે. ૪૦

**નૃસિંહરાજા**

आहवे जगदुद्दण्डराजमण्डलराहवे।
श्रीनृसिंह महीपाल स्वस्त्यस्तु तव बाहवे ॥४१॥

હે શ્રીનૃસિંહ મહારાજ! તમારા આ બાહુનું કલ્યાણ થજો કે જે યુદ્ધભૂમિ પર આવેલા જગતના ઉદ્દંડ રાજાઓના સમૂહને રાહુ જેવો લાગે છે. ૪૧

त्वयि लोचनगोचरं गते सफलं जन्म नृसिंहभूपते।
अजनिष्ट ममेति सादरं युधि विज्ञापयति द्विषां गणः ॥

હે નૃસિંહરાજા! રણભૂમિ પર તમને આવેલા જોઈને, વેરીજનો આદરથી જણાવે છે કે, આજે આપ અમારી નજરે પડ્યા, તેથી અમારો જન્મ સફળ થયેલો છે.

कौमुदीव तुहिनांशुममण्डलं जाह्नवीव शशीखण्ड-
मण्डनम्। यस्य कीर्तिरनुरूपमाश्रिता त्वां विभाति
नरसिंहभूपते ॥

હે નરસિંહરાજા! જેમ ચાંદનીએ શીતળ ચંદ્રનો આશ્રય લીધો છે અને જેમ ગંગાનદીએ ચંદ્રશેખર મહાદેવનો આશ્રય લીધો છે, તેમ કીર્તિએ પોતાને અનુરૂપ એવા તમારો આશ્રય લીધો છે. ૪૩

गण्डाभोगे विहरति मदैः पिच्छिले दिग्गजानां
वैरिस्त्रीणां नयनकमलेष्वञ्जनानि प्रमार्ष्टि।
यद्यप्येषा हिमकरकराद्वैतसौवस्तिकी ते
कीर्तिर्दिक्षु स्फुरति तदपि श्रीनृसिंह क्षितीन्द्र ॥४४॥

હે નૃસિંહ મહારાજ! તમારી કીર્તિ મદથી ચીકણા બનેલ હાથીઓના ગંડસ્થળ પર નિરંતર રહે છે તેમ જ તે શત્રુઓની સ્ત્રીઓનાં નેત્રકમળનાં કાજળને (આંસુથી) ધોઈ નાખે છે, તોપણ તે ચંદ્રનાં કિરણોની જેમ સ્વચ્છ રહીને જ સઘળી દિશાઓમાં સ્ફુર્યા કરે છે. ૪૪

विद्यारत्नं सरसकविता यानरत्नं तुरंगो
वाञ्छारत्नं परमपदवी भोगरत्नं मृगाक्षी।
स्रोतोरत्नं विबुधतटिनी मासरत्नं वसन्तो
भूभृद्रत्नं कनकशिखरी भूपरत्नं नृसिंहः ॥४५॥

જેમ સરસ કવિતા તે વિદ્યાઓમાં રત્ન છે, ઘોડો વાહનોમાં રત્ન છે, પરમ પદ તે વાંછિત પદાર્થોમાં રત્ન છે કામિની તે ભોગ્ય પદાર્થોમાં રત્ન છે, વહેતા પ્રવાહોમાં ગંગાનદી રત્ન છે, વસંતઋતુ મહિનાઓમાં રત્ન છે અને જેમ સુમેરુ પર્વતોમાં રત્ન છે તેમ આ નૃસિંહરાજ રાજાઓમાં રત્ન સમાન છે ૪૫

निशारत्नं चन्द्रः शयनतलरत्नं शशिमुखी
सभारत्नं विद्वाञ्श्रवणपुटरत्नं हरिकथा ।
कलारत्नं गानं दिविगमनरत्नं दिनकरो
महीरत्नं मन्ये सपदि नरसिंहः क्षितिपतिः ॥४६॥

જેમ રાત્રીઓનું રત્ન ચંદ્ર છે, શય્યાનું રત્ન ચંદ્રમુખી સ્ત્રી છે, સભાનું રત્ન વિદ્વાન છે, કાનનું રત્ન હરિની કથા છે, કળાઓનું રત્ન ગાયન છે, આકાશમાં ગતિ કરનાર પદાર્થોનું રત્ન સૂર્ય છે તેમ આ નૃસિંહ રાજા હાલમાં પૃથ્વી પરનું રત્ન છે, એમ હું માનું છું ૪૬

श्रीलक्ष्मीनरसिंहसान्द्रजलदे चञ्चन्नखालीतडि
द्भाम्नि च्छन्नरिपुप्रतापतपने कोपावलिं वर्षति ।
पूर्णा शोणितवाहिनी सुरमनःसतापदावानलः
शान्तोऽभूद्विरराम वैरिवनितासीमन्तमार्गोदयः ॥४७

જેના નખની ચંચળ કાંતિઓ વીજળીની જેમ પ્રકાશે છે અને જે વૈરી જનોના પ્રતાપરૂપી સૂર્યને ઢાંકી દે છે, એવા ભરેલા મેઘના જેવા આ લક્ષ્મીનૃસિંહ રાજા જ્યારે કોપની હારરૂપે ધારાઓની વૃષ્ટિ કરવા લાગે છે, ત્યારે લોહીથી ભરેલી નદીઓમાં પૂર આવવા લાગે છે દેવોના અંતઃકરણમાં રહેલ સંતાપરૂપી દાવાનળ શાંત થઈ જાય છે તેમ જ વૈરીજનોની સ્ત્રીઓના મસ્તકના સેંથારૂપી માર્ગો પ્રગટ થતા બંધ થાય છે ૪૭

निर्यञ्छोणितपूरताम्रवपुषः स्वैरं रुदन्तो मुहु
र्देव श्रीनरसिंह ते रिपुजना दिग्वाससो निस्त्रपाः ।
उद्गच्छज्जठरान्त्रनालसहितास्ते नूनमासन्पुन
र्जन्मानो रणभूमिमातुरुदरात्तत्कालमेव च्युताः ॥४८॥

હે નરસિંહદેવ રાજન્! જેના શરીર નીકળતા લોહીના પૂરથી રાતા થયા છે, જે મંદ મંદ રુદન કરે છે, જે દિગંબર (નાગા) અને લજ્જારહિત છે અને જઠરની અંદર બાણ પરોવાથી આંતરડાના નાળવાળા છે, એવા તમારા શત્રુઓ જાણે કે રણભૂમિરૂપી માતાના ઉદરમાંથી તરત જ જન્મીને નીકળેલા હોય એવા લાગે છે

देव त्वत्तरुणप्रतापशिखिनो निःशेषमेधायते
शत्रूणां पटलं तदीययशो जानामि धूमायते ।
मार्तण्डांशुलसन्महावलिरसौ ज्वालाकलापायते
दुःखानां निकरस्तथा सुमनसां सङ्घः पतङ्गायते ॥४९॥

હે નરસિંહદેવ રાજન્! મને એમ લાગે છે કે, જ્યારે તમારા તરુણ પ્રતાપરૂપી અગ્નિ પ્રગટ થાય છે, ત્યારે શત્રુઓના મંડળ પૂરી રીતે લાકડરૂપ બને છે, શત્રુઓનો અપયશ ધુમાડાની જેમ લાગે છે સૂર્યના કિરણોની શોભી રહેલી મોટી હાર જ્વાળાઓની પંક્તિ જેવી લાગે છે, તેમ જ સુજનોના દુઃખોના સમૂહ પતંગિયાના હારની જેમ બળવા માંડે છે ૪૯

किं मध्याह्नदिवाकरोऽयमपरः किं वाडवौर्वानलः
किं वासौ चपलाचयः पशुपतेः किं भालनेत्रानलः ।
किं वासौ प्रलयानलः किमथवा सर्वोऽपि भौमानलः
श्रीमत्सिंह भवत्प्रतापनिकरे नोदेति केषां मतिः ॥५०

હે નરસિંહદેવ! જ્યારે તમારા પ્રતાપનો સમૂહ પ્રગટ થાય છે, ત્યારે એમ લાગે છે કે 'આ શું મધ્યાહ્ન કાળનો તપતો બીજો સૂર્ય છે?' 'શું બીજો વાડવાનલ છે?' 'શું વીજળીઓનો સમૂહ છે?' 'શું પશુપતિ વિશ્વનાથના લલાટનું નેત્ર છે?' 'શું પ્રલયકાળનો અગ્નિ છે?' અથવા 'શું પૃથ્વી પરનો ભેગો થયેલો અગ્નિ છે?' એ પ્રકારે કોના મનમાં તર્ક જાગતા નહિ હોય!

काठिन्यं कुचकुम्भयोर्नयनयोश्चाञ्चल्यमेतद्द्वयं
भो ब्रह्मन्भवता कथं न पदयोरस्माकमासादितम् ।
इत्थं श्रीनरसिंह ते त्रिभुवनाधीशस्य धाटीभिया
कान्तारेषु मिथः पलायनपरा जल्पन्ति वैरिस्त्रियः ॥

હે નરસિંહદેવ! તમે ત્રણ લોકના અધીશ્વર બનીને શત્રુઓના પ્રદેશ પર ધાવો નાખશો, એ ભયે જ્યારે શત્રુઓની સ્ત્રીઓ ભાગીને જંગલોમાં દોડવા લાગે છે ત્યારે તે પરસ્પર વાર્તાલાપમાં જણાવે જે કે, 'હે વિધાતા! સ્તનરૂપી ઘડાઓમાં જે કઠિનતા છે અને નેત્રોમાં જે ચપળતા છે, તે બંને ગુણો અમારા પગને કેમ ન આપ્યા, કે જે દોડવાના મામલામાં આવત! ૫૧

गताः संप्रति गर्भगौरवभराद्राक्षोऽवरोधाङ्गनाः
कान्तारेषु पलायितुं वत कथं पद्भ्यां भवेयुः क्षमाः ।
इत्थं चेतसि संविभाव्य सदयं वैकुण्ठकण्ठीरव
त्वन्नादावलिभिः सपत्नीभिरिव किं त्वद्गर्भपातः कृतः ॥

જેના કંઠનો નાદ નિષ્ફળ જતો નથી, એવા હે નરસિંહદેવ! 'તમારા વૈરી જનોના અંતઃપુરની નારીઓ ગર્ભના મોટા બોજાના ભારથી જંગલોમાં પગે શી રીતે દોડી જશે,' એમ મનમાં વિચારીને તમારા નાદના સમૂહ તેમના મિત્ર બનીને તેમના ગર્ભ

પડાવી નાખતા હોય, એમ લાગે છે. ૫૨

स्नातस्त्वद्रिपुरक्तराथसि यशो धौताम्बरं धारयँ-
ल्लक्ष्मीश त्वदरातिवक्त्रकमलैर्भूदेवतां पूजयन् ।
जुह्वँश्चैतदसून्स्वकोपदहने युष्मत्प्रतापोदयः
शत्रुच्छत्रधरार्थदर्पयशसां प्राणाहुतीराददे ॥ ५३ ॥

હે નૃસિંહદેવ! તમારા પ્રતાપરૂપી જે અગ્નિ પ્રગટ થયો છે, તેણે અમારા શત્રુઓના રુધિરરૂપી જળમાં સ્નાન કર્યું છે, તેમના યશરૂપી સ્વચ્છ પીતાંબર ધારણ કર્યું છે. શત્રુઓનાં મુખરૂપી કમળોથી ભૂદેવતાના પૂજન કર્યાં છે, કોપરૂપી અગ્નિના મુખમાં શત્રુઓના પ્રાણ હોમ્યા છે તેમ જ શત્રુઓનાં છત્રો, જમીન, ધન, દર્પ, ગર્વ વગેરેની પ્રાણાહુતિઓ આપેલી છે. ૫૩

कीर्तिः श्रीनरसिंह ते त्रिपथगा तत्रोदितं कैरवं
चान्द्रं मण्डलमत्र नीलमिव यत्तद्भृङ्गवृन्दं किमु ।
यद्वा त्वद्दलितारिवृन्दतरुणीचित्तेन्धनाग्नेः स्थलं
चन्द्रस्तत्र विभाति नीलमिव यद्धूमः स मन्यामहे ॥

હે નરસિંહદેવ! તમારી કીર્તિરૂપી જે ત્રણ માર્ગે જનારી ગંગા છે, તેમાં જે ચંદ્રમંડળ છે, તે તો જાણે કે ગંગામા ભીગેલું કૈરવ–કમળ છે અને તે ચંદ્રમંડળમા જે શ્યામ કલંક છે, તે તો ભમરાઓનો સમૂહ હોય એમ લાગે છે; અથવા તો જે ચંદ્રમંડળ છે, તે તો તમારાથી હણાયેલા વૈરી જનોની સ્ત્રીઓના ચિત્તરૂપી લાકડાંને બાળનાર અગ્નિનું સ્થાન છે અને જે શ્યામ કલંક છે, તે લાકડાંનો ધુમાડો હોય એમ અમે માનીએ છીએ.

अन्तर्विष्णोस्त्रिलोकी निवसति फणिनामीश्वरे सोऽपि शेते, सिन्धोः सोऽप्येकदेशे तमपि चुलुकयां कुम्भयोनिश्चकार । धत्ते खद्योतलीलामयमपि नभसि श्रीनृसिंहक्षितीन्द्र, त्वत्कीर्तेः कर्णनीलोत्पलमिदमपि च प्रेक्षणीयं विभाति ॥ ५५ ॥

હે નરસિંહદેવ! ત્રણે લોક વિષ્ણુ ભગવાનની અંદર રહે છે, તે વિષ્ણુ પોતે શેષનારાયણ પર સૂઈ જાય છે, તે શેષનારાયણ સમુદ્રના એક ખૂણામા રહે છે, તે આખા સમુદ્રને અગસ્ત્ય મહારાજ આચમન કરીને પી ગયા હતા; તે અગસ્ત્ય નક્ષત્રરૂપે આકાશમાં આગિયા જેવા નાના લાગે છે અને તે આકાશ તમારી કીર્તિરૂપી રમણીને કાન પર રાખવાની સુંદર નીલકમલની જેવું લાગે છે, તો તમારે મહિમા કેવો? ૫૫

नृत्यद्भर्गाट्टहासप्रचयसहचरैस्तावकीनैर्यशोभि-
र्धावल्यं नीयमाने त्रिजगति परितः श्रीनृसिंहक्षितीन्द्र ।
नेद्दग्यद्येष नाभीकमलपरिमलप्रौढिमासादयिष्य-
द्देवानां नाभविष्यत्कथमपि कमलाकामुकस्यावबोधः ॥

હે નરસિંહદેવ, પૃથ્વીરાજ! જે તાંડવનૃત્ય કરતા મહાદેવના અટ્ટહાસની મૈત્રી કરે છે, તેવા તમારા વિશાળ યશ ત્રણેય જગતોને સફેદ કરી નાખે છે, તેથી વિષ્ણુ ભગવાન પણ સફેદ બની ગયા છે; એટલે જો તેમની પાસે નાભિકમળની ગાઢ સુગંધ ન હોત, તો કોઈ રીતે પણ તે વિષ્ણુ બીજા દેવોના જેવા બની જતાં ઓળખાત નહિ. ૫૬

श्रीमद्वैकुण्ठकण्ठीरव तव निनादाकर्णनत्रासधाव-
च्छक्रेभोद्भिन्नगण्डस्थलविगलदतिस्वच्छमुक्तामणीनाम् ।
माला तारावलीयं विलसति च पतद्दानपाथःपयोधि-
र्नोचेत्कुत्या नु तारावलिरथ लवणः सागरोऽसौ कुतस्त्यः ॥

જેના કંઠનો નાદ અમોઘ છે, એવા હે નૃસિંહદેવ! જ્યારે તમારા નાદને સાંભળ્યા, ત્યારે ઇંદ્રના ઐરાવત હાથીએ નાસવા માંડ્યું; તે વખતે તેના ભેદાયેલ ગંડસ્થળમાથી જે અત્યંત સ્વચ્છ મણિઓ ગળીને નીચે પડ્યા, તે જ આકાશમાં તારાઓની હાર બની તેમ જ તે હાથીના ગંડસ્થળમાથી જે મદ ઝરવા લાગ્યો તે જ આ ખારો સમુદ્ર બન્યો; તે વિના તારાઓની હાર અને ખારો સમુદ્ર ક્યાથી સંભવે! ૫૭

द्विर्भावः पुष्पकेतोर्विबुधविटपिनां पौनरुक्त्यं विकल्प-
श्चिन्तारत्नस्य वीप्सा तपनतनुभुवो वासवस्य द्विरुक्तिः ।
द्वैतं देवस्य दैत्याधिपमथनकलाकेलिकारस्य कुर्वन्ना-
नन्दं कोविदानां जगति विजयते श्रीनृसिंहः क्षितीन्द्रः ॥

વિદ્વાન જનોને આનંદ આપનાર આ શ્રીનૃસિંહદેવ પૃથ્વીના રાજા બનીને જગત પર વિજય પામે છે; તે જાણે કે કામદેવના બીજા અવતાર છે, દેવોના કલ્પવૃક્ષનું બીજું રૂપ છે, બીજા ચિંતામણિરૂપે છે, બીજા યમરાજ જેવા છે, સાક્ષાત્ બીજા ઇંદ્રરાજ છે તેમ જ વિષ્ણુના બીજા અવતાર છે કે જે વિષ્ણુ ભગવાને દૈત્યોનાં મંથનરૂપી કળાની લીલા કરી હતી. ૫૮

પરશુરામ

आदर्शाय शशाङ्कमण्डलमिदं हर्म्याय हेमाचलं
दीपाय द्युमणिं महीमिव कथं नो भिक्षवे दत्तवान् ।
दित्सापल्लवितप्रमोदसलिलव्याकीर्णनेत्राम्बुजो
जानीमो भृगुनन्दनस्तदखिलं न प्रायशो दृष्टवान् ॥५९

ભૃગુનંદન પરશુરામે જ્યારે બ્રાહ્મણોને સર્વસ્વનાં દાન આપવા માંડ્યાં, ત્યારે તેમણે જોવાના દર્પણરૂપે આ ચંદ્રમંડલ, રહેવાના મહેલરૂપે આ સુમેરુ પર્વત તેમ જ

દીવારૂપે આ આકાશમણિ સર્પ કેમ આપી દીધા નહિ હોય ? અમને લાગે છે કે તેમના નેત્રો દાન આપવાના ઉમળકાના આસુઓથી ભરાઈ ગ્યા તેને કારણે તેમને ચદ્ર, સુમેરુ અને સૂર્ય જેવા પદાર્થો દેખાયા નહિ હોય

गोत्राचारविचारपारगतया वृद्धाभिरादिष्टया
मात्रा वस्तुपु तेपु तेपु पुरत प्रस्तारितेपु क्रमात् ।
अन्नप्राशनवासरे सरभस वक्षोभरोत्सर्पिणा
येनात्त धनुरीक्षिताश्च सपदि क्षत्रावतसा दिश ॥६०॥

પરશુરામને જ્યારે અન્નપ્રાશન(બાળકને પહેલો કોળિયો જમાડવો, તે)સરકાર આપવામા આવ્યો અને કુળની વૃદ્ધ સ્ત્રીઓએ કુળના આચાર અને વિચાર ની પરપરા પ્રમાણે તેમની માતાને ઉપદેશ આપ્યો તે રીતે બાળકની આગળ જુદી જુદી અનેક ચીજો દેખાવવામા આવી ત્યારે પરશુરામે વેગ કરીને છાતીથી ચાલીને ધનુષ્ય લઈ લીધુ અને ક્ષત્રિય રાજાઓથી ભરેલી દિશાઓ તરફ કઠોર નજરે જોઈ લીધુ ૬૦

तन्वन्ती तिमिरद्युति कृतवती प्रत्यर्थिचक्रव्यथा
मेपा भार्गव तावकी विजयते निस्त्रिंशधारा निशा ।
युद्धक्रुद्धविपक्षपक्षविदलत्कुम्भीन्द्रकुम्भस्थल
भ्रश्यन्मौक्तिककैतवेन परितस्तारावलीं वर्पति ॥६१॥

હે પરશુરામ ! તમારી આ ખડ્ગની ધારા એ તો રાત્રિરૂપે છે, જે અધકારની કાતિને વિસ્તારે છે તેમ જ શત્રુઓરૂપી ચક્રવાક પક્ષીઓને વ્યથા પમાડે છે યુદ્ધની ભૂમિ પર જ્યારે શત્રુઓના હાથીઓ ક્રોધમા આવી જાય છે ત્યાર તેમના ગડસ્થળમાથી જે મોતીઓ ખરવા લાગે છે, તે તો જાણે કે રાત્રિ તારાઓની હારનો વરસાદ કરે છે ૬૧

પાડ્યરાજા

तवाङ्गणे सुन्दर वीर पाण्ड्य मतगजा शृङ्ख लिनो विभान्ति । आवासदानादरिभूपतीनामाशान्त शैला इव सापराधा ॥६२॥

હે સુદર વીર પાડ્યરાજા ! તારા આગણે સાકળથી બાધેલા મદઝરતા હાથીઓ છે તે તો વૈરીજનોની સર હદ પર રહેલા કુલપર્વતો અપરાધી બનીને કેદમા પડેલા હોય તે રીતે બાધેલા લાગે છે. ૬૨

विन्ध्याद्रि करसाधनी निरुपमो रत्नाकर कोशभृत्
सौगन्धी मलयाचल परिचरा सर्वेऽपि विद्याधरा ।
विश्वाशापरिपूरण वितरण देयोऽप्यहो दक्षिण
पाण्ड्याखण्डलवीर पाण्ड्य भवत किं किं नलोकोत्तरम् ॥

પાડ્યદેશના ઇદ્ર જેવા હે વીર પાડ્ય રાજન્ ! વિધ્યાચળ પર્વત તમારા કરવેરાનુ સાધન છે રત્નો કર સમુદ્ર તમારો અનુપમ ખજાનો છે મલય પર્વત તમારા સુગધિત પદાર્થોનો સગ્રહ છે બધા જ વિદ્યાધર (વિદ્વાનો) તમારા પરિચારક (હજૂરિયા) છે વિશ્વની આશાઓ(દિશા)ને પરિપૂર્ણ કરે તેવા તમારા દાન છે તમારો દેશ પણ દક્ષિણ (કુશળ) છે એ રીતે તમારી પાસે એવા કયા પદાર્થો નથી કે જે અલૌકિક ન હોય ! ૬૩

एतद्दन्तिवलैर्विलोक्य निखिलामालिङ्गिताङ्गीं भुव
सग्रामाङ्गणसीम्नि जगमगिरिस्तोमभ्रमाधायिभि ।
पृथ्वीन्द्र पृथुरेतदुग्रसमरप्रेक्षोपनम्रामर
श्रेणीमध्यचर पुन क्षितिधरक्षेपाय धत्ते धियम् ॥६४

જ્યારે આ પાડ્ય રાજા યુદ્ધભૂમિ પર જાય છે, ત્યારે તેના દતૂશળવાળા હાથીઓ સપૂર્ણ પૃથ્વીને ઘેરી લે છે, તે સમયે રાજાના ઉગ્ર સગ્રામને જોવા માટે જે દેવો આવે છે, તેમા દેવરૂપ બનેલા પૃથ્વીરાજ પણ છે, તે હાથીઓને પૃથ્વી પર જગમના પર્વતો માની લઈને તેને તોડી નાખવાનો વિચાર કરે છે ૬૪

પારસીક રાજા

यदपि कटकयात्रारोधि पाथोधिना ते
दिशि दिशि मम पत्या पारसीकक्षितीश ।
तदपि कुरु मुधा नो जीवितान्त नितान्त
व्यथयति बहुनारिं नैकस्वामीवियोग ॥ ३५ ॥

ઈરાનના રાજાને હિદની એક નદી જણાવે છે કે, 'હે પારસ દેશના રાજા ! મારા પતિ સમુદ્રે દિશાએ દિશાએ તમારી સેનાના પ્રયાણને રોકી રાખ્યુ છે, તે સમુદ્રનો તમે સપૂર્ણ નાશ કરશો નહિ કારણ કે તે એક જ સ્વામીનો વિયોગ અનેક નારીઓને પીડનાર છે

પૃથ્વીરાજ

मन्दश्चन्द्रकिरीटपूजनरसे तृष्णा न कृष्णार्चने
स्तम्भ शमुनितम्बिनीप्रणतिपु व्यग्रो न धातुर्गृहे ।
अस्माक परमर्दनोऽस्ति वदने न्यस्तन सरक्षित
पृथ्वीराजनरेश्वादिति तृण तत्पत्तने पूज्यते ॥ ६६ ॥

પૃથ્વીરાજના વૈરી રાજાના નગરના પ્રજાજનો બીજા બધા દેવોને છોડીને ફક્ત તૃણ(ઘાસ)નુ પૂજન કરે છે, કારણ કે તે પ્રજાજનો જણાવે છે કે, 'બીજાનુ મર્દન કરનાર અમારા રાજાએ મુખમા તૃણ લીધુ, તેથી પૃથ્વીરાજે તેનુ રક્ષણ કર્યુ છે એ રીતે પ્રજાજનોને ચદ્રશેખર શિવના પૂજનમા મદતા છે, કૃષ્ણપૂજનમા

તૃષ્ણા નથી, જગદંબા ગૌરીના પૂજનમાં આદર નથી તેમ જ તે બ્રહ્માના મંદિરે જતાં નથી. ૬૬

### બંગાલિદાસ

वङ्गालिदास भवतः शुभनामवर्णाः
पञ्चेषुपञ्चविशिखन्ति नितम्बिनीषु ।
प्राणन्ति बन्धुषु विरोधिषु पाण्डवन्ति
देवद्रुमन्ति कविपण्डितमण्डलीषु ॥ ६७ ॥

હે બંગાલિદાસ રાજન્! તમારા નામના જે પાંચ શુભ વર્ણો છે તે કામિનીઓને ભેદનારાં કામદેવનાં પાંચ બાણો છે; બંધુજનો માટે પાંચ પ્રાણ છે, વૈરીજનો માટે પાચ પાંડવ છે, તેમ જ કવિજનો અને વિદ્વાનોની મંડલીમાં પાંચ કલ્પવૃક્ષ જેવાં છે. ૬૭

### બલ્લાલ

बल्लाल क्षोणिपाल त्वदहितनगरे संचरन्ती किराती
कीर्णान्यालोक्य रत्नान्युरुतरखदिराङ्गारशङ्काकुलाङ्गी ।
मुक्त्वा श्रीखण्डखण्डं तदुपरि मुकुलीभूतनेत्रा धमन्ती
श्वासामोदानुयातैर्मधुकरनिकरैर्धूमशङ्कां बिभर्ति ॥६८

હે પૃથ્વીના રાજા બલ્લાલ! તમારા શત્રુના (નિર્જન) નગરમાં જે ભીલડી ભટકે છે, તે વીખરાયેલાં રત્નોને ખેરના અંગારાની શંકા કરીને તેની ઉપર ચંદનનાં લાકડાં ગોઠવે છે અને પછી બંને આંખો મીંચીને દેવતા સળગાવવા ફૂંક મારે છે, ત્યારબાદ તેના મુખના સુગંધીથી ખેંચાઈ આવેલા ભમરાઓની હારને ધુમાડો થયો એવી શંકા લાવે છે. ૬૮

### બંગાલક્ષોણિપાલ

आग्नेयास्त्रप्रवीणप्रबलमृगभटाः शत्रुसंक्षोभदक्षा
यस्य प्रौढप्रतापानलबहलशिखास्विन्धनत्वं प्रयाति ।
सोऽयं प्राचीपयोधिप्रहितकरततीतूर्णसंपूर्णकोषो
वाङ्गालक्षोणिपालस्त्रिभुवनजनतागीतकीर्तिप्ररोहः ॥६९

અત્યંત બળવાન એવા આગ્નેયાસ્ત્ર (તોપખાનાં) ચલાવવામાં પ્રવીણ શત્રુરાજાઓ બીજા વૈરીજનોને ક્ષોભ આપવામાં કુશળ હોવા છતાં, આ રાજાના પ્રૌઢ પ્રતાપરૂપી વિસ્તાર પામેલા જ્વાલામય અગ્નિમાં મૃગલાંની જેમ ઇંધનરૂપ બને છે; તેવો આ બંગાલનો પૃથ્વીરાજા છે; જેનો ખજાનો પ્રાચીન સમુદ્ર પરના રાજાઓએ મોકલેલ કરના સમૂહથી તરત જ ભરપૂર બની જાય છે તેમ જ જેની કીર્તિના ઉદયને ત્રણેય ભુવનોના લોકો ગાય છે. ૬૯

### બીસલ

आ विन्ध्यादा हिमाद्रेर्विरचितविजयस्तीर्थयात्राप्रसङ्गा-
दुद्ग्रीवेषु प्रहर्तान्नृपतिषु विनमत्कन्धरेषु प्रपन्नः ।
आर्यावर्तं यथार्थं पुनरपि कृतवान्म्लेच्छविच्छेदनाभि-
र्देवः शाकंभरीन्द्रो जगति विजयते बीसलः क्षोणिपालः

વિંધ્યાચલ પર્વતથી માંડીને છેક હિમાલય પર્વત સુધીનાં તીર્થોની યાત્રા કરતાં કરતાં જે રાજાએ વિજય મેળવેલો છે, તેમ જ ગર્વને કારણે જેમનાં મસ્તક ઊંચાં છે એવા રાજાઓનાં મસ્તક હર્ષના આવેગથી નમાવ્યાં છે તેમ જ જેણે મ્લેચ્છોનો નાશ કરીને 'આર્યાવર્ત' ભૂમિને ફરીથી આર્યાવર્ત—આર્યોના ઉત્કર્ષવાળી બનાવી છે; એવો આ પૃથ્વીરાજ બીસલદેવ જગતમાં વિજય પામે છે. ૭૦

### ભાવસિંહ

यस्यासिः कोपपुञ्जे वसति खुरपुटे वाजिनां गन्धवाहो
लक्ष्मीः सस्नेहदृष्टौ कमठकुलमणेर्वाचि वाचामधीशा ।
रौद्रे कौक्षेयकाग्रे क्षपितरिपुगणे कोपनोऽसौ कृतान्तः
कस्तं श्रीभावसिंहं प्रबलमखभुजामाश्रयं नाश्रयेत ॥७१॥

જેના કોપસમૂહમાં અગ્નિ વસે છે, ઘોડાઓના ડાબલાઓમાં પવન વસે છે, સ્નેહભરી નજરમાં લક્ષ્મી વસે છે, વાણીમાં સરસ્વતી રહે છે અને શત્રુઓનો નાશ કરનાર ક્રૂર ખડ્ગની ધારે કોપ ભરેલો કાળ વસે છે; એવો આ કચ્છપકુલનો શિરોમણિ શ્રી ભાવસિંહ મોટા બળવાન દેવોને પણ યજ્ઞથી આશ્રય આપે છે તેનો આશ્રય કોણ ન કરે? ૭૧

### ભીમરાજ

रुधिरविसरप्रसाधितकरालकरवालरुचिरभुजपरिघः ।
झटिति भ्रुकुटिविटङ्कितललाटपट्टो विभाति नृपभीमः ॥

જેની ભોગળ જેવી વિશાળ ભુજાઓ લોહીના પ્રવાહથી શણગારેલી વિકરાળ કરવાલ(તરવાર)થી શોભે છે અને જેનું પહોળું લલાટ શીઘ્રકોપ કરનાર ભ્રુકુટીના કટાક્ષથી શોભે છે, 'તે આ 'ભીમરાજ' છે. ૭૨

### ભૈરવ

धनानि विद्वत्कविमण्डलीषु पञ्चेषुबाणानपि कामिनीषु ।
वर्षन्ति वज्राण्यरिघोरणीषु श्रीभैरवक्षोणिमणेः कटाक्षाः ॥

આ તે શ્રી ભૈરવ પૃથ્વીરાજના કટાક્ષો છે, જે વિદ્વાનો અને કવિમંડળો પર ધન વરસાવે છે, કામિની જનો પર કામદેવનાં પાંચ બાણ વરસાવે છે તેમ જ શત્રુ રાજાઓ પર વજ્ર વરસાવે છે. ૭૩

ભોજરાજ

त्वच्चित्ते भोज निर्व्याजं द्वय तृणकणायते ।
क्रोधे विरोधिना सैन्य प्रसादे कनकोच्चय ॥ ७४ ॥

હે ભોજ! તમારા ચિત્તમા બે ચીજ કુદરતી રીતે તણખલાની તોલે લાગે છે જ્યારે આપ ક્રોધ કરો છો, ત્યારે વિરોધીઓના સૈન્ય અને જ્યારે પ્રસન્ન થાવ છો ત્યારે સોનાના ખજાના ૭૪

भोज त्वद्दानपाथोधौ दारिद्र्य मे निमज्जत ।
न कोऽपि हि भुजालम्ब दत्ते मेऽभयदायकम् ॥ ७५ ॥

હે ભોજ! તમારા દાનરૂપી સમુદ્રના પ્રવાહમા મારુ જે દારિદ્રય ડૂબવા લાગ્યુ છે, તેને કોઈ હાથનો ટેકો આપે એમ નથી કે જેથી મારા દારિદ્રયને અભય મળે

सर्वानपि गजान्भोज ददान प्रेक्ष्य पार्वती ।
गजेन्द्रवदन पुत्र रक्षत्यथ पुन पुन ॥ ७६ ॥

ભોજરાજ બધા જ હાથીઓના દાન આપી દેતા હતા, તે જોઈને પાર્વતી પોતાના પુત્ર ગણપતિની વારવાર સભાળ લે છે કે જેનુ મુખ હાથી જેવુ છે

प्रतापभीत्या भोजस्य तपनो मित्रतामगात् ।
और्वो वाडवता धत्ते तडित्क्षणिकता श्रिता ॥ ७७ ॥

ભોજરાજના પ્રતાપથી ભય પામેલો સૂર્ય ' મિત્ર '-ભાવને પામ્યો, સમુદ્રનો અગ્નિ ' વાડવ '(બ્રાહ્મણ)પણાને પામ્યો અને વીજળી ક્ષણિક ભાવને પામી ૭૭

भोज त्वत्कीर्तिकान्ताया नभोभालस्थित महत् ।
कस्तूरीतिलक राजन्गुणागार विराजते ॥ ७८ ॥

હે ભોજરાજ! તમારી કીર્તિરૂપી રમણી એવી મોટી છે કે આકાશ તેના ભાલમા રહેલુ કસ્તૂરીના તિલક જેવુ લાગે છે કે જે ગુણનો ખજાનો છે ૭૮

अस्य श्रीभोजराजस्य द्वयमेव सुदुर्लभम् ।
शत्रूणा शृङ्खलैर्लोह ताम्र शासनपत्रकै ॥ ७९ ॥

આ ભોજરાજના રાજ્યમા લોઢુ અને તાબુ એ બે મળવા અઘરા છે, કારણ કે લોઢુ વૈરીજનોની બેડી ઓમા વપરાય છે અને તાબુ દાન આપવાના શાસન-તામ્રપટ માટે છે ૭૯

धारेश त्वत्प्रतापेन पराभूतस्त्विषापति ।
सुवर्णपात्रव्याजेन देव त्वामेव सेवते ॥ ८० ॥

હે ધારાનગરીના સ્વામી ભોજરાજ! તમારા પ્રતાપથી પરાજય પામેલો કિરણોનો સ્વામી સૂર્ય સુવર્ણના પાત્રરૂપે બનીને તમને જ સેવે છે ૮૦

त्वद्यशोजलधौ भोज निमज्जनभयादिव ।
सूर्यन्दुबिम्बमिषतो धत्ते कुम्भद्वय नभ ॥ ८१ ॥

હે ભોજરાજ! તમારા યશરૂપી મહાસાગરમા ડૂબી જવાશે, એ ભયથી આકાશે સૂર્યબિબ અને ચદ્રબિબ નામના બે ઘડા ધારણ કરી રાખ્યા છે ૮૧

शक्तिद्वयपुटे भोज यशोब्धौ तव रोदसी ।
मन्ये तदुद्भव मुक्ताफल शीतांशुमण्डलम् ॥ ८२ ॥

હે ભોજરાજ! તમારા યશરૂપી સાગરમા રહેલા સાગર અને પૃથ્વી એ બે તો છીપના બે પડ જેવા છે અને તેની વચમા રહેલ જે ચદ્રમડલ છે, તે તો છીપ માથી જન્મેલ મોતી છે, એમ હુ માનુ છુ ૮૨

अद्य धारा सदाधारा सदालम्बा सरस्वती ।
पण्डिता मण्डिता सर्वे भोजराजे भुव गते ॥ ८३ ॥

જ્યારે હવે ભોજરાજ! આ પૃથ્વી પર શાસન કરી રહ્યા છે, ત્યારે ધારા-પૃથ્વી સદા આધારવાળી બની છે, સરસ્વતી ઉતમ અવલબનવાળી થઈ છે અને સર્વ પડિતજનો પરમ શોભાને પામ્યા છે ૮૩

श्रीभोज साम्य तव कल्पवृक्ष, सदा वदान्योऽपि कथ प्रयाति । ततो भवद्दानसुपुष्टविप्रहव्येन कुक्षिंभरिरस्य भर्ता ॥ ८४ ॥

હે ભોજરાજ! કલ્પવૃક્ષ ભલે ઉદાર હોય છતા પણ તે તમારી તુલના શી રીતે કરી શકે? કારણ કે તમારા દાનથી પુષ્ટ થયેલ બ્રાહ્મણોની આહુતિઓથી પુષ્ટ થયેલ ઇંદ્રરાજ તે કલ્પવૃક્ષનો સ્વામી છે ૮૪

भोजप्रताप तु विधाय धात्रा, शेषैर्निरस्तै पर माणुभि किम् । हरे करेऽभूत्पविरम्बरे च भानु पयोधेरुदरे कृशानु ॥ ८५ ॥

વિધાતાએ સૌથી પહેના તો ભોજના પ્રતાપની રચના કરી અને પછી જે પરમાણુઓ બાકી રહ્યા, તેનાથી ઇદ્રના હાથમા રહેલુ વજ્ર, આકાશમા સૂર્ય અને સમુદ્રના પેટમા વાડવાનલની રચનાઓ કરી ૮૫

भोजप्रतापाग्निरपूर्व एव जागर्ति भूभृत्कटकस्थलीषु ।
यस्मिन्प्रविष्टे रिपुपार्थिवाना तृणानि रोहन्ति गृहाङ्गणेषु ॥

પર્વતના શિખર પર અગ્નિ પ્રગટે, તે તો બધુ બાળી મૂકે, પરતુ આ ભોજરાજના પ્રતાપરૂપી અગ્નિ એવો તો અપૂર્વ છે કે, તે રાજાઓની સેનામા સળગતા-ની સાથે જ વૈરી રાજાઓના મદિરોના આગણામા ખડ ઊગી નીકળે છે ૮૬

यथा यथा भोजयशो विवर्धते, सिता त्रिलोकी मिव कर्तुमुद्यतम् । तथा तथा मे हृदयं विदूयते, प्रियालकालीधवलत्वशङ्कया ॥ ८७ ॥

ત્રણેય લોકને નર્દેદ કરવા તૈયાર થયેલો ભોજરાજ-

ને યશ જેમ જેમ વધવા લાગે છે, તેમ તેમ મારું હૃદય એટલા માટે દુભાય છે કે રખેને મારી સ્ત્રીના વાળને પણ તે યશ સફેદ કરી નાખશે. ૮૭

पन्थाः संहर दीर्घतां त्यज निजं तेजः कठोरं रवे
श्रीमन्विन्ध्यगिरे प्रसीद सदय सद्यः समीपे भव ।
इत्थं दूरपलायनश्रमवतीं दृष्ट्वा निजप्रेयसीं
श्रीमद्भोज तव द्विषः प्रतिदिनं जल्पन्ति मूर्च्छन्ति च ॥

હે શ્રીમાન ભોજરાજ! દૂર સુધી પલાયન કરતાં થાકી ગયેલી પોતાની રાણીને જોઈને, તારા શત્રુજનો રોજ રોજ બકવાદ કરે છે અને મૂર્ચ્છા પામે છે. તેઓ વિનતિ કરે છે કે, 'હે માર્ગ! તારી લબાઈ ટૂંકી કર. હે સૂર્ય તારુ કઠોર તેજ છોડી દે. હે વિંધ્યાચળ પર્વત! રાજી થા અને દયા કરીને જલદી પાસે આવી જા. ૮૮

धाराधीश धरामहेन्द्रगणनाकौतूहली यामयं
वेधास्त्वद्गणने चकार खटिकाखण्डेन रेखां दिवि।
सैवेयं त्रिदशापगा समभवत्त्वत्तुल्यभूमीधरा-
भावात्तु त्यजति स्म सोऽयमवनीपृष्ठे तुषाराचलः ॥८९

હે ધારાનગરીના રાજા! ધરતી પરના ઉત્તમ રાજાઓની ગણના કરવાનુ કુતૂહલ જેને જાગ્યુ છે, એવા વિધાતાએ સૌથી પહેલા તમારી ગણના કરતા ખડીના કકડાથી આકાશમા એક રેખા દોરી; તે જ આકાશગંગાને રૂપે નજરે ચડે છે, ત્યાર બાદ તમારા જેવો બીજો કોઈ ઉત્તમ રાજા નહિ મળવાથી, વિધાતાએ બાકી રહેલો ખડીનો કકડો ફેંકી દીધો, તે જ આ હિમાલયરૂપે નજરે પડે છે. ૮૯

राजन्मुञ्जकुलप्रदीप सकलक्ष्मापालचूडामणे
युक्तं संचरणं तवाद्भुतमणिच्छत्रेण रात्रावपि ।
मा भूत्त्वद्वदनावलोकनवशाद्व्रीडाविनम्रः शशी
मा भूचेयमरुन्धती भगवती दुःशीलताभाजनम् ॥९०॥

મુંજકુલના દીપક અને સર્વ રાજાઓના શિરોમણિ હે ભોજરાજ! રાત્રિને સમયે પણ તમે અદ્દભુત મણિજડિત છત્ર ધરીને ફરો, તે સારું છે; કારણ કે તમારા મુખને જોઈ ચંદ્ર લજ્જાથી ઘેરાઈ જાય નહિ તેમ જ અરુંધતી અપતિવ્રતાપણાને પાત્ર થાય નહિ. ૯૦

छत्रं सैन्यरजोभरेण भवतः श्रीभोजदेव क्ष्मा
रक्षादक्षिण दक्षिणक्षितिपतिः प्रेक्ष्यान्तरिक्षं क्षणात् ।
निःशङ्को निरपत्रपो निरगुणो निर्बान्धवो निःसुहृ-
न्निःस्त्रीको निरपत्यको निरनुजो निर्हाटको निर्गतः ॥९१

પૃથ્વીની રક્ષામા કુશળ હે ભોજદેવ! તમારી સેનાઓની ઊડેલી રજથી ઘડીભર અંતરિક્ષ—આકાશ ઘેરાઈ ગયું, તે જોઈને દક્ષિણ દિશાનો રાજા પોતાની નગરીમાંથી એકલો જ બહાર નીકળીને નાસી ગયો. તેણે શંકાઓ છોડી દીધી, લાજ છોડી દીધી, અનુચરો ત્યજી દીધા, કુટુંબીજનો વેગળા મૂકયા, મિત્રપરિવાર દૂર કર્યો, રાણીઓને મૂકી દીધી, પુત્રપરિવાર છોડી દીધો, ભાઈઓ ત્યજી દીધા અને સોનું પણ છોડી દીધું. ૯૧

मुक्ताः केलिविसूत्रहारगलिताः संमार्जनीभिर्हृताः
प्रातः प्राङ्गणसीम्नि मन्थरचलद्बालाङ्घ्रिलाक्षारुणाः ।
दूराद्दाडिमबीजशङ्कितधियः कर्षन्ति केलीशुका
यद्विद्वद्भवनेषु भोजनृपतेस्तत्त्यागलीलायितम् ॥९२॥

ભોજરાજે વિદ્વાનોને આપેલા દાનની જે લીલાઓ છે, તે તો વિદ્વાનોનાં મંદિરોમા આ રીતે જોવા મળે છે કે, સુરતલીલા કરતા સ્ત્રીઓના તૂટેલા હારમાથી જે મોતીઓ પડી જાય છે, તેને સવારે સાવરણીથી વાળીને આગણામા ફેંકી દેવામા આવે છે, ત્યા ધીરી ચાલે ચાલતા બાળકોના પગને લગાડેલી લાખથી તે મોતી લાલ થઈ જાય છે; તેથી તે દૂરથી દાડમના દાણા જેવાં છે; એમ જાણીને પોપટ તે મોતીઓને ઊંચકી જાય છે.

विद्वद्वृन्दगुणानुरूपविभवत्यागैककल्पद्रुमे
स्वर्गे वासिनि भोजराजनृपतौ विद्यानवद्यात्मनि ।
दातारो भुवि नैव भूमिवलये मा सन्तु किं तावता
ज्ञातारोऽपि न सन्ति हन्त नितरामेतावता दूयते ॥९३

જે ભોજરાજા વિદ્વાનોને તેમની યોગ્યતા પ્રમાણે વૈભવના દાન આપવામા કલ્પવૃક્ષ જેવો હતો અને જેની પાસે નિંદારહિત નિર્મળ વિદ્યા હતી; તે જ્યારે સ્વર્ગવાસી થયો ત્યાર પછી આ પૃથ્વીમંડળ પર દાતાઓ રહ્યા નથી, એ બાબતનું હૃદયને દુઃખ થતુ નથી; પરંતુ તે પછી જાણકાર જ્ઞાની જનો પણ રહ્યા નથી, તેનુ દુઃખ થાય છે ૯૩

स्पृष्टाकृष्टासिपिष्टोत्कटकरटिघटाकुम्भकूटावटान्त
र्निष्ठ्यूतासृक्तटिन्यास्तटनिकटरटत्कौणपाट्टहासः ।
भोजेन्द्र त्वद्रणक्ष्माक्षतभटविकटोरःस्थलत्रोटकुप्यद्-
गृध्रौघत्रोटिकोटिप्रकटचटचटाशब्दरौद्रोऽभवद्द्राक् ॥

હે ભોજરાજ! લાબે સુધી ખેંચેલી તમારી તલવારથી જે હાથીઓનાં પ્રબળ ઘટાવાળા કુંભસ્થળો કપાઈ ગયાં છે, તે મોટા ખાડામાથી નીકળતી રુધિરની ધારાઓની નદીઓ વહે છે અને તેને કિનારે અવાજ કરતા ભૂત, પ્રેત, પિશાચ અટ્ટહાસ કરી રહ્યા છે; ત્યારે બીજી બાજુ રણભૂમિ પર તમે ઘાયલ કરેલા જે વીર યોદ્ધાઓની વિશાળ છાતીઓ તૂટી રહી છે, તેથી ગીધપક્ષીઓનાં ટોળા રાજી થઈને પોતાની ચાંચની

અણીઓથી છાતીઓ ભેદે છે, તેનાથી ચટચટા શબ્દ થાય છે, એ રીતે અટ્ટહાસ અને ચટચટાના શબ્દો ભયંકર લાગે છે ૯૪

भो भो श्रीभोजदेव श्रयत विनयत शत्रव क्षत्रवर्गा
प्राणत्राणाय नूनं न भवति भवता क्वाप्यरण्यं शरण्यम् ।
मत्वा मातङ्गकुम्भद्वितयमिति पुरा क्रूरवृत्तिर्भिनत्ति
क्रुद्धः शुद्धान्तकान्ताकुचकलशयुगं रहसा सिंहशाव ॥

હે ક્ષત્રિયજાતિના વિરોધી રાજાઓ! વિનયભાવે તમે શ્રી ભોજરાજાનો આશ્રય કરો તમારા પ્રાણ બચાવવાને તમે અરણ્ય-જંગલમાં ક્યાંક આશરો શોધશો, તોપણ તે જંગલ તમારું રક્ષણ નહિ કરે કારણ કે જંગલમાં રહેનાં ક્રૂર સ્વભાવનું જે સિંહનું બચ્ચું છે તે પણ તમારી રાણીઓના સ્તનરૂપી કલશને હાથીના બે ગંડસ્થળ છે એમ માનીને ક્રોધમાં આવતાની સાથે જ ભેદી નાખશે ૯૫

नीरक्षीरे गृहीत्वा सकलखगपतीन्याति नालीकजन्मा
तक्रं धृत्वा कराब्जे सकलजलनिधींश्चक्रपाणिर्मुकुन्द ।
सर्वानुद्धृत्य शैलान्दहति पशुपतिर्भालनेत्रेण पश्यन्
व्याप्ता त्वत्कीर्तिकान्ता सकलवसुमती भोजराज क्षितीन्द्र

હે ભોજરાજ પૃથ્વીપતિ! તમારી કીર્તિરૂપી કાંતા સકલ પૃથ્વી પર ફેલાઈ જતાં બધા જ પદાર્થો સફેદ બની જાય છે એટલે બધા પક્ષીઓ હંસ જેવા ધોળા બની જતાં બ્રહ્માજી પોતાના સાચા હંસને શોધવા માટે જલ અને દૂધ ભેગાં કરીને બધા પક્ષીઓને ધરે છે, બધા જ સમુદ્રો ક્ષીરસાગર જેવા ધોળા બની જતાં વિષ્ણુ ભગવાન સાચો ક્ષીરસાગર શોધવા હાથમાં છાશ લઈને ફરે છે તેમ જ પશુપતિ મહાદેવ ધોળા બનેલા બધા પર્વતોને હાથમાં લઈને પોતાના ત્રીજા નેત્રથી કૈલાસને શોધે છે અર્થાત્ પક્ષીઓમાં હંસ પાણીમાંથી દૂધ જુદું કરે છે ક્ષીરસાગરમાં છાશ પડતાં દૂધ ફાટી જાય છે તેમ જ શિવનું ત્રીજું નેત્ર ખૂલતાં કૈલાસ સિવાયના પર્વતો બળીને ભસ્મ થાય છે ૯૬

स्वर्गाद्गोपाल कुत्र व्रजसि सुरमुने भूतले कामधेनो
र्वत्सस्यानेतुकामस्तृणचयमधुना मुग्ध दुग्धं न तस्या ।
श्रुत्वा श्रीभोजराजप्रचुरवितरण व्रीडशुष्कस्तनी सा
व्यर्थो हि स्यात्प्रयासस्तदपि तदरिभिश्चर्वितं सर्वमुर्व्याम्

(સ્વર્ગમાંથી એક ગોવાળ પૃથ્વી પર જતો હતો, તેને જોઈને નારદ મુનિએ પૂછ્યું કે) હે ગોવાળ! તું સ્વર્ગમાંથી ક્યાં જાય છે?' ગોવાળે કહ્યું કે 'કામધેનુના વાછડા માટે ઘાસના પૂળા લેવા પૃથ્વી પર જાઉં છું' ત્યારે નારદે કહ્યું કે, 'અરે મૂર્ખ! કામધેનુના આંચળમાંથી શું દૂધ ખૂટી પડ્યું છે?' ત્યારે ગોવાળે જણાવ્યું કે 'ભોજરાજાએ કરેલા અનેક દાનની વાત સાંભળીને તેથી લજવાઈ જતાં કામધેનુના આંચળમાંથી દૂધ સુકાઈ ગયાં છે,' તે સાંભળીને નારદે જણાવ્યું કે, 'ભાઈ! પૃથ્વી પર તું ઘાસના પૂળા લેવા જાય છે પણ તને નકામો ફેરો પડશે કારણ કે પૃથ્વી પર જેટલું ઘાસ ઊગે છે તે બધું તો ભોજરાજાના વૈરીજનો ચાવી ગયા છે' ૯૭

कूर्मे पातालगङ्गापयसि विहरतां तत्तटीरूढमुस्ता
मादत्तामादिपोत्री शिथिलयतु फणामण्डलं कुण्डलीन्द्र ।
दिङ्मातङ्गा मृणालीकवलनकलनां कुर्वतां पर्वतेन्द्रा
सर्वे स्वैरं चरन्तु त्वयि वहति विभो भोज देवी धरित्रीम् ॥

હે ભોજરાજ! જ્યાં સુધી તમે આ ભૂમિરૂપી દેવીના ધારણ-પાલન કરો છો, ત્યાં સુધી કચ્છપાવતાર કૂર્મ ભગવાન ભલે પાતાલગંગાના જલમાં વિહાર કરે આદિ વરાહ ભગવાન પાતાલગંગાને કિનારે ઊગેલી મોથને ભલે ખાધા કરે, ભલેને શેષનારાયણ પોતાની ફણાઓને નિરાંતે હળવી કરે દિશાઓના હાથીઓ-દશ દિક્પાળો ભલે કમળના નાળના કોળિયા કરીને ખાધા કરે તેમ જ મોટા મોટા પર્વતો જવાબદારી છોડીને ભલે ગમે ત્યાં વિહાર કરે ૯૮

મલ્લશાહ

मृगैः प्रमीलल्लोचनं पिकैः कृतोक्तिमोचनं
श्रितानति कृतालतिर्मरालिकास्खलद्गति ।
निरीक्ष्यते लसन्मते सुमल्लशाह भूपते
तवारिकामिनी महाद्भुतं गताटवी यत्र ॥ ९९ ॥

જેની મતિ સુંદર છે એવા હે મલ્લશાહ રાજન્! તમારા વૈરીજનની નારી જ્યારે નાસીને જંગલમાં ચાલી ગઈ, ત્યારે વનમાં આશ્ચર્યકારક ઘટના એ બની કે હરણાંએ પોતાનાં લોચન બંધ કરી દીધાં, કોકિલે પોતાનાં વચનો બોલવા બંધ કરી દીધાં હંસલીએ પોતાની ગતિ [illegible]ને સરોવરના કિનારાનો આશ્રય [illegible]

पलायिता तवारिवामलोचना यत्र यत्र
पुलिन्दनायकैः सुलिप्तकालकूटसायकैः ।
विहाय नासिकासु मौक्तिकं स्रजं च मौक्तिकीं
विलुण्ठिता पुमर्थपञ्चमेदं [illegible] ॥ [illegible] ॥

આ લોકમાં જે પોતે પરમ [illegible] છે એવા હે મલ્લશાહ રાજન્! જ્યાં [illegible] વૈરીજનોની નારીઓ પલાયન કરી [illegible] ત્યારે ત્યારે ઝેરથી ખરડેલા બાણ [illegible] લોકો એ

તે નારીઓનાં મોતીઓ અને મોતીની માળા છોડીને તેમનું બીજું બધું લૂંટી લીધું છે. ૧૦૦

आदायादाय मुक्तास्तदनु शिखिधियादाय माणिक्यवर्गं
धूमभ्रान्तिं वहन्त्यः स्ववदनकमलामोदलब्धालिवृन्दे ।
फूत्कर्तुं भिल्लयः प्रवृत्ताः सरभसमसकृद्यद्द्विपत्पत्तनेषु
ब्रूमः किं कीर्तिपूरं धवलितवसुधं मल्लशाहस्य तस्य ॥

તે મલ્લશાહ રાજાનાં કીર્તિનાં પૂરે તો સઘળી પૃથ્વીને ધવલ-સફેદ બનાવી દીધી છે. વૈરીજનોનાં વેરાન નગરોમાં રખડતી ભીલડીઓ મોતીઓને ફળ માનીને વીણી લે છે, તે પછી લાલ માણેકને અગ્નિ સમજીને તેમાં ફળ શેકવા તૈયાર થાય છે તેમજ અગ્નિને ફૂંક મારવા માટે જે મુખરૂપી કમલની સુગંધ પ્રગટે છે, તેના લોભથી ખેંચાઈ આવેલા ભમરાઓની હારને ધુમાડારૂપ સમજે છે; તેવી તમારી કીર્તિનાં શાં વખાણ કરીએ ? ૧૦૧

માણિક

यशः शशाङ्काभ्युदये प्रवृद्धो द्विपद्वधूनेत्रजलाम्बुराशिः ।
नष्टं हि दारिद्र्यतमो बुधानां तव क्षितौ माणिक भूमिपाल

હે માણિક પૃથ્વીરાજ ! તમારા યશરૂપી ચંદ્રમાનો ઉદય થતાની સાથેજ વૈરીજનોની નારીઓનાં આંસુ-રૂપી સમુદ્ર વૃદ્ધિ પામવા લાગ્યો તેમજ ડાહ્યા જનોની ગરીબાઈરૂપી અંધકાર દૂર થવા લાગ્યો. ૧૦૨

सद्ग्रामैर्भवता प्रदत्तैर्मदङ्गना कण्ठतटाग्रहारैः ।
श्रीमाणिकक्षोणिपते प्रतुष्टा यथा यशो गायति तद्विधेहि ॥

હે માણિક પૃથ્વીરાજ ! તમે આપેલાં સારાં ગામથી તેમજ ગળામાં શોભતા ઉત્તમ હારથી સંતોષ પામેલી એવી મારા ઘરની લલના જેવી રીતે તમારા યશ ગાય, તેવી રીતે તમે કાર્ય કરો. ૧૦૩

संयाते द्रवरूपतां हि रजताद्रौ स्वर्णशैले द्रुते
भूमीपालललाम माणिकविभो प्रौढैः प्रतापानलैः ।
योगेऽभूदनयोः सुपाण्डुररुचिः सा तेऽरिकान्ताजनै-
र्नीता स्वीयकपोलयोश्च विरहव्याजेन गोपायते ॥१०४॥

પૃથ્વીના રાજાઓના શિરોમણિ એવા હે માણિક-રાજા ! તમારા પ્રતાપરૂપી ગાઢ-પ્રબળ અગ્નિઓથી ચાંદીનો પર્વત કૈલાસ અને સોનાનો પર્વત સુમેરુ પીગળીને રસરૂપ બની ગયા. તે બંને એકમેકમાં મળી ગયા, તેથી જે પીળી ફીકાશ આવી ગઈ, તેને વિરહ-ના બહાના હેઠળ તમારા વૈરીજનોની સ્ત્રીઓ પોતાના કપોલ પર ધારણ કરીને સંતાડી રાખે છે. ૧૦૪

सङ्ग्रामक्षोणिदृप्यच्चपलरिपुचमूसिन्धुकीलालमालां
पीत्वा कालः कृपाणोऽम्बुद उपसमरं गर्जते वीरघोषैः ।
वर्षत्युद्दामगौरं दिशि दिशि तव भोः कीर्तिवारीभकुम्भ-
प्रोद्यन्मुक्ताहिमाश्मच्छुरितमरिततेर्माणिक क्षोणिपाल ॥

હે માણિક રાજા ! તમારા ખડ્ગરૂપી કાળો મેઘ રણભૂમિ પર ગર્વ ધરતા ચપળ શત્રુઓની સેનારૂપી સમૂહના કીલાલ( લોહી અને જળ)ની પંક્તિનું પાન કરીને, રણપ્રદેશમાં વીર લોકોની ગર્જનાઓ વડે જ્યારે ગર્જના કરે છે, ત્યારે શત્રુઓના હાથીઓનાં કુંભસ્થલો-માંથી ખરતાં મોતીઓરૂપી કરાઓવાળા તમારા અત્યંત શ્વેત યશરૂપી જળને સઘળી દિશાઓમાં વરસાવે છે.

માધવ

सत्यासक्तमना दधद्रुपमहोतद्वैरिणे रुक्मिणेऽ-
रिष्टध्वंसपरायणश्च सुमनोवृन्दैरलं वन्दितः ।
नानास्थानकलाप्रधानमहिमा नित्यं सदानन्दकः
श्रीमान्माधव एव माधवसमः क्षोणितले राजते ॥१०६

પૃથ્વી પર રાજ્ય કરતો આ જે માધવ રાજા છે, તે તો સાચેજ માધવ-કૃષ્ણની જેમ શોભે છે, જેવી રીતે કૃષ્ણ-માધવનું મન સત્યભામામાં આસક્ત હતુ, તે રીતે માધવરાજનું મન સત્યમાં આસક્ત છે. જેમ શ્રીકૃષ્ણ પોતાના વૈરી રુકમી પર અત્યંત રોષ ધારણ કરે છે, તેમ આ માધવ રુકમી-સોનાવાળા વૈરી જન પર અત્યંત રોષ ધારણ કરે છે. જેમ શ્રીકૃષ્ણ અરિષ્ટાસુર રાક્ષસનો ધ્વંસ કરવામાં તત્પર રહે છે, તેમ આ માધવરાજ અરિષ્ટ-અશુભ કરનાર વૈરી જનનો ધ્વંસ કરે છે. જેમ શ્રીકૃષ્ણ સારા મનવાળા દેવોના સમૂહનાં વંદન સ્વીકારે છે, તેમ આ માધવરાજા સારા મનવાળા પંડિતોનાં વંદન સ્વીકારે છે. જેમ શ્રીકૃષ્ણ અનેક સ્થાનોની કળા-ઓના મુખ્ય મહિમાને પ્રાપ્ત કરે છે, તેમ આ માધવ પણ અનેક કળાઓથી શોભે છે તેમજ શ્રીકૃષ્ણ સદા આનંદ આપે છે, તેમ માધવ પણ સદા આનંદ આપે છે. ૧૦૬

માનસિંહ

काञ्चीं काञ्ची न धत्ते कलयति न दृशा केलीतल्पं कलिङ्गी
सिन्दूरं दूर एव क्षिपति करतलन्यस्तमान्ध्री पुरंध्री ।
सौराष्ट्री मार्ष्टि भूयः सपदि पदधृता लक्तका रक्तिमानं
कार्णाटी कर्णिकायां मलिनयति मनो मानसिंहप्रयाणे ॥

જ્યારે માનસિંહ રાજા ચઢાઈ કરે છે, ત્યારે કાંચી રાજાની રાણી કાંચી (કટિમેખલા) ધારણ કરતી નથી; કલિંગ રાજાની રાણી ક્રીડા કરવાની શય્યા પર નજર પણ ફેંકતી નથી; આંધ્રદેશની રાણી હાથમાં લીધેલા સિંદૂરને દૂર ફેંકી દે છે, સૌરાષ્ટ્ર દેશની રાણી પગમાં લગાડેલા તાજા અળતાના રંગને તરતજ ધોઈ નાખે છે અને કર્ણાટક દેશના રાજાની રાણી કરેણનાં ફૂલ

પહેરવામા મનને મલિન કરે છે ૧૦૭

**માળવા દેશનો રાજા**

पर्यङ्को राजलक्ष्म्या हरितमणिमय पौरुषाब्धेस्तरङ्ग –
सङ्ग्रामत्रासताम्यन्मुरलपतियशोहंसनीलाम्बुवाह ।
भग्नप्रत्यर्थिवंशोल्बणविजयकरिस्नानदानाम्बुपट्ट
खड्ग क्ष्मासौविदल्ल समिति विजयते मालवाखण्डलस्य

માળવાના રાજાના હાથમા રહેલ આ તલવાર રણભૂમિ પર એવી રીતે શોભે છે, જાણે કે હરિયાળા મોતીઓથી જડેલો પલગ હોય, પુરુષાર્થરૂપી સમુદ્રનો તરગ હોય, સગ્રામના ત્રાસથી દુ ખી બનતા મુરલ દેશના રાજાના યશરૂપી ધવલ હસનો કાળો મેઘ હોય, અથવા તો જેના ગડસ્થલ ભેદી નાખ્યા છે એવા શત્રુઓના વ શના ડૂબી ગયેલ વિજયરૂપી મદોન્મત્ત હાથીના મદનો પ્રવાહ હોય। ૧૦૮

**મુકુદદેવ**

करवारिरुहेण सधुनाने तरवारिं नृपतौ मुकुन्ददेवे ।
वरयन्त्यमरावतीतरुण्य प्रथम काञ्चनपारिजातमाला ॥

જ્યારે મુકુદદેવ રાજા પોતાના હસ્તકમળથી તલવારને ધુમાવવા લાગે છે ત્યારે જ સ્વર્ગની અપ્સરાઓ મરેલા વીરોને વરવા માટે સુવર્ણમય પારિજાત વૃક્ષના પુષ્પોની માળા તૈયાર કરવા માડે છે ૧૦૮

**મુજ**

लक्ष्मीर्यास्यति गोविन्दे वीरश्रीर्विरमिष्यति ।
गते मुञ्जे यश पुञ्ज निरालम्बा सरस्वती ॥ ११० ॥

યશના સમૂહને શોભાવનાર આ મુ જરાજ જ્યારે સ્વર્ગવાસી થશે ત્યારે લક્ષ્મી વિષ્ણુ પાસે જશે, વીર શોભા વિરામ પામશે તેમ જ સરસ્વતી આલ બન વિનાની બની જશે ૧૧૦

**મુદાફરશાહ**

आकाश प्रसर प्रसर्पत दिशस्त्व पृथ्वि पृथ्वी भव
प्रत्यक्षीकृतमादिराजयशसा युष्माभिरुज्जृम्भितम् ।
श्रीमुदाफरशाहपार्थिवयशोराशे समुज्जृम्भणा
द्वीचोच्छ्वासविदीर्णदाडिमदशा ब्रह्माण्डमारोक्ष्यति ॥

હે આકાશ! તારા વિસ્તારને ફેલાવ, હે દિશાઓ! દૂર દૂર ચાલી જાવ, હે પૃથ્વી! તુ પૃથ્વી-વિસ્તારવાળી થા, તમે બધા પદાર્થોએ પહેલાના મોટા મોટા રાજાઓની ચેષ્ટાઓ જોઈ છે જે આ મુદાફરશાહ નામે રાજા છે, તેમના યશનો સમૂહ વધવા લાગ્યો છે, તેથી સમસ્ત બ્રહ્માડ જાણે કે મોટા થવાથી ફાટી ગયેલ દાડમના બીજ ફૂટની જેમ ફાટી જશે ૧૧૧

**રાજબહાદુર**

नित्य वृद्धिमुपैपि सकलयसे सर्वा कला सर्वदा
सानन्द कुमुदाकर वितनुपे नास्ते कलङ्कस्तव ।
सर्वाशा परिपूरयन्समुदय धत्सेऽनिश सर्वतो
न श्रीराजबहादुरेन्द्र नृपते चन्द्राधिकस्त्व कथम् ॥११२

હે શ્રીરાજબહાદુરે દ્ર રાજન્! તમે નિત્ય વૃદ્ધિ પામો છો, તમારી બધી જ કળાઓ નિત્ય નિરતર પ્રગટ થાય છે કુ-(પૃથ્વી)ને મુદ(આન દ આપનાર)ના સમૂહને આન દ સહિત વિકસાવો છો, તમારે કોઈ કલ ક નથી, બધી જ આશાઓને પૂરી કરનાર એવા સારા ઉદયને તમે બધી રીતે દિનરાત ધારણ કરો છો, તો પછી તમે ચદ્રથી વધારે નથી, એમ શી રીતે ન કહેવાય! ૧૧૨

**રાજેન્દ્રસિહ**

मूर्ध्ना कल्याणवाही करजितवसुध सर्वदा पूर्णकामो
विख्यात कर्णवृत्त्या वचसि न च कटुश्चित्रपाकानुभावी।
कोपापेक्षी परस्मादुचितबहुकथ सर्वदा पूर्णलोक
इत्थ राजेन्द्रसिंह त्वमिव तव रिपुस्तत्र कम्प प्रतीम ॥

હે રાજેદ્રસિહ! તમારા જે વિશેષણો છે, તેને તમારા વૈરીજનો પણ ધારણ કરે છે, તફાવત એટલો છે કે વિશેષણોમા પહેલો અક્ષર क છે ત્યા प બદલવાનો હોય છે જેમ કે, તમે મસ્તકથી કલ્યાણને વહેતુ મૂકો છો, તો વૈરીજન મસ્તક પર પલ્યાણ (પરાળ) મૂકે છે તમે બધી પૃથ્વીને પોતાના કરથી જીતી છે તો વૈરી જનની પૃથ્વી પર-પારકાઓથી જિતાઈ છે તમે પૂર્ણકામ છો તો વૈરી જન પામ(ખસ)થી શરીરે ભરેલો છે તમે કર્ણ રાજાની જેમ દાનમાં પ્રખ્યાત છો, તો વૈરી જન પર્ણવૃત્તિ-પાન ખાઈને જીવતા છે તમે વચનમા કડવા નથી ત્યારે વૈરી જન વચનમાં પટુ નથી તમે ચિત્રવિચિત્ર પાક(રસોઈ)ના અનુભવી છો તો વૈરી જન ચિત્રવિચિત્ર પાપના અનુભવી છે તમે વૈરી જનોથી કોપ લેવાની વૃત્તિવાળા છો, તો વૈરીજન પોષણની વૃત્તિ રાખે છે તમે ઘણી કથાઓના પાત્ર બનો એવા છો, તો વૈરીજનો ઘણા પથે ગતિ કરે છે તેમ જ તમે બધા લોકોને યશથી પૂર્ણ કર્યા છે, તો વૈરી જનોના યશનો પૂર્ણ લોપ થયો છે ૧૧૩

**રામચદ્ર**

एकादशरुद्राणामेका गौरीत्यनौचिती मत्वा ।
राघव नृप तव यशसा दशापि गौरीकृता हरित ॥११४

હે રામચદ્ર મહારાજ! અગિયાર રુદ્ર વચ્ચે એક જ ગૌરી છે એ વાત અયોગ્ય મનાય છે એમ ધારી તમે દશેય દિશાઓને ગૌરી(સફેદ)રૂપ બનાવી દીધી ૧૧૪

त्वद्वैरिभवनलिखितां सीतामाहर्तुमुद्धृत्य ।
कपिकौणपमण्डलयोः शिवशिव भूयो भवन्ति संरम्भाः॥

હે રામચંદ્ર! તમારા શત્રુજનોનાં વેરાન ભવનોમાં જે સીતાનું ચિત્ર દોરવામાં આવ્યું છે, તેને સાચી સીતા માનીને ઉપાડી લાવવા માટે વાનરો અને રાક્ષસોની વચમાં વારંવાર લડાઈઓ થાય છે. ૧૧૫

शरासने सायकमादधाने श्रीरामभद्रक्षितिपालमौलौ ।
सुराङ्गनानां वरलालसानां वामानि नेत्राणि परिस्फुरन्ति॥

જ્યારે પૃથ્વીઓના શિરોમણિ રાજા શ્રીરામચંદ્ર ધનુષ્ય પર બાણુ સાંધવાને તૈયાર થાય છે, ત્યારે વીર વૈરીજનોને વરવા માટે સ્વર્ગની અપ્સરાઓનાં ડાબાં નેત્ર ફરકવા લાગે છે. ૧૧૬

गायन्ति किंनरगणाः सह किंनरीभिः
श्रीरामचन्द्र शिखरेषु हिमाचलस्य ।
शेषेन्दुकुन्ददलबालमृणालनाल-
नीहारहारहरहाससितं यशस्ते ॥ ११७ ॥

હે શ્રીરામચંદ્ર! હિમાલયનાં શિખરો પર પોતાની કિન્નરીઓ સાથે ગાંધર્વલોક જે તમારા યશ ગાય છે, તે શેષનાગ, ચંદ્ર, કળીની પાંદડી, કુમળા કમળના તંતુ, હિમ, હાર અને સદાશિવના હાસ્ય જેવો સફેદ છે. ૧૧૭

नालीकभङ्गकृदतीव नदीनबन्धु-
र्नक्षत्रपो नवसुधाविभवैकहेतुः ।
राजा किमिन्दुरपि नार्यभिमानहारी
राजा परं जयति राघवसार्वभौमः ॥ ११८ ॥

ચંદ્ર રાજા ગણાય છે; પરંતુ સર્વ પૃથ્વીના ચક્રવર્તી રાજા રામચંદ્ર ખરા રાજા છે; કારણ કે ચંદ્ર નાલીક–કમળને ભાંગી નાખે છે, પરંતુ અલીક–જૂઠાણાને ભાંગતો નથી, રામચંદ્ર જૂઠાણાને દૂર કરે છે. ચંદ્ર નદીઓના ઇન–સ્વામી સમુદ્રનો બંધુ છે, પણ દીનબંધુ નથી. રામચંદ્ર તો દીનજનોના બંધુ છે; ચંદ્ર નક્ષત્રનો પતિ છે પણ ક્ષત્રિયોનો પાલક નથી, રામચંદ્ર ક્ષત્રિયોના પતિ છે. ચંદ્ર નવીન સુધાના વૈભવને પ્રગટ કરવામાં મુખ્ય છે, પણ પૃથ્વીના વૈભવના કારણુ નથી; રામચંદ્ર તો પૃથ્વીના વૈભવના કારણુ છે. ચંદ્ર નારીઓનાં અભિમાનને હરનારો છે, પણુ અરિ–વૈરીજનોના અભિમાનને હરનારો નથી. રામચંદ્ર શત્રુઓનાં અભિમાન હરે છે, એ રીતે તે રામચંદ્ર ચંદ્રનાં વિશેષણોના નકારથી રહિત છે. ૧૧૮

नृपतिमुकुटरत्न त्वत्प्रयाणप्रशस्ति
प्लवगपदनमद्भूर्निर्भराक्रान्तभोगः ।
लिखति दशनटङ्कैरुन्नमद्भिर्नमद्भि-
र्जरठकमठभर्तुः कर्परे सर्पराजः ॥ ११९ ॥

હે રાજાઓના મુગટમાં રત્ન સમાન રામચંદ્ર! વાનરોની સેનાના પગથી નમી પડતી પૃથ્વીના ભારથી જ્યારે હજાર ફણાવાળો શેષનાગ નમી પડે છે, ત્યારે તેનાં જે હજાર મુખ ઊંચાંનીચાં નમે છે તેનાથી પૃથ્વીને ધારણ કરનાર કાચબાની પીઠ પર તમારી યુદ્ધયાત્રાની પ્રશંસા કોતરાય છે. ૧૧૯

रघुतिलक नृपाल त्वद्द्विषत्क्षोणिपाल-
प्रतिलसदपकीर्तिश्यामले विश्वजाले ।
भगवति भजमाने कृष्णतां शूलपाणौ
किमुदधिगिरिपुत्र्यौ चक्रतुस्तन्न विद्म ॥ १२० ॥

હે રઘુતિલક રામચંદ્ર મહારાજ! જ્યારે તમારા વૈરી રાજાઓની અપકીર્તિ ફેલાય છે, ત્યારે સઘળું જગત શ્યામ બની જવાથી સદાશિવ શંકર ભગવાનનું શરીર પણુ શ્યામ બની ગયું; તેને ફરીથી સફેદ કરવા માટે લક્ષ્મીએ અને ગૌરીએ શું કર્યું હશે તેની અમને ખબર નથી. ૧૨૦

अधाक्षीन्नो लङ्कामयमयमुदन्वन्तमतर-
द्विशल्यं सौमित्रिरयमुपनिनायौषधिवनम् ।
इति स्मारंस्मारं त्वदरिनगरीभित्तिलिखितं
हनूमन्तं दन्तैर्दशति कुपितो राक्षसगणः ॥१२१॥

હે ભગવાન રામચંદ્ર! તમારા શત્રુઓની વેરાન નગરીઓમાં જે ભીંતો પર હનુમાનનાં ચિત્ર દોરવામાં આવેલાં છે, તેને જોઈને, 'આ વાનરે આપણી લંકા બાળી હતી, આ વાનર જ સમુદ્રને ઓળંગીને લંકામાં આવ્યો હતો, તેણે જ ઔષધનો પર્વત ઊંચકી લાવીને લક્ષ્મણને શલ્યરહિત બનાવ્યો હતો,' એ રીતે યાદ કરીને રાક્ષસો કોપમાં આવીને તેને દાંતથી કરડે છે. ૧૨૧

यदि क्षुण्णं पूर्वैरिति जहति रामस्य चरितं
गुणैरेतावद्भिर्जगति पुनरन्यो जयति कः ।
स्वमात्मानं तत्तद्गुणगरिमगम्भीरमधुर-
स्फुरद्वाग्ब्रह्माणः कथमुपकरिष्यन्ति कवयः ॥१२२॥

'પહેલાંના કવિઓએ ભગવાન રામનાં ચરિત સારી રીતે વર્ણવી બતાવ્યાં છે,' એમ સમજીને આજના પછી કવિઓ રામનાં ચરિત વર્ણવવાનું કામ છોડી દે તો પછી જગતમાં બીજો કયો રાજા તેમના જેવો છે કે જેનું વર્ણન કરવામાં ઉત્કંઠા રાખે! જેની વાણી ભગવાન રામના તે તે ગુણોની મોટાઈથી મધુર રીતે પ્રગટ થતી હોય છે, એવા કવિજનો કોના ગુણોનાં વર્ણન કરીને પોતાની જાતને ઉપકારવાળી કરશે? ૧૨૨

झगिति जगतीमागच्छन्त्या पितामहविष्टपा
न्महति पथि यो देव्या वाचः श्रमः समजायत ।
अथ कथमसौ मुच्येतैव न चेदवगाहते
रघुपतिगुणग्रामश्लाघासुधामयदीर्घिकाम् ॥ १२३ ॥

પિતામહ બ્રહ્માના બ્રહ્મલોકથી જે જલદીથી પૃથ્વી પર ઊતરી આવી છે, એવી સરસ્વતીદેવીને રસ્તે આવતા જે મોટા પરિશ્રમ વેઠવો પડ્યો છે, તે શ્રમની શાંતિ રામચદ્રના ગુણસમૂહના વર્ણનરૂપી અમૃતથી ભરેલી વાવમા સ્નાન કરવાથી થઈ છે તે ગુણરૂપી અમૃત ન હોત તો વાણી શી રીતે શ્રમ દૂર કરત ? ૧૨૩

लज्जा कीर्तिजनकतनया शैवकोदण्डभङ्गे
तिस्रः कन्या निरुपमतया भेजिरे रामचन्द्रम् ।
अन्त्या पाणिग्रहणसमये ज्यायसी जातकोपा
भूपैः सार्धं खलु गतवती मध्यमाथो दिगन्तान् ॥१२४

જ્યારે ભગવાન રામે મિથિલાનગરીમા ધનુષ્ય ભાગ્યુ, ત્યારે લજ્જા, કીર્તિ અને સીતાજી એ ત્રણ કન્યાઓ રામચદ્રને વરવા આવી, તેમાથી ભગવાને સીતાજીના હાથનો સ્વીકાર કર્યો, તેથી જેને વિશેષ ક્રોધ થયો છે એવી લજ્જા બીજા રાજાઓની પાસે ચાલી ગઈ તેમ જ કીર્તિ સર્વ દિશાઓના છેડા સુધી પહોચી ગઈ

गेहे गेहे सुभग भवतो रामभद्र क्षितीश
त्वामालिख्य स्वमपि सविधे सस्पृहं भावयन्त्यः ।
तस्मिन्नाकस्मिकमुपगते वल्लभे भीतिभाजः
पौष्पं चापं तव करतले वेपमाना लिखन्ति ॥१२५॥

હે સુદર સ્વરૂપવાન પૃથ્વીનરેશ રામચદ્ર ! ઘેરઘેર રહેલી કામિની સ્ત્રીઓ તમારા સુદર ચિત્રને દોરીને તેની પાસે પોતાનુ ચિત્ર દોરીને અસત સ્પૃહાથી તમારા આલિંગન આપવાની ઇચ્છા રાખતી હોય છે તે જ વખતે અકસ્માત્ પોતાનો પતિ આવી પહોચતા જેને ભય પેદા થયો છે એવી તે કામિનીઓ ધ્રૂજતી ધ્રૂજતી તમારા હાથમા ફૂલના ધનુષ્યને દોરી લે છે કે જેથી કામદેવનુ ચિત્ર છે, એમ પતિઓ સમજે ૧૨૫

अहो रघुशिरोमणेरभिनवप्रतापावलि
प्रचण्डकिरणप्रथाप्रसरसाध्वसादाश्रयम् ।
सुराधिपतिरम्बुदान्कमलमिन्दिरा सेवते
हिमांशुरपि चन्द्रमा सततमम्बुधौ मज्जति ॥ १२६ ॥

અહો ! આ રામચદ્રના પ્રબળ પ્રતાપનો સમૂહ જે પ્રચડ કિરણોથી અત્યત ગરમીને ફેલાવી રહ્યો છે, તે ગરમીને શાત કરવા માટે ઇદ્રરાજ મેઘોનુ સેવન કરે છે, લક્ષ્મી કમળને સેવે છે તેમ જ ચદ્રમા શીત કિરણવાળો હોવા છતા નિત્ય નિરતર સમુદ્રમા ડૂબે છે ૧૨૬

कीर्तिं श्रीरघुवंशरत्न भवतः स्वर्वाहिनीगाहिनी
दिक्पालानखिलान्परीत्य दधती पाण्योः प्रतापानलम् ।
सप्ताम्भोनिधिमण्डलान्यधिगता त्वय्येकपत्नीव्रत
ख्यात्यै विष्णुपदं स्पृशत्यनुदिनं शेषस्य शीर्षाण्यपि ॥

હે રઘુના વશમા રત્ન સમાન ! કીર્તિરૂપી નારી તમારી પત્ની બનીને પતિવ્રતાના શપથ લેતી હોય એ ભાવથી તે કીર્તિ સૌથી પહેલા આકાશગગામા સ્નાન કરે છે, પછી બધા દિક્પાલ દેવોની પ્રદક્ષિણા કરે છે, ત્યાર બાદ બને હાથમા પ્રતાપસ્વરૂપ અગ્નિ ધારણ કરે છે, સાતેય સમુદ્રોને ઓળગે છે અને વિષ્ણુપદ-આકાશનો સ્પર્શ કરીને શેષનાગના મસ્તકને અડે છે અર્થાત્ શપથ ખાવા માટે ગગામાં નાહવુ, દેવોની પ્રદક્ષિણા કરવી, હાથમા અગ્નિનો ગોળો લેવો, સાત મડળ ચાલીને વિષ્ણુની મૂર્તિના ચરણનો સ્પર્શ કરવો તેમ જ સર્પના મસ્તકને અડકવુ, તે બધી ક્રિયાઓ તે કીર્તિએ કરી છે

कीर्तौ व्याप्तिमवेत्य वैरिवनिताबाष्पोदधेः साधना
दुत्तुङ्गे पृथिवीभुजां परिवृढे शश्वद्विपक्षे स्थितम् ।
सर्वक्ष्मापतिमौलिमण्डनमणे श्रीरामचन्द्र प्रभो
चित्रं पश्य तव प्रतापदहनं जानन्ति सत्तार्किकाः ॥

સર્વ રાજાઓના મુગટમા મણિરૂપે હે રામચદ્ર ! સારા તર્કમા કુશળ નૈયાયિકો તમારા પ્રતાપરૂપી અગ્નિને વિપક્ષ( સાધ્યના અભાવમા શત્રુના પક્ષ)મા રહેલો જુએ છે, તે વિસ્મય તો જુઓ ! તે અનુમાનમા સાધન-હેતુ તરીકે વૈરીજનોની વનિતાઓમાં ઊભરાતા આસુરૂપી સમુદ્ર છે તમારી કીર્તિમા પ્રતાપરૂપી અગ્નિની વ્યાપ્તિ રહેલી છે તેમ જ મોટા મોટા રાજાઓના સમૂહ તે વિપક્ષ છે અર્થાત્ 'પર્વત વહ્નિવાળો છે ધૂમથી' એ સપક્ષ અનુમાન હોય છે, પણ તમારા પ્રતાપરૂપી અગ્નિનો નિશ્ચય વિપક્ષમા થાય છે ૧૨૮

श्रीराम त्वदनेकचित्रचरितप्रोद्दामकीर्तिश्रुति
प्रागल्भ्यादवधूतमूर्ध्नि सकलत्रैलोक्यलोकेऽपि सन् ।
अश्रोत्रा फणिनस्तदेतदुचितं नो चेदहिस्वामिना
व्यापृते शिरसि क भू क गिरयः कामी दिशामीश्वराः

હે શ્રીરામ ! જ્યારે તમારાં ચિત્રવિચિત્ર અનેક ચરિતોની લાબી ગાઢી કીર્તિ કાનથી સાભળવામા આવે છે ત્યારે ત્રણેય લોકોના સકળ જનો મસ્તક ડોલાવ્યા કરે છે, એટલે સારુ છે કે બધા સાપ કાન વિનાના છે, નહી તો શેષનાગવડે પણ મસ્તક ધુણાવવા માડ્યુ

હોત, તો આ પૃથ્વી, આ પર્વતો અને બધી દિશાઓના સ્વામીઓ ક્યાં રહેત તેની કોને ખબર છે? ૧૨૯

भ्रान्त्वा भूवलयं दशास्यदमन त्वत्कीर्तिहंसी दिवं
याता ब्रह्ममरालसंगमवशात्सा तत्र गर्भिण्यभूत् ।
पश्य स्वर्गतरंगिणीपरिसरे कुन्दावदातं तया
मुक्तं भाति विशालमण्डकमिदं शीतद्युतेर्मण्डलम् ॥१३०

રાવણનું દમન કરનાર હે રામચંદ્ર! તમારી કીર્તિરૂપી જે હંસી છે, તે પૃથ્વીમંડળ પર ચારે બાજુ ફરીને પછી દેવલોકમાં ગઈ, ત્યાં રહેવા બ્રહ્માના હંસની સાથે સમાગમ થતા તે હંસી ગર્ભિણી થઈ અને ત્યાર બાદ તેણીએ આકાશગંગાના કિનારા પર કળીના આકારનું સફેદ વિશાળ ઈંડું મૂક્યું છે, તે જ આ ચંદ્રના મંડળરૂપે પ્રકાશે છે. ૧૩૦

ये मज्जन्ति निमज्जयन्ति च परांस्ते प्रस्तरा दुस्तरे
वार्धौ वीर तरन्ति वानरभटान्संतारयन्तेऽपि च ।
नैते ग्रावगुणा न वारिधिगुणा नो वानराणां गुणाः
श्रीमद्दाशरथे प्रतापमहिमा सोऽयं समुज्जृम्भते ॥१३१

જે આ પથ્થરો છે, તે પોતે તો ડૂબે છે જ, તે સાથે બીજાઓને પણ ડુબાડવાના સ્વભાવવાળા છે; પરંતુ સેતુબંધ રામેશ્વરના દુસ્તર સમુદ્રમાં પડેલા પથ્થરો જાતે તો તરે છે, સાથે વાનરોના વીર યોદ્ધાઓને પણ તારે છે; એ કાંઈ પથ્થરના ગુણો નથી, સમુદ્રના ગુણો નથી, ત્યારે વાનરોના ગુણો પણ નથી; પરંતુ દશરથના પુત્ર હે રામચંદ્ર! તમારા પ્રતાપનો જે મહિમા છે, તે જ આ રીતે પ્રગટ થાય છે. ૧૩૧

कीर्तिः श्रीरघुवंशदीप भवतो दूती मुरारेः प्रियां
यस्मात्तुभ्यमदात्तदादि गिरिशोऽभूदर्धनारीश्वरः ।
ब्रह्माभूच्चतुराननः सुरपतिश्चक्षुःसहस्रं दधौ
स्कन्दो मन्दमतिश्चकार न करस्पर्शं स्त्रियाः शङ्कितः ॥

હે રઘુવંશના દીપક! તમારી કીર્તિરૂપી દૂતીએ જ્યારથી વિષ્ણુભગવાનની પ્રિયા લક્ષ્મીને તમારા હસ્તગત કરી, ત્યારથી 'રખેને આ કીર્તિ મારી સ્ત્રીને લઈ જાય,' એ શંકાથી મહાદેવ શંકર અર્ધનારીશ્વર થયા, બ્રહ્માજી ચાર મુખવાળા થયા, દેવરાજ ઇંદ્રે હજાર નેત્ર ધારણ કર્યાં, અલ્પમતિ સ્કંદ સ્વામીએ તો શંકા લાવીને સ્ત્રીનો સ્પર્શ જ કર્યો નહિ. ૧૩૨

एकं काञ्चनभूधरं सुवलयं वासः सुधावारिधिं
तारं तारकराजमण्डलमिदं संप्राप्य सत्कुण्डलम् ।
दूरस्थापि च तेन तेन सदृशं त्वां भूषणं चापरं ।
स्त्री मानमहिलेव याचतितरां श्रीराम कीर्तिस्तव ॥१३३

હે રામચંદ્ર! તમારી કીર્તિરૂપી નારી છે, તેને મેરુ પર્વતરૂપ એક જ કંકણ મળેલું છે, ક્ષીરસમુદ્રરૂપ એક જ વસ્ત્ર મળેલું છે તેમ જ ચંદ્રમંડળરૂપ એક જ ઉજ્જ્વળ ઉત્તમ કુંડલ મળેલું છે; તેને બીજાં કંકણ, વસ્ત્ર, કુંડળ વગેરે મળતાં નથી; તેથી જાણે કે તમારાથી રિસાઈ હોય, એ રીતે તે કીર્તિરૂપી નારી દૂરસુદૂર ફેલાતી જાય છે. ૧૩૩

संग्रामो दिवसायते तव भुजः पूर्वाचलेन्द्रायते
त्वत्कोपोऽप्यरुणायते तव लसच्छौर्यं प्रकाशायते ।
त्वद्वैरी तिमिरायते तद्वल्लाहृत्सूर्यकान्तायते
त्वत्कीर्तिः कमलायते रघुपते त्वत्खड्गचण्डद्युतेः ॥

હે રઘુપતિ! જ્યારે તમારી તલવારરૂપી પ્રચંડ સૂર્યના પ્રકાશનો ઉદય થાય છે, ત્યારે યુદ્ધભૂમિ દિવસ જેવી બની જાય છે, તમારો હાથ ઉદયાચલ જેવો બને છે, તમારો ક્રોધ અરુણના ઉદય જેવો લાગે છે, તમારી દિવ્ય શૂરવીરતા પ્રકાશ જેવા બને છે. તમારા વૈરીજનો અંધકારની જેમ બનીને દૂર ભાગી જાય છે, તમારા વૈરીજનોની નારીઓનાં હૃદય સૂર્યકાંતની જેમ લાગે છે અને તમારી કીર્તિ કમળની પેઠે આચરણ કરે છે. ૧૩૪

अस्माकं परमन्दिरस्य चरितं यद्यप्यवाच्यं भवे-
त्स्वामी त्वं कथयामि तेन भवतः किंचित्प्रियादूषणम् ।
श्रीमद्राम नृप त्वया रणमुखे पाणिग्रहः सादरं
यस्याः सासिलता परस्य हृदये दृष्टा लुठन्ती मया ॥

(કીર્તિરૂપી પત્ની જણાવે છે કે,) હે શ્રીમાન્ રામચંદ્ર! જોકે અમારે પરાયા ઘરની વાત કહેવી તે યોગ્ય તો નથી; પરંતુ આપ મારા સ્વામી છો એટલે આપની પાસે આપે જેને પ્રિયા ગણી છે, તેનું દૂષણ તમને કહું છું; તે એ કે તમે યુદ્ધભૂમિ પર જેનો હાથથી સ્વીકાર કર્યો હતો એવી તે તલવાર પારકા(પુરુષ)ના હૃદય સાથે ગેલ કરતી મેં જોઈ હતી.

सत्यं सा बहुरूपिणी समभवत्सिद्धिस्वरूपाभवत्
कीर्तिः श्रीरघुवंशरत्न विमला जागर्ति विश्वोदरे ।
क्ष्मापारे रिपुमन्दिरे नृपपरे रत्नाकरे निर्झरे
कान्तारे गिरिशेखरे विषधरागारे तथैवाम्बरे ॥१३६

હે રઘુવંશમાં રત્ન સમાન! તમારી કીર્તિ અલૌકિક સિદ્ધિ સમાન બનીને ખરેખર અનેક સ્વરૂપોને ધારણ કરે છે; કારણ કે તે નિર્મળ બનીને વિશાળ વિશ્વમાં વ્યાપકરૂપે શત્રુઓનાં મંદિરોમાં રાજાઓની નગરીઓમાં, સમુદ્રોમાં, ઝરણાંઓમાં, વનોમાં, પર્વતોનાં શિખરોમાં, નાગલોકનાં મંદિરોમાં તેમ જ આકાશમાં રહેલી જોવાને મળે છે. ૧૩૬

गर्वावेशविशालरावणभुजप्रोद्यत्प्रतापानल-
ज्वालाजालनवाम्बुदः कथमसौ सीतापतिर्वर्ण्यते ।
यस्यारातिनृपाः कृपाणजलधौ मग्नाः पुरो गौरवा-
दत्युच्चैर्गतयो भवन्ति च पुनर्भित्त्वा रवेर्मण्डलम् ॥१३७

જે સીતાના પતિ ગર્વના વેગવાળી વિશાળ રાવણની ભુજાઓમાંથી પ્રગટ થતા પ્રતાપરૂપી અગ્નિની જ્વાળાઓના સમૂહને દૂર કરવામાં નવા મેઘની ઉપમા ધારણ કરે છે તેમજ પહેલાં તો વૈરી રાજાઓ પોતાના ભારેપણાને લીધે જે રામના કૃપાણરૂપી સાગરમા ડૂબી જાય છે અને પછી એવા હલકા થઈ જાય છે કે જેથી સૂર્યના મંડળને ભેદીને પણ તે રાજાઓ ખૂબ ઊંચે ચાલ્યા જાય છે, એવા શ્રી રામચન્દ્રનું વર્ણન શી રીતે થઈ શકે? ૧૩૭

भीमं यज्जलधिं जवेन हनुमानुल्लङ्घ्य लङ्कां गतो
यच्चाशोकमहावनं दलितवानक्षं च यत्क्षुण्णवान् ।
सीतोपायनमौलिरत्नसहितः प्राप्तश्च यत्त्वामसौ
तत्राप्येष भवत्प्रतापमहिमा निर्यन्त्रणः कारणम् ॥१३८

હનુમાને ભયંકર સાગરને ઓળંગી લંકામા પ્રવેશ કરીને ત્યા અશોકવનનો નાશ કરી, અક્ષકુમારને મારી નાખ્યો તેમજ સીતાજીએ ભેટરૂપે આપેલ ચૂડામણિને સાથે લઈને તે હનુમાન તમને પાછા મળ્યા, એ સઘળા પરાક્રમો થયા, તેમા તમારા પ્રતાપનો મહિમા જ મુખ્ય કારણરૂપ છે ૧૩૮

धत्ते नायक राम तावकयशो रामे शशाङ्के मरु-
द्वाहे स्वर्गगजे हरे फणिपतौ वाण्यां घृणे मे रुचिम् ।
अन्येषां च तदम्बरे तदहिते तद्व्यञ्जने तन्मदे
तत्कण्ठे च तदीक्षणे तदलके तत्प्रोथके तत्पथे ॥१३९

હે નાયક રામચંદ્ર! આપનો યશ બલરામ, ચંદ્ર, ઉચ્ચૈઃશ્રવા, સ્વર્ગનો ઐરાવત, મહાદેવ, શેષનારાયણ, વાણી, ઘોડિયો અને નક્ષત્રો, એ બધાને કાંતિ આપે છે અને આપના શત્રુઓનો (અપ)યશ બલરામના કાળા વસ્ત્ર, ચંદ્રનો શત્રુ રાહુ, ઉચ્ચૈઃશ્રવાનું ચિહ્ન, હાથીનો મદ, મહાદેવનો કંઠ, શેષની નજર, વાણીના કેશ, ઘોડિયાનું નાક અને નક્ષત્રનો માર્ગ—આકાશ એ બધાને (કાળી) કાંતિ આપે છે. ૧૩૯

श्रीमन्नायक रामभद्र भवतः पाणौ कृपाणं रणे
दृष्ट्वा यद्यदभूदरिक्षितिभुजां तत्तत्समाकर्णय ।
अङ्गे वेपथुरन्धता नयनयोर्वक्त्रे तृणं भूयसी
भीतिश्चेतसि वाचि संस्तुतिकथा हस्तद्वयं मस्तके ॥१४०

હે મહારાજ રામચંદ્ર! રણભૂમિ પર જઈને આપ હાથમાં ખડ્ગ લો છો, તે જોઈને વૈરી રાજાઓને જે જે થયું, તે બાબત તમે સાભળોઃ પહેલાં તો અંગ પર કંપ થયો, આંખમા અંધાપો આવ્યો, મુખમાં ઘાસ લીધું, મનમા મોટો ભય પેદા થયો, વાણીમાં પ્રશંસાના વચનો જાગ્યાં અને મસ્તક પર બે હાથ મુકાઈ ગયા. ૧૪૦

आकृष्टे कवचादहीन्द्ररसनाकल्पे कृपाणे त्वया
श्रीमन्नायक रामचन्द्र भवतः प्रत्यर्थिनां वेश्मसु ।
गाहन्ते सहसा लुलायचमरीशार्दूलशाखाचरी-
रक्षोयक्षशृगालकोलशलभृद्भल्लूकभिल्लादयः ॥ १४१ ॥

હે મહારાજ રામચંદ્ર! વાસુકિની જીભના જેવી તલવારને જ્યારે આપ મ્યાનમાંથી બહાર ખેંચો છો. તેજ સમયે તમારા વૈરી રાજાઓના ભવનો વેરાન થઈ જતા, ત્યાં પાડા, ચમરી, વાઘ, વાનરી, રાક્ષસ, યક્ષ, શિયાળ સૂવર, શેહાઈ, રીંછ, ભિલ્લ વગેરે પ્રાણીઓ પ્રવેશ કરે છે.

रेफ व्यञ्जनराजता तव तथाकारप्रकर्षः स्वरे-
ष्वन्त्यस्यापि मकार विस्फुरति ते वर्गाक्षरेष्वादिता ।
यैः संभूय निगद्यते रघुकुलालंकारहीराङ्कुरो
देवः क्षोणिसुतापयोधरतटीशृङ्गारहारो हरिः ॥१४२॥

હે રકાર! તુ સઘળા વ્યંજન વર્ણોમા રાજા ગણાય છે, હે આકાર! સ્વર વર્ણોમા તારી ઉત્તમ ગણના થાય છે અને હે મકાર! તુ વર્ણોમા છેલ્લો બોલાતો હોવા છતા વર્ગમા તારી ગણના પહેલી થાય છે, તેનું કારણ એ છે કે જ્યારે તમને ત્રણ વર્ણોને ભેગા કરવામા આવે છે ત્યારે રઘુકુલને શણગારવામા હીરાની ઉપમા ધારણ કરનાર તેમજ સીતાજીના સ્તનની કિનારી પર શૃંગારનો હાર બનાવવામા આવે એવા ભગવાન રામચંદ્રના નામનું ઉચ્ચારણ થાય છે. ૧૪૨

स्वेदाम्भःकणमण्डलानि खुरलीखेलोद्भवान्यन्वहं
तद्भुक्तो रसयन्महाबल इति ख्यातिं गतो मारुतः ।
तं चास्वाद्य मुहुः सहस्रफणताशाली बलीयानहि-
र्धत्तेकोमलकोमलैराप फणैः श्रीरामचन्द्र स्थिराम् ॥

હે ભગવાન રામચંદ્ર! આપ જ્યારે દરરોજ અસ્ત્ર-શસ્ત્રની લીલાનો અભ્યાસ કરો છો ત્યારે આપની ભુજાઓમાં જે પરસેવાની કણીઓના મંડળ જામે છે, તેનું ભક્ષણ કરીને પવન મહાબળવાન ગણાય છે અને તે પવનનું વારંવાર ભક્ષણ કરવાથી વધારે બળવાન બનેલા હજાર ફણાવાળા શેષનારાયણ પોતાની અત્યંત કોમળ ફણાઓથી પણ સઘળી પૃથ્વીને ધારણ કરે છે.

श्रीरामे मृगयां गतेऽपि धनुषा बाणे समारोपिते-
ऽप्याकर्णान्तगतेऽथ मुष्टिगलितेऽप्येणाद्भिल्लेऽपि च ।

રાતી લહરીઓ જેવા ધવલ છે; તે કટાક્ષો પછી કવિજનોની ઉપર પડ્યા; પરંતુ તે પહેલાં તો ચંચળ ભમરાઓના ટોળાથી ભરેલા હાથીઓના મદની સુગંધિત મનોહરતા કવિરાજના ઘરનાં આંગણામાં ફેલાઈ ગઈ.

भूयो भूयस्त्वदरिदलनाद्वासनाशासकाशा-
यातैर्वातैरहह तरणेरुल्बणेषु व्रणेषु ।
सायं सायं लवणसलिलस्पर्शबाधासमाधा
वस्यालस्याकलितवपुषो रुद्र कः स्यादुपाय· ॥१७१॥

હે રુદ્ર રાજા! તમારાથી ઉદ્ધાર પામેલા શત્રુઓ વારંવાર સૂર્યમંડલના ભેદન કરીને ઉપર જાય છે, તેને કારણે સૂર્યમંડલમા અનેક છિદ્રો પડે છે અને પૂર્વ દિશામાથી વહેતા પવનને કારણે તેમા એવાં તો ઘારાં પડી જાય છે કે જો સૂર્ય દરેક સાંજે ખારા સમુદ્રના પાણીને અડકવામા જરા પણ આળસ કરે તો તો ઘારાને મટાડવાનો બીજો કોઈ ઉપાય રહે નહિ ૧૭૧

चन्द्रोऽनेन कलङ्कितो वत वने रामोऽमुना वञ्चितः
किं चानेन कुलाङ्गनानयनयोर्लावण्यलक्ष्मीर्हृता ।
सस्यानामभिलापकस्य भवतः श्रीरुद्रचन्द्र प्रभो
तन्मन्ये हरिणस्य हन्त हननायाखेटकोपक्रमः ॥१७२॥

હે રુદ્રચંદ્ર મહારાજ! તમે હરણનો નાશ કરવા માટે શિકારની તૈયારી કરો છો, તે હરણના નાશનુ કારણ મને તો એમ લાગે છે; કે હરણામાના એક મૃગે ચંદ્રને કલંકિત કર્યો છે, તો બીજાએ સોનાનો મૃગ બનીને ભગવાન રામચંદ્રને છેતર્યા છે; એક કુલીન કામિનીજનોના નેત્રોની લક્ષ્મી હરી લીધી, તો બીજાએ તમારા ખેડૂતોના ખેતરોની ધાન્યસમૃદ્ધિ લૂંટી લીધી

रुद्रस्यापि दिगम्बरस्य कृपया स्वर्गेऽमरा कोटिशो
याचन्ते न कदापि काञ्चनमहो शश्वत्सदा भुञ्जते ।
एकोऽहं वसुधातले न च पुन· स्नेहस्य पात्रं सदा
याचिष्ये कथमन्यभूपतिमतः श्रीरुद्रभूमीपते ॥१७३॥

હે પૃથ્વીપતિ રુદ્રરાજ! રુદ્ર મહાદેવ પોતે દિગંબર હોવા છતા તેમની કૃપાથી કરોડો દેવોને સ્વર્ગમા રહીને કોઈનીય યાચના કરવાની જરૂર પડી નથી; તે છતા તેઓ નિરંતર સોનાને ભોગવે છે. જ્યારે આ પૃથ્વી પર તમારી પાસે આવેલો હું એકલોજ છું અને તમારા સ્નેહને લાયક બન્યો છું, તો પછી મારે બીજા રાજાની યાચના કરવાની રહી જ ક્યા ? ૧૭૩

રૂપનારાયણ

अरे यदि समीहसे परपुरावरोधं सदा
समाकलय मद्वचः किमपि रूपनारायण ।
प्रतीपनृपनागरीनयननीरकल्लोलिनी
समुत्तरणचातुरीं तुरगराजमध्यापय ॥ १७४ ॥

હે રૂપનારાયણ! શત્રુઓના નગરો પર રોજ ઘેરો ઘાલવાની તમારી ઇચ્છા હોય, તો પછી મારી એકાદ વાત તમે સાંભળો. 'તમારા વિરોધી રાજાઓની ચતુર રાણીઓનાં નેત્રોમાંથી નીકળતી આંસુઓની નદીઓમાથી તરીને પાર જવાની ચતુરતા તમારા ઉત્તમ ઘોડાને શીખવો.' ૧૭૪

રૂપમણિ

श्रीमद्रूपमणे गुणेन यदयं हीनोऽपि नीतो गुरु-
गाढं गौरवमादरेण भवता तेनास्ति शंभुर्भवान् ।
यत्तेनाप्यनृजुः कलङ्कविकलो दोषाकरोऽपि स्फुटं
वीप्राधीशपदे विधाय विधृतश्चन्द्रोऽनिशं मस्तके ॥१७५

હે લક્ષ્મીવાળા રૂપમણિ રાજા! હું એક તો ગુણોથી રહિત છું અને બીજું બધી રીતે હલકો છું; છતા પણ તમે મને આદરથી મોટા બનાવી દીધો છે, તેને કારણે તમે શંકર મહાદેવ જેવા છો, કારણ કે તે શંકર મહાદેવે પણ બ્રાહ્મણોને રાજા બનાવીને ચંદ્રને નિત્ય નિરંતર પોતાના મસ્તકે ધારણ કરે છે કે જે ચંદ્ર સ્વભાવે વાંકો, કલંકવાળો તેમ જ દોષોની ખાણ(દોષા—રાત્રિ)રૂપે બનેલો છે. ૧૭૫

વિક્રમાર્ક

तत्कृतं यन्न केनापि तद्दत्तं यन्न केनचित् ।
तत्साधितमसाध्यं यद्विक्रमार्केण भूभुजा ॥ १७६ ॥

રાજા વિક્રમાદિત્યે જે કાર્ય કર્યું છે, તે હજી સુધી કોઈએ કર્યું નથી; તેણે જે દાન આપ્યાં છે, તે કોઈએ આપ્યા નથી અને જે અસાધ્ય કર્મોને તેણે સાધી બતાવ્યા છે, તેવા કાર્ય હજી સુધી કોઈએ સાધ્યા નથી.

सारसवत्ता विहता नवका विलसन्ति चरति नो कङ्कः ।
सरसीव कीर्तिशेषं गतवति भुवि विक्रमादित्ये ॥१७७

જેમ સરોવર કાદવરૂપ બની ગયા પછી સારસોની શોભા હણાઈ જાય છે, બગલા શોભતા નથી અને કંકપક્ષી ફરતા નથી, તે રીતે રાજા વિક્રમાદિત્ય કીર્તિશેષ બની જતા રસવાળા કવિઓ શોભતા નથી, લોકો નવા સુખથી શોભતા નથી તેમ જ કોણ કોની મર્યાદા ઓળંગે તેના ઠેકાણા રહ્યા નથી ૧૭૭

हस्ती वन्यः स्फटिकघटिते भित्तिभागि स्वबिम्बं
दृष्ट्वा दृष्ट्वा प्रतिगज इति त्वद्विषां मन्दिरेषु ।
दन्ताघातादलितदशनस्तं पुनर्वीक्ष्य सद्यो
मन्दं मन्दं स्पृशति करिणीशङ्कया विक्रमार्क ॥ १७८ ॥

હે વિક્રમાદિત્ય રાજા! જ્યારે જંગલી હાથી તમારાં શત્રુઓનાં વેરાન ઘરમાં પ્રવેશ કરે છે, ત્યારે સ્ફટિકમણિની બનાવેલી ભીંતો પર પોતાના પ્રતિબિંબ જોઈને 'આ બીજો હાથી છે' એમ માનીને તેની સાથે પોતાનાં દંતૂશળ ભિડાવે છે અને તેમ કરતા પોતાનો દંતૂશળ ભાંગી જાય એટલે પાછું પ્રતિબિંબ જોતાં 'આ તો હાથિણી છે' એમ માનીને તેનો ધીરે ધીરે સ્પર્શ કરે છે.

कीर्तिस्ते दयिता तदीयजठरे लोकत्रयं वर्तते
तस्मात्त्वं जगतः पिता पितृधनं येनार्थिनां स्वद्धनम् ।
वीर श्रीवर विक्रमार्क भवतस्त्यागं न मन्यामहे
कस्त्यागः स्वकुटुम्बपोषणविधावर्थव्ययं कुर्वतः ॥१७९

હે વીર વિક્રમરાજા! તમારી પ્રિયા જે કીર્તિ છે, તેના પેટની અંદર તો ત્રણેય લોકો નિવાસ કરે છે એટલા માટે તો તમે ત્રણેય જગતના પિતા ગણાઓ છો. હવે જે પિતાનું ધન હોય તે તો બાળકોનું જ ગણાય એટલે તમારા ધનને યાચકો પોતાનું જ ધન માને છે; એટલે તમે જે દાન આપો છો, તેને અમે દાન માનતા જ નથી. પોતાના કુટુંબના પોષણ કરવામા જે લોકો ધનનો ખર્ચ કરે છે, તેને દાન કહેવાય ખરું કે?

**વિગ્રહરાજ**

ब्रूते संप्रति चाहुवाणतिलकः शाकंभरीभूपतिः
श्रीमान्विग्रहराज एष विजयी संतानजानात्मनः ।
अस्माभिः करदं व्यधायि हिमवद्विन्ध्यान्तरालं भुवः
शेषस्वीकरणाय मास्तु भवतामुद्योगशून्यं मनः ॥१८०

ચૌહાણ વંશના તિલકરૂપ અને શાકંભરી–પૃથ્વીના સ્વામી એવા જે આ શ્રીમાન વિગ્રહરાજ વિજયી થયા છે, તે પોતાના કુળના વંશજોને જણાવે છે કે, 'હિમાલય અને વિંધ્યાચળ પર્વતની વચ્ચે રહેલ મધ્યભાગની પૃથ્વીને અમે કર આપનારી બનાવી છે હવે જે બાકીની પૃથ્વી રહેલી છે, તેને તમારી પોતાની બનાવી લેવામા તમારા મનને ઉદ્યોગ વિનાનું બનાવશો નહિ.' ૧૮૦

**વીરભાન**

लङ्काधामनि वीरभाननृपतेः प्रेक्ष्यप्रतापोदयं
प्रत्यागारमधीरनीरजदृशो भूयो हुताशभ्रमात् ।
क्षुभ्यद्वाणि विधूतपाणि विगलन्मुक्तामणि प्रस्खलद्
वाष्पश्रेणि विलोलवेणि दयितं कण्ठस्थले बिभ्रति ॥१८१

જ્યારે વીરભાન રાજાના પ્રતાપનો ઉદય છેક લંકાનગરી સુધી પહોંચી ગયો, ત્યારે ઘેરેઘેર ફરીથી અગ્નિ લાગશે, એ પ્રકારનો ભ્રમ પેદા થતાં ત્યાંની કામિની સ્ત્રીઓ અધીર બની ગઈ; તેમની વાણી ગદ્‌ગદ બની ગઈ, તેમના હાથ કંપવા લાગ્યા, તેમની મોતીની માળા તૂટવા લાગી, તેમનાં આંસુઓની ધારા સતત વહેવા લાગી અને તેમના કેશની વેણી વીંખાઈ જવા લાગી તેમ જ તે બધી નારીઓ પોતપોતાના સ્વામીઓને છાતી સરસા ચાંપવા લાગી. ૧૮૧

भेरीझाङ्कृतिभिस्तुरंगनिनदैः कुम्भीन्द्रकोलाहलैः
प्रस्थाने तव वीरभान दलितं ब्रह्माण्डभाण्डोदरम् ।
आधाय ज्वलति प्रतापदहने रङ्कैः पुनर्वेधसा ।
तारानायकतारकासुरसरिद्व्याजादिवायोजितम् ॥१८२

હે વીરભાન રાજા! જ્યારે તમે સેનાને સાથે લઈ વિજયયાત્રા કરી હતી, ત્યારે ભેરીઓના ઝણકારોથી, ઘોડાઓની ગર્જનાઓથી તેમ જ મોટા મોટા હાથીઓના કોલાહલોથી આ બ્રહ્માંડરૂપી મોટા વાસણનું પેટ ફાટી ગયું હતું; ત્યાર બાદ બ્રહ્માએ તમારા પ્રતાપરૂપી અગ્નિમાં તેને બરોબર તપાવ્યું હતું અને કલાઈનું રેણુ કરીને ફરીથી સાંધી દીધું હતું; તે રેણના ભાગરૂપે ચંદ્ર, તારાઓ અને આકાશગંગા હોય એમ લાગે છે.

**વીરવર**

कामो वामदृशां निधिर्भयजुषां कालानलो विद्विषां
स्वःशाखी विदुषां गुरुर्गुणवतां पार्थो धनुर्धारिणाम् ।
लीलावासगृहं कलाकुलजुषां कर्णः सुवर्णार्थिनां
श्रीमान्वीरवरः क्षितीश्वरवरो वर्वर्ति सर्वोपरि । १८३

રાજાઓમા ઉત્તમ એવા જે શ્રીમાન વીરવર (બિરબલ) રાજા છે, તે સ્ત્રીઓના કામદેવરૂપે છે, નીતિ સેવનાર જનોના નિધિરૂપે છે, વૈરીજનોના કાલાગ્નિરૂપે છે, વિદ્વાનોના કલ્પવૃક્ષ જેવા છે, ગુણિયલ જનોના બૃહસ્પતિરૂપે છે, ધનુર્ધારીઓમા અર્જુન જેવા છે, કલાકાર લોકોને રહેતા આનંદ આપનાર લીલામંદિર જેવા છે તેમ જ સોનાની યાચના કરનાર લોકોમા કર્ણરૂપે સર્વત્ર વિજય પામે છે. ૧૮૩

जम्बूद्वीपगृहप्रकाशनकरी स्नेहक्षमाधायिनी
नित्योद्गीर्णमषीततिः खलजनश्रेणीपतङ्गान्तकृत् ।
गाजीन्द्राकवरक्षितीश्वरमनश्चिन्तान्धकारापहा
यस्य क्षोणिपतेरराजदखिलं दीपोपमा लेखनी ॥१८४

જે વીરવર રાજાની લેખણ જંબુદ્વીપરૂપી ઘરમાં પ્રકાશ પાડનારી છે, ક્ષમારૂપી સ્નેહ(તેલ)ને ધારણ કરનારી છે, રોજ અંજનને લીધે શાહીની પંક્તિને પ્રગટ કરનારી છે, ખલ પુરુષોના સમૂહનો પતંગિયાંની જેમ નાશ કરનારી છે તેમ જ ગાજી વંશના ઇન્દ્ર જેવા અકબર બાદશાહના મનના ચિંતારૂપી અંધકારને

દૂર કરનાર છે, તેને લીધે તે સેખન દીવાની ઉપમા ધારણ કરે છે. ૧૮૪

**વીરસિંહ**

वीरसिंहारिनारीणामञ्जनाक्ताश्रुबिन्दवः ।
उरोजे पतिता रेजुः सरोजे मधुपा इव ॥१८५॥

આ વીરસિંહ રાજાના વૈરીજનોની સ્ત્રીઓનાં અંજનથી આંજેલાં નેત્રોમાંથી આંસુઓ સ્તન પર પડતાં હતાં, તે કમલ પર બેઠેલા ભમરાઓ જેવાં લાગતાં હતાં. ૧૮૫

यस्योच्छिन्ना न वेदा मनसि सदयता दूषणानामभावो
दक्षो दूरेऽणुदृष्ट्या वहति कठिनतां दानशक्तिर्व्यपाया ।
आधत्ते यश्च कुन्दं शिरसि दरवतां यश्च दूरीकृतार्त्तिः
स श्रीमान्वीरसिंह त्वमिव तव रिपुस्तत्र दम्भं प्रतीमः ॥

હે શ્રીમાન વીરસિંહ રાજા! જે તમારા વિશેષણો છે, તે બધાં તમારાં વૈરીજનોને પણ લાગુ પડે છે. ફેર એટલો છે કે તમારાં વિશેષણમાં જ્યાં દ છે, ત્યાં મ લખવાથી તે વૈરીના વિશેષણ બને છે; જેમ કે તમે વેદોની મર્યાદાને તોડી નથી, ત્યારે વૈરીજનોએ ભેદ (કુસંપ) દૂર કર્યા નથી; તમારા મનમાં સદયપણું છે, તેમનામાં સભયપણું છે; તમારામાં દૂષણોનો અભાવ છે, તેમનામાં ભૂષણોનો અભાવ છે; તમે દક્ષ છો અને દૂર સુધી પહોંચેલી દૃષ્ટિથી વૈરીજનો પર કઠોરતા ધારણ કરો છો અને તેમને ભક્ષણના પદાર્થો દૂર છે અને જે કાંઈ મળે છે, તે પૃથ્વીની રજના ભૂસાથી ભરેલું છે; તમારી દાનશક્તિ અખંડિત છે અને શત્રુનાં ભાન ચાલ્યાં ગયા છે; તમે મસ્તક પર કુંદ ફૂલ ધારણ કરો છો, તો તેઓ મસ્તક પર કુંભ-ઘડો ધારણ કરે છે; તમે બુદ્ધિશાળી લોકોનાં દુઃખ દૂર કરો છો, ત્યારે તે બુદ્ધિશાળી જનોનાં દુઃખ ભૂરાં-વધારે છે. ૧૮૬

वैकुण्ठाभप्रकामः कमलयुतशिराः कुञ्जराकृष्टदृष्टिः
कोदण्डोदारनामाप्यमितपरिजनो विश्वविख्यातकीर्त्तिः ।
सुन्दर्यासक्तचित्तः समरणविजयी कङ्कणाहारयुक्तो
वीर श्रीवीरसिंह त्वमिव तव रिपुः किंतु मुक्तादिवर्णः ॥

હે વીર શ્રીમાન વીરસિંહ રાજા! તમારી જેમ તમારા વૈરી જનોને પણ વિશેષણો લાગુ કરી શકાય એમ છે. તેમાં તફાવત એટલો છે કે તમારાં જે વિશેષણો છે, તેમાથી પહેલો વર્ણ છોડી દેવો જોઈએ. જેમ કે તમે વૈકુંઠના પતિની અત્યંત આભા ધારણ કરો છો, ત્યારે તમારા વૈરીજનના આભા કુંઠિત છે; તમારા મસ્તક પર કમલ છે, ત્યારે તેના મસ્તક પર મલ ભર્યા છે, તમારી દૃષ્ટિ તમારા કુંજર-હાથી જોવામાં ખેંચાયેલી છે, ત્યારે તેની દૃષ્ટિ જરા-ઘડપણથી ખેંચાઈ છે; તમારા નામની ખ્યાતિ કોદંડ-ધનુષ્યથી વધી છે, ત્યારે તમારા શત્રુની દૃષ્ટિ દંડ ભરવાથી વધી છે; તમારા પરિજન અમિત-ઘણા છે, તેના મતિ-થોડા છે; તમારી કીર્તિ વિશ્વમાં વિખ્યાત છે, તેની કીર્તિ શ્વાન-કૂતરાંમાં જાણીતી છે; તમારું ચિત્ત સુંદરીઓથી ખેંચાય છે, તેનું ચિત્ત જંગલની દરી-ગુફામાં ખેંચાય છે; તમે સમરભૂમિ પર વિજયી બનો છો, તે મરણનો વિજયી બને છે; તમે શરીરે કંકણ અને હાર પહેર્યા છે, ત્યારે તમારા વૈરીજનને કણનો આહાર મળે છે. ૧૮૭

**વેંકટપતિ**

अत्र मन्मथमिवातिसुन्दरं दानवारिमिव दिव्यतेजसम् ।
शैलराजमिव धैर्यशालिनं वेद्मि वेङ्कटपतिं महीपतिम् ॥

વેંકટપતિ નામે જે પૃથ્વીના રાજા છે; તેને હું એ રીતે ઓળખું છું કે, તે આ જગતમાં કામદેવની જેમ અત્યંત સુંદર છે, દાનવોના વૈરી વિષ્ણુ ભગવાનની જેમ દિવ્ય તેજસ્વી છે અને સદાશિવની જેમ પરમ ધૈર્યવાળા છે. ૧૮૮

**શાહિજહાન**

भूभृन्मौलितटीपु वर्षति महाधाराधरेऽस्मिन्नसौ
जाता लोहितनिम्नगा विजयिनी कल्लोलिनी पावनी ।
श्रीमच्छाहिजहां ब्रवीमि तदिदं माहात्म्यमस्याः कथं
यस्यां मज्जति पङ्कजीयति शिवस्तन्मूर्धजोऽलीयति ॥

હે શ્રીમાન શાહિજહાન! જેમ મોટી ધારવાળો મેઘ ભૂભૃત-પર્વતો પર વરસે, તેમ તમારી વિશાળ ચમકતી ધારાવાળી તલવાર જ્યારે ભૂભૃત-રાજાઓ પર વરસવા લાગે છે, ત્યારે જે લોહીની નદી વહેવા લાગે છે, તે જગતમાં અત્યંત વિજય મેળવનારી કલ્લોલ કરનારી ગંગા જેવી પવિત્ર છે; તે નદીના માહાત્મ્યનું વર્ણન તે હું શી રીતે કરું? કારણ કે તેમાં સ્નાન કરવા ઊતરેલા શિવ કમળ જેવા લાગે છે અને તેમની જટા ભમરાઓની હાર જેવી લાગે છે. ૧૮૯

**સિંધુરાધીશ્વર**

अशर्मदहनज्वलत्कटुकटाक्षरूक्षेक्षण-
क्षणक्षपितशात्रवे जयति सिन्धुराधीश्वरे ।
वयं न बहु मन्महे निजभुजानमद्गाण्डिव-
च्युताशनिशिरिताण्डवज्वलितखाण्डवं पाण्डवम् ॥१९०॥

આ તે સિંધુરાધીશ્વર વિજય પામે છે. જેણે ભયંકર અગ્નિની જેમ બળતા પ્રકાશના તીખા કટાક્ષોથી લૂખાં

લાગતા નેત્રોથી જ શત્રુઓનો નાશ કરેલો છે. તેને જોઈને અમને તો અર્જુનનું સ્મરણ આવે તે કાંઈ વધારે પડતું નથી કે જેણે પોતાની ભુજાઓથી નમેલા ગાંડીવ ધનુષ્યમાંથી નીકળેલા અસ્ત્રના અગ્નિના નૃત્યથી ખાંડવ વનને બાળી મૂકયું છે. ૧૯૦

**હમ્મીર**

मुञ्चति मुञ्चति कोपं भजति च भजति प्रकम्पमरिवर्गः ।
हम्मीरवीरखड्गे त्यजति त्यजति क्षमामाशु ॥ १९१ ॥

જ્યારે હમ્મીર રાજાની તલવાર કોષ(મ્યાન)માંથી બહાર નીકળે છે, ત્યારે શત્રુઓનો વર્ગ પણ કોષ-(ખજાના)ને છોડી દે છે; જ્યારે તે તલવાર કંપવા લાગે છે, ત્યારે શત્રુઓ પણ કંપવા લાગે છે તેમ જ જ્યારે તે ક્ષમાને છોડવા લાગે છે, ત્યારે શત્રુઓ પણ ક્ષમા(પૃથ્વી)ને તરત જ છોડવા લાગે છે. ૧૯૧

मा चक्र चक्रिविरहज्वरकातरो भूः
संकोचमम्बुज न याहि न यामिनीयम् ।
हम्मीरभूपहयपादविदीर्णभूमी-
रेणूत्करैरसमयकारि दिवान्धकारः ॥१९२॥

હે ચક્રવાક પક્ષી! તારી સ્ત્રીના વિરહરૂપી તાપથી તું ત્રાસ પામીશ નહિ અને હે કમળ! તું બિડાઈ જવાનું છોડી દે, કારણ કે આ કાંઈ રાત પડી નથી પરંતુ હમ્મીર રાજાના ઘોડાઓના પગથી ખોદાયેલી પૃથ્વીના રજના સમૂહથી દિવસે પણ અંધકાર થઈ ગયેલો છે. ૧૯૨

## રાજભૂષાવર્ણન

यशःपटोऽयमद्भुतो न ते महीप कञ्चुकः ।
सुपुण्यकर्म भात्यदो जयप्रदं सुरक्षणम् ॥ १ ॥

હે રાજન્! તમારો આ ઝભ્ભો છે, તે ખરેખર ઝભ્ભો નથી; પરંતુ તમારા યશરૂપી અદ્ભુત વસ્ત્ર છે તેમ જ તમારું આ બખ્તર નથી; પરંતુ તે તમારું સુણ્ય કર્મ પ્રકાશે છે. ૧

प्रज्ञातृतीयोग्रविलोचनस्य भूतोज्वलस्येश्वरकाम-दातुः। कामारिमुत्सृज्यमुदा सकामा ह्युष्णीपगङ्गा तव भाति मूर्ध्नि ॥ २ ॥

હે રાજન્! બુદ્ધિરૂપી ત્રીજા ઉગ્ર લોચનને તમે ધારણ કરો છો તેમ જ તમે વિભૂતિ(ભસ્મ, લક્ષ્મી)થી અત્યંત ઉજ્જવળ છો અને કામનાઓ પ્રમાણે દાન કરવામાં ઈશ્વર છો, એ કારણે તમને સદાશિવ સમજીને ગંગા કામના શત્રુ-મહાદેવને છોડીને તમારા મસ્તક પર પાઘડીના બહાનાથી આવીને રહેલી છે. ૨

चित्राभिरस्योपरि मौलिभाजां भाभिर्मणीनामनणीयसीभिः। अनेकधातुच्छुरिताश्मराशेर्गोवर्धनस्याकृतिरन्वकारि ॥ ३ ॥

આ રાજાના મુગટમાં રહેલા જે ચિત્રવિચિત્ર મણિઓ છે, તેની અતિશય કાંતિઓને કારણે અનેક ધાતુઓની કાંતિથી વિચિત્રતા ધારણ કરનાર પાષાણોવાળા ગોવર્ધન પર્વતની આકૃતિને ધારણ કરે છે. ૩

तमङ्गदे मन्दरकूटकोटिव्याघट्टनोत्तेजनया मणीनाम् । वहीयसा दीप्तिवितानकेन चकासयामासतुरुल्लसन्ती ॥ ४ ॥

જ્યારે ભગવાન વિષ્ણુ સમુદ્ર વલોવવા લાગ્યા, ત્યારે મંદરાચલના શિખરોની અણીઓ સાથે બાજુબંધના મણિઓ ઘસાવા લાગ્યા, તેથી જાણે કે સરાણે ચઢાવવાથી ઘણા જ પ્રકાશના સમૂહથી ચકચકિત થયેલા હોય, એમ તેમને શોભાવવા લાગ્યા. ૪

शिरोवेष्टनव्याजतस्ते मुखेन्दोः, परं पक्षपाताद्ग्रसत्येव राहुम् । रुषा मूर्ध्नि वद्धं कचच्छद्मनालं, शशाङ्कोऽङ्कहीनो विभात्येष राजन् ॥ ५ ॥

હે રાજન્! તમારા કેશરૂપી રાહુને બરોબર બાંધીને પોતાની અંદર સમાવી દેનાર તમારી પાઘડી છે, તે ખૂબ જ શોભી રહેલા મુખરૂપી ચંદ્રનો પક્ષપાત કરીને ક્રોધથી કેશરૂપી રાહુને ગળી જાય છે અને તમારું મુખ પણ કલંક વિનાનો ચંદ્ર હોય એમ લાગે છે. ૫

ताराधिनाथमभिजित्य मुखश्रियाद्धा राजस्त्वया पदककैतवतो व्यलम्बि । बन्दीकृता इव तदीयवधूसमूहा हारच्छलेन तव वक्षसि भान्ति नूनम् ॥ ६ ॥

હે રાજન્! તમે મુખમંડળની શોભાથી તારાઓના સ્વામી ચંદ્રને જીતી લઈને પદકને બહાને લટકાવી રાખ્યો છે તેમજ ચંદ્રની સ્ત્રીઓ-તારાઓને પણ જાણે કે બાનમાં પકડી આણી હોય, એ રીતે તમારી છાતી પર હારની જેમ બનીને શોભે છે. ૬

धवलकुसुमभास्वत्कञ्चुकस्योपरिष्टात्
कनकपरिकरेण भ्राजसे राजराज ।
शरदि घनगणोद्यद्विद्युद्दामरेखा-
कलित इव धरेन्द्रः प्रोन्नतो विन्ध्यशैलः ॥ ७ ॥

હે રાજન્! શરદઋતુના વાદળાં ઉપર ચમકતી વીજળીઓની કડક રેખાઓનો જેને સંયોગ થયો છે એવો ઘણો ઊંચો વિંધ્યાચલ જેમ શોભે તેમ સફેદ પુષ્પોની જેમ શોભતા જામાની ઉપર ધરેલા સોનાના શણગારથી તમે શોભી રહ્યા છો. ૭

स्वभावारक्तश्रीनखरसुपुमानद्धकनक
स्फुरद्विद्युद्राजत्कटकयुगलाभ्यां तव करौ ।
विभात: काश्मीरद्रवविलुलिताविन्द्रविजये
हृते स्वर्गद्वारार्गल इव विभो द्विट्स्थितिकृते ॥ ८ ॥

હે રાજન્! કુદરતી રીતે રાતી શોભાને ધારણ કરનાર નખની ઝાંઈથી જે વિશેષ શોભા ધારણ કરે છે એવા સોનાને લીધે ચળકતી વીજળીની જેમ શોભતી કડાની જોડથી તમારા હાથ કેસરના રસથી રંગાયેલા હોય એમ લાગે છે અને વળી તે ભુજાઓ લાંબી અને પુષ્ટ હોવાથી શત્રુઓને રોકવા માટે ઇંદ્રને જીતીને આપેલી સ્વર્ગના બારણાની ભોગળ હોય એમ લાગે છે ૮

## ગજપ્રશંસા

नीता कुम्भस्थलकठिनता कामिनीनामुरोजै:
स्तेयं कृत्वा धृतमणिगणै: कञ्चुकैरावृतैव ।
इत्याख्यातुं नरपतिगृहद्वारि कुम्भेन्द्रडिम्भा
शुण्डादण्डैर्वपुषि बहुला धूलिमुद्धूलयन्ति ॥ १ ॥

'અમારા ગંડસ્થલોની જે કઠિનતા છે, તે કામિની ઓના સ્તનોએ ચોરી લીધી છે અને તેને મણિસમૂહથી જડેલ કાંચળી વડે ઢાંકી દીધી છે,' એ રીતે ફરિયાદ કરવા માટે, ગજરાજના બચ્ચાં રાજદરબારમાં રહીને સૂંઢથી પોતાના શરીરે ખૂબ જ ધૂળ ફેંકી રહ્યા છે

सिन्दूरद्युतिमुग्धमूर्धनि धृतस्कन्धावधिश्यामिके
व्योमान्त स्पृशि सिन्धुरेऽस्य समरारम्भोद्धुरे धावति ।
जानीमो नु यदि प्रदोषतिमिरव्यामिश्रसंध्याधिये
वास्तं यान्ति समस्तबाहुजभुजातेज:सहस्रांशव: ॥ २ ॥

જેનું મસ્તક સિંદૂરની કાંતિથી શોભે છે, (ઝરતા મદની) શ્યામલતા જેણે ખાંધ સુધી ધારણ કરી છે અને જેની ઊંચાઈ આકાશ સુધી અડકે છે એવો આ રાજાનો હાથી ઉન્મત્ત થઈને યુદ્ધની શરૂઆત માટે રણ ભૂમિ પર દોડી જાય છે ત્યારે જાણે કે પ્રદોષકાળની અંધારી શ્યામતા સાથે સંધ્યાકાળની રતાશ મળી ગઈ હોય એવો તે લાગે છે અને તેથી સઘળા (બાહુ-જ ભગવાનના હાથથી જન્મેલ) ક્ષત્રિયોની ભુજાઓરૂપી તેજને ધારણ કરનાર અનેક સૂર્ય આથમી જાય છે ૨

एतद्गन्धगजस्तृषाम्भसि भृशं कण्ठान्तमज्जत्तनु:
फेनै: पाण्डुरित: स्वदिक्करिजयक्रीडायश: स्पर्धिभि: ।
दन्तद्वन्द्वजलानुबिम्बनचतुर्दन्त: कराम्भोवमि
व्याजादभ्रमुवल्लभेन विरहं निर्वापयत्यम्बुधे: ॥ ३ ॥

આ મદ ઝરતો હાથી તરસ લાગતાં પોતાની કાયા ને કંઠ સુધી જળમાં ડુબાડી દે છે. તેમ જ જાણે કે દિશાઓના હાથીઓને જીતી લીધા વિના યશને પ્રગટ કરતાં એવા જળના ફીણ લીલાથી ઉડાડે છે અને તેથી પોતાની કાયા ધવલ (સફેદ) બને છે ત્યાર બાદ પોતાના બે દંતૂશળ જળમાં પડતાં પ્રતિબિંબથી ચાર લાગે છે તેથી આ ગજરાજ ઐરાવત હાથી જેવો લાગે છે એથી સમુદ્રને થયેલા ઐરાવતના વિયોગરૂપી અગ્નિને જાણે કે આ હાથી પોતાની સૂંઢના ફુત્કારોથી ઉછાળેલા જલના સિંચનથી ઠારી રહ્યો છે ૩

स्वीयोद्दानप्रगन्धप्रकुपितहृदयोत्तारितोद्दण्डशुण्डै
रुद्गच्छत्पुच्छगुच्छप्रतिकरटिधिया सिन्धुरैर्धावमाने ।
तत्पादन्यासनश्रीभवदचलभरोद्भ्रान्तिधारावघूर्णत्
पारावाराम्बुपूर्णा धरणिरतितरां शङ्कमाना चकम्पे ॥

પોતાના જ મદની માદક ગંધ આવતાં જે હાથીઓ કોપમાં આવીને પોતાના મુખની અંદર વિશાળ સૂંઢો ઉતારે છે અને તેથી 'પૂંછડાના ગૂંચળા ઊંચા કરીને નાસતા બીજા હાથીઓ છે,' એવું ભ્રમથી જાણીને તે હાથીઓ દોડાદોડ કરી મૂકે છે, તે હાથીઓના પગ મૂકવાના ભારથી જાણે કે પર્વતો નમી પડે છે અને તેથી સમુદ્રોના જલ ઘૂમરી લેતાં ચક્કર ચક્કર ફરે છે, તે સમુદ્રોના જલથી આખી પૃથ્વી ભરપૂર થઈ ગઈ છે, તે જાણું કે ડોલવાથી ફાટી પડશે, એમ પૃથ્વી પોતે કંપવા લાગી છે ૪

## ઘોડાની પ્રશંસા

मेखलीयति मेदिन्या: ककुभ: कङ्कणीयति ।
मण्डलीस्तुरग: कुर्वञ्जगत: कुण्डलीयति ॥ १ ॥

ચારે બાજુ ગોળ કુંડાળામાં ઘૂમી રહેલો આ (રાજાનો) ઘોડો છે, તે તો પૃથ્વીને માટે કેડની મેખલા જેવો લાગે છે, દિશાઓને માટે હાથના કંકણ જેવો લાગે છે તેમ જ જગતને માટે તો કુંડલ જેવો લાગે છે.

धावन्तमनुधावन्ति हरिणं तव वाजिनं ।
नाभिनिर्मुक्तकस्तूरीलुब्धा इव समीरणा: ॥ २ ॥

(હે રાજન્!) તમારા આ વેગીલા ઘોડાઓ દોડતા હરણની પાછળ ને પાછળ દોડે છે, તે જાણે કે મૃગની નાભિમાં રહેલ કસ્તૂરીની ગંધથી લોભાયેલ પવનો હોય તેમ લાગે છે ૨

अनूनवेगादयमद्वितीयश्छायातुरंगादपि लज्जमान: ।
गुरोद्धतैर्वीर तुरंगमस्ते रजोभिरह्नापतिमावृणोति ॥

હે વીર રાજન્! જેનો વેગ કોઈ રીતે ઓછો નથી, તેને કારણે આ તમારો ઘોડો દોડવામાં અજોડ

છે તેમ જ પોતાના પડછાયામા જે ઘોડો (સાથે સાથે દોડતો દેખાય છે) તેને કારણે લાજ પામતો હોય છે, અને તેથી પોતાની ખરીઓથી ઉડાડેલી રજોટીથી સૂર્યને ઢાકી દે છે (કે જેથી પડછાયો દેખાય નહિ) ૩

प्रयातुमस्माकमिदं कियत्पदं धरा तदम्भोधिरपि स्थलायताम् इतीव वाहैर्निजवेगदर्पितैः पयोधिरोधक्षममुद्धतं रजः ॥४॥

'આપણને ચાલવા માટે આ પૃથ્વી તો કેટલાં થોડાં પગલાંની બની જશે, માટે ભલે આ સમુદ્ર પણ સ્થળરૂપ બની જાવ;' એ રીતે પોતાના વેગથી ગર્વ પામેલા ઘોડાઓ જાણે કે વિચાર કરતા હોય, એમ માનીને તેમણે સમુદ્રને પૂરી દેવા માટે રજોટી ઉડાડેલી છે.

इयती जगती कियती भविता नमिता न न यामिति याति हयः। वियदङ्गणरिङ्गणरङ्गणभूर्विमृशन्निव नर्तनमातनुते ॥५॥

'આટલી પૃથ્વી તે (મારા વેગ માટે તો) કેટલી ઓછી પડશે અને નમી પણ જશે,' એમ માનીને તે ઘોડો પૃથ્વી પર ચાલતો નથી; પરંતુ 'આકાશના આંગણામા થનગનાટ કરીને વિહાર કરવાની ભૂમિ છે' એમ મનમાં વિચારીને તે ઘોડો નાચવા લાગે છે. ૫

किमङ्गारखद्गां खुरैः स्पर्शयन्तः, कुरङ्गा इवाङ्गानि संकोचयन्तः। अटन्तो नटन्तो भटं तोपयन्तस्तुरंगाः सुरङ्गाः पुरं गाहयन्ति ॥ ६ ॥

જાણે ધગધગતા અંગારા હોય, એ રીતે ખરીઓથી પૃથ્વીને અડકીને ઊંચા પગ લેતા હોય તેમ જ દોડતી વખતે હરણાની જેમ પોતાના શરીરને સંકોચી લેતા હોય એવા આ ઘોડા ફરતા ફરતા નાચી રહ્યા છે અને યોદ્ધાઓને સંતોષ આપી રહ્યા છે; તેવા આ ઉત્તમ વર્ણવાળા ઘોડા નગરમાં પ્રવેશ કરે છે ૬

अलक्षितगतागतैः कुलवधूकटाक्षैरिव
क्षणानुनयशीतलैः प्रणयकेलिकोपैरिव ।
सुवृत्तमसृणोन्नतैर्मृगदृशामुरोजैरिव
त्वदीयतुरगैरिदं धरणिचक्रमाक्रम्यते ॥ ७ ॥

જેમ કુલીન સ્ત્રીઓના કટાક્ષ હોય, તેમ આ ઘોડાઓ તીવ્ર વેગને કારણે જતા-આવતા દેખાતા નથી. માત્ર જેમ રતિ સમયે કામિનીઓ થોડીક કોપે છે, તેમ ક્ષણ થાબડવા વગેરે પ્રેમથી આ ઘોડાઓ શાંત થઈ જાય છે તેમ જ કામિનીઓના સ્તનોની જેમ જે ઘોડાઓની કાયા ગોળ, લીસી અને ઊંચાઈમાં રહેલી છે, તેવા પ્રકારના આ ઘોડા ધરણીમંડળને ઓળંગી રહ્યા છે.

निर्मांसं मुखमण्डले परिमितं मध्ये लघु कर्णयोः
स्कन्धे बन्धुरमप्रमाणमुरसि स्निग्धं च रोमोद्गमे ।
पीनं पश्चिमपार्श्वयोः पृथुतरं पृष्ठे प्रधानं जवे
राजा वाजिनमारुरोह सकलैर्युक्तं प्रशस्तैर्गुणैः ॥ ८ ॥

જેનું મુખમંડલ માસ વિનાનું પાતળું છે, જેના મધ્યભાગ પરિમિત છે. જેના બંને કાન નાના છે, જેની ખાંધ વિશાળ છે, જેની છાતી ઊંચી-નીચી પહોળી છે, જેનાં રુવાટાં લીસા છે, જેનાં પડખાં જાડાં છે, જેની પીઠ પહોળી છે અને જેનો વેગ ખાસ પ્રકારનો છે-એ રીતે પ્રશંસાલાયક સર્વ ગુણોથી શોભતા એવા ઉત્તમ ઘોડા પર આ રાજા સવાર થયો છે. ૮

धूलीभिर्दिवमन्धयन्बधिरयन्नाशाः खुराणां रवैर्वातं संयति खञ्जयञ्जवजयैः स्तोतॄन्गुणैर्मूकयन् ।
धर्माराधनसंनियुक्तजगता राज्ञामुनाधिष्ठितः
सान्द्रोत्फालमिषाद्दिगायति पदा स्प्रष्टुं तुरंगोऽपि गाम् ॥

જે ઘોડો ધૂળથી આકાશમા ફરતા ગાંધર્વોની આંખોને આંધળી કરી મૂકે છે, ડાબલાઓના અવાજથી દિશાઓને બહેરી કરી મૂકે છે, વેગના પ્રભાવથી વાયુને લંગડો કરી દે છે, વિશેષ ગુણોથી પ્રશંસા કરનારાઓને મૂંગા બનાવી દે છે તેમ જ જગતમાં પ્રજાજનોને ધર્મની આરાધનામાં જોડનાર એવો આ રાજા તે ઘોડાની પીઠ પર બેઠો છે, તેને કારણે ઊંચી ઊંચી ફાળ લઈને આકાશમા ઠેકચા કરે છે કે જેથી પૃથ્વીરૂપી ગાયનો સ્પર્શ થાય, તો પાપ લાગે એમ માનીને પગથી તેનો સ્પર્શ કરતો નથી. ૯

वातं स्थावरयन्नभः पुटकयन्स्रोतस्वतीं सूत्रयन्
सिन्धुं पल्वलयन्वनं विटपयन्भूमण्डलं लोष्ठयन् ।
शैलं सर्षपयन्दिशं चपलयंल्लोकत्रयं क्रोडयन्
हेलारब्धरयो हयस्तव कथंकारं गिरां गोचरः ॥१०॥

જે ઘોડો વેગથી વાયુથી જડ પદાર્થ જેવો કરી નાખે છે, આકાશને પડિયા જેવો બનાવે છે, નદીને દોરી જેવી પાતળી બનાવે છે, સમુદ્રને ખાબોચિયા જેવો કરે છે, વનના વૃક્ષોને એક ડાળીની જેમ બનાવી દે છે, પૃથ્વીમંડલને ઢેફા જેવો બનાવે છે, પર્વતને સરસવ જેવો કરી નાખે છે, દિશાને ચપલ બનાવે છે તેમ જ ત્રણેય લોકોને કબજામાં લઈ લે છે એવો તમારો આ ઘોડો જ્યારે રમત રમનમાં ખૂબ વેગ ધારણ કરે છે, ત્યારે તે ઘોડો અમારી વાણીના વર્ણનમાં શી રીતે આવે ? ૧૦

तस्मां गामिव संस्पृशन्ति गतिभिर्घामुत्पतन्तो मुहुरन्तेवासिन आजवश्रुतिगतीर्याध्यापयन्तोऽनिलान् ।

देव स्वीयखुराग्रदीर्णवसुधाधूलीवितानं बला-
रात्यश्वो नटनं पठिष्यति हि यत्तन्वन्ति वाहास्तव ॥

હે રાજન્! તમારા આ ઘોડાઓ જાણે કે પૃથ્વી તપી ગઈ હોય, તે રીતે ત્વરિત ગતિએ તેને અડકે છે; વારંવાર આકાશમાં ઊછળે છે, પવનોને પોતાના શિષ્યો બનાવીને તેમને વેગરૂપી વેદની શ્રુતિઓ ભણાવે છે તેમ જ પોતાની ખરીઓના આગલા ભાગથી પૃથ્વી ખોદાય છે, તેથી જે ધૂળ ઊડે છે, તેનાથી આકાશને ભરી દે છે અને તે રીતે ઇંદ્રનો ઉચ્ચૈઃશ્રવા ઘોડો તેથી નૃત્યકલાને શીખે છે. ૧૧

## ખડ્ગપ્રશંસા

वर्णयामि विमलत्वमम्भसः किं त्वदीयकरवालवर्तिनः ।
एति यत्प्रभवमैन्दवीं द्युतिं विश्वशुक्तिपुटमौक्तिकं यशः ॥

હે રાજન્! તમારી તલવારની અંદર રહેલ જે પાણીદાર નિર્મળતા છે, તેનું વર્ણન તો હું શું કરું? તે પાણીદાર તલવારથી જે યશ પેદા થયો છે, તે તો છીપનાં બે પડખાંની અંદર પ્રગટ થયેલ મોતીરૂપી ચંદ્રની કાંતિને પ્રગટ કરે છે. ૧

खड्गवारि भवतः किमुच्यते लोलशैवलमिवारिकुन्तलैः ।
यत्र राजति निवेशितं त्वया राजहंसनिवहोपमं यशः ॥

હે રાજન્! તમારા ખડ્ગમાં રહેલ પાણીનું તો અમે શું વર્ણન કરીએ? તેની પર જે વૈરી જનોના કપાયેલા કેશ છે, તે તો ચપળ શેવાળ જેવા લાગે છે તેમ જ તેની ઉપર જે યશ લાગેલો છે, તે તો રાજહંસોના સમૂહ જેવો લાગે છે. ૨

न पक्षवृत्तिर्न सपक्षवृत्तिर्विपक्षवृत्तिः करवालधूमः ।
तथापि ते भूमिपते जगत्यां प्रतापवह्निप्रमितिं करोति ॥

હે રાજન્! 'પર્વતમાં અગ્નિ છે' એવા અનુમાનની ખાતરી કરવા માટે ધુમાડાઓ પક્ષમાં અને સપક્ષમાં રહેવું જોઈએ તેમ જ વિપક્ષ જલ વગેરેમાં ન રહેવું જોઈએ; પરંતુ 'જગતમાં તમારો પ્રતાપરૂપી અગ્નિ રહેલો છે,' એવા અનુમાનની ખાતરીને માટે તમારો જે ખડ્ગરૂપી ધુમાડો છે, તે પક્ષ કે સપક્ષમાં રહેતો નથી, પરંતુ વિપક્ષ(વૈરીજનો)માં રહે છે, તે આશ્ચર્ય છે. ૩

रिपुश्रियः किं कचसंचयोऽयं प्रतापवह्नेः किमु धूमराजिः।
विलोक्य यत्पाणिगतं कृपाणमेवं जनस्तर्कयते रणेषु ॥४॥

જ્યારે રણની ભૂમિ પર પ્રતાપી રાજાના હાથમાં કૃપાણ જુએ છે, ત્યારે લોકો એવો તર્ક કરે છે કે 'શું રાજાના હાથમાં શત્રુઓની લક્ષ્મીનો એ કેશપાશ છે કે પછી પ્રતાપરૂપી અગ્નિનો ધુમાડાનો સમૂહ છે?"

सद्यः करस्पर्शमवाप्य चित्रं रणे रणे यस्य कृपाणलेखा ।
तमालनीला शरदिन्दुपाण्डु यशस्त्रिलोक्याभरणं प्रसूते ॥

આ તલવાર તમાલવૃક્ષ જેવી કાળા રંગની છે; પરંતુ રાજાના હાથનો સ્પર્શ મેળવતાંની સાથે જ તે તલવાર દરેક સંગ્રામમાં ઘૂમવા લાગે છે, ત્યારે તે ત્રણ લોકના આભરણરૂપે બનેલ શરદઋતુના ચંદ્ર જેવા સફેદ યશને ધારણ કરે છે, તે ખરેખર આશ્ચર્ય છે. ૫

दर्पान्धगन्धगजकुम्भकपाटकूटसंक्रान्तनिघ्नघन-
शोणित शोणशोचिः । वीरैर्व्यलोकि युधि कोपकषाय-
कान्तिः, कालीकटाक्ष इव यस्य करे कृपाणः ॥ ६ ॥

એ વીર રાજાના હાથમાં જે કરપાણ-તલવાર છે, તે ગર્વથી અંધ બનેલ મદોન્મત્ત હાથીઓનાં ગંડસ્થલના સમૂહ પર પડે છે, ત્યારે તેની કાંતિ ગાઢા લોહીના લાગવાથી રાતી બને છે તેમ જ રાજાના કોપથી રંગબેરંગી કાંતિવાળી બને છે; તેને કારણે કાળી શક્તિનો કટાક્ષ હોય, એ રીતે વીર જનો તેને જુએ છે.

धाराधरस्त्वदसिरेष नरेन्द्र चित्रं, वर्षन्ति वैरि-
वनिताजनलोचनानि । कोशेन संततमसंगतिराहवेऽस्य,
दारिद्र्यमभ्युदयति प्रतिपार्थिवानाम् ॥ ७ ॥

હે રાજન્! તમારી આ તલવાર ધારાધર (પાણીદાર અને મેઘની જેમ પાણી ભરનાર) છે, અને વૈરી જનોની નારીઓ લોચનથી આંસુ વરસાવે છે, એ આશ્ચર્ય છે. તમારી આ તલવાર યુદ્ધની ભૂમિ પર કોશ(મ્યાન અને ખજાના)નો સંગ કરતી નથી. તે છતાં વૈરી રાજાઓ દરિદ્રતા પ્રાપ્ત કરે છે, એ બીજું આશ્ચર્ય છે.

कुरंगाक्ष्या वेणीं सुभगविपरीते रतिविधा-
वधिस्कन्धं दृष्ट्वा किमपि निपतन्तीमरिभटः ।
अधिग्रीवं युष्मत्प्रचलकरवालव्यतिकरं
स्मरन्नेव स्तब्धो विरमति परीरम्भरभसात् ॥ ८ ॥

હે ભાગ્યશાળી રાજન્! વિપરીત રતિલીલા કરતાં પોતાની રાણીની વેણી અસ્તવ્યસ્ત બનીને પોતાના ખભા પર પડેલી છે, તે જોતાં જ તમારા શત્રુને તમારી તલવાર યાદ આવે છે કે જે સંગ્રામમાં જોરથી ફરતાં શત્રુની ડોક સુધી આવી પહોંચે છે અને તે રીતે તમારી તલવારની છટા યાદ આવતાં જ વૈરીજન પોતાની રાણીને ઉત્સાહથી આલિંગન આપતાં વિરામ પામે છે.

कृपाणीयं काली तव रिपुयशः क्षीरमनिशं
पिबन्ति व्यालीव प्रथयति तथा दुर्विषहताम् ।

यथा दूरादस्या स्फुरणमपि सभाव्य सहसा
विमुह्यन्ति प्रौढप्रहरणभृतोऽपि प्रतिभटा ॥ ९ ॥

જેમ કાળી સાપણ દૂધ પીને ઝેર ઓકે, તેમ તમારી આ વિકરાળ તલવાર વૈરી જનોના યશરૂપી દૂધને પી, ન સહન થાય તેમ (દુર્વિષરૂપી) ઝેર ઓકે તેમ લાગે છે, કારણ કે તે તલવાર પોતાથી ઘણે દૂર ઘૂમતી હોય છે તોપણ અસ્ત્રશસ્ત્ર ફેરવવામા અત્યત કુશળ વૈરી યોદ્ધાઓ પણ મોહ પામી જાય છે ૮

राजन्वीर विपक्षलक्ष्मुवधूवैधव्यदीक्षागुरु
सङ्ग्रामाध्वरकर्ममर्मकुशल प्रत्यर्थिपृथ्वीभुजाम् ।
प्राणानर्घ्यमणेर्मयापहरण नाकारि किंतु प्रभो
भ्रूभङ्गेन तवेत्ति दिव्यमपिवत्कोश स खड्ग पर ॥ १० ॥

હે વીર રાજા ! તમારી જે તલવાર લાખો શત્રુ જનોની સ્ત્રીઓને વૈધવ્યરૂપી દીક્ષા આપવામા આચાર્યરૂપ બને છે તેમ જ રણભૂમિરૂપી યજ્ઞના કાર્ય કરવામા અત્યત કુશળ બને છે, તે તમારી શ્રેષ્ઠ તલવારે, 'હે રાજન્ ! વિરોધી રાજાઓના પ્રાણોરૂપી અમૂલ્ય મણિઓનુ અપહરણ મે કર્યું નથી, પરતુ તમારા કટાક્ષો એ જ કર્યું છે,' એમ જણાવવા માટે કોશપાન(નામે ઉગ્ર દેવ)નુ ચરણામૃત પીવા અને મ્યાનમા પેસવા માટે દિવ્ય(આશ્ચર્યજનક અથવા હોડ બકવારૂપ)કર્મ કરે છે

अस्यासिर्भुजग स्वकोशविवराकृष्ट स्फुरत्कृष्णिमा
कम्पोन्मीलदरालकेलिवलनस्तेषा भिये भूभुजाम् ।
सङ्ग्रामेषु निजाङ्गुलीमयमहासिद्धौषधीवीरुध
पर्वास्ये विनिवेश्य जाङ्गलिकता कैर्नाम नालम्बिता ॥

આ રાજાની તલવાર તો વિરોધી રાજાઓને ભય ભીત કરવા માટે સર્પ જેવી લાગે છે સર્પ દરમાથી નીકળે તે રીતે આ તલવાર પોતાના મ્યાનમાથી નીકળે છે સર્પના જેવી તેની કાળાશ ચમકે છે, તેમ જ કપનને લીધે સર્પની જેમ વાકીચૂકી ગતિરૂપી લીલાને ધારણ કરે છે તે સર્પરૂપી તલવારને જોઈને રણ સગ્રામોમા પોતાની આગળીઓરૂપી મહાસિદ્ધ ઔષધિઓની જેમ તે સર્પરૂપી તલવારને મૂઠથી પકડી, કોણ પોતાને વિષવૈદ્ય તરીકે પ્રસિદ્ધ કરતા નથી ? ૧૧

भूभृन्मौलितटीषु दर्शितसमारम्भोऽयमम्भोधर
स्त्वत्खड्ग प्रतिपक्षपङ्कपटल प्रक्षालयन्धारया ।
युद्धक्षुद्धविरुद्धसिन्धुरगलद्गण्डस्थलप्रस्खलन्
मुक्ताभि करकाभिराशु समरक्षोणितले वर्षति ॥ १२ ॥

જેમ પર્વત પર મેઘ ચઢી આવ્યો હોય, તે પોતાની ધારાથી કાદવ ધોઈ નાખે તેમ જ પૃથ્વી પર કરા વરસાવે, તેમ તમારી આ પાણીદાર તલવાર રાજાઓરૂપી પર્વતોના શિર પર પોતાની શોભા બતાવે છે, પોતાના પાણીથી વૈરી જનોરૂપી કાદવને ધોઈ નાખે છે તેમ જ રણસગ્રામમા ક્રોધી શત્રુઓના હાથીઓના ગડ સ્થળમાથી ખરી પડતા મોતીઓરૂપી કરાથી રણભૂમિ પર વરસાવા લાગે છે. ૧૨

आश्चर्यं समराम्बरे रिपुयशश्चन्द्रप्रतापार्कयो
सर्वग्रासमय सहैव तनुते त्वत्खड्गराहु कथम् ।
किं चान्यत्परलोकनिर्भय भवास्तस्मिन्प्रहृत्युत्सवे
गृह्णाति त्यजतामकम्पहृदयो राज्ञा समस्ता भुव ॥ १३ ॥

હે રાજન્ ! તમારી આ તલવાર રાહુરૂપે બનીને સગ્રામરૂપી આકાશમા એકીસાથે વૈરીજનોના યશરૂપી ચદ્ર અને પ્રતાપરૂપી સૂર્ય બનેનો સપૂર્ણ ગ્રાસ કરી જાય છે, એ આશ્ચર્યજનક ઘટના શી રીતે થાય છે ? તેમ જ તે રણસગ્રામરૂપી મહોત્સવમા પૃથ્વી છોડીને ચાલ્યા જતા વૈરી રાજાઓની સઘળી ભૂમિને તમે લઈ લો છો, તે વળી બીજુ આશ્ચર્ય છે તે ખરેખર તમે તો પરલોકથી નિર્ભય છો અને તમારા હૃદય પણ કપતા નથી ૧૩

देव त्वत्करपद्मकोशविगलन्मत्तालिमालामसिं
वैधव्योद्भटधूमकेतुमपरे त्वद्वैरिवामभ्रुवाम् ।
वेणीं कालवधो प्रतापहुतभुग्धूम च केचिज्जगु
र्मन्ये कालभुजगलोलरसना हालाहलव्यापृता ॥ १४ ॥

હે રાજન્ ! 'તમારી તલવાર એ તો તમારા હાથરૂપી કમળના કોશમાથી નીકળતી ભમરાઓની (ગૂથેલી) માળા છે,' એમ કેટલાક કવિ કહે છે, ત્યારે બીજા કવિઓ એમ કહે છે કે, 'એ તલવાર તો તમારા વિરોધી રાજાઓની નારીઓને વૈધવ્ય આપનાર ધૂમકેતુ છે,' ત્યારે બીજા એમ કહે છે કે, 'એ તલવાર તો કાલરાત્રિની વેણી છે' અને બીજા એમ કહે છે કે, 'એ તલવાર તો તમારા પ્રતાપરૂપી અગ્નિના ધુમાડારૂપે છે' પરતુ મારુ તો એમ માનુ છુ કે, 'એ તલવાર તો કાળરૂપી સર્પની લપલપાટ કરતી જીભ જેવી છે કે જેમા હાલાહલ ઝેર ભરેલુ હોય છે' ૧૪

सिक्ताया वीरकण्ठस्थलवहलगलद्रक्तधाराम्बुपूर्ण-
मौधन्मातंगकुम्भोद्दलननिलुलितैर्मौक्तिकै पुष्पिता
याम् । सङ्ग्रामोद्यानभूमौ तुरगखुरपुटोत्खातकृष्ट-
स्थलाया जात ते खड्गवल्ल्या फलमतुलरसास्वादहृद्य
जयश्री ॥ १४ ॥

હે રાજન્ ! આ રણભૂમિ તો બગીચા જેવી બની

गई छे, कारण के वैर जनोना गळा अने खभामाथी खूब ज लोही वही जाय छे, ते लोहीरूपी जळनु तेमा सिंचन थयु छे! मदोन्मत्त हाथीओना तूटी जता गंड स्थलोमाथी जे मोतीओ खरी पडे छे, ते मोतीओ रूपी फूलथी ते छवाई जाय छे, तेम ज घोडाओना डाबला पडवाथी जाणे के हळथी खेडाई होय, एवी ते रणभूमि नी जमीन बनी छे, जेमा तमारी खड्गरूपी लता पर जयलक्ष्मीरूपे मनोहर फळ लाग्यु छे, जे रस अने स्वादमा अतुल छे १५

सर्पीवैषा कृपाणी तव भुजभुजगासंगत सगरादौ
सद्य कृत्तारिखण्डच्युतरुधिररजोयोगमभ्यावहन्ती ।
दृप्यद्दानाम्बुपूरोत्कटकरिघटनागण्डशैलेषु लीना
सूते सद्य किलाण्डान्यतिविमलगलद्भूरिमुक्ताच्छलेन ॥

हे राजन्! रणनी भूमि पर जतानी साथे ज वैरी जनोना शरीरमाथी जे लोही नीकळे छे, ते लोहीनो योग थवाथी जे रजस्वला बनेली छे, एवी आ तमारी तलवाररूपी सापण तमारा हाथरूपी सापनो संग थवाथी गर्भिणी बने छे तेम ज गर्विष्ठ बनेला मद झरता हाथीओना गंडस्थलोमा छुपाईने, ते सापण मोतीओरूपी ईंडा मूके छे के जे गंडस्थळ परथी खरी पडवाने मरणे अत्यत निर्मळ लागे छे १६

खेलन्ती व्योमगर्भे दिशि विदिशि मुहुर्निष्प तन्ती हरन्ती, शश्वत्प्रौढान्धकारानखिलजनमनोविस्मय वर्धयन्ती । यस्य स्फारासिधारा तडिदिव तरला वैरिकण्ठोपकण्ठं प्राप्ता सद्यो नटीव प्रणयकुतुकिनी मोहमाविष्करोति ॥ १७॥

जे राजानी आ प्रबळ पाणीदार तलवार छे, ते तो चपळ वीजळी जेवी लागे छे, ते जाणे के आकाशना अदरना भागमा खेली रही छे सघळी दिशाओ अने बधा खूणाओमा झबकारा आपी रही छे, प्रजाओने सतत पीडता दु खोरूपी प्रबळ अधकारोने ते हरी ले छे तेम ज ज्यारे शत्रुजनोना कंठ पर पहोची जाय छे, त्यारे नाचनारी नटीनी जेम स्नेहनी कुतूहलता साथे तरत ज मोह पमाडे छे १७

चूडापीडाभिराम स्फुरदुरुमणिभिर्मुद्रिकाकल्प भूतैर्दोर्दण्ड कुण्डलीन्द्रस्तव जयति जगन्मण्डलाधार एष । क्षीरभ्रान्त्यारिकीर्ति सपदि समुदितां पातु काम प्रसर्पज्जिह्वामुखै र्मिना चलयतिचमत्कारिणीं सहगधाराम् ॥ १८॥

हे राजन्! तमारो आ विशाळ भुजदंड छे, ते मोटा नाग जेवो लागे छे आगळीओ पर जडेली वीटीओना मोतीओ चळके छे ते जाणे के घणा घणा मोतीओवाळी फणा जेवा लागे छे, एवो तमारो भुजदंडरूपी नाग जगतना मंडलनो आधाररूप बन्यो छे तेम ज तरत ज उदय पामेली वैरी जनोनी कीर्तिने भ्रान्तिथी दूध समजीने, तेना पान करवा माटे तैयार थयो होय, ए रीते तमारो हाथ आ पाणीदार तलवारने चपल जीभनी जेम लाबी करतो होय, ए रीते फेरवे छे

## राजयात्रावर्णन

प्रयाणे तव राजेन्द्र मुक्ता वैरिमृगीदृशाम् ।
राजहंसगति पद्भ्यामाननेन शशिद्युति ॥ १॥

हे राजन्! तमे ज्यारे चडाई करो छो त्यारे ज (पोताना पतिओ मरण पामशे ए भयथी नासेली) वैरी जनोनी स्त्रीओ जे पगथी राजहंसनी जेम चालती हती, ते हंसगति छोडी दे छे तेम ज मुख पर चद्रनी जेम काति धारण करती हती, ते काति छोडी दे छे १

दिङ्नारीणा स्पृशत्यर्को रज सद्दूषिताम्बरम् ।
प्रस्थाने नृपते सन्तोऽप्यथैयान्ति रजोवृता ॥ २॥

हे राजन्! ज्यारे तमे सेना सहित युद्ध पर जवानी तैयारी करो छो, त्यारे आकाश धूळथी घेराय छे, ते जाणे के दिशाओरूपी नारीओना रजोदोषथी दूषित थयेला वस्त्रोने सूर्य स्पर्श करे छे साचे ज रजोगु(रजोगुण अने धूळ)थी घेरायेला सतो पण कुमार्गे (अनीति अने आडमार्गे) जता होय छे २

त्वद्वाजिराजिनिर्धूतधूलीपटलपङ्किलाम् ।
न धत्ते शिरसा गङ्गा भूरिभारभिया हर ॥ ३॥

हे राजन्! तमारा घोडाओथी ऊडेली धूळना गोटे गोटाथी गगा पण कादवथी भराई जाय छे, एटले घणो भार वधी गयो छे, ए भये महादेव पण शिर पर गगाने धारण करता नथी ३

यात्रासु यस्य ध्वजिनीभरेण दोलायमाना सकला धरित्री।
आर्द्रव्रणाधिष्ठितपृष्ठपीठमकर्मठं कूर्मपतिं चकार ॥ ४॥

ज्यारे ते राजा चडाई करे छे त्यारे तेनी सेनाना भारथी कपी ऊठेली धरती डोलवा लागे छे अने तेना घसाराथी कच्छपनी पीठ पर ताजु चांदु पडे छे तेथी कच्छप पृथ्वीना धारण करवाना कार्यमा अशक्त बने छे

अस्य प्रयाणेषु समग्रशक्तेरग्रेसरैर्वाजिभिरुत्थितानि ।
कुर्वन्ति सामन्तशिखामणीना प्रभाप्ररोहास्तमय रजासि॥

आ राजा पोतानी सघळी शक्तिओ सहित चढाई करे छे, त्यारे सेनानी आगळ चालता घोडाओनी खरी

આથી એટલી બધી રજોટી ઊડવા લાગે છે કે તે રજ વૈરી સામંત રાજાઓના મુગટમણિઓની કાંતિના અંકુરોને શાંત બનાવે છે ૫

यदस्य यात्रासु बलोद्धतं रजः स्फुरत्प्रतापानल धूममञ्जिमम् । तदेव गत्वा पतितं सुधाम्बुधौ दधाति पङ्कीभवदङ्कतां विधौ ॥ ६ ॥

આ રાજા જ્યારે ચઢાઈ કરે છે, ત્યારે તેની સેનાથી જે રજોટી ઊડે છે તેની શોભા પ્રતાપરૂપી અગ્નિના ધુમાડા જેવી છે અને તે જ રજોટી જ્યારે ઊડીને ક્ષીર સાગરમા પડે છે, ત્યારે કાદવરૂપે બનીને ચંદ્રમંડળમા કલંકરૂપ બની જાય છે ૬

त्वय्यागते किमिति वेपत एष सिन्धु
स्त्वं सेतुमन्थकृदतः किमसौ बिभेति ।
द्वीपान्तरेऽपि न हि तेऽस्त्यवशवदोऽद्य
त्वां राजपुंगव निषेवत एव लक्ष्मी ॥ ७ ॥

હે રાજન્ ! સમુદ્રને કિનારે તમને આવી પહોચેલા જોઈને, આ સમુદ્ર કેમ કંપવા લાગ્યો છે ? શુ (રામે સેતુ બાધ્યો તે રીતે તમે) તેની પર પુલ બાધશો કે પછી (વિષ્ણુએ વલોવ્યો, તે રીતે) તમે તેને વલોવશો, એવી તેને શંકા ગઈ છે ? (પણ તેની તે શંકા બરાબર નથી, કારણ કે) બીજા દ્વીપ પર પણ એવો કોઈ રાજા નથી કે જે તમને વશ ન હોય તેમ જ (વિષ્ણુને લક્ષ્મી જોઈતી હતી તેથી તેમણે સમુદ્ર વલોવ્યા પણ) લક્ષ્મી તો તમારી સારી રીતે સેવા કરે છે ૭

त्वयि प्रचलति प्रभो तुरगवल्गनासु स्फुर
द्धराबलयधूलिभिः सकलमेव कीर्णं नभः ।
दिवाकरहयावली निरवलम्बसंचारतः
श्रमापनयनाय किं वसुमतीयमूर्ध्वं गता ॥ ८ ॥

હે રાજન્ ! તમે જ્યારે યુદ્ધ માટે પ્રયાણ કરો છો, ત્યારે સેનાના ઘોડાઓના કૂદવાથી પૃથ્વીમંડળ પરની જે ધૂળ ઊડવા લાગે છે, તે બધી આકાશમા જઈને પથરાઈ જાય છે, તે જાણે કે સૂર્યના ઘોડાઓ આધાર વિનાના ખુલ્લા માર્ગમા ચાલે છે તેમના થાકને દૂર કરવા માટે આ પૃથ્વી જાતે જ ઊંચે જઈને તે ઘોડાઓને આધાર આપતી હોય, એમ લાગે છે ૮

चोलीं चोली न तु कलयते गुर्जरी जर्जराङ्गी
भूर्जाक्रान्तं विशति विपिनं मालवी सालवीथिम् ।
नो संगीतं रचयति मनागङ्ग बङ्गी कृशाङ्गी
नाङ्गी रागं रहसि तनुते भूपते त्वत्प्रयाणे ॥ ९ ॥

હે રાજન્ ! તમે પ્રયાણ કરો છો, તે સમયે ચોલ દેશના રાજાની રાણી પોતાની ચોળીના દરકાર રાખતી નથી, જર્જરિત અંગવાળી ગુર્જરદેશની રાણી ભૂર્જ વૃક્ષના જંગલમા પેસી જાય છે માળવાના દેશની રાણી સાલવૃક્ષની ઝાડીમા ઘૂસી જાય છે, પાતળા અંગવાળી બંગાળ દેશની રાણી સંગીતની જરા પણ રચના કરતી નથી તેમ જ અંગદેશના રાજાની રાણી એકાંત સેવાની ઇચ્છા કરતી નથી ૯

देव त्वद्विजयप्रयाणविलसत्सद्वाजिराजव्रज
क्षुण्णक्ष्मातललीनपांसुपटलव्याप्तोऽनिमेषेक्षणः ।
सुत्रामा बहु मन्यते फणिपतिं पातालमूलस्थितं
सोऽप्युद्दामकरीन्द्रदुर्धरभरक्रान्तं सहस्रेक्षणम् ॥१०॥

હે રાજન્ ! તમારા વિજય માટે પ્રયાણ થાય છે, ત્યારે ઉત્તમ શોભાવાળા ઘોડાઓએ ખરીઓથી જે પૃથ્વી ખોદી નાખી છે તેની ધૂળનો સમૂહ ઇદ્રની હજાર આખમા ભરાઈ જાય છે, પણ તે ઇંદ્ર હજાર આખ મીચી નહિ શકવાથી પાતાળના મૂળમા રહેના નાગરાજને ભાગ્યશાળી ગણે છે પરંતુ તે નાગરાજને મોટા ઉંડ હાથીઓના અતુલ બળનું દબાણ લાગે છે, તેથી તે ઇદ્રરાજને ભાગ્યશાળી માને છે ૧૦

देवे दिग्विजयोद्यते धृतधनुः प्रत्यर्थिसीमन्तिनी
वैधव्यव्रतदायिनि प्रतिदिशं क्रुद्धं परिभ्राम्यति ।
आस्तामन्यनितम्बिनी रतिरपि प्रायो न पौष्पं करे
भर्तुर्धर्तुमदान्मदान्धमधुपीनीलीनिचोलं धनुः ॥ ११ ॥

દિગ્વિજય કરવા માટે તૈયાર થયન ત રાજા જ્યારે ક્રોધમા આવીને દિશાએ દિશાએ ઘૂમવા લાગે છે, ત્યારે ધનુષ્ય ધારણ કરનાર શત્રુઓની રાણીઓને વિધવા પણાની દીક્ષા આપનાર તે દિગ્વિજય બની રહે છે, (એ વિચાર કરીને) સામાન્ય રાજાઓની રાણીઓ પોતાના પતિઓને ધનુષ્ય લેવા ન દે, તેમા તો શુ નવાઈ ? પરંતુ રતિ પણ પોતાના પતિ કામદેવને તેમના હાથમા પુષ્પનુ ધનુષ્ય લેવા દેતી નથી કે જે ધનુષ મદથી અંધ બનેલ ભમરાઓરૂપી કાળી દોથળીવાળુ છે

देव त्वद्विजयोद्यमे हरिखुरव्रातक्षतक्ष्मातलात्
प्रोद्भूते रजसः परागपटले दिक्चक्रमाक्रामति ।
अक्ष्णां पङ्क्तिशतानि निन्दति निजं हस्तद्वयं निन्दति
स्वां निन्दत्यनिमेषतां परिपतद्बाष्पाम्बुधारो हरिः ॥

હે રાજન્ ! તમે દિગ્વિજય માટે પ્રયાણ કરો છો ત્યારે ઘોડાઓની ખરીઓના સમૂહથી પૃથ્વીતળ ખોદાવા લાગે છે અને તેથી જે રજકણને [illegible] ઊડે છે, તે દશે દિશાઓમા [illegible] દેવી

ઇંદ્રની આંખોમાંથી આંસુઓની ધારા ચાલવા લાગે છે એટલે તે ઇંદ્ર પોતાની હજાર આંખોની નિંદા કરે છે, (કે મને હજાર આંખ ન મળી હોત, તો સારું) પોતાના બે હાથની નિંદા કરે છે (કે બે હાથ હજાર આંખ શી રીતે ઢાંકે ?) તેમ જ પોતાની આંખો કદી પણ મિંચાતી નથી, એ સ્થિતિની પણ નિંદા કરે છે.

युष्मद्वाजिजिताक्षिराजिचरणक्षेपक्षतैर्मोहिनों
मङ्क्षु क्षोणिमवेक्ष्य सिञ्चति घनैर्भर्ता नदीनां जलैः ।
आशा मण्डलमुत्कटध्वजपटैर्वातं तनोति द्रुतं
चञ्चच्चञ्चलरेणुराश्विनमिवानेतुं दिवं गच्छति ॥१३॥

હે રાજન્ ! જેણે સર્વની ગતિઓ જીતી લીધી છે, એવા તમારા ઘોડાઓનાં ચરણ પછડાવાથી ઘા પડ્યા છે, તેને કારણે પૃથ્વી (જાણે કે) તરત જ મૂર્છિત થઈ ગઈ છે; તે જોઈને નદીઓના સ્વામી સાગર મેઘનાં જળથી તે પૃથ્વી પર સિંચન કરે છે, દિશાઓના સમૂહ ઊંચી ઊંચી ધજાઓનાં વસ્ત્રોથી પવન ઢાળે છે તેમ જ ચપળ બનીને ઊંચે ઊડેલી રજ અશ્વિનીકુમારોને બોલાવવા માટે સ્વર્ગમાં જતી હોય એમ લાગે છે. ૧૩

धूर्ताधोरण देव वासव करी पङ्केन लिप्तः कथं
नीतः स्वर्गतरंगिणीजलमसौ तत्रास्ति पङ्कः कुतः ।
सर्वाशाविजयोत्सवं प्रति कृतोद्योगे धराधीश्वरे
स्फायन्ते करिकर्णतालपवनोद्भूताश्वमूरेणवः ॥१४॥

(ઇંદ્રે જણાવ્યું) 'અરે એ લુચ્ચા મહાવત !' (હાથ જોડી મહાવતે કહ્યું :) 'મહારાજ, ઇંદ્ર !' (ઇંદ્રે પૂછ્યું) ઐરાવત હાથી કાદવથી કેમ ખરડાયો છે ?' (ત્યારે મહાવતે ઉત્તર આપ્યો કે,) 'હું તેને આકાશગંગાના જલમાં લઈ ગયો હતો.,' (ઇંદ્રે પૂછ્યું કે,) 'આકાશગંગામાં કાદવ ક્યાંથી આવ્યો ?' (મહાવતે જણાવ્યું કે,) 'પૃથ્વીના સ્વામી મહારાજ (નરેંદ્રદેવ) બધી દિશાઓ પર વિજય મેળવવાની તૈયારીઓ કરે છે; તે વખતે તેમના હાથીઓના કાનરૂપી તાડના પંખાઓથી સેનાઓની જે ધૂળ ઊડે છે, તે આકાશગંગામાં આવીને પડે છે.' ૧૪

देव त्वद्रजवाजिपत्त्रपटलप्रोद्भूतधूलीभरै-
राकाशं वसुधायते खरकरः सोमायते निष्प्रभः ।
किं चापो भरकुब्जितः फणवतां नाथः स कूर्मायते
कूर्मो भोगपतीयते किमपरं रात्रीयते वासरः ॥१५॥

હે રાજન્ ! તમારા હાથી-ઘોડાના સમૂહથી જે ધૂળ ઊડે છે, તે આકાશમાં પહોંચી જાય છે ત્યારે આકાશ પૃથ્વી જેવું લાગે છે. પ્રખર કિરણોવાળો સૂર્ય કાંતિરહિત બનીને ચંદ્ર જેવો લાગે છે. તમારી સેનાના ભારથી વાંકો વળેલો શેષનારાયણ કાચબા જેવો લાગે છે, કાચબો ભારને લીધે પાતળો થતાં શેષનારાયણ જેવો લાગે છે. બીજું તો શું ? ધૂળના ગોટાથી દિવસ પણ રાત જેવો લાગે છે. ૧૫

वेल्लत्पक्षति राजहंसयुवतिस्त्रुट्यन्मृणालावलि-
भ्राम्यत्षट्पदभूरिझाङ्कृतिपतच्चक्रीकृतक्रेङ्कृति ।
पर्यस्यन्नवपद्मसंहति पतद्दिग्वर्तिवेगस्थिति
प्रस्थानध्वजवातलोलमजनि स्वर्गापगायाः पयः ॥१६

હે રાજન્ ! ચડાઈ કરવાની તૈયારી વખતે તમારી ધજાઓના પવનથી આકાશગંગાનું જળ દશે દિશાઓમાં વેગથી ડોલવા લાગે છે, તેને લીધે રાજહંસની સ્ત્રીઓ પાંખો ફફડાવવા લાગે છે, કમળનાળની હારો તૂટવા લાગે છે, ભમરાઓ આમતેમ ભમતાં ભારે ગુંજારવ કરવા લાગે છે, ચક્રવાકીઓ ઊડીને ભારે કેંકાર કરવા લાગે છે તેમ જ નવાં કમળોનો સમૂહ ચારે બાજુ વીખેરાઈ જાય છે. ૧૬

सत्यं त्वं पुरुषोत्तमोऽसि नियतं तत्रापि रामो भवान्
प्रस्थाने तव लज्जयेव नमति व्यक्तं यतो मेदिनी ।
द्राक्पूर्वाचलपश्चिमाचलकुचावावृण्वती प्रोच्छलड्-
ढक्कारावचलत्पयोधिलहरीचेलाञ्चलैश्चञ्चलैः ॥ १७॥

હે રાજન્ ! સાચે જ તમે પુરુષોત્તમ વિષ્ણુના અવતાર છો, તેમાં પણ રામચંદ્રના અવતાર હો, એમ લાગે છે; કારણ તમે જ્યારે વિજયયાત્રા માટે ચાલવા લાગો છો, ત્યારે આ પૃથ્વી (સીતાજીની માતા અને રામચંદ્રની સાસુ હોવાને કારણે) લજવાતી હોય, એ રીતે નીચી નમી જાય છે તેમ જ વિજયનાં નગારાં વાગવાથી ડોલતી સમુદ્રની લહરીઓરૂપી વસ્ત્રના છેડાથી ઉદયાચળ અને અસ્તાચળરૂપી પોતાના બે સ્તનોને ઢાંકી દે છે. ૧૭

प्रस्थाने तव भूमिपाल वसुधा जाता रजोदोषला
त्वद्विद्दारपयोधरोऽञ्जनधृतं वर्षत्यपतेऽश्रुदकम् ।
झञ्झाश्वासयुताश्च मौक्तिकगणान्वामाः किरन्ति द्विप-
स्तचोत्पात इति प्रतापदहने यास्यन्ति ते शत्रवः ॥१८॥

હે રાજન્ ! તમે લડાઈમાં જવાની તૈયારી કરો છો ત્યારે આ પૃથ્વી રજસ્વલા (રજોદોષવાળી અથવા ધૂળવાળી) બને છે; તમારા વૈરીજનોની સ્ત્રીઓનાં પયોધર (સ્તન કે મેઘ) અંજનથી કાળાં બનેલ આંસુરૂપી જળની વર્ષા કરે છે તેમ જ વૈરીની સ્ત્રીઓના

મોતીઓ શ્વાસરૂપી ભયકર ઝઝાવાતથી તૂટવા લાગે છે આ પ્રકારના ઉત્પાતો જોતા એમ લાગે છે કે, તમારા શત્રુઓ તમારા પ્રતાપરૂપી અગ્નિમા બળીને મરી જાય છે ૧૮

एतद्दत्तासिघातस्रवदसृगसुहृद्वशसादोम्धनैत
द्दोरुद्दामप्रतापज्वलदनलमिलद्धूमभूमभ्रमाय ।
एतद्दिग्जैत्रयात्रासमसमरभर पश्यत कस्य नासी
देलन्नासीरवाजिव्रजखुरजरजोराजिराजिस्थलीषु ॥ १९

જ્યારે તે રાજા દિગ્વિજય માટે પ્રસ્થાન કરતા હતા, ત્યારે તેમની સેનાનો આડબર એટલો મોટો હતો કે સેનાની આગળ રહેલા ઘોડાઓના સમૂહની ખરીઓથી જે રજ ઊડતી હતી, તે જોનારાઓને તો એમ જ ભ્રમ પેદા કરાવે કે, 'યુદ્ધભૂમિ પર રહેલા રાજાની તલવારના ઘાથી જે લોહી વહી જતા હતા, તેને લીધે વૈરી જનોરૂપી વાસના લાકડા ભીના થતા હતા, તેમા રાજાના બાહુદડના પ્રતાપરૂપી અગ્નિ પ્રજ્વલિત થયો હતો, તેથી જાણે કે ધુમાડાના ગોટે ગોટા ઊડી રહ્યા છે ૧૯

तत्तद्दिग्जत्रयात्रोद्धुरतुरगखुराग्रोद्धतैरन्धकार
निर्वाणारिप्रतापानलजमिव सृजत्येष राजा रजोभि ।
भूगोलच्छायमायामयगणितविदुन्नेयकायो भियाभू
देतत्कीर्तिप्रतानैर्विधुभिरिव युधे राहुराहूयमान ॥२०॥

તે તે દિશાઓના વિજયની યાત્રા શરૂ થતા ઉદ્ધત ઘોડાઓની ખરીઓથી એટલી બધી ધૂળ ઊડે છે, તેથી જાણે કે આ રાજાએ અધકાર પેદા કર્યો છે કે જે અધકાર શત્રુઓના હરી ગયેલ પ્રતાપરૂપી અગ્નિના અનેક ધુમાડા જેવો લાગે છે, તેમ જ આ રાજાની કીર્તિના વિસ્તારરૂપી અનેક ચદ્રો જે પેદા થયા છે, તે ચદ્રો યુદ્ધ માટે રાહુને બોલાવતા ન હોય અને તેથી ભય પામેલો રાહુ પૃથ્વીની છાયારૂપ બનીને કલ્પનાથી સતાઈ જાય છે, તેને કારણે ગણિત જાણનાર જોષીઓ તે રાહુને ગણિતથી જ કલ્પી શકે છે ૨૦

गान्धारा गुप्तदारास्त्वयि चलति गलद्बाष्पधारा
विहारा रागत्रासान्वगारा क्षितिपकुलमणे गुर्जरा
जर्जराशा । तैलङ्गास्त्यक्तलिङ्गास्त्रिभुवनतिलक
छिद्यदङ्गा कलिङ्गा मोग्गङ्गा मुक्तरङ्गा सपदि सम
भवन्वीर गङ्गाविहङ्गा ॥२१॥

રાજાઓના કુલમા મણિ જેવા અને ત્રણ ભુવનના તિલક જેવા હે વીરરાજ! જ્યારે તમે યુદ્ધ કરવા માટે પ્રયાણ કરો છો, ત્યારે ગધાર દેશના રાજાઓ પોતાની સ્ત્રીઓના રક્ષણ કરવામા રોકાઈ જાય છે બિહારદેશના રાજાઓ આખમાથી આસુની ધારા વહેવડાવવા લાગે છે રાગ હોવા છતા ત્રાસને કારણે ઘરમા સતાઈ ગયેલા એવા ગુર્જરદેશના રાજાઓ જર્જરિત આશાવાળા બની જાય છે, તૈલગદેશના રાજાઓ પોતાના રાજચિહ્નો છોડી દે છે કલિગદેશના રાજાઓ પોતાના અગોથી ક્લેશ પામે છે મોરગદેશના રાજાઓ રગરાગ છોડીને ગગાતટ પર વિહાર કરનારા પક્ષીઓ જેવા બની જાય છે ૨૧

काचित्कीर्णा रजोभिर्दिवमनुविदधौ मन्दवक्त्रे
न्दुलक्ष्मीरश्रीका काश्चिदन्तर्दिश इव दधिरे दाह
मुद्भ्रान्तसत्त्वा । भ्रेमुर्वात्या इवान्या प्रतिपदमपरा
भूमिवत्कम्पमाना प्रस्थाने पार्थिवानामशिवमिति
पुरोभावि नार्य शशसु ॥२२॥

હે રાજન્! તમે જ્યારે ચડાઈ માટે પ્રયાણ કરો છો, ત્યારે વિરોધી રાજાઓની રાણીઓ જ પોતાના રાજાઓનુ ભવિષ્યમા અમગળ થવાનુ છે, એમ સૂચવતા ચિહ્ન ધારણ કરે છે જેમ કે કેટલીક સ્ત્રીઓના મુખચદ્રની શોભા ફિક્કી પડી જાય છે, તે જાણે કે રજકણથી ઘેરાયેલ ભૂખરા આકાશ જેવી લાગે છે બીજી કેટલીક શોભા વિનાની બનેલી સ્ત્રીઓ પ્રાણ ગભરાતા હોય તેવી લાગે છે, તે જાણે કે દિશાઓની અદર દાહ લાગ્યો હોય તેવા ચિહ્નો બનાવે છે બીજી કેટલીક વટોળિયાની જેમ ચક્કર ચક્કર ઘૂમવા લાગે છે તેમ જ બીજી કેટલીક પૃથ્વીની જેમ કપવા લાગે છે ૨૨

जाने युष्मत्प्रयाणे क्षितितिलक रजोयोगदोषाद
योगा दिग्योषा स्नान्ति सद्यस्त्वदरिनृपवधूनेत्रनीरा
पगासु । सगम्य त्वत्प्रतापैस्तदनु किमु दधुर्दोहद
देव तासा प्राची प्रात प्रसूते यदियमुरुमहोऽखण्ड
मार्तण्डबिम्बम् ॥२३॥

પૃથ્વીના તિલકરૂપ હે રાજન્! તમે જ્યારે ચઢાઈ કરો છો, ત્યારે સેનાની ઊડેલી ધૂળ એ જાણે કે રજો દોષ હોય, તેનો યોગ થતા દિશાઓરૂપી રાણીઓ રજસ્વલા બને છે, ત્યાર બાદ તમારા વિરોધી રાજાઓની રાણીઓના નેત્રમાથી નીકળેલી આસુઓરૂપી નદીઓમા તે દિશાઓ સ્નાન કરીને શુદ્ધ થાય છે, ત્યાર બાદ તમારા પ્રતાપો સાથે સમાગમ થતા તે દિશાઓ ગર્ભ ધારણ કરે છે અને પછી સવાર થતા પ્રાચી દિશા જેમ બાળકને જન્મ આપે છે, તેમ જ જાણે કે અત્યત પ્રકાશ વાળા સપૂર્ણ સૂર્યનુ બિબ હોય એમ લાગે છે ૨૩

घूर्णन्ते तूर्णमेतत्कुलधरणिभृतो दिग्द्विपा दिग्विदिक्षु क्षुभ्यन्ति क्षोभयन्ति क्षितिमतिमृदितो मर्मणा कूर्मराजः । प्रस्थाने यस्य गर्जत्करटिघनघटासंभ्रमन्यञ्चदुर्वीमुर्वी दर्वीकरेन्द्रः कलयितुमुदितश्चायमार्तिं बिभर्ति ॥ २४ ॥

જ્યારે તે રાજા લડાઈ માટે પ્રસ્થાન કરે છે, ત્યારે પૃથ્વીને ધારણ કરનાર કુલપર્વતો તુરત જ ઘૂમવા લાગે છે, દિશાઓના દિગ્પાળ હાથીઓ બધી દિશાઓમાં ખૂબ ક્ષોભ પામીને પૃથ્વીને ડોલાવવા લાગે છે; તેને કારણે મર્મસ્થળ પર મર્દન થતાં કૂર્મરાજ પીડાય છે તેમ જ ગર્જના કરતા હાથીઓની ગાઢી ઘટાના ડોલવા-ધસાવાથી પૃથ્વી નમી પડે છે, તેને સ્થિર રાખવાનો પ્રયત્ન કરતા શેષનારાયણ ખૂબ જ પીડા ધારણ કરે છે.

नृत्यत्त्वद्वाजिराजिप्रसरखुरपुटप्रोद्धतैर्धूलिजालैरालोकालोकभूमीधरमतुलनिरालोकभावं प्रयाते । विश्रान्तिं कामयन्ते रजनिरिति धिया भूतले सर्वलोकाः कोकाः क्रन्दन्ति शोकानलविकलतया किं च नन्दन्त्युलूकाः ॥२५॥

હે રાજન્! યુદ્ધનું પ્રસ્થાન કરતાં તમારા ઘોડાઓની હારે જે પગના ડાબલાથી ધૂળ ઉડાડેલી છે; તેનાથી લોકાલોક પર્વત સુધીનું સંપૂર્ણ જગત પ્રકાશરહિત-ધૂંધળું બની જાય છે; એટલે તે વખતે 'રાત્રિ થઈ ગઈ છે,' એમ મનથી માનીને ભૂતળ પરના સર્વ લોકો વિશ્રાંતિ લેવાની ઇચ્છા કરે છે, ચક્રવાક પક્ષીઓ વિયોગના શોકરૂપી અગ્નિથી વિકળ બનીને રડવા લાગે છે તેમ જ ઘુવડ (રાત પડી માનીને) રાજી થઈ જાય છે.

इन्द्रः प्रक्षुब्धचित्तो दिशि दिशि सकलान् दिक्पतीन्सावधानान्कुर्वन्वज्राच्छपाणिः सुरवरवलितां देवसेनां निगृह्य । स्वर्गद्वारे यदीयोद्धतबलनिहतप्रौढढक्कानिनादं श्रुत्वा तिप्रत्प्रकम्पत्कुचकलशतटीकिंनरीगीयमानः ॥ २६ ॥

જે રાજાના ઉદ્ધત સૈનિક જનોએ વગાડેલ પ્રૌઢ નગારાંના નાદ સાંભળીને, 'પોતાના સ્વર્ગ પર તેની ચઢાઈ આવી પહોંચે છે,' એમ માનીને અત્યંત ક્ષોભ પામેલા દેવરાજ ઇંદ્ર સર્વ દિશાઓમાં રહેલા દિક્પાલ સેનાપતિઓને સાવધાન કરે છે; હાથમાં સુંદર વજ્ર ધારણ કરીને મોટા મોટા દેવોથી વીંટાયેલી દેવસેનાને તૈયાર કરે છે અને તે ઇંદ્રને શરાતન જાગે એમ માનીને કંપવા લાગેલા કુચકલશની હારથી શોભતી કિન્નરીઓ ઇંદ્રની કીર્તિનાં ગાન ગાય છે. ૨૬

आजौ त्वद्वाजिराजिप्रखरखुरतरन्यासलीलाभिरुर्व्यां दीर्णायां देव निर्यन्नविरलमवनीपाल पातालवह्निः । अश्नीयाद्विश्वमेव प्रतिनृपतिवधूनेत्रधाराम्बुधारावारा यद्येनारादरिकुलदमन द्राक्न निर्वापयेयुः ॥

પૃથ્વીનું પાલન કરનારા અને શત્રુજનોનું દમન કરનારા હે વીર રાજન્! યુદ્ધ સમયે તમારા ઘોડાઓની હાર ખૂબ જ વેગથી ડાબલા માંડવાની જે લીલા કરે છે; તેથી પૃથ્વીનું પડ ફાટી જાય છે અને પાતાળનો જ્વાળામુખી (અગ્નિ) ભભૂકી ઊઠે છે. હવે જો વિરોધી રાજાઓની રાણીઓનાં અશ્રુઓની અપાર ધારાઓ તેને તરત જ શમાવી દેતી ન હોય, તો તે અગ્નિ સઘળા જગતને ખાઈ ગયા વિના રહે જ નહિ. ૨૭

ધજાઓ

भयेन कृष्णान्यरुणानि रागात्पाण्डूनि कान्तादिवियोगभाजाम् । द्विषां मनांसि ध्वजकैतवेन, लोलानि भोस्त्वां नृप संश्रयन्ति ॥२८॥

હે રાજન્! ભયને કારણે કાળાં પડેલાં, રાગને કારણે લાલ બનેલા અને સ્ત્રી-પુત્ર વગેરેના વિયોગને કારણે પાંડુર બનેલાં, એવાં જે વિરોધી રાજાઓનાં ચપળ મન છે, તે ધજાઓનાં સ્વરૂપ ધારણ કરીને તમારે શરણે આવતાં હોય એમ લાગે છે ૨૮

દુંદુભિ

गङ्गाम्भसि सुरत्राण तव निःसाणनिःस्वनः । स्नातीवारिवधूवर्गगर्भपातनपातकी ॥ २९ ॥

હે સુરત્રાણ (દેવનુ રક્ષણ કરનાર-સુલતાન)! તમારી દુંદુભિઓના નાદ શત્રુઓની સ્ત્રીઓના ગર્ભને પાડી નાખે છે; તેથી જાણે કે પાપ લાગ્યું હોય એ રીતે ઊંચે જઈને આકાશગંગામા સ્નાન કરે છે. ૨૯

ब्रह्माण्डं प्रविखण्डय भूधरगुहासुप्तान्हरीन्बोधयन् गर्भान्वैरिवधूव्रजस्य नृपते निष्पात्य हा पातकी । कीलालं परिशोष्य च प्रतिभटानां तेजसा तेऽद्भुतः शोद्धुं विष्णुपदं स्पृशत्यधिपयोराशि प्लुतो दुन्दुभिः ॥

હે રાજન્! તમારા તેજથી અદ્ભુત બનેલ દુંદુભિઓના નાદ છે, તે બ્રહ્માંડને ભેદીને પર્વતોની ગુફામાં સૂતેલા સિંહોને જગાડે છે, વૈરીજનોની સ્ત્રીઓના ગર્ભોને પાડી નાખે છે તેમ જ વૈરીજનોનાં લોહીનાં પાન કરે છે; એ બધાં કારણોથી અત્યંત પાપી બનેલ તે નાદ પોતાનાં પાપ ધોવા માટે જાણે કે સમુદ્રમાં સ્નાન કરીને વિષ્ણુના ચરણનો સ્પર્શ કરે છે. ૩૦

पारीन्द्राणां धुरीणैरवनिधरगुहागतैतः प्रोच्छलद्भिः स्वापभ्रंशापराधप्रचलितनयनप्रान्तमाकर्ण्यमानः । त्वत्प्रस्थानान्तरुद्यत्प्रलयजलधरध्वानधिक्कारधीरो धृष्टक्षीराम्बुतीरो जगति विजयते दुन्दुभिद्वन्द्वनादः ॥३१

હે રાજન્ ! તમારા પ્રસ્થાનકાળે જે દુંદુભિઓની જોડીઓનો નાદ થાય છે, તે પ્રલયકાળના મેઘની ગર્જનાઓને તુચ્છ બનાવે, તેવો ધીર નાદ ક્ષીરસાગરના કિનારા સુધી પહોંચી જાય છે, તેમ જ પર્વતોની ગુફાઓના ખાડામાથી ઊછળીને બહાર આવતા મોટા મોટા સિંહો પોતાની નિદ્રાના ભંગરૂપી અપરાધને કારણે અત્યંત ચંચળ થતાં નેત્રની અણીઓ (કાન) સુધી પહોંચી જનાર તે નાદને સાંભળે છે. તે દુંદુભિઓનો નાદ જગત પર વિજય મેળવે છે. ૩૧

ગવાક્ષવિલોકન

आलोकमार्गं सहसा व्रजन्त्या कयाचिदुद्वेष्टनवान्तमाल्यः । बद्धुं न संभावित एव तावत्करेण रुद्धोऽपि च केशपाशः ॥ ३२ ॥

(તમારી સેના જોવા માટે આતુર બનેલ નગરની નારી) જ્યારે એકદમ જોવાના રાજમાર્ગ પર પહોંચી જાય છે, ત્યારે કેશમા ગૂંથવાની વેણીના ફૂલ ખરી પડે છે તેમ જ કેશપાશ (ચોટલો) પૂરેપૂરો બાધ્યો પણ નથી, તેથી હાથથી પકડી રાખ્યો હોય છે ૩૨

प्रसाधिकालम्बितमग्रपादमाक्षिप्य काचिद्द्रवरागमेव । उत्सृष्टलीलागतिरागवाक्षादलक्तकाङ्कां पदवीं ततान ॥

પગે અળતો લગાડવા માટે દાસીએ જેના પગનો આગળનો ભાગ હાથમા લીધેલો છે, તે પગને ખેંચી લઈને (જોવા આતુર બનેલી) કોઈ નારી કુદરતી લીલાભરી મંદ ગતિ છોડી દઈને ગોખ પાસે પહોંચી જાય છે, ત્યારે તે નારીએ (ગોખ સુધીનો માર્ગ) અળતાની નિશાનીવાળા પગલાથી શોભાવ્યો છે. ૩૩

विलोचनं दक्षिणमञ्जनेन संभाव्य तद्वञ्चितवामनेत्रा । तथैव वातायनसंनिकर्षं ययौ शलाकामपरा वहन्ती ॥३४

કોઈ એક નારી મેશથી જમણી આંખ આંજીને, ડાબી આખમા આંજવાનું વીસરી ગઈ છે અને એ જ દશામા હાથમાં આંજવાની સળી રાખી મૂકીને, તે સ્ત્રી ગોખ સુધી પહોંચી જાય છે. ૩૪

जालान्तरप्रेषितदृष्टिरन्या प्रस्थानभिन्नां न बबन्ध नीवीम् । नाभिप्रविष्टाभरणप्रभेण हस्तेन तस्थाववलम्ब्य वासः ॥ ३५ ॥

ગોખના જાળિયામાં જેની નજર પરોવાઈ ગઈ છે, એવી કો'ક નારીના ચણિયાનું નાડું ઢીલું પડીને ખસી જાય છે, (તેને બાંધતી નથી; પરંતુ) કપડાને હાથથી પકડીને ઊભી રહે છે, તે હાથના અલંકારોની કાંતિ છેક નાભિ સુધી પહોંચી જાય છે. ૩૫

अर्धाञ्चिता सत्वरमुत्थितायाः पदे पदे दुर्निमिते गलन्ती । कस्याश्चिदासीद्रशना तदानीमङ्गुष्ठमूलार्पितसूत्रशेषा ॥ ३६ ॥

એકદમ ઊભી થઈને ચાલવા લાગેલી કોઈ નારી જ્યારે પગલા ભરતી હોય છે, ત્યારે મેખલાના સૂત્રમાં જે રત્ન પરોવવાના હોય છે, તે બધાં રત્ન નીચે પડી જાય છે, એટલે તે નારી જ્યારે ગોખ સુધી પહોંચી જાય છે ત્યારે તેના અંગૂઠાના મૂળમા માત્ર દોરાભર જ રહેલી કટિમેખલા હોય છે. ૩૬

स्तनं धयन्तं तनयं विहाय विलोकनाय त्वरया व्रजन्ती । संप्रस्नुतायां पदवीं स्तनाभ्यां सिषेच काचित्पयसा गवाक्षम् ॥ ३७ ॥

છાતીએ ધાવતા બાળકને છોડી કોઈ સ્ત્રી જોવા માટે ઉતાવળથી ગોખ તરફ જવા લાગે છે ત્યારે તેનાં સ્તનમાથી છૂટતા દૂધથી તે નારી ગોખ સુધીની જમીનને ભીંજવી દેતી હતી. ૩૭

अभिवीक्ष्य सामिकृतमण्डनं यतीः कररुद्धनीविगलदंशुकाः स्त्रियः । दधिरेऽधिभित्ति पटहप्रतिस्वनैः स्फुटमट्टहासमिव सौधपङ्क्तयः ॥ ३८ ॥

જેણે શરીરે અડધા અડધા શણગાર સજેલા છે અને અંગ પરથી ખસી જતા વસ્ત્રોને જેણે હાથથી નાડા પકડીને રોકી રાખ્યા છે, એવી નગરજનોની સ્ત્રીઓને જોઈને જાણે કે મહેલોની હારો ખડખડાટ હસતી ન હોય, એ રીતે નગારાના અવાજના પડઘા પોતાની ભીંતો પર ઝીલતી હોય છે. ૩૮

रभसेन हारपददत्तकाञ्चयः प्रतिमूर्धजं निहितकर्णपूरकाः । परिवर्तिताम्बरयुगाः समापतन्वलयीकृतश्रवणपूरकाः स्त्रियः ॥ ३९ ॥

જોવા જવાની ઉતાવળથી સ્ત્રીઓ હારને બદલે કટિમેખલા પહેરી દે છે, મસ્તકની વેણીને બદલે કર્ણફૂલ લગાડે છે, વસ્ત્રોની જોડીને ઊલટસૂલટ પહેરી લે છે તેમ જ હાથનાં કંકણને બદલે કાનના ઘરેણાં પહેરી દે છે.

व्यतनोदपास्य चरणं प्रसाधिकाकरपल्लवाद्रसवशेन काचन । द्रुतयावकैकपदचित्रितावनिं पदवीं गतेव गिरिजा हरार्धताम् ॥ ४० ॥

(રાજાની સેનાનાં પ્રયાણ જોવાના) રસને વશ થવાથી, કોઈ એક નારી પગ રંગનારી દાસીના હાથમાંથી પોતાનો પગ ખેંચી લે છે, ત્યાર બાદ તીવ્ર ગતિથી પગલાં ભરતી પૃથ્વીને રંગથી ભરી દે છે, તે જાણે કે પાર્વતી મહાદેવના અડધા અંગરૂપે બની હોય તેમ લાગે છે.

व्यचलन्विशङ्कटकटीरकस्थलीशिखरस्खलन्मुखरमेखलाकुलाः। भवनानि तुङ्गतपनीयसंक्रमक्रमणक्वणत्कनकनूपुराः स्त्रियः ॥ ४१ ॥

(તે મહારાજની સવારી જોવા આતુર બનેલી સ્ત્રીઓ) વિશાળ થાપાના સ્થાનની કિનારી પરથી ખસી જતાં અવાજ કરતી કટિમેખલાથી આકુળવ્યાકુળ બની જાય છે, તેમ જ ભવનોનાં ઊંચાં સોનેરી પગથિયાં પર પગ મૂકવાથી તે સ્ત્રીઓનાં સોનાનાં નૂપુર ઝંકારવ કરી રહ્યાં છે. ૪૧

करयुग्मपद्ममुकुलापवर्जितैः प्रतिवेश्म लाजकुसुमैरवाकिरन्। अवदीर्णशुक्तिपुटमुक्तमौक्तिकप्रकरैरिव प्रियरथाङ्गमङ्गनाः ॥ ४२ ॥

પ્રિય છે રથનું અંગ (ચક્ર) જેને એવા શ્રીકૃષ્ણને નગરની સ્ત્રીઓ બે હાથરૂપી કમળના સંપુટમા રહેલી લાજા અને ફૂલોથી વધાવી રહી છે, તે જાણે કે ઊઘડી ગયેલ છીપોના સંપુટમાં રહેલ મોતીઓના સમૂહથી વધાવતી હોય, એમ લાગે છે. ૪૨

नलिनान्तिकोपहितपल्लवश्रिता व्यवधाय चारु मुखमेकपाणिना। स्फुरिताङ्गुलीविवरनिःसृतोल्लसद्दशनप्रभाङ्कुरमजृम्भतापरा ॥ ४३ ॥

(શ્રીકૃષ્ણને જોઈને કામાતુર બની લજવાઈ ગયેલી) એક સ્ત્રી કમળની સાથે રહેલ પલ્લવની જેવી શોભાવાળા પોતાના હાથથી પોતાનું સુંદર મુખ ઢાંકી દે છે; પરંતુ આંગળીઓનાં છિદ્રોમાંથી નીકળતી દાંતની પ્રભાનો એવો તો ચળકાટ પડે છે કે, તે સ્ત્રી બગાસું ખાઈ રહે છે, તે વાત સ્પષ્ટ વર્તાય છે. ૪૩

## રણસામગ્રી

अथोच्चकैर्जरठकपोतकंधरातनूरुहप्रकरविपाण्डुरद्युति। बलैश्चलच्चरणविधूतमुच्चरद्घनावलीरुरुचरतः क्षमारजः ॥

ત્યાર બાદ સેનાઓએ પગના ધમકારાથી પૃથ્વીની જે રજને ખૂબ ઊંચે ઉડાડી; તે રજની કાંતિ ઘરડાં કબૂતરની ડોકનાં રૂંવાડાંના સમૂહ જેવી પાંડુ (પીળી) લાગતી હતી અને તે આકાશનાં વાદળોને ઓળંગીને પણ ઊંચે પહોંચી ગઈ હતી. ૧

विषङ्गिभिर्भृशमितरेतरं क्वचित्तुरंगमैरुपरि निरुद्धनिर्गमाः। चलाचलैरनुपदमाहताः खुरैर्विबभ्रमुश्चिरमध एव धूलयः ॥ २ ॥

(પ્રયાણ કરતી વખતે) એકમેકની સાથે અત્યંત ભીંસમાં આવી ગયેલા ઘોડાઓએ જે રજને ઉપર જવાનો માર્ગ રોકી રાખ્યો છે તેમ જ આધાપાછા થતા ડાબલાઓથી પગલે પગલે અથડાતી તે રજ લાંબા કાળ સુધી નીચે જ ભમ્યા કરતી હતી ૨

गरीयसः प्रचुरमुखस्य रागिणो रजोऽभवद्व्यवहितसत्त्वमुत्कटम्। सिसृक्षतः सरसिजजन्मनो जगद्बलस्य तु क्षयमुपनेतुमिच्छतः ॥ ३ ॥

જેવી રીતે બ્રહ્મા મોટા ગુરુ છે, ચાર મુખવાળા છે અને રાગવાળા છે; તેથી તેમનો રજોગુણ સૃષ્ટિનાં સર્જન કરવાની ઇચ્છાથી પોતાના સત્ત્વગુણોને ઢાંકી દે તેવો ઉત્કટ બન્યો છે; તે જ રીતે આ રાજાની સેના ઘણી જ ભારે (गरीयसः) છે, ઘણાં મુખવાળી (प्रचुरमुखस्य) છે, શત્રુઓ પર ક્રોધવાળી (रागिणः) છે તેમ જ તેણે ઉડાડેલી રજોટી (रजः) સેનાના મનમાં રહેલ શત્રુઓનો નાશ કરવાની ઇચ્છાને લીધે સઘળાં પ્રાણીઓને ઢાંકી દે (व्यवहितसत्त्वम्) તે રીતે પ્રબળ બને છે. ૩

पुरा शरक्षतिजनितानि संयुगे, नयन्ति नः प्रसभमसृञ्जि पङ्कताम्। इति ध्रुवं व्यवधिपुरात्तभीतयः खमुच्चकैरनलसखस्य केतवः ॥ ४ ॥

'બાણોના પ્રહારથી પેદા થયેલ લોહીની નદીઓ અત્યારે જ આપણને બળાત્કારે કાદવરૂપ બનાવી દેશે,' એ કારણે જ ભયભીત થયેલ યુદ્ધમાંની રજ પવનની ધજાઓ બનીને આકાશ ઓળંગીને ઊંચે ચઢી જાય છે.

क्वचिल्लसद्घननिकुरम्बकर्बुरः क्वचिद्धिरण्मयकणपुञ्जपिञ्जरः। क्वचिच्छरच्छशधरखण्डपाण्डुरः खुरक्षतक्षितितलरेणुरुद्ययौ ॥ ५ ॥

ખરીઓ અથડાવાથી પૃથ્વી પરની ઊડેલી રજ, કોઈ એક જગાએ વાદળાંના સમૂહ જેવી કાબરચીતરી લાગે છે; બીજા કોઈ પ્રદેશમાં સુવર્ણમય કણીઓના સમૂહ જેવી પીળી બની જાય છે તેમ જ બીજે કોઈ ઠેકાણે શરદઋતુના ચંદ્રના ટુકડા જેવી સફેદ બનીને રહે છે.

महीयसां महति दिगन्तदन्तिनामनीकजे रजसि मुखानुषङ्गिणि। विसारितामजिहत कोकिलावलीमलीमसां सपदि मदाम्बुराजयः ॥ ६ ॥

મોટામાં મોટી સેનાઓથી ઊડેલી રજ દિશાના પાલક હાથીઓનાં મુખને જ્યારે ચોટી જાય છે, ત્યારે

હાથીઓના મદજળની રેખાઓ કોયલની હાર જેવી શ્યામલતાનો ફેલાવો કરે છે ૬

शिरोरुहैरलिकुलकोमलैरमी मुधा मृधे मृषत युवान एव मा । बलोद्धतं धवलितमूर्धजानिति ध्रुवं जनाञ्जरत्त इवाकरोद्रजः ॥ ७ ॥

'ભમરાઓના સમૂહ જેવા (કાળા) કોમળ કેશથી શોભતા જુવાન પુરુષો યુદ્ધભૂમિ પર ફોગટ મરણ પામે, તે ઠીક નહિ' એમ વિચાર કરીને જાણે કે સેનાથી ઊડેલી રજ 'જુવાનોને વૃદ્ધ કરવા ઇચ્છતી હોય,' એ રીતે બલાત્કારે ઊડીને તેમના વાળને સફેદ કરી નાખે છે

सुसंहतैर्दधदपि धाम नीयते तिरस्कृतिं बहुभिरसंशयं परैः । यतः क्षितेरवयवसंपदोऽणवस्त्विषां निधेरपि वपुरावरीषत ॥ ८ ॥

ઘણા શત્રુઓ જો સારી રીતે એકત્ર થઈ જાય તો તે બધાથી પ્રતાપી તેજસ્વી પુરુષ પણ તિરસ્કારને પાત્ર બને છે, જુઓને! પૃથ્વીના અવયવરૂપી બનેલી ઝીણી ઝીણી રજકણોએ પણ ઊડીને સૂર્યના શરીરને ઢાંકી દીધું છે ૮

द्रुतद्रवद्रथचरणक्षतक्षमातलोल्लसद्बहुलरजोवगुण्ठितम् । युगक्षयक्षणनिरवग्रहे जगत्पयोनिधेर्जल इव मग्नमावभौ ॥ ९ ॥

જ્યારે વેગથી દોડતા રથના પૈડાથી ખોદાયેલી ધરતીમાંથી ઊડેલી રજકણથી બધું જગત ઢંકાઈ ગયું, ત્યારે પ્રલયકાળના સમયે મર્યાદા છોડીને ફેલાયેલ સમુદ્રના જલની અંદર તે જગત ડૂબી ગયું હોય એમ લાગતું હતું

समुल्लसद्दिनकरवक्त्रकान्तयो रजस्वला परिमलिताम्बरश्रियः । दिगङ्गनाः क्षणमविलोकनक्षमाः शरीरिणां परिहरणीयतां ययुः ॥ १० ॥

સારી રીતે પ્રકાશતા સૂર્યના મુખ જેવી જેની કાંતિ છે, એવી દિશાઓરૂપી સ્ત્રીઓ જ્યારે રજસ્વલા (રજોદેષવાળી, ધૂળથી ઢંકાયેલી) બની અને તેમણે મલિન અંબર (વસ્ત્ર, આકાશ) ધારણ કર્યા હતા, ત્યારે ઘડીભર માટે તો દર્શન કરવા માટે અયોગ્ય (રજસ્વલાના દર્શનના નિષેધથી ધૂળથી આચ્છાદિત થવાથી) બની જવાથી દેહધારી જનો માટે ત્યજવા યોગ્ય બની રહી હતી ૧૦

निरीक्षितुं वियति समेत्य कौतुकात्पराक्रमं समरमुखे महीभृताम् । रजस्ततावनिमिषलोचनोत्पलव्यथाकृति त्रिदशगणैः पलाय्यत ॥ ११ ॥

યુદ્ધની ભૂમિ પર રાજાઓના પરાક્રમ જોવાનું જેને કૌતુક પેદા થયું છે, એવા દેવો જ્યારે આકાશમાં એકત્ર થયા ત્યારે સેનાની રજ ઊડી, તે તેમના નિમેષ વિનાના સ્થિર નેત્રોમાં વ્યથા પેદા કરતી હતી, તેથી તે દેવો તુરત ત્યાંથી પલાયન કરી ગયા ૧૧

* विषङ्गिणि प्रतिपदमापिबत्यपो हताचिरद्युतिनि समीरलक्ष्मणि । शनैः शनैरुपचितपङ्कभारिका पयोमुचः प्रययुरपेतवृष्टयः ॥ १२ ॥

જ્યારે પવનથી ઊડેલી રજે વીજળીની કાંતિ ઝાંખી પાડી અને મેઘની સાથે તે બરોબર લાગી ગઈ, ત્યારે તે રજે ક્ષણેક્ષણે જલના પાન કર્યાં, તેથી ધીરે ધીરે કાદવનો ભાર વધવા લાગ્યો અને વરસાદના જલ ઓછા થઈ ગયા એટલે વાદળો આકાશમાંથી દૂર થઈ ગયા ૧૨

नभोनदीव्यतिकरधौतमूर्तिभिर्वियद्गतैरनधिगतानि लेभिरे । चलच्चमूतुरगखुराहतोत्पतन्महीरजःस्नपनसुखानि दिग्गजैः ॥ १३ ॥

જે દિગ્ગજો આકાશગંગાના જલ લાગવાથી શરીરે અત્યંત ધવલ બનતા હતા તે દિગ્ગજો ચાલતી સેનાના ઘોડાઓના ડાબલાથી ખોદતી પૃથ્વીની ઊડેલી રજના સ્નાન કરીને જે આનંદ-સુખ ભોગવતા હતા, તે સુખ તો આકાશમાં રહેલાને કારણે મળી શકે એમ જ નહોતા

गजव्रजाक्रमणभरावनम्रया रसातलं यदपि च मानशे भुवा । नभस्तलं बहुलतरेण रेणुना ततोऽगमत्त्रिजगदिवैकतां स्फुटम् ॥ १४ ॥

સોનાના હાથીઓના સમૂહના ચાલવાથી ભાર લાગતા, આ પૃથ્વી આખીય રસાતલમાં ઘુસી ગઈ હતી તેમ જ ઘણી જ વિશાળ રજ ઊડવાને કારણે આકાશતલ એક બન્યું હતું, તેથી જાણે કે ત્રણે લોક એકમેકતાને પામ્યું હોય, તેમ સ્પષ્ટ લાગતું ન હતું ૧૪

समस्थलीकृतविवरेण पूरिता महीभृतां बलरजसा महागुहाः । रहस्त्रपाविधुरवधूरतार्थिना नभःसदामुपकरणीयतां ययुः ॥ १५ ॥

રાજાની સેના જમીનના ખાડાટેકરાને એકસરખી બનાવી દેતી હતી, તે વખતે જે રજ ઊડી તેણે પર્વતોની ગુફાઓને ઢાંકી દીધી હતી, તેને કારણે એકાંત બનેલ ગુફાઓમાં લજ્જારહિત બનેલી કામિનીઓ સાથે રત બનવાને ઇચ્છતા દેવોને આકાશ (આવરણ વિનાનું સ્થળ) પણ ઉપકારક બની રહ્યું હતું ૧૫

गते मुखच्छदपटसादृशीं दृशः पथस्तिरोदधति घने रजस्यपि । मदानिलैरधिमधुचूतगन्धिभिर्द्विपा द्विपानभिययुरेव रहसा ॥ १६ ॥

(સેનાથી ઊડેલી) પ્રગાઢ બનેલી રજ નજરના માર્ગને રોકી દેતી હતી તેમ જ હાથીઓના મુખ પર મોટા પડદા જેવી બની જતી હતી તોપણ વસંતઋતુમા ખીલેલા આંબાના મોર જેવી સુગંધવાળા મદઝરતા પવનોથી આકર્ષાઈને હાથીઓ સામા હાથીઓ પર બળાત્કારે આક્રમણ કરતા હતા ૧૬

मदाम्भसा परिगलितेन सप्तधा गजाञ्जनः क्षवितरजश्चयानधः । उपर्यवस्थितघनपांशुमण्डलानलोकयत्ततपटमण्डपानिव ॥ १७ ॥

ગંડસ્થલ વગેરે હાથીના સાત અવયવો પર જે મદ ઝરતો હતો, તેથી ત્યાં ઊડેલી રજ ચોટી જતી હતી તેમ જ ગરદન વગેરે ઉપરના ભાગ પર પણ રજના ગાઢા મંડલ જામી ગયાં હતા, તેથી (વિશાળકાય બનેલ) હાથીઓ તૈયાર કરેલા તંબૂઓ જેવા દેખાતા હતા. ૧૭

तूणीरबन्धपरिणद्धभुजान्तरालमाकर्णलम्बिशिखिपिच्छकलापधारि । कोदण्डपाणि निनदत्प्रतिरोधकानामापातदुष्प्रसहमाविरभूदनीकम् ॥ १८॥

વૈરી જનોથી ખાળી ન શકાય તેવુ આ વિશાળ સૈન્ય નાદ કરતુ યુદ્ધભૂમિ પર પ્રગટ થયું છે. તેમના સૈનિકોની છાતીઓ પર ભાથાઓના બંધ બાધવામાં આવેલા છે, કાન સુધી લટકતા મોરપીંછાના મંડળને તે સૈનિકો ધારણ કરે છે અને તેમના હાથમા મોટાં ધનુષ્ય રહેલાં છે. ૧૮

आदावेव गजेन्द्रमौलिविलसद्दण्डा पताकावली
पश्चाद्वारणराजघोरणिरतिप्रोद्दामयोधाश्रिता ।
उद्दण्डध्वजलाञ्छिताप्यथ घनीभूता रथानां तति
स्तत्पश्चात्तुरगावलि विजयते यौधैः समं सर्वत. ॥ १९

આ સૈન્યમા સૌથી મોખરે તો મોટા મોટા હાથીઓ છે, જેમના મસ્તક પર દંડા સહિત ધ્વજાઓની હાર શોભી રહી છે, ત્યારબાદ મોટા મોટા હાથીઓની હાર છે, જેની ઉપર અત્યંત ઉદ્દંડ યોદ્ધાઓ સવાર થયેલા છે, તેની પછવાડે રથના સમૂહોની મોટી હાર છે, જેની ઉપર ઊંચી ઊંચી ધ્વજાઓના અનેક ચિહ્નો છે અને તેની પછવાડે ઘોડાઓની લાંબી હાર છે તેમ જ પાયદળ યોદ્ધાઓ છે. એ રીતે ચતુરંગિણી સેના વિજય પામે છે. ૧૯

योधैरेव वशीकृताः कथमपि प्रोद्दामरोषान्धिता
गाढध्वान्तधराधरा इव रणक्षोणीं समालम्बिताः
ईषन्मीलितघूर्णितं प्रतिदिशं प्रक्षिप्तनेत्राञ्चला
मन्दान्दोलितमौलयो मदजलैराभान्ति दन्तावलाः॥२०

જેમને યોદ્ધાઓ જ માંડ માંડ વશ કરે એમ છે, જે અત્યંત ઉગ્ર રોષથી અંધ બનેલા છે, જાણે કે ગાઢ અંધકારવાળા પર્વતોને લાવીને રણભૂમિમાં દાખલ કર્યા ન હોય. એવા જે લાગે છે. જરાક મીંચેલ અને ઘૂમતાં નેત્રોના છેડાઓથી દરેક દિશાના છેડાઓને જે જુએ છે, એવા મસ્ત હાથીઓ (રણભૂમિ પર) મસ્તકને મંદ મંદ હલાવતા તેમ જ મદજલથી શોભી રહ્યા છે

आरूढक्षितिपालभालविगलत्स्वेदाम्बुसेकोद्धता
भेरीझाङ्कृतिचापटङ्कृतिचमत्कारोऽस्नन्मानसा ।
क्षुभ्यत्क्षोणितलं स्फुरत्खुरपुटं चञ्चलत्केशरं
मन्दभ्रान्तविलोचनं प्रतिदिशं नृत्यन्ति वाजिव्रजाः॥२१

સેનામાં રહેલા ઘોડાઓ પોતાનાં નેત્રોને મંદમંદ ફેરવતા ચારે દિશાઓમાં નાચી રહ્યા છે. પોતાની ઉપર સવાર થયેલા રાજાઓનાં લલાટમાથી ટપકતાં પસીનાના જલના સિંચનથી ને ઘોડા ઉદ્ધત બનતા હતા; દુંદુભિઓના નાદ તેમજ ધનુષ્યોના ટંકારના ચમત્કારથી તે ઘોડાઓનાં માનસ વ્યગ્ર બનતા હતાં. તે પૃથ્વીને ક્ષોભ પમાડતા, ડાબલાઓને ચમકાવતા અને ચંચળ કેશવાળાને શોભાવતા રણભૂમિ પર જતા હતા. ૨૧

अन्यूनोन्नतयोऽतिमात्रपृथवः पृथ्वीधरश्रीभृत-
स्तन्वन्तः कनकावलीभिरुपमां सौदामिनीदामभिः ।
वर्षन्तः शममानयन्तु पलसच्छृङ्गारलेखायुधाः
काले कालियकायकालवपुषः पांशून्गजाम्भोमुचः॥२२

એ હાથીઓરૂપી મેઘ છે, જેઓ પૂરી ઊંચાઈવાળા, ઘણી જ સ્થૂલ કાયાવાળા, પર્વતોની જેવી શોભા ધારણ કરનારા, વીજળીઓની જેમ ચમકતી સોનાની સાકળવાળા, શૃંગારના રેખારૂપ મેઘધનુષ્યની શોભાને ધારણ કરનાર તેમ જ કાલિયનાગની જેમ કાળા દેહોને ધારણ કરનારા છે. તે હાથીઓ મદરૂપી જળથી રણસંગ્રામ વખતે ઊડેલી રજને શાંત કરી નાખે છે. ૨૨

हेषाघोषैर्हयानां जितघननिनदैर्बृंहितैः कुञ्जराणां
ज्याघातोत्थैर्निनादैः पटुपटहरवैर्मर्दलोद्दामशब्दैः ।
प्राप्तैः कर्णोपकण्ठं मदगजनिवहस्कन्धघण्टाप्रणादैः
शृङ्गाराय त्वरन्ते त्रिदशमृगदृशो वीरवर्गानुरक्ताः॥२३

જ્યારે ઘોડાઓના હણહણાટ, મેઘની ગર્જનાને જીતી લેનાર હાથીઓના ચિત્કાર, ધનુષ્યની દોરીના ટંકારવ, મોટા નગારાના ગડગડાટ, મર્દલ વાજાંના ઉદ્દંડ શબ્દો તેમ જ મદોન્મત્ત હાથીઓના શરીર પર લટકતા ઘંટાઓના નાદ પોતાના કાન પર અથડાવા લાગે છે, ત્યારે વીર જનો પર આસક્ત થયેલી અપ્સરાઓ શણગાર સજીને તૈયાર થવા માટે ઉતાવળ કરે છે. ૨૩

सजन्ता कुम्भभित्तिच्युतमदमदिरामत्तभृङ्गा करीन्द्रा
युज्यन्ता स्यन्दनेषु प्रसभजितमरुच्चण्डवेगास्तुरगा ।
कुन्तैर्नीलोत्पलाना वनमिव ककुभामन्तराले सृजन्त
पादाता सचरन्तु प्रसभमसिलसत्पाणय पत्तयोऽपि ॥

(યુદ્ધની સામગ્રી માટે આજ્ઞા આપતા તે રાજા જણાવે છે કે,) 'હાથીઓને સજ્જ કરો કે જે કુંભસ્થળોમાથી ઝરતી મદરૂપી મદિરાથી ભમરાઓને મદોન્મત્ત કરે છે, રથમા ઘોડાઓને જોડો કે જે પોતાના પ્રચંડ વેગથી પવનની ગતિને પણ જીતી લે છે તેમ જ પાયદળ સૈનિકો ચાલવા માટે જેમના ભાલાઓથી દિશાઓના વચલા ભાગોમા જાણે કે નીલકમળના વન પેદા થયા ન હોય એમ લાગે છે, એ રીતે હાથ પર અસ્ત્રશસ્ત્રથી શોભતી સેનાઓ પણ તૈયાર થાય ૨૪

## રણવર્ણન

तनुत्राण तनुत्राण शस्त्र शस्त्र रथो रथ ।
इति शुश्रुविरे विष्वगुद्भटा सुभटोक्तय ॥ १ ॥

'કવચ, કવચ, શસ્ત્ર, શસ્ત્ર, રથ, રથ એ રીતે ચારે બાજુથી ('લાવો ની આજ્ઞા આપતા) યોદ્ધાઓની પ્રચંડ વાણી સાભળીએ છીએ ૧

पत्ति पत्तिमभीयाय रणाय रथिन रथी ।
तुरङ्गस्थ तुरङ्गस्थो दन्तिस्थ दन्तिनि स्थित ॥ २ ॥

સામસામે લડવા માટે પાયદળ પાયદળની સામે, રથવાળો રથવાળાની સામે ઘોડેસવાર ઘોડેસવારની સામે તેમ જ હાથી પર બેઠેલ હાથી પર બેઠેલાની સામે દોડી ગયા ૨

सङ्ग्रामानन्दवर्धिष्णौ विग्रहे पुलकाङ्किते ।
आसीत्कवचविच्छेदो वीराणा मिलता मिथ ॥ ३ ॥

જ્યારે વીરજનો રણસગ્રામમા એકમેકને મળતા હતા, ત્યારે સગ્રામ કરવાનો આનદ જેમનો વધી ગયો છે અને જેમને શરીરે રોમાંચ પ્રગટ થયા છે, તેને કારણે શસ્ત્રોના પ્રહાર વિના જ તેમના કવચ–બખ્તર તૂટી જતા હતા ૩

निर्दय खड्गभिन्नेभ्य कवचेभ्य समुच्छ्लै ।
आसन्व्योमदिशास्तूलै पलितैरिव पाण्डुरा ॥ ४ ॥

કઠોર રીતે થતા ખડ્ગોના પ્રહારોથી તૂટવા લાગેલા કવચોમાથી જે રૂના ગાભા ઊડવા લાગ્યા, તેને કારણે આકાશ અને દિશાઓ જાણે કે પળિયા થવાથી સફેદ બન્યા હોય તેમ લાગતુ હતુ ૪

खड्गा रुधिरसलिप्ताश्चण्डांशुकरभासुरा ।
इतस्ततोऽपि वीराणा वैद्युत वैभव दधु ॥ ५ ॥

વીર યોદ્ધાઓના અસ્ત્રશસ્ત્રો લોહીથી ખરડાયેલા હતા અને સૂર્યના પ્રચંડ કિરણોથી ચળકવા લાગ્યા હતા, તેથી આકાશ વિના પણ શસ્ત્રોની કાંતિ વીજળીના શોભાને ધારણ કરતી હતી ૫

गृहीता पाणिभिर्वीरैर्विकोशा खड्गराजय ।
कान्तिजालच्छलाद्राजौ व्यहसन्समदा इव ॥ ६ ॥

વીરજનોએ પોતાના હાથ પર ધારણ કરેલી તે ઉઘાડી તલવારો પોતાની પાણીદાર કાંતિના સમૂહથી જાણે કે મદોન્મત્ત થઈને હસતી ન હોય, તેવી લાગતી હતી ૬

खड्गा शोणितसदिग्धा नृत्यन्तो वीरपाणिषु ।
रजोघने रणेऽनन्ते विद्युता विभ्रम दधु ॥ ७ ॥

વીરજનોના હાથ પર નાચ કરતી એ તલવારો લોહીથી ખરડાઈ હતી, તેથી રજથી ગાઢા બનેલા રણસગ્રામમા તે વીજળીઓના ભ્રમને ધારણ કરતી હતી ૭

शस्त्रभिन्नेभकुम्भेभ्यो मौक्तिकानि च्युतान्यध ।
आहवक्षेत्रमभ्युप्तकीर्तिबीजोत्करश्रियम् ॥ ८ ॥

જ્યારે શસ્ત્રના ભેદાવાથી હાથીઓના ગંડસ્થલોમાથી મોતી ખરવા લાગે છે, ત્યારે તે મોતીઓ રણક્ષેત્રરૂપી ખેતરમા વાવેલા કીર્તિના બીજની શોભાને ધારણ કરે છે

वीराणा विषमैर्घोषैर्विद्रुता वारणा रणे ।
शास्यमाना अपि त्रासादुज्झिताङ्कुशा दिश ॥ ९ ॥

વીરજનોએ જ્યારે વિચિત્ર ગર્જનાઓ કરવા માડી ત્યારે રણસગ્રામમાથી હાથીઓ ત્રાસ પામવા લાગ્યા તેમ જ મહાવતોએ તેમને અંકુશથી કબજે લીધા, તોપણ તે નહિ ગણકારતા ભયથી ચારે દિશાઓ તરફ ભાગી જવા લાગ્યા ૯

रणे बाणगणैर्भिन्ना भ्रमन्तो भिन्नयोधिन ।
निमग्ना दुर्गलद्रक्तनिम्नगासु महागजा ॥ १० ॥

રણસગ્રામ પર છૂટતા બાણોના સમૂહથી ભેદાઈ જતા હાથીઓ પોતાની ઉપર બેઠેલા યોદ્ધાઓનો નાશ થવાથી ચારે બાજુ ભમવા લાગ્યા તેમ જ રુધિરની વહેતી નદીઓમા મોટા મોટા હાથીઓ ડૂબવા લાગ્યા

खड्गनिर्लूनमूर्धानो निपतन्तोऽपि वाजिन ।
प्रथम पातयामासुरसिना दारितान्नरान् ॥ ११ ॥

જેમના મસ્તક તલવારથી કપાવા લાગ્યા છે, એવા ઘોડાઓ પડતા પડતા પણ વેગીલી ગતિને પહેલા પાડી નાખતા હતા કે જે શત્રુઓ તલવારના પ્રહારો થવા થી પડ્યા નહોતા ૧૧

वीराणा शस्त्रभिन्नाना शिरासि निपतन्त्यपि ।
अधावन्दन्तदष्टौष्ठभीषणान्यरिपु क्रुधा ॥ १२ ॥

અસ્ત્રશસ્ત્રથી છેદાયેલા વીરજનોના મસ્તક પડતા પડતા પણ ક્રોધથી હોઠોને દાંતોથી કરડવાને કારણે ભય કર લાગતા એવા શત્રુજનોની ઉપર ધસી જતા હતા ૧૨

शिरांसि वरयोधानामर्धचन्द्रहृतान्यपि ।
आददाना भृशं पादैः श्येना व्यानशिरे दिशः ॥१३॥

વીર યોદ્ધાઓના મસ્તકો અર્ધચન્દ્ર-ખડ્ગથી હરાતા હતા, તોપણ શ્યેન પક્ષીઓએ તે મસ્તકોને પોતાના પગમા લઈ લીધા હતા, તેથી તે મસ્તકો (પૃથ્વી પર નહિ પડતા) દિશાઓમા શોભતા હતા ૧૩

उत्क्षिप्ता अपि हस्तीन्द्रैः कोपनैः पत्तयः करैः ।
ते रिपूनहनन्खड्गपातैः स्वस्य पुरः प्रभोः ॥१४॥

ક્રોધમા આવેલા મોટા હાથીઓએ જેમને સૂંઢથી પકડી દૂર ફેંકી દીધા છે એવા પાયદળ સૈનિકો પોતાના સ્વામીના દેખતા જ અસ્ત્રશસ્ત્રના પ્રહારોથી શત્રુઓને મારી નાખતા હતા ૧૪

उत्क्षिप्य करिभिर्दूरं मुक्तानां योधिनां दिवि ।
प्रापि जीवात्मभिर्दिव्याङ्गनाकण्ठपरिग्रहः ॥१५॥

હાથીઓએ જ્યારે પોતાની સૂંઢોથી ઉપાડીને વીર યોદ્ધાઓને દૂર ફેંકી દીધા, ત્યારે તે યોદ્ધાઓના જીવાત્મા ઓએ અપ્સરાઓના કંઠના આલિંગન મેળવ્યા હતા

क्रुद्धस्य दन्तिनः पत्तिर्जिघृक्षोरसिना करम् ।
निर्भिद्य दन्तमुसलान्यारुरोह जिघृक्षया ॥१६॥

ક્રોધમા આવેલો કોઈક હાથી સૈનિકને પકડવાની ઇચ્છા કરતો હતો ત્યા તો તે સૈનિકે હાથીની સૂંઢ તલવારથી કાપી નાખી અને હાથી પર બેઠેલ યોદ્ધાને પકડવા માટે તે સૈનિક હાથીના દંતૂશળ પર ચડી ગયો

खड्गेनामूलतो हत्वा दन्तिनोऽङ्घ्रिचतुष्टयम् ।
प्रपतिष्णोः प्रविष्टोऽपि पदातिर्निरगाद्द्रुतम् ॥१७॥

કોઈ એક પાયદળ સૈનિક હાથીના ચારેય પગને તલવારથી કાપી નાખવા તેની વચમા ઘૂસી ગયો અને તે ચાર પગ કપાઈ જતા હાથી નીચે પડવા લાગ્યો, તે જ સમયે તે સૈનિક એકદમ બહાર નીકળી ગયો

करेण करिणा वीरः सुगृहीतोऽपि कोपिना ।
असिनासूञ्जहाराशु तस्यैव स्वयमक्षतः ॥१८॥

ક્રોધમા આવેલા હાથીએ પોતાની સૂંઢથી વીર જનને સારી રીતે પકડી લીધો હતો તોપણ તે વીર જને તલવારથી હાથીના પ્રાણ હરી લીધા અને તે આબાદ બચી ગયો ૮

तुरङ्गी तुरगारूढं प्रासेनाहत्य वक्षसि ।
पततस्तस्य नाज्ञासीत्प्रासघातं स्वके हृदि ॥१९॥

એક ઘોડેસવારે સામેના ઘોડેસવારની છાતીમા ભાલો ભોંકી દીધો, ત્યારે પડતા પડતા તે ઘોડેસવારે પોતાની છાતીમા ભાલો ભોંકી દીધો છે, તેની ખબર તેને પડી નહિ

तुरङ्गसादिनि शस्त्रहतप्राणे गते भुवि ।
आन्त्राढ्योऽपि महावाजी नात्रस्तनयनोऽत्यजत् ॥२०॥

કોઈ એક ઘોડેસવાર શસ્ત્રથી પ્રાણ હરાઈ જતા પૃથ્વી પર ઢળી પડ્યો હતો, તોપણ તેનો પરાક્રમી ઘોડો આંખોના ચમકારા છોડીને ઊભો હતો અને તેના દેહમા ફક્ત આંતરડા જ રહ્યા હતા તોપણ તે ઘોડો પોતાના ઘોડેસવારને છોડતો નહોતો ૨૦

द्विषा प्रासहृतप्राणो वाजिपृष्ठदृढासनः ।
हस्तोद्धृतमहाप्रासो भटो जीवन्निवाभ्रमत् ॥२१॥

વૈરી જનના ભાલાથી જેના પ્રાણ હરાઈ ગયા છે, તે છતા ઘોડાની પીઠ પર જેણે દૃઢ રીતે આસન જમાવ્યું છે અને હાથમા રાખેલો મોટો ભાલો જેણે ઊંચે ઉઠાવ્યો છે, એવો કોઈ વીર ઘોડેસવાર જીવતો જ હોય, એ રીતે ભમતો હતો ૨૧

खड्गेन शितधारेण भिन्नोऽपि रिपुणाश्वगः ।
नामूर्च्छत्कोपतो हन्तुमियेष च पतन्नपि ॥२२॥

વૈરી જને તીક્ષ્ણ ધારવાળી તલવારથી કોઈ એક ઘોડેસવારને કાપી નાખ્યો, તોપણ તે મૂર્છા પામ્યો નહિ અને નીચે પડતા પડતા પણ વૈરીને મારી નાખવાની ગોઠવણ કરતો હતો ૨૨

रथिनो रथिभिर्बाणैर्हृतप्राणा दृढासनाः ।
कृतकार्मुकसंधानाः सप्राणा इव मेनिरे ॥२३॥

રથમા બેઠેલા મહારથીઓએ બાણોથી સામેના રથીઓના પ્રાણ હરી લીધા છે છતા પણ તે વીરાસન વાળીને બેઠેલા છે અને ધનુષ્યોના અનુસંધાન તેમણે જોડ્યા છે, તેથી જાણે કે જીવતા જ હોય તેમ લાગે છે

मिथोऽर्धचन्द्रनिर्लूनमूर्धानौ रुषितौ रुषा ।
खेचरौ भुवि नृत्यन्तौ स्वकबन्धावपश्यताम् ॥२४॥

અર્ધચંદ્ર આકૃતિના બાણોથી જેમણે પરસ્પરના મસ્તક ઉડાડી દીધા છે, તેવા બે યોદ્ધાઓના જીવાત્મા ઓ આકાશમા જતા જતા રોષથી વેગમા આવેલા પૃથ્વી પર નાચ કરતાં પોતાના ધડને જોતા હતા ૨૪

पत्तिः पदातिं रथिनं रथेशस्तुरङ्गसादी तुरगाधिरूढम् ।
यन्ता गजस्याभ्यपतद्गजस्थं तुल्यप्रतिद्वन्द्वि बभूव युद्धम् ॥

પાયદળ પાયદળની સામે, રથી રથીની સામે, ઘોડેસવાર ઘોડેસવારની સામે, હાથીવાળો હાથીવાળાની સામે જતો હતો અને તે રીતે સમોવડિયા યુદ્ધ કરી રહ્યા હતા

उत्थापितः संयति रेणुरश्वैः सान्द्रीकृतः स्यन्दनवंशचक्रैः। विस्तारितः कुञ्जरकर्णतालैर्नेत्रक्रमेणोपरुरोध सूर्यम्॥ २६॥

યુદ્ધની ભૂમિ પર ઘોડાઓએ ઉડાડેલી, રથના પૈડાએ ઘાટી બનાવેલી, હાથીઓની કાનરૂપી પંખાથી ફેલાયેલી એવી તે રજે આંખને ઢાકતાં ઢાકતા ક્રમે કરીને સૂર્યને પણ ઢાંકી દીધો. ૨૬

रथो रथाङ्गध्वनिना विजज्ञे विलोलघण्टाक्कणितेन नागः। स्वभर्तृनामग्रहणाद्बभूव सान्द्रे रजस्यात्मपरावबोधः॥ २७॥

યુદ્ધભૂમિ પર અત્યંત ગાઢી રજ બની જતા ચક્રના અવાજથી રથ જણાતો હતો, ડોલતા ઘંટના નાદથી હાથી જણાતો હતો તેમ જ આ યોદ્ધો પોતાનો છે કે પારકાનો તેની ખબર તો પોતાના સ્વામીના નામ દેવાથી જ પડતી. ૨૭

आवृण्वतो लोचनमार्गमाजौ रजोन्धकारस्य विजृम्भितस्य। शस्त्रक्षताश्वद्विपवीरजन्मा बालारुणोऽभूद्रुधिरप्रवाहः॥ २८॥

જ્યારે યુદ્ધની ભૂમિ પર રજ છવાવાથી પેદા થયેલો અંધકાર નેત્રના માર્ગને ઢાંકી દે એ રીતે વૃદ્ધિ પામ્યો હતો, ત્યારે શસ્ત્રના પ્રહારોથી ઘોડા, હાથી અને વીર જનોનો નીકળેલા લોહીનો પ્રવાહ બાલ અરુણની શોભા ધારણ કરતો હતો. ૨૮

स च्छिन्नमूलः क्षतजेन रेणुस्तस्योपरिष्टात्पवनावधूतः। अङ्गारशेषस्य हुताशनस्य पूर्वोत्थितो धूम इवावभासे॥

લોહી વહેવાથી જે રજનો પાછળનો (મૂળ) ભાગ ઠરી ગયો છે અને જે રજનો ઉપરનો ભાગ પવનને લીધે ઊંચે ઊડેલો છે, તે રજ અગ્નિથી પહેલાં પ્રગટ થયેલી ધુમાડી જેવી લાગતી હતી કે જે અગ્નિ શાંત થતા અંગારા (કોયલા) જ બાકી રહ્યા હતા. ૨૯

आधोरणानां गजसंनिपाते, शिरांसि चक्रैर्निशितैः क्षुराग्रैः। हृतान्यपि श्येननखाग्रकोटिव्यासक्तकेशानि चिरेण पेतुः॥ ३०॥

જ્યારે હાથીઓનાં યુદ્ધ ચાલતાં હતાં, ત્યારે અત્યંત તીક્ષ્ણ પાણીદાર ધારવાળાં ચક્રોથી મહાવતોનાં મસ્તકો દૂર થતા હતાં; પરંતુ શ્યેનપક્ષીના નખના આગળના ભાગમા તે મસ્તકોના વાળ ભરાઈ જતા તેને પૃથ્વી પર પડતા વાર લાગતી હતી. ૩૦

तनुत्यजां वर्मभृतां विकोशैर्बृहत्सु दन्तेष्वसिभिः पतद्भिः। उद्यन्तमग्निं शमयांबभूवुर्गजा विविग्नाः करशीकरेण॥ ३१॥

પ્રાણ છોડવાની તૈયારી પર આવીને યુદ્ધ કરતા યોદ્ધાઓના ખડ્ગો મ્યાન વગરનાં બનીને જ્યારે હાથીઓનાં દંતૂશળો પર પડતાં અથડાય છે, ત્યારે (બંનેના ઘર્ષણથી જે) અગ્નિ પેદા થાય છે, તેથી ઉદ્વેગ પામેલા હાથીઓ પોતાની સૂંઢના ફુત્કારથી અગ્નિને ઓલવી નાખતા હતા. ૩૧

शिलीमुखोत्कृत्तशिरः फलाढ्या च्युतैः शिरस्त्रैश्चषकोत्तरेव। रणक्षितिः शोणितमद्यकुल्या रराज मृत्योरिव पानभूमिः॥ ३२॥

આ રણભૂમિ તો મૃત્યુની પાનભૂમિ જેવી લાગે છે, જ્યા બાણોથી કપાયેલાં મસ્તકો ફળ જેવા ભરેલાં છે, અથડાતા શિરત્રાણ (ટોપા) પીવાની પ્યાલીઓ જેવા છે તેમ જ લોહીરૂપી સુરાથી કુલડીઓ ભરેલી છે.

केचिद्गदाः केऽपि सचापबाणानन्ये कृपाणीमपरे च शूलम्। शस्त्र्यृष्टिमन्ये मुशलं परे च, प्रोत्तानहस्ताः परिनर्तयन्ति॥ ३३॥

કેટલાક યોદ્ધાઓ ગદાઓ લઈને, બીજા ધનુષ્યબાણ લઈને, કેટલાક ખડ્ગ લઈને, કેટલાક બીજા ત્રિશૂળ લઈને, કેટલાક સાંગ લઈને તેમ જ કેટલાક કડિયાળી લાકડીઓ (મુશળ) લઈને ફરા રહ્યા છે, તે જાણે કે ઊંચા હાથ કરીને નાચતા હોય, એમ લાગે છે.

सरोषयुद्धाङ्गणमध्यधावन्मत्तद्विपानामधिकोत्सुकानाम्॥ पादाभिघाताभिहताः पतन्ति रथाश्च योधाश्च तुरंगमाश्च॥ ३४॥

અત્યંત ઉત્સાહમા આવી ગયેલા તેમ જ રોષને કારણે સમરાંગણમા દોડવા લાગેલા મદોન્મત્ત હાથીઓના પગના પ્રહારથી અથડાવા લાગેલા રથ, યોદ્ધા અને ઘોડાઓ પડવા લાગ્યા. ૩૪

रम्भातरूत्युद्धतवातपूरा यथा तथा वारणयूथनाथाः। संग्रामभूमौ विनिपातयन्ति रथांश्च योधांश्च तुरंगमांश्च॥

જેમ ઊંચે ઊડેલી પવનની ડમરીઓ કેળનાં વૃક્ષોને ઉખેડી ફેંકી દે છે, તેમ હાથીઓના જૂથના ગજરાજો રણભૂમિ પર રથ, યોદ્ધા અને ઘોડાઓને પાડી નાખે છે.

परस्परेण क्षतयोः प्रहर्त्रोरुत्क्रान्तवाय्वोः समकालमेव। अमर्त्यभावेऽपि कयोश्चिदासीदेकाप्सरः प्रार्थितयोर्विवादः॥ ३५॥

એકમેક પર પ્રહાર થતાં એકીસાથે જેના પ્રાણ ચાલ્યા ગયા છે, એવા બે યોદ્ધાઓ દેવપણાને પામ્યા, તે છતાં એક જ અપ્સરાને ભોગવવાની ઇચ્છાથી બંને

વચ્ચે વિવાદ શરૂ થઈ ગયો. ૩૬

महास्वनः सैन्यविमर्दसंभवः कर्णान्तमूलंकषता-मुपेयिवान् । पयोनिधेः क्षुब्धतरस्य मन्थनो बभूव भूम्ना भुवनोदरंभरिः ॥ ३७ ॥

સેનાઓના અથડાવાથી જે મોટા શબ્દો પેદા થયા હતા, તે કાનનાં મૂળને પણ ઘસી નાખે તેવા હતા તેમ જ પૃથ્વીના પેટાળને પણ ભરી દે તેવા હોવાથી અત્યંત ક્ષોભ પામેલા મહાસાગરને પણ મથી નાખે તેવા તે શબ્દો હતા. ૩૭

महागजानां गुरुबृंहितैः शतैः, मुहेषितैर्घोरतरैश्च वाजिनाम् । घनै रथानां चलचण्डचीत्कृतैस्तिरोहितोऽभूत् पटहस्य निःस्वनः ॥ ३८ ॥

મોટા મોટા હાથીઓની ભારે ગર્જનાઓથી, ઘોડાઓની અત્યંત ઘોર હણહણાટીઓથી તેમ જ રથોના ગાઢા ચપળ પ્રચંડ ચિત્કારોથી દુંદુભિના અવાજ તો તિરોહિત થઈ (ઢંકાઈ) જતા હતા. ૩૮

घनैर्विलोक्य स्थगितार्कमण्डलैश्चमूरजोभिर्निचितं नभस्तलम् । अयायि हंसैरभिमानसं घनभ्रमेण सानन्दमनर्ति केकिभिः ॥ ३९ ॥

જ્યારે ગાઢી બનેલી સેનાઓની રજે સૂર્યના મંડલને છાઈ દીધું અને આકાશને વ્યાપ્ત કરી દીધું, ત્યારે મેઘ ચઢી આવ્યો છે, એવી ભ્રાંતિથી રાજહંસો માનસ સરોવર તરફ જવા લાગ્યા અને મયૂરો આનંદ કરતા નાચવા લાગ્યા. ૩૯

विलोक्य धूलीपटलैर्भृशं भृतं, द्यावापृथिव्योरलमन्तरं महत् । किमूर्ध्वतोऽधः किमधस्त ऊर्ध्वतो, रजोऽभ्युपैतीति जनैरतर्क्यत ॥ ४० ॥

જ્યારે રજનાં મોટાં મોટાં પડોથી આકાશ અને પૃથ્વીની વચ્ચેનો મોટો ભાગ ખૂબ જ ભરપૂર બની ગયો, ત્યારે તે જોઈને લોકો એમ તર્ક કરવા લાગ્યા કે, 'શું આ રજની ડમરીઓ ઊંચેથી નીચે આવે છે કે નીચેથી ઊંચે જાય છે?' ૪૦

नोर्ध्वं न चाधो न पुरो न पृष्ठतो, न पार्श्वतोऽभूत्खलु चक्षुषो गतिः । सूच्यग्रभेद्यैः पृतनारजोभरैः, सुनिर्भरं प्राणिगणस्य सर्वतः ॥ ४१ ॥

જ્યારે સોયની અણીથી પણ ભેદાય નહિ એ રીતે સેનાની રજોટીએ સમસ્ત પ્રાણીઓની આંખો પૂરેપૂરી ભરી દીધી, ત્યારે તે આંખથી ગતિઓ ઊંચે કે નીચે જતી નહોતી; તેમ જ આગળ, પાછળ કે આમે પણ જતી નહોતી.

उद्दामदानद्विपबृंहितैः शतैर्नितान्तमुत्तुङ्गतुरंगहेषितैः । चलद्ध्वजस्यन्दननेमिनिःस्वनैरभून्निरुच्छ्वासमथाकुलं नभः ॥ ४२ ॥

અત્યંત મદોન્મત્ત બનેલા સેંકડો હાથીઓના ચિત્કારોથી. ઊંચા ઘોડાઓની ખૂબ જ હણહણાટીઓથી તેમ જ ડોલતી ધજાઓવાળા રથોનાં પૈડાંના અવાજોથી આકાશ એટલું બધું ભરપૂર બની ગયું, જાણે કે તે ઉચ્છ્વાસ પણ લેતું નહોતું અને આકુળવ્યાકુળ બન્યું હતું.

महागजानां गुरुभिस्तु गर्जितैर्विलोलघण्टारणितै रणोज्ज्वलैः । वीरप्रभेदैः प्रमदप्रमेदुरैर्वाचालतामादधिरेतरां दिशः ॥ ४३ ॥

મોટા મોટા હાથીઓની ભારે ગર્જનાઓથી, રણભૂમિ પર પ્રકાશતા વિવિધ ડોલતા ઘંટાઓના રણકારથી તેમ જ અત્યંત મદથી ભરપૂર બનેલા વીરજનોના દર્પના નાદથી સઘળી દિશાઓ વાચાળપણાને ધારણ કરતી હતી.

दन्तीन्द्रदानाम्बुधिवारिवीचिभिः सद्योऽपि नद्यो बहु ताः पुपूरिरे । धरारजोभिस्तुरगक्षतैर्भृतं याः पङ्कतामेत्य रजस्वलीकृतम् ॥ ४४ ॥

જે નદીઓનાં જળ ઘોડાઓની ખરીઓથી ખોદાતી પૃથ્વીની રજોટીથી ભરપૂર બનતાં કાદવરૂપ બન્યાં હતાં; તેવી નદીઓ પણ મોટા હાથીઓના મદરૂપી સમુદ્રના જળના કિલ્લોલથી તરત જ ભરપૂર બની જતી હતી. ૪૪

निम्नप्रदेशाः स्थलतामुपागमन्निम्नत्वमुच्चैरपि सर्वतः स्थलम् । तुरङ्गमाणां व्रजतां खुरैः क्षिती रथैर्गजेन्द्रैः परितः समीकृता ॥ ४५ ॥

જે પ્રદેશો નીચાણવાળા હતા, તે ઊંચા થતાં સરખા બની ગયા તેમ જ જે પ્રદેશો ઊંચાણવાળા હતા, તે નીચા બની ગયા. એ રીતે જ્યારે ચાલતા ઘોડાઓની ખરીઓથી પૃથ્વી ખોદાતી હતી, ત્યારે રથ અને હાથીઓના ચાલવાથી ચારે બાજુ પૃથ્વી સપાટ બનતી હતી.

नभोदिगन्तप्रतिघोषभीषणैर्महामहीभृत्तटदारणोल्बणैः । पयोधिनिर्धूननकेलिभिर्जगद्बभूव भेरीस्वनितैः समाकुलम् ॥ ४६ ॥

આકાશ અને દિશાઓમાં પડતા પડઘાઓથી જે ભયંકર લાગતા હતા; મોટા મોટા પર્વતોના શિખરોને ભેદી નાખવામાં જે તીવ્ર બનતા હતા તેમ જ સમુદ્રને વલોવી નાખવાની જે ઉદ્ધત લીલા કરે છે, એવા તે ભેરી-દુંદુભિઓના નાદોથી આખું જગત ભરપૂર બનીને આકુળવ્યાકુળ બન્યું હતું. ૪૬

इतस्ततो वातविधूतचञ्चलैरारोधिताशागमनैर्ध्वजांशुकैः । लघुक्वणत्काञ्चनकिंकिणीकुलैरमज्जि धूली-

जलधौ नभोगतैः ॥ ४७ ॥

ધજાઓના વસ્ત્રો પવનથી ડોલવા લાગતા અત્યંત ચંચળ બન્યા હતા અને તે વસ્ત્રોએ દિશાઓમાં ફેલાઈ જતી રજકણને રોકી રાખી હતી, તેમ જ તે ધજાઓમાં ગૂંથેલી સોનેરી ઘૂઘરીઓ રણકી ઊઠતી હતી, તે ધજાઓ પણ જ્યારે આકાશમાં ઊંચી ગઈ ત્યારે આકાશમાં ઊડેલી રજકણ સમુદ્રમાં ડૂબી જતી હતી ૪૭

घण्टारवै रौद्रतरैर्निरन्तरैर्विसृत्वरैर्गर्जरवैः सुभैरवै । मदद्विपाना प्रथयाबभूविरे न वाहिनीना पटहस्य नि स्वना ॥ ४८ ॥

મદોન્મત્ત હાથીઓના નિરંતર થતા અત્યંત ભયંકર રીતે ઘોર નાદ કરતા એ ઘંટારવ એવા તો ફેલાવા કે સેનાઓએ વગાડેલા નગારાના અવાજ (આકાશ સુધી) પહોંચતા નહોતા ૪૮

करालवाचालमुखैश्चमूखैः स्रस्ताम्बरा वीक्ष्य रजस्वला दिशः । तिरोबभूवे गगने दिनेश्वरो रजोऽन्धकारे परित कुतोऽप्यसौ ॥ ४९ ॥

રજથી (ઊડવાને કારણે) દૂષિત થયેલી દિશાઓને અત્યંત વિકરાળ સેનાના શબ્દોથી શિથિલ કરી નાખેલા વસ્ત્રોવાળી જોઈને દિવસનો સ્વામી સૂર્ય આકાશમાં ચારે બાજુ ફેલાયેલ રજરૂપી અંધકારની અંદર ક્યાંય છુપાઈ જતો હતો ૪૯

आक्रान्तपूर्वा रभसेन सैनिकैर्दिगङ्गना भूरिरजोभिदूषिता । भेरीरवाणा प्रतिशब्दितैर्घनैर्जगर्ज गाढं व्रतरक्षणादिव ॥ ५० ॥

ખૂબ ઊડતી રજને કારણે જે દૂષિત બની છે એવી દિશાઓરૂપી કામિની પર જ્યારે પડેલેથી જ સૈનિકોએ બલાત્કારે આક્રમણ કર્યું હતુ, ત્યારે ભેરીના નાદના પડઘાઓને ઝીલીને જાણે કે તે કામિની પોતાના વ્રતના રક્ષણને માટે ખૂબ ગર્જના કરતી હોય તેમ લાગતું હતુ

गुरुसमीरसमीरितभूधरा इव गता गगन विजवाहिरे । गुरुतरा बहुवारिभराद्घना भुवमतीव नमन्त इवाभवन् ॥ ५१ ॥

હાથીઓ જાણે કે ભારે પવનના બળથી ઉડેલા પર્વતો હોય, એ રીતે આકાશ સુધી પહોંચ્યા જતા હતા તેમ જ પોતાના ભારથી પૃથ્વીને ખૂબ જ નમાવતા હોવાથી જળથી ખૂબ જ ભરાયેલા મેઘ હોય એ રીતે લાગતા હતા ૫૧

सजगमाते तावपायानपेक्षौ सेनाम्भोधी धीरनादौ रवेण । पक्षच्छेदात्पूर्वमेकत्र देशे वाञ्छन्तौ वा विन्ध्यसह्यौ मिलेतुम् ॥ ५२ ॥

સેના અને સાગર બંને પોતાના અવાજથી ઘોર નાદ કરતા અને જાણે કે મૃત્યુનો ડર પણ ન હોય એ રીતે બંને એકમેકના સંગમમાં આવતા હતા અથવા તો (ઇંદ્રના વજ્રથી પોતાની) પાંખ છેદાઈ નહોતી, તે પહેલા વિંધ્યાચલ અને સહ્યાદ્રિ એ બંને પર્વતોને એક ઠેકાણે સંતાડવાને ઇચ્છતા હોય તેવા તે સેના અને સાગર લાગતા હતા ૫૨

पत्ति पत्ति वाहमेयाय वाजी, नाग नाग स्यन्दनस्थो रथस्थम् । इत्थ सेना वल्लभस्येव रागादङ्गेनाङ्ग प्रत्यनीकस्य भेजे ॥ ५३ ॥

જેમ કોઈ કામિની સ્ત્રી પોતાના અંગેઅંગની સાથે પતિના અંગેઅંગને ભેટતી હોય તેમ તે સેનારૂપી સ્ત્રી બીજી સેનાના સ્વામીની સાથે અંગેઅંગ મેળવતી હોય એ રીતે પાયદળ પાયદળની સાથે ઘોડા ઘોડાની સાથે હાથી હાથીની સાથે તેમ જ રથમાં બેઠેલો રથના સ્વામી સાથે (યુદ્ધ કરવા માટે) પરસ્પર મળતા હતા

रथ्याघोषैर्बृंहणैर्वारणानामैक्य गच्छन्वाजिना हेषया च । व्योमव्यापी सतत दुन्दुभीनाम् यक्तोऽभूदीशितेव प्रणाद ॥ ५४ ॥

રથમાં જોડાયેલા ઘોડાઓના અવાજો, હાથીઓના ચિત્કારો તેમ જ ઘોડાઓના હણહણાટો જ્યારે ભેગા થઈ એકમેકમાં મળી જતા હતા ત્યારે દુંદુભિઓનો સતત જાગેલો નાદ આકાશમાં વ્યાપક બનીને અવ્યક્ત થતો હતો તે જાણે કે ઈશ્વરની સત્તા જગત સાથે એકરૂપ થતા અવ્યક્ત બને તેમ લાગતો હતો ૫૪

रोषावेशाद्गच्छता प्रत्यमित्र दुरोत्क्षिप्तस्थूलबाहुध्वजानाम् । दीर्घास्तिर्यग्वैजयन्तीसदृक्षय पादाताना भ्राजिरे खड्गलेखा ॥ ५५ ॥

રોષના આવેશથી વેરીજનો પાસે પહોંચી જતા અને પોતાના સ્થૂલ બાહુરૂપી ધજાઓને બહુ દૂર સુધી ફેલાવનારા એવા પાયદળોના હાથમાં જે લાંબી તલવારો હતી તે આડી થયેલી વિજયપતાકા જેવી લાગતી હતી

उग्रनाद धन्विभिर्निष्ठुराणि स्थूलान्युच्चैर्मण्डलत्व दधन्ति । आस्फाल्य ते कार्मुकाणि स्म काम, हस्त्यारोहै कुञ्जराणा शिरासि ॥ ५६ ॥

એક બાજુએ જ્યારે ધનુષ્યધારીઓ કઠોર, સ્થૂલ અને ગોળ મંડળ ધારણ કરતા ધનુષ્યોને અત્યંત શબ્દ કરે તે રીતે ખેંચતા હતા ત્યારે બીજી બાજુએ હાથી પર બેઠેલા યોદ્ધાઓ કઠોર, સ્થૂલ અને ગોળ મંડળવાળા હાથીઓના મસ્તકોને થાબડતા હતા ૫

घण्टानादो निःस्वनो डिण्डिमानां ग्रैवेयाणामारवो बृंहितानि । ओमित्येवं प्रत्यवोचन्गजानामुत्साहार्थं वाचमाधोरणस्य ॥ ५७ ॥

ઘંટાઓનો નાદ, નગારાંના અવાજ તેમ જ હાથીઓના કંઠમાં રહેલ આભૂષણોના નાદ અને ચિત્કાર એ બધા શબ્દો મહાવતોએ હાથીઓને ઉત્સાહ આપવા માટે ઉચ્ચારેલી વાણીનો જાણે કે હાથીઓ સ્વીકાર કરતા હોય, તે રીતે લાગતા હતા. ૫૭

रोषावेशादाभिमुख्येन कौचित्पाणिग्राहं रंहसैवोपयातौ । हित्वा हेतीर्मल्लवन्मुष्टिघातं घ्नन्तौ बाहूबाहवि व्यासृजेताम् ॥ ५८ ॥

બે યોદ્ધાઓ રોષના આવેશથી સામસામે આવી જતાં છેક હાથ પહોંચે તેટલા નજીક આવી ગયા; તેથી તેમણે શસ્ત્રો છોડી દઈને બે મલ્લો પરસ્પર મૂઠીથી પ્રહાર કરે, તે રીતે તે યોદ્ધાઓ હાથોહાથથી યુદ્ધ કરવા લાગ્યા. ૫૮

शुद्धाः सङ्गं न क्वचित्प्राप्नवन्तो दूरान्मुक्ताः शीघ्रतां दर्शयन्तः । अन्तःसेनं विद्विषामाविशन्तो युक्तं चक्रुः सायका वाजितायाः ॥ ५९ ॥

વચમા ક્યાંય નહિ અટકનારા, દૂરથી છોડેલા છતા અત્યંત શીઘ્રતા બતાવતાં તેમ જ શત્રુઓની સેનાની અંદર પેસી જતાં એવા જે શુદ્ધ બાણો હતાં, તે પોતાના બાણોની યોગ્યતાને અનુરૂપ બની રહેતાં હતાં.

आक्रम्याजेरग्रिमस्कन्धमुच्चैरास्थायाथो वीतशङ्कं शिरश्च । हेलालोला वर्त्म गत्वातिमर्त्यं द्यामारोहन्मानभाजः सुखेन ॥ ६० ॥

આ વીર લોકો પહેલા તો યોદ્ધાના મોરચાના ખભા પર જઈને સાહસથી ઊભા રહ્યા; ત્યાર બાદ મૃત્યુની પણ શંકા છોડીને છેક મોરચાને માથે જઈ પહોચ્યા અને એ રીતે યુદ્ધની ક્રીડામા ચપળતા કરીને માનવ પહોંચી [illegible] શકે તેવા માર્ગે મરણ પામીને પહોચી ગયા અને [illegible]ાન પામેલા તે વીરો સુખપૂર્વક સ્વર્ગમાં ચઢી ગયા.

रोदोरन्ध्रं व्यश्नुवानानि लोलैरङ्गस्यान्तर्मापितैः स्थावराणि । केचिद्गुर्वीमेत्य संयन्निपद्यां क्रीणन्ति स्म प्राणमूल्यैर्यशांसि ॥ ६१ ॥

કેટલાક વીર પુરુષો યુદ્ધરૂપી બજારમાં આવીને, પોતાના શરીરની અંદર ભરાઈ રહેલ ચપળ પ્રાણુનાં મૂલ્યો આપીને યશ ખરીદે છે, જે પૃથ્વીના ખૂણે ખૂણે પહોંચી જનાર કાયમ પદાર્થ છે. ૬૧

वीर्योत्साहश्लाघि कृत्वावदानं सङ्ग्रामाग्रे मानिनां लज्जितानाम् । अज्ञातानां शत्रुभिर्युक्तमुच्चैः श्रीमन्नाम श्रावयन्ति स्म नग्नाः ॥ ६२ ॥

જેમણે સંગ્રામને મોખરે રહીને પરાક્રમ અને ઉત્સાહથી વખાણી શકાય એવાં પરાક્રમ કર્યાં છે, પરંતુ પોતાને મુખે પ્રશંસા કરતા લજવાતા એવા તે વીર પુરુષોનાં ઉત્તમ નામનાં શ્રવણ બંદીજનો કરાવે છે. જેમના નામ શત્રુઓના જાણવામાં આવ્યાં નહોતાં. ૬૨

मिश्रीभूते तत्र सैन्यद्वयेऽपि प्रायेणायं व्यक्तमासीद्विशेषः । आत्मीयास्ते ये पराञ्चः पुरस्तादभ्यावर्ती संमुखो यः परोऽसौ ॥ ६३ ॥

રણસંગ્રામ પર જ્યારે બંને સેનાઓ અરસપરસ ભળી જઈને એક બની ગઈ હતી, ત્યારે પોતાનો કે પારકો યોદ્ધો ઓળખવાનુ એકમાત્ર સાધન એ જ રહ્યું હતુ કે, જેઓ પોતાના પક્ષના હોય, તે શત્રુઓની સામે જતા દેખાતા હતા. અને જેઓ પર પક્ષના હોય તેઓ પોતાની સામે આવતા દેખાતા હતા. ૬૩

सद्वंशत्वादङ्गसंसङ्गिनीत्वं नीत्वा कामं गौरवेणाव बद्धा । नीता हस्तं वञ्चयित्वा परेण द्रोहं चक्रे कस्य चित्स्वा कृपाणी ॥ ६४ ॥

કોઈ એક યોદ્ધાએ તલવારને સારા વંશમાં જન્મેલી માનીને તેને પોતાના અંગની સાથે લગાવી તેમ જ ગૌરવ સાથે તેને પોતાની કેડે બાધી; પરંતુ રણસંગ્રામમાં કોઈ શત્રુએ છેતરીને તે તલવાર પોતાના હાથમાં લીધી ત્યારે તે તલવારે પોતાના સ્વામીનો જ દ્રોહ કર્યો. ૬૪

नीते भेदं धौतधाराभिघातादम्भोदाभे शात्रवेणापरस्य । सासृमाजिस्तीक्ष्णमार्गस्य मार्गो विद्युद्दीप्तः कङ्कटे लक्ष्यते स्म ॥ ६५ ॥

યોદ્ધાએ જે બખ્તર પહેર્યું છે, તે મેઘ જેવું લાગે છે, તે બખ્તરને શત્રુએ ખડ્ગની ધારાના અભિઘાતથી ભેદી નાખ્યું છે, તેથી તે બખ્તરમા લોહીની રેખાવાળો જે ભાગ છે, તે ખડ્ગનો માર્ગ વીજળી જેવો સ્પષ્ટ દેખાય છે. ૬૫

आमूलान्तात्सायकेनायतेन स्यूते बाहौ मण्डुकश्लिष्टमुष्टेः । प्राप्यासह्यां वेदनामस्तधैर्यादप्यभ्रश्यच्चर्म नान्यस्य पाणेः ॥ ६६ ॥

જ્યારે ખૂબ જ કઠણ મૂઠી વાળનાર શત્રુના વિશાળ બાણથી તે વીર યોદ્ધાનો ખભા સુધીનો હાથ સિવાઈ ગયો, ત્યારે અસહ્ય વેદના થવાથી તેનુ ધૈર્ય છૂટી જતું હતું; તે છતાં તેના હાથમાથી ઢાલ પડી જતી નહોતી.

भित्त्वा घोणामायसेनाधिवक्षः स्थूरीपृष्ठो गार्ध-

पक्षेण विद्ध । शिक्षाहेतोर्गाढरज्ज्वेव वद्धो हर्तुं वक्त्र नाशकद्दुर्मुखोऽपि ॥ ६७ ॥

જ્યારે શત્રુએ લોઢાના બાણથી નાકને ભેદી છેક છાતી સુધી ઘોડાને ભેદી નાખ્યો ત્યારે તે ઘોડો ખૂબ જ ખેદ પામ્યો હોવા છતા જાણે પલોટાવાની શિક્ષા લેતો હોય તે રીતે સખત દોરી(લગામ)થી બધાયો હોય, તેમ મોઢુ ફેરવી શકતો નહોતો ૬૭

विष्वद्रीचीर्विक्षिपन्सैन्यवीचीराजावन्त क्वापि दूर प्रयातम् । बन्नामैको बन्धुमिष्ट दिदृक्षु सिन्धौ वाद्यो मण्डल गोर्वराह ॥ ६८ ॥

જેમ આદિવરાહ ભગવાન સમુદ્રના તરંગોને ભેદીને પૃથ્વી શોધવા માટે છેક પાતાળ સુધી પહોચી ગયા હતા, તેમ સેનાઓના વિભાગોરૂપી સમુદ્રના તરંગોને ચારે બાજુ ભેદી નાખીને કોઈ મહાવીર પુરુષ રણસગ્રામની અદર છેક અદર ઘૂસી ગયેલા પોતાના ઇષ્ટમિત્રને શોધવા માટે એકલો જ ઘૂમ્યા કરતો હતો ૬૮

यावच्चक्रे नाञ्जनं बोधनाय व्युत्थानज्ञो हस्तिचारी मदस्य । सेनास्वानाद्दन्तिनामात्मनैव स्थूला स्तावत्प्रावहन्दानकुल्या ॥ ६९ ॥

હાથીના મદને જગાડવાની રીતિ જાણનાર મહાવતે મદને જાગૃત કરવા માટે હાથીના નેત્રમા અજન અજ્યા નહોતા તે પહેલા તો સેનાઓના કોલાહલથી હાથીઓ ગડસ્થળમાથી આપોઆપ મદના જાડા જાડા પ્રવાહો વહેવડાવવા લાગ્યા ૬૯

प्रत्यासन्ने दन्तिनि प्रातिपक्षे यन्त्रा नाग प्रास्त वक्त्रच्छदोऽपि । क्रोधाक्रान्त क्रूरनिर्दारिताक्ष प्रेक्षा चक्रे नैव किंचिन्मदान्ध ॥ ७० ॥

મહાવતે હાથીના મુખ પર અધારી નાખી હતી પરતુ જ્યારે સામા પક્ષનો હાથી પાસે આવી પહોચ્યો ત્યારે તે હાથી ક્રોધથી ભરાઈ જતા ક્રૂર બનીને આખો ફાડવા લાગ્યો, પણ મદથી અધ બનતા કાઈ જોઈ શકતો નહોતો ૭૦

अन्योन्येपा पुष्करैरामृशन्तो दानोद्भेदानुच्चकैर्भुग्न वाला । उन्मूर्धान सनिपत्यापरान्दे प्रायुध्यन्त स्पष्टदन्तध्वनीभा ॥ ७१ ॥

ઊચા મસ્તકવાળા હાથીઓ પરસ્પરના મદના પ્રવાહોને સૂઢથી અડતા હતા તેમ જ જેમણે પૂછ ઊચા કરીને વાળેલા હતા એવા તે હાથીઓ પશ્ચિમ દેશના હાથીઓની સામે ભેગીને દાતના કડાકા સ્પષ્ટ સભળાય એ રીતે યુદ્ધ કરવા લાગ્યા ૭૧

द्राघीयास सहता स्थेमभाजश्चारूदमास्तीक्ष्णता मत्यजन्त । दन्ता दन्तैराहता सामजाना भङ्ग जग्मुर्न स्वय सामजाता ॥ ७२ ॥

લાબા, જાડા, મજબૂત, સુદર, ઊચા અને અત્યત તીક્ષ્ણ જે હાથીઓના દાત હતા તે સામા હાથીઓના દાતના પછડાવાથી ભાગી જવા લાગ્યા, પરતુ તેથી તે હાથીઓ જરા પણ કાયર ન થતા ૭૨

मानङ्गाना दन्तसघट्टजन्मा हेमच्छेदच्छायचञ्च च्छिखाग्र । लग्नोऽप्यग्निश्चामरेपु प्रकाम माञ्जिष्ठेपु व्यज्यते न स्म सैन्य ॥ ७३ ॥

હાથીઓના દાતોના પછડાવાથી પેદા થયેનો અને સુવર્ણના છેદોની કાતિના જેમ ચમકતી જ્વાલાઓવાળો અગ્નિ મજીઠિયા રગના ચામરોમા સારી રીતે લાગેલો હતો, તોપણ તે અગ્નિ સેનાઓની જાણમા આવ્યો નહોતો

ओपामासे मत्सरोत्पातवाताक्षिप्यद्दन्तक्ष्मारुहा घर्षणोत्थै । यौगान्तैर्वा वह्निभिर्वारणानामुच्चैर्मूर्ध व्योम्नि नक्षत्रमाला ॥ ७४ ॥

જેમ પ્રલયકાળના અગ્નિઓથી આકાશમા રહેલી નક્ષત્રમાળા બળવા લાગે તેમ મત્સરરૂપી ઉત્પાતના પવનની જેમ પરસ્પર ભટકવા લાગતા દાતરૂપી વૃક્ષોના ઘર્ષણ થવાથી જે અગ્નિ પેદા થયો હતો તે હાથીઓના મસ્તક પર રહેલ નક્ષત્રમાળાઓને (એક જાતના આભૂષણ) બાળવા લાગ્યા હતો ૭૪

सान्द्राम्भोदश्यामले सामजाना
वृन्दे नीला शोणितै शोणिमानम् ।
दन्ता शोभामापुरम्भोनिधीना
कन्दोद्भेदा वैद्रुमा वारिणीव ॥ ७५ ॥

જ્યારે પાણીથી ભરાયેલ મેઘમડળના જેવી શ્યામતા ધરાવનાર હાથીઓના મડળમા લોહીની ધારાઓથી તેમના દતૂશળ રાતા થઈ ગયા હતા, ત્યારે તે દતૂશળ સમુદ્રના જળમા મગ્ન થયેલ પરવાળાના અકુરની જેમ શોભવા લાગ્યા હતા ૭૫

उत्क्षिप्योच्चै प्रस्फुरन्त रदाभ्या
मीपादन्त कुञ्जर शात्रवीयम् ।
शृङ्गप्रोतप्रावृषेण्याम्बुदस्य
स्पष्ट प्रापत्साम्यमुर्वीधरस्य ॥ ७६ ॥

જ્યારે અત્યત લાબા દાતવાળો એક હાથી સામે ટક્કર લેના શત્રુના હાથીને દાત વડે ઊચો ઉપાડી લેતો હતો ત્યારે જેના શિખરો પર વર્ષાઋતુનો મેઘ રહેલો હોય, તેવા પર્વતની ઉપમાને તે હાથી ધારણ કરતો હતો ૭૬

व्याप्तं लोकैर्दुरालभ्यापसारं संरम्भित्वादेत्य धीरो महीयः । सेनामध्यं गाहते वारणं स्म ब्रह्मेव प्रागादिदेवोदरान्तः ॥ ७७ ॥

જેવી રીતે પહેના બ્રહ્માજીએ સર્વ લોકોથી વ્યાપ્ત એવા નારાયણની અંદર પ્રવેશ કર્યો હતો, તેવી રીતે કોઈ એક હાથી ક્રોધને લીધે આગળ વધીને લોકોથી ઘેરાયેલ એવા તેમ જ જેમાથી બહાર ન નીકળી શકાય એવા સેનાના મધ્યભાગમા પ્રવેશ કરતો હતો ૭૭

भृङ्गश्रेणीश्यामभासां समूहैर्नाराचानां विद्धनीरन्ध्रदेहः । निर्भीतत्वादाहवेनाहतेच्छो हृष्यन्हस्ती हृष्टरोमेव रेजे ॥ ७८ ॥

ભ્રમરોની હાર જેવી શ્યામ કાંતિવાળા બાણોના સમૂહથી સઘળા શરીરે વીંધાઈ ગયેલો, તોપણ નિર્ભય પણાને લીધે યુદ્ધમા અપ્રતિહત ઇચ્છાવાળો એવો રાજી થતો કોઈ હાથી જાણે કે ઊભા થયેના રુવાટાવાળો હોય તે રીતે શોભતો હતો ૭૮

आताम्राभा रोषभाजः कटान्तादाशूत्खाते मार्गणे धूर्गतेन । निश्च्योतन्ती नागराजस्य जज्ञे दानस्याहो लोहितस्येव धारा ॥ ७९ ॥

ક્રોધમા આવેલા કોઈ એક મોટા હાથીના ગંડસ્થળ મા વાગેલા બાણને જ્યારે મહાવત કાઢી નાખતો હતો ત્યારે કાંઈક રતાશવાળી બનેલી મદની ધારા જાણે કે લોહીની ધાર હોય એવી દેખાવા લાગી ૭૯

कुरङ्गयोत्स्नाविप्रुषां तुल्यरूपस्तारस्ताराजालसारामिव द्याम् । खड्गाघातैर्दारिताद्दन्तिकुम्भादाभाति स्म प्रोच्छलन्मौक्तिकौघः ॥ ८० ॥

જે શુદ્ધ મોતીઓનો સમૂહ ખડ્ગોના આઘાતથી ચિરાઈ ગયેલ હાથીના કુંભસ્થળમાથી ઊછળતો હતો અને જે ચાંદનીના બિંદુઓના રૂપ જેવો લાગતો હતો, તેથી જાણે કે આકાશને તારાઓના સમૂહથી ભરપૂર કરી દેતો હોય, તેવો દેખાવા લાગ્યો ૮૦

दूरोत्क्षिप्तक्षिप्रचक्रेण कृत्तं मत्तो हस्तं हस्तिराजः स्वमेव । भीमं भूमौ लोलमानं सरोषः पादेनामृक्पङ्कपेषं पिपेष ॥ ८१ ॥

દૂરથી ફેંકાયેલ ઝડપી ગતિ કરનાર ચક્રથી પોતાની સૂંઢ કપાઈને ધરતી પર પડીને તરફડતી હતી, તેને તે મહોન્મત્ત હાથી ક્રોધમા આવીને પોતાના પગ વડે રુધિરના કાદવની પેઠે ખૂંદી નાખતો હતો ૮૧

आपस्काराल्लूनगात्रस्य भूमिं निःसाधारं गच्छतोऽवाङ्मुखस्य । लम्बायामं दन्तयोर्युग्ममेव स्वं नागस्य प्रापदुत्तम्भनत्वम् ॥ ८२ ॥

જ્યારે છેક મૂળ સુધી કપાઈ ગયેલા ગાત્રોવાળો કોઈ હાથી નિરાધાર બનીને ઊંધે મોઢે ધરતી પર પડવા લાગ્યો ત્યારે તેના પોતાના ઘણા જ લાંબા દંતૂશળ જ તેને ટેકો આપનાર બનતા હતા ૮૨

हस्तेनाग्रे वीतभीतिं गृहीत्वा कंचिद्व्यालः क्षिप्तवानूर्ध्वमुच्चैः । आसीनानां व्योम्नि तस्यैव हेतोर्दिव्यस्त्रीणामर्पयामास नूनम् ॥ ८३ ॥

જેનો ભય દૂર થયો છે એવા પોતાની સામે આવેન કોઈ યોદ્ધાને સૂંઢ વડે પકડીને, કોઈ દુષ્ટ હાથીએ એવી રીતે ઊંચે ફેંક્યો કે જેથી તે હાથી જાણે કે આકાશમા બેઠેલી અપ્સરાઓના હાથમા તે યોદ્ધાને સોંપી દેતો હોય, એમ લાગતું હતું ૮૩

आक्रम्यैकामग्रपादेन जङ्घामन्यामुच्चैराददानः करेण । सास्थिस्वानं दारुवद्दारुणात्मा कंचिन्मध्यात्पाटयामास दन्ती ॥ ८४ ॥

દારુણ સ્વભાવના કોઈક હાથીએ પોતાના આગના પગ વડે યોદ્ધાની સાથળને દબાવીને બીજી સાથળને સૂંઢ વડે પકડીને હાડકાના ચૂરેચૂરા થાય એવી રીતે તેને લાકડાની જેમ વચમાથી ચીરી નાખ્યો ૮૪

उत्प्लुत्यारादर्धचन्द्रेण लूने वक्त्रेऽन्यस्य क्रोधदष्टोष्ठदन्ते । सैन्यैः कण्ठच्छेदलीने कबन्धाद्भूयो बिभ्ये वल्गतः सासिपाणेः ॥ ८५ ॥

જ્યારે ક્રોધને કારણે હોઠ અને દાંત જેણે ડસેલા છે, એવા કોઈ યોદ્ધાનું મુખ બીજા યોદ્ધાએ ઠેકડો મારીને અર્ધચંદ્રાકાર બાણથી કાપી નાખ્યું ત્યારે તે મુખ કોઈક રીતના કંઠના છેદ પર એવી રીતે ચોંટી ગયું કે જેથી તરવાર હાથમા લઈને નાચતા તે કબંધને જીવતો માણસ જાણીને સૈનિકો ખૂબ ભય પામવા લાગ્યા

प्रत्यावृत्तं भङ्गभाजि स्वसैन्ये तुल्यं मुक्ताः कंचिदाकिरन्ति स्म कंचित् । एकौघेन स्वर्णपुङ्खैर्द्विषन्तः सिद्धा माल्यैः साधुवादैर्द्वयेऽपि ॥ ८६ ॥

જ્યારે પોતાની સેના ભાગવા લાગી ત્યારે તેમાથી પાછા ફરતા કોઈ યોદ્ધાને શત્રુઓ અને સિદ્ધપુરુષો સરખી રીતે વધાવી લેતા હતા, અર્થાત્ શત્રુઓ સુવર્ણના પીંછાવાળા બાણોથી તથા (તે બાણથી મરણ પામ્યા પછી વીરગતિ થતા) સિદ્ધ પુરુષો પુષ્પોની માળાથી અને સાધુવાદથી એકસામટા વધાવી લેતા હતા ૮૬

बाणाक्षिप्तारोहशून्यासनानां प्रक्रान्तानामन्यसैन्यैर्ग्रहीतुम् । सरम्भाणां भ्राम्यतामाजिभूमौ वारीं वारं

सरभसे वारणानाम् ॥ ८७ ॥

જ્યારે વેગી જનોના બાણોથી પોતાની ઉપર બેઠેલા યોદ્ધાઓ કપાઈ જતા આસન ખાલી થતા અને સામેના સૈનિકોએ પોતાને પકડવાની કોશિશ કરતા માંડી ત્યારે ક્રોધમા આવીને રણભૂમિ પર ભમવા લાગેલા હાથીઓને પોતાના બંધનસ્થાનોની યાદ આવતી હતી (અર્થાત કોઈના હાથમા નહિ આવતા પોતાની ગજશાળામા જતા હતા) ૮૭

कश्चिन्मूर्च्छामेत्य गाढप्रहार सिक्त शीत शीकरैर्वारणस्य । उच्छ्वास प्रस्थिता त जिघृक्षु र्व्यर्थीकृता नाकनारी मुमूर्च्छ ॥ ८८ ॥

જ્યારે અત્યત પ્રહાર થતા મૂર્છિત થયેન કોઈ યોદ્ધો હાથીની સૂઢના શીતળ ફુત્કારથી સેચન પામીને ફરીથી શ્વસ લેવા લાગ્યો ત્યારે પહેના તેને મરણ પામેલો માનીને પોતાની પાસે લઈ જવાને ઇચ્છતી કોઈ અપ્સરા પાછળથી પોતાની ધારણા નિષ્ફળ જતા પોતે જ મૂર્છા શ થઈ ગઈ ૮

लूनमौलास्सायकेनापरस्य द्यामत्युच्चैराननादुत्पतिष्णो । त्रसे मुग्धे सैंहिकेयानुकाराद्रौद्राकारादप्सरोवक्त्रचन्द्रै ॥

જ્યારે સામા યોદ્ધાના બાણથી કઠ કપાઈ જતા કોઈ એક યોદ્ધાનુ મુખ ઘણે ઊંચે આકાશમા ઊછળ્યુ ત્યારે તેના વિકરાળ આકારથી તે મુખ રાહુ જેવુ લાગતુ હતુ તથા અપ્સરાઓના સુદર મુખરૂપી ચદ્રો ત્રાસ પામવા લાગ્યા ૮૯

वृत्त युद्धे शूरमाश्लिष्य काचिद्रन्तु तूर्णं मेरुकुञ्ज जगाम । त्यक्त्वा नाम्नो देहमेति स्म यावत्पत्नी सद्य स्तद्वियोगासमर्था ॥ ९० ॥

પોતાના પતિનો વિયોગ ન સહન થતા જ્યા સુધી તેની પત્ની અગ્નિમા પોતાનો દેહ ત્યજીને સ્વર્ગમા આવે નહિ ત્યા સુધી તે મરણ પામેલા વીરને આલિંગન આપીન તેની સાથે રમણ કરવાની ઇચ્છાથી કોઈ અપ્સરા તરત જ મેરુપર્વતની કુજગલીમા તેને લઈને ચાલી ગઈ ૯૦

त्यक्तप्राण सयुगे हस्तिनीस्था वीक्ष्य प्रेम्णा तत्क्ष णादुद्गतासु । प्राप्याखण्ड देवभूय सतीत्वादाशिश्लेष स्वैव कचित्पुरधी ॥ ९१ ॥

હાથિણી પર બેસીને યુદ્ધ જોવા ઊભેલી કોઈ સ્ત્રીએ યુદ્ધમા પોતાના પતિને મરણ પામેલો જોઈને, પ્રેમને કારણે તરત જ દેહને છોડી દીધા તેમ જ સતીપણાના પ્રભાવથી અખડ દેવપણુ પામીને તે જ સમયે તે સ્ત્રી પોતાના દિવ્ય પતિને આલિગન આપતી હતી ૯૧

स्वर्गे वास कारयन्त्या चिराय प्रत्यग्रत्व प्रत्यह धारयन्त्या । कश्चिद्वीरे दिव्यनार्या परस्मिल्लोके लोक प्रीणयन्त्येह कीर्त्या ॥ ९२ ॥

પરલોકમા લાબા કાળ સુધી સ્વર્ગમા વાસ કરાવનારી તથા દિવસે દિવસે નવીનપણુ ધરાવીને પ્રસન્ન કરનારી અપ્સરા કોઈક યોદ્ધાને સેવવા લાગી તેમ જ આ લોકમા લાબા કાળ સુધી નિવાસ કરનારી તથા દિવસે દિવસે નવીનપણુ ધરાવીને પ્રકાશ કરનારી કીર્તિ તે જ યોદ્ધાને અહી સેવવા લાગી ૯૨

गत्वा नून वैबुध सद्म रम्य मूर्च्छामाजामाजगा मान्तरात्मा । भूयो दृष्टप्रत्यया प्राप्तसज्ञा साधीवस्ते यद्रणायाद्रियन्ते ॥ ९३ ॥

જ્યારે મૂર્છા પામીને પાછુ ચેતન આવતા, વીર જનો ફરીથી યુદ્ધ કરવામા સારી રીતે ઉત્કઠા ધરાવતા હતા ત્યારે એમ લાગતુ હતુ કે તે વીરજનોના આત્મા રમણીય સ્વર્ગલોકમા જઈને ત્યાનો પરિચય મેળવીને જાણે કે શરીરમા પાછા આવતા હતા ૯૩

कश्चिच्छस्त्रापातमूढोऽप्यचोदुर्लब्ध्वा भूयश्चेतना- माहवाय । व्यावर्तिष्ट क्रोशत सख्युरुच्चैस्त्यक्तआत्मा का च लोकानुवृत्ति ॥ ९४ ॥

જ્યારે શસ્ત્રોના આઘાતથી મૂર્છા પામેલા કોઈક વીર જનને તેનો મિત્ર રણભૂમિથી દૂર લઈ ગયો અને ત્યા મૂર્છા વળતા તેને ચેતન આવ્યુ ત્યારે યુદ્ધમા જતા માટે તેનો મિત્ર ઊંચા સ્વરના પાડતો હતો, તેનો અનાદર કરીને પણ તે વીરજન યુદ્ધ કરવા માટે ત્યાથી પાછો આવતો હતો સાચે જ જેણે પોતાના આત્માની પરવા કરી નથી એવા મરણિયા વીર લેકોના મન રાખવાની પરવા શી ? ૯૪

भिन्नोरस्कौ शत्रुणाकृष्य दूरादासन्नत्वात्कौचिदेकेषुणैव । अन्योन्यावष्टम्भसामर्थ्ययोगादूर्ध्वावेव स्वगतावप्यभूताम्

પાસે પાસે ઊભેલા અને શત્રુએ દૂરથી ખેચીને એક જ બાણથી ભેદી નાખેલા કોઈ બે વીરો મરણ પામ્યા હતા, તોપણ એકબીજાનો ટેકો મળી જવાને કારણે ઊભેલા જ હતા ૯૫

भग्नैर्दण्डैरातपत्राणि भूमा पर्यस्तानि प्रोढचन्द्र - द्युतीनि । आहाराय प्रेतराजस्य रौप्यस्थालीनीव स्थापि तानि स्म भान्ति ॥ ९६ ॥

જેની દાડીઓ ભાગી ગઈ છે અને જે ધરતી પર ઊંધા પડેલા છે, એવા છત્રો પ્રૌઢ ચદ્રોના જેવી કાતિવાળા હોવાથી જાણે કે યમરાજને આહાર આપવા

માટે રૂપાનાં વાસણ મૂકેલાં હોય એમ શોભવા લાગ્યાં.

रेजुर्भ्रष्टा वक्षसः कुङ्कुमाङ्का मुक्ताहाराः पार्थिवानां व्यसूनाम् । ह्रासाल्लक्ष्याः पूर्णकामस्य मन्ये मृत्योर्दन्ताः पत्तिरक्तासवस्य ॥ ९७ ॥

મરણ પામેલા રાજાઓનાં વક્ષઃસ્થળો પરથી ખરી પડેલાં તેમ જ જેને કેસરની રતાશના લેપ લાગેલા છે, એવા મોતીઓના હારો પાયદળના લોહીરૂપી આસવ પીવાથી તૃપ્ત થયેલ મૃત્યુના હસવાથી દેખાઈ આવતા દાતો હોય એમ જણાવા લાગ્યું. ૯૭

निम्नेष्वोघीभूतमस्त्रक्षतानामस्रं भूमौ यच्चकासांचकार । रागार्थं तत्किं नु कौसुम्भमम्भः संन्यानानामन्तकान्तःपुरस्य ॥ ९८ ॥

અસ્ત્ર-શસ્ત્રથી જખમી થયેલ યોદ્ધાઓનું જે લોહી નીચના ખાડામાં ભેગું થયું હતું, તે જાણે કે મૃત્યુની સ્ત્રીઓના વસ્ત્રોને રંગવા માટે કસુંબાનો રસ તૈયાર કરવામાં આવ્યો હોય તેમ લાગતું હતું. ૯૮

रामेण त्रिःसप्तकृत्वो ह्रदानां चित्रं चक्रे पञ्चकं क्षत्रियास्रैः । रक्ताम्भोभिस्तत्क्षणादेव तस्मिन्संख्येऽसंख्याः प्रावहन्द्वीपवत्यः ॥ ९९ ॥

પરશુરામે એકવીશ વાર હણીને ક્ષત્રિયોના રુધિરથી ફક્ત પાંચ જ ધરા ભરેલા હતા; પરંતુ આ યુદ્ધમાં તે રુધિરરૂપી જળની અસંખ્ય નદીઓ તરત જ વહેવા લાગી.

संदानान्तादद्रिभिः शिक्षितास्त्रैराविश्याधः शातशस्त्रावलूनाः । कूर्मोपम्यं व्यक्तमन्तर्नदीनामैभाः प्रापन्नङ्घ्रयोऽसृङ्मयीनाम् ॥ १०० ॥

અસ્ત્રવિદ્યામા પૂરી રીતે કેળવાયેલ યોદ્ધાઓએ નીચે પેસીને તીક્ષ્ણ શસ્ત્રોથી ઘૂંટણના પ્રદેશથી હાથીઓના પગ કાપી નાખ્યા હતા; તેથી જાણે કે લોહીની નદીઓમા કાચબા હોય તે રીતે તે હાથી દેખાતા હતા.

पद्माकारैर्योधवक्त्रैरिभानां कर्णभ्रष्टैश्चामरैरेव हंसैः । सोपस्काराः प्रावहन्नस्ततोया स्रोतस्विन्यो वीचिपूर्च्चैस्तरद्भिः ॥ १०१ ॥

જેમા યોદ્ધાઓનાં મુખ કમળના આકારનાં હતાં અને હાથીઓના કાન પરથી ખરી પડેલ ચમરો હંસના જેવા હતાં; તેથી શોભતી રુધિરરૂપી જળવાળી નદીઓ નીચાઊંચા તરંગોથી શોભતી હતી. ૧૦૧

उत्क्रान्तानामामिषायोपरिष्टादध्याकाशं यभ्रमुः पत्रवाहाः । मूर्ताः प्राणा नूनमद्याप्यवेक्षामासुः कायं त्याजिता दारुणास्त्रैः ॥ १०२ ॥

મરણ પામેલાઓનાં માંસ ખાવા માટે જે પક્ષીઓ આકાશમા ભમતાં હતાં, તે જાણે કે દારુણ અસ્ત્રથી બળાત્કારે પોતાની કાયાને ત્યજી ગયેલા પ્રાણો મૂર્તરૂપ ધારણ કરીને ભમતા હોય અને પોતાની કાયામાં પ્રવેશ કરવા ટાપી રહ્યા હોય, તેમ લાગતા હતા. ૧૦૨

आतन्वद्भिर्दिक्षु पत्रामनादं प्राप्तैर्दूरादाशु तीक्ष्णैर्मुखाग्रैः । आदौ रक्तं सैनिकानामजीवैर्जीवैः पश्चात्पत्रिपूगैरपायि ॥ १०३ ॥

દિશાઓમાં પહેલાં તો પૂંખના અગ્રભાગથી સુસવાટી કરતા તેમ જ દૂરથી આવતાં એવાં નિર્જીવ બાણોએ પોતાના તીક્ષ્ણ મુખ(અગ્રભાગ)થી યોદ્ધાઓના લોહી પીધા; (તે યોદ્ધાઓ નિર્જીવ બનતા) ત્યાર બાદ દિશાઓમાં ઉપરથી પોતાની પાંખોના અગ્રભાગથી સુસવાટી કરતા તેમ જ દૂરથી આવતાં સજીવ પત્રીઓ(પક્ષીઓ)એ પોતાનાં તીક્ષ્ણ મુખોના અગ્રભાગથી તે જ યોદ્ધાઓનાં લોહી પીવા માંડ્યા. ૧૦૩

ओजोभाजां यद्रणे संस्थितानामादत्तीव्रं सार्धमङ्गैन नूनम् । ज्वालाव्याजादुद्वमन्ती तदन्तस्तेजस्तारं दीप्तजिह्वा ववाशे ॥ १०४ ॥

જે શાહુડી (दीप्तजिह्वा) રણભૂમિ પર મરણ પામેલ યોદ્ધાઓના તીવ્ર અને ચમકતા તેજને તેમના અંગો સાથે ખાઈ જતી હતી; તે જ તેજને ઓકીને બહાર કાઢતી હોય, એ રીતે પોતાના મુખમાંથી જ્વાળાઓ કાઢી કાઢીને, તે શાહુડી શબ્દ કરતી હતી. ૧૦૪

नैरन्तर्यच्छिन्नदेहान्तरालं दुःशब्दस्य ज्वालिना वाशितेन । योद्धुर्वाणप्रोतमादीप्य मांसं पाकापूर्वस्वादमादे शिवाभिः ॥ १०५ ॥

નિરંતર છેદાતા યોદ્ધાઓના શરીરના અંદરના ભાગ ફાટી જતા બહાર દેખાતા તેમ જ બાણરૂપી કાંટામા પરોવાયેલ માંસને ખરાબ શબ્દવાળા મુખમાંથી નીકળતી અગ્નિજ્વાળાઓથી પકાવી પકાવીને શાહુડીઓ તેનો અપૂર્વ સ્વાદ લેતી હતી. ૧૦૫

ग्लानिच्छेदि क्षुत्प्रबोधाय पीत्वा रक्तारिष्टं शोणिताजीर्णशेषम् । स्वादुंकारं कालखण्डोपदंशं क्रोष्टा डिम्बं व्यष्वणद्व्यग्वनच्च ॥ १०६ ॥

ભૂખને જગાડનાર માટે તેમ જ ગ્લાનિને દૂર કરનાર રુધિરરૂપી અરિષ્ટ(આસવ)ને પી, તેથી બાકી રહેલ અજીર્ણને દૂર કરી, જમણે પડખે રહેલ ગાંઠરૂપી સંધાણ વડે યોદ્ધાના શબને તે શિયાળ ખાવા લાગ્યો અને પછી નાદ કરવા લાગ્યો. ૧૦૬

क्रव्यात्पूगैः पुष्कराण्यानकाना प्रत्याशाभिर्मेदसो दारितानि । आमीलानि प्राणिनः प्रत्यवश्यन्कालो नूनं व्याददावाननानि ॥ १०७ ॥

માસ ભક્ષણ કરનાર શિયાળ વગેરે પ્રાણીઓએ લાલચને વશ થઈ, જે નગારાના મોઢા ફાડી નાખ્યા હતા તે જાણે કે ભક્ષણ કરવા લાગેના મહામાગે ફાડેલા પોતાના ભયકર મુખ હોય એવા લાગતા હતા ૧૦૭

कीर्णा रेजे साजिभूमिः समन्तादप्राणद्भिः प्राणभाजा प्रतीकैः । वह्वारम्भैरर्धसंयोजितैर्वा रूपैः स्रष्टुः सृष्टिकर्मान्तशाला ॥ १०८ ॥

જે રણભૂમિ યુદ્ધમા મરણ પામેલ પ્રાણીઓના નિર્જીવ શરીરોથી ચેમેર ઘેરાયેલી હતી, તે જાણે કે કાર્યના ખૂબ જ આરભ કરનારી અને અડધા અડધા ગોઠવેના શરીરોની ભીડવાળી વિધાતાની સૃષ્ટિ રચનાની શાળા હોય તેવી લાગતી હતી ૧૦૮

त्वद्धस्तमुक्तविशिखैरशनिप्रकाशैरामूललूननवकेतककान्तदन्ता । त्रासावसन्नमदधारकपोलभागा सपाद्ययन्ति करिणः करिणीभ्रमं नः ॥ १०९ ॥

હે રાજા ! તમારા હાથથી છૂટેલ વજ્ર જેવા બાણોથી જેમના નવા કેવડાના પોટા સરખા સુશોભિત દાત છેક મૂળમાથી કપાઈ ગયેલા હોય છે અને જેમના ગ સ્થળો માથી ચાલતી મદની ધારાઓ બધ પડી ગઈ હોય છે એવા હાથીઓ અમને હાથણીઓની ભ્રાતિ કરાવે છે

मिलितमिहिरभासं मौलिमेतस्य दृष्ट्वा परवरतनुपादालक्तकं तर्कयन्त्या । त्वदरिधरणिजानि र्भानुबिम्बेन गच्छन्सुरनगरमृगाक्ष्या वीक्ष्यते साभ्यसूयम् ॥ ११० ॥

જ્યારે તમારો વિરોધી રાજા યુદ્ધમા મરણ પામીને તે સૂર્યના મ ડળને ભેદીને ઉપર જવા લાગે છે ત્યારે તેના મુકુટને સૂર્યની કાતિના સ યોગથી રતાશવાળો જોતા તેને બીજી સ્ત્રીના પગના અળતારૂપ જાણીને સ્વર્ગનગરની અપ્સરા રાજાને ઈર્ષ્યા ભરેલી દૃષ્ટિથી જોઈ રહે છે ૧૧૦

भवत्तुरगनिष्ठुरक्षुरदृढव्रणैराचिता क्षणात्समरविच्युतप्रतिनृपालचेलाञ्चिता । इयं रणधरा भवद्द्विरददानधाराजलैः किमु व्रणतलेऽर्पितं वमनपट्टमासिञ्चति ॥ १११ ॥

હે રાજન્ ! તમારા ઘોડાના કઠણ ડાબલાઓથી જેને ઘણા જ કાણ ઘા વાગવા લાગ્યા છે અને ત્યાર બાદ યુદ્ધનો આરભ થતા નીચે પડેલા વિરોધી રાજાઓના વસ્ત્રોરૂપી પાટાઓ જેને બધાયા છે, એવી જે આ રણભૂમિ છે, તે તેના વ્રણ પર લાગેલા પાટાઓની ઉપર તમારા હાથીઓના મદજળોના સિચન કરતી હોય એમ લાગે છે ૧૧૧

कृपाणकिरणानलं रुधिरनीरपूरञ्छटाजटाव्रततिसकुलं भटतिमिङ्गिलैराकुलम् । प्रमथ्य समरार्णवं वरमकर्षि लक्ष्मीस्त्वया विधाय मदमन्थरं मथनमन्दरं सिन्धुरम् ॥ ११२ ॥

હે રાજન્ ! જેમા કિરપાણના કિરણોરૂપી વડવાનળ છે, જેમા લોહીરૂપી અપાર અને પ્રબળ જળના સમૂહો છે તેમ જ જેમા યોદ્ધાઓરૂપી મોટા મગરમચ્છ ભરેલા છે એવો આ જે યુદ્ધરૂપી સમુદ્ર છે તેમા મદોન્મત્ત હાથીરૂપી મદરાચળ બનાવીને, તમે તે સમુદ્રનુ સારી રીતે મથન કરીને તેમાથી ઘણી જ સરસ રીતે લક્ષ્મી ખેચી લીધી છે ૧૧૨

झणञ्झणितकङ्कणक्वणितकिङ्किणीकं
धनुर्ध्वनदगुरुगुणाटनीकृतकरालकोलाहलम् ।
वितत्य किरतो शरानविरतस्फुरच्चूडयो
र्विचित्रमभिवर्धते भुवनभीममायोधनम् ॥११३॥

હે રાજન્ ! તમારા ચચળ થતા ખભાવાળા હાથ પર રહેલા કકણોની પેઠે ઝણઝણાટ કરતી ઘૂઘરીઓ જેને છે તેમ જ ટકાર કરતી પ્રબળ દોરીથી વિકરાળ કોલાહલ કરી મૂકે છે એવા ધનુષ્યને બને બાજુએ ખેચીને તમે જ્યારે નિરતર બાણ છોડવા લાગો છો ત્યારે જગતને ખૂબ જ ત્રાસ આપનાર એવુ યુદ્ધ મચી રહે છે ૧૧૩

प्रतीक्षन्ते वीराः प्रतिमुरसुरोभिः सरभसं
विपक्षाणां हेतीः प्रतिनियतधैर्यानुभवतः ।
विदीर्णवर्मभारादलितपिशिताश्छिन्नधमनि
प्रकाण्डास्थिस्नायुस्फुटतरविलक्ष्यान्त्रनिवहाः ॥ ११४ ॥

જેની ચામડીઓ ફાટી ગઈ છે, જેના માસ પિસાઈ ગયા છે તેમ જ ધમનીઓ, નાના મોટા હાડકા અને સ્નાયુઓ છેદાઈ ભેદાઈ જતા જેના આતરડાનો સમૂહ સ્પષ્ટ રીતે દેખાય છે એવા વીર લોકો દરેક યુદ્ધમા પામેલ ધૈર્યના અનુભવથી સામે પગલે ચાલીને શત્રુઓના વસ્ત્રોને વેગપૂર્વક ઝીની લેવાની ઇચ્છા કરે છે ૧૧૪

शितैर्नाणैरेके मृधभुवि परे तीक्ष्णनखरै
क्रियासातत्येन व्यहमहमिकाक्रान्तमनसः ।
मिथो विघ्यन्ति स्म प्रबलतमसमर्दविदल
त्क्षितिक्षोद पिष्टातकसुरभिवक्षस्तटभृतः ॥११५॥

જે યોદ્ધાઓના વક્ષસ્થળ અત્યત પ્રબળ ભીડને લીધે ખોદાઈ જતી પૃથ્વીમાથી ઊડતી રજરૂપી ગુલાલથી

સુગંધીદાર બન્યા છે તેમ જ 'પહેલા હું પરાક્રમ કરું, પહેલા હું પરાક્રમ કરું', એ પ્રકારની હરીફાઈથી જેના અંતઃકરણ ઘેરાયેલા છે, એવા યોદ્ધાઓમાના કેટલાક યોદ્ધાઓ રણભૂમિ પર તીક્ષ્ણ શસ્ત્રોથી પરસ્પર અખંડ રીતે વીંધવા લાગ્યા અને બીજા યોદ્ધાઓ અવિચ્છિન્ન રીતે તીક્ષ્ણ નખથી પરસ્પર વીંધવા લાગ્યા. ૧૧૫

भल्लैर्भिन्नाः प्रतिनृपतयः शङ्खनादानुदारा
ञ्श्रुत्वा राजन्पुनरपि भुजादण्डकण्डूतिभाजः ।
आलिङ्गन्त्यास्त्रिदशसुदृशो भ्रूलतां वीक्ष्य भुग्नां
चापभ्रान्त्या चपलमनसो हस्तमावर्तयन्ति ॥ ११६ ॥

હે રાજા! તમારા ભાલાથી ભેદાઈને મરણ પામેલા વિરોધી રાજાઓ ઘણા મોટા શંખનાદ સાભળીને પોતાના ભુજદંડમા યુદ્ધ કરવાની ખરજ અનુભવતા હતા તેમ જ પોતાને આલિંગન આપતી સ્વર્ગની અપ્સરાઓની વાંકી વળેલી ભ્રૂકુટિઓને જોઈ ધનુષ્યની ભ્રાંતિ અનુભવતા તેની પર પોતાના હાથ ફેરવતા હતા ૧૧૬

मुञ्चद्भिर्मदवारि वारणगणैर्मेघायितं कार्मुकै-
रेतैः शक्रशरासनायितमधश्छत्रैः शिलीन्ध्रायितम् ।
खद्योतायितमस्त्रघट्टनसमुद्भूतस्फुलिङ्गैः स्फुरन्
नाराचैश्चपलायितं रणभुवां सैन्यैर्नभस्यायितम् ॥ ११७ ॥

રણભૂમિ પર રહેલા યોદ્ધાઓ વર્ષાઋતુની જેમ ગીચોગીચ ભેગા થતા હતા; હાથીઓ વાદળોની જેમ મદરૂપ જલની વૃષ્ટિ કરવા લાગ્યા, ધનુષ્યો મેઘધનુષ્યની જેમ રંગબેરંગી દેખાવા લાગ્યા; નીચે પડેલા છત્રો બિલાડાના ટોપ જેવા દેખાવા લાગ્યા, અસ્ત્રશસ્ત્રના અથડાવાથી પેદા થયેલ અગ્નિના તણખા પતંગિયાની જેમ લાગતા હતા તેમ જ ચમકતા ભાલા વીજળી જેવા લાગતા હતા. ૧૧૭

भुग्नभ्रूयुगलैः क्रुधा समधिकस्फारारुणाक्षैः क्षणात्
स्वेदाम्भःपटलप्रमृष्टतिलकैर्दंष्ट्राधरोष्ठैरपि ।
दृष्टश्मश्रुभिरुत्पतद्भिरभितः संकीर्णमालक्ष्यते
त्वद्धस्ताग्रनिकृत्तवैरिसुभटश्रेणीशिरोभिर्वियत् ॥ ११८ ॥

હે રાજન્! જ્યારે તમારા હાથથી છૂટેલા અસ્ત્રશસ્ત્રોથી વિરોધી યોદ્ધાઓ કપાવા લાગ્યા, ત્યારે વાંકી ભ્રૂકુટિવાળા, ક્રોધથી ખૂબ જ ફાડી કાઢેલ ગતાં નેત્રવાળા, ક્ષણમાત્રમા પરસેવાના જળના સમૂહથી ધોવાઈ ગયેલા તિલકોવાળા દાંતથી પીસેલ ઓષ્ઠવાળા તેમ જ ચડાવેલા મૂછોવાળા મસ્તકોથી આકાશ ચોમેર ભરાઈ ગયેલું દેખાતુ હતુ. ૧૧૮

क्ष्वेडाभिः ककुभः पृषत्कनिकरैर्व्योम द्विधाखण्डितै-
र्देहैर्विद्विषतां धरातलमपि प्रच्छादयन्तौ चिरम् ।
कुर्वातेऽश्रुजलाविलेक्षणपथान्येतावकाण्डोच्चरद्-
रोमाञ्चानि सवेपथून्यपि मुहुर्वर्ष्माणि न पश्यताम् ॥

જે આ બે વીર જનો લાંબા સિંહનાદોથી દિશાઓને ઢાંકી દે છે. બાણોના સમૂહથી આકાશને ઢાંકી દે છે તેમ જ બબ્બે બબ્બે ટુકડા કરેલા શત્રુઓથી લાંબા વખત સુધી પૃથ્વીને ઢાંકી દે છે; તેમ જ બે વીરો યુદ્ધને જોવા ઊભેલા અમારા શરીરોને પણ વારંવાર આંસુઓથી ઘેરાયેલા નેત્રવાળાં, અકસ્માત્ પ્રગટ થતા રોમાંચવાળા અને કંપારીવાળા કરી મૂકે છે. ૧૧૯

आगुञ्जद्गिरिकुञ्जकुञ्जरघटाविस्तीर्णकर्णज्वरं
ज्यानिर्घोषममन्ददुन्दुभिरवैराध्मातमुज्जृम्भयन् ।
वेल्लद्भैरवभूरिरुण्डनिकरैर्वीरो विधत्ते भुव
स्तृप्यत्कालकरालवक्त्रविघसव्याकीर्यमाणा इव ॥१२०

જે વીરજન ગર્જનાઓથી પર્વતોની કુંજોને ગજાવી મૂકતી હાથીઓની ઘટાઓને પણ કર્ણજ્વરરૂપ બનાવી મૂકે છે તેમ જ તીવ્ર દુંદુભિઓના નાદથી વૃદ્ધિ પામેલ ધનુષ્યોની દોરીના ટંકારને ચોતરફ ફેલાવી દે છે, તે જ વીરજન રણભૂમિઓને વૈરીજનોના ચોમેર રખડતાં ભયંકર રુંડમુંડના સમૂહોથી જાણે કે સંતોષ પામતા કાળના વિકરાળ મોમાથી બાકી રહેલા કોળિયાથી ભરી દેતા હોય એમ લાગે છે. ૧૨૦

नो चापाकलनं न पत्रिधरणं न ज्यासमाकर्षणं
नो बाहुस्फुरणं न बाणगमनं संलक्ष्यते ते रणे ।
किं तु प्रौढकरीन्द्रकुम्भविगलन्मुक्तागणप्रस्फुरत्
प्रत्यर्थिक्षितिपालमौलिमणिभिर्विद्योतते भूरियम् ॥१२१

હે રાજા! યુદ્ધના મેદાનમા તમારા હાથથી જે ધનુષ્યો આમતેમ ફરતા હોય છે તે દેખાતુ નથી; ધનુષ્યો પર બાણ ચઢાવ્યા તે પણ જણાતું નથી, ધનુષ્યની દોરી ખેંચી છે તે પણ સંભળાતું નથી. હાથ ચારે બાજુ ફેરવ્યા છે તે પણ દેખાતુ નથી તેમ જ બાણ નીકળીને ગતિ કરે છે, તે પણ દેખાતુ નથી; પરંતુ મોટા મોટા હાથીઓના કુંભસ્થળ પરથી ખરી પડતા મોતીઓના સમૂહથી વિશેષ ચમકતા વિરોધી રાજાઓના મુકુટોના મણિઓથી સઘળી રણભૂમિ વિશેષ દીપી રહી છે. ૧૨૧

वीराणां रुण्डतुण्डप्रविघटनपटुस्फारदोर्दण्डखण्ड-
व्यापारक्षिप्यमाणप्रतिभटविकटाटोपदर्पप्ररूढः ।
कूटः कोऽप्येष युद्धाजिरभुवि जरठच्छिन्नकूटानुकारी
लीयन्ते यत्र शस्त्रप्रपतनविवशाः कोटिशः शूरकीटाः ॥

જ્યારે વીર લોકોના ધડ અને માથાને જુદાં જુદા કરી નાખવામા અત્યંત ચાતુરી બતાવનાર તે ભુજદંડો-

ના વ્યાપારથી શત્રુઓ પડે છે, ત્યારે તેમના વિકટ શરીરોના ઢગલા વધી જવાથી રણભૂમિ પર આ કોઈ ચિત્રકૂટ જેવો મોટો પર્વત જામેલો છે કે જે પર્વતમા શસ્ત્રો પડવાને લીધે પરવશ થયેલા શૂરવીરરૂપી કરોડો ક્રીડાઓ સતાઈ છુપાઈ જાય છે ૧૨૨

प्रासप्रोतप्रवीरोल्बणरुधिरपरामृष्टचुकाजिघत्सा
धावद्‌गृध्राधिराजाप्रतिमतनुरुहच्छायया वारितोष्णा ।
विश्राम्यन्ति क्षणार्धं प्रधनपरिसरेष्वेव मुक्ताभियोगा
वीरा शस्त्रप्रहारव्रणभररुधिरोद्गारदिग्धाखिलाङ्गा ॥

જે વીરજનોના શરીરો અસ્ત્રોના પ્રહારોથી થયેના અનેક ઘામાથી નીકળતા લોહીના પ્રગટ થવાથી સઘળા અંગે ખરડાઈ ગયા છે, તે વીરજનો ઘડીભર લડાઈ છોડીને રણભૂમિ પર વિશ્રામ લે છે અને તે વખતે પોતાના ભાલામા પરોવેલ શત્રુઓની અધિક લોહીથી ખરડાયેલ છાતીઓને ખાવાની ઇચ્છાથી દોડતા આવેના જે ગીધપક્ષીઓની પહોળી પાખોની છાયા થાય છે, તેનાથી તે વીરજનો ઘડીભર માટે તડકાનુ નિવારણ થતા વિશ્રામ લે છે ૧૨૩

जीवाकृष्टिं स चक्रे मृधभुवि धनुषः शत्रुरासीद्गतासु
र्लक्षाप्तिर्मार्गणानामभवदरिबले तद्यशस्तेन लब्धम् ।
मुक्ता तेन क्षमेति त्वरितमरिगणैरुत्तमाङ्गैः प्रतिष्ठा
पञ्चत्वं द्वेषिसैन्ये स्थितमवनिपतिर्नाप संख्यान्तरं स ॥

એ રાજા તો ધનુષ્યનુ જીવાકર્ષણ (જીવ-દોરીને-જીવાત્માને ખેચવો) કરે છે, તોપણ તેનો શત્રુ પ્રાણ રહિત થાય છે તે રાજાના માર્ગણો (માગણ બાણ)ને શત્રુની સેનામા લક્ષો (નિશાની, લાલ મહોરા)ની પ્રાપ્તિ થાય છે, તોપણ યશની પ્રાપ્તિ એ રાજાને થાય છે તે રાજા ક્ષમા (માફી)ને જતી કરે છે, એટલા માટે શત્રુઓ તરત જ પોતાના મસ્તકોથી ક્ષમા (પૃથ્વી)નો સ્વીકાર કરે છે શત્રુઓની સેનામા પચત્વ (પાચની સખ્યા, મરણ) રહે છે તેથી તે રાજાને સખ્યાન્તર (બીજી સખ્યા, બીજુ યુદ્ધ)ની પ્રાપ્તિ થતી નથી ૧૨૪

युष्मद्दोर्दण्डमण्डल्यवनमितरणचण्डकोदण्डदण्डो
न्मुक्तेषुच्छिन्नमूर्च्छत्प्रतिनृपतिभुजारुण्डमुण्डावकीर्णा ।
गायन्नृत्यत्प्रवल्गद्रजनिचरवधूदत्ततालं कराले
र्वेतालैरट्टहासप्रकटितदशनैर्युद्धभूर्भाति भीमा ॥१२५॥

હે રાજા! જે રણભૂમિ તમારા ભુજદડોએ મડલાકારે નમાવેલ તથા ટકાર કરતા પ્રચડ ધનુષ્યમાથી છૂટેલા બાણોથી કપાઈ જતા અને મૂર્છિત થઈને ઢળી પડતા વિરોધી યોદ્ધાઓના રુડમુડ અને ભુજાઓ વગેરે અંગેથી ભરાઈ જાય છે તે રણભૂમિ ગાતી, નાચતી તથા બકવાદ કરતી રાક્ષસીઓએ આપેલા હાથના તાલથી તેમજ અટ્ટહાસ્ય કરતા પ્રગટ કરતા દાતોવાળા વિકરાળ વૈતાલોથી ભયકર લાગે છે ૧૨૫

## અરિપલાયન

सालकाननयुक्तापि सालकाननवर्जिता ।
हारावरुद्धकण्ठापि विहारारिवधूस्तव ॥ १ ॥

હે રાજન્! તમારા વૈરીજનની સ્ત્રી સાલ કાનન (શાલવાળા વન)થી યુક્ત હોવા છતા (પતિ મરણ પામવાથી) સાલકાનન (મુખ પરના કેશ)થી રહિત છે તેમજ તેમના કઠોને હારે (યોગીએ) રૂધી દીધા છે, તે છતા તેમના કઠ હાર વગરના છે ૧

विचरन्ति विलासिन्यो यत्र श्रोणिभरालसा ।
वृककाकशिवास्तत्र धावन्त्यरिपुरे तव ॥ २ ॥

જે શત્રુના નગરમા પહેના સાથળના ભારથી મદ ગતિ કરતી રમણીઓ ફરતી હતી, તે નગરમા હવે વરુ, કાગડા અને શિયાળવા રખડે છે ૨

स्वकान्तवद्वनकान्तारो यद्वैरिसुदृशामभूत् ।
जघनस्तनमुच्चैर्यो व्यलिखत्कण्टकैर्नखैः ॥ ३ ॥

વૈરીજનોની સ્ત્રીઓને તો પોતાના પતિની રીતે જ વનવગડો પણ વર્તતો હતો, કારણ કે તેમના જઘન અને સ્તનોને પહેલા તેમના પતિઓ નખ મારતા હતા, હવે વનવગડો ઊચા ઊચા કાટારૂપી નખથી તેમના સ્તન અને જઘનોને લાગે છે ૩

काठिन्यं कुचयोः स्रष्टु वाञ्छन्त्यः पादपद्मयोः ।
निन्दन्ति विश्वधातारं त्वद्धाटीष्वरियोषितः ॥ ४ ॥

હે રાજા! જ્યારે તમે ધાડ પાડો છો ત્યારે શત્રુઓની સ્ત્રીઓ વિધાતાની નિદા કરે છે કે, 'હે વિધાતા! તમે અમારા સ્તનોમા જે કઠિનતા મૂકી છે, તે અમારા ચરણકમળમા કેમ ન મૂકી?' ૪

वनेऽखिलकलासक्ताः परिहृत्य निजस्त्रियः ।
त्वद्वैरिवनितावृन्दे पुलिन्दाः कुर्वते रतिम् ॥ ५ ॥

હે રાજા! જગતમા ભીલજનો સઘળી કળાઓમા આસક્ત મનના પોતાની સ્ત્રીઓને છોડી દઈને તમારા વૈરીજનોની સ્ત્રીઓમા રતિ કરે છે ૫

वीर त्वद्रिपुरमणी परिधातुं पल्लवानि सरप्त्रय ।
न हरति वनभुवि निजकररुहरुचितानि पाण्डुपत्रधिया ॥

હે વીર રાજા! જગતમા તમારા શત્રુઓની સ્ત્રીઓ પહેરવા માટે જ્યારે નવા પાદડા લેવા જાય છે, ત્યારે પોતાના નખની કાતિથી પીળા થતા તે પાદડાને પાકટ થયેલા માની ધારણ કરતી નથી ૬

त्वद्वैरिणो वीर पलायितस्य प्रकाशयन्नक्रमरण्यमार्गान् ।
कृशानुरासीदभिनन्दनीयस्तुङ्गेषु लग्नो रिपुमन्दिरेषु ॥७

હે વીર રાજા ! તમારા શત્રુઓના ઊંચા રાજભવનો મા જે અગ્નિ લાગેલો હતો, તે જગનમા નાસી જતા શત્રુના અરણ્યના માર્ગો પર પ્રકાશ પાથરતો હતો, તેથી તે અગ્નિ અભિનંદનને યોગ્ય થયો હતો ૭

राजन्द्विपस्ते भयविद्रुतस्य भालस्थलं कण्टकिनो वनान्ताः । अद्यापि किं वानुभविष्यतीति व्यापादयन्त्रष्टुमिवाक्षराणि ॥ ८ ॥

હે રાજા ! તમારા ભયથી નાસી છૂટેન તમારા શત્રુના કપાળને વનજંગનના પ્રદેશો કાંટાથી ફાડી નાખતા હતા તે જાણે કે, 'આ માણસ હજી પણ કવા દુઃખ અનુભવશે' એ નક્કી કરવાને, તે જંગનના પ્રદેશો લલાટના લખેલા અક્ષરો વાચવા ઇચ્છતા હોય એમ લાગતુ હતુ ૮

इतस्त्रसद्विद्रुतवैरिभूभृत्प्रियाथ दृष्टा वनमानवीजनैः । शशंस पृष्टाद्भुतमात्मदेशे शीतद्विपः शीतलशीलता किल ॥ ९ ॥

હે રાજન્ ! રાજ્યમાથી નાસીને ભાગી ગયેલી તમારા શત્રુ રાજાની રાણીને જોઈ જગલી સ્ત્રીઓએ જ્યારે તેને પૂછ્યુ કે, 'તમારા પ્રદેશમા અદ્ભુત લાગે તેવુ શુ છે ?' ત્યારે તેના ઉત્તરમા તે રાણીએ જણાવ્યુ કે, 'અમારા દેશમા અગ્નિ શીતળ સ્વભાવનો છે ( જેથી અમે બળી મર્યા નહિ) ૯

समस्तावनीनाथमौले भवत्त, परास्ता द्विषः पद्मविस्तारिनेत्रा । नितान्तं विहस्ता स्वहस्तारविन्दै र्विधत्ते पुरस्तादुरस्ताडनानि ॥ १० ॥

હે સઘળા રાજાઓના શિરોમણિ ! તમારા ભયથી નાસ પામેની શત્રુની વિસ્તૃત કમળ જેવા નેત્રવાળી રાણી અસહાય બની જતા, પોતાના હાથરૂપી કમળથી જગલી જનોના દેખતા અત્યત વ્યાકુળ બનીને છાતી કૂટવા લાગે છે ૧૦

अलसभुजलताभिर्नादृतो नागरीभि
र्भवनदमनकाना नातिथिर्वा बभूव ।
त्वदरिनगरमध्ये सचरन्चैत्रजन्मा
जरदजगरपीतः क्षीयते गन्धवाहः ॥ ११ ॥

હે રાજન્ ! જ્યારે વસત(ચૈત્રમાસ)નો પવન તમારા શત્રુઓના નગરમા ચોમેર ફરતો હોય છે ત્યારે તેને મદ ભુજલતાઓવાળી નાગરિક સ્ત્રીઓ આદર આપતી નથી તેમ જ ભવનના બગીચાઓમા રહેલા ડમરાઓનો અતિથિ પણ બનતો નથી, પરતુ જરઠ અજગર તેનુ પાન કરી જાય છે, તેથી તે પવન ક્ષીણ થઈ જાય છે ૧૧

त्वदरिनृपतिमाशावाससं धूलिधारा
धवलमहह भिक्षुं वीक्ष्य भर्गभ्रमेण ।
मुरभिदुदधिवेलाकाननं गाहमानो
दिशति कुसुमबाणं दूरतो निर्गमाय ॥ १२ ॥

હે રાજન્ ! તમારો વૈરી રાજા જ્યારે દિશારૂપી વસ્ત્ર પહેરી (દિગબર) ધૂળના ઢગના શરીરે લાગતા ભિક્ષુને વેશ રખડતો હતો, ત્યારે તેને જોતા 'સદાશિવ શકર આવ્યા' એવો ભ્રમ થતા સમુદ્રના કિનારા પરના જગલો મા ફરતા મુરારિ કૃષ્ણે કામના અવતાર પોતાના પુત્ર પ્રદ્યુમ્નને દૂર ચાલ્યા જઈ સતાઈ જવાની આજ્ઞા આપી ૧૨

त्वदरिनृपतिकेलीसौधसंरूढदूर्वा
ङ्कुरकवलविलोलं वीक्ष्य रङ्कुं सुधांशोः ।
उपवनहरिणीनामुन्नतो भ्रूलताना
प्रसरति रतिजानिग्लानिजन्मा विवर्तः ॥ १३ ॥

જ્યારે તમારા વિરોધી રાજાઓના ભવન પર ઊગેલી ધરોના અકુર જોઈને તેને ખાવા માટે ચદ્ર મડલનો મૃગ નીચે ઊતરતો હતો, ત્યારે તે ઉપવનોમા રહેલી હરિણીઓના ભ્રૂકુટીના કટાક્ષો કામદેવની ગ્લાનિ થી જન્મતા સુદર રીતે ફેલાતા હતા ૧૩

स्फुटतरमटवीना प्रान्तरे पर्यटन्ती
हरिहतगजकुम्भोन्मुक्तमुक्ताफलानि ।
परिकरयति हस्ताम्भोजशोणप्रभाभि
परिहरति च दूरान्मञ्जु गुञ्जाभ्रमेण ॥ १४ ॥

અત્યત સ્પષ્ટ રીતે જગલોની વચમા રખડતી તમારા વિરોધી રાજાની સ્ત્રી જ્યારે સિંહે મારી નાખેલ હાથીના ગડસ્થળમાથી નીકળેલ મોતીને એકઠા કરવા માડે છે ત્યારે પોતાના હાથરૂપી કમળની લાલાશભરી કાંતથી તે મોતી રાતા દેખાવા લાગ્યા કે તરત જ તે મોતીઓને સુદર ચણોઠી સમજીને નાખી દે છે ૧૪

ये कन्दरासु निवसन्ति सदा हिमाद्रेस्त्वत्पात शङ्कितधियो विवशा द्विषस्ते । अप्यङ्गमुत्पुलकमुद्वहता सकम्पं तेषामहो बत भिया न बुधोऽप्यभिज्ञः ॥१५॥

હે રાજા ! જે શત્રુઓ તમારા આવી પડવાના ભયથી શકિત થઈ પરવશ બનીને હિમાલયની ગુફાઓ મા સદા નિવાસ કરે છે, તેઓ ત્યા પણ પોતાના શરીરના અગોમા જે કપારી અનુભવે છે, તેમના તે ભયોને જાણવા માટે તો ડાહ્યો માણસ પણ સમર્થ નથી

कुरुबक कुचाघातक्रीडासुखेन वियुज्यसे
बकुलविटपिन्स्मर्तव्यं ते मुखासवसेचनम् ।
चरणघटनावन्ध्यो यास्यस्यशोक सशोकतामिति
निजपुरत्यागे यस्य द्विषां जगदुः स्त्रियः ॥ १६ ॥

જે રાજાના શત્રુઓની સ્ત્રીઓ જ્યારે પોતાના નગર છોડીને જંગલમા ચાલી જાય છે ત્યાર તે સ્ત્રીઓ પોતાના નગરના ઉપવનના વૃક્ષવેલીઓને જણાવતા હતા કે 'હે કાટાશેળિયાના વૃક્ષ! અમારા સ્તનોમા કાટાના આઘાત કરવાથી તને જે સુખ મળતુ હતુ, તે જતુ રહેશે: હે બોલસરીના વૃક્ષ મુખમા મદિરાના કોગળા ભરીને તારા પર જે અભિષેક કરતા હતા તેનુ હવે તારે સ્મરણ જ કરવાનુ રહેશે. અને હે અશોકવૃક્ષ! હવે તને ચરણોના પ્રહારનુ સુખ નહિ મળે, તેથી તુ અશોક નામવાળો હોવા છતા પણ શોકપણાનો સયોગ ધારણ કરશે ' ૧૬

अनारतपरिस्खलन्नयनवारिधाराशत-
प्रवृद्धपथनिम्नगासलिलरुद्धयानोद्यमा ।
त्वदीयरिपुकामिनी बहुविदेशयानैषिणी
विनिन्दति वलद्दशा गुरुरुषाश्रुपं प्रावृषम् ॥ १७ ॥

ઘણા ઘણા પરદેશોમા જવાને ઇચ્છતી તમારા વૈરી જનની રમણી નિરતર ચાલ્યા કરતી અશ્રુઓની અપાર ધારાઓથી રસ્તાની નદીઓના જળો વૃદ્ધિ પામવાને લીધે પોતાની જવાના તૈયારી રોકાઈ જતા પોતાના વાકા વળેલા નેત્રથી વિશેષ અશ્રુ ભરાઈ જતા વર્ષાઋતુને ધિક્કારે છે. ૧૭

इतश्चेतश्चाद्रिर्विघटिततटः सेतुरुदरे
धरित्री दुर्लङ्घ्या बहुलहिमपङ्को गिरिरियम् ।
इदानीं निवृत्ते करितुरगनीराजनविधौ
न जाने यातारस्तव च रिपवः केन च पथा ॥ १८ ॥

હે રાજન્! હવે જ્યારે (શરદઋતુ આવી પહોચતાં) આપે હાથીઓની તથા ઘોડાઓના આરતી ઉતારીને ચઢાઈની તૈયારી કરવા માડી છે ત્યારે (ભયભીત થતા નાસી જતા) તમારા શત્રુઓ કયા માર્ગે જશે, તેની મને ખબર પડતી નથા; કારણ કે ભગવાન રામે જે પુલ બાધ્યો હતો, તે તો પાણીના જોરથી ચોમેર તૂટીફૂટી ગયો છે, પૃથ્વી છોડીને ચાલ્યા જાય તો તે ઓળગી શકાય એમ નથી; તેમ જ હિમાલય ઓળગવા માટે તો તેની પર હિમરૂપી કાદવ જામ્યો છે. ૧૮

क्षणं कान्तागारप्रसरविलसन्मानसरतिः
क्षणं शैलोत्सङ्गे द्विजकुलरवाकृष्टहृदयः ।
क्षणं पत्रध्वानश्रुतिपुलकितो यद्भयभराद्-
हसन्प्राप्तोऽरण्ये रिपुरवनिपालस्थितिमिव ॥ १९ ॥

હે રાજન્! જેને તમારો ખૂબ જ ભય પ્રાપ્ત થયો છે એવો વૈરી રાજા જંગલમા જઈને પણ ઘડીભરને માટે પોતાના રાજા તરીકેની સ્થિતિનો અનુભવ કરે છે. જેમ કે પોતાની રાણીની પર્ણકુટીમા જઈને ઘડીભર માટે પોતાના મનને રમાડે છે. પર્વતના ઊંચા શિખર પર જઈને ઘડીભર માટે પક્ષીઓના શબ્દો સાભળી પોતાના હૈયાને રમાડે છે, તેમ જ ઘડીભર પત્ર-પાદડાંનો રવરવ અવાજ સાભળીને પોતાના કાનને આનદ આપે છે. ૧૯

अये मातस्तातः क गत इति यद्वैरिशिशुना
दरीगेहे लीना निभृतमिह पृष्टा स्वजननी ।
करेणास्य तस्य द्रुतमथ निरुद्धयाश्रुभृतया
विनिश्वस्य स्फारं शिव शिव दृशैवोत्तरयति ॥ २० ॥

જે રાજાના વૈરીજનના બાળકે એકાત ગુફારૂપી ઘરમા છુપાયેલી પોતાની માતાને પૂછ્યુ કે, 'હે માતા! મારા પિતા કયા ગયા છે?' ત્યારે તેની માતાએ જલદીથી પોતાના હાથ વડે તે બાળકનુ મુખ બધ કરી દીધુ અને પછી લાબા લાબા શ્વાસ લઈ ચુપચુપ રીતે અશ્રુઓથી ઘેરાઈ ગયેલી દૃષ્ટિથી જ માતા ઉત્તર આપતી હતી : શિવ, શિવ. ૨૦

अपर्णेयं भूभृद्वनमटति कल्काम्बरधरा
जटालो दिग्वासाः शिखरिणि शिवोऽयं निवसति ।
इति भ्रान्त्यान्योन्यं क्षणमिलितयोः क्षोणितिलक-
द्विषद्दंपत्योस्ते शिव शिव शिवन्ति प्रणतयः ॥ २१ ॥

હે પૃથ્વીના તિલક! જગલમા વલ્કલના વસ્ત્ર પહેરીને ફરતી પોતાની સ્ત્રીને જોઈને તમારા શત્રુને એમ ભ્રાંતિ થઈ કે, 'પર્વતના વનમા ફરવા નીકળેલાં આ પાર્વતી હશે' તે જ વખતે જટાધારી અને દિગંબર બનેલા પોતાના પતિને જોઈ, તે શત્રુની સ્ત્રીને એમ ભ્રાંતિ થઈ કે, 'આ પર્વત પર નિવાસ કરનાર સદાશિવ હશે,' અને એ રીતે બને સામસામે મળતાં તેમને પરસ્પર ભ્રમ થતા એકમેકમા દેવની બુદ્ધિ થતાં તેમણે જે પરસ્પરને પ્રણામ કર્યા, તે પ્રણામો તમને શિવ-કલ્યાણરૂપ થાઓ. ૨૧

पश्येत्कश्चिच्चल चपल रे का त्वराहं कुमारी
हस्तालम्बं वितर हहहा व्युत्क्रमः क्वासि यासि ।
इत्थं पृथ्वीपरिवृढ भवद्विद्विषोऽरण्यवृत्तेः
कन्या कंचित्फलकिसलयान्याददानाभिधत्ते ॥ २२ ॥

હે પૃથ્વીના અધિપતિ! જ્યારે જંગલમાં રહેનાર તમારા શત્રુની કન્યા જંગલનાં ફળફૂલ વીણતી હોય છે, ત્યારે કોઈક અજાણ્યા પુરુષને જોઈને, તે કન્યા પૂછતી હોય છે કે. 'અરે ઓ ચપલ પુરુષ! અહીંથી ચાલ્યો જા.' ત્યારે તે પુરુષે જવાબ આપ્યો કે, "શી ઉતાવળ છે?' કન્યા કહે છે કે, 'હું કુંવારી છું.' ત્યારે પુરુષે જણાવ્યું, 'મને હાથનો ટેકો આપ.' એટલે તે કન્યાએ કહ્યું કે, 'હાય, હાય, આવું ઊલટું કાર્ય કેમ કરો છો?' એટલે તે પુરુષ ચાલ્યો જાય છે, તેને તે કન્યા પૂછે છે કે, 'તમે ક્યાં છો? ક્યાં જાઓ છો?'

स्वल्पं ब्रूमः किमपि चरितं वीरवर्य त्वदीयं
मिथ्यावादाः कवय इति नो दुःप्रवादो रुणद्धि ।
मुक्ता मुक्ता मलयशिखरे त्वद्विपक्षावरोधै-
रण्डभ्रान्त्या भुजगललनाः सादरं पालयन्ति ॥२३॥

હે સર્વોત્તમ વીર! તમારા ચરિત વિષે અમે થોડું વર્ણન કરીએ છીએ; કારણ કે 'કવિઓ મિથ્યાવાદી હોય છે' એવો જે લોકાપવાદ છે, તેને કારણે અમે વિશેષ બોલતા રોકાઈ જઈએ છીએ. એટલે અમે એટલું જ જણાવીએ છીએ કે, 'તમારા શત્રુની સ્ત્રીઓએ મલયાચલના શિખર પર જે મોતી મૂકી દીધાં છે, તેને નાગણો પોતાના ઈંડા સમજીને તેનું સારી રીતે રક્ષણ કરે છે.' ૨૩

क्षोणीपाल त्वदरिहरिणीलोचना शोचमाना
गुञ्जाहारं कुचकलशयोर्निःश्वसन्ती करोति ।
क्षुभ्यत्क्षीराम्बुधिलहरिसंक्षोभिस्त्वद्यशोभि-
र्गौरं मुक्ताफलमयमिवालोक्यहर्षं विधत्ते ॥२४॥

હે રાજન્! શોક કરતી તમારા વૈરીજનની સ્ત્રી નિસાસા નાખતી પોતાના સ્તનરૂપી કલશો પર ચણોઠીના હાર પહેરે છે તેટલામાં તો ખળભળતા ક્ષીરસાગરની લહરીઓ જેવી તમારી સફેદ કીર્તિઓથી તે ચણોઠીનો હાર મુક્તાહાર જેવો ધવલ બની જાય છે, તે જોઈને તે સ્ત્રી રાજી થાય છે. ૨૪

विमुञ्चति पदे पदे रुचिरचीरहारादिकं
शुकं गृहसत्सुकं त्यजति नैव जीवाधिकम् ।
पलायनपरायणा तव विभो रिपोरङ्गना
मुहुर्वलितकंधरं मिहिरमण्डलं वीक्षते ॥२५॥

હે રાજા! તમારા શત્રુની રમણી જ્યારે નગર છોડીને નાસી જતી હોય છે, ત્યારે તે પગલે પગલે સુંદર રેશમી વસ્ત્રો અને હાર વગેરે ફેંકી દે છે; પરંતુ પોતે ઉછેરેલો અને પોતાના જીવ કરતાં વહાલો જે પોપટ છે, તેને પોતાની સાથે આવવા ઉત્સુક જાણીને તેને છોડી દેતી નથી. તે સ્ત્રી જ્યારે નાસી જતી હોય છે, ત્યારે વારંવાર પોતાની ડોક પાછળ વાળીને સૂર્યમંડળને જોતી હોય છે કે તે ક્યારે આથમી જશે?

धराधर तव द्विषां वनजुषां विहीनत्विषां
दधे गुणनिधे धनुर्विगुणमप्यनेकं गुणम् ।
फलाहरणयष्टिकाकरणकन्दरान्तःशिवा-
निवारणविहंगिकाकरणचुल्लिकाकर्षणैः ॥ २६ ॥

હે પૃથ્વીને ધારણ કરનાર રાજા! જેનાં તેજ હરાઈ ગયા છે એવા તમારા શત્રુઓ જંગલમાં નિવાસ કરે છે; તેમના ધનુષ્ય દોરી વિનાનાં (વિગુણ) થવા છતાં પણ તે ધનુષ્ય અનેક ગુણો કરી આપે છે; જેમ કે તે ધનુષ્ય વૃક્ષો પરથી ફળ લેવામાં લાકડીનું કામ આપે છે, ગુફામાં ભરાઈ રહેલ શિયાળવાને દૂર કરે છે તેમ જ ઘર બદલવું હોય ત્યારે ચૂલા વગેરે ઘરવખરી ઊંચકવામાં કાવડની લાકડી તરીકે કામ આપે છે. ૨૬

राजन्राजसुता न पाठयति मां देव्योऽपि तूष्णीं स्थिताः
कुब्जे भोजय मां कुमारसचिवैर्नाद्यापि किं भुज्यते ।
इत्थं नाथ शुकस्तवारिभवने मुक्तोऽध्वगैः पञ्जरा-
च्चित्रस्थानवलोक्य शून्यवलभावेकैकमाभाषते ॥२७॥

'હે રાજા! તમારા શત્રુઓ નગર છોડીને ચાલ્યા ગયા પછી મુસાફરોએ જેને પાંજરામાંથી છોડી મૂક્યો છે એવો રાજભવનનો પોપટ ઉજ્જડ છાજલીઓ પર બેસીને ભીંતમાં દોરેલા એક એક ચિત્રની સામે જોઈ કહે છે કે, 'હે રાજા! મને તમારી કુંવરી ભણાવતી નથી, મહારાણીઓ ચૂપ થઈ ગઈ છે. અરે ઓ કુબ્જા! તું મને ખાવાનું આપ. કુમારો અને મંત્રીઓ હજી સુધી કેમ જમ્યા નથી?' ૨૭

क्रामन्त्यः क्षतकोमलाङ्गुलिगलद्रक्तैः सदर्भाः स्थलीः
पादैः पातितयावकैरिव गलद्बाष्पाम्बुधौताननाः ।
भीता भर्तृकरावलम्बितकरास्त्वद्वैरिनार्योऽधुना
दावाग्निं परितो भ्रमन्ति पुनरप्युद्यद्विवाहा इव ॥२८॥

હે રાજન્! તમારા શત્રુઓની રમણીઓ જંગલમાં લાગેલા દવની ચારે બાજુ પોતાના પતિના હાથ પકડીને ફરતી હોય છે, તે જાણે કે ફરીથી પોતાના લગ્ન કરતી ન હોય એમ લાગે છે; કારણ કે દર્ભવાળા સ્થાનોને ઓળંગતી તે સ્ત્રીઓની જખમી થયેલી કોમળ આંગળીઓમાંથી જે લોહી ટપકે છે, તેથી જાણે કે પગે અળતો લગાડ્યો હોય એમ લાગે છે તેમ જ આંખમાંથી આંસુ ટપકે છે, તેથી તેમનાં મુખ ધોવાઈ ગયાં છે અને ભયને

કારણે તેમણે તેમના હાથને પતિના હાથનો ટેકો આપ્યો છે. ૨૮

तन्वीमुज्झितभूषणां कलगिरं रोमोद्गम विभ्रतीं
वेपन्तीं व्रणिताधरां विवसनां सीत्कारमातन्वतीम् ।
दोर्भ्यां चण्डतुषारपातसभयामालिङ्गय कण्ठे भृशं
त्वां मूर्तिं दयितामिवातिरसिका त्वद्विद्विषः शेरते ॥

હે રાજા! જંગલમા ગયેલા તમારા વૈરીજનો અત્યત રસિક એવી પોતાની સ્ત્રીને કંઠમા આલિંગન આપીને સુતા હોય, એ રીતે ભયંકર ટાઢને લીધે પોતાની જ મૂર્તિને આલિંગન આપીને સૂતા હોય છે. તેમની તે શરીરની મૂર્તિ પણ પોતાની રમણીની જેમ પાતળી, ભૂષણ વિનાની, અવ્યક્ત વચનો બોલતી, રોમાચ ધારણ કરતી, કંપતી, હોઠ પરના છિદ્રવાળી, વસ્ત્રરહિત અને સિત્કારને અનુભવતી હોય તેમ લાગે છે. ૨૯

भूसंपर्करजोनिपातमलिनाः स्वस्माद्गृहात्प्रच्युताः
सामान्यैरपि जन्तुभिः करतलैर्निःशङ्कमालिङ्गिताः ।
संलग्नाः कचिदेकतामुपगताः क्वापि प्रवुद्धाः क्वचित्
सुप्ताः क्वापि च सारिवत्प्रतिगृहं भ्रान्तास्तवारिस्त्रियः ॥

હે રાજન્! તમારા વૈરીજનોની સ્ત્રીઓ ચોપાટના સોગઠા જેવી બધાના ઘરમા રમતી હોય છે, જેમ કે તે સ્ત્રીઓ પોતાના ભવનોથી ભ્રષ્ટ બનતા પૃથ્વીની રજ ચોટતા આખા શરીરે મલિન બનેલી છે, સામાન્ય શંકા રહિત થઈને માણસોએ પણ પોતાના હાથ વડે આલિંગન કરાયેલી છે, કયાક એકઠી થઈને સાથે રહે છે તો કયાક સાથે જાગે છે અને સાથે સૂઈ જાય છે ૩૦

कर्पद्भिः सिचयाञ्चलान्यतिरसात्कुर्वद्भिरालिङ्गनं
गृह्णानैः कचमालिहद्भिरधरं विभ्रामयद्भिः करौ ।
प्रत्यक्षेऽपि भवद्विरोधिनृपतेरन्तःपुराणामहो ।
धिक्कष्टं विटपैर्विटैरिव वने किं नाम नो चेष्टितम् ॥ ३१

હે રાજન્! જંગલમા તમારા વિરોધી રાજાના દેખતા જ તેમની સ્ત્રીઓ પર જાર પુરુષોની જેમ વનના વૃક્ષોએ કેવી કેવી વિચિત્ર ચેષ્ટાઓ કરી છે, તે તો જુઓ! આ વૃક્ષો સ્ત્રીઓના વસ્ત્રોના છેડા ખેંચે છે, અત્યંત રસથી આલિંગન આપે છે, તેમના કેશ પકડે છે, તેમના હોઠને ચુંબન આપે છે તેમ જ તેમના શરીર પર હાથ ફેરવે છે ખરેખર! આ તો કષ્ટ જ કહેવાય ૩૧

स्नाताः प्रावृषि वारिवाहपटलैः प्रोद्भूतदूर्वाङ्कुर-
व्याजेनात्तकुशाः प्रणालसलिलैर्दत्वा निवापाञ्जलीन् ।
प्रासादास्तव विद्विषां परिपतत्कुड्यस्थपिण्डच्छलात्
कुर्वन्ति प्रतिवासरं निजपतिप्रेताय पिण्डक्रियाः ॥३२॥

હે રાજન્! તમારા વૈરીજનોના મોટા મોટા મહેલો મરણ પામેલા પોતાના સ્વામીઓને દર વર્ષે તર્પણ-પિંડદાન આપે છે, જેમ કે વર્ષાઋતુમા વરસાદના જળથી સ્નાન કરે છે, ત્યાર બાદ પોતાની પીઠ પર ઊગેલ ધરોના અંકુરોથી દર્ભને ગ્રહણ કરે છે, તે પછી અગાશીમાં મૂકેલ પરનાળાના જળથી તર્પણની અંજલિ આપે છે તેમ જ તૂટી પડતી ભીંતના પિંડાથી પિંડદાન કરે છે.

मौलिं मानविधिं विना नमयितुं हारं स्वयं गुम्फितुं
निर्यातुं दयितस्य पाणिकमलच्छायां विना वर्त्मनि ।
निद्रातुं च विनाङ्कपालिशयनं द्रष्टुं च शून्या दिशः
सख्या त्वत्प्रतिवीरनीरजमुखी साकूतमध्याप्यते ॥३३॥

હે રાજન્! તમારા વિરોધી રાજાની રાણીને તેની સખી હવે નીચેની બાબતો ખાસ ધ્યાનમા રાખીને શીખવે છે, જેમ કે માન આપવાના વિધિ વિના પોતાનુ માથું નમાવવું, પોતાના હાથે હાર ગૂંથવો, પ્રિય પતિના હાથની છાયા વિના ખુલ્લા રાજમાર્ગ પર ફરવું, પતિના ખોળામા માથું મૂકયા વિના સૂઈ જવું તેમ જ દાસ-દાસીઓ વિનાની ખાલી દિશાઓમા નજર ફેરવવી. ૩૩

प्रातं तालफलाशया स्तनतटं बिम्बभ्रमेणाधरो
दष्टः पाकविदीर्णदाडिमधिया लीढाः स्फुरन्तो रदाः
भ्राम्यन्ती भवतोभियानुविपिनं त्वद्वैरिसीमन्तिनी
निद्राणा मुहुराहता मुहुरपि क्षिप्ता च शाखामृगैः ॥३४

હે રાજન્! તમારા ભયથી જે તમારા શત્રુની સ્ત્રી જંગલે જગલે ભટકે છે, તે સ્ત્રીના સ્તનમંડલને તાડફળ જાણીને વનના વાદરા તેને સૂંઘે છે, અધરોષ્ઠને પાકુ ગિલોડું જાણી તેને કરડે છે, ચળકતા દાતને પાકીને ફાટેલા દાડમના બીજ જાણી, તેને ચાટે છે અને તે સ્ત્રી જ્યારે સૂઈ રહી હોય છે, ત્યારે તેને વારંવાર થપ્પડ મારે છે અને ઉઠાવીને ફેંકી પણ દે છે. ૩૪

त्वत्प्रत्यर्थिवसुंधरेशतरुणीः संत्रासतः सत्वरं
यान्तीर्वीर विलुण्ठितुं सरभसं याताः किराता वने ।
तिष्ठन्ति स्तिमिताः प्ररूढपुलकास्ते विस्मृतोदक्रमा
स्तासामुत्तरलैः स्तनैरतितरां लोलैरपाङ्गैरपि ॥ ३५ ॥

હે વીર રાજા! ત્રાસને લીધે જગલમા ઉતાવળી ઉતાવળી જતી તમારા શત્રુઓની રમણીઓને લૂંટવા માટે જ્યારે ભીલો તેમની પાસે દોડી જતા હતા, ત્યારે તે રમણીઓના ઘણા જ ઊંચાં સ્તનમંડલો તેમ જ અત્યંત ચપળ નેત્રના કટાક્ષોને જોઈને રોમાચ અનુભવતા તે ભીલો લૂંટવાનું કામ ભૂલીને સ્તબ્ધ બની ઊભા રહે છે. ૩૫

एतस्मिन्विजने वनेऽतनुतरुच्छन्नावकाशे सुख
तिष्ठामीति तव द्विषामधिपतिर्यावद्विधत्ते मतिम् ।
तावत्तत्र निपातितं भुवि भवन्नामाङ्कसेल्लाहतं
दृष्ट्वा केसरिणं करङ्कमसमत्रासो मुहुर्मूर्च्छति ॥३६॥

હે રાજન્! તમારા વૈરીજનોનો અગ્રેસર 'મોટા વૃક્ષોથી ઢંકાયેલ જંગલના પ્રદેશોમાં ઘડીભર રહું' એવો જ્યારે વિચાર કરે છે તેટલામાં તો તમારા નામના ચિહ્નનું ભાલું જેમાં ખૂંપી ગયું છે, તેવા કેસરી સિંહનું પડેલું શબ જોઈને, તે વૈરીજનને અત્યંત ભય થયો અને તેથી તે વારંવાર મૂર્ચ્છા પામવા લાગ્યો ૩૬

का त्वं पुत्रि नरेन्द्र लुब्धकवधूर्हस्ते किमेतत्पलं
क्षामं किं सहजं ब्रवीमि नृपते यद्यस्ति ते कौतुकम् ।
गायन्ति त्वदरिप्रियाश्रुतटिनीतीरेषु सिद्धाङ्गना
गीतान्धा न तृणं चरन्ति हरिणास्तेनामिषं दुर्बलम् ॥

'હે પુત્રી તું કોણ છે?' 'રાજન્ હું પારધીની સ્ત્રી છું' 'આ તારા હાથમાં શું છે?' 'એ તો માંસ છે' 'તે આટલું નરમ કેમ છે?' ત્યારે તે પારધીની સ્ત્રીએ ઉત્તર આપ્યો કે 'રાજન્, તમને સાંભળવાનું કુતૂહલ હોય, તો હું સહજ વાત કરું છું, તે સાંભળો સિદ્ધજનોની સ્ત્રીઓ તમારા શત્રુઓની સ્ત્રીઓના આંસુથી ઊભરાતી નદીઓના કિનારા પર ઊભી રહી, જ્યારે તમારા યશના ગાન કરે છે, ત્યારે તે ગાન સાંભળવામાં અંધ બનેલ મૃગલા સારી રીતે ઘાસ ખાતા નથી તેને કારણે આ માંસ નરમ છે ૩૭

स्वप्नेऽपि क्षितिपावतंस भवतो भीत्या व्रजन्ती वनं
निर्मग्ना प्रतिपक्षवैरिरमणी कल्लोलिनीपाथसि ।
उत्क्षिप्ताननमुन्नतभ्रुचरणन्यासक्तमुक्ताफलं
भूयः स्फुरितबाहुवल्लि शयनादुद्भ्रान्तमुत्तिष्ठति ॥३८॥

હે રાજાઓના શિરોમણિ! તમારા ભયને કારણે વનમાં ગયેલી તમારા વિરોધી રાજાની સ્ત્રી જ્યારે સૂઈ જાય છે ત્યારે સ્વપ્નમાં પણ તે સ્ત્રી નદીના જળમાં ડૂબી જવાનો દેખાવ જોઈ મુખને ઊંચું કરીને, ભ્રુકુટીઓને ઊંચી ફેરવીને તેમ જ મોતીના હાર પગમાં વળગી રહ્યા હોય એ રીતે શયન પર જ બંને હાથ ઊંચા કરી કરીને તરત જ બેઠી થઈ જાય છે ૩૮

तादृग्दण्डविवर्तनतितमभी चक्रादपक्रामिता
क्वापि क्वापि च कण्टकैरुपगता रेखोपरेखाचयम् ।
यस्य प्रौढतरप्रतापदहनज्वालाभिरन्ते दिशा
मापाके निवसन्ति पार्थिवघटाः शीर्यन्ति नश्यन्ति च ॥

જેમ દંડની ગોઠવણીથી નચાવીને ચક્રથી દૂર કરેલ તેમ જ કાંટાથી જેને રેખા-ઉપરેખાઓ કરેલી છે એવા ઘડાઓને અગ્નિથી તપાવવામાં આવતા તેમાંના કેટલાક કામ આવે છે અને બાકીના તૂટીફૂટી જાય છે, તેમ અપૂર્વ એવા દંડ(ધનદંડની કે ચામડાના ખીલડા)ની ગોઠવણીથી નચાવી નચાવીને ચક્ર(દેશ કે ચાકડા)થી દૂર કરેલ તેમ જ ક્યાંક ક્યાંક કાંટાઓ વાગવાથી જેની કાયા પર રેખાઓ તથા ઉપરેખાઓના સમૂહ અંકાયેલા છે, એવા વિરોધી રાજાઓરૂપી ઘડાઓ તે રાજાના અત્યંત પ્રબલ પ્રતાપરૂપી અગ્નિની જ્વાલાઓથી પાકી જતા સુધી દિશાઓના છેડારૂપી જંગલોમાં નિવાસ કરે છે અને કેટલાક તો તૂટીફૂટી નાશ પામે છે ૩૯

*आगच्छागच्छ सज्जं कुरु वरतुरगं सन्निधेहि*
द्रुतं मे, खड्गः क्वासौ कृपाणीमुपनय धनुषा किं
किमङ्गं प्रविष्टम् । संरम्भोन्निद्रितानां क्षितिभृति गहनेऽ
ऽन्योन्यमेवं प्रतीच्छन्, वादं स्वप्नाभिदृष्टे त्वयि
चकितदृशां विद्विषामाविरासीत् ॥ ४० ॥

હે રાજન્! ગહન જંગલમાં રહેલા તમારા વૈરીજનો અડધા જાગતા અને અડધા ઊંઘતા હોય છે અને તે રીતે સ્વપ્નની દશામાં તમને ચકિત નજરે જોતા હોય છે, ત્યારે તે શત્રુઓ પરસ્પરને ચમકાવતો એવો કોલાહલ કરતા, વિવાદ કરતા હોય છે જેમકે 'આવ આવ,' 'ઉત્તમ ઘોડાને તૈયાર કરો અને એકદમ મારી પાસે હાજર કરો,' 'તલવાર ક્યાં છે?' 'મારી કિરપાણ લાવો' 'ધનુષ્ય લાવો,' 'સેનાનું કયું કયું અંગ તૈયાર છે?' ૪૦

यातीतः पान्थ पन्था व्रजति ननु कथं स्थावरं
*वर्त्म मुग्धे, मार्गं प्रच्छामि पृच्छ स्थितमिदमिह ते*
विस्मितं वीक्ष्य नेत्रे । अध्वानं ब्रूह्यपेतध्वनि भवति
वचश्छिन्नमुद्दामनेत्रा, दृश्यन्ते दावमूढाः पथि पथिक
विटैस्त्वद्विषां नाथ नार्यः ॥ ४१ ॥

હે રાજા! રસ્તામાં દાવાનળને કારણે ભાન ભૂલેલી તમારા શત્રુઓની રમણીઓ કોઈ રસ્તે જતા કામી વટેમાર્ગુઓને રસ્તો પૂછે છે ત્યારે તે કામીજનો આંખો ફાડીને તે રમણીઓ સામે જોઈ રહે છે અને તે બંને વચ્ચે નીચે પ્રમાણે વાદવિવાદ થાય છે જેમ કે 'હે વટેમાર્ગુ! અહીં થી રસ્તો જાય છે?' 'અરે મુગ્ધા રમણી! માર્ગ કે જે સ્થાવર (જડ) છે, તે ચાલે ખરો કે?' 'અરે અમે તો માર્ગ વિષે પૂછીએ છીએ' 'અરે માર્ગ એટલે તો મૃગનાનું ટોળું, તે તો તમારા નેત્રોને જોઈ વિસ્મય પામીને અહીં જ ઊભું છે!' 'અમને અધ્વા (માર્ગ, અવાજ વિનાનું વચન) કહો' 'અરે ભલા,

વચન તે ધ્વનિ (અવાજ) વિનાનુ હોય, તેનુ હોય ખરુ ? તમે તો આશ્ચર્યજનક વાત કહો છો ' ૪૧

आर्त्ते सीमन्तरत्ने मरकतिनि हृते हेमताटङ्कपत्रे
लुप्तायां मेखलायां कनकमणितुलाकोटियुग्मे गृहीते ।
शोणं बिम्बौष्ठकान्त्या त्वदरिमृगदृशामित्वरीणामरण्ये
राजन्गुञ्जाफलानां स्रज इति शबरा नैव हारं हरन्ति ॥४२

હે રાજન્! જગલમા તમારા શત્રુઓની રમણીઓને જ્યારે ભીલ લોકો લૂટવા માડે છે, ત્યારે તેઓ તેમના સેથાના રત્નોને, નીલમણિવાળા સોનાના કર્ણભૂષણોને, કટિમેખલાઓને અને મણિથી જડેલા સોનાના નૂપુરોને ઉતારી લે છે, પરતુ તે સ્ત્રીઓ જે મોતીઓના હાર ધરે છે કે જેની કાંતિ સ્ત્રીઓના હોઠથી પાકેલા ધિલોડા સરખી છે, તેને 'ચણોઠીના આ તો હાર છે' એમ જાણીને લઈ લેતા નથી ૪૨

प्राप्तास्त्रासात्पिपासातिशयमुपगताः पातुमारण्यमम्भो
युष्मद्विद्विद्वियोषाः श्वसितसमुदयैस्तत्तदीयैरशोषि ।
एतत्सवीक्ष्य मूर्च्छानिपतिततनवो नैव जीवेयुरेताः
श्चिन्तोपेताः शबर्यो निजनयनजलैः पल्वलं पूरयेयुः ॥४३

જગલમા ભમતી તમારા વૈરીજનોની રમણીઓ ત્રાસને કારણે જ્યારે અત્યત તરસ લાગતા જગલના એક તળાવમા પાણી પીવા ગઈ ત્યારે તેમના ગરમ ગરમ શ્વાસોના પવનથી તે પાણી સુકાઈ ગયુ, તે જોઈને તે સ્ત્રીઓના શરીર મૂર્ચ્છાવશ થતા નીચે ઢળી પડ્યા એટલામા તો 'આ સ્ત્રીઓ જીવશે નહી' એ પ્રકારની ચિતાથી આતુર બનેલી ભીલડીઓએ પોતાના આસુઓના જલથી તે પાણીનુ ખાબોચિયુ ભરી દીધુ ૪૩

वीर त्वद्वैरिदारा गहनगिरिगुहागह्वरान्तस्तमिस्र
त्वत्त्रासाद्गुह्यवासा दरकलितदृशो यद्यदेव प्रपन्ना ।
तत्तज्ज्योत्स्नायमानं धरणिपरिवृढ प्रेक्ष्य युष्मद्यशोभि
सद्यो मोहान्धकारानुसरणशरणा वासरान्वाहयन्ति ॥

હે ધરણીના પતિ વીરરાજ! જેના હૃદય ગુપ્તવાસ કરવા માટે અત્યત આતુર બનેલા છે, એવી તમારા શત્રુઓની સ્ત્રીઓ ત્રાસને લીધે વિકટ પર્વતોની ગુફાઓની અદર રહેલા જે જે અધકારથી ભરેલા સ્થાનોનો આશ્રય લે છે તે બધા જ સ્થાનો તમારા યશરૂપી ચદ્રથી પ્રકાશવાળા બને છે એટલે પછી મૂર્ચ્છારૂપી અધકારનુ શરણ લઈને તે સ્ત્રીઓ દિવસો પસાર કરે છે ૪૪

एतद्भीतारिनारी गिरिबिलविगलद्वासरा निःसरन्ती
स्वर्भोडाहममोहमहिलशिशुप्रशप्रार्थितोन्निद्रचन्द्रा ।
आमन्दद्भूरि यत्तन्नयननलमिलच्चन्द्रहसानुबिम्ब
प्रत्यासत्तिप्रहृष्यत्तनयविहसितैराश्वसीन्यश्वसीच ॥४५

આ રાજાથી ભય પામેલી શત્રુની સ્ત્રી પર્વતની ગુફામા દિવસ પસાર કરે છે અને રાતે બહાર ફરવા નીકળે છે, તે વખતે તે સ્ત્રીનો પુત્ર આકાશમા ઊગેલા ચદ્રને પોતાની રમત માટેનો હસ સમજીને તેને લેવાની હઠ પકડે છે તે જોઈને તે સ્ત્રીને ખૂબ જ રડવુ આવે છે પરતુ તેમના નેત્રોમાથી ગળતા આસુઓની ધારાઓમા ચદ્રનુ પ્રતિબિબ પડેલુ જોતા, હસને પોતાની નજદીક આવેલો જોઈ, રાજી થયેલો તે બાળક હસવા લાગે છે તેથી તે સ્ત્રીને આશ્વાસન મળે છે અને પછી તે નિસાસા મૂકે છે ૪૫

धूलीधाराभिरन्धास्तदनु बधिरतामागताः स्फारभेरी
भूयोझाङ्काररावैरमृतकरकुलापीडयत्सैन्ययाने ।
धावन्तो विन्ध्यभूभृद्घनघनकुहरे कण्टकाकृष्टकेशा
स्त्रायध्वं मुञ्चतेति प्रतिहतविकला वरिणः सगिरन्ते ॥

હે ચદ્રવશના શિરોમણિ! જ્યારે તમારી સેના ચઢાઈ કરે છે, ત્યારે તમારા વૈરીજનો રજની ડમરીઓથી આધળા બની જાય છે ઘણા ઘણા નગારાના મોટા શબ્દોથી બહેરા થાય છે અને ત્યાર બાદ વિધ્યાચલના ગાઢા જગલની ગુફાઓમા દોડતા ઘૂસી જાય છે, ત્યા તો ઝાડીઓના કાટાઓથી તેમના કેશ ખેચાય છે, તેથી 'તમે ધસી આવ્યા છો' એવા આઘાતથી વિકલ બનતા તે વૈરીજનો બોલવા લાગે છે કે, 'બચાવો, બચાવો, છોડો, છોડો ૪૬

## પ્રતાપવર્ણન

चित्रं तपति राजेन्द्र प्रतापतपनस्तव ।
अनातपत्रमुत्सृज्य सातपत्रं द्विषद्गणम् ॥ १ ॥

હે રાજાઓમા ઇદ્ર! તમારો પ્રતાપરૂપી સૂર્ય છત્ર વગરના માણસોને છોડી દઈને છત્રવાળા વૈરીજનોને તપાવે છે, તે આશ્ચર્ય છે ૧

राजन्सप्तापि कूपारास्त्वत्प्रतापाग्निशोषिताः ।
पुनस्त्वद्वैरिवनिताबाष्पपूरेण पूरिताः ॥ २ ॥

હે રાજન્! સાતેય સમુદ્ર તમારા પ્રતાપરૂપી અગ્નિથી સુકાઈ ગયા હતા તે તમારા વૈરીજનોની સ્ત્રીઓના ઉભરાતા આસુથી ભરાઈ ગયા હતા ૨

दीपयन्रोदसीरन्ध्रमेष ज्वलति सर्वतः ।
प्रतापस्तव राजेन्द्र वैरिवंशदवानलः ॥ ३ ॥

હે રાજન્! તમારો આ પ્રતાપ વૈરીજનોના વશનો દાવાનળ બનીને તેમ જ સ્વર્ગ અને પૃથ્વીના મધ્યભાગને પ્રકાશ આપતો સળગી રહ્યો છે ૩

त्वत्प्रतापानलेऽहमपुट्टेऽतिमनोहरे ।
ब्रह्माण्डशालिग्रामोऽसौ धराधीश विराजते ॥ ४ ॥

હે ધરણીના પતિ! તમારા પ્રતાપરૂપી જે સુવર્ણની અમૂલ્ય અને મનોહર ડાબલી (સંપુટ) છે, તેમાં બ્રહ્માંડરૂપી શાલિગ્રામ (વિષ્ણુની મૂર્તિ) બિરાજે છે. ૪

तवारिनारीनयनाम्बुपूरं निपीय राजन्भ्रमति प्रतापः ।
रिङ्गत्तरंगावलिनीरतुङ्गं यथा समुद्रं वडवाहुताशः ॥५॥

હે રાજન્! જેમ વડવાનળ ઊંચા–નીચા તરંગોવાળા સમુદ્રમાં પાન કરીને સમુદ્રમાં ભમતો હોય છે, તેમ તમારો પ્રતાપરૂપી અગ્નિ તમારા શત્રુઓની સ્ત્રીઓનાં ભરપૂર આંસુના પાન કરીને બધે ભમ્યા કરે છે. ૫

त्वत्प्रतापतपनातपतप्तस्तीक्ष्णरश्मिरपि दिक्षु नितान्तम् । धावति प्रतिदिनं मुकुटेश त्वद्यशस्त्रसित एव हिमांशुः ॥ ६ ॥

હે મુગટધારી રાજાઓના રાજા! તીક્ષ્ણ કિરણોવાળાં સૂર્ય પણ તમારા પ્રતાપરૂપી સૂર્યની ગરમીથી તપીને ખરેખર દશે દિશાઓમાં દોડ્યા કરે છે તેમ જ આ ચંદ્ર પણ તમારા યશથી ત્રાસ પામીને દોડ્યા કરે છે. ૬

उदितेऽपि तवावनीन्द्र तेजस्तपने स्फारगभस्तिभारभाजि । तव वैरिनृपायशस्तमांसि स्फुरदुज्जृम्भितमाचरन्ति चित्रम् ॥ ७ ॥

હે ધરણીના પતિ! તમારા પ્રતાપનો તેજરૂપી સૂર્ય અત્યંત પ્રબળ કિરણોના સમૂહ સહિત ઉદય પામે છે; તે છતાં તમારા વિરોધી રાજાઓના અપયશરૂપી અંધકાર વધે જાય છે, એ પણ આશ્ચર્ય છે ૭

प्रत्यर्थिवामनयनानयनाम्बुपूरैः सद्यः स्खलद्बहलकज्जलजालनीलैः । युष्मत्प्रतापतपनस्तपनान्महीयानारभ्यते यदमुना यमुनासहस्रम् ॥ ८ ॥

હે રાજન્! તમારો પ્રતાપરૂપી સૂર્ય સૂર્યનારાયણથી પણ ઘણો મોટો છે; કેમ કે (તે સૂર્યે તો એક જ યમુનાનદી પ્રગટ કરી છે અને) તમારા પ્રતાપરૂપી સૂર્યે હજાર યમુનાઓ પેદા કરી છે કે જેનાં જળ વૈરીજનોની રમણીઓનાં નેત્રના આંસુથી - ભરપૂર છે તેમ જ આંખનાં ગાઢા કાજળના સમૂહથી તે જળ શ્યામ બનેલાં છે. ૮

मार्तण्डमण्डलसमं भवतः प्रतापं, ये वर्णयन्ति नहि ते कवयः प्रवीणाः । अम्भोनिधौ विलयमेति परं पतङ्गः, पारं प्रयाति जलधेस्तु तव प्रतापः ॥ ९॥

હે રાજન્! ખરેખર તે કવિજન પ્રવીણ નથી કે જે તમારા પ્રતાપને સૂર્યમંડલ જેવો કહીને તેનાં વર્ણન કરે છે; કારણ કે આ સૂર્ય તો સમુદ્રમાં ડૂબી જાય છે; પરંતુ તમારો પ્રતાપ તો સમુદ્રને ઓળંગીને તેને પેલે પાર પહોંચી જાય છે. ૯

उल्लास्य कालकरवालमहाम्बुवाहं
देवेन येन जरठोर्जितगर्जितेन ।
निर्वापितः सकल एव रणे रिपूणां
धाराजलैस्त्रिजगति ज्वलितः प्रतापः ॥ १० ॥

પ્રબળ તથા કડક ગર્જના કરતા તે રાજાએ રણસંગ્રામ પર વિકરાળ ખડ્ગરૂપી મોટા મેઘને પ્રગટ કરી તેની ધારાનાં પાણીથી ત્રણે લોકમાં ઝળકતા શત્રુઓના પ્રતાપને ઠારી નાખ્યો હતો. ૧૦

वदन्तु देव तावकं प्रतापमेव पावकं
महातुषारशीतलं वदामहे वयं यतः ।
सुमेरुकन्दरोदरस्थितो गृहीतकम्बल-
स्त्वदारिभूपतिव्रजः प्रकम्पते मुहुर्मुहुः ॥ ११ ॥

હે રાજન્! 'તમારો પ્રતાપ જ અગ્નિ જેવો છે' એમ કેટલાક કવિઓ કહે છે, તે ભલે કહે. અમે તો તમારા પ્રતાપને મોટા હિમના સમૂહ જેવો શીતલ છે, એમ કહીએ છીએ; કારણ કે તમારા વિરોધી રાજાઓના જે મંડળ છે, તે ધાબળા લઈને સુમેરુ પર્વતની ગુફાઓની અંદર ભરાઈ બેઠા છે અને ત્યાં પણ તમારા પ્રતાપથી વારંવાર કંપ્યા કરતા હોય છે. ૧૧

अये नृपतिमण्डलीमुकुटरत्न युष्मद्भुजा-
महोऽभवतिसंजुषा वत भवत्प्रतापार्चिषा ।
द्विषामतिभृशं यशः प्रकटपारदोष्मापना-
दुदस्फुटत तारकाकपटतो विहायस्तटे ॥ १२ ॥

હે રાજાઓના મંડલના મુગટના રત્ન! જ્યારે તમારી ભુજાઓના અપાર ગરમીવાળા પ્રતાપની જ્વાલાઓથી તમારા શત્રુઓનો કીર્તિરૂપ પારો ખૂબ જ તપે છે, ત્યારે તે ઊંચે ઊડીને આકાશમાં રહેલા તારાઓના રૂપે વિખરાયેલો દેખાય છે. ૧૨

अयुक्तो यदि न प्रकुप्यसि मृषावादं न चेन्मन्यसे
तद्ब्रूमोऽद्भुतदर्शनेन रसना केषां न कण्डूयते ।
देव त्वत्तरुणप्रतापदहनज्वालावलीशोषिताः
सर्वे वारिधयस्त्वदारिवनितानेत्राम्बुभिः पूरिताः ॥१३

હે રાજા! તમે જો અતિશયોક્તિથી કોપતા ન હો અને અમે જે કહીએ છીએ તેને મિથ્યા વચન ન માનો, તો અમે કહીએ અને ખરેખર અદ્ભુત વસ્તુનાં દર્શન કરીને કોની જીભને બોલવાની ચળ ન થાય? (ત્યારે સાંભળો.) તમારા નવા પ્રતાપરૂપી અગ્નિની જ્વાળાઓની પંક્તિથી જે બધા સમુદ્રો સુકાઈ ગયા હતા, તે બધા તમારા વૈરી જનોની રમણીઓએ વહેવડાવેલ નેત્રનાં આંસુનાં જળથી પાછા ભરાઈ ગયા હતા. ૧૩

देव त्वत्तरुणप्रतापतपनत्रासादिव त्र्यम्बको
नो गङ्गां विजहाति निःसरति न क्षीराम्बुधेर्माधवः ।
साम्यंस्तामरसान्तरालवसतिर्देवः स्वयंभूरभूत्
पातालावधिपङ्कमग्नवपुषस्तिष्ठन्ति कूर्मादयः ॥१४॥

હે રાજન્! તમારા નવા પ્રતાપરૂપી અગ્નિનો તાપ એટલો બધો છે કે જાણે તેના ત્રાસને લીધે જ સદાશિવ–ત્ર્યંબક મસ્તક પર રહેલી ગંગાને છોડતા નથી. વિષ્ણુ ભગવાન ક્ષીરસાગરમાંથી ઘડીભર બહાર નીકળતા નથી, બ્રહ્મા પણ કમળના ગર્ભની અંદર નિવાસ કરે છે તેમ જ આદિકચ્છપ વગેરે અવતારો પાતાલ સુધી પહોંચેલા કાદવની અંદર પોતાનાં શરીર ડુબાડી દે છે.

अव्दैर्वारिजिघृक्षयार्णवगतैः साकं व्रजन्ती मुहुः
संसर्गाद्वडवानलस्य समभूदापन्नसत्त्वा तडित् ।
मन्ये देव तया क्रमेण जनितो युष्मत्प्रतापानलो
येनारातिवधूविलोचनजलैः सिक्तोऽपि संवर्धते ॥१५॥

હે રાજન્! જ્યારે પાણી લેવાની ઇચ્છાથી મેઘો સમુદ્રમા ગયા, ત્યારે તેની સાથે વીજળી પણ સમુદ્રમા ગઈ હતી. હવે ત્યા જે વાડવાનલ રહેલો છે તેની સાથે સંગ થતાં વીજળી ગર્ભવતી થઈ હતી અને તેનાથી જે અગ્નિનો જન્મ થયો તે જ તમારા પ્રતાપરૂપે પ્રસિદ્ધ થયો તેથી એ બાબત સ્વાભાવિક છે કે જેમ જેમ તમારા શત્રુઓની રમણીઓનાં નેત્રનાં જળથી તે સિંચાય છે, તેમ તેમ તે વૃદ્ધિ પામે છે. ૧૫

देव त्वद्भुजदण्डदर्पगरिमोद्गीर्णप्रतापानल-
ज्वालापङ्क्तिमकीर्तिपारदघटीविस्फारिता विन्दवः
शेषाहिः कति तारकाः कति कति क्षीरोदधिः कत्यपि
प्रालेयाचलशङ्खशुक्तिकरकाः कर्पूरकुन्देन्दवः ॥ १६ ॥

હે રાજન્! તમારા ભુજદંડના ભારે ગર્વે જે પ્રતાપરૂપી અગ્નિની જ્વાલાઓ પ્રગટ કરી; તેથી તમારી સ્વચ્છ કીર્તિરૂપી પારદની શીશી ફૂટીને તૂટી ગઈ. હવે તેમાથી જે બિંદુઓ ઊડ્યાં તેમાંના જ કેટલાંક શેષનાગરૂપે, કેટલાંક તારાઓરૂપે, કેટલાક ક્ષીરસાગરરૂપે, કેટલાક હિમાલયરૂપે, કેટલાક છીપરૂપે, કેટલાક શંખરૂપે, કેટલાક વરસાદના કરારૂપે, કેટલાક કર્પૂરરૂપે, કેટલાક કુંદપુષ્પરૂપે અને કેટલાક ચંદ્રરૂપે બની ગયા હતાં. ૧૬

भङ्क्त्वाकीर्तिमपीमलीमसतया प्रत्यर्थिसेनाभट-
श्रेणीतिन्दुकाननेषु विलसत्यस्य प्रतापानलः ।
अस्मादुत्पतिताः स्फुरन्ति जगदुत्सङ्गे स्फुलिङ्गाः स्फुटं
मालोद्भूतभवाक्षिभानुहुतभुग्जम्भारिदम्भोलयः ॥१७

પરાજ્યરૂપી અપકીર્તિના આજથી તે રાજાના શત્રુઓની સેનાના યોદ્ધાઓનો સમૂહ અત્યંત શ્યામ બનતાં, તે ટીમરુનાં વૃક્ષ જેવાં કાળાં બની ગયાં હતાં અને તેમાં તે રાજાનો પ્રતાપરૂપી અગ્નિ જ્યારે બરોબર સળગતો હતો, ત્યારે તેમાંથી જે તણખા ઊડ્યા, તે જ તણખા જગતની અંદર સદાશિવના લલાટમાં રહેલ અગ્નિરૂપે. સૂર્યરૂપે તેમ જ ઇંદ્રના વજ્રરૂપે બનીને રહેલા છે.

लाङ्घ्रीर्घविरिञ्चिवासरविधौ जानामि यत्कर्तृतां
शङ्के यत्प्रतिबिम्बमम्बुधिपयःपूरोदरे वाडवः ।
व्योमव्यापिविपक्षराजकयशस्ताराप्रराभावुकः
कासामस्य न स प्रतापतपनः पारं गिरां गाहते ॥१८॥

આ રાજાનો પ્રતાપરૂપી સૂર્ય છે, તે કદી અસ્ત પામતો નથી એટલે બ્રહ્માના દિવસને પણ તે લાંબો કરી નાખે છે તેમ જ વિરોધી રાજાઓની કીર્તિઓરૂપે જે તારાઓ આકાશમા રહેલા છે, તે સર્વના તેજનો તે સૂર્ય પરાભવ કરી નાખે છે અને મને તો એ જ શંકા થાય છે કે તે પ્રતાપરૂપી સૂર્યનું જે પ્રતિબિંબ સમુદ્રના અગાધ જળમા પડ્યું છે, તે જ આ વાડવાનલ છે. ખરેખર, તે પ્રતાપનાં વર્ણન કરવા કયા કયા કવિઓની વાણીઓ ડૂબકાં મારતી નથી? ૧૮

शंभुर्मानससंनिधौ सुरधुनीं मूर्ध्ना दधानः स्थितः
श्रीकान्तश्चरणस्थितामपि वहन्नेतां निलीनोऽम्बुधौ ।
मग्नः पङ्करुहे कमण्डलुगतामेनां दधन्नाभिभू-
र्मन्ये वीर तव प्रतापदहनं ज्ञात्वोल्बणं भाविनम् ॥१९॥

હે રાજન્! ભાવષ્યમાં ઉત્પાત મચાવનારો તમારો પ્રતાપરૂપી અગ્નિ પ્રગટ થશે, એમ માનીને જ, પોતાના મસ્તક પર ગંગાજી હોવા છતાં પણ સદાશિવ માનસસરોવરની પાસે રહે છે, પોતાના ચરણમાં ગંગાજી રહેતા હોવા છતાં પણ વિષ્ણુ ભગવાન ક્ષીરસાગરમા છુપાઈ રહ્યા છે તેમ જ પોતાના કમંડલમાં ગંગાજી હોવા છતાં બ્રહ્માજી કમળમાં નિવાસ કરે છે. ૧૯

युष्मत्प्रौढतरप्रतापतपनज्वालावलीव्याकुले
ब्रह्माण्डे मधुसूदनोऽहिशयने शेते पयःसागरे ।
शंभुर्जह्नुसुतां दधाति शिरसा भूमिस्तुषाराचलं
तापव्याकुलितः पतत्यतितरां भानुः समुद्रे मुहुः ॥२०

હે રાજન્! તમારા ખૂબ જ વૃદ્ધિ પામેલા પ્રતાપરૂપી અગ્નિની જ્વાળાઓની પંક્તિઓથી જ્યારે બધું બ્રહ્માંડ આકુળવ્યાકુળ બની ગયું, ત્યારે વિષ્ણુભગવાન ક્ષીરસાગરમાં શેષનારાયણ પર શયન કરતા હતા, સદાશિવ–શંભુ મસ્તક પર ગંગા ધારણ કરતા હતા, પૃથ્વી હિમાલયને ધારણ કરતી હતી તેમ જ સૂર્ય પણ પ્રતાપના તાપથી અકળાઈ વારંવાર સમુદ્રમાં પડતો હતો. ૨૦

नार्यः कुङ्कुमशङ्कया निटिलगं प्रोञ्छन्त्यपास्तद्विषां
सांध्यं रागममुं विभाव्य ललना गच्छन्ति केलीगृहम् ।
मुग्धा दावधियोऽरयस्तव विभो यान्ति द्रुतं कानने
लाक्षाराग इति प्रकुप्यति धवे कान्ता प्रतापोदये ॥२१॥

હે રાજન્! જ્યારે તમારો પ્રતાપ ઉદય પામ્યો ત્યારે નાશ પામેલા તમારા શત્રુઓની સ્ત્રીઓ તે પ્રતાપને કુંકુમ જેવો લાલ સમજી, પોતાના કપાળ પરથી ભૂંસી નાખે છે. કામિની સ્ત્રીઓ તે પ્રતાપને સંધ્યાકાળનો લાલ રંગ સમજી વિલાસગૃહમાં પ્રવેશ કરે છે. જીવતા રહેલા શત્રુઓ તે પ્રતાપને દાવાનલ સમજી જંગલમાં દોડવા લાગે છે તેમ જ કોઈ કાન્તા પોતાના પતિની છાતી પર શોક્યના પગનો અળતો લાગ્યો છે, જાણીને પતિ પર કોપ કરે છે. ૨૧

यो नास्ताचलमस्तकं प्रति गतो दीनत्वमालम्बते
यो नायाति निशासु संशयपदं नोदेति गिर्याश्रयात् ।
यो राहोरपि कर्कशेषु दशनेष्वासीन्न वा गोचरः
सोऽयं भूप तव प्रतापतपनो वर्वति सर्वोपरि ॥ २२ ॥

હે રાજન્! તમારો પ્રતાપરૂપી જે સૂર્ય છે, તે અસ્તાચલના મસ્તક પર જઈને હીનતા પામતો નથી, રાત્રિઓ થતાં અસ્ત પામતો નથી, ઉદયાચળનો આશ્રય લઈને ઊગતો નથી તેમ જ રાહુની કર્કશ દાઢોમાં આવી જતો કદી જોવામાં આવ્યો નથી. એ રીતે તમારો પ્રતાપરૂપી સૂર્ય બારે સૂર્ય કરતાં ચઢી જાય તેવો છે. ૨૨

कान्तारे जलवृक्षवैरिणि मुहुस्त्वद्वैरिवामभ्रुवो
बालैराकुललोचनैः प्रतिपदं रुद्धक्रमाश्चङ्क्रमे ।
पृथ्वीचण्डरुचे निजांबरदशासंघट्टदीप्तप्रभं
सिञ्चन्त्यञ्जलिसंचिताश्रुभिरलं युष्मत्प्रतापानलम् ॥२३

હે પૃથ્વી પરના સૂર્યરૂપ રાજા! જ્યાં જળ કે વૃક્ષ જોવામાં આવતાં નથી એવાં લુખ્ખાં જંગલોમાં આકુળ-વ્યાકુળ બનેલાં નેત્રવાળાં બાળકોથી પગલે પગલે રોકાતી તમારા શત્રુઓની સ્ત્રીઓ તમારા પ્રતાપરૂપી અગ્નિથી તેમની સાડીના છેડા દાઝી ગયા છે, એમ જાણીને ખોબામાં આંસુ ભેગાં કરે છે અને તે સળગેલા છેડા પર નાખે છે. ૨૩

अध्यायोधनवेदि मार्गणकुशानास्तीर्य खड्गस्रुचा
हुत्वारेः पललं चरुं हविरसृक्तन्मस्तकस्वस्तिकैः ।
संवेष्ट्याहवनीयमानसदसिल्योऽसौ प्रतापानलोऽ-
स्यापि द्रागुदकाञ्जलीकृतचतुःपाथोधिना श्रीमता ॥२४॥

હે રાજા! રણભૂમિરૂપી વેદી પર બાણોરૂપી દર્ભને બિછાવીને તલવારરૂપી સ્રુવાથી શત્રુઓનાં માંસરૂપી ચરુને તથા લોહીરૂપ ઘીને અગ્નિમાં હોમીને, તે અગ્નિને શત્રુઓનાં મસ્તકોરૂપ સ્વસ્તિક(પાત્ર)થી વીંટીને પછી ખડ્ગરૂપી આહવનીય કુંડમાં લાવીને, તરત જ ચાર સમુદ્રરૂપી ચાર અંજલિઓ આપીને, તમે તે અગ્નિની સ્થાપના કરી છે. ૨૪

देव त्वद्भुजदण्डचण्डिमचमत्कारिप्रतापानल-
ज्वालाजालभयादिवाभिविशति क्षीराम्बुधिं माधवः ।
भर्गः स्वर्गधुनीं दधाति शिरसा त्यक्तत्रिलोकीकृति-
र्वेधाः किं च मुहुः कमण्डलुजलैरात्मानमासिञ्चति ॥

હે રાજન્! તમારા બાહુદંડના ચંડપણાનો ચમત્કાર અનુભવતો તમારો જે પ્રતાપરૂપી અગ્નિ છે, તેની જ્વાળાઓ અમને સંતાપ આપશે એમ જાણીને જ જાણે કે તે ભયથી વિષ્ણુભગવાન ક્ષીરસાગરમાં પ્રવેશ કરે છે; સદાશિવ—ભર્ગ મસ્તક પર ગંગા ધારણ કરે છે, અને ત્રણેય લોકની ક્રિયાઓ છોડી દઈને બ્રહ્માજી વારંવાર પોતાના શરીર પર કમંડલુનાં જલ છાંટે છે. ૨૫

श्रीमद्वीराधिवीर पृथुतरमहसस्त्वत्प्रतापाग्निकीला-
च्छ्रुत्वाब्धेः शोषवार्तां शरणमनुगतः कुत्रचित्कश्चिदेव ।
चन्द्रः कीर्त्यां सुधास्ये त्रिदशतरुवरः पाणिपद्मे च कोशे
लक्ष्मीः क्ष्वेडं च कोपे जलधरकुसुमं वैरिकान्तादृगन्ते ॥

હે શ્રીમાન વીર મહારાજ! વિસ્તીર્ણ તેજવાળી તમારા પ્રતાપરૂપ અગ્નિની જ્વાલાથી સમુદ્ર સુકાઈ જવાનો છે, તે વાત સાંભળીને સમુદ્રના એકેએક પદાર્થો ક્યાં ક્યાં શરણે ગયા? (તો જણાવે છે કે,) ચંદ્ર તમારી કીર્તિમાં, અમૃત મુખમાં, કલ્પવૃક્ષ હાથમાં, લક્ષ્મી ભંડારમાં, વિષ કોપમાં તેમ જ વરસાદના જળ તમારા શત્રુઓની સ્ત્રીઓમાં આવીને રહેલાં છે. ૨૬

द्रागाक्रम्योदयाद्रिं चरमगिरिमतिस्पर्धया तिग्म-
रश्मेर्मेरुं पर्यस्य लङ्कानगरमुपगतः कौतुकात्त्वत्प्र-
तापः । वीक्ष्यामुं वीतिहोत्रं पुनरपि विपदं देव
निश्चिन्वतीनां, यः क्षोभो राक्षसीनां क्षणमजनि स
हि त्वद्द्विषां सर्वदास्ताम् ॥ २७ ॥

હે રાજન્! તમારો પ્રતાપ સૂર્યની સાથે એકદમ હરીફાઈમાં ઊતરીને પહેલાં તો ઉદયાચળ અને અસ્તાચળ બંનેને ઓળંગી ગયો; ત્યાર બાદ આખા મેરુ પર્વતને ફરી વળીને કૌતુકને કારણે લંકામાં પહોંચી ગયો. તે પ્રતાપને અગ્નિ સમજીને લંકાની રાક્ષસીઓને એવો નિશ્ચય થયો કે, 'ખરેખર, હનુમાને લગાડેલો અગ્નિ આવી પહોંચ્યો અને ફરીથી વિપત્તિ આવી પડી.' તેને કારણે તેમને ક્ષણભર માટે પણ જે ક્ષોભ થયો, તેવો ક્ષોભ તમારા શત્રુઓને સદા રહેજો. ૨૭

त्वत्खड्गाघातजातव्यथरिपुवनितामुक्तवाष्पाम्बुधारा, सारादारादुदाराद्दिशि दिशि सरितामुद्भवाश्चेन्न हि स्युः । कल्पान्तक्रूरकेलिप्रकरविजयिनो विस्फुरत्त्वत्प्रतापात्, पारावारानपारानपि सपदि पराङ्शुष्यतः पूरयेत्कः ॥ २८ ॥

હે રાજન્ ! તમારા ખડ્ગના પ્રહારોથી જખમી થયેલ વૈરીજનોના સ્ત્રીઓએ જે અશ્રુરૂપી જલની ધારાઓથી પ્રબળ વૃષ્ટિ કરી, તેથી દશે દિશાઓમાં તરત જ વિશાળ નદીઓ પ્રગટ થઈ. આ નદીઓ જો પ્રગટ થઈ ન હોત, તો પ્રલયકાળના અગ્નિની ક્રૂર ક્રીડાઓને પણ ભુલાવી દે એવો તમારો પ્રતાપરૂપી અગ્નિ પ્રજ્વલિત થયો, તેથી અત્યંત અગાધ અપાર એવા સાત સમુદ્રો સુકાઈ ગયા, તેને કોણ ભરપૂર બનાવી દેત ? ૨૮

दुर्वारारातिराजीवनदवदहनः कौङ्कुमो दिग्वधूनां सर्वाङ्गीणोऽङ्गरागस्त्रिभुवनभवनध्वान्तविध्वंसदीपः । त्वद्दोरुद्दामदर्वीकरमुखहुतभुग्भूतधात्रीपुरंध्रया वासो माञ्जिष्ठमुर्वीरणकुलमणे जागरीति प्रतापः ॥२९

હે પૃથ્વીપતિ રાજાઓના શિરોમણિ ! તમારો પ્રતાપ જગત પર વિવિધરૂપે પ્રગટ થાય છે. જેમ કે કોઈથી અટકાવી શકાય નહીં એવી શત્રુઓની પંક્તિરૂપી વનને બાળવામા દાવાગ્નિરૂપે, દિશાઓરૂપી રમણીઓને સર્વ અંગોમા લેપન કરવાના કેસરના લેપરૂપે, ત્રણ લોકરૂપ ઘરની અંદરના અંધકારને દૂર કરવામા દીવારૂપે, તમારા બાહુઓરૂપી સર્પોના મુખમા અગ્નિરૂપે તેમ જ પૃથ્વીરૂપી સ્ત્રીને શણગારવામા મજીઠિયા રંગના વસ્ત્રરૂપે રહેલો છે. ૨૯

भूजाने किं न जाने भवदतुलभुजभ्राजमानप्रतापज्योतिर्ज्वालावलीभिर्जलनिधिवलयं निर्जलं किं न भूयात् । युष्मत्प्रत्यर्थिपृथ्वीपरिवृढवनितानीरनेत्रस्रवन्तीसूत्रस्रोतः सहस्रैरयमिह परितश्चेन्न पूर्येत सद्यः ॥ ३० ॥

હે પૃથ્વીના પતિ ! તમારી અતુલ ભુજાઓમાં દીપી રહેલ પ્રતાપરૂપી અગ્નિની જ્વાલાઓની પંક્તિઓથી સાત સમુદ્રોનું મંડળ જલ વિનાનું કેમ ન બન્યું, તે શું હું જાણતો નથી ? તેનું કારણ તો એ છે કે, તમારા વિરોધી રાજાઓની સ્ત્રીઓનાં અશ્રુઓરૂપી નદીઓમાથી જે હજારો પ્રવાહ વહેવા લાગ્યા, તેનાથી જ તે સાતેય સમુદ્ર જો તરત જ પુરાઈ ગયા ન હોત તો, તે સુકાઈ જાત ! ૩૦

## કીર્તિવર્ણન

राजंस्त्वत्कीर्तिचन्द्रेण तिथयः पूर्णिमाः कृताः ।
मद्गेहान्न बहिर्याति तिथिरेकादशी भयात् ॥ १ ॥

હે રાજા ! તમારો જે કીર્તિરૂપી ચંદ્ર છે, તેણે તો બધી તિથિઓને પૂર્ણિમા બનાવી દીધી છે, પરંતુ તમારા યશથી ભયભીત બનેલ અગિયારસ (અન્ન નહિ હોવાથી રોજ ઉપવાસ) મારા ઘરથી બહાર નીકળતી નથી. ૧

अस्थिवद्दधिवच्चैव कुष्ठवत्पिष्टवत्तथा ।
राजंस्तव यशो भाति शरच्चन्द्रमरीचिवत् ॥ २ ॥

(યશ ધોળો હોય. તેની ઉપમા શોધી કાઢો એમ પૂછતાં, કવિઓએ તેને સરખાવતા જણાવ્યું કે,) હે રાજન્ ! તમારો યશ હાડકા જેવો ધવલ, બીજાએ દહીં જેવો ધવલ, ત્રીજાએ કોઢ જેવો અને ચોથાએ લોટ જેવો કહ્યો; પરંતુ ચતુર કવિએ જણાવ્યું કે 'તમારો યશ શરદઋતુના ચંદ્રની ચાંદની જેવો છે.' ૨

सरस्वती स्थिता वक्त्रे लक्ष्मीर्वेश्मनि ते स्थिता ।
कीर्तिः किं कुपिता राजन्येन देशान्तरं गता ॥ ३ ॥

હે રાજન્ ! સરસ્વતી તમારા મુખમા રહી છે અને લક્ષ્મી તમારા ઘરમા રહી છે, ત્યારે શું કીર્તિ કોપ પામી ગઈ કે જેથી તે બીજા દેશમા પહોંચી ગઈ ? ૩

यद्गुणैर्ग्रथितः शुद्धैरमितैर्ब्रह्मगोलकः ।
विधत्ते कीर्तिकन्यायाः क्रीडाकन्दुककौशलम् ॥ ४ ॥

આ બ્રહ્માંડરૂપી ગોળો જે રાજાના અમિત અને શુદ્ધ ગુણો(દોરા)થી ગૂંથાયેલો છે, તે કીર્તિરૂપી કન્યાની રમત માટે લીલાના દડા જેવો લાગે છે. ૪

सिक्तं स्फटिककुम्भान्तः स्थितं श्वेतीकृतैर्जलैः ।
मौक्तिकं चेल्लतां सूते तत्पुष्पैस्ते समं यशः ॥ ५ ॥

સ્ફટિકના બનેલા ઘડાની અંદર રાખવાથી જે જળ વિશેષ સફેદ કરવામાં આવે અને તે જળથી સીંચેલ મોતી લતાને પેદા કરે તો તે લતાનાં ફૂલોની સાથે તમારા યશની સરખામણી થઈ શકે. ૫

अहो विशालं भूपाल भुवनत्रितयोदरम् ।
माति मातुमशक्योऽपि यशोराशिर्यदत्र ते ॥ ६ ॥

હે રાજન્ ! આ ત્રણે લોકના મધ્યભાગ ઘણા જ વિશાળ જણાય છે; કારણ કે તમારા યશનો રાશ બીજે સમાઈ શકે એમ નહોતો, છતા તે તેમા સમાઈ જાય છે.

त्वत्कीर्तिराजहंस्या वैरिवधूवदनभाजनस्थमपि ।
पीतं हास्यक्षीरं व्यक्तीकृतमश्रुनीरं च ॥ ७ ॥

હે રાજન્ ! તમારી કીર્તિરૂપી રાજહંસીએ તમારા શત્રુઓની સ્ત્રીના મુખરૂપી પાત્રમા રહેલ હાસ્યરૂપી દૂધને

પીને અશ્રુરૂપી જળને તે પાત્રથી જુદું પાડી દીધુ છે.

कुचकलशेष्ववलानामलकायामथ पयोनिधेः पुलिने ।
क्षितिपाल कीर्तयस्ते हारन्ति हीरन्ति ॥ ८ ॥

હે રાજન્! તમારી કીર્તિઓ કામિની જનોના કુચકલશો પર હાર જેવી બને છે, અલકાપુરીમા સદાશિવ શંકર જેવી બને છે અને સમુદ્રના કિનારા પર હીરા જેવી લાગે છે. ૮

रजनीषु विमलभानोः करजालेन प्रकाशितं वीर ।
धवलयति भुवनमण्डलमखिलं तव कीर्तिसंततिः सततम् ॥ ९ ॥

હે વીરરાજ! આ સઘળું ભુવનમંડળ ચંદ્રનાં કિરણોથી ફક્ત અમુક રાત્રિઓમાં જ સફેદ બને છે; તેને તમારી કીર્તિની હાર નિરંતર સફેદ રાખે છે. ૯

दूरेऽपि श्रुत्वा भवदीयकीर्तिं, कर्णौ हि तृप्तौ न च चक्षुषी मे । तयोर्विवादं परिहर्तुकामः, समागतोऽहं तव दर्शनाय ॥ १० ॥

હે રાજન્! દૂર દેશમાં તમારી કીર્તિનું શ્રવણ કરીને મારા કાન તૃપ્ત થયા છે; પરંતુ તમારા દર્શન નહિ થવાથી મારાં નેત્ર તૃપ્ત થયા નથી; તેને કારણે કાન અને નેત્રની વચ્ચે જે ઝઘડો થયો છે, તેને શમાવવા માટે હું તમારાં દર્શન માટે આવ્યો છું. ૧૦

आकर्ण्य भूपाल यशस्त्वदीयं विधूनयन्तीह न के शिरांसि । विश्वंभराभङ्गभयेन धात्रा नाकारि कर्णौ भुजगेश्वरस्य ॥ ११ ॥

હે રાજન્! તમારા યશને સાંભળીને ભલા કોણ પોતાના માથા ન ડોલાવે? જો શેષનારાયણને કાન હોત, તો તે પણ માથુ ધુણાવત; પરંતુ તેમનું માથું ડોલવાથી પૃથ્વી ભાગી પડે, એ ભયથી વિધાતાએ તેમને કાન જ બનાવ્યા નથી. ૧૧

यस्याञ्जनश्यामलखड्गपट्टजातानि जाने धवलत्वमापुः ।
अरातिनारीशरकाण्डपाण्डुगण्डस्थलीनिर्लुठनाद्यशांसि ॥

તે રાજાની કીર્તિઓ અંજન જેવાં કાળા ખડ્ગમાંથી પેદા થઈ છે, તે છતા અત્યંત સફેદ છે; તેનું કારણ હું તો એમ જાણું છું કે, 'શત્રુઓની સ્ત્રીઓનાં કાસડાના ફૂલ જેવા સફેદ થઈ ગયેલાં ગંડસ્થળોમા આળોટવાને કારણે તમારી કીર્તિઓ સફેદ બનેલી છે.

यः कोटिहोमानलधूमजालैर्मलीमसीकृत्य दिशां मुखानि । तत्कीर्तिभिः क्षालयति स्म शश्वदखण्डतारापतिपाण्डुराभिः ॥ १२ ॥

જે રાજાએ કરોડો રચેલા હોમના અગ્નિના ધુમાડાના સમૂહથી દિશાઓના મુખ શ્યામ કરી નાખ્યાં છે; તે જ રાજાએ અખંડ ચંદ્રની જેમ સફેદ બનેલી કીર્તિઓથી તે દિશાઓના મુખ નિરંતર સફેદ બનાવી દીધાં. ૧૩

इयं यशांसि द्विपतः सुधारुचः, किमङ्कमेतद् द्विपतः किमाननम् । यशोभिरस्याखिललोकधाविभिर्विभीषिता धावति तामसी मसी ॥ १४ ॥

આ રાજાના જે યશ સર્વલોકને ઉજ્જ્વળ બનાવી દે છે, તે યશોએ બિવડાવેલી તમોગુણમય શ્યામતા ક્યાં ગઈ હશે? તે શું શત્રુઓની કીર્તિમા ગઈ હશે? તે શું ચંદ્રના કલંકમા ગઈ હશે? કે શું શત્રુના મુખમાં ગઈ હશે? ૧૪

अदः समित्संमुखवीरयौवतत्रुटद्भुजाकम्बुमृणालहारिणी । द्विषद्गणस्त्रैणदगम्बुनिर्झरे यशोमरालावलिरस्य खेलति ॥ १५ ॥

જે રાજાના યશોરૂપી હંસોની હાર યુદ્ધમાં સામે થતા વીર લોકોની સ્ત્રીઓના તૂટવા લાગેલા હાથનાં કંકણોરૂપી કમળનાળોને પોતાના ખોરાક માટે ખેંચી લે છે, તે યશરૂપી હંસો શત્રુઓની સ્ત્રીઓના આંસુઓથી બનેલા મોટા ઝરામા ક્રીડા કરે છે. ૧૫

अनिःसरन्तीमपि देहगर्भात्कीर्तिं परेषामसतीं वदन्ति । स्वैरं चरन्तीमपि च त्रिलोक्यां, त्वत्कीर्तिमाहुः कवयः सतीं नु ॥ १६ ॥

હે રાજા! શત્રુઓના શરીરમાંથી જે કદી પણ બહાર નીકળતા નથી, એવી તે શત્રુઓની કીર્તિને કવિજનો અસતી (વ્યભિચારિણી, સત્તા વિનાની) કહે છે અને જે ત્રણે લોકમા સ્વચ્છંદ રીતે ફર્યા કરે છે, તેને કવિજનો સતી (પતિવ્રતા, કાયમ રહેનારી) કહે છે, તે કેવું આશ્ચર્ય? ૧૬

करवालकरालवारिधारा यमुना दिव्यतरंगिणी च कीर्तिः । तव कामद तीर्थराज दूरादनुबध्नाति सरस्वती कवीनाम् ॥ १७ ॥

હે કામના પૂરનાર અને તીર્થરાજ પ્રયાગની ઉપમા ધરાવનાર રાજા! તમારા ખડ્ગની વિકરાળ પાણીદાર ધારા તે યમુના છે અને કીર્તિ દિવ્ય તરંગ ધરાવનારી ગંગા છે; એટલે કવિજનોની સરસ્વતી (વાણી) દૂરથી પણ ગુપ્ત રીતે તેની સાથે સંબંધમા આવે, તે સ્વાભાવિક છે. ૧૭

त्रिजगदङ्गनलङ्गनजाङ्घिकैस्तव यशोभिरतीव पवित्रिताः ।
प्रथमपार्थिवपुंगवकीर्तयो विबुधसिन्धुजलैरिव सिन्धवः ॥

જેમ દેવનદી ગંગાનાં જળે સમુદ્રોને પવિત્ર કરેલા છે તેમ ત્રણ લોકનાં આંગણાં ઓળંગવામાં મોટા એધિયા બનેલા એવા તમારા યશોએ સર્વ પ્રથમ આવનાર ઉત્તમ રાજાઓની કીર્તિઓને પવિત્ર બનાવી છે. ૧૮

त्वत्कीर्तिमौक्तिकफलानि गुणैस्त्वदीयैः
संदर्भितुं विबुधवामदृशः प्रवृत्ताः ।
नान्तो गुणेषु न च कीर्तिषु रन्ध्रलेशो
हारो न जात इति ताश्च मिथो हसन्ति ॥ १९ ॥

હે રાજન્! તમારા ગુણો(દોરી)થી તમારી કીર્તિરૂપી મુક્તાફળોને પરોવવા માટે વિબુધ જનો(ડાહ્યા, દેવો)ની સ્ત્રીઓ પ્રવૃત્ત તો થઈ, પરંતુ તમારા ગુણોનો છેડો જડ્યો નહિ તેમ જ તમારી કીર્તિઓરૂપી મુક્તાફળોમાં જરાક જેટલું પણ છિદ્ર જોવામાં આવ્યું નહિ, તેથી તે હસવા લાગી. ૧૯

पृथ्वीपते शुभमते भवतो भवस्य
ब्रूमो वयं सुयशसोः कियदन्तरं वा ।
गौरीं चकार गिरिशो निजमर्धमङ्गं
गौरीकृतं च भवता भुवनं समस्तम् ॥२०॥

શુભ મતિવાળા હે પૃથ્વીરાજ! ઉત્તમ યશ ધરાવનાર તમારા અને સદાશિવ શંકરની વચ્ચે સરખામણી કરતાં કેટલું અંતર પડે છે, તે અમે કહીએ છીએ: સદાશિવે તો પોતાના અરધા અંગને જ ગૌરીરૂપ બનાવ્યું છે અને તમે તો સમસ્ત લોકને યશથી ગૌર સ્વરૂપ બનાવ્યું છે.

कीर्तिस्तव क्षितिप याति भुजङ्गगेहं
मातङ्गसंगमकरी च दिगन्तकेषु ।
त्यक्त्वाम्बरं भजति नन्दनमप्यगम्यं
किं किं करोति न निरर्गलतां गता स्त्री ॥२१॥

હે રાજન્! તમારી (છૂટી પડેલી) કીર્તિરૂપી કામિની તો ભુજંગ(જારલોક, નાગલોક)ના નિવાસ (ઘર, પાતાલ) સુધી પહોંચી જાય છે. દસે દિશાઓના છેડે રહેનાર માતંગ(ચાંડાલ, દિગ્ગજો)નો સંગ કરે છે અને પોતાનું અંબર (વસ્ત્ર, આકાશ) છોડી દઈને નંદન (પુત્ર, નંદનવન) સાથે સમાગમ કરે છે. ખરેખર, જે સ્ત્રી છૂટી પડેલી હોય, તે કયાં કયાં આચરણ ન કરે? ૨૧

निर्मुक्तशेषधवलैरचलेन्द्रमन्थ-
संक्षुब्धदुग्धमयसागरगर्भगौरैः ।
राजन्निदं बहुलपक्षदलन्मृगाङ्क-
च्छेदोज्ज्वलैस्तव यशोभिरशोभि विश्वम् ॥ २२ ॥

હે રાજન્! કાંચળી વિનાના શેષનાગ જેવા સફેદ, મંદરાચળરૂપી રવૈયાથી વલોવાયેલ, ક્ષીરસાગરના ફીણ જેવા ધવલ તેમ જ કૃષ્ણપક્ષથી થતા ચંદ્રના ખંડ જેવા ઉજ્જ્વળ તમારા યશોએ જગતને શોભાવ્યું છે. ૨૨

प्रतिनगरमटन्ती प्रत्यगारं व्रजन्ती
प्रतिनरपतिवक्षःकण्ठपीठे लुठन्ती ।
गिरिगरिमनितम्बाच्छादने सावधाना
तदपि च तव कीर्तिर्निर्मलैवेति चित्रम् ॥ २३ ॥

હે રાજા! તમારી કીર્તિ નગરે નગરે ભટકે છે, ઘેરેઘેર પહોંચી જાય છે, દરેક રાજાની છાતી અને કંઠપ્રદેશ પર લોટતી હોય છે તેમ જ પર્વત જેવા ભારે નિતંબને ઢાંકવામાં સાવધાન રહે છે, તે છતાં તે નિર્મળ ગણાય, એ આશ્ચર્ય છે ૨૩

त्यजसि यदपि लक्ष्मीं कीर्तिमासाद्य दानै-
र्व्रजति तदपि कीर्तिः सिन्धुपारं न लक्ष्मीः ।
कथय क इह हेतुर्नारवेश त्वदीये
वसति हृदयपद्मे नन्दसूनुर्मुरारिः ॥ २४ ॥

હે રાજા! તમે દાનો આપીને કીર્તિ મેળવો છો અને લક્ષ્મીનો ત્યાગ કરો છો, તે છતાં કીર્તિ સમુદ્રને પેલે પાર પહોંચી જાય છે અને લક્ષ્મી ભવન છોડીને જતી નથી. તેમાં શું કારણ હશે, તે કહો તો? હું તો ધારું છું કે તમારા હૃદયકમળમાં નંદના પુત્ર ભગવાન મુરારિ કૃષ્ણ રહે છે ૨૪

अनुक्षणमनुक्षणं क्षितिप रक्ष्यमाणा त्वया
प्रयाति विदिशो दश प्रबलकीर्तिरेकाकिनी ।
इयं नियतमर्थिषु प्रतिदिनं वितीर्णा रमा
जहाति न तवान्तिकं द्वितयमेतदत्यद्भुतम् ॥ २५ ॥

હે રાજન્! આ તમારી પ્રબળ કીર્તિ ક્ષણે ક્ષણે રક્ષણ કરાતી હોવા છતા પણ દશે દિશાઓ તરફ એકલી જ ચાલી જાય છે અને દરરોજ યાચકોમાં વહેંચાતી હોવા છતાં લક્ષ્મી તમારું નિકટપણું છોડતી નથી; એ બંને બાબતો અત્યંત અદ્‌ભુત છે. ૨૫

समुन्नतघनस्तनस्तबकचुम्बितुम्बीफल
क्वणन्मधुरवीणया विबुधलोकवामभ्रुवा ।
त्वदीयमुपगीयते हरकिरीटकोटिस्फुर-
त्तुषारकरकन्दलीकिरणपूरगौरं यशः ॥ २६ ॥

હે રાજા! ઘણા ઊંચા અને કઠણ સ્તનોરૂપી ગુચ્છો પર વીણાનાં તુંબડાં રાખીને મધુર વીણાને વગાડતી દેવલોકોની સ્ત્રીઓ તમારા યશને ગાય છે કે જે સદાશિવના મુગટની અણી પર ચળકતા ચંદ્રખંડનાં કિરણોનાં પૂર જેવો અત્યંત ઉજ્જ્વળ છે. ૨૬

वनेषु वनदेवता दिवि दिवौकसां वल्लभा
भुजगकुलकन्यका भुजगलोककेलीवने ।
यश समरसचितं नरमृगेन्द्र गायन्ति ते
प्रभाविजितकौमुदीकुमुदपाण्डुताडम्बरम् ॥ २७ ॥

હે રાજસિંહ! યુદ્ધમાં ભેગો કરેલ યશ કે જેણે પોતાની કાંતિથી ચાંદની તથા પોયણીની ધવલતાના દેખાવને જીતી લીધો છે, તે યશને વનદેવીઓ વનોમાં, દેવાંગનાઓ સ્વર્ગમાં તેમ જ નાગકન્યાઓ પાતાલના લીલાવનમાં ગાયા કરે છે ૨૭

अपायि मुनिना पुरा पुनरमायि मर्यादया
अतारि कपिना पुरा पुनरदाहि लङ्कारिणा ।
अमन्थि मुरवैरिणा पुनरबन्धि लङ्काग्णिा
क नाम वसुधापते तव यशोम्बुधि क्वाम्बुधि ॥२८

હે પૃથ્વીપતિ! તમારો યશરૂપી સાગર ક્યાં અને ક્યાં આ જળનો સાગર? આ સાગર તો પહેલાં અગસ્ત્યના મુખેથી પિવાઈ ગયો મર્યાદાથી મપાઈ ગયો, હનુમાનથી ઓળંગાઈ ગયો, રામચંદ્રના બાણથી બળી ગયો, વિષ્ણુના હાથથી વલોવાઈ ગયો તેમ જ પુનઃ રામચંદ્રના હાથે બંધાઈ ગયો હતો, તમારો યશસાગર તો અનંત, અપાર છે ૨૮

महाराज श्रीमञ्जगति यशसा ते धवलिते
पय पारावार परमपुरुषोऽय मृगयते ।
कपर्दी कैलास सुरपतिरपि स्व करिवर
कलानाथ राहु कमलभवनो हसमधुना ॥ २९ ॥

હે શ્રીમાન મહારાજ! તમારા યશથી જ્યારે બધું જગત અત્યંત સફેદ બની ગયું, ત્યારે વિષ્ણુ ભગવાન ક્ષીરસાગરને, કપર્દી મહાદેવ કૈલાસને, ઇંદ્ર પોતાના ઐરાવત હાથીને, રાહુ ચંદ્રને તેમ જ બ્રહ્માજી હંસને શોધવા મંડી પડ્યા છે ૨૯

कुविन्दस्त्व तावत्पटयसि गुणग्राममभितो
यशो गायन्त्येते दिशि दिशि च नग्नास्तव विभो ।
शरज्ज्योत्स्नागौरस्फुटविकटसर्वाङ्गसुभगा
तथापि त्वत्कीर्तिर्भ्रमति विगताच्छादनमिह ॥ ३० ॥

હે રાજા! તમે જો કુ-વિંદ (વસ્ત્ર વણનાર, પૃથ્વીને મેળવનાર) છો અને ચોમેર ગુણ(તાતણા, સદ્ગુણો)ના સમૂહને વણ્યા કરો છો (અને વધાર્યા કરો છો) તો પછી સઘળી દિશાઓમાં તમારા યશને ગાનારા નગ્ન (બંદીજન) કેમ છે તેમ જ તમારી કીર્તિ વસ્ત્ર વિનાની થઈને શા માટે જગત પર ભમ્યા કરે છે કે જે કીર્તિ શરદઋતુની ચાંદનાની જેમ સઘળા અંગ સ્પષ્ટ દેખાવાથી વિશેષ સુંદર લાગે છે. ૩૦

पतत्येतत्तेजोहुतभुजि कदाचिद्यदि तदा
पतङ्ग स्यादङ्गीकृततमपतङ्गापदुदय ।
यशोऽमुष्येवोपार्जयितुमसमर्थेन विधिना
कथचित्क्षीराम्भोनिधिरपि कृतस्तत्प्रतिनिधि ॥ ३१ ॥

તે રાજાના તેજરૂપી અગ્નિમાં જો કદાચ સૂર્ય પડે, તો તે પણ પતંગિયાની જેવી જ ગતિ પામે! ખરે ખર, આ રાજાની કીર્તિ જેવી કીર્તિનું સંપાદન કરવામાં અશક્તિ ધરાવનાર બ્રહ્માએ પણ જાણે કે ક્ષીરસાગરની રચના કરીને તેની કીર્તિનો પ્રતિનિધિ ઊભો કર્યો હોય એમ લાગે છે ૩૧

इन्दोर्लक्ष्म त्रिपुरजयिन कण्ठमूल मुरारि
र्दिङ्नागाना मदजलमपीभाञ्जि गण्डस्थलानि ।
अद्याप्युर्वीवलयतिलकश्यामलिम्नानुलिप्ता
न्याभासन्ते वद धवलित किं यशोभिस्त्वदीयै ॥३२॥

હે પૃથ્વીમંડલના તિલકરૂપ રાજન્! ચંદ્રનું કલંક સદાશિવના કંઠનું મૂળ, વિષ્ણુનું સ્વરૂપ તેમ જ દિક્પાળ હાથીઓના ગંડસ્થળ એ બધા પદાર્થો શ્યામ વર્ણથી લેપાયા છે, તો પછી તમારા યશોએ કયો પદાર્થ ધોળો બનાવ્યો, તે જણાવો ૩૨

किं वृत्तान्तै परगृहगतै किंतु नाह समर्थ
स्तूष्णीं स्थातु प्रकृतिमुखरो दाक्षिणात्यस्वभाव ।
गेहे गेहे विपणिषु तथा चत्वरे पानगोष्ठ्या
मुन्मत्तेव भ्रमति भवती वल्लभा देव कीर्ति ॥३३॥

હે રાજન્! પરાયા ઘરના વૃત્તાંત કહેવાથી શો ફાયદો? પરંતુ ચૂપચાપ રહેવાની મારી શક્તિ નથી; કારણ કે દક્ષિણ દેશમાં જન્મેલ માણસનો સ્વભાવ વધારે પડતો બોલકણો હોય છે, એટલે કહું છું કે, તમારી પ્રિયા કીર્તિ ઘેરેઘેર બજારોમાં, ચોકચૌટામાં અને મદિરાપાનની શાળાઓમાં પાગલની જેમ ભમ્યા કરે છે (તે સારું ગણાય કે?) ૩૩

कैलासस्य प्रथमशिखरे वेणुसमूर्च्छनाभि
श्रुत्वा कीर्तिं विबुधरमणीगीयमाना यदीयाम् ।
स्रस्तापाङ्गा सरसबिसिनीकाण्डसजातशङ्का
दिङ्मातङ्गा श्रवणपुलिने हस्तमावर्तयन्ति ॥ ३४ ॥

હે રાજા! કૈલાસના પહેલા શિખર પર વેણુના સૂરોની મૂર્ચ્છનાઓની સહાયથી જ્યારે દેવોની રમણીઓ તમારી કીર્તિને ગાય છે, ત્યારે તે કીર્તિ પોતાના કાન પર અથડાતા ઉત્તમ કમળના સમૂહ પોતાના માન પર આવ્યા છે, એવો ભ્રમ સેવીને દિગ્પાળ હાથીઓ પોતાના

નેત્રો વાંકા કરીને કાન પર સૂંઢ ફેરવતા હોય છે ૩૪

अध्याहार स्मरहरशिरश्चन्द्ररोषस्य शेष
स्याहेर्भूय फणसमुचित कायय‍ष्टीनिकाय ।
दुग्धाम्भोधेर्मुनिचुलुकनत्रासनाशाभ्युपाय
कायव्यूह क जगति न जागर्त्यद कीर्तिपूर ॥३५॥

આ રાજાની કીર્તિનો ભરપૂર પ્રવાહ મૂર્તિરૂપ બનીને જગતમાં ક્યા ક્યા પ્રગટ થતો નથી ? તે કીર્તિ સદાશિવના મસ્તક પર રહેલ ચંદ્રખંડનું અનુમાન કરાવે છે, શેષનારાયણની ફેણોના સમુદાય જાણે કે ફરીથી સુરેખ કાયાનો સમૂહ હોય એમ લાગે છે તેમ જ અગસ્ત્યમુનિ મારું પણ આચમન કરી જશે, એ ભયથી ક્ષીરસમુદ્ર દૂર થવા માટે નવી કાયા ઘડી હોય એમ લાગે છે ૩૫

कथमवनिप दर्पो यन्निशातासिधारा
दलनगलितमूर्ध्नां विद्विषा स्वीकृता श्री ।
ननु तव निहतारेरप्यसौ किं न नीता
त्रिदिवमपगताङ्गैर्वल्लभा कीर्तिरेभि ॥ ३६ ॥

હે રાજા ! તીક્ષ્ણ ખડ્ગથી શત્રુઓના મસ્તકો કાપી નાખીને, તમે શત્રુઓની લક્ષ્મી સ્વાધીન કરી લીધી છે, તેમા તમે આવડો મોટો ગર્વ કેમ ધરાવો છો ? તમારાથી હણાયેલા શત્રુઓ પણ સ્વર્ગમાં જતા તમારી પ્રિય કીર્તિને પોતાની સાથે સ્વર્ગમાં લઈ ગયા શું ?

समितिपतिनिपाताकर्णनद्रागदीर्ण-
प्रतिनृपतिमृगाक्षीलक्षवक्ष शिलासु ।
लिखितलिपिरिवोरस्ताडनव्यस्तहस्त
प्रसरनखरटङ्कैरस्य कीर्तिप्रशस्ति ॥ ३७॥

યુદ્ધમાં પોતાના સ્વામીઓને મરણ પામેલા સાંભળ્યા તોપણ તમારા વિરોધી રાજાઓની સ્ત્રીઓના જે વક્ષસ્થળ તરત ફાટી પડ્યા નહોતા, તે વક્ષસ્થળરૂપી શિલાઓ પર છાતી કૂટવામાં વ્યગ્ર હસ્તના નખરૂપી તીક્ષ્ણ ટાંકણાથી તે રાજાની કીર્તિની પ્રશસ્તિ કોતરાયેલી છે

सुसितवसनालकाराया कदाचन कौमुदी
महसि सुदृशि स्वैर यान्त्या गतोऽस्तमभूद्विधु ।
तदनु भवत कीर्ति केनाप्यगीयत येन सा
प्रियगृहमगान्मुक्ताशङ्का क नासि शुभप्रद ॥ ३८॥

એક વખતે કોઈ અભિસારિકા નાયિકા સફેદ વસ્ત્ર અને અલકાર ધારણ કરીને ચાંદનીના વિશાળ પ્રકાશમાં પોતાના પ્રિય જનને મળવા જતી હતી, ત્યારે ચંદ્ર આથમી ગયો, તે જ સમયે કોઈ માણસે તમારી કીર્તિના ગાન કર્યા એટલે ચંદ્રથી પણ વિશેષ પ્રકાશ ફેલાયો અને તેથી તે અભિસારિકા શંકા છોડીને પ્રિય જનને ઘેર પહોચી ગઈ ! ખરેખર, તમે લોકોના ક્યાં હિત કરતા નથી ૩૮

देव त्वद्यशसि प्रसर्पति जगल्लक्ष्मीसुधोच्चै श्रव
श्चन्द्रैरावणकौस्तुभा स्थितिमिवामन्यन्त दुग्धाम्बुधौ ।
किं त्वेक पुनरस्ति दूषणकणो यन्नोपयाति भ्रमात्
कृष्ण श्री शितिकण्ठमद्रितनया नीलाम्बर रेवती ॥ ३९

હે રાજા ! જ્યારે તમારો યશ જગતમા ફેલાવા લાગ્યો, ત્યારે લક્ષ્મી, અમૃત, ઉચ્ચૈ શ્રવા ઘોડો, ઐરાવત હાથી અને કૌસ્તુભમણિ એટલા પદાર્થો પોતે ક્ષીર સાગરમા રહેતા હોય એમ માનવા લાગ્યા, પરંતુ તમારી કીર્તિ ફેલાતા, એકાદ દૂષણનો કણ રહી ગયો, તે એ કે કૃષ્ણને કાળા જોઈ, તેની પાસે લક્ષ્મી જતા નથી પાર્વતી નીલકંઠ પાસે જતા નથી અને રેવતી નીલવસ્ત્ર પહેરનાર બળદેવ પાસે જતા નથી ૩

इन्दु निन्दति चन्दन न सहते मल्लीस्रज नेक्षते
हार द्वेष्टि सिताब्जमुज्झति बिसस्तोमं विगृह्णाति च ।
श्रीभूपाल महीधरेषु विपिनेष्वम्भोधितीरेषु च
त्वत्कीर्तिस्त्वदरिप्रिया च विलसत्युच्चै स्फुरत्पाण्डिमा ॥

હે રાજા ! જેનો પાડુવર્ણ ખૂબ જ પ્રકાશમા આવ્યો છે એવી તમારી કીર્તિ અને તમારા વિરોધી રાજાની સ્ત્રી જ્યારે પર્વતો પર જગલોમા અને સમુદ્રના કિનારાઓ પર રખડતી હોય છે, ત્યારે તે બન્ને ચંદ્રની નિંદા કરે છે ચંદનને સહન કરતા નથી, મોગરાની માળા સામે નજર કરતા નથી મોતીના હારનો દ્વેષ કરે છે ધોળા કમળને ફેંકી દે છે તેમ જ કમળના બિસતતુઓને દૂર કરે છે ૪૦

इन्दु निन्दति चन्दन न सहते विद्वेष्टि पङ्केरुह
हार भारमवैति नैव कुरुते कर्पूरपूरे मन ।
स्वर्गङ्गामवगाहते हिमगिरिं गाढ समालिङ्गते
त्वत्कीर्तिर्विरहातुरेव न मनागेकत्र विश्राम्यति ।४१॥

હે રાજા ! તમારી કીર્તિ વિરહથી આતુર બનેલી નાયિકાની જેમ ચંદ્રની નિંદા કરે છે, ચંદનને સહન કરતી નથી, કમળનો દ્વેષ કરે છે, હારને ભારરૂપ માને છે, કપૂરના સમૂહમા તેનુ મન લાગતુ નથી, આકાશ ગંગામા ડૂબકી મારે છે, હિમાલયનુ ગાઢ રીતે આલિંગન આપે છે તેમ જ એક ઠેકાણે કયાય વિશ્રામ લેતી નથી.

यस्य क्षोणिपतेर्विहायसि यशोराशौ चमत्कुर्वति
द्राक्कर्पूररजोभ्रमेण वणिजो वीथिमुपस्कुर्वते ।
चञ्चु चञ्चलयन्ति चन्द्रकिरणभ्रान्त्या चकोरा पयो
बुद्धया व्योम्नि नियोजयन्ति कलशीमानीय वामभ्रुव ॥

જ્યારે તે રાજાના યશનો સમૂહ ચમત્કારિક રીતે આકાશમા ફેલાવા માડે છે, ત્યારે પહેલા તો વેપારીઓ તેને કપૂરનો રજ સમજીને તેનાથી પોતાની દુકાનોને ધોળવા માડે છે, ચકોરપક્ષીઓ ચદ્રના કિરણોની ભ્રાન્તિથી પોતાની ચાચને ચપળ કરવા માડે છે તેમ જ રમણીઓ દૂધની ભ્રાન્તિથી ખ્લરો લાવીને ખુલ્લી જગામા મૂકવા માડે છે ૪૨

कर्पूरादपि केतकादपि दलत्कुन्दादपि स्वर्णदी-
कल्लोलादपि कैरवादपि चलत्कान्तादगन्तादपि ।
दूरोन्मुक्तकलङ्कशकरशिर शीतांशुखण्डादपि
श्वेताभिस्तव कीर्तिभिर्धवलिता सप्तार्णवा मेदिनी ॥४३

હે રાજા ! તમારી અત્યત ધવલ કીર્તિઓથી આ સાત સમુદ્રવાળી પૃથ્વી વિશેષ ધવલ બની ગઈ છે, તે તમારી કીર્તિઓ કપૂર, કેતકીના પુષ્પો, ખીલતા કદપુષ્પો, આકાશગગાના કલ્લોલો, કૈરવ(પોયણી)થી ચલિત થતા રમણીના નેત્રકટાક્ષ તેમ જ કલઙ્કરહિત બનેલ અને સદાશિવના મસ્તકમા નિવાસ કરનાર ચદ્રની ક્લાથી પણ વિશેષ ધવલ છે ૪૩

देव त्वद्यशसा सदा सुमहसा गीर्वाणवृन्देऽखिले
शम्भोर्भावमवापिते तु सहसा यत्कौतुक तच्छृणु ।
साकूता सकुतूहला सचकिता सोत्कण्ठिता साद्भुता
साशङ्कास्य मुहुर्मुहुर्मधुरिपौ लक्ष्म्यादृश पातिता ॥

હે રાજન્ ! જેને ઉત્તમ પ્રકાશ મળેલ છે એવા તમારા યશે જ્યારે બધા દેવોને સદાશિવ જેવા ગૌર વર્ણના બનાવી દીધા, ત્યારે વિષ્ણુ માટે લક્ષ્મીને જે કૌતુક થયુ તે સાભળો લક્ષ્મીએ ગૂઢ અભિપ્રાયવાળી, કુતૂહલવાળી, ચકિતપણાવાળી ઉત્કઠાથી ભરેલી આશ્ચર્યવાળી અને આશકાથી ભરેલી નજરોથી વારવાર વિષ્ણુ ભગવાન તરફ જોવા માડ્યુ ૪૪

किं शीतांशुमरीचय किमु सुरस्रोतस्विनीवीचय
किंवा केतकसूचय किमथवा चन्द्रोपलाना चय ।
इत्य जातकुतूहलाभिरभित सानन्दमालोकिता
कान्ताभिस्त्रिदिवौकसा दिशि दिशि क्रीडन्ति यत्कीर्तय

'આ તે શુ ચદ્રના કિરણો છે ? કે દેવગગાની લહરીઓ છે ? કે કેવડાની તીખી અણીઓ છે ? કે ચદ્રકાત મણિઓનો સમૂહ છે ?' એ રીતે જેને અનેક ભ્રમ થયેલા છે, એવી દેવતાઓની સ્ત્રીઓ જે રાજાની કીર્તિઓને ચોમેર આનદપૂર્વક જુએ છે, તે કીર્તિઓ સઘળી દિશાઓમા આનદ કરે છે ૪૫

श्रीमद्राजशिरोमणे तुलयितु धाता त्वदीय यश
कैलास च निरीक्ष्य तत्र लघुता निक्षिप्तवान्पूर्तये ।
उक्षाण तदुपर्युमासहचर तन्मूर्ध्नि गङ्गाजल
तस्याग्रे फणिपुगव तदुपरि स्फार सुधादीधितिम् ॥४६

હે રાજાઓમા શિરોમણિ ! જ્યારે બ્રહ્માએ તમારા યશને અને કૈલાસને તોળવા માડ્યા, ત્યારે કૈલાસ પર્વત હલકો થયો, તેથી તેમા પૂર્તિ કરવા પહેલા તો નદિકેશ્વર મૂકયો, પછી પાર્વતી સહિત સદાશિવ મૂક્યા, તેમના મસ્તક પર ગગાજળ ધર્યુ, ગગાજળની નજીક શેષનારાયણ મૂકયા અને શેષનારાયણ પાસે શ્વેત ચદ્રની કળા મૂકી દીધી ૪

भारत्या वदन श्रिया च सदन श्रीकण्ठभक्त्या मनो
धर्मेण श्रवणौ परैश्च चरणौ शौर्येण बाहुद्वयम् ।
दानेनापि करौ समीक्ष्य सकल यस्याज्ञया भूतल
स्यात् चानवकाशता कथयितु कीर्तिस्तु दूर गता ॥४७॥

હે રાજા ! તમારા મુખમા સરસ્વતીને, ઘરમા લક્ષ્મીને, મનમા શિવની ભક્તિને, કાનમા ધર્મની કથાને, ચરણોમા શત્રુઓને, બને બાહુઓમા શૌર્યને, હાથમા દાનને તેમ જ સઘળી પૃથ્વી પર તમારી આજ્ઞાને રહેલા જોઈને 'મારે રહેવા માટે કયાય અવકાશ નથી' એ બતાવવા માટે તમારી કીર્તિ દૂર ગયેલી છે ૪૭

अस्योर्वीरमणस्य पार्वणविधुर्द्वैराज्यसज्ज यश
सर्वाङ्गोज्ज्वलशर्वपर्वतसितश्रीगर्वनिर्वासि यत् ।
तत्कम्बुप्रतिबिम्बित किमु शरत्पर्जन्यराजिश्रिय
पर्याय किमु दुग्धसिन्धुपयसा सर्वानुवाद किमु ॥४८

આ પૃથ્વીપતિ રાજાનો યશ જાણે કે પૂર્ણિમાના ચદ્રની સામે બીજુ રાજ્ય રચવા તૈયાર થયો ન હોય તે રીતે સર્વ અગોમા ઉજ્જ્વળ સદાશિવના પર્વતની સફેદ શોભાને પણ અવગણે છે, તે યશ રાજાના શખનુ જાણે કે પ્રતિબિબ છે, શરદઋતુના વાદળાઓની શોભાનુ રૂપાતર છે, કે પછી ક્ષીરસાગરના દૂધનો પૂરેપૂરો અનુવાદ છે કે શુ ? ૪૮

कर्पूरन्ति सुधाद्रवन्ति कमलाहासन्ति हसन्ति च
प्रालेयन्ति हिमालयन्ति करकासारन्ति हारन्ति च ।
त्रैलोक्याङ्गनरङ्गलङ्घिमगतिप्रागल्भ्यसभाविता
शीतांशो किरणच्छटा इव जयन्त्येतर्हि त्वत्कीर्तय ॥

જે આ રાજાની કીર્તિઓ ત્રણે લોકના આગણાને ઓળગવાની ગતિની ચતુરાઈ ધારણ કરવામા કુશળ છે, તે કીર્તિઓ કપૂરની જેમ, અમૃતરસની જેમ લક્ષ્મીના હાસ્યની જેમ, હસની જેમ, હિમની જેમ, હિમા

લયની જેમ, કરાના વરસાદની જેમ તેમ જ મોતીઓના હારની જેમ આચરણ કરે છે અને ચંદ્રના કિરણોની છટા હોય તેવી રીતે વિજય પામે છે ૪૮

किं चित्र भुवनानि पावयति यद्यचाहितानां यशो
हंसान्मज्जयति प्रतापदहन निर्वापयत्याशु यत् ।
आश्चर्यं नृपनायकस्य भवतो यत्कीर्तिमन्दाकिनी
तानारोहति भूधराञ्जलनिधीनुल्लङ्घ्य गच्छत्यपि ॥५०॥

હે રાજન્! તમારી કીર્તિરૂપી ગંગા ત્રણેય ભુવનોને પવિત્ર કરે છે વૈરી જનોના યશરૂપા હંસોને ડુબાડી દે છે તેમ જ શત્રુના પ્રતાપરૂપી અગ્નિને શાંત કરી નાખે છે તેમાં કાંઈ આશ્ચર્ય નથી, પરંતુ આશ્ચર્ય તો એ છે કે તમારી કીર્તિરૂપી ગંગા મોટા મોટા પર્વતો પર ચઢી જાય છે તેમ જ બધા સમુદ્રોને ઓળંગીને પણ આગળ જાય છે ૫૦

अर्धाङ्गाहितपौर्वकीर्तिवनितादीव्यत्सिताशुप्रभ
कैलासी कृतदिक्करीन्द्रशिरसि न्यस्तस्वपादाम्बुजम् ।
विश्वव्याप्यविनाशि शङ्करपदं यायात्त्वदीयं यशो
न स्यादस्य यदि क्षितीश भवतो दानादिकेभ्यो जनिः ॥

હે રાજા! તમારો યશ વિશ્વવ્યાપક અને અવિનાશી છે પ્રાચીન રાજાઓની કીર્તિરૂપ પાર્વતી જેના અડધા અંગમાં રહીને ચંદ્ર જેવી સફેદ પ્રભા ધરાવે છે તેમ જ દિશાઓના દિગ્પાળરૂપ કૈલાસ પર તે યશે પોતાના ચરણકમળ મૂકેલા છે એ કારણે તમારો યશ શંકરની પદવીને ભજતો હોત, પરંતુ તે શંકર પોતે અજન્મા છે અને તમારો યશ દાન વગેરેથી જન્મ પામ્યો છે, તેથી તેને શંકરની ઉપમા મળતી નથી ૫૧

कृत्वा मेरुमुलूखलं प्रहसता वृन्देन दिग्योषितां
स्वर्गङ्गामुसलेन शालय इव त्वत्कीर्तयः कण्डिताः ।
तासां राशिरसौ तुषारशिखरी तारागणास्तत्कणा
किंचान्यच्छशिखण्डशूर्पविसरज्ज्योत्स्नाश्च तत्पांसवः ॥

હે રાજા! દિશાઓરૂપી સ્ત્રીઓએ હસતા હસતા મેરુ પર્વતને ખાંડણિયો બનાવીને આકાશગંગારૂપી સાંબેલાથી ડાંગરની જેમ તમારી કીર્તિઓને ખાંડેલી હતી, તે ખાંડતા કીર્તિના જે કણ છૂટા પડ્યા તેનો ભેગો થયેલો ઢગલો તે આ હિમાલય પર્વત છે, બીજા કણો જે ઊડ્યા, તે જ આકાશના તારાઓ છે તેમ જ અરધા ચંદ્રરૂપી સ્વચ્છ સૂપડાથી તે કીર્તિને ઝાટકવામાં આવી, તેથી જે ફોતરાં ઊડી તે જ આ ચાંદનીરૂપે દેખાય છે

कैलासीयति कैरवीयति लसत्कर्पूरपुञ्जीयति
क्षीरोदीयति मौक्तिकीयति नभोगङ्गातरङ्गीयति
हंसौघीयति मानसीयति शरन्मेघीयति क्षोणीभृ-
न्नाथीयत्यमृतीयति क्षितितले देव त्वदीयं यशः ॥५३॥

હે રાજા! તમારો જે યશ જગત પર ફેલાયો છે, તે કૈલાસની જેમ કૈરવ(પોયણી)ની જેમ કપૂરના સુંદર સમૂહની જેમ ક્ષીરસાગરની જેમ, મોતીઓના સમૂહની જેમ આકાશગંગાના તરંગોની જેમ હંસના સમૂહની જેમ, માનસરોવરની જેમ, શરદઋતુના મેઘની જેમ પર્વતોના અધિપતિ હિમાલયની જેમ તેમ જ અમૃતની જેમ આચરણ કરતો હોય, તે રીતે વર્તે છે.

गङ्गीयत्यसितापगा फणिगणः शेषीयति श्रीपतिः
श्रीकण्ठीयति कैरवीयति कुलं नीलोत्पलानां वने ।
कर्पूरीयति कज्जलं पिककुलं लीलामरालीयति
स्वःकुम्भीयति कुम्भिनामपि घटा त्वत्कीर्तिसंघट्टतः ॥

હે રાજા! તમારી કીર્તિના સંસર્ગમાં આવવાને કારણે યમુના નદી ગંગા જેવી ધોળી બને છે, સર્પના સમૂહો શેષનારાયણ જેવા ધોળા લાગે છે, વિષ્ણુ ભગવાન શ્રીકંઠ-મહાદેવ જેવા ગૌર બને છે, વનમાં રહેલાં નીલકમળ પોયણી જેવા ધોળા બને છે, કાજળ કપૂર જેવું બને છે કોયલોનો સમૂહ લીલા કરતા સફેદ હંસ જેવો બને છે તેમ જ હાથીઓનું ટોળું ઐરાવત હાથી જેવું શ્વેત બને છે ૫૪

पूर्णेन्दुः करकन्दुको हिमगिरिः क्रीडाविहारस्थली
क्षीराब्धिर्गृहदीर्घिका प्रियसखी वाचां पतिर्देवता ।
शय्या दिग्गजराजदन्तवलभी त्वत्कीर्तिकन्याकृते
पाञ्चालीमिथुनं व्यधायि विधिना गौरीगिरीशावपि ॥

હે રાજા! બ્રહ્માજીએ તમારી કીર્તિરૂપી કન્યાને માટે તો પૂર્ણચંદ્રરૂપી હાથે ખેલવાનો દડો બનાવ્યો છે હિમાલયને ખેલવાની વિહારભૂમિરૂપે બનાવ્યો છે, ક્ષીરસાગરને ઘરની વાવરૂપે બનાવ્યો છે, સરસ્વતીને પ્રિય સખીરૂપે બનાવી છે દિગ્ગજોના શોભતા દંતૂશળરૂપી પલંગને તેની પ્રિય શય્યારૂપે બનાવ્યા છે તેમ જ પાર્વતી અને સદાશિવ એ બેને તો રમવાના રમકડાં બનાવ્યાં છે ૫૫

शत्रुक्षत्रस्खलन्नेत्रसलिलैर्नम्रालजालस्पृशि
भ्रान्त्वा भूपतिभालभूषण भवत्कीर्तिर्भुवोमण्डले ।
यान्ती विबुधालयं प्रति सुधाकुण्डे सुधाशोर्व्यधा-
दङ्घ्रिक्षालनमित्ययं किल मलस्तस्मिन्गतः स्मेरताम् ॥

હે રાજાઓના શિરોમણિ! ક્ષત્રિય શત્રુઓની સ્ત્રીઓના નેત્રના આંસુથી જે ભુવનમંડળ કાદવવાળું બની ગયું છે, તે કાદવમાં ભમીભમીને તમારી કીર્તિએ જ્યારે દેવોના સ્થાન(સ્વર્ગ)માં જવા માંડ્યું, ત્યારે

ચંદ્રના અમૃત ભરેલા કુંડમાં તે કીર્તિએ પોતાના કાદવથી ચોટેલા ચરણ ધોયા, તેને કારણે ચંદ્રમાં જે મળ જામી ગયો, તે જ આ કલંક છે. ૫૬

त्वत्तेजःप्रतिभाभयादपसृताः प्रत्यर्थिभूभृत्स्त्रियः
कान्तारे घनकण्टकिद्रुमवनव्यस्तप्रयुक्ताम्बराः ।
आर्याणां पुरतस्त्रपापरवशा गच्छेयुरेताः कथं
क्षौमाकारतया न चेत्परिणमेत्त्तावकीनं यशः ॥५७॥

હે રાજા! તમારા વિરોધી રાજાઓની રમણીઓ જ્યારે તમારા તેજની પ્રતિભાના ભયથી જંગલમાં ભાગી ગઈ ત્યારે તેમનાં ચીરવસ્ત્ર ભારે કાંટાળાં વૃક્ષોના સમૂહની અંદર ભરાઈ જતાં અસ્તવ્યસ્ત થઈ ગયાં હતાં, તે રમણીઓ લજ્જાને વશ થતાં શ્રેષ્ઠ જનોની પાસે થઈ ફાટેલાંતૂટેલાં વસ્ત્રોથી શી રીતે જઈ શકે? પરંતુ સારું થયું કે તમારો યશ હતો, તેણે સફેદ રેશમી વસ્ત્રનું સ્વરૂપ ધારણ કરીને તેમને ઢાંકી દીધા અર્થાત્ તમારા યશે જો સફેદ વસ્ત્રનું રૂપ ન લીધું હોત, તો તેને કોણ ઢાકત? ૫૭

गंगाचन्दनमिन्दुरिन्दुरमणं पीयूषमीशादयो
विश्वस्योपकृतावनेन महता ते तेऽवतारा धृताः ।
एतद्यत्र न विद्यते त्रिभुवने न स्थानमेवंविधं
जाने जङ्गमपारिजातसगुणं ब्रह्मेव पूर्णं यशः ॥५८॥

હે રાજા! વિશ્વનો ઉપકાર કરવા માટે તમારા મહાન યશે ગંગા, ચંદન, ચંદ્ર, પોયણી, અમૃત અને સદાશિવ વગેરે અનેક અવતારો ધારણ કર્યા છે. આ ત્રણ લોકમા એવું એક પણ સ્થાન નથી કે જ્યા બ્રહ્મની જેમ પૂર્ણ બનેલ તમારો યશ હરતાફરતા પારિજાત વૃક્ષની જેમ ફેલાયેલો ન હોય ૫૮

चन्द्राद्रूप्यकमण्डलोः समुदयद्गौरांशुगङ्गाजलै-
र्ज्योत्स्नाचन्दनचर्चनैर्विकसितैस्ताराप्रसूनैरपि ।
एतद्विष्णुपदं किमश्चति भवत्कीर्तिर्महायोगिनी
पूजापूर्तिविधायि लक्ष्म तुलसीदाम्ना कदान्विव्यति ॥५९

હે રાજા! તમારી કીર્તિરૂપી જે મોટી જોગણ છે, તે ચંદ્રરૂપી રૂપાના કમંડળમાથી ઉદય પામતાં સફેદ કિરણોરૂપી ગંગાજળથી, ચાંદનીરૂપ બનેલ ચંદનના લેપથી તેમ જ તારાઓરૂપી પુષ્પોથી શું વિષ્ણુના ચરણનાં પૂજન કરવા ઇચ્છે છે? અને તે પૂજનને પૂર્ણ કરવાના ચિહ્ન તરીકે ચંદ્રના કલંકને તુલસીની માળા બનાવીને તે પૂજા કયારે પૂરી કરશે? ૫૯

गङ्गासागरसंगमे कृतशतस्नाना बदर्याश्रमे
स्थित्वासौ परिधाय तद्गुणमयं श्वेतं दुकूलं पुनः ।
ब्राह्मं वैष्णवमैन्द्रमैश्वरमपि स्थानं स्पृशन्ती मुहुः
कीर्तिस्ते पतिदेवता युगशतं दीर्घायुराकाङ्क्षति ॥६०॥

હે રાજા! તમારી કીર્તિ તમને જ પોતાના પતિદેવ માનીને તમને સો વર્ષનાં દીર્ઘ આયુષ્ય મળે, તેવી ઇચ્છા કરે છે અને એટલા માટે જ તે કીર્તિ ગંગા અને સાગરના સંગમમાં સેંકડો વાર સ્નાન કરીને પછી બદ્રિકાશ્રમમાં નિવાસ કરે છે, તે સ્થાનના સાત્વિક ગુણને અનુરૂપ ધવલ વસ્ત્ર ધારણ કરે છે અને ત્યાર બાદ બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર અને સદાશિવ એ બધા દેવોનાં સ્થાનોનો વારંવાર સ્પર્શ કરે છે ૬૦

अर्घायाम्बुधिरिन्दुमण्डलमपि श्रीचन्दनं तण्डुला-
स्तारा बिल्वदलं नभः सुरधुनी धूपः प्रदीपो रविः ।
खेटाः पञ्चफलानि किंच ककुभस्ताम्बूलमारार्तिकं
मेरुः श्रीजगतीपते तव यशो योगेश्वरस्यार्चने ॥६१॥

હે જગતના પતિ! તમારો યશ તો સદાશિવ શંકરરૂપે છે એટલે તેનાં પૂજન કરવા માટે સમુદ્ર અર્ઘ્યને માટે, ચંદ્રમંડળ ચંદનને માટે, તારાઓ ચોખાને માટે, આકાશ બીલીપત્રને માટે, આકાશગંગા ધૂપને માટે, સૂર્ય દીવાને માટે, મંગળ વગેરે પાંચ ગ્રહો ફળોને માટે, દિશાઓ પાનને માટે તેમ જ મેરુપર્વત આરતીને માટે કામ આવે એમ છે. ૬૧

देव क्षीरसमुद्रसान्द्रलहरीलावण्यलक्ष्मीमुप-
स्त्वत्कीर्तेस्तुलनां कलङ्कमलिनो धत्ते कथं चन्द्रमाः ।
स्यादेवं त्वदरातिसौधवलभीप्रोद्भूतदूर्वाङ्कुर-
ग्रासव्यग्रमतिः पतेद्यदि पुनस्तस्याङ्कशायी मृगः ॥६२॥

હે રાજા! ક્ષીરસાગરની ગાઢ લહરીઓની શોભાને પણ ચોરી જનાર એવી તમારી જે ધવલ કીર્તિ છે, તેના તુલના કલંકથી મલિન બનેલ ચંદ્ર શી રીતે પામી શકે? એક વાત છે કે, તમારા વિરોધી રાજાઓના મહેલોની અગાશીમાં ઊગેલી ધરોના અંકુરના કોળિયા ખાવાની લાલચવાળો મૃગ ચંદ્રના ખોળામાં સૂતો છે, તે નીચે પડે તો તે ચંદ્ર તમારી કીર્તિની સરખામણી કરી શકે. ૬૨

भोगीन्द्रः प्रमदोत्तरङ्गसुरगीसंगीतगोष्ठीषु ते
कीर्तिं देव शृणोतु निशतिशती यच्चक्षुषां वर्तते ।
रक्षाभिः सुरसुन्दरीभिरुभितो गीतं च कर्णद्वयी-
दुःस्थः श्रोष्यति नाम किं स हि सहस्राक्षो न चक्षुःश्रवाः ॥

હે દેવ! નાગપત્નીઓની ગાયનની સભામા શેષનાગ તમારી ગવાતી કીર્તિનું ભલે શ્રવણ કરે; કારણ કે તેને બે હજાર નેત્રો છે અને નાગજાતિ આંખથી

શ્રવણ કરે છે; પરંતુ તમારી કીર્તિમા પ્રેમ ધરાવતી દેવાગનાઓએ ચોમેર ગાયેલી તમારી કીર્તિના શ્રવણનો પૂરેપૂરો લાભ ઇદ્ર લઈ શકશે ખરો? કારણ કે તેને હજાર નેત્ર તો છે, પણ કાન તો બે જ છે ૬૩

गीयन्ते यदि पन्नगीभिरनिशं त्वत्कीर्तयस्तद्वयं
तुष्टा एव परं तु चेतसि चमत्कारोऽयमारोहति ।
तासां तादृशभावभङ्गचलनासंस्थानसंदर्शिनि
व्यालेन्द्रेऽप्यवधूतमूर्धनि महीचक्रं पुनर्भ्राम्यति ॥६४॥

નાગપત્નીઓ તમારી કીર્તિઓને રાતદિવસ ગાયા કરે છે, તેથી તો અમે રાજી છીએ; પરંતુ અમારા મનમા એક ચમત્કાર એ ઊભો થયો છે કે, તે નાગપત્નીઓ ગાય છે, તે વખતે જે અપૂર્વ ભાવથી પોતાનાં અંગના મરોડ કરશે અને તે જોઈને શેષનાગ પોતે માથું ડોલાવશે, તો આ ભૂમંડળ ઊથલપાથલ થઈ જશે. ૬૪

यद्दन्त्वद्विपदाननारिभिरभूत्सङ्ग्रामभूः पङ्किला
तस्यां वैरिकरीन्द्रमौक्तिकमयं बीजं च येनाहितम् ।
तस्मात्प्रादुरभूद्यशस्तरुरयं तस्योद्गताः कोरका-
स्तारास्तेषु च पूर्णचन्द्रकपटादेकैक उज्जृम्भते ॥६५॥

જેના મદોન્મત્ત હાથીઓના મદજળથી યુદ્ધભૂમિ કાદવવાળી થઈ અને પછી જે રાજાએ વિરોધી રાજાઓના મોટા હાથીઓના ગંડસ્થળમાં રહેલ મોતીરૂપી બીજને તે ભૂમિમા વાવ્યા છે તેમાથી આ યશરૂપી વૃક્ષ પ્રગટ થયુ છે તે વૃક્ષની જે કળીઓ છે તે જ આકાશના તારાઓ છે અને તેમાથી દર પૂર્ણિમાએ પુષ્પરૂપે એક એક ચંદ્ર પ્રગટ થાય છે. ૬૫

यत्कीर्तिर्वलयं भुवः सुविमलं संपाद्य संचारतः
भ्रान्त्वा मेरुगिरिं विधाय सरितांनाथस्य सख्यं दृढम् ।
आराध्यामृतभानुशेखरमलं संपाद्य तद्रूपतां
गच्छन्ती त्रिदशालयं द्रुतगति शीतांशुना स्पर्धते ॥६६

એ રાજાની કીર્તિ પૃથ્વીની ચોતરફ ફરીને તેને નિર્મળ બનાવે છે, ત્યાર બાદ મેરુપર્વતનો આંટો દઈને ક્ષીરસાગરની સાથે દઢ મૈત્રી કરે છે, તે પછી ચંદ્રશેખરની પૂરી આરાધના કરીને, તેમના જેવુ ગૌર સ્વરૂપ ધારણ કરે છે અને ત્યાથી ઉતાવળ કરીને દેવોના નિવાસસ્વર્ગમા જતા જતા ચંદ્રની સાથે સ્પર્ધા કરવા માંડે છે.

शैलूषी तव कीर्तिरद्भुततरी दृष्ट्वा समस्ता दिशो
मेरुं वंशवरं परीत्य परितस्तूर्णं समारुह्य तम् ।
भ्राम्यन्ती परितः प्रनर्तिततनुर्मुक्तावलीमौक्तिकैः
स्ताराभिस्तरलीकरोति गगनं भूमण्डलाखण्डल ॥६७॥

હે પૃથ્વી પરના ઇંદ્રરાજ! તમારી આ કીર્તિ તો અદ્ભુત રીતે નાચ કરનારી નટી છે; કારણ કે તે સઘળી દિશાઓ જોઈને, મેરુ પર્વતને મોટો વાસ બનાવી, તેની ચારે બાજુ આંટો દઈને તેની ઉપર ચડી જાય છે અને તેની પર ચારે બાજુ નાચ કરતી કરતી પોતાના શરીરને ડોલાવે છે તેમ જ તારાઓને મોતીઓના હાર બનાવી, તેનાથી ગગનને ચકચકિત કરે છે.

त्वत्कीर्तिः शशिनः समीपमगमत्कान्तिप्रतिस्पर्धया
दृष्ट्वा तं च कलङ्कितं पुनरसौ स्नातुं जगामाम्बुधिम् ।
श्रुत्वा तं च घटोद्भवेन मुनिना पीतोज्झितं तत्पयः
पुण्यं ब्रह्मकमण्डलु कलयितु सा ब्रह्मलोकं ययौ ॥६८॥

હે રાજા! પહેલા તો કાંતિની સ્પર્ધા કરવાના હેતુથી તમારી કીર્તિ ચંદ્ર પાસે ગઈ, પરંતુ ત્યાં ચંદ્રને કલંકવાળો જોયો એટલે સ્નાન કરવા સમુદ્ર પાસે ગઈ; તો ત્યા પણ 'સમુદ્રને અગસ્ત્યમુનિએ પીને પાછો કાઢ્યો છે' એ વાત સાભળીને પીધેલા પાણીમા સ્નાન કર્યું; તેથી પવિત્ર થવા માટે હવે તમારી કીર્તિ બ્રહ્માના કમંડલુના પવિત્ર જળમા સ્નાન કરવા બ્રહ્મલોકમા ગઈ છે ૬૮

कैलासीयति केतकीयति हसत्कुन्दीयति प्रोच्छल-
त्क्षीरोदीयति चन्दनीयति लसत्कर्पूरपूरीयति ।
पीयूषीयति शर्करीयति शरच्चन्द्रीयति क्ष्मापते
स्वर्गङ्गीयति शंकरीयति भवत्कीर्तिं करीन्द्रीयति ॥६९॥

હે પૃથ્વીપતિ! તમારી કીર્તિ કૈલાસની જેમ, કેતકોના ફૂલની જેમ, ખીલેલી પોયણીની જેમ, ઊછળતા ક્ષીરસાગરની જેમ, ચંદનની જેમ, સુવાસિત કપૂરના સમૂહની જેમ, અમૃતની જેમ, સાકરની જેમ, શરદઋતુના ચંદ્રની જેમ, આકાશગંગાની જેમ, શંકરની જેમ અને ઐરાવત હાથીની જેમ શ્વેત લાગે છે ૬૯

विश्वासो भवता यशस्यपि निजे कार्यो न शौर्याधिके
मा कोशादिवशान्नपुंसकमिति ज्ञात्वावहेलां कृथाः ।
यज्जह्वाल्धुरधरेण धरणीनाथ द्विधा कुर्वता
ब्रह्माण्डं विदधेऽमुना भवदरिक्षोणीभुजां निर्गमः ॥७०॥

હે રાજા! તમારે તમારા યશના વિષે પણ વિશ્વાસ રાખવો નહિ; કારણ કે તેના શબ્દનો પણ ... છે તેમજ 'યશ નપુંસક છે અને એની પાસે પુરુષના વગેરેનું બળ ક્યાં છે,' એમ ધારીને તેનો તિરસ્કાર પણ કરશો નહિ કારણ કે, તેણે તો પૃથ્વીના ધુરંધર બનનાર તે યશે બ્રહ્માંડના બે કકડા કરી નાખ્યા અને તે ગતિ તમારા વિરોધી રાજાઓને નીકળવા ઉપર જવાનો માર્ગ કરી આપે છે ૭૦

रिङ्गत्तुङ्गतरङ्गसुन्दरसुधासिन्धुं तरत्युज्ज्वला
रागाच्छर्वपुरःसरानभिसभं देवान्मुदालिङ्गति ।
क्रूराहीश्वरमाश्लिषत्यधिगृहं वाति ध्रुवं भूपते
साध्वीशब्दमिधां तथापि कुतुकं कीर्तिर्बिभर्ति क्षितौ ॥

હે રાજા! તમારી આ ઉજ્જ્વળ કીર્તિ ઊછળતા ઊંચા તરંગોથી શોભી ઊઠેલ ક્ષીરસાગરને તરી જાય છે, રાગને વશ થઈ શિવ વગેરે દેવો સાથે સભામાં ખુલ્લી રીતે આલિંગન આપીને બેસે છે, પાતાળમાં જઈને ક્રૂર સર્પોના સ્વામી શેષનારાયણને આલિંગન આપે છે; તેમ જ ધ્રુવને ઘેર જાય છે, તોપણ તે પૃથ્વી પર સાધ્વી (પતિવ્રતા, ઉત્તમ) શબ્દના નામને ધરાવે છે, તે એક કૌતુકની વાત છે. ૭૧

कस्तूरी सितिमानमागतवती शौक्ल्यं गताः कुन्तला
नीलं चोलमभूत्सितं धवलिमा जाता मणीनां गणे ।
ध्वान्तं शान्तमभूत्समं नरपते त्वत्कीर्तिचन्द्रोदये
त्रैलोक्येऽप्यभिसारसाहसरसः शान्तः कुरङ्गीदृशाम् ॥

હે રાજા! આ ત્રણે લોકમાં તમારા કીર્તિરૂપી ચંદ્રનો ઉદય થયો છે, તેથી અત્યારે રમણીઓનો ગુપ્ત અભિસાર કરીને પ્રિયજન પાસે જવાનો રસ બિલકુલ શાંત થઈ ગયો છે; કારણ કે શરીર પર લગાવેલી કસ્તૂરી ધોળા ચંદનના જેવી બની જાય છે, તેમની શ્યામ ઓઢણી ધોળી બની છે, કંઠે પહેરેલા મરકતમણિઓ પણ શ્યામ હતા, તે ધોળા મુક્તાફળ બની ગયા છે. ૭૨

स्नातुं वाञ्छसि किं मुधैव धवलक्षीरोदपूरोदर-
च्छायाहारिणी वारिणी द्युसरितो दिक्पूरविस्तारिणी ।
आस्ते ते कलिकालकल्मषमषीप्रक्षालनैकक्षमा
कीर्तिः संनिहितैव सप्तभुवनस्वच्छन्दमन्दाकिनी ॥७३॥

હે રાજા! જેનાં જલ ધોળા દૂધના સાગરનાં પૂરના જેવાં છે અને દિશાઓ સુધી વિસ્તાર પામીને જે ફેલાઈ ગયાં છે, એવી સ્વર્ગગંગામાં સ્નાન કરવા તમે જે ઇચ્છા કરો છો, તે તમારો પ્રયત્ન વ્યર્થ છે; કારણ કે તમારી કીર્તિ તમારી પાસે જ છે, જે કળિકાળના દોષરૂપી મેશને ધોવામાં અત્યંત કુશળ છે તેમ જ સાતેય ભુવનોમાં વહેતી સ્વચ્છ મંદાકિની ગંગારૂપે છે.

क्षीरोदीयन्ति सद्यः सकलजलधयो वासुकीयन्ति नागाः
कैलासीयन्ति शैला दिवि च दिविषदः शंकरीयन्ति सर्वे ।
यौष्माकीणे समन्तात्प्रचलति धवले चारुकीर्तिप्रताने
मद्योपाकाचभूषाः किमिति न सहसा मौक्तिकीयन्ति देव

હે રાજા! જે વખતે તમારી સ્વચ્છ કીર્તિનો ધવલ પ્રતાપ ચારે બાજુ ફેલાઈ જાય છે, તે વખતે બધા જ સમુદ્રો ક્ષીરસાગર જેવા ધવલ બની જાય છે, સઘળા નાગ વાસુકિ જેવા ધવલ બની જાય છે, બધા જ પર્વતો કૈલાસ જેવા ધવલ થઈ જાય છે તેમ જ સ્વર્ગના સઘળા દેવો શંકર જેવા ગૌર બની જાય છે, તો પછી મારી સ્ત્રીએ પહેરેલાં કાચનાં ભૂષણ તરત જ મોતી જેવાં બની જતાં નથી, તેનું કારણ શું? ૭૪

उद्यद्बालाङ्कुरश्रीर्दिशि दिशि दशनैरेभिराशागजानां
रोहन्मूलासुगौरैरुरगपतिफणैरत्र पातालकुक्षौ ।
अस्मिन्नाकाशदेशे विकसितकुसुमा राशिभिस्तारकाणां
नाथ त्वत्कीर्तिवल्ली फलति फलमिदं बिम्बमिन्दोः
सुधाढ्यम् ॥ ७५ ॥

હે રાજા! તમારી કીર્તિરૂપી વેલ દરો દિશાઓમાં રહેલ દિગ્ગજોના ઊગતા નવીન દાંતના અંકુર જેવી શોભાવાળી છે, પાતાળલોકમાં રહેલ શેષનારાયણની ખૂબ જ સફેદ ફણાઓરૂપી ઉદય પામેલા મૂળોવાળી છે તેમ જ આકાશપ્રદેશમાં રહેલ તારાઓના સમૂહરૂપ પ્રફુલ્લિત થયેલાં પુષ્પોવાળી છે, તે કીર્તિરૂપી વેલ અમૃતથી ભરપૂર ચંદ્રરૂપી ફળને પેદા કરે છે. ૭૫

वापी पातालमूलं जलमुरगनदी कच्छपः स्वच्छकन्दः
शेषो नालं दलानां विततिरपि फणाः कर्णिका शैवशैलः ।
तारास्ताराः परागा मधु च मधुमती केसरा दन्तिदन्ता-
स्तस्मिंस्त्वत्कीर्तिपद्मे भ्रमति मधुकरः शर्वरीसार्वभौमः ॥

હે રાજા! તમારા કીર્તિરૂપી કમળને ઊગવાની વાવ તે પાતાળમૂળ છે, તેનું સિંચન કરનાર પાતાળનદીનાં જલ છે, તેનો ધોળો કોશ ને આદિકચ્છપ છે, શેષ તે નાલ છે, પત્રનો સમૂહ તે શેષનારાયણની ફણાઓ છે, શિવનો કૈલાસ પર્વત તે કમળની કર્ણિકા છે, ઉત્તમ પરાગ તે તારાઓના ગણ છે, મધુવાળી ભૂમિ તે મકરંદ છે, દિગ્ગજના દંતૂશળ તે કેસર છે, એ રીતે પ્રગટ થયેલી તમારી કીર્તિરૂપી કમળમાં ચંદ્રરૂપ ભમરો ભમ્યા કરે છે.

नेपालीनामराले विरचयति कचे केतकीपत्र-
कृत्यं, कण्ठे मुक्ताकलापान्द्विगुणयति सितान्पाण्ड्य-
सीमन्तिनीनाम् । कर्णे कर्णाटिकानां प्रकटयतितमां
दन्तताटङ्कलक्ष्मीं, कार्पूरी पत्रवल्ली भवति तव यशो
गण्डयोः केरलीनाम् ॥ ७७ ॥

હે રાજા! તમારી કીર્તિ નેપાલદેશની સ્ત્રીઓના વાંકા કેશપાશમાં રહેલ કેતકીનાં ધોળાં પત્રોનું કામ કરે છે; પાંડ્ય દેશની સ્ત્રીઓના કંઠમાં રહેલા મોતીઓના હારને બમણા સફેદ બનાવે છે, કર્ણાટક દેશની સ્ત્રીઓના કાનમાં હાથીદાંતનાં ભૂષણોની શોભા વધારે છે

તેમ જ કેરલ (મલબાર) દેશની સ્ત્રીઓનાં ગંડસ્થળોમાં રહેલ કપૂરની પત્રવલ્લીનાં કામ કરે છે. ૭૭

लग्नं रागावृताङ्ग्या सुदृढमिह यथैवासि यष्टयारिकण्ठे, मातङ्गानामपीहोपरि परपुरुषैर्या च दृष्टा पतन्ती । तत्सक्तोऽयं न किंचिद्गणयति विदितं तेऽस्तु तेनास्मि दत्ता, भृत्येभ्यः श्रीनियोगाद्गदितुमिति गतेवाम्बुधिं यस्य कीर्तिः ॥ ७८ ॥

'જે તરવાર સર્વ અંગો પર રાગ(પ્રેમ, લોહી)ને કારણે વ્યાપ્ત થઈને શત્રુઓના કંઠ પર અત્યંત દઢપણે લાગી રહે છે તેમ જ માતંગ(ચાંડાલો, હાથીઓ)ના શરીર પર પડતી પણ બીજા પુરુષોના જોવામાં આવે છે; તે તરવાર(રૂપી સ્ત્રી)મા આસક્ત થયેલો આ રાજા બીજું કાંઈ ગણતો નથી; તેથી જ તેણે મને પોતાના પોષ્ય (સેવકો) લોકોને આપી દીધી છે;' એ રીતના લક્ષ્મીના સમાચાર સમુદ્રના જાણવામા આવે, એટલા માટે જ લક્ષ્મીના કહેવાથી તમારી કીર્તિ સમુદ્ર પાસે પહોંચી ગઇ હોય, એમ લાગે છે. ૭૮

शक्तिर्निस्त्रिंशजेयं तव भुजयुगले नाथ दोषाकरश्रीर्वक्त्रे पार्श्वे तथैषा प्रतिवसति महाकुट्टनी खड्गयष्टिः । आज्ञेयं सर्वगा ते विलसति च पुनः किं मया वृद्धया ते, प्रोच्येवेत्थं प्रकोपाच्छशिकरसितया यस्य कीर्त्या प्रयातम् ॥ ७९ ॥

'હે નાથ! આ નિસ્ત્રિંશજા (ત્રીસથી વધારે ઉંમર વાળી; ખડ્ગથી પેદા થયેલી) શક્તિ તમારી ભુજાઓમાં રહે છે, દોષાકર(ચંદ્ર, ઘણા દોષોની ખાણ)ની લક્ષ્મી તમારા મુખમાં રહે છે; મહાકુટ્ટની (મોટી કુટણી વેશ્યા, શત્રુનો નાશ કરનારી) આ તરવાર સદા તમારા પડખામા રહે છે અને તમારી આજ્ઞા જે સર્વગા (બધે જનારી, વ્યાપક) છે, તે પણ તમારી પાસે રહે છે, તો પછી અત્યંત વૃદ્ધા (ઘરડી, વધેલી) બનેલી હું તમારી પાસે રહું, તો તેનુ તમારે શુ પ્રયોજન છે?' એ રીતે રાજાની ચંદ્રના કિરણ જેવી સફેદ કીર્તિ રાજાને કહીને કોપને લીધે જાણે કે દૂર ગઈ હોય, એમ લાગે છે. ૭૯

अन्तः संतोषबाष्पैः स्थगयति न दृशस्ताभिरार्कर्णयिष्यन्नङ्गेनानस्तिलोमा रचयति पुलकश्रेणिमानन्दकन्दम् । न क्षोणीभङ्गभीरुः कलयति च शिरःकम्पनं तन्न विद्मः, शृण्वन्नेतस्य कीर्तिः कथमुरगपतिः प्रीतिमाविष्करोति ॥ ८० ॥

શેષનારાયણને આ રાજાની કીર્તિ શ્રવણ કરતાં જે આનંદ થતો હશે, તે આનંદને તે શી રીતે પ્રગટ કરતા હશે, તે અમને સમજાતું નથી. કારણ કે તે પોતાની નજરેથી સાંભળી શકે છે, એટલે સંતોષનાં આંસુ લાવવા જાય, તો આંખો મીંચવી પડે, આનંદને કારણે શરીરે રુવાંટાં પ્રગટ થાય, પરંતુ તેનું શરીર જ રુવાંટાં વગરનું છે. આનંદથી માથું ધુણાવવા જાય, પરંતુ માથું ડોલાવતાં પૃથ્વી ઊથલી પડે અને ભાંગી જાય, એટલે તે પણ બનતું નથી. ૮૦

यावत्पौलस्त्यवास्तूभवदूभयहरिल्लोमरेखोत्तरीये सेतुप्रालेयशैलौ चरति नरपतेस्तावदेतस्य कीर्तिः । यावत्प्राक्प्रत्यगाशापरिवृढनगरारम्भणस्तम्भमुद्रा- वद्री संध्यापताकारुचिरचितशिखाशोणशोभावुभौ च ॥

જ્યાં સુધી વિભીષણના નિવાસરૂપ દક્ષિણ દિશારૂપી સ્ત્રીના ઊનના વસ્ત્ર જેવો લાગતો સેતુ રહેલો છે તેમ જ કુબેરના નિવાસરૂપ ઉત્તર દિશારૂપી સ્ત્રીના ઊનના વસ્ત્ર જેવો લાગતો હિમાલય રહેલો છે, ત્યાં સુધી તે રાજાની કીર્તિ ફેલાયેલી છે તેમ જ જ્યાં સુધી પૂર્વ દિશામાં આવેલ ઇંદ્રની નગરીના રચેલા થાંભલા જેવો અને સવારની સંધ્યાની ધજાની કાંતિથી રાતી શોભાવાળો ઉદયાચળ પર્વત રહેલો છે તેમ જ પશ્ચિમ દિશામાં વરુણની નગરીના રચેલા થાંભલા જેવો અને સાંજની સંધ્યાની ધજાની કાંતિથી રાતી શોભાવાળો અસ્તાચલ પર્વત છે, ત્યાં સુધી તે રાજાની કીર્તિ ફેલાયેલી છે. ૮૧

आस्ते दामोदरीयामियमुदरदरीं याधिशय्य त्रिलोकी संमातुं शक्तिमन्ति प्रथिमभरवशादत्र नैतद्यशांसि । तामेतां पूरयित्वा निरगुरिव मधुध्वंसिनः पाण्डुपद्म- च्छद्मापन्नानि तानि द्विपदशनसनाभीनि नाभीपथेन ॥

જે આ ત્રણ લોક છે, તે વિષ્ણુ ભગવાનના ઉદરરૂપી ગુફામાં સૂઈને રહે છે; પરંતુ આ રાજાનો યશ એટલો તો ભારે અને વિસ્તૃત છે કે તે વિષ્ણુના ઉદરમાં સમાવાને શક્તિમાન નથી; એટલે એમ લાગે છે કે તે વિષ્ણુ ભગવાનના ઉદરરૂપી ગુફાને ભરપૂર કરીને; તેમના નાભિના માર્ગે આ યશ શ્વેત કમળના સ્વરૂપને ધારણ કરીને બહાર નીકળે છે કે જે યશ હાથીના દંતુશળ જેવા સફેદ છે.૮૨

देव ब्रह्माण्डभाण्डे सदसि विकसितत्र्यायनान्दीनिनादैर्भूतेशप्रीतिहेतोर्भुवनधवलनं नाटकं नाटयन्त्याः । त्वत्कीर्तेर्मूर्तयोऽमी कुमुदकुमुदिनीकान्तकर्पूरकुन्द- क्षीराब्धिक्षीरमुक्तामणिविबुधसरित्तारकाशेषशङ्काः ॥८३

હે દેવ! આ બ્રહ્માંડરૂપી મહાપાત્ર છે, તે તો જાણે કે રંગપીઠ છે; તેની પર શંકર ભગવાનને રાજી કરવા માટે તમારી કીર્તિરૂપી નટી નાટક ખેલી રહી છે; તેનું

નામ છે 'भुवनधवल्ल अर्थात् બધા લોકોને સફેદ કરી દેવા.' હવે તેમા ન્યાયપૂર્વક નાંદીના નાદ શરૂ થયા છે અને હવે નટી જુદા જુદા રૂપે અને વેશે જગતને ધવલ બનાવી રહે છે. જેમ કે પોયણી, ચાંદનીના પતિ ચંદ્ર, કપૂર, મોગરો, ક્ષીરસાગર, દૂધ, મુક્તામણિ, સ્વર્ગગંગા, તારા, શેષનારાયણ અને શંખ વગેરે કીર્તિની મૂર્તિઓ છે.

बीजं चेदिन्द्रदन्तिस्फुरितगलतटीमुक्तमुक्तामणिः स्यात्
चन्द्रश्चेदालवालं यदि भवति सुधावारिसेकीन्दु मौलिः ।
तत्रोत्पन्ना लता काप्यमृतकरनिभं चेत्प्रसूनं प्रसूते
मन्येतत्स्यात्तदानीमवनिधव भवत्कीर्तिलेशोपमार्थम् ॥

હે રાજા! જો ઇંદ્રના ઐરાવત હાથીના ગળામાં આભૂષણરૂપે રહેલ મુક્તામણિ બીજરૂપ બને, ચંદ્ર ક્યારારૂપે બને, ચંદ્રશેખર શિવ અમૃતજલની વર્ષા કરનાર બને. તે બીજમાંથી જો કો'ક દિવ્ય લતા પેદા થાય અને તે અમૃત વરસાવનાર ચંદ્રના જેવા ફૂલને પ્રગટ કરે, તો તેની સાથે તમારી કીર્તિના એકાદ ભાગની ઉપમા અપાય, સઘળી કીર્તિની તો ઉપમા જ નથી. ૮૪

दुग्धाम्भोधावगाधे विहरति सुधया क्षालयत्यङ्घ्रियुग्मं कृत्स्नां ज्योत्स्नां दुकूलं कलयति मलयोद्भूतचर्चां तनोति । स्वच्छन्दं नृत्यति द्रागभुजगपतिशिरस्येव निद्राति चन्द्रे त्वत्कीर्तिः स्वामिनीव त्रिजगति विहरत्येवमुर्वीश गुर्वी ॥ ८५ ॥

હે ધરણીના સ્વામી! તમારી ગૌરવભરી કીર્તિ ત્રણેય જગતની માલિક હોય, તે રીતે વિહાર કરે છે. જુઓને, તે અગાધ ક્ષીરસાગરમાં વિહાર કરે છે, અમૃતથી પોતાના ચરણ ધુએ છે, સઘળી ચાંદનીને વસ્ત્રરૂપે ધારણ કરે છે, મલયાચલનાં ચંદનનો આખે શરીરે લેપ કરે છે, ત્યાંથી પાતાળમાં જઈને તરત જ શેષનારાયણના મસ્તક પર સ્વચ્છંદથી નાચ કરે છે અને પછી ચંદ્રમંડલમાં જઈને સૂઈ જાય છે. ૮૫

स्वर्गे कल्पद्रुमाधस्तव जयति यशःपुञ्जयोगेश्वरोऽयं यं नित्यं देवराजः स्नपयति नियतः कामधुग्दुग्धपूरैः । मन्मौलौ बिल्वपत्रद्युतिमिदममलं व्योम धत्तेऽतिनीलं चन्द्रः पाटीरपङ्कं तदुपरि ललितास्तारकास्तण्डुलानि ॥ ८६ ॥

હે રાજન્! તમારો જે ધવલ યશનો પુંજ છે, તે તો મહાદેવના બાણરૂપે બનીને સ્વર્ગમાં રહેલા કલ્પવૃક્ષની નીચે બિરાજે છે; તેને ઇંદ્રરાજ પોતે દરરોજ નિયમપૂર્વક કામધેનુના દૂધનાં પૂરથી સ્નાન કરાવે છે; ત્યાર બાદ તેના મસ્તક પર બીલીપત્ર ચઢાવે છે; તે જ આ નિર્મળ આકાશરૂપે દેખાય છે; જે ચંદન ચડાવે છે; તે જ આ ચંદ્રરૂપે દેખાય છે અને તેની ઉપર જે સુંદર અક્ષત ચઢાવ્યા છે, તે જ આ તારાઓરૂપે દેખાય છે. ૮૬

यत्कीर्तिः कापि गङ्गाखिलमलनिचयं नाशयन्ती गभीरं क्षीराब्धिं यत्प्रतापज्वलनकरगणैः शोषितं पूरयन्ती । भूलोकस्यान्तरालस्फुरदतुलमहादुःखपापौघपङ्कं भूयः प्रक्षालयन्ती त्रिजगति महिता सौख्यमाविष्करोति ॥ ८७ ॥

એ રાજાની કીર્તિ પાપી જનોના નાહવાથી ગંગાને લાગેલ ગંભીર પાપોના સમૂહનો નાશ કરે છે, તે રાજાના પ્રતાપરૂપી અગ્નિની જ્વાળાઓથી સુકાઈ ગયેલ ક્ષીરસાગરને ભરપૂર બનાવે છે. પૃથ્વી પર લોકોનાં અતુલ અને મોટાં મોટાં પાપો અને દુઃખોના સમૂહરૂપી કાદવને પણ ધોઈ નાખે છે; એ રીતે ત્રણે લોકમાં પૂજાતી તે કીર્તિ સર્વ જનોને અતુલ સુખ આપે છે. ૮૭

तुङ्गब्रह्माण्डसिंहासनमिदमुदयच्चित्रमध्यास्य नित्यन्यञ्चद्दिव्यस्रवन्तीसितचमरचयं लालयन्दिग्वधूभिः । राकाचन्द्रातपत्रं दिनकरमुकुटं माहयँल्लोकपालान् निर्जित्यैन्द्रं करीन्द्रं तव जयति यशश्चक्रवर्ती बघेल ॥८८

હે બઘેલ (વાઘેલા) રાજા! તમારો યશ ઇંદ્રના ઐરાવત હાથીને જીતીને ચક્રવર્તી બનેલો છે; તેથી તે ચિત્રવિચિત્ર બ્રહ્માંડરૂપી ઊંચા સિંહાસન ઉપર બેસીને નિત્ય નીચે ઊતર્યા કરતી દિવ્ય ગંગારૂપી સફેદ ચામરોના સમૂહને હાથમા લઈને દિશાઓરૂપી દાસીઓ પાસે પવન નખાવે છે તેમ જ લોકપાલ દેવોના હાથમાં પૂર્ણિમાના ચંદ્રરૂપી છત્ર અને સૂર્યરૂપી મુગટને ધારણ કરાવે છે.

कालिन्दीनर्मदाम्भःस्रुतमदसलिलोत्सङ्गिनौ पुष्पवन्तौ बिभ्राणः कुम्भयुग्मं गगनतलगतः स्वर्धुनीपूरशुण्डः । घण्टालः साधुवादैरनभिमतयशोमृन्मलं संदधानः कीर्तिस्तोमाभ्रकुम्भी जगदुदरसरः संभ्रमी बम्भ्रमीति ॥ ८९ ॥

હે રાજા! તમારી કીર્તિના પુંજરૂપ જે ઐરાવત હાથી છે, તેણે યમુનાનાં જળરૂપે અને નર્મદાનાં જળરૂપે મદનો સ્રાવ કરનાર સૂર્ય અને ચંદ્ર નામના બે કુંભસ્થળો ધારણ કર્યા છે; તેણે આકાશગંગાના પૂરરૂપી સૂંઢને ઊંચી કરી છે. તે ચોમેરથી જગતના સાધુવાદોરૂપી ઘંટાઓના નાદ કરે છે, તેમ જ શત્રુઓના અપયશરૂપી કાદવથી ખરડાયેલો છે, તે જગતના મધ્યભાગરૂપી સરોવરમાં વિહાર કરે છે. ૮૯

स्फूर्जद्ब्रह्माण्डशुक्तौ तव भुजजलदोद्दामदानौघवर्षप्रोद्यत्स्वत्कीर्तिमुक्ताफलममलमहो वामकर्णे निधाय। अन्यं तेनैव तुल्यं धरणिधरसुता प्रार्थयामास पत्यौ तस्यालाभेन मन्ये प्रभुरपि जगतामर्धनारीश्वरोऽभूत् ॥ ९० ॥

હે રાજન્! તમારા હાથરૂપી મેઘમાંથી થતા દાનોના સમૂહરૂપ વૃષ્ટિથી બ્રહ્માંડરૂપી ચળકતી છીપમાં તમારી કીર્તિરૂપી જે ઉત્તમ મોતી પેદા થયું છે, તે નિર્મળ મોતીને પાર્વતીએ પોતાના ડાબા કાને ધારણ કર્યું અને ત્યાર બાદ પાર્વતીએ તેવા જ પ્રકારનું બીજું મોતી લાવી આપવા માટે પોતાના પતિ પાસે પ્રાર્થના કરી; પરંતુ તેવું મોતી નહિ મળવાથી મહાદેવ પોતે અર્ધનારીશ્વરરૂપ બની ગયા, જેથી જમણા કાને મોતી પહેરવાની જરૂર ન પડે, એમ મારું માનવું છે. ૯૦

## કીર્તિ અને પ્રતાપ

रात्रौ रवेर्दिवा चेन्दोरभावादिव स प्रभुः।
भूमौ प्रतापयशसी सृष्टवान्सततोदिते ॥ १ ॥

રાતે સૂર્ય અને દિવસે ચંદ્રનો અભાવ હોય છે; તે દૂર કરવા માટે જ જાણે કે તે રાજાએ સૂર્ય જેવો પ્રતાપ અને ચંપક સમાન શીતલ યશને પ્રગટ કર્યા કે જે સદા કાયમ પ્રગટ રહે છે. ૧

मलिनयितुं खलवदनं विमलयति जगन्ति देव कीर्तिस्ते। मित्राह्लादं कर्तुं मित्राय द्रुह्यति प्रतापोऽपि ॥ २ ॥

હે રાજા! તમારી કીર્તિ ખલ જનોના મુખને મલિન કરવા માટે સઘળાં ભુવનોને ઉજ્જ્વલ બનાવે છે તેમ જ તમારો પ્રતાપ મિત્રમંડળને આનંદ આપવા માટે મિત્રમંડળ(સૂર્ય)નો દ્રોહ કરે છે. ૨

सिन्दूरं सीमन्तान्निमितं सुराहैरिराजवनितानाम्।
यस्य प्रतापयशसी हरतः स्म सदृग्गुणासहने ॥ ३ ॥

એ જ રાજાના પ્રતાપે પોતાના જેવી રતાશ નહિ સહન થવાથી શત્રુઓની સ્ત્રીઓના સેંથામાથી સિંદૂરનું હરણ કર્યું છે અને એ રાજાના યશે પોતાના જેવી ઉજ્જ્વલતા સહન નહિ કરી શકાય થી શત્રુઓની સ્ત્રીઓના મુખમાથી મંદ હાસ્ય હરણ કરી લીધું છે. ૩

तदोजसस्तद्यशसः स्थितविमौ, वृथेति चित्ते कुरुते यदा यदा। तनोति भानोः परिवेषकैतवात्तदा विधिः कुण्डलनां विधोरपि ॥ ४ ॥

'એ રાજાના પ્રતાપ અને યશ બંને આ જગતમાં કાયમના રહેલા છે' એ રીતે જ્યારે જ્યારે બ્રહ્મા પોતાના મનમા વિચાર કરે છે, ત્યારે ત્યારે તે બ્રહ્મા કૂંડાળાની અંદર કરીને સૂર્ય અને ચંદ્રને પણ મીંડુ (કૂંડાળું) આપે છે.

कीर्त्यास्य चन्द्रकरकोमलयातिशुभ्रं
शोणं नवार्ककिरणप्रतिमप्रतापैः।
श्यामद्युति द्विपदकीर्तिमषीभिरित्थं
चित्रं तदाम्बरमराजत दिग्वधूनाम् ॥ ५ ॥

જે દિશાઓરૂપી રમણીઓનું વસ્ત્ર છે, તે આ રાજાની ચંદ્રનાં કિરણો જેવી કોમળ કીર્તિથી અત્યંત સફેદ થયેલું હતું, ઊગતા સૂર્યના કિરણો જેવા પ્રતાપથી રાતું બનેલું હતું તેમ જ શત્રુઓની અપકીર્તિરૂપ આંજણથી શ્યામ થયેલું હતું અને તેથી તે વસ્ત્ર ચિત્રવિચિત્ર લાગતુ હતું. ૫

क्षितिप किमपि चित्रं जाग्रत्केऽपि युष्म
द्यशसि शशिकदम्बे त्वत्प्रतापेऽर्कबिम्बे।
नयनकुवलयानि त्वद्द्विषत्कामिनीना-
मपि च वदनपद्मान्याशु यत्संकुचन्ति ॥ ६ ॥

હે રાજા! આ શું આશ્ચર્ય નથી કે તમારા યશરૂપી ચંદ્રનો સમૂહ ઉદય પામ્યો છે, તે છતા પણ તમારા વૈરી જનોની સ્ત્રીઓરૂપ પોયણીઓના સમૂહ સંકોચાઈ જાય છે તેમ જ તમારા પ્રતાપરૂપી સૂર્યનુ બિંબ ઉદય પામ્યુ છે, તે છતા પણ શત્રુઓની સ્ત્રીઓના મુખરૂપી કમળો સંકોચ પામે છે. ૬

गुणागारे गौरे यशसि परिपूर्णं विलसति
प्रतापो वा भिन्नान्दहति तव भूमीन्द्रतिलक।
नवैव द्रव्याणीत्यकथयदहो मूढतमधी
खलुर्धा तेजोऽपि व्यभजत कणादः कथमसौ ॥ ७ ॥

હે રાજાઓના તિલકરૂપ! તમારા ગુણોના ભંડારરૂપ યશ પરિપૂર્ણ રીતે ગોળી રહેલો છે તેમ જ તમારો પ્રતાપ શત્રુઓને બાળી રહ્યો છે, તોપણ કણાદે એમ કહ્યુ કે, દ્રવ્યો તો નવ જ છે તેમ જ તેજ ચાર છે; તો શું કણાદે તમારા યશ અને પ્રતાપની ગણના નહિ કરી હોય? મને તો લાગે છે કે તે કણાદ અત્યંત મૂઢ બુદ્ધિવાળા છે. ૭

कीर्तिस्वर्गतरङ्गिणीभिरभितो वैकुण्ठमाप्लावितं
क्षोणीनाथ तव प्रतापतपनैः संतापितः क्षीरधिः।
इत्येवं दयितायुगेन हरिणा त्वं याचितः स्वाश्रयं
हृत्पद्मं हृद्ये श्रिये स्वभवनं कण्ठं गिरे दत्तवान् ॥ ८ ॥

હે રાજા ! તમારી કીર્તિરૂપી સ્વર્ગગંગાઓથી વૈકુંઠલોકને ચારે બાજુથી ડુબાડી દીધું છે તેમ જ તમારા પ્રતાપના તાપથી ક્ષીરસાગર તપીને સુકાઈ ગયો છે. એટલે પછી વિષ્ણુ ભગવાને પોતાની બે સ્ત્રીઓ સાથે તમારી પાસે આવીને રહેઠાણની માગણી કરી, તેથી તમે વિષ્ણુને હૃદયકમળ, લક્ષ્મીને રાજભવન અને વાણીને કંઠનો પ્રદેશ રહેવા માટે આપ્યાં છે. ૮

भूशक्रस्य यशांसि विक्रमभरेणोपार्जितानि क्रमा-
देतस्य स्तुमहे महेभदशनस्पर्धीनि कैरक्षरैः ।
लिम्पद्भिः कृतकं कृतोऽपि रजतं राज्ञां यशःपारदै-
रस्य स्वर्णगिरिः प्रतापदहनैः स्वर्णं पुनर्निर्मितः ॥९॥

આ પૃથ્વીના ઇંદ્રરૂપ રાજાનાં પરાક્રમોના સમૂહથી અનુક્રમે કરીને ઇંદ્રના ઐરાવત હાથીના દંતૂશળના જેવી ઉજ્જવલ કીર્તિઓ મેળવેલી છે, તે કીર્તિનું કયા શબ્દોથી વર્ણન કરવામાં આવે ? આ મેરુપર્વતને બીજા રાજાઓના યશરૂપી પારાના પુટથી લિપાઈ લિપાઈને નકલી રૂપાનો બનાવી દીધો હતો; પરંતુ આ રાજાના પ્રતાપરૂપી અગ્નિઓએ તેને ફરી પાછો સુવર્ણમય બનાવી દીધો છે. ૯

## રાજ્ય—અધિકારની નિંદા

परैः संभुज्यते राज्यं स्वयं पापस्य भाजनम् ।
धर्मातिक्रमतो राजा सिंहो हस्तिवधादिव ॥ १ ॥

જેમ સિંહ હાથીનો વધ કરે ત્યારે તેના ભાગમાં થોડું જ માંસ આવે છે અને બાકીનુ માસ બીજા પ્રાણીઓ આરોગી જાય છે. એ રીતે હે રાજા ! જો તમે ધર્મને ઓળંગીને વર્તશો, તો પાપને પાત્ર તમે બનશો અને રાજ્ય તો બીજા માણસો ભોગવશે. ૧

औत्सुक्यमात्रमवसादयति प्रतिष्ठा
क्लिश्नाति लब्धपरिपालनवृत्तिरेव ।
नातिश्रमापनयनाय यथा श्रमाय
राज्यं स्वहस्तधृतदण्डमिवातपत्रम् ॥ २ ॥

જેમ પોતાના હાથે જેનો દંડ પકડી રાખ્યો છે એવું છત્ર. ઓઢેલું હોય તોપણ તે થાક વિશેષ કરીને ઉતારતું નથી પણ પરિશ્રમ વધારે છે, એ રીતે જ રાજ્ય વધારે સુખ નહીં આપતાં પરિશ્રમને જ વધારે છે. રાજ્ય પ્રાપ્ત થયા પછી બધા પ્રકારની ઉત્સુકતા નાશ પામે છે; મોટાઈ જાળવવાની ખટપટ દુઃખ દે છે તેમ જ જે મળ્યું હોય તેને સાચવી રાખવાની વૃત્તિ જ દુઃખ ઊભું કરે છે. ૨

परार्थानुष्ठाने जडयति नृपं स्वार्थपरता
परित्यक्तस्वार्थो नियतमयथार्थः क्षितिपतिः ।
परार्थश्चेत्स्वार्थादभिमततरो हन्त परवान्
परायत्तः प्रीतेः कथमिव रसं वेत्तु पुरुषः ॥ ३ ॥

રાજા જો સ્વાર્થપરાયણ બને, તો તેને પરોપકારનું આચરણ કરવામાં જડ બનાવી મૂકે છે અને જો રાજા સ્વાર્થને બિલકુલ છોડી દે, તો તે ખરેખર રાજા જ ન કહેવાય ! હવે જો રાજા સ્વાર્થ કરતાં પરાર્થને વિશેષ માન આપે, તો તે રાજા પરાધીન જ છે, એમ ગણાય અને પરાધીન થયા પછી તો તે રાજાને રાજ્યની પ્રીતિના રસનો અનુભવ શી રીતે જાણવામાં આવે ? ૩

भयं तावत्सेव्यादभिनिविशते सेवकजनं
ततः प्रत्यासन्नाद्भवति हृदयेष्वेव निहितम् ।
अतोऽध्यारूढानां पदमसुजनद्वेषजननं
मतिः सोच्छ्रायाणां पतनमनुकूलं कलयति ॥ ४ ॥

જે માણસ રાજાની ઊંચી નોકરી કરતો હોય છે, તેને પહેલાં તો રાજાનો ભય જ હૃદયમાં ઠસી ગયો હોય છે. હવે જે માણસ વિશેષે કરીને રાજાની પાસે હમેશ રહેતો હોય છે, તેના હૈયામાં તો ખરેખરો ભય ઠસી ગયો હોય છે. ખરેખર ! જે રાજકીય પદ દુર્જનોના દ્વેષને વધારનારું છે, તે તો ઉપર ચઢીને ઉન્નતિ પામેલા રાજકીય જનોની બુદ્ધિને નીચે પાડવા માટે જ અનુકૂળ બનેલું છે. ૪

छन्नं कार्यमुपक्षिपन्ति पुरुषा न्यायेन दूरीकृतं
स्वान्दोषान्कथयन्ति नाधिकरणे रागाभिभूताः स्वयम् ।
तैः पक्षापरपक्षवर्धितबलैर्दोषैर्नरः स्पृश्यते
संक्षेपादपवाद एव सुलभो द्रष्टुर्गुणो दूरतः ॥ ५ ॥

વાદી અને પ્રતિવાદી પુરુષો સાચાને ખોટું અને ખોટાને સાચું કરીને કામમાં એવો ગોટાળો ઊભો કરે છે જેથી ન્યાયાધીશને ન્યાય આપવામાં ખૂબ અડચણ પડે. પરસ્પરને હરાવવાના રાગે ચઢેલા એ લોકો પોતાના દોષો તો કહેતા જ નથી; પણ સામાના દોષો બતાવે છે. તે લોકોએ પોતાનો પક્ષ અને પારકો પક્ષ એમ ભેદ પાડીને એટલા બધા દોષોનું બળ વધારી દીધું હોય છે કે તેથી ન્યાયાધીશને પણ કલંક લાગતાં વાર લાગતી નથી. ટૂંકમાં ન્યાય આપનારને લોકાપવાદ જ મળતો હોય છે. તેની ઝીણવટ અને મહેનત વગેરે ગુણ જોવાના તો દૂર જ રહી જાય છે. ૫

## રાજસેવક

राजसेवा मनुष्याणामसिधारावलेहनम् ।
व्याघ्रीगात्रपरिष्वङ्गो व्यालीवदनचुम्बनम् ॥ १ ॥

માણસને રાજાની સેવા કરવાની હોય છે; તે તો તલવારની ધારને ચાટવા બરાબર, સિંહણનાં અંગોને આલિંગન આપવા જેવું તેમ જ સાપણના મુખનું ચુંબન લેવા જેવું છે. ૧

संपत्तयः पराधीनाः सदा चित्तमनिर्वृतम् ।
स्वजीवितेऽप्यविश्वासस्तेषां ये राजसेवकाः ॥ २ ॥

જે રાજાના સેવકો છે, તેમની સંપત્તિઓ પરાધીન હોય છે, ચિત્ત સદા વ્યાકુળ હોય છે અને પોતે જીવતો રહેશે કે કેમ, તેમાં પણ તેમને વિશ્વાસ હોતો નથી. ૨

अन्तःपुराणां विहितव्यवस्थः, पदे पदेऽहं स्खलितानि रक्षन् । जरातुरः संप्रति दण्डनीत्या, सर्वं नृपस्यानुकरोमि वृत्तम् ॥ ३ ॥

જેમ રાજા દંડનીતિથી વ્યવસ્થા કરતો હોય છે, તેમ હું પણ હાથમાં દંડને લઈને (દંડનીતિથી) અંતઃપુરનાં જનોની વ્યવસ્થા કરું છું અને પગલે પગલે ભૂલોથી બચવાનો પ્રયત્ન કરતો રહું છું અને એ રીતે નોકરી કરતા કરતા હું વૃદ્ધ બની ગયો છું, તોપણ દંડને હાથમાં રાખીને રાજાનું અનુકરણ કરું છું. ૩

अशुभपुषि कलावप्यप्रमत्ता स्वधर्मा-
दनुदिनमुपकारानाचरन्ते बुधानाम् ।
बहुजनपरिक्लिष्टा बद्धदीक्षास्त एते
तनुसुखमपि हित्वा तन्वते राजसेवाम् ॥ ४ ॥

પાપને પોષનાર આ કલિયુગમા પણ એવા કેટલાક ઉત્સાહી જનો છે, જે સજ્જનોના ઉપકાર કરવામાં રાતદિવસ લાગ્યા રહે છે અને કેટલાક માણસો એવા પણ છે જેમણે અનેક જનોને કષ્ટ આપવાની જ જાણે કે દીક્ષા લીધી ન હોય એ રીતે પોતાના શરીરનાં સુખોની પરવા કર્યા વિના રાજાની સેવા કરતા હોય છે. ૪

नैषां संध्याविधिरविकलो नाच्युतार्चापि साङ्गा
न स्वे काले हवननियमो नापि वेदार्थचिन्ता ।
न क्षुद्वेलानियतमशनं नापि निद्रावकाशो
न द्वौ लोकावपि तनुभृतां राजसेवापराणाम् ॥ ५ ॥

જે લોકો રાજાની સેવા કરવામાં લાગેલા છે, તે લોકો સંપૂર્ણ રીતે સંધ્યા–નિત્યકર્મ કરી શકતા નથી, ભગવાનનાં પૂજન પણ વિધિ સહિત સાંગ કરી શકતા નથી; સમયસર હોમ કરવાનો નિયમ પણ પાળી શકતા નથી; વેદોના અર્થનો વિચાર કરી શકતા નથી; ભૂખ લાગે ત્યારે નિયમસર ભોજન કરવાનું પણ તેમને હોતું નથી તેમ જ નિદ્રા લેવાનો અવકાશ પણ હોતો નથી. એ રીતે રાજસેવકોના આ લોક અને પરલોક બંને બગડે છે.

सर्वः कल्ये वयसि यतते लब्धुमर्थान्कुटुम्बी
पश्चात्पुत्रैरुपहितभरः कल्पते विश्रमाय ।
अस्माकं तु प्रतिदिनमिय सादयन्ती प्रतिष्ठां
सेवाकाकुः परिणतिरभूत्स्त्रीषु कष्टोऽधिकारः ॥ ६ ॥

યુવાવસ્થામાં વિશાળ કુટુંબવાળો માણસ દ્રવ્ય મેળવવામાં લાગ્યો રહે છે; ત્યાર બાદ ઘડપણમાં પોતાના પુત્રપરિવાર પર ભાર મૂકી દઈને તે સુખે આરામ લેતો હોય છે; પરંતુ અમારા માથે આ જે સેવા કરવાની વિટંબણા લદાઈ છે, તે એક બાજુ દરરોજ અમારી પ્રતિષ્ઠાનો નાશ કરતી હોય છે અને બીજી બાજુ જ્યારે ઘડપણ આવે છે, ત્યારે અંતઃપુરની સ્ત્રીઓની વ્યવસ્થા કરવાનો કષ્ટદાયક અધિકાર આવી પડે છે. ૬

नोच्चैः सत्यपि चक्षुषीक्षितुमलं श्रुत्वापि नाकर्णितं
शक्तेनाप्यधिकार इत्यधिकृता यष्टिः समालम्ब्यते ।
सर्वत्र स्खलितेषु दत्तमनसा यातं मया नोद्धतं
सेवास्त्रीकृतजीवितस्य जरसा किं नाम यन्मे कृतम् ॥

જેને જીવનભર રાજાની સેવા કરવાનું સ્વીકાર્યું છે, તેને ઘડપણ આવ્યું તો શું અને ન આવ્યું તો શું? કારણ કે નેત્ર હોવા છતા મેં કદી ઊંચું જોયું નથી; સાભળવા છતા પણ મેં પૂરેપૂરું સાભળ્યું નથી; શરીરમાં શક્તિ હોવા છતાં પણ 'અધિકાર છે' એટલા કારણે મેં હાથમા લાકડી ટેકવી રાખી છે; તેમ જ 'રખે ને ઠેસ વાગે' એ ભયે બધી બાબતોમાં એકાગ્ર ચિત રાખીને ક્યાંય ઉદ્ધતાઈથી મેં વર્તન કર્યું નથી. ૭

भेतव्यं नृपतेस्ततः सचिवतो राज्ञस्ततो वल्लभा-
दन्येभ्यश्च भवन्ति येऽस्य भवने लब्धप्रसादा विटाः ।
दैन्यादुन्मुखदर्शनापलपनैः पिण्डार्थमायस्यतः
सेवां लाघवकारिणीं कृतधियः स्थाने श्ववृत्तिं विदुः ॥८

પહેલાં તો રાજાથી ભય હોય છે, પછી પ્રધાનથી, તે પછી રાજાના પ્રિયજનથી; તે ઉપરાંત રાજભવનમાં રાજાની કૃપા પર રાચનારા વિટ–કપટી શઠ જનોથી ભય રાખવો પડે છે; એ રીતે દીનતાથી તેમ જ સામું પણ નહિ જોનારા એવા માણસો સાથે પ્રલાપ કરીને, એક પિંડને પોષવા માટે જે રાજસેવા કરવા પડે છે, તે અત્યંત હલકી વૃત્તિ છે; એટલા જ માટે બુદ્ધિવાળા માણસોએ રાજસેવાને કૂતરાના જેવી વૃત્તિ કહી છે. ૮

अप्राज्ञेन च कातरेण च गुणः स्याद्भक्तियुक्तेन कः प्रज्ञाविक्रमशालिनोऽपि हि भवेत्किं भक्तिहीनात्फलम् । प्रज्ञाविक्रमभक्तयः समुदिता येषां गुणा भूतये ते भृत्या नृपतेः कलत्रमितरे संपत्सु चापत्सु च ॥ ९ ॥

રાજસેવક રાજ્યના ભક્તિભાવથી ભરેલો હોય; પરંતુ તે મૂર્ખ અને નમાલો હોય, તો શું લાભ? રાજસેવક બુદ્ધિશાળી અને પરાક્રમી હોય, પણ ભક્તિભાવ વિનાનો હોય તો તેથી શું ફળ? જે રાજસેવકમાં બુદ્ધિ, પરાક્રમ અને ભક્તિ એ ત્રણેય ગુણો સરખી રીતે રહેલા હોય, તે સેવકથી રાજાનું કલ્યાણ થાય છે, બાકીના રાજસેવકો તો સંપત્તિઓ અને વિપત્તિઓ બન્ને દશામાં સ્ત્રી જેવા જ ભૃત્ય (પોષવાના) હોય છે. ૯

## રથના વેગનું વર્ણન

आलिङ्गन्तो वसुधां निजखुरदलितामिवानुनेतुममी ।
वदनविनिर्गतचरणा इव लक्ष्यन्ते जवादश्वाः ॥ १ ॥

વેગને કારણે (રથે જોડેલા) આ ઘોડા જાણે કે ખરીથી ખોદાઈ ગયેલી પૃથ્વીને આશ્વાસન આપતા હોય, તે રીતે તેને આલિંગન આપે છે તેમ જ તેમના ચરણ તો મુખમાંથી નીકળ્યા હોય, તેમ દેખાય છે. ૧

उद्धूतपांशुपटलानुमितप्रबन्ध-
धावत्खुराग्रचयचुम्बितभूमिभागाः ।
निर्मथ्यमानजलधिध्वनिघोरघोष-
मेते रथं गगनसीम्नि वहन्ति वाहाः ॥ २ ॥

જે ઘોડાઓ ઊડેલી રજની ડમરીથી અનુમાન કરાતી અને એક હારની ગતિથી દોડતાં ખરીઓના અગ્રભાગના સમૂહથી પૃથ્વીના ભાગોને ચુંબન કરતાં હોય એમ લાગે છે, તે ઘોડાઓ ખરેખર આકાશના સીમાડામાં રથને દોરે છે કે જે રથનો ગંભીર ઘોષ મંથન કરવામાં આવતા સમુદ્રના જેવો લાગે છે. ૨

मुक्तेषु रश्मिषु निरायतपूर्वकाया
निष्कम्पचामरशिखा निभृतोर्ध्वकर्णाः ।
आतोद्धतैरपि रजोभिरलङ्घनीया
धावन्त्यमी मृगजवाक्षमयेव रथ्याः ॥ ३ ॥

લગામ છૂટી મૂકવા છતાં પણ જેના આગળના ભાગ ખૂબ જ ખેંચાયેલા છે, જેની કેશવાળીના અગ્રભાગ પણ સ્થિર જેવા બની ગયા છે તેમ જ જેણે ઊંચા કાન ધારણ કરેલા છે, એવા આ ઘોડા પવનથી ઊડેલ રજથી પણ ઓળંગાય એમ નથી, એ રીતે મૃગલાના વેગને પણ સહન કરતા ન હોય, એ રીતે દોડે છે. ૩

यदालोके सूक्ष्मं व्रजति सहसा तद्विपुलतां
यदन्तर्विच्छिन्नं भवति कृतसंधानमिव तत् ।
प्रकृत्या यद्वक्रं तदपि समरेखं नयनयो-
र्न मे दूरे किंचित्क्षणमपि न पार्श्वे रथजवात् ॥ ४ ॥

રથનો વેગ એટલો તો ઝડપી છે કે, જે પદાર્થ દૂરથી જોતાં ઘણો નાનો લાગતો હોય, તે તરત જ પાસે આવતાં ઘણો મોટો થઈ જાય છે. જે પદાર્થ વચમાં ભાગ પડતો દેખાતો હોય છે, તે એકદમ સંધાઈ ગયો હોય તેમ લાગે છે; કુદરતી રીતે જે વાંકું હોય છે, તે પણ નેત્રની સામે સરખી રેખાઓ પર આવી ગયેલું દેખાય છે; એ રીતે મારે માટે તો કોઈ પદાર્થ એક ક્ષણે દૂર રહેતો નથી અને બીજી ક્ષણે પાસે પણ હોતો નથી. ૪

विच्छिन्ना रथचक्रपद्धतिरियं हेलाप्लुतैर्वाजिना-
मायान्तीव जवेन संमुखममी मार्गस्थिताः शाखिनः ।
खेदं पादतलाहतेरिव पुरो गन्तुं गतो नेहते
वाहानामनुकूलमारुतभरोद्धूतोऽपि धूलिव्रजः ॥ ५ ॥

ઘોડાઓના લીલાપૂર્વક ટેકડા લાગવાથી રથના ચક્રનો જે માર્ગ છે, તે આડોઅવળો બની જાય છે; માર્ગ પર ઊભાં રહેલા આ વૃક્ષો જાણે કે વેગને કારણે સામે આવતાં હોય એમ લાગે છે. ધૂળના ગોટેગોટાને ઘોડાઓની અનુકૂળ દિશા તરફ જ પવને ઉડાડ્યા છે; તોપણ તે ઘોડાઓના પગની લાત વાગે, એ ભયથી આગળ જતા નથી. ૫

अग्रे यान्ति रथस्य रेणुवदमी चूर्णीभवन्तो घना-
श्चक्रभ्रान्तिररान्तरेषु जनयत्यन्यामिवारावलिम् ।
चित्रन्यस्तमिवाचलं हयशिरस्यायामवच्चामरं
यष्ट्यग्रे च समं स्थितो ध्वजपटः प्रान्ते च वेगानिलात् ॥ ६ ॥

પગથી ચૂરેચૂરા થઈ ગયેલા આ મેઘ રજની જેમ બનીને રથની આગળ જાય છે, રથનાં ચક્ર આરાઓની વચમાં એવી રીતે ફરે છે-જાણે કે આરાઓની બીજી હાર પેદા થઈ હોય એમ લાગે છે. ઘોડાઓના માથા પર રહેલ ચામર ચિત્રમાં દોરેલ હોય, તે રીતે સ્થિર લાગે છે તેમ જ ધ્વજનું વસ્ત્ર વેગના પવનને લીધે દંડના આગળના અને છેડાના ભાગમાં સરખી રીતે બાંધેલું હોય એમ લાગે છે. ૬

## સમુદ્રનું વર્ણન

साक्षात्किलाष्टमूर्तेरस्यैषा मूर्तिरम्मयी प्रथमा ।
गीतः सागर इति नृभिरपरिच्छेद्यात्मगाम्भीर्यः ॥ १ ॥

આઠ જેની મૂર્તિઓ છે એવા સદાશિવ શંકરની પહેલી જે જળમય મૂર્તિ છે, તેને જ લોકો 'સાગર'

એમ કહે છે; જેની ગંભીરતા (ઊંડાઈ) કુદરતી રીતે છેદાય એમ નથી. ૧

लक्ष्मीरस्य हि यादः कृष्णोरःस्थापि सुभटभुजवसतिः ।
इन्दुः स च मृडचूडामणिरपि जगतामलंकारः ॥ २॥

જે લક્ષ્મી કૃષ્ણની છાતી પર અને યોદ્ધાઓના હાથ પર નિવાસ કરતા હોય છે, તે લક્ષ્મી તો આ સાગરનુ એક જળચર છે તેમ જ જે ચંદ્ર મહાદેવના મસ્તકનો ચૂડામણિ અને સર્વ જગતોના અલંકારરૂપે છે, તે ચંદ્ર પણ સાગરનુ જળચર છે. ૨

आश्लिष्टभूमिं रसितारमुच्चैर्ललद्भुजाकारबृहत्तरङ्गम् ।
फेनायमानं पतिमापगानामसावपस्मारिणमाशशङ्के ॥

જેણે પૃથ્વીને આલિંગન આપ્યું છે, જે ઊંચા સ્વરે શબ્દ કરે છે, હાથ જેવા મોટા આકારવાળા તરંગો જેના ઉછળી ઊઠ્યા છે અને વારવાર જે ફીણ કાઢે છે, એવા આ સમુદ્રને જોઈને કૃષ્ણને શંકા થઈ કે, 'શું આ સમુદ્રને વાઈનો રોગ (અપસ્માર) થયો હશે?' ૩

नाभिप्रभिन्नाम्बुरुहासनेन सस्तूयमानः प्रथमेन धात्रा। अमुं युगान्तोचितयोगनिद्रः संहृत्य लोकान्पुरुषोऽधिशेते ॥ ४॥

જ્યારે વિષ્ણુની નાભિમાંથી પ્રગટ થયેલ કમળ પર આસન વાળીને બેઠેલા આદિ પ્રજાપતિ બ્રહ્માએ સ્તુતિ કરી, ત્યારે પ્રલયકાળને યોગ્ય એવી યોગનિદ્રા જેણે લીધી છે, એવા તે પુરુષોત્તમ વિષ્ણુ ભગવાન સર્વ લોકોનો ઉપસંહાર કરીને પછી આ સમુદ્રમાં સૂઈ જાય છે. ૪

स्यादेव तोयममृतप्रकृतिर्यदि स्या
न्नैकान्तमद्भुतमिदं पुनरद्भुतं नः ।
लक्ष्मीतुषारकरकौस्तुभपारिजात-
धन्वन्तरिप्रभृतयो यदपां विवर्तः ॥ ५॥

આ સમુદ્રનાં જળ અમૃત પેદા કરે, તેમાં કંઈ વિસ્મય પામવા જેવું નથી; કારણ કે અમૃતનો સ્વભાવ જળ જેવો પ્રવાહી છે, પરંતુ આ સમુદ્રે લક્ષ્મી, ચંદ્ર, કૌસ્તુભમણિ, પારિજાત, ધન્વન્તરિ વગેરે ઊલટા સ્વભાવવાળા પદાર્થો પેદા કર્યા તે વિસ્મયકારક છે ૫

आकण्ठदष्टशिरसाप्यभिभाव्यपृष्ठ
पार्श्वोदरेण चिरमृभिरुपास्यमानः ।
नाभीसरोरुहजुषा चतुराननेन
शेते किलात्र भगवानरविन्दनाभः ॥ ६॥

જે બ્રહ્મા નાભિકમળમાંથી ઉત્પન્ન થયા, ત્યારે તેમના કંઠ સુધીનું મસ્તક દેખાતું હતું; પરંતુ તેમનાં પીઠ, પડખાં કે પેટ દેખાતાં નહોતાં તેવા ચાર મુખવાળા બ્રહ્માએ લાંબા કાળ સુધી વેદના મંત્રોથી જેની સ્તુતિ કરી છે, એવા વિષ્ણુ ભગવાન આ સમુદ્રમાં સૂઈ ગયા છે.

## પર્વતનું વર્ણન

अयमतिजरठाः प्रकामगुर्वीरलघुविलम्बिपयोधरोपरुद्धाः । सततमसुमतामगम्यरूपाः परिणतदिक्करिकास्तटीर्बिभर्ति ॥ १॥

જેમ કોઈ ગુપ્તવાસ અત્યંત જરઠ(વૃદ્ધ), બહુ જ ભારે, લબડી પડતા સ્તનોવાળી અને પ્રાણીજનોને અગમ્ય એવા રૂપવાળી વેશ્યાઓને રાખે, તેમ આ પર્વત અત્યંત જરઠ (કઠણ), મોટા મોટા લટકતા પયોધર(મેઘો)ને ધારણ કરનારી તેમ જ પ્રાણીજનોના જાણવામાં જેમાં જેના સ્વરૂપ આવતા નથી એવી દિશાઓરૂપી કિનારાઓને ધારણ કરે છે. ૧

अयमभिनवमेघश्यामलोत्तुङ्गसानु
र्मदमुखरमयूरीमुक्तसंसक्तकेकः ।
शकुनिशबलनीडानोकहस्निग्धवर्ष्मा
वितरति बृहदश्मा पर्वतः प्रीतिमक्ष्णोः ॥ २॥

જેના ઊંચા શિખર નવા મેઘને કારણે કાળા બનેલા છે, જેની ઉપર મદથી નાદ કરતી ઢેલોએ એકીસાથે કેકારવ કરી મૂક્યો છે તેમ જ જેના લીલોતરીભર્યા દેહ પર પક્ષીઓએ કરેલા ચિત્રવિચિત્ર માળાઓવાળાં વૃક્ષો છે; એવો આ વિશાળ પથરાવાળો પર્વત આંખોને પ્રીતિ આપનાર બને છે. ૨

दधति कुहरभाजामत्र भल्लूकयूना-
मनुरसितगुरूणि स्त्यानमम्बूकृतानि ।
शिशिरकटुकषायः स्त्यायते सल्लकीना-
मिभदलितविकीर्णग्रन्थिनिष्यन्दगन्धः ॥ ३॥

આ પર્વતમાં ગુફાઓની અંદર રહેનાર જુવાન રીંછોના પડઘાઓથી ભારે લાગતા કફભરેલા થુત્કારોના અવાજો સંભળાય છે તેમ જ હાથીઓએ ભાંગીને ફેંકી દીધેલ સાલેડાં(છોડ)ની ગાંઠોમાંથી નીકળતો ટાઢો અને તીખો ગંધ પણ ચોમેર ફેલાઈ રહ્યો છે. ૩

इह समदशकुन्ताक्रान्तवानीरवीरुत्
प्रसवसुरभिशीतस्वच्छतोया वहन्ति ।
फलभरपरिणामश्यामजम्बूनिकुञ्ज-
स्खलनमुखरभूरिस्रोतसो निर्झरिण्यः ॥ ४॥

આ પર્વતમાં મદભરેલાં પક્ષીઓએ દાબી નીચી નમાવેલી નેતરોની લતાઓના પુષ્પોથી જેનાં શીતલ જલ સુગંધિત બનેલાં છે તેમ જ જથાબંધ ફળના પાકવાથી અત્યંત

શ્યામ બનેલ જાબુવૃક્ષની કુજગનીઓમા જેમા જલ અથડાવાથી અવાજ કરે છે, એવી મોટા પ્રવાહવાળી નદીઓ વહી રહી છે ૪

एते ते गिरिकूटसघटशिलासघट्टशीर्णाम्भस
प्रेङ्खच्चामरचारुसीकरकणस्मेरा दरीनिर्झरा ।
यत्पातेपु निकुञ्जकुञ्जरमुखभ्रश्यन्मृणालाङ्कुर
ग्रासोद्ग्रन्थितट रटन्ति परित कण्ठीरवा भैरवम् ॥५॥

આ તે પર્વતનાં શિખરોની શિલાઓ છે, જેમા અથડાવાથી ઝરણાના જળ વેરવિખેર થઈ જાય છે તેમ જ ચલાયમાન થતા ચામરાના વાળ જેવા જેના જલના સુદર સફેદ બિદુઓ છે, એવા આ પર્વતની ગુફાઓના ઝરણા છે એ ઝરણાના પડવાના સ્થાનોમાં જ્યારે સિંહો ભયકર ગર્જનાઓ કરે છે, ત્યારે ગુફાની કુજગનીઓમાં રહેલા હાથીઓના મુખોમાથી કમળની નાળના અકુરના કોળિયા પડી જાય છે ૫

## સરોવરનું વર્ણન

नेत्रैरिवोत्पलै पद्मैर्मुखैरिव सर श्रिय ।
पदे पदे विभान्ति स्म चक्रवाकै स्तनैरिव ॥१॥

આ સરોવરની શોભાઓ છે, લક્ષ્મીઓની જેમ પગલે પગલે શોભે છે, જેને નીલકમળરૂપી નેત્રો છે, શ્વેત કમળરૂપી મુખો છે અને ચક્રવાકના રૂપે સ્તનો રહેલા છે

## વનશ્રીનું વર્ણન

नीपस्कन्धे निवसति लसद्बर्हभारो मयूरो
दीर्घापाङ्गश्चरति च तृण शाद्वलेऽय कुरग ।
कुम्भेनोच्चै स्पृशति विटपे सल्लकीं कुञ्जरोऽसौ
कस्मै नाय कमलनयने रोचतेऽरण्यभाग ॥ १ ॥

હે કમળ સરખા નેત્રવાળી સુદરી ! લીમડાના થડ પર આ પીછાના ભારથી શોભતો મોર રહેલો છે લીલા ઘાસ વાળા પ્રદેશમા લાબા નેત્રના કટાક્ષવાળો મૃગ ઘાસ ચરી રહ્યો છે વૃક્ષોના વનમા આ હાથી પોતાની ઊચી સૂઢથી સાનડાના ઝાડની શાખાને અડકે છે એવો આ સુદર અરણ્યનો પ્રદેશ કોને રુચિકર લાગતો નથી ? ૧

हरिणचरणक्षुण्णोपान्ता सशाद्वलनिर्झरा
कुसुमललितैर्विष्वग्वातैस्तरङ्गितपादपा ।
विविधविहगश्रेणीचित्रध्वनिप्रतिनादिता
मनसि न मुद चेपा दध्यु शिवा वनभूमय ॥२॥

સુખને આપનારી આ વનની ભૂમિઓ છે, જેના છેડા મૃગનાના પગથી ખોદાયા છે, જેમા રહેલા ઝરણાની ચારે બાજુ લીલા ઘાસ ઊગેલા છે, ફૂલની લાલચે ચારે બાજુથી એ ચાઈ આવેલા પવનોથી જેના વૃક્ષો ડોલી ઊઠ્યા છે, જેની દિશાઓ જાતજાતના પક્ષીઓની હારના શબ્દોના પડઘાથી ગાજી ઊઠે છે, એવા આ પ્રદેશો કોના મનને આનદ ન આપે ? ૨

वानीरप्रसवैर्निकुञ्जसरितामासक्तवास पय
पर्यन्तेपु च यूथिकासुमनसामुज्जृम्भित जालकै ।
उन्मीलत्कुटजप्रहासिपु गिरेरालम्ब्य सानूनित
प्राग्भारेपु शिखण्डिताण्डवविधौ मेघैर्वितानायते ॥३॥

વનની કુજની નદીઓના જળ નેતરના ફૂલોના સગથી સુગધીદાર બનેલા છે, ચારે બાજુના પ્રદેશોમા જાઈ જૂઈની કળીઓ ઝૂમખાઓમા ઊગી નીકળી છે, તેમ જ પ્રફુલ્લિત બનેલ ઇદ્રજવના વૃક્ષોના પુષ્પોથી શોભી રહેલા પર્વતના પ્રદેશોમા જ્યારે મોર નાચવા લાગે છે ત્યારે જાણે કે ચોમેર શિખરો પર ચદરવા બધાયા હોય એ રીતે વાદળો શોભી રહ્યા છે. ૩

जम्भाजर्जरडिम्बडम्बरघनश्रीमत्कदम्बद्रुमा
शैलाभोगभुवो भवन्ति ककुभ कादम्बिनीश्यामला ।
उद्यत्कन्दलकान्तकेतकभृत कच्छा सरित्स्रोतसा
माविर्भूतशिलीन्ध्रलोध्रकुसुमस्मेरा वनाना तति ॥४॥

પર્વતની જે મેદાનવાળી ભૂમિઓ છે, તે ખૂલવાથી જર્જરિત થયેલ કળીઓના આડબરથી ખૂબ જ શોભતા કદબના વૃક્ષોવાળી બનેલી છે, વનની સઘળી દિશાઓ મેઘમાળાથી શ્યામ બનેલી છે, નદીઓના પ્રવાહોના જળ ભરેલા પ્રદેશો ખૂલી જતા તે નવા અકુરોવાળા કેવડાથી શોભી ઊઠે છે, તેમ જ વનોની હારમાળાઓ ખીલી ઊઠેના શિલીધ્ર અને લોધ્રના પુષ્પોથી જાણે કે હસી ઊઠી હોય, એમ લાગે છે ૪

निष्कूजस्तिमिता क्वचित्क्वचिदपि प्रोच्चण्डसत्त्वस्वना
स्वेच्छासुप्तगभीरभोगभुजगश्वासप्रदीप्ताग्नय ।
सीमान प्रदरोदरेपु विलसत्स्वल्पाम्भसो यास्वय
तृष्यद्भि प्रतिसूर्यकैरजगरस्वेदद्रव प्रीयते ॥ ५ ॥

આ પર્વતના સીમાપ્રદેશો છે, જે કેટલેક ઠેકાણે પ્રાણીઓ વગેરેના અવાજ વગરના હોતા નિશ્ચળ લાગે છે, તો કેટલેક ઠેકાણે સિહ વગેરે પ્રાણીઓના પ્રચડ શબ્દોથી ભયકર લાગે છે, કો'ક ઠેકાણે પોતાની ઇચ્છાથી સૂઈ ગયેલ મોટા શરીરોવાળા સર્પોના શ્વાસોથી સળગતા અગ્નિઓવાળા દેખાય છે, તો કો'ક સ્થળોમા પથરાઓની ફાટોના પેટાળમાથી ચળકતા થોડા થોડા જળના પ્રવાહોથી યુક્ત સીમાડામા તરસ્યા થયેલા કાચડાઓ અજગરોના પસીનાના જલને પીએ છે ૫

धृत्ते क्षुद्रप्रवालस्थगितमिव तल भाति शेफालिकाना
गन्ध सप्तच्छदाना सपदि गजमदामोदमोह करोति ।
एते चोन्निद्रपद्मच्युतबहुलरज काणपिङ्गाङ्गरागा
गायन्त्यत्राप्यवाच किमपि मधुलिहो वारुणीपानमत्ता ॥

આ વનના પ્રદેશોમા એક ઠેકાણે રીંગણના ડીંટિયા જાણે કે નાના નાના પરવાળાથી જડાયા હોય એમ લાગે છે, બીજે ઠેકાણે સપ્તપર્ણ નામના વૃક્ષોનો ગધ જાણે કે હાથીઓના મદની સુગધની ભ્રાતિને તરત જ જન્મ આપે છે, આ બાજુ ખીલેલા કમળોમાથી ખરી પડતા પરાગો શરીરે લાગવાથી અરધા પીળા અને અરધા કાળા દેખાતા એવા ભમરાઓ ગાઈ રહ્યા છે, તેમ જ પેલા પ્રદેશોમા મકરદન્રસ પીવાથી મસ્ત થયેલા ભમરાઓ જાણે કે મદિરાપાનમા લીન હોય, એ રીતે મૂગા બની ગયા છે ૬

श्रोत्र हसस्वनोऽय सुखयति दयितानूपुराह्लादकारी
दृष्टिप्रीतिं विधत्ते तटतरुविवरालक्षिता सौधमाला ।
गन्धेनाम्भोरुहाणा परिमलपटुना जायते घ्राणसौख्य
गात्राणा ह्लादमेते विदधति मरुतो वारिसपर्कशीता ॥

પ્રિય પત્નીના ઝાંઝરોના શબ્દનુ અનુકરણ કરતો આ હસોનો શબ્દ કાનને સુખ આપે છે આસપાસના વૃક્ષોના છિદ્રોમા દેખાતો રાજમહેલોના જેવો આકાર નેત્રોને પ્રસન્ન કરે છે, કમળોના સુગધિત પરિમલથી નાકને સુખ મળે છે તેમ જ જળનો સબધ થતા શીતળ બનેલા પવનો અગેઅગને સુખ આપે છે ૭

## મૃગયાવર્ણન

निहत निहत तूर्णं धत्त धत्त त्वराभि
र्मिलत मिलत के के कुत्र कुत्र प्रयान्ति ।
द्रुत इत इत एते यान्ति यान्तीत्यरण्या
दतुलकलकलश्री सर्वत प्रादुरासीत् ॥ १ ॥

આ વનમા ચોમેર શિકાર ખેલતા શિકારીઓનો અતુલ કોલાહલ ચારે બાજુથી થઈ રહ્યો છે જેમ કે 'જલદી મારો મારો, પકડો, પકડો, ઉતાવળથી બધા ભેગા થાવ, ભેગા થાવ કોણ, કોણ કયા, કયા, બધા જાય છે, આ બધા જાનવરો અહીંથી જાય છે.' ૧

अनवरतधनुर्ज्यास्फालनक्रूरकर्मा
रविकिरणसहिष्णु स्वेदलेशैरभिन्न ।
उपचितमपि गात्र व्यायतत्वादलक्ष्य
गिरिचर इव नाग प्राणसार बिभर्ति ॥ २ ॥

જે ધનુષ્યની દોરીના નિરતર ટકારવ કરીને ક્રૂર કર્મ કરે છે, જેને સૂર્યના કિરણો સહન કરવાનો અભ્યાસ પડ્યો છે, તેમ જ જેને પરિશ્રમ થતો હોવા છતા શરીરે જરા પણ પરસેવો થયો નથી, એવો આ શિકારી પહાડી હાથીની જેમ ખૂબ જ બળના સાર વાળો છે તેમ જ તેનુ શરીર અત્યત પુષ્ટ હોવા છતા લબાઈને કારણે જાડુ દેખાતુ નથી ૨

मार्गं देहि पद निधेहि निभृत त शब्दमाकर्णय
भ्रात वारय कन्दलात्कलकल कोऽय सखे तावक ।
इत्यन्योन्यमनेकधा मृगवधव्यापारपारगमै
र्व्याधै कोऽप्यधिको रस प्रतिपद जल्पद्भिरुत्पाद्यते ॥

રસ્તો આપ, અવાજ ન થાય એ રીતે પગલા મૂક, પેલો શબ્દ સાભળ, નવા અકુરોના સમૂહ પાસે જતા કૂતરાને રોકી લે અરે મિત્ર! તારો આવડો મોટો કોલાહલ શા માટે? એ રીતે આપસઆપસમા અનેક પ્રકારના વાર્તાલાપ કરતા અને શિકાર કરવાની વિદ્યામા પારગત બનેલા એવા શિકારીઓ પગલે પગલે કો'ક અધિક રસને પેદા કરે છે ૩

क्ष्वेलातर्जितसिंहगर्जितभयभ्राम्यद्गजग्रामणी-
मीदृक्कारद्रवदक्षदर्शनकृतभ्रूभङ्गशाखामृगम् ।
कुन्तक्षुण्णतरक्षुवक्त्रगलितक्षोणीनिषण्णार्भक
घ्राण व्यापृतरोहिताहितरहूकार वनाभ्यन्तरम् ॥४॥

શિકારી લોકોના સિંહનાદથી તિરસ્કાર પામેલા સિંહોએ સામી ગર્જનાઓ કરવા માડી છે, તે સિંહોના ભયથી મોટા કોલાહલ કરતા હાથીઓ ભાગવા લાગ્યા અને તેમ થતા રીંછડા ભયથી ભાગી જાય છે, તેમને જોઈને વાનરો આખના કટાક્ષ-ચાળા કરવા લાગે છે, તેમ જ શિકારીના ભાલાથી જખમી થયેલ ઝરખોના મુખમાથી તેમના પડેલા બચ્ચાઓ ધરતી પર બેસી જાય છે, તેને સૂઘવા લાગેલા હરણોનો ભારે ઘાણ નીકળી જવા લાગ્યો છે ૪

एष क्षुभ्नाति पङ्क दलति कमलिनीमत्ति गुन्द्राप्ररोहा-
नारान्मुस्तास्थलानि रथपुटयति जलान्युल्कसेतूनि याति ।
प्राप्त प्राप्त प्रविष्टो वनगहनमय याति यातीति सैन्यै
पश्चादन्विष्यमाण प्रविशति विषमान्काननान्तान्वराह ॥

'જુઓ, આ કાદવને ડખરે છે, એ કમળના વનોને ભાગી નાખે છે, મોથના અકુરોને ખાય છે, પાસે રહેલ મોથવાળા સ્થાનોને તોડીફોડી ભાગી નાખે છે, જળાશયોમા પ્રવેશ કરી, તેના બધ તોડી નાખે છે, આ આવ્યો, આવ્યો, ઘાટા વનમા પેસી ગયો આ જાય

छे, जाय छे.' ए रीते जेने शोधवा माटे सैनिको पाछळ पडेला छे, एवो आ वराह (सूवर) जंगलना गाढ प्रदेशोमां पेसी जाय छे. ५

आस्तीर्यन्तामुपान्ते वनवृत्तिनिपुणैर्जालिकैर्जालबन्धा
मुच्यन्तां शृङ्खलाभ्यः श्वगणिभिरटवीगह्वरे सारमेयाः।
आकीर्यन्तां स्थलानि श्रमशिथिलहयैः सादिभिः पाशहस्तै-
र्व्याधूयन्तां कृतान्तैरिव महिषचरैर्दण्डिभिः काननानि॥

'वनने घेरी लेवामां जे निपुणता धरावे छे, एवा जाळवाळा पुरुषो जंगलना बधा छेडाओ पर जाळ पाथरी दो. कूतराओ साथे जे लोको छे, ते पोताना कूतराने साकळोथी छूटा मूकी दो. जेमना घोडा श्रमथी शिथिल बनेला छे, एवा सवारो हाथमां पाश लईने बधा भागोने घेरी वळो अने जाणे के पाडाओ पर बेसीने साक्षात् यमराज आव्या होय, ए रीते दंडधारी पुरुषो जंगलोने चोमेरथी कंपावी नाखो.' ६

शङ्कुव्याकीर्णरङ्कुद्रुतनिशितशरक्षुण्णदीव्यत्तरक्षु-
व्याघोषक्षुब्धकण्ठीरवरवचकितव्यस्तमातङ्गयूथम्।
खड्गव्यालूनकण्ठं तुमुलकलकलप्रान्तकूजच्छकुन्तं
भल्लध्वस्ताच्छभल्लं वनभुवि मृगयाकर्म तेन प्रतेने॥७॥

भालांथी हरणां वींधवा लाग्यां; जलदी दोडी जता झरखो तीक्ष्ण बाणोथी खूब जखमी बनी गयां, योद्धाओना सिंहनादोथी जे क्षोभ पाम्यां छे एवा सिंहो गर्जना करवा लाग्या, तेथी हाथीओनां जूथ त्रास पामीने वीखराई जवा लाग्यां; खड्गोथी अनेक जानवरोना कंठ कपाई जवा लाग्या, जंगलना सीमाडा-ना वृक्षो पर रहेलां पक्षीओ तुमुल कलकलनो कोलाहल करवा लाग्यां. तेम ज रींछो भालाथी वींधाई जवा लाग्यां; ए रीते ते राजाए जंगलना प्रदेशमां शिकार खेलवा मांड्यो हतो. ७

## मृगयानिवृत्ति

गाहन्तां महिषा निपानसलिलं शृङ्गैर्मुहुस्ताडितं
छायाबद्धकदम्बकं मृगकुलं रोमन्थमभ्यस्यतु।
विश्रब्धैः क्रियतां वराहपतिभिर्मुस्ताक्षतिः पल्वले
विश्रान्तिं लभतामिदं च शिथिलज्याबन्धमस्मद्धनुः॥१

जळाशयोनां जळने शिंगडाथी वारंवार ठोकीने पाडाओ हवे जळमां भले प्रवेश करो. वृक्षनी छायामां टोळे टोळां बेसीने मृगलां भले वागोळ्या करो. निर्भय बनेला एवा मोटा सूवरो तळावमां जईने मोथने खोद्या करो तेम ज जेनी दोरी शिथिल करी छे, एवुं आ मारुं धनुष्य संपूर्ण विश्राम लीधा करो. १

## ऋषिना आश्रमनुं वर्णन

विश्वकपोतनकुमारसमर्प्यमाणश्यामाकतण्डुलहृतां
च पिपीलिकानाम्। श्रेणीभिराश्रमपथाः प्रथमानचित्र-
पत्रावलीवलयिनो मुदमुद्वहन्ति॥१॥

आ आश्रमना मार्गो छे. ज्यां पांदडांओनी हारनी हार अत्यंत चित्रविचित्र रीते पडेली छे; ज्यां चारे बाजु तपोवनमा रहेता कुमारोए वेरेला सामा तथा चोखाना कणोने लई जती कीडीओनी हारनी हार आनंद आपे छे. १

व्याजृम्भमाणवदनस्य हरेः करेण, कर्षन्ति केसर-
सटाः कलभाः किलैके। अन्ये च केसरिकिशोरक-
पीतमुक्तं, दुग्धं मृगेन्द्रवनितास्तनजं पिबन्ति॥२॥

आ आश्रममा ज्यारे सिंह बगासुं खातो सूतो होय छे त्यारे हाथीनां बच्चां पोतानी सूंढथी तेनी केशवाळी खेंचतां होय छे तेम ज सिंहणनां बच्चां पोतानुं धावावानुं पूरुं करीने आंचळ छोडी दे छे, ते सिंहणनां आचळनां दूध केटलांक हाथीनां बच्चा पीतां होय छे. २

मधुरमिव वदन्ति स्वागतं भृङ्गनादै-
र्नतिमिव फलनम्रैः कुर्वतेऽमी शिरोभिः।
ननु ददत इवार्घं पुष्पवृष्टिं किरन्तः
कथमतिथिसपर्यां शिक्षिताः शाखिनोऽपि॥३॥

तपोवननां आ वृक्षो भमराओना नादथी जाणे के अतिथिओनुं मधुर वचनथी स्वागत करतां होय, फळथी नमेलां मस्तकोथी जाणे के प्रणाम करतां होय तेम ज पुष्पोनो वरसाद वरसावीने जाणे के अर्घ्य आपता होय, ए रीते आश्रमना वृक्षो पण शु अतिथिओना पूजन करवानो अभ्यास करी रह्या छे? ३

नीपस्कन्धे कुहरिणि शुकाः स्वागतं व्याहरन्ति
घ्राणग्राही हरति हृदयं हव्यगन्धः समीरः
एता मृग्यः सलिलपुलिनोपान्तसंसक्तदर्भं
पश्यन्त्योऽस्मान्सचकितदृशो निर्झराम्भः पिबन्ति॥४॥

लीमडाना थडना कोतरमां बेठेला पोपट 'भले पधार्या' वचनो बोले छे, नाकने मनोहर लागतो आ हवनना सुगंधवाळो पवन चित्त हरी ले छे, आपणने चकित नेत्रोथी जोती आ मृगलीओ जळना किनारे लागेला गाढा दर्भने अडतां झरणांना जळने पीए छे.

कुल्याम्भोभि पवनचपलै शाखिनो धौतमूला
भिन्नो राग किसलयरुचामाज्यधूमोद्गमेन ।
एते चार्वागुपवनभुवि च्छिन्नदर्भाङ्कुराया
नष्टातङ्का हरिणशिशवो मन्दमन्द चरन्ति ॥५॥

પવનથી ચપળ બનેલ નાની નદીઓના જળથી જેના મૂળ ધોવાયા છે એવા આ વૃક્ષો શોભી રહ્યા છે હવનમા આપેલ ઘીનો ધુમાડો ઊચે ચડતા નવા પાનાની કાંતિઓનો રાગ જુદો પડી જાય છે, તેમ જ જેના દર્ભના અકુરો છેદાય છે એવી આ પાસેની ઉપવનભૂમિમા મૃગોના બચ્ચા નિર્ભય બનીને ધીરે ધીરે ચર્યા કરે છે ૫

रसालानामन्तर्मदकलरणत्कोकिलकुल
समन्तादुन्मीलद्बकुलमुकुलामोदभरितम् ।
घनस्निग्धच्छाय क्रमुककदलीशीतलतल
ननु प्रीतिं धत्ते नवमिदमृषेराश्रमपदम् ॥६॥

આ તે ઋષિનુ નવુ આશ્રમસ્થાન છે, જ્યા કોયલો આબાઓ પર મદોન્મત્ત બનીને મધુર શબ્દ કરે છે બોલસરીઓ ચોમેર ખીલી ઊઠેલી પોતાની કળીઓથી સુગધ ફેલાવે છે, તેમ જ સ્નિગ્ધ અને ગાઢી છાયાવાળા સોપારીના વૃક્ષો અને કેળોથી જેના પ્રદેશો શીતળ બનેલા છે ૬

नीवाराः शुककोटरार्भकमुखभ्रष्टास्तरूणामधः
प्रस्निग्धाः क्वचिदिङ्गुदीफलभिदः सूच्यन्त एवोपलाः ।
विश्वासोपगमादभिन्नगतयः शब्दं सहन्ते मृगा
स्तोयाधारपथाश्च वल्कलशिखानिष्यन्दरेखाङ्किताः ॥७

જે આશ્રમના વૃક્ષોની નીચે બખોલોમા રહેતા પોપટના બચ્ચાનાં મુખોમાથી પડી ગયેલા બટીના દાણા વિખેરાયેલા છે, ક્યાંક ક્યાક ઇંગોળિયાના ફળને ભાગનાર અને તે ફળના તેલથી ચીકણા થયેલા પથ્થરો દેખાઈ આવે છે 'અમને કોઈ મારનાર નથી' એવો વિશ્વાસ થવાને કારણે જેમની ગતિ સરખી-એકધારી છે, તેવા મૃગલા શબ્દોને સહન કરે છે તેમ જ જળાશયોમા ધોયેલા વલ્કલના છેડેથી જળાશયના માર્ગો પર ટપકતી જળની રેખાઓ દેખાય છે ૭

तत्तादक्तृणपूलकोपनयनक्लेशाचिरद्वेषिभि
र्मेध्या वत्सतरी विहस्य वटुभि. सोल्लुण्ठमालभ्यते ।
अप्येष प्रतनूभवत्यतिथिभि सोच्छ्वासनासापुटै-
रापीतो मधुपर्कपाकसुरभि प्राग्वशजन्मानिल ॥८॥

જેને ખવડાવવા માટે દરરોજ કોમળ કોમળ ઘાસના પૂળા લાવવા પડતા હતા તે શ્રમના દુઃખે દ્વેષ ધરાવનારા આશ્રમના બટુકોએ આનંદ પામતા હસી હસીને પવિત્ર વાછડીનુ આલભન (યજ્ઞના યૂપે બાધીને કરેલો હોમ) કરી નાખ્યુ છે તેમ જ મધુપર્ક માટે જે પાક તૈયાર કરવાનો છે, તેની સુગધી પ્રાગ્વશ નામની (વેદી પાસેની) શાળામાથી આવતા પવન દ્વારા મળે છે અને તે પવન અતિથિઓથી ઉચ્છ્વાસ સહિત નાકના પુટથી પિવાતો હોવાને લીધે પાતળો બની જાય છે ૮

प्रत्यासन्नतुषारदीधितिकरक्लिश्यत्तमोवल्लरी
कल्पाभिर्मखधूमवर्तिभिरमी समीलितव्यञ्जना ।
श्व सचीवरयिष्यमाणवटुकव्याधौतशुष्यत्त्वचो
निद्राणातिथयस्तपोवनगृहा कुर्वन्ति न कौतुकम् ॥९

આ તપોવનની અગ્નિશાળાઓ છે, તેની અદર રહેલ યજ્ઞના ધુમાડાઓની રેખાઓ સાથે ચિહ્નોથી સમિશ્ર બનેલી એવી અધકારની રેખાઓ પણ રહેલી છે, જે પાસે આવી પહોચેલા ચદ્રના કિરણોથી ભય પામેલી હોય એમ લાગે છે જ્યા બટુકોએ આવતી કાલે પહેરવા માટે ધોઈને સૂકવી રાખેલા વલ્કલો છે અને જ્યા અતિથિઓ નિદ્રા કરતા હોય છે, તેવી અગ્નિશાળા (અતિથિઘરો) આપણને કૌતુક ઊભુ કરે છે ૯

नीवारौदनमण्डमुष्णमधुर सद्य प्रसूताप्रिया
पीतादप्यधिक तपोवनमृग पर्याप्तमाचामति ।
गन्धेन स्फुरता मनागनुसृतो भक्तस्य सर्पिष्मत
कर्कन्धूफलमिश्रशाकपचनामोद परिस्तीर्यते ॥१०॥

બટી અને ભાતના ઓસામણનુ ગરમ અને મધુર જળ પહેલા પોતાની તરતની વિયાયેલી પ્રિય મૃગલીને પીવા આપીને પછીથી અધિક વધેલા તે જળને, તપોવનનો મૃગ પોતે પીએ છે તેમ જ ઘીવાળા ભાતની મનોહર સુગધની સાથે સાથે બોરડાના ફળોથી મિશ્રિત અનેક પ્રકારના શાક રધાઈ ગયા છે, તેની સુગધી પણ ફેલાઈ રહી છે ૧૦

आमूल क्वचिदुद्धृता क्वचिदपि च्छिन्ना स्थली बर्हिषा
मानम्रा कुसुमोच्चयाच्च सदयाकृष्टाग्रशाखालता ।
एते पूर्वविलूनवल्कलतया रूढव्रणा शाखिन
सद्यश्छेदममी वहन्ति समिधा प्रस्यन्दिन पादपा ॥११

આ દર્ભની ભૂમિઓ છે, જ્યા કેટલેક ઠેકાણે દર્ભને મૂળથી જ ઉખાડી નાખવામા આવ્યા છે અને કેટલેક ઠેકાણે દર્ભને ઉપરથી કાપી લીધેલા છે આ લતાઓ છે, જેની આગળની ડાળીઓ પુષ્પો વીણવા માટે દયાભરી રીતે ચૂંટી નાખી છે અને જે ઘણી જ નમી

ગયેલી છે આ વૃક્ષો છે, જેના વલ્કલ પહેરવા માટે ઘણા વખત પહેલા તેની છાલ કાપેલી હોવાથી, તેના મણ સુકાઈ ગયા છે, તે છતા પણ તે વૃક્ષોના દૂધ ઝરી રહ્યા છે, તેથી એમ લાગે છે કે તેની સમિધાઓના ટુકડા હમણા જ કાપ્યા હોય, તેમ જણે કે તે બોલી રહ્યા છે ૧૧

वासोऽर्थं दययैव नातिपृथव कृत्तास्तरूणा त्वचो
भग्नानेकजरत्कमण्डलु नभ स्वच्छ पयो नैर्झरम् ।
दृश्यन्ते त्रुटितोज्झिताश्च वटुभिर्मौञ्ज्य क्वचिन्मेखला
नित्याकर्णनया शुकेन च पद साम्नामिद गीयते ॥१२

આ વૃક્ષોની છાલ પહેરવાના વલ્કલ પૂરતી જ કાપી છે, તેથી દયાને લીધે વધારે પહોળી કાપી નથી આકાશ જેમા સ્વચ્છ દેખાય, તેવુ આ ઝરણાનુ જલ છે જેમ ભાગ્યાતૂટ્યા જૂના કમડલ આમતેમ નાખેલા છે તેને કિનારે તૂટેલી અને બટુકોએ નાખી દીધેલી મુજની મેખલાઓ પડી છે તેમ જ રોજ સાભળવાથી યાદ રહી જતા, પોપટો સામવેદના પદના ગાન કરે છે ૧૨

क्रीडन्माणवकाङ्घ्रिताडनशतैरुज्जागरस्य क्षण
शार्दूलस्य नखाङ्कुरेषु कुरुते कण्डूविनोद मृग ।
चञ्चच्चन्द्रशिखण्डितुण्डघटनानिर्मोकनिर्मोचित
किं चाय पिबति प्रसुप्तनकुलश्वासानिलपन्नग ॥१३॥

આશ્રમમા આ સિહ સૂતો છે તેને રમતાખેલતા બાળકોના પગની લાતો વાગે છે તેથી જરાવાર જાગીને સૂઈ જાય છે આ મૃગ સિહના નખના અંકુરો ઉપર પોતાની કાયા ઘસીને ખજવાળ દૂર કરે છે આ સાપ છે તેની કાચળીને ચળકતા પીછાના ભારવાળો આ મોર ચાચ મારી મારીને જુદી કરે છે અને તે સાપ સૂતેલા નોળિયાના શ્વાસમાથી નીકળતા પવનનુ પાન કરે છે ૧૩

पक्वानि प्रन्यवन्ते क्रमुकविटपिनामुन्नताना फलानि
स्पन्दन्ते राजरम्भा फलभरनमिता वाति मन्दानिलेऽपि।
सदृश्यन्ते विपाकच्युतमधुरफलव्याप्तमूला रसाला
भारेणामी फलाना युवतिकुचभरस्पर्धिनो नालिकेरा ॥

આ ઊચા સોપારીના વૃક્ષો પરથી પાકેલા ફળ નીચે પડે છે આ સોનેરી કેળા ફળોના ભારથી નમી પડતા મદ મદ પવનમા પણ ડોલ્યા કરે છે આ આબાઓ પાકીને નીચે પડેલ મધુર ફળથી પોતાના મૂળ ભરી દે છે, તેમ જ આ નાળિયેર પોતાના ફળના ભારથી નમી પડતા રમણીઓના સ્તનોના ભારની સ્પર્ધા કરે છે ૧૪

## રાજનીતિ

### રાજા

राजास्य जगतो वृद्धेर्हेतुर्वृद्धाभिसगत ।
नयनानन्दजनन शशाङ्क इव वारिधे ॥ १ ॥

જેમ ચદ્ર સમુદ્રની વૃદ્ધિમા કારણરૂપ બને છે તેમ આ રાજા જો વૃદ્ધજનોના સગમા રહે, તો તે જગતની વૃદ્ધિના કારણરૂપ બને અને આખને આનદ આપનાર થાય ૧

राजान प्रथम विन्देत्ततो भार्यां ततो धनम् ।
राजन्यसति लोकेऽस्मिन्कुतो भार्या कुतो धनम् ॥२॥

આ લોકમા પહેલા તો રાજા મેળવવો, તે પછી સ્ત્રી અને પછી ધન, કારણ કે જો રાજા નહિ હોય, તો સ્ત્રી ક્યાથી રહે અને ધન પણ ક્યાથી રહે ? ૨

धार्मिक पालनपर सम्यक्परपुरजयम् ।
राजानमभिमन्यन्ते प्रजापतिमिव प्रजा ॥ ३ ॥

જે રાજા ધાર્મિક, પાલનહાર અને સારી રીતે શત્રુઓના નગર જીતનારો હોય, તે રાજાને પ્રજાઓ પ્રજાપતિના જેટલુ માન આપે છે ૩

पर्जन्य इव भूतानामाधार पृथिवीपति ।
विकलेऽपि हि पर्जन्ये जीव्यते न तु भूपतौ ॥४॥

પૃથ્વીનો પતિ રાજા મેઘની જેમ પ્રજાઓના આધાર સ્વરૂપે છે, તેમા વરસાદ ન આવે તો જિવાય છે, પરતુ રાજા ન હોય તો જિવાતુ નથી ૪

सदानुरक्तप्रकृति प्रजापालनतत्पर ।
विनीतात्मा हि नृपतिर्भूयसीं श्रियमश्नुते ॥५॥

જેના મત્રીઓ વગેરે નિરતર અનુરાગી હોય, જે પોતે પ્રજાજનોના પાલન કરવામા તત્પર હોય અને જે સારી રીતે કેળવાયેલો હોય તેવો રાજા મોટી સપત્તિ ભોગવે છે ૫

सर्वदेवमयो राजा मनुना सप्रकीर्तित ।
तस्मात्तमेव सेवेत न व्यलीकेन कर्हिचित् ॥६॥

મનુ ભગવાને જણાવ્યુ છે કે, 'રાજા સર્વ દેવોના સ્વરૂપે રહેલો છે' માટે તે રાજાની જ સેવા કરવી અને તે પણ કદીય નિષ્કપટ રાખીને કરવી નહિ ૬

सर्वदेवमयस्यापि विशेषो भूपतेरयम् ।
शुभाशुभफल सद्यो नृपाद्देवाद्भवान्तरे ॥ ७ ॥

રાજા સર્વ દેવોના સ્વરૂપે છે, તે છતા રાજાની વિશેષતા એ છે કે રાજા તો શુભ કે અશુભ ફળ તરત જ આપે છે અને દેવ તો બીજા જન્મમા આપે છે

बालोऽपि नावमन्तव्यो मनुष्य इति भूमिपः ।
महती देवता ह्येषा नररूपेण तिष्ठति ॥ ८॥

રાજા બાળક હોય તોપણ તે સાધારણ માણસ છે, એમ સમજીને તેનું અપમાન કરવું નહિ; કારણ કે મનુષ્યના સ્વરૂપે રાજા તો મોટા દેવની જેમ વિરાજે છે.

यस्य प्रसादे पद्मास्ते विजयश्च पराक्रमे ।
मृत्युश्च वसति क्रोधे सर्वतेजोमयो हि सः ॥९॥

જેના રાજમહેલમાં લક્ષ્મી વસે છે, જેના પરાક્રમમાં વિજય રહે છે અને જેના ક્રોધમાં મૃત્યુ રહેલું છે, તે જ રાજા છે; કારણ કે તેનું સ્વરૂપ સર્વ દેવોના તેજ જેવું છે. ૯

अशुचिर्वचनाद्यस्य शुचिर्भवति पूरुषः ।
शुचिश्चैवाशुचिः सद्यः कथं राजा न दैवतम् ॥१०॥

જેના વચનથી અપવિત્ર માણસ પવિત્ર બને છે અને પવિત્ર માણસ અપવિત્ર બની જાય છે, તે રાજા કેમ દેવ ન ગણાય? ૧૦

निकटस्थं दहत्यग्निर्न तु दूरापसापतम् ।
कुलं दहति राजाग्निः सपशुद्रव्यबान्धवम् ॥११॥

પોતાની પાસે રહેલાને અગ્નિ બાળે છે, પણ દૂર ખસી જનારને તે બાળતો નથી; પરંતુ આ રાજારૂપી જે અગ્નિ છે, તે તો પશુ, દ્રવ્ય અને બાંધવ-કુટુંબીજનો સહિત આખા કુળને બાળી મૂકે છે. ૧૧

पात्रे त्यागी गुणे रागी भोगी परिजनैः सह ।
भावबोद्धा रणे योद्धा प्रभुः पञ्चगुणो भवेत् ॥१२॥

યોગ્ય પાત્રમાં દાન આપનાર, ગુણ પર અનુરાગી, પરિજન સહિત ભોગ ભોગવનાર, સામાના ભાવને જાણનાર અને રણમાં યુદ્ધ કરનાર, એ રીતે રાજા પાંચ ગુણવાળો હોવો જોઈએ. ૧૨

आक्षेपवचनं तस्य न वक्तव्यं कदाचन ।
अनुकूलं प्रियं चास्य वक्तव्यं जनसंसदि ॥१३॥

આક્ષેપ કરનારું વચન રાજાને કદી પણ કહેવું નહિ. માણસોની સભામાં તો રાજાને અનુકૂળ લાગે અને પ્રિય લાગે તેવું વચન કહેવું જોઈએ. ૧૩

इन्द्रात्प्रभुत्वं ज्वलनात्प्रतापं क्रोधो यमाद्वैश्रवणाच्च वित्तम् । पराक्रमं रामजनार्दनाभ्यामादाय राज्ञः क्रियते शरीरम् ॥१४॥

રાજાનું જે શરીર છે, તે ઇંદ્ર પાસેથી પ્રભાવ, અગ્નિ પાસેથી પ્રતાપ, યમરાજા પાસેથી ક્રોધ, કુબેર પાસેથી ધન અને રામ તથા કૃષ્ણ પાસેથી પરાક્રમ એટલા ગુણોને લઈને રચવામાં આવ્યું છે. ૧૪

उत्खातान्प्रतिरोपयन्कुसुमितांश्चिन्वँल्लघून्वर्धयन्नत्युच्चान्नमयन्नतान्समुदयन्विश्लेषयन्संहतान् ।
क्षुद्रान्कण्टकिनो वहिर्निरसयन्म्लानान्पुनः सेचयन्मालाकार इव प्रयोगनिपुणो राजा चिरं नन्दति ॥१५

જે ઉખેડી નંખાયા છે, તેને પાછા વાવે છે; જેને ફળફૂલ આવ્યાં છે, તેને વીણી કાઢે છે; જે નાના છે, તેમને મોટા બનાવે છે; જે બહુ ઊંચા વધી ગયા છે, તેને નમાવે છે; જે નમેલા છે, તેને ઊંચા કરે છે; જે મળી ગયા છે, તેને જુદા પાડે છે; જે કાંટાવાળા હલકટ છે તેને બહાર કાઢી નાખે છે અને જે મ્લાન બનીને સુકાઈ ગયા છે, તેમને ફરીથી સીંચે છે; એ રીતે પ્રયોગ કરવામાં કુશળ એવો રાજા માળીના જેવાં આચરણ કરીને લાંબા વખત સુધી આનંદ પામે છે. ૧૫

**સભાસદો**

धर्मशास्त्रार्थकुशलाः कुलीनाः सत्यवादिनः ।
समाः शत्रौ च मित्रे च नृपतेः स्युः सभासदः ॥१६॥

ધર્મશાસ્ત્રના અર્થ કરવામાં જે કુશળ હોય, જે સારા કુળમાં પેદા થયા હોય, જે સાચાં વચન બોલતા હોય અને જે શત્રુ-મિત્રમાં સરખો વ્યવહાર રાખતા હોય, એવા સભાસદો રાજાની સભામાં હોવા જોઈએ.

श्रुत्यध्ययनसंपन्ना धर्मज्ञाः सत्यवादिनः ।
राज्ञा सभासदः कार्या रिपौ मित्रे च ये समाः ॥१७॥

જેમણે સારી રીતે શાસ્ત્રના શ્રવણ અને અધ્યયન કરેલાં હોય, જે ધર્મને જાણતા હોય, જે સત્યવાદી હોય અને જે શત્રુ અને મિત્રમાં સરખી નજરવાળા હોય, તેવા સભાસદ રાજાએ કરવા જોઈએ. ૧૭

**પુરોહિત**

वेदवेदाङ्गतत्त्वज्ञो जपहोमपरायणः ।
आशीर्वादपरो नित्यमेष राजपुरोहितः ॥ १८ ॥

જે વેદ અને વેદના છ અંગોનાં રહસ્ય સારી રીતે સમજતો હોય, જે જપ અને હોમમાં નિત્ય રોકાયેલો રહેતો હોય અને જે સદા કલ્યાણનાં વચન બોલવામાં તત્પર હોય, તેવો પુરોહિત રાજા પાસે કાયમ હોવો જોઈએ. ૧૮

**ધર્માધ્યક્ષ ( ન્યાયાધીશ )**

कुलशीलगुणोपेतः सर्वधर्मपरायणः ।
प्रवीणः प्रेक्षणाध्यक्षो धर्माध्यक्षो विधीयते ॥ १९॥

જે કુળ, શીલ અને ગુણમાં ઉત્તમ હોય, જે સર્વ ધર્મોમાં સારી રીતે આદર રાખતો હોય, જે કુશળ

હોય અને જે ન્યાય આપવામાં તૈયાર હોય, તેવો ધર્માધ્યક્ષ રાજાએ રાખવો જોઈએ. ૧૯

**વૈદ્ય**

आयुर्वेदकृताभ्यासः सर्वेषां प्रियदर्शनः ।
आर्यशीलगुणोपेत एष वैद्यो विधीयते ॥ २० ॥

જેણે આયુર્વેદનો સારી રીતે અભ્યાસ કર્યો હોય, જેના દર્શન બધાને પ્રિય લાગતા હોય તેમ જ જેનો સ્વભાવ આર્યજનને યોગ્ય શીલ અને ગુણથી શોભતો હોય, તેને રાજવૈદ્ય કરવો જોઈએ. ૨૦

**મંત્રી**

मंत्रतंत्रार्पितप्रीतिर्देशकालोचितस्थितिः ।
यश्च राज्ञि भवेद्भक्तः सोऽमात्यः पृथिवीपतेः ॥२१॥

જેની પ્રીતિ મંત્ર (ગુપ્ત રહસ્ય) અને તંત્ર-(યોજના)મા ગૂંથાયેલી હોય, જે દેશ અને કાળની યોગ્ય દશા સમજી જતો હોય તેમ જ જે રાજા વિષે પૂરેપૂરી ભક્તિ ધરાવતો હોય, તે રાજાનો મંત્રી બને છે.

स ह्यमात्यः सदा श्रेयान्काकिनीं यः प्रवर्धयेत् ।
कोशः कोशवतः प्राणाः प्राणाः प्राणा न भूपतेः ॥२२॥

જે રાજ્યના કોશમાં એક એક કોડી વધારતો રહે છે, તે જ અમાત્ય રાજ્યનું સદા કલ્યાણ કરનારો છે; કારણ કે રાજાના પોતાના પ્રાણ તે સાચા પ્રાણ નથી, પણ ખજાનાવાળા રાજાના પ્રાણ ખજાનો છે ૨૨

कमण्डलूपमोऽमात्यस्तनुत्यागो बहुग्रहः ।
नृपतिः किंक्षणो मूर्खो दरिद्रः किं वराटकः ॥२३॥

રાજાના મંત્રી તો કમંડલુ જેવો હોવો જોઈએ, જે જળની જેમ કોશને ખરચે થોડો પણ વધારો ઘણો કરે. રાજા તો સમય અને ધન માટે બેદરકાર હોય છે તેમ જ મૂર્ખ અને દરિદ્ર હોય છે. ૨૩

प्रासार्थग्रहणं द्रव्यपरिवर्तोऽनुरोधनम् ।
उपेक्षा बुद्धिहीनत्वं भोगोऽमात्यस्य दूषणम् ॥२४॥

મંત્રીના આટલા દૂષણ ગણાય છે: ધન મળે એટલાનો સંગ્રહ કરે, વધારે નહિ; કાચા માલની અદલાબદલી કર્યા કરે, રાજાની હાજી હા કર્યા કરે, રાજાના કામમા બેદરકારી બતાવે, બુદ્ધિમાં મંદતા હોય તેમ જ ભોગ ભોગવવામા મશગૂલ રહે. ૨૪

स्वदेशजं कुलाचारं विशुद्धमथवा शुचिम् ।
मंत्रज्ञमव्यसनिनं व्यभिचारविवर्जितम् ॥ २५ ॥
अधीतव्यवहारज्ञं मौलं ख्यातं विपश्चितम् ।
अर्थस्योत्पादकं चैव विदध्यान्मन्त्रिणं नृपः ॥२६॥

જે પોતાના પ્રદેશનો હોય, જે કુલના આચાર જાણતો હોય, જે લાંચરુશવત લેતો ન હોય, જે ચોખ્ખો હોય, જે રહસ્યને સમજતો હોય, જેને કોઈ વ્યસન ન હોય, જે વ્યભિચારદોષથી દૂર હોય, સારી રીતે ભણેલો હોઈ વ્યવહારને જાણનાર હોય, જે કુલપરંપરાનો સેવક હોય, જે પ્રસિદ્ધ હોય, જે વિદ્વાન હોય તેમ જ જે રાજ્ય માટે પૈસો પેદા કરતો હોય; એવા ગુણોવાળા માણસને રાજાએ મંત્રી કરવો. ૨૫,૨૬

अन्तःसारैरकुटिलैरच्छिद्रैः सुपरीक्षितैः ।
मंत्रीभिर्धार्यते राज्यं सुस्तम्भैरिव मन्दिरम् ॥२७॥

જેમ અંદરથી મજબૂત, સીધા, છેદ વિનાના અને સારી રીતે તપાસેલા થાંભલાઓથી રાજમંદિર ટકે છે, તેમ અંદરથી સારવાળા, કુટિલતા વિનાના, કલંક વગરના અને પરીક્ષામાં સારી રીતે પસાર થયેલા એવા મંત્રીઓથી રાજ્ય સારી રીતે ટકે છે. ૨૭

संग्रहं नाकुलीनस्य सर्पस्येव करोति यः ।
स एव श्लाघ्यते मंत्री सम्यग्गारुडिको यथा ॥२८॥

જેમ નાકુ-રાફડામાં લીન-સંતાયેલા સાપનો સંગ્રહ ગારુડી માણસ કરે, તેમ અકુલીન-હલકટ ન-નહિ એવા કુલીન માણસોનો જે સંગ્રહ કરે, તે જ મંત્રી વખણાતો હોય છે ૨૮

पृष्टो ब्रूते न सत्यं यः परिणामे सुखावहम् ।
मंत्री चेत्प्रियवक्ता स्यात्केवलं स रिपुः स्मृतः ॥२९॥

પૂછવામા આવ્યા પછી, જે મંત્રી પરિણામે સુખ આપનાર સત્ય વાક્ય કહે છે, તે જ મંત્રી કહેવાય છે; બાકી મીઠું મીઠું બોલનાર મંત્રી તો શત્રુ ગણાય છે. ૨૯

मूर्खं व्यसनिनं लुब्धमप्रगल्भं भयाकुलम् ।
क्रूरमन्यायकर्तारं नाधिपत्ये नियोजयेत् ॥ ३० ॥

મૂર્ખ, વ્યસની, લોભી, બુદ્ધિનો મંદ, ભયભીત, ક્રૂર અને અન્યાય કરનાર માણસને મંત્રીપદે બેસાડવો નહિ.

दूरादर्थं घटयति नवं दूरतश्चापशब्दं
त्यक्त्वा भूयो भवति निरतः सत्सभारञ्जनेषु ।
मन्दं मन्दं रचयति पदं लोकचित्तानुवृत्त्या
कामं मंत्री कविरिव सदा खेदभारैरमुक्तः ॥३१॥

ખરેખર, મંત્રી તો કવિજન જેવો છે કવિ જેમ દૂરથી નવો અર્થ લાવીને ઘટાવે, તેમ મંત્રી દૂરથી અર્થ-ધન શોધી લાવે છે. અને કવિ જેમ અશુદ્ધ શબ્દને દૂર કરે, તેમ મંત્રી નિંદાને ત્યજી દે છે. કવિજનની જેમ મંત્રી પણ અનેક સભાઓનાં રંજન કરવામાં સદા તત્પર રહે છે. લોકોની ચિત્તવૃત્તિને અનુસરીને, કવિ-

જનની જેમ મંત્રી પણ ધીરે ધીરે પ્રગતિના પદ ગોઠવે છે. અને એ રીતે અનેક કાર્યો હોવા છતાં કવિજનની જેમ મંત્રી પણ ખેદના ભારથી રહિત હોય છે ૩૧

शास्त्रज्ञः कपटानुसारकुशलो वक्ता न च क्रोधन-
स्तुल्यो मित्रपरस्वकेषु चरितं दृष्ट्वैव दत्तोत्तरः ।
क्षीणान्पालयिता शठान्व्यथयिता धर्म्येऽतिलोभान्वितो
द्विर्भावे परतत्त्वबद्धहृदयो राज्ञश्च कोपापहः ॥३२॥

શાસ્ત્રને જાણનાર, કપટીજનોના કપટ શોધવામાં કુશળ, સારો વક્તા, ક્રોધ વિનાનો, મિત્ર–શત્રુ સર્વ વિષે એક સરખી નજર રાખનારો, બીજાના ચરિત જોઈને તરત જ અનુકૂળ ઉત્તર આપનારો, દીન–ગરીબોનો પાલક, શઠ–કપટી જનોને ડારનાર, ધર્મની બાબતમાં ઘણી ઝીણવટ રાખનાર, રાજ્ય ખટપટ જાગે ત્યારે વૈરીજનોના અભિપ્રાય જાણવામાં તત્પર રહેનાર તેમ જ રાજા કોપ કરે, તો તેને શમાવનાર એ પ્રકારના ગુણવાળો મંત્રી વખણાય છે

**સેનાપતિ**

समस्तनीतिशास्त्रज्ञो वाहने पूजितश्रमः ।
शौर्यवीर्यगुणोपेतः सेनाध्यक्षो विधीयते ॥३३॥

જે સઘળાં નીતિશાસ્ત્રને જાણતો હોય વાહનોની પરખમાં જેણે સારો પરિશ્રમ કર્યો હોય તેમ જ જેનામાં શૂરવીરતા અને પરાક્રમ જેવા ગુણો હોય એવા પ્રકારનો સેનાપતિ રાજાએ કરવો ૩૩

शूरोऽर्थशास्त्रनिपुणः कृतशास्त्रकर्मा
सङ्ग्रामकेलिचतुरश्च तुरङ्गयुक्तः ।
भर्तुर्निदेशवशगोऽभिमतश्च तन्त्रे
सेनापतिर्नरपतेर्विजयागमाय ॥ ३४ ॥

શૂરવીર, અર્થશાસ્ત્રમાં નિપુણ શાસ્ત્રને અનુસરીને કર્મ કરનાર, સંગ્રામરૂપી ક્રીડા કરવામાં ચતુર સેનાના ચારેય પક્ષોની યોજના કરનાર, સ્વામીની આજ્ઞાને વશ રહેનાર અને રાજ્યમાં બધાને માન્ય હોય એવા પ્રકારનો સેનાપતિ રાજાને વિજય આપવામાં આગળ રહે છે

**હાથીઓ**

यतः सत्यं ततो धर्मो यतो धर्मस्ततो धनम् ।
यतो रूपं ततः शीलं यतो नागास्ततो जयः ॥३५॥

જ્યાં સત્ય હોય છે, ત્યાં ધર્મ હોય છે, જ્યાં ધર્મ હોય છે, ત્યાં ધન હોય છે જ્યાં રૂપ હોય છે, ત્યાં શીલ હોય છે અને જ્યાં હાથીઓ હોય છે, ત્યાં વિજય હોય છે ૩૫

यतो गजैर्विना राज्ञां राज्यशोभा न जायते ।
जयप्रतापौ सैन्यस्य रक्षा तस्मादिहोच्यते ॥ ३६ ॥

જે રાજ્યમાં હાથીઓ ન હોય તે રાજ્યમાં રાજાની શોભા હોતી નથી, તેમ જ સેનાને જય અને પ્રતાપ બંને મળતા નથી, માટે જ હાથીઓ રાખવાની જરૂર કહેવામાં આવી છે ૩૬

यद्वद्वनमसिंहं च यद्वद्राष्ट्रमपार्थिवम् ।
यद्वच्छौर्यमशस्त्रं तु तद्वत्सैन्यमकुञ्जरम् ॥ ३७॥

જેવી રીતે વન સિંહ વિનાનું હોય, તે નકામું, રાષ્ટ્ર–રાજ્ય રાજા વિનાનું હોય, તે નકામું, શૌર્ય–પરાક્રમ હોય તે શસ્ત્ર વિનાનું નકામું, તેવી જ રીતે સેનાઓ હોય, તે હાથી વિનાની નકામી છે ૩૭

प्राकारगोपुराट्टालकपाटोद्घाटनादिषु ।
भञ्जने मर्दने चैव नागा वज्रोपमाः स्मृताः ॥३८॥

કિલ્લા, ઘુમ્મટો, અટારીઓ કમાડો વગેરે સુરક્ષિત સ્થાનોને ઉઘાડવામાં, ભાંગી નાખવામાં અને ચૂરેચૂરા કરી નાખવામાં હાથીઓ વજ્ર સમાન ગણાય છે ૩૮

शरजालाञ्चितमुरः कोऽन्यः शक्तः परं गजात् ।
हन्तुं प्राकारमुन्मथ्य रथांश्च नरकुञ्जरान् ॥ ३९ ॥

બાણોના સમૂહ શરીરમાં ભોંકાયા હોય તોપણ કિલ્લા તોડી પાડવા, રથોને ઉથલાવી પાડવા તેમ જ મોટા માનવોને પણ ચગદી નાખવામાં સમર્થ એક હાથી જ હોય છે તે વિના બીજા કયા પ્રાણીની તાકાત છે?

एकशक्तिप्रहारेण म्रियतेऽश्वो नरोऽपि च ।
सहेच्छतं प्रहाराणां महायुद्धेषु वारणः ॥ ४० ॥

એક જ શક્તિ(ભાલા)નો પ્રહાર થતાંની સાથે જ ઘોડો કે માણસ તો મરી જ જાય છે પરંતુ મોટી મોટી લડાઈઓમાં રહેલા હાથીઓ સો સો પ્રહારો ઝીલતા હોય છે

क्रीडासु च नरेन्द्राणां चले पुष्पितपङ्कजे ।
स्नापयन्ति गजा हस्तैर्लग्नपुष्करपुष्करैः ॥४१॥

જ્યારે મોટા મોટા રાજાઓ ખીલેલા કમળવાળા જળાશયોમાં જળક્રીડા કરતા હોય, ત્યારે સૂંઢોમાં પ્રફુલ્લિત કમળ જેવા કૃત્રિમ કમળો લઈને હાથીઓ તે રાજાઓને ફુવારાથી સ્નાન કરાવતા હોય છે ૪૧

स्त्रियोऽवतारयन्त्येते मृण्मया इव निश्चलाः ।
नास्ति हस्तिसमो बन्धुर्नास्ति हस्तिसमः सखा ॥४२

જાણે કે માટીના પૂતળાં બનેલા હોય, એવી રીતે સ્થિર બનીને હાથીઓ પોતાની પીઠ પરથી સ્ત્રીઓને ઉતારતા હોય છે ખરેખર હાથી જેવો કોઈ કુટુંબી જન નથી તેમ જ હાથી જેવો કોઈ મિત્ર નથી ૪૨

चलन्ति येषां न शतं गजेन्द्राः पुरः प्रयाणे नग शैलतुल्याः ।
वाञ्छन्ति चैवं विजयं कथं ते राजेति शब्दं च कथं लभन्ते ॥

જો ચઢાઈ કરતી વખતે રાજાઓની સેનાની આગળ પહાડો જેવા સો સો હાથીઓ ચાલતા ન હોય, તો પછી તે રાજાઓ વિજય ચાહતા હોય, તે કેવી રીતે બને તેમ જ તે રાજાને 'રાજા' શબ્દ પણ કેવી રીતે આપવામાં આવે ? ૪૩

रक्षन्ति पक्षं मुदिताः स्वकीयं
मथ्नन्ति सैन्यं कुपिताः परेषाम् ।
प्राणैरपीच्छन्ति हितं प्रभूणां
गजैः समानं क्व बलं बलीयः ॥ ४४ ॥

અત્યંત રાજી થયેલા હાથીઓ પોતાના પક્ષનું રક્ષણ કરે છે; ખૂબ જ ક્રોધમાં આવેલા હાથીઓ શત્રુઓના સૈન્યનો નાશ કરે છે તેમ જ પોતાના પ્રાણ આપીને પણ હાથીઓ પોતાના સ્વામીઓનાં હિત કરે છે. હાથીઓ વડે રક્ષાયેલ સેનાના બળ જેવું બીજું બળ કયાં છે ? ૪૪

सैन्योत्तारणतो धुनीषु सततं यो वारिबन्धायते
यो मथ्नन्परितः परोद्धतबलं युद्धेषु योधायते ।
यः स्वीयक्षितिनाथरक्षणविधौ प्रोच्चैकदुर्गायते
स प्राज्ञैर्विजिगीषुभिर्गजगणः कैः पार्थिवैर्नोऽर्थ्यते ॥४५

જ્યારે સેનાઓને નદીઓ પાર કરાવવી હોય છે, ત્યારે જે હાથી નદી પરના મોટા પુલ જેવા બની જાય છે, શત્રુઓના ઉદ્ધત થયેલ સૈન્યનો સંહાર કરવામા જે હાથી રણભૂમિ પર યોદ્ધા જેવા બની જાય છે અને પોતાના રાજાનું રક્ષણ કરતી વખતે જે હાથી મોટા કિલ્લા જેવા બની જાય છે, એવા હાથીઓના સમૂહની વિજયની ઇચ્છાવાળા ડાહ્યા રાજાઓ ઇચ્છા ન કરે તે કેમ બને ? ૪૫

मातङ्गैरथ यैर्महेन्द्रभवनं पुण्याधिकं जन्यते
यैः श्यामैरपि सर्वलोकमहिता कीर्तिः सिता तन्यते ।
यैर्मत्तैरपि संगरे रिपुमदः शोषं समानीयते
तेऽमी भाग्यवतः प्रयान्ति पुरतः स्तम्बेरमा भूपतेः ॥४६

પોતે માતંગ હોવા છતાં પણ જે હાથીઓ રાજાઓનાં ભવનને વિશેષ પુણ્યશાળી બનાવે છે, પોતે શરીરે શ્યામ હોવા છતાં પણ સર્વ લોકમાં પ્રખ્યાત થયેલી રાજાની સફેદ કીર્તિને ફેલાવે છે, જે પોતે મદમસ્ત હોવા છતાં શત્રુજનોના મદને શોષી લે છે; એ પ્રકારના હાથીઓ (स्तम्बेरमाः) તો ભાગ્યશાળી રાજાની આગળ ચાલતા હોય છે. ૪૬

चीत्कारैर्नाटयन्तः स्वपतिभटमनो मोदयन्तो मदाढ्याः
प्रौढाः सङ्ग्रामसीम्नि स्वबलबहुलतां बाढमाढौकमानाः ।
शुण्डादण्डप्रहारैः परममपि बलं कम्पयन्तः परेषां
येषां सर्वे गजेन्द्रा भुवि विजयविधौ ते मता भूमिपालाः ॥

તે હાથીઓ ચિત્કાર કરતા નાચે છે, મદમસ્ત બનીને પોતાના સ્વામીના યોદ્ધાઓને આનંદ આપે છે, રણભૂમિ પર અત્યંત પ્રૌઢ-ગંભીર બનીને પોતાની સેનાની વિશાળતાને પૂરેપૂરી રીતે જાહેર કરે છે. પોતાની સૂંઢરૂપી દંડના પ્રહારોથી શત્રુજનોના ઉત્તમ બળને પણ કંપાવે છે; એવા પ્રકારના હાથીઓ જેની પાસે હોય છે, તે રાજાઓ રણભૂમિ પર વિજયી કાર્ય કરી શકે, એમ માનવામાં આવે છે. ૪૭

सेतुं संभेदयन्तो बलविकटभटप्रोन्नतिं त्रोटयन्तः
प्राकारं दारयन्तः परमनसि परां भीतिमुत्पादयन्तः ।
व्यूहं विद्रावयन्तः सुघनमपि वनं हेलयोत्पाटयन्तो
येषामाजौ गजेन्द्राः खलु धरणिभुजां तज्जयः सिद्ध एव ॥

જે હાથીઓ પુલને ભાંગી નાખનારા, શત્રુઓના યોદ્ધાઓની થતી ઉન્નતિને તોડી નાખનારા, કિલ્લાના દરવાજા ફાડી નાખનારા, શત્રુઓના મનમાં વિશેષ ભય ઉત્પન્ન કરનારા, સેનાના વ્યૂહને છિન્નભિન્ન કરનારા અને ઘનઘોર વનને પણ રમતમા ઉખેડી નાખનારા હોય છે; એવા હાથીઓ જેમની સેનામાં હોય છે, તે રાજાઓનો રણભૂમિ પર વિજય થવાનો જ એ વાત નક્કી છે.

तावद्गर्जन्ति वीर्यात्परनिधनविधौ युद्धमध्येऽपि धीरा-
स्तावद्धावन्ति वेगं परमपि दधतः संमुखीनास्तुरङ्गाः ।
शूरारूढः सुसज्जो मदमुदितमना मानिमानं विधुन्वन्
यावन्नायाति कोपात्कृतविविधरवाटोप एकोऽपि नागः ॥

ધીરજનો યુદ્ધની ભૂમિ પર શત્રુનો સંહાર કરવામાં ત્યાં સુધી જ ગર્જના કરે છે તેમ જ ઘોડાઓ પણ શત્રુજનોની સામે દોડતા ત્યાં સુધી જ આવે છે કે જ્યાં સુધી સામા સૈન્યમાંથી કોપથી વિવિધ પ્રકારના ચિત્કાર કરતો એક પણ હાથી આવી પહોંચે નહિ; કે જે હાથી ખૂબ જ સજ્જ થયેલો હોય, જેના પર શૂર યોદ્ધો બેઠો હોય, જેનું મન મદથી મસ્ત બન્યું હોય અને જે માની જનોનું પણ માન મુકાવતો હોય.

ઘોડાઓ

अश्वा यस्य जयस्तस्य यस्याश्वास्तस्य मेदिनी ।
अश्वा यस्य यशस्तस्य यस्याश्वास्तस्य काञ्चनम् ॥५०॥

જેની પાસે ઘોડા છે, તેમનો જય છે; જેની પાસે ઘોડા છે, તેની પૃથ્વી છે; જેની પાસે ઘોડા છે, તેને યશ છે અને જેની પાસે ઘોડા છે, તેને જ સુવર્ણ મળે છે. ૫૦

निपत्य युधि वेगेन मिषतां सर्वधन्विनाम् ।
शत्रुं निहत्य यात्येकः शूरो वाजिप्रभावतः ॥५१॥

ઘોડાના પ્રભાવથી ઉપર બેઠેલો ઘોડેસવાર એકલો હોય તોપણ સર્વ ધનુષ્યધારીઓના જોતજોતામાં યુદ્ધભૂમિ પર વેગથી આગળ વધી જાય છે અને શત્રુનો વધ કરીને પાછો ફરે છે. ૫૧

शस्त्रास्त्रैर्भिन्नदेहोऽपि श्रान्तोऽपि गुरुभारतः ।
न मुञ्चति रणे नाथमतः कोऽन्यो हयात्सुहृत् ॥५२

અસ્ત્રશસ્ત્રથી પોતાનો દેહ ભેદાઈ ગયો હોય અને ઘણા ભારથી થાકી ગયો હોય, તોપણ ઘોડો પોતાના સ્વામીને છોડતો નથી; માટે ઘોડાથી વધે એવો બીજો કોણ સ્નેહી બંધુજન હશે ? ૫૨

दूरस्थोऽपि बली शत्रुर्न शेते रजनीष्वपि ।
तस्य भीत्या गृहे यस्य हरयो वेगवत्तराः ॥५३॥

જે રાજાની પાસે ઘણા જ વેગવાળા ઘોડા હોય છે, તે બળવાન રાજા ઘણે જ દૂર હોય તોપણ તે આવી પહોંચશે એવા ભયથી શત્રુજન રાત્રિઓને વખતે સારી રીતે સૂઈ જતો નથી. ૫૩

न गर्जैर्न नरैः कार्यं सिद्धिमभ्येति भूभृताम् ।
तथा निमेषमात्रेण यथा वाहैः सुसाधितैः ॥५४॥

સારી રીતે કેળવાયેલા ઘોડાઓથી રાજાઓનાં જે કાર્યો ક્ષણમાં સિદ્ધ થાય છે, તે કાર્યો હાથી કે યોદ્ધાઓથી થતાં નથી. ૫૪

राज्यं शतक्रतुसमृद्धिसमानमश्वैरश्वैः श्रियः सकलकामदुघा भवन्ति । अश्वैर्यशांसि विपुलानि समुल्लसन्ति, नाश्वैः प्रयान्ति सदृशत्वमिभादयोऽपि ॥५५॥

ઘોડાઓને લીધે રાજ્ય ઇંદ્રના રાજ્ય જેવું સમૃદ્ધિવાળું બને છે. રાજ્યની લક્ષ્મીઓ ઘોડાઓને લીધે બધા પ્રકારની કામનાઓને પૂરી કરે છે. ઘોડાઓને લીધે રાજાઓને ઘણા યશ પ્રાપ્ત થાય છે. ખરેખર, હાથી વગેરે બીજાં સાધનો ઘોડાઓની સરખાણીમાં આવતાં નથી.

तीक्ष्णाग्रहेतिहतिभिः स्रुतलोलदन्तं
चञ्चत्करालकरवालविघट्टिताङ्घ्रिम् ।
कोऽन्यो विहाय हयमाहवजातमूर्च्छं-
प्राणप्रयाणसमयेऽवतुमीशमीशः ॥५६॥

તીક્ષ્ણ ધારવાળાં શસ્ત્રો વડે જેના શરીરમાંથી લોહી નીકળે છે અને જેના દાંત હાલી ગયા છે; ચળકતી વિકરાળ તલવારથી જેના પગ કપાઈ ગયા છે તેમ જ યુદ્ધભૂમિ પર મૂર્ચ્છા આવતાં પ્રાણ જવાની તૈયારી કરી રહ્યા છે, એવે સમયે પોતાના સ્વામીને બચાવવા માટે એક ઘોડો જ ત્યાં ઊભો રહે છે, તેને છોડીને બીજો કોણ બચાવી શકે ? ૫૬

पादाः कन्दुकवत्स्थितिश्च गिरिवद्धेषारवो मेघवन्नेत्रे नीरजवज्जवः पवनवच्चास्फालनं सिंहवत् ।
विन्यासो नटवन्मुखं कुलवधूवक्त्रेन्दुवद्वाजिनो
यस्य क्षोणिभुजो विशस्तदितरे साम्राज्यगुर्वीतले ॥५७

જેના પગ દડાની જેમ ઊછળે છે, જેની સ્થિતિ પર્વત જેવી સ્થિર છે, જેનો હણહણાટ મેઘ જેવો ગંભીર છે, જેની આંખ કમળ જેવી વિશાળ છે, જેનો વેગ પવનની જેમ તીવ્ર છે, જેનો કૂદકો સિંહના જેવો લાંબો છે, જેનાં અંગોનું ટેકવું નટ જેવું કલામય છે અને જેનું મુખ કુલીન સ્ત્રીના મુખ જેવું ગંભીર છે; એવા ઘોડાએ રાજાને પૃથ્વી પરનું સામ્રાજ્ય આપ્યું છે અને બીજા બધા રાજાઓને વાણિયા જેવા બનાવી દીધા છે.

ખડ્ગ

खड्गाल्लक्ष्मीस्तथा राज्यं यशः खड्गादवाप्यते ।
खड्गाद्वैरिविनाशं च यत्नात्तममिदध्महे ॥५८॥

લક્ષ્મી અને રાજ્ય ખડ્ગથી પ્રાપ્ત થાય છે, યશ પણ ખડ્ગથી મળે છે, ખડ્ગથી વેરીનો નાશ થાય છે; માટે અમે ખડ્ગની પ્રશંસા કરીએ છીએ. ૫૮

यस्मिन्खड्गे शरीरं प्रतिफलति यथा खड्गराजोभिवन्द्यो
वन्द्योऽयं देववृन्दैरपि यदि स भवेदर्धचन्द्रोपपन्नः ।
नानावर्णैर्युतश्चेत्स भवति नृपतेः शत्रुनाशैकहेतुः
सेतुर्लक्ष्मीप्रवाहे निखिलरिपुकुलध्वंसने धूमकेतुः ॥५९

જે ખડ્ગમાં રાજાનું પોતાનું પ્રતિબિંબ દેખાય છે, તે ખડ્ગ બધાં ખડ્ગોમાં રાજા ગણાય છે. જે ખડ્ગ અડધા ચંદ્ર જેવું આકારમાં હોય તે ખડ્ગને સર્વ દેવો પણ વંદન કરે છે. જે ખડ્ગ અનેક ચિત્રવિચિત્ર રંગથી શોભતું હોય, તે રાજાના શત્રુઓનો નાશ કરવામાં કારણ બને છે, શત્રુઓની લક્ષ્મીને અટકાવવામાં સેતુ બને છે અને શત્રુજનોના કુલનો નાશ કરવામાં ધૂમકેતુ બને છે. ૫૯

સૈન્ય

प्रथमं युद्धकारित्वं समस्तबलपालनम् ।
दिङ्मार्गयोर्विशोधित्वं पत्तिकर्म प्रचक्षते ॥६०॥

સૌથી પહેલાં તો યુદ્ધ કરવું, તે પછી સઘળાં સૈન્યોનું પાલન અને પછી દિશાઓ અને માર્ગની શોધ કરી, યોદ્ધાઓને શોધી કાઢવા એટલાં કામ પાયદળ સેનાનાં છે.

स्वभावशूरमस्त्रज्ञमविरक्तं जितश्रमम् ।
प्रसिद्धक्षत्रियप्रायं बलं श्रेष्ठतमं विदुः ॥६१॥

સ્વભાવે શૂર હોય, અસ્ત્રશસ્ત્રને જાણનાર હોય, સ્વામી પર સ્નેહ હોય, શ્રમ કરવામાં વિજયી હોય, જેમાં વિશેષે કરીને ક્ષત્રિયો હોય, એવા પ્રકારનું પાયદળ સૈન્ય શ્રેષ્ઠ કહેવામાં આવે છે. ૬૧

वरमल्पबलं सारं न वह्वी मुण्डमालिका।
कुर्यादसारभङ्गो हि सारभङ्गमपि स्फुटम् ॥ ६२ ॥

થોડું પણ બળવાળું સૈન્ય સારું, પરંતુ ઘણાં માથાં ભેગાં કર્યાં હોય, તે સારું નથી, કારણ કે જો નમાલા સૈન્યમાં ભંગાણ પડે, તો પછી સત્ત્વવાળા સૈન્યમાં પણ છેવટે ભંગાણ પડે. ૬૨

કિલ્લાઓ

न गजानां सहस्रेण न लक्षेण च वाजिनाम्।
तथा सिध्यन्ति कार्याणि यथा दुर्गप्रभावतः ॥६३॥

હજારો હાથીઓથી કે લાખો ઘોડાઓથી જે કાર્ય સિદ્ધ થતાં નથી, તે કાર્યો કિલ્લાના પ્રભાવથી સિદ્ધ થાય છે.

अदुर्गो विषयः कस्य नारेः परिभवास्पदम्।
अदुर्गोऽनाश्रयो राजा पोतच्युतमनुष्यवत् ॥ ६४ ॥

જેમ વહાણમાંથી પડી ગયેલો માણસ નાશ પામે છે, તેમ દુર્ગ વિનાનો રાજા આશ્રય વિનાનો થઈ પડે છે અને પછી (દુર્ગ વિનાનો થઈ પડતા તે) ક્યા શત્રુના પરાભવને પાત્ર ન થાય? ૬૪

विषहीनो यथा नागो मदहीनो यथा गजः।
सर्वेषां वश्यतां याति दुर्गहीनस्तथा नृपः ॥ ६५ ॥

જેમ ઝેર વિનાનો સાપ અને મદ વિનાનો હાથી બધાને વશ થાય છે, તેમ દુર્ગ વિનાનો રાજા સર્વ શત્રુઓને વશ થાય છે. ૬૫

शतमेकोऽपि संधत्ते प्राकारस्थो धनुर्धरः।
तस्माद्दुर्गं प्रशंसन्ति नीतिशास्त्रविदो जनाः ॥ ६६ ॥

એક પણ ધનુષ્યધારી જો કિલ્લાની અંદર રહ્યો હોય, તો તે સો યોદ્ધાઓ સામે લઢે છે; માટે રાજનીતિ જાણનાર ડાહ્યા માણસો કિલ્લાની પ્રશંસા કરે છે. ૬૬

एकः शतं योधयते प्राकारस्थो धनुर्धरः।
शतं सहस्राणि तथा सहस्रं लक्षमेव च ॥ ६७ ॥

કિલ્લામાં રહેલો એક જ ધનુષ્યધારી વીર સેંકડોની સામે યુદ્ધ ખેલે છે, સેંકડો હજાર સામે અને હજાર લાખો સામે યુદ્ધ ખેલે છે. ૬૭

दुर्गाणि राज्ञा कार्याणि सजलानि दृढानि च।
द्रव्यमन्नं च तेष्वेव स्थापनीयं प्रयत्नतः ॥ ६८ ॥

રાજાએ જે કિલ્લાઓ કરાવવા તે ખૂબ દૃઢ કરાવવા તથા તેમાં પાણી રહે, તેવી વ્યવસ્થા રાખવી તેમ જ કિલ્લાઓમાં અન્ન અને દ્રવ્યનો સારી રીતે સંગ્રહ કરવો.

દૂત

मेधावी वाक्पटुः प्राज्ञः परचित्तोपलक्षकः।
धीरो यथोक्तवादी च एष दूतो विधीयते ॥ ६९ ॥

જે સારી બુદ્ધિવાળો, બોલવામાં કુશળ, ડાહ્યો, બીજાના ચિત્તને સમજી લેનારો, ધીર અને કહ્યા પ્રમાણે જ સમાચાર પહોંચાડે તેવો હોય, તેવા માણસને રાજાએ દૂત બનાવવો જોઈએ. ૬૯

उद्यतेष्वपि शस्त्रेषु दूतो वदति नान्यथा।
सदैवावध्यभावेन यथार्थस्य हि वाचकः ॥ ७० ॥

પોતાની સામે હથિયાર ઉગામવામાં આવ્યાં હોય, તોપણ દૂત ખોટી વાત કહેતો નથી. પોતાનો કોઈ પણ માણસ વધ કરવાનો નથી, એમ માનીને જ દૂત સાચી વાત કહેતો હોય છે. ૭૦

भक्तो गुणी शुचिर्दक्षः प्रगल्भोऽव्यसनी क्षमी।
ब्राह्मणः परमर्मज्ञो दूतः स्यात्प्रतिभानवान् ॥ ७१ ॥

ભક્ત, ગુણિયલ, પવિત્ર, પ્રગલ્ભ, વ્યસનરહિત, ધીરજવાળો, બ્રાહ્મણ, બીજાના મર્મને જાણનારો અને પ્રતિભાવાળો હોય એવો જ દૂત કરવો જોઈએ. ૭૧

साकारो निःस्पृहो वाग्मी नानाशास्त्रविचक्षणः।
परचित्तावगन्ता च राज्ञो दूतः स इष्यते ॥ ७२ ॥

આકારમાં સુંદર, સ્પૃહા વિનાનો, વાણીમાં ચતુર, અનેક શાસ્ત્રોમાં વિચક્ષણ, બીજાના ચિત્તને સમજનારો એવો દૂત રાજાએ રાખવો જોઈએ. ૭૨

नियोगिभिर्विना राज्यं नास्ति भूपे हि केवले।
तस्मादमी विधातव्या रक्षितव्याः प्रयत्नतः ॥७३॥

દૂત વગેરે સારા માણસો રાજ્યમાં ન હોય અને રાજા એકલો જ હોય, તો તે રાજ્ય રહેતું નથી; માટે રાજાએ પોતાના રાજ્યમાં સારા માણસોની નિમણૂક કરવી જોઈએ અને પ્રયત્નથી તેમનાં રક્ષણ કરવાં જોઈએ.

ભંડારી

प्रवीणो वाक्पटुर्धीमान्स्वामिभक्तश्च नित्यशः।
अलुब्धः सत्यवादी च भाण्डागारी स इष्यते ॥७४॥

પ્રવીણ, વાણીમાં કુશળ, બુદ્ધિમાન, નિત્યનિરંતર સ્વામીનો ભક્ત, લોભરહિત, સત્ય વચન બોલનાર એવા ગુણવાળો ભંડારી—ખજાનચી રાજા પાસે હોવો જોઈએ.

લેખક

सकृदुक्तगृहीतार्थो लघुहस्तो जितेन्द्रियः।
शब्दशास्त्रपरिज्ञाता एष लेखक इष्यते ॥७५॥

એક વાર બોલતાંની સાથે જ વાત સમજી જાય, જે ઝડપથી લખી શકતો હોય, જેણે ઇંદ્રિયો પર કાબૂ મેળવેલો હોય અને જે શબ્દશાસ્ત્રનો જાણકાર હોય, તેવો લેખક રાખવો. ૭૫

**પ્રતિહારી**

इङ्गिताकारतत्त्वज्ञो बलवान्प्रियदर्शनः ।
समयज्ञः स्वामिभक्तः प्रतीहारी स इष्यते ॥ ७६ ॥

અંગની ચેષ્ટાઓને તથા વાક્યના તત્ત્વને જે સમજી લેતો હોય, જે બળવાન અને સારા રૂપવાળો હોય, જે સમયને ઓળખનાર અને સ્વામીનો ભક્ત હોય એવા માણસને પ્રતિહારી (અંગરક્ષક) બનાવવો. ૭૬

**રસોઇયો**

पुत्रपौत्रगुणोपेतः शास्त्रज्ञो मृष्टपाचकः ।
शूरश्च कठिनश्चैव सूपकारः स इष्यते ॥ ७७ ॥

જેને ત્યાં પુત્રપૌત્ર વગેરે પરિવાર હોય, જે પાક-શાસ્ત્રનો જાણકાર હોય, જે સુંદર પાક બનાવી જાણતો હોય, જે શૂરવીર હોય અને કાર્યમાં પરિશ્રમી હોય તેને રસોઇયો બનાવવો. ૭૭

**ચાર–ગુપ્ત દૂત**

भवेत्स्वपरराष्ट्राणां कार्याकार्यावलोकने ।
चारचक्षुर्महीभर्तुर्यस्य नास्त्यन्ध एव सः ॥ ७८ ॥

જે પોતાના અને પારકા રાષ્ટ્રના સારાનરસાં કાર્યો જોવામાં કુશળ એવા માણસને ચાર–દૂત તરીકે રાખવો; કારણ કે રાજાની આંખ તે ચાર–ગુપ્ત દૂત છે. જે રાજા ચાર વિનાનો છે, તે અંધ ગણાય છે. ૭૮

**અંતઃપુરવર્ગ**

काणाः कुब्जाश्च पण्ढाश्च तथा वृद्धाश्च पङ्गवः ।
एते चान्तःपुरे नित्यं नियोक्तव्याः क्षमाभृता ॥७९॥

કાણા, કૂબડા, હીજડા, ઘરડા, પાંગળા એવા માણસોને જ રાજાએ પોતાના અંતઃપુરમાં રાખવા જોઈએ. ૭૯

**સ્ત્રીઓ**

पक्वान्नमिव राजेन्द्र सर्वसाधारणाः स्त्रियः ।
परोक्षे च समक्षे च रक्षितव्याः प्रयत्नतः ॥८०॥

જેમ રાંધેલું અન્ન સાચવવું પડે છે, તેમ અંતઃપુરમાં રહેનારી સર્વ સાધારણ સ્ત્રીઓને નજર સમક્ષ અને નજર બહાર પણ સારી રીતે સાચવવી જોઈએ. ૮૦

सूक्ष्मेभ्योऽपि प्रसङ्गेभ्यो रक्ष्या नार्यो हि सर्वदा ।
द्वयोर्हि कुलयोः शोकमावहेयुररक्षिताः ॥ ८१ ॥

નાના સૂક્ષ્મ પ્રસંગો આવી પડતાં પણ નારીજનોના રક્ષણ નિત્ય નિરંતર કરવાં જોઈએ; કારણ કે સ્ત્રીઓ જો રક્ષણ વિનાની બની જાય, તો તે બંને કુલને શોક આપનારી થાય છે. ૮૧

**પટ્ટરાણી**

महिष्या हृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥ ८२ ॥

પટ્ટરાણીએ સદા હર્ષમાં રહેવું જોઈએ. ઘરનાં કાર્યોમાં ચતુર બનવું જોઈએ; વસ્ત્ર, આભૂષણ વગેરે સુંદર રીતે પહેરવાં જોઈએ અને ધનનો વ્યય કરવામાં હાથના છૂટા રહેવું જોઈએ. ૮૨

**નોકરો**

बहूनामप्यसाराणां समुदायो हि दारुणः ।
राज्ञा भृत्याः प्रकर्तव्यास्ते हि सर्वक्रियाक्षमाः ॥८३॥

જો ઘણાખરા પણ નબળા નોકરો ભેગા થઈ જાય, તો તેમનો સમુદાય દારુણ બને છે; માટે રાજાએ થોડા પણ એવા સેવકો રાખવા કે જે સર્વ ક્રિયાઓ સારી રીતે કરી શકે. ૮૩

तृणैरावेष्ट्यते रज्जुस्तया नागो हि बध्यते ते ।
एवं ज्ञात्वा नरेन्द्रेण भृत्याः कार्या विचक्षणाः ॥८४॥

ઘણાં તણખલાં ભેગાં કરીને વણવામાં આવે છે ત્યારે દોરડું બને છે અને તે દોરડાથી હાથી પણ બંધાય છે. એમ જાણીને રાજાએ વિચક્ષણ સેવકો રાખવા જોઈએ.

न विना पार्थिवो भृत्यैर्न भृत्याः पार्थिवं विना ।
तेषां च व्यवहारोऽयं परस्परनिबन्धनः ॥ ८५ ॥

રાજા સેવકો વિના રહી શકતો નથી અને સેવકો રાજા વિના રહી શકતા નથી; તે બંનેનો વ્યવહાર પરસ્પર બંધાયેલો છે. ૮૫

भृत्यैर्विना स्वयं राजा लोकानुग्रहकार्यपि ।
मयूखैरिव दीप्तांशुस्तेजस्व्यपि न शोभते ॥ ८६ ॥

જેમ સૂર્ય તેજસ્વી હોય; પરંતુ તેનાં કિરણો ન હોય તો તે સૂર્ય શોભતો નથી, તેમ રાજા લોકોનાં હિત કરતો હોય, તોપણ સેવક વિના શોભતો નથી. ૮૬

अरैः संधार्यते नाभिर्नाभौ चाराः प्रतिष्ठिताः ।
स्वामिसेवकयोरेवं वृत्तिचक्रं प्रवर्तते ॥ ८७ ॥

જેમ આરાઓથી નાભિ (ચક્રનું કેંદ્ર) ટકે છે અને નાભિની અંદર આરાઓ રહેલા છે, તેમ સ્વામી અને સેવકનો વર્તન-વ્યવહાર (વૃત્તિચક્ર) એકમેકને આધારે ટકે છે. ૮૭

शिरसा विधृता नित्यं तथा स्नेहेन पालिताः ।
केशा अपि विरज्यन्ते निःस्नेहाः किं न सेवकाः ॥८८॥

માથા પર વધારેલા અને હમેશાં સ્નેહ(તેલ)થી પોષણ કરેલા એવા માથાના વાળ રાગ વિના ધોળા થઈ જાય છે; તો પછી જો સેવકોને સ્નેહ વિના રાખીએ, તો તે વિરાગી બને, તેમાં શું નવાઈ? ૮૮

ताडितोऽपि दुरुक्तोऽपि दण्डितोऽपि महीभुजा ।
न चिन्तयति यः पापं स भृत्योऽर्हो महीभुजाम् ॥८९॥

રાજા મારે, કઠોર વચન કહે, દંડ દે તોપણ જેના મનમાં રાજાનું પાપ કરવાનું જાગતું નથી, તેવો સેવક રાજાએ રાખવો. ૮૯

योऽनाहूतः समभ्येति द्वारे तिष्ठति सर्वदा ।
पृष्टः सत्यं मितं ब्रूते स भृत्योऽर्हो महीभुजाम् ॥९०॥

વગર બોલાવ્યે પણ જે સામે આવીને ઊભો રહે છે, જે દરવાજા પાસે જ કાયમ રહે છે અને પૂછ્યા પછી જે સાચું અને થોડું વચન બોલે છે, તે સેવક રાજાએ રાખવો જોઈએ. ૯૦

अनादिष्टोऽपि भूपस्य दृष्ट्वा हानिकरं च यः ।
यतते तस्य नाशाय स भृत्योऽर्हो महीभुजाम् ॥९१॥

રાજાએ આજ્ઞા આપી ન હોય તોપણ રાજાને હાનિ પહોંચાડનાર કોઈ હોય તેનો નાશ કરવા જે પ્રયત્ન કરે, તે સેવક રાજાએ રાખવો જોઈએ. ૯૧

न क्षुधा पीड्यते यस्तु निद्रया न कदाचन ।
न च शीतातपाद्यैश्च स भृत्योऽर्हो महीभुजाम् ॥९२॥

જે ભૂખથી કે નિદ્રાથી પીડા પામતો નથી તેમ જ જેને ટાઢ, તડકો, શરદી વગેરે લાગતા નથી, તે સેવક રાજાએ રાખવો જોઈએ. ૯૨

श्रुत्वा साङ्ग्रामिकीं वार्तां भविष्यां स्वामिनं प्रति ।
प्रसन्नास्यो भवेद्यस्तु स भृत्योऽर्हो महीभुजाम् ॥९३॥

ભવિષ્યમાં લડાઈ થવાની છે, એવી વાત સાંભળીને જે પોતાના રાજા પાસે હસતા મુખે પહોંચી જાય છે, તે સેવક રાજાએ રાખવો જોઈએ. ૯૩

सीमा वृद्धिं समायाति शुक्लपक्ष इवोडुराट् ।
नियोगसंस्थिते यस्मिन्स भृत्योऽर्हो महीभुजाम् ॥९४॥

જે સેવકને રાખ્યા પછી રાજ્યની સીમા શુક્લપક્ષના ચંદ્રની કળાની જેમ વધવા લાગે, તે સેવક રાજાએ રાખવો જોઈએ. ૯૪

सीमा संकोचमायाति वह्नौ चर्म इवाहितम् ।
स्थिते यस्मिन्स तु त्याज्यो भृत्यो राज्यं समीहता ॥९५॥

જે સેવકને રાખ્યા પછી રાજ્યની સીમા અગ્નિમાં ચામડું નાખતાં સંકોચ પામે, તે રીતે સંકોચ પામે, તો તે સેવકને રાજ્ય ઇચ્છતા રાજાએ રાખવો નહિ. ૯૫

स्वाम्यादिष्टस्तु यो भृत्यः समं विषममेव च ।
मन्यते न च संधार्यो भूभुजा भूतिमिच्छता ॥९६॥

રાજાની આજ્ઞા મળતાં જે સેવક સમ–વિષમતાનો, સ્વાર્થસંકોચનો વિચાર કરે, તો વૈભવને ઇચ્છતા રાજાએ તે સેવકને રાખવો નહિ. ૯૬

स्वाम्यादेशात्सुभृत्यस्य न भीः संजायते क्वचित् ।
प्रविशेन्मुखमाहेयं दुस्तरं वा महार्णवम् ॥९७॥

જે સારો સેવક છે, તેને સ્વામીનો આદેશ થતાં કોઈ પણ ઠેકાણે ભય લાગતો નથી. ભલેને સાપના મુખમાં પેસવું પડે કે પછી ન તરાય એવા સાગરમાં પડવું પડે.

सालसं मुखरं क्रूरं स्तब्धं व्यसनिनं शठम् ।
असंतुष्टमभक्तं च त्यजेद्भृत्यं नराधिपः ॥ ९८ ॥

જે સેવક આળસુ, વાચાળ, ક્રૂર, સ્તબ્ધ, વ્યસની, શઠ, સંતોષ વિનાનો અને ભક્તિ વિનાનો હોય, તે સેવકનો રાજાએ ત્યાગ કરવો. ૯૮

स्वाम्युक्ते यो न यतते स भृत्यो भृत्यपाशकः ।
तज्जीवनमपि व्यर्थमजागलकुचाविव ॥ ९९ ॥

સ્વામીની આજ્ઞા થવા છતાં પણ જે સેવક કાર્ય કરતો નથી, તે સેવક નથી, પણ અધમ સેવક છે અને તેનું જીવન બકરીના ગળામાં રહેલા આંચળની જેમ નકામું છે. ૯૯

द्विजा अपि न गच्छन्ति यां गतिं नैव योगिनः ।
स्वाम्यर्थे संत्यजन्प्राणांस्तां गतिं याति सेवकः ॥१००॥

જે સેવક પોતાના સ્વામીને માટે પોતાના પ્રાણનો ત્યાગ કરે છે, તે સેવક જે ગતિને પામે છે, તે ગતિ બ્રાહ્મણોને પણ મળતી નથી. તેમ જ યોગીજનોને પણ તે ગતિ મળતી નથી. ૧૦૦

राजा तुष्टोऽपि भृत्यानां मानमात्रं प्रयच्छति ।
तेऽपि संमानमात्रेण प्राणैः प्रत्युपकुर्वते ॥ १०१ ॥

રાજા જો સેવક પર રાજી થાય, તો તે સેવકને માનપાન અને યોગ્ય પાત્ર વગેરે આપે છે; પરંતુ સેવકો તો સમ્માન મળે છે, એટલું જ જાણીને રાજા માટે પોતાના પ્રાણ પણ આપી દે છે. ૧૦૧

सारासारपरिच्छेत्ता स्वामी भृत्यस्य दुर्लभः ।
अनुकूलः शुचिर्दक्षः प्रभोर्भृत्योऽपि दुर्लभः ॥१०२॥

એવો સ્વામી સેવકને મળવો દુર્લભ છે. જે સાર-અસાર બાબતના વિવેકનો વિચાર કરી જુએ તેમ જ

એવો સેવક સ્વામીને મળવો દુર્લભ છે, જે સેવક અનુકૂળ હોય, પવિત્ર હોય તેમ જ ચતુર હોય. ૧૦૨

**સ્નાન**

स्नानं नाम मनःप्रसादजननं दुःस्वप्नविध्वंसनं
शौचस्यायतनं मलापहरणं संवर्धनं तेजसः।
रूपोद्योतकरं गदप्रशमनं कामाग्निसंदीपनं
नारीणां च मनोहरं श्रमहरं स्नाने दशैते गुणाः ॥१०३

સ્નાન ખરેખર મનની પ્રસન્નતા આપે છે, ખોટાં સ્વપ્નો નાશ કરે છે, પવિત્રતાને રહેઠાણ આપે છે, મળને દૂર કરે છે, તેજને વધારે છે, રૂપનો વધારો કરે છે, રોગને શમાવે છે, કામરૂપી અગ્નિને પ્રદીપ્ત કરે છે, સ્ત્રીઓનાં મન હરે છે, શ્રમને દૂર કરે છે. એ રીતે સ્નાન કરવામાં દશ ગુણો રહેલા છે. ૧૦૩

**પાન**

ताम्बूलं मुखरोगनाशि निपुणं संवर्धनं तेजसो
नित्यं जाठरवह्निवृद्धिजननं दुर्गन्धदोषापहम्।
वक्त्रालंकरणं प्रहर्षजननं विद्वन्नृपाग्रे रणे
कामस्यायतनं समुद्भवकरं लक्ष्म्याः सुखस्यास्पदम् ॥

પાન મુખના રોગનો નાશ કરે છે, નિપુણતા લાવે છે, તેજનો વધારો કરે છે, જઠરાગ્નિનો વધારો કરવામાં નિત્ય ઉપયોગી બને છે, દુર્ગંધ વગેરે દોષને દૂર કરે છે, મુખનું ભૂષણ બને છે; વિદ્વાન પાસે, રાજા આગળ અને રણમાં હર્ષનો વધારો કરે છે, કામનું ઘર બને છે, લક્ષ્મીને પેદા કરે છે અને સુખનું સ્થાન બને છે. ૧૦૪

**શસ્ત્રધારણ**

दुष्टाविनीतशत्रूणां भयकृद्बन्धुसंनिभम्।
शस्त्रधारणमौजस्यं रक्षोविद्युद्महापहम् ॥१०५॥

રાજા વગેરે જે અસ્ત્રશસ્ત્ર ધારણ કરે છે, તે શસ્ત્ર દુષ્ટ અને અવિનયી શત્રુઓને ભયકારક લાગે છે, પોતાને માટે બંધુની જેમ તેજસ્વી લાગે છે, પોતાના ઓજનો વધારો કરે છે તેમ જ રાક્ષસો, વીજળી, ગ્રહ વગેરેની પીડા દૂર કરે છે. ૧૦૫

**છત્ર ઓઢવું**

वर्षानिलरजोधर्महिमादीनां निवारणम्।
राज्यलक्ष्म्या गृहं धन्यं चक्षुष्यं छत्रधारणम् ॥१०६॥

વરસાદ, પવન, રજકણ, તાપ, હિમ વગેરેને ખાળી રાખવા માટે છત્ર ઓઢવું હિતકર છે તેમ જ તે છત્ર રાજલક્ષ્મીનું ઘર છે, ધન વધારનાર અને આંખના તેજને વધારનાર છે. ૧૦૬

**ચામર-સિંહાસન**

चामरं श्रीकरं दिव्यं राज्यशोभाकरं परम्।
सिंहासनं सुखैश्वर्यकरं लोकानुरञ्जनम् ॥ १०७ ॥

ચામર લક્ષ્મી આપનાર, દિવ્ય, શ્રેષ્ઠ અને રાજ્યની શોભા કરનારું છે. સિંહાસન સુખ આપનાર, ઐશ્વર્ય વધારનાર અને લોકનાં મનરંજન કરનાર છે. ૧૦૭

**માળાધારણ–ચંદનલેપ**

सुमनोवररत्नानां धारणं दिव्यरूपकृत्।
पापालक्ष्मीप्रशमनं चन्दनाद्यनुलेपनम् ॥ १०८ ॥

સારાં પુષ્પો અને ઉત્તમ રત્નોની માળા પહેરવાથી સ્વરૂપ દિવ્ય કરનાર બને છે. પાપને લીધે આવેલી લક્ષ્મી હોય તો તેને શમાવનાર ચંદન વગેરેના લેપ ગણાય છે. ૧૦૮

**શિકારખેલ**

मेदच्छेदकृशोदरं लघु भवत्युत्थानयोग्यं वपुः
सत्त्वानामपि लक्ष्यते विकृतिमच्चित्तं भयक्रोधयोः।
उत्कर्षः स च धन्विनां यदिषवः सिध्यन्ति लक्ष्ये चले
मिथ्यैव व्यसनं वदन्ति मृगयामीदृग्विनोदः कुतः ॥

મૃગયા ખેલવાથી શરીરનો મેદ ઘટે છે અને પેટ હલકું બને છે શરીર હલકું ફૂલ બનીને હરવાફરવામાં સરળતા આવે છે. જંગલનાં પ્રાણીઓમાં જે ભય અને ક્રોધના વિકારવાળા ચિત્ત હોય છે, તેના દર્શન થાય છે પોતાનું ધારેલું લક્ષ્ય ખસી જાય તોપણ બાણો ધારેલી સિદ્ધિ મેળવે છે, તે બાણાવળીઓની જ પ્રગતિ ગણાય છે. તેમ છતાં જે લોકો શિકારને ખોટું વ્યસન ગણે છે, તે ખોટી વાત છે. આવા પ્રકારનો વિનોદ બીજે ક્યાંથી મળે? ૧૦૯

**સેનાનું પ્રયાણ**

वाजी चारुगतिः शशाङ्कधवलं छत्रं प्रिया पृष्ठतः।
प्रोत्तुङ्गस्तनमण्डला विजयिनो भृत्याः पुरः पञ्चषाः।
ताम्बूलं मधुरं सखा सुचतुरः संपद्यते चेत्पथि
प्राहुस्तत्कटकप्रयाणमितरत्प्राणप्रयाणं बुधाः ॥११०॥

(જ્યારે રાજા સેના સાથે પ્રયાણ કરે છે, ત્યારે) પહેલાં તો ઉત્તમ ગતિવાળો ઘોડો હોય છે, માથા પર ચંદ્રના જેવું સફેદ છત્ર હોય છે, પાછળ ઊંચા સ્તનમંડલવાળી પ્રિયા સ્ત્રી હોય છે. આગળ વિજય મેળવનાર પાંચછ સેવકો હોય છે, મુખમાં મધુર પાન હોય છે. સાથે ચતુર મિત્ર હોય છે; એટલું જો રસ્તામાં ચાલતાં ચાલતાં સાથે હોય, તો તે સેનાનું પ્રયાણ છે, એમ

જાણવું; બાકી તો સેનાનું પ્રયાણ નહિ, પણ પ્રાણનું પ્રયાણ છે, એમ ડાહ્યા જનો કહે છે. ૧૧૦

ઉપવનો

नवं वयो हारि वपुर्वराङ्गनाः, सखी कलावित् कलवल्लकीस्वनः । धनं हि सर्वं विफलं सुखैषिणो, विना विहारोपवनानि भूपतेः ॥ १११ ॥

નવું વય હોય, મનોહર શરીર હોય, શ્રેષ્ઠ સ્ત્રીઓ હોય, કળાને જાણનાર સખા–મિત્ર હોય, વલ્લરી–સિતાર-ના કલરવ હોય અને ધન હોય; તોપણ સુખ ઇચ્છનાર રાજા માટે વિહાર કરવા જો બાગબગીચા ન હોય, તો ઉપરનું બધું સાહિત્ય નકામું છે. ૧૧૧

पुंसां सर्वसुखैकसाधनफलाः सौन्दर्यगर्वोद्धुर-
क्रीडालोलविलासिनीजनमनःस्फीतप्रमोदावहाः ।
गुञ्जद्भृङ्गविनिद्रपङ्कजभरस्फारोल्लसद्दीर्घिका
युक्ताः सन्ति गृहेषु यस्य विपुलारामाः स पृथ्वीपतिः ॥

તે ખરેખર પૃથ્વીપતિ રાજા છે, જેનાં ભવનોમાં વિશાળ આરામવાળા બાગબગીચા છે; જે માનવોને સર્વ રીતે સુખસોઈનાં સાધનો પૂરાં પાડે છે, જે સૌંદર્યના ગર્વથી ઉદ્ધત ક્રીડા કરતાં ચંચળ બનેલ સ્ત્રીઓનાં મનને અતિશય આનંદ આપવામાં સગવડ-વાળા હોય છે, જેની અંદર અત્યંત સુશોભિત મોટી વાવો છે, જેમાં ગુંજારવ કરતા ભમરાઓથી ખીલી ઊઠતા કમળોના ભારથી શોભા વધેલી છે ૧૧૨

વૃક્ષો

वहुभिर्वत किं जातैः पुत्रैर्धर्मार्थवर्जितैः ।
वरमेकः पथि तरुर्यत्र विश्रमते जनः ॥ ११३ ॥

જે ધર્મ કે અર્થ મેળવતા નથી એવા પુત્રો ઘણા હોય, તોપણ તેમનાથી લાભ શો? માર્ગ પર ઊભું રહેલ એક વૃક્ષ ઉત્તમ છે, જ્યાં રસ્તે જતો માનવ આરામ લે છે. ૧૧૩

दशकूपसमा वापी दशवापीसमो ह्रदः ।
दशह्रदसमः पुत्रो दशपुत्रसमो द्रुमः ॥ ११४ ॥

દશ કૂવા બરોબર એક વાવ છે, દશ વાવ બરોબર એક પાણીનો ધરો–તળાવ છે, દશ તળાવ જેટલો સંતોષ આપનાર એક પુત્ર છે અને દશ પુત્ર સમાન એક વૃક્ષ છે. ૧૧૪

નીતિ

सुलभाः पुरुषा राजन्सततं प्रियवादिनः ।
अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥११५॥

હે રાજા! નિત્ય નિરંતર મીઠું બોલનારા માણસો તો ઘણા સુલભ છે; પરંતુ કડવું છતાં હિતકારી વચન બોલનાર વક્તા દુર્લભ છે, શ્રોતા પણ દુર્લભ છે. ૧૧૫

यः कुलाभिजनाचारैरतिशुद्धः प्रतापवान् ।
धार्मिको नीतिकुशलः स स्वामी युज्यते भुवि ॥११६॥

કુળ, અભિજન (દેશ) અને આચાર એ ત્રણેય બાબતોમાં જે અત્યંત શુદ્ધ હોય છે, પ્રતાપી હોય છે, ધાર્મિક હોય છે અને નીતિમાં કુશળ હોય છે, તેવા ગુણવાળો રાજા પૃથ્વી પર યોગ્ય ગણાય છે. ૧૧૬

प्रजां संरक्षति नृपः सा वर्धयति पार्थिवम् ।
वर्धनाद्रक्षणं श्रेयस्तन्नाशेऽन्यत्सदप्यसत् ॥ ११७ ॥

રાજા પ્રજાનું રક્ષણ કરે છે, અને પ્રજા રાજાની વૃદ્ધિ કરે છે; એ રીતે જોતાં રાજાની વૃદ્ધિ કરતાં પ્રજા-નું રક્ષણ વિશેષ ભલું કરનાર બને છે; કારણ કે જો પ્રજાનો નાશ થાય, તો રાજાની વૃદ્ધિ થાય, તોપણ તે ફોગટ છે. ૧૧૭

आत्मानं प्रथमं राजा विनयेनोपपादयेत् ।
ततोऽमात्यांस्ततो भृत्यांस्ततः पुत्रांस्ततः प्रजाः ॥११८

રાજાએ સૌ પહેલાં તો પોતાની જાતને વિનયી–નમ્ર બનાવવી જોઈએ. ત્યાર બાદ પોતાના પ્રધાનોને, ત્યાર બાદ સેવકોને, તે પછી પોતાના પુત્રોને અને ત્યાર પછી પ્રજાજનોને નમ્ર બનાવવાં જોઈએ. ૧૧૮

राज्ञि धर्मिणि धर्मिष्ठा पापे पापाः समे समाः ।
लोकास्तमनुवर्तन्ते यथा राजा तथा प्रजाः ॥११९॥

જો રાજા ધાર્મિક હશે, તો પ્રજા ધાર્મિક થશે. જો રાજા પાપી હશે, તો પ્રજા પાપી થવાની. જો રાજા પુણ્યપાપમાં સરખો હશે, તો પ્રજા પણ સરખી બનવા-ની; કારણ કે પ્રજાજનો રાજાને અનુસરે છે, (એટલે જ કહ્યું છે કે) જેવા રાજા તેવાં પ્રજાજન. ૧૧૯

नृपाणां च नराणां च केवलं तुल्यमूर्तिता ।
आधिक्यं तु क्षमा धैर्यमाज्ञा दानं पराक्रमः ॥१२०

રાજાઓ હોય કે માનવો હોય બંનેના શરીરના દેખાવ તો સરખા જ છે. માનવ કરતાં રાજામાં જે વિશેષતા છે, તે તો ક્ષમા, ધીરજ, આજ્ઞા, દાન અને પરાક્રમ એટલા ગુણોને કારણે છે. ૧૨૦

प्रजां न रञ्जयेद्यस्तु राजा रक्षादिभिर्गुणैः ।
अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥१२१॥

રક્ષણ વગેરે ગુણોથી જો રાજા પ્રજાનાં મનનું રંજન ન કરે, તો બકરીના ગળામાં પડેલા આંચળ નકામા હોય છે, તેમ તે રાજાનો જન્મ નકામો છે. ૧૨૧

अजामिव प्रजां हन्याद्यो मोहात्पृथिवीपतिः ।
तस्यैका जायते तृप्तिर्द्वितीया न कथंचन ॥ १२२॥

જેમ વનરાજ સિંહ બકરાને મારી નાખે છે, તેમાં તેને પેટની તૃપ્તિ થાય છે; તે જ રીતે જો રાજા મોહને વશ થઈને પ્રજાજનોને મારી નાખે, તો તેના પેટની તૃપ્તિ થશે; પરંતુ બીજી કોઈ પ્રગતિ થશે નહિ. ૧૨૨

प्रजापीडनसंतापात्समुद्भूतो हुताशनः ।
राज्ञः कुलं श्रियं प्राणान्नादग्ध्वा विनिवर्तते ॥१२३॥

પ્રજાને પીડવાથી જે સંતાપ થાય છે; તેમાંથી મોટો અગ્નિ પેદા થાય છે અને તે અગ્નિ રાજાનાં કુળ, લક્ષ્મી, પ્રાણ વગેરેને બાળી નાખ્યા વિના પાછો ફરતો નથી.

यथा बीजाङ्कुरः सूक्ष्मः प्रयत्नेनाभिवर्धितः ।
फलप्रदो भवेत्काले तद्वल्लोकाः सुरक्षिताः ॥१२४॥

જેવી રીતે બીજમાથી થયેલો અંકુર નાનો હોય, તોપણ તેને મહેનત કરીને વધારવામા આવે, તો તે મોટું વૃક્ષ બનીને ફળ આપે છે, તે રીતે લોકોનાં સારી રીતે રક્ષણ કરવામાં આવે, તો તે સારાં ફળ આપે છે. ૧૨૪

अत्यन्तमाहितस्नेहा बहुभक्तजनान्विताः ।
सुकाला इव जायन्ते प्रजापुण्येन भूभृतः ॥ १२५॥

જેની પર ઘણાં ઝરણાં (સ્નેહ) રહેલાં છે અને જેની પર મોટા ભાતના ખેતરો (भक्तजन) લોકો કરે છે, તેવા પર્વતો (भूभृत) જેમ પ્રજાના પુણ્યથી સુકાલવાળા બને છે, તેમ ખૂબ જ સ્નેહવાળા અને અનેક ભક્તજનોથી સેવાયેલા રાજાઓ પ્રજાના પુણ્યથી સુકાળ જેવા બને છે. ૧૨૫

यदि न स्यान्नरपतिः सम्यङ्नेता ततः प्रजा ।
अकर्णधारा जलधौ विप्लवेतेह नौरिव ॥१२६॥

જેમ કર્ણધાર–નાવિક વિનાની નૌકા સમુદ્રમાં ડૂબી જાય, તેમ સારી રીતે દોરનાર રાજા હોય નહિ તો પ્રજાજનો પણ નાશ પામે. ૧૨૬

प्रकृतिः स्वामिनं त्यक्त्वा समृद्धापि न जीवति ।
अपि धन्वन्तरिर्वैद्यः किं करोति गतायुषि ॥१२७॥

પ્રકૃતિ એટલે કે પ્રજાજનો પોતે સર્વ રીતે સમૃદ્ધ હોય તોપણ પોતાના સ્વામી–રાજાને છોડીને જીવતી નથી. ખરેખર, વૈદ્ય તરીકે સાક્ષાત્ ધન્વન્તરિ આવ્યા હોય, પરંતુ માણસનું આયુષ્ય ચાલી ગયું હોય, તો તે શું કરી શકે? ૧૨૭

नरेशे जीवलोकोऽयं निमीलति निमीलति ।
उदेत्युदीयमाने च रवाविव सरोरुहम् ॥१२८॥

જેમ સૂર્ય આથમે તો કમળ બિડાય છે અને સૂર્ય ઊગે તો કમળ ઊગે છે, તેમ રાજા નાશ પામે તો પ્રજાજન નાશ પામે છે અને રાજાનો ઉદય થાય તો પ્રજાનો ઉદય થાય છે. ૧૨૮

हिरण्यधान्यरत्नानि गजेन्द्राश्चापि वाजिनः ।
तथान्यदपि यत्किंचित्प्रजाभ्यः स्यान्महीपतेः ॥१२९॥

રાજાને જે કાંઈ સોનું, ધાન્ય, રત્ન, હાથી, ઘોડા વગેરે હોય છે, તે બધું પ્રજાજનો તરફથી જ મળે છે. ૧૨૯

मा तात साहसं कार्षीर्विभवैर्गर्वमागतः ।
स्वगात्राण्यपि भाराय भवन्ति हि विपर्यये ॥ १३० ॥

હે ભાઈ! વૈભવોથી ગર્વ વધી જતાં તમે કોઈ સાહસકર્મ કરશો નહિ; કારણ કે જ્યારે કાળ વિપરીત થાય છે, ત્યારે પોતાના શરીરનાં ગાત્રો પણ ભારરૂપ બને છે. ૧૩૦

मा त्वं तात बले स्थित्वा बाधिष्ठा दुर्बलं जनम् ।
नहि दुर्बलदग्धानां काले किंचित्प्ररोहति ॥ १३१ ॥

હે ભાઈ! તું બળમાં મસ્ત રહીને દુર્બળજનને કાંઈ બાધા પહોંચાડતો નહિ; કારણ કે બળ વિના બળી રહેલા જનો કંઈ પણ કરી શકતા નથી. ૧૩૧

यानि मिथ्याभिभूतानां पतन्त्यश्रुणि रोदताम् ।
तानि संतापकान्घ्नन्ति सपुत्रपशुबान्धवान् ॥ १३२ ॥

જેમને વગર કારણે હાનિ–બાધા વગેરે પહોંચેલાં છે, એવા માણસોનાં રુદન કરતાં કરતાં જે આંસુ પડે છે, તે સંતાપ કરાવનારા માણસોને પુત્ર, પશુ અને સંબંધીજનો સહિત હણી નાખે છે. ૧૩૨

मा तात संपदामग्रमारूढोऽस्मीति विश्वसीः ।
दूरारोहपरिभ्रंशविनिपातो हि दारुणः ॥ १३३॥

'હે ભાઈ! હું સર્વ સંપત્તિઓની ઉપર ચઢીને બેઠેલો છું' એ પ્રકારનો વિશ્વાસ તું રાખતો નહિ; કારણ કે ઘણે ઊંચે ચડ્યા પછી ભ્રષ્ટ થતાં જે પતન થાય છે, તે ઘણું જ દારુણ હોય છે. ૧૩૩

कितवा यं प्रशंसन्ति यं प्रशंसन्ति चारणाः ।
यं प्रशंसन्ति बन्धक्यः स पार्थ पुरुषाधमः ॥१३४

હે રાજન્! કપટી જનો જેની પ્રશંસા કરતા હોય, ચારણો જેની પ્રશંસા કરતા હોય અને બંદીવાનો જેની પ્રશંસા કરતા હોય, તે પુરુષને અધમ જાણવો. ૧૩૪

राजानो यं प्रशंसन्ति यं प्रशंसन्ति वै द्विजाः ।
साधवो यं प्रशंसन्ति स पार्थ पुरुषोत्तमः ॥ १३५ ॥

હે રાજન્! રાજાઓ જેની પ્રશંસા કરતા હોય, બ્રાહ્મણો જેની પ્રશંસા કરતા હોય અને સાધુજનો જેની પ્રશંસા કરતા હોય, તે પુરુષને પુરુષોમાં ઉત્તમ જાણવો:

प्रज्ञागुप्तशरीरस्य किं करिष्यन्ति संहताः ।
गृहीतहस्तच्छत्रस्य वारिधारा इवारयः ॥१३६॥

જેમ હાથમાં છત્રી પકડી હોય પછી મેઘની ધારાઓ કાંઈ કરી શકતી નથી, તેમ બુદ્ધિએ જેના શરીરનું રક્ષણ કરેલું છે, તેને મારવા તૈયાર થયેલા શત્રુઓ શું કરી શકવાના હતા? ૧૩૬

कोऽत्रेत्यहमिति ब्रूयात्सम्यगादेशयेति च ।
आज्ञामवितथां कुर्याद्यथाशक्ति महीपतेः ॥१३७॥

(સેવકનો ધર્મ) 'કોણ હાજર છે અહીં?' એમ રાજા પૂછે કે તરત જ બોલવું કે, 'હું છું' અને પછી બરોબર પૂછવું કે, 'આજ્ઞા આપો.' અને પછી રાજા જે આજ્ઞા કરે, તેને પોતાની શક્તિ પ્રમાણે સફળ બને, તે રીતે રાજાની આજ્ઞા પાળવી. ૧૩૭

अल्पेच्छुर्धृतिमान्प्राज्ञश्छायेवानुगतः सदा ।
आदिष्टो न विकल्पेत स राजवसतिं वसेत् ॥१३८॥

જેની ઇચ્છા થોડી હોય, જેનામાં ધીરજ હોય, જે બુદ્ધિશાળી હોય, છાયાની જેમ રાજા પાસે હાજર રહેતો હોય અને રાજાની આજ્ઞામાં કાંઈ સંશય–વિકલ્પ કરતો ન હોય, તેવો માણસ રાજાની સાથે નિવાસ કરે. ૧૩૮

अप्राप्तकालं वचनं बृहस्पतिरपि ब्रुवन् ।
प्राप्नुयाद्बुद्ध्यवज्ञानमपमानं च शाश्वतम् ॥१३९॥

બૃહસ્પતિ જાતે આવીને પણ જો સમય પ્રાપ્ત થયા વિનાનું વચન બોલે, તો તેનું અપમાન થાય અને તે નિત્ય તિરસ્કાર પામે. ૧૩૯

किं भक्तेनासमर्थेन किं शक्तेनापकारिणा ।
भक्तं शक्तं च मां राजन्नवज्ञातुं त्वमर्हसि ॥१४०॥

ભક્ત–સેવક હોય પણ શક્તિશાળી ન હોય અને શક્તિશાળી હોય પણ અપકાર પર અપકાર કરનાર હોય, તેવા સેવકથી શું લાભ? હે રાજન્! હું તો સેવક છું અને શક્તિશાળી છું, માટે આપ મારો તિરસ્કાર કરવાને યોગ્ય નથી. ૧૪૦

जनं जनपदा नित्यमर्चयन्ति नृपार्चितम् ।
नृपेणावमतो यस्तु स सर्वैरवमन्यते ॥१४१॥

રાજાએ જેનું માન સાચવ્યું હોય, તેવા રાજસેવકનાં માન–સન્માન જનપદના બધા લોકો કરે છે; પરંતુ જેનું રાજાએ અપમાન કર્યું હોય, તે માણસનું બધા તરફથી અપમાન થાય છે. ૧૪૧

नानिवेद्य प्रकुर्वीत भर्तुः किंचिदपि स्वयम् ।
कार्यमापत्प्रतीकारादन्यत्र जगतीपतेः ॥१४२॥

પોતાના સ્વામીને જણાવ્યા સિવાય પોતાનું કોઈ પણ કાર્ય કરવું નહિ. રાજાને માથે જો કોઈ આપત્તિ આવી પડી હોય, તો તે દૂર કરવા રાજાને પૂછવું નહિ, પણ આપોઆપ વિપત્તિ દૂર કરવી. ૧૪૨

अतिव्ययोऽनवेक्षा च तथार्जनमधर्मतः ।
मोक्षणं दूरसंस्थानं कोषव्यसनमुच्यते ॥१४३॥

અતિશય ખર્ચ, ધનની બેપરવા, અધર્મથી ધન મેળવવું, ધનની કોથળી છૂટી મૂકવી અને ધનથી દૂર રહેવું એ બધાં ખજાનાના સંગ્રહનાં વ્યસન–આપત્તિ ગણાય છે. ૧૪૩

क्षिप्रमायमनालोच्य व्ययानश्च स्ववाञ्छया ।
परिक्षीयत एवासौ धनी वैश्रवणोपमः ॥१४४॥

પોતાની આવક કેટલી છે, તે જોયા વિના પોતાની મરજીમાં આવે તે રીતે ધનનો વ્યય કરવામાં આવે તો કુબેર ભંડારીના જેટલો ધનિક હોય, તે પણ પૈસેટકે ખાલી થઈ જાય છે. ૧૪૪

यो यत्र कुशलः कार्ये तं तत्र विनियोजयेत् ।
कर्मस्वदृष्टकर्मा यः शास्त्रज्ञोऽपि विमुह्यति ॥१४५॥

જે માણસ જે કાર્યમાં કુશળ હોય, તેમાં તે માણસને જોડવો જોઈએ; કારણ કે શાસ્ત્રમાં નિષ્ણાત હોય, પણ પોતાને કરવાનું કાર્ય જોતો–જાણતો ન હોય તો તે કર્મ વિષે મોહ પામે છે. ૧૪૫

एकं हन्यान्न वा हन्यादिषुर्मुक्तो धनुष्मता ।
बुद्धिर्बुद्धिमता युक्ता हन्ति राष्ट्रं सनायकम् ॥१४६॥

બાણાવળીએ જે બાણ છોડયું હોય, તે તો એક જણને મારી નાખે છે અથવા તો તે બાણ ચૂકી પણ જાય છે; પરંતુ બુદ્ધિશાળી માણસે પોતાની બુદ્ધિનો બરોબર ઉપયોગ કર્યો હોય, તો તે નાયક સહિત આખા રાષ્ટ્રનો નાશ કરે છે. ૧૪૬

न तच्छस्त्रैर्न नागेन्द्रैर्न हयैर्न च पत्तिभिः ।
कार्यं संसिद्धिमभ्येति यथा बुद्ध्या प्रसाधितम् ॥१४७॥

બુદ્ધિથી જે કામ સારી રીતે સધાય છે, તેવી રીતે તો શસ્ત્રોથી, હાથીઓથી, ઘોડાઓથી તેમ જ સેનાઓથી પણ સધાતું નથી. ૧૪૭

दुर्योधनः समर्थोऽपि दुर्मन्त्री प्रलयं गतः ।
राज्यमेकच्छत्रकारोच्चैः सुमन्त्री चन्द्रगुप्तकः ॥१४८॥

દુર્યોધન પોતે સમર્થ હતો, પરંતુ તેનો મંત્રી ખરાબ હતો, તેથી તેનો નાશ થયો. ચંદ્રગુપ્ત એકલો અસહાય હતો; પરંતુ તેને મંત્રી સારો મળી આવ્યો, તેથી તેણે ઘણી પ્રગતિ સાથે રાજ્ય કર્યું હતું. ૧૪૮

अशृण्वन्नपि बोद्धव्यो मन्त्रिभिः पृथिवीपतिः ।
यथा स्वदोषनाशाय विदुरेणाम्बिकासुतः ॥ १४९ ॥

વિદુરજીએ રાજા ધૃતરાષ્ટ્રને તેના દોષ દૂર કરવા માટે ઘણો બોધ આપ્યો હતો, એ રીતે મંત્રીઓએ પોતાનો રાજા સાંભળવા માગતો ન હોય તોપણ તેને બોધના વચનો સંભળાવવાં જોઈએ ૧૪૯

सभा वा न प्रवेष्टव्या वक्तव्यं वासमञ्जसम् ।
अब्रुवन्विब्रुवन्वापि नरो भवति किल्बिषी ॥१५०॥

પહેલી વાત તો એ છે કે રાજસભામા પ્રવેશ કરવો નહિ અને પ્રવેશ કર્યો, તો ખોટું બોલવું નહિ; કારણ કે ખરી વાત જાણવા છતાં બોલો નહિ કે ખોટું બોલો; તોપણ માણસ પાપી થાય છે. ૧૫૦

तस्मात्सभ्यः सभां गत्वा रागद्वेषविवर्जितः ।
वचस्तथाविधं ब्रूयाद्यथा न नरकं व्रजेत् ॥ १५१ ॥

માટે સભાસદે રાગ અને દ્વેષ વિનાના બનીને રાજસભામા જવું જોઈએ અને ત્યાં જઈને એવા પ્રકારનું વચન બોલવું કે જેથી પોતાને નરકમા જવું પડે નહિ

माता पिता गुरुर्भ्राता भार्या पुत्रः पुरोहितः ।
नादण्ड्यो नाम राज्ञोऽस्ति स्वधर्मे यो न तिष्ठति ॥१५२

'અમુક માણસનો દંડ ન થાય,' એમ રાજાને હોવું જોઈએ નહિ જે પોતાનો ધર્મ પાળે નહિ, તે દંડને લાયક છે; પછી તે માતા, પિતા, ગુરુ, ભાઈ, પત્ની, પુત્ર કે પુરોહિત હોય ૧૫૨

विशोधयेन्महीपालो मन्त्रिशालामशेषतः ।
अयुक्तो नार्हति स्थातुमस्यां मन्त्ररहस्यवित् ॥१५३॥

મંત્રીમંડળનું જે કાર્યાલય (મંત્રીશાળા) છે, તેની તપાસ તો રાજાએ સંપૂર્ણ રીતે કરવી જોઈએ, કોઈ પણ મંત્રી ગુપ્ત વાતના રહસ્યને જાણનો હોય, છતા પણ અયોગ્ય વર્તનવાળો હોય, તો તેને મંત્રીશાળામા રાખવો નહિ ૧૫૩

षट्कर्णो भिद्यते मन्त्रश्चतुःकर्णः स्थिरो भवेत् ।
द्विकर्णस्य तु मन्त्रस्य ब्रह्माप्यन्तं न गच्छति ॥१५४॥

છ કાન (ત્રણ માણસ) ભેગા થાય, તોપણ મંત્રનો ભેદ ખુલી જાય છે એને ચાર કાન (બે માણસ) હોય, તો જ મંત્ર સ્થિર રહે છે અને જે મંત્ર બે કાન (એક માણસ) પાસે રહ્યો હોય, તો તેના રહસ્યને બ્રહ્મા પણ પામી શકતા નથી ૧૫૪

त्रिविधा पुरुषाः राजन्नुत्तमाधममध्यमाः ।
नियोजयेत्तथैवैतांस्त्रिविधेष्वपि कर्मसु ॥ १५५ ॥

હે રાજન્! માણસો ત્રણ પ્રકારના હોય છે: ઉત્તમ મધ્યમ અને અધમ એટલે ઉત્તમને ઉત્તમ કાર્યમાં, મધ્યમને મધ્યમ કાર્યમાં અને અધમને અધમ કાર્યમાં રાજાએ જોડી દેવો જોઈએ. ૧૫૫

तुल्यार्थं तुल्यसामर्थ्यं सर्वज्ञं व्यवसायिनम् ।
अर्धराज्यहं भृत्यं यो न हन्यात्स हन्यते ॥१५६॥

જેનુ પ્રયોજન સરખું હોય અને જેનુ સામર્થ્ય સરખું હોય; તેમ જ જે સર્વજ્ઞાની અને પરિશ્રમી હોય, એવો સેવક રાખવામાં આવે, તો તે રાજાનુ અડધું રાજ્ય હરી લે, માટે એવા સેવકનો જે રાજા નાશ ન કરે, તે પોતે નાશ પામે છે ૧૫૬

निर्विशेषो यदा राजा समं भृत्येषु तिष्ठति ।
तत्रोद्यमसमर्थानामुत्साहः परिहीयते ॥ १५७ ॥

રાજા જો સારાનરસા બધા સેવકો પર એકસરખો ભાવ રાખે, તો જે ઉદ્યમી અને શક્તિમાન છે, તેમનો ઉત્સાહ નાશ પામે છે. ૧૫૭

प्रसादो निष्फलो यस्य यस्य क्रोधो निरर्थकः ।
न तं राजानमिच्छन्ति षण्ढं पतिमिवाङ्गना ॥१५८॥

કામિની સ્ત્રી જેમ હીજડા પતિને ચાહતી નથી તેમ સેવક પણ તેવા રાજાને ઇચ્છતો નથી કે જેની કૃપા ફળ વિનાની હોય છે અને જેનો ક્રોધ ફોગટ હોય છે.

अविवेकिनि भूपाले नश्यन्ति गुणिनां गुणाः ।
प्रवासरसिके कान्ते यथा साध्व्याः स्तनोन्नतिः ॥१५९

જેનો પતિ પ્રવાસ કર્યા કરતો હોય, તે પતિવ્રતા સ્ત્રીના સ્તનની ઉન્નતિ ઓછી થઈ જાય છે, તેમ જો રાજા સારાસારવિવેક વિનાનો હોય; તો ગુણીજનોના ગુણ નાશ પામે છે ૧૫૯

न कश्चिच्चण्डकोपानामात्मीयो नाम भूभृताम् ।
होतारमपि जुह्वन्त दहत्येव हुताशनः ॥ १६० ॥

જેનો કોપ ઘણો તીવ્ર છે, તેવા રાજાઓને કોઈ પોતાનો માણસ રહેતો નથી; કારણ કે અગ્નિ પોતાને આહુતિ આપનાર હોતાને પણ બાળતો જ હોય છે. ૧૬૦

चक्रं सेव्यं नृपः सेव्यो न सेव्यः केवलो नृपः ।
पश्य चक्रस्य माहात्म्यं मृत्पिण्डः पात्रतां गतः ॥१६१

રાજાનુ આખું મંડળ (ચક્ર) સેવવુ અને રાજાને પોતાને પણ સેવવો, પરંતુ એકલા રાજાને સેવવો નહિ. ચક્રનો મહિમા તો જુઓ કે, તેની પર ચડેલો માટીનો પિંડ પાત્રતા (ઘડાપણું, યોગ્યતા)ને પામી ગયો. ૧૬૧

यस्मिन्नेवाधिकं चक्षुरारोपयति पार्थिवः ।
कुलीनो वाकुलीनो वा स श्रियो भाजनं भवेत् ॥१६२

રાજા જે સેવક પર પોતાની વધારે નજર નાંખ્યા કરે તે કુલીન હોય કે કુલહીન હોય, તોપણ તે સેવક લક્ષ્મીને પાત્ર બને છે. ૧૬૨

राज्ञि मातरि देव्यां च कुमारे मुख्यमंत्रिणि ।
पुरोहिते प्रतीहारे समं वर्तेत राजवत् ॥१६३॥

રાજા, રાજમાતા, રાજરાણી, રાજકુમાર, મુખ્ય મંત્રી, પુરોહિત અને પ્રતિહારી એ બધાની સાથે રાજાની જેમ વર્તન રાખવું. ૧૬૩

पानमक्षास्तथा नार्यो मृगया गीतवादिते ।
एतानि युक्त्या सेवेत प्रसङ्गो ह्यत्र दोषवान् ॥१६४॥

મદિરાપાન, જુગાર, સ્ત્રીસંગ, શિકાર, ગીત અને વાજિંત્ર એટલી બાબતો ઘટતી રીતે સેવવી. તેનો વધારે પડતો પ્રસંગ પાડવામાં આવે તો દોષ ઊભો થવાનો સંભવ છે. ૧૬૪

आयाच्चतुर्थभागेन व्ययकर्म प्रवर्तयेत् ।
प्रभूततैलदीपो हि चिरं भद्राणि पश्यति ॥१६५॥

પોતાના રાજ્યની જે આવક હોય, તેથી ચોથા ભાગ જેટલું ખર્ચ કરવું જોઈએ. પાત્રમાં ખૂબ તેલ ભરેલું હોય, તો દીવો ખૂબ ટકે છે, તેમ થોડું ખર્ચ કરવાથી લક્ષ્મી ટકે છે. ૧૬૫

कर्मणा मनसा वाचा चक्षुषापि चतुर्विधम् ।
प्रसादयति लोकं यस्तं लोको नु प्रसीदति ॥१६६॥

જે રાજા પોતાનાં કર્મ, મન, વાણી અને નજરથી લોકોને પ્રસન્ન રાખે છે, તે રાજા ઉપર બધા લોક પણ પ્રસન્ન રહે છે. ૧૬૬

संभोजनं संकथनं संप्रश्नोऽथ समागमः ।
ज्ञातिभिः सह कार्याणि न विरोधः कदाचन ॥१६७॥

પોતાના જ્ઞાતિજનોની સાથે ભોજન, વાર્તાલાપ, ખબરઅંતરના પ્રશ્ન અને સમાગમ એટલા પ્રસંગોમાં રાજાએ આવવું જોઈએ તેમ જ જ્ઞાતિજનો સાથે કોઈ જાતનો વિરોધ કરવો નહિ. ૧૬૭

मृदोः परिभवो नित्यं वैरं तीक्ष्णस्य नित्यशः ।
उत्सृज्य तद्द्वयं तस्मान्मध्यां वृत्तिं समाश्रयेत् ॥१६८

રાજા કોમળ હોય, તો તેનો હમેશાં પરાભવ થાય છે તેમ જ રાજા જો તીખો હોય તો તેની સાથે હમેશાં વેર બંધાય છે; માટે કોમળતા અને તીક્ષ્ણતા બંનેને છોડીને રાજાએ વ્યવહારમાં મધ્યમસર વૃત્તિ રાખવી જોઈએ. ૧૬૮

अबुद्धिमाश्रितानां च क्षन्तव्यमपराधिनाम् ।
नहि सर्वत्र पाण्डित्यं सुलभं पुरुषे क्वचित् ॥१६९॥

વગર સમજે કે વગર બુદ્ધિએ સેવકોએ અપરાધ કર્યો હોય, તો તે અપરાધીજનોને રાજાએ માફી આપવી જોઈએ, કારણ કે બધાં માણસોમાં સરખું ડહાપણ હોય, તે સુલભ નથી. ૧૬૯

किमप्यसाध्यं महतां सिद्धिमेति लघीयसाम् ।
प्रदीपो भूमिगेहान्तर्ध्वान्तं हन्ति न भानुमान् ॥१७०॥

મોટા માણસોને ઘણી વખત જે કાર્ય અસાધ્ય લાગે છે, તે કાર્યને નાના માણસો સિદ્ધ કરી શકે છે; ઘરની અંદર ભોંયરામાં જે અંધારું હોય છે, તેને દીવો દૂર કરે છે, ત્યાં સૂર્ય પહોંચી શકતો નથી. ૧૭૦

अरावप्युचितं कार्यमातिथ्यं गृहमागते ।
छेत्तुमप्यागते च्छायां नोपसंहरते द्रुमः ॥१७१॥

પોતાને ઘેર શત્રુજન આવ્યો હોય, તો તેનો પણ યોગ્ય રીતે અતિથિસત્કાર કરવો; કારણ કે જે માણસ પોતાને કાપી નાખવા માટે આવ્યો હોય, તેના ઉપરથી પણ વૃક્ષ પોતાની છાયા લઈ લેતું નથી. ૧૭૧

अगाधहृदया भूपाः कूपा इव दुरासदाः
घटका गुणिनो नो चेत्कथं लभ्येत जीवनम् ॥१७२॥

જેમ કૂવા ઊંડા હોવાથી તેમાં પહોંચાતું નથી તેમ રાજાઓને પહોંચાતું નથી; કારણ કે તેમનાં હૃદય ઊંડાં હોય છે; પરંતુ જેમ ઘડા દોરડા( ગુણ )થી બંધાય, તો કૂવામાંથી પાણી ( જીવન ) મેળવે છે, તેમ જો ગુણીજનો ન હોય તો, રાજા પાસેથી માણસો શી રીતે જીવન મેળવે. ૧૭૨

कथं नाम न सेव्यन्ते यत्नतः परमेश्वराः ।
अचिरेणैव ये तुष्टाः पूरयन्ति मनोरथान् ॥१५३॥

મનુષ્યો રાજા–મહારાજાઓની પ્રયત્નપૂર્વક સેવાચાકરી કેમ કરતા નથી? જો તે થોડા જ વખતમાં રાજી થાય તો તેમના બધા જ મનોરથ પૂર્ણ કરે છે. ૧૭૩

भोगिनः कञ्चुकासक्ताः क्रूराः कुटिलगामिनः ।
सुदुष्टा मन्त्रसाध्याश्च राजानः पन्नगा इव ॥१७४॥

જેમ સાપ ફણાવાળા ( ભોગી ), કાંચળી( કંચુક )થી વીંટાયેલ, વાંકા ( ક્રૂર ) અને વાંકી ગતિવાળા હોઈ, અત્યંત દુષ્ટ અને મંત્રથી સાધ્ય બને છે, તેમ રાજાઓ પણ ભોગી–વિલાસી, કંચુક વીંટીને રહેનાર, ક્રૂર સ્વભાવના અને વાંકી ગતિવાળા હોય છે, તથા તે અત્યંત દુષ્ટ ને મંત્રથી સાધી શકાય તેવા હોય છે. ૧૭૪

अकस्माद्द्वेष्टि यो भक्तमाजन्मपरिसेवितम् ।
नव्यं जने रुचिर्यस्य त्याज्यो नृप इवातुरः ॥१५५॥

જે માણસ રોગી થયો હોય, તેને જન્મથી સેવેલા ભાત વિષે અને શાક વિષે રુચિ થતી નથી તેમ જ

જે ભક્ત-સેવકજન જન્મથી સેવા કરતો હોય તેનો જો રાજા વગર કારણે દ્વેષ કરવા માંડે તો સેવકે તેવા રાજાનો ત્યાગ કરવો જોઈએ १७५

सुगन्ध केतकीपुष्प कण्टकै परिवेष्टितम् ।
यथा पुष्प तथा राजा दुर्जनै परिवेष्टित ॥१७६॥

કેવડાના પુષ્પમા સુગધી ઘણી હોય છે પરતુ કાટાઓથી તે પુષ્પ વીટાયેલુ રહે છે, એ રીતે રાજા પોતે સારો હોય છે, પણ તેની ચારે બાજુ દુર્જનો વીટાયેલા હોય છે १७६

असत्प्रलाप पारुष्य पैशुन्यमनृत तथा ।
चत्वारि वाचा राजेन्द्र न जल्पेन्नैव चिन्तयेत् ॥१७७

હે રાજશ્રેષ્ઠ! ખોટો બકવાદ કઠોર વચન ચાડી ચુગલી અને જૂઠકપટ એ ચાર બાબતો બોલવી નહિ અને તેનો મનથી વિચાર કરવો નહિ १७७

प्राज्ञे नियोज्यमाने तु सन्ति राज्ञस्त्रयो गुणा ।
यश स्वर्गनिवासश्च विपुलश्च धनागम ॥१७८॥

જો પોતાના રાજ્યમા રાજાએ ડાહ્યા માણસની નિમણૂક કરી હોય તો તેથી રાજાને ત્રણ ગુણોનો લાભ થાય છે યશ સ્વર્ગમા નિવાસ અને વિપુલ ધનની પ્રાપ્તિ १७८

मूर्खे नियोज्यमाने तु त्रयो दोषा महीपते ।
अयशश्चार्थनाशश्च नरके गमन तथा ॥ १७९ ॥

જો પોતાના રાજ્યમા મૂર્ખ માણસની નિમણૂક કરી હો, તો તેથી રાજાને ત્રણ દોષ લાગુ પડે છે અપયશ ધનનો નાશ અને નરકમા વાસ १७

इदमेव नरेन्द्राणा स्वर्गद्वारमनर्गलम् ।
यदात्मन प्रतिज्ञा च प्रजा च परिपाल्यते ॥१८०॥

રાજા-મહારાજાઓ માટે આ એક જ સ્વર્ગ છે કે જેની સાકળો બધ નથી એક તો પોતાની પ્રતિજ્ઞાનુ પાલન અને બીજુ પોતાના પ્રજાજનોનુ પાલન १८०

मन्त्रो योध इवाधीर सर्वाङ्गै सवृतैरपि ।
चिर न सहते स्थातु परेभ्यो भेदशङ्कया ॥१८१॥

જેમ બધા અગો પર સારી રીતે બખ્તર હોય તોપણ શત્રુજનો પોતાને મારી નાખશે, એ શકાથી યોદ્ધો અધીર બનીને રણભૂમિ પર લાબો વખત રહેતો નથી, તેમ બધા પ્રકારના અગોથી સારી રીતે ઢાકી રાખવામા આવ્યો હોય, તોપણ મન (રહસ્યકથા) શત્રુઓ પાસે ફૂટી જશે એ શકાથી અધીર બનીને લાબો વખત સુધી ગુપ્ત રહેતો નથી અર્થાત્ વાત ઉઘાડી પડી જાય છે १८१

आत्मोदय परग्लानिर्द्वय नीतिरितीयती ।
तदूरीकृत्य कृतिभिर्वाचस्पत्य प्रतायते ॥१८२॥

રાજનીતિમા આટલી જ મુખ્ય વાત જોવાની હોય છે કે, એક તો પોતાના રાજાનો ઉદય અને પારકાશત્રુની ગ્લાનિ આ બાબતને ધ્યાનમા રાખીને રાજસેવક બોલે તો તેની વાણી વાચસ્પતિની જેમ વખાણવા લાયક બને છે १८२

तृप्तियोग परेणापि महिम्ना न महात्मनाम् ।
पूर्णश्चन्द्रोदयाकाङ्क्षी दृष्टान्तोऽत्र महार्णव ॥१८३॥

બીજા દ્વારા પોતાનો મહિમા વધે તેથી મહાત્મા પુરુષોને પરમ સતોષ થતો નથી જેમ મહાસાગર પોતે પૂર્ણ હોવા છતા ચદ્રનો ઉદય ઇચ્છે છે એ દૃષ્ટાન્ત પ્રમાણે મહાત્મા પુરુષ બીજાનો ઉદય ઇચ્છે છે १८३

बुद्धिशस्त्र प्रकृत्यङ्गो घनसवृतिकञ्चुक ।
चारेक्षणो दूतमुख पुरुष कोऽपि पार्थिव ॥१८४॥

જેમ ઈશ્વર પુરુષરૂપે આ પ્રકૃતિદેહમા નિવાસ કરે છે તેમ રાજા પણ પુરુષરૂપે પોતાની પ્રકૃતિ (મત્રી કોશ સેના વગેરે સાત અગવાળી) મા નિવાસ કરે છે તે પુરુષ પાસે બુદ્ધિરૂપી શસ્ત્ર છે ગુપ્ત રાખેલ મત્રરૂપી બખ્તર છે ગુપ્તચરરૂપી આખ છે તેમ જ દૂતરૂપી મુખ છે એ રીતે ખરેખર રાજા પણ કોઈક પુરુષ જ છે

तेज क्षमा वा नैकान्त कालज्ञस्य महीपते ।
नैकमोज प्रसादो वा रसभावविद कवे ॥१८५॥

સમયને પારખનાર રાજા એકીસાથે પ્રતાપ અને ક્ષમા એ બે ગુણ રાખતો નથી જેમ રસ અને તેના ભાવને જાણનાર કવિજન એકીસાથે ઓજ અને પ્રસાદ એ બે ભાવને સાથે રાખતા નથી १८५

कृतापचारोऽपि परैरनाविष्कृतविक्रिय ।
असाध्य कुरुते कोप प्राप्ते काले गदो यथा ॥१८६॥

જેમ દોષોથી ભ્રષ્ટ થવા છતા પણ રોગ તરત જ શરીરમા વિકાર પેદા કરતો નથી, પણ તે જ્યારે અસાધ્ય બની જાય છે ત્યારે તે કોપ કરે છે, એ રીતે રાજા પુરુષ શત્રુજનોથી અનત દુખ પામે તોપણ પોતાના વિકારોને તાત્કાલિક પ્રગટ કરતો નથી પરતુ માજે કરીને પોતે અસાધ્ય બની જાય ત્યારે જ તે કોપ કરે છે १८६

मृदुव्यवहित तेजो भोक्तुमर्थान्प्रकल्पते ।
प्रदीप स्नेहमादत्ते दशयाभ्यन्तरस्थया ॥१८७॥

જેમ પાત્રની અદર રહેલી દિવેટથી દીવો તેલ (સ્નેહ)ને ધીરે ધીરે લે છે, તેમ જ કોમળતાની અદર રહેલુ રાજતેજ ધીરે ધીરે પોતાના લાભ સાધવાને શક્તિમાન બને છે १८७

नालम्बते दैष्टिकतां न निषीदति पौरुषे ।
शब्दार्थौ सत्कविरिव द्वयं विद्वानपेक्षते ॥१८८॥

સારો કવિ શબ્દ અને અર્થ બન્નેનો યોગ્ય રીતે ઉપયોગ કરે છે, તેમ ડાહ્યો રાજા પ્રારબ્ધ અને પુરુષાર્થ બન્નેનો લાભ ઉઠાવે છે; તે એકલો પ્રારબ્ધને અનુસરતો નથી તેમ જ એકલા પુરુષાર્થમાં રહેતો નથી.

स्थायिनोऽर्थे प्रवर्तन्ते भावाः संचारिणो यथा ।
रसस्यैकस्य भूयांसस्तथा नेतुर्महीभृतः ॥ १८९ ॥

જેમ કાવ્યમાં એક સ્થાયી રસને માટે અનેક સંચારી ભાવો પ્રવૃત્ત થાય છે, તેમ એક (પ્રધાન) નેતાને માટે અનેક નાના રાજાઓ પ્રવૃત્તિ કરે છે. ૧૮૯

मन्त्रावापविदा योगैर्मण्डलान्यधितिष्ठता ।
सुनिग्रहा नरेन्द्रेण फणीन्द्रा इव शत्रवः ॥१९०॥

જેમ યોગની ક્રિયાઓથી મંડલ રચીને અંદર બેઠેલ ગારુડીક જંતરમંતર શાસ્ત્રનો જાણકાર હોવાથી મોટા મોટા સાપને સારી રીતે વશ રાખે છે, તેમ જ સામ-દામ વગેરે યોગોથી માંડલિક રાજાઓને વશ કરીને તેમની અંદર રહેલો રાજા પોતાના અને પારકાં રાષ્ટ્રોના હિતનો જાણકાર બનીને શત્રુઓને ઘણી જ સરળતાથી પોતાને વશ રાખે છે. ૧૯૦

करप्रचेयामुत्तुङ्गः प्रभुशक्तिं प्रथीयसीम् ।
प्रज्ञाबलबृहन्मूलः फलत्युत्साहपादपः ॥ १९१ ॥

બુદ્ધિ અને બળરૂપી મૂળ જેનાં ઘણાં વધેલાં છે અને જે ઘણે ઊંચે ગયેલ છે એવું ઉત્સાહરૂપી વૃક્ષ અતિશય ફેલાયેલી એવી પ્રભુશક્તિ(સામર્થ્ય અને પ્રતાપ)રૂપી ફળને હાથથી તોડી શકાય તેટલું નજીક લાવીને મૂકી દે છે. ૧૯૧

स दोषः सचिवस्यैव यदसत्कुरुते नृपः ।
याति यन्तुः प्रमादेन गजो व्यालत्ववाच्यताम् ॥१९२

દોરનાર મહાવતના પ્રમાદથી હાથી જંગલી ગણાય છે, તેમ રાજા જો ખરાબ કામ કરે, તો તે પ્રધાનનો જ દોષ ગણાય છે. ૧૯૨

न सर्पस्य मुखे रक्तं न दष्टस्य कलेवरे ।
न प्रजासु न भूपाले धनं दुरधिकारिणि ॥ १९३ ॥

જેમ સાપના મુખમાં લોહી રહેતું નથી અને જેને સર્પનો ડંશ લાગે છે, તે માણસના શરીરમાં લોહી રહેતું નથી તેમ જ જો અધિકારી જન ખરાબ હોય, તો રાજા પાસે ધન રહેતું નથી અને પ્રજાજનો પાસે પણ ધન રહેતું નથી. ૧૯૩

यद्यपि क्षितिपालानामाज्ञा सर्वत्रगा स्वयम् ।
तथापि शास्त्रदीपेन चरत्येव मतिः सताम् ॥१९४॥

જોકે રાજાઓની આજ્ઞા આપોઆપ જ બધે ઠેકાણે પહોંચી જતી હોય છે, તોપણ સજ્જનોની બુદ્ધિ શાસ્ત્રરૂપી દીવાના પ્રકાશે જ ચાલતી હોય છે, તેમને રાજાની આજ્ઞા કામ આવતી નથી. ૧૯૪

असाध्यमन्यथा दोषं परिच्छिद्य शरीरिणाम् ।
यथा वैद्यस्तथा राजा शस्त्रपाणिर्विपद्यति ॥ १९५॥

જેમ દેહધારીઓનો કોઈ રોગ અસાધ્ય હોય, તેને દૂર કરવા મહેનત કરે, તો વૈદ્ય પોતે જ સહન કરે છે, તેમ જ હાથમાં શસ્ત્ર ધારણ કરનાર રાજા જો અસાધ્ય માણસના દોષ દૂર કરવા મહેનત કરે, તો તેથી તે રાજાને જ ખેદ થાય એમ છે. ૧૯૫

जातमात्रं न यः शत्रुं व्याधिं वा प्रशमं नयेत् ।
अतिपुष्टाङ्गयुक्तोऽपि स पश्चात्तेन हन्यते ॥१९६॥

શત્રુ અને રોગને તે પેદા થાય તે પહેલાં જ જો શમાવવામાં ન આવે, તો પાછળથી રોગ ખૂબ વધી જાય અને શત્રુનાં બધાં જ અંગ હૃષ્ટપુષ્ટ બની જાય અને પછી તે રોગ અને શત્રુ જ તેને મારી નાખે છે.

पातकानां समस्तानां द्वे परे तात पातके ।
एकं दुःसचिवो राजा द्वितीयं च तदाश्रयः ॥१९७॥

હે ભાઈ! આ જગતમાં ઘણાં બધાં પાપો છે, તેમાં બે પાપ મોટાં ગણવામાં આવે છે. એક તો રાજા કે જેનો પ્રધાન અત્યંત દુષ્ટ છે અને બીજું તેવા રાજાનો આશ્રય લેવો પડે. ૧૯૭

राजा संपत्तिहीनोऽपि सेव्यः सेव्यगुणाश्रयः ।
भवत्याजीवनं तस्मात्फलं कालान्तरादपि ॥ १९८ ॥

રાજાના ગુણો જો સેવવા જેવા હોય, તો તે રાજા ભલે સંપત્તિ વિનાનો થઈ ગયો હોય, તોપણ સેવકે તેની સેવા કરવી; કારણ કે કાળે કરીને તે રાજાથી જો કોઈ ફળ મળશે તો તે આજીવન ચાલશે. ૧૯૮

स जयी वरमातङ्गा यस्य तस्यास्ति मेदिनी ।
कोशो यस्य सुदुर्धर्षो दुर्गस्तस्य सुदुर्जयः ॥१९९॥

જેની પાસે શ્રેષ્ઠ હાથીઓ છે, તે રાજા વિજયી બને છે અને પૃથ્વી તેની થઈને રહે છે તેમ જ તેનો કોશ પણ કોઈથી મેળવી ન શકાય તેવો હોય છે અને તેનો કિલ્લો પણ એવો હોય છે કે જેને કોઈ જીતી ન શકે.

सुवर्णैः पट्टचेलैश्च शोभा स्याद्वरयोषिताम् ।
पराक्रमेण दानेन राजन्ते राजनन्दना ॥२००॥

ઉત્તમ પ્રકારની સ્ત્રીઓ હોય, તેમની શોભા સોનાનાં આભૂષણો અને ઉત્તમ પટકારનાં વસ્ત્રોથી છે, તેવી રીતે રાજાના કુમારો પરાક્રમથી અને દાનથી શોભતા હોય છે.

यं यं नृपोऽनुरागेण संमानयति संसदि ।
तस्य तस्योत्सारणाय यतन्ते राजवल्लभाः ॥२०१॥

રાજા પોતાની સભામાં જે જે માણસોને પ્રેમથી માન આપે છે, તે તે માણસને દૂર કરવા માટે રાજાના પ્રીતિપાત્ર બનેલ માણસો પ્રયત્ન કરતા હોય છે. ૨૦૧

ब्राह्मणः क्षत्रियो बन्धुर्नाधिकारे प्रशस्यते ।
ब्राह्मणः सिद्धमप्यर्थं कृच्छ्रेणापि न यच्छति ॥२०२॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને કુટુંબીજન એ ત્રણ માણસોને રાજા દ્રવ્યનો અધિકાર આપે, તે પ્રશંસાપાત્ર નથી; કારણ કે જો બ્રાહ્મણને અધિકાર આપવામાં આવે, તો ઘણું જ દ્રવ્ય ભેગું કર્યું હોય, તોપણ ઘણા કષ્ટે તે દ્રવ્ય આપે. ૨૦૨

नियुक्तः क्षत्रियो द्रव्ये खड्गं दर्शयते ध्रुवम् ।
सर्वस्वं ग्रसते बन्धुराक्रम्य ज्ञातिभावतः ॥२०३॥

હવે જો ક્ષત્રિયને દ્રવ્યનો અધિકાર આપવામાં આવે, તો તેની પાસે કોઈ માગવા જાય કે તરત જ તેને તલવાર બતાવે અને જો કુટુંબીજનને દ્રવ્યનો અધિકાર આપ્યો હોય, તો 'જ્ઞાતિજન છે' એ ભાવે રાજ્યની બધી જ સંપત્તિ ઘર ભેગી કરે. ૨૦૩

अपराधेऽपि निःशङ्को नियोगी चिरसेवकः ।
स स्वामिनमवज्ञाय चरेच्च निरवग्रहः ॥२०४॥

સેવક જો ઘણા લાંબા કાળથી રહ્યો હોય અને સદાનો સેવક બની ગયો હોય, તો તે અપરાધ કરે છતાં પણ કોઈ જાતની શંકા તેને થાય નહિ, તેમ જ સ્વામીની આજ્ઞાને ઓળંગીને પણ તે સ્વચ્છંદપણે દરકાર રાખ્યા વિના વર્તા કરે છે. ૨૦૪

उपकर्ताधिकारस्थः स्वापराधं न मन्यते ।
उपकारं ध्वजीकृत्य सर्वमेवावलुम्पति ॥२०५॥

રાજા પર કાંઈ ઉપકાર કર્યો હોય, એવા માણસને જો કોઈ અધિકાર પર નીમવામાં આવે, તો તેને પોતાનો કોઈ અપરાધ થયો હોય, તોપણ તેને તે ગણે નહિ અને પોતાના ઉપકારને જ વારંવાર ધજાની જેમ આગળ ધરીને તે રાજાનું સર્વસ્વ લૂંટી લે છે. ૨૦૫

आज्ञाभङ्गकरान्राजा न क्षाम्येत्स्वसुतानपि ।
विशेषः कोऽनुरागस्य राजचित्तगतस्य च ॥२०६॥

પોતાના કુમારો હોય, છતાં પણ તે જો રાજાની આજ્ઞાનો ભંગ કરે, તો રાજા તેમને પણ ક્ષમા ન આપે; કારણ કે રાજાના ચિત્તમાં રહેલ પ્રેમની વિશેષતા રાજ્ય-વહીવટમાં શી રીતે બતાવાય? ૨૦૬

तस्करेभ्यो नियुक्तेभ्यः शत्रुभ्यो नृपवल्लभात् ।
नृपतिर्निजलोभाच्च प्रजा रक्षेत्पितेव हि ॥२०७॥

ચોરોથી, નીમેલા અધિકારીઓથી, શત્રુઓથી, રાજાના માનીતાઓથી તેમ જ રાજાના પોતાના લોભથી રાજાએ પિતાની જેમ પોતાનાં પ્રજાજનોનું રક્ષણ કરવું જોઈએ.

भोगस्य भाजनं राजा न राजा कार्यभाजनम् ।
राजकार्यपरिध्वंसान्मन्त्री दोषेण लिप्यते ॥२०८॥

રાજા તો રાજ્યને ભોગવવા માટે છે, રાજા કાંઈ કાર્ય કરી જાણતો નથી. જો કાંઈ રાજ્યના કાર્યમાં હાનિ થાય, તો તે દોષ વડે મંત્રી વગોવાય છે અને લેપાય છે, રાજા નહિ. ૨૦૮

वरं प्राणपरित्यागः शिरसो वापि कर्तनम् ।
न तु स्वामिपदावाप्तिपातकेच्छोरुपेक्षणम् ॥२०९॥

રાજસેવકને પોતાનો પ્રાણ આપી દેવો પડે, તે સારું અથવા પોતાનું મસ્તક કપાઈ જાય, તે પણ સારું; પરંતુ જે માણસ પોતાના રાજાનું પદ પડાવી લેવાની ઇચ્છા કરતો હોય, તે પાપની રાજપુરુષ ઉપેક્ષા કરે, તે તો બિલકુલ યોગ્ય નથી. ૨૦૯

विषदिग्धस्य भक्तस्य दन्तस्य चलितस्य च ।
अमात्यस्य च दुष्टस्य मूलादुद्धरणं सुखम् ॥२१०॥

રાજસેવક ઝેર રાખતો હોય, દાંત હાલતો હોય અને મંત્રી-પ્રધાન દુષ્ટ હોય, તો તે ત્રણેયને મૂળથી ઉખાડી નાખો, ત્યારે સુખ થાય છે. ૨૧૦

यः कुर्यात्सचिवायत्तां श्रियं तद्व्यसने सति ।
सोऽन्धवज्जगतीपालः सीदेत्संचारकैर्विना ॥२११॥

જ્યારે પોતાની પર કોઈ આપત્તિ આવી પડી હોય ત્યારે રાજા જો પોતાની બધી રાજ્યલક્ષ્મી પ્રધાનને સોંપી દે, તો પોતાના હાથમાં આજ્ઞા પાળનાર રાજ-સેવકો નહિ રહેવાથી, તે રાજા આંધળાની જેમ દુઃખી થતાં પીડાય છે. ૨૧૧

सदामात्यो न सिद्धः स्यात्समृद्धः सर्व एव हि ।
सिद्धानामयमादेश ऋद्धिश्चित्तविकारिणी ॥२१२॥

પ્રધાનને રાજા બધી રીતે સુખસમૃદ્ધ બનાવે; તોપણ પ્રધાન સદાને માટે રાજાનો સિદ્ધ બનીને રહેતો નથી; કારણ કે સિદ્ધ પુરુષોનો એ આદેશ છે કે સમૃદ્ધિ ગમે તેવાના ચિત્તને પણ વિકારમાં નાખી દે છે. ૨૧૨

मूलभृत्यान्परित्यज्य नागन्तून्प्रतिमानयेत् ।
नातः परतरो दोषो राज्यभेदकरो यतः ॥२१३॥

મૂળથી જે રાજસેવક બની રહેલા હોય, તેમનો ત્યાગ કરીને જે નવા રાજસેવકો થાય, તેમને માન આપવાં નહિ; કારણ કે રાજ્યમાં ફાટફૂટ પડાવનાર તેનાથી બીજો કોઈ મોટો દોષ નથી. ૨૧૩

मन्त्रबीजमिदं गुप्तं रक्षणीयं यथा तथा ।
मनागपि न भिद्येत तद्भिन्नं न प्ररोहति ॥२१४॥

જે મંત્ર(ગુપ્ત વાત)રૂપી બીજ છે, તેને સારી રીતે ગુપ્ત રાખીને તેનું રક્ષણ કરવું, તે જરા પણ ફૂટે નહિ; કારણ કે જો તે મંત્રરૂપી બીજ ફૂટી ગયું તો પછી તે ઊગવાનું જ નહિ. ૨૧૪

मन्त्रिणा पृथिवीपालचित्तं विघटितं क्वचित् ।
वलयं स्फटिकस्येव को हि संधातुमीश्वरः ॥२१५॥

જો સ્ફટિક પથ્થરનું કંકણ તૂટે, તો તેને સાંધવા કોઈ સમર્થ નથી; તે રીતે મંત્રીએ જો રાજાનું ચિત્ત ભેદી નાખ્યું હોય, તો તેને કોઈ સાંધી શકે એમ નથી.

वज्रं च राजतेजश्च द्वयमेवातिभीषणम् ।
एकमेकत्र पतति पतत्यन्यत्समन्ततः ॥२१६॥

ઇંદ્રનું વજ્ર અને રાજાનું તેજ, એ બંને જ અત્યંત ભયંકર છે; તેમાંય વજ્ર તો એક ઠેકાણે પડે છે અને રાજતેજ તો ચારે બાજુ પડતું હોય છે. ૨૧૬

मृतः प्राप्नोति वा स्वर्गं शत्रुं हत्वा सुखानि वा ।
उभावपि हि शूराणां गुणावेतौ सुदुर्लभौ ॥२१७॥

રણભૂમિ પર લડનારા શૂરવીર જનોને બંને ગુણો અત્યંત દુર્લભ હોવા છતાં મળે છે. જો યુદ્ધમાં મરણ પામે, તો સ્વર્ગ મળે અને જો શત્રુને હણે તો રાજ્ય-સુખ મળે. ૨૧૭

यत्रायुद्धे ध्रुवं मृत्युर्युद्धे जीवितसंशयः ।
तमेव कालं युद्धस्य प्रवदन्ति मनीषिणः ॥२१८॥

જે કાળે એમ લાગે કે યુદ્ધ નહિ કરવા છતાં પણ મૃત્યુ તો નક્કી છે અને યુદ્ધ કરવામાં જીવવાની શંકા છે, એવે વખતે યુદ્ધ જ કરવું એમ ડાહ્યા માણસો કહેતા હોય છે. ૨૧૮

अयुद्धे हि यदा पश्येन्न किंचिद्धितमात्मनः ।
युध्यमानस्तदा प्राज्ञो म्रियते रिपुणा सह ॥२१९॥

યુદ્ધ નહિ કરવામાં પણ જ્યારે રાજા પોતાનું કોઈ હિત જુએ નહિ, ત્યારે યુદ્ધ કરતાં કરતાં જ ડાહ્યો રાજા શત્રુના હાથે મરણ પામે છે. ૨૧૯

जये च लभते लक्ष्मीं मृते चापि सुराङ्गनाम् ।
क्षणविध्वंसिनः कायाः का चिंता मरणे रणे ॥२२०॥

યુદ્ધમાં જય થાય તો લક્ષ્મી મળે અને મરણ થાય, તો અપ્સરા મળે; એવી દશામાં મરણ કે રણની ચિંતા શા માટે કરવી, કારણ કે શરીરો તો ક્ષણભંગુર છે. ૨૨૦

पिता वा यदि वा भ्राता पुत्रो वा यदि वा सुहृत् ।
प्राणच्छेदकरा राज्ञा हन्तव्या भूतिमिच्छता ॥२२१॥

પિતા હોય કે ભાઈ હોય, પુત્ર હોય કે મિત્ર હોય પણ જો રાજાના પ્રાણનો નાશ કરવા તૈયાર થાય તો વૈભવને ચાહનાર રાજાએ તેમનો નાશ કરવો જોઈએ. ૨૨૧

राज्यलोभादहंकारादिच्छतः स्वामिनः पदम् ।
प्रायश्चित्तं तु तस्यैकं जीवोत्सर्गो न चापरम् ॥२२२॥

રાજ્યના લોભથી કે અહંકારથી જો રાજસેવક પોતાના રાજાનું રાજ્ય ઇચ્છતો હોય, તો તેને માટે એક જ પ્રાયશ્ચિત્ત છે કે, તેણે પોતાના પ્રાણનો ત્યાગ કરવો. બીજો કોઈ માર્ગ નથી. ૨૨૨

आत्मनश्च परेषां च यः समीक्ष्य बलाबलम् ।
अन्तरं नैव जानाति स तिरस्क्रियतेऽरिभिः ॥२२३॥

જે રાજા પોતાના અને પારકાના બળનો કે નિર્બળતાનો વિચાર કરીને, તે બંનેના તફાવતને જાણતો નથી, તેનો શત્રુજનોથી તિરસ્કાર થાય છે. ૨૨૩

राजा मत्तः शिशुश्चैव प्रमादी धनगर्वितः ।
अप्राप्यमपि वाञ्छन्ति किं पुनर्लभ्यतेऽपि यत् ॥२२४

રાજા, મદોન્મત્ત માણસ, બાળક, પ્રમાદી જન અને જેને ધનનો ગર્વ છે, એવો માણસ; આ બધા માણસો ન મળે તેવી વસ્તુની પણ ઇચ્છા કરે છે, તો શું ઇચ્છા કરવાથી કાંઈ બધું મળી જાય છે? ૨૨૪

वर्णाकारप्रतिध्वानैर्नेत्रवक्त्रविकारतः ।
अप्यूहन्ति मनो धीरास्तस्माद्रहसि मन्त्रयेत् ॥२२५॥

વર્ણ, આકાર, અવાજનો પડઘો, આંખ કે મુખના વિકાર એ બધા પરથી પણ ધીર જનો બીજાનાં મન પારખી જાય છે, માટે મંત્રણા એકાંતમાં જ કરવી જોઈએ.

आकारैरिङ्गितैर्गत्या चेष्टया भाषणेन च ।
नेत्रवक्त्रविकाराभ्यां ज्ञायतेऽन्तर्गतं मनः ॥२२६॥

આકાર, સંજ્ઞા, ગતિ, ચેષ્ટા, ભાષણ તેમ જ આંખ કે મુખના વિકારોથી, મનની અંદર રહેલા ભાવો જણાઈ જાય છે. ૨૨૬

षट्कर्णो भिद्यते मन्त्रस्तथा प्राप्तश्च वार्तया ।
इत्यात्मना द्वितीयेन मन्त्रः कार्यो महीभृता ॥२२७॥

ગુપ્ત મંત્રણા છ કાન સુધી જાય કે તેને વિષે વાત કરવામાં આવે તોપણ તેનું રહસ્ય ખૂલી જાય છે, એટલે રાજાએ એકલાએ જ મંત્રણા કરવી જોઈએ. ૨૨૭

मन्त्रभेदेऽपि ये दोषा भवन्ति पृथिवीपतेः ।
न शक्यास्ते समाधातुमिति नीतिविदां मतम् ॥२२८॥

ગુપ્ત મંત્રણા ખુલ્લી પડી જાય, તો તેથી રાજાને જે હાનિ કે દોષો લાગે છે, તેનાં સમાધાન શોધી શકાતાં નથી, એમ રાજનીતિ જાણનારા માણસોનું કથન છે. ૨૨૮

न तथोत्थाप्यते ग्रावा प्राणिभिर्दारुणा यथा ।
अल्पोपायान्महासिद्धिरेतन्मन्त्रफलं महत् ॥२२९॥

જેમ મોટી શિલા એક લાકડાથી ઉપાડી શકાય છે, તેટલી સરળતાથી મોટાં પ્રાણીઓ ઉપાડી શકાતાં નથી; તેમ જ નાના ઉપાયથી મહાન કાર્યમાં સિદ્ધિ મળે છે, એ જ મંત્રણાનું મોટું ફળ છે. ૨૨૯

विजेतुं प्रयतेतारीन्न युद्धेन कदाचन ।
अनित्यो विजयो यस्माद् दृश्यते युध्यमानयोः ॥२३०॥

રાજાએ પોતાના વૈરી જનોને યુદ્ધથી જીતવાનો પ્રયત્ન કરવો નહિ; કારણ કે જ્યારે બે રાજાઓ યુદ્ધ કરતા હોય, ત્યારે વિજય કોના પક્ષમાં જશે, તેનો નિશ્ચય થતો નથી. ૨૩૦

साम्ना दानेन भेदेन समस्तैरथवा पृथक् ।
साधितुं प्रयतेतारीन्न युद्धेन कदाचन ॥ २३१ ॥

સામ, દાન, ભેદ એ ઉપાયો ભેગા અજમાવીને કે એક એકનો આશ્રય લઈને પોતાના શત્રુજનને સાધી લેવાનો યત્ન કરવો, પરંતુ યુદ્ધનો ઉપાય લેવો નહિ.

बलिना सह योद्धव्यमिति नास्ति निदर्शनम् ।
तद्युद्धं हस्तिना सार्धं नराणां मृत्युमावहेत् ॥ २३२॥

બળવાન સાથે યુદ્ધ કરવું 'એમ કોઈ શાસ્ત્રનો નિયમ નથી. જો માણસો હાથીની સાથે યુદ્ધ કરવા માંડે, તો તેમાં માણસોનું મરણ જ થાય. ૨૩૨

स मूर्खः कालमप्राप्य योऽपकर्तरि वर्तते ।
कलिर्बलवता सार्धं कीटपक्षोद्गमो यथा ॥२३३॥

જેવી રીતે કીડાઓના પક્ષે ઊભો થયેલો ઝઘડો બળવાન સાથે થાય, તો તે ફોગટ જાય છે, તેવી રીતે જો રાજા પોતાના ઉપર અપકાર કરનારની સાથે વખત જોયા વિના લડાઈ કરે, તો તે રાજા મૂર્ખ ગણાય છે. ૨૩૩

महत्यल्पेऽप्युपायज्ञः सममेव भवेत्क्षमः ।
समुन्मूलयितुं वृक्षांस्तृणानीव नदीरयः ॥ २३४ ॥

જે રાજા ઉપાય જાણતો હોય છે, તે મોટાને કે નાનાને સરખી રીતે જીતવામાં શક્તિમાન થાય છે; કારણ કે નદીનો વેગ એક વખતે વધી જાય છે, પછી તે નાનાં તણખલાંની જેમ મોટાં વૃક્ષોને ઉખેડી નાખવાની તાકાત ધરાવે છે. ૨૩૪

धान्यानां संग्रहो राजन्नुत्तमः सर्वसंग्रहात् ।
निक्षिप्तं हि मुखे रत्नं न कुर्यात्प्राणधारणम् ॥२३५॥

હે રાજા! બીજા બધા પદાર્થોનો સંગ્રહ કરવા કરતાં ધાન્યનો સંગ્રહ કરવો, તે ઉત્તમ છે; કારણ કે જો રત્ન મુખમાં નાખીએ, તો તેથી પ્રાણ ટકવાના નથી. ૨૩૫

यथा प्रभुकृतान्मानाद्युध्यन्ते भुवि मानवाः ।
न तथा बहुभिर्दत्तैर्द्रविणैरपि भूपते ॥ २३६ ॥

હે રાજન્! રાજા જેનું માન વધારે છે, એવા રાજપુરુષો આ પૃથ્વી પર જેટલા ઉત્સાહથી લડે છે, તેટલા ઉત્સાહથી બીજા માણસો નહિ લડે; ભલે ને તેમને ઘણુંય દ્રવ્ય આપો. ૨૩૬

अविद्वानपि भूपालो विद्यावृद्धोपसेवया ।
परां श्रियमवाप्नोति जलासन्नतरुर्यथा ॥ २३७ ॥

જળાશય પાસે રહેલું વૃક્ષ જેમ આપોઆપ વધે છે, તેમ વિદ્વાનો અને વૃદ્ધજનોની સેવા કરવાથી રાજા ઉત્તમ લક્ષ્મીને મેળવે છે. ભલે ને તે રાજા પોતે વિદ્વાન ન હોય! ૨૩૭

पानं स्त्री मृगया द्यूतमर्थदूषणमेव च ।
वाग्दण्डयोश्च पारुष्यं व्यसनानि महीभुजाम् ॥२३८॥

મદિરાપાન, સ્ત્રીસેવન, શિકાર, જુગટું, પૈસાની ઊથલપાથલ, વાણી અને દંડની કઠોરતા; આટલાં રાજાને માટે વ્યસન ગણ્યા છે. ૨૩૮

शिष्टैरप्यविशेषज्ञ उग्रश्च कृतनायकः ।
त्यज्यते किं पुनर्नान्यैर्यश्चाप्यात्मंभरिर्नरः ॥ २३९ ॥

જે રાજા કાંઈ પણ જાણતો ન હોય, ક્રોધી હોય અને જેણે બીજાને નાયક બનાવ્યો હોય; ઉપરાંત પોતાનું પેટ ભરવામાં જ સમજ્યો હોય તેવા રાજાનો તો સારા માણસો પણ ત્યાગ કરે છે; પછી તો સામાન્ય જનોની વાત જ શું કરવી? ૨૩૯

सत्यं शौर्यं दया त्यागो नृपस्यैते महागुणाः ।
एभिर्मुक्तो महीपालः प्राप्नोति खलु वाच्यताम् ॥२४०॥

સત્ય, શૌર્ય, દયા અને ત્યાગ એટલા રાજાના વિશેષ મહાન ગુણો છે. તે ગુણોથી રહિત હોય, તેવો રાજા લોકોમાં નિંદાને પાત્ર બને છે. ૨૪૦

यो येन प्रतिबद्धः स्यात्सह तेनोदयी व्ययी ।
स विश्वस्तो नियोक्तव्यः प्राणेषु च धनेषु च ॥२४१॥

જેનો જેની સાથે પહેલેથી સંબંધ જોડાયેલો હોય; તેની સાથે જ પોતાનો ઉદય કરવો અને વ્યય (લેવડ-દેવડ) કરવો. પ્રાણ વિષે અને ધન વિષે તેની પર વિશ્વાસ રાખીને તેની નિમણૂક કરવી. ૨૪૦

धूर्तः स्त्री वा शिशुर्यस्य मन्त्रिणः स्युर्महीपतेः ।
अनीतिपवनक्षिप्तः कार्याब्धौ स निमज्जति ॥२४२॥

જે રાજાને સ્ત્રી, બાળક કે પ્રધાન ધૂર્ત મળ્યાં હોય, તો તેમનાથી અનીતિરૂપી પવનથી દોરવાઈને, તે રાજા કાર્યરૂપી સાગરમાં ડૂબી જાય છે. ૨૪૨

हर्षक्रोधौ समौ यस्य शास्त्रार्थे प्रत्ययः सदा ।
नित्यं भृत्यानपेक्षा च तस्य स्याद्धनदा धरा ॥२४३॥

જેને હર્ષ અને ક્રોધ બંને સમાન છે, જેને શાસ્ત્રની વાતોમાં વિશ્વાસ છે અને જેના સેવકો લાલચરહિત છે, તે રાજાને માટે પૃથ્વી ધન આપનારી બને છે. ૨૪૩

दाता क्षमी गुणग्राही स्वामी दुःखेन लभ्यते ।
शुचिर्दक्षोऽनुरक्तश्च जाने भृत्योऽपि दुर्लभः ॥२४४॥

દાની, ક્ષમાશીલ અને ગુણગ્રાહી હોય, તેવો સ્વામી ઘણા કષ્ટે મળે છે; તે સાથે સેવક પણ પવિત્ર, કુશળ અને અનુરાગી મળવો દુર્લભ છે. ૨૪૪

आहवेषु च ये शूराः स्वाम्यर्थे त्यक्तजीविताः ।
भर्तृभक्ताः कृतज्ञाश्च ते नराः स्वर्गगामिनः ॥२४५॥

જે સેવકો યુદ્ધને માટે શૂરવીર છે, જે સ્વામીને માટે પોતાના પ્રાણ આપી દેવા તૈયાર થાય છે અને જે સ્વામીના ભક્ત અને કરેલા કર્મને જાણનારા છે, તે માણસો સ્વર્ગગામી થાય છે. ૨૪૫

कृतकृत्यस्य भृत्यस्य कृतं नैव प्रणाशयेत् ।
फलेन मनसा वाचा दृष्टया चैनं प्रहर्षयेत् ॥२४६॥

સારી રીતે કાર્ય કરી જાણતા સેવકજનનાં કાર્યનો નાશ કરવો નહિ; તેમ જ ફળ આપીને મન, વચન અને દૃષ્ટિથી એને ખુશ કરવો જોઈએ. ૨૪૬

कोपप्रसादवस्तूनि ये विचिन्वन्ति सेवकाः ।
आरोहन्ति शनैः पश्चाद्धुन्वन्तमपि पार्थिवम् ॥२४७॥

જે સેવકો રાજાના કોપ અને પ્રસાદની બાબતોને સારી રીતે શોધી કાઢે છે, તે સેવકો ધીરે ધીરે ખિજાયેલા એવા રાજાને પણ વશ કરે છે. ૨૪૭

विद्यावतां महेच्छानां शिल्पविक्रमशालिनाम् ।
सेवावृत्तिविदां चैव नाश्रयः पार्थिवं विना ॥ २४८॥

જેની પાસે વિદ્યા છે, જે મોટી ઇચ્છાવાળા છે, જેની પાસે શિલ્પકળા અને પરાક્રમની કુશળતા છે તેમ જ જે માણસો સેવાવૃત્તિ સારી રીતે કરી જાણે છે, તેવા માણસોને રાજા વિના બીજો આશ્રય નકામો છે.

ये जात्यादिमहागर्वान्नरेन्द्रान्नोपयान्ति च ।
तेषामामरणं भिक्षा प्रायश्चित्तं विनिर्मितम् ॥२४९॥

જે લોકો પોતાનાં જાતિ, વિદ્યા વગેરેના વિશેષ ગર્વને કારણે રાજાઓની પાસે જતા નથી; તેમને માટે તો એક જ પ્રાયશ્ચિત્ત નક્કી કરવામાં આવ્યું છે કે તેમણે મરતાં સુધી ભિક્ષા માગ્યા કરવી. ૨૪૯

ये च प्राहुर्दुरात्मानो दुराराध्या महीभुजः ।
प्रमादालस्यजाड्यानि ख्यापितानि निजानि तैः ॥२५०॥

જે લોકો એમ કહેતા હોય કે, 'રાજાઓ દુષ્ટ અને રાજી થવામાં ખૂબ જ વિલંબ કરતા હોય છે; તે લોકો પોતાના જ પ્રમાદ, આળસ અને જડતાને પ્રસિદ્ધ કરે છે.

सर्पान्व्याघ्रान्गजान्सिंहान्दृष्ट्वोपायैर्वशीकृतान् ।
राजेति कियती मात्रा धीमतामप्रमादिनाम् ॥२५१॥

આ જગતમાં પ્રમાદ વિનાના બુદ્ધિશાળી પુરુષોએ સાપ, વાઘ, હાથી, સિંહ વગેરેને પણ વિવિધ ઉપાયોથી વશ કરેલા છે, તો પછી રાજાને વશ કરવો, એમાં શી વિસાત છે? ૨૫૧

राजानमेव संश्रित्य विद्वान्याति परां गतिम् ।
विना मलयमन्यत्र चन्दनं न प्ररोहति ॥२५२॥

રાજાનો આશ્રય લઈને જ વિદ્વાન માણસ પરમ ગતિ મેળવે છે. મલય પર્વતને છોડીને ચંદન બીજે ઊગતું નથી. ૨૫૨

धवलान्यातपत्राणि वाजिनश्च मनोरमाः ।
सदा मत्ताश्च नागेन्द्राः प्रसन्ने सति भूपतौ ॥२५३॥

જો રાજા પોતે રાજી થાય, તો પછી ધોળાં છત્ર, સુંદર ઘોડા અને મદોન્મત્ત હાથી રોજ મળે. ૨૫૩

सुवर्णपुष्पां पृथिवीं चिन्वन्ति पुरुषास्त्रयः ।
शूरश्च कृतविद्यश्च यश्च जानाति सेवितुम् ॥२५४॥

શૂરવીર, અનુભવી વિદ્વાન અને સેવાનો જાણકાર, એ ત્રણ પુરુષો સોનાનાં ફૂલવાળી ભૂમિ શોધી કાઢે છે.

सा सेवा या प्रभुहिता ग्राह्या वाक्यविशेषतः ।
आश्रयेत्पार्थिवं विद्वांस्तद्द्वारेणैव नान्यथा ॥२५५॥

જેમા રાજાનું ભલું થતું હોય, તેનું જ નામ સેવા અને તે સેવાનો સ્વીકાર સેવકે આદરપૂર્વકનાં વાક્યોથી કરવો જોઈએ. ડાહ્યો માણસ રાજાનો એ રીતે જ આશ્રય લે છે, બીજો માર્ગ તેમની પાસે નથી. ૨૫૫

यो न वेत्ति गुणान्यस्य न तं सेवेत पण्डितः ॥
नहि तस्मात्फलं तस्य सुकृष्टादूपरादिव ॥२५६॥

જે સેવકના ગુણોને જાણતો ન હોય, તેની સેવા ડાહ્યો માણસ કરે નહિ; કારણ કે ઉખર (ખારાપાટવાળી) ભૂમિને ગમે તેટલી ખેડવામા આવે, તોપણ તેમાં ફળ પાકતાં નથી. ૨૫૬

द्रव्यप्रकृतिहीनोऽपि सेव्यः सेव्यगुणान्वितः ।
भवत्याजीवनं तस्मात्फलं कालान्तरादपि ॥ २५७ ॥

રાજા એક વખત દ્રવ્ય કે સ્વાભાવથી રહિત થયો હોય, તોપણ તેના ગુણો સેવવા જેવા હોય, તો સેવકે તેની સેવા જરૂર કરવી; કારણ કે કાળે કરીને તે સેવાથી જે ફળ મળે છે, તે જીવન સુધી ફળ આપનાર થાય છે.

अपि स्थाणुवदासीनः शुष्यन्परिगतः क्षुधा ।
न त्वेवानात्मसंपन्नाद्वृत्तिमीहेत पण्डितः ॥२५८॥

ડાહ્યો માણસ ઝાડના ઠૂંઠાની જેમ બેસી રહે કે પછી ભૂખને કારણે પૂરી રીતે સુકાઈ જાય; પરંતુ જેથી પોતાના આત્માની સંપત્તિ હરાય, એવો કામધંધો તે નહિ કરે. ૨૫૮

सेवकः स्वामिनं द्वेष्टि कृपणं परुषाक्षरम् ।
आत्मानं किं स न द्वेष्टि सेव्यासेव्यं न वेत्ति यः ॥२५९॥

સેવક કંજૂસ અને કઠોર ભાષણ કરનાર સ્વામીનો દ્વેષ કરે છે; પરંતુ જે સેવક કોની સેવા કરવી અને કોની સેવા ન કરવી, એ બાબત જાણતો નથી; તે શું પોતાનો જ દ્વેષ કરતો નથી? ૨૫૯

यमाश्रित्य न विश्रामं क्षुधार्ता यान्ति सेवकाः ।
सोऽर्कवन्नृपतिस्त्याज्यः सदा पुष्पफलोऽपि सन् ॥२६०

જે રાજાનો આશ્રય કરીને રાજસેવકો આરામ સેવતા નથી અને ભૂખથી પીડાય છે, તે રાજાનો આકડાની જેમ ત્યાગ કરવો; કારણ કે આકડાને ફળ અને ફૂલ બંને હોય છે, છતા તે કશા કામમાં આવતાં નથી.

जीवेति प्रब्रुवन्प्रोक्तः कृत्यं कृत्यविचक्षणः ।
करोति निर्विकल्पं यः स भवेद्राजवल्लभः ॥२६१॥

'આપ લાંબું જીવો' એમ રાજાને શુભાશિષ આપનાર તથા જે આજ્ઞા આપે, તે પ્રમાણેના કાર્યને સારી રીતે જાણીને, શંકારહિત થઈને તે કાર્ય પૂરું કરે છે, તે પુરુષ રાજાને પ્રિય બને છે. ૨૬૧

प्रभुप्रसादजं वित्तं सुपात्रे यो नियोजयेत् ।
वस्त्राद्यं विद्धात्यङ्गे स भवेद्राजवल्लभः ॥ २६२ ॥

જે પુરુષ રાજાની કૃપાથી મળેલ ધન સારા પાત્રમાં વાપરે છે તેમ જ જે ભેટ આવેલ વસ્ત્ર, અલંકાર વગેરે પોતાના શરીર પર ધારણ કરે છે, તે રાજાને પ્રિય બને છે. ૨૬૨

अन्तःपुरचरैः सार्धं यो मन्त्रं न समाचरेत् ।
न कलत्रैर्नरेन्द्रस्य स भवेद्राजवल्लभः ॥ २६३ ॥

જે પુરુષ અંતઃપુરનાં માણસો સાથે તેમ જ રાજાની સ્ત્રીઓ સાથે ગુપ્ત વાત કરતો નથી, તે રાજાને પ્રિય બને છે. ૨૬૩

संमतोऽहं प्रभोर्नित्यमिति मत्वा व्यतिक्रमेत् ।
कृच्छ्रेष्वपि न मर्यादां स भवेद्राजवल्लभः ॥२६४॥

હું રાજાનો અત્યંત માનીતો છું, એમ જાણીને પણ આપત્તિ જેવા કાળમાંય જે પોતાની મર્યાદાને ઓળંગતો નથી, તે રાજાને પ્રિય બને છે. ૨૬૪

द्वेषिद्वेषपरो नित्यमिष्टानामिष्टकर्मकृत् ।
यो नरो नरनाथस्य स भवेद्राजवल्लभः ॥२६५॥

રાજાના દ્વેષી જન પર જે દ્વેષ રાખે છે અને ઇષ્ટ જન પર ઇષ્ટ-ભલાની લાગણી રાખે છે, તે રાજાને પ્રિય બને છે. ૨૬૫

द्यूतं यो यमदूताभं हालां हालाहलोपमाम् ।
पश्येद्दारान्वृथाकारान्स भवेद्राजवल्लभः ॥ २६६ ॥

જૂગટાને જે યમના દૂતની જેમ સમજે છે અને મદિરાને હલાહલ વિષ સમજે છે તેમ જ રાજસ્ત્રીઓને મિથ્યા આકારવાળી જાણે છે, તે રાજાને પ્રિય બને છે.

युद्धकालेऽग्रगो यः स्यात्सदा पृष्ठानुगः पुरे ।
प्रभोर्द्वाराश्रितो हर्म्ये स भवेद्राजवल्लभः ॥ २६७ ॥

યુદ્ધની ભૂમિ પર જે આગળ જઈને ઊભો રહે છે, રાજનગરીમાં પ્રવેશ કરતાં જે રાજાની પાછળ રહે છે તેમ જ રાજમહેલમા રાજાના મહેલના દરવાજા પાસે ઊભો રહે છે, તે રાજાને પ્રિય બને છે. ૨૬૭

दुराराध्या हि राजानः पर्वता इव सर्वदा ।
व्यालाकीर्णाः सुविषमाः कठिना दुःखसेविताः ॥२६८

જેમ પર્વતો જંગલી પ્રાણીઓથી ઘેરાયેલા, ચઢવામા અટપટા અને કઠણ અને દુઃખે કરીને ચઢાય એવા કષ્ટસાધ્ય હોય છે, તેમ રાજાએ પણ દુષ્ટ પ્રાણીઓથી વીંટળાયેલ, પાસે જવામા અટપટા, કઠણ અને દુઃખે કરીને સેવાય એવા હોવાથી દુરારાધ્ય બને છે. ૨૬૮

दुरारोहं पदं राज्ञां सर्वलोकनमस्कृतम् ।
स्वल्पेनाप्यपचारेण ब्राह्मण्यमिव दुष्यति ॥२६९॥

રાજાઓનું પદ સર્વ જનોથી પહોંચાય તેવું સહેલું નથી, છતાં પણ સર્વ લોકો તેને નમસ્કાર કરતા હોય છે. જેમ સાચું બ્રાહ્મણપણું હોય, તે જરાક અપચારથી દૂષિત થાય છે, તેમ રાજા પણ જરાક કુસેવાથી દૂષિત બને છે. ૨૬૯

दुराराध्याः श्रियो राज्ञां दुरापा दुष्परिग्रहाः ।
तिष्ठन्त्याप इवाधारे चिरमात्मनि संस्थिताः ॥२७०॥

રાજાઓની લક્ષ્મીઓ તો સેવવામાં કઠણ, મેળવવામાં અઘરી અને સંગ્રહ કરવામાંય કઠણ હોય છે; તોપણ જેમ ચંચળ જળ મોટા ધરામાં સ્થિર રહે છે, તેમ

રાજા પોતાની અંદર ગંભીરતાથી તે લક્ષ્મીઓ સાચવી રાખે છે. ૨૭૦

अनभिज्ञो गुणानां यो न भृत्यैरनुगम्यते ।
धनाढ्योऽपि कुलीनोऽपि क्रमयातोऽपि भूपतिः ॥२७१॥

રાજા ધનિક હોય, કુલીન હોય અને વંશપરંપરાગતથી વાહનનો સ્વામી હોય, તોપણ જો તે રાજા સેવકોના ગુણોને જાણતો ન હોય, તો રાજસેવકો તેને અનુસરતા નથી. ૨૭૧

सव्यदक्षिणयोर्यत्र विशेषो नोपलभ्यते ।
कस्तत्र क्षणमप्यार्यो विद्यमानगतिर्वसेत् ॥२७२॥

જે રાજાની પાસે ડાબા કે જમણાની વિશેષતા જોવામા નથી આવતી ત્યાં જેની પ્રગતિ સારી છે એવો કયો શ્રેષ્ઠ માણસ એક પણ ક્ષણ રહે? ૨૭૨

काचे मणिर्मणौ काचो येषां बुद्धिः प्रवर्तते ।
न तेषां संनिधौ भृत्यो नाममात्रोऽपि तिष्ठति ॥२७३॥

જે રાજા કાચમાં મણિ અને મણિમાં કાચ જેવી ઊલટી બુદ્ધિ ધરાવતો હોય, તેની પાસે રાજસેવક નામ ખાતર પણ વસતો નથી. ૨૭૩

यस्मिन्कृत्यं समावेश्य निर्विशङ्केन चेतसा ।
आस्यते सेवकः स स्यात्कलत्रमिव चापरम् ॥२७४॥

જેને વિષે કરવાના કાર્યની જવાબદારી સોંપીને રાજા પોતે શંકારહિત ચિત્તવાળો બનીને સૂઈ જાય છે. તે રાજસેવક તો જાણે કે રાજાની બીજી વિશ્વાસુ સ્ત્રી હોય તેવો પ્રિય લાગે છે. ૨૭૪

यः कृत्वा सुकृतं राज्ञो दुष्करं हितमुत्तमम् ।
लज्जया वक्ति नो किंचित्तेन राजा सहायवान् ॥२७५॥

બીજાથી ન બને તેવું રાજાનું સારું અને હિતમય કાર્ય કરીને જે રાજસેવક શરમને લીધે કાંઈ પણ બોલતો ન હોય તેને રાજા સહાય કરે છે. ૨૭૫

कुतः सेवाविहीनानां चामरोद्धूतसंपदः ।
उद्दण्डधवलच्छत्रवाजिवारणवाहिनी ॥२७६॥

જે રાજસેવકો રાજાની સેવા કરતા નથી, તે માણસોને ચામરથી ઊડતી સંપત્તિ તેમ જ ઊંચા દંડવાળું ધવલ છત્ર, ઘોડા, હાથીઓ અને સેનાઓ વગેરે ક્યાંથી મળે?

अपि स्वल्पमसत्यं यः पुरो वदति भूभुजाम् ।
देवानां च विनश्येत स द्रुतं सुमहानपि ॥२७७॥

જે માણસ રાજાની પાસે કે દેવોની પાસે થોડુંક પણ અસત્ય બોલે છે, તો તે માણસ ગમે તેવો મોટો હોય, તોપણ તેનો તરત નાશ થાય છે. ૨૭૭

अकुलीनोऽपि मूर्खोऽपि भूपालं योऽत्र सेवते ।
अपि संमानहीनोऽपि स सर्वत्रापि पूज्यते ॥२७८॥

જે રાજપુરુષ રાજાની સેવા કરે છે, તે માણસ કુલ વિનાનો હોય, મૂર્ખ હોય કે સન્માન વિનાનો હોય, તોપણ તે સર્વત્ર પૂજાય છે. ૨૭૮

अपि कापुरुषो भीरुः स्याच्चेन्नृपतिसेवकः ।
तद्नोति फलं लोकात्तस्यांशमपि नो गुणी ॥२७९॥

માણસ ગમે તેવો બીકણ હોય, પણ જો તે રાજાનો સેવક બની ગયો, તો તેને લોકો તરફથી જે ફળ મળે છે, તેનો અંશ પણ ગુણીજનને મળતો નથી. ૨૭૯

यत्सकाशान्न लाभः स्यात्केवलाः स्युर्विपत्तयः ।
स स्वामी दूरतस्त्याज्यो विशेषादनुजीविभिः ॥२८०॥

જો રાજા પાસેથી કોઈ લાભ ન મળતો હોય અને એકલી વિપત્તિઓ જ આવ્યા કરતી હોય, તો રાજસેવકો જેની ઉપર જીવી રહ્યા હોય, તેવા રાજાનો પણ દૂરથી ત્યાગ કરે છે. ૨૮૦

फलहीनं नृपं भृत्याः कुलीनमपि चोन्नतम् ।
संत्यज्यान्यत्र गच्छन्ति शुष्कं वृक्षमिवाण्डजाः ॥२८१॥

રાજા કુલીન હોય કે ઘણો મોટો હોય, તોપણ જો તે કંઈ ફળ આપતો ન હોય, તો જેમ સુકાયેલ વૃક્ષને ત્યજીને પક્ષીઓ બીજે ઊડી જાય છે, તેમ રાજસેવકો તે રાજાને છોડીને બીજે ચાલ્યા જાય છે. ૨૮૧

भूपः कूप इवाभाति नमज्जनसुखावहः ।
ददाति गुणसंबन्धाद्यथापात्रानुरूपतः ॥२८२॥

રાજા તો કૂવા જેવો છે. કૂવો ડૂબકી મારીને નાહવાના કામમા આવતો નથી (न-मज्जन), પણ રાજા તો નમનારા જનોને (नमज्जन) સુખ આપનાર બને છે. કૂવો દોરડા (ગુણ)ના સંબંધથી પાત્ર પ્રમાણે જળ પામે છે. તે રીતે રાજા ગુણના સંબંધથી પાત્રની યોગ્યતા જોઈને યોગ્ય ફળ આપે છે. ૨૮૨

अपि संमानसंयुक्ताः कुलीना भक्तितत्पराः ।
वृत्तिभङ्गान्महीपालं त्यक्त्वा यान्ति सुसेवकाः ॥२८३॥

રાજસેવકોને સમ્માનથી રાખ્યા હોય. પોતે કુલીન અને ભક્તિસેવામાં પરાયણ હોય, પણ જો તેમની વૃત્તિમાં ભંગ પડે, તો સારા સેવકો પણ રાજાને છોડીને જતા રહે છે. ૨૮૩

कालातिक्रमणं वृत्तेर्यो न कुर्वीत भूपतिः ।
कदाचित्तं न मुञ्चन्ति भर्त्सिता अपि सेवकाः ॥२८४॥

જે રાજા સેવકોને ભરણપોષણ આપવાના કામમાં જરા પણ સમયની ઢીલ કરતો નથી, તે સેવકોનો તિરસ્કાર કરવામાં આવે તોપણ રાજાને છોડીને તે ચાલ્યા જતા નથી. ૨૮૪

देशानामुपरि क्ष्मापा आतुराणा चिकित्सका ।
वणिजो ग्राहकाणा च मूर्खाणामपि पण्डिता ॥२८५

દેશના ઉપરી રાજાઓ છે, રોગીઓના ઉપરી વૈદ્યો છે, ઘરાકોના ઉપરી વેપારીઓ છે અને મૂર્ખાઓના ઉપરી પડિતો છે ૨૮૫

प्रमादिना तथा चौरा भिक्षुका गृहमेधिनाम् ।
गणिका कामुकाना च सर्वलोकस्य शिल्पिन ॥२८६

પ્રમાદી જનોના ઉપરી ચોર લોકો છે, ગૃહસ્થ જનોના ઉપરી ભિખારીઓ છે, કામીજનોના ઉપરી ગણિકા-વેશ્યાઓ છે તેમ જ સર્વ લોકોના ઉપરી શિલ્પી કારીગરો છે ૨૮૬

सामादिसज्जितै पाशै प्रतीक्षन्ते दिवानिशम् ।
भुञ्जते च यथाशक्ति जलजाञ्जलजा यथा ॥ २८७॥

જેમ જલના માછલા જલમાથી જ ધીરે ધીરે પોતાનો ખોરાક મેળવે છે, તેમ જે રાજા રાતદિવસ સામ વગેરે ઉપાયોરૂપી પાશોથી શત્રુઓને જકડી લે, તે પોતાની શક્તિ પ્રમાણે તે શત્રુઓની સપત્તિ ભોગવે છે ૨૮૭

शनै शनैश्च यो राज्यमुपभुङ्क्ते यथाबलम् ।
रसायनमिव प्राज्ञ स पुष्टि परमा व्रजेत् ॥२८८॥

જેમ રોગીજન ધીરે ધીરે રસાયણ-ઓષધ સેવે તો તેને પુષ્ટિ મળે છે, તેમ જે ડાહ્યો રાજા પોતાની શક્તિ પ્રમાણે ધીરે ધીરે રાજ્યને ભોગવે છે, તે પુષ્ટિ મેળવે છે ૨૮૮

विधिना मन्त्रयुक्तेन रूक्षापि मथितापि च ।
प्रयच्छति फल भूमिररणीव हुताशनम् ॥ २८९ ॥

જેમ સૂકા હોવા છતા અરણિના બે લાકડાને વિધિથી મત્રનો યોગ કરીને મથવા(ઘસવા)મા આવે તો તે અગ્નિ આપે છે, તેમ રાજા પણ જો રાજભૂમિ રસ વિનાની હોય, તોપણ વિધિથી અને મત્રણાથી ખેડવા-કેળવવામા આવે, તો તે સારુ ફળ આપે છે

प्रजाना पालन शस्य स्वर्गकोशस्य वर्धनम् ।
पीडन धर्मनाशाय पापायायशसे स्थितम् ॥२९०॥

રાજા પ્રજાના પાલન કરે, તો તેથી તે પ્રશસાપાત્ર બને છે અને પોતાને માટે સ્વર્ગ અને કોશનો વધારો કરે છે પણ જો રાજા પ્રજાને પીડે, તો તેથી ધર્મનો નાશ થાય છે, પાપ લાગે છે અને અપયશ વધે છે ૨૯૦

गोपालेन प्रजाधेनोर्वित्तदुग्ध शनै शनै ।
पालनात्पोषणाद्ग्राह्य न्याय्या वृत्ति समाचरेत् ॥२९१॥

જેમ ગોવાળ પાલનપોષણ કરીને પછી ગાયને ધીરે ધીરે દોહે છે, તેમ રાજા પણ ગોવાળ છે તે પ્રજારૂપી ગાયના પાલનપોષણ કરીને ન્યાયની વૃત્તિ રાખીને પ્રજા પાસેથી ધન મેળવે છે ૨૯૧

फलार्थी नृपतिर्लोकान्पालयेद्यत्नमास्थित ।
दानमानादितोयेन मालाकारोऽङ्कुरानिव ॥ २९२ ॥

જેમ માળી ફળની ઇચ્છાથી નાના અકુરને પાણી પાઈને અને પાળીપાષીને મોટા કરે છે તેમ ફળની ઇચ્છા રાખનાર રાજા યત્ન કરીને પણ પ્રજાજનોના, ધન-માન વગેરે આપીને પાલનપોષણ કરે ૨૯૨

नृपदीपो धनस्नेह प्रजाभ्य सहरन्नपि ।
अन्तरस्थैर्गुणै शुभ्रैर्लक्ष्यते नैव केनचित् ॥२९३॥

રાજારૂપી દીપક પ્રજાજનો પાસેથી ધનરૂપી સ્નેહ (તેલ)ને ધીરે ધીરે ગ્રહણ કરે તોપણ પોતાની અદર રહેલા શુદ્ધ સ્વચ્છ ગુણો હોય તો તે બાબત કોઈ જાણતી નથી ૨૯૩

यथा गौर्दुह्यते काले पाल्यते च तथा प्रजा ।
सिच्यते चीयते चैव लता पुष्पफलप्रदा ॥ २९४ ॥

જેમ ગાયના સારી રીતે પાલન કરે, તોપણ તે સમયે જ દૂધ આપે છે અને જેમ વેલને સારી રીતે સિચન કરવામા આવે, તોપણ તે ઋતુ પ્રમાણે જ ફૂલ અને ફળ આપે છે તેમ જ રાજા પ્રજાના સારી રીતે પાલન કરે તોપણ તે સમયે જ ધન આપે છે ૨૯૪

लोकानुग्रहकर्तार प्रवर्धन्ते नरेश्वरा ।
लोकाना सक्षयाच्चैव क्षय यान्ति न सशय ॥२९५॥

જે રાજાઓ લોક પર કૃપા કરનાર હોય છે, તે રાજાઓ વૃદ્ધિ પામે છે અને જે લોકોનો નાશ કરે છે, તે પાત નાશ પામે છે તેમા શકા નથી ૨૯૫

उत्तिष्ठमानस्तु परो नोपेक्ष्य पथ्यमिच्छता ।
समौ हि शिष्टैराम्नातौ वर्त्स्यन्तावामय स च ॥२९६॥

જે પોતાના માર્ગ(પથ્ય)નુ ભલ ઇચ્છતો હોય, તે રાજાએ શત્રુ બેઠો થતો હોય, તો તેને માટે બેદરકાર રહેવુ જોઈએ નહિ કારણ કે શિષ્ટજનોએ શત્રુ અને રોગ એ બનેને સરખા ગણ્યા છે અને તે સાથે રહેતા હોય છે ૨૯૬

मृताना स्वामिन कार्ये भृत्यानामनुवर्तिनाम् ।
भवेत्स्वर्गेऽक्षयो वास कीर्तिश्च धरणीतले ॥२९७॥

જે રાજસેવકો રાજાને અનુસરનારા હોય છે અને રાજાને માટે પ્રાણ પણ આપનારા હોય છે, તે લોકોને આ સસારમા સારો યશ મળે છે અને મરણ પછી તેનો સ્વર્ગમા વાસ થાય છે ૨૯૭

न यज्वानोऽपि गच्छन्ति ता गर्ति नैव योगिन ।
या यान्ति प्रोज्झितप्राणा स्वाम्यर्थे सेवकोत्तमा ॥२९८

જે ઉત્તમ રાજસેવકો પોતાના સ્વામીને માટે પ્રાણ આપી દેતા હોય છે, તેમને જે ગતિ મળે છે, તેવી ગતિ યજ્ઞ કરનારા બ્રાહ્મણો અને યોગીજનો પણ મેળવતા નથી. ૨૯૮

चाटुतस्करदुर्वृत्तैस्तथा साहसिकादिभिः ।
पीड्यमानाः प्रजा रक्ष्याः कूटच्छद्मादिभिस्तथा ॥ २९९

મીઠું બોલનારા, ચોર, દુરાચારી, સાહસિક વગેરે લોકો તેમ જ કૂડકપટ વગેરેથી રાજાએ પ્રજાજનોનાં રક્ષણ કરવા જોઈએ. ૨૯૯

प्रजानां धर्मषड्भागो राज्ञो भवति रक्षितुः ।
अधर्मादपि षड्भागो जायते यो न रक्षति ॥३००॥

પ્રજાનું રક્ષણ કરનારા રાજાને જેમ પ્રજાજનોના ધર્મનો છઠ્ઠો ભાગ મળે છે, તેમ જે રાજા પ્રજાનું રક્ષણ ન કરે, તેને પ્રજાજનોના અધર્મનો છઠ્ઠો ભાગ મળે છે.

राजा बन्धुरबन्धूनां राजा चक्षुरचक्षुषाम् ।
राजा पिता च माता च सर्वेषां न्यायवर्तिनाम् ॥३०१

જેને કુટુંબીજનો નથી, તેનો રાજા કુટુંબીજન છે, જેને આંખ નથી, તેને માટે રાજા આંખ છે તેમ જ ન્યાય પ્રમાણે અનુસરનાર સર્વ પ્રજાજનોનાં રાજા માતા અને પિતા છે. ૩૦૧

गुणालयोऽप्यसन्मन्त्री नृपतिर्नाधिगम्यते ।
प्रसन्नस्वादुसलिलो दुष्टग्राहो यथा ह्रदः ॥ ३०२॥

મંત્રી ગુણવાન હોય, તોપણ જો દુષ્ટ હોય, તો રાજાને તે ગમતો નથી. મોટો ધરો સ્વચ્છ મીઠા જળથી ભરેલો હોય પણ તેમા દુષ્ટ મગર હોય, તો તે નકામો છે.

चित्रास्वादकथैर्भृत्यै रनायासितकार्मुकैः ।
ये रमन्ते नृपास्तेषां रमन्ते रिपवः श्रिया ॥३०३॥

જે રાજાના સેવકો ચિત્રવિચિત્ર કથાઓમાં રસ લેતા હોય અને કદી પણ ધનુષ્ય નમાવતા ન હોય, તે સેવકોની સાથે જો રાજા આનંદમંગલ કરતો હોય તો તેના શત્રુઓ તે રાજાની લક્ષ્મી સાથે રમતા હોય છે.

यः समानं समाधत्ते भृत्यानां क्षितिपोऽधिकम् ।
वित्ताभावेऽपि तं दृष्ट्वा ते त्यजन्ति न कर्हिचित् ॥३०४

રાજા જો પોતાના સેવકોનાં માન સારી રીતે વધારે છે, તો તે સંમાનને જોઈ, રાજા પાસે પૈસા ન હોય, તોપણ તે સેવકો તેને ત્યજી જતા નથી. ૩૦૪

विश्वासः संपदां मूलं तेन यूथपतिर्गजः ।
सिंहो मृगाधिपत्येऽपि न मृगैरुपयुज्यते ॥ ३०५॥

સર્વ સંપત્તિઓના મૂળમાં વિશ્વાસ કારણ છે એટલે જ હાથીને યૂથપતિ (ટોળાનો સ્વામી) બનાવે છે; પરંતુ સિંહ સર્વ મૃગોનો અધિપતિ હોવા છતાં મૃગલાં તેની સહાય લેવા જતાં નથી. ૩૦૫

कारुण्यं संविभागश्च यस्य भृत्येषु सर्वदा ।
संभवेत्स महीपालस्त्रैलोक्यस्यापि रक्षणे ॥३०६॥

જે રાજા પોતાના સેવકો પર દયા રાખે અને જે કાંઈ મળે તેમાંથી યોગ્ય ભાગ આપે તે રાજા ત્રણેય લોકનાં રક્ષણ કરી શકે છે. ૩૦૬

अपृष्टस्तु नरः किंचिद्यो ब्रूते राजसंसदि ।
न केवलमसंमानं लभते च विडम्बनम् ॥३०७॥

જે મનુષ્ય પૂછ્યા વિના રાજાની સભામાં કાંઈ પણ બોલે છે; તેનાં કેવળ અપમાન જ નથી થતાં, પરંતુ તેની વિડંબના (મશ્કરી) થાય છે. ૩૦૭

अजन्मा पुरुषस्तावद्गतासुस्तृणमेव वा ।
यावन्नेषुभिरादत्ते विलुप्तमरिभिर्यशः ॥ ३०८॥

શત્રુઓએ હરી લીધેલા યશને જ્યાં સુધી રાજપુરુષ પાછો આવતો નથી, ત્યાં સુધી તે જન્મ્યો છતાં જન્મ વિનાનો છે, પ્રાણ છતાં પ્રાણ વિનાનો છે અને તેની ગણના તણખલા સાથે થાય છે. ૩૦૮

विपाकदारुणो राज्ञां रिपुरल्पोऽप्यरुंतुदः ।
उद्वेजयति सूक्ष्मोऽपि चरणं कण्टकाङ्कुरः ॥ ३०९॥

કાંટાની એક ઝીણી શળ હોય, તોપણ તે પગને પીડા આપે છે; તે રીતે વૈરી જન નાનો હોય પણ દારુણ પરિણામવાળો અને મર્મને ભેદનાર હોય, તો તે રાજાઓને ઉદ્વેગ પમાડે છે. ૩૦૯

निर्विषोऽपि यथा सर्पः फटाटोपैर्भयंकरः ।
तथाडम्बरवान्राजा न परः परिभूयते ॥ ३१०॥

ભલે ઝેર હોય નહિ, પરંતુ સાપ જો ફટાટોપ કરે, તો તે ભયંકર લાગે છે, તેમ રાજા બધી પ્રકારના ઠાઠમાઠવાળો હોય, તો તે શત્રુઓથી પરાભવ પામતો નથી.

भूमिर्मित्रं हिरण्यं वा विग्रहस्य फलत्रयम् ।
नास्त्येकमपि यद्येषां न तत्कुर्यात्कथंचन ॥ ३११॥

યુદ્ધના પરિણામે ત્રણ ફળ મળતાં હોય છે: ભૂમિ, મિત્ર અને સોનું. જેની સાથે યુદ્ધ કરવાથી તેમાંનું એક પણ ફળ મળે નહિ, તો તે યુદ્ધ કરવું નહિ. ૩૧૧

सामैव हि प्रयोक्तव्यमादौ कार्यं विजानता ।
सामसिद्धानि कार्याणि विक्रियां याति न क्वचित् ॥३१२

જે રાજા પોતાના રાજ્યકાર્યને સારી રીતે જાણતો હોય, તે રાજાએ સૌથી પહેલા ઉપાય તરીકે સામનો જ ઉપયોગ કરવો; કારણ કે જે કાર્યો સામથી સિદ્ધ થતાં હોય છે, તેમાં કોઈ જાતનો વિકાર થતો નથી.

शपथैः संधितस्यापि न विश्वासं व्रजेद्रिपोः ।
राज्यलोभोद्यतो विप्रं शक्रेण शपथैर्हतः ॥३१३॥

ગમે તેટલા સોગનથી બંધાયો હોય તોપણ રાજાએ શત્રુનો વિશ્વાસ કરવો નહિ બ્રાહ્મણ-પુરોહિત રાજ્યનો લોભ કરવા ગયો, તો ઇંદ્રે સોગન લીધા હતા તોપણ તેને મારી નાખ્યો ૩૧૩

उपकारगृहीतेन शत्रुणा शत्रुमुद्धरेत् ।
पादलग्नं करस्थेन कण्टकेनैव कण्टकम् ॥ ३१४ ॥

પગમાં કાંટો લાગ્યો હોય તો હાથમાં રહેલા બીજા કાંટાથી તે કાંટો દૂર થાય છે, તે રીતે એક શત્રુને ઉપકારની નીચે રાખી બીજા શત્રુનો ઉદ્ધાર કરવો ૩૧૪

नोपेक्षितव्यो विद्वद्भिः शत्रुरल्पोऽप्यवज्ञया ।
वह्निरल्पोऽपि संवृद्धः कुरुते भस्मसाद्वनम् ॥ ३१५ ॥

અગ્નિ નાનો હોય તોપણ તે વધી જાય ત્યારે આખા વનને બાળી ભસ્મીભૂત કરે છે, એ રીતે શત્રુ નાનો હોય તોપણ તુચ્છકારથી તેને માટે વિદ્વાનોએ બેદરકાર રહેવું નહિ ૩૧૫

कौर्मं संकोचमास्थाय प्रहारानपि मर्षयेत् ।
प्राप्ते काले च मतिमानुत्तिष्ठेत्कृष्णसर्पवत् ॥ ३१६ ॥

નબળો સમય હોય ત્યારે કાચબાની જેમ સંકોચ કરીને શત્રુના પ્રહારો પણ સહન કરવા જ્યારે સારો સમય આવી પહોંચે ત્યારે કૃષ્ણ સર્પની જેમ બુદ્ધિશાળી જને તૈયાર થઈ જવું ૩૧૬

स्वाम्यमात्यश्च राष्ट्रं च कोशो दुर्गं बलं सुहृत् ।
एतावदुच्यते राज्यं सत्त्वबुद्धिव्यपाश्रयम् ॥ ३१७ ॥

રાજા, પ્રધાન રાષ્ટ્ર કોશ કિલ્લા સેના મિત્ર એટલાથી જે બનેલ હોય તે રાજ્યને સત્ત્વ અને બુદ્ધિના આશ્રયે મેળવેલ રાજ્ય કહે છે ૩૧૭

संधिविग्रहयानानि संस्थितिः संश्रयस्तथा ।
द्वैधीभावश्च भूपानां षड्गुणाः परिकीर्तिताः ॥३१८॥

સંધિ-સલાહ વિગ્રહ યુદ્ધ, યાન-લડાઈ માટે પ્રયાણ સંસ્થિતિ-સારી રીતે રહેવું, સંશ્રય-સારો આશ્રય અને દ્વૈધીભાવ-શત્રુઓમાં વિખવાદ કરવો આ છ ગુણો રાજાના ગણાય છે ૩૧૮

उत्साहस्य प्रभोर्मन्त्रस्य वै शक्तित्रयं मतम् ।
आत्मनः सुहृदश्चैव तन्मित्रस्योदयास्त्रयः ॥३१९॥

ઉત્સાહની શક્તિ, પ્રભુની શક્તિ અને મંત્રની શક્તિ એ ત્રણ રાજાની શક્તિઓ છે તેમ જ આત્માનો ઉદય, મિત્રનો ઉદય અને મિત્રના મિત્રનો ઉદય એ ત્રણ રાજાના ઉદય ગણાય છે ૩૧૯

सामदाने भेददण्डावित्युपायचतुष्टयम् ।
हस्त्यश्वरथपादातं सेनाङ्गं स्याच्चतुष्टयम् ॥ ३२० ॥

સામ દાન ભેદ અને દંડ એ ચાર રાજાના ઉપાયો ગણાય છે તેમ જ હાથી, ઘોડા, રથ અને પાયદળ એ ચાર રાજાની સેનાના અંગો ગણાય છે ૩૨૦

क्षत्रियस्योरसि क्षात्रं पृष्ठे ब्रह्म व्यवस्थितम् ।
तेन पृष्ठं न दातव्यं प्रष्ठदो ब्रह्महा भवेत् ॥३२१॥

ક્ષત્રિયની છાતી પર ક્ષાત્રબળ છે અને પીઠમાં બ્રહ્મબળ છે માટે ક્ષત્રિયે પીઠ બતાવવી નહિ, કારણ કે પીઠ બતાવવાથી બ્રહ્મહત્યા લાગે છે ૩૨૧

रक्षाधिकारादीशत्वाद्भूतानुग्रहकारणात् ।
यदेव कुरुते राजा तत्प्रमाणमिति स्थितिः ॥३२२॥

રક્ષણ કરવાથી સત્તા રાખવાથી અને ભૂત જનો પર કૃપા કરવાથી રાજા જે કાંઈ પણ કરે, તે પ્રમાણ એમ મનાય છે અને તો જ રાજ્યની સ્થિતિ રહે ૩૨૨

राजा नाम चरत्येष भूमौ साक्षात्सहस्रदृक् ।
न तस्याज्ञामतिक्रम्य सतिष्ठेरन्निमाः प्रजाः ॥३२३॥

આ પૃથ્વી પર જે રાજા ફરી રહ્યો છે, તે સાક્ષાત્ હજાર આંખોવાળો ઇંદ્ર છે એટલે તેની આજ્ઞા ઓળંગીને આ પ્રજાજનો તેના રાજ્યમાં રહી શકશે નહિ ૩૨૩

राज्ञामाज्ञाभयाद्यस्मान्न च्यवन्ते पथः प्रजाः ।
व्यवहारस्ततो ज्ञेयः शान्तितो राजशासनम् ॥३२४॥

રાજાની આજ્ઞાના ભયથી પ્રજાજનો કર્તવ્યમાર્ગથી ભ્રષ્ટ થતા નથી તેથી જ વ્યવહાર (શક્ય બને છે) અને શાન્તિથી રાજ્ય ચાલે છે એમ જાણવું ૩૨૪

नित्यार्थं पृथिवीपालैश्चारित्रविधयः कृताः ।
चारित्रेभ्यस्ततः प्राहुर्गरीयो राजशासनम् ॥३२५॥

જે શ્રેષ્ઠ રાજાઓ થઈ ગયા તેમણે પોતાના ચરિતને અનુસરતાં પરાક્રમો કર્યા છે તેથી તેમનાં ચરિતો કરતાં પણ રાજાનું શાસન ઉત્તમ ગણવામાં આવ્યું છે ૩૨૫

पुष्पैरपि न योद्धव्यं किं पुनर्निशितैः शरैः ।
जये भवति संदेहः प्रधानपुरुषक्षयः ॥ ३२६ ॥

ખરી રીતે તો પુષ્પોથી પણ યુદ્ધ કરવું જોઈએ નહિ પછી તીક્ષ્ણ બાણોથી યુદ્ધ કરવાની તો વાત જ શી ? યુદ્ધ કરવાથી વિજયમાં શંકા રહે છે અને મુખ્ય માણસનો નાશ થાય છે ૩૨૬

अभिभूतोऽप्यवज्ञातो यो राज्ञां द्वारि तिष्ठति ।
स तु राज्ञां श्रियं भुङ्क्ते नाभिमानी कदाचन ॥३२७॥

અપમાન પામ્યો હોય કે તિરસ્કાર પામ્યો હોય, તોપણ જે માણસ રાજાઓના દરબારમાં નિવાસ કરે છે,

તે જ માણસ રાજાઓની લક્ષ્મીને ભોગવે છે; અભિમાની જન કાંઈ કરતો નથી. ૩૨૭

अन्तःपुरधनाध्यक्षैर्वैरीसूते निराकृते ।
संसर्गं न व्रजेल्लोके विना पार्थिवशासनात् ॥३२८॥

અંતઃપુરના દ્રવ્યના કારભારીજનોથી જે માણસનો તિરસ્કાર થાય અને તેને કાઢી મૂકવામાં આવે તો લોકમાં રાજાની આજ્ઞા સિવાય તેનો કોઈ સંસર્ગ કરતું નથી. ૩૨૮

जृम्भां निष्ठीवनं क्रौर्यं कोपं पर्यङ्किकां श्रमम् ।
भ्रूकुटिं वातमुद्रां च तत्समीपे विवर्जयेत् ॥३२९॥

બગાસાં ખાવાં, થૂંકવું, ક્રૂરતા બતાવવી, કોપ કરવો, આળસ મરડવી, થાક બતાવવો, ભ્રકુટિ ફેરવવી અને વાયુના ચાળા કરવા, આટલાં કાર્યો રાજાની પાસે રહીને કરવાં નહિ. ૩૨૯

राज्ञस्तु दर्शनं कुर्याज्ज्ञात्वावसरसौष्ठवम् ।
गुणादिख्यापनात्पूर्वमुपनीतो महाशयैः ॥ ३३० ॥

સારા પુરુષો પહેલેથી જ આપણાં ગુણગાન ગાઈને રાજાની પાસે લઈ ગયા હોય, તોપણ સમયની અનુકૂળતા જોઈને રાજાનાં દર્શને જવું. ૩૩૦

दर्शनं नाधमद्वारा राज्ञः कार्यं विपश्चिता ।
गरिष्ठोऽप्यतिनीचः स्यादुपनीतो लघुर्भवेत् ॥३३१॥

ડાહ્યા માણસે અધમ માણસ દ્વારા રાજાનાં દર્શને જવું નહિ; જો રાજા પાસે લઈ જનાર માણસ હલકો હોય, તો જનાર માણસ ઘણો મોટો હોય, તોપણ ઘણો હલકો બને છે. ૩૩૧

शत्रोरत्यन्तमित्त्रं यत्तेन मैत्री विवर्जयेत् ।
अर्दयेत्तद्विरोधेन प्रतिष्ठा घातकारिणा ॥ ३३२ ॥

આપણા શત્રુનો જે નિકટનો મિત્ર હોય, તેની મિત્રતા છોડી દેવી; કારણ કે આપણો નાશ કરનાર શત્રુની સાથે તેનો વિરોધ થાય, તો આપણી પ્રતિષ્ઠામાં હાનિ આવે. ૩૩૨

यत्रात्मीयो जनो नास्ति भेदस्तत्र न विद्यते ।
कुठारैर्दण्डनिर्मुक्तैर्भिद्यन्ते तरवः कथम् ॥ ३३३ ॥

જ્યાં પોતાનો માણસ ગુપ્ત પહોંચી ગયો ન હોય ત્યાં પછી ભેદ થવાનો સંભવ નથી. જો કુહાડામાંથી લાકડાના હાથા નીકળી જાય, તો વૃક્ષોનો નાશ શી રીતે થાય?

एतदर्थं कुलीनानां नृपाः कुर्वन्ति संग्रहम् ।
आदिमध्यावसानेषु न ते यान्ति विक्रियाम् ॥३३४

પહેલાં, પછી કે વચમાં ગમે ત્યારે સારા માણસો કોઈ જાતના વિકારને વશ થતા નથી, એમ માનીને જ રાજાઓ કુલીન જનોનો સંગ્રહ કરે છે. ૩૩૪

सर्वं एव जनः शूरो ह्यनासादितसंगरः ।
अदृष्टपरसामर्थ्यः सदर्पः को भवेन्नहि ॥३३५॥

જ્યાં સુધી ખરેખરી લડાઈ આવીને ઊભી ન રહે, ત્યાં સુધી જ માણસો શૂરવીર હોય છે. અને જ્યાં સુધી શત્રુની તાકાત જોઈ ન હોય ત્યાં સુધી કયો માણસ ગર્વવાળો ન હોય? ૩૩૫

रुष्टोऽपि राजा यद्दद्यान्न तत्तुष्टो वणिग्जनः ।
अतो भूमिपतिः सेव्यस्त्याज्यो दूरतरेण सः ॥३३६॥

રાજા રોષે ભરાઈને પણ જે આપશે, તે વાણિયો રાજી થઈને પણ નહિ આપે, માટે સેવા તો રાજાની જ કરવી અને વાણિયાને તો છોડી દેવો. ૩૩૬

नापरीक्ष्य नयेद्दण्डं न च मन्त्रं प्रकाशयेत् ।
विसृजेन्नैव लुब्धेभ्यो विश्वसेन्नापकारिषु ॥ ३३७॥

તપાસ કર્યા વિના દંડ દેવો નહિ, ગુપ્ત મંત્રણા પ્રગટ કરવી નહિ, લોભિયાને ધન આપવું નહિ અને અપકારી જનો પર વિશ્વાસ કરવો નહિ. ૩૩૭

चरेद्धीमानकटको युञ्जीत्स्नेहं न नास्तिकः ।
अनृशंसश्चरेदर्थं चरेत्कार्यमनुद्धतः ॥ ३३८॥

ડાહ્યા રાજાએ સેના વિના બહાર નીકળવું નહિ. જે માણસ નાસ્તિક હોય, તેની સાથે સ્નેહ કરવો નહિ. (પણ) સ્વાર્થ વિનાના ઉદાર બનીને પોતાનો લાભ શોધી લેવો તેમ જ ઉદ્ધતાઈથી છોડીને પોતાનું કાર્ય કરી લેવું. ૩૩૮

संदधीत न चानार्यैर्विगृह्णीयान्न बन्धुभिः ।
नाभक्तं चारयेच्चारं कुर्यात्कार्यमपीडया ॥ ३३९॥

દુષ્ટ માણસો સાથે સંધિ–સલાહ કરવાં નહિ. પોતાનાં કુટુંબીજનો સાથે કલહકંકાસ કરવો નહિ. જેનામાં ભક્તિ ન હોય તેને રાજદૂત બનાવવો નહિ તેમ જ કોઈને પણ પીડા કર્યા વિના પોતાનું કાર્ય કરી લેવું. ૩૩૯

सर्वे यत्र विनेतारः सर्वे यत्राभिमानिनः ।
सर्वे महत्त्वमिच्छन्ति कुलं तदवसीदति ॥३४०॥

જ્યાં બધા જ નેતા હોય, જ્યાં બધા જ અભિમાની હોય અને જ્યાં બધા જ મહત્તા ઇચ્છતા હોય, ત્યાં આખું કુળ નાશ પામે છે. ૩૪૦

अकृत्वा निजदेशस्य रक्षां यो विजिगीषते ।
स नृपः परिधानेन वृतमौलिः पुमानिव ॥३४१॥

મોઢેમાથે વસ્ત્ર ઓઢેલા મનુષ્યની જેમ જે રાજા પોતાના દેશની રક્ષા કરતો નથી અને બીજાના દેશને જીતી લેવાની ઇચ્છા રાખે છે. તે કંઈ જોતો નથી.

विजिगीषुररिर्मित्रं पार्ष्णिग्राहोऽप्यमध्यमः ।
उदासीनोऽन्तरान्तर्धिरित्येषा नृपतेः स्थितिः ॥३४२॥

રાજા જ્યારે ચડાઈ કરે ત્યારે આટલા રાજાઓનો તેણે વિચાર કરવાનો હોય છે. જેમ કે વિજય ઇચ્છનાર, શત્રુ, મિત્ર, પીછો પકડનાર રાજા, તટસ્થ ન રહે તેવો રાજા, કોઈ પક્ષમાં નહિ ભળનાર, વચમાં રહીને અંદરની ઉપાધિ ઊભી કરનાર-આ બધાનો વિચાર રાજાએ કરવાનો હોય છે. ૩૪૨

गृध्राकारोऽपि सेव्यः स्याद्धंसाकारैः सभासदैः ।
हंसाकारोऽपि संत्याज्यो गृध्राकारैः सभासदैः ॥३४३

હંસ જેવા સભાસદોએ ગૃધ્રાકાર માણસને પણ સેવવો તેમ જ ગૃધ્રાકાર સભાસદોએ હંસના આકાર જેવા માણસને તજી દેવો. ૩૪૩

ये ह्याहवेषु वध्यन्ते स्वाम्यर्थमपराङ्मुखाः ।
विकटैरायुधैर्यान्ति ते स्वर्गं योगिनो यथा ॥३४४॥

જે યોદ્ધાઓ યુદ્ધમાં લડતાં લડતાં સ્વામીને માટે પોતાના પ્રાણ આપે છે, તેઓ યોગીઓની જેમ વિકટ આયુધોની સાથે સ્વર્ગમાં જાય છે. ૩૪૪

पदानि क्रतुतुल्यानि आहवेष्वनिवर्तिनाम् ।
राजा सुकृतमादत्ते हतानां विपलायिनाम् ॥३४५॥

યુદ્ધમાં પાછાં પગલાં નહીં ભરનારા યોદ્ધાઓનાં પગલાં યજ્ઞ તુલ્ય ગણાય છે. અને જે આવા યોદ્ધાઓ યુદ્ધમાં નાશ પામ્યા હોય છે તેઓનું પુણ્ય રાજા ભોગવે છે.

तवाहंवादिनं क्लीबं निर्हेतिं परमागतिम् ।
न हन्याद्विनिवृत्तं च युद्धं प्रेक्षितुमागतम् ॥३४६॥

'તમારો છું' એમ કહેનાર, નપુંસક સેનાની સહાય વિનાનો, શરણે આવેલો હોય, રાજ્યકારભાર છોડીને બેઠો હોય તેમ જ યુદ્ધ જોવા આવ્યો હોય, આટલાં માણસોને યુદ્ધમાં હણવા નહિ. ૩૪૬

सुतभृत्यसुहृद्वैरिस्वामिसद्गुरुदैवते ।
एकैकोत्तरतो वृद्धया श्रीकारः पत्रमूर्धनि ॥ ३४७॥

પુત્ર, સેવક, મિત્ર, શત્રુ, સ્વામી, સદ્ગુરુ અને ઇષ્ટદેવ એ બધાને જ્યારે પત્ર લખવો હોય ત્યારે મથાળે અનુક્રમે શ્રી-૧, શ્રી-૨, વધારતાં શ્રી-૭ સુધી લખવું.

सपक्षो लभते काको वृक्षस्य विविधं फलम् ।
पक्षहीनो मृगेन्द्रोऽपि भूमिसंस्थो निरीक्षते ॥३४८॥

કાગડાને પાંખ છે એટલે તે વૃક્ષનાં વિવિધ ફળ મેળવે છે એમ જેની પાસે પક્ષ છે, તે વિવિધ ફળ મેળવે છે, તેમ જ જેમ સિંહ-મૃગરાજ પાંખ વિનાનો હોવાથી પૃથ્વી પર ઊભો રહીને જોયા કરે છે એમ જેની પાસે પક્ષ નથી, તે કાંઈ મેળવતો નથી. ૩૪૮

सपक्षो लभते लक्षं गुणमुक्तोऽपि मार्गणः ।
न लक्षस्यो विपक्षः स्याद्गुणैरापूर्यते यदि ॥३४९॥

દોરી (ગુણ)થી છૂટી જાય, તોપણ જો પૂંછડું (સપક્ષ) હોય, તો બાણ લક્ષ સુધી પહોંચી જાય છે, એ રીતે માણસ ગુણ વિનાનો હોય, તોપણ પક્ષવાળો હોય, તો લક્ષાવધિ સંપત્તિ મેળવે છે; પરંતુ દોરી-(ગુણ)થી ભરેલ હોય પણ પૂંછડા (વિપક્ષ) વિનાનું હોય, તો બાણ લક્ષને પહોંચતું નથી, એમ માણસ ગમે તેટલો ગુણિયલ હોય, પણ જો પક્ષ વિનાનો હોય તો લક્ષ સુધી પહોંચતો નથી. ૩૪૯

परस्परानुरक्ता ये योधाः शार्ङ्गधनुर्धराः ।
संनद्धास्तुरगारूढास्ते जयन्ति रणे रिपून् ॥३५०॥

ધનુષ્ય અને તલવાર જેના હાથમાં છે અને જે યુદ્ધને માટે તૈયાર થઈને ઘોડા પર બેઠેલા છે, એવા યોદ્ધાઓ જો પરસ્પર પ્રીતિ ધરાવતા હોય, તો રણમાં શત્રુઓને જીતે છે. ૩૫૦

जिते लक्ष्मीर्मृते स्वर्गः कीर्तिश्च धरणीतले ।
तस्माद्युद्धं विधातव्यं हन्तव्या परवाहिनी ॥३५१॥

વિજય થાય તો લક્ષ્મી મળે, મરણ થાય તો સ્વર્ગ મળે તેમ જ પૃથ્વી પર કીર્તિ અને યશ મળે; માટે રાજાએ યુદ્ધ તો કરવું અને શત્રુસેનાનો નાશ કરવો.

विधाय वैरं सामर्षे नरोऽरौ य उदासते ।
प्रक्षिप्योदर्चिषं कक्षे शेरते तेऽभिमारुतम् ॥३५२॥

ક્રોધવાળા શત્રુની સાથે વેર રાખીને જે માણસ ઉદાસીન (ટાઢો) થઈને બેસે છે; તે માણસ ઘાસના ઢગલામાં અગ્નિ નાખીને સામે પવને સૂઈ જાય, તેવી મૂર્ખતા કરે છે. ૩૫૨

सद्वंशसंभवः शुद्धः कोटिदोऽपि गुणान्वितः ।
कामं धनुरिव क्रूरो वर्जनीयः सतां प्रभुः ॥३५३॥

જે ધનુષ્ય સારા વાંસનું બનેલું હોય, શુદ્ધ હોય, અણીવાળું હોય અને દોરી સહિત હોય, તોપણ વાળવામાં કઠોર હોય, તેનો ત્યાગ કરવો, તે જ રીતે સારા વંશમાં જન્મ્યો હોય, શુદ્ધ હોય, કરોડો આપનાર અને ગુણિયલ હોય તોપણ જો રાજા ક્રૂર-કઠોર હોય, તો તેનો સજ્જનો ત્યાગ કરે છે. ૩૫૩

असमाप्तजिगीषस्य स्त्रीचिन्ता का मनस्विनः ।
अनाक्रम्य जगत्कृत्स्नं नो संध्यां भजते रविः ॥३५४

જીતવાના પ્રદેશો પૂરા થયા ન હોય ત્યાં સુધી મનસ્વી પુરુષ જો સ્ત્રીની ચિંતા કરે, તો તે બરોબર નથી; કેમ કે સૂર્ય આખા જગતનું ભ્રમણ કર્યા વિના સંધ્યા(કાલ)ને ભજતો નથી. ૩૫૪

चिन्त्यते नय एवादावानन्दं समुपेप्सुभिः ।
विनम्य पूर्वं सिंहोऽपि हन्ति हस्तिनमोजसा ॥३५५॥

સુખ-આનંદની ઇચ્છા રાખનારા રાજાઓએ પણ આરંભમાં તો નય-નીતિનો આશ્રય લેવો જોઈએ, કેમ કે સિંહ પણ પહેલાં ખૂબ જ નીચો નમીને પછી પ્રતાપથી હાથીને મારી નાખે છે ૩૫૫

स्वजातीयं विना वैरी न जय्यः स्यात्कदाचन ।
विना वज्रमणिं मुक्तामणिभेद्यः कथं भवेत् ॥३५६॥

વૈરી જન તેની જાતિના મનુષ્ય વિના સરળતાથી જિતાતો નથી. કેમ કે વજ્રમણિ વિના મુક્તામણિ શી રીતે ભેદી શકાય ? ૩૫૬

युक्त्या परोक्षं वाचेत विपक्षक्षपणक्षमः ।
शोषयत्यचिरेणैव प्रान्तरस्थमलं पयः ॥ ३५७॥

શત્રુના પક્ષને દૂર કરવામાં સમર્થ રાજાએ શત્રુને યુક્તિથી ભેદવો જોઈએ, કેમ કે બાજુ પર ખસી ગયેલા મળને તરત જ જલ સૂકવી શોષી લે છે ૩૫૭

दुर्गदेशप्रविष्टो हि शूरोऽप्येति पराभवम् ।
गाढपङ्कनिमग्नाङ्गो मातङ्गोऽप्यवसीदति ॥ ३५८ ॥

શૂરવીર પુરુષ પણ જો કઠણ પ્રદેશમાં ઘૂસી ગયો હોય, તો તેનો પરાજય થાય છે, કેમ કે હાથી પણ ગાઢા કાદવમાં ખૂંચી જાય તો તે નાશ પામે છે ૩૫૮

नयेनाङ्कुरितं शौर्यं जयाय न तु केवलम् ।
अन्ययुक्तं विषं मुक्तं पथ्यं स्यादन्यथा मृतिः ॥३५९॥

એકલી શૂરવીરતા કાંઈ કામમાં આવતી નથી, પરંતુ જો તેની સાથે નય-નીતિ ભળે, તો તે વિજય અપાવે છે, કેમ કે બીજા ઔષધ સાથે વિષ-ઝેર ખાવામાં આવે, તો તે પથ્યકારક બને છે પરંતુ એકલું ખાવામાં આવે તો મરણ થાય છે ૩૫૯

मृदुभिर्बहुभिः शूरः पुम्भिरेको न बाध्यते ।
कपोतपोतकैरेकः श्येनो जातु न बाध्यते ॥३६०॥

કોમળ માણસો ઘણા ભેગા થયા હોય તો તે એક શૂરવીર પુરુષને લડતા રોકી શકતા નથી, કેમ કે ઘણા કબૂતરનાં બચ્ચાં ભેગાં થયાં હોય તો તેમનાથી કાંઈ બાજપક્ષી રોકી શકાતો નથી ૩૬૦

विपक्षमखिलीकृत्य प्रतिष्ठा खलु दुर्लभा ।
अनीत्वा पङ्कतां धूलिमुदकं नावतिष्ठति ॥३६१॥

વૈરીપક્ષનો પૂરો નાશ કર્યા વિના પ્રતિષ્ઠા મળવી દુર્લભ છે, કેમ કે ધૂળને કાદવ બનાવ્યા વિના જલ સ્થિરતાથી રહી શકતું નથી ૩૬૧

ध्रियते यावदेकोऽपि रिपुस्तावत्कुतः सुखम् ।
पुरः क्लिश्नाति सोमं हि सैंहिकेयोऽसुरद्रुहाम् ॥३६२॥

જ્યાં સુધી એક પણ શત્રુ બચી ગયો હોય, ત્યાં સુધી રાજાને સુખ ક્યાંથી મળે ? અસુરોનો દ્રોહ કરનાર દેવોનો એક શત્રુ રાહુ રહી ગયો છે, તે બધાનાં દેખતાં ચંદ્રને પીડા આપ્યા કરે છે ૩૬૨

रिक्ताः कर्मणि पटवस्तृप्ताश्चालसा भवन्ति भृत्या ये ।
तेषां जलौकसामिव पूर्णानां रिक्तता कार्या ॥३६३॥

ધનથી ખાલી રહેલા સેવકો કર્મમાં કુશળ હોય છે, પરંતુ પૂરી રીતે તૃપ્ત થયેલા સેવકો આળસુ બની જાય છે, એટલે રાજાએ જળાશયમાં ભરાઈ ગયેલા જલચરની જેમ આળસુ માણસોને દૂર કરવા ૩૬૩

गन्तव्या राजसभा द्रष्टव्या राजपूजिता लोकाः ।
यद्यपि न भवन्त्यर्थास्तथाप्यनर्था विनश्यन्ति ॥३६४॥

રાજસભામાં જવું જોઈએ તેમ જ રાજાથી પૂજા પામેલા માણસોનાં દર્શન કરવાં, તેથી જોકે ખાસ લાભ થવાના નથી, તોપણ આપણા અનર્થો તો દૂર થઈ જાય છે ૩૬૪

अतितेजस्व्यपि राजा पानासक्तो न साधयत्यर्थान् ।
तृणमपि दग्धुमशक्तो वडवाग्निः सपिन्नन्निधिम् ॥३६५॥

રાજા અત્યંત તેજસ્વી હોય, પરંતુ જો તે મદિરાપાનમાં પડ્યો રહેતો હોય, તો તે પોતાના લાભ સાધી શકતો નથી. વડવાનળને સમુદ્રનાં જલ પીવાની ટેવ પડી હોય છે, તેથી તે ઘાસનું તણખલું પણ બાળી શકતો નથી ૩૬૫

अचिराधिष्ठितराज्यः शत्रुः प्रकृतिष्वरूढमूलत्वात् ।
नवसंरोपणशिथिलस्तरुरिव सुकरः समुद्धर्तुम् ॥३६६॥

જેમ નવા વાવેલા ઝાડનું મૂળ શિથિલ હોવાથી તરત ઉખેડી શકાય છે તેમ જેને તાત્કાલિક રાજ્ય મળેલું છે તે શત્રુને તરત ઉખેડી શકાય છે કારણ કે તેનાં મૂળ પ્રજાઓની અંદર ઊંડે સુધી ગયેલાં હોતાં નથી ૩૬૬

सप्रतिबन्धं कार्यं प्रभुरधिगन्तुं सहायवानेव ।
दृश्यं तमसि न पश्यति दीपेन विना सचक्षुरपि ॥ ३६७

પ્રતિબંધ-અડચણવાળાં કાર્યો કરવા માટે રાજાએ સહાયક માણસો રાખવા જ જોઈએ કેમ કે સારી આંખવાળો માણસ દીવાની સહાય વિના અંધારામાં પદાર્થો જોઈ શકતો નથી ૩૬૭

अभिमुखनिहतस्य सतस्तिष्ठतु तावज्जयोऽथवा स्वर्गः ।
उभयबलसाधुवादश्रवणसुखस्यैव नास्त्यन्तः ॥ ३६८॥

યોદ્ધો યુદ્ધભૂમિ પર રહીને નાશ પામે ત્યાં સુધી તેને જય કે સ્વર્ગ મળતાં હોય છે, પરંતુ બંને પક્ષના લોકો જે શાબાશીના પોકારો કરે, તેને સાંભળવામાં જે સુખ થાય છે, તેનો તો અંત જ નથી ૩૬૮

अविवेकमतिर्नृपतिर्मन्त्री गुणवत्सु वक्रितग्रीव ।
यत्र खलाश्च प्रबलास्तत्र कथ सज्जनावसर ॥३६९॥

જ્યા રાજા વિવેકસરેની મતિ વિનાનો હોય, મત્રી ગુણિયલ જનો વિષે વાકુ મુખ રાખતો હોય અને ખલ-કપટીજનો વધારે જોર પર હોય ત્યા પછી સજ્જન માણસને જોવાનો અવસર શી રીતે હોય? ૩૬૯

अतिगम्भीरे भूपे कूप इव जनस्य दुरवतारस्य ।
दधति समीहितसिद्धिं गुणवन्त पार्थिवा घटका ॥

ઘણા ઊંડા કૂવામા જેમ માણસ ઊતરી શકતો નથી તેમ અત્યત ગભીર રાજા હોય, તો તેનો તાગ મળી શકતો નથી, પરતુ જેમ ઘડા દોરડાથી બધાઇને (गुणवत ) ધારેલા જળ મેળવે છે, તેમ ગુણિયલ રાજ પુરુષો રાજા પાસેથી ધારેલી સિદ્ધિ મેળવી શકે છે

सदवनमसदनुशासनमाश्रितभरण च राजचिह्नानि ।
अभिषेक पटबन्धो बालव्यजन व्रणस्यापि ॥३७१॥

સજ્જનોનુ રક્ષણ કરવુ, દુર્જનોને દડ આપવો, આશ્રિત લોકોનુ ભરણપોષણ કરવુ, સ્નાન-અભિષેક કરવા, નાનો પખો ઢોળવો અને ઘા પડ્યો હોય તેના પર પાટા બાધવો, એ બધા રાજચિહ્ન ગણાય છે

यदि तव हृदय विद्वन्सुनय स्वप्नेऽपि मा स्म सेविष्ठा ।
सचिवजित षण्ढजित युवतिजित चैव राजानम् ॥३७२

હે ડાહ્યા માણસ! તારુ હૃદય જો સારી નીતિથી ભરેલુ હોય તો સ્વપ્ને પણ તે રાજાના સેવન કરીશ નહિ કે જે રાજા પ્રધાનથી જિતાયેલ હોય નપુસકથી જિતાયેલ હોય કે પછી યુવતીઓથી જિતાયેલ હોય

आश्रयितव्यो नरपतिरर्जयितव्यानि भूरि वित्तानि।
आरब्धव्य वितरणमानेतव्य यशो दशापि दिश ॥३७३

રાજાનો આશ્રય કરવો, ઘણા ધન-ધાન્ય મેળવવા, દાન પણ આપવા અને એ રીતે દશે દિશાઓમા યશ મેળવવો ૭૩

असमै समीयमान समैश्च परिहीयमाणसत्कार ।
धुरि यो न युज्यमानस्त्रिभिरथपतिं त्यजति भृत्य ॥

જે રાજા પોતાના રાજસેવકને અયોગ્ય માણસોની સાથે સરખામણીમા મૂકતો હોય તેમ જ યોગ્ય માણસોથી થતો સત્કાર ઘટાડતો હોય અને યોગ્ય માર્ગની ધૂરામા જોડતો ન હોય, એ ત્રણ કારણોને લીધે રાજસેવક રાજાને છોડી દે છે ૩૭૪

अनुयातानेकजन परपुरुषैरुह्यतेऽस्य निजदेह ।
अधिकारस्थ पुरुष शव इव न शृणोति वीक्षते कुमति ॥

જે ખરાબ મતિવાળો અધિકારીજન અનેક માણસોની સાથે રહેતો હોય, તેમજ જેના દેહને બીજા પુરુષો ઊચકીને લઈ જતા હતા તે અધિકારીજન શબ જેવો છે અને તે શબની જેમ કોઈનુ સાભળતો નથી અને કોઇને જોતો નથી ૩૭૫

स क्षत्रियस्त्राणसह सता यस्तत्कार्मुक कर्मसु
यस्य शक्ति । वहन्द्वयीं यद्यफलेऽर्थजाते करोत्य-
सत्कारहतामिवोक्तिम् ॥ ३७६ ॥

જે સજ્જનો રક્ષણ આપવામા શક્તિમાન છે, તે જ ક્ષત્રિય છે અને લક્ષ્ય ભેદવાના કર્મમા (કાર્મુક) જેની શક્તિ ચાલે છે, તે જ ધનુષ્ય છે ક્ષત્રિય અને તેના ધનુષ્ય પોતાના લક્ષણ પ્રમાણે કાર્ય ન કરે તો સત્કાર વિના નાશ પામેલાઓની ઉક્તિ મેળવે છે

क्षतात्किल त्रायत इत्युदग्र क्षत्रस्य शब्दो
भुवनेषु रूढ । राज्येन किं तद्विपरीतवृत्ते प्राणै
रुपक्रोशमलीमसैर्वा ॥ ३७७ ॥

માણસના ક્ષત-ઘાથી રક્ષણ કરે, તે ક્ષત્રિય એ રીતે ક્ષત્રનો ઉન્નત શબ્દ સર્વ ભુવનોમા રૂઢ છે ઘાથી રક્ષણ નહિ કરતા ઊલટી રીતે રાજા વર્તે તો તેના રાજ્યથી શુ? તેમ જ નિદાથી મલિન બનેલા પ્રાણોથી શુ?

अत्युच्छ्रिते मन्त्रिणि पार्थिवे च विष्टभ्य
पादावुपतिष्ठते श्री । सा स्त्रीस्वभावादसहा भरस्य
तयोर्द्वयोरेकतर जहाति ॥ ३७८ ॥

મત્રી અને રાજા બને ઘણા જ ઉત્તમ હોય, તો લક્ષ્મી તેમના પગ પકડીને સેવા કરે છે પરતુ લક્ષ્મી સ્ત્રીના ચચલ સ્વભાવથી બનેનો ભાર સહન કરી શકતી નથી એટલે બેમાથી એકને છોડી દે છે અર્થાત્ રાજા અને પ્રધાન સરખા ન જોઈએ ૩૭૮

य काकिनीमप्यपथप्रपन्ना समुद्धरेन्निष्कसहस्र
तुल्याम् । कालेषु कोटिष्वपि मुक्तहस्तस्त राजसिंह
न जहाति लक्ष्मी ॥ ३७९ ॥

ખોટે માર્ગે ગયેલી કોડીને પણ એક હજાર નિષ્ક (રૂપિયા) જેટલી કિમત ગણીને તેને જે બચાવી લે તેમ જ વખત આવે જે ક્રોડો રૂપિયામા પણ છૂટે હાથે વર્તે, તે રાજામા સિહ સમાનને લક્ષ્મી છોડી દેતી નથી ૩૭૯

उपेक्षित क्षीणबलोऽपि शत्रु , प्रमाददोषात्पुरुषै
र्मदान्धै । साध्योऽपि भूत्वा प्रथम ततोऽसावसाध्यता
व्याधिरिव प्रयाति ॥३८०॥

જેમ બેદરકારીને કારણે સાધ્ય રોગ પણ અસાધ્ય થઈ જાય છે તેમ મદથી અધ બનેલ પુરુષે એ દશાવાળી સપત્તિવાળા શત્રુને માટે બેદરકારી બતાવી હોય, તો પછી તે શત્રુ પહેલા છતી સેવાય એવો હોય તોપણ પાછળથી અસાધ્ય બની જાય છે ૩૮૦

मित्राणि शत्रुत्वमिवानयन्ती मित्रत्वमप्यर्थवशाच्च शत्रून्।
नीतिर्नयत्यस्मृतपूर्ववृत्तं जन्मान्तरं जीवत एव पुंसः॥

જે મિત્રોને શત્રુતાના જેમ વર્તવાનું સૂચવે અને અમુક પ્રયોજનને લીધે શત્રુઓને મિત્રતાની જેમ વર્તવાનું સૂચવે, તે રાજનીતિ જીવતા માણસને બીજા જન્મનું વૃત્તાંત યાદ કરાવે, તે રીતે જેનું સ્મરણ પણ ન હોય તેવાં કાર્યો કરાવે છે. ૩૮૧

सन्मन्त्रिणा वर्धयते नृपाणां लक्ष्मीमहीधर्मयशःसमूहः।
दुर्मन्त्रिणा नाशयते तथैव लक्ष्मीमहीधर्मयशःसमूहः॥

સારો મંત્રી હોય, તો તે રાજાનાં લક્ષ્મી, પૃથ્વી, ધર્મ અને યશ એટલાના સમૂહનો વધારો કરે છે, પરંતુ જો મંત્રી ખરાબ હોય તો તે રાજાનાં લક્ષ્મી, પૃથ્વી, ધર્મ અને યશ એટલાના સમૂહનો નાશ કરે છે. ૩૮૨

नियुक्तहस्तार्पितराज्यभारास्तिष्ठन्ति ये सौधविहारसाराः। बिडालवृन्दार्पितदुग्धपूराः स्वपन्ति ते मूढधियः क्षितीन्द्राः॥ ३८३॥

જેમ માણસો બિલાડાંની પાસે દૂધ મૂકીને સૂઈ જાય તો બિલાડાં દૂધ પી જાય, એ રીતે જે રાજાઓ પોતાનો રાજ્યકારભાર બીજાને સોંપી દે અને પોતે રાજમહેલ વગેરેમા વિહાર કરવા લાગે, તો તે રાજાઓ મૂઢબુદ્ધિ છે.

सुहृदामुपकारकारणाद्द्विषतामप्यपकारकारणात्।
नृपसंश्रय इष्यते बुधैर्जठरं को न बिभर्ति केवलम्॥

જે રાજપુરૂષ પોતાના મિત્રો પર ઉપકાર કરે છે અને શત્રુજનો પર અપકાર કરે છે; તેવા ડાહ્યા માણસોએ રાજાનો આશ્રય કર્યો તે યોગ્ય છે. બાકી તો કોણ પેટ ભરતું નથી? ૩૮૪

विषमोऽपि विगाह्यते नयः कृततीर्थः पयसामिवाशयः।
स तु तत्र विशेषदुर्लभः सदुपन्यस्यति कृत्यवर्त्म यः॥

જેમ જળાશયમાં પ્રવેશ કરવો અઘરો હોય છે, પણ તેમાં જેવા પગથિયા બનાવ્યાં હોય, તો તે સરલ બને છે, તે રીતે રાજનીતિમાં પ્રવેશ કરવો, એ અઘરું કામ છે; પણ અનુભવી ડાહ્યા માણસોના માર્ગે જવાથી તેમાં પ્રવેશ થઈ શકે છે. પરંતુ જેમ જળાશયમાં અનુભવી માણસ પોતે દોરી જાય છે, તેમ રાજનીતિમાં જેણે અનુભવ મેળવ્યો છે અને જેણે પોતાનો માર્ગ તૈયાર કર્યો છે, એવો માણસ આપણને સાથે રાખે, તો રાજનીતિ સરળ બને, પણ તેવો અનુભવી માણસ મળવો ઘણો દુર્લભ છે. ૩૮૫

द्विषतामुदयः सुमेधसा गुरुरस्वन्ततरः सुमर्षणः।
न महानपि भूतिमिच्छता फलसंपत्प्रवणः परिक्षयः॥

શત્રુનો ઉત્કર્ષ ઘણો મોટો હોય પણ તેની પડતી જલદી થવાની હોય, તો ડાહ્યા માણસે તે બાબત સહન કરી લેવી; પરંતુ જો શત્રુનો મોટો નાશ થતો હોય; છતાં પણ પરિણામે સારા ફળની સંપત્તિ મળવાની હોય, તો તે સંપત્તિ ઇચ્છનારે શત્રુના પતનને વધાવી લેવું નહિ, પણ તેના નાશનો ઉપયોગ કરવો. ૩૮૬

अचिरेण परस्य भूयसीं विपरीतां विगणय्य चात्मनः।
क्षययुक्तिमुपेक्षते कृती कुरुते तत्प्रतिकारमन्यथा॥३८७

શત્રુનો ક્ષય એકદમ અને વધારે પ્રમાણમાં થવાનો હોય તેમ જ પોતાનો ક્ષય ધીરે ધીરે ઓછા પ્રમાણમાં થવાનો હોય, તો તે બાબતની વિશેષ દરકાર કરવી નહિ; પરંતુ જો તેથી વિપરીત થવાનું હોય અર્થાત્ પોતાનો ક્ષય એકદમ અને વધારે પ્રમાણમાં થવાનો હોય અને શત્રુનો ક્ષય ધીરે ધીરે ઓછા પ્રમાણમાં થવાનો હોય, તો ડાહ્યા માણસે તેને દૂર કરવાનો ઉપાય કરવો. ૩૮૭

अनुपालयतामुदेष्यतीं प्रभुशक्तिं द्विषतामनीहया।
अपयान्त्यचिरान्महीभुजां जननिर्वादभयादिव श्रियः॥

જે રાજાઓ પોતાના શત્રુઓની ઉદય પામતી પ્રભાવશક્તિને કાંઈ પણ ઉપાય કર્યા વિના જોયા કરે છે, તે રાજાઓની લક્ષ્મીઓ માણસના અપવાદના ભયથી જ જાણે કે તે આળસુ રાજાથી દૂર ભાગી જાય છે.

क्षययुक्तमपि स्वभावजं दधतं धाम शिवं समृद्धये।
प्रणमन्त्यनपायमुत्थितं प्रतिपच्चन्द्रमिव प्रजा नृपम्॥

પડવા-બીજનો ચંદ્ર ક્ષય પામેલો હોય છે, તોપણ સમૃદ્ધિને માટે કલ્યાણકર તેજ ધારણ કરે છે, તેવી જ રીતે જે રાજા ક્ષય પામેલો હોય તોપણ પોતાની સમૃદ્ધિ માટે કલ્યાણકર તેજ ધારણ કરતો હોય અને કોઈ પણ જાતના વિઘ્ન વિના ઉદ્યોગ કરવા તૈયાર થયો હોય, તો પ્રજાજનો બીજના ચંદ્રની જેમ તે રાજાને નમન કરે છે.

प्रभवः खलु कोशदण्डयोः कृतपञ्चाङ्गविनिर्णयो नयः।
स विधेयपदेषु दक्षतां नयतिं लोक इवानुरुध्यते॥३९०

જે રાજનીતિમાં કાર્યના આરંભે દ્રવ્ય અને સેનાની સહાય, દેશ અને કાળની વિચારણા, વચમાં આવતાં વિઘ્નનો પ્રતિકાર અને ફળસિદ્ધિ એટલી પાંચ અંગત બાબતોનો વિચાર કરવામાં આવ્યો હોય; તે રાજનીતિ રાજભંડાર વધારે છે અને દંડ-શાસનની પ્રતિષ્ઠા વધારે છે અને જેમ ખેતી વગેરે કાર્યમાં પરોવાયેલ જનો દૈવ પર આધાર રાખે છે, તેમ જ આ પ્રકારની રાજનીતિ પર ખેતી વગેરે કરનાર સર્વ જનો આધાર રાખે છે. ૩૯૦

अभिमानवतो मनस्विनः प्रियमुच्चैः पदमारुरुक्षतः।
विनिपातनिवर्तनक्षमं तममालम्बनमात्मपौरुषम्॥३९१

જે રાજાઓ કુલશીલના અભિમાનવાળા છે, જે

મનસ્વી બની ગૌરવ ધરાવે છે, તેમ જ ઊંચા રાજ્યનાં પ્રિય પદ ચઢવાને માટે ઇચ્છા કરતા હોય છે; તે રાજાઓને માટે તો પોતાનો પુરુષાર્થ સર્વથી શ્રેષ્ઠ આલંબન છે કે જે પકડીને દૂર કરવામાં શક્તિમાન બને છે

विपदोऽभिभवन्त्यविक्रमं रहयत्यापदुपेतमायतिः। नियता लघुता निरायतेरगरीयान्न पदं नृपश्रियः ॥३९२

જે રાજા પરાક્રમી નથી તેને વિપત્તિઓ હરાવે છે, વિપત્તિથી હારેલા રાજાને (પ્રગતિશીલ) ઉત્તરકાલ છોડી દે છે. જેનો ઉત્તરકાલ છૂટી ગયો છે, તે રાજાને હલકાપણું પ્રાપ્ત થાય છે અને જે રાજા હલકો બની ગયો, તેને રાજાની લક્ષ્મીનાં સ્થાન મળતાં નથી.

चञ्चलं वसु नितान्तमुन्नतां मेदिनीमपि हरन्त्यरातयः। भूधरस्थिरमुपेयमागतं मावमंस्त सुहृदं महीपतिम् ॥

દ્રવ્ય ચંચળ છે અને ઘણી જ ઊંચી એવી પૃથ્વીને પણ શત્રુજનો હરી જાય છે; પરંતુ જે નિકટનો મિત્રજન છે, તે પૃથ્વી પર સ્થિર ઊભો રહે છે, ઉપાય જાણીને પોતાની પાસે આવ્યો હોય છે; તેવા મિત્રનો રાજાએ ત્યાગ કરવો નહિ. ૩૯૩

आज्ञा कीर्तिः पालनं ब्राह्मणानां, दानं भोगो मित्रसंरक्षणं च। येषामेते षड्गुणा न प्रवृत्ताः, कोऽर्थस्तेषां पार्थिवोपाश्रयेण ॥ ३९४ ॥

રાજપુરુષમા આજ્ઞા, કીર્તિ, બ્રાહ્મણોનાં પાલન, દાન, ભોગ અને મિત્રોના રક્ષણ એ છ ગુણ હોવા જોઈએ; પરંતુ જે રાજપુરુષમા આ છ ગુણો ન હોય, તે લોકો રાજાનો આશ્રય કરે, તો તેથી બીજાને લાભ શુ?

स किंसखा साधु न शास्ति योऽधिपं, हितान्न यः संशृणुते स किंप्रभुः। सदानुकूलेषु हि कुर्वते रतिं, नृपेष्वमात्येषु च सर्वसंपदः ॥ ३९५ ॥

જે મિત્ર રાજાને સારી રીતે સલાહ આપતો નથી, તે દુષ્ટ મિત્ર છે અને જે રાજા પોતાના મિત્રની હિતકારી વાત સાંભળતો નથી, તે દુષ્ટ રાજા છે. જો રાજાઓ અને પ્રધાન વગેરે મિત્ર એકમેકને અનુકૂળ રહેતા હોય, તો જ સર્વ પ્રકારની સંપત્તિઓ તેમને વિષે પ્રેમ ધરાવે છે. ૩૯૫

नराधिपा नीचजनानुवर्तिनो, बुधोपदिष्टेन न यान्ति ये पथा। विशन्त्यतो दुर्गममार्गनिर्गमं, समस्तसंबाधमनर्थपञ्जरम् ॥ ३९६ ॥

જે રાજાઓ હલકા માણસોની ચાલે ચાલતા હોય અને જે ડાહ્યા માણસે બતાવેલા માર્ગે ચાલતા ન હોય, તે રાજાઓ એવા તો ખરાબ માર્ગે ચઢી જાય છે કે જ્યાંથી પાછું નીકળાતું નથી, તેમ જ બધા પ્રકારની આપત્તિઓ અને અડચણોનું પીંજરું બની જાય છે.

नृपोऽपकृष्टः सचिवात्तदर्पणरतनंधयोऽत्यन्तशिशुस्तनादिव। अदृष्टलोकव्यवहारमूढधीर्मुहूर्तमप्युत्सहते न वर्तितुम् ॥ ३९७ ॥

સ્તનપાન કરતા બાળકને (માતાના) સ્તનથી દૂર કરીએ તો જેમ તે ઘડી પણ રહી શકતો નથી, તેમ જે રાજા પ્રધાનને રાજ્ય સોંપીને તેનાથી દૂર રહે છે અને જે લોકોના વ્યવહારને નહિ જાણનારો મૂઢબુદ્ધિ છે તે ઘડી પણ ટકી શકતો નથી. ૩૯૭

व्रजन्ति ते मूढधियः पराभवं, भवन्ति मायाविषु ये न मायिनः। प्रविश्य हि घ्नन्ति शठास्तथाविधानसंवृताङ्गान्निशिता इवेषवः ॥ ३९८ ॥

માયાવી-કપટીજનો વિષે જે રાજાઓ માયાવી-કપટી બનતા નથી; તે રાજાઓ અલ્પ મતિવાળા હોઈ પરાજય પામે છે. જેમ કવચ વિનાનાં શરીરો હોય, તેના પર બાણ ફેંક્યાં હોય, તો તે સીધાં પ્રવેશ કરી, તેમનો નાશ કરે છે, એવી રીતે શઠ લોકો રાજાઓની અંદર પ્રવેશ કરીને તેમનો નાશ કરે છે. ૩૯૮

क्रतौ विवाहे व्यसने रिपुक्षये, यशस्करे कर्मणि मित्रसंग्रहे। प्रियासु नारीष्वधनेषु बन्धुषु, धनव्ययस्तेषु न गण्यते बुधैः ॥ ३९९ ॥

યજ્ઞ, વિવાહ, સંકટ અને શત્રુના નાશમા તથા યશ મેળવવાના કર્મમાં, મિત્રના સંગ્રહમા, પ્રિય નારીઓ વિષે તેમ જ નિર્ધન કુટુંબીજનો વિષે જે ધનનો વ્યય કરવામા આવે છે, તેને ડાહ્યા માણસો ધ્યાનમા લેતા નથી.

परं विनीतत्वमुपैति सेवया, महीपतीनां विनयो हि भूषणम्। प्रवृत्तदानो मृदुसंचरत्करः करीव भद्रो विनयेन शोभते ॥ ४०० ॥

પ્રજાજનોએ કરેલી સેવાથી રાજા પરમ વિનયપણાને મેળવે છે અને રાજાઓને માટે વિનય એ જ ભૂષણ છે. જેમ મદઝરતો કલ્યાણકારી હાથી ધીરે ધીરે સૂંઢ ફેરવતો શોભે છે, તેમ ધનમા પ્રવૃત્ત થયેલ અને ધીરે ધીરે પ્રજા પાસેથી કર લેનાર કલ્યાણકારી રાજા વિનયથી શોભે છે. ૪૦૦

अवन्ध्यकोपस्य विहन्तुरापदां, भवन्ति वश्याः स्वयमेव देहिनः। अमर्षशून्येन जनस्य जन्तुना, न जातहार्देन न विद्विषादरः ॥ ४०१ ॥

જેનો કોપ નિષ્ફળ જતો નથી અને જે આપત્તિઓને દૂર ધકેલી દે છે, તેવા રાજાઓને સર્વ પ્રજાજનો આપોઆપ વશ બની જાય છે; પરંતુ જે રાજાને ક્રોધ કરતાં આવડતો નથી, તેની સાથે કોઈ પ્રાણીને મૈત્રી મળતો નથી અને કોઈ શત્રુને આદર જાગતો નથી.

यदि समरमपास्य नास्ति मृत्योर्भयमिति युक्तमितोऽन्यतः प्रयातुम् । अथ मरणमवश्यमेव जन्तोः किमिति मुधा मलिनं यशः क्रियेत ॥ ४०२ ॥

જો રણભૂમિ છોડીને બીજે જવાથી મૃત્યુનો ભય બિલકુલ જતો રહેતો હોય, તો બીજે ચાલ્યા જવું, તે બરોબર છે; પરંતુ જો પ્રાણીને એક વખત પણ મૃત્યુ આવવાનું જ છે, તો પછી રણમાંથી નાસી જઈને શા માટે યશને મલિન કરવો જોઈએ ? ૪૦૨

आसन्नमेव नृपतिर्भजते मनुष्यं विद्याविहीनमकुलीनमसंगतं वा । प्रायेण भूमिपतयः प्रमदा लताश्च यः पार्श्वतो भवति तं परिवेष्टयन्ति ॥ ४०३ ॥

રાજા પોતાની પાસે રહેતા માણસને જ સેવતો હોય છે, જો પછી વિદ્યા વિનાનો, કુળ વિનાનો કે સારી સોબત વિનાનો હોય; કેમ કે ઘણુંખરું રાજાઓ, સ્ત્રીઓ અને લતાઓ પોતાની પડખે જે હોય, તેને વીંટળાઈ વળે છે. ૪૦૩

सत्यानृता च परुषा प्रियवादिनी च, हिंस्रा दयालुरपि चार्थपरा वदान्या । नित्यव्यया प्रचुरनित्य धनागमा च, वेश्याङ्गनेव नृपनीतिरनेकरूपा ॥४०४॥

રાજાની નીતિ વેશ્યાની જેમ અનેક રૂપરંગ બદલતી રહે છે. જેમ કે સાચું બોલે અને જૂઠું પણ બોલે, કઠોર બોલે અને મીઠું પણ બોલે, હિંસા કરે અને દયાળુ પણ બને, પૈસાને જ મુખ્ય ગણે અને ઉદાર પણ બને, નિત્ય ખર્ચો કરાવે અને નિત્ય ઘણાં ધન પણ લાવી આપે ૪૦૪

राजन्दुधुक्षसि यदि क्षितिधेनुमेतां, तेनाद्य वत्समिव लोकममुं पुषाण । तस्मिंश्च सम्यगनिशं परिपाल्यमाणे नानाफलैः फलति कल्पलतेव भूमिः ॥ ४०५॥

હે રાજા ! આ પૃથ્વીરૂપ ગાયને જો તું સારી રીતે દોહવાને ઇચ્છતો હોય તો તેના વાછડાની જેમ આ પ્રજાજનોનાં સારી રીતે પોષણ કર જો તેના રાતદિવસ સારી રીતે પોષણ કરવામાં આવશે, તો કલ્પલતાની જેમ આ ભૂમિ અનેક પ્રકારના ફળ આપનારી બની રહેશે.

सिध्यन्ति कर्मसु महत्स्वपि यन्नियोज्याः
संभावनागुणमवेहि तमीश्वराणाम् ।
किं माभविष्यदरुणस्तमसां वधाय
तं चेत्सहस्रकिरणो धुरि नाकरिष्यत् ॥ ४०६ ॥

રાજસેવકો મોટાં મોટાં કર્મોમાં સિદ્ધિ મેળવે છે, તેમાં રાજાઓએ આપેલા તેમનાં સન્માનનો ગુણ જ મુખ્ય હોય છે. જો હજાર કિરણવાળા સૂર્યનારાયણે અરુણને પોતાનો સારથિ ન બનાવ્યો હોત તો તે અરુણ શું અંધકારોને દૂર કરવા સમર્થ બનત ખરો કે ?

तातार्यमन्त्रिसुतसोदरपण्डितानां
नित्यं भजन्ति विभजीकृतभव्यभोगान् ।
तस्मात्कदाचन रहस्यपि तद्विधाना-
माज्ञां विभज्य न दिशन्ति महीं महीशाः ॥ ४०७ ॥

પિતા, ગુરુ, પ્રધાન, પુત્ર, ભાઈ, પંડિત વગેરે નિકટના સ્નેહીજનોની સરખી રીતે ઉત્તમ ભોગનાં સાધનો આપીને રાજા તેમની સેવા કરે છે; પરંતુ રાજાઓ પિતા વગેરેની એકાંતમાં આજ્ઞા થાય, તોપણ પોતાના રાજ્યનો વિભાગ કરીને તેમને કદીય પૃથ્વી આપી દેતા નથી. ૪૦૭

ये बाहवो न युधि वैरिकठोरकण्ठ
पीठोच्छलद्रुधिरराजिविराजितांसाः ।
नापि प्रियापृथुपयोधरपत्रभङ्ग
संक्रान्तकुङ्कुमरसाः खलु निष्फलास्ते ॥ ४०८ ॥

વૈરી જનોના કઠોર કંઠ અને પીઠમાંથી નીકળતી લોહીની ધારાઓથી જે રાજાના બાહુઓ રંગાઈને સુશોભિત અંશવાળા બન્યા નથી તેમ જ પ્રિય સ્ત્રીના વિશાળ સ્તન પર દોરેલ પત્રલેખાના કંકુથી જે રાજાના હાથ રંગાયા નથી; તો તેવા રાજાના બંને હાથ સાચેસાચ નકામા છે. ૪૦૮

नरपतिहितकर्ता द्वेष्यतां याति लोके
जनपदहितकर्ता त्यज्यते पार्थिवेन ।
इति महति विरोधे विद्यमाने समाने
नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता ॥ ४०९ ॥

જે રાજપુરુષ રાજાનું હિત કરે છે, તે લોકમાં અળખામણો થઈ પડે છે અને જે રાજપુરુષ સર્વ લોકોનાં કલ્યાણ કરે છે, તે રાજાથી ત્યાજ્ય છે. આ રીતે જ્યારે બંને બાજુથી સરખો વિરોધ ઊભો થયો હોય ત્યારે રાજા અને પ્રજાજનો બંનેના સરખા સ્નેહરૂપી કાર્ય કરનાર રાજપુરુષ દુર્લભ હોય છે ૪૦૯

नियतविषयवर्ती प्रायशो दण्डयोगा
ज्जगति परवशोऽस्मिन्दुर्लभः साधुवृत्तः ।
कृशमपि विकलं वा व्याधितं वाधनं वा
पतिमपि कुलनारी दण्डभीत्याभ्युपैति ॥ ४१० ॥

આ જગત તો પરવશ છે. તેથી રાજા જો બરાબર રીતે રાજદંડથી શાસન કરે તો જ પ્રજાજનો નિયમિત રીતે પોતપોતાના કામધંધા પ્રમાણે કાર્ય કરે છે. દંડના ભયને વશ થઈને જ કુલની નારી પોતાના પતિની સેવા કરે છે. પછી તે પતિ કૃશ હોય, ખોડખાપણવાળો હોય, રોગથી પીડાતો હોય કે પછી નિર્ધન હોય. ૪૧૦

नृपः कामासक्तो गणयति न कार्यं न च हितं
यथेच्छं स्वच्छन्दश्चरति किल मत्तो गज इव ।

ततो मानाध्मात पतति तु यदा शोकगहने
तदा भृत्ये दोषान्क्षिपति न निज वेत्त्यविनयम् ॥४११॥

જો રાજા કામાતુર બનીને વિષયોમા પડી જાય, તો પછી તે પોતાની ફરજ અને હિત બને સારી રીતે જોતો નથી મદમત્ત હાથીની જેમ તે રાજા સ્વચ્છદે મનની ઇચ્છા આવે તેમ વિહાર કરે છે એ રીતે મદ માનને વશ થયેલો રાજા છેવટે ઊંડા શોકસાગરમા પડી જાય છે અને ત્યારે તે પોતાના થયેના અવિનયને જોતો જાણતો નથી પરતુ પોતાના સેવક પર બધા દોષો નાખે છે ૪૧૧

अवज्ञानात्राज्ञो भवति मतिहीन परिजन
स्ततस्तत्प्रामाण्याद्भवति न समीपे बुधजन ।
बुधैस्त्यक्ते राज्ये न हि भवति नीतिर्गुणवती
विपन्नाया नीतौ सकलमवश सीदति जगत् ॥४१२॥

જો ડાહ્યા રાજસેવકનુ વારવાર અપમાન થયા કરે તો તે માણસ મતિ વિનાનો બની જાય છે તે રાજસેવકનુ પ્રમાણ ( માપ, મોભો ) ઓછો થઈ જાય અને તેની પાસે કોઈ બીજો ડાહ્યો માણસ રહેતા નથી એ રીતે જ્યારે ડાહ્યા માણસો રાજ્ય છોડીને ચાલ્યા જાય ત્યારે રાજ્યમા ગુણોને અનુસરનારી નીતિ રહેતી નથી અને એ રીતે જ્યારે રાજનીતિ બગડવા લાગે એટલે આખુ રાજ્ય રાજાના હાથમા ન રહેતા છિન્ન ભિન્ન થઈ જાય છે ૪૧૨

अयुक्त युक्त वा यदभिहितमज्ञेन विभुना
स्तुयादेतन्नित्य जडमपि गुरु तस्य विनुयात् ।
विविक्तैर्नैस्पृह्य कथमपि सभायामभिनयेत्
स्वकार्यं सतुष्टे क्षितिभृति रहस्येव कथयेत् ॥४१३॥

અજ્ઞાની રાજા જે કાઈ યોગ્ય કે અયોગ્ય વાત કહે પણ ડાહ્યા માણસે તેના વખાણ કરવા રાજાનો ગુરુ જડ હોય તોપણ તેની સાથે વિનય રાખવો સભામા ગમે તેવા પ્રસગે પણ રાજાને મળવાની બાબતમા નિસ્પૃહ રહેવુ અને રાજા સતોષ પામ્યો હોય તો તેને એકાતમા મળીને જ પોતાના કાર્ય વિષે વાત કરવી

मुहुर्लक्ष्योद्भेदा मुहुरधिगमाभावगहना
मुहु सपूर्णाङ्गी मुहुरतिकृशा कार्यवशत ।
मुहुर्भश्यद्बीजा मुहुरपि बहुप्रापितफले
त्यहो चित्राकारा नियतिरिव नीतिर्नयविद ॥४१४॥

રાજનીતિ જાણનારાને રાજાની નીતિ કુદરતી દૈવની જેમ ચિત્રવિચિત્ર પ્રકારવાળી લાગે છે તે ભાવમા અત્યત ગહન હોવા છતા લક્ષ્યને ભેદી નાખીને અત્યત સરળ બની જાય છે, તે અંગેઅગ સપૂર્ણ ભરપૂર હોવા છતા કાર્યને આધીન બનતા અત્યત પાતળી બની જાય છે તેના બીજ રૂપણ નાશ પામી ગયા હોય તોપણ તેને અનેક ફળ આવી જતા હોય છે ખરેખર! રાજનીતિ એ રીતે દૈવની જેમ ઠેકાણા વિનાની હોય છે ૪૧૪

इच्छेद्यस्तु सुख निवस्तुमवनौ गच्छेत्स राज्ञ सभा
कल्याणीं गिरमेव ससदि वदेत्कार्यं विदध्यात्कृती ।
अक्लेशाद्धनमर्जयेदधिपतेरावर्जयेद्वल्लभा
न्कुर्यात्तोपकृतिं जनस्य जनयेत्कस्यापि नापक्रियाम् ॥

આ પૃથ્વી પર જેને સુખ-સગવડથી રહેવાની ઇચ્છા હોય, તેણે રાજાની સભામા જવુ જોઈએ તે સભામા હિતકારી વાણી જ બોલવી જોઈએ ડાહ્યા માણસે એ રીતે પોતાનુ કાર્ય કરી લેવુ જોઈએ કોઈ જાતના કલેશ-કકાસ ન થાય એ રીતે ધન મેળવી લેવુ જોઈએ રાજાના પ્રિય માણસોથી દૂર રહેવુ, માણસોનો જેમ બને તેમ ઉપકાર કરવો અને કોઈનોય અપકાર થાય તેમ કરવુ નહિ

अज्ञो वा यदि वा विपर्ययगते ज्ञानेऽथ सदेहभृ
द्दृष्टादृष्टविरोधि कर्म कुरुते यस्तस्य गोप्ता गुरु ।
नि सदेहविपर्यये सति पुनर्ज्ञाने निरुद्धक्रिय
राजा चेत्पुरुष न शास्ति तदय प्राप्त प्रजाविप्लव ॥४१६

રાજાનો અધિકારી જન પોતે મૂર્ખ હોય અથવા તો તે ઊલટુ જ્ઞાન ધરાવતો હોય તે સદેહ રાખ્યા કરતો હોય અથવા તો જાણીજોઈને ખોટુ વિરોધી કામ કરતો હોય કે પછી તેના અજ્ઞાનનો બચાવ કરનાર કોઈ તેનો ગુરુ હોય, અમુક કાર્ય કરવામા વિઘ્ન આવશે એમા શક નથી એ રીતનુ જ્ઞાન ધરાવતો હોય છતા જે વિરુદ્ધ ક્રિયા કરતો હોય એવા અધિકારીજન પર જો રાજા પોતાનુ શાસન ન ચલાવે, તો જાણવુ કે પ્રજાજનો પર મોટી આફત આવી પડી છે ૪૧૬

सूचीनात्रविभेदसभ्रमगुण क्षोणीशवामभ्रुवा
मुत्तुङ्गस्तनमण्डलेषु लभते लीलारतिं कञ्चुक ।
नाराचैर्निबिडैर्विभिन्नवपुषा पुसा महायोधने
स्वर्गस्त्रीकुचकुम्भसभ्रमपरीरम्भ कथ दुर्लभ ॥४१७॥

એક માત્ર સોયના કાણામા દોરી (ગુણ) પરોવાવાને કારણે જે કાચળી તૈયાર થઈ હોય છે, તે રાજાઓની સ્ત્રીઓના ઉન્નત સ્તનમડલ પર નિવાસ કરવાની લીલા મેળવે છે, તો પછી જે રાજાઓના શરીરો મહાયુદ્ધમા ગાઢ તીક્ષ્ણ બાણોથી ભેદાયા હોય, તો તે રીતે મરણ પામેલા રાજાઓને સ્વર્ગની અપ્સરાઓના સ્તનમડલ સાથે આલિગનનો લાભ મળે, તે કાઈ દુર્લભ નથી ૪૧૭

एकं भूमिपतिः करोति सचिवं राज्ये प्रमाणं यदा
तं मोहाच्छ्रयते मदः स च मदालस्येन निर्भिद्यते ।
निर्भिन्नस्य पदं करोति हृदये तस्य स्वतन्त्रस्पृहा
स्वातन्त्र्यस्पृहया ततः स नृपतेः प्राणान्तिकं द्रुह्यति ॥

જ્યારે રાજા પોતાના રાજ્યમાં એક જ પ્રધાનના કહ્યા પ્રમાણે માનવા લાગે છે, ત્યારે તે પ્રધાનને મોહ થવાને કારણે મદ થવા લાગે છે. મદને કારણે તેને આળસ લાગુ પડે છે. મદની આળસ તેનામાં આવે એટલે તેને કારણે તે પ્રધાનને સ્વતંત્ર થવાની સ્પૃહા જાગે છે અને એ રીતે જો પ્રધાનને સ્વતંત્ર થવાની સ્પૃહા જાગી, તો તે પ્રધાન રાજાના પ્રાણુ સાથે જ દ્રોહ કરવા મંડી પડે છે.

ऐश्वर्यादनपेतमीश्वरमयं लोकोऽर्थतः सेवते
तं गच्छन्त्यनु ये विपत्तिषु पुनस्ते तत्प्रतिष्ठाशया ।
भर्तुर्ये प्रलयेऽपि पूर्वसुकृतासङ्गेन निःसङ्गया
भक्त्या कार्यधुरं वहन्ति कृतिनस्ते दुर्लभास्तादृशाः ॥

રાજા સત્તા–સામર્થ્યવાળો હોય, તેને તો લોકો પોતાના અંગત સ્વાર્થને લીધે જ સેવે છે. રાજાની સંપત્તિ ચાલી જાય; તોપણુ તેને જે લોકો સેવે, તે પ્રતિષ્ઠાની આશાથી સેવતા હોય છે; પરંતુ ભૂતકાળમાં પોતાના અનેક ઉપકારનાં કાર્યો કરેલાં છે, એ રીતે સંગ વિનાની ભક્તિથી રાજાના ઉપકારો યાદ કરીને રાજાના સર્વસ્વ નાશમાં પણુ જે તેને સેવે છે અને તેના કાર્યોનો ભાર વહન કરે છે, તે લોકો સાચા સેવક છે અને તેવા જનો મળવા દુર્લભ હોય છે. ૪૧૯

द्वारे रुद्धमुपेक्षते कथमपि प्राप्तं पुरो नेक्षते
विज्ञप्तौ गजमीलनानि कुरुते गृह्णाति वाक्यच्छलम् ।
निर्यातस्य करोति दोषकथनं तद्विद्विषामग्रतः ।
स स्वामी यदि सेव्यते कुमतिभिः किं नः पिशाचैः फलम्

કોઈ રાજસેવક દરવાજા પર રાહ જોતો હોય તેની રાજા ઉપેક્ષા કરે, માંડમાંડ અંદર આવીને બેસે, તો તેની સામું પણ જુએ નહિ, તે રાજપુરુષ કાંઈ વિનતિ કરે, તો હાથીની જેમ આંખમીંચામણા કરે, તેની વાતને ઉડાડી દેવાનો પ્રયત્ન કરે અને પછી તે રાજપુરુષ વિદાય લે ત્યારે તેના વિરોધી જન પાસે રાજા તેના દોષ કહેવા બેસે. આવા પ્રકારના દાંભિક રાજાની સેવા કરવાનું મળ્યું હોય; તો તે રાજસેવકોને ખોટી બુદ્ધિવાળા પિશાચો જેવા જ ગણવા જોઈએ! ૪૨૦

वृत्तिच्छेदविधौ द्विजातिमरणे मित्रार्थसंप्रेषणे
संप्राप्ते मरणे कलत्रहरणे स्वामिग्रहे गोग्रहे ।
प्राणत्राणपरायणैकमनसां येषां न शस्त्रग्रह-
स्तानालोक्य विलोकते च मनसा सूर्योऽपि सूर्यान्तरम् ॥

કોઈના કામધંધા કે નોકરી તૂટી જતી હોય, બ્રાહ્મણનું મરણ થયું હોય, મિત્રનાં કાંઈ કામ કરવાનો યોગ આવ્યો હોય, કે પછી તેનાં મરણ થયાં હોય, કોઈની સ્ત્રીનાં હરણ થયાં હોય, કોઈ પોતાના સ્વામીને પકડી ગયું હોય કે પછી કોઈ ગાય લઈ ગયું હોય, એ રીતનાં કાર્યોમાં જો રાજા પોતાના મનથી બીજાના પ્રાણુની રક્ષા કરવાની પ્રતિજ્ઞા લઈને શસ્ત્ર હાથમાં ન લે, તો તેવા રાજાઓને મનથી જ જોઈને એક સૂર્ય બીજા સૂર્યની સામું જુએ પણ તે રાજાની સામે તો ન જ જુએ. ૪૨૧

धर्मः प्रागेव चिन्त्यः सचिवगतिमति भावनीये सदैव
ज्ञेया लोकानुवृत्तिर्वरचरनयनैर्मण्डलं वीक्षणीयम् ।
प्रच्छाद्यौ रागरोषौ मृदुपरुषयुतौ वर्जनीयौ च काले
स्वात्मा यत्नेन रक्ष्यो रणशिरसि पुनः सोऽपि नापेक्षणीयः

રાજાએ ધર્મનો તો સૌથી પહેલાં વિચાર કરવો જોઈએ; પોતાના પ્રધાનોની ગતિ અને મતિ બંનેનો દરરોજ વિચાર કરવો. લોક જનોનાં વર્તન જોતા રહેવું, શ્રેષ્ઠ ગુપ્ત દૂતો દ્વારા ખંડિયા રાજાઓનાં ચરિત જોતાં રહેવું, પોતાના રાગ અને રોષને ઢાંકેલા રાખવા, વખત પ્રમાણે કોમળતા અને કઠોરતા દૂર કરવી જોઈએ. પોતાની જાતનું સારી રીતે રક્ષણ કરવું તેમ જ યુદ્ધની ભૂમિ પર તો વિશેષે કરીને પોતાની જાત માટે બેદરકાર રહેવું નહિ. ૪૨૨

कोऽहं कौ देशकालौ समविषमगुणाः केऽरयः के सहायाः, का शक्तिः कोऽभ्युपायः फलमिह च कियत् कीदृशी दैवसंपत् । संपत्तौ को निबन्धः प्रविदिनवचनस्योत्तरं किं नु मे स्यादित्येवं कार्यसिद्धावर्वहितमनसां हस्तगाः संपदः स्युः ॥ ४२३ ॥

હું કોણ છું, દેશ અને કાલ કેવા છે, સરખા ગુણવાળા કે ખોટા દોષવાળા કોણ કોણ છે, શત્રુઓ કોણ છે, સહાય કરનાર કોણ છે, આપણી પાસે રહેતી શક્તિ કેવી છે, વિઘ્નને દૂર કરવાના ઉપાય શા છે, આ કાર્યમાં ફળ કેટલું મળશે, દૈવ તરફથી કઈ કઈ સંપત્તિ મળી આવશે, સંપત્તિ મળે તેનો બંદોબસ્ત શી રીતે કરવો, પુછાયેલ માહિતીનો વિગતે શી રીતે મારે ઉત્તર આપવો જોઈએ? એ રીતે જ્યારે રાજા કાર્યભારની સિદ્ધિમાં પોતાનાં મન સારી રીતે જોડે છે ત્યારે તેમના હાથમાં બધી સંપત્તિઓ આવે છે. ૪૨૩

## तृतीय प्रकरण समाप्त



# सुभाषितरत्नभाण्डागार

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર સહિત

## चतुर्थ प्रकरण

### चित्रप्रकरण

[ સંસ્કૃત સાહિત્યની વિશેષતામાં આ 'ચિત્રપ્રકરણ' એક નવી ભાત પૂરે છે. ઉખાણા, અંતકડી, સમસ્યાપૂર્તિ વગેરે અન્ય ભાષામાં જોવા મળે છે, તેનું મૂળ સંસ્કૃત ભાષા છે જોકે સંસ્કૃત સાહિત્યમાં આવી ચિત્રરચનાની ગણના અધમ કાવ્ય તરીકે છે, તોપણ વિનોદવાર્તાલાપમાં તેને સ્થાન છે. તેમાં બુદ્ધિની કસોટી પણ છે. દાખલા તરીકે, સમસ્યાપૂર્તિમા એક ચરણ, બે ચરણ કે ત્રણ ચરણની પૂર્તિ માટે અપાયેલ ચરણો વિરોધી દેખાવનાં હોય છે; અને તેનો ઉકેલ લાવીને પૂર્તિ કરવાની હોય છે તે જ રીતે ગુપ્ત પદ શોધી ન કાઢો, તો શ્લોકનો અર્થ વિચિત્ર થતો હોય છે. તે પ્રમાણે પ્રશ્નમાં જ ઉત્તર સમાઈ જાય, તેવા અંતરાલાપ કે શ્લોકમા ઉત્તરની સૂચના મળતા બહારથી ઉત્તર શોધી શકાય, તેવા બહિરાલાપ કે શબ્દચિત્ર, જાતિવર્ણન વગેરેનો સમાવેશ આ પ્રકરણમા થાય છે. ગુજરાતી અનુવાદની મદદથી મૂળ શ્લોક સમજીને પછી વાંચવામાં આવે, તો જ આ પ્રકરણનો આસ્વાદ મળશે. ]

#### એક ચરણની સમસ્યા

( અહીંથી ૬૦ શ્લોકો સુધી એકચરણ સમસ્યા ચાલે છે અર્થાત ચોથું ચરણ સમસ્યા તરીકે છે )

નીચેના પાંચ શ્લોકોમાં 'मृगात् सिंहः पलायते' એ ચોથું ચરણ સમસ્યા તરીકે મૂક્યું છે.

असमाने समानत्वं भविता कलहे मम ।
इति मत्वा ध्रुवं मानी 'मृगात्सिंहः पलायते' ॥१॥

'જો મારે મૃગલા સાથે કલહ થશે, તો તે મારો 'બરોબરિયો' નથી, તેની સાથે લડવા જતાં, મારે 'બરોબરિયા'માં ખપવું પડશે' એમ ખરેખર માનીને અભિમાની એવો 'સિંહ મૃગલાથી ભાગી જાય છે.' ૧

हीनहत्या दधात्येव लाघवं महतामपि ।
इति मत्वा द्विपद्वेषी 'मृगात्सिंहः पलायते' ॥२॥

હલકા માણસની હત્યા મોટા માણસોને પણ હલકા બનાવે છે; એમ માનીને હાથી પર દ્વેષ રાખનાર 'સિંહ મૃગલાથી ભાગી જાય છે.' ૨

तिष्ठार्जुनाद्य संग्रामे त्वां हनिष्याम्यहं शरैः ।
तिष्ठामि कर्ण किं मूढ 'मृगात्सिंहः पलायते ?' ॥३॥

રણસંગ્રામમાં કર્ણે હાકલ કરીને જણાવ્યું કે, 'હે અર્જુન ! ઊભો રહે, હું તને આજે રણસંગ્રામમાં બાણોથી હણી નાખીશ.' તેનો ઉત્તર આપતાં અર્જુન જણાવે છે કે, 'હે કર્ણ ! હું ઊભો છું. હે મૂઢ ! શું 'મૃગલાથી સિંહ ભાગી જાય છે ?' ૩

ऋषेरस्याश्रमे पुण्ये शापमंत्रस्तमानसः ।
मृगोपतापी प्रायोऽयं 'मृगात्सिंहः पलायते' ॥४॥

ઋષિના આ પવિત્ર આશ્રમમાં મૃગલાને સંતાપ આપનાર સિંહ ઋષિના શાપથી મનમાં ત્રાસ પામે છે અને તેથી ઘણુંખરું 'સિંહ મૃગલાથી ભાગી જાય છે.'

अयं मृगः समायाति त्वरितैस्त्वरितैः पदैः ।
ततो वेगात्पलायस्व 'मृगात्सिंहः पलायते' ॥५॥

( એક યોદ્ધો દોડતો આવે છે, તેને 'મૃગ' કહીને બીજો શૂરવીર પોતાના મિત્રને કહે છે કે,) 'આ ઉતાવળાં ઉતાવળાં પગલાં ભરીને મૃગ આવી પહોંચે છે, માટે તું વેગથી નાસી જા.' (ત્યારે પેલો મિત્ર જવાબ આપે છે કે,) 'શું મૃગલાથી સિંહ ભાગી જાય છે ભલા ?'

નીચેના બે શ્લોકમાં 'સચ્છિદ્રનિરછિદ્ર:' એ સમસ્યા છે :

विद्यायां दुर्लभो केषां कार्ये भिन्ने मति ।
तेषां दैन्यनिरस्तानां 'सच्छिद्रनिरछिद्रिणः' ॥६॥

વિદ્યા મળવા છતાં પણ જેને ખોટો મદ છે તેમ જ વૈભવ હોવા છતાં પણ જેનામાં કંજૂસાઈ છે, તે લોકો ખરેખર દૈવથી શાપિત હોય છે એટલે 'પાણીમાંથી અગ્નિ પેદા થાય' એ પ્રકારે તેમનામાં ઊલટું પરિણામ જોવાને મળે છે. ૬

જ્યારે સમુદ્રે લંકા જવાને માર્ગ ન આપ્યો ત્યારે રામચંદ્રે બાણ માર્યું; તેથી સમુદ્રમાં ખળભળાટ થવાથી જાણે અગ્નિ પેદા થયો, તે પ્રસંગ છે:

सीतासमागमोत्कण्ठाकर्णान्ताकृष्टधन्वनः ।
राघवस्य शराङ्गारैः 'सलिलादग्निरुत्थितः' ॥७॥

જેના હૃદયમાં સીતાના સમાગમની ઉત્કંઠા છે અને જેમણે કાન સુધી ધનુષ્ય ખેંચ્યું છે, એવા રામચંદ્રના બાણરૂપ અંગારાઓને લીધે જાણે કે 'જળમાંથી અગ્નિ પેદા થયો હતો.' ૭

નીચેના ચાર શ્લોકોમાં 'शतचन्द्र नभस्तलम्' એ સમસ્યા છે:

दामोदरकराघातविह्वलीकृतचेतसा ।
दृष्टं चाणूरमल्लेन 'शतचंद्रं नभस्तलम्' ॥ ८ ॥

દામોદર–કૃષ્ણના હાથની મૂઠીનો પ્રહાર થવાથી બેબાકળા બનેલા ચાણૂર મલ્લને ચક્કર આવવાથી તેણે 'આકાશમાં એકને બદલે બે ચંદ્ર જોયા.' ૮

चलत्तरंगरंगायां गंगायां प्रतिबिम्बितम् ।
सचन्द्रं शोभतेऽत्यर्थं 'शतचंद्रं नभस्तलम्' ॥९॥

પ્રવાહિત ગંગાના તરંગોમાં આકાશમાંના ચંદ્રનું પ્રતિબિંબ પડતાં, તે શોભી ઊઠવાથી કોકને વિચાર થતો હતો કે, 'શું આકાશ સો ચંદ્રવાળું બન્યું છે!' ૯

એક વિરહિણી સ્ત્રી ચંદ્રની પીડા સહન નહિ થતા વિધાતાને વિનંતિ કરે છે:

विधे पिधेहि शीतांशुं यावन्नायाति मे प्रियः ।
आगते दयिते कुर्याः 'शतचन्द्रं नभस्तलम्' ॥१०॥

હે બ્રહ્માજી! મારા પ્રિયજન આવે નહિ, ત્યાં સુધી શીતળ કિરણવાળા ચંદ્રને ઢાંકી દો. મારા પ્રિય પતિ આવ્યા પછી ભલેને તમે 'આકાશને સો ચંદ્રોથી ભરી દો.' ૧૦

सुमेरुशिखरप्रान्तस्फुरद्दिव्यवधूमुखैः ।
परितः स्फुरितैः शङ्के 'शतचन्द्रं नभस्तलम्' ॥११॥

સુમેરુ પર્વતના શિખરને કિનારે દેવોની સ્ત્રીઓનાં મુખ વિલસી રહ્યાં છે, તેને જોઈને મને શંકા થાય છે કે 'શું 'આકાશ સો ચંદ્રોવાળું બનેલું છે?' ૧૧

નીચેના બે શ્લોકોમાં 'तक्रं शक्रस्य दुर्लभम्' સમસ્યા છે:

घृतं न श्रूयते कर्णे दधि स्वप्नेऽपि दुर्लभम् ।
मुग्धे दुग्धस्य का वार्ता 'तक्रं शक्रस्य दुर्लभम्' ॥१२

ઘીનું નામેય કાન પર સાંભળવાને મળતું નથી, દહીં તો સ્વપ્નેય મળવું દુર્લભ છે; હે પ્રિયે! દૂધની તો વાતેય શું કરવી અને 'છાશ તો ઇંદ્રને મળવી પણ દુર્લભ છે.' ૧૨

अक्रत्वंगमतस्तक्रं न शतक्रतुना हुतम् ।
नादत्तमितिवाक्यार्थात् 'तक्रं शक्रस्य दुर्लभम्' ॥१३॥

છાશ યજ્ઞનું અંગ નથી, તેથી સો યજ્ઞ કરનાર રાજાએ યજ્ઞમાં છાશના આહુતિ આપી નહોતી. ત્યારબાદ જ્યારે તે રાજા ઇંદ્ર બન્યો ત્યારે 'તે ઇંદ્રને છાશ મળવી દુર્લભ થઈ;' કારણ કે 'नादत्तमुपतिष्ठते'—આપ્યા વિના મળતું નથી, એ ન્યાયે તેને છાશ મળી નહિ.

નીચેના શ્લોકમાં 'यूनोश्चन्द्रायते रविः' સમસ્યા છે:

ग्रीष्मग्रीष्मर्तुसंतप्तशून्यरथ्यान्तरस्थयोः ।
अन्योन्यालापसुखिनोर्यूनोश्चन्द्रायते रविः ॥१४॥

ગ્રીષ્મઋતુના સખત તાપથી તપેલી અને નિર્જન બનેલી નગરીની શેરીમાં ચાલ્યાં જતાં બે જુવાન સ્ત્રી-પુરુષ એકમેક સાથે વાર્તાલાપ કરતાં એવા સુખનો અનુભવ કરતાં હતાં કે, જેથી 'સૂર્ય પણ તેમને ચંદ્ર જેવો લાગતો હતો.' ૧૪

નીચેના શ્લોકમાં 'गगनं भ्रमरायते' સમસ્યા છે:

स्वस्ति क्षत्रियदेवाय जगद्देवाय भूभुजे ।
यद्यशः पुण्डरीकान्तर्गगनं भ्रमरायते ॥१५॥

ક્ષત્રિયામા દેવરૂપ જગતના સ્વામી આ રાજાનું કલ્યાણ થાવ કે જેમના યશરૂપી કમળની અંદર રહેલ 'આકાશ ભ્રમરથી શોભિત હોય' એમ લાગતું હતું.

નીચેના શ્લોકમા 'पुण्या श्लेष्महरानृणी સમસ્યા છે:

आषाढी कार्तिकी माघी वचा शुण्ठी हरीतकी ।
गयायां पिण्डदानेन 'पुण्या श्लेष्महरानृणी' ॥१६॥

અષાઢ, કારતક અને માહ માસની અગિયારસ (पुण्य) પવિત્ર છે. ઘોડાવજ, સૂંઠ અને હરડે કફને હરનારી (श्लेष्महरा) છે તેમ જ ગયામાં પિંડનાં દાન કરવાથી (अनृणी) ઋણમુક્ત બનાય છે. ૧૬

નીચેના શ્લોકમાં 'गुलुगुगुलुगुग्गुलु' અનુકરણ સમસ્યા છે:

जम्बूफलानि पक्वानि पतन्ति विमले गले ।
कपिकम्पितशाखाभ्यो 'गुलुगुग्गुलुगुग्गुलु' ॥१७॥

વાંદરાંઓએ હલાવેલી ઝાડની ડાળીઓ પરથી પાકેલાં જાંબુનાં ફળ જ્યારે નીચે રહેલ નિર્મળ જળમાં પડવા લાગ્યાં, ત્યારે જલમાં 'ગુલુ ગુગ્ગુલુ ગુગ્ગુલુ'

જેવો અવાજ થયો. ૧૭

નીચેના શ્લોકમાં ઠઠંઠંઠ . અનુકરણ સમસ્યા છે :

रामाभिषेके मदविह्वलाया हस्ताच्च्युतो हेमघटस्तरुण्याः । सोपानमासाद्य करोति शब्दं 'ठठंठठंठठठंठठंठः' ॥ १८ ॥

જ્યારે રામચંદ્રનો રાજ્ય પર અભિષેક થતો હતો ત્યારે તેના આનંદમાં ગરકાવ થવાથી ભાન ભૂલેલી તરુણ સ્ત્રીના હાથમા રહેલો સોનાનો ઘડો છૂટી ગયો, તે પગથિયાં પર પડ્યો ત્યારે તે ઘડો 'ઠઠં ઠઠંઠં, ઠઠઠં ઠઠંઠ:' જેવો શબ્દ કરતો હતો. ૧૮

નીચેના બંને શ્લોકોમાં सूर्योदये रोदिति चक्रवाकी એ સમસ્યા છે. સાધારણ રીતે ચક્રવાકનું જોડું રાતે છૂટું પડે અને દિવસે ભેગું થાય, એવો નિયમ છે; તો સૂર્યોદયે હસવાને બદલે રડે, તે વિરુદ્ધ કથન છે, તેનો ઉદ્ધાર કવિ પોતાની કલ્પનાચાતુરીથી કરે છે :

कर्पूरपूरच्छविवादविद्यासंवावदूकद्युतिशुक्तिताम्रे ।
इन्दौ नृपद्वेपि तमोविताने 'सूर्योदये रोदिति चक्रवाकी'॥

કપૂરના સમુદાયની કાંતિ જેવી જેની ઉજ્જવળ કીર્તિ છે એવી વાદવિદ્યામા કુશળ વક્તાની કાંતિરૂપી લાલ છીપમા મુખરૂપી ચંદ્રનો ઉદય થયો ત્યારે રાજાના શત્રુમા અજ્ઞાનરૂપી અંધકાર ફેલાઈ ગયો; તેવે વખતે 'સૂર્યનો ઉદય થયો હોવા છતા (શુ આ ચંદ્રનો ઉદય થયો, એમ માનીને) ચક્રવાકી પોતે રડવા લાગે છે.'

विलोक्य वालासुरचन्द्रबिम्बे कण्ठे च मुक्तावलिहारतारा: । पुनर्निशाया भयभीतभीता 'सूर्योदये रोदिति चक्रवाकी' ॥२०॥

સોળ વર્ષની સુંદર બાળાના મુખરૂપી ચંદ્રના બિંબને જોઈને તેમ જ તેના કંઠમાં રહેલી મુક્તાવલીના હારમાં મોતીરૂપી તારા જોવામા આવતા ફરીથી રાત આવી પહોચી કે શુ ? એવા ભયથી ભયભીત બનેલી એવી 'ચક્રવાકી સૂર્યનો ઉદય થવા છતાં પણ રુદન કરી રહી છે.'

આ શ્લોકમા 'चन्द्रोदये नृत्यति चक्रवाकी' સમસ્યા છે :

सर्वस्य जन्तोर्भवति प्रमोदो विरोधिवर्गे परिभूयमाने ।
तिरोहिते त्वद्यशसा नरेन्द्र 'चन्द्रोदये नृत्यति चक्रवाकी'॥

હે રાજા ! તમારા વેરી જ્યારે હારી જવા લાગ્યા, ત્યારે બધાં પ્રાણીઓને ખૂબ જ આનંદ થયો તેમ જ તમારા યશરૂપી ચંદ્રનો ઉદય થતાં તમારા શત્રુઓ ઝાંખા પડી ગયા અને તમારા યશરૂપી ચંદ્રનો ઉદય થતો જોઈને 'ચક્રવાકી નાચ કરવા લાગી છે.' ૨૧

'अङ्गारपूर्णं कमलं प्रफुल्लम्' એ સમસ્યા આ બે શ્લોકમાં છે :

न क्वापि रामाहितसंशयाया विना न मात्वं जनकात्मजायाः । पुरः सुराणाङ्कपुरःसराणाम् 'अङ्गारपूर्णं कमलं प्रफुल्लम्' ॥२२॥

સીતાએ અગ્નિમાં પ્રવેશ કર્યો ત્યારે પણ તેમનુ મુખકમળ પ્રફુલ્લ હતું, એ પ્રસંગ આલેખતાં કવિ જણાવે છે કે, 'જે સીતા માટે અહિત–દ્વેષીજનોને પણ કોઈ સંશય થાય એમ નથી; જે જનકનાં પુત્રી–સીતા વિષે માતા વિના બીજો ભાવ જાગે એમ નથી; તે સીતાએ દેવોના પિતા બ્રહ્માજીના દેખતાં અગ્નિમાં પ્રવેશ કર્યો હતો, ત્યારે તેમનું 'મુખકમળ અંગારાથી પરિપૂર્ણ હોવા છતા અત્યંત પ્રફુલ્લ હતું.' ૨૨

पुञ्जायमानारुणरत्नहारे कान्तोरसि स्रावदनङ्ग भाति । सिध्येदमुष्योपमितिर्यदि स्याद् 'अङ्गारपूर्णं कमलं प्रफुल्लम्' ॥ २३ ॥

આ સુંદર સ્ત્રીની છાતી પર જે રત્નનો હાર છે, તેની કાંતિ લાલવર્ણનો પુંજ ભેગો થયો હોય તેવી લાગે છે અને છાતીમાથી અનંગ રસ ઝરતો હોય એમ લાગે છે. એ રીતે હારની વચમા રહેલી છાતીને કમળ સાથે સરખાવાએ, તો હારને અંગારા સાથે સરખાવાય અને એમ કહેવાય કે 'અંગારામા રહેવા છતાં કમળ પ્રફુલ્લ છે.' ૨૩

सिन्दूरबिन्दुर्विधवाललाटे એ સમસ્યા આ શ્લોકમા છે :

रे पुत्र सत्सङ्गमवाप्नुहि त्वमसत्प्रसङ्गं त्वरया विहाय । धन्योऽपि निन्दां लभते कुसङ्गात् 'सिन्दूरबिन्दुर्विधवाललाटे' ॥ २४ ॥

હે પુત્ર ! તુ દુર્જનોનો સંગ જલદી છોડી દઈને સારા જનોનો સંગ મેળવ. સારો ધન્ય માણસ પણ ખરાબ જનોના સંગથી નિંદાપાત્ર બને છે. જેમ કે સિંદૂરનું બિંદુ છે, તે મંગલસૂચક છે. પણ જો તે વિધવાના લલાટ પર હોય, તો તેની નિંદા થાય છે

'रमा मुदा शंकरमालिलिङ्ग' એ સમસ્યા નીચેના શ્લોકમાં છે :

श्रुत्वा प्रदग्धं तनयं सशोका पुनर्निशम्यात्तशरीरभावम् । पश्यत्सु देवेषु च धावमाना 'रमा मुदा शंकरमालिलिङ्ग' ॥ २५ ॥

કામદેવ તે લક્ષ્મીનો પુત્ર ગણાય છે અને તેથી જ લક્ષ્મીનો અવતાર રુક્મિણી થયાં ત્યારે કામદેવે પ્રદ્યુમ્નનો અવતાર લીધો હતો. તે પ્રસંગ વર્ણવતાં કવિ જણાવે

છે કે, 'જ્યારે પોતાનો પુત્ર કામદેવ મહાદેવથી બળી ગયો ત્યારે લક્ષ્મીજી શોકવશ થયાં; પરંતુ પોતાના પુત્રને શરીર મળેલું છે, એવી વાત સાંભળી ત્યારે લક્ષ્મીજી હર્ષમાં આવી ગયાં અને બધા દેવોના દેખતાં દોડતાં દોડતાં, તે 'લક્ષ્મી પ્રેમથી શંકરને ભેટી પડ્યાં.' ૨૫

हुताशनश्चन्दनपंकशीतलः એ સમસ્યા છે:

सुतं पतन्तं प्रसमीक्ष्य पावके । न बोधयामास पतिं पतिव्रता । तदा ह्यसौ तद्व्रतशक्तिपीडितो 'हुताशनश्चन्दनपङ्कशीतलः' ॥ २६ ॥

(થાકેલા પતિની સેવામાં મગ્ન પતિવ્રતા સ્ત્રીનો નાનો પુત્ર અગ્નિમાં પડે છે, પણ પતિ જાગી જાય એ ભયે તે પુત્રને ઝાલતી નથી ત્યારે સતીના પ્રભાવથી અગ્નિ ઠંડો બને છે. તે વર્ણવતાં કવિ જણાવે છે કે) અગ્નિમાં પોતાના પુત્રને પડતો જોવા છતાં પણ પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિને જગાડ્યો નહિ, ત્યારે તે સતીના વ્રતની શક્તિથી પીડાયેલ અગ્નિ 'ચંદનના કાદવ જેવો શીતલ બની ગયો.'

હૂં હુ હૂં હુ હુ.........પ્રમાણેની અનુકરણ સમસ્યા શ્લોકમાં છે:

उन्नमय्य सकचग्रहमास्यं चुम्बति प्रियतमे हठवृत्त्या ।
कूजितं जयति मानधनाया 'हूंहुहूंहुहुहुहूंहुहुहूंहूम्' ॥

જ્યારે કોઈ પ્રિયતમ માનિનીના માથાના કેશ સહિત મુખને પકડીને તેને બળાત્કારે ચુંબન કરે છે, ત્યારે તે માનિનીના 'હૂં હુ હૂં હુ હુ હુ હૂં હુ હુ હૂં હૂં' એવા કૂજિતને તે પામે છે. ૨૭

शशकशृङ्गमयं कठिनं धनुः એ સમસ્યા છે:

मम करग्रहणाय पणीकृतं न यदि राघवतोऽप्यधिरोहति । सखि तदैवममूत्मम जीविते 'शशकशृङ्गमयं कठिनं धनुः' ॥ २८ ॥

સસલાને શીંગડું નથી, તો પછી તેનું બનેલું કઠણ ધનુષ્ય તો અસંભવ છે, એ ભાવ બતાવતાં કવિ સીતાનો પ્રસંગ વર્ણવે છે. સીતા તેની સખીને જણાવે છે કે, 'હે સખિ! મારા પાણિગ્રહણ માટે મારા પિતાએ શિવના ધનુષ્યની પ્રતિજ્ઞા લીધી હતી. તે ધનુષ્ય જો રામચંદ્રથી ઊંચું થયું ન હોત, તો તે જ વખતે મારા જીવન વિષે 'સસલાના શીંગડાથી બનેલ કઠણ ધનુષ્ય' જેવું બની જાત; અર્થાત્ મારું જીવવું અસંભવિત બન્યું હોત.'

मध्याह्ने मुकुलितमम्बुजं वनान्ते એ સમસ્યા આ શ્લોકમાં છે:

नीलाब्जद्युतिनयनं नितान्तवृत्तमास्यश्रीपरिचितचन्द्रिकाविलासम् । स्नातायाः सरसि विलोक्य वक्त्रचन्द्रं 'मध्याह्ने मुकुलितमम्बुजं वनान्ते' ॥२९॥

જેનાં નેત્ર નીલકમળ જેવાં કાન્તિમાન છે, તેમ જ જેનું મુખ સુંદર ગોળાકાર છે, એવી સુંદર સ્ત્રી સરોવરમાં સ્નાન કરીને બહાર નીકળે છે, ત્યારે તેના મુખની શોભા પરિચિત ચાંદનીના વિલાસ જેવી લાગે છે, તેથી તેના મુખરૂપી ચંદ્રને જોઈને 'વનની અંદર રહેલ કમળ ખરા બપોરે બિડાઈ જાય છે.' ૨૯

राहुर्दिवा ग्रसति पर्व विना किलेन्दुम् એ સમસ્યા છે:

कांचिद्दिनार्धसमये रविरश्मितप्तां नीलांशुकाञ्चलनिलीनमुखेन्दुबिम्बाम् । तां तादृशीं समनुवीक्ष्य कविर्जगाद 'राहुर्दिवा ग्रसति पर्व विना किलेन्दुम्' ॥

ખરે બપોરે સૂર્યનાં કિરણોથી તપેલ પોતાના મુખરૂપી ચંદ્રને કોઈ સુંદરી કાળા વસ્ત્રના પાલવથી ઢાંકી દે છે, તેને જોઈને કવિ બોલી ઊઠે છે કે, 'આ તો રાહુ પૂર્ણિમાના પર્વ વિના જ ધોળે દિવસે ચંદ્રને ગળી જાય છે.' આમાં કાળું વસ્ત્ર તે રાહુ છે અને મુખ તે ચંદ્ર છે.

मशकगलरन्ध्रे हस्तियूथं प्रविष्टम् એ સમસ્યા છે:

बहलबलसमर्था मेघनादादयो मे
सपदि युधि विशन्तः कीटहस्ते निपेतुः ।
इति वदति दशास्यो हस्ततालं वितत्य
'मशकगलरन्ध्रे हस्तियूथं प्रविष्टम्' ॥ ३१ ॥

રાવણના મેઘનાદ વગેરે પુત્રો વાનરની સેનામાં ઘૂસી ગયા ત્યારે તેમનો વાનરોએ સંહાર કરી નાખ્યો, તે વાતને રાવણે અસંભવ જેવી માની, તે પ્રસંગનું વર્ણન કરતાં કવિ જણાવે છે કે, મારા ઘણા અતુલ બળવાળા મેઘનાદ વગેરે પુત્રોએ યુદ્ધની ભૂમિ પર પ્રવેશ કર્યો તેની સાથે જ વાનરોના હાથે તેઓ માર્યા ગયા, એમ બોલીને રાવણે પોતાની હથેલી મસળી મસળી અને જણાવ્યું કે, 'આ તો મચ્છરના ગળાના છિદ્રમાં હાથીનું ટોળું પ્રવેશ્યું' એના જેવી અસંભવ વાત બની ગઈ!

तिलतुषपुटकोणे मक्षिकोष्ट्रं प्रसूता એ સમસ્યા છે:

मृगशिशुनयनाया अक्षिपक्ष्मप्रकोणे
विलसति तरलाया तारका तारकेव ।
प्रतिफलित इहोष्ट्रे भ्रान्तिरासीज्जनानां
'तिलतुषपुटकोणे मक्षिकोष्ट्रं प्रसूता' ॥ ३२ ॥

જેનાં નેત્ર મૃગબાળક જેવાં ચપળ છે, એવી સુંદરીની આંખની પાંપણના ખૂણામાં રહેલી કીકી આકાશના તારા જેવી લાગે છે; તેમાં જ્યારે કોઈ ઊંટનું પ્રતિબિંબ પડે છે ત્યારે માણસોને એવી ભ્રાંતિ થાય છે કે, 'તલના ફોતરાની અંદર ખૂણામાં રહેલ માખીએ ઊંટ-

ને જન્મ આપ્યો છે.' ૩૨

पुरः पत्युः कामाच्छ्वशुरमियमालिंगति सती એ સમસ્યા નીચેના ચાર શ્લોકોમાં રહેલી છે :

**मधौ मन्दं मन्दं मरुति शिशिरे वाति रुचिरे**
**कुलस्त्रीभिः कृष्णे विहरति तथा वृष्णिनिकरे ।**
**उषा योषा तोषाद्वदनमनिरुद्धस्य मिपतो**
**'पुरः पत्युः कामाच्छ्वशुरमियमालिङ्गति सती' ॥**

જ્યારે વસંતઋતુમાં રુચિકર શીતળ પવન મંદ મંદ વાઈ રહ્યો હતો ત્યારે યાદવોના સમુદાયમાં રહેલા કૃષ્ણ કુળની સ્ત્રીઓ સાથે વિહાર કરી રહ્યા હતા; તે પ્રસંગે તેમના પુત્રના પુત્ર અનિરુદ્ધની સ્ત્રી ઉષાએ અનિરુદ્ધના મુખ જેવું કૃષ્ણનું મુખ જોઈ, તે અનિરુદ્ધ છે, એમ માનીને આલિંગન આપ્યું. અર્થાત્ 'પોતાના પતિના દેખતાં, આ ઉષા સતી કામના ભાવથી પોતાના સસરાને આલિંગન આપે છે.' ૩૩

**स्वयं संराध्येशं पुरभिदमनल्पेन तपसा**
**महेन्द्रं संतोष्य त्रिदशरिपुनाशादसुकरात् ।**
**समायाते पार्थे द्रुपदतनया क्लेशविकला**
**'पुरः पत्युः कामाच्छ्वशुरमियमालिङ्गति सती' ॥**

અર્જુને ઘણું તપ કરીને ત્રિપુરારિ શંકરને આરાધ્યા અને તે પછી દેવોને જીતવા અશક્ય એવા શત્રુઓનો નાશ કરીને ઇંદ્ર-દેવરાજને પ્રસન્ન કર્યા. તે ઇંદ્રરાજને સાથે લઈને જ્યારે અર્જુન પોતાના સ્થાને પાછો આવ્યો, ત્યારે કલેશથી વિકલ બનેલ 'સતી દ્રૌપદી પોતાના પતિના દેખતાં જ પોતાના સસરા ઇંદ્રરાજને સ્નેહના ભાવથી આલિંગન આપતી હતી.' અહીં ઇંદ્ર અર્જુનના પિતા છે અને તેમનું સહસા આગમન છે. તેથી દ્રૌપદી આલિંગન આપે, તેમાં બાધ નથી, એવો ભાવ છે. ૩૪

**कदाचित्पाञ्चाली विपिनभुवि भीमेन बहुशः**
**कृशाङ्गि श्रान्तासि क्षणमिह निषीदेति गदिता ।**
**शनैः शीतच्छायं तटविटपिनं प्राप्य मुदिता**
**'पुरः पत्युः कामाच्छ्वशुरमियमालिङ्गति सती' ॥**

એક વખતે જ્યારે જંગલમાં રખડતા રખડતાં દ્રૌપદી થાકી ગઈ ત્યારે ભીમસેને ઘણું ઘણું જણાવ્યું કે, 'હે કૃશ શરીરવાળી! તું થાકી ગઈ છે, માટે ઘડીક આરામ લે.' તે વચનને માન આપીને દ્રૌપદી ધીરે ધીરે સરોવરના વૃક્ષની શીતળ છાયામાં જઈને આરામ કરવા લાગી ત્યારે શીતળ પવનને તે આલિંગન આપતી હતી. તે તો દ્રૌપદીનો સસરો થાય; અર્થાત્ 'સતી દ્રૌપદી પતિના દેખતાં જ સ્નેહભાવે પોતાના સસરાને આલિંગન આપે છે' છતાં કોઈ જાતનો વાંધો આવતો નથી.

**तपापाये गोदापरतटभुवि स्थातुमनसि**
**प्रविष्टे तत्पूरं भगवति मुनौ कुम्भजनुपि ।**
**द्रुतं लोपामुद्रा स्वयमविकलं गन्तुमुदिता**
**'पुरः पत्युः कामाच्छ्वशुरमियमालिङ्गति सती' ॥**

શરીરના તાપ દૂર કરવા માટે ગોદાવરીના સામા કિનારે જવાની ઇચ્છાથી જ્યારે કુંભથી જન્મ લેનારા ભગવાન અગસ્ત્ય મુનિએ નદીના પૂરમાં પ્રવેશ કર્યો, ત્યારે તેમનાં પત્ની લોપામુદ્રાએ પોતે પણ સામે કિનારે જલદી જવાની ઇચ્છાથી ઘડાનો આધાર લીધો; અર્થાત્ 'પોતાના પતિના દેખતાં, પોતાના સસરા ઘડાને સતી લોપામુદ્રાએ કામભાવથી આલિંગન આપ્યું હતું' છતાં કોઈ બાધ નહોતો. ૩૬

'गंगावत् गजगण्डवद् गगनवद् गांगेयवद् गेयवत्' એ સમસ્યા છે'

**ये पापं शमयन्ति संगतिभृतां ये दानशृङ्गारिणो**
**येषां चित्तमतीव निर्मलतरं येषां न भग्नं व्रतम् ।**
**ये सर्वान्सुखयन्ति हि प्रतिदिनं ते साधवो दुर्लभा**
**'गङ्गावद्गजगण्डवद्गगनवद्गाङ्गेयवद्गेयवत्' ॥ ३७ ॥**

પોતાની સંગતિ કરનાર જનોના પાપોને જે સજ્જનો 'ગંગાની જેમ' શમાવે છે, જે સજ્જનો 'ગંડસ્થળથી મદઝરતા હાથીની જેમ' દાન આપવાની શોભાથી શોભે છે, જે સજ્જનોના ચિત્ત 'ગગનની જેમ' અત્યંત નિર્મળ છે, જેમના વ્રત 'ભીષ્મ પિતામહની જેમ' ભાંગ્યા નથી તેમ જ જે સાધુજનો દરરોજ ગવાતા 'સંગીતની જેમ' બધાને આનંદ આપે છે તેવા સજ્જનો દુર્લભ હોઈ ગંગાની જેમ; હાથીના ગંડસ્થળની જેમ, ગગનની જેમ, ભીષ્મપિતામહની જેમ તેમ જ સંગીતની જેમ શોભે છે' ૩૭

जम्बूवद् जलबिन्दुवत् जलजवत् जम्बालवत् जालवत् એ સમસ્યા નીચેના સાત શ્લોકોમાં છે :

**यत्कण्ठे गरलं विराजतितरां शीर्षे च मन्दाकिनी**
**यत्सङ्गे च शिवामुखं कटितटे शार्दूलचर्माम्बरम् ।**
**माया यस्य रुणद्धि विश्वमखिलं तस्मै नमः शंभवे ।**
**'जम्बूवज्जलबिन्दुवज्जलजवज्जम्बालवज्जालवत्' ॥३८॥**

જે મહાદેવના ગળામાં ઝેર 'જાંબુની જેમ' શોભે છે, જેના મસ્તક પર ગંગા 'જળના બિંદુ'ની જેમ રહેલી છે, જેના ખોળામાં બેઠેલાં પાર્વતીનું મુખ 'કમળ'ની જેમ શોભે છે, જેની કેડના કિનારા પર

રહેલ આશ્ચર્યરૂપી વસ્ત્ર 'સેવાળની જેમ' દેખાય છે તેમજ જેની માયા અખિલ વિશ્વને 'જાળની જેમ' રોકી દે છે; તે શંકરને પ્રણામ. ૩૮

स्यातस्त्वं फलवृष्टिपुष्टिसुमनः स्वाधीनजाम्बूनदः
शीर्णास्ते रिपुसंपदः प्रतिदिनं मित्रोदये मोदसे।
पान्थानां कुरुषे विलम्बनमहो दृत्तान्तरस्तेजसा
'जम्बूवज्जलबिन्दुवज्जलजवज्जम्बालवज्जालवत्'॥ ३९॥

જેમ જંબૂનદ પ્રદેશ દેવોને આનંદ આપે છે તેમ હે રાજન્! તમે પ્રજાજનોને ફળની વૃષ્ટિથી પુષ્ટિ આપીને દેવોને આધીન જંબૂનદ જેવા બનીને 'જાંબુ-ની જેમ' પ્રખ્યાત છો; તમારા શત્રુઓની સંપત્તિ દરરોજ 'જલનાં બિંદુની જેમ' નાશ પામે છે. જેમ કમળ મિત્ર-સૂર્યના ઉદય વખતે વિકસે તેમ તમે મિત્રનો ઉદય કરવામાં 'કમળની જેમ' વિકાસ પામો છો. જેમ સેવાળથી પગ લપસી પડે તેથી સરોવરમાં ધીરે ધીરે ચાલવું પડે છે, તેમ તમારે ત્યાં આવેલા મુસાફરોને તમે જલદી વિદાય આપતા નથી, તેથી તમે 'સેવાળની જેમ' તેમના ગમનમાં વિલંબ કરો છો. જેમ ગવાક્ષની જાળીમાંથી સૂર્યનાં કિરણ આવે છે તેમ તમે પણ તમારા તેજથી બીજાને આનંદ પામવાનો અવકાશ આપો છો. ૩૯

सद्ग्रामे रिपुभूभुजां मुखरुचिर्जीवश्चदेवाङ्गना
चक्षुः प्रोल्लसदस्रमांसनिचयैस्त्वन्मेदिनीमण्डलम्।
त्वच्चापोद्गतबाणसंहतिरभूच्छ्रीराम भूमीपते
'जम्बूवज्जलबिन्दुवज्जलजवज्जम्बालवज्जालवत्'॥४०॥

હે રામચંદ્ર! હે પૃથ્વીપતિ! રણસંગ્રામમાં તમારા વૈરી રાજાઓનાં મુખની કાંતિ 'જાંબુની જેમ' શ્યામ પડી જાય છે; તે શત્રુઓના જીવ 'જળનાં બિંદુની જેમ' ક્ષણિક બની જાય છે. તેમનાં વીર મૃત્યુ થવાથી વીરાંગનાઓનાં નેત્ર 'કમળની જેમ' પ્રફુલ્લ બને છે. તે રણસંગ્રામની ભૂમિ લોહીમાંસના જામી જવાથી 'સેવાળની જેમ' લપસણી બની જાય છે; તેમ જ તમારા ધનુષ્ય પરથી છૂટેલાં બાણોનો સમૂહ 'જાળની જેમ' રણભૂમિ પર છવાઈ જાય છે. ૪૦

वैदेहीं समवाप्य दाशरथिनाख्ये प्रयाणेऽग्रतो
दृष्टाः पुष्पकसंस्थितेन रभसादाकाशमारोहता।
लङ्कासागरजानकीवनरणक्षौण्यश्चमत्कारिका
'जम्बूवज्जलबिन्दुवज्जलजवज्जम्बालवज्जालवत्'॥४१॥

જ્યારે દશરથપુત્ર રામચંદ્રે લંકામાંથી સીતાને મેળવીને પુષ્પક વિમાનમાં બેસીને અયોધ્યા તરફ પ્રયાણ કર્યું, ત્યારે તે પુષ્પક વિમાન વેગથી આકાશમાં ગતિ કરતું હતું; તે વખતે લંકા 'જાંબુના ફળ જેવી' નાની દેખાતી હતી; સાગર 'જળના બિંદુ જેવો' દેખાતો હતો. સીતાનું મુખ 'કમળની જેમ' પ્રફુલ્લ હતું. તેમ જ અરણ્ય અને રણની ભૂમિઓ 'સેવાળ જેવી' પાતળી અને 'જાળની જેમ' ગૂંથાયેલી હોય તેવી લાગતી હતી. ૪૧

यो द्रोणाचलमादधौ करतले योऽतीतरत्सागरं
यश्चोत्पाटितवांस्तरूनुदवहत्पुच्छेन दावानलम्।
यो रक्षान्समरेऽरुणत्कपिवरः पायाद्धनूमानसौ
'जम्बूवज्जलबिन्दुवज्जलजवज्जम्बालवज्जालवत्'॥४२॥

જે હનુમાને દ્રોણાચળ પર્વતને પોતાની હથેળીમાં 'જાંબુના ફળની જેમ' ઉપાડ્યો હતો, જે હનુમાન સાગરને 'જળના બિંદુની જેમ' ગણીને તરી ગયા હતા, જે હનુમાને અશોકવાટિકાનાં વૃક્ષોને 'કમળની જેમ' ઉખાડી નાખ્યાં હતાં, જે હનુમાને પોતાના પૂંછડાથી દાવાનળનો અગ્નિ 'સેવાળની જેમ' શીતળ ગણીને ધારણ કર્યો હતો તેમ જ જે હનુમાને સમરાંગણમાં અસુરોને 'જાળની જેમ' ગૂંચવીને રોકી રાખ્યા હતા, તે હનુમાન અમારું રક્ષણ કરો. ૪૨

कस्तूरीतिलकं ललाटरचितं नासामणि निस्तलं
वक्त्रं कुंचितकेशपाशमनिशं दृष्टिं निसृष्टां पुरः।
पुंसां मानसमत्स्यबन्धनविधौ धत्सेऽत्र वत्से स्वयं
'जम्बूवज्जलबिन्दुवज्जलजवज्जम्बालवज्जालवत्'॥४३॥

હે સુંદરી! તેં લલાટમાં કસ્તૂરીનું તિલક કર્યું છે, તે 'જાંબુના જેવું' શ્યામ છે; જે નાકની નથની-નું મોતી છે, તે 'જળના બિંદુની જેમ' ચકચકિત છે; તારું ગોળાકાર મુખ 'કમળ જેવું' છે. તારા વાંકડિયા કેશપાશ 'સેવાળની જેમ' એકસરખા છે તેમ જ પુરુષના અંતઃકરણરૂપ મત્સ્યને બંધનમાં નાખવા માટે 'જાળ જેવી' દૃષ્ટિને તું ધારણ કરે છે. ૪૩

विद्धि श्रीहृदयं सदान्तमलिनं भीमं भवाम्भोनिधिं
विद्धाने सुरतं महीशभवनं गूढं दृढं कण्टकैः।
दारागारसमागमं सुविषमं मोहं परं दुस्तरं
'जम्बूवज्जलबिन्दुवज्जलजवज्जम्बालवज्जालवत्' ॥४४

હે જીવ! આત્મજ્ઞાન મેળવીને તું આ જગતને જો. લક્ષ્મીનું હૃદય 'જાંબુની જેમ' સદા મલિન જાણ. ભયંકર લાગતા ભવસાગરને 'જલના બિંદુની જેમ' ક્ષણિક જાણ. સ્ત્રીની રતિક્રીડાને 'કમળની જેમ, ભમરાને ફસાવનારી જાણ. દુષ્ટજનોરૂપી દૃઢ કાંટાથી વીંટાયેલ રાજભવનને 'સેવાળ જેવું' ગૂઢ જાણ; તેમ જ જેમાં સ્ત્રી, ઘર વગેરેનો સમાગમ થાય છે, એવા આ સંસારરૂપી

મોહને બંધનથી ન છુટાય તેવી જાળ જેવું જાણું. ૪૪

मत्सी रोदिति, मक्षिका च हसति, ध्यायन्ति वामभ्रुवः એ સમસ્યા છેઃ

अस्माकं जलजीविनां जलमिदं सद्वाजिराजिव्रजैः
पातव्यं पररक्तसक्तमनसां तृप्तिः पतीनां क्षयः ।
मत्वैवं किल राजदेव नृपते त्वज्जैत्रयात्रोत्सवे
'मत्सी रोदिति मक्षिका च हसति ध्यायन्ति वामभ्रुवः' ॥

હે રાજાધિરાજ! તમે જ્યારે વિજયયાત્રાનો ઉત્સવ કરવા લડાઈમાં પધારો છો; ત્યારે 'મોટા ઘોડાઓના સમૂહથી જળાશયનાં જળ પિવાઈ જશે કે જે જળ અમ જળચરોનાં જીવન છે' એમ મનમાં વિચારીને માછલી રડવા લાગે છે. 'રણસંગ્રામમાં લોહી પીવાના મળશે' એમ માનીને જેનાં મન બીજાનાં લોહી પીવામાં આસક્ત એવી માખી હસે છે; તેમ જ 'અમારા પતિઓનો નાશ થશે' એમ માનીને તેમના પ્રાણનાં રક્ષણ કરવા વીરજનોની સ્ત્રીઓ ભગવાનનું ધ્યાન ધરવા લાગે છે. ૪૫

पाथोधिर्जलधिः पयोधिरुदधिर्वारां निधिर्वारिधिः એ સમસ્યા નીચેના ત્રણ શ્લોકોમાં છે. સમુદ્રના છ નામ આપ્યાં છેઃ

अम्बा कुप्यति तात मूर्ध्नि विधृता गङ्गेयमुत्सृज्यतां
विद्वन्षण्मुख का गतिर्मम चिरं मूर्ध्नि स्थिताया वद ।
कोपावेशवशादशेषवदनैः प्रत्युत्तरं दत्तवान्
'पाथोधिर्जलधिः पयोधिरुदधिर्वारांनिधिर्वारिधिः' ॥४६

છ મુખવાળા કાર્તિકસ્વામી મહાદેવ પાસે જઈને કહે છે કે, 'હે પિતાજી! મારી માતા ક્રોધ કરે છે, માટે તમે મસ્તકે ધારેલી ગંગાને કાઢી મૂકો. તે સાંભળીને ગંગા પૂછે છે કે, 'હે છ મુખવાળા વિદ્વાન! હું ઘણા વખતથી આ મસ્તક પર રહું છું, તો હવે મારી શી દશા થશે?' તે સાંભળીને કોપમાં આવેલ કાર્તિકસ્વામી પોતાના છયે મુખથી પ્રત્યુત્તર આપવા લાગ્યા કે, 'પાથોધિ, જલધિ, પયોધિ, ઉદધિ, વારાંનિધિ, વારિધિ' એ સમુદ્ર તમારી ગતિ છે.' ૪૬

माध्वीके विधुमण्डले वरवधूवक्त्रे च गीतान्तरे
सक्ते वक्त्रचतुष्टये दशमुखो विज्ञापितस्तच्चरैः ।
बद्धोऽसाविति चेतरैर्भयवशादूचे वचः संभ्रमात्
'पाथोधिर्जलधिः पयोधिरुदधिर्वारांनिधिर्वारिधिः' ॥४७

રાવણને દશ મુખ હતાં, તેમાંનું એક મુખ સુરાપાનમાં, બીજું ચંદ્રમંડળ જોવામાં, ત્રીજું સુંદર સ્ત્રીને જોવામાં અને ચોથું સંગીતમાં રોકાયેલું હતું; એટલામાં દૂતોએ આવીને રાવણને જણાવ્યું કે, 'એ બંધાયો.' ત્યારે એકદમ ભયને વશ થતાં, રાવણનાં બાકીનાં છ મુખ એકીસાથે પૂછી ઊઠ્યાં કે, 'શું? 'પાથોધિ, જલધિ, પયોધિ, ઉદધિ, વારાંનિધિ, વારિધિ' બંધાયો?' ૪૭

पीतस्त्वं कलशोद्भवेन मुनिना ध्वस्तोऽसि दैवासुरै-
र्बद्धोऽसि च राघवेन मृदुना शाखामृगैर्लङ्घितः ॥
नाम्नामारभटी वृथैव भवतो लोकैरियं घुष्यते ।
'पाथोधिर्जलधिः पयोधिरुदधिर्वारांनिधिर्वारिधिः' ॥४८

સમુદ્રને ઉદ્દેશીને કવિ જણાવે છે કે, 'તને કુંભજન્મ અગસ્ત્યમુનિ પી ગયા, દેવો અને દૈત્યોએ તારું મંથન કર્યું, ભલા રામચંદ્રે તને બાંધ્યો, વાનરોએ તારું ઉલ્લંઘન કર્યું; તો પછી લોકો દ્વારા તારા નામની મોટી પ્રસિદ્ધિ ગવાય છે અને પાથોધિ, જલધિ, પયોધિ, ઉદધિ, વારાંનિધિ, વારિધિ કહે છે તે વ્યર્થ જ છે. ૪૮

तुम्बी मज्जति संतरन्ति दृषदः प्रेतो दिवा नृत्यति એ સમસ્યા છેઃ

तर्तुं पर्वतसंनिभेन कपिनालाबू कृतां वक्षसि ।
क्षिप्रं वीक्ष्य निमज्जतीमथ तव स्पृष्टास्तरन्तीः शिलाः॥
लोके नृत्यपरे विभीषणजने सीताह सेतूद्यमे ।
'तुम्बी मज्जति संतरन्ति दृषदः प्रेतो दिवा नृत्यति' ॥४९

જ્યારે રામચંદ્ર લંકાપાર કરવા સેતુ બાંધતા હતા, ત્યારે પર્વત જેવા વિશાળ કાયવાળા હનુમાને છાતી પર તુંબડી બાંધી હતી. 'તુંબડી' હનુમાનના ભારથી ડૂબી જતી હતી. તમારા (રામના) હાથના સ્પર્શથી પથ્થરની શિલાઓ તરતી હતી અને તે જોઈને વિભીષણના માણસો નાચ કરતા હતા, તેથી સીતાજી બોલી ઊઠ્યાં કે, 'તુંબડી ડૂબે છે, પથ્થર તરે છે અને ભૂતપિશાચ દિવસે નાચે છે.' ૪૯

शृङ्गाग्रादपतन्मृगस्य रुदतो बाष्पाम्बु भूमण्डले એ સમસ્યા છેઃ

त्वं नो गोत्रपतिस्तवेन्दुरधिपस्तस्यामृतं त्वत्करे ।
तेन व्याधशराहतां प्रणयिनीमेनां पुनर्जीवय ॥
इत्यूर्ध्वं गगने निशापतिमृगे कारुण्यमातन्वतः ।
'शृङ्गाग्रादपतन्मृगस्य रुदतो बाष्पाम्बु भूमण्डले' ॥५०

પારધીના બાણથી પોતાની પ્રિયતમા મૃગલી મરણ પામતાં, શોકાતુર બનેલ મૃગ ચંદ્રમંડળમાં રહેલ મૃગને સંબોધીને જણાવે છે કે, 'તમે આપણા ગોત્રના પતિ છો. તમારો સ્વામી ચંદ્ર છે. તે ચંદ્રનું અમૃત તમારા હાથમાં છે; માટે તે અમૃતથી મારી પ્રિયતમાને ફરી જિવાડો, કે જે વ્યાધના બાણથી હણાયેલી છે.' એ રીતે જ્યારે તે આકાશમાં રહેલ ચંદ્રના મૃગને વિષે પોતાની કરુણ દશા પ્રગટ કરતો હતો, ત્યારે 'તે રડતા

મૃગલાના શીંગડાના આગળના ભાગથી વહીને ગરમ આંસુ પૃથ્વી પર પડતાં હતાં.' ૫૦

कुर्वाते कुरुते करोति कुरुतः कुर्वन्ति अलंकुर्वते એ कृ ધાતુની સમસ્યા નીચેના બે શ્લોકોમાં છે:

चित्रं नर्तनमम्बरे शिखरिणौ शीतांशुबिम्बे तमः ।
संचारं जलजं कपोतरणितं कामागमप्रक्रियाः ॥
मीनौ विलुठति तारका विहरणं ज्योत्स्ना विकोशाम्बुजे ।
'कुर्वाते कुरुते करोति कुरुतः कुर्वन्त्यलंकुर्वते' ॥५१॥

આકાશમાં બે પર્વતો વિચિત્ર નૃત્ય 'કરે છે.' ચંદ્રના બિંબ પર અંધકાર સંચાર 'કરે છે.' પાણીમાં પેદા થતો કબૂતરનો અવાજ કામદેવના આગમનની પ્રક્રિયાઓ 'કરે છે.' બે માછલાં ચળકાટ 'કરે છે.' તારાઓ ગગનમાં વિહાર 'કરે છે.' ચાંદની વિકસિત (કોશ વિનાનાં) કમળને 'અલંકૃત કરે છે.' ૫૧

यस्य द्वारि सदा समीरवरुणौ संमार्जनं कुर्वतः ।
पाकं शीतगुरातपत्रकरणं दस्रौ प्रतीहारताम् ॥
देवा लास्यविधिं च दास्यममरा वर्ण्यो दशास्यः कथं ।
'कुर्वाते कुरुते करोति कुरुतः कुर्वन्त्यलं कुर्वते' ॥५२॥

જેના દરવાજા પર વાયુ અને વરુણ બન્ને પૂજો-વાસીદું 'કરે છે,' અગ્નિ જેને ઘેર રસોઈ 'કરે છે,' શીતકિરણ ચંદ્ર છત્ર ધારણ 'કરે છે', બે અશ્વિની-કુમાર દ્વારપાળનાં કામ 'કરે છે,' દશ દિગ્પાળ–દેવો નૃત્ય 'કરે છે,' બીજા દેવો પૂરેપૂરું દાસપણું 'કરે છે:' તે રાવણનું વર્ણન શી રીતે થાય? ૫૨

सूच्यग्रे कूपषट्कं तदुपरि नगरी तत्र गंगाप्रवाहः એ સમસ્યા નીચેના ત્રણ શ્લોકોમાં છે:

कश्चित्पान्थस्तृषार्तः पथि तपनऋतौ गम्यमानोऽन्यपान्थम् । पप्रच्छानन्दलीनो वद पथिक कुतो जह्नुकन्याप्रवाहः ॥ तेनासौ शीघ्रवाचा प्रचलितमनसा विप्रवर्येण चोचे । 'सूच्यग्रे कूपषट्कं तदुपरि नगरी तत्र गंगाप्रवाहः ॥ ५३ ॥

ઉનાળાની ગરમીને લીધે માર્ગમાં તરસ્યો થયેલ કોઈ એક મુસાફર રસ્તે જતો હતો, તેટલામાં બીજા મુસાફરને જોઈને આનંદમાં આવી જઈને પૂછવા લાગ્યો કે, 'હે મુસાફર! કહે, ગંગા નદીનો પ્રવાહ ક્યાં છે?' તે સાંભળીને કામને અંગે ઉતાવળથી જતા તે મુસાફરે જલદી જલદી વાણીમાં જણાવ્યું કે, 'સૂચિ–કાંટાના ઝાડની આગળ જતાં છ કૂવા આવશે, તેની આગળ શહેર આવશે અને પછી ત્યાં ગંગાનો પ્રવાહ છે.' ૫૩

राम त्वत्कीर्तिवृक्षाद्वरतममलादुत्थिताः कोरकाये । तन्मध्ये रुद्ररूपोऽप्यजनि खलु यशः कोरकस्तस्य चाग्रे ॥ यस्य श्रोत्राक्षिकूपास्तदुपरि च शिरस्तत्र चास्ति स्रवन्ती । 'सूच्यग्रे कूपषट्कं तदुपरि नगरी तत्र गङ्गाप्रवाहः' ॥ ५४ ॥

હે રામચંદ્ર! તમારા યશરૂપી વૃક્ષમાંથી જે ઉજ્જ્વળ અને ઉત્તમ પુષ્પકળીઓ ફૂટી છે; તેમાં 'ખરેખર' એક યશરૂપી કળી રુદ્રરૂપે પ્રગટ થઈ છે, 'રુદ્રરૂપ કળિના આગલા ભાગમાં છ કૂવા (બે આંખ, બે કાન, બે નાક) છે, તેની ઉપર નગરી (મસ્તક) છે અને તેની ઉપર ગંગાનો પ્રવાહ છે.' ૫૪

उद्दामार्कांशुदीप्यद्दिनमणिमणिभिर्भैरमितान्ते समन्ताद्
वायुव्याधूयमानज्वलनकणगणाकीर्णधूलिप्रकीर्णे ।
कान्तारेऽस्मिन्तृषार्त्ते पथि पथिकभवे कापि पाथोदसेना
'सूच्यग्रे कूपषट्कं तदुपरि नगरी तत्र गङ्गाप्रवाहः' ॥५५

જે જંગલનો મધ્યભાગ પ્રચંડ સૂર્યનાં કિરણોથી તપેલ સૂર્યકાંત મણિની જ્વાળાઓથી બળી ગયેલ છે તેમ જ મુસાફરોને ચાલવાનો માર્ગ ચારે બાજુ વાયુના વંટોળિયાથી ઊડતા અગ્નિના કણથી વ્યાપી રહેલ રજકણના ગોળાઓથી ભરપૂર બનેલ છે; એ માર્ગે જનાર મુસાફર જ્યારે તરસથી પીડાતો હોય ત્યારે કોઈ જળનો પ્રવાહ મળી આવે કે? (તેના ઉત્તરમાં જણાવ્યું કે,) 'આ કાંટાના ઝાડની આગળ છ કૂવા છે, તેની પાસે નગરી છે અને ત્યાં ગંગાનો પ્રવાહ છે.' ૫૫

शीर्पाणा सैव वन्ध्या मम नवतिरभूल्लोचनानामशीतिः સમસ્યા છે:

मां साक्षीकृत्य मुग्धे विजयमभिलषंल्लेखयामास शंभु-
र्भूत्या मन्मौलिमालां सदशनवशतीमक्षपातान्विजित्य ।
गौर्यप्यानङ्गदृष्टीर्जितनयनप्रभूस्तन्विशेषा तदित्थं
'शीर्पाणां सैव वन्ध्या मम नवतिरभूल्लोचनानामशीतिः' ॥

જેને હજાર માથાં અને બે હજાર આંખ છે, એવા શિવના ભક્તે પોતાની સ્ત્રીને કહ્યું કે, 'હે પ્રિયે વિજય પામવાની ઇચ્છાવાળાં મહાદેવે મને સાક્ષીમાં રાખીને મારાં હજાર માથાંની હાર પર ભસ્મથી નવ્વી દશ પાશાના દાવ જીતીને લખ્યા. તે જ રીતે પાર્વતીએ પણ પોતાની આંજન–મેશથી મારી બે હજાર આંખો પર દાવ માંડતાં મારી ઓગણીસો ને વીસ આંખો પર ટીલાં કર્યાં; એટલે મારાં નેવું મસ્તક અને એંસી આંખો બાકી રહી ગઈ; તેથી મને લાગે છે કે, મારાં નેવું મસ્તક અને એંસી આંખો વંચિત રહી ગયાં.

शूली शम्भुः पिनाकी त्रिरमवपपुराः शर्व ईशश्च भर्गः

એ સમસ્યા છે, જેમાં શિવનાં નામ છે :

इन्द्राद्या लोकपाला हरिविधुतपना नागविद्याधराद्याः । द्वेष्याः सर्वेऽपि देवाः प्रियतर वरदः कोऽस्ति वन्द्यो गरीयान् ॥ श्रुत्वा वाचं प्रियाया इति दशमुखतः प्राह वाक्यं दशास्यः । 'शूली शंभुः पिनाकी शिवभवपशुपाः शर्व ईशश्च भर्गः ॥ ५७ ॥

રાવણની સ્ત્રી મંદોદરી રાવણને પૂછે છે કે, 'ઇંદ્ર વગેરે લોકપાળ, વિષ્ણુ ચંદ્ર, સૂર્ય, નાગ, વિદ્યાધર વગેરે બધા જ દેવો તમારા શત્રુઓ છે, તો પછી તમને વરદાન આપનાર અને પ્રિય એવો કોઈ મોટા દેવ છે?' એ રીતે પોતાની પ્રિય સ્ત્રીનું વચન સાંભળીને દશમુખ રાવણે પોતાનાં દશેય મુખેથી એકીસાથે ઉત્તર આપ્યો કે, 'શૂલી, શંભુ, પિનાકી, શિવ, ભવ, પશુપતિ, શર્વ, ઈશ અને ભર્ગ' એ મારા દેવ છે. ૫૮

क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे એ સમસ્યા નીચેના ત્રણ શ્લોકામાં છે :

रथस्यैकं चक्रं भुजगयमिताः सप्त तुरगाः
निरालम्बो मार्गश्चरणरहितः सारथिरपि ।
रविर्गच्छत्यन्तं प्रतिदिनमपारस्य नभसः
'क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे' ॥५८॥

જેના રથનું ચક્ર એક છે, સર્પ લગામ છે અને સાત ઘોડા જોડેલા છે; માર્ગ ગગનમાં આધાર વિનાનો છે, અને અરુણ સારથિ તે ચરણ વિનાનો છે; તે છતાં પણ અપાર એવા આકાશની પારે દરરોજ સૂર્ય જાય છે; કારણ કે 'મોટા માણસોની ક્રિયાની સિદ્ધિ સાધનોમાં નથી; પરંતુ સત્ત્વ–નિશ્ચયના બળમાં રહેલી છે.'

विजेतव्या लङ्का चरणतरणियो जलनिधिर्विपक्षः पौलस्त्यो रणभुवि सहायाश्च कपयः ।
तथाप्येको रामः सकलमवधीद्राक्षसकुलम्
'क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे' ॥५९॥

ભગવાન રામને લંકા જીતવાની છે, સમુદ્ર પગથી તરવાનો છે, સામે પક્ષે પુલસ્ત્યનો વંશજ રાવણ છે અને રણસંગ્રામમાં સહાય કરનારા વાનરો છે; તોપણ એકલા રામચંદ્રે સઘળું રાક્ષસકુલ મારી નાખ્યું! ખરેખર! 'મહાન પુરુષોને જે કાર્યની સિદ્ધિ મળે છે તે તેમણે સ્વાકારેલા સાધનોમાં નહિ; પરંતુ તેમના સત્ત્વ-નિશ્ચયના બળમાં રહે છે. ૫૯

घटो जन्मस्थानं मृगपरिजनो भूर्जवसनो
वने वासः कन्दाशनमपि च दुःस्थं वपुरिदम् ।
तथाप्येकोगस्त्यः सकलमपिबद्वारिधिजलं
'क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे' ॥६०॥

તે અગસ્ત્ય મુનિના જન્મનું સ્થાન ઘડો છે, મૃગનાં તેમનો કુટુંબપરિવાર છે. ભૂર્જવસ્ત્ર તેમનું વલ્કલ છે. તેમનો નિવાસ વનમાં છે, તેમનો ખોરાક કંદમૂળ છે અને દુઃખ વેઠીને તે મુનિ શરીર નભાવી રહ્યા છે, તોપણ તે એકલા અગસ્ત્ય મુનિ સમુદ્રનાં બધાં જળ પી ગયા; ત્યારે એમ કહેવું પડે કે, 'મહાન પુરુષોની ક્રિયાની સિદ્ધિ તેમનાં સાધનોમાં નહિ, પરંતુ તેમના સત્ત્વ–નિશ્ચયબળની અંદર રહેલી છે.' ૬૦

## દ્વિચરણની સમસ્યા

હવે પછીના ૭ શ્લોકમાં બે ચરણ પૂર્તિમાં અપાય છે અને તે ઉપરથી બીજાં બે ચરણ જોડવાનાં છે; માટે તેને દ્વિચરણ સમસ્યા કહે છે :

'सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्' ।
दलितश्चकितश्छन्नस्तव सैन्ये विसर्पति ॥ १ ॥

હે રાજન્! જ્યારે તમારાં વિશાળ સૈન્ય ફરવા લાગ્યાં ત્યારે તેના ભારથી હજાર મુખવાળા (શેષનાગ) દળાઈ કચરાઈ જવા લાગ્યા, હજાર આંખવાળા (ઇંદ્ર) ચકિત થઈ ગયા. તેમ જ હજાર પાદ–કિરણવાળા (સૂર્ય ભગવાન) ઢંકાઈ જવા લાગ્યા. ૧

स्फुरिते जठरे विष्णोर्नवनीतभुजः शिशोः ।
'मक्षिकापादघातेन कम्पितं भुवनत्रयम्' ॥ २ ॥

જ્યારે વિષ્ણુ ભગવાન બાળગોપાળ બનીને માખણ ખાતા હતા, ત્યારે માખ બેસવાથી તેમનુ પેટ કંપવા લાગ્યું; તેથી એમ લાગ્યું, જાણે કે 'માખના પગના પ્રહારથી ત્રણે લોક કંપવા લાગ્યાં;' કારણ કે તે વિષ્ણુના પેટમા છે. ૨

'अतसीपुष्पसंकाशं' खं वीक्ष्य जलदागमे ।
ये वियोगेऽपि जीवन्ति 'न तेषां विद्यते भयम्' ॥३॥

મેઘના આગમનસમયે 'અળસીના ફૂલ જેવા ઘેરા' આકાશને જોઈને જે જનો વિયોગમાં પણ જીવી રહ્યા છે તેમને પછી કોઈ ભય રહેતો નથી. ૩

'वागर्थाविव संपृक्तौ' 'शतकोटिप्रविस्तरम्' ।
तुरासाहं पुरोधाय नेमुः सर्वे सुराः शिवौ ॥ ४ ॥

'શતકોટિ નામે વિસ્તારવાળું ધનુષ્ય જેના હાથમાં છે, એવા ઇંદ્ર(तुरासाह्)ને આગળ કરીને બધા દેવે શંકર અને પાર્વતીને નમન કરતા હતા; જે 'શબ્દ અને અર્થની જેમ નિત્ય જોડાયેલાં છે. ૪

हारो भाति कुचद्वयं तव शुभे मध्यं वपुः [illegible]
केशा नासिकमौक्तिकं सुवदने दर्पाङ्गरागो [illegible]
गंगावद्गजगण्डवद्गगनवद्गांगेय[illegible]
जम्बूवज्जलबिन्दुवज्जलजवज्[illegible]

હે શુભ-સુંદર નારી! તારો હાર 'ગંગાની જેમ ધવલ છે.' તારાં બે સ્તન 'હાથીના ગંડસ્થળની જેમ કઠણ છે.' તારો મધ્ય-કટિભાગ 'ગગનની જેમ' ગોળ છે. તારી કાયા 'ગાંગેય-સોનાના જેવી' ચમકતી છે. તારી સુંદર વાણી 'ગાન જેવી' મધુર છે. તારા કેશ 'જાંબુફળના જેવા' કાળા છે. તારા નાકની વાળીનું મોતી 'જળબિંદુ જેવું' ચમકતું છે. તારું સુંદર મુખ 'કમળ જેવું' પ્રફુલ્લ છે. તારા દર્પને વધારનાર અંગરાગ 'સેવાળ પેઠે' ચીકણો છે તેમ જ તારી આંખો 'જાળની જેમ' કામીજનને ફસાવનાર છે. ૫

'सुरताय नमस्तस्मै जगदानन्दहेतवे'।
आनुषङ्गि फलं यस्य भोजराज भवादृशाः ॥६॥

હે ભોજરાજ! 'તે સુરતકર્મને મારા નમસ્કાર છે, જે જગતના આનંદ માટે રચાય છે, તોપણ તેના આનુષંગિક (ગૌણ) ફળ તરીકે તમારા જેવા વીર પુરુષો પ્રગટ થાય છે. ૬

## ત્રણ ચરણની સમસ્યા

નીચેના બે શ્લોકમાં ત્રણ ચરણ આપવામાં આવ્યાં છે અને તેની પૂર્તિમાં ફક્ત એક જ ચરણ ઉમેરવાનું છે:

'कामं कामदुघं धुंक्ष्व मित्राय वरुणाय च'।
वयं धीरेण दानेन 'सर्वान्कामानशीमहि' ॥ १ ॥

'તમે મિત્ર અને વરુણ એ બે દેવોને માટે કામદુઘા ગાયને સારી રીતે દોહો' તેમ જ અમે ધીરજભર્યા દાનથી 'સર્વ કામનાઓને ભોગવીએ.' ૧

चेतोहरा युवतयः सुहृदोऽनुकूलाः
सद्बान्धवाः प्रणयनम्रगिरश्च भृत्याः।
गर्जन्ति दन्तिनिवहास्तरलास्तुरङ्गाः
'संमीलने नयनयोर्नहि किञ्चिदस्ति' ॥२॥

ચિત્તને હરિ લેનારી યુવતીઓ, અનુકૂળ મિત્રો, સારા બાંધવો, વિનયથી નમ્ર વાણીવાળા સેવકો, હસ્તિશાળામાં ગર્જના કરી રહેલા હાથીઓ, ચંચળ વેગીલા ઘોડાઓ— આટલી બધી સંપત્તિ માણસની પાસે હોય, પણ બે આંખો મીંચાઈ ગયા પછી આમાંનું કંઈ રહેતું નથી.

## વાક્યસમસ્યા

આ વિભાગમાં સમસ્યા તરીકે નાનાં-મોટાં વાક્યો વપરાયાં છે, જે વિરોધી કે અન્ય ભાવવાળાં લાગે છે; પરંતુ પૂર્તિ થતાં સરખાં બને છે:

'प्रलयसहायकारा इति गोलानाचम्य' सकलभूमिरुहाम्।
विलसति दवदहनावलिरिह जलवाहः परं शरणम् ॥१॥

સઘળાં વૃક્ષોનાં 'લાકડાંનાં આચમન કરી(ખાઈ)ને પ્રલયને સહાય કરનારી' દાવાનળની આ પંક્તિ વિલાસ કરી રહી છે એટલે હવે મેઘ એ જ પરમ શરણ છે. ૧

निजपतिराद्यः प्रणयी हरिर्द्वितीयः करोमि किं गोपि।
शृणु सखि पाणिनिसूत्रं 'विप्रतिषेधे परं कार्यम्' ॥२

એક ગોપી પોતાની સખીને હૃદયની મૂંઝવણ ઉકેલવા પૂછે છે કે, 'હે ગોપી! મારો પતિ તે પહેલો સ્નેહી છે અને કૃષ્ણ તે બીજો સ્નેહી છે; તો હવે હું શું કરું?' ત્યારે તે ગોપીએ કહ્યું કે, 'હે સખી! વિરોધ આવે ત્યારે પછીનું કાર્ય કરવું' એવું પાણિનિસૂત્ર છે, તે સાંભળ. (આ સૂત્રનો અર્થ અહીં વ્યવહારુ લીધો છે.)

दैत्यानां मनसि दया जाता कृष्णं हि रक्षितुं कस्मात्।
द्रष्टुं देवमजस्रं 'दैत्यस्त्रीणामपि प्रीतिः' ॥ ३ ॥

કૃષ્ણનું રક્ષણ કરવું એ પ્રકારની દૈત્યોના મનમાં દયા શાથી થઈ? (તેનો ઉત્તર જણાવે છે કે) દેવનાં નિત્ય-નિરંતર દર્શન કરવા 'દૈત્યની સ્ત્રીઓને પણ પ્રીતિ થાય.'

श्रीनाथ नः श्रुतमिति बहुधा भ्रमता मया नृलोकेषु।
शीलं वारवधूनां 'दैत्यस्त्रीणामपि प्रीतिः' ॥४॥

હે લક્ષ્મીનાથ! મનુષ્યલોકમાં મેં ઘણું ઘણું ભમતાં એવું સાંભળેલું છે કે 'દૈત્યની સ્ત્રીઓની પ્રીતિ' પણ ગણિકાઓના શીલ-આચરણ જેવી હોય છે. ૪

આ શ્લોકમાં વ્યાકરણનાં ચાર સૂત્રોની વ્યવહારુ વ્યાખ્યા કરીને પૂર્તિ કરી છે. વ્યાકરણના શુષ્ક નિયમોમાં કાવ્યભાવના ગૂંથવાની ખૂબીનાં અહીં દર્શન થાય છે:

'सर्वस्य द्वे' सुमतिकुमती संपदापत्तिहेतू
'एको गोत्रे' प्रभवति पुमान्यः कुटुम्बं बिभर्ति।
'वृद्धो यूना' सह परिचयात्त्यज्यते कामिनीभिः
'स्त्रीपुंवच्च' प्रभवति यदा तद्धि गेहं विनष्टम् ॥५॥

'સર્વની અંદર આ બે ચીજો રહેલી છે;' તે એ કે સુમતિ અને કુમતિ કે જે સંપત્તિ અને આપત્તિનાં કારણ બને છે. 'ગોત્રમાં એક' માણસ એવો પ્રભાવશાળી જન્મે છે કે જે કુટુંબનાં ભરણપોષણ કરે છે. જો કામિની સ્ત્રીઓ 'યુવાન' સાથે પરિચયમાં આવે, તો 'વૃદ્ધજન' તે સ્ત્રીઓથી ત્યજાય છે, તેમ જ જ્યારે 'સ્ત્રી પુરુષની જેમ' પ્રભાવશાળી બનીને વર્તે, ત્યારે તે ઘર નાશ પામ્યું છે, એમ માનવું. ૫

श्रुत्वा सागरबन्धनं दशशिराः सर्वैर्मुखैरेकदा।
तूर्णं पृच्छति वार्तिकान्स चकितो भीत्यापरं संभ्रमात्।
बद्धः सत्य'मपांनिधिर्जलनिधिः कीलालधिस्तोयधिः
पाथोधिर्जलधिः पयोधिरुदधिर्वारांनिधिर्वारिधिः'॥६॥

રામચંદ્રના વાનરોએ સાગર પર સેતુ બાંધ્યો, એ વાત સાંભળીને રાવણ ઘણા જ ભ્રમમાં પડી ગયો અને એક વખતે પોતાના દશેય મુખોથી સંદેશ લાવનાર દૂતોને એકીસાથે પૂછવા લાગ્યો કે, 'શું અપાંનિધિ, જલનિધિ, કીલાલધિ, તોયધિ, પાથોધિ, જલધિ, પયોધિ, ઉદધિ, વારાંનિધિ' સાથે જ બંધાયો ?

पाषाणा पयसि प्रबद्धवपुषस्तिष्ठन्ति सेतुं गता
श्रुत्वैव वदता दशाननघरं क्रुद्धं समुद्रं प्रति ।
धिक्त्वां नाम सवाम्बुधिं सलिलधिं पानीयधिस्तोयधिं
पाथोधिर्जलधिः पयोधिरुदधिर्वारानिधिर्वारिधिः ॥७॥

જ્યારે રાજદૂતોએ આવીને રાવણને જણાવ્યું કે, 'પથ્થરો પાણીની ઉપર એકબીજાની સાથે સંધાઈને સેતુરૂપે બનીને રહેલા છે,' ત્યારે ક્રોધમાં આવીને રાવણે સમુદ્રને જણાવ્યું કે, 'હે સમુદ્ર! તારા આ બધા નામોને ધિક્કાર છે અંબુધિ, સલિલધિ પાનીયધિ, તોયધિ, પાથોધિ, જલધિ પયોધિ ઉદધિ, વારાંનિધિ અને વારિધિ ૭

शुण्ठीगोक्षुरयोर्विचार्य मनसा कल्कादानं यन्मया
प्रोक्तं तद्विपरीतकं कृतमहो गो खुरमात्रं ददौ ।
नार्थो मूर्खजनालये न च सुखं नो वा यशो लभ्यते
सद्वैद्ये कविभूपते हरिहरे 'लाभः परं गोवधः' ॥८॥

એક વૈદ્ય પોતાની વાણીના ખોટા ઉપયોગ માટે બોલતા જણાવે છે કે, 'મનમાં સારી રીતે વિચાર કરીને મેં સૂંઠ અને ગોખરુ (ગોક્ષુર) એ બેનો કાઢો કરીને પીવા એમ જણાવ્યું પરંતુ એ મૂર્ખ રોગીએ મારી વાણીનો ખોટો અર્થ કરીને ગોક્ષુર—ગાયના પગની ખરીને સૂંઠ સાથે ખવડાવી, સાચે જ! મૂર્ખ માણસને ઘેર જવાથી પૈસો તો મળતો જ નથી તે સાથે સુખ કે યશ પણ મળતા નથી જુઓને (પોતાની જાતને ઉદ્દેશીને કહે છે કે) આ સારા વૈદ્ય કવિરાજ 'હરિહર ને 'જે લાભ થયો, તે ગોવધ' અર્થાત્ વાણીનો ઊલટો અર્થ કરનાર મૂર્ખ માણસ મળી આવ્યો ૮

पञ्चास्यस्य पराभवाय भषको मासेन गोर्भूयसा
दध्यन्नैरपि पायसैः प्रतिदिनं संवर्धितो यो मया ।
सोऽयं सिंहरवाद्गुहान्तरगमद्भीत्याकुलः सभ्रमा
द्धन्ताशा विलयं गता हतविधे 'लाभः परं गोवधः' ॥९॥

સિંહનો પરાભવ થાય, એ હેતુથી મેં માંસ ભસનારા કૂતરાને બળદના માંસ આપ્યા, તે ઉપરાંત દહીં, અન્ન, દૂધ વગેરે આપીને તેને ખૂબ હૃષ્ટપુષ્ટ કર્યો પરંતુ સિંહની ગર્જના થતાની સાથે જ તે કૂતરો તો ભયભીત બનીને બીજી ગુફામાં પેસી ગયો ત્યારે મને સંભ્રમથી લાગ્યું કે, હાય દુર્ભાગ્ય! મારી આશા નિષ્ફળ ગઈ અને મારો બળદ મરી ગયો તે વિશેષમાં લાભ થયો

पारीन्द्रस्य पराभवाय सुरभीमासेन दुर्मधसा
पोष्यन्ते किल पीवरा कटुगिरः श्वानो प्रयत्नादमी ।
न त्वेभिर्मदमत्तवारणचमूविद्रावणः केसरी
जेतव्यो भवता किरातनृपते 'लाभः परं गोवधः' ॥१०

હે ભીલરાજ! કેસરી સિંહના પરાભવ માટે તમે અવળી મતિ કરીને તમારી ગાયના માંસથી હૃષ્ટપુષ્ટ અને ભસતા કૂતરાને ઘણા પ્રયત્ને પોષો છો પણ, પરંતુ મદોન્મત્ત હાથીઓની સેનાઓને ભગાડી મૂકનારા આ કેસરી સિંહને તે કૂતરા જીતી જાય એમ તમને લાગે છે? હું તો માનું છું કે, 'તમારી ગાયનો વધ થયો તે જ એક મોટો લાભ છે,' બીજો કોઈ ફાયદો જણાતો નથી ૧૦

उन्नादाम्बुदवर्धितान्धतमसि प्रभ्रष्टदिङ्मण्डले
काले यामिकजाग्रदुग्रसुभटव्याकीर्णकोलाहले ।
कर्णस्यासुहृदर्णवाम्बुवडवावह्नेर्यदन्तं पुरा ।
दायातासि तदम्बुजाक्षि 'कृतकं मन्ये भयं योषिताम्' ॥

પોતાની પાસે જિગરથી આવેલી કામિની સ્ત્રી ભયની વાત કરે છે, ત્યારે તેનો પ્રિયજન તેને કહે છે કે, 'હે કમળ જેવા નયનવાળી! ઘનઘોર વાદળોથી જ્યારે અંધકાર વિશેષે કરીને વ્યાપી ગયો હોય અને દિશે દિશાઓના મંડળ તેમાં ઘેરાઈ ગયા હોય તેવે વખતે ચોકીદારો જાગતા હોય કે ભયંકર લૂટારાઓના ગેતા હન વિશેષ સંભળાતા હોય ત્યારે કર્ણના શત્રુ અર્જુન સાથે સંબંધ જોડનાર અને સમુદ્રમાં રહેનાર વડવા નળના જેવા અંતઃપુરમાંથી તું આવી પહોંચી છે, તેથી હું માનું છું કે 'સ્ત્રીજનોને ભય લાગે તે બહાનું ખોટું છે' ૧૧

उग्रग्राहमुदन्वतो जलमतिक्रामत्यनालम्बने ।
व्योम्नि भ्राम्यति दुर्गमक्षितिभृतां मूर्धानमारोहति
व्याप्तं याति विपाकुलैरहिकुलैः पातालमेकाकिनी
कीर्तिस्ते मदनाभिराम 'कृतकं मन्ये भयं योषिताम्' ॥१२

હે કામદેવ જેવા મનોહર રાજા! તમારી કીર્તિ જેમાં મોટા મગરમચ્છો છે એવા આ સાગરના જળને ઓળંગી જાય છે, જે આલંબન વિનાના આકાશમાં ભ્રમણ કરે છે, જે દુર્ગમ પર્વતોના શિખર પર ચઢી જાય છે, વિષથી ભરેલા સર્પના કુળથી ઘેરાયેલ પાતાળમાં જે એકલી ચાલી જાય છે, તે પરથી હું માનું

છું કે 'સ્ત્રીઓને ભય લાગે છે, એ વાત ખોટી છે.'

विपक्षः श्रीकंठो जडतनुरमात्यः शशधरो
वसंतः सामन्तः कुसुममिषवः सैन्यमबलाः।
तथापि त्रैलोक्यं जयति मदनो देहरहितः
'क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे'॥१३॥

શત્રુ તરીકે મહાદેવ જેવા પ્રબળ દેવ છે, પ્રધાન ચંદ્ર છે, તેનાં શરીર જડ (જળમય) છે, વસંત જેવો સામંત છે, ફૂલ જેવાં બાણ છે, સેનાઓ તરીકે અબળાઓ છે; આટલું હોવા ઉપરાંત કામદેવ પોતે જ શરીરરહિત–અનંગ છે, તોપણ તે ત્રણેય લોક જીતી જાય છે. તે બતાવે છે કે, 'મોટા માણસોને કાર્યની સિદ્ધિ સાધનોમાં નહિ, પણ સત્ત્વમાં હોય છે.' ૧૩

जगतिरणगता ये चंडवीर्याश्च शूराः
खलु यतिमतिभाजो ये च दिव्यान्तरस्थाः।
सपदि सुवशगास्ते स्त्रीकटाक्षांतपाता
'मशकदशनमध्ये दंतिनः संचरन्ति'॥१४॥

જે શૂરવીર પુરુષો રણમાં જઈને ઉગ્ર પરાક્રમ કરે છે તેમ જ જે લોકો મતિ પર સંયમ રાખીને અલૌકિક તપ કરી રહ્યા છે; તેવા લોકો પણ જ્યારે સ્ત્રીઓનાં કટાક્ષ પડતાની સાથે જ સ્ત્રીઓને વશ થાય ત્યારે એમ લાગે છે કે, 'હાથીઓ મચ્છરના દાંતમાં સંચાર કરે છે.'

शत्रुदंतिरदारूढः पदाश्चोलिखितोद्धतः।
गजोऽपि ह्यश्वमारुह्य प्रविष्टो मूषकालयम्॥१५॥

શત્રુના હાથીના દાંત પર જેણે પગ મૂક્યો છે, એવો ઘોડો એક કાગળ પર ચીતરેલો હતો; તે ચિત્રને લઈને ઉંદર પોતાના દરમાં પેસતો હતો ત્યારે એમ લાગ્યું કે, 'હાથી પણ ઘોડે ચઢીને ઉંદરના દરમાં પેસતો હતો.' ૧૫

## પ્રહેલિકા

[પ્રહેલિકા એટલે ઉખાણાં, જેની વ્યાખ્યા છે કે, प्रहेलिका यथा नाम परः संदिह्यते तादृशगुप्ताभिधानम्' નામ એ રીતે ગુપ્ત રાખવું કે જેથી સામેના માણસને સંદેહ થાય! સંસ્કૃતમાં યોજેલા આવા શ્લોકોથી તર્કશક્તિ વધે છે અને અર્થની વિવિધતાનો ખ્યાલ આવે છે.]

अपदो दूरगामी च साक्षरो न च पण्डितः।
अमुखः स्फुटवक्ता च यो जानाति स पण्डितः॥१॥

પગ વિનાનો છે, તોપણ જે દૂર સુધી ગમન કરે છે; જે પોતે સાક્ષર (અક્ષરવાળો) છે, છતાં પંડિત નથી; જેને મુખ નથી છતાં સ્પષ્ટ કહેનાર વક્તા છે; તેને જે જાણે છે તે પંડિત ગણાય છે. (ઉત્તર: લખેલો કાગળ.)

वने जाता वने त्यक्ता वने तिष्ठति नित्यशः।
पण्यस्त्री न तु सा वेश्या यो जानाति स पण्डितः॥२

જે વનમાં (લાકડારૂપે) પેદા થઈ, જેને વન (પાણી)માં છોડી દેવામાં આવી, જે વન(પાણી)માં કાયમ નિવાસ કરે છે અને જે પૈસા લેનારી સ્ત્રી છે, છતાં વેશ્યા નથી, તેને જે જાણે છે, તે પંડિત ગણાય છે. (ઉત્તર: નાવ.) ૨

गोपालो नैव गोपालस्त्रिशूली नैव शंकरः।
चक्रपाणिः स नो विष्णुर्यो जानाति स पण्डितः॥३

જે પોતે ગોપાળ (ગાયનો ધણી) છે પણ ગોપાળ (કૃષ્ણ) નથી; જેનાં શરીરે ત્રિશૂળનાં ચિહ્ન છે પણ જે ત્રિશૂળધારી શંકર નથી; જેના શરીરે ચક્રનું ચિહ્ન છે. છતાં જે ચક્રપાણિ વિષ્ણુ નથી; તેને જાણે છે, તે પંડિત ગણાય છે. (ઉત્તર: સાંઢ. મહાજનના સાંઢને ત્રિશૂળ અને ચક્રના ચિહ્ન કરવામાં આવે છે, તેથી તે त्रिशूली અને चक्रपाणिः કહેવાય છે.) ૩

उच्छिष्टं शिवनिर्माल्यं वमनं शवकर्पटम्।
काकविष्ठासमुत्पन्नः पञ्चैतेऽतिपवित्रकाः॥४॥

ઉચ્છિષ્ટ–ખાતાં વધેલું, શિવનું નિર્માલ્ય, ઊલટી કરેલું, શબનું કફન અને કાકવિષ્ઠામાંથી પેદા થયેલું, એવા પાંચ પદાર્થો ઘણા જ અપવિત્ર (બીજા અર્થમાં પવિત્ર) ગણાય છે.

[ઉત્તર: (૧) વાછડો ધાવે પછી જ ગાય દોહવાય તે દૂધ ઉચ્છિષ્ટ હોવા છતાં પવિત્ર છે. (૨) ગંગા શિવના મસ્તકે ચઢીને ઊતરે છે, તેથી તે શિવનિર્માલ્ય બનવા છતાં પવિત્ર છે. (૩) મધમાખ ફૂલમાંથી રસ ચૂસે છે અને પછી તે ઓકીને મધ બનાવે છે; તોપણ તે મધ પવિત્ર છે. (૪) રેશમના કીડાને પહેલાં ઊના પાણીમાં ઉકાળીને મારી નાખે છે, તેના શબ પરથી રેશમ ઉતારવામાં આવે છે, તે રેશમ પવિત્ર ગણાય છે, અને (૫) પીપળાના મૂળમાં કાગડાની વિષ્ઠા ભરવામાં આવે છે, તેમાંથી પીપળો થાય છે, તે પવિત્ર છે.]૪

अनेकसुषिरं वाद्यं कान्तं च ऋषिसंज्ञितम्।
चक्रिणा च सदाराध्यं यो जानाति स पण्डितः॥५॥

જેને અનેક છિદ્રો છે એવું કાંત વાદ્ય છે, તેને ઋષિની સંજ્ઞા મળેલી છે અને ચક્રી (વિષ્ણુ)થી સદા સેવાય એવું છે, તેને જાણે તે પંડિત. (ઉત્તર: वल्मीक–રાફડો. તે વાદ્ય નથી પણ તેનો પહેલો અક્ષર व છે. તે કાંત નથી પણ તેનો છેલ્લો અક્ષર क છે; તેના પરથી વાલ્મીકિ ઋષિનું નામ પડ્યું છે તેમ જ ચક્રી એટલે વિષ્ણુ નહિ પણ સર્પ કે જે રાફડાનું સેવન કરે છે.)

वने वसति को वीरो योऽस्थिमासविवर्जित ।
असिवत्कुरुते कार्यं कार्यं कृत्वा वन गत ॥६॥

એવા કાણ વીર છે કે જે વન(જળ)મા વસે છે જેને હાડકા અને માસ પણ નથી અને છતા જે તલવારના જેવુ કાર્ય કરે છે અને તે કાર્ય કરીને પાછો જે વન(જળ)મા ચાલ્યો જાય છે ? (ઉત્તર કુભારનો દોરો તે કૂડાના પાણીમા રહે છે, તલવારની જેમ તે ચાક પરના માટલાને કાપી નાખે છે અને ફરી કૂડામા રહે છે )

रविजा शशिकुन्दाभा तापहारी जगत्प्रिया ।
वर्धते वनसङ्गेन न तापी यमुनापि न ॥ ७ ॥

જે પોતે રવિથી જન્મી છે જેનો વર્ણ ચદ્ર અને કુદના પુષ્પ જેવો છે જે તાપને હરે છે અને જગતને પ્રિય છે તે વન(જન)ના સગે વધે છે, છતા તાપી નદી કે યમુના નદી નથી ( ઉત્તર છાશ તે રવૈયા (રવિ)ના વલોવવાથી જન્મે છે તે ધાળી સફેદ છે જે ઉનાળાના તાપ–તરસ હરે છે, જે બધાને વહાલી લાગે છે અને જે જલના ઉમેરાથી વધે છે ) ૭

तरुण्यालिङ्गित कण्ठे नितम्बस्थलमाश्रित ।
गुरूणा सनिधानेऽपि क कूजति मुहुर्मुहु ॥८॥

તરુણ સ્ત્રીએ જેને કઠે આલિગન આપેલુ છે, જેણે તરુણીના નિતબસ્થ(કેડ)નો આશ્રય લીધો છે અને જે પોતાના વડીલોની હાજરીમા પણ વારવાર અસ્પષ્ટ ભાષણ કરે છે, તે કાણ ? (ઉત્તર ઘડો ખાલી ઘડાને કાઠે પકડીને સ્ત્રી કાખમા લે છે ભરેના ઘડાને કેડ પર લે છે અને ગુરુ–ઊંડા કૂવામા જે અવાજ કરે છે )

अवलोक्य स्तनौ वध्वा गुञ्जाफलविभूषितौ ।
नि श्वस्य रोदितु लग्ना कुतो व्याधकुटुम्बिनी ॥९॥

પોતાના છોકરાની વહુના સ્તન પર ચણોઠીના આભૂષણ જોઇને તેની સાસુએ નિશ્વાસ લઈને રડવાની શરૂઆત કરી કે હુ આ શિકારીના કુટુબવાળી શાથી થઈ ? ( ઉત્તર પોતાનો જુવાન છોકરો વીર હોત, તો હાથીને મારી લાવી, તેના મોતીથી વહુને મઢત પણ તે નબળો અને સ્ત્રીમા આસક્ત રહી પ્રમાદી થવાથી પુત્રવધૂ ચણોઠીના આભૂષણ પહેરે છે, તે જોઈને શિકારીની માને રડવુ આવ્યુ ) ૯

आपाण्डु पीनकठिन वर्तुल सुमनोहरम् ।
करैराकृष्यतेऽत्यर्थं किं वृद्धैरपि सस्पृहम् ॥ १० ॥

કઈક સફેદ, ઊપસેલુ, કઠણ, ગોળ અને મનોહર એવુ વૃદ્ધો પણ જેને ઘણા હર્ષથી તાણે છે, તે શુ છે? ( ઉત્તર બીલુ ) ૧૦

एकचक्षुर्न काकोऽय बिलमिच्छन्न पन्नग ।
क्षीयते वर्धते चैव न समुद्रो न चन्द्रमा ॥११॥

તેને એક આખ છે પણ તે કાગડો નથી તેને દરમા જવાની ઇચ્છા છે પણ સાપ નથી તે ઘટે છે અને વધે છે તોપણ તે સમુદ્ર નથી કે ચદ્ર નથી (ઉત્તર સોય તેને એક આખ છે તેનો છેદ તે દર છે સીવતી વખતે કપડામા જાય ત્યારે ઘટે અને બહાર આવે ત્યારે વધે ) ૧૧

छत्रधारी न राजासो जटाधारी न चेश्वर ।
सृष्टिकर्ता न स ब्रह्मा छिद्रकर्ता न तस्कर ॥१२॥

તે છત્રને ધારણ કરે છે પણ રાજા નથી, તે જટા ધારણ કરે છે પણ મહાદેવ નથી તે સૃષ્ટિનો કર્તા છે પણ બ્રહ્મા નથી તેમ જ તે છિદ્રનો કરનાર છે પણ ચોર નથી (ઉત્તર મકાઈનો દોડો તેના પર છત્ર અને જટા જેવુ ઘાસ હોય છે તેના બીજ તેની સૃષ્ટિ રચે છે તેમ જ દાણા કાઢી નાખો તો, છિદ્ર પડે છે ) ૧૨

अस्थि नास्ति शिरो नास्ति बाहुरस्ति निरङ्गुलि ।
नास्ति पादद्वय गाढमङ्गमालिङ्गति स्वयम् ॥ १३ ॥

તેને હાડકા નથી માથુ નથી હાથ છે પણ આગળીઓ નથી તેમ જ બે પગ નથી તોપણ તે પોતે બીજાના અગને આલિગન આપે છે (ઉત્તર સ્ત્રીની છાતી પર રહેતી કાચળી ) ૧૩

अस्ति ग्रीवा शिरो नास्ति द्वौ भुजौ करवर्जितौ ।
सीताहरणसामर्थ्यो न रामो न च रावण ॥१४॥

તેને ડોક છે પણ માથુ નથી બે ભુજાઓ છે પણ હાથ નથી, સીતાને હરી જવાની તાકાત છે તોપણ રામ નથી કે રાવણ નથી ( ઉત્તર સ્ત્રીની કાચળી સોનાની કાચળીએ સીતાનુ હરણ કરાવ્યુ હતુ ) ૧૪

नरनारीसमुत्पन्ना सा स्त्री देहविवर्जिता ।
अमुखी कुरुते शब्द जातमात्रा विनश्यति ॥१५॥

નર અને નારી એ બેના સયોગથી તે સ્ત્રી પેદા થઈ છે છતા તેને પોતાને દેહ નથી તેને મુખ નથી છતા શબ્દ કરે છે તેમ જ જન્મતાની સાથે જ તે નાશ પામે છે (ઉત્તર ચપટી અગૂઠો તે નર અને આગળી તે નારી, તેથી વાગે છે ) ૧૫

दन्तैर्हीन शिलाभक्षी निर्जीवो बहुभाषक ।
गुणस्यूतिसमृद्धोऽपि परपादेन गच्छति ॥ १६॥

તેને દાત નથી છતા તે શિલાનુ ભક્ષણ કરે છે તે પોતે જીવ વિનાનો છે, છતા બહુ ભાષણ કરે છે ગુણથી સધાયેલો છે છતા સમૃદ્ધ છે અને પારકે પગે

ચાલે છે. (ઉત્તર: જોડો. જોડાથી પથ્થર પર ચાલો ત્યારે પથ્થર ઘસાય છે.) ૧૬

न तस्यादिर्न तस्यान्तो मध्ये यस्तस्य तिष्ठति।
तवाप्यस्ति ममाप्यस्ति यदि जानासि तद्वद ॥१७॥

તેને આદિ નથી. તેને અંત નથી, છતાં જે તેના મધ્યમાં રહે છે, તે ચીજ તારે પણ છે અને મારે પણ છે. જો તું જાણતો હોય તો કહે (ઉત્તર: નયન. (આંખ) ન તેની આદિમાં છે, ન તેના અંતમાં છે અને ય તેની વચ્ચે છે.) ૧૭

य एवादि स एवान्तो मध्ये भवति मध्यमः।
य एतन्नाभिजानीयात्तृणमात्रं न वेत्ति स ॥१८॥

'જે પોતે જ આદિમાં છે,' 'તે' પોતે જ અંતમાં છે અને વચમાં તે મધ્યમ છે. જે તેને જાણે નહિ, તે તણખલું સુદ્ધાં જાણતો નથી. (ઉત્તર: યેવસ–તૃણ. ય આદિમાં છે, સ અંતમાં છે, મધ્યમાં વ છે અને તે તણખલાની જાતિમાં છે.) ૧૮

पर्वताग्रे रथो याति भूमौ तिष्ठति सारथिः।
चलते वायुवेगेन पदमेकं न गच्छति ॥१९॥

પર્વતની ઉપર રથ ચાલે છે અને ભૂમિ પર તેનો સારથિ રહે છે. વાયુના વેગે તે ચાલે છે, છતાં એક પગલું જતો નથી. (ઉત્તર: કુંભારનો ચાક.) ૧૯

श्यामं च वर्तुलाकारं पुंनाम चतुरक्षरम्।
शकारादि मकारान्तं यो जानाति स पण्डितः ॥२०॥

તે શ્યામ છે, તેનો આકાર વર્તુળ–ગોળ છે. તે ચાર અક્ષરનું પુંલિંગ નામ છે, શકાર તેની આદિમાં છે અને મકાર તેના અંતમાં છે. તેને જે જાણે, તે પંડિત કહેવાય. (ઉત્તર: શાલિગ્રામ.) ૨૦

वृक्षस्याग्रे फलं दृष्टं फलाग्रे वृक्ष एव च।
अकरादि सकारान्तं यो जानाति स पण्डितः ॥२१॥

તે વૃક્ષની આગળ ફળ જોવામાં આવ્યું અને તે જ ફળની આગળ વૃક્ષ જ રહેલું છે. તેનો પહેલો શબ્દ અકાર છે અને છેલો શબ્દ સકાર છે. તેને જે જાણે છે, તે પંડિત છે (ઉત્તર: અનનસ નામનું ફળ જેની આગળ પણ ઝાડ હોય છે.) ૨૧

चतुर्मुखो न च ब्रह्मा वृषारूढो न शंकरः।
निर्जीवी च निराहारी अजस्रं धान्यभक्षणम् ॥२२॥

તેને ચાર મુખ છે પણ તે બ્રહ્મા નથી, તે બળદ પર બેસે છે પણ શંકર નથી, તે નિર્જીવ અને નિરાહાર રહે છે, તોપણ નિત્ય ધાન્યનું ભક્ષણ કરે છે. (ઉત્તર: હળ. ખેતરમાં જ ફરે છે અને ધાન્યનું ભક્ષણ કરે છે.)

कृष्णमुखी न मार्जारी द्विजिह्वा न च सर्पिणी।
पञ्चभर्ता न पाञ्चाली यो जानाति स पण्डितः ॥२३॥

તેનું મુખ કાળું છે પણ બિલાડી નથી. તેને બે જીભ છે પણ તે સાપણ નથી. તેને પાંચ પતિ છે પણ તે દ્રૌપદી નથી, તેને જે જાણે તે પંડિત કહેવાય. (ઉત્તર: કલમ. પાંચ આંગળીઓ તે પાંચ પતિ છે.) ૨૩

अपूर्वोऽयं मया दृष्टः कान्तः कमललोचने।
शोऽन्तरं यो विजानाति स विद्वान्नात्र संशयः ॥२४॥

હે કમળલોચને! મેં એક અપૂર્વ એવો કાંત જોયો છે; જેના અંતરમાં શો રહેલ છે. તેને જે જાણે છે, તે વિદ્વાન છે, તેમાં શંકા નથી. (ઉત્તર: અશોક એ શબ્દ તેમાં પૂર્વ–પહેલાં છે અને कान्तः–ક અંતમાં છે તેમ જ શો વર્ણ મધ્યમાં છે.) ૨૪

पर्वताग्रे रथारूढो भूमौ तिष्ठति सारथिः।
चक्रवद्भ्रमते पृथ्वी तस्याहं कुलबालिका ॥२५॥

જેનો રથ પર્વતની ટોચે બેઠેલો છે, જેનો સારથિ પૃથ્વી પર બેઠેલ છે અને જેની પર પૃથ્વી ચક્રની જેમ ભમે છે; તેના કુળમાં જન્મેલી હું બાળકી છું. (ઉત્તર: કુંભારની છોકરી.) ૨૫

अर्धचन्द्रसमायुक्तं पुंनाम चतुरक्षरम्।
ककारादि लकारान्तमिह जानाति पण्डितः ॥२६॥

જે અડધા ચંદ્ર સાથે જોડાયેલ છે, ચાર અક્ષરનું જે પુંલિંગ નામ છે, તેની આદિમાં ककार અને અંતમાં लकार છે, તેને અહીં જે જાણે, તે પંડિત ગણાય છે. (ઉત્તર: કંઠકાલ. મહાદેવ કાલકૂટ વિષ ગળામાં રાખે છે અને માથા પર ચંદ્ર રાખે છે.) ૨૬

अनुनेतुं मानिन्या दयितश्चरणे सरागचरणायाः।
यावत्पतितः स तया तत्क्षणमवधीरितः कस्मात् ॥२७

જેના પગમાં અળતાનો રાગ છે એવી માનિની સ્ત્રીને મનાવવા માટે, તેનો પતિ જેવો તેના પગમાં પડ્યો, તેની સાથે જ તે સ્ત્રીએ તેનો તિરસ્કાર કર્યો, તેનું કારણ શું? (ઉત્તર: તે સ્ત્રી રજસ્વલા હતી; તેથી પતિને દૂર કર્યો.) ૨૭

गीत्वा किमपि व्याधः शृङ्गं जग्राह तरुणहरिणस्य।
तमथ समीक्ष्योद्यतकरमेणीमपि लज्जिता व्याधी ॥२८

જ્યારે પારધીએ કંઈક અલૌકિક રીતે ગાયું ત્યારે યુવાન હરણ ગીતથી મુગ્ધ બની ગયું, તેનું શીંગડું પારધીએ પકડી લીધું. એ રીતે પોતાના પતિને માથાનું દાન આપવા તૈયાર થયેલો જોઈને તે હરણની પત્નીએ પણ પોતાનું માથું આપી દીધું. આ બધું જોતાં પારધીની સ્ત્રી શરમાઈ; તેનું કારણ શું? (ઉત્તર: પાર-

ધીના ગીતથી રાજી થયેન હરણ માથુ આપી દે છે, તે જોઈને હરણી પણ મરવા તૈયાર થાય છે તે પ્રસગ જોતા ભીલની સ્ત્રીને થાય છે કે 'મનુષ્યના જીવન કરતા આ પશુના જીવને ધન્ય છે કે જે એકબીજાને માટે મરી છૂટે છે' અને એ વિચાર આવતા તેને પોતની જાત પર શરમ આવે છે ) ૨૮

काचिन्मृगाक्षी प्रियविप्रयोगे निशीथिनीपारमपार यन्ती । आगातुमादाय करेण वीणामुद्वीक्ष्यमालोक्य शनैररहासीत् ॥ २९ ॥

મૃગ જેવા જેના નેત્ર છે એક એવી સ્ત્રી પ્રિય જનના વિયોગમા રાત પસાર કરવા હાથમા વીણા લઈને ગાવાની શરૂઆત કરતી હતી, ત્યા તો તેણે ઊચુ જોઈને પછી પોતાની વીણાને નીચે મૂકી દીધી ત્યારે તેના મનમા શુ વિચાર આવ્યો હશે ? ( ઉત્તર ઊચુ જોતા તે સ્ત્રીની નજર ચદ્ર પર પડી જો તે ગાવાનુ શરૂ કરે, તો મૃગત્ર ચદ્રને છોડી તેની પાસે આવી પહોચે અને તો ચદ્ર કલક વિનાનો બનીને પોતાના મુખની સરખામણી કરે તે તેને રુચ્યુ નહિ તે વિચાર આવતા તેણે ગાવાનુ માડી વાળ્યુ ) ૨૯

सदारिमध्यापि न वैरियुक्ता, नितान्तरक्तापि सितैव नित्यम् । यथोक्तवादिन्यपि नैव दूती, का नाम कान्तेति निवेदयाशु ॥ ३० ॥

જે નિરતર શત્રુઓની વચમા રહેતી હોવા છતા પણ નિત્ય સફેદ જ છે, જે કહ્યા પ્રમાણે કહેતી હોવા છતા દૂતી નથી તે કાંતા (સ્ત્રી) કઈ તે જલદી જણાવો ( ઉત્તર સારિકા-મેના તેમા વચલો શબ્દ રિ છે ગાવામા રક્ત છે અને ચા શબ્દથી શરૂઆત છે કાન્તા ક તેના અતમા છે ) ૩૦

वृक्षाग्रवासी न च पक्षिराजस्त्रिनेत्रधारी न च शूलपाणि । त्वग्वस्त्रधारी न च सिद्धयोगी जल च बिभ्रन्न घटो न मेघ ॥ ३१ ॥

તે વૃક્ષની ટોચે રહે છે, છતા મોટુ પક્ષી નથી તે ત્રણ નેત્રોને ધારણ કરે છે, છતા શૂળપાણિ (શકર) નથી તે વલ્કલ ધારણ કરે છે, છતા સિદ્ધ કે યોગી નથી તે પાણી ધારણ કરે છે, છતા ઘડો કે વાદળ નથી ( ઉત્તર નાળિયેર, અદર પાણી, ઉપર કાચલ અને ત્રણ આખો ) ૩૧

वृक्षाग्रवासी न च पक्षिजातिस्तृण च शय्या न च राजयोगी । सुवर्णकायो न च हेमधातु पुसश्च नाम्ना न च राजपुत्र ॥ ३२ ॥

તે વૃક્ષની ટોચે નિવાસ કરે છે છતા પક્ષીની કોઈ જાત નથી, તેને સૂવા માટે ઘાસ જોઈએ છે પણ તે યોગીરાજ નથી, તેની કાયા સોના જેવી છે, છતા તે સોનાની ધાતુ નથી, તેનુ નામ પુલિગમા છે, છતા તે રાજપુત્ર નથી ( ઉત્તર આબાનુ પાકેલુ ફળ-કેરી તેને સસ્કૃતમા आम्र કહે છે અને તે પુલિગમા વપરાય છે )

चक्री त्रिशूली न हरो न विष्णुर्महान्बलिष्ठो न च भीमसेन । स्वच्छन्दचारी नृपतिर्न योगी सीता-वियोगी न च रामचन्द्र ॥३३॥

તે ચક્ર અને ત્રિશલ ધારણ કરે છે, તોપણ વિષ્ણુ કે મહાદેવ નથી, તે મોટો બળવાન છે પણ ભીમસેન નથી તે સ્વચ્છદે ફરે છે, ફરે છે પણ રાજા કે યોગી નથી, તેને સીતાનો વિયોગ છે પણ રામચદ્ર નથી (ઉત્તર સાઢ તેને શરીરે ચક્ર કે ત્રિશૂળના ચિહ્ન છે તે બળીવર્દ ગણાય છે તેને છૂટો મૂકી દીધો હોય છે અને તે સીતા-ખેતીના કાર્યમા લેવાતો નથી ) ૩૩

आद्येन हीन जलधावदृश्य मध्येन हीन भुवि वर्णनीयम् । अन्तेन हीन ध्वनते शरीर हेमाभिध स श्रियमातनोतु ॥ ३४ ॥

તે ત્રણ વર્ણનો એવો શબ્દ છે, જેનો પહેલો વર્ણ લઈ લો, તો બાકી બે વર્ણનો એવો પદાર્થ છે જે સમુદ્રમા દેખાતો નથી તેનો વચલો વર્ણ લો તો એવો પદાર્થ બને જેનુ જગતમા વર્ણન કરી શકાય અને તેનો છેલ્લો વર્ણ લેતા એવો પદાર્થ બને જે શરીર ધ્રુણાવે છે અને તે ત્રણ વર્ણનો શબ્દ સોનાના નામે છે, તે તમને લક્ષ્મી આપો ( ઉત્તર करज રજ-ધૂળ તે સમુદ્રમા ન દેખાય कज-કમળ, તનુ વર્ણન કરી શકાય कर-હાથ તે શરીર ડોલાવે છે અને करज સોનાનુ નામ છે ) ૩૪

सर्वस्वापहरो न दस्युकुलज खट्वाङ्गभृन्नेश्वरो दोषानिष्टकरो न धर्मनिरत कीलालपो नासुर । नृणा पृष्ठपलाशनो न पिशुन शीघ्रगमो नो हय शश्वद्रात्रिचरो न राक्षसगण कोऽय सखि ब्रूहि मे ॥३५

તે સર્વસ્વ હરી લે છે, છતા ચોરના કુલમા જન્મ્યો નથી તે ખટ્વાગ (ઈસ) ધારણ કરે છે, છતા મહાદેવ નથી તે દોષનુ અનિષ્ટ કરે છે, છતા ધર્મરત નથી તે કીલાલ-લોહી પીનાર છે, છતા રાક્ષસ નથી માણસનુ પાછળથી ભૂરુ બોલનાર છે, તોપણ તે ચાડિયો નથી તે જલદી દોડી જાય છે, તોપણ ઘોડો નથી તેમ જ નિરતર રાતે ફરે છે, તોપણ રાક્ષસ નથી, હે સખી ! એ કોણ હશે, તે મને કહે? ( ઉત્તર માકડ ) ૩૫

सर्वस्वापहरो न तस्करगणो रक्षो न रक्ताशनः
सर्पो नैव बिलेशयोऽखिलनिशाचारी न भूतोऽपि च ।
अन्तर्धानपटुर्न सिद्धपुरुषो नाप्याशुगो मारुत-
स्तीक्ष्णास्यो न तु सायकस्तमिह ये जानन्ति ते पण्डिताः॥

તે સર્વ સ્વાપ–નિદ્રાને હરે છે (સર્વસ્વને હરે છે) છતાં ચોર નથી. લોહી પીએ છે પણ રાક્ષસ નથી. તે બિલમાં ભરાઈ રહે છે, છતાં સાપ નથી. તે આખી રાત રખડે છે, છતાં ભૂત પણ નથી. તે સંતાવામાં કુશળ છે, તોપણ સિદ્ધ પુરુષ નથી, તે જલદી ગતિ કરનાર છે પણ પવન નથી, તેનું મુખ તીક્ષ્ણ છે, છતાં બાણ નથી. તેને જે જાણે તે પંડિત ગણાય છે. (ઉત્તર : માંકડ) ૩૬

जाता शुद्धकुले जघान पितरं हत्वापि शुद्धा पुनः
स्त्री चैषा वनिता पितेव सततं विश्वस्य या जीवनम् ।
सङ्गं प्राप्य पितामहेन जनकं प्रासूत या कन्यका
सा सर्वैरपि वन्दिता क्षितितले सा नाम का नायिका ॥

તે શુદ્ધ કુલમા જન્મી છે. તેણે પોતાના પિતાને મારી નાખ્યા, તોપણ તે શુદ્ધ ગણાય છે. તે પોતે સ્ત્રી અને વનિતા બનીને પિતાની જેમજ વિશ્વને સતત જીવન આપે છે. જેણે દાદા સાથે સંગ કરી પિતાને જન્મ આપ્યો અને છતા પોતે કન્યા રહી. પૃથ્વી પર તેને બધા વંદન કરે છે. તે નાયિકા કઈ? (ઉત્તર : ભગવાનની માયા. પુરુષોત્તમથી અક્ષરબ્રહ્મ અને તેથી માયા જન્મી. તેણે પુરુષોત્તમના સંગે અક્ષરબ્રહ્મને જન્મ આપ્યો, છતા શુદ્ધ કન્યા રહી.) ૩૭

## અપહ્નુતિ

[ અપહ્નુતિ તે અલંકારનો એક પ્રકાર છે; તેની વ્યાખ્યા છે કે प्रकृत यत् निषिध्यान्यत् साध्यते सा त्वपह्नुतिः । પ્રકૃત એટલે ચાલુ બાબત હોય તેનો નિષેધ કરી તેની જગાએ બીજી નવી બાબત સિદ્ધ કરવામાં આવે. આ અપહ્નુતિના અનેક પ્રકારો છે, તેમાં શાબ્દી અને આર્થી મુખ્ય છે. ]

वन्दती जारवृत्तान्तं पत्यौ धूर्ता सखीधिया ।
पतिं बुद्ध्वा सखि ततः प्रबुद्धास्मीत्यपूरयत् ॥१॥

એક ધૂર્ત સ્ત્રી પડખે સૂતેલા પતિને ભૂલથી સખી સમજીને પોતાના યારની કથા કહેવા લાગી, તેટલામાં તે જાણી ગઈ કે 'આ તો મારો પતિ છે.' એટલે વાત બદલી નાખતાં જણાવ્યું કે, 'હે સખી! એટલામાં તો હું જાગી ગઈ! (આમા જાગી ગઈ કહીને સાચી વાત ઢાંકી દીધી અને 'મને સ્વપ્ન આવ્યું હતું,' એ નવી વાત ઉમેરી દીધી છે.) ૧

रुचिरस्वरवर्णपदा रसभाववती जगन्मनो हरति ।
तत्किं तरुणी नहि नहि वाणी बाणस्य मधुरशीलस्य ॥

'જેનાં સ્વર, વર્ણ, પદ વગેરે રુચિર છે; જેનામા રસ અને ભાવ છે; અને જે જગતનાં મન હરી લે છે.' (એ પ્રમાણેનું વર્ણન સાંભળીને મિત્રે પૂછ્યું કે,) 'તે શું કોઈ તરુણી છે?' (ત્યારે વાત વાળી લેતાં જણાવે છે કે,) 'ના રે ના, એ મધુર સ્વભાવના બાણ કવિની વાણી છે.' (અહીં તરુણીને આપેલાં બધાં વિશેષણ વાણીને લાગુ પાડીને નવી વાત કહે છે.) ૨

सीत्कारं शिक्षयति व्रणयत्यधरं तनोति रोमाञ्चम् ।
नागरिकः किं मिलितो नहि नहि सखि हैमनः पवनः ॥

'જે સીત્...સીત્...ઉચ્ચારણ શિખવાડે છે, જે અધરમાં વ્રણ પાડે છે, અને જે શરીર પર રુવાટાં ખડા કરી દે છે;' એમ વર્ણન કરતાં, સખી પૂછે છે કે 'શુ કોઈ નાગરિક–ચતુરજન તને મળ્યો છે?' (તે સાચી વાતવાળી લઈને ખોટી વાત રજૂ કરતાં જણાવે છે કે,) 'ના રે ના, સખી! આ તો શિયાળાનો શીતળ પવન છે.' (આમા ચતુર જનનાં વિશેષણો પવનને લાગુ પડે છે.) ૩

काले पयोधराणामपतितया नैव शक्यते स्थातुम् ।
उत्कण्ठितासि बाले नहि नहि सखि पिच्छिलः पन्थाः ॥

'યોગ્યકાળ થવા છતાં પણ પતિ પાસે નથી; તેને કારણે પયોધર સ્થિર રહી શકતા નથી.' (તે સાંભળીને સખી પૂછે છે કે,) 'હે બાળા! તને પતિને મળવાની ઉત્કંઠા જાગી છે?' (તે વાત વાળી લેતાં જણાવે છે કે,) 'ના રે ના, આ તો વર્ષાકાળે વરસાદ પૂરો નહિ પડવાથી રસ્તો કાદવવાળો થયો છે, તેથી સ્થિર ચલાતું નથી. (અહીં કાલ, પયોધર અને અપતિતયા એ ત્રણેય શબ્દોના સાચા અર્થ બદલીને નવી વાત રજૂ કરી છે.) ૪

प्रहरति न पञ्चबाणः केवलमबले निमेषोऽपि ।
वर्षति पर न देवः क्षणदाऽपिमृगाक्षि विप्रयोगं ते ॥५

હે અબળા! કેવળ પંચબાણ–કામદેવ જ પ્રહાર કરે છે એમ નથી પણ તમારા કટાક્ષો પણ પ્રહાર કરે છે મેઘ વરસે છે એટલું જ નહિ પણ હે મૃગાક્ષી! તમારો વિયોગ થવાથી રાત્રિ પણ વર્ષ જેવડી લાગે છે. (આમા નિમેષમા પ્રહરણશક્તિનો આરોપ કરવા માટે કામદેવનો નિષેધ કર્યો છે; મેઘનો નિષેધ પણ તે માટે જ કર્યો છે; કારણ કે રાત્રિને વિરહીને પીડા કરનારી ઠેરવવી છે આ પર્યસ્તાપહ્નુતિ છે) ૫

मधुरस्वना धृतोर्णा मण्याभरणा सुशोभना सुदती ।
मत्स्कन्धोचितदण्डा भिक्षो दयितास्ति किं न मे वीणा ॥

'મીઠા શબ્દ કરનારી ધૃતોર્ણા (યૌવન દશાને પામેલી), મણિના અનકારવાળી, સુશોભિત, સુદતી (સુદર દાતવાળી), મારા ખભા ઉપર મૂકેલા દડ (હાથ)વાળી, આવી,' આમ બોલતા ભિખારીને કોઈ (વચમા અટકાવીને) પૂછે છે 'હે ભિખારી, આ તારી સ્ત્રી છે?' (એટલે તે અર્થ ઉનટાવીને કહે છે 'ના, ના, એ તો મીઠા સ્વરવાળી, ઊનના વસ્ત્રથી ઢાકેલી સુદર હાથીદાતની, મણિથી શણગારેલી અને મારા ખભા ઉપર યોગ્ય જગ્યાએ રહેલા દડવાળી મારી વીણા છે' (આમાં અર્થ બદલ્યો છે) ૬

रागी भिनत्ति निद्रां तल्पं न जहाति निष्ठुरं दशति ।
चतुरे किं प्राणेशो नहि नहि सखि मत्कुणव्रातः ॥७॥

'એ રાગી બનીને મારી નિદ્રા ભેદી નાખે છે એ પથારીને છોડતો નથી અને નઠોર થઈને ડરડે છે' (આ સાભળી સખી પૂછે છે 'હે ચતુર નારી! તારા પ્રાણનાથ તને મળ્યા છે કે શુ?' 'ના રે ના, આ તો માકડનો સમુદાય ભેગો થયો છે' (અહી પતિને લાગુ પડતા લક્ષણ વારી લઈને માકડમા આરોપ કર્યો છે) ૭

आदौ गृहीतपाणिः पश्चादारूढजघनकटिभागा ।
नखमुखलालनसुखदा सा किं रामास्ति नैव भो पामा ॥

'પહેલા તો તેણે મારા હાથ પકડી લીધા, તે પછી મારા જઘન અને કેડના ભાગ પર આરોહણ કરી લીધુ અને તે પછી નખ અને મુખને લાલનનુ સુખ આપવા લાગી ગઈ' (એ સાભળીને કોક મિત્ર પૂછે છે કે) શુ રામા મળી કે? (ત્યારે વાતને વાળી લેતા જણાવે છે કે,) અરે ભાઈ! રામા નહી પણ પામા (ખજવાળ) છે (અહી રામાના વિશેષણ ખજવાળને લાગુ પડે છે તે પહેલા હાથ પકડે છે, પછી જાઘ અને કેડ પકડે છે અને છેવટે નખના આગળના ભાગથી ખણીએ તો સુખ થાય છે) ૮

नाथ विलोकय मेघं नहि नहि पापं तवातिपुण्यायाः ।
नहि कथयामि पयोधरमपसारय कञ्चुकीमुरसः ॥९॥

'હે નાથ! મેઘને જુઓ!' (આમા મ અર-મારા પાપ જુઓ એવો અર્થ બદલીને તેનો પતિ જણાવે છે કે,) 'અત્યત પુણ્યશાળી તારી પાસે કોઈ પાપ હોય નહિ' (ત્યારે પર્યાય શબ્દ આપતા સ્ત્રી જણાવે છે કે,) 'ના રે ના, હુ તો પયોધરની વાત કહુ છુ (પયોધરનો અર્થ સ્તન કરીને તેનો પતિ જણાવે છે', 'જો તારે સ્તન બતાવવા હોય, તો) છાતી પરથી કાંચળી દૂર કર' (આમાં મેઘ અને પયોધર જેવા શબ્દોના સાચા અર્થ ઢાકીને બીજા અર્થ સમજાવે છે) ૯

पञ्चदशीरजनिसमा तारामणिभूषणापि कोकिलवाक् ।
चन्द्रसमा गतवसना हस्तगता स्त्री न मे वीणा ॥१०

જે પૂર્ણિમાની રાત્રિની જેમ આનદ પામે છે, જેને તારા જેવા મણિના આભૂષણ છે, જેની વાણી કોયલ જેવી છે જે ચદ્ર જેવી છે, જેણે વસ્ત્ર ઉતારી દીધા છે અને જે હાથમા આવેલી છે' એવી કોઈ સુદરી છે? ના રે ના, એ તો મારી વીણા છે (અહી સુદરીને આપેલ વિશેષણો વીણાને લાગુ પડે છે) ૧૦

नाथ मयूरो नृत्यति तुरगाननवक्षसः कथं नृत्यम् ।
नहि कथयामि कलापिनमिह सुकलापी प्रिये कोऽस्ति ॥

હે નાથ! મયૂર (મોર) નાચે છે' (मयूर-मे उर-મારી છાતી એમ અર્થ બદલીને પતિ મશ્કરી કરે છે કે) 'જેનુ મુખ ઘોડા જેવુ છે, તેની છાતીનો નાચ શી રીતે થાય?' 'ના રે ના હુ તો કલાપી (મોર)ની વાત કરુ છુ' (અહી પણ कला+पी=કળાનુ રક્ષણ કરનાર એમ અર્થ બદલીને, પતિ પૂછે છે કે) હે પ્રિયે! તારી કળાનુ સારુ રક્ષણ કરનાર સુકલાપી બીજો કોઈ છે?

अक्षरमैत्रीभाजः सालंकारस्य चारुवृत्तस्य ।
किं ब्रूमो सखि यूनो नहि नहि सखि पद्यबन्धस्य ॥१२

જેને વર્ણની સગાઈ છે, જેણે અલકાર પહેર્યા છે અને જેનુ વર્તન સારુ છે,' (એ વર્ણન સાભળીને સખી પૂછે છે કે) 'શુ કોઈ ચ્રાતિનો યુવાન મળ્યો છે?' (તે વાત વાળી લેતા સ્ત્રી જણાવે છે કે) 'ના રે ના હુ તો શ્લોકની રચના(पद्यबंध)ની વાત કરુ છુ, જેમા વર્ણજોડ છે અલકાર છે અને ઉત્તમ છદ છે (અહી યુવાનના વિશેષણ શ્લોકને લાગુ પડે છે) ૧૨

इह पुरोऽनिलकम्पितविग्रहा मिलति का न वनस्पतिना लता । स्मरसि किं सखि कान्तरतोत्सवं न हि घनागमरीतिरुदाहृता ॥१३॥

'જેનો દેહ પહેલેથી આવતા પવનથી કપેલો છે એવી કઈ લતા વનસ્પતિવૃક્ષને મળતી નથી!' (તે સાભળીને સખી પૂછે છે કે) 'શુ સખી! પતિની સાથે રમણ કર્યુ તે ઉત્સવને યાદ કરે છે?' (તે સાચી વાતને ઢાકતા, બીજી રીતે ઉત્તર આપે છે) 'ના રે ના આ તો વર્ષાકાળના આગમનની રીતિ બતાવુ છુ' ૧૩

तन्वी चारुपयोधरा सुरदना श्यामा मनोहारिणी
नीता निष्करुणेन येन चिरहो देशान्तरादागता ।
तत्सङ्गोचितया तया रहितया किं जीवनं प्रेक्षसे
भिक्षो ते दयितास्ति किं नहि नहि प्राणप्रिया तुम्बिका ॥

'તન્વી (પાતળી કમરવાળી), ચારુપયોધરા (સુંદર સ્તનવાળી), સુવદના (સારા મુખવાળી), શ્યામા (સુંદરી), મનને હરણ કરનારા એવી નારીને પરદેશથી આવેલ કોઈ કઠોર હૃદયનો હરી ગયો, જેને ખોળામાં રાખીને રમાડી શકાય એવી તે નારી વિના હવે મારું જીવન કેવી રીતે ગાળી શકાશે ?' (એ સાંભળીને તેનો મિત્ર જણાવે છે કે) 'હે ભિક્ષુક! તે તારી પ્રિયા હતી ?' (એ સાચી બાબત ઢાંકતાં, બીજી વાત કહે છે કે,) 'ના રે ના, એ તો મારી તુંબડી હતી, જે મને પ્રાણથી પણ પ્રિય હતી.' (અહીં નારીનાં વિશેષણ તન્વી, ચારુપયોધરા, સુવદના, શ્યામા, મનોહારિણી તુંબડીને પણ લાગુ પડે છે.) ૧૪

या पाणिग्रहलालिता सुसरला तन्वी सुवंशोद्भवा
गौरीस्पर्शसुखावहा गुणवती नित्यं मनोहारिणी।
सा केनापि हृता तया विरहितो गन्तुं न शक्तोऽस्म्यहं
रे भिक्षो तव कामिनी नहि नहि प्राणप्रिया यष्टिका॥

'જે પાણિગ્રહણલાલિતા (લગ્ન પછી જેનાં લાલન-પાલન કરેલાં છે), જે અત્યંત સરલ છે, જે તન્વી (પાતળી) છે, જે સારા વંશમાં પેદા થયેલી છે, જે ગોરી (સુંદર) છે, જે સ્પર્શસુખને આપનારી છે, જે ગુણિયલ છે, જે હરહમેશ મનોહર લાગે છે; તેનું કોઈ હરણ કરી ગયું છે. તેનાથી વિખૂટો પડેલો હું આગળ જઈ શકું એમ નથી. (એ સાંભળીને તેનો મિત્ર પૂછે છે) કે, 'હે ભિક્ષુક! તે તારી કામિની—સ્ત્રી હતી ?' (તે સાચી બાબત ઢાંકીને બીજી વાત કરે છે કે.) 'ના, ના, એ તો મારી લાકડી હતી, જે મને પ્રાણથી પ્રિય છે.' (અહીં નારીનાં વિશેષણ 'હાથમાં રમાડાય, સરલ, પાતળા સારા વાંસમાંથી બનેલી, સ્પર્શસુખ આપનારી, ગુણિયલ અને મનોહર' વગેરે લાકડીને લાગુ પડે છે.) ૧૫

नागरिकसमधिकोन्नतिरिह महिषः कोयमुभयतःपुच्छः। नहि नहि करि कलभोयं शुण्डादंडोयमस्य न तु पुच्छम्॥१६॥

હાથી જોઈને એક ગામડિયો શહેરીને પૂછે છે કે, 'ભાઈ! જેને બંને બાજુએ પૂંછડાં છે એવો આ પાડો કઈ ઊંચી જાતનો છે ?' (તેનો ઉત્તર આપતાં, શહેરી જણાવે છે કે,) 'ના રે ના, એ પાડો નથી. એ તો હાથીનું બચ્ચું છે. તેની આગળ પૂંછડું નથી પણ સૂંઢ છે.' ૧૬

### કૂટ

[જે શબ્દ કે વાક્યનો અર્થ એવો થતો હોય કે જેથી ગૂંચવાડામાં પડી જવાય, પછી જ્યારે તે શબ્દ કે વાક્યનો અર્થ ઉકેલવામાં આવે ત્યારે સાચો અર્થ સમજાય અને ત્યારે જ શ્લોકનો સરલ અર્થ સૂઝે! દેખીતી રીતે કોઈ ઊંડું રહસ્ય જણાય, પણ કોકડું ઉકેલાતાં સાવ નજીવી વાત જોવાને મળે છે, તેને કૂટ કહે છે. તર્કશક્તિ અને સ્મરણશક્તિ ખીલવવા માટે આ પ્રકારના શ્લોકોની રચના કરવામાં આવે છે.]

केशवं पतितं दृष्ट्वा द्रोणो हर्षमुपागतः।
रुदन्ति कौरवाः सर्वे हा केशव कथं गतः॥१॥

'કેશવ'ને પડેલ જોઈને દ્રોણ(આચાર્ય)ને હર્ષ થયો અને બધા કૌરવો રડવા લાગ્યા કે, 'હા કેશવ! કેવી રીતે ગયા ?' (અહીં 'કેશવ' શબ્દ કૂટ છે. કે-જલમાં શવ–શબને જોઈને દ્રોણ–જંગલી કાગડો હરખાયો અને કૌરવ–શિયાળવાં શબ નહીં મળવાથી રડવા લાગ્યાં.)

पानीयं पातुमिच्छामि त्वत्तः कमललोचने।
यदि दास्यसि नेच्छामि नो दास्यसि पिबाम्यहम्॥२॥

'હે કમળ સરખાં લોચનવાળી! તારી પાસેથી પાણી પીવાની ઇચ્છા છે. જો તું दास्यसि–આપશે, તો નહિ પીઉં અને નો दास्यसि–નહીં આપે, તો હું પીશ. (અહીં दास्यसि કૂટ છે. दासी–असि જો તું દાસી હો, તો હું પાણી નહિ પીઉં અને દાસી નહિ હો તો પાણી પીશ.) ૨

विषं भुङ्क्ष्व महाराज स्वजनैः परिवारितः।
विना केन विना नाभ्यां कृष्णाजिनमकण्टकम्॥३॥

'હે મહારાજ! પોતાનાં સ્વજનો સાથે મળીને केन વિના–મુખ વિના અને વિના નાભ્યાં–બે માણસો વિના કંટક વિનાનું કૃષ્ણાજિન વિષ ભોગવ. (અહીં कृष्णाजिन કૂટ છે, તેમાંથી વિષનો ष કાઢી નાખો, केन વિના क કાઢી નાખો, नाभ्यां વિના બે न કાઢી નાખો, તો ऋ આ जि अं–રાજ્ય ભોગવ, એવો ચોખ્ખો અર્થ થાય.)

अर्जुनस्य इमे बाणा नेमे बाणाः शिखण्डिनः।
सीदन्ति मम गात्राणि माघमासे गवा इव॥४॥

ભીષ્મ પિતામહ જણાવે છે કે, 'આ બાણ શિખંડીનાં નથી પણ અર્જુનનાં છે અને જેમ માઘ માસમાં ગાયો હોય તેમ મારાં ગાત્ર ભેદી નાખે છે. (અહીં माघमासे गवा इव કૂટ છે. माघमा=કાકડાશિંગ सेगवा=દાણા. જેમ શીંગને ફાડી દાણા બહાર આવે તેમ મારાં ગાત્ર ભેદી નાખે છે તે અર્થ છે.) ૪

यस्य षष्ठी चतुर्थी च विहस्य च विहाय च।
अहं कथं द्वितीया स्याद्द्वितीया स्यामहं कथम्॥५॥

'વિહની વિહસ્ય છઠ્ઠી વિભક્તિ અને વિહાય ચોથી

વિભક્તિ છે, તો અહમ્ બીજી વિભક્તિ કેમ થાય ? અને તેની દ્વિતીયા હુ શી રીતે થાઉ ?

( શબ્દરૂપાવની ભણેલા યુવાનની પરીક્ષા લેતા એક કુમારિકાએ विहस्य અને विहायના રૂપ પૂછ્યા તો પેલા મૂર્ખે રામની જેમ છટ્ઠી અને ચોથી વિભક્તિ કહી, તે પરથી તેની મૂર્ખતા વર્તાઈ ગઈ એટલે વડીલ પાસે જઈને કન્યાએ તે વાત કરતા ઉમેર્યું કે, આ મૂર્ખ તો अहम्ने પણ બીજી વિભક્તિ કહે, તો તેની હુ દ્વિતીયા ( પત્ની ) શી રીતે થઈ શકુ ? विहस्य ( ત્યજી ) विहाय ( છોડી ) એવા કૃદત છે અને अहम् ( હુ )પહેલી વિભક્તિ છે ) ૫

समरे हेमरेखाङ्क बाण मुञ्चति राघवे ।
स रावणोऽपि मुमुचे मध्येरीतिधर शरम् ॥६॥

જ્યારે સમરાગણુમા સોનાની રેખાવાળુ બાણ રામ ચ દ્રે છોડયુ, ત્યારે તે રાવણે પણ (मध्ये रीतिधर शरम् કૂટ છે) મધ્યે રી એ પ્રમાણે અક્ષર ધરેલો છે એવુ શર અર્થાત્ શરીર છોડયુ ૬

शिलार्पितपदद्वन्द्वा नासार्पितकरद्वया ।
अभूद्व्यक्तस्तनी नारी कथमेतद्भविष्यति ॥७॥

જેણે શિલા પર બે પગ મૂકયા છે અને પોતાના નાક પર બે હાથ મૂકયા છે, એવી નારીના સ્તન સ્પષ્ટ દેખાતા હતા, તે કેમ બને વારુ ? ( અહી शिला અને नासा કૂટ છે બારણાના ચોકડાના ઉબરાને शिला કહે છે, તેની પર સ્ત્રીએ પગ મૂકયા છે અને नासा તે ઉપલી બારશાખને કહે છે તેની પર બે હાથ મૂકયા એટલે તેના સ્તન ઉઘાડા થયા, એમ કહેવાની મતલબ છે )

सुवर्णस्य सुवर्णस्य सुवर्णस्य च जानकि ।
प्रेषिता तव रामेण सुवर्णस्य च मुद्रिका ॥८॥

હનુમાન કહે છે કે, ' હે જાનકિ ! તમારા ગમે સુવર્ણના, સુવર્ણની, સુવર્ણની અને સુવર્ણની વીટી મોકલી છે ( અહી सु–वर्ण–ચળકતા ર ગની, सु–वर्ण–રામ એ બે વર્ણ જેની પર છે, सुवर्ण–એ શી રતીભાર ની તેમ જ सुवर्ण–સોનાની વીટી, એમ સુવર્ણ શબ્દના ચાર અર્થ કરીને શ્લોક ગોઠવતા હનુમાનની ઉક્તિ સફળ થાય છે ) ૮

निश्चित ससुर कोऽपि न कुलीन समे मति ।
सर्वथा सुरसबद्ध काव्य यो नाभिनन्दति ॥ ९ ॥

જે સર્વથા સુરસબદ્ધ કાવ્ય (ઉત્તમ રસથી રચેલ કાવ્ય) ને વખાણે નહિ તે ससुर सुरापान કરનાર, नकुलीन–કુલ વિનાનો અને समे–असति –સુધામા મતિ નહિ રાખનાર હોવો જોઈએ ( અહી અર્થ રીતે असुर સાથે સબધ રાખનાર काव्य–શુક્રાચાર્યને વખાણે નહિ તે सुर–દેવ, कु–પૃથ્વી પર નહિ રહેનાર–સ્વર્ગમા વસ નાર અને समे–વિષ્ણુમા મતિ રાખનાર કોઈ દેવ હોય, એવો ચોખ્ખો અર્થ નીકળે છે ) ૯

येनाकारिपराभूतिर्दिननायकसूनवे ।
यद्गोत्रात्मभवाकान्त तन्मह श्रेयसेऽस्तु व ॥१०॥

જેણે દિવસના નાયક સૂર્યના પુત્રોનો પરાભવ કર્યો અને જે ગોત્રમા જન્મેલ પુત્રીનો પતિ થયો તે મહા-પુરુષ તમારુ કલ્યાણ કરો ( અહી સૂર્યના ત્રણ પુત્રો કર્ણ, સુગ્રીવ અને યમરાજ છે, તેમા કર્ણ પરાભવ આપનાર તેમ જ ગોત્ર–ગોવાળની પુત્રીના કાત ' શ્રી કૃષ્ણ ' થાય છે સુગ્રીવને પરાભવ આપનાર તેમ જ ગોત્રા–પૃથ્વીની પુત્રી સીતાના પતિ ' શ્રીરામ ' થાય છે અને યમરાજને પરાભવ આપનાર ગોત્ર–હિમાલય પર્વતની પુત્રી પાર્વતીના પતિ મહાદેવ થાય છે તે કૃષ્ણ, રામ અને શિવ તમારુ કલ્યાણ કરો, એમ ચોખ્ખો અર્થ થાય છે ) ૧૦

विजितात्मभवद्वेषिगुरुपादहतो जन ।
हिमापहामित्रधरैर्व्याप्त व्योमाभिनन्दति ॥ ११ ॥

જિતેન્દ્રિય અને સસારનો દ્વેષ કરનાર ગુરુજનના પગની લાત ખાનાર માણસ, હિમને હરનાર મિત્ર અને ધર( સૂર્ય અને પર્વતો )થી વ્યાપેલ આકાશ વખણાય છે ( वि–ગરુડ પક્ષીથી जित–જિતાયેલ ઇદ્ર, તેનો આત્મ भव–પુત્ર અર્જુન, તેનો द्वेषी–કર્ણ, તેનો ગુરુ સૂર્ય, તેના पाद–કિરણોથી તપેલ એવો માણસ, हिम–ટાઢને હરનાર અગ્નિ, તેનો अमित्र–પાણી, તેને ધરનાર મેઘથી વ્યાપ્ત આકાશને વખાણે છે અર્થાત્ સૂર્યથી પીડાતો જન મેઘ ભરેલ આકાશને વખાણે છે એવો ચોખ્ખો અર્થ થતા શ્લોકની સ્પષ્ટતા થાય છે ) ૧૧

शकर पतित दृष्ट्वा पार्वती हर्षनिर्भरा ।
रुरुदु पन्नगा सर्वे हा हा शङ्कर शङ्कर ॥१२॥

' શકર 'ને પડેલા જોઈને પાર્વતી–હર્ષથી ઊભરાઈ ગયા અને ' હા શકર, હા શકર ' એમ બધા સર્પ રડવા લાગ્યા (शङ्कर કૂટ છે श–શાંતિ આપનાર ચદનનુ ઝાડ તૂટી પડયુ, તેથી પાર્વતી–ભીલડીને આનદ થયો પરતુ ચદનવૃક્ષ પર રહેનાર સર્પ ખેદ પામ્યા, કારણ કે તેમનુ રહેઠાણ નાશ પામ્યું ) ૧૨

हनुमति हतारामे वानरा हर्षनिर्भरा ।
रुदन्ति राक्षसा सर्वे हाहारामहता हता ॥१३॥

હનુમાને જ્યારે રામને મારી નાખ્યા ત્યારે બધા વાનર હર્ષ પામ્યા અને રાક્ષસો રડવા લાગ્યા કે ' હા રામ હણાયા,

હણાયા.' (અહીં હૃતારામ ફૂટ છે. આરામ—રાવણનો બગીચો હનુમાને લૂંટી લીધો ત્યારે વાનર રાજી થયા અને રાક્ષસો રડવા લાગ્યા કે, હા આરામ, બગીચો લૂંટાયો, લૂંટાયો.) ૧૩

विराजराजपुत्रारेर्यन्नाम चतुरक्षरम्।
पूर्वार्धं तव शत्रूणां परार्धं तव संगरे ॥१४॥

વિરાજરાજના પુત્રના શત્રુનું ચાર અક્ષરનું નામ છે; તેમાંના પહેલા બે અક્ષર તમારા શત્રુને અને પાછળના બે અક્ષર તમને સંગ્રામમાં મળો. (वि-પંખી, તેનો રાજા ગરુડ, તેના રાજા વિષ્ણુ, તેના પુત્ર કામદેવ, તેના શત્રુ મહાદેવ, તેનું ચાર અક્ષરનું નામ છે मृत्युञ्जयः, તેમાના પહેલા બે અક્ષર મૃત્યુ એ શત્રુને અને પછીના બે અક્ષર जय તમને મળતા રહે.) ૧૪

अट्टशूला जनपदाः शिवशूलाश्चतुष्पथाः।
कामिन्यः केशशूलिन्यो भविष्यन्ति कलौ युगे ॥१५॥

કળિયુગમાં જનપદ (લોકો) અટ્ટશૂલ, ચતુષ્પથ (ચબૂતરા પર રહેનાર લોકો), શિવશૂલ અને પ્રમદાઓ કેશશૂલ થશે. (અહીં अट्टनो અર્થ રાંધેલું અન્ન થાય છે. चतुष्पथनो અર્થ બ્રાહ્મણ, શિવનો અર્થ વેદ અને કેશનો અર્થ યોનિ થાય છે. શૂલનો અર્થ વેચનાર થાય છે.)

कुन्दकुञ्जमसुं पश्य सरसीरुहलोचने।
अमुना कुन्दकुञ्जेन सखि मे किं प्रयोजनम् ॥१६॥

(પોતાની સખીને જણાવતાં એક સ્ત્રી કહે છે:) હે કમલ જેવાં લોચનવાળી સ્ત્રી! આ કુંદકુંજ (ફૂલનો ઢગલો) જો. (તેનો ઉત્તર આપતાં સખી જણાવે છે કે,) 'હે સખી! આ કુંદકુંજનું મારે કોઈ પ્રયોજન નથી,' અહીં अमुना ફૂટ છે, જેમાં मु નથી એવા કુંદકુંજની તેને જરૂર નથી, પણ મુકુંદ ભગવાનના નિવાસ કુંજની જરૂર છે, એમ ચોખ્ખો અર્થ થાય છે.)

राजन्कमलपत्राक्ष तत्ते भवतु चाक्षयम्।
आसादयति यद्रूपं करेणुः करणैर्विना ॥१७॥

'હે કમલપત્રાક્ષ રાજન્! કરણિ (હાથ) વિનાના કરેણુ (હાથી) જે સ્વરૂપ મેળવે છે, તે તેને અક્ષય હો. (અહીં करेणु ફૂટ છે, તેમાંથી क, र અને ण લઈ લો, તો બાકી રહે अ+ए=ऐ+उ=आयु તે તને અક્ષય મળો.)

स्तनमण्डलमाश्रित्य नखस्य वरयोषिताम्।
कदाकर्णयते गीतं रमया सह रङ्गराट् ॥१८॥

વરયોષિત (સુંદર સ્ત્રીઓ) નાં સ્તનમંડળનો આશ્રય કરીને નખના ગાયનને રમા સાથે રહેનાર રંગરાટ—ભગવાન ક્યારે સાંભળશે? (न, खस्य ફૂટ છે. ख—આકાશનો આશ્રય કરીને क—જલને द—આપનાર મેઘ! तु न स्तन=ગર્જના કરીશ નહિ; કારણ કે લક્ષ્મી સહિત ભગવાન અપ્સરાઓનાં ગાન સાંભળે છે.) ૧૮

एकोना विंशतिः स्त्रीणां स्नानार्थं सरयूं गतः।
विंशतिः पुनरायाता एको व्याघ्रेण भक्षितः ॥१९॥

એકોનાવિંશતિ (ઓગણીશ) સ્ત્રીઓનો સમૂહ સરયૂ નદીને કિનારે સ્નાન કરવા ગયો; તેમાં વીશ પાછાં આવ્યાં અને એકને વાઘે ફાડી ખાધો. (અહીં एको-ના ફૂટ છે. એક માણસ અને વીશ સ્ત્રીઓ ગયાં; તેમાં માણસને ફાડી ખાધો. વીશ સ્ત્રીઓ પાછી આવી.) ૧૯

त्रैलोक्ये नोपमैतस्याः सखे किमिति भाषसे।
अनन्तरा सा नादिर्वा न तृतीयेति मे मतिः ॥२०॥

(નાયિકાનાં વખાણ કરતાં મિત્રને જણાવે છે કે,) 'ત્રણ લોકમાં તેની કોઈ ઉપમા નથી.' (તે સાંભળીને તેનો મિત્ર ઉત્તર આપે છે કે,) હે મિત્ર! એમ કેમ કહે છે? તે મધ્યમાં નથી, તે આદિ નથી અને તે ત્રીજી નથી, એમ મારી મતિ છે. (અહીં उपमा ફૂટ છે. તેનો વચલો અક્ષર प કાઢી નાખતાં उमा—પાર્વતી બને છે. તેમાંથી આદિ उ કાઢી નાખતા મા—લક્ષ્મી થાય છે. તે પાર્વતી અને લક્ષ્મી વિના ત્રણે લોકમાં કોઈ નથી.)

सुवर्णालंकृता कन्या हेमालंकारवर्जिता।
सा कन्या विधवा जाता गृहे रोदिति तत्पतिः ॥२१

આ કન્યા સુવર્ણાલંકૃત છે પણ હેમના અલંકાર વિનાની છે. તે કન્યા વિધવા થઈ પણ તેનો પતિ ઘેર રડે છે. (सुवर्ण—સારી કાંતિવાળી હોવા છતાં દરિદ્ર હોવાથી હેમ-સોનાનાં ઘરેણાં વિનાની છે. તે કન્યા વિધવા—વધારે ધણીઓવાળી વ્યભિચારિણી થઈ છે. તેથી તેનો પતિ રડે છે.) ૨૧

अहं च त्वं च राजेन्द्र लोकनाथावुभावपि।
बहुव्रीहिरहं राजन्षष्ठीतत्पुरुषो भवान् ॥ २२ ॥

હે રાજશ્રેષ્ઠ! આપણે બંનેય લોકનાથ છીએ; પરંતુ હું પોતે બહુવ્રીહિ સમાસમાં છું અને તમે ષષ્ઠી તત્પુરુષ સમાસમાં છો. ('લોકો છે નાથ જેના' એવો હું દરિદ્ર લોકનાથ છું એમ બહુવ્રીહિ સમાસ થાય છે અને 'લોકોના નાથ' એમ રાજાના પક્ષે ષષ્ઠી તત્પુરુષ છે.) ૨૨

अपः पिबन्प्रपापालीमनुरक्तो विलोकयन्।
अगस्त्यं चिन्तयामास चतुरः सापि सागरान् ॥२३॥

પરબ પર પાણી પીતાં પીતાં મુસાફર પાણી પાનારી પર અનુરાગી બની જતાં, તેને જોવા લાગ્યો અને મનમાં અગસ્ત્ય મુનિનું ધ્યાન ધરવા લાગ્યો ત્યારે પાણી પાનારી ચાર સમુદ્રનું ધ્યાન ધરવા લાગી. (અહીં

'અગસ્ત્યે ચાર સમુદ્ર પીધા, તો હું પણ પાણી પીતાં તરસ છીપે નહિ તે રીતે પીતો રહું અને તારા મુખને જોતો રહું,' એવી મુસાફરના મનની ભાવના છે; પણ પરબવાળી વિચારે છે કે, મારી પાસે ચાર સમુદ્રો હોય તો અખંડ ધારા કરતી રહું.) ૨૩

ब्रह्म नान्तमपि क्लीबं मनः सान्तं न पश्यति ।
किं चित्रं लोकजनकं वाक्कान्ता नैत्यकान्तकम् ॥२४॥

ब्रह्मन् એ શબ્દ नान्त હોવા છતા નપુંસકલિંગ છે. मनस् એ શબ્દ सान्त હોવા છતાં તેને જોતું નથી અને वाक् શબ્દ कान्त હોવા છતાં कान्ता વિનાના પુરુષ પાસે જતી નથી; એમાં લોકજનક વિસ્મય શું છે? (અહીં મતલબ એમ છે કે નકાર જેના અંતમાં છે એવા નિત્ય નપુંસકલિંગ બ્રહ્મને સકાર જેને છેડે છે એવું મનસ જોતું નથી; તેમ જ क જેને અંતે છે, એવી વાણી નામની કાંતા તે અકાતક–દુઃખનો નાશ કરનાર અને લોકને જન્મ આપનાર બ્રહ્મ પાસે પહોચી શકતી નથી.

अर्धरात्रे दिनस्यार्धे अर्धचन्द्रेऽर्धभास्करे ।
रावणेन हृता सीता कृष्णपक्षे सिताष्टमी ॥२५॥

જ્યારે અડધી રાત અને અડધો દિવસ હતો, તેમ જ અડધો ચંદ્ર અને અડધો સૂર્ય પ્રકાશતો હતો ત્યારે કૃષ્ણપક્ષની અજવાળી આઠમે રાવણે સીતાને હરી હતી. (અર્થાત્ अर्धचंद्रे अर्धभास्करे એટલે કે અડધા ચાંદાને કારણે અડધો પ્રકાશ હતો તે કૃષ્ણપક્ષની આઠમની મધ્યરાત અજવાળી હતી, તે આઠમને બપોરે રાવણે સીતાનું હરણ કર્યું) ૨૫

शमीगर्भस्य यो गर्भस्तस्य गर्भस्य यो रिपुः ।
रिपुगर्भस्य यो गर्भः स मे विष्णुः प्रसीदतु ॥२६॥

શમીવૃક્ષનો જે ગર્ભ, તેના ગર્ભનો જે શત્રુ, તે શત્રુના ગર્ભનો જે ગર્ભ તે વિષ્ણુ મારા પર પ્રસન્ન થાવ. (અર્થાત્ શમીવૃક્ષનો ગર્ભ એટલે શમીનું લાકડું, તે લાકડાની અંદર રહેનાર અગ્નિ, તેનો શત્રુ તે જળ, તેનો ગર્ભ એટલે વડવાનલ અગ્નિ, તે અગ્નિ જેના ગર્ભમાં છે તે સમુદ્ર, તેના ગર્ભ એટલે મધ્યભાગ પર સૂનાર વિષ્ણુ ભગવાન છે.) ૨૬

विहंगा वाहनं येषां त्रिकंचधरपाणयः ।
पासालसहिता देवाः सदा तिष्ठन्तु ते गृहे ॥२७॥

જેમનાં વાહન વિહંગો (પક્ષીઓ) છે, જેમના હાથમાં ત્રિકંચ–ત્રિશૂળો છે અને જેમના હાથમાં પાસાલ (પાશ) છે, તે દેવો મારા ઘરમાં નિવાસ કરો. (અર્થાત્ वि-ગરુડ, हं-હંસ, गा-બળદ એ વાહનો અને त्रि-ત્રિશૂળ, कं-કંબુ (શંખ), च-ચક્ર જેમના હાથમાં છે અને पा-પાર્વતી, सा-સાવિત્રી, અને ल-લક્ષ્મી જેમની સાથે છે, તે દેવો બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ છે) ૨૭

शस्त्रं न खलु कर्तव्यमिति पित्रा नियोजितः ।
तदेव शस्त्रं कृतवान्पितुराज्ञा न लङ्घिता ॥२८॥

પિતાએ આજ્ઞા આપી કે 'શસ્ત્રનો ખરેખર ઉપયોગ કરવો નહિ; તોપણ પુત્રે તેજ શસ્ત્રનું કામ લીધું અને પિતાની આજ્ઞા લોપી નહિ. (न खलु–નખને કાપનાર નરેણીનું શસ્ત્ર તારે બનાવવું એમ પિતાએ કામમાં લગાડેલા પુત્રે તે જ શસ્ત્ર બનાવ્યું અને પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન ન કર્યું. ૨૮

कान्ते धावय मे पादाविति भर्त्रा निवेदिता ।
न तया धावितौ पादौ भर्तुराज्ञा न लङ्घिता ॥२९॥

પતિએ આજ્ઞા આપી કે, 'હે કાંતા! મારા પગ ધો;' તે સ્ત્રીએ પગ ધોયા નહિ, છતાં પતિની આજ્ઞા ઓળંગી નહિ. (नतया–તે નમ્ર પત્નીએ પગ ધોયા, અને પતિની આજ્ઞા ઉલ્લંઘી નહી.) ૨૯

देवराजो मया दृष्टो वारिवारणमस्तके ।
भक्षयित्वार्कपर्णानि विष पीत्वा क्षयं गतः ॥३०॥

મેં વારિવારણ–જળહાથીના મસ્તક પર દેવરાજને દીઠા, જે આકડાનાં પાન ખાઈ અને ઝેર પીને નાશ પામ્યા. (हे देवर–હે દિયેર, अजः–બકરો એ શબ્દ કૂટ છે. वारिवारण–પાણીના બંધ પર મેં બકરો જોયો, જે આકડાના પાન ખાઈ અને વિષ (પાણી) પીને ક્ષયઘેર ગયો.) ૩૦

विनायकपतेः शत्रुस्तस्य नाम षडक्षरम् ।
पूर्वार्धं तव राजेन्द्र उत्तरार्धं तु वैरिणाम् ॥३१॥

હે રાજેંદ્ર! વિનાયકપતિનો શત્રુ થાય, તેનું નામ છ અક્ષરનું છે, તેમાં પહેલા ત્રણ અક્ષર તમને મળો અને પાછળના ત્રણ અક્ષર તમારા શત્રુઓને મળો. (वि–પક્ષી + नायक–નાયક=ગરુડના પતિ વિષ્ણુનો શત્રુ હિરણ્યકશિપુ થાય, તેના પહેલા ત્રણ અક્ષર हिरण्य–સોનું અને પછીના कशिपु–મરણપથારી.) ૩૧

कोलाकृतिरपारेवो मोरोहंसो जलोदरी ।
कंसारिरात्तलीलो वो वाघलो भूकलोऽवतु ॥३२॥

જે કંસારિ (કૃષ્ણ) કોલાકૃતિ, અપારેવ, મોરોહંસ, જલોદરી, આત્તલીલા, વાઘલા અને ભૂકલા છે, તે તમારું રક્ષણ કરો (कोल–ડુક્કરની આકૃતિ તે વરાહભગવાન, अपारेवः–અપાર સંસારનું રક્ષણ કરનાર, मोरोहंस–માલક્ષ્મીનાં उरः–છાતી તેના હંસ–લક્ષ્મીપતિ. जल–સમુદ્રમાં उदरी–નિવાસ કરનાર. નારાયણ. आत्तलीलः–લીલા

ધારણ કરનાર. વાઘલઃ–વા+અઘ+લઃ–ખરેખર પાપનો નાશ કરનાર, મૂકલઃ પૃથ્વીનો ઉદ્ધાર કરનાર ) ૩૨

रामरा मेऽतिरामेऽतिरमे रामे मनोरमे ।
सहस्रनामतत्तुल्यं रामनाम वरानने ॥ ३३ ॥

હે સુંદરમુખી પાર્વતી! રામ, રામ, રામ જપતાં હું મનોહર રામચંદ્રનાં સ્મરણ કરું છું, જે રામનામ વિષ્ણુસહસ્રનામ જેટલું મૂલ્યવાન છે. ( रामरा–રામ એ જ છે ધન જેનું; अतिरामेति જેણે રમા–માયાનો ત્યાગ કર્યો છે એવું શુદ્ધ બ્રહ્મ મનોરમ એવા રામ વિષે મારા મનનું રમણ હો.) ૩૩

यथा नयति कैलासं नगं गानसरस्वती ।
तथा नयति कैलासं न गङ्गा न सरस्वती ॥३४॥

ગાન સરસ્વતી જેવી રીતે કૈલાસ પર્વત પર લઈ જાય છે, તેવી રીતે ગંગા કે સરસ્વતી કૈલાસ લઈ જતાં નથી. (આમાં न गङ्गा न सरस्वती એ શબ્દ કૂટ છે. ન ન છૂટા પાડતાં न गगा न सरस्वती થાય અને તે પદ ભેગાં કરતા नग गान सरस्वती એમ પદ છૂટાં પડે.) ૩૪

मोमारागममादन्द्वे हयागदलनंभषः ।
यस्यैतानि न विद्यन्ते स याति परमां गतिम् ॥३५॥

મો મા રા મ મ મા દં દ્વે, હ યા ગ દ લ નં ભ ષ એ શબ્દોથી બનેલ દોષો જેનામાં નથી, તે પરમ ગતિ પામે છે. (અહીં પહેલા ચરણનો અક્ષર અને બીજા ચરણનો અક્ષર જોડી પદ બનાવવાના છે જેમ કે મોહ, માયા, રાગ, મદ, મલ, માન, દંભ અને દ્વેષ એ દોષો છે.) ૩૫

तातेन कथितं पुत्र लेखं लिख ममाज्ञया ।
न तेन लिखितो लेखः पितुराज्ञा न लोपिता ॥३६॥

પિતાએ કહ્યુ કે, 'હે પુત્ર! મારી આજ્ઞાથી તુ લેખ લખ.' એણે લેખ લખ્યો નહિ અને પિતાની આજ્ઞા લોપી નહીં, (અહીં नतेन–નમ્ર એવા તે પુત્રે, લેખ લખ્યો, એમ કહેવુ છે.) ૩૬

वासनावासुदेवस्य वासितं भुवनत्रयम् ।
सर्वभूतनिवासीनां वासुदेव नमोऽस्तु ते ॥ ३७ ॥

વાસુદેવની વાસનાથી ત્રણ લોક સુગંધિત થયા; એ રીતે સર્વ ભૂતોમા નિવાસ કરનારા વાસુદેવ! તમને નમસ્કાર હો. (હે વાસન્ પદ કાઢીને સર્વ જગતને નિવાસ કરનાર! તમારાથી સર્વ લોક વસેલ છે. તેમ જ सर्वभूतनिवासिन्–ईनाम् વાસનાઓનો નાશ કરો. એમ પદ છે.) ૩૭

अत्रिलोचनसंभूतज्योतिरुद्गमभासिभिः ।
सदृशं शोभतेऽत्यर्थं भूपाल तव चेष्टितम् ॥३८॥

હે રાજન્! આપનાં ચરિત અત્રિમુનિના લોચનમાં થી પેદા થયેલ પ્રકાશના ઉદયથી ખીલેલ કમળોના જેવાં અત્યંત ઉજ્જ્વળ બનીને શોભે છે. (અર્થાત્ તમારાં ચરિત ચંદ્ર જેવાં ઉજ્જ્વળ છે. અત્રિના નેત્રમાથી ચંદ્રની ઉત્પત્તિ છે, તે કથા હરિવંશમાં છે.) ૩૮

मुद्गदाली घृतव्याली कवीन्द्र वितुषा कथम् ।
भक्तवल्लभसंयोगाज्जाता विगतकञ्चुकी ॥ ३९ ॥

'હે કવિરાજ! સર્પને ધારણ કરનારી મગની દાળ છોતરાં વિનાની ક્યારે થશે?' (કવિ ઉત્તર આપે છે કે,) ભાતરૂપી પતિના સંયોગથી તે છોતરાં વિનાની થશે. (જેણે ખલ પુરુષનો આશ્રય કર્યો છે અને જે મોદથી બોલનારી છે. એવી સખી ક્યારે વિશેષ સંતોષ પામશે? 'પોતાને ભજનાર પ્રિય પતિનો સંયોગ થતાં, છાતી પરની કાંચળી ખમી જશે ત્યારે.' એ ગુપ્ત રહસ્ય છે. ) ૩૯

प्राभ्रभ्राड्विष्णुधामाप्य विषमाश्वः करोत्ययम् ।
निद्रां सहस्रपर्णानां पलायनपरायणाम् ॥ ४० ॥

મેઘથી શોભતા વિષ્ણુધામ(આકાશ)નો આશ્રય કરીને રહેલ વિષમાશ્વ પલાયનપરાયણ સહસ્રપર્ણોની નિદ્રાને પેદા કરે છે. (વિષમ સાત છે અશ્વ-ઘોડા જેને એવા સૂર્ય આકાશનો આશ્રય કરીને હજાર દળવાળા કમળની પાંખડીને ખોલીને તેની નિદ્રા દૂર કરે છે )૪૦

कति ते कबरीभारः सुमनः सङ्गात्प्रियेऽतिनीलत्वात् ।
भवति च कलापवत्त्वान्निर्जरसेव्यः कथं न स्यात् ॥

હે પ્રિય સ્ત્રી! તારા ચોટલાનો ભાર પુષ્પની સંગતથી કલગીવાળો હોવા છતાં અત્યંત કાળો છે, તેથી તે યુવાનોને સેવવાલાયક કેમ ન થાય? (અહીં सुमनः–દેવોના સંગથી બ્રહ્મા જેવો લાગે છે, કાળાશને લીધે વિષ્ણુ જેવો લાગે છે અને कलाप–ચંદ્રવાળો હોવાથી શંકર જેવો લાગે છે, એમ ભાવ લેવાનો છે.) ૪૧

यामि विधावभ्युदिते पुनरेष्यामीति यदुदितं भवता ।
जातात्युदन्तमेतं नेदं तत्त्वेन मुग्धवधूः ॥ ४२ ॥

'હું હાલ તો જાઉં છું, જ્યારે નસીબ ખૂલશે ત્યારે પાછો આવીશ' એમ તમે કહ્યુ, તે બાબતના રહસ્યને આ ભોળી વધુ ખરેખર જાણતી નથી. (અહીં विधि અને विधु (ચંદ્ર) બંનેની સપ્તમી વિભક્તિ विधौ થાય છે; અર્થાત્ હાલ તો જાઉં છું, પણ ચંદ્ર ઊગે આવી પહોચીશ, એ સંકેત ભોળી સ્ત્રી જાણતી નથી.) ૪૨

अधुना मधुकरपतिना गिलिनोऽप्यपकारदंपती येन ।
त्रातः स पालयेत्त्वां विगतविकारो विनायको लक्ष्म्याः ॥

હમણા જે મધુકરપતિએ અપકાર દંપતીને ગળી લીધા, તેનુ રક્ષણ લક્ષ્મીના વિકારરહિત વિનાયકે કર્યું, તે તમારુ રક્ષણ કરો (અહુના જેમા ધુ શબ્દ નથી એવા મ(ધુ)करपतिना-મગરે જેમા પ નથી એવા द(प)ती-હાથીને ગળી લીધો, તેનુ રક્ષણ વિ વિનાના (वि) નાયક લક્ષ્મીના પતિએ કર્યું છે ) ૪૩

उपरिगत हि सवर्णं हृत्वा करतो ददासि रन्तु मे।
धन्य सरोजयुगल त्यक्त्वा स्तनयुगमथास्पृशत्कृष्ण ॥

શ્રીકૃષ્ણે રાધાને જણાવ્યું કે, 'ઉપર રહેલ સમાન વર્ણના બે કમળ હાથે તોડીને તે મને આપ્યા છે' એમ કહીને બે કમળ છોડીને કૃષ્ણે તે રાધાના બે સ્તનનો સ્પર્શ કર્યો, તે કૃષ્ણને ધન્ય છે (सरोजमा રહેલ જે सवर्ण સકાર છે, તેને બદલે उपरिगत ઉકાર કરી દેતા उरोज અર્થાત્ સ્તન થાય છે ) ૪૪

अच्युतभक्तिवशादिह समभावस्तत्प्रसङ्गेन।
सारमतेरभ्युदयति रतिरिति नैवाद्भुतं किंचित् ॥४५

અહી અચ્યુત(વિષ્ણુ)ની ભક્તિ કરવાથી બધામા સમાનભાવ જાગે છે, માટે મતિથી સાર લેનાર ડાહ્યા માણસની પ્રીતિ વિષ્ણુમા થાય, એમા કાંઈ વિસ્મય નથી (હે અચ્યુતભ-હે અક્ષીણ કાંતિવાળા! क्ति પ્રત્યય લાગવાથી रम् ધાતુનો મ્નો લોપ થાય છે, તેથી रम्तिने બદલે रति શબ્દ થાય, તેમા કાંઈ અદ્ભુત નથી, એ વ્યાકરણની ખૂબી છે ) ૪૫

मञ्जुलघौ संभावितगुणे कचिन्नापदाधारे।
अयि सखि तत्रोपपतौ मम चेतो न त्वनीदृशे पत्यौ॥

હે સખી! જે સુદર અને ઇષ્ટ છે, જે ગુણોથી સભાવિત (સારો) છે અને જેણે કદી પણ આપત્તિ જોઈ નથી, એવા ઉપપતિ (જાર) વિષે મારુ મન લાગે છે, તેવુ ઉપરના ગુણો વિનાના મારા પતિમા લાગતુ નથી (અહી પણ વ્યાકરણની ખૂબી છે મજુલ-घौ જેને ઘિ સજ્ઞા થાય છે, समाभिगुण-જેનો ગુણ થવાની સભાવના છે અને જેને ત્રીજી વિભક્તિમા ના પ્રત્યય થાય છે એવો उपपति શબ્દ છે પરતુ पति શબ્દને ઘિ સજ્ઞા થતી નથી, ગુણ થતો નથી અને ના પ્રત્યય પણ લાગતો નથી ) ૪૬

अयि सखि शस्त सखिव पतिरिति किं त्व न जानासि। शस्तोऽतिसखिवदुपपतिरित्यपि कथ त्वयापि नावबोधि॥४७॥

'હે સખી! સખીની જેમ પતિ સસ્તો છે, તે તુ શુ જાણતી નથી?' તેનો ઉત્તર આપતા બીજી સખી જણાવે છે કે, 'અતિ સખી(વિશેષ પ્રિય)ની જેમ ઉપપતિ (જાર) વિશેષ પ્રિય છે, તેની તને પણ ખબર નથી શુ?' (અહી પણ વ્યાકરણની ખૂબી છે सखि શબ્દની જેમ पति શબ્દ પણ शस्-त બીજી વિભક્તિના બહુવચનથી સરખા રૂપ લે છે, તે જ રીતે उपपति શબ્દ પણ शस्-त બીજી વિભક્તિથી લઈને अतिसखिनी જેમ ચાલે છે અને તેને ત્રીજી વિભક્તિમા ના પ્રત્યય લાગુ પડે છે ) ૪૭

द्वन्द्वो द्विगुरपि चाह मद्गेहे नित्यमव्ययीभाव।
तत्पुरुष कर्म धारय येनाह स्या बहुव्रीहि ॥४८॥

હુ દ્વન્દ્વ છુ, દ્વિગુ પણ છુ, મારે ઘેર નિત્ય અવ્યયીભાવ છે તત્પુરુષ, કર્મ-ધારય કે જેથી હુ બહુવ્રીહિ થાઉ (આમા છએ સમાસ આવી ગયા તેનો અર્થ એમ થાય છે કે અમે સ્ત્રીપુરુષ બન્ને-દ્વન્દ્વ છીએ મારે ઘેર બે ગાય-દ્વિગુ છે, પણ પૈસા નહિ હોવાથી મારે ઘેર નિત્ય કોઈ ખર્ચ થતો નથી-અવ્યયીભાવ છે तत् માટે પુરુષ હે રાજા कर्म धारय એવા કર્મ કરો કે જેથી હુ (બહુ ધાન્યવાળો) થાઉ ૪૮

त्वद्विरहमसहमाना निन्दति बाला दिवानिश शम्भुम्।
राहुमपि रामचन्द्र रामानुजमपि च पन्नगारातिम् ॥४९

તારો વિરહ જેને સહન થતો નથી, એવી તે બાલા (મુગ્ધા સ્ત્રી) રાતદિવસ શભુ, રાહુ, રામચદ્ર, રામાનુજ અને ગરુડની પણ નિદા કરે છે (શિવે કામને બાળ્યો, છતા જીવતો છે ચદ્ર દુખ દે છે તેને રાહુ ગળતો નથી રામે જે મનયાનિન સૂકવ્યો તે હજી ચાલ છે રામાનુજ કૃષ્ણનો પુત્ર કામદેવ છે તેમ જ ગરુડ સર્પ ખાઈ જાય છે, તે સર્પ વાયુના ભક્ષણ કરે છે અને તે વાયુ મને પીડે છે એ રીતે અહી બધાની નિદા કરી છે ) ૪૯

स जयति चित्रचरित्रो यस्य हि वरचरणपुष्करकरेणु।
महिषीमृषिसिंहस्य प्राजीजनदपि पृषोदये हेतु ॥५०॥

જેનુ ચરિત્ર ચિત્રમા આલેખવા લાયક છે, એવા હાથીના શ્રેષ્ઠ ચરણ અને સૂઢનો અગ્રભાગ ઉત્તમ છે, તેમ જ જે બગદના જન્મમાં કારણ છે, તેણે સિંહની મહિષી(ભેસ)ને ઉત્પન્ન કરી છે (સાચો અર્થ જેના ચરણકમળના રજકણો પૃષોદય-કલ્યાણનો ઉદય થવામા કારણ છે, એવા આ રેણુક છે, જેમણે અહલ્યાને પેદા કરી કે જે ઋષિઓમા સિંહ જેવા ગૌતમની મહિષી (પત્ની) છે, તેવા વિચિત્ર ચરિત્રવાળા રામચદ્ર જય પામે છે ) ૫૦

रविसुत हलगोकर्ण श्रुतिविषयगुणाम्बरो घनात्मधर।
नरकशिरा जगदखिल चिरमव्याद्समरम्पाणि ॥५१

રવિના પુત્રે કરેલો ગાયના જેવો કર્ણ, વેદરૂપી શબ્દ વિષયનો ગુણ જે આકાશ. એની પેઠે વ્યાપક, વનમાં પોતાની જાતને રાખનાર, નરકને શિરરૂપે કરનાર, વિષમ રોગને હાથમાં ધરનાર અખિલ જગતનું લાંબા કાળ સુધી રક્ષણ કરો. असम-ત્રણ रुक् ત્રિશૂળ જેના હાથમાં છે, એવા મહાદેવે નર-મનુષ્યની क-ડોક અને शिरा-ખોપરીને ગળામાં પહેરી છે, જે પોતે આકાશરૂપી વસ્ત્ર ધારણ કરે છે. वन-જળ તેને જે ધારણ કરે છે અને જેણે સૂર્યપુત્ર યમરાજને ગોકર્ણ બનાવ્યો છે.) ૫૧

सायकसहायवाहो मकरध्वजनियमितक्षमाधिपते ।
अब्जरुचिभास्वरस्ते भातितरामवनिपश्लोकः ॥५२॥

જેના હાથમાં રહેલ બાણો સહાયક છે; જેણે આખી પૃથ્વી તાબે કરી છે; જેની કાંતિ કમળ જેવી સુંદર છે, એવા હે કામદેવ, હે રાજન્! તારો યશ પ્રકાશે છે. (અહીં मकरध्वज શબ્દથી કામદેવ નહિ લેતાં, સમુદ્રથી વીંટાયેલ પૃથ્વીના અધિપતિ એવા રાજાનો યશ સુપ્રસિદ્ધ રીતે પ્રકાશે છે, એમ કહેલું છે.) ૫૨

लम्बोदर तव चरणावादरतो यो न पूजयति ।
स भवति विश्वामित्रो दुर्वासा गौतमश्चेति ॥५३॥

હે ગણપતિ! જે માણસ તમારાં ચરણોને આદરથી પૂજતો નથી, તે વિશ્વામિત્ર, દુર્વાસા અને ગૌતમ બને છે. (વિશ્વનો अमित्र-શત્રુ दुर्वासा-ખોટી વાસનાવાળો અને गौतम-બળદ બને છે, એમ અર્થ કરવાનો છે)

अम्बरमम्बुनि पत्रमरातिः पितमहीनगणस्य ददाह ।
यस्य वधूस्तनयं गृहमब्जा पातु स वो हरलोचनवह्निः॥

પાણી જેનાં વસ્ત્ર છે; જે પાંદડાં ખાય છે; જેણે પીળા સર્વ ગણને બાળી નાખ્યો છે; જેની વધૂનો પુત્ર છે અને જેનું કમળમાં ઘર છે, તે હરલોચનમાં રહેલ અગ્નિ તમારું રક્ષણ કરો. (અહીં અન્વય ફેરવતાં સાચો અર્થ જડે છે, તે આ રીતે: 'જેનાં વસ્ત્ર પીળાં છે, જેનું ઘર પાણીમાં છે, જેનું વાહન ગરુડ છે કે જે સર્પનો વેરી છે અને જેની સ્ત્રી લક્ષ્મી છે, એવા વિષ્ણુના પુત્ર કામદેવને શિવજીના નેત્રના અગ્નિએ બાળી મૂક્યો હતો.) ૫૪

वायुमित्रसुतबन्धुवाहनारातिभूषणशिरोवलम्बिनी ।
तज्जवैरिभगिनीपतेः सखा पातु मां कमललोचनो हरिः॥

વાયુનો મિત્ર, તેનો પુત્ર, તેનો ભાઈ, તેનું વાહન, તેનો શત્રુ, તે છે ભૂષણ જેને, તેના માથા પર રહેનારી, તેનો પુત્ર તેનો વેરી, તેની બહેન, તેનો પતિ, તેનો મિત્ર તે કમળ જેવાં લોચનવાળા હરિ મારું રક્ષણ કરો. (અહીં વાયુના મિત્ર અગ્નિ છે, તેનો પુત્ર કાર્તિક-સ્વામી છે, તેનો ભાઈ ગણપતિ છે. તેનું વાહન ઉંદર છે, તેનો વેરી સર્પ છે. તે ભૂષણરૂપે શિવના શરીરે રહે છે. તેના માથા પર ગંગા છે, તેનો પુત્ર ભીષ્મ પિતામહ છે. તેનો વેરી શિખંડી છે. તેની બહેન દ્રૌપદી છે. તેનો પતિ અર્જુન છે. તેનો મિત્ર કૃષ્ણ છે તે હરિરૂપે છે.) ૫૫

अतनुज्वरपीडितासि बाले तव सौख्याय मतो ममोपवासः । रसमर्पय वैद्यनाथ नाहं भवदावेदितलङ्घने समर्था ॥ ५६ ॥

'હે બાળા! તું વિશેષ (अतनु-અનંગ-કામ-જ્વરથી) પીડાય છે, તારા સુખ માટે ઉપવાસ સારો છે, એમ મારો મત છે.' ત્યારે તે સ્ત્રી ઉત્તર આપે છે કે, 'હે વૈદરાજ! તમે જણાવ્યા પ્રમાણે મારાથી લંઘન થાય એમ નથી, માટે મને રસાયણ આપો. (અહીં કામીજન વૈદ્ય બનીને આવ્યો છે, તે કહે છે કે, ममोपवासः मतः-મારી પાસે વસવું યોગ્ય છે; ત્યારે તે સ્ત્રી જણાવે છે કે, 'તમારી આજ્ઞા ઓળંગવા શક્તિ નથી તેથી મને રસ (પ્રેમ) પાઓ.' ૫૬

अकुबेरपुरीविलोकनं धरासूनुकरं कदाचन ।
अथ तत्प्रतिकारहेतवेऽदमयन्तीपतिलोचनं भज ॥५७॥

કુબેરની નગરીનું વિલોકન ન કરવાથી જરા પણ ધરાસૂનુકર થતું નથી; માટે તેના વારણ માટે અદમયંતીના પતિનાં નેત્રોને સેવો. (કુબેરની નગરી અલકા, તે પરથી અનલકા શબ્દ બને છે, તેનો અર્થ થાય 'વાળ વિનાની વિધવા સ્ત્રી' તેને જોવી, તે धरासूनु-મંગળકારક નથી, તોપણ તે વિધવા જોવાઇ જાય, તો તેના નિવારણ માટે દમયંતીનો પતિ નળ, તે વિનાનો अनल એટલે અગ્નિ, તે જેના નેત્રમાં છે તેવા શિવજીને ભજો.' એમ સૂચવે છે.) ૫૭

रामं सीतां लक्ष्मणं जीविकार्थे विक्रीणीते यो नरस्तं च धिग्धिक् । अस्मिन्पद्ये योऽपशब्दान्न वेत्ति व्यर्थप्रज्ञं पण्डितं तं च धिग्धिक् ॥ ५८ ॥

જે માણસ પોતાની જીવિકા સારુ રામ, સીતા અને લક્ષ્મણને વેચે છે, તેને ધિક્કાર છે. આ શ્લોકમાં જે अपशब्द(ખોટા પ્રયોગ)ને જાણતો નથી; તે નિષ્ફળ બુદ્ધિના પંડિતને પણ ધિક્કાર છે. (અહીં 'जीविकार्थे चापण्ये' જીવિકા માટે કે દુકાન માટે પ્રયોગ કરતાં क પ્રત્યય લાગે છે, એટલે रामक, सीतकां, लक्ष्मणकम् એવો પાણિનીય સૂત્ર પ્રમાણે પ્રયોગ શુદ્ધ છે.) ૫૮

गोगजवाहनभोजनभक्ष्योद्भूतपमित्रसपत्नजशत्रोः ।
वाहनवैरिकृतासनतुष्टा मामिह पातु जगत्त्रयजुष्टा ॥

ગાય અને હાથીના વાહનનું ભોજન, તે ભોજનથી જન્મેલ, તેનો પતિ, તેનો મિત્ર, તેનો શત્રુ, તેનો પુત્ર, તેનો શત્રુ, તેનું વાહન, તેનો વેરી; તેની પર બેઠેલી એવી ત્રણ લોકમાં પૂજ્ય અહીં મારું રક્ષણ કરો. (ગોગ—બળદ પર બેસીને ગતિ કરનાર શિવથી જ—જન્મેલ કાર્તિક સ્વામી, તેનું વાહન મોર, તેનું ભોજન સાપ, તેનો ભક્ષ્ય વાયુ, તેથી જન્મેલ હનુમાન, તેનો પતિ સુગ્રીવ, તેના મિત્ર રામ, તેનો શત્રુ રાવણ, તેનો પુત્ર ઇંદ્રજિત, તેનો શત્રુ ઇંદ્ર, તેનું વાહન ઐરાવત, તેનો વેરી સિંહ, તેની પર બેઠેલી અંબિકા.) ૫૯

**नदीज लङ्केशवनारिकेतुर्नगाह्वयो नाम नगारिसूनुः ।**
**एषोऽङ्गनावेषधरः प्रमाथी जित्वा वयं नेष्यति चाद्य गावः॥**

નદીથી જન્મેલ લંકેશ રાવણના વનનો શત્રુ, જે પર્વતની ધજા છે, એવો પર્વતના શત્રુનો પુત્ર, એ સ્ત્રીવેશ ધારણ કરનાર, મહામહેનતે પકડાય એવો આજે તમને જીતીને ગાયને લઈ જશે. (હે નદીજ—ભીષ્મ-પિતામહ! રાવણના વનને તોડનાર હનુમાન જેની ધજામાં છે, એવો આ સ્ત્રીવેશધારી અર્જુન નામનો ઇંદ્રનો પુત્ર તે આપણ કૌરવોને જીતીને આજે ગાયો પાછી વાળી જશે.) ૬૦

**गोकर्णराडाभरणं यदीयं यद्गव्यहव्यादजमाददाह ।**
**कुंभेनचूडामणिरादिगन्तात्पायादपायादुरगात्मजार्धः ॥**

જેને ગોકર્ણરાટ્ આભૂષણ છે; જેણે ગવ્યહવ્યથી અજ(બકરા)ને બાળ્યો છે અને જે કુંભરૂપી ચૂડામણિથી દિશાઓ સુધી રક્ષણ કરે છે; તે ઉરગની પુત્રીનું અર્ધ તમારું રક્ષણ કરો. (જેની અર્ધાંગના પાર્વતી છે, જેના આભૂષણમા સર્પનો રાજા વાસુકિ છે, જેના ત્રીજા નેત્રનો અગ્નિ કામદેવને બાળે છે અને જેના મસ્તક પર નક્ષત્રનો ચૂડામણિ ચંદ્ર છે, તે શિવ સર્વ દિશાઓમાં દુઃખથી તમારું રક્ષણ કરો.) ૬૧

**विलासिनी काञ्चनपट्टिकायां पाटीरपङ्कैर्विरही विलिख्य । तस्याः कपोले व्यलिखत्पवर्गं तवर्गमोष्ठे चरणे टवर्गम् ॥ ६२ ॥**

કોઈ એક વિરહી પુરુષે સોનાની પાટી પર ચંદનની શાહીથી એક વિલાસિની સ્ત્રીનું ચિત્ર દોર્યું અને તેના ગાલ પર પવર્ગ લખ્યો, હોઠ પર તવર્ગ લખ્યો તેમ જ ચરણ પર ટવર્ગ લખ્યો. (પવર્ગનું સ્થાન હોઠ છે, તેથી એમ સૂચવે છે કે, 'હોઠથી તારા ગાલ પર ચુંબન આપીશ, તવર્ગનું સ્થાન દાંત છે. તેથી તારા હોઠને ચાવીશ અને જો તું ક્રોધમાં આવીશ, તો ટવર્ગનું સ્થાન મૂર્ધા છે, તેથી તારા પગે માથું નમાવીશ.) ૬૨

**काचिद्वियोगानलतप्तगात्री प्राणान्समाधारयितुं लिलेख । बाह्वोर्भुजंगं हृदि राहुबिम्बं नाभौ च कर्पूरमयं महेशम् ॥ ६३ ॥**

જેનાં ગાત્ર વિયોગરૂપી અગ્નિથી તપેલાં છે, એવી કોઈ નાયિકાએ પોતાના પ્રાણ ધારણ કરવા માટે પોતાના બે બાહુ પર સર્પ, હૃદય પર રાહુ અને નાભિ પર કપૂર મય મહાદેવ ચીતર્યા. (પ્રાણ વાયુરૂપે છે અને સર્પ વાયુને પીએ છે, તેથી બાહુ પર સાપને જોતાં પ્રાણ ભય પામીને બહાર નહિ આવે અને મન એ ચંદ્રનો ભાગ છે, માટે હૃદય પર રાહુને જોઈ મન તેથી દૂર રહેશે અને નાભિ કામોદ્દીપનનું સ્થાન છે, તે પર શિવને જોઈ કામદેવ પીડા નહિ કરે.) ૬૩

**नेतः प्रयाणोन्मुखतां समीक्ष्य नक्षत्रमुक्तावलिमस्य कण्ठे । अधारयत्सा स तु वासराणां संख्यापरोऽभूत्सखि कोऽत्र भावः ॥६४॥**

પોતાનો પતિ પરદેશ જવાની તૈયારી કરે છે, એમ જોઈને, તે સ્ત્રીએ તેના ગળામા નક્ષત્રોની મુક્તામાળા પહેરાવી; તેનો પતિ દિવસોની સંખ્યા ગણવા લાગ્યો, તો હે સખી! તેમા શું ભાવ હશે? (સત્તાવીશ નક્ષત્રોની મોતીની માળા કંઠમા નાખીને પેલી સ્ત્રીએ એમ સૂચવ્યું કે 'નક્ષત્રોનાં ઉદયકાળે અર્થાત્ સંધ્યાકાળે વહેલા આવજે. ત્યારે પેલા પુરુષે રવિ, સોમ વગેરે વાર ગણીને સૂચના કરી કે, 'હું સાત દિવસમાં આવીશ.') ૬૪

**गौरीक्षणं भूधरजाहिनाथः पत्रं तृतीयं दयितोपवीतम् । यस्याम्बरं द्वादशलोचनाख्यः काष्ठा सुतः पातु सदाशिवो वः ॥ ६५ ॥**

(આ શ્લોકમાં અન્વય અટપટો છે, તે ગોઠવતાં સ્પષ્ટ અર્થ એવો થાય છે કે, ('गौः पत्रं—બળદ જેનું વાહન છે; ईक्षणं तृतीयं જેને ત્રીજું નેત્ર છે, भूधरजा दयिता—જેની સ્ત્રી પાર્વતી છે, अहिनाथः उपवीतम्—સર્પ જેને જનોઈ છે, अंबरं काष्ठा—વસ્ત્ર જેને દિશાઓ છે, सुतः द्वादशलोचनाख्यः—જેનો પુત્ર કાર્તિકેય બાર આંખવાળો છે, તે શિવ તમારું રક્ષણ કરો. ૬૫

**पुष्पेषुमाता पुरुषायमाणा लज्जावती विश्वसृजं विलोक्य । नाभीसरोजे नयनं मुरारेर्वामेतरं वारयति स्म चित्रम् ॥ ६६ ॥**

પુરુષની જેમ ક્રીડા કરતી કામદેવની માતાએ નાભિકમળમાં રહેલા બ્રહ્માને જોયા; તેથી શરમાઈને તેણે વિષ્ણુની જમણી આંખ ઢાંકી દીધી. તેમાં શું આશ્ચર્ય છે? (વિષ્ણુની જમણી આંખ સૂર્ય છે, તે

બીડતા સૂર્ય ઢંકાઈ જાય અને તે ઢંકાતાં કમળ બિડાય અને તેથી બ્રહ્માજી પણ ઢંકાઈ જાય.) ૬૬

मृगत्रयं भाति वपुष्यवेपे फलानि चत्वारि सुमानि पञ्च । कपोलषट्कं प्रमदालतायाः पृच्छन्ति मध्यं विदुषः कवीन्द्राः ॥ ६७ ॥

સ્ત્રીરૂપી લતાના શરીર પર ત્રણ મૃગ, ચાર ફળ, પાંચ ફૂલ અને ૭ કપોલ (પર્વ) શોભે છે. ત્યારે તેનો મધ્યભાગ ક્યાં છે? એમ કવિઓ વિદ્વાનોને પૂછે છે. (બે નેત્ર અને એક નાભિ તે મૃગ, બે સ્તન અને બે જઘન તે ચાર ફળ; બે હાથ, બે પગ અને એક મુખ તે પાચ કમળનાં ફૂલ છે તેમ જ બે ગાલ, બે કપોલ અને બે નિતંબ એ ૭ પર્વ (સાંધા) છે.) ६७

इन्दीवराक्ष्याः स्फुटविद्रुमोष्ठ्याः संकेतमुद्दिश्य वने चरन्त्याः । चौरैः समस्ताभरणानि हृत्वा नासामणिर्नोऽपहृतः किमेतत् ॥ ६८ ॥

જેનાં કમળ જેવાં નેત્ર છે અને સ્પષ્ટ પરવાળા જેવા જેના રાતા હોઠ છે એવી કોઈ સુંદરી સંકેત આપ્યા પ્રમાણે વનમાં રખડતી હતી ત્યારે તેનાં બધાં આભૂષણ ચોરોએ લૂંટી લીધાં પણ તેના નાકનો મણિ લીધો નહિ, તેનું શું કારણ? (મોતીની ઉપર આંખની કાળી કાંતિ અને નીચેની બાજુએથી હોઠની રાતી કાંતિ પડતાં તે ચણોઠી જેવું લાગતું હતું.) ૬૮

कुध्रेनसुप्रीनयनाश्रयाशदग्धोन्मदा दर्दुरहर्षकाले । स्वजन्मभक्षप्रियभोजनाशा नृत्यन्ति भीमानुजगोजभाजः॥

ભીમના નાનાભાઈના ગોત્રમાં જન્મ લેનારા તેમ જ પોતાનાં સંતાનનાં ભક્ષ્ય કરનારનાં ભોજન કરવામાં પ્રીતિ ધરાવનારા, પર્વતરાજની પુત્રીને પ્રસન્ન કરનારનાં નયનથી બળેલ ઉન્મત્ત દેડકાના હર્ષકાળે નાચે છે. (ભીમસેનનો નાનો ભાઈ નકુળ, તેનું નોળિયો ગોત્ર છે; તે પોતાનાં સંતાનનાં ભક્ષ્ય કરી જનારા સાપનાં ભોજન કરે છે, તે મોર પણ નોળિયાનો ભક્ષ કરી જાય છે. હવે હિમાલયની પુત્રી પાર્વતીના પતિ શિવના નેત્રના અગ્નિથી બળેલ કામદેવના યોગથી ઉન્મત્ત બનીને મોર દેડકાના આનંદકાળે વર્ષાઋતુમાં નાચ કરે છે.) ૬૯

शिरसि देवनदीं पुरवैरिणः सपदि वीक्ष्य धराधरकन्यका । निबिडमानवती रमणाङ्कके स्वचन चुम्बनमारभते स्म सा ॥ ७० ॥

ત્રિપુરારિ મહાદેવના મસ્તકે ગંગાને જોતાંની સાથે જ અત્યંત માનથી ભરેલાં પાર્વતીએ પોતાના પતિના ખોળે ચુંબન કરવા માંડ્યાં. (રોષે ભરાયા છતાં ચુંબન કરવાનો ભાવ એ છે કે 'મહાદેવના ગળામાં રહેલ ઝેર ચૂસીને મરી જાઉં તો મારે શોક્યનું દુઃખ જોવું ન પડે.) ૭૦

काचिद्विलोलनयना रमणे स्वकीये दूरं गते सति मनोभवबाणखिन्ना । त्यक्तुं शरीरमचिरान्मलयाद्रिवायुं सौरभ्यशालिनमहो पिबति स्म चित्रम् ॥७१॥

પોતાનો પતિ દૂર પરદેશ ગયો હતો, તેને કારણે કામદેવના બાણથી પીડાયેલી કોઈ ચંચળ નયનવાળી સ્ત્રી પોતાના શરીરને છોડી દેવા માટે સુગંધથી ભરેલ મલયાનિલ-વાયુનાં પાન કરવા લાગી; એ આશ્ચર્ય છે. (અહીં મલયપર્વત પર સર્પો રહે છે, તેના મુખમાંથી નીકળેલાં ઝેર પવનમાં હરી, તેથી તેનાં પાન કરવાથી મરણ થાય.) ૭૧

कान्ता रुचिं मुनिजनस्तरुणोऽवियोगी कामश्च रत्नमणिरुज्ज्वलकङ्कणेन। धत्ते पयोधरयुगे कुचभूषणेन हारे हरे हिमकरे मकरे करे च ॥७२॥

(આ શ્લોકમાં ચોથા ચરણનાં પદો સાથે અન્વય જોડવાનો છે) કાંતિવાળી સ્ત્રી મોતીના હાર પર (हारे) રુચિ રાખે છે. મુનિજન હર–મહાદેવ પર (हरे) રુચિ રાખે છે. વિયોગ વિનાનો તરુણજન ચંદ્ર પર (हिमकरे) રુચિ રાખે છે. કામદેવ પોતાના મકર ચિહ્ન પર (मकरे) રુચિ રાખે છે. રત્નમણિ ઉજ્જ્વલ કંકણ સહિત કર પર (करे) તેમ જ સ્તનના ભૂષણ સહિત બંને સ્તન પર (पयोधरयुगे) રુચિ રાખે છે. ૭૨

विकसति नयनाभ्यां कैरवं पङ्कजं च श्रयति चरणाम्बु ब्रह्मचर्यं पयोधेः। उरसि लसति यस्य श्रेयसां संप्रदायः स फणिनमधिशेते पद्मया पद्मनाभः ॥७३॥

(આ શ્લોકમાં અન્વય ગોઠવતાં ગૂંચવણ દૂર થાય છે.) જે ભગવાન વિષ્ણુની જમણી આંખ સૂર્યથી કમળ અને ડાબી આંખ ચંદ્રથી પોયણી વિકાસ પામે છે, જેના ચરણમાંથી નીકળેલ ગંગા સમુદ્ર સાથે સંગમ જોડીને તેનું બ્રહ્મચર્ય દૂર કરે છે; સર્વ કલ્યાણોને સંપૂર્ણ રીતે આપનાર (संप्रदायः) કૌસ્તુભ મણિ જેમની છાતી પર શોભી રહેલ છે; તેવા પદ્મનાભ–વિષ્ણુ ભગવાન પદ્મા–લક્ષ્મી સાથે શેષ પર પોઢી જાય છે. ૭૩

अहिरिपुपतिकान्तातातसंबद्धकान्ताहरतनयरिहन्त्प्राणदातृध्वजस्य। सखिसुतसुतकान्तातातसंपूज्यकान्तापितृशिरसि पतन्ति जाह्नवी नः पुनातु ॥ ७४॥

(આ શ્લોકનાં પદોનો સંબંધ જોડીને અર્થ કરવાથી સરળતા પડે છે) अहि–સાપનાં रिपु–ગરુડનો પતિ વિષ્ણુનાં कान्ता–લક્ષ્મીના तात–પિતા સમુદ્રને संबद्ध–બાંધ-

નાર-રામનાં કાન્તા-પત્ની સીતાને હર-હરનાર રાવણનો તનય-ઇંદ્રજિતને નિહન્તૃ-મારનાર લક્ષ્મણને પ્રાણદાતૃ-પ્રાણ આપનાર-હનુમાન ધ્વજસ્થ છે-ધ્વજમાં જેના એવા અર્જુનના સખિ-મિત્ર-કૃષ્ણના સુત-પુત્ર પ્રદ્યુમ્ન-કામદેવના સુત-પુત્ર-અનિરુદ્ધની કાન્તા-સ્ત્રી ઉષાના તાત-પિતા બાણાસુરથી સંપૂજ્ય પૂજાયેલ-શંકરનાં કાંતા-પત્ની પાર્વતીના પિતૃ-પિતા હિમાલયના શિરસિ-મસ્તક પર પતન્તી પડતી એવી ગંગા અમને પવિત્ર કરો. ૭૪

उदितवति परस्मिन्प्रत्यये शास्त्रयोनौ ।
गतवति विलयं च प्राकृतेऽपि प्रपञ्चे ।
सपदि पदमुदीतं केवलः प्रत्ययो य-
स्तदियदिति च वक्तुं कः क्षमः पंडितोऽपि ॥७५॥

જેમાં શાસ્ત્ર કારણ છે, એવા પરબ્રહ્મના જ્ઞાનનો ઉદય થયા પછી પ્રકૃતિ(માયા)ના સર્વ પ્રપંચો લય પામે છે; તેને પરિણામે જેમાં કેવળ પોતાના અનુભવરૂપ સુખ આનંદ) મળે છે; તેનું માપ કેટલું છે; તે બાબતને કહેવાને માટે કયો પંડિત શક્તિમાન છે? (અહીં इदम् શબ્દનાં વ્યાકરણની ખૂબી આપી છે. इदम्‌ને જ્યારે वत् પ્રત્યય લાગે છે ત્યારે, इदम् પ્રકૃતિનો લોપ થઈ જાય છે; તે વખતે ફક્ત वत् પ્રત્યય બાકી રહી જાય છે તે वत् પ્રત્યયનો પણ લોપ થતાં, તેને ઠેકાણે આદેશ રૂપે इयत् રૂપ બને છે. એ પ્રકારની વ્યાકરણની ખૂબીને કયો પંડિત કહી બતાવે?) ૭૫

हरिद्रायां राहुप्रसरपिहितेच्छापरिषदि
प्रयुक्तालंकृत्यै वियुत उरुतां दुर्गकुरटीम् ।
वयं सार्कोपेताः प्रहर इति सेनाधिपकृता-
ममात्येभ्यो लेखां प्रति दिशति सिंहक्षितिपतिः ॥७६॥

પૃથ્વીપતિ સિંહરાજ પોતાના પ્રધાનોને સેનાપતિએ પાઠવેલ લેખપત્ર જણાવે છે; તેમાં લખ્યું છે કે, 'જ્યારે હળદરમાં રાહુ ઢંકાઈ જાય ત્યારે ઇચ્છામાં આવે તે સભામા ઘરેણાં પહેરીને વિધુત-ગરુડોની દુર્ગ કુરટીને પ્રહાર કરો, કારણ કે અમે સૂર્યની ઉપેક્ષા કરીએ છીએ.' (અહીં हरिद्रा-રાત્રિમાં રાહુ અંધકારથી સર્વ દિશામંડળ આચ્છાદિત થતાં પ્ર-સાથે જોડેલ હાર-પ્રહાર કરવા માટે અમે તૈયાર છીએ, માટે તમે વિસહિત ઉરુતાં-પક્ષ પર અર્થાત વિપક્ષ શત્રુ પર પ્રહાર કરો' એ રીતનો સંકેત છે.) ૭૬

गता सा किं स्थानं पथि सह तया का स्थितवती
नृपेणेत्थं पृष्टा सखि चतुरदूती स्थितवती ।
विलोक्यालंकारं निजमथ च शाकं नरपतिं
निराकाङ्क्षं चक्रे कथय कथमेतत्समभवति ॥७७॥

'તે નાયિકા તેને સ્થાને પહોંચી ગઈ! માર્ગમાં તેની સાથે કોણ હતું?' એમ રાજાએ પૂછ્યું ત્યારે તે સખીની ચતુર દૂતી ઉત્તર આપ્યા વિના ઊભી રહી; પરંતુ પહેલાં તેણે પોતાના અલંકાર અને મેથીની ભાજી પર નજર નાખીને રાજા સામું જોયું, તેથી રાજાને ઉત્તર મળી જતાં તેની ઇચ્છા પૂરી થઈ.' તો તે શી રીતે બન્યું હશે? (નાયિકાને ઘેર મૂકી આવીને પાછા આવતાં સખીએ 'પોંચી' નામના પોતાના ઘરેણા સામું જોયું, તેથી 'પહોંચી ગઈ' એવો ઉત્તર મળ્યો તેમ જ 'મેથી' શાકની સામે જોયું, તેનું હિંદી 'मैं थी-હું માર્ગમાં હતી' એમ થાય, તેથી બંને ઉત્તર મળી ગયા.) ૭૭

स्तनान्ते नो हारो रजतगिरिमूले न धनदः
सुकेशीनां मध्ये विहरति न कामो नवयुवा ।
रसान्ते नैवाब्धिर्विबुधनगरीसीम्नि न च सुर-
स्तथान्यस्मिन्पद्ये स्फुटमवतु दैवं किमपि नः ॥७८॥

'સ્તનને છેડે હાર નથી, રજતગિરિની તળેટીમાં કુબેર નથી, સારા કેશવાળી સુંદરીઓની વચમાં યુવાન કામદેવ રમતો નથી, પૃથ્વીને છેડે સમુદ્ર નથી, દેવોની નગરીને છેડે દેવ નથી' તો પછી આ શ્લોકમાં પ્રસિદ્ધ કોઈ દેવ હોય. તો તે અમારું રક્ષણ કરો. (અહીં દરેક વાક્યને અંતે किम् મૂકી પ્રશ્ન પૂછી હકારમાં ઉત્તર લેવો. જેમ કે હાર નથી શું? છે જ કુબેર નથી શું? છે જ કામ નથી શું? છે જ સમુદ્ર નથી શું? છે જ. દેવ નથી શું? છે જ, તો તે જ અમારું રક્ષણ કરો) ૭૮

काचिद्बाला रमणवसतिं प्रेषयन्ती करण्डं
सा तन्मूले सभयमलिखद्व्यालमस्योपरिष्टात् ।
गौरीनाथं पवनतनयं चम्पकं चास्य भावं
पृच्छत्यार्यान्प्रति कथमिदं मल्लिनाथः कवीन्द्रः ॥७९॥

'કોઈ મુગ્ધ નારી પોતાના પતિને ઘેર કરંડિયો મોકલે છે, તે કરંડિયા પર ભયંકર સર્પ ચીતરે છે. તે સાથે શિવ, હનુમાન અને ચંપાનું ફૂલ દોરે છે. એમ કહીને મલ્લીનાથ કવિરાજ વિદ્વાન લોકોને પૂછે છે કે, તેમાં નારીનો શું ભાવ હશે? (કરંડિયામાં રહેલ ફૂલની સુવાસ વાયુ ન લઈ જાય, તે માટે વાયુના શત્રુ સર્પને ચીતર્યો છે. તે ફૂલનો બાણ તરીકે કામદેવ ઉપયોગ ન કરે માટે કામના શત્રુ શિવને ચીતર્યા છે. સૂર્ય કિરણોથી ફૂલ ન સૂકવે, માટે બાલ-સૂર્યના શત્રુ હનુમાન દોર્યા છે. ફૂલનો રસ ભમરો ન ચૂસે તે માટે ચંપાનું ફૂલ ચીતર્યું છે.) ૭૯

सर्वज्ञः सन्वदसि बहुधा दीयते दीयते वै
दाधातूनां भवति सदृशं रूपमेषां चतुर्णाम् ।

द्वौ दानार्थौ भवति च तथा पालने खण्डने वा
नो जानीमः कथयति भवान्कस्य धातोः प्रयोगम् ॥८०

તું પોતે સર્વજ્ઞ છે, છતાં दीयते दीयते એમ કેમ કહે છે; કારણ કે दा ધાતુ ચાર છે અને તેનાં એક-સરખાં ચાર રૂપો થાય છે, તેમાં બેનો અર્થ 'આપવું' એમ થાય છે, ત્રીજાનો 'પાલન કરવું' એમ થાય છે અને ચોથાનો અર્થ 'ખંડન કરવું' એમ થાય છે, એમાં તું કયા અર્થમાં दा ધાતુનો પ્રયોગ કરે છે; તેની અમને ખબર પડતી નથી. (અહીં એક ધાતુના જુદા જુદા અર્થમાં પ્રયોગ થાય છે. તેથી કયા અર્થમાં વક્તા-ને કહેવું છે, તેની સ્પષ્ટતા થતી નથી; તે ચોખ્ખી વાત અહીં કરે છે.) ૮૦

चञ्चाद्द्वादशनीलनीरजयुतं सप्ताम्बुजोद्भासितं
नित्यं षोडशशोणपद्मरुचिरं धात्रानिशं सेवितम् ।
क्षीराम्भोधिगृहं सहस्रदलसत्पर्यङ्कविश्रान्ति यत्
पायाद्वः कमलाङ्कसङ्क्रिशयनं तन्नीलरोचिर्महः ॥८१॥

જે પોતે બાર નીલકમળથી યુક્ત છે, જે પોતે સાત શ્વેત કમળથી શોભે છે, જેની શોભા સોળ લાલ કમળ-ની કાંતિથી વધેલી છે, જેનું બ્રહ્મા રાતદિન સેવન કરે છે, જેનો નિવાસ ક્ષીરસાગર છે, જે પોતે હજાર કમળ-વાળા પલંગ પર વિશ્રામ લે છે અને જે પોતે લક્ષ્મીના ખોળામાં ચરણ મૂકીને સૂતેલા છે, તે પોતે નીલ કાંતિ-વાળા તેજસ્વી પુરુષ તમારું રક્ષણ કરો. (ક્ષીરસાગરમાં શેષનારાયણ ઉપર સૂનાર લક્ષ્મીપતિ વિષ્ણુનું વર્ણન છે. તેમાં બ્રહ્માના ચાર મુખની આઠ આંખ, તેમ જ લક્ષ્મી અને નારાયણની બે બે આંખ મળીને બાર આંખો તે નીલકમળ છે. વિષ્ણુની ચાર અને બે પગ, બ્રહ્માના ચાર હાથ અને બે પગ તેમ જ લક્ષ્મીના બે હાથ અને બે પગ મળીને સોળ લાલ કમળ થાય છે તેમ જ વિષ્ણુનું એક મુખ, બ્રહ્માનાં ચાર મુખ, લક્ષ્મીનું એક મુખ અને વિષ્ણુની નાભિ મળીને સાત શ્વેત કમળ છે. શેષ-નારાયણના હજાર મુખ તે હજાર કમળ છે.) ૮૧

रामं वानरवाहिनीं पुररिपुं राहुं रवेः सारथिं
कुम्भीगर्भसमुद्भवं मुररिपुं मारस्य मौर्वीरवम् ।
तन्वी नूतनपल्लवैर्विरचिते शय्यातले शायिनी
सख्या वीजिततालवृन्तपवना बाला मुहुर्निन्दति ॥८२

નવાં તાજાં પાંદડાંથી રચેલ શયન પર સૂતેલી અને જેને સખી તાડનાં પાનથી પવન ઢોળી રહેલી છે, એવી સુંદર મુગ્ધા સ્ત્રી વારંવાર રામ, વાનરની સેના, મહાદેવ, રાહુ, સૂર્યના સારથિ, અગસ્ત્ય મુનિ, વિષ્ણુ અને મદનના ધનુષ્યની દોરીના ટંકાર, એ બધા પદાર્થની નિંદા કરે છે. (કામથી પીડાતી સ્ત્રી કામો-દ્દીપક પદાર્થો અને તેના શત્રુઓની નિંદા કરે છે, એ ભાવ છે. જેમ કે રામે કાગડાને શિક્ષા કરી, તે કાગડો હોત, તો કોયલ ઊડી જાત. વાનરસેના હોત, તો મલય પર્વતના પવનને હરી જાત, શિવ હોત, તો કામદેવને બાળી મૂકત. રાહુ હોત, તો ચંદ્રને ઢાંકી દેત. અરુણ હોત, તો સૂર્યનો રથ જલદી હાંકીને રાત ટૂંકાવી દેત. અગસ્ત્ય હોત, તો સમુદ્ર પી જાત. વિષ્ણુ કામના પિતા છે. કામ પોતે ધનુષ્યનો ટંકાર કર છે. એમ બધા પદાર્થોની નિંદા છે.) ૮૨

सत्यासक्तमना प्रवृद्धनरकच्छेदी द्विजेन्द्राश्रयो
युक्तानेकमुखोद्भवास्पदमलं श्रीर्यत्र संराजते ।
यो गंगां च बिभर्ति यश्च सशिवो यः कामदेहाश्रयः
सङ्गः साम्यमयं प्रयातु भवतां कृष्णेन रुद्रेण वा ॥८३

(આ દ્વિઅર્થી શ્લોક છે, તેમાં પહેલાં કૂટ અર્થ કરીને પછી સરળ અર્થ કર્યો છે.) જેનું મન સત્ય-ભામા પર આસક્ત છે, જેણે વધેલા નરકાસુરને છેદી નાખ્યો; જે ગરુડનો આશ્રય કરે છે; જેને અનેક મુખ છે. એવા બ્રહ્માની ઉત્પત્તિનું સ્થાન કમળ; તેના સંબંધી જ્યાં શોભે છે, જે ગં-ગોવર્ધન પર્વત અને ગાં-પૃથ્વીને ધારણ કરે છે, જે શિવ સહિત રહીને કામદેવને આશ્રય આપે છે; તે કૃષ્ણ કે મહાદેવનો સંગ થતાં, તમારું મન સમતાને પ્રાપ્ત થાવ. (સતી-પાર્વતીમાં આસક્ત, જેણે પ્રવૃદ્ધનર-બ્રહ્માના ક-મસ્તકને ઉડાડયું છે, એવા શિવ, પુત્રી પર આસક્ત થતાં મહાદેવે બ્રહ્માનું પાંચમું મસ્તક ઉડાડયું હતું.) બ્રાહ્મણના સ્વામી ચંદ્રને શિર પર આશ્રય આપનાર, અનેક મુખવાળા કાર્તિક સ્વામી-ને જન્મ આપનાર, જ્યાં કુબેરભંડારી નિધિપતિ વસે છે, જે ગંગાને ધારણ કરે છે, જે શિવા(પાર્વતી)ને અડધે અંગે ધારણ કરે છે, જે કામદેવને દહે છે, તે મહાદેવ તમારું કલ્યાણ કરો.) ૮૩

येन ध्वस्तमनोभवेन बलिजित्कायः पुरा स्त्रीकृतो
यो गंगां च दधेऽन्धकक्षयकरो यो बर्हिपत्रप्रियः ।
यस्याहुःशशिमच्छिरोहर इति स्तुत्यं च नामामराः
सोऽव्यादिष्टभुजंगहारवलयस्त्वां सर्वदोमाधवः ॥८४॥

(આ દ્વિઅર્થી શ્લોક છે. પહેલો કૂટ અર્થ અને પછી સરળ અર્થ કર્યો છે.) જેણે બલિ રાજાને જીતનાર વામનના દેહને અસ્ત્ર બનાવ્યું છે, જેણે કામદેવને બાળ્યો છે, જેણે ગંગા ધારણ કરી છે, જેણે અંધકાસુરનો નાશ કર્યો છે, મયૂર પર બેસનાર કાર્તિક સ્વામી જેમને પ્રિય છે, સર્વ દેવો જેના નામની સ્તુતિ કરે છે, જેના

મસ્તક પર ચદ્ર છે અને જેના કડાક ઠીરૂપે સર્પ છે, તે ઉમાધવ-મહાદેવ તમારુ રક્ષણ કરો (સર્વદ-સર્વને આપનાર, માધવ-લક્ષ્મીના પતિ તમારુ રક્ષણ કરો કે જેમણે બાળપણમા શકટાસુરનો વધ કર્યો, જેમણે બળિ રાજાને જીતવા પોતાની કાયા નાની કરી, જેમણે દેવો માટે મોહિની સ્રીનુ રૂપ ધર્યુ, જેમણે ગોવર્ધન અને પૃથ્વીને ધારણ કર્યો, અન્ધ-ક-અગાધ જળવાળા ક્ષીર સાગરમા જેણે શયન કર્યુ, મોરપીછ જેને ગમે છે, દેવો જેની સ્તુતિ કરે છે, સર્પને મારનાર ગરુડ જેને પ્રિય છે અને ચક્રરૂપી કડુ જેના હાથે છે) ૮૪

लक्ष्मीवन्कृतकूरसू रणदृहिन्दूधरक्षम पापडी
लाडूढोडकल्धी वडाछन वडी खाजाम्बुदालीरुचि ।
मङ्गाशाकरखण्डनो विविभुना क्षीरावसातुल्य मा
सासुहालितडिन्निभाङ्गवसनोऽया सेवक सारवान् ॥

હે લક્ષ્મીવાન નારાયણ! આપ કૃતઘ્ન, અસૂ, રણદ હીન, દૂધરૂ અને ક્ષમા છો પાપડી, લાડુ, ઢોકળા, ઘી, વડા, છમવડી, ખાજા, અબુ, દાલ એમા રુચિ રાખો છો નરૂ સાકર, ખાડનો વિવિભુના, ક્ષીરાવસામા અતુલ્ય જેવા છો, આપનુ અગ હાલી જેવુ છે, વસ્ત્ર વીજળી જેવા છે, આપ બળવાન છો પણ હુ આપની સાસુ અને સેવક છુ માટે મારુ રક્ષણ કરો (આ શ્લોકમા ભાષાના શબ્દો વપરાયા હોય એમ લાગે છે ખરી રીતે તેના અર્થ જોડતા વાસ્તવિક સસ્કૃતની ખૂબીનો પરિચય થાય છે જેમ કે હે લક્ષ્મીવાન! હે લાછનરહિત! હે નિર્દોષ! હે સમુદ્રમા રહેનાર! હે નિરુપમ! આપે પૃથ્વીનુ પાલન કર્યુ છે જગતને પેદા કર્યુ છે આપ પોતે અજન્મા, યુદ્ધમા શત્રુનો સહાર કરનાર, દુખને દહન કરનાર, ક્ષમા આપનાર, પાપનાશક, વામનનુ રૂપ ધરી પૃથ્વી પર ફરનાર અને ગરુડ પર સવારી કરનાર છો, આપ દુખના લઘન કરનાર છો, બળવાન છો, આકાશમા ચાલતા મેઘ જેવી કાતિવાળા છો, મોટા મોટા મલ્લોની ઇચ્છાના સમૂહને તોડનાર છો, આપનુ સ્વરૂપ ભમર જેવુ નીલ છે, આપ વીજળીની રેખા જેવુ પીળુ વસ્ત્ર ધરો છો અને આપ સમર્થ હોઈ મારુ પ્રાણ સહિત રક્ષણ કરો હુ આપનો સેવક છુ) ૮૫

खाटीरछाशिपलेहृपापडवडीर्ष्यारोडभाजी गणो
यद्रूफ्फोऽनिमिषीव वाकुलचणा ध्यायन्ति या योगिन ।
कालाभीलकरालभूखलमहादैत्येन्द्रमाथार्थिनी
सा सासूयरसा तवाघतटये स्यात्कर्णमोटी चिरम् ॥८६

ખાટી છાશ, ઈંપ, લેહ, પાપડ, વડી, ઈર્ષ્યા, રોડ, ભાજી અને શાકને ખાનારા એવા ભક્તોનો સમુદાય જેનો વાકુલચણ છે, જેનુ અનિમિષ-દેવોની જેમ યોગી ધ્યાન ધરે છે જે દેવી કાળ, અભિલ, કરાલ, ભૂખલ એવા મોટા મોટા દૈત્યોના મસ્તક ફોડનારી છે અને જે સાસૂયરસા છે, તે કર્ણમોટી તમારા પાપનો નિરતર નાશ કરો (આ શ્લોકમા પણ ભાષાના શબ્દોનો ભાસ થાય છે જેમ કે કોપથી આકુલ, કૃષ્ણવર્ણના મોટા ભયકર, દુર્જનરૂપી દૈત્યોને જે મારે છે, વાકુલ કુળમા પ્રસિદ્ધ એવા યોગીઓ જેનુ ધ્યાન ધરે છે, ઇચ્છા પ્રમાણે જે આકાશમા સચાર કરે છે, જે ઇચ્છિત ફળ પામે છે, જે માસ ખાય છે, જે પાપનો નાશ કરે છે, જે બળવાન છે હે દેવી! ઈર્ષ્યાથી સેવા કરનારા તારા ભક્તો તારી પ્રસન્નતાથી ઇદ્રપદને પામે છે, તે જગદેવી કર્ણમોટી તમારા પાપ નાશ કરવા માટે બિરાજો) ૮૬

सूदारा उलपाडिमेरस्रलसटी कच्छोटजा विभ्रती
पूता रेभरडीननीलजसभा नागीव पातालगा ।
खाधोऽस्रावजकालियारिहरिणव्याधं सम पीडिता
मामोघोघरवाघवारणपद मन्दाकिनी व क्रियात् ॥८७

જેનો કેડનો કદોરો ઉલપાડી છે, જેણે ઉટજનો કચ્છ વાળેલો છે, જે પોતે પવિત્ર, રેભરડી, નિર્લજ્જ સભા, નાગકન્યાની જેમ પાતાળમા જનારી છે, જેણે સાવજ, કાલિયાર, હરણ અને વ્યાધને ખાધા છે, જે સરખી પીડાય છે જેના જલનો પ્રવાહ મામોઘ ઓઘ રવ અમોઘ છે, તે સુદારા મદાકિની ગગા તમારા કલ્યાણ કરો. (લીના કુજર જેવા ઘાસની પક્તિ એ કદોરો છે, જેને બે કિનારા છે, જે જલપ્રાય પ્રદેશમા પર્ણકુટી બાધીને રહે છે, પવિત્ર અવાજ કરતા અને એકાતમા ડૂબતા હસ, ચક્રવાક, કલહસ વગેરેની સભા જેમા છે, આકાશથી પાતાળ સુધી જે પહોચેલી છે, જેમા બ્રહ્મા અને રુદ્ર સાથે લોકો સ્નાન કરે છે, જેનો પાર ન આવે, તેવી જે અગાધ છે, જેના પ્રવાહનો શબ્દ થયા કરે છે અને જે મોક્ષ આપનાર છે, એવી મદાકિની-આકાશગગા તમારા પાપનો નાશ કરો) ૮૭

जायन्ते नव सौ तथामि च नव भ्याम्भिस्भ्यसा सगमे
पट्सस्थानि नवैव सुप्यथ शसि त्रीण्येव तद्वज्जसि ।
चत्वार्यन्यवच सु यस्य विबुधा शब्दस्य रूपाणि त-
ज्जानन्ते यदि शक्तिरस्ति गदितु षाण्मासिकोऽत्रावधि ॥

એટલે સાત વિભક્તિઓના ૨૧ પ્રત્યયો લગાડતા જે શબ્દના ૧૦૯ રૂપા થાય છે, તેમા સુ, अम् અને सुट् ના નવ નવ રૂપો, भ्याम्, भिस्, भ्यस्‌ના છ છ રૂપો. शस् અને जस्‌ના ત્રણ ત્રણ રૂપો તેમ જ બાકી રહેલ

પ્રત્યયોનાં ચાર ચાર રૂપો થાય છે; તે શબ્દનાં રૂપો જાણવાની શક્તિ હોય તો તેને માટે ૭ મહિનાની મુદત આપું છું.

આ શ્લોકનો સ્પષ્ટાર્થ નીચે પ્રમાણે છે : એ ગવાક્ શબ્દ છે. એને માટે 'સિદ્ધાંતકૌમુદી'માં ભટ્ટોજી દીક્ષિતે નીચેની બે કારિકા લખી છે.

गवाक्शब्दस्य रूपाणि क्लीबेऽर्चागतिभेदतः ।
असंध्यवङ्पूर्वरूपैर्नवाधिकशतं मतम् ॥ १ ॥
स्वम् सुप्सु नवषट् भादौ षट्के स्युस्त्रीणि जश्शसोः ।
चत्वारि शेषे दशके रूपाणीति विभावय ॥२॥

ગવાક્ શબ્દના રૂપો નપુંસકલિંગમાં 'પૂજા કરવી અને જવું ' એ બે અર્થના ભેદથી સંધિ ન કરતાં તથા અઙ્ આદેશ અને પૂર્વરૂપ કરતાં ૧૦૯ થાય છે. सु, अम्, सुप्ના નવ નવ એટલે ૨૭, भादि ૭ પ્રત્યયોના ૭ ૭ એટલે ૩૬; અને जस् शस्ના ત્રણ ત્રણ મળી ૬; અને બાકીના ૧૦ના ચાર ચાર મળીને ૪૦ એમ કુલ ૧૦૯ રૂપો જાણવાં. તે રૂપો નીચે પ્રમાણે છે :

सु-(જવું અર્થ) गवाक् । गवाग् । गोअक् गोअग् । गोक् गोग् । (પૂજા અર્થમાં) गवाङ् । गोअङ् । गोङ् — ૯

औ-गोची (જવું એ અર્થે) (પૂજા કરવી અર્થમાં) गवाञ्ची । गोअञ्ची । गोञ्ची — ૪

जस्-गवाञ्चि । गोअञ्चि । गोञ्चि । (ગતિ તથા પૂજા બેઉ અર્થમાં) — ૩

अम्-गवाक् । गवाग् । गोअक् । गोअग् । गोक् । गोग् (જવા અર્થે) ૬ गवाङ् । गोअङ् । गोङ् (પૂજા અર્થે) — ૯

औट्-गोची ( જવુ એ અર્થે )। गवाञ्ची । गोअञ्ची । गोञ्ची । ( પૂજા અર્થે) — ૪

शस्-गवाञ्चि । गोअञ्चि । गोञ्चि । (ગતિ તથા પૂજા બેઉ અર્થમાં ) — ૩

टा-गोचा । गवाञ्चा । गोअञ्चा । गोञ्चा । (ગતિ અને પૂજા બેઉ અર્થે )। — ૪

भ्याम्-गवाग्भ्याम् । गोअग्भ्याम् । गोग्भ्याम् । (જવું એ અર્થે ) गवाङ्भ्याम् । गोअङ्भ्याम् । गोङ्भ्याम् । ( પૂજા અર્થે)। — ૬

भिस्-गवाग्भिः । गोअग्भिः । गोग्भिः । (જવું એ અર્થે ) गवाङ्भिः । गोअङ्भिः । गोङ्भिः । (પૂજા અર્થે । — ૬

ङे-गोचे-(જવું એ અર્થે )। गवाञ्चे । गोअञ्चे । गोञ्चे । ( પૂજા અર્થે )। — ૪

भ्याम्-ઉપરના भ्याम् પ્રત્યય પ્રમાણે — ૬

भ्यस् गवाग्भ्यः । गोअग्भ्यः । गोग्भ्यः-(જવું એ અર્થે ) गवाङ्भ्यः । गोअङ्भ्यः । गोङ्भ्यः (પૂજા અર્થે ) — ૬

ङसि-गोचः (જવુ અર્થે )। गवाञ्चः । गोअञ्चः । गोञ्चः । (પૂજા અર્થે) — ૪

भ्याम्-પૂર્વના भ्याम् પ્રત્યય પ્રમાણે — ૬

भ्यस्-પૂર્વના भ्यस् પ્રત્યય પ્રમાણે — ૬

ङस्-ङसि પ્રત્યય પ્રમાણે — ૪

ओस्-गोचोः (જવું એ અર્થે) गवाञ्चोः । गोअञ्चोः । गोञ्चोः । (પૂજાર્થે)। — ૪

आम्-गोचाम् । (જવું અર્થે) गवाञ्चाम् । गोअञ्चाम् । गोञ्चाम् । (પૂજાર્થે) — ૪

ङि-गोचि (જવું અર્થે)। गवाञ्चि गोअञ्चि। गोञ्चि (પૂજાર્થે) — ૪

ओस्-પૂર્વના ओस् પ્રત્યય પ્રમાણે — ૪

सुप्-गवाक्षु । गोअक्षु । गोक्षु (જવું અર્થે) गवाङ्क्षु । गोअङ्क्षु । गोङ्क्षु । गवाङ्षु । गोअङ्षु । गोङ्षु (પૂજાર્થે) — ૯

---

એ રીતે સરવાળો કરતાં — ૧૦૯

वाश्चारेड्ध्वजधग्धृतोड्वधिपतिः क्ष्मध्रेड्जजानिर्गणे-
ड्गोराडारुड्उरःसरेड्उरुतरग्रैवेयकभ्राडसम् ।
उड्वीड्रुड्नरकास्थिधृक्त्रिदृगिभेडार्द्राजिनान्छच्छविः
स स्ताद्म्वुमदम्वुदालिगलरुद्देवो मुदे वो मृडः ॥८९

પાણીમા ચાલનાર, તેનો સ્વામી જેનો ધ્વજ છે, તેને લાવનાર, જેણે ઉડુનો અધિપતિ-ચંદ્ર ધારણ કર્યો છે, પૃથ્વીને ધારણ કરનાર, તેના સ્વામીથી જન્મેલ, તે જેની સ્ત્રી છે, ગણનો પતિ, ગોરાડારડર. જેને ગળામાં સરેડુસ્તર ધરેણું છે, જેની કાંતિ ઉડુનાઈશ જેવી છે, જે મનુષ્યના માથાનાં હાડકાં ધારણ કરે છે, જેને ત્રણ નેત્ર છે, જેની કાંતિ ઈભેટાના ભીના ચામડા વડે શોભે છે, જેની કાંતિ અબુદાની કાંતિ જેવી છે, તે શિવ તમારા આનંદ માટે હો. (પાણીમા ચાલનાર જલચરોનો સ્વામી મગર જેની ધજામાં છે, તે કામદેવ, તેને બાળનાર શિવ, તે ચંદ્રને ધારણ કરે છે, પૃથ્વીને ધરનાર પર્વતોના સ્વામી હિમાલયના પુત્રી પાર્વતીના પતિ, પ્રમથગણના નાયક, બળદોના રાજા નંદી ઉપર આરોહણ કરનાર, પેટે ચાલનાર સર્પના સ્વામી ભુજંગને કંઠે આભૂષણ તરીકે ધારણ કરી અત્યંત શોભા આપે છે. ચંદ્ર જેવી કાંતિવાળા, રૂંડમાળ પહેરનાર, ત્રણ નેત્રોવાળા, શ્રેષ્ઠ હાથીના ચામડાથી ઢંકાતા પાણી

ભરેલ મેઘ જેવી નીલ કાંતિ જેના કંઠની ગતિ છે તે શિવ ) ૮૯

अयिमुक्ताफलमवले किमधरकान्त्याहि विद्रुमं कुरुषे।
दृष्ट्या गुंजावीजं शिवशिव हसितेन मौक्तिकं भूय ॥

અરે અબળા ! તારા મોતીને અધરકાંતિથી પર વાળા કેમ બનાવે છે? શિવ, શિવ! નજરથી તેને ગુંજાફળ બનાવે છે અને ફરી હસીને તેને મોતી બનાવી દે છે? (ઓઠની લાલ કાંતિથી નાકનુ મોતી પરવાળા જેવુ લાગે છે નજરની કાળી કાંતિથી ઉપર કાળુ અને નીચે લાલ બનતા ચણોઠી જેવુ લાગે છે અને હસતા પાછુ સફેદ બને છે ) ૯૦

पक्षिमत्स्यमृगान् हति परिपन्थं च तिष्ठति।
प्रातेन जीवत्यधुना न वशं पूर्ववत्सन ॥ ९१ ॥

'મારો તે પુત્ર પક્ષી મત્સ્ય અને મૃગલાને હણે છે અવળે માર્ગે ઊભો રહે છે સસ્કાર વિના સાધનથી હમણા જીવે છે અને પહેલાની જેમ અમારે વશ નથી (અહી વ્યાકરણની ખૂબી છે, પક્ષી, મત્સ્ય અને મૃગ એ ત્રણ શબ્દોને हति-મારે છે, એ અર્થમા તદ્ધિત પ્રત્યય લાગતા पाक्षिक, मात्सिक અને मार्गिक શબ્દો બને છે. परिपंथ શબ્દ तिष्ठति-ઊભો રહે છે, અર્થમા परिपंथिक બને છે, તે જ રીતે प्रात શબ્દ जीवति-જીવે છે એ અર્થમા प्रात्य બને છે अधुना-હમણા, वश न वश धातुने પહેના ચાલેતુ કાર્ય થતુ નથી पूर्ववत्सन એ પાણિનિનુ સૂત્ર છે सन् પ્રત્યય લાગવાથી પૂર્વ ધાતુનુ જે પદ હોય છે, તે જ પદ सन् લાગ્યા પછી પણ થાય છે જેમ કે एध् ધાતુ આત્મનેપદી છે, તેને सन् લાગતા एदिधिषते એમ આત્મનેપદ પદ કાયમ રહે છે ) ૯૧

चतुर्भिश्च चतुर्भिश्च द्वाभ्यां पञ्चभिरेव च।
हूयते च पुनर्द्वाभ्यां स मे विष्णु प्रसीदतु ॥ ९२ ॥

ચાર અને ચારથી, બે અને પાચથી તેમ જ બેથી જેને માટે હવન કરવામા આવે છે, તે વિષ્ણુ મારા પર પ્રસન્ન થાવ (અહી 'યજ્ઞ એ વિષ્ણુરૂપ છે' શાસ્ત્રવચનથી વેદના યજ્ઞવિધિની પ્રક્રિયા બતાવી છે સૂક્તો ભણતા પહેલા યજ્ઞની શરૂઆતમા જે વાક્યો ભણાય છે, તેમા आश्रावय 'હવે સાંભળાવો,' તે ચાર વર્ણ છે अस्तु श्रौषट् 'ભલે એમ હો,' તે ચાર વર્ણ છે, તે પછી यज 'યજ્ઞ કરો' બે વર્ણ છે ये यजामहे 'હવે અમે યજ્ઞ કરીએ' તે પાચ વર્ણ છે તેમ જ वौषट् 'ભણાય છે' તે બે વર્ણ છે આમ યજ્ઞના ક્રમમા આ પાચ વાક્યોના મળીને સત્તર વર્ણ થાય છે, તે રીતે ૧૭ સ્તોત્ર અને ૧૭ શાસ્ત્ર ભણાય છે તે ઉપરાંત હોતા, અધ્વર્યુ, ઉદ્‌ગાતા અને બ્રહ્મા એ ચાર ઋત્વિજ; યજ્ઞાદિકર્મ, હવન, સાધન અને મંત્ર એ ચાર પ્રક્રિયા ઓ દ્વારા પણ યજ્ઞરૂપ વિષ્ણુની સ્તુતિ થાય છે આ શ્લોક મહાભારતમા પ્રસિદ્ધ 'અનુસ્મૃતિ'નો ૩૦ મો શ્લોક છે ) ૯૨

## ક્રિયાગુપ્ત વગેરે

[ક્રિયાપદ વિના વાક્ય પૂરુ થતુ નથી, તેથી જ્યારે ક્રિયાપદ ન હોય ત્યારે વાક્ય અધૂરુ લાગે પરંતુ સંધિ, સમાસ વગેરે છોડીને કુશળતાથી શ્લોકનો અન્વય કરવામા આવે ત્યારે જે ક્રિયાપદ ગુપ્ત હોય, તે તરી આવે અને ત્યારે વાક્યનો પૂરેપૂરો અર્થ થાય, એવી રચના ક્રિયાગુપ્ત રચના કહેવાય છે, તે જ રીતે વાક્યમા કર્તા, કર્મ, કરણ વગેરે વિભક્તિઓ ગુપ્ત હોય તેને કર્તાગુપ્ત, કર્મગુપ્ત વગેરે કહે છે, તેવા શ્લોકો આ પ્રકરણમા બાવન છે ]

### ક્રિયાગુપ્ત

आगतं पाण्डवाः सर्वे दुर्योधनसमीहया।
तस्मै गां च सुवर्णं च रत्नानि विविधानि च ॥१॥

આવેલ પાડવો બધા દુર્યોધનની ઇચ્છાથી તેમને ગાય, સોનુ અને વિવિધ રત્ન (सर्वेऽदु એમ ક્રિયાપદ કાઢતા यो धनसमीहया-જે માણસની ધનની ઇચ્છાથી પાડવ પાસે આવ્યો હતો, તેને બધા પાડવોએ ગાય, સોનુ અને વિવિધ રત્નો આપ્યા ) ૧

निरुद्यमानवद्याङ्ग याचकान्दु खसंचयान्।
अत्र क्रियापदं गुप्तं यो जानाति स पण्डित ॥२॥

'ઉદ્યમ વિનાના, સુંદર અવયવવાળા, અતિશય દુખી યાચકોને ' એ વાક્યમા ક્રિયાપદ ગુપ્ત છે, તેને જે જાણે, તે પંડિત (અહી निरुद्यमान् अवद्य अग એમ ક્રિયાપદ કાઢતા दा 'કાપવુ' ધાતુના ચોથા ગણના લોટ લકારના મધ્યમ પુરુષનુ अव ઉપસર્ગ સાથેનુ अवद्य રૂપ છે અર્થાત્ 'હે અંગ, હે ભાઈ! જે ઉદ્યમ વિનાના યાચકો દુખી થાય છે, તેમનો તિરસ્કાર કર' એવો અર્થ થાય છે ) ૨

प्रातः प्रातः समुत्थाय द्वौ मुनी च कमण्डलू।
अत्र क्रियापदं वस्तुमवधिर्ब्रह्मणो वय ॥ ३ ॥

'સવારે સવારે ઊઠીને બે મુનિએ બે કમંડળુ ' અહી જે ક્રિયાપદ ગુપ્ત છે, તે શોધવા બ્રહ્માની વય સુધીની મર્યાદા છે (અહી प्रात બીજા ગણના प्रा ધાતુના વર્તમાનકાળ प्राति प्रातः प्रान्ति ના રૂપ છે, અર્થાત્ 'બે મુનિઓ સવારે ઊઠીને કમંડલુ ભરતા હતા ') ૩

ललाटतिलकोपेतः कृष्णः कमललोचनः ।
गोकुलेऽत्र क्रियां वक्तुं मर्यादा दशवार्षिकी ॥४॥

'જેના લલાટમાં તિલક છે એવા કમલલોચન કૃષ્ણ આ ગોકુલમાં...' અહીં જે ક્રિયા ગુપ્ત છે, તેને કહેવા દશ વર્ષની મુદત છે. (ललाट ક્રિયા लट् ધાતુનો પરોક્ષ ભૂતકાળ છે, અર્થાત્ કૃષ્ણ ગોકુલમાં ફરતા હતા.)

पम्पासरसि रामेण सस्नेहं सविलासया ।
सीतया किं कृतं सार्धमत्रैवोत्तरमीक्ष्यताम् ॥५॥

'પંપાસરોવર પર વિલાસ કરતાં સીતા સાથે સ્નેહે રહીને રામે શું કર્યું'? તેનો ઉત્તર તે વાક્યમાં જ શોધી કાઢો, ('सस्ने अहम्' એમ ક્રિયાપદ છૂટું પાડતાં, લક્ષ્મણનું વચન બને છે. કે 'હું રામ અને સીતા સાથે પંપા સરોવરમાં સ્નાન કરતો હતો.') ૫

राजन्नवघनश्याम निस्त्रिंशाकर्ष दुर्जय ।
आकल्पं वसुधामेतां विद्विषो च रणे बहून् ॥६॥

હે રાજન્! નવધા ઘનશ્યામ જેવા દુર્જય! ખડ્ગ ખેંચનાર! કલ્પ સુધી આ પૃથ્વી આજે ઘણા શત્રુને રણમાં (અહીં राजन् अव એમ પદ છૂટું પાડતાં રક્ષણ કરો તેમ જ विद्विषः द्य-'શત્રુઓને મારો' અર્થાત્ 'મેઘ જેવા શ્યામ વર્ણવાળા, ખડ્ગ ધારણ કરનાર હે દુર્જય રાજા! તમે કલ્પ સુધી આ પૃથ્વીનું રક્ષણ કરો અને શત્રુઓનો નાશ કરો.') ૬

कान्तया कान्तसंयोगे किमकारि नवोढया।
अत्रापि चोत्तरं वक्तुमवधिर्ब्रह्मणो वयः ॥७॥

'નવોઢા કાંતાએ કાંતના સંયોગ વખતે શું કર્યું'?' એમાં પણ ઉત્તર આપવા માટે બ્રહ્માની વય સુધીની મર્યાદા છે. (अत्रापि એ ક્રિયાપદ त्रप् ધાતુનું સાપેક્ષ ભૂતકાળનું રૂપ છે અર્થાત્ 'નવોઢા કાંતાએ કાંતના સંયોગ વખતે કંપારી અનુભવી!' એમ અર્થ થાય.) ૭

दामोदराय पुण्यात्मन्पुष्पमूलफलान्यपि ।
अत्र क्रियापदं गुप्तं यो जानाति स पण्डितः ॥८॥

'હે પુણ્યાત્મા! દામોદર માટે ફૂલ, મૂળ, ફળ વગેરે પણ..'અહીં ક્રિયાપદ છુપાયેલું છે; તેને જે જાણે છે, તે પંડિત છે. (दामोदर! आय પદ છૂટું પાડતાં इ ધાતુની પહેલાં आ ઉપસર્ગ મૂકતાં આજ્ઞાર્થ મધ્યમ પુરુષ એકવચનનું રૂપ आय-'લાવ' થાય છે, અર્થાત્ 'હે દામોદર પુણ્યશાળી! ફૂલ, મૂલ, ફળ વગેરે લાવ.') ૮

विराटनगरे राजन्कीचकादुपकीचकम् ।
अत्र क्रियापदं गुप्तं यो जानाति स पण्डितः ॥९॥

'હે રાજન્! વિરાટનગરમાં કીચકથી બીજા કીચકે...' અહીં જે ક્રિયાપદ છુપાયું છે, તેને જે જાણે છે, તે પંડિત છે. (અહીં विः આટ પદ છોડતાં अट् ધાતુનો પરોક્ષ ભૂતકાળ आट थाय અર્થાત્ 'પક્ષી' નગરમાં આ વાંસ ઉપરથી આ વાંસ ઉપર ફરતું હતું.') ૯

कान्तं विना नदीतीरं मदमालोक्य केकिनी ।
अत्र क्रियापदं गुप्तं यो जानाति स पण्डितः ॥१०॥

'ઢેલ પતિ વિના નદીને તીરે મદને જોઈને...' આ વાક્યમાં ક્રિયાપદ ગુપ્ત છે, તેને જે જાણે છે, તે પંડિત છે. (અહીં विनानदीति इरंमदम् એ પદ છૂટું પાડતાં नद् ધાતુનું यङ्लुगन्त्‌રૂપે કરતા नानदीति वि ઉપસર્ગ આવે છે; તેનો અર્થ થાય છે इरंमदम् વીજળીને જોઈને ઢેલ પોતાના કાંતને विनानदीति-વારંવાર બોલાવે છે.) ૧૦

अम्लानपङ्कजा माला कण्ठे रामस्य सीतया ।
मुधा बुधा भ्रमन्त्यत्र प्रत्यक्षेपि क्रियापदे ॥११॥

'નહિ કરમાયેલ કમળની માળા સીતાએ રામના ગળામાં.' આ વાક્યમાં ક્રિયાપદ प्रत्यक्षेपि સામે હોવા છતાં વિદ્વાનો નકામા ભ્રમ પામે છે. (અહીં प्रति ઉપસર્ગ સાથે क्षिप् ધાતુનો કર્મણિ ભૂતકાળમાં प्रत्यक्षेपि રૂપ થાય છે, અર્થાત્ 'સીતાએ રામના ગળામાં માળા ફેંકી.') ૧૧

नारसिंहाकृतिं वीक्ष्य वने मत्तमतंगजः ।
अत्र क्रियापदं गुप्तं यो जानाति स पण्डितः ॥१२॥

'મદોન્મત્ત હાથી વનમાં નરસિંહની આકૃતિ જોઈને..' અહીં જે ક્રિયાપદ ગુપ્ત છે, તેને જાણે તે પંડિત છે. (અહીં न-आर પદ છૂટું પડતાં, પહેલા ગણના ऋ-જવું, ધાતુના પરોક્ષ ભૂતકાળનું રૂપ आर થાય છે; અર્થાત્ 'હાથી નરસિંહની આકૃતિ જોઈને જતો નથી.') ૧૨

संध्यावन्दनवेलायां तडागान्ते द्विजोत्तमैः ।
अत्र क्रियापदं गुप्तं यो जानाति स पण्डितः ॥१३॥

'સંધ્યાવંદનની વેળાએ તળાવને કિનારે બ્રાહ્મણોથી.' અહીં જે ક્રિયાપદ ગુપ્ત છે, તેને જાણે તે પંડિત છે. (અહીં द्विजोत्तम ऐः એમ પદ છૂટાં પાડતાં, आ ઉપસર્ગની સાથે इ ધાતુનો સામાન્ય ભૂતકાળ ऐः 'આવ્યો હતો' થાય છે. અર્થાત્ 'હે દ્વિજોત્તમ! તું સંધ્યાવંદન કરવા તળાવને કિનારે આવ્યો હતો.')૧૩

पुंस्कोकिलकुलस्यैते नितान्तमधुरारवैः ।
सहकारद्रुमा रम्या वसन्ते कामपि श्रियम् ॥१४॥

'વસંતઋતુમાં પુંસ્-કોકિલ કુલના અત્યંત મધુર શબ્દોથી આ રમ્ય આંબાનાં વૃક્ષો કો અલૌકિક શોભા -'

(અહીં નિતાન્તમ્ અર્થ આરવૈ એમ પદ છૂટું પાડતા ઘા–'ધારણ કરવું' ધાતુના ભૂતકાળના ત્રીજા પુરુષના બહુવચનનું રૂપ આધુ છે અર્થાત્ 'આ આંબાના વૃક્ષો નરકોયલના શબ્દોથી અલૌકિક શોભાને ધારણ કરે છે )

बिम्बाकारं सुधाधारं कान्तावदनपङ्कजम् ।
अत्र क्रियापदं गुप्तं मर्यादा दशवार्षिकी ॥१५॥

'બિંબ જેવા આકારનું, સુધા–અમૃતની ધાર જેવું આ કાંતાનું વદનરૂપી કમળ ' અહીં ક્રિયાપદ ગુપ્ત છે, તેની મર્યાદા દશ વર્ષની છે (અહીં દશવાર્ષિકી પદ છૂટું પાડતા, दश् ધાતુનું આજ્ઞાર્થ दश–'ચુંબન કર' એમ ક્રિયાપદ મળે છે ) ૧૫

राघवस्य शरैर्घोरैर्घोररावणमाहवे ।
अत्र क्रियापदं गुप्तं मर्यादा दशवार्षिकी ॥ १६॥

યુદ્ધમાં રામના ભયંકર બાણથી ભયંકર રાવણને, આમાં ક્રિયાપદ ગુપ્ત છે તેને શોધવાની મર્યાદા દશ વર્ષની છે (અહીં राघवस्य એમાં राघव स्य એમ પદો છૂટાં પાડતા स्य ક્રિયાપદ નીકળે છે તેથી એવો અર્થ થાય કે, હે રામ! યુદ્ધમાં ભયંકર બાણથી રાવણને માર )

पामारागाभिभूतस्य ग्रीष्मव्याधिनिपीडित ।
यदि ते जीवितस्येच्छा तदा भो शीतलं जलम् ॥१७

'કફની વ્યાધિથી પીડાયેલ હે જન! જે ખજવાળની લાગણીથી પીડાયેલ છે, એવા તને જો જીવવાની ઇચ્છા હોય તો તું શીતલ જલ ' (અહીં પા મા એમ પદ છૂટું પાડતા 'પી નહિ' અર્થ કરતા અર્થાત્ 'હે કફથી પીડાતા જન! તારે જો જીવવું હોય તો રાગથી અભિભૂત થવા છતાં, ઠંડું જલ પી નહિ ') ૧૭

કર્તૃગુપ્ત

गौरीनखरसादृश्यश्रद्धया शशिनं दधौ ।
इहैव गोप्यते कर्ता वपुषापि न लभ्यते ॥१८॥

' ગૌરી પાર્વતીના નખની સરખામણીની શ્રદ્ધાથી ચંદ્રને ધારણ કર્યો ' અહીં જ કર્તા શોધાય છે, પરંતુ તે વર્ષ સુધી નહિ મળે (આ શ્લોકમાં इहा एव પદ છૂટાં પાડતા इम्–कामम् हन्तीति इहा અર્થાત્ 'શિવ મહાદેવ ' એ કર્તા છે ) ૧૮

अन्नवस्त्रसुवर्णानि रत्नानि विविधानि च ।
ब्राह्मणेभ्यो नदीतीरे ददाति प्रग सत्वरम् ॥१९॥

' અન્ન વસ્ત્ર સુવર્ણ અને વિવિધ રત્નો બ્રાહ્મણોને નદીતીરે આપે છે જલદી જ ' (ब्राह्मण–इभ्य પદ છોડતા, 'હે બ્રાહ્મણ इभ्य ધનિકજન એ કર્તા છે ) ૧૯

राक्षसेभ्यः सुतां हृत्वा जनकस्य पुरीं ययौ ।
अत्र कर्तृपदं गुप्तं मर्यादा दशवार्षिकी ॥२०॥

' રાક્ષસોથી જનકની પુત્રીને હરીને નગરીમાં ગયો ' અહીં કર્તાનું પદ ગુપ્ત છે, તેની મર્યાદા દશ વર્ષની છે (राक्षसाना इभ्य સમાસ છોડતા, રાક્ષસોમાં શ્રેષ્ઠ રાવણે સીતાનું હરણ કર્યું ) ૨૦

श्यामौ तव स्तनावेतौ पिबन्ति सततं मुदा ।
अत्र कर्तृपदं गुप्तं मर्यादा दशवार्षिकी ॥२१॥

' તારા આ બે સ્તન પ્રેમથી સતત પીએ છે ' અહીં જે કર્તાનું પદ ગુપ્ત છે તેને શોધવાની મર્યાદા દશ વર્ષની છે (श्याम+ऐतव એમ સમાસ છોડતા 'બિલાડીના કાળા બચ્ચા તેની માતાના આંચળ પીએ છે' એમ કર્તાપદ મળે છે ) ૨૧

व्यामोहं तव भिन्दन्तु छिन्दन्तु दुरितानि च ।
कर्तृगुप्तमिमं श्लोकं ये जानन्ति विचक्षणा ॥२२॥

તમારા વ્યામોહને ભેદો અને પાપોને છેદી નાખો ' આ શ્લોકમાં જે કર્તા ગુપ્ત છે, તેને વિચક્ષણ માણસો જાણે છે ' (અહીં व्या–मोह એમ પદ છૂટું પાડીને उ–શિવ इ બ્રહ્મા અને अ–વિષ્ણુ એનો સમાસ કરતા व्या થાય અર્થાત્ શિવ બ્રહ્મા અને વિષ્ણુ કર્તા છે ) ૨૨

न करोति नाम रोषं न वदति परुषं न हन्त्ययं शत्रून् ।
रञ्जयति महीमखिलां तथापि धीरस्य वीरस्य ॥२३॥

'નામનો પણ રોષ કરતો નથી, કઠોર બોલતો નથી અને તે શત્રુને હણતો નથી તોપણ ધીરવીરની સંપૂર્ણ પૃથ્વીને રીઝવે છે (धीः अस्य એમ પદ છૂટું પાડતા તે ધીરની બુદ્ધિ સંપૂર્ણ પૃથ્વીને રીઝવે છે એમ કર્તા મળે છે ) ૨૩

शरदिन्दुकुन्दधवलं नगपतिनिलयं मनोहरं देवम् ।
ये सुकृतं कृतमनिशं तेषामेव प्रसादयति ॥२४॥

શરદના ચાંદ અને મોગરા જેવા ધવલ તેમ જ હિમાલય પર નિવાસ કરનાર મનોહર દેવને જેમણે સતત સારાં પુણ્ય કર્યાં હોય તેમના જ પ્રસન્ન કરે છે (मनः हर એમ પદ છોડતા 'પુણ્યશાળીઓના મન મહાદેવને પ્રસન્ન કરે છે ' એ કર્તા છે ) ૨૪

કર્મગુપ્ત

शीकरासारसंवाहिसरोजवनमारुत ।
प्रक्षोभयति पान्थस्त्रीनि श्वासैरिव मांसलः ॥२५॥

શીકર છાંટાને લઈ જનારો અને કમલવનમાંથી પરાગ લનારો પવન પથિક રમણીઓના નિશ્વાસોથી જાણે કે પુષ્ટ થયો હોય એમ ક્ષોભ પમાડે છે (અહીં કર્મ શોધવાનું છે न र जन–मास्त એમ પદ છોડતા વેશ્યાનું પવન ચોર(?)ને ચંચળ કરે છે ) ૨૫

सुभग तवाननपङ्कजदर्शनसंजातनिर्भरप्रीतेः ।
शमयति कुर्वन्दिवसः पुण्यवतः कस्य रमणीयः ॥२६

હે સુંદર પુરુષ! તારા મુખરૂપી કમળનાં દર્શનથી જેને ઘણો પ્રેમ ઊપજે છે,-એવા ક્યા પુણ્યશાળી પુરુષનો રમણીય દિવસ શમન કરે છે? (અહીં शम् अयति પદ છોડતાં 'કલ્યાણ' કર્મ મળે છે; અર્થાત્ 'પુણ્યશાળીનો દિવસ કલ્યાણને આપે છે' એમ અર્થ થાય છે.)

एहि हे रमणि पश्य कौतुकं धूलिधूसरतनुं दिगम्बरम् ।
सापि तद्वदनपङ्कजं पपौ भ्रातरुक्तमपि किं न बुध्यते ॥२७

'આવ હે રમણી! આ કૌતુક જો; જેનું શરીર ધૂળથી વળગેલું છે અને જે દિગંબર છે. તે રમણીએ પણ તેના મુખકમળનું પાન કર્યું.' હે ભાઈ! આમાં કર્મ કહ્યું; છતાં કેમ સમજાતું નથી? (कौ-तुकम् એમ પદ છૂટું પાડતાં 'પૃથ્વી પર આળોટતા બાળકને જો' એમ કર્મ મળતાં, તે રમણીએ બાળકના મુખનાં ચુંબન કર્યાં એવો અર્થ થાય છે.) ૨૭

કરણગુપ્ત

पूतिपङ्कमयेऽत्यर्थं कासारे दुःखिता अमी ।
दुर्वारा मानसं हंसा गमिष्यन्ति घनागमे ॥२८॥

પરુ અને કાદવથી ભરેલા આ તળાવમાં દુઃખી થયેલા આ દુર્વાર-ન અટકાવી શકાય તેવા રાજહંસના વર્ષાકાળના આરંભમાં માનસસરોવર પર જશે. (અહીં दुर्वारा પદનો અર્થ છે દુર્વાથી અર્થાત્ દુર્વાને લીધે પાણી બગડ્યાં છે, એમ કરણગુપ્ત છે.) ૨૮

अहं महानसायातः कल्पितो नरकस्तव ।
मया मांसादिकं भुक्तं भीमं जानीहि मां बक ॥२९॥

હું મહાનસા (રસોડાથી) આવેલ છું, મને તારા નરકનું કારણ માન. મેં માંસ વગેરે ખાધું છે. હે બક! તું મને ભીમસેન જાણ. (બકાસુર પાસે ગયેલ ભીમસેન પોતાની ઓળખાણ આપતાં જણાવે છે કે, 'હે બક! હું महा+अनसा-आयातः મોટા ગાડાથી આવ્યો છું. એમ કરણગુપ્ત છે.) ૨૯

સંપ્રદાનગુપ્ત

अम्भोरुहमये स्नात्वा वापीपयसि कामिनी ।
ददाति भक्तिसंपन्ना पुत्रसौभाग्यकाम्यया ॥३०॥

કોઈ એક સ્ત્રી अम्भोरुहमये (કમળથી ભરેલ) વાવના જળમાં સ્નાન કરીને ભક્તિસંપન્ન થઈને પુત્ર અને સૌભાગ્યની કામનાથી...કમળ આપે છે. (અહીં સંપ્રદાન ચોથી વિભક્તિ ગુપ્ત છે. अम्भोरुहम् अये એમ પદ છૂટું પાડતાં ई કામદેવની ચોથી વિભક્તિ अये 'કામદેવને કમળ આપે છે' એમ અર્થ થાય છે.) ૩૦

प्रशस्त्यायुक्तमार्गस्य तव संमानितां श्रिताः ।
स्पृहयन्ति न के नाम गुणरत्नालय प्रभो ॥३१॥

હે ગુણોરૂપી રત્નોના મહાસાગર પ્રભુ! જે માર્ગ પ્રશંસાથી ભરેલ છે, તેને અનુસરનાર તમારા આશ્રિતો એવા કોણ છે, જે તમારા સમાનની ઇચ્છા ન કરે? (प्रशस्त्यै उक्तमार्गस्य એમ સંધિ છોડતાં 'કલ્યાણને માટે તમારા સંમાનની સૌ ઇચ્છા કરે છે' એમ ચોથી વિભક્તિ ખુલ્લી થાય છે.) ૩૧

અપાદાનગુપ્ત

शिलीमुखैस्त्वया वीर दुर्वारैर्निर्जितो रिपुः ।
विभेत्यत्यन्तमलिनो वनेऽपि कुसुमाकुले ॥३२॥

હે વીર! પાછાં વારી ન શકાય એવાં બાણોથી તમે જે શત્રુને જીતી લીધો છે, તે શત્રુ પુષ્પોથી ભરેલા વનમાં પણ અત્યંત મલિન બનીને ભય પામે છે. (અહીં अत्यन्तम् अलिनः પદ છૂટું પાડતા 'अलिनः' ભમરાથી ભય પામે છે' એમ અપાદાન પાંચમી વિભક્તિનો ભાવ ખૂલી જાય છે.) ૩૨

सरसीतोयमुद्धृत्य जनः कंदर्पकारकम् ।
पिबत्यम्भोजसुरभि स्वच्छमेकान्तशीतलम् ॥३३॥

આ માણસ કામવાસના કરાવનાર, કમળની સુગંધીથી ભરેલ, સ્વચ્છ અને અત્યંત શીતળ એવાં સરોવરનાં જળ કાઢીને પીએ છે. (અહીં सरसीतः अयम् અને दर्पकारक कम् પદ છોડતાં સરોવરમાંથી अयम् આ માણસ જે कम् જળ કાઢે છે. તે દર્પ-અભિમાન કરાવનાર છે. એમ અર્થ સંગત થાય છે.') ૩૩

સંબંધગુપ્ત

तूणेव मधुमासेऽस्मिन्सहकारद्रुमञ्जरी ।
इयमुन्निद्रमुकुलैर्भाति न्यस्तशिलीमुखा ॥३४॥

આ વસંતઋતુમાં આંબાના વૃક્ષ પરની મંજરી પોતાની પ્રફુલ્લ કળીઓ વડે શોભે છે અને તેની પર ભમરાઓ બેઠા છે, તેથી બાણના ભાથા જેવી લાગે છે. અહીં उन्निद्र-मुकुल-एः એમ સમાસ છોડતાં इः કામદેવની છઠ્ઠી વિભક્તિ (સંબંધ જોડનાર) एः રૂપ થાય અર્થાત્ પ્રસન્ન છે કળા જેની એવા કામદેવના ભાથાની જેમ શોભે છે. ૩૪

मानुषं जायते लक्ष्म्या सरस्वत्याथवा मता ।
अत्र षष्ठीपदं गुप्तं मर्यादा दशवार्षिकी ॥३५॥

'ખરેખર, લક્ષ્મી અથવા સરસ્વતીએ માનેલ આ ભાનુ ઉદય પામે છે.' એ વાક્યમાં સંબંધવાચક છઠ્ઠી વિભક્તિનું પદ છુપાયું છે, તેની મર્યાદા દશ વર્ષની

છે (અહી માતુ મા નુ પદ નૃ શબ્દની છઠ્ઠી વિભક્તિ છે, તેનો અર્થ થાય છે નરની મા-કાંતિ, અર્થાત્ 'લક્ષ્મી કે સરસ્વતીને લીધે આ માણસની કાંતિ પ્રગટ થાય છે')

प्राप्तमदो मधुमास प्रबला रुक्प्रियतमोऽपि दूरस्थ ।
असती सन्निहितेय सहृतशीला सखी नियतम् ॥३६॥

જેને મદ પ્રાપ્ત થાય એવો મધુમાસ—વસત છે, (કામ) રોગ અત્યત બળવાન છે, પ્રિયતમ દૂર રહ્યો છે, જેના શિયળ લૂટાયા છે એવી આ વ્યભિચારિણી સખી મારી પાસે જ છે' (અહી प्राप्तम् अदोमास मधु પદ છોડતા 'આ માસ ચદ્રના મધુ-મધ પ્રાપ્ત થયા છે' એમ અર્થ થતા मास છઠ્ઠા વિભક્તિનો સબધ જોડાય છે) ૩૬

**અધિકરણગુપ્ત**

या कटाक्षच्छटापातै पवित्रयति मानवम् ।
एकान्ते रोपितप्रीतिररित सा कमलालया ॥३७॥

જે પોતાના કટાક્ષની છટાઓને નાખવાથી માનવ ને પવિત્ર કરે છે અને જેણે એકાતમા પ્રીતિનો આરોપ કર્યો છે, એવી તે કમળમાં નિવાસ કરતી લક્ષ્મી છે. (અહી ए-कान्ते એમ પદ છોડતા અ—વિષ્ણુની સપ્તમી વિભક્તિનુ રૂપ ए થાય છે અર્થાત્ 'વિષ્ણુરૂપી કાત (પતિ) પર જેણે પોતાની પ્રીતિ જોડી છે' એમ સપ્તમી વિભક્તિ-અધિકરણ ખૂલી જતા અર્થ બેસે છે) ૩૭

विपद्यमानता सिद्धा सवस्यैव निरूष्मण ।
यथात्र भस्म पद्भ्या च निर्वाण हन्त्यय जन ॥३८॥

ઠડા સ્વભાવના બધા માણસને વિપત્તિ આવવી, એ સિદ્ધ વસ્તુ છે, જેમકે અગારા વિનાની ભસ્મને માણસ પોતાના પગથી દૂર કરે છે (અહી विपदि अमानता સધિ છૂટી પાડતા 'વિપત્તિમા માનભગ થવુ તે બધા જ ઠડા માણસના સ્વભાવને સિદ્ધ છે' એમ સાતમી વિભક્તિ ખૂલતાં સ્પષ્ટ અર્થ થાય છે) ૩૮

**સમ્બોધનગુપ્ત**

कमले कमले नित्य मधूनि पिबतस्तव ।
भविष्यन्ति न सदेह कष्ट दोषाकरोदये ॥३९॥

દરેક કમળ પર નિત્ય મધુ(રસ)ના પાન કરતા ચદ્રનો ઉદય થતા તને કષ્ટ થશે, તેમા સદેહ નથી (અહી 'अम् अले !' એમ પદ છોડતા 'હે ભમરા' એવુ સબોધન મળે છે અર્થાત્ 'હે ભમરા! कम्-સુખેથી નિત્ય મધુ પીતા તને ઘણા દોષોનો સમૂહ (दोषाकर) પેદા થયો, છતા કેમ સદેહ થતો નથી?)

सर्वज्ञेन त्वया किंचिन्नास्त्यविज्ञातमीदृशम् ।
मिथ्यावचस्तथा च त्वमसत्य वेत्सि न क्वचित् ॥४०

'તમે સર્વજ્ઞ છો, તેથી આ પ્રકારની કોઈ બાબત તમારાથી અજાણી નથી તેમ જ તુ મિથ્યા વચન કે અસત્ય બોલવુ, એમ કદી પણ જાણતો નથી' सर्वज्ञ+इन એમ સધિ છોડતા સર્વજ્ઞોમા શ્રેષ્ઠ એમ સબોધન કરતા 'હે સર્વજ્ઞોમા શ્રેષ્ઠ!' એવો અર્થ થાય છે) ૪૦

पिबतस्ते शरावेण वारि कल्हारशीतलम् ।
केनेमौ दुर्विदग्धेन हृदये सन्निरोपितौ ॥४१॥

કમળથી શીતળ બનેલ આ પાણી शरावेण-શરાવ થી પીતા, તારી છાતીમા ક્યા દુષ્ટે આ બે ભોક્યા? (शरावेण પદ છૂટા પાડતા शरौ-एन થાય છે અર્થાત્ હે एन-હરણ! शरौ-બે બાણ કોણે ભોક્યા એમ સબોધન છે) ૪૧

वटवृक्षो महानेष मार्गमावृत्य तिष्ठति ।
तावत्त्वया न गन्तव्यं यावन्नान्यत्र गच्छति ॥४२॥

આ મહાન વટવૃક્ષ માર્ગ રોકીને ઊભુ છે, જ્યા સુધી તે બીજે ન જાય ત્યા સુધી તારે જવુ નહિ (અહી वटो+ऋष એમ પદ છૂટા પાડી वनो બ સમજી હે વાગે એમ સબોધન ગુપ્ત છે તે શોધી લેતા 'હે બટુક બાળક! માર્ગ રોકીને આ મોટ રીછ ઊભુ છે, તે દૂર થયા પછી જા)

**કર્તા અને ક્રિયા: બે ગુપ્ત**

घनघनाघनकान्तिघनोऽघनुदनुजपुञ्जमिनात्रि-
जगुर्विग । सकमलोऽपिनडधसमा क्रियामिह
विलोकयितु च सकर्तृकाम् ॥ ४३ ॥

જેની કાંતિ પાણીથી ભરે । મેઘ જેવી છે જે સુદર છે, જે પાપનાશક છે ચ અને સૂર્ય જેના બે નેત્ર છે એવા ગરુડ પર બેસનાર, લક્ષ્મી સાથે રહેનાર એવા દૈત્યસમુદાયને ' અહી ક્તા સાથે ક્રિયાપદને ઓળખવા માટે અડધા વર્ષની મુદત છે (ત્રીજા ચરણ મા सकमल પછી अपिनद् ક્રિયાપદ છે તે पिष् ધાતુના સામાન્ય ભૂતકાળ ત્રીજા પુરુષનુ એ.વચન 'ચૂર્યું' કરતા હતા ' એ અર્થમા છે તેમ જ વિશેષણો પરથી 'શ્રી કૃષ્ણ'ને કર્તા, તરીકે લેવાના છે) ૪૩

**કર્તા, કર્મ અને ક્રિયા: ત્રણેય ગુપ્ત**

भवानिशङ्करोमेश प्रति पूजापरायण ।
कर्तृकर्मक्रियागुप्त यो जानाति स पण्डित ॥४४॥

'ભવાનિશકર મારુ કલ્યાણ જે પૂજાપરાયણ છે' અહી કર્તા, કર્મ અને ક્રિયા ત્રણેય ગુપ્ત છે, તેને જે જાણે, તે પડિત છે (અહી भव अनिश-कर-उमेश એવા પદ છૂટા પાડતા ત્રણેય મળી જાય છે અર્થાત્ હે

કર (હાથ)। તું उमेश–શંકર પ્રતિ अनिश–નિરંતર પૂજાપરાયણ થા ' कर કર્તા, शकर કર્મ, भव ક્રિયાપદ છે )

वीरमत्यद्भुत लोके किमह वच्म्यत परम्।
कर्तृकर्मक्रियागुप्त मर्यादा ब्रह्मणो वय ॥४५॥

વીર અને અત્યંત અદ્ભુત લોકમાં ' તેથી વિશેષ હું શું કહું ? અહીં કર્તા, કર્મ અને ક્રિયા એ ત્રણેય ગુપ્ત છે, જેને શોધવાની મુદત બ્રહ્માની ઉંમર સુધી છે ( અહી वी–रमति–अद्भुतम् એમ પદ છૂટા પાડતા પરમાત્મા (અવતારદશામાં) રમાની જેમ લોકમાં અદ્ભુત આચરણ કરે છે ' એવો અર્થ સંગત થાય છે, તેમાં वी કર્તા अद्भुतम् કર્મ અને रमति ક્રિયાપદ છે ) ૪૫

**સંધિગુપ્ત**

न मया गोरसाभिज्ञ चेत कस्मात्प्रकुप्यसि।
अस्थानरुदितैरेतैरलमालोहितेक्षणे ॥४६॥

' મેં નથી ગોરસને જાણનાર ચિત્ત ! તું શા માટે કોપે છે હે લાલ નેત્રોવાળી સુંદરી ! વગર સ્થાને આ રોદનોથી કાંઈ વળશે નહિ ' ( અહી मे–आगो–रसाभिज्ञ એમ સંધિગુપ્ત છે, તે છોડતા એવો અર્થ થાય છે કે ' મારુ ચિત્ત અપરાધના રસને જાણતું નથી અર્થાત્ મે અપરાધ કર્યો નથી, ત્યારે તું શું કામ રડે છે ? હવે રડીશ નહિ ) ૪૬

**સમાસગુપ્ત**

विषादी भैक्ष्यमश्नाति सदारोग न मुञ्चति ।
कष्टेनापि त्वया वीर शम्भुनारि सम कृत ॥४७॥

વિષાદી–ખિન્ન ચિત્તવાળો ભિક્ષા ખાય છે સદા રોગને છોડતો નથી હે વીર ! તું રોષે ભરાયો છે તોપણ તને દરિદ્રીને શંભુ જેવો કરેલો છે ( અહી સમાસ ગુપ્ત છે, તેથી विषम् अत्तीति विषादी શંકર सदार અગ–સ્ત્રી સહિત તે પર્વતને છોડતો નથી હવે અર્થ બદલાતા સદા વિષ ખાનાર શંકર ભિક્ષા ખાય છે અને પાર્વતીની સાથે હિમાલય પર્વત છોડતા નથી ' એવો ભાવ મળે છે ) ૪૭

नित्यमाराधिता देवै कसस्य द्विपतस्तनु ।
मण्डलाग्रे गदाशङ्ख चक्र जयति बिभ्रती ॥४८॥

નિત્ય દેવોએ જેની સેવા કરી છે અને જે કંસનો દ્વેષ કરે છે તે કૃષ્ણની કાયામંડળના અગ્રભાગે ગદા, શંખ અને ચક્રને ધારણ કરીને જય પામે છે ( અહી नित्य નિરંતર, मा–લક્ષ્મી, राधिता–જેની પાસે છે, એવો સરલ સમાસ ભૂલે છે ) ૪૮

લિંગગુપ્ત

नितान्तस्वच्छहृदय सखि प्रेयान्समागत ।
त्वा चिराद्दर्शनप्रीत्या य समालिङ्ग्य रस्यते ॥४९॥

હે સખી ! જેનુ હૃદય અત્યંત સ્વચ્છ છે, એવો તારો પતિ આવ્યો છે તને ઘણે દિવસે જોતો ટોવાથી, પ્રસન્ન થઈને તને આલિંગન આપીને તે ક્રીડા કરશે (स्वच्छहृदय એ નપુંસકલિંગ લાગે છે પરંતુ स्वच्छ हृत–अयम् પદ પાડતા ' જેનું હૃદય સ્વચ્છ છે તેવા આ તારા પતિ ' એમ પુલિંગ બને છે ) ૪૯

कलिकालमिय यावदगस्त्यस्य मुनेरपि ।
मानस खण्डयत्यत्र शशिखण्डानुकारिणी ॥५०॥

ચંદ્રના ખંડનું અનુકરણ કરનારી इय (આ) કલિકાલ અગસ્ત્ય મુનિના મનનું ખંડન કરે છે ( અગસ્ત્ય મુનિ જિતેન્દ્રિય છે, માટે તેનું મન વિહ્વળ થવું ન જોઈએ વળી ' કલિકાલ ' પુલિંગ છે અને इय સ્ત્રીલિંગ છે અહી कलिका अलम् इयम् એમ પદ છૂટું પાડતા, એવો અર્થ થાય કે, ' આ ચંદ્રની જેમ શોભતી અગસ્ત્યની ( અગથિયાના ઝાડની ) કળી મુનિના મનનું પણ ખંડન કરે છે ! ) ૫૦

**વિભક્તિનું વચન ગુપ્ત**

प्रमोद जनयत्येव सदारा गृहमेधिन ।
यदि धर्मश्च कामश्च भवेता सगताविमौ ॥५१॥

જો ધર્મ અને કામ એ બંને સંગત થાય તો સ્ત્રીઓ સહિત ગૃહસ્થીઓ આનંદ આપે જ છે (અહી गृहमेधिन પદ બીજી વિભક્તિનું બહુવચન દેખાય છે તેને બદલે છઠ્ઠી વિભક્તિનું એકવચન છે તે જ રીતે सदारा ને બદલે सदा–रा પદ છૂટું પાડતા આવો અર્થ થાય કે ' ગૃહસ્થની લક્ષ્મી સદા આનંદ આપે છે ') ૫૧

**ક્રિયાપદનું વચન ગુપ્ત**

कस्मात्त्व दुर्बलासीति सख्यस्ता परिपृच्छति ।
त्वयि सनिहिते तासु दद्यात्कथय सोत्तरम् ॥ ५२॥

' તું કેમ દુર્બળ દેખાય છે ? ' એમ સખીઓ તેને પૂછે છે તમે હાજર હો ત્યારે તે સખીઓને શી રીતે ઉત્તર આપે ? ' ( અહી परिपृच्छति ક્રિયાપદ એક વચનમાં છે, તે જ યંલુગંત પ્રક્રિયામાં (વારંવાર માટે) બહુવચન બને છે અર્થાત્ ' સખીઓ તેને વારંવાર પૂછ્યા કરે છે ' ) ૫૨

## માત્રાચ્યુતક વગેરે

[ શ્લોકમાં રહેલ સ્વર, બિંદુ, વિસર્ગ, અક્ષર, વ્યંજન વગેરે દૂર કરતા શ્લોકનો બીજો અર્થ થાય, એ

પ્રકારની રચનાને मात्राच्युतकादि રચના કહે છે તેવા નમૂનાના પંદર શ્લોકો અહી આપ્યા છે ]

માત્રાચ્યુતઃ

महाशयमतिस्वच्छ नीर सतापशान्तये ।
खलवासादतिश्रान्ता समाश्रयत हे जना ॥१॥

ખલ જનો પાસે નિવાસથી અત્યત કટાળી ગયેના એવા હે જનો ! તમારા સતાપને શાત કરવા માટે અત્યત સ્વચ્છ અને ઘણા ઊડા એવા નીર-જલનો આશ્રય કરો (અહી નીરમા રહેલ ई સ્વર લેતા 'નિર્મલ હૃદયવાળા મહાશય નર-સતજનનો આશ્રય કરો એવો બીજો અર્થ મળે છે ) ૧

तुषारधवल स्फूर्जन्महामणिधरोऽनघ ।
नागराजो जयत्येक पृथिवीधरणक्षम ॥२॥

જે બરફ જેવો ધવલ છે જે અસત સ્ફૂર્તિદાયક મોટા મણિને ધારણ કરે છે જે પાપરહિત છે અને જે પૃથ્વીને ધારણ કરવા મા શક્તિમાન છે એવો એક નાગ રાજ (મોટો સર્પ) જય પામે છે (અહી नागनो આકાર લેતા नग પર્વતરાજ થાય છે, અર્થાત્ જે બરફના કારણે ધવલ છે, જે મોટા મોટા રત્નોને ધારણ કરે છે અને જે પૃથ્વીને ધારણ કરે છે તે પર્વતરાજ જય પામે છે )

બિંદુચ્યુતક

सुश्यामा चन्दनवती कान्ता तिलकभूषिता ।
कस्यैपानङ्गभू प्रीतिं भुजगस्य करोति न ॥३॥

જે ઉત્તમ સોળ વર્ષની સુદરી છે જેને શરીરે ચદન છે જે કાતા છે જેણે તિલકની શોભા રચી છે એવી આ કામદેવના સ્થાનરૂપ (अनगभू) સ્ત્રી કયા જાર પુરુષ(भुजग)ને પ્રીતિ ઉપજાવતી નથી ? (અહી कायैपानगभू પરતુ બિંદુ લેતા नगभू-અર્થાત્ પર્વતની તળેટીની ભૂમિ જે કાળી છે જેમા સુખડના વૃક્ષ છે જે લતા-કેસરવાળી છે જે તિનકના ઝાડથી શોભે છે, તે કયા સર્પ(भुजग)ને પ્રેમ નહિ ઉપજાવે ? એવો અર્થ બદલાય છે ) ૩

यथा सत्प्रसव स्निग्ध सन्मार्गविहितस्थिति ।
तथा सर्वाश्रय सत्यमय मे वकुलद्रुम ॥४॥

જે પ્રમાણે સારા પ્રસવવાળુ (ઉત્તમ-કુલીન) સ્નિગ્ધ (લીલુ) સ માર્ગવિહિત સ્થિતિ (સારા રસ્તે રાખેલ) વૃક્ષ સર્વનો આશ્રય બને છે, તેમ મારુ આ બકુલવૃક્ષ સાચેજ સર્વનો આશ્રય છે (અહી अय ને बकुलद्रुम મા ઉપરનો અનુસ્વાર કાઢી નાખો, તેમ જ व નો व કરો, તો अयमेव कुलद्रुम પ નીકળે 'આ મારુ કુલરૂપી વૃક્ષ ખરેખર સર્વને આશ્રય આપે છે' એવો બીજો અર્થ નીકળે છે ) ૪

વિસર્ગચ્યુતક

महीरुहो विहगानामेते हृद्यै कलापिनाम् ।
विरुतै स्वागतानीव नीरवाहाय कुर्वते ॥५॥

આ બધા વૃક્ષો મોર પક્ષીઓના મનગમતા (हृद्य) શબ્દરવોથી મેઘને માટે શુ સ્વાગત કરી રહ્યા છે (અહી हृद्यै ના વિસર્ગનો લોપ કરતા (हृद्यैकलापिनाम्) પદ છૂટુ પડે છે અર્થાત્ 'મનગમતા રવ કરતા પક્ષીઓના શબ્દોથી' એમ બીજો અર્થ સૂચવાય છે ) ૫

अगस्त्यस्य मुने शापाद्ब्रह्मस्यन्दनमास्थित ।
महासु खात्परिभ्रष्टो नहुष सर्पता गत ॥६॥

બ્રહ્મલોકના સ્થાનને પ્રાપ્ત થયેલ મહાપ્રાણવાન નહુષ રાજા અગસ્ત્ય મુનિના શાપથી આકાશમાથી ભ્રષ્ટ થતા સર્પરૂપ બની ગયો (અહી महासु નો વિસર્ગ જતા खात् પદ જોડાતા महासुखात् પદ મળે છે, તેનો અર્થ 'મહાસુખથી ભ્રષ્ટ થયો' એમ થાય છે ) ૬

અક્ષરચ્યુતક

महानपि सुधीरोऽपि वहुरत्नयुतोऽपि सन् ।
विरस कुपरीवारो नदीन केन सेव्यते ॥७॥

મોટો છે સારી ધીરજવાળો છે, અનેક રત્નોથી જોડાયેલ છે, તોપણ પાણી વિનાનો અને પૃથ્વીને વીટળઈને રહેલો नदीन-નદીઓનો પતિ કોને સેવવા યોગ્ય છે ? (અહી न અક્ષર કહી નાખતા दीन પદ મળે છે અર્થાત્ મોટો, ધીરજવાળો અને રત્નોથી યુક્ત હોય તોપણ નીરસ અને ખરાબ કુટુબથી ઘેરાયેલો હોય તો તે દીન-કૃપણ જન કોને સેવ્ય બને ?)'

सुशील स्वर्णगौराङ्ग पूर्णचन्द्रनिभानन ।
सुगत कस्य न प्रीतिं तनोति हृदि सास्थित ॥८॥

સુશીલ હોય, સુવર્ણ જેવો ગૌર દેહ હોય, તેમ જ પૂર્ણ ચદ્ર જેવા જેના મુખ હોય, એવો બુદ્ધ ભિક્ષુ (सुगत) જો હૃદયમા વસી ગયો હોય, તો કોની પ્રીતિનો વિસ્તાર કરતો નથી ? (અહી सुगत માથી ग અક્ષર લેતા सुत શબ્દ પુત્રવાચક બને છે અર્થાત્ ઉપર બતાવેલ વિશેષણોવાળો પુત્ર કોની પ્રીતિ પેદા કરતો નથી ?) ૮

સ્થાનચ્યુતક

[ કર્તા કર્મ અને ક્રિયાપદનો અન્વય ગોઠવીને વાક્યરચના થાય, તેને બદલે આઘાપાછા કર્તા વગેરે હોય, તેને સ્થાનચ્યુતક કહે છે તેવા બે શ્લોકો નીચે છે, તેનો અન્વય ગોઠવીને અર્થ કર્યો છે ]

तनोतु ते यस्य फणी गरुत्मान्पाणौ मुरारिर्दयिता च शय्या । नाभौ स्फुरन्भद्रमशुभ्रदेहः पद्मा गतिचक्र मसौ विधाता ॥ ९॥

જેની શય્યા સર્પ છે, જેનું વાહન ગરુડ છે, જેના હાથમાં ચક્ર છે, જેની પત્ની લક્ષ્મી છે અને જેની નાભિમા શોભીતા બ્રહ્મા છે, તે ઘનસ્યામ ભગવાન તમારું રક્ષણ કરો. ૬

हरः क्षयी तापकरः सुरेशः शान्तो हरिर्गोत्ररिपुर्विवस्वान् । चन्द्रो द्विजिह्वाश्रित इत्युपेक्ष्य लक्ष्म्या वृतः पातु विधिर्जगन्ति ॥ १०॥

મહાદેવ એ સર્પનો આશ્રય કરે છે. ચંદ્ર ક્ષય પામે છે. સૂર્ય તાપ આપનાર છે. સુરેશ–ઇંદ્ર ગોત્ર-(પર્વત)ના શત્રુ છે. વિધિ શાંત છે એમ બધાની ઉપેક્ષા કરીને લક્ષ્મી સહિત વિષ્ણુ તમારું રક્ષણ કરો.

વ્યંજનચ્યુતક

भिक्षवो रुचिराः सर्वे रसाः सर्वजनप्रियाः ।
क्षमायाममिसंपन्ना दृश्यन्ते मगधे परम् ॥ ११॥

રુચિ પેદા કરનાર, સર્વ રસોને જાણનાર, સર્વ જનોને પ્રિય, ક્ષમા વિષે શોભતા એવા ભિક્ષુઓ મગધ-દેશમા ઘણા દેખાય છે (અહીં भिक्षवःનો भ વ્યંજન કાઢી નાખતા इक्षव મળે છે અર્થાત્ સર્વજનોને પ્રિય રુચિર શેરડી મગધદેશમા ઘણી છે' એવો અર્થ થાય છે)

सत्यशीलदयोपेतो दातासुचिरमत्सरः ।
जिन सर्वात्मना सेव्य. पदमुच्चैरमीप्सता ॥१२॥

જેમા સત્ય, શીલ અને દયા રહેલા છે. દાતા હોઈ જેને કોઈ જાતનો મત્સર નથી, એવો જિન–મહાત્મા ઉચ્ચ પદ મેળવવા ઈચ્છનાર દરેક મહાત્મા પુરુષે સેવવા લાયક છે. (અહીં जिन શબ્દમાથી ज વ્યંજન લઈ લેતા इन શબ્દનો અર્થ સમૃદ્ધ ધનવાન પુરુષ થાય છે, જે સર્વને સેવ્ય છે) ૧૨

ચ્યુતદત્તાક્ષર

सदागतिद्योच्छ्रायतमसो वश्यतां गतः ।
अस्तमेष्यति दीपाऽयं विधुरेकः शिवे स्थितः ॥१३॥

નિત્ય નિરંતર ગતિ કરનાર ઘોડા જેવી જેની છાયા છે, છતા જે હાલ અંધકારને વશ થયેલ છે; એવો આ દીપ શિવના મસ્તકે રહેલ એકલા ચંદ્રની જેમ અસ્ત પામશે. (અહીં दीपः નો प લઈ લો અને न ઉમેરો, તો दीन શબ્દ થાય. અર્થાત્ 'દીન બનેલ આ ચંદ્ર શિવના મસ્તકે રહેવા છતા અસ્ત પામશે' એમ બીજો અર્થ મળે છે. એક અક્ષર છોડી દેવો અને તેને બદલે બીજો અક્ષર આપવો, તેને ચ્યુત–દત્ત–અક્ષર કહે છે.)

पूर्णचन्द्रमुखी रम्या कामिनी निर्मलाम्बरा ।
तनोति कस्य न स्वान्तमेकान्तमदनातुरम् ॥१४॥

પૂર્ણ ચંદ્રના જેવી મુખવાળી, રમણીય, નિર્મળ વસ્ત્રને ધારણ કરનાર, આ કામિની કોના ચિત્તને સંપૂર્ણ રીતે કામાતુર કરતી નથી? (અહીં कामिनीનો क કાઢી य ઉમેરવાથી यामिनी શબ્દ થાય છે. અર્થાત્ જેના મુખ-રૂપે પૂર્ણ ચંદ્ર છે અને જેમાં નિર્મળ આકાશ છે એવી આ યામિની–રાત્રિ કોને કામાતુર કરતી નથી?) ૧૪

कूजन्ति कोकिलाः साले यौवने फुल्लमम्बुजम् ।
किं करोतु कुरङ्गाक्षी वदनेन निपीडिता ॥ १५॥

કોયલ સાલવૃક્ષ પર શબ્દ કરે છે, યૌવનમાં કમળ પ્રફુલ્લ થાય છે; તો પછી વદનની પીડ–મ્લાન બનેલ આ મૃગલોચના શું કરશે? (અહીં सालेની પહેલાં र ઉમેરો તો रसाले શબ્દ થાય. यौवनमाथी यौ કાઢતાં वने થાય તેમ જ वदनेनमां व કાઢીને म ઉમેરતાં मदनेन થાય. અર્થાત્ રસાલ વનમાં કોયલ કૂજે છે, તે સમયે મદનથી પીડાતી આ મૃગલોચના પ્રફુલ્લ કમળને શું કરશે?) ૧૫

## અન્તરાલાપ

[અહીં જે બેતાળીસ શ્લોકો આપેલા છે, તે શ્લોકની અંદર પ્રશ્ન પુછાય છે અને ઉત્તર પણ શ્લોક-ની અંદરથી જ મળી આવે છે પણ તે સ્પષ્ટ નહિ હોતાં શોધવાની ચાતુરી જોઈએ; માટે તેને अन्तर्-શ્લોકની અંદર જ રહેલ आलाप-પ્રશ્નનો ઉત્તર હોવો એ કારણે अन्तरालाप કહે છે.]

कस्तूरी जायते कस्मात्को हन्ति करिणां कुलम् ।
किं कुर्यात्कातरो युद्धे मृगात्सिंहः पलायनम् ॥१॥

કસ્તૂરી શામાથી થાય છે? હાથીઓના કુળને કોણ હણે છે? બાયલો યુદ્ધમા શું કરે? મૃગથી સિંહ પલાયન. (અહીં ચોથું ચરણ, પહેલા ત્રણ પ્રશ્નોના ઉત્તરરૂપે છે. અર્થાત્ કસ્તૂરી મૃગથી, હાથીનું કુળ સિંહથી અને બાયલો યુદ્ધમા પલાયન કરે એમ ઉત્તર મળી જાય છે) ૧

कः खे चरति का रम्या का जप्या किं विभूषणम् ।
को वन्द्यः कीदृशी लङ्का वीरमर्कटकम्पिता ॥२॥

આકાશમા કોણ ફરે છે? રમ્ય શું છે? જપવા જેવું શું? ભૂષણ શું? વંદવાલાયક કોણ? લંકા કેવી? વીર મર્કટથી કંપેલી. (અહીં ચોથા ચરણના પદ છૂટાં પાડતાં ઉત્તર મળે છે કે. આકાશમા वी–પક્ષી ફરે છે. रमा–લક્ષ્મી રમ્ય છે. જપવા જેવી ऋक्–ઋચાઓ છે. ભૂષણ

कर्क-કડું છે તેમ જ વંદવાલાયક પિતા છે. લંકા વીર મર્કટથી કંપેલી છે. ૨

सीमन्तिनीषु का शान्ता राजा कोऽभूद्गुणोत्तमः ।
विद्वद्भिः का सदा वन्द्या अत्रैवोक्तं न बुध्यते ॥३॥

સીમંતિની-સૌભાગ્યવતી સ્ત્રીઓમા કોણુ શાંત હશે? કયો રાજા ગુણોમાં ઉત્તમ ગણાયો? વિદ્વાનોને માટે સદા વંદનીય કોણુ છે? તેના ઉત્તર અહીં જ આપ્યા છે છતાં જણુાતા નથી. (અહીં દરેક પ્રશ્નના ચરણુમાં તેનો પહેલો અને છેલ્લો વર્ણુ લેતાં, ઉત્તર મળી જાય છે. જેમ કે सीता શાંત છે, रामः ઉત્તમ છે, विद्या વંદનીય છે.)

युधिष्ठिरः कस्य पुत्रो गङ्गा वहति कीदृशी ।
हंसस्य शोभा का वास्ति धर्मस्य त्वरिता गतिः ॥४॥

યુધિષ્ઠિર કોના પુત્ર છે? ગંગા કેવી રીતે વહે છે? હંસની શોભા શું છે? ધર્મની ત્વરિત ગતિ. (અહીં છેલ્લા ચરણુમાં ઉત્તર છે, જેમ કે યુધિષ્ઠિર ધર્મના પુત્ર છે, ગંગાત્વરિત વહે છે અને હંસની ગતિ તે શોભા છે.)

भोजनान्ते च किं पेयं जयन्तः कस्य वै सुतः ।
कथं विष्णुपदं प्रोक्तं तक्रं शक्रस्य दुर्लभम् ॥५॥

ભોજન કરી રહ્યા પછી શું પીવું? જયંત કોનો પુત્ર? વિષ્ણુનું પદ કેવી રીતે કહ્યું છે? છાશ ઇંદ્રને દુર્લભ છે. (અહીં 'ભોજન પછી છાશ લેવી, જયંત ઇંદ્રનો પુત્ર છે અને વિષ્ણુનું પદ દુર્લભ છે' એમ ચોથા ચરણુમા ઉત્તર મળે છે.) ૫

पृथ्वीसंबोधनं कीदृक्कविना परिकीर्तितम् ।
केनेदं मोहितं विश्वं प्रायः केनाप्यते यशः ॥ ६ ॥

કવિએ પૃથ્વીનું સંબોધન કેવી રીતે વર્ણુવેલ છે? આ વિશ્વ કોનાથી મોહિત થયું છે? ઘણુંખરું કોને યશ મળે છે? (શ્લોકમા રહેલ कविना પદથી ઉત્તર મળે છે. को! इना એમ પદ છૂટા પાડતા, પૃથ્વીનું સંબોધન को છે, इना-કામદેવથી આ વિશ્વ મોહિત છે તેમ જ કવિને યશ મળે છે, એમ આખું પદ લેખાય છે.)

भवत इवातिस्वच्छं कस्याभ्यन्तरमगाधमतिशिशिरम् ।
काव्यामृतरसमग्नत्वमिव सदा कः कथय सरसः ॥७॥

હે સરસ (સરોવર)! તારી જેમ કોનું અંતર અત્યંત સ્વચ્છ, અગાધ અને અતિશય ઠંડું છે? કોણુ તારી જેમ કાવ્યરૂપી અમૃતરસની અંદર મગ્ન છે? તે તું કહે. (અહીં सरसः એ સંબોધનનો બીજો અર્થ રસિક જન થાય છે, તે શ્લોકનો ઉત્તર છે. અર્થાત્ રસિક જન સરોવરની જેમ સ્વચ્છ, શીતળ અને અમૃતરસમાં મગ્ન રહે છે.) ૭

वीरे सरुषि रिपूणां नियतं का हृदयशायिनी भवति ।
नभसि प्रस्थितजलदे का राजति हन्त वद तारा ॥८॥

જ્યારે વીરજન ક્રોધે ભરાય, ત્યારે શત્રુઓનાં હૃદય પર સૂનારી એવી કઈ વસ્તુ છે? તેમ જ જ્યારે આકાશમાં મેઘ જતા રહે, તોપણુ કોણુ શોભે છે, તે હે તારા! તમે કહો. (वदतारा માં वदन् आरा પદ કાઢતાં આરા-તલવારો શત્રુની છાતી પર પડે છે અને આકાશમાં तारा-નક્ષત્રો ચમકે છે, એમ ઉત્તર મળે છે.) ૮

भ्रमरहितः कीदृक्षो भवतितरां विकसितः पद्मः ।
ज्यौतिषिकः कीदृक्षः प्रायो भुवि पूज्यते लोकैः ॥९॥

ભ્રમરહિત કમળ વિકાસ પામતાં કેવું થાય? કયો જોશી આ લોકમાં ઘણુંખરું વિશેષ પૂજ્ય બને છે? (भ्रमर+हितः એમ પદ કાઢતા કમળ ખીલતાં ભમરાનું કલ્યાણુ કરે છે, એવો ઉત્તર મળે છે તેમ જ भ्रम+रहितः ભ્રમ વિનાનો જોશી લોકમાં વખણાય છે, એમ બીજો ઉત્તર મળે છે.) ૯

प्रभवः को गङ्गाया नगपतिरतिसुभगशृङ्गधरः ।
के सेव्यन्ते सेवकसार्थैरत्यर्थमर्थरतैः ॥ १० ॥

અત્યંત સુંદર શિખર ધારણુ કરનાર કયો પર્વત ગંગાની ઉત્પત્તિનું સ્થાન છે? ધનને ઇચ્છતા સેવકો જેને વિશેષે કરીને સેવે, તેવા કયા લોકો છે? (અહીં प्रभवः પદમા બંને ઉત્તર છે. गंगायाः प्रभव કહેવાથી 'હિમાલય પર્વત' એમ ઉત્તર મળે છે અને प्रभवः એટલે સત્તા અને પૈસાવાળા ધનિકો એવો બીજાનો ઉત્તર મળે છે.)

अयमुदितो हिमरश्मिर्वनितावदनस्य कीदृशः सदृशः ।
नीलादिकोपलम्भः स्फुरति प्रत्यक्षतः कस्य ॥ ११ ॥

આ ઉદય પામેલો ચંદ્ર વનિતાના મુખની જેમ કેવો લાગે છે? નીલ વગેરે ધર્મોની પ્રાપ્તિ સ્ફુટ રીતે કોને પ્રાપ્ત થાય છે? (અહીં सदृशः શબ્દ સ્ત્રીના મુખ જેવો લાગે છે, એમ પહેલો ઉત્તર છે અને सदृक् જેને નજર છે, એવા મનુષ્યને નીલ વગેરે વર્ણુની ખબર પડે છે એવો બીજા પ્રશ્નનો ઉત્તર છે.) ૧૧

गैरिकमनःशिलादि प्रायेणोत्पद्यते कुतो नगतः ।
यः खलु न चलति पुरुषः स्थानादुक्तः स कीदृक्षः ॥१२

કયા ગતિ વિનાના સ્થળથી ગેરુ, મનઃશિલ વગેરે પેદા થાય છે? પોતાને જણુાવેલ સ્થાનથી જે ચલિત ન બને, તે પુરુષ કેવો હોય છે? (नगतः નો અર્થ થાય છે પર્વત, તેમાંથી ગેરુ વગેરે થાય છે અને જે न गतः એટલે કે ક્યાંય જતો નથી, એવો સ્થિર પુરુષ પોતાના સ્થાને કાયમ રહે છે.) ૧૨

कस्य मरो दुरधिगम कमले क कथय विरचितवास । कैस्तुष्यति चामुण्डा रिपवस्ते वद कुतो भ्रष्टा ॥१३॥

મારવાડમા કોની તાણુ છે? (ઉત્તર કસ્ય-પાણીની) કમળમા જેણે ચિરનિવાસ કર્યો છે, તે કોણ? (ક-બ્રહ્મા) ચામુડા કોનાથી રાજી થાય છે? (કૈ-મસ્તકોની મુડમાળાથી) તમારા શત્રુઓ શાથી ભ્રષ્ટ થયા? કુત્ત-પૃથ્વીથી) ૧૩

क सजघान कृष्ण का शीतलवाहिनी गङ्गा । के दारपोषणरता क बलवन्त न बाधते शीतम् ॥१४

કૃષ્ણે કોને માર્યો? (कस-કસને) શીતલ જલ વહેનારી ગગા કઈ? (काशी-કાશીની) દારા-સ્ત્રીઓને પોષણ આપવામા રત કોણ છે? (केदार-ખેતરોમા કામ કરનાર ખેડૂતો) કયા બળવાનને ઠડક લાગતી નથી? (कवलव त-જેની પાસે કામળ છે, એવા માણસને) ૧૪

क कौ के क कौकान् हसति च हसतो हसन्ति हरिणाक्ष्या । अधर पल्लवमङ्घ्री हसौ कुन्दस्य कोरकान्दन्ता ॥ १५ ॥

હરિણાક્ષી-સુદરીના કોણ કોને હસે છે? કયા બે કયાં બેને હસે છે? તેમ જ કયા કોને ઘણાને હસે છે? (એનો ઉત્તર ઉત્તરાર્ધમા છે, જેમકે) એક અધર કોમળ લાલ પાનને હસ છે બે પગ બે હસને હસે છે અને ઘણા દાત કુદફૂલની કળીઓને હસે છે) ૧૫

का शम्भुकान्ता किमु चन्द्रकान्त कान्तामुख किं कुरुते भुजग । क श्रीपति का विषमा समस्या गौरीमुख चुम्बति वासुदेव ॥ १६ ॥

શભુની કાતા કોણ? ચદ્રના જેવુ સુદર શુ? જારપુરુષ કાતાના મુખને શુ કરે છે? લક્ષ્મીનો પતિ કોણ? વિષમ સમસ્યા કઈ? ગૌરીના મુખને વાસુદેવ ચુબન આપે છે (અહી છેલ્લા ચરણમા ઉત્તરો છે ગૌરી શભુની કાતા છે ચદ્રના જેવુ મુખ છે જાર માતાના મુખને ચુબન આપે છે લક્ષ્મીનો પતિ વાસુદેવ છે અને 'વાસુદેવ ગૌરીને ચુબન આપે' તેના જેવી વિષમ સમસ્યા બીજી કયા છે?) ૧૬

का लोकमाता किमु देहमुख्य रते किमादौ कुरुते मनुष्य । को दैत्यहन्ता वद वै क्रमेण गौरी मुख चुम्बति वासुदेव ॥ १७॥

લોકની માતા કોણ? શરીરમા મુખ્ય શુ? રમણ ક્રિયાના આરભમા મનુષ્ય શુ કરે છે? દૈત્યને હણનાર કોણ? એ મને ક્રમથી કહો (ઉત્તર) ગૌરી-પાર્વતી લોકમાતા છે શરીરમા મુખ મુખ્ય છે માણસ રમણ ક્રિયામા મુખને ચુબન આપે છે અને દૈત્યને હણનાર વાસુદેવ છે ૧૭

का शैलपुत्री किमु नेत्ररम्य शुकार्भक किं कुरुते फलानि । मोक्षस्य दाता स्मरणेन को वा गौरीमुख चुम्बति वासुदेव ॥१८॥

પર્વતની પુત્રી કોણ? નેત્રને રમ્ય શુ લાગે? પોપટનુ બચ્ચુ ફળને શુ કરે છે? સ્મરણથી મોક્ષને આપનાર કોણ? (ઉત્તર) ગૌરી પર્વતની પુત્રી છે મુખ નેત્રને રમ્ય લાગે છે, પોપટનુ બચ્ચુ ફળના મુખને ચુબન આપે છે અને મોક્ષ આપનાર વાસુદેવ છે ૧૮

के भूषयन्ति स्तनमण्डलानि कीदृश्युमा चन्द्रमस कृत श्री । किमाह सीता दशकण्ठनीता हारा महादेवरतातमात ॥ १९ ॥

સ્તનના મડળને કોણ શોભાવે છે? ઉમા-પાર્વતી કેવી છે? ચદ્રમાની શોભા શાથી આવે છે? રાવણે હરણ કર્યુ ત્યારે સીતાએ શુ કહ્યુ? (ઉત્તરો) હાર સ્તનને શોભાવે છે ઉમા મહાદેવમા રત છે ચદ્રની શોભા અધકારથી વધે છે સીતાજીએ 'હા રામ હા દેવર હા તાત, હા માત!' એમ કહ્યુ હતુ (અહી ચોથા ચરણના પદ છૂટા પાડતા, ઉત્તરો મળે છે) ૧૯

रवे कवे किं समरस्य सार कृषेर्भय किं किमु शन्ति भृङ्गा । खलद्भाय विष्णुपद च केषा भागीरथी तीरसमाश्रितानाम् ॥ २० ॥

સૂર્યને અને કવિને શુ હોય છે? યુદ્ધનો સાર શુ? ખેતીને ભય શાનો? ભમરા શુ ઇચ્છે છે? ખલ પુરુષથી ભય કોને? વિષ્ણુનુ સ્થાન કોને મળે? (અહી ચોથા ચરણમા ઉત્તરો છે જેમકે) સૂર્યને ભા-પ્રકાશ હોય છે કવિને ગી-વાણી હોય છે યુદ્ધમા રથી-યોદ્ધો સાર છે ખેતીને ઈતી-અનાવૃષ્ટિનો ભય છે ભમરા રસને ઇચ્છે છે, આશ્રિત માણસોને ખલથી ભય છે તેમ જ ગગાને તીરે સારી રીતે રહેનાર માણસોને વિષ્ણુપદ મળે છે ૨૦

भजन्ति पद्मानि कन्न विकास प्रिया गते भर्तरि किं करोति । रात्रौ च नित्य विरहाकुला का सूर्योदये रोदिति चक्रवाकी ॥ २१ ॥

કમળ ક્યારે ખીલે છે? પતિના ગયા પછી પ્રિય પત્ની શુ કરે છે? રાતે નિરતર વિરહથી આતુર કોણ હોય છે? (આના ઉત્તરો ચોથા ચરણમા છે જેમકે) સૂર્યનો ઉદય થતા કમળ ખીલે છે, પતિ જતા પ્રિયા રડે છે અને ચક્રવાકી રાતે વિરહાતુર હોય છે ૨૧

सन्तश्च लुब्धाश्च महर्षिसघा विप्रा कृषिप्रा खलु माननीया । किं किं समिच्छन्ति तथैव सर्वे नेच्छन्ति किं माधवदाधयानम ॥ २२ ॥

સત, લોભીજન, ઋષિઓના સઘ, બ્રાહ્મણો, ખેડૂતો અને માનનીય પુરષો શુ શુ ઇચ્છે છે અને શુ શુ ઇચ્છતા નથી ? (છેલ્લા પદ माधवदाधयानम्મા ઉત્તર છે જેમ કે) સતો માનને ઇચ્છે છે લોભી ધનને ઇચ્છે છે ઋષિઓ વનને ઇચ્છે છે બ્રાહ્મણો દાનને ઇચ્છે છે ખેડૂતો ધન-મેઘને ઇચ્છે છે અને માનનીય પુરષો યાન-વાહન ઇચ્છે છે પરતુ આ બધા જ પુરુષો માધવ-વૈશાખ માસમા તપેલા માર્ગ પર જવાને ઇચ્છતા નથી ૨૨

का पाण्डुपत्नी गृहभूषण किं को रामशत्रु किमगस्त्यजन्म । क सूर्यपुत्रो विपरीतपृच्छा कुन्ती सुतो रावणकुम्भकर्णौ ॥ २३ ॥

પાડુની પત્ની કોણ ? ઘરનુ ભૂષણ શુ ? રામનો શત્રુ કોણ ? અગસ્ત્યનો જન્મ શાથી ? સૂર્યનો પુત્ર કોણ ? વિપરીત સમસ્યા છે કે કુન્તીસુત રાવણ કુભકર્ણ (અહી છેલ્લા ચરણમા ઉત્તરો છે જેમ કે) કુતી પાડુની પત્ની છે પુત્ર ઘરનુ ભૂષણ છે રાવણ રામનો શત્રુ છે ઘડામાથી અગસ્ત્યનો જન્મ છે કર્ણ સૂર્યનો પુત્ર છે

करोति शोभामलके स्त्रिया को दृश्या न कान्ता विधिना च कोक्ता । अङ्गे तु कस्मिन्दहन पुरारे सिन्दूरबिन्दुर्विधवाललाटे ॥ २४ ॥

સ્ત્રીઓના વાળમા કોણ શોભા કરે છે ? વિધિએ કઈ સ્ત્રીને નહિ જોવાનુ કહ્યુ છે ? પુરારિ-મહાદેવના કયા અગમા અગ્નિ રહેલો છે ? (ચોથા ચરણમા ઉત્તર છે, જેમ કે) સિદૂરનુ બિદુ વાળને શોભાવે છે વિધવા ને જોવી નહિ મહાદેવના લલાટમા અગ્નિ રહે છે ૨૪

किं भूषण सुन्दरसुन्दरीणा किं दूषण पान्थ जनस्य नित्यम् । कस्मिन्विधात्रा लिखित जनाना सिन्दूरबिन्दुर्विधवाललाटे ॥ २५ ॥

સુદર સ્ત્રીઓનુ ભૂષણ શુ ? મુસાફરી કરવા જનારને દૂષણ-અપશુકન શુ ? વિધાતાએ માણુસના કયા અગમા લેખ લખ્યા છે ? (આનો ઉત્તર ચોથા ચરણમા છે જેમ કે) સિદૂરનુ બિદુ ભૂષણ છે, વિધવા અપશુકન છે અને લલાટમા લેખ લખ્યા છે ૨૫

विवाहे पुरध्रीजनैर्लिप्यते का न के मानमायान्ति गर्वोन्नता का । घने वारिधौ रामत कम्पते का हरिद्रा दरिद्रा सरिद्रावणश्री ॥ २६ ॥

લગ્નના ઉત્સવસમયે સૌભાગ્યવતી સ્ત્રીઓ શાનો લેપ કરે છે ? કયા લોકોને માન મળતા નથી ? વર્ષાકાળે સમુદ્ર પાસે માનથી ઉનત બનીને કોણ જાય છે ? રામથી કોણ કપે છે ? (આ ચાર પ્રશ્નોના ઉત્તર ચોથા ચરણમા છે જેમ કે) લગ્ન સમયે હળદરની પીઠી ચોપડે છે દરિદ્ર જનોને માન મળતા નથી નદીઓ ગર્વોન્નત બને છે તેમ જ રાવણુની સપત્તિ રામથી કપે છે

कस्मिन्वसन्ति वद मीनगणा विकल्प किं वा पद वदति किं कुरुते विवस्वान् । विद्युल्लतावलयवान्पथिकाङ्गनाना मुद्वेजको भवति क खलु वारिवाह ॥ २७ ॥

માછલા શામા નિવાસ કરે છે ? વિકલ્પરૂપી પદ કયુ છે ? સૂર્ય શુ કરે છે ? જેને વીજળીરૂપી વેલનુ પૈડુ છે અને જે પથિકોની સ્ત્રીને ઉદ્વેગ આપનાર છે, તે કોણ ? (वारिवाह એ પદમા ઉત્તર છે જેમ કે માછલા वारि-જલમા રહે છે वा-અથવા વિકલ્પનુ પદ છે अह-દિવસ સૂર્ય રે છે તેમ જ वारिवाह-મેઘ વીજળીરૂપી વેલનુ પૈડુ છે, જે પથિકની સ્ત્રીને ઉદ્વેગ આપે છે ) ૨૭

शब्द प्रभूगत इति प्रचुराभिधायी कीदृग्भवेद्वदत शब्दविदो विचिन्त्य । कीदृग्बृहस्पतिमते विहिताभियोग प्राय पुमान्भवति नास्तिकवर्गमध्य ॥ २८ ॥

પ્રભૂગત એ શબ્દ પ્રચુર અર્થને કહેનારો ક્યારે બને ? તે શબ્દશાસ્ત્રને જાણનારા લોકો વિચાર કરીને કહો બૃહસ્પતિના મતમા જેમણે પ્રવેશ કર્યો છે, એવો માણુસ નાસ્તિક વર્ગ મધ્યમા પ્રવેશ કરીને પ્રાય કેવો બને છે ? (અહી नास्ति क वर्गमध्य એમ પદ પાડીને क વર્ગનો ग કાઢી નાખતા प्रभूत શબ્દ પ્રચુર અર્થનો વાચક બને છે બૃહસ્પતિના મતમા રહેનાર ઘણુ ખરુ નાસ્તિક વર્ગમા ગણાય છે ) ૨૮

क प्रार्थ्यते मदनविह्वलया युवत्या भाति क पुण्डकमुपैति कथ वतायु । कानादरो भवति केन च रज्यतेऽब्ज यात्रास्ति किं फलमुदाहर नालिकेरम् ॥ २९ ॥

કામથી આતુર બનેલી સ્ત્રી કોની પ્રાર્થના કરે છે ? તિલક ક્યા શોભે છે ? આયુષ્ય કેવી રીતે જાય છે ? અનાદર કયા થાય છે ? કમળ કોનાથી શોભે છે ? એવુ કયુ ફળ છે જેને ઠાઠમા બહાર છે ? (नालिकेरम् એ પદમા ઉત્તરો આવે છે જેમ કે કામાતુર સ્ત્રી ના-પુરુષ ની પ્રાર્થના કરે છે તિલક अलिके-કપાળમા શોભે છે

આયુષ્ય અરમ્–ત્વરાથી જાય છે હવે તે શબ્દ ઉલટાવતા કેલિના શબ્દ થાય છે, તેમાથી બીજા ઉત્તર મળે છે, જેમ કે રુકમા અનાદર થાય છે, કમળ અલિના–ભમરા થી શોભે છે, નાળિયેરને હાડકા બહાર હોય છે )૨૯

क वसति लघु जन्तु किं निदान हि वान्ते
झटिति वद पशु कं लम्बकण्ठ वदन्ति।
प्रसवसमयदु ख वेत्ति का कामिनीना
तिलतुषपुटकोणे मक्षिकोष्ट्र प्रसूता ॥३०॥

ઝીણુ જતુ ક્યા વસે છે? ઊનટીનુ કારણુ શુ છે, તે કહે જેને લાબો કઠ છે એવુ પશુ કોણ? સ્ત્રીઓમા જે પ્રસવના સમયનુ દુ ખ જાણે તેવી સ્ત્રી કોણ છે? 'તલના ફોતરાના ખૂણામા માખ ઊંટને જન્મ આપે છે' એ સમસ્યામા ઉપરના ઉત્તરો છે, જેમ કે તલના ફોતરાના ખૂણામા ઝીણુ જતુ રહે છે ખોરાકમા માખી આવતા ઊનટી થાય છે, લાબા કઠ વાળુ ઊંટ છે, જેને પ્રસવ થયો છે તે સ્ત્રી પ્રસવના દુ ખને જાણે છે ૩૦

को निर्दग्धस्त्रिपुररिपुणा कश्च कर्णस्य हन्ता
नद्या कूल विघटयति क क परस्त्रीरतश्च।
क सनद्धो भवति समरे भूषण किं कुचाना
क दु सङ्गाद्भवति महता मानपूजापहार ॥३१॥

ત્રિપુરારિ મહાદેવે કોને બાળી મૂકયો? કર્ણનો મારનાર કોણ? કોણ નદીના કિનારાને તોડી નાખે છે? પારકાની સ્ત્રીમા રત કોણ છે? યુદ્ધમા કોણ તૈયાર રહે છે? સ્તનો પરનુ ભૂષણ શુ? તેમ જ ખરાબ સગથી મોટા જનોનુ શુ થાય છે? मानपूजापहार એ શબ્દમા ઉત્તરો છે જેમ કે मार–કામદેવને મહાદેવને બાળ્યો नर–અર્જુને કર્ણને માર્યો पूर–પૂર કિનારા તોડી નાખે છે जार–જાર પુરુષ પારકાની સ્ત્રીમા રત હોય છે पर–શત્રુ યુદ્ધમા તૈયાર રહે છે हार હાર સ્તન પરનુ ભૂષણ છે તેમ જ ખરાબ સગથી મોટા માણસોના માનપૂજનની હાનિ થાય છે, એમ આખુ પદ લેખ્યું છે ) ૩૧

क कान्तारमगात्पितुर्वचनत सश्लिष्य कण्ठस्थलीं
कामी किं कुरुते च गृध्रहठवरिछन्न प्ररूढ च किम्।
का रक्ष कुलकालरात्रिरभवचन्द्रातप द्वेष्टि को
रामश्चुम्बति रावणस्य वदन सीतावियोगातुर ॥३२॥

પિતાના આજ્ઞાવચનથી જગલમા કોણ ગયુ? કામીજન કઠના સ્થળને આલિગન આપીને શુ કરે છે? ગીધના હાથથી છૂટતા ફરીથી વધેલુ એવુ શુ છે? રાક્ષસોના કુળમા કાળરાત્રિરૂપે કોણ બન્યુ? ચદ્રના પ્રકાશનો કોણ દ્વેષ કરે છે? 'સીતાવિયોગથી આતુર રામ રાવણુના વદનને ચુબન આપે છે' (એ સમસ્યામા ઉપરના ઉત્તર રહેલા છે જેમ કે) રામ વનમા ગયા, કામીજન કઠને આલિગી ચુબન આપે છે રાવણુનુ માથુ જટાયુ ગીધના હાથમા આવીને પછી વધ્યુ હતુ સીતા તે રાક્ષસોની કુલરાત્રિ જેવી બની હતી વિયોગાતુર માણસ ચદ્રના પ્રકાશનો દ્વેષ કરે છે ૩૨

कीदृड्मत्तमतगज यमभिनत्पादेन नन्दात्मज
शब्द कुत्र हि जायते युवतय कस्मिन्सति व्याकुला।
विक्रेतु दधि गोकुलात्प्रचलिता कृष्णेन मार्गे धृता
गोपी काचन त किमाह करुण दानी अनोखे भये ॥३३

ઉન્મત્ત હાથી કેવો હોય છે? નદના પુત્ર કૃષ્ણે પગથી શુ ભાગી નાખ્યુ છે? શબ્દ ક્યા પેદા થાય છે? કોને લીધે યુવતીઓ વ્યાકુળ બને છે? દહી વેચવાને ગોકુળથી ચાલેલી કોઈક ગોપીને જ્યારે માર્ગમા કૃષ્ણે રોકી, ત્યારે તે ગોપીએ કરુણ કૃષ્ણને શુ કહ્યુ? दानी अनोखे भये એ પદમા ઉત્તર છે જેમ કે ઉન્મત્ત હાથી दानी હોય છે નદના પુત્રે अन–ગાડુ ભાગ્યુ શબ્દ આકાશમા થય છે ભય જોતા યુવતીઓ વ્યાકુળ બને છે અને ગોપીએ ઉત્તર આપ્યો કે, 'દાની અનોખે ભયે' ૩૩

किं कुर्वन्त्युपसि द्विजा प्रतिदिन के माननीया प्रभो
का वा साहसिकी निशासु सतत द्यौ कीदृशी वर्तते।
कुत्रास्ते मधु नालिकेरजफले कै स्यात्पिपासाशम
सध्यावन्दनमाचरन्ति विबुधा नारीभगान्तर्जलै ॥३४

દરરોજ સવારે બ્રાહ્મણો શુ કરતા હોય છે? રાજાને માનવા લાયક જનો ક્યા છે? રાત્રિઓમા સાહસ કર નારી કોણ હોય છે? આકાશ નિરતર કેવુ હોય છે? નાળિયેરના પેદા થતા ફળમા મધ ક્યા છે? તરસને છિપાવે, તે શુ છે? (છેલ્લા ચરણમા ઉત્તરો છે જેમ કે બ્રાહ્મણો સધ્યાવદન કરે છે ડાહ્યા માણસો રાજાને માનવા લાયક છે રાત્રિઓમા નારી સાહસિક હોય છે આકાશ નક્ષત્રની ગતિવાળુ હોય છે નાળિયેરના ફળની અત–અદર મધુ–મીઠુ જળ હોય છે જળથી તરસ છીપે છે ૩૪

लकाभूपनिशाचरो रघुपति युद्धे कथ दृष्टवान्
दीन पाति पितेव च पशुपति कस्तस्य वाह प्रिय।
केनापूर्वफल नरै सुकृतिभि कस्मिन्स्थले भुज्यते
सारा ये भुवि तान्प्रशास्ति कतमो ह्यपामिदैवोत्तरम् ॥

લકાના પતિ રાક્ષસ રાવણે યુદ્ધમા રામચદ્રને કેવી રીતે જોયા? (લકાને ઉલટાવતા काल-કાળરૂપે) જે પશુપતિ મહાદેવ પિતાની જેમ દીન જનોના રક્ષણ કરે છે, તેમને કયું વાહન પ્રિય છે? (दीन–નદી) સારા

પુણ્ય કરનારા જનોએ જે અપૂર્વ ફળ મેળવેલા છે, તેને ક્યા સ્થાને અને કેના શી રીતે ભોગવે છે ? ( कैना-नाके-સ્વર્ગમા ) આ લોકમા જે જારા –જાર પુરષો છે, તેની પર શાસન–દમન કરનાર કોણ છે ? ( जारा राजा ) એ રીતે તે પ્રશ્નોના ઉત્તર તેમા જ છે ૩૫

कुजोदेत्युदयाचलस्य तरणी रम्या गति करय खे
कान्त्या भान्ति च किं करोति गणको यष्टिं विधृत्यैति क ।
कस्मिञ्जाग्रति जन्तवो न च कदा सूते च का क प्रिय
शृङ्गाग्रे तुरगस्य भाति गणयत्यन्धोऽह्नि वन्ध्यासुत ॥

સૂર્ય ઉદયાચળના ક્યા ભાગમા ઊગે છે ? કોની ગતિ રમણીય છે ? આકાશમા કાતિથી શુ શોભે છે ? ગણક (જોશી) શુ કરે છે ? લાકડી ઝાલીને કોણ ચાલે છે ? પ્રાણીઓ ક્યારે જાગે છે ? જે કદી જન્મ આપતી નથી, તે સ્ત્રી કોણ છે ? પ્રિય કોણ છે ? ' ઘોડાના શિગડા પર વાઝણીનો આધળો છોકરો દિવસે તારા ગણે છે ( એ ચોથા ચરણમા પહેલા ત્રણ ચરણોના પ્રશ્નો–ઉત્તરો છે જેમ કે ) સૂર્ય ઉદયાચળના ' શિખરની ટોચે ' ઊગે છે ' ઘોડાની ગતિ ' રમણીય છે ' નક્ષત્રો ' આકાશમા શોભે છે ' ગણક ( નક્ષત્રોની ગતિ ) ગણે છે આધળો લાકડીથી ચાલે છે પ્રાણીઓ ' દિવસે જાગે છે વાઝણી ' કદી જન્મ આપતી નથી અને પુત્ર ' પ્રિય લાગે છે

अन्यस्त्रीस्पृहयालवो जगति के पद्भ्यामगम्या च का
को धातुर्दशने समस्तमनुजै का प्रार्थ्यतेऽहर्निशम् ।
दृष्ट्वैका यवनेश्वरो निजपुरे पद्मानना कामिनी
मित्र प्राह किमादरेण सहसा यारानदीदृशमा ॥३७॥

જે પારકાની સ્ત્રીની ઇચ્છા કરે તે કોણ ? પગે ચાલીને ન જવાય તે શુ ? કરડવુ ' એ અર્થમા કયો ધાતુ છે ? માણસો રાતદિવસ કોની પ્રાર્થના કરે છે ? યવનેશ્વર બાદશાહે પોતાના નગરમા એક કમલ જેવા મુખવાળી સ્ત્રીને જોઈને કહ્યુ કે, ' यारानदीद शमा તે શુ ? ( એ પ્રશ્નોના ઉત્તર છેલ્લા પદની સમસ્યામા છે જેમ કે) यारा –જાર પુરુષો પારકાની સ્ત્રીઓને ઇચ્છે છે ' નદી પગે ઓળગાતી નથી दश धातु કરડવાના અર્થમા છે માણસો ' મા –લક્ષ્મીને ઇચ્છે છે બાદશાહે કહ્યુ કે, ' આવી ઉત્તમ દીપમાળી મે કદી જોઈ નથી ' ૩૭

कस्मिञ्शेते मुरारि ध तु खलु वसतिर्वायसी को निषेध स्त्रीणा रागस्तु कस्मिन् ध तु खलु सितिमा शौरिसम्बोधन किम् । सबुद्धि का हिमांशोर्विधिहर वयसा चापि सबुद्ध्य का ब्रुते लुध कथ वा कुरुकुलहननं केन सत्केशवेन ॥ ३८ ॥

મુરારિ વિષ્ણુ ભગવાન કોના પર સૂઈ જાય છે ? કાગડાઓની વસ્તી ક્યા હોય છે ? નિષેધ કરનાર શબ્દ કયો ? સ્ત્રીઓને શામા રાગ હોય છે ? ધવલતા શામા હોય છે ? શૌરિ એ સબોધન કોને છે ? ચદ્ર, બ્રહ્મા, મહાદેવ અને પક્ષીઓના સબોધન કયા ? લોભિયો કેવી રીતે બોલે ? કુરુકુળનો નાશ કોણે કર્યો ? ( આ બધા પ્રશ્નોના ઉત્તર ' केशवेन ' પદમા છે જેમ કે ) વિષ્ણુ કે–જલ પર સૂઈ જાય છે કાગડાઓની વસ્તી शव–શબ પર છે નિષેધવાચક શબ્દ न છે ( હવે તે પદ ઉલટાવતા नवेशके થતા ) સ્ત્રીનો રાગ નવે–નવા પદાર્થો પર હોય છે शके–શક જાતિના પુરષનો વર્ણ ધવલ હોય છે. શૌરિ સબોધન કેશવ માટે છે ચદ્રનુ સબોધન इन છે બ્રહ્માનુ સબોધન क છે મહાદેવનુ સબોધન ईश છે પક્ષીનુ સબોધન वे છે લોભિયો न–ના બોલે છે કેશવે કૌરવોનો નાશ કર્યો ૩૮

गच्छन्ति काजिवद्धो हुतनिजतनव का भिनत्ति स्वकूल किं स्याद्योज्य विकल्पे क्रकचनिभनखै किं नृसिंहेन भिन्नम् । कीदृग्दित्या प्रसूति किमनलशमन का नृपै पालनीया को वन्द्य क प्रमार्ष्टि त्रिभुवन कलुष स्वर्धुनीवारिपूर ॥ ३९ ॥

યુદ્ધરૂપી અગ્નિમા પાતાના શરીર હોમીને ( યોદ્ધાઓ ) ક્યા જાય છે ? કોણ પોતાનો કિનારો તોડી નાખે છે ? વિકલ્પ માટે કયા શબ્દ યોજાય છે ? નૃસિહ ભગવાને કરવત જેવા કઠોર નખથી કોને તોડી નાખ્યુ ? દિતિની પ્રજા કેવી છે ? અગ્નિનુ શમન કરનાર શુ છે ? જેના રાજા પાલન કરે, તે શુ છે ? વદન કરવાલાયક કોણ છે ? ત્રણ ભુવનોના પાપને કોણ ધોઈ નાખે છે ? ( स्वर्धुनीवारि पूर એ પદમા ઉત્તરો મળે છે જેમકે યોદ્ધાઓ ' स्वर् ' સ્વર્ગે જાય છે धुनी–નદી કિનારો તોડી નાખે છે वा શબ્દ વિકલ્પમા લગાડાય છે નૃસિહ ભગવાને रिपूर–શત્રુની છાતી ભેદી નાખી દિતિની પ્રજા દૈત્યો स्वर्धुनी–સ્વર્ગને કપાવનાર છે वारि–જલ અગ્નિને શમાવનાર છે पूर–નગરીનુ રાજાએ રક્ષણ કરવુ જોઈએ, अ–વિષ્ણુ ભગવાન સર્વને વદવાલાયક છે, સ્વર્ગની નદી–ગગાના જલના પૂર ત્રણ લોકના પાપ ધોઈ નાખે છે ) ૩૯

पुस सम्बोधन किं विदधति करिणा के रुचोऽमे-द्विपत्कि का शून्या ते रिपूणा नरवरनरव कोऽत्र धीद्रो चक्र किम् । के वा वर्षासु न स्युर्निसमिव हरिणा किं नरामैर्विभिन्न को वा मार्ग विसर्पन्निघटयति तरूनर्मदावारिपूर ॥ ४० ॥

પુરુષ–નરનુ સબોધન શુ ? હાથીઓની શોભા કોણ

રે છે? અગ્નિનો શત્રુ કોણ? હે નરશ્રેષ્ઠ! તારા શત્રુની ખાલી પડેલી જગા શું છે? નરકાસુરને કોણે માર્યો? રુચિ કરનાર પ્રિય શું છે? વર્ષાઋતુમાં શું હોતું નથી? નરહરિએ કમળતંતુની જેમ કોને ભેદી નાખ્યું? રસ્તે ચાલતા ચાલતા કોણ ઝાડ ઉખેડી નાખે છે? (આ પ્રશ્નોના ઉત્તરો नर्मदारिपूर એ પદમાં છે જેમ કે 'नर' એ પુરુષનું સંબોધન છે मद-હાથીની શોભા છે वारि-જલ અગ્નિનો શત્રુ છે पूर-નગરીઓ શત્રુની ખાલી પડેલી છે अ-વિષ્ણુએ નરકાસુરને માર્યો नर्म-ક્રીડાનો વિલાસ તે રુચિકર છે दव-દાવાનળ વર્ષાઋતુમાં નથી હોતો. નૃસિંહે रिपूर:-શત્રુની છાતી ભેદી નાખી नर्मदा નદીના પૂર ચાલતા ચાલતા કિનારાના ઝાડ ઉખેડી નાખે છે) ૪૦

किं तृष्णाकारि कीदृग्रथचरणमहो रौति कः काञ्चिकाञ्चि कोऽपस्मारी भुजंगे किमु कलिशमन त्वार्यसंबोधनं किम्। का सुन्दर्यामपीन्दुः कथम चलभृत् का च सत्पुद्धिरग्नेर्बीजं किं कावनीजारमण मतिहरा हेमसारङ्गलीला ॥४१॥

તૃષ્ણા વધારનારી ચીજ કઈ? રથ-ચરણ (પૈડું) કેવું હોય છે? કોણ અવાજ કરે છે? જેને સમુદ્રરૂપી કાંચી (કંદોરો) છે તે કોણ? અપસ્માર (ગાંડપણ) જેને છે, તે માણસ કેવો હોય? સર્પમાં શું હોય છે? કલહ શમાવનાર શું? આર્યનું સંબોધન શું? સુંદરીમાં શું હોય છે? ચંદ્ર કેવો હોય? अचलभृत-પર્વતની ઓળખાણ શું હોય છે? અગ્નિ બીજ શું? अवनिजा સીતાના પતિની મતિને હરનાર કોણ? (हेमसारंगलीला એ પદમાં બધા ઉત્તરો છે જેમ કે हेम-સોનું તૃષ્ણા વધારનાર છે પૈડું सार-આરાઓ સહિત છે गली-કંઠવાળો અવાજ કરે છે इला પૃથ્વીને સમુદ્રરૂપી કંદોરો છે (પદ ઉલટાવતા लाली गर साम हे थाय છે) અપસ્મારનો રોગી लाली લાળવાળો હોય છે સર્પમાં गर-ઝેર હોય છે કજીઆને શમાવનાર साम મધુર ભાષણ છે हे સંબોધન છે (હવે છેલ્લો અને પહેલો અક્ષર લઈ શબ્દ રચો) हेल લીલા સુંદરીમાં હોય છે ચંદ્ર मंग-મૃગ કલંકવાળો હોય છે साग-સાગવૃક્ષવાળો પર્વત હોય છે र અગ્નિનું બીજ છે हेम-सारग-સોનાના મૃગની લીલાએ રામની મતિ હરી લીધી) ૪૧

ताराविष्णूरणत्विट्खगहृदयरमास्कन्दसंबुद्धयः कः कस्याद्धातुत्रयं लुञ्चिकरणपठितं कुत्र तत्त्वावबोधः। चत्वारस्तद्धिताः स्युः क नु खलु विगतैस्त्वैकवर्णस्वरूपाः किं सूत्रं पाणिनीयं विकसति न सहस्रोक्तिभिर्भास्वरेऽपि॥

તારા, વિષ્ણુ, ઉરણ (બકરો) કાંતિ, પખી, હૃદય રમા, સ્કંદ (કાર્તિકસ્વામી) એ બધાના સંબોધન શું? જેમાં લુગ્ વિકરણ છે, એવા ત્રણ ધાતુઓ કયા? તત્ત્વનો બોધ કયાથી થાય? જેમાંથી એક એક વર્ણ જતા શબ્દના નવા સ્વરૂપ બને એવા ચાર તદ્ધિતો કયા? भास्वरे શબ્દમાંથી सृ र् अ કાઢતા પાણિનિનું કયું સૂત્ર બને? (અહીં भास्वरे શબ્દમાં બધા ઉત્તરો છે જેમ કે તારાનું સંબોધન हे भ विष्णुनुं સંબોધન अ, બકરાનું સંબોધન अवे, કાંતિનું સંબોધન भा પક્ષીનું સંબોધન वे, હૃદયનું સંબોધન भाव, રમાનું સંબોધન इ, કાર્તિકેયનું સંબોધન भवना पुन भावे છે भा, वा અને इ એ ત્રણ લુગ્વિકરણના ધાતુ છે ભાવથી તત્ત્વ જ્ઞાન થાય છે भाव શબ્દ છે તેમાંથી अ કાઢતા भव બને છે, તેમાંથી भ् કાઢતા अव બને છે તેમાંથી अ કાઢતા व બને છે તેમાંથી अ કાઢતા र् બને છે એ ચારેયને તદ્ધિતનો ष પ્રત્યય લાગે છે भास्वरे શબ્દમાંથી सृ र् અને अ કાઢતા भाव પાણિનિનું સૂત્ર બને છે ૪૨

## બહિરાલાપ

[અંતરાલાપમાં પ્રશ્નોના ઉત્તર શ્લોકોમાંથી જ મળી આવે છે, ત્યારે બહિરાલાપમાં પ્રશ્નોના ઉત્તર બહારથી શોધવાના હોય છે, પરંતુ તે ઉત્તરની સૂચના શ્લોકમાંથી મળી આવે છે બહિરાલાપમાં ઉત્તરો શોધવાનું કાર્ય અઘરું છે શ્લોકમાં રહેલા બધા પ્રશ્નોના ઉત્તર એક પદમાં આવે તે એક ચાવી છે આ પ્રકારના ૧૨૦ શ્લોકોનો સંગ્રહ અહીં કરવામાં આવ્યો છે]

पूजायां किं पदं प्रोक्तमस्तनं को बिभर्त्युरः।
क आयुधतया स्यात् प्रलम्बासुरविद्विषः ॥१॥

પૂજામાં કયું પદ વપરાયું છે? સ્તન વિનાની છાતીને કોણ ધારણ કરે છે? પ્રલંબાસુરને મારનાર બળરામના આયુધ તરીકે શું વપરાય છે? (सु पूजायामથી सु પૂજામાં વપરાય છે ना-નર સ્તન વિનાની છાતી ધારણ કરે છે सीर હળને બળરામ ધારણ કરે છે તેથી ઉત્તર થયો सुनासीर) ૧

को दुराढ्यस्य मोहाय का प्रिया मुरविद्विषः।
पदं प्रश्नवितर्के किं को दन्तच्छदभूषणम् ॥२॥

ઉન્મત્ત ધનિકના મોહનું કારણ શું? મુરારિની પ્રિય પત્ની કોણ? પ્રશ્નમાં અને વિતર્કમાં કયું પદ છે? દાંતને ઢાંકનાર હોઠનું ભૂષણ શું? (ઉત્તર ૧ रा-પૈસો ૨ मा-લક્ષ્મી, ૩ नु-અવ્યય, ૪ राग અર્થાત્ रामानुराग) ૨

पक्षिश्रेष्ठसरसीरम्रसुरा वाच्याः कथं वद।
ज्येष्ठे मासि गताः शोषं कीदृश्योऽल्पजला भुवः ॥३

પક્ષી, શ્રેષ્ઠ, સખી, બભ્રુ (નકુલની સ્ત્રી) અને મઘ એ અર્થના વાચક શબ્દો કયા? જેઠ માસમા સુકાઈ જાય એવી થોડા પાણીવાળી જમીન કેવી હોય છે? (૧ વિ ૨ વર, ૩ આલિ, ૪ નકુલી, ૫ ઈરા ૬. વિવર અને કુલીર (ખેકડા) થાય છે અર્થાત્ विवरालीनकुलीरा) ૩

विश्वभराप्रलम्बघ्नव्रीहिमानुषसयुगा ।
कथ वाच्या भवन्त्येता दिनान्ते विकसन्ति का ॥४॥

પૃથ્વી, બળરામ, વ્રીહી, મનુષ્ય અને યુદ્ધ એના અર્થવાચક શબ્દ કયા? દિવસને અતે કોણ પ્રફુલ્લિત થાય છે? (૧ કુ, ૨ વલ, ૩ યવ, ૪ નર, ૫ આજિ, તેમ कुवलयवनराज्य અર્થાત્ પોયણીનો સમૂહ) ૪

आनन्दयति कोऽत्यर्थं सज्जनानेव भूतले ।
प्रबोधयति पद्मानि तमासि च निहन्ति क ॥५॥

આ ભૂતળ પર સજ્જનોને જ વિશેષ આનદ આપનાર કોણ હોય છે? કોણ કમળોને વિકસાવે છે તેમ જ અધકારને દૂર કરે છે? (૧ मित्र - मित्रोदय —સૂર્યનો ઉદય.) ૫

अटवी कीदृशी प्रायो दुर्गमा भवति प्रिये ।
प्रियस्य कीदृशी कान्ता तनोति सुरतोत्सवम् ॥६॥

હે પ્રિય! જેમા થઈને પસાર થવુ અઘરુ હોય, તેવુ અરણ્ય કયુ? કઈ સ્ત્રી પોતાના પતિની રમણક્રિયાને વિશેષ ઉત્સવ આપે છે? (મદનવતી અર્થાત્ જેમાં મદન નામના ઝાડ વિશેષે થાય છે તે અને જે સ્ત્રી કામથી મસ્ત હોય તે) ૬

कीदृक्किं स्यान्न मत्स्यानां हितं स्वेच्छाविहारिणाम् ।
गुणे परेषामत्यर्थं मोदते कीदृश पुमान् ॥७॥

સ્વેચ્છાએ વિહાર કરનાર માછલાને કઈ વસ્તુ કેવી રીતે હિતકર બનતી નથી? બીજાના ગુણોથી વિશેષ આનદ પામે તેવો માણસ કયા પ્રકારનો હોય છે? (विमत् सर જેમા પક્ષીઓ વિશેષ છે, એવુ સરોવર માછલાને ગમતુ નથી वि-मत्सर -અદેખાઈ વિનાના માણસો) ૭

अगस्त्येन पयोराशे किंयत्किं पीतमुज्झितम् ।
त्वया वैरिकुल वीर समरे कीदृश कृतम् ॥८॥

અગસ્ત્યે જળના ભડારમાથી કેટલુ પાણી પીધુ અને છોડી દીધુ? હે વીર! તમે યુદ્ધભૂમિ પર વેરી જનોને કેવા કરી નાખ્યા? (सकल-क-બધુ જ स-कलंक હણીને વેરી જનોને કલકવાળા કર્યા) ૮

के स्थिरा के प्रिया स्त्रीणा कोऽप्रियो नक्तमाह्वय ।
नृत्यभू कीदृशी रम्या नदी कीदृग्घनागमे ॥९॥

સ્થિર પદાર્થો કયા? સ્ત્રીઓને પ્રિય શુ? અપ્રિય શુ? રાતનુ સબોધન શુ? નૃત્ય કરવાનુ સ્થાન કેવુ હોય છે? વર્ષાકાળમા નદી કેવી રીતે રમણીય હોય છે? ૧ अगा—પર્વતો, ૨ धवा—પતિઓ, ૩ रिपु શત્રુ, ૪ हे रजनि ૫ तत रग-વિસ્તૃત રગમડપવાળુ ૬ अगाधवारिपूरजनिततरग અર્થાત્ ઊડા પાણીના પૂરથી જેમા મોજા પેદા થયા છે) ૯

का कृता विष्णुना कीदृग्योषिता क प्रशम्यते ।
असेव्य कीदृश स्वामी को निहन्ता निशातम ॥

વિષ્ણુએ કઈ ક્રિયા કરી હતી? સ્ત્રીઓને કેવો પતિ પ્રિય લાગે છે? કેવો સ્વામી સેવવાલાયક નથી ગણાતો? રાતના અધકારને કોણ દૂર કરે છે? (૧ कु-પૃથ્વીને મુ-આનદ આપ્યો ૨ अवन वान् धव —રક્ષણ કરનાર પતિ ૩ अदय -નિર્દય ૪ कुमुदवनबाधवोदय —જે પોયણીના વનને પ્રફુલ્લ કરે છે તે બાધવ પ્રિય ચદ્રનો ઉદય) ૧૦

लक्ष्मणेयुत्तर यत्र प्रश्न स्यात्तत्र कीदृश ।
ग्रीष्मे द्विरदवृन्दाय वनाली कीदृशी हिता ॥११॥

એવો કયો પ્રશ્ન હશે, જેનો ઉત્તર લક્ષ્મણા હોય? ગ્રીષ્મઋતુમા હાથીઓના સમૂહને કેવી વનની હાર પ્રિય લાગે છે? (૧ પ્રશ્ન છે का सारसहिता-સારસપક્ષીનુ હિત કરનાર કોણ? ઉત્તર છે તેની પત્ની લક્ષ્મણા ૨ कासार—સરોવર સહિતા સાથેની) ૧૧

प्राय कार्ये न मुह्यन्ति नरा सर्वत्र कीदृशा ।
नाधा इति भवेच्छब्दो नौवाची वद कीदृश ॥१२॥

ઘણાખરુ કાર્યમા મોહ પામે નહિ એવા માણસો સર્વત્ર કેવા હોય છે? નાધા શબ્દ છે, તે નૌ વાચક કેવી રીતે થાય? (૧ सावधाना —સાવધ માણસો ૨ સ ઔ ધાના પદ પાડો નાધા નો ધાના કરો અને ધા કાઢીને ઔ સહિત કરો એટલે નૌ (નાવ) થાય) ૧૨

कामुका स्यु कया नीचा सर्व कस्मिन्प्रमोदते ।
अर्थिन प्राप्य पुण्याह करिष्यध्वे वसूनि किम् ॥१३

કામુક પુરુષો કોના સગથી નીચ થાય છે? બધા માણસ શામા આનદ પામે છે? સારા—સપરમે દિવસે યાચકો આવે તો તમે પૈસાનુ શુ કરશો? (૧ दास्याम् દાસીમા ૨ महे—ઉત્સવમા ૩ दास्यामहे—આપીશુ) ૧૩

को दु खी सर्वकार्येषु किं भृशार्थस्य वाचकम् ।
यो यस्माद्विरतो नित्य तत किं स करिष्यति ॥१४॥

બધા કામકાજમા દુખી કોણ થાય છે? કયો શબ્દ 'અત્યત' એ અર્થને જણાવે છે? જે જેનાથી વિરત (નાખુશ) થયો, તે પછી તે શુ કરશે? (૧ प्रयाती—રોગ-ચ્યવન કરનાર ૨ अति—અત્યત ૩ प्रयास्यति—ચાલ્યો જશે) ૧૪

वारणेन्द्रो भवेत्कीदृक्प्रीतये भृङ्गसंहतेः ।
यद्यवश्यं तदास्मै किमकरिष्यमहं धनम् ॥ १५ ॥

ભમરાઓની હારને પ્રીતિ આપે તેવો શ્રેષ્ઠ હાથી કયો? જો જરૂર પડે તો હું તેને માટે ધનને શું કરીશ? (૧ समदास्य–મુખ પર મદ ભરેલ હાથી. ૨ सम् अदास्ये– તું તેને દાન આપજે.) ૧૫

काले देशे यथायुक्तं नरः कुर्वन्नुपैति काम् ।
भुक्तवन्तावलप्स्येतां किमन्नमकरिष्यताम् ॥ १६॥

કાળ અને દેશને અનુસરીને યોગ્ય રીતે કાર્ય કરનાર માણસ કઈ સ્થિતિને પ્રાપ્ત કરે છે? ખાઈપીને તૃપ્ત થયેલ માણસને અન્ન મળે, તો તેનું તે શુ કરે? (૧ अहास्यताम्–હાંસીને પ્રાપ્ત થતા નથી. ૨ अहास्यताम्–ત્યાગ કરે છે.) ૧૬

हिमानीस्थगिरौ स्यातां कीदृशौ शशिभास्करौ ।
कः पूज्यः कः प्रमाणेभ्यो न प्रभाकरसंमतः ॥ १७॥

ચંદ્ર અને સૂર્ય હિમાલય પર્વત પર રહેતાં કેવા લાગે છે? પૂજ્ય કોણ છે? પ્રમાણો દ્વારા પ્રભાકર નૈયાયિકને સંમત નથી, એવો પદાર્થ કયો? (૧ अभौ–ભા–પ્રકાશ વિનાના. ૨ अ–વિષ્ણુ, ૩ अभाव.–અભાવ પદાર્થ પ્રભાકરને સંમત નથી.) ૧૭

के प्रवीणाः कुतो हीनं जीर्णं वासोऽंशुमांश्च कः ।
निराकरिष्णवो बाह्यं योगाचाराश्च कीदृशाः ॥१८॥

પ્રવીણ કોણ છે? જીર્ણ-જૂનું વસ્ત્ર કોનાથી હલકું ગણાય છે? અંશુમાન્–કિરણોવાળો પદાર્થ કયો? બહારના પદાર્થનું ખંડન કરનારા યોગાચારવાદને માનનારા કેવા હોય છે? ૧ विज्ञ.–ડાહ્યો માણસ. ૨ नवात्–નવા વસ્ત્રથી. ૩ इनः–સૂર્ય. ૪ विज्ञानवादिन.–બૌદ્ધમતને અનુસરનારા વિજ્ઞાનવાદીઓ.) ૧૮

न श्लाघते खलः कस्मै सुप्तिङन्तं किमुच्यते ।
लादेशानां नवानां च तिङां किं नाम कथ्यताम् ॥१९॥

ખલ માણસ કોની પ્રશંસા કરતો નથી? જેના છેડે सुप् વિભક્તિના પ્રત્યયો અને तिङ् ક્રિયાના પ્રત્યયો છે, તેને શું કહે છે? ल ને ઠેકાણે तिप् तस् झि, सिप् थस् थ, मिप् वस् मस् એ નવ પ્રત્યયો આવે, તેને શું કહે છે? (૧ परस्मै–પારકાની. ૨ पद–પદવી. ૩ परस्मैपद.) ૧૯

सततं श्लाघते कस्मै नीचो भुवि किमुत्तमम् ।
कर्तर्यपि रुचादीनां धातूनां किं पदं भवेत् ॥२०॥

નીચ માણસ સતત કોની પ્રશંસા કરે છે? પૃથ્વી પર ઉત્તમ શું છે? रुच् વગેરે ધાતુના કર્તરિ અર્થમાં કેવાં પદ થાય છે? (૧ आत्मने–પોતાની. ૨ पद–પદવી. ૩ आत्मनेपद.) ૨૦

किमव्ययतया ख्यातं कस्य लोपो विधीयते ।
ब्रूत शब्दविदो ज्ञात्वा समाहारः क उच्यते ॥२१॥

અવ્યય તરીકે શું પ્રસિદ્ધ છે? શેનો લોપ થાય છે? શબ્દશાસ્ત્રને જાણનારા હે વિદ્વાનો! સમાહાર કોને કહે છે, તે જાણીને કહો. (૧ स्वरादिनिपातमव्ययम्' એ સૂત્ર પ્રમાણે સ્વર અવ્યય છે. ૨ સૂત્રમા જેની इत् સંજ્ઞા થઈ હોય, તેનો લોપ થાય છે. ૩ 'समाहारः स्वरितः' એ સૂત્ર પ્રમાણે જ્યાં ઉદાત્ત અને અનુદાત્ત–સ્વરિત સરખી રીતે હોય, તેને સમાહાર કહે છે.) ૨૧

कौ विख्यातावहेः शत्रू शोकं वदति किं पदम् ।
कोऽभीष्टोऽतिदरिद्रिस्य सेव्यन्ते के च भिक्षुभिः ॥२२॥

સર્પના કયા બે શત્રુઓ પ્રસિદ્ધ છે? કયું પદ શોકવાચક છે? અસંત દરિદ્રને શુ વિશેષે ગમે છે? ભિક્ષુકો શાનાં સેવન કરે છે? (૧ વી–બે પક્ષીઓ ગરુડ અને મોર ૨ હા–પદ. ૩ રૈ–પૈસો ૪ વિહારતીર્થસ્થાન.) ૨૨

किं मुञ्चन्ति पयोवाहाः कीदृशी हरिवल्लभा ।
पूजायां किं पदं कोऽग्निः कः कृष्णेन हतो रिपुः ॥२३॥

મેઘ શુ છોડે છે? વિષ્ણુનાં પત્ની કેવાં હોય છે? પૂજાના અર્થમાં કયો શબ્દ છે? અગ્નિ કેવો હોય છે? કૃષ્ણે કયા શત્રુને માર્યો હતો? (૧ कं–પાણી, ૨ स–અકાર–વિષ્ણુની સાથે રહેનારાં. ૩ सुः पुजायाम्–सु શબ્દ છે. ૪ रः–પ્રકાશવાળો. ૫ कंसासुरः કંસ નામનો રાક્ષસ.)

वद वल्लभ सर्वत्र साधुर्भवति कीदृशः ।
गोविन्देनानसि क्षिप्ते नन्दवेश्मनि का भवत ॥२४॥

હે વલ્લભ! બધે ઠેકાણે સાધુજન કેવો જોવાને મળે, છે? જ્યારે ગોવિંદકૃષ્ણે ગાડાને લાત મારી, ત્યારે નંદના ઘરમાં શું બન્યું? (૧ दीनरक्षी–દીનજનોનાં રક્ષણ કરનાર. ૨ શબ્દ ઉલટાવો क्षीरनदी–દૂધની નદી વહેવા લાગી.

यत्नादन्विष्य का ग्राह्या लेखकैर्मसिमल्लिका ।
घनान्धकारे निःशङ्कं मोदते केन बन्धकी ॥ २५ ॥

લેખકે मसिमल्लिका–શાહી ભરવાના ખડિયા તરીકે યત્નપૂર્વક કયા પાત્રને પસંદ કરવું જોઈએ? ઘોર અંધકારમાં વ્યભિચારી સ્ત્રી કોની સાથે શંકારહિત આનંદ કરે છે? ૧ नाल्किेरजा–નાળિયેરની બનાવેલી રીત. ૨ શબ્દ ઉલટાવો जारकेलिना–જારની કેલિ–લીલા સાથે.)

किमनन्ततया ख्यातं पादेन व्यङ्गमाह्वय ।
जनानां लोचनानन्दं के तन्वन्ति घनात्यये ॥२६॥

અનંત સ્વરૂપે કોણ પ્રસિદ્ધ છે? ખોડ પગે હોય, તેને શું કહે છે? વાદળ દૂર થતાં માણસોની આંખોને આનંદ આપનાર કોણ છે? (૧ खम्–આકાશ. ૨ खञ्–લંગડો. ૩ ખંજન નામે પક્ષી.) ૨૬

प्रायेण नीचलोकस्य क करोतीह गर्वताम् ।
आदौ वर्णद्वय दत्त्वा ब्रूहि के वनवासिन ॥२७॥

'ઘણુ ખરુ નીચ માણસને ગર્વ પેદા કરાવે, તેવો પદાર્થ કયો છે ?' એનો ઉત્તર આપતા, જે શબ્દ આવે તેની આગળ બે વર્ણ ઉમેરતા કયો શબ્દ થાય, જેનો અર્થ વનવાસી જગલી હોય ? (૧ रा–પૈસો ૨ शबरा–ભીલ–વનવાસીઓ ) ૨૭

सानुज कानन गत्वा नैकपेयाञ्जघान क ।
मध्ये वर्णत्रय दत्त्वा रावण कीदृशो वद ॥२८॥

પોતાના ભાઈ સાથે જગલમા જઈને કોણે નૈકપેયાન્–રાક્ષસોને માર્યા ? તે ઉત્તરમા વચ્ચે ત્રણ વર્ણ ઉમેરતા રાવણ કેવો હતો, તે જણાવો (૧ राम–રામ, તેમા ત્રણ અક્ષર ઉમેરતા ૨ राक्षसोत्तम–રાક્ષસોમા ઉત્તમ )

धत्ते वियोगिनीगण्डस्थलपाण्डुफलानि का ।
वद वर्णौ विधायान्ते सीता हृष्टा भवेत्कया ॥२९॥

વિજોગણ સ્ત્રીના ગાલ જેવા સફેદ ફળ કોના હોય છે ? તે ઉત્તરને છેડે વર્ણ ઉમેરીને કહો કે સીતા શાથી રાજી થાય છે ? (लवली એ નામની લતાના ફળ लवलीलया લવની લીલા જોઈને ) ૨૯

विष्णो का वल्लभा देवी लोकत्रितयपावनी ।
वर्णावाद्यन्तयोर्दत्त्वा क शब्दस्तुल्यवाचक ॥३०॥

જેણે ત્રણ લોકને પાવન કરેલા છે, એવી વિષ્ણુને પ્રિય દેવી કઈ છે ? ઉત્તરમા પહેલા અને છેડે એકેક વર્ણ ઉમેરતા કયો શબ્દ થાય છે, જે તુલ્ય અર્થનો વાચક બને (૧ मा–લક્ષ્મી, ૨ समाना–સરખુ, તુલ્ય )

पुरुष कीदृशो वेत्ति प्रायेण सकला कला ।
मध्यवर्णद्वय त्यक्त्वा ब्रूहि क स्यात्सुरालय ॥ ३१॥

ઘણુ ખરુ સઘળી કળાઓને જાણે એવો પુરુષ કોણ હોય ? તે ઉત્તરમા વચના બે વર્ણ છોડી દેતા કયો શબ્દ થાય, જેનો અર્થ સ્વર્ગ હોય ? (૧ नागरिक–ચતુર જન ૨ नाक–સ્વર્ગ ) ૩૧

यजमानेन क स्वर्गहेतु सम्यग्विधीयते ।
विहायाद्यन्तयोर्वर्णौ गोत्र कुत्र स्थित वद ॥३२॥

સ્વર્ગમા જવાના હેતુને અનુસરીને યજમાન શુ સારી રીતે કરે છે ? તે ઉત્તરમા પહેલો અને છેડનો વર્ણ છોડી દેતા, જે શબ્દ બને તેમા ગોત્ર–ગાયત્રુ રહે છે, તે શબ્દ કયો ? (૧ यागविधि–યજ્ઞનો વિધિ ૨ गवि–ગાયમા ) ૩૨

नीचेषु यावनी वाणी का क स्याच्छुभदो जने ।
शंभोरावरण किं के भजन्ते व्याधयो जनम् ॥३३॥

નીચ જનોમા યાવની વાણી કેવી રીતે બોલાય ? માણસને શુભ આપનાર શુ છે ? શભુનુ ઢાકણ (વસ્ત્ર) શુ છે ? રોગો કયા માણસને સેવે છે ? (૧ અબે ૨ લાભ ૩ अजिनम्–ચર્મ ૪ अ-वेल-भोजिनम्–જે વેળાસર ભોજન કરતા નથી ) ૩૩

कस्मिन्स्वपिति कसारि का वृत्तिरधमा नृणाम् ।
किं ब्रूते पितर बाल किं दृष्ट्वा रमते मन ॥३४॥

કસારિ–વિષ્ણુ કયા સૂએ છે ? માણસની હલકી વૃત્તિ કઈ છે ? પુત્ર પિતાને શુ કહે છે ? મન શુ જોઈને આનદ પામે છે ? (૧ शेषे–શેષનારાયણ પર ૨ सेवा–ચાકરી ૩ बाप–બાપ ૪ परस्व–પારકાનુ ૨૫ અર્થાત્ शेषसेवापरस्वम् )૩૪

किमिच्छति नर काश्या भूपाना को रणे हित ।
को वन्द्य सर्वदेवाना दीयतामेकमुत्तरम् ॥ ३५॥

માણસ કાશીમા શુ ઇચ્છે છે ? રાજાઓના રણમા કોણ હિત કરનાર હોય છે ? સર્વ દેવોને વદવાલાયક કોણ છે ? એ બધા પ્રશ્નોનો એક જ ઉત્તર આપો (૧ मृत्युम्–મૃત્યને ૨ जय–જય ૩ मृत्युजय–મહાદેવ )

भागीरथी कथभूता कामिनि प्राह किं प्रियम् ।
एकमेवोत्तर देहि शास्त्रलौकिकभाषया ॥ ३६ ॥

ભાગીરથી નદી કેવી છે ? કામિની પ્રિયજનને શુ કહે છે ? એ બે પ્રશ્નોનો એક જ ઉત્તર આપો, જે સસ્કૃત ભાષા અને લોકભાષામા હોય (૧ मलापहा–મળને દૂર કરનાર ૨ मला पहा–મને જો ) ૩૬

बुध कीदृग्वचो ब्रूते को रोगी कश्च नास्तिक ।
कीदृक्चन्द्र नमस्यन्ति किं सूत्र पाणिनेर्वद ॥३७॥

ડાહ્યો માણસ કેવા વચન બોલે છે ? રોગીજન કોણ ? નાસ્તિક કોણ ? લોકો ક્યા ચદ્રને નમે છે ? પાણિનિનુ એ કયુ સૂત્ર છે, જેમા આ ઉત્તરો આવી જાય, તે કહે (૧ अर्थवद्–અર્થવાળા ૨ अधातु–વીર્ય વિનાનો ૩ अप्रत्यय–વિશ્વાસ વિનાનો ૪ प्रातिपदिकम्–પ્રતિપદાને અનુસરનાર બીજનો ચદ્ર ૫ अर्थवदधातुरप्रत्यय प्रातिपदिकम् ) ૩૭

राज्ञ सबोधन किं स्यात्सुग्रीवस्य तु का प्रिया ।
अधनास्तु किमिच्छन्ति आर्तै किं क्रियते वद ॥३८

રાજાનુ સબોધન કયુ ? સુગ્રીવની પ્રિયા કોણ ? નિર્ધન જનો શુ ઇચ્છતા હોય છે ? રોગથી પીડાયેલા શુ કરે છે ? તે કહે (૧ देव–દેવ ૨ तारा ૩ धनम्–પૈસા ૪ देवताराधनम्–દેવપૂજન ) ૩૮

का कान्ता कालियाराते पुनरर्थे किमव्ययम् ।
किं वन्द्य सर्वदेवाना फलेषु किमु सुन्दरम् ॥३९॥

કાલિયનાગને નાથનાર કૃષ્ણની પત્ની કોણ? 'ફરી-થી' એ અર્થમાં અવ્યય કોણ છે? સર્વ દેવોને વંદવા લાયક કોણ છે? ફળોમાં સુંદર ફળ કયું? (૧ મા-લક્ષ્મી. ૨ તુ-ફરીથી. ૩ लिंग-મહાદેવ. ૪ मातुलिंग નામનું ફળ.) ૩૯

केदारे कीदृशो मार्गः कुत्र शेते जनार्दनः ।
स्त्रीचित्तं कुत्र रमते स्वामी किं वक्ति चेटिकाम् ॥४०

ખેતરમા રસ્તો કેવો હોય છે? વિષ્ણુ કયાં સૂએ છે? સ્ત્રીઓનું ચિત્ત શામાં રમે છે? શેઠ દાસીને શું કહે છે? (૧ वक्र—વાંકો. ૨ शेषे—શેષનારાયણ પર. ૩ जारे—જાર પુરુષ પર. ૪ वक्रशेषे जारे—તું કપટથી જાર પાસે સૂઈ જાય છે.) ૪૦

कः कुर्याद्भुवनं सर्वं कः समुन्मूलयेद्द्रुमान् ।
किं प्रतीके भवेन्मुख्यं कः परत्रेति पुण्यताम् ॥४१॥

સર્વ ભુવનોને કોણ કરે છે? વૃક્ષોને કોણ મૂળથી ઉખાડી નાખે છે? પ્રતીકમા મુખ્ય શું હોય છે? પર-લોકમાં કોણ પુણ્ય મેળવે છે? (૧ पद्मासन—બ્રહ્મા. समीर—પવન. ૩ शिरः—માથું. ૪ पद्मासनसमीरशिरः—યોગી કે યોદ્ધો.) ૪૧

घनसमये शिखिषु स्यान्नृत्यं कीदृक्षु किं घनात्पतति ।
प्रावृषि कस्य न गमनं मानसगमनाय कीदृशा हंसाः ॥

વર્ષાકાળમા મોરનાં નૃત્ય કેવા પ્રકારના હોય છે? મેઘથી શું પડે છે? વર્ષાકાળમા શું ચાલતું નથી? માનસસરોવર પર જવાને તૈયાર થયેલ હંસ કેવા હોય છે? (૧ समुत्सु—ઉત્સાહમાં આવેલા. ૨ कम्—જલ. ૩ अनसः—ગાડું. ૪ समुत्सुकमनसः—ઉત્સાહી મનવાળા.)

चादय इति यत्र स्यादुत्तरमथ तत्र कीदृशः प्रश्नः ।
*कथय त्वरितं के स्युर्नौकाया वाहनोपायाः ॥४३॥*

चादयः (ચ વગેરે) એ જેનો ઉત્તર છે, તે માટેનો પ્રશ્ન કેવો હોય? નૌકાને આગળ લઈ જવાનો ઉપાય કયો છે, તે જલદી કહે. (૧. 'चादयो निपाताः' એ પાણિનિનું સૂત્ર છે. ૨ निपाताः—હલેસાં.) ૪૩

वदतानुत्तमवचनं ध्वनिरुच्चैरुच्यते स कीदृशः ।
तव सुहृदो गुणनिवहैं रिपुनिवहं किं नु कर्तारः ॥४४॥

નહિ ઉત્તમ એવો ઉત્તર આપો. જે ધ્વનિ ઊંચેથી બોલાય, તેનો અવાજ કેવો હોય છે? મિત્રો તમારા ગુણોના સમુદાયથી શત્રુના સમુદાયને શું કરશે? (૧ अवमम्—નીચ. ૨ तारः—ઊંચો, अवमतारः—અપમાન કરનાર બનશે.) ૪૪

किं माद्यति मकरन्दैस्तनयं कमसूत जनकराजसुता ।
कथय कृषीवल सस्यं पक्वं किमचीकरस्त्वमपि ॥४५॥

મકરંદ-રસથી કોણ મદભર બને છે? જનકનાં પુત્રીએ કયા પુત્રને જન્મ આપ્યો? હે ખેડૂત! પાકેલાં ધાન્યોનું તેં શું કર્યું, તે કહે. (૧ अली—ભમરો. ૨. लवम्—લવને. ૩ अलीलवम्—લણણી કરી.) ૪૫

पृच्छति पुरुषः केऽस्यां समभूवन्वज्रकृत्तपक्षतयः ।
बहुभयदेशं जिगमिषुरेकाकी वार्यते स कथम् ॥४६॥

પુરુષ શી રીતે (સંબોધનથી) પુછાય છે? જેની પાંખો વજ્રે કાપી નાખી છે, એવા કોણ હતા? ઘણા ભયવાળા પ્રદેશમાં એકલા જવા ઇચ્છતા માણસને કેવી રીતે પાછો વળાય છે? (૧ हे मानव—હે પુરુષ! ૨ नग.—પર્વત. ૩ मा अनरत्न गः—હે રક્ષણ વિનાના! તું જા નહિ.)

को नयति जगदशेषं क्षयमथ बिभरांबभूव कं विष्णुः ।
नीचः कुत्र सगर्वः पाणिनिसूत्रं च कीदृक्षम् ॥४७॥

આખા જગતનો નાશ કોણ કરે છે? વિષ્ણુએ કોને ધારણ કર્યો છે? હલકો માણસ શામાં ગર્વ રાખે છે? પાણિનિનું સૂત્ર કેવું હોય છે? (૧ यमः—યમરાજ. ૨ अगम्—પર્વતને. ૩ धनम्—ધનમાં. ૪ 'यमो गंधने' એ પાણિનિનું સૂત્ર છે.) ૪૭

किं स्याद्विशेष्यनिघ्नं का संख्या वदत पूरणी भवति ।
नीचः केन सगर्वः सूत्रं चन्द्रस्य कीदृक्षम् ॥ ४८॥

જે વિશેષ્યને અનુસરે છે, તે શું? કઈ સંખ્યા પૂરક બને છે? હલકો માણસ શાથી ગર્વ રાખે છે? ચંદ્રવ્યાકરણ-ગ્રંથનું સૂત્ર કયું છે? (૧ વિશેષણ. ૨ એક. ૩ अर्थेन—ધનથી. ૪ 'विशेषणमेकार्थेन' એ ચંદ્ર-વ્યાકરણનું સૂત્ર છે.) ૪૮

सुकपरिविन्दः शब्दः सुब्रह्मण्यस्य वाचकः केन ।
स्तनभरनमिता नारी केनोपायेन रञ्जयेत्कान्तम् ॥४९

सुकपरिविन्दः શબ્દમાંથી શું કાઢી લઈએ, જેથી કાર્તિકેય સ્વામીનો વાચક શબ્દ બને? સ્તનભારથી નમેલી નારી પોતાના પતિને કયા ઉપાયથી રમાડે છે? (૧ उ, परिवि શબ્દો લેતાં स्कन्दः—કાર્તિકેય થાય છે, ૨ उपरि विहरणेन—લઈ લેવાથી,' એમ કહેતાં બીજો અર્થ થયો 'ઉપર વિહાર કરવાથી પતિને રમાડે છે.)

कीदृग्गृहं याम्यगृहं गतस्य काश्राणमम्भस्तरणे जनानाम् । भूषा कथं कण्ठ न ते नु पृष्टे मुक्ताकलापैरिति चोत्तरं किम् ॥ ५० ॥

યમરાજને ઘેર ગયેલ માણસનું ઘર કેવું હોય છે? માણસોને પાણીમાં તરવા માટે કયું સાધન છે? મોતી-ઓની માળાએ કંઠને પૂછ્યું કે, 'હે કંઠ! તારે શોભા કેમ નથી?' એનો ઉત્તર શું? (૧ हा-रवि હાહાકાર-

નો અવાજ, ૨ નાર-નોર ૩ હાર! વિના વ-કે હાર! તારા વિના મારી શોભા નથી ) ૫૦

कीदृग्वन स्यान्न भयाय प्रष्टे यदुत्तर तस्य च कीन्शस्य । वाच्य भवेदीक्षणजातमम्बु क चाधिशेते गति कोऽर्चनीय ॥ ५१॥

જ્યા ભય ન હોય, તેવુ વન ક્યારે ગણાય? તે પ્રશ્નમાથી જે ઉત્તર આવે, તે આખમાથી પેદા થયેલ પાણીના અર્થમા બને, તેવો શબ્દ કયો હોય? તે કોની પર સૂઈ જાય છે? અને પૃથ્વી પર કોણ પૂજવા લાયક છે? ( આખો ઉત્તર બને છે अहिंसमहिम । પહેલો ઉત્તર છે अहिंसम्-હિસક પ્રાણી વિનાનુ જગલ ૨ अहिंसम् શબ્દ માથી अहिम એટલે કે हिम् કાઢી નાખો, તો अस्रम्-આસુ થાય ૩ अहिम માથી अहिम् છૂટા પાડતા વિષ્ણુ શેષ પર સૂઈ જાય છે અને ૪ अ એટલે વિષ્ણુ પૂજનીય છે ) ૫૧

दधौ हरि क शुचि कीदृगत्र प्रच्छत्यक किं कुरुते सशोक । श्लोक विधायापि किमित्युदार कविर्न तोष समुपैति भूय ॥ ५२ ॥

હરિએ કોને ધારણ કર્યો? કેવા વાદળ સફેદ હોય છે? આ( દુ ખી )ને પુછાય શી રીતે? શોકથી ડૂબેલો શુ કરે? ઉદાર કવિ શ્લોકની રચના કરીને પણ ફરીથી સતોષ પામતો નથી, તે કેમ? ( ૧ अग-પર્વતને ૨ अक-જળ વિનાના ૩ हे अक! ૪ रोदिति-રડે છે ૫ अगमकम् अकरोत्-બીજાને સમજાય નહિ તેવી કિલષ્ટ રચના કરી તે માટે ) ૫૨

लक्ष्मीधर प्रच्छति कीदृश स्यान्नृप सपत्नैरपि दुर्निवार । अकारि किं ब्रूहि नरण सम्यक् पितृत्व मारोपयितु स्वकीयम् ॥ ५३ ॥

લક્ષ્મીધરનુ સબોધન શુ જેની પર જય મેળવવો શત્રુઓથી પણ મુશ્કેલ હોય છે, એવો રાજા કેવો હોય? પોતાના પિતરોને સારી રીતે તૃપ્તિ થાય, એવુ કયુ કાર્ય મનુષ્યે કરવુ જોઈએ, તે કહો, ( ૧ सम! મા-લક્ષ્મીની સાથે ૨ जनितनय -જેણે નીતિજ્ઞાન સારી રીતે મેળવેલ હોય ૩ समजनि तनय -પુત્રને પેદા કરવો ) ૫૩

कीदृश वद मरुस्थल मत द्वारि क्षुत्र सति भूषण भवेत् । ब्रूहि कान्त सुभट सकार्मुक कीदृशो भवति क्षुत्र विद्विषाम् ॥ ५४ ॥

મરુપ્રદેશ કેવો હોય, તે કહો, કઈ ચીજ બારણે હોય, તે શોભારૂપ ગણાય? હે કાત! ધનુષ્યધારી યોદ્ધો વેરી જનોને માટે કયા કેવા પ્રકારનો લાગે છે, તે કહો.

( ૧ अ-वारि-પાણી વિનાનો ૨ तोरणे-તોરણ હોય તો ૩ अवारितो रणे-રણમા પાછો વાળી ન શકાય તેવો હોય છે ) ૫૪

का प्रियेण रहिता वराङ्गना धाम्नि केन तनयेन नन्दिता । कीदृशेन पुरुषेण पक्षिणा बन्धन सम भिलष्यते सदा ॥ ५५॥

પોતાના પ્રિયથી રહિત હોવા છતા, પોતાના પુત્રથી આનદ પામીને એક ઠેકાણે રહેલી ઉત્તમ સ્ત્રી કોણ? કયો પુરુષ સદા પક્ષીઓના બધન ઇચ્છતો હોય છે? ( ૧ शकुन्तला भरतेन-ભરતથી શકુતલા ૨ शकुन्त लाभ रतेन જેને પક્ષીઓના લાભમા રાગ છે, એવો પારધી )

कीदृश हृदयहारि कूजित क सखा यशांसि भूपतेर्मत । कस्तवास्ति विपिने भयाकुल कीदृशश्च न भवेन्निशाकर ॥ ५६ ॥

હૃદયને હરનારુ એવુ પખીનુ ભાષણ કેવુ હોય છે? રાજાઓના યશને વધારે એવો કયો મિત્ર રાજાને માન્ય છે? તારાથી ભયભીત બને એવો રણ-જગલમા કોણ છે? ચદ્ર કેવો હોતો નથી? ( ૧ कल-મધુર ૨ कवि-કવિ ૩ अहित -શત્રુ ૪ कलक-નિરહિત કલક વિનાનો )

कीदृशी निरयभूरनेकधा सेव्यते परमपापकर्मभि । प्रेतराक्षसपिशाचसेविता कीदृशी च पितृकाननस्थली॥

મોટા પાપકર્મ કરનારાઓ જેને અનેક રીતે સેવે છે, એવી નરકની ભૂમિ કેવી હોય છે? પિતૃઓના વનની ભૂમિ પ્રેત, રાક્ષસ અને પિશાચથી સેવાતા કેવી લાગે છે? ( ૧ नरक-पाल-रचिता-નરકના રખેવાળ યમરાજથી રચેલી ૨ नर-कपालरचिता નરની ખોપરીથી રચેલી )

केसरद्रुमतलेषु सस्थित कीदृशो भवति मत्तकुञ्जर । तत्त्वत शिवमपेक्ष्य लक्षणैरर्जुन समिति कीदृशो भवेत्॥

કેસરના વૃક્ષો નીચે બેઠેલો મદોન્મત્ત હાથી કેવો હોય છે? ખરી રીતે ઉત્તમ લક્ષણોથી શિવને પ્રસન્ન કરીને અર્જુન યુદ્ધમા કેવો બનેલો હતો? ( ૧ दा बकुल-भ्रमर-हिता-બકુલવૃક્ષ પર રહેલ ભમરાઓને મદના દાન આપનાર ૨ दानव-कुल-भ्रमरहित जेने દૈત્યોના કુલ વિષેની ભ્રાતિ જતી રહી છે, એવો અર્જુન ) ૫૮

निर्जितसकलाराति पृच्छति को नैषो मृत्योर्भय मृच्छति । मेघात्ययवृत्तरुचिराशाया किं तिमिर क्षयकारि निशाया ॥५९॥

જેણે બધા શત્રુઓ જીતી લીધા છે, એવા યોદ્ધાનુ સબોધન શુ? જે મૃત્યુથી ભય પામતો નથી, તે એક કોણ છે? મેઘ દૂર થતા જેણે દિશાની કાંતિ વધારી

છે, એવો રાત્રિના અંધકારને દૂર કરનાર કોણ છે? (૧. विधुताराते-શત્રુઓને હણનાર ૨ अज-જેણે જન્મ લીધો નથી, તે ભગવાન ૩ विधु ताया-तेज-ચંદ્ર અને તારાના તેજ ) ૫૯

विहगपति' क हतवानहित कीदृग्भवति पुर जनमहितम् । किं कठिन विदित वद धीमन्याद पतिरपि कीदृग्भयकृत् ॥ ६० ॥

વિહગપતિ ગરુડે કયા શત્રુનો નાશ કર્યો? जन-अहितम्-જનથી વૃદ્ધિ પામેલુ એવુ નગર કયુ? હે બુદ્ધિશાળી! કઠણ પદાર્થ કયો છે? જલચરોનો પતિ સમુદ્ર ભયકર કેવી રીતે હોય છે? (૧ अहिम्-સર્પને ૨ अकरम्-કર વિનાનુ ૩ अय -લોઢુ ૪ अहि-मकर-मय -સર્પ અને મગરોથી ભરેલ ) ૬૦

अनुकूलविधायिदैवतो विजयी स्यान्नु कीदृशी नृप । विरहिण्यपि जानकी वने निवसन्ती मुदमादधौ कुत ॥

વિધાતા જેને અનુકૂળતા કરી આપે છે, એવો વિજયી રાજા કેવા પ્રકારનો હોવો જોઈએ? જાનકી-સીતાજી રામના વિરહથી દુખી હતા, છતા વનમા નિવાસ કરતા આનદ મેળવતા હતા, તે શાથી? (૧ कुशल-वर्धित -જે કુશળતાથી વૃદ્ધિ પામેલો છે એવો રાજા ૨ कुश-लव-ऋधित -કુશ અને લવની વૃદ્ધિથી)

कुसुम पतदेत्य नाकतो वद कस्मै स्पृहयन्ति भोगिन । अधिगम्य रत वराङ्गना क्व नु यत्न कुरुते सुशिक्षिता ॥६२॥

ભોગીજનો આકાશમાથી પડેલા ફૂલને જોઈને શાને માટે સ્પૃહા રાખે છે? સારુ શિક્ષણ પામેલી સ્ત્રી રમણ કરનાર પતિને મેળવીને શામા યત્ન કરે છે? (૧ सुर तरव-કલ્પવૃક્ષ માટે ૨ सुरत-रवे-રતિક્રીડા સબધી વાત કરવા ) ૬૨

कथयो वद कुत्र कीदृशा कठिन किं विदित समन्तत । अधुना तव वैरियोषिता हृदि ताप प्रबलो विहाय का ॥ ६३ ॥

કવિજનો કયા કેવા પ્રકારના હોય છે તે જણાવો બધી રીતે કઠણ એવી ચીજ કઈ જાણીતી છે? તારા વૈરી જનોની સ્ત્રીઓના હૃદયમા રહેલો પ્રબળ તાપ હાલ હૃદયને છોડીને કયા રહ્યો છે? (૧ गिरिसारमुजा - કવિઓના મુખમા વાણીનો સાર રહે છે ૨ गिरिसारम् લોખડ ૩ उजा -થાળીમા (ભૂખને કારણે) ૬૩

वसति कुत्र सरोरुहसततिर्दिनकृतो ननु के तिमिरच्छिद । पवनभक्षसपत्नरणो सुम पुष्पमाह्वय को जगति प्रिय ॥६४॥

કમળોનો સમૂહ કયા રહે છે? સૂર્ય સબધી એ કયા પદાર્થો છે, જે અધકારનો નાશ કરે છે? વાયુનુ ભક્ષણ કરનાર સર્પના શત્રુ મોરના શબ્દમા જેને રુચિ છે, એવા માણસનુ સબોધન શુ? જગતમા કોણ પ્રિય છે? (૧ के-પાણીમા ૨ किरणोत्करा -કિરણોના સમૂહ ૩ केकि-रणोत्क કેકીના શબ્દ વિષે ઉત્સુક ૪ रा -ધન ) ૬૪

न भवति मलयस्य कीदृशी भू
क इह कुच न निभर्ति क गता श्री ।
भवदरिनिवहेषु कास्ति नित्य
बलमथनेन विपद्ववर्धि केषाम् ॥६५॥

મલયાચળની ભૂમિ શા વિનાની રહેતી નથી? કોણ સ્તન ધારણ કરતુ નથી? લક્ષ્મી કોને વરી? તમારા શત્રુઓના સમૂહમા નિત્ય શુ રહે છે? બલને મથનાર ઇંદ્રે કોની વિપત્તિ વધારી? (૧ विपन्नगा-સર્પ વિનાની ૨ ना-નર ૩ अम्-વિષ્ણુને ૪ विपत्-સકટ ૫ नगानाम्-પર્વતોની પાખો તોડી નાખી ) ૬૫

समयमिह वदन्ति क निशीथ
शमयति कान्वद वारिवाहवृन्दम् ।
वितरति जगता मन सु कीदृक्
मुदमतिमात्रमय महातडाग ॥ ६६ ॥

લોકો મધ્યરાત્રિના સમયને કેવો કહે છે? મેઘોનો સમૂહ કોને શાત કરે છે તે કહે જગતમાનુ એવુ કયુ મોટુ તળાવ છે જે મોટા લોકોના મનમા પ્રેમ ઉપજાવે છે? (૧ अरविं-સૂર્ય વિનાનો ૨ दवान्-દાવા નળને ૩ अरविंदवान्-કમળવાળુ ) ૬૬

किमकरवमह हरिर्महीध्र
स्वभुजबलेन गवा हित विधित्सु ।
प्रियतमवदनेन पीयते क
परिणतबिम्बफलोपम प्रियाया ॥ ६७॥

કૃષ્ણ પોતાના મિત્રોને પૂછે છે કે ગાયોના હિત કરવા માટે મે મારા બાહુના બળથી પર્વતને શુ કર્યું? પાકેલ ઘિલોડા જેવુ રાતુ એવુ પ્રિયાનુ શુ છે જેનુ પાન તેના પ્રિયતમના મુખથી કરાય છે? (૧ अधर -ધારણ કર્યો ૨ अधर -નીચલો હોઠ ) ૬૭

परिहरति भयात्तवाहित किं कमथ कदापि न विन्दतीह भीत । कथय किमकरोरिमा धरित्रीं नृपति गुणैर्नृपते स्वय त्वमेक ॥६८॥

તમારો શત્રુ ભયને લીધે શુ છોડી દે છે? ભયભીત માણસ આ લોકમા કદી પણ ન મેળવે તે શુ છે? હે રાજા! તે એકલા એ રાજાના ઉત્તમ ગુણોથી આ

પૃથ્વીને શુ કર્યુ ? (૧ समर-યુદ્ધ. ૨ जयः-જય. ૩ समर-जय-યુદ્ધમા જય મેળવીને પૃથ્વી કબજે કરી.) ૬૮

**पृच्छति शिरसिरुहो मधुमथनं मधुमथनस्तं शिरसिरुहं च । कः खलु चपलतया भुवि विदितः का ननु यानतया गवि गदिताः ॥ ६९॥**

શિરસિરુહ-કેશ મધુસૂદન-કેશવને પૂછે છે કે, આ જગતમા ચપળતાથી શુ પ્રસિદ્ધ છે ? ત્યારે કેશવ પૂછે છે કે, આ પૃથ્વી પર યાન તરીકે શુ પ્રખ્યાત ગણ્યું છે ? (૧ केश ! वनौकाः-' હે કેશ ! વનવાસી વાનરા ' એ કેશવ ઉત્તર આપે છે. ૨ केशव ! नौकाः-' હે કેશવ ! નાવ ' એમ કેશવ ઉત્તર આપે છે.) ૬૯

**कीदृक्तोयं दुस्तरं स्यात्तितीर्षोः का पूज्यास्मिन्खङ्गमामन्त्रयस्व । दृष्ट्वा धूमं दूरतो मानविज्ञाः किं कर्तास्मि प्रातरेवाश्रयाशम् ॥ ७० ॥**

તરવા ઇચ્છતા માણસને કયુ જળ તરવુ અઘરુ લાગે છે ? આ જગતમાં કઈ સ્ત્રી પૂજ્ય છે ? તરવાનુ સંબોધન શુ ? અનુમાન જાણનારા હે ડાહ્યા પુરુષો ! સવારે દૂરથી ધુમાડો જોઈને મે તેના આશ્રયસ્થાનમા રહેનાર(અગ્નિ)નુ શુ કર્યું હશે ? (૧ अनु-નૌકા વિના. ૨ माता. ૩ असे-હે આસ ! ૪ अनुमानासे-અનુમાન કર્યુ.)૭૦

**कीदृक्प्रातर्दीपवर्तेः शिखा स्यादुष्ट्रः पृच्छत्याभजन्ते मृगाः किम् । देवामात्ये किं गते प्रायशोऽस्मिंल्लोकः कुर्यान्नो विवाहं विविक्तः ॥ ७१ ॥**

દીવાની જ્યોતિ સવારે કેવી હોય છે ? ઊંટનુ સંબોધન શુ ? મૃગલાં કયાં રહે છે ? દેવનો ગુરુ બૃહસ્પતિ કયા સ્થાને જતા ઘણુંખરુ લોકો લગ્ન કરતા નથી ? (૧ विभा-કાંતિ વિનાની. ૨ करभ-હે ઊંટ ! ૩ वनम्-જંગલીમા. ૪ विभाकर-भवनम्-સૂર્યના ઘરમાં-સિંહ રાશિમા જતા.) ૭૧

**कीदृक्सेना भवति रणे दुर्वारा वीरः कस्मै स्पृहयति लक्ष्मीमिच्छन् । का संबुद्धिर्भवति भुवः संग्रामे किं कुर्वीध्वं सुभटजना भ्रातृव्यान् ॥७२॥**

યુદ્ધમા કઈ સેના રોકી શકાય એવી બનતી નથી ? લક્ષ્મીને ઇચ્છનાર વીર પુરુષ કોની સ્પૃહા કરે છે ? પૃથ્વીનુ સંબોધન શું ? હે સુભટ જનો ! તમે યુદ્ધમાં શત્રુઓને શું કરશો ? (૧ परा-શ્રેષ્ઠ ૨ आजये-યુદ્ધને માટે ૩ महि-હે પૃથ્વી ! ૪ पराजयामहे-પરાજય કરશું.) ૭૨

**कंसारातेर्वद गमनं केन स्यात्कस्मिन्दृष्टिं लभते स्वल्पेच्छुः । किं सर्वेषां शुभकरमूचुर्धीराः किं कुर्यास्त्वं सुजन सशोकं लोकम् ॥७३॥**

કંસના શત્રુ કૃષ્ણનુ ગમન શાથી થાય છે તે કહો. થોડાની ઇચ્છા કરનાર માણસ શાના પર નજર રાખે છે ? સર્વના શુભ કરે, તેવુ શુ છે ? ધીર જનોએ પૂછ્યુ કે, ' હે સુજન ! શોકથી ઘેરાયેલા લોકને તમે શુ કરો ? ' (૧ विना-ગરુડથી. ૨ उदये-ચઢતી પર. ૩ अयम्-આજ્ય. ૪ विनोदयेयम्-હું વિનોદ કરાવું.) ૭૩

**कीदृक्षः सकलजनो भवेत्सुराज्ञः कः कालो विदित इहान्धकारहेतुः । कः प्रेयान्कुमुदवनस्य को निहन्ति भ्रातृव्यं वद शिरसा जितस्त्वया कः ॥७४॥**

સારા રાજાને બધા માણસો કેવા લાગે છે ? એવો કયો સમય છે, જે અંધકારનુ કારણ બને ? પોયણીનાં વનને શું પ્રિય લાગે છે ? સજાતિ બંધુને માથાથી કોણ મારે છે ? તે કોને જીત્યો ? (૧ विधुरविरहिता-દુઃખ વિનાના. ૨ विधु-रवि-रहिता-ચંદ્ર અને સૂર્ય વિનાનો. ૩ विधु-ચંદ્ર. ૪ अवि-ઘેટું. ૫ अहिता-શત્રુને.) ૭૪

**संग्रामे स्फुरदसिना हतास्त्वया के दुःखं के बत निरये निरस्य कुर्युः । कस्मिन्नुद्भवति कदापि नैव लोम ज्ञाताः के जगति महालघुत्वभाजः ॥७५॥**

ચકચકતી તલવારથી તમે સંગ્રામમા કોને હણ્યા ? નરકમા ઊંડીને દુઃખ કરનાર કોણ છે ? એવું કયુ સ્થાન છે, જેમા લોમ-વાળ થતા નથી ? અત્યંત નાની એવી ચીજ લોકમા કઈ જાણીતી છે ? (૧ नर-करेणव માણસો અને હાથીઓ. ૨ नरक रेणव-નરકની રેતી. ૩ नर-करे-માણસના હાથમા ૪ अणवः-અણુઓ.) ૭૫

**कीदृक्षं समिति बलं निहन्ति शत्रुं विष्णोः का मनसि मुदं सदा तनोति । तुच्छं सच्छरधिमुखं निगद्यते किं पञ्चत्वैः सममपमान एव चेषु ॥ ७६ ॥**

યુદ્ધમા શત્રુને હણે, તેવી સેના કેવી હોય છે ? વિષ્ણુના મનને સદા આનંદ આપે, તેવી સ્ત્રી કોણ છે ? સારા બાણ ભરનાર ભાથાનુ મુખ ક્યારે તુચ્છ લાગે છે ? કયા લોકો વિષે અપમાન થયુ હોય, તેને મરણ સમાન ગણવામાં આવે છે ? (૧ अभि-ભયરહિત. ૨ रमा-લક્ષ્મી. ૩ अनिषु-બાણ વિનાના. ૪ अभिमानिषु-અભિમાની જનો વિષે.) ૭૬

**कामरिरहितामिच्छति भूपः कामुद्धस्यति शूकररूपः । केनाकारि हि मन्मथजननं केन विभाति च तरणीवदनम् ॥७७॥**

રાજા કોને શત્રુરહિત હોય, એમ ઇચ્છે છે ? વરાહના રૂપે ભગવને કોનો ઉદ્ધાર કર્યો ? મન્મથ-

કામદેવને કાણે જન્મ આપ્યો ? યુવતીનું મુખ શાથી પ્રકાશે છે ? (૧ कुम्-પૃથ્વીને. ૨ कुम्-પૃથ્વીનો. ૩ एन-વિષ્ણુએ. ૪ कुंकुमेन-કુંકુમથી.) ૭૭

हिमांशुखण्डं कुटिलोज्ज्वलप्रभं भवेद्वराहप्रवरस्य कीदृशम् । विहाय वर्णं पदमध्यसंस्थितं न किं करोत्येव जिनः करोति किम् ॥ ७८ ॥

જેની કાંતિ વાંકી અને ઉજ્જ્વળ છે એવા ચંદ્રનો ટુકડો ઉત્તમ વરાહના કયા અંગ જેવો લાગે છે ? આ પ્રશ્નનો ઉત્તર આવે, તે શબ્દમાંથી વચલો વર્ણ કાઢી નાખો; તેવું જિન સાધુ શું કરતો નથી ? અને જિન સાધુ શું કરે છે ? [ ૧ दंष्ट्राभं-દાઢની કાંતિની જેમ. ૨ दंभं-દંભ. ૩ भद्रं-કલ્યાણ ( શબ્દ ઉલટાવતાં થાય છે. ) ]

वसन्तमासाद्य वनेषु कीदृशा पिकेन राजन्ति रसालभूरुहाः । निरस्य वर्णद्वयमत्र मध्यमं तव द्विषां कान्ततमा तिथिश्च का ॥७९॥

વસંતઋતુ આવતાં વનમાં રહેલાં આંબાનાં વૃક્ષો કેવી રીતે કોયલથી શોભે છે ? એના ઉત્તરમાંથી વચલા બે શબ્દ કાઢી નાખો, તે તમારા શત્રુને હો ! પ્રકાશવાળી ઉત્તમ તિથિ કઈ ? (૧ कान्तगिरा-મધુર વાણીવાળી કોયલથી. ૨ कारा-કારાગૃહ. ૩ राका-પૂર્ણિમા.)

उरःस्थलं कोऽत्र विना पयोधरं बिभर्ति संबोधय मारुताशनम् । वदन्ति कं पत्तनसंभवं जनाः फलं च किं गोपवधूकुचोपमम् ॥ ८० ॥

સ્તન વિનાની છાતીને કોણ ધારણ કરે છે ? પવનભક્ષી-સર્પનું સંબોધન શું ? શહેરમાં નિવાસ કરનારને માણસો શું કહે છે ? એવું કયું ફળ છે, જેની ઉપમા ગોપરાણીના સ્તન સાથે અપાય ? (૧ ना-માણુસ. ૨ नाग-સર્પ, ૩ नागर-નગરવાસી. ૪ नागरंग-નારંગી.)

वसन्तमासाद्य वनेषु राजते विकासि किं वल्लभ पुष्पमुच्यताम् । विहंगमं कं च परिस्फुटाक्षरं वदन्ति किं पङ्कजसंभवं विदुः ॥८१॥

હે વલ્લભ ! વસંતઋતુ આવતાં વનમાં કયું ફૂલ પ્રફુલ્લ બનીને શોભે છે ? જે અક્ષરો સ્પષ્ટ બોલે છે, એવું પક્ષી કયું છે ? કમલમાંથી જેનો જન્મ થયો છે, તે કોણ છે ? તે કહો. (૧ किंशुकम्-કેસુડાનાં ફૂલ. ૨ शुकम्-પોપટ. ૩ कम्-બ્રહ્મા.) ૮૧

समुद्यते कुत्र न याति पांसुला समुद्यते कुत्र भयं भवेज्जलात् । समुद्यते कुत्र तवापयात्यरिः प्रहीणसंबोधनवाचि किं पदम् ॥ ८२ ॥

પાપી સ્ત્રી કોના ઉદયથી જતી નથી ? કોના હોવાથી જલથી ભય પેદા થાય છે ? કયો પદાર્થ તૈયાર થતાં તમારો શત્રુ ભાગી જાય છે ? હલકા માણસને સંબોધનમાં કહેવાય, તેવું પદ કયું ? (૧ हिमकरे-ચંદ્રના ઉદયથી. ૨ मकरे-મગર હોતાં ૩ करे-શસ્ત્ર સાથે હાથ તૈયાર થતાં. ૪ अरे-રે.) ૮૨

तपस्विनोऽत्यन्तमहासुखाशया वनेषु कस्मै स्पृहयन्ति सत्तमाः । इहापि वर्णद्वितयं निरस्य भोः सदा स्थितं कुत्र च सत्त्वमुच्यताम् ॥ ८३ ॥

ઘણાં જ મોટાં સુખ મેળવવાના આશયવાળા ઉત્તમ તપસ્વીઓ વનમાં કોને માટે સ્પૃહા રાખે છે ? જે ઉત્તર આવે, તેમાં પણ બે વર્ણ લઈ લેતાં કયો શબ્દ છે, જેમાં સદા માટે સત્ત્વ રહેલું હોય, તે જણાવો. (૧ तपसे-તપને માટે. रसे-રસકારમાં.) ૮૩

पदमनन्तरवाचि किमिष्यते कपिपतिर्विजयी ननु कीदृशः । परगुणं गदितुं गतमत्सराः कुरुत किं सततं भुवि सज्जनाः ॥ ८४ ॥

અનંતર-પછી એ અર્થનું પદ કયું છે ? જેણે વિજય મેળવ્યો, એવો વાનરીનો સ્વામી કેવો છે ? જેમણે મદ-મત્સર છોડી દીધા છે અને જે પારકાના ગુણોને સતત ગાય છે, એવા સજ્જનોને તમે શું કરશો ? (૧ अनु ૨ सराम-રામ સહિત હનુમાન, ૩ अनुसरामः-અમે અનુસરીએ છીએ.) ૮૪

वदति राममनुष्य जघन्यजो वसति कुत्र सदालसमानसः । अपि च शक्रसुतेन तिरस्कृतो रविसुतः किमसौ विदधे त्वया ॥ ८५ ॥

*નાના ભાઈ લક્ષ્મણ શ્રીરામચંદ્રને પૂછે છે કે, જેનું* મન સદા આળસમાં રહે છે, એવો માણસ ક્યાં રહે છે ? ઇંદ્રના પુત્ર વાલીથી તિરસ્કાર પામેલા સૂર્યના પુત્ર સુગ્રીવને તમે શું કર્યું ? (૧ अनुज હે નાના ભાઈ, गृहे-ઘરમાં રહે છે. ૨ अनुजगृहे-અનુગ્રહ કર્યો.) ૮૫

मेघात्यये भवति कः समदः सुभगं च किं कमधरन्मुरजित् । कटुतैलमिश्रितगुडो नियतं विनिहन्ति कं त्रिगुणसप्तदिनैः ॥ ८६ ॥

વર્ષાકાળ પૂરો થતા કોણ મદવાળો બને છે ? કોણ સુંદર બને છે ? શ્રીકૃષ્ણે શું ધારણ કર્યું હતું ? કડુ (ત્રણ તીખાં) અને તેલથી મિશ્રિત ગોળનું એકવીશ દિવસ સતત સેવન કરવાથી શેનો નાશ થાય છે ? (૧ श्वा-કૂતરો. ૨ सरः-સરોવર. ૩ अगम्-પર્વતને. ૪ श्वासरोगः-ખાંસી.) ૮૬

वर्षासु का भवति निर्मधु कीदृगब्जं
शेषं बिभर्ति वसुधासहितं क एकः ।
आमन्त्रयस्व धरणीधरराजपुत्रीं
को भूतिभस्मनिचिताङ्गजनाश्रयः स्यात् ॥८७॥

વર્ષાઋતુમાં શું થાય છે? મધ વિનાનું કમળ કેવું હોય છે? પૃથ્વી સાથેના શેષનારાયણને કોણ એક ધારણ કરે છે? પર્વતનાં પુત્રી પાર્વતીનું સંબોધન શું? વિભૂતિની ભસ્મનો શરીરે લેપ કરનારા લોકોનો નિવાસ કયો છે? (૧ कालिका-અંધકાર. ૨ अमालि-ભમરા વિનાનું ૩ कमठ-કાચબો. ૪ कालि. ૫ कापालिकमठ.) ૮૭

कौ शंकरस्य वलयावपयोधरः कः
कीदृक्परस्य नियतं वशमेति भूपः ।
संबोधयोरगपतिं विजयी च कीदृग्
दुर्योधनो नहि भवेद्वद कीदृशश्च ॥८८॥

શંકરનાં હાથના કડા કયા છે? સ્તન વિનાનું કોણ છે? કયો રાજા ખરેખર શત્રુને તાબે થાય છે? સર્પોના સ્વામીનું સંબોધન શું? વિજય મેળવનાર કેવો હોય છે? દુર્યોધન કેવો બને નહિ. તે જણાવો (૧ अही-બે સર્પ. ૨ ना-માણુસ ૩ क्षतनया-નીતિ વિનાનો. ૪ अहीन्-સર્પસ્વામી. ૫ अक्षत-नया-નીતિવાળો. ૬ अहीनाक्ष-तनय-દેખતા પિતાનો પુત્ર.) ૮૮

कामुज्जहार हरिरम्बुधिमध्यमग्नां
कीदृक्श्रुतं भवति निर्मलमानसानाम् ।
आमन्त्रयस्व वनमग्निशिखावलीढं
तद्यापि को दहति के मदयन्ति भृङ्गान् ॥८९॥

હરિએ કોનો ઉદ્ધાર કર્યો, જે સમુદ્રમાં ડૂબેલી હતી? જેના અંતઃકરણ નિર્મળ છે, એવા લોકોનાં જ્ઞાન કેવાં હોય છે? જેની ચારે બાજુ અગ્નિની જ્વાળાઓ લપેટાઈ છે, એવા વનનું સંબોધન શું? તે જંગલને કોણ બાળી મૂકે છે? ભમરાઓને કોણ મદોન્મત્ત બનાવે છે? (૧ कुम् પૃથ્વીને. ૨ दमकरम् શાંતિ આપનાર. ૩ दविन्-દાવાનળવાળા. ૪ दव-દાવાનળ. ૫ कुंदमकरद-विं-दवः-મોગરાના રસના બિંદુઓ.) ૮૯

मेघात्यये भवति किं सुभगावगाहं
का वा विडम्बयति वारणमल्लवेश्याः ।
दुर्वारवीर्यविभवस्य भवेद्रणे कः
काः स्मेरवक्त्रसुभगास्तरणिप्रभाभिः ॥९०॥

ચોમાસું દૂર થતા સ્નાન કરવા માટે શું સુંદર બને છે? મદોન્મત્ત વેશ્યાઓની વિટંબણા કોણ કરે છે? જેનાં પરાક્રમનો વૈભવ નિવારી શકાય એમ નથી, એવા યોદ્ધાને રણમાં શું મળે છે? સૂર્યનાં કિરણોથી ખીલીને મંદ હાસ્ય કરનાર રમણીઓનાં મુખ જેવું શું છે? (૧ सरः-તળાવ. ૨ जरा-ઘડપણ ૩ जय-જીત. ૪ सरोज-राजयः-કમળનો સમુદાય) ૯૦

कल्याणवाक्त्वमिव किं पदमत्र कान्तं
सद्भूपतेस्त्वमिव कः परितोषकारी ।
कः सर्वदा वृषगतिस्त्वमिवातिमात्रं
भूत्याश्रितः कथय पालितसर्वभूतः ॥९१॥

એક કવિ રાજાને પૂછે છે કે, 'હે રાજન્! આપની જેમ કલ્યાણનું વાચક પદ કયું છે? આપની જેમ ઉત્તમ રાજાને સંતોષ આપનાર શું છે? જે દરરોજ બળદ પર સવારી કરે છે, એવો કોણ છે કે જે તમારી *જેમ અત્યંત વિભૂતિ (ભસ્મ, વૈભવ) ને ધારણ કરે છે.* તેમજ સર્વ ભૂતો (પ્રાણીઓ) નું પાલન કરે છે? (૧ शं-કલ્યાણ. ૨ कर-કર. ૩ शंकर-મહાદેવ.) ૯૧

सूर्यस्य का तिमिरकुञ्जरवृन्दसिंही
सत्यस्य का सुकृतवारिधिचन्द्रलेखा ।
पार्थश्च कीदृगरिदावहुताशनोऽभूत्
का मालतीकुसुमदाम हरस्य मूर्ध्नि ॥९२॥

અંધકારરૂપે રહેલ હાથીના સમુદાયને સિંહની જેમ હણનાર સૂર્ય સંબંધી શું છે? પુણ્યરૂપે રહેલ સમુદ્રની ચંદ્રની રેખા જેવી કઈ ચીજ છે? શત્રુરૂપે રહેલ વનને બાળી નાખનાર અર્જુનરૂપ અગ્નિ કેવો હોય છે શિવના મસ્તક પર રહેલી માલતી ફૂલની માળા જેવું શું છે. (૧ भा-કાંતિ. ૨ गी-વાણી. ૩ रथी-રથમાં બેસનાર. ૪ भागीरथी-ગંગા.) ૯૨

मेघात्यये भवति का सुभगावगाहा
वृत्तं वसन्ततिलकं कियदक्षराणाम् ।
भो भोः कदर्यपुरुषा विपुत्रदिने च
वित्तं च वः सुबहु तत्क्रियतां किमेतत् ॥९३॥

ચોમાસું પૂરું થતાં જેનો પ્રવાહ સ્નાન કરવા લાયક બને છે, તે શું? વસંતતિલકા વૃત્તમાં કેટલા અક્ષરો હોય છે? હે કંજૂસ લોકો! તમારી પાસે ઘણું દ્રવ્ય છે, તેનો સંક્રાંતિને દિવસે તમે કેવો ઉપયોગ કરશો? (૧ नदी. ૨ दयनाम् (આ પ્રમાણે ત, ભ, જ, જ, બે ગુરુ મળીને ચૌદ અક્ષર.) ૩ न दीयताम्-અમે આપીશું નહિ.) ૯૩

प्राप्ते वसन्तसमये वद किं तरूणां
किं क्षीयते विरहिणामुरगः किमेति ।
किं कुर्वते मधुलिहो मधुपानमत्ताः
कीदृग्वनं मृगगणास्त्वरितं त्यजन्ति ॥९४॥

વસંતઋતુ આવી પહોચતાં વૃક્ષોનું શું ખરી પડે છે? વિરહીજનનું શું ચાલી જાય છે? સર્પ શામા જાય છે? મધુપાનથી મદોન્મત્ત બનેલ ભમરા શું કરે છે? મૃગલા કયા વનનો તરત જ ત્યાગ કરે છે? (१ दलम्-પાદડાં. ૨ बलम्-બળ. ૩ बिलम्-દરમાં. ૪ कलम्-ગુંજારવ. ૫ दव-विकलम्-દાવાનળથી ઘેરાયેલું.) ૯૪

दुर्वारवीर्य सरुपि त्वयि का प्रसुप्ता
श्यामा सपत्नहृदये सुपयोधरा च ।
तुष्टे पुनः प्रणतशत्रुसरोजसूर्ये
सेवाद्यवर्णरहिता वद नाम का स्यात् ॥ ९५ ॥

જેના પરાક્રમને કોઈ રોકી શકે એમ નથી તેવા હે રાજા! તમે જ્યારે ક્રોધે ભરાવ છો ત્યારે શત્રુના હૃદય પર કોણ સૂઈ જાય છે, જે વર્ણે શ્યામ છે અને સુપયોધર (પાણીદાર) છે? તમે જ્યારે રાજી થાવ છો ત્યારે શત્રુરૂપી કમળનો ઉદય કરવામા સૂર્યરૂપ બનેલા તમે તે શત્રુને શુ આપો છો, કે જે ઉપરના ઉત્તરમાથી પહેલો વર્ણ કાઢતાં શબ્દ બને છે? (१ सत्री-તલવાર. स्त्री-જે શ્યામા સોળ વર્ષની અને સુંદર સ્તનોવાળી છે.)

उरसि मुरभिदः का गाढमालिङ्गितास्ते
सरसिजमकरन्दामोदिता नन्दने का ।
वसुसमलघुवर्णैरर्णवाख्यातिसंख्यै-
र्गुरुभिरपि कृता का छन्दसां वृत्तिरस्ति ॥ ९६ ॥

મુરારિ વિષ્ણુની છાતી પર ગાઢ આલિંગન આપીને કોણ રહે છે? કમળના રસથી આનંદ પામેલ એવા કોણ નંદનવનમા રહે છે? લઘુ વર્ણવાળા તેમ જ પ્રસિદ્ધ સમુદ્રની જેમ ગુરુ વર્ણવાળા છંદોમાં કયો છંદ છે? (१ मा-લક્ષ્મી. ૨ अलिनी-ભમરાનો સમૂહ. ૩ मालिनी છંદ જેમાં વસુ કહેતાં આઠ અને સમુદ્ર કહેતા સાત એમ પંદર વર્ણ છે; જેનું લક્ષણ ननमययुतेयं मालिनी भोगिलोकैः છે.) ૯૬

समरशिरसि सैन्यं कीदृशं दुर्निवारं
विगतघननिशीथे कीदृशी व्योम्नि शोभा ।
कमपि विधिवशेन प्राप्य योग्यभिमानं
जगदखिलमनिन्द्यं दुर्जनः किं करोति ॥ ९७ ॥

યુદ્ધને મોખરે કયું સૈન્ય રહે છે, જે પાછું હઠાવી શકાતું નથી? જ્યારે મેઘ ચાલ્યા જાય ત્યારે મધ્યરાત્રે આકાશમા કેવા શોભા હોય છે? દૈવસંજોગે કોઈક દુર્જનને યોગ્ય અભિમાનવાળું પદ મળી જાય, તો નિંદારહિત અખિલ જગતને શું કરે? (१ अभि-ભય વિનાનું. ૨ भ-वति-નક્ષત્રોવાળું. ૩ अभिभवति-દુઃખ દે છે.) ૯૭

भवति गमनयोग्या कीदृशी भू रथानां
किमतिमधुरमम्लं भोजनान्ते प्रदेयम् ।
प्रियतम वद नीचामन्त्रणे किं पदं स्यात्
कुमतिकृतविवादाश्चक्रिरे किं समर्थः ॥ ९८ ॥

જ્યા રથોને સારી રીતે લઈ જઈ શકાય એવી કઈ જમીન છે? અત્યંત મધુર અને ખાટું એવું શું ભોજનને અંતે આપવું જોઈએ? હે પ્રિયતમ! હલકા માણસ માટેનું સંબોધન શું? હલકા માણસોએ ઊભા કરેલા વિવાદોને સમર્થ જનોએ શું કર્યું? (१ समा-સરખી. ૨ दधि-દહીં, ૩ रे-અરે. ૪ समादधिरे-સમાધાન કરી આપ્યું.) ૯૮

भवति जयिनी काजौ सेनाह्वयाधरभूषणं
वहति किमहिः पुष्पं कीदृक्कुसुम्भसमुद्भवम् ।
महति समरे वैरी वीर त्वया वद किं कृतः
कमलमुकुले भृङ्गः कीदृक्पिबन्मधु राजते ॥ ९९ ॥

યુદ્ધમા કઈ સેના વિજય મેળવે છે? અધરના ભૂષણનું સંબોધન શુ? સર્પ શું ધારણ કરે છે? કુસુંબાનું ફૂલ કેવું હોય છે? હે વીર! તેં મોટા યુદ્ધમાં શત્રુને શું કર્યું? જેણે કમળની કળીમાંથી મધ પીધું છે, એવો ભમરો કેવો શોભે છે. (१ वरा-શ્રેષ્ઠ. ૨ राग! ૩ गरम-ઝેર. ૪ रजि-રંજન કરનાર. ૫ जित-જીત્યા. ૬ परागरजित-પરાગથી રાજી થયેલ.) ૯૯

आह्वानं किं भवति हि तरोः कस्यचित्प्रश्नविज्ञाः
प्रायः कार्यं किमपि न कलौ कुर्वते के परेषाम् ।
पूर्णं चन्द्रं वहति ननु का पृच्छति म्लानचक्षुः
केनोदन्याजनितमसमं कष्टमाप्नोति लोकः ॥ १०० ॥

હે પ્રશ્નને જાણનારા! કોઈ વૃક્ષનું સંબોધન શું? કલિયુગમા ઘણુંખરું જે લોકો પારકાના કામ કરતા નથી, તે કોણ? કોણ સંપૂર્ણ ચંદ્રને ધારણ કરે છે? જેની આખે ખોડ છે, તેનું સંબોધન શું? શા કારણે માણસો તરસથી મોટું કષ્ટ પામે છે? (१ निंब!-વૃક્ષ, ૨ परे-પારકા માણસો. ૩ राका-પૂનમની રાત ૪ काण-કાણો. ૫ निरापकारण-જળના અભાવથી.) ૧૦૦

का संबुद्धिः सुभट भवतो ब्रूहि पृच्छामि सम्यक्
प्रातः कीदृग्भवति विपिनं संप्रबुद्धैर्विहंगैः ।
लोकः कस्मिन्प्रथयति मुदं का त्वदीयाः च जैत्री
प्रायो लोके स्थितमिह सुरं जन्तुना कीदृशेन ॥ १०१ ॥

હે સુભટ! તમારું સંબોધન શું? સવારે જાગેલાં પક્ષીઓથી વન કેવું લાગે છે? લોકો શામાં આનંદ લે છે? તમને જય આપનાર કોણ છે? આ લોકમાં

ઘણુ ખરુ કયો માણસ સુખ મેળવે છે? (૧ वीर! ૨ रवी—કલરવવાળુ ૩ हासे-હાસ્યવિનોદમા ૪ सेना-સેના ૫ विहारसेविना—આરામનુ સેવન કરનાર ) ૧૦૧

गतक्लेशायासा विमलमनस कुत्र मुनय
स्तपस्यन्ति स्वस्था सुररिपुरिपो का च दयिता ।
कविप्रेय किं स्यान्नवलघुयुतैरष्टगुरुभि
र्बुधा वृत्त वर्णैं स्फुटघटितबन्ध कथयत ॥ १०२ ॥

જેના કલેશ અને શ્રમ દૂર થયા છે અને જેના મન નિર્મળ બન્યા છે, એવા સ્વસ્થ મુનિઓ ક્યા તપ કરે છે? મુરારિ વિષ્ણુના પત્ની કોણ? જેમા નવ વર્ણ લઘુ અને આઠ વર્ણ ગુરુ છે અને જેની રચના સ્પષ્ટ રીતે ઉત્તમ છે, એવો કયો છદ છે, જે કવિઓને પ્રિય છે? (૧ शिखरिणि-પર્વત પર ૨ इ લક્ષ્મી ૩ શિખરિણી છદ, જેમા ય, મ ન સ ભ, ગણુ છે અને છેડે લઘુ-ગુરુ મળીને સત્તર અક્ષરો છે તેમ જ છઠ્ઠે અને છેલ્લે યતિ થાય છે ) ૧૦૨

बिभर्ति वदनेन किं क इह सत्त्वपीडाकार
कुल भवति कीदृश गलितयौवन योषिताम् ।
बभार हरिरम्बुधेरुपरि का च केन स्तुतो
हत कथय कस्त्वया नगपतेर्भय कीदृशात् ॥ १०३ ॥

તે મુખથી શુ ધારણ કરે છે? જેનુ કુલ પ્રાણીઓને પીડા કરે છે, તે કોણ? સ્ત્રીઓનુ યૌવન ગળી જાય ત્યારે કેવુ હોય છે? વરાહ ભગવાને સમુદ્રની ઉપર કોને ધારણ કરી? કોણે હરિની સ્તુતિ કરી? તે કોને માર્યો? કયા પર્વતથી ભય પેદા થાય છે? (૧ विषम् ઝેર ૨ अपाद्—પગ વિનાનો-સર્પ ૩ अनि-નામરહિત ૪ कुम्—પૃથ્વીને ૫ जगता—લોકોએ अहित શત્રુ ૭ विषमपादनिकुञ्जगता हित —જે પર્વતના કોતરોમા સર્પ રહે છે, તે પર્વતથી )

हरिर्विहृति का तवास्त्यरिपु का गता क च का
कमर्चयति रोगवान्धनवती पुरी कीदृशी ।
हरि कमधरद्बलिप्रभृतयो धरा किं व्यधु
कया सदसि कस्त्वया बुध जितोऽम्बुधि कीदृश ॥ १०४

હરિએ કોને ઉપર લીધી? તમારા શત્રુ પાસે શુ છે? રોગી ક્યા દેવ અને કઈ દેવીને પૂજે છે? ધનવાળી નગરી કેવી હોય છે? હરિએ કોનો ઉદ્ધાર કર્યો? બલિ વગેરેએ પૃથ્વીનુ શુ કર્યુ? હે ડાહ્યા માણુસ! તે કઈ રીતે સભામા કોને જીત્યો? સાગર કેવો છે? (कुम्—પૃથ્વીને ૨ मी—ભય ૩ अम्—વિષ્ણુને इ—લક્ષ્મી અને इनम् સૂર્યને ૪ अमरा—કર વિનાની ૫ अगम्—ગોવર્ધનપર્વતને ૬ अदु—આપી દીધી ૭ गिरा—વાણીથી अरि —શત્રુને ૮ कुम्भीर-मीन-मकरागम-दुर्गवारि—જેમા નક્ર, મગર, મકર વગેરે હોવાથી તેના જલ તરી શકાય એવા નથી ) ૧૦૪

पवित्रमतितृप्तिकृत्किमिह किं भटामन्त्रण
ब्रवीति धरणीधरश्च किमजीर्णसबोधनम् ।
हरिर्वदति को जितो मदनवैरिणा सयुगे
करोति ननु क शिखण्डिकुलताण्डवाडम्बरम् ॥१०५॥

પવિત્ર અને ખૂબ જ તૃપ્ત કરનાર શુ છે? શરીરનુ સબોધન શુ? પર્વતનુ સબોધન શુ? અજીર્ણનુ સબોધન શુ? હરિનુ સબોધન શુ? કામના શત્રુ શિવે સગ્રામમા કોને જીત્યો? મોરના સમૂહને નચાવવાનો આડબર કરનાર સમય કયો? (૧ पय —જલ, ૨ योध—યોદ્ધો ૩ धर—પર્વત ૪ रस—અજીર્ણ, सम—લક્ષ્મી સાથે રહેનાર ૬ मय —મયાસુરને पयोधरसमय —વર્ષાકાળ )

को मोहाय दुरीश्वरस्य विदित सबोधनीयो गुरु
को धान्या विरल कलौ नवधन किंवत्र कीदृग्द्विज ।
किं लेखावचन भवेदतिशय दु खाय कीदृक्खल
को विघ्नाधिपतिर्मनोभवसमो मूर्त्या पुमान्कीदृश ॥१०६

દુષ્ટ સ્વામીને શુ મોહ પમાડે છે? ગુરુ—બૃહસ્પતિનુ સબોધન શુ? કળિયુગમા પૃથ્વી વિષે વિરલ કોણ છે? નવો ધનિક કેવો હોય છે? બ્રાહ્મણ કોના જેવો હોતો નથી? રેખાવાચક પદ કયુ? કઈ જાતનો ખલપુરુષ અતિશય દુ ખ માટે હોય છે? વિઘ્નનો અતિપતિ કોણ? મૂર્તિથી સાક્ષાત્ કામદેવ જેવો માણસ કેવો હોય છે? (૧ रा પૈસો ૨ जीव ગુરુ ૩ सन्—સજ્જન ૪ इभमत्—હાથી જેવો મદોન્મત્ત ૫ अन વિષ્ણુને નહિ માનનાર ૬ राजी—લેખા ૭ यसन् પાસે રહેનાર ૮ ईभनदन—ગણપતિ ૯ राजीवसन्निभवदन કમળ સરખા મુખવાળા વિષ્ણુ ) ૧૦

कामिन्या स्तनभारमन्थरगतेर्लीलाचलच्चक्षुष
कदर्पैकविलासनित्यवसते कीदृक्पुमान्वल्लभ ।
हेलाकृष्टकृपाणपाटितगजानीकात्कुतस्तेऽरय
श्वासायासविशुष्ककण्ठकुहरा निर्यान्ति जीवार्थिन ॥

જે સ્તનના ભારને લીધે ધીમી લટકતી ચાલરૂપી ક્રીડા કરે છે, જેના નેત્ર ચચળ છે અને જે કામદેવના વિલાસનુ નિત્ય સ્થાન છે એવી કામિનીને કયો પુરુષ વહાલો લાગે છે? જેના કઠ શ્વાસના શ્રમથી સુકાયા છે અને જે જીવવાને ઇચ્છે છે એવા તમારા શત્રુ કયા સ્થળથી નાસી જાય છે કે જ્યા તરવાર ઉપાડીને તરવારના ઘાથી હાથીઓના ટોળા ઉડાવ્યા છે? (૧ समग —समान निरूनो • समन्तात्-युद्धथी ) ૧૦૭

त्यागमिरसौ वर रजतुषा कातुन्हारान्तुधे
का म्य विन्दन्ति को मनुवभूवैष यर्वाक्षागुरु ।

स्वच्छन्दं नवसल्लकीकवलनैः पम्पासरोमज्जनैः
के विन्ध्याद्रिवने वसन्त्यभिमतक्रीडाभिरामस्थिताः ॥

દૈત્યના શત્રુ વિષ્ણુએ વરાહ અવતાર ધારણ કરીને કોને સમુદ્રમાથી કાઢી? કઈ ચીજ રૂપનો નાશ કરે છે? મધુરાક્ષસની સ્ત્રીઓને વિધવાપણાની દીક્ષા આપનાર કોણ છે? સલ્લકી ( શાળ ) વૃક્ષનાં નવા તાજા પાદડા ખાઈને જે પંપા સરોવરમા ડૂબકી મારે છે તેમ જ વિંધ્યાચળ પર્વતમા મનગમતા વિહાર કરે છે અને રાજી થાય છે. તેવા કોણ છે? (૧ कुम्–પૃથ્વીને. ૨ जरा–ઘડપણ. ૩ कुञ्जराः–હાથીઓ. ) ૧૦૮

का चक्रे हरिणा धने कृपणधीः कीदृग्भुजंगेऽस्ति किं
कीदृक्कुम्भसमुद्भवस्य जठरं कीदृग्यियासुर्वधूः ।
श्लोकः कीदृगभीप्सितः सुकृतिना कीदृङ्नभो निर्मलं
क्षोणीमाह्वय सर्वगं किमुदित रात्रौ सरः कीदृशम् ॥१०९

હરિએ શું કર્યું? કંજૂસની બુદ્ધિ ધનમા કેવી હોય છે? સર્પમા શું હોય છે? ઘડાથી જન્મેલ અગસ્ત્ય મુનિનું પેટ કેવું હોય છે? જવાને ઇચ્છતી વધૂ કેવી હોય છે? પુણ્યશાળી જનોને પ્રિય કયો શ્લોક હોય છે? નિર્મળ આકાશ કેવું હોય છે? પૃથ્વીનું સંબોધન શુ? સર્વવ્યાપક શું છે? રાતે સરોવર કેવું હોય છે? (૧ कुमुद्–પૃથ્વીને આનદ આપ્યો. ૨ अवन–परा–બચાવવાની વૃત્તિ ૩ गरम्–ઝેર. ૪ जिताम्भ–જેણે પાણી પી લીધું છે એવું. ૫ विहितगमा–જેણે ગમન માટે નક્કી કર્યું છે તેવી. ૬ गमक.–સરસ અને સરલ વ્યંગ્યવાળો ૭ अ–क्रमुक–વાદળો વિનાનુ. ૮ घरे–પૃથ્વી ૯–खम्–આકાશ. ૧૦ कुमुदवनपरागरञ्जिताम्भोविहितगमागमकोकमुग्धरेखम्–વિકસિત પોયણીઓ નાપરાગથી જેના જળ રંગાયા છે અને આવાગમન કરતા વિરહી ચક્રવાક અને ચક્રવાકીને લીધે જેમા સુંદર રેખાઓ પડેલી છે, એવું સરોવર ) ૧૦૯

मुण्डः पृच्छति किं मुरारिशयनं का हन्ति रूपं नृणां
कीदृग्वीरजनश्च कोऽतिगहनः संबोधयावञ्चितम् ।
का धात्री जगतो बृहस्पतिवधूः कीदृक्कविः कादृत
कोऽर्थः किं भवता कृतं रिपुकुलं कीदृक्सरो वासरे ॥११०

જેનું માથું મૂંડેલું છે, તેનુ સંબોધન શું? વિષ્ણુનું શયનસ્થાન કયું? માણુસના રૂપને કોણ હરી લે છે? વીરપુરુષ કેવો હોય છે? અત્યંત ગહન કોણ છે? જે વંચના–કપટ કરતો નથી, તેનું સંબોધન શું? જગતની ધાત્રી કોણ? બૃહસ્પતિની સ્ત્રી કેવી છે? કવિ ઉત્તમ કયા? અર્થવાચક શબ્દ કયો? તમે શત્રુના કુળનુ શું કર્યું? દિવસે સરોવર કેવું લાગે છે. (૧ निकच–કેશ વિનાનો ૨ वारि–જલ. ૩ जरा–ઘડપણ ૪ आजि समुद्–યુદ્ધમા આનંદ લેનાર. ૫ भवः–સંસાર. अच्छलित–કુશળ ૭ भू–પૃથ્વી, ૮ इपरा–કામાસક્ત ૯ गावि–વાણીમાં ૧૦ रा–દ્રવ્ય ૧૧–जितम्–જીતી લીધું. ૧૨ विकचवारिजराजिसमुद्भवोच्छलितभूरिपरागनिराजितम्–ખીલેલા કમળોના સમૂહમાંથી નીકળેલ પુષ્કળ પરાગથી શોભાયમાન બનેલું )

कस्मै यच्छति सज्जनो बहुधनं सृष्टं जगत्केन वा
शंभोर्भाति च को गले युवतिभिर्वेण्यां च का धार्यते ।
गौरीशः कमताडयच्चरणतः का रक्षिता राक्षसै-
र्मत्या ब्रूहि विचारतः कलयतामेकं द्वयोरुत्तरम् ॥१११॥

સજ્જન કોને ઘણું ધન આપે છે? કોણે જગતને રચ્યું છે? શિવના કંઠમાં શું શોભે છે? તરુણ નારીઓ અંબોડામા શું રાખે છે? મહાદેવે પગથી કોને પ્રહાર કર્યો? રાક્ષસોએ કોનું રક્ષણ કર્યું? બુદ્ધિપૂર્વક વિચાર કરીને બે બે પ્રશ્નોના એક એક ઉત્તર આપો ( ૧ साधवे–સાધુને ૨ वेधसा–બ્રહ્માએ ૩ कालिमा–કાળાશ ૪ मालिका–માળા. ૫ कालम्–કાલને ૬ लङ्का–લકાનું. )

कः स्यादम्बुदयाचको युवतयः कं कामयन्ते पतिं
लज्जा केन निवार्यते निकटके दासे कथं यावनी ।
भाषा दर्शयतेति वस्तुषु महाराष्ट्रे कदा वा भवे-
दाद्यन्ताक्षरयोर्हि लोपरचनाचातुर्यतः पूर्यताम् ॥११२॥

જલને માગનારો કોણ છે? જુવાન સ્ત્રીઓ કયા પતિને ચાહે છે? લજ્જા શાથી છૂટી જાય છે? પાસે રહેલા દાસને યાવની ભાષામા શું કહે છે? 'જવા દે' એ વાક્ય મરાઠી ભાષામા શી રીતે બોલાય છે? પહેલા અને છેલ્લા અક્ષરોનો લોપ કરીને ચતુરાઈથી ઉત્તરોની પૂર્તિ કરો. (૧ ચાતક ૨ તરુણ ૩ ખાદિમ. ૪ સિપાઈ ૫ પાહુરે ) ૧૧૨

का मेघादुपयाति कृष्णदयिता का वा सभा कीदृशी
कां रक्षत्यहिहा शरद्विकचयेत्कं धैर्यहन्त्री च का ।
कं धत्ते गणनायकः करतले का चञ्चला कथ्यता-
मारोहादवरोहतश्च निपुणैरेकं द्वयोरुत्तरम् ॥ ११३ ॥

મેઘથી શું મળે છે, શ્રીકૃષ્ણના પત્ની કોણ? સભા કેવી હોય છે? ઇંદ્ર કોનું રક્ષણ કરે છે? શરદઋતુ કોને શોભાવે છે? ધીરજ હરનાર કોણ છે? ગણપતિ હાથમા શું ધારણ કરે છે? ચંચળ શું છે? અહીં ઊલટાસૂલટી શબ્દો કરીને બે પ્રશ્નોનો એક ઉત્તર આપો. ( ૧ धारा–જલપ્રવાહ. ૨ राधा–રાધા. वधा–વંદવા લાયક. धारम्–સ્વર્ગને. ૫ राका–પૂર્ણિમાની રાત્રિને. ૬ कारा–કારાગૃહ. ૭ पाशम्–પાશ. ૮ शपा–વીજળી, )

कुत्र श्री स्थिरतामुपैति भुवि को दुःखी किमीषत्पद
धर्मादीन्विनिवारयन्ति पथि के पान्थस्य दीनस्य च ।
का सद्बुद्धिरिह श्रियश्च तमसः को नाशको प्रोच्यता
गच्छन्त पथिक किमाह यवन सङ्गाभिलाषान्वित ॥

લક્ષ્મી કયા સ્થિર રહે છે ? પૃથ્વી પર કોણ દુઃખી છે ? ઈષત્–અલ્પને કહેનાર પદ કયુ ? રસ્તામા દીન મુસાફરનુ ધર્મ વગેરે કોણ હરી લે છે, લક્ષ્મીનુ સંબોધન શુ ! અંધકારના નાશક બે જણ કોણ ? સંગ કરવાની ઇચ્છાથી યવને માર્ગે જતા મુસાફરને શુ કહ્યુ ? (૧ ए–વિષ્ણુ વિષે ૨ दीन–ગરીબ ૩ मन्द–અલ્પ ૪ सग–ખોટી સોબત ૫ मे हेमा–લક્ષ્મી ૬ ગ્રહો જન્મે પ્રહર ૭ ए दीनमद ! सग मे हो ! હે મુસાફર ! મારો સાથ કરો ) ૧૧૪

क खे भाति हतो निशाचरपति केनाम्बुधौ मज्जति
क कीस्तरुणीविलासगमन को नाम राज्ञा प्रिय ।
पत्र किं नृपते किमप्सु ललित को रामरामाहरो
मत्प्रश्नोत्तरमध्यमाक्षरपद यत्तत्तवाशीर्वच ॥११५॥

આકાશમા શુ શોભે છે ? રાક્ષસોનો પતિ (રાવણ) કોનાથી મરણ પામ્યો ? સમુદ્રમા કોણ ડૂબી ગયો ? તરુણ નારીનુ વિલાસ સાથેનુ ગમન કેવુ હોય છે ? રાજાને કોણ પ્રિય હોય છે ? રાજાનુ વાહન શુ ? જળમા મનોહર શુ છે ? રામની સીતાને હરી જનાર કોણ હતો ? હે રાજા ! મારા પ્રશ્નોના જે ઉત્તર આપે, તેમાના વચલા અક્ષરો જોડતા તમારા આશીર્વાદના વાચક બનો (૧ प्रद्योत –સૂર્ય ૨ रामेण–રામે ૩ मैनाक પર્વત ૪ मथर–લટકાવાળુ ૫ सचिव –પ્રધાન, ૬ तुरग –ઘોડો ૭ राजीव–કમળ ૮ रावण –રાવણ હે મે નાથ ! चिरजीव ! હે મારા સ્વામી ! આપ ચિરંજીવ હો ) ૧૧૫

किं त्राण जगतां न पश्यति क के देवताविद्विष
किं दातु करभूषण तिरुदर क किं पिधान दृशाम् ।
के खे खेलनमाचरन्ति सुदृशा किं चारुताभूषण
बुद्धया ब्रूहि विचार्य सूक्ष्ममतिमस्त्वेक द्वयोरुत्तरम् ॥११६

જગતના લોકોને બચાવનાર કોણ ? કોણ જોતુ નથી ? દેવોનો શત્રુ કોણ ? દાતારના હાથનુ ભૂષણ શુ ? ઉદર (પેટ) વિનાનુ કોણ છે ? નજરનુ ઢાકણ શુ છે ? આકાશમા કોણ રમે છે ? સુંદરીના સૌંદર્યનુ ભૂષણ શુ, ઝીણી બુદ્ધિવાળા હે પુરુષ ! બે બે પ્રશ્નોનો એકેક ઉત્તર વિચારીને કહો (૧ अघ–અજ ૨ अघ–આંધળો ૩ दानवारि–દાનવનો શત્રુ ૪ दान–वारि–દાનના જળ ૫ तम –રાહુ ૬ तम–અંધકાર ૭ वय –પંખી ૮ वय–યૌવન ) ૧૧૬

क कर्णारिपिता गिरीन्द्रतनया कस्य प्रिया
कस्य तुक् को जानाति परेङ्गित विषमगु कुत्रोद
भूत्कामिनाम् । भार्या कस्य विदेहजा तुदति का
भौमेऽह्नि निन्द्यश्चकरतत्प्रत्युत्तरमध्यमाक्षरपद सर्वार्थ
सपत्करम् ॥११७॥

કર્ણના શત્રુ (અર્જુન)નો પિતા કોણ ? હિમાલયની પુત્રી કોની પ્રિયા થાય છે ? કોને તુક્ આગમ થાય છે ? બીજાની ચેષ્ટાને કોણ જાણે છે ? કામીજનોને કામ ક્યા જાગે છે ? વિદેહ (જનક) રાજાની કન્યા કોની પત્ની થાય ? પીડાકારક શુ છે ? મંગળવારે નિંદવા લાયક શુ છે ? એ પ્રશ્નોના આવતા ઉત્તરોના વચલા અક્ષરોમા જે વાક્ય બને છે, તે સર્વ અર્થની સંપત્તિને આપનાર હોય છે (वासव–ઇંદ્ર, ૨ हरस्य–મહાદેવની, ૩ हृदयस्य–હૃદયને ૪ मतिमान् મતિવાળો, ૫ मनसि–મનમા, ૬ रामस्य–રામની, ૭ कुस्तुति–ખરાબ સ્તુતિ, ૮ अभ्यग–સ્નાન, ૯ सरस्वति नमस्तुभ्यम्–સરસ્વતી તમને નમસ્કાર )

लावण्य क नु योषिता नभसि के सचारमातन्वते
कस्मादुच्चतरा भवन्ति निनदा क क्रीडतो दपती ।
केषु श्री प्रकटीचकार भगवान्सीतापति पौरुष
मत्प्रश्नोत्तरमध्यवर्णघटितो देवो मुदे सोऽस्तु व ॥ ११८

સ્ત્રીઓના લાવણ્ય કેવા હોય છે, આકાશમા કોણ ફરે છે, મોટા અવાજ ક્યા થાય છે, દંપતી ક્યા ક્રીડા કરે છે ! લક્ષ્મી શામા પ્રગટ થયા ! ભગવાન સીતાપતિએ ક્યા પરાક્રમ કર્યું ! એ મારા પ્રશ્નોના ઉત્તરોમાથી વચના વર્ણના શબ્દને કહેનાર દેવ તમારા આનંદ માટે સદા હો (૧ प्रगोप्ये–રક્ષવા લાયક, ૨ पवन–પવન, ૩ स्पर्धत –સ્પર્ધા કરનારા ભેગા થયા હોય ત્યા, ૪ भवनवरे–ઉત્તમ મહેલમા ૫ सुधरा–પૃથ્વીમાથી, सरस्वान्–સમુદ્રને તીરે, ૭ गोवर्धनधर કૃષ્ણ ) ૧૧૮

क पूज्य सुजनत्वमेति कतिम क स्थीयते पण्डितै
श्रीमत्या शिवया च केन भुवने युद्ध कृत दारुणम् ।
किं वाञ्छन्ति सदा जना युवजना ध्यायन्ति किं मानसे
मत्प्रश्नोत्तरमध्यमाक्षरपद भूयात्तवाशीर्वच. ॥११९॥

પૂજ્ય કોણ છે ? કોણ સુજનના પામે છે ? પંડિતો ક્યા બેસે છે ? શ્રીદેવી શિવા ચંડિકા સાથે ભુવનમા દારુણ યુદ્ધ કોણે કર્યું ? માણસો હમેશ શાની ઇચ્છા કરે છે ? યુવાન માણસો મનમા કોનુ ધ્યાન કરે છે ? મારા પ્રશ્નોના ઉત્તરોમા આવતા શબ્દોમાના વચલા વચલા વર્ણના સમૂહથી જે બને, તે તમારા આશીર્વાદ માટે હો (૧ प्रतेज–તેજસ્વી, ૨ कुसुर–વ્યભિચારી, ૩ प्राग्वरो–પહેલા વિદ્વાન માટેનુ સ્થાન, ૪ उदम–એ

નામના દૈત્યે, ૫ सुधान्य–ઉત્તમ ખોરાક, ૬ चतुरा-ચતુર સ્ત્રીનું, ૭ તે शिवं दधातु–તમારાં કલ્યાણ કરો.) ૧૧૯

क्षोणी कं सहते करोति दिवि का नृत्यं शिवायाः पति-
र्भूतानां कमयुङ्क्त जीवहरणे का रामशत्रोः पुरी।
कं रक्षन्ति च साधवः पशुपतेः किं वाहनं प्रोच्यता-
मालोमप्रतिलोमशास्त्रचतुरैरेकं द्वयोरुत्तरम् ॥१२०॥

પૃથ્વી કોને સહન કરે છે? કોણ સ્વર્ગમાં નાચ કરે છે? પાર્વતીના પતિ મહાદેવ પ્રાણીઓના પ્રાણ લઈ લેવા માટે કોને મોકલે છે? રામના શત્રુની નગરી કઈ? સાધુ પુરુષો કોનું રક્ષણ કરે છે? પશુપતિ–શિવનું વાહન શું? અહીં આલોમ અને પ્રતિલોમ(ઊલટાસૂલટી)-ના ક્રમથી બે બે પ્રશ્નોના એક એક ઉત્તર આપવાના છે. (૧ भारम्–બોજાને, ૨ रंभा-અપ્સરા, ૩ कालम्–મૃત્યુને, ૪ लंका-નગરી, ૫ दीनम्–દીનનું, ૬ नंदी–પોઠિયો.)

## પ્રશ્નોત્તરાણિ

[સંવાદના ઢંગમાં પ્રશ્ન પુછાય તેની સાથે જ ઉત્તર મળે, એવા પ્રકારની શ્લોકરચના અહીં જોવા મળે છે. અપાયેલા ઉત્તરોમાં શ્લેષ, વ્યંગ્ય વગેરે હોવાને કારણે ચમત્કૃતિ રહેલી છે. પ્રશ્નમાં રહેલ ગૂઢ રહસ્યનો ઉકેલ પણ જોવાને મળે છે. એ પ્રકારના ફક્ત અગિયાર શ્લોકો અહીં આપ્યા છે]

भारतं चेक्षुदण्डं च सिन्धुमिन्दुं च वर्णय।
पादमेकं प्रदास्यामि प्रतिपर्वरसोदयः ॥ १ ॥

(પ્રશ્ન:) 'મહાભારત, શેરડીનો સાંઠો, સમુદ્ર અને ચંદ્રમા એ ચારેનાં વર્ણન કરો. ફક્ત એક જ ચરણ તેને માટે હું આપું છું. (ઉત્તર:) પ્રત્યેક પર્વમાં રસનો ઉદય છે. (૧) મહાભારતનાં અઢાર પર્વો છે, તેમાં વાર્તાનો રસ વધતો જાય છે. (૨) શેરડીના સાંઠામાં ઉપરથી નીચે જતાં દરેક પર્વ(ગાંઠ)માં રસ વધતો જાય છે. (૩) સમુદ્રમાં દરેક પર્વે રસ(જળ)નો વધારો થાય છે અને (૪) ચંદ્રમાનો દરેક પૂર્ણિમાના પર્વે કળારૂપી રસનો ઉદય થાય છે. ૧

कियन्मात्रं जलं विप्र जानुदघ्नं नराधिप।
तथापीयमवस्था ते नहि सर्वे भवादृशाः ॥ २ ॥

(રાજા અને બ્રાહ્મણનો સંવાદ છે:) 'હે વિપ્ર! પાણી કેટલું છે?' 'હે રાજા! ઘૂંટણપૂર છે.' 'તોય તારી આ દશા?' 'બધા તમારા જેવા હોતા નથી.' (ઊંચા અને ઠીંગણા સરખા ન હોય તેમ જ ગરીબ અને ધનિક સરખા ન હોય.) ૨

अहो केनेदृशी बुद्धिर्दारुणा तव निर्मिता।
त्रिगुणा श्रूयते बुद्धिर्न तु दारुमयी क्वचित् ॥ ३ ॥

'અરે! તમારી આવી વિચિત્ર દારુણ બુદ્ધિ કોણે બનાવી?' અરે ભાઈ! બુદ્ધિ તો ત્રણ ગુણની હોય છે. કોઈએ દારુ(લાકડી)ની બુદ્ધિ બનાવી નથી. (અહીં 'दारुण–કઠોર' એ ભાવમાં પ્રશ્ન છે, પણ 'दारुणा–લાકડીથી' એમ અર્થ કરીને ઉત્તર આપ્યો છે.) ૩

भूरिभारभराक्रान्तो बाधति स्कन्ध एष ते।
न तथा बाधते स्कन्धो यथा बाधति बाधते ॥ ४ ॥

'ઘણા મોટા ભારથી લદાયેલો, એવો તારો આ ખભો बाधति–પીડાતો નથી ને?' 'અરે રાજા! તમે बाधते બોલવું જોઈએ તેને બદલે बाधति બોલ્યા છો, તેથી મને જે પીડા થાય છે, તેટલી પીડા ખભાને થતી નથી.' (અહીં આત્મનેપદનો પ્રયોગ કરવાને બદલે પરસ્મૈપદનો ખોટો પ્રયોગ કર્યો છે.) ૪

निरर्थकं जन्म गतं नलिन्या यथा न दृष्टं तुहिनांशुबिम्बम्। उत्पत्तिरिन्दोरपि निष्फलैव कृता विनिद्रा नलिनी न येन ॥ ५ ॥

'જેણે શીતળ ચંદ્રનાં બિંબ જોયાં નથી, તે નલિની–(કમળ)નો જન્મ નકામો ગયો છે.' 'જેણે નલિનીને જગાડી નથી, તે ચંદ્રનો જન્મ પણ નકામો ગયો છે.' (અહીં રાજકન્યાને ઉદ્દેશીને, કવિ તીક્ષ્ણ કટાક્ષ કરે છે; તેના ઉત્તરમાં રાજકન્યા સચોટ રીતે બોલે છે. નલિનીને પત્ની સાથે અને ચંદ્રને પતિ સાથે સરખાવ્યાં છે.)

अङ्गणं तदिदमुन्मदद्विपश्रेणिशोणितविहारिणो हरेः।
उल्लसत्तरुणकेलिपल्लवां सल्लकीं त्यजति किं मतङ्गजः ॥

'મદોન્મત્ત હાથીઓના સમુદાયના લોહી પર વિહાર કરનાર સિંહનું આ આંગણું છે.' 'તે શું મદોન્મત્ત હાથી સાવ વૃક્ષની લતાને છોડી દેશે; જેનાં તાજાં પાન શોભાયમાન અને ક્રીડા કરવા લાયક છે?' અહીં રાજકન્યાનો 'પોતાના પિતા સિંહ જેવા છે.' એવો સંકેત છે. 'મદોન્મત્ત હાથીની જેમ પોતાનો ભોગ્ય પદાર્થ તૈયાર છે,' એવો નાયકનો સંકેત છે.) ૬

अलमति चपलत्वात्स्वप्नमायोपमत्वात्परिणतिविरसत्वात्संगमेनाङ्गनायाः। इति यदि शतकृत्वस्तत्त्वमालोचयामस्तदपि न हरिणाक्षीं विस्मरत्यन्तरात्मा ॥७

'સ્ત્રીનો સંગ અસંત ચપળ, સ્વપ્નની માયા જેવો અને પરિણામે નીરસ છે; માટે ચપળતા કરવાની છોડી દે.' તમારા કથન પ્રમાણે સેંકડોવાર તત્ત્વનો વિચાર કર્યો, તોપણ મારો અંતરાત્મા મૃગલોચનાને ભૂલતો નથી. (અહીં બિલ્હણ કવિને તેના ગુરુ ઉપદેશ આપે છે અને કવિ તેના ઉત્તર આપે છે.) ૭

इदमनुचितमक्रमश्च पुंसां यदिह जरास्वपि

मान्मथा विकाराः । इदमपि न कृतं नितम्बिनीनां स्तनपतनावधि जीवितं रतं वा ॥ ८॥

પુરુષોને વૃદ્ધાવસ્થામાં પણ કામના વિકારો જાગે, એ ક્રમ તો સંસારમાં ઊલટો જ ગણાય. સુંદર સ્ત્રીઓના સ્તન નમી પડે, ત્યાં સુધી તે જીવનમાં રમણ કરવાની ઇચ્છા કરે, તે પણ બરોબર નથી. (અહીં પ્રશ્નરૂપે પુરુષના કામવિકારની ટીકા છે, તો ઉત્તરમાં સ્ત્રીના કામવિકારની નિંદા છે.) ૮

यदेतचन्द्रान्तर्जलदलवलीलां वितनुते
तदाचष्टे लोकः शशक इति नो मां प्रति तथा ।
अहं त्विन्दुं मन्ये त्वदरिविरहाक्रान्ततरुणी-
कटाक्षोल्कापातव्रणकिणकलङ्काङ्किततनुम् ॥ ९॥

'જે આ ચંદ્રની અંદર મેઘના અંશની લીલા દેખાય છે, તેને લોકો 'મૃગ' કહે છે; પરંતુ મને તો તેમ લાગતું નથી.' 'હે રાજન્! એ છે તો ચંદ્ર જ' પરંતુ તમે મારેલા શત્રુઓની વિરહિણીઓના કટાક્ષરૂપી જ્વાળાઓથી થયેલ છિદ્રનું એ આટલું પડેલું છે; જે ચંદ્રના શરીરમા દેખાય છે. (રાજાએ કલંકનો નિષેધ કરી મેઘના કાળા કટકાની ઉપમા આપી; તેના ઉત્તરમા ચોરની જેમ છુપાઈ રહેલ પંડિતે તેની પ્રશંસા કરી.) ૯

भवित्री रम्भोरु त्रिदशवदनग्लानिरधुना
स रामो मे स्थाता न युधि पुरतो लक्ष्मणसखः ।
इयं यास्यत्युच्चैर्विपदमधुना वानरचमू-
र्लघिष्ठेदं षष्ठाक्षरपरविलोपात्पठ पुनः ॥ १०॥

'કેળ જેવી જંઘાવાળી હે સીતા! હમણા જ દેવોનાં મુખ મ્લાન થઈ જશે. લક્ષ્મણની સાથે આવેલ તે રામ યુદ્ધમાં મારી સામે ઊભા રહેશે નહિ; અને વાનરોની સેના પર હમણા જ મોટી આપત્તિ આવી પડશે.' 'હે લઘિષ્ઠ–નીચ! સાતમા અક્ષરનો લોપ કરીને એ જ શ્લોક ફરીથી ભણ. (અહીં પહેલા ત્રણ ચરણ રાવણનાં વચન છે અને ચોથા ચરણમાં સીતા ઉત્તર આપતાં દરેક ચરણના સાતમા વર્ણનો લોપ કરવાનો કહે છે. જેમ કે त्रिदशवदनने બદલે दशवदन રાવણનું મુખ મ્લાન થશે. स्थाता न ને બદલે स्थाता ઊભા રહેશે તેમ જ विपदम्ने બદલે पदम्–ઊંચું પદ મેળવશે.)

अष्टौ हाटककोटयस्त्रिनवतिर्मुक्ताफलानां तुला
पञ्चाशन्मधुगन्धमत्तमधुपाः क्रोधोद्धताः सिन्धुराः ।
अश्वानामयुतं प्रपञ्चचतुरं पण्याङ्गनानां शतं
दण्डे पाण्ड्यनृपेण ढौकितमिदं वैतालिकायार्पय ॥११

પાજનગી વિક્રમાદિત્યને જણાવે છે કે, 'સોનાની આઠ કોટિ (૮૦ ગુંજાભાર), મોતી ૯૩ તુલા (ભાર), મદગંધથી ભમરાઓ મદોન્મત્ત થાય એવા ક્રોધથી ભરપૂર ૫૦ હાથી, ૧૦ હજાર ઘોડા અને પ્રપંચક્રીડામાં ચતુર એવી ૧૦૦ વારાંગનાઓ પાંડ્ય રાજાએ ખંડણીમાં આપણને આપી છે.' (રાજા ભાટ–વૈતાલિકના ગવાતા ગુણોમાં મશગૂલ હોવાથી ઉત્તર આપે છે કે,) 'એ બધું વૈતાલિકને આપી દો.' ૧૧

## ભાષાચિત્ર

[શ્લોક બોલતાં જે સંસ્કૃત ન લાગે પણ બીજી ભાષાના શબ્દોનો રણકાર હોય; પરંતુ પદો છોડીને અર્થ કરતાં, સંસ્કૃત શ્લોક હોય, તેને ભાષાચિત્ર કહે છે. નમૂનારૂપે એક શ્લોક અહીં મૂકયો છે.]

उत्सरङ्गकलितोरुकटारीभाजिरा उत भयंकरभालाः ।
सन्तु पायकगणा जय तैस्त्वं गामगोहरमिलाव इलावी ॥

હે રાજા! જેને ઘણો આનંદ છે અને જેનાં ગંડસ્થળ મદથી ભરેલાં છે, એવા શત્રુરૂપી હાથીની સામે જેણે યુદ્ધ આપ્યું છે અને જેની ભ્રુકુટિ ભયંકર છે, એવા યોદ્ધા આપના સેવક હો. તેવા સેવકો સહિત આપ પૃથ્વીપાલક છો. જેણે કામદેવને જીત્યો છે એવા આપ શત્રુનાં ગામ અને સ્ત્રીનાં હરણ નહિ કરતાં, પૃથ્વીને જીતી લો. ૧

## જાતિવર્ણન

[પ્રાણીમાત્ર પોતે જે જાતિમા જન્મે છે, તે જાતિની ખાસિયત–ગુણદોષ વગેરે તેનામાં હોય છે. સામાન્ય જનોને તેને વિષે ખ્યાલ નથી હોતો, તેથી કવિ પોતાની ચાતુરીથી શ્લોકોની રચના કરીને, તે તો જાતિના ખાસ ગુણોનું વર્ણન કરે છે; તેને સંસ્કૃતમાં स्वभावोक्तिः પણ કહેવામાં આવે છે. અહીં જુદી જુદી જાતિની ખાસિયતને આલેખતા ૫૦ શ્લોકોનો સંગ્રહ છે.]

સિંહ

गर्जन्हरिः साम्भसि शैलकुञ्जे प्रतिध्वनीनात्मकृताञ्निशम्य । पदं वबन्ध क्रमितुं सरोषः प्रतर्कयन्नन्यमृगेन्द्रनादम् ॥ १॥

પર્વતની એ પાણીથી ભરેલી કુંજ–ખીણમા પોતે જ કરેલા ધ્વનિનો પડઘો સાંભળતાં, તે કોઈ બીજા સિંહનો નાદ છે. એમ માની લઈને તે સિંહે ક્રોધથી ગર્જના કરીને તેના પર આક્રમણ કરવાની તૈયારી કરી.

लीढमस्तविपाण्डुरामनरयोराकर्णदीर्णं मुखं
विन्यस्यामिमयोर्युगे चरणयोः सद्यो विभिन्नद्विपः ।

एतस्मिन्मदगन्धवासितसट सावज्ञतिर्यक्चलत्
सृग्वान्ताहतिधूतलोलमधुप' कुञ्जेषु शेते हरि ॥२॥

ચાટવાને કારણે મુખમા રાખવાથી જેના નખ સફેદ થયા છે, પોતાના આગળના બે પગની વચ્ચે જેણે કાન સુધી ફાડેલુ પોતાનુ મુખ ગખેલુ છે એવો સિંહ આ પર્વતની ખીણોમા સૂઈ રહ્યો છે, જે હમણા જ હાથીને મારી નાખીને આવ્યો છે, તેથી જેની કેશવાળી મદના ગંધથી સુવાસિત બનેલી છે અને જેણે પોતાની વાંકીચૂકી, ચંચળ હોઠના સાંધાના ખૂણાવાળી ઉડપચીના પ્રહારથી લોભી ભમરાઓને અપમાન સહિત નસાડી મૂક્યા છે ૨

पश्चोदञ्चदवाञ्चदञ्चितवपु पश्चार्धपूर्वार्धभाक्
स्त-धोत्तानितपृष्ठनिष्ठितमनाग्भुग्नाग्रलाङ्गूलभृत् ।
दष्ट्राकोटिविशङ्कटास्यकुहर कुर्वन्सटामुत्कटा
मुत्कर्ण कुरुते क्रम करिपतौ क्रूराकृति केसरी ॥३॥

જેના શરીરનો પાછલો ભાગ ઊચો અને આગળનો ભાગ નીચો છે, જેની સ્તબ્ધ બનેલી પીઠ ઊપસેલી છે, તેથી જેની પૂછડીની અણી જરા વાંકી થયેલી છે, જે દાઢના આગળના ભાગમા રહેલ મુખરૂપી ગુફાને ધારણ કરે છે અને જેના કાન ઊભા ટટ્ટાર રહેલા છે, એવો ક્રૂર આકારવાળો કેસરી સિંહ ઊચી કેશવાળી કરીને હાથી પર છલંગ મારવા જાય છે, તે જો ૩

उत्कर्णाऽयमकाण्डचण्डिमपटु स्फारस्फुरत्केसर
क्रूराकारकरालवक्त्रविकटस्त-धोर्ध्वलाङ्गूलभृत् ।
चित्रेणापि न शक्यतेऽभिलिखितु सर्वाङ्गसकोचना-
च्चीत्कुर्वन्निगिरिकुञ्जकुञ्जरशिर कुम्भस्थलस्थो हरि ॥४॥

જેના કાન ટટ્ટાર છે, એકાએક ક્રોધ આવતા જે ઘણો ચપળ બનેલો છે, જેની વિશાળ કેશવાળી શોભી રહી છે, જેને ક્રૂર આકારવાળુ ભયકર મુખ અને સ્તબ્ધ બનીને ઊભેલી પૂછડીને ધારણ કર્યા છે અને જે ચિત્કાર કરીને પર્વતના ખીણમા રહેલ હાથીના ગડસ્થળ પર બેઠો છે, એવો આ સિંહ પોતાના સર્વ અંગો સંકોચાવીને બેઠો છે, તેથી તેને ચિત્રમા દોરવો અશક્ય છે ૪

**દીપડો**

लाङ्गूलेनाभिहत्य क्षितितलमसकृद्दारयन्नग्रपद्भ्या
मात्मन्येवावलीय द्रुतमथ गगन प्रोत्पतन्विक्रमेण ।
स्फूर्जद्धुकारघोष प्रतिदिशमखिलान्द्रावयन्नेपजन्तून्
कोपाविष्ट प्रविष्ट प्रतिवनमरुणोच्छूनचक्षुस्तरक्षु ॥५

જે પોતાની પૂછડીથી પૃથ્વી પર વારવાર પ્રહાર કરે છે, જેણે આગના બે પગ પર આખા શરીરનો ભાર ધારણ કરેલો છે, જે પરાક્રમથી આકાશ સુધી, છલંગો મારી રહ્યો છે, જે હુકારનો નાદ ગજાવી રહ્યો છે અને જે દરેક દિશામા રહેનાર જાનવરોને નસાડી રહ્યો છે, એવો આ દીપડો ક્રોધથી સૂઝી લાલ આંખવાળો બનીને વનેવનમા ભમી રહ્યો છે ૫

**હાથી**

अम्भोमुचा सलिलमुद्वमता निशीथे तालीवनेषु
निभृत स्थिरकर्णताला । आकर्णयन्ति करिणोऽर्धनिमी
लिताक्षा धारारवान्दशनकोटिनिषण्णहस्ता ॥ ६ ॥

તાડના ઝાડના વનમા એકાતમા મધરાતે અર્ધી મીચાયેલી આંખવાળા આ હાથીઓ દાતના આગળના ભાગ પર પોતાની સૂઢ વાળીને જલને રેલાવતા મેઘોની ધારાઓના અવાજ સ્થિર કાન રાખીને સ્વસ્થપણે સાભળે છે ૬

अथोपरिष्टाद्भ्रमरैर्भ्रमद्भि प्राक्सूचितान्त
सलिलप्रवेश । निधातशानामलगण्डभित्तिर्वन्य सरितो
गज उन्ममज्ज ॥ ७ ॥

ભમરાઓ મદના લોભે જેના માથા પર ઊચે ઊડે છે, તેથી એવી સૂચના મળે છે કે એ હાથીએ પાણીમા પ્રવેશ કર્યો, તે પહેલા મદથી ભરેલો હશે અને હવે તે મદ ધોવાતા, જેના ગડસ્થળ સ્વચ્છ થયેલા છે એવો આ હાથી વનની નદીઓમાથી બહાર નીકળ્યો છે

नि शेषविक्षालितधातुनापि वप्रक्रियामृक्षवतस्तटेषु ।
नीलोर्ध्वरेखाशबलेन शसन्दन्तद्वयेनाश्मविकुण्ठितेन ॥

જે પર્વતની ગેરુ વગેરે બધી જ ધાતુઓ ધોવાઈ ગઈ છે અને જેના પર દાંત વડે પ્રહાર થવાથી નીલ ઊર્ધ્વરેખા પડેલી છે, તે રીતે પથ્થર પર પ્રહાર કરતા જેના બે દાતની અણીઓ કુંઠિત થયેલી છે, એવા કોક હાથીએ ઋક્ષવાન પર્વતની તળેટી પર વપ્રક્રીડા કરી હોય, એમ સૂચવાય છે ૮

सहारविक्षेपलघुक्रियेण हस्तेन तीराभिमुख
सशब्दम् । बभौ स भिन्दन्बृहतस्तरगान्वार्यर्गलाभग
इव प्रवृत्त ॥ ९ ॥

જલદી લાંબી અને ટૂકી થઈ શકે એવી વિશાળ સૂઢથી જે પાણીના મોટા મોટા મોજાને શબ્દ કરતા કરતા તોડી રહ્યો છે, એવો હાથી કિનારા પર આવી પહોચ્યો છે, તે જાણે કે પોતાના (સાંકળના) બંધન તોડવા તૈયાર થયો હોય, એવો લાગે છે ૯

शैलोपमः शैवलमञ्जरीणां जालानि कर्षन्नुरसा स पश्चात्। पूर्वं तदुत्पीडितवारिराशिः सरित्प्रवाहस्तट-मुत्ससर्प ॥ १० ॥

સેવાળની જાળને પોતાની છાતીથી ખેંચી લાવતો આ પહાડ જેવો હાથી કિનારા પર આવી પહોંચે, તે પહેલાં તો તે હાથીથી અથડાયેલ પાણીનાં મોજાંવાળો પ્રવાહ કિનારા તરફ આવી પહોંચ્યો છે. ૧૦

शय्यां जहत्युभयपक्षविनीतनिद्राः स्तम्बेरमा मुखरशृंखलकर्षिणस्ते। येषां विभान्ति तरुणारुणराग-योगाद् भिन्नाद्रिगैरिकितटा इव दन्तकोशाः ॥११॥

જેમણે બંને પડખાં ફેરવીને નિદ્રા લીધી છે, એવા આ હાથીઓ નિદ્રા પૂરી કરીને ઘાસની શય્યા છોડી રહ્યા છે અને જે અવાજ કરતી લોઢાની સાંકળોને ખેંચી રહ્યા છે, તે હાથીઓના દંતશૂળરૂપી કોશ પર્વતની તળેટીની ગેરુની ભેખડો તોડવાથી અરુણ જેવી લાલ રંગની બનેલ છે. ૧૧

હરણ

ग्रीवाभङ्गाभिरामं मुहुरनुपतति स्यन्दने बद्धदृष्टिः
पश्चार्धेन प्रविष्टः शरपतनभयाद्भूयसा पूर्वकायम्।
दर्भैरर्धावलीढैः श्रमविवृतमुखभ्रंशिभिः कीर्णवर्त्मा
पश्योदग्रप्लुतत्वाद्वियति बहुतरं स्तोकमुर्व्यां प्रयाति ॥

વેગપૂર્વક પાછળથી આવતા રથ પર જે પોતાની ડોક વાળીને ઘણી સુંદર રીતે જોતું જોતુ અને પોતાની કાયા પર બાણ પડશે, એ ભયથી પોતાના શરીરના આગળના ભાગને પાછળના ભાગથી જે ઢાંકી રહ્યું છે; દોડવાના થાકથી મુખ ઊઘડી જતાં, જેમાંથી અર્ધું ચાવેલ ઘાસ ગરી પડતાં, જે આખે રસ્તે વેરાયેલું છે; એ પ્રમાણે જે છલંગ મારતું હરણ ઘડીકમાં પૃથ્વી પર તો વિશેષ કરીને આકાશમાં ચાલી રહ્યું છે, તે તો જો! ૧૨

રીંછ

नयनपथनिरोधात्क्रोधनिर्धूतभाल-
भ्रमदविरलरोमस्तोमबद्धान्धकारः।
कृमिकवलनलोभोत्खातवल्मीकरन्ध्रो-
त्थितफणिफणघातैरुच्छलत्येष भल्लः ॥ १३ ॥

નજરનો વિરોધ થતાં જેણે ક્રોધથી ડોકું હલાવ્યું છે; તેથી વાળના ગાઢ ગુચ્છા ઊડતાં વિશેષ અંધકાર ફેલાયેલ છે તેમ જ કીડા ખાવાના લોભથી જેણે જમીનમાં દર ખોદ્યાં છે અને તેમાંથી નીકળતા સર્પની ફણાના ફુત્કારથી જે હાંફીને શ્વાસ લઈ રહેલું છે; એવું આ રીંછ છે. ૧૩

ઘોડો

यावच्छकलितो वायुरेकीभवितुमर्हति।
तावदेव तुरंगोऽयमाजगाम जगाम च ॥१४॥

જેટલા સમયમાં છૂટો છૂટો વાતો વાયુ એકદમ એકઠો થઈ શકે, તેટલા જ સમયમાં આ પવનવેગી ઘોડો આવ્યો અને ગયો. ૧૪

मण्डले मण्डलाकारो रेखा वाजीमयी जये।
सव्यापसव्ये द्विमुखो नकुलाधिष्ठितो हयः॥१५॥

આ તે ઘોડો છે કે જે ગોળ કૂંડાળું ફરતાં પોતે ગોળાકાર બની જાય છે, સીધી રેખા પર આવતાં રેખાકાર બને છે અને ડાબે–જમણે ફરતાં બે મુખવાળા નોળિયા જેવો બની જાય છે.૧૫

मुक्तेषु रश्मिषु निरायतपूर्वकाया
निष्कंपचामरशिखा निभृतोर्ध्वकर्णाः।
आत्मोद्धतैरपि रजोभिरलंघनीया
धावन्त्यमी मृगजवाक्षमयेव रथ्याः ॥ १६ ॥

જ્યારે લગામ ઢીલી મૂકવામાં આવે છે, ત્યારે જેનો આગળનો ભાગ લાંબો દેખાય છે, જેના વાળની ચમર કંપ્યા વિનાની સ્થિર લાગે છે, જેના કાન ઊંચા અને ટટ્ટાર છે; તેમ જ પોતાના પગથી ઉડાડેલી ધૂળ પણ જેને અડકી શકતી નથી; એવા આ રથના ઘોડા જાણે કે હરણની દોડની ઈર્ષ્યા કરતા હોય એમ લાગે છે. ૧૬

आकर्षन्निव गां नमन्निव खुरौ पश्चार्धमुज्झन्निव
स्वीकुर्वन्निव स्वं पिबन्निव दिशो वायूंश्च मुष्णन्निव।
साक्षात्प्रकरां स्पृशन्निव भुवं छायाममृष्यन्निव
प्रेङ्खच्चामरवीज्यमानवदनः श्रीमान्हयो धावति ॥ १७ ॥

જાણે કે નીચે રહેલી પૃથ્વીને ખેંચી લેતો ન હોય, પોતાની ખરીઓને જાણે કે બહાર નાખી દેતો ન હોય, પોતાના પાછલા ભાગને જાણે કે ફેંકી દેતો ન હોય, જાણે આકાશને પકડતો ન હોય, દિશાઓને પી જતો ન હોય, વાયુને ચોરી લેતો ન હોય, પૃથ્વીને એવી રીતે અડકે કે જાણે પૃથ્વી સ્પર્શતો ન હોય, પોતાની છાયાને સહન નહિ કરતો પાછળ ફેંકી દેતો ન હોય અને પોતાની ફરફરતી ચમરીથી જાણે કે પવન ખાતો ન હોય, એવી રીતે દોડતો આ ઘોડો દોડી રહ્યો છે! ૧૭

पश्चादङ्घ्री प्रसार्य त्रिकनतिविततं द्राघयित्वाङ्ग-

मुचैरासज्यामुग्नकण्ठो मुखमुरसि सटां धूलिधूम्रां विधूय । घासग्रासाभिलाषादनवरतचलत्प्रोथतुण्डस्तुरङ्गो मन्दं शब्दायमानो विलिखति शयनादुत्थितः क्ष्मां खुरेण ॥ १८ ॥

જેણે પોતાના પાછલા બે પગ ફેલાવીને તેમ જ નમેલા વરંડાને લાંબો કરીને પોતાનાં અંગને ઊંચાં કર્યાં છે; જેવું ગળું મુખ સાથે લાગી જતાં છેક છાતી સુધી પહોંચેલું છે અને જેણે ધૂળથી ભરાયેલી કેશવાળીને ખંખેરી નાખી છે, એવો આ ઘોડો ઊંઘમાંથી જાગ્યો છે અને હવે ઘાસ ખાવાની ઇચ્છાથી પોતાના મુખને વારંવાર હલાવે છે તેમ જ અવાજ કરીને પોતાની ખરીથી જમીન ખોતરી રહ્યો છે. ૧૮

दीर्घेष्वमी नियमिताः पटमंडपेषु निद्रां विहाय वनजाक्षवनायुदेश्याः । वक्त्रोष्मणा मलिनयंति पुरोगतानि लेह्यानि सैंधवशिलाशकलानिवाहाः ॥ १९ ॥

હે કમળ સમાન નેત્રવાળા ! આ લાંબા તંબુઓના પ્રદેશમાં બાંધી રાખેલા જુદા જુદા પ્રદેશથી આણેલા ઘોડાઓ નિદ્રા છોડીને પોતાની પાસે ચાટવા માટે રાખેલ સિંધવ પથ્થરના નાનામોટા ટુકડાઓને મુખના દીર્ઘ શ્વાસથી કાળા કરી નાખે છે. ૧૯

शनैरनीयन्त रयात्पतन्तो रथाः क्षितिं हस्तिनखादखेदैः । सयत्नसूतायतरश्मि भुग्नग्रीवाग्रसंसक्तयुगैस्तुरंगैः ॥ २० ॥

જેની લગામને સારથિએ જોરથી ખેંચી રાખી છે, જેની વાંકી વળેલી ગળચીના આગળના ભાગ પર રથની ધૂંસરી લાગેલી છે; એવા આ ઘોડાઓએ જોરથી ચાલતા રથોને હસ્તિનખ (મુખ્ય દરવાજાના મધ્યભાગનો ઊંચો કોટ) પરથી પરિશ્રમ વિના ધીરે ધીરે નીચે ઉતારી રહ્યા છે. ૨૦

વાનર

युक्तं सभायां खलु मर्कटानां शाखास्तरूणां मृदुलासनानि । सुभाषितं चीत्कृतिरातिथेयी दंतैर्नखाग्रैश्च विपाटितानि ॥ २१ ॥

જ્યારે માંકડાઓની સભા ભરાઈ હોય, ત્યારે તેમને બેસવા માટેનાં કોમળ આસનો તો વૃક્ષોની ડાળીઓ હોવી જોઈએ, તેમનાં સંભાષણ તે ચિચિયારીઓ હોય, તેમ જ તેમનો પરસ્પર આદરસત્કાર-મહેમાનગીરી તે દાંત અને નખોથી એકમેકને ઉઝરડા ભરવા તે જ હોઈ શકે । ૨૧

यदर्कांशुक्लान्तस्फुरदरुणपुष्पोदरधिया प्रविष्टो नासान्तः कणितमणिडिम्भः प्रकुरुते । कपिः स्थित्वा स्थित्वा तदिदमनुशृण्वन्विचकितो धुनोत्यास्यं रौति प्रचलति चलत्युच्छलति च ॥ २२ ॥

આ વાંદરાના નાકને તે સૂર્યના કિરણથી સહેજ કરમાયેલ અને હાલતુંચાલતું રાતું ખીલેલું ફૂલ સમજીને નીલમણિ જેવું કાળું ભમરાનું બચ્ચું તેના નાકમાં પેસીને ગુણગુણ કરવા લાગ્યું; તેથી વારંવાર ઊભો થઈને, તેનો અવાજ સાંભળીને ચમકવા લાગતાં, તે વાંદરો પોતાનું મુખ ધુણાવે છે, બારડે છે, દોડે છે, ચાલે છે અને કૂદકા મારે છે. ૨૨

મોટો સાંઢ

तुषारसंघातशिलाः खुराग्रैः समुल्लिखन्दर्पकलः ककुद्मान् । दृष्टं कथंचिद्गवयैर्विविग्नैरसोढसिंहध्वनिरुन्ननाद ॥ २३ ॥

જે પોતાની ખરીઓના આગળના ભાગથી બરફની મોટી મોટી શિલાઓ ઉખેડી નાખે છે, જેનો ગર્વ વધી ગયો છે, જેની ખાંધ મોટી છે, જેને અકસ્માત્ જોવાથી વનનાં રોઝ ગભરાઈને દૂર ભાગી જાય છે અને જે સિંહનાદને પણ ગણકારતો નથી, એવો આ સાંઢ ઊંચેથી બરાડે છે. ૨૩

गर्जित्वा मेघधीरं प्रथममथ शनैर्मण्डलीकृत्य देहं शृङ्गाभ्यां मीपयन्तावभिमुखमवनीं दारयन्तौ खुराग्रैः । मन्दं मन्दं समेत्य स्थिरनिहितपदं दत्तघातौ सरोषं युध्येते चालयन्तौ कुटिलितमसकृत्पुच्छमेतौ महोक्षौ ॥ २४ ॥

જે પહેલાં તો મેઘની જેમ ધીર ગર્જના કરે છે, તે પછી ધીમે રહીને જે પોતાના શરીરને ગોળ વાળે છે, પછી પોતાનાં બે શિંગડાંથી એકબીજાને બિવડાવતા હોય એમ લાગે છે; જે પોતાની સામે રહેલી જમીનને ખરીઓના આગળના ભાગથી ખોતરી નાખે છે; ને પછી જે ધીરે ધીરે સામસામા આવે છે અને પોતાના પગને જમીન પર સ્થિર રીતે ટેકવીને ક્રોધથી એકમેકને પ્રહાર કરે છે અને પછી લડતાં લડતાં પોતાની વાંકી વાળેલી પૂંછડીને વારંવાર હલાવે છે, એવા આ બે મોટા સાંઢ છે. ૨૪

ગાય

आहत्याहत्यमूर्ध्ना द्रुतमनुपिबतः प्रस्नुतं मातुरूधः किंचित्कुब्जैकजानोरनवरतचलचारुपुच्छस्य धेनुः ।

उत्कर्णं तर्णकस्य प्रियतनयतया दत्तहुंकारमुद्रा
विस्रस्तक्षीरधारालवशबलमुखस्याङ्गमातृप्ति लेढि ॥ २५

જે વાછરડુ નાના આચળમાથી ઝરતા દૂધને વાર વાર માથુ મારી મારીને પીએ છે, જેનો એક ઘૂટણુ જરાક વાંકો વળેલો છે, જે પોતાના સુદર પૂછડાને વારવાર હલાવે છે અને ઝરતી દૂધની ધારાના ફીણુથી જેનુ મુખ રગાયેલુ છે, એવા પોતાના વાછરડા ઉપર ના પ્રેમથી કાનને ઊચા કરીને આ ગાય મુખથી હુકારો કરે છે, દૂધની ધારાઓના બિંદુઓ છોડે છે, તેમ જ પોતાના વાછરડાને ધરાતા સુધી ચાટે છે ૨૫

**મોર**

मण्डलीकृत्य बर्हाणि कण्ठैर्मधुरगीतिभि ।
कलापिन प्रनृत्यन्ति काले जीमूतमालिनि ॥ २६ ॥

વર્ષાકાળ આવી પહોચતા જ્યારે વાદળ ચઢી આવે છે, ત્યારે પોતાના પીછાની કળા કરીને કઠથી મધુર ગાનના શબ્દો કરતો મોર નાચી રહ્યો છે ૨૬

**ચાતક**

दम्भोलिस्फूर्जदम्भोधरविपुलतडिद्दम्भगम्भीरनादै
रम्भ सभारसभावनकुतुकिकुल चातकाना प्रनृत्यत् ।
ऊर्ध्वं विन्यस्तचञ्चूपुटमुपरि परिभ्राम्यदुत्पातवातै-
रम्भोदोन्मुक्तमम्भ कणमपि न चिरात्प्राप्य नम्र
मिथोऽभूत् ॥ २७ ॥

ઇંદ્રના વજ્ર જેવા શબ્દોથી ગર્જના કરતા મોટા મોટા વાદળ વીજળીઓના ખૂબ જ આડબર સહિત ગગડાટ કરવા લાગ્યા, તે સાભળીને વરસાદ ઘણો વરસશે ' એમ ધારીને ચાતકોનો સમૂહ કૌતુકથી નાચવા લાગ્યો તેમ જ પોતાની ચાચ ઊચી કરીને ઉઘાડીને ઊભો રહ્યો, તેટલામા મોટા સપાટાથી ફૂકાતા પવનના ઉત્પાતથી વાદળ વિખેરાઈ જતા લાબા કાળ સુધી વરસાદનુ ટીપુ પણ મળ્યુ નહિ તેથી છેવટે થાકીને તે ચાતકનો સમૂહ ચાચ નીચી કરીને બેસી રહ્યો ૨૭

**કબૂતર**

कल्कणितगर्भेण कण्ठेनाधूर्णितेक्षण ।
पारावत परावृत्य रिरसुश्चुम्बति प्रियाम् ॥ २८ ॥

જેના કઠમા મધુર શબ્દ રહેલો છે અને જે આખના ડોળાને ફેરવ્યા કરે છે, એવુ આ કબૂતર પોતાની પ્રિયા સાથે રમણુ કરવાની ઇચ્છાથી પાછુ ફરીને તેને ચુબન આપે છે ૨૮

**બગલો**

नालेनेव स्थित्वा पादेनैकेन कुञ्चितग्रीवम् ।
जनयति कुमुदभ्रान्ति वृद्धबको बालमत्स्यानाम् ॥२९॥

જે કમળની દાડીની જેમ એક પગે ઊભો રહ્યો છે અને જેણે પોતાની ડોક સકોચી લીધી છે, એવો આ ઘરડો બગલો નાના માછનાને સફેદ કમળનો ભ્રમ પેદા કરાવે છે ૨૯

स्थित्वा धैर्यादुपाम्भ समजठरशिराश्चक्रमूर्ति
र्मुहूर्तं धूर्ते सत्यक्ततीर कतिचिदपि पदान्युच्चकै
कुञ्चिताङ्घ्रि । पश्चाद्ग्रीवा प्रसार्य त्वरितगतिरपा
मध्यमाविश्य चञ्च्वा चञ्चन्तीमूर्ध्वकण्ठ कथमपि
शफरीं स्फारिताक्षो बकोऽत्ति ॥ ३० ॥

બગલો પાણી પાસે જઈને ધીરજથી પોતાના પેટ અને કઠને સરખા કરે છે, તે પછી એક મુહૂર્ત સુધી ગોળ ચક્રાકારમા બેસે છે, ત્યાર બાદ કિનારાથી જરાક દૂર જઈ ઊચો થઈને ચાર પગલા ચાલીને પછી પોતાના પગને સકોચી લે છે અને તે પછી પોતાનો કઠ ઊચો કરીને જલદી જલદી દોડીને પાણીની અદર પેસી જાય છે અને છેવટે ડોક ઊચી કરીને જળમા ફરતા માછલાને આખો ફાડીને ખાય છે ૩૦

**કૂકડો** ન્યચ ચ, ચ ચ લ, ચસુ, ચુંબન ;

न्यञ्चञ्चञ्चलचञ्चुचुम्बनचलच्चूडाममुम पत
च्चक्राकारकरालकेसरसटास्फारस्फुरत्कन्धरम् ।
वारवारमुदङ्घ्रिचञ्चलघनभ्रश्यन्नखक्षुण्णयो
दृष्टा कुक्कुटयोर्द्वयो स्थितिरिति क्रूरक्रम युध्यतो ॥३१

એકમેક પર ક્રૂર આક્રમણ કરીને જે યુદ્ધ કરી રહ્યા છે, તેવા આ બે કૂકડાની દશા મે જોઈ લીધી છે તેમની નીચી નમાવેલી ચચળ ચાચથી જાણે કે ચુબન કરતા હોય એ રીતે બનેની કલગી ડોલે છે તેમ જ તે કલગીમા જોરથી પડતી ચાચના પ્રહારથી જેમની ડોક કેશવાળીની ગોળ અને વિકરાળ વાળની છટાથી શોભે છે તેમ જ વારવાર પગ ઊચા કરી ચચળ ઉગ્ર નખોના પ્રહારથી ઘાયલ થઈને બને લઢી રહ્યા છે ૩૧

पक्षावुत्क्षिप्य धुन्वन्सकलतनुरुहान्भोगविरता
रितारमा प्रागेगोष्ठीननिद्र स्फुरदरुणकरोद्भासित रा
निरीक्ष्य । प्रात प्रोत्थाय नीडस्थितचपलवधूर्घर्घर-
ध्वानमुग्रैरद्ग्रीव पूर्वकायोन्नतनिकटसट कुक्कुटो
रारटीति ॥ ३२ ॥

જેણે પોતાની બને પાખ ઉચી કરીને આખા

શરીરના પીંછાને ફફડાવેલા છે, જેણે પોતાનું શરીર પૂરી રીતે ફુલાવેલું છે અને જેની ઊંઘ પહેલાથી જ ઊડી ગયેલી છે, એવો આ કૂકડો સવારે લાલ કિરણોથી ઉદય પામતા સૂર્યની શોભાવાળા આકાશ સામું જોઈ મોટેથી કૂકડેકૂક શબ્દ બોલી રહ્યો છે કે જેણે પોતાની જગાએ રહીને જ ડોક ઊંચી કરી પોતાની ચાળને વિચિત્ર રીતે ફેલાવી છે ૩૨

સર્પ

आलोकत्रस्तनारीकृतसभयमहानादधावज्जनौघ
व्याप्तद्वारप्रदेशप्रचुरकलकलाकर्णनस्तब्धचक्षु । काष्ठ
दण्ड गृहाणेत्यतिमुखरजनैस्ताडितो लोष्टघातैर्भीत
सर्पो गृहस्यानधिगतविवर कोणत कोणमेति ॥३३॥

જેને જોતા જ ગભરાઈને સ્ત્રીઓએ ભયકર ચીસો પાડી છે અને તેથી દોડી આવેલા માણસોથી જે ઘેરાઈ ગયો છે અને આગણામા થતા કોલાહલથી જેની આખો સ્તબ્ધ બની ગઈ છે 'લાકડી લાવો, દડો લાવો' એ રીતે અવાજ કરતા લોકોએ ફેકેલા ઢેફા તથા પથરાથી માર ખાતો અને તેથી ભયભીત થયેલો આ સર્પ પોતાનુ દર ભૂલી જતા ઘરના આ ખૂણેથી બીજે ખૂણે ફરી રહ્યો છે ૩૩

ભિલ્લ

वामस्कन्धनिषण्णशार्ङ्गकुटिलप्रान्तार्पिताधोमुख
स्यन्दच्छोणितलम्बमानशशकान्वेणीस्खलच्चामरान् ।
ज्यान्तप्रोतकपोतपोतनिपतद्रक्ताक्तूणीरकान्
सो पश्यत्करिकुम्भभेदजनितास्कन्दान्पुलिन्दान्पुर ॥३४

જેણે ડાબા ખભા પર રાખેલ તીરકામઠાના વાકા ભાગ પર નીચે માથે લટકતી અને મુખમાથી લોહી વહેતી મશક રાખી છે, જેના માથા પર વેણીથી છૂટેલ ચમરી છે, દોરી પર ટિંગાડેલ કબૂતરના શરીરમાથી જે લોહી ટપકી રહ્યુ છે તેથી જેના ભાથા ભિંજાઈ ગયા છે તેમ જ હાથીના ગડસ્થળ ચીરવાથી જેના અગ મજબૂત બન્યાં છે, એવા ભિલ્લોને પોતાની સામેથી જતા તે જોઈ રહ્યો છે ૩૪

વટેમાર્ગુ

गायति हसति च नृत्यति हृदयेन धृता प्रिया
विचिन्तयति । समविषम न च विन्दति गृहगमन
समुत्सुक पथिक ॥३५॥

જેને ઘેર પહોંચી જવાનો ઉત્સાહ વધી ગયો છે, એવો મુસાફર રસ્તે ચાલતા ગાય છે, હસે છે, નાચે છે, હૃદયથી ધારણ કરેલી પ્રિયાનુ ચિંતન કરે છે તેમ જ માર્ગમા ખાડાટેકરા આવે છે, તેને પણ જાણતો નથી

मातर्धर्मपरे दया कुरु मयि श्रान्तेऽद्य वैदेशिके
द्वारालिन्दककोणके सुनिभृत यास्यामि सुप्त्वा निशि ।
इत्युक्ते सहसा प्रचण्डगृहिणीवास्येन निर्भर्त्सित
स्कन्धन्यस्तपलालमुष्टिनिभव पान्थ पुन प्रस्थित ॥

(રાતના ઘર આગળ આરામ કરવાની ઇચ્છાથી એક મુસાફરે તે ઘરની સ્ત્રીને જણાવ્યુ કે,) 'હે ધર્મપરાયણ માતા! હુ પરદેશી છુ અને થાકી ગયો છુ, મારા પર દયા કરો બારણે ઓટલાના એક ખૂણામા છાનોમાનો રાતે પડી રહીને સવારે ચાલ્યો જઈશ,' એ રીતે જ્યા મુસાફર કહેતો હતો, ત્યા તો તે ક્રોધી સ્વભાવની સ્ત્રીએ એનો તો તિરસ્કાર કર્યો કે તે મુસાફર મૂઠી પરાળના વૈભવને ખભા પર રાખીને આગળ ચાલવા માંડ્યો ૩૬

भद्र ते सदृश यदध्वगशतै कीर्तिस्तवोद्घुष्यते
स्थाने रूपमनुत्तम सुकृतिना दानेन कर्मा जित ।
इत्यालोक्य भृश दृशा करुणया शीतातुरेण स्तुत
पान्थेनैकपलालमुष्टिरुचिना गर्वायते हालिक ॥३७॥

એક મૂઠી પરાળ મેળવવાની ઇચ્છાથી એક મુસાફરે ખેડૂતના ગુણ ગાતા જણાવ્યુ કે, 'હે તાત, સેંકડો મુસાફરો તમારી કીર્તિ ગાય છે, તે બરોબર કલ્યાણકારક છે તમારુ સ્વરૂપ પણ ઘણુ સુદર છે તમે ધર્માત્મા બનીને દાનથી કર્ણરાજાને પણ જીતી લીધો છે,' એ રીતે ટાઢથી ઠૂઠવાતા પથિકની દયાથી ભરેલી નજર વડે જોવાતો તે ખેડૂત ગર્વથી ફુલાય છે ૩૭

देशैरन्तरिता शतैश्च सरितामुर्वीभृता काननै
र्यत्नेनापि न याति लोचनपथ कान्तेति जानन्नपि ।
उद्ग्रीवश्चरणार्धरुद्धवसुध कृत्वाश्रुपूर्ण दृशौ
तामाशा पथिकस्तथापि किमपि ध्यायन्मुहुर्वीक्षते ॥३८।

સેંકડો નદીઓ અને પર્વતોના જગલોના અતરાયવાળા પ્રદેશોથી ઘણે દૂર રહેલી પોતાની પ્રિયા છે તે ગમે તેવા પ્રયત્ને પણ નજરે ચઢે એમ નથી, એમ તે મુસાફર જાણે છે, તોપણ ઊંચી ડોક કરીને, પોતાના અડધા પગે જમીનને દાબી રાખીને તેમ જ આખમા આંસુ લાવીને, તે મુસાફર દિશાનુ વારવાર ધ્યાન ધરીને કાઇક જોતો હોય છે ૩૮

શૂર

खड्गहस्तोऽरिमालोक्य हर्षामर्षसमन्वित ।
शूर पुलकितो रक्तनेत्रो हसति जृम्भते ॥३९॥

જેના હાથમાં તલવાર છે, શત્રુને જોતાં જ જેને હર્ષ અને ક્રોધ થઈ આવ્યો છે, જેને શરીરે રુવાંટાં ખડાં થયાં છે અને જેની આંખો લાલ છે, એવો શૂરવીર પુરુષ હસે છે અને બગાસાં ખાય છે. ૩૯

**બાળક**

धूलीधूसरतनवो राज्यस्थितिरचनकल्पितैकनृपाः ।
कृतमुखवाद्यविकाराः क्रीडन्ति सुनिर्भरं बालाः ॥४०॥

જેમનાં શરીર ધૂળથી ખરડાયેલાં છે, જેમણે રાજ્ય ચલાવવા માટે પોતાની અંદરથી એક બાળકને રાજા માની લીધો છે અને જેઓ પોતાના મુખને જ વાજાં બનાવીને વગાડી રહ્યાં છે; એવાં બાળકો ખૂબ સારી રીતે રમી રહ્યાં છે. ૪૦

आयातो भवतः पितेति सहसा मातुर्निशम्योदितं
धूलीधूसरितो विहाय शिशुभिः क्रीडारसान्प्रस्तुतान् ।
दूरात्स्मेरमुखः प्रसार्य ललितं बाहुद्वयं बालको
नाधन्यस्य पुरः समेति परया प्रीत्या रटन्घर्घरम् ॥४१

'તારા પિતા આવ્યા' એમ પોતાની માનાં ઓચિંતાં વચન સાંભળતાં જ, જેનું શરીર ધૂળથી ખરડાયેલું છે, ને બાળકોની સાથે ચાલતી રમત છોડી દઈને દૂરથી જ હસતા મુખે જેણે પોતાના બે હાથ લાંબા કર્યા છે અને જે પ્રેમથી કાલી કાલી વાણી બોલી રહ્યો છે, એવો બાળક જેની પાસે આવતો નથી, તે પુરુષને ધન્યવાદ ઘટતા નથી. ૪૧

**નર્તકી**

स्वेदक्लेदितकङ्कणां भुजलतां कृत्वा मृदङ्गाश्रयां
चेटीहस्तसमर्पितैकचरणा मञ्जीरसंधित्सया ।
सा भूयः कुचकम्पसूचितरयं निःश्वासमामुञ्चती
रङ्गस्थानमनङ्गसात्कृतवती तालावधौ तस्थुषी ॥ ४२॥

પરસેવાથી જેના કંકણ ભીંજાયાં છે; એવી પોતાની ભુજારૂપી લતાને મૃદંગ પર જેણે ટેકવી છે; ઝાંઝર પહેરવાની ઇચ્છાથી જેણે પોતાનો પગ દાસીના હાથ પાસે ટેકવ્યો છે અને જેનો વેગ સ્તનના કંપથી જાણી શકાય છે, એવી આ નર્તકી નિઃશ્વાસ મૂકતી અને તાલના ઠેકા પ્રમાણે પોતાનો પગ ટેકાવતી સર્વ સભાને કામાતુર બનાવે છે. ૪૨

**લેખિકા**

उन्नमितैकभ्रूलतमाननमस्याः पदानि रचयन्त्या ।
कण्टकितेन प्रथयति मय्यनुरागं कपोलेन ॥ ४३॥

यद्भ्रूलते तरलिते यदुदङ्गुलीकः,
पाणिः पुरो यदपि चक्षुरलब्धलक्ष्यम् ।
उन्मुद्रिताधरदलं च यदास्यमस्या-
स्तत्काव्यकर्मणि निविक्तमवैमि चेतः ॥ ४४॥

કવિતાના પદોની રચના કરતાં, જેની એક ભમર ઊંચે ચડેલી છે એવા મુખવાળી; જેના ગાલ પર રવાંટાં ઊભાં થયેલાં છે, તેથી મારા પર અનુરાગ છે, એમ જે બતાવી રહી છે; બે ભમ્મર ફરકી રહ્યા છે, જેની આંગળીઓ ઊંચી છે, એવા પોતાના હાથને જરાક આગળ રાખીને પોતાની નજરની સામે જાણે કોઈ વિષય હોય એ રીતે અધરોષ્ઠને પ્રફુલ્લ બનાવે છેઃ એ ઉપરથી મને લાગે છે કે, 'આ સ્ત્રીનું ચિત્ત કોઈ કાવ્ય રચવામાં લાગેલું છે.' ૪૩,૪૪

**ગોલણનું ગીત**

विलासमसृणोल्लसन्मुसललोलदोःकन्दली-
परस्परपरिस्खलद्वलयनिःस्वनोद्बन्धुराः ।
लसन्ति कलहुंकृतिप्रसभकम्पितोरःस्थल-
त्रुटद्गमकसंकुलाः कलमकण्डनीगीतयः ॥ ४५॥

લીલાએ કરીને સુંદર સાંબેલાને ઊંચું કરીને જે હાથમાં લીધેલ છે, એવા હાથીરૂપી કેળ એકબીજા સાથે અથડાતાં બંગડીના અવાજથી જે મનને હરી લે છે અને મધુર હુંકાર કરવાથી જેની છાતી જોરથી કંપી રહી છે અને જેની ગાવાની કડી તૂટી ગઈ છે તેથી ગભરાતાં અનાજ છડનારી ગોલણોના ગીત શોભે છે ૪૫

## ચિત્ર (Novelty)

[ચિત્ર એટલે નવાઈ અથવા છબી. જે કવિતાની રચના જોતાં તેમાં કોઈ અસાધારણ ચમત્કારવાળી અક્ષર-રચના અથવા કોઈ પદાર્થના ચિત્રમાં બરાબર ગોઠવાઈ રહે એવા શબ્દો કે અક્ષરોનું બંધારણ હોય તેને ચિત્ર-કાવ્ય કહે છે.]

नमामि मामनोनुन्नमानं मुनिममानिनम् ।
नानाननममानाममोंनामानमुमेनमुम् ॥ १॥

मामनोनुन्नमान–લક્ષ્મીના મનનું અભિમાન જેણે હર્યું અર્થાત્ લક્ષ્મીનો ચંચળતારૂપી ગર્વ ઉતારનાર, मुनि–યોગીશ્વર, अमानिनम्–માનરહિત, नानाननम्–જુદા જુદા પ્રકારના અવતારો વખતે જુદાં જુદાં મુખ ધરનારા, अमानामम्–માન એટલે હદરહિત, અનંત આકાશને અતિક્રમણ કરનાર, ओंनामानम्–ઓંકાર નામવાળા (બ્રહ્મ-સ્વરૂપ) એવા उमेनं–પાર્વતીના પતિ તથા उम् હરિ

અર્થાત્ હરિહરાત્મકને નમામિ-નમું છું. (ચિત્ર-આમાં ન અને મ એ બે જ વ્યંજનો લીધાં છે.) ૧

तारतारतरैरेतैरुत्तरोत्तरतो रुतैः ।
रतार्ता तित्तिरी रौति तीरे तीरे तरौ तरौ ॥२॥

रतार्ता-કામાતુર तित्तिरी-તીતર પંખી, तारतारतरै रेतै-रुत्तरोत्तरतो रुतै-એક એક કરતાં ચઢિયાતા એવા અતિશય મોટા અને ઊંચા શબ્દોથી, પ્રત્યેક તીરે તીરે તથા વૃક્ષે વૃક્ષે રડે છે. (ચિત્ર-ર અને ત એ બે વ્યંજનો આમાં વાપર્યાં છે.) ૨

तनुता तनुतां नीता तेन ते नीतनीतिना ।
नीता नूतनता तान्ति तनौ तेनातनोति नः ॥३॥

तेन नीतनीतिना-તે નીતિથી ભ્રષ્ટ થયેલાએ, તે तनुता तनुता नीता-તારી સુકુમારતાને વધારે કોમળ કરી નાખી (એટલું જ નહિ પણ) तेन-તેણે तनौ-તારા શરીરમાંની नूतनता-નવયૌવનતાને तान्ति નાતા-થકવી નાખી અને नः अतनोति-અમને પણ બેજાર કરી નાખ્યા. (ચિત્ર-આમા ત અને ન વ્યંજનો છે.) ૩

या माता ममता माया मा परोक्षक्षरोपमा ।
तारोने गगनेऽरो तामक्षगच्छगक्षम ॥४॥

अक्षगच्छगाक्षम-ઇંદ્રિયો જેમાં પેસે છે તે વિષયોનો નાશ કરવામા સમર્થ હે મહાયોગી! तारोने गगने-તારા-રહિત (હૃદયરૂપી) આકાશમાં या माता-જે જગતની માતા, ममता-મમતા સ્વરૂપે, माया-વૈષ્ણવી માયા સ્વરૂપે मा-લક્ષ્મીરૂપે રહે છે અને परोक्षक्षरोपमा ઉત્તમ નંદી સાથે જનાર તેની જેને ઉપમા છે એવી માહેશ્વરી, ता अरः-તેની તરફ જ તાત્પર્ય કે શક્તિનું સેવન કર. (ચિત્ર આમાં અનુલોમપ્રતિલોમ એટલે અવળાંસવળા વંચાય તેમ ચારે ચરણો ગોઠવેલાં છે. ૪

सर स्वतिप्रसादं मे स्थितिं चित्तसरस्वति ।
सरस्वति कुरु क्षेत्रकुरुक्षेत्रसरस्वति ॥५॥

હે સરસ્વતી! સુંદર અને અતિશય પ્રસન્નતાને પામ. ક્ષેત્ર (શરીર) એ જ કુરુક્ષેત્રમાં સરસ્વતી નામની જે નદી છે, તેમાં તથા મારા ચિત્તરૂપી સમુદ્રમાં મારી સ્થિતિ કર. (ચિત્ર-સરસ્વતી અને કુરુક્ષેત્ર એ શબ્દોની આવૃત્તિરૂપ યમકો આમાં છે.) ૫

संसार सार्क दर्पेण कंदर्पेण ससारसा ।
शरं नवाना विभ्राणा नाविभ्राणा शरन्नवा ॥६॥

ससारसा (સારસ પક્ષી અથવા કમળ સહિત) ઘાસને પકવનારી, નવાના (નવું ગાઢું જેમાં આવે છે એવી), ન અવિભ્રાણા (પક્ષીના શબ્દોવાળી) નવી શરદઋતુ કંદર્પ(કામ)રૂપી દર્પ (ગર્વ) સાથે આવી. (ચિત્ર-તેના તે જ શબ્દોને આગળપાછળ કરી ગોઠવેલા છે.) ૬

मारारिरामरामेभमुखैरासाररंहसा
साराब्धस्तवा नित्यं तदर्तिहरणक्षमा ॥७॥
माता नतानां संघट्टः श्रियां बाधितसंभ्रमा ।
मान्याथ सीमा रामाणां शं मे दिश्यादुमादिजा ॥८॥

મહાદેવ, પરશુરામ, દાશરથી રામ અને ગણપતિ એમણે મોટા વેગથી, વરસતા વરસાદની પેઠે જેને માટે પીડા ઉત્તમ સ્તુતિરૂપી વૃષ્ટિ કરી છે, તે નિરંતર પ્રાણીની પીડા હરવામાં સમર્થ, નમ્ર લોકો પર માતાની પેઠે દયા કરનારી સમૃદ્ધિના સમૂહરૂપી, ભક્તોનો ભય જેણે હર્યો છે એવી, સર્વ સ્ત્રીજાતિમાં સર્વોત્કૃષ્ટ અને પૂજ્ય, જગતની પૂર્વે પેદા થયેલી (માયા) તમોને કલ્યાણ આપો. (ચિત્ર- આ બે ખડ્ગબંધો છે.) ૭,૮

सरला बहलारम्भतरलालिबलारवा ।
वारलाबहलामन्दकरला बहलामला ॥९॥

ચોતરફ ઘણે દૂર સુધી ચંચળ ભમરાઓના સૈન્યના ગુંજારવ જેમાં થાય છે, હંસ પક્ષીથી જે વ્યાપી રહી છે, અથવા ક્રમે ક્રમે લણવાનાં ધાન્યનાં ખેતરો જેમાં છવાઈ રહ્યાં છે, જેમાં આમળાંનાં ઘણાં વૃક્ષો છે અને જ્યારે રાજા પોતાનું મહેસૂલ ઉઘરાવવાને તૈયાર છે એવી આ શરદઋતુ છે. (ચિત્ર-આ મૂરજ-મૃદંગ બંધ છે.)

भासते प्रतिभासार रसाभाताहताविभा ।
भावितात्मा शुभा वादे देवाभा वत ते सभा ॥१०॥

આપની સભા સંભવિત પુરુષોથી ભરેલી, શુભ વાદવિવાદવાળી, પ્રતિભા(કવિત્વશક્તિની ચતુરાઈવાળી બુદ્ધિ)ના સાર અને રસથી દેદીપ્યમાન હોવાને લીધે, અહો! દેવસભાના જેવી અમંદ તેજથી શોભે છે. (ચિત્ર-આ પદ્મબંધ છે.) ૧૦

मारमासुपमा चारु रुचा मारवधूत्तमा ।
मात्तधूर्ततमावासा सा वामा मेऽस्तु मा रमा ॥११॥

સ્ત્રીઓમાં એની સમાન ખૂબસૂરતી કોઈની પણ નથી એવી (સર્વોત્તમ), કાંતિમાં કામદેવની સ્ત્રી (રતિ) કરતા પણ ચઢિયાતી અને ગર્વ ઉપજાવવાનું અને મનને લલચાવવાનું મુખ્ય સ્થાન એવી, સ્ત્રી મને ન મળો. (ચિત્ર-આ પણ પદ્મબંધ છે.) ૧૧

रसा साररसा सार सायताक्ष क्षतायसा ।
सातावात तवातासा रक्षतस्त्वस्त्वतक्षर ॥१२॥

હે ઉત્કૃષ્ટ પોષક! આપે રક્ષણ કરતાં આ પૃથ્વી ઉત્કૃષ્ટ રસવાળી થાઓ; હે દીર્ઘલોચન! દ્રવ્ય નષ્ટ કરનારા ચોરાદિકોનો નાશ કરનારી તથા સુખથી પોષણ કરનારી થાઓ. હે નિરંતર ઉદ્યોગી! તમે અક્ષયી થાઓ. (ચિત્ર-આ સર્વતોભદ્ર બંધ છે.) ૧૨

यदानतोऽयदानतो नयात्ययं न यात्ययम् ।
*शिवे हितां शिवेहितां स्मरामितां स्मरामि ताम् ॥१३*

જે નીતિના માનથી આ માણસ નીતિને છોડતો નથી, કેમ કે એ નીતિ વડે જ એનું શુભ કરનારાં કામો થવાથી, મંગળને હિતકારક, મહાદેવે પણ ઇચ્છવા જેવી અને કંદર્પ (કામદેવ) કરતા પણ વિશેષ સુંદર છે. માટે તે(નીતિ)નું હું સ્મરણ કરું છું. (ચિત્ર-આમા ચારે ચરણો યમકથી ભરેલા છે.) ૧૩

*आम्नायानामाहान्त्यावागीतिर्नीतिर्भीतिः प्रीतिः ।*
**भोगो रोगो मोदो मोहो ध्येयेच्चेच्छेत्क्षेमे देशे ॥ १४॥**

વેદમાં અંત્યવાણી (ઉપનિષદો) એમ કહે છે કે, આત્મા અને પરમાત્મા એનું શુભ અને એકાત દેશમાં ધતિ (કર્તવ્ય), નીતિ (ન્યાય), ભીતિ (ભય), પ્રીતિ (પ્રેમ), ભોગ (વૈભવ), રોગ, મોદ (આનંદ) અને મોહ એના ધ્યાનપૂર્વક (વિવેકવાળો) વિચાર કરવો. (ચિત્ર-આમા છેકાનુપ્રાસ છે.) ૧૪

नागविशेषे शेषेऽशेषेऽपि संहृते जगति ।
*हंस्यसि कालं कालं का लङ्कालङ्घने स्तुतिर्भवतः ॥१५॥*

હે રામ! આપ સંપૂર્ણ જગતનો સંહાર કરીને શેષ (નાગ) ઉપર પોઢો છો તથા તરવાર જેવો તીક્ષ્ણ કાળા વર્ણનો જે કાળ તેનો સંહાર કરો છો; માટે આપની લંકા પર ચઢાઈ કરવા વિષેની સ્તુતિ તે કંઈ જ (હિસાબમા) નથી. (ચિત્ર-યમક તથા છેકાનુપ્રાસ.) ૧૫

विनायमेनो नयतासुखादिना विना यमेनोनयता सुखा दिना । महाजनोऽदयित मानसादरं महाजनोदी यतमानसादरम् ॥ १६ ॥

મરેલા જટાયુ(ગીધ)ને જોઈને લક્ષ્મણજી, શ્રી રામચંદ્રજીને કહે છે કે, આ નર પંખી(જટાયુ)ને વિના અપરાધે, પોતાને નગરે લઈ જનાર, લોકોના પ્રાણનો આહાર કરનાર, રક્ષણ કરનારા લોકોને વિષાદ આપનાર આ યમે, જલદીથી મારા મનરૂપી માનસ સરોવરમાંથી, જટાયુરૂપી નરપંખીનો નાશ કર્યો છે. જટાયુ પંખી મહાત્મા અને દુર્જનનો નાશ કરનારો હતો. (ચિત્ર-પાદાવૃત્તિ યમક.) ૧૬

विश्वस्य हेतुरमरैर्बहु गीयसे त्वं विश्वंभरे शिव-शिवे त्रिगुणात्ममूर्ते । चिद्व्योमतोऽपि परमां प्रथमां वदन्ति त्वां योगिनः स्तुतिपराः प्रणिधानदृष्ट्या ॥१७॥

હે ત્રિગુણાત્મકમૂર્તિ! વિશ્વંભરા! શિવ શિવે! તું આ જગતનું કારણ છે, એમ સર્વ દેવતાઓ ગાય છે. મોટા મોટા સ્તુતિ કરનારા યોગીઓ, સમાધિદૃષ્ટિથી જોઈને, સર્વ વિશ્વમા વ્યાપેલા આકાશ અને ચૈતન્યરૂપ કરતાં તું શ્રેષ્ઠ છે એમ કહે છે.

આ શ્લોકના દરેક ચરણમાં ૧૪ અક્ષરો છે, તેમાંથી ૬, ૭, ૮ એ ત્રણ અક્ષરો મૂકી દઈને વાંચતાં ઇંદ્રવજ્રા છંદનો શ્લોક, શિવજીની સ્તુતિનો બને છે, તેમ કરતાં એવો અર્થ થાય છે કે :-

હે ત્રિગુણાત્મમૂર્તિ! હે વિશ્વંભર! હે શિવ! આપ આ જગતનું કારણ છો, એમ લોકો આપની સ્તુતિ કરે છે. યોગીઓ સમાધિદૃષ્ટિથી આપની મૂર્તિને જોઈને આકાશ તથા ચૈતન્ય કરતા પણ પ્રથમ(આદિ)ની કહે છે. (ચિત્ર-આમા શિવ અને શિવા (દુર્ગા) બેઉનું વર્ણન જુદા જુદા છંદથી વંચાય એમ કર્યું છે.) ૧૭

पायाद्वः करणोऽरणो रणरणो राणो रणोवारणो
दत्ता येन रमारमारमरमाः रामारमा सा रमा ।
स श्रीमानुदयोदयो दयदयो दायोदयोदिदयो
विष्णुर्जिष्णुरमीरमीरमिरमीरामीरमीसारमीः ॥ १८ ॥

સર્વવ્યાપક માયાનું અવલંબન કરીને જગતનું રક્ષણ કરનાર લક્ષ્મીપતિ અને રક્ષણ કરવામા વિઘ્ન કરનારાઓને જીતનાર વિષ્ણુ હમણા તમારું રક્ષણ કરો. (પરમેશ્વર સર્વ ઠેકાણે સમદૃષ્ટિ છે એ વાત દૃઢ કરવા માટે ભગવાનના બધા અવતારોનું સ્વરૂપ જેમાં વર્ણવાઈ જાય એવા વિશેષણો એમા વાપર્યા છે)

કરણઃ (કં=જલ રણ=રણતિ) એટલે પાણીમા જનારા, અર્થાત્ મચ્છ, કચ્છપરૂપ ધરનાર.

અરણઃ (અ=નહિ, રણ=યુદ્ધ) એટલે યુદ્ધ ન કરનાર અર્થાત્ બ્રાહ્મણનું રૂપ ધરનાર વામન અવતાર.

રણરણો રાણો રણોવારણો એટલે યુદ્ધમાં થતા અવાજોના રણકાનો રણકો (પડઘો), અને યુદ્ધમાં ખપતા શરવીરોને મારનાર અર્થાત્ નૃસિંહાવતાર.

દત્તા યેન રમરમા રામારમાઃ સા રમા એટલે શત્રુને હરનાર એવા બ્રાહ્મણને લક્ષ્મી આપી તે, રમા સાથે રમનાર, રમાના પતિ વિષ્ણુને આનંદ પમાડનાર જે બ્રાહ્મણો તેને આનંદ દેનાર અર્થાત્ પરશુરામ.

ઉદયોદય (ઉત્=કાઢે છે, અદયોદય=પર્વતાદિ) અર્થાત્ પૃથ્વીને પાણીમાથી કાઢનાર વરાહ અવતાર.

અદયદયા એટલે નિર્દય લોકો પર દયા કરનાર અર્થાત્ બુદ્ધાવતાર

દાયોદયોદ્દયો એટલે વારસો મેળવવા માટે જેમણે શસ્ત્ર ધારણ કર્યા છે એવા દુર્યોધનાદિ કૌરવોને મારનાર જે અર્જુન તેના પર દયા કરનાર અર્થાત્ કૃષ્ણાવતાર

અભીરભીભિ' એટલે બીજાની સ્ત્રીને ઉપાડી જવા વગેરે ખરાબ કામ કરવામા જે નિર્ભય છે એવા રાવણ વગેરેને ભય ઉપજાવવા માટે વેગથી તૈયારી કરનાર અર્થાત્ રામાવતાર

અભીરાભીરભીસારભી. એટલે શૂરવીરો અને બીકણો તેને પણ કપટ, લોભ વગેરેથી ભય ઉત્પન્ન કરનાર જે દુષ્ટ મ્લેચ્છ તેને પણ જેથી ભય છે એવા કલ્કી અવતાર (ચિત્ર આમા વૃત્તિ-અનુપ્રાસ તથા છેકાનુપ્રાસ તથા દશે અવતારનું વર્ણન છે,) ૧૮

चतुर्थ प्रकरण समाप्त



# सुभाषितरत्नभाण्डागार

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર સહિત

## पंचम प्रकरण

## अन्योक्ति प्रकरण

### સૂર્યાન્યોક્તિઓ

[ સંસ્કૃત સાહિત્યમાં અન્ય દ્વારા જે અન્યને કહેવાય તે 'अन्योक्ति' એક અલંકારનું નામ છે; જેમા એકને ઉદ્દેશીને જે કહેવામા આવ્યું હોય, તે ગૌણ રીતે તેને લાગુ નહિ પડતાં અન્યને લાગુ પડે છે. જેમ કે, 'શૂરવીર રાજાના પ્રતાપથી બીજા બધાના પ્રતાપો ઢંકાઈ જાય છે.' એ ભાવને સ્પષ્ટ રીતે નહિ કહેતા 'સૂર્યનો ઉદય થતા અન્ય ગ્રહોના પ્રકાશ રહેતા નથી.' વ્યવહારમાં આ પ્રમાણે ભાષાને મનોહર બનાવવાનો સાહિત્યિક કવિઓનો એક વિશેષ પ્રયત્ન છે. લોકમા પણ આવી અન્યોક્તિઓ જોવા મળે છે. જેમ કે વડીલજનો બહેન-દીકરીઓને કહીને અન્યોક્તિથી વહુ વગેરેને સંભળાવે છે. આ પ્રકરણમા સૂર્ય, ચંદ્ર વગેરે પ્રકૃતિ પદાર્થો, સિંહ, હાથી જેવા પ્રાણીઓ, પોપટ, કોયલ વગેરે પક્ષીઓને ગૌણ રીતે કહીને મુખ્યત્વે શૂર, બુધ વગેરેની મહત્તા બતાવી છે.]

रवेरेवोदयः श्लाघ्यः कोऽन्येषामुदयग्रहः ।
न तमांसि न तेजांसि यस्मिन्नभ्युदिते सति ॥१॥

બીજા ગ્રહોના ઉદયની શી વાત કરવી ? ઉદય તો સૂર્યનો જ વખાણવા જેવો છે કે, જેનો ઉદય થયા પછી બીજા અંધકારો કે પ્રકાશો રહેતા નથી. ૧

खद्योतो द्योतते तावद्यावन्नोदयते शशी ।
उदिते तु सहस्रांशौ न खद्योतो न चन्द्रमाः ॥२॥

જ્યા સુધી ચંદ્ર ઉદય પામતો નથી, ત્યા સુધી આગિયો પ્રકાશતો હોય છે. પરંતુ જ્યાં હજાર કિરણોવાળા સૂર્યનો ઉદય થયો કે પછી આગિયો હોતો નથી, ચંદ્ર હોતો નથી ૨

तस्यैवाभ्युदयो भूयाद्भानोर्यस्योदये सति ।
विकासभाजो जायन्ते गुणिनः कमलाकराः ॥३॥

તે સૂર્યનો જ ઉદય થાવ; કારણ કે સૂર્યનો ઉદય થયા પછી સૌંદર્યાદિ ગુણયુક્ત કમળસમૂહો (અથવા કમળ સમાન ગુણવાન જનો) વિકાસને પામે છે. ૩

निमीलनाय पद्मानामुदयायाल्पतेजसाम् ।
तमसामवकाशाय व्रजत्यस्तमसौ रविः ॥४॥

આ સૂર્ય અસ્ત પામી રહ્યો છે, તે કમળોને બીડાવા માટે, નાના નાના તેજના ઉદયને માટે તેમ જ અંધકારોને અવકાશ આપવા માટે બનશે. ૪

करस्फोटोऽम्बरत्यागस्तेजोहानिः सरागता ।
वारुणीसंगजावस्था भानुनाप्यनुभूयते ॥५॥

આ સૂર્યે પણ વારુણી(પશ્ચિમ દિશા, દારૂ)ના સંગથી જે દશા થાય, તે અનુભવી લાગે છે. દારૂડિયો તાલીઓ પાડે તેમ સૂર્ય કિરણો સંકેલે છે; દારૂડિયો અંબર (વસ્ત્ર) છોડે તેમ સૂર્ય અંબર (આકાશ) છોડે છે. દારૂડિયાની જેમ સૂર્યના તેજની હાનિ થાય છે અને દારૂડિયો રાગી બને, તેમ સૂર્ય પણ લાલ રંગ ધારણ કરે છે. ૫

अजस्रं लसत्पद्मिनीवृन्दसद्मं, मधूनि प्रकामं पिबन्तं मिलिन्दम् । रविर्मोचयत्यब्जकारागृहेभ्यो, दयालुर्हि नो दुष्टवद्दोषदर्शी ॥६॥

સૂર્ય દયાળુ બનીને કમળોના કારાગૃહમાંથી ભમરાને છોડાવે છે; કે જે ભમરા વિકાસ પામેલ કમળોનો સંગ કરીને સંપૂર્ણ રીતે ફૂલના રસના પાન કરે છે. એ સૂર્ય દુષ્ટની જેમ દોષ(દોષ-રાત્રિ)ને જોનાર (ચંદ્ર) નથી. ૬

एतावत्सरसिजकुड्मलस्य कृत्यं, भित्त्वाम्भः सरसि विनिर्गमो यदिर्यन् । आमोदो विकसनमिन्दिरानिवासस्त्वसर्वं दिनकरकृत्यमामनन्ति ॥७॥

કમળની કળીનું આટલું કાર્ય છે કે, તેણે સરોવરમાં પાણી ભેદીને બહાર પ્રગટ થવું. સુગંધ, વિકાસ, શોભાનો વાસ એ બધાં કાર્યો તો સૂર્યના માનવામાં આવ્યા છે. ૭

देवो हरिर्वहतु वक्षसि कौस्तुभं तन्मन्ये च काचन पुनर्द्युमणेः प्रतिष्ठा । यत्पादसंगविसमापतसौरभाणि, धत्ते स एव शिरसा सरसीरुहाणि ॥ ८ ॥

વિષ્ણુ ભગવાન પોતાની છાતી પર જે કૌસ્તુભમણિ ધારણ કરે છે, તે સૂર્યની પ્રતિષ્ઠા છે, એમ હું માનું છું. તે જ વિષ્ણુ ભગવાન પોતાના મસ્તકે કમળ ધારણ કરે છે કે જે કમળીને સૂર્યનાં કિરણોની સંગતિ થતા સુગંધ મળેલી છે. ૮

उद्यन्त्वमूनि सुबहूनि महामहांसि, चन्द्रोऽप्यल भुवनमण्डलमण्डनाय । सूर्यादृते न तदुदेति न चास्तमेति, येनोदितेन दिनमस्तमितेन रात्रिः ॥ ९ ॥

આ ઘણા જ તેજવાળા નક્ષત્રો ભલે ઉદય પામે અને ભુવનરૂપી મંડલને શોભા આપવા માટે ભલે આ ચંદ્ર પણ હોય । પરંતુ સૂર્યને છોડીને કોઈનો ઉદય થતો નથી અને કોઈનો અસ્ત થતો નથી; કારણ કે સૂર્યના ઉદયથી દિવસ ગણાય છે અને અસ્ત પામવાથી રાત ગણાય છે. ૯

दिक्श्रीतमोहतिजगज्जनरञ्जनादि, सर्वं भविष्यति रवेरिव चन्द्रतोऽपि । किं त्वस्तगामिनि रवौ भविता न जाने, राजीवजीवनविधौ कतमः प्रकारः ॥१०॥

દિશાઓની શોભા, અંધકારનો નાશ, જગતના લોકોનાં રંજન વગેરે કાર્યો તો સૂર્યની જેમ ચંદ્રથી પણ બધા થાય છે; પરંતુ જ્યારે સૂર્ય આથમી જશે, ત્યારે કમળને જીવન આપવાના કાર્યમાં કયો પ્રકાર લેવામાં આવશે, તેની મને જાણ નથી. ૧૦

अधिगमनमनेकास्तारका राजमानाः
प्रतिगृहमपि दीपाः प्राप्नुवन्ति प्रतिष्ठाम् ।
दिशि दिशि विरसन्तः सन्ति खद्योतपोताः
सवितरि उदितेऽस्मिन्किं नु लोकैरलोकि ॥ ११ ॥

આકાશમાં અનેક તારાઓ ઝગમગી રહ્યા છે ઘેરઘેર દીવાઓ પણ પ્રતિષ્ઠા મેળવે છે, તેમ જ દિશાએ દિશાએ આગિયા ઝબૂકી રહ્યા છે; પરંતુ જ્યારે સૂર્યનો ઉદય થશે, ત્યારે એ પ્રકાશ આપનારા પદાર્થોથી કઈ વસ્તુ પ્રકાશિત થશે ? ૧૧

गते तस्मिन्भानौ त्रिभुवनसमुन्मेषविरह-
व्यथां चन्द्रो नेष्यत्यनुचितमितो नास्ति किमपि ।
इदं चेतस्तापं जनयतितरामत्र यदमी
प्रदीपाः संजातास्तिमिरहतिबद्धोद्धुरशिखाः ॥१२॥

એ સૂર્ય જ્યારે આથમી જશે, ત્યારે ત્રણે ભુવનોને જે વિરહવ્યથા જાગશે તેને તો ચંદ્ર દૂર કરશે, તેમાં કાંઈ અયોગ્ય થતું હોય એમ લાગતું નથી; પરંતુ અંધકારને હરવા માટે જેમણે શિખાઓ ઊંચી કરેલી છે એવા આ દીવાઓ પ્રગટ થયા છે, તે ખરેખરા મારા ચિત્તને વિશેષ સંતાપ આપે છે. ૧૨

पातः पूष्णो भवति महते नोपतापाय यस्मात्
कालेनास्तं क इह न गता यान्ति यास्यन्ति चान्ये ।
एतावत्तु व्यथयति यदालोकबाह्यैस्तमोभि-
स्तस्मिन्नेव प्रकृतिमहति व्योम्नि लब्धोऽवकाशः ॥१३॥

'સૂર્યનું પતન થાય છે,' એ બાબત મોટા માણસને સંતાપ કરનારી નથી બનતી; કારણ કે કાળને વશ થઈને આ સંસારમાં કોણ ગયા નથી, કોણ જતા નથી અને હવે પછી કોણ નહિ જાય ? પરંતુ આટલી બાબત તો જરૂર પીડા ઊભી કરે છે કે જ્યાં એ સૂર્ય પ્રકાશતો હતો, તે જ કુદરતી રીતે મહાન આકાશમાં પ્રકાશોથી ત્યજાયેલ અંધકારોએ પોતાનો અવકાશ મેળવી લીધો છે.

पततु नभसो गच्छत्वस्तं निमज्जतु वारिधौ
व्रजतु वरुणागारद्वारं प्रभाभिरनादृतः ।
तदपि तरणिर्दत्त्वा पादं शिरःसु महीभृतां
दलिततिमिरव्रातः प्रातः पुनः समुदेष्यति ॥१४॥

ભલે તે સૂર્ય કિરણોથી અનાદર પામીને આકાશમાંથી નીચે પડે, અસ્ત પામે, સમુદ્રમાં ડૂબી જાય, વરુણને ઘેર—પશ્ચિમ દિશામાં પહોંચી જાય; પરંતુ તે જ સૂર્ય પર્વતોના મસ્તકો પર પગ ( કિરણો ) મૂકીને તેમ જ અંધકારના સમૂહને દૂર કરીને સવારે ફરીથી ઉદય પામશે.

येनोन्मथ्य तमांसि मांसलघनस्पर्धीनि सर्वं जग
च्चक्षुष्मत्परमार्थतः कृतमिदं देवेन तिग्मत्विषा ।
तस्मिन्नस्तमिते विवस्वति कियान्क्रूरो जनो दुर्जनो
यद्बध्नाति धृतिं शशाङ्ककलालोके प्रदीपेऽथवा ॥१५॥

જે અંધકાર પુષ્ટ અને ભરાવદાર બનીને મેઘની સ્પર્ધા કરતો હતો, તે અંધકારને દૂર કરીને જે સૂર્યે પોતાનાં તીખા કિરણોથી સર્વ જગતને ખરેખર રીતે આંખવાળું દેખતું કરી દીધું, તે જ સૂર્ય જ્યારે હવે આથમી ગયો છે ત્યારે માણસ એટલો તો ક્રૂર અને દુર્જન છે કે ચંદ્રની કળાના પ્રકાશ પર કે દીવાના પ્રકાશ પર આધાર રાખીને હૈયામાં ધીરજ ધારણ કરે છે

यत्पादा शिरसा न केन विधृता पृथ्वीभृता मध्यत
स्तस्मिन्भास्वति राहुणा कवलिते लोकत्रयीचक्षुषि ।
खद्योतै स्फुरित तमोभिरुदित ताराभिरुज्जृम्भित
घूकैरुत्थितमा किमत्र करवै किं किं न कश्चेष्टितम् ॥

આ પર્વતો( રૂપી રાજાઓ )ની મધ્યમાં એવો કોઈ પર્વત છે કે જેણે સૂર્ય( રૂપી ચક્રવર્તી રાજા )ના પાદ (કિરણ) પોતાના મસ્તકે ધારણ કર્યા ન હોય! એ ત્રણે લોકના ચક્ષુ બનેલ સૂર્યને જ્યારે રાહુ ગ્રસે છે ત્યારે આગિયા ઝબૂકવા માડે છે અંધકાર દેખાય છે તારાઓ ઝગમગવા માડે છે, ઘુવડો જાગવા માડે છે અને કોણ કોણ વિવિધ ચેષ્ટાઓ કરતુ નથી તે વિષે શુ કરવાપણુ રહે છે? ૧૬

पूर्वाह्णे प्रतिबोध्य पङ्कजवनान्युत्सार्य नैश तम
कृत्वा चन्द्रमस प्रकाशरहित निस्तेजस तेजसा ।
मध्याह्ने सरिता पय प्रवितितैरापीय दीप्तिं करैं
सायाह्ने रविरस्तमेति विवश किं नाम शोच्य भवेत् ॥

જેણે સવારના સમયમા કમલના વનને જગાડ્યા, રાત્રિના અંધકારને દૂર કર્યા તેમ જ પોતાના તેજના પ્રભાવથી ચંદ્રને તેજ અને પ્રકાશ વિનાનો બનાવ્યો અને જેણે બપોરના વખતે પોતાના તેજસ્વી અને લાબા કિરણોથી નદીઓના જલ પીધા તે જ સૂર્ય વિવશ બનીને સમી સાજે અસ્ત પામી જાય છે ખરેખર એ શુ શોકજનક નથી? ૧૭

दूर यान्तु निशाचरा शशिकरा क्लेश लभन्तातरा
मुद्द्योत कलयन्तु हन्त न चिर खद्योतका द्योतले ।
ध्वान्त ध्वसमुपैतु हसनिवह पद्माकरे शाम्यतु
प्राचीपर्वतमौलिमण्डनमणि सूर्य समुज्जृम्भते ॥१८॥

નિશાચર દૂર ચાલ્યા જાવ ચંદ્રના કિરણો કલેશ પામતા થાવ આગિયાઓ ઝબૂકવાનુ કામ લાબા વખત સુધી માડી વાળો ગાઢ અંધકાર નાશ પામો, હંસોના સમૂહ કમલોના સમૂહમા શાત થાવ કારણ કે પૂર્વ દિશાના પર્વતના મસ્તક પર મુગટમણિરૂપ બનેલ સૂર્ય પ્રકાશી રહ્યો છે ૧૮

## ચંદ્રાન્યોક્તિઓ

आलोकवन्त सन्त्येव भूयासो भास्करादय ।
कलावानेव तु प्रावद्रावकर्मणि कर्मठ ॥१॥

સૂર્ય વગેરે અનેક પ્રકાશવાળા પદાર્થો તો છે જ, પરંતુ પથ્થર( ચંદ્રકાત )ને પિગળાવવાના મર્મમા કુશળ ચંદ્ર જ કલાવાન ગણાય છે ૧

दैवाद्यपि तुल्योऽभूद्भूतेशस्य परिग्रह ।
तथापि किं कपालानि तुला यान्ति कलानिधे ॥२॥

ભૂતેશ–મહાદેવના બધા જ સાધન–સર જામ દૈવયોગે એકસરખા ગણાય છે, તોપણ શુ ખોપરીઓની તુલના કલાનિધિ ચંદ્ર સાથે થઈ શકે છે? ૨

अहो नक्षत्रराजस्य साभिमान विचेष्टितम् ।
परिक्षीणस्य वक्रत्व सपूर्णस्य सुवृत्तता ॥ ३ ॥

અરે! આ નક્ષત્રરાજ–ચંદ્રનુ અભિમાનથી ભરેલુ વર્તન કેવુ છે? જ્યારે ક્ષય પામે છે ત્યારે વક્રપણુ (વાકાશ, દુષ્ટતા) ધારણ કરે છે અને જ્યારે સંપૂર્ણ વૃદ્ધિ પામે છે ત્યારે સુવૃત્તપણુ (ગોળાકાર, સારા વર્તન) ધારણ કરે છે ૩

व्यज्यमानकलङ्कस्य वृद्धौ सति कलानिधे ।
आशास्महे वय पूर्वां सर्वश्लाघ्या कृशा दशाम् ॥४॥

એ કલાનિધિ ચંદ્રની પૂરેપૂરી વૃદ્ધિ થાય છે તોપણ તેનુ કલંક સ્પષ્ટપણે દેખાઈ આવે છે, તેના કરતા તો અમે તે ચંદ્રની હીન દશાને વખાણીએ છીએ કે જે (કલંકરહિત હોવાને કારણે) બધાની પ્રશંસા પામે છે ૪

क्षीण क्षीण समीपत्व पूर्णं पूर्णाऽतिदूरताम् ।
उपैति मित्राद्यचन्द्रो युक्त तन्मलिनात्मन ॥ ५ ॥

એ ચંદ્ર જેમ જેમ ઘટતો જાય છે તેમ તેમ તે મિત્ર(સૂર્ય ભાઈબંધ)ની પાસે આવતો જાય છે અને જેમ જેમ વધતો જાય છે તેમ તેમ તે દૂર થતો જાય છે તે ખરેખર! મલિનતા( કલંક, દુષ્ટતા )ને ધારણ કરનારને યોગ્ય છે ૫

निशाचरोऽपि दीनोऽपि सकलङ्कोऽपि चन्द्रमा ।
चकोरीनयनद्वन्द्वामानन्दयति सर्वदा ॥ ६ ॥

એ ચંદ્ર નિશાચર (રાતે ફરનાર) હોય દીન (ક્ષીણ) હોય અને કલંકવાળો હોય તોપણ તે ચકોરી ના બે નેત્રોને સદા આનંદ આપનાર બને છે (તે જ તેની યોગ્યતા છે) ૬

हरमुकुटे सुरतटिनीनिकटस्थितिलाभतो द्विजेन्द्रेण ।
अपि गरल फणिकृत्तृ निरीक्षणतीक्ष्णाशुशुक्षणि क्षान्त ॥

ચંદ્ર મહાદેવના મુગટરૂપે બનેલો હોય અને તે મુગટની પાસે ગંગાનદીનો વાસ હોય, તે મુગટને વીંટાઈને જે જે સર્પરાજ પડેલો છે, તેણે નુ પોતાના ઝેર, ફણાના ફૂત્કાર અને ત્રીજા નેત્રમા રહેલ અગ્નિ જેવી તીક્ષ્ણ જ્વાળા શમાવી ખરી કે! (અર્થાત્ સારા સંગથી પણ દુષ્ટ જન પોતાનો સ્વભાવ છોડતો નથી) ૭

निजकरनिकरसमृद्ध्या धवलय भुवनानि पार्वण शशाङ्क। सुचिरं हन्त न सहते हतविधिरिह सुस्थितं कमपि ॥ ८ ॥

પૂર્ણિમાના પર્વે શોભતા અને સસલાના ચિહ્નને ધારણ કરતા હે ચંદ્ર! પોતાના કિરણોના સમૂહની સમૃદ્ધિથી સર્વ લોકોને સફેદ બનાવી દે, કારણ કે આ અભાગિયો વિધાતા અહી કોઈ પણ લાંબા કાળ સુધી સારી રીતે રહે તે સહન કરતો નથી. ૮

यद्यपि शरोऽधिरोहति रौद्रः क्रोधेन सिंहिकातनयः। त्यजति न शरणं यातं सागरसूनुर्मृगं तदपि ॥९॥

એ ભયંકર રાહુ ક્રોધમાં આવીને જોકે ચંદ્રના માથા પર ચઢી બેસે છે, તોપણ સમુદ્રનો પુત્ર એ ચંદ્ર પોતાને શરણે આવેલ હરણનો ત્યાગ કરતો નથી. ૯

प्रोषितवति रजनिकरे बन्धुतया न खलु कैरवाण्येव। म्लायन्ति किन्तु सहसा भुवनान्यपि तमसि मज्जन्ति ॥

જ્યારે આ ચંદ્ર પરદેશગમન કરે છે, ત્યારે, તેને પોતાનો નાથ ગણીને પોયણીઓ જ મલિન બની જાય છે, એમ નથી; પરંતુ આ બધા લોકો પણ એકદમ અંધકારમાં ડૂબી જાય છે. ૧૦

शङ्करशिरसि निवेशितपदेति मा गर्वमुद्वहेन्दुकले। फलमेतस्य भविष्यति तव चण्डीचरणरेणुमृजा ॥११॥

હે ચંદ્રની કળા! તને શંકરના મસ્તક પર સ્થાન મળેલું છે, તેથી તું ગર્વ ધારણ કરીશ નહિ; ચંડી પાર્વતીના ચરણના રજનાં માર્જન (કોપમાં ચંડી લાત મારે તેથી)થી તારા આ કાર્યનું તને ફળ મળી રહેશે.

या महेशशिरसो विभूषणं या त्रिलोकजनलोचनोत्सवः। सेयमिन्दुकलिका दिनात्यये तापिता कमिह नातितापयेत् ॥ १२ ॥

જે ચંદ્રની કળા મહાદેવના મસ્તકનું ભૂષણ છે, જે ચંદ્રકળા ત્રણ લોકનાં મનુષ્યોનાં નેત્રોનો ઉત્સવ છે તે જ આ ચંદ્રકળા દિવસ આથમતાં (જે સૂર્યથી) તપેલી હોય, તો તે ક્યા વિરહીજનને સંતાપ આપનારી નહિ થાય? ૧૨

रञ्जिता न ककुभो निवेशिता नार्चिषो बत चकोरचञ्चुषु। कष्टमिन्दुरुदये निपीयते दारुणेन तमसा बलीयसा ॥ १३ ॥

અરે! એ ચંદ્રે હજી દિશાઓને પણ રાજી કરી નથી તેમ જ ચકોરની ચાંચમાં કિરણો પણ પૂર્યાં નથી. ઉદય થતાંની સાથે જ ભયંકર અંધકારસ્વરૂપ રાહુ એ ચંદ્રનાં પાન કરી જાય છે, એ કષ્ટ છે. ૧૩

किरति प्रकरं गवां प्रकर्षं सुमनः स्वच्छतरं विधौ कलानाम्। कति चेत्कलयन्ति यत्प्रबोधं कति चेन्नेति स तत्स्वभाव एव ॥ १४ ॥

વિધાતા કિરણોના સમૂહને સંપૂર્ણપણે વિકસાવે છે તેમ જ કળાઓને અત્યંત સ્વચ્છ–સફેદ બનાવે છે: તોપણ તે ચંદ્ર અમુક ફૂલો (પોયણીઓ)ને વિકસાવે છે અને અમુક ફૂલો (કમળ)ને વિકસાવતો નથી, તે તેનો સ્વભાવ જ છે. ૧૪

निधेः कलानामपि रीतिरेषा मर्माणि मे संस्पृशतीव भूयः। कुतो विशेषात्कुमुदेऽनुरागः कुतो विरागश्च कुशेशयेषु ॥ ५१ ॥

એ ચંદ્ર સર્વ કળાઓનો ભંડાર છે, તોપણ તેની એક રીત મારાં મર્મસ્થાનોને વિશેષે અડકી જાય છે, તે એ કે એ ચંદ્ર શા માટે પોયણીમાં વિશેષ કરીને અનુરાગ રાખે છે અને કમળોમાં સંપૂર્ણ વૈરાગ્ય રાખે છે?

निष्पीडितो यद्यपि दैवयोगान्निशाकरस्त्वापि विधुंतुदेन। तथापि पीयूषविशेषवर्षी सुधाकरः कैरवकाननेषु ॥१६

કુદરતના સંજોગ આવી પડતાં એ ચંદ્ર રાહુથી સંપૂર્ણ રીતે પીડા પામે છે; તોપણ તે સુધાકર ચંદ્ર પોયણીઓનાં વનોમાં વિશેષે અમૃત વરસાવતો રહે છે.૧૬

वक्रोऽस्तु बाल्ये तदनु प्रवृद्धः, कलङ्कवानस्तु जडोऽस्तु चन्द्रः। महेशमौलौ च पदं दधातु, जायेत वन्द्यो विविधोपकारात् ॥१७॥

એ નાનો (બાલપણામાં) હતો ત્યારે ભલે વાંકો હોય, પણ પછી વધીને મોટો થયો ત્યારે ભલે કલંકવાળો થયો હોય અને એ ચંદ્ર ભલે જડ (જલથી ભરેલો) હોય; પરંતુ તેણે જ્યારે મહાદેવના મુગટમાં સ્થાન મેળવ્યું ત્યારે વિવિધ ઉપકાર કરવાથી તે સર્વને વંદવાલાયક થાય છે. ૧૭

तारागणाश्चन्द्रमसं भजन्ते न जातु नाथं नलिनाकराणाम्। एतावता तस्य किमस्ति हानिर्ज्ञाता तयोरन्तरमेष लोकः ॥ १८ ॥

એ તારાઓના ગણ કમળના સમૂહના પતિ સૂર્યને સેવતા નથી; પરંતુ ચંદ્રમાને ભજે છે, એટલા કારણે તે સૂર્યને શું નુકસાન થયું. આ લોક તો તે બંને વચ્ચે રહેલા તફાવતને જાણનાર છે. ૧૮

यस्योदयेनैव दिशां प्रसादस्तापापनोदोऽपि जगत्त्रयस्य। चकोरचञ्चूपुटपारणे तु चन्द्रस्य तस्यास्ति कियान्प्रयासः ॥ १९ ॥

જેનો ઉદય થતાંની સાથે જ દિશાઓને પ્રસન્નતા મળે છે તેમ જ ત્રણે જગતોના તાપ દૂર થાય છે, તે ચંદ્રને ચકોરની બે ચાંચના સંપુટમાં અમૃત રેડીને પારણાં કરાવવામાં કયો મોટો પ્રયત્ન કરવો પડે એમ છે? ૧૯

प्रकुर्वता संगतिमिन्दुनाधुना, किं किं च लब्धं जगदीश्वरेण वै । कलङ्कहानिः सुरसिन्धुसंगमः, कलाक्षयित्वं च पदं तथोच्चकैः ॥२०॥

એ ચંદ્રે જગતના ઈશ્વર મહાદેવની સંગતિ કરવાથી શું શું મેળવ્યું, હવે (તે તો જુઓ) ચંદ્રના કલંકની હાનિ થઈ, દેવનદી ગંગાનો સંગમ થયો, અક્ષય્ય કળા મળી તેમ જ સર્વથી ઊંચા એવા કૈલાસ પર સ્થાન મળ્યું.

नयनमसि जनार्दनस्य शंभोर्मुकुटमणिः सुदृशां त्वमादिदेवः । त्यजसि न मृगमात्रमेकमिन्दो, चिरमिति येन कलङ्किनं वदन्ति ॥२१॥

હે ચંદ્ર! તું વિષ્ણુનું નેત્ર છે, શંકરના મુગટનો મણિ છે, તેમ જ સારાં નેત્રવાળી રમણીઓનો પ્રથમ દેવ છે; પરંતુ ફક્ત એક મૃગલાનો ત્યાગ કરતો નથી; તેથી લોકો તને કલંકવાળો કહે છે. ૨૧

विरम तिमिर साहसादमुष्माद्यदि रविरस्तमितः स्वतस्ततः किम् । कलयसि न पुरो महोर्मिधाराद्युतिनिधिरभ्युदयत्ययं शशाङ्कः ॥ २२ ॥

હે અંધકાર! આ તારા ખોટા સાહસથી થંભી જા. જોકે આ સૂર્ય આકાશમાંથી આથમી ગયો છે; તેથી શું? મોટી ઊર્મિઓની ધારા જેવા કિરણોના ભંડાર જેની પાસે છે એવો આ ચંદ્ર સામે ઊગી રહ્યો છે, તેને શું તું જોતો નથી? ૨૨

आस्ते विधुः परमनिर्वृत एव मौलौ, शंभोरिति त्रिजगतीजनचित्तवृत्तिः । अन्तर्निगूहनयनानलदाहदुःखं, जानाति कः परमृते बत शीतरश्मेः ॥२३॥

શંકરના મુગટ પર ચડીને ચંદ્ર મોટા આનંદને ભોગવે છે એ રીતે ત્રણ જગતના લોકોની મનોવૃત્તિ હોય છે; પરંતુ જટાની અંદર છુપાઈને રહેલ ત્રીજા નેત્રના અગ્નિના દાહનું જે દુઃખ ભોગવવું પડે છે; તેને તો ચંદ્ર વિના બીજું કોણ જાણી શકે એમ છે?

एकैव सामृतमयी सुतरामनर्घ्या, काप्यस्त्यसौ हिमकरस्य कला चयैर । आरोपितो गुणविदा परमेश्वरेण, चूडामणौ न गणितोऽस्य कलङ्कदोषः ॥२४

એ શીતળ કિરણવાળા ચંદ્રની અનેક કળાઓમાં કોઈ એક જ કળા, અમૃતથી ભરેલી અને અમૂલ્ય મળી આવી. જે કળાને લીધે ગુણ જાણનારા મહાદેવે ચંદ્રને પોતાના મુગટમાં મણિરૂપે રાખી લીધો અને તેના કલંકરૂપી દોષને ગણ્યો નહિ. ૨૪

श्रेयान्विधोर्बहुलपक्षपरिक्षयोऽपि, नो पूर्णतापि जलधेरिह वर्णनीया । यद्वारि न स्पृशति हन्त पृथग्जनोऽपि, यस्यामृतैर्मखभुजोऽपि मुदं लभन्ते ॥ २५ ॥

કૃષ્ણપક્ષમાં હાનિ પામતો એ ચંદ્રનો દોષ પણ સારો છે; પરંતુ સમુદ્ર પૂરી રીતે ભરેલો છે, તે ગુણ પણ વખાણવા જેવો નથી; કારણ કે સામાન્ય માણસ પણ તે સમુદ્રનું જળ પીતો નથી, જ્યારે યજ્ઞનાં હવિ લેનારા દેવો પણ ચંદ્રનાં અમૃતોથી આનંદ મેળવે છે.

मारस्य मित्रमसि किं च सुधामयूख, शंभावपि प्रणयितां प्रकटीकरोषि । विश्वासपात्रमसि यद्विपतोस्तयोरप्येतत्तव प्रकृतिशुद्धतनोश्चरित्रम् ॥ २६ ॥

અમૃતનાં કિરણોને ધારણ કરનાર હે ચંદ્ર! તું કામદેવનો મિત્ર છે, તે સાથે મહાદેવ વિષે પણ પ્રેમને પ્રગટ કરે છે; તે બંને પરસ્પર દ્વેષ કરનારા છે, છતાં પણ તું બંનેના વિશ્વાસને પાત્ર બનેલ છે; તે કુદરતી રીતે શુદ્ધ રહેલ શરીરને ધારણ કરનારા તારા ચરિતનો મહિમા છે. ૨૬

रत्नाकरो जनयिता सहजश्च वर्गः, किं कथ्यताममृतकौस्तुभपारिजाताः । किं तैरचिन्त्यमिह तत्पुनरन्यदेव, तत्त्वान्तरं कुमुदबन्धुरसौ यदिन्दुः ॥२७॥

એ સમુદ્ર ચંદ્રને જન્મ આપનાર છે. અમૃત, કૌસ્તુભ અને પારિજાત એ બધા તેની સાથે જન્મેલા વર્ગમાં આવે છે. તે છતાં તે બધાંએ જેનો મનમાં પણ વિચાર કર્યો નહિ, એવું કોઈ બીજું જ તત્ત્વ આ ચંદ્રમાં જોવામાં આવ્યું; તે એ કે 'આ ચંદ્રે પોયણીઓની સાથે સંબંધ જોડી દીધો (અને પોતાના કુટુંબીજનોને વીસારી મૂક્યા.) ૨૭

नानन्दि कैरववनर्धि न वाम्बुराशिरादीपि नाम्बरमहारि न वान्धकारः । धिग्दैवदुर्विलसितं यदसौ सुधांशुरभ्युद्यतश्च तमसा कवलीकृतश्च ॥२८॥

અરે! આ દૈવના ખોટા વિલાસને ધિક્કાર છે કે, આ ચંદ્રે પોયણીના વનને આનંદ ન આપ્યો, સમુદ્રમાં ભરતી ન લાવ્યો, આકાશને પ્રકાશિત ન કર્યું, તેમ જ અંધકાર હરી ન લીધો અને એ ઉદય પામ્યો, તેની સાથે જ રાહુએ તેનો કોળિયો કરી દીધો! ૨૮

चन्द्रं समाश्रयति नाम तिथिस्त्वनेका, क्षीणस्तु बिम्बपरिपूर्णमपूरणाय । एवं पुनः सकलमण्डलपूर्णवर्णं, सा पूर्णिमैव खलु पूरयितुं समर्था ॥ २९॥

અનેક તિથિઓ ચંદ્રને આશ્રય આપે છે; પરંતુ ચંદ્ર તો ક્ષય પામેલો હોય છે. ચંદ્રના બિંબને સંપૂર્ણ કરવા માટે કોઈ તિથિ પૂર્ણ બની નથી. ખરેખર એવી એક જ તિથિ પૂર્ણિમા છે, જેણે ચંદ્રના સર્વ કળાવાળા મંડળને પરિપૂર્ણ કરવામાં સામર્થ્ય મેળવેલું છે.

स्मेरा दिशः कुमुदमुद्भिदुरं पिबन्ति, ज्योत्स्ना-करम्भमुदरंभरयश्चकोराः । आः कीदृगत्रिमुनिलोचन-दूषिकायां, पीयूषदीधितिरिति प्रथितोऽनुरागः ॥ ३० ॥

ચદ્રની એ જ્યોત્સ્નાએ દિશાઓને ઉજ્વાળી, પોયણીનો વિકાસ કર્યો, પેટ ભરનારાં ચકોર પક્ષીઓએ ચાંદનીના સમૂહનાં પાન કરી લીધાં, તે વાત ખરેખર છે; પરંતુ જે ચાંદનીએ અત્રિમુનિના લોચન(પુત્ર)ને અર્થાત્ ચંદ્રને દૂષિત કર્યો; તેને પીયૂષદીધિતિ–અમૃતનો ભંડાર કહ્યો, એ તે કેવા પ્રકારનો અનુરાગ ? ૩૦

हिमकर परभागं भूषयिष्यन्सुमेरो-
र्व्रजसि यदि तदाहं न क्षमः संनिरोद्धुम् ।
इति तु बहुविधाभिः काकुभिः प्रार्थये त्वां
पुनरपि कुमुदानामेत्यहार्यो विषादः ॥ ३१ ॥

શીતળ કિરણવાળા હે ચંદ્ર ! સુમેરુ પર્વતના પાછળના ભાગને શોભા આપનાર બનીને, તે બાજુ ચાલ્યા જશો, તો તમને રોકવા માટે હું સમર્થ નથી; પરંતુ ઘણી ઘણી કાકલૂદીઓ કરીને તમને પ્રાર્થના કરું છું કે, તમે એ બાજુ જશો, તો કુમુદોનો વિષાદ દૂર થશે નહિ. ૩૧

कलास्तास्ताः सम्यग्वहसि यदसि त्वं द्विजपति-
र्द्युतिस्तादृग्नूत्ना जनिरपि च रत्नाकरकुले ।
बहु ब्रूमः किंवा पुरहरशिरोमण्डलमसि
त्वदीयं तत्सर्वं शशधर कलङ्काद्विफलितम् ॥ ३२ ॥

હે ચંદ્ર ! તે તે કળાઓને તું સારી રીતે ધારણ કરે છે, તું બ્રાહ્મણોનો પતિ છે. તારી ચાંદની ઘણી જ નવીન છે. તારો જન્મ પણ રત્નાકર(સમુદ્ર)ના કુળમાં થયેલો છે. વધારે શું કહીએ ? તું ત્રિપુરારિ મહાદેવના મસ્તકનું રત્ન છે; પરંતુ તારા કલંકને લીધે એ બધો મહિમા ફોગટ થયો. ૩૨

पादन्यासं क्षितिधरगुरोर्मूर्ध्नि कृत्वा सुमेरोः
क्रान्तं येन क्षपिततमसा मध्यमं धाम विष्णोः ।
सोऽयं चन्द्रः पतति गगनादल्पशेषैर्मयूखै-
र्दूरारोहो भवति महतामप्यपभ्रंशहेतुः ॥ ३३ ॥

પર્વતના ગુરુ એવા હિમાલયના માથા પર પગલાં મૂકીને જેણે સુમેરુ પર્વત ઓળંગી લીધો; તે પછી વિષ્ણુનું ધામ અંતરિક્ષમાં રહેલ અંધકાર દૂર કર્યો; તે ચંદ્ર હવે થોડાં બાકી રહેલાં કિરણોની સાથે ગગનમાંથી નીચે પડી રહ્યો છે. મોટા પુરુષો પણ ન ચઢાય તેવા ઘણા ઊંચા પ્રદેશ પર ચડી જાય, તો તે જ ચડતી તેની પડતીનું કારણ બને છે. ૩૩

त्वं भोः शंभोर्निवससि शिरोदेशमाश्रित्य नित्यं
तत्त्वां याचे जगदुपकृतिव्यापृतिव्यग्रमिन्दो ।
यः सद्भावस्तव परिणतः कैरवे वा चकोरे
स्पृहयस्तेन प्रतिनिशमसौ चक्रवाको वराकः ॥ ३४ ॥

હે ચંદ્ર ! તું મહાદેવના મસ્તક પર ચડીને રોજ નિવાસ કરે છે અને જગતનો ઉપકાર કરવાનાં કાર્યોમાં રોકાયેલો છે; માટે હું તારી પાસે યાચના કરું છું કે, 'પોયણી પર અને ચકોર પર તેં જે સદ્ભાવ પ્રગટ કર્યો છે, તે જ સદ્ભાવથી પેલા વિરહી ચકવાકનો રોજ રાતે સ્પર્શ કરજે.' ૩૪

यज्जातोऽसि पयोनिधौ हरजटाजूटे प्रसिद्धोऽसि यद्विश्वस्योदरदीपकोऽसि विधिना सृष्टोऽसि यच्चामृतैः । भ्रातः शीतमयूख सर्वमधुना म्लानीकृतं तत्त्वया राजीवं यदपास्य कैरवकुलं नीतं विकासास्पदम् ॥ ३५ ॥

હે ચંદ્ર ! તું સાગરમાં પેદા થયો છે. મહાદેવની જટાના સમૂહમાં તારું પ્રસિદ્ધ સ્થાન છે. તું વિશ્વના વિશાળ પેટની અંદર દીવો બનીને રહેલો છે અને વિધિએ તારાં અમૃતની સાથે સર્જન કર્યાં છે. શીતળ કિરણવાળા હે ભાઈ, ચંદ્ર ! તેં કમળને છોડીને કુમુદોના સમૂહને વિકાસને પાત્ર બનાવ્યો, તેને કારણે તારો બધો મહિમા મ્લાન બનીને ધોવાઈ ગયો છે. ૩૫

पीयूषं वपुषोऽस्य हेतुरुदयो विश्वस्य नेत्रोत्सवः
प्लुष्टं भानुकरैरिदं त्रिभुवनं ज्योत्स्नाभरैः सिञ्चति ।
सर्वाशाप्रतिरोधकान्धतमसध्वंसाय बद्धोद्यमो
धिग्धातारमिहापि लक्ष्म लिखितुं यस्य प्रवृत्तं मनः ॥ ३६

આ ચંદ્રના શરીરનું અમૃત છે, તે એના ઉદયનો હેતુ છે. એ ચંદ્ર વિશ્વના નેત્રને ઉત્સવ આપનાર છે. સૂર્યનાં કિરણોથી જેને પોષણ મળેલ છે, એવો આ ચંદ્ર પોતાનાં ચાંદનીભર્યાં કિરણોથી ત્રણે ભુવનોને સીંચી રહ્યો છે તેમ જ બધી દિશાઓને રોકી લેનારા અંધકારોને દૂર કરવા માટે જેણે પ્રયત્ન કરેલો છે; એવા ચંદ્રની અંદર પણ કલંક રચવા માટે વિધાતાને મન થયું તે વિધાતાને ધિક્કાર છે. ૩૬

उ स्थानचे कृतोदयैर्बहुविधैर्ज्योतिर्भिरुच्चप्रभै
शुक्राद्यै किममीभिरत्र वितथा प्रौढिं दधानैरपि ।
यावल्लोकतमोपहेन भवता लक्ष्मीर्न विस्तार्यते
तावच्चन्द्र कथ प्रयाति परमा वृद्धिं स रत्नाकर ॥३७॥

જેનો ઉદય ઊંચા સ્થાનોએ કરવામા આવેલો છે એવા અનેક તેજેથી પ્રકાશિત થનારા આ શુક્ર વગેરે નક્ષત્રો પોતાની પ્રતિષ્ઠા ખોટી રીતે વધારી રહ્યા છે, કારણ કે હે ચદ્ર! સર્વ લોકના અધકારને દૂર કરનાર એવા તમારાથી જ્યા સુધી ચાદનીની શોભા વધે નહિ, ત્યા સુધી તે રત્નાકર સમુદ્ર શી રીતે ઉત્તમ પ્રકારની વૃદ્ધિને પામે ૩૭

जन्म क्षीरमहार्णवे सहभुव श्रीपारिजाताद्यो
विम्ब यस्य सुधामय त्रिभुवनाधीशस्य मूर्ध्नि स्थिति ।
इत्थ सर्वचराचरप्रियकरे यस्योदये चेद्भवेत्
सकोच कमलस्य दुष्कृतिरसौ निन्द्यो न ताराधिप ॥३८॥

જેનો જન્મ ક્ષીરસાગરમા થયેલો છે લક્ષ્મી, પારિજાત વગેરે જેની સાથે જન્મેલા છે જેનુ ગોળ બિંબ અમૃતથી બનેલુ છે, ત્રણ ભુવનોના ઈશ્વર મહાદેવના મસ્તક પર જેનો નિવાસ છે, તેમ જ જેના ઉદય થતા બધા સ્થિર અને જગમ પદાર્થોનો પ્રિયકર બને છે, એવો ચદ્ર હોવા છતા પણ જો કમળને સંકોચ થાય, તો તે ખરાબ કાર્ય ( વિધિનુ ) ગણાય પણ તેથી ચદ્રની નિદા કરવી, તે તો યોગ્ય નથી ૩૮

इन्दु निन्दतु नाम वाथ नलिनीं निन्दन्तु चक्राह्वया
नैवानेन सुधाकरस्य सुषमाहानिर्न वा दुर्यश ।
एतेनैव कृतार्थतास्य जनता यन्मोदमालम्बते
यज्ज्योत्स्नासु चिर चकोरपरिषच्चञ्चूपुट न्यस्यति ॥३९॥

(પોતાનો વિરહ થવાથી) ચક્રવાક પક્ષીઓ ચદ્રની નિદા કરો કે પછી પોયણીથી ભરેલા સરોવરની નિદા કરો, પરંતુ તેથી તે ચદ્રની શોભામા હાનિ થવાની નથી કે પછી સરોવરને અપયશ મળવાનો નથી. સર્વ જનો તેની સુગધી લે છે અને તે ચદ્રની ચાદનીમા ચકોર પક્ષીઓ પોતાની ચાચ બોળે છે, તે જ તે બનેની કૃતાર્થતા (સફળતા) છે ૩૯

लक्ष्मीकेलिगृहे कुशेशयसदृशा पाणिद्युतिद्रोहिणि
श्यामासूक्तिसुधासहोदरमधुप्रस्यन्दसंदोहिनी ।
जीवातुस्त्रिदिवौकसा त्रिजगतामाप्यायन चन्द्रमस्त्व
चेदम्बुरुहे न रज्यसि गुणश्लाघा गतास्त गता ॥४०॥

હે ચદ્ર! જે કમળ લક્ષ્મીનુ વિનાસ ઘર છે, જે કમળ સમાન નેત્રવાળી સ્ત્રીઓના હાથની લાલીની સ્પર્ધા કરે છે અને સુંદરીના વચનરૂપી અમૃતની સરખામણી કરે એવા મધુર રસને જે કમળ વહેવડાવે છે, તે કમળ વિષે તુ રાજી ન થાય તો સાચે જ તારા ગુણોની પ્રશસા આથમી ગઈ છે, ભલે ને! તુ સ્વર્ગમા વસતા દેવોનુ જીવન હો કે પછી ત્રણે જગતોનુ ઉત્તમ ધામ હો ૪૦

यातेय रजनी सहैव भवता भावी प्रकाशो दिशा
सूर्यणापि चिर चकोरनिचयै स्थेय क्वचित्कानने ।
उद्यद्दारुणचण्डभानुजदवज्वाले जगन्मडले
कस्मै चन्द्र समर्प्य कैरवकुल व्योमान्तमालम्बसे ॥४१

હે ચદ્ર! તારી સાથે ને સાથે અજવાળી રાત પણ પસાર થઈ રહી છે સૂર્યને લીધે હવે દિશાઓમા પણ પ્રકાશ લાબા વખત સુધી રહેશે એટલે ચકોર પક્ષીઓને જગલમા ક્યાક ભરાઈ રહેવુ પડશે! આ જગતના મડળ પર જ્યારે ભયકરતાથી પ્રચડ સૂર્યને લીધે દાવાનળની જ્વાળાઓ પ્રગટ થશે ત્યારે આ કુમુદવન કોને સોંપીને તુ આકાશને પેલે છેડે જઈ રહ્યો છે? ૪૧

नक्षत्राणि बहूनि सन्ति परित पूर्णोदयान्यम्बरे
किं तै शान्तिमुपैति दीर्घतिमिर किं वार्धिरुज्जृम्भते ।
किं स्यादार्तचकोरपारणविधिर्भ्रात सुधादीधिते
तन्नून भुवनैकतापशमन श्लाघ्यस्तवैवोदय ॥४२॥

આકાશમા જેમનો સપૂર્ણ રીતે ઉદય થયો છે એવા નક્ષત્રો ચારે તરફ ઘણા છે તેથી શુ લાબો અધકાર શાત થશે? શુ સમુદ્ર ઊભરાશે! તે તો ઠીક, પણ હે અમૃતના કિરણોવાળા ચદ્ર! દુ:ખી ચકોરની ભૂખ શમાવવા પારણાનો જે વિધિ તારાથી થાય છે તેનુ શુ થાત, માટે ખરેખર મને લાગે છે કે સર્વ ભુવનોના તાપ શમાવવા માટે તારો ઉદય જ પ્રશસાપાત્ર લેખાય છે ૪૨

ध्माता भालतलानले कवलिता कण्ठस्थहालाहले
क्रीडाय जटाटवीविलुठितैरार्शीविषाणा गणै ।
छन्ना भस्मभिराहतास्थिपटलै क्लिन्नार्द्रचर्माम्बरै
रीया मुञ्चति माधुरीं हरशिरोरत्न किमिन्दो कला ॥४३

આ તે ચદ્રની કળા છે, જેને શિવના કપાળમા રહેલ અગ્નિઓએ તપાવેલ છે, કઠમાં રહેલ હલાહલ વિષોએ જેનો કોળિયો કરેલો છે જટારૂપ જગલમા ભટકતા સર્પોના ટોળાએ જેને જીભથી ચાટેલી છે, જે ભસ્મથી ઢંકાયેલી છે, હાડકાના સમૂહે જેને લાત મારેલી છે અને ભીના ચામડાના વસ્ત્રોથી જે બીની ગઈ છે, તે છતા

પણ જે મહાદેવના મસ્તકનું રત્ન બનેલી ચંદ્રની કળા છે, તે શું પોતાની મધુરતાનો ત્યાગ કરે ખરી કે? ૪૩

श्रीमाहेश्वरमौलिमण्डनमणिर्विश्वंभरं लोचनं
त्वं रत्नाकरसंभवः किमपरं भूदेवदेवो भवान् ।
यद्भालानलसङ्गदोषरभसाहन्दह्यसे नोमजात्
जातंतत्किमिहास्ति ते सुमनसश्चित्रं कलानां निधे ॥४४

કળાઓના નિધિ હે ચંદ્ર! તમે મહાદેવના મસ્તક પર રહેનારા મુકુટના મણિ છો, તમે સમસ્ત વિશ્વને ભરી દેનાર નેત્ર છો; તમે રત્નાકરમાંથી જન્મ લીધો છે; વિશેષ શું? તમે તો બ્રાહ્મણોના પણ દેવ છો; એટલે તો કપાળમાં રહેલ અગ્નિના સંગના દોષથી જે ઉગ્રતા પેદા થાય, તેને વશ થઈને તમે અમને બાળતા નથી, તે જ તમારા જન્મનું ફળ છે અને તમારા સુંદર મનનું એ જ અલૌકિક ચિત્ર છે. ૪૪

येनास्यभ्युदितेन चन्द्र गमितः क्लान्तिं रवौ तत्र ते
युज्येत प्रतिकर्तुमेव न पुनस्तस्यैव पादग्रहः ।
क्षीणेनैतदनुष्ठितं यदि ततः किं लज्जसे नो मनाग-
स्त्वेवं जडधामता तु भवतो द्व्योम्नि विस्फूर्जसे ॥४५॥

હે ચંદ્ર! જેનો ઉદય થતાંની સાથે જ તું મ્લાન બની ગયો, તે જ સૂર્યના કાર્યનો બદલો લેવા માટે તારે પ્રયત્ન કરવો જોઈએ; પરંતુ તેના જ ચરણ તો પકડાય નહિ. હલકો બની જતાં તેં સૂર્યના પગ પકડ્યા તો પછી તને જરાયે લજ્જા નથી આવતી; પરંતુ તેં તો આકાશમાં ટગમગવા માંડયું; તે જ તારા ધામમાં રહેલી જડતા (જલતા–પાણીથી ભરેલ) છે, તેનાં તે દર્શન કરાવ્યા છે. ૪૫

जन्म क्षीरनिधौ तथैव विपुलं पीयूषपूर्णं वपुः
संतापार्तिहरं हरस्य शिरसि स्थानं सदा सुन्दरम् ।
तारानाथ निशामुखैकतिलक ख्यातौषधीनां पते
चन्द्र त्वां वसनाञ्चलस्य दशयासंभावयामः कथम् ॥४६

ક્ષીરસાગરમાં જેનો જન્મ છે, જેનું શરીર વિપુલ અમૃતથી ભરેલું છે અને મહાદેવના મસ્તકે સદા સુંદર રહે એવું સ્થાન મેળવ્યું છે કે જે સંતાપને હરી લે છે; એવા હે તારાઓના નાથ, 'રાત્રિરૂપી મુખના એકમાત્ર તિલકરૂપ અને ઔષધિઓના પ્રસિદ્ધ પતિ ચંદ્ર! વસ્ત્રના છેડાની ઝપટથી (દીવો ઓલવી નંખાય તેવી રીતે) તને દીવો ગણીને તારાં વખાણ કરીએ એ તો કેમ બને? અર્થાત્ તારી ઉપમા દીવા સાથે થઈ શકતી નથી. ૪૬

इन्दुर्यद्युदयाद्रिमूर्ध्नि न भवत्यद्यापि तन्मा स्म भून्
नासीरेऽपि तमःसमुच्चयममूरुन्मूलयन्ति त्विषः ।
अप्यक्ष्णोर्मुदमुद्वहन्ति कुमुदैरामोदयन्ते दिशः
संप्रत्यूर्ध्वमसौ तु लाञ्छनमभिव्यक्तं प्रकाशिष्यते ॥४७

આ ચંદ્ર ઉદયાચળના મસ્તકે હજી સુધી ઉદય પામ્યો ન હોય તો તે ભલે ન હો, જોકે તેનાં કિરણો સેનાની જેમ ગાઢ બનેલા અંધકારના સમૂહને ઉખેડી નાખે છે, મનુષ્યનાં બંને નેત્રોને આનંદ આપે છે, તેનાથી વિકાસ પામેલાં પોયણીના ફૂલ દિશાઓને સુગંધિત કરે છે, પરંતુ હવે તો તે ચંદ્ર પોતાનું કલંક પ્રગટ કરવા માટે ઊંચેથી પ્રકાશશે તે બરોબર નથી. ૪૭

पूर्णः पङ्कजलोचनामुखतुलामायासि कालक्रमात्
क्षीणोऽपि क्षणदापते पशुपतेरायासि भूषास्पदम् ।
एतस्मिन्नथ सैंहिकेयकवलक्लेशे मनागवर्तिनि
त्वं साधारणवत्सुधाकर मुधा हा हन्त किं ताम्यसि ॥

હે ચંદ્ર! જ્યારે તું સંપૂર્ણ હેય છે ત્યારે કમળ જેવા નેત્રોવાળી સ્ત્રીઓના મુખની તુલનાને પામે છે તેમ જ કાળના ક્રમે કરીને જ્યારે તું ક્ષીણ બની જાય છે, ત્યારે પણ મહાદેવના મસ્તકનું ભૂષણ-પદ બની જાય છે, એ દરમિયાન હે સુધાકર! ઘડીભર માટે રાહુનો કોળિયો બની જતાં તને જે કલેશ થાય છે, તેથી તું ખોટી રીતે દુ:ખી થાય છે; કારણ કે એ કષ્ટ તો ઘડીભરનું છે. ૪૮

भीतो वाडववासतो जलनिधौ शंभोः शिरः स्वीकृतं
तत्र त्र्यम्बकमौलिवासुकिविषज्वालावलीत्रासितः ।
तस्माल्लोकमगाद्दिवं निपतितस्तत्रैव राहोर्मुखं
प्रायो गच्छति यत्र भाग्यरहितस्तत्रैव यान्त्यापदः ॥४९

સમુદ્રની અંતર વાડવાનલ નિવાસ કરતો હતો, તેથી ભય પામેલા ચંદ્રે મહાદેવના મસ્તક પર વસવાનું નક્કી કર્યું, ત્યાં મહાદેવની જટામાં રહેલ વાસુકિ નાગની વિષની જ્વાલાઓથી તે ચંદ્રને ત્રાસ થવા લાગ્યો. તેથી તે ચંદ્રલોકમાં ગયો અને ત્યાંથી આકાશમાં આવી પહોંચ્યો. ત્યારે તે ચંદ્ર રાહુના મુખમાં આવી પડ્યો, ઘણુંખરું જે માણસ ભાગ્ય વિનાનો હોય, તે જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં તેને આપત્તિઓ જ આવી પડે છે. ૪૯

## મેઘાન્યોક્તિઓ

प्रावृषेण्यस्य मालिन्यं दोषः कोऽभीष्टवर्षिणः ।
शारदाभ्रस्य शुभ्रत्वं यद् कुत्रोपयुज्यते ॥ १ ॥

શરદઋતુનો મેઘ મેલો—કાળો હોય છે. પણ તે વૃષ્ટિ વડે ઇચ્છાઓને પૂરનાર હોય છે. એથી તેનું એ મેલા-

પણ કોઈ દોષ નથી અને શરદૠતુનો મેઘ શુભ્ર શ્વેત હોય છે, પણ તેની એ શુભ્રતા કહો શા કામમા આવે છે! કોઈ જ કામની નથી ૧

चातक स्वानुमानेन जल प्रार्थयतेऽम्बुदात् ।
स स्वौदार्यतया सर्वां प्लावयत्यम्बुना महीम् ॥२॥

એ ચાતક પક્ષી પોતાના અનુમાનને આધારે મેઘ પાસેથી પાણી માગે છે તે મેઘ પોતાની ઉદારતાને કારણે જનથી બધી પૃથ્વી છલોછલ કરી મૂકે છે ૨

त्वयि वर्षति पर्जन्ये सर्वे पल्लविता द्रुमा ।
अस्माकमर्कवृक्षाणा पूर्वपत्रेऽपि सशय ॥ ३ ॥

હે મેઘ! જ્યારે તમે વરસાદ વરસાવો છો ત્યારે બધા જ વૃક્ષ નવા પાદડા સાથે ખીલે છે, પરતુ અમારા આકડાના અથવા જવાસાના તો પહેલાના પાન સચવાઈ રહેવામા પણ સશય હોય છે ૩

आसन्यावन्ति याञ्चासु चातकाश्रूणि चाम्बुद ।
तावन्तोऽपि त्वया मेघ न मुक्ता वारिबिन्दव ॥४॥

હે મેઘ! યાચના કરતી વખતે ચાતકની આખમા જેટલા આસુ આવ્યા હતા, તેટલા પણ જલના બિદુઓ તે છોડ્યા નહિ ૪

त्वमेव चातकाधार इति केषा न गोचर ।
धिगम्भोधर तस्यापि कार्पण्योक्तिं प्रतीक्षसे ॥५॥

હે મેઘ! ચાતકને આધાર આપનાર તુ જ છે એ બાબતની કોને ખબર નથી? તે છતા તેની દીન વાણી સાભળવાની રાહ તુ જુએ છે, તે ધિક્કાર છે ૫

यदम्बुकणमादाय प्राप्तोऽसि जल्दोन्नतिम् ।
तस्योपर्यम्बुधेर्गर्जा मलिनस्योचितैव ते ॥ ६ ॥

હે મેઘ! જેના જલના કણ કણ લઈને તુ ઉન્નતિને પ્રાપ્ત થયો તે સમુદ્રની ઉપર તારી ગર્જના સભળાય, તે તારા જેવા મલિન(કાળા, દુષ્ટ સ્વભાવના)ને ઉચિત જ છે ૬

नोपेक्षा न च दाक्षिण्य न प्रीतिर्न च सगति ।
तथापि हरते ताप लोकानामुन्नतो घन ॥ ७ ॥

કોઈ માટે બેદરકારી નથી કોઈ માટે સારો ભાવ નથી, કોઈના ઉપર પ્રીતિ નથી કે કોઈની સોબત નથી, તોપણ આકાશમા ચઢી આવેલો મેઘ સર્વ લોકોના સતાપ હરી લે છે ૭

समागमिष्यतोऽम्भोद वेत्ति क समयं तव ।
रौति नो यदि सारङ्गस्तदोच्चै रे पुर सर ॥८॥

હે મેઘ! જો સારગ (મોર) ઊચે આકાશ તરફ જોઈને કેકારવ કરે નહિ તો તારા આવવાનો સમય કયો છે, તેને કોણ જાણે? ૮

आश्रय कियतामेष तरु सन्मार्गमाश्रित ।
पाथोद सिन्चता काले नोपेक्ष्यो दूरभावत ॥९॥

સારા માર્ગનો આશ્રય કરીને રહેલ આ વૃક્ષ કેટ કેટલા મુસાફરોને આશ્રય આપે છે માટે હે મેઘ! સમય આવતા તેની પર જલ વરસાવજ એ દૂર ઊભો છે એમ માનીને તેની તરફ બેદરકાર બનીશ નહિ ૯

सन्ति कूपा स्फुरद्रूपा सागर सरितस्तथा ।
तथापि चातकस्यैक फलदो जलदोदय ॥१०॥

જેના સ્વરૂપો અત્યત સ્વચ્છ સ્ફટિક જેવા છે, એવા કૂવા, સાગરો અને નદીઓ ઘણા છે, પરતુ ચાતકને તો એક મેઘ જ જળરૂપી ફળ આપનાર છે ૧૦

नदेभ्योऽपि ह्रदेभ्योऽपि पिबन्त्यन्ये सदा पय ।
चातकस्य तु जीमूत भवानेवावलम्बनम् ॥ ११ ॥

બીજા પ્રાણીઓ નદીઓ અને મોટા ધરાઓમાથી નિરતર જલના પાન કરે છે, પરતુ હે મેઘ! ચાતક માટે તો તુ જ એક આધાર છે ૧૧

एकस्य तस्य मन्ये धन्यामभ्युन्नतिं जलधरस्य ।
विश्व सशैलकाननमाननमवलोकते यस्य ॥ १२ ॥

જેના મુખની સામે પર્વતો અને જગલોથી ભરેલુ આખુ વિશ્વ જોયા કરે છે, તેવા એક મેઘની ઉન્નતિને ધન્ય છે, એમ હુ માનુ છુ ૧૨

सम्प्रति न कल्पतरवो न सिद्धयो नापि देवता वरदा ।
जलद त्वयि विश्राम्यति सृष्टिरियं भुवनलोकस्य ॥१३

હે મેઘ! આ કળિયુગના સમયે કલ્પવૃક્ષો નથી, સિદ્ધિઓ નથી તેમ જ વરદાન આપનારા દેવો પણ નથી, એટલે તો સર્વ ભુવનોના લોકોની સૃષ્ટિ (સર્જન કાર્ય) તારા જ પર અવલબીને રહેલ છે ૧૩

क्षणदृष्टनष्टतडितो निजसपत्ते पयोदनिवहेन ।
ज्ञात साधु यदुचित भुवनेभ्यो नितरता वारि ॥१४

ક્ષણમા દેખાઈને નાશ પામે એવી વીજળીને જે સપત્તિ મળેલી છે, તે તો મેઘોના સમૂહને કારણે છે અને સર્વ લોકોને યોગ્ય રીતે જલ આપનાર તે મેઘ છે, એ બાબત લોકોએ સારી રીતે જાણી છે ૧૪

जलधर जलभरनिकरैरपहर परितापमुद्धत जगत ।
नो चेदपसर दूर हिमकरकरदर्शन वितर ॥१५॥

હે મેઘ! જગતનો જે તાપ વધી ગયો છે, તેને જલના ભરેલા સમૂહથી દૂર કર અને જો એમ ન કરતુ હોય, તો દૂર ખસી જા. ચદ્રના શીતલ કિરણોને ફેલાવા દે ૧૫

अयि जलद यदि न दास्यसि, कतिचित्त्वं चातकाय जलकणिकाः। तदयमचिरेण भविता सलिलाञ्जलिदानयोग्यस्ते ॥ १६ ॥

હે મેઘ! જો તું ચાતકને થોડા પણ જલના કણ નહિ આપે, તો થોડી જ વારમાં એક ચાતક તારે માટે જલની અંજલિના દાનને યોગ્ય (મરણને શરણ) બની જશે. ૧૬

नैताः स्वयमुपभोक्ष्यसि मोक्ष्यसि जलदोषरादिषु क्वापि। तत्किं तत्र न मुञ्चसि मुक्ता भुक्ता भवन्ति यत्रापः ॥ १७॥

હે મેઘ! જો તું ખારીપાટ જમીનોમાં વરસશે, તો એ જમીનો તારા જલનો ઉપયોગ નહિ કરે. જ્યાં તારા જલના કણ મુકાતાં મુક્તા જેવા અનાજના દાણા ફૂટી નીકળે છે, એવી ફળદ્રુપ જમીનોમા તું શા માટે વરસતો નથી? ૧૭

धीरध्वनिभिरलं ते नीरद मे मासिको गर्भः।
उन्मदवारणबुद्धया मध्येजठरं समुच्छलति ॥१८॥

હે મેઘ! તું ગંભીર ગર્જનાઓ કરવાનું બંધ રાખ. કોક મદોન્મત્ત હાથી આવેલો છે, એમ સમજીને મારા પેટની અંદર રહેલો માસિક ગર્ભ ઉછળી પડે છે. ૧૮

जलदः समुद्रसेवामाचरति समग्रभुवनभरणाय।
कुरुते तामपि हतमतिरात्मंभरिरनिशमौर्वाग्निः ॥१९॥

સર્વે લોકોનાં ભરણપોષણ કરવા માટે આ મેઘ સમુદ્રની સેવા કરી રહ્યો છે; પરંતુ સમુદ્રની અંદર રહેલ મંદબુદ્ધિનો આ વાડવાનલ પેટભરો બનીને તે સેવાને નિષ્ફળ કરે છે. ૧૯

सर्वं वनं तृणाल्या पिहितं पीताः सितांशुरविताराः।
प्रध्वस्ताः पन्थानो मलिनेनोद्गम्य मेघेन ॥ २० ॥

આ મલિન (દુષ્ટ, કાળા) મેઘે પ્રગટ થઈને બધાં વન ઘાસના સમૂહથી ભરી દીધાં એટલું જ નહિ, તેણે ચંદ્ર, સૂર્ય, તારા વગેરેનાં પાન કરી લીધાં તેમ જ બધા માર્ગો ખરાબ કરી નાખ્યા. ૨૦

प्रावृषि शैलश्रेणीनितम्बमुज्झन्दिगन्तरं भ्रमसि।
चपलान्तर घन किं तव वचनीयं पवनवश्योऽसि ॥

વર્ષાકાળમાં પર્વતોના હારરૂપી નિતંબો જેને છે, એવી આ 'દિશાઓરૂપી સ્ત્રીઓને છોડતો છોડતો બધે ભમ્યા કરે છે, જેનું અંતર ચપળ છે એવા હે મેઘ! તને તેમાં કાંઈ કહેવાપણું નથી; કારણ કે તું તો પવનને વશ બનેલો છે. ૨૧

यद्यपि सन्ति यतूनि सरांसि स्वादुसुशीतलसुरभिपयांसि। चातकपोतस्तदपि च तानि त्यक्त्वा याचति जलदजलानि ॥२२॥

જેનાં જલ મીઠાં, શીતળ અને સુગંધીદાર છે, એવાં સરોવર જોકે ઘણાં છે; તોપણ ચાતકનું બચ્ચું તે બધાં સરોવર છોડીને મેઘના જલની માગણી કરે છે.

एतदत्र पथिकैकजीवितं पश्य शुध्यतितरां महत्सरः।
धिङ्मुधाम्बुधर रुद्धसद्गतिर्वर्धिता किमिह तेऽद्रिवाहिनी॥

મુસાફરોનું જે એકમાત્ર જીવન બનેલ છે, એવું આ મહાન સરોવર અત્યંત શુદ્ધ-નિર્મળ રહેલું છે, તે જો. હે મેઘ! જેની સારી ગતિ રુંધાઈ ગઈ હતી, એવી આ પર્વતની નદીને ફોગટ વધારીને તેં આ સરોવરમાં પહોંચાડી દીધી, તે તને ધિક્કાર છે. ૨૩

मुञ्च मुञ्च सलिलं दयानिधे नास्ति नास्ति समयो विलम्बने। अद्य चातककुले मृते पुनर्वारि वारिधर किं करिष्यसि ॥२४॥

દયાના સાગર હે મેઘ! તારા જલને જલદી જલદી છોડ, તેને માટે વિલંબ કરવાનો હવે સમય રહ્યો નથી આજે ચાતકનાં આ કુળ મરી પરવારશે, તે પછી તું તારાં જલને શું કરીશ? ૨૪

चातकस्य खलु चञ्चुसंपुटे नो पतन्ति किल वारिबिन्दवः। सागरीकृतमहीतलस्य किं दोष एव जलदस्य दीयते ॥२५॥

આ ચાતકની ચાંચમાં જો કદાચ જલનાં બિંદુઓ પડે નહિ; તો પછી તેમા મેઘને દોષ શા માટે અપાય છે; કારણ કે એણે તો પૃથ્વીને સાગર જેવી જલથી ભરપૂર બનાવી દીધી છે. ૨૫

ऊषरेषु विवरेषु चाम्भसां वीचयोऽपि भवता विनिर्मिताः। क्षेत्रसीम्नि निहितास्तु बिन्दवो वारिवाह भवतो नवो नयः ॥ २६ ॥

હે મેઘ! ખારાપાટની જમીનોમાં અને ખાડાઓમા તે જલના તરંગો વહેવડાવી દીધા; પરંતુ તે ખેતરોના સીમાડામાં જે જલના કણ નાખ્યા, તે દ્વારા તને તો નવું વય (જીવન, અન્નરૂપે) મળેલું છે. ૨૬

आपो विमुक्ताः क्वचिदाप एव क्वचिन्न किंचिद्गरलं क्वचिच्च। यस्मिन्विमुक्ताः प्रभवन्ति मुक्ताः पयोद तस्मिन्विमुखः कुतस्त्वम् ॥ २७ ॥

હે મેઘ! તેં જે જલ છોડ્યાં, તે જલ જમીન પર પડીને ક્યાંક જલરૂપે જ રહ્યાં, ક્યાંક સાવ નાશ પામ્યાં અને ક્યાંક ઝેર જેવાં બની ગયાં. પરંતુ જે સ્થાનમાં

જલના કણ પડતાની સાથે મોતીરૂપ બની જાય છે, તે ખેતરો વિષે તુ કેમ વિમુખ રહે છે? ૨૭

पानीयमानीय परिश्रमेण पाथोद पाथोनिधिमध्यतस्त्वम् । कल्पद्रुमे सीदति सामिलाषे महोपरे मुञ्चसि किं निमित्तम् ॥ २८ ॥

હે મેઘ! સમુદ્રની વચમાથી ઘણી મહેનત કરીને તુ જે પાણી લાવીને ઇચ્છા ધરાવતા કલ્પવૃક્ષ પર સીચે છે, તે બરોબર છે પરતુ તેને મોટા ખારાપાટમા શા માટે રેડે છે? ૨૮

पपात पाथकणिका न भूमाववाप शान्तिं ककुभा न ताप । दृष्ट्वैव जीवातुरय तडित्वान्कृषीवलाना मुदमाततान ॥ २९ ॥

જોકે જમીન પર જલના કણ પડ્યા નથી અને દિશાઓના તાપ શાતિ પામ્યા નથી, તોપણ વીજળી સહિત આ મેઘ જોતાની સાથે જ ખેડૂતોના આનદને વધારી રહ્યો હતો ૨૯

प्रथितोऽसि यतस्तत पृथिव्यामपि जीमूत जनस्य जीवनेन । विपयानपि गच्छत किमेतान्ध्वनिभिर्भापयसीह राजहसान् ॥ ३० ॥

હે મેઘ! તુ માણસને જીવન આપનાર છે એ રીતે પૃથ્વીમા તારી જ્યાત્યા ખ્યાતિ છે તો પછી પોતાના પ્રદેશો તરફ જનારા આ રાજહસોને ગર્જનાઓથી શા માટે ભયભીત કરે છે? ૩૦

गर्जितरवधिरीकृतककुभा किमपि कृत न घनेन । कियती चातकचञ्चुपुटी सापि भृता न जलेन ॥ ३१ ॥

એ મેઘે ગર્જના કરીને દિશાઓને બહેરી કરી નાખી પરતુ એણે કશુ જ કર્યુ નહિ પણ ચાતકની ચાચના પડ કેટના (નાના) હતા તોપણ તેને જલથી ભર્યા નહિ ૩૧

गर्जसि मेघ न यच्छसि तोय चातकपक्षी व्याकुलितोऽहम् । दैवादिह यदि दक्षिणवात क्व त्व क्वाह क्व च जलपात ॥ ३२ ॥

હે મેઘ! તુ ગર્જના કરે છે પણ જલ આપતો નથી હુ ચાતકપક્ષી છુ અને તારા વિના આકુળ વ્યાકુળ બન્યો છુ દૈવસજોગે જો દક્ષિણ તરફનો પવન આવી પહોચ્યો તો પછી તુ કયા હશે હુ કયા હઈશ અને તારા પાણીનુ પડવુ કયાર રહી જશે!

वितर वारिद वारि दवातुरे चिरपिपासितचातकपोतके । प्रचलिते मरुति क्षणमन्यथा, क्व च भवान्क्व पय क्व च चातक ॥ ३३ ॥

હે મેઘ! આ ચાતકનુ બચ્ચુ દાવાનળથી બળેલુ છે અને તરસથી લાબા કાળ સુધી પીડાય છે! જો પવન વાવા માડતા તે જ ક્ષણે તુ કયા હશે, તારુ જલ કયા હશે અને ચાતક ક્યા હશે? એ બધુ ફરી જશે ૩૩

किसलयानि कुत कुसुमानि वा, क्व च फलानि तथा नववीरुधाम् । अयमकारणकारुणिको न चेद्वितरतीह पयासि पयोधर ॥ ३४ ॥

દયા કરવામા જે કોઈ કારણની રાહ જોતો નથી એવો આ મેઘ અહી જલ વરસાવત નહિ, તો પછી નવી નવી લતાઓને તાજા પાન, ફૂલ તેમ જ ફળ કયાથી હોત? ૩૪

पयोद हे वारि ददासि वा न वा, त्वदेकचित्त पुनरेप याचक । वर महत्या म्रियते पिपासया, तथापि नान्यस्य करोत्युपासनाम् ॥ ३५ ॥

હે મેઘ! તુ જલ આપે કે ન આપે તોપણ આજે ચાતક યાચક બનેલો છે તે તો તારામા જ એકચિત્ત છે ભલે એ ખૂબ જ તરસથી મરી જાય પરતુ તે બીજાની ઉપાસના નહિ કરે ૩૫

दीनानामिह परिहाय शुष्कसस्यान्यौदार्यं प्रकटयतो महीधरेषु । औन्नत्य परममवाप्य दुर्मदस्य ज्ञातोऽय जलधर तावको विवेक ॥ ३६ ॥

હે મેઘ દીન પ્રાણીઓને જે સૂકા ઘાસ મળતા હતા તે પણ તે લઈ લીધા અને પર્વતો પર ઉદારતા બતાવી! તારા વિવેકની ખબર પડી ગઈ કે અભિમાની જન ઘણા ઊચા સ્થાન મેળવીને શુ કરે?

अन्योऽपि चन्दनतरोमहनीयमूत सेकार्थमुत्सहति तद्गुणरञ्जनेन । शाखोत्करस्य पुनरस्य महाशयोऽय मम्भोद एव शरण यदि निर्गुणस्य ॥ ३७ ॥

વખાણવા લાયક જેનુ રૂપ છે એવા આ ચદન વૃક્ષને મેઘ સીચવાને તૈયાર થયો છે તેમા તો મેઘ તેના ગુણની તૃષ્ણાથી બધાયો છે એમ કહેવાય પરતુ કાટાવાળા વૃક્ષનો આધાર પણ આ મહા ગુણવાળો મેઘ છે ત્યા ક્યા ગુણની આશા છે? ૩૭

आश्वास्य पर्वतकुल तपनोष्मतप्त, दुर्दावदह्निविधुराणि च काननानि । नानानदीनदशतानि च पूरयित्वा, रिक्तोऽसि यज्जलद सैव तवोत्तमा श्री ॥ ३८ ॥

સૂર્યના તાપથી તપેલા પર્વતોના કુળને આશ્વાસન આપીને તેમ જ જુદા જુદા નદો અને નદીઓને ભરપૂર બનાવીને હે મેઘ! તુ ખાલી થઈ ગયો છે તે જ તારી ઉત્તમ શોભા છે ૩૮

एतेषु हा तरुणमारुतधूयमानदावानलैः कवलितेषु महीरुहेषु । अम्भो न चेज्जलद मुञ्चसि मा विमुञ्च, वज्रं पुनः क्षिपसि निर्दय कस्य हेतोः ॥ ३९ ॥

હે મેઘ! મંદ વાતા પવનથી ધૂંધવાતા દાવાનળોએ જેમને કોળિયા બનાવી દીધા છે, એવાં આ વૃક્ષો પર તારે જો જલ સીંચવાં ન હોય, તો સીંચીશ ના; પરંતુ હે નિર્દય! તેમની પર તું શા માટે વીજળીનાં વજ્ર ફેંકે છે? ૩૯

शोषं गते सरसि शैवलमञ्जरीणामन्तस्तिमिर्लुठति तापविशीर्णदेहः । तत्रान्तरे यदि न वारिद वारिपूरैराप्लावयेस्तदनु किं मृतमण्डनेन ॥ ४० ॥

શેવાળની મંજરીઓથી ભરપૂર સરોવર સુકાઈ જવાથી તાપથી જર્જરિત થયેલા દેહવાળો આ મહાન મત્સ્ય આળોટી રહ્યો છે. એ દરમિયાન હે મેઘરાજ! ભરપૂર જલોથી તે સરોવરને નહિ ભરી દે, તો પછી મરી ગયેલાને ઘરેણાંની શોભા કરાવ્યાનો શો અર્થ? ૫૦

शृण्वन्पुरः पुरुषगर्जितमस्य हन्त. रे पान्थ विह्वलमना न मनागपि स्याः । विश्वार्तिवारणसमर्पितजीवनोऽयं, नाकर्णितः किमु सखे भवताम्बुवाहः ॥४१

હે મુસાફર! આ મેઘની કઠોર ગર્જનાઓ સામે સાંભળીને તું મનથી જરા પણ વિહ્વળ બનીશ નહિ; કારણ કે હે મિત્ર! તેં એ વાત સાંભળી નથી કે જેણે વિશ્વના દુઃખ દૂર કરવા માટે પોતાનું જીવન સોંપી દીધું છે, તે આ મેઘ છે. ૪૧

यत्तादृशेषु सरलेषु न पक्षपातो, जातो बत स्फुटमसौ कुटजेषु रागः । विश्वैकजीवनपटोरपि वारिवाह, दुर्वारवायुवशगस्य न तद्विचित्रम् ॥ ४२ ॥

અત્યંત જાણીતા એવા સરલ (સાગ) વૃક્ષો પર તને પક્ષપાત જાગ્યો નહિ; પરંતુ કુટજ (કડુ ઓષધિના છોડ) પર સ્પષ્ટ રીતે જે પ્રેમ જાગ્યો છે; તે વિચિત્ર નથી; કારણ કે નિવારી ન શકાય એવા વાયુને વશ થઈને તારે આ કામ કરવું પડ્યું છે. બાકી તું તો વિશ્વને જીવન આપવામાં અત્યંત કુશળ છે. ૪૨

यत्पल्लवः समभवत्कुसुमं यदासीत्तत्सर्वमस्य भवतः पयसः प्रसादः । यद्भूरुहे फलविधौ न ददासि वारि, प्राचीनमम्बुद यशो मलिनीकरोषि ॥ ४३ ॥

હે મેઘ! આ વૃક્ષને જે નવા પાંદડા અને ફૂલ આવ્યા, તે બધામાં તારા જલની કૃપા રહેલી છે; પરંતુ એ વૃક્ષને ફળ આપવાના કાર્યમાં તું જલ આપતો નથી; તેથી તો તારા પહેલાના મળેલા યશને તું મલિન કરી રહ્યો છે. ૪૩

नैवालवालवलयं भरितं द्रुमाणां, नार्द्रीकृतापि यत चातकपोतचञ्चुः । दावानलाकुलतरुः शमितो न शीघ्रं, भाराय वारिधर वारिपदं तवाभूत् ॥ ४४ ॥

હે મેઘ! તેં વૃક્ષોના ગોળ ક્યારાઓને જલથી ભરપૂર કર્યો નહિ; ચાતકનાં ચાંચનાં પડ પણ ભીનાં કર્યાં નહિ; તેમ જ દાવાનળથી પીડા પામેલ વૃક્ષના તાપ જલદી શમાવ્યા નહિ; તો પછી તને જે જલની પદવી આપવામાં આવી છે, તે ફોગટ ભાર કરનારી છે. ૪૪

के वा न सन्ति भुवि वारिरुहावतंसा, हंसावलीवलयिनो जलसंनिवेशाः । किं चातकः फलमपेक्ष्य स वज्रपातां पौरंदरीं कलयते नववारिधाराम् ॥४५॥

આ જગત પર અનેક જલાશયો ક્યાં નથી કે જે કમળોનાં સ્થાનરૂપ બનેલાં છે અને જ્યાં હંસોની પંક્તિઓ ક્રીડા કરે છે. તો પછી ક્યા ફળને ઉદ્દેશીને ચાતક વજ્રપાત કરનારી અને ગર્જના કરનારી જલની નવી ધારાને ઇચ્છી રહેલો છે? (અર્થાત્ કુદરતી પ્રેમનો એ સંબંધ છે.) ૪૫

वातैर्विधूनय विभीषय भीमनादैः संचूर्णय त्वमथवा करकाभिघातैः । त्वद्वारिबिन्दुपरिपालितजीवितस्य, नान्या गतिर्भवति वारिद चातकस्य ॥ ४६ ॥

એ ચાતકને પવનોથી ખંખેરી નાખ, ભયંકર ગર્જનાઓથી તેને ભય આપ, અથવા તો કરા વરસાવીને તેના ચૂરેચૂરા કરી નાખ; પરંતુ હે મેઘ! એ ચાતકની બીજી ગતિ થવાની નથી; કારણ કે તેનું જીવન તારા જલનાં બિંદુઓથી પોષાયેલું છે. ૪૬

व्याजस्तुतिस्तव पयोद मयोदितेयं
यज्जीवनाय जगतस्तव जीवनानि ।
स्तोत्रं तु ते महदिदं घन धर्मराज-
साहाय्यमर्जयसि यत्पथिकान्निहत्य ॥ ४७ ॥

હે મેઘ! તારાં જળ જગતને નવાં જીવન આપવા માટે છે, એમ જે મેં કહ્યું છે, તે તારી વ્યાજ(ખોટી)-સ્તુતિ છે; કારણ કે તેં મુસાફરોને હણીને ધર્મરાજ (મૃત્યુ)ને જે સહાય કરી છે, તે જ તારું મોટું સ્તોત્ર છે! ૪૭

संपादिताः सपदि दुर्दुरदीर्घनादा
यत्कोकिलाकलरुतानि निराकृतानि ।
निष्पीतमम्बु लवणं न तु देवनद्याः
पर्जन्य तेन भवता विहितो विवेकः ॥ ४८ ॥

હે મેઘ! તેં હમણા દેડકાઓના મોટા નાદ શરૂ કરાવેલા છે અને એ રીતે કોયલનાં કલગાન દૂર કરા-

વેલા છે; પરંતુ દેવનદીના ખારા જલના પાન કર્યાં નથી, એ રીતે તેં જે વિવેક બતાવ્યો, તે જાણીતો છે.

यस्योदये गुरुमनोरथमन्थरेण
संचिन्तितं किमपि चेतसि चातकेन।
आः कष्टमिष्टफलदानविधानहेतो
रम्भोधरात्पतति संप्रति वज्रवह्निः ॥ ४९ ॥

એ મેઘ આવતા જેના મનમા મોટા મનોરથ જાગેલા છે એવા ચાતકે પોતાના મનમાં કાંઇક વિચારી લીધું હતું; પરંતુ કષ્ટની વાત છે કે, ઇષ્ટ ફળનાં દાન આપવાના કાર્યમાં નિમિત્ત બનનાર એ મેઘથી હમણા વજ્ર જેવો કઠોર અગ્નિ પડવા લાગ્યો ૪૯

दवदहनजटालज्वालजालाहतानां
परिगलितलतानां म्लायतां भूरुहाणाम्।
अयि जलधर शैलश्रेणिशृङ्गेषु तोयं
वितरसि बहु कोऽयं श्रीमदस्तावकीनः ॥ ५० ॥

જે સમયે દાવાનલની જટા જેવી જ્વાળાઓ લાગવાથી વૃક્ષો અત્યંત મલિન બની ગયેલા છે તેમજ લતાઓ ખૂબ જ ગળી જઈને સુકાવા લાગી છે, તે સમયે હે મેઘ! પર્વતોની હારમાળામા શિખરો પર તુ જલ વરસાવી રહ્યો છે, તે તારો આ લક્ષ્મીનો મદ કેવા પ્રકારનો છે? ૫૦

नभसि निरवलम्बे सीदता दीर्घकालं
त्वदभिमुखनिषण्णोत्तानचञ्चूपुटेन।
जलधर जलधारा दूरतस्तावदास्ता
ध्वनिरपि मधुरस्ते न श्रुतश्चातकेन ॥ ५१ ॥

હે મેઘ! આધાર વિનાના આકાશ તરફ જેણે બેસીને તારા તરફ મુખ રાખીને ચાંચ ખોલી છે, એવા ચાતકને તારી જલધારા જોવાની તો વાત એક બાજુ રહી, પરંતુ તારો મધુર ધ્વનિ પણ તેણે સાંભળ્યો નથી.

अये हेलावेलालुलितकुलशैले जलनिधौ
कुतो वारामोघं बत जलद मोघं वितरसि।
समन्तादुत्तालज्वलदनलकीलाकवलन-
क्रमोपेतानेतानुपकुरु पयोभिर्विटपिनः ॥ ५२ ॥

અરે હે મેઘ! જેના કિનારાના પર્વતો પર ભરતીના જલ અથડાય છે એવા આ સમુદ્ર પર જલના ધોધ–પ્રવાહ શા માટે ફોગટ વહેવડાવે છે? તારા જલથી આ વૃક્ષો પર ઉપકાર કર કે જે વૃક્ષો ચારે બાજુથી ઊંચી થતી જ્વાળાઓના સમૂહવાળા દાવાનલનો ભોગ બનીને કરમાઈ ગયેલા છે. ૫૨

अमुं कालक्षेपं त्यज जलद गम्भीरमधुरैः
किमेभिर्निर्घोषैः सृज झटिति झाङ्कारि सलिलम्।
अये पश्यावस्थामकरुणसमीरव्यतिकर-
ज्वलद्दावज्वालावलिजटिलमूर्तेर्विटपिनः ॥ ५३ ॥

હે મેઘ! આમ સમય ગાળવાનો છોડી દે. ગંભીર અને મધુર આ ગર્જનાઓથી શુ થવાનું છે? ઝંકાર કરતી જલની ધારાઓ જલદી છોડી મૂક. અરે! આ વૃક્ષોની અવસ્થા તો જો, કઠોર પવનના ફૂંફાડાથી વધારે પ્રદીપ્ત બનેલા દાવાનલની જ્વાળાઓના સમૂહ જટાની જેમ તેમની ચારે બાજુ ફરી વળ્યા છે. ૫૩

अकूपाराद्वारि प्रचुरतरमादाय जलदः
स दानाध्यक्षोऽपि प्रकिरति जलं नाद्भुतमिदम्।
स मेघो धन्यो यत्परिकिरति मुक्ताफलतया
यदीयासौ कीर्तिर्नटति नृपनारीकुचतटे ॥ ५४ ॥

સમુદ્રમાંથી ખૂબ જલ લાવીને તે મેઘ દાનેશ્વર બનીને જલનું દાન કરે છે, તેમા કાંઈ અદ્ભુત નથી. ખરેખર તે (રાજારૂપે રહેલ) મેઘને ધન્યવાદ છે કે જે પોતાના જળબિંદુની વૃષ્ટિથી મોતી ઉત્પન્ન કરે છે, અને તેની કીર્તિરૂપે રાજાઓની સ્ત્રીઓના સ્તન પર મુક્તાહાર નાચે છે. ૫૪

तवैव प्रावीण्यं जलद जगदानन्दकरणं
यदम्भःपालीराहरसि खलसत्त्वाज्जलनिधेः।
निसर्गोत्क्षारास्ता नयसि च कथंचिन्मधुरता
मथासारैस्तासां युगपदुपकर्तासि जगतः ॥ ५५ ॥

હે મેઘ! જેના જલ ખારા છે (खलसत्त्व) એવા સમુદ્રમાંથી જલના સમૂહોને લે છે તેમા તારી જ પ્રવીણતા છે કે જે જલ કુદરતી રીતે ખારા છે, તેમને ઘણી મહેનતે મીઠા મધુરા બનાવે છે અને પછી તરત જ તે જલના પ્રવાહોથી જગતનો ઉપકાર કરે છે. ૫૫

विलपति तथा सारङ्गोऽयं भवानयमुन्नतो
जलमपि च ते संयोगोऽयं कथंचिदुपस्थितः।
उपकुरु कुरु प्रह्वं चेतो न वेत्सि यदग्रतो
जलधर पुनः क त्वं क्वायं क ते जलबिन्दवः ॥ ५६ ॥

મોર એ રીતે મેઘ પાસે વિલાપ કરી રહ્યો છે કે, હે મેઘ! તું આમ ઊંચે રહ્યો છે. તારામાં જલ છે. આ સંયોગ પણ મહામહેનતે ઊભો થયો છે. હવે ઉપકાર કર જલને નીચા નમાવ. આ તારી સામે આવીને (પવન) ઊભો રહ્યો છે, તે તું જાણતો નથી. પછી તો તું ક્યાં, હું ક્યાં અને જલના તારાં બિંદુઓ ક્યાં? ૫૬

नीरं दूरं तदपि विरसं जंगमा नो लताद्या-
स्तस्मिन्दातर्यपि जलनिधौ को लभेताम्बुबिन्दुम् ।
दानाध्यक्षे त्वयि जलधर क्वापि कुत्रापि शैलाः
शालावन्तोऽमृतनिभजलैस्तर्पिताः सर्व एते ॥ ५७ ॥

હે મેઘ! જોકે સમુદ્ર પોતે દાતાર છે, પણ તેનાં જલ ઘણે દૂર છે, તે જલ પણ ખારાં છે અને લતાઓ વગેરે ચાલી શકે તેવા જંગમ પદાર્થો નથી એટલે તેનાં જલના કણનો લાભ કોણ મેળવી શકે? પરંતુ જ્યારે તમે દાનના અધિપતિ બનો છો ત્યારે વન-વૃક્ષોથી ભરેલા એ પર્વતો ક્યાંના ક્યાંય હોય છે; પરંતુ તે બધા જ પર્વતોને તેં અમૃત સમાન મીઠાં જળથી તૃપ્ત કરી દીધેલા છે. ૫૭

तृप्त्या नद्यः कमलसरसी राजहंसावतंसाः
पुण्याश्चैतो हिमगिरिभुवस्त्वत्कृते येन मुक्ताः ।
संप्राप्तेऽस्मिञ्ज्वलद् दहनोचण्डदाहे निदाघे
पर्जन्य स्वीकुरु तमधुना चातकं पातकं वा ॥ ५८ ॥

પોતાની તરસ છિપાવવા માટે જે ચાતક નદીઓ, કમળથી ભરેલાં અને રાજહંસથી શોભતાં સરોવર તેમ જ હિમાલયમાંથી પેદા થયેલી પવિત્ર નદીઓનો ત્યાગ કર્યો; તો હવે હે મેઘ! સૂર્યના પ્રચંડ તાપથી બળતો ઉનાળો જ્યારે આવી પહોંચ્યો છે, ત્યારે હવે તું તે ચાતકનો સ્વીકાર કર. ભલે તારે મન તે ચાતક હોય કે પાતક (પાપ) હોય!

शैलेयेषु शिलातलेषु च गिरेः शृङ्गेषु गर्तेषु च
श्रीखण्डेषु बिभीतकेषु च तथा पूर्णेषु रिक्तेषु च ।
स्निग्धेन ध्वनिनाखिलेऽपि जगतीचक्रे समं वर्षतो
वन्दे वारिद सार्वभौम भवतो विश्वोपकारि व्रतम् ॥ ५९ ॥

હે ચક્રવર્તી મેઘરાજ! પર્વતો પર, શિલાઓ પર, પર્વતનાં શિખરો પર, કોતરોમાં, ચંદનનાં વૃક્ષો પર તેમ જ બિભીતક (બહેડાંનાં) વૃક્ષો પર એમ પૂરી રીતે ભરેલાં કે ખાલી રહેલાં સ્થળો પર મધુર ગર્જના કરીને આખા જગતના મંડળ પર એકસરખી રીતે તમે જે વરસો છો તે તમને વંદન છે; કારણ કે તમે વિશ્વ પર ઉપકાર કરવાનું વ્રત લીધેલું છે. ૫૯

नीहाराकरसारसागरसरित्कासारनीरश्रियं
त्यक्त्वा तोयदचातकेन महती सेवा समालम्बिता ।
तस्यैतत्फलितं समुज्झसि शिलासंताडनं मस्तके
गाढं गर्जसि वज्रमुज्झसि तडिल्लेखाभिरातर्जसि ॥ ६० ॥

હે મેઘ! હિમના સાર જેવાં શીતલ સાગર, નદી, સરોવર વગેરેનાં જલની શોભાને છોડીને ચાતકે તારું આલંબન કરીને જે મોટી સેવા બજાવી છે; તેના એ ફળરૂપે તું તેના મસ્તક પર શિલા જેવા કરા વરસાવે છે, ગંભીર ગર્જના કરી, તેની પર વજ્ર નાખે છે અને છેવટે વીજળીની રેખાઓથી તેનો તિરસ્કાર કરે છે. ૬૦

आरामाभरणस्य पल्लवचयैरापीततिग्मत्विषः
पाथोद प्रशमं नयाशुरुतरोरेतस्य दावज्वरम् ।
ब्रूमस्त्वामुपकारकातर गतप्रायाः पयःसंपदो
दग्धोऽप्येष तरुर्दिशः परिमलैरापूर्य निर्वास्यति ॥ ६१ ॥

જે બગીચાનું ભૂષણ છે, જેણે પોતાનાં પાંદડાંઓ-થી સૂર્યનાં કિરણોનાં પાન કરેલાં છે, એવા આ વૃક્ષને જે દૈવરૂપી તાવ આવેલો છે, તેને હે મેઘ! તું શમાવી દે. ઉપકાર કરવામાં સંકોચ રાખનાર હે મેઘ! અમે તને જણાવીએ છીએ કે, તારી જલરૂપી સંપત્તિઓ તો ચાલી જવાની અણી પર છે અને આ વૃક્ષ બળી જશે તોપણ તે પોતાની સુગંધીથી દિશાઓને સુવાસિત કરીને પછી જ નાશ પામશે. ૬૧

यावत्तिष्ठति चातकोऽयमसुभिः कण्ठस्थलस्थायिभि-
स्तावद्देहि पयः पयोद फलतु त्वद्वारि कल्पद्रुमः ।
नो चेदस्य तृषार्तपीडिततनोः प्राणैः प्रयाणे कृते
कस्मै दास्यसि को ग्रहीष्यति पुनस्तापस्तु ते स्थास्यति ॥

હે મેઘ! જેના પ્રાણ કંઠના સ્થાન સુધી આવીને ઊભા રહેલા છે, એથી આ ચાતક જ્યાં સુધી જીવી રહ્યો છે, ત્યાં સુધીમાં તેને તું પાણી આપ અને એ રીતે તારે બારણે કલ્પવૃક્ષ ફળી રહેલું છે. (એ બાબત સિદ્ધ કરી આપ.) અને જો તું એમ નહિ કરે, તો તેના પ્રાણ ચાલ્યા જશે અને તે પછી તું કોને જળ આપશે અને તું આપશે તોપણ તેને કોણ લેશે? પરિણામે તો તારે નસીબે એક પશ્ચાત્તાપ રહી જશે. ૬૨

कूपे पानमधोमुखं भवति मे नद्यो वराक्यः स्त्रियः
सामान्यं बकटिट्टिभैः सह सरस्येवं समालोकयन् ।
शुष्यत्तालुगलोऽपि कम्पिततनुः श्रुत्वा गभीरध्वनिं
धैर्यादुद्धृतकन्धरो जलधर त्वां याचते चातकः ॥ ६३ ॥

હે મેઘ! આ ચાતક વિચારી રહ્યું છે કે, 'જો હું કૂવામાંથી જલ પીશ, તો મારે મુખ નીચું કરવું પડશે! આ નદીઓ તો બિચારી સ્ત્રીઓ છે. સરોવરમાં પાન કરવા જતાં બગલાં અને ટિટોડીની સાથે મારી સરખા-મણી થશે.' એમ વિચાર કરતું એ ચાતક કે જેનું તાળવું અને ગળું સુકાઈ રહ્યું છે અને જેનું શરીર કંપી રહ્યું છે, તોપણ તારી ગંભીર ગર્જના સાંભળીને ધીરજથી જેણે ડોક ઊંચી કરી છે, એવું આ ચાતક પક્ષી તારી પાસે યાચના કરે છે. ૬૩

मार्गो भूरि जल मरुस्थलभुवि स्वप्नेऽपि नो लभ्यते
तीव्रो वाति समीरण कचिदपि च्छायाश्रृतो न द्रुमा ।
अङ्गारप्रकरान्किरन्निव रविर्ग्रीष्मे तपत्यम्बरे
तद्भो पान्थहिताय पूरय धरा पाथोद पाथोभरैः ॥६४॥

હે મેઘ! આ મરુદેશની ઉજ્જડ ભૂમિમા માર્ગ ઘણો વધારે છે, પાણી તો સ્વપ્ને પણ જોવાને મળતુ નથી પવન ખૂબ સખત રીતે વાઈ રહ્યો છે છાયા વાળા વૃક્ષો ક્યાય જોવા મળતા નથી ઉનાળામા સૂર્ય અગારાના તણખા વરસાવતો હોય, એ રીતે આકાશમા તપી રહ્યો છે, માટે હે ભાઈ મેઘ! મુસાફરના ભલા માટે પૂર્ણ જલથી પૃથ્વીને ભરી દે ૬૪

भेकै कोटरशायिभिर्मृतमिव क्ष्मान्तर्गत कच्छपै
पाठीनै पृथुपङ्कपीठलुठितैर्यस्मिन्मुहुर्मूर्च्छितम् ।
तस्मिञ्शुष्कसरस्यकालजलदेनागत्य तच्चेष्टित
यत्राकुम्भनिमग्नवन्यकरिणो यूथै· पय पीयते ॥६५॥

જે સરોવરના કોતરોમા દેડકા મરી ગયા હોય, એ રીતે ભરાઈ બેઠા છે ગાઢા કાદવથી જેની પીઠ ભરાઈ છે, એવા મોટા કાચબા જ્યા વારવાર મૂર્ચ્છા પામી રહ્યા છે, તે સૂકા સરોવરમા મેઘરાજે અચાનક આવીને એવી તો અજબ ચેષ્ટા કરી કે જેની અદર ગડસ્થળ ડૂબી જાય એવા ઊડા જલમા જગની હાથીઓના ટોળા પાણી પીએ છે ૬૫

कालातिक्रमण कुरुष्व तडिता विस्फूर्जितैस्त्रासय
स्फारैर्भीषणगर्जितैरतितरा कार्ष्ण्यं मुखे दर्शय ।
अस्यानन्यगते पयोद मनसो जिज्ञासया चातक
स्याचेहि त्वमिहाखिल तदपि न त्वत्त पर याचते ॥६६

હે મેઘરાજ! ભલે તુ આવવામા વખત લગાડ, વીજળીઓના ચમકારાથી ત્રાસ પેદા કર સ્પષ્ટ અને ભયકર ગર્જનાઓ કરીને મુખ પર કાળાશ બતાવ અને એ રીતે તેની પર બધા દુખ લાદ, તોપણ તે ચાતકને તારા સિવાય બીજી ગતિ નથી અને તે તારા સિવાય બીજાની યાચના કરશે નહિ ૬૬

भूयो गर्जितमम्बुद प्रकटिता विद्युत्त्वमापूरित
दूरावमह तिष्ठ तिष्ठ तदल धृष्टया तथात परम् ।
निर्दग्धाखिलशालिहालिकवधूसन्तानै पर
नैराश्यादिह वर्षितव्यमधुना केदारपूर पय ॥६७॥

અનાવૃષ્ટિને દૂર કરનાર હે મેઘરાજ! તમે વારવાર ગર્જના કરી, વીજળીઓ ચમકાવી આકાશ ભરી દીધુ, હવે વધારે વરસતુ બધ કરી ઊભા રહો, કારણ કે જ્યારે તાપને લીધે ડાગરને બળતી જોઈ, ખેડૂતની સ્ત્રીઓ અત્યત નિરાશ બનીને તમારી સામે એકીટશે જોઈ રહેશે ત્યારે તમારે ફરીથી વરસવાની જરૂર પડશે, હમણા તો ક્યારા ભરાય તેટલુ પાણી પડ્યુ છે ૬૭

गर्जन्नम्बु ददाति तच्च कणिकारूपेण यत्र कचिद्
वर्षाकालमपेक्ष्य दानसमये कार्ष्ण्यं विधत्त मुखे
पश्चात्पाण्डुरतामुपैति लघुतामभ्येति भूयस्तत
श्रीमद्राम नृपालशेखरविभो दाता कियान्वारिद ॥६८

હે શ્રીરામ, હે રાજાઓના શેખર જેવા રાજા! આ મેઘ દાતાર છે તે કેવો હલકો છે તે તો જુઓ! વર્ષાકાળ આવ્યો છે જાણીને જલના દાન કરે છે પણ તે ગર્જના કરીને તેમ જ ટીપે ટીપે આપે છે તે ક્યાક જ વરસે છે અને દાન આપતી વખતે મુખ કાળુ કરી નાખે છે અને દાન આપ્યા પછી પણ શરીરે ફિક્કો પડી જાય છે તેમ જ હલકો બની જાય છે! ૬૮

आसक्ता प्रतिकोटर विषधरा भानो करा मूर्धनि
ज्वालाजालकरालदावदहन प्रत्यङ्गमालिङ्गति ।
सर्वानन्दनचारुचन्दनतरोरेतस्य जीवातवे
रे जीमूत विमुञ्च वारि बहुशो युष्मद्यशो जृम्भताम् ॥

હે મેઘરાજ! ઝેરવાળા સર્પ જેના થડના કોતરે કોતરે લાગેલા છે, જેના મસ્તક પર સૂર્યના કિરણો પડી રહ્યા છે અને જેના શરીરે દાવાનળની જ્વાળાઓનો સમૂહ લપેટાયો છે, એવા આ ચદનવૃક્ષને જીવન આપવા માટે તમે ખૂબ જળ છોડો અને તમારો યશ વધારો, કારણ કે એ ચદનવૃક્ષ સર્વને આનદ આપનાર છે ૬૯

ते ते चातकपोतका वितृषिता दावाग्निमग्न वन
सन्निर्वापितमुष्णतापितमही निर्बाधिता सर्वत· ।
कासारा परिपूरिता पृथुपयोधाराभिरम्भोधर
त्वय्येवायमहो महोन्नितमहादानाविदानक्रम ॥७०॥

હે મહામેઘ! ભારે જળની ધારાઓ વરસાવીને તે ચાતકના બચ્ચાની તરસ છિપાવી, દાવાનળથી બળતા વનને ઠડુ પાડ્યુ, ઉષ્માટથી તપેલી પૃથ્વીને શાન્ત કરી તેમ જ બધા તળાવ ભરી દીધા એ રીતે ખરેખર આવા ભારે મોટા દાન આપવાનો કાર્યક્રમ તો તારે વિષે જ શોભી રહ્યો છે ૭૦

ताप लुम्पसि सर्वतो वितरसे मुक्ताफल शुक्तिषु
क्षेत्र सिञ्चसि किं च पल्लवयसि श्रीखण्डमुख्यान्द्रुमान्
क्षार क्षारमिद जल जलनिधेरादाय जीमूत हे
विश्व जीवयसि त्वमेव जगति प्रौढोऽपि कस्ते गुणान् ॥

હે મેઘ! તુ ચારે બાજુ દેવાદેના તાપને દૂર કરે છે, છીપોલીઓમા મોતી પેદા કરે છે ખેતરે સિંચે

જલ સીંચે છે, ચંદન જેવાં મોટાં મોટાં વૃક્ષોને નવાં તાજાં પાન આપે છે; તેમ જ આ સમુદ્રનાં ખારાં ખારાં પાણી લઈને તેને મીઠાં બનાવી આ વિશ્વને જિવાડે છે; એ રીતે જગતમાં ગુણગાન ગાવામાં કુશળ માણસ પણ તારા કયા ગુણોને વર્ણવે તે કહે? ૭૧

संतापं जगतो विलुम्पसि धरां धाराभिरासिञ्चसि
क्षेत्राण्यङ्कुरयस्यमून्मुकुलयस्यह्नाय नीपद्रुमान् ।
सारङ्गस्य नभोनिवेशितदृशश्चञ्चूपुटीपूरणे
वैमुख्यं वहसि त्वमम्बुद यदि प्रत्येतु को नाम तत् ॥

હે મેઘ! તું જગતના સંતાપ દૂર કરે છે, જલની ધારાઓથી પૃથ્વીને સીંચે છે; ખેતરોને ફળદ્રુપ બનાવે છે; અશોક, લીમડા જેવાં વૃક્ષોને તરત જ પ્રફુલ્લ બનાવે છે; એ તો બરોબર છે; પરંતુ આકાશ તરફ જેણે એકસરખી નજર માંડી છે, એવા આ ચાતકની ચાંચના પડને પૂરવામાં જો તું વિમુખ બની જશે, તો પછી કોણ તારા પર વિશ્વાસ લાવશે? ૭૨

कूपाम्भांसि पिबन्तु कूपरसिका वापीषु वापीजुषो
नादेयाश्च पतत्त्रिणोऽपि मुदिता आस्वादयन्त्वामपः ।
सारङ्गस्य नभोनिवेशितदृशः किं तेन यावन्मही-
मम्भोभिः स्नपयन्नसावुदयते न प्रावृषेण्यो घनः ॥७३

કૂવાનાં પાણી પીવાના રસિકો ભલે કૂવાનાં જલ પીએ. વાવને સેવનારા ભલે વાવનાં પાણી પીએ. પક્ષીઓ ભલે આનંદ પામતાં નદીના જલનાં પાન કરે; પરંતુ જેની નજર આકાશ તરફ મંડાઈ છે, એવા આ ચાતકને ફાયદો શું? કારણ કે જ્યાં સુધી પોતાની જળધારાઓથી પૃથ્વીને નવડાવી નાખનાર વર્ષાકાળનો મેઘ ચઢી ન આવે ત્યાં સુધી તે ચાતકને રાહ જોવાની છે!

कर्तव्यो हृदि वर्तते यदि तरोरस्योपकारस्तदा
मा कालं गमयाम्बुवाह समये सिञ्चैनमम्भोभरैः ।
शीर्णे पुष्पफलेदले विगलिते मूले गते शुष्कतां
कस्मै किं हितमाचरिष्यति परीतापस्तु ते स्थास्यति ॥

હે મેઘ! આ વૃક્ષ પર જો તારે ઉપકાર કરવો જ હોય, તો નકામો સમય ગુમાવ નહિ. આવો વખત ફરીથી નહિ મળે; કારણ કે એ વૃક્ષનાં ફૂલ, ફળ ખરી જાય, મૂળ છૂટાં પડી જાય અને વૃક્ષ સુકાઈ જાય ત્યારે તું કોનું કયું હિત આચરશે? પછી તારે નસીબે તો પશ્ચાત્તાપ કરવાનો જ બાકી રહેશે. ૭૪

नो चिन्तामणिभिर्न कल्पतरुभिर्नो कामधेन्वादिभि-
र्नो देवैश्च परोपकारनिरतैः स्थूलैर्न सूक्ष्मैरपि ।
अम्भोदेहानिरन्तरं जलभरैस्तामुर्वरीं सिञ्चता
धौरेयेण धुरं त्वयाद्य वहता मन्ये जगज्जीवितम् ॥७५

હે મેઘ! ચિંતામણિઓ, કલ્પવૃક્ષો, કામધેનુઓ, દેવો વગેરે જે જે નાનામોટા પદાર્થો પરોપકાર કરવામાં રસ ધરાવે છે; તેમણે જે કાર્ય નથી કર્યું એવું કાર્ય અર્થાત્ જલના સમૂહથી પૃથ્વીને સીંચીને પૂર્ણ કરવાનું કાર્ય તેં ધારણ કર્યું છે, તેથી તેં ખરેખર જગતને જીવન આપ્યું છે, એમ હું માનું છું. ૭૫

हे पाथोद यथोन्नतेन भवता दिग्व्यावृता सर्वतो
मन्ये धीर तथा करिष्यसि खलु क्षीराब्धितुल्यं सरः
किं त्वेष क्षमते नहिं क्षणमपि ग्रीष्मोष्मणा व्याकुलः
पाठीनादिगणस्त्वदेकशरणस्तद्वर्ष तावत्कियत् ॥७६॥

હે મેઘ! તેં આવી ચઢીને ચારે દિશાઓને છાઈ દીધી છે, તેથી મારું માનવું છે કે આ સરોવરને તું ક્ષીરસાગર જેવું ભરપૂર બનાવી દેશે; પરંતુ ગરમીના તાપથી આકુળવ્યાકુળ બનેલાં આ માછલાં વગેરેનો સમૂહ હવે એક ક્ષણનો પણ વિલંબ સહન કરી શકે તેમ નથી; એ બધાં તારે જ શરણે આવેલાં છે, માટે હવે થોડું વરસી લે! ૭૬

नाब्धौ स्कन्धनतिः सरःसु न मनो वापीषु नापीहितं
कर्णेऽप्यर्णवसंकथा न च कृता नाद्यापि नद्यां मनः ।
सारङ्गेण समुत्तरङ्गरसनादण्डेन चण्डातप-
क्लान्तेनापि निरन्तरं जलद हे त्वय्येव दत्तं मनः ॥७७॥

હે મેઘ! આ ચાતકે કૂવા તરફ ખભો નમાવ્યો નથી, સરોવરો તરફ તેણે પોતાનું મન પરોવ્યું નથી; તેણે પોતાને કાને સમુદ્રની કથા પણ સાંભળી નથી; તેમ જ આજ સુધી તેણે નદીમાં પોતાનું મન પરોવ્યું નથી, એ ચાતકે તો ફક્ત પ્રચંડ સૂર્યના તાપમાં બળવા છતાં પોતાના કંઠરૂપી રસનાના દંડને ઊંચો રાખીને તારે વિષે જ પોતાનું મન પરોવ્યું છે. ૭૭

निःपद्मं शिशिरेण धीवरगणैर्निर्मत्स्यनिःकूर्मकं
व्याधैर्निर्विहगं निरम्बु रविणा निर्नालकं दन्तिभिः ।
निःशालूकमकारि शूकरगणैर्नामैकमात्रं सरो
हे जीमूत परोपकारक पयोदानेन मां पूरय ॥७८॥

શિયાળાએ મને કમળ વિનાનું બનાવ્યું, માછીમારોએ માછલાં અને કાચબા વિનાનું કરી નાખ્યું. પારધીઓએ પક્ષી વિનાનું કર્યું, સૂર્યે મારું જલ શોષી લીધું, હાથીઓએ કમળોના દંડ ઉખેડી નાખ્યા, ભૂંડ-વરાહોએ કમળનાં મૂળ ખોદી નાખ્યાં; હવે તો હું

નામનું જ સરોવર રહી ગયું છુ, માટે હે મેઘરાજ! જલનાં દાન આપીને મને ભરપૂર કરો. ૭૮

कासारेषु सरित्सु सिन्धुषु तथा नीचेषु नीरग्रहं
धिक्तत्रापि शिरोनतिः किमपरं हेयं भवेन्मानिनाम् ।
इत्यालोच्य विमुच्य चातकयुवा तेषु स्पृहामादरा-
दुद्ग्रीवस्तव वारिवाह कुरुते धाराधरालोकनम् ॥७९॥

તળાવો, નદીઓ, સમુદ્રો, ઊંડાં જળાશયો વગેરેમાંથી જળ પીવું, તે બાબતને ધિક્કાર છે; તેમાં પણ મસ્તક નમાવવું પડે, તે વાતને છોડીને મનસ્વીઓ બીજી કઈ વાતને હેય ગણશે? એ રીતે જોઈ વિચાર કરીને આ યુવાન ચાતક તે બધાં વિષેની સ્પૃહા છોડી દઈને હવે ઊંચી ડોક કરીને તારા જલની ધારા પડવાની રાહ જુએ છે, ૭૯

रे धाराधर धीर नीरनिकरैरेषा रसा नीरसा
शेषा पूषकरोत्करैरतिखरैरापूरि भूरि त्वया ।
एकान्तेन भवन्तमन्तरगतं स्वान्तेन संचिन्तय-
न्नाश्चर्यं परिपीडितोऽभिरमते यच्चातकस्तृष्णया ॥८०॥

જલની ધારાને ધારણ કરનાર હે ધીર મેઘ! સૂર્યનાં અત્યંત તીવ્ર અને પ્રચંડ કિરણોથી એકદમ નીરસ (સુકાઈ ગયેલી) આ પૃથ્વીને તેં તારા જલના ઓઘથી ભરપૂર કરી નાખી, તે તો બરોબર છે, પરંતુ એક વાતનું આશ્ચર્ય છે કે એક અનેરા અને પવિત્ર મનથી તારું ચિંતન કરનાર આ ચાતક તરસથી પીડાઈ રહ્યું છે અને તારી રાહ જુએ છે, તેના તરફ જોયું નહિ.૮૦

आरामाधिपतिर्विवेकविकलो नूनं रसा नीरसा
वात्याभिः परुषीकृता दश दिशश्चण्डातपो दुःसहः ।
एवं धन्वनि चम्पकस्य सकले संहारहेतावपि
त्वं सिञ्चन्नमृतेन तोयद कुतोऽप्याविष्कृतो वेधसा ॥८१॥

આ બગીચાનો સ્વામી-માળી વિવેક વિનાનો બની વિચારમાં પડી ગયો છે. પૃથ્વી પણ ખરેખર નીરસ-સૂકી બની ગઈ છે. દશે દિશાઓ વંટોળિયાથી ભૂખરી બની ગઈ છે. સૂર્યનો તાપ ન સહન થાય એ રીતે બધાં વિપરીત બની ગયાં છે, ત્યારે હે મેઘ! અમૃત જેવી વૃષ્ટિથી તેને સિંચન કરનાર એવો તું મળી આવ્યો, તે ખરે! તને બ્રહ્માએ કયાથી અજબ રીતે પેદા કર્યો?

ग्रीष्मे भीष्मतरैः करैर्दिनकृता दग्धोऽपि यश्चातक-
स्त्वां ध्यायन्घनवासरान्कथमपि द्राघीयसो नीतवान् ।
दैवाल्लोचनगोचरेण भवता तस्मिन्निदानीं यदि
स्वीचक्रे करकानिपातनकृपा तत्कं प्रति ब्रूमहे ॥८२॥

હે મેઘ! ઉનાળામાં સૂર્યે પોતાનાં પ્રચંડ કિરણોથી જેને બળ્યો બળ્યો કરી નાખ્યો, તે ચાતકે તારું ધ્યાન કરતાં કરતાં ઘણીય મુશ્કેલીએ ઉનાળાના લાંબા દિવસો પણ પસાર કર્યા. હવે તો દૈવની કૃપા થતાં તમે તેને દર્શન આપ્યાં; પરંતુ તમે જ્યારે તે ચાતક પર કરા વરસાવવાની કૃપા કરી, તો પછી અમારે તેની ફરિયાદ કોને કરવાની રહી? ૮૨

स क्षारो जलधिः सरांसि वितरन्त्यभ्यागतेभ्यो मितं
गृह्यन्ते सरितः श्रमेण परितोऽप्याधारबन्धं बलात् ।
प्राप्यं कूपकतः कथंचन किमप्यारोप्य कण्ठे पदं
तत्त्वां त्यागिनमेकमेव भगवन्पर्जन्य मन्यामहे ॥८३॥

હે ભગવાન મેઘરાજ! પેલો સમુદ્ર ખારો છે, સરોવર પોતાની પાસે આવેલાઓને માપીને જલ આપે છે, નદીઓમાંથી પાણી લેવાં હોય તો તેની ચારે બાજુ બંધ બાધીને ઘણી મહેનત કરવાથી મળે છે; તેમ જ કૂવામાથી ઘણી મહેનતે પાણી તો મળે, પરંતુ તેને માટે તેના થાળામાં પગ મૂકવા પડે છે. માટે ખરા ત્યાગી તરીકે તો તમે જ એકલા છો, એમ અમે માનીએ છીએ.

हृद्यं वर्षन्विधत्से चिरसमयतृषाशुष्यतां चातकानां
भूमेस्तापोपशान्तिं वितरसि तरसा लोकशोकं धुनोषि ।
अम्भोदैतत्तवैकं परममुचितं यत्विधत्से सुधांशुं
वाचामीशं कविं वा बुधमपि वहसि प्रेम खद्योतवर्गे ॥८४

હે મેઘ! ઘણા લાંબા કાળથી તરસે પીડાતા ચાતક પક્ષીઓને તું વરસીને આનંદ આપે છે, તું પૃથ્વીના તાપની શાંતિ કરે છે, તેમ જ વેગથી લોકના શોકને દૂર કરે છે; એ કાર્ય તો તારે માટે ઘણું યોગ્ય છે; પરંતુ ચંદ્ર વાણીના પતિ ગુરુ, શુક્ર, બુધ વગેરે ગ્રહોને ઢાકી દઈને તું આગિયાઓનાં ટોળાં પર પ્રેમ પ્રગટ કરે છે; તે શું તારે માટે વધારે યોગ્ય છે? ૮૪

## વાયુની અન્યોક્તિઓ

वायुरेकं महाभूतं वदन्तु निखिला जनाः ।
आयुरेवैष भूतानामिति मन्यामहे वयम् ॥ १ ॥

પાંચ મહાભૂતોમાં વાયુ એક મહાભૂત છે, એમ ભલે બધા લોકો કહે! અમે તો માનીએ છીએ કે, એ તો સર્વ પ્રાણીઓનું સાક્ષાત્ જીવન જ છે. ૧

अलिपटलैरनुयातां सहृदयहृदयज्वरं विलुम्पन्तीम् ।
मृगमदपरिमललहरीं समीर [illegible] पामरेषु रे किरसि ॥२

હે વાયુ! જેની પાછળ પાછળ ભમરાઓ ગુંજારવ કરે છે અને જે બધાં સ્નેહીજનોનાં હૃદયના [illegible]

દૂર કરે છે, એવી જે કસ્તૂરીની સુગંધની લહર છે, તે પામર જનો વિષે શા માટે વહેંચી દે છે? ૨

परमो मरुत्सखाग्रेस्तेजोवृद्धिं तनोतु तं जेतुम् ।
दीपं हरति तदस्य ज्ञातं प्रतिपत्तिनिर्वहणम् ॥ ३ ॥

જેનો મિત્ર પવન છે, એવો આ પ્રચંડ અગ્નિ ભલે પોતાના તેજની વૃદ્ધિ આગળ કરે; પરંતુ તેને જીતવા માટે આ પવન દીવાના તેજને હરી લે છે; અર્થાત્ પોતાને શરણ આવનારનો કયા પ્રકારે નિર્વાહ કરવો, તે વાત વાયુથી જાણવાને મળી છે. ૩

प्राथमिकी घनवृष्टिः प्राप्ता शिखिनो निदाघतप्तस्य ।
आकस्मिकेन सा पुनरपनीता कापि पवनेन ॥ ४ ॥

જે ઉનાળાની ગરમીથી તપ્યા હતા, એવા મોરને (શાંત કરવા માટે) પહેલવહેલી મેઘની વર્ષા આવી મળી હતી; ત્યાં તો પવને અકસ્માત આવીને તે વૃષ્ટિને ક્યાંય ખેંચી લીધી. ૪

वरतरुविघटनपटवः कटवञ्चन्ति वायवो बहवः ।
तत्कुसुमबहलपरिमलगुणविन्यासे कृति त्वेकः ॥५॥

એવા તોફાની પવનો તો ઘણા વાય છે, જે મોટાં મોટાં વૃક્ષોને ઉખેડી નાખવામાં કુશળ હોય છે; પરંતુ એ એક પવન તો વિરલ જ છે, કે જે ઝાડનાં ફૂલની વિસ્તૃત સુગંધીના ગુણને પાથરવામાં કુશળ છે. ૫

गन्धवाह गहनानि गाहसे गन्धजातमिह संचिनोपि च।
नैपुण्यच्युतिरियं तु तावकी यत्र तत्र सदसद्विवेचनम् ॥६

સુગંધને લઈ જનારા હે પવન! ગહન જંગલોમાં તું પ્રવેશ કરે છે અને અનેક પ્રકારની સુગંધીને એકઠી કરે છે; પરંતુ તારામાં સારા—નરસાને જુદા પાડવાની વિવેકશક્તિ નથી, એ જ તારી નિપુણતામાં ખામી છે. ૬

अहह चण्डसमीरण दारुणं कीमिदमाचरितं चरितं त्वया। यदिह चातकचञ्चुपुटोदरे पतति वारि तदेव निवारितम् ॥ ७ ॥

હે પ્રચંડ પવન! તેં આ દારુણ આચરણ શા માટે આચારમાં મૂક્યું; જે આ ચાતકની ચાંચના પુટમાં જલનું બિંદુ પડતું હતું; તે જ તેં રોકી રાખ્યું. ૭

अनिल निखिलविश्वं प्राणिति त्वत्प्रयुक्तं
सपदि च विनिमीलत्याकुलं त्वद्वियोगात् ।
वपुरसि परमेशस्योचितं नोचितं ते
सुरभिमसुरभि वा यत्समं स्वीकरोषि ॥ ८ ॥

હે પવન! આખું જગત તારી પ્રેરણાને કારણે જીવી રહ્યું છે અને તારો વિયોગ થતાંની સાથે જ તે જગત આકુળવ્યાકુળ બનીને દુઃખી બની જાય છે. તું પરમેશ્વરનું યોગ્ય શરીર છે, તે વાત બરોબર છે; પરંતુ સુગંધી અને દુર્ગંધી બંનેને સરખી બનાવી દે છે, તે બરોબર નથી. ૮

राजीविनीविपीनसौरभसारगन्धि-
र्योऽभूद्वसन्तदिवसेषु जनैकबन्धुः ।
रथ्यारजांसि विकिरन्विरुजन्नगेन्द्रा-
नुन्मत्तवद्भ्रमति पश्यत सोऽद्य वायुः ॥ ९ ॥

વસંતઋતુના દિવસોમાં જે પવન કમલોના સમૂહથી શોભતાં વનોમાં રહેલી સુરભિના સારને ફેલાવી ચારે બાજુ સુગંધિત કરતો, સર્વ જનોનો પ્રિય મિત્ર બન્યો હતો, તે જ વાયુ આજે રસ્તાની બધી ધૂળને ઉડાડતો, તેમ જ મોટા મોટા પર્વતોને ડોલાવતો, ગાંડાની જેમ ભમી રહ્યો છે, તે જુઓ! ૯

ये जात्या लघवः सदैव गणनां याता न ये कुत्रचित्
पद्भ्यामेव विमर्दिताः प्रतिदिनं भूमौ विलीनाश्चिरम्।
उत्क्षिप्ताश्च पलाशयेन मरुता पश्यान्तरिक्षे सखे
तुङ्गानामुपरि स्थितिं क्षितिभृतां कुर्वन्त्यमी पांसवः ॥१०

હે મિત્ર! તમે જુઓ તો ખરા કે, જે ધૂળના કણ જાતિને લીધે સદા હલકા છે; જે કોઈ પણ ઠેકાણે ગણનાને યોગ્ય બન્યા નથી, જે દરરોજ પગની નીચે અંટવાયા કરે છે અને જે લાંબા કાળ સુધી પૃથ્વી પર દંટાયેલા પડ્યા હતા, તે જ ધૂળના કણ ચપળ સ્વભાવના પવને ઉડાડ્યા છે, તેને લીધે તે અંતરિક્ષ સુધી પહોંચીને ઊંચા પર્વતોનાં મસ્તકો પર બિરાજમાન થયા છે. ૧૦

हंहो दग्धसमीर सर्पति भवत्यस्मिन्वने शाखिनां
शाखाघर्षणजः स कोऽपि सुचिरं जज्वाल दावानलः।
येनादाहि पलायमानहरिणं भस्मोभवद्भूरुहं
शुष्यन्निर्झरमुत्पतत्खगकुलं चेष्टद्भुजंगं वनम् ॥ ११ ॥

બળેલા હે પવન! આ વનની અંદર તું ફરી રહ્યો છે, તેને લીધે વૃક્ષની ડાળીઓમાં ઘર્ષણ થવાથી પેદા થયેલો દાવાનળ કોઈ અદ્ભુત રીતે લાંબા કાળ સુધી બળી રહ્યો છે; તેનાથી આ હરણાં દોડાદોડ કરવા લાગ્યાં છે, ઝાડ બળીને ખાક થઈ ગયાં છે, ઝરણાં સુકાઈ ગયાં છે, પક્ષીઓ ઊડી રહ્યાં છે, સાપ આળોટવા લાગ્યા છે અને આખું વન બળી રહ્યું છે. ૧૧

हंहो धीर समीर हन्त जननं ते चन्दनक्ष्माभृतो
दाक्षिण्यं जगदुत्तरं परिचयो गोदावरीवारिभिः ।
प्रत्यङ्गं दहसीह मे त्वमपि चेदुद्दामदावाग्निवन्
मत्तोऽयं मलिनात्मको वनचरः किं वक्ष्यते कोकिलः ॥१२

હે ધીર પવન! તારો જન્મ ચંદનની ભૂમિમાંથી થયેલો છે. તારી ઉદારવૃત્તિ (દાક્ષિણ્ય) જગતમાં અલૌકિક છે. તારો પરિચય ગોદાવરી નદીનાં જલ સાથે થયેલો છે. (એ રીતના ગુણો હોવા છતાં પણ) તું મારાં અંગે અંગને પ્રચંડ દાવાનળની જેમ બાળી રહ્યો છે, તો પછી મદોન્મત્ત બનેલ આ જંગલી કોયલ પક્ષી શું કહેશે તે જાણે છે ? ૧૨

कोऽयं भ्रान्तिप्रकारस्तव पवनघनावस्करस्थानजातं
तेजस्विव्रातसेव्ये नभसि नयसि यत्पांसुपूरं प्रतिष्ठाम् ।
अस्मिन्नुत्थाप्यमाने जननयनपथोपद्रवस्तावदास्तां
केनोपायेन सह्यो वपुषि कलुषतादोष एषमत्तवैव ॥१३॥

હે પવન! જે આકાશ તેજસ્વીઓના સમૂહથી સેવવા લાયક છે, તે આકાશને તું ધૂળ-રજોટીની સાથે રહેલ બાણુમાટી વગેરેના ઢગલાને ઉડાડીને જે પ્રતિષ્ઠા આપે છે, તે તારો પ્રકાર તો કાંઈ અનેરો છે! તું જ્યારે ધૂળ ઉડાડે છે, ત્યારે લોકોની આંખોને ભરી દઈને જે ઉપદ્રવ પેદા કરે છે, તે વાત તો ઠીક; પરંતુ તારો જે મલિનતાથી ભરેલો દોષ મારા શરીરે લાગે છે, તે કયા ઉપાયે સહન કરવો, તે તો જણાવ ? ૧૩

## પર્વતની અન્યોક્તિઓ

नाधन्यानां निवासं विदधति गिरयः शेखरीभूतचन्द्राः
शृङ्गैर्ज्योत्स्नाप्रवाहं द्रुतमिव तुहिनं दिङ्मुखेषु क्षिपन्तः ।
येषामुच्चैस्तरूणामविहतगतिना वायुना कम्पिताना-
माकाशे विप्रकीर्णः कुसुमचय इवाभाति तारामहौघः ॥

જે પર્વતોનાં શિખરો પર ચંદ્ર નિવાસ કરે છે, જે પર્વતો પોતાનાં ઊંચાં શિખરોથી ચાંદનીના પ્રવાહને ઓગળેલા ધુમ્મસની જેમ દિશાએ દિશાએ પાથરી રહ્યા છે તેમ જ આકાશમાં પથરાયેલ તારાઓનો સમૂહ જાણે કે નિરંતર ચાલુ રહેનાર વાયુથી જે પર્વતોના વૃક્ષો ડોલી ઊડતાં ફૂલનો સમૂહ વિખેરી રહ્યાં હોય એમ લાગે છે; તે પર્વતો અભાગી જનોને પોતાની ઉપર નિવાસ આપતા નથી. ૧

### હિમાલય

तरुकुलसुषमापहरां जनयन्तीं जगति जीवजातार्तिम् ।
केन गुणेन भवानीतात हिमानीमिमां वहसि ॥ २ ॥

પાર્વતીના પિતા હે હિમાલય! જે બરફ વૃક્ષોના સમૂહનાં સૌંદર્ય હરી લે છે અને જગતમાં રહેતા બધા જીવોને દુઃખ આપે છે, તે બરફના સમૂહને કયા ગુણને લીધે ધારણ કરો છો ? ૨

विन्ध्यकन्दरसुमेरुभूभृतां यत्पतिस्तुहिनपर्वतोऽभवत् ।
ईश्वरश्वशुरताप्रभावतस्तद्ध्रुवं जगति जृम्भते यशः ॥३

જે હિમાલય વિંધ્યાચળ, મંદરાચળ, સુમેરુ વગેરે પર્વતોનો સ્વામી બનેલો હતો, તે હિમાલય મહાદેવનો સસરો બન્યો અને તેના પ્રભાવથી જગતમાં તેનો યશ ઘણો જ વધી ગયો છે. ૩

क्षोणी यस्य हिरण्मयी मणिमयः प्राकारशिल्पोच्चयः
कुञ्जाः कल्पलतामयाः सुरधुनीधारामयो निर्झरः ।
किं चेन्द्रादिसमस्तदिक्पतिपुरीमध्यन्ति यत्पल्लवाः
शैलः सोऽपि गिरिर्वयं च गिरयस्त्वय्येव मे का मतिः ॥४॥

'જેની ભૂમિ સોનાની બનેલી છે, જેની ભેખડોમાં કુદરતી રીતે શિલ્પકામથી મણિઓ જડવામાં આવેલા છે, જેની કુંજગલીઓમાં કલ્પવૃક્ષની લતાઓ ઊગેલી છે, જેના ઝરા આકાશગંગાના જલથી ભરેલા છે, તેમ જ ઇંદ્ર વગેરે સમસ્ત દિક્પાલોની નગરીઓ જે હિમાલયની અંદર વૃક્ષોનાં પાનની જેમ રહેલી છે; એવો એ હિમાલય પર્વત પણ પર્વત ગણાય અને અમે બધા પણ પર્વતો ગણાઈએ, તોપણ તારામાં જ મારી અલૌકિક મતિ રહેલી છે, તે જ તારી વિશેષતા છે ? (અહીં એક પર્વતનું હિમાલયને સંબોધન છે.) ૪

### મેરુ પર્વત

ये संतोषसुखप्रबुद्धमनसस्तेषामभिन्नो मृदो
येऽप्यन्ये धनलोभसंकुलधियस्तेषां तु दूरे नृणाम् ।
इत्थं कस्य कृते कृतः स विधिना तादृक्पदं संपदां
स्वात्मन्येव समाप्तहेममहिमा मेरुर्न मे रोचते ॥५॥

'સંતોષ એ જ સુખ છે' એમ માનીને જેના મનની સમૃદ્ધિ વધી ગયેલી છે, એવા માણસોને તો માટીની જેમ સોનાના મેરુમાં ભેદ દેખાતો નથી; પરંતુ જેમની બુદ્ધિઓ ધનના લોભથી આકુળ-વ્યાકુળ બનેલી છે, એવા માણસોને માટે તો સુમેરુ પર્વત ઘણો જ દૂર રહેલો છે; તો પછી સર્વ સંપત્તિઓના સ્થાનરૂપે બનેલા આ સુમેરુ પર્વતની રચના વિધિએ શા માટે કરી હશે ? જેના સોનાનો મહિમા પોતાની અંદર જ પૂરો થઈ જાય છે, એવો આ મેરુ પર્વત મારી રુચિને પેદા કરતો નથી. ૫

आचक्ष्महे तव किमद्य वनीमवस्थां
तस्याश्च विन्ध्यशिखरस्य मनोहरस्य ।
यत्रैव सप्तमुनयस्तपसा निषेदुः
सोऽद्य विलासवसतिः पिशिताशनानाम् ॥ ६ ॥

જ્યાં પહેલાં સાત ઋષિઓ તપ કરવા માટે બિરાજતા હતા, ત્યાં આજે માંસભક્ષક રાક્ષસોનો નિવાસ બની ગયો છે, એ રીતે એક સમયે અત્યંત મનોહર લાગતા એવા વિંધ્યાચળ પર્વતની આજની દશાની અમે શું વાત કરીએ? ६

મલયપર્વત

किं तेन हेमगिरिणा रजताद्रिणा वा
यत्राश्रिता हि तरवस्तरवस्त एव ।
मन्यामहे मलयमेव यदाश्रयेण
शाखोटनिम्बकुटजा अपि चन्दनानि ॥ ७ ॥

જેના આશ્રય લઈને રહેલાં વૃક્ષો એ વૃક્ષો જ રહે છે, એવા હિમાલય કે ચાંદીના બનેલા કૈલાસ પર્વતનો શું મહિમા ગાવો? જેનો આશ્રય કરીને રહેલાં શાખોટ, લીંબડા અને કુટજ જેવાં વૃક્ષો પણ ચંદનનાં વૃક્ષ બની જાય છે, તે મલયાચળને જ અમે તો માન આપીએ છીએ. ૭

विद्योतन्ते कति न गिरयस्तेषु किं नोद्‌यन्ते
शाखावन्तः खदिरबदरीशालशाखोटकाद्याः ।
धन्यस्तावन्मलयशिखरी यत्र जातास्त एव
स्वैरामोदैस्त्रिभुवनमथ प्रीणयन्तः स्फुरन्ति ॥ ८ ॥

આ લોકમા કેટકેટલા પર્વતો દીપી રહેલા છે, તેની કોને ખબર નથી? અને શું તેમની પર ખેર, બોરડી, શાલ, શાખોટક વગેરે વૃક્ષો ઊગતાં નહિ હોય? પરંતુ તે એક મલયાચળને ધન્યવાદ છે કે જેની પર ઊગેલાં વૃક્ષો પોતપોતાની સુગંધથી ત્રણે ભુવનને પ્રસન્ન રાખીને ખીલી ઊઠે છે. ૮

મંદરપર્વત

सुरारातिर्लक्ष्मीं त्रिपुरविजयी शीतकिरणं
करीन्द्रं पौलोमीपतिरपि च लेभे जलनिधेः ।
त्वया किं वा लब्धं कथय मथितो मन्दरगिरे
शरण्यः शैलानां यदयमदयं रत्ननिलयः ॥ ९ ॥

હે મંદરપર્વત! જ્યારે સમુદ્રનું મંથન કરવામાં આવ્યું ત્યારે મુરારિ વિષ્ણુ ભગવાને લક્ષ્મીને મેળવ્યાં. ત્રિપુરારિ મહાદેવે ચંદ્ર મેળવ્યો અને પૌલોમીના પતિ ઇંદ્રે ઐરાવત મેળવ્યો; પરંતુ તને શું મળ્યું, તે તો કહે? જે સમુદ્ર પર્વતોને શરણ આપનાર હતો, તેને તેં દયા છોડીને વલોવી નાખ્યો; એટલું જ તેં તો કર્યું ને?

મૈનાકપર્વત

शक्रादरक्षि यदि पक्षयुगं तथापि
मैनाक सन्ति तव नेह गतागतानि ।
निःसत्त्वता च निरपत्रपता च किंतु
पाथोनिधौ निवसता भवतार्जितात्र ॥ १० ॥

હે મૈનાક પર્વત! તેં તારી બે પાંખો ઇંદ્રથી બચાવી લીધી; પરંતુ તારો અવરજવર બંધ થઈ ગયો. સમુદ્રમાં તેં નિવાસ કરીને, તેં નિર્માલ્યપણું અને નિર્લજ્જપણું, એ બે બાબત મેળવી એટલું જ થયું. ૧૦

वरं पक्षच्छेदः समदमघवन्मुक्तकुलिश-
प्रहारैरुद्गच्छद्बहलदहनोद्गारगुरुभिः ।
तुषाराद्रेः सूनोरहह पितरि क्लेशविवशे
न चासौ संपातः पयसि पयसां पत्युरुचितः ॥११॥

મદથી ભરેલા ઇંદ્રે ફેંકેલા વજ્રના પ્રહારોથી પાંખો છેદાઈ જાય, તે સારું કે જે પ્રહારો પ્રગટ થતા પ્રચંડ અગ્નિની જેમ વિશેષ કારણ બનેલા છે! પરંતુ હિમાલય પર્વતના પુત્ર મૈનાકે સમુદ્રના જળમાં ડૂબી જવું, તે ઉચિત નથી કે જે સમયે પોતાના પિતા કલેશને વશ થયા હોય. ૧૧

લોકાલોકપર્વત

एकस्यायमुदेति मूर्धनि गिरेरन्यस्य चैव क्रमा-
दस्तं याति कलानिधिस्तदुभयोरस्तः प्रशस्तोऽचलः ।
को नामोदयिनं करोति न शिरोमाणिक्यमस्तं पुन-
र्यातं यः कुरुते भवानिव स दुःप्रापोऽस्ति पृथ्वीतले ॥

આ ચંદ્ર એક પર્વતના મસ્તક પર ઊગે છે અને ક્રમે કરીને બીજા પર્વતના મસ્તક પર અસ્ત પામે છે; તેમાં જે અસ્તાચળ પર્વત છે, તેની પ્રશંસા કરવી ઘટે છે; કારણ કે જેનો ઉદય થતો હોય છે, તેને કયો માણસ મસ્તક પર ધારણ કરતો નથી? પરંતુ તારી જેમ જે માણસ આથમતાને મસ્તકે ચડાવે છે, તેવા માણસ આ પૃથ્વી પર મળવો મુશ્કેલ છે. ૧૨

રોહણપર્વત

रोहणाचल शैलेषु कस्तुलां तुलयेत्तव ।
यस्य पाषाणखण्डानि मण्डनानि महीभृताम् ॥१३॥

હે રોહણાચલ! પર્વતોમાં તારી તુલના કરી શકે એવો કયો પર્વત છે, જે પર્વત પર પડેલા પથ્થરોના કટકા (હીરા) રાજાઓનાં ભૂષણ બને છે. ૧૩

रत्नानां न किमालयो जलनिधिः किं न स्थिरा मेदिनी
किं न व्योम महत्पदं सुकृतिनां किं नाम नैवोन्नतम् ।
हंहो रोहण किं न याचकचमूनिःशङ्कटङ्काहित-
क्षान्तिस्वीकरणेन गोत्रतिलकस्त्रैलोक्यवन्द्यो भवान् ॥१४

શું સમુદ્ર રત્નોનો ભંડાર નથી? શું પૃથ્વી સ્થિર નથી? પુણ્યશાળીજનો જેમાં પગ મૂકે એવું અત્યંત

ઊંચું આકાશ નથી ? પરંતુ હે રોહણપર્વત ! જ્યારે યાચકોના સમૂહ કોઈ પણ જાતની શંકા લાવ્યા વિના તને ટાંકી જતા હતા, ત્યારે તું ક્ષમાનો ગુણ સ્વીકારીને ગોત્ર(પર્વતો)માં તિલકરૂપ બન્યો તેમ જ ત્રણ લોક તને વંદન કરે એવી યોગ્યતા તેં સ્વીકારી. ૧૪

यामस्ते शिवमस्तु रोहणगिरे मत्तः स्थितिप्रच्युता
वर्तिष्यन्त इमे कथं कथमिति स्वप्नेऽपि मैवं कृथाः ।
भ्रातस्ते मणयो वयं यदि भवन्नामप्रसिद्धास्ततः
किं शृङ्गारपरायणाः क्षितिभुजो नाङ्गीकरिष्यन्ति नः ॥१५॥

'હે રોહણપર્વત ! અમે જઈએ છીએ તારું કલ્યાણ થાવ. તને એમ થતું હોય કે, 'મારી પાસેના સ્થાનથી ભ્રષ્ટ થયેલા એવા આ મણિઓની શી દશા થશે.' તો તું એ વિષે સ્વપ્ને પણ વિચાર કરીશ નહિ; કારણ કે હે ભાઈ ! અમે તારા મણિઓ છીએ તેમ જ જો તારા નામની પ્રસિદ્ધિ અમને મળેલી છે, તો પછી જેને શૃંગારમા રસ છે, એવા રાજાઓ અમારો અંગીકાર નહિ કરે ?' ૧૫

## પર્વતની ગુફા

यस्यां स केसरियुवा पदमावबन्ध
गन्धद्विपेन्द्ररुधिरारुणिताङ्गनायाम् ।
तामद्य पर्वतदरीं धुतधूम्रलोमा
गोमायुरेष वपुषा मलिनीकरोति ॥ १६ ॥

જેના આંગણાં મદઝરતા હાથીઓના લોહીથી લાલ રંગે રંગાયેલાં છે; એવી આ પર્વતની ગુફામાં એક વખતે એ યુવાન કેસરીસિંહ પગલા પાડતો હતો. તે જ પર્વતની ગુફાને આ શિયાળ ધૂસરા વાળ ખંખેરીને પોતાના શરીરથી મલિન કરે છે. ૧૬

## ગિરિઝરણાં

कल्लोलसंचलदगाधजलैरलोलैः कल्लोलिनीपरिवृढैः किमपेयतोयैः । जीयात्स जर्जरतनुर्गिरिनिर्झरोऽयं यद्विप्रुषापि तृषिता वितृषीभवन्ति ॥ १७ ॥

જેનાં અગાધ જલ તરંગોને કારણે ડોલી રહ્યાં છે. છતાં પણ જેનું ઊંડાણ સ્થિર છે અને જેનાં જલ નદીઓથી વધી રહ્યાં છે, એવા સમુદ્રનાં જલ ખારાં હોવાને કારણે પીવા લાયક બનેલાં નથી; તો તેથી શો ફાયદો ? સુકલકડું–જર્જરિત જેનું શરીર છે, એવું આ પર્વતનું ઝરણું જીવતું રહો; જેનાં બેચાર ટીપાંથી તરસે પીડાતા માણસો પોતાની તરસ શાંત કરે છે. ૧૭

## સમુદ્ર–અન્યોક્તિઓ

नावज्ञा नाप्यवैदग्ध्यमुदधेर्महिमैव सः ।
यत्तीरपङ्कमग्नानि महारत्नानि शेरते ॥ १ ॥

જેના તીર પર રહેલા કાદવમાં મોટાં મોટાં રત્નો પડેલાં રહે છે; તેથી કાંઈ સમુદ્ર તેમનો તિરસ્કાર કરે છે અથવા તો સમુદ્રમાં પારખવાની શક્તિ નથી, એમ માનવાનું નથી; પરંતુ એ તો સમુદ્રનો મહિમા જ છે.૧

यद्यपि स्वच्छभावेन दर्शयत्युदधिर्मणीन् ।
तथापि जानुदघ्नोऽयमिति चेतसि मा कृथाः ॥२॥

જોકે સમુદ્ર અત્યંત સ્વચ્છ નિર્મળ હોવાને કારણે પોતાના મણિઓને બતાવી દે છે; તેથી તારે મનમાં એમ ન માની લેવું કે, 'આ સમુદ્ર ઢીંચણ પૂરતો જ ઊંડો છે.' ૨

रत्नैरापूरितस्यापि मदलेशोऽस्ति नाम्बुधेः ।
मुक्ताः कतिपयाः प्राप्य मातङ्गा मदविह्वलाः ॥३॥

એ સમુદ્ર રત્નોથી ભરેલો છે, તોપણ તેને મદનો લેશ પણ નથી, જ્યારે થોડાક મુક્તામણિઓ મળતાં હાથીઓ કેટલા મદથી વિહ્વળ બનેલા છે ? ૩

अधः करोषि रत्नानि मूर्ध्ना धारयसे तृणम् ।
दोषस्तवैव जलधे रत्नं रत्नं तृणं तृणम् ॥ ४ ॥

હે સમુદ્ર ! તું રત્નોને નીચે રાખે છે અને તણખલાને માથા પર ધારણ કરે છે; તે તારો જ પોતાનો દોષ છે, બાકી તો રત્ન એ રત્ન છે અને તણખલું એ તણખલું છે. ૪

वातोल्लासितकल्लोल धिक्ते सागरगर्जितम् ।
यस्य तीरे तृषाक्रान्तः पान्थः पृच्छति वापिकाम् ॥५॥

જેનાં મોજાં પવનથી ઊંચે ઊછળી રહ્યાં છે એવા હે સમુદ્ર ! તારી ગર્જનાને ધિક્કાર છે, કારણ કે તારે તીરે ફરતો મુસાફર તરસથી પીડાતા 'વાવ ક્યાં છે' એમ પૂછે છે. ૫

अयं रत्नाकरोऽम्भोधिरित्यसेवि धनाशया ।
धनं दूरेऽस्तु वदनमपूरि क्षारवारिभिः ॥ ६ ॥

'આ સમુદ્ર રત્નોની ખાણ છે' એ કારણે ધનની આશાથી તેની મેં ઘણી સેવા કરી; પરંતુ ધન તો એક બાજુએ રહ્યું. પણ એ સમુદ્રે તો પોતાનાં ખારાં જલથી મારું મુખ ભરી દીધું. ૬

यद्यपि बद्धः शैलैर्यद्यपि गिरिमथनमुषितसर्वस्वः ।
तदपि परभीतभूधररक्षायां दीक्षितो जलधिः ॥ ७ ॥

આ સમુદ્ર જોકે શિલાઓથી બંધાયો અને પર્વતથી મંથન થતાં તેનાં બધાં રત્નો ચોરાઈ ગયાં; તોપણ

ઇંદ્ર જેવા શત્રુથી ભય પામેલા પર્વતોની રક્ષા કરવાનું વ્રત તો તે સમુદ્રે લીધેલું જ છે. ૭

किं खलु रत्नैरेतैः किं पुनरभ्रायितेन वपुषा ते ।
सलिलमपि यन्न तावकमर्णव वदनं प्रयाति तृषितानाम्॥

હે સમુદ્ર! તારા આ રત્નોથી શો લાભ છે, તેમ જ તેં જે કાળો વર્ણ ધારણ કર્યો છે, તેવા તારા શરીરથી પણ શું? કારણ કે તારું જલ પણ તૃષાતુર પ્રાણીઓના મુખમાં જતું નથી. ૮

मा कुरु गुरुतागर्वं लघुरन्यो नास्ति सागर त्वत्तः ।
जलसंग्रहमन्यस्मात्त्वयि सति कुर्वन्ति पोतस्थाः ॥९॥

હે સાગર! મોટાઈનો ગર્વ કરવાનો રહેવા દે; કારણ કે તારા કરતાં હલકો બીજો કોઈ મેં જોયો નથી! તારી હાજરી હોવા છતા નૌકામાં બેઠેલા માણસો પાણીનો સંગ્રહ તો બીજેથી જ કરે છે. ૯

किमधिकमस्य ब्रूमो महिमानं वारिधेर्हरिर्यत्र ।
अज्ञात एव शेते कुक्षौ निक्षिप्य भुवनानि ॥ १० ॥

આ સમુદ્રનો વિશેષ મહિમા આથી વધારે શી રીતે કહેવો? કારણ કે પોતાના પેટમા બધાં જ ભુવનોને સમાવી દઈને હરિ પોતે છાનામાના જ આ સમુદ્રની અંદર સૂઈ જાય છે. ૧૦

लघुरयमाह न लोकः कामं गर्जन्तमपि पतिं पयसाम् ।
सर्वमलज्जाकरमिह यत्कुर्वन्तीह परिपूर्णाः ॥ ११ ॥

આ સર્વ જલોનો પતિ એવો સમુદ્ર ખૂબ જ ઘુઘવાટા કરે છે, તોપણ લોકો 'આ હલકો છે' એમ કહેતા નથી; કારણ કે આ લોકમાં જે માણસો બધી રીતે પરિપૂર્ણ છે, તેઓ જે કાંઈ કરે તેમા શરમ જેવું તેમને હોતું નથી. ૧૧

तृषां धरायाः शमयत्यशेषां, यः सोऽम्बुदो गर्जति गर्जतूच्चैः । यस्त्वेष कस्यापि न हन्ति तृष्णां, स किं वृथा गर्जति निस्त्रपोऽब्धिः ॥ १२॥

જે પૃથ્વીની પૂરેપૂરી તરસને છિપાવે છે, તે મેઘ ગર્જના કરતો હોય, તો તે ભલે ગર્જના કરે; પરંતુ જે સમુદ્ર કોઈની પણ તરસ છિપાવતો નથી, તે નિર્લજ્જ બનીને શા માટે ફોગટની ગર્જના કરે છે? ૧૨

त्वमद्य सिन्धो जगदेकबन्धो रत्नानि दातुं विमुखोऽसि कस्मात् । किं वा सुतः कल्पमहीरुहस्ते दानैः कृतार्थी कुरुते जगन्ति ॥ १३ ॥

જગતના એકમાત્ર સંબંધી એવા હે સમુદ્ર! તું આજે દાન આપવામાં વિમુખ બનેલો છે; તેનું શું કારણ છે! તારો પુત્ર કલ્પવૃક્ષ 'સર્વ જગતોને દાન આપીને સફળ બનાવે છે, તેને કારણે તો તું વિમુખ નથી ને? ૧૩

अयि रोषमुरीकरोषि नो चेत्किमपि त्वां प्रति वारिधे वदामः । जलदेन तवार्थिना विमुक्तान्यपि तोयानि महान्न हा जहासि ॥ १४ ॥

હે સમુદ્ર! જો ચિત્તમાં કાંઈ રોષ લાવે નહિ, તો તને કહેવાની મારી ઇચ્છા છે. 'તારા યાચક મેઘે જે પાણી છોડી દીધાં છે, તેને તું મહાન હોવા છતાં પણ છોડતો નથી તે આશ્ચર્ય છે.' ૧૪

तोयानामधिपतिराकरो मणीनां शैलानामभयपदं महान्महद्भ्यः । अग्राह्यो भवसि यदि त्वमेव ताव-त्कोनु स्वाज्जगति तदा जनावलम्बः ॥ १५ ॥

તું સર્વ જલોનો સ્વામી છે, મણિઓની ખાણ છે, સર્વ પર્વતોને અભય આપનાર છે તેમ જ મોટાઓથી પણ મોટો છે, તો પછી હે સમુદ્ર! જો તું અગ્રાહ્ય બની જશે; તો પછી માણસોને આધાર આપી શકે એવો માણસ જગતમાં કોણ હશે? ૧૫

स्वस्त्यस्तु विद्रुमवनाय नमो मणिभ्यः कल्याणिनी भवतु मौक्तिकशुक्तिमाला । प्राप्तं मया सकलमेव फलं पयोधे यद्दारुणर्जलचरैर्न विदारितोऽस्मि ॥ १६ ॥

હે સમુદ્ર! તારાં પરવાળાનાં બનેલાં વનોનું કલ્યાણ થાવ. તારા મણિઓને મારા પ્રણામ હો! મુક્તા-મોતીને ધારણ કરનારી છીપલીઓની હાર ભલે બધાનું ભલું કરો. ખરેખર! તારામાં રહેતા દારુણ જલચરોએ મને ફાડી ખાધો નહિ; એનાથી જ મને તો બધાં ફળ મળી ગયાં, એમ હું માનું છું. ૧૬

आदाय वारि परितः सरितां मुखेभ्यः किं ताव दर्जितमनेन दुरर्णवेन । क्षारीकृतं च वडवादहने हुतं च पातालकुक्षिकुहरे विनिवेशितं च ॥ १७ ॥

સર્વ નદીઓનાં મુખોમાંથી પાણી લઈ લઈને આ દુષ્ટ સમુદ્રે શું મેળવ્યું? એક તો પાણી ખારું કરી નાખ્યું, વડવાનલની અંદર હોમી દીધું તેમ જ બાકી રહ્યું તે જલ પાતાલની મોટી કૂખરૂપી ગુફાઓમાં પહોંચાડી દીધું. ૧૭

निःपीतपीनतिमिराणि मनोहराणि रत्नानि सन्ति न कियन्ति तवान्तिकेषु । एतस्य कौस्तुभमणेर्व्रजतः परंतु पाथोनिधे स्मरणमान्तरमावहेथाः ॥ १८ ॥

હે સમુદ્ર! જેણે ગાઢ અંધકારનાં પાન કરેલાં છે એવાં મનોહર રત્નો તારી પાસે કેટલાં બધાં છે, પરંતુ

આ જે કૌસ્તુભમણિ તારી પાસેથી ચાલ્યો ગયો છે, તેનું સ્મરણ તારા અંતરમાં જરૂર રાખજે. ૧૮

कल्लोलवेल्लितदृपत्परुषप्रहारैः रत्नान्यमूनि मकरालय मावमंस्थाः । किं कौस्तुभेन विहितो भवतो न नाम याञ्चाप्रसारितकरः पुरुषोत्तमोऽपि ॥ १९ ॥

મગરમચ્છને સ્થાન આપનાર હે સમુદ્ર! તરંગોથી ચંચળ બનેલા પથ્થરોના પ્રહારોથી તું આ રત્નોનાં અપમાન કરીશ નહિ; તારી પાસે જે કૌસ્તુભમણિ હતો, તેથી ભગવાન પુરુષોત્તમે પણ તારી પાસે યાચના માટે હાથ લાંબો કર્યો નહોતો ! ૧૯

लज्जामहे वयमहो वचनेऽपि हन्त
सांयात्रिकाः सलिलराशिममी विशन्ति ।
अंसाधिरोपिततदीयतटोपकण्ठ-
कौपेयकाम्बुद्रुतयो यदुदीर्णतृष्णाः ॥ २० ॥

તરસથી પીડાતા જેમણે કિનારા પર રહેલા કૂવાઓનાં જલ પોતાની મશકોમાં ભરીને ખભે લટકાવેલ છે, એવા મુસાફરો આ મહાન જળના ભંડાર બનેલ સમુદ્રમાં પ્રવેશ કરે છે, એ જોઈને આ સમુદ્ર જળનો ભંડાર છે, એમ કહેતાં પણ અમે લજ્જા પામીએ છીએ.

चपलतरतरंगैर्दूरमुत्सारितोऽपि
प्रथयति तव कीर्तिं दक्षिणावर्तशङ्खः ।
परिगणय पयोधे पद्मनाभार्घ्ययोग्य-
स्तव निकटनिपण्णैः क्षुल्लकैः श्लाघ्यता का ॥२१॥

જમણી તરફ જેનો વળાંક છે, એવો આ દક્ષિણાવર્ત શંખ તારા વિશેષ ચપળ તરંગોથી દૂર ફેંકાઈ ગયો છે, તોપણ તે શંખ તારી કીર્તિને ફેલાવે છે; કારણ કે એ શંખ ભગવાન વિષ્ણુને માટે પૂજા યોગ્ય બનેલો છે; તેની ગણના કર. બાકી તો તારી નિકટમાં રહેલા ઘણા હલકા શંખ છે, તેથી તારી કીર્તિ શું વધી છે ? ૨૧

यद्वीचीमिः स्पृशसि गगनं यच्च पातालमूलं
रत्नैरुद्दीपयसि पयसा यत्पिधत्से धरित्रीम् ।
धिक्सर्वं तत्तव जलनिधे यद्विमुच्याश्रुधारा-
स्तीरे नीरग्रहणरसिकैरध्वगैरुज्झितोऽसि ॥ २२ ॥

હે સમુદ્ર! તું મોટા તરંગોથી ગગનને અડકે છે, જલથી પૃથ્વીને ઢાંકી દે છે; પરંતુ પાણી પીવાને ઉત્સુક બનેલા કિનારા પર ફરતા તરસથી પીડાતા મુસાફરો આંસુઓની ધારા વહેવડાવતા તારો ત્યાગ કરે છે, તેથી તારા બધા ગુણોને ધિક્કાર છે. ૨૨

अयं वारामेको निलय इति रत्नाकर इति
श्रितोऽस्माभिस्तृष्णातरलितमनोभिर्जलनिधिः ।
क एवं जानीते निजकरपुटीकोटरगतं
क्षणादेनं ताम्यत्तिमिमकरमापास्यति मुनिः ॥२३॥

આ સમુદ્ર પાણીનો મોટો જથ્થો છે અને રત્નોની ખાણ છે, એમ જાણીને તરસથી આકુલિત મનવાળા અમે મુસાફરોએ તેનો આશ્રય લીધો; પરંતુ એ વાતને કોણ જાણતું હતું કે, 'પોતાના હાથની હથેળીના ખાનામાં રાખીને એ સમુદ્રને અગસ્ત્ય મુનિ પી જશે કે જેમાં માછલાં અને મગરમચ્છો ઉછાળા મારી રહ્યાં હતાં'૨૩

अये वारांराशे कुलिशकरकोपप्रतिभया,
दयं पक्षप्रेम्णा गिरिवरसुतस्त्वामुपगतः ।
त्वदन्तर्वास्तव्यो यदि पुनरयं वाडवशिखी
प्रदीप्तः प्रत्यङ्गं ग्लपयति ततः कोऽस्य शरणम् ॥२४॥

હે જલના ભંડાર સમુદ્ર ! વજ્રને હાથમાં લેનાર ઇન્દ્રના કોપથી ભય પામતા અને પોતાની પાંખ પર પ્રેમ હોવાને કારણે આ જે હિમાલયનો પુત્ર-મૈનાક તારે શરણે આવી પહોંચ્યો છે, તેને તેં જલની અંદર વસાવ્યો તે તો યોગ્ય કર્યું છે; પરંતુ જ્યારે પ્રદીપ્ત બનેલો આ વાડવાનલ તેનાં અંગે અંગને પીડા આપશે, ત્યારે તેને કોણ શરણ આપશે ? ૨૪

इतः स्वपिति केशवः कुलमितस्तदीयद्विषा-
मितश्च शरणार्थिनः शिखरिपत्रिणः शेरते ।
इतोऽपि वडवानलः सह समस्तसंवर्तकै-
रहो विततमूर्जितं भरसहं च सिन्धोर्वपुः ॥२५॥

અહીં એક બાજુ નારાયણ વિષ્ણુ ભગવાન શયન કરી ગયા છે, તો બીજી બાજુ તેમના શત્રુઓ-દૈત્યો નિવાસ કરે છે. વળી એક બાજુએ શરણે આવેલા પાંખવાળા પર્વતો સૂતેલા છે; તો બીજી બાજુએ સંવર્તક નામની જ્વાળાઓ સાથે વડવાનલ રહેલો છે. અહો, એ રીતે આ સમુદ્રનું શરીર ઘણું જ વિસ્તાર પામેલું, બળવાન અને ભારને સહન કરે એવું સમર્થ છે.

ग्रावाणो मणयो हरिर्जलचरो लक्ष्मीः पयोमानुषी
मुक्तौघाः सिकताः प्रवाललतिकाः शैवालमम्भः सुधा ।
तीरे कल्पमहीरुहाः किमपरं नाम्नापि रत्नाकरो
दूरे कर्णरसायनं निकटतस्तृष्णापि नो शाम्यति ॥२६॥

જે સમુદ્રની અંદર પથ્થર, મણિઓ, ભગવાન નારાયણ, જલચર, લક્ષ્મી, જલપરી, મોતીઓના સમૂહ, રેતી, પરવાળાંની વેલ, શેવાળ, જલ, અમૃત વગેરે પદાર્થો રહેલા છે તેમ જ જેના કિનારા પર કલ્પવૃક્ષો

રહેલાં છે અને જેનું નામ પણ રત્નાકર છે; પરંતુ એ બધી કાનને મીઠી લાગતી વાતો દૂર રહેનારાઓ માટે છે; તેની પાસે રહેવાથી તો માણસની તરસ પણ છીપતી નથી. ૨૬

एतस्मादमृतं सुरैः शतमुखेनोच्चैःश्रवाः सद्गुणः
कृष्णेनाद्भुतविभ्रमैकवसतिर्लक्ष्मीः समासादिता ।
इत्यादि प्रचुराः पुरातनकथाः सर्वेभ्य एव श्रुता
अस्माभिर्न च दृष्टमत्र जलधौ मृष्टं पयोऽपि क्वचित् ॥

'દેવોએ એ સમુદ્રમાંથી અમૃત મેળવ્યું, સો મુખવાળા ઇંદ્રે સારા ગુણવાળો ઉચ્ચૈઃશ્રવા ઘોડો મેળવ્યો, જેની અંદર અદ્‌ભુત વિલાસો રહેલા છે એવી લક્ષ્મી ભગવાન વિષ્ણુએ મેળવી.' એ રીતે ઘણા લોકો પાસેથી અમે ઘણી ઘણી જૂનીપુરાણી કથાઓ સાંભળેલી છે, પરંતુ અમે જાતે તો આ સમુદ્રમાં મીઠું જળ કોઈ વખત પણ જોયું નથી. ૨૭

संख्येया न भवन्ति ते युगशतैर्गाम्भीर्यमुख्या गुणाः
सत्यं वारिनिधे तथापि तदिदं चित्ते विधत्ते व्यथाम् ।
स्वच्छन्देन तिमिंगिलान्निजकुलग्रासं मुहुः कुर्वतो
यत्ते वारयितुं निजेऽपि विषये न स्वामिता विद्यते ॥२८॥

'હે સમુદ્ર! તારા જે ગંભીરતા વગેરે ગુણો છે, તેની ગણતરી તો સો સો યુગો સુધી કરવામાં આવે, તોપણ થઈ શકે એમ નથી એ વાત સાચી છે; તોપણ એક બાબત અમારા ચિત્તમાં પીડા ઉપજાવે છે, તે એ કે મોટા મોટા તિમિંગલ–મગરમચ્છો તારાં કુટુંબીજનો–માછલાં વગેરેનો કોળિયો કરી જાય છે, તેને રોકવાની તારી સત્તા છે, તોપણ તેમને રોકવાનું સ્વામીપણું તારામાં નથી. ૨૮

कल्लोलैः स्थगयन्मुखानि ककुभामभ्रंलिहैरम्भसा
क्षारेणापि दिवानिशं जलनिधे गर्जन्न विश्राम्यसि ।
एतत्ते यदि घोरनक्रनिलयं स्वादु व्यधास्यद्विधिः
किं कर्त्तासि तदा न वेद्मि तरलैः स्वैरेव दुश्चेष्टितैः ॥२९

હે સમુદ્ર! આકાશનો સ્પર્શ કરતા તરંગોથી દિશાઓનાં મુખ ઢાંકી દેનાર એવો તું તારાં ખારાં જળ હોવા છતાં પણ ગર્જના કરતાં કરતાં એક ઘડી પણ આરામ લેતો નથી; તો પછી જેણે ઘોર મગરમચ્છોને સ્થાન આપ્યું છે, એવા તારા જળને જો વિધિએ મીઠાં કર્યાં હોત, તો તારા પોતાના જ ખરાબ આચરણ કરનારા તરંગોથી કોણ જાણે તેં શું કર્યું હોત? ૨૯

धामारोहति वाञ्छति स्थगयितुं तेजोऽपि तेजस्विनामुच्चैर्गर्जति पूरयन्नपि महीमम्भोभिरम्भोधरः ।
कांश्चिद्द्रागुपजीव्य तोयचुलुकान्सिन्धो भवत्संनिधौ
पानीयप्रचयेषु सत्स्वपि न ते जातो विकारः क्वचित् ॥३०॥

એ મેઘ આકાશ પર ચઢી જાય છે. સૂર્ય ચંદ્ર જેવા તેજસ્વી પદાર્થોનાં તેજ પણ ઢાંકી દેવાને ઇચ્છે છે. ઊંચેથી ગર્જના કરે છે તેમ જ પાણીથી પૃથ્વીને તરબોળ કરી મૂકે છે. એ રીતે હે સમુદ્ર! તારી પાસેથી થોડાઘણા પાણીના ચુલુક (કોગળા) મેળવીને તે મેઘ ગર્વિષ્ઠ બને છે; પરંતુ તારી પાસે પાણીના ભંડારો હોવા છતાં; લેશ પણ વિકાર તને કદીય થતો નથી.

किं वाच्यो महिमा तवात्र जलधे यस्येन्द्रवज्राहति-
त्रस्तक्ष्माभृदमज्जदम्बुनिचये मज्जत्कलङ्काकृतिः ।
मैनाकोऽपि गभीरनीरविलसत्पाठीनपृष्ठोल्लस-
च्छैवालाङ्कुरकोटिकोटरकुटीकुड्यान्तरे निर्वृतः ॥३१॥

હે સમુદ્ર! અહીં તારો મહિમા હું કેમ કરીને ગાઈ શકું એમ છું; કારણ કે જેના વિશાળ જલની અંદર મૈનાક પર્વત પણ ઇંદ્રના વજ્રના પ્રહારથી ત્રાસ પામતા ડૂબી ગયો. તે પર્વત જલની અંદર નાના કલંક જેવો લાગતો હતો; તેમ જ ગંભીર જલમાં વિલાસ કરતા મોટા મગરમચ્છના પીઠ પર જામેલા શેવાળના કરોડો અંકુરોના વચલા ભાગમાં બનેલી દીવાલોની અંદર જ તે મૈનાક પર્વત ભરાઈને બેઠો હતો. ૩૧

आस्तां तावदहो समुद्रमहिमा दूरेऽपि कर्णप्रिय-
स्तीरे यस्य पिपासयैव मरणं प्राप्नोति शीघ्रं जनः ।
तस्मादम्बुनिधेर्वरं लघुसरः कूपोऽथवा वापिका
यत्र स्वीयकरद्वयेन सलिलं पेपीयते स्वेच्छया ॥३२॥

એ સમુદ્રનો મહિમા તો દૂરથી જ ગાવો વધારે સારો અને કાનને પ્રિય લાગે તેવો છે; કારણ કે જેના તીર પર રહેલો માણસ તો તરસને લીધે તરત જ મરણ પામે છે. તે સમુદ્રના કરતાં તો નાનું તલાવ, કૂવો કે વાવ સારાં કે જ્યાં માણસ પોતાના બે હાથથી ભરીને જલનાં પાન સારી રીતે કરે છે. ૩૨

दैवैर्यद्यपि तक्रवद्विमथितः केदारवद्वानरै-
र्बद्धः सिद्धवदञ्जनाविजनुषा कुल्यावदुल्लङ्घितः ।
किं चासीच्चुलकेऽम्बुबिन्दुवदयं द्राक्कुम्भयोनेर्मुने-
र्नावारोयमिति प्रथा जलनिधेरासीत्तथापि श्लथा ॥३३॥

હે સમુદ્ર! જોકે દેવોએ તને છાશની જેમ ગણીને વલોવી નાખ્યો, વાનરોએ તને ક્યારાની જેમ માનીને મજબૂત રીતે બાંધી દીધો; અંજનાના પુત્ર હનુમાને તને ખાડીની જેમ ઓળંગી લીધો તેમ જ પહેલાં અગસ્ત્ય મુનિએ તને જલના બિંદુની જેમ ગણીને

કોગળામાં લઈ લીધો; તોપણ સમુદ્રની જે ખ્યાતિ પહેલાંથી પડેલી છે કે તે કોઈથી તરાય એમ નથી તે ખ્યાતિ હજી પણ શિથિલ થઈ નથી. ૩૩

पीयूषेण सुराः श्रिया मुररिपुर्मर्यादया मेदिनी
शक्रः कल्परुहा शशाङ्ककलया श्रीशंकरस्तोषितः ।
मैनाकाहिनगा निजोदरगताः संस्थानतः स्थापिता-
स्त्वच्चूलीकरणे घटोद्भवमुनिः केनापि नो वारितः ॥३४

હે સમુદ્ર! તેં અમૃતથી દેવોને રાજી કર્યા, ભગવાનને લક્ષ્મીથી, મર્યાદાથી પૃથ્વીને, કલ્પવૃક્ષથી ઇંદ્રને તેમજ ચંદ્રની કલાથી શંકરને રાજી કર્યા, વળી તેં મૈનાક વગેરે પર્વતોને પોતાના પેટમાં રક્ષણ આપીને તેમને અભયસ્થાન આપ્યું; પરંતુ જ્યારે અગસ્ત્ય મુનિએ તારું આચમન કરી લીધું ત્યારે તેને રોકવા કોઈ તૈયાર થયું નહિ. ૩૪

हे हेलाजितबोधिसत्त्व वचसां किं विस्तरैस्तोयधे
नास्ति त्वत्सदृशः परः परहिताधाने गृहीतव्रतः ।
तृष्यत्पान्थजनोपकारघटनावैमुख्यलब्धायशो-
भारप्रोद्वहने करोषि कृपया साहायकं यन्मरोः ॥ ३५॥

જેણે પારકાનું હિત કરનાર બોધિસત્વને રમતમાં જીતી લીધો છે, એવા હે સમુદ્ર! વાણીનો વિસ્તાર કરવાથી શું લાભ થવાનો છે? એક જ વાત કહું કે પારકાનાં હિત કરવા માટે જેણે વ્રત ધારણ કરેલાં છે, એવો તારા જેવો બીજો કોઈ માણસ નથી; કારણ કે 'તરસ્યા મુસાફરને પાણી પીવાની ઉપકારની ઘટનામાં વિમુખ રહેવાને કારણે જે મરુભૂમિ(મારવાડ)ને અપકીર્તિ મળેલી છે, તેનો ભાર ઊંચકી લેવાની બાબતમાં તું સહાય કરે છે; અર્થાત્ મારવાડની જેમ તું પણ મુસાફરને તરસ્યા જ રાખે છે. ૩૫

पीयूषेण कृतार्थिता दिविषदो लक्ष्म्या हरिः प्रीणित-
श्चन्द्रार्धेन विभूषितः पशुपतिः कल्पद्रुमैर्वासवः ।
आत्मानं परिपन्थिनाप्युदधिना किं किं न तेषां कृतं
तस्यागस्त्यमुनिप्रपीतपयसो नोच्चैः कृतैकाङ्गुलिः ॥३६

હે સમુદ્ર! તેં અમૃત આપીને દેવોને કૃતાર્થ (સફળ) બનાવ્યા. લક્ષ્મી આપીને ભગવાનને પ્રસન્ન કર્યા. અડધો ચંદ્ર આપીને મહાદેવને વિભૂષિત કર્યા. કલ્પવૃક્ષો આપીને ઇંદ્રને સંતોષ આપ્યો અને એ રીતે પોતાની જાતને વલોવીને સમુદ્રે સર્વ લોકોનું શું શું ભલું કર્યું નથી, તોપણ અગસ્ત્યમુનિ જ્યારે તે સમુદ્રનાં જલ પી જવા લાગ્યા ત્યારે કોઈએ તેના વિરોધમાં ઊંચી આંગળી પણ કરી નહોતી! ૩૬

लक्ष्म्या श्रीपुरुषोत्तमो हिमरुचा गौरीप्रियोऽलंकृतो
देवेन्द्रोऽपि विमानवारणहयस्त्रीरत्नकल्पद्रुमैः ।
पीयूषैरमितैस्त्वया दिविषदश्चान्ये कृतार्थीकृताः
श्रीमन्वारिनिधे त्वदीयमहिमा नूनं न वागोचरः ॥३७॥

હે સમુદ્ર! તેં લક્ષ્મીથી શ્રીપુરુષોત્તમ ભગવાનને રાજી કર્યા, શીતળ કિરણનો ચંદ્ર આપીને મહાદેવને શણગાર્યા, પુષ્કર વિમાન, ઐરાવત હાથી, ઉચ્ચૈઃશ્રવા ઘોડો, રંભા વગેરે સ્ત્રીઓમાં રત્ન તેમ જ કલ્પવૃક્ષોથી દેવરાજ ઇંદ્રને અને અમાપ અમૃતોથી બીજા દેવોને પણ સફળ બનાવ્યા હતા. એ રીતે ખરેખર! તારો મહિમા વાણીનો વિષય બની શકે એમ નથી. ૩૭

हंहो वारिनिधे विधेः समुचितं येनासि रत्नाकरो
रत्नांश्चेदवमन्यसे वद विभो नैतत्पदं विन्दसि ।
पश्यालंकरणं पुरंदरपुरे चिन्तामणिः कौस्तुभो
विष्णोर्वक्षसि मीनकेतनरिपोः शीर्षे कलानां निधिः ॥३८

હે સમુદ્ર! તને વિધિએ રત્નાકર બનાવ્યો, તે ખરેખર યોગ્ય જ કર્યું છે. હવે જો તું રત્નોની અવગણના કરશે, તો તને અધિકારવાળું પદ મળશે નહિ. તું જો તો ખરો કે, તારાં ચિંતામણિ વગેરે રત્નોએ ઇંદ્રની નગરી શોભાવી છે. કૌસ્તુભ મણિએ વિષ્ણુની છાતી શોભાવી છે તેમ જ કામના શત્રુ મહાદેવે મસ્તક પર કલાઓના ભંડાર ચંદ્રને ધારણ કર્યો છે. (તે રીતે તારી શોભા વધી છે.) ૩૮

पीत्वा गर्जन्त्यपस्ते दिशि दिशि जलदा-
स्त्वंशरण्यो गिरीणां सुत्रामत्रासभाजां त्रिदशविटपिनां
जन्मभूमिस्त्वमेव। गाम्भीर्यं तच्च तादृक्त्वयि
सलिलनिधे किंतु विज्ञाप्यमेतत् सर्वोपायेन
मैत्रावरुणिमुनिकृपादृष्टयः कांक्षणीयाः ॥ ३९ ॥

હે સમુદ્ર! તારાં પાણી પીને વાદળાંઓ બધી દિશાઓમાં ગર્જના કરી રહ્યાં છે. તું ઇંદ્રથી ત્રાસ પામેલા સર્વ પર્વતોને શરણ આપનાર છે. દેવોનાં કલ્પવૃક્ષોની જન્મભૂમિ તું જ બનેલ છે. તે ઉપરાંત તારામાં વિશેષ ગંભીરતા રહેલી છે; પરંતુ મારે તને એટલું જ જણાવવાનું છે કે મિત્રાવરુણના પુત્ર અગસ્ત્ય મુનિની કૃપાભરેલી નજરો તારે માગી લેવી જોઈએ (કે જેથી તે તારું પાન કરી જાય નહિ). ૩૯

**ક્ષીરસાગર**

दिशि दिशि गिरिग्रावाणः स्वां वमन्तु सरस्वतीं
तुलयतु मिथस्तामापातस्फुरद्ध्वनिडम्बरान् ।

स परमपरः क्षीरोदन्वान्यदीयमुदीर्यते
मथितुरमृतं खेदच्छेदि प्रभोरनुमोदनम् ॥ ४० ॥

આ ગિરિનાં શિખરો પોતાની સરસ્વતી(ગર્જના)ને ભલે બધી દિશાઓમાં પૂરી દે અને એ રીતે આપોઆપ પેદા થતા કડાકાભડાકાથી તે બધાં ભલે એકબીજાની તુલના કરે; પરંતુ આ ક્ષીરસાગર તો બધા કરતાં જુદો જ પડે એવો છે કે, જે પોતાની ધીર ગર્જનાથી ભગવાનને આનંદ આપે છે તેમ જ સમુદ્ર વલોવતાં પેદા થયેલા થાકને હરી લે છે. ૪૦

सार्कं ग्रावगणैर्लुठन्ति मणयो बालार्कबिम्बोपमा
नीरे नीरचरैः समं स भगवान्निद्राति नारायणः
एवं वीक्ष्य तवाविवेकमथ च प्रौढिं परामुन्नतेः
किं निन्दाम्यथवा स्तवीमि कथय क्षीरार्णव त्वामहम् ॥

હે ક્ષીરસાગર ! ઊગતા સૂર્યના બિંબ જેવા રાતા મણિઓ જ્યાં પથરાના સમૂહ સાથે અથડાય છે તેમ જ જ્યાં જલચર પ્રાણીઓ હોય તેની સાથે જ ભગવાન નારાયણ પણ શયન કરી જાય છે, એ રીતે સારા-નરસાને પારખવાની તારી અશક્તિ–અવિવેકરૂપે રહેલી છે, તેની હું નિંદા કરું કે પછી તારો એ પ્રૌઢ મહિમા છે, એ રીતે તારી સ્તુતિ કરું, તે કહે! ૪૧

**અગસ્ત્ય મુનિ**

मुनिर्जयति योगीन्द्रो महात्मा कुम्भसंभवः ।
येनैकचुलुके दृष्टौ दिव्यौ तौ मत्स्यकच्छपौ ॥४२॥

ઘડામાં જન્મેલા તે યોગીશ્રેષ્ઠ મહાત્મા અગસ્ત્ય મુનિ વિજય પામે છે કે જેમણે પોતાની એક જ અંજલિમાં સમુદ્ર સમાવી લીધો ત્યારે મત્સ્ય અને કચ્છપ એ બંને દિવ્ય ભગવાનનાં તેમણે દર્શન કર્યાં. ૪૨

अल्पीयसैव पयसा यत्कुम्भः पूर्यते प्रसिद्धं तत् ।
ब्राह्मं तेजः पश्यत कुम्भोद्भूतः पपौ वार्धिम् ॥ ४३ ॥

થોડા જ જલથી જે ઘડો ભરાઈ જાય છે, એ બાબત તો અત્યંત જાણીતી છે; પરંતુ એ બ્રાહ્મણના પ્રગટ થયેલા તેજને જુઓ તો ખરા કે ઘડામાથી જન્મેલ અગસ્ત્ય મુનિ સમુદ્રનું પાન કરી ગયા. ૪૩

गतोऽस्मि तीरं जलधेः पिपासया, स चापि
शुष्कश्चुलुकीकृतो मया । न लक्ष्यते दोपलवोऽपि
तोयधेर्ममैव तत्कर्मफलं विजृम्भते ॥ ४४ ॥

અગસ્ત્ય મુનિ જણાવે છે કે, 'તરસ છિપાવવાની ઇચ્છાથી હું સમુદ્રને કિનારે ગયો હતો; પરંતુ સમુદ્રને મેં અંજલિમાં ભરી દીધો અને એ રીતે આખો સમુદ્ર સુકાઈ ગયો; તે બાબતમાં સમુદ્રનો જરા પણ દોષ મને દેખાતો નથી; પરંતુ મારા કર્મનાં ફળ મારે ભોગવવાં પડે છે. ૪૪

कम्पन्ते गिरयः पुरंदरभिया मैनाकमुख्याः पुनः
क्रन्दन्त्यम्बुधराः स्फुरन्ति वडवावक्त्रोद्गता वह्नयः ।
भो कुम्भोद्भव मुच्यतां जलनिधिः स्वस्त्यस्तु ते सांप्रतं
निद्रालुश्लथबाहुवल्लिकमलाश्लेषो हरिः सीदति ॥४५॥

હે અગસ્ત્ય મુનિ ! મૈનાક વગેરે પર્વતો ફરીથી ઇંદ્રના ભયથી કંપવા લાગ્યા છે. આ વાદળો રુદન કરી રહ્યાં છે. વડવાનલના મુખમાં રહેલા અગ્નિઓ પ્રગટ થવા લાગ્યા છે, એટલું જ નહિ પરંતુ નિદ્રા આવવાને કારણે જેના હાથ ઢીલા પડેલા છે એવાં લક્ષ્મીજીથી આલિંગન પામતા ભગવાન વિષ્ણુ પણ ખેદ પામી રહ્યા છે; માટે હવે તો આ સમુદ્રને છૂટો મૂકો અને આપનું કલ્યાણ થાવ. ૪૫

**રત્નો**

मणिर्लुठति पादेषु काचः शिरसि धार्यते ।
यथैवास्ते तथैवास्तां काचः काचो मणिर्मणिः ॥४६॥

ભલેને મણિ પગની આગળ આળોટાય અને કાચ મસ્તક પર ધારણ કરવામાં આવે; એ દશા જેવી છે, તેવી છો રહી, પરંતુ કાચ એ કાચ છે અને મણિ એ મણિ છે. ૪૬

अप्याकरसमुत्पन्ना मणिजातिरसंस्कृता ।
जातरूपेण कल्याणि नहि संयोगमर्हति ॥ ४७ ॥

ભલેને એ મણિ ખાણમાંથી પેદા થયેલા જાતવાન મણિઓમા હોય; તોપણ તેનો સંસ્કાર થયો ન હોય, તો કેવળ જાતવાન હોવાને કારણે, તે મણિનો સોનાની સાથે સંયોગ થઈ શકે એમ નથી. ૪૭

अनस्तमितसारस्य तेजसस्तद्विजृम्भितम् ।
येन पाषाणखण्डस्य मूल्यमल्पं वसुंधरा ॥ ४८ ॥

એ રત્ન ભલે પાષાણનો ટુકડો હોય, પરંતુ તેનો સાર (પાણી) નાશ પામ્યો નથી એવા તેના તેજનો જ પ્રભાવ છે કે જેથી એ રત્નના મૂલ્યમાં પૃથ્વી આપવામા આવે, તે પણ ઓછી પડે. ૪૮

धन्योऽयं मणिरेकरिछन्नो भिन्नश्च चक्रनिर्घृष्टः ।
युक्तातेजोनिचयैर्धन्यो दुःखेऽपि योऽधिकाभासः ॥४९

એ એક મણિને ધન્ય છે કે જેનો છેદ કરવામાં આવે છે, જેને ભેદવામાં આવે છે અને જેને સરાણ પર ઘસવામાં આવે છે; એ રીતે દુઃખમાં પણ જે વિશેષ પ્રકાશ ફેંકે છે તેમ જ પોતાના તેજના સમૂહથી જોડાયેલો રહીને ધન્ય બને છે. ૪૯

भ्रष्टं नृपतिकिरीटाद्भूमौ पतितं तिरोहितं रजसा।
विधिविलसितेन रत्नं जनचरणविडम्बनां सहते ॥५०

જે રત્ન રાજાના મુગટમાથી ખસી જઈને ભૂમિ પર પડ્યું અને ધૂળની અંદર ઢંકાઈ ગયું; અને દૈવની એવી વિપરીત લીલા થઈ કે તે રત્ન મનુષ્યોના પગની વિટંબણા સહન કરે છે. ૫૦

वपुः परीणाहगुणेन तेभ्यो यशस्विनः किं मणयो भवन्ति। तथापि चूडासु महीपतीनां त एव खेलन्ति न गण्डशैलाः ॥५१॥

મણિઓ યશસ્વી બને છે, તે શું તેમની શરીરની વિશાળતાના ગુણને લીધે બને છે? નહીં. અને કદાચ તેમ હોય તોપણ રાજાઓના મુકુટો પર તે ઝીણા મણિઓ જ ખેલ્યા કરે છે, પથ્થરના મોટા ટુકડા નહિ. ૫૧

सिन्धुस्तरङ्गैरुपकल्प्य फेनान्रत्नानि पङ्कैर्मलिनीकरोति। तथापि तान्येव महीपतीनां किरीटकोटीषु पदं लभन्ते ॥५२॥

એ સમુદ્ર પોતાના તરંગોથી ફીણ બનાવીને કાદવોથી રત્નોને અત્યંત મલિન બનાવે છે; તોપણ તે જ રત્નો રાજાઓના મુકુટોનાં શિખરોમા સ્થાન મેળવે છે.

विरम रत्न मुधा तरलायसे तव न कश्चिदिहास्ति परीक्षकः। विधिवशेन परिच्युतमाकरात्त्वमपि काचमणीकृतमीश्वरैः ॥५३॥

હે રત્ન! આરામ કર. તું ફોગટ હિલચાલ કરે છે; કારણ કે અહીં કોઈ પરીક્ષા લઈ શકે એવો માણસ નથી. દૈવના સંજોગે તું ખાણમાંથી ખરી પડ્યુ છે; તેથી રાજાઓએ તને પણ કાચનો મણિ ગણી કાઢ્યો છે.

अनिभालित एव केवलं खनिगर्भे निधिरेष जीर्यतु।
न तु सीदतु मूल्यहानितो वणिजालोकनगोचरीकृतः ॥

આ રત્નોનો ખજાનો કોઇની નજરે ન પડે અને એ રીતે ભલે તે ખાણની અંદર જ નાશ પામે! પરંતુ વેપારીઓની નજરનો વિષય બનીને તે રત્ન પોતાનું મૂલ્ય ગુમાવે, તે બરોબર નથી. ૫૪

समुद्रेणान्तःस्थस्तटभुवि तरङ्गैरकरुणैः।
समुत्क्षिप्तोऽस्मीति त्वमिह परितापं त्यज मणे।
अवश्यं कापि त्वद्गुणपरिचयार्द्रहृदयो
नरेन्द्रस्त्वां कुर्यान्निजमुकुटकोटिप्रणयिनम् ॥५५॥

હે મણિ! તું સમુદ્રની અંદર હતો, ત્યાંથી કઠોર તરંગોએ તને કિનારા પર લાવીને ફેંકી દીધો, તેને કારણે તું સંતાપ કરવાના બંધ કરી દે. તારા ગુણના પરિચયથી જેનું હૃદય ખેંચાયું છે એવો કોઇ શ્રેષ્ઠ રાજા પોતાના મુકુટની સાથે તારો સંબંધ જરૂર કરી આપશે.

पयोधेः सर्वस्वं शिरसि धृतवान्यं नृपगणः
पणो यस्य क्षोणी चतुरुदधिसीमावधिरभूत्।
स एवायं दैवाच्छबरवनितापाणिपतितो
मणिर्मेषग्रीवाद्विगुणगुणबद्धो विहरति ॥५६॥

જે મણિ સમુદ્રના સર્વ સારરૂપે બનેલો છે, જેને બધા રાજાઓ પોતાના મસ્તક પર ધારણ કરે છે અને જેનાં મૂલ્ય ચાર સમુદ્ર ફરતી પૃથ્વીના જેટલાં છે, તે જ મણિ દૈવયોગે ભીલની સ્ત્રીના હાથમાં આવી પડ્યો અને તેથી બમણા વળ ચઢાવેલ દોરીની સાથે બંધાઈને હવે ઘેટાના ગળામાં તે મણિ લટકી રહ્યો છે. ૫૬

आघ्रातं परिलीढमुग्रनखरैः क्षुण्णं च यच्चर्वितं
क्षिप्तं यद्गत नीरसस्त्वकुपितेनेति व्यथां मा कृथाः।
हे सद्रत्न तवैतदेव कुशलं यद्वानरेणाग्रहा-
दन्तःसारविचारणव्यसनिना चूर्णीकृतं नाश्मना ॥५७

હે સુંદર રત્ન! હનુમાન નામના વાનરે નીરસ હોવાને કારણે કોપ કરીને તેને સૂંઘ્યું, ચાખ્યું, તીણા નખથી વલુરી નાખ્યું, ચાવી લીધું અને છેવટે તને ફેંકી દીધું, તેને કારણે તું પીડા પામીશ નહિ; કારણ કે તારી અંદર શુ સાર રહેલો છે, એના વિચારમાં મશગૂલ બનેલ એ વાનરે પથરાથી તારા ચૂરેચૂરા કરી નાખ્યા નહિ: તે જ તારું ભાગ્ય છે. ૫૭

उत्तंसेषु न नर्तितः क्षितिभुजां न प्रेक्षकैर्लक्षितः
साकाङ्क्षं लुठितो न च स्तनतटे लीलावतीनां क्वचित्।
कष्टं भोऽधिरमन्तरेण जलधेर्दैवाद्विशीर्णोऽभवत्
खेलव्यालकुलाङ्गघर्षणपरिक्षीणप्रमाणो मणिः ॥५८॥

આ મણિ રાજાઓનાં મસ્તકો પર નાચી શક્યો નથી; પરીક્ષક વેપારીઓએ એને પારખ્યો નથી; રમણીઓએ પ્રેમથી પોતાનાં સ્તનો પર તેને નચાવ્યો નથી; પરંતુ કષ્ટ તો એ છે કે સમુદ્રમાંથી અલગ થતાં વાર થઈ નથી, તેટલામાં તો તે દૈવના યોગે કરીને રમત કરતા નાગના મસ્તક પર ઘસાઈ ઘસાઈને પાનળો થઈ ગયો છે. ૫૮

ये गृह्णन्ति हठात्तृणानि मणयो ये चाप्ययःखण्डकं
ते दृष्टाः प्रतिधाम दग्धमणयो विच्छिन्नसंख्याश्चिरम्।
नो जाने किमभावतः किमथवा दैवादहो श्रूयते
नामाप्यत्र न तादृशस्य हि मणे रत्नानि गृह्णाति यः॥

કેટલાક મણિઓને તોલવા માટે બળાત્કારે ઘાસનાં તણખલાં લેવામાં આવે છે અને કેટલાક મણિઓને તોલવા માટે લોઢાનાં કાટલાં લેવામાં આવે છે; એવા

હલકા મણિઓ ઘણી જ સંખ્યામાં ઘેરઘેર જોવા મળે છે; પરંતુ જે મણિને તોલવા માટે રત્નો લેવામાં આવે છે, તે મણિના અભાવથી, દૈવના યોગથી તેવા મણિનું નામ પણ સંભળાતું નથી, તેનું કારણ જાણવામાં આવતું નથી. ૫૯

यन्मुक्तामणयोऽम्बुधेरुदरतः क्षिप्ता महावीचिभिः
पर्यन्तेषु लुठन्ति निर्मलरुचः स्पष्टाट्टहासा इव ।
तत्तस्यैव परिक्षयो जलनिधेर्द्वीपान्तरालम्बिनो
रत्नानां तु परिग्रहव्यसनिनः सन्त्येव सांयात्रिकाः ॥

સમુદ્રમાં મોટા મોટા તરંગોએ જે મુક્તામણિઓને સમુદ્રની અંદરથી ઉછાળીને બહાર ફેંકી દીધા, તે મણિઓ સ્વચ્છ કાંતિવાળા હોવાને કારણે ખડખડાટ હાસ્ય કરતા એ કિનારા પર આળોટી રહ્યા છે તે મણિઓ બીજા દ્વીપ પર ચાલ્યા ગયા; તેની હાનિ તો સમુદ્રને જ થયેલી છે; કારણ કે જેને રત્નો ભેગાં કરવાનું વ્યસન છે એવા વેપારી મુસાફરો તો છે જ (કે જે બીજા દ્વીપ પર જઈને રત્નો લઈ આવશે). ૬૦

यत्रानुल्लिखिताख्यमेव निखिलं निर्माणमेतद्विधे-
रुत्कर्षप्रतियोगिकल्पनमपि न्यक्कारकोटिः परा ।
याताः प्राणभृतां मनोरथगतीरुल्लङ्घ्य यत्संपद-
स्तस्याभासमणिकृतारमसु मणेरश्मत्वमेवोचितम् ॥६१

જે મણિનો ઉલ્લેખ સરખો પણ થઈ શકે એમ નથી, જે વિધિના નિર્માણનું પૂરેપૂરું ફળ ગણાય છે અને જેની સાથે સરખામણી કરવા માટે તેના જેવો જ સરખા ગુણવાળો બીજો કોઈ પણ પદાર્થ ધરવો; તે તેનું અપમાન કરવા જેવું છે અને જે મણિના મૂલ્યની સંપત્તિઓ એટલી મોટી છે કે તે માનવોના મનોરથની ગતિને પણ ઓળંગી જાય; એવા મણિઓ તો આજે નથી, પરંતુ તેમના જેવા લાગતા પથ્થરોને માનવો મણિની સંજ્ઞા આપે છે, તે બરોબર નથી; કારણ કે એવા પથ્થરોને મણિ નહિ કહેતાં પથ્થર જ કહેવા તે યોગ્ય છે. ૬૧

काचाः काञ्चनभूषिताः कति न वा मुष्णन्ति रत्नश्रियं
मौलौ वा कति नोद्वहन्त्यपधियस्तानेव रत्नभ्रमात् ।
अक्ष्णां ये पुनरुन्मृजन्ति तिमिरं यैर्नाम रत्नाकरः
सिन्धुस्ते पृथगेव हन्त मणयस्तेष्वप्यभिज्ञाः पृथक् ॥६२

સોનાની અંદર આભૂષણરૂપ બની બેસેલા કાચના મણિઓ એવા પણ છે કે જે રત્નની શોભાને હરી લે છે અને તેવા કાચના મણિઓને રત્ન માની લઈને કેટલાક મૂર્ખ માણસો પોતાના મુકુટમાં ધારણ કરે છે. એવા કાચમણિઓ કેટલાય છે તેમ જ જે આંખોના અંધકાર દૂર કરે એવા કાચમણિઓ પણ છે; પરંતુ જેથી સમુદ્રને 'રત્નાકર'ની ઉપમા મળેલી છે, તે મણિઓ તો જુદા જ અને તેની પરીક્ષા કરનારા ઝવેરીઓ પણ જુદા જ!

**વજ્રમણિ**

यस्य वज्रमणेर्भेदे भिद्यन्ते लोहसूचयः ।
करोति तत्र किं नाम नारीनखविलेखनम् ॥ ६३ ॥

જે વજ્રમણિને ભેદીને અંદર કાણું પાડવા માટે લોઢાની સોયો પણ ભાગી જાય છે, તે મણિને નારીના નખના ઉઝરડા ભરવામાં આવે, તો તેથી તેને શું નુકસાન થવાનું છે? ૬૩

**કૌસ્તુભમણિ**

न श्वेतांशुवदन्धकारदलनाद्दुह्योतिते रोदसी
नाप्यैरावतवन्निरस्तदितिजत्रासः कृतो वासवः ।
नो चिन्तामणिरत्नवत्त्रिभुवने छिन्ना विपद्वार्थिनां
भूत्वा तस्य हरेरुरः प्रणयिना किं कौस्तुभेनार्जितम् ॥६४

જેણે સફેદ કિરણોવાળા સૂર્યની જેમ અંધકાર દૂર કરીને પૃથ્વી અને આકાશને પ્રકાશ આપ્યો નહિ, જેણે ઐરાવતની જેમ દૈત્યોના ત્રાસથી ઇંદ્રને મુક્ત કર્યો નહિ અને જેણે ચિંતામણિરૂપ રત્નની જેમ ત્રણ ભુવનો પર રહેલા યાચકોની વિપત્તિઓ દૂર કરી નહિ; એવા એ કૌસ્તુભમણિએ વિષ્ણુ ભગવાનની છાતી સાથે પ્રેમ તો કર્યો; પણ તેથી તેણે શું મેળવ્યું તે તો જણાવો?

**સૂર્યકાંત અને ચંદ્રકાંત**

सोमकान्तो मणिः स्वच्छः सूर्यकान्तस्तथा न किम् ।
उद्गारे तु विशेषोऽस्ति तयोरमृतवह्नयः ॥ ६५ ॥

ચંદ્રકાંત એ મણિ સ્વચ્છ-ધવલ છે, તો શું સૂર્યકાંત મણિ ધવલ-સ્વચ્છ નથી? પરંતુ બંનેના ઝરવામાં વિશેષતા છે. એક અમૃત ઝરે છે, તો બીજો આગ ઝરે છે. ૬૫

**ચંદ્રકાંત**

सुधाकरकरस्पर्शाद्बहिर्द्रवति सर्वतः ।
चन्द्रकान्तमणेस्तेन मृदुत्वं लोकविश्रुतम् ॥ ६६ ॥

અમૃત બનાવનાર ચંદ્રના કિરણોનો સ્પર્શ થવાથી જે બધી બાજુએ અમૃત ઝરવા લાગે છે, તેને કારણે ચંદ્રકાંતમણિની મૃદુતા લોકમાં સારી રીતે જાણીતી છે.

**સ્ફટિક**

स्फटिकस्य गुणो योऽसौ स एवायाति दोषताम् ।
धत्ते स्व[illegible] छायां यतो मलवतामपि ॥ ६७ ॥

સ્ફટિક પથ્થરનો જે ગુણ ગણાય છે, તે જ તેના દોષ તરીકે પણ લેખાય છે. તે એ કે 'તે સ્વચ્છ પદાર્થોની છાયા જેમ ગ્રહણ કરે છે, તેમ મલિન પદાર્થોની છાયા પણ ગ્રહણ કરે છે.' ૬૭

**મરકતમણિ**

त्यज निजगुणाभिमानं मरकत पतितोऽसि पामरे वणिजि
काचमणेरपि मौल्यं लभसे यत्तदपि ते श्रेयः ॥ ६८ ॥

હે મરકતમણિ! પોતાના ગુણોનાં અભિમાન તું હવે છોડી દે; કારણ કે તું પામર વેપારીના હાથમાં જઈ પડ્યો છે. હવે તો તારું કાચમણિના જેટલું મૂલ્ય થાય તોપણ ભાગ્ય. ૬૮

केनासीनः सुखमकरुणेनाकरादुद्धृतस्त्वं
विक्रेतुं वा समभिलषितः केन वास्मिन्कुदेशे ।
यस्मिन्वित्तव्ययभरसहो ग्राहकस्तावदास्तां
नास्ति भ्रातर्मरकतमणे त्वत्परीक्षाक्षमोऽपि ॥ ६९ ॥

હે ભાઈ મરકતમણિ! તું દરિયાને તળિયે સુખે બેઠેલો હતો, ત્યાંથી કયા માણસે તારો ઉદ્ધાર કર્યો? તે ઉપરાંત આ ખરાબ દેશમાં તને વેચવાની ઇચ્છાથી કયો માણસ લાવ્યો? અરે! અહીં તો 'પૈસો ખરચાય' એના ભારને સહન કરનાર ઘરાક તો એક બાજુ રહ્યો, પરંતુ તારી પરીક્ષા કરવાની શક્તિ ધરાવનાર એક પણ નથી. ૬૯

आसीत्पूर्वं विमलजलधौ मण्डनं भूपतीनां
नारीणां च प्रबलमुकुटे काञ्चनेन प्रसङ्गात् ।
तन्त्रीबद्धः कथमिदमहो काचखण्डेन सार्धं
भिल्लीकण्ठे मरकतमणे कामवस्थां गतोऽसि ॥७०॥

હે મરકતમણિ! પહેલો તું નિર્મળ સમુદ્રની અંદર નિવાસ કરતો હતો; ત્યાર બાદ તું રાજાઓના તેમ જ સ્ત્રીઓના શણગારરૂપ ઘટ્ટ મુકુટમાં સોના સાથે જડાઈને શોભારૂપ બન્યો હતો. હવે આમ કેમ થયું કે 'કાચની સાથે કંઠીમાં પરોવાઈને તું ભીલડીની ડોકમાં પરોવાયો વિષે કોઈ કૃપણજન મલિનતાનો આરોપ કરીને કાંઈક કહે, તો પ્રેક્ષકજનો તે માણસને અવધિ વિનાની જડતાનું મંદિર જ કહે ને? ૭૧

**કાચ**

अज्ञतया प्रेम्णा वा चूडामणिमाकलय्य काचमणिम् ।
नृपतिर्विहते शिरसा तेनासौ न ह्यनर्घ्यमणिः ॥ ७२ ॥

અજાણપણે કે પ્રેમને લીધે કોઈ રાજા કાચના મણિને ચૂડામણિ ગણીને પોતાના મસ્તકે ધારણ કરે, તેથી શું તે કાચ અમૂલ્ય મણિ બની જાય ખરો કે?

**શંખ**

अन्तःकुटिलतां बिभ्रच्छङ्खः स खलु निष्ठुरः ।
हुंकरोति यदा ध्मातस्तदैव बहु गण्यते ॥ ७३ ॥

આ શંખ પોતાની અંદર વળાંક ધારણ કરે છે, તેને કારણે તે નઠોર ગણાય છે; પરંતુ જ્યારે તે શંખ ફૂંકવામાં આવતાં, હુંકાર જેવી ગર્જના કરે છે, ત્યારે જ તેની ગણના વધી જાય છે. ૭૩

उच्चैरुच्चरतु चिरं झिल्ली वर्त्मनि तरुं समारुह्य ।
दिग्व्यापिनि शब्दगुणे शङ्खः संभावनाभूमिः ॥ ७४ ॥

માર્ગમાં રહેલા વૃક્ષ પર ચડીને તમરું જોરથી લાંબા કાળ સુધી અવાજ કરતું હોય, તો ભલે કરે; પરંતુ જેના શબ્દનો ગુણ બધી દિશાઓમાં ફેલાઈ જાય છે, એવો શંખ જ સર્વના માનને પાત્ર બને છે. ૭૪

कीटगृहं कुटिलोऽन्तःकठिनः क्षाराम्बुसंभवः शून्यः ।
शङ्खः श्रीपतिनिकटे केन गुणेन स्थितिं लेभे ॥ ७५ ॥

જે કીડાનું ઘર છે, જે અંદરથી વાંકો છે, જે કઠણ અને પોલો છે, એવો આ શંખ ખારા સમુદ્રમાં જન્મ્યો છે; તોપણ તેને વિષ્ણુની નિકટમાં રહેવાનો લાભ મળ્યો; તેમાં તેના કયા ગુણે કામ કર્યું હશે?

जलनिधौ जननं धवलं वपुर्मुररिपोरपि पाणितले
स्थितिः । इति समस्तगुणान्वित शङ्ख भो कुटिलता

હે શંખ! તારો ધ્વનિ અત્યંત મધુર છે. ઊંચા પ્રકારની પવિત્રતા (ધવલતા) તારામાં રહેલી છે; તેમ જ તારો જન્મ પણ કોઈ હીન કુળમાં થયો નથી; પરંતુ સમુદ્રમાં થયેલો છે, એ રીતે તારા બધા ગુણો જાણી લીધા છે, પરંતુ તું બહારથી સફેદ છે અને અંદરથી કુટિલ છે એ બાબતને અમે જાણી નહોતી! ૭૭

क वाम्भोधौ जन्म क च वपुरिदं कुन्दधवलं।
क चावासस्थानं कृतमहह विष्णोः करतलम्।
क नीचानामास्ये परिणतिरियं चुम्बनविधा-
वितीवायं शङ्खः करुणकरुणं रोदिति मुहुः॥ ७८॥

'સમુદ્રની અંદર મારો જન્મ ક્યાં? મોગરાના ફૂલ જેવું ધોળું મારું શરીર ક્યાં? વિષ્ણુ ભગવાનના હાથમાં રહેવું, એ મારું નિવાસસ્થાન ક્યાં? અને ક્યાં આ નીચ માણસોના મુખમાં પડીને તેમનાથી ચુંબનની વિધિમાં પડવું?' એ રીતે પસ્તાવો કરતો આ શંખ ગદ્‌ગદ કંઠે વારંવાર રુદન કરે છે. ૭૮

तातः क्षीरनिधिः स्वसा जलधिजा भ्राता सुरेशद्रुमः
सौजन्यं सह कौस्तुभेन शुचिता यस्य द्विजेशादपि।
धिक्कर्माणि स एव कम्बुरधुना पाखण्डकान्ताकरे
विश्रान्तः प्रतिवासरं प्रतिगृहं भैक्ष्येण कुक्षिंभरिः॥७९॥

જેના પિતા ક્ષીરસાગર છે, જેની બહેન લક્ષ્મી છે, જેનો ભાઈ કલ્પવૃક્ષ છે, જેને કૌસ્તુભમણિની સાથે સુજનતા મળેલી છે તેમ જ જેને બૃહસ્પતિ પાસેથી પવિત્રતા મળેલી છે; છતાં દૈવનાં કર્મોને ધિક્કાર છે કે, એ શંખ પાખંડી જનની સ્ત્રીના હાથમાં પડવાથી દરરોજ ઘેરઘેર ભટકીને ભીખથી પોતાનું પેટ ભરી રહ્યો છે. ૭૯

પાંચજન્ય

सर्वाशापरिपूरिहुंकृतिमदो जन्मापि दुग्धोदधे-
र्गोविन्दाननचुम्बि सुन्दरतरं पूर्णेन्दुबिम्बाद्वपुः।
श्रीरेषा सहजा गुणाः किमपरं भण्यन्त एते हि यत्
कौटिल्यं हृदि पाञ्चजन्य भवतस्तेनातिलज्जामहे॥८०॥

પોતાની ગર્જનાથી બધી દિશાઓ ભરી દેવાને કારણે જેને મદ પેદા થયો છે, જેનો જન્મ ક્ષીરસાગરમાં થયેલો છે, જેને ભગવાન વિષ્ણુના મુખનાં ચુંબન મળે છે, સંપૂર્ણ ચંદ્રમંડળથી પણ વિશેષ સુંદર જેનું શરીર છે અને જેને કુદરતી રીતે શોભા મળેલી છે, એ રીતે બધા ગુણો જેને છે એટલે બીજું તો શું કહીએ, પરંતુ હે પાંચજન્ય શંખ! તારા હૃદયમાં જે કુટિલતા રહેલી છે; તેને કારણે અમે લજ્જા પામીએ છીએ. ૮૦

शङ्खाः सन्ति सहस्रशो जलनिधेर्वीचिच्छटाघट्टिताः
पर्यन्तेषु लुठन्ति ये दलशतैः कल्माषितक्ष्मातलाः।
एकः कोऽपि स पाञ्चजन्य उदभूदाश्चर्यधामा सतां
यः संवर्तभरक्षमैर्मधुरिपोः श्वासानिलैः पूर्यते॥ ८१॥

એ સમુદ્રની અંદર હજારો શંખ રહેલા છે કે જે મોટા તરંગોના ઝપાટાથી અથડાતા બધી બાજુએ આળોટી રહ્યા છે તેમ જ પોતાની સેંકડો પાંખડીઓથી પૃથ્વીને કાબરચીતરી બનાવી રહ્યા છે; પરંતુ એ પાંચજન્ય નામનો તો એક જ શંખ પેદા થયો કે જે સજ્જનોના આશ્ચર્યનું ધામ બની ગયો છે, કારણ કે તે શંખ વિષ્ણુ ભગવાનના સંવર્ત અગ્નિ જેવા ગરમ બનેલા શ્વાસોના પવનથી ભરાતો હોય છે. ૮૧

## નદીની અન્યોક્તિઓ

तटिनि चिराय विचारय विन्ध्यभुवस्तव पवित्रायाः।
शुष्यन्त्या अपि युक्तं किं खलु रथ्योदकादानम्॥१॥

હે નદી! તું જરા વિચાર તો કર કે તું પવિત્ર વિંધ્યભૂમિમાંથી પેદા થઈને પછી આગળ જતાં કદાચ સુકાઈ જાય, તોપણ શેરીના ગંદા પાણીને લે, તે શું બરોબર છે? ૧

कतिपयदिवसस्थायी पूरो दूरान्नतोऽपि भविता ते।
तटिनि तटद्रुमपातनपातकमेकं चिरस्थायि॥ २॥

હે નદી! ઘણે દૂરથી આવી પહોંચેલું તારું પૂર કેટલા દિવસ સુધી કાયમ રહેશે? પરંતુ તેં કિનારા પર રહેલાં વૃક્ષોને પાડી નાખવાનું પાપ કર્યું છે, તે તો લાંબા કાળ સુધી રહેવાનું છે. ૨

यास्यति जलधरसमयस्तव च समृद्धिर्लघीयसी भविता।
तटिनि तटद्रुमपातनपातकमेकं चिरस्थायि॥ ३॥

હે નદી! આ વર્ષાઋતુનો સમય ચાલ્યો જશે અને તારી જે પૂરની સમૃદ્ધિ છે, તે પણ ઓછી થઈ જશે; પરંતુ તેં કિનારા પર રહેલા વૃક્ષોને પાડી નાખવાનું જે પાપ કર્યું છે, તે તો લાંબા કાળ સુધી રહેવાનું છે. ૩

कुरु गम्भीराशयतां कल्लोलैर्जनय लोकविभ्रान्तिम्।
वीतपयोधरलक्ष्मीः कस्य न चरणैर्विलङ्घ्यासि॥ ४॥

હે નદી! હમણાં તું ઊંડા ધરાઓ બનાવી દે તેમ જ મોટા તરંગોથી લોકોને ભ્રમ પેદા કરાવ; પરંતુ વર્ષાઋતુના સમયની શોભા ચાલી જતાં તારી છાતી પર પગ મૂકીને કોણ તને નહિ ઓળંગે, તે કહે. ૪

मलयस्य गिरेरपत्यमादौ तदनु भ्रातृमती पटीर-
द्रुमैः। किमु चित्रमपांनिधेः कलत्रं तटिनी काचन
मौक्तिकानि सूते॥ ५॥

જે નદી પહેલા મલય પર્વતની કન્યા બનેલી છે, તે પછી જે ચંદનના વૃક્ષોની બહેન બનેલી છે અને છેવટે સમુદ્રની પત્ની બનેલી છે, એવી કોઈ નદી મોતીઓને જન્મ આપે, તેમા આશ્ચર્ય શું ? ૫

नावतो न च तरलास्तरगमाला, नेदाना जल-रयजा रवा कराला । सैव त्व तटिनि तटद्रुमा-न्विपात्य, प्रौढानामपयशसामिवासि पात्रम् ॥६॥

હે નદી! હવે તારી અંદર વમળ નથી, ચપળ તરંગોની માળા નથી તેમ જ પાણીના વેગથી પેદા થયેલા વિકરાળ વેગ નથી, તેને કારણે તું પહેલા હતી તેવી જ બની ગઈ છે, પરંતુ કિનારા પર રહેલા વૃક્ષોને પાડી નાખીને, તું મોટા અપયશનું જાણે કે પાત્ર બની હો, એમ લાગે છે ૬

छाया प्रकुर्वन्ति नमन्ति पुष्पै, फलानि यच्छन्ति तटद्रुमा ये । उन्मूल्य तानेव नदी प्रयाति, तरगिणा क प्रतिपन्नमस्ति ॥ ७ ॥

જે કિનારાના વૃક્ષો છાયા કરે છે, ફૂલથી નમન કરે છે અને ફળ આપે છે, તે જ વૃક્ષોને ઉખાડીને નદી ચાલી જાય છે ખરેખર જે લોકો તરંગી હોય છે, તેમને ક્યાય આદર હોતો નથી ૭

न वारयामो भवतीं विशन्तीं वर्षानदि स्रोतसि जह्नुजाया । न युक्तमेतत्तु पुरो यदस्यास्तरगभङ्गा न्प्रकटीकरोषि ॥ ८ ॥

વર્ષામા ઊભરાઈ આવેલી હે નદી! તું ગંગાનદીના પ્રવાહની અંદર પ્રવેશ કરી રહી છે, તેને અમે રોકતા નથી, પરંતુ પ્રવેશ કરતા તું ગંગાના તરંગોને તોડી નાખવાનું સાહસ કરે છે, તે બરોબર નથી ૮

ગંગા

यद्यपि दिशि दिशि सरित परित परिपूरि-ताम्भस सन्ति । तदपि पुरदरतरुणीसगतिसुख दायिनी गङ्गा ॥ ९ ॥

જોકે દરેક દિશા તરફથી પૂરેપૂરા જળ સહિત વહેતી નદીઓ અનેક છે તોપણ એ ગંગા તો એક જ છે કે જે ઇંદ્રની અપ્સરાઓના સંગનું સુખ (સ્વર્ગ) આપનારી છે ૯

स किमु सहेत सुधांशु स्मरहरभालानलज्वाला ।
शिशिरै शीकरनिवहै सिञ्चति सुरनिम्नगा नो चेत् ॥

જો દેવોની નદી ગંગા પોતાના બરફ જેવા શીતળ જળના બિંદુઓથી સિંચન કરતી ન હોત, તો તે ચંદ્ર કામદેવનો નાશ કરનાર મહાદેવના કપાળમા રહેલ અગ્નિની જ્વાળાઓને સહન કરી શકત કે? ૧૦

શોણ

आजन्मस्थितयो महीरुह इमे कुले समुन्मूलिताः कल्लोला क्षणभङ्गुरा पुनरमी नीता परामुन्नतिम् । अन्तर्ग्राहपरिग्रहो बहिरपि भ्राम्यन्ति गन्धद्विपा भ्रात शोण न सोऽस्ति यो न हसति त्वत्सपदा निह्नवान् ॥ ११ ॥

હે ભાઈ શોણનદ! જન્મથી ઊગીને તારે કિનારે મોટા થયેલા આ વૃક્ષોને તેં ઉખાડી નાખ્યા તારા આ તરંગો ક્ષણભંગુર છે, તોપણ તેને ઘણે ઊંચે નચાવવા માંડ્યા તારી અંદર મોટા મગરમચ્છો છે અને કિનારા પર મદઝરતા હાથીઓ ભમી રહ્યા છે, તેને કારણે જો તારી સંપત્તિઓનો વિનાશ થાય તો એવો કોઈ માણસ નહિ હોય કે જે તને હસે નહિ ૧૧

## તળાવની અન્યોક્તિઓ

अयमवसर सरस्ते सलिलैरुपकर्तुमर्थिनामनिशम् ।
इदमतिसुलभ चाम्भो भवति पुरा जलधराभ्युदये ॥१

હે સરોવર! યાચક જનો ઉપર રાતદિવસ તારા જળથી ઉપકાર કરી લેવો હોય, તો આ સમય યોગ્ય છે કારણ કે વર્ષાઋતુ વખતે ઘણી સરળતાથી જળ મળી રહે છે ૧

कस्य तृष न क्षपयति पिबति न कस्तव पय प्रविश्यान्त । यदि सन्मार्गसरोवर नक्रो न क्रोड मधिवसति ॥ २ ॥

સારા માર્ગ પર રહેલા હે સરોવર! તારી બખોલમા જો મગર વાસ કરતો ન હોત, તો તું કોની તરસ શમાવતું ન હેત? તેમ જ તારી અંદર પ્રવેશ કરીને તારું જળ કોણ પીતું ન હોત? ૨

तानि तानि कमलानि तज्जल तानि षट्पदकुलानि ते खगा । सर्वमेकपद एव विच्युत पङ्कशेषमचि रादभूत्सर ॥ ३ ॥

જ્યારે સરોવર ભરપૂર હતું ત્યારે તે જ બધાં કમળ હતા, તે જ જળ હતું, ભમરાઓના તે જ ટોળા હતા અને તે પક્ષીઓ હતાં પરંતુ પાણી સુકાઈ ગયું અને કાદવ એકલો બચી ગયો ત્યારે તે બધા એકી વખતે સરોવર છોડીને ચાલ્યા ગયા ૩

विहगैर्गत मधुकरैश्चलित प्रकरै प्रयातमपि पद्मदृशाम् । विभवे गते सकलमेव गत भुवनैक-मश्नाति यश सरस ॥ ४ ॥

પક્ષીઓ ઊડી ગયા ભમરાઓ ચાલ્યા ગયા, કમળ

તરફ નજર નાખનારાઓના સમૂહ પણ ચાલ્યા ગયા;એ રીતે સરોવરનો વૈભવ નાશ પામતાંની સાથે બધું જ ચાલ્યું ગયું; પરંતુ તે સરોવરનો યશ કાયમ રહી ગયો છે.

आपेदिरेऽम्बरपथं परितः पतङ्गा भृङ्गा रसाल-
मुकुलानि समाश्रयन्ति । संकोचमञ्चति सरस्त्वयि
दीनदीनो मीनो नु हन्त कतमां गतिमभ्युपैतु ॥ ५ ॥

હે સરોવર! જ્યારે ઉનાળામાં તું સંકોચ પામી જશે ત્યારે પક્ષીઓ આકાશમાં બધી બાજુએ ઊડી જશે. ભમરાઓ આંબાના મોર પર ચાલ્યા જશે; પરંતુ અત્યંત દીન બનેલું માછલું કઈ ગતિને પ્રાપ્ત થશે, તેજ ખેદજનક છે, ૫

इयत्यां संपत्तावपि च सलिलानां त्वमधुना
न तृष्णामार्तानां हरसि यदि कासार सहसा ।
निदाघे चण्डांशौ किरति परितोऽङ्गारनिकरं
कृशीभूतः केषामहह परिहर्तासि खलु ताम् ॥ ६ ॥

હે તળાવ। અત્યારે તારી પાસે પાણીની આટલી બધી સંપત્તિઓ છે તે સમયે તૃષાતુર બનેલાં પ્રાણીઓની તરસ છિપાવીશ નહિ, તો પછી જ્યારે ઉનાળામાં પ્રચંડ સૂર્ય બધી બાજુએ અંગારા વરસાવશે ત્યારે તુ અત્યંત કૃશ બની જઈશ. તો પછી કોની તરસ છિપાવીશ ? ૬

क्रौञ्चः क्रीडतु कूर्दतां च कुररः कङ्कः परिष्वज्यतां
मद्गुर्माद्यतु सारसश्च रसतु प्रोड्डीयतां टिट्टिभः ।
भेकाः सन्तु बका वसन्तु चरतु स्वच्छन्दमाटिस्तटे
हंसः पद्मसरः कुतः कतिपयैर्हंसैर्विना श्रीस्तव ॥७॥

હે કમળના સરોવર। તારા જળમાં કૌંચ (સારસ) ભલે વિહાર કરે, કુરર (ટિટોડાની જાત) ભલે આમતેમ કુદ્યા કરે. કંક (બગલાની જાત) ભલે એક ઠેકાણે ચોટી રહે, જળકૂકડી ભલે મદથી મહાલતી રહે, સારસ ભલે ગાન કરે, ટિટોડો ભલે ઊડ્યા કરે, દેડકાં ભલે હો, બગલા ભલે રહે અને આટિ–માછલાં ભલે મરજી પ્રમાણે કિનારા પર ફર્યા કરે; પરંતુ થોડાક રાજહંસો વિના તારી શોભા શી રીતે ગણાશે ?

एतस्मिन्मरुमण्डले परिचलत्कल्लोलकोलाहल-
क्रीडत्कङ्कमपङ्कमङ्कविलसन्निःशङ्कमत्स्यव्रजम् ।
केनेदं विकसत्कुशेशयकुटीकोणकणत्षट्पदं
स्रैणप्रीणितपान्थमुज्ज्वलजलं चक्रे विशालं सरः ॥८॥

આજુબાજુએ હિલોળા લેતા તરંગોના કોલાહલોની અંદર જ્યાં કંકપક્ષીઓ ક્રીડા કરી રહ્યાં છે; જેમાં બિલકુલ કાદવ નથી; જેના ઉદરની અંદર શંકારહિત થઈને માછલાંઓનો સમૂહ વિલાસ કરી રહ્યો છે; જેમાં ખીલેલાં કમળોની પાંદડીઓની અંદર ભમરાઓ ગુંજારવ કરી રહ્યા છે અને જ્યાં સ્નાન કરતી સ્ત્રીઓના સમૂહ જોઈને મુસાફરો આનંદ પામે છે; એવું સ્વચ્છ જલથી ભરેલું આ વિશાળ સરોવર કોણે આ મરુભૂમિની અંદર બનાવ્યું હશે ? ૮

स्तोकाम्भः परिवर्तिताङ्गशफरीग्रासार्थिनः सर्वतो
लप्स्यन्ते बकटिट्टिभप्रभृतयः स्वल्पेपु साधु स्थितिम् ।
सद्यः शोषमुपागतेऽद्य सरसि श्रीसद्मपद्माकरे
तस्मिन्पङ्कजिनीविलासरुचयो हंसाः क यास्यन्त्यमी ॥९

જેના અંગો અવળાસવળી થયા કરે છે એવા માછલાંનો કોળિયો કરી લેવા ઇચ્છતાં બગલાં, ટિટોડી વગેરે જલચરો જ્યાં છીછરા જળવાળાં તળાવ હશે, ત્યા પણ પોતાનો નિર્વાહ સારી રીતે કરી લેશે; પરંતુ લક્ષ્મીના આસનરૂપ બનેલ કમળોના સમૂહને સ્થાન આપનાર આ સરોવર જો આજે સુકાઈ જશે, તો કમળોના સમૂહમાં વિલાસ કરવાની ઇચ્છા રાખનાર આ હંસો ક્યાં જશે ? ૯

माद्यद्दिग्गजदानलिप्तकरटप्रक्षालनक्षोभिता
व्योम्नः सीम्नि विचेरुरप्रतिहता यस्योर्मयो निर्मलाः ।
कष्टं भाग्यविपर्ययेण सरसः कल्पान्तरस्थायिन-
स्तस्याप्येकबकप्रचारकलुषं कालेन जातं जलम् ॥१०॥

જેનાં જળ મદોન્મત્ત દિગ્ગજોના વહેતા મદથી લેપાયેલ ગંડસ્થળોને ધોવાથી ડહોળાઈ ગયાં છે અને જેના નિર્મળ તરંગો આકાશના સીમાડા સુધી વગર અટકે ડોલી રહ્યા છે, એ રીતે જેનાં જળ પ્રલયકાળ સુધી સ્થિર રહેનારાં હતાં એવા સરોવરનાં જળ ભાગ્યની વિપરીતતાથી એવાં તો સુકાઈ ગયાં કે જેથી એક બગલાના ચાલવાથી પણ તેના જળ ડહોળાઈ જતાં હતાં. ૧૦

रे पद्माकर यावदस्ति भवतो मध्ये पयः पूरितं
तावच्चक्रचकोरकङ्ककुररश्रेणीं समुल्लासय ।
पश्चात्त्वं समदट्टकोटचटुलत्रोटीपुटव्याहति-
त्रुट्यत्कर्कटकर्परव्यतिकरैर्निन्दास्पदं यास्यसि ॥ ११॥

હે પદ્માકર સરોવર ! જ્યાં સુધી તારી અંદર સંપૂર્ણ રીતે જળ ભરેલાં છે ત્યાં સુધી ચક્રવાક, ચકોર, કંક, કુરર વગેરે શ્રેણીનાં જળચરોને આનંદ આપ, પછી તો રખડતા ભટ્ટાટ પક્ષીની ચંચળ ચાંચના પુટના પ્રહારથી કર્કટ નામના જળજંતુના ભૂકા થઈ જાય એટલા છીછરાં જળ બની જતાં તું નિંદાને પાત્ર બની જશે. ૧૧

यातै मय्यचिरान्निदाघमिहिरज्वालाशतैः शुष्कतां
गन्ता क प्रति पान्थसंततिरसौ संतापमालाकुला ।
एवं यस्य निरन्तराधिपटलैर्नित्यं वपुः क्षीयते
धन्यं जीवनमस्य मार्गसरसो धिग्वारिधीनां जनु ॥१२॥

'ઉનાળાના પ્રચંડ સૂર્યની સેંકડો જ્વાળાઓને કારણે જ્યારે હું સુકાઈ જઈશ ત્યારે આ મુસાફરોનો સમૂહ કોની પાસે જશે ? એ રીતે અનેક ચિંતાઓના સમૂહને કારણે સંતાપની હારમાળા વધી જતાં જેનું શરીર સુકાવા લાગ્યું છે એવા ધોરી માર્ગ પર રહેના સરોવરના જીવનને ધન્ય છે, પરંતુ જળથી ભરેના સાગરોના જીવનને ધિક્કાર છે ૧૨

सोपानानि तिरोहितानि पदवी छन्ना तृणैर्नूतनैः
कालुष्यं पयसां विलोक्य शनकैरुड्डीय हंसा गताः ।
माधुर्यं न मधुव्रतोदितगिरां पद्मानि मग्नानि के
भेकानामिह गर्जितं परमहो वृद्ध्यैव नष्टं सरः ॥१३॥

(વર્ષાકાળમાં જળ ભરાઈ જતાં, આ સરોવરના) પગથિયાં ઢંકાઈ ગયાં છે ચાલવાની પગથી નવા ઘાસ ઊગવાથી ભૂંસાઈ ગઈ છે જલની મલિનતા જોઈને હંસો ધીરે ધીરે ઊડીને ચાલ્યા ગયા છે મધ ચૂસવાનું વ્રત લેનાર ભમરાઓથી પ્રગટ થતી વાણીની મધુરતા સાંભળવા મળતી નથી કમલ ડૂબી ગયાં છે ફક્ત અહીં દેડકાના ડ્રાઉં ડ્રાઉં અવાજ સાંભળવા મળે છે એ રીતે આશ્ચર્ય છે કે પોતાના જલની વૃદ્ધિ થવાને કારણે જ જાણે આ સરોવર નાશ પામી ગયું છે ૧૩

आपूर्येत पुनः स्फुरच्छफरिकासारोर्मिभिर्वारिभि-
र्भूयोऽपि प्रविजम्भमाणनलिनं पश्येम तोयाशयम् ।
इत्याशाशततन्तुबद्धहृदयो नक्तंदिवं दीनधी-
शुष्यत्यातपशोषितस्य सरसस्तीरे जरत्सारसः ॥१४॥

'જેના તરંગો ચળકતા માછલાઓના સમૂહ સાથે ડોલવા લાગે એવા જળથી આ સરોવર ફરીથી ભરાઈ જશે તેમ જ કમળોના સમૂહ પણ જેમાં ખીલી ઊઠ્યા છે, એવું આ સરોવર બનશે એવી સેંકડો આશાઓના તાંતણાઓથી જેનું હૃદય બંધાઈ ગયું છે, એવો આ બિચારો વૃદ્ધ ચક્રવાક પક્ષી ઉનાળામાં સુકાઈ જતા સરોવરને કિનારે બેઠો બેઠો જાતે પણ સુકાઈ રહ્યો છે

यद्दानाम्बुदवर्धमानशिशिनीकेकातिरेकाकुले
समाप्य सलिलं स्थलेष्वपि सदा निस्तर्पवर्षागमे ।
भीष्मग्रीष्मभटे परस्परभयादालोच्यमाने मुहु-
र्दीनं मीनकुलं न पालयसि चेत्कासार का सारता ॥१५

હે કાસાર-તળાવ ! સર્વની તરસ દૂર કરે એવો વર્ષાકાળ જ્યારે આવે ત્યારે તો પ્રચંડ મેઘોને જોઈને મોરના વધતા ટહુકાઓથી સર્વ વાતાવરણ ભરપૂર બને છે અને તે સમયે બધા સ્થાનોમાં સારી રીતે જળ મળ્યા કરે છે, પરંતુ જ્યારે ભયંકર ગ્રીષ્મ ઋતુ આવી પહોંચે ત્યારે દીન બનેલા માછલાઓનો સમૂહ મરણના ભયથી એકબીજાની સામે જોઈ રહે છે તેવા વખતે જો તું તેમનું પાલન ન કરે તો પછી તું કાસાર હોવા છતાં તારામાં (કાસારતા) કયો સાર રહેલો હશે ?

सौवर्णं कमलाकरं शशिशिलासोपानबन्धक्रमो
वारि क्षीरसहोदरं तटतरुश्रेणीसुखा क्षोणयः ।
सर्वं ते रुचिरं सरोवर परं निन्द्यः कुतोऽयं विधि-
र्कूटग्राहभयात्त्रयान्ति विमुखाः पान्था निदाघेऽप्यमी ॥

હે સરોવર ! સોના જેવા સોનેરી વર્ણના કમળો નો ભંડાર તારી પાસે છે ચંદ્રકાંત મણિના પથ્થરોથી જડેના પગથિયાં તારે કિનારે બાંધેના છે તારાં જલ દૂધ જેવાં ઉજ્જવળ અને મીઠાં છે તેમ જ કિનારા પરના વૃક્ષોના સમૂહથી સુખ આપનારી જમીન છે એ રીતે તારા બધા જ પદાર્થો રુચિ પેદા કરાવે તેમ છે પરંતુ જેની નિંદા કરી શકાય એવી એક પ્રવૃત્તિ તારામાં રહેલી છે, તે એ કે તારી અંદર રહેલ કુટિલ મગરના ભયથી ઉનાળો હોવા છતાં પણ મુસાફરો તારાથી વિમુખ બનીને દૂર ચાલ્યા જાય છે ૧૬

उड्डीनं विहगैर्मृतं जलचरैः क्ष्मान्तर्गतं कच्छपैः
पाठीनैः पृथुपङ्कपीठलुठनाद्यस्मिन्मुहुर्मूर्च्छितम् ।
तस्मिन्नेव सरस्यकालजलदेनागत्य तच्चेष्टितं
येनाकुम्भनिमग्नवन्यकरिणां यूथैः पयः पीयते ॥ १७॥

જે સરોવર પરથી પક્ષીઓ ઊડી ગયાં, જલચર મરણ પામ્યા, કાચબાઓ જમીનની અંદર ભરાઈ ગયા તેમ જ ઘટ્ટ કાદવથી લેપાયેલી પીઠને કારણે પાઠીન માછલાં વારંવાર મૂર્છા પામવા લાગ્યાં તે જ સરોવરને વિષે અકાળ વૃષ્ટિએ આવીને એવી તો ચેષ્ટા કરી બતાવી કે, ગંડસ્થળો ડૂબી જાય તેટલાં ઊંડા જલમાં જંગલી હાથીઓના ટોળાં પાણી પીવા લાગ્યાં ૧૭

हंसैर्लब्धप्रशंसैस्तरलितकमलस्रस्तरङ्गैस्तरङ्गै-
र्नीरैरन्तर्गभीरैर्श्चपलनकुलत्रासलीनैश्च मीनैः ।
पालीरूढद्रुमालीतलसुखशयितस्त्रीप्रणीतैश्च गीतैः
र्भान्ति प्रक्रीडदातितव सलिलचलच्चक्रवाकस्तडागः ॥१८

જ્યાં પ્રશંસાને યોગ્ય એવા હંસો બેઠે છે જ્યાં ડોલતા કમળોની સાથે અથડાતા તરંગોના વેગનો ભંગ

થાય છે; જેની અંદર ઊંડું જલ છે; જ્યાં ચંચળ બગલાઓના સમૂહથી ત્રાસીને માછલાં અંદર સંતાઈ જાય છે; જેને કિનારે ઊગેલાં વૃક્ષોની ઘટા નીચે આરામથી સૂતેલા નારીઓ ગીતો જોડીને ગાઈ રહી છે, જ્યાં મરઘડા સ્તુતિ કરી રહ્યાં છે અને જેના જલની અંદર ચક્રવાક પક્ષીઓ ગતિ કરી રહ્યાં છે; એવું આ સરોવર શોભી રહ્યું છે. ૧૮

માનસ

नो वा कियन्तः परितः स्फुरन्ति जलाशया निर्मलभूरितोयाः । सदावदातं परमेकमेव हंसस्य विश्रामपदं वदन्ति ॥ १९॥

જેમની અંદર અગાધ સ્વચ્છ જલ રહેલાં છે, એવા જલાશયો આ જગતની અંદર બધી બાજુએ રહેલાં નથી કે શું? પરંતુ હંસને વિશ્રામ આપનારું સ્થાન તો એક જ છે અને તે માનસ સરોવર તરીકે જગતમા પ્રસિદ્ધ છે. ૧૯

## કૂવાની અન્યોક્તિઓ

हे कूप त्वं चिरं जीव स्वल्पतोये बहुव्ययः ।
गुणवद्रिक्तपात्राणि प्राप्नुवन्ति हि पूर्णताम् ॥ १॥

હે કૂવા, તું લાંબા કાળ સુધી જીવજે, કારણ કે તારામાં જલ થોડું છે, પણ તેનો ખર્ચ વધારે થાય છે. ખાલી પાત્ર પણ જો ગુણ( દોરી )થી જોડાયેલ હોય, તો તારી પાસે આવીને ભરાઈ જાય છે. ૧

रे कूप जीवनागार यदि दातृत्वमिच्छसि ।
तदा त्वं गुणवत्पात्रमेकं वा संनिधौ कुरु ॥ २ ॥

જીવન(જલ)નો એક માત્ર ભંડાર હે કૂવા! જો તું દાતાપણાને ઇચ્છતો હોય, તો તુ એકલા ગુણવાળા (દોરડાવાળા ) પાત્રને જ પોતાની પાસે રાખજે. ૨

अमुना मरुकूपेन के के नाम न वञ्चिताः ।
रुदत्पथिकनेत्राम्बुविच्छिलप्रान्तभूमिना ॥ ३ ॥

મરુભૂમિમાં રહેલા આ (ખાલી) કૂવાએ કોને કોને છેતર્યા નથી? જેના કાંઠાની ભૂમિ રડતા મુસાફરોનાં નેત્રના જલથી કાદવવાળી બનેલી છે. ૩

सगुणैः सेवितोपान्तो विनतैः प्राप्तदर्शनः ।
नीचोऽपि कूपः सत्पात्रैर्जीवनार्थं समाश्रितः ॥ ४ ॥

કૂવો નીચ ( નીચો-ઊંડા જળવાળો ) હોવા છતાં ગુણ( દોરડા )વાળા માણસો તેના કાંઠાને સેવે છે, નમેલા (નમ્ર-વિનયી ) માણસો તેનાં દર્શન પ્રાપ્ત કરે છે અને સત્પાત્રો (પાત્ર-વાસણવાળા માણસો) વડે જીવન (પાણી) માટે તેનો આશ્રય લેવાય છે. ૪

यद्यपि बहुगुणगम्यं जीवनमेतस्य कूपमुख्यस्य ।
जयति तथापि विवेको दानं पात्रानुमानेन ॥५॥

આ મોટા કૂવાનું જીવન (પાણી) જોકે ઘણા ગુણ- (લાંબા દોરડા)વાળા માણસને જ મળે છે, તોપણ તેનો વિવેક વિજય પામે છે કે જેથી તે કૂવો પાત્રના માપ (મર્યાદા) પ્રમાણે દાન આપે છે. ૫

नितरां नीचोऽस्मीति त्वं खेदं कूप मा कदापि कृथाः ।
अत्यन्तसरसहृदयो यतः परेषां गुणग्रहीतासि ॥ ६ ॥

હે કૂવા! હું ખરેખર નીચ (ઊંડો) છુ, એ પ્રકારનો ખેદ તું કદી પણ કરીશ નહિ; કારણ કે તારું હૃદય (ઊંડાણુ) અત્યંત સરસ (જલથી ભરેલું) છે એટલે તું બીજાઓના ગુણ(દોરડા)ને ગ્રહણ કરનાર બને છે. ૬

चित्रं न तद्यदयम्बुधिरम्बुदौघसिन्धुप्रवाहपरिपूरणया महीयान् । त्वं त्वर्थिनामुपकरोषि यदल्पकूप, निष्पीड्य कुक्षिकुहरं हि महत्त्वमेतत् ॥ ७ ॥

હે નાના કૂવા! મેઘના સમૂહ અને નદીઓના પ્રવાહોથી પૂરેપૂરા ભરાવાને કારણે આ સમુદ્ર ઘણો મોટો ગણાય, તેમાં કાંઈ આશ્ચર્ય નથી; પરંતુ તું પાતાળને ભેદીને યાચકજનો પર ઉપકાર કરે છે; એ તો ઘણા જ મહત્ત્વની બીના છે. ૭

दिनमवसितं विश्रान्ताः स्म त्वया मरुकूप हे
परमुपकृतं शेषं वक्तुं वयं न पुनः क्षमाः ।
भवति सुकृतैरध्वन्यानामशेषजलो भवा-
नियमपि घनच्छाया भूयास्तवोपतटं शमी ॥ ८ ॥

હે મરુભૂમિના (ખાલી) કૂવા! દિવસ આથમી ગયો. અમે બધા થાકી ગયા છીએ અને તેં અમારી ઉપર ઘણો મોટો (પાણી નહિ આપવારૂપી) ઉપકાર કર્યો છે એટલે બાકીની બાબતો કહેવાની શક્તિ તો હવે અમારામા રહી નથી. ખરેખર મુસાફરોનાં ઘણાં જ પુણ્યોએ તુ અશેષ જલવાળો છું અને અધૂરામાં પૂરું તારા કાંઠે જે આ શમીવૃક્ષ છે. તેની છાયા પણ ઘણી ગાઢ છે! (અહીં વિપરીત કાર્ય કરનાર માટે કટાક્ષની વાણી છે.) ૮

भीमश्यामप्रतनुवदन क्रूरपातालकुक्षि
क्रोडप्रान्तोपहितविभवस्याथ किं ते ब्रवीमि ।
येन त्वत्तः समभिलषितं वाञ्छतः क्षुद्र कूप
क्षाम्यन्मूर्तेर्भवति सहसा कस्य नाधोमुखत्वम् ॥ ९ ॥

જેનું મુખ ભયંકર કાળું અને સાંકડું છે એવા હે નાના કૂવા! ક્રૂર એવા પાતાલની કૂખની અંદર તારો

વૈભવ ઢંકાઈ ગયો છે. એટલે હું તને શું કહું ? હવે જેને તારી પાસેથી પોતાની (જલ મળવાની) વાંછના પૂરી કરવી હોય, તેનું તો મુખ જ કરમાઈ જાય તેમ જ તેને તારી આગળ તરત જ નીચું મુખ કરીને નમવું પડે. (તો જ તારાં ઊંડાં જલ મળે.) ૯

## મરુસ્થલની અન્યોક્તિઓ

मरौ नास्त्येव सलिलं कृच्छ्राद्यदपि लभ्यते ।
तत्कटु स्तोकमुष्णं च न करोति वितृष्णताम् ॥ १ ॥

મરુભૂમિની અંદર જલ હોતું જ નથી ઘણી મહેનતે ક્યાંક જે મળી આવે, તો તે જલ ખારું, થોડું અને ગરમ જેવું હોય કે જે તરસને દૂર કરી શકે નહિ.

सत्पादपान्विपुलपल्लवपुष्पपुञ्जसंपत्परीतवपुषः फलभारनम्रान् । यो मार्गसिञ्चितशकुन्तसमाश्रितोरुशाखान्मरौ मृगयते न ततोऽस्ति मुग्धः ॥ २ ॥

જે માણસ મરુભૂમિની અંદર ભરપૂર પાદડાં અને ફૂલના ઢગલાના સંપત્તિથી અને ફળના ભારથી લચી પડતાં અંગોવાળાં સારા વૃક્ષોને શોધે કે જેની વિશાળ ડાળીઓ પર રહેવાં પક્ષીઓ માર્ગ પર કલ્લોલ કરતાં હોય, તો એમ જાણવું કે તે માણસ જેવો બીજો કોઈ મૂર્ખ નથી. ૨

पायं पायं पिब पिब पयः सिञ्च सिञ्चाङ्गमङ्गं
भूयो भूयः कुरु कुरु सखे मज्जनोन्मज्जनानि ।
एषोऽशेषश्रमशमपटुर्दुःखिताध्वन्यबन्धुः
सिन्धुर्दूरीभवतु भवतो मारवः पान्थ पन्थाः ॥ ३ ॥

હે મુસાફર ! વારંવાર તું જલના પાન કર્યા કર. ફરી ફરીને તારા અંગો પર પાણીના સિંચન કર તેમ જ વારંવાર તું જલની અંદર ડૂબકીઓ માર્યા કર; કારણ કે આ તો સિંધુ નદી છે કે જે દુઃખી થયેલા મુસાફરોની મિત્ર બનીને તેના માર્ગના સઘળા શ્રમ દૂર કરે છે, તારાથી એ મરુભૂમિનો માર્ગ તો ઘણો જ દૂર રહ્યા કરો. ૩

कल्याणं नः किमधिकमितो जीवनार्थं यतस्त्वं
छित्त्वा वृक्षानदह दहसि भ्रातरङ्गारकार ।
नन्वेतस्मिन्नशनिपिशुनैरातपैराकुलाना-
मध्वन्यानामशरण मरुप्रान्त रे कोऽप्युपायः ॥ ४ ॥

અંગારાથી ભરેલા હે દાવાનળ ! વૃક્ષોને છેદી નાખીને તેમને તું બાળી મૂકે છે, તેનાથી વિશેષ કલ્યાણ અમારા જીવનને માટે તું શું કરી શકે એમ છે ? કોઈનેય શરણે નહિ લેનાર હે અગ્નિ ! વજ્રથી કઠોર એવા તારા તાપથી ગભરાઈ ગયેલા મુસાફરોને આ મરુભૂમિના પ્રદેશમાં કોઈ સહાય મળે, એવો કોઈ ઉપાય છે ? ૪

किमसि विमनाः किं चोन्मादी क्षणादभिलक्ष्यसे
पुनरपि सखे प्रेक्षापूर्वा न काश्चन ते क्रियाः ।
स्वयमजलदां जानानोऽपि प्रविश्य मरुस्थलीं
शिशिरमधुरं वारि प्राप्तुं यदध्वग वाञ्छसि ॥ ५ ॥

હે મુસાફરભાઈ ! 'આ મરુભૂમિ પોતે પાણી આપી શકે એમ નથી,' એ બાબતને તું જાણે છે; તોપણ તેની અંદર પ્રવેશ કરીને પછી શીતળ અને મધુર જળ મેળવવાની ઇચ્છા કરે છે, તે શું તારું મન ઠેકાણે નથી ? તું ઘડીભર માટે ગાંડા જેવો તો દેખાતો નથી ને ? કે પછી તું જે ક્રિયાઓ કરે છે, તેમાં પહેલાંથી જોઈ વિચારીને કરતો હોય એમ મને લાગતું નથી.

भो भोः किं किमकाण्ड एव पतितस्त्वं पान्थ कान्या गतिस्तत्तादृक्तृषितस्य मे खलमतिः सोऽयं जलं गूहते ।
अस्थानोपगतामकालसुलभां तृष्णां प्रति क्रुध्य हे
त्रैलोक्यप्रथितप्रभावमहिमा मार्गोऽस्त्यसौ मारवः ॥६

'હે મુસાફર, શું કાંઈ અકસ્માત જ આ બાજુ તમે આવી પડ્યા છો કે શું ?' 'મને તરસ લાગી એટલે શું કરું, અહીં આવ્યા સિવાય બીજી કોઈ ગતિ નહોતી ' (મનમાં) 'આ ભાઈની મતિ અવળી લાગે છે કે જેથી આ માણસ અહીં જળ શોધે છે.' (પ્રગટ) હે ભાઈ ! અસ્થાને થયેલી અને કવખતે લાગેલી તમારી તરસ પર ક્રોધ ન કરો. શું તમને ખબર નથી કે આ તો મરુભૂમિનો પ્રદેશ છે કે જેના (પાણી નહિ મળવાના) પ્રભાવનો મહિમા તો ત્રણે લોકમા પ્રસિદ્ધ છે.

## દાવાનળની અન્યોક્તિઓ

हे दावानल शैलाग्रवासिनः साधुशाखिनः ।
मुग्ध व्यर्थं त्वया दग्धाः प्रेरितेन प्रभञ्जनैः ॥ १ ॥

હે મૂર્ખ દાવાનળ ! જેનો નિવાસ પર્વતોનાં શિખરો પર છે અને જેમની સુંદર ડાળીઓ છે. એવા આ વૃક્ષોને વાયુથી પ્રેરાઈને તેં બાળી મૂક્યાં, તે તારું કામ નિરર્થક છે. ૧

यस्यां महत्त्वभाजो भवन्ति गुणिनोऽमिता धनुर्दण्डाः।
दहतस्तां वंशालिं को वनवह्ने विवेकस्ते ॥ २ ॥

હે દાવાનળ ! જેના વાસમાંથી ગુણ(દોરી)વાળાં મોટાં મોટાં અસંખ્ય ધનુષ્યોના દંડ બને છે, તે વાંસના સમૂહને બાળી મૂકવામાં તારો કયો વિવેક રહેલો છે ? ૨

दवदहनादुत्पन्नो धूमो घनतामवाप्य वर्षैस्तम् ।
यच्छमयति तद्युक्तं सोऽपि च दवमेव निर्दहति ॥३॥

જેમ લાકડામાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ લાકડાને જ બાળી નાખે છે, તેમ દાવાનળમાંથી ઉત્પન્ન થયેલો ધુમાડો ઘન-મેઘરૂપ બનીને દાવાનળને શમાવી દે છે, તે યોગ્ય જ છે; કારણ કે એ રીતે તે દાવાનળને જ બાળી નાખે છે. ૩

अभ्युन्नतेऽपि जलदे जगदेकसारसाधारणप्रणयहारिणि हा यदेते । उल्लासलास्यललितं तरवो न यान्ति हे दावपावक स तावक एव दोषः ॥४॥

હે દાવાનળ! જે મેઘ જગત પરના સર્વ સાધારણ પદાર્થો પર પ્રેમ લાવીને પોતાનું સારભૂત જલ બધાને આપી દે છે; તેવો મેઘરાજ આવી પહોંચવા છતા પણ આ વૃક્ષો પ્રફુલ્લ બનીને નાચી ઊઠતાં નથી, તે તારો જ દોષ છે. (કારણ કે તેં તેમને બાળી મૂકયાં છે.) ૪

छाया फलानि मुकुलानि च यस्य विश्वमाल्हादयन्ति सहकारमहीरुहस्य । आमृश्य तस्य शिखया नवपल्लवानि मन्थासि रे दवहुताश हताश कष्टम् ॥ ५ ॥

હે દાવાનળ! હે હુતાશ! જેની છાયા, ફળ, કળી વગેરે આખા વિશ્વને આનંદ આપે છે, તે આંબાના વૃક્ષની ડાળીએથી નવાં તાજાં પાંદડાં ચોરી લઈને તેને તું બાળી મૂકે છે, તે ખરેખર કષ્ટકારક છે. ૫

दुर्दैवप्रभवप्रभञ्जनभयादुद्भूत भूमीरुहानेतान्सत्त्वगुणाश्रयानकरुणः शुष्यन्किमुन्माद्यसि ।
भ्रमस्त्वां वनहव्यवाह यदमी दग्धार्धदग्धा अपि
द्रष्टव्यास्तव तत्क्षणाद्विलयिनो नामापि न ज्ञायते ॥६

ખરાબ દૈવ હોવાને કારણે પ્રગટ થયેલ પવનના ભયથી પેદા થયેલ હે દાવાનળ! સત્ત્વગુણનો આશ્રય લઈને રહેલાં આ વૃક્ષોને કરુણા વિનાનો થઈને બાળી મૂકયા પછી તું શું ઉન્મત્ત બની જાય છે? તને અમે જણાવીએ છીએ કે, તારાથી બળી જવા છતાં અડધાં બળેલાં આ વૃક્ષો ફરીથી જોવા મળશે, પરંતુ પેદા થતાંની સાથે જ નાશ પામનાર તારું તો નામ પણ જાણવામાં નહિ આવે. ૬

विध्वस्ता मृगपक्षिणो विधुरतां नीताः स्थलीदेवता
धूमैरन्तरिताः स्वभावमलिनैराशा मही तापिता ।
भस्मीकृत्य सपुष्पपल्लवफलैर्नम्रान्महापादपानुद्धृत्तेन दवानलेन विपिनं वल्मीकशेषं कृतम् ॥७॥

મૃગલાં અને પક્ષીઓ ભાગી ગયાં, વનની દેવીઓ શોભા વિનાની નિર્માલ્ય બની ગઈ. કુદરતી રીતે મલિન એવા ધુમાડાએ દિશાઓ ઘેરી લીધી, પૃથ્વી તપાવી નાખી; તેમ જ ફૂલ, ફળ અને પાંદડાં સહિત રહેલાં એવાં મોટાં મોટા વૃક્ષોને બાળી મૂકયાં, એ રીતે વિરુદ્ધ વર્તન કરનારા દાવાનળે આ જંગલને ઊધઈના રાફડા જેવું નિર્માલ્ય બનાવી દીધું. ૭

दिक्चक्रं तृणभस्मना कवलितं मूलान्यपि क्ष्मारुहां
निर्दग्धानि न चार्भकोऽपि हरिणीयूथस्य शेषीकृतः ।
आः कष्टं विपिनौकसोऽपि मुनयः प्लुष्टाः कृतान्तक्रियां
कृत्वेत्थं वनवह्निना किमधुना शान्तेन दीप्तेन वा ॥८॥

આ દાવાનળે પ્રદીપ્ત થઈને તણખલાંની ભસ્મ ઉડાવીને દિશાઓના પ્રદેશનો કોળિયો બનાવી દીધો; વૃક્ષોનાં મૂળ પણ બાળી મૂકયાં; હરિણનાં ટોળામાંના બચ્ચાંને પણ બચવા દીધું નહિ. અરે કષ્ટ તો એ છે કે વનમાં નિવાસ કરનારા મુનિઓને પણ બાળી મૂકયા, એ રીતે પ્રલયની ક્રિયા (નાશ) કરીને હવે આ દાવાનળ પોતે શાંત થાય કે સળગતો રહે, તેથી કોઈ લાભ નથી.

વાડવાનલ

तेजांसि यस्य प्रशमं प्रयान्ति वारांप्रवाहेण स वह्निरन्यः।
अयं पुनर्वाडवनामधेयः समुद्रमापीय बिभर्ति तेजः॥९

જલના પ્રવાહોથી જેનાં તેજ શમી જાય છે, તે અગ્નિ જુદા પ્રકારનો છે. આ તો વાડવાનલ નામનો અગ્નિ છે કે જે સમુદ્રનાં પાન કરીને તેજને ધારણ કરે છે. ૯

## વ્યોમચરની અન્યોક્તિઓ

ગરુડ

दामोदरमुदरहितभुवनं यो वहति लीलया गरुडः।
कस्य तरोरुपरिष्टात्खिन्नोऽसौ श्रान्तिमपनयतु ॥१॥

જેણે પોતાના ઉદરમાં બધા ભુવનો રાખેલાં છે. એવા દામોદરને જે રમત કરતાં ધારણ કરે છે, તે ગરુડ જ્યારે થાકે ત્યારે કયા વૃક્ષ પર બેસીને થાક દૂર કરતો હશે? (તેનો ભાર સહન કરે એવું કોઈ વૃક્ષ નથી.) ૧

अहिरहिरिति संभ्रमपदमितरजनः किमपि कातरो भवतु
विहगपतेराहारे स तु सरलमृणालदलरुचिरः ॥२॥

સાધારણ નમાલો માણસ તો 'સાપ છે, સાપ છે' એમ ગભરાઈને ડરી જાય; પરંતુ આ ગરુડના ભોજનમાં તો તે સાપ રસ ભરેલા મૃણાલના ખંડ-દલ જેવો રુચિકર બને છે. ૨

હંસ

कंसारिचरणोद्भूतसिन्धुकल्लोललालितम् ।
मन्ये हंस मनो नीरे कुल्यानां रमते न ते ॥ ३ ॥

કંસના શત્રુ વિષ્ણુ ભગવાનના ચરણમાંથી પેદા થયેલ ગંગાના કલ્લોલથી જે હંસ આનંદ કરતો હોય, તે હંસનાં મન ખાબોચિયાના પાણીમાં રમણ કરતાં નથી.

अस्ति यद्यपि सर्वत्र नीरं नीरजमण्डितम् ।
रमते न मरालस्य मानसं मानसं विना ॥ ४ ॥

કમળોથી શોભતાં જલ જોકે બીજે બધે હોય છે, તોપણ મરાલ(હંસ)નું મન માનસ સરોવર વિના બીજે રમતું નથી. ૪

एकेन राजहंसेन या शोभा सरसो भवेत् ।
न सा बकसहस्रेण परितस्तीरवासिना ॥ ५ ॥

એક રાજહંસથી સરોવરની જે શોભા થાય છે, તે શોભા કિનારાની ચારે બાજુ રહેનારા હજારો બગલાથી થતી નથી. ૫

हंसः श्वेतो बकः श्वेतः को भेदो बकहंसयोः ।
नीरक्षीरविभागे तु हंसो हंसो बको बकः ॥ ६ ॥

હંસ ધોળો છે અને બગલોય ધોળો છે તો બગલામાં અને હંસમાં કયો ભેદ છે? જ્યારે પાણી અને દૂધના ભાગ પાડવાના હોય છે, ત્યારે હંસ હંસ બને છે અને બગલો બગલો રહી જાય છે. ૬

बककोयष्टिभिर्जुष्टे पल्वले मानसः कुतः ।
मोदते हि मरालस्य सन्मानसविहारिणः ॥ ७ ॥

માનસ સરોવર પર વિહાર કરનાર મરાલના મન ખાબોચિયાનાં જલમાં ક્યાથી રમે કે જે જલને બગલા અને ટિટોડી પક્ષીઓ સેવતાં હોય છે. ૭

अपसरणमेव शरणं मौनं वा तत्र राजहंसस्य ।
कटु रटति निकटवर्ती वाचाटष्टिट्टिभो यत्र ॥ ८ ॥

જ્યા વાચાળ ટિટોડો પાસે રહીને કાનને કઠોર લાગે એવો અવાજ કરતો હોય, ત્યાથી રાજહંસે ચાલ્યા જવું, તે સારું છે અથવા તો ત્યા મૌન રાખવું તે સારું છે.

यदि नाम दैवगत्या जगदसरोजं कदाचिदपि जातम् ।
अवकरनिकरं विकिरति तत्किं कृकवाकुरिव हंसः ॥९॥

ધારો કે દૈવની વિપરીત ગતિથી જગત આખું કમળ વિનાનું બની જાય, તો તેથી શુ મરઘડાની જેમ રાજહંસ કચરાના ઢગલાને ચાંચથી ખોતરશે? ૯

नीरक्षीरविवेके हंसालस्यं त्वमेव तनुषे चेत् ।
विश्वस्मिन्नधुनान्यः कुलव्रतं पालयिष्यति कः ॥१०

હે હંસ! દૂધ અને પાણીને જુદા પાડવાના વિવેકમાં જો તું જ આળસ કરવા લાગશે, તો પછી આ વિશ્વમાં બીજો કોણ તારા કુળના વ્રતને પાળશે? ૧૦

सैव सैव सरसी रमणीया यत्र यत्र वलते तव रागः ।
राजहंस रसिक स्मरणीया श्रीमता तदपि मानसकेलिः ॥

હે રસિક રાજહંસ! જ્યાં જ્યાં તારો અનુરાગ ફેલાય, ત્યા ત્યા રહેલા સરોવર ખરેખર રમણીય જ બનવાનાં છે; પરંતુ માનસ સરોવર પર તેં જે કેલિ-ક્રીડા કરી, તેને તું જરૂર યાદ કરજે. ૧૧

गाङ्गमम्बु सितमम्बु यामुनं कज्जलाभमुभयत्र मज्जतः ।
राजहंस तव सैव शुभ्रता चीयते न च न चापचीयते ॥

હે રાજહંસ! ગંગાના પાણી ધોળા હોય છે અને યમુનાના પાણી કાજળ જેવા કાળા હોય છે; પરંતુ તું જ્યારે બંને નદીઓમાં ડૂબકી ખાય છે, ત્યારે તારી ધવળતા (સ્વચ્છતા) તેની તે હોય છે. તે ગંગાના જળથી વધતી નથી અને યમુનાનાં જલથી ઘટતી નથી.

कंचिदेव समयं समागतं त्वां न विस्मरति शश्वदम्बुजम् ।
मानसे विहर हंस मानसे मा विमुञ्च पुनरस्य सौहृदम् १३

જે કમળ તારા સમાગમમા એકાદ વખત જ આવ્યું હોય, તે કમળ તારું સ્મરણ કદી પણ ભૂલતું નથી; માટે હે હંસ! માનસ સરોવરમા તું ભલે વિહાર કર; પરંતુ તે કમળની મિત્રતા તારા હૃદયમાં રહેલી છે, તેને તું ભૂલી નહિ ૧૩

यत्रापि कुत्रापि भवन्ति हंसा हंसा महीमण्डलमण्डनानि । हानिस्तु तेषां हि सरोवराणां येषां मरालैः सह विप्रयोगः ॥ १४ ॥

હંસો તો જ્યા ત્યાં વિહાર કરતા રહે છે અને એ હંસો તો સર્વ પૃથ્વીમંડળના ભૂષણરૂપે છે; પરંતુ જે સરોવરોમા એ હંસો જતા નથી, તે સરોવરોને (શોભાની) હાનિ ભોગવવી પડે છે. ૧૪

अम्भोजिनीवनविलासनमेव हन्त हंसस्य हन्तु नितरां कुपितो विधाता । न त्वस्य दुग्धजलभेदविधि प्रसिद्धां वैदग्ध्यकीर्तिमपहर्तुमसौ समर्थः ॥ १५ ॥

હંસ ઉપર અત્યંત ક્રોધે ભરાયેલા બ્રહ્મા કમળના વનમાં વિહારરૂપ તેનો વિલાસ હરી લઈ શકે છે, પણ દૂધ અને પાણીને જુદા પાડવાની તેની ચતુરાઈથી મળેલી પ્રસિદ્ધ કીર્તિને હરી લેવા માટે તે સમર્થ નથી.

भृङ्गाङ्गनाजनमनोहरझारिगीत-
राजीवरेणुकणकीर्णपिशङ्गतोयाम् ।
रम्यां हिमाचलनदीं प्रविहाय हंस
हे हे हताश वद कां दिशमुत्सुकोऽसि ॥ १६ ॥

હે હતભાગી હંસ! જેની અંદર ભમરીઓ મનોહર અને મધુર સ્વરથી ગુંજારવ કરી રહી છે અને

જેનાં જલ કમલની રજના કણોના ખરવાથી પીળાં બનેલાં છે; એવી આ હિમાલયની નદીને છોડીને તું કઈ દિશામાં જવાને ઉત્સુક થયો છે, તે મને કહે. ૧૬

स्थित्वा क्षणं विततपक्षविनान्तरिक्षे मातङ्गसङ्ग-कलुषां नलिनीं विलोक्य । उत्पन्नमन्युपरिघर्घर-निःस्वनेन हंसेन साश्रु परिवृत्य गतं नलिन्याः ॥१७॥

જેણે પહોળી પાંખો કરીને એકાદ ક્ષણ અંતરિક્ષમાં ઊડતાં ઊડતાં સ્થિર થઈને સરોવરમાં રહેલી નલિની-(કમળ)ને હાથીના સંગને કારણે ભ્રષ્ટ થયેલી જોઈ, તેથી ક્રોધ થતાં જેણે ઘર્ઘર-ખોખરો અવાજ કરેલો છે; એવા તે રાજહંસે આંખમાં આંસુ લાવીને અને તે નલિની તરફ પૂંઠ ફેરવીને ત્યાંથી ચાલવા માંડયું. ૧૭

रे राजहंस किमिति त्वमिहागतोऽसि
योऽसौ बकः स इह हंस इति प्रतीतः ।
तद्गम्यतामनुपदेन पुनः स्वभूमौ
यावद्वदन्ति न बकं खलु मूढलोकः ॥ १८ ॥

હે રાજહંસ! તું ભલા અહીં શા માટે આવ્યો છે? તને ખબર નથી કે અહીં તો જે બગલું હોય તેને બધા હંસ તરીકે ઓળખે છે; માટે તું જે માર્ગે આવ્યો છે, તે માર્ગે પાછો પોતાની ભૂમિમાં ચાલ્યો જા અને જ્યાં સુધી મૂઢજનો બગલાને હંસ કહે ત્યાં સુધી અહીં આવતો નહિ. ૧૮

ये वर्धिताः कनकपङ्कजरेणुमध्ये, मन्दाकिनी-विमलनीरतरंगभङ्गैः । ते सांप्रतं विधिवशात्खलु राजहंसाः शैवालजालजटिलं जलमाश्रयन्ति ॥ १९ ॥

જે રાજહંસો સોનેરી રંગનાં કમળનાં પરાગની અંદર પ્રવેશ કરતો ગંગા નદીના નિર્મળ જલના તરંગોના હલનચલનની સાથે મોટા થયેલા હતા; તે રાજહંસો હવે દૈવની અવદશા થતાં શેવાળની જાળથી અત્યંત મલિન બનેલ જલનો આશ્રય કરે છે. ૧૯

हा हन्त मानससरःसलिलावतंस
रे राजहंस पयसोः प्रविवेचनाय ।
चेच्छक्तिमान्खलु भवान्न तदा किमु स्यात्
किंवा कपोत उत वा कलविङ्कपोतः ॥ २० ॥

માનસ સરોવરના જલનાં ભૂષણરૂપ બનેલ હે રાજ-હંસ! જો તું જલ અને દૂધને છૂટાં પાડવાની બાબતમાં શક્તિમાન નહિ બને, તો પછી તે કાર્ય શું કોઈ કબૂતર કે પછી ચકલીનું બચ્ચું કરશે? ૨૦

नेदं सरः सरसवारि न वारिजं वा, नैतन्मधूनि मधुपाः सहवासिनो वा । हेमारविन्दवनवासविलास-भाजो रे हंस मानसजुषस्तव मानसेऽपि ॥ २१ ॥

હે રાજહંસ! આ સરોવર, સરોવરનાં જલ, કમળ, આ પુષ્પનો રસ અને રોજ સહવાસમાં રહેનાર આ ભમરા એ બધા તારા મનમાં પણ શાના સમાય? કારણ કે તું તો સોનાના કમળના વનમાં વાસ કરીને વિલાસ કરનાર એવા માનસ સરોવરને સેવનાર છે. ૨૧

हंसः प्रयाति शनकैर्यदि यातु तस्य
नैसर्गिकी गतिरियं नहि तत्र चित्रम् ।
गत्या तया जिगमिषुर्बक एष मूढ-
श्चेतो दुनोति सकलस्य जनस्य नूनम् ॥ २२ ॥

જો હંસ ધીરે ધીરે ગતિ કરતો હોય, તો તે ભલે તેવી ગતિ કરે; કારણ કે તેની તે કુદરતી ગતિ છે એટલે તેને વિષે કોઈ વિસ્મય જાગે એમ નથી; પરંતુ તેની ચાલે ચાલવાની ઇચ્છા કરતો આ જે મૂઢ બગલો છે, તે સર્વ જનોનાં મનને અત્યંત દુઃખી બનાવી મૂકે છે.

भुक्ता मृणालपटली भवता निपीतान्यम्बूनि यत्र नलिनानि निषेवितानि । रे राजहंस वद तस्य सरो-वरस्य कृत्येन केन भवितासि कृतोपकारः ॥ २३ ॥

હે રાજહંસ! તેં જે સરોવરનાં કમળનાં કેસરનાં સમૂહ ખાધા, તેના જલનાં પાન કર્યાં અને તેનાં કમળ સેવ્યાં, તે સરોવરના ઉપકારનો બદલો તેં કયા કાર્યથી પાછો વાળ્યો, તે તો જણાવ? ૨૩

तरौ तीरोद्भूते क्वचिदपि दलाच्छादिततनुः
पयद्धारासारां गमय विषमां प्रावृषमिमाम् ।
निवृत्तायां तस्यां सरसि सरसोत्फुल्लनलिने
स एव त्वं हंसः पुनरपि विलासास्त इह ते ॥२४॥

હે હંસ! તીરે ઊગેલા કોઈ વૃક્ષમાં તેનાં પાંદડાંની અંદર તારી કાયા ઢાંકીને મુશળધાર વરસતા આ ચોમાસાના કપરા દિવસોને તું પસાર કરી લે. જ્યારે ચોમાસું વહી જશે અને સરોવરમાં કમળો ખીલી ઊઠશે, ત્યારે તેજ તું હંસ આનંદ કરશે અને વળી પાછા તારા વિલાસો શરૂ થઈ જશે. ૨૪

गतं तद्गाम्भीर्यं तटमपि चितं जालिकशतैः
सखे हंसोत्तिष्ठ त्वरितममुतो गच्छ सरसः ।
न यावत्पङ्कान्तः कलुषिततनुर्भूरिविलसद्
बकोऽसौ वाचालश्चरणयुगलं मूर्ध्नि कुरुते ॥२५॥

હે મિત્ર હંસ! આ સરોવરની પહેલાંની ગંભીરતા (ઊંડાણ) ચાલી ગઈ છે. તેનો કિનારો સેંકડો જાળાંથી ભરાઈ ગયો છે; તેમ જ જેનું શરીર કાદવથી ખરડાયેલું છે અને જે દુષ્ટ ચેષ્ટાઓ કરે છે એવો બગલો

પોતાના બે પગ તારે મસ્તકે મૂકે નહિ ત્યાં સુધીમાં તું ઊભો થા અને આ સરોવરથી દૂર ચાલ્યો જા. ૨૫

पुरा सरसि मानसेविकचसारसालिस्खलत्
परागसुरभीकृते पयसि यस्य यातं वयः ।
स पल्वलजलेऽधुना मिलदनेकभेकाकुले
मरालकुलनायकः कथय रे कथं वर्तताम् ॥ २६ ॥

જેની ઉંમર પહેલાં ખીલેલાં કમળોના સમૂહમાંથી ગળી જતા રજકણોથી સુવાસિત બનેલ માનસ સરોવરના જલમાં પસાર થયેલી છે; એવો આ હંસોના કુલનો નાયક હવે આ ખાબોચિયાના જળમાં શી રીતે પોતાના દિવસો પસાર કરશે કે જ્યાં અનેક મલિન થયેલા દેડકાઓ ભરાઈ બેઠા છે. ૨૬

वातान्दोलितपङ्कजस्थितरजःपुञ्जाङ्गरागोज्ज्वलो
यः शृण्वन्कलकूजितं मधुलिहां संजातहर्षः पुरा ।
कान्ताचञ्चुपुटापवर्जितबिसग्रासग्रहेऽप्यक्षमः
सोयं संप्रति हंसको मरुगतः कौपं पयो याचते ॥२७

જેના અંગનો રંગ પવનથી ડોલતાં કમળોની અંદર રહેલા પરાગના પુંજથી ઉજ્જ્વળ બનીને શોભી ઊઠતો હતો; પહેલાંના વખતમાં જે પોતે ભમરોના મધુર ગુંજારવ સાંભળીને હર્ષ પામતો હતો તેમ જ જેની પ્રિયા હંસી પોતાનાં ચંચુપુટથી કમળતંતુઓ મુખમાં મૂકતી, તે ખાવામાં પણ જેને કષ્ટ થતું હતું; તેવો આ હંસ મરુભૂમિમાં રહેલા કૂવાના જલની અત્યારે માગણી કરી રહ્યો છે। ૨૭

यो दिव्याम्बुजलोलमत्तमधुपप्रोद्गीतरम्यं सर-
स्त्यक्त्वा मानसमलपवारिणि रतिं वध्नाति कैदारिके ।
तस्यालीकसुखाशया परिभवक्रोडीकृतस्याधुना
हंसस्योपरि टिट्टिभो यदि पदं धत्तेऽत्र को विस्मयः ॥२८

જે હંસ દિવ્ય કમળોની અંદર રહેલા ચંચળ અને મદોન્મત્ત ભમરાઓના ગુંજારવથી શોભી રહેલા માનસ સરોવરનો ત્યાગ કરીને નાના ખાબોચિયા જેવાં જલાશયમાં આસક્તિ ધરાવે છે અને તે રીતે જેણે મિથ્યા સુખની આશાએ હાથે કરીને દુઃખ વહોરી લીધેલું હોય; એવા એ હંસના માથા પર એક ટિટોડો જો પોતાના પગ મૂકે, તો તેમાં આશ્ચર્ય જેવું શું ગણાય ? ૨૮

अन्या सा सरसी मराल मुनिभिर्यत्तीरसोपानिका
विन्यस्तांस्तिलतण्डुलान्कवलयन्दृष्टोऽसि हृष्टैर्मुहुः ।
एषा पक्कणवापिका कमलिनीखण्डेन गुप्तात्ममि-
र्व्याधैस्त्वद्विधमुग्धबन्धनविधौ किं नाम नो सूच्यते ॥२९

હે હંસ ! એ સરોવર જુદું હતું કે જેનાં તીરના પગથિયામાં વેરેલા તલ અને ચોખાને ચૂગતાં તારા જેવા રાજહંસને મુનિઓ પ્રસન્ન મુખથી જોઈ રહ્યા હોય અને આ તો ભીલ લોકોની વાવડી છે કે જ્યાં કમલિનીના ખંડને ઓથે સંતાઈને રહેલા પારધીઓએ તારા જેવા મુગ્ધને જાળમાં ફસાવવાની ક્રિયા રચેલી છે, એ તફાવતને તું જાણી શકતો નથી ? ૨૯

कस्त्वं रोहितलोचनास्यचरणो हंसः कुतो मानसात्
किं तत्रास्ति सुवर्णपङ्कजवनान्यम्भः सुधासंनिभम् ।
रत्नानां निचयाः प्रवालमणयो वैडूर्यरोहाः क्वचि-
च्छम्बूकाः अपि सन्ति नेति च बकैराकर्ण्य हीहीकृतम् ३०

( બગલાં અને હંસનો સંવાદ ) બગલાં,–' તું કોણ છે ? ' હંસ–' જેનાં નેત્ર મુખ અને ચરણ લાલ છે એવો હું હંસ છું. ' ' તું ક્યાંથી આવ્યો ? ' માનસ સરોવરથી. ' ' ત્યાં શું હોય છે ? ' ' સોનેરી કમલોનાં વન અને અમૃત જેવું મીઠું જલ છે; તે ઉપરાંત રત્નોના ઢગલા, પરવાળાં, મણિઓ તેમ જ વૈડૂર્યમણિના અંકુરો પણ ક્યાક હોય છે. ' ' એ તો ઠીક, પરંતુ ત્યાં જીવડાંથી ભરેલી છિપોલિયોના કટકા છે ? ' ' ના રે, ના. ' એ સાંભળીને બગલાં ' હી હી ' કરતાં હસવા લાગ્યાં. ૩૦

यः संतापमपाकरोति जगतां यश्चोपकारक्षमः
सर्वेषाममृतात्मकेन वपुषा प्रीणाति नेत्राणि यः ।
तस्याप्युन्नतिमम्बुदस्य सहसे यन्न त्वमेतावता
वर्णेनैव परं मराल धवलः कृष्णश्चरित्रैरसि ॥ ३१ ॥

હે હંસ ! જે સર્વ જગતના સંતાપ દૂર કરે છે, જે પોતાનાં અમૃત જેવાં મીઠાં જલથી બધાંના ઉપકાર કરે છે અને પોતાના કૃષ્ણ દેહથી બધાંનાં નેત્રોને આનંદ આપે છે; તે મેઘનો વર્ણ કાળો છે. એટલા માટે જ તું તેની ચઢતીને સહન કરી શકતો નથી; તેથી ખરેખર તું વર્ણને કારણે જ ધોળો છે, બાકી આચરણોથી તો કાળો જ છે. ૩૧

आकारः कमनीयता कुलगृहं लीलालसा सा गतिः
संपर्कः कमलालयैः कलतया लोकोत्तरं कूजितम् ।
यस्येयं गुणसंपदस्ति महती तस्यातिभव्यस्य ते
संरब्धत्वमसद्गुमद्गुकलहे नाहं सहे हंस हे ॥ ३२ ॥

હે હંસ ! સુંદર આકાર, કોમળતા, સારું કુલ, લીલા સહિત મંદમંદ ગતિ, કમળોના સમૂહ સાથે સમાગમ, તેમ જ કલરવના નાદથી અલૌકિક કૂજન એ રીતના ગુણોની વિશાળ સંપત્તિ જેની પાસે છે, એવો અત્યંત ભવ્ય આ રાજહંસ દુષ્ટ પાણી કૂકડાં

બગલાની સાથે કલહ કરે, એ બાબતને હું સહન કરી શકું એમ નથી. ૩૨

नद्यो नीचगता दुरापपयसः कूपाः पयोराशयः
क्षारा दुष्टबकोटसंकटतटोद्देशास्तडागादयः ।
इत्थं भूतल आकलय्य सकलानम्भोनिवेशानिति
त्वां भो मानस संस्मरन्पुनरसौ हंसः समभ्यागतः ॥३३॥

નદીઓ નીચે ઊતરી ગઈ છે; કૂવાનાં જલ અત્યંત મુશ્કેલ થઈ ગયાં છે; જલના ભંડારો ખારા થઈ ગયા છે; દુષ્ટ બકોટ પક્ષીઓનાં ટોળાંએ તળાવ વગેરેના કિનારા બગાડી નાખ્યા છે; એ રીતે ભૂતલ પર રહેલાં સઘળાં જળાશયોના પ્રદેશોની સ્થિતિ જોઈને, હે માનસ સરોવર! તારાં સ્મરણ કરતો કરતો આ હંસ ફરીથી તારી પાસે આવી પહોંચ્યો છે. ૩૩

हंसी वेत्ति परागपिञ्जरतनुः कुत्रापि पद्माकरे
प्रेयान्मे बिसकन्दलीकिसलयं भुंक्ते ह्ययं निर्वृतः ।
नो जानाति तपस्विनी यदनिशं जम्बालमालोडय-
न्शैवालाङ्कुरमप्यसौ न लभते हंसो विशीर्णच्छदः॥३४॥

હંસલી એમ જાણે છે કે, 'મારો અત્યંત પ્રિયતમ હંસ કમળથી ભરેલા કોઈ સરોવરમાં પરાગથી સુંદર કપિલ વર્ણનો બનીને કમળબીજમાંથી પેદા થયેલ કોમળ તંતુઓ ખાય છે, અત્યંત નિરાતે આનંદ કરે છે; પરંતુ એ બિચારી દુઃખી હંસલીને ખબર નથી કે એ હંસ દરરોજ કાદવને ખોતરી ખોતરીને થાકવા છતા તેમાંથી લીલના અંકુરો સુદ્ધાં તેને મળતા નથી, તેમ જ તેની પાંખો પણ છેદાઈ ગઈ છે. ૩૪

प्रम्लाना नलिनी जलानि किरणैः सूर्यस्य शोषं ययु-
र्नाशं प्राप विहंगमावलिरियं तृष्णाविशीर्णेक्षणा ।
एते तीरमहीरुहा अपि पतत्पत्रश्रियोऽद्यापि रे
कोऽयं राजमराल शुष्कसरसीतीरे रतिप्रक्रमः ॥३५॥

નલિની કરમાઈ ગઈ છે. પાણી સૂર્યનાં કિરણોથી સુકાઈ ગયાં છે. તરસને કારણે જેમની આંખો ચકળવકળ થાય છે, એવી પક્ષીઓની હાર નાશ પામી છે. આ તીર પર રહેલાં વૃક્ષોનાં પાંદડાં પડી જવાથી તેમની શોભા ચાલી ગઈ છે; એ રીતે બધું જ શુષ્ક બની જવા છતાં હે રાજમરાલ! આ સુકાઈ ગયેલા તળાવને કિનારે તું આ કઈ રમણક્રીડા કરી રહ્યો છે? ૩૫

एषा पुष्करिणी मराल मलिनैश्छन्ना कुवीथीजलै-
र्यस्यामज्ञतया विधेरकृपया चेद्वस्तुमाकांक्षसे ।
विश्रम्भो बकमण्डलेषु विनयो भेकेषु संबन्धिता
राज्यन्धेषु विधीयतां कृपणता कोयष्टिकश्रेणिषु ॥३६॥

હે હંસ! આ પુષ્કરિણી ( વિશાળ તળાવ ) રસ્તાનાં નઠારાં જળથી ખરાબ થઈ ગયેલ છે; હવે જો અજ્ઞાનને લીધે કે પછી દૈવની અવકૃપા થવાને કારણે તેમાં રહેવાની ઇચ્છા થઈ હોય તો ભલે જાવ; પરંતુ તમારે બગલાંના સમૂહનો વિશ્વાસ કરવો પડશે, દેડકાંની સાથે વિનયથી રહેવું પડશે તેમ જ રાતે આંધળાં બનતાં એવા બગલાં વગેરેની સાથે કૃપણતાનો અનુભવ લેવો પડશે.

पीतं येन पुरा पुरंदरपुरे रम्भोरुकेलिस्खलन्
मन्दाराङ्कुरकर्णपूरसुरभि स्वर्गापगायाः पयः।
सोऽयं मारववारि पामरवधूपादार्पणप्रोच्छलत्
पङ्कातङ्कितभेकभिन्नमघृणो हंसः समाशंसते ॥ ३७॥

જે હંસે પહેલાંના વખતમાં સ્વર્ગની ગંગાનું જળ પીધું હતું કે જે જલ ઇંદ્રપુરીમાં નિવાસ કરતી કેળના જેવી કોમળ સાથળવાળી સ્ત્રીઓના રમણ કરવાથી કાનમાં પહેરેલી પારિજાત વૃક્ષની ખરેલી મંજરીઓના ભળવાથી સુગંધિત બનેલું છે; તે જ આ નિર્લજ્જ હંસ હવે પામર સ્ત્રીઓના અવરજવરથી કીચડવાળા બનેલા અને દેડકાંઓએ બગાડી નાખેલા આ મરુભૂમિના જળની આશા સેવે છે. ૩૭

काके कार्ष्ण्यमलौकिकं धवलिमा हंसे निसर्गस्थितो
गाम्भीर्ये महदन्तरं वचसि यो भेदः स किं कथ्यते ।
एतावत्सु विशेषणेष्वपि सखे यत्रेदमालोक्यते
के काकाः खलु के च हंसशिशवो देशाय तस्मै नमः॥३८॥

અલૌકિક એવી કાળાશ કાગડામાં રહેલી છે, ઉત્તમ ધવલતા હંસમાં કુદરતી રીતે રહેલી છે. કાગડા કરતાં હંસની ગંભીરતામાં ઘણું મોટું અંતર છે તેમ જ વાણીમાં જે વિશેષ ભેદ છે, તેને માટે તો કહેવાનું જ શું બાકી રહે છે? કાગડા અને હંસમા તફાવત બતાવનારાં આટલાં બધાં વિશેષણો રહેલાં છે, તોપણ જે પ્રદેશમાં કાગડા કોણ અને હંસનાં બચ્ચાં કોણ, તે વિષે પૂછવામાં આવે છે, તેવા દેશને નમસ્કાર. ૩૮

क्रुद्धोलूकनखप्रपातविगलत्पक्षा अपि स्वाश्रयं
ये नोज्झन्ति पुरीषपुष्टवपुषस्ते केचिदन्ये द्विजाः ।
ये तु स्वर्गतरंगिणीबिसलतालेशेन संवर्धिता
गाङ्गं नीरमपि त्यजन्ति कलुषं ते राजहंसा वयम् ॥३९॥

ક્રોધમાં આવેલ ઘુવડના નખના પ્રહારથી જેની પાંખો વીંખાઈ ગઈ છે અને જે પુરીષ( મળ )થી પોતાના દેહને પોષણ આપે છે, એવાં કાક-પક્ષીઓ જુદાં કે જે પોતાના નિવાસને છોડતાં નથી. અમે તો સ્વર્ગની નદીનાં કમળતંતુઓના ટુકડાઓથી પોષણ પામેલા તેમ જ

ગંગાના જલ પણ જો મલિન થાય, તો તેને છોડીને બીજે ચાલ્યા જઈએ એવા રાજહંસો છીએ. ૩૯

भो हंसास्तावदम्भोरुहकुहररजोरञ्जिताङ्गाः सहेलं
हंसीभिः पद्मखण्डे मधुरमधुकरारावरम्ये रमध्वम्।
यावान्नायं दुरन्तो हरगलगरलव्यालजालालिनील-
प्रोन्मीलन्मेघमालामलिनसकलदिङ्मण्डलोऽभ्येति कालः

મહાદેવના ગળામાં રહેલ હાલાહલ ઝેર અને સર્પના ફૂંફાડાની જ્વાલાથી નીલવર્ણની બનીને ચડેલી મેઘમાલાથી જેણે દિશાઓનાં મંડળને મલિન કરી નાખ્યાં છે, એવો વર્ષાકાળ જ્યાં સુધી આવી પહોંચે નહિ ત્યાં સુધી હે હંસો ! મધુર ભમરાઓના ગુંજારવથી રમણીય થઈ રહેલ આ કમળોના ખંડમાં કમળના દોડાની વચમાં રહેલી રજથી કપિલ વર્ણના બનીને તમારી હંસલીઓ સાથે આનંદથી રમ્યા કરો. ૪૦

મધુકર

सरजस्कां पाण्डुवर्णां कण्टकप्रकराङ्किताम्।
केतकीं सेवसे हन्त कथं रोलम्ब निस्त्रप ॥४१॥

રજ(રજસ્વલા સ્ત્રી, ફૂલના પરાગના રજ)વાળી, પીળા વર્ણની બનેલી (ફિક્કી, પક્વ), કંટક(રોમાંચ, કાંટા)ના સમૂહથી અંકિત થયેલી એવી આ કેતકીને સેવતા, હે નિર્લજ્જ ભમરા ! તને જરા પણ શરમ આવતી નથી ? ૪૧

फलानां च दलानां च सन्तु ते ते विवेकिनः।
मकरन्दविशेषज्ञो मिलिन्दमपहाय कः ॥४२॥

વૃક્ષવેલીના ફળ અને દળ બંને વચ્ચે રહેલા તફાવતને પારખનારા તો ઘણા હોય છે, તે ભલે હો; પરંતુ ફળફૂલના રસને વિશેષ જાણનાર તો ભમરો હોય છે. તેના વિના બીજું કોણ હોઈ શકે ? ૪૨

पलाशकुसुमभ्रान्त्या शुकतुण्डे पतत्यलिः।
सोऽपि जम्बूफलभ्रान्त्या तमलिं धर्तुमिच्छति ॥४३॥

આ ભમરો પોપટની ચાંચને પલાશનું ફૂલ સમજીને તેની ઉપર પડે છે. ત્યાં તો પોપટ ભમરાને જાંબુનું ફળ ધારીને તેને પકડવાની મહેનત કરે છે. ૪૩

क्वचित्क्वचिदयं यातु स्थातुं प्रेमवशंवदः।
न विस्मरति तत्रापि राजीवं भ्रमरो हृदि ॥४४॥

પ્રેમને વશ થઈને ભમરો ક્યાંક બીજે રહેવાને જવું હોય તો ભલે જાય; તોપણ તે ભમરો પોતાના હૃદયમાં કમળને ભૂલતો નથી. ૪૪

भ्रम भ्रमर यूथीषु मालतीषु चिरं मिल।
मा पुनः पङ्कजारण्यस्नेहशून्यं मनः कृथाः ॥४५॥

હે ભમરા ! તારે ચમેલીનાં ફૂલ પર ભમવું હોય તો ભમ અથવા માલતીના ફૂલ વિષે મળવું હોય તો લાંબા કાળ સુધી મળ; પરંતુ તારા મનને કમળોનાં વન વિષે રહેલા સ્નેહથી શૂન્ય કરીશ નહિ. ૪૫

मधुपे मालतीपुष्पं सतृष्णं यातुमुद्यते।
हन्त दैवादुपागम्योपात्तमारण्यकेन तत् ॥४६॥

જે વખતે ભમરો તરસને કારણે માલતીના ફૂલ પર આવીને બેસતો હતો; તે જ વખતે ખરેખર દૈવને કારણે કોક જંગલીએ આવીને એ માલતીનો છોડ ઉખાડી નાખ્યો. ૪૬

मधुकर तव करनिकरैः किं किं क्रान्तं वनं न कुसुमानाम्।
तद्वद् सरसिजकमले लब्धं किं चिद्यदन्यतस्तत्किम् ॥४७

હે ભમરા ! તેં તારી પાંખોના સમૂહથી ફૂલોનાં વનમાં ક્યાં ક્યાં ગતિ કરી નથી ? તો કહે કે સરોવરના કમળમાં તને જે મળ્યું હતુ, તે તને બીજેથી મળ્યું ખરું કે ? ૪૭

गौरीं चम्पककलिकामपहाय भ्रान्तदुर्बुद्धे।
शाल्मलिकुसुमदलेषु स्वैरं गुञ्जन्न लज्जसे मधुप ॥४८॥

જેની મતિ ભમી ગઈ છે, એવા હે દુષ્ટ બુદ્ધિના ભમરા ! સ્વચ્છ સફેદ, ચંપાની કળીને છોડીને તું શીમળાના ફૂલોના દળમાં સ્વૈર ગુંજારવ કરે છે, તે તને લાજ નથી આવતી ! ૪૮

मदनमवलोक्य निष्फलमनित्यतां बन्धुजीवकुसुमानाम्।
वनमुपगम्य भ्रमर संप्रति जातो जपासक्तः ॥४९॥

મદન(કામદેવ, મદન નામના ફૂલ)ને નિષ્ફળ જોઈને બંધુજીવ(સગાસંબંધી, તે નામના ફૂલ)ને અનિત્ય જાણીને ભમરો હવે વનમાં જઈને જપ (નામસ્મરણ, જપાકુસુમ) માં આસક્ત થયેલો છે. ૪૯

अपसर मधुकर दूरं परिमलबहुलेऽपि केतकीकुसुमे।
इह न हि मधुलवलाभो भवति परं धूलिधूसरं वदनम्॥

હે ભમરા ! તું અહીંથી દૂર થા. આ કેતકીનાં ફૂલમાં ઘણી જ સુગંધ રહેલી છે, તોપણ તેની અંદરથી જરા પણ રસનો લાભ મળવાનો નથી; પણ તારું મુખ ધૂળથી ખરડાશે. ૫૦

कृत्वापि कोशपानं भ्रमरयुवा पुरत एव कमलिन्याः।
अभिलषति बकुलकलिकां मधु लिहि मलिने कुतः [illegible]

હમણાં જ આ કમલિનીના કોશનું [illegible] યુવાન ભમરાએ કર્યું છે અને છતાં તે [illegible] ચૂસવા ઇચ્છે છે. ખરેખર મધુ ચાટવાની [illegible] છે, એવી મલિન વ્યક્તિમાં સત્ય [illegible]

येनामन्दमरन्दे दलदरविन्दे दिनान्यनायिषत ।
कुटजे खलु तेनेहा तेने हा मधुकरेण कथम् ॥५२॥

જેણે તીવ્રરસથી ભરપૂર વિકસિત કમળમાં દિવસો સુધીનો કાળ પસાર કર્યો હતો, તે ભમરાએ કુટજના ફૂલમાં શા માટે પોતાની ઇચ્છા પ્રગટ કરી ? ૫૨

अमरतरुकुसुमसौरभसेवनसंपूर्णकामस्य ।
पुष्पान्तरसेवेयं भ्रमरस्य विडम्बना महती ॥ ५३ ॥

જેની કામના અમરવૃક્ષના ફૂલના સેવનથી પૂરેપૂરી સંતોષાઈ છે, તે ભ્રમરાને હવે બીજાં ફૂલને સેવવાની ઇચ્છા કરવી પડે એ તો ખરેખર મોટી વિટંબણા ગણાય.

इह रूपमात्रसारे चित्रगते कनककह्लारे ।
न रसो नापि च गन्धो मधुकरबन्धो मुधाभ्रमसि ॥ ५४

હે ભાઈ ભમરા ! ચિત્રમા રહેલ માત્ર રૂપના સારવાળા એ સોનાના કમળમા રસ નથી અને ગંધ પણ નથી; માટે તું અહીં ફોગટ અથડાય છે. ૫૪

अपनीतपरिमलान्तरकथे पदं न्यस्य देवतरुकुसुमे ।
पुष्पान्तरेऽपि गन्तुं वाञ्छसि चेद्भ्रमर धन्योऽसि॥५५॥

જેની સુગંધી લીધા પછી બીજા પુષ્પની સુગંધી લેવાનો વિચાર થાય નહિ, એવા કલ્પવૃક્ષના ફૂલ પર પગ મૂક્યા પછીથી હે ભમરા ! તું બીજા ફૂલ પર પણ જવાની ઇચ્છા કરે છે, તો પછી તને ધન્ય છે. (અર્થાત્ તને મૂર્ખ ગણવો જોઈએ.) ૫૫

मलिनेऽपि रागपूर्णां विकसितवदनामनल्पजल्पेऽपि । त्वयि चपलेऽपि च सरसां भ्रमर कथं वा सरोजिनीं त्यजसि ॥ ५६ ॥

હે ભમરા ! તું મલિન છે અને તે કમલિની રાગથી ભરપૂર (રાતી, પ્રેમી) છે. તું ઘણો બકબકાટ કરે છે અને તે વિકસિતવદન (ખીલેલ, હસમુખી) છે. તું ચપળ છે, તોપણ તે સરસ (મધુર રસવાળી, રતિરસવાળી) છે; એ પ્રકારના ગુણોથી ભરપૂર હોવા છતાં પણ તું તે કમલિનીનો શા માટે ત્યાગ કરે છે? ૫૬

नन्दनजन्मा मधुपः सुरतरुकुसुमेषु पीतमकरन्दः ।
दैवादवनिमुपेतः कुटजे कुटजे समीहते वृत्तिम् ॥५७॥

જેનો જન્મ નંદનવનમાં થયો છે અને જેણે કલ્પવૃક્ષોનાં પુષ્પોમાંથી રસનું પાન કર્યું છે, તેવો ભમરો દૈવયોગે પૃથ્વી પર આવી પહોંચીને હવે એકથી બીજા કુટજ પર ભટકી ભટકીને પોતાની વૃત્તિ નિભાવે છે.

दूरतया स्थूलतया नीलतया दानलोलुपैर्मधुपैः ।
भ्रामितमिभराजधिया हन्ताभूद्न्ततो महिषः ॥५८॥

દૂર હોવાને લીધે, સરખી સ્થૂળતા હોવાને લીધે અને સ્યામપણું હોવાને લીધે ભમરાઓએ ઝરતા મદને લેવાની લોલુપતા રાખીને તે મોટો હાથી આવ્યો છે, એમ બુદ્ધિથી માની લીધું; પરંતુ છેવટે હાથીને બદલે એ તો પાડો નીકળ્યો, તે ખેદ છે. ૫૮

नष्टे वारिजविपिने कष्टे नष्टेऽथ मालतीनिकरे ।
तत्किं जीवति लोके मूलकमकरन्दबिन्दुना यदलिः॥५९

કષ્ટ છે કે જ્યારે કમળના વન નાશ પામ્યા અને માલતીનો સમૂહ પણ કરમાઈ ગયો, ત્યારે પણ જે ભમરો જીવી રહ્યો, હશે, તે શું મૂળાના ફૂલના રસબિંદુને કારણે ? ૫૯

पवनापनीतसौरभदूरोदकपूरपद्मिनीलुब्धः ।
अपरिक्षतस्वपक्षो गन्ता हन्तापदं मधुपः ॥ ६०॥

દૂર ભરપૂર પાણીની અંદર રહેલ પદ્મિનીની પવનથી ખેંચાઈ આવેલી સુગંધીથી લોલુપ થયેલો આ ભમરો જો પોતાની પાંખ (પોતાનો સાથ-પક્ષ) સાજી છે કે નહિ, તેનો વિચાર કર્યા વિના (ઊંડા પાણીમાં ઊતરશે તો) ખરેખર આપત્તિમા આવી પડશે. ૬૦

कति कति न लताः कलिताः संचरता चञ्चरीकरसिकेन । नलिनि भवन्मधु मधुरं यत्पीतं तत्तदेव परिपीतम् ॥ ६१ ॥

આ ચંચળ અને રસિક ભમરાએ ભમતાં ભમતાં કેટકેટલા ફળફૂલ ચાખ્યા હશે; પરંતુ હે કમલિની! તે ભમરાએ તારું મધુર મધ જે પીધું, તે ખરેખરા પી લીધું (અર્થાત્ તે પછી બીજું કાંઈ પીવાની ઇચ્છા તેને થઈ નહિ). ૬૧

मधुकर मा कुरु शोकं विचर करीरद्रुमस्य कुसुमेषु । घनतुहिनपातदलिता कथ नु सा मालती मिलति ॥ ६२ ॥

હે ભમરા ! હવે શોક કરવો બંધ કરી દે ! આ કેરડાનાં ઝાડનાં ફૂલો પર સુખેથી વિહાર કર; કારણ કે ગાઢા હિમના પડવાથી જે ભાંગીને ભૂકો થઈ ગઈ છે, એવી આ માલતી તને શી રીતે મળશે ? ૬૨

यस्तोषं न गतः कमलेषु मल्लीचम्पकबकुलेषु ।
तस्यालेर्यदि निम्बे वासः कथय कथं न भवत्युपहासः ॥ ६३ ॥

કમળ, માલતી, ચંપો, બકુલ વગેરેનાં પુષ્પોમાં જેને સંતોષ થયો નથી; એવો આ ભમરો કદાચ લીમડાના વૃક્ષ પર જઈને વાસ કરે, તો તે હાસ્યપાત્ર શી રીતે ન બને, તે કહે. ૬૩

आलिङ्गसे चारुलतां लवङ्गीमाचुम्बसे चाम्बुजिनीं क्रमेण । तां चूतवल्लीं मधुप प्रकामं संताडयस्येव पदैः किमेतत् ॥ ६४ ॥

હે ભમરા ! સુંદરવેલ સાથે શોભતી આ લવંગીને તું આલિંગન આપે છે, તેમ જ આ કમલિનીને તું વારાફરતી ચુંબન આપે છે, તો પછી આંબાના મહોરની બનેલી વેલને તું સારી રીતે પગ( પાંખ )થી પ્રહાર આપે છે; તેનું કારણ શું ? ૬૪

वेत्रत्वचा तुल्यरुचां वधूनां कर्णाग्रतो गण्डतलागतानि । भृङ्गा सहेलं यदि नापतिष्यन्कोऽवेदयिष्यन्नवचम्पकानि ॥ ६५ ॥

નેતરની છાલના જેવી જેની કાંતિ છે, એવી સ્ત્રીઓના ગાલ પર લટકતાં અને કાનના આગળ ભાગ પર પહેરેલાં ચંપાનાં પુષ્પોની ઉપર જો ભમરાઓ રમત કરતા ભમતા ન હોત, તો કોણ જાણત કે ( સ્ત્રીઓના ગાલની કાંતિ સાથે એકરૂપ થયેલાં ) આ નવા ચંપાના ફૂલ છે? ૬૫

किं न पश्यसि महेन्द्रदिङ्मुखे शीतदीधितिरसावुदञ्चति । मीलितेव नलिनीह मा कृथास्तन्मधुव्रत मुधा गतागतम् ॥ ६६ ॥

હે ભમરા ! તું શું જોતો નથી કે ત્યાં ઇંદ્રથી રક્ષિત પૂર્વ દિશામાં શીતળ કિરણોવાળો ચંદ્ર ઊગી રહ્યો છે અને અહીં કમલિની બીડાઈ રહી છે, માટે હવે આમતેમ ભટકવાનું બંધ રાખ. ૬૬

चञ्चरीक चतुरोऽसि चन्द्रिकावैभवे कुमुदिनीं निषेवसे । भास्करे जयिनी पुष्करे नवे प्रोन्मिषन्नवदलेऽनुरज्यसि ॥ ६७ ॥

હે ચંચરીક ( ભમરા ) ! તું અસંત ચતુર છે; કારણ કે જ્યારે ચાંદનીનો વૈભવ હોય છે ત્યારે પોયણીને સેવે છે અને જ્યારે સૂર્ય વિજયી હોય છે ત્યારે જેની નવી પાંદડીઓ ખીલી છે એવા નવા કમળમાં તું અનુરાગી બને છે. ૬૭

नीरजान्यपि निषेव्य निर्भरं नीरसानि कुटजानि वाञ्छसि । चञ्चलत्वमिह चञ्चरीक ते साहसं कथमिदं विमोक्ष्यसि ॥ ६८ ॥

હે ચંચરીક ( ભમરા ) ! તું સંપૂર્ણ રીતે કમળોનાં સેવન કર્યા પછી અત્યંત શુષ્ક એવાં કુટજનાં ફૂલોને સેવવાની ઇચ્છા રાખે છે ? આ તારું ચંચળતાથી ભરેલું સાહસ છે, તેમાંથી તું ક્યારે મુક્ત થશે ? ૬૮

पीतमत्र मधु यापिताः क्षपा भृङ्ग सर्वमचिरेण विस्मृतम् । हीनमानसुषमां हिमागमे पद्मिनीं यदिह नावलोकसे ॥ ६९ ॥

હે ભમરા ! અહીં તેં મધુરસનાં પાન કર્યાં તેમ જ અહીં ઘણીય રાત્રિઓ પસાર કરી, તે બધું શું તું જલદીથી ભૂલી ગયો, કે જેથી બરફ પડવાને કારણે જેની સુષમા ( કોમળતા ) નાશ પામેલી છે, એવી અહીં પડેલી કમલિનીને જોતો નથી ? ૬૯

कुन्दकुड्मलमुपास्यता त्वया यत्र शीतसमयोऽतिवाहितः । चञ्चरीक परिहीनसौरभा रोचते न भवते सरोजिनी ॥ ७० ॥

હે ચંચરીક! મોગરાની કળીને સેવતાં સેવતાં, તેં જ્યાં આખો શિયાળો ગાળી નાખ્યો, ત્યાં જેની સુગંધ નાશ પામી છે એવી આ કમલિની શું તને ગમે છે ખરી ? ૭૦

भ्रमर भ्रमता दिगन्तराणि क्वचिदासादितमीक्षितं श्रुतं वा । वद सत्यमपास्य पक्षपातं यदि जातीकुसुमानुकारि पुष्पम् ॥ ७१ ॥

હે ભમરા ! દિશાએ દિશાએ ભમતાં ભમતાં તે જાતિના ફૂલના જેવું ઉત્તમ ફૂલ ક્યાંક મેળવ્યું છે, જોયું છે કે સાંભળ્યું છે ? પક્ષપાત છોડીને જે સાચું હોય તે કહે. ૭૧

अभिनवनलिनीविनोदलुब्धो मुकुलितकैरविणीवियोगभीरुः । भ्रमति मधुकरोऽयमन्तराले श्रयति न पङ्कजिनीं कुमुद्वतीं वा ॥ ७२ ॥

એક બાજુ નવી કમલિની ખીલી રહી છે, તેના વિનોદમાં લોભાયેલો અને બીજી બાજુ પોયણી બીડાઈ રહી છે, તેના વિયોગથી ભય પામેલો આ ભમરો બંને ફૂલની વચમાં જ ભમી રહ્યો છે. તે કમલિની કે કુમુદની ઉપર બેસતો નથી. ૭૨

अलिरयं नलिनीदलमध्यगः कमलिनीमकरन्दमदालसः । विधिवशात्परदेशमुपागतः कुटजपुष्परसं बहु मन्यते ॥ ७३ ॥

જે ભમરો કમલની પાંખડીની અંદર ભરાઈ રહેતો હતો તેમ જ જે કમળના રસના મદથી આળસુ બની જતો હતો; તે ભમરો દૈવયોગે પરદેશમાં જઈ ચઢ્યો ત્યાં તે સૂકા કુટજના ફૂલના રસને ખૂબ જ વખાણવા લાગ્યો. ૭૩

अपि दलन्मुकुले बकुले यया पदमधायि कदापि न हेलया । अहह सा सहसा विधुरे विधौ मधुकरी बदरीमनुसेवते ॥ ७४ ॥

જે ભમરીએ ખીલેલી કળીઓવાળાં બકુલનાં ફૂલો પર રમત કરતાં પણ કદીય પગ મૂક્યો નહોતો, ખેદની

વાત છે કે તેની પર વિધિ રૂઠતાં, તે ભમરી હાલ ઓરડીને સેવે છે. ૭૪

यदपि भेकगणेन निषेवितं प्रकटकण्टककोटिसमन्वितम् । तदपि पङ्कजमेति मधुव्रतः सुरससौरभसुन्दरताश्रयम् ॥ ७५ ॥

જોકે સરોવરને દેડકાંનાં ટોળાં સેવતાં હોય છે અને તેની અંદર દેખીતા અસંખ્ય કાંટાઓ રહેલા હોય છે; તોપણ ભમરો તે સરોવરમાં રહેલ કમળને સેવે છે કે જે કમળ સુંદર રસ, સુગંધી અને સુંદરતાનો આધાર બનેલ છે. ૭૫

आनम्राः स्तबकभरेण पल्लविन्यः, शोभन्ते कति न लताः परागपूर्णाः । आमोदे मधुनि च मार्दवे च तासां यो भेदः स खलु मधुव्रतैकवेद्यः ॥ ७६ ॥

જે લતાઓ ફૂલના લચ્છાઓના ભારથી નમી પડેલી છે અને જે સુંદર પાન અને પરાગથી ભરપૂર છે; એવી કેટલીયે લતાઓ શોભતી નથી; પરંતુ તે વેલીઓની અંદર રહેલ સુગંધ, રસ અને કોમળતાની બાબતમાં જે તફાવત રહેલો હોય છે, તેને તો ફક્ત એક ભમરો જ જાણી શકે એમ છે. ૭૬

निःशङ्कं गजपतिगण्डदानधारामाराध्य भ्रमर दिनान्यमून्यनैषीः । यावन्न स्फुरति करालकर्णतालस्तावत्त्वं नय नलिनीवनीमुपेत्य ॥ ७७॥

હે ભમરા! ગજરાજના ગંડસ્થળ પર રહેલી મદની ઝરતી ધારાનું સેવન કરીને તેં આટઆટલા દિવસો સુખે કાઢ્યા છે; પરંતુ હવે જ્યાં સુધી તે હાથીના વિકરાળ કાનનો સપાટો ન આવી પહોંચે ત્યાં સુધીમાં કમળના વનમાં પહોચી જઈને બાકીના દિવસ સુખે પસાર કરો. ૭૭

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं
भास्वानुदेष्यति हसिष्यति पङ्कजश्रीः
इत्थं विचिन्तयति कोशगते द्विरेफे
हा हन्त हन्त नलिनीं गज उज्जहार ॥ ७८॥

'રાત ચાલી જશે અને સુંદર પ્રભાત થશે, સૂર્ય ઊગશે અને કમળની શોભા ખીલી ઊઠશે' એ રીતે કમળના કોશની અંદર બીડાઈ ગયેલો ભમરો જ્યાં વિચાર કરતો હતો, ત્યાં તો ખરેખર ખેદની વાત છે કે હાથી આવીને કમલિનીને ઉખાડીને લઈ ગયો. ૭૮

अन्यासु तावदुपमर्दसहासु भृङ्ग, लोलं विनोदय मनः सुमनोलतासु । मुग्धामजातरजसं कलिकामकाले, व्यर्थं कदर्थयसि किं नवमालिकायाः ॥ ७९ ॥

હે ભમરા! જે તારાં મર્દન સહન કરી શકે એવી ફૂલોથી ભરેલી બીજી લતાઓને વિષે તારા ચંચળ મનને વિનોદ કરાવ; પરંતુ જે મુગ્ધા છે, જેને રજ (રજસ્વલા, કેસર) પણ થયા નથી એવી નવમલ્લિકાની બાળ કળીને તું શા માટે અકાળે ત્રાસ આપી રહ્યો છે? ૭૯

फुल्लेषु यः कमलिनीकमलोदरेषु, चूतेषु यो विलसितः कलिकान्तरस्थः । पश्याद्य तस्य मधुपस्य शरद्व्यपाये कृच्छ्रेण वेणुविवरे दिवसाः प्रयान्ति ॥ ८० ॥

જે ભમરાએ પહેલાં ખીલેલાં કમલિનીનાં કમળોમાં તેમ જ આંબાના મોરની અંદર રહેલી કળીઓમાં બેસીને સારી રીતે વિલાસ કર્યો હતો, તે ભમરાને હવે શરદઋતુ દૂર થવાને કારણે વાંસના છિદ્રમાં ભરાઈને ઘણા કષ્ટે દિવસ પસાર કરવા પડે છે, તે જુઓ. ૮૦

ये वर्धिताः करिकपोलमदेन भृङ्गाः प्रोत्फुल्लपङ्कजरजः सुरभीकृताङ्गाः । ते सांप्रतं प्रतिदिनं क्षपयन्ति कालं निम्बेषु चार्ककुसुमेषु च दैवयोगात् ॥ ८१ ॥

જે ભમરાઓ પહેલાં હાથીના ગંડસ્થળમાંથી ઝરતા મદથી પુષ્ટ થતા હતા તેમ જ જેમનાં અંગ ખીલેલાં કમળોના રજથી સુગંધિત બનતાં હતાં, તે ભમરાઓ હવે દૈવની વિપરીત ગતિને કારણે દરરોજ લીમડાઓ અને આકડાઓનાં ફૂલોમાં ભમીને પોતાનો કાળ વિતાવી રહ્યા છે. ૮૧

एणीदृशः श्रवणसीम्नि यदानयन्ति
तेनैव तस्य महिमा नवचम्पकस्य ।
त्वं तत्र नो विहरसे यदि भृङ्ग तेन
नैतस्य किंचिदपि तत्तु तवैव हानिः ॥ ८२॥

હે ભમરા! નવા ચંપાનું જે ફૂલ હરિણીનાં નેત્ર જેવાં નેત્રવાળી સુંદરીના કાન પર ધારણ કરવામાં આવે છે, તેથી જ તે નવા ચંપાનો મહિમા વધી ગયો છે. હવે જો તું તે ફૂલ પર વિહાર નહિ કરે તો તેથી તેને કાંઈ નુકસાન થવાનું નથી; પરંતુ તારી જ હાનિ થવાની છે. ૮૨

सानन्दमेष मकरन्दमिहारविन्दे विन्देत षट्पदयुवेति जनैरटङ्कि । दैवादकाण्डपरिमुद्रितपुण्डरीककोषादभूदहह निःसरणं पुमर्थः ॥ ८३ ॥

'યુવાન ભમરો આ કમલને વિષે રહીને ખૂબ આનંદથી તેના રસને મેળવી રહ્યો છે' એમ લોકોએ સ્પષ્ટ રીતે જણાવ્યું; ત્યાં તો અકસ્માત્ કમળનો કોશ વીંખાઈ ગયો અને તે ભમરાને બહાર નીકળી આવવા માટે પુરુષાર્થ કરવો પડ્યો. ૮૩

आजन्मकल्पतरुकाननकामचारी यत्कौतुकादुपगतः कुटजं मिलिन्दः । तत्कर्मणः सुसदृशं फलमेतदेव यत्प्राप साम्यमधुना मधुमक्षिकाभिः ॥ ८४ ॥

જે ભમરો જન્મથી લઈને જ કલ્પવૃક્ષના વનમાં સ્વેચ્છાએ વિહાર કરતો હતો. તે ભમરો કુતૂહલને વશ થઈને કુટજના ફૂલ પર આવી પડ્યો; તે તેના કર્મનું ફળ તેને સરખું જ મળ્યું કે તેમ કરવાથી તેની ગણના મધમાખીઓની સાથે થવા લાગી. ૮૪

मा गा विषादमलिपोतक केतकीनामन्तर्निगूढमनवाप्य मधुप्रकर्षम् । लाभः स एव परमो ननु कण्टकानां श्रेणीभिरक्षतशरीरतया प्रयासि ॥ ८५ ॥

હે ભમરાના બચ્ચા! કેતકીનાં ફૂલની અંદર રહેલો વિશેષ મધુરસ તને મળ્યો નહીં, તો તે વિષે તું શોક કરીશ નહિ; કારણ કે કેતકીની આસપાસ રહેલા કાંટાઓની હારથી તારા શરીરને કાંઈ ઈજા થઈ નહિ, એ જ તને મોટો લાભ થયો છે, એમ જાણ. ૮૫

नालिङ्गिता नवलवङ्गलता न वापि संभाविता विटपिनः कलगुञ्जितेन । आसादिता सपदि काचन रीतिरन्या माकन्दकोरकमुदीक्ष्य मधुव्रतेन ॥ ८६ ॥

વૃક્ષનો આશ્રય લઈને રહેલી એ લવંગની નવી લતાની સાથે ભમરાએ આલિંગન આપ્યું નહિ તેમ જ મધુર ગુંજન કરીને તેનું માન પણ સાચવ્યું નહિ. (એથી ઊલટું) માકંદ વૃક્ષની કળીને જોતાની સાથે જ આ ભમરાએ કોઈ બીજી જ યુક્તિ અજમાવી. (અર્થાત્ લવંગલતાનો ત્યાગ કરી, તે માકંદની કલિમાં આસક્ત થયો.) ૮૬

मन्दारमेदुरमन्दरसालसाङ्गः स्वर्नागरीनयननन्दन एष भृङ्गः । दैवादुपेत्य जगतीमगतिर्विपिदच्छाखोटकोटरकुटीषु निलीय शेते ॥ ८७ ॥

જે ભમરો પહેલાં મંદાર ફૂલના ગાઢા રસથી શરીરે હૃષ્ટપુષ્ટ થયો હતો તેમ જ જે સ્વર્ગની સ્ત્રીઓનાં નેત્રને આનંદ આપતો હતો, તે ભમરો હવે દૈવયોગે પૃથ્વી પર આવી પડતાં બીજી ગતિ નહિ મળવાથી શોકાતુર બનતાં કાંટાવાળાં ઝાડની બખોલની અંદર ભરાઈને બેઠો છે. ૮૭

किं केतकीपरिमलोत्थितगन्धलुब्धो गुञ्जन्भ्रमन्भ्रमर वाञ्छसि रन्तुमेताम् । तत्कण्टकैः परिवृतामतुलामगम्यां संत्यज्यतां व्रज निकुञ्जलतां सपुष्पाम् ॥ ८८

હે ભમરા! કેવડાની રજથી પેદા થયેલી સુગંધીને કારણે લોભી બનેલો ને ગુંજારવ કરતો તું ચારે બાજુ ભમતો ફરે છે; તે શું તું કેવડાની સાથે રમણ કરવાની ઇચ્છા રાખે છે? (તો તને મારી એ સલાહ છે કે) એ કેવડાનું ફૂલ કાંટાઓથી ઘેરાયેલું છે. તેની જોડ બીજી નથી અને તેની સાથે ગમન કરાય એવી સ્થિતિ નથી, માટે તેનો ત્યાગ કર અને પુષ્પોથી શોભતી કુંજની લતા પર ગતિ કર. ૮૮

इह सरसि सहर्षं मञ्जु गुञ्जाभिरामं मधुकर कुरु केलिं सार्धमम्भोजिनीभिः । अनुपममकरन्दामोददत्तप्रमोदा त्यजति बत न निद्रां मालती यावदेषा ॥ ८९ ॥

જેની ઉપમા કોઈને આપી ન શકાય અને જે પોતાના મકરંદ રસની ગંધથી બીજાને હર્ષ આપી રહી છે, એવી આ માલતી જ્યાં સુધી નિદ્રાનો ત્યાગ ન કરે, ત્યાં સુધી હે ભમરા! તું આ સરોવર પર હર્ષ પામીને ગુંજારવ કર તેમ જ કમલિનીઓની સાથે મનગમતી ક્રીડાઓ કર. ૮૯

भ्रमर मरणभीतिं मुञ्च चाम्पेयपुष्पे विहर हर तदीयं सौरभं सौहृदेन । मधुकर सुकरं चेद्वस्तु हस्तेन लब्धुं भवतु तदुपभोगेऽनिष्टमिष्टं फलं वा ॥ ९० ॥

હે ભમરા! હવે તુ મરણનો ભય છોડી દે. ચંપાના ફૂલમાં સારી રીતે વિહાર કરીને તારા પ્રેમથી તેની સુગંધીનો સારી રીતે સ્વીકાર કર; કારણ કે જે વસ્તુ સરલ હોય અને હાથે મળી શકે એમ હોય, તેનો ઉપભોગ કરી લેવો. છેવટે જે કાંઈ સારુંનરસું ફળ મળવાનું હોય તેનો વિચાર કરવો નહિ. ૯૦

गन्धैराढ्या जगति विदिता केतकी स्वर्णवर्णा
पद्मभ्रान्त्या क्षुधितमधुपः पुष्पमध्ये पपात ।
अन्धीभूतस्तदनु रजसा कण्टकैश्छिन्नपक्षः
स्थातुं गन्तुं क्षणमपि सखे नैव शक्तो द्विरेफः ॥ ९१ ॥

હે મિત્ર! પોતાની સુગંધીથી સમૃદ્ધ બનેલ આ સોનાના વર્ણવાળી કેતકી (કેવડાંનું ફૂલ) જગતમાં અત્યંત જાણીતું છે, તેને કમળ ધારી લઈને ભૂખ્યો ભમરો તેના ફૂલમાં ઊડીને પડ્યો. (તેનું પરિણામ એ આવ્યું કે) તે ભમરો રજથી આંધળો થયો, તેના કાંટાથી પાંખો છેદાઈ ગઈ અને ત્યાં રહેવા કે ત્યાંથી જતા રહેવા માટે તે ભમરો ક્ષણ પણ શક્તિમાન થયો નહિ.

दृष्ट्वा स्फीवोऽमवदलिरसौ लेख्यपद्मं विशालं
चित्रं चित्रं किमिति किमिति व्याहरन्निष्पपात ।
नास्मिन्गन्धो न च मधुकणा नास्ति तत्सौकुमार्यं ।
घूर्णन्मूर्धा बत नतशिरा व्रीडया निर्जगाम ॥ ९२ ॥

ભીંત પર દોરેલા સ્પષ્ટ વિશાળ કમળને જોઈને, આ

ભમરો 'કાંઈ આશ્ચર્ય છે, આશ્ચર્ય છે' એમ ગુંજારવ કરતો તેના ઉપર જઈને બેઠો; પરંતુ તેમાં સુગંધ નહોતી, મધના કણ નહોતા અને કમળની સારી કોમળતા નહોતી; એટલે તે ભમરો માથું ધુમાવીને લજ્જાથી માથું નીચે નમાવી દઈને લજ્જા પામતો પાછો ફરી ગયો. ૯૨

सदम्भोजाम्भोजं परिषजति संभोगरहितो
गतोऽमन्दे कुन्दे वहति मकरन्दे न हि मनः ।
ततो मन्येऽरण्ये कचिदधिकपुण्येऽपि ललितां
लवङ्गीमासङ्गी भजति नवभृङ्गीपरिवृढः ॥ ९३ ॥

નવયુવાન ભમરીની સાથે મોહમાં પડેલો આ ભમરો સુંદર જળમાં પેદા થયેલ કમળને આલિંગન આપે છે, પરંતુ તેનો સારી રીતે ભોગ કર્યા વિના જ તે ચાલ્યો ગયો, તેણે સંપૂર્ણ ખીલેલા મોગરા પર સ્થાન લીધું, પરંતુ તેનો રસ ચૂસવામાં તેનું મન લાગ્યું નહિ, તેથી હું તો એમ માનું છું કે તે ભમરો કોઈક વિશેષ પુણ્યવાળા અરણ્યમાં ચાલ્યો ગયો છે અને પોતાનો સંગ ધરાવતી સુંદર લવંગી લતાનું તે સેવન કરી રહ્યો છે. ૯૩

निरानन्दः कौन्दे मधुनि विधुरो बालबकुले
न साले सालम्बो लवमपि लवङ्गे न रमते ।
प्रियङ्गौ नासङ्गं रचयति न चूतेऽपि रमते
स्मरंल्लक्ष्मीलीलाकमलमधुपानं मधुकरः ॥ ९४ ॥

આ ભમરો કુંદફૂલના રસમાં આનંદ લેતો નથી. કોમળ બકુલફૂલમાં તે પ્રેમ વિનાનો બન્યો છે, તે સાલવૃક્ષના ફૂલનું અવલંબન લેતો નથી. લવંગ પર તે એક ક્ષણ પણ રમતો નથી. પ્રિયંગુ લતાનો સંગ તેને રુચતો નથી તેમ જ તે આંબાના મોર પર રમતો નથી. એ ભમરો તો લક્ષ્મીને ક્રીડા કરવાના કમળના મધુપાનનું સ્મરણ કરતો ફર્યા કરે છે. ૯૪

श्रियो वासाम्भोजे त्रिदिवसरिदम्भोजकुहरे
हरेर्नाभीपद्मे मधु मधुकरो यः किल पपौ ।
स दैवादुन्मीलत्तपनकरतापव्यतिकर-
व्यथाकम्पः संप्रत्यतरुमरुभूमौ विचरति ॥ ९५ ॥

જે ભમરાએ પહેલાં લક્ષ્મીના નિવાસરૂપ બનેલ કમળમાં, સ્વર્ગંગાના કમળની ગુફામાં તેમ જ વિષ્ણુની નાભિમાં ઊગેલા કમળમાં રહેલા મધુર રસનાં પાન કરેલાં હતાં; દૈવયોગે તે ભમરો 'અત્યારે પ્રગટ થતા સૂર્યનારાયણના પ્રચંડ તાપથી કંપી ઊઠતાં વૃક્ષ વિનાની મરુભૂમિમાં ભટકી રહ્યો છે. ૯૫

लतास्तास्तादृङ्मधुरसवतीः पङ्कजवनीः
समालिङ्गञ्चुम्बन्नयमगमयद्भूरिसमयम् ।
इदानीं चेन्नीचे विचरति रुचेरेष लकुचे
कुचेष्टेयं धातुर्भवति नहि वाच्यो मधुकरः ॥ ९६ ॥

અલૌકિક મધુર રસથી ભરેલી લતાઓ અને કમળનાં વનોના અંદર ફૂલને આલિંગન અને ચુંબન આપતો આ ભમરો પહેલાં પોતાનો ઘણોખરો સમય પસાર કરતો હતો; પરંતુ અત્યારે જો તે ભમરો અત્યંત હલકટ લકુચના ફૂલમાં રુચિ કરતો હોય, તો તે વિધાતાની કુચેષ્ટાનું પરિણામ છે. તેમાં મધુકરની નિંદા કરવા જેવી નથી. ૯૬

मधुके माध्वीकं पिबसि शतपत्रेऽभिरमसे
मधुलीमिश्रान्तर्मधुप सहकारेऽपि रमसे ।
वसन्ते वासन्तीमधु मधुरमश्नासि बहुशो
दुरावेशोऽयं ते तदपि कुटजे यद्विचरसि ॥ ९७ ॥

હે ભમરા! તું મહુડાનાં ફૂલનાં મધુર રસનાં પાન કરે છે, સો પાંદડીવાળાં કમળ પર રમણ કરે છે, આંબા પર જઈને મધુર મંજરીઓની અંદર રમણ કરે છે તેમ જ વસંતઋતુમાં ખીલેલી વાસંતી લતાના મધુર રસનો પણ સારી રીતે ભોગ કરે છે, આટલું છતાં તું કુટજ (ઈંદ્રજવ) ના ઝાડ ઉપર પણ ભમ્યા કરે છે એ તારી ખોટી ટેવ–ખોટો આવેશ જ છે ૯૭.

भ्रमन्स्वैरं भ्रातर्भ्रमर नवयूथेषु बहुशो
मधूलीमन्विष्यन्कुमुदवनवीथीषु विचर ।
वसन्तप्रारम्भस्फुरितमधुसंभारसुभगो
न ते विस्मर्तव्यः कचन सहकारव्यतिकरः ॥९८॥

હે ભાઈ ભમરા! તારી ઇચ્છા પ્રમાણે નવાં વૃક્ષોના સમૂહમાં ગમે ત્યાં ભમવું હોય, તો ભલે ભમ્યા કર તેમ જ મધુર રસ શોધવા માટે તારે કમળના સમૂહમાં વિચરવું હોય, તો ભલે વિચર્યા કર; પરંતુ વસંતઋતુના આરંભમાં ખીલેલી તેમ જ મધુરરસ સંપૂર્ણ હોવાને કારણે સુંદર લાગતી જે આમ્રમંજરી (મોર) છે, તેને તારે વિસારવી જોઈએ નહિ. ૯૮

अये मधुप मा कृथा बत वृथा मनोदीनतां
तुषारसमये लताशतनिषेवणव्याकुलः ।
इदं पुरत एव ते सरसपुष्पमासोदये
रसालनवमञ्जरी मधुझरी जरीजृम्भते ॥ ९९ ॥

હે ભમરા! શિયાળાના સમયમાં તું સેંકડો લતાઓનાં સેવન કરવા માટે તૈયાર થયો છે (પરંતુ તે બધી નાશ પામી છે એમ મનીને) તારા મનમાં દીનતા લાવી ને તું નકામો શોક સંતાપ કરીશ નહીં. તું જો તો ખરો કે તારી સામે જ સુંદર પુષ્પોનો ઉદય કરનાર વસંત

ઋતુ આવી પહોંચતાં રસથી ભરેલ (આંબાની) આ નવીન મંજરી મધુર રસ ઝરાવતી ખીલી ઉઠી છે.

नो मल्लीमयमीहते न भजते मत्तेभकुम्भस्थलीं
वासन्तीं सहते न चन्द्रनवनीमालम्बते न क्वचित् ।
जातीमेव हृदीश्वरीमिव महानन्दैककन्दाङ्कुरां
ध्यायन्निर्वृतिमेति षट्पदयुवा योगीव वीतभ्रमः ॥१००॥

આ યુવાન ભમરો માલતી લતાને ઇચ્છતો નથી, મદોન્મત્ત બનેલ હાથીના ગંડસ્થલને તે ભજતો નથી, તે વસંતની માધવી લતાને સેવતો નથી. તે ચંદનના વનમાં કદીયે પ્રવેશતો નથી, પરંતુ મોટા આનંદનું સ્થાન બનેલ એવા એક માત્ર પુષ્પના અંકુરને જે ધારણ કરે છે એવી જાતિ નામની લતાને પોતાના હૃદયની ઈશ્વરીની જેમ કલ્પીને તેનું ધ્યાન ધરે છે અને જેના ભ્રમ દૂર થયા છે એવા યોગીની જેમ પોતાનાં ભ્રમણ રોકીને તે જાતિ વિષે આનંદ મેળવે છે. ૧૦૦

किं क्वापि प्रलयानलैर्विटपिनो निर्दह्य भस्मीकृताः
किंस्विद्देवगजेन पङ्कजवनं निष्कन्दमुन्मूलितम् ।
किंवा हन्त कृतान्तकेसरिभयात्त्यक्तो मदः कुञ्जरै-
र्येनास्मिन्विरसे करीरकुसुमे हा भृङ्ग विश्राम्यसि ॥१०१

હે ભમરા! શું પ્રલયના અગ્નિઓએ આવીને બધાં વૃક્ષોને બાળીને ભસ્મીભૂત કરી નાખ્યાં છે? શુ દેવના હાથીએ કમળનાં વન મૂળ સહિત ઉખાડીને ફેંકી દીધાં છે? કે શું યમના જેવા કેસરી સિંહના ભયથી હાથીઓએ પોતાનો મદ દૂર કર્યો છે? કે જેને કારણે તું રસ વિનાના આ કેરડાનો પુષ્પમાં વિશ્રામ લઈ રહ્યો છે.?

यस्याः संगमवाञ्छया न गणिता वाप्यो विनिद्रोत्पला
यामालिङ्ग्य समुत्सुकेन मनसा यातः परां निर्वृतिम् ।
भग्नां तामवलोक्य चन्दनलतां भृङ्गेण यज्जीव्यते
धैर्यं नाम तदस्तु तस्य न पुनः स्नेहानुरूपं कृतम् ॥१०२

જે ચંદનલતાના સમાગમની ઇચ્છાથી ભમરાએ ખીલેલાં કમળોવાળી વાવોની દરકાર કરી નહોતી; તેમ જ

હે ભાઈ ભમરા! દાવાગ્નિએ બકુલોની તે હારને બાળી મૂકી રસાલ—આંબાનાં વૃક્ષોનો કોળિયો કરી નાખ્યો તેમ જ ખીલેલાં પુષ્પોના સમૂહથી જેણે સૂર્યના તાપનાં પાન કરેલાં છે એવાં વૃક્ષોનો પણ નાશ કરી નાખ્યો અને એ રીતે વન બાળીને રાફડા જેવું કરી દીધું છે, તો શું તું બીજા જંગલમાં જવા માટે હજી આળસ સેવી રહ્યો છે? ૧૦૩

दूरादुज्झति चम्पकं न च भजत्यम्भोजराजीरजो
नो जिघ्रत्यपि पाटलापरिमलं धत्ते न चूते रतिम् ।
मन्दारे यदनादरो विचकिलोपान्ते न संतृप्यते
तन्मन्ये क्वचिदङ्ग भृङ्गतरुणेनास्वादिता मालती ॥१०४

આ ભમરો ચંપાને દૂરથી ત્યજે છે. કમળના સમૂહની રજને સેવતો નથી, ગુલાબની સુગંધીને પણ લેતો નથી, આંબાના મોરમાં રતિ કરતો નથી, મંદાર ફૂલમાં આદર રાખતો નથી તેમ જ વિચકિલ નામનાં ફૂલની પાસે જવાની તૃપ્તિ સેવતો નથી, માટે મારું માનવું એમ છે કે આ જુવાન ભમરીએ માલતીનો રસ ચાખ્યો હોવો જોઈએ ૧૦૪

येनामोदिनि केसरस्य मुकुले पीतं मधु स्वेच्छया
नीता येन निशा शशाङ्कधवला पद्मोदरे शारदी ।
भ्रान्तं येन मदप्रवाहमलिने गण्डस्थले दन्तिनां
सोऽयं भृङ्गयुवा करीरविटपे बध्नाति तुष्टिं कुतः ॥१०५

જે ભમરાએ કેસરના ફૂલમાં રહેલા મધુરસનું સ્વેચ્છાએ પાન કર્યું હતું; જેણે શરદઋતુના ચંદ્રથી ધવલ બનેલ રાત્રિ કમળની અંદર પસાર કરેલી હતી તેમ જ જેણે મદના પ્રવાહથી મલિન બનેલા હાથીઓનાં ગંડસ્થળ પર ભ્રમણ કર્યું હતુ, તેવો આ યુવાન ભમરો કેરડાના ઝાડ પર શાથી સંતોષ મેવી રહ્યો છે?

भ्रातर्भ्राम्य लवङ्गवल्लीषु पिब स्वैरं नवाम्भोरुहं
माध्वीमाधविकामधूनि मधुराण्याकण्ठमास्वाद्य ।
कस्मादापतितोऽसि केतकमिदं यस्मिन्नुदीर्णं रजो

आस्वाद्यात्र मधूनि षट्पद मदं मा गाः कषायाङ्कुरै-
र्माकन्दस्य पिकान्प्रतारितवतो मूर्धानमध्यासितः ।
प्रत्यासन्नतमे पिकेऽपि भवते येनार्पिता तादृशी
माध्वी तस्य विवेकविच्युतिरियं साद्गुण्यमेतन्न ते ॥

હે ભમરા ! અહીં મધુર રસનાં પાન કરીને તું મદમાં આવી જઈશ નહિ; કારણ કે આંબાએ પોતાના તૂરા મોરોથી કોયલોને છેતરીને તને માથે બેસાડ્યો છે. કોયલ તેની અત્યંત નજીક રહેલ હોવા છતાં, મંજરીનો રસ આંબાએ તને આપ્યો, તેમાં તે આંબાના વિવેકમાં ખામી છે; પણ તેમાં તારા સદ્ગુણનો મહિમા ગણાય એમ નથી. ૧૦૭

नीतं जन्म नवीननीरजवने पीतं मधु स्वेच्छया
मालत्याः कुसुमेषु येन सततं केली कृता हेलया ।
तेनेयं मधुगन्धलुब्धमनसा गुञ्जालता सेव्यते
हा धिग्दैवकृतं स एव मधुपः कां कां दशां नागतः ॥

જે ભમરાએ નવાં ખીલેલાં કમળોની અંદર પોતાનો જન્મ ગાળ્યો હતો તેમ જ તેના મધુર રસનું સ્વેચ્છાએ પાન કર્યું હતું, તે ઉપરાંત માલતીનાં ફૂલો પર લીલાએ કરીને અનેક ક્રીડાઓ કરેલી હતી, તે ભમરાએ મધુર ગંધથી પોતાના મનને લોભમાં નાખીને ગુંજાની લતા સેવવા માંડી; તેમાં તો દૈવના કાર્યને ધિક્કાર છે. ખરેખર, તે જ ભમરો કઈ કઈ દશાએ પ્રાપ્ત થયો નહીં હોય!

प्रारम्भे कुसुमाकरस्य परितो यस्योल्लसन्मञ्जरी-
पुञ्जे मञ्जुलगुञ्जितानि रचयंस्तानातनोरुत्सवान् ।
तस्मिन्नद्य रसालशाखिनि दशां दैवात्कृशामञ्चति
त्वं चेन्मुञ्चसि चञ्चरीक विनयं नीचस्त्वदन्योऽस्ति कः ॥

હે ચંચરીક–ભમરા ! જે કુસુમાકર–આંબાની ખીલેલી મંજરી પર તું વસંતઋતુના આરંભમાં મધુર ગુંજારવ કરીને તે તે ઉત્સવોને ઊજવતો હતો; દૈવના કોપથી તે આંબાની આજકાલ પડતી દશા આવી પડી છે. તેવે પ્રસંગે જો તું તારો વિવેક છોડી દઈશ (અને તું બીજે ચાલ્યો જઈશ) તો તારા કરતા બીજો કોણ નીચ માણસ હશે? ૧૦૯

सोऽपूर्वो रसनाविपर्ययविधिस्तत्कर्णयोश्चापलं
दृष्टिः सा मदविस्मृतस्वपरदिक्किं भूयसोक्तेन वा ।
सर्वं विस्मृतवानसि भ्रमर हे यद्वारणोऽद्याप्यसा-
वन्तःशून्यकरो निषेव्यत इति भ्रातः क एष ग्रहः ॥

હે ભમરા ! પોતાની રસના(જીભ)ને આડીઅવળી વાળી લેવામાં તે અપૂર્વ કાર્ય કરે છે. તેના બંને કાનોની ચપલતા (ડોલન) જાણીતી છે, ગંડસ્થળમાંથી ઝરતા મદને કારણે જે પોતાની અને પારકાની દિશા (વિવેકશક્તિ) ભૂલી જાય એવી નજર રાખે છે; એ રીતે રહેલા હાથીના બધા જ દોષોને શું તું ભૂલી ગયો ? પણ તને જણાવું કે તેનો કર (સૂંઢ, હાથ) પણ અંદરથી ખાલી છે તે છતાં હે ભાઈ! તું તેને સેવી રહ્યો છે તો તારો આ આગ્રહ કેવા પ્રકારનો છે? ૧૧૦

केतक्यः कटुकण्टकाः कुमुदिनी दोषोदयान्मोदते
जायन्ते विकलाः कलावति पुनः पङ्केरुहां पङ्क्तयः ।
अन्यानि प्रसवानि षट्पदपदन्यासैरवाप्ति क्वचिद्
भृङ्गो भ्राम्यति कल्पवृक्ष विपदामन्तर्भवन्तं विना ॥

હે કલ્પવૃક્ષ ! કેતકીઓ કાંટાથી ભરેલી છે. પોયણીઓ દોષા(રાત્રિ, દોષ)નો ઉદય થતાં આનંદ પામે છે. કલાપૂર્ણ ચંદ્રનો ઉદય થતાં કમળોની હાર કરમાઈ જાય છે. તે ઉપરાંત બીજાં બધાં પુષ્પો પણ બીજા ભમરાઓનાં પગલાં પડવાથી ખરી ગયેલાં છે; તેથી આ ભમરો તારા વિના વિપત્તિઓની અંદર ભટકી રહ્યો છે.૧૧૧

यद्यप्याम्रतरोरमुष्य वनिताकर्णावतंसोचिता-
माजिघ्रन्नवमञ्जरीं मधुप हे जातोऽसि पूर्णोत्सवः ।
विस्मर्तुं भवतस्तथाप्यनुचितं तद्वन्द्यमिन्दीवरं
यस्यास्वाद्य मधूनि चानतशिरो मञ्जु त्वयोद्गुञ्जितम् ॥

હે ભમરા ! જે મંજરીને સુંદરીઓએ પોતાના કાનનાં આભૂષણ બનાવેલી છે, તે આંબાની નવી મંજરીને સૂંઘનાર એવા તેં પૂરેપૂરો આનંદ ભોગવ્યો હતો; તોપણ અત્યંત પ્રશંસાને પાત્ર એવા તે કમળને ભૂલી જવું, તે તારે માટે યોગ્ય નથી; કારણ કે તેં નીચું મુખ કરીને તે કમળના મધુર રસનો સ્વાદ લઈને તેની પાસે ધીરો ધીરો ગુંજારવ કર્યો હતો. ૧૧૨

माकन्दे मधुपानमम्बु बकुले क्रीडा कदम्बद्रुमे
दोलाखेलनकौतुकं कुवलये कः को न वा विभ्रमः ।
येनाकारि मधुव्रतेन सहसा सोऽयं मधूके मधौ
माध्वीकं परिपीय पीवरतनुर्जीवत्यहो जीवनम् ॥११३॥

મધનાં પાન કરવાનું જેને વ્રત છે એવા આ ભમરાએ માકંદના ફૂલમાંથી મધનાં પાન કર્યાં, બકુલના ફૂલમાંથી જળનાં પાન કર્યાં, કદંબના વૃક્ષ પર ક્રીડા કરી, કુવલયના ફૂલ પર હીંચકો ઝૂલવાની ક્રિયા કરી, તેમજ તે ભમરાએ એવી એવી કેટલીક ક્રિયાઓ કરી નથી ! પરંતુ (દૈવના યોગે) તે જ મધુવ્રત ભમરો મહુડાના ફૂલમાં રહેલા મધુર રસના પાન કરીને શરીરે જાડો બન્યો છે અને પોતાના જીવનને સારી રીતે નભાવી રહ્યો છે, તે આશ્ચર્ય છે. ૧૧૩

पीत पङ्कजकानने मधु मया नीपेऽप्यनीत वयो
बन्धूके वरबन्धुता विरचिता रक्त रसालद्रुमे ।
किं चाकारि कुमुद्वतीपरिकरे क्रीडाकलाकौशल
कस्तद्वेत्तु विधीयतेऽद्य बदरीवृन्दस्य यद्वन्दनम् ॥११४॥

મે કમળના વનમા મધર રસના પાન કર્યા, લીમડા ના વૃક્ષમા મે મારી ઉમર પસાર કરી બધૂક વૃક્ષની સાથે મે સારી રીતે બધુતા (મિત્રતા) જોડી, આબા ના વૃક્ષ પર મે અનુરાગ સાધ્યો તેમ જ પોયણીના સમૂહની અદર રહીને મે સારી રીતે ક્રીડાની–કળાની કુશળતા પ્રગટ કરી અને હવે તેજ હુ બોરડીના ઝાખરાની અદર નિવાસ કરીને તેને વદન કરી રહ્યો છુ, તે વાતને કોણુ જાણે? ૧૧૪

કોકિલ

समुद्गिरसि किं वाच पुस्कोकिल सुकोमला ।
अभ्रेऽस्मिञ्जडपाषाणगुरुनिर्घोषभैरवे ॥ ११५ ॥

હે શ્રેષ્ઠ કોયલ! જે કોઈપણ જડ પથ્થરના અથડા વાથી મોટા શબ્દો ભયકર ગાજી રહ્યા છે તેવી આ ઋતુમા તુ શા માટે અત્યત કોમળ એવી વાણીને પ્રગટ કરે છે? ૧૧૫

तवैतद्वाचि माधुर्यं जाने कोकिल कृत्रिमम् ।
प्रपोषितो यैस्तांस्त्व जातपक्षो जहासि यत् ॥ ११६ ॥

હે કોયલ! હું જાણુ છુ કે તારી વાણીમા જે આ મધુરતા છે, તે બનાવટી છે કારણ કે પાખ આવતાની સાથે જ જે કાગડાઓએ તારુ પાલનપોષણ કર્યું, તેનો જ તે ત્યાગ કર્યો ૧૧૬

रसालशिखरासीना शत सन्तु पतत्रिण ।
तन्मञ्जरीरसामोद विदुरेव कुहूमुखा ॥ ११७ ॥

આબાની ડાળીઓની ટોચે બેઠેલા બીજા પક્ષીઓ સેકડો હો પરતુ આબાની માજરના રસના સ્વાદને તો 'કુહૂક કરતી' કોયલો જ જાણતી હોય છે ૧૧૭

भद्र भद्र कृत मौन कोकिलैर्जलदागमे ।
वक्तारो दर्दुरा यत्र तत्र मौन हि शोभते ॥ ११८ ॥

વરસાદનુ આગમન થતા કોયલોએ ટહુકવાનુ બધ કરી દીધુ તે ઘણુ સારુ કર્યું, કારણ કે જ્યા દેડકા વક્તા હોય ત્યા મૌન જ શોભે છે ૧૧૮

शृगालशशशार्दूलदूषित दण्डकावनम् ।
पञ्चम गायतानेन कोकिलेन प्रतिष्ठितम् ॥ ११९ ॥

આ દડકારણ્ય શિયાળવા, સસલા અને વાઘ વગેરે થી દૂષિત બન્યુ હતુ પરતુ પચમ સ્વરને ગાનાર આ કોયલે એ વનના પ્રતિષ્ઠા કરી છે ૧૧૯

काक कृष्ण पिक कृष्ण को भेद पिककाकयो ।
वसन्तसमये प्राप्ते काक काक पिक पिक ॥१२०॥

કાગડો વર્ણે કાળો છે અને કોયલ પણ વર્ણે કાળી છે તો પછી કાગડો અને કોયલ એ બનેમા તફાવત કયો રહ્યો? જ્યારે વસતઋતુ આવી પહોચે છે ત્યારે કાગડો એ કાગડો જ રહે છે અને કોયલ તે કોયલ જણાઈ જાય છે ૧૨૦

तावन्मौनेन नीयन्ते कोकिलैश्चैव वासरा ।
यावत्सर्वजनानन्ददायिनी वाक्प्रवर्तते ॥ १२१ ॥

જ્યા સુધી પોતાની વાણી સર્વ જનોને આનદ આપે તે રીતે મધુર બને નહિ ત્યા સુધી કોયલો પોતાના દિવસો મૌનથી ગાળે છે (અર્થાત્ વસત આવતા કોયલ મધુર રીતે ગાય છે) ૧૨૧

कोकिलोऽह भवान्काक समान कालिमावयो ।
अन्तर कथयिष्यन्ति काकलीकोविदा पुन ॥ १२२ ॥

હુ કોયલ છુ અને તમે કાગડા છો આપણા બનેના વર્ણની મલિનતા એકસરખી છે પરતુ જે મધુર સ્વરના સૂક્ષ્મ ભેદને જાણનારા છે તેઓ તો આપણા તફાવતને કહેશે ૧૨૨

सहकारे चिर स्थित्वा सलील बालकोकिल ।
त हित्वाद्यान्यवृक्षेषु विचरन्न विलज्जसे ॥ १२३ ॥

હે બાળક કોકિલ! આબાના વૃક્ષ પર લીલા કરતા તે લાબા કાળ સુધી નિવાસ કર્યો હવે તેનો ત્યાગ કરીને તુ બીજા વૃક્ષો પર રખડ્યા કરે છે, તેથી તને લજ્જા નથી આવતી? ૧૨૩

कलकण्ठ यथा शोभा सहकारे भवद्गिर ।
खदिरे वा पलाशे वा किं तथा स्याद्विचारय ॥१२४॥

કઠથી કલકલ કરનાર હે કોયલ! તુ વિચાર કર કે તારી વાણી જેવી રીતે આબા પર શોભે તેવી રીતે ખેર કે ખાખરાના ઝાડ પર શોભે ખરી કે? ૧૨૪

कोकिल कलमालापैरलमलमालोकसे रसाल किम् ।
शरनिकरभरितशरधि शबर सरतीह परिसरे सधनु ॥

હે કોયલ! તુ આલાપોથી મ્હેકત કરે છે, તે બધ રાખ અને તુ આબા તરફ શા માટે જોઈ રહે છે? જેના ભાથા બાણોના સમૂહથી ભરેલા છે, એવો આ પારધી ધનુષને સાથે લઈને આ બાજુએ ફરી ગયો છે

वल्कि स्वरासि न गुरु वन्दिक रे कनन्दिरे पूर्णम् ।
सहकारकुसुमकेलिहेतेन कुन्देऽद्य ना रावम् ॥ १२६ ॥

અરે [illegible] ૧૨૬ હે ભ[illegible]ને વેગ ગ્રહીને જે [illegible] નથી તુ?

કે જેથી હવે આપાને મોર આવવાનો સમય થયો છે, તે વખતે ખૂબ હર્ષ કરીને રાગડા તાણે છે ? ૧૨૬

तावत्कोकिल विरसान्यापय दिवसान्वनान्तरे निवसन्।
यावन्मिलद्दलिमाल कोऽपि रसाल समुल्लसति ॥१२७

હે કોયલ ! જ્યા સુધી ભમરાઓના સમૂહને ભેગો કરનાર કોઈ આંબો ખીલે, ત્યા સુધી બીજા વનમા નિવાસ કરતો રહીને તારા શુષ્ક દિવસો ત્યા ગાળ ૧૨૭

एकस्त्व गहनेऽस्मिन्कोकिल न कल कदाचिदपि कुर्या ।
साजात्यशङ्कयामी न त्वा निघ्नन्तु निर्दया काका ॥१२८

હે કોયલ ! આ ગહન વનમા તુ એકલો છે માટે તુ કદી પણ કલરવ કરીશ નહિ કારણ કે આ અમારો જાતભાઈ છે ( છતા તેનો કઠ શા માટે મધુર છે ) એમ શકા લાવીને આ નિર્દય કાગડાઓ તને મારી નાખે નહિ ૧૨૮

अये कोकिल कुरु मौन जलधरसमयेऽपि पिच्छिला भूमि । विकसति कुटजकदम्बे वक्तरि भेके कुतस्तवावसर ॥१२९॥

આ ભલે વરસાદનો સમય હોય તોપણ તુ મૌન રાખ—આ ભૂમિ હરિયાળી છે અહી કુટજ અને કદબ જેવા વૃક્ષો ખીલે છે, તોપણ જ્યા વક્તા તરીકે દેડકા હોય, ત્યા તને સમય ક્યાથી મળે ? ૧૨૯

मलिनात्मना विराग प्रकटीकृत एव कोकिलखलेन ।
जीवनदानामुन्नतिसमये वाचयमीभवता ॥ १३० ॥

જેનુ શરીર મલિન ( કાળા વર્ણનુ ) છે એવી આ કોયલે પોતાનો વિરાગ ( કાળાપણુ ) એ રીતે પ્રગટ કર્યો કે જે સર્વને જીવન ( જલ ) આપે છે, એવા આ મેઘોના આગમન વખતે ( વાણીથી તેનુ સ્વાગત કરવુ જોઈએ તેને બદલે ) પોતાની વાણી બધ કરી દીધી

रे रे कोकिल मा भज मौन किंचिदुदञ्चय पञ्चमरागम्
नो चेत्त्वामिह को जानीते काककदम्बकपिहिते चूते ॥

રે રે કોયલ ! તુ મૌન રાખ નહિ પચમ રાગને જરા ઊચેથી ગાઈ બતાવ નહિ તો જે આબા પર કાગડાઓના ટોળા બેઠા છે તેની વચમા તુ પણ છે તે વાતને કોણ જાણશે ? ૧૩૧

अस्या सखे बधिरलोकनिवासभूमौ किं कूजितेन खलु कोकिल कोमलेन । एते हि दैवहतकास्तदभिन्नवर्णं त्वा काकमेव कलयन्ति कलानभिज्ञा ॥ १३२ ॥

હે મિત્ર કોયલ ! જે ભૂમિ પર નિવાસ કરનાર બધા જ લોકો બહેરા છે ત્યા કોમળ મધુર કૂજન કરવાથી શો લાભ થવાનો છે ? કલાને નહિ જાણનારા બધા જનો તારા વર્ણને કાગડાઓની સાથે એકરૂપ બનેલો જોઈને તને કાગડો જ જાણે છે ૧૩૨

रे बालकोकिल करीरमरुस्थलीषु किं दुर्विदग्धमधुरध्वनिमातनोषि । अन्य स कोऽपि सहकारतरुप्रदेशो राजन्ति यत्र तव विभ्रमभाषितानि ॥ १३३ ॥

હે બાલક કોયલ ! જ્યા ખીજડાના ઝાડ થાય છે, એવી આ મરુભૂમિના પ્રદેશોમા અત્યત ચતુરાઈ અને મધુરતાથી ભરેલા ધ્વનિનો વિસ્તાર તુ શા માટે કરે છે ? જ્યા આબાના વૃક્ષો રહેલા છે એવો પ્રદેશ તો જુદો જ છે, કે જ્યા તારા મધુર મોહ પમાડનાર ગાન શોભી ઊઠે છે ૧૩૩

किं कोमलै कलरवै पिक तिष्ठ तूष्णीमेते तु पामरनरा स्वरमाकलय्य । को वा रटत्यसमये निकटे कटूनि रे वध्यतामिति वदन्ति गृहीतदण्डा ॥१३४॥

હે કોયલ ! તારા આ કોમળ કલરવોથી શુ થવાનુ છે ? તુ મૌન રાખ આ પામર માણસો તો તારો સ્વર સાભળીને 'અરે, કવખતે આ કોણ કડવા શબ્દો રટી રહ્યુ છે ?' એમ જણાવે છે અને હાથમા દડ લઈને 'મારો, મારો' એમ કહે છે ૧૩૪

तावच्चकोरचरणायुधचक्रवाकपारावतादिविहगा कलमालपन्तु । यावद्वसन्तरजनीघटिकावसानमासाद्य कोकिलयुवा न कुहूकरोति ॥ १३५ ॥

વસતઋતુની રાત્રિની છેલ્લી ઘડીનો સમય મેળવીને જ્યા સુધી આ યુવાન કોકિલ 'કુહૂક'નો ટહુકાર કરે નહી, ત્યા સુધી ચકોર, ચરણાયુધ, ચક્રવાક, કબૂતર વગેરે પક્ષીઓ ભલે કલરવ નાદ કરતા રહે ! ૧૩૫

येनोषित रुचिरपल्लवमञ्जरीषु श्रीखण्डमण्डलरसालवने सदैव । दैवात्स कोकिलयुवा निपपात निम्बे तत्रापि रुष्टबलिपुष्टकुलैर्विवाद ॥ १३६ ॥

જેના પાન અને મજરીઓ ખૂબ જ રુચિકર છે એવા ચદનના વૃક્ષો અને આબાવાડિયામા જેણે નિત્ય નિરતર નિવાસ કર્યો હતો તે યુવાન કોકિલ દૈવસજોગે લીમડા પર ઊડીને ગયો, તો તેને હૃષ્ટપુષ્ટ બનેલા કાગડાઓ સાથે વિવાદ કરવો પડ્યો ૧૩૬

हे कोकिलस्सिल्लतासु फलानि सन्ति
सत्यज्य तानि ननु चूतलता सपुष्पाम् ।
किं काङ्क्षसीह रमितु फलभोक्तुकामो
न ज्ञायसे नृपतिसेवकमीपणीयाम् ॥ १३७ ॥

હે કોયલ ! સર્વ પ્રકારની લતાઓ પર ફળ આવેલા છે, તે બધાને છોડીને અહી તુ ફૂલવાળી આબાની મોરવાળી લતાને શા માટે ઇચ્છી રહ્યો છે ? તુ ફળ

ભોગવવાની કામના રાખે છે, પરંતુ રાજાના સેવક બન વામાં જે ભય રહેલો છે, તેની તને ખબર નથી ? ૧૩૭

परभृतशिशो मौनं तावद्विधेहि नभस्तलो
त्पतनविषये पक्षौ स्यातां न यावदिमौ क्षमौ ।
ध्रुवमपरथा द्रष्टोऽसि स्वजातिविलक्षण
ध्वनितकुपितध्वाङ्क्षत्रोटीपुटाहतिजर्जर ॥ १३८॥

હે કોયલના નાના બાળક! જ્યાં સુધી તારી આ બે પાંખો આકાશમાં ઊડવા માટે સારી રીતે યોગ્ય-સમર્થ ન થાય, ત્યાં સુધી તું મૌન રાખ નહિ તો પોતાની જાતિ કરતાં જુદો તરી આવતો એવો તારો અવાજ સાંભળી કોપમાં આવેલા કાગડાઓ ચાંચના પડથી તારા શરીરને જર્જરિત કરી નાખશે, એથી તારે ખરેખર બૂરી હાલત જોવી પડશે ૧૩૮

अहयुवरवर्णिनीजनमदायतोदभ्रव
स्फुरच्चतुरपञ्चमस्वरजितान्यपक्षिव्रज ।
रसालतरुणा कृतामसमतुल्यतामात्मनो
विहन्तुमिह कोकिल फलिनमन्यमुद्वीक्षते ॥१३९॥

યુવાવસ્થાને કારણે પોતાના સૌંદર્યનો અહંકાર રાખનારી કોઈ રમણીને જોતાં જે મદ થાય તેવા મદને પેદા કરનાર અને આયતોદ નામના વાજિંત્રમાંથી નીકળતા ચતુર પંચમ નાદની જેમ મધુર લાગતા સ્વરનો આલાપ લઈને, જે કોકિલ બીજા પક્ષીઓના ટોળાને જીતી લે છે (અને તેથી છુપાઈ જવાની ઇચ્છાથી) આંબાનો આશ્રય લેવા જતાં, તેના લીલા વર્ણ સાથે પોતાનો કાળો વર્ણ નહિ ભળતાં, તે વર્ણભેદ દૂર કરવા માટે તે કોયલ હવે બીજા ફળવાળા સમાન વર્ણના વૃક્ષને શોધી રહેલ છે ૧૩૯

क्वचिज्झिल्लीनादं क्वचिदतुल्काकोलकलहं
क्वचित्कङ्काराव क्वचिदपि कपीनां कलकलं ।
क्वचिद्घोरं फेरुध्वनिरयमहो दैवघटनात्
कथंकारं तारं रसति चकितः कोकिलयुवा ॥१४०॥

કોઈ જગાએ ઝિલ્લી-તમરાઓનો નાદ થઈ રહ્યો છે, ક્યાંક ભોગ દ્રોણ નામના કાગડાઓ કલહ કરી રહ્યા છે, કોઈ સ્થાને કંક પક્ષીઓની રાડ સંભળાય છે, કોઈ જગાએ વળી વાંદરાના દૂકાદૂક થઈ રહ્યા છે અને ક્યાંક વળી શિયાળવાના ઘોર નાદ થઈ રહ્યા છે, એ રીતની દૈવની ઘટનાથી ત્રાસ પામેલ અને વિસ્મય પામેલો બિચારો શી રીતે પોતે ઉચ્ચ સ્વરે ગાઈ શકે ?

मूकीभूय तमेव कोकिल मधु वन्धु प्रतीक्षस्व हे
हेलोल्लासितमल्लिकापरिमलामोदानुकूलानिलम् ।
यत्रैतास्तव सूक्तय सफलतामायान्त्यमी सूल्लसन् ।
पांशूत्ससृतो निदाघदिवसा संतापसंदायिन ॥१४१

હે કોયલ! હમણાં તારી વાણી બંધ રાખીને તારા મિત્ર મધુ (ચૈત્ર) માસની રાહ જો, કે જે સમયે આનંદથી ખીલી ઊઠેલ મલ્લિકાના પરિમલની સુગંધીને અનુકૂળ રહેલ એવો પવન વાઈ રહ્યો હોય તે સમયે તારી મધુર વાણીઓ સારી રીતે સફળ બનશે બાકી અત્યારે તો સંતાપ આપનાર એવા ઉનાળાના દિવસો છે કે જ્યાં ઊડતી ધૂળના ગોટેગોટા વધી રહ્યા છે ૧૪૧

येनानन्दमये वसन्तसमये सौरभ्यहेलामिलद्
भृङ्गालीमुखरे रसालशिखरे नीता पुरा वासरान्
आ कालस्य वशेन कोकिलयुवा सोऽप्यद्य सर्वा दिश
सेलद्वायसचञ्चुघातविदलन्मूर्धा मुहुर्धावति ॥ १४२॥

જે કોયલે પહેલા આનંદમય બનેલ વસંતના સમયમાં સુગંધના લોભથી ખેંચાઈ આવેલ ભમરાઓના ગુંજારવથી ગાજી રહેલ આંબાની ડાળી પર અનેક દિવસો પસાર કર્યા હતા, તે જ યુવાન કોયલ દૈવને વશ થઈને અત્યારે બધી દિશાઓમાં ભટકી રહેલ છે અને એના કાગડાઓ પોતાની ચાંચનો ઘા કરીને તેના માથાને ખોતરી રહ્યા છે ૧૪૨

दात्यूहा सरसं रसन्तु सुभग गायन्तु केकाभृत
कादम्बा कूलमालपन्तु मधुर कूजन्तु कोयष्टय ।
दैवाद्यावदसौ रसालविटपिच्छायामनासादय
न्निर्विण्ण कुटजेषु कोकिलयुवा सजातमौनव्रत ॥१४३

દૈવયોગે આંબાના વૃક્ષની છાયા નહિ મળવાથી દુઃખી થતો જે યુવાન કોયલ મૌનના વ્રતને ધારણ કરીને કુટજ વૃક્ષોમાં જ્યાં સુધી પોતાનો કાળ પસાર કરી રહ્યો છે ત્યાં સુધી ભલે ભલે કાગડાઓ ભલે સરસ ગાન કરે, મયૂરો ભલે ટહુકાર કરે કાદંબ કલહંસો ભલે કલરવ કરે, તેમ જ ટિટોડીઓ ભલે મધુર ગાન કરતા રહે! ૧૪૩

भ्रात कोकिल कूजितेन किमल नाद्याप्यनर्घो गुण
स्तद्गी तिष्ठ विशीर्णपर्णपटलच्छन्न क्वचित्कोटरे ।
प्रोद्दामद्रुमसकटे करटकाकवमीसकुल
कालोऽय शिशिरस्य सप्रति सखे नाय वसन्तोत्सव ॥

હે ભાઈ કોયલ! તારા ગાનથી કોઈ ... નથી, માટે તું મૌન રાખ તારા ... પારખવાનો સમય હજી સુધી આવ્યો નથી, ... વૃક્ષની બખોલમાં ખરી પડેલાં પાંદડાંના ... ઢાંકીને શાન બેસી રહે! ... 

વધેલાં વૃક્ષોની નિકટમાં કઠોર વાણીને રટતા એવા કાગડાઓના સમૂહથી ઘેરાયેલો એવો આ શિયાળાનો સમય છે. હે મિત્ર! આ કાંઈ વસંતનો ઉત્સવ પ્રગટ કરવાનો કાળ નથી. ૧૪૪

अम्भोजप्रकरोऽथ केतककुल कुन्दोत्करः कैरवव्रातो मल्लिगणोऽथ चम्पकचयो जातीसमूहोऽथवा । नो चेदादरमातनोति पिक ते खेदं वृथा मा कृथा, यस्मात्कापि कदापि कोऽपि भविता यस्त्वद्गुणान्ज्ञास्यति ॥ १४५ ॥

હે કોયલ! આ કમળનો સમૂહ, કેતકીનાં ફૂલ, મોગરાનો ગુચ્છો, પોયણીનો સમૂહ, મલ્લિકાનો ગુણ, ચંપાનો ઢગલો કે પછી જાતિફૂલનો સમુદાય જો તારો આદર ન કરે તો તેથી તું નકામો ખેદ કરીશ નહિ; કારણ કે ક્યાંક કોઈ વખતે કોક તો એવું નીકળશે કે જે તારા ગુણોને જાણશે. ૧૪૫

आसाद्याम्रवनीमिमां प्रति नवमास्वाद्य तन्मञ्जरीं मैवं पञ्चममञ्च नन्दनवनभ्रान्त्या तया कोकिल । एषा वायसमण्डली घनशिरःशूलाहतिव्याकुला कुध्वानैर्बधिरीकरिष्यति वृथा श्रोत्राणि सत्पत्रिणाम् ॥

હે કોયલ! આ નવા આંબાવાડિયામાં પહોંચી જઈને તેમ જ આંબાની કોમળ માંજર ચાખીને, તેને ભ્રમથી નંદનવન માની લઈને તું તારા પંચમસ્વરથી ગાવાની શરૂઆત કરીશ નહીં; કારણ કે માથાની ભારે વેદનાને પ્રગટ કરીને અકળાવી મૂકે, એવી આ કાગડાઓની પંક્તિ 'કા કા'ના ખરાબ ધ્વનિઓથી સુંદર પક્ષીઓના કાનને પણ ફોગટ બહેરા કરી નાખશે. ૧૪૬

उत्कूजन्तु वटे वटे वत बकाः काका वराका अपि कांकुर्वन्तु सदा निनादपटवस्ते पिप्पले पिप्पले । सोऽन्यः कोऽपि रसालपल्लवनवग्रासोल्लसत्पाटवक्रीडत्कोकिलकण्ठकूजनकलालीलाविलासक्रमः ॥१४७

એ બગલાં ભલેને વડની છાયામાં બેસીને રાવ નાખ્યા કરે અને પેલા બિચારા કાગડા પણ ભલેને અવાજ કરવામાં કુશળ ગણાતા, પીપળે 'કાં કાં' કર્યા કરે; પરંતુ આંબાનાં નવપલ્લવો ખાવાથી જેમાં ચાતુર્ય વિલસી રહ્યું છે એવા ક્રીડા કોકિલના કંઠના કૂજનરૂપ લીલાવિલાસનો આનંદ તો કોઈ ઓર જ છે. ૧૪૭

**ચાતક :**

एक एव खगो मानी चिरं जीवतु चातकः । म्रियते वा पिपासायां याचते वा पुरंदरम् ॥ १४८॥

જે એક જ પક્ષી ખરેખર માની છે, તે ચાતકપક્ષી લાંબા કાળ સુધી જીવતો રહો. એ તરસમાં ને તરસમાં મરી જશે કે પછી તે ઇંદ્રરૂપી મેઘની પાસે યાચના કરશે.

पिपासाक्षामकण्ठेन याचितं चाम्बु पक्षिणा । नवमेघोज्झिता चास्य धारा निपतिता मुखे ॥ १४९॥

જેનો કંઠ તરસને કારણે સુકાઈ ગયો છે, એવા આ ચાતકપક્ષીએ જેવું પાણી માગ્યું કે તરત જ નવા મેઘમાંથી છૂટેલી પાણીની ધારા તેના મુખમાં પડી. ૧૪૯

शक्यते येन केनापि जीवनेनैव जीवितुम् । किंतु कौलव्रतोद्भङ्गप्रसङ्ग परदुःसहः ॥ १५०॥

ગમે તે સમયે મળી આવે એવા કોઈ પણ સામાન્ય જીવન(પાણી)થી ચાતકને જીવવું હોય, તોપણ તેનાથી જીવી શકાય એમ છે; પરંતુ જે વ્રત પોતાના કુલની પરંપરાથી ચાલ્યું આવતું હોય, તેને તોડવાનો પ્રસંગ આવે, એ તો ખરેખર અત્યંત મુશ્કેલ છે. ૧૫૦

अवश्यकारणैः प्राणान्धारयत्येव चातकः । प्रार्थनाभङ्गभीतोऽपि शक्रादपि न याचते ॥ १५१॥

આ ચાતક પાસે જળ મળવાનાં કારણો જરૂર હોવાં જોઈએ અને એ કારણે જ તે પ્રાણોને ધારણ કરી રહ્યું છે; પરંતુ પોતાની પ્રાર્થનાનો ભંગ થાય એ ભયને કારણે તે ચાતક મેઘરાજ ઇંદ્ર પાસે પણ માગણી કરતું નથી. ૧૫૧

चातक धूमसमूहं दृष्ट्वा मा धाव वारिधरबुद्ध्या । इह हि भविष्यति भवतो नयनयुगादेव वारिणां पूरः ॥

હે ચાતક! ધુમાડાના ગોટેગોટા જોઈને 'એ મેઘ છે,' એમ ખોટું અનુમાન કરીને તું દોડાદોડ કર નહિ. એ ધુમાડાના ગોટાથી તો તારાં જ બે નેત્રથી પાણીનાં પૂર વહેવા લાગશે. ૧૫૨

यद्यपि चातकपक्षी क्षपयति जलधरमकालवेलायाम् । तदपि न कुप्यति जलदो गतिरिह नान्या यतस्तस्य ॥

જોકે આ ચાતકપક્ષી વરસાદનો સમય થતા પહેલાં જ અકાળે મેઘ પાસે પ્રાર્થના કરે છે; તોપણ આ મેઘ તેની પર કોપ કરતો નથી; કારણ કે અહીં મેઘને છોડીને ચાતકની બીજી કોઈ ગતિ નથી. ૧૫૩

दीनोन्नतचलपक्षतया यद्यपि लब्धमवाप्तु । चातक सत्संभावनया किमपि यदस्ति तदस्तु ॥१५४॥

હે ચાતક! દીન બનીને પાંખોને ઊંચી કરીને ચંચલ બનાવીને અર્થાત્ યાચના કરીને જે તેં ઘણું ઘણું મેળવ્યું હોય, તે બધું ફોગટ છે; પરંતુ તારો સારી રીતે આદરસત્કાર થતાં તેં જે કાંઈ થોડુંઘણું મેળવ્યું હોય, તે તારી પાસે ભલે રહ્યું. ૧૫૪

विश्वोपजीव्ये न पिबत्यपोऽयं पद्माकरे यद्यपि चातकश्चेत् । स्वार्थक्षतिस्तस्य तृषातुरस्य लघुत्वमेवास्ति न किंचिदस्य ॥ १५५ ॥

જે આ કમળોનું સરોવર સમસ્ત વિશ્વને જીવન (જલ) આપીને જિવાડનારું છે તેમાં જો આ ચાતક જલનાં પાન ન કરે તો તે તરસથી પીડાશે અને તેના સ્વાર્થની હાનિ થશે; પરંતુ તેથી તે ચાતક હલકી જાતનો છે, એમ નહિ કહેવાય! ૧૫૫

ऊर्ध्वीकृतग्रीवमहो मुधैव किं याचसे चातकपोत मेघम् । अत्यूर्जितं गर्जितमात्रमस्मिन्नम्भोधरे बिन्दुलवस्तु दूरे ॥ १५६ ॥

હે ચાતકના બચ્ચા! ઊંચી ડોક કરીને આ મેઘની શું યાચના કરે છે, તે ફોગટ છે. આ મેઘ વિષે તો ઘણી ઊંચેથી સંભળાતી એવી ગર્જના જ વધેલી છે, બાકી જલનું એક ટીપું તો દૂર જ રહ્યું! ૧૫૬

वृथा कथं नृत्यसि चातक त्वं न नीलमेघोऽयं गजो मदान्धः । स त्वादृशेभ्यो न ददाति नूनं मातङ्गदानं मधुपेभ्य एव ॥ १५७ ॥

હે ચાતક! તું શા માટે ફોગટ નાચ કરી રહ્યો છે? આ નીલ મેઘ નથી, આ તો મદથી અંધ બનેલો હાથી છે. એ હાથી તારા જેવાઓને કાંઈ આપતો નથી. એ તો ભમરાઓને જ ગંડસ્થળનાં દાન કરે છે. ૧૫૭

आत्मानमम्भोनिधिरेतु शोषं ब्रह्माण्डमासिञ्चतु वा तरंगैः । नास्ति क्षतिर्नोपचितिः कदापि पयोदवृत्तेः खलु चातकस्य ॥ १५८ ॥

સમુદ્ર ભલે પોતાની જાતને સૂકવી દે કે પછી પોતાના તરંગોથી બ્રહ્માંડભરને જલથી ભરી દે; તેથી ચાતકને કંઈ હાનિ થવાની નથી કે કાંઈ વૃદ્ધિ થવાની નથી; કારણ કે ચાતક તો મેઘ પર નિર્વાહ કરે છે. ૧૫૮

अन्येऽपि सन्ति बत तामरसावतंसा
हंसावलीवलयिनो जलसंनिवेशाः ।
कोऽप्याग्रहो गुरुरयं बत चातकस्य
पौरंदरीं यदभिवाञ्छति वारिधाराम् ॥ १५९ ॥

જેમાં રાતાં કમળ ખીલેલાં છે અને જ્યાં હંસોની હાર મંડલના આકારમાં શોભી ઊઠે છે, એવાં જળાશયો બીજાં ઘણાં છે; તોપણ આ ચાતક મેઘરાજ ઇંદ્રની જળધારાની ઇચ્છા કરે છે; એવો મોટો આગ્રહ આ ચાતક શા માટે રાખતો હશે? ૧૫૯

रक्ताब्जपुञ्जरजसारुणितान्विमुच्य
स्वच्छान्सुधासमरसानपि वारिराशीन् ।
यच्चातकः पिबति वारिधरोद्गबिन्दून्
मन्ये तदानतिभयाच्छिरसोऽभिमानी ॥ १६० ॥

જે સરોવરનાં જળ રાતાં કમળના સમૂહની રજથી રાતાં થયેલાં છે તેમ જ જે સ્વચ્છ અમૃત જેવાં સરસ છે; તે જલને છોડીને જે ચાતક મેઘમાંથી પડતાં જલનાં બિંદુનાં પાન કરે છે; તેથી હું તો એમ માનું છું કે, એ અભિમાની ચાતક પોતાનું મસ્તક નમાવીને જળ પીવું પડે, એ ભયે તે બીજું જલ પીતો નથી.

धिग्वारिदं परिहृतान्यजलाशयस्य
यच्चातकस्य कुरुते न तृषाप्रशान्तिम् ।
धिक्चातकं तमपि योऽर्थितयास्तलज्ज-
स्तं तादृशं च यदुपैति पिपासितोऽपि ॥ १६१ ॥

જેણે બીજાં જળાશયોનો ત્યાગ કરેલ છે એવા ચાતકની તરસને જે શાંતિ આપતો નથી, તે મેઘને ધિક્કાર છે, તેવી જ રીતે તે ચાતકને પણ ધિક્કાર છે કે જે પોતે તરસથી પીડાતો હોવા છતાં નિર્લજ્જ બનીને મેઘની પાસે જ યાચના કરે છે. ૧૬૧

बीजैरङ्कुरितं लताभिरुदितं वल्लीभिरुज्जृम्भितं कन्दैः कन्दलितं जनैः प्रमुदितं धाराधरे वर्षति । भ्रातश्चातक पातकं किमपि ते सम्यङ् न जानीमहे येनास्मिन्न पतन्ति चञ्चुपुटके द्वित्राः पयोबिन्दवः ॥ १६२ ॥

હે ભાઈ ચાતક! જ્યારે આ મેઘે ધારાબંધ વરસવા માંડ્યું, ત્યારે બીજોએ અંકુર રૂપ લીધું, લતાઓએ પ્રગટ થવા માંડ્યું, વેલીઓએ ને કંદમૂળે વધવા માંડ્યું તેમ જ ખેડૂતજનોએ આનંદપ્રમોદ કરવા માંડ્યા; તોપણ તારી આ ચાંચના પડમાં જલનાં બે-ત્રણ બિંદુઓ પણ પડતાં નથી; તો તેમાં તારું કાંઈ પણ પાપ હોવું જોઈએ, પરંતુ તે પાપ કયું છે, તે અમે સારી રીતે જાણી શકતા નથી. ૧૬૨

अन्ये ते जलदायिनो जलधरास्तृष्णां विनिघ्नन्ति ये भ्रातश्चातक किं वृथा विरुदितैः खिन्नोऽसि विश्रम्यताम् । मेघः शारद एष काशधवलः पानीयरिक्तोदरो गर्जत्येव हि केवलं भृशतरं नो बिन्दुमप्युज्झति ॥ १६३ ॥

હે ભાઈ ચાતક! તારી તરસને દૂર કરે એવા જે, મેઘો હતા, તે તો જુદા હતા. તે મેઘો તો ગયા! હવે તારા રોદનથી કાંઈ વળવાનું નથી. તું થાકી ગયો છે, માટે હવે તો આરામ લે. શરદૃઋતુનો આ કાસના પુષ્પ જેવો સફેદ મેઘ છે, તે તો પાણીથી ખાલી થયેલ પેટવાળો છે. એ મેઘ ફક્ત વધારે પડતી ગર્જના જ કરે છે, પરંતુ પાણીનું એક ટીપુંય ફેંકતો નથી. ૧૬૩

હે ચક્રવાક ! કમળોના વનનો જે એકમાત્ર મિત્ર છે, એવો આ સૂર્ય અસ્ત પામ્યો છે. ખરેખર, કોઈ પણ માણસ વિધિએ રચેલ નિર્માણને ઓળંગી શકે એમ નથી, માટે તું ધીરજનું અવલંબન કર અને શોક કરવાનો છોડી દે; કારણ કે જે ધીર જનો હોય છે, તે જ વિપત્તિને તરી જાય છે; જેમનાં ચિત્ત દીન છે, તે તરી શકતા નથી. ૧૭૯

**પોપટ**

अखिलेषु विहंगेषु हन्त स्वच्छन्दचारिषु ।
शुक पञ्जरबन्धस्ते मधुराणां गिरां फलम् ॥ १८० ॥

એ તો ખેદની વાત છે કે જ્યારે બધાં જ પક્ષીઓ ગમે ત્યાં વિહાર કરતાં હોય છે, ત્યારે હે પોપટ ! તારી મધુર વાણીનું ફળ એ છે કે તારે પિંજરાની અંદર બંધાઈને રહેવું પડે છે. ૧૮૦

किंशुके शुक मा तिष्ठ चिरं भाविफलेच्छया ।
बाह्यरङ्गप्रसङ्गेन के के नानेन वाञ्चिताः ॥ १८१ ॥

હે પોપટ ! ભવિષ્યમાં ફળ મળશે એ ઇચ્છાથી તું આ કેસૂડાનાં ફૂલ પર બેસી ન રહે ! એ ફૂલે પોતાના બહારના રંગમાં આસક્ત કરીને કોને કોને છેતર્યા નથી ?

काकाः किं किं न कुर्वन्ति केङ्कारं यत्र यत्र वा ।
शुक एव परं वक्ति नृपहस्तोपलालितः ॥ १८२ ॥

શું આ કાગડા જ્યાંત્યાં 'કો' કો ' કરીને બખાળા કરી મૂકતા નથી ? પરંતુ જેનાં લાલનપાલન રાજાને હાથે થાય છે એવો આ પોપટ ઉત્તમ વાણી બોલે છે.

शुक तव पठनं व्यसनं न गुणः स गुणाभासः ।
समजनि येनामरणं शरणं पञ्जरवासः ॥ १८३ ॥

હે પોપટ ! તું જે મીઠી વાણીથી પાઠ બોલે છે, એ તારા માટે તો દુઃખ છે. એ તારે માટે ગુણ નથી, પણ ગુણનો આભાસ છે. એ મીઠી વાણીને કારણે જ તને મરણ સુધી પિંજરામાં રહેવાનું મળેલું છે. ૧૮૩

कीर नीरसकरीरपादपे किं स्थितोऽसि कथयामि धीरतः । मामकीनसहकारपादपा दुःसमीरलहरीभिराहताः ॥ १८४ ॥

'હે પોપટ ! તું આ રસ વિનાના કેરડાના છોડ પર શા માટે બેઠેલો છે ?' (પોપટ જવાબ આપે છે :) 'હું તમને તેનું કારણ ધીરજથી કહું છું. મને આશરો આપનારાં એવાં આંબાનાં વૃક્ષો તીક્ષ્ણ પવનોના ઝપાટાથી પડી ગયાં છે; એટલે બીજો ઉપાય નથી.' ૧૮૪

सुभाषितस्याध्ययनेऽनुषक्तं शुकं वराकाः प्रहसन्ति काकाः । तमेव संसत्सु गिरं किरन्तं दृष्ट्वा भवन्ति त्रपयानतास्याः ॥ १८५ ॥

જ્યારે આ પોપટ સુંદર વાણી બોલવાના અભ્યાસમાં ગરકાવ થયેલો હતો, ત્યારે હલકા કાગડાઓ તે પોપટને હસતા હતા; પરંતુ તે જ પોપટ જ્યારે સભાઓમાં મીઠી વાણી બોલવા લાગ્યો, ત્યારે તે જોઈને કાગડાઓનાં માથાં લજ્જાને કારણે નમી પડેલાં હતાં. ૧૮૫

द्राक्षां प्रदेहि मधु वा वदने निधेहि देहे विधेहि किमु वा करलालनानि । जातिस्वभावचपलः पुनरेष कीरस्तत्रैव यास्यति कृशोदरि मुक्तबन्धः ॥ १८६ ॥

હે પાતળી કમરવાળી સુંદરી ! આ પોપટને તું દ્રાક્ષ આપ કે તેના મુખમાં મધુર રસ રેડ, કે પછી તેના શરીર પર કોમળ હાથ ફેરવ; પરંતુ એ પોપટ જન્મજાત સ્વભાવથી જ ચપળ છે, તેથી તારાં બંધનમાંથી મુક્ત થશે, તેની સાથે જ તે જંગલમાં જ ચાલ્યો જશે. ૧૮૬

हे कीर कैरवसुगीरिति संकलय्य मा मात्र संरससि सज्जनरञ्जनाय । बालोऽपि यत्र कलकण्ठसुकण्ठपीठः संलेढि कोमलकुहूकृतपूर्णकर्णः ॥ १८७ ॥

હે ભાઈ પોપટ ! જે વખતે એક કોયલનું બચ્ચું પણ પોતાના સુકોમળ મધુર કંઠથી કોમળ કુહૂક કરીને શ્રોતાજનોના કાનને આનંદ આપનાર બનીને સજ્જનોના રંજન માટે બોલતું હોય, તે વખતે મારી વાણી મધુર છે એમ માનીને જ ફક્ત તું કંઈ વાણી બોલતો નહિ (નહિ તો તારી વાણી કોઈ નહિ સાંભળે !)

इदमपटु कपाटं जर्जरः पञ्जरोऽयं
विरमति न गृहेऽस्मिन्क्रूरमार्जारयात्रा ।
शुक मुकुलितजिह्वः स्थीयतां किं वचोभि-
स्तव वचनविनोदे नादरः पामराणाम् ॥ १८८ ॥

હે પોપટ ! તારા પિંજરનું બારણું સારું નથી. તારું પાંજરું પણ જીર્ણશીર્ણ બની ગયું છે. ક્રૂર બિલાડાઓની હરફર આ ઘરમાં ઓછી થતી નથી; માટે તારી જીભને કળીની જેમ સંકુચિત રાખીને તું બોલવાનું બંધ રાખ. તારાં વચનોથી કાંઈ લાભ થવાનો નથી; કારણ કે આ પામર જનોને તારી વાણીના વિનોદમાં કાંઈ આદર નથી. ૧૮૮

अमृतवचनलीलाविभ्रमैरन्नपानं रचय चतुर कीर भ्रान्तचित्तेषु तेषु । अकलितपरसेवातापपापः पिकोऽसौ भजतु विपिनवाटीमेष पीयूषकण्ठः ॥ १८९ ॥

હે પોપટ ! જેમનાં ચિત્ત ભમી ગયેલાં છે, એવાં આ પક્ષીઓનો તું તારાં અમૃત સમાન મીઠાં વચનો-

ની રચનાની રમતથી અન્નપાન મળે એ રીતનો આદર-સત્કાર કર. તે દરમિયાન જેનો અમૃત જેવો કંઠ છે, એવી આ કોયલ કે જે બીજાની સેવા નહિ કરવાના તાપના પાપથી દોષવાળો બનેલ છે, તે ભલે જંગલની વાટ સેવ્યા કરે. ૧૮૯

अमुष्मिन्नुद्याने विहगखल एष प्रतिकूलं
विलोलः काकोलः क्वणति खलु यावत्कटुतरम् ।
सखे तावत्कीर द्रढय हृदि वाचंयमकलां
न मौनेन न्यूनो भवति गुणभाजां गुणगणः ॥ १९० ॥

જ્યાં સુધી આ બગીચામાં પક્ષીઓમાં લુચ્ચો એવો ચપળ કાગડો કાનને કઠોર લાગે એ રીતે 'કા કા' કરી રહ્યો છે, ત્યાં સુધી હે મિત્ર પોપટ! તારી જે વાણીની કળા છે, તેને હૃદયમાં જ સારી રીતે સાચવી રાખ; કારણ કે ગુણવાન જનોના ગુણોનો સમુદાય મૌન રાખવાને કારણે ઓછો થતો નથી. ૧૯૦

इयं पल्लीभिल्लैरनुचितसमारम्भरसिकैः
समन्तादाक्रान्ता विषविषमबाणप्रणयिभिः ।
तरोरस्य स्कन्धे गमय समयं कीर निभृतं
न वाणी कल्याणी तदिह मुखमुद्रैव शरणम् ॥ १९१ ॥

અનુચિત કાર્યો કરવામા જેમને રસ છે, એવા આ ભીલ લોકો વિષનો લેપ કરેલાં બાણોને ધારણ કરીને આ પલ્લી(ભીલોના નિવાસ)માં ચારે બાજુ ઘૂમી રહ્યા છે; માટે આ મોટા વૃક્ષના થડમાં ભરાઈ રહીને થોડો સમય પસાર કર. હે પોપટ! અહીં તારી વાણી કલ્યાણ કરનારી નહીં બને. માટે મુખમુદ્રા (મૌન) રચવી, એ જ તને શરણ આપનાર છે. ૧૯૧

अमुष्मिन्नारामे तरुभिरभिरामे विटपिनः
स्फुटं नृत्यद्भृङ्गीविविधनवसंगीतकलनात् ।
परानन्दैः पूर्णाः क इव तव वर्णावलिपद-
क्रमश्रोता वेत्ता द्विजवर शुक श्राम्यसि कुतः ॥१९२

અનેક પ્રકારનાં વૃક્ષોથી શોભતા આ બગીચામાં નાચ કરતા ભમરાઓનાં નવાં નવાં વિવિધ સંગીતોના શ્રવણથી વૃક્ષો ખૂબ જ આનંદમાં આવીને રસપૂર્ણ બનેલાં છે. ત્યાં પક્ષઓમાં શ્રેષ્ઠ હે પોપટ! વર્ણોની હારથી રચેલાં પદોના ક્રમ તું રચશે તેને સાંભળનાર અને જાણનાર કોણ હશે? માટે તું શા માટે ખેદ ધરે છે? ૧૯૨

अये कीरश्रेणीपरिवृढ वृथा वासरशतं
किमर्थं त्वं व्यर्थं क्षपयसि पलाशे रभसतः ।
यदा पुष्पारम्भे मुखमलिनिमा किंशुकतरो-
स्तदैवेदं ज्ञातं फलपरिचयो दुर्लभतरः ॥ १९३ ॥

હે પોપટની પંક્તિ! આ પલાશ પર ખોટું સાહસ કરીને તમે નકામો વખત ગાળી રહ્યાં છો. અહીં સો સો દિવસ ગાળો, તોપણ કાંઈ લાભ થવાનો નથી. જ્યારે વસંતઋતુ આવે છે, ત્યારે તે પલાશના છોડ પર કાલિમા છવાઈ જાય છે; એથી જાણવામાં આવ્યું કે, 'આ વૃક્ષ વિષે ફળના પ્રાપ્ત થવાની આશા રાખવી, તે તો અત્યંત દુર્લભ છે.' ૧૯૩

अपारः पाथोधिः पुलिनपदवी योजनशतं
निरालम्बो मार्गो वियति किल शून्या दश दिशः ।
इतीवायं कीरः कतिपयपदान्येव गगने
मुहुर्भ्राम्यन्भ्राम्यन्पतति गुणवृक्षे पुनरपि ॥ १९४॥

આ સમુદ્ર અપાર છે. તેના કિનારાની પદવી સો યોજન દૂર છે. માર્ગમાં કોઈ આધાર નથી. આકાશમાં દશે દિશાઓ શૂન્ય જેવી લાગે છે. એ રીતે બધું જાણીને જ આ પોપટ આકાશમાં થોડાંક પગલાં ઊડીને અને ત્યા વારંવાર ભમી ભમીને ગુણથી ભરેલા જે વૃક્ષનો પોતે આશ્રય લીધો હતો, ત્યાં પાછો આવી પહોચે છે. ૧૯૪

द्विजकुलपते मेधासिन्धो सुभाषितकोविद
त्वयि गृहमुपायाते जातं बहूपकृतं मम ।
यदिह नियतं बाला वृद्धाः स्त्रियः परिचारकाः
शुक भगवतो नाम प्रीता गृणन्ति मुहुर्मुहुः ॥१९५॥

પક્ષીઓનાં કુળમાં શ્રેષ્ઠ, બુદ્ધિના સાગર અને સારા ઉચ્ચારવાળી વાણી બોલવામાં વિદ્વાન એવા હે પોપટ! તું અમારે ઘેર આવીને રહ્યો, તેથી તેં મારા ઉપર ઘણા ઉપકાર કર્યા છે; કારણ કે અહીં હવે નિયમિત રીતે બાળકો, વૃદ્ધ જનો, સ્ત્રીઓ અને સેવક-સેવિકાઓ અત્યંત પ્રસન્ન થઈને ભગવાનનાં નામ વારંવાર રટ્યા કરે છે.

वासः काञ्चनपञ्जरे नृपकराम्भोजैस्तनूमार्जनं
भक्ष्यं स्वादुरसालदाडिमफलं पेयं सुधाभं पयः ।
पाठः संसदि रामनाम सततं धीरस्य कीरस्य मे
हा हा हन्त तथापि जन्मविटपिक्रोडं मनो धावति

'સોનાના પિંજરામાં મારો નિવાસ છે; રાજાઓના કરકમળોથી મારા શરીરને સાફ કરવામાં આવે છે; મીઠાં રસભર્યાં દાડમનાં ફળ ખાવા મારે મળે છે, અમૃત જેવાં મીઠાં જળ પીવા મારે છે; હું ધીરજવાળો પોપટ છું, તેથી મારે સભામાં નિરંતર રામનાં નામ રટવાનાં હોય છે, તોપણ ખરેખર ખેદ છે કે મારું મન મને જન્મ આપનાર વૃક્ષના બખોલરૂપી જન્મભૂમિમાં જવાને દોડી રહ્યું છે.' ૧૯૬

હે ચક્રવાક! કમળોના વનનો જે એકમાત્ર મિત્ર છે, એવો આ સૂર્ય અસ્ત પામ્યો છે. ખરેખર, કોઈ પણ માણસ વિધિએ રચેલ નિર્માણને ઓળંગી શકે એમ નથી, માટે તું ધીરજનું અવલંબન કર અને શોક કરવાનો છોડી દે; કારણ કે જે ધીર જનો હોય છે, તે જ વિપત્તિને તરી જાય છે; જેમનાં ચિત્ત દીન છે, તે તરી શકતા નથી. ૧૭૯

પોપટ

अखिलेषु विहंगेषु हन्त स्वच्छन्दचारिषु ।
शुक पञ्जरबन्धस्ते मधुराणां गिरां फलम् ॥ १८० ॥

એ તો ખેદની વાત છે કે જ્યારે બધાં જ પક્ષીઓ ગમે ત્યાં વિહાર કરતાં હોય છે, ત્યારે હે પોપટ! તારી મધુર વાણીનું ફળ એ છે કે તારે પિંજરાની અંદર બંધાઈને રહેવું પડે છે. ૧૮૦

किंशुके शुक मा तिष्ठ चिरं भाविफलेच्छया ।
बाह्यरङ्गप्रसङ्गेन के के नानेन वञ्चिताः ॥ १८१ ॥

હે પોપટ! ભવિષ્યમાં ફળ મળશે એ ઇચ્છાથી તું આ કેસૂડાનાં ફૂલ પર બેસી ન રહે! એ ફૂલે પોતાના બહારના રંગમાં આસક્ત કરીને કોને કોને છેતર્યા નથી?

काकाः किं किं न कुर्वन्ति क्रेङ्कारं यत्र यत्र वा ।
शुक एव परं वक्ति नृपहस्तोपलालितः ॥ १८२ ॥

શું આ કાગડા જ્યાંત્યાં 'ક્રોં ક્રોં' કરીને બખાળા કરી મૂકતા નથી? પરંતુ જેનાં લાલનપાલન રાજાને હાથે થાય છે એવો આ પોપટ ઉત્તમ વાણી બોલે છે.

शुक तव पठनं व्यसनं न गुणः स गुणाभासः ।
समजनि येनामरणं शरणं पञ्जरवासः ॥ १८३ ॥

હે પોપટ! તું જે મીઠી વાણીથી પાઠ બોલે છે, એ તારા માટે તો દુઃખ છે. એ તારે માટે ગુણ નથી, પણ ગુણનો આભાસ છે. એ મીઠી વાણીને કારણે જ તને મરણ સુધી પિંજરામાં રહેવાનું મળેલું છે. ૧૮૩

कीर नीरसकरीरपादपे किं स्थितोऽसि कथयामि धीरतः । मामकीनसहकारपादपा दुःसमीरलहरीभिराहताः ॥ १८४ ॥

'હે પોપટ! તું આ રસ વિનાના કેરડાના છોડ પર શા માટે બેઠેલો છે?' (પોપટ જવાબ આપે છે:) 'હું તમને તેનું કારણ ધીરજથી કહું છું. મને આશરો આપનારાં એવાં આંબાનાં વૃક્ષો તીક્ષ્ણ પવનોના ઝપાટાથી પડી ગયાં છે; એટલે બીજો ઉપાય નથી.' ૧૮૪

सुभाषितस्याध्ययनेऽनुषक्तं शुकं वराकाः प्रहसन्ति काकाः । तमेव संसत्सु गिरं किरन्तं दृष्ट्वा भवन्ति त्रपयानतास्याः ॥ १८५ ॥

જ્યારે આ પોપટ સુંદર વાણી બોલવાના અભ્યાસમાં ગરકાવ થયેલો હતો, ત્યારે હલકા કાગડાઓ તે પોપટને હસતા હતા; પરંતુ તે જ પોપટ જ્યારે સભાઓમાં મીઠી વાણી બોલવા લાગ્યો, ત્યારે તે જોઈને કાગડાઓનાં માથાં લજ્જાને કારણે નમી પડેલાં હતાં. ૧૮૫

द्राक्षां प्रदेहि मधु वा वदने निधेहि देहे विधेहि किमु वा करलालनानि । जातिस्वभावचपलः पुनरेष कीरस्तत्रैव यास्यति कृशोदरि मुक्तबन्धः ॥ १८६ ॥

હે પાતળી કમરવાળી સુંદરી! આ પોપટને તું દ્રાક્ષ આપ કે તેના મુખમાં મધુર રસ રેડ, કે પછી તેના શરીર પર કોમળ હાથ ફેરવ; પરંતુ એ પોપટ જન્મજાત સ્વભાવથી જ ચપળ છે, તેથી તારાં બંધનમાંથી મુક્ત થશે, તેની સાથે જ તે જંગલમાં જ ચાલ્યો જશે. ૧૮૬

हे कीर कैरवसुगीरिति संकलय्य मा मात्र संसदि सज्जनरञ्जनाय । बालोऽपि यत्र कलकण्ठसुकण्ठपीठः संलेढि कोमलकुहूकृतपूर्णकर्णः ॥ १८७ ॥

હે ભાઈ પોપટ! જે વખતે એક કોયલનું બચ્ચું પણ પોતાના સુકોમળ મધુર કંઠથી કોમળ કુહૂક કરીને શ્રોતાજનોના કાનને આનંદ આપનાર બનીને સજ્જનોના રંજન માટે બોલતું હોય, તે વખતે મારી વાણી મધુર છે એમ માનીને જ ફક્ત તું કંઈ વાણી બોલતો નહિ (નહિ તો તારી વાણી કોઈ નહિ સાંભળે!)

इदमपटु कपाटं जर्जरः पञ्जरोऽयं
विरमति न गृहेऽस्मिन्क्रूरमार्जारयात्रा ।
शुक मुकुलितजिह्वः स्थीयतां किं वचोभि-
स्तव वचनविनोदे नादरः पामराणाम् ॥ १८८ ॥

હે પોપટ! તારા પિંજરનું બારણું સારું નથી. તારું પાંજરું પણ જીર્ણશીર્ણ બની ગયું છે. ક્રૂર બિલાડાઓની હરફર આ ઘરમાં ઓછી થતી નથી; માટે તારી જીભને કળીની જેમ સંકુચિત રાખીને તું બોલવાનું બંધ રાખ. તારાં વચનોથી કાંઈ લાભ થવાનો નથી; કારણ કે આ પામર જનોને તારી વાણીના વિનોદમાં કાંઈ આદર નથી. ૧૮૮

अमृतवचनलीलाविभ्रमैरन्नपानं रचय चतुर कीर भ्रान्तचित्तेषु तेषु । अकलितपरसेवातापपापः पिकोऽसौ भजतु विपिनवाटीमेष पीयूषकण्ठः ॥ १८९ ॥

હે પોપટ! જેમનાં ચિત્ત ભમી ગયેલાં છે, એવાં આ પક્ષીઓનો તું તારાં અમૃત સમાન મીઠાં વચનો-

ની રચનાની રમતથી અલ્પાન મળે એ રીતનો આદર સત્કાર કર તે દરમિયાન જેનો અમૃત જેવો કંઠ છે, એવી આ કોયલ કે જે બીજાની સેવા નહિ કરવાના તાપના પાપથી દોષવાળો બનેલ છે તે ભલે જગતની વાટ જોયા કરે ૧૮૯

अमुष्मिन्नुद्याने विहगखल एष प्रतिकूल
विलोल काकोल फणति खलु यावत्कटुतरम् ।
सखे तावत्कीर द्रढय हृदि वाचयमकला
न मौनेन न्यूनो भवति गुणभाजा गुणगण ॥ १९० ॥

જ્યાં સુધી આ બગીચામાં પક્ષીઓમાં લુચ્ચો એવો ચપળ કાગડો માનને કઠોર લાગે એ રીતે 'કા કા' કરી રહ્યો છે, ત્યાં સુધી હે મિત્ર પોપટ! તારી જે વાણીની કળા છે તેને હૃદયમાં જ સારી રીતે સાચવી રાખ કારણ કે ગુણવાન જનોના ગુણોનો સમુદાય મૌન રાખવાને કારણે ઓછો થતો નથી ૧૯૦

इय पल्लीभिल्लैरनुचितसमारम्भरसिकै
समन्तादाक्रान्ता विषविषमबाणप्रणयिभि ।
तरोरस्य स्कन्धे गमय समय कीर निभृत
न वाणी कल्याणी तदिह मुखमुद्रैव शरणम् ॥ १९१ ॥

અનુચિત કાર્યો કરવામાં જેમને રસ છે, એવા આ ભીલ લોકો વિષનો લેપ કરેલા બાણોને ધારણ કરીને આ પલ્લી(ભીલોના નિવાસ)માં ચારે બાજુ ઘૂમી રહ્યા છે માટે આ મોટા વૃક્ષના થડમાં ભરાઈ રહીને થોડો સમય પસાર કર હે પોપટ! અહીં તારી વાણી કલ્યાણ કરનારી નહીં બને માટે મુખમુદ્રા (મૌન) રચવી, એ જ તને શરણ આપનાર છે ૧૯૧

अमुष्मिन्नारामे तरुभिरभिरामे विहरति
स्फुट नृत्यद्भृङ्गीविविधनवसगीतकलनात् ।
परानन्दे पूर्णो क इव तव वर्णावलिपद-
क्रमश्रोता वेत्ता द्विजवर शुक श्राम्यसि कुत ॥१९२

અનેક પ્રકારના વૃક્ષોથી શોભતા આ બગીચામાં નાચ કરતા ભમરાઓના નવા નવાં વિવિધ સંગીતોના શ્રવણથી વૃક્ષો ખૂબ જ આનંદમાં આવીને રસપૂર્ણ બનેલાં છે. ત્યાં પક્ષીઓમાં શ્રેષ્ઠ હે પોપટ! વર્ણોની હારથી રચેલાં પદોના ક્રમ તું રચશે તેને સાંભળનાર અને જાણનાર કોણ હશે? માટે તું શા માટે ખેદ ધરે છે? ૧૯૨

अये कीरश्रेणीपरिवृढ मुधा वासरशत
किमर्थं त्व व्यर्थं क्षपयसि पलाशे रमसत ।
यदा पुष्पारम्भे मुखमलिनिमा किंशुकतरो
स्तदैवेद ज्ञात फलपरिचयो दुर्लभतर ॥ १९३ ॥

હે પોપટની પંક્તિ! આ પલાશ પર ખોટું સાહસ કરીને તમે નકામો વખત ગાળી રહ્યા છો. અહીં સો સો દિવસ ગાળો, તોપણ કાંઈ લાભ થવાનો નથી જ્યારે વસંતઋતુ આવે છે, ત્યારે તે પલાશના છોડ પર કાલિમા છવાઈ જાય છે એથી જાણવામાં આવ્યું કે, 'આ વૃક્ષ વિષે ફળના પ્રાપ્ત થવાની આશા રાખવી, તે તો અત્યંત દુર્લભ છે' ૧૯૩

अपार पाथोधि पुलिनपदवी योजनशत
निरालम्बो मार्गो वियति किल शून्या दश दिश ।
इतीवाय कीर कतिपयपदान्येव गगने
मुहुर्भ्राम्यन्भ्राम्यन्पतति गुणवृक्षे पुनरपि ॥ १९४॥

આ સમુદ્ર અપાર છે તેના કિનારાની પદવી સો યોજન દૂર છે માર્ગમાં કોઈ આધાર નથી આકાશમાં દશે દિશાઓ શૂન્ય જેવી લાગે છે એ રીતે બધું જાણીને જ આ પોપટ આકાશમાં થોડાક પગલાં ઊડીને અને ત્યાં વારંવાર ભમી ભમીને ગુણથી ભરેલા જે વૃક્ષનો પોતે આશ્રય લીધો હતો, ત્યાં પાછો આવી પહોંચે છે ૧૯૪

द्विजकुलपते मेधासिन्धो सुभाषितकोविद
त्वयि गृहमुपायाते जात बहूपकृत मम ।
यदिह नियत बाला वृद्धा स्त्रिय परिचारका
शुक भगवतो नाम प्रीता गृणन्ति मुहुर्मुहु ॥१९५॥

પક્ષીઓના કુળમાં શ્રેષ્ઠ બુદ્ધિના સાગર અને સારા ઉચ્ચારવાળી વાણી બોલવામાં વિદ્વાન એવા હે પોપટ! તું અમારે ઘેર આવીને રહ્યો, તેથી તેં મારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે કારણ કે અહીં હવે નિયમિત રીતે બાળકો, વૃદ્ધ જનો, સ્ત્રીઓ અને સેવક-સેવિકાઓ અત્યંત પ્રસન્ન થઈને ભગવાનના નામ વારંવાર રટ્યા કરે છે

वास काञ्चनपञ्जरे नृपकराम्भोजैस्तनूमार्जन
भक्ष्य स्वादुरसालदाडिमफल पेय सुधाभ पय ।
पाठ ससदि रामनाम सतत धीरस्य कीरस्य मे
हा हा हन्त तथापि जन्मविटपिक्रोड मनो धावति

'સોનાના પિંજરામાં મારો નિવાસ છે, રાજાઓના કરકમળોથી મારા શરીરને સાફ કરવામાં આવે છે, મીઠાં રસભર્યાં દાડમનાં ફળ ખાવા માટે મળે છે, અમૃત જેવાં મીઠાં જળ પીવા માટે છે. હું ધીરજવાળો પોપટ છું, તેથી મારે સભામાં નિરંતર રામના નામ રટવાના હોય છે, તોપણ ખરેખર ખેદ છે કે મારું મન મને જન્મ આપનાર વૃક્ષના બખોલરૂપી જન્મભૂમિમાં જવાને દોડી રહ્યું છે' ૧૯૬

सत्सांगत्यमवाप्य यः पुरवने नानारसास्वादवत्
कीरः शास्त्रविचारचारुवचनैरानन्दकारी जने ।
दैवेनास्फुटवाक्प्रपञ्चपिहितश्रोत्रस्य तस्याटवीं
प्राप्तस्यात्मसभाप्रगल्भकपिषु स्यान्मौनमेवोचितम् ॥

નગરના બગીચામાં રહેલો જે પોપટ સારા જનોનો સંગ મેળવીને અનેક પ્રકારનાં મીઠાં લાગતાં તેમ જ શાસ્ત્રના વિચારવાળાં વચનોથી સર્વ જનોને આનંદ આપનાર બન્યો હતો; પરંતુ દૈવવશાત્ તે પોપટ જંગલમાં જઈ ચઢ્યો ત્યારે પોતાને ઘણા જ ડાહ્યા ગણતા એવા વાનરોએ પોતાની સભા ભરીને અસ્પષ્ટ વાણીથી હૂકાહૂક કરીને જેના કાન ભરી દીધા છે એવા એ પોપટ તો મૌન રાખવું, તે જ યોગ્ય ગણી લીધું. ૧૯૭

भ्रातः कीर कठोरचञ्चुकषणक्रोधायितैः कूजितैः
किं माधुर्यनिषिक्तसूक्तिविशदा कण्ठावटुः शोष्यते ।
सेयं दैववशाद्दशा परिणता राजन्यपात्रस्य ते
मिश्रैश्छिद्रितभित्तिमुद्रितघटः प्राप्तो यतः पञ्जरः ॥१९८

હે ભાઈ પોપટ ! કઠોર ચાંચના ઘસાવાથી ક્રોધમય લાગતાં એવાં તારાં વચનોથી હવે શો લાભ થવાનો છે? મધુરતાથી ભરેલાં વચનો બોલવામાં ચતુર એવા તારા કંઠના છિદ્રને શા માટે સુકાવી રહ્યો છે? એક વખત તું રાજાના હાથમાં રહીને ખેલતો હતો; પરંતુ હવે તો દૈવની અવકૃપાથી તારી એવી દશા થઈ કે ભીલોએ જેના પડમાં કાણાં પાડેલાં છે એવો ટંકાયેલો ઘડો જ તને પાંજરાને બદલે રહેવાને આપ્યો છે. ૧૯૮

माणिक्यद्रवलिप्तमौक्तिकतुलां बिभ्रन्ति नो दाडिमी
बीजान्येष निरीक्षते न रमते हैमेऽप्यहो पञ्जरे ।
तत्तादृग्वनवाससंमदमहामोदैकमेदस्विनी
वृत्तिर्मे गलितानया हतगिरेत्येवं शुकः शोचति ॥१९९

માણેકના રસથી લેપાયેલ મોતીના જેવી શોભાને ધારણ કરનારાં દાડમનાં જે બીજ છે, તેની સામે પણ આ પોપટ જોતો નથી તેમ જ જે સોનાનું પાંજરું છે, તેમાં પણ રમતો નથી, પરંતુ અફસોસ છે કે, 'સુંદર જંગલમાં રહેવાથી મળી રહેતા મોટા આનંદને આપનારી મારી વૃત્તિ મારી હતભાગી વાણીએ કરીને નાશ પામી છે' એ બાબતનો શોક આ પોપટ વારંવાર કરી રહ્યો છે. ૧૯૯

याते यातमधःस्थिते स्थितमुपर्यालोकिते लोकितं
यद्युद्यानशुकोऽयमाकलयते शुद्धान्तहस्तस्थितः ।
तत्सर्वं मणिभित्तिमेत्य भवता छायाशुकाङ्गीकृतं
तस्मिन्कर्णसुधां वितन्वति गिरं तूष्णीं किमु स्थीयते ॥

અંતઃપુરની રાણીઓના હાથ પર બેઠેલો એ બગીચાનો પોપટ મણિ જડેલ ભીંત પર પડતા પોતાના પ્રતિબિંબને બીજો પોપટ ધારીને તેને કહી રહ્યો છે કે, 'હે છાયાશુક ! મારા ચાલવાથી તું ચાલે છે. મારા નીચે બેસતાંની સાથે તું નીચે બેસે છે. હું ઊંચે જોઉં છું ત્યારે તું ઊંચું જુએ છે, તો પછી હું જ્યારે કાનને અમૃત જેવી મીઠી લાગતી વાણી બોલું છું, ત્યારે તું શા માટે મૂંગો બેસી રહે છે? ૨૦૦

स्वस्वव्यापृतिमग्नमानसतया मत्तो निवृत्ते जने
चञ्चूकोटिविघट्टितारपुटो यास्याम्यहं पञ्जरात् ।
इत्थं कीरवरे मनोरथमयं पीयूषमास्वादय-
त्यन्तः संप्रविवेश वारणकराकारः फणिग्रामणीः ॥२०१

(પાંજરામાં પુરાયેલ પોપટ મનમાં વિચારી રહ્યો હતો કે,) 'જ્યારે બધાં માણસો પોતપોતાનાં કાર્યમાં મન પરોવીને મારાથી દૂર થશે, ત્યારે હું મારી ચાંચની અણીથી સળિયા પહોળા કરીને પિંજરામાંથી બહાર નીકળી જઈશ.' એ રીતે શ્રેષ્ઠ પોપટ મનોરથરૂપ અમૃતનું પાન કરતો હતો, તેટલામાં હાથીની સૂંઢ જેવા આકારના સર્પરાજે તે પાંજરામાં પ્રવેશ કર્યો! (અને તેની આશા ધૂળમાં મળી ગઈ!) ૨૦૧

दृष्ट्वा शाखावकीर्णं फलभरनमितं भूमिभागावनद्धं
त्यक्त्वा शालप्रकाण्डं पनसमुपगतश्चिन्तयित्वेति कीरः ।
हत्वा चञ्चुं प्रहर्षोद्विगलितपयसा संभृताशेषपक्षो
भिन्नश्चोड्डीय गन्तुं गगनपरिचिता या गतिः सापि नष्टा ॥

જેની ડાળીઓ ફેલાયેલી છે, જે ફળના ભારથી નમી પડેલું છે અને જે ભૂમિના ભાગ સાથે અડીને રહેલું છે એવા વિશાળ શાલવૃક્ષને જોઈને, 'તે તૂટી પડશે,' એવો મનમાં વિચાર લાવીને આ પોપટ તેનો ત્યાગ કરીને પનસના ઝાડ પર પહોંચી ગયો. ત્યાં હરખમાં આવીને જેવો તેણે ચાંચનો પ્રહાર કર્યો કે, તેની સાથે જ ઝાડમાંથી નીકળેલા દૂધથી તેની બધી જ પાંખો ભરાઈ ગઈ અને તે હેરાન થઈ ગયો, એટલું જ નહિ; પરંતુ ઊડીને આકાશમાં ચાલી જવાની તેની જાણીતી ગતિ હતી તે પણ નાશ પામી. ૨૦૨

કાક

वयं काका वयं काका जल्पन्तीति प्रगे द्विकाः ।
तिमिरारिस्तमो हन्यादिति शङ्कितमानसाः ॥२०३॥

'અંધકારનો શત્રુ સૂર્યનારાયણ અંધકાર દૂર કરશે' એ વિષે જેમને શંકા થઈ છે, એવા આ બેચાર કાગડાઓ સવારના વખતે 'અમે કાગડા છીએ, અમે કાગડા છીએ' એમ વારંવાર બકવાદ કરી રહ્યા છે.

तुल्यवर्णच्छदः कृष्णः कोकिलैः सह संगतः ।
केन विज्ञायते काकः स्वयं यदि न भाषते ॥२०४॥

જેના વર્ણનો પ્રકાર સરખો છે એવો આ કાગડો કોયલોની સાથે સંગતમાં આવી પહોંચ્યો છે; પરંતુ જો એ કાગડો પોતે જ 'કાકા' બોલે નહિ, તો તેને કોણ ઓળખી લે. ૨૦૪

अहो मोहो वराकस्य काकस्य यदसौ मुहुः ।
सरीसर्ति नरीनर्ति पुरतः शिखिहंसयोः ॥२०५॥

અરે! આ બિચારા કાગડાનો મોહ કેટલો બધો છે કે તે મોર અને હંસની પાસે વારંવાર જાય છે અને તેમની આગળ નાચ્યા કરે છે. ૨૦૫

आमरणादपि विरुतं कुर्वाणाः स्पर्धया सह मयूरैः ।
किं जानन्ति वराकाः काकाः केकारवं कर्तुम् ॥२०६॥

મોરની સાથે બરાબરી કરવાની મહેનતમાં પડેલા આ કાગડા મરણ સુધી કેકારવ કર્યા કરે તોપણ શું તે બિચારા કાગડા કેકારવ કરવાની કળાને જાણે ખરા? ૨૦૬

तत्काक त्वयि युक्ताः कटुवाग्वैवर्ण्यधूर्तताशुचिताः ।
यदि विष्टाकृमिपुष्टे तत्र न दोषा हि तच्चित्रम् ॥२०७॥

હે કાગડા! કઠોર વાણી, કાળો રંગ, લુચ્ચાઈ અને અપવિત્રતા એ બધા દોષો તો તારા જન્મની સાથે જ જડાઈ ગયેલા છે; પરંતુ વિષ્ઠાના કીડાથી તારો દેહ પોષાયેલો છે એટલે તને તે બધા દોષોની ખબર ન પડે, તેમાં કાંઈ આશ્ચર્ય નથી. ૨૦૭

विधिरेव विशेषगर्हणीयः करट त्वं रट कस्तवापराधः । सहकारतरौ चकार यस्ते सह वासं सरलेन कोकिलेन ॥२०८॥

હે કાગડા! તું તારે રટ્યા કર, તેમાં તારો કયો અપરાધ છે? કારણ કે એ વિષે તો વિધિ જ વિશેષ નિંદાને લાયક છે કે જેણે આંબાના વૃક્ષ પર સરળ કોયલની સાથે તારો વાસ કર્યો છે. ૨૦૮

काकस्य गात्रं यदि काञ्चनस्य माणिक्यरत्नं यदि चञ्चुदेशे । एकैकपक्षे ग्रथितं मणीनां तथापि काको न तु राजहंसः ॥२०९॥

ધારો કે કાગડાનું શરીર સોનાનું રચવામાં આવે અને તેની ચાંચ માણેક અને રત્નથી જડવામાં આવે તેમ જ તેની એક એક પાંખ મણિઓથી ગૂંથવામાં આવે, તોપણ કાગડો કાંઈ રાજહંસ બની શકે નહિ. ૨૦૯

त्रोटीपुटं करट कुड्मलयाद्य तात यावत्प्रतिव्रजति नाकमयं मरालः । नो चेदमुष्य कठोररवा विहंगाः सर्वे भुवीति निजसंसदि शंसितारः ॥२१०॥

હે ભાઈ કાગડા! આ રાજહંસ અત્યારે સ્વર્ગમાં જઈ રહ્યો છે, તે વખતે તો તારી ચાંચ પહોળી કરીને કંઈક મધુર બોલ; નહિ તો આ રાજહંસ પોતાની સભામાં એ રીતે જણાવશે કે પૃથ્વી પર રહેલાં બધાં જ પક્ષીઓ અમંગલ અને કઠોર શબ્દ કરનારાં છે. ૨૧૦

प्रत्यङ्गणं प्रतितरुं प्रतिवारितीरं काकाश्चरन्ति चलचञ्चुपुटा रटन्तः । नो यान्ति तृप्तिमथ मण्डितपुण्डरीक खण्डे वसन्निह तृप्यति राजहंसः ॥२११॥

ચંચળ ચાંચના પુટથી કાકા રટતા આ કાગડા આંગણે આંગણે, વૃક્ષે વૃક્ષે અને જળાશયને કિનારે કિનારે ભટકી રહ્યા છે, તોપણ તેમને સંતોષ થતો નથી અને આ રાજહંસ સરોવરના કમળથી સુશોભિત એક ખંડમાં જ નિવાસ કરે છે, તોપણ અત્યંત સંતોષ મેળવે છે. ૨૧૧

कृष्णं वपुर्वहतु चुम्बतु सत्फलानि रम्येषु संवसतु चूतवनान्तरेषु । पुंस्कोकिलस्य चरितानि करोतु कामं काकः किल ध्वनिविधौ स तु काक एव ॥२१२॥

આ કાગડો ભલેને કાળો વર્ણ ધારણ કરે, સારાં સારાં ફળ ખાય તેમ જ રમણીય આંબાવાડિયાંની અંદર નિવાસ કરે અને એ રીતે સુંદર કોયલનાં બધાં જ ચરિત એ ભલે કરતો રહે, પરંતુ કલરવ ધ્વનિ કરવાનો સમય આવશે ત્યારે કાગડો તે કાગડો જ રહેશે (તે મધુર નહિ બોલી શકે!) ૨૧૨

पथि निपतितां शून्ये दृष्ट्वा निरावरणाननां
दधिभृतघटीं गर्वोन्नद्धः समुन्नतकंधरः ।
निजसमुचितास्तास्ताश्चेष्टा विकारशताकुला
यदि न कुरुते काणः काकः कदा नु करिष्यति ॥२१३॥

રસ્તાના એક છેડા પર દહીંથી ભરેલો ઘડો ખુલ્લા મુખવાળો પડેલો છે, તેને જોઈને જેનો ગર્વ વધેલો છે અને જેણે ઊંચી ડોક કરેલી છે એવો આ કાણો કાગડો પોતાની જાતને યોગ્ય લાગે એવી સેંકડો વિકારોથી ભરેલી અનેક ચેષ્ટાઓ અત્યારે જો નહિ કરે તો પછી તે ક્યારે કરશે? ૨૧૩

गात्रं ते मलिनं तथा श्रवणयोरुद्वेगकृत्केङ्कृतं
भक्ष्यं सर्वमपि स्वभावचपलं दुश्चेष्टितं ते सदा ।
एतैर्वायस संगतोऽस्यविनयैर्दोषैरमीभिः परं
यत्सर्वत्र कुटुम्बवत्सलमतिस्तेनैव धन्यो भवान् ॥२१४॥

હે કાગડા! તારું શરીર કાળું-મલિન છે, તારી વાણી કાનને પૂરેપૂરી કંટાળો આપે છે. બધો જ ખોરાક તને ખપે છે. તારી અત્યંત ચપળ ચેષ્ટા સ્વભાવને

કારણે અત્યંત ચંચળ છે. એ રીતના તેમજ અવિનય વગેરેના દોષો તારામા ઘણા છે, તે છતાં તારામાં પોતાના કુટુંબને ચાહવાની જે શુદ્ધ મતિ રહેલી છે, તેને જ કારણે તને ધન્યવાદ આપવા ઘટે છે. ૨૧૪

रूक्षस्यामधुरस्य चातिमलिनच्छायस्य धृष्टस्य च
क्षुद्रस्य क्षतकारिणोऽतिचपलस्याह्लादविच्छेदिनः ।
येयं निम्बफलेषु काक भवतस्तित्तेषु नैसर्गिकी
प्रीतिस्तत्सदृशं विधेर्विलसितं निष्पन्नमेतच्चिरात् ॥२१५

હે કાગડા! અત્યંત કઠોર, કટુ વાણી બોલનાર, અત્યંત મલિન છાયાને ધરાવનાર ધૃષ્ટ, હલકટ, બીજા પર ઘા કરનાર અત્યંત ચપળ તેમજ આનંદને દૂર કરનાર એવો તુ છે એટલે કડવા લીંબોળીના ફળોમા તને જે કુદરતી રીતે પ્રેમ જાગેલો છે, તે ખરેખર વિધાતાએ ખૂબ જ કાળ સુધી વિચાર કર્યા પછી યોગ્ય જ કર્યું છે અને તે પ્રમાણે જ તારું વર્તન છે. ૨૧૫

कर्णारुंतुदमन्तरेण रणितं गाहस्व काक स्वयं
माकन्दं मकरन्दशालिनमिह त्वां मन्महे कोकिलम् ।
धन्यानि स्थलवैभवेन कतिचिद्वस्तूनि कस्तूरिकां
नेपालक्षितिपालफालपतिते पङ्के न शङ्केत क. ॥२१६॥

હે કાગડા! જો તું કાનને કંટાળો આપે એવી તારી કઠોર વાણી બોલ્યા વિના આ આંબા પર બેસી રહે, તો મકરંદ રસથી શોભતા આંબાના વૃક્ષ પર બેઠેલા એવા તને અમે કોયલ માની લઈશું. અરે! સ્થાનના વૈભવને કારણે કેટલીક હલકી ચીજો પણ ઘણી સારી ગણાતી હોય છે જેમ કે નેપાળના રાજાના લલાટમા અકસ્માત કાદવ ચોંટેલો હોય, તોપણ લોકો તેને કાદવ નહિ કહેતા કસ્તૂરી કહેશે, તેમા કોઈ શંકા નહિ લાવે. ૨૧૬

काक त्वं फलनम्रमाम्रविपिनं दैवात्समासादयन्
किंकर्णौ बधिरीकरोषि परुषैः कारकोलाहलैः ।
मौनं चेदवलम्बसे रतभरप्रक्रान्तपुंस्कोकिल-
भ्रान्त्यापि त्वयि संचरन्ति न कथं मुग्धाकटाक्षच्छटाः॥

હે કાગડા! સારા દૈવના યોગે ફળના ભારથી નમેલ આમાના વૃક્ષ પર બેસીને કઠોર 'કા,' 'કા'ના કોલાહલોથી શા માટે કાનને બહેરા કરી નાખે છે? જો તું ઘડીભર મૌન રાખે તો ભ્રમથી તને મધુર ટહુકાર કરીને થાકી ગયેલ કોયલના રૂપે સમજીને તરુણીઓ તારી તરફ કટાક્ષ ફેંકશે! ૨૧૭

नो चारू चरणौ न चापि चतुरा चञ्चुर्न वाच्यं वचो
नो लीलाचतुरा गतिर्न च शुचिः पक्षग्रहोऽपि तव ।
क्रूरक्रेंकृतिनिर्भरां गिरमिह स्थाने वृथैवोद्गिरन्
मूर्ख ध्वाङ्क्ष न लज्जसेऽप्यसदृशं पाण्डित्यमुन्नाटयन् ॥

હે મૂર્ખ કાગડા! તારા બે ચરણ કાંઈ શોભીતા નથી. તારી ચાંચ પણ ચતુર નથી, તારી વાણી પણ વખાણવા જેવી નથી. તારી ગતિ પણ લીલાની ચતુરાઈવાળી નથી. તારી પાંખો પણ પવિત્ર નથી. આટલા બધા દોષો હોવા છતાં તું આ સ્થાને બેસીને કઠોર કાકારવથી ભરેલી વાણી નકામી પ્રકટ કરી રહ્યો છે. અને એ રીતે યોગ્ય ન લાગે એવી પંડિતાઈ બતાવી રહ્યો છે, તે શું તને લજ્જા આવતી નથી? ૨૧૮

यस्याकर्ण्य वचः सुधाकवलितं वाचंयमानामपि
स्यमाणि व्यथयन्ति मन्मथकथाश्चेतांसि चैत्रोत्सवे ।
रे रे काकवराक साकममुना पुंस्कोकिलेनाधुना
स्पर्धाबन्धमुपेयुषस्तव तु किं लज्जापि नोज्जागरा ॥२१९

હે હલકટ કાગડા! આ ચૈત્ર માસના ઉત્સવસમય કોયલની અમૃત સમાન મીઠી વાણી સાંભળીને જે કામદેવની કથાઓ જાગે છે, તે તો વાણી પર સંયમ રાખનાર મુનિઓનાં ચિત્તને પણ વ્યગ્ર કરી નાખે છે; તે આ સુંદર કોયલની સાથે તેં અત્યારે સ્પર્ધા કરવા માંડી છે, તે શું તારા હૈયામા લજ્જા પણ જાગતી નથી? ૨૧૯

आलापं कलकण्ठिका न कुरुते कीरा न धीरध्वनिं
व्याहारं कलयन्ति कोमलगिरः कूजन्ति नो बर्हिणः ।
नीराडम्बरदुर्दिनाम्बरतले दूरे द्विरेफध्वनिः
काकाः केवलमेव केकृतरवैः कुर्वन्ति कर्णज्वरम् ॥२२०

જ્યારે આકાશમા જળનો આડંબર કરીને મેઘો ચઢી આવતા દુર્દિન બની જાય છે, ત્યારે મધુર કંઠવાળી કોયલ આલાપ લેતી નથી, પોપટો ધીરજની વાણી બોલતા નથી, કોમળ વાણીવાળા મોર પણ કાંઈ બોલતા નથી, તેમ જ ભમરાનો ગુંજારવ પણ દૂર જ રહે છે; પરંતુ આ વખતે એકલા કાગડાઓ જ કાકારવ કરીને કાનને પીડા આપી રહે છે. ૨૨૦

बन्धं लब्धवतः परस्य वदनं भिक्षाशया पश्यतः
स्वावासच्युतिवेदनां विदधतः कान्तां विना सीदतः ।
भ्राम्यन्तः सह भार्यया प्रतिदिशं प्रत्यापणं प्रत्यग
कीरस्याध्ययनं हसन्ति विविधक्रीडालसा वायसाः ॥२२१

બંધનમા પડેલ, ભિક્ષાની આશાએ બીજાના મુખ તરફ જોઈ રહેનાર, પોતાનો નિવાસ છૂટી જવાની વેદના અનુભવતા અને પોતાની સ્ત્રી વિના દુઃખી થતા એ પોપટના પાઠને સાંભળીને કાગડાઓ તેને હસી રહ્યા છે; પરંતુ પોતાને પોતાની કાગડી સાથે દિશાએ દિશાએ,

પર્વતે પર્વતે અને માર્ગે માર્ગે ભટકવું પડે છે અને વિવિધ પ્રકારની ક્રીડાઓમાં જેમને આળસ છે, એવા આ કાગડાઓને પોતાનો દોષ દેખાતો નથી. ૨૨૧

किं केकीव शिखण्डमण्डिततनुः किं कीरवत्पाठकः
किं वा हंस इवाङ्गनारतिगुरुः सारीव किं सुस्वरः ।
किं वा हन्त शकुन्तबालपिकवत्कर्णामृतं स्यन्दते
काकः केन गुणेन काञ्चनमये व्यापारितः पञ्जरे ॥२२२

શું આ કાગડાનું શરીર મોરની જેમ પીંછાંથી શોભી રહ્યું છે? શું તે પોપટની જેમ બોલી શકે છે? જેને પોતાની પ્રિયામાં વિશેષ પ્રેમ છે એવા હંસની જેમ શું તે વિશેષ પ્રેમ ધરાવે છે? શું તે સાર પક્ષીની જેમ સારા સ્વરે ગાય છે? કે પછી શું બાળ કોયલના પક્ષીની જેમ કાનને મીઠું લાગે એ રીતે ગાય છે? કયો ગુણ એનામાં રહેલો છે કે, જેથી આ કાગડાને સોનાના પિંજરાની અંદર રાખેલો છે? ૨૨૨

अत्रस्थः सखि लक्षयोजनगतस्यापि प्रियस्यागमं
वेत्त्याख्याति च धिक्शुकादय इमे सर्वे पठन्तः स्थिताः ।
मत्कान्तस्य वियोगतापदहनज्वालावलीवारिदः
काकस्तेन गुणेन काञ्चनमये व्यापारितः पञ्जरे ॥२२३

(ઉપરના શ્લોકમાં પુછાયેલ પ્રશ્નનો અહીં ઉત્તર ... બંધી ગયેલા

ધોળા લાગતા માંસના કોળિયામાં આસક્ત થયો છે એટલે તેને આ શમમાં સ્પૃહા નથી. ૨૨૪

બગલો

एष बकः सहसैव विपन्नः शाठ्यमहो क नु तद्गतमस्य । साधु कृतान्त न कश्चिदपि त्वां वञ्चयितुं सुशठोऽपि समर्थः ॥२२५॥

આ બગલો જ્યારે અકસ્માત્ દુઃખમાં આવી પડ્યો, ત્યારે આશ્ચર્ય છે કે તેની શઠતા ક્યાં ચાલી ગઈ! હે યમરાજ! સારી રીતે વખણાયેલો કોઈ લુચ્ચો શઠ હોય, તોપણ તને છેતરવાને સમર્થ નથી. ૨૨૫

न कोकिलानामिव मञ्जुगुञ्जितं न लब्धलास्यानि गतानि हंसवत् । न बर्हिणानामिव चित्रपक्षता गुणस्तथाप्यस्ति बके बकव्रतम् ॥२२६॥

આ બગલાએ કોયલોની જેમ સુંદર ગુંજારવ કર્યો નથી, તેણે હંસની જેમ ગતિની સુંદર ચતુરાઈઓ બતાવી નથી, તેની અંદર મોરની જેમ ચિત્રવિચિત્ર પાંખનો વૈભવ નથી; તોપણ બગલામાં જે ગુણ રહેલો છે, તે તેનું બગધ્યાન છે (અર્થાત્ એકાગ્ર ચિત્તે બેસી રહેવાનું વ્રત છે.) ૨૨૬

बकोट भ्रमस्त्वं लघुनि सरसि कापि शफरैस्तव न्याय्या वृत्तिर्न पुनरवगाढुं समुचितः ।
...हरिहेलातरलित-

जातिस्तस्य न मानसे न शुचिभिर्वृत्तिर्मृणालाङ्कुरै-
र्नब्रह्मोद्वहनेन निर्मलयशः प्राप्ता न वाचः कलाः ।
जीवन्सत्त्ववधेन बाह्यधवलो भ्राम्यन्सगर्वं पुन-
र्मिथ्यैवोन्नतकंधरः शठबको हंसैः सह स्पर्धते ॥२२९॥

તે બગલાનો જન્મ કાંઈ માનસ સરોવરમાં થયો નથી. કમળના કોમળ ધોળા અંકુરો પર તેનો નિર્વાહ નથી. બ્રહ્માને પોતાની પીઠ પર બેસાડીને તેણે નિર્મળ યશ મેળવ્યો નથી. વાણીની સુંદર કળાઓ પણ તેની પાસે નથી. એ તો પ્રાણીઓનો વધ કરીને જીવી રહ્યો છે અને તે બહારના દેખાવે જ ધોળો છે; બાકી તો ગર્વ સહિત આમતેમ ભટકી રહેલો આ લુચ્ચો બગલો ફોગટ જ ઊંચી ડોક કરીને હંસો સાથે સ્પર્ધા કરી રહ્યો છે. ૨૨૯

रे रे शिष्टबकोट नाकतटिनीतीरे तपस्विव्रतं
ध्यानेनानिमिषोपभोगमनसा युक्तं करोषीदृशम् ।
एवं यत्किल मानसस्य पदवीं काङ्क्षस्ययुक्तं हि तन्
नीरक्षीरविवेकनिर्मलधियो हंसस्य नान्यस्य सा ॥

અરે ઓ ડાહ્યા બગલા! ગંગાના કિનારે તું તપસ્વીનું વ્રત કરી રહ્યો છું; પરંતુ માછલીઓને ખાવાની નિરંતર મનમાં ઇચ્છા રાખીને તું જે ધ્યાન ધરી રહ્યો છે, તે તને ઘટે એ રીતે યોગ્ય જ કરે છે; પરંતુ આ રીતે જે તું માનસસરોવરની પદવીને ચાહી રહ્યો છે, તે બરોબર નથી; કારણ કે હંસને પાણી અને દૂધને જુદાં પાડવાની જે સ્વચ્છ મતિ મળેલી છે, તે મતિ બીજા કોઈને મળતી નથી. ૨૩૦

न भ्रूणां स्फुरणं न चञ्चुचलनं नो चूलिकाकम्पनं
न ग्रीवाचलनं मनागपि न यत्पक्षद्वयोत्क्षेपणम् ।
नासाग्रेक्षणमेकपाददमनं कष्टैकनिष्ठं परं
यावत्तिष्ठति हीनमीनवदनस्तावद्बकस्तापसः ॥२३१॥

અહો! એની ભ્રકુટિઓ ફરકતી નથી, એની ચાંચ હાલતી નથી, માથાનો રોચ કંપતી નથી, ડોક પણ જરાય ઉઠતી નથી તેમ જ બંને પાંખોનો ફફડાટ પણ થતો નથી. નાકના ટેરવા તરફ નજર નાખવી, એક પગે ઊભા રહી કાયા દમવી અને કષ્ટકારી નિષ્ઠા રાખવી, એ બધું બરોબર છે; પરંતુ જ્યાં સુધી એ હલકા સ્વભાવના બગલાના મુખમાં માછલું આવ્યું નથી, ત્યાં સુધી જ એ બગલો તાપસ ગણાશે. ૨૩૧

**ઘુવડ**

यद्यपि तरणेः किरणैः सकलमिदं विश्वमुज्ज्वलं विदधे ।
तदपि न पश्यति घूकः पुराकृतं भुज्यते कर्म ॥२३२॥

જોકે સૂર્યનારાયણનાં કિરણોએ આ બધું વિશ્વ અત્યંત ધવલ બનાવી દીધું છે, તોપણ ઘુવડ તેને જોતું નથી. ખરેખર, જે પૂર્વજન્મમાં કર્મ કરેલું હોય, તે ભોગવવું પડે છે. ૨૩૨

**સારંગ**

अये वापीहंसा निजवसतिसंकोचपिशुनं
कुरुध्वं मा चेतो वियति वहतो वीक्ष्य विहगान् ।
अमी सारङ्गास्ते भुवनमहनीयव्रतभृतो
निरीहाणां येषां तृणमिव भवन्त्यम्बुनिधयः ॥२३३॥

અરે, એ વાવમાં રહેનારા હંસો! આકાશમાં ઊડતાં એ વિશાળ પક્ષીઓને જોઈને, પોતાના નિવાસસ્થાન નાનાં છે, એમ મનમાં સંકોચ લાવીને તમારા મનને દુઃખી કરશો નહિ. અરે, એ તો સારંગ પક્ષીઓ છે કે જેમણે ભુવનો પર વિચરવાનું મહાન વ્રત ધારણ કરેલું છે અને તેમની નજરોની સામે તો મોટા મોટા સાગરો પણ તણખલા સમાન છે. ૨૩૩

**ખદ્યોત**

जर्जरतृणाग्रमदहन्सर्षपकणमप्रकाशयन्नूनम् ।
कीटत्वमात्मतत्त्वात्खद्योतः ख्यापयन्नवति ॥२३४॥

જે આગિયો જર્જરિત તણખલાના આગળના ભાગને પણ બાળતો નથી, જે સરસવના કણ જેટલા પદાર્થને પણ પ્રકાશ આપતો નથી અને જે પોતાની જાતથી નાનું કીડાપણું જાહેર કરે છે, તોપણ તે આગિયો પોતાના જીવનને કૃતાર્થ બનાવી તેનું રક્ષણ કરે છે.

घनसन्तमसमलीमस दशदिशि निशि यद्विरा-
जसि तदन्यत् । कीटमणे दिनमधुना तरणिकरान्तरित-
सितकिरणम् ॥ २३५ ॥

કીડાઓમાં મણિ જેવા હે આગિયા! જ્યારે ગાઢ અંધકાર દશે દિશાઓમાં વ્યાપી ગયો હોય એવા રાત્રિના સમયે તું શોભી ઊઠે છે, તે વાત જુદી છે! હવે તો દિવસ થયો છે કે જ્યારે સૂર્યનાં કિરણોથી ચંદ્રનાં શીતળ કિરણો પણ ઢંકાઈ જાય છે. ૨૩૫

क्वापि गतः पतिरह्नां जलदान्तरितः शशी सनक्षत्रः ।
शून्ये तमसि भवानपि खद्योत द्योततां नाम ॥२३६॥

હે આગિયા! અત્યારે દિવસોનો પતિ સૂર્ય ક્યાંક ચાલ્યો ગયો છે. સર્વ નક્ષત્રો સહિત ચંદ્રમા મેઘની અંદર ઢંકાઈ ગયો છે. આવા ગાઢ અંધકારને સમયે તમે પણ સારી રીતે પ્રકાશો. ૨૩૬

इन्दुः प्रयास्यति विनङ्क्ष्यति तारकश्रीः
स्थास्यन्ति लीढतिमिरा न मणिप्रदीपाः ।

अन्धं सममपि कीटमणे भविष्य-
त्युन्मेमेष्यति भवानपि दूरमेतत् ॥२३७॥

ક્રીડાઓમાં મણિરૂપ હે આગિયા ! ચંદ્ર ચાલ્યો જશે. તારાઓની શોભા નાશ પામશે ! ગાઢા અંધકારમાં ઢંકાઈ જવાને કારણે મણિઓના દીવા પણ ટકશે નહિ; અને એ રીતે બધે જ અંધકાર થઈ જશે ત્યારે તમે પણ ઝબક ઝબક પ્રકાશ આપશો, એ બાબત તો દૂર જ રહી. ૨૩૭

भ्राजिष्णवो नभसि मेघकृतान्तराले स्वल्पप्रभा अपि परैरनिरस्तभासः। खद्योतकाः प्रकटितोरुतरप्रभावास्तावन्न सप्ततुरगः समुदेति यावत् ॥२३८॥

આકાશમાં મેઘોએ જે અંતરાય ઊભા કર્યા છે, તેને કારણે સાત ઘોડાઓવાળો સૂર્ય જ્યાં સુધી ઉદય પામે નહિ ત્યાં સુધી જેનો પ્રકાશ બીજા ચમકતા પદાર્થોએ હરી લીધો નથી અને જે થોડો પ્રકાશ હોવા છતાં પણ ઝબકારા કરી રહ્યા છે, એવા આગિયા પોતાના પ્રભાવને વિશેષે કરીને પ્રગટ કરી રહ્યા છે.

अदृष्टव्यापारं गतवति दिनानामधिपतौ
यशःशेषीभूते शशिनि गतधाम्नि ग्रहगणे।
तथा ध्वान्तं जातं जगदुपनते मेघसमये
यथामी गण्यन्ते तमसि पटवः कीटमणयः ॥२३९॥

જ્યારે દિવસોના સ્વામી સૂર્યનો પ્રકાશ ફેલાવવાનો વ્યાપાર અદૃષ્ટ બની ગયો હોય, જ્યારે ચંદ્રનો પ્રકાશ આપવાનો યશ નામ માત્ર બની ગયો હોય અને જ્યારે બીજાં નક્ષત્રો પણ પોતપોતાના પ્રકાશથી દૂર થયાં હોય તેમ જ મેઘ ચઢી આવવાને કારણે જગત એવું તો ગાઢ અંધકારમાં ડૂબી ગયું હોય છે ત્યારે અંધકારની અંદર આ ક્રીડાઓના મણિરૂપ આગિયા અત્યંત કુશળ ગણાતા હોય છે. ૨૩૯

## સ્થલચરની અન્યોક્તિઓ

### સિંહ

एकोऽहमसहायोऽहं कृशोऽहमपरिच्छदः।
स्वप्नेऽप्येवंविधा चिन्ता मृगेन्द्रस्य न जायते ॥१॥

'હું એકલો છું, હું અસહાય છું, હું દૂબળો છું, હું પરિવાર વિનાનો છું.' એ પ્રકારની ચિંતા સિંહને સ્વપ્નામાં પણ થતી નથી. ૧

मृगेन्द्रं वा मृगारिं वा सुखं व्याहरतां जनः।
तस्योभयमपि व्रीडा क्रीडादलितदन्तिनः ॥२॥

માણસો ભલે તેને મૃગેન્દ્ર-મૃગરાજ કહે કે મૃગનો શત્રુ કહે; પરંતુ જે રમતમાં હાથીને દળી નાખે છે; તેને તો તે બંને સંબોધનોથી લજ્જા આવે છે. ૨

मृगेभ्यो रक्ष्यते क्षेत्रं नरैस्तृणमयैरपि।
सिंहाक्रान्तं पुनर्मूढ न हयैर्न च दन्तिभिः ॥३॥

મૃગલાથી ખેતરનું રક્ષણ કરવું હોય, તો ઘાસના પૂળાઓ (ચાડિયા)નો માણસ બનાવીને પણ થઈ શકે છે; પરંતુ હે મૂઢ ! જ્યારે કોઈ પણ સ્થળ પર સિંહનું આક્રમણ થાય ત્યારે તે ઘોડાઓ કે હાથીઓથી પણ રક્ષી શકાતું નથી ૩

मृगैर्नष्टं शशैर्लीनं वराहैश्चलितं स्थलात्।
हयानां हेषितं श्रुत्वा सिंहैः पूर्ववदासितम् ॥४॥

ઘોડાઓના હણહણાટ સાંભળીને મૃગલાઓ નાસી ગયાં, સસલા સંતાઈ ગયાં, ડુક્કર પોતાના સ્થાનથી ભાગી ગયાં, પરંતુ સિંહો તો પહેલાની જેમ જ બેસી રહ્યા.

खनन्नाखुबिलं सिंहः पाषाणशकलाकुलम्।
प्राप्नोति नखभङ्गं वा फलं वा मूषको भवेत् ॥५॥

પથ્થરના કટકાની અંદર દર કરીને ઉંદર ભરાઈ ગયો હોય, તેને સિંહ ખોદવાની મહેનત કરે, તો તેના નખ ભાગી જાય અથવા તો ઉંદર જેવું ક્ષુદ્ર પ્રાણી હાથમાં આવે. ૫

जीर्णोऽपि क्रमहीनोऽपि कृशोऽपि यदि केसरी।
तथापि यूथनाथस्य शङ्कातङ्काय कल्पते ॥६॥

એ સિંહ ભલે દૂબળો હોય, પરાક્રમ વિનાનો હોય, સુકાઈને કૃશ બનેલો હોય તોપણ તે હાથીઓના ટોળાના પતિને મરણની શંકા સુધી પહોંચાડી દે. ૬

नाभिषेको न संस्कारः सिंहस्य क्रियते मृगैः।
विक्रमार्जितसत्त्वस्य स्वयमेव मृगेन्द्रता ॥७॥

પ્રાણીઓ વડે સિંહનો અભિષેક કરવામાં આવતો નથી તેમજ તેને કોઈ સંસ્કાર કરાતા નથી. જેણે પોતાના પરાક્રમથી જ પોતાનું સામર્થ્ય સિદ્ધ કર્યું છે, એવા તે સિંહને આપોઆપ જ મૃગરાજનું પદ મળે છે.

वेतण्डगण्डकण्डूतिपाण्डित्यपरिपन्थिना।
हरिणा हरिणालीषु कथ्यतां कः पराक्रमः ॥८॥

જેણે હાથીઓનાં વિશાળ ગંડસ્થળોને ખંજવાળની જેમ ખોતરી નાખવાનું પાંડિત્ય બતાવ્યું છે, એવા વિશેષ પરાક્રમવાળા સિંહે હરણીઓને મારી નાખવામાં કયું પરાક્રમ કર્યું, તે કહો. ૮

उत्तुङ्गमत्तमातङ्गमस्तकन्यस्तलोचनः।
आसन्नेऽपि च सारङ्गे न वाञ्छां कुरुते हरिः ॥९॥

જેની નજર ઊંચા અને મદોન્મત્ત હાથીના ગંડ-

સ્થળ પર જડાઈ છે, એવા સિંહની એકદમ પાસે હરણ બેઠું હોય, તોપણ તેને હણવાની ઇચ્છા સિંહ કરતો નથી. ૯

जातः स्तन्यं न जग्राह कण्ठीरवकिशोरकः ।
चक्षुर्व्यापारयामास कुञ्जे कुञ्जरशालिनि ॥ १० ॥

કંઠમાં ખરખર નાદ કરતા આ સિંહના બચ્ચાએ હજી તો માતાનું દૂધ પીવાનું છોડ્યું નથી, ત્યાં તો હાથીઓથી શોભતી વનકુંજો તરફ તેની નજર ફરવા લાગી છે. ૧૦

वरमुन्नतलाङ्गूलात्सटाधूननभीषणात् ।
सिंहात्पादप्रहारोऽपि न शृगालाधिरोहणम् ॥ ११ ॥

જેણે પૂંછડી ઊંચી કરી છે અને કેશવાળી ખંખેરવાથી જે ભયંકર લાગે છે, એવા સિંહના પગથી લાત ખાવી તે સારું; પરંતુ શિયાળ ઉપર આરોહણ (સવારી) કરવું તે હીન છે. ૧૧

शूरोऽसि कृतविद्योऽसि दर्शनीयोऽसि पुत्रक ।
कुले तस्मिन्प्रजातोऽसि गजो यत्र न हन्यते ॥ १२ ॥

(શિયાળના બચ્ચાને પાળીપોષીને મોટું કર્યા પછી, તેને સિંહણ કહે છે કે.) 'હે પુત્ર, તું શૂરવીર છે. વિદ્યા ભણેલો છે અને દેખાવડો છે; પરંતુ તું તે કુળમાં જન્મ્યો છે કે જ્યાં હાથીનો સંહાર થતો નથી.'

यस्मिञ्जीवति सिंहे वनमिदमासीद्दुरासदं द्विरदैः ।
घट्यन्ते कटिसूत्रं तस्य सटाभिः शबरशिशवः ॥१३॥

જ્યારે આ વનમાં સિંહ જીવતો હતો ત્યારે હાથીઓ પણ એ વનમાં પ્રવેશ કરી શકતા નહોતા; હવે તે સિંહ મરી જવાથી ભીલનાં છોકરાં તેની કેશવાળીથી કંદોરો બનાવે છે. ૧૩

एकाकिनि वनवासिन्यराजलक्ष्मण्यनीतिशास्त्रज्ञे ।
सत्त्वोच्छ्रिते मृगपतौ राजेति गिरः परिणमन्ति ॥ १४

તે સિંહ એકલો છે, વનમાં વાસ કરનારો છે, રાજ્યની લક્ષ્મીથી રહિત છે અને તે નીતિશાસ્ત્ર જાણતો નથી; તોપણ સર્વ પ્રાણીઓ કરતાં તેનું પરાક્રમ વિશેષ છે; માટે બધા લોકોની વાણી તેને 'રાજા રાજા' એમ કહે છે. ૧૪

अनिशं मतङ्गजानां बृंहितमाकर्ण्यते यथा विपिने ।
मन्ये तथा न जीवति गजेन्द्रतटपलकवलन-सिंहः ॥१५

આ જંગલમાં રાતદિવસ હાથીઓની ગર્જના સંભળાય છે, તે ઉપરથી હું એમ માનું છું કે ગજરાજના માંસનું ભક્ષણ કરનાર કોઈ સિંહ અહીં જીવતો નહીં હોય. (અર્થાત્ સિંહ જીવતો હોત, તો હાથીઓની ગર્જના સંભળાત નહિ.) ૧૫

यद्यपि च दैवयोगात्सिंहः पतितोऽतिदुस्तरे कूपे ।
तदपि च वाञ्छति सततं करिकुम्भविदारणं मनसि ॥१६

દૈવસંજોગે આ સિંહ જોકે અત્યંત દુસ્તર એવા ઊંડા કૂવામાં પડેલો છે, તોપણ તેના મનમાં તો હાથીના ગંડસ્થળને ફાડી નાખવાની ઇચ્છા રહેલી છે. ૧૬

यद्यपि रटति सरोषं मृगपतिपुरतोऽपि मत्तगोमायुः ।
तदपि न कुप्यति सिंहोऽसदृशपुरुषेषु कः कोपः ॥१७

આ મદ ભરેલું શિયાળવું જોકે સિંહની પાસે રહીને પણ રોષ કરીને ખૂબ ગર્જના કરે છે, તોપણ સિંહ તેની પર કોપતો નથી; કારણ કે પોતાની સાથે જેની સરખામણી થઈ ન શકે તેવા હલકા માણસોને વિષે કયા પ્રકારનો કોપ કરવો ! ૧૭

जठरज्वलनज्वलताप्यपगतशङ्कं समागतापि पुरः ।
करिणामरिणा हरिणा हरिणाली हन्यतां नु कथम् ॥१८

જઠરનો અગ્નિ ખૂબ જ બળતો હોય અને તેવે વખતે શંકા વિના જ સ્વેચ્છાએ ફરતું હરણનું ટોળું પાસે આવી પહોંચ્યું હોય, છતાં હાથીઓનો શત્રુ એવો આ સિંહ શા માટે હરણાને મારે ? ૧૮

हेलाविदलितकरिकुल कण्ठीरव कीदृशः प्रकोपोऽयम् ।
लोले बालशृगाले केवलकोलाहलाधारे ॥ १९॥

જેણે રમતમાં હાથીઓનાં કુળ દળી નાખ્યાં છે અને જેના કંઠમાં ઘરઘર અવાજ થાય છે એવા હે સિંહ ! કેવળ કોલાહલ કરી જાણનાર આ ચપળ શિયાળના બચ્ચા પર તમે કોપ કરો તે કેવું ગણાય ? ૧૯

गर्जितमाकर्ण्य मनागङ्के मातुर्निशार्धजातोऽपि । हरिशिशुरुत्पतितुं द्रागङ्गान्याकुञ्च्य लीयते निभृतम् ॥ २० ॥

જેનો જન્મ અડધી રાતે થયો છે, એવો અત્યંત નાનો સિંહનો બાળક કોક ગર્જના સાંભળતાની સાથે જ માતાના ખોળામાં હોવા છતાં પોતાનાં અંગ સંકોચીને ઉછાળો મારવા માટે તૈયાર થઈ રહે છે. ૨૦

वयोभिमानादपमानता चेद्विधीयते फेरुजरत्तरेण । हेलाहतानेककरीन्द्रयूनोर्हरीन्द्रसूनोर्नहि कापि हानिः ॥ २१ ॥

કોઈક વૃદ્ધ શિયાળ પોતાની વધારે પડતી થયેલી વયના અભિમાનને કારણે કદાચ અપમાન કરે, તો તેથી સિંહરાજના બાળકને કોઈ પણ હાનિ થવાની નથી કે જેણે રમતમાં અનેક યુવાન ગજરાજને મારી નાખેલ છે. ૨૧

भिनत्ति भीमं करीराजकुम्भं बिभर्ति वेगं पवनादतीव।
करोति वासं गिरिगह्वरेषु तथापि सिंहः पशुरेव नान्यः॥
એ ભલે ગજરાજના ભયંકર ગંડસ્થળને તોડી નાખે, એ ભલે પવનથી પણ વધારે વેગ રાખે તેમ જ ભલે પર્વતની ગુફાઓમાં નિવાસ કરે, તો પણ તે સિંહ પશુ જ છે; તે વિશેષ બની જતો નથી. ૨૨

गम्यते यदि मृगेन्द्रमन्दिरे लभ्यते करिकपोलमौक्तिकम्। जम्बुकालयगतेन लभ्यते वत्सपुच्छखुरचर्मखण्डनम्॥ २३॥
ધારો કે કદાચ મૃગરાજ-સિંહના નિવાસસ્થાને જવાનું થાય, તો ત્યાંથી હાથીઓનાં ગંડસ્થળનાં મોતી મળી આવે; પરંતુ જો શિયાળવાની બખોલમાં જવાનું થાય, તો વાછરડાનાં પૂંછડાં, ખરીઓ કે ચામડાના કટકા મળી આવે! ૨૩

येन भिन्नकरिकुम्भविस्खलन्मौक्तिकावलिभिरञ्चिता मही। अद्य तेन हरिणान्तिके कथं कथ्यतां नु हरिणा पराक्रमः॥ २४॥
જે સિંહે એક વખતે હાથીના ગંડસ્થળ ભેદીને તેમાંથી નીકળેલ મોતીઓની પંક્તિથી પૃથ્વી ભરી દીધી હતી, તે જ સિંહ આજે હરણાની આગળ પોતાનું પરાક્રમ શી રીતે કહી શકે? ૨૪

हरिरलसविलोचनः सहेलं बलमवलोक्य पुनर्जगाम निद्राम्। अधिगतपतिविक्रमास्तभीनिर्न तु वनितास्य विलोकयांचकार॥ २५॥
પ્રમાદ-આળસથી જેનાં લોચન ઘેરાયેલાં છે એવા સિંહે જ્યારે આખમીંચામણામાં સેનાને જોઈ લીધી ત્યારે તેણે લાંબી નિદ્રા તો લીધી; પરંતુ જેણે પોતાના પતિના પરાક્રમનો અસ્ત થતાં તેનો ભય જાણ્યો છે, એવી તે સિંહણે પોતાના પતિની સામું પણ જોયું નહિ.

उत्तुङ्गशैलशिखरस्थितपादपस्य
काकोऽपि पक्वफलमालभते सपक्षः।
सिंहो बली गजविदारणदारुणोऽपि
सीदत्यहो तरुतले खलु हीनपक्षः॥ २६॥
જેની પાસે સારી પાંખ (પક્ષ) છે, એવો કાગડો પણ ઊંચા પર્વતની ટોચે રહેલ ઝાડનાં પાકાં ફળ મેળવી શકે છે, પરંતુ બળવાન સિંહ કે જે હાથીઓનો ભયંકર રીતે સંહાર કરે છે અને બળવાન છે. તોપણ પક્ષ (પાંખ) વિનાનો છે, તેથી ઝાડની નીચે જ દુઃખી થાય છે. ૨૬

अन्तर्बलान्यहममुष्य मृगाधिपस्य
वाचा निवेद्य कथमद्य लघूकरोमि।
जानन्ति किं तु करजक्षतकुम्भिकुम्भनिर्मुक्तमौक्तिकमयानि वनान्तराणि॥ २७॥
આ જે સિંહના શરીરની અંદર ખૂબ જ બળ રહેલું છે, તેને વાણીથી હું કેવી રીતે હલકું કહી શકું? કારણ તે તેના નખથી ભેદાયેલ હાથીઓના ગંડસ્થળમાંથી નીકળેલાં મોતી જ્યાં વીખરાયેલાં છે એવાં અનેક વનો તે સિંહના પરાક્રમને જાણે છે. ૨૭

आबद्धकृत्रिमसटाजटिलांसभित्तिरारोपितो मृगपतेः पदवीं यदि श्वा। मत्तेभकुम्भतटपाटनलम्पटस्य नादं करिष्यति कथं हरिणाधिपस्य॥ २८॥
ધારો કે બનાવટી ગુચ્છાવાળી કેશવાળી જેણે ધારણ કરી છે, એવો આ કૂતરો સિંહની પદવીને પ્રાપ્ત કરીને ભયાનક લાગે; પરંતુ તે કૂતરો મદોન્મત્ત હાથીઓનાં ગંડસ્થળ ભેદવામાં જેને આનંદ છે એવા મૃગરાજના જેવો સિંહનાદ કેવી રીતે કરી શકશે? ૨૮

भिन्ना महागिरिशिलाः करजाग्रजाग्रदुद्दामशौर्यनिकरैः करटिभ्रमेण। दैवे पराञ्चि करिणामरिणा तथापि कुत्रापि नापि खलु हा पिशितस्य लेशः॥२९
અંદર હાથી ભરાઈ રહ્યો છે એવા ભ્રમને લીધે આ સિંહે પોતાના પંજાના નખમાં રહેલા અપૂર્વ બળથી મોટા પર્વતની શિલાઓ તોડી નાખી; પરંતુ ભાગ્ય વિપરીત હોવાને કારણે, તે હાથીઓના શત્રુ સિંહને ક્યાંયથી માંસનો ટુકડો સરખો જડ્યો નહિ. ૨૯

पारीन्द्रशावक न तावकरीतिरेषा वेशान्तरैर्विहरसि श्वशृगालशावैः। कुम्भीन्द्रकुम्भदलनोत्पतनाक्रमेच्छां वंशोचितां न खलु रीतिमुरीकरोषि॥३०॥
હે સિંહના બચ્ચા! તું પોતે વેશ બદલીને શિયાળ અને કૂતરાના બચ્ચા સાથે જે રમે છે, તે તારો સ્વભાવ નથી, તને તો તારા વંશ તરફથી હાથીઓના ગંડસ્થળ ભેદીને પરાક્રમ બતાવવાની જે મોટી ઇચ્છા મળેલી છે, તે ઇચ્છાનો તું તારા હૃદયથી કેમ સ્વીકાર કરતો નથી?

उत्प्लुत्य यः शिखरिणं मदकुम्भिकुम्भमुद्भिद्य सानुशतमायतमुल्लङ्घे। पञ्चाननो नियतया जरयाभिभूतः सोऽयं करौ लिहति बृंहितलोहिताक्षः॥ ३१॥
જે સિંહ એક વખતે પર્વતને ઓળંગીને મદોન્મત્ત હાથીના ગંડસ્થળને ભેદીને પાછો સો શિખરવાળા લાંબા પર્વતને ઓળંગી જતો હતો, તે જ આ પંચાનન (સિંહ) કુદરતના નિયમને લીધે આવી પડેલી વૃદ્ધાવસ્થાથી હારી જતાં, અત્યંત લાલચોળ આંખો કરીને પોતાના જ હાથ ચાટી રહ્યો છે. ૩૧

दिगन्ते श्रूयन्ते मदमलिनगण्डाः करटिनः
करिण्यः कारुण्यास्पदमसमशीलाः खलु मृगाः ।
इदानीं लोकेऽस्मिन्ननुपमशिखानां पुनरयं
नखानां पाण्डित्यं प्रकटयतु कस्मिन्मृगपतिः ॥३२॥

પોતાના મદથી મલિન બનેલા હાથીઓ તો દિશાના કોઈક ખૂણામાં રહેલા સંભળાય છે; હાથણીઓ દેખાય છે. પરંતુ તે સ્ત્રીજાતિ હોવાને કારણે દયાને પાત્ર બનેલી છે અને મૃગલા તો અત્યંત હલકાં છે; તો પછી આવી હાલતમાં આ મૃગલાંઓનો પતિ સિંહ પોતાની જ્વલંત શિખાઓ જેવા તેજસ્વી નખોની કુશળતા કોને વિષે પ્રગટ કરે? ૩૨

न यत्र स्थेमानं दधुरतिभयभ्रान्तनयना
गलद्दानोद्रेकभ्रमदलिकदम्बाः करटिनः ।
लुठन्मुक्ताभारे भवति परलोकं गतवतो
हरेरद्य द्वारे शिव शिव शिवानां कलकलः ॥ ३३ ॥

ગંડસ્થળમાંથી ઝરતા મદ પર આસક્ત બનેલા ભમરાઓ જેના ગંડસ્થળની ચારે બાજુ ભમ્યા કરે છે એવા હાથીઓ પણ અતિશય ભયને લીધે ભ્રાંતિવાળી નજરોવાળા બનીને ટકી શકતા નહોતા; તેવી મોતીઓથી ભરેલી ગુફાના દ્વાર પાસે આ સિંહ પરલોકે ચાલ્યો ગયો છે; તેને કારણે શિયાળવાં કલકલ રડી રહ્યા છે, તે ખેદજનક છે. ૩૩

कुरङ्गीणां यूथं निभृतमिदमङ्गीकृतमयं
निरातङ्को यन्निर्दयहृदयभावोऽर्दयतु तत् ।
निवेद्यो वा कस्मिन्नयमविनयः केसरियुवा
हठान्मत्तेभानां युवतिषु विधत्ते नखपदम् ॥ ३४ ॥

જે યુવાન કેસરી સિંહ બળાત્કારે મદોન્મત્ત હાથીઓની સ્ત્રીઓનાં શરીર પર પંજાનો પ્રહાર ચલાવે, તે સિંહ જો પોતાના હૃદયથી અત્યંત નિર્દય ભાવ લાવીને વિશ્વાસને કારણે એકઠાં થયેલાં આ હરિણીઓનાં ટોળાં પર પોતાનો પંજો ચલાવે, તો તેનો આ અવિનય કોની આગળ જઈને કહેવાય? ૩૪

स्थितिं नो रे दध्याः क्षणमपि मदान्धेक्षण सखे
गजश्रेणीनाथ त्वमिह जटिलायां वनभुवि
असौ कुम्भिभ्रान्त्या खरनखरनिर्दारितमहा-
गुरुग्रावग्रामः स्वपिति गिरिगर्भे हरिपतिः ॥ ३५ ॥

મદને લીધે અંધ બનેલી દૃષ્ટિવાળા અને હાથીઓના પતિ બનેલા હે ગજરાજ! આ ગાઢ એવી વનની ભૂમિમાં તું એક ઘડી પણ નિવાસ કરીશ નહિ; કારણ કે હાથીના ભ્રમને લીધે જેણે પોતાના તીખા પંજાથી મોટા મોટા પહાડી પ્રદેશો વિદારી નાખ્યા છે, એવો હરિ(સિંહ)નો પતિ આ ગુફામાં સૂતેલો છે. ૩૫

पिब स्तन्यं पोत त्वमिह मददन्तावलधिया
दृगन्तानाधत्से किमिति हरिदन्तेषु परुषान् ।
त्रयाणां लोकानामपि हृदयतापं परिहर-
न्नयं धीरं धीरं ध्वनति नवनीलो जलधरः ॥३६॥

હે સિંહના બચ્ચા! તું તારી માતાનું સ્તનપાન કર; અહીં કોઈ મદોન્મત્ત દંતાવલ (હસ્તી) છે એમ માનીને દશે દિશાઓમાં તું ક્રૂર દૃષ્ટિપાત શા માટે કરે છે? (આ ગર્જના કરનાર કોઈ હસ્તી નથી પણ) એ તો ત્રિભુવનના લોકોના અંતઃકરણના સંતાપને શાંત કરનાર નવનીલ (નવીન કાળો) મેઘ ધીમે ધીમે ગર્જના કરે છે. ૩૬

क्षुद्राः सन्ति सहस्रशोऽपि विपिने शौण्डीर्यवीर्योद्धता-
स्तस्यैकस्य पुनः स्तवोमहि महः सिंहस्य विश्वोत्तरम् ।
केलिः कोलकुलैर्मदो मदकलो कोलाहलो नाहलैः
संहर्षो महिषैश्च यस्य मुमुचे साहंकृते हुंकृते ॥३७॥

પોતાનામાં પરાક્રમ ન હોવા છતાં ખોટો આડંબર કરી મદોન્મત્ત ફરનારાં નીચ પશુઓ તો જંગલમાં સેંકડો છે; પરંતુ એક સિંહનું જ પરાક્રમ છે કે જે અખિલ વિશ્વમાં પ્રશસ્ત છે. તે પરાક્રમની અમે સ્તુતિ કરીએ છીએ; કારણ કે તે સિંહની અભિમાનયુક્ત ગર્જના થતાની સાથે શિયાળવાએ પોતાનું બોલવું બંધ કર્યું; મદોન્મત્ત હસ્તીઓએ પોતાના મદનો ત્યાગ કર્યો; નાહલાંએ પોતાનો કોલાહલ બંધ કર્યો; અને પાડાઓએ આનંદયુક્ત ગર્જના કરવાનું ત્યજી દીધું. ૩૭

कोलः केलिमलंकरोतु करिणः क्रीडन्तु कान्तासखाः
कासारे वनकासराः सरभसं मज्जन्त्विह स्वेच्छया ।
अभ्यस्यन्त्विभयोषितश्च हरिणा भूयोऽनुरूपां गतिं
कान्तारान्तरसंचरिष्णुरधुना पञ्चाननो वर्तते ॥३८॥

આ કાંતાર(જંગલ)ને વિશે શિયાળ ભલે ઇચ્છાનુસાર બોલ્યા કરે; હસ્તીઓ પોતાની સહચરીઓ સાથે ભલે ક્રીડા કરે; જંગલી પાડાઓ ભલે સ્વેચ્છાનુસાર સરોવરમાં ક્રીડા કરે; હસ્તિનીઓ અને હરિણો પોતાની પૂર્વાનુરૂપ (ભયરહિત થવાથી લહેકાતી) ચાલે આમતેમ ભ્રમણ કરે; કારણ કે પંચાનન (સિંહ) હાલમાં આ વન છોડીને અન્ય વનમાં ગયેલો છે. ૩૮

नास्योच्छ्रायवती तनुर्न दशनौ नो दीर्घदीर्घः करः
सत्यं वारण नैव केसरिशिशुस्त्वाडम्बरैः स्पर्धते ।

तेजोवीजमसह्यमस्य हृदये न्यस्तं पुनर्वेधसा
तादृक्त्वादृशमेव येन सुतरां भोज्यं पशु मन्यते ॥३९॥

હે વારણ! આ કેસરીશિશુનું શરીર કાંઈ તારા જેવું કદાવર નથી; તેના દાંત પણ તારા દાંત જેવા લાંબા નથી; એ કાંઈ પોતાના આડંબરથી તારી સાથે સ્પર્ધા કરતો નથી; પરંતુ વિધિએ તેના અંતઃકરણમાં એવું અજિત પરાક્રમનું બીજ મૂકેલું છે કે બીજને લીધે તે તારા જેવા મહાન પ્રાણીને પોતાનો ખોરાક સમજે છે. તાત્પર્ય કે જેમ પોતાનો ખોરાક ખાવામાં કંઈ પુરુષાર્થ કરવાનું હોતું નથી તેમ તારા જેવા મદોન્મત્ત પ્રાણીનો સંહાર કરવામાં તે કાંઈ મોટો પુરુષાર્થ સમજતો નથી. ૩૯

क्षुत्क्षामोऽपि जराकृशोऽपि शिथिलप्राणोऽपि कष्टां दशामापन्नोऽपि विपन्नधीधृतिरपि प्राणेषु नश्यत्स्वपि । मत्तेभेन्द्रविभिन्नकुम्भपिशितग्रासैकबद्धस्पृहः किं जीर्णं तृणमत्ति मानमहतामग्रेसरः केसरी ॥ ४० ॥

મદોન્મત્ત ઇભેન્દ્ર(ગજેન્દ્ર)નાં ગંડસ્થળને ભિન્ન કરી તેમાથી મેળવેલા માંસગ્રાસમા જ માત્ર આસક્તિ રાખવાવાળો, માનમહત્ત્વવાળાઓનો અગ્રેસર કેસરી ભૂખથી પાતળો થઈ ગયો હોય, વૃદ્ધાવસ્થા વડે જીર્ણ થઈ ગયો હોય, ગાત્રમાં શક્તિ ન રહી હોય, ઘણી દુર્દશામાં આવી પડ્યો હોય, બુદ્ધિ અને ધૈર્ય ડગી ગયાં હોય, અને પ્રાણ જતા રહેવાનો સમય આવ્યો હોય તોપણ સૂકું ઘાસ તે ખાય છે કે? નહિ જ. ૪૦

येनानर्गलकालकेलिकलितप्रत्यग्रकादम्बिनी-
धाराधोरणिधौतधातुषु पुरा शैलेषु लीलायितम् ।
सोऽयं शृङ्गनिपातभग्नचरणः स्फारस्फुरत्फेरवीफूत्कारैः
कुपितोऽद्य खादति मुहुः पाणी मृगग्रामणीः ॥४१॥

ઘણા સમયથી ગર્જના સાથેના મેઘની અવિરત વૃષ્ટિથી ધોવાઈ ગયેલી ધાતુઓવાળા પર્વતમાં જે મૃગરાજે (સિંહે) પૂર્વે લીલા કરી તે જ સિંહ શિખર ઉપરથી પડવાથી પગ ભાગી જતાં, અતિશય ઉછાળા મારી રહેલાં શિયાળવાંના પોકારથી ક્રોધાયમાન થયેલો હોવા છતા વારંવાર પોતાના હાથ (પંજા) ચાટે છે. ૪૧

ग्रामाणामुपशल्यसीमनि मदोद्रेकस्फुरत्सौष्ठवा
फेत्कारध्वनिमुद्गिरन्ति बहवः संभूय गोमायवः ।
सोऽन्यः कोऽपि घनाघनध्वनिघनः पारीन्द्रगुञ्जारवः
शुष्यद्गण्डमलोलशुण्डमचलत्कर्णं गजैर्यः श्रुतः ॥४२॥

મદોન્મત્ત થઈને પોતાનું સૌષ્ઠવ (મહત્ત્વ) પ્રદર્શિત કરનારાં ઘણાંયે શિયાળવાં એકઠાં થઈને ગામડાઓના ખુલ્લા સીમાડામાં કોલાહલ કરે છે; પરંતુ મેઘની ગર્જના કરતાં પણ વધારે ઘન એવી સિંહની ગર્જનાને સાંભળતાં જ હસ્તીઓનાં ગંડસ્થળ સુકાઈ જાય છે, સૂંઢ એકદમ ગતિહીન થઈ જાય છે અને કર્ણ સ્થિર થઈ જાય છે. ૪૨

एणः क्रीडति शूकरश्च खनति द्वीपी च गर्वायते
क्रोष्टा क्रन्दति वल्गते च शशको वेगाद्रुरुर्धावति ।
निःशङ्कः करिपोतकस्तरुलतामुन्मोटते लीलया
हंहो सिंह विना त्वयाद्य विपिने कीदृग्दशा वर्तते ॥ ४३

આ હરણું ખેલી રહ્યું છે. ડુક્કર જમીન ખોદી રહ્યું છે. વાઘ ગર્વમાં આવી ગયો છે. શિયાળવું રડી રહ્યું છે. સસલું કૂદાકૂદ કરે છે. રુરુમૃગ વેગથી દોડી રહ્યો છે. હાથીનું બચ્ચું શંકા વિના જ વૃક્ષની લતાઓને રમતમા ઉખાડી રહ્યું છે. હે સિંહ! ખરેખર તારા વિના આજે આ જંગલમા કેવી દશા થઈ રહી છે? ૪૩

हे मातङ्ग मदाम्बुडम्बरतया रोलम्बरोलं वह-
न्नन्यानामवलम्बनं वनमिदं भङ्क्तुं यदुत्कण्ठसे ।
दृष्टस्तत्किमहो महोन्नतधराधौरेयधात्रीधर-
प्रस्थप्रस्थितमेघयूथमथनोत्कण्ठी न कण्ठीरवः ॥४४॥

હે માતંગ–ગજરાજ! તારા મદ ઝરતા આડંબરને લીધે ભમરાઓના ટોળાને સાથે લઈને આગળ વધનાર એવો તું બીજા જંગલી હાથીઓનું અવલંબન લઈને શુ આ વનનો નાશ કરવાની ઉત્કંઠા રાખે છે? તો શુ તું જાણતો નથી કે, 'ઘણા જ મોટા એવાં પૃથ્વીનાં સંહારક પશુઓને ધારણ કરનાર આ ભૂમિના વિશાળ મેદાનમા પથરાયેલા મેઘોના સમૂહનું મથન કરવાની ઉત્કંઠા જેનામાં રહેલી છે, એવો ઘરઘર અવાજ કરતો આ સિંહ અહીં પાસે જ છે. ૪૪

यस्यावन्ध्यरुषः प्रतापवसतेर्नादेन धैर्यद्रुहः
शुष्यन्ति स्म मदप्रवाहसरितः सद्योऽपि दिग्दन्तिनाम् ।
दैवात्कष्टदशावशं गतवतः सिंहस्य तस्याधुना
कर्षन्त्येव करेण केसरसटाभारं जरत्कुञ्जराः ॥४५॥

જેનો ક્રોધ કદી નિષ્ફળ જતો નથી, જેનું નિવાસસ્થાન પ્રતાપથી શોભીતું છે, જે ધીરજને ટગાવી દે એમ છે, જે પોતે દિશાઓના હાથીઓના ગંડસ્થળના મદના પ્રવાહથી વહેતી નદીઓને પણ સૂકાવી દે છે; એ જ સિંહ વિપરીત દૈવને કારણે અવદશામાં આવી પડતાં, તેની કેશવાળીઓના વાળને આ વૃદ્ધ હાથીઓ ખેંચી રહ્યા છે. ૪૫

यः शौर्यावधिरेव यस्य सहसा दिग्दन्तिनोऽप्यन्तिकं नायाताः किल येन विन्ध्यवसुधा गम्या न कस्याप्यभूत्। तस्मिन्कौतुकिना त्वया करिपतौ लुप्ते कपोलस्थली भृङ्गः केसरिवीर संप्रति पुनः कुत्रैष विश्राम्यतु ॥ ४६ ॥

જે સિંહ પોતે શૌર્યની અવધિરૂપે ગણાય છે, જેની પાસે મોટા દિગ્ગજો પણ એકદમ આવી શકતા નથી અને જેના નિવાસના કારણે વિંધ્યાચળ પર્વતની ભૂમિ કોઈનાથી જઈ શકાય એવી રહી નથી; તેવા હે કેસરી સિંહ! અસંત કૌતુક ધરાવનાર તું જો ગજરાજને મારી નાખીશ તો પછી હાથીના ગંડસ્થળમાં નિવાસ કરનાર પેલો ભમરો ક્યાં જઈને નિવાસ કરશે? ૪૬

यूना येन विभिन्नवारणघटाकुम्भोच्छलन्मौक्तिक-
श्रेणीभिः परिपूरितास्तटभुवो भूमीभृतां कोटिशः।
तस्यैवाद्य निवाससीम्नि कलभाः क्रीडन्ति निःसाध्वसं
पारीन्द्रस्य जरातुरस्य तदहो जीर्णो जिगीषारसः ॥ ४७

જે સિંહે પોતાની યુવાવસ્થામાં હણેલા મદોન્મત્ત હાથીઓના ગંડસ્થળમાંથી નીકળેલાં મોતીઓના ઢગલાથી પર્વતની તળેટીની ભૂમિને ભરી દીધી હતી, તે જ દિગન્તવિજયી સિંહની ગુફાના સીમાડા આગળ તેની વૃદ્ધાવસ્થા હોવાને લીધે આજે હાથીઓનાં બચ્ચાં કોઈ પણ જાતના ભય વગર ક્રીડા કરે છે! તે પરથી એમ લાગે છે કે આ સિંહ પોતે વૃદ્ધ અને રોગી બન્યો તે સાથે બીજાં પ્રાણીઓને જીતી લેવાનો તેનો રસ પણ જીર્ણ બન્યો છે. ૪૭

कः कः कुत्र न घुर्घुरायितघुरीघोरो घुरेत्सूकरः
कः कः कं कमलाकरं विमलकं कर्तुं करी नोद्यतः।
के के कानि वनान्यरण्यमहिषा नोन्मूलयेयुर्यतः
सिंहीस्नेहविलासबद्धवसतिः पञ्चाननो वर्तते ॥ ४८ ॥

ઘુરઘુર અવાજ કરવાથી જેનાં નસકોરાં ફૂલેલાં છે, તેને લીધે ભયંકર દેખાતો એવો આ ડુક્કર ક્યાં ક્યાં ઘુરઘુર અવાજ કરતો નથી? કયો કયો હાથી ક્યાં ક્યાં કમળોના સરોવરને અસ્વચ્છ કરવાને તત્પર નથી થતો? તેમ જ કયા કયા જંગલી પાડાઓ ક્યાં ક્યાં જંગલને ઉખેડી નાખવા તત્પર થયા નથી? કારણ કે આ પંચાનન (સિંહ) પોતાની પ્રિય સિંહણના સ્નેહવિલાસમાં મગ્ન થઈને પોતાની ગુફામાં પડેલો છે. ૪૮

मातङ्गा किमु वल्गितैः किमफलैराडम्बरैर्जम्बुकाः
सारङ्गा महिषामदं व्रजत किं शून्येषु शूरा न के।
कोपाटोपसमुद्भटोत्कटसटाकोटेरिभारेः पुनः
सिन्धुध्वानिनि हुंकृते स्फुरति यत्तद्गर्जितं गर्जितम् ॥४९

હાથીઓ ચિત્કારો કરે તેથી શું? શિયાળવાં નકામા આડંબર કરે તેથી શું? હરણાં અને પાડા મદભર બનીને ભમે તેથી શું? જ્યાં કોઈ લડનાર ન હોય ત્યાં કોણ શૂરવીર બનતા નથી? પરંતુ ક્રોધમાં આવવાને કારણે જેની કેશવાળીનો ભાર કંઠની આજુબાજુ ફરી વળેલો છે એવો સિંહ જ્યારે અભિમાનની સાથે ગર્જના કરે છે, ત્યારે તે જ ગર્જના છે એમ ખરેખર લાગે છે. ૪૯

काकः पक्षबलेन भूपतिगृहे ग्रासं यदि प्राप्तवान्
किं वा तस्य महत्त्वमस्य लघुता पञ्चाननस्यागता।
येनाक्रम्य करीन्द्रगण्डयुगलं निर्भिद्य हेलालवा-
ल्लब्ध्वा ग्रासवरं वराटकधिया मुक्तागणस्त्यज्यते ॥५०॥

પોતાના પક્ષ(પાંખ)ના બળથી કાગડો જો રાજમહેલમાંથી ખોરાક મેળવે, તોપણ તેથી તેનું મહત્ત્વ શું? અને પોતાને પક્ષ(પાંખ)નું બળ નહિ હોવાથી પંચાનન–સિંહને ખોરાક ન મળે, તો તેથી તેનામાં શું હલકાપણું આવી ગયું? કારણ કે તે સિંહે ગજરાજના ગંડસ્થળને રમતમાં ભેદી નાખીને તેમાંથી મોટા કોળિયા લઈ લીધા અને તેમાં રહેલા મોતીઓના સમૂહને 'તે માત્ર કોડીની કિંમતના છે' એમ માનીને ફેંકી દીધા. ૫૦

निद्रामीलितलोचनो मृगपतिर्यावद्गुहां सेवते
तावत्स्वैरममी चरन्तु हरिणाः स्वच्छन्दसंचारिणः।
उन्निद्रस्य विधूतकेसरसटाभारस्य निर्गच्छतो
नादे श्रोत्रपथं गते गतधियः सन्त्वेव दीर्घायुषः ॥५१॥

જ્યાં સુધી નિદ્રાને કારણે જેનાં લોચન બંધ છે એવો આ મૃગપતિ–સિંહ ગુફાનું સેવન કરી રહ્યો છે ત્યાં સુધી સ્વચ્છંદે સંચાર કરતાં આ હરણાં ભલેને મનગમતા વિહાર કરે; પછી જ્યારે તે કેસરી સિંહ નિદ્રા ખૂલતાં, કેશવાળીના ભારને ખંખેરીને હળવો કરી બહાર આવે છે ત્યારે તેનો નાદ કાને પડતાંની સાથે જ લાંબું જીવનારાં એવાં પ્રાણીઓ પણ ભાન વિનાનાં બનીને મૂર્છિત થઈ જાય છે. ૫૧

स्मेराः सन्तु सभासदः करिचमूदर्पज्वरोत्सारिणो
हर्यक्षेण समं च जम्बुकयुवा युद्धाय बद्धादरः।
तत्रापि प्रथयन्ति तुल्यबलतामेके तयोरुच्चकै-
रन्ये संशयशंसिनस्तदपरे बाढं विपर्यासिनः ॥५२॥

॥ જેણે હાથીઓની સેનાના મદરૂપી જ્વરને દૂર કરેલ છે, એવા સિંહની સાથે યુદ્ધ કરવા માટે જો કદાચ

યુવાન શિયાળ તૈયાર થાય, તો તેથી કેટલાક સભાસદો ભલે હસે! તે સભાસદમાના કેટલાક તે બન્નેના પરાક્રમની તુલના પ્રગટ કરશે; બીજાઓ તે બન્નેના ઉચ્ચ-નીચપણા વિષે શંકા કરશે; પરંતુ બાકીના સભાસદ તો 'ઠીક છે' એમ પોતાનો ઊલટો જ મત પ્રગટ કરશે. ૫૨

हे हर्यक्ष सहस्व संप्रति लघुर्गोमायुरग्रे सतां
मत्साधारणवन्यजन्तुमनसा गुञ्जारवं संव्यधात्।
नीचानां प्रकृतिर्भ्रमो मुखरता चातः कथं खिद्यसे
शार्दूले द्विरदे मृगे शशकुले कस्ते विपक्षग्रहः ॥५३॥

હે હર્યક્ષ, હે સિંહ! તું જરાક ખામોશ રાખ. અત્યારે આ શિયાળનુ બચ્ચું સર્વ સંતોની આગળ એમ કહી રહ્યું છે કે, 'મારા જેવું બળવાન કોઈ બીજું વનનુ પ્રાણી નથી,' તે ગુંજારવ ભલે કરે. ભ્રમ અને વાચાળપણુ એ તો હલકા પ્રાણીઓનો સ્વાભાવિક ગુણ છે, તથી તુ શા માટે ખેદ કરે છે? વાઘ, હાથી, મૃગ, સસલાંનો સમૂહ એ બધા સામાન્ય પ્રાણીઓ તરફ તારે તે વળી ઝઘડાનો આગ્રહ શો? ૫૩

दिङ्नागाः प्रतिपेदिरे प्रथमतो आत्मैव जेतव्यतां
संभाव्यस्फुटविक्रमोऽथ वृषभो गौरेव गौरीपतेः।
विक्रान्तनिकषं करोतु कतमं नाम त्रिलोकीतले
कण्ठेकालकुटुम्बिनीकरुणया सिक्तः स कण्ठीरवः॥

'અમારા પર વિજય મેળવવો,' એ તો સિંહનો જાતિગત હક્ક છે, એમ માનીને દિશાઓના હાથીઓ પહેલેથી જ નાસી ગયા છે; જેનું પરાક્રમ સારી રીતે જાહેર છે, એવો તે મહાદેવજીનો નંદી તો ગાયની જાતિમા છે, એટલે તે સિંહ આ ત્રણ ભુવનમાં કોને વિષે પોતાનુ પરાક્રમ બતાવે, કે જે કંઠેકાલ—મહાદેવનાં પત્ની પાર્વતીની કરુણાથી ઊછરેલો છે. ૫૪

**હાથી**

गजस्य पङ्कमग्नस्य ग्रपाकरमिदं महत्।
पादमुद्धृत्य यद्गच्छन्हरिणोऽपि हसत्यसौ ॥५५॥

કાદવમાં ફસાઈ ગયેલા હાથીને એક બાબત ઘણી જ શરમજનક લાગે છે કે, પગ ઊંચે ઉછાળીને રસ્તે જતું હરણ પણ તેને હસે છે. ૫૫

मलोत्सर्गं गजेन्द्रस्य मूर्ध्नि काकः करोति चेत्।
कुलानुरूपं तत्तस्य यो गजो गज एव सः ॥५६॥

ધારો કે ગજરાજના માથા પર કાગડો કદાચ વિષ્ઠા કરે, તો તે કાગડાના કુળને છાજે એવું છે અને હાથી તો હાથી જ છે. ૫૬

ग्रासाद्गलितसिक्थस्य किं गतं करिणो भवेत्।
पिपीलिकस्तु तेनैव सकुटुम्बोऽपि जीवति ॥५७॥

ધારો કે ખાતાં ખાતા હાથીના મુખમાથી એકાદ કોળિયો પડી ગયો, તો તેમાં હાથીનું શું ગયું? પણ એ પડેલા કોળિયા પર કીડી પોતાના આખા કુટુંબ સહિત જીવનનિર્વાહ કરે છે. ૫૭

बन्धनस्थो हि मातङ्गः सहस्रभरणक्षमः।
अपि स्वच्छन्दचारी श्वा स्वोदरेणापि दुःखितः ॥५८॥

હાથી પોતે બંધનમા પડેલો હોય તોપણ તે હજારોનાં ભરણપોષણ કરે છે; પરંતુ કૂતરું ઇચ્છા પ્રમાણે રખડતું હોય છે, તોપણ તે પોતાનું પેટ ભરવામાંય દુઃખી રહે છે. ૫૮

अन्तर्वसति मार्जारी शुनी वा राजवेश्मनि।
बहिर्बद्धोऽपि मातङ्गस्ततः किं लघुतां गतः ॥५९॥

બિલાડી અંતઃપુરમા રહે અને કૂતરી રાજમહેલમાં રહે તેથી શું બહાર બાંધેલો હાથી હલકો પડી જાય છે? ૫૯

रवितप्तो गजः पद्मांस्तद्गृह्यान्बाधितुं ध्रुवम्।
सरो विशति न स्नातुं गजस्नानं हि निष्फलम् ॥६०॥

સૂર્યના તાપથી તપેલો હાથી સૂર્ય સાથે સંબંધ રાખનાર કમળોનો નાશ કરવા માટેજ સરોવરમાં પ્રવેશ કરે છે; એ કંઈ સ્નાન કરવા માટે જતો નથી; કારણ કે હાથી સ્નાન કરીને શરીર પર ધૂળ નાખે છે, તેથી હાથીનુ સ્નાન નિષ્ફળ ગણાય છે. ૬૦

कौपे पयसि लघीयसि तापेन करः प्रसारितः करिणा।
सोऽपि न पयसा लिप्तो लाघवमात्मा परं नीतः ॥६१॥

તાપથી તપેલા હાથીએ નાના સરખા કૂવાના જળમાં પોતાની સૂંઢ ફેલાવી; પરંતુ તેની સૂંઢ પણ પાણીમાં બોળાઈ નહિ અને ઉપરથી હાથીએ પોતાની જાતને હલકી ગણી કાઢી. ૬૧

यदि मत्तोऽसि मतंगज किममीभिरसारसरलतरुदलनैः। हरिसुतसर खरनखरं व्यपनेष्यति ते स करटकण्डूतिम् ॥६२॥

હે હાથી! તું જો મદમત્ત બની ગયો હોય, તો પણ આ સાર વિનાનાં સરળ વૃક્ષોને પીસવામાં શું ડહાપણ માને છે? વિકરાળ નખવાળા તે સિંહની પાસે જા, જે તારી સૂંઢની ખંજવાળને દૂર કરશે. ૬૨

कलभ तवान्तिकमागतमलिमेनं मा कदाप्यवज्ञासीः।
अपि दानसुन्दराणां द्विपधुर्याणामयं शिरोधार्यः ॥६३॥

હે હાથીના બચ્ચા! આ જે ભમરો તારી પાસે

આવ્યો છે, તેની તું અવજ્ઞા કદી પણ કરીશ નહિ; કારણ કે પોતાના મદનાં દાન આપનાર હાથીઓના અગ્રેસરોને માટે આ ભમરો મસ્તકે ધારણ કરવા લાયક છે. ૬૩

लीलामुकुलितनयनं किं सुखशयनं समातनुषे ।
परिणामविषमहरिणा करिनायक वर्धते वैरम् ॥६४॥

હાથીઓમા નાયક એવા હે ગજરાજ ! રમતને વશ થઈને આંખ બંધ કરીને તું શા માટે સુખશય્યા પર સૂઈ ગયો છે? પરિણામે જે ઘણો જ વિષમ બની જશે એવા સિંહની સાથે તારું વેર વધી રહ્યું છે. ૬૪

आपातालगभीरे मज्जति नीरे निदाघसंतप्तः ।
न स्पृशति पल्वलाम्भः पञ्जरशेषोऽपि कुञ्जरः क्वापि ॥

જે હાથી ઉનાળાના તાપથી તપતા પાતાળ સુધી પહોંચેલા એવા ઊંડા જળમાં સ્નાન કરવાને ટેવાયેલો હોય, તે હાથી સુકાઈને હાડકાંના પિંજર જેવો બની જાય, તોપણ ખાબોચિયાના જળને અડકતો પણ નથી. ૬૫

सूते सूकरगृहिणी सूतशतमतिदुर्भगं झटिति ।
करिणी चिराय सूते कमपि महीपाललालितं कलभम् ॥

આ ભૂંડની સ્ત્રી સો બચ્ચાને જન્મ આપે છે; પરંતુ તે બધાં જ અત્યંત ખરાબ ભાગ્યનાં જન્મેલાં હોય છે. જ્યારે આ હાથીની સ્ત્રી ઘણે લાંબે કાળે એક બચ્ચાને જન્મ આપે છે, પરંતુ તેને રાજા લાડ લડાવે છે. ૬૬

गिरिगह्वरेषु गुरुगर्वगुम्फितो गजराजपोत न कदापि संचर। यदि बुध्यते हरिशिशुः स्तनंधयो भविता करेणुपरिशेषिता मही ॥ ६७ ॥

હે ગજરાજના બચ્ચા ! અત્યંત ગર્વમાં ફુલાઈ ગયેલો એવો તું આ ગિરિની ગુફાઓમાં કદીય ફરવા જઈશ નહિ; કારણ કે જો માતાને ધાવતું નાનું સિંહનું બચ્ચું પણ જાણશે, તો આ પૃથ્વી હાથીના બચ્ચા વિનાની બની જશે. ૬૭

केलिं कुरुष्व परिभुङ्क्ष्व सरोरुहाणि गाहस्व शैलतटनिर्झरिणीपयांसि । भावानुरक्तकरिणीकरलालिताङ्ग मातङ्ग मुञ्च मृगराजरणाभिलाषम् ॥ ६८ ॥

જેના અંગનાં લાલનપાલન માતા બનેલી હાથણીએ અત્યંત ભાવથી કરેલાં છે, એવા હે હાથીના બચ્ચા ! તું સારી રીતે લીલા કર. સરોવરોનાં કમળોનું ભક્ષણ કર. પર્વતની તળેટીમાં વહેતાં ઝરણાંનું પાણી પી. પરંતુ મૃગરાજની સાથે રણમાં ખેલવાની અભિલાષા છોડી દે. ૬૮

भो भोः करीन्द्र दिवसानि कियन्ति तावदस्मिन्मरौ समतिवाहय कुत्रचित्त्वम् । रेवाजलैर्निजकरेणुकरप्रयुक्तैर्भूयः शमं गमयितासि निदाघकाले ॥६९॥

હે ગજરાજ ! હાથણીઓએ પોતાની સૂંઢમા લીધેલાં નર્મદાનાં જલથી તારો ઉનાળાનો દાહ શાંત ન થાય, ત્યાં સુધી આ મરભૂમિમાં કોઈ ઠેકાણે જઈને તું કેટલાક દિવસો પસાર કર. ૬૯

दानार्थिनो मधुकरा यदि कर्णतालैर्दूरीकृताः करिवरेण मदान्धबुद्ध्या । तस्यैव गण्डयुगमण्डनहानिरेषा भृङ्गाः पुनर्विकचपद्मवने चरन्ति ॥ ७० ॥

આ ગજરાજ જો પોતાના મદ વડે અંધ બનેલી બુદ્ધિથી મદ–દાનની આશા સેવનારા ભમરાઓને કાનરૂપી પંખાઓથી દૂર કરશે, તો તેમ કરવા જતાં તેને પોતાના જ ગંડસ્થળની શોભાની હાનિ થશે; કારણ કે ભમરાઓ તો ત્યાંથી ઊડીને વિકાસ પામેલાં કમળના વનમાં ચાલ્યા જશે. ૭૦

लाङ्गूलचालनमधश्चरणावपातं भूमौ निपत्य वदनोदरदर्शनं च । श्वा पिण्डदस्य कुरुते गजपुंगवस्तु धीरं विलोकयति चाटुशतैश्च भुङ्क्ते ॥ ७१ ॥

કૂતરું ટુકડો આપનારની આગળ પૂંછડી પટપટાવે છે, તેના પગ આગળ નીચે આળોટે છે, જમીન પર પડીને તેના મુખ સામે અને પોતાના પેટ સામે જુએ છે, પોતાનું મુખ અને પેટ તે ટુકડો આપનારને દેખાડે છે; જ્યારે શ્રેષ્ઠ હાથી તો ગંભીરતાથી જુએ છે અને સેંકડો મીઠા શબ્દો (ભોજન કરાવનાર માણસ) બોલે ત્યારે જ ખાય છે. ૭૧

गण्डस्थले हि मदवारिजलौघलुब्धमत्तभ्रमद्भ्रमरपादतलाहतोऽपि । कोपं न गच्छति नितान्तबलोऽपि नागस्तुल्ये बले हि बलवान्परिकोपमेति ॥ ७२ ॥

મદરૂપી જલના સમૂહમાં લુબ્ધ બનતાં મદોન્મત્ત થઈને ચારે બાજુ ફર્યા કરતો આ ભમરો હાથીના ગંડસ્થળ પર પગના પ્રહાર કરે છે; તોપણ અત્યંત બળવાન હોવા છતાં પણ હાથી ભમરા પર કોપ કરતો નથી; કારણ કે બળવાન માણસ તુલ્ય બળવાળા સાથે જ કોપ કરતા હોય છે. ૭૨

न स्वां करेणुमपि नापि निजान्किशोरानात्मानमेव परिशोचति वारणेन्द्रः । दावाग्निमग्नतनुरत्र यथोपसन्नान्दानार्थिनो मधुकरानधिरूढभावान् ॥ ७३ ॥

જેનું શરીર દાવાગ્નિની અંદર ઝડપાઈ ગયું છે, એવો આ ગજરાજ પોતાની હાથણીનો, પોતાનાં નાના

બચ્ચાંનો કે પછી પોતાની જાતનો પણ શોક કરતો નથી; પરંતુ મદનાં દાન લેવાની આશાએ આવેલા અત્યંત ભયથી ભરેલા આ ભમરાઓ માટે એ હાથી શોક કરે છે. ૭૩

दानं ददत्यपि जलैः सहसाधिरूढे को विद्यमानगतिरासितुमुत्सहेत । यद्दन्तिनः कटकटाहतटान्मिमङ्क्षोर्मङ्क्षूत्पपाति परितः पटलैरलीनाम् ॥ ७४ ॥

હાથી પોતાની પાસે આવેલા ભમરાને મદરૂપી જલના દાન કરે છે; તોપણ જળાશયમાં ડૂબકી મારી નાહવા તૈયાર થયેલા હાથીના ગંડસ્થળ પર પરિણામ જાણનાર કયો ભમરો બેસી રહેવાની ઇચ્છા કરશે? કારણ કે એ ડૂબકી મારે છે એ વખતે તો ભમરાનાં બધાં ટોળાં તરત જ એના મદઝરતા ગંડસ્થળ ઉપરથી ઊડીને તેની આજુબાજુ જ ફર્યા કરે છે. ૭૪

न गृह्णाति ग्रासं नवकमलकिञ्जल्किनि जले
न पङ्कात्ह्लादं व्रजति विसभङ्गार्धशकलैः ।
ललन्तीं प्रेमार्द्रामपि विपहते नान्यकरिणीं
स्मरन्दावभ्रष्टां हृदयदयितां वारणपतिः ॥ ७५ ॥

આ ગજરાજ એક કોળિયો પણ લેતો નથી. નવાં કમળની રજથી ભરેલા જળમાં ભાંગી ગયેલા કમળના તંતુઓ કટકાથી ભરેલ કાદવથી આનંદ પામતો નથી. પ્રેમથી ભાવવશ થયેલી બીજી સુંદર હાથણીની સાથે વિહાર પણ કરતો નથી; પરંતુ દાવાનળની અંદર બળીને ભસ્મ થયેલી પ્રાણથી પણ વિશેષ પ્રિય હાથણીને યાદ કરીને બીજી હાથણીને સહન પણ કરી શકતો નથી. ૭૫

गले पाशस्तीव्रश्चरणयुगले गाढनिगडो
दृढं स्कन्धे बन्धः शिरसि सृणिपातः खरतरः ।
नरः स्कन्धारूढो बत मरणयोग्येऽपि विषये
न जानेमोऽस्त्यर्थं द्विरद वद कस्मात्तव मदः ॥ ७६ ॥

હે હાથીના બચ્ચા! તારા ગળામાં સખત બંધન પડેલું છે. તારાં બન્ને ચરણોમાં બેડી પડેલી છે. તારા ખભા પર સખત બંધન નાખેલું છે, તારા શિર પર અત્યંત તીક્ષ્ણ અંકુશ છે અને તારી ખાંધ પર માણસ બેઠેલો છે. એ પ્રમાણે મરણને યોગ્ય દેશ-કાળ તને પ્રાપ્ત થયો છે; તોપણ તને મદ ક્યાંથી આવ્યો તે અમે જાણતા નથી. ૭૬

निषेवन्तामेते वृषमहिषमेषाश्च हरिणा
गृहा क्षुद्राणाणि कतिपयतृणैरेव सुखिनः ।
गजानाम स्थानं मदसलिलजम्बालितभुवां
सदैकं विन्ध्याद्रेर्विपिनमथवा भूपसदनम् ॥ ७७ ॥

આ બળદ, પાડા, ઘેટાં, હરણાં જેવાં પ્રાણીઓ ભલે નાનાં સરખાં ઝૂંપડાંમાં રહે અને થોડા ઘાસથી તૃપ્તિ મેળવી સુખી બને; પરંતુ પોતાના મદના જલથી ભૂમિને કાદવમય બનાવી દે છે, એવા હાથીઓનું સ્થાન કાં તો વિંધ્યાચળના જંગલમાં છે અથવા તો રાજાના ભવનમાં હોય છે. ૭૭

न कुर्याः प्राखर्यं किमपि करिपोत प्रतिभिया
हरीणां हेलेयं यदिह बहुवेलं विहरसि ।
अकस्मादेतेषां कुटिलदृशि रोपस्पृशि मनाङ्-
निरर्थं भाविन्यो मदकरिदरिद्रा वनभुवः ॥ ७८ ॥

હે હાથીના બચ્ચા! સિંહો તરફથી જે ભય પેદા થાય, તેનો તિરસ્કાર કરીને તું કાંઈ પણ પ્રખરતા (શોરબકોર) કરીશ નહિ; તેમ જ તું અહીં જે લાંબા કાળ સુધી રમ્યા કરે છે, એ તો ફક્ત તારો આનંદ જ છે. જો અકસ્માત એ સિંહોની કુટિલ નજર નીચે તું જરા પણ આવી ગયો, તો આ વનની ભૂમિ વગર કારણે તારા જેવા મદોન્મત્ત હાથીઓ વિનાની બની જશે. ૭૮

जहीहि गुरुगर्जितं विजहि शुण्डया सीत्कृतं
परिभ्रम शनैर्वनं किमु गजेन्द्र गर्वायसे ।
यथा न किल केसरी गिरिदरीषु निद्रां त्यजन् ।
विमूर्च्छयति जृम्भया सुभग तावकीनं मनः ॥ ७९ ॥

હે ભાગ્યશાળી ગજરાજ! મોટી મોટી ગર્જનાઓ કરવાનું કામ તું છોડી દે. સૂંઢથી ચિત્કાર કરવાનું છોડી દે. વનની અંદર ધીરે ધીરે ફરવાનું શરૂ કર. તું શા માટે ગર્વ કરે છે? કારણ કે જ્યાં સુધી આ પર્વતની અંદર ગુફામાં બેઠેલો સિંહ નિદ્રાનો ત્યાગ કરીને બગાસું ખાઈને જાગ્યો નથી, ત્યાં સુધી જ તારું મન કાર્ય કરે છે. (કારણ કે સિંહ જાગતાં જ તારો નાશ થશે.) ૭૯

रे चाञ्चल्यजुषो मृगाः श्रितनगाः कल्लोलमालाकुला-
मेतामम्बुधिगामिनीं व्यवसिताः संगाहितुं वा कथम् ।
अत्रैवोच्छलदम्बुनिर्भरमहावर्तैः समावर्तितो
यद्ग्रावेव रसातलं पुनरसौ यातो गजग्रामणीः ॥ ८० ॥

અરે, અતિશય ચંચળતાવાળાં આ પર્વતમાં રહેલાં હરણો, જળમાં થતી તરંગમાળાવાળી, સમુદ્રને મળનારી નદીમાં સ્નાન કરવા માટે જઈ રહ્યાં છો; પણ ત્યાં તો ઊછળતાં જળની ઘણી મોટી ઘૂમરીઓથી વીંટળાયેલો મોટો પથ્થર જાણે પાતાળમાં પડ્યો હોય તેમ હાથી પડી રહ્યો છે. ૮૦

नीवारप्रसवाग्रमुष्टिकवलैर्यो वर्धितः शैशवे
पीतं येन सरोजपत्रपुटके होमावशेषं पयः ।

तं दृष्ट्वा मदमन्थरालिवलयव्यालुप्तगण्डं गजं
सोत्कण्ठं सभयं च पश्यति मुहुर्दूरे स्थितस्तापसः ॥८१

આ મુનિએ જે હાથીનું પોષણ બાલવયમાં નિવાર ધાન્યની મૂઠીઓ ભરીને ખવડાવીને કર્યું, તેમ જ કમલપત્રના પડિયામાં હોમનાં અવશેષ જલ સારી રીતે પાયાં; તે જ હાથી જ્યારે મોટો થતાં મદમાં આસક્ત થયેલા ભમરાઓનાં ટોળાંથી ઘેરાયેલા ગંડસ્થળવાળો બન્યો, ત્યારે તે મુનિ દૂર ઊભા રહીને આનંદ અને ભયની સાથે તેના તરફ જોવા લાગે છે. ૮૧

कर्णे चामरचारुकम्बुकलिकाः कण्ठे मणीनां गणाः
सिन्दूरप्रकरः शिरःपरिसरे पार्श्वान्तिके किङ्किणी ।
लब्धश्चेन्नृपवाहनेन करिणा बद्धेन भूषाविधि-
स्तत्किं भूधरधूलिधूसरतनुर्मान्यो न वन्यः करी ॥८२॥

જે હાથી રાજાનું વાહન બન્યો છે, તેના કાનની પાસે ચામરના બનાવેલાં સુંદર કર્ણનાં ભૂષણ છે, કંઠમાં મણિઓના હાર છે. ગંડસ્થળ પર સિંદૂરના લેપ છે, બન્ને પડખે ઘંટડીઓ છે અને પીઠ પર રાજાને બેસવાની પાલખી છે, તોપણ જંગલનો હાથી શું વિશેષ માન્ય બનતો નથી કે જેનું શરીર પૃથ્વીની ધૂળથી વિશેષ ધૂળવાળું હોય છે? ૮૨

पीतं यत्र हिमं पयः कवलिता यस्मिन्मृणालाङ्कुरास्तापार्तेन निमज्ज्य यत्र सरसो मध्ये विमुक्तः श्रमः धिक्तस्यैव जलानि पङ्किलयतः पाथोजिनीं मथ्नतो मूलान्युत्खनतः करीन्द्र भवतो लज्जापि नो जायते ॥ ८३ ॥

હે ગજરાજ! જ્યાં તેં શીતળ જલનાં પાન કર્યાં, જેની અંદર રહેલા કમળોના અંકુર તે ખાધા તેમ જ તાપથી પીડાતાં જે સરોવરની અંદર ડૂબકાં ખાઈને તેં સ્નાન કર્યું; તે જ સરોવરના જલને કાદવવાળું કરી નાખતાં અને તેનાં કમળોને તોડીફોડી નાખી દેતાં તેમ જ તે કમળનાં મૂળ ઉખાડી નાખતાં, તને શરમ પણ નથી આવતી? ૮૩

तापो नापगतस्तृषा न च कृशा धौता न धूली तनोर्न स्वच्छन्दमकारि कन्दकवलः का नाम केलीकथा । दूरोत्क्षिप्तकरेण हन्त करिणा स्पृष्टा न वा पद्मिनी प्रारब्धो मधुपैरकारणमहो झाङ्कारकोलाहलः ॥८४॥

હાથીની સ્નાન કરવાની આ લીલાકથા કેવા પ્રકારની છે? તેના શરીરનો તાપ શાંત થયો નહિ, તરસ ઓછી થઈ નહિ, શરીર ઉપરની ધૂળ પણ ધોવાઈ નહિ, કમળનો કોળિયો પણ પોતાના મનને ગમે તે રીતે સ્વચ્છંદે લીધો નહિ અરે! દૂરથી સૂંઢ ફેંકીને એ હાથીએ કમળનો સ્પર્શ પણ કર્યો નહિ, ત્યાં તો આ ભમરાઓએ વિના કારણે ઝંકારનો કોલાહલ શરૂ કરી દીધો. ૮૪

नाभूवन्भुवि यस्य कुत्रचिदपि स्पर्धाकराः कुञ्जराः
सिंहेनापि न लङ्घिता किमपरं यस्योद्धता पद्धतिः ।
कष्टं सोऽपि कदर्थ्यते करिवरः स्फारारवैः फेरवै-
रापातालगभीरपङ्कपटलीमग्नोऽद्य भग्नोद्यमः ॥८५॥

જે હાથીની સાથે સ્પર્ધા કરી શકે તેવા બીજા હાથીઓ પૃથ્વી પર કોઈ ઠેકાણે નહોતા તેમ જ સિંહે પણ તે હાથીની ઉદ્ધત પદ્ધતિ (ગમનનો માર્ગ) કદી પણ રોક્યો નહોતો; તે જ હાથી આજે પાતાલ જેવા ઊંડા કાદવવાળા ખાબોચિયામાં પડી જવાથી પ્રયત્ન વિનાનો શિથિલ બની ગયો છે. કષ્ટ છે કે શિયાળવાં મોટી બૂમ મારીને તેને હેરાન કરી રહ્યાં છે. ૮૫

पादाघातविघूर्णिता वसुमती त्रासाकुलाः पक्षिणः
पङ्काङ्कानि सरांसि गण्डकषणक्षोदक्षताः शाखिनः ।
प्राप्येदं कतिपातकैर्विधिवशाच्छार्दूलशून्यं वनं
तत्तन्नाम कृतं विशृङ्खलतया वक्तुं न यत्पार्यते ॥८६॥

દૈવના સંજોગે કરીને જ્યારે તે વન વાઘ-સિંહ વિનાનું બની ગયું, ત્યારે તે વનમાં જઈને હાથીનાં બચ્ચાંએ પોતાના પગના આઘાતથી પૃથ્વીને ધમધમાવી નાખી, પક્ષીઓને ભયભીત બનાવી દીધાં, સરોવરોને કાદવવાળાં બનાવી દીધાં તેમ જ ગંડસ્થળ ઘસીને વૃક્ષોને છાલ વિનાનાં કરી નાખ્યાં. ખરેખર, તે બધાં બંધન વિનાનાં બની ગયાં અને તેમણે એવા એવા ઉધમાત મચાવ્યા કે જેને વાણીથી કહેતાં પાર ન આવે! ૮૬

आरामोऽयमनर्गलेन बलिना भग्नः समग्रो मये-
त्यन्तः संभृतदर्पवर्धितमदोद्यमः किमुन्माद्यसि ।
मातङ्ग प्रतिवर्षमेव भवतो भावी निदाघज्वर-
स्तत्रापि प्रतिकारमर्हसि सखे सम्यक्समालोचितुम् ॥

હે હાથી! 'મેં અત્યંત બળવાન થઈને આ બાગ પૂરેપૂરો ભાંગી નાખ્યો' એ રીતે તું અંતરના અભિમાનથી અતિશય હરખ પામીને શા માટે મદોન્મત્ત બન્યો છે? અરે, આ પ્રકારનો મદનો જ્વર તો તને દર વર્ષે ઉનાળામાં થવાનો જ છે; માટે તારા મદની સારી રીતે સમલોચના કરે એવો પ્રતિકાર (સામનો) કરનાર કોઈક (સિંહ) તને મળવો જોઈએ. ૮૭

कौपं वारि विलोक्य वारणपते किं विस्मितेनास्यते ।
प्रायो भाजनमस्य संप्रति भवांस्तत्पीयतामादरात् ।

उन्मज्जच्छफरीपुलिन्दललनापीनस्तनास्फालन-
स्फारीभूतमहोर्मिनिर्मलजला दूरेऽधुना नर्मदा ॥८८॥

હે વારણ(હાથી)ના પતિ! કૂવાનું પાણી જોઈને તું શું વિસ્મય બનીને ઊભો છે? અત્યારે તો તેને માટે તું યોગ્ય બન્યો છે, તો આદરથી તેનું જલ પી લે; કારણ કે હાલ નિર્મળ જળથી ભરેલી નર્મદા નદી દૂર છે કે જેના જલમાં ઊછળતાં શફરી માછલાંના સ્પર્શથી ફૂલ્તી ભીલ લોકોની સ્ત્રીઓના ભારે સ્તનોના પછડાવાથી મોટા તરંગો પેદા થાય છે. ૮૮

नो मन्ये दृढबन्धनात्क्षतमिदं नैवाङ्कुशाघातनं
स्कन्धारोहणताडनात्परिभवं नैवान्यदेशागमम् ।
चिन्तां मे जनयन्ति चेतसि यथा स्मृत्वा स्वयूथ्यान्वने
सिंहत्रासितभीतभीरुकलभा यास्यन्ति कस्याश्रयम् ॥

(રાજાના આશ્રયે પડેલો એક હાથી કુટુંબના બચ્ચાની ચિંતા કરતા જણાવે છે કે,) 'સખત બંધનથી મને જે કાપ પડ્યો છે, તેને હું ગણતો નથી. અંકુશનો આઘાત સહન કરવો પડે, તેનો વાંધો નથી. મારી ખાંધ પર બેસીને મને મારે તેથી મારો પરાભવ નથી તેમ જ બીજા દેશોમાં ભટકવું પડે, તેની ફિકર નથી; પરંતુ વનમાં રહેલા મારા હાથીઓના ટોળાની યાદ મારા મનને એક ચિંતા પેદા કરાવે છે કે, 'જ્યારે સિંહના ત્રાસથી તે બચ્ચાં ભયભીત બનશે, ત્યારે તે બધાં કોને આશ્રયે જશે?' ૮૯

पत्युर्यत्पतितावशेषकवलग्रासेन वृत्तिः कृता
पीतं यच्च करावगाहकलुषं तत्पीतशेषं पयः ।
प्राणान्पूर्वतरं विहाय तदिदं प्राप्तं करिण्या फलं
यद्बन्धव्रणकातरस्य करिणः क्लिष्टं न दृष्टं मुखम् ॥९०॥

જે હાથણીએ પોતાના પતિના ભોજનમાંથી રહેલા અવશેષ વડે પોતાનો નિર્વાહ ચલાવ્યો, હાથીએ જલ પીને જેને પોતાની સૂંઢથી ડહોળી નાખ્યું, તે કાદવવાળું જળ પણ હાથણીએ પીધું અને જેણે પોતાના પ્રાણ પહેલેથી છોડી દઈને એવું તો ઉત્તમ ફળ મેળવ્યું કે જેથી બંધનને લીધે પડેલા ઘામાં પીડા થવાથી ભયભીત બનેલ હાથીનું દુઃખ ભરેલું મુખ જોયું નહિ. ૯૦

क्रीडाकारि तडागवारिणि गतावङ्कं न पङ्केरुहे-
र्वल्ली काचन शल्लकीतरुगता नाकर्षिता दर्पतः ।
नाश्लिष्टा करिणी करेण करिणा कामातुरेणामुना
दंष्ट्राभिर्विकटाननः शिव शिव व्यालोकि पञ्चाननः॥

૧ જે હાથીએ તળાવના જલમાં રહેલાં કમળની સાથે નિર્ભય બનીને લીલા કરી નહોતી, જે હાથીએ શાલવૃક્ષને વળગેલી કોંક વેલીને આનંદથી ખેંચી પણ નહોતી તેમ જ કામાતુર બનેલા એવા તે હાથીએ પોતાની સૂંઢ વડે હાથણીને આલિંગન પણ આપ્યું નહોતું, તેટલામાં તો ખેદની વાત છે કે દાઢથી જેનું મુખ વિકરાળ છે, એવો પંચાનન સિંહ તે હાથીના જોવામાં આવ્યો. ૯૧

सान्द्रामोदवतीः स्वकीयवसतीः पङ्केरुहाणां सती-
स्त्यक्त्वायं भ्रमरः करीन्द्र भवत.मभ्याशमभ्यागतः ।
एतच्चेतसि संप्रधार्य जगतीविख्यातदानैस्तथा
युष्माभिः क्रियतां यथोपरमते ह्यस्याय नास्यागमः ९२

હે હાથી! આ ભમરો પોતાનાં આનંદમય નિવાસસ્થાન બનેલ કમળોની હારનો ત્યાગ કરીને અત્યારે તારી અત્યંત નિકટ આવી પહોંચેલો છે; એ બાબતનો મનમાં સારી રીતે વિચાર કરીને તારે એવું દાન કરવું જોઈએ કે જેથી આ ભમરો પોતાનું સ્થાન છોડીને તારી પાસે આવ્યો, તેના આગમનને કોઈ હસે નહિ; કારણ કે તારા દાન જગતમાં પ્રખ્યાત છે. ૯૨

त्यक्तो विन्ध्यगिरिः पिता भगवती माता च रेवोज्झिता
त्यक्ताः स्नेहनिबद्धबन्धुरधियस्तुल्योदया दन्तिनः ।
त्वल्लोभान्ननु हस्तिनि प्रतिदिनं वन्धाय दत्तं वपु-
स्त्वं दूरीक्रियसे लुठन्ति च शिरः पीठे कठोराङ्कुशाः॥९३

'હે હાથણ! મારા પિતા વિંધ્યાચળ પર્વતનો મેં ત્યાગ કર્યો. મારી માતા ભગવતી નર્મદાને મેં છોડી દીધી. મારા સાથે સ્નેહથી બંધાયેના એવા કુટુંબીજન બનેલા હાથીઓનો મે ત્યાગ કર્યો તારા સંગના લોભથી મેં રોજનાં બંધન સ્વીકારી લીધા; તે છતાં તું મને દૂર કરે છે અને મારા મસ્તક પર કઠોર અંકુશ પડે છે, તે તો જુદા! ૯૩

स्पर्धन्तां सुखमेव कुञ्जरतया दिक्कुञ्जरैः कुञ्जरा
ग्राम्या या वनवासिनो मदजलस्निग्धगण्डस्थलाः ।
आः कालस्य कुतूहलं शृणु सखे प्राचीनपालीमलैः
प्रायः स्निग्धकपोलपालिरधमः कोलोऽपि संस्पर्धते ९४

પોતાના મદના જલથી જેનાં ગંડસ્થળ ભીંજાયાં છે, એવા ગામના કે જંગલના હાથીઓ દિક્પાળ હાથીઓ સાથે 'પોતે હાથી છે' એ ભાવે સ્પર્ધા કરવા લાગે, તો તે સ્પર્ધા ભલે કરે; પરંતુ હે મિત્ર! કાળનું આ કુતૂહલ તો સાંભળ કે જેના કપોલ(ગાલ)નો ભાગ જૂના પાલીમલ(દુર્ગંધ પદાર્થ)થી [illegible] છે, એવું આ શિયાળ પણ હાથીની સાથે [illegible] લાગ્યું છે. ૯૪

यत्प्रत्यग्रदलावलीकवलनैर्जातोऽसि शैलोपमो
यच्छायासु कदर्थितोऽसि न कदाप्यर्कांशुभि कर्कशै
घोराघ तकिरातपत्रिपतने यैर्वारवाणायित
तन्मातङ्ग मदान्ध पाटयसि किं विन्ध्याटवीपादपान्.

મદને કારણે અંધ બનેલ હે હાથી! જે વૃક્ષની આગળના ભાગમા રહેલા તાજા પાનના કોળિયા ખાઇને તું જાડો પર્વત જેવો બની ગયો છે, જે વૃક્ષોની છાયાની અંદર નિવાસ કરવાને કારણે તને અત્યંત કઠોર એવા સૂર્યના કિરણો પીડા પહોંચાડી શકતા નથી, જ્યારે ભીલોએ તારા પર ઘોર બાણ ફેંકવા માંડ્યા, ત્યારે જે વૃક્ષોએ કવચનું કામ કરી આપ્યું તે જ આ વિંધ્યાચળના વૃક્ષોને તુ શા માટે તોડી પાડીને ફેંકી રહ્યો છે? ૯૫

ऊर्णां नैष दधाति नापि विषयो वाहस्य दोहस्य वा
तृप्तिर्नास्य महोदरस्य बहुशो घासै पलालैरपि ।
हा कष्ट कथमस्य पृष्ठशिखरे गोणी समारोप्यते
को गृह्णाति कपर्दकैरमुमिति ग्राम्यैर्गजो हस्यते ॥९६॥

ગામડાના માણસો હાથીને હસી રહ્યા છે કે, 'આ હાથી શરીર પર ઊન તો રાખતો નથી તે બેસવાના વાહન તરીકે કામમા આવતો નથી ને દોહવાના કામમા પણ આવતો નથી એ તો એવા તો મોટા પેટવાળો છે કે એમા ઘણા ઘાસપરાળ નાખવાથી તેને તૃપ્તિ થતી નથી અરે! એ પણ મોટુ કષ્ટ છે કે તેની પીઠ પર કેવી રીતે ગૂણ ચડાવવી આવા નકામા હાથીને ભલા કયો માણસ પૈસા આપીને ખરીદે?' ૯૬

घ सम्प्रास गृहाण त्यज करिकलभ प्रीतिबन्ध करिण्या
पाशग्रन्थिव्रणानामविरलमधुना देहि पङ्कानुलेपम् ।
दूरीभूतास्तवैते शबरवरवधूविभ्रमोद्भ्रान्तदृष्या
रेवातीरोपकण्ठद्रुमकुसुमरजोधूसरा विन्ध्यपादा ९७

હે હાથીના બચ્ચા! હવે તુ ઘાસનો કોળિયો ખા અને હાથણ પર પ્રેમના બંધન હતા તે છોડી દે બંધનની ગાંઠોથી શરીર પર જે કાપા પડેલા છે, તેના ચાંદા પર કાદવનો લેપ કર જ્યાં ભીલ લોકોની યુવતીઓ વિલાસ વખતે ચપળ નજર નાખે છે અને જ્યાં નર્મદા નદીના કિનારે ઊગેલા વૃક્ષોના પુષ્પની રજથી પ્રદેશો ભરાઇ ગયા છે એવા વિંધ્યાચળના શિખરો તો તારાથી ઘણે દૂર છે ૯૭

यूथान्यग्र गतानि प्रबलबलभृतो बद्धवैरा मृगेन्द्रा
मूलादाकृष्यमाणा सपदि तटरुहो भूरुहा निष्पतन्ति ।
दृष्ट्वा हृष्यन्ति हन्त प्रतिदिनमखिला भिल्लपल्लीपा अधीशा, हस्तालम्बाय केषा कल्पयतु वदनं पङ्कमग्न करीन्द्र ॥ ९८ ॥

હાથીના ટોળા આગળ ચાલ્યા ગયા છે અત્યંત બળવાળા સિંહો સાથે વેર બાંધેલા છે કિનારે ઊગેલા વૃક્ષોને પકડવા જતા તે બધા મૂળમાંથી ઊખડી જાય છે ભીલના ગામડાના નાયકો આ હાથીને કાદવમા પડેલો જોઇને રાજી થાય છે આવી હાલતમા કાદવમા ખૂંચેલો હાથી સૂંઢ ફેલાવીને કોના મુખ તરફ મદદની નજર નાખે? ૯૮

મૃગ

इह किं कुरङ्गशावक केदारे कलममञ्जरीं त्यजसि ।
तृणयन्त्रा तृणशरास्तृणघटित कपटपुरुषोऽयम् ॥९९॥

હે મૃગલાના બચ્ચા! આ ક્યારામા રહેલી ડાંગરની કલમની માંજરીનો શા માટે ત્યાગ કરે છે? આ તને દેખાય છે, તે તો કપટમાનવ (ચાડિયો) છે, જેના હાથમાં ઘાસનુ ધનુષ્ય અને ઘાસનુ બાણ છે તેમજ તે પોતે પણ ઘાસનો બનેલો છે ૯૯

तृणमुखमपि न खलु त्वा त्यजन्ति हे हरिण वैरिण शबरा । यशसैव जीवितमिद त्यजयोजित शृङ्गसङ्ग्रामम् ॥१००॥

હે હરણ! તારા મુખમા ઘાસ હશે, તોપણ વેરી ભીલજનો તને છોડશે નહિ યશને લીધે જ તારુ આ જીવન છે માટે શિંગડા સાથે સંગ્રામ ખેલવાનુ છોડી દે!

विद्धा मृगी व्याधशिलीमुखेन मृगस्तु तत्कातरवीक्षितेन। विहाय देह विगतव्यथैका परस्य जीवावधिराधिरासीत् ॥१०१॥

શિકારીના બાણથી મૃગલી મરણ પામી, તેની દયામણી નજરથી મૃગ મરણ પામ્યો અરેરે! એકને દેહનાશક વ્યથા થઇ અને બીજાને જીવલેણ આધિ ઉત્પન્ન થઇ ૧૦૧

कति कति न मदोद्धताश्चरन्ति प्रतिशिखरप्रति कानन कुरङ्गा । कचिदपि पुनस्तमा मृगास्ते मद यति यन्मद एव मेदिनीशान ॥१०२॥

પોતાના મદથી ઉદ્ધત બનેલા એવા કેટકેટલા મૃગના જંગલે જંગલે અને શિખરે શિખરે ભટકતા નથી, પરંતુ જેના મદ પર્વતના શિખરોને સુગંધિત બનાવે છે, એવા ઉત્તમ કસ્તૂરી મૃગ તો ક્યાંક જ જોવા મળે છે ૧૦૨

अयि कुरङ्गि तपोवनविभ्रमादुपगतासि किरात पुरीमिमाम् । इह न पश्यसि दारय भक्षय मस

पिबेति शुकानपि जल्पत ॥१०३॥

અરે ઓ હરણી! તપોવનના ભ્રમથી તુ અહી આવી પહોચી છે, પરંતુ આ તો ભીલ લોકોની પુરી છે તુ અહી જોતી નથી કે આ પોપટો પણ 'ફાડો, ખાઓ, ગળી જાઓ, પાન કરો' એમ બોલી રહ્યા છે

अयि कुरङ्गि तुरङ्गविक्रमे त्यज वन जवन गमन कुरु । इह वने विचरन्ति हि नायका सुरभि लोहितलोहितसायका ॥१०४॥

ઘોડાના જેવા પરાક્રમવાળી હે હરિણી! આ વન છોડી જા અહીથી જલદી ચાલી જા જેના બાણ ગાયોના લોહીથી ખરડાયેલા છે એવા શિકારીઓના સરદારો આ જ વનમા ફરી રહ્યા છે ૧૦૪

सेय स्थली वनतृणाङ्कुरजालमेतत्सेय मृगीति हृदि जातमुद कुरङ्ग । नैव तु वेत्ति यदिहान्तरितो लताभिरायाति सज्जितकठोरशर किरात ॥१०५॥

પોતાનુ પરિચિત સ્થાન જોઈને જેને હૃદયમા આનંદ થયો છે, એવો એ મૃગ વિચારી રહ્યો છે કે, 'આ જ મારી જગા વનના તૃણ અને અંકુરોથી ભરેલુ એ જ આ જાળુ અને એ જ મૃગલી પરંતુ એ મૃગ જાણતો નથી કે જેણે કઠોર બાણ સજ્જ કરેલ છે એવો શિકારી લતાઓની આડે આડે અહી આવી રહ્યો છે' ૧૦૫

रोमन्थमारचय मन्थरमेत्य निद्रा मुञ्च श्रम तदनु सचर रे यथेच्छम् । दूरे स पामरजनो मुनय किलैते निष्कारण हरिणपोत बिभेषि कस्मात् ॥१०६॥

હે હરણના બચ્ચા! તુ ધીરે ધીરે વાગોળવાનુ શરૂ કરીને નિદ્રા લે, થાક ઉતાર અને પછી ઇચ્છા પ્રમાણે જ્યા ફરવુ હોય ત્યા ફરવા માડ પેલો બિચારો પારધી તો દૂર છે અને આ તો મુનિઓ છે તુ હવે શાથી મરણ વિના ભય પામે છે? ૧૦૬

एणीगणेषु गुरुगर्वनिमीलिताक्ष किं कृष्णसार खलु खेलसि काननेऽस्मिन् । सीमामिमा कलय भिन्न करीन्द्रकुम्भमुक्तामयीं हरिविहारवसुधराया ॥१०७॥

હે કૃષ્ણસાર મૃગ! અત્યત ગર્વને કારણે આખો મીચીને આ હરણીઓના ટોળામા રહીને તુ શા માટે આ જગલમા ખેલ કરી રહ્યો છે? આ તો સિંહને વિહાર કરવાની ભૂમિની હદ છે! જ્યા ભેદી નાખેલા હાથીના ગંડસ્થલમાથી નીકળેલા મોતી વીખરાયેલા પડ્યા છે ૧૦૭

कस्तूरिका हरिण मुञ्च वनोपकण्ठ मा सौरभेण ककुभ सुरभीकुरुष्व । आस्ता यशो ननु किरातशराभिघातत्रातापि हन्त भविता भवतो दुराप ॥१०८॥

હે હરણ! તુ કસ્તૂરીનો ત્યાગ કર વનની પાસે રહેલા આ દિશાઓના સ્થાનને કસ્તૂરીની સુગધીથી સુગધિત કરીશ નહિ તારો યશ ભલે રહ્યો પરંતુ જ્યારે ભીલોના બાણના પ્રહાર થશે, ત્યારે તારુ રક્ષણ કરનાર તને કોઈક જ મળશે ૧૦૮

द्रुततरमितो गच्छ प्राणै कुरङ्ग वियुज्यसे किमिति वलितग्रीव स्थित्वा मुहुर्मुहुरीक्षसे । विदधति हतव्याधाना ते मनागपि नार्द्रता कठिनमनसामेषामेते विलोकितविभ्रमा ॥ १०९॥

હે હરણ! તુ અહીથી જલદી ચાલ્યુ જા નહી તો તુ પ્રાણથી વિખૂટું પડી જઈશ આમ વાકી ડોક રાખીને તુ વારવાર શુ જોઈ રહ્યુ છે? આ દુષ્ટ પારધીઓ તારા પર જરા જેટલી પણ દયા રાખશે નહી કારણ કે જેના મન કઠણ છે એવા આ પારધીઓના એ તો જાણીતા વિલાસ છે ૧૦૯

स्थलीना दग्धानामुपरि मृगतृष्णामुपसर तृषार्त सारङ्गो विरमति न खिन्नेऽपि मनसि । अजानानस्तत्त्व न स मृगयतेऽन्यत्र सरसी मरुभूमौ प्रत्याशा न च फलति विघ्न च कुरुते ॥११०॥

(સૂર્યના તાપથી) જગાઓ તપી જતા તેના પર ઝાઝવાનુ જળ દેખાય છે તેને મેળવવા રખડતો આ તરસ્યો મૃગ જળ નહી મળવાથી મનમા ખેદ પામતો હોવા છતા વિરામ કરતો નથી કારણ કે ઝાઝવાના જળની સાચી વાત તે જાણતો નથી એટલે તે બીજે ઠેકાણે રહેલા સરોવરને શોધતો નથી એથી ખોટા સ્થાનની સામે વળગેલી તેની ખોટી આશા ફળીભૂત થતી નથી અને તેને વિઘ્ન કરે છે ૧૧૦

पुरो रेवापारे गिरिरतिदुरारोहशिखरो धनुष्पाणि पश्चाच्छबरनिकरो धावति पुन । सर सव्येऽसव्ये दवदहनदाहव्यतिकरो क याम किं कुर्मा हरिणशिशुरेव विलपति ॥१११॥

હરણનુ બચ્ચુ એમ વિચારીને રુદન કરી રહ્યુ છે કે, 'અરેરે નગર તો નર્મદાને સામે કિનારે છે આ પર્વત છે પણ તેના શિખર ચડવા ઘણા મુશ્કેલ છે પાછળ ક્રૂર ભીલોનુ ટોળુ હાથમા ધનુષ્ય લઈને દોડે છે જમણી બાજુએ મોટું સરોવર છે અને ડાબી બાજુએ દાવાનળનો દાહ ફેલાઈ રહ્યો છે હું ક્યા જઉ અને શુ કરુ? ૧૧૧

अग्रे व्याधः करधृतशरः पार्श्वतो जालमालां
पृष्ठे वह्निर्दहति नितरां संनिधौ सारमेयाः ।
एणी गर्भादलसगमना बालकै रुद्धपादा
चिन्ताविष्टा वदति हि मृगं किं करोमि क्व यामि ॥

ગર્ભથી જેની ગતિ શિથિલ બની છે અને બચ્ચાંએ જેના પગ પકડ્યા છે. તેને કારણે ચિંતાતુર બનેલી હરણી પોતાના મૃગને જણાવી રહી છે કે, 'જેણે હાથમા બાણ લીધું છે, એવો પારધી સામે ઊભો છે, પાછળ જાળ પથરાયેલી છે. વળી પાછળ રહેલો દાવાનળ બાળી રહ્યો છે અને અધૂરામાં પૂરું કૂતરા આગળ આવીને ઊભાં છે આવી દશામા હું શું કરું અને કયા જાઉં ?' ११२

सौरभ्येण त्रिभुवनमनोहारिणा काननेऽस्मिन्
सत्कस्तूरीहरिण भवता वासितो दिग्विभागः ।
तस्यैतत्ते फलमुपगतं पत्रिभिर्लुब्धकानां
विद्धः प्राणांस्त्यजसि न गुणः श्रेयसे निर्गुणेषु ॥११३

હે કસ્તૂરી મૃગ! ત્રણે ભુવનોને મનોહર લાગે એવી સુંદર સુગંધીથી આ જંગલમા રહેલા દિશાઓના બધા વિભાગોને તેં સુવાસિત કરી મૂકયા છે; પરંતુ તેનું ફળ તો એ જ આવ્યુ કે 'શિકારીઓના બાણોથી વીંધાયેલો એવો તું પ્રાણોનો ત્યાગ કરી રહ્યો છે.' ખરેખર, ગુણ વિનાના માણસો તરફ કરેલો ગુણ આપણા ભલા માટે હોતો નથી. ११३

अल्पायासबलेन यत्र पतनं कृच्छ्रेण यत्रोन्नति-
र्द्वारे वेत्रलतावितानगहने कष्टः प्रवेशक्रमः ।
हे सारङ्ग मनोरमा वनभुवस्त्यक्त्वा विशेषार्थिना
किं भूभृत्कटकस्थितिव्यसनिना व्यर्थं खुराः शातिताः॥

હે મૃગ! જે ઠેકાણે થોડા જ યત્ન કરતાની સાથે પડતી થાય છે અને જ્યા ઉન્નતિ ઘણી મુશ્કેલીથી થાય છે ને દ્વારપાળની લાકડીરૂપી લતા જેના બારણા પર ફેલાઈ રહી છે, તેને કારણે અંદર પ્રવેશ માટે પગલું ભરવું તે પણ અઘરું છે. તો પછી અત્યંત મનોહર એવી વનની ભૂમિઓ છોડીને વિશેષ લાભ મેળવવા માટે રાજાના દરબારમાં રહેવાની ઇચ્છાથી તેં તારા પગની ખરીઓને શા માટે વ્યર્થ શ્રમ આપ્યો ?

सारङ्गो न लतागृहेषु रमते नो पांसुले भूतले
नो रम्यासु वनोपकण्ठहरितच्छायासु शीतास्वपि ।
तामेवायतलोचनामनुदिनं ध्यायन्मुहुः प्रेयसी
शैलेन्द्रोदरकन्दरासु गतधीः शृङ्गावशेषः स्थितः॥

આ સારંગ લતાની કુંજોમા રમણ કરતો નથી, ધૂળવાળા ભૂતલ પર રમતો નથી, વનની સમીપ રહેલાં વૃક્ષોની શીતલ છાયાઓમાં પણ રહેતો નથી; પરંતુ જેનાં લોચન વિશાળ હતાં એવી પોતાની પ્રિય મૃગલીનું વારંવાર ધ્યાન ધરતો ગિરિરાજની ઊંડી ગુફાઓમાં શૃંગાવિશેષ સ્થિતિમાં ભાન ભૂલીને ઊભો રહ્યો છે. ११५

आः कष्टं वनवाससाम्यकृतया सिद्धाश्रमश्रद्धया
पल्लीं बालकुरङ्ग संप्रति कुतः प्राप्तोऽसि मृत्योर्मुखम् ।
यत्रानेककुरङ्गकोटिकदनक्रीडोल्लसल्लोहित-
स्रोतोभिः परिपूरयन्ति परिखामुड्डामराः पामराः ॥

હે બાલમૃગ! તપોવનની નિવાસભૂમિની સમાનતા કરતી આ ભીલ લોકોની નિવાસભૂમિને તું સિદ્ધ ઋષિમુનિઓનો આશ્રમ જાણીને શ્રદ્ધાથી આવી પહોંચ્યો છે; પરંતુ ખરેખર તું મૃત્યુના મુખમાં ફસાયો છે; કેમ કે અહીં તો અનેક મૃગલાંઓને મારી નાખવાની ક્રીડામાં આનંદ પામતા ઉદ્ધત ભીલ લોકોએ મૃગલાનાં લોહીના પ્રવાહથી જમીનના ખાડાઓ ભરી દીધા છે. ११६

स्वच्छन्दं हरिणेन या विहरता दैवात्समासादिता
भङ्गप्रस्रुतदुग्धबिन्दुमधुरा शालेर्नवा मञ्जरी ।
निःश्वासानलदग्धकोमलतृणप्रख्यापितान्तर्व्यथ-
स्तामेव प्रतिवासरं मुनिरिव ध्यायन्वने शुष्यति ॥

સ્વચ્છંદે વિહાર કરતા હરણને દૈવયોગે શાલવૃક્ષની નવીન માંજર મળી કે જે તાજી તૂટવાથી અંદરથી નીકળતા દૂધને લીધે મધુર લાગે છે; પરંતુ નિઃશ્વાસ લેવાને કારણે પ્રગટ થતા અંદરના અગ્નિથી કોમળ તણખલાં બળી જાય છે તેને લીધે જેના હૃદયની વ્યથા પ્રગટ થાય છે, તેવો આ મૃગ દરરોજ મુનિની જેમ ધ્યાન ધરતો ધરતો વનમા સુકાઈ જાય છે. ११७

त्यक्तं जन्मवनं तृणाङ्कुरवती मातेव मुक्ता स्थली
विश्रान्तिस्थितिहेतवो न गणिता वन्धूपमाः पादपाः ।
बालापत्यवियोगकातरमुखी त्यक्तार्धमार्गे मृगी
मृग्यन्तः पदवीं तथाप्यकरुणा व्याधा न मुञ्चन्ति माम् ॥

મેં જન્મભૂમિના વનનો ત્યાગ કર્યો. તૃણાંકુરથી ભરેલી મારી માતારૂપ હરિયાળી જમીનને પણ છોડી દીધી. જે મને આરામ અને નિવાસ આપતાં હતાં એવાં કુટુંબીજન બનેલા વૃક્ષોની ગણના પણ મેં કરી નહિ. 'નાના બચ્ચાનો વિયોગ થશે' એ ભયે જેનું મુખ ઊતરી ગયુ છે, એવી મૃગલીનો અડધે રસ્તે ત્યાગ કર્યો; તોપણ અત્યંત કઠોર બનેલા શિકારીઓ

મારા પગનાને શોધતા શોધતા આવી પહોચે છે અને મને છોડતા નથી ૧૧૮

यद्वक्त्रं मुहुरीक्षसे न धनीना ब्रूषे न चाटून्मृषा
नैषा गर्वगिर शृणोषि न च तान्प्रत्याशया धावसि ।
काले बालतृणानि खादसि पर निद्रासि निद्रागमे
तन्मे ब्रूहि कुरङ्ग कुत्र भवता कि नाम तप्त तप ॥

હે હરણ ! તુ વારવાર ધનિકોના મુખની સામે જોઈ રહેતો નથી, ફોગટ મીઠી વાણી બોલતો નથી, તેમની ગર્વભરેલી વાણી તુ સાભળતો નથી, કાઈક મળશે એવી આશાથી તેમની તરફ તુ દોડતો નથી, સમય થયે ભૂખ લાગતા તાજા તાજા ઘાસ ખાય છે અને ઊંઘ આવે ત્યારે ઊઘી જાય છે, તો મને જણાવ કે 'તે આ પ્રકારનુ કયુ તપ તાર્યું હતુ કે જેથી તુ પુણ્યશાળી છે ' ૧૧૯

नात्र व्याधशरा पतन्ति परितो नैवात्र दावानलो
नाप्युच्चावचभीतिरस्ति कुह्चिन्नो वागुरा भङ्गुरा ।
पर्यालोच्य कुरङ्गकेण विहितो नक्षत्रनाथाश्रयो
नो जानाति यदत्र दास्यति विधि स्वर्भानुदन्तव्रणम् ॥

'અહી પારધીના બાણ પડતા નથી અહી ચારે બાજુથી દાવાનળ આવી પડવાનો નથી અહી ઊચા નીચા ચઢાવનો ભય નથી અહી ફસાઈ જવાય એવી જાળ નથી ' એ રીતે ખૂબ વિચારી જોઈને હરણાએ નક્ષત્રોના નાથ ચદ્રનો આશ્રય લીધો, પરતુ તે જાણતુ નથી કે 'અહી વિધાતા રાહુના દાતનો ઘા આપશે' (અર્થાત્ રાહુ ચદ્રને ગળી જતા, પોતાને પણ તેના મુખમા જવુ પડશે ) ૧૨૦

व्योमार्धे ज्वलितो रवि कवलित दावानलै कानन
धूम्याभिर्न दिश स्फुरन्ति परित पन्था शिलादन्तुर ।
इत्थ लोहितसिक्तसृक्कणि यथाप्राण मृगो धावति
व्याधेनापि शरासने करुणया नारोपित सायक ॥

'મધ્ય આકાશમા સૂર્ય બળી રહ્યો છે દાવાનળો જાણે જગતનો કોળિયો કરવા માગતા હોય તેમ તેને બાળવા માડ્યા છે, ધુમાડાઓને લીધે દિશાઓ સ્પષ્ટ દેખાતી નથી, શિલાઓની તીક્ષ્ણ ધારાએથી રસ્તો ખરાબ છે, એવા માર્ગ પર જેના મુખમાથી લોહીની ધારા વહે છે એવો કુરગ જીવ લઈને નાસી જાય છે ' તે જોઈને શિકારીએ પણ દયા લાવીને ધનુષ્ય પર બાણ ચઢાવ્યું નહી ૧૨૧

मुक्त्वा भव्यतृणानि नव्यसलिलान्यापीय वापीतला
न्नि शङ्क परिशीलय शीतलतरुन्रोमन्थमभ्यस्यति ।
या सैवाद्य मृगी मृगादनमुखप्राप्ता शिशु शोचते
तद्वेधा बहुधा विपद्विरचने बीजानि नापेक्षते ॥१२२॥

જે મૃગલી મોટા ઘાસ ખાઈને, કૂવાના તળિયા માથી નીકળેલા નવા જળ પીને અને શીતળ વૃક્ષોની છાયામા બેસીને વાગોળી રહી છે, તે જ મૃગલી આજે મૃગને ખાનાર સિહના મુખમા પડેલી હોઈ, પોતાના બચ્ચાનો શોક કરે છે ખરેખર, વિધાતાને જ્યારે ઘણી રીતે વિપત્તિઓને રચવી હોય છે, ત્યારે તેને વિપત્તિ ઓના બીજની જરૂર રહેતી નથી (અર્થાત્ તે અકસ્માત્ વિપત્તિઓ ઊભી કરે છે) ૧૨૨

पाशक्षुण्णखुरस्य बाणपतनप्रच्यक्तरक्तच्छटा
छन्नाङ्गस्य दवाग्निदाहविकलस्यासेदुषोऽप्याश्रमम् ।
धिग्दैव विषमा मृगस्य दिवसा सर्वानुकम्पामयो
मा भैषीरिति भाषणेऽपि यदभूद्वाचयमोऽय मुनि ॥

બધનને કારણે જેની ખરીમા ઘા પડેલા છે, બાણના પ્રહારથી નીકળની લોહીની ધારાથી જેનુ શરીર લોહીવાળુ બનેલુ છે દાવાનળના ઉગ્ર તાપથી જે આકુળ વ્યાકુળ બનેલો છે અને આશ્રય શોધતો જે મૃગ મુનિના આશ્રમમા આવી પહોચ્યો છે, પરતુ દૈવને ધિક્કાર છે કે મૃગનાના દિવસો ઘણા કઠણ છે, તેને લીધે સર્વ પર દયાભાવ બતાવનાર એવા એ મુનિ પણ 'તુ ભય પામીશ નહિ' એટલુ આશ્વાસનનુ વચન પણ કહેતા નથી અને વાણી પર સયમ રાખીને બેઠા છે ૧૨૩

ઊંટ

वपुर्विषमसस्थान कर्णज्वरकरो रव ।
करभस्याशुगत्यैव छादिता दोषसहति ॥१२४॥

ઊટની શરીરરચના બેડોળ છે, તેનો અવાજ કાનને તાવ આવે એવો છે, પરતુ તેની ઉતાવળી ગતિને લીધે જ તેના દોષોના સમૂહ ઢકાઈ જાય છે ૧૨૪

दासेरको रसत्येष युक्त भारेऽधिरोहति ।
उत्तार्यमाणेऽपि पुनर्यत्तत्र किमु कुर्महे ॥ १२५ ॥

આ ઊટ ઉપર જ્યારે ભાર મૂકવામા આવે, ત્યારે બરાડા પાડે, તે તો સમજી શકાય તેવુ છે, પરતુ જ્યારે ભાર ઉતારી લેવામા આવે છે, ત્યારે પણ તે બરાડા પાડે છે, તે વિષે અમારે શુ કહવુ ? ૧૨૫

तुभ्य दासेर दासीय बदरी यदि रोचते ।
एतावता हि किं द्राक्षा न साक्षादमृतप्रिया ॥१२६

હે ઊટ ! આ ભિખારી બોરડી તને ગમતી હોય, એટલાથી શુ દ્રાક્ષ સાક્ષાત્ અમૃત જેવી પ્રિય છે તે મટી જવાની છે ? ૧૨૬

अग्रे व्याधः करधृतशरः पार्श्वतो जालमाला
पृष्ठे वह्निर्दहति नितरां संनिधौ सारमेयाः ।
एणी गर्भादलसगमना बालकै रुद्धपादा
चिन्ताविष्टा वदति हि मृगं किं करोमि क्व यामि ॥

ગર્વથી જેની ગતિ શિથિલ બની છે અને બચ્ચાંએ જેના પગ પકડ્યા છે. તેને કારણે ચિંતાતુર બનેલી હરણી પોતાના મૃગને જણાવી રહી છે કે, 'જેણે હાથમાં બાણ લીધું છે, એવો પારધી સામે ઊભો છે, પાછળ જાળ પથરાયેલી છે. વળી પાછળ રહેલો દાવાનળ બાળી રહ્યો છે અને અધૂરામાં પૂરું કૂતરાં આગળ આવીને ઊભાં છે આવી દશામાં હું શું કરું અને ક્યાં જાઉં ?' ૧૧૨

सौरभ्येण त्रिभुवनमनोहारिणा काननेऽस्मिन्
सत्कस्तूरीहरिण भवता वासितो दिग्विभागः ।
तस्यैतत्ते फलमुपगतं पत्रिभिर्लुब्धकानां
विद्धः प्राणांस्त्यजसि न गुणः श्रेयसे निर्गुणेषु ॥११३

હે કસ્તૂરી મૃગ ! ત્રણે ભુવનોને મનોહર લાગે એવી સુંદર સુગંધીથી આ જંગલમાં રહેલા દિશાઓના બધા વિભાગોને તેં સુવાસિત કરી મૂક્યા છે; પરંતુ તેનું ફળ તો એ જ આવ્યું કે 'શિકારીઓનાં બાણોથી વીંધાયેલો એવો તું પ્રાણોનો ત્યાગ કરી રહ્યો છે.' ખરેખર, ગુણ વિનાના માણસો તરફ કરેલો ગુણ આપણા ભલા માટે હોતો નથી. ૧૧૩

अल्पायासचलेन यत्र पतनं कृच्छ्रेण यत्रोन्नति-
र्द्वारे वेत्रलतावितानगहने कष्टः प्रवेशक्रमः ।
हे सारङ्ग मनोरमा वनभुवस्त्यक्त्वा विशेषार्थिना
किं भूभृत्कटकस्थितिव्यसनिना व्यर्थं खुराः शातिताः ॥

હે મૃગ ! જે ઠેકાણે થોડા જ યત્ન કરતાંની સાથે પડતી થાય છે અને જ્યાં ઉન્નતિ ઘણી મુશ્કેલીથી થાય છે ને દ્વારપાળની લાકડીરૂપી લતા જેના બારણા પર ફેલાઈ રહી છે, તેને કારણે અંદર પ્રવેશ માટે પગલું ભરવું તે પણ અઘરું છે. તો પછી અત્યંત મનોહર એવી વનની ભૂમિઓ છોડીને વિશેષ લાભ મેળવવા માટે રાજાના દરબારમાં રહેવાની ઇચ્છાથી તેં તારા પગની ખરીઓને શા માટે વ્યર્થ શ્રમ આપ્યો ?

सारङ्गो न लतागृहेषु रमते नो पांसुले भूतले
नो रम्यासु घनोपकण्ठहरितच्छायासु शीतास्वपि ।
तामेवायतलोचनामनुदिनं ध्यायन्मुहुः प्रेयसी
शैलेन्द्रोदरकन्दरासु गतधीः शृङ्गावशेषः स्थितः ॥

આ સારંગ લતાની કુંજોમાં રમણ કરતો નથી, ધૂળવાળા ભૂતલ પર રમતો નથી, વનની સમીપ રહેલાં વૃક્ષોની શીતલ છાયાઓમાં પણ રહેતો નથી; પરંતુ જેનાં લોચન વિશાળ હતાં એવી પોતાની પ્રિય મૃગલીનું વારંવાર ધ્યાન ધરતો ગિરિરાજની ઊંડી ગુફાઓમાં શૃંગાવિશેષ સ્થિતિમાં ભાન ભૂલીને ઊભો રહ્યો છે. ૧૧૫

आः कष्टं वनवाससाम्यकृतया सिद्धाश्रमश्रद्धया
पल्लीं बालकुरङ्ग संप्रति कुतः प्राप्तोऽसि मृत्योर्मुखम् ।
यत्रानेककुरङ्गकोटिकदनक्रीडोल्लसल्लोहित-
स्रोतोभिः परिपूरयन्ति परिखामुद्दामराः पामराः ॥

હે બાલમૃગ ! તપોવનની નિવાસભૂમિની સમાનતા કરતી આ ભીલ લોકોની નિવાસભૂમિને તું સિદ્ધ ઋષિમુનિઓનો આશ્રમ જાણીને શ્રદ્ધાથી આવી પહોંચ્યો છે; પરંતુ ખરેખર તું મૃત્યુના મુખમાં ફસાયો છે; કેમ કે અહીં તો અનેક મૃગલાંઓને મારી નાખવાની ક્રીડામાં આનંદ પામતા ઉદ્ધત ભીલ લોકોએ મૃગલાનાં લોહીના પ્રવાહથી જમીનના ખાડાઓ ભરી દીધા છે. ૧૧૬

स्वच्छन्दं हरिणेन या विहरता दैवात्समासादिता
भङ्गप्रस्नुतदुग्धबिन्दुमधुरा शालेर्नवा मञ्जरी ।
निःश्वासानलदग्धकोमलतृणप्रख्यापितान्तर्व्यथ-
स्तामेव प्रतिवासरं मुनिरिव ध्यायन्वने शुष्यति ॥

સ્વચ્છંદે વિહાર કરતા હરણને દૈવયોગે શાલવૃક્ષની નવીન માંજર મળી કે જે તાજી તૂટવાથી અંદરથી નીકળતા દૂધને લીધે મધુર લાગે છે; પરંતુ નિઃશ્વાસ લેવાને કારણે પ્રગટ થતા અંદરના અગ્નિથી કોમળ તણખલા બળી જાય છે, તેને લીધે જેના હૃદયની વ્યથા પ્રગટ થાય છે, તેવો આ મૃગ દરરોજ મુનિની જેમ ધ્યાન ધરતો ધરતો વનમાં સુકાઈ જાય છે. ૧૧૭

त्यक्तं जन्मवनं तृणाङ्कुरवती मातेव मुक्ता स्थली
विश्रान्तिस्थितिहेतवो न गणिता वन्धूपमाः पादपाः ।
बालापत्यवियोगकातरमुखी त्यक्तार्धमार्गे मृगी
मृग्यन्तः पदवीं तथाप्यकरुणा व्याधा न मुञ्चन्ति माम् ॥

મેં જન્મભૂમિના વનનો ત્યાગ કર્યો. તૃણાંકુરથી ભરેલી મારી માતારૂપ હરિયાળી જમીનને પણ છોડી દીધી. જે મને આરામ અને નિવાસ આપતાં હતાં એવાં કુટુંબીજન બનેલાં વૃક્ષોની ગણના પણ મેં કરી નહિ. 'નાનાં બચ્ચાંનો વિયોગ થશે' એ ભયે જેનું મુખ ઊતરી ગયું છે, એવી મૃગલીનો અડધે રસ્તે ત્યાગ કર્યો; તોપણ અત્યંત કઠોર બનેલા શિકારીઓ

મારા પગલાને શોધતા શોધતા આવી પહોચ્યે છે અને મને છોડતા નથી ૧૧૮

यद्वक्त्र मुहुरीक्षसे न धनीना ब्रूषे न चाटून्मृषा
नैषा गर्वगिर शृणोषि न च तान्प्रत्याशया धावसि ।
काले बालतृणानि खादसि पर निद्रासि निद्रागमे
तन्मे ब्रूहि कुरङ्ग कुत्र भवता किं नाम तप्त तप ॥

હે હરણ! તુ વારવાર ધનિકોના મુખની સામે જોઈ રહેતો નથી, ફોગટ મીઠી વાણી બોલતો નથી, તેમની ગર્વભરેલી વાણી તુ સાભળતો નથી, કાઈક મળશે એવી આશાથી તેમની તરફ તુ દોડતો નથી, સમય થયે ભૂખ લાગતા તાજા તાજા ઘાસ ખાય છે અને ઊંઘ આવે ત્યારે ઊઘી જાય છે, તો મને જણાવ કે 'તે આ પ્રકારનુ કયુ તપ તપ્યુ હતુ કે જેથી તુ પુણ્યશાળી છે' ૧૧૯

नात्र व्याधशरा पतन्ति परितो नैवात्र दावानलो
नाप्युच्चावचभीतिरस्ति कुहचिन्नो वागुरा भङ्गुरा ।
पर्यालोच्य कुरङ्गकेण विहितो नक्षत्रनाथाश्रयो
नो जानाति यदत्र दास्यति विधि स्वर्भानुदन्तव्रणम् ॥

'અહી પારધીના બાણ પડતા નથી અહી ચારે બાજુથી દાવાનળ આવી પડવાનો નથી અહી ઊચા નીચા ચઢાવનો ભય નથી અહી ફસાઈ જવાય એવી જાળ નથી' એ રીતે ખૂબ વિચારી જોઈને હરણાએ નક્ષત્રોના નાથ ચદ્રનો આશ્રય લીધો, પરતુ તે જાણતુ નથી કે 'અહી વિધાતા રાહુના દાતનો ઘા આપશે' (અર્થાત્ રાહુ ચદ્રને ગળી જતા, પોતાને પણ તેના મુખમા જવુ પડશે) ૧૨૦

व्योमार्धे ज्वलितो रवि कवलित दावानलै कानन
धूम्याभिर्न दिश स्फुरन्ति परित पन्था शिलादन्तुर ।
इत्थ लोहितसिक्तसृक्कणि यथाप्राण मृगो धावति
व्याधेनापि शरासने करुणया नारोपित सायक ॥

'મધ્ય આકાશમા સૂર્ય બળી રહ્યો છે, દાવાનળો જાણે જગતનો કોળિયો કરવા માગતા હોય તેમ તેને બાળવા માડ્યા છે, ધુમાડાઓને લીધે દિશાઓ સ્પષ્ટ દેખાતી નથી, શિલાઓની તીક્ષ્ણ ધારાએથી રસ્તો ખરાબ છે, એવા માર્ગ પર જેના મુખમાથી લોહીની ધારા વહે છે એવો કુરગ જીવ લઈને નાસી જાય છે' તે જોઈને શિકારીએ પણ દયા લાવીને ધનુષ્ય પર બાણ ચઢાવ્યું નહી ૧૨૧

मुक्त्वा भक्ष्यतृणानि नव्यसलिलान्यापीय वापीतला
न्नि शङ्क परिशील्य शीतलतरुन्रोमन्थमभ्यस्यति ।
या सैवाद्य मृगी मृगादनमुखप्राप्ता शिशु शोचते
तद्वेधा बहुधा विपद्भिरचने बीजानि नापेक्षते ॥१२२॥

જે મૃગલી મોટા ઘાસ ખાઈને, કૂવાના તળિયા માથી નીકળેલા નવા જળ પીને અને શીતળ વૃક્ષોની છાયામા બેસીને વાગોળી રહી છે, તે જ મૃગલી આજે મૃગને ખાનાર સિહના મુખમા પડેલી હોઈ, પોતાના બચ્ચાનો શોક કરે છે ખરેખર, વિધાતાને જ્યારે ઘણી રીતે વિપત્તિઓને રચવી હોય છે, ત્યારે તેને વિપત્તિઓના બીજની જરૂર રહેતી નથી (અર્થાત્ તે અકસ્માત્ વિપત્તિઓ ઊભી કરે છે) ૧૨૨

पाशक्षुण्णखुरस्य बाणपतनप्रच्यवत्करक्तच्छटा
छन्नाङ्गस्य दवाग्निदाहविकलस्यासेदुषोऽप्याश्रमम् ।
धिग्दैव विषमा मृगस्य दिवसा सर्वानुकम्पामयो
मा भैषीरिति भाषणेऽपि यदभूद्वाचयमोऽस्य मुनि ॥

બધનને કારણે જેની ખરીમા ઘા પડેલો છે, બાણના પ્રહારથી નીકળની લોહીની ધારાથી જેનુ શરીર લોહીવાળુ બનેલુ છે, દાવાનળના ઉગ્ર તાપથી જે આકુળ વ્યાકુળ બનેલો છે અને આશ્રય શોધતો જે મૃગ મુનિના આશ્રમમા આવી પહોચ્યો છે, પરતુ દૈવને ધિક્કાર છે કે મૃગનાના દિવસો ઘણા કઠણ છે તેને લીધે સર્વ પર દયાભાવ બતાવનાર એવા એ મુનિ પણ 'તુ ભય પામીશ નહિ' એટલુ આશ્વાસનનુ વચન પણ કહેતા નથી અને વાણી પર સયમ રાખીને બેઠા છે ૧૨૩

ઊંટ

वपुर्विषमसस्थान कर्णज्वरकरो रव ।
करभस्याशुगत्यैव छादिता दोषसहति ॥१२४॥

ઊટની શરીરરચના બેડોળ છે, તેનો અવાજ કાનને તાવ આવે એવો છે, પરતુ તેની ઉતાવળી ગતિને લીધે જ તેના દોષોના સમૂહ ઢકાઈ જાય છે ૧૨૪

दासेरको रसत्येष युक्त भारेऽधिरोहति ।
उत्तार्यमाणेऽपि पुनर्यत्तत्र किमु कुर्महे ॥१२५॥

આ ઊટ ઉપર જ્યારે ભાર મૂકવામા આવે, ત્યારે બરાડા પાડે, તે તો સમજી શકાય તેવું છે પરતુ જ્યારે ભાર ઉતારી લેવામા આવે છે, ત્યારે પણ તે બરાડા પાડે છે, તે વિષે અમારે શુ કરવુ ? ૧૨૫

तुभ्य दासेर दासीय बदरी यदि रोचते ।
एतावता हि किं द्राक्षा न साक्षादमृतच्छिदा ॥१२६

હે ઊટ! આ બિચારી બોરડી તને ગમતી હોય, એટલાથી શુ દ્રાક્ષ સાક્ષાત્ અમૃત જેવી મિષ્ટ છે તે મટી જવાની છે? ૧૨૬

दुष्प्रापमम्बु पवन परुषोऽतितापी छायाभृतो न तरव फलभारनम्रा । इत्थ सखे करभ वच्मि भवन्तमुच्चै का सगति खलु मरौ रमणीयताया ॥

હે મિત્ર ઊંટ! અહી પાણી ઘણુ દુર્લભ છે, પવન કઠોર અને સૂર્યના તાપથી વિશેષ તપી ગયો છે શીતળ છાયાને ધારણ કરનારા કે પછી ફળના ભારથી નમેલા એવા વૃક્ષો અહી નથી એટના માટે હુ તને મોટે સાદે જણાવુ છુ કે 'મરુભૂમિમા રમણીય પદાર્થોની સગતિ શી રીતે હોઈ શકે?' ૧૨૭

अस्याननस्य भवत खलु कोटिरेषा कण्टारिका यदि भवेदविशीर्णपर्णा । योग्या कथ करभ कल्पतरोर्लतायास्ते पत्त्रा विमलविद्रुमभङ्गभाज ॥ १२८ ॥

હે ઊંટ! જેના પાન ખરી ગયા નથી એવી આ કથેર જો તારા મુખને માટે યોગ્ય ગણાતી હોત, તો પછી કલ્પવૃક્ષની લતાના પાન તને શાથી ગમે કે જે નિર્મળ કલ્પવૃક્ષના પાન સુદર વૈડૂર્યમણિના ખડ જેવા શોભે છે ૧૨૮

रुक्ष वपुर्न च विलोचनहारि रूप न श्रोत्रयो सुखदमारटित कदापि । इत्थ न साधु तव किंचिदिद च साधु तुच्छे रति करभ कण्टकिनि द्रुमे यत् ॥१२९॥

હે ઊંટ! તારુ શરીર રૂક્ષ (લુખ્ખુ) છે તારુ રૂપ પણ લોચનને હરે તેવુ સુદર નથી તારો અવાજ પણ બને કાનને સુખ આપે તેવો સુદર નથી એ રીતે તારી પાસે રહેલી કોઈ ચીજ સુખ આપનારી નથી તેથી આ પણ ભેગેભેગુ ઠીક છે કે કાટાવાળા કથેરના તુચ્છ વૃક્ષ પર તારી પ્રીતિ છે ૧૨૮

कुमुदशबलै फुल्लाम्भोजै सरोभिरलङ्कृता मरकतमणिश्यामा शष्पैर्विहाय वनस्थलीम् । स्मरति करभो यद्रूक्षाणा चरन्मरुधन्वना परिचयरति सा दुर्वारा न सा गुणवैरिता ॥१३०॥

પોયણીથી ભૂખરા બનેલા અને પ્રફુલ્લ કમળોથી શોભતા સરોવરોથી જે વનની ભૂમિ શોભી રહી છે અને નવા ઘાસને લીધે જે વનની ભૂમિ મરકતમણિ જેવી શ્યામ લાગે છે તેને છોડીને આ ઊંટ મરુભૂમિના લુખ્ખા વૃક્ષોને યાદ કરે છે તેથી તો એમ લાગે છે કે માણસને જે પરિચયના કારણે પ્રીતિ બધાઈ હોય છે, તે રોકી શકાય એમ નથી તેથી ઊંટને ગુણની સાથે વેર છે એમ ગણવાનુ નથી ૧૩૦

करभदयिते योऽसौ पीलुस्त्वया मधुलुब्धया व्यपगतघनच्छायस्त्यक्तो न सादरमीक्षित । चलकिसलय सोऽपीदानीं प्ररूढनवाङ्कुर करभदयितावृन्दैरन्यै सुख परिभुज्यते ॥ १३१ ॥

હે ઊંટની પ્રિયા! મધુવૃક્ષમા લોભ લાગવાને કારણે તે જે આ પીલુડીનો ત્યાગ કર્યો અને પાદડા ખરી પડવાને લીધે જેની છાયા દૂર થઈ ગઈ છે તે પીલુડીની તરફ તે પ્રેમની નજરે જોયુ નાહ પરતુ હવે તો તેની પર નવા પાન ડોલી રહ્યા છે અને નવા અકુર ફૂટ્યા છે તેથી બીજા ઊંટોની પ્રિયાઓના વૃદ તેને સુખે કરીને ભોગવે છે ૧૩૧

करभदयिते यत्तत्पीत सुदुर्लभमेकदा मधु वनगत तस्यालाभे विरौषि किमुत्सुका । कुरु परिचितै पीलोः पत्त्रैर्धृतिं मरुगोचरे जगति सकले कस्यावाप्ति सुखस्य निरन्तरा ॥१३२॥

હે કરભ(ઊંટ)પ્રિયા! વનની અદર રહેલ અને અત્યત દુર્લભ એવા જે મધુરસનુ તે પાન કર્યું, તે મધુરસ હવે નહિ મળવાથી તુ અત્યત ઉત્સુક થઈને શા માટે રુદન કરે છે? મરુભૂમિમા દેખાતા એ પીલુડીના જાણીતા પાદડા ખાઈને તુ ધીરજ ધારણ કર કારણ કે આ સપૂર્ણ વિશ્વમા નિરતર સુખ કોને મળ્યુ છે? ૧૩૨

यस्मिन्नुच्चैर्विषमगहनान्तर्गता स्वादुवल्ली स्वेच्छ भुक्ता सरलितगलेनात्मचेतोनुलग्ना । तत्तारुण्य करभ गलित क्षुद्र ते प्राग्विलासा यत्स्वाधीन यदपि सुलभ तेन तुष्टि विधेहि ॥१३३॥

હે ઊંટ! તારા અત કરણને અતિશય ગમી ગયેલી અને ઊંચે હોવાને કારણે અત્યત વિષમ એ મીઠી વેલના તે યુવાવસ્થામા સરલ ઊંચી ડોક કરીને ઇચ્છાનુસાર ભોજન કર્યા હવે તે યુવાવસ્થા તો વીતી ગઈ એટલે પહેલાના તે વિલાસો ક્યા મળવાના છે? માટે હવે તો જે સ્વાધીન અને સુલભ હોય, તેના ઉપર જ સતોષ માનવો જોઈએ ૧૩૩

चिन्ता मुञ्च गृहाण पल्लवमिद प्लक्षस्य शल्लस्य वा गाङ्गस्यास्य जलस्य चन्द्रवपुषो गण्डूषमेक पिब । जीवन्द्रक्ष्यसि ता पुन करभ हे दासेरकीया भुवो रम्या पीलुशमीकरीरबदरीकूजत्कपोताकुला ॥१३४॥

હે ઊંટના બચ્ચા! તુ ચિતા છોડી દે ખાખરાના કે શાલવૃક્ષના આ પાદ ાને લેવા માડ તેમજ ગગનુ આ ચદ્રના જેવુ ધોળુ જળ છે, તેનો એક કોગળો પાણી પી જ્યા પીલુ શમી, કરીર બોર વગેરે વૃક્ષો પર કબૂતર કૂજે છે એવી ઊંટોને સેવવા લાયક વનની ભૂમિઓ

જો તું જીવતો હશે તો કોઈક દિવસ જોઈશ. ૧૩૪

यस्यासीन्नवपीलुपत्रबदरग्रासोऽपि संतुष्टये
दीर्घाध्वन्यनुगम्यते न पदवी यस्य स्वयूथ्यैरपि ।
सोऽयं संप्रति याति बालकरभः क्षीणोद्यमः क्षामतां
मन्ये नूनमनेन दैवहतकेनास्वादितं तन्मधु ॥१३५॥

નવા પીલુનાં પત્ર અને બોરડીનો કોળિયો જેને સંતોષ આપવા માટે પૂરતાં હતાં અને લાંબા માર્ગ પર ચાલતાં જેને પોતાનાં ટોળાનાં બીજાં ઊંટ પહોંચી શકતાં નહોતાં, તે જ ઊંટનું બાળક અત્યારે ઉદ્યમમાં મંદ પડીને અત્યંત કૃશ બની ગયું છે; તેથી હું એમ માનું છું કે આ અભાગિયા ઊંટે મીઠું મધ ચાખ્યું હશે. ૧૩૫

पीलूनां फलवत्कषायमधुरं रोमन्थयित्वा मरौ
शाखाग्रं बदरादि चारु करभीवक्त्रार्पितं प्रेमतः ।
तत्स्मृत्वा करभेण खेदविधुरं दीर्घं तथा फूत्कृतं
प्राणानामभवत्तदेव सहसा प्रस्थानतूर्यं यथा ॥१३६॥

મરુભૂમિને વિષે રહેલ પીલુ વૃક્ષની શાખાને ટોચે રહેલાં અને ફળના જેમ તૂરાં-મધુર લાગતાં પાંદડાં પ્રેમે કરીને ઊંટડીએ પોતાના મુખથી અર્પણ કર્યાં, તેને સારી રીતે વાગોળીને આ ઊંટે ખાધાં હતાં. તે બાબતને યાદ કરીને તેણે ખેદથી દુઃખી થઈને એવો તો ફૂત્કાર કર્યો કે પ્રાણોના ગમન સમયે અકસ્માત્ નગારાં વાગતાં હોય એમ લાગ્યું. ૧૩૬

यस्याः संभृतमालवालवलयं भूपालशृङ्गारिणी-
भृङ्गारोदरविप्रलम्भविधुरैर्नीरैः सुधाबन्धुभिः ।
तामेतां मृदुलप्रवालललितां द्राक्षालतामारट-
न्नुद्ग्रीवः प्रकटीकृतार्धदशनो दासेरकः कृन्तति ॥१३७॥

રાજાની શૃંગારપ્રિય સુંદરીઓએ ઝારીઓમાંથી રેડેલા અમૃત સમાન સ્વચ્છ જળથી જેના ક્યારાનું કૂંડાળું ભરવામાં આવતું હતું, તે જ કોમળ નવપલ્લવોથી સુંદર લાગતી દ્રાક્ષની વેલને પેલો ઊંટ મોઢું ઊંચું કરીને અર્ધા દાંત દેખાડીને કરડી રહ્યો છે. ૧૩૭

ગધેડો

रे रे रासभ वस्त्रभारवहनात्कुग्रासमश्नासि किं
राजाश्वावसथं प्रयाहि चणकाभ्यूषान्सुखं भक्षय ।
सर्वान्पुच्छवतो हया इति वदन्त्यत्राधिकारे स्थिता
राजा तैरुपदिष्टमेव मनुते सत्यं तटस्थाः परे ॥१३८॥

અરે હે ગધેડા! વસ્ત્રોના ભાર ઊંચકીને થાકી જવાથી, તું ખરાબ ઘાસ (કુગ્રાસ) શા માટે ખાય છે? તું રાજાના ઘોડારમાં જા અને ત્યાં કાચા ચણા સુખેથી ખા; કારણ કે આ રાજ્યમાં જેટલા માણસો અધિકાર પર છે, તે બધા એમ કહે છે કે, 'જેને જેને પૂંછડાં હોય તે બધા ઘોડા.' અને ખરેખર રાજા તે અધિકારીઓનું કહેવું સાચું માને છે અને બાકીના માણસો તો તટસ્થ છે અર્થાત્ તેમને કાંઈ લેવાદેવા નથી.

બળદ

नास्य भारग्रहे शक्तिर्न च वाहगुणः क्वचित् ।
देवागारे बलीवर्दस्तथाप्यश्नाति भोजनम् ॥१३९॥

આ દેવાલયમાં જે બળદિયો રાખવામાં આવ્યો છે; તેનામાં ભાર ઊંચકવાની શક્તિ નથી અને વાહન બનીને કોઈકને પીઠ પર બેસાડે તેવો ગુણ પણ નથી, છતાં પણ તે સુખે ભોજન આરોગે છે. ૧૩૯

गुणानामेव दौरात्म्याद्धुरि धुर्यो नियुज्यते ।
असंजातकिणस्कन्धः सुखं स्वपिति गौर्गलिः ॥१४०॥

આ ગુણો છે, તે જ ખરેખરો દોષ છે; કારણ કે તેને જ કારણે આ બળદને ધૂંસરીએ જોડવામાં આવે છે; પરંતુ આ જે ગોર્ગલિ (ગળિયો) બળદ છે, જેને ખભે ખાંધ પડી નથી તે સુખે સૂઈ જાય છે. ૧૪૦

जाल्मो गुरुः सुपुष्टो वामेतरचरणभेद उपदेशः ।
ख्यातिर्गुणधवल इति भ्रमसि सुखं धूपम रथ्यासु ॥

હે બળદ! તું મદોન્મત્ત છે, ભારે છે, હૃષ્ટપુષ્ટ છે, જમણા-ડાબા ચરણના ભેદને જાણનારો છે; તે છતાં 'ધોરી બળદ' એ રીતની તારી ખ્યાતિ છે, માટે જ આ શેરીઓમાં સુખે રખડે છે. ૧૪૧

अनसि सीदति सैकतवर्त्मनि प्रचुरभारभर-
क्षपितौक्षके । गुरुभरोद्धरणोद्धुरकन्धरं स्मरति सारथि-
रेव धुरंधरम् ॥१४२॥

જ્યારે મોટા વજનના ભારથી ભરેલું ગાડું રેતાળ જમીનમાં અધવચ અટકી પડે છે, ત્યારે આ ગાડાવાળો ખાંધવાળા ધુરંધર બળદને યાદ કરે છે કે જેની ખાંધ અત્યંત ભારે વજનને ઊંચકી લેવાની શક્તિ ધરાવે છે. ૧૪૨

एतानि बालधवल प्रविहाय कामं गोष्ठाङ्गणे
तरलतर्णकचेष्टितानि । स्कन्धं निधेहि धुरि पूर्वधुरीण-
मुक्ते नेतव्यतामुपगतोऽस्ति तवैव भारः ॥१४३॥

હે ધોળા વાછડા! આપની કોઢના આંગણામાં ચપળ વાછરડાને શોભે તેવી તારી યદૃચ્છ ચેષ્ટાઓને તું છોડી દે; કારણ કે પહેલાંના ધોરી બળદે જે ધૂંસરી છોડી દીધી છે, તેને તું ખભા પર ધારણ કર અને

જે ભાર તારે ઊંચકીને લઈ જવાનો છે, તે તું ખેંચીને લઈ જા. ૧૪૩

गुरुर्नायं भारः क्वचिदपि न पन्थाः स्थपुटितो
न ते कुण्ठा शक्तिर्वहनमपि तेऽङ्गे न विकलम् ।
इह त्वङ्गे नान्यस्तव गुणसमानस्तदधुना
धुनानेन स्कन्धं धवल किमु मुक्तः पथि भरः ॥

હે ધોરી બળદ! આ ભાર કાંઈ વજનમાં ભારે નથી. આ રસ્તો પણ પથ્થરવાળો ખરાબ નથી. તારી શક્તિ કાંઈ અટકી ગઈ નથી. તારે શરીરે એવી કોઈ ખામી નથી કે જેથી તારા વહનની ક્રિયા અટકી જાય, તેમજ ખરેખર પોતાના અંગ પર આ ભાર સહન કરે, એવા પ્રકારનો ગુણ ધારણ કરનારા તારા જેવો બીજો કોઈ નથી; તો પછી તેં માથું ધુણાવીને આ ભાર અત્યારે માર્ગ પર મૂકી દીધો, તેનું કારણ શું? ૧૪૪

मार्गे कर्दमदुर्गमे जलभृते गर्ताशतैराकुले
खिन्ने शाकटिके भरेऽतिविषमे दूरं गते रोधसि ।
शब्दे नैतदहं ब्रवीमि महता कृत्वोच्छ्रितां तर्जनी-
मीदृक्षे विषमे विहाय धवल वोढुं क्षमः को धुरम् ॥

કાદવ જામવાને લીધે આ માર્ગ ઘણો ખરાબ બની ગયો છે. જ્યાં ત્યાં સેંકડો ખાડાઓ પાણીથી ભરાઈ ગયા છે. ગાડાવાળો પોતે થાકી ગયો છે. ભાર ઘણો વધારે પડતો છે અને જવાનો માર્ગ ઘણે દૂર છે; આવા વિષમ વખતે ધોરી બળદને છોડીને ગાડાની ધૂંસરી ખાંધ પર લઈને બીજો કોણ ભાર વહન કરી શકશે, એ બાબતને હું તર્જની આંગળી ઊંચી કરીને મોટા શબ્દથી કહેવા માગું છું. ૧૪૫

दन्ताः सप्त चलं विषाणयुगलं पुच्छाञ्चलः कर्बुरः
कुक्षिश्चन्द्रकितो वपुः कुसुमितं संघूर्णितं चेष्टितम् ।
अस्मिन्दुष्टवृषे मृषा मितगुणग्रामानभिज्ञात्मनो
ग्रामीणस्य तथापि चेतसि चिरं धुर्यभ्रमः स्फूर्जति ॥

સાત દાંત રહ્યા છે. બન્ને શિંગડાં ડગમગી ગયાં છે. પૂંછડાના છેડાનો ભાગ ડાઘાડાઘાવાળો (કાબરચીતરો) બની ગયો છે, પેટ પર ચંદ્રના જેવાં ચાંદાં પડી ગયાં છે, શરીર ફૂલ જેવું કોમળ બની ગયું છે તેમજ ઘૂરઘૂર શબ્દ સાથે ચેષ્ટાઓ થાય છે—એવા દોષોથી યુક્ત આ બળદ છે, તોપણ ખરેખરા ગુણોના સમૂહને નહિ જાણનાર આ ગામડિયાના મનમાં તો એવો જ ખોટો ભ્રમ પેસી ગયો છે કે આ તો ધોરી બળદ છે. ૧૪૬

केषांचिद्धवलश्चिरं निवसिताश्चित्ते परेषां पुन-
र्नीलो वा कपिलोऽथवा वरवृषो रक्तोऽथवा मेचकः ।
ग्रामीणैरवधीरितोऽपि शिथिलस्कन्धोऽप्यनुच्चैः श्रवाः
स्वान्ते मे परतन्त्रतुन्दिलतनुर्जागर्त्ययं कर्बुरः ॥१४७

કેટલાક લોકોના મનમાં ધોળો સફેદ બળદ વસી ગયો હોય છે. બીજા કેટલાકના મનમાં નીલ-ભૂરો, કપિલ-કાબરચીતરો કે પછી રાતો કે ટપકાંવાળો બળદ શ્રેષ્ઠ છે, એમ વસી ગયું હોય છે; પરંતુ મારા મનમાં તો પેલો કાબરચીતરો બળદ વસી ગયો છે; ભલે ને ગામડિયા જનો તેનો તિરસ્કાર કરતા હોય, તેના ખાંધ ઢીલી થઈ હોય, તેના કાન નીચે નમી ગયા હોય તેમજ પારકાને હાથ પડવાને કારણે તેનું પેટ વધી ગયું હોય.

न ध्वानं कुरुषे न यासि विकटं नोच्चैर्वहस्याननं
दर्पान्नोल्लिखसि क्षितिं खुरपुटैर्नावज्ञया वीक्षसे ।
किंतु त्वं वसुधातलैकधवलः स्कन्धाधिरूढे भरे
तीराण्युच्चतटीविटङ्कविषमाण्युल्लङ्घयन्क्षीयसे ॥१४८॥

તું અવાજ કરતો નથી, તું વાંકીચૂંકી ગતિએ ચાલતો નથી, તું ઊંચું મુખ કરતો નથી, ગર્વમાં આવીને તું ખરીઓની અણીથી જમીન ખોદતો નથી, તેમ જ કોઈની ખાંધ પર ભાર મૂકીને અતિશય ઊંચા-નીચા અને ખરબચડા એવા કિનારાઓને ઓળંગીને તું થાકી જાય છે. ૧૪૮

यस्यादौ व्रजमण्डनस्य वहतो गुर्वीं धुरं धैर्यतो
धौरेयैः प्रगुणीकृतो न युगपत्स्कन्धः समस्तैरपि ।
तस्यैवं श्लथकम्बलस्य धवलस्योत्थापने सांप्रत
द्रङ्गेऽत्रैव जरावसादिततनोर्गोः पुण्यमुद्घोष्यते ॥१४९

વ્રજની શોભારૂપ બનેલ જે બળદ પહેલાં ભારે ધૂંસરીને ધીરજથી ખાંધ પર વહન કરતો હતો તેમજ બધા ધોરી બળદો ભેગા થઈને જેને એકીસાથે ખાંધ આપે, તોપણ જેના પરાક્રમમાં બેવડો ભાર આવતો નહોતો (અર્થાત્ જેને બીજો સરખેસરખો બળદ મળતો નહોતો મને એકલાને જ બેવડી ધૂંસરી ઊંચકે તેટલો પરાક્રમી મળ્યો હતો); પરંતુ હવે શરીરે વૃદ્ધાવસ્થા આવી પડવાને કારણે જે બળદના કંઠનો આગળનો ભાગ-ખામળી-લબડી ગયો છે અને જેને ઉઠાડવામાં નગરમાં એમ બૂમ મારવામાં આવે છે કે 'આ ધોરી બળદને ઊભો કરો, તેમાં તમને પુણ્ય થશે.' ૧૪૯

**વાંદરો.**

हारं वक्षसि केनापि दत्तमज्ञेन मर्कटः ।
लेढि जिघ्रति संक्षिप्य करोत्युन्नतमाननम् ॥१५०॥

કોઈ મૂર્ખ માણસે ગળામાં પહેરાવેલા હારને તે માંકડું ચાટે છે, સૂંઘે છે અને પછી ફેંકી દઈને તે

પોતાનું મુખ ઊંચું કરે છે. તેને હારની પરીક્ષા ક્યાંથી હોય? ૧૫૦

कपिरपि च कापिशायनमदमत्तो वृश्चिकेन संदष्टः ।
अपि च पिशाचग्रस्तः किं ब्रूमो वैकृतं तस्य ॥१५१॥

એક તો વાંદરો, તેને વળી કાપિશાયન નામનો દારૂ પાઈને મદમસ્ત કરવામાં આવ્યો અને વીંછીએ દંશ દીધો. તેમાં વળી કોઈક ભૂત તેને વળગી પડ્યું. હવે તેની વિચિત્ર ચેષ્ટાઓ વિષે શું કહેવાનું રહ્યું? ૧૫૧

वृक्षान्दोलनमद्य ते क्व नु गतं नर्म स्वयूथस्य वा
यूकान्वेषणरोषसौख्यबहुलाश्चेष्टा मुखोत्थाः क्व ताः
क्वारण्ये फलपूर्णगल्लकुहरस्यान्येषु ता भीषिका
भीतः संप्रति कौशिकद्रुलवलद्व्यालः कपे नृत्यसि ॥१५२

હે વાંદરા! વૃક્ષોને ડોલાવવાનું તારું કાર્ય ક્યાં જતું રહ્યું? પોતાના ટોળા સામે મીઠી નર્મ કામુક ચેષ્ટાઓ ક્યાં ગઈ? જૂને વીણવી, તેના તરફ રોષ કરવો, ભાવ બતાવવો; એવી એવી અનેક પ્રકારની તારા મુખથી થતી ચેષ્ટાઓ ક્યાં ગઈ? જંગલમાં રહીને પોતાના મોંમાં ફળ ભરીને બીજાને બિવડાવવાની ક્રિયાઓ ક્યાં ગઈ? તે અત્યારે ગળામાં સાપ વીંટાવાને કારણે ભયભીત બનનાં ઘુવડથી ડરીને નાચ કરે છે? ૧૫૨

**સૂકર**

सर्वलोकपरितोषकारिणि स्वर्धुनीविमलवारिणि स्थिते ।
पूतिगन्धवति पल्वलोदके सूकरः सुखमतीव मन्यते ॥

સ્વર્ગની ગંગાનો નિર્મળ અને સર્વ લોકોને સંતોષ આપે એવો પ્રવાહ પાસે જ રહેલો હોવા છતાં પણ સૂકર-ભૂંડ ખરાબ દુર્ગંધવાળા ખાબોચિયામાં અત્યંત સુખ માને છે. ૧૫૩

**વરાહ**

आकर्ण्य गर्जितरवं घनगर्जतुल्यं सिंहस्य यान्ति वनमन्यदिभा भयार्ताः । तत्रैव पौरुषनिधिः स्वकुलेन सार्धं दर्पोद्धुरो वसति वीतभयो वराहः ॥ १५४ ॥

મેઘની ગર્જના સરખી સિંહની ગર્જના સાંભળી ભય પામીને હાથીઓ જેવા પણ બીજા વનમાં જતા રહે છે; પરંતુ અતિશય પરાક્રમી અને ગર્વ વડે ઉદ્ધત થયેલો ડુક્કર કોઈ પણ ભય વિના પોતાના કુટુંબ સાથે તે જ જંગલમાં રહે છે. ૧૫૪

**આદિવરાહ**

निष्कन्दामरविन्दिनीं स्थपुटितोद्देशां कसेरुस्थलीं
जम्बालाविलमम्बु कर्तुमितरा सूते वराही सुतान् ।
दंष्ट्रायां प्रलयार्णवोर्मिसलिलैराप्लाविताया मियं
यस्या एव शिशोः स्थिता विपदि भूः सा पौत्रिणी पुत्रिणी

કમલિનીને નિર્મૂળ કરવા માટે, કંદવાળી જમીનને ખાડાટેકરાવાળી કરવા માટે અને પાણીને ડહોળીને કાદવવાળું કરવા માટે બીજી ડુક્કર માતા ઘણાં બચ્ચાંને જન્મ આપે છે; પરંતુ પ્રલય કરનાર મહાસાગરની ઊર્મિઓનાં જલથી ઢંકાયેલી આ પૃથ્વીને સંકટ સમયે જે પોત્રિણીના બાળકે–આદિવરાહે પોતાની દાઢ ઉપર ધારણ કરીને પોત્રિણીનું નામ સાર્થક કર્યું છે તે જ પુત્રિણી કહેવાય. ૧૫૫

**કૂતરું**

पिब पयः प्रसर क्षितिपान्तिकं कलय कांचन कांचनशृङ्खलाम् । इदमवद्यतमं हि यदीहसे भषक संप्रति केसरिणस्तुलाम् ॥ १५६ ॥

હે ભસતા કૂતરા! દૂધ પી. રાજાની પાસે પાસે ચાલતો રહે, તેમ જ સોનાની બનેલી સાંકળને ધારણ કર. અત્યારે જો તું સિંહની તુલના કરવાને ઇચ્છતો હોય તો તે બાબત વખાણવા જેવી છે. ૧૫૬

**વીંછી**

विषभारसहस्रेण गर्वं नायाति वासुकिः ।
वृश्चिको बिन्दुमात्रेण ऊर्ध्वं वहति कण्टकम् ॥१५७॥

શેષનારાયણ વાસુકિ વિષના ભારથી નમી પડતી હજાર ફણાઓથી પણ ગર્વ ધારણ કરતા નથી; પરંતુ આ વીંછી તો બિંદુ જેટલો ભાર માથા પર આવી જતા પોતાના ડંખના કાંટાને ઊંચો કરે છે. ૧૫૭

**દેડકો**

दिव्यं चूतरसं पीत्वा गर्वं नो याति कोकिलः ।
पीत्वा कर्दमपानीयं भेको रटरटायते ॥ १५८ ॥

આંબાના અલૌકિક મોરના રસને પીને પણ આ કોયલ ગર્વ ધારણ કરતી નથી; પરંતુ જરાક કાદવનું જળ પીને પણ આ દેડકો ડ્રાઉં ડ્રાઉં અવાજ કરવા લાગ્યો છે. ૧૫૮

गङ्गादीनां सकलसरितां प्राप्य तोयं समुद्रः
किंचिद्गर्वी न भवति वपुर्दिव्यरत्नाकरोऽपि ।
एको भेकः परममुदितः प्राप्य गोष्पादनीरं
को मे को मे रटति बहुधा स्पर्धया विश्वमुच्चैः॥१५९

જેનું શરીર દિવ્ય રત્નોથી ભરેલું છે એવો આ સમુદ્ર ગંગા વગેરે સઘળી નદીઓના જળ લેવા છતાં પણ જરાય ગર્વિષ્ઠ બનતો નથી. આ એક દેડકો

ગાયના પગલા જેટલું જળ મળતાંની સાથે જ આનંદમાં આવીને 'ડ્રા ભે ડ્રા ભે' એમ સમસ્ત વિશ્વ સાથે સ્પર્ધા કરીને અવાજ કરે છે. ૧૫૯

શિયાળ

उदस्योच्चैः पुच्छं शिरसि निहितं जीर्णजटिलं
यदच्छाव्यापन्नद्विपपिशितलेशाः कवलिताः ।
गुहागर्ते शून्ये सुचिरमुषितं जम्बुक सखे
किमेतस्मिन्कुर्मो यदसि न गतः सिंहसमताम् ॥१६०

હે મિત્ર શિયાળ! જીર્ણ વાળનું ગૂંચળું બનેલ પૂંછડું ઊંચું કરીને તે માથા પર ધારણ કર્યું; દૈવયોગે મળી આવેલ હાથીના માંસના ટુકડાના કોળિયા તેં ભર્યા; સિંહના ચાલ્યા જવાથી ખાલી પડેલ ગુફામાં તેં લાંબા કાળ સુધી નિવાસ કર્યો; છતાં પણ સિંહની સાથે તારી સરખામણી ન થઈ, તેમાં અમે શું કરી શકીએ? ૧૬૦

સર્પ

तावद्गर्जन्ति मण्डूकाः कूपमाश्रित्य निर्भयाः ।
यावत्करिकराकारः कृष्णसर्पो न विद्यते ॥१६१॥

કૂવાની અંદર ભરાઈને બેઠેલા દેડકાઓ નિર્ભય બનીને ત્યાં સુધી જ અવાજ કરે છે કે જ્યાં સુધી હાથીની સૂંઢના આકારવાળો કાળો નાગ તે કૂવામાં હોતો નથી.

यस्मै ददाति विवरं भूमिः फूत्कारमात्रमीतेव ।
आशीविषः स दैवाद्गौम्बिकरण्डे स्थितिं सहते ॥१६२॥

જાણે કે ફૂંફાડા સાંભળતાંની સાથે જ ભય પામેલ એવી પૃથ્વી જેને પોતાની અંદર દર કરી આપે છે. તે જ આશીવિષ-સર્પ દૈવના યોગે કરીને આજે વાદીના કરંડિયામાં રહેવાનું કષ્ટ ભોગવે છે. ૧૬૨

मौलौ सन्मणयो गृहं गिरिगुहा त्यागः किलात्मत्वचो
निर्यत्नोपनतैश्च वृत्तिरनिलैरेकत्रचर्येदृशी ।
अन्यत्रानृजुवर्त्मता द्विरसना वक्त्रे विषं वीक्षणे
सर्वामङ्गलसूचकं कथय भो भोगिन्सखे किं न्विदम् ॥१६३

હે સર્પ મિત્ર! મુગટ પર સારા મણિઓ, ઘર તરીકે પર્વતની ગુફા, પોતાની કાંચળીનો ત્યાગ, યત્ન વિના આપોઆપ આવી પડેલ પવનથી જીવનનો નિર્વાહ, આ રીતે એકલા જ બધે રખડવાનું, તેમ જ દરની બહાર વાંકીચૂકી ગતિ, મુખમાં બે જીભ, આંખમાં ઝેર એ રીતે બધાં જ અમંગળને સૂચવનારાં એવાં ચિહ્નો તને ક્યાંથી મળ્યાં, તે કહે. ૧૬૩

શેષનારાયણ

अनेके फणिनः सन्ति भेकभक्षणतत्पराः ।
एक एव हि शेषोऽयं धरणीधरणक्षमः ॥१६४॥

દેડકાં ખાવાને તૈયાર એવા સર્પો તો અનેક છે; પરંતુ પૃથ્વીનો ભાર સહન કરવાને શક્તિમાન એવો તો આ એક શેષનારાયણ જ છે. ૧૬૪

.. युक्तोऽसि भुवनभारे मा वक्रां वितनु कन्धरां-
शेषः । त्वय्येकस्मिन् दुःखिनि सुखितानि भवन्ति-
भुवनानि ॥ १६५ ॥

હે શેષનારાયણ! તારા પર આખા ભુવનનો ભાર રહેલો છે, તેથી તારી ફણારૂપી ડોકને લાંબી-વાંકી વિસ્તારીશ નહિ. તું એકલો દુઃખી થયો છે; પરંતુ બધાં ભુવનો તેથી સુખી થવાના છે. ૧૬૫

## જલચરની અન્યોક્તિઓ

મત્સ્ય

क्षारं वारि न चिन्तितं न गणिताः क्रूराश्च नक्रादय-
श्चञ्चद्वीचिकदम्बडम्बरमिलत्त्रासोऽपि दूरीकृतः ।
मध्येऽम्भोनिधि मत्स्यरङ्क भवता झम्पः कृतो लीलया
संपत्तिर्मकरार्जनं विपदिह प्राणप्रयाणावधिः ॥ १ ॥

હે રાંક મત્સ્ય! ખારા જલની ચિંતા તેં કરી નહિ. મગર વગેરે ક્રૂર પ્રાણીઓની પણ તેં દરકાર કરી નહિ. ચંચળ મોજાંના સમૂહના આડંબરથી થતો ત્રાસ પણ સહન કર્યો. એ રીતે સમુદ્રની અંદર રમતમાં ઝંપલાવ્યું તો ખરું! પરંતુ તેથી તને લાભ એટલો જ થયો કે તારે મગરની સાથે રહેવાનું અને પ્રાણ ચાલ્યાં જાય ત્યાં સુધી સમુદ્રની અંદર વિપત્તિ સહન કરવાની! ૧

રોહિત

अगाधजलसंचारी न गर्वं याति रोहितः ।
अङ्गुष्ठोदकमात्रेण शफरी फुर्फुरायते ॥ २ ॥

અગાધ જલમાં ફરતું હોવા છતાં રોહિત નામનું માછલું ગર્વ ધરતું નથી; પરંતુ શફરી-માછલું તો અંગૂઠા જેટલા માપનું પાણી જોઈને ફુરફુર કરવા લાગે છે. ૨

રાઘવ-માછલું

यस्मिन्वेल्लति सर्वतः परिचलत्कल्लोलकोलाहलै-
र्मन्थाद्रिभ्रमणभ्रमं हृदि हरिद्दन्तावलाः पेदिरे ।
सोऽयं तुङ्गतिमिंगिलाङ्गकवलीकारक्रियाकोविदः
क्रोडे क्रीडतु कस्य केलिकलहत्यक्तार्णवो राघवः ॥३॥

જ્યારે આ રાઘવ નામનું માછલું હાલવા લાગ્યું ત્યારે તેના હાલવાથી જે મોટા તરંગોનો કોલાહલ થવા લાગ્યો; તેથી હરિત વર્ણના દંતૂશળને ધારણ કરનાર હાથીઓને હૃદયમાં સમુદ્રમંથનનાં પર્વતના ડોલવાનો

ભ્રમ પેદા થયો. ઊંચા તિમિંગિલ નામના માછલાનો શરીરને કોળિયા કરી જવાની ક્રિયામાં પ્રવાણ એવું એ રાઘવ નામનું મત્સ્ય કદાચ રમતમાં જન્મેલા કજિયાને લીધે સમુદ્રને છોડીને ચાલી નીકળે, તો બીજું કયું જલાશય તેને ખોળામાં ધારણ કરે. ૩

**કાચબો**

भ्रमति गिरिराट्पृष्ठे गर्जत्युपर्यपि सागरो
दहति विततज्वालाजालो जगन्ति विषानलः ।
स तु विनिहितग्रीवाकाण्डः कटाहकुटोदरे
स्वपिति भगवान्कूर्मो निद्राभरालसलोचनः ॥ ४ ॥

જેની પીઠ પર ગિરિરાજ ભમી રહ્યો છે, ઉપરના ભાગમાં સાગર અત્યંત ગર્જના કરે છે, ફેલાયેલ જ્વાલાઓના સમૂહવાળો દાવાનળ બાળી રહ્યો છે, વિષથી ભરેલો પવન ફૂંકાઈ રહ્યો છે; તોપણ તે કૂર્માવતાર ભગવાન્ પોતાના કંઠના ભાગને પોતાના કઢાઈ જેવા આકારવાળા વચલા દૃઢ કિલ્લામાં રાખીને નિરાતે સૂતેલા છે અને નિદ્રાને લીધે તેમના નેત્ર સુસ્ત છે. ૪

पुत्रिण्यः कति नात्र सन्ति भुवनेऽभूवन्कियन्त्योऽथवा
सौभाग्यैकमठी तथादिकमठी स्त्रीषु प्रशंसास्पदम् ।
भग्ने भोगिनि भङ्गुरेषु करिषु क्रोडोत्सवे दंष्ट्रिणि
क्षोणीं साहसिकाग्रणीस्तुलयितुं जागर्ति यस्याः सुतः ॥

આ ભુવનમાં કાચબાઓને જન્મ આપનારી કાચબીઓ પોતાને પુત્રવતી કહેવડાવનારી કેટકેટલી નથી ? પરંતુ સૌભાગ્યનુ એક માત્ર પાત્ર બનેલી તે આદિ અવતારનો જન્મ આપનાર કાચબી છે કે જે સર્વ સ્ત્રીઓમાં પ્રશંસાનું સ્થાન બનેલી છે; કારણ કે જ્યારે શેષનારાયણની ફણા ભાગી ગઈ, દિશાના હાથીઓ ભાગી ગયા અને વરાહાવતારનો ઉત્સાહ પણ ઓછો થઈ ગયો ત્યારે જેના પુત્ર શ્રી કૂર્માવતાર ભગવાન સાહસ કરનારા વીરોમા અગ્રેસર બનીને પૃથ્વીને તોલવા માટે તૈયાર બની રહ્યા છે. ૫

## વૃક્ષાન્યોક્તિઓ

अहो एषां वरं जन्म सर्वप्राण्युपजीवनम् ।
धन्या महीरुहा येभ्यो निराशा यान्ति नार्थिनः ॥१॥

સર્વ પ્રાણીઓને જીવનદાન આપનારાં એવાં આ વૃક્ષોનો જન્મ શ્રેષ્ઠ છે. એ વૃક્ષોને ધન્ય છે; કારણ કે જેનાથી યાચકો નિરાશ થઈને પાછા ફરતા નથી. ૧

पत्रपुष्पफलच्छायामूलवल्कलदारुभिः ।
गन्धनिर्यासभस्मास्थितोक्मैः कामान्वितन्वते ॥ २ ॥

પાન, ફૂલ, ફળ, છાયા, મૂળ, વલ્કલ, લાકડાં, સુગંધ, રસ, ભસ્મ, હાડકાં, છાલ વગેરેથી આ વૃક્ષો સર્વ કામનાઓ આપે છે. ૨

प्रत्यग्रैः पत्रनिचयैर्तरुर्यैरेव शोभितः ।
जहाति जीर्णांस्तानेव किं वा चित्रं कुजन्मनः ॥३॥

નવાં તાજાં જે પાદડાંના સમૂહથી વૃક્ષ શોભતું હતું, તે જ પાંદડાં જીર્ણ-જૂનાં બનતાં વૃક્ષ તેનો ત્યાગ કરે છે. ખરેખર જેનો કુજન્મ ( કુ—પૃથ્વી પર જન્મ, ખરાબ) છે, તેને માટે શુ આશ્ચર્ય હોય ? ૩

छायामन्यस्य कुर्वन्ति तिष्ठन्ति स्वयमातपे ।
फलान्यपि परार्थाय वृक्षाः सत्पुरुषा इव ॥ ४ ॥

પોતે તાપમાં ઊભા રહીને બીજા પર છાયા કરે છે, તેમ જ પોતાનાં ફળ પણ પરોપકાર માટે હોય છે, એ રીતે વૃક્ષો સંતપુરુષો જેવાં છે. ૪

परोपसर्पणानन्तचिन्तानलशिखाशतैः ।
अचुम्बितान्तःकरणाः साधु जीवन्ति पादपाः ॥५॥

'બીજાઓની સેવા કરવી પડશે' એ પ્રકારની ચિંતારૂપી અગ્નિની સેંકડો જ્વાળાઓથી જેનું અંતઃકરણ સ્પર્શ પામ્યું નથી અર્થાત વગર ચિંતાએ પરોપકાર કરનારાં તે વૃક્ષો સારી રીતે જીવી રહ્યાં છે. ૫

मुखेन गरलं मुञ्चन्मूले वसति चेत्फणी ।
फलसंदोहगुरुणा तरुणा किं प्रयोजनम् ॥६॥

મુખમાથી ઝેર બહાર કાઢતો હોય, એવો સર્પ જો વૃક્ષના મૂળમા નિવાસ કરતો હોય, તો પછી ફળના ભારથી નમી પડતા તેવા વૃક્ષથી લાભ શું? ૬

शाखाशतचितवियतः सन्ति कियन्तो न कानने तरवः ।
परिमलभरामिलदलिकुलदलितदलाः शाखिनो विरलाः॥

જેની સેંકડો ડાળીઓ આકાશને અડકી રહી છે, એવા કેટલાય વૃક્ષો જગતમા ક્યાં નથી હોતા ? પરંતુ પોતાની સુગંધીના ભારને લીધે એકઠા થયેલાં મધમાખીઓનાં ટોળાથી જેના પાંદડા તૂટીફૂટી ગયાં છે એવાં વૃક્ષ તો વિરલ જ છે. ૭

तीव्रो निदाघसमयो बहुपाथिकजनश्च मारवः पन्थाः ।
मार्गस्थितस्तरुरेकः कियतां सन्तापमपहरति ॥ ८ ॥

ઉનાળાનો તીવ્ર સમય છે ઘણા માણસો અવરજવર કરે તેવો મારવાડ દેશનો માર્ગ છે, માર્ગ પર એક જ વૃક્ષ ઊભું રહેલું છે, તે કેટલાંકના સંતાપને હરી લેશે ? ૮

हिमसमयो घनवद्धिर्जवनः पवनस्तदिह्लवाविभवः ।
हन्त सहन्ते यावत्तावद्रुम कुरु परोपकृतिम् ॥९॥

હે વૃક્ષ ! જ્યાં સુધી શિયાળાનો સમય છે, અત્યંત વેગવાળો દાવાનળ છે, ગતિવાળો પવન છે અને વીજળીના ચમકારાના વૈભવ છે એ બધું સહન કરે ત્યાં સુધી તું પરોપકાર કરતો રહે. ૯

अध्वन्यध्वनि तरवः पथि पथिकैरुपास्यते-
छाया । विरलः स कोऽपि विटपी यमध्वगो गृह-
गतः स्मरति ॥ १० ॥

માર્ગે માર્ગે વૃક્ષો હોય છે. માર્ગમાં રહેલાં એ વૃક્ષોની છાયા મુસાફરો સેવતા હોય છે; પરંતુ અલૌકિક એવું વૃક્ષ તો કોઈક જ હોય છે કે જેનું સ્મરણ મુસાફર ઘેર ગયા પછી પણ કરે છે. ૧૦

कश्चिन्नवं पल्लवमादधाति कश्चित्प्रसूनानि फलानि
कश्चित् । परं करालेऽस्य निदाघकाले मूले न दाता
सलिलस्य कश्चित् ॥ ११ ॥

કોઈક વૃક્ષ નવાં પાન ધારણ કરે છે, કોઈક નવાં ફૂલ અને કોઈક નવાં ફળ ધારણ કરે છે; પરંતુ જ્યારે અત્યંત કઠોર ઉનાળાનો સમય આવી પહોંચે છે, ત્યારે તેના મૂળમાં જળ આપનાર કોઈક દાતા હજી સુધી નીકળ્યો નથી. ૧૧

व्यागुञ्जन्मधुकरपुञ्जमञ्जुगीतान्याकर्ण्य श्रुति-
मदजाड्यातिरेकात् । आभूमितलनतकन्धराणि
मन्येऽरण्येऽस्मिन्नवनिरुहां कुटुम्बकानि ॥ १२ ॥

હું માનું છું કે ગુંજારવ કરતા મધુકરોના સમૂહનાં મંજુલ ગીતો સાંભળીને કાનને મદ પેદા કરે અને લયતાનના અતિરેકથી જેનાં થડ અને ડાળીઓ ભૂમિના તલ સુધી પહોંચેલી છે, એવાં વૃક્ષોનાં અનેક કુટુંબો આ જંગલમાં રહેલાં છે. ૧૨

भुक्तानि यैस्तव फलानि पचेलिमानि कोटरस्थितै-
रहह वीतभयैः प्रसुप्तम् । ते पक्षिणो जलरयेण विकृ-
ष्यमाणं पश्यन्ति पादप भवन्तममी तटस्थाः ॥१३॥

હે વૃક્ષ ! જે પક્ષીઓએ તારાં પાકેલાં ફળ ખાધેલાં છે અને નિર્ભય બનીને જેમણે તારી બખોલમાં બેસીને નિદ્રા લીધી છે, તે પક્ષીઓ કિનારા પર બેસીને તને જોઈ રહ્યાં છે કે જે તું પાણીના વેગથી ખેંચાઈ રહ્યું છે.

धत्ते भरं कुसुमपत्रफलावलीनां घर्मव्यथां वहति
शीतभवां रुजं च । यो देहमर्पयति चान्यसुखस्य
हेतोस्तस्मै वदान्यगुरवे तरवे नमस्ते ॥ १४ ॥

જે વૃક્ષ ફૂલ, પાન, ફળ વગેરે સમૂહનો ભાર ધારણ કરે છે, જે ગરમીની પીડાને સહન કરે છે તેમ જ જે શિયાળાથી થતી પીડાને પણ સહન કરે છે, જે બીજાનાં સુખને માટે પોતાનો દેહ આપી દે છે; તેવા અત્યંત માન્ય ગુરુજન જેવા વૃક્ષને મારા નમસ્કાર હો. ૧૪

इहोद्याने संप्रत्यहह परिशिष्टाः क्रमवशा-
द्मी वल्मीकास्ते भुजगकुललीलावसतयः ।
गतास्ते विस्तीर्णस्तवकभरसौरभ्यलहरी-
परीतव्योमानः प्रकृतिगुरवः केऽपि तरवः ॥१५॥

અરેરે ! અત્યારે આ બગીચામાં જે કેટલાંક વૃક્ષો બચવા પામ્યાં હતાં, તેમાંના પણ ક્રમેક્રમે રાફડા જેવાં બની ગયાં કે જેમાં સર્પોના સમૂહોની લીલા માટેનાં સ્થાન છે; એટલે વિસ્તાર પામેલાં પુષ્પોના ગુચ્છોના સમૂહમાંથી નીકળતી સુગંધીની લહરીઓથી આકાશ સુધીના પ્રદેશને સુગંધમય બનાવી મૂકનારાં એવાં કુદરતી રીતે મોટાં બનેલાં વૃક્ષો તો ક્યાંય ચાલ્યાં ગયાં ! ૧૫

विपन्नं पद्मिन्या मृतमनिमिषैर्यातमलिभिः
खगैरप्युड्डीनं रथचरणहंसप्रभृतिभिः ।
दशां दीनां नीते सरसि विषमग्रीष्मदिवसैः
कुलीनत्वादास्ते तटरुहतरुः कोऽपि तदपि ॥ १६ ॥

કમળોનો સમૂહ કરમાઈ ગયો, અનિમિષ–માછલાં મરી ગયાં, ભમરાઓ ચાલ્યા ગયા, ચક્રવાક, હંસ વગેરે પક્ષીઓ પણ ઊડી ગયાં–એ રીતે જ્યારે અસહ્ય બનેલા ઉનાળાના દિવસોથી સરોવરની દશા અત્યંત હીન બની ગઈ, ત્યારે બધી શોભા ચાલી ગઈ; પરંતુ પોતે કુલીન હોવાને કારણે કિનારા પર ઊગેલું એક વૃક્ષ હતું તે જ રહ્યું. ૧૬

इयं बाला वल्ली मृदुकिसलयं तापविलयं
घनच्छायं शालं वनमनिविशालं परिगता ।
परं त्वस्याभ्यन्तर्गरलकवभस्मीकृतवनं
भुजङ्गं प्रोत्तुङ्गं कथमिव वराकी कलयतु ॥ १७ ॥

જેનાં પાન નવા હોઈ કોમળ છે, જે તાપને દૂર કરે છે, જેની છાયા અત્યંત ગાઢ છે, એવા અત્યંત નવા અને વિશાળ બનેલ શાલના વૃક્ષને આ બાળ વેલ વળગી પડી; પરંતુ આ શાલની બખોલમાં ઝેરના અંશથી વનને બાળી મૂકનાર એવો મોટો સાપ રહેતો હશે, તેની ખબર તો તે બિચારી વેલને ક્યાંથી પડે !

किं जातोऽसि चतुष्पथे घनतरं छन्नोऽसि किं छायया
छन्नश्चेत्फलितोऽसि किं फलभरैराढ्योऽसि किं संनतः ।
हे सद्वृक्ष सहस्व संप्रति सखे शाखाशिखाकर्षण-
क्षोभामोटनभञ्जनानि जनतः स्वैरेव दुश्चेष्टितैः ॥ १८ ॥

શું તું ચતુષ્પથ ઉપર ઊગેલું છે ? શું તું ઘાટી છાયા આપી શકે છે ? છાયા આપી શકતા તને ફળ

પણ આવ્યાં છે! ફળના ભારથી તું નમી ગયેલું છે! હે મિત્ર સદ્‌વૃક્ષ! મનુષ્યો તરફથી થતું તારી શાખા-ઓના ટોચ ભાગનું ખેંચવું, ક્ષોભ, આમળવું, ભાંગી નાખવું વગેરે સંકટો તું સહન કર! ૧૮

छायासुप्तमृगः शकुन्तनिवहैर्विष्वग्विलुप्तच्छदः
कीटैरावृतकोटरः कपिकुलैः स्कन्धे कृतप्रश्रयः ।
विश्रब्धं मधुपैर्निपीतकुसुमः श्लाघ्यः स एकस्तरुर्येना-
ङ्गीकृतसत्त्वसंप्लवभरे भग्नापदोऽन्ये द्रुमाः ॥१९॥

જે વૃક્ષની છાયા નીચે મૃગ સૂઈ ગયું છે, જેની ડાળીઓની ચારે બાજુ પક્ષીઓના સમૂહે ઘેરી લીધી છે, જેની બખોલ કીડાઓથી ભરેલી છે, જેના થડ પર વાંદરાનાં ટોળાંએ આશ્રય લીધો છે, જેનાં ફૂલોનો રસ ભમરાઓએ ખૂબ જ આરામથી પીધેલો છે; એવું એ એક જ વૃક્ષ વખાણવા લાયક છે કે જેણે બધા જ પ્રકારનાં પ્રાણીઓને પોતાની ઉપર આશ્રય આપવાનું સ્વીકારીને બીજાં વૃક્ષોની સર્વ પ્રકારની આપત્તિઓ દૂર કરી છે. ૧૯

भुक्तं स्वादुफलं कृतं च शयनं शाखाग्रजैः पल्लवै-
स्त्वच्छायापरिशीतलं सुसलिलं पीतं व्यपेतश्रमैः ।
विश्रान्ताः सुचिरं परं सुमनसः प्रीतिः किमत्रोच्यते
त्वं सन्मार्गतरुर्वयं च पथिका यामः पुनर्दर्शनम् ॥२०

હે વૃક્ષ! તારાં સ્વાદિષ્ટ ફળ ખાધાં. ડાળીઓની ટોચ પર થયેલાં પાંદડાની શય્યા રચી. અમારા માર્ગના થાક દૂર થતાં તારી છાયાને કારણે અત્યંત શીતળ બનેલા જળનું પાન કર્યું. ઘણા વખત સુધી સારી રીતે થાક દૂર કર્યો. જેનાં મન સારાં છે એવાની પ્રીતિની તો વાત જ શું કરવી! એટલું કહેવાનું છે કે તું તારે માર્ગે ઊભેલું વૃક્ષ છે અને અમે મુસાફરો છીએ એટલે અત્યારે તો અમે જઈએ છીએ. વળી પાછાં તારાં દર્શન કરવા આવી પહોંચીશું. ૨૦

पान्थाधार इति द्विजाश्रय इति श्लाघ्यस्तरूणामिति ।
स्निग्धच्छाय इति प्रियो दृश इति स्थानं गुणानामिति ।
पर्यालोच्य महातरो तव घनच्छायां वयं संश्रिता-
स्तत्त्व कोटरवासिनो द्विरसना दूरीकरिष्यन्ति नः ॥२१

હે મોટા વૃક્ષ! 'તું પથિકોને આધાર આપનાર છે,' 'પક્ષીઓને આશ્રય આપે છે,' 'વૃક્ષોમાં વખાણવા લાયક છે,' 'તારી છાયા સ્નેહથી ભરેલી છે,' આંખોને પ્રિય છે,' તેમ જ 'તું ગુણોનું સ્થાન છે' એમ બરોબર તપાસીને તારી ગાઢ છાયાનો અમે આશ્રય તો કર્યો; પરંતુ તારી બખોલમાં નિવાસ કરનાર સર્પો અમને દૂર કરશે. ૨૧

मूलं स्थूलमतीव बन्धनदृढं शाखा शतं मांसला
वासो दुर्गमहीधरे तरुपते कुत्रास्ति भीतिस्तव ।
एकः किंतु मनागयं जनयति स्वान्ते ममाधिज्वरं
ज्वालालीवलयीभवन्नकरुणो दावानलो घस्मरः ॥२२

હે વૃક્ષરાજ! તારું મૂળ અત્યંત સ્થૂળ અને બંધનને કારણે દૃઢ છે; તારી સો સો શાખાઓ હૃષ્ટપુષ્ટ છે, અગમ્ય એવા પર્વત પર તારો નિવાસ છે; એટલે તારે ક્યાંય ભય પામવાનું રહેતું નથી; પરંતુ એક જ બાબત મારા મનમાં વિશેષ સંતાપરૂપી જ્વર પેદા કરે એમ છે, તે એ કે જ્વાળાઓના સમૂહથી કૂંડાળારૂપે બનેલો આ દાવાનળ સર્વનું ભક્ષણ કરી જાય એવો છે. ૨૨

ये पूर्वं परिपालिताः फलभरच्छायादिभिः प्राणिनो
विश्रामद्रुम कथ्यतां तव विपत्काले क्व ते सांप्रतम् ।
एताः संगतिमात्रकल्पितपुरस्कारास्तु धन्यास्त्वचो
यासां छेदनमन्तरेण पतितो नायं कुठारस्त्वयि ॥२३॥

હે વિશ્રામ આપનાર વૃક્ષ! ભારે ફળ, છાયા વગેરે-થી જેનું તેં પહેલાં સારી રીતે પાલનપોષણ કરેલું હતું, તે પ્રાણીઓ અત્યારે તારી પર વિપત્તિ આવી પડતાં ક્યાં ગયાં, તે મને કહે. કેવળ તારા સોબત કરવાને લીધે જ જેમણે તારે વિષે અત્યંત આદર કેળવેલ છે, એવાં તારાં આ વલ્કલ—છાલને ધન્યવાદ છે કે જેમનું છેદન થતાં પહેલાં તારી પર કુહાડાના ઘા પડતા નથી. ૨૩

वृद्धिर्यस्य तरोर्मनोरथशतैराशावता प्रार्थिता
जातोऽसौ सरसप्रकामफलदः सर्वाश्रितोपाश्रयः ।
नानादेशसमागतैरविदितैराक्रान्तमन्यैः खगै-
स्तं लब्धावसरोऽपि गृध्रशकुनिर्दूरे स्थितो वीक्षते ॥

સેંકડો મનોરથોથી આશા રાખનાર આ વૃદ્ધ (ગીધ) પક્ષીએ જે વૃક્ષની વૃદ્ધિ માટે પ્રાર્થના કરી; તેને પરિણામે આ વૃક્ષ સરસ કામનાઓ પ્રમાણે ફળને આપનાર બન્યું તેમ જ આશ્રય લેવાને ઇચ્છતાં બધાં જ પક્ષીઓને આશ્રય આપનાર પણ બન્યું; તેથી જુદા જુદા દેશોથી આવી પહોંચેલાં અને એકબીજાને નહિ ઓળખતાં એવાં અનેક પક્ષીઓ આ વૃક્ષ પર વીંટળાઈ વળ્યાં; પરંતુ પોતાને તે વૃક્ષ પર બેસવાનો અવસર મળ્યો, તોપણ આ વૃદ્ધ પક્ષી દૂર ઊભું રહી તેને જોયા કરે છે. ૨૪

छायाभिः प्रथमं ततस्तु कुसुमैः पश्चात्फलैः स्वादुभिः
प्रीणात्येव तरुः पर्याति पथिकैः श्रान्तैः सुखं स्थीयते ।
को जानाति यदत्र कोटरगतः प्रत्यग्रहालाहल-
ज्वालाजालकरालवक्त्रकुहरः कृष्णः फणी वर्तते ॥२५

આ વૃક્ષે પહેલાં તો મુસાફરોનું છાયાથી સ્વાગત કર્યું. તે પછી ફૂલોથી, ને તે પછી મીઠાં ફળથી સ્વાગત કર્યું; 'માર્ગ પર રહેલ આ વૃક્ષ સારી રીતે પ્રસન્ન રાખે છે,' એમ ગણીને થાકેલા મુસાફરો તેની નીચે સુખેથી નિવાસ કરે છે; પરંતુ 'આ વૃક્ષની બખોલની અંદર હલાહલ વિષની સાક્ષાત્ જ્વાળાઓના સમૂહથી જેની મુખરૂપી ગુફા વિકરાળ બનેલી છે, એવો કાળો નાગ રહે છે.' તેને કોણ જાણે છે? ૨૫

आमोदैर्मरुतो मृगः किसलयोल्लासैस्त्वचा तापसाः
पुष्पैः षट्चरणाः फलैः शकुनयो घर्मार्दिताश्छायया।
स्कन्धैर्गन्धगजास्त्वयैव विहिताः सर्वे कृतार्थास्तत-
स्त्वंविश्वोपकृतिक्षमोऽसि भवता भग्नापदोऽन्ये द्रुमाः ॥

હે વૃક્ષ! તેં સુગંધીઓથી પવનોને, તાજાં પાનના સમૂહથી મૃગલાંને, વલ્કલથી તપસ્વીઓને, ફૂલોથી ભમરાઓને, ફળોથી પક્ષીઓને, છાયાથી તાપથી તપેલાઓને, થડોથી ગંધ આપનાર હાથીઓને, એ રીતે બધા જ યાચકોને તેમની તેમની ઇચ્છાઓ પ્રમાણે સફળ બનાવી દીધા; તેથી ખરેખર તું વિશ્વ ઉપર ઉપકાર કરવામાં શક્તિમાન છે, તેથી 'યાચકો આવશે' એ પ્રકારની અન્ય વૃક્ષોને જે વિપત્તિ આવી પડત, તે તેં દૂર કરી આપી. ૨૬

रोलम्बैर्निमितं गृहे विघटितं धूमाकुलैः कोकिलै-
र्मायूरैश्चलितं पुरेव रभसा कीरैरधीरैर्गतम् ।
एकेनापि सपल्लवेन तरुणा दावानलोपप्लवः
सोढः कोन विपत्सु मुञ्चति जनो मूर्ध्नापि यो लालितः ॥

ભમરાઓ જતા રહ્યા, ધુમાડાથી ગભરાઈને કોયલોએ પોતાના ઘરરૂપી વૃક્ષનો ત્યાગ કર્યો, મોર તો ઉતાવળ કરીને પહેલેથી જ ચાલ્યા ગયા, પોપટો પણ અધીરા બનીને ગયા–દાવાનળનું જે આક્રમણ આવી પહોંચ્યું, તે બિચારા એકલા વૃક્ષે જ પોતાનાં પાંદડાં સહિત સહન કરી લીધુ. ખરેખર! મસ્તક પર રાખીને જેને રમાડ્યો હોય, તે માણસ પણ આપત્તિ આવી પડતા આપણને છોડી દે છે, તો પછી બીજો કેમ છોડી દે નહિ? ૨૭

एकस्त्वं मरुभूरुहेन्द्र विततैः शाखाशतैरञ्चितः
पुष्यत्पुष्पफलान्वितैरमृदितैर्जीव्याः सहस्रं समाः ।
श्रान्तं श्रमरुग्णपान्थजनतासर्वार्थनिर्वाहणं
कस्त्वां सात्त्विकमन्तरेण भुवनं निर्मातु धर्माशयः॥२८

રણમાં ઊગેલા હે વૃક્ષરાજ! સેંકડો વિસ્તારવાળી શાખાઓથી શોભતું એવું એક તું જ છે. સદા પોષણ પામનાર અને નાશ નહિ પામનાર એવાં ફૂલ-ફળ વગેરેથી તું હજારો વર્ષ સુધી જીવતો રહે! શ્રમથી થાકેલા મુસાફરોની સર્વ પ્રકારની કામનાઓ પૂરી કરવામાં તું એકલો જ થાકતો નથી. ખરેખર! આ લોકમાં એવો કયો બીજો ધર્માત્મા પુરુષ હશે કે જે તારા જેવી સાત્ત્વિક ભાવના ધારણ કરી શકે? ૨૮

धत्से मूर्धनि दुःसहा दिनमणेरुद्दामघामच्छटा
श्छायाभिः पथिकान्निदाघमथितान्पुष्णासि पुष्पैः फलैः ।
धैर्यं मुञ्चसि नैव येन भवता शाखा सुविस्तारिता
तेनाशासु वनस्पते तव यशस्तोमः समुज्जृम्भते ॥२९॥

હે વનસ્પતિ–વૃક્ષરાજ! સૂર્યનાં સહન ન થઈ શકે તેવાં પ્રચંડ કિરણોની પ્રભા તું માથા પર સહન કરે છે; પરંતુ જે મુસાફરો ઉનાળાના તાપથી દુઃખી થયા છે તેમને તું છાયા, ફૂલ, ફળ વગેરેથી પોષણ આપે છે. તું ધીરજ છોડતો નથી અને એટલા જ કારણે તેં શાખાનો વિસ્તાર કર્યો છે; તેને કારણે સર્વ દિશાઓમાં તારો યશ વધી રહ્યો છે ૨૯

तीव्रोऽयं नितरां निदाघसमयः प्रोद्यत्प्रचण्डद्युति-
र्मार्गो मारव एष तत्र पथिकाः संचारिणः कोटिशः।
तेषां कश्चिदिहाश्रयस्तरुवरो दैवेन संपादितः
सोऽप्येकः सुकृती करोतु कियतां संतापनिर्वापणम् ॥

એક તો અત્યંત કઠોર એવો આ ઉનાળાનો સમય છે; તેમાં અત્યંત પ્રચંડ એવો સૂર્ય પ્રકાશે છે, વળી મરુભૂમિનો આ રેતાળ માર્ગ છે; તેમાંય મુસાફરી કરનાર યાત્રાળુઓ કરોડોની સંખ્યામા છે. તેમને આશ્રય આપનાર એક જ મોટું વૃક્ષ દૈવયોગે મળી આવ્યું છે. તે પુણ્યશાળી એકલું વૃક્ષ કેટકેટલાના તાપનું શમન કરે? ૩૦

કલ્પવૃક્ષ

कल्पद्रुमोऽपि कालेन भवेद्यदि फलप्रदः ।
को विशेषस्तदा तस्य वन्यैरन्यैर्महीरुहैः ॥३१॥

જો કલ્પવૃક્ષ પોતે કાળે કરીને અમુક વખતે ફળ આપનાર બને, તો પછી વનમાં ઊગેલા બીજાં વૃક્ષો કરતાં તેની વિશેષતા શી? ૩૧

न मया रचितं तवालवालं पयसा वा विहित-
स्तवाभिषेकः । अयि कल्पतरो परोपकारे भवतो
विश्वविलक्षणः प्रकारः ॥ ३२ ॥

હે કલ્પવૃક્ષ! તારે માટે મેં ક્યારાની રચના કરી નથી; તેમ જ પાણી લઈને તારા પર અભિષેક પણ કર્યો નથી; તે છતાં પણ પરોપકાર કરવામાં વિશ્વ કરતા

તેં એક જુદો જ પ્રકાર સ્વીકાર્યો છે. ૩૨

किं न द्रुमा जगति जाग्रति लक्षसंख्यास्तुल्योपनीतपिककाकफलोपभोगाः। धन्यस्तु कल्पविटपी फलसंप्रदानं कुर्वन्सदैव विबुधानमृतैकवृत्तीन् ॥३३॥

પોતાની પાસે સરખી રીતે આવી પહોંચેલાં એવાં કોયલ, કાગડા વગેરેને ફળના ભોગ આપવા માટે આ જગતમાં લાખોની સંખ્યામાં વૃક્ષો નથી શું? પરંતુ અમૃત પર જ પોતાના જીવનનો નિર્વાહ કરનારા દેવોને સદાય ફળનાં દાન કરનાર એ કલ્પવૃક્ષને ધન્યવાદ છે ૩૩

स्वर्णैः स्कन्धपरिग्रहो मरकतैरुल्लासिताः पल्लवा मुक्ताभिः स्तवकश्रियो मधुलिहां वृन्दानि नीलोत्पलैः। संकल्पानुविधायि यस्य फलितं कस्तस्य धत्ते तुलां धिग्जातु द्रुमसंकथासु यदयं कल्पद्रुमोऽपि द्रुमः ॥

જેનાં થડ અને ડાળીઓ પર સુવર્ણ-પક્ષીઓ આશ્રય લે છે; જેનાં પાન મરકતમણિઓની જેમ શોભી રહ્યાં છે; જેના ફૂલના ગુચ્છાઓ મુક્તાઓની તુલના કરે છે અને નીલ વર્ણનાં પુષ્પોથી ભમરાઓના સમૂહ પ્રસન્ન થાય છે અને જેનાં ફળ યાચકના મનના સંકલ્પ અનુસાર પ્રગટ થતાં હોય છે, તેવા કલ્પવૃક્ષની સરખામણી કોણ કરી શકે એમ છે? છતાં પણ જ્યારે વૃક્ષોની ગણના થાય છે, ત્યારે આ કલ્પવૃક્ષને પણ વૃક્ષ કહેવામાં આવે છે, તે વાતને ધિક્કાર છે. ૩૪

औदार्यं भुवनत्रयेऽपि विदितं संभूतिरम्भोनिधेर्वासो नन्दनकानने परिमलो गीर्वाणचेतोहरः। एवं दातृगुणोत्करः सुरतरोः सर्वोऽपि लोकोत्तरः स्यादर्थिप्रवरार्थितार्पणविधावेको विवेको यदि ॥३५

એ કલ્પવૃક્ષની ઉદારતા ત્રણે ભુવનો પર જાણીતી છે; તેનો જન્મ ક્ષીરસાગરમાં થયેલો છે; તેનો નિવાસ નંદનવનમાં છે; તેની સુગંધી દેવોના ચિત્તને પણ હરી લે તેવી છે એ રીતે દાતાના ગુણોની જે એઉલા જોઈએ તેમાં તો કલ્પવૃક્ષની અંદર રહેલા ગુણો અલૌકિક છે. પરંતુ જો શ્રેષ્ઠ યાચકને દાન આપવાની બાબતમાં આ કલ્પવૃક્ષ વિવેક સાચવે તો સારું! અર્થાત્ યોગ્ય માણસને દાન આપવાનો વિવેક રાખે તો તેના સર્વ ગુણો વખણાય! ૩૫

न द्वारि द्विरदावली न परितो वाजायुजश्रेणयः किंवा शौक्तिकमौक्तिकैर्मृगदृशां तारा न हारावलिः। हे कल्पद्रुम दूरतोऽस्तु भवतः सेवाभवं वैभवं तुष्यामि त्वयि तावतापि यदि न स्मेरा भवन्ति द्विषः॥

હે કલ્પવૃક્ષ! તારું સેવન કરવા છતાં મારે બારણે હાથીઓની હાર ઊભી નથી, ઘોડાઓની શ્રેણીઓ આજુબાજુ ઊભી નથી, છીપનાં મોતી સમાન શોભાયમાન મૃગના જેવી દૃષ્ટિવાળી સ્ત્રીઓની ગતિ કરતી હાર શોભતી નથી. એ રીતે તારી સેવા કરવાથી જે જે વૈભવ આવવો જોઈએ તે તો દૂર રહ્યો; પરંતુ મારા શત્રુઓ હસે કે રાજી ન થાય એટલું જો તું કરીશ, તોપણ હું તારા પર સંતોષ પામીશ. ૩૬

जन्माभूदुदधौ विधौ सहजता वृन्दारकैर्वन्द्यता तत्तत्कामफलाय शक्तिरतुला यस्यास्ति वश्यानिशम्। विश्रामाय चिराय कल्पलतिका भूयोऽयमालम्बते कस्त्वां स्तोतुमपि क्षमोऽस्तितदपि त्वं जल्प कल्पद्रुम ॥

તારો જન્મ ચંદ્રની સાથે સાથે સાગરને વિષે થયેલો છે; દેવોના સમૂહ તને વંદન કરે છે; યાચકજનો જે જે માગણી કરે, તે બધાં યથેચ્છ ફળ આપવાની અતુલ શક્તિ તારામાં નિરંતર રહેલી છે. વળી આ કલ્પલતા સદાય આરામ લેવાને માટે તને આલિંગન આપે છે-એ રીતે તારા ગુણોની સ્તુતિ કરવાને કોણ શક્તિમાન છે, તે તું જ કહે. ૩૭

**પારિજાત**

पारिजाततरुं यावन्न लभेत मधुव्रतः। भ्रमणं तावदेवास्य कुञ्जे कुञ्जे तरौ तरौ ॥ ३८॥

જ્યાં સુધી મધ પીવાનું વ્રત લેનાર ભમરો પારિજાતના વૃક્ષને ન મેળવે, ત્યાં સુધી તેને કુંજે કુંજે અને વૃક્ષે વૃક્ષે ભમવાનું જ હોય છે. ૩૮

परिमलसुरभितनभसो बहवः कनकाद्रिपरिसरे तरवः। तदपि सुराणां चेतसि निवसितमिव पारिजातेन ॥ ३९॥

પોતાની સુગંધીથી આકાશને સુગંધિત કરેલ છે એવાં ઘણાં વૃક્ષો આ કનકાચલની પાસે રહેતાં હોય છે. પરંતુ આ પારિજાત વૃક્ષે તો દેવોનાં ચિત્તમાં નિવાસ જ કર્યો હોય એમ લાગે છે. ૩૯

**ચંદન**

सन्त्येव लिखिताकाशा महीयांसो महीरुहः। तथापि जनताचित्तानन्दनश्चन्दनद्रुमः ॥४०॥

જેમની ડાળીઓ આકાશ સુધી લેખિનીની જેમ ઊંચે પહોંચેલી છે, એવાં મોટાં વૃક્ષો તો ઘણાં જ છે; પરંતુ જનતાના ચિત્તને આનંદ આપનાર તો આ ચંદનવૃક્ષ છે. ૪૦

यद्यपि चन्दनविटपो विधिना फलकुसुमवर्जितो

विहितः । निजवपुषैव परेषां तथापि संतापमपहरति ॥

વિધાતાએ જોકે આ ચંદનના વૃક્ષને ફળફૂલ વિનાનું બનાવેલું છે, તોપણ તે વૃક્ષ પોતાના શરીરથી જ બધાંના સંતાપ હરી લે છે. ૪૧

अयि मलयज महिमाऽयं कस्य गिरामस्तु विषयस्ते ।
उद्गिरतो यद्गरलं फणिनः पुष्णासि परिमलोद्गारैः ॥४२

હે મલય પર જન્મ લેનાર ચંદન! તારો આ મહિમા કોની વાણીઓનો વિષય બને? કારણ કે સુગંધ વહેવડાવવાને લીધે તું મુખથી ઝેર ઓકે છે તેવા સર્પોના પોષણ કરે છે. ૪૨

पाटीर तव पटीयान्कः परिपाटीमिमामुरीकर्तुम् ।
यत्पिषतामपि नृणां पिष्टोऽपि तनोषि परिमलैः पुष्टिम् ॥

હે પાટીર–ચંદનવૃક્ષ! તારા જેવી પરિપાટીનો સ્વીકાર કરવા માટે બીજો કોણ વિશેષ પટુ–હોશિયાર હશે; કારણ કે જે લોકો તને ઘસી ઘસી પીસી નાખે છે તે લોકોને તું ઘસાઈ ને પણ સુગંધીથી પોષણ આપે છે. ૪૩

यैस्त्वं गुणगणवानपि सतां द्विजिह्वैरसेव्यतां नीतः ।
तानपि वहसि पटीरज किं कथयामस्त्वदीयमौन्नत्यम् ॥

હે ચંદન! તું ગુણોના સમૂહવાળો છે, છતાં પણ બે જીભવાળા સર્પોને લીધે સજ્જનોથી સેવવા લાયક બન્યો નથી; અને છતાં તેવા સર્પોને પણ તું ધારણ કરે છે, તો પછી તારી ઉચ્ચતા વિષે અમારે શું કહેવું? ૪૪

जनकः सानुविशेषो जातिः काष्ठं भुजंगमैः सङ्गः ।
स्वगुणैरेव पटीरज यातोऽसि तथापि महिमानम् ॥४५

હે ચંદનવૃક્ષ! મલય પર્વત તારો પિતા છે, જાતિએ તું લાકડું છે, સર્પોની સાથે તારો સંગ છે; તોપણ તારા પોતાના ગુણોને લીધે જ તું વિશેષ મહિમાવાળો બનેલો છે. ૪૫

मूलं भुजङ्गैः शिखरं प्लवङ्गैः शाखा विहंगैः कुसुमानि भृङ्गैः । नास्त्येव तच्चन्दनपादपस्य यन्नाश्रितं सत्त्वभरैः समन्तात् ॥

મૂળમાં સર્પો, શિખર પર વાંદરાં, શાખા પર પક્ષીઓ અને ફૂલો પર ભમરા રહે છે; એ રીતે ચંદનવૃક્ષનું એક પણ અંગ એવું નથી જેની ચારે બાજુ પ્રાણીઓ રહેતાં ન હોય. ૪૬

कति न सन्ति महीषु महीरुहः सुरभिपुष्परसालफलालयाः । सुरभियन्ति न केऽपि च भूरुहानिति यशोऽस्ति परं तव चन्दन ॥४७॥

હે ચંદન! સુગંધિત ફૂલ અને રસભરેલાં ફળ જેની પર થાય છે, તેવા વૃક્ષો આ પૃથ્વી પર કેટલાં નથી? (ઘણાં છે); પરંતુ તારા સંગ વિના બીજાં વૃક્ષોને સુગંધિત કર્યાં હોય, એવું બીજું એક પણ વૃક્ષ નથી. એ પરમ યશ તો તારે જ ભાગે છે. ૪૭

धिक्चेष्टितानि परशो परिशोचनीयबालप्रवाल-मलयाद्रिरुहद्रुहस्ते । निर्भिद्यमानहृदयोऽपि महानुभावः स त्वन्मुखं पुनरमीः सुरभी करोति ॥ ४८ ॥

હે કુહાડા! ખૂબ કાળજી રાખવા યોગ્ય એવા બાળ કોમળ પરવાળાં જેવાં પાંદડાંવાળાં અને મલયાચલ પર ઊગનાર ચંદનવૃક્ષનો દ્રોહ કરનાર તને તારાં ખરાબ કાર્યો માટે ધિક્કાર છે. તારા મુખથી તેનું હૃદય ભેદાઈ રહ્યું છે, તોપણ તે મહાનુભાવ છે એટલે તારા મુખને તે વારંવાર ચારે બાજુ સુગંધિત બનાવે છે.

कालागुरौ सुरभितातिशयेऽपि सङ्गादारभ्यते सुरभितापरपादपेऽपि । पाटीर पाटवमिदं तव सन्निवातैस्तादात्म्यमेति कतरो न तरोः समूहः ॥ ४९ ॥

હે ચંદન! અત્યંત સુગંધીને ધારણ કરનાર કાલાગરુ નામનું વૃક્ષ પોતાના સંગથી બીજાં વૃક્ષોને પણ સુગંધિત કરે છે; પરંતુ તારા સંગમાં આવેલા પવનોથી વૃક્ષોનો કયો સમૂહ તારા જેવો નથી બન્યો? અર્થાત્ કે બન્યો જ છે, એ જ તારી ચતુરાઈ છે. ૪૯

उपानीतं दूरात्परिमलमुपाघ्राय मरुता
समायासीदस्मिन्मधुरमधुलोभान्मधुकरः ।
परो दूरे लाभः कुपितफणिनश्चन्दनतरोः
पुनर्जीवन्यायाद्यदि तदिह लाभोऽयमतुलः ॥ ५० ॥

જ્યારે પવને દૂરથી ચંદનની સુગંધી ખેંચી આણી ત્યારે તેને સૂંઘીને ભમરો મધુર રસના લોભથી એ ચંદનવૃક્ષ પાસે આવી પહોંચ્યો. પણ ચંદનવૃક્ષનો વિશેષ લાભ મળવો તો દૂર રહ્યો; પરંતુ કોપમાં આવેલ ફણીધરથી બચીને જીવી જવાય એ જ મોટો લાભ છે. ૫૦

कान्ताकेलिं कलयतु तरुः कोऽपि कश्चित्प्रभूणा-
मत्यानन्दं जनयतु फलैः कोऽपि लोकान्धिनोतु ।
धन्यं मन्ये मलयजमहो यः प्रभूतोपतापं
संसारस्य द्रुतमपनयत्यात्मदेहव्ययेन ॥ ५१ ॥

કોઈક વૃક્ષ ભલેને સુંદરીઓને કેલિ-ક્રીડા કરાવ્યા કરે; કોઈક વૃક્ષ ફળોથી ભલે માલિકોને અત્યંત આનંદ આપતું રહે; તેમ જ કોઈક વૃક્ષ ભલે લોકોને સંતોષ આપે; પરંતુ હું ચંદનવૃક્ષને ધન્ય માનું છું કે જે

પોતાના દેહને વાપરી નાખીને પણ સંસારના વધી ગયેલા તાપોને તરત જ શમાવે છે ૫૧

आमोदैस्ते दिशि दिशि गतैर्दूरमाकृष्यमाणा
साक्षाल्लक्ष्मीं तव मलयज द्रष्टुमभ्यागता स्म ।
किं पश्याम सुभग भवतः क्रोडति क्रोड एव
व्यालस्तुभ्यं भवतु कुशलं मुञ्च नः साधु यामः ॥५२

હે ચંદનવૃક્ષ ! દશે દિશાઓમાં ફેલાયેલી તારી સુગંધીઓથી ખેંચાઈને અમે ઘણે દૂરથી તારી શોભા જોવા માટે તારી પાસે આવી પહેંચ્યા, પરંતુ હે ભાઈ ! અમે શું જોઈએ છીએ કે, 'તારા ખોળામાં તો ઝેરી નાગ ક્રીડા કરે છે તારું કલ્યાણ હો અમને રજા આપ કે જેથી અમે સારી રીતે ચાલ્યા જઈએ ૫૨

केचिल्लोचनहारिणः कतिपये सौरभ्यसंभारिणः
केऽप्यन्ये फलधारिणः प्रतिदिनं ते सन्तु हन्त द्रुमाः ।
धन्योऽयं हरिचन्दनः परिसरे यस्य स्थितैः शाखिभिः
शाखोटादिभिरप्यहो मृगदृशामङ्गेषु लीलायितम् ॥५३

કેટલાક વૃક્ષો નેત્રોને હરી લે એવા સુંદર હોય છે, કેટલાક વૃક્ષો વિશેષ સુગંધ આપનાર હોય છે અને બીજા કેટલાક વૃક્ષો મીઠાં ફળ ધારણ કરનારા હોય છે તેવા બધા વૃક્ષો ભલે હો, પરંતુ આ હરિચંદન વૃક્ષને ધન્યવાદ ઘટે છે કે જેની પાસે રહેલા કાંટાવાળા શાખોટ વગેરે વૃક્ષો પણ એવા સુંદર બની ગયેલા છે કે, જે હરણના નયન જેવા નયનવાળી સુંદરીઓના અંગો વિષે લીલા કરાવે છે ૫૩

भ्रातश्चन्दन किं ब्रवीमि विटपस्फूर्जत्फणाभीषणा
गन्धस्यापि महाविषाः फणभृतो गुप्त्यै यदेते कृताः ।
दैवात्पुष्पफलान्वितो यदि भवानत्राभविष्यत्तदा
नो जाने किमकल्पयिष्यदधिकं रक्षार्थमस्यात्मनः ॥५४

હે ભાઈ ચંદનવૃક્ષ ! હું તને શું કહું, કારણ કે ફૂંફાડા મારતી ફણાઓથી ભયંકર લાગતા એવા વિષવાળા મોટા સર્પોને તે તારી સુગંધીના રક્ષણ માટે ... ... જો દૈવયોગે તું ફળફૂલવાળું બને, સુગંધીને ફેલાવે છે, તેને કારણે જેનું મન હર્ષમાં આવી ગયું છે અને જેણે મધુપાનનું વ્રત લીધું છે એવો આ ભમરો માકંદ ફૂલથી પોતાનું મન ઉઠાવી લઈને કમલના વનમાંથી પોતાની જાતને ઊંચકી લઈને, મોગરાના કોશમાંથી ભમવાનું છોડી દઈને તેમ જ હાથીના ગંડસ્થળના શોભાયમાન પ્રદેશમાંથી ખેંચાઈને તારી પાસે આવે છે ! ૫૫

वासः शैलशिलान्तरेषु सहजः सङ्गो भुजंगैः सह
प्रेङ्खत्क्षारपयोधिवीचिभिरभूदुद्भूतसेकक्रिया ।
जानीमो न वयं प्रसीदतु भवाञ्श्रीखण्ड तत्कथ्यतां
कस्मात्ते परतापखण्डनमहो पाण्डित्यमभ्यागतम् ॥५६

હે ભાઈ શ્રીખંડ ચંદન ! પર્વતની કઠોર શિલાઓની અંદર તારો નિવાસ છે, સર્પોની સાથે તારો કુદરતી સંગ છે, ખારા સમુદ્રના ડોલતા તરંગોથી તારા મૂળમાં જલ છંટાય છે, તોપણ પારકાના તાપને દૂર કરવાની પંડિતાઈ તારામાં ક્યાંથી આવી, તે અમે જાણતા નથી માટે તું પ્રસન્ન થા અને તેનું કારણ જણાવ ૫૬

लोकानन्दन चन्दनद्रुम सखे नास्मिन्वने स्थीयतां
दुर्वंशैः परुषैरसारहृदयैराक्रान्तमेतद्वनम् ।
ते ह्यन्योन्यनिघर्षजातदहनज्वालावलीसंकुला
न स्वान्येव कुलानि केवलमिदं सर्वं दहेयुर्वनम् ॥५७॥

લોકને આનંદ આપનાર હે મિત્ર, ચંદનવૃક્ષ ! આ વનમાં તું રહીશ નહિ કારણ કે ખરાબ વંશ (વાંસ)માં પેદા થયેલ કઠોર હૃદયવાળા અને હૃદયથી અસાર લાગતા એવા વૃક્ષોથી આ વન ઘેરાયેલું છે એકમેકના ઘર્ષણથી પેદા થયેલ દાવાનળની જ્વાળાઓથી તે વૃક્ષો પોતાના જ વંશ અને કુલના વૃક્ષોને ઘેરી લેશે, એટલું બસ નથી પણ તે તો આખું વન બાળી મૂકશે ૫૭

सौरभ्यं भुवनत्रयेऽपि विदितं शैत्यं तु लोकोत्तरं
कीर्तिः किं च दिगङ्गनाङ्गनगता किं त्वेतदेकं शृणु ।
सर्वानेव गुणानियं निगिरति श्रीखण्ड ते सुन्दरा

श्रीमच्चन्दनवृक्ष सन्ति बहवस्ते शाखिनः कानने
येषां सौरभमात्रकं निवसति प्रायेण पुष्पश्रिया ।
प्रत्यङ्गं सुकुलेन तेन शुचिना ख्यातः प्रसिद्धात्मना
योऽसौ गन्धगुणस्त्वया प्रकटितः क्वासाविह प्रेक्ष्यते ॥५९

હે શ્રીમાન ચંદનવૃક્ષ! જંગલમાં એવાં વૃક્ષો ઘણાં છે કે જેની સુગંધી ફક્ત ફૂલોની શોભા હોય ત્યાં સુધી જ કાયમ રહે છે. જેની જાત પુણ્યશાળી અને પવિત્ર તરીકે પ્રસિદ્ધ છે, એવા તારા અંગે અંગે જે સુગંધી-ગુણ પ્રગટ થાય છે; તે તો આ વનમાં બીજે ક્યાં જોવાને મળે એમ છે? ૫૯

जातः केलिकलावतीकुचतटीसौभाग्यमासादितुं
त्रैलोक्याधिपतेर्यशः कथयितुं भाले विपद्व्यापितुम् ।
किं वाच्यं गुणगौरवस्य महिमा ख्यातोऽखिले भूतले
धिग्दैवं कलये यदत्र मलये भग्नः पटीरद्रुमः ॥ ६० ॥

જે ચંદનવૃક્ષનો જન્મ ક્રીડા કરતી કલાવતી સ્ત્રીઓના સ્તનપ્રદેશ પર સૌભાગ્યને સ્થાપવા માટે, ત્રણ લોકના અધિપતિ એવા રાજાનો યશ કહેવા માટે, તેમ જ કપાળ પર લાગેલી વિપત્તિને દૂર કરવા માટે થયેલો છે; એથી જેના ગુણોના ગૌરવનો મહિમા અખિલ પૃથ્વી પર જાણીતો છે, તેને વિષે શું કહેવાનું બાકી રહે? આ મલયપર્વત પર રહેલ એ ચંદનનું વૃક્ષ ભાંગી પડ્યું તેમાં તો દૈવને ધિક્કાર છે, એમ હું માનું છું. ૬૦

एकस्मिन्मलयाचले बहुविधैः किं तैरकिञ्चित्करैः
काकोलूककपोतकोकिलकुलैरेकोऽपि पार्श्वस्थितः ।
केकी कूजति चेत्तदा विघटितव्यालावलीबन्धनः
सेव्यः स्यादिह सर्वलोकमनसामानन्दनश्चन्दनः ॥६१॥

આ મલયાચલ પર કાગડા, ઘુવડ, કબૂતર, કોયલ વગેરે પક્ષીઓના અનેક પ્રકારનાં ટોળાં હોય છે; પરંતુ તે બધાં કાંઈ કરી શકે એમ લાગતું નથી. અહીં તો કેકારવ કરનાર એક પણ મોર, પાસે રહીને ગેહકે તો સાપની પંક્તિઓના બંધન ઢીલાં થઈ જાય અને પછી તો સર્વ લોકોના મનને આનંદ આપનાર ચંદન વૃક્ષ સર્વને સેવવા લાયક થાય. ૬૧

અગુરુ

अगुरुरिति वदतु लोको गौरवमत्रैव पुनरहं मन्ये ।
दर्शितगुणव प्रवृत्तिर्यस्य जने जनितदाहेऽपि ॥६२॥

લોકો એ વૃક્ષને ભલે અગુરુ (નાનું) એમ કહે; પરંતુ એમાં જ હું એનું ગૌરવ માનું છું; કારણ કે પોતાના શરીરમાં આગ લાગે તોપણ લોકોને તે પોતાની સુગંધ બતાવે છે જ. ૬૨

एणाद्याः पशवः किरातपरिषन्नैषा गुणग्राहिणी
संचारोऽस्ति न नागरस्य विषयोच्छिन्नं मुनीनां मनः ।
धूमेनातिसुगन्धिनात्र विपिने दिक्चक्रमामोदय-
न्नामूलं परिदह्यतेऽगुरुतरुः कस्मै किमाचक्ष्महे ॥

આ વનમાં હરણાં વગેરે છે, તે તો જાતે પશુઓ છે. ભીલલોકોની આ મંડળી છે, તે ગુણોને ગ્રહણ કરે એવી નથી, અહીં કોઈ નાગરિક જનનો અવરજવર નથી અને મુનિઓનાં મન તો રૂપ, રસ, ગંધ વગેરે વિષયોથી છૂટી ગયેલાં છે; એવા આ વનમાં અત્યંત ઉત્તમ સુગંધ વડે જેણે સર્વ દિશાઓના મંડળને સુગંધિત કર્યાં છે; એવું આ અગુરુનું વૃક્ષ પોતાના મૂળ સહિત બળી રહ્યું છે, તે કોને માટે; તે વિષે અમે શું કહીએ? ૬૩

ચંપો

साधारणतरुबुद्ध्या न मया बद्धस्तवालवालोऽपि । लज्जयसि मामिदानीं चम्पक भुवनाधिवासिभिःकुसुमैः ॥६४॥

હે ચંપક! તું 'એક સાધારણ વૃક્ષ છે.' એમ માનીને મેં તારે માટે ક્યારો પણ બનાવ્યો નહિ; પરંતુ લોકને વાસથી ભરી દેનારાં એવાં પુષ્પો આપીને તું મને શરમાવી રહ્યો છે. ૬૪

यद्यपि खदिरारण्ये गुप्तो वस्ते हि चम्पकोवृक्षः । तदपि च परिमलमतुलं दिशि दिशि कथयेत्समीरणस्तस्य ॥ ६५ ॥

ખેરનાં વનની અંદર જોકે ચંપાનું વૃક્ષ છાનું માનું રહેલું હોય છે; પરંતુ તેની અતુલ સુગંધીને દિશાએ દિશાએ ફેલાવીને પવન તેની ખબર આપી રહ્યો હોય છે. ૬૫

रूपसौरभसमृद्धिसमेतं चम्पकं प्रति ययुर्न मिलिन्दाः । कामिनस्तु जगृहुस्तदशेषं ग्राहका हि गुणिनां कति न स्युः ॥ ६६ ॥

જોકે રૂપ અને સૌરભની સમૃદ્ધિવાળા એ ચંપાના વૃક્ષ પાસે ભમરાઓ ગયા નહિ; પરંતુ કામીજનોએ તો તે વૃક્ષના સર્વ પદાર્થોને ગ્રહણ કરી લીધા. ખરેખર, ગુણી જનો માટેના ગ્રાહકો કેટલા નથી હોતા? ૬૬

केनात्र चम्पकतरो बत रोपितोऽसि कुग्रामपामर जनान्तिकवाटिकायाम् । यत्र प्रवृद्धवनशाकविवृद्धिलोभाद्गो भग्नवाटघटनोचितपल्लवोऽसि ॥६७॥

હે ચંપકવૃક્ષ! ખરાબ ગામના પામર જનોની વાડની અંદર લાવીને તને ત્યાં કોણે રોપ્યો? જે વાડ પાસે વધેલાં વનનાં શાકની વૃદ્ધિ થાય એ લોભે મોટાં

પાંદડાંવાળા તારો ઉપયોગ ભાંગેલી વાડને સમારવા માટે કરવામાં આવે છે. ૬૭

उद्यानपाल कलशाम्बुनिषेचनानामेतस्य चम्पकतरोरयमेव कालः । अस्मिन्निदाघनिहते घनवारिणा वा सवर्धिते तव वृथोभयथोपयोगः ॥६८॥

બગીચાના રક્ષક હે માળી ! આ ચંપાના ઝાડને ઘડા ભરી ભરીને જલ સીંચવા માટેનો આ જ સમય બરોબર છે. જો એ ચંપો ઉનાળામાં સુકાઈ જશે અથવા તો મેઘવૃષ્ટિથી વધવા માંડશે, તો તે બંને રીતે પછી તારો ઉપયોગ રહેવાનો નથી. ૬૮

यन्नाद्दतस्त्वमलिना मलिनाशयेन किं तेन चम्पक विषादमुरीकरोषि । विश्वाभिरामनवनीरदनीलवेषाः केशाः कुशेशयदृशः कुशलीभवन्तु ॥६९॥

જેનો આશય (દેહ) મલિન (કાળો) છે, એવા ભમરાએ તારો આદર કર્યો નહિ, તે માટે તું કેમ વિષાદ કરે છે ? કમલ જેવાં નયનોવાળી સુંદરીઓના કેશ સદા કુશલ રહો (જે તારો આદર કરે છે), જેના કેશ સર્વ જગતને આનંદ આપનાર નવા મેઘના જેવા કાળા વર્ણના છે. ૬૯

कोपं चम्पक मुञ्च याचकजनैरायासितस्त्वं सखे मा म्लासीः परितो विलोकय तरुः कस्तेऽधिरूढस्तुलाम् । कोपश्चेन्नियतस्तवास्ति हृदये धात्रे तथा कुप्यतां येन त्वं हि सुवर्णवर्णकुसुमामोदोऽद्वितीयः कृतः ॥७०

હે ભાઈ ચંપા ! તારી પાસે આવેલા યાચકજનોથી ઘેરાઈ જતાં તું જે કોપ કરે છે, તે કોપ છોડી દે; તું મલિન બનીશ નહિ. બધી બાજુએ તું નજર નાખ કે કયું વૃક્ષ તારી બરાબરી કરવાને તૈયાર છે; અને તેં જો હૃદયમા કોપ કરવાનું નક્કી કર્યું જ હોય, તો તું બ્રહ્મા પર કોપ કર કે જે બ્રહ્માએ સોનાના વર્ણવાળાં પુષ્પોની અલૌકિક સુગંધીની તારે માટે રચના કરી. ૭૦

सन्त्येकेऽपि महीरुहाः प्रतिदिनं संसक्तमत्तालयस्तत्राद्यगुणिनो लवङ्गलवलीमाकन्दकुन्दादयः । क्षाशास्यं जनुरस्य चम्पकतरोर्यत्कोरकान्तर्दलं स्वैरङ्गैरुपमीय राजरमणी सासूयमालोकते ॥७१॥

લવંગ, લવલી, માકંદ, કુંદ વગેરે વૃક્ષો અને વેલીઓ આ જગતમાં ઘણાં છે કે જેની પર પ્રતિદિન મદોન્મત્ત ભમરા લાગેલા રહે છે; પરંતુ આ ચંપક વૃક્ષનો જન્મ વખાણવાલાયક છે કે જેની કળીની અંદરના ભાગને પોતાના અંગ સાથે સરખાવીને રાજાની રાણી તેની તરફ અદેખાઈની નજરે જુએ છે. ૭૧

બકુલ

निसर्गोदारामे तरुकुलसमारोपसुकृती कृती मालाकारो बकुलमपि कुत्रापि निदधे । इदं को जानीते यदयमिह कोणान्तरगतो जगज्जालं कर्ता कुसुमभरसौरभ्यभरितम् ॥७२॥

વૃક્ષોના સમૂહને રોપવાના કાર્યમાં કુશળ બનેલો એવો આ માળી વૃક્ષોને રોપતાં રોપતાં બકુલવૃક્ષને પણ કોઈક ઠેકાણે રોપી દેતો હતો; પરંતુ એ બાબતની જાણ કોને હતી કે, 'આ બગીચાના એક ખૂણામાં પડેલું આ બકુલવૃક્ષ પુષ્પોની ભારોભાર સુગંધીથી આખા જગતને ભરી દેશે.' ૭૨

दधानः प्रेमाणं तरुषु समभावेन विपुलं न मालाकारोऽसावकृत करुणां बालबकुले । अयं तु द्रागुद्यत्कुसुमनिकराणां परिमलैर्दिगन्तानातेने मधुपकुलझङ्कारभरितान् ॥७३॥

સર્વ વૃક્ષો પર સરખો ભાવ બતાવનાર એવા આ માળીએ નાના બકુલવૃક્ષ પર વિશેષ કરુણા કરી નહોતી, પરંતુ આ બકુલવૃક્ષે તો ખીલેલાં પુષ્પોના સમૂહની સુગંધથી ઝંકાર કરતા ભમરાઓના ટોળાથી ઘેરાયેલા દિશાઓના છેડાને સુગંધથી ભરી દીધા. ૭૩

અશોક

गर्वायसे विकचकोरकमञ्जुगुञ्जद्दुद्धत्तषट्पदघटाविभवेन किं नु । वामभ्रुवां चरणताडनदोहदानि किं नाम न स्मरसि तावदशोक तानि ॥ ७४ ॥

હે અશોક ! ખીલેલી કળીઓને વિષે મંજુલ ગુંજન કરતા મદોન્મત્ત ભમરાઓનાં ટોળાંના વૈભવથી તું શાનો ગર્વ ધરે છે ? સુંદર ભ્રૂકુટીવાળી નારીઓએ પોતાના ચરણની લાત મારીને તારો દોહદભાવ (અશોકનાં પુષ્પોને પ્રગટ કરવા માટે સ્ત્રીઓની લાત જરૂરી ગણાય છે.) પૂરો કર્યો હતો, તે વાતનું તને સ્મરણ નથી ? ૭૪

उन्मीलयन्ति कुसुमानि मनोरमाणि के नाम नात्र तरवः समयोचितानि । कस्येदृशं कथय दोहृदमस्ति तस्य यादृग्विनिर्मितमशोकमहीरुहस्य ॥७५॥

પોતપોતાના કાલ પ્રમાણે યોગ્ય એવાં અત્યંત મનોરમ પુષ્પોને આ જગતમાં કયાં વૃક્ષો પ્રગટ કરતાં નથી; પરંતુ અશોકવૃક્ષને (ફૂલ પ્રગટ કરવા માટે સ્ત્રીઓની લાત જરૂરી ગણાય છે, એ પ્રકારનો) દોહદભાવ થાય છે, તે પ્રકારનો દોહદભાવ બીજા કયા વૃક્ષને થાય છે ? ૭૫

मृदूनां स्वादूनां लघुरपि फलानां न विभव-
स्तवाशोक स्तोकः स्तबकमहिमा सोऽप्यसुरभिः ।
यदेतत्रो तर्न्वीकरचरणलावण्यसुभगं
प्रवाल बालं स्यात्तरुषु स कलङ्कः किमपरः ॥७६॥

હે અશોકવૃક્ષ! કોમળ અને સ્વાદિષ્ટ એવાં ફળનો થોડો વૈભવ પણ તારી પાસે નથી. તને જે થોડાં ફૂલોના ગુચ્છો હોવાનો મહિમા મળેલો છે, તે પણ સુગંધરહિત છે. તારાં કોમળ પલ્લવને જો તરુણીના હાથ અને પગના લાવણ્યના સ્પર્શનું ભાગ્ય મળ્યું ન હોત, તો સર્વ વૃક્ષોમાં તારું એ કલંક ગણાત; એવું બીજું એકેય કલંક ન હોત! ७६

किं ते नम्रतया किमुन्नततया किं वा घनच्छायया
किं वा पल्लवलीलया किमनया वाऽशोके पुष्पश्रिया ।
यत्त्वन्मूलनिषण्णखिन्नपथिकस्तोमः स्तुवन्नन्वहं
न स्वादूनि मृदूनि खादति फलान्याकण्ठमुत्कण्ठितः ७७

હે અશોકવૃક્ષ! તારી તે નમ્રતાથી શું વળ્યું? તારા ઊંચા વધવાથી તારી ઘનઘોર છાયાથી, તારાં કોમળ પાનની લીલાથી કે પછી તારા ફૂલોની શોભાથી શુ વળ્યું? કારણ કે તારા મૂળમાં આવીને બેઠેલો થાકેલો મુસાફરોનો સમૂહ રોજરોજ તારી પ્રશંસા કરતાં કરતા ખૂબ જ ઉત્કંઠામા આવી જવા છતાં પણ કોમળ અને મીઠાં ફળ કંઠ ભરીને ખાઈ શકતો નથી. (તારી પાસે ફળ નથી, એ ઊણપ છે.) ७७

**યૂથી ( જૂઈ )**

यूथि यथोचितविधिना विधेयमातिथ्यमेनस्मिन् ।
मालतिकाप्राणेशः प्राघुणीकस्ते घुणाक्षरन्यायात् ॥७८॥

હે જૂઈ! જે માલતી લતાનો પ્રાણપતિ બનેલો ભમરો કુદરતી રીતે આપોઆપ તારો મુસાફર બનેલો છે; તે ભમરાને વિષે કરવા યોગ્ય એવો અતિથિસત્કાર તુ જરૂર કરી લેજે. ७८

**માલતી**

कुसुमस्तबकानम्राः सन्त्येव परितो लताः ।
तथापि भ्रमरश्रान्तिं हरत्येकैव मालती ॥ ७९॥

કુસુમના ગુચ્છાઓના ભારથી નમી પડેલી લતાઓ બધી બાજુએ ઘણીય છે; તોપણ ભમરાના થાકને દૂર કરે એવી તો એક માલતી લતા જ છે. ७९

मालतीकुसुमे भाति गुञ्जन्मत्तमधुव्रतः ।
प्रयाणे पञ्चबाणस्य शङ्खमापूरयन्निव ॥ ८० ॥

માલતીના ફૂલ પર ગુંજારવ કરતો મદોન્મત્ત ભમરો જાણે પાંચ બાણવાળા કામદેવની સવારી ચડતાં શંખનાદ કરતો હોય તેવો લાગે છે. ८०

गुञ्जति मञ्जु मिलिन्दे मालति मा मौनमुपयासीः ।
शिरसा वदान्यगुरवः सादरमेनं वहन्ति सुरतरवः॥८१

હે માલતી લતા! જે સમયે ભમરો તારી પર બેસીને ગુંજારવ કરતો હોય, તે સમયે તું મૌન ધારણ કરીશ નહિ; કારણ કે જેના ગૌરવની પ્રશંસા કરી શકાય એવાં દેવોનાં કલ્પવૃક્ષો પણ એ ભમરાને માથે ધારણ કરે છે. ८१

अयि किं गुणवति मालति जीवति भवतीं विना मधुपः।
अथ यदि जीवति जीवतु जीवितमपि तस्य जीवनाभासः

અરે, હે ગુણવાળી માલતીલતા! શું તારા વિના ભમરો જીવી શકે ખરો કે? અને ધારો કે તારા વિના તે ભમરો કદાચ જીવતો હોય તો તે ભલે જીવતો રહે; પરંતુ તેનું તે જીવન ખરેખર જીવન નથી, પણ જીવન-નો આભાસ છે. ८२

मा मालति म्लायसि यन्नविद्यश्चुम्ब तुम्बी-
कुसुमं षडङ्घ्रिः । पदैश्चतुर्भिर्हि युतः पशुश्चेत्स
षड्भिरध्यर्धपशुः कथं नो ॥

હે માલતી! કદાચ અજાણ એવા ભમરાએ તુંબડી-ના ફૂલને ચુંબન આપ્યું તો તેથી તારે ખેદ પામવાની જરૂર નથી; કારણ કે જેને ચાર પગ છે, એવા પ્રાણીને પશુ કહેવામાં આવે, તો આ છ પગવાળો ભમરો તો દોઢ પશુ કેમ ન કહેવાય? ८३

कति सन्ति लवङ्गलता ललिता नवकोरकिता
धरणीसुतले । कति बन्धुरगन्धभृतस्तरवो गुरवो
निवसन्ति गिरौ मलये ॥

આ પૃથ્વીના તલ પર એવી કેટલી લવંગની લતા-ઓ છે કે જે સુંદર છે? અને જેને નવી કળીઓ લાગેલી છે તેવાં આ મલયાચલ પર્વત પર કેટકેટલાં વિશેષ સુગંધીને ધારણ કરનાર વૃક્ષો રહેલાં છે? (પરંતુ તે બધાની સરખામણી માલતી સાથે થાય તેમ નથી.)

अयि मालति सौरभसारविनिर्जितसंविकसत्क-
मलानिलये । मधुपानविधौ मधुपस्य पुनर्भुवने भवती-
महमाकलये ॥ ८५ ॥

અરે હે માલતી! તેં સુગંધના સારથી ખીલેલા લક્ષ્મીના નિવાસરૂપ કમળને જીતી લીધું છે એટલું જ બસ નથી; પરંતુ ભમરાને મધુપાન કરાવવાની વિધિમાં તો આ લોકમાં તને એકલી જ રહેલી હું જોઈ રહ્યો છું.

किं मालतीकुसुम ताम्यसि निष्ठुरेण केनापि
यत्किल विलूनमितो लतामात् । लोकोत्तरेण विलस-

दूगुणगौरवेण को नामुना शिरसि नाम करिष्यति त्वाम्

હે માલતીના ફૂલ! આ વેલના છેડા પરથી કોઈક નઠોર માણસે તને તોડીને નાખી દીધું, તેથી તું શા માટે ખેદ કરે છે? અલૌકિક એવા ગુણના ગૌરવથી તારો જે વિશ્વાસ જાણીતો છે, તેથી તો કો'ક તને પોતાના મસ્તક પર ધારણ કરશે. ૮૬

म्रदीयस्त्वाधिक्यान्न भवति विमर्दक्षममिदं
न चान्येभ्यो रूपं भवति कुसुमेभ्योऽधिकतरम् ।
प्रसूनं मालत्यास्तदपि हृदयाह्लादकरणं
प्रवीणैरामोदैर्भवति जगतो मौलिनिलयम् ॥ ८७ ॥

આ માલતીનું ફૂલ એટલું બધું કોમળ છે કે તે સાધારણ ઘસારો (ચોળાઈ જવાનો) પણ વેઠી શકે એમ નથી. બીજાં સુંદર ફૂલોથી વધારે સ્વરૂપ પણ તેનું નથી; તે છતાં પણ માલતીનું ફૂલ હૃદયને વિશેષ આનંદ કરનારું છે તેમ જ પોતાની અનુપમ સુગંધીથી જગતમાં માથાના મુગટ પર સ્થાન લે છે. ૮૭

अस्मिन्केलिवने सुगन्धपवने क्रीडत्पुरंध्रीजने
गुञ्जद्भृङ्गकुले विशालबकुले कूजत्पिकीसंकुले ।
उन्मीलन्नवपाटलापरिमले मल्लीप्रसूनाकुले
यद्यकापि न मालती विकसिता तत्किं न रम्यो मधुः

આ કેલિ (લીલા) કરવાનું વન છે. તેમાં સુગંધિત પવન વાય છે, યુવતીઓનો સમૂહ ત્યાં ક્રીડા કરે છે, ભમરા ગુંજારવ કરે છે, બકુલનાં વિશાળ વૃક્ષ ખીલ્યાં છે, કોયલનો સમૂહ ટહુકા કરી રહ્યો છે, નવા ગુલાબનાં ફૂલ ખીલી ઊઠ્યાં છે અને મલ્લીવેલનાં ફુલ ભરાયેલાં છે. હવે જો એકાદી માલતી લતા ખીલી ઊઠે નહિ, તો તેથી શું વસંતસમય રમ્ય ન લાગે? ૮૮

મલ્લિકા

न च गन्धवहेन चुम्बिता न च पीता मधुपेन मल्लिका ।
पिहितैव कठोरशाखया परिणामस्य जगाम गोचरम्

આ મલ્લિકાવેલને પવને ચુંબન આપ્યું નહિ તેમ જ ભમરાએ તેના રસનું પાન કર્યું નહિ; પરંતુ તેનું પરિણામ તો એટલું જ આવ્યું કે વૃક્ષની કઠોર ડાળીએ તેને ઢાંકી જ દીધી. ૮૯

દમનક (ડમરો)

यद् प्रादुर्भावावधि परिमलावस्थितदृशा
जगत्यां विख्याता दमनक प्रतीपास्तव गुणाः ।
तथाप्यस्मिन्भृङ्गे मधुलवपिपासापरवशे
दृढप्रेमाबद्धे कथय कथमौदास्यमकरोः ॥ ९० ॥

હે દમનક! જેની નજર સુગંધીને મેળવતાં સુધી રોકાઈ રહેલી છે, એવા માણસોને તારી સુગંધી પ્રગટ ન થાય ત્યાં સુધી તારા ઊલટા ગુણો દેખાવાના છે, તે બરોબર છે; પરંતુ મધુબિંદુની પિપાસાથી પરવશ અને તારે વિષે દૃઢ પ્રેમ બાંધનાર એવા આ ભમરાને વિષે તેં શા માટે ઉદાસીનતા રાખી, તે મને કહે. ૯૦

કેતકી

कालक्रमकमनीयक्रोडेयं केतकीति का शङ्का ।
वृद्धिर्यथा यथास्यास्तथा तथा कण्टकोत्कर्षः ॥ ९१ ॥

જ્યારે ખરો સમય પસાર થઈ જાય, ત્યારે જ પોતાના અંદરના ભાગને વિશેષ સુંદર બનાવનાર આ કેતકી છે, તે વિષે તો શું શંકા હોય? પરંતુ તે કેતકીની જેમ જેમ વૃદ્ધિ થાય છે, તેમ તેમ તેના કાંટા પણ વધતા રહે છે! ૯૧

पत्राणि कण्टकशतैः परिवेष्टितानि वार्तापि नास्ति मधुनो रजसान्धकारः । आमोदमात्ररसिकेन मधुव्रतेन नालोकितानि तव केतकि दूषणानि ॥ ९२ ॥

હે કેતકી! આ તારાં પાન સેંકડો કાંટાથી વીંટાયેલ છે. મધુર રસની તો વાતેય નથી અને તારા કેસર-રજથી જેની આંખમાં અંધકાર છવાઈ જાય છે; તે છતાં પણ જે ફક્ત સુગંધી લેવામાં જ રસિક છે એવા આ ભમરાએ તારાં કોઈ દૂષણ જોયાં નથી! ૯૨

एतासु केतकिलतासु विकासिनीषु सौभाग्यमद्भुततरं भवती बिभर्ति । यत्कण्टकैर्व्यथितमात्मवपुर्न जानंस्त्वामेव सेवितुमुपक्रमते द्विरेफः ॥ ९३ ॥

આ જે કેતકીની અનેક વેલ ખીલી ઊઠી છે, તેમાં વિશેષે કરીને અદ્‌ભુત એવા સૌભાગ્યને તું ધારણ કરે છે; કારણ કે તારા કાંટાઓથી પોતાનું શરીર વીંધાઈ રહ્યું છે, તેની જેને ખબર પણ નથી એવો આ ભમરો તને જ સેવવા માટે ઉત્સુક બનેલો છે. ૯૩

एकेन चेत्परिहृतोऽसि महेश्वरेण किं तेन केतक विषादमुरीकरोषि । अन्ये न किं जगति सन्ति महागुणज्ञा ये त्वां वहन्ति शिरसा नरदेवदेवाः ॥ ९४ ॥

હે કેતકીના ફૂલ! એકલા મહાદેવે તારો ત્યાગ કર્યો, તેથી તું શા માટે હૃદયમાં ખેદ ધારણ કરે છે? આ જગતમાં શું મહાન ગુણોને જાણનારા રાજાઓમાં દેવ જેવા શ્રેષ્ઠ લોકો નથી કે જે તને પોતાના મસ્તક પર ધારણ કરે છે? ૯૪

हे हेमकेतकि कथं यद् गर्वितासि संसेव्यसे मधु-

करैरशिलैरितीव । नैषा रसातिशयता नलिनीवियोगात्तैर्दीयते विकटकण्टकशूलझम्पः ॥ ९५ ॥

હે સુવર્ણ સમાન કેતકી પુષ્પ ! આ બધા ભમરાઓ તને વિશેષે કરીને સેવી રહ્યા છે; તેથી શા માટે તું વિશેષ ગર્વ ધારણ કરે છે? તારે વિષે ભમરાઓને વિશેષે રસ છે, એ બાબત નથી; પરંતુ કમલનો વિયોગ થવાને લીધે તે ભમરા તારા વિકરાળ કાંટાના શૂલ પર પડતુ મૂકે છે. ૯૫

रोलम्बस्य चिराय केतकपरिष्वङ्गेष्वभङ्गो रसः सुज्ञातं वत केतकस्य च मनो भृङ्गप्रसङ्गोत्सुकम् । जानात्येव मिथोऽनुरागमनयोः सर्वोऽपि नैसर्गिकं प्रत्यूहाय दलेषु धिक्समभवन्मर्माविधः कण्टकाः ॥९६

કેતકીની સાથે આલિંગન આપવા વિષેનો રસ નાશ ન પામે તેવો જ અભંગ રસ ભમરાનો છે, તે તો, લાંબા કાળથી જાણીતો છે. કેતકીનું મન પણ ભમરાના પ્રસંગથી વિશેષ ઉત્સુક છે, તે વાત પણ સારી રીતે જાણીતી છે. આ બન્નેનો પરસ્પર પ્રેમ કુદરતી છે એ વાત પણ બધા માણસો જાણે છે; પરંતુ કેતકીનાં પાંદડા પર જે મર્મને ભેદી નાખે તેવા કાંટાઓ લાગેલા છે, તેને ધિક્કાર છે. ૯૬

**પાટલ–ગુલાબ**

पाटलया वनमध्ये कुसुमितया मोहितस्तथा भ्रमरः । सैवेयमिति यथाभूत्प्रतीतिरस्यान्यपुष्पेऽपि ॥

વનની અંદર આ પાટલા–ગુલાબે ફૂલનો વિકાસ સાધીને ભમરાને એવી રીતે તો મોહમાં નાખી દીધો કે ભમરાને બીજાં પુષ્પોમાં પણ 'તે જ આ પાટલ–ગુલાબ છે' એવી પ્રતીતિ થઈ. ૯૭

**સહકાર–આંબો**

अरविन्देषु कुन्देषु रमितं कालयोगतः । अये माकन्द जानीहि तवैवायं मधुव्रतः ॥९८॥

હે માકંદ–ભમરા ! કાલના યોગે કરીને તેં કમળો અને કુંદ–મોગરાના ફૂલો પર રમણ કરી લીધું; પરંતુ તારા મધુવ્રતને પૂરો કરનાર તો આ (આંબો) જ છે, તે તું જાણ. ૯૮

यद्यपि दिशि दिशि तरवः परिमलबहुलाश्च पारिजाताद्याः । तदपि रसालोऽप्येकः कोकिलहृदये सदा वसति ॥ ९९ ॥

જોકે અહીં દરેક દિશાએ પારિજાત વગેરે વિશેષ સુગંધીને ધારણ કરનારા વૃક્ષો ઘણા છે, તોપણ આ એક આંબાનું વૃક્ષ છે કે જે કોયલના હૃદયમાં સદાય નિવાસ કરે છે. ૯૯

वेत्ता कोकिल एव ज्ञाता च रसाल एव नियतमिदम् । यः पञ्चममुद्गायति यस्यास्थिपु पुलकमुकुलानि ॥१००॥

સંગીતની જાણકાર તો એક કોયલ જ છે અને તેના મર્મને જાણનાર એક આંબો છે, એ બાબત તો નક્કી થયેલી છે; કારણ કે એ કોયલજ પંચમસ્વર ગાય છે અને તેથી આંબાનાં હાડકા(ડાળ, થડ વગેરે)માંથી રોમાંચ ખડા થતા પુષ્પની કળીઓ પ્રગટ થાય છે. ૧૦૦

लोडितमखिलं गहनं परितो दृष्टाश्च विटपिनः सर्वे । सहकार न प्रपेदे मधुपेन तवोपमा जगति ॥

આખું ગહન વન ભમરાએ ખૂંદી નાખ્યું તેમ જ બધા વૃક્ષો તે જોઈ વળ્યો; પરંતુ હે આંબા ! આ જગતમાં તારી ઉપમા આપી શકાય એવું એક પણ વૃક્ષ તેને મળેલું નથી. ૧૦૧

कुन्दे कदम्बे कुमुदेऽरविन्दे यथाकथंचित्समयं नयन्ति । प्राप्ते वसन्ते पुनरुत्तरङ्गा रसाल जानीहि तवैव भृङ्गाः ॥१०२॥

હે આંબા ! આ ભમરાઓ મોગરા, કદમ, પોયણી, કમળ વગેરે પર પોતાનો સમય મુશ્કેલીથી ગાળે છે; પરંતુ વસંત આવતાંની સાથે જ અત્યંત આનંદમાં આવેલા આ ભમરાઓ તારા જ બનીને રહે છે. ૧૦૨

भूरिशोऽपि च वसन्ति कानने शाखिनः फलविशेषशालिनः । कोकिलस्य तदपीह मानसं नो रसालमपहाय तुष्यति ॥१०३॥

ઘણાં સારા ફળથી શોભતા એવાં વૃક્ષો આ વનમાં તો ઘણાંય છે; પરતુ કોયલનું મન તો આંબાને છોડીને કોઈ ઠેકાણે રાજી થતું નથી. ૧૦૩

आम्र यद्यपि गता दिवसास्ते पुष्पसौरभफलप्रचुरा ये । हन्त संप्रति तथापि जनानां छाययैव दलयस्यति तापम् ॥१०४॥

હે આંબા ! તારી પાસે ફૂલોની સુગંધી અને મોટાં ફળ વિશેષ હતાં, એ સમય તો હવે ચાલ્યો ગયો છે; તોપણ તારી છાયાથી જ તું માણસોના તાપને દૂર કરે છે. ૧૦૪

फलितस्य रसाल शाखिनः फलदानव्यसनैकशालिनः । विनिपत्य ददातु कः फलं श्रमसुप्ताध्वगपाणिपल्लवे ॥१०५॥

હે આંબા! ફળનું દાન આપવાની જ એક સારી ટેવ જેને પડેલી છે અને જેને ફળ આવેલાં છે; એવા વૃક્ષમાં તારી ક્યાં ગણના થશે કે જે થાકથી સૂતેલા મુસાફરના હાથમા ઉપરથી પાડીને ફળ આપે! ૧૦૫

कति पल्लविता न पुष्पिला वा तरवः सन्ति समन्ततो वसन्ते। जगतीविजये तु पुष्पकेतोः सहकारी सहकार एक एव ॥१०६॥

વસંતઋતુમાં કેટકેટલાં વૃક્ષો ચારે બાજુથી નવાં પાંદડાંવાળા અને નવા ફળવાળા થતા નથી? પરંતુ જગત પર વિજય મેળવવાને માટે પુષ્પકેતુ કામદેવને સહકાર આપનાર તો આ એક જ સહકાર-આંબો જ છે. ૧૦૬

वहसि बलिभुजां कुलानि मौलौ यदि सहकार तदत्र किं निषिद्धा। परमुदयति पल्लवाञ्चलेषु स्फुरदलिभिस्तव सौरभप्रसिद्धिः ॥१०७॥

હે આંબા! તું મસ્તક પર કાગડાઓના ટોળાને ધારણ કરે છે, એ બાબતમા તને કોણ અટકાવે એમ છે? પરંતુ તારા પાંદડારૂપી અંચળમા જે ભમરાઓ ફરી રહ્યા છે, તે જ તારી સુગંધીની પ્રસિદ્ધિ કરે એમ છે. ૧૦૭

दिङ्मण्डलं परिमलैः सुरभी करोषि सौन्दर्यमावहसि लोचनलोभनीयम्। हहो रसाल फलवर्य तथापि दूये यद्ग्रन्थिलं च कठिनं हृदयं बिभर्षि ॥

હે રસ ભરેલા આંબાના શ્રેષ્ઠ ફળ! સુગંધીઓથી તું દિશાઓના મંડળને સુરભિત બનાવે છે તેમ જ આંખને લોભાવે તેવા પ્રકારના સૌંદર્યને પણ તું ધારણ કરે છે; તોપણ મને દુઃખ એ થાય છે કે, તું ગાંઠવાળા કઠણ હૃદય(ગોટલા)ને ધારણ કરે છે.' ૧૦૮

उत्तसकौतुकरसेन विलासिनीभिर्लूनानि यस्य न नखैरपि पल्लवानि। उद्यानमण्डनतरो सहकार स [illegible]गोचरतां गतोऽसि ॥१०९॥

તે પહેલાં જ તને કાંટાઓની વાડથી ઘેરી લેવામાં આવ્યો; તેથી ફળ મળવાનાં તો દૂર રહ્યાં પણ તારી છાયા પણ દુર્લભ થઈ પડી. તેના કરતાં તો તું જ્યારે ફળ વિનાનો હતો, ત્યારે જ સારી રીતે સેવવા લાયક બનેલો હતો. ૧૧૦

उत्फुल्लरम्य सहकार रसालबन्धो कूजत्पिकावलिनिवास तथा विधेहि। गुञ्जद्भ्रमद्भ्रमरकस्त्वयि बद्धतृष्णो नान्यान्प्रयाति पिचुमन्दकरीरवृक्षान् ॥१११

વિકાસ થવાથી રમ્ય લાગતા હે રસાલ સહકાર ભાઈ! મધુર ટહુકા કરતી કોયલોની પંક્તિને નિવાસ આપનાર હે આંબા! તું એવું કાર્ય કર કે જેથી ગુંજારવ કરતો ભમતો ભમરો તારામાં એવો તો તરસને કારણે બંધાય કે તને છોડીને તે હવે લીંબડો, કેરડો વગેરે બીજાં વૃક્ષો પર જાય નહીં. ૧૧૧

शश्वन्निसर्गमलिनाः सहकार कामं लुण्ठन्ति तान्यपि मधूनि तव द्विरेफाः। युक्तं न तत्तव कषायरसप्ररोहैरेतान्प्रतारयसि किं कलकण्ठयूनः ॥

હે આંબા! કુદરતી રીતે લાંબા કાળથી મલિન (કૃષ્ણ વર્ણના) બનેલા ભમરા, તારા મધુર રસને હરી જતા હોય, તો ભલે હરી જાય; પરંતુ કંઠથી કલરવ કરતા આ યુવાન કોકિલોને તૂરા રસવાળા પલ્લવો અને મોર વડે શા માટે તિરસ્કારે છે? ૧૧૨

रे रे रसाल तरुसार वचो विधेहि वासन्तिकीं स्वफलपल्लवपुष्पलक्ष्मीम्। तावद्द्विकस्वरपिकद्विजसात्कुरु द्राङ् न व्ययितोऽसि कलभैः शलभैश्च यावत् ॥

સર્વ વૃક્ષોમા સારરૂપ અને રસરૂપ હે આંબા! મારા કહ્યા પ્રમાણે તું આ કામ કર કે જ્યાં સુધી હાથીના મદનિયા અને તીડનાં ટોળાં તને ડાળપાંદડાં વિનાનો કરી નાખે નહિ, ત્યાં સુધીમાં તું વસંતઋતુમાં પ્રાપ્ત થયેલી આ તારી ફળ, પુષ્પ અને પત્રરૂપ શોભા વડે મધુર કંઠવાળાં કોયલ વગેરે પક્ષીઓનો સત્કાર કર.

सौरभ्यगर्भमकरन्दकरम्बितानि पङ्केरुहाण्यपि विहाय समागतस्त्वाम् । संसारसार सहकार तथा विधेहि येनोपहासविषयो न भवेद्द्विरेफः ॥११५॥

સંસારના સારરૂપ હે સહકાર-આંબા ! જેની અંદરના ભાગમાં સુગંધીથી ભરેલો રસ રહેલો છે એવાં કમળોનેય છોડીને ભમરો તારી પાસે આવ્યો છે; એટલે તેનો તું એવો તો સત્કાર કરજે કે જેથી તે ભમરો બીજાની હાંસીને પાત્ર ન બને. ૧૧૫

कति कति न वसन्ते वल्लयः शाखिनो वा
किसलयसुमनोभिः शोभमाना बभूवुः ।
तदपि युवजनानां प्रीतये केवलोऽभू-
दभिनवकलिकालीभारशाली रसालः ॥ ११६ ॥

આ વસંતઋતુમાં નવાં પાન અને પુષ્પોથી શોભી રહેલાં એવા લતાઓ અને વૃક્ષો થોડાં નથી; તે છતાં પણ યુવકજનોને પ્રસન્ન કરવા માટે તો ફક્ત આ રસાલ આંબો છે, કે જે અત્યંત તાજી કળીઓના ગુચ્છના ભારથી શોભી ઊઠે છે ૧૧૬

'यदेकस्मिन्वर्षे न फलति रसालस्तरुवरं
पिकः किं काकेष्टं फलितमपि निम्बं व्रजति किम् ।
व्रजन्म्लानिं ग्लानिं न वदति च कस्यापि पुरतः
स्मरन्वारंवारं पुनरपि रसालं मृगयते ॥ ११७ ॥

ધારો કે એકાદ વર્ષ આ રસાલવૃક્ષ-આંબો ફળ ન આપે, તો તેથી શું કોયલ લીમડા પર જશે કે જેની લીંબોળી કાગડાને ભાવે છે. અને ધારો કે તે કોયલ લીંબડા પર જાય, તો તેથી તેને જે નિરાશા અને ગ્લાનિ થાય, તે વાત તે કોઈની પાસે નહિ કહે અને તે વારંવાર યાદ કરીને પણ ફરીથી આંબાના વૃક્ષને શોધ્યા કરશે. ૧૧૭

अधिश्रीरुद्याने त्वमसि भवतः पल्लवचयो
धुरीणः कल्याणे तव जगति शाखा श्रमहरा ।
मुदे पुष्पोल्लेखः फलमपि च तुष्ट्यै तनुभृतां
रसाल त्वां तस्माच्छ्रयति शतशः कोकिलकुलम् ॥११८

હે રસાલ-આંબા ! આ બગીચામાં તું સર્વોત્તમ શોભારૂપે છે. તારાં પાંદડાંનો સમૂહ કલ્યાણ કરવામાં શ્રેષ્ઠ છે. જગતમાં તારી શાખા સર્વ શ્રમને હરી લે તેવી છે. તારા મોરની વૃદ્ધિ સર્વને આનંદ આપનાર છે. તારાં ફળ પણ સર્વ શરીરધારીઓને સંતોષ આપવા માટે છે. આ કારણને લીધે જ કોયલોનાં ટોળાં સેંકડોની સંખ્યામાં તારો આશ્રય લે છે. ૧૧૮

न तादृक्कर्पूरे न च मलयजे नो मृगमदे
फले वा पुष्पे वा तव मिलति यादृक्परिमलः ।
परं त्वेको दोषस्त्वयि खलु रसाले यदधिकः
पिके वा काके वा लघुगुरुविशेषं न मनुषे ॥११९

હે રસાલ ! તારાં ફળફૂલ વિષે જેવી ઉત્તમ સુગંધ જોવા મળે છે, તેવી સુગંધી કપૂર, મલયનું ચંદન કે પછી કસ્તૂરીને વિષે પણ જોવા મળતી નથી; પરંતુ તારામાં એક દોષ વિશેષરૂપે જોવા મળે છે, તે એ કે કોયલ કે કાગડો એ બેમાં ઊંચનીચનો જે વિશેષ ભેદ છે, તેની ગણના તું કરતો નથી. ૧૧૯

चिरश्रान्तो दूरादहमुपगतो हन्त मलयात्
तदेकं त्वद्गेहे तरुणि परिणेष्यामि दिवसम् ।
समीरेणोक्तैव नवकुसुमिता चूतलतिका
धुनाना मूर्धानं नहि नहि नहीत्येव वदति ॥१२०॥

'હે સુંદર તરુણી ! હું ઘણે દૂર રહેલ મલય પર્વત પરથી આવેલો છું અને લાંબા વખતથી થાકેલો છું, માટે આજનો દિવસ હું તારા ઘરમાં ગાળીશ ' એ રીતે જ્યારે પવને નવાં ફૂલવાળી આંબાની મંજરી વેલને કહ્યું, ત્યારે તે મંજરીએ માથું ધુણાવીને ' ના, ના, ના,' એમ કહી દીધું. ૧૨૦

वियुक्ता वासन्ती बकुलमुकुले नापि मिलितं
व्यलोकि व्याकोशः क्षणमपि न कोपि क्षितिरुहः ।
यमालोक्योत्कण्ठातरलमिह भृङ्गेन चलितं
विदूरान्माकन्दः स खलु दलितो यूथपतिना ॥१२१॥

ભમરાએ વાસંતીલતાનો ત્યાગ કર્યો, બકુલની કળીની મુલાકાત ન લીધી, કોઈ વૃક્ષનાં ખીલેલાં પુષ્પો પાસે એક ક્ષણ પણ ગાળી નહિ; પરંતુ જે આંબાના રસની ઉત્કંઠાથી ચપળ થઈને ભમરાએ ઘણે દૂરથી તેના તરફ આવવા માંડ્યું, તે જ આંબાના રસવાળી મંજરીને ગજરાજે ચોળી નાખી. (તેથી ભમરો નિરાશ થઈ ગયો.) ૧૨૧

येऽभिज्ञाः कुसुमोद्गमादनुदिनं त्वामाश्रिताः षट्पदै-
स्ते भ्राम्यन्ति फलाद्बहिर्बहिरहो दृष्ट्वा न संभाषसे ।
ये कीटास्तव दृक्पथं न च गतास्ते त्वत्फलाभ्यन्तरे
धिक्त्वां चूततरो परापरपरिज्ञानानभिज्ञो भवान् ॥१२२

હે મંજરીવાળા આંબાના વૃક્ષ ! તારી પર પુષ્પો આવવાને લીધે ગુણને જાણનારા ભમરાઓ તારો દરરોજ આશ્રય લે છે. વળી તે ભમરાઓ તો તારાં ફળની બહાર અને બહાર ભમ્યા કરે છે અને તું તો તેમને જોઈને

તેમની સાથે વાતચીત પણ કરતો નથી અને તારી નજરે પણ પડવાને લાયક નથી એવા કીડાઓ તારા ફળની અંદર જઈને નિવાસ કરે છે, તેથી તને ધિક્કાર છે; કારણ કે ગુણમાં શ્રેષ્ઠ કોણ ને હલકો કોણ એની સમજણ તારામાં નથી. ૧૨૨

आकर्ण्याम्रफलस्तुतिं जलमभूत्तन्नारिकेलान्तरं
प्रायः कण्टकितं तथैव पनसं जातं द्विधोर्वारुकम् ।
आस्तेऽधोमुखमेव कादलमलं द्राक्षाफलं क्षुद्रतां
श्यामत्वं बत जाम्बवं गतमहो मात्सर्यदोषादिह ॥१२३

આંબાના ફળની સ્તુતિ સાંભળીને જેમને અદેખાઈ થયેલી છે, તે નાળિયેરની અંદર રહેલો ગર્ભ જળરૂપે થઈ ગયો, પનસફળ કાંટાવાળું થઈ ગયું, કાકડી કડવી થઈ ગઈ. કેળનાં ફળ નીચું મુખ કરી રહેવા લાગ્યાં, દ્રાક્ષનાં ફળ પાતળાં થઈ ગયાં તેમ જ જાંબુનાં ફળ કાળાં થઈ ગયાં. ૧૨૩

यो दृष्टः स्फुरदस्थिसंपुटवशात्तिर्यक्प्रवालाङ्कुरो
दैवात्स द्विदलादिकक्रमवशादारूढशाखाशतः ।
स्निग्धं पल्लवितो घनं मुकुलितः स्फारच्छदं पुष्पितः
सोत्कर्षं फलितो भृशं च विनतः कोऽप्येष चूतद्रुमः॥

બહાર દેખાઈ આવતા થડ અને ડાળીઓના સૂકા અસ્થિપિંજર જેવું આ જે આંબાનું વૃક્ષ હતું, તે દૈવના યોગે કરીને વાંકા કોમળ લાલાશ પડતા અંકુરોવાળું થતાં, નાનો છોડ અંકુરના ક્રમે કરીને થડ અને ડાળીઓ બને તે રીતે શાખાઓથી શોભવા લાગ્યું; તે આંબામાં રસ ફૂટતાં, નવાં નવાં પાન આવ્યાં; ગાઢ મંજરીઓ ફૂટવા લાગી અને વિસ્તાર સહિત પુષ્પોનો વૈભવ વધી ગયો અને ત્યારબાદ ફળની મોટી સમૃદ્ધિ વધી પડતાં અત્યંત નીચે નમીને ડોલવા લાગ્યું; તે રીતે આ આંબાનું વૃક્ષ અલૌકિક લાગે છે. ૧૨૪

एतस्मिन्वनमार्गभूपरिसरे सौन्दर्यमुद्राङ्कितः
प्रोद्यद्भिः फलपुष्पपत्रनिचयैश्चूत स एकः परम् ।
यं वीक्ष्य स्मितवक्त्रमुद्रितमहासंतोषमुल्लासित-
स्फारोत्कण्ठमकुण्ठितक्रममभी धावन्ति पान्थव्रजाः ॥

વનના આ માર્ગના એક બાજુના પ્રદેશ પર જાણે કે સુંદરતાની મૂર્તિ ધરીને ઊભું હોય, એવું આંબાનું વૃક્ષ ફળ, ફૂલ અને તાજાં પાનના સમૂહ પ્રગટ થતાં સર્વશ્રેષ્ઠ બન્યું છે. તેને જોઈને જેના મુખકમળ પર પ્રગટ થતા સ્મિતથી હૃદયનો સંતોષ દેખાય છે તેમ જ ઉત્કંઠાનો ભાવ વધી જવાથી પગની ગતિનો ક્રમ રોકી શકાય એમ નથી એ રીતે આ મુસાફરોનાં ટોળાં તેની તરફ દોડી રહ્યાં છે. ૧૨૫

कूष्माण्डीफलवत्फलं न यदपि न्यग्रोधवन्नोच्चता
रंभापत्रनिभं दलं न कुसुमं नो केतकीपुष्पवत् ।
सौरभ्ये कुसुमे फले तदपि तत्किंचित्समुज्जृम्भते
लोको येन रसाल शालनिकरांस्त्यक्त्वा गुणान्स्तौति ते

હે આંબાના વૃક્ષ ! જોકે તારું ફળ કોળાના ફળ જેવડું મોટું નથી. વડના વૃક્ષ જેટલી તારી ઊંચાઈ નથી. કેળના લાંબાં પાન જેવાં તારાં પાન લાંબાં નથી. કેતકીનાં ફૂલ જેવા તારાં ફૂલ નથી; એમ છતાં પણ તારાં સુગંધ, પુષ્પ, પત્ર વગેરેમાં કાંઈક એવું તો અલૌકિક સૌંદર્ય રહેલું છે કે જેથી શાલના સમૂહને છોડીને લોકો તારા ગુણોની સ્તુતિ કરે છે. ૧૨૬

गर्वं मा कुरु शर्करे तव गुणाञ्जानन्ति राज्ञां गृहे
ये दीना धनवर्जिताश्च कृपणाः स्वप्नेऽपि पश्यन्ति नो।
आम्रोऽहं मधुकूपकैर्मम फलैस्तृप्ता हि सर्वे जना
हे रण्डे तव किं गुणा मम फलैस्तुल्यं न किंचित्फलम् ॥

હે સાકર ! તું ગર્વ કરીશ નહિ, કારણ કે રાજાને ઘેર રહેનાર માણસો જ તારા ગુણોને જાણે છે; પરંતુ બિચારા નિર્ધનજનો તો તને સ્વપ્ને પણ જોઈ શકતા નથી; પરંતુ હું તે આંબો છું કે જેનાં મધની કૂંપીઓ જેવાં મીઠાં ફળોથી બધા માણસો રાજી થાય છે. માટે હે રંડા સાકર ! તારા તે ગુણો શી વિસાતમાં છે ? અને મારા ફળોની સરખામણીમાં આવે તેવું કોઈ પણ બીજું ફળ નથી. ૧૨૭

उन्मीलद्रसबिन्दुगन्धकुसुमा वल्लयो वसन्तोदये
कान्ताः कोमलपल्लवाः कति कति क्रीडावने सन्ति नो ।
सौभाग्यैकनिधे रसाल तदपि श्रीमञ्जरीशालिन-
स्त्वत्तोऽन्यत्र च कुत्रचिन्मधुकरश्रेणी न विश्राम्यति ॥

જેનાં ફૂલ પ્રગટ થતાં રસનાં બિંદુઓથી સુગંધિત થાય છે અને જેનાં કુમળાં તાજાં પાન અત્યંત કોમળ છે એવી સુંદર વેલો વસંતનો ઉદય થતાં ક્રીડાવનમાં કેટકેટલી હોતી નથી ? પરંતુ સૌભાગ્યના ભંડારરૂપ એવા હે આંબાના વૃક્ષ ! સુશોભિત મંજરીઓથી સુંદર લાગતા એવા તારા સ્થાનને છોડીને ભમરાઓની હાર બીજે ક્યાંય વિશ્રામ લેતી નથી. ૧૨૮

स्निग्धाम्राः फलिनो घृताः परिमलैः पौष्पैर्मधुस्यन्दिनो
नानन्दाय भवन्ति किं वनभुवां भूमीरुहो भूरिशः ।
माधुर्यं मधुनस्त्वयैव परमं माकन्द मन्यामहे
माध्वीमर्मविदो दृढं मधुलिहः स्यूता यतो मर्मणि ॥१२९

ફળ વગેરેથી જનતાનો ઉપકાર કરતાં હોય તો ભલે કરે; પરંતુ અત્યંત દયાળુ એવું તો એક ભૂર્જનું વૃક્ષ છે કે જે વલ્કલ બીજાને આપીને પોતાનાં અંગને કપાવાની પીડા સહન કરે છે. ૧૪૪

અશ્વત્થ-પીપળો

वर्धितैः सेवितैः किं तैः सत्यश्वत्थेऽन्यपादपैः ।
वर्धितोनरकाद्रक्षेत्स्पृष्टोऽरिष्टानि हन्ति यः ॥१४५॥

જો પીપળાનું વૃક્ષ આપણા આંગણામાં હોય તો પછી બીજાં વૃક્ષોને ઉછેરવાની અને સેવવાની શી જરૂર છે? કારણ કે પીપળાને ઉછેરીશું, તો તે નરકથી રક્ષણ કરશે તેમ જ તેનો સ્પર્શ કરીશું તો તે આપણાં પાપ હરી લેશે. ૧૪૫

ન્યગ્રોધ-વડ

महातरुर्वा भवति समूलो वा विनश्यति ।
नान्तरप्रत्ययानेति न्यग्रोधकणिकाङ्कुरः ॥ १४६ ॥

એ તો વડના બીજનો અંકુર છે, તે વધે તો ઘણું મોટું વૃક્ષ બની જાય; અથવા તો પછી મૂળ સહિત નાશ પામે; પરંતુ તે સર્વસાધારણ દશા ભોગવતો નથી.

न्यग्रोधे फलशालिनि स्फुटतरं किंचित्फलं पच्यते
बीजान्यङ्कुरगोचराणि कतिचित्सिध्यन्ति तस्मिन्नपि ।
एकस्तेष्वपि कश्चिदङ्कुरवरः प्राप्नोति तामुन्नति
यामासाद्य निदाघपीडिततनुर्लोकश्छिदे धावति ॥१४७

આ વડ જ્યારે ટેટાથી ભરપૂર બની જાય છે, ત્યારે તેમાના થોડાં જ ફળ (ટેટા) પરિપકવ બને છે; તે ટેટામાંના થોડાં જ બીજ એવાં હોય છે, જેમાંથી અંકુર જોવાને મળે છે, એ રીતે જોવામાં આવેલાં અંકુરોમાં થોડા જ અંકુર ઊગતા હોય છે; તેમાંનો એકાદો એવો એક અંકુર હોય છે કે જે ઘણી મોટી (વૃક્ષની) ઊંચાઈને પ્રાપ્ત કરે છે, જેના આશ્રય માટે ગરમીથી ખેદ પામેલા શરીરવાળા ખેદને દૂર કરનાર તેની પાસે દોડી જાય છે. ૧૪૭

विस्तीर्णो दीर्घशाखाश्रितशकुनिशतः शाखिनामग्रणीस्त्वं
न्यग्रोध क्रोधमन्तः प्रकटयसि न चेद्ब्रूमि किंचित्तदल्पम् ।
जल्पोऽप्येष त्वराकुतप्रलघुपरिकरा कापि कूष्माण्डवल्ली
पल्लीप्रान्तप्रविष्टा हसति हि फलैस्त्वत्फलानां किमन्यत् ॥

હે ન્યગ્રોધ-વડ! તું ઘણો ફેલાવ છે. તારી લાંબી શાખાઓ પર સેંકડો પક્ષીઓ આશ્રય લે છે. સર્વ વૃક્ષોમાં તું અગ્રેસર છે, પરંતુ જો અંદરથી ક્રોધ બહાર પ્રકટ ન કરે, તો કાંઈક થોડું મારે તને કહેવાનું છે. તે એ કે 'ભીલની વાડીમાં રહેલી કોળાની વેલ તારાં ફળોને જોઈને હસે છે.' એ રીતે તને હલકો પાડીને શરમાવે એવી રીતની તારે વિષેની વાત ચાલે છે; અર્થાત્ તારાં (નાનાં) ફળો વિષે બીજું શું કહેવાનું રહે છે? ૧૪૮

મહુડો

तत्तेजस्तरणेर्निदाघसमये तद्वारि मेघागमे
तज्जाड्यं शिशिरे यदेकशरणैः सोढं पुरा यैर्दलैः ।
आयातोऽप्यधुना फलस्य समयः कोऽयं विना तैरिति
स्मृत्वा तानि शुचेव रोदिति गलत्पुष्पैर्मधूकद्रुमः ॥१४९

આ મહુડાનું વૃક્ષ મનમાં વિચાર કરે છે કે ઉનાળાના વખતમાં સૂર્યનો પ્રખર તાપ પાંદડાં સાથે સહન કર્યો; પછી જ્યારે વરસાદ આવ્યો ત્યારે જલનો ભાર પણ પાંદડાં સાથે સહન કર્યો તેમ જ શિયાળામાં ટાઢ પણ તે જ પાંદડાંની સાથે સહન કરી કે જેઓ એક જ મારું શરણ હતાં; પરંતુ ફળ આપવાનો સમય આવી પહોંચ્યો, તે વખતે પાંદડાં સિવાય શું કરું? એ રીતે વિચારીને જાણે કે શોક કરતો હોય, એ રીતે મહુડો પોતાનાં ફૂલ ખેરવી રહ્યો છે. ૧૪૯

मूलादेव यदस्य विस्तृतिभरश्छायाप्यनन्यादृशी
ते यस्य प्रसवाः सुमञ्जुलरसैरानन्दयन्तः प्रजाः ।
स्नेहं च प्रकटीकरोति परमं भूयः फलानां गुणै-
र्हित्वैकैकगुणांस्तरुन्भज सखे तस्मान्मधूकद्रुमम् ॥१५०

હે મિત્ર! મહુડાના થડનો વિસ્તાર મૂળમાંથી જ હોય છે, તેની છાયા પણ અનેરી રીતે ઘનઘોર હોય છે. તેના ફૂલ પણ પોતાના મીઠા મધુર રસોથી સર્વ પ્રજાજનોને આનંદ આપનારા બને છે, તેમ જ પોતાનાં મીઠાં ફળોના ગુણોથી તે સારો સ્નેહ (તેલ-ડોળિયું) પ્રગટ કરે છે. માટે એક એક ગુણવાળાં બીજાં વૃક્ષોને છોડીને આ મહુડાના વૃક્ષનું સેવન તમે કરતા રહો.

શાલ્મલિ

विशालं शाल्मल्या नयनसुभगं वीक्ष्य कुसुमं
शुकस्यासीद्बुद्धिः फलमपि भवेत्तादृशमिति ।
चिरं तत्र स्थित्वा फलमपि च काले परिणतं
विपाके तूलोऽन्तः सपदि मरुता सोऽप्यपहृतः ॥१५१

'શાલ્મલિનું વિશાળ અને નેત્રને રમણીય લાગનાર એવું ફૂલ જોઈને શુકને મનમા એમ થયું કે, 'તેનું ફળ પણ તેટલું જ મોટું થશે.' એટલે તે પોપટે ત્યાં લાંબા કાળ સુધી નિવાસ કર્યો અને કાળે કરીને ફળ પણ

પાકી ગયું; પરંતુ પાકી ગયેલું ફળ ફાટતાં તેની અંદરથી રૂંનીકળ્યું અને તે રૂને એકદમ પવન ઉડાવી લઈ ગયો.

दूरे मार्गान्निवससि पुनः कण्टकैरावृतोऽसि
छायाशून्यं फलमपि च ते वानरै रप्यभक्ष्यम् ।
निर्गन्धस्त्वं मधुपरहितः शाल्मले सारशून्यः
सेवाऽस्माकं भवति विफला तिष्ठ निःश्वस्य यामः॥१५२

હે શાલ્મલિ વૃક્ષ! એક તો તું માર્ગથી દૂર રહે છે. બીજું તારી ચારે બાજુ કાંટાઓ લાગેલા છે. તારી છાયા હોતી જ નથી. તારાં ફળને તો વાનરો પણ ખાય એમ નથી, તારામાં સુગંધ નથી. ભમરાઓ તારી પાસે નથી તેમ જ તારામા કોઈ સાર નથી; એટલે અમે તારી સેવા કરીએ તે નિષ્ફળ જવાની છે, માટે તું અહીં ભલે ઊભો રહે; પરંતુ અમે તો નિઃશ્વાસ લઈને ચાલ્યા જઈશું. ૧૫૨

हंसाः पद्मवनाशया मधुलिहः सौरभ्यलाभाशया
पान्थाः स्वादुफलाशया बलिभुजो गृध्राश्च मांसाशया।
दूरादुत्तमपुष्परागनिकरैर्निःसारमिथ्योन्नते
रे रे शाल्मलिपादप प्रतिदिनं के न त्वया वञ्चिताः ॥

જેની ઊંચાઈ સાર વિનાની અને નકામી છે એવા હે શાલ્મલિ વૃક્ષ! રાજહંસો કમળના વનની આશાએ, ભમરાઓ સુગંધ મેળવવાની આશાએ, મુસાફરો મીઠાં ફળની આશાએ, કાગડા અને ગીધડાં માંસ મેળવવાની આશાએ, એ રીતે દૂરથી જ તારા ઉત્તમ ફૂલોના રંગના સમૂહથી ખેંચાઈને આવી પહોંચ્યા; એવા કેટકેટલા પક્ષીઓ અને પ્રાણીઓને તેં છેતર્યાં નહિ હોય?૧૫૩

कायः कण्टकभूषितो न च घनच्छायीकृताः पल्लवाः
पुष्पाणि च्युतसौरभाणि न दलश्रेणी मनोहारिणी ।
किं ब्रूमः फलपाकमस्य यदुपन्यासेऽपि लज्जामहे
तद्ब्रो: केन गुणेन शाल्मलितरो जातोऽसि सीमद्रुमः

હે શાલ્મલી વૃક્ષ! તારી કાયા કાંટાથી શોભે છે. તારાં પાંદડા એવા નથી કે જેથી ગાઢ છાયા બને. તારા ફૂલ સુગંધી વિનાનાં છે. તારાં પાંદડાંની પંક્તિ મનને હરી લે તેવા નથી, તેમ જ તારાં ફળ પાકે તેને વિષે તો અમે શું કહીએ; કારણ કે તેની તો વાત કરતાં જ અમે શરમાઈએ છીએ; તો પછી આ સીમા પરમા વૃક્ષ તરીકે ઊભા રહેવા માટે તારામાં એવો કયો ગુણ છે? ૧૫૪

**લીમડો**

निम्ब किं बहुनोक्तेन निष्फलानि फलानि ते ।
यानि संजातपाकानि काका निःशेषयन्त्यमी॥१५५॥

હે લીમડા! વધારે કહેવાથી શું? કારણ કે તારાં ફળ બધાં નકામાં જ છે. કારણ કે ફળ પાકે છે ત્યારે કાગડાઓ તેમને ખાઈ જાય છે. ૧૫૫

यश्च निम्बं परशुना यश्चैनं मधुसर्पिषा ।
यश्चैनं गन्धमाल्याद्यैः सर्वस्य कटुरेव सः ॥ १५६ ॥

જે કોઈ લીમડાને કુહાડીથી છેદે, જે કોઈ મધ અને ઘીથી સિંચન કરે અને જે કોઈ તે ચંદનફૂલ વગેરેથી પૂજન કરે; તે બધાંયને માટે લીમડો તો કડવો જ રહેવાનો. ૧૫૬

पश्यानुरूपमिन्दिन्दिरेण माकन्दशेखरो मुखरः ।
अपि च पिचुमन्दमुकुले मौकुलिकुलमाकुलं मिलति ॥

જુઓ, આ વાત યથાયોગ્ય જ છે કે, ભમરો આંબાના વૃક્ષ પર ગુંજારવ કરે છે અને કાગડાઓનાં ટોળા ઘેરાઈને લીમડાની કળીઓ પર બેસે છે. ૧૫૭

चित्रं चित्रं बत बत महच्चित्रमेतद्विचित्रं
जातो दैवादुचितरचनासंविधाता विधाता ।
यन्निम्बानां परिणतफलस्फीतिरास्वादनीया
यच्चैतस्याः कवलनकलाकोविदः काकलोकः ॥१५८॥

એ એક આશ્ચર્ય છે, ખરેખર, ઘણું મોટું આશ્ચર્ય છે, અને તે પણ વિચિત્ર લાગે એમ છે કે વિધાતા કોઈ દિવસ યોગ્ય ઘટનાનું નિર્માણ કરતો નથી; પરંતુ કુદરતી રીતે એક બાબતમા આ વિધાતા યોગ્ય ઘટના રચવામાં અત્યંત અનુકૂળ થયો; કારણ કે લીમડાનાં પાકેલા ફળ વિશેષ સ્વાદિષ્ટ હોય છે, ત્યારે તે ફળને ગળી જવાની કળામાં કુશળ એવા બીજાં કોઈ પક્ષીઓ નથી! પરંતુ કાગડાઓનો સમૂહ છે (અર્થાત્ લીંબોળી અને કાગડાનો સુયોગ થયો છે.) ૧૫૮

यस्मादर्थिजनो मनोभिलषितं लब्ध्वा मुदा मेदुरः ।
सार्धं बन्धुजनैश्चकार विविधान्भोगान्विलासोद्धुरः।
तं दैवेन विवेकशून्यमनसा निर्मूल्य चूतद्रुमं
स्थाने तस्य तु काकलोकवसतिर्निम्बः समारोपितः ॥

યાચકજન જેની પાસે જઈને પોતાની મનની કામના પ્રમાણે ફળ મેળવીને ખૂબ રાજી થાય છે તેમ જ જેની નીચે રહીને પોતાનાં સ્નેહી કુટુંબીજનોની સાથે અનેક પ્રકારના ભોગો ભોગવીને લીલાવિલાસ કરી શકે છે, તેવા ઉપકારી આંબાના વૃક્ષને વિવેક વિનાનાં મનવાળા વિધાતાએ ઉખાડી નાખ્યું અને તેને ઠેકાણે લીમડો રોપ્યો કે જ્યાં કાગડાઓના સમૂહનો નિવાસ છે.

બાવળ

पत्रफलपुष्पलक्ष्म्या कदाप्यदृष्टं घृतं च खलु शूलैः ।
उपसर्पेम भवन्तं बब्बुल वद कस्य लोभेन ॥१६०॥

હે બાવળ! તારા પર પાન, ફળ, ફૂલ વગેરેની શોભા તો કદી પણ જોઈ નથી, પણ તને કાંટાઓથી ઘેરાયેલો જ જોયો છે; તો પછી કયો લાભ જોઈને અમે તારી પાસે આવીએ, તે કહે. ૧૬૦

गात्रं कण्टकसंकटं प्रविरलच्छाया न चायासहृ-
न्निर्गन्धः कुसुमोत्करस्तव फलं न क्षुद्विनाशक्षमम् ।
बब्बुलद्रुम मूलमेति न जनस्तत्तावदास्तामहो
ह्यन्येषामपि शाखिनां फलवतां गुप्त्यै घृतिर्जायसे ॥

તારું શરીર કાંટાઓથી ઘેરાયેલું છે. તારી છાયા ઘણી જ ઓછી છે અને તે પણ પરિશ્રમને હરી લે તેવી નથી. તારાં ફૂલનો વિકાસ ગંધ વિનાનો છે અને તારા ફળ ભૂખને દૂર કરે તેવાં નથી. માટે હે બાવળ! તારા મૂળની પાસે કોઈ પણ માણસ આવતો નથી. માટે તું અહીં જ બેઠું રહે; કારણ કે છેવટે તો બીજાં શાખાવાળાં અને ફળવાળાં વૃક્ષોનું રક્ષણ કરવા માટે વાડ તરીકે તારી જરૂર પડશે. ૧૬૧

आमूलाग्रनिबद्धकण्टकतनुर्निर्गन्धपुष्पोद्गम-
श्छाया न श्रमहारिणी न च फलं क्षुत्क्षामसंतोषकृत् ।
रे रे बब्बुल साधुसङ्गरहितस्तत्तावदास्तामहो
ह्यन्येषामपि शाखिनां फलवतां गुप्तै वृतिर्जायसे ॥

હે ભાઈ બાવળ! મૂળથી લઈને છેક ટોચ સુધીનું તારું અંગ કાંટાઓથી ભરેલું છે. તારી છાયા કોઈનો થાક દૂર કરે તેવી નથી. તારાં ફળ ભૂખ્યાને સંતોષ કરાવે તેવાં નથી. કોઈ સારો માણસ સંગ કરે તેવું કશું જ તારી પાસે નથી, માટે હવે અહીં જ બેસી રહે; કારણ કે છેવટે તો બીજાં શાખાવાળાં અને ફળવાળાં વૃક્ષોના રક્ષણ માટે વાડ તરીકે તારી જરૂર પડશે. ૧૬૨

शाखा कण्टककोटिभिः परिवृता वक्रं फलं कुत्सितं
पत्रं क्षुद्रतरं न चास्ति गहना छायापि पान्थप्रिया ।
अन्येषामपि शाखिनां फलभृतां रक्षार्थमानीयसे
बब्बुलद्रुम कैर्गुणैर्गुरुतरैर्वृक्षेषु संभाव्यसे ॥१६३॥

હે બાવળ! તારી ડાળીઓ સેંકડો કાંટાથી ઘેરાયેલી છે, તારું ફળ સપ્પત અને ખરાબ છે. તારાં પાન ઘણાં જ નાનાં છે. મુસાફરને ગમી જાય એવા પ્રકારની ઘાટી છાયા પણ તારી નથી, બીજાં જે શાખાઓવાળાં અને ફળવાળાં વૃક્ષો છે, તેનું રક્ષણ કરવા માટે તો તને લાવવામાં આવે છે; તે છતાં તારામાં એવા કયા મોટા ગુણો છે કે જેથી વૃક્ષોમાં તારી ગણના થાય છે?

ખેર

विना खदिरसारेण हारिणा हरिणीदृशाम् ।
नाधरे जायते रागो नानुरागः पयोधरे ॥१६४॥

મૃગના નેત્ર જેવાં ચપળ નેત્રોવાળી સુંદરીઓના મનને હરી લે, તેવો ખેરનો સાર જો ન હોય, તો સુંદરીઓના હોઠ પર રાગ થાય નહિ અને સ્તનો પર અનુરાગ થાય નહિ. ૧૬૪

चन्दने विषधरान्सहामहे वस्तु सुन्दरमगुप्तिमन्कुतः । रक्षितुं वद किमात्मसौष्ठवं संचिताः खदिर कण्टकास्त्वया ॥१६५॥

ચંદનવૃક્ષ પર ઝેરીલા સર્પો છે. તે અમે સહન કરીએ એમ છે; કારણ કે સુંદર વસ્તુને રક્ષણ વિનાની રાખવી એવું કયાં છે; પરંતુ હે ભાઈ ખેર! તારામાં એવું કયું સૌષ્ઠવ (સારા ગુણ) છે કે જેથી તેં કાંટા સંઘરી રાખ્યા છે? ૧૬૫

परं तदिह नास्ति यन्न खदिरैः खरैरावृतं
न तेऽपि खदिरा न ये कुटिलकण्टकैरावृताः ।
न ते कुटिलकण्टकाः किमपि ये न मर्मच्छिदः
समुज्झत मुधास्थितिं वत सहध्वमध्वश्रमम् ॥१६६॥

અહીં એક પણ સ્થાન એવું નથી કે જ્યાં દુષ્ટ ખદિરવૃક્ષો ઘેરાયેલાં ન હોય; એ ખદિરવૃક્ષો પણ એવાં નથી કે વાંકા કાંટાથી ઢંકાયેલાં ન હોય; એ વાંકા કાંટા એવા નથી કે જે શરીરના મર્મભાગ પર ભોંકાતા ન હોય; માટે હે મુસાફરો અહીં વ્યર્થ ઊભા રહેવાની વાત છોડો અને માર્ગનો શ્રમ સહન કરો. ૧૬૬

કિંશુક

किंशुक किं शुकमुखत्कुसुमानि विकासयस्यनिशम् । यस्यां जनोऽनुरागी सा गीरेतैः कदापि नोच्चार्या ॥ १६७ ॥

હે કેસૂડા! પોપટની ચાંચની જેમ લાલ ફૂલને દરરોજ શા માટે પ્રગટ કરે છે; કારણ કે જેમાં માણસ અનુરાગી બનેલો હોય; એવી વાણી તારાં આ ફૂલોથી કદી બોલાવાની નથી. ૧૬૭

त्यज किंशुक पुष्पिताभिमानं निजशिरसि भ्रमरोपसेवनेन । विकमन्नवमालिकावियोगात्कुरुते वह्निधिया त्वयि प्रवेशम् ॥१६८॥

હે કેસૂડા! તારા મસ્તક પર ભમરાઓ છે, તેના સેવનથી તને જે ફૂલ વિષેનું અભિમાન થયેલું છે, તે છોડી દે; કારણ કે વિકાસ પામતી નવી માલિકાના વિયોગથી એ ભમરો અગ્નિ સમજીને તારા ફૂલમાં પ્રવેશ કરે છે.

**પલાશ**

उपनदिपुलिने महापलाशः पवनसमुच्छलदेकपत्रपाणिः। दवदहनविनष्टजीवितानां सलिलमिवैष ददाति पादपानाम् ॥१६९॥

નદીના કિનારા પાસે ઊગેલ જે મોટું પલાશનું વૃક્ષ છે, તે પવનને લીધે પોતાનાં પાનરૂપી હાથને ડોલાવે છે; તેથી જાણે કે દાવાનળના અગ્નિથી જેનાં જીવન નાશ પામ્યા છે એવાં વૃક્ષોને પલાશ પાણી (તર્પણ) આપતું હોય એમ લાગે છે. ૧૬૯

**શાખોટ**

शाखोट शाल्मलिपलाशकरीरकाद्याः
शृण्वन्तु पुण्यनिलयो यदसौ वसन्तः।
युष्मभ्यमर्पयति पल्लवपुष्पलक्ष्मीं
सौरभ्यसंभवविधिस्तु विधेरधीनः ॥१७०॥

હે શાખોટ! હે શીમળા, પલાશ, કરીર વગેરે વૃક્ષો! તમે બધાં સાભળો કે, 'આ વસંતઋતુ પુણ્યના સ્થાનરૂપે છે, તે તમને બધાંને ફળફૂલની શોભા આપે છે; બાકી એ ફળફૂલમાં સૌરભ-સુગંધને પ્રગટ કરવી એ તો વિધિને અધીન છે.' ૧૭૦

कस्त्वं भोः कथयामि दैवहतकं मां विद्धि शाखोटकं
वैराग्यादिव वक्षि साधु विदितं कस्मादिदं कथ्यते।
वामेनात्र वटस्तमध्वगजनः सर्वात्मना सेवते
न च्छायापि परोपकारकृतये मार्गस्थितस्यापि मे ॥

'અરે ભાઈ! તું કોણ છે?' 'શાખોટક નામનું હું દૈવે કરીને અભાગિયું બનેલું વૃક્ષ છું' 'કેમ ભાઈ! વૈરાગ્યને લીધે એમ કહે છે?' 'તે તમે સારી રીતે જાણી લીધું.' તો તું આમ કેમ બોલે છે?' આ મારી ડાબી બાજુએ વડનું વૃક્ષ છે, તેને રસ્તે જનાર મુસાફર સારી રીતે સેવે છે અને હું માર્ગ પર રહેલો છું; તોપણ મારી છાયા બીજાના કામમાં આવતી નથી (તેનો શોક થાય છે). ૧૭૧

**પીલુ**

धन्याः सूक्ष्मफला अपि प्रियतमास्ते पीलुवृक्षाः क्षितौ
क्षुत्क्षीणेन जनेन हि प्रतिदिनं येषां फलं भुज्यते।
किं तैस्तत्र महाफलैरपि पुनः कल्पद्रुमाद्यैर्द्रुमै-
र्येषां नाम मनागपि श्रमनुदे छायापि न प्राप्यते ॥

એ પીલુડીનાં ફળ ઘણાં નાનાં છે છતાં પણ આ પૃથ્વી પર રહેલ એ પીલુનાં વૃક્ષ ઘણાં પ્રિય લાગે છે, કારણ કે ભૂખ્યા થયેલ માણસને તેનાં ફળ દરરોજ ખાવાને મળે છે. કલ્પવૃક્ષ જેવાં મોટાં મોટાં ફળ આપનારાં અનેક વૃક્ષો છે; પરંતુ તેથી શું લાભ? કારણ કે શ્રમને દૂર કરવા માટે તે વૃક્ષોની સહેજ પણ છાયા મળતી નથી.

**કરીર-કેરડો**

फलं दूरतरेऽप्यास्तां पुष्णासि कुसुमैर्जनान्
इतरे तरवो मन्ये करीर तव किंकराः ॥१७३॥

હે કરીર! તારા ફળની વાત તો દૂર રાખીએ; પરંતુ ફૂલોથી તું માણસોને પોષણ આપે છે. મને તો લાગે છે કે બીજાં વૃક્ષો તારા નોકરચાકર જેવા છે.

किं पुष्पैः किं फलैस्तस्य करीरस्य दुरात्मनः।
येन वृद्धिं समासाद्य न कृतः पत्रसंग्रहः ॥ १७४॥

હે દુષ્ટ કરીરવૃક્ષનાં ફૂલથી અને ફળથી શું લાભ? કારણ કે ફૂલફળની વૃદ્ધિ પામીને એ કરીરવૃક્ષે પોતાનાં પાનનો સંગ્રહ તો કર્યો નહિ. ૧૭૪

**બીલીવૃક્ષ**

आमोदीनि सुमेदुराणि च मृदुस्वादूनि च क्ष्मारुहा-
मुद्यानेषु वनेषु लब्धजनुषां सन्तीतरेषामपि।
किं तु श्रीफलता तवैव जयिनी माल्लूर दिङ्मण्डले
यस्यैतानि फलानि यौवनवतीवक्षोजलक्ष्मीगृहाः ॥

આ બગીચાઓ અને વનોમાં જેમણે જન્મ મેળવેલો છે એવાં બીજાં અનેક વૃક્ષોને પણ સુગંધિત, ખૂબ ગર્ભવાળાં અને કોમળ મીઠા લાગતા ફળ હોય છે; પરંતુ હે બીલીના વૃક્ષ! આ દિશાઓનું મંડળ જીતી લેવાની શક્તિને લીધે તારાં જ ફળ શ્રીફળ ગણાય છે કે જે બીલાં યુવાન સ્ત્રીઓનાં સ્તનોની શોભાને ધારણ કરનારાં છે-શોભાનાં ઘર છે. ૧૭૫

**શાલી-ડાંગર**

शाखासंततिसंनिरुद्धनभसो भूयांस एवावनौ
विद्यन्ते तरवः फलैरविरलैरार्तिच्छिदः प्राणिनाम्।
किंतु द्विप्रदलैरलंकृततनोः शाले त्वमुन्नतां
दत्त्वा येन निजं शिरः सुकृतिना को नाम न प्रीणितः॥

જેમણે પોતાની વિશાળ ડાળીઓના સમૂહથી આકાશને છાઈ દીધું છે એવાં વૃક્ષો આ પૃથ્વી પર અનેક

છે કે જે પોતાના પાકેલાં ફળોથી સર્વ પ્રાણીઓનાં ભૂખતરસ દૂર કરે છે; પરંતુ હે શાલી-ડાંગર અમે તો તારી ઊંચાઈની સ્તુતિ કરીએ છીએ કે જેનું શરીર એત્રણ પાતળાં પાનથી શોભે છે, તોપણ જેણે પોતાનું મસ્તક (ઉપર આવેલ ડાંગેરનું કણસલું) આપી દઈ પુણ્યશાળી બનીને તેં કોને પ્રસન્ન કર્યા નથી? ૧૭૬

કુટજ

समुपागतवति दैवादवलेहां कुटज मधुकरे मा गाः ।
मकरन्दतुन्दिलानामरविन्दानामयं महामान्यः ॥१७७

હે કુટજવૃક્ષ! કુદરતી રીતે જ્યારે તારી પર આવીને ભમરો બેસે, ત્યારે તું તેનો તિરસ્કાર કરવાનું સાહસ ન કરીશ; કારણ કે એ ભમરો તો મકરંદ(રસ)થી ભરેલા કમળોનો ઘણો જ માનીતો છે. ૧૭૭

ઇક્ષુ–શેરડી

कान्तोऽसि नित्यमधुरोऽसि रसाकुलोऽसि
किंचासि पञ्चशरकार्मुकमद्वितीयम् ।
इक्षो तवास्ति सकलं परमेकमूनं
यत्सेवितो भजसि नीरसतां क्रमेण ॥ १७८ ॥

હે શેરડીના સાંઠા! તું સુંદર છે, નિત્ય મધુર છે, રસથી ભરપૂર છે તેમ જ પાંચ બાણના ધનુષ્યને ધારણ કરનાર કામદેવનું અદ્વિતીય ધનુષ્ય છે; એ રીતે તારામાં બધું જ છે; પરંતુ તારામા એક ઊણપ એ છે કે જેમ જેમ તને સેવીએ છીએ, તેમ તેમ તું રસ વિનાનો બનતો જાય છે. ૧૭૮

परार्थे यः पीडामनुभवति भङ्गेऽपि मधुरो
यदीयः सर्वेषामिह खलु विकारोऽप्यभिमतः ।
न संप्राप्तो वृद्धिं यदि स भृशमक्षेत्रपतितः
किमिक्षोर्दोषोऽसौ न पुनरगुणाया मरुभुवः ॥१७९॥

જે શેરડીનો સાંઠો પરોપકાર કરવા માટે જાતે પીડાનો અનુભવ કરે છે, જે પોતે ભાંગી જવા છતા પણ મીઠો મધુર લાગે છે, જેના બધા વિકારો–ખાંડ, ગોળ વગેરે બધા માણસોને ખૂબ જ ગમી જાય તેવા છે; તેવો આ શેરડીનો સાંઠો જો ખરાબ ખેતરમાં રોપવામાં આવે અને તેથી તે વૃદ્ધિ પામે નહિ, તો તેમાં શું આ શેરડીનો દોષ છે? અને આ ગુણહીન મરુભૂમિનો-દોષ નથી? ૧૭૯

मूले यद्वैरस्यं वपुरपि पुनर्ग्रन्थिनिचितं
न संतप्तः कोऽपि क्षणमपि भजेन्मूलमभितः ।
फलं चैवाप्राप्यं वितथरसलिप्सस्य भवत-
स्तदिक्षोर्नायुक्तं विहितमितरैर्यत्तु दलनम् ॥ १८० ॥

હે શેરડીના સાંઠા! તારી ટોચે રસ વિનાનો ભાગ છે. તારું શરીર પણ ગાંઠાઓથી ભરેલું છે. તાપથી તપેલો કોઈ મુસાફર તારા મૂળ પાસે ઘડીક પણ બેસી શકે એમ નથી. તારી પાસેથી ફળ તો મળતું જ નથી. ચાવ્યા વિના રસ પણ ન મળે, તેથી તારા રસની લાલચ પણ ફોગટ છે. તેથી બીજાઓ તારું છેદન કરે છે તે અયોગ્ય નથી. ૧૮૦

લવંગ–લતા

अयि दुष्कृतकेन केन वत्से हलिकद्वारि लवंगि
पुष्पितासि । स्तबकास्तव पांसुभिः परिताः परितः
प्राङ्गणसीम्नि यल्लुठन्ति ॥१८१॥

હે પ્રિય લવંગની લતા! કયા દુષ્ટ માણસે તને ખેતરને છેડે વાવી દીધી? કારણ કે તારા ફૂલોના ગુચ્છ ધૂળથી ભરેલા બને છે તેમ જ સીમાડાના છેડે હોવાથી ચારે બાજુથી તું કચડાઈ જાય છે. ૧૮૧

लून मत्तमतंगजैः कियदपि च्छिन्नं तुषारार्दितैः
शिष्टं ग्रीष्मजतीक्ष्णभानुकिरणैर्भस्मीकृतं काननम् ।
एषा कोणगता मुहुः परिमलैरामोदयन्ती दिशो
हा कष्टं ललिता लवङ्गलतिका दावाग्निना दह्यते ॥१८२

મદોન્મત્ત હાથીઓએ એ વનના વૃક્ષોને છેદી નાખ્યા છે ઠંડીથી પીડાતા કેટલાક જનોએ તેની છાલો ઊખાડી નાખી. ઉનાળાના સૂર્યનાં તીખાં કિરણોએ બાકી રહેલ વન બાળી નાખ્યું. અરેરે! હવે પછી ખૂણામા ઊગેલી લવંગની લતા કે જે પોતાની સુગંધથી દિશાઓને વારંવાર ભરી દે છે; તે લલિત લતાને હવે દાવાનળ બાળી નાખે છે; એ કષ્ટ છે. ૧૮૨

सौरभ्येण समाघ्रणोषि ककुभः पुष्णासि पुष्पंधयां-
ल्लूता त्वंन्तु वृथा तथा पिकियतीस्त्वं यापयेर्यामिनीः ।
अस्मिन्दासपुरे परस्तत इतो विन्यस्तविस्रामिषे
मालाकारमृते लवङ्गि ललितान्कस्ते गुणाञ्ज्ञास्यति ॥

હે લવંગની લતા! તું સૌરભ–સુગંધથી દિશાઓને ભરપૂર બનાવે છે. ફૂલને ચૂસનારા ભમરાઓને પોષણ આપે છે. તારી વેલને કોક વ્યર્થ તોડી નાખે છે, તોપણ કેટલીય રાત્રિઓ સુધી તું તાજી રહે છે; પરંતુ આ તો દાસપુર (શૂદ્રનો નિવાસ) છે કે જ્યાં આજુબાજુ બધે દુર્ગંધથી ભરેલા માંસ પાથરવામાં આવ્યાં છે. ત્યા એક માળી સિવાય તારા સુંદર ગુણોને કોણ જાણશે? ૧૮૩

કપાસ

नीरसान्यपि रोचन्ते कार्पासस्य फलानि मे ।
येषां गुणमयं जन्म परेषां गुह्यगुप्तये ॥ १८४ ॥

આ કપાસનાં ફળ રસ વિનાનાં છે, છતાં પણ મને ગમે છે; કારણ કે તેમનો જન્મ ગુણમય (સૂતરના તાંતણારૂપે) છે, તેને લીધે તે બીજાઓના ગુપ્ત ભાગને ઢાંકવા માટે ઉપયોગમાં આવે છે. ૧૮૪

श्लाघ्यं कार्पासफलं यस्य गुणे रन्ध्रवन्ति पिहितानि ।
मुक्ताफलानि तरुणीकुचकलशतटेषु विलसन्ति ॥१८५

કપાસનું ફળ સર્વ રીતે પ્રશંસાયોગ્ય છે. જેના ગુણો( તાંતણા )થી કાણાંવાળાં મુક્તાફળ પરોવવામાં આવે છે અને તે તરુણીઓના સ્તનકલશ પર શોભી ઊઠે છે.

निष्पेषोऽस्थिचयस्य दुःसहतरः प्र प्रस्तुलारोहणं
ग्राम्यस्त्रीनखचुम्बनव्यतिकरस्तन्त्रीप्रहारव्यथा ।
मातङ्गाक्षितमण्डवारिकणिकापानं च कूर्चाहतिः
कार्पासेन परार्थसाधनविधौ किं किं न चाङ्गीकृतम् ॥

સૌથી પહેલાં તો કોઈ રીતે સહન ન થઈ શકે તે રીતે કપાયિરૂપ પોતાનાં હાડકાંપાંસળાં છૂટાં થઈ જાય તેવી પીડા વેઠી, તે પછી તોલ માટે ત્રાજવા પર ચઢવું પડ્યું, ત્યારબાદ ગ્રામીણ સ્ત્રીના નખના ચુંબનથી છૂટું કરવામા આવ્યું, તે પછી પિંજારાની તાંત પર પ્રહાર ખાવાની વ્યથા ભોગવવી પડી, ભીલ લોકોએ મુખથી ફૂંકારેલા જળનાં બિંદુનાં પાન કરવાં પડ્યાં અને છેવટે મુસળથી પીટવામા આવ્યું. એ રીતે પરોપકારના સાધનમા ઉપયોગી થવાના કાર્યમાં આ કપાસના છોડે કેટલી પીડાઓ વેઠી નથી? ૧૮૬

શણ

भूर्जः परोपकृतये निजकवचविकर्तनं सहते ।
परबन्धनाय तु शणः प्रेक्षध्वमिहान्तरं कीदृक् ॥१८७

આ ભૂર્જપત્ર પરોપકાર કરવા માટે પોતાની છાલને કપાવવાનુ કષ્ટ સહન કરે છે. અને આ શણ બીજાને બંધનમા નાખવા માટે પોતાની જાત આપી દે છે—એ રીતે બંનેમાં કેટલો તફાવત છે, તે જુઓ. ૧૮૭

કંથેર

उचितं नाम नारङ्ग्यां केतक्यामपि कण्टकाः ।
रसगन्धोज्झिते किं ते कण्टकाः कण्टकारिके ॥१८८

નારંગી અને કેતકીના છોડ પર કાંટા હોય છે, તે તો બરોબર છે; પરંતુ જેને રસ અને સુગંધ બંનેય નથી એવી આ કંથેરને કાંટા શા માટે હશે? ૧૮૮

ધતૂરો

माधूर्यसाराधरितामृतस्य सत्कण्टकित्वं पनसस्य सह्यम् ।
उन्मादिनो मातुलपुत्रकस्य कथं सहामो बत कण्टकित्वम् ॥

પોતાની મધુરતાના સારને લીધે જેણે અમૃતની મીઠાશ પણ હલકી કરેલ છે એવા આ પનસને કાંટાવાળાં ફળ હોય, તો તે સહન કરી શકાય એમ છે; પરંતુ બીજાને ઉન્માદ( ગાંડપણ ) કરાવનાર આ ધંતૂરાના ફળને કાંટા હોય તેને અમે શી રીતે સહન કરી શકીએ? ૧૮૯

धत्तूर धूर्त तरुणेन्दुनिवासयोग्ये स्थाने पिशाचपतिना विनिवेशितोऽसि । किं कैरवाणि विकसन्ति तमः प्रयाति चन्द्रोपले द्रवति वार्धिरुपैति वृद्धिम् ॥१९०

હે ધૂર્ત ધંતૂરા! જ્યા નવો ચંદ્ર નિવાસ કરે તેવા મસ્તકના સ્થાન પર મહાદેવે તને મૂક્યો, તેથી શું તારાથી પોયણીઓ ખીલે છે? અંધકાર દૂર થાય છે. ચંદ્રકાંતમણિ રસ ઝરાવે છે? અથવા તો મસ્તકરૂપી પાત્રની વૃદ્ધિ થાય છે? ૧૯૦

धत्तूरकण्टक फलप्रतिरोधबुद्ध्या वैरं पृथैव कुरुषे पनसेन सार्धम् । सन्तो हसन्ति न भजन्ति च चेतसा त्वां भ्रान्ता भवन्ति पुरुषास्तव सेवनेन ॥ १९१ ॥

હે ધંતૂરાના કાંટા! 'મારા ફળ પનસના ફળ કરતાં નાનાં ન બની જાય,' એવી ખોટી માન્યતાથી તું જે પનસની સાથે વેર રાખે છે, તે વ્યર્થ છે; કારણ કે સંત જનો તને હસે છે; અને તને પ્રેમથી સેવતા પણ નથી તેમ જ તારા સેવનથી માણસો ગાંડા થઈ જાય છે.૧૯૧

महेशस्त्वां धत्ते शिरसि रसराजस्य जयिनी
विशुद्धिस्त्वत्सङ्गात्कनकमयमेतत्त्रिभुवनम् ।
तनोति त्वत्सेवां ननु कनकवृक्ष त्वदपरः
परः को नु स्यात्तद्यदि न सुलभीभावमजः ॥१९२॥

હે કનકવૃક્ષ-ધંતૂરા! મહાદેવ તને માથા પર ધારણ કરે છે. તારી શુદ્ધિ રસરાજ પર વિજય મેળવનારી છે. તારા સંગથી ત્રણ ભુવન સોનાનું બની જાય છે. પરંતુ જો તું કાંટાનો ત્યાગ કરીને સુલભતાથી મળી શકે એ પ્રકારનો ભાવ હૃદયમાં ધારણ કરે, તો તારા જેવો બીજો ઉત્તમ કોણ હોઈ શકે? ૧૯૨

પલાંડુ

कर्पूरधूलीरचितालवालः कस्तूरिकाकुङ्कुमलिप्तदेहः । सुवर्णकुम्भैः परिसिच्यमानो निजं गुणं मुञ्चति किं पलाण्डुः ॥ १९३ ॥

ધારો કે કુંગળીનો ક્યારો કપૂરની ધૂળથી કરવામાં આવે; તેના દેહને કસ્તૂરી અને કેસરનો લેપ કરવામાં આવે તેમ જ તેને સોનાના ઘડા ભરીને પાણી સીંચવામાં આવે, તોપણ શું કુંગળી પોતાનો ગુણ (દુર્ગંધ) છોડવાની છે? ૧૯૩

### ઘાસ

रूढस्य सिन्धुतटमनु तस्य तृणस्यापि जन्म कल्याणम्।
यत्सलिलमज्जदाकुलजनस्य हस्तावलम्बनं भवति॥१९४

નદીના કિનારા પર જે ઘાસ ઊગેલું હોય તેનું જીવન પણ કલ્યાણ કરનાર હોય છે; કારણ કે તે ઘાસ નદીના પાણીમાં ડૂબતાં ગભરાઈ ગયેલા માણસને હાથના ટેકારૂપ થાય છે. ૧૯૪

स्तुङ्गैस्तरुभिः किमेभिरखिलैराकाशसंस्पर्शिभि-
र्धन्योऽसौ नितरामुलूपविटपी नद्यास्तटेऽवस्थितः।
एवं यः कृतबुद्धिरुज्झितजलव्यालोलवीचीवशा-
न्मज्जन्तं जनमुद्धरामि सहसा तेनैव मज्जामि वा॥१९५

'ઘણાં જ ઊંચાં અને આકાશ સુધી સ્પર્શ કરનારાં એવાં આ વૃક્ષોથી શો લાભ? તેના કરતાં નદીના કિનારે ઊગેલો આ ઉલૂપ લતાનો વેલો ખરેખર ધન્ય છે; કારણ કે એ ઉલૂપના વેલાએ એવો નિશ્ચય કરેલો છે કે, હું ઊંચે ઊછળતાં પાણીનાં ચંચળ મોજાંને કારણે ડૂબતા માણસનો ઉદ્ધાર કરું અથવા તો તેની જ સાથે ડૂબી જાઉં.

### ડાંગરની કલમ

कलमाः पाकविनम्रा मूलतलाघ्रातसुरभिकह्लाराः। पवनाकम्पितशिरसः प्रायः कुर्वन्ति परिमलश्लाघाम्॥१९६॥

પાક આવવાને કારણે વિનમ્ર બનેલ, છેક મૂળમાંથી પ્રગટ થતી સુગંધી સહિત ગુચ્છાઓથી શોભતી તેમ જ પવનને કારણે પોતાના મસ્તકોને ડોલાવતી આ ડાંગરની કલમો પોતાની સુગંધીની પ્રશંસા કરે છે. ૧૯૬

अस्मानवेहि कलमानलमाहतानां येषां प्रचण्डमुसलैरवदाततैव। स्नेहं विमुच्य सहसा खलतां प्रयान्ति ये स्वल्पपीडनवशान्न वयं तिलास्ते॥१९७

હે ભાઈ! અમે તો કલમો છીએ કે જેને સાંબેલાથી ઘણા મોટા પ્રહારો કરવામાં આવે, તોપણ અમારામાંથી તો (ધોળા ચોખા તરીકેની) ઉદારતા જ પ્રકટ થવાની; પરંતુ જરાક જેટલા પિસાતાની સાથે જ પોતાની અંદરના સ્નેહ (તેલ)ને બહાર કાઢી નાખી કઠોરપણાનો આશ્રય કરે, એ પ્રકારના અમે તલ નથી, તે વાત તમે જાણો. ૧૯૭

### તાંબૂલ

किं वीरुधो भुवि न सन्ति सहस्रशोऽन्या यासां दलानि न परोपकृतिं भजन्ते। एकैव वल्लिषु विराजति नागवल्ली या नागरीवदनचन्द्रमलंकरोति॥१९८

શું બીજી વેલો હજારોની સંખ્યામાં નથી કે જેનાં પાન પરોપકાર કરવા માટે તૈયાર થતાં ન હોય! પરંતુ બધી વેલોની અંદર આ નાગરવેલ જ શોભે છે કે જે નગરની સુંદરીના મુખરૂપી ચંદ્રને શોભાવે છે. ૧૯૮

वल्लीनां कति न स्फुरन्ति परितः पत्राणि किं तैरिह स्निग्धैरप्यतिकोमलैरपि निजामेवाश्रयद्भिः श्रियम्।
तानेव स्तुमहे महाजनमुखश्रीकारिजन्मव्रतान् यान्सूते नवनागरीप्रियतमांस्ताम्बूलवल्लीदलान्॥१९९

બીજી અનેક વેલો ક્યાં નથી કે જેને ચારે બાજુ ઘણાં પાંદડાં ખીલતાં હોય છે; પરંતુ જે અતિશય કોમળ અને સ્નિગ્ધ હોવા છતાં પણ પોતાની જ શોભાના આશ્રયરૂપે બની રહે છે, જે નાગરવેલી નવયુવાન નાગરિક પ્રિયજનોને શોભાવે અને મોટા મોટા લોકોનાં મુખની શોભા વધારવામાં પોતાના જન્મના વ્રતવાળાં પાનને જન્મ આપે છે, તે નાગરવેલીઓની અમે પ્રશંસા કરીએ છીએ. ૧૯૯

### તુંબડી

सर्वास्तुम्ब्यः समकटुरसास्तुम्बिवल्लीप्रसूता-
स्ताःसंबद्धा अपि कतिपया दुस्तरं तारयन्ति।
शब्दायन्ते सरसमपराः शुष्ककाष्ठे निषण्णा-
स्तन्मध्येऽन्या ज्वलितहृदयाः शोणितं संपिबन्ति॥२००

આ તુંબડીની વેલથી જન્મેલાં બધાં જ તુંબડાં એકસરખી રીતે કડવા રસનાં હોય છે; તેમાંનાં કેટલાંક તુંબડાં શરીરે બાંધવામાં આવે, તો દુસ્તર સાગરને પણ તારે છે; કેટલાંક તુંબડાં તંબૂરાના સૂકા લાકડા સાથે જોડવામાં આવે, તો સુંદર શબ્દ કરે છે તેમ જ કેટલાંક તુંબડાં એવાં છે કે તેમના અંદરના ભાગ બાળી મૂકવામાં આવે, તો તે લોહીનાં પાન કરનાર બને છે.૨૦૦

एके तुम्बा व्रतिकरगताः पात्रतामानयन्ति
गायन्त्यन्ये सरसमधुरं शुद्धवंशे विलग्नाः।
एके तावद्ग्रथितसगुणा दुस्तरं तारयन्ति
तेषां मध्ये ज्वलितहृदया रक्तमेके पिबन्ति॥२०१॥

યોગી વ્રતીઓના હાથમાં રહેલાં કેટલાંક તુંબડાં હાથમાં ઝાલવાનાં પાત્ર બને છે. શુદ્ધ વાંસ સાથે જોડી દેવામાં આવેલાં કેટલાંક તુંબડાં સરસ મધુર રીતે ગાન કરતાં હોય છે; તેમાંનાં કેટલાંક તુંબડાંની સાથે જો સારી રીતે દોરી ગૂંથવામાં આવે તો તે દુસ્તર જળાશયથી તારી લે છે તેમ જ તેમાંનાં કેટલાંક તુંબડાં એવાં હોય છે કે જેનાં હૃદય બાળી મૂકવામાં આવતાં લોહીનાં પાન કરાવતાં હોય છે. ૨૦૧

**વાંસ**

छिन्नः सुनिशितैः शस्त्रैर्विद्धश्च नवसप्तधा ।
तथापि हि सुवंशेन विरसं नापजल्पितम् ॥ २०२ ॥

તેને અતિશય ધારવાળાં શસ્ત્રોથી છેદવામાં આવ્યો તેમ જ તેમાં નવ અને સાત એ પ્રમાણે છેદ કરીને વીંધવામાં આવ્યો (અર્થાત્ વાંસળી બનાવી) તોપણ તે સારા વાંસે કઠોર શબ્દ સંભળાવ્યા નહિ (પણ સુંદર સૂર પ્રગટ કર્યા). ૨૦૨

**કુંદ**

एष षट्पदयुवा मदायतः कुन्द यापयति यामिनीस्त्वयि । दुर्वहा तदपि नापचीयते पद्मिनीविरहवेदना यदि ॥२०३॥

આ યુવાન ભમરો મદોન્મત્ત બનીને તારી અંદર રાત્રિઓ પસાર કરે છે; તોપણ તેને કમલના વિરહની જે અસહ્ય વેદના થઈ છે, તે તારાથી શાંત થતી નથી.

संदर्शयस्व मधुवैभवमस्ति यत्ते रे कुन्द किं दुरभिमानमुरीकरोषि । एतन्न चेतसि करोषि सरोजबन्धुः पुष्पंधयोऽपि मम सौरभमातनोति ॥२०४॥

હે કુંદ! તારી અંદર મધુર રસનો જે વૈભવ હોય, તે બધો તું બતાવી દે! તું તારા હૃદયમાં શા માટે ખોટું અભિમાન ધારણ કરે છે? કમલનો અત્યંત પ્રિય એવો ભમરો મારા સૌરભનો વિસ્તાર કરે છે એટલું તું તારા મનમાં સ્વીકારતો નથી! ૨૦૪

**કમળ**

वरमश्रीकता लोके नासमानसमानता।
इतीव कुमुदोद्भेदे कमलैर्मुकुलायितम् ॥२०५॥

'આ લોકમાં શોભા ન મળે તે સારી; પરંતુ અસમાન માણસોની સાથે સમાનતા કરવામાં આવે, તે વધારે ખરાબ! એમ વિચારીને જ પોયણીઓ જ્યારે પ્રગટ થાય છે, ત્યારે કમળો પોતે બીડાઈ જતાં હોય છે.૨૦૫

प्रसारितकरे मित्रे जगदुद्द्योतकारिणि ।
किं न कैरव लज्जा ते कुर्वतः कोशसंवृतिम् ॥२०६॥

જગતને પ્રકાશ આપનાર સૂર્ય જ્યારે પોતાના કિરણો પસારે છે. ત્યારે ત્યારે હે પોયણીના ફૂલ! તું તારા કોશને ઢાંકી દે છે, તે તને લાજ નથી આવતી? ૨૦૬

लक्ष्मीसंपर्कजातोऽयं दोषः पद्मस्य निश्चितम् ।
यदेष गुणसंदोहधाम्नि चन्द्रे पराङ्मुखः ॥२०७॥

સર્વ ગુણોને દોહીને પાત્રરૂપ બનેલ એવા ચંદ્ર વિષે કમળ જે પરાઙ્મુખ રહે છે, તેથી નિશ્ચયપૂર્વક એમ લાગે છે કે લક્ષ્મીની સાથે સંપર્કમાં આવવાને કારણે તેને આ દોષ લાગ્યો છે. ૨૦૭

अन्तश्छिद्राणि भूयांसि कण्टका बहवो बहिः ।
कथं कमलनालस्य नाभूवन्भङ्गुरा गुणाः ॥२०८॥

જેની અંદર છિદ્રો ઘણાં છે અને જેની બહારની બાજુએ કાંટા ઘણા છે; એવા આ કમળના નાલદંડના ગુણો ક્ષણભંગુર કેમ ન બને? ૨૦૮

मालतिमुकुला याताः कुन्दा मन्दायितास्तथा ।
पङ्कज त्वामिदं ब्रूमः कुत्र यातु मधुव्रतः ॥२०९॥

હે કમળ! માલતીનું ફૂલ બીડાઈ ગયું, કુંદનાં પુષ્પો મંદ બની ગયાં, એવી સ્થિતિમાં ભમરો કોને શરણે જાય, તે અમે તને પૂછીએ છીએ. ૨૦૯

पङ्कज जलेषु वासः प्रीतिर्मधुपेषु कण्टकैः सङ्गः । यद्यपि तदपि तवैतच्चित्रं मित्रोदये हर्षः ॥

હે કમળ! જળમાં નિવાસ, ભમરાઓને વિષે પ્રીતિ તેમ જ કાંટાઓની સાથે સંગ, એ રીતે જોકે તારામાં બધા દોષો છે તોપણ મિત્ર (સૂર્ય)ના ઉદયમાં તને હર્ષ થાય છે, તે આશ્ચર્ય છે. ૨૧૦

कुसुमं कोशातक्या विकसति रात्रौ दिवा च कूष्माण्ड्याः । अलिकुलनिचयै रुचिरं किं तु यशः कुमुदकमलयोरेव ॥ २११ ॥

રાત્રે કોશાતકી વેલનું ફૂલ ખીલે છે અને દિવસે કૂષ્માંડી વેલનું ફૂલ ખીલે છે; પરંતુ ભમરાઓના સમૂહને એકઠા કરવા માટેનો સુંદર યશ તો પોયણી અને કમળને જ મળેલો હોય છે. ૨૧૧

उदितवति द्विजराजे कस्य न हृदये मुदः पदं दधति । संकुचसि कमल यदयं हर हर वामो विधिर्भवतः ॥२१२

જ્યારે દ્વિજરાજ (ચંદ્રમા) ઉદય પામે છે; ત્યારે

કોના હૃદયમાં હર્ષનું સ્થાન બનતું નહિ હોય! પરંતુ હે કમલ! તું જે સંકોચ પામી-જાય છે, તે ખરેખર તારું ભાગ્ય જ વાંકું લાગે છે, શિવ, શિવ. ૨૧૨

एते हि गुणाः पङ्कज सन्तोऽपि न ते प्रकाशमायान्ति।
यल्लक्ष्मीवसतेस्तव मधुपैरुपजीव्यते कोशः ॥२१३॥

હે કમળ! તારી અંદર જે અનેક ગુણો રહેલા છે, તે બધા બહાર પ્રકાશમાં આવતા નથી; કારણ કે તું લક્ષ્મીના નિવાસ રૂપે છે, છતાં પણ તારો કોશ ભમરાઓથી સેવાય છે. ૨૧૩

पद्मिनि किमिति क्रीडसि मधुपैर्लज्जालवोऽपि न हि किं ते। हर हर विस्मृत्योक्तं क नु लज्जा सवितृरक्तायाः ॥२१४॥

'હે કમળની સુંદરી! ભમરાઓની સાથે તું શા માટે ક્રીડા કરે છે! તને શું સહેજ પણ લજ્જા આવતી નથી? અરે! અરે! મેં તો આ વાત ભૂલથી તને કહી; કારણ કે જે પોતાને જન્મ આપનાર-સવિતાની સાથે અનુરાગમાં પડેલી હોય, તેને લજ્જા કેવી? ૨૧૪

किं कुप्यसि कस्मैचन सौरभसाराय कुप्य निजमधुने। यस्य कृते शतपत्र प्रतिपत्रं तेऽद्य मृग्यते भ्रमरैः ॥२१५॥

હે સહસ્રદલ કમળ! કોઈના સૌરભ-સુગંધના સારને માટે તું કેમ કોપ કરે છે અને કોપ કરવો. હોય, તો પોતાના જ મધુર રસ માટે કોપ કર; કારણ કે જે સુગંધને માટે ભમરાઓ તારી પાંખડીએ પાંખડીમાં રહ્યા છે. ૨૧૫

अयि मकरन्दस्यन्दिनि पद्मिनि मन्ये तवैव सुभगत्वम्।
पुष्पवतीमपि भवतीं त्यजति न वृद्धः शुचिर्हंसः ॥२१६

મકરંદ-રસને ઝરાવતી હે સુંદરી કમલિની! હું તો તને જ સૌભાગ્યવતી માનું છું; કારણ કે તું પુષ્પવતી (રજસ્વલા) હોવા છતાં વૃદ્ધ અને પવિત્ર હંસ તારો ત્યાગ કરતો નથી. ૨૧૬

मधुप इव मारुतेऽस्मिन्मा सौरभलोभमम्बुजिनि संस्थाः
लोकानामेव मुदे महितोऽप्यात्मामुनाऽर्थितां नीतः ॥

હે કમલિની, ભમરો જેમ તારી સુગંધનો લોભી હોય છે, તેમ તારા ઉપર થઈ વહી રહેલા આ પવનને તારી સુગંધનો લોભી માનીશ નહીં. પવન મહાન હોવા છતાં તેણે લોકોના જ હર્ષ-સુખને માટે પોતાને યાચકની જેમ આમતેમ ભટકનારો-ફરનારો બનાવ્યો છે.

न कुले वापि न शीले न वास्ति रूपेऽपि कश्चिदुत्कर्षः।
यत्पुष्णाति मिलिन्दानरविन्द महत्त्वमेतत्ते ॥ २१८ ॥

હે અરવિંદ-કમલ! તારા કુળમાં, શીલમાં કે પછી રૂપમાં એવી કોઈ ચઢતી જોવામાં આવતી નથી; પરંતુ તું જે ભમરાઓને પોષણ આપે છે, તે જ તારી મહત્તા છે. ૨૧૮

रे पद्मिनि भवचरित्रं चित्रं प्रतीमो वयमत्र किंचित्।
त्वं पङ्कजन्मापि यदच्छभावादपि स्पृशस्यम्बु न पङ्कसङ्गि॥

હે કમલિની સુંદરી! અમે અહીં તારી પાસે આવ્યા પછી, 'તારું ચરિત્ર અત્યંત વિચિત્ર છે' એમ જાણી શકીએ છીએ; કારણ કે તારો જન્મ કાદવમાં થયો છે, તોપણ તારી મરજી પ્રમાણે તું જળને અને કાદવને અડકતી નથી. ૨૧૯

जनिः सरोङ्कादतिपङ्किनो यच्चलोलुपैर्वा मधुपैर्विहारः।
कलङ्क एवैष कुमुद्वतीनां कलङ्किनः किं तु कलावतीनाम्॥

જો સોળ કળાઓ ધારણ કરનાર ચંદ્રમાં પણ કલંક છે, તો પછી કમળોની કળાઓને ધારણ કરનારી કમલિનીમાં 'સરોવરના કાદવ ભરેલા ઉદરમાંથી જન્મ' અને 'લોલુપ ભમરાઓની સાથે વિહાર' આ બે કલંકો હોય તેથી શું? ૨૨૦

अपि त्वया कैरविणि व्यधायि मुधा सुधावन्धुनि वन्धुभावः। जनापवादः परितः प्रयातः समागमो हन्त न जातु जातः ॥ २२१ ॥

હે કુમુદિની, સુધાના બંધુ ચંદ્રની સાથે તારો કદી સમાગમ થયો નથી, તેં તેની સાથે બંધુભાવ જ રાખ્યો છે. છતાં ખેદની વાત છે કે તારા અને ચંદ્રના સંબંધનો ખોટો જનાપવાદ ફેલાઈ ગયો છે. ૨૨૧

कमलिनि मलिनीकरोषि चेतः किमिति बकैरव- हेलितानभिज्ञैः। परिणतमकरन्दमार्मिकास्ते जगति भवन्तु चिरायुषो मिलिन्दाः ॥ २२२ ॥

હે કમળસુંદરી! આ મૂર્ખ બગલાએ તારો તિરસ્કાર કર્યો, તેથી તું તારા ચિત્તને શા માટે મલિન કરે છે? તારા પરિપકવ મધુર રસના મર્મને જાણનારા ભમરાઓ જગતમાં ચિરકાળ રહેવાના જ છે. ૨૨૨

रुचिरतिरुचिरा शुचित्वमुचः शिरसि धृतः स्वय- मेव शंकरेण। कमलिनि मलिनीकरोषि कस्मान्मुख- मिदमिन्दुमुदीक्ष्य लोककान्तम् ॥ २२३ ॥

હે કમલિની! તારું સૌંદર્ય અત્યંત રુચિ પેદા કરે છે તેમ જ તું પોતે ઘણી જ પવિત્ર હોઈને શંકર મહાદેવ પોતે તને, મસ્તક પર ધારણ કરે છે, તો પછી લોકોને પ્રિય એવા ચંદ્રને જોઈને તું તારા મુખને શા માટે મલિન કરે છે? ૨૨૩

नलिनि निपुणतां वदामि किं ते भ्रमरविलासिनि लास्यलालसायाः। त्रिभुवननयनोत्सवं यदिन्दुं नयसि न हन्त दृगन्तवर्त्मसीमाम् ॥ २२४ ॥

ભમરાઓને વિલાસ કરાવનાર હે કમલિની! પ્રેમની લાલસાથી ભરેલી તારી નિપુણતાને તો હું શું કહું? કારણ કે ત્રણે ભુવનોના નયનને ઉત્સવ આપનાર એવો જે ચંદ્ર છે, તેને તો તું તારી નજરના છેડાની સીમા પર પણ લાવતી નથી. ૨૨૪

स्वच्छन्दं दलदरविन्द ते मरन्दं विन्दन्तो विदधतु गुञ्जितं मिलिन्दाः। आमोदानथ हरिदन्तराणि नेतुं नैवान्यो जगति समीरणात्प्रवीणः ॥ २२५ ॥

હે પ્રફુલ્લિત કમળ! તારા મધુર રસને સારી રીતે જાણનારા એવા ભમરાઓ ભલે ચારે બાજુ ગુંજારવ કરતા રહે; પરંતુ દિશાઓ અને ખૂણાઓમાં તારી સુગંધને લઈ જવાને માટે તો જગતમાં પવન વિના બીજું કોઈ પ્રવીણ નથી. ૨૨૫

यावत्त्वां न खलु हसन्ति कैरविण्यो यावत्त्वां तरणिकराः परामृशन्ति। यावत्ते मधुविभवो नवोऽस्ति तावन्माध्वीकं वितर सरोज षट्पदेभ्यः ॥ २२६ ॥

હે કમલ! જ્યાં સુધી તને પોયણીઓ આવીને હસે નહીં અને જ્યાં સુધી સૂર્યનાં કિરણો તારો સ્પર્શ કર્યા કરે, ત્યાં સુધી તારા મધુર રસનો વૈભવ નવો બન્યા કરો અને ત્યાં સુધી તારો મીઠો રસ તું ભમરાઓને આપતું રહે. ૨૨૬

रे पद्मिनीदल तवात्र मया चरित्रं दृष्टं विचित्रमिव यद्विदितं ध्रुवं तत्। यैरेव शुद्धसलिलैः परिपालितस्त्वं तेभ्यः पृथग्भवसि पङ्कभवोऽसि यस्मात् ॥ २२७ ॥

હે કમળના પત્ર! મેં આજે તારું ચરિત્ર જોયું, તે ખરેખર મને વિચિત્ર જેવું જણાયું; કારણ કે જે શુદ્ધ જળથી તારું સારી રીતે પાલનપોષણ થયું તેનાથી તું વેગળું જ રહ્યા કરે છે; મને તો લાગે છે કે તું કાદવમાંથી જન્મેલું છે, માટે જ તારો આ દોષ રહી ગયો છે. ૨૨૭

कामं भवन्तु मधुलम्पटषट्पदौघसंघट्टघर्घरघनध्वनयोऽम्बुजखंडाः। गायन्नपि श्रुतिसुखं विधिरेव यत्र भृङ्गः स कोऽपि धरणीधरनाभिपद्मः ॥ २२८ ॥

મધુર રસમાં લંપટ બનેલા ભમરાઓનાં ટોળાં ભેગાં થવાથી ઘર્ઘર જેવો ભારે ધ્વનિ જેમાં થતો હોય એવા કમળના સમૂહો તો ઘણાય હોય છે; પરંતુ ધરણીધર-શેષનારાયણ પર સૂતેલા વિષ્ણુ ભગવાનની નાભિનું કમળ અલૌકિક છે કે જેની અંદર બ્રહ્મા જ પોતે ભમરાની જેમ બેસીને વેદનાં ગાન કરી રહ્યા છે કે જે કાનને સુખ આપે છે. ૨૨૮

विभ्रम्य काननमसौ दिवमावसाने त्वय्येव षट्पदयुवा हृदयं बबन्ध। राजीव चेन्मलिनिमानमुरीकरोषि कः स्यादहो मधुलिहामधुनावलम्बः ॥ २२९ ॥

હે કમળ! આખું જંગલ ભમીભમીને દિવસ પૂરો થતાં યુવાન ભમરો તારી પાસે આવ્યો અને તારી સાથે પોતાનું હૃદય બાંધી દીધું. હવે જો તું હૃદયમાં મલિનપણું (કપટ) ધારણ કરશે, તો પછી તેને હાલમાં આશ્રય કોણ આપશે? ૨૨૯

स्वामोदवासितसमग्रदिगन्तराला रक्ता मनोहरशिखा सुकुमारमूर्तिः। सेव्या सरोजकलिका तु यदैव जाता नीतस्तदैव विधिना मधुपोऽन्यदेशम् ॥ २३० ॥

જેણે પોતાની સુગંધથી દિશાઓના સર્વ ભાગોને સુવાસિત કરેલા છે, જેની ઉપરની ટોચ મનોહર અને રાતી છે અને જેનો દેખાવ અત્યંત સુકુમાર છે એવી આ કમળની કળી જ્યારે સારી રીતે સેવવાને યોગ્ય બની, ત્યારે જ વિધિએ ભમરાને બીજા પ્રદેશ પર મોકલી દીધો. ૨૩૦

किं बान्धवेन रविणा हरिणाथ किं वा लक्ष्म्या च किं च जलजोदरजेन किं वा। एतस्य शुद्धचरितस्य सरोरुहस्य नैषा तुषारजनिता शमिता विपत्तिः ॥ २३१ ॥

પોતાના બંધુ બનેલા સૂર્યથી, પોતાને જન્મ આપનાર વિષ્ણુથી, પોતાનામાં નિવાસ કરનાર લક્ષ્મીથી તેમ જ પોતાના કોશની અંદર પેદા થનાર બ્રહ્માથી આ કમળને શો લાભ થયો! કારણ કે અત્યંત શુદ્ધ ચરિતવાળા તેના પર જ્યારે હિમ પડવાની વિપત્તિ આવી, ત્યારે તે વિપત્તિને કોઈએ પણ શમાવી નહિ.

लक्ष्मीनिवास इति वारिरुहां प्रसिद्धिरन्वेषिताः कतिपया यदतस्तु सन्ति। रात्रिं प्रसारितकरे किमहं

द्रामि संकोचितं वदनमम्बुरुहैरितीव ॥२३२॥

'લક્ષ્મીનો નિવાસ છે' એ રીતે લોકમાં કમળને માટે પ્રસિદ્ધિ છે તેમ જ તે કમળને શોધીને આવનાર રાંક ભમરાઓ પણ ઘણા હોય છે, તે છતાં પણ સૂર્યનારાયણ જેવો રાજા પોતાના હાથ (કિરણો) લંબાવીને કાંઈક માગે છે ત્યારે 'હું શું આપું!' એમ કહીને જાણે કમળોએ પોતાનું મુખ સંકોચી લીધું ન હોય એમ લાગે છે. ૨૩૨

लक्ष्मीः स्वयं निवसति त्वयि लोकधात्री मित्रेण चापि विदितोऽस्ति दृढोऽनुरागः। बन्दीव गायति गुणांस्तव चञ्चरीकः कः पुण्डरीक तव साम्यमुरीकरोति

હે કમળ! લોકનું રક્ષણ કરનાર સાક્ષાત્ લક્ષ્મીજી તારે વિષે નિવાસ કરે છે. સૂર્યનો તારે વિષે ખૂબ જ દૃઢ સ્નેહ છે, તે બાબત પણ જાણીતી છે. ચંચળ ભમરો પણ ભાટ–ચારણની જેમ તારા ગુણોને ગાય છે, તો પછી તારા ગુણોની સાથે કોણ સરખામણી કરી શકે? ૨૩૩

अयि दलदरविन्द स्यन्दमानं मरन्दं तव किमपि लिहन्तो मञ्जु गुञ्जन्तु भृङ्गाः। दिशि दिशि निरपेक्षस्तावकीनं विवृण्वन्परिमलमयमन्यो बान्धवो गन्धवाहः॥

વિકાસ પામેલા હે કમળ! તારા બહાર વહી જતા મધુર રસને પોતાની ઇચ્છા પ્રમાણે ચાટનારા ભમરાઓ ભલે ગુંજારવ કરતા રહે; પરંતુ કોઈ પણ જાતની સુગંધને ફેલાવનાર તારો નિકટનો મિત્ર તો જુદો જ છે અને તે પવન છે. ૨૩૪

समुत्पत्तिः स्वच्छे सरसि हरिहस्ते निवसनं
निवासः पद्मायाः सुरहृदयहारी परिमलः।
गुणैरेतैरन्यैरपि च ललितस्याम्बुज तव
द्विजोत्तंसे हंसे यदि रतिरतीवोन्नतिरियम् ॥२३५॥

તારી ઉત્પત્તિ સ્વચ્છ સરોવરની અંદર થયેલી છે. તારો નિવાસ ભગવાન વિષ્ણુના હાથમાં છે. તું પોતે લક્ષ્મીના નિવાસરૂપે છે. તારી સુગંધ દેવોનાય હૃદયને હરિ લે તેવી છે. એવી રીતના બીજા અનેક ગુણોથી સુંદર એવા તારા નામની પ્રસિદ્ધિ છે. હવે જો સર્વ પક્ષીઓમાં ઉત્તમ એવા હંસને વિષે તારો પ્રેમ થાય, તો એ તારી વિશેષે કરીને ઉન્નતિ છે. ૨૩૫

नालस्य प्रसरो जलेष्वपि कृतावासस्य कोशे रुचिर्दण्डे कर्कशता मुखेऽतिमृदुता मित्रे महानाग्रहः। आमूलं गुणसंग्रहव्यसनिता द्वेषश्च दोषाकरे यस्यैषा स्थितिरम्बुजस्य वसतिर्युक्तैव तत्र श्रियः॥

જેના કમળના નાળનો ફેલાવો છેક પાણીની અંદર સુધી ગયેલો છે; જેના કોશમા લક્ષ્મીનો નિવાસ હોવાને લીધે ઘણી જ સુંદરતા છે; દંડની અંદર કર્કશતા છે અને મુખમાં ખૂબ જ કોમળતા છે. વળી જેણે સૂર્યને વિષે મોટો આશ્રય રાખેલો છે. મૂળના ભાગ સુધી સર્વ ગુણોનો સંગ્રહ કરવાની ટેવ પાડી છે; એટલું જ નહીં, પરંતુ દોષાકર(ચંદ્ર)ને વિષે દ્વેષ પણ છે; એ રીતે જે કમળની સ્થિતિ આટલી સારી હોય ત્યાં લક્ષ્મીનો નિવાસ હોય, તે યોગ્ય જ છે. ૨૩૬

नीराज्निर्मलतो जनिर्मधुरता वामामुखस्पर्धिनी
वासो यस्य हरेः करे परिमलो गीर्वाणचेतोहरः।
सर्वस्वं तदहो महाकविगिरां कामस्य चाम्भोरुह
त्वं चेत्प्रीतिमुरीकरोषि मधुपे किं त्वां प्रति ब्रूमहे॥

હે કમળ! નિર્મળ જળમાંથી તારો જન્મ થયેલો છે. તારી મધુરતા સુંદર સ્ત્રીઓના મુખની સ્પર્ધા કરે તેમ છે. તારો વાસ ભગવાન વિષ્ણુના હાથમાં છે. તારી સુગંધ દેવોના ચિત્તને હરી લે તેવી છે. તે રીતે મોટા કવિઓની વાણીઓમાં જે કાંઈ સારસર્વસ્વ હોય, તે બધું તારામાં છે, તોપણ તું ભમરાને વિષે પ્રેમ રાખે છે, તો તે માટે અમારે તને શું કહેવાનું હોય! ૨૩૭

एकस्मिञ्जनिरावयोः समजनि स्वच्छे सरोवारिणि
भ्रातः काचिदिहैव कानिचिदहान्यत्र व्यतीतानि नौ।
लब्धं तामरसं त्वया मृगदृशां लीलावतंसास्पदं
शैवालं विलुठामि पामरवधूपादाहते पाथसि॥

(શેવાળ કમળને જણાવે છે કે,) હે ભાઈ કમળ! સરોવરના સ્વચ્છ જળમાં આપણો બંનેનો સાથે જન્મ થયો. આપણા બંનેના કેટલાક દિવસો તો અહીં સાથે જ પસાર થયા; પરંતુ તેં મૃગનેત્રી સુંદરીઓના લીલા–અલંકારનું સ્થાન મેળવ્યું અને હું માર્ગ પર પામર સ્ત્રીઓના પગની લાત ખાઇ રહી છું. ૨૩૮

वैमुख्यं मृगलाञ्छनस्य मनसो निर्माति मे न व्यथां
नो दूये चिरलालिता मधुलिहः सर्पन्ति यन्नान्तिकम्।
जल्पन्तीव दुरक्षराणि मधुपश्रेणीरवच्छद्मना
यत्कादम्ब कुमुद्वती हसति मां तन्मे मनस्ताम्यति॥

(કમળ કદંબના ફૂલને જણાવે છે કે,) 'હે કદંબના ફૂલ! મૃગના ચિહ્નવાળો ચંદ્ર મારી તરફ વિમુખ

છે, તે બાબતની પીડા મારા મનને થતી નથી. જેમનુ મેં લાંબા કાળ સુધી લાલનપાલન કરેલું છે એવા ભમરા મારી પાસે આવતા નથી, તેથી પણ મને દુઃખ થતું નથી; પરંતુ પોયણી ભમરાઓની હારના ગુંજારવના બહાના હેઠળ જાણે કે મને ખરાબ શબ્દો બોલતી હોય અને એ રીતે મને હસી રહી હોય, તે બાબતથી મારું મન અત્યંત પીડા પામે છે. ૨૩૯

संभूतिस्तव मानसे सरसिज त्वत्सौरभैर्वासिताः
सर्वास्ताः ककुभस्तथास्ति परमो बन्धुर्विवस्वानिति।
त्वं चेदद्य गुणानवद्य शिशिरे शीतानिलैः शीर्यसि
प्रायः प्राप्तमिदं तदत्र परमं दिष्टेऽप्यदृष्टं बलम् ॥२४०

ઉત્તમ ગુણવાળા હે કમળ! તારી ઉત્પત્તિ માનસ-સરોવરમા થયેલી છે, તારી સુગંધથી બધીએ દિશાઓ સુવાસિત થયેલી છે. તારો મોટામા મોટો મિત્ર સૂર્ય ભગવાન છે; તોપણુ આ શિયાળામા જો તુ શીતળ પવનોને લીધે કરમાઈ જઈશ, તો પછી તારું બળ વર્ષ સુધી કેવી રીતે પહોચશે, તે જોવાની મને આ તક મળી છે (અર્થાત્ તારે ટકી રહેવું જોઈએ). ૨૪૦

खद्योतास्तरला भवन्ति भगवानस्तंगतो भानुमान्
कोकः शोकमुपैति मत्तमनसः क्रेङ्कुर्वते कौशिकाः।
इत्थं चेत्सदसद्विवेकविधुरो धाता तदेतादृशं
न द्रष्टव्यमितीव मुद्रितवती पद्माक्षणं पद्मिनी ॥२४१॥

'આ આગિયા ચમકવા લાગ્યા. ભગવાન સૂર્યનારાયણુ અસ્ત પામી ગયા. ચક્રવાક પક્ષી શોક કરવા લાગ્યાં. મનથી ઉન્મત્ત બનેલા ઘુવડ પક્ષીઓ કેંકારવ કરવા લાગ્યા. આ રીતે વિધાતા જો સારાનરસા પદાર્થોના વિવેક વિનાનો હોય, તો મારે તેવુ બધું જોવું નથી, એમ જાણીને જ જાણે કે કમલસુંદરીએ પોતાનું વદન-કમળ બધ કરી દીધું. ૨૪૧

पौलोमीपतिकानने विलसतां गीर्वाणभूमिरुहां
येन घ्रातसमुज्झितानि कुसुमान्याजघ्रिरे निर्जरैः।
तस्मिन्नद्य मधुव्रते विधिवशान्माध्वीकमाकांक्षति
त्वं चेदञ्चसि लोभमम्बुज तदा किं त्वा प्रति ब्रूमहे ॥

હે કમળ, શચિના પતિ ઇંદ્રના નંદનવનમા વિલાસ કરતા દેવોના વૃક્ષોના ફૂલ દેવોએ સૂંઘીને પછી ફેંકી દીધેલાં તેને ભાગ્યવશાત્ સૂંઘીને ભમરો આજે દૈવના યોગે ફરીને તારી પાસે મધ લેવાની ઇચ્છાથી આવી પહોંચ્યો છે. હવે જો તુ લોભની વૃત્તિ રાખીશ, તો પછી અમારે તારે વિષે શું કહેવું? ૨૪૨

લતાઓ

लतानामेतासामुदितकुसुमानां मरुदयं
मतं लास्यं दत्त्वा श्रयति भृशमामोदमसमम्।
लतास्त्वध्वन्यानामहह दृशमादाय सहसा-
ऽऽददत्याधिव्याधिभ्रमिरुदितमोहव्यतिकरम् ॥२४३

ખીલેલાં ફૂલવાળી આ લતાઓને સુંદર રીતે ડોલાવતો આ પવન વિવિધ પ્રકારની સુગંધનો આશ્રય લે છે તેમ જ આ લતાઓ પણુ રસ્તે જનારા મુસાફરોની નજરો હરી લઈને તેમના આધિ(ચિંતા), વ્યાધિ(રોગ), ભ્રમિ(ભ્રમ), રુદન, મોહ વગેરેના ભાવોને લઈ લે છે.

## સંકીર્ણ અન્યોક્તિઓ

શિવ

भस्मनि स्मररिपोरनुरागो हीयते न घनसारपरागः। भूषणं यदि फणी न मणीनां काचिदप्यपचितिर्न च हेम्नः ॥१॥

કામદેવના શત્રુ મહાદેવને ભસ્મ પર વિશેષ પ્રીતિ છે, તેથી પુષ્પના પરાગને કંઈ નુકસાન નથી, તે જ રીતે મહાદેવનું ભૂષણુ સર્પ બને છે, તેથી મણિઓને અને સોનાને કાંઈ હાનિ થતી નથી ૧

उरसि फणिपतिः शिखी ललाटे शिरसि विधुः सुरवाहिनी जटायाम्। प्रियसखि कथयामि किं रहस्यं पुरमथनस्य रहोऽपि संसदेव ॥ २ ॥

પાર્વતી પોતાની સખીને કહે છે કે, 'હે પ્રિય સખી! છાતી પર સર્પરાજ, લલાટમા અગ્નિ, મસ્તક પર ચંદ્ર અને જટામા ગંગા; એ રીતે 'મહાદેવના એકાંતવાસમાં પણુ સભા જ ભરેલી હોય છે.' આથી હું તેમને શી ખાનગી વાત કહું! ૨

इयं तावल्लीला यदधिरुहसे वृद्धवृषभो यदुन्नेहे रुण्डं यदिह चितिभस्मापि लिलिपे। अयं को व्यापारो यदतिलकि भाले हुतवहो यदग्रैवि व्यालो यदकवलि हालाहलमपि ॥ ३ ॥

અરે, હે મહાદેવ! આ તમારી લીલા! તમે ઘરડા બળદ પર સવારી કરો છો. ગળામાં રુંડ-મુંડની માળા છે. શરીર પર ચિતાની ભસ્મનો લેપ છે અને આ વ્યાપાર તે કેવો કે, લલાટમાં અગ્નિ તિલકરૂપે છે. ગળામાં સર્પ ભૂષણરૂપે છે અને હળાહળ ઝેરનો પણ કોળિયો કર્યો! ૩

विश्राणे त्वयि भस्म कः सममवन्मन्दादरस्यन्दने कः क्षौमं कलयांचकार न कृती कृत्तिं वसाने त्वयि । धत्तूरस्पृहयालुतां त्वयि गते तत्याज कः केतकीं स्वातन्त्र्याज्जहिहि त्वमीश्वर गुणांस्तेऽकोऽस्ति तद्ग्राहकः ॥४॥

'હે ઈશ્વર, મહાદેવ! તમે શરીર પર ભસ્મ ધારણ કરો છો, તેથી કયા બીજા દેવને ચંદન માટે ઓછો આદર જાગ્યો? તમે શરીર પર હાથીનું ચામડું પહેરો છો, તેથી કોણે રેશમી વસ્ત્ર પહેર્યાં નહિ? તમે ધંતૂરાના ફૂલ વિષે સ્પૃહા બતાવી, તેથી કોણે કેવડાનો ત્યાગ કર્યો? તમે તમારી સ્વતંત્ર ઇચ્છાથી ગુણોનો ત્યાગ કરતા રહો; પરંતુ તેને ગ્રહણ કરનારા લોકો છે. ૪

त्वं चेत्संचरसे वृषेण लघुता का नाम दिग्दन्तिनां व्यालैः काञ्चनकुण्डलानि कुरुषे हानिर्न हेम्नः पुनः । मूर्ध्ना चेद्वहसे जडांशुमयशः किं नाम लोकत्रयी दीपस्याम्बुजबान्धवस्य जगतामीशोऽसि किं ब्रूमहे ॥५॥

હે મહાદેવ! તમે પોતે પોઠિયા પર સવારી કરીને ફરો છો, તેથી દિશાઓના રક્ષક હાથીઓને હલકાપણું લાગતું નથી. તમે કાંચનનાં કુંડલોને બદલે સર્પોને ધારણ કરો છો, તેથી કાંઈ સોનાની હાનિ થઈ નથી. તમે મસ્તક પર જડ કિરણવાળા ચંદ્રને ધારણ કરો છો, તેથી કમળના મિત્ર અને ત્રણ લોકના દીપક–સૂર્યનું શું લૂંટાઈ ગયું? તમે પોતે સર્વ લોકોના ઈશ્વર છો એટલે અમે તમને શું કહીએ? ૫

छेत्सि ब्रह्मशिरो यदि प्रथयसि प्रेतेषु सख्यं यदि क्षीबः क्रीडसि मातृभिर्यदि रतिं धत्से श्मशाने यदि । सृष्ट्वा संहरसि प्रजा यदि तथाप्याधाय भक्त्या मनः कं सेवे करवाणि किं त्रिजगती शून्या त्वमेवेश्वरः ॥६॥

જોકે તમે બ્રહ્માનું માથું ઉડાવી દીધું છે, ભૂતપ્રેત સાથે તમે મિત્રતા રાખો છો, બ્રાહ્મી વગેરે માતૃકાઓની સાથે ઉન્મત્તની જેમ તમે નાચ કરો છો, શ્મશાન વિષે તમે પ્રેમ ધરાવો છો, પ્રજાનું સર્જન કરીને, તેનો સંહાર કરો છો (એ રીતે તમારામાં બધા દોષો છે); તોપણ ભક્તિ સહિત મારા મનને જોડી દઈને હું કોની સેવા કરું અને હું શું કરું; કારણ કે તમે જ એકલા મહાદેવ છો એટલે તમારા વિના ત્રણેય જગત શૂન્ય લાગે છે. ૬

**પરશુરામ**

त्वं जामदग्न्य जननीवधपातकेन संदूषितः क्रतुविदां धुरि नाभविष्यः । गीर्वाणवन्द्य चरणस्तव चन्द्रमौलिराचार्यकं स भगवान्यदि नाकरिष्यत् ॥७॥

હે જમદગ્નિના પુત્ર પરશુરામ! તમે પોતાની માતાની હત્યા કરવાને લીધે ઉત્પન્ન થયેલા પાતક વડે દૂષિત ન થયા હોત તો ઋષિમંડળીમાં અગ્રણી કેમ ન થાત અને એ કલંક જો તમારામાં ન હોત તો દેવો જેનાં ચરણોને વંદે છે એવા ભગવાન મહાદેવ તમને આચાર્ય કેમ ન કરત! ૭

**રામચંદ્ર**

सद्मामाङ्गणमागते दशमुखे सौमित्रिणा विस्मितं सुग्रीवेण विवर्तितं हनुमता व्यालोलमालोकितम् । श्रीरामेण परंतु पीनपुलकस्फूर्जत्कपोलश्रिया सान्द्रानन्दरसालसा निदधिरे बाणासने दृष्टयः ॥८॥

જ્યારે દશમુખ–રાવણ સંગ્રામને આંગણે આવી પહોંચ્યો, ત્યારે લક્ષ્મણે તેની સામે આશ્ચર્યથી જોયું, સુગ્રીવે પાછુ વળીને જોયું તેમ જ હનુમાને ચંચળતાથી જોયું; પરંતુ જેના બંને ગાલ પર પરસેવાનાં મોટાં બિંદુ શોભી રહ્યાં છે એવા શ્રીરામચંદ્રે આનંદને કારણે ભીની અને મંદ બનેલી દૃષ્ટિઓ પોતાના ધનુષ્ય પર રાખી લીધી. ૮

**સીતા**

वनान्ते खेलन्ती शशकशिशुमालोक्य चकिता भुजप्रान्तं भर्तुर्भजति भयहर्तुः सपदि या । अहो सेयं सीता दशवदननीता हलरदैः परीता रक्षोभिः श्रयति विवशा कामपि दशाम् ॥९॥

જે સીતા વનમાં ખેલતી વખતે સસલાના બચ્ચાને જોઈને અત્યંત વિસ્મય પામતી હતી અને તરત જ પોતાના ભયને હરનાર સ્વામીની બગલમાં ભરાઈ જતી હતી, અરે! તે જ સીતાને જ્યારે રાવણ હરીને લઈ ગયો ત્યારે હળ જેવા લાંબા દાંતવાળા રાક્ષસોથી ઘેરાયેલી અને પરવશ બનેલી તે કેવી વિચિત્ર દશાને પામી હશે? ૯

**ઇંદ્ર**

जम्भारिरेव जानाति रम्भासंयोगविभ्रमम् । घटीचेटीविटः किंस्विज्जानात्यमरकामिनीम् ॥ १० ॥

જંભાસુરનો શત્રુ ઇંદ્ર જ રંભા અપ્સરાના સંયોગના વિલાસ જાણતો હોય છે. ઘડો ભરનારી દાસીનો ઢીજડો પતિ અપ્સરાના સુખને શી રીતે જાણે? ૧૦

**સ્મર**

पुरो गीर्वाणानां निजभुजबलाहोपुरुषिका महो कारं कारं पुरभिदि शरं संमुखयतः ।

. स्मरस्य स्वर्बालानयनशुभमालार्चनपदं
वपुः सद्यो भालानलभसितजालास्पदमभूत् ॥११॥

દેવોની આગળ કામદેવ પોતાના ભુજબળના પરાક્રમને વિશેષે કરીને વખાણતો હતો, અને તે જ જ્યારે મહાદેવની સામે બાણ ચડાવીને ઊભો રહ્યો હતો ત્યારે તેનું શરીર સ્વર્ગની અપ્સરાઓનાં નેત્રોને માટે શુદ્ધ માળાની જેમ પૂજવા લાયક હતું; તે જ શરીર મહાદેવના કપાળમા રહેલ અગ્નિથી ભસ્મના ઢગલારૂપે બની ગયું. ૧૧

**આકાશ**

यः पीयूषसहोदरैः स्नपयति ज्योत्स्नाजलैः सर्वतो
यश्च त्वामधिकाधिकं ज्वलयति प्रोद्दामतापैः करैः ।
भ्रातर्व्योम तयोरपि स्थितिमिह व्यातन्वतो विक्रिया
निर्मुक्तस्य महत्त्वमेतदसमं दूरेऽधिरूढं तव ॥१२॥

હે ભાઈ આકાશ! ચંદ્ર પોતાના અમૃત સમાન કિરણોનાં જળથી તને ચારે બાજુ સ્નાન કરાવે છે અને સૂર્ય પોતાનાં અત્યંત પ્રખર એવાં કિરણોથી તને વિશેષે કરીને બાળી મૂકે છે; છતાં પણ તું એ ચંદ્ર અને સૂર્યની સ્થિતિનો આ જગતમા વિસ્તાર કરે છે; તેને કારણે સર્વ વિકારોથી મુક્ત તારી મહત્તા એ બંને કરતાં વિશેષ બનીને કયાંય દૂર સુધી આગળ વધે છે. ૧૨

**પૃથ્વી**

विश्वास्य मधुरवचनैः साधून्ये वञ्चयन्ति नम्रतमाः ।
तानपि दधासि मातः काश्यपि यातस्तवापि च विवेकः

હે કશ્યપની પુત્રી પૃથ્વી! જે લોકો અત્યંત નમ્ર બનીને મધુર વચનોથી સાધુમંતોને છેતરી રહ્યા હોય છે, તે દુષ્ટ લોકોને પણ તું ધારણ કરે છે, તેથી તારો (રહ્યોસહ્યો) વિવેક પણ ચાલ્યો ગયો છે. ૧૩

**પાણી**

शैत्यं नाम गुणस्तवैव सहजः स्वाभाविकी स्वच्छता
किं ब्रूमः शुचितां भवन्ति शुचयः स्पर्शेन यस्यापरे ।
किं वातःपरमुच्यते स्तुतिपदं यज्जीवनं देहिनां
त्वंचेन्नीचपथेन गच्छसि पयः कस्त्वां निरोद्धुं क्षमः १४

હે જળ! શીતળતા એ તો તારો સ્વાભાવિક ગુણ છે તેમ જ તારામાં સ્વચ્છતા પણ સ્વાભાવિક છે. બીજા પવિત્ર પદાર્થો પણ તારા સ્પર્શથી પવિત્ર બને છે, એ બાબતમાં અમે શું કહીએ? તેથી વિશેષ તો અમે એટલું જ જણાવીએ છીએ કે, તું તો દેહધારીઓનું જીવન છે, માટે સ્તુતિને યોગ્ય છે. આમ છતાં તું પણ જો નીચે માર્ગે જાય છે, તો તને રોકવાને કોણ શક્તિમાન થશે? ૧૪

अब्जं त्वज्जमथाब्जभूस्तत इदं ब्रह्माण्डमण्डात्पुन-
र्विश्वस्थावरजंगमं तदितरत्त्वन्मूलमित्थं पयः ।
धिक्त्वां चीर इव प्रयासि निभृतं निर्गत्य जालान्तरे-
र्बध्यन्ते विवशास्त्वदेकशरणास्त्वामाश्रिता जन्तवः ॥१५

હે જળ! કમળ તમારામાથી થયું છે. કમળમાથી બ્રહ્મા થયા છે. તે બ્રહ્માથી આ બ્રહ્માંડ થયેલું છે અને તે બ્રહ્માંડમાથી આ જડ અને ચેતનથી ભરેલું વિશ્વ થયેલું છે; તેમાથી બીજું બધું થયું છે, એ રીતે બધા તારા મૂળમાથી થયેલા છે; પરંતુ તને ધિક્કાર છે, કારણ કે એક જાળમાંથી બીજી જાળમાં થઈને ચોરની જેમ સંતાઈને તું ગતિ કરે છે; પરંતુ તારે શરણે આવેલાં પ્રાણીઓ તારો આશ્રય લેવાને કારણે વિવશ થઈને બંધાઈ જાય છે. ૧૫

**પવન**

सन्ना नाविकघोरणी निपतिता मध्येजलं क्षेपणी
पन्थाः पर्वतदुर्गमो घनघनच्छन्नश्च तारापथः ।
हंहो मारुत दुस्तरो जलनिधिः शीर्णा च नौः सांप्रतं
मध्ये मज्जय वा तटं गमय वा हस्ते तवास्ते द्वयम् ॥

હે ભાઈ પવન! સુકાન પકડીને નાવિકને બેસવાનુ જે સ્થાન છે, તે ડૂબી રહ્યું છે. હલેસુ જળની અંદર પડી ગયું છે જળનો માર્ગ પર્વત(ખડકો)ને કારણે દુર્ગમ છે. આકાશ-તારાઓનો માર્ગ ઘેરા વાદળોથી ઘેરાયો છે. આ સમુદ્ર તરી જવો અઘરો છે અને હમણાં જ અમારી નાવડી તૂટવા લાગી છે; માટે હવે તો ડૂબાડે કે કિનારે પહોંચાડે એ બન્ને બાબત તારે હાથ છે. ૧૬

**મૃગતૃષ્ણિકા**

जलभ्रमोत्पत्तिकृतो गुणौघान्प्रकाशयन्त्यां मृगतृष्णिकायाम् । जलाशयभ्रान्तिरभून्ममैषा प्रभूतसंतापकरी पिपासा ॥ १७ ॥

પાણીના ભ્રમને પેદા કરનારા એવા ગુણો-(આભાસો)ના સમુદાયને પ્રગટ કરવાને કારણે જે મૃગતૃષ્ણા (ઝાંઝવાનાં જળ) પેદા થઈ છે, તેને ભ્રમને લીધે જળાશય માની લેતાં મારી આ તરસ પેદા થઈ છે કે જે મને ઘણો સંતાપ ઉપજાવે છે. ૧૭

**સોનું**

अग्निदाहे न मे दुःखं छेदे न निकषे न वा ।
यत्तदेव महद्दुःखं गुञ्जया सह तोलनम् ॥ १८ ॥

અગ્નિમાં બળવાનું, છેદાના–કપાવાનું કે કસોટીના પથ્થર પર ઘસાવાનું મને ખાસ દુઃખ લાગતું નથી; પણ મારું મોટું દુઃખ એ છે કે મને (તુચ્છ એવી) ચણોઠીની સાથે તોલવામાં આવે છે. ૧૮

न वै ताडनात्तापनाद्वह्निमध्ये न वै विक्रयात्क्लिश्य मानोऽहमस्मि। सुवर्णस्य मे मुख्यदुःखं तदेकं यतो मां जना गुञ्जया तोलयन्ति ॥ १९॥

મારા પર ઘણના ઘા મારવાથી, મને અગ્નિની અંદર નાખીને બાળવાથી કે પછી વેચવાથી કોઈ પણ પ્રકારનો ક્લેશ થતો નથી; પરંતુ મને (સોનાને) મુખ્ય દુઃખ થાય છે, તે એ છે કે માણુસો મને ચણોઠીની સાથે તોલી રહ્યા છે. ૧૯

## મોતી

अत्यन्तस्वच्छेनाविरुद्धेन सुवृत्तेनातिचारुणा ।
अन्तर्भिन्नेन संप्राप्तं मौक्तिकेन निबन्धनम् ॥२०॥

મોતી ખૂબ સ્વચ્છ, ચિત્તાકર્ષક, ગોળ અને રમણીય હોવા છતાં તે અંદરથી ભેદાવાને લીધે તેને (દોરામા પરોવવાનું) બંધન પ્રાપ્ત થયું. ૨૦

हृदये कुरु संचयं गुणानां यदि रे वाञ्छसि नासिके निवासम्। इति मौक्तिक ते वदामि नूनं गुणहीनो नहि नासिके विभाति ॥ २१ ॥

હે મોતી! 'જો તારે સુંદરીના નાક પર નિવાસ કરવો હોય તો તું હૃદયમા ગુણ (દોરા)નો સંગ્રહ કર,' એમ હું તને કહું છું, કારણ કે જો તું ગુણ (દોરા) વિનાનું હશે, તો તું નાક પર શોભીશ નહિ. ૨૧

रत्नाकरे परिहृता वसतिः किमन्यदङ्गीकृतः कठिनं वेधनदुःखभारः। वक्षोजकुम्भपरिरम्भणलोलुपेन किं किं न तेन विहितं बत मौक्तिकेन ॥ २२ ॥

જે મોતી રત્નાકર–સમુદ્રમાં રહેતું હતું, તે નિવાસસ્થાન તેણે છોડી દીધું; એટલું જ નહિ, પરંતુ પોતાની અંદર છિદ્ર પાડવાને માટે ઘણું જ કઠણ દુઃખ વેઠી લીધું; એ રીતે તેણે સુંદરીના સ્તનરૂપી કુંભની સાથે આલિંગન પામવાના લોભથી શું શું વેઠ્યું નથી?૨૨

## સોની

रे हेमकार परदुःखविचारमूढ किं मां मुहुः क्षिपसि वारशतानि वह्नौ। संदीप्यते मयि सुवर्ण गुणातिरेको लाभः परं तव मुखे खलु भस्मपातः ॥

બીજાના દુઃખનો વિચાર કરવામાં મૂઢ એવા હે સોની! તું મને વારંવાર સેંકડો વખત અગ્નિમાં શા માટે નાખે છે? એથી મારો સુવર્ણનો ગુણ (સુંદર વર્ણ) તો દેદીપ્યમાન બનીને વધી રહ્યો છે, પણ તને તો તારા મુખ પર રાખોડી પડવારૂપી જ લાભ થાય છે. ૨૩

## હાર

मुक्ताहार गुणीभूय नोपसर्प्यः स्तनस्त्वया ।
विभवे यस्य काठिन्यं व्यर्थं तदुपसर्पणम् ॥२४॥

હે મોતીના હાર! તું બેવડો બનીને સ્તન પર રહે છે, તે રહેવા જેવું નથી, કારણ કે જે (સ્તન) વૈભવ વધતા કઠિન બને તેની પાસે જવું નકામું છે. ૨૪

गुणवतस्तव हार न युज्यते परकलत्रकुचेषु विलुण्ठनम् । स्पृशति शीतकरो जघनस्थलीमुचितमस्ति तदेवकलंकिनः ॥

હે હાર! તું ગુણ(સૂત્ર)વાળો છે, તેથી બીજાઓની સ્ત્રીઓનાં સ્તનો પર આળોટે છે, તે તારે માટે યોગ્ય નથી. શીતળ કિરણવાળો ચંદ્ર સ્ત્રીઓના જઘન ભાગને અડકે છે, તે તેને ઘટે છે; કારણ કે તે પોતે કલંકવાળો છે. ૨૫

सद्वृत्तसद्गुणविचित्रमहार्हकान्ते कान्तावनस्तनतटाश्रितचारुमूर्ते। आः पामरीकठिनकण्ठविलग्नभग्नो हा हार हारितमहो भवता गुणित्वम् ॥२६॥

સારો વૃત્ત (ગોળાકાર, વર્તન) અને સારા ગુણ(દોરી, ગુણ)ને લીધે જે ઘણો કિંમતી છે અને જે વિચિત્ર કાંતિથી શોભે છે તેમ જ જેની સુંદર મૂર્તિ સુંદરી સ્ત્રીના ભારે સ્તનપ્રદેશ પર રહેવાથી શોભે છે એવા હે હાર! પામર સ્ત્રીના કઠણ કંઠમાં લાગીને તું તૂટી જાય છે અને તેને કારણે તારામાં જે ગુણવાનપણું (સૂત્ર સહિતપણું) છે તે પણ હરાઈ જાય છે, એ ખેદની વાત છે. ૨૬

दीर्णोऽसि चेत्कनकसूत्रनिवेशनाय मुक्ताकलाप किमतो भवतो विषादः। यत्पञ्चबाणजयमङ्गलहेमकुम्भकुम्भस्तनीस्तनतटे भवितानुषङ्गः ॥२७॥

હે મોતીના સમૂહ! સોનાના સૂત્રને પરોવવાને માટે તારા અંગને છેદવામાં આવ્યું, તેથી તને શાનો વિષાદ થાય છે? કારણ કે પાંચ બાણવાળા કામદેવને જય આપવામાં મંગલરૂપ બનેલ તેમ જ સોનાના ઘડા જેવા સુંદર લાગતા સ્તનરૂપી કુંભને ધારણ કરનારી સ્ત્રીના સ્તન પ્રદેશ પર તારો તો સુંદર સંગ થવાનો છે. ૨૭

अन्येऽपि सन्ति कति नो गुणिनो जगत्यां हार त्वमेव गुणिनामुपरि स्थितोऽसि। एणीदृशा-

मुरसि नित्यमवस्थितस्य सद्वृत्तता च शुचिता च न खण्डिता यत् ॥२८॥

હે હાર ! આ જગતમાં બીજા પણ કેટલા ગણી-જનો નથી, પરંતુ તું પોતે જ સર્વ ગુણવાનોમાં મુખ્ય બનીને બેઠેલો છે; કારણ કે હરણ સરખાં નેત્રવાળી સુંદર સ્ત્રીઓની છાતી પર તું કાયમ રહે છે તોપણ તારાં સદ્વર્તન (ગોળાકારપણું) અને પવિત્રતા-શુભ્રતા ખંડિત થયા નથી. ૨૮

येनाकारि महिभृतामविरलं कण्ठेषु लीलायितं
येन प्रापि सरोजसुन्दरदृशां तुङ्गस्तनालिङ्गनम् ।
जातं येन गजेन्द्रगण्डपुलिने साधारणं गुञ्जया
मुक्तादाम तदेव पामरपुरे नावाप कां कां दशाम् ॥

જેણે રાજાઓના કંઠપ્રદેશો પર વારંવાર ચંચળ લીલા કરી છે, જેને કમળ જેવાં સુંદર નયનોવાળી સુંદર સ્ત્રીઓના ઊંચા સ્તનનાં આલિંગન મળેલાં છે અને જેણે ગજરાજના ગંડસ્થળમાં જન્મ લીધો છે, તે મોતીઓના હારની પામર જનોની નગરીમાં ચણોઠી-ની જેમ શી શી માઠી દશા નથી થઈ? ૨૯

**કાંચળી**

श्रीमता कथय कञ्चुक पूर्वं कानि कानि सुकृतानि कृतानि । जन्म यापयसि येन समस्तं हारहृद्यहृदये हरिणाक्ष्याः ॥३०॥

હે કાંચળી ! તેં પહેલાં કયાં કયાં પુણ્યકર્મો કર્યાં છે તે કહે; કારણ કે હરિણના નેત્ર સમાન સુંદર નેત્રને ધારણ કરનારી સુંદરીના મુક્તાહારથી મનોહર સ્તન-પ્રદેશ પર તું આખો જન્મ પસાર કરે છે. ૩૦

**કુંડલ**

यत्पूर्वं पवनाग्निशस्त्रसलिलैश्चीर्णं तपो दुष्कर
तस्यैतत्फलमीदृशं परिणतं यज्जातरूपं वपुः ।
मुग्धापाण्डुकपोलचुम्बनसुखं सङ्गश्च रत्नोत्तमैः
प्राप्तं कुण्डल वाञ्छसे किमपरं यन्मूढ दोलायसे ॥

હે કુંડલ ! તેં પહેલાં પવન, અગ્નિ, શસ્ત્ર અને પાણી વગેરેનો આધાર લઈને અત્યંત દુષ્કર તપ કર્યું, તેના જ ફળરૂપે આવું અત્યંત સુંદર શરીર તને મળેલું છે તરુણ સ્ત્રીના ગોરા ગાલને ચુંબન આપવાનું સુખ અને ઉત્તમ રત્નો સાથેનો સંગ એ બધું તને મળ્યું છે. હવે હે મૂઢ ! તારે બીજું શું જોઈએ કે જેથી તું ચંચળ બનીને ડોલે છે ! ૩૧

**નાકનું ભૂષણ**

हारस्यातिदुरापमस्ति भुवने हे नासिकाभूषण
त्वत्सौभाग्यमिति प्रतीहि वनितावक्त्रेन्दुकान्तिप्रद ।
यत्कान्तातनुसंगमाय सहते सोऽन्तर्विभेदव्यथां
सा नासा पुटभेदनादपि भवत्सङ्गं यतो वाञ्छति ॥

સ્ત્રીના મુખરૂપી ચંદ્રને કાંતિ આપનાર એવા હે નાકના ભૂષણ ! તને જે સૌભાગ્ય મળેલું છે તે હારને પ્રાપ્ત થઈ શકે એમ નથી, એમ અમને લાગે છે. સુંદર સ્ત્રીનો સમાગમ થાય એટલા માટે હારમાં પરોવેલાં મોતીઓ જાતે પીડા ભોગવીને વીંધાય છે, જ્યારે સુંદર સ્ત્રી જાતે પોતાનું નાક વીંધાવીને તારા સંગને ઇચ્છે છે.

**વલય**

गुणानामज्ञानादनुभवतु तावत्प्रतिपदं
मुहुर्बाहुच्छेदव्यतिकरमसौ स्वर्णवलयः ।
अपि ज्ञाते तत्त्वे तव गुणसमुद्रस्य पुरतः ।
समं गुञ्जापुञ्जैस्तुलनमतिलज्जाकरमिदम् ॥३३॥

ગુણોને નહિ જાણવાને લીધે આ સોનાનું વલય (કડું) ઘડીભર સુંદરીના હાથથી જુદું પડવાનું સંકટ ભોગવતું હોય, તો ભલે ભોગવે; પરંતુ એક વખત તારી સાચી બાબત જાણી લીધા પછી, તો તું કે જે ગુણનો સમુદ્ર છે, તેને ચણોઠીઓના સમૂહ સાથે તોલવું પડશે, એ પણ તારે માટે અત્યંત શરમજનક ગણાશે. ૩૩

**રંગ**

हे रङ्ग हेमतुलया तुलितोऽसि नित्यं
मानं जहीहि किमु पश्यसि नो विशेषम् ।
स्वर्णं सरत्नघटितं नृपशेखरेषु
त्वं पाप पामरवधूचरणेषु लीनः ॥३४॥

હે ચાંદીના ઝાંઝર ! તને સોનું તોલવાનાં ત્રાજવાથી તોલવામાં આવ્યું, તેથી જો તને અભિમાન પેદા થતું હોય તો તું છોડી દે; કારણ કે રત્નો જડવામાં આવ્યાં છે એવું આ સોનું તો રાજાઓના મસ્તક પર ચડે છે અને હે પાપી ! તું તો પામર સ્ત્રીઓનાં ચરણોમાં ટંકાયેલું રહે છે. એટલો તારામાં અને સોનામાં ફેર છે. ૩૪

**વીણાદંડ**

यदेतत्कामिन्याः सुरतविरतौ पल्लवरुचा
करेणानीतस्त्वं वससि सह हारेण गुणिना ।
मुहुः कुर्वन्नीतं कुचकलशपीठोपरि लुठ-
न्नये. वीणादण्ड प्रकटय फलं कस्य तरतः ॥३५॥

હે વીણાના દંડ! સુરતક્રીડા પછી આરામ કરતી વખતે કામિની સ્ત્રીના નવપલ્લવ જેવા ગુલાબી હાથ વડે ધારણ કરાઈને તું કિંમતી મુક્તાહારની સાથે નિવાસ કરે છે. હવે એના સ્તનરૂપી કલશની પીઠ પર નાચ કરતો એવો તું વારંવાર ગીત ગાઈને કોઈક અલૌકિક તપના ફલને પ્રગટ કર. ૩૫

### મુરલી

माधवस्य मुरली मुखलग्ना रागमावहतु किंतु वयस्ये। वंशजाहमिति मास्तु सगर्वा या बिभर्ति बहुशो विवराणि ॥ ३६ ॥

હે સખી મુરલી! માધવના મુખ પર લાગીને સુંદર રાગ પ્રગટ કરવો હોય, તો તું ભલે પ્રગટ કર; 'પરંતુ હું સારા વંશ(વાંસ)માંથી પેદા થઈ છું' એ રીતનો જો તું ગર્વ રાખતી હોય તો રાખીશ નહિ, કારણ કે તું તારા શરીરની અંદર ઘણાં છિદ્ર ધારણ કરે છે.

परिपीड्य करद्वयेन गाढं परपुंसा परिचुम्बिताननापि। मुरली महनीयवंशजाता मुहुराक्रन्दममन्दमातनोति ॥३७॥

બે હાથના દબાણથી ખૂબ જ પીડા પમાડીને જેના મુખનું ચુંબન પરપુરુષે કરેલું છે એવી આ મુરલી ઘણા ઉચ્ચ વંશ (વાંસ) મા પેદા થઈ હોવાને કારણે મોટેથી વારંવાર રુદન કરી રહી છે. ૩૭

### વણકર

भ्रातर्ग्राम्यकुविन्द कन्दलयता वस्त्राण्यमूनि त्वया गोणीविभ्रमभाजनानि सुबहून्यात्मा किमायास्यते। किं त्वेकं रुचिरं चिरादभिनवं वासस्तदासूत्र्यतां यन्नोज्झन्ति कुचस्थलात्क्षणमपि क्षोणीभुजां वल्लभाः॥

ગામડાના હે વણકરભાઈ! આ કોથળા જેવાં ભારે લાગતાં એવાં ઘણાં વસ્ત્રોને વણવામાં તું તારી જાતને શા માટે આટલો બધો કલેશ આપે છે? હવે તું જાડાં વસ્ત્ર વણવાનું છોડી દઈને એક જ સુંદર અને નવીન એવું વસ્ત્ર વણીને તૈયાર કર કે જેનો રાજાની રાણીઓ પોતાના સ્તનપ્રદેશ પરથી ઘડી માટે પણ ત્યાગ કરે નહિ

### કર્ણધાર-નાવિક

दुर्गा नदी शिथिलबन्धविडम्बिनी नौरभ्युन्नता जलमुचो विषमः समीरः। आरूढवानिजकुटुम्बयुतोऽध्वनीनस्तत्कर्णधार कुरु यत्सदृशं कुलस्य ॥ ३९॥

હે કર્ણધાર નાવિક! આ નદી તરી જવાય એમ નથી. આ નૌકા બંધન શિથિલ થવાથી ડૂબવાની તૈયારી કરે છે. ઉપર મેઘ ચડી આવ્યા છે. પવન ઊલટી ગતિએ વાય છે. મારા કુટુંબને સાથે લઈને બેઠેલો એવો હું મુસાફર છું; માટે તારા કુળની શોભા વધે તેવું કરજે. ૩૯

जीर्णा तरिः सरिदियं च गभीरनीरा नक्राकुला वहति वायुरतिप्रचण्डः। तार्याः स्त्रियश्च शिशवश्च तथैव वृद्धास्तत्कर्णधारभुजयोर्बलमाश्रयामः ॥ ४० ॥

આ હોડી જીર્ણ થયેલી છે, અત્યંત ઊંડાં પાણીથી ભરેલી આ નદી મગરોથી ઘેરાયેલી છે, વાયુ અત્યંત પ્રચંડ રીતે વાઈ રહ્યો છે અને સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધજનો એ બધાને ઉગારી લેવાનાં છે; માટે હે નાવિક! તારી ભુજાઓના બળનો અમે આશ્રય કરીએ છીએ.

### તેલી

अमी तिलास्तैलिक नूनमेतां स्नेहादवस्थां भवतोपनीताः। द्वेषोऽभविष्यद्यदमीषु नूनं तदा न जाने किमिवाकरिष्यः ॥ ४१ ॥

હે તેલી! સ્નેહ(તેલ)ને લીધે તેં આ તલને પીલીને તેમની આવી કફોડી અવસ્થા કરી નાખી; પણ જો તને એ તલને વિષે દ્વેષ હોત, તો તો તેમની તેં શી દશા કરી હોત, તે હું જાણતો નથી. ૪૧

### વ્યાધ-શિકારી

एको विश्वसतां हराम्यपघृणः प्राणानहं प्राणिनामित्येवं परिचिन्त्य मा स्वमनसि व्याधानुतापं कृथाः। भूपानां भवनेषु किं च विमलक्षेत्रेषु गूढाशयाः साधूनामरयो वसन्ति कति नो त्वत्तुल्यकक्षाः खलाः

હે ભાઈ શિકારી! 'હું એકલો જ દયા વિનાનો બનીને મારી પર વિશ્વાસ રાખનારાં પ્રાણીઓનાં પ્રાણ હરી રહ્યો છું,' એમ વિચારીને તું તારા મતમાં ખોટો સંતાપ કરતો નહિ; કારણ કે રાજાઓનાં ભવનોમાં અને પવિત્ર સ્થળોમાં છૂપા દુષ્ટ આશયવાળા તારા જેવા કેટલાએ ખલ માણસો સજ્જનોના શત્રુ બનીને શું નથી વસી રહ્યા? ૪૩

सर्वोद्वेगकरं मृगादनममुं संत्यज्य हा धिक्त्वया लोकस्यानुपकारिणं गिरिनदीतीराटवीनिर्वृतम्। अश्नन्तं तृणमेणशावमदयं व्याध प्रतार्य वृथा देवो दुर्बलघातकोऽयमिति सा गाथा यथार्थीकृता ॥४२

હે શિકારી! સર્વને ઉદ્વેગ કરનારા, લોકોને અનુપકારી એવા અને પર્વતની નદીઓના કિનારા પરનાં જંગલોમા ભરાઈ રહેલા પશુભક્ષી વાઘ-સિંહને મારવાનું છોડી દઈને ફક્ત ઘાસ ખાનાર હરણના બચ્ચાને તેં નકામું મારી નાખ્યું. ખરેખર 'દૈવ પણ દુર્બલનો જ ઘાતક છે,' એ જાણીતી કહેવત તેં સાચી કરી બતાવી છે. ૪૩

### વિષમંત્રી-ગારુડી

भेकेन क्वणता सरोषपरुषं यत्कृष्णसर्पानने
दातुं कर्णचपेटमुज्झितभिया हस्तः समुल्लासितः ।
यच्चाधोमुखमक्षिणी विदधता नागेन तूष्णीं स्थितं
तत्सर्वं विषमन्त्रिणो भगवतः कस्यापि लीलायितम्॥

ડ્રાં ડ્રાં અવાજ કરતા દેડકાએ રોષને કારણે કઠોર બનેલી એવી કર્ણચપેટ (લપડાક) કૃષ્ણ સર્પના મુખ પર મારવા માટે નિર્ભયપણે પોતાનો હાથ લાંબો કર્યો; પણ જેનાં ચક્ષુ પૃથ્વી તરફ નીચે ઢળેલા છે, એવા તે નાગે તેને કાંઈ જ કર્યું નહિ; તે જ બતાવી આપે છે કે, કોઈ અલૌકિક પ્રભાવવાળા વિષમંત્રો જાણનાર ગારુડીએ આ પ્રકારની રમત કરેલી છે. ૪૪

### માળી

तोयैरल्पैरपि करुणया भीमभानौ निदाघे
मालाकार व्यरचि भवता या तरोरस्य पुष्टिः ।
सा किं शक्या जनयितुमिह प्रावृषेण्येन वारां
धारासारानपि विकिरता विश्वतो वारिदेन ॥४५॥

ઉનાળામા સૂર્ય પ્રચંડ રીતે તપતો હતો તેવા સમયે હે માળી! તેં દયા કરીને થોડા પાણી વડે પણ આ વૃક્ષનું જે સારી રીતે પોષણ કર્યું, તેનું પોષણ શું ચારે બાજુ જલની ધારાને વરસાવતા ચોમાસાના મેઘથી થઈ શકશે ખરું કે? ૪૫

### કાયસ્થ

विप्रेभ्यः साधुदानं रिपुजनसुहृदां चोपकारान्कुरु त्वं
सौजन्यं बन्धुवर्गे निजहितमुचितं स्वामिकार्यं यथार्थम् ।
श्रोत्रे ते तथ्यमेतत्कथयति सततं लेखनी भाग्यशालि-
न्नो चेन्नष्टेऽधिकारे मम मुखसदृशं तावकास्यं भवेद्धि ॥

'હે ભાગ્યશાળી! બ્રાહ્મણોને સારી રીતે દાન આપ; શત્રુઓ અને મિત્રો બંને પર યોગ્ય રીતે ઉપકાર કર; કુટુંબીજનો પર સુજનતાનો ભાવ બનાવ; પોતાનું હિત સારી રીતે કર. જો તું એમ નહિ કરે, તો જ્યારે તારો અધિકાર ચાલ્યો જશે ત્યારે તારું મુખ મારા મુખ જેવું કાળુંમેશ થઈ જશે' એ રીતે લેખની (કાયસ્થ-અમલદાર બનેલા) તને બંને કાન પર સંભળાય, તે રીતે વારંવાર કહી રહી છે. ૪૬

### કવિ

कस्त्वं भोः कविरस्मि तत्किमु सखे क्षीणोऽस्यनाहारतो
धिग्देशं गुणिनोऽपि दुर्गतिरियं देशं न मामेव धिक् ।
पाकार्थी क्षुधितो यदैव विदधे पाकाय बुद्धिं तदा
विन्ध्ये नेन्धनमम्बुधौ न सलिलं नान्नं धरित्रीतले ॥४७

'ભાઈ! તમે કોણ છો?' 'ભાઈ, હું કવિ છું.' 'મિત્ર! આટલા દૂબળા કેમ છો?' 'ખાવાનું નહિ મળવાથી.' 'અરે! જ્યાં ગુણવાન જનોને ખાવાનું પણ ન મળે, તેવા આ દેશને ધિક્કાર છે.' 'ના, ના, દેશને ધિક્કાર નહિ, ધિક્કાર તો મને આપવો જોઈએ; કારણ કે જ્યારે હું ભૂખ્યો થતાં ભોજન બનાવવાની ઇચ્છા કરું છું, ત્યારે મારા દુર્ભાગ્યે વિંધ્યાચળ પર લાકડાં હોતાં નથી, સાગરમા પાણી હોતાં નથી અને પૃથ્વી પર અનાજ હોતાં નથી.'

### બાળક

ये शिरसा निहिता अपि न भवन्ति सखे समान सुखदुःखाः । चिकुरा इव ते बाला एव जरापाण्डुभावेऽपि ।४८॥

હે મિત્ર! મસ્તક પર રહેલા વાળ પણ વૃદ્ધાવસ્થા આવતાં સમાન રીતે સુખદુઃખના ભાગી થતા નથી; અર્થાત્ બધા જ વાળ એક જ સરખી રીતે ધોળા થતા નથી. તે જ રીતે જે બાળકોને પણ મસ્તકે ચડાવી ઉછેર્યા હોય અર્થાત્ ઘણા લાડથી ઉછેર્યાં હોય તો તે વૃદ્ધાવસ્થા આવતાં આપણા સુખદુઃખમા સરખાં ભાગીદાર થતાં નથી.

### શૈલૂષ-નટ

वंशः प्रांशुरसौ घुणव्रणमयो जीर्णा वरत्रा इमा
कीलाः कुण्ठतया विशन्ति न महीमाहन्यमाना अपि ।
आरोहव्यवसायसाहसमिदं शैलूष संत्यज्यतां
दूरे श्रीर्निकटे कृतान्तमहिषग्रैवेयघण्टारवः ॥४९॥

હે ભાઈ નટ! આ વાંસ ઊંચો છે, તે કીડાને કારણે સડેલો બની કાણાંવાળો થયો છે, તેની ઉપર ચડવાની ચામડાની પટ્ટી (વરત્રા) જીર્ણ બનેલી છે. આ ખીલા બુઠ્ઠા થવાને કારણે ઠોકવા છતાં જમીનની

અંદર ઊતરતા નથી; માટે તું જે ઉપર ચડવાના સાહસ-કાર્યમાં પરોવાયો છે, તે છોડી દે; કારણ કે લક્ષ્મી મળવાની વાત તો આઘે છે અને યમરાજના પાડાની ડોકે બાંધેલ ઘંટનો નાદ તો પાસે સંભળાય છે. ૪૯

**કુશીલવ–સૂત્રધાર વગેરે પાત્રો**

मौलिः स्वर्णकिरीटकान्तिरुचिरः केयूरभव्यौ भुजौ
त्वद्भृत्याः किल कञ्चुकिप्रभृतयो देवेति विज्ञाप्यसे ।
इत्थं कल्पनया कुशीलव नृपाहंकारदार्ढ्यं वृथा
नृत्यान्ते भवतो भविष्यति मसीमात्रावशेषं वपुः ॥५०

હે કુશીલવ (નાટકનું મુખ્ય પાત્ર ભજવનાર)! તારો મુગટ સોનાના મુગટના જેવી કાંતિ ધારણ કરવાથી સુંદર લાગે છે. તારી બન્ને ભુજાઓ પર મોટાં સુંદર કડાં છે. કંચુકી વગેરે તારા સેવકો 'દેવ દેવ' કહીને તારી રાજા તરીકે ઓળખાણ આપે છે; પરંતુ એ રીતની કલ્પના કરીને તું રાજાપણાનો અહંકાર આવવાથી ખોટી રીતે કઠોરતાનો આશ્રય કરીશ નહિ; કારણ કે નાટક પૂરું થયા પછી તો (વેશભૂષા ઉતારી દેતાં) તારા શરીર પર ફક્ત મેશ જ બાકી રહેવાની છે. ૫૦

**ભીલકન્યા**

स्रग्दाम मूर्धनि निवेहि गवेधुकानां गुञ्जामयी-
मुरसि धारय हारयष्टिम् । बाले कलावति चिरं पति-
तासि पल्लौ तल्लोहमन्यदपि भूषणमेषणीयम् ॥५१॥

હે કલાવતી બાલા! તું પુષ્પની માળાને મસ્તક પર ધારણ કર; તેમ જ ઘરમાંથી તૈયાર કરેલી, ચણોઠી પરોવેલી એવી માળા છાતી પર ધારણ કર; કારણ કે તને ભીલ લોકના નાના ગામડામાં આપી છે તેથી લોઢા સિવાયનાં આભૂષણોમાં તારે માટે એ જ શોધવા યોગ્ય છે. ૫૧

**ભીલમુખીની દીકરી**

एतन्मन्दविपक्वतिन्दुकफलश्यामोदरापाण्डुर-
प्रान्तं हन्त पुलिन्दसुन्दरकरस्पर्शक्षमं लक्ष्यते ।
तत्पल्लीपतिपुत्रि कुञ्जरकुलं कुम्भाभयाभ्यर्थना-
दीनं त्वामनुनाथते कुचयुगं पत्त्रावृतं मा कृथाः ॥

હે ભીલોના મુખીની પુત્રી! જેનો વચલો ભાગ ધીરા તાપથી પાકેલ તિંદુલ ફળના જેવો શ્યામ છે અને જેની કિનારી પરનો ભાગ શ્વેત છે એવા તારાં સ્તનયુગલ પુલિંદ જાતિના સુંદર યુવાનના હાથના સ્પર્શને સહન કરી શકે તેમ છે. હવે આ હાથીઓનું ટોળું પોતાના ગંડસ્થળાને (ભીલો તરફથી) અભય મળે એ પ્રકારની પ્રાર્થનાથી દીન બનીને તારી પાસે માગણી કરે છે, માટે તારાં બંને સ્તનોને પાંદડાંથી ઢાંકવાનો પ્રયત્ન કરીશ નહિ. ૫૨

**મુસાફર**

न यत्र गुणवत्पात्रमेकमप्यस्ति संनिधौ ।
कस्तत्र भवतः पान्थ कूपाम्बुग्रहणाग्रहः ॥ ५३ ॥

જો તારી પાસે એક પણ ગુણ(દોરી)વાળું પાત્ર ન હોય, તો પછી તું કૂવાના જળને લેવાનો જે આગ્રહ કરે છે, તે કયા પ્રકારનો છે? ૫૩

वापी कापि कदापि न श्रुतचरी को वेद कीदृक्सरो
व्योमाम्भोजवनीव चात्र तटिनी कैर्नाम विज्ञायते ।
हंहो पान्थ दुरन्तसाहसभरैरत्रागतं चेन्मरौ
मण्डूकाकुलपङ्कसंकुलजलादप्रोः कवन्धं पिब ॥५४॥

હે મુસાફર! આ મરુભૂમિમાં કોઈએ ક્યારેય પણ વાવનું નામ તો સાંભળ્યું નથી; સરોવર કેવું હોય તે પણ કોઈ જાણતું નથી; નદીનું નામ પણ કોઈ જાણતું નથી. આકાશમાં કમળનાં વન ઊગે તો અહીં નદી હોય. એટલે અત્યંત મોટું સાહસ કરીને તમે આ મરુભૂમિમા આવી પહોંચ્યા છો, તો પછી દેડકાંનાં ટોળાંથી કાદવવાળાં થયેલાં કૂવાનાં ખારાં જળ પીઓ.

**કસ્તૂરી**

अयि त्यक्तासि कस्तूरि पामरैः पङ्कशङ्कया ।
अलं खेदेन भूपालाः किं न सन्ति महीतले ॥५५

અરે હે કસ્તૂરી! પામર માણસોએ તને કાદવ હોવાની શંકાથી ફેંકી દીધી છે; તેથી તું ખેદ કરીશ નહિ; આ પૃથ્વી પર શું રાજાઓ રહ્યા નથી? ૫૫

यद्यपि दैवाल्लब्धा कस्तूरिभूमिरत्र भूरितरम् ।
नेया किमसौ तदपि हि शौचार्थं जानता पुंसा ॥

ધારો કે દૈવયોગે અતિશય કસ્તૂરી થતી હોય તેવું સ્થળ મળી આવે, તેથી શું કસ્તૂરીને ઓળખનાર માણસે તે કસ્તૂરીનો લીંપવા–માંજવામાં ઉપયોગ કરવો જોઈએ? ૫૬

दुर्लीलपल्लीपतिपुत्रहस्ते कस्तूरि कस्ते वद दुर्विपाकः । आरभ्य सौरभ्यकथासु मौनं मालिन्यमात्रे वचसोऽवकाशः ॥५७॥

હે કસ્તૂરી! ખરાબ ચેષ્ટા કરનાર ભીલના મુખીના છોકરાના હાથમાં તું જઈ પડી તેથી તને શોક શા માટે થાય છે તે તો કહે? ધારો કે તારી સુગંધી ફેલાવનારી કથાઓનો મહિમા ગાવામાં મૌન રાખીએ

તોપણ તારી જે સુંદર કાળાશ (મલિનતા) છે, તેના વખાણ કરવા માટે તો વાણીને પૂરો અવકાશ રહે છે.

अयि बत गुरुगर्वं मा स्म कस्तूरि यासीरखिलपरिमलानां मौलिना सौरभेण। गिरिगहनगुहायां लीनमत्यन्तदीनं स्वजनकममुनैव प्राणहीनं करोषि ॥

હે કસ્તૂરી! સર્વ પ્રકારના સુગંધિત પદાર્થોમાં વિશેષ સુગંધીને કારણે તું જે મોટાઈનો ગર્વ ધારણ કરે છે. તે ગર્વને તું છોડી દે; કારણ કે તારી સુગંધીને લીધે જ પર્વતની ઊંડી ગુફામાં સંતાઈને અત્યંત દીન જેવા રહેલા તારા પિતા કસ્તૂરીમૃગને તું પ્રાણ વિનાનો કરે છે. ૫૮

जन्मस्थानं न खलु विमलं वर्णनीयो न वर्णो
दूरे पुंसां वपुषि रचना पङ्कशङ्कां करोति।
यद्यप्येवं सकलसुरभिद्रव्यगर्वोपहारी
को जानीते परिमलगुणः कोऽपि कस्तूरिकायाः ॥

કસ્તૂરીનું જન્મસ્થાન ખાસ સ્વચ્છ નથી. તેનો વર્ણ (રંગ) પણ વખાણવા જેવો નથી. માણસોથી દૂર રહેનારના શરીરમાં તેની ઉત્પત્તિ છે. માણસો દૂરથી તો તેમાં કાદવની શંકા કરે છે. એ રીતે જોકે કસ્તૂરીમાં બધા દોષો છે, પરંતુ બધા જ સુગંધિત પદાર્થોના ગર્વને હરી લેવાનો કસ્તૂરીને સુગંધીનો જે અલૌકિક ગુણ મળેલો છે, તેને કોણ જાણે છે? ૫૯

**દીવો**

रक्ष पात्रगतं स्नेहं प्रदीप श्रीविवर्धनम्।
प्रयास्यन्ति विना तेन भस्मत्वं यद्वद्गुणाः ॥६०॥

હે દીવા! તારા પાત્રની અંદર રહેલ સ્નેહ(તેલ)નું તું રક્ષણ કર; કારણ કે તે સ્નેહ તારી શોભામાં વધારો કરનાર છે. તે સ્નેહ વિના તારા બધા ગુણો ભસ્મરૂપ બની જશે. ૬૦

बहिरतिनिर्मलरूपं वहतस्ते दीप दैवतो जगति।
अवगतमचिरादान्तरमौज्ज्वल्यं कज्जलद्वारा ॥ ६१ ॥

હે દીવા! દૈવના યોગે તું બહાર તો અત્યંત નિર્મળ એવા સ્વરૂપને ધારણ કરે છે; પરંતુ તારા અંતરમાં જે પ્રકારની ઉજ્જવળતા (કાળાશ?) છે, તે તો આ કાજળ દ્વારા જ જણાઈ જાય છે. ૬૧

न मणेरितोऽधिका भा नो मृदुता न प्रकाशसमता वा। अचिरस्थितिरिति दीपो न हि बहुमूल्योऽभवत्प्रायः ॥६२॥

દીવા કરતાં મણિનો પ્રકાશ વધારે હોતો નથી. દીવા જેટલી કોમળતા મણિમાં નથી તેમ જ મણિની અંદર દીવાના જેટલો સમાન પ્રકાશ પણ હોતો નથી; તે છતાં પણ દીવાનું મૂલ્ય (મણિ જેટલું) વધારે જોવામાં આવતું નથી, તેનું કારણ એ છે કે દીવો થોડો વખત રહીને ઓલવાઈ જાય છે. ૬૨

यां कान्तिं वहसि परां प्रदीप भद्र स्वीयासाविति हृदि मा स्म मन्यथास्त्वम्। सस्नेहे त्वयि निशि भानुनाहितासौ नैवं चेदहनि सति क्व वा गता सा ॥६३॥

હે ભાઈ દીવા! તું જે ઉત્તમ કાંતિ ધારણ કરે છે; તે તારી પોતાની છે એમ તું હૃદયમાં માનતો નહિ; કારણ કે રાતને વખતે સ્નેહ(તેલ)થી ભરપૂર બનેલ તારે વિષે સૂર્યે જે પ્રકાશ મૂક્યો હતો, તે જ તારો પ્રકાશ છે; નહિ તો દિવસ થનાંની સાથે જ તારો પોતાનો પ્રકાશ ક્યાં ચાલ્યો જાય છે? ૬૩

प्रदीप किमु कुप्यसि प्रलयमारुतप्रज्वलत्प्रभापटलपाटलप्रकटपावकव्यक्तये। त्वमङ्ग किमु कामिनीकुचतटीपटीपल्लवप्रकम्पनपरिस्फुरत्पवनलेशपारंगतः ॥६४

હે દીવા! પ્રલયકાળના પવનથી પ્રજ્વળતી પ્રકાશની જ્યોતને લીધે ફિક્કા લાલ રંગવાળા પ્રકાશમય અગ્નિને પ્રગટ થયેલો જોઈને તું શા માટે કોપ કરે છે? કારણ કે કામિની સ્ત્રીના સ્તનને કિનારે રહેલ સાડીનો પાલવ હાલવાથી જે જરાક પવન આવે છે, તેનાથી તું પારંગત (કુશલ, પારે પહોંચી જવું—નાશ પામવું તે) દશાને પામે છે, તેની તને ખબર નથી. ૬૪

रे रे दीप तिरस्कृताखिलतमः स्तोमारिवर्गस्य ते
रात्रौ गूढनिजाङ्गपातिशलभापातेन किं पौरुषम्।
तत्कर्माचर येन तावकयशो भूयात्प्रभाते पुन-
र्न स्नेहो न च सा दशा नहि परं ज्योतिः परं स्थास्यति॥

હે દીવા! તેં સર્વ અંધકારના સમૂહરૂપી શત્રુવર્ગનો નાશ કરેલો છે. હવે રાતના વખતે છૂપી રીતે પોતાના અંગને હોમી દેતા આ પતંગિયાનો નાશ કરવાથી તારો પુરુષાર્થ શું શોભવાનો છે? માટે તું એવું કાર્ય કર કે જેથી તારો યશ ગવાઈ જાય, કારણ કે સવાર થતાં તો તારામાં સ્નેહ (તેલ) નહિ હોય, તારી તે દશા (દિવેટ) નહિ હોય તેમ જ તારી જ્યોત પણ સ્થિર રહેશે નહિ. ૬૫

અંદર ઊતરતા નથી; માટે તું જે ઉપર ચડવાના સાહસ-કાર્યમાં પરોવાયો છે, તે છોડી દે; કારણ કે લક્ષ્મી મળવાની વાત તો આઘે છે અને યમરાજના પાડાની ડોકે બાંધેલ ઘંટનો નાદ તો પાસે સંભળાય છે. ૪૯

## કુશીલવ-સૂત્રધાર વગેરે પાત્રો

मौलिः स्वर्णकिरीटकान्तिरुचिरः केयूरभव्यौ भुजौ
त्वद्भृत्याः किल कञ्चुकिप्रभृतयो देवेति विज्ञाप्यसे ।
इत्थं कल्पनया कुशीलव नृपाहंकारदार्ढ्यं वृथा
नृत्यान्ते भवतो भविष्यति मसीमात्रावशेषं वपुः॥५०

હે કુશીલવ (નાટકનું મુખ્ય પાત્ર ભજવનાર)! તારો મુગટ સોનાના મુગટના જેવી કાંતિ ધારણ કરવાથી સુંદર લાગે છે. તારી બન્ને ભુજાઓ પર મોટાં સુંદર કડાં છે. કંચુકી વગેરે તારા સેવકો 'દેવ દેવ' કહીને તારી રાજા તરીકે ઓળખાણ આપે છે; પરંતુ એ રીતની કલ્પના કરીને તું રાજાપણાનો અહંકાર આવવાથી ખોટી રીતે કઠોરતાનો આશ્રય કરીશ નહિ; કારણ કે નાટક પૂરું થયા પછી તો (વેશભૂષા ઉતારી દેતાં) તારા શરીર પર ફક્ત મેશ જ બાકી રહેવાની છે. ૫૦

## ભીલકન્યા

स्रग्दाम मूर्धनि निधेहि गवेधुकानां गुञ्जामयीमुरसि धारय हारयष्टिम् । बाले कलावति चिरं पतितासि पल्लौ तल्लोहमन्यदपि भूषणमेषणीयम् ॥५१॥

હે કલાવતી બાલા! તુ પુષ્પની માળાને મસ્તક પર ધારણ કર; તેમ જ ઘરમાંથી તૈયાર કરેલી, ચણોઠી પરોવેલી એવી માળા છાતી પર ધારણ કર; કારણ કે તને ભીલ લોકના નાના ગામડામાં આપી છે તેથી લોઢા સિવાયનાં આભૂષણોમાં તારે માટે એ જ ઇચ્છવા યોગ્ય છે. ૫૧

## ભીલમુખીની દીકરી

एतन्मन्दविपक्वतिन्दुकफलश्यामोदरापाण्डुर-
प्रान्तं हन्त पुलिन्दसुन्दरकरस्पर्शक्षमं लक्ष्यते।
तत्पल्लीपतिपुत्रि कुञ्जरकुलं कुम्भाभयाभ्यर्थना-
दीनं त्वामनुनाथते कुचयुगं पत्त्रावृतं मा कृथाः ॥

હે ભીલોના મુખીની પુત્રી! જેનો વચલો ભાગ ધીરા તાપથી પકવેલ તિંદુલ ફળના જેવો શ્યામ છે અને જેની કિનારી પરનો ભાગ શ્વેત છે એવાં તારાં સ્તનયુગલ પુલિંદ જાતિના સુંદર યુવાનના હાથના સ્પર્શને સહન કરી શકે તેમ છે. હવે આ હાથીઓનું ટોળું પોતાના ગંડસ્થળોને (ભીલો તરફથી) અભય મળે એ પ્રકારની પ્રાર્થનાથી દીન બનીને તારી પાસે માગણી કરે છે, માટે તારાં બંને સ્તનોને પાંદડાંથી ઢાંકવાનો પ્રયત્ન કરીશ નહિ. ૫૨

## મુસાફર

न यत्र गुणवत्पात्रमेकमप्यस्ति संनिधौ ।
कस्तत्र भवतः पान्थ कूपाम्बुग्रहणाग्रहः ॥ ५३ ॥

જો તારી પાસે એક પણ ગુણ(દોરી)વાળું પાત્ર ન હોય, તો પછી તું કૂવાના જળને લેવાનો જે આગ્રહ કરે છે, તે કયા પ્રકારનો છે? ૫૩

वापी कापि कदापि न श्रुतचरी को वेद कीदृक्सरो
व्योमाम्भोजवनीव चात्र तटिनी कैर्नाम विज्ञायते ।
हंहो पान्थ दुरन्तसाहसभरैरत्रागतं चेन्मरौ
मण्डूकाकुलपङ्कसंकुलजलादप्नोः कबन्धं पिब ॥५४॥

હે મુસાફર! આ મરુભૂમિમાં કોઈએ ક્યારેય પણ વાવનું નામ તો સાંભળ્યું નથી; સરોવર કેવું હોય તે પણ કોઈ જાણતું નથી; નદીનું નામ પણ કોઈ જાણતું નથી. આકાશમાં કમળનાં વન ઊગે તો અહીં નદી હોય. એટલે અત્યંત મોટું સાહસ કરીને તમે આ મરુભૂમિમાં આવી પહોંચ્યા છો, તો પછી દેડકાંનાં ટોળાંથી કાદવવાળાં થયેલાં કૂવાનાં ખારાં જળ પીઓ.

## કસ્તૂરી

अयि त्यक्तासि कस्तूरि पामरैः पङ्कशङ्कया ।
अलं खेदेन भूपालाः किं न सन्ति महीतले ॥५५

અરે હે કસ્તૂરી! પામર માણસોએ તને કાદવ હોવાની શંકાથી ફેંકી દીધી છે; તેથી તું ખેદ કરીશ નહિ; આ પૃથ્વી પર શું રાજાઓ રહ્યા નથી? ૫૫

यद्यपि दैवाल्लब्धा कस्तूरिभूमिरत्र भूरितरम् ।
नेया किमसौ तदपि हि शौचार्थं जानता पुंसा ॥

ધારો કે દૈવયોગે અતિશય કસ્તૂરી થતી હોય તેવું સ્થળ મળી આવે, તેથી શું કસ્તૂરીને ઓળખનાર માણસે તે કસ્તૂરીનો લીંપવા-માંજવામાં ઉપયોગ કરવો જોઈએ? ૫૬

दुर्लीलपल्लीपतिपुत्रहस्ते कस्तूरि कस्ते वद दुर्विपाकः। आरभ्य सौरभ्यकथासु मौनं मालिन्यमात्रे वचसोऽवकाशः ॥५७॥

હે કસ્તૂરી! ખરાબ ચેષ્ટા કરનાર ભીલના મુખીના છોકરાના હાથમાં તું જઈ પડી તેથી તને શોક શા માટે થાય છે તે તો કહે? ધારો કે તારી સુગંધી ફેલાવનારી કથાઓનો મહિમા ગાવામાં મૌન રાખીએ

તોપણ તારી જે સુંદર કાળાશ (મલિનતા) છે, તેના વખાણ કરવા માટે તો વાણીને પૂરો અવકાશ રહે છે.

अयि बत गुरुगर्वं मा स्म कस्तूरि यासीरखिलपरिमलानां मौलिना सौरभेण। गिरिगहनगुहायां लीनमत्यन्तदीनं स्वजनकममुनैव प्राणहीनं करोषि ॥

હે કસ્તૂરી! સર્વ પ્રકારના સુગંધિત પદાર્થોમા વિશેષ સુગંધીને કારણે તું જે મોટાઈનો ગર્વ ધારણ કરે છે. તે ગર્વને તું છોડી દે; કારણ કે તારી સુગંધીને લીધે જ પર્વતની ઊંડી ગુફામાં સંતાઈને અત્યંત દીન જેવા રહેલા તારા પિતા કસ્તૂરીમૃગને તું પ્રાણ વિનાનો કરે છે. ૫૮

जन्मस्थानं न खलु विमलं वर्णनीयो न वर्णो
दूरे पुंसां वपुषि रचना पङ्कशङ्कां करोति ।
यद्यप्येवं सकलसुरभिद्रव्यगर्वापहारी
को जानीते परिमलगुणः कोऽपि कस्तूरिकायाः ॥

કસ્તૂરીનું જન્મસ્થાન ખાસ સ્વચ્છ નથી. તેનો વર્ણ (રંગ) પણ વખાણવા જેવો નથી. માણસોથી દૂર રહેનારના શરીરમા તેની ઉત્પત્તિ છે. માણસો દૂરથી તો તેમા કાદવની શંકા કરે છે. એ રીતે જોકે કસ્તૂરીમા બધા દોષો છે, પરંતુ બધા જ સુગંધિત પદાર્થોના ગર્વને હરી લેવાનો કસ્તૂરીને સુગંધીનો જે અલૌકિક ગુણ મળેલો છે, તેને કોણ જાણે છે? ૫૯

## દીવો

रक्ष पात्रगतं स्नेहं प्रदीप श्रीविवर्धनम् ।
प्रयास्यन्ति विना तेन भस्मत्वं यद्भवद्गुणाः ॥६०॥

હે દીવા! તારા પાત્રની અંદર રહેલ સ્નેહ(તેલ)નું તું રક્ષણ કર; કારણ કે તે સ્નેહ તારી શોભામા વધારો કરનાર છે. તે સ્નેહ વિના તારા બધા ગુણો ભસ્મરૂપ બની જશે ૬૦

बहिरतिनिर्मलरूपं वहतस्ते दीप दैवतो जगति ।
अवगतमचिरादान्तरमौज्ज्वल्यं कज्जलद्वारा ॥ ६१ ॥

હે દીવા! દૈવના યોગે તું બહાર તો અત્યંત નિર્મલ એવા સ્વરૂપને ધારણ કરે છે; પરંતુ તારા અંતરમાં જે પ્રકારની ઉજ્જવળતા (કાળાશ?) છે, તે તો આ કાજળ દ્વારા જ જણાઈ જાય છે. ૬૧

न मणेरितोऽधिका भा नो मृदुता न प्रकाशसमता वा। अचिरस्थितिरिति दीपो न हि बहुमूल्योऽभवत्प्रायः ॥६२॥

દીવા કરતાં મણિનો પ્રકાશ વધારે હોતો નથી. દીવા જેટલી કોમળતા મણિમાં નથી તેમ જ મણિની અંદર દીવાના જેટલો સમાન પ્રકાશ પણ હોતો નથી; તે છતાં પણ દીવાનું મૂલ્ય (મણિ જેટલું) વધારે જોવામાં આવતું નથી, તેનું કારણ એ છે કે દીવો થોડો વખત રહીને ઓલવાઈ જાય છે. ૬૨

यां कान्तिं वहसि परां प्रदीप भद्र स्वीयासाविति हृदि मा स्म मन्यथास्त्वम्। सस्नेहे त्वयि निशि भानुनाहितासौ नैवं चेदहनि सति क वा गता सा ॥६३॥

હે ભાઈ દીવા! તું જે ઉત્તમ કાંતિ ધારણ કરે છે; તે તારી પોતાની છે એમ તું હૃદયમા માનતો નહિ; કારણ કે રાતને વખતે સ્નેહ(તેલ)થી ભરપૂર બનેલ તારે વિષે સૂર્યે જે પ્રકાશ મૂકયો હતો, તે જ તારો પ્રકાશ છે; નહિ તો દિવસ થતાંની સાથે જ તારો પોતાનો પ્રકાશ કયા ચાલ્યો જાય છે? ૬૩

प्रदीप किमु कुप्यसि प्रलयमारुतप्रज्वलत्प्रभापटलपाटलप्रकटपावकव्यक्तये। त्वमङ्ग किमु कामिनीकुचतटीपटीपल्लवप्रकम्पनपरिस्फुरत्पवनलेशपारंगतः ॥६४

હે દીવા! પ્રલયકાળના પવનથી પ્રજ્વળતી પ્રકાશની જ્યોતને લીધે ફિક્કા લાલ રંગવાળા પ્રકાશમય અગ્નિને પ્રગટ થયેલો જોઈને તું શા માટે કોપ કરે છે? કારણ કે કામિની સ્ત્રીના સ્તનને કિનારે રહેલ સાડીનો પાલવ હાલવાથી જે જરાક પવન આવે છે, તેનાથી તું પારંગત (કુશલ, પારે પહોંચી જવું–નાશ પામવું તે) દશાને પામે છે, તેની તને ખબર નથી. ૬૪

रे रे दीप तिरस्कृताखिलतमःस्तोमारिवर्गस्य ते
रात्रौ गूढनिजाङ्गपातिशलभाघातेन किं पौरुषम् ।
तत्कर्माचर येन तावकयशो भूयात्प्रभाते पुन
र्न स्नेहो न च सा दशा नहि परं ज्योतिः परं स्थास्यति॥

હે દીવા! તેં સર્વ અંધકારના સમૂહરૂપ શત્રુવર્ગનો નાશ કરેલો છે હવે રાતના વખતે છૂપી રીતે પોતાના અંગને હોમી દેતા આ પતંગિયાનો નાશ કરવાથી તારો પુરુષાર્થ શું શોભવાનો છે? માટે તું એવું કાર્ય કર કે જેથી તારો યશ સવારમાં થાય, કારણ કે સવાર થતાં તો તારામા સ્નેહ (તેલ) નહિ હોય, તારી તે દશા (દિવેટ) નહિ હોય અને તારી જ્યોત પણ સ્થિર રહેશે નહિ. ૬૫

અંદર ઊતરતા નથી; માટે તું જે ઉપર ચડવાના સાહસ-કાર્યમાં પરોવાયો છે, તે છોડી દે; કારણ કે લક્ષ્મી મળવાની વાત તો આઘે છે અને યમરાજના પાડાની ડોકે બાંધેલ ઘંટનો નાદ તો પાસે સંભળાય છે. ૪૯

### કુશીલવ-સૂત્રધાર વગેરે પાત્રો

मौलिः स्वर्णकिरीटकान्तिरुचिरः केयूरभव्यौ भुजौ
त्वद्भृत्याः किल कञ्चुकिप्रभृतयो देवेति विज्ञाप्यसे ।
इत्थं कल्पनया कुशीलव नृपाहंकारदार्ढ्यं वृथा
नृत्यान्ते भवतो भविष्यति मसीमात्रावशेषं वपुः॥५०

હે કુશીલવ (નાટકનું મુખ્ય પાત્ર ભજવનાર)! તારો મુગટ સોનાના મુગટના જેવી કાંતિ ધારણ કરવાથી સુંદર લાગે છે. તારી બન્ને ભુજાઓ પર મોટાં સુંદર કડાં છે. કંચુકી વગેરે તારા સેવકો 'દેવ દેવ' કહીને તારી રાજા તરીકે ઓળખાણ આપે છે; પરંતુ એ રીતની કલ્પના કરીને તું રાજાપણાનો અહંકાર આવવાથી ખોટી રીતે કઠોરતાનો આશ્રય કરીશ નહિ; કારણ કે નાટક પૂરું થયા પછી તો (વેશભૂષા ઉતારી દેતાં) તારા શરીર પર ફક્ત મેશ જ બાકી રહેવાની છે. ૫૦

### ભીલકન્યા

स्रग्दाम मूर्धनि निधेहि गवेधुकानां गुञ्जामयी-मुरसि धारय हारयष्टिम् । बाले कलावति चिरं पतितासि पल्लौ तद्दोहमन्यदपि भूषणमेषणीयम् ॥५१॥

હે કલાવતી બાલા! તું પુષ્પની માળાને મસ્તક પર ધારણ કર; તેમ જ ઘરમાંથી તૈયાર કરેલી, ચણોઠી પરોવેલી એવી માળા છાતી પર ધારણ કર; કારણ કે તને ભીલ લોકના નાના ગામડામાં આપી છે તેથી લોઢા સિવાયનાં આભૂષણોમાં તારે માટે એ જ ઇચ્છવા યોગ્ય છે. ૫૧

### ભીલમુખીની દીકરી

एतन्मन्दविपक्वतिन्दुकफलश्यामोदरापाण्डुर-
प्रान्तं हन्त पुलिन्दसुन्दरकरस्पर्शक्षमं लक्ष्यते ।
तत्पल्लीपतिपुत्रि कुञ्जरकुलं कुम्भाभयाभ्यर्थना-
दीनं त्वामनुनाथते कुचयुगं पत्रावृतं मा कृथाः ॥

હે ભીલોના મુખીની પુત્રી! જેનો વચલો ભાગ ધીરા તાપથી પકવેલ તિંદુક ફળના જેવો શ્યામ છે અને જેની કિનારી પરનો ભાગ શ્વેત છે એવાં તારાં સ્તનયુગલ પુલિંદ જાતિના સુંદર યુવાનના હાથના સ્પર્શને સહન કરી શકે તેમ છે. હવે આ હાથીઓનું ટોળું પોતાના ગંડસ્થળોને (ભીલો તરફથી) અભય મળે એ પ્રકારની પ્રાર્થનાથી દીન બનીને તારી પાસે માગણી કરે છે, માટે તારાં બંને સ્તનોને પાંદડાંથી ઢાંકવાનો પ્રયત્ન કરીશ નહિ. ૫૨

### મુસાફર

न यत्र गुणवत्पात्रमेकमप्यस्ति संनिधौ ।
कस्तत्र भवतः पान्थ कूपाम्बुग्रहणाग्रहः ॥ ५३ ॥

જો તારી પાસે એક પણ ગુણ(દોરી)વાળું પાત્ર ન હોય, તો પછી તું કૂવાના જળને લેવાનો જે આગ્રહ કરે છે, તે કયા પ્રકારનો છે? ૫૩

वापी कापि कदापि न श्रुतचरी को वेद कीदृक्सरो
व्योमाम्भोजवनीव चात्र तटिनी कैर्नाम विज्ञायते ।
हंहो पान्थ दुरन्तसाहसभरैरत्रागतं चेन्मरौ
मण्डूकाकुलपङ्कसंकुलजलादग्नोः कबन्धं पिब ॥५४॥

હે મુસાફર! આ મરુભૂમિમાં કોઈએ કયારેય પણ વાવનું નામ તો સાંભળ્યું નથી; સરોવર કેવું હોય તે પણ કોઈ જાણતું નથી; નદીનું નામ પણ કોઈ જાણતું નથી. આકાશમાં કમળનાં વન ઊગે તો અહીં નદી હોય. એટલે અત્યંત મોટું સાહસ કરીને તમે આ મરુભૂમિમાં આવી પહોંચ્યા છો, તો પછી દેડકાંનાં ટોળાંથી કાદવવાળાં થયેલાં કૂવાનાં ખારાં જળ પીઓ.

### કસ્તૂરી

अयि त्यक्तासि कस्तूरि पामरैः पङ्कशङ्कया ।
अलं खेदेन भूपालाः किं न सन्ति महीतले ॥५५

અરે હે કસ્તૂરી! પામર માણસોએ તને કાદવ હોવાની શંકાથી ફેંકી દીધી છે; તેથી તું ખેદ કરીશ નહિ; આ પૃથ્વી પર શું રાજાઓ રહ્યા નથી? ૫૫

यद्यपि दैवाल्लब्धा कस्तूरिभूमिरत्र भूरितरम् ।
नेया किमसौ तदपि हि शौचार्थं जानता पुंसा ॥

ધારો કે દૈવયોગે અતિશય કસ્તૂરી થતી હોય તેવું સ્થળ મળી આવે, તેથી શું કસ્તૂરીને ઓળખનાર માણસે તે કસ્તૂરીનો લીંપવા–માંજવામાં ઉપયોગ કરવો જોઈએ? ૫૬

दुर्लीलपल्लीपतिपुत्रहस्ते कस्तूरि कस्ते वद दुर्विपाकः । आरभ्य सौरभ्यकथासु मौनं मालिन्यमात्र वचसोऽवकाशः ॥५७॥

હે કસ્તૂરી! ખરાબ ચેષ્ટા કરનાર ભીલના મુખીના છોકરાના હાથમાં તું જઈ પડી તેથી તને શોક શા માટે થાય છે તે તો કહે? ધારો કે તારી સુગંધી ફેલાવનારી કથાઓનો મહિમા ગાવામાં મૌન રાખીએ

તોપણ તારી જે સુંદર કાળાશ (મલિનતા) છે, તેના વખાણ કરવા માટે તો વાણીને પૂરો અવકાશ રહે છે.

अयि बत गुरुगर्वं मा स्म कस्तूरि यासीरखिलपरिमलानां मौलिना सौरभेण। गिरिगहनगुहायां लीनमत्यन्तदीनं स्वजनकममुनैव प्राणहीनं करोषि ॥

હે કસ્તૂરી! સર્વ પ્રકારના સુગંધિત પદાર્થોમાં વિશેષ સુગંધીને કારણે તું જે મોટાઈનો ગર્વ ધારણ કરે છે. તે ગર્વને તું છોડી દે; કારણ કે તારી સુગંધીને લીધે જ પર્વતની ઊંડી ગુફામાં સંતાઈને અત્યંત દીન જેવા રહેલા તારા પિતા કસ્તૂરીમૃગને તું પ્રાણ વિનાનો કરે છે. ૫૮

जन्मस्थानं न खलु विमलं वर्णनीयो न वर्णो
दूरे पुंसां वपुषि रचना पङ्कशङ्कां करोति ।
यद्यप्येवं सकलसुरभिद्रव्यगर्वापहारी
को जानीते परिमलगुणः कोऽपि कस्तूरिकायाः ॥

કસ્તૂરીનું જન્મસ્થાન ખાસ સ્વચ્છ નથી. તેનો વર્ણ (રંગ) પણ વખાણવા જેવો નથી. માણસોથી દૂર રહેનારના શરીરમાં તેની ઉત્પત્તિ છે. માણસો દૂરથી તો તેમાં કાદવની શંકા કરે છે. એ રીતે જોકે કસ્તૂરીમાં બધા દોષો છે, પરંતુ બધા જ સુગંધિત પદાર્થોના ગર્વને હરી લેવાનો કસ્તૂરીને સુગંધીનો જે અલૌકિક ગુણ મળેલો છે. તેને કોણ જાણે છે? ૫૯

**દીવો**

रक्ष पात्रगतं स्नेहं प्रदीप श्रीविवर्धनम् ।
प्रयास्यन्ति विना तेन भस्मत्वं यद्वद्गुणाः ॥६०॥

હે દીવા! તારા પાત્રની અંદર રહેલ સ્નેહ (તેલ)નું તું રક્ષણ કર; કારણ કે તે સ્નેહ તારી શોભામાં વધારો કરનાર છે. તે સ્નેહ વિના તારા બધા ગુણો ભસ્મરૂપ બની જશે. ૬૦

बहिरतिनिर्मलरूपं वहतस्ते दीप दैवतो जगति ।
अवगतमचिरादन्तरमौज्ज्वल्यं कज्जलद्वारा ॥ ६१ ॥

હે દીવા! દૈવના યોગે તું બહાર તો અત્યંત નિર્મળ એવા સ્વરૂપને ધારણ કરે છે; પરંતુ તારા અંતરમાં જે પ્રકારની ઉજ્જ્વળતા (કાળાશ?) છે, તે તો આ કાજળ દ્વારા જ જણાઈ જાય છે. ૬૧

न मणेरितोऽधिका मा नो मृदुता न प्रकाशसमता वा। अचिरस्थितिरिति दीपो न हि बहुमूल्योऽभवत्प्रायः ॥६२॥

દીવા કરતાં મણિનો પ્રકાશ વધારે હોતો નથી. દીવા જેટલી કોમળતા મણિમાં નથી તેમ જ મણિની અંદર દીવાના જેટલો સમાન પ્રકાશ પણ હોતો નથી; તે છતાં પણ દીવાનું મૂલ્ય (મણિ જેટલું) 'વધારે જોવામાં આવતું નથી, તેનું કારણ એ છે કે દીવો થોડો વખત રહીને ઓલવાઈ જાય છે. ૬૨

यां कान्ति वहसि परां प्रदीप भद्र स्वीयासाविति हृदि मा स्म मन्यथास्त्वम् । सस्नेहे त्वयि निशि भानुनाहितासौ नैवं चेदहनि सति क्व वा गता सा ॥६३॥

હે ભાઈ દીવા! તું જે ઉત્તમ કાંતિ ધારણ કરે છે; તે તારી પોતાની છે એમ તું હૃદયમાં માનતો નહિ; કારણ કે રાતને વખતે સ્નેહ(તેલ)થી ભરપૂર બનેલ તારે વિષે સૂર્યે જે પ્રકાશ મૂક્યો હતો, તે જ તારો પ્રકાશ છે; નહિ તો દિવસ થતાંની સાથે જ તારો પોતાનો પ્રકાશ ક્યાં ચાલ્યો જાય છે? ૬૩

प्रदीप किमु कुप्यसि प्रलयमारुतप्रज्वलत्प्रभापटलपाटलप्रकटपावकव्यक्तये । त्वमङ्ग किमु कामिनीकुचतटीपटीपल्लवप्रकम्पनपरिस्फुरत्पवनलेशपारंगतः ॥६४

હે દીવા! પ્રલયકાળના પવનથી પ્રજ્વળતી પ્રકાશની જ્યોતને લીધે ફિક્કા લાલ રંગવાળા પ્રકાશમય અગ્નિને પ્રગટ થયેલો જોઈને તું શા માટે કોપ કરે છે? કારણ કે કામિની સ્ત્રીના સ્તનને કિનારે રહેલ સાડીનો પાલવ હાલવાથી જે જરાક પવન આવે છે, તેનાથી તું પારંગત (કુશલ, પારે પહોંચી જવું–નાશ પામવું તે) દશાને પામે છે, તેની તને ખબર નથી. ૬૪

रे रे दीप तिरस्कृताखिलतमःस्तोमारिवर्गस्य ते
रात्रौ गूढनिजाङ्गपातिशलभाघातेन किं पौरुषम् ।
तत्कर्माचर येन तावकयशो भूयात्प्रभाते पुन-
र्न स्नेहो न च सा दशा नहि परं ज्योतिः परं स्थास्यति ॥

હે દીવા! તેં સર્વ અંધકારના સમૂહરૂપી શત્રુવર્ગનો નાશ કરેલો છે હવે રાતના વખતે છૂપી રીતે પોતાના અંગને હોમી દેતા આ પતંગિયાનો નાશ કરવાથી તારો પુરુષાર્થ શું શોભવાનો છે? માટે તું એવું કાર્ય કર કે જેથી તારો યશ ગવાઈ જાય, કારણ કે સવાર થતાં તો તારામાં સ્નેહ (તેલ) નહિ હોય, તારી તે દશા (દિવેટ) નહિ હોય તેમ જ તારી જ્યોત પણ સ્થિર રહેશે નહિ. ૬૫

તુલા

गुरुषु मिलितेषु शिरसा प्रणमसि लघुषून्नता समेषु समा । उचितज्ञासि तुले किं तुलयसि गुञ्जाफलैः कनकम् ॥ ६६ ॥

હે ત્રાજવા ! તને કોઈ વજનદાર મળે છે ત્યારે તેમને તુ માથાથી પ્રણામ કરે છે કોઈ હલકુ મળે છે ત્યારે તુ ઊચે જાય છે અને સરખે સરખા સાથે સમ તોલ રહે છે, તે રીતે તારામા યથાયોગ્ય જ્ઞાન રહેલુ છે, તો પછી તુ સોનાનુ વજન ચણોઠીઓથી કેમ કરે છે ?

प्राप्य प्रमाणपदवीं को नामास्ते तुलेऽवलेपस्ते । नयसि गरिष्टमधस्तात्तदितरमुच्चैस्तरां कुरुषे ॥६७॥

હે ત્રાજવા ! પ્રમાણ આપવા ( માપવા ) માટે તને જે ઊચો હોદો મળ્યો છે, તેથી તારામા આ કેવો ગર્વ ( અવલેપ ) આવી ગયો ? કારણ કે 'ગૌરવવાળાને તુ નીચે લઈ જાય છે અને હલકાને વધારે ઊચે સ્થાને લઈ જાય છે,' ૭

કુંભ

दृढतरगलबन्धनिबन्धः कूपनिपातोऽपि कलश ते धन्यः । यज्जीवनदानैस्त्वं तर्षामर्षं नृणां हरसि ॥६८॥

હે ઘડા ! તારા ગળામા ખૂબ જકડાઈ જાય તેવુ બધન પડેલુ છે, તે ઉપરાત તને કૂવામા નાખી દીધો છે, તોપણ તુ જીવન( પાણી)ના દાન આપીને માણસોની તરસરૂપી વિપત્તિને હરી લે છે, માટે તને ધન્ય છે ૬૮

श्लाघ्यं नीरसकाष्ठताडनशतं श्लाघ्यः प्रचण्डातपः क्लेशः श्लाघ्यतरः सुपङ्कनिचयैः श्लाघ्योऽतिदाहानलः । यत्कान्ताकुचपार्श्वबाहुलतिकाहिन्दोललीलासुखं लब्धं कुम्भवर त्वया नहि सुखं दुःखैर्विना लभ्यते॥६९

હે શ્રેષ્ઠ ઘડા ! સુમયેના લાકડાના સો સો ટપલા તે ખાધા, તે વખાણવા યોગ્ય છે સૂર્યનો પ્રચડ તાપ સે યો તે પણ વખાણવા લાયક છે કાદવના ઢગલાની સાથે તારે બરોબર કચડાવુ પડયુ તે પણ વખાણવા લાયક છે, તેમ જ અત્યત દાહ આપનાર એવો અગ્નિ તે સહન કર્યો તે પણ વખાણવા લાયક છે કારણ કે તે સુદર સ્ત્રીના સ્તનની બાજુએ રહેલ હાથરૂપી વતાની અદર રહીને ઝૂલવાની લીલાનુ પરમ સુખ મેળવી લીધુ છે ખરેખર ! દુઃખ વિના સુખનો લાભ થતો નથી ૬૯

કલશ

भ्रातः काञ्चनलेपगोपितबहिस्ताम्राकृते सर्वतो मा भैषीः कलश स्थिरो भव चिरं देवालयस्योपरि । ताम्रत्वं गतमेव काञ्चनमयी कीर्तिः स्थिरा तेऽधुना नान्तस्तत्त्वविचारणप्रणयिनो लोका बहिर्बुद्धय ॥७०॥

હે ભાઈ તાંબાના કળશ ! સોનાના લેપથી તારુ બહારનુ બધુ સ્વરૂપ ઢકાઈ ગયુ છે (તે ઉઘાડુ પડી જશે એ ચિતામા) ભય રાખીશ નહિ અને તુ દેવાલયની ઉપર લાબા કાળ સુધી સ્થિર બેસી રહે કારણ કે તારો તાબાનો વર્ણ તો ગયો પણ તને સોનાની કીર્તિ મળી ગઈ છે તે સ્થિર રહેવાની છે, કેમ કે જેમની બુદ્ધિ બહારની બાબતમા રોકાયેલી છે એવા સાધારણ જનો અદરના તત્ત્વનો વિચાર કરવામા પ્રેમ ધરાવતા નથી ૭૦

દૂધ

को हि तुलामधिरोहति शुचिना दुग्धेन सहजमधुरेण । तप्तं विकृतं मथितं तथापि यत्स्नेहमुद्गिरति ॥ ७१ ॥

પવિત્ર અને કુદરતી રીતે મધુર એવા દૂધની સાથે તુલના કરી શકે એવુ બીજુ કોણ છે ? કારણ કે એ દૂધને તપાવવામા આવ્યુ, વિકૃત (દહી) કરવામા આવ્યુ અને છેવટે તેનુ મથન કરવામા આવ્યુ, તોપણ તે દૂધ પોતાના અગમાથી સ્નેહ (ઘી) પ્રગટ કરે છે

માછલા પકડનાનો દંડ

यत्सद्गुणोऽपि सरलोऽपि तटस्थितोऽपि वंशोद्भवोऽपि विदधासि नृशंसकर्म । वक्रात्मनो बडिशदण्ड तदेव तस्य जानामि सङ्गतिफलं तव कण्टकस्य॥

માછલા પકડવાના કાંટાને ધારણ કરનાર હે વાસના દડ ! તુ સારા ગુણ (દોરી) સાથે રહેલો છે, તુ સરલ સીધો છે, તુ પોતે તટસ્થ (કિનારા પર રહે) છે, તુ સારા વંશ(વાસ)મા પ્રગટ થયેલો છે આટલા બધા ગુણો હોવા છતા તુ ઘણુ નિર્દય કર્મ કરે છે ખરેખર ! વાંકી આકૃતિવાળા કાટાની સાથે તારો સગ થયો, તેનુ જ આ ફળ છે, એમ હુ માનુ છુ ૭૨

બાણ

कोटिद्वयस्य लाभेऽपि नतं सद्वंशजं धनुः । असंनद्य शरः स्तब्धो लक्षलाभाभिकाङ्क्षया ॥ ७३ ॥

બે કોટિ (કરોડ મુદ્રા, ધનુષ્યના બે છેડા)નો લાભ થવા છતા પણ ધનુષ્ય નમી પડયુ, કારણ કે તે સારા

પંશમા જન્મેલુ છે, પરંતુ લક્ષ (લાખમુદ્રા, લક્ષ્ય સ્થાન)નો લાભ થવાનો છે, તેની આકાંક્ષાથી બાણ સ્તબ્ધ બની ગયુ, કારણ કે તે સારા વંશ(વાસ)મા જન્મેલુ નથી ૭૩

લંપાક–લબાડ

प्रागल्भ्यं प्रथयन्यशो विशदयन्धाटीं मुखे योजयन्
भूपाना कलयन्कथा विरचयन्हस्ताङ्गुली स्फोटयन्।
दान पल्लवयन्गुण द्विगुणयन्नेत्राञ्चल घूर्णय-
ल्लम्पाक सविध समेत्य सुदृशा किं नाम नो भाषते ॥७४

પોતાની ખોટી બડાઈઓ ફેલાવતો, પોતાના યશના ગાણા વધારતો, મુખના ચાળા બતાવતો વાત કરતો, રાજાઓની અનેક વાતો કહેવાના ચાળા કરતો, હાથની આંગળીઓના ટચકા બોલાવતો, દાનની ખ્યાતિ વધારતો, ગુણોને બેવડી રીતે વધારીને ગાતો અને નેત્રના ખૂણાને નચાવતો આ લબાડ માણસ સારા નયનવાળી સુંદરીઓની આગળ જઈને શું શું નહિ બોલતો હોય? ૭૪

ખલ

किमह वदामि खल दिव्यमत गुणपक्षपातम
भितो भवत । गुणशालिनो निखिलसाधुजनान्य
दहर्निश न खलु विस्मरसि ॥ ७५ ॥

હે ખલ પુરુષ! ચારે બાજુ ગુણ માટે તારો પક્ષપાત છે, તે તારા અલૌકિક મત માટે હું શું કહું? કારણ કે ગુણોથી શોભતા એવા સર્વ સાધુજનોને તું રાત કે દિવસે ભૂલતો જ નથી ૭૫

કંટક

सुमुखोऽपि सुवृत्तोऽपि सन्मार्गपतितोऽपि सन्।
सता वै पादलग्नोऽपि व्यथयत्येव कण्टक ॥ ७६ ॥

કાંટાનુ મુખ સારુ છે, વળાંક સારો છે અને સારે માર્ગે આવીને પડેલો છે, તેમ જ સજ્જનોના પગમા લાગી જાય છે, આમ બધી જ સારી વસ્તુઓ સાથે સબંધ હોવા છતા કાંટો વ્યથા જ પહોચાડે છે ૭૬

કાલકૂટ

यन्नाश्रयस्थितिरियं तव कालकूट केनोत्तरोत्तर
विशिष्टपदोपदिष्टा । प्रागर्णवस्य हृदये वृषलक्ष्मणोऽथ
कण्ठेऽधुना वससि वाचि पुन खलानाम् ॥ ७७ ॥

હે કાલકૂટ! એક પછી એક એમ ઊંચી પદવીને મેળવીને સારી સ્થિતિ તે મેળવી છે, એ પ્રકારનો ઉપદેશ તને કોના તરફથી મળ્યો છે, કારણ કે પહેલા તુ સમુદ્રના તળિયે હતુ, ત્યાથી મહાદેવના કંઠમાં આવ્યુ અને હવે કપટીજનોની વાણીમા તુ વસી રહ્યુ છે.

જીભ

द्वात्रिंशद्दशनद्वेषिमध्ये भ्रमसि नित्यश ।
तदिद शिक्षित केन जिह्वे सचारकौशलम् ॥ ७८ ॥

હે જીભ! બત્રીશ દાંતરૂપી શત્રુઓની વચમા તુ દરરોજ ભમ્યા કરે છે, તે તને આ રીતે હરવાફરવાની કુશળતા કોણે શીખવાડી? ૭૮

નંદનવન

स्वर्लोकस्य शिरोमणि सुरतरुग्रामस्य धामाद्भुत
पौलोमीपुरुहूतयो परिणति पुण्यावलीनामसि ।
सत्य नन्दन किं त्विद सहृदयैर्नित्य विधि प्रार्थ्यते
त्वत्त खाण्डवरङ्गताण्डवनटो दूरेऽस्तु वैश्वानर ॥७९

હે નંદનવન! તુ સ્વર્ગલોકના કલ્પવૃક્ષો માટે શિરોમણિરૂપે છે, પૌલોમી-ઇન્દ્રાણી અને પુરુહૂત-ઇંદ્ર, એ બન્નેને માટે તુ અનૌકિક ધામ છે અને પુણ્યોના સમૂહનુ તુ સાચુ પરિણામ છે તે વાત સાચી છે એટલે તો સહૃદય કવિજનો બ્રહ્માને આટલી પ્રાર્થના કરે છે કે, 'ખાંડવ વનરૂપી રંગભૂમિ વિષે તાંડવનૃત્ય ખેલતા એવા વૈશ્વાનરઅગ્નિ (મહાદેવ) તારાથી દૂર હો ૭૯

વસંત

धूमायिता दशदिशो दलितारविन्दा देह दहन्ति
दहना इव गन्धवाहा । त्वामन्तरेण मृदुताम्रदलाम्र
मञ्जुगुञ्जन्मधुव्रत मधो किल कोकिलस्य ॥ ८० ॥

દશે દિશાઓ ધુમાડાથી ભરાઈ ગઈ છે, કમળો ચૂર્ણ-વિચૂર્ણ બની ગયા છે, સુગંધને લઈ જનારા પવનો આગની જેમ શરીરને બાળી રહ્યા છે એટલે હે વસંત! તારા આવવા અસંત મીઠા અને તાંબાના જેવા રંગવાળા નવપલ્લવોની આસપાસ ભમરો મધુર રીતે ગુંજારવ કરે છે હવે જો તુ નહિ આવે તો કોયલનુ શુ થશે? ૮૦

મુસળ-સાંબેલું

जगति विदितमेतत्काष्ठमेवासि नून
तदपि च किल सत्य कानने वर्धितोऽसि ।
नवकुवलयनेत्रापाणिसद्गोत्सवेऽस्मि-
न्मुसल किसलयं ते तत्क्षणायन्न जातम् ॥८१ ॥

તુ લાકડુ જ છે, એ વાત તો જગતમા જાણીતી છે, તેમ જ તુ જંગલમા રહીને મોટુ થયેલુ છે, એટલે જ નવા કમળ સરખા નેત્રવાળી સુંદરીઓના હાથના

સંગનો આનંદ મળવા છતાં પણ અત્યાર સુધી તને નવું પાંદડું આવ્યું નહિ. ૮૧

**સંકીર્ણ**

गतास्ते दिवसा यत्र ह्यवज्ञा कल्पशाखिनाम् ।
औदुम्बरफलेभ्योऽपि स्पृहयामोऽद्य जीवितुम् ॥८२॥

એક વખતે (નિઃસ્પૃહતાને લીધે) કલ્પવૃક્ષોની પણ અવજ્ઞા થતી હતી, તે દિવસો તો ગયા. આજે તો ઉંબરાના વૃક્ષનાં ફળ મેળવીને જીવવા માટે પણ અમે સ્પૃહા કરીએ છીએ. ૮૨

नौकां वै भजते तावद्यावत्पारं न गच्छति ।
उत्तीर्णे तु नदीपारे नौकायाः किं प्रयोजनम् ॥८३॥

માણસ જ્યાં સુધી સામે પાર જતો નથી, ત્યાં સુધી તે નાવડીને સેવતો હોય છે. નદીનો સામેનો કિનારો મેળવ્યા પછી, નાવડીનું પ્રયોજન ક્યાં રહ્યું ? ૮૩

एका भूरुभयोरैक्यमुभयोर्दलकाण्डयोः ।
शालिश्यामाकयोर्भेदः फलेन परिचीयते ॥ ८४ ॥

એક જ જમીનમાં બન્નેની ઉત્પત્તિ છે, બન્નેમાં પત્ર અને થડને લીધે સરખી એકતા રહેલી છે; પરંતુ શાલી (ડાંગર) અને શ્યામાક (સામો) એ બન્નેમાં રહેલો ભેદ ફળથી ઓળખાય છે. ૮૪

कौस्तुभमुरसि मुरारेः शिरसि शशी द्योतते पुरंजयिनः ।
ननु जन्मना तु जलधेर्जग्मतुरियतीं गतिं पश्य ॥८५॥

મુરારિ-વિષ્ણુની છાતી પર કૌસ્તુભમણિ શોભે છે અને મહાદેવના મસ્તક પર ચંદ્ર શોભે છે. ખરેખર, સમુદ્રમાં જન્મ લેવાને લીધે જ તેમને આટલી ઉત્તમ ગતિ મળેલી છે. ૮૫

साधो कुण्डलघटनापरिश्रमादलमविद्धकर्णा पूः ।
वसति दिगम्बरनगरे रजकश्चतुरोऽपि किं कुरुते ॥

હે સાધુ-સોની ! કુંડળ ઘડવાનો પરિશ્રમ હવે માંડી વાળ; કારણ કે આ એવી નગરી છે કે જ્યાં કોઈના કાન વીંધવામાં આવ્યા નથી. ધોબી ઘણો ચતુર હોય પણ તે જો નાગાઓના નગરમાં નિવાસ કરે, તો તે શું કરી શકે ? ૮૬

शतपदी सति पादशते क्षमा यदि न गोष्पदमप्यतिवर्तितुम् । किमियता द्विपदस्य हनूमतो जलनिधेः क्रमणे विवदामहे ॥ ८७ ॥

આ શતપદીને સો પગ છે, તે છતાં પણ તે ગાયની ખરી જેટલી જગાને ઓળંગી ન શકે, તો પછી બે પગવાળા હનુમાન દરિયાને ઓળંગી ગયા, તે વિષે અમે શા વિવાદ કરીએ ? ૮૭

हे मल्लि हे मालति हे लवङ्गि न तादृशी कापि भवादृशीनाम् । क्षणं समाधाय मधुव्रतं या विस्मारयेदम्बुजिनीवियोगम् ॥८८॥

હે મલ્લિ ! હે માલતી ! હે લવંગી ! તમારામાં કોઈ પણ લતા એવી નથી કે જે મધુવ્રત-ભમરાના મનનું એક ઘડી માટે સમાધાન કરીને તેને થયેલો કમળનો વિયોગ ભુલાવી શકે. ૮૮

यः कुन्तपाणिरिह भूप इति प्रसिद्धो भूखण्डमात्रविभवः परसेवकश्च । तस्यात्मजः सततमिच्छति राज शब्दं व्रीडे जगज्जननि हन्त निराश्रयासि ॥

જગતની માતા બનેલી હે લજ્જા ! અહીં જે કુંતાપાણિ (હાથમાં ભાલાવાળા) નામે રાજા પ્રસિદ્ધ છે, તેની પાસે વૈભવમાં તો જમીનનો ટુકડો છે અને ખરેખર તે રાજા બીજાનો સેવક છે, તોપણ તેનો પુત્ર પણ પોતાને રાજા કહે એમ દરરોજ ઝંખી રહ્યો છે, એટલે પછી તું તો આશ્રય વિનાની બની ગઈ ! ૮૯

इन्द्रो यमोऽसि वरुणोऽसि हुताशनोऽसि ब्रह्मा हरो हरिरसीत्यसकृद्यदुक्तः । भूपालमौलिमणिरञ्जितपादपीठ तस्यानृतस्य फलमिन्धनमुद्वहामि ॥९०॥

'હે રાજા, તમારું પાદપીઠ રાજાઓના મુગટમાં રહેલ મણિથી રંગાય છે, તમે તો ઇંદ્ર છો, યમ છો, વરુણ છો, અગ્નિ છો, બ્રહ્મા છો, મહાદેવ છો, વિષ્ણુ છો,' એ પ્રમાણે વારંવાર તમને જે જૂઠાં વચનો કહ્યાં તેનું પરિણામ એ આવ્યું કે મારે કઠિયારાની જેમ લાકડાં ઉપાડવાં પડે છે. ૯૦

आः सर्वतः स्फुरतु कैरवमाः पिबन्तु ज्योत्स्नाकरम्भमुदरंभरयश्चकोराः । यातो यदेष चरमाचलमूलचुम्बी पङ्केरुहप्रकरजागरणप्रदीपः ॥९१॥

આ પોયણીઓ ભલે બધી બાજુએ પ્રગટ થતી રહે ! પોતાનાં પેટ ભરનાર ચકોર પક્ષીઓ ચંદ્રનાં કિરણોના ચળકાટનાં ભલે સારી રીતે પાન કરે ! કારણ કે અસ્તાચળ પર્વતના મૂળનું ચુંબન કરનાર તેમ જ કમળોના સમૂહને પ્રફુલ બનાવનાર પ્રદીપ એવો આ સૂર્ય હવે અસ્તાચળના મૂળનું ચુંબન કરી રહ્યો છે (અસ્ત થઈ રહ્યો છે.) ૯૧

खरनखरविमुक्ता रक्तरक्ताश्च मुक्ताः परिणतबदराणां विभ्रमेणोपगृह्य । सपदि सरसि धौताः प्रत्यभिज्ञाय मुक्ता इति किरति किराती हन्त कान्तार एव ॥

ભીલડીએ સિંહના તીક્ષ્ણ નખના પંજાથી છૂટી ગયેલા અને લોહીથી રાતા રગના બનેલા એવા મોતીને પાકેલા બોર જાણીને લઈ લીધા પછી તો સરોવરમા ધોતા જ સફેદ લાગતા–'અરે, ખેદની વાત છે કે આ તો મોતી છે (હવે હુ શુ ખાઈશ?) એમ બોલીને તે મોતીને ભીલડી જગલમા જ ફેકી દે છે ૯૨

अब्धेरम्भ स्थगितभुवनाभोगपातालकुक्षे
पोतोपाया इह हि बहवो लङ्घनेऽपि क्षमन्ते ।
आहो रिक्त कथमपि भवेदेष दैवात्तदानीं
को नाम स्यादवटकुहरालोकनेऽप्यस्य कल्प ॥९३॥

ભુવનના ઉપયોગ માટે જેણે પાતાળનુ પેટ રોકી રાખેલુ છે, એવા સમુદ્રના આ જળ છે, જેમા નૌકાનો આધાર લઈને ઘણા લોકો તેને તરી જવા શક્તિમાન બને છે એવો એ સમુદ્ર ભાગ્યયોગે કદાચ ખાલી થઈ જાય ત્યારે કૂવારૂપી ઊડી ગુફાને જોવાનો પ્રસગ આવે! (અર્થાત્ સાગરના જળ સુકાય ત્યારે કૂવાની જરૂર પડે જે અસભવ છે) ૯૩

द्यत्येतस्मिन्वा निरवधिचमत्कृत्यतिशये
वराहो वा राहु प्रभवति चमत्कारविषय ।
महीमेको मग्ना यदयमवहद्दन्तमुसले
शिर शेष शत्रु निगिलति पर सत्यजति च ॥९४॥

અપાર ચમત્કારોથી ભરપૂર એવા આ આકાશમા મુખ્ય ચમત્કારના વિષય બે થયના છે એક તો વરાહ અને બીજો રાહુ જે પહેલા વરાહ ભગવાન છે, તેમણે પોતાના દતૂશળ પર પાતાળમા ડૂબેલી પૃથ્વીને ધારણ કરેલી હતી અને જે બીજો એકલુ માથુ ધારણ કરનાર રાહુ છે, તે પોતાના શત્રુ–સૂર્ય કે ચદ્રને ગળી જાય છે અને પછી તેને પાછો કાઢી નાખે છે ૯૪

श्रुत्वा कुम्भसमुद्भवेन मुनिना किंचित्तदात्याहित
सिन्धावन्धुकुटुम्बदर्दुरकुल हर्षादिद ध्यायति ।
गाम्भीर्याद्यदि ते न बिभ्यति न वा त्रस्यन्ति भेकीशिशो
रत्रागत्य सुख वसन्तु तिमयो जातानुकम्पा वयम् ॥

ઘડામાથી જન્મેલ અગસ્ત્ય મુનિએ સમુદ્રને પી જવાનો જે અદ્ભુત ચમત્કાર કર્યો હતો, તે સાભળીને કૂવામા વસનારા દેડકાના કુળ હરખમા આવીને એમ વિચાર કરવા લાગ્યા કે, દરિયાના પ્રાણીઓ અમારી ગભીરતાથી ડરે નહિ તેમ જ દેડકીના બચ્ચાથી ત્રાસ ન પામે, તો અમારા કૂવામા આવીને ભલે વસે! અમે તેમની પર દયાવાળા થયા છીએ ૯૫

वक्रा नैष तनूविवर्तनगतिं गृह्णाति साचिस्मित
स्मेरैर्दृग्वलनैरमुष्य न मनाक्चेत परावर्तते ।
हस्ते त्व मुनिदारकस्य पतिता कल्याणि तन्नीयता
वेदीमार्जनबर्हिरर्पणवषट्कर्तव्यपाकैर्वय ॥९६॥

હે કલ્યાણી, તારા શરીરને તુ જે વક્ર ગતિએ નચાવે છે, તેને આ મુનિબાળક ગ્રહણ કરતો નથી અને તારા મદ હાસ્યયુક્ત દષ્ટિકટાક્ષોથી પણ એનુ ચિત્ત જરાય પરાભવ પામતુ નથી એથી તુ એનાથી જિતાઈ ગઈ છે અને હવે એને જ હાથ પડી છે માટે વેદી લીપવી, દર્ભ હલાવી આપવા અને હોમ માટે ખીર રાધવી વગેરે કામોમા તારુ આયુષ્ય વિતાવ

सन्त्यन्येऽपि बृहस्पतिप्रभृतय सभाविता पञ्चषा
स्तान्प्रत्येष विशेषविक्रमरुचो राहुर्न वैरायते ।
द्वावेव ग्रसते दिनेश्वरनिशाप्राणेश्वरौ भासुरौ
भ्रात पर्वणि पश्य दानवपति शीर्षावशेषीकृत ॥

આકાશની અદર ગુરુ વગેરે જાણીતા પાચછ ગ્રહો છે પરતુ જેને વિશેષ પરાક્રમ કરવાની ઇચ્છા છે એવો આ રાહુ તે ગ્રહો સાથે વેર બાધતો નથી પણ ભાઈ જુઓ, તે રાહુ અત્યત પ્રકાશવાળા એવા દિવસના અધિપતિ સૂર્ય અને રાત્રિના અધિપતિ ચદ્ર–એ બેનો જ પર્વકાળે ગ્રાસ કરે છે ૯૭

वीणाप्येकगुणेन राजरमणीनीरध्रपीनस्तन
द्वन्द्वे खेलति शुष्कदारुनिचया नि सारतुम्बीफला ।
चञ्चत्पार्विकशर्वरीपरिवृढप्रौढप्रथाभासुर
मुक्ताजातमपीह निर्गुणतया योग्य न सभाव्यते ॥

અત્યત સુકાયેલ લાકડામાથી જેનુ શરીર બનેલુ છે અને જેની સાથે સાર વિનાની તુબડી લાગેલી છે એવી વીણા પણ પોતાના એક જ ગુણ (તાર)થી રાજરાણીઓના અવકાશ વિનાના ગાઢા બે સ્તન પર ખેલી રહી છે, પરતુ પૂર્ણિમાની રાત્રિએ સારી રીતે ભરપૂર પ્રકાશતા ચચળ મોતીઓનો સમૂહ ગુણ (દોરી) નહિ હોવાને કારણે સારી રીતે શોભતો નથી ૯૮

तृष्णालोलविलोचने कलयति प्राचीं चकोरीगणे
मौन मुञ्चति किं च कैरवकुले कामे धनुर्धुन्वति ।
माने मानवतीजनस्य सपदि प्रस्थातुकामेऽधुना
धात किं नु विधौ विधातुमुचितो धाराधराडम्बर ॥

તરસને લીધે જેમના નેત્ર ચચળ બનેલા છે એવા ચકોર પક્ષીઓ જ્યારે પૂર્વ દિશા તરફ મીટ માડીને

સગનો આનંદ મળવા છતાં પણ અત્યાર સુધી તને નનુ પારકુ આવ્યું નહિ ૮१

સડીર્ણ

गतास्ते दिवसा यत्र ह्यवज्ञा कल्पशाखिनाम् ।
औदुम्बरफलेभ्योऽपि स्पृहयामोऽद्य जीवितुम् ॥८२॥

એક વખતે (નિઃસ્પૃહતાને લીધે) કલ્પવૃક્ષોની પણ અવજ્ઞા થતી હતી, તે દિવસો તો ગયા આજે તો ઉબરાના વૃક્ષના ફળ મેળવીને જીવવા માટે પણ અમે સ્પૃહા કરીએ છીએ ૮૨

नौका वै भज्यते तावद्यावत्पारं न गच्छति ।
उत्तीर्णे तु नदीपारे नौकाया किं प्रयोजनम् ॥८३॥

માણસ જ્યાં સુધી સામે પાર જતો નથી, ત્યાં સુધી તે નાવડીને સેવતો હોય છે નદીનો સામેનો કિનારો મેળવ્યા પછી નાવડીનું પ્રયોજન કયાં રહ્યું ? ૮૩

एका भूरुभयोरैक्यमुभयोर्दलकाण्डयोः ।
शालिश्यामाकयोर्भेदः फलेन परिचीयते ॥ ८४ ॥

એક જ જમીનમાં બન્નેની ઉત્પત્તિ છે બન્નેમાં પત્ર અને થડને લીધે સરખી એકતા રહેલી છે, પરંતુ શાળી (ડાંગર) અને શ્યામાક (સામો) એ બન્નેમાં રહેલો ભેદ ફળથી ઓળખાય છે ૮૪

कौस्तुभमुरसि मुरारेः शिरसि शशी द्योतते पुरजयिनः ।
ननु जनना तु जलधेर्जन्मतुरियती गतिं पश्य ॥८५॥

મુરારિ—વિષ્ણુની છાતી પર કૌસ્તુભમણિ શોભે છે અને મહાદેવના મસ્તક પર ચંદ્ર શોભે છે ખરેખર સમુદ્રમાં જન્મ લેવાને લીધે જ તેમને આટલી ઉત્તમ ગતિ મળી છે ૮૫

साधो कुण्डलघटनापरिश्रमादलमविद्धकर्णा पू ।
वसन्ति दिगम्बरनगरे रजकश्चतुरोऽपि किं कुरुते ॥

હે સાધુ—સોની! કુંડળ ઘડવાનો પરિશ્રમ હવે માંડી વાળ, કારણ કે આ એવી નગરી છે કે જ્યાં કોઈના કાન વીંધવામાં આવ્યા નથી ધોબી ઘણો ચતુર હોય પણ તે જો નાગાઓના નગરમાં નિવાસ કરે, તો તે શું કરી શકે ? ૮૬

शतपदी सति पादशते क्षमा यदि न गोष्पदमप्यति वर्तितुम् । किमियता द्विपदस्य हनूमतो जलनिधेः क्रमणे वितदामहे ॥ ८७ ॥

આ શતપદીને સો પગ છે તે છતાં પણ તે ગાયની ખરી જેટલી જગાને ઓળંગી ન શકે, તો પછી બે પગવાળા હનુમાન દરિયાને ઓળંગી ગયા, તે વિષે અમે શો વિવાદ કરીએ ? ૮७

हे मल्लि हे मालति हे लवङ्गि न तादृशी क्वापि भवादृशीनाम् । क्षणं समाधाय मधुव्रतं या विस्मारयेदम्बुजिनीवियोगम् ॥८८॥

હે મલ્લિ! હે માલતી! હે લવંગી! તમારામાં કોઈ પણ લતા એવી નથી કે જે મધુવ્રત—ભ્રમરાના મનનું એક ઘડી માટે સમાધાન કરીને તેને થયેલો કમળનો વિયોગ ભુલાવી શકે ૮૮

यः कुन्तपाणिरिह भूप इति प्रसिद्धो भूखण्डमात्रविभवः परसेवकश्च । तस्यात्मजं सततमिच्छति राजशब्दं क्रीडे जगज्जननि हन्त निराश्रयासि ॥

જગતની માતા બનેલી હે લજ્જા! અહીં જે કુંતપાણિ (હાથમાં ભાલાવાળા) નામે રાજા પ્રસિદ્ધ છે, તેની પાસે વૈભવમાં તો જમીનનો ટુકડો છે અને ખરેખર તે રાજા બીજાનો સેવક છે તોપણ તેનો પુત્ર પણ પોતાને રાજા કહે એમ હરરોજ ઝંખી રહ્યો છે, એટલે પછી તું તો આશ્રય વિનાની બની ગઈ! ૮૯

इन्द्रो यमोऽसि वरुणोऽसि हुताशनोऽसि ब्रह्मा हरो हरिरसीत्यसकृद्यदुक्तं । भूपालमौलिमणिरञ्जितपादपीठ तस्यानृतस्य फलमिन्धनमुद्वहामि ॥९०॥

'હે રાજા તમારું પાદપીઠ રાજાઓના મુગટમાં રહેલ મણિથી રંગાય છે, તમે તો ઇંદ્ર છો, યમ છો, વરુણ છો, અગ્નિ છો બ્રહ્મા છો, મહાદેવ છો, વિષ્ણુ છો, એ પ્રમાણે વારંવાર તમને જે જૂઠાં વચનો કહ્યાં તેનું પરિણામ એ આવ્યું કે મારે કઠિયારાની જેમ લાકડાં ઉપાડવાં પડે છે ૯૦

आ सर्वतः स्फुरतु कैरवमा पिबन्तु ज्योत्स्नाकरम्भमुदरम्भरयश्चकोराः । यातो यदेष चरमाचलमूलचुम्बी पङ्केरुहप्रकरजागरणप्रदीपः ॥९१॥

આ પોયણીઓ ભલે બધી બાજુએ ઉઘાડ થતી રહે? પોતાના પેટ ભરનાર ચકોર પક્ષીઓ ચંદ્રનાં કિરણોના ઝગઝગાટના ભલે સારી રીતે પાન કરે! કારણ કે અસ્તાચળ પર્વતના મૂળનું ચુંબન કરનાર તેમજ કમળોના સમૂહને પ્રફુલ્લ બનાવનાર પ્રદીપ એવો આ સૂર્ય હવે અસ્તાચળના મૂળનું ચુંબન કરી રહ્યો છે (અસ્ત થઈ ગયો છે) ૯૧

दरनगरविमुक्ता रक्तरक्ताश्च मुक्ताः परिणतबदराणां विभ्रमेणोपगृह्य । सपदि सरसि धौता प्रत्यभिज्ञाय मुक्ता इति किरति किराती हन्त कान्तार एव ॥

ભીલડીએ સિંહના તીક્ષ્ણ નખના પંજાથી છૂટી ગયેલાં અને લોહીથી રાતા રંગનાં બનેલાં એવા મોતીને પાકેલાં બોર જાણીને લઈ લીધા; પછી તો સરોવરમાં ધોતા જ સફેદ લાગતાં-'અરે, એદની વાત છે કે આ તો મોતી છે. (હવે હું શું ખાઈશ?)' એમ બોલીને તે મોતીને ભીલડી જંગલમાં જ ફેંકી દે છે. ૯૨

अब्धेरम्भः स्थगितभुवनाभोगपातालकुक्षेः
पोतोपाया इह हि बहवो लङ्घनेऽपि क्षमन्ते ।
आहो रिक्तः कथमपि भवेदेष दैवात्तदानीं
को नाम स्यादवटकुहरालोकनेऽप्यस्य कल्पः ॥९३॥

ભુવનના ઉપયોગ માટે જેણે પાતાળનું પેટ રોકી રાખેલું છે, એવા સમુદ્રનાં આ જળ છે; જેમાં નૌકાનો આધાર લઈને ઘણા લોકો તેને તરી જવા શક્તિમાન બને છે. એવો એ સમુદ્ર ભાગ્યયોગે કદાચ ખાલી થઈ જાય ત્યારે કૂવારૂપી ઊંડી ગુફાને જોવાનો પ્રસંગ આવે! (અર્થાત્ સાગરનાં જળ સુકાય ત્યારે કૂવાની જરૂર પડે જે અસંભવ છે.) ૯૩

इयत्येतस्मिन्वा निरवधिचमत्कृत्यतिशये
वराहो वा राहुः प्रभवति चमत्कारविषयः ।
महीमेको मग्नां यदयमवहद्दन्तमुसलैः
शिरःशेषः शत्रुं निगिलति परं संत्यजति च ॥९४॥

અપાર ચમત્કારોથી ભરપૂર એવા આ આકાશમાં મુખ્ય ચમત્કારના વિષય બે થયેલા છે: એક તો વરાહ અને બીજો રાહુ. જે પહેલા વરાહ ભગવાન છે, તેમણે પોતાના દંતૂશળ પર પાતાળમાં ડૂબેલી પૃથ્વીને ધારણ કરેલી હતી અને જે બીજો એકલું માથું ધારણ કરનાર રાહુ છે, તે પોતાના શત્રુ-સૂર્ય કે ચંદ્રને ગળી જાય છે અને પછી તેને પાછો કાઢી નાખે છે. ૯૪

श्रुत्वा कुम्भसमुद्भवेन मुनिना किंचित्तदात्याहितं
सिन्धावन्धुकुटुम्बदर्दुरकुलं हर्षादिदं ध्यायति ।
गाम्भीर्याद्यदि ते न विभ्यति न वा त्रस्यन्ति भेकीशिशो-
रत्रागत्य सुखं वसन्तु तिमयो जातानुकम्पा वयम् ॥

ઘડામાંથી જન્મેલ અગસ્ત્ય મુનિએ સમુદ્રને પી જવાનો જે અદ્ભુત ચમત્કાર કર્યો હતો, તે સાંભળીને કૂવામાં વસનારા દેડકાંનાં કુળ હરખમાં આવીને એમ વિચાર કરવા લાગ્યાં કે, દરિયાનાં પ્રાણીઓ અમારી ગંભીરતાથી ડરે નહિ તેમજ દેડકીનાં બચ્ચાંથી ત્રાસ ન પામે, તો અમારા કૂવામાં આવીને ભલે વસે! અમે તેમની પર દયાવાળા થયા છીએ. ૯૫

वक्रां नैष तनूविवर्तनगतिं गृह्णाति साचिस्मित-
स्मेरैर्दृग्वलनैरमुष्य न मनाक्चेतः परावर्तते ।
हस्ते त्वं मुनिदारकस्य पतिता कल्याणि तन्नीयतां
वेदीमार्जनबर्हिरर्पणवषट्कर्तव्यपाकैर्वयः ॥९६॥

હે કલ્યાણી, તારા શરીરને તું જે વક્ર ગતિએ નચાવે છે, તેને આ મુનિબાળક ગ્રહણ કરતો નથી અને તારાં મંદ હાસ્યયુક્ત દૃષ્ટિકટાક્ષોથી પણ એનું ચિત્ત જરાય પરાભવ પામતું નથી. એથી તું એનાથી જિતાઈ ગઈ છે અને હવે એને જ હાથ પડી છે. માટે વેદી લીંપવી, દર્ભ હલાવી આપવા અને હોમ માટે ખીર રાંધવી વગેરે કામોમાં તારું આયુષ્ય વિતાવ.

सन्त्यन्येऽपि बृहस्पतिप्रभृतयः संभाविताः पञ्चषा-
स्तान्प्रत्येष विशेषविक्रमरुची राहुर्न वैरायते ।
द्वावेव ग्रसते दिनेश्वरनिशाप्राणेश्वरौ भासुरौ
भ्रातः पर्वणि पश्य दानवपतिः शीर्षावशेषीकृतः ॥

આકાશની અંદર ગુરુ વગેરે જાણીતા પાંચછ ગ્રહો છે; પરંતુ જેને વિશેષ પરાક્રમ કરવાની ઇચ્છા છે એવો આ રાહુ તે ગ્રહો સાથે વેર બાંધતો નથી. પણ ભાઈ જુઓ, તે રાહુ અત્યંત પ્રકાશવાળા એવા દિવસના અધિપતિ સૂર્ય અને રાત્રિના અધિપતિ ચંદ્ર-એ બેનો જ પર્વકાળે ગ્રાસ કરે છે. ૯૭

वीणाप्येकगुणेन राजरमणीनीरंध्रपीनस्तन-
द्वन्द्वे खेलति शुष्कदारुनिचया निःसारतुम्बीफला ।
चञ्चत्पार्विकशर्वरीपरिवृढप्रौढप्रथाभासुरं
मुक्ताजालमपीह निर्गुणतया योग्यं न संभाव्यते ॥

અત્યંત સુકાયેલ લાકડામાંથી જેનું શરીર બનેલું છે અને જેની સાથે સાર વિનાની તુંબડી લાગેલી છે એવી વીણા પણ પોતાના એક જ ગુણ(તાર)થી રાજરાણીઓના અવકાશ વિનાના ગાઢા બે સ્તન પર ખેલી રહી છે; પરંતુ પૂર્ણિમાની રાત્રિએ સારી રીતે ભરપૂર પ્રકાશતાં ચંચળ મોતીઓનો સમૂહ ગુણ (દોરી) નહિ હોવાને કારણે સારી રીતે શોભતો નથી. ૯૮

तृष्णालोलविलोचने कलयति प्राचीं चकोरीगणे
मौनं मुञ्चति किं च कैरवकुले कामे धनुर्धुन्वति ।
माने मानवतीजनस्य सपदि प्रस्थातुकामेऽधुना
धातः किं नु विधौ विधातुमुचितोधारा धराडम्बरः ॥

તરસને લીધે જેમનાં નેત્ર ચંચળ બનેલાં છે એવાં ચકોર પક્ષીઓ જ્યારે પૂર્વ દિશા તરફ મીટ માંડીને

જોઈ રહ્યા હોય, કૈરવનાં કુળ જ્યારે મૌન છોડીને બોલી રહ્યાં હોય, કામદેવ જ્યારે ધનુષ્ય ધારણ કરીને ઊભેલો હોય, તેમ જ માનિની યુવતીઓના માન જ્યારે છૂટી જવાની ઇચ્છા કરતા હોય ત્યારે હે વિધાતા! મેઘોનો આડંબર કરવો, તે શું ઉચિત છે? ૯૯

कस्मै हन्त फलाय सज्जनगुणग्रामार्जने सज्जसि
स्वात्मोपस्करणाय चेन्मम वच: पथ्यं समाकर्णय।
ये भावा हृदयं हरन्ति नितरां शोभाभरैः संभृता-
स्तैरेवास्य कलेः कलेवरपुषो दैनंदिनं वर्धनम् ॥

હે ભાઈ! સજ્જનોના ગુણસમૂહને શોધવામાં તું લાગી રહ્યો છે, તે કયા ફળને મેળવવા માટે? 'મારા પોતાના આત્માને સમૃદ્ધ કરવાની ઇચ્છાથી' એમ જો માનતો હોય, તો મારા હિતકારક વચન સાંભળ. વિશેષ શોભાને ધારણ કરનાર જે ભાવો આપણા હૃદયને ખરેખર હરી લે છે, તે જ ભાવોથી પોતાના શરીરને પોષનાર એવા કળિયુગનો જ દિવસે દિવસે વધારો થઈ રહ્યો છે (અર્થાત્ સારા ગુણોના આડંબરમાં બધા દુર્જનો જ જોવા મળે છે.) ૧૦૦

मर्यादानिलयो महोदधिरयं रत्नाकरो निश्चितः
सर्वाशापरिपूरकोऽनुगमितः संपत्तिहेतोर्मया।
शम्बूकोऽपि न लभ्यते किमपरं रत्नं महार्घं परं
दोषोऽयं न महोदधेः फलमिदं जन्मान्तरीयं मम ॥१०१

આ મહાન સમુદ્ર મર્યાદાની બહાર જતો નથી તેમ જ તે રત્નોની ખાણરૂપે છે, એ બાબતનો નિશ્ચય થઈ ગયો છે. એટલે તે બધી આશાઓને પરિપૂર્ણ કરશે, તેમ સમજીને હું સંપત્તિ મેળવવા માટે તે સમુદ્ર પાસે ગયો; પરંતુ મને તો કોડી પણ ન મળી, તો પછી ઘણાં મોઘાં એવા રત્નની તો વાત જ શી કરવી? એ બાબતમાં મહાન સમુદ્રનો દોષ નથી, પરંતુ એ મારા બીજા જન્મમાં કરેલાં કર્મનું જ ફળ છે. ૧૦૧

एकः कर्णमहीपतिः प्रतिदिनं लक्षाधिका याचकाः
कस्मै किं वितरिष्यतीति मनसा चिन्तां वृथा मा कृथाः
आस्ते किं प्रतियाचकं सुरतरुः प्रत्यम्बुजं किं रवि-
श्चन्द्रः किं प्रतिकैरवं प्रतिलतागुल्मं किमम्भोधरः ॥१०२

'કર્ણ' જેવો દાનેશ્વરી રાજા તો એક જ છે અને યાચકો તો લાખની સંખ્યાથી દરરોજ આવે છે; એટલે 'તે રાજા કોને શું આપશે' એ પ્રકારની મનથી ખોટી ચિંતા તું કરીશ નહિ; કારણ કે કલ્પવૃક્ષ કોઈ દરેક યાચક પાસે જાય છે? સૂર્ય શું દરેક કમળ પાસે જાય છે? ચંદ્ર શું દરેક પોયણી પાસે જાય છે? તેમ જ મેઘ શું દરેક લતાના મૂળ પાસે જાય છે? નહિ જ. પોતાના સ્થાને રહીને જ તેઓ બધા યાચકોની ઇચ્છાઓને પૂર્ણ કરે છે. ૧૦૨




पञ्चमप्रकरण समाप्त